श्री सद्गुरु विजयते

श्रीमद् गोस्वामी तुलसीदासजी

विरचित

# રામાયણ

[illegible]

મોહન રામચંદ્ર જાગુષ્ટે.

અમદાવાદ

આ ટીકાવાળો શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

શ્રી

અથ શ્રીમદ્ગોસ્વામી તુલસીદાસજી કૃત.

# રામાયણ.

સંપૂર્ણ ક્ષેપક, તુલસીદાસજીનું જીવનચરિત્ર શ્રી રામાયણ
માહાત્મ્ય, રામકલેવા, રામજન્મ, તિથિપત્ર
શ્રી રામાયણની આરતિ વગેરે
અનેક વિષયોથી
અલંકૃત.

શોધનાર,

ક. ર. વ્યાસ.

પ્રસિદ્ધકર્તા,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

સંવત ૧૯૬૧ સન ૧૯૦૫

.જે એવું દુઃખ

.નના શાન્ત સમયે ગગન

ાઈન્જિ હશે જે રામાયણનાં પઠન ..

. પ્રાપ્તિથી પોતાને ભાગ્યશાળી ન માનતો હોય.

જે રામાયણ ક્ષત્રીવીરોને ઉત્તેજિત કરી, રણસંગ્રામ .

આપતી, જે રામાયણ સ્વતંત્રતા અને સ્વધર્મ પ્રીતિનો .સેનસમા ..

સામે ક્ષત્રી બાલકને એકલે હાથે યુદ્ધ કરવા ઉશ્કેરતી, શિવાજી જેવા વી.

રામાયણ સનાતન આર્ય ધર્મને સજીવન કરી, ભારતની વિજય પતાકાને ગગનમંડળ.

ફરકાવતી, તેજ રામાયણનું આજે પણ જો પઠનપાઠન ભાવપૂર્વક ચાલુ રહેશે તો, પરિણામે પાછો ભારતના પુનરૂત્કર્ષને દૃષ્ટિગોચર કરવાનો સદ્દભાગ્ય સમય પ્રાપ્ત થશે તેમાં કંઈ પણ સંશય નથી. માત્ર ભાષા ગ્રન્થ હોવા છતાં તેનું તત્ત્વ-રહસ્ય વેદવત્ ઉજ્વલ અને નિર્વાણપદપ્રાપક છે. તેથીજ તે વદસમાન અપૂર્વ આદરને પાત્ર ઠરી ચૂક્યું છે. વિશેષમાં તેનું પ્રસંગે પ્રસંગે અર્થ ગાંભીર્ય પણ એવું ગહન અને અગાધ છે કે કોઈ કોઈ સ્થળે તો તેના ગૂઢ અર્થાંશ વિચારરૂપ સાગરના કિનારાપર મોટા મોટા વિદ્વાનોની બુદ્ધિ પણ બિચારી અબળા બનીને, બાંધેલે હાથે મૌનવ્રત ધરી ઉભી રહે છે.

રામાયણની મહત્તામાં તેની અસાધારણતા એ પણ એક કારણરૂપ છે; કેમકે રામાયણ એ કંઈ સામાન્ય વાર્તા અથવા ઇતિહાસનો ગ્રન્થ નથી; પરંતુ તે પાપીઓનો વિનાશ કરી, ભૂભાર ઉતારનાર ભક્તવત્સલ પરમ કૃપાળુ પરમાત્માએ ધરેલા અવતારનાં અલૌકિક વર્ણન તથા ઉત્તમ વ્યવહાર, રાજ્ય, અને ધર્મનીતિના નિરૂપણનું એક અનુપમ અપૂર્વ દિવ્ય પુસ્તક છે.

તસ્માત્ જે મનુષ્ય, સદાચરણ શીલ ધર્માત્મા તેમજ સાંસારિક વ્યવહાર કુશળ થવાની ઇચ્છા રાખતા હોય તેમને માટે, આ પવિત્ર ગ્રન્થમાં ઇષ્ટ પ્રાપ્તિનાં સાધન સ્વરૂપ ભારી અપૂર્વ શિક્ષા ભરી છે; માટે તેના અવલંબનથી જેવી ઇષ્ટ સિદ્ધિ થશે તેવી અન્ય કોઇ સાધનદ્વારા થવાનો બીલકુલ સંભવ નથી. રામાયણનાં અવલોકન તેમજ અવલંબનથી અનેક પાપી પશુઓ પ્રતિષ્ઠિત પુરૂષપુંગવ થયા છે; નાસ્તિકો આસ્તિક બન્યા છે; અ ર્મી ધર્માત્મા થયા છે, અજ્ઞાન-મૂર્ખ મનુષ્યો પણ, ધર્મ કર્મ શીખી પરમ નિપુણ

ર થયા છે. તેજ પ્રમાણે વર્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે; અને આ

રમાં વિમળ સુખ ભોગવી, રામ ગુણ ગાથાના સંસર્ગ પ્રભાવથી રામ કૃપાની

આ .પાર સંસાર ક્લેશાગાર ભવસાગરને પાર કરી, અંતે પરમાત્માના

. લેખન એકૂ

. . આયુના અભાવે, મનુષ્યોથ

. કાતાં નથી; તેમ ત્રેતાની પેઠે યજ્ઞ ૮

. નથી બની શકતું; અને અહોરાત્ર અથાક મહ

નાત્ર આજે અનેક ગરીબ માણસો મહાકષ્ટે મેળવી શકે

, પૂ.જા પાઠમાં દિવસનો મોટો ભાગ નિર્ગમન કરવાનું પણ સર્વથી

. નથી. માટે આપણા શાસ્ત્ર પુરાણોમાં ત્રિકાળજ્ઞાની ઋષિ મુનિયોએ યોગ્યજ

. . . ક **રામનામ** અને **હરિગુણગાન** એજ કલિયુગમાં જીવોને નિસ્તાર પામવાનો ઉત્તમ સરલ અને વિઘ્ન રહિત માર્ગ છે; માટે સુખ સંપત્તિ તેમજ મોક્ષની ઇચ્છાવાળા સ્વધર્મ-નિષ્ટ સર્વ મનુષ્યોએ ઘડી, અધઘડી, યથાસાધ્ય-યથાવકાશ **રામગુણગાન–રામ** રસાયનનું અહર્નિશ અવશ્ય પાન કરવું જોઇએ; તેજ કલ્યાણ નિધાન અને તેજ શ્રેષ્ઠ જ્ઞાન સમાન છે, તેજ પરમ ધ્યાન છે; અને તેજ મોક્ષદ્વાર સમાન છે. **રામગુણગાનનો** સ્વયં **રામચંદ્ર**થી પણ વિશેષ પ્રભાવ છે, કેમકે **રામચંદ્રજીએ** તો કેવળ પોતાના વિરલ ભક્તોનેજ તાર્યા છે, પરંતુ તેમનું નામ તો સર્વ મનુષ્યોને ભવસાગરથી તારવા સમર્થ છે. અરે! જે રામ નામના પ્રભાવે જડ-નિર્જીવ પથરા તર્યા તે **રામ** નામનાં સેવનથી સજીવ–ચેતન પ્રાણીઓ તો સહેજ તરે તેમાં શું આશ્ચર્ય છે? યદિ મનુષ્ય **રામકથાનું** રટન કરી, **રામચંદ્રજી**નાં સદાચરણોનું સ્વલ્પ પણ અનુકરણ કરે તો તેથી જે અસંખ્ય લાભ થાય તેનું પણ વર્ણન થઇ શકે તેમ નથી. કારણ કે **રામચંદ્રજીનું** અવલંબન એ ચારે પુરૂષાર્થની સિદ્ધિદ્વારા શ્રેષ્ઠ પદપર પહોંચાડનાર સ્વર્ગ સમાનાં વિમાન સમાન છે.

**રામાયણ** જેવું અલૌકિક–દિવ્ય છે તેનો પ્રસાર પણ તદનુરૂપ–તેવોજ આશ્ચર્યકારક થયેલો છે; તેની કવિતા જેમ અનવદ્ય અને સર્વાંગ સુંદર છે તેમજ તેમાં પરમાત્માએ કાંઇ એવી મોહિની શક્તિ મુકી છે કે ભારતવાસિઓથી અતિરિક્ત **ઇંગ્લાંડ, અમેરિકા, ફ્રાન્સ** અને **જર્મની** જેવા પ્રવૃત્તિ પ્રધાન તેમજ સુધરેલા દેશોના સમર્થ વિચક્ષણ વિદ્વાનો પણ તેના સારગર્ભિત અને નીતિયુક્ત અતુલ આશયોથી મોહિત–ચકિત થઇ મુક્ત કંઠે તેના યશોગુણનું ગાન કરી રહ્યા છે. અરે! તેના ભિન્ન ભિન્ન ભાષાઓમાં ભાષાન્તરો કરી તેમના . . શીઓને પણ આ પીયુષ સ્રોતસ્વિનિનો લાભ આપી રહ્યા છે. **રામાયણ**ની અધિ

પ્રશંસા અમે શું કરીએ? સંક્ષેપમાં એટલુંજ કે આવો મોટો આદર પામી,

. ગ્રંથોમાં શ્રેષ્ઠ પદ ભોગવવાનું માન **શ્રીરામાયણ**ની સમાન અન્ય કોઇ . . ગ્રંથને

અ.
...ન્થોમાં ન્યૂનતા.

સટીક ભાષાન્તર પણ અ.

...માં આવ્યું છે એ પદ્ધતિ વિશેષ ર..

...વચારવું તપાસવું અને નિર્ણય કરી કહેવું એ ૧૫

૧ અત્ર એજ વક્તવ્ય છે કે જેમ બને તેમ સ્પષ્ટ—સરલ—છે

સાધારણ સ્થિતિના આર્ય ભાઇઓ પણ સુગમતાથી તેનો લાભ લઈ શકે, રવામાંજ અમે અમારૂં કર્તવ્ય પૂર્ણ થયું સમજીએ છીએ. એ કર્તવ્ય પૂર્ણ કરવા અન્ય ભાષાન્તરો કરતાં મૂલ્ય ન્યૂન રાખવા છતાં, આ ગ્રન્થના વિષયમાં કશી પણ ન્યૂનતાને સ્થાને સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસનારને કાંઇક અંશે વિશેષતાજ નજરે પડશે. અમે અર્થ, ક્ષેપક ભાગને પણ સાથે લઈ જ્યાં જ્યાં તેનો ભાગ જણાયો છે ત્યાં સ્પષ્ટ "ક્ષેપક છે" એમ જણાવેલું છે.

(૨) આઠમું લવકુશકાંડ પણ આમાં સવિસ્તર સટીક લીધેલું છે.

(૩) ગુર્જર ટીકા કરવામાં ભાષા સરલ અને સાધારણ મનુષ્યો પણ સહજ સમજી શકે તેવી સહેલી રાખવામાં આવી છે.

(૪) પ્રસંગે પ્રસંગે સુરેખ ચિત્તાકર્ષક ચિત્રો આપી પુસ્તકને શોભાવવા યત્ન કરી હોવા છતાં પણ રૂપ કરતાં ગુણને અમે વિશેષ આદરણીય ગણેલ છે.

(૫) ઠેક ઠેકાણે ગૂઢાર્થ અથવા ગહન વાક્ય વિચારનો સાર સમજાવવા વિસ્તાર પૂર્વક વિવેચન કરેલ છે.

(૬) પ્રસંગોપાત ઇતિહાસ વૃત્તાન્તાદિક પણ શાસ્ત્રપુરાણ વિગેરેથી ઉદ્ધૃત કરી ટીપ્પણ (ફૂટનોટ) માં આપેલાં છે.

(૭) મહાત્મા ગોસ્વામી શ્રી તુલસીદાસજી—મૂળગ્રન્થ કર્તાનું જીવન ચરિત્ર, રામાયણનું મહાત્મ્ય, અનુક્રમણિકા આદિ આવશ્યક અને સંબંધક કોઇ પણ વિષયને છોડી દેવામાં આવ્યો નથી.

આ સર્વ દર્શાવ્યા પછી પણ આ પુસ્તક છપાવવાનો અવસર લેવો પડ્યો, તેનાં કારણરૂપ બે શબ્દો પુનઃ કહેવાનું અમને યોગ્ય લાગે છે તે એજ કેઃ—

"सब जानत प्रभुकी प्रभुताइ
तदपि कहे बिन रहा न कोई ॥"

તે પ્રમાણે પ્રભુ ગુણ પ્રસાર કરવાના પ્રયત્નમાં અમે પણ યથાશક્તિ મહેનત લઇ અમારા જન્મની સફલતા માનીએ છીએ, અસ્તુ—

કૃપાદષ્ટિથી આ
પ્રસંગ આપવો અને આ
...વ્ય સમજીએ છીએ.

...ા ભૂલ ચૂકનો અર્થ વિપર્યયનો, મહાત્મા તુલસીદા...
...તાં, અમારી પોતાની ત્યાં ન્યૂનતા ગણવી. અર્થાત્ આ યત્ન
...ુ ભક્ત, શિ... મણિ શ્રી ગોસ્વામીજીનું ગણી, અસારનો ભાર અમારાપર
...ચકને નમ્ર વિનંતિ છે.

છેવટ મારા વહાલા વાચકને અંતિમ પ્રાર્થના કે આ પુસ્તકના અધ્યયનથી આપ પુરૂષ હોતો રામના જેવા સુપુત્ર, ભરત તથા લક્ષ્મણ જેવા પ્રેમાળ ભાઈ, દશરથના જેવા સ્વધર્માવલંબી પિતા, વિભિષણ સમાન ભક્ત, હનુમાન સમાન સ્વામિનિષ્ટ સેવક થવાનું શીખજો. વાચક બહેનોએ સતી સીતાના જેવું પવિત્ર આચરણ રાખવું; અને સીતામાતાના સદ્ગુણોનું અનુકરણ કરી, પતિને પ્રાણધન ગણવા, તેની છાયા સમાન રહેવા, પ્રત્યેક વાતમાં સ્વામીને ઉપયોગી થઈ, સુખવી સંસાર ચલાવવા, પતિ પરમાત્માની હિત વાંચ્છા અને આજ્ઞાને સર્વદા હૃદયમાં સ્થાન આપવા, પતિ પરાયણ થવા યત્ન કરવો. કૌશલ્યા સમાન માતા અને સુલોચના સમાન સત્યવ્રતમાં પ્રાણાર્પણ કરવા સદા ખંત રાખવી. મંદોદરીનીપેઠે સાચી સલાહ આપી સ્વામીના સુમંત્રીનું સ્થાન સાચવવું તેમજ શોભાવવું.

કૈકેયીની પેઠે સંમાનિત સ્ત્રી જાતિને માટે લજ્જાસ્પદ ગણાય એવી દ્વેષી, લોભી અથવા મલીન વૃત્તિ કદી પણ આધીન થવું નહિ; તેમજ પુરૂષોએ દુરાગ્રહ અથવા પાપવાસનાની અધર્મવાળી આસુરીવૃત્તિને કદી પણ આદર આપવો નહિ.

એ સર્વમાંથી જો કંઈક થયું તો આપને શ્રી રામાયણ વાંચવાનો અને દેવદુર્લભ, દુષ્પ્રાપ્ય માનવજન્મ પામવાનો હેતુ સફળ થયો ગણાશે, તેમજ અમારો આ યત્ન પણ સાર્થક થયો સમજાશે. સર્વાન્તર્યામી પરમાત્મા તેવું કરવાની તમને સદ્બુદ્ધિ આપો; અને આપને દીર્ઘાયુ કરી સર્વદા સુખમાં રાખો. એવી તે જગત્પાલક વિશ્વવ્યાપી પ્રભુને શુદ્ધ હૃદયથી પ્રાર્થના છે.

અસ્તુ. इति शिवम्

અમદાવાદ
સંવત્ ૧૯૫૦ નો શ્રાવણ
શ્રી કૃષ્ણ જન્માષ્ટમી

લી० રામચરણકમલાનુરાગી,
પ્રસિદ્ધ કર્ત્તા.

# ણેકા.

## તુલસીદાસજીનું જીવન ચરિત્ર.



## રામાયણ મહાત્મ્ય.



## બાળકાંડ.

## અયોધ્યા કાંડ.

## અરણ્ય કાંડ.



## કિષ્કિંધા કાંડ.



## સુંદર કાંડ.

## લંકા કાંડ.

## ઉત્તર કાંડ.



## લવકુશ કાંડ.

॥ श्री अवधविहारिणेनमः ॥

# श्रीमद् गोस्वामी श्री तुलसीदासजीनुं

# जीवन चरित्र.

---

दोहा—वेंकटेशपदपद्म नामे, उर धर तुलसीदास ।

जन्मचरित वर्णन करूं, सुनत होत दुखनाश ॥ १ ॥

શ્રી વેંકુટેશનાં પદપંકજમાં પ્રણામ કરી, હૃદયમાં શ્રી તુલસીદાસજીને ધારણ કરી, એ ગોસ્વામીના જીવન ચરિત્રને વર્ણન કરૂં છું, કે જે શ્રવણ કરવાથી દુઃખોનો નાશ થાયછે.

सोरठा—वंदौं सीताराम, विमल चारु पदकमल युग ।

जेहि प्रभाव त्रैधाम, पूरित तुलसीके चरित ॥ १ ॥

શ્રી સીતારામનાં વિમળ અને સુન્દર ચરણારવિન્દોને વન્દન કરૂં છું, કે જેના પ્રભાવ વડે ત્રૈલોકયમાં શ્રી તુલસીદાસજીનું ચરિત્ર વ્યાપ્ત થઈ રહેલું છે. ૧

जगत भयो नहिं कोय, गोस्वामी तुलसी सरिस ।

दियो अधर्महि खोय रामायण रचि सुरसरी ॥ २ ॥

ગોસ્વામી શ્રી તુલસીદાસજીના સમાન જગતમાં કોઈ થયો નથી; કારણ કે તેણે ગંગાજીરૂપ રામાયણ રચીને અધર્મનો નાશ કર્યો છે. ૨

आदि अंत लगि तासु, तुलसीदास चरित्रको ।

रसन करन विकासु, मेरे शक्ति कछू नहीं ॥ ३ ॥

શ્રી તુલસીદાસજીના ચરિત્રનો આદ્યન્ત પર્યન્ત જીહ્વા વડે પ્રકાશ કરવાની મારામાં કશી શક્તિ નથી. ૩

पै विंशति इतिहास, प्रियादास नाभा कथित ।

संत सुख कछुक प्रकाश, तौन रीति वर्णन करौं ॥ ४ ॥

પણ પ્રિયાદાસ અને નાભાજી એઓએ કથેલા વિંશ ઇતિહાસોને એકત્ર કરીને, હું ગોસ્વામીના જીવન ચરિત્રનો તેજ પ્રકારે સજ્જનોના સન્મુખ કાંઇક પ્રકાશ કરૂં છું. ૪

चौ० राजापुर यमुनाके तीरा । तुलसी तहां बसै मतिधीरा ॥

पंडित सकल शास्त्र विज्ञाता । विद्यामें विश्वास अघाता ॥

भो विवाह आई जब नारी । तासों अतिशय नेह पसारी ॥

आयो तियहि लेवावन भाई । करी न तुलसी तियहि विदाई ॥

नेहरहित तिरिया विरुझानी । तदपि न कह्यो तासु कछु मानी ॥
आप गये कछु काज बजारा । तब भाई लै भगिनि सिधारा ॥
आयो पुनि तुलसी जब गेहू । विकल भये तिय विन बश नेहू ॥
वर्षन लगो मेह अधराता । बाढ्यो यमुन प्रवाह अघाता ॥
भै विभावरी भूरि अँधेरी । करँहु पसारे परत न हेरी ॥
अर्द्धरात्रि तेहिं काम सतायो । चल्यो श्वशुर गृहँ तिय मन लायो ॥
बढयो यमुन कर बडो प्रवाहा । पैरि पर्‍यो नाहिं भै उरमाहा ॥
अर्द्ध निशा गो श्वशुर दुवारा । लगे रहैं चहुँ वोर किंवारा ॥

શ્રી યમુનાજીના કીનારા ઉપર રાજાપુર નામનું ગામ છે. ત્યાં ધીર બુદ્ધિવાળા તુલસીદાસજી રહેતા હતા. એ તુલસીદાસજી પંડિત, સકળ શાસ્ત્રોને જાણવાવાળા અને વિદ્યામાં અથાહ વિશ્વાસવાળા હતા. ૧ જ્યારે એમનું પાણીગ્રહણ થયું અને સ્ત્રી ઘેર આવી, ત્યારે તેમને સ્ત્રી સાથે અત્યંત સ્નેહ થયો. જ્યારે તેની સ્ત્રીનો ભાઈ પોતાની બેનને તેડવા માટે આવ્યો, ત્યારે તુલસીદાસજીએ પોતાની સ્ત્રીને પીયરમાં મોકલી નહિ. ૨ સ્ત્રીએ પીયરમાં જવા માટે ઘણો દુરાગ્રહ કરયો, પણ તુલસીદાસજીએ તેનું કશું કહેવું માન્યુંજ નહિ. પછી જ્યારે કોઈ કામ પ્રસંગે તુલસીદાસજી બજારમાં ગયા ત્યારે તેનો સાલો પોતાની બેનને લઇને ચાલ્યો ગયો. ૩ જ્યારે તુલસીદાસજી ઘેર આવ્યા, ત્યારે પોતાની સ્ત્રી ઘરમાં જોવામાં નહિ આવતાં સ્ત્રી વગર સ્નેહવશ્ય થઈ અત્યન્ત દુઃખ પામ્યા. આ પ્રમાણે શોચ કરતાં કરતાં અર્દ્ધરાત્ર થઈ. આ સમય મેઘ વરસવા લાગ્યો અને યમુનાજીમાં પાણીનું પુર ચડલું હતું. ૪ રાત એવી તો અંધારી હતી કે, તે સમયે હાથ લાંબો કરયો હોય તો તે પણ દેખાય નહિ. આવી અંધારી અધરાતે કામદેવે બહુજ વ્યાકુળ કરવાથી, તુલસીદાસજી સ્ત્રીમાં મન લગાવીને સસરાને ઘેર જવા નિકળ્યા. ૫ શ્રી યમુનાજી જળથી ભરપુર વહેતાં હતાં તેમાં ઉરમાં ફુર્તી પણ ભય નહિ રાખતાં કુદી પડયા. આ પ્રમાણે સાહસ કરી યમુનાને તરીને અર્દ્ધરાત્રે સસરાને ઘેર જઈ પોહોચ્યા, પણ ત્યાં ચારેકોર કમાડો બંધ જોવામાં આવ્યાં. ૬

दोहा–गयो पछीती चढनहित, झूलत रहै भुजंग ॥
ताहि पकरि ऊपर गयो, रंग्यो कामके रंग ॥ २ ॥

કામાંધ થયેલા તુલસીદાસજી પાછળની દીવાલ ઉપર એક સાપ લટકતો હતો, તેને દોરી સમજી તેના પુછડાને પકડીને ઉપર ગયા. ૨

चौ० जाय नारि ढिग दियो जगाई । प्रथमैं रही नारि चौंआई ।
चीन्हि बहुरि शंका अति कीन्ही । गिरा बाण सम सो हनि दीन्ही ॥
धिग धिग धिग तोहिं प्राणपियारे । चाम हाड अति निरस हमारे ॥

ऐसो मन जो लागत रामै । तौ सुधरत तिहरे सब कामै ॥
नारि बैन शर सम उर लागे । पूरव सकल पुण्य फल जागे ॥
तुलसिदास कह मांनि गलानी । है सति है सति तिय तुव वानी ॥
बहुरे तुरंत मूककी नांई । गे काशी तजि भवन गोसाई ॥
विनती किय विश्वेश्वर पाहीं । रामभक्ति दीजे मोहिं काहीं ॥
शूकर क्षेत्र गयो पुनि सोई । गुरू कियो तहँ अति मुद मोई ॥
गुरुको अति सेवन तहँ ठायो । रामायण अध्यात्महि पायो ॥
तुलसिदास आये पुनि काशी । भे अनन्य रघुनाथ उपासी ॥
भजन करत बीत्यो बहु काला । भे प्रसन्न तापर शशिभाला ॥

તુલસીદાસજીએ ઉપર પોતાની ધર્મપત્ની પાસે જઈ, સ્ત્રીને જગાડી, તો સ્ત્રી પ્રથમ ચોંકી ગઈ, પણ પછીથી ઓળખી કાહાડી બહુજ શંકા લાવીને બાણ સમાન વાણી બોલી. ૧ હે પ્રાણપ્રિય ! તમને ધિક્કાર છે, ધિક્કાર છે, ધિક્કાર છે; કારણ કે, તમે હાડકાઓથી તથા ચામડાથી બનેલા મારા આ નીરસ શરીરમાં જેવું મન લગાવ્યું છે, તેવું જો શ્રી રામચંદ્રજીમાં લગાવ્યું હોત તો, તમારાં સર્વ કામ સુધરી જાત. ૨ તુલસીદાસજીને સ્ત્રીનાં વચનો હૃદયમાં બાણ સમાન લાગ્યાં અને પૂર્વજન્મનાં સર્વ પુણ્ય ફળો જાગ્રત્ થયાં. તેથી તુલસીદાસજી ગ્લાનિ માનીને બોલ્યા કે, 'હે પ્રિયે ! તારી વાણી સત્ય છે, સત્ય છે.' ૩ એટલું કહીને પછી મૂગાંની પેઠેજ ત્યાંથી ચાલી નિકળી, ઘર છોડીને ગોસ્વામી કાશી ગયા અને ત્યાં જઇને વિશ્વેશ્વરનાથ પાસે વિનતિ કરી કે, 'હે ભગવત ! મને રામ ભકિત આપો.' ૪ પછી ત્યાંથી વારાહક્ષેત્રમાં જઇને પરમપ્રેમથી તેમણે એક ગુરૂ કરયો. અને તે ગુરૂની અત્યંત સેવા કરીને શ્રી સદાશિવકૃત અધ્યાત્મ રામાયણનો અભ્યાસ કરયો. ૫ ત્યાંથી પાછા કાશીમાં આવ્યા, અને શ્રી રામચંદ્રજીના અનન્ય ભકત થયા. ભજન કરતાં કરતાં ઘણો સમય વ્યતીત થયા પછી, જેના કપાળમાં ચંદ્ર છે, એવા શ્રી સદાશિવજી તેના ઉપર પ્રસન્ન થયા. ૬

दोहा—रामायण जहँ होय तहँ, सुननहेतु नित जाय ॥
कथा समापत है गये, तहां न पुनि ठहराय ॥ ३ ॥

કાશીમાં જે જે સ્થળે રામચંદ્રજીના ગુણાનુવાદ ગવાતા હતા, તે તે સ્થળે શ્રવણ કરવાને માટે નિરંતર જવા લાગ્યા અને કથા સમાપ્ત થતાં ત્યાં નહિ રહેતાં પાછા પોતાના આશ્રમ ઉપર આવતા હતા. ૩

चौ० बहिर भूमिहित दूरिहि जाहीं । लिये कमंडलु यक कर माहीं ॥
शौच क्रिया कर बचै जो नीरा । बदरी तरु डारै मतिधीरा ।
रहै येक तेहि प्रेत पुरानै । अशुचि नीर लहि सो सुख मानै ॥

यहि विधि बीति गयो कछु काला । यक दिन बोल्यो प्रेत कराला ॥
तोपर अहौं प्रसन्न गोसांई । मांगौ अब अपनी मन भाई ॥
तब सुनि तुलसिदास कह बानी । अहौ कौन तुम परै न जानी ॥
सो भाष्यो जानहु मोहिं प्रेता । यहि बदरी तरु मोर निकेता ॥
यहि पर जौन सलिल तुम डार्‍यो । मैं निज सेवा ताहि विचार्‍यो ॥
तुलसीदास कहा तुम प्रेता । प्रेत कहा मनुजन कहँ देता ॥
जानन चहौ जो मम मन केरी । तौ सुनिये मैं कहौं निवेरी ॥
जो रघुवीर दरश मैं पाऊं । जियत प्रयंत तोर यश गाऊं ॥
और कछू मेरे नहिं आसा । कह्यो प्रेत तब भरो हुलासा ॥

શૌચ ક્રિયા કરવાને હાથમાં કમંડલ લઇને બહુ દૂર જતા હતા, અને શૌચ ક્રિયાથી નિવૃત્ત થયા પછી જે શેષજળ રેહેતું તે જળ નિત્ય એક બોરડીના થડ ઉપર મતિધીર તુલસીદાસજી નાંખી દેતા હતા. ૧ એ બોરડીના ઝાડમાં એક પ્રાચીન પ્રેત રેહેતો હતો, તે અપવિત્ર જળ મળવાથી મહાસુખ માનતો હતો. જ્યારે આ પ્રમાણે કેટલોક સમય વ્યતીત થઈ ગયો, ત્યારે એક દિવસે તે વિકરાળ પ્રેત આ પ્રમાણે બોલ્યો. ૨ 'હે ગુસાંઇજી ! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું, માટે જે મનમાં આકાંક્ષા હોય તે માગો !' આવાં પ્રેતનાં વચન શ્રવણ કરીને તુલસીદાસજી બોલ્યા કે--અહો ! તું કોણ છે, એ જાણવામાં આવતું નથી. ૩ ત્યારે પ્રેત બોલ્યો કે-હું પ્રેત છું. આ બોરડીના ઝાડ નીચે મારૂં સ્થાન છે. તેના ઉપર તમે જે જળ નાંખ્યું છે તેથી તમે મારી સેવા કરીછે, એમ હું માનુછું. ૪ તુલસીદાસજી બોલ્યા કે—'જે પ્રેત હોય તે મનુષ્યને શું દઇ શકે છે ? જો મારા મનની વાર્તા જાણવા માગતો હો તો તે હું સ્પષ્ટ કહુંછું તે તું શ્રવણ કરય. ૫ જો શ્રી રામચંદ્રજીનાં મને દર્શન થાય, તો જીવન પર્યંત તારા ગુણોનું ગાન કરયા કરૂં, બીજી કાંઈપણ મને જીજ્ઞાસા નથી. આવાં તુલસીદાસજીનાં વચન સાંભળીને પ્રેત પ્રસન્ન થઈને આ પ્રમાણે બોલ્યો કે. ૬

दोहा—राम दरश करवाथवो, मोर जोर कछु नाहिं ॥
पै सहाय हितकछु कहौं, यह उपाय तुम काहिं ॥ ४ ॥

શ્રી રામચંદ્રજીનાં દર્શન કરાવવાનું તો મારામાં સામર્થ્ય નથી; પરંતુ તમારી સહાયતા કરવાને માટે એક ઉપાય તમને કહુંછું. ૪

चौ० जहँ रामायण सुनन सिधारो । सबके पाछे जाहि निहारो ॥
अति निरधनी दुखी अति दीना । पूरित रोग नयनते हीना ॥
उठै सकल श्रोतनके पाछे । मंद चलत चिरकुट कटि काछे ॥
सो है सांचो पवनकुमारा । तेहि रामायणसुनब अधारा ॥
नेम पवनसुत अस नित धरहीं । श्रवण सदा रामायण करहीं ॥

मिलैं तुम्हैं कौनहू उपाई । राम दरशकी करैं सहाई ॥
प्रेतवचन सुनि तुलसीदासा । उरमें उमग्यो अमित हुलासा ॥
तबहि गुरु गुनिभवन सिधारे । कथा सुनन हित तुरत पधारे ॥
कथा सुनत तहँ लख्यो प्रवीना । अतिकुरूप तनु छाम मलीना ।
दूरी बैठो आंधरऐसो । तैनो लख्योप्रेतकहँ जैसो ॥
ह्वै गई कथा समापत जबहीं ॥ श्रोता चले भवनकहँ तबहीं ॥
रहे वार कछु बैठ गोसाईं । चल्यो पवनसुत जडकीनाईं ॥

જે સ્થળે તમે રામાયણની કથા શ્રવણ કરવા જાઓછો, ત્યાં સર્વની પાછળ અત્યંત નિર્ધન, દુઃખી, દીન, રોગોથી વ્યાપ્ત અને દુઃખતી આંખ્યોવાળો જે મનુષ્ય બેસે છે. ૧ જે સર્વથી પ્રથમ આવે છે અને સર્વ શ્રોતાઓની પાછળ ઉઠે છે, મંદમંદ ચાલે છે અને કેડ ઉપર દુપટો બાંધે છે, એ બીજા કોઈપણ નથી, પણ સાક્ષાત્ પવનકુમાર હનુમાનજી છે. તેને રામાયણ સાંભળવાનો અત્યંત પ્રેમ છે. ૨ સદા રામાયણ સાંભળવાનો પવનસુતને નિયમ છે. તે હનુમાનજી તમને કોઈ ઉપાયવડે મળશે, તો તે તમને રામ દર્શન કરાવી દેશે. ' ૩ પ્રેતનાં આવાં વચનો શ્રવણ કરીને તુલસીદાસજીના હૃદય મંદિરમાં મહાઆનંદ થયો, અને તેને પણ ગુરુસ્વામીને ઘેર ગયા, અને ત્યાંથી તુરતજ કથા સાંભળવાને ગયા. ૪ કથા સાંભળતાં ત્યાં પ્રેતે જેવો કહ્યો હતો તેવો અત્યન્ત કરૂપવાન્ દુર્બળ, મલીન અને આંધળા જેવો એક છેટે કથા સાંભળવા બેઠેલો જોયો. ૫ જ્યારે કથા સમાપ્ત થઈ ગઈ, ત્યારે શ્રોતાઓ પોતપોતાને ઘેર ગયા. ગુસાંઈજી—તુલસીદાસજી થોડા સમય પર્યન્ત ત્યાં બેશી રહ્યા, તેટલીવારમાં પેલો મનુષ્ય (હનુમાન) જડની પેઠે ત્યાંથી ઉઠીને ચાલવા લાગ્યો. ૬

दोहा—तुलसीदास एकांत लहि, दौरि गह्यो पद जाय ॥
छांडु छांडु मोहिं भांति छुवै, सो अस कह्यो सुनाय ॥ ५ ॥

ત્યારે એકાન્ત જોઈને તુલસીદાસજીએ દોડીને તેનાં ચરણો પકડી લીધાં. ત્યારે તે કહેવા લાગ્યો કે—' અરે ! છોડીદે, છોડીદે, મારો સ્પર્શ નહિ કરય. ' ૫

चौ० तुलसी कह्यो छुटन ना पैहौ । लेहौं प्राण दरशको दैहौ ॥
कियो छोडावन विविध उपाई । चपरि गह्यो तुलसी बरियाई ॥
भे प्रसन्न तब पवनकुमारा । मांगु मांगु अस वचन उचारा ॥
तुलसिदास कह रूप देखावहु । मेरे शीश पाणि निज लावहु ॥
मेरे और कछू नहिं आसा । होन चहौं रघुपतिकर दासा ॥
रामदरश मोहिं देहु कराई । तुम समर्थ सब विधि कपिराई ॥
तब मारुत निजरूप दिखायो । तुलसिदास कहं वचन सुनायो ॥

चित्रकूट कहं चलहु प्रवीना । पैहौ रामदरश सुखभीना ॥
अस कहि कपि निजरूप दुरायो । तुलसिदास निज आश्रम आयो ॥
कछु दिनमें मन महंअस भयऊ । अबे न शिव दरशन है गयऊ ॥
गयो विश्वेश्वरनाथ मंदिरे । लखनै रूप चह चूडचंदिरै ॥
पै नहिं दरशन दियो पुरारी । तुलसिदास तजि आश सिधारी ॥

તુલસીદાસજી બોલ્યા કે—'હવે આપ છુટી શકશો નહિ, માટે દર્શન આપો અથવા મારાં પ્રાણ લિયો, હનુમાનજીએ મુક્ત થવા માટે અનેક ઉપાયો કરચા, પણ તુલસીદાસજી તો દ્રઢપણાથીજ વળગી રહ્યા. ૧ ત્યારે પવનકુમાર પ્રસન્ન થઈને આ પ્રમાણે બોલ્યા કે—' માગો માગો ' આવાં હનુમાનજીનાં વચન શ્રવણ કરી, તુલસીદાસજી બોલ્યા કે—'મને આપનું રૂપ દેખાડો અને મારા મસ્તક ઉપર આપનો હાથ ધારણ કરો. ૨ મને શ્રી રઘુનાથજીનો દાસ થવાની અભિલાષા છે, તે વગર અન્ય કાંઈ પણ ઈચ્છા નથી. હે કપિરાજ ! આપ સર્વ પ્રકારે સમર્થ છો, માટે મને શ્રીરામચન્દ્રજીનાં દર્શન કરાવો. ૩ આવાં તુલસીદાસજીનાં સવિનય વચનો શ્રવણ કરીને, હનુમાનજીએ પોતાનું સ્વરૂપ દેખાડયું અને તુલસીદાસજીને કહ્યું કે—' હે પ્રવીણ ! તમે ચિત્રકુટમાં ચાલો ત્યાં તમને શ્રી રામચન્દ્રજીનાં સુખમય દર્શન થશે.' ૪ આ પ્રમાણે કહીને મહાવીરજીએ પોતાનું રૂપ છુપાવી લીધું અને તુલસીદાસજી પોતાના આશ્રમમાં આવ્યા. અને થોડા દિવસમાં મનમાં એ વિચાર થયોકે હજી મને શિવનાં દર્શન થયાં નથી. ૫ એમ ધારીને તે વિશ્વેશ્વરનાથના મન્દિરમાં ગયા અને ત્યાં તેનાં દર્શનની ઈચ્છા કરી; પરન્તુ તુલસીદાસજીને શ્રી સદાશિવજીએ દર્શન આપ્યાં નહિ, તેથી નિરાશ થઈને તુલસીદાસજી ત્યાંથી ચાલી નિકળ્યા. ૬

दोहा—चित्रकूट कहँ चढ चल्यो, पुरके बाहिर आई ॥
मिल्यो येक महिसुर तहां, बोल्यो वचन बुलाइ ॥ ५ ॥

ચિત્રકૂટ જવાનો નિશ્ચય કરી, કાશીમાંથી બાહાર નિકળતાં એક બ્રાહ્મણ સન્મુખ મળ્યો. અને તે બ્રાહ્મણે બોલાવીને આ પ્રમાણે કહ્યું કે—૬

चौ० काशी छांड़ि अनत मति जाहू । इतते गये न तोर निवाहू ।
तुलसिदास कह किय सेवकाई । भे प्रसन्न नाहिं शंभु गोसाई ॥
सो कह सत्य शंभु मैं अहहूं । काशी छोडि अनत नहिं रहहूं ॥
अस कहि हर निज रूप दिखायो । तुलसिदास चरणन शिर नायो ॥
वहुरि वचन बोल्यो कृतिवासा । चित्रकूट चलु तुलसीदासा ॥
कह्यो पवनसुत है सत सोई । रामदरश पैहै मुद मोई ॥
रचिहै रामायण सुख श्रेनी । अधम उधारन यथा त्रिवेनी ।
तुलसिदास तब भयो निहाला । चल्यो चित्रकूटहि तेहि काला ॥

शंकर अपनो रूप छिपायो । तुलसी चित्रकूट कहँ आयो ॥
फटिक शिला पर बैठे जाई । राम लषण लालसा बढाई ॥
ताही समय तुरंग सवांरे । कढे शिकारी द्वै धनु डारे ॥
रपटत मृगन शरन कहं मारे । हरित बसन सुंदर तनु धारे ॥

'કાશી છોડીને અન્ય સ્થાનમાં જાઓ નહિ. અહિંથી અન્ય સ્થાનમાં જતાં તમારો નિર્વાહ થશે નહિ.' આવાં બ્રાહ્મણનાં વચન સાંભળીને તુલસીદાસજી બોલ્યા કે—'મેં શિવજીની સેવા કરી; તોપણ શિવજી મારા ઉપર પ્રસન્ન થયા નહિ, માટે જાઉં છું.' ૧ આવાં તુલસીદાસજીનાં વચન સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે—'હું જ શિવ છું, કાશીને છોડીને અન્ય સ્થળે રહેતો નથી.' આ પ્રમાણે કહીને શિવજીએ પોતાનું સ્વરૂપ દેખાડયું, અને શિવજીનાં દર્શન થતાં તેમના ચરણોમાં તુલસીદાસજીએ મસ્તક નમાવ્યું. ૨ પછી શિવજી બોલ્યા કે—'હે તુલસીદાસજી ! તમે ચિત્રકૂટમાં જાઓ. પવન કુમારે જે વચનો કહ્યાં છે તે સર્વ સત્ય થશે, અને તમને આનન્દ સ્વરૂપી શ્રી રામચન્દ્રજીનું દર્શન પ્રાપ્ત થશે. ૩ અને અધમોનો ઉદ્ધાર કરવાવાળી ત્રિવેણીના સમાન તમે રામાયણ રચી શકશો. આવાં શ્રી શિવજીનાં વચન સાંભળીને તુલસીદાસજી કૃતાર્થ થઈ ગયા. અને તત્કાલ ચિત્રકૂટ તરફ ગયા. ૪ શંકરે પોતાનું સ્વરૂપ છુપાવી લીધું, અને તુલસીદાસજી ચિત્રકૂટમાં આવ્યા. ત્યાં આવી શ્રી રામ—લક્ષ્મણનાં દર્શનની દૃઢાકાંક્ષાથી સ્ફટિકની શિલાના ઉપર બેઠા. ૫ તેજ સમયે ઘોડાઓ ઉપર બેઠેલા, હાથમાં ધનુષ્ બાણવાળા, મૃગની પાછળ દોડી રહેલા, હરિત વસ્ત્રો સુન્દર શરીર ઉપર ધારણ કરેલા બે શિકારીઓ તેમના (તુલસીદાસજીના) જોવામાં આવ્યા. ૬

दोहा—जानिं शिकारी भूप सुत, राम राम कहि बैन ॥
तुलसिदास पछितायके, मूंदि लियो दोउ नैन ॥ ७ ॥

તુલસીદાસજીએ એ બન્નેને કોઈ મૃગયા કરવા આવેલા રાજકુમારો જાણ્યા, અને પસ્તાઈને 'રામ રામ' કહીને પોતાનાં બન્ને નેત્રો મીચી લીધાં. ૭

चौ० निकसि गये जब युगल सवारा । आय कह्यो तब पवन कुमारा ॥
प्रभु दरशन पायो की नाहीं । दोऊ राम लषण ते आहीं ॥
तुलसिदास कह जानि शिकारी । हाय नयन मूंदे अविचारी ॥
अबै न पूर भई अभिलाषा । जैसो पवनतनय तुम भाषा ॥
तब हनुमान कह्यो असबानी । राम घाट चलु कालिह विज्ञानी ॥
भोर भये तब तुलसीदासा । रामघाट गो भरो हुलासा ॥
गारन लग्यो न्हाय तहँ चंदन । आय गये दोउ दशरथ नंदन ॥
कह्यो देउ चंदन मोहिं बावा । तुलसिदास तब सहजहि गावा ॥

चंदन देहुँ चरचि अंग माहीं । राम लषण तुम हो की नाहीं ॥
बालक कहे साधु जग जेते । राम लषणकी मूरति तेते ॥
ले चंदन दोउ बाल सिधारे । पाछे पवनकुमार पधारे ॥
बोले वचन दरश तुम पाये । तुलसिदास यह दोहा गाये ॥

જ્યારે તે બન્ને સવારો ચાલ્યા ગયા ત્યારપછી હનુમાનજીએ આવીને કહ્યું કે—'તમને પ્રભુનું દર્શન પ્રાપ્ત થયું કે નહિ? તે બન્ને રામ-લક્ષ્મણ હતા.' ૧ તુલસીદાસજી બોલ્યા કે—'હાય! હું તો તેઓને શિકારી જાણીને આંખો મીંચી ગયો હતો. હે મહાવીર! હજી મારી અભિલાષા પૂર્ણ ન થઈ, માટે જે પ્રમાણે આપે કહ્યું હતું તે પૂર્ણ કરો.' ૨ ત્યારે હનુમાનજીએ આવાં વચન કહ્યાં કે—'હે વિજ્ઞાની! કાલે તમે રામઘાટ ઉપર જજો' પ્રાતઃકાળ થતાંજ તુલસીદાસજી રામઘાટ ઉપર ગયા. ૩ ત્યાં જઈ સ્નાન કરીને તુલસીદાસજી ચન્દન ઘસી રહ્યા હતા, તેટલામાં ત્યાં બન્ને દશરથનન્દન (રામ—લક્ષ્મણ) આવ્યા. અને બોલ્યા કે—'બાબા! અમોને ચન્દન આપો.' ત્યારે તુલસીદાસજી સહજ બોલ્યા કે—૪ 'હું જ તમારા અંગમાં ચન્દન લગાવી દઉં છું. તમે રામ—લક્ષ્મણ છો કે નહિ?' ત્યારે તે બાળકો બોલ્યા કે—'જેટલા જગતમાં સાધુ છે, તે સર્વ રામ—લક્ષ્મણની મૂર્ત્તિ છે. ૫ ચન્દન લઈને તે બન્ને બાળકો ચાલ્યા ગયાં ત્યારપછી હનુમાનજી આવ્યા. અને બોલ્યા કે—'તમને દર્શન મળ્યું કે નહિ?' આવા હનુમાનજીના પ્રશ્નથી તુલસીદાસજી આ દોહો બોલ્યા. ૬

दोहा—चित्रकूटके घाटमें, भै साधुनकी भीर ॥
तुलसिदास चंदन घिसैं, तिलक करैं रघुबीर ॥ ८ ॥

ચિત્રકૂટના ઘાટ ઉપર સાધુઓની ભીડ થઈ રહી હતી. ત્યાં તુલસીદાસ ચન્દન ઘસતો હતો અને શ્રી રામ—લક્ષ્મણ તિલક કરતા હતા. ૮

बहुरि कह्यो कर जोरिकै, सुनिये पवनकुमार ॥
देखौं चारौं बंधुको, सहित राज संभार ॥ ९ ॥

વળી હાથ જોડીને તુલસીદાસજીએ વિનતિ કરી કે, 'હે પવનકુમાર! સાંભળો. હું રાજસમાજ સહિત ચારે કુમારોનું દર્શન કરવા જીજ્ઞાસા રાખું છું.' ૯

चौ० पवनतनय कह कलियुग माहीं । अस दरशन होवे कहुँ नाहीं ।
तुलसिदास कह कृपा तिहारी ॥ मोहिं न अचरज परत निहारी ॥
कह कपीश कामदा सिधारी । बैठहु कालिह राम उर धारी ॥
अस कहि कपि अंतर्हित भयऊ । भोर होत तुलसी तहं गयऊ ।
बैठ्यो युगल पहर परयंता । आयो दरशदेन सियकंता ॥
धनद दिशा रहि धूरि सुपूरी । भो प्रकाश दश आसहु भूरी ॥
अगणित मत्त मतंग तुरंगा । सो तहँ विविध भांति रथ संगा ॥

बोलत बहु नकीब गण सोरा । याको कोशल कंत किशोरा ॥
रथ सवार प्रभु चारिहु भाई । करत पवनसुत पद सेवकाई ॥
तुलसिदास तब आरति साजा । लख्यो नयन भरि रघुकुल राजा ।
दै परदक्षिण विह्वल भयुऊ । रघुपति कर पंकज शिर दयऊ ॥
याहि विधि प्रगट दरश तब पायो । औरनको नहिं भेद लखायो ॥

હનુમાનજી બોલ્યા કે—'કલિયુગમાં એવાં દર્શન કોઈને થતાં નથી.' તુળસીદાસજી બોલ્યા કે—'આપની કૃપાથી એવાં દર્શન મને પ્રાપ્ત થાય, તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી. ૧ હનુમાનજી બોલ્યા કે—'તમે કામદા નામના સ્થાન ઉપર જઇને ત્યાં હૃદયમન્દિરમાં શ્રી રામચન્દ્રજીને ધારણ કરીને બેસો.' આ પ્રમાણે કહીને હનુમાનજી અન્તર્હિત થઈ ગયા, અને તુલસીદાસજી પ્રાતઃકાળ થતાંજ ત્યાં ગયા. ૨ અને ત્યાં જઇને બે પોહોર પર્યન્ત શ્રી રામચન્દ્રજીનું ધ્યાન ધરીને બેઠા રહ્યા, ત્યારે સીતાપતિ શ્રી રામચન્દ્રજી દર્શન દેવા માટે આવ્યા. તે સમય ઉત્તર દિશામાં પ્રથમ ધૂળ વ્યાપ્ત થઈ રહી હતી અને પછી દશે દિશાઓમાં પ્રકાશ થઈ ગયો. ૩ પછી અગણિત મદોન્મત્ત હાથીઓ, ઘોડાઓ તથા વિવિધ જાતના રથો દૃષ્ટિમાં આવ્યા. એ સમય અનેક નકીબો 'જય કોશલપતિના કીશોર કુમારોની' એવા શબ્દોચ્ચાર કરી રહ્યા હતા. ૪ રથારૂઢ થયેલા ચારે ભાઇઓ ત્યાં આવ્યા. હનુમાનજી ચરણોની સેવા કરતા હતા. તે સમયે તુલસીદાસજીએ નેત્રો ભરીને શ્રી રઘુકુળરાજનાં દર્શન કર્યાં અને આરતી ઉતારી. ૫ ત્યારપછી પ્રદક્ષિણા કરીને તુલસીદાસજી વિહ્વળ થઈ ગયા. ત્યારે તેના મસ્તક ઉપર ભગવાન્ શ્રી રામચન્દ્રજીએ હાથ ધારણ કર્યો. આ પ્રમાણે ભગવાનનાં પ્રકટ દર્શન થયાં; પરન્તુ તે ભેદ કોઈના જાણવામાં આવ્યો નહિ. ૬

दोहा—यहि विधि तुलसीदास प्रभु, श्रीहनुमान सहाय ॥
रामदरश पायो प्रगट, रह्यो सुयश जग छाय ॥ १० ॥
राम उपासक अति अमल, नाशक जग जन त्रास ॥
हिये हुलासी वास किय, काशी तुलसीदास ॥ ११ ॥
प्रगट्यो महामहत्व तहँ, जुरै रोज जनभीर ॥
पर्‍यो रहै चरणन नृपति, आवैं बुध मतिधीर ॥ १२ ॥

આ પ્રકારે તુલસીદાસજીને હનુમાનજીની સહાયતાથી પ્રકટ રામનું દર્શન પ્રાપ્ત થયું અને તેનો સુયશ જગત્‌માં ફેલાઈ ગયો. ૧૦ શ્રી રામચન્દ્રજીના ઉપાસક, બહુજ નિર્મળ, જગત્‌ના ત્રાસનો નાશ કરવાવાળા તુલસીદાસજીએ મનમાં પ્રસન્ન થઈને ચિત્રકૂટમાંથી પાછા આવીને કાશીમાં વાસ કર્યો. ૧૧ કાશીમાં તુલસીદાસજીનું મહામહત્ત્વ પ્રકટ થતાં, નિરન્તર લોકોની ભીડ તેમની પાસે થવા લાગી. રાજાઓ પણ ચરણોમાં પ્રણામ કરીને પડ્યા રહેવા લાગ્યા. અને બીજા બુદ્ધિમાન્ વિદ્વાન્ પણ આવવા લાગ્યા. ૧૨

चौ० कछु दिन किय काशीमहँ वासा । गये अवधपुर तुलसीदासा ।
तहँ अनेक कीन्हो सतसंगा । निशिदिन रंगे रामरतिरंगा ॥
सुखद रामनौमी जब आई । चैतमास अति आनंद पाई ॥
संवत सोरहसै इकतीसा । सादर सुमिरि भानुकुल ईशा ॥
वासर भौम सुखित चितचायन । किय अरंभ तुलसी रामायन ॥
बालकांड तहँ पूरन करिकै ॥ आये पुनि काशी सुख भरिकै ॥
विनय आदि गीतावलि ग्रंथा । रचे रुचिर सूचक युत पंथा ॥
वाराणसी वस्यो सुख छायो । एक प्रबल पंडित तब आयो ॥
काशी जीतनको मन कीन्हे । बजवावत दुंदुभी प्रवीने ॥
काशिराज तब सभा बुलायो । सब पंडितन समाज करायो ॥
तब जो काशी जीतन आयो । सो पंडित अस बचन सुनायो ॥
एक मुख्य सबमें करिदीजै । हारजीत ताके शिरकीजै ॥

આ પ્રમાણે તુલસીદાસજી કેટલાક દિવસો સુધી કાશીમાં રહીને પછી અયોધ્યાજીમાં આવ્યા. ત્યાં અનેક સત્સંગો કર્યા અને અહર્નિશ શ્રી રામચન્દ્રજીના પ્રેમરંગમાં રંગાઇને રહેવા લાગ્યા. ૧ જ્યારે સંવત ૧૬૩૧ના ચૈત્રમાસમાં સુખ દેવાવાળી રામનવમી આવી, ત્યારે અત્યન્ત આનન્દ પામી આદર સહ ભાનુકુળઈશ શ્રી રામચન્દ્રજી તેનું સ્મરણ કરી, મંગળવારને દિવસે, તુલસીદાસજીએ પ્રસન્ન થઇને શ્રી રામાયણ રચવાનો પ્રારમ્ભ કર્યો. અયોધ્યામાંજ બાલકાન્ડ સમ્પૂર્ણ કરીને પાછા આનન્દ પૂર્વક તુલસીદાસજી કાશીમાં આવ્યા. ૨—૩ કાશીમાં નિવાસ કરીને ઉત્તમ માર્ગને સૂચવનારા વિનયપત્રિકા અને ગીતાવલિ—આદિ સુન્દર ગ્રન્થોની પણ રચના કરી આ પ્રમાણે પૂર્ણ સુખ પૂર્વક તુલસીદાસજી કાશીજીમાં રહેતા હતા, ત્યારે એક પ્રબળ પંડિત કાશીમાં આવ્યો. ૪ તે પંડિત દુંદુભિ વગડાવતો કાશીના સકળ પંડિતોને જીતવાની આકાંક્ષા મનમાં કરીને આવ્યો. ત્યારે કાશીરાજે સભા એકત્ર કરીને સર્વ પંડિતોને આમંત્રણ કર્યું. ૫ ત્યારે સભામાં જે પંડિત કાશીના પંડિતોનો પરાજય કરવા આવ્યો હતો, તેણે સર્વ પંડિતોને કહ્યું કે—'આ સભામાં એકને મધ્યસ્થ સ્થાપો, કે જેના કહેવા ઉપર જય પરાજયનો આધાર રહે.' ૬

दोहा—पंडितको अस बैन सुनि, काशीवासी विप्र ॥
मानि महाभ्रम चित्तमें, कहे वचन अति छिप्र ॥ १३ ॥

જીતવા આવનારા પંડિતનાં આવાં વચન સાંભળીને, કાશી નિવાસી સર્વ પંડિતો ચિત્તમાં મહાભ્રમ માનીને તુરત આ પ્રમાણે બોલ્યા કે—૧૩

चौ० उत्तर देव काल्हि यहिकेरो । अस कहि गे द्विज निज निज डेरो ॥
कियो ध्यान विश्वेश्वर अयना । मर्यादा तुव हाथ त्रिनयना ॥

राति स्वप्न शंकर अस भाषो । तुलशी शीश अजय जय राषो ॥
पंडित मुदित भूप गृह आये । सो पंडितमूं वचन सुनाये ॥
तुलसिदास सब माँहि मंधानो । जयहु पराजय तेहिं शिर आनो ॥
भूप कह्यो किमि सकैं बुलाई । तुलसिदास गृह चलो सिधाई ॥
यह कहि लै पंडितन समाजा । आयो तुलसिदास गृह राजा ॥
सन्मानि कियो सत्कार गोसांई । एक शिष्यको कह्यो बुलाई ॥
ये तांबूल पांच लै जाहू । देहु मुदित पंडित सब काहू ॥
शिष्य तुरत तांबूलहि बाँटा । बचे पांच कोहु पर्यो न घाटा ॥
यह प्रभुता लखि पंडित सोई । वाद करनकी आश्रय खोई ॥
तुलसिदास पंडितहि बुलाई । दै रामायण कह्यो बुझाई ॥

'આનો ઉત્તર અમે આવતી કાલે આપીશું.' આ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણો પોતપોતાને ઘેર ગયા. અને શિવજીનું ધ્યાન ધરીને વિનવવા લાગ્યા કે—'હે ત્રિનયન! અમારી લજ્જા રાખવી આપના હાથમાં છે.' ૧ 'શંકરે રાતે સ્વપ્નમાં કહ્યું કે—'જય પરાજયનું કામ તુલસીદાસજીના ઉપર રાખો. આ સ્વપ્નથી આનન્દ પામેલા પંડિતોએ રાજસભામાં આવીને રાજાને તથા પ્રતિપક્ષી પંડિતને આ પ્રમાણે કહ્યું કે—' ૨ 'અમારા સર્વમાં તુલસીદાસ પ્રધાન છે. માટે જય પરાજયની વાર્ત્તા તેના હાથમાં છે.' રાજાએ કહ્યું કે—'આપણે તુલસીદાસજીને અહિં શીરીતે બોલાવી શકીએ, માટે આપણે સર્વ તુલસીદાસને ઘેર ચાલો.' ૩ આ પ્રમાણે કહી, સર્વ પન્ડિતોના સમાજને સાથે લઇને કાશીરાજા તુલસીદાસજીને ઘેર આવ્યા. ગુસાંઈજી—તુલસીદાસજીએ સર્વનો યોગ્ય સત્કાર કર્યો. અને એક શિષ્યને બોલાવીને કહ્યું કે—૪ 'આ નાગરવેલનાં પાંચ પાન લઈ અને સર્વ પંડિતોને વેહેંચી આપ.' આ પ્રમાણે પોતાના ગુરૂ તુલસીદાસજીની આજ્ઞા થતાં શિષ્યે તુરતજ પાંચ પાન લઈને પન્ડિતોને વેહેંચી આપ્યાં; તોપણ તે શિષ્યના હાથમાં પાંચના પાંચજ પાન શેષ રહ્યાં. ૫ આવી મહાત્મા તુલસીદાસજીની પ્રભુતા જોઈને વિદેશી પંડિત કે જે વિવાદ કરવા આવ્યો હતો, તેણે વિવાદ કરવાની ઇચ્છાનો ત્યાગ કર્યો. ત્યારે તુલસીદાસજીએ તે વિદેશી પંડિતને બોલાવી તેના હાથમાં રામાયણ આપીને આ પ્રમાણે કહ્યું. ૬

दोहा—खंडन मंडन पक्ष जो, सो देखहु यहिमाहिं ॥
जो न होय तौ आइ इत, वाद करहु हम पाहिं ॥ १४ ॥

'જે ખંડન મન્ડન પક્ષ છે, તે સર્વ પ્રથમ આમાં જોઈ લીઓ, અને જો આમાં ન મળે તો આવીને મારી સાથે શાસ્ત્રાર્થ કરજો.' ૧૪

चौ० पंडित रामायण लै लीन्हो । डेरा चलि अवलोकन कीन्हो ॥
सम्मत शास्त्रपुराणनकेरो । रामायण महँ पंडित हेरो ॥

जौन पक्ष पंडित मन भयऊ । समाधान तेहि महँ मिलिगयऊ ॥
जौन श्लोक वंदनामाहीं । ताकी हानि भई कछु नाहीं ॥

આ પ્રમાણે તુલસીદાસના કહેવાથી વિદેશી પંડિતે રામાયણ લીધાં, અને પોતાના ઉતારા ઉપર આવીને અવલોકન કરયું. તો રામાયણમાંજ સર્વ શાસ્ત્રોનો તથા પુરાણોનો નિર્ણય જોયો. ૧ તે વિદેશી પંડિતને જે પક્ષમાં વિવાદ કરવાની આકાંક્ષા હતી, તેનું સમાધાન પણ રામાયણમાંજ મળી આવ્યું. આ રામાયણમાં સર્વનો સાર છે, એ શ્લોક જે વન્દનામાં છે. તેની કાંઈ પણ હાનિ થઈ નહિ, એટલે કે સર્વ તેમાંજ છે, એ સિદ્ધ થઈ ગયું. એ શ્લોક નિચે પ્રમાણે છે. ૨

श्लोक-नानापुराणनिगमागमसंमतंयद्रामायणेनिगदितंक्वचिदन्यतोपि
स्वांतःसुखायतुलसीरघुनाथगाथाभाषानिबंधमतिमंजुलमातनोति १

આ રામાયણ અઢાર પુરાણ, ચારવેદ, અને છ શાસ્ત્રના સમ્મત છે. તેને પણ પોતાના અનુભવથી તુલસીદાસજી કેવળ પોતાની મતિ ઉજ્જવળ કરવાને માટે ભાષામાં રઘુનાથજીની કથાનો વિસ્તાર કરે છે. ૧

चौ० पंडित ग्रह परि कर्म्मादियऊ । तुलसिदास पद रज शिर धरऊ ॥
निज अपराधहि क्षमा करायो । सभा मध्य श्लोक सुनायो ॥

પછી તે પંડિતે તુલસીદાસજીના ઘરની પ્રદક્ષિણા કરી. તુલસીદાસજીની ચરણરજ મસ્તક ઉપર ધારણ કરી, પોતાના અપરાધની ક્ષમા માગીને, સભામાં આ શ્લોક સંભળાવ્યો. ૩

श्लोक—आनंदकानने कोपि तुलसी जंगमस्तरुः ॥
यत्काव्यमंजरी भावाद्रामभ्रमरभूषितः ॥ २ ॥

“આ આનન્દના વનમાં ( કાશીમાં ) કોઈ તુલસીદાસરૂપી જંગમ વૃક્ષ છે. જેની કાવ્યરૂપી મંજરી, ભાવને લીધે શ્રી રામચન્દ્રરૂપી ભ્રમરથી ભૂષિત છે! ૨

चौ० तुलसी शिष्य भयो पुनि सोई । अरप्यो सकल वस्तु बहुतोई ॥
रामभक्तिको करि उपदेशा । गयो गर्व तजि कौशलदेशा ॥
पुनि चेटकी एक तहँ आयो । यक यक्षिणी सिद्धि करि ल्यायो ॥
तेहि बल सब थल नगर पुजायो । महामहत्व जननसों पायो ॥
यक वैष्णव कोउ गयो सकामा । राख्यो सिद्ध ताहि निजधामा ॥
सिद्ध नारिसों भई मिताई । साधु गयो लै ताहि पराई ॥

પછી તે પંડિત તુલસીદાસજીનો શિષ્ય થયો, અને પોતાની સકળ વસ્તુઓ તેમને અર્પિત કરી. ગોસ્વામી-તુલસીદાસજીએ તેને રામભક્તિનો ઉપદેશ કરયો, અને તે પંડિત ત્યારપછી સર્વ ગર્વનો ત્યાગ કરી કોસલ દેશમાં ચાલ્યો ગયો. ૪ પછી ત્યાં એક ચેટકી આવ્યો હતો, તેણે મંત્ર બળદ્વારા એક યક્ષિણીને સાધી હતી. તેના બળવડે તેની

આખા નગરમાં પૂજા થઈ અને મનુષ્યોથી તે મહામહત્તાને પામ્યો. ૫ કોઈ સકામ વૈશ્ણવ તે ચેટકવાળા સિદ્ધ પાસે જતાં, તેણે તેને પોતાના સ્થાનમાં રાખ્યો. એ સિદ્ધની સ્ત્રી સાથે તે વૈશ્ણવને સ્નેહ થતાં તે વૈશ્ણવ-સાધુ તેની સ્ત્રીને લઈને ચાલ્યો ગયો. ૬

दोहा—उठयो चेटकी भोर जब, लख्यो नारि नहिं धाम ॥
बोलि यक्षिणीको तुरंत, कीन्ही कोप अछाम ॥ १५ ॥

પ્રાતઃકાળે થતાં ચેટકી જોવો ઉઠ્યો અને ઘરમાં પોતાની સ્ત્રી જોવામાં ન આવતાં તેણે મહાકોપ કરીને યક્ષિણીને બોલાવી કહ્યું કે. ૧૫

चौ० यहि क्षण नगर भूप गहि ल्यावे । साधु नारिलै जान न पावे ॥
सुनि यक्षिणी तुरतहि धाई । युतपरयंक भूप गहि ल्याई ॥
कह्यो यक्षिणी भूपहि बैना । काशीमहँ कोउ साधु रहै ना ॥
तिलक धोवाय माल सब टोरी । धरि दीजै मम कुंड बटोरी ॥
जो अस करिहौ नरपति नाहीं । तौ जानौं घर यमपुरमाहीं ॥
नरपति कह्यो भवन पहुँचावहु । कालिहिते निज हुकुम करावहु ॥
तुरत भवन भूपहि पठवायो । भोर भूप शासन प्रगटायो ॥
साधुन गल कंठी सब टोरी । धोय तिलक करिकै बरजोरी ॥
सिद्ध कुंड दीजै पहुँचाई । दूजी बात न बने बनाई ॥
यह सुनि नृप दल कियो तयारी । धोवन लगे तिलक लै वारी ॥
टोरि टोरि कंठी बहुतेरी । भर्यो सिद्धके कुंडहिं ढेरी ॥
हाहाकार मच्यो सब काशी । भये संत सब जीव निराशी ॥

'આ ક્ષણેજ નગરના રાજાને પકડી લાવ અને તે સાધુ-વૈશ્ણવ મારી સ્ત્રીને લઈ જવા ન પામે.' આવી સિદ્ધની આજ્ઞા સાંભળતાંજ યક્ષિણી દોડતી થઈ અને પલંગ સહિત રાજાને ઉપાડી લાવી. ૧ "યક્ષિણીએ રાજાને આ પ્રમાણે કહ્યું કે, કાશીમાં કોઈ સાધુ રહેવા ન પામે, તથા સર્વનાં તિલક ધોવરાવી સર્વની માળા તોડી મારા કુન્ડમાં નખાવી દે. ૨ હે રાજન્! જો આ પ્રમાણે નહિ કરે તો નિશ્ચય જાણજે કે, તારૂં ઘર યમપુરીમાં થશે, 'રાજાએ કહ્યું કે મને મારે ઘેર પોહોચાડી દે, એટલે કાલથીજ હું એવો હુકમ કરાવીશ.' ૩ આ પ્રમાણે જ્યારે નમ્રતાપૂર્વક કહ્યું ત્યારે રાજાને તુરતજ ઘેર પોહોચાડી દીધો. અને પ્રભાત થતાંજ રાજાએ હુકમ આપ્યો કે, સર્વ સાધુઓનાં ગળાંની કંઠી તોડી નાખો અને તેઓનાં તિલક બળાત્કારે ધોવરાવી નાખો. ૪ અને તે સાધુઓની સર્વ માળા સિદ્ધના કુન્ડમાં પોહોચાડી દિયો. આ આજ્ઞા વિરૂદ્ધ કશી વાત થવાની નથી. આ પ્રમાણે રાજાની આજ્ઞા થતાં સકળ સેના ચાલી, અને જળ લઇને સાધુઓનાં તિલક ધોવરાવવા લાગી. ૫ ઘણાઓની માળા તોડી તોડીને સિદ્ધનો કુન્ડ ભરી દીધો. તેથી કાશીમાં હાહાકાર થઈ રહ્યો, અને સઘળા સન્ત જીવો અત્યન્ત દુઃખ પામ્યા. ૬

दोहा–कह्यो धूर्त कोउ जायकैं, तुरत चेटकी काहिं ॥
तुलसिदास माला तिलक, तुम तोरौ कत नाहिं ॥ १६ ॥

कोई धुताराए जईने चेटकीने कह्युं के, 'तमे तुलसीदासनी माळा केम तोडावता नथी अने तिलक केम धोवरावता नथी?' १६

चौ० सुनि चेटकी सैन सब साजे। चल्यौ कोपि बजवावत बाजे ॥
नगर लोग सब देखन धाये। कोउ वैष्णव तुलसी ढिग गाये ॥
माला कंठी तोरन हेतू। आवत किये चेटकी नेतू ॥
तुलसिदास तब गिरा बखानी। जाकर माल तिलक सो जानी ॥
जब चेटकी कुटी नियरायो। तब यक घोर वडेरर आयो ॥
परी फौज उडि सुरसरि माहीं। रही चेटकी तनु सुधि नाहीं ॥
रुधिर वमत बूडत मधिधारा। जस तस कैसो लग्यो किनारा ॥
त्राहि कहत तुलसीपद गिरेऊ। मैं अजान संतन सों भिरेऊ ॥
क्षमा करहु अपराध हमारा। तुलसी करुणा पारावारा ॥
वचन कह्यो मुसकाइ गोसांई। संत सेउ लघु जनकी नांई ॥
खाहु वर्ष भरि साधुन जूंठो। तब ह्वैहो शुचि है नहिं झूंठो ॥
कियो चेटकी तैसहि आई। तरी यक्षिणी संगति पाई ॥

आवां धुतारानां वचन सांभळी पेलो चेटकी सर्व सेनाने सज्ज करी, कोप करी वाजां वगडावतो चाल्यो, नगरना सर्व लोको जोवाने दोडया. कोई वैश्णवे तुलसीदासजी पासे आवीने आ प्रमाणे कह्युं के १ 'तमारी माळा, कंठी विगेरे तोडवाने माटे चेटकी आवे छे.' आवां वैश्णवनां वचन श्रवण करीने तुलसीदासजी बोल्या के–'जेनी माळा अने तिलक छे, ते वातने ते जाणे.' २ ज्यारे पेलो चेटकी तुलसीदासजीनी पर्णकुटीनी समीपमां आव्यो त्यारे एक महाभयंकर आंधी आवी. एटले ते आंधीना पवनना प्रबळथी सर्व सेना उडीने गंगाजीमां पडी अने चेटकीने पण शरीरनुं भान रह्युं नहि. ३ ते चेटकीना मुखमांथी रुधिरनी धार निकळवा लागी अने ते गंगाजीनी मध्यधारामां डूबतां डूबतां जेम तेम करीने ते कीनारा उपर आव्यो. अने 'रक्षा करो रक्षा करो' एम कहीने तुलसीदासजीनां चरणोमां पडयो अने विनति करवा लाग्यो के–'में अजाणपणाथी सन्तोने दुःख आप्युं छे. ४ मारो अपराध क्षमा करो. 'हे! तुलसीदासजी आप करुणाना स्थान छो.' आवी चेटकीनी नम्रता निरखीने गुसांईजीए मन्दहास्य करीने कह्युं के–'तुं सन्तोनी दासना समान सेवा कर. अने एक वर्ष पर्यन्त साधुओनुं उच्छिष्ट खाय तो पवित्र थाय तेमां जरा पण असत्य नथी. चेटकीए तुलसीदासजीना केहेवा प्रमाणे कर्युं अने तेनी संगतिथी यक्षिणी पण पवित्र थईने तरी गई. ५–६

दोहा–संत चरण जल पान करि, साधु जूंठ नित खाय ॥
भयो चेटकी रामको, दास कुवास विहाय ॥ १७ ॥

સન્ત લોકોના ચરણોના જળનું પાન કરીને નિત્ય સાધુઓનું ઉચ્છિષ્ટ ખાતો તે ચેટકી સઘળી નીચ વાસનાઓને ત્યાગીને શ્રી રામચન્દ્રજીનો દાસ થયો. ૧૭

चौ० भई रामनौमी यक काला । जुरीं कुटीमहं संतनमाला ॥
उत्सव कियो महासुख छायो । सिगरी राज्य विभूति बुलायो ॥
भई भीर भारी तेहि ठामा । छायरह्यो इक राम हि नामा ॥
तहं अक डौम अवधपुर केरो । आयो तुरत उछाह घनेरो ॥
महाभीर वश दर्श न पायो । जन्म मनोरथ बोलि सुनायो ॥
तुलसिदासपहँ कोउ कह आई । तुरत गयो प्रभु काज विहाई ॥
पूछ्यो है तु कैहांको वासी । सो कह कौशलनगर निवासी ॥
अवध निवासी सुनत कृपाला । भरि आए दोउ नयन विशाला ॥
उर लगाय मिलि कुटी लै आई । वारवार तेहि कह्यो बुझाई ॥
यह विभूतिको प्रभु रघुराई । जनि भाषियो अवधपुर जाई ॥
मैं चेरो रघुपति पद केरो । वाराणसी बसौं करि डेरो ॥
ऐसो है तुलसी परभाऊ । कहे मोहिं नहि होत अघाऊ ॥

એક સમય રામનવમી ઉપર તુલસીદાસજીની પર્ણકુટીમાં ઘણા સન્ત મહાત્માઓ એકત્ર થયા હતા તે સર્વ રામનવમીનો મહોત્સવ કરીને મહાસુખ પામ્યા. અને સઘળી રાજ્યવિભૂતિયો એકઠી કરી હતી. ૧ ત્યાં બહુજ ભીડ થઈ હતી, અને સર્વના મુખથી રામનામોચ્ચાર થઈ રહેવાથી ત્યાં રામનામ છાઈ રહ્યું હતું. ત્યાં એક અયોધ્યાનો ચમાર આવ્યો કે જે અનેક પ્રકારે પ્રસન્ન થઈ રહ્યો હતો. ૨ પણ તે સમયે બહુજ ભીડ હોવાને લીધે તે ચમારને દર્શન ન થતાં તેણે જન્મ મનોરથ બોલીને સંભળાવ્યું કે,–' મને તુલસીદાસજીનાં દર્શન થયાં નહિ. આ વાત કોઈએ તુલસીદાસજી પાસે આવીને કહેતાં તુલસીદાસજી તેજ સમયે પ્રભુના કાર્યને ત્યાગીને તે ચમાર જ્યાં હતો ત્યાં આવ્યા. ૩ અને ચમારને પૂછ્યું કે,–' તમે ક્યાંના નિવાસી છો ! ' ચમારે કહ્યું કે–' હું કોસલપુરનો રેહેવાવાળો છું.' તે ચમારને અયોધ્યાનો રેહેવાવાળો જાણીને તુલસીદાસજીનાં બન્ને વિશાળ નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ૪ તુલસીદાસજી તેને હૃદય સાથે લગાવી પર્ણકુટીમાં લઈ આવ્યા, અને વારમ્વાર તેને સમજાવીને કહેવા લાગ્યા કે—' તું અયોધ્યામાં જઈને આ વિભૂતિનું પ્રભુ શ્રી રામચન્દ્રજીની પાસે વર્ણન કરીશ માં. ૫ હું શ્રી રામચન્દ્રજીના ચરણોનો સેવક છું. વારાણસી—કાશીમાં રહું છું.' આવા આવા તુલસીદાસજીના અનેક પ્રભાવો છે, કે જેનું વર્ણન કરતાં મારૂં મન તૃપ્ત થતુંજ નથી. ૬

दोहा–येक समय श्री अवधको, लै संग संत समाज ॥
नावहि नावहि चलत भये, नाव भराये साज ॥ १८ ॥

એક સમય તુલસીદાસજી સન્તસમાજને સાથે લઈને, વાહાણામાં અનેક સાજો ભરીને તથા પોતે પણ સન્ત સમાજસહ વાહાણમાં બેસીને જળ માર્ગે અયોધ્યામાં જવા નિકળ્યા. ૧૮

चौ० सरयू गंगा संगम जहंई । पहुंचे जबै गोसाई तहंई ॥
भूप घाट घाटी अनुग्रामा । पूछयो तुलसी चारिहुं नामा ॥
कहे लोक चलिकै शिर नावत । रामसिंह इत्त नृपति कहावत ॥
रामदास घाटीकर नाउं । तथा रामपुर बाजत गाऊं ॥
रामघाट यह गुण्यो गोसांई । लगत जगात इतै वरिआई ॥
विन कर दै कोउ जान न पावै । तुमहुं को देव उचित इत भावै ॥
राममये गुणि नाम सवनके । सजल कोर भे प्रभु नयननके ॥
तुलसिदास बोले मुसकाई । दै जगातहै योर जवाई ॥
सुन्यो गोसांई आगम राजा । आयो तुरताहि सहित समाजा ॥
वंद्यो तुलसिदास पदकंजन । लिय उपदेश कुमति दृग अंजन ॥
विनय किया भरि आनंद भारा । होय नाथ इतही भंडारा ॥
मेरे कंठ देहु प्रभु कंठी । कीजै मोहिं वसिद विकुंठी ॥

જ્યાં સરયૂ અને ગંગાનો સંગમ થાયછે ત્યાં જ્યારે ગુસાંઈજી–તુલસીદાસજી પોહોચ્યા ત્યારે ત્યાંના લોકોને રાજાનું, ઘાટનું, ઘાટવાળાનું તથા ઘાટની પાસે જે ગામ હતું તેનાં ચારેનાં નામ તુલસીદાસજીએ પૂછયાં. ૧ આ પ્રમાણે તુલસીદાસજીના પૂછવાથી લોકો મસ્તક નમાવીને કેહેવા લાગ્યા કે–‘ અહિંના રાજાનું નામ રામસિંહ છે, ઘાટવાળાનું નામ રામદાસ છે. અને આ ગામ રામપુર કેહેવાય છે. ૨ હે ગુંસાઈ! આ ઘાટનું નામ રામઘાટ છે. અહિં જકાત લાગે છે કર આપ્યા વગર કોઈને જવા દેવામાં આવતા નથી. માટે તમે પણ જે કાંઈ તમારી ઇચ્છા હોય તે કર આપો.’ ૩ તુલસીદાસજીએ જ્યારે ચારેસ્થાનોનાં નામ રામ શબ્દ યુકત સાંભળ્યાં ત્યારે નેત્રોમાં જેને પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં એવા તુલસીદાસજીએ મન્દહાસ્ય કરીને કહ્યું કે–‘ કર આપીને અમે શીઘ્ર ચાલીએ છીએ. ૪ રામપુરનો રાજા રામસિંહ, તુલસીદાસજી આવવાના ખબર સાંભળીને પોતાના સમાજસહ તુલસીદાસજીના દર્શનાર્થે આવ્યો, અને તુલસીદાસજીના ચરણ કમળમાં પ્રણામ કરીને કુમતિરૂપ દોષોને દૂર કરવાવાળો તથા નેત્ર દોષને દૂર કરવાવાળો ઉપદેશ લીધો. ૫ મહા આનન્દને પ્રાપ્ત થઇને વિનતિ કરી કહ્યું કે,–‘ હે સ્વામિન્! અહિં એક મારા તરફથી ભંડારો થાય તો સારૂં. અને હે પ્રભુ! મારા કંઠમાં કંઠીમાં બાંધો, કે જેથી હું અન્તે વૈકુન્ઠવાસી થાઉં. ૬

दोहा–तुलसिदास करिकै कृपा, भंडारा तहँ दीन ॥
भूपहु द्रव्य लगायके, अति उत्सव तहँ कीन ॥ १९ ॥

तुलसिदास उपदेश ते, भूप सहित सब देश ॥
रघुपति भक्त अनन्य भो, सेयो संत हमेश ॥ २० ॥
तुलसिदासकी पादुका, धर्यो भूप गृहमाहिं ॥
इष्ट देव सम पूजिकै, पायो मोद सुदाहिं ॥ २१ ॥

તુલસીદાસજીએ રાજાની વિજ્ઞપ્તિ માન્ય રાખી, રાજા ઉપર કૃપા કરી ત્યાં સાધુ જનોને ભંડારો આપ્યો. અને રાજા રામસિંહે પણ પુષ્કળ દ્રવ્ય વ્યય કરીને ત્યાં મહોત્સવ કર્યો. ૧૯ તુલસીદાસજીના ઉપદેશથી રાજા સહિત તે સર્વ દેશ શ્રીરામચન્દ્રજીનો અનન્ય ભક્ત થઈ ગયો અને નિરન્તર સન્તોની સેવા કરવા લાગ્યો. ૨૦ રામસિંહ રાજાએ તુલસીદાસજીની પાદુકાઓ ઘરમાં લાવીને રાખી અને ઇષ્ટ દેવના સમાન એ પાદુકાઓનું પૂજન કરીને અહર્નિશ આનન્દ કરવા લાગ્યો. ૨૧

चौ० एक दिना निवसत तहिं काशी । येक चरित्र भयो सुखराशी ॥
भैरवनाथ प्रभाव अपारा । सो मनमें अस कियो विचारा ॥
मोहिं गोसाई पूजत नाहीं । दरशाऊं प्रभाव यहि काहीं ॥
अस गुणि तुलसिदासके बाहू । दुसह पीर प्रगटयो प्रद दाहू ॥
होत भई अति पीर तहांही । छूटत जान्यो निज तनु काहीं ॥
जतन कोटि कींन्हो मतिधीरा । तबहूं न मिटी बाहुकी पीरा ॥
तब बाहुकको रच्यो गुसांई । मिटि गै पीर स्वप्नकी नांई ॥
भैरव पर कोप्यो हनुमाना । भैरवसों शिव बचन बखाना ॥
देहु रामदासन दुःख नाहीं । ते मोहिं प्रिय प्राणहुते आहीं ॥
स्वप्ने तुलसी सों शिव भाष्यो । मैं भैरवहि मुख्य गण राष्यो ॥
इनहूंको वंदन तुम कीजे । मोरि प्रीति अतिशय गनि लीजै ॥
तुलसिदास तब आनंद पाई । भैरवकी वंदना बनाई ॥

કાશીમાં રહેતાં તુલસીદાસજીને એક દિવસ સુખના રાશીરૂપ એક ચરિત્ર થયું. ભૈરવનાથ કે જેનો કાશીમાં મોટો પ્રભાવ છે તેમણે મનમાં આવો વિચાર કર્યો કે-૧ 'ગુસાંઈજી-તુલસીદાસજી મારૂં પૂજન કરતો નથી માટે તેને મારો કાંઈક પ્રભાવ દર્શાવું.' આ પ્રમાણે વિચાર કરીને તુલસીદાસજીની ભુજામાં ભૈરવનાથે દુસ્સહ પીડા ઉત્પન્ન કરી. ૨ એ દુસ્સહ પીડા એવી થઈ કે, તેથી તુલસીદાસજીએ એવું જાણ્યું કે- 'આ પીડાથી દેહ છૂટી જશે.' ધીર બુદ્ધિવાળા ગુસાંઈજીએ નાના પ્રકારના ઉપાયો કરયા છતાં પણ ભુજાની પીડા શાન્ત થઈ નહિ. ૩ આ સમયમાં ગુસાંઈજીએ 'હનુમાન્ બાહુક' બનાવ્યો, કે જેથી ભુજાની સઘળી પીડા સ્વપ્નની પેઠે શાન્ત થઈ ગઈ. હનુમાનજીએ ભૈરવનાથ ઉપર કોપ કર્યો ત્યારે શિવજીએ ભૈરવનાથને આ પ્રમાણે કહ્યું કે-૪ 'જે શ્રી રામચન્દ્રજીના ભક્તોને દુઃખ આપતા નથી તે મને પ્રાણ કરતાં પણ

અધિક પ્રિય છે.' ત્યારપછી તુલસીદાસજીને સ્વપ્નમાં આવીને શ્રી સદાશિવજીએ કહ્યું કે,–' મેંજ ભૈરવનાથને મુખ્ય ગણુ કરીને સ્થાપેલ છે. ૫ માટે તમે તેને વન્દન કરો, અને તેમ કરવાથી મારી તમારા ઉપર બહુજ પ્રીતિ થશે.' આવાં શિવજીનાં વચનથી તુલસીદાસજીએ આનન્દ પામી ' ભૈરવવન્દના' બનાવી. ૬

दोहा–रच्यो कवित्त उदंग्र अति, बाहुक चौआलीस ।
तासु प्रभाव प्रत्यक्ष अति, अबलों आंखिन दीस ॥ २२ ॥
जो चौआलिस दिवस लगि, हनुमत मंदिर जाय ॥
पाठ करै बाहुक सुचित, बैठि सनेम सुहाय ॥ २३ ॥
तासु प्रेत बाधा सकल, तनकी मनकी पीर ॥
मेटि देत मारुतसुवन, यह भाषैं मतिधीर ॥ २४ ॥

હનુમાન્ બાહુકમાં અત્યન્ત ઉદ્દંડ ચુમાલીશ કવિત્ત છે, તેનો પ્રત્યક્ષ પ્રભાવ આજપર્યન્ત આંખ્યોથી જોવામાં આવે છે. ૨૨ જો ચુમાલીશ દિવસ સુધી હનુમાનના મન્દિરમાં જઈને ' હનુમાન્ બાહુકનો' નિયમ પૂર્વક એકાગ્ર ચિત્તથી પાઠ કરવામાં આવે તો, ૨૩ તેથી પવનપુત્ર–હનુમાન્ તેની સર્વ પ્રેત બાધા તથા મનની અને તનની પીડાને નષ્ટ કરી નાખે છે, એમ મતિધીર પુરૂષો કહે છે. ૨૪

चौ० एक समय तुलसी भंडारे । जुरी भेट जन दिये अपारे ॥
चौर चौरावनके हितआये । अर्द्ध निशा निज घात लगाये ॥
जवहीं चोर चोरावन आवैं । द्वै बालक धनु शर लै धावैं ॥
यहि विधि सिगरी राति सिरानी । चोर न उरते कुमति परानी ।
दौर चोर तुलसीके पाँयन । परे आय चितमें अतिचायन ॥
पूछयो को बालक प्रभु दोऊ । इतै न आवन पावत कोऊ ॥
तुलसिदास पूछयो वृत्तांता । चोर कहे सिगरे है शांता ॥
धन्य धन्य कहि पुलकि गोसांई । गहे चोर पांयन बरियाई ॥
ह्वैगे शिष्य तुरंतहि चौरा । तुलसिदास उरभो दुःख भोरा ॥
संपति धरब उचित इत नाहीं । राम लषण ताकैं श्रन काहीं ॥
धिग तेहि जेहि प्रभु परिश्रम भयऊ । अबलौं मोर कपट नहिं गयऊ ॥
असगुणि संपति दियो लुटाई । कर करवा कोपीन विहाई ॥

એક દિવસ તુલસીદાસજીએ ભંડારામાં ઘણી ભેટો દેવા માંડતાં ત્યાં અસંખ્ય લોકો એકત્ર થઈ ગયા. તે સમયે કેટલાક ચોરો ચોરી કરવાને માટે પણ ત્યાં આવ્યા. અને તેઓએ અર્દ્ધરાત્રીએ ચોરી કરવાની કોશિષ કરી. ૧ જ્યારે ચોર લોકો ચોરી કરવા આવ્યા ત્યારે બે બાળક ધનુષ્ બાણ લઈને તેઓની સામા દોડયા. આ પ્રમાણે આખી રાત વીતી જતાં ભગવાનના દર્શનથી ચોર લોકોની કુમતિનો નાશ થઈ ગયો. ૨

ચોર લોકોએ પરમ સ્નેહથી દોડીને તુલસીદાસજીના ચરણમાં પડીને પૂછ્યું કે–'હે પ્રભુ! એ બે બાળક કોણ છે? કે જેના ભયથી અહિ કોઈ આવવા પામતું નથી. ૩ આવી ચોર લોકોની વાર્ત્તા સાંભળતાં તુલસીદાસજીએ ચોરોને વૃત્તાન્ત પૂછતાં ચોરો-એ શાન્તપણાથી સર્વ વાર્ત્તા કહી સંભળાવી. આ વાર્ત્તા શ્રવણ કરી તુલસીદાસજીનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં અને 'ધન્ય છે ધન્ય છે" એમ કહીને બળાત્કારે તે ચોરોના પગ પકડયા. ૪ ચોર લોકો તુરતજ તુલસીદાસજીના શિષ્ય થઈ ગયા. અને તુલ-સીદાસજીના મનમાં દુઃખ ઉત્પન્ન થયું કે–' અહિ સમ્પત્તિ રાખવી એ ઉચિત્ નથી; કારણ કે સંપત્તિ રાખવાથી શ્રીરામ–લક્ષ્મણને દુઃખ થાય છે. ૫ જે કારણથી પ્રભુને પરિશ્રમ થયો એ સંપત્તિને ધિઃક્કાર છે. અને મારૂં કપટ પણ આજપર્યન્ત ગયું નહિ. આ પ્રમાણે વિચારી તુલસીદાસજીએ માત્ર હાથમાં કરવો અને કોપીન રહેવા દઈને બાકીની બીજી સર્વ સંપત્તિ લૂટાવી દીધી. ૬

दोहा–काशीमें पुनि यक समय, मर्यो विप्र कोउ एक ॥
सती होन हित तासु तिय, बांध्यो जतन अनेक ॥ २५ ॥

એક સમય કાશીમાં કોઈ એક બ્રાહ્મણ મરણ પામેલાં તેની સ્ત્રીએ અત્યન્ત હઠ કરીને સતી થવા માટે અનેક યત્નો કરયાં. ૨૫

चौ० न्हाय पहिरि पट नरियर लैके । चली देव दरशन सुख छैके ॥
तुलसीदास आश्रमहुँ गवनी । वंद्यो चरण विप्रकी रवनी ॥
ध्यान करत तहँ रहे गोसांई । बोले वचन सहजकी नाई ॥
हो सौभाग्यवती तैं नारी । सुनि सहगामिनि गिरा उचारी ॥

તે સ્ત્રી સ્નાન કરી, વસ્ત્ર પહેરી, નાળીએર હાથમાં લઇને આનન્દથી દેવ દર્શન કરવા ચાલી. માર્ગમાં જતાં તુલસીદાસજીનો આશ્રમ આવતાં તેમાં જઇને તે બ્રાહ્મણની સ્ત્રીએ તુલસીદાસજીને પ્રણામ કરયા. ૧ તે સમયે ગુસાંઈજી ધ્યાનારૂઢ હતા, તોપણ સ-હજ સ્વભાવે બોલી ઉઠ્યા કે-'હે સ્ત્રી! તું સૌભાગ્યવતી રહે.' આવાં તુલસીદાસજીનાં આશીર્વાદાત્મક વચન શ્રવણ કરતાં તે સ્ત્રી આ પ્રમાણે બોલી. ૨

साखी–दोहा–तुलसी आवत देख करि, सती नवायो शीश ॥
जब तुलसी ऐसे कह्यो, अमर चूड आशीश ॥ २६ ॥
पती हमारे चलि गये, हमहूं चलनेहार ॥
तुलसी तुमरे वचनको, होसी कवन हवाल ॥ २७ ॥

તે સ્ત્રીએ તુલસીદાસજીને આવતા જોતાં તેણે શિર નમાવ્યું તે સમય તુલસીદાસ-જીએ કહ્યું કે–'તારૂં સૌભાગ્ય અચળ રહો.' ૨૬ આવાં તુલસીદાસજીનાં વચન સાં-ભળતાં તે સતી બોલી કે–'હે ભગવન્! મારો પતિ મરણ પામેલ છે અને હું પણ સતી થવા માટે જાઉં છું. હે ગુસાંઈ! આપનાં વચનની હવે શી દશા થશે? ૨૭

चौ०—सत्य करो अपनी प्रभु बानी। सती होन हित अहौं पयानी ॥
लख्यो गोसाँई नयन उघारी। किहे हती तिय सती तयारी ॥
अपने वचन सत्यके हेतू। गये जहां मृत दाहन नेतू ॥
नयन मूंदि दोउ भुजा पसारिहु। जय जय सीताराम उचारहु ॥
मृतक ओर चितई जो कोई। आंधर सो विशेषकै होई ॥
जन समाज तैं साहिं सब कीन्हे। सीताराम मुदित कहि दीन्हे ॥

હે પ્રભુ! આપની વાણી સત્ય કરો. હું તો સતી થવાને માટે જાઉં છું. ' આવાં તે બ્રાહ્મણની સ્ત્રીનાં વચન સાંભળતાં તુલસીદાસજીએ નેત્રો ઉઘાડી જોતાં તે સ્ત્રીએ સતી થવાની તૈયારી કરી હતી. ૧ આ પ્રમાણે જોઈ પોતાનાં વચનને સત્ય કરવા માટે ગુસાંઈજી—તુલસીદાસજી, શ્મશાનમાં કે જ્યાં પેલા બ્રાહ્મણના શબને લઈ જવામાં આવ્યું હતું ત્યાં પેલી સ્ત્રી સાથે ગયા. અને ત્યાં જઈને પેલી સતી સ્ત્રીને કહ્યું કે—' હે સ્ત્રી! નેત્ર વીંચીને હાથ લાંબા કરીને તારા સ્વામીનું આલિંગન કરીને મુખથી જય જય સીતારામ એમ ઉચ્ચારણ કરય. ૨ અને સર્વને કહ્યું કે—આ સમય કોઇએ શબની સામે નિહાળવું નહિ, જો કોઇ જોશે તો તે આંધળો થઈ જશે. આ પ્રમાણે તુલસીદાસજીની આજ્ઞા થતાં સર્વ જન સમાજે નેત્રો વીંચીને પ્રસન્ન થઇને સીતારામનું ઉચ્ચારણ કરવા માંડયું. ૩

जस सब बोले राम दोहाई। मृत कछु बोल्यो हाथ उठाई ॥

જ્યારે સર્વ લોકો રામ દુહાઈ બોલ્યાં ત્યારે શબ પણ હાથ ઉંચા કરીને બોલ્યો.

दोहा—तुलसी मरा बोलाइकै, मस्तक धार्‍यो हाथ ॥
हम तौं कछु जानैं नहीं, तुम जानो रघुनाथ ॥ २८ ॥
दौरि गह्यो तुलसी चरण, जै जै माच्यो सोर ॥
कोइक मूंद्यो नयन नहिं, भयो अंध तेहि ठौर ॥ २९ ॥

તુલસીદાસજી રામ શબ્દ શબ પાસે બોલાવીને તેના મસ્તક ઉપર હાથ રાખીને બોલ્યા કે—' હે રઘુનાથજી! હું તો કશું જાણતો નથી, સર્વ તમે જાણો છો.' ૨૮ મરણ પામેલા બ્રાહ્મણે જીવતો થઈ ઉઠી દોડીને તુલસીદાસજીનાં ચરણો પકડી લીધાં, ત્યાં જય જયકાર શબ્દનો શોર થઈ રહ્યો. કોઈ એક માણસે નેત્રો નહિ વીંચ્યા હતાં, તેથી તે તે સ્થળેજ આંધળો થઈ ગયો. ૨૯

चौ० गह्यो आय पद ताकी नारी। हरहु नाथ यक आंखि हमारी ॥
एक आंखि पतिकी प्रभु दीजे। अपनो वचन सत्य करि लीजै ॥
एवमस्तु कहि दियो गोसांई। तैसहि भयो तुरत तेहि ठांई ॥
पुनि काशी महं कौनेहु काला। गोहत्या कहुं लगी कराला ॥
दियो कुटुंब तासु तब त्यागी। आयो सो तुलसी पद लागी ॥
कह्यो जोर कर सुनहु उदारा। लखै लोग नहिं वदन हमारा ॥

तुलसिदास बोले तब बैना । राम कहे तनु पाप रहैना ॥
हम कुटुंब सब देव मिलाई । राम रामतैं कहुं रटलाई ॥
तेहिं मुख राम राम रट लागी । तनु ते गोहत्या द्रुत भागी ॥
तुलसी तासु कुटुंब बुलायो । मंजुल वचन सबन सों गायो ॥
राम कहत गोवध अघ भाग्यो । याको वृथा सबै तुम त्यागो ॥
जेहि प्रतीति अब होय तिहारी । सो करिलेहु परीक्षा भारी ॥

પેલી સતી સ્ત્રીએ આવીને તુલસીદાસજીનાં ચરણો પકડી લીધાં અને કેહેવા લાગી કે–'હે ભગવન્! આપ એક આંખ મારી અને એક આંખ મારા સ્વામીની લઇને આંધળાને આપી, આપનું વચન સત્ય કરો. ૧ તુલસીદાસજીએ તે સતી સ્ત્રીની વિજ્ઞપ્તિથી 'एवमस्तु' તેમ થાઓ. એમ કહેતાંજ તે પ્રમાણે થયું અને બ્રાહ્મણ–બ્રાહ્મણી એક આંખથી જોવા લાગ્યાં અને પેલો આંધળો બે આંખે દેખતો થયો. પછી એક સમય કાશીમાં કોઇને મહાભયંકર ગોહત્યા લાગી. ૨ ગોહત્યા લાગવાથી તેના કુટુમ્બિયોએ તેનો ત્યાગ કરયો. તેથી તે તુલસીદાસજીના ચરણોમાં દંડવત્ પ્રણામ કરી, હાથ જોડી વિનતિ કરવા લાગ્યો કે–'હે ભગવન્! મને ગોહત્યા લાગવાથી કોઈપણ મારૂં મુખ જોતું નથી. ૩ ત્યારે તુલસીદાસજી બોલ્યા કે–'રામ શબ્દ ઉચ્ચારણ કરવાથી તમારા શરીરમાં પાપ રહેશે નહિ. માટે તું 'રામ રામ' એ નામનો જપ કરયા કર. હું તારાં સર્વ કુટુમ્બિયો સાથે તને મેળવી દઇશ. ૪ પેલા બ્રાહ્મણના મુખથી અવિચ્છિન્ન ધારા રામ રામ શબ્દ નિકળતાં શરીરમાંથી ગોહત્યા તરત ભાગી ગઈ ત્યાર પછી તુલસીદાસજીએ તેના સર્વ કુટુમ્બિયોને બોલાવ્યા અને સર્વને મનોહર વચનો કહ્યાં કે ૫ 'રામ શબ્દ ઉચ્ચારણ કરતાંજ આનું ગોવધનું પાપ ભાગી ગયું છે માટે આનો તમે વૃથા કેમ ત્યાગ કરયો? માટે હવે જે પ્રકારે તમને પ્રતીતિ થાય તેવી ભારે પરિક્ષા તમે કરી લિયો.' ૬

दोहा—कह्यो कुटुंबी तासु सब, जो नंदी शिव भौन ॥
याके करको खाय कछु, तौ संदेह है कौन ॥ ३० ॥

આ પ્રમાણે તુલસીદાસજીનું કેહેવું થતાં તેનાં સર્વ કુટુમ્બિયો બોલી ઉઠયા કે–'જો શિવજીના મન્દિરનો નન્દિકેશ્વર આના હાથનું કાંઈ પણ ભોજન કરે તો અમને જરા પણ સન્દેહ રહે નહિ અને આને પવિત્ર માનીએ.' ૩૦

चौ० तब विश्वेश्वर मंदिरमाहीं । गये गोसांई लै तेहिंकाहीं ॥
नंदीश्वर सों विनय सुनायो । नाम प्रभाव तुम्हीं सब गायो ॥
राम नामको यथा प्रभाऊ । तुम समान कोउ जानन काऊ ॥
राम कहत जो अघ रहि जावै । तौ यहि कर प्रभु कछु न पावै ॥
अस कहि कर द्विज कर कृत पेरा । धरि दीन्हों नंदीश्वर नेरा ॥
दै किंवार बाहिर प्रभु बैठे । कौतुक लखन जुरे जन तैठे ॥

लखैं किवार खोलि जब जाई । लीन्हों नंदी पेरा खाई ॥
यक मुखमहँ प्रतीति हित राख्यो । काशीवासी जय जय भाष्यो ॥
लिय कुटुंब सब ताहि मिलाई । तुलसिदास महिमा मुख गाई ॥
एक समय पुनि तुलसीदासा । कछु दिन कियो अवधपुरवासा ॥
एक विप्र बालक तहँ मरेऊ । तुलसीचरण आय सो गिरेऊ ॥
लोक रीति तुलसी समुझायो । ताके मनमें कछु न आयो ॥

આવાં વચન સાંભળી તુલસીદાસજી એ સર્વ મન્ડળીને સાથે લઇને વિશ્વેશ્વરના મન્દિરમાં ગયા. અને નન્દીશ્વરની પ્રાર્થના કરી કે "હે નન્દિકેશ્વર ! રામના નામનો પ્રભાવ તો સર્વ તમેજ ગાયેલો છે. ૧ રામ નામનો જેવો પ્રભાવ છે તેવો પ્રભાવ તમારા વગર બીજું કોઈપણ જાણતું નથી. માટે રામ નામ ઉચ્ચારણ કરવા છતાં પણ જો પાપ રહી જતું હોય તો આપ આના હાથના પ્રસાદ આરોગશોમાં." ૨ આ પ્રમાણે કહીને બ્રાહ્મણના હાથના કરેલા પેંડા નન્દિકેશ્વરની પાસે ધરી દીધા. અને કમાડ બન્ધ કરીને તુલસીદાસજી બહાર આવીને બેઠા. આ ચરિત્ર જોવાને માટે ત્યાં ઘણાં મનુષ્યો એકઠાં થયાં હતાં. ૩ થોડા સમય પછી જ્યારે કમાડ ઉઘાડીને જોયું તો નન્દીશ્વર સઘળા પેંડા ખાઈ ગયા હતા, પણ સર્વને પ્રતીતિ થવા માટે એક પેંડો મુખમાં રાખી મૂક્યો હતો, તે જોવામાં આવતાં કાશીવાસી જનોએ જયજયકાર કર્યો. ૪ તુલસીદાસજીએ તે બ્રાહ્મણના કુટુમ્બને બોલાવી તે સર્વ પાસે શ્રીરામ નામનો મહિમા ગાઈ સંભળાવ્યો અને તે સર્વ કુટુમ્બિયોએ તુલસીદાસજીનો મહિમા ગાયો. ત્યારપછી એકવાર તુલસીદાસજી પાછા કેટલાક દિવસ પર્યન્ત અયોધ્યામાં રહ્યા હતા. ૫ તે સમયમાં ત્યાં એક બ્રાહ્મણનો પુત્ર મરણ પામ્યો ત્યારે તેનો પિતા તુલસીદાસજીના ચરણોમાં પડ્યો. તુલસીદાસજીએ લૌકિક રીતિથી તેને ઘણો સમજાવ્યો; પરન્તુ તે બ્રાહ્મણના ધ્યાનમાં કશું આવ્યું નહિ. ૬

दोहा—लोथि डारिकै सोगयो, तुलसिदास के द्वार ॥
खान पान संध्या न किय, तुलसी कियो खँभार ॥ ३१ ॥

એ બ્રાહ્મણ તો પોતાના મરણ પામેલા પુત્રની લોથને તુલસીદાસજીના દ્વારમાં નાખીને ચાલ્યો ગયો, તે સમયે તુલસીદાસજીએ પણ ખાનપાન કે સંધ્યા—આદિ કાંઈ પણ કર્યું નહિ અને ભારે વ્યાકુળતા થઈ પડી. ૩૧

चौ० सुमिरन कीन्हों पवनकुमारा । अहौ नाथ तुम मोहिं अधारा ॥
हनूमान कह स्वप्नें आई । येहि पर यम कीन्ह जबराई ॥
पै याको हम अवशि जिऐहैं । राम भक्तको शोक मिटैहैं ॥
अस कहि यमपुर गयो कपीशा । यम बोल्यो पद नावत शीशा ॥
यमपुर विप्र बाल जिय नाहीं । खोजि लेहु सिगरे पुरमाहीं ॥

खोज्यो कपि पायो नहिं जीवा। तब यमपुर करि कोप अतीवा ॥
सुमिरि रामपद महिमा सिगरी। लियो लपेटि लंगूरसों नगरी ॥
बोल्यो यमसूं पवनकुमारा। देहु जियाइ विप्रको बारा ॥
ना तो तेहिसंग यमपुर जैहैं। मम प्रभु तुवसम और बनैहैं ॥
तब यम भभरि कह्यो कर जोरी। भाग्य मिटावन शक्ति न मोरी ॥

ત્યારે તુલસીદાસજીએ હનુમાનજીનું સ્મરણ કરીને વિનતિ કરી કે,–'હે નાથ! તમેજ મારા આધાર છો.' આ પ્રમાણે વિનતિ કરતાં, હનુમાનજીએ સ્વપ્નાવસ્થામાં આવીને કહ્યું કે–'આ બાળક ઉપર યમરાજે જબરાઈ કરી છે. ૧ તોપણ હું આને અવશ્ય જીવતો કરીશ અને આપ કે જે રામ ભક્ત છો તેનો શોક મટાડીશ.' આ પ્રમાણે હનુમાનજી, તુલસીદાસજીને કહીને પોતે યમપુરમાં ગયા તો ત્યાં હનુમાનજીના ચરણોમાં મસ્તક નમાવીને યમરાજે આ પ્રમાણે કહ્યું કે–૨ 'વિપ્રના બાળકનો જીવ યમપુરમાં નથી, તમે જાતે સઘળા પુરનાં સ્થાનોમાં શોધી લિયો.' આ પ્રમાણે યમરાજનું બોલવું થતાં જ્યારે હનુમાનજીએ યમપુરીમાં સર્વ સ્થળે શોધ કર્યો પણ બાળકનો જીવ ક્યાંય જોવામાં ન આવતાં યમપુર ઉપર અત્યન્ત ક્રોધ કર્યો. ૩ શ્રી રામચન્દ્રજીના ચરણોના મહિમાનું સ્મરણ કરીને, સઘળી યમપુરીને પૂછડાંથી લપેટી લઇને યમરાજાને આવાં વચનો કહ્યાં કે–'બ્રાહ્મણના બાળકને જીવતો કરો. ૪ નહિ તો તે બાળકની સાથે યમપુરી નષ્ટ થઈ જશે. મારા પ્રભુ તમારા સમાન બીજો યમ બનાવી લેશે.' હનુમાનજીનાં આવાં વચનોથી યમરાજાએ હાથ જોડીને કહ્યું કે–'ભાગ્ય ટાળવાની મારામાં શક્તિ નથી.' ૫

॥ श्लोक ॥ लिखिता चित्रगुप्तेन ललाटाक्षरमालिका ॥
तन्न चालयितुं शक्या असुरैस्त्रिदशैरपि ॥ ३ ॥

પુરાણાન્તરમાં કહ્યું છે કે–'ચિત્રગુપ્તે લલાટમાં જે અક્ષરમાળા લખી દીધી છે, તેને ચલાયમાન કરવાને દેવતાઓ કે દૈત્યો કોઈપણ સમર્થ નથી.' ૩

वायुसुवन तब कह मुसकाई। यह सति रघुपति भक्ति विहाई ॥
तामें सुन यमराज प्रमाना। कियो सनातन वेद बखाना ॥

આવાં યમરાજનાં વચન સાંભળી, હનુમાનજીએ હસીને કહ્યું કે–'તમે જે કહો છો તે નિયમ રામભક્તિ વગરનાં મનુષ્યોને માટે છે. આ વિષયમાં સનાતન વેદમાં કહેલ પ્રમાણ કહું છું તે તમે સાંભળો. ૬

॥ श्लोक ॥ यद्धात्रा लिखितंभाले तन्मृषा नैव जायते ॥
ऋते श्रीरामदासानां प्रेमनिर्भर चेतसां ॥ ४ ॥

વિધાતાએ જે લલાટમાં લખી દીધું હોય છે, તે મિથ્યા થતું જ નથી; પરન્તુ પરમ પ્રેમી રામદાસોને છોડીને બીજાઓને આ નિયમ લાગે છે. ૪

दोहा–तब यमराज डेरायकै, लै द्विज बालक प्रान ॥
अरप्यो आइ कपीशको, राख्यो अपनो थान ॥ ३१ ॥

આવાં હનુમાનજીનાં વચન સાંભળી યમરાજે ડરીને એ બ્રાહ્મણના પુત્રનાં પ્રાણ કે જેને પોતાનાં ગુપ્ત સ્થાનમાં રાખ્યાં હતાં ત્યાંથી લાવીને હનુમાનજીને આપી દઈને પોતાના સ્થાનનું સંરક્ષણ કર્યું. ૩૨

चौ० दिय कपीश द्विज पुत्र जियाई । सकल अवधपुर बजी बधाई ॥
तुलसिदास अति आनँद पायो । तहां बसत कछु काल बितायो ॥
आयो एक वनिक पुनि कोऊ । रामदरश लालच अति सोऊ ॥
तुलसिदास तब कह मुसकाई । यह तो बात महा कठिनाई ॥
सहजहि राम दरश नहि होई । कोटिन जनम जा तहै खोई ॥
वनिक कह्यो है कौन उपाई । तुलसिदास तब कह्यो बुझाई ॥
बरछी गाडि भूमिमहँ देहू । तापर कूदहु तजि तनु नेहू ॥
यहि विधि दरश होईतौ होई । और जतन कछु परैन जोई ॥
वनिक कह्यो यह तौ न असति है । तुलसिदास कह सती सती सतीहै ॥
वनिक गाडि बरछी महिमाहीं । चढ्यो जाइ तरु कूदन काहीं ॥
मरनभीति कूद्यो नहिं जाई । बनिया बारबार पछिताई ॥

આ પ્રમાણે હનુમાનજીએ બ્રાહ્મણના પુત્રને જીવતો કરી દીધો. સઘળી અયોધ્યામાં વધાઈ પડી. તુલસીદાસજી પણ મહાઆનન્દ પામ્યા અને અયોધ્યામાંજ રહીને કેટલોક કાળ વ્યતીત કર્યો. ૧ ત્યાં એક સમય શ્રી રામચન્દ્રજીનાં દર્શનની ઉત્કંઠાથી કોઈ એક વાણીઓ આવ્યો. અને તેણે તુલસીદાસજીને વિનતિ કરીકે–' મને શ્રીરામચન્દ્રજીનાં દર્શનની ઈચ્છા છે. ૨ તુલસીદાસજીએ મન્દહાસ્ય કરીને કહ્યું કે–' એ વાત બનવી તો મહાકઠિણ છે. સહજમાં શ્રી રામચન્દ્રજીનું દર્શન થતું નથી, તેમાં તો કરોડો જન્મ વ્યતીત થઈ જાય છે.' ૩ વાણીયો બોલ્યો કે–' કોઈપણ દર્શનનો ઉપાય બતાવો ' ત્યારે તુલસીદાસજીએ સમજાવીને કહ્યું કે–'શરીર ઉપરના સ્નેહનો ત્યાગ કરીને પૃથિવીમાં એક બરછી ખોડીને તેના ઉપર તું કૂદી પડય. ૪ 'આ પ્રમાણે કરવાથી કદાચ દર્શન થાય તો થાય. બીજો એકે ઉપાય નથી.' વાણીયો બોલ્યો કે– 'આ તમે કહોછો તે અસત્ય તો નથી'? તુલસીદાસજી બોલ્યા કે–' સત્ય છે, સત્ય છે, સત્ય છે. ૫ આ પ્રમાણે તુલસીદાસજીનું નિશ્ચયાર્થ બોલવું થતાં વાણીયોતો પૃથિવીમાં બરછી ખોડીને તે બરછી ઉપર કૂદવા માટે ઝાડ ઉપર ચડયો; પરન્તુ મરણના ભયથી તેનાથી કૂદાયું નહિ તેથી તે સમયે તે વાણીયો વારમ્વાર પસ્તાવા લાગ્યો. ૬

दोहा–कोउ क्षत्रिय तेहि पंथ हो, लख्यो तमाशो जाइ ॥
कह्यो वनिकसों काह यह, वैश्य कह्यो सब गाइ ॥ ३३ ॥

એ સમયમાં કોઈ ક્ષત્રિય માર્ગમાં જતો હતો તેના જોવામાં આ કૌતુક આવતાં વાણીયાને આવીને પૂછયું કે—'આ તું શું કરે છે?' ત્યારે વાણીયાએ સઘળી વાર્તા કહી સંભળાવી. ૩૩

चौ० क्षत्रिय कह्यो उतरि तुम आवहु । कौन हेतु तनु वृथा गवांवहु ॥
मोसों लेहु कछुक धन भाई । करहु जाय रोजगार बनाई ॥
वनिक मानि क्षत्रियकें बैनीं । लै धन तुरत गयो निज ऐना ॥
क्षत्रिय लियो मनहिं अनुमानी । मृषा न तुलसिदासकी बानी ॥
तरुपर चढि कूद्यो बरछीपर । उपरहि रोकि लियो तेहि रघुवर ॥
बजे नगर दुंदुभी अपारा । भयो सुयश सिगरे संसारा ॥
तामें प्रमाण गोसाईजीकी । मैं लिखि देहौं सोई नीकी ॥
"कौनिहु सिद्धि कि विन विश्वासा। विन हरिभजन न भवभयनासा" ॥
यक दिन गुरुजू गये नहाने । मज्जनहित जब नीर समाने ॥
तब यक तिय बिन बसन नहाती । कह्यो लाज भरि सो बिलखाती ॥
करि मम ओर पीठि यहि ठांई । ठाढो रहु तोहिं राम दोहाई ॥
तिय मज्जन करिकै घर आई । तुलसिदास सुनि राम दोहाई ॥
रहे ठाढ तेहि दिन तेहि ठांई । शपथ बहोर व तिय विसराई ॥
भयो शोर सिगरे पुरमाहीं । आई सो तिय बहुरि तहाहीं ॥

ક્ષત્રિયે કહ્યું કે-'તું ઉતરી આવ, શામાટે તું તારા શરીરને વૃથા નષ્ટ કરે છે. હે ભાઈ! મારી પાસેથી થોડું ઘણું દ્રવ્ય લે અને ઘેર જઈને રોજગાર કર' ૧ વાણીયો, ક્ષત્રિયનાં વચન માની ધન લઈને તુરત પોતાના સ્થાનમાં ચાલ્યો ગયો. ક્ષત્રિયે મનમાં જાણી લીધું કે-'તુલસીદાસજીની વાણી કદિપણ મિથ્યા થતી નથી.' ૨ આ પ્રમાણે નિશ્ચય કરીને ક્ષત્રિય ઝાડ ઉપર ચડીને બરછીનાં ઉપર કુદી પડયો, એટલે તુરતજ શ્રી રામચન્દ્રજીએ તેને ઉપરજ પકડી લીધો. નગરમાં દુંદુભિવાજાં વાગવા માંડયાં અને સકળ સંસારમાં તેનો સુયશ છાઈ ગયો. ૩ આ વિષયમાં તુલસીદાસજીએ જે પ્રમાણ કહ્યાં છે, તે હું લખી દર્શાવું છું કે—'વિશ્વાસ વગર કોઈ કાર્યની સિદ્ધિ થતી નથી અને હરિભજન વગર સંસારનો ભય નાશ થતો નથી.' ૪ એક દિવસે જ્યારે તુલસીદાસજી સ્નાન કરવાને ગયા, અને સ્નાન કરવાને જ્યારે જળમાં પ્રવિષ્ટ થયા ત્યારે ત્યાં એક સ્ત્રી નગ્ન સ્નાન કરી રહી હતી, તે સ્ત્રીએ લજ્જાથી વ્યાકુળ થઈને આ પ્રમાણે કહ્યું કે-૫ 'તમને શ્રી રામ દોહાઈ છે મારી તરફ પીઠ કરીને ઉભા રહો.' આ પ્રમાણે સ્ત્રીનું બોલવું થતાં તુલસીદાસજી પીઠ દઈને ઉભા રહ્યા અને પેલી સ્ત્રી સ્નાન કરી વસ્ત્ર પેહેરી ઘેર ચાલી ગઈ અને તુલસીદાસજી તો રામદોહાઈ સાંભળીને જેમના તેમ પીઠ દઈને આખો દિવસ વ્યતીત થતાં સુધી જળમાં ઉભા રહ્યા; કારણ કે તે સ્ત્રી જતી વેળાએ રામદોહાઈ છૂટયાનું કેહેવું ભુલી ગઈ હતી. આ વાર્તાનો આખા નગરમાં કોલાહલ થઈ રહેતાં તે સ્ત્રી પણ ત્યાં આવી. ૬-૭

दोहा–तुलसिदास सों वचन कहि, राम शपथ तुमकाहिं ॥
जाहु अपने भवनको, इतै काज कछु नाहिं ॥ ३४ ॥
तुलसिदास जलते निकसि, तब आयो निज भौन ॥
जलचर पग पल नोचिं लिय, कियो न यक पद गौन ॥ ३५ ॥
राम शपथ यहिं भांति की, ताहि मंदमति लोग ॥
राम द्रोहि भाषत रहैं, करिकै मृषा प्रयोग ॥ ३६ ॥

અને તુલસીદાસજીને કહેવા લાગી કે–'તમને શ્રી રામચન્દ્રજીના શપથ છે, માટે હવે તમે આપના આશ્રમમાં જાઓ. તમારૂં અહિ કાંઈ પણ કામ નથી. ૩૪ આ પ્રમાણે તે સ્ત્રીનું બોલવું થતાં તુલસીદાસજી જળથી બાહાર નિકળીને પોતાના આશ્રમમાં આવ્યા. જ્યારે તે જળમાં ઉભા રહ્યા હતા તે સમયમાં જળના જન્તુઓ પગના માંસને ખાઈ જતાં હતાં, તોપણ તે જે સ્થળે ઉભા હતા ત્યાંથી એક પગલું પણ ખસ્યા ન હતા. ૩૫ શ્રી રામચન્દ્રજીના શપથ આ પ્રકારના છે. રામદ્રોહી મન્દબુદ્ધિવાળા લોકો વગર પ્રયોજને અનેક શપથો કરે છે અને પાછા તેને મિથ્યા કરીને આચરણ કરે છે. ૩૬

चौ० तुलसिदास कर बढ्यो प्रभाऊ । भयो विदित पुहुमी सब ठांऊ ॥
बादसाह दिल्लीको वासी । सुनि कीरति अति आनंदरासी ॥
निज नायकको कह्यो बुलाई । तुलसीको ल्याइये लिवाई ॥
नायक चल्यो बनारस आयो । तुलसिदासके पद शिर नायो ॥
हजरत तुम्हें बोलायो साई । चल्यो दूत कहिकै तेहि ठांई ॥
तुलसिदास तब कियो विचारा । कौन शाहते हेतु हमारा ॥
पै जो हम दिल्ली नाहिं जैहैं । शाह अवशि दरशनहित ऐहैं ॥
तौ जीवनको अति दुखहोई । उचित परै चलिबो मोहिं जोई ॥
तुलसिदास लै साधु समाजा । दिल्ली गये सुमिरि रघुराजा ॥
शाह कियो सादर सतकारा । पुनि बोल्यो अपने दरतारा ॥
तुमहि सुन्यो साहेबहि मिलापी । अजमत देहु देखाय प्रतापी ॥
तुलसी कह्यो राम हम जानै । दूसर साहेब और न मानै ॥

આવાં આવાં અનેક કારણોને લીધે જ્યારે તુલસીદાસજીનો પ્રભાવ વૃદ્ધિ પામી સઘળી પૃથિવીમાં પ્રખ્યાત થયો. ત્યારે દિલ્લીના પાદશાહે અતિ આનન્દના સમૂહરૂપ કીર્તિ સાંભળીને, પોતાના નાયકને આજ્ઞા આપી કે–'તુલસીદાસજીને અહિ લઈ આવ.' આ પ્રમાણે પાદશાહની આજ્ઞા થતાં નાયકે દિલ્લીથી કાશીમાં આવીને તુલસીદાસજીના ચરણોમાં મસ્તક નમાવ્યું. ૧–૨ અને કેહેવા લાગ્યો કે–'હે સાંઈ! આપને હજરત–પાદશાહ બોલાવે છે. આ પ્રમાણે કહીને પાદશાહનો દૂત–નાયક ચાલ્યો ગયો. ત્યારપછી તુલસીદાસજીએ વિચાર કર્યો કે, 'પાદશાહને મારૂં શું પ્રયોજન હશે!' ૩ અને જો હું દિલ્લી નહિ જાઉં તો પાદશાહ અવશ્ય મારાં દર્શન માટે અહિ

આવશે. તો અહિંના તથા માર્ગનાં પ્રાણીઓને કષ્ટ થશે એ માટે મારે જાતેજ અહિંથી ચાલીને જવું એ ઉચિત્ છે. ૪ આ પ્રમાણે વિચાર કરીને તુલસીદાસજી સાધુ સમાજને સાથે લઈને શ્રી રામચન્દ્રજીનું સ્મરણ કરીને દિલ્લી ગયા. ત્યાં પાદશાહે તેનો બહુજ આદર સત્કાર કર્યો, અને પછી દરબારમાં બોલાવીને આ પ્રમાણે કહ્યું કે–૫ મેં એવું સાંભળ્યું છે કે; 'તમને સાહેબ–ઈશ્વરાંનૂંનો મેલાપ થયો છે, માટે આજ મને પણ તે સમ્બન્ધનો પ્રતાપ દર્શાવો.' તુલસીદાસજી બોલ્યા કે–' હું કેવળ રામનામ જાણું છું બીજો કોઈ સાહેબ માનતો નથી.' ૬

दोहा—अजमत देखन हेतु तहँ, कीन्हो हठ शठ शाह ॥
तुलसिदास अजमत करन, कियो न मनमें चाह ॥ ३७ ॥

આ પ્રમાણે તુલસીદાસજીનું બોલવું થતાં પાદશાહે કરામત જોવાને માટે શઠતાથી ઘણો હઠ કર્યો; પરન્તુ તુલસીદાસજીને કરામત દર્શાવવાની મનમાં ઈચ્છા થઈજ નહિં.

चौ० शाह सकोप कह्यो तब बानी । तूं खिलाफ अजमत अभिमानी ॥
कारागार कैद यहि कीजै । राम करतका सो लखि लीजै ॥
सुनत शाह शासन मजबूता । कारागार गये लै दूता ॥
तुलसिदास तब कियो विचारा । मोर सहायक पवनकुमारा ॥
सुमर्‍यो पद रचिकै हनुमाना सो पद श्रोता सुनहु सुजाना ॥

ત્યારે પાદશાહે ક્રોધ કરીને કહ્યું કે–'તું ખોટી કરામતનું અભિમાન રાખે છે. માટે હે સીપાઈઓ ! આને બંધીખાનામાં લઈ જાઓ. જોઉં છું કે, આનો રામ શું કરે છે ?' ૧ આ પ્રમાણે પાદશાહની દૃઢ આજ્ઞા થતાં સીપાઈઓ તુલસીદાસજીને બંધીખાનામાં લઈ ગયા. ત્યારે તુલસીદાસજીએ વિચાર કર્યો કે–'મારી સહાયતા કરવાવાળા પવનકુમાર–હનુમાનજી છે.' આમ નિશ્ચય કરીને હનુમાનજીનું સ્મરણ કરીને એક પદની રચના કરી તે પદ હે સુજાન શ્રોતાઓ શ્રવણ કરો. ૨

पद—ऐसे तोहिं न बूझिये हनुमान हठीले ॥
हांक सुनत दशकंधके भये बंधन ढीले ॥

હે મહાવીર હઠીલા! આ પ્રમાણે મારી ઉપેક્ષા કરવી એ આપને યોગ્ય નથી. તમારી હાંક સાંભળતાં તો દશકંધર–રાવણનાં બંધનો પણ ઢીલા થઈ ગયાં હતાં. ત્યારે બીજાં બંધનોની તો વાર્ત્તાજ શી કરવી ? અર્થાત્ આ પાદશાહનું બન્ધન આપને શું ગણનામાં છે.'

चौ० तुलसिदास यह पद रचि गायो । तब हनुमत उर अमरष आयो ॥
होत भोर दिल्ली पुर माहीं ॥ कोटिन मर्कट विकट देखाहीं ॥
कोट कंगूरन और हवेली । कलशा दियो अनेकन ठेली ॥
शाखा मृग यकयक घरमांहीं । प्रवि सत लाखन तुरत दिखाहीं ॥
लाल किलामधि शाह मकाना । तहँ बांदर प्रविसे सहसाना ॥

तोपन तुपकन यद्यपि मारा । तदपि कीश नहिंहटे हजारा ॥
घुसे कीश बहु शाह जनाने । पकरि बेगमनको अंनखाने ॥

આ પદ રચીને તુલસીદાસજીએ જેવું ગાયું કે—તુરતજ હનુમાનજીને ક્રોધ ઉત્પન્ન થયો. ૩ બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ દિલ્લીમાં કરોડો વિકટ વાનરાઓએ દેખાવ આપ્યો. કોટ, કાંગરાઓ તથા હવેલીઓ ઉપર વાનરાઓજ દેખાવા લાગ્યા અને તેઓએ હવેલીઓ ઉપરના કળશોને તોડીને જ્યાં ત્યાં ફેંકી દીધા. ૪ એકેક ઘરમાં તુરત લાખો વાનરાઓ પેસતા દેખાવા લાગ્યા. અને પાદશાહના લાલ કિલ્લા મધ્યેના મકાનોમાં અનેક વાનરાઓએ પ્રવેશ કર્યો. ૫ જો કે અનેક તોપો તથા બંદુકો ફોડવામાં આવી; તોપણ હજારો વાનર હઠયા નહિ. ઘણા વાનરાઓ તો પાદશાહના જનાનામાં પેસીને બેગમોને પકડીને દુઃખ આપવા લાગ્યા. ૬

दोहा—फारि बसन पट हीन किय, चीथि चीथि सब अंग ॥
हाहाकार मचाय दिय, रंगे कोपके रंग ॥ ३८ ॥

બેગમોનાં વસ્ત્ર ફાડી નાખીને તેઓને વસ્ત્ર રહિત કરી, તેઓનાં સર્વ અંગો ઉપર નખોવડે વીખરડા ભરવા લાગ્યા. કોપના રંગમાં રંગાયલા વાનરાઓએ દિલ્લીમાં હાહાકાર મચાવી દીધો. ૩૮

चौ० रहैं जौन दिल्लीके बासी । भये सकल ते जीव निरासी ॥
लखि दुरदशा शाह घबराना । सकल बजीरनको द्रुत आना ॥
शासन दीन्हेउ करहु विचारा । कोहि हित मांच्यो जुलुम अपारा ॥
हाफिज वृद्ध रह्यो तहं एका । सो कह कीन्हो अति अविवेका ॥
यक फकीरको कैद करायो । सो अपनी अजमत दरशायो ॥
करत शाहके यही विचारा । दिल्ली माच्यो हाहाकारा ॥
यक यक पुरुष नारिपर कीशा । लाखन लपटि गये कर रीशा ॥
भागीं बेगम बिन सुथनीयां । कहत खुदाय न पग पैंजनिया ।
नोचहिं नारिन केशन कीशा । भागत गिरीं फूटिगे शीशा ॥
मातु सुता पितु सुत तजि भागे । कोउ कोउ संग न लिय भय पागे ॥
दिल्ली प्रलय होति सो दीसै । हल्ला कियो महल्ला कीसै ॥
कारागार जाय तब शाहा । गिऱ्यो तुरत तुलसीपदमाहा ।

જેઓ દિલ્લીના નિવાસી હતા, તે સર્વ મહાવ્યાકુળ થઈને જીવવાની આશા છોડી બેઠા. આ પ્રમાણે સર્વની દુર્દશા નિરખીને પાદશાહ ઘભરાયો અને સર્વ મંત્રીઓને બોલાવ્યા. ૧ અને આજ્ઞા કરી કે–' આ અપાર જુલમ શા કારણથી થયો તેનો વિચાર કરો. ' આ સમય ત્યાં એક વૃદ્ધ કાજી હતો, તેણે કહ્યું કે–' આપે મહા અવિવેક કર્યો છે. ૨ જે ફકીરને આપે કેદ કર્યો છે, તે ફકીરે આ પોતાની કરામત દેખાડી છે.

પાદશાહના સન્મુખ મંત્રીઓ વિગેરે આ પ્રમાણે વિચાર કરતા હતા, એટલામાં તો દિલ્હીમાં વિશેષ હાહાકાર મચી ગયો. ૩ પ્રત્યેક્ પુરૂષ તથા પ્રત્યેક્ સ્ત્રીને લાખો વાનરાઓ વળગવા લાગ્યા. અને બેગમો તો સુંથણીઓ તથા પગમાં પગરખાં વગર 'ખોદા ખોદા ' પોકારતી ભાગવા લાગી. ૪ વાનરાઓ સ્ત્રીઓના કેશ ખેંચવા લાગ્યા. ત્યારે ભાગવા જતાં સ્ત્રીઓ પડી જવાથી તેઓનાં માથાં ફુટી જતાં હતાં. માતા પુત્રીને અને પિતા પુત્રને ત્યજીને ભાગવા લાગ્યા અને ભયથી કોઈએ કોઈને પણ સાથે લીધાં નહિ. ૫ એ સમય દિલ્હીમાં પ્રલય થતો હોય એમ જણાવા લાગ્યું. વાનરાઓએ પ્રત્યેક્ મોહોલ્લાઓમાં હુલ્લાં મચાવી દીધી. ત્યારે પાદશાહ તુરત બન્ધીખાનામાં જઈને તુલસીદાસજીના ચરણોમાં પડયો. ૬

दोहा—विनय कियो कर जोरिकै, अजमत लीन्हों देखि ॥
अब वानरन समेटियै, प्रलय होतिसी लेखि ॥ २९ ॥

અને હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી કે-મેં આપની કરામત જોઈ લીધી. હવે વાનરાઓને સમેટી લિયો; નહિ તો દિલ્હીમાં પ્રલય સમાન થઈ જશે. ૩૯

चौ० तुलसिदास कह अजमत देखौ । राम-चरित्र सकल जिय लेखौ ॥
जो चाहो आपनी भलाई । तौ फेरहु पुर राम दोहाई ॥
यह दिल्ली भो हनुमत थाना । बस तु जाय रचि द्वितिय मकाना ॥
शाह मानि शासन शिरनाई । दिल्ली फेरी राम-दोहाई ॥
बंदर बंद भये जेहिं काले । तुलसीको ल्यायो निज आले ॥
कियो गोसाईंको सतकारा । दिल्ली दूसर रच्यो भुवारा ॥
रामघाट रचि यमुनामाहीं । दिल्ली अरपिसु तुलसीकाहीं ॥
वस्यो सुचित चित बादसाह तहँ । तुलसीको राख्यो तेहि पुरमहँ ॥
सुन्यो सूरकीरति तेहि भांती । दरशन अभिलाषा अधिकाती ॥
पठै बुद्धिमानन व्रजकाहीं । आन्यो सूरदास पुरमाहीं ॥
तुलसी सूर समागम भयऊ । राम कृष्णमय पुर है गयऊ ॥
दोऊ गये शाह दरबारा । बादसाह किय अति सतकारा ॥

તુલસીદાસજી બોલ્યા કે-'આ સર્વ કરામત ન સમજતાં શ્રી રામચન્દ્રજીનુંજ ચરિત્ર છે એમ મનમાં સમજો. જો હવે તમે તમારૂં કલ્યાણ ચાહતા હો તો, શેહેરમાં શ્રી રામચન્દ્રજીની દોહાઈ ફેરવો. ૧ આ દિલ્હી તો હવે હનુમાનજીનું સ્થાન થઈ ગઈ. માટે તમે બીજું કોઇ સ્થાન રચીને ત્યાં વાસ કરો.' પાદશાહે તુલસીદાસજીની આ આજ્ઞા સ્વીકારી, મસ્તક નમાવી દિલ્હીમાં રામ દોહાઈ ફેરવી. ૨ તેજ સમયે વાનરાઓનો ઉપદ્રવ શાન્ત થઈ ગયો. ત્યારપછી પાદશાહે તુલસીદાસજીને પોતાનાં શ્રેષ્ઠ સ્થાનમાં લાવી, ગુસાંઇજીનો સારો સત્કાર કરી, પાદશાહે બીજી દિલ્હી વસાવી. ૩

યમુનાજીના કીનારા ઉપર રામઘાટ બંધાવીને પહેલી દિલ્લી તુલસીદાસજીને અર્પણ કરી. અને પાદશાહ પ્રસન્નતા પૂર્વક નવી દિલ્લીમાં રહ્યો અને તુલસીદાસજીને જુની દિલ્લીમાં રાખ્યા. ૪ તુલસીદાસજીની પેઠે તે સમયમાં સૂરદાસજીની કીર્ત્તિ વિશેષ ફેલાઇ રહેલી હોવાથી પાદશાહને સૂરદાસજીના દર્શનની અધિક અભિલાષા થતાં, બુદ્ધિમાન્ લોકોને વ્રજમાં મોકલીને સૂરદાસજીને પણ દિલ્લી બોલાવ્યા. ૫ જે સમય તુલસીદાસજીનો અને સૂરદાસજીનો સમાગમ થયો ત્યારે આખું શેહેર રામ–કૃષ્ણમય થઈ ગયું. એ બન્ને પાદશાહના દરબારમાં ગયા ત્યારે પાદશાહે તેઓનો અત્યન્ત સત્કાર કર્યો.૬

दोहा–शाह कह्यो तब सूरसों, दीजै चरित देखाय ॥
सूर कह्यो तुलसी चरित, लखि नहिं गये अघाय ॥ ४० ॥

ત્યારે પાદશાહે સૂરદાસને કહ્યું કે–'તમે કાંઈક કરામત દર્શાવો.' ત્યારે સૂરદાસજીએ કહ્યું કે–' તુલસીદાસજીની કરામત જોયા છતાં પણ હજુ તમારૂં પેટ ભરાયું નથી? ૪૦

चौ० बेटी तुव जो बसै जनाने । तासु चरित सुनिये दोउ काने ॥
कृष्ण रासकी सखी सुहाई । कौनेहु पाप भवन तुव आई ॥
ताहि पठावहु ब्रजै तुरंता । रास करत जहँ राधाकंता ॥
जो परतीति होय नहिं तेरे । तौ मानिये वयन अस मेरे ॥
तासु वाम जंघा तिल होई । मूरति श्यामकपोलहि जोई ॥
शाह सुनत उठि गयो जनाने । बेटीको सो वचन बखाने ॥
सुनतहिं सुता सूर ढिग आई । दै तलमुख तनु दियो बिहाई ॥
तासु जंघातिल लख्यो अमोला । श्याम स्वरूपहु लख्यो कपोला ॥
अचरज गुणि पूंछ्यो तब सूरै । हेतु बखाने हरहु भ्रम पूरै ॥
सूर कह्यो यह सखी रासकी । मान कियो पिय मिलन आसकी ॥
मैंही गयो मनावन याको । मान्यो नहिं मनायकै थाको ॥
तब मैं कह्यो वियोगिनि व्हैहै । सोउ कह तहूं वियोगहि वैहै ॥

તમારા જનાનામાં જે તમારી પુત્રી–શાહાજાદી છે, તેનું ચરિત્ર બે કાને સાંભળો. એ શ્રીકૃષ્ણના રાસની સખી છે, કોઈ પાપના સંયોગથી તમારે ત્યાં જન્મ લીધો છે. ૧ તે શાહજાદીને તુરત વ્રજમાં મોકલી દિયો, કે જ્યાં રાધારમણ રાસ કરે છે. આ વાતનો જો તમને વિશ્વાસ આવતો ન હોય તો હું જે વચન કહુંછું, તે મારાં વચન માનો. ૨ શાહજાદીના ડાબા સાથળ ઉપર તલ છે અને કપોળમાં શ્રીકૃષ્ણની મૂર્ત્તિ જોવામાં આવે છે. સૂરદાસજીના આ વચન શ્રવણ કરી પાદશાહ ઉઠીને જનાનામાં ગયો, અને શાહજાદીને તે વાર્ત્તા કહીને, કહ્યું કે તને સૂરદાસજી બોલાવે છે. ૩ પાદશાહનાં આ વચન સાંભળતાંજ શાહજાદી સૂરદાસજીની પાસે આવી, અને તેના હાથ ઉપર મુખ રાખીને શરીર છોડી દીધું. તેના ડાબા સાથળ ઉપર અમૂલ્ય તલ જોયો અને કપોળમાં શ્રીકૃષ્ણની મૂર્ત્તિ દેખાતી હતી. ૪ પાદશાહે આશ્ચર્ય પામીને

સૂરદાસજીને પૂછ્યું કે 'આનું કારણ શું? તે કહીને મારા ભ્રમને ટાળો.' પાદશાહને તે કારણ જાણવા માટે આતુર થયેલો જોઈને સૂરદાસજી બોલ્યા કે–'આ આપની શાહજાદી રાસની સખી છે તે એક દિવસ શ્રીકૃષ્ણ નહિ મળવાથી રીસાઈને બેઠી હતી. ૫ અને તેને હુંજ મનાવવા ગયો હતો; પરન્તુ હું મનાવી મનાવીને થાકયો પણ તેણે માન્યું નહિ. ત્યારે મેં કહ્યું કે–તું વિયોગિની થશે ત્યારે તેણે મને કહ્યું કે તેજ દશા તમારી થશે.

दोहा–आय गये तहँ मिलन हित, तुरतहि मदन गोपाल ॥
कर गहि जंघा धरि छरि, चूमि कपोल विशाल ॥ ४१ ॥

ત્યારે પોતે મદનગોપાલ–શ્રીકૃષ્ણ તેને મનાવવા માટે તુરત ત્યાં આવ્યા. અને તેનો હાથ પકડી સાથળ ઉપર પોતાની છડી રાખી, તેના વિશાળ કપોળ–ગાલનું ચુમ્બન કર્યું.

चौ० लियो लेवाय मनाय मियाको । जान्यो सब वृत्तांत तहांको ॥
मोहिं कह्यो तैं प्रगट जगतमें । तारै जनन विराजि भगतमें ॥
सखी होयगी शाहकुमारी । तोहिं मिलि है तब तनु तजिडारी ॥
सोय अमरषवश मोहिं तल मारी । तनु तजि यदुपतिधाम सिधारी ॥
छरीचिह्न जंघातिल सोई । चुंबन कीन्ह कपोलहि जोई ॥
शाह सत्य गुणि अचरज त्यागा । बारहिं बार सूर पग लागा ॥
रहे बहुत दिन सूर गोसाँई । करि सतसंग न मोद अघाई ॥
यक दिन दोउ बजार महँ बैठे । करि सतसंग मोदरस पैठे ॥
शाह मत्त मातंग महाना । आवत चलो दुहुँन दरशाना ॥
लोगन कह्यो पराव तुरंता । ना तो करन चहत गज अंता ॥
सूर कह्यो मैं अहहुं गोसाईं । मैं रहिसकों न अब यहि ठाईं ॥
मेरो नंदलाल अतिबालक । किमि ह्वैहैं दुरधर गजघालक ॥
तूं बैठे तौं ब्रैठ भलाई । धनुधर तेरो नाथ गोसाँई ॥

અને તેને મનાવીને લઈ ગયા. આ સર્વ ત્યાંનું વૃત્તાન્ત જાણીને, શ્રીકૃષ્ણે મને કહ્યું કે તું જગત્‌માં જન્મ લઈ, ભગતમાં વિરાજી ભક્તિદૃઢ કરીને પ્રાણીઓને ભવસાગરથી તારજે. ૧ આ સખી પાદશાહની શાહજાદી થશે. અને તને મળતાંજ એ પોતાના શરીરને છોડી દેશે. તેણે ક્રોધથી મને હાથનાં તળાંનો પ્રહાર કર્યો હતો. તે હવે શરીરનો ત્યાગ કરીને શ્રી યદુપતિના ધામમાં ગઈ. ૨ તેના સાથળ ઉપર શ્રીકૃષ્ણે છડી રાખેલી હોવાથી તેના સાથળ ઉપર તેનો તલ થઈ ગયો. અને ગાલનું ચુમ્બન કર્યું હતું તેથી કપોળમાં શ્યામ મૂર્ત્તિ વસી હતી.' પાદશાહ સૂરદાસજીનાં આ વચનો સત્ય જાણી આશ્ચર્યનો ત્યાગ કરી વારમ્વાર સૂરદાસજીને પગે લાગ્યો. ૩ સૂરદાસજી અને ગુસાંઈજી–તુલસીદાસજી આ પ્રમાણે દિલ્હીમાં ઘણા દિવસ સુધી રહ્યા, અને સત્સંગ કરી, સત્સંગના આનન્દથી તૃપ્ત થયા નહિ. એક દિવસે તે બન્ને મહાત્માઓ બજારમાં બેસીને સત્સંગના આનન્દનો રસ લેતા હતા. ૪ તે સમય પાદશાહનો મત્ત

થયેલો મોટો હાથી આવ્યો આવતો બન્નેના જોવામાં આવ્યો. લોકો પોકારવા લાગ્યા કે 'તુરત ભાગો નહિ તો આ હાથી મારી નાખશે.' ૫ સૂરદાસજીએ કહ્યું કે-'હે ગુસાંઈજી' હું અહિંથી જાઉં છું. હવે આ સ્થળે મારાથી રહી શકાય નહિ. મારા નન્દલાલ બહુજ બાળક છે, તે આ દુર્ધર હાથીને શી રીતે મારી શકે! તમારી બેસવાની ઈચ્છા હોય તો તમે ભલે બેઠા રહો; કેમકે તમારો નાથ ધનુષ્ધારી છે. ૬

दोहा—भगे सूर अस कहि तहां, लीन्हे अंक गोपाल ॥
तुलसिदास मुसकाइकै, बैठ सुमिरि रघुलाल ॥ ४२ ॥

આ પ્રમાણે કહીને સૂરદાસજી ગોપાલને ખોળામાં લઈને ત્યાંથી ભાગી ગયા, અને તુલસીદાસજી તો હસીને શ્રી રામચન્દ્રજીનું સ્મરણ કરીને ત્યાંજ બેઠા રહ્યા. ૪૨

चौ० धायो तुलसी सन्मुख नागा । अकस्मात शीश शर लागा ॥
मर्यो नाग करि घोर चिकारा । भो वृत्तांत विदित संसारा ॥
तुलसी सूर समागम करिकै । काशी आवत भे मुद भरिकै ॥
एक समय नाभाजू ज्ञानी । जिन यह भक्तमाल निरमानी ॥
दे सब संतन नेउता दीन्हो । सिगरे संत पयानो कीन्हो ॥
तुलसिदासको न्योतो आयो । तब मनमें विचार अस ल्यायो ॥
पंगतिमें कच्चो पकवाना । द्विजको खैबो उचित न जाना ॥
यह विचार करि तहां न गयऊ । पवनसुवन तासों कहि दयऊ ॥
भक्तराज नाभाको जानो । तुरतहि तहँको करो पयानो ॥
हनुमत शासन सुनत गोसाईं । चले तुरत भिक्षुककी नाईं ॥
नगर ओडछे ढिग तब गयऊ । कौतुक तहां मांचि यह रहेऊ ॥
तहँको इंद्रजीत जो राजा । सो जोन्यो बहु कविन समाजा ॥

પેલો હાથી તુલસીદાસજીની સામે દોડયો કે અકસ્માત્ માથાંમાં બાણ લાગ્યું. ત્યારે તે હાથી ઘોર ચીત્કાર કરીને મરણ પામ્યો. આ વૃત્તાન્ત સઘળા જગત્માં વિદિત થયું. ૧ આ પ્રમાણે તુલસીદાસજી, સૂરદાસજીનો સમાગમ કરીને પૂર્ણ આનન્દ લઈને કાશીમાં આવ્યા. એક સમય મહાજ્ઞાની નાભાજી કે જેણે ભક્તમાલ બનાવી છે તેણે સર્વ સન્તોને આમંત્રણ કર્યું. તેથી સર્વ સન્તોએ તેને ત્યાં જવા માટે પ્રયાણ કર્યું. તુલસીદાસજીને પણ નોતરૂં આવ્યું, ત્યારે તેણે મનમાં આ પ્રમાણે વિચાર કર્યો કે ૨–૩ 'પંગતમાં બેસીને કાચું પકવાન ખાવું એ બ્રાહ્મણોને ઉચિત્ નથી' આવો વિચાર કરી તુલસીદાસજી ત્યાં ગયા નહિ, ત્યારે હનુમાન્જીએ આ પ્રમાણે કહ્યું કે-૪ નાભાજીને ભક્તરાજ જાણીને તુરતજ તેને ત્યાં જાઓ. હનુમાન્જીની આજ્ઞા સાંભળી ગુસાંઈજી તુરત ભિક્ષુક પેઠે ચાલ્યા. ૫ જ્યારે ઓડછા નામના નગરની પાસે તુલસીદાસજી પોહોચ્યા ત્યારે ત્યાં એક કૌતુક જોવામાં આવ્યું. ત્યાંના ઈન્દ્રજીત નામના રાજાએ ઘણા ઘણા કવિઓનો સમાજ એકઠો કર્યો હતો. ૬

दोहा—कविसमाज शिरताजकिय, श्रीकवि केशवदास ॥
रामचंद्रिका जो विमल, कीन्हों जगत प्रकास ॥ ४३ ॥

તે કવિઓના સમાજે ત્યાં કેશવદાસ નામના કવિ, કે જેણે જગતમાં રામચન્દ્રિકા નામના વિમળ ગ્રન્થનો પ્રકાશ કર્યો છે, તેને કવિઓના શિરતાજ કર્યા. ૪૩

चौ० कवि मंडली विलोकि नरेशा । दीन्हो विमन नवल निदेशा ॥
यह सब कविमंडली सदाहीं । रहै कौन विधि मम ढिग पाहीं ॥
मंत्र शास्त्र विधि कह अस वानी । प्रेत यज्ञ कीजै विधि ठानी ॥
यहि विधिते यह कविन समाजा । रहै सहस वर्षहु लगि राजा ॥
इंद्रजीत तब अति सुख पायो । प्रेत यज्ञ विधि सहित करायो ॥
सो कवि मंडलि युत नरनाथा । भये प्रेत तनु तजि यक साथा ॥
रामचंद्रिका केशव कीन्ही । पूरण भई न तनु तजि दीन्ही ॥
यह वृत्तांत सकल कोउ पाई । तुलसिदासको दियो सुनाई ॥
सोइ कवि केशव वटतर माहीं । अबलों करत पुकार सदाहीं ॥
रामचंद्रिकाकी लेजाई । ल्यावै तुलसीसों शोधवाई ॥
यह सुनि तुलसिदास तहँ गयऊ । केशव कहत पुकारत भयऊ ॥
केशव तरुते उतरि तुरंता । तुलसी पद पकऱ्यो हरषंता ॥

કવિઓનાં મન્ડળને જોઈને રાજાએ એવી આજ્ઞા કરી કે—'આ સર્વ કવિઓની મંડળી કયા ઉપાયવડે મારી પાસે સર્વદા રહે તેમ છે.? ૧' ત્યારે કોઈએ કહ્યું કે—'મંત્રશાસ્ત્રના અનુસાર વિધિપૂર્વક પ્રેત યજ્ઞ કરો, તો તે ઉપાયથી આ કવિસમાજ તમારી પાસે હે રાજા!' હજાર વર્ષ સુધી રહી શકે તેમ છે. ૨ આવાં વચન સાંભળીને ઈન્દ્રજીત રાજા મહાસુખ પામ્યો અને વિધિપૂર્વક પ્રેત યજ્ઞ કરાવ્યો. તેથી તે રાજા સર્વ કવિમન્ડળસહ શરીર ત્યાગીને, સર્વ એકસાથે પ્રેત થયા. ૩ કેશવદાસજીએ રામચન્દ્રિકા નામના ગ્રન્થનો પ્રારમ્ભ કર્યો હતો, પણ તે ગ્રન્થ પૂર્ણ થયા પેહેલાં કેશવદાસજીનું શરીર છૂટી ગયું. આ સર્વ વાર્ત્તા કોઈના જાણવામાં આવતાં તેણે તુલસીદાસજીને સંભળાવી હતી. ૪ તે કવિ કેશવદાસજી આજપર્યન્ત વડના ઝાડમાં રહીને સદા પોકાર કર્યા કરે છે કે—'કોઈ મારા બનાવેલા રામચન્દ્રિકા નામના ગ્રન્થને લઈ જઈને તુલસીદાસજી પાસે શુદ્ધ કરાવી લાવો.' ૫ આ સાંભળી તુલસીદાસજી ત્યાં ગયા. અને કેશવ કેશવ કહીને પોકારવા લાગ્યા. ત્યારે કેશવદાસજીએ તત્કાલ વૃક્ષના ઉપરથી ઉતરીને, હરખાઈને તુલસીદાસજીનાં ચરણો પકડયાં. ૬

दोहा—नाथ उधारो मोहिं अब, ग्रंथ सुधारो सोय ॥
नहिं बांच्यो मम कोउ कुमतिं, हाऱ्यो बहु विधि रोय ॥ ४४ ॥

અને કહ્યું કે—'હે નાથ.' હવે મારો ઉદ્ધાર કરો અને મારા ગ્રન્થને સુધારો. મારી કુમ-

તિથી મારો આ ગ્રન્થ કોઈએ વાંચ્યો નહિ, હું ઘણા પ્રકારે રૂદન કરી કરીને હારી ગયો છું.

चौ० तुलसी कह्यो विहंसि असवानी । रामचंद्रिका पढु सुखखानी ॥
केशव रामचंद्रिका पढेऊ । तुलसी सुनि शोधत मुद बढेऊ ॥
रामचंद्रिका पूरी जबहीं । केशव तऱ्यो जयति कहित वहीं ॥
नाभा निकट गोसांई गवने । पंगति समय पहुंचि सुख सबने ॥
लखि नाभा कछु कह्यो नवानी । लखन रीति तेहि सुमति लोभानी ॥
तुलसी बैठे पंगति छोरा । परी पातरी नीचे ठोरा ॥
साधु उपानत पातरि नीचे । धरि कीन्हो सम अति सुख सींचे ॥
नाभा निरखि भाव अस ताको । मिल्यों जाय करगहि सुख छाको ॥
ताहि मध्य पंगति बैठायो । बार बार चरण न्न शिरनायो ॥
कछु दिन कीन्हो तहां निवासा । करि सतसंग हिलह्यो हुलासा ॥
नाभा तासु विमल मति हेरा । भक्तमालमहँ कियो सुमेरा ॥
पुनि ब्रज मंडल यात्रा करने । तुलसिदास गवन्यो सुख भरिने ॥

તુલસીદાસજીએ હસીને આ પ્રમાણે કહ્યું કે-'તમે સુખની ખાણરૂપ રામચન્દ્રિકા બોલો.' કેશવદાસજી રામચન્દ્રિકા બોલવા લાગ્યા અને તુલસીદાસજી તે સાંભળીને પરમ પ્રેમથી શુદ્ધ કરવા લાગ્યા. ૧ જ્યારે રામચન્દ્રિકા પૂર્ણ થઈ ગઈ ત્યારે કેશવદાસજી જય શબ્દ કહીને પ્રેતપણાથી મુક્ત થયા. અને તુલસીદાસજી ત્યાંથી નાભાજીની પાસે ગયા. તે બરાબર સુખપૂર્વક પંગતના સમયેજ પોહોચ્યા. ૨ તુલસીદાસજીને જોઈને નાભાજી કાંઈપણ બોલ્યા નહિ, અને પોતાના પ્રેમને લીધે તેની મતિ મોહિત થઈ રહી હતી. તુલસીદાસજી તો પંગતને છેડીને જ્યાં નિચે પાતલ પડી હતી ત્યાં બેઠા. ૩ પાતલના નીચે સાધુની પાદુકા પડી હતી તેજ પાતલના ઉપર મહાપ્રસન્ન થઈને ગુસાંઈજી જમવા બેઠા. ત્યારે નાભાજી તેનો આવો પરમ પ્રેમ જોઈને અતિ આનન્દ પામી ત્યાં જઈને તેનો હાથ પકડીને મળ્યા. ૪ અને તેને ત્યાંથી ઉઠાડીને પંગતિના મધ્યમાં બેસાડયા. અને વારમ્વાર તુલસીદાસજીના ચરણોમાં નાભાજીએ શિર નમાવ્યું. તુલસીદાસજીએ કેટલાક દિવસ સુધી ત્યાંજ નિવાસ કર્યો, અને સત્સંગતિ કરીને મહાસુખ લીધું. ૫ નાભાજીએ, તુલસીદાસજીની આવી ઉજ્જવળ મતિ જોઈને, પોતાના ભક્તમાળ નામના ગ્રન્થમાં તેને ભકતોના શિરોમણિ કરીને લખ્યા. ત્યાર પછી વ્રજમન્ડળની યાત્રા કરવાને તુલસીદાસજી સુખપૂર્વક ચાલ્યા. ૬

दोहा—नाभा जू छप्पय लिख्यो, भक्तमालमें जौन ॥
मैं सो इत लिखि देतहीं, श्रोता समुझौ तौन ॥ ४५ ॥

નાભાજીએ પોતાના બનાવેલા ભક્તમાળ નામના ગ્રન્થમાં જે છપ્પો લખ્યો છે તેજ છપ્પો અહિં લખી દઉં છું, તે ઉપરથી શ્રોતાઓએ સમજી લેવું. ૪૫

छप्पै–त्रेता काव्य निबंध कियो सतकोटि रमायन ॥
एक अक्षर उच्चरे ब्रह्महत्यादि परायन ॥
अब भक्तन सुखदेनं बहुरि लीला विस्तारी ॥
रामचरण रसमत्त रहत अहनिशि व्रतधारी ॥
संसार अपारके पारकों सुगमरूप नौका लयो ॥
कलि कुटिल जीव निस्तार हित वाल्मीकि तुलसी भयो॥ १ ॥

જેણે ત્રેતાયુગમાં સો કરોડ શ્લોકમાં રામાયણ નામનું કાવ્ય કરેલછે, જેના–એક અક્ષરના ઉચ્ચારણથી બ્રહ્મહત્યાદિ પાપો નષ્ટ થઈ જાયછે. હવે ભકતોને સુખ દેવા માટે પુનઃ લીલાનો વિસ્તાર કર્યો. જે વ્રત ધારણ કરી શ્રી રામચન્દ્રજીના ચરણોના રસમાં અહર્નિશ મત્ત રહે છે, જેણે સંસાર સાગરથી પાર થવા માટે સુગમ નૌકારૂપ તુલસીકૃત રામાયણ રચી, કલિયુગના કુટિલ જીવોના ઉદ્ધારને માટે વાલ્મીકિજ તુલસીદાસજી થયાછે. ૧

दोहा–तुलसीदास यात्रा करी, ब्रज चौरासी कोस ॥
रामकृष्ण वपु भेद बिन, भरि आनंद उर कोस ॥ ४६ ॥

તુલસીદાસજીએ ચોરાસી કોસ વ્રજની યાત્રા કરી, રામ–કૃષ્ણમાં અભેદ ભક્તિને લીધે આનન્દથી ભરપૂર થઈ ગયા. ૪૬

चौ० बहुरि जब वृंदावन आये । घाट घाट मज्जन करि भाये ॥
सब मंदिरन दरश करि लीन्हो । ज्ञान गूदरी डेरा कीन्हो ॥
परशुराम तहँ रह्यो महंता । कृष्ण उपासक भाव करंता ॥
लखी गुसाईंकी सब रीती । बढी करत सतसंगहि प्रीती ॥
तुलसिदासको करि सतसंगा । नव नव बढत प्रेमरसरंगा ॥
परशुरामके मंदिर माहीं । कृष्णरूप श्रीनाथ सोहाहीं ॥
बंसी लकुट काछनी काछि । मुकुट माथ माला उर आछि ॥
सोहंति मूरति ललित त्रिभंगी । हरनहार हिय राधा संगी ॥
यक दिन तहँ सब दिनकी नाईं । दरश हेत चलि गए गोसाईं ॥
परशुराम तहँ रह्यो महंता । तासु परीक्षा चह्यो करंता ॥
तुलसी करन दंडवत लागे । तब महंत बोल्यो अनुरागे ॥
मेरे वचन कछुक सुनि लेहू । फेरि द्वार दंडवत करेहू ॥

પછી જ્યારે વૃન્દાવનમાં આવ્યા, ત્યારે પ્રત્યેક ઘાટમાં સ્નાન કર્યું. અને પછી સર્વ મન્દિરોમાં દર્શન કરીને ‘ જ્ઞાનગૂદરી ’ નામના સ્થાનમાં નિવાસ કર્યો. ૧ ત્યાં એક પરશુરામ નામનો મહન્ત રહેતો હતો. તે શ્રીકૃષ્ણનો અનન્ય ઉપાસક હતો. તેણે તુલસીદાસજીની સર્વ રીતિ જોઈને મહાપ્રેમ વધારીને સત્સંગતિ કરી. ૨ તુલસીદાસજીના સત્સંગથી નિત્ય નિત્ય નવીન પ્રેમ વૃદ્ધિ પામવા લાગ્યો. પરશુરામના મન્દિરમાં

શ્રીકૃષ્ણરૂપ લક્ષ્મીપતિ શોભતા હતા. ૩ બંસીથી, લાકડીથી, કાછથી, મસ્તક ઉપરના મુકુટથી, અને વક્ષઃ સ્થળમાં ધારણ કરેલી માલાથી, તથા હૃદયને હરણ કરનાર હાર રાધાજીના સમીપ શોભતો હતો. તેથી સુન્દર ત્રિભંગી છબી શોભતી હતી. ૪ એક દિવસે ત્યાં હમેશના નિયમાનુસાર તુલસીદાસજી દર્શન કરવાને માટે ગયા. ત્યારે ત્યાં રહેતા પરશુરામ મહન્તને તેમની પરીક્ષા લેવાની ઇચ્છા થઈ. ૫ જ્યારે તુલસીદાસજી દંડવત્ કરવા લાગ્યા, ત્યારે પરશુરામે પ્રેમથી કહ્યું કે–'પ્રથમ મારાં કાંઇક વચન સાંભળો અને પછી દ્વાર ઉપર દંડવત્ કરો.' ૬

दोहा–अपने अपने इष्टके, नमन करै सब कोय
परशुराम बिन इष्टके, नवै सो मूरख होय ॥ ४७ ॥
परशुरामके वचन सुनि, मानत हिये हुलास ॥
सीतारमण सँभारिकै, बोल्यौ तुलसीदास ॥ ४८ ॥
कहा कहौं छवि आजुकी, भले बनेहौ नाथ ॥
तुलसी मस्तक तव नवै, धरो धनुष शर हाथ ॥ ४९ ॥
मुरली लकुट दुरायकै, धऱ्यो धनुष शर हाथ ॥
तुलसी लखि रुचि दासकी, नाथ भये रघुनाथ ॥ ५० ॥

સર્વ કોઈ પોત પોતાના ઇષ્ટને પ્રણામ કરે છે, પણ પરશુરામ કહે છે કે, જે માણસ પોતાના ઇષ્ટ વિના નમે તે મૂર્ખ છે. ૪૭ પરશુરામનાં આવાં વચન સાંભળીને, હૃદયમાં પ્રસન્ન થઈને શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરીને તુલસીદાસજી બોલ્યા કે, ૪૮ 'હે નાથ! આજની છબીનાં શા વખાણ કરૂં. ભલા બન્યા છો; પરન્તુ જ્યારે ધનુષ્બાણ હાથમાં ધારણ કરશો ત્યારે તુલસીદાસનું મસ્તક નમશે.' ૪૯ આ સમયે રાધાકૃષ્ણે મુરલી અને લાકડી ગુપ્ત રાખીને હાથમાં ધનુષ્બાણ ધારણ કર્યું. તુલસીદાસજી કહે છે કે–ભક્તની રુચિ જોઇને નાથ શ્રીકૃષ્ણ, રઘુનાથ થયા. ૫૦

चौ० यह प्रत्यक्ष देख्यो संसारा । वृंदावन माच्यो जयकारा ॥
परशुराम तुलसी पद गहेऊ । धन्य धन्य कहि आनँद लहेऊ ॥
यक दिन ज्ञान गूदरीमाहीं । होती हरिकी कथा सदाहीं ॥
गये गोसांई श्रवन उमाहा । निरखे संतमहंतन कांहा ॥
कोउ गद्दी महँ बैठ महंता । कोउ उच्चासन महँ विलसंता ॥
गद्दीमहँ बैठावन लागे । भूमहँ बैठिगये अनुरागे ॥
कह्यो गोसांई सबन सुनाई । कथा श्रवणके दोष गनाई ॥
कथा सुनत बीराजे खाहीं । ते मल भक्षत नरकन माहीं ॥
कथा सुनत बैठें उच्चासन । ते अर्जुनतरु होत पापसन ॥
कथा सुनहिं जे बिना प्रणामा । ते विषवृक्ष होत अघधामा ॥

कथा सुनत जे सोवत जानी । ते अजगर होते अभिमानी ॥
जे वाचक सम आसन बैठे । ते गुरुतल्प पाप फल पैठे ॥

સર્વ લોકોએ આ વાર્ત્તા પ્રત્યક્ષ જોઈ, તેથી વૃન્દાવનમાં જય જયકાર મચી ગયો. પરશુરામ મહન્તે તુલસીદાસજીનાં ચરણો પકડી લીધાં, અને ધન્ય ધન્ય કહીને મહાઆનન્દ પામ્યો. ૧ 'જ્ઞાનગદરીમાં' સદા હરિકથા થતી હતી, ત્યાં એક દિવસ પ્રસન્નતાથી તુલસીદાસજી સાંભળવાને માટે ગયા. તો ત્યાં મોટા મોટા સન્ત અને મહન્તોને જોયા. ૨ કોઈ કોઈ સન્ત મોટી મોટી ગાદીઓના ઉપર, કોઈ કોઈ મહન્ત ઉંચા સિંહાસન ઉપર બેઠેલા હતા. એ સન્તો તથા મહન્તો તુલસીદાસજીને આવ્યા જોઈ તેમને પણ ગાદી ઉપર બેસાડવા લાગ્યા; પરન્તુ તુલસીદાસજી તો ગાદી ઉપર ન બેસતાં પ્રેમથી પૃથિવી ઉપરજ બેસી ગયા. ૩ આ સમય તુલસીદાસજીએ સર્વ લોકોના સમક્ષ કથા શ્રવણના દોષો કહી સંભળાવ્યા. કે–'જે કથા સાંભળતાં પાન ખાય છે તેને નરકમાં મળ ભક્ષણ કરવું પડે છે. ૪ જે કથા સાંભળતાં ઉંચાં આસન ઉપર બેસે છે, તે પાપી સાદડના વૃક્ષના અવતારને પામે છે. જે પ્રણામ કર્યા વગર કથા સાંભળે છે, તે પાપી ઝેરી આડનો અવતાર પામે છે. ૫ જે કથા સાંભળતાં અભિમાનથી સૂઈ જાય છે તે માણસ અજગર થાય છે. જે વાચનારાની પાસે વાચનારના તુલ્ય આસન ઉપર બેસે છે, તેને ગુરૂપત્ની સાથે ગમન કર્યા જેટલું પાપ લાગે છે. ૬

दोहा–जे निंदैं यदुपति कथा, अघहरनी मनहारिं ॥
ते शतजन्म प्रयंतलगि, श्वान होत दुखकारिं ॥ ५१ ॥

જે પાપને હરવાવાળી, મનને મોહ કરવાવાળી યદુપતિની કથાની નિન્દા કરે છે, તે માણસ સો જન્મ પર્યન્ત દુઃખદાયી શ્વાનના જન્મને પામે છે. ૫૧

चौ० कथा होत जे करैं विवादा । ते खर सरट होत मरयादा ॥
जे हरिकथा सुनत शठ नाहीं । होत नरक लहि कोल बनाहीं ॥
कथाविघ्न करते जे द्रोही । नरक भोगिं पुरशूकर होंही ॥
ये दशदोष तुरंत विहाई । श्री हरि कथा सुनहु सब भाई ॥
सुनिकै तुलसिदासके वैना । भरि आये जल प्रेमिनं नैना ॥
तुंगासन सब दियो विहाई । बैठे भूमि कथा शिरनाई ॥
ह्वैगै कथा समापत जबहीं । बोल्यो संत एक अस तबहीं ॥
षोडस कला कृष्ण सुखसारा । द्वादशकला राम अवतारा ॥
षोडस तजि द्वादश कस भजहू ॥ समाधान करु नहिं घर व्रजहू ॥
यह सुनि तुलसिदास सुखछाके । भये मिलनहारे वसुधाके ॥
रही दंड द्वैलगि सुधि नाहीं । सींचे संत सलिल तिनकाहीं ॥
भई खबरि तब उठे गोसांई । पूंछे संत भेद वरियाई ॥

જે માણુસ કથા થતી હોય ત્યાં વિવાદ કરે છે, તે ગધેડાનો કે કાગડાનો અવતાર પામે છે. અને જે શઠ લોકો નારાયણની કથા સાંભળતા નથી; તે નરકમાં જાય છે, અને સૂવરનો અવતાર પામે છે. ૧ જે દ્રોહી કથામાં વિઘ્ન કરે છે, તે પણ નરક ભોગવીને ડુકરનો અવતાર પામે છે. માટે હે ભાઈઓ! આ દશ દોષનો તુરત ત્યાગ કરીને નારાયણની કથા સાંભળવી ઉચિત છે. ૨ આ પ્રમાણે તુલસીદાસજીનાં વચનો સાંભળીને, પ્રેમી મનુષ્યોનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં, અને સર્વ મનુષ્યો ઊંચા આસનોનો ત્યાગ કરીને, પૃથિવી ઉપર બેસી, મસ્તક નમાવીને કથા સાંભળવા લાગ્યાં. ૩ જ્યારે કથા સમાપ્ત થઇ, ત્યારે એક સન્ત આ પ્રમાણે બોલ્યો કે-'હે તુલસીદાસજી! શ્રીકૃષ્ણનો અવતાર તો સોળ કળાનો છે, અને શ્રી રામચન્દ્રજીનો અવતાર તો બાર કળાનો છે. ૪ માટે તમે સોળ કળાના અવતાર શ્રીકૃષ્ણને ત્યાગીને બાર કળાના અવતાર શ્રી રામચન્દ્રજીનું ભજન કેમ કરોછો? આ બાબતનું સમાધાન કર્યા વગર ઘેર જશો નહિ.' આવાં તે સન્તનાં વચન સાંભળી તુલસીદાસજી, મહાપ્રસન્ન થઈને ધ્યાનમાં નિમગ્ન થઈને પૃથિવી ઉપર પડી ગયા. ૫ બે ઘડી પર્યન્ત ભાન પણ રહ્યું નહિ, ત્યારે સન્ત લોકોએ તેના ઉપર જળ છાંટયું. જળ છાંટવાથી જ્યારે સૂધી આવી ત્યારે તુલસીદાસજી ઉઠ્યા, એટલે પુનઃ તે વાતનો ભેદ સન્ત લોકોએ પૂછ્યો. ૬

दोहा—तुलसिदास बोल्यो वचन, यदपि कहव नहिं योग ॥
तद्यपि कहहुँ प्रसंग वश, सुनहु भेद सब लोग ॥ ५२ ॥

તુલસીદાસજી બોલ્યા કે-'જો કે તે વાર્ત્તા કેહેવા યોગ્ય નથી; તોપણ પ્રસંગને લીધે કહુંછું. માટે તમે સર્વ લોક તે ભેદ સાંભળો. ૫૨

चौ० रामहि जान्यों मैं लगि आजू । अतिकृपालु कोशलमहराजू ॥
तुम तौ बारहि कला बतायें । ईश्वरको अतिभाव दृढाये ॥
महाराज पुनि ईश्वर रामा । अब किमि तजौं तासु मैं नामा ॥
यह सुनि जानि अनन्य उपासी । गहे चरण सब संत हुलासी ॥
यहि विधि करत विविधसतसंगा । तुलसी विपिन वसे रतिरंगा ॥
पुनि कछु काल माहँ चलि काशी । तुलसिदास आये सुखरासी ॥
विनय पत्रिका जौन बनाई । ताको मंदिर मध्य धराई ॥
विनय कियो सन्मुख करजोरी । सत्यहोय विनती जो मोरी ॥
तौ यहि माहिं सही परिजावै । मोर दुसह दुख द्रुत मिटि जावै ॥
अस कहि कीन्हो बंद किवारा । गयो बहुरि जबभो भिनसारा ॥
तुलसी पुस्तक गहि जब हेरी । मिली सही रघुपति करकेरी ॥
विनयमाहँ तब पद यह कीन्हो । सो मैं इतनेसुक लिखिदीन्हो ॥

હું આજપર્યન્ત કૃપાનિધિ શ્રી રામચન્દ્રજીને કોસલ દેશના મહારાજજ જાણતો

હતો, પણ આજે તમોએ બાર કળાના ઈશ્વરરૂપ તેમને પ્રતિપાદન કરીને મારો ભાવ અતિ દઢ કરી દીધો. ૧ જ્યારે શ્રી રામચન્દ્રજી મહારાજ છે અને વળી ઈશ્વર છે તો હવે તેનું નામ હું શી રીતે ત્યાગ કરી શકું? તુલસીદાસજીનાં આ વચન સાંભળી, તેને શ્રી રામચન્દ્રજીના અનન્ય ઉપાસક જાણી, સર્વ સન્તોએ આનન્દ પૂર્વક તેમનાં ચરણો પકડયાં. ૨ આ પ્રમાણે અનેક સત્સંગો કરતા તુલસીદાસજી પ્રેમથી પૂર્ણ થઈને વૃન્દાવનમાં રહ્યા. ત્યાં કેટલાક દિવસ રહી પાછા ચાલીને કાશીમાં આવ્યા. ૩ કાશીમાં આવી, તુલસીદાસજીએ વિનયપત્રિકા નામનો જે ગ્રન્થ બનાવ્યો હતો, તેને મન્દિરમાં પધરાવ્યો. અને સન્મુખ ઉભા રહી હાથ જોડીને વિનતિ કરી કે, જો મારી આ 'વિનયપત્રિકા' સત્ય હોય તો આમાં આપના હસ્તાક્ષરની સહી થવી જોઈએ કે જેથી મારૂં દુસ્સહ દુઃખ તુરત મટી જાય. આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરીને કમાડ બન્ધ કરી તુલસીદાસજી ગયા, તે પાછા પ્રાતઃકાળે ત્યાં આવ્યા. ૪–૫ પ્રાતઃકાળે આવી કમાડ ઉઘાડી પુસ્તક લઈને જોવા લાગ્યા તો તેમાં શ્રી રામચન્દ્રજીના હાથની સહી હતી. તે જોતાંજ તુલસીદાસજીએ 'વિનયપત્રિકામાં' આ પદ કર્યું કે જે પદ હું અહિ થોડુંક લખી દઉછું. ૬

**पद–तुलसी अनाथकी परी रघुनाथहाथ सही है ॥**

અનાથ તુલસીના ગ્રન્થ ઉપર શ્રી રામચન્દ્રજીના હાથની સહી પડી છે.

**दोहा–पुनि अतिदुस्तर काल लखि, रामधामको जान ॥**
**तुलसीदास विचार किय, बोल्यो सबन सुजान ॥ ५३ ॥**

પછી તુલસીદાસજીએ કાળને અતિ દુસ્તર જાણીને રામધામમાં જવાનો વિચાર કર્યો, અને સર્વ સન્તોને આ પ્રમાણે કહ્યું કે ૫૩

**सहि न जात रघुपति विरह, जान चहौं हरिधाम ॥**
**यह सुनिकै अतिब्यथित भे, सकलसंत मतिधाम ॥ ५४ ॥**

હવે શ્રી રામચન્દ્રજીનો વિરહ સહન થઇ શકતો નથી માટે હું તેના ધામમાં જવા ઇચ્છા રાખુંછું. તુલસીદાસજીનાં આ વચનો સાંભળીને સર્વ વિવેકી સન્તો મહા-વ્યાકુળ થઈ ગયા. ૫૪

**तिन्हहिं दियो उपदेश मम, ग्रंथ वेदमरयादि ॥**
**रामायण गीतावली, विनयपत्रिका आदि ॥ ५५ ॥**

તેઓને તુલસીદાસજીએ ઉપદેશ આપ્યો કે, 'મારા રામાયણ, ગીતાવલી અને વિનયપત્રિકા—આદિ ગ્રન્થ વેદ મર્યાદાથી પૂર્ણ છે. ૫૫

**तिनहि सुनहु समुझहु सुरुचि, चलहु ग्रंथ अनुसार ॥**
**अंतसमय हठि मिलहिंगे, दशरथराजकुमार ॥ ५६ ॥**

માટે તે ગ્રન્થોને પ્રેમથી સાંભળજો, સમજજો અને તે પ્રમાણે ચાલજો, તો અન્ત સમયે તમને ભગવાન્ દશરથકુમાર શ્રી રામચન્દ્રજી અવશ્ય મળશે. ૫૬

अस कहि सहजहि आगये, असीवरुणके तीर ॥
नयन मूंदि तनु अचल किय, भई संतनकी भीर ॥ ५७ ॥

આ પ્રમાણે કહી, તુરત અસીવરણાના કિનારા ઉપર આવી, નેત્રબન્ધ કરી, તુલસીદાસજીએ પોતાનું શરીર અચળ કરી દીધું. અને તે સમય ત્યાં સન્ત લોકોની પુષ્કળ ભીડ થઈ. ૫૭

बजे नगारे गगनमें, देखो परो विभास ॥
दामिनिसों चहुँवोरमें, चमक्यो चपल प्रकास ॥ ५८ ॥

આકાશમાં દુંદુભી નગારાં વાગ્યાં અને મોટો પ્રકાશ જોવામાં આવ્યો. અને ચારે કોર વિજળીના સમાન ચપળ પ્રકાશ ચમક્યો. ૫૮

संवत सोरहसै असी, असीवरुनके तीर ॥
श्रावण शुक्ला सप्तमी, तुलसी तज्यो शरीर ॥ ५९ ॥

વિક્રમ સંવત્ ૧૬૮૦ માં શ્રાવણ શુદિ ૭ ને દિવસે અસીવરણના કીનારા ઉપર તુલસીદાસજીએ શરીરનો ત્યાગ કર્યો. ૫૯

भवसागरमें नाव सम, विरचि ग्रंथ मतिधीर ॥
चढ विमान गवनत भयो, जहँ निवसत रघुवीर ॥ ६० ॥

ભવસાગરથી પાર થવા માટે વાહાણના સમાન ગ્રન્થોને બનાવવાવાળા ધીર બુદ્ધિવાળા શ્રી તુલસીદાસજી વિમાનમાં ચડીને શ્રી રામચન્દ્ર ભગવાનના સાકેત લોકમાં ચાલ્યા ગયા. ૬૦

( ગોસ્વામી શ્રી તુલસીદાસજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર સમ્પૂર્ણ. )

श्रीगणेशायनमः ।

# શ્રી તુલસીકૃત રામાયણનું માહાત્મ્ય.

दोहा–गुरु हरि हर गण ईश धी, सुमिरों तुलसीदास ॥
करत गोपाल महात्म्य श्री, रामायण सुखरास ॥ १ ॥

ગુરૂ, વિષ્ણુ, શિવજી, ગણેશ, સરસ્વતી, અને તુલસીદાસજીનું સ્મરણ કરીને, ગોપાલદાસજી સુખના સમૂહરૂપ તુલસીકૃત રામાયણનું માહાત્મ્ય વર્ણન કરે છે. ૧

चौ० रामायण सुरतरुकी छाया । दुख भये दूरि निकट जो आया ॥
सप्तकाण्ड अस्तंभ सुहाई । दोहा लघु शाखा छबि छाई ॥
शुचि सोरठा सीठका कोई । पत्री बहु चौपाई जोई ॥
छंदनकी शोभा अति रूरी । जनु नवीन अंकुर छबि पूरी ॥
अक्षर सुमन रहे गहगाई । अति अद्भुत सुगन्ध कविताई ॥
विविध प्रकार अर्थ सोई फल । श्रोता सुमति स्वादु जानै भल ॥
भक्ति ज्ञान वैराग्य सरस रस । बीज दोय निर्गुण सर्गुण अस ॥
मुनि भुशुंड शिव प्रथमहि गाई । सोइ गाई जग हेतु गोसांई ॥

આ રામાયણ કલ્પવૃક્ષની છાયા છે, તેની સમીપમાં જે આવે છે તેનાં દુઃખ દૂર થઈ જાય છે. સાત જે કાન્ડ છે તે આ રામાયણરૂપ કલ્પવૃક્ષના સ્તંભ છે. અને દોહાઓ નાની નાની સુન્દર શાખાઓ છે. ૧ સોરઠાઓરૂપી પવિત્ર મોટી શાખાઓ છે. ચોપાઈઓરૂપી કલ્પવૃક્ષનાં પાનડાં છે. છંદોની અતિશય શોભા જાણે સુશોભિત નવીન અંકુરો છે. ૨ અને અક્ષરો આ રામાયણરૂપી કલ્પવૃક્ષનાં ઘેરાં પુષ્પો છે. કવિતા અતિ અદ્ભુત સુગન્ધ છે. વિવિધ પ્રકારના જે અર્થ તેજ તેનાં ફળો છે. અને શ્રેષ્ઠ બુદ્ધિવાળા શ્રોતાઓજ એ ફળોના મધુર સ્વાદને જાણી શકે છે. ૩ ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય એ તેનો સુન્દર રસ છે. અને નિર્ગુણ તથા સગુણ એ બે તેનાં બીજ છે. જે કથા પ્રથમ કાકભુશંડજી તથા શિવજીએ ગાઇ હતી, તેજ રામાયણની કથા જગતના કલ્યાણાર્થે ગુસાંઇજીએ ગાયેલી છે. ૪

दोहा–तुलसीदास रामायण, नहिं करते परचार ॥
कलिके कुटिल जीव ये, को करतो निस्तार ॥ २ ॥

જો ગોસ્વામી તુલસીદાસજી રામાયણનો પ્રચાર કરત નહિ તો, કલિયુગના કુટિલ જીવોનો નિસ્તાર કોણ કરત. ૨

चौ० रामायण सुरधेनु समाना । दायक अभिमत फल कल्याना ॥
गुण समूह कवि सकै कौन गनि । जासु प्रभाव सरिस चिंतामनि ॥
राम अयन रामायण आही । वर्णि पार पावै को ताही ॥
रामायण अद्भुत फुलवारीं । राम भ्रमर भूषित रुचि भारी ॥
श्री रामायण जेहि घरमांहीं । भूत प्रेत तहँ भूलि न जाहीं ॥
नहिं गति तहां दरिद्रहुकेरी । तहँ श्री महावीरकी फेरी ॥
यंत्र मंत्र सुगनौती जेती । रामायण महँ जानिय तेती ॥
प्रीति करैं रामायणमांही । तेहि सम भाग्यवंत कोउ नाहीं ॥

આ રામાયણ કામધેનુ ગાયના સમાન, સેવા કરવાવાળાઓને ઇચ્છિત ફળ આપવાવાળી છે. જેનો પ્રભાવ ચિન્તામણિના સમાન છે, એવી રામાયણના ગુણ સમૂહોની કયો કવિ ગણના કરી શકે ? ૧ શ્રી રામચન્દ્રજીના સ્થાનકરૂપ હોવાથીજ રામાયણ કેહેવાય છે. તેથી તેના મહિમાને વર્ણન કરી, કોણ પાર પામી શકે છે ? રામાયણ અદ્ભુત ફુલવાડીરૂપ છે, કે જે શ્રી રામચન્દ્રજી રૂપી ભ્રમર બેસવાથી અત્યંત શોભે છે. ૨ જે ઘરમાં રામાયણનું પુસ્તક હોય છે, તે ઘરમાં ભૂત, પ્રેત ભૂલથી પણ જાય નહિ. ત્યાં જવાની દારિદ્ર્યની પણ ગતિ નથી; કારણ કે તે ઘરમાં શ્રી મહાવીરજીનો ફેરો રહે છે. ૩ જે જે મંત્રો, તંત્રો તથા શકુનાવળીઓ છે, તે સર્વ રામાયણમાં વિદ્યમાન છે. જે માણસ રામાયણમાં પ્રીતિ કરે છે, તેના સમાન કોઈ ભાગ્યશાળી નથી. ૪

दोहा—रामायण सम नहिं कोऊ, सब उपमा उपमेय ॥
उपमा भाषा औरकी, कैसे कोउ कवि देय ॥ ३ ॥

રામાયણના સમાન બીજો કોઈ ગ્રન્થ નથી; કારણકે આમાં સર્વ ઉપમા ઉપમેય છે. આ રામાયણને બીજા ભાષાગ્રન્થની ઉપમા કયો કવિ આપી શકે છે ? ૩

चौ० त्रेतामहँ भये वाल्मीकि मुनि । ते कलियुग भये तुलसिदास पुनि ॥
सत करोरि रामायण भाषी । इन मथि सार सुसूक्षम राखी ॥
प्रथम काण्डहै वाल रसीला । जन्म विवाह रामकी लीला ॥
द्वितिय अयोध्याकाण्ड प्रकाशा । पितु आज्ञा रघुवर वनवासा ॥
पुनि आरण्य किष्किंधा भाष्यों । तहां सुग्रीव शरणमहँ राख्यो ॥
सुन्दर सुन्दरकांड सुहावन । युद्धकांडमहँ मारेउ रावन ॥
सप्तम उत्तर परम अनूपा । उत्सव प्रभु कौशलपुरभूपा ॥
तुलसीकृत रामायण येती । विविध प्रकार कथाहै केती ॥

ત્રેતાયુગમાં જે વાલ્મીકિમુનિ હતા, તેજ પાછા કલિયુગમાં તુલસીદાસજી રૂપે અવતર્યા હતા. વાલ્મીકિજીએ સો કરોડ રામાયણ રચી હતી. તેનું મન્થન કરીને સારભાગ લઇને તુલસીદાસજીએ આ સૂક્ષ્મ રામાયણની રચના કરી છે. ૧ આ રામા-

યણમાં પેહેલો રસીલો બાલકાન્ડ છે, તેમાં શ્રી રામચન્દ્રજીનો જન્મ તથા વિવાહની લીલા વર્ણન કરેલી છે. બીજા અયોધ્યા કાન્ડમાં પીતાજીની આજ્ઞાથી શ્રી રામચન્દ્રજીના વનવાસનું વર્ણન કરવામાં આવ્યું છે. ૨ તે પછી ત્રીજો આરણ્યકાન્ડ અને ચોથો કિષ્કિન્ધાકાન્ડ છે. તેમાં આરણ્યમાં ખર, દૂષણના વધનું તથા કિષ્કિન્ધાકાન્ડમાં સુગ્રીવને શરણે લીધાનું વર્ણન કરેલું છે. પાંચમો સુન્દર, સુન્દરકાન્ડ છે, કે જેમાં હનુમાનજી જાનકીજીની ખબર લાવ્યા તે વર્ણન કરવામાં આવ્યું છે. અને છઠ્ઠા યુદ્ધકાન્ડમાં રાવણના વધનું વર્ણન કરવામાં આવ્યું છે. ૩ અને સાતમો પરમ અનુપમ ઉત્તરકાન્ડ છે, કે જેમાં શ્રી રામચન્દ્રજીના ઉત્તમ રાજ્યોત્સવનું વર્ણન કરવામાં આવ્યું છે. તુલસીકૃત રામાયણ આટલીજ છે. અને તેમાં વિવિધ પ્રકારની કથાઓ વર્ણન કરવામાં આવી છે. ૪

दोहा—जग वारिधिको पार नहिं, ऐसोहै फैलाव ॥
तुलसीदास कृपा करि, रचि रामायण नाव ॥ ४ ॥

સંસાર સાગર કે જે અપાર અને મોટા ફેલાવવાળો છે, તેથી પાર ઉતરવાને માટે તુલસીદાસજીએ કૃપા કરીને રામાયણરૂપ વાહાણ રચેલ છે. ૪

चौ० श्रीरामायण स्वर्ग निसेनी । भक्त जननकहँ आनँद देनी ॥
श्रीरामायण सद्गुणमाता । अज्ञ जाहि पढि होहिं सुज्ञाता ॥
पाप समूह तूलकी रासी । रामायण धनंज्य कनकाशी ॥
मोह पुंज तम किरणि तमारी । काम अग्निकहँ शीतल वारी ॥
रामायण शशि किरणि सुहाई । संत चकोरनकहँ सुखदाई ॥
धन्य धन्य श्रीतुलसिदास धनि । जग हित रामायण राखी भनि ॥
नीच ऊँच जेते नरनारी । श्रीरामायण सबकहँ प्यारी ॥
रामायण सों नेह लगावैं । अधन अनपत्य वित्त सुत पावैं ॥

શ્રી રામાયણ સ્વર્ગલોકની નીસરણીરૂપ છે. જે ભક્તોને આનન્દ દેવાવાળી છે. શ્રીરામાયણ સદ્ગુણોરૂપી પુત્રોની માતા છે. જેને મુર્ખ લોકો પણ ભણીને જ્ઞાની થાય છે. ૧ પાપોના સમૂહરૂપી રૂના ઢગલાને બાળવાને માટે રામાયણ અગ્નિની કણિકારૂપ છે. મોહના સમૂહરૂપી અન્ધકારને દૂર કરવામાં સૂર્ય સમાન છે. કામનારૂપી અગ્નિને શાન્ત કરવામાં શીતલ જળરૂપ છે. ૨ રામાયણ ચન્દ્રમાનાં સુન્દર કિરણ સમાન છે, અને સન્તરૂપી ચકોરોને સુખ આપે છે. શ્રી તુલસીદાસજીને અનેક ધન્યવાદ છે; કારણકે જેણે જગતના ઉપકારાર્થ રામાયણ બનાવી છે. ૩ જેટલાં નીચ કે ઉંચ નરનારી છે તે સર્વને શ્રીરામાયણ પ્યારી છે. નિર્ધન કે અપુત્ર હોય તે પણ જો રામાયણ ઉપર પ્રેમ લગાવે, તો તેને ધનની તથા પુત્રની પ્રાપ્તિ થાય છે. ૪

दोहा—रामायण सों नेह किय, सिद्ध होत सब काम ॥
है सबको कल्याणदा, पढु सुन लहु विश्राम ॥ ५ ॥

રામાયણમાં પ્રેમ કર્યાથીસર્વ કામ સિદ્ધ થાય છે. સર્વને કલ્યાણ દેવાવાળી છે, માટે ભણી તથા સાંભળીને વિશ્રામ લિયો. ૫

चौ० निगमादिक सोइ ब्रह्म कमंडल । रामायण अस्थित गंगाजल ॥
भागीरथ सम तुलसिदास पुनि । भाषा प्रचुर कीन जनु सुरधुनि ॥
होति रहै इक ठावैं रामायण । तोहिं मग आवत पाप परायण ॥
कछुक कानमहँ परिगइ बाता । चलत पंथ कहुँ भयो पपाता ॥
गिरतहि तुरत छूटि तनु गयऊ । तहँ अद्भुत ईक अचरज भयऊ ॥
ताहि लेन आये यमदूता । निज पाशन बाँध्यो मजबूता ॥
अति आतुर हरिजन तहँ आये । छीनि लीन बहु त्रास दिखाये ॥
रामायण पै सुनि यह काना । लै जैहैं बैठारि विमाना ॥

વેદશાસ્ત્રરૂપ બ્રહ્મ કમન્ડલુમાં રામાયણ ગંગાજળના સમાન રહેલી છે. તેને ભગીરથ રાજાના સમાન તુલસીદાસજીએ ગંગાના સમાન ભાષામય રામાયણરૂપી ધારાનો પ્રચાર કર્યો છે. ૧ એક સ્થાન ઉપર રામાયણની કથા થતી હતી. ત્યાં એક પાપ પરાયણ માણસ આવ્યો. તેના કાનમાં કાંઇક રામાયણની વાર્તા ગઈ. તે રામાયણ સાંભળતો સાંભળતો ચાલતો થયો અને થોડે દૂર જતાં માર્ગમાં પડી ગયો. ૨ પડતાંજ તેનું શરીર છૂટી ગયું, ત્યારે ત્યાં એક અદ્‌ભુત આશ્ચર્ય થયું, તેને લેવા માટે યમરાજના દૂતો આવ્યા અને તેને પોતાના પાશોથી મજબૂત બાંધ્યો. ૩ તેજ સમયે નારાયણના પાર્ષદો ત્યાં તુરત આવી પોહોચ્યા, અને તેઓએ યમરાજના દૂતોને ધમકાવીને તેઓ પાસેથી તે જીવને છીનવી લીધો, અને કહ્યું કે–' આ જીવે કાનદ્વારા રામાયણ સાંભળેલી છે, માટે અમે આને વિમાનમાં બેસાડીને લઈ જઈશું.' ૪

दोहा–रामायण परतापसों, गयो पारषदन साथ ॥
दूत चले यमके सदन, खीझत मींजत हाथ ॥ ६ ॥

રામાયણના પ્રતાપથી તે પાપી જીવ નારાયણના પાર્ષદો સાથે વૈકુન્ઠમાં ગયો, અને યમરાજના દૂતો ખીજતા તથા હાથ ચોળતા યમરાજની પાસે ગયા. ૬

चौ० निज दूतन देखउ बिलखाता । पूंछी भानुतनय कुशलाता ॥
किन तुमकहँ दीन्हो दुख भाई । चार चतुर तुम देहु बताई ॥
कहा कहैं तुमसों महाराजा । पूछत तुमहिं न आवत लाजा ॥
कोउ यक मृत्यु लोक बडभागी । तुलसीदास भयो वैरागी ॥
रामकथा रामायण भाषी । सो लोगन घर घर धरि राखी ॥
जेजे विविध भांति के पापी । मांसाहारी और सुरापी ॥
ते सब मिलि रामायण सुनिहैं । कहिहैं लिखिहैं पढिहैं गुनिहैं ॥
ते नहिं एहैं सदन तुम्हारे । सत्य सत्य नृप वचन हमारे ॥

પોતાના દૂતોને વ્યાકુળ નિરખીને યમરાજે કુશળ પ્રશ્ન કરીને પૂછયું કે-'હે ચતુર-દૂતો! તમોને કોણે દુઃખ દીધું છે તે મને કહો.' ૧ દૂત કહેવા લાગ્યા કે-'હે મહારાજ! અમે આપને શું કહીએ? તમને પૂછતાં લાજ આવતી નથી? મૃત્યુલોકમાં કોઈ એક તુલસીદાસ નામનો મહાભાગ્યશાળી વેરાગી થયો છે. ૨ તેણે રામાયણ નામની શ્રી રામચંદ્રજીની કથા રચેલી છે. તે રામકથાને લોકોએ ઘેર ઘેર રાખી છે. જેઓ વિવિધ પ્રકારના પાપીઓ માંસ ખાવાવાળા તથા સુરાપાન કરવાવાળા છે. ૩ તે સર્વ મળીને રામાયણ સાંભળશે, કહેશે, લખશે, ભણશે અને વિચારશે, તેથી તે સર્વ તમારી નગરીમાં આવશે નહિ, હે રાજા! આ અમારાં વચન સત્ય છે. ૪

दोहा—लेहु पाश ये आपने, राखहु अपने पास ॥
अमल तुम्हारो उठो अब, सुनि यम भये उदास ॥ ७ ॥

આ અમારી પાસે પાપી જીવોને બાંધવાના જે પાશો છે, તેને હવે આપ લઈ લિયો અને તમારી પાસે રાખો. મૃત્યુ લોકમાંથી હવે તમારો અમલ ઉઠી ગયો છે. આવાં દૂતોનાં વચન સાંભળી યમરાજ ઉદાસ થઈ ગયા. ૭

चौ० अपनी व्यथा कहन नहिं पाये । तब लगि दूत और तहँ आये ॥
कहन लगे रविसुतसों रोई । तव चाकरी न हमसों होई ॥
जगमें कहूँ न हुकुम तिहारो । यह सुनि यम जकि रहेउ विचारो ॥
अहो दूत मोहिं कहौ बुझाई । किन दीन्हो मम हुकुम उठाई ॥
कहा कहैं कछु कही न जाई ॥ तुलसिदास यक भयो गोसाँई ॥
तिनकी रामायण जग व्यापी । तेइ कीन्हें पवित्र सब पापी ॥
गये हम एक अधम गृह माहीं । अति दुख भयो जात कहि नाहीं ॥
तहँ देखेउँ इक कपि बलवाना । उग्र रूप सदृश हनुमाना ॥

હજુ પોતાના દુઃખની સર્વ વાર્ત્તા કહી પણ રહ્યા ન હતા, એટલામાં તો બીજા દૂતો ત્યાં આવ્યા. અમે રૂદન કરીને યમરાજને કહેવા લાગ્યા કે, તમારી નોકરી અમારાથી થઈ શકતી નથી. ૧ જગતમાં કયાંય પણ તમારો હુકમ રહ્યો નથી, 'આ સાંભળી વિચાર કરી ચકિત થઈને યમરાજા બોલ્યા કે-'હે દૂતો! મને સમજાવીને કહો કે, કોણે મારી આજ્ઞા માની નહિ.' ૨ દૂત બોલ્યા કે-'શું કહીએ, કાંઈ કહી શકાતું નથી. કોઈ એક તુલસીદાસ નામનો ગુસાંઈ થયો છે. તેની રચેલી રામાયણ જગતમાં વ્યાપી રહી છે, તે રામાયણે સર્વ પાપીઓને પવિત્ર કરી દીધા છે. ૩ અમે એક પાપીના ઘરમાં આજે ગયા હતા, ત્યાં અમોને જે દુઃખ થયું તે કહ્યું જતું નથી. એ ઘરમાં અમે એક બળવાન્ ઉગ્રરૂપવાળો હનુમાનજીના સમાન વાનર જોયો. ૪

दोहा—प्राणनको गाहक भयो, तब हम भये अति दीन ॥
शरण शरण तव शरणहैं, अस्तुति बहु विधि कीन ॥ ८ ॥

અમે તો પાપીના પ્રાણ લેવા ગયા હતા, પણ તે વાનરો તો અમારા પ્રાણનો ગ્રાહક થયો, ત્યારે અમે મહાદીન થઈ ગયા. અને અમે તારે શરણ છિયે, શરણ છિયે, શરણ છિયે, એમ કહી તેની નાના પ્રકારે સ્તુતિ કરી. ૮

चौ० तब तो है प्रसन्न कपिराई, हम सन पुनि परतीति कराई ॥
धरी होय रामायण जहँवा । कबहूं भूलि न जायहु तहँवा ॥
जे श्रोता वक्ता रामायण । कबहूं मति जायहु तेहि आयन ॥
अस हमसों कपि शपथ कराई । तब छूटन पायें सुनु राई ॥
सुनि यमराज बहुत घबराये । निकट बुलाय दूत समुझाये ॥
नाम रूप गुण कथा रामकी । कियउ न फेरी तौन धामकी ॥
अजामीलकी सुरति करौजू । और न कछु चित मांझ धरौजू ॥
थकि सो रहे दूत सुनि वानी । श्रीरामायण महरानी ॥

ત્યારે તો તે કપિરાય પ્રસન્ન થયા, અને અમારી પાસે પુનઃ શપથ લેવરાવ્યા કે–જ્યાં રામાયણ ધરેલી હોય, ત્યાં ભુલથી પણ કદિ જવું નહિ. ૧ જે રામાયણની કથા કહેવાવાળા છે તથા સાંભળવાવાળા છે, તેને ઘેર કોઈ દિવસે ભુલથી પણ જવું નહિ. જ્યારે આ પ્રમાણે અમારી પાસે શપથ લેવરાવ્યા, ત્યારે હે મહારાજ! અમે છૂટવા પામ્યા છીએ.' ૨ આવાં દૂતોનાં વચન સાંભળી યમરાજ બહુજ ઘભરાયા, અને પાસે બોલાવીને દૂતોને સમજાવ્યા કે–'જ્યાં ભગવાન્ શ્રી રામચન્દ્રજીનાં નામોનું' રૂપોનું 'સ્મરણ થતું' હોય તથા શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદની કથા થતી હોય તે ઘેરમાં તમારે ફેરી કરવી નહિ. ૩ તમે *અજામિલની કથાનું સ્મરણ કરો. બીજી કાંઈ પણ વાત મનમાં લાવશોજ નહિ. તે અજામિલ પાપી, નામથીજ તરી ગયો. તે મરણ સમય પોતાના પુત્રનું નારાયણ નામ હતું તેને નારાયણ નારાયણ કરીને મરણ સમયે તમારા ભયથી બોલાવવા લાગ્યો, તેના પુત્રનું નારાયણનામ હોવાથી, તે નામના પ્રતાપે ભગવાનનાં પાર્ષદો તમારી પાસેથી તેને લઈને વૈકુન્ઠમાં ચાલ્યા ગયા.' યમરાજનાં આવાં વચન શ્રવણ કરીને યમરાજના દૂતો થાકી ગયા, અને બોલ્યા કે–'શ્રી રામાયણ મહારાણીને ધન્ય છે.' ૪

दोहा—रामायण तेजस्वरी, सत भाषा शिर मौर ॥
यमपुर जाको शोर है, समता कोनहि और ॥ ९ ॥

શ્રી રામાયણ મહા તેજસ્વી છે, અને શ્રેષ્ઠ ભાષાઓની શિરતાજ રૂપ છે, જેનો યમપુરીમાં પણ દાબ પડયો છે તેના સમાન બીજું કોઇ નથી. ૯

चौ० पातक महा लग्यो कि न होई । रामायण सुनि रहै न कोई ॥
चाहैं चारौं फलको साधन । करु रामायणको अवराधन ॥

* આ કથા ભાગવતના ષષ્ઠસ્કન્ધમાં છે.

रामायण सुनि पाप पराने । जिमि हिमऋतु महँ मशक नशाने ॥
कलियुग तरन उपाय न कोई । रामभजन रामायण दोई ॥
कथा रामायणकी जहँ होई । सो गृहपर मति जानै कोई ॥
सो घर तीर्थ रूप सम भाषै । तहां गये सब पातक नाशै ॥
पापवास देही महँ तबलगै । श्रीरामायण सुनै न जबलग ॥
उदय पुरानी पुण्य होय जब । रामायणमहँ मन लागे तब ॥

ગમે તેવું મહાપાપ લાગ્યું હોય; તોપણ તે રામાયણ સાંભળવાથી રહેતું નથી. જો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થો સમ્પાદન કરવાની જીજ્ઞાસા હોય, તો રામાયણનું આરાધન કરવું ઉચિત છે. ૧ જેમ હેમન્ત ઋતુમાં મચ્છરો નષ્ટ થઇ જાય છે, તેમ રામાયણ સાંભળવાથી પાપ નષ્ટ થઈ જાય છે. આ કલિયુગમાં રામનું ભજન અને રામાયણનું શ્રવણ એ બે ઉપાય વગર તરવાનો બીજો એકે ઉપાય નથી. ૨ યમરાજા દૂતોને કહે છે કે–'જે ઘરમાં રામાયણની કથા થાયછે તેના ઘરમાં કોઈએ જવું નહિ. જે ઘરમાં રામાયણની કથા થાય છે તે ઘર તીર્થના સમાન કહેવાય છે. ત્યાં જવાથી સર્વ પાપો નષ્ટ થાય છે. ૩ જ્યાં સુધી રામાયણ સાંભળવામાં આવે નહિ ત્યાં સુધીજ શરીરમાં પાપો નિવાસ કરે છે. જ્યારે પૂર્વજન્મનાં પુણ્યોનો ઉદય થાય છે ત્યારેજ રામાયણમાં મન લાગે છે. ૪

दोहा–रामायणके सुनतही, छूटि जाय प्रेतत्व ॥
जाके पढे सुनेते, सूझतहैं परतत्व ॥ १० ॥

રામાયણનું શ્રવણ થતાંજ પ્રેતત્વ પણ છૂટી જાય છે, જે રામાયણના ભણવાથી, સાંભળવાથી પરમતત્વ પરમાત્માનું જ્ઞાન થાય છે. ૧૦

चौ० को जाने रामयणको रस । यह तो है संतनको सरवस ॥
वनज सनेही अलिगण जैसे । भक्तन प्रिय रामायण तैसे ॥
त्यागि भक्तजन ग्रंथ अनेकू । धारण किय रामायण एकू ॥
भक्तन कहँहै भक्ति अनूपा । रसिक जनन कहँ है रसरूपा ॥
ज्ञानमयी तिन कहँ जे ज्ञानी । तुलसी तारन तरन बखानी ॥
काम क्रोध रुज वश संसारा । ओषधि रामायण अनुसारा ॥
रामायणमहँ नेह न जाको । जीवत शव सम जानिय ताको ॥
रामायण जाकहँ प्रिय नाहीं । वृथाजन्म ताको जगमाहीं ॥

રામાયણના રસને કોણ જાણે ? એ તો સન્તોનું સર્વસ્વ છે. જેમ કમળો ઉપર ભમરોને સ્વાભાવિક્ સ્નેહ હોય છે તેમ ભક્તોને રામાયણ ઉપર સ્વાભાવિક્ સ્નેહ હોય છે. ૧ ભક્ત જનોએ અન્ય અનેક ગ્રન્થોને છોડીને એક રામાયણનુંજ ધારણ કર્યું છે, ભક્ત જનોને રામાયણ અનુપમ ભક્તિરૂપ છે અને રસિક જનોને રસરૂપ છે. ૨ જે

જ્ઞાની લોકો છે, તેને રામાયણ જ્ઞાનમય છે. તુલસીદાસજીએ તો તરવાને માટે અને તારવાને માટે રામાયણ કરેલી છે. સકળ સંસાર કે જે કામ, ક્રોધરૂપી રોગોને વશ્ય છે, તેઓને માટે રામાયણ યોગ્ય ઔષધીરૂપ છે. ૩ જેનો રામાયણમાં પ્રેમ નથી, તેને જીવતે મુવા સમાનજ સમજવો. રામાયણ જેને પ્રિય નથી, તેનો જગતમાં વ્યર્થ જન્મ છે. ૪

**दोहा–रामायण अमृत कथा, लेत न ताको स्वाद ॥**
**तिनको निश्चय जानिये, हैं पूरे दनुजाद ॥ ११ ॥**

જે મનુષ્યો રામાયણની કથારૂપ અમૃતનો સ્વાદ લેતા નથી, તેઓને નિશ્ચય પૂરે-પૂરા નિશાચર જાણવા ઉચિત છે. ૧૧

**चौ० रामायण विधि कहौं विशारद । सनत्कुमार सों भाषी नारद ॥**
**सहित विधान सुनै जो कोई । सहज मुक्ति पावै नर सोई ॥**
**कार्त्तिक माघ चैत्र चित लाई । नव दिन कहै कथा सुखदाई ॥**
**ब्रह्ममुहूर्त्त समय हो जबहीं । कर्म करै शौचादिक तबहीं ॥**
**करे दंतधावन लटजीरा । मज्जन करै धरै मन धीरा ॥**
**पुनि रामायण पुस्तक अरचै । प्रेम सहित गंधादिक चरचै ॥**
**ॐ नमो नारायण मंत्र भनीजै । तीन आहुती होम करीजै ॥**
**मन वच कर्म पाप तनुकेरे । छूटि जात नहिं आवत नेरे ॥**

હવે રામાયણ સાંભળવાનો વિધિ કહું છું. જે વિધિ મહાપ્રવીણ સનત્કુમાર પાસે નારદજીએ કહેલો છે. જે મનુષ્ય વિધિપૂર્વક રામાયણનું શ્રવણ કરે છે, તે માણસ અનાયાસે મુક્તિ પામે છે. ૧ કાર્ત્તિક, માઘ કે ચૈત્ર એ ત્રણમાંથી કોઈપણ મહિનામાં નવ દિવસ પર્યન્ત સુખદાયક રામાયણની કથાનું શ્રવણ કરવું. જ્યારે પાછલી બે ઘડી રાત રહે ત્યારે ઉઠીને શૌચાદિક્ કર્મ કરવું. ૨ યોગ્યવૃક્ષનું દાતણ કરી, મનમાં ધૈર્ય ધરી, સ્નાન કરી, સન્ધ્યાદિક્ નિત્યકર્મ કરીને પછી રામાયણના પુસ્તકનું પૂજન કરી, પ્રેમ થકી ચન્દન પુષ્પાદિક્ ચડાવવાં. ૩ અને 'ॐ नमो नारायणाय' આ મંત્ર ભણીને અગ્નિમાં ત્રણ આહૂતિ દઈ હોમ કરવો. આ પ્રમાણે કરવાથી માનસિક્, વાચિક્ તથા કાયિક્ સર્વ પાપ શરીરનાં છૂટી જાય છે, પાસે આવતાંજ નથી. ૪

**दोहा–या विधि रामायण विधिहिं, जे करिहैं चित लाय ।**
**रामधाम ते जाइहैं, संसृत दुखहि मिटाय ॥ १२ ॥**

જે આ પ્રકારે મન લગાડી વિધિપૂર્વક પૂજન કરી શ્રી રામાયણની કથા શ્રવણ કરે છે, તે સંસારનાં આવાગમનનાં દુઃખોમાંથી છૂટીને શ્રી રામચન્દ્રજીના ધામને પ્રાપ્ત થાય છે. ૧૨

**चौ० जो कछु कारजकहँ कोइ जाई । सुमिरि चलै सो यह चौपाई ॥**
**प्रबिशि नगर कीजै सब काजा । हृदय राखि कोशलपुर राजा ॥**

**जो विदेश चाहै कुशलाई । तो यह सुमिरि चलै चौपाई ॥**
**रथ चढि सिया सहित दोउ भाई । चले बनहि अवधहिं शिरनाई ॥**
**भूत पिशाच जाहि जब लागै । यह सोरठा पढे सो भागै ॥**

જે કોઈને કોઈ કામ પ્રસંગે ક્યાંય પણ જવું હોય તો તે માણસ 'प्रविशा नगर कीजै सबकाजा हृदयराखि कौशलपुर राजा.' (નગરમાં પ્રવેશ કરીને હૃદયમાં કોશલપુરના રાજાને ધારણ કરી સર્વ કાર્ય કરવાં) આ ચોપાઈનું સ્મરણ કરીને જાય તો તેનું કાર્ય સિદ્ધ થાય. ૧ જો વિદેશમાં કુશળ ઇચ્છે તો તે સમય 'रथ चढि सिया सहित दोउभाई चले बनहि अवधहिं शिरनाई' (સીતાજી સહિત બન્ને ભાઈ રથારૂઢ થઈને અયોધ્યાને શિર નમાવીને વનમાં ચાલ્યા.) આ ચોપાઈનું સ્મરણ કરીને જવું. ૨ જેને ભૂતનો કે પિશાચનો વળગાડ થયો હોય તો આ નીચેનો સોરઠો બોલવાથી ભાગી જાય છે.

**सोरठा—वंदौं पवन कुंमार, खलवनपावक ज्ञान घन ॥**
**जासु हृदय आगार; बसहिं राम शर चाप धर ॥ १ ॥**

મહાવીરજીને દંડવત્ કરૂં છું. જે દુષ્ટોરૂપી વનને બાળવાને અગ્નિના સમાન છે. જેના હૃદયરૂપી ઘરમાં શ્રી રામચન્દ્રજી શર અને ચાપ ધારણ કરીને રહે છે.

**चौ० शत्रु निवारण चहौ जो भाईं । भाव सहित जपु यह चौपाईं ॥**
**जाके सुमिरन ते रिपुनाशा । नाम शत्रुहन वेदप्रकाशा ॥**
**यह चौपाई जपै जो कोई । अन्न आदि दुख ताहि न होई ॥**
**विश्वभरन पोषन कर जोई । ताकर नाम भरत अस होई ॥**
**जो उत्सव चहु विविध प्रकारा । करू यह चौपाई अनुसारा ॥**
**जबते राम व्याहि घर आये । नितु नव मंगल मोद बधाये ॥**
**जो चाहो जग महँ जय भाई । अस्थिर है जपु यह चौपाई ॥**
**सखा धर्म मयं अस रथ जाकें । जीतनकहँ न कतहुँ रिपुताकें ॥**
**हैं बहुभांति कार्य जगमाहीं । रामायण सों सब है जाहीं ॥**

જો શત્રુઓનું નિવારણ કરવાની ઇચ્છા હોય તો, પ્રેમથી 'जाके सुमिरण ते रिपुनाशा नाम शत्रुहन वेद प्रकाशा' (કે જેનું સ્મરણ કરતાંજ શત્રુઓનો નાશ થાય, તેને શત્રુઘ્ન કહે છે એમ વેદ કહે છે.) આ ચોપાઇનો જપ કરવો. ૧ અને જે માણસ 'विश्व भरण पोषण करजोई ताकर नाम भरत अस होई.' (જે સંસારનું ભરણ પોષણ કરવાવાળા છે તેનું નામ ભરત થશે.) આ ચોપાઈનો જપ કરે તો તેને અન્ન–આદિનું દુઃખ થતું નથી. ૨ જો વિવિધ પ્રકારના ઉત્સવની ઇચ્છા હોય તો 'जबतें राम व्याहि घर आये नित नव मंगल मोद बधाये' (જ્યારથી શ્રી રામચન્દ્રજી વિવાહ કરીને ઘેર પધાર્યા છે, ત્યારથી નિત્ય નવીન મંગળ અને વધાઈ થયા કરે છે.) આ ચોપાઈનો જપ કરવો. ૩ હે ભાઈ! જો જગત્‌માં જય ઇચ્છતા હો તો સ્થિર થઈને 'सखा धर्ममय, असरथ जाके जीतन कहं न कतहुं रिपुताके' (હે સખા! જે પુરૂષને આવો ધર્મમય રથ છે, તેને કોઇ શત્રુ

જીતવાનો શેષ નથી તે સર્વને જીતી ચૂકયો.) આ ચોપાઈનો જપ કરવો. ૪ સ
અનેક પ્રકારનાં કાર્યોછે; પરન્તુ તે સર્વે કાર્યો રામાયણથીસિદ્ધ થઈ જાયછે.

**दोहा—सकल भांति मन कामना, यह दोहा दातार ॥**
**रामायणमहँ खोजिकरि, करु याको अनुसार ॥ १३ ॥**
**वह शोभा जु समाज सुख, कहत न बनै खगेश ॥**
**वरणै शारद शेष पुनि, सो रस जान महेश ॥ १४ ॥**

સર્વ પ્રકારની મનોકામના પૂર્ણ કરનાર આ નીચેનો દોહો છે, માટે રામાયણ
કરીને આનો નિસ્તાર કરો અર્થાત્ જપ કરો. ૧૩ કાકભુશન્ડજી ગરૂડજીને કહે
ગરૂડજી! શ્રી રામચન્દ્રજીના રાજ્યની શોભા અને સમાજ સુખનું ગમે તો શેષ
સ્વતી વર્ણન કરે, પણ વર્ણન થઈ શકતું નથી; પરન્તુ શિવજી તે રસને સારી રીતે

**चौ० वर्णौं एक रुचिर इतिहासा । तुलसीदास जो कीन तमासा ॥**
**द्राविड अरु काशी महिपाला । कहुँ एकत्र रहे कछु काला ॥**
**अतिशय प्रीति बढी दुहुँमाहीं । मनमें कपट लेश कछु नाहीं ॥**
**गर्भवती दोऊ नृपनारी । चली बात दुहुँहुन कहि डारी ॥**
**द्राविड कही बात सुखरासी । सुनहु नृपति काशीके वासी ॥**
**जन्मैं तव सुत सुता हमारे । अथवा मम सुत सुता तिहारे ॥**
**अस संयोग होइ जो नाहू । हम तुम करहिं विवाह उछाहू ॥**
**सोहैं करियह बात दृढाई । संतत प्रीति रही अब भाई ॥**
**सुखद समय आयो जब कोऊ । निज निज भवन गये नृप दो**

તુલસીદાસજીએ જે તમાશો કર્યો તેનો એક સુન્દર ઇતિહાસ વર્ણન કરૂ
સમયે દ્રાવિડ દેશનો તથા કાશીનો રાજા એ બન્ને રાજાઓ કેટલાક સમય
એક સ્થાનમાં ભેગા રહ્યા હતા. ૧ એ બન્ને રાજાને પરસ્પર અધિક પ્રીતિ વ
મનમાં જરાપણ કપટનો લેશ ન હતો એ બન્ને રાજાઓની રાણીઓ ગર્ભવ
તેથી પ્રસંગને લીધે તેઓ વચમાં આ પ્રમાણે વાત થઈ. ૨ દ્રાવિડ દેશના
આ સુખદાયક વાર્ત્તા કહી કે—હે કાશીનારાજા! શ્રવણ કરો, જો તમારે ત્યાં
મારે ત્યાં કન્યા જન્મે વા તમારે ત્યાં પુત્રી અને મારે ત્યાં પુત્ર આવે, એવો સ
થાય તો હેરાજન્! હું અને તમે પરસ્પર વિવાહનો ઉત્સાહ કરીએ. અને હે આ
કરવાથી નિરન્તર પ્રીતિ રહેશે. આ વાર્ત્તા પરસ્પર શપથથી દૃઢ કરી અને પ્રીતિ વ
ગી. અને જ્યારે સુખ દેવાવાળો સમય આવ્યો ત્યારે બન્ને રાજાઓ પોત પોતાને

**सोरठा—कन्या भइ दुहुँ ओर, जानी जात न दैवगति ॥**
**कहि पठयो सुत मोर, द्रविड दूत काशी गये ॥ २ ॥**

દૈવગતિ કોઈના જાણવામાં આવતી નથી, તે બન્ને રાજાઓને ત્યાં કન્યાએ
જન્મ થયો; તોપણ દ્રાવિડ દેશના રાજાએ કપટ કરી પોતાના દૂતો કાશીમાં મો
શીના રાજાને કેહેવરાવ્યું કે–'મારે ત્યાં પુત્ર થયો છે' ૨

चौ० यह छल होत भयो जिहिलाई । सो वह हेतु कहौं मैं गाई ॥
द्राविडपति निज गृह आयो जब । रानीसों अस कहत भयो तब ॥
जो होई कन्या दुहुँ ओरा । तौ मैं प्राण तजब वरजोरा ॥
सुनि रानी राजा मुखबानी । मनमहँ बहुत भांति भय मानी ॥
उपरोहितको लिहसि बुलाई । नृप दुराय यह बात बुझाई ॥
मम अहिवात तुम्हारे हाथा । नहिं तो प्रभुमैं होब अनाथा ॥
रानी द्रव्य दीन्ह नहिं थोरी । भइ मायावश द्विज मति भोरी ॥
सेवकं सेवकायन वश कीन्हेसि । आदर मान दान बहु दीन्हेसि ॥

આ છળ જે કારણથી થયો, તે કારણ પણ હું કહું છું. દ્રાવિડ દેશનો રાજા જ્યારે પોતાને ઘેર આવ્યો ત્યારે પોતાની રાણીની પાસે કાશીના રાજા સાથે થયેલા કરારની વાર્તા કહી દર્શાવી અને કહ્યું કે—૧ 'જો તને અને કાશીરાજાની રાણીને બન્નેને કન્યા અવતરશે તો હું અવશ્ય બળાત્કારથી મારા પ્રાણ છોડી દઈશ,' દ્રાવિડ દેશના રાજાનો આવો નિશ્ચય સાંભળીને તેની રાણી મનમાં બહુજ ભય પામવા લાગી. ૨ એથી દ્રાવિડ દેશના રાજાની રાણીએ પોતાના પુરોહિતને બોલાવીને કહ્યું કે—'મને જે આ કન્યા અવતરી છે, તેના જન્મની વાર્તા રાજાથી ગુપ્ત રાખજો. મારૂં સૌભાગ્ય તમારા હાથમાં છે, માટે જો ગુપ્ત નહિ રાખો તો હું વિધવા થઈશ. ૩ રાણીએ પુરોહિતને પુષ્કળ દ્રવ્ય આપ્યું, જેથી પુરોહિતની મતિ માયાને વશ્ય થઇ, લોભને લીધે ભોળી થઈ ગઈ. રાણીએ દાસો તથા દાસીઓને પણ પુષ્કળ દ્રવ્ય આપીને વશ્ય કર્યા, અને આદર, સત્કાર તથા દાન આપ્યાં.

दोहा—सेवक एक दीन तेहिं, वाराणसी बसाय ॥
तेहिते पाइसि खबरि सब, तब यह किहिसि उपाय ॥ १५ ॥

દ્રાવિડ દેશના રાજાની રાણીએ પોતાના એક ખાનગી વિશ્વાસુ સેવકને કાશીમાં મોકલી, કાશીરાજાને ત્યાં કન્યા આવવાની ચોકસ ખબર મેળવી હતી, ત્યારે તેણે આ ઉપાય કર્યો.

चौ० पुत्रनाम धरि गुप्त रखायो । द्वादश वर्ष न द्वार दिखायो ॥
विदुषन कहेउ न कोऊ पोषे । व्याह समय सब कोऊ देखे ॥
मित्र मिलन हित चित अनुराग्यो । नेगी पठै व्याह पुनि मांग्यो ॥
अति आनंदचल्यो मन वेगी । काशी नृप पहँ आये नेगी ॥
नृप मन मुदित पत्रिका बांची । लै आवौ बरात रँगराची ॥
आयो व्याहन द्राविड राजा । खुली बात उपजी अतिलाजा ॥
क्रोधातुर काशी अवनीशा । कह काटिहौं द्राविडकर शीशा ॥
यह सुनि द्राविड अधिक डरानेउ । निज छल समुझि समुझि पछितानेउ ॥

'પુત્ર જનમ્યો' એમ પ્રસિદ્ધ કરાવી, બાર વર્ષ પર્યન્ત બાહાર દેખાડયોજ નહિ. સર્વ લોકોને પ્રથમથીજ રાણીએ પુષ્કળ દ્રવ્ય આપી પોતાના વશ્યમાં કરી લીધેલા હોવાથી, વિદ્વાન્ ભવિષ્ય વેત્તાઓએ કહ્યું કે—' આ પુત્ર એવા યોગમાં જનમ્યો છે કે

તેનું મુખ કોઈએ જોવું નહિ, સર્વ વિવાહ સમયે ભલે જૂએ, ત્યાં સુધી નહિ. ૧ પુત્રનું મુખ જોવાને માટે ઉત્કંઠિત ચિત્તવાળા રાજાએ બારમે વર્ષે એક મંત્રીને કાશી-રાજ પાસે વિવાહની માગણી કરવા માટે મોકલ્યો. મંત્રી આનન્દથી વેગે ચાલીને કાશીરાજ પાસે આવી પોહોચ્યો. અને રાજાને દ્રાવિડ દેશના રાજાની આપેલી પત્રિકા આપી. ૨ કાશીના રાજાએ દ્રાવિડ દેશના રાજાના મંત્રી પાસેથી પત્રિકા લઈ વાંચી પ્રસન્ન થઇને કહ્યું કે-'ગાજતે વાજતે સુન્દર જાન લઈ આવો' મંત્રીએ દ્રાવિડ દેશમાં આવી પોતાના રાજાને કાશીરાજના સમાચાર આપ્યા. તે સમાચાર સાંભળતાંજ દ્રાવિડ દેશનો રાજા સુન્દર જાન લઈને પુત્રને પરણાવવા માટે કાશીમાં આવ્યો, ત્યારે 'આ વર છે તે પુરૂષ નથી પણ કન્યા છે' આ વાત ખુલ્લી થઈ ગઈ, તેથી દ્રાવિડ દેશના રાજાને અત્યન્ત લજ્જા ઉત્પન્ન થઈ. ૩ આવી ઠગાઇની વાર્ત્તા કાશીના રાજાના સાંભળવામાં આવતાં કાશીરાજને અત્યન્ત ક્રોધ ચડયો અને તેણે કહ્યું કે-'હું દ્રાવિડ દેશના રાજાનું માથું કપાવી નાખીશ.' આ વાર્ત્તા સાંભળી દ્રાવિડ રાજા બહુજ ભય પામ્યો, અને પોતાને ત્યાંના કપટનો વિચાર કરી કરીને પસ્તાવા લાગ્યો. ૪

दोहा—अति सभीत अति दीनहै, गयो जहँ तुलसीदास ॥
पाहि पाहि कहि पाँय परि, कहेउ करौ दुखनास ॥ १६ ॥

પછી મહાડરથી તે દ્રાવિડ રાજા દીન થઈ, તુલસીદાસજીની પાસે ગયો, અને રક્ષા કરો રક્ષા કરો, મારાં દુઃખનો નાશ કરો, એમ કહીને તુલસીદાસજીના ચરણોમાં પડયો.' ૧૬

चौ० तब काशीनृपकहँ बुलवायो । तुलसिदास हितकर समुझायो ॥
सुत कहि सुता जो व्याहन आयो । होय पुत्र तौ होय वधायो ॥
जो यह पुत्र होय महाराजा । करहिं विवाह साजि सब साजा ॥
तुलसीदास वेदि विरचाई । तहँ गणेश गवरी पधराई ॥
सिंहासन पै धरि रामायण । नव दिनभर कीन्हीं पारायण ॥
जो कन्या वर वेष बनायो । ताहीको सन्मुख बैठायो ॥
वक्ता आप सो श्रोता भई । दुनिया तहँ देखन सब गई ॥
कथा सकल जब बाँचि सुनाई । तासु शीश कर धरेउ गोसाँई ॥

ત્યારે તુલસીદાસજીએ કાશીના રાજાને બોલાવ્યો, અને તેને પ્રેમથી સમજાવ્યો અને કહ્યું કે-'દ્રાવિડરાજા પુત્રીને પુત્ર ઠરાવીને પરણાવવા આવ્યો છે, પણ જો તેની પુત્રી પુત્ર થઈ જાય તો પછી વિવાહ થવામાં કાંઈ વ્યત્યય છે? ૧ આ પ્રમાણે મહાત્મા તુલસીદાસજીનું પૂછવું થતાં, કાશીરાજાએ કહ્યું કે-'હે મહારાજ! જો તે પુત્ર થશે તો હું સઘળો સાજ સજાવીને વિવાહ કરીશ. આમ કાશીરાજનું બોલવું થતાં, તુલસીદાસજીએ વેદી રચાવી, ત્યાં ગણેશને તથા ગૌરીને પધરાવ્યાં. ૨ સિંહાસનના ઉપર શ્રી રામાયણના પુસ્તકને ધરીને, નવ દિવસની રામાયણની પારાયણ કરી. અને જે દ્રાવિડ દેશના રાજાની કન્યાએ વરનો વેષ ધારણ કર્યો હતો, તેને સન્મુખ બેસાડી. ૩ પછી તુલસીદાસજી પોતે વક્તા થયા અને તે કન્યાને શ્રોતા બનાવી, સર્વ દુનિયાં ત્યાં

જોવા આવી. એટલે રામાયણની સર્વ કથા તુલસીદાસજીએ વાંચીને સંભળાવી અને પછી તે કન્યાના મસ્તક ઉપર હાથ મૂકયો. ૪

दोहा–अरु यह चौपाई पढी, रामे सुमिरि प्रसन्य ॥
तिहि अवसर वर है गयो, श्री रामायण धन्य ॥ १७ ॥

પછી શ્રી રામચન્દ્રજીનું સ્મરણ કરી, અને પ્રસન્ન જાણી આ નીચે લખેલી ચોપાઈ બોલ્યા, અને તેજ સમયે તે કન્યા વર થઇ ગઇ, રામાયણનો મહા મહિમા થયો, અને મહા આનન્દથી કાશીના રાજાએ પોતાની કન્યાનાં તેની સાથે લગ્ન કર્યાં. અને સર્વ કોઈ શ્રી રામાયણ ધન્ય છે ધન્ય છે એમ કહેવા લાગ્યા. ૧૭

चौ० मंत्र महामणि विषय व्यालके । मेटत कठिन कुअंक भालके ॥
रामायण जब कही गुसांई । प्रगटन हित काशी फिरआई ॥
आदर कीन्ह न पंडित काऊ । कहैं जो हमसो करौ उपाऊ ॥
जहि स्थान कहैं तहँ जाहू । पोथी अब न देखावहु काहू ॥
श्री आनंदकानन ब्रह्मचारी । हम शिरमौर सुमहिमा भारी ॥
जो याको वै आदर करिहैं । तो हम सब लै शीशहि धरिहैं ॥
गये आनंदकानन पहँ तत्पर । करत प्रशंस प्रसन्न परस्पर ॥
पोथी की चर्चा पुनि कीन्ही । देखन हेतु सो लै धरि लीन्ही ॥
कछु दिन पढी सहित अनुरागन । गये गोसांई पोथी माँगन ॥

તે ચોપાઈએ છે કે–'मंत्र महामणि विषय व्यालके मेटत कठिन कुअंक भालके' (શ્રી રામચન્દ્રજીનું નામ વિષયરૂપી સર્પનું વિષ દૂર કરવાને મહા મણિરૂપ છે, અને તે શ્રીરામ નામ પ્રારબ્ધના કઠિણ કુઅંકને મટાડી દે છે.) જ્યારે તુલસીદાસજીએ રામાયણ બનાવી, ત્યારે તેને પ્રકટ કરવાને માટે કાશીમાં ફેરવી, પણ કોઈ પંડિતે તેનો આદર કર્યો નહિ. અને પંડિતો કહેવા લાગ્યા કે અમે જે કહીએ તે ઉપાય કરો. ૧ જે સ્થાન અમે કહીએ ત્યાં તમે જાઓ, અને ત્યાં જતાં સુધી તમારે આ પુસ્તક કોઈને દેખાડવું નહિ. એક શ્રી આનન્દકાનન બ્રહ્મચારીજી છે, કે જે અમારા સર્વના શિરતાજ છે, અને તેનો ઘણોજ સુમહિમા છે. ૨ જો તે રામાયણનો આદર કરશે, તો અમે સર્વ તેને લઈને મસ્તક ઉપર ધારણ કરીશું. આ પ્રમાણે કાશીના પંડિતોનું બોલવું થતાં તુલસીદાસજી તુરત આનન્દકાનનની પાસે ગયા, પરસ્પર એક બીજાએ પ્રશંસા કરી. ૩ પછી તુલસીદાસજીએ પોતાની બનાવેલી રામાયણની ચર્ચા કરતાં, તેમણે જોવાને માટે પોતાની પાસે લઈને રાખી. કેટલાક દિવસ પર્યન્ત અનુરાગથી વાંચી, અને પછી તુલસીદાસજી રામાયણનું પુસ્તક માગવા ગયા. ૪

दोहा–पोथी दइ अरु अस कहेउ, होई है आदर लोक ॥
निज प्रमाण करि लिखि दियो, यह अद्भुत अश्लोक ॥ १८ ॥

ત્યારે તે બ્રહ્મચારીજીએ પોથી આપીને કહ્યું કે–'આનો સર્વ લોકોમાં આદર થશે. એમ કહીને પછી પોતાના પ્રમાણને માટે એક અદ્ભુત શ્લોક લખી દીધો. ૧૮

**श्लोक–आनंदकानने ह्यस्मिन् जंगमस्तुलसी तरुः ॥**
**कवितामंजरी यस्या रामभ્रमरभूषिता ॥ १ ॥**

'આ આનન્દ વનમાં (કાશીમાં) તુલસીદાસ એ જંગમ વૃક્ષ છે. જેની કવિતારૂપી મંજરી શ્રી રામચન્દ્રજીરૂપી ભ્રમરથી ભુષિત છે.' ૧

**छंद–धनि धन्य तुलसीदास जिन जग हेतु रामायण भनी ।**
**माहात्म्य अमित न कहि सकौं रस विपय महँ मो मति सनी ॥**
**निज बुद्धिके अनुसार कही गोपाल सद्गुरुकी दया ।**
**रघुवीर यशकी अधिकता श्री संत जन करिहहिं मया ॥ १ ॥**

તુલસીદાસજીને ધન્ય છે ધન્ય છે, જેણે જગતના કલ્યાણાર્થે રામાયણ રચી છે. હું એ રામાયણનું માહાત્મ્ય કેહેવાને સમર્થ નથી; કેમકે મારી મતિ તો વિષય રસમાં ડુબી રહેલી છે. ગોપાલદાસે સદ્ગુરૂની દયાથી પોતાની બુદ્ધ્યાનુસાર માહાત્મ્ય વર્ણન કરેલું છે. શ્રી રામચન્દ્રજીના યશની આમાં અધિકતા છે, તેથી સન્ત જનો કૃપા કરીને આનો સ્વીકાર કરશે. ૧

**दोहा–श्रीमत तुलसीदासजी, है प्रसन्न वर देहु ॥**
**रामायण माहात्म्यसों, हरिजन करहिं सनेहु ॥ १९ ॥**
**संवत वसु नभनंद कू मार्ग शुक्ल गुरुवार ॥**
**एकादशि कहँ कीन्ह है, अपनी मति अनुसार ॥ २० ॥**
**रामकोट श्री अवधपुर, स्वामी रामप्रसाद ॥**
**तिनकी महिमा को कहै, विश्व विदित मरयाद ॥ २१ ॥**
**तिनते गादी पांचई, सो स्वामी मैं दास ॥**
**लषणपुरी मम जन्मक्षिति, रामनगरके पास ॥ २२ ॥**
**भोज नगर परसिद्ध दिज, उत्तम पूरणदास ॥**
**तस्यात्मज गोपालकृत, यह माहात्म्य इतिहास ॥ २३ ॥**

હે શ્રીયુત તુલસીદાસજી મહારાજ! પ્રસન્ન થઈને વરદાન આપો, કે આ રામાયણ માહાત્મ્ય ઉપર હરિભક્ત સ્નેહ કરે. ૧૯ વિક્રમ સંવત્ ૧૯૦૮ ના માર્ગશીર્ષ શુદિ ૧૧ ને ગુરૂવારને દિવસે મેં મારી મતિના અનુસાર માહાત્મ્ય રચીને પૂર્ણ કર્યું છે. ૨૦ અયોધ્યાના સમીપમાં રામકોટમાં સ્વામી રામપ્રસાદજી રેહેતા હતા, જેની વિશ્વવિદિત મરયાદનું અને તેના મહિમાનું કોણ વર્ણન કરી શકે? ૨૧ એ રામપ્રસાદજી સ્વામીથી પાંચમી ગાદી ઉપર જે સ્વામીછે તે મારા માલેકછે અને હું તેમનો દાસછું. રામનગરની પાસે જે લક્ષ્મણપુરીછે તે મારી જન્મભુમિ છે. ભોજનગરમાં પ્રસિદ્ધ બ્રાહ્મણ શ્રેષ્ઠ પૂરણદાસજી રહે છે, તેમના પુત્ર ગોપાલદાસે આ માહાત્મ્યરૂપ ઈતિહાસ નિર્માણ કરેલ છે.

( શ્રી તુલસીકૃત રામાયણ માહાત્મ્ય સમ્પૂર્ણ. )

श्रीमद्-

# तुलसीकृत रामायण.

## बालकान्ड.

शुद्ध गुजराती भाषान्तर.

ॐ तत्सत् अखण्डैकरस श्री जानकीजीवन मूर्तये नमः

## શ્રીમદ્ રામોપાસક ચૂડામણિ ગોસ્વામી તુલસીદાસજી કૃત.

# શ્રીમદ્રામચરિત્ર માનસ.

# બાલકાણ્ડ.

## ( ગુજરાતી ભાષાન્તર. )

श्लोकः—वर्णानामर्थसंघानां रसानां छन्दसामपि ॥
मङ्गलानां च कर्त्तारौ वन्दे वाणीविनायकौ ॥ १ ॥

શ્રીમદ્રામચરિત્ર માનસના પ્રારમ્ભમાં શ્રી ગોસ્વામી તુલસીદાસજી, આ પરમપાવન ગ્રન્થમાં સુન્દર મનોહરમય+ ત્રણ અક્ષર અને અતિગમ્ભીર અર્થ અને રસમય કાવ્ય અને લલિત છન્દ ભણવાના આશયથી સરસ્વતીને અને ગ્રન્થની મંગળ† પૂર્વક નિર્વિઘ્ન સમાપ્તિ થવાને માટે સમસ્ત વિઘ્નહરણ શ્રી ગણેશજીને પ્રથમ વન્દન કરે છે. અક્ષરોના[1] અનેક પ્રકાર, અર્થોના[2] સમૂહ, શૃંગારાદિ[3] નવરસ, અને અનેક પ્રકા-

---

+ वर्णानां—આ શ્લોકમાં પ્રથમ મગણ પડેલો છે. મગણના પૃથિવી દેવતા છે. અને મગણ લક્ષ્મીને આપનાર છે.

† મંગળાચરણ કરવાથી ગ્રન્થ નિર્વિઘ્ને સમાપ્ત થાય છે, અને વાંચનારનું તથા શિષ્યનું કલ્યાણ થાય છે. જેમકે—आदि मध्य वसानेषु यस्य ग्रन्थस्य मंगलं । तत्पठन् पाठनौद्वापि दीर्घायु धार्मिको भवेत् ॥

૧ એકવિશ સ્વર, પચીશ સ્પર્શ, ચાર અંતસ્થ, ચાર ઉષ્મ, ચાર યમ, અનુસ્વાર, વિસર્ગ, જીહ્વામૂલીય, ઉપ્ધામાનીય, અને પ્લુત, એ ત્રેસઠવર્ણ પાણિનિ શિક્ષામાં છે. હવે તેમાં જે સરસ્વતીએ વેદમૂળ પ્રણવ ઓંકારથી ૬૯ વર્ણ પાંચસ્થાનથી આ ક્રમે ઉત્પન્ન કરેલ છે. અ, આ, ક, ખ, ગ, ઘ, ઙ હ અને વિસર્ગ એ નવ અક્ષર તો કન્ઠથી, ઇ, ઈ, ચ, છ, જ, ઝ, ઞ, ય, શ, એ નવ અક્ષર તાળુથી, ઋ, ૠ, ટ, ઠ, ડ, ઢ, ણ, ણ, ર, ષ, એ અક્ષર મુર્ધાથી, લૃ, લૄ, ત, થ, દ, ધ, ન, લ, સ એ અક્ષર દાંતથી, ઉ, ઊ, પ, ફ, બ, ભ, મ એ સાત અક્ષર ઓષ્ઠથી, એ ઐ એ બે અક્ષર કન્ઠતાલુથી, ઓ, ઔ, એ બે અક્ષર કન્ઠઓષ્ઠથી, તથા દાંત ઓષ્ઠથી, અનુસ્વાર, ઓષ્ઠનાસિકાથી તે વર્ણોનાં પદ, અને પ્રત્યયથી અર્થોના સમૂહ કર્યા.

૨ વાચ્ય, લક્ષ્ય, અને વ્યંગ્ય એ ત્રણ પ્રકારના અર્થ.

૩ શૃંગાર, હાસ્ય, કરૂણા, અદ્‌ભુત, વીર, ભયાનક, રૌદ્ર અને શાન્ત એ નવરસ સાહિત્યમાં પ્રસિધ્ધ છે, અને કોઈ કોઈ સ્થળે દસમો ભક્તી રસ પણ કહેલ છે.

રના [1]છન્દ, અને સર્વ પ્રકારનાં મંગલ× કરવાવાળા, ગણેશ અને સરસ્વતીજીની[2] હું વન્દના કરૂં છું. ૧

**भवानीशङ्करौ वंदे श्रद्धाविश्वासरूपिणौ ॥**
**याभ्यां विना न पश्यन्ति सिद्धाः स्वान्तःस्थमीश्वरम् ॥ २ ॥**

હવે આ ગ્રન્થના મુખ્ય કારણભુત શ્રી પાર્વતી અને શ્રી સદાશિવજીને શ્રદ્ધા અને વિશ્વાસરૂપ અને તેની કૃપા વગર ઈશ્વરની અપ્રાપ્તિ દર્શાવતા વન્દન કરે છે. ભવ-નામ શ્રી શિવજીનું છે. તેની પત્ની તેથી ભવાની નામ પાર્વતીજીનું છે, અને જગતના કલ્યાણકારી શિવજી તેથી શંકર નામ તેનું છે. તે બન્નેને હું પ્રણામ કરૂંછું, કે જે શ્રદ્ધા અને વિશ્વાસરૂપી છે. જેમ આ જીવને શ્રદ્ધા-વિશ્વાસ વગર સર્વાત્મા ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી, તેમજ એ બન્ને (શિવજી અને પાર્વતી) ની કૃપા વગર પોતાનાજ હૃદયમાં બિરાજમાન જે ઇશ્વર તેને સિદ્ધ પુરૂષો પણ જોઈ શકતા નથી.[3] ૨

**वन्दे बोधमयं नित्यं गुरुं शङ्कररूपिणं ॥**
**यमाश्रितो हि वक्रोपि चंद्रः सर्वत्र वन्द्यते ॥ ३ ॥**

શિષ્યોના સમસ્ત સંદેહ નિવારક, પ્રબોધમય, ગુરૂને હું નિરન્તર પ્રણામ કરૂં છું. જે ગુરૂ સાક્ષાત્ શંકરરૂપ છે, જેમ સદાશિવના આશ્રિત હોવાથી વક્રચન્દ્રનું પણ સર્વત્ર માન છે, તે પ્રમાણેજ જે પોતપોતાના આચાર્યોના સમાશ્રિત થાય છે તેઓ ખરા ખોટાઓનું પણ સર્વત્ર પ્રમાણ થાય છે. અને જે ગુરૂને આશ્રિત થતો નથી, તેનું પ્રમાણ કયાંય પણ જોવામાં આવતું નથી.[4] ૩

---

૧ ગાયત્રી, વિગેરે છન્દ વેદમાં છે, લોકમાં શાર્દૂલ, શિખરિણી આદિ વર્ણછંદ, આર્યા-આદિ માત્રા છંદ, અને અનુષ્ટપ-આદિ છંદ વેદ તથા લોકમાં પ્રસિદ્ધ છે. એ પ્રમાણેજ ભાષામાં કવિત, દોહા-આદિ છંદ છે.

× મંગળ ત્રણ પ્રકારનાં થાય છે. આશીર્વાદાત્મક નમસ્કારત્મક, અને વસ્તુ નિર્દેશાત્મક. આ ત્રણમાં 'वर्णानां' એ નમસ્કારાત્મક મંગલાચરણ છે. અહિં તો માત્ર તેનું દિક્ પ્રદર્શન કરેલું છે.

૨ सीतांशसम्भवां वाणीं, रामांशेन विनायकम् । सीतारामांश सम्भूतौ वन्देवाणी विनायकौ.— સીતાજીના અંશેવાણી, અને શ્રી રામચન્દ્રજીના અંશથી વિનાયક, એવા સીતા અને રામના અંશભુત વાણી અને વિનાયકને પ્રણામ કરૂછું. આ અર્થ નવીન યુક્તિનો છે. જો અનન્યતાર્થની ઈચ્છા હોય, તો આ શ્લોકાનુસાર જાણવું, અને તે પ્રમાણે સર્વત્ર સમજવું.

૩ આ શ્લોકમાં શ્રી પાર્વતીને શ્રધ્ધા અને શિવજીને વિશ્વાસરૂપ એ માટે કહેલાછે કે, શ્રી પાર્વતીએ આ સંસાર સાગરમાં પડેલા જે અજ્ઞ જીવ, તેઓના ઉદ્ધારાર્થે, તેઓની શ્રદ્ધા ઇશ્વરમાં દૃઢ કરવાને અનેક ગ્રન્થોમાં શ્રી સદાશિવજીને પ્રશ્ન પુછીને, તેમના ઉત્તરદ્વારા અનેક પ્રકારના મહિમા અને વાત્સલ્યાદિક ગુણ પ્રકટ કરાવ્યા અને ઈશ્વરના જન્મ, કર્મ અને લીલા પોતે શ્રદ્ધાપૂર્વક થઇને કહેવરાવ્યાં, કે જેનાં શ્રવણ કીર્ત્તનથીજ જીવોની શ્રદ્ધા ઈશ્વરમાં અચળ થઇ જાય, તેમજ શ્રી સદાશિવજીએ પણ પોતાની પરમદયાલુતાથી જીવોનો દૃઢવિશ્વાસ ઇશ્વરમાં થવાને માટે શ્રી પાર્વતીને અગ્રેસર કરીને પોતાના ઉપદેશમાં પોતે વિશ્વાસરૂપ થઇને પ્રવેશ કર્યો. જે કોઇ એ બન્નેના સમ્વાદનું શ્રવણ વા કીર્ત્તન કરે, તેને ઈશ્વરમાં અચળ શ્રદ્ધા તથા વિશ્વાસ અવશ્ય થાય, તેથીજ તે બન્ને શ્રદ્ધા વિશ્વાસરૂપ છે, તેમની કૃપા વગર ઇશ્વરની પ્રાપ્તિ થતી નથી.

૪ પોતાને દોષયુક્ત સમજીને તુલસીદાસજીએ ચન્દ્રનો દાખલો આપેલો જણાય છે; કારણ કે ચન્દ્ર વક્ર છતાં પણ શિવજીએ મસ્તકમાં ધારણ કરેલ છે, તેથી તેને સર્વ પ્રણામ કરે છે, તેમજ ગોસ્વામી

**सीताराम गुणग्रामपुण्यारण्यविहारिणौ ॥**
**वन्दे विशुद्धविज्ञानौ कवीश्वरकपीश्वरौ ॥ ४ ॥**

શ્રી સીતારામના ગુણગ્રામ અર્થાત્ અનન્તકોટિ રામચરિત્રોના પરમ પાવન બન્ની, તેનાં બે સંચારી અને બન્ને વિશુદ્ધ વિજ્ઞાનના નિધાન અને રામચન્દ્રજી તથા સીતાજીનાં અપાર ચરિત્રરૂપી પવિત્ર વનમાં વિહાર કરવાવાળા એવા જે આદિ કવિ શ્રી મદ્રામ ચરિત્રના મુખ્ય વક્તા મહર્ષિ પ્રાચેતસ× શ્રી વાલ્મીકિજી અને સમસ્ત રામ સેનામાં અગ્રગણ્ય કપીશ્વર પવનપુત્ર શ્રી હનુમાનજી એ બન્નેને નમસ્કાર કરૂં છું.[1] ૪

**उद्भवस्थितिसंहारकारिणीं क्लेशहारिणीं ॥**
**सर्वश्रेयस्करीं सीतां नतोहं रामवल्लभां ॥ ५ ॥**

જગજ્જનની જાનકીજીનું ત્રણ શક્તિ ધારકત્વ, ક્લેશરૂપ સંસાર બન્ધન મોચકત્વ, ભુક્તિ મુક્તિ પ્રદત્વ અને રામવલ્લભાત્વ દર્શાવીને તેને પ્રણામ કરે છે. ઉદ્ભવ છે. ઉત્પત્તિ, સ્થિતિ પાલન, સંહાર, પ્રલય એ ત્રણે શક્તિની ધારક શ્રી જાનકી છે. જગત્ સ્રષ્ટા બ્રહ્માની રજોગુણી શક્તિમાં નિયામક થઈને સૃષ્ટિને સર્જે છે, જગદન્તક રૂદ્રની તામસી શક્તિમાં નિયામક થઈને પ્રલય કરે છે, અને સ્વયં વિષ્ણુની શુદ્ધ સાત્વિકી શક્તિરૂપ વિશ્વનું પાલન કરે છે. ક્લેશહારિણી અને સર્વ શ્રેયસ્કરી પણ છે. પોતાના સમાશ્રિતોનાં અનેક જન્મોનાં પાપ શ્રીરામસ્વામીથી ક્ષમા કરાવીને, તેઓને સંસાર બન્ધનના ક્લેશથી મુક્ત કરાવીને, સર્વ શ્રેયરૂપ સાલોક્ય,[2] સારૂપ્ય,[3] સામીપ્ય[4] અને સાયુજ્ય[5] મુક્તિના અધિકારી કરે છે. તેવી શ્રી રામચન્દ્રજીની વલ્લભા સીતાજીને હું પ્રણામ કરૂં છું.+ ૫

---

કથે છે કે. મારી કવિતા વૃદ્ધ છતાં પણ ગુરૂ આશ્રિત હોવાથી વંદનીય થશે. गुरु बिनु भवनिधि तरेन कोई, जो बिरंची शंकर समहोई. જેમ કે—दोषाकरोऽपि कुटिलोऽपि कलंङ्कितोऽपि मित्रावसान समये विहितो दयोऽपि । चन्द्र स्तथापि हरवल्लभतामुपैति नैवाश्रितेषु महतां गुणदोषशङ्का. ॥ १ ॥

× પ્રચેતાઓના વંશમાં શ્રી મહર્ષિ વાલ્મીકિજી દશમા છે.

૧. શ્રી વાલ્મીકિજી શતકોટિ રામાયણના વર્ણન કરતા હોવાથી તેને વિહાર કરવાવાળા કહેલા છે, અને શ્રી હનુમાનજી જ્યાં રામાયણ વંચાય છે, ત્યાં સાંભળવા માટે આવે છે, તેથી તેને પણ વિહારકરવાવાળા કહેલ છે.

૨ ભગવાનની સાથે એક લોકમાં રહેવું. ૩ ભગવાનના સમાન રૂપ થઈ જવું.
૪ ભગવાનની સમીપમાં રહેવું. ૫ ભગવાનમાં મળી જવું.

+ જેણે પોતાની પૂર્વ પ્રતિજ્ઞા અનુસાર, પોતાના વૈકુન્ઠના દ્વારપાળ જય અને વિજયના એક જન્મના શાપ મોચનના વિષયમાં કરેલ, તે પોતાની પરમદયાલુતા પ્રમાણે મિથિલાપુરીમાં જન્મ લઈને પોતાના પિતાના રાજ્ય ઘરના સુખનો ત્યાગ કર્યો. અને અમરાવતી કરતાં પણ અધિક પોતાની રાજધાની અયોધ્યાના સુખનો પણ ત્યાગ કરી વનમાં નિવાસ કર્યો, અને ત્યાં વિરાધ અને ખર, દૂષણને પોતાના વિષયમાં દુષ્ટબુદ્ધિની પ્રેરણા કરી, તેઓને સંસાર બંધન ક્લેશથી મુક્ત કર્યા. પછી સુવર્ણના મૃગનાં ચર્મની પ્રાર્થનાથી શ્રી રામચન્દ્રજીનો પરમ દુસ્સહ વિયોગ અંગિકાર કર્યો અને શ્રી લક્ષ્મણજીને ક્રૂર વચન કહીને ભાગવતાપચાર દોષ ગ્રહણ કર્યો, તથા જગદ્વિડમ્બનરૂપ પોતાનું હરણ સ્વીકારીને પો-

**यन्मायावशवर्त्तिविश्वमखिलं ब्रह्मादिदेवासुराः**
**यत्सत्त्वादमृषेव भाति सकलं रज्जौ यथाहेर्भ्रमः ॥**
**यत्पादः प्लवमेव भातिहि भवाम्भोधेस्तितीर्षावतां**
**वन्देऽहं तमशेषकारणपरं रामाख्यमीशं हरिम् ॥ ६ ॥**

ગોસ્વામી શ્રી તુલસીદાસજી પોતાના ઇષ્ટદેવ શ્રી રામચન્દ્રજીને તેનું, પરાત્પરત્વ, સર્વેશ્વરપણું, જગત્ કારણત્વ, બન્ધમોક્ષપ્રદત્વ અને સત્ત્વત્વ દર્શાવતા અભિવન્દન કરે છે. જે ઇશ્વરની પ્રબળ માયાને બ્રહ્મા, રૂદ્ર, ઇન્દ્રાદિ સમસ્ત દેવ અને દાનવ

---

તાનો નિવાસ લંકામાં કરયો, એટલો કલેશ અને દોષ તથા વિડમ્બના સહન કરી, જટાયુની અધમ યોનિથી મુક્તિ કરી, વૈકુન્ઠવાસ આપ્યો, કબન્ધને શાપથી મુકત કરયો, શવરીને મોક્ષ આપ્યો, સુગ્રીવને વાલિથી બચાવીને રાજ્ય આપ્યું. જટાયુના જ્યેષ્ઠ ભ્રાતા સમ્પાતીને નવીન પાંખો આપી અને પછી હનુમાન્દ્વારા છાયાગ્રાહી રાક્ષસી અને અક્ષયકુમાર ઇત્યાદિનો રાક્ષસયોનિથી ઉદ્ધાર કરયો, પછી સેતુબન્ધન સમય સમુદ્રની પીડા નિવારણ કરવાને માટે તેના ઉત્તર તટવાસી રાક્ષસોનો સંસારબન્ધનથી છુટકારો કરાવ્યો અને પછી રાવણ તથા કુમ્ભકર્ણને પુત્ર, પૌત્ર, પરિવાર, અને સેનાસહ તેના બીજા જન્મનો શાપ તેથી છોડવીને પરમધામ આપ્યું, અને સમસ્ત દેવતાઓને રાવણના બંધનથી મુકત કરીને, પોતાના શરણાગત વિભીષણનો રાજ્યાભિષેક કરયો. પછી લક્ષ્મણજીદ્વારા અગ્નિમાં પ્રવેશ કરીને મિથ્યા લોકાપવાદને ભસ્મ કરીને, પોતાના સ્વામી શ્રી રામચન્દ્રજીને પ્રાપ્ત થઇને, સમસ્ત સંતાપ દૂર કરયા. આ પ્રથમ વિયોગમાં તો સીતાએ પોતાની પરમ દયાલુતા દર્શાવી. બીજા વિયોગમાં જ્યારે શ્રી રામચંદ્રજીએ ધોબીદ્વારા લોકાપવાદ શ્રવણ કરીને ત્યાગ કરયો ત્યારે જાનકીજીએ પોતાને પરાધીન જાણીને પોતાના સ્વામીની પ્રસન્નતામાં પ્રસન્ન થઇને, મહર્ષિ વાલ્મીકિજીના આશ્રમમાં નિવાસ કરયો. તેમાં પોતાનો પારતંત્ર ધર્મ દર્શાવ્યો. ત્રીજા વિયોગમાં જ્યારે અશ્વમેધ યજ્ઞના સમય વાલ્મીકિ મુનિની આજ્ઞાથી લોકાપવાદ દૂર કરવાને, શ્રી રામચંદ્રજીએ સીતાજી પાસે પ્રત્યક્ષ પ્રમાણ માગતાં, જાનકીજીએ પ્રત્યક્ષ પ્રમાણથી પોતાનો સત્ય પાતિવ્રત ધર્મ સમસ્ત સભાને દર્શાવ્યો. ' यथाहं राघवादन्यं मनसापि न चिन्तये । तथा मेमाधवी देवी विवरन्दातु महेसि. જેમ હું શ્રી રામચન્દ્રજીના વગર અન્યનું મનથી પણ ચિન્તવન કરતી નથી, તેથી મને હે માધવીદેવી-પૃથિવી તું વિવરદેવાને યોગ્યછો.' આટલું કહેતાંજ દિવ્ય સિંહાસનસહ પોતે ભૂદેવી વિવરદ્વારા પ્રકટ થઇ અને સીતાજીને સિંહાસનપર બેસાડી તેને લઇને ચાલીગઈ. આ ત્રીજા વિયોગમાં પોતાનું અનન્યપણું દર્શાવ્યું. જે સેવક સદા સ્વામીનેજ આધીન રહે છે, અને સ્વામીને છોડી અન્યને જાણતો નથી; અર્થાત્ અનન્યગતિ, અનન્યશરણ, અનન્ય ભોગ્ય થાય છે, અને સર્વનું હિતચિન્તવે છે, પરમદયાળુ થાય છે, તો તેજ સેવક સ્વામીનો પરમપ્રીતમ થાય છે. અને સ્વામીના અપરાધિયોના સમસ્ત દોષોને ક્ષમા કરીને પછી સ્વામીથી મળી જાય છે. તેને પુરૂષાકાર કહે છે. તે આ ત્રણે વિયોગમાં સીતાજીએ પોતાનું દયાળુપણું, પારતંત્રપણું અને અનન્યપણું દર્શાવીને પોતાનું પુરૂષકારત્વ દર્શાવ્યું. અને શ્રીસીતાજી ઉપર શ્રી રામચન્દ્રજીનું સનાતન વલ્લભત્વ પણ વિખ્યાત છે. જેના નિવાસને માટે પોતાના વક્ષઃ-સ્થળમાં સ્થાન આપ્યું. અને શ્રીનિવાસ કહેવાયા, અને પોતાનો નિવાસ તેની જન્મભૂમિ ક્ષીરસાગરમાં કરયો, અને સમસ્ત સંસારનું શ્રેય જેની કૃપા કટાક્ષના આધીન કરી દીધું અને જેની પ્રાપ્તિને માટે સુરાસુર પાસે સમુદ્રનું મથન કરાવ્યું. અને આ રામાવતારમાં તેના ઉપર સેતુ બંધાવ્યો, અને તેનો વિયોગ કર્ત્તા રાવણ તેનો પુત્ર, પૌત્ર પરિવાર અને સેનાસહ નાશ કરીને પોતાનું વલ્લભત્વ દર્શાવ્યું. અને વિશ્વામિત્રજીના યજ્ઞના નિમિત્તે જનકપુરમાં જઇને સમસ્ત રાજાઓના માનનું ખંડન કરીને સીતાજીનું પાણીગ્રહણ કરયું અને પછી કૃષ્ણાવતારમાં દ્વારકાથી કુન્ડિનપુર જઇને, શિશુપાલ તથા જરાસંધાદિનો પરાજય કરીને રૂક્મિણીને હરી લાવ્યા, એવી જે રામવલ્લભા સીતાજી તેને પ્રણામ કરૂં છું.

તથા અખિલવિશ્વ વશ્યમાં છે. અને જેના સત્ત્વથી અર્થાત્ અધિષ્ઠાનસત્તાથી આ સર્વ જગત્ મિથ્યા છતાં પણ સત્ય સમાન પ્રકાશે છે. જેમ અચેતન દોરડીમાં ચેતન સર્પનો ભ્રમ થાય છે, તે જો કે મિથ્યા છતાં પણ દોરડીરૂપ અધિષ્ઠાનની સત્યતાથી સત્ય સમાન પ્રકાશે છે. એ પ્રમાણેજ ઈશ્વિરરૂપ અધિષ્ઠાનની સત્યતાને લીધે મિથ્યા છતાં પણ આ જગત્ સત્ય ભાસે છે. તથા જેનાં ચરણકમળ, સંસારરૂપી સાગરથી પાર થવા ઇચ્છતાં મનુષ્યોને માટે એક અલૌકિક્ નૌકારૂપ છે. એવા સમસ્ત જગતના કારણોના પરમકારણ શ્રી રામચન્દ્ર પરમેશ્વર સ્વયં વિષ્ણુ ભગવાન્‌ને હું અભિવન્દન કરૂં છું. ૬

**नानापुराणनिगमागमसम्मतंयद्रामायणे निगदितं क्वचिदन्यतोऽपि ॥**
**स्वान्तः सुखाय तुलसी रघुनाथगाथा भाषा निबंधमतिमंजुलमातनोति ॥७॥**

જે રઘુનાથગાથાનું વર્ણન અનેક પુરાણ,[1] વેદ,[2] શાસ્ત્ર[3] અને બ્રહ્મયામળ[4] ઈત્યાદિ તંત્ર અને સર્વ ગ્રન્થોમાં સમ્મત છે, તેજ તથા અન્ય ગ્રન્થોમાં પણ જે કાંઈ છે તે શ્રી રઘુનાથજીનાં ચરિત્રનો સર્વમાંથી સંગ્રહ કરીને પોતાનાં અન્તઃકરણનાં સુખના માટે હું તુલસીદાસ અતિ ઉજ્જવળ ભાષાત્મક્[5] નિબંધનો પ્રારંભ કરૂં છું. ૭

**सो०—जेहि सुमिरत सिधि होइ, गणनायक करिवरबदन ॥**
**करहु अनुग्रह सोइ, बुद्धिराशि शुभगुणसदन ॥ १ ॥**

સર્વ ગણોના નાયક, અને જેનું ગજના સમાન શ્રેષ્ઠ મુખ છે, તથા જે બુદ્ધિના ભંડાર અને સુન્દર ગુણોના ઘર છે, એવા જે ગણેશજી+ તે મારા ઉપર કૃપા કરો. ૧

---

૧ સાત્વિક્, રાજસ્ અને તામસ્ પુરાણ જે પાર્વતીજીને શ્રી સદાશિવજીએ કહેલ છે. અઢારપુરાણ છે. વૈષ્ણવ, નારદીય, ભાગવત, ગરૂડ, પદ્મ, અને વારાહ પુરાણ એ છ સાત્વિક્ પુરાણ છે. બ્રહ્માન્ડ, બ્રહ્મવૈવર્ત, માર્કન્ડેય, ભવિષ્ય, વામન અને બ્રાહ્મપુરાણ એ છ રાજસ્ પુરાણ છે. મત્સ્ય, કૂર્મ, લિંગપુરાણ, શિવ, સ્કન્દ, અને અગ્નિપુરાણ એ છ પુરાણ તામસ્ છે.

૨ ઋક્, યજુષ્, સામ અને અથર્વન્ એ ચાર વેદ છે.

૩ મીમાંસા, વેદાન્ત, ન્યાય, વૈશેષિક્, યોગ અને સાંખ્ય એ છ શાસ્ત્ર છે.

૪ તંત્રનારદપંચરાત્ર, બ્રહ્મયામલ, વિષ્ણુયામલ, અને રૂદ્રયામલ ઇત્યાદિ. માહાભારત અને કલ્પપુરાણ આદિને ઈતિહાસ જાણવા.

૫ દેવ વાણીને મંગળમય સમજીને પ્રારંભના શ્લોકો ગીર્વાણ ગીરામાં કરેલા હોય, એમ સમ્ભવેછે, વા ભાષાના છ લક્ષણોમાં સંસ્કૃત પણ લેઇએ.

+ કેટલાએક લોકો શંકા કરેછે કે, ગોસ્વામી શ્રી તુલસીદાસજી તો અનન્ય રામભક્ત હતા; છતાં તેમણે પોતાના ઇષ્ટદેવને છોડીને ગન્થારંભમાં ગણેશજીનું કેમ સ્મરણ કર્યું. ? તથા ગણેશજીનું સ્મરણ કરવાની પ્રાચીન પરિપાટી નથી, જો તે પ્રાચીન પરિપાટી હોત તો અઢાર પુરાણ, છ શાસ્ત્ર, વીશ ધર્મશાસ્ત્રોની સ્મૃતિ, રામાયણ અને મહાભારતાદિ પ્રાચીન ગ્રન્થોમાં પણ અવશ્ય હોવી જોઈએ, પણ તે કોઇમાં તો જણાતી નથી. આ પ્રણાલી શ્રીમચ્છંકરાચાર્યના અવતાર પછી પ્રચલિત થઈ છે, તેનું એ પ્રમાણ છે કે, પુરાણાદિ ગ્રંથોમાં બે પરિકર પ્રસિદ્ધ છે, એક વિષ્ણુપક્ષ અને બીજો રૂદ્રપક્ષ. તે જ્યારે કલિયુગમાં બૌદ્ધ, જૈન અને ચાર્વાક વિગેરે પાખંડ અધર્મના વધવાથી તે બંને પક્ષ સંકુચિત થઈ ગયા. ત્યારે વૈદિક્ ધર્મની રક્ષાને માટે શ્રી સદાશિવજીએ શ્રીમચ્છંકરાચાર્યનો અવતાર લઇને સમસ્ત પાખંડોને દૂર કર્યા, અને વૈદિક ધર્મ સ્થાપન કર્યો. દિગ્વિજયદ્વારા સમસ્ત ભારતવર્ષના પંડિતો દ્વાના શિષ્ય

**मूक होहिं वाचाल, पंगु चढैं गिरिवर गहन ॥**
**जासु कृपासु दयाल, द्रवौ सकल कलिमलदहन ॥ २ ॥**

જે પરમ દયાળુની કૃપાથી મૂંગા+ પુરૂષ વિવિધ પ્રકારની વાણીથી સંપન્ન થઈ જાયછે, તથા લંગડો[1] પુરૂષ જેની કૃપાથી અતિગહન–વિકટ પર્વત ઉપર ચડી જાયછે, એવા સર્વ કલિયુગોના મળને દહન કરવાવાળા પ્રભુ મારા ઉપર કૃપા કરો.* ૨

**नीलसरोरुह श्याम, तरुण अरुण वारिजनयन ॥**
**करहु सो मम उर धाम, सदा क्षीरसागर शयन ॥ ३ ॥**

થઈ ગયા, અને તેમનો સમ્પ્રદાય પ્રચલિત થયો, તે કારણથી તેની પાછળ તેના શિષ્ય પ્રશિષ્યોની રૂચિ વિષ્ણુપક્ષના કરતાં રૂદ્રપક્ષ ઉપર વિશેષ થતાં, સમસ્ત દેશોના લોકો તેમના અનુયાયી થયા, અને ત્યારથી સમસ્ત મંગળ કાર્યોમાં, એટલે કે જાતકર્મથી લઈને વિવાહાદિક કર્મોમાં સર્વત્ર રૂદ્રપક્ષનુંજ પૂજન થાય છે. અને તે રૂદ્રપક્ષમાં શ્રી ગણેશજી અગ્રપૂજ્ય છે. એથી કરીને હવેના સર્વ ગ્રન્થકારો પોતાના ગ્રન્થના પ્રારમ્ભમાં તેમને નમસ્કાર કરે છે, કાંઈ વિશેષ આવશ્યકતા નથી. તેનો ઉત્તર એ છે કે–ગોસ્વામી શ્રી તુલસીદાસજી અનન્ય રામભક્ત હતા. અનન્ય ભક્તોની બે પ્રકારની ભાવના ગીતામાં કહેલી છે.— योमाम्पश्यति सर्वत्र सर्वज्य मयिपश्यति । तस्याहन्न प्रणश्यामि सचमेन प्रणश्यति. અર્થાત્ એક અનન્ય તો સર્વત્ર મનેજ જુએ છે. તે મને કદિ વિસારતા નથી. ભાગવતમાં પણ કહ્યું છે કે–खं वायुमग्निं सलिलम्महीञ्च ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् । सरित्समुद्रांश्च हरेः शरीरं यत्किंचभूतम्प्रणमेदनन्यः એવા અનન્ય તો સર્વના પૂજનમાં ભગવત્ પૂજનજ જાણે છે. અને સર્વના વન્દનમાં ભગવદ્ વંદનજ માને છે. અનન્ય તો સર્વને મારાજ અન્તર્ગત જુએ છે. તેને હું કદિ વિસારતો નથી. તે સર્વનું પૂજન મારા પૂજનમાંજ જાણે છે. અને સર્વને પ્રણામ પણ મારા પ્રણામમાંજ માને છે. શ્રી ગોસ્વામી તુલસીદાસજી તો શ્રી રામચન્દ્રજીનેજ વિશ્વવ્યાપક અને વિશ્વને રામાત્મક જાણતા હતા જેમકે રામસ્તવરાજમાં લખ્યું છે કે, ब्रह्मा विष्णुश्च रुद्रश्च देवेन्द्रो देवतास्तथा । आदित्यादि ग्रहाश्चैव त्वमेव रघुनंदन । તેમજ ગોસ્વામીએ લંકા કાન્ડમાં લખ્યું છે કે विश्वरुप रघुवंशमणि करहुवचन विश्वासु । लोक कल्पना वेदकर अंगअंग प्रतिजासु ॥ તેથી કરીને સર્વ રૂપરૂપી અને સર્વ શરીર શરીરી, સર્વ નામનામી શ્રી રામચન્દ્રજીનેજ જાણીને ગોસ્વામીએ સમસ્ત નામોથીજ શ્રી રામચન્દ્રજીને પ્રણામ કરયા છે. જેમકે—सीय राम मय सब जग जानी । करौं प्रणाम जोरि युग पानी । અને નવીન પરિપાટીના અનુસાર સર્વની રૂચિના પ્રમાણે પ્રથમ વાણી અને વિનાયક નામથીજ પોતાનાજ ઈષ્ટદેવ સીતાજી અને શ્રી રામચન્દ્રજીને પ્રણામ કરેલ છે. ૧ આ સોરઠાના બીજી બે ત્રણ રીતે કેટલાક ટીકાકારો અર્થ કરે છે, પણ તે ક્લીષ્ટ અને બંધ બેસતા ન હોવાથી અમે તેનો મૂળ ભાવાર્થજ દર્શાવ્યો છે.

+ વચનમૂક, અજ્ઞાનમૂક, ધર્મમૂક અને જ્ઞાનમૂક એ ચાર પ્રકારના મૂંગા પણ વાચાળ થઈ જાયછે. જેમ શેષ સર્પ શરીરથી સમસ્ત વ્યાકરણના વક્તા થયા. ગોસ્વામીએ પોતાને રામચરિત્ર વર્ણનમાં મૂંગા નિશ્ચિત કરેલ છે. ૧ પદપંગુ, કર્મપંગુ અને સુમતિપંગુ એ ત્રણ જાતના લંગડા પણ ગહન પર્વત ઉપર ચડી જાયછે. જેમકે અરૂણપંગુ દેહથી પણ સૂર્યના રથ ઉપર જઇ બેઠા, આવી અઘટિત ઘટના શક્તિ પરમદયાળુ, કલિમલ હરણ સ્વામીની કૃપાથી થાયછે. ગોસ્વામીએ પોતાની કવિતાને પંગુ ઠરાવેલ છે; કારણ કે અનેક શાસ્ત્રોના સન્મુખ મારી કવિતાને કોણ ચલાવશે. આ વિચારણાથી આ પ્રકારે સ્તુતિ કરેલી છે.

* આ સોરઠો પરોક્ષવાદ છે; અર્થાત્ જેના ગુણ વર્ણન કરયા, તેને પ્રત્યક્ષ કહ્યું નથી, અને કોઈ કહે છે કે, વિશ્ણુ પરત્વે છે, કોઇ કહે છે કે સૂર્ય પરત્વે છે, તેનું પ્રમાણ એ છે કે, જન્મ સમયે બાળક મૂંગું અને પંગુ હોયછે. તેને સૂર્ય પોતાના દિવસોથી બન્ને દોષોનું દૂર કરે છે; એટલે કે દિવસે દિવસે બાળક મોટું થવાથી તે બે દોષો દૂર થઇ જાયછે, અને વિષ્ણુનો અર્થ તો પ્રસિદ્ધ છે.

નવીન કમળના સમાન શ્યામ શરીરવાળા, તુરતનાં ખિલેલાં લાલ કમળના સમાન જેનાં નેત્ર છે, તે વિષ્ણુ ભગવાન્ કે જે સદા ક્ષીરસાગરમાં શયન કરે છે. તે મારા હૃદયમાં નિવાસ કરો.[1] ૩

कुन्द इन्दु सम देह, उमारमण करुणाअयन ॥
जाहि दीनपर नेह, करहु कृपा मर्दनमयन ॥ ४ ॥

મોગરાના પુષ્પ સમાન અને ચન્દ્રમાના સમાન ઉજ્જવળ શરીરવાળા, પાર્વતીજીની સાથે વિહાર કરવાવાળા, દયાના સાગર, અને જેનો દીનોના ઉપર અધિકે સ્નેહ છે, એવા અને કામદેવનો નાશ કરનારા શ્રી સદાશિવજી[2] મારા ઉપર કૃપા કરો.* ૪

वन्दौं गुरुपद कंज, कृपासिन्धु नररूप हरि ॥
महामोह तमपुंज, जासु वचनरविकर निकर ॥ ५ ॥

ગુરૂના ચરણ કમળને નમસ્કાર કરૂં છું. ગુરૂ[3] કેવા છે કે—દયાના સમુદ્ર, મનુષ્યરૂપ[4] ધારણ કરેલ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્ છે. જે ગુરૂનાં વચન સૂર્યનાં કિરણોના સમાન છે; અર્થાત્ જેમ સૂર્યનાં કિરણો અન્ધકારનો નાશ કરે છે, તેમ અજ્ઞાનાધન્કારના સમૂહનો ગુરૂનાં વચનો નાશ કરે છે. ૫

चौ०—वन्दौं गुरुपद पद्मपरागा, सुरुचि सुबास सरस अनुरागा ॥
अमिय मूरिमय चूरणचारू, शमन सकल भवरुज परिवारू ॥
सुकृत शम्भुतनु विमल विभूती, मंजुल मंगल मोद प्रसूती ॥
जन मन मंजु मुकुर मल हरणी, किये तिलक गुणगण वशकरणी ॥
श्रीगुरुपदनख मणिगणज्योती, सुमिरत दिव्यदृष्टि हियहोती ॥
दलन मोह तम सो सुप्रकासू, बडे भाग्य उर आवहिं जासू ॥
उघरहिं विमल विलोचन हियके, मिटहिं दोष दुख भव रजनीके ॥
सूझहिं रामचरित मणिमानिक, गुप्तप्रकट जहँ जो जेहिखानिक ॥

---

૧ આ વિષ્ણુની સ્તુતિ છે; કારણ કે વિષ્ણુ પાલન કર્ત્તા છે. વિષ્ણુ ભગવાન્ અને શ્રી રામચન્દ્રજીમાં કાંઈ ભેદ નથી.

૨ કામાદિ દ્વંદ્વનો નાશ કરનાર રામાયણનો પ્રચાર સદાશિવજીએ ભક્તોના ઉપર અનુગ્રહ કરીને કરેલ છે. તેમા વિનયપત્રિકાનું પ્રમાણ છે કે— बिनु शिव कृपा रामपद पंकज सपनेहुँ भक्ति न होई.

* ગોસ્વામી શ્રી તુલસીદાસજી પોતાને દીન માને છે.

૩ ગુરૂરૂપ ધારણ કરેલ સાક્ષાત્ વિષ્ણુ છે. વિષ્ણુ જેમ ક્ષીરસાગરના વાસી છે, તેમ ગુરૂ કૃપાસમુદ્રના વાસી છે. અહિ હરિ શબ્દથી વિષ્ણુ અને સૂર્ય એમ બે અર્થ થાયછે; કારણ કે એનાં કર્મ મળે છે. સમુદ્રવાસમાં વિષ્ણુ અને અન્ધકાર હરનામાં સૂર્ય.

૪ નરરૂપ શિવજીના સમાન ગુરૂ છે. જેમકે 'सुनु गिरिराज कुमारी भ्रमतम रविकर वचन मम । गुरुं शंकर रूपिणम् ।' તેમજ ગુરૂને વિષ્ણુરૂપજ માનવા. એમ શ્રીમદ્ ભાગવતના સપ્તમસ્કન્ધના પંદરમા અધ્યાયના ૭૬ મા શ્લોકમાં છે.

ગુરૂના ચરણકમળની [1]પરાગ–ધૂળનું વન્દન કરૂંછું. તે ધૂળમાં જે સત્વગુણી સુન્દર રૂચિ છે તે સુગન્ધિ છે, અને પ્રીતિ જે છે, તેજ સુન્દર રસ છે. ગુરૂના ચરણ-કમળની રજ સુન્દર ચૂરણ છે, અને અમૃતની જડ તેનું નામ છે, અને સંસારના જન્મ–મરણાદિ સકળ રોગોના[2] પરીવારને શાન્ત કરી દે છે. તેજ રજ શિષ્યવર્ગને પુણ્યરૂપ શ્રી સદાશિવજીના શરીરની ઉજ્જવળ વિભૂતિના[3] સમાન છે; અર્થાત્ જે સુકૃત છે તે શિવરૂપ છે. અને નિર્મળ, મંગળ અને આનન્દને ઉત્પન્ન કરનારી છે. તેજ રજ ઉત્તમ પુરૂષોના મનરૂપી ઉજ્જવળ દર્પણ ઉપર આવેલા મળને હરનારી છે. જે આ રજનું તિલક કરે તો તે ગુણોના સમૂહને વશ્ય કરનારી છે.[4] ગુરૂના[5] ચરણોના નખોની, મણિયોના સમૂહના સદૃશ કાન્તિ છે. જે કાન્તિનું સ્મરણ કરતાંજ હૃદયમાં દિવ્ય દૃષ્ટિ થઈ જાયછે. અને તે થવાથી મોહરૂપી અન્ધકારનો નાશ થઈ જાયછે. પણ તે જેના હૃદયમાં આવે તેનાં અહોભાગ્ય છે. અથવા જેનાં અહોભાગ્ય છે, તેના હૃદયમાં તે દિવ્ય દૃષ્ટિ થાયછે, અને હૃદયમાં આવતાંની સાથેજ હૃદયનાં નેત્ર ઉઘડી જાયછે. અને તેથી સંસારરૂપી રાત્રિનાં જન્મ–મરણાદિક દુઃખ[6] અને દોષ[7] મટી જાય છે. જેમ પ્રકાશ થવાથી અંધારામાં રહેલી વસ્તુ દૃષ્ટિમાં આવે છે, તેમ આ પ્રકાશ હૃદયમાં થતાંજ શ્રી રામચન્દ્રજીનાં જે મણિ અને માણિક્યોરૂપ ગુપ્ત અને પ્રકટ જે ચરિત્રો છે, તે દેખાય છે.[8] ૧–૨–૩–૪.

**दोहा–यथा सुअंजन आंखि दृग, साधक सिद्ध सुजान ॥**
**कौतुक देखहिं शैल वन, भूतल भूरि निधान ॥ १ ॥**

જે પ્રકારે સિદ્ધતાના સુન્દર અંજનને નેત્રોમાં લગાવીને સુજાન સાધક સિદ્ધ થઈ જાય છે અને તેને પૃથિવીમાં, પહાડોમાં તથા જંગલોમાં જે નાના પ્રકારનાં કોતુકો છે, તે જોવામાં આવે છે, તે પ્રકારે ગુરૂના ચરણકમળની રજરૂપી અંજનનું સુજ્ઞ શિષ્ય લોકો હૃદયરૂપી નેત્રોમાં અંજન કરીને સિદ્ધ થઈ જાય છે, અને તેથી તેઓ

---

૧ જે પુષ્પમાં રજ થાય છે તે, પરાગ શબ્દથી ચરણની ધૂળની શ્રેષ્ઠતા દર્શાવી છે. એ ફૂળની સુવાસ સત્વગુણી રૂચી છે. અને તેનો સુન્દર રસ અનુરાગ છે. ગુરૂના ચરણમાં જેવી શિષ્યની ભાવના તે પ્રમાણે ફળ મળે છે.

૨ વૈધકમાં રોગોના પ્રકારોને પરિવાર કહે છે.

૩ વિમલ વિભૂતિ જે ગુરૂના ચરણની રજ છે તે સુકૃત અને શોભા તથા અર્થ લાભ અને તેનો જે આનન્દ તે સર્વની પ્રસૂતી અર્થાત્ માતા અને શંભુતન પિતા છે.

૪ આ ચોપાઈઓમાં ચાર પ્રયોગ મારણ, મોહન, ઉચ્ચાટન અને વશીકરણની સિદ્ધિ કહેલી છે. ભવરોગ પરિવાર નાશક મારણ છે. મંગળમોદ પ્રસુતી, એ મોહન છે. મલહરણીએ ઉચ્ચાટન છે. ગુણ-ગણ વશકરણી એ વશીકરણ છે.

૫ અહિં સુધી અન્તઃકરણના રોગોને દૂર કરવાની ઔષધી લખી, તે રોગોના સંયોગથી અન્તઃકરણની જે દૃષ્ટિ મન્દ થઈ ગઇ, તેને શુદ્ધ કરવાના હેતુથી ગુરૂના ચરણની વન્દના છે.

૬ ન દેખાતું. ૭ અન્ધકાર. ૮ ખાનિ શબ્દથી એના રસના રંગોનો અર્થ પણ થાયછે. જેમકે શૃંગાર રસ શ્યામ, કરૂણાપીળો, વીરલાલ, શાન્તરસ શ્વેત ઈત્યાદિ.

સર્વ વેદ, પુરાણાદિ પર્વતો, વનરૂપી સંસાર અને પૃથિવી એટલે સન્તસમાજ અને સમ્પૂર્ણ બ્રહ્માન્ડમાં રહેલા આશ્ચર્યકારી ભગવાનનાં ચરિત્રોને દેખે છે. ૧

चौ०—गुरुपद रज मृदु मंजुल अंजन, नयन अमिय दृग दोष विभंजन ॥
तेहिकरि विमल विवेक विलोचन, वर्णौं रामचरित भवमोचन ॥
वन्दौं प्रथम महीसुरचरणा, मोहजनितसंशय सब हरणा ॥
सुजन समाज सकल गुणखानी, करौं प्रणाम सप्रेम सुबानी ॥
साधु चरित शुभ सरिस कपासू, निरस विशद गुणमय फल जासू ॥
जो सहि दुख परछिद्र दुरावा, वन्दनीय जेहि जग यश पावा ॥
मुदमंगलमय संत समाजू, जो जग जंगम तीरथराजू ॥
रामभक्ति जहँ सुरसरि धारा, सरस्वति ब्रह्म विचार प्रचारा ॥
विधि निषेधमय कलिमल हरणी, कर्मकथा रविनंदिनि वरणी ॥
हरि हर कथा विराजत वेनी, सुनत सकल मुदमंगल देनी ॥
वट विश्वास अचल निजधर्म्मा, तीरथराज समाज सुकर्म्मा ॥
सबहिं सुलभ सब दिन सब देशा, सेवत सादर शमन कलेशा ॥
अकथ अलौकिक तीरथराऊ, देइ सद्यफल प्रकट प्रभाऊ ॥

ગુરૂના ચરણકમળની રજ સુન્દર કોમળ અંજન છે. નેત્રોને અમૃતરૂપ છે. અને તેનો એ ગુણ છે કે, નેત્રોના રોગોનો નાશ કરે છે. તે અંજનવડે વિવેકરૂપી દૃષ્ટિને વિમળ કરીને, સંસારના ભયને હર કરનારાં રામચરિત્રનું વર્ણન કરૂં છું. પ્રથમ આચાર્ય વર્ય દ્વિજદેવને[1] નમસ્કાર કરૂં છું. જે મહીસુર આ પૃથિવી ઉપર દેવગુરૂ બૃહસ્પતિજીના સમાન વિદ્યાવાન્ છે. અને વર્ણાશ્રમના વૈદિક્ ધર્મ ઉપર આરૂઢ છે. કર્મોપાસન, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય સમ્પન્ન છે. અને પોતાના સમાશ્રિત મુમુક્ષુજીવોના મોહજનિત સઘળા સંશયને દૂર કરીને તેને સન્માર્ગ દર્શાવે છે.§ એવા જે મહીસુર તેને સદા હું અભિવન્દન કરૂં છું સત્પુરૂષોનો સમાજ સર્વ ગુણોની ખાણ્ય છે તેમાં જઈને જે બેસે છે, તેની પાસે સદ્ગુણ આવે છે, તે મહાત્માઓના સમાજને પ્રેમ સહિત ઉત્તમ–સ્તુતિ યોગ્ય વાણીથી પ્રણામ કરૂં છું. સાધુ પુરૂષોનાં ચરિત્ર ઉત્તમ કપા-

---

૧ બ્રાહ્મણના ચરણોને પ્રથમ કહેવાનું કારણ એ છે કે, પ્રથમ સ્વર્ગવાસિયોને પ્રણામ છે. અને બ્રાહ્મણ તો ગુરૂ છે અને ગુરૂ સર્વોપરી છે. તેમજ ચારવર્ણોમાં પણ પ્રથમ બ્રાહ્મણ છે. તુલસીદાસજી સકળ વિશ્વને રામાત્મક્ જાણીને ભાગવતના આ શ્લોક પ્રમાણે વન્દન કરે છે—खं वायु मग्निं सलिलं महींच ज्योतींषि सत्त्वा निदिशो द्रुमादीन् । सरित्समुद्राश्च हरेः शरीरं यत्किंचिभूतं प्रणमे दनन्यः

§ आचार्यं संश्रयेत्पूर्वं मनघं वैष्णवंद्विजम् । शुद्ध सत्व गुणोपेतमवेज्या कर्म्म कारकम् । सत्सम्प्रदाय संयुक्तं मंत्र रत्नार्थ कोविदम् । ज्ञान वैराग्य संयुक्तं वेदवेदांग पारगम् । शासितारं सदाचारैः सर्व्व धर्म विदांवरम् । महा भागवतं विप्रं सदाचार निषेविनम् । आलोडय सर्व शास्त्राणि पुराणानि च सर्व्वशः । तदर्थ माचरेद्यस्तु स आचार्य इतीरित. આ પ્રમાણે હારીત સ્મૃતિમાં કહ્યું છે.

સના+ સમાન છે. તેઓનાં ચરિત્ર તો[૨] નિરસ છે, પરન્તુ તેનું ફળ મહાગુણ યુક્ત છે. જેમકે કપાસમાં કાંઇ પણ રસ નથી પણ તેનું ફળ ગુણ યુક્ત છે. એ પ્રમાણે સાધુ સમાજમાં વૈરાગ્ય પદાર્થ નિરસ છે; કારણ કે તેમાં સંસાર તો નથી, પણ વિજ્ઞાનથી નિર્મળ અને જ્ઞાન વૈરાગ્ય નિયમ યુક્ત છે. જેમ કપાસ પોતે કષ્ટ સહન કરીને પણ અન્યના છિદ્રને ઢાંકે છે, તેથી તે નમસ્કારને યોગ્ય છે. અને તેના સંસારમાં ગુણાનુવાદ ગવાય છે તે પ્રમાણેજ મહાત્માઓ હોય છે. કેમકે મહાત્માઓ પોતે દુઃખ વહન કરીને પણ અન્યનું શ્રેય કરે છે. સન્તોનો સમાજ આનન્દરૂપ તથા મંગળરૂપ છે, કે જે સંસારમાં જંગમ તીર્થરાજ–પ્રયાગરૂપ છે. સર્વોત્તમ રામભક્તિ તો જે સન્ત સમાજરૂપી તીર્થરાજમાં પરમોત્તમ ગંગાજી છે. જે બ્રહ્મવિચાર જ્ઞાનનાં પ્રચારક છે. પ્રવાહની નિરન્તર વૃદ્ધિ કરે છે. અને જેમ પ્રયાગરાજમાં ગંગા અને યમુનાના સમ્પુટમાં સરસ્વતી ગુપ્ત છે તેમ સન્તજન વિરતિ સરસ્વતીને ભક્તિ અને જ્ઞાનના સમ્પુટમાં ગુપ્ત રાખે છે. લોક સંગ્રહના નિમિત્તે શુભ કાર્યોમાં પ્રવર્ત્તે છે. એ જ્ઞાનકાણ્ડ છે, શુભ કર્મોનો સ્વીકાર અને અશુભ કર્મોનો ત્યાગ એવી વિધિ† નિષેધમય કર્મકથા કે જે પાપોને હરે છે તેજ સન્તસમાજમાં શ્રી યમુનાજી છે. વેદ, પુરાણ અને ઇતિહાસોમાં કથેલી જે હરિહરાદિકોની કથા કે જેમાં કર્મકાન્ડ અને જ્ઞાનકાન્ડ બન્નેની સન્ધિ છે, તેજ સન્તસમાજરૂપ પ્રયાગમાં ગંગા, યમુનાનો સંગમ છે. પોતાના ધર્મમાં જે અચળ વિશ્વાસ તેજ સન્ત સમાજમાં અક્ષયવટ છે. અનેક શ્રેષ્ઠ કર્મવાળા જે છે તે તીર્થરાજના સમાજી[૧] છે. પોતાની પરમદયાલુતાથી સ્થાવર–જંગમ જીવોને સર્વ દેશ સર્વ કાળમાં સુલભ થાય છે એથી જંગમ તીર્થરાજ કહેવાય છે. અને સેવન કરતાંજ તેઓના જન્મમરણાદિક્ ક્લેશો શમી જાય છે.× આ સાધુસમાજના તીર્થરાજનો મહિમા અકથ્ય[૩] છે. અને તે તીર્થરાજ અપ્રાકૃત[૪] છે. અને સેવનનું ફળ તુરત આપે છે, એ તેનો પ્રભાવ લોક તથા વેદ વિખ્યાત છે. ૧–૨–૩–૪–૫–૬

+ કપાસ, ટાઢનાં, તડકાનાં, વરસાદનાં, કંતાવાનાં અને તણાવા વિગેરેનાં અસંખ્ય અસહ્ય દુઃખો સહન કરીને અન્યનાં છિદ્રો એટલે કે ઇન્દ્રિયોની નિર્લજ્જતાને ઢાંકે છે, તેમ સન્ત લોકો પણ, ભિક્ષાઆદિ નાના પ્રકારનાં સંકટો સહન કરીને અન્યનાં છિદ્રોને ઢાંકે છે.

૨ નિરસ કહેવાનું કારણ એ છે કે, સાધુની સંગતિ વિષય રસથી રહિત છે. અને વિશદનો એ અભિપ્રાય છે કે તેઓનું અન્તઃકરણ વિમળ છે. ગુણ શબ્દ અહિં દ્વિ અર્થક છે. કપાસની સાથે સુતરમય અને સાધુઓની સાથે સૌશીલ્યવાનસત્વાદિ ગુણ.

† પોતાનું નિત્યકર્મ નિરન્તર કરવું. અભક્ષાભક્ષ કરવું નહિ. વિગેરે નિષેધકર્મ પુનઃ જન્મ આપનાર છે, તેથી તે શ્યામ હોવાથી યમુનાનું સાદૃશ્ય આપેલું છે.

૧ प्रयाग माधवं सोमं भारद्वाजं च वासुकी । वन्दे अक्षय वटं शेषं प्रयागं तीर्थनायकं.

× નારદ પંચરાત્રમાં કહ્યું છે કે—यंयं पश्यति पाणिभ्यां यंयं पश्यति चक्षुषा । स्थावराण्यपि मुच्यंते किम्यु न बांधवाजनाः અર્થાત્ જેને જેને ભગવજ્જન હાથવડે સ્પર્શ કરે છે અને જેને આંખ્યોવડે દેખે છે તે સ્થાવર પણ પાપ થકી મુક્ત થઈ જાય છે. તો પછી તેના સમ્બન્ધિયોનું તો કહેવુંજ શું ? તેઓનાં ચરણ પ્રક્ષાલનનું જળ ઉત્તમ તીર્થ અને તેઓનું ઉચ્છિષ્ટ અતિ પાવન છે. તેઓનાં વચન મહામંત્ર છે. તેઓએ સ્પર્શ કરેલ સર્વ પવિત્ર છે.

૩ કોઈથી તેનાથી મોટાઇ થઇ શકતી નથી. ૪ એવું લોકમાં બીજું કોઈ નથી. તત્ક્ષણ ફળદાયક સ્વભાવ વિશ્વવિદિત છે.

दोहा—सुनि समुझहिं जन मुदित मन, मज्जहिं अति अनुराग ॥
लहहिं चारिफल अछत तनु, साधु समाज प्रयाग ॥ २ ॥

આ સાધુસમાજરૂપી પ્રયાગમાં સ્નાન કરવાના ત્રણ પ્રકાર છે; એટલે કે જે કોઈ એ સમાજના ઉપદેશને શ્રવણ કરે છે તે કિનારે પોહોચવું છે. જે તે ઉપદેશને સમજે છે; એટલે કે મનન કરે છે તે ધારામાં પ્રાપ્ત થવું છે. અને નિદિધ્યાસન કરવાથી જે અનુરાગ થાય છે તેજ સ્નાન કરવું છે. આ વિધાનથી સાધુઓના સત્સંગરૂપી પ્રયાગમાં સ્નાન કરવાથી આ શરીરથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થ મળે છે. એવો એ સન્તસમાજ તીર્થરાજ છે. ૨

चौ०—मज्जन फल देखिय ततकाला, काक होहिं पिक बकहु मराला ॥
सुनि आश्चर्य करहिं जनि कोई, सतसंगत महिमा नहिं गोई ॥
वाल्मीकि नारद घटयोनी, निज निज मुखन कही निजहोनी ॥
जलचर थलचर नभचर नाना, जे जड चेतन जीव जहाना ॥
मति कीरति गति भूति भलाई, जब जेहि यत्न जहां जेहि पाई ॥
सो जानव सतसंग प्रभाऊ, लोकहुं वेद न आन उपाऊ ॥
विन सतसंग विवेक न होई, रामकृपा बिन सुलभ न सोई ॥
सतसंगति मुद मंगल मूला, सोई फल सिध सब साधन फूला ॥
शठ सुधरहिं सतसंगति पाई, पारस परशि कुधातु सुहाई ॥
विधि वश सुजन कुसंगति परहीं, फणि मणि सम निज गुण अनुसरहीं ॥
विधि हरि हर कवि कोविद बानी, कहत साधु महिमा सकुचानी ॥
सो मोहिंसन कहिजात न कैसे, शाक वणिक मणि गुणगण जैसे ॥

સન્ત જનોના સમાજરૂપી પ્રયાગમાં સ્નાન કરવાનું ફળ તુરત મળી જાય છે. જો તેમાં કાગડો[1] સ્નાન કરે તો તે કોકિલ[2] અને જો બગલો[3] સ્નાન કરે તો તે હંસ[4] બની જાય છે. કાગડા અને બગલાની વાર્તા સાંભળીને કોઇએ આશ્ચર્ય થવા જેવું નથી; કેમકે સત્સંગનો મહિમા કાંઈ ગુપ્ત નથી, મહર્ષિ આદિ કવિ [5]વાલ્મીકિ,

૧ કઠોરવક્તા, ૨ મધુરવક્તા, ૩ ધૂર્ત્ત, ૪ શુદ્ધાન્તઃકરણ.

૫ વાલ્મીકિએ શ્રી રામચન્દ્રજીને કહ્યું છે કે-' હું પ્રથમ પારાધિનું કામ કરતો હતો. અને અસંખ્ય જીવોને મારી તેનું દ્રવ્ય હરણ કરી નિર્વાહ ચલાવતો હતો. એક દિવસ અનાયાસે માર્ગમાં સપ્તર્ષિની ભેટ થતાં, તેમનો વધ કરવાને હું તૈયાર થયો. તે સમય તેઓએ મને કહ્યું કે-' તું જે માટે આ ઘોર કૃત્ય કરે છે તે તારા પાપના ભાગીદાર થશે કે નહિ? ' આ સાંભળતાં હું મારાં કુટુમ્બને પૂછવા ગયો, ત્યારે તેઓએ જવાબ આપ્યો કે-' અમે કોઇ તારા પાપમાં ભાગીદાર થઈશું નહિ ' આ સાંભળતાંજ હું મહાદુઃખી થઈને સપ્તર્ષિની પાસે આવ્યો. તેઓએ મને અત્યાતુર જોઇને ઉપદેશ આપ્યો. તેઓના ઉપદેશથી હું આપનું નામ ભૂલથી અવળું '**મરામરા**' એમ જપવા લાગ્યો. તેથી આવી ઉત્તમ સ્થિતિને પ્રાપ્ત થયો. અને આપ સાક્ષાત્ ઈશ્વર મારા આશ્રમમાં પધાર્યા. ( आनंद रामायण. )

[૬]નારદજી તથા મહર્ષિ [૭]અગસ્ત્ય એઓએ પોતાને મુખેજ પોતાનો વૃત્તાન્ત કહેલો છે. તેથી તેઓની પ્રથમની અધમ સ્થિતિ અને પછી મહાત્માઓની સંગતિથી ઉત્તમ સ્થિતિ થઈ એ જણાઈ આવે છે. [૮]જળચર, [૯]સ્થળચર તથા [૧૦]નભચર જે [૧૧]જડ તથા [૧૨]ચેતન જીવ સૃષ્ટિમાં છે તે સર્વે +બુદ્ધિ, કીર્ત્તિ ગતિ, ઐશ્વર્ય અને ભલાઈ વિગેરેને સમ્પાદન કરેલ છે તે સર્વ સત્સંગતથીજ મેળવેલ છે. અને તેજ પુરૂષો સત્સંગના પ્રભાવને જાણે છે. લોકમાં તથા વેદમાં જ્ઞાન સમ્પાદન કરવાનો સત્સંગ વગર બીજો કોઈપણ ઉપાય નથી. સતસંગ કર્યા વગર જ્ઞાન પ્રાપ્તિ થતી નથી. અને સત્સંગ શ્રી રામચન્દ્રજીની કૃપા વગર થતો નથી. સાધુઓનો જે સત્સંગ આનન્દ અને મંગળનું મૂળ છે માટે તેજ સર્વ સાધન દાન, યજ્ઞ અને તપાદિ ફળોનું સિદ્ધ ફળ છે અથવા સત્સંગત આનન્દ વૃક્ષનું મૂળ છે, મહાત્માઓના સિદ્ધાન્ત તેનાં ફળ અને શમ, દમાદિ સાધન તેનાં ફુલ છે. જે શઠ સમજાવ્યાથી સમજી શકે છે તે સત્સંગત પામીને સુધરી જાય છે. જેમ પારસના સ્પર્શથી લોખંડ સુવર્ણ થઈ જાય છે. પ્રારબ્ધ વશ્ય થઈને સન્ત પણ કુસંગતિને પામે છે પણ જેમ સર્પનો મણિ સર્પ પાસે રહીને પણ પોતાના વિષ હરવાના ગુણનો ત્યાગ કરતો નથી તેમ તે પુરૂષ પણ પોતાના ગુણોનો ત્યાગ કરતા નથી. [૧૩]બ્રહ્મા વિષ્ણુ, શિવજી, કવીશ્વર, અને પંડિતો એઓની વાણી પણ સાધુઓના મહિમાને કહેતાં ક્ષોભ પામે છે. વા તે દેવતાઓ સહ સરસ્વતી પણ મહાત્માઓના મહિમાનું વર્ણન કરવા અશકય છે. તો તે મહિમાનું વર્ણન મારાથી શી રીતે થઈ શકે! જેમ શાકનો વેચનારો મણિયોના ગુણોને જાણતો નથી, તેમ હું મહાત્માઓના મહિમાનું વર્ણન કરી શકતો નથી. ૧–૨–૩–૪–૫–૬

૬ વેદવ્યાસને પુરાણો બનાવ્યા છતાં સન્તોષ પ્રાપ્ત ન થવાથી નારદજીને તે વાર્ત્તા કહી. એટલે નારદજીએ વ્યાસજીને કહ્યું કે 'હું પૂર્વે દાસીપુત્ર હતો. તે સાધુઓના સમાગમથી મારી બુદ્ધિ નિર્મળ થતાં હું તપ કરવા ગયો, અને, ભજનરૂપ તપ કરતાં કરતાં મારૂં એ શરીર છુટી ગયું અને પછી આ જન્મમાં હું બ્રહ્માનો પુત્ર થયો છું. આ વાત ભાગવતના પ્રથમ સ્કંધ ના ૫ મા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં છે. ૭ અગસ્ત્ય મુનિયે મહાદેવજીને કહ્યું છે કે-'મારા પિતા મિત્રાવરૂણ તપ કરતા હતા, તે સમયે આકાશ માર્ગે રમ્ભા શૃંગાર સજી જતી હતી, તેને જોવાથી કામાતુર થતાં મિત્રાવરૂણે વીર્યને ઘડામાં નાખ્યું. તેથી મારી ઉત્પત્તિ થઈ. પણ સત્સંગના પ્રભાવે ઉત્તમ સ્થિતિ પામી આપના દર્શનને પ્રાપ્ત થયો છું.

૮ ગજને પકડનાર ગ્રાહ (આ કથા ભાગવતના અષ્ટમ સ્કન્ધના ૪ થા અધ્યાયમાં છે. ૯ ગજેન્દ્ર હાથી (આ કથા પણ ભાગવતના અષ્ટમ સ્કન્ધના ૪ થા અધ્યાયમાં છે; ૧૦ જટાયુ (આ કથા આ ગ્રન્થના આરણ્યકાન્ડમાં આવશે.), ૧૧ જડમાં અહિલ્યા. (આ કથા આ ગ્રન્થના બાળકાન્ડમાં છે) ૧૨ સુગ્રીવાદિ (આ કથા આ ગ્રન્થના કિષ્કિન્ધા કાન્ડમાં છે. + ઉપરની ત્રણ ચોપાઈઓનો અર્થ એ છે કે-સત્સંગના પ્રભાવનો વિષય બાહુલ્ય સાક્ષી આપે છે. કે જગતમાં જેટલા જડ વા ચેતન જીવ છે તેણે જે કાળે જે ઉપાયે ગમે તે સ્થળે મતિ-ગતિ, કીર્તિ ઐશ્વર્ય અને ભલાઈ સમ્પાદન કરી હશે. તે સત્સંગથીજ સમ્પાદન કરી હશે તે વગર અન્ય ઉપાય નથી. જળચર આદિ પાંચ પ્રકારના જીવોની સાથે આ પાંચ મતિ આદિ યથાક્રમે બંધાયલ છે. ૧૩ ગોસ્વામી શ્રી તુલસીદાસજી સત્સંગનો મહત્ મહિમા જાણી પોતાની વાણીને શક્તિ હીન કહે છે.

दोहा—बन्दौं संत समान चित, हित अनहित नहिं कोउ ॥
अंजलिगत शुभ सुमन जिमि, सम सुगंध करदोउ ॥ ३ ॥
संत सरलचित जगतहित; जानि स्वभाव सनेहु ॥
बालविनय सुनि करिकृपा, रामचरण रति देहु ॥ ४ ॥

જે સન્તજન સમસ્ત જીવોને ભગવદ્વિભુતિ જાણીને સર્વને કૃપાદૃષ્ટિથીજ જુવે છે. શત્રુ મિત્રમાં ભેદ નથી યથાશક્તિ સર્વની સાથે ભલાઇ કરે છે. જેમ અંજલિમાં આવેલાં સુગન્ધિત પુષ્પ બન્ને હાથને સમાન સુગન્ધ આપે છે. ડાબા, જમણાનો કાંઈ વિચાર કરતાં નથી. તેને હું અભિવન્દન કરૂંછું. ૩ જગતનું શ્રેય કરવામાં મહાત્માઓનું નિરન્તર સરળ ચિત્ત રહે છે. તેઓનો સ્વાભાવિક સ્નેહ જાણીને કહુંછું કે આ બાળકની--(મારી) વિનતિ શ્રવણ કરીને શ્રી રામચન્દ્રજીના શરણમાં પ્રીતિ આપો. ૪

चौ०—बहुरि वंदि खलगण सतिभाये, जे बिनु काज दाहिनेहुँ बांये ॥
परहित हानि लाभ जिनकेरे, उजरे हर्ष विषाद बसेरे ॥
हरि हर यश राकेश राहुसे, पर अकाज भट सहसबाहुसे ॥
जे परदोष लखहिं सहसाखी, परहित घृत जिनके मनमाखी ॥
तेज कृशानु रोष महिषेशा, अघ अवगुण धन धनिक धनेशा ॥
उदय केतु समहित सबहीके, कुम्भकर्ण सम सोवतनीके ॥
पर अकाज लगि तनु परिहरहीं, जिमि हिम उपल कृषीदल गरहीं ॥
बन्दौं खल जस शेष सरोषा, सहसवदन वर्णै परदोषा ॥
पुनि प्रणवौं पृथुराज समाना, पर अघ सुनैं सहसदश काना ॥
बहुरिं शक्र सम विनवौं तेही, संतत सुरानीक हित जेहि ॥
वचनवज्र जेहि सदा पियारा, सहसनयन परदोष निहारा ॥

આ પ્રમાણે પ્રથમ સન્ત જનોને નમસ્કાર કરીને, હવે હું સન્તજનોના પ્રતિશીલ જે દુષ્ટ ગણ છે તેને સત્યભાવથી પ્રણામ કરૂંછું; કેમકે તેઓ નિષ્પ્રયોજને પોતાના મિત્રો સાથે પણ અવળા ચાલે છે. અને જે પારકાના હિતની હાનિનેજ લાભ જાણે છે, અને પારકાનું અશ્રેય થવાથી આનન્દ અને ઉન્નતિથી વિષાદ થાય છે. ( कहत सुनतपर अघन अघाहीं । जे पृथुशेष सरिस जगमांहीं ) અને જે પારકાં પાપોને કહેતાં તથા સાંભળતાં ધરાતા નથી, જાણે તેમ કરવામાં હજાર મુખવાળા શેષ અને હજાર કર્ણવાળા પૃથુ અવતરેલા છે. વિષ્ણુ પરમ ભાગવતાગ્રસર શ્રી સદાશિવજી તેનો જે કથારૂપી ચન્દ્ર, તેને ગ્રહણ કરવાને માટે ખલ રાહુના સમાન છે. ( કથામાં વિઘ્ન કરી કથા બંધ રખાવે છે તે ગ્રહણ છે. ) અને જે પારકાનું કામ બગાડવાને માટે સહસ્રબાહુ બાણાસુરના સમાન યોદ્ધા છે. અને જેઓ પરાયા દોષને હજાર આંખ્યોના સમાન વા સાક્ષી સહ દેખે છે. પારકાના શ્રેયરૂપી જે ઘી તેને બગાડવાને માટે તેઓનું મન આ-

ખીના સમાન છે. ખળોનું અગ્નિના સમાન દુસ્સહ તેજ, મહિસાસુર સમાન ક્રોધ, અને પાપો તથા અવગુણોરૂપી દ્રવ્યના ભંડારોને જાળવવામાં કુબેરજીના સમાન છે. જે પ્રમાણે કેતુના તારાનો ઉદય થવાથી સર્વનું અહિત થાય છે તેમ ખળો ધન, ઐશ્વર્ય અને બળની વૃદ્ધિરૂપ ઉદય પામીને સર્વનું અકલ્યાણ કરે છે. તેથી તેઓ તો કુમ્ભકર્ણના સમાન સૂતાજ રહે તો સારા છે. જેમ બરફ પોતે પણ નીચે પડીને પીગળી જાય છે અને ખેડથી પાકેલાં ધાંન્યનો પણ નાશ કરે છે તેમ ખળ પોતાના શરીરનો ત્યાગ કરીને પણ પારકાનું કાર્ય બગાડે છે. ખળોને સરોષ શેષજીના સમાન ઉપમા આપીને વન્દન કરૂં છું. કેમકે શેષજી હજાર મુખથી શ્રી રામ નામ ઉચ્ચારણ કરે છે તેમ ખળ લોકો ક્રોધ કરીને હજાર મુખથી નિરન્તર પરાયા દોષો વર્ણન કર્યા કરે છે. વળી ખળ પુરૂષોને પૃથુરાજાની ઉપમા આપીને વન્દન કરૂં છું. કેમકે પૃથુરાજા જેમ ભગવાનના ગુણાનુવાદ દશ +હજાર કાનોથી સાંભળતા હતા, તેમ દુષ્ટ ખળ લોકો પરાયા પાપને દશહજાર કાનથી શ્રવણ કરે છે. વળી ખળ પુરૂષોને ઇન્દ્રની ઉપમા આપી પ્રણામ કરૂં છું; કેમકે જેમ ઇન્દ્ર દેવતાઓના સૈન્યને પોતાના હિતરૂપ માને છે તેમ ખળ નિરન્તર ઉંચી મદિરાને પોતાના હિતરૂપ માને છે. વા ઇન્દ્રને જેમ રાજમદ પ્રિય છે તેમ ખળને મદિરાનો મદ વા વિકારનો મદ પ્રિય છે. જેમ ઇન્દ્રને વજ્ર સદા પ્રિય છે, તેમ ખળને કઠોર વચન પ્રિય છે. જેમ ઇન્દ્ર હજાર આંખ્યોથી પરાયું કલ્યાણ નિહાળે છે તેમ ખળ બે નેત્રોવડે દોષ નિરખે છે. ૫.

**दोहा–उदासीन अरि मीत हित, सुनत जरहिं खलरीति ॥**
**जानु पाणि युग जोरिकरि, विनती करौं सप्रीति ॥ ९ ॥**

ઉદાસીન (મધ્યસ્થ) શત્રુ કે મિત્ર એમાંથી કોઈનું પણ કલ્યાણ સાંભળીને બળે છે એ ખળોની રીતિ છે, તેમજ ઉદાસી ન રહેવું, કોઈના પણ થવું નહિ, સર્વ સાથે શત્રુતા રાખવી, અન્યનું તો શું પણ પોતાના મિત્રનું શ્રેય શ્રવણ કરીને પણ બળ્યા કરવું. એ ખળની રીતિ છે. અથવા આમ પણ અર્થ થાય છે કે–§ઉદાસીન જે મહાદેવ તેનો અરિ કામદેવ તેના મિત્ર વિશ્ણુ તેના યશ સાંભળતાંજ બળવા માંડે છે. અથવા તે ખળ લોકો ઉદાસીન એવા જે સન્તલોકો તેનાપણ શત્રુ થાય છે, તેવા ખળ પુરૂષોને હાથ ને પગ જોડીને પ્રેમ સહિત પ્રાર્થના કરૂં છું, અથવા હું તેને જાણું છું એમ અર્થ (जानु શબ્દને સ્થળે जानि શબ્દનો પ્રયોગ કરવાથી થાય છે)[1] ૫.

**चौ०–मैं आपनि दिशि कीन्ह निहोरा, तिन निज ओर न लाउब भोरा ॥**
**वायस पालिय अति अनुरागा, होहि निरामिष कबहुं कि कागा ॥**

+ આ કથા ભાગવતના ચતુર્થ સ્કન્ધના ૨૦ માં અધ્યાયના ૨૪ મા શ્લોકમાં છે.

§ આ અર્થ કૂટથી થાય છે; પરન્તુ કૂટની રીતિ રામાયણમાં ક્યાંય નથી.

१ सन्तपुराण कहे असनीति खलसे कलह नहि भल प्रीति–
उदासीन नित रही गुसाई खल परिहरी श्वानकीनाई.

**वंदौं संत असज्जन चरणा, दुखप्रद उभय बीच कछु वरणा ॥**
**बिछुरत एक प्राण हर लेहीं, मिलत एक दारुण दुख देहीं ॥**
**उपजहिं एक संग जलमाहीं, जलैज जोंक जिमि गुण बिलगाहीं ॥**
**सुधा सुरा सम साधु असाधू, जनक एक जग जलधि अगाधू ॥**
**भल अनभल निजि निज करतूती, लहत सुयश अपलोक बिभूती ॥**
**सुधा सुधाकर सुरसरि साधू, गरल अनल कलिमल सरि व्याधू ॥**
**गुण अवगुण जानत सब कोई, जो जेहि भाव नीक तेहि सोई ॥**

હું મારા તરફથી આ પ્રમાણે ખળ પુરૂષોની પ્રાર્થના કરૂંછું, છતાં પણ તેઓ પોતાના સ્વભાવનો ત્યાગ નહિ કરે. મહા પ્રેમપૂર્વક દૂધપાક ખવરાવીને કાગડાને પાળીએ તોપણ તે માંસ ખાવાનો કદી ત્યાગ કરતો નથી. સન્ત અને અસન્ત એ બન્નેના ચરણોને પ્રણામ કરૂંછું; કારણ કે બન્ને દુઃખદાતા છે, પણ તેમાં જરા અન્તર છે. સાધુ પુરૂષો તો છુટાં પડતાં પ્રાણ લે છે; અર્થાત્ મહાત્માનો વિયોગ અસહ્ય છે. અને દુષ્ટ લોકો તો મળવાની સાથેજ છળ, બળ વિગેરે પ્રપંચ કરી પ્રાણ લે છે; અર્થાત્ દુષ્ટોનો સંયોગ દુઃખદાયી છે. જેમકે કમળ અને જળો એ બન્ને સાથેજ એક સ્થળે જળમાં ઉત્પન્ન થાય છે; પરન્તુ તેના ગુણ પૃથક્ પૃથક્ છે. એટલે કે કમળનો ગુણ રૂધિર વધારવાનો અને જળોનો ગુણ રૂધિર ખેંચવાનો છે. અને જેમ અમૃત તથા મદિરા એ બન્ને અગાધ સમુદ્રમાંથી સાથેજ ઉત્પન્ન થયેલ છે તોપણ તેના ગુણ ભિન્ન ભિન્ન છે; એટલ કે અમૃતમાં અમર કરવાનો અને મદિરામાં ખરાબ કરવાનો ગુણ છે. તેમજ સાધુ અને અસાધુ એ બન્ને અગાધ જગત્‌માં સાથેજ ઉત્પન્ન થયાછે, બન્નેનો પિતા એક છે. તોપણ તેઓના ગુણ ભિન્ન ભિન્ન છે; સારા અને નરસા બન્ને પોતપોતાની કરણીથી યશ અપયશ અને સમ્પત્તિ સમ્પાદન કરે છે; અર્થાત્ જે ભલા છે તેતો સુયશની વિભૂતિને પામે છે, અને જે અસાધુ છે તે અપયશની વિભૂતિને પામે છે. અમૃત, ચન્દ્રમા, ગંગા અને સાધુ એ સર્વ તો ગુણરૂપ છે. અને વિષ, અગ્નિ, કર્મનાશાનદી[1] અને શિકારી એ અવગુણરૂપ છે. તે ગુણ તથા અવગુણને સર્વ કોઈ જાણે છે; પરંતુ તેમાંથી જે જેને રૂચે છે તે તેને માટે ઉત્તમ છે. (કારણ કે કેટલાકને સારૂં હોય તે રૂચે છે અને કેટલાકને નરસું પણ રૂચે છે.) ૪

**दोहा–भलो भलाई पै लहहिं, लहहिं निचाई नीच ॥**
**सुधा सराहिय अमरता, गरल सराहिय मीच ॥ ६ ॥**

જગત્‌માં પોતપોતાના કર્મથી બન્ને ભલાઈ પામે છે. ભલા લોકો ભલાઈ કરીને અને નીચ નીચતા કરીને યશ મેળવે છે. અમૃત અમરપણું કરી દેવાના ગુણથી વખણાય છે. અને વિષ જીવતાનું મરણ કરી દેવારૂપ ગુણથી વખણાય છે. ૬

૧ જે દ્વિજ કર્મનાશા નદીના જળનો સ્પર્શ કરે, કરતોયા નદીનું ઉલ્લંઘન કરે, અને ગંડકી હાથવડે તરે, તો તેને બીજીવાર યજ્ઞોપવિત સંસ્કાર કરવો જોઈએ.

चौ०–खलअघ अगुण साधु गुणगाहा, उभय अपार उदधि अवगाहा ॥
तेहिते कछु गुण दोष बखाने, संग्रह-त्याग न बिन पहिंचाने ॥
भलेउ पोच सब विधि उपजाये, गनि गुण दोष वेद बिलगाये ॥
कहहिं वेद इतिहास पुराना, विधि प्रपंच गुण अवगुण साना ॥
दुख सुख पाप पुण्य दिन राती, साधु असाधु सुजाति कुजाती ॥
दानव देव ऊंच अरु नीचू, अमिय सजीवन माहुर मीचू ॥
माया ब्रह्म जीव जगदीशा, लक्ष अलक्ष रंक अवनीशा ॥
काशी मग सुरसरि कर्मनाशा, मरु मालव महिदेव गवासा ॥
स्वर्ग नरक अनुराग विरागा, निगमागम गुण दोष विभागा ॥

ખળ લોકો તો પાપ અને અવગુણની કથાના ગ્રાહક છે. અને સાધુઓ તો શુભ-ગુણોની કથાના ગ્રાહક છે. બન્ને અપાર અગાધ સમુદ્ર છે. માટે મેં થોડા સન્તોના ગુણ અને અસન્તોના દોષ કહેલા છે. સંગ્રહ અને ત્યાગનો વિવેક વગર ઓળખાણે થઈ શકતો નથી. સારા અને નરસા સર્વ વિધિએજ ઉત્પન્ન કર્યા છે; પરન્તુ વેદોએ ભલાના ગુણ સંગ્રહ કરવા અને અસન્તના દોષના ત્યાગ માટે તેને ભિન્ન ભિન્ન કરી દર્શાવેલ છે. વેદ, ઈતિહાસ ( મહાભારત ) પુરાણ (ભાગવતાદિ) કહે છે કે વિધિનો પ્રપંચ ગુણ અને દોષ મિશ્રિત છે. આ સંસારમાં ગુણ અને દોષરૂપ સુખ અને દુઃખ, પુણ્ય અને પાપ, દિવસ અને રાત્રિ, સન્ત અને અસન્ત, સુજાત, અને કુજાત, દેવતા અને દૈત્ય સત્યલોક અને રૌરવાદિ નરક, ઉંચ અને નિચ, જીવાડનારૂં અમૃત અને મારનારૂં વિષ, માયા અને બ્રહ્મ, જીવ અને ઈશ્વર અર્થાત્ લોકપાળ પંચભુત શરીરમાં માયા છે તેમાં બ્રહ્મ જીવ અને લોકપાળ છે. તે આ પ્રકારે કે–આંખમાં સૂર્ય, કાનમાં દિશા, નાકમાં અશ્વિનીકુમાર, મુખમાં વરૂણ, હાથમાં ઇન્દ્ર અને મનમાં ચન્દ્રમા, ઇત્યાદિ માયારૂપી શરીરમાં છે. લક્ષ્મી અને અલક્ષ્મી, વા સુલક્ષણ અને કુલક્ષણ "રંક અને, રાજા, કાશી અને મગધ દેશ, ગંગા અને કર્મનાશા, મારવાડ અને માલવો, બ્રાહ્મણ અને મ્લેચ્છ, સ્વર્ગ અને નરક, પ્રેમ અને વૈરાગ્ય. આ સર્વ દૂધ અને પાણી સમાન મળેલ છે; પરન્તુ વેદ શાસ્ત્રોએ તેના ગુણ દોષના વિભાગ કરેલા છે. ૪

दोहा–जड चेतन गुण दोषमय, विश्व कीन्ह करतार ॥
संत हंस गुण गहहिं पय, परिहरि वारि विकार ॥ ७ ॥

વિધાતાએ આ સઘળું જગત્ જડ એટલે માયા અને ચેતન એટલે જીવરૂપ ગુણ-દોષ મયજ રચેલું છે. તેમાંથી હંસરૂપ જે શ્રેષ્ઠ મહાત્માઓ છે, તે ગુણરૂપી દૂધનું પાન કરે છે, અને દોષરૂપી વિકાર જળનો ત્યાગ કરે છે. ૭

चौ०–अस विवेक जब देहि विधाता, तब तजि दोष गुणहिं मनराता ॥
काल स्वभाव कर्म बरि आई, भलेउ प्रकृति वश चूकई भलाई ॥

सो सुधारि हरिजन जिमि लेहीं, दलि दुख दोष विमल यश देहीं ॥
खलउ कराहिं भल पाइ सुसंगू, मिटहि न मलिन स्वभाव अभंगू ॥
लखि सुवेष जग वंचक जेऊ, वेष प्रताप पूजियत तेऊ ॥
उघरहिं अन्त न होइ निवाहू, कालनेमि जिमि रावण राहू ॥
किये कुवेष साधु सनमानू; जिमि जग जाम्बवन्त हनुमानू ॥
हानि कुसंग सुसंगति लाहू, लोकहु वेद विदित सब काहू ॥
गगन चढै रज पवन प्रसंगा, कीचइ मिलहि नीच जल संगा ॥
साधु असाधु सदन शुकसारी, सुमिरहिं राम देहिं गणगारी ॥
धूम कुसंगति कारिख होई, लिखिय पुराण मंजु मसि सोई ॥
सोई जल अनल अनिल संघाता, होई जलद जग जीवनदाता ॥

જ્યારે વિધાતા અનુગ્રહ કરીને હંસોના સમાન વિવેક દેશે, ત્યારે દોષોનો ત્યાગ કરીને મન ગુણોમાં આસક્ત થઈ જશે. કદાચિત્ કાળ, કર્મ અને સ્વભાવના બળાત્કારથી સારા મનુષ્યો પણ પ્રકૃતિ વશ્ય થઇને ભૂલથી ભુલાઈ ચૂકી જાય છે, તો ભગવાન્‌ના ભક્ત તે ભૂલને સુધારી લેછે. અને તેના દોષ તથા દુઃખનો નાશ કરીને તેને અતિ ઉજ્વળ યશ આપે છે. જેમ ભગવાન્ પોતાનાં ભક્ત લોકોની ભૂલને પૂર્વ કાળથીજ સુધારતા આવ્યા છે, અને તેમને યશ દેતા આવ્યા છે, વા તે ભૂલને તે લોકો પોતે પોતાની મેળે સુધારી લે છે. જેમ હરિભક્ત લોકો પોતાની ભૂલને પોતાની જાતે સુધારે છે અને પછી દોષ તથા દુઃખનો નાશ કરીને વિમળ યશ સમ્પાદન કરે છે. ખળ પણ સારી સંગતથી કદાચ સારૂં કામ કરે; પરન્તુ તેનો અભંગ મૂળ સ્વભાવ કદિ મટતો નથી. જે જગત્‌ના ઠગ છે, તેઓ સુન્દર વેષ બનાવે છે. અને તે વેષના પ્રભાવથી પૂજાયછે; પરન્તુ તેઓનું તે કપટ નિરન્તર નભતું નથી. અન્તે પોત પ્રકાશ પામે છે, જેમ, કાળનેમિ,[1] રાવણ[2] અને રાહુ[3] જો કે તેઓએ છળથી સાધુનો વેષ બનાવ્યો હતો, પણ આખર પર્યન્ત તે નભ્યો નહિ. તુરત કપટ ખુલ્લું થઈ ગયું. અને જે સાધુ મહાત્મા છે તે ગમે તો કુવેષમાં પડયા હોય; તો પણ તેઓનું જગત્‌માં સન્માનજ થાય છે. જેમ જામ્બવન્ત અને હનુમન્ત્. લોક અને વેદમાં આ વાત પ્રસિદ્ધ છે અને સર્વ લોક જાણેછે કે, કુસંગતથી હાનિ અને સુસંગતિથી લાભ થાયછે. જુઓ કે– જેમ ધૂળ પવનની સંગત કરે છે, ત્યારે તો તે આકાશમાં ઉપર ચડી જાય છે, અને જ્યારે નીચે વહેનારાં જળની સંગતિ કરે છે ત્યારે કાદવમાં મળી જાય છે. પોપટ અને મેના જો સાધુઓના ઘરમાં રહે છે તો શ્રીરામ નામનું સ્મરણ કરે છે. અને જો તે અસાધુના ઘરમાં રહે છે, તો ગાળો આપે છે. સત્સંગથી પક્ષીઓની પ્રકૃતિમાં

૧ કાળનેમિએ હનુમાન્‌જી સાથે ઢોંગ કરવાની વાત આ ગ્રન્થના લંકાકાણ્ડમાં આવશે.
૨ રાવણના ઢોંગ કરવાની કથા આ ગ્રન્થના આરણ્યકાન્ડમાં આવશે.
૩ રાહુના ઢોંગ કરવાની કથા શ્રીમદ્ભાગવતના અષ્ટમ સ્કન્ધના નવમા અધ્યાયના ૨૫ મા શ્લોકમાંછે.

પણ ફેરફાર થઈ જાયછે. ચેતનની પ્રકૃતિ તો સત્સંગતથી બદલી જાયછે, પણ અચેતનની પ્રકૃતિ પણ સંગતિથી બદલી જાય છે. જેમકે કાષ્ટનો ધૂમાડો કુસંગતથી કાળો કહેવાય છે, અને નેત્રને દુઃખ આપે છે, અને તેલની સુસંગતથી તે કાજળ કહેવાય છે, અને જેથી નેત્ર શોભાયમાન્ થાય છે, અને તેજ સુસંગતથી સુન્દર શ્યાહી થાય છે, અને તે વડે પુરાણાદિ ઉત્તમ ગ્રન્થ લખાય છે, અને તેજ ધુમાડો યજ્ઞમાં ઘી–આદિ શાકલ્ય પદાર્થની સુસંગતિથી જળ, અગ્નિ અને પવનની સહાયતાથી વાદળરૂપ થઇને સર્વ જગત્‌ને જીવન એટલે જળ આપે છે.[1] ૬

**दोहा–ग्रह भेषज जल पवन पट, पाइ कुयोग सुयोग ॥**
**होइ कुवस्तु सुवस्तु जग, लखहिं सुलक्षण लोग ॥ ८ ॥**

સૂર્યાદિ શુભસ્થાનમાં પડવાથી ગ્રહસમ્પત્તિ આપેછે અને કુસ્થાનમાં પડવાથી વિપત્તિ આપે છે. ઔષધી રોગીના આયુર્બળનો સંગ કરે છે, તો તે ઉત્તમ કહેવાય છે. અને તેજ ઓષધી મૃત્યુનો સંગ કરે તો તે કુવસ્તુ થાયછે. તેમજ વરસાદનું પાણી જો ગટરમાં પડે તો તે ગટરનું જળ કહેવાય છે અને જો ગંગાજીમાં પડે તો ગંગાજળ થાય છે. તેમજ પવન પણ ગુલાબઆદિ સુગન્ધિત પુષ્પનો સંગ કરે તો સુગન્ધયુક્ત થાય છે અને મળ સાથે મળવાથી દુર્ગન્ધિ થાય છે. અને જે વસ્ત્ર શ્રીઠાકુર ઉપર ચડે છે તો તેની સર્વ ઇચ્છા કરે છે અને શબને ઓઢાડેલાંની કોઈ સારો માણસ ઇચ્છા કરતો નથી. આવાઆવા યોગથી કુવસ્તુ સુવસ્તુ અને સુવસ્તુ કુવસ્તુ થઈ જાય છે. એ વાર્ત્તા વિદ્વાન્ લોકોના જાણવામાં છે. ૮

**सम प्रकाश तम पाख दुहूँ, नाम भेद विधि कीन्ह ॥**
**शशि पोषक शोषक समुझि, जग यश अपयश दीन्ह ॥ ९ ॥**

વિચારીને જોતાં મહિનાના ઉભય પક્ષમાં પ્રકાશ સમાન હોય છે. તેમ અંધારૂં પણ સમાન હોય છે.[2] છતાં કેવળ તેના નામથી ભેદ કરી દીધો છે. પ્રથમ પક્ષ તો ચન્દ્રમાના પ્રકાશને પ્રતિદિન વૃદ્ધિ કરે છે, તેથી સર્વ તેને શુક્લ અને સારૂં કહે છે. અને પાછલું પક્ષ ચન્દ્રમાના પ્રકાશની પ્રતિદિન હાનિ કરે છે, તેથી તેને કૃષ્ણ અને ખરાબ કહે છે. આ પ્રમાણે જગત્‌ને યશ અને અપયશ આપેલ છે. ૯

૧ શ્રી ભગવદ્ ગીતાના ત્રીજા અધ્યાયના ૧૪ મા શ્લોકમાં લખે છે કે–अन्नाद् भवन्ति भूतानि पर्जन्यादन्न सम्भवः । यज्ञाद् भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः—ખાધેલી ઔષધીના દાણારૂપ અન્નથી રસ અને રૂધિરાદિ ધાતુઓ થાય છે. તેનાથી પહેલાં પરમ્પરાથી સાથે ઉત્પન્ન થયેલ વીર્યથી શરીર બને છે. મેઘની વૃષ્ટિથી અન્ન થાય છે. અનુષ્ઠાન કરેલા યજ્ઞના અગ્નિના તેજની પ્રબળતાથી વરસાદ થાય છે એ પ્રકારે 'અગ્નિથી જળ ઉત્પન્ન થાય છે' એ કથન ઘટી શકે છે. યજમાને કરેલ ચેષ્ટા રૂપ કર્મથી જેની ઉત્પત્તિ છે. એવો યજ્ઞ છે.

૨ શુક્લપક્ષ આગલી રાતમાં અને કૃષ્ણપક્ષ પાછલી રાતમાં પ્રકાશ યુક્ત હોય છે. સરાસરી બન્ને પક્ષમાં પ્રકાશ સમાન હોય છે.

जड चेतन जग जीवजे, सकल राममय जानि ॥
वन्दौं सबके पदकमल, सदा जोरि युगपानि ॥ १० ॥

સ્થાવર જંગમાત્મક્ જગત્‌માં જેટલા જીવ છે, તે સર્વને રામમય જાણીને સર્વનાં ચરણકમળોને નિરન્તર હાથ જોડીને પ્રણામ કરૂંછું. ૧૦

देव दनुज नर नाग खग, प्रेत पितर गंधर्व ॥
वन्दौं किन्नर रजनिचर, कृपा करहु अब सर्व ॥ ११ ॥

સંસારમાં જે દેવતા, દૈત્ય, મનુષ્ય, નાગ, ખગ, પ્રેત, પિતર, ગન્ધર્વ, કિન્નર, અને રાક્ષસ છે, તે સર્વને ભગવદ્‌વિભુતિ જાણીને પ્રણામ કરૂંછું. તે સર્વ મારા ઉપર કૃપા કરો. ૧૧

चौ०—आकर चारि लाख चौरासी, जातजीव नभ जल थल बासी ॥
सिया राममय सब जग जानी, करौं प्रणाम जोरि युग पानी ॥
जानि कृपा करि किंकर मोहू, सब मिलि करहु छांडि छल छोहू ॥
निज बुधि बल भरोस मोहिं नाहीं, ताते विनय करउँ सब पाहीं ॥
करन चहौं रघुपति गुणगाहा, लघुमति मोरि चरित अवगाहा ॥
सूझ न एकौ अंग उपाऊ, मन अतिरंक मनोरथ राऊ ॥
मति अतिनीच ऊंच रुचि आछी, चहिय अमिय जग जुरै न छाछी ॥
क्षमिहहिं सज्जन मोरि ढिठाई, सुनिहहिं बाल बचन मनलाई ॥
ज्यों बालक कह तोतरि बाता, सुनहिं मुदितमन पितु अरु माता ॥
हँसिहहिं क्रूर कुटिल कुविचारी, जे परदूषण भूषण धारी ॥
निज कवित्त केहि लाग न नीका, सरस होई अथवा अति फीका ॥
जे परभणित सुनत हरषाहीं, ते वर पुरुष बहुत जग नाहीं ॥
जग बहु नर सर सरि संमभाई, जे निज बाढ बढहिं जल पाई ॥
सज्जन सुकृत सिन्धु सम कोई, देखि पूर विधु बाढहि जोई ॥

જે ચાર ખાણ્યના[1] ૮૪ લાખ થળચર, નભચર અને જળચર જીવ જાતિ છે, એ સર્વને તથા સકળ જગતને શ્રી સીતા રામમય જાણીને, બન્ને હાથ જોડીને હું પ્રણામ કરૂંછું.[2] મને તે સર્વ પોતાનો દાસ જાણીને, નિષ્કપટ થઈ તે સર્વ મળીને મારા ઉપર

૧ ચારખાણ્ય સ્વેદજ ( પસીનાથી ઉત્પન્ન થનારાં જૂ-આદિ ) અંડજ ( ઇંડામાંથી ઉત્પન્ન થનારાં ) ઉદ્‌ભિજ્જ ( પૃથિવીને ફોડીને ઉત્પન્ન થનારાં ) અને જરાયુજ ( ઓરસહ જન્મનારાં મનુષ્ય તથા પશુ વિગેરે પ્રાણીયો. ) વીશલાખ સ્થાવર, નવલાખ જળજન્તુ, અગીયારલાખ કાચબા વિગેરે પૃથિવીને ખોદીને રહેવાવાળાં, દશલાખ પક્ષી, ત્રીશલાખ પશુ, અને ચારલાખ વાનર આ પ્રમાણે ચોરાશી લાખ યોનિયો ગણવામાં આવે છે. મનુષ્ય ચોરાશીથી ભિન્ન છે.

૨ ભાગવતમાં લખે છે કે-खं वायुमग्निं सलिलं महींच ज्योतींषि सत्त्वानिदिशो द्रुमादीन् । सरित्समुद्रांश्चहरेः शरीरं यत्किंचभूतं प्रणमेदनन्यः-આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથિવી, તારાગણ, સમસ્તજીવ અને

કૃપા કરો. મને મારી બુદ્ધિના બળનો વિશ્વાસ નથી, તેથી હું સર્વને વારમ્વાર વિનય કર્યા કરૂં છું. હું શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદની ગાથા કરવા ચાહું છું; પરન્તુ મારી બુદ્ધિ તો અતિ તુચ્છ છે, અને પ્રભુ શ્રી રામચન્દ્રજીનું ચરિત્ર અતિ અગાધછે. કાવ્યનાં અનેક અંગ છે, પણ મને તો તેમાનું એકે સુજતું નથી; કેમકે મારી બુદ્ધિ અતિ રંક છે. અને હું જે મનોરથ કરૂં છું તે બહુ મોટા છે; માટે તે વાર્ત્તા શી રીતે બનશે? રંક અને રાજાનો સમાગમ શી રીતે થાય? મારી બુદ્ધિ તો અતિ નીચ છે અને રૂચિ, તો ઉંચી અને ઉત્તમ છે. તો તે સંયોગ શી રીતે થશે? જોઇએ છીએ તો અમૃત, પણ જગત્‌માં છાશ પણ મળતી નથી; છતાં પણ મેં વગર વિચારે આ ધૃષ્ટપણું કર્યું છે તેને સજ્જન લોકો ક્ષમા કરશે અને મારાં વચન ને બાળકનાં વચન સમાન જાણીને મન લગાડીને સાંભળશે. જેમ બાળક કાલું કાલું બોલી વાતો કરે છે, તેને સાંભળીને તેનાં માબાપ મનમાં મહાહર્ષ પામે છે, તે પ્રમાણે સજ્જન પુરૂષો તો મારાં વચન મહા પ્રેમથી શ્રવણ કરશે. અને જેઓ પારકા દૂષણરૂપ આભૂષણોને ધારણ કરવાવાળા છે તેવા કુતર્ક કરનારાઓ, કુટિલ અને ખળ મારાં વચન સાંભળી ઉપહાસ્ય કરશે. પોતાની કરેલી કવિતા ગમે તો રસવાળી હોય વા નિરસ હોય, પણ તે કોઇને સારી લાગતી નથી; પરન્તુ જેઓ અન્યની કવિતા સાંભળીને મનમાં આહ્લાદ પામે એવા સત્પુરૂષો જગત્‌માં બહુ થોડા છે. હે ભાઈ! જગત્‌માં નદી અને+ તળાવ કે જે પોતામાં વરસાદનું જળ પામીને વૃદ્ધિ પામે છે, તેવા પુરૂષો તો ઘણા છે; પરન્તુ સમુદ્ર કે જે ચન્દ્રની પૂર્ણતા જોઈને વૃદ્ધિ પામે છે તેના જેવો અન્યનો ઉત્કર્ષ જોઈ આનન્દ થનારો પુણ્યાત્મા પુરૂષ તો કોઈકિજ હોય છે. ૭

**दोहा—भाग छोट अभिलाष बड़, करउँ एक विश्वास ॥**
**पैहहिं सुख सुनि सुजन जन, खल करिहैं उपहास ॥ १२ ॥**

મારાં ભાગ્ય નાનાં છે, પરન્તુ અભિલાષા તો શ્રી રામચન્દ્રજીનાં ચરિત્ર બનાવવાની મોટી છે; તોપણ મને એક વિશ્વાસ છે કે, મારી વાણીને સાંભળીને સજ્જન સુખ પામશે અને ખળ લોકો ઉપહાસ્ય કરશે. ૧૨

**चौ०—खल परिहास होत हित मोरा, काक कहहिं कलकंठ कठोरा ॥**
**हंसहिं बक दादुर चातकही, हँसहिं मलिन खल विमल बतकही ॥**
**कवित रसिक न रामपद नेहू, तिन्ह कहँ सुखद हासरस एहू ॥**
**भाषा भणित मोरिमति भोरी, हँसिबे योग हँसे नहिं खोरी ॥**
**प्रभुपद प्रीति न सामुझि नीकी, तिनहिं कथा सुनि लागिहि फीकी ॥**
**हरि हर पदरति मति न कुतरकी, तिन कहँ मधुर कथा रघुबरकी ॥**

નદી તથા સમુદ્ર એ સર્વને ભગવચ્છરીર અર્થાત્ ભગવત્‌નું શરીર જાણીને અનન્ય ભક્ત પ્રણામ કરે.

+ 'जग बहुनर सरिसर समभाई' ત્યાં 'जग बहुनर सुरसरि समभाई' એટલે કે ગંગાના સમાન એમ પણ અર્થ કરે છે.

रामभक्ति भूषित जिय जानी, सुनिहहिं सुजन सराहि सुबानी ॥
कबि न होउँ नहिं चतुर मवीना, सकल कला सब विद्या हीना ॥
आखर अर्थ अलंकृत नाना, छन्द प्रबन्ध अनेक विधाना ॥
भावभेद रसभेद अपारा, कवित दोष गुण विविध प्रकारा ॥
कवित विवेक एक नहिं मोरे, सत्य कहौं लिखि कागज कोरे ॥

જો ખળ લોકો કદાચ મારૂં ઉપહાસ્ય કરશે, તોપણ તેથી મારૂં તો હિતજ થશે; કેમકે કાગડાઓ કોકિલાના સ્વરને કઠોર કહે છે. તેમ બગલો હંસને, દેડકો બપૈયાને હસે છે; પરન્તુ તેથી કોકિલાદિની પ્રશંસા થાય છે. તે પ્રમાણે મલીન બુદ્ધિવાળા ખળ લોકો શ્રી રામચન્દ્રજીના વિમળ ગુણાનુવાદનું વર્ણન કરવાવાળા સત્પુરૂષોનું ઉપહાસ્ય કરે છે. જે કવિતાના રસીક છે અને જેને શ્રીરામચન્દ્રજીનાં ચરણારવિન્દમાં પ્રેમ નથી, તે તો આ કવિતાને જોતાંજ હાસ્ય કરશે. તો તેવાઓને આ મારૂં કાવ્ય હાસ્ય રસયુક્ત થઈને સુખ દેશે. એક તો આ ભાષાની કવિતા, અને મારી મન્દમતિ તેથી હસવાજ યોગ્ય છે, હસવાવાળાઓનો કાંઈ દોષ નથી. જેઓને ભગવચ્ચરણારવિન્દમાં પ્રેમ નથી, એને જેની ઉત્તમ સમજણ નથી, તેવાઓને તો આ કથા સાંભળતાં ફીકી લાગશે. જેની હરિહરના ચરણમાં પ્રીતિ છે, અને બુદ્ધિ કુતર્કવાળી નથી તેવાઓને તો શ્રી રઘુનાથજીની કથા અતિ મધુર છે. આ મારી વાણી રામ ભક્તિવડે કરીને ભુષિત હૃદયમાં જાણીને, મહાત્મા લોકો ઉત્તમ વાણીથી પ્રશંસા કરીને સંભળશે. હું કાંઈ કવિ નથી. ચતુર નથી. સર્વ કળા[1] તથા સકળ વિદ્યા[2] વગરનો છું. કવિતામાં યોજવાના શબ્દો, અર્થો તથા અલંકારો ઘણા છે, તેમ છન્દ તથા પ્રબન્ધો પણ અનેક પ્રકારના છે. ભાવોના[3] તથા રસોના[4] ભેદ પણ અપાર છે. અને કવિતામાં ત્યાગ કરવાના દોષો તથા લેવાના ગુણો પણ વિવિધ પ્રકારના છે. આ ગ્રન્થમાં કાંઈ કવિતાનો વિવેક વર્ણન કરતો નથી.[5] કેમકે કવિતાના વિષયનો વિવેક એક પણ મારામાં નથી. એ વાર્તા હું સત્ય કહું છું અને તે માટે કોરા કાગળ ઉપર મત્તું કરી આપવા સ્વીકારૂં છું. ૫

दोहा—भणित मोर सब गुण रहित, विश्व विदित गुण एक ॥
सो विचारि सुनिहहिं सुमति, जिनके विमल विवेक ॥ ११ ॥

---

૧ કળાચોસઠ છે. ૨ પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, શિક્ષા, કલ્પ, વ્યાકરણ નિરૂક્ત, છન્દ, જોતિષ, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એ ચોદ વિદ્યાઓ છે કેટલાક બ્રહ્મજ્ઞાન, રસાયણ, સપ્તસ્વર, વેદ, જોતિષ, વ્યાકરણ, ધનુર્વિદ્યા, જળમાં તરવું, વૈદ્ય, કૃષિ, કોક, ઘોડા ઉપર બેસવું, નટ, ચાતુરી સંબોધન અને યથાર્થ બોધ એને ચોદ વિદ્યા કહે છે.

૩ સ્તંભન, પ્રસ્વેદ આવવો, રોમાંચ થવાં, સ્વરભંગ થવો, ધ્રૂજવું, વિવર્ણ, અશ્રુ નિકળવાં, અને પ્રલાપ કરવો એ આઠ ભાવ છે.

૪ શૃંગાર, હાસ્ય, કરૂણા, વીર, રૌદ્ર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાન્ત એ નવ રસ છે.

૫ શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદ વર્ણન કરવાની મનમાં રૂચિ છે.

જો કે મારી વાણી સર્વ ગુણ રહિત છે; પરન્તુ વિશ્વ વિખ્યાત એક અવર્ણનીય, અપરિમીત, અદ્વિતીય ગુણવડે સમ્પન્ન છે, તે વિચારીને જે સુમતિવાળા સજ્જન કે જે નિર્મળ જ્ઞાનવાળા છે, તે પ્રેમસહ સાંભળશે. ૧૩

**चौ०–यहि महँ रघुपति नाम उदारा, अतिपावन पुराण श्रुति सारा ॥**
**मंगल भवन अमंगल हारि, उमा सहित जेहि जपत पुरारी ॥**
**भणित विचित्र सुकवि कृत जोउ, राम नाम विनु सोह न सोऊ ॥**
**विधुवदनी सब भांति सँवारी, सोहन बसन विना वर नारी ॥**
**सबगुण रहित कुकविकृतबानी, रामनाम यश अंकित जानी ॥**
**सादर कहहिं सुनहिं बुधताही, मधुकर सरस सन्त गुणग्राही ॥**
**यदपि कवित गुण एकहु नाहीं, रामप्रताप प्रगट इहि माहीं ॥**
**सोइ भरोस मोरे मन आवा, केहि न सुसंग बडापन पावा ॥**
**धूमउ तजै सहज करुआई, अगर प्रसंग सुगन्ध बसाई ॥**
**भणित भदेश वस्तु भलि वरणी, रामकथा जग मंगलकरणी ॥**

તે અદ્વિતીય એક ગુણ આમાં રઘુપતિનું પરમ ઉદાર એટલે સર્વસ્વદાતા રામ નામ છે; જે અતિ પાવન× સમસ્ત પુરાણ અને વેદોનો સાર છે. વળી તે રામનામ કેવું છે કે–સર્વ મંગળોનું ઘર અને અમંગળને હરનાર છે, અને જેને પાર્વતીજીસહ શ્રી સદાશિવજી જપે છે. જે વાણી અતિ વિચીત્ર, મધુર, કોમળ, લલિત પદોવડે સંયુક્ત અને મોટા પ્રખ્યાત કવિની કહેલી હોય, પણ જો તેમાં શ્રીરામનું નામ ન હોય તો જેમ ચન્દ્રમાના સમાન મુખવાળી સર્વ પ્રકારનાં આભુષણો પેહેરેલી સુન્દર સ્ત્રી વસ્ત્રો

× तीरथ अमित कोटि राम पावन । नाम अखिल अघ पुंज नशावन । પ્રપન્ન ગીતામાં કહ્યુંછે કે– गो कोटिदानं ग्रहणेषुकाशी प्रयाग गंगा युत कल्पवासी । यज्ञायुतं मेरु सुवर्ण दानं गोविन्द नाम स्मरणेन तुल्यं. સુરસાગર પ્રકારમાં કહ્યું છે કે–सारवेद चारोंकी जोई । क्हो शास्त्र सार पुनि सोई । सब पुराण माहीं जो सार । रामनाम मैं पढचों विचार–મહર્ષિ આદિ કવિ વાલ્મીકીજીનાં વચન–प्रातर्वदामि वचसा रघुनाथ नाम वाग्दोषहारि सकलं समलं निहन्ति । यत्पार्वती सपत्न्या सह भुक्त कामा प्रीत्या सहस्त्र हरि-नाम समंज जाप ॥ રામરૂહિરાજમાં કહ્યું છે કે–श्रीरामेति परंजाप्यं तारकं ब्रह्म संज्ञकं । ब्रह्महत्यादि पापघ्न मिति वेद विदो विदुः ॥ राम रामेति रामेति येजपन्ति चसर्व्वदा । तेषां भुक्तिश्च मुक्तिश्च भव-ष्यति न संशयः ॥ કાશી ખંડમાં લેખ છે કે–मुक्तिः कीट पंतगानां सर्वेषा मपि देहिनां । मुक्ति क्षेत्र-मिदं प्राप्य वैष्णव द्वेषिणं विनाः ॥ શ્રીરામ નામ જપવું એજ પરમ જાપ છે, એજ તારક મંત્ર છે. જેના ઉપદેશથી શ્રી સદાશિવજી કાશીમાં વૈષ્ણવ દ્વેષી વગર સર્વને મુક્તિ આપે છે. અને બ્રહ્મરૂપ છે, બ્રહ્મ-હત્યા–આદિ જે મહાપાપ છે તેનો નાશ કરનાર છે, એમ વેદ વેત્તાઓ કથે છે. રામ રામ વા રામ એમ જે સર્વદા જપે છે તેને ભુક્તિ તથા મુક્તિ બન્ને પ્રાપ્ત થાય છે. ભાગવતમાં પણ કહ્યું છે કે–જે વાણીએ ત્રૈલોક્ય પાવન ભગવદ્યશ ક્યાંય પણ ગ્રહણ કરયા નથી, તે વાણી ગમે તેવાં વિચિત્ર પદોવડે યુક્ત હોય; તોપણ વિદ્વાન્ લોકો તેને કાગડા તથા બગલાઓના તીર્થ સમાન માને છે; અર્થાત્ અસજ્જનોને કહેવા તથા સાંભળવા યોગ્ય જાણે છે.

વગર શોભા પામતી નથી, તેમ તે કવિતા શોભા આપતી નથી. અને જે વાણી સર્વ ગુણ રહિત અને કુકવિની કરેલી હોય, તોપણ તેને રામનામ અને રામયશથી અંકિત જાણીને મહાઆદર પૂર્વક સન્ત મહાત્માઓ કહે છે અને સાંભળે છે; કેમકે સાધુઓ તો મધુકરના સમાન ગુણના ગ્રાહક હોય છે. જો કે આ ગ્રન્થમાં કવિતાનો એક પણ ગુણ નથી, પણ આમાં શ્રી રામચન્દ્રજીના યશ તો પ્રકટ છે. તેજ મારા મનમાં વિશ્વાસ આવ્યો છે, કે સત્સંગ કરવાથી કોણે મહત્તા મેળવી નથી; અર્થાત્ સર્વે મેળવી છે. ધૂમાડો પણ પોતાની સ્વાભાવિક્ કડવાશ અગરના પ્રસંગથી છોડીને સુગન્ધમય થાય છે. મારી કવિતામાં કાંઇ માલ જેવું નથી, પણ તેમાં જગતનું મંગળ કરનારી શ્રીરામચન્દ્રજીની કથારૂપ ઉત્તમ વસ્તુ વર્ણવેલી છે.

छंद–मंगल करनि कलिमलहरनि तुलसी कथा रघुनाथकी ॥
गति कूर कविता सरित की ज्यों परम पावन पाथकी ॥
प्रभु सुयश संगति भणित भलि होइहि सुजन मनभावनी ॥
भव अंग भूति मशानकी, सुमिरत सुहावनि पावनी ॥ १ ॥

શ્રી તુલસીદાસજી કહે છે કે–શ્રીરઘુનાથજીની કથા મંગળ કરવાવાળી અને કલિયુગના મળને હરણ કરવાળી છે. જેમ નદીની ગતિ વાંકી છે, એમ કવિતાની પણ વક્ર ગતિ§ હોવા છતાં પણ પ્રભુના સુયશની સંગતિથી મારી ખરાબ કવિતા પણ ઉત્તમ થઈ જશે, અને સજ્જન પુરૂષોના મનને સારી લાગશે. જે પ્રકારે શ્મશાનની[1] વિભુતિ મહા અપવિત્ર ગણાય છે, પણ તે શ્રી મહાદેવજીના અંગનો સ્પર્શ થવાથી પરમપવિત્ર અને સ્મરણ કરનારાઓને સુશોભિત લાગે છે. ૧

दोहा–प्रियलागहिं अति सबहिं मम, भणितराम यश संग ॥
दारु विचार कि करइ कोउ, वन्दिय मलय प्रसंग ॥ १४ ॥
श्याम सुरभि पय विशद अति, गुणद करहिं तेहि पान ॥
गिरा ग्राम सिय राम यश, गावहिं सुनहिं सुजान ॥ १५ ॥

શ્રીરામચન્દ્રજીના યશના પ્રસંગથી મારી કવિતા સર્વને પ્રિય લાગશે. મલયાચલના સંગને પામેલ ચન્દનને કોઈપણ આ કાષ્ઠ છે, એમ વિચારતું નથી, પણ તેને વન્દન કરે છે. ગાય કાળી છતાં પણ તેનું દૂધ સ્વચ્છ અને અતિ ગુણવાળું હોય છે, તેમ મારી કવિતા પણ ગ્રામ્ય છતાં તેમાં સીતારામના યશ આવશે, તેથી સજ્જન લોકો તે કવિતાને ગાશે તથા સાંભળશે. ૧૪–૧૫.

§ આ કથા અયોધ્યાથી મિથિલા નગરી ગઇ, પાછી અયોધ્યા આવી, પછી ચિત્રકૂટ, પછી કાશ્મીર, પછી પાછી અયોધ્યાથી ચિત્રકૂટ ભરતજીનું જવું અને પાછું આવવું. પછી લંકામાં જવું, ત્યાંથી પ્રભુનું પાછું પધારવું આ પ્રકારે વક્ર છે.

૧ પુષ્પાદન્તાચાર્યે મહિમ્ન સ્તોત્રના ૨૪ મા શ્લોકમાં કહ્યું છે કે–श्मशानेष्वा क्रीडाः स्मरहरपिशाचाः सहचरा श्चिता भस्मालेपः स्रगपि नृकरोटी परिकरः । अमंगल्यं शीलं तव भवतु नामैव मखिलं तथापि स्मर्तृणां वरद परमं मंगलमसि.

चौ० मणि माणिक मुक्ता छबि जैसी, अहि गिरि गज शिर सोह न तैसी ॥
नृप किरीट तरुणी तनु पाई, लहहिं सकल शोभा अधिकाई ॥
तैसहि सुकवि कवित बुध कहहीं, उपजहिं अनत अनत छबिलहहीं ॥
भक्तहेतु विधि भवन बिहाई, सुमिरत शारद आवत धाई ॥
रामचरित सर विनु अन्हवाये, सो श्रम जाइ न कोटि उपाये ॥
कवि कोविद अस हृदय विचारी, गावहिं हरिगुण कलिमलहारी ॥
कीन्हे प्राकृत जन गुणगाना, शिर धुनि गिरा लागि पछिताना ॥
हृदय सिन्धु मति सीप समाना, स्वाती शारद कहहिं सुजाना ॥
जो बरषै बर बारि विचारू, होहिं कवित मुकतामणि चारू ॥

મણિ, માણિક્ય, અને મોતી એની સ્વાભાવિક્ કાન્તિ, સર્પના મસ્તક ઉપર, પર્વતના શિખર ઉપર અને હાથીના મસ્તકની અન્દર શોભતી નથી; અર્થાત્ ઉત્પત્તિના સ્થાન ઉપર કોઇ શોભા પામતું નથી; પરન્તુ રાજાઓના મુકુટ વા નવયૌવના સ્ત્રિયોના ભુષણોમાં મણિ, માણિક્ય અને મોતી પ્રાપ્ત થવાથી સ્વાભાવિક્ કરતાં વિશેષ સુયશ અને શોભા આપે છે. એ પ્રમાણે સુકવિની કવિતાને વિદ્વાન્ લોકો કહે છે કે, તે તેના બનાવનારને ત્યાં શોભતી નથી; પરન્તુ અન્ય સ્થળે અન્ય વિદ્વાનોના મુખને પ્રાપ્ત થાય, ત્યારે વિશેષ શોભા પામે છે; કેમકે કવિતાનો ધર્મ છે કે, તે અન્ય સ્થળે ઉત્પન્ન થાય છે અને અન્ય સ્થળે શોભા પામે છે. ભક્તજનો ભક્તિભાવથી, જ્યારે શારદાનું સ્મરણ કરે છે, કે તુરતજ સરસ્વતી બ્રહ્માના ઘરનો ત્યાગ કરીને દોડી આવે છે, પણ જો તે દોડીને આવેલી સરસ્વતીને ભક્ત લોકો શ્રીરામચરિત્ર રૂપી સરોવરમાં સ્નાન કરાવે નહિ તો, સરસ્વતીને દોડીને આવતાં થયલો પરિશ્રમ અન્ય કરોડો ઉપાય કરતાં પણ જતો નથી; માટે કવિ અને પંડિતો એમ હૃદયમાં વિચારીને કલિયુગના મળોને હરનારા હરિના ગુણ ગાય છે. અને જ્યારે સરસ્વતી દોડીને આવે ત્યારે તેને રામચરિત્રરૂપી સરોવરમાં સ્નાન ન કરાવતાં જો ભક્તજન કોઈ પ્રાકૃતજનોના ગુણાનુવાદ ગાય તો ગિરા–સરસ્વતી મસ્તક ધુણાવીને પસ્તાવા લાગે છે. સુજ્ઞ લોકો કહે છે કે–કવિજનોના હૃદયરૂપી સમુદ્રમાં બુદ્ધિ છીપના સમાન છે; પરન્તુ જ્યારે ભગવત્ કૃપાથી સરસ્વતી રૂપી સ્વાતી તેમાં જો વિચાર રૂપી ઉત્તમ જળની વૃષ્ટિ કરે છે, તો કવિતારૂપી સુન્દર મુક્તામણિ ઉત્પન્ન થાય છે. ૪.

दोहा–युक्ति बेधि पुनि पोहिये, रामचरित बर ताग ॥
पहिरहिं सज्जन विमल उर, शोभा अति अनुराग ॥ १६ ॥

આવાં કવિતારૂપી મહાદુર્લભ મુક્તામણિ પામીને ઉચિત્ છે કે, મહા સાવધાનપણાથી એટલે કે યુક્તિરૂપી વીંધણીઓથી તેને વીંધીને શ્રી રામચરિત્રરૂપી સુન્દર દોરામાં પરોવીને, સજ્જન પુરૂષ પોતાના નિર્મળ હૃદયમાં પેહેરે છે, અને પ્રેમરૂપી શોભાવડે શોભાયમાન્ થાય છે, અર્થાત્ રઘુનાથજીના ગુણાનુવાદમાં અતિ પ્રેમ છે તેજ શોભા છે. ૧૬

चौ० जो जनमे कलिकाल कराला, करतब बायस वेष मराला ॥
चलत कुपंथ वेदमग छांडे, कपट कलेवर कलिमल भांडे ॥
बञ्चक भक्त कहाइ रामके, किंकर कंचन कोह कामके ॥
तिनमहँ प्रथम रेख जग मोरी, धृक धर्मध्वज धन्धक धोरी ॥
जो अपने अवगुण सब कहऊं, बाढै कथा पार नहिं लहऊं ॥
ताते मैं अति अल्प बखाने, थोरेमहँ जानिहहिं सयाने ॥
समुझि विविध विधि विनती मोरी, कोउ न कथा सुनि देइहि खोरी ॥
एतेहु पर करिहहिं जो शंका, मोहिते अधिक ते जड मतिरंका ॥
कवि न होउँ नहिं चतुर कहाऊं, मति अनुरूप रामगुण गाऊं ॥
कहँ रघुपतिके चरित अपारा, कहँ मति मोरि निरत संसारा ॥
जेहि मारुत गिरि मेरु उडाहीं, कहहु तूल केहि लेखे माहीं ॥
समुझत अमित राम प्रभुताई, करत कथा मन अति कदराई ॥

જે લોકો આ કરાળ કલિકાળમાં જન્મે છે, તેઓનાં કામ તો કાગડા જેવાં અને વેષ હંસના સમાન હોય છે. વેદમાર્ગને છોડીને કુપંથમાં ચાલે છે. કપટમય શરીરવાળા અને કલિયુગના મળના વાસણોરૂપ છે. (તે) શ્રીરામચન્દ્રજીના ઠગભક્ત કહેવાય છે. અને જે સુવર્ણ, ક્રોધ અને કામના દાસ છે; તેઓમાં (તો) જગતની અન્દર મારી પ્રથમ ગણુના છે; કેમકે હું ધૃક અને ધર્મધ્વજી[1] પુરૂષોમાં વીર છું. અને સાંસારિક્ વિષયાત્મક્ ધંધાના બોજાને વહન કરવામાં બળદ સમાનછું. તેથી મને. ધિક્કાર છે. હું જો મારા સર્વ અવગુણો કહેવા માંડું તો કથા વધી જાય અને પાર આવે નહિ, એ માટે મેં થોડાજ મારા અવગુણો વર્ણવેલા છે, પણ ચતુર પુરૂષો તો થોડામાં પણ જાણી લેશે. મારી આ પ્રમાણે વિવિધ પ્રકારની વિનતિ સાંભળી, કોઈ કથા સાંભળીને મને દોષ દેશો નહિ. આટલું કહેતાં છતાં પણ જે શંકા કરશે, તે મારાથી પણ અતિ જડ અને રાંક બુદ્ધિવાળો છે. હું કવિ નથી તેમ ચતુર કહેવરાવવા માગતો નથી, પણ હું તો મારી મતિ અનુરૂપ શ્રીરામચન્દ્રજીના ગુણાનુવાદ ગાઊંછું. ક્યાં તો શ્રીરામચન્દ્રજીનાં અપાર ચરિત્ર અને ક્યાં મારી સંસારના કર્મોમાં આસક્ત મહામન્દ બુદ્ધિ ! ! જે પ્રચન્ડ પવનના વેગથી સુમેરૂ પર્વત ઉડી જાય છે, ત્યાં આકડાનું તૂલ શી ગણુનામાં છે? અર્થાત્ (જે વિષયમાં બ્રહ્મા–આદિની બુદ્ધિ થાકી જાય છે; તો મારી તે શી ગણુના છે.) મારૂં મન શ્રી રામચન્દ્રજીની અધિક પ્રભુતા સમજીને તેની કથા કરતાં અત્યન્ત ક્ષોભ પામે છે. ૯

दोहा–शारद शेष महेश विधि, आगम निगम पुरान ॥
नेति नेति कहि जासु गुण, करहिं निरन्तर गान ॥ १७ ॥

૧ કપટી, સ્વાર્થ લમ્પટ, અને નાસ્તિક છતાં ઉપરથી ધર્માત્માપણાનો ડોળ દર્શાવનાર ધર્મધ્વજ કહેવાય છે.

સરસ્વતી, શેષ, મહેશ, બ્રહ્મા, શાસ્ત્રો, વેદો અને પુરાણો 'એ પ્રમાણે કોઈ નથી, એ પ્રમાણે કોઈ નથી' એમ કહીને જેના ગુણ સદા ગાયા કરે છે. (અને) તે જેમ પાર પામતા નથી અને કથ્યા કરે છે, તે પ્રમાણે મારે પણ કહેવું ઉચિત છે. ૧૭

**चौ० सब जानत प्रभु प्रभुता सोई, तदपि कहे बिन रहा न कोई ॥**
**तहां वेद अस कारण राखा, भजन प्रभाव भांति बहु भाखा ॥**
**एक अनीह अरूप अनामा, अज सच्चिदानन्द परधामा ॥**
**व्यापक विश्वरूप भगवाना, तेइँ धरि देह चरित कृत नाना ॥**
**सो केवल भक्तन हित लागी, परम कृपालु प्रणत अनुरागी ॥**
**जेहि जनपर ममता अरु छोहू, तेहि करुणानिधि कीन्ह न कोहू ॥**
**गई बहोरि गरीब निवाजू, सरल सबल साहिब रघुराजू ॥**
**बुध वर्णहिं हरियश अस जानी, करहिं पुनीत सफल निज बानी ॥**
**तेहि बल मैं रघुपति गुणगाथा, कहिहौं नाइ रामपद माथा ॥**
**मुनिन प्रथम हरि कीरति गाई, तेहिमगु चलत सुगम मोहिं भाई ॥**

પ્રભુની પ્રભુતા વર્ણવવી અશક્ય છે એમ સર્વ કોઈ જાણે છે; તોપણ યથાશક્તિ તેનું વર્ણન કરયા વગર કોઈ રહેલ નથી; તેમજ વેદોએ પણ ઘણા પ્રકારે ભજનના[1] પ્રભાવનું વર્ણન કરેલું છે.[2] ઇચ્છારહિત, રૂપરહિત, નામરહિત, અજન્મા, સચ્ચિદાનન્દ, વિશ્વવ્યાપક, પરમેશ્વર અદ્વિતીય અને ઇન્દ્રિયોથી પરછે. જે સર્વમાં વ્યાપક, વિશ્વરૂપ ઐશ્વર્ય યુક્ત ભગવાન્ છે, તેણે પોતાની ઇચ્છાથી દેહ ધારણ કરીને નાનાપ્રકારનાં ચરિત્રો કરેલાં[3] છે. તે કેવળભકતોનાહિત માટે કરયાં છે; કારણ કે તે પરમદયાળુ અને દીનોના ઉપર પ્રેમ કરવાવાળા છે. જે ભકતોના ઉપર પ્રભુએ મમતા અને દયા કરેલછે, તેઓના ઉપર કદિપણ ક્રોધ કરયો નથી. પ્રભુ કેવા છે કે–ગઈ[4] વસ્તુને પાછી લાવવાવાળા (યોગાદ્રિક વિગેરેને પણ)‡ અર્થાત્ બગડેલાંને સુધારનારા, –સરલસ્વભાવ, બળ-

૧ શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે–यत्कीर्त्तनं यत्स्मरणं यदीक्षणं यद्वन्दनं यच्छ्रवणंयदर्हणम्। लोकायसद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमोनमः । જેના ગુણોનું કીર્તન કરવું, અને જે પ્રભુનું સ્મરણ કરવું, અને જેનાં દર્શન કરવાં, અને તેને દંડવત્ પ્રણામ કરવા, અને જેના ચરિત્રોને સાંભળવાં અને જેની નૃસિંહ, રામ–કૃષ્ણાદિ મૂર્ત્તિયોનું પૂજન કરવું, વિગેરે લોકોનાં સમસ્ત પાપોને તત્કાળ નાશ કરેછે એવા જે કલ્યાણ સન્દોહ હરિ તેને નમસ્કાર છે.

૨ એટલે કે ભગવાનના ગુણ ગાવા, સાંભળવા, બનાવવા, અને સમજવા ઇત્યાદિ.

૩ સૌન્દર્ય, સૌશીલ્ય, ઔદાર્ય, ગામ્ભીર્ય, સૌલભ્ય, અને વાત્સલ્યાદિ.

૪ ગઇને પાછી લાવનારા એવા છે કે–શવરી અને જટાયુ તે નીચ યોનિમાં હતાં ત્યાંથી સ્વધામમ સ્થાપિત કરયાં.

‡ શ્રીમદ્ ભગવદ્ ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૩ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે–तत्रतं बुद्धि संयोगं लभते पौर्वदैहिकम्। यतते चततो भूयः संसिद्धौ कुरुनन्दनः॥ કુરુનન્દન–અર્જુન! યોગીકુળમાં ઉ યેલા તે જન્મમાં યોગાભ્યાસનાં સ્મારક ચિહ્નોને જોઇને પુર્વજન્મસ્થ યોગભ્રષ્ટ શરીરમાં અનુભવ કરે યોગ વિષયક બુદ્ધિ સંયોગને પ્રાપ્ત થાય છે. અને ત્યારપછી પણ યોગની સમ્યક્ સિદ્ધિને માટે અત્યપ અધિક ઉપાય કરે છે.

– ગુહક નિષાદને ઉઠીને મળ્યા, તેમ સર્વ સાથે છે એ કથા અયોધ્યાકાંડમાં આવશે.

વાન્[1] અને [2]ગરીબનિવાજ અને સર્વના સ્વામી શ્રી રઘુરાજ છે; એમ જાણીને વિદ્વાન્ લોકો હરિનાયશ વર્ણન કરીને પોતાની વાણીને સફળ અને પવિત્ર કરેછે (અને) હું પણ તેજ બળથી શ્રી રામચન્દ્રજીના ચરણાવિન્દમાં મસ્તક નમાવીને શ્રી રામચન્દ્રજીના ગુણોની કથા કહું છું. હે ભાઈઓ ! મુનિ–મહર્ષિ વાલ્મીકિ–આદિ ઋષિઓએ પ્રથમ હરિના ગુણાનુવાદ ગાયા છે, તેથી તે રસ્તે અનુસરવાથી મનેપણ મહાસરલતા થશે; કેમકે માર્ગ તો તે બનાવી ગયા છે. ૫

दोहा–अति अपार जे सरितवर, जो नृप सेतु कराहिं ॥
चढि पिपीलिका परमलघु, विनु श्रम पारहि जाहिं ॥ १८ ॥

મોટી નદી અત્યન્ત અપાર હોય છે, તોપણ જો રાજાએ તેના ઉપર પુલ બંધાવેલો હોય, તો અત્યન્ત નાની કીડી પણ તે પુલદ્વારા વિનાપ્રયાસે સામે પાર પોહોચી જાય છે.[3] ૧૮

चौ० यहि प्रकार बल मनहिं दृढाई, करिहौं रघुपति कथा सुहाई ॥
व्यास आदि कवि पुंगव नाना, जिन सादर हरि चरित बखाना ॥
चरण कमल बन्दौं सब केरे, पुरवहु सकल मनोरथ मेरे ॥
कलिके कबिन करौं परणामा, जिन्ह वरणे रघुपति गुणग्रामा ॥
जे प्राकृत कबि परमसयाने, भाषा जिन हरि चरित बखाने ॥
भये जे अहहिं जे होइहैं आगे, प्रणवउँ सबहि कपट छल त्यागे ॥
होउ प्रसन्न देहु वरदानू, साधु समाज भणित सनमानू ॥
जो प्रबन्ध बुध नहिं आदरहीं, सोश्रम वृथा बाल कबि करहीं ॥
कीरति भणित भूति भलि सोई, सुरसरि सम सब कहँ हित होई ॥
राम सुकीरति भणित भदेशा, असमंजस अस मोहिं अँदेशा ॥
तुम्हरी कृपा सुलभ सउ मोरे, सियनि सुहावनि टाट पटोरे ॥
करहु अनुग्रह अस जियजानी, विमल यशहि अनुहरहुं सुबानी ॥

આ પ્રકારે બળપૂર્વક મનને દૃઢ કરીને મહાસુન્દર શ્રી રામકથા કરીશ. વ્યાસ-આદિ અનેક મહાકવિઓ કે જેઓએ આદરપૂર્વક ભગવાનનાં ચરિત્રો વખાણ્યાં છે, તે સર્વનાં ચરણકમળોનું વન્દન કરૂં છું. તે સર્વ મારા સકળ મનોરથ પૂર્ણ કરો. કલિયુગના કવિઓને પણ પ્રણામ કરૂં છું. કે જેઓએ શ્રી રામચન્દ્રજીના ગુણોના સમૂહોનું વર્ણન કર્યું છે. જે પ્રાકૃત કવિ મહા ચતુર છે, કે જેઓએ ભાષામાં ભગવાનનાં ચરિત્ર વખાણ્યાં છે. તેઓ જે થઈ ગયા છે, વર્ત્તમાનકાળમાં છે અને ભવિષ્યતમાં જે થશે, તે સર્વને છળ કપટ છોડીને પ્રણામ કરૂં છું. તે સર્વ પ્રસન્ન થઈને એ વરદાન

---

૧ સબળ એવા છે કે, શંકરના ધ્યાનમાં પણ આવતા નથી.
૨ ગરીબ નિવાજ એવા છે કે–ગરીબ સુગ્રીવને રાજા બનાવ્યા, એ કથા કિષ્કિન્ધા કાંડમાં આવશે.
૩ એ પ્રમાણે પૂર્વ કવિયોના કથન ઉપર હું વિનાશ્રમે ચાલી શકીશ.

આપો કે, મારી કવિતા સજ્જનોના સમાજમાં સન્માન પામે. જે પ્રબન્ધ-ગ્રન્થને સજ્જનો સન્માન ન આપે, તો તે પ્રબંધ રચનાનો તેનો શ્રમ વૃથા છે અને મૂર્ખ કવિ એવો વ્યર્થ પરિશ્રમ કરે છે. કીર્ત્તિ, કવિતા કે સમ્પત્તિ તેજ ભલી કહેવાય, કે જે ગંગાજીના સમાન સર્વનું હિત કરનારી થાય. શ્રી રામચન્દ્રજીની કીર્ત્તિ અત્યુત્તમ છે, અને મારી કવિતા નિકૃષ્ટ છે. આવો પરસ્પર વિરોધ સમજીને મને મહા તર્ક વિતર્ક થયા કરે છે. હે કવીશ્વરો ! તમારી કૃપાથી મારા મનના સન્દેહ શાન્ત થઈ, શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદમાં મારી વાણી સુલભ થશે. જેમકે શણુને જો રેશમના દોરાથી સીવવામાં આવે તો તે જાતે ખરાબ છતાં પણ જરા શોભાયમાન્ લાગે છે; એ પ્રમાણે મારી વાણી શણુના સમાન છે, પણ પ્રભુના યશ રેશમના સમાન છે, તેથી મારી વાણી શોભાયમાન્ થઈ જશે. આ પ્રમાણે મારા સંકલ્પ વિકલ્પને હૃદયમાં જાણીને એવો અનુગ્રહ કરો કે આપની કૃપાવડે નિર્મળ શ્રી રામચન્દ્રજીના યશને મારી વાણી અનુસરે, અર્થાત્ જરાપણ તેના યોગ્ય થાય. ૬

**दोहा—सरल कवित कीरति विमल, सोइ आदरहिं सुजान ॥**
**सहज वैर बिसराइ रिपु, जो सुनि करहिं बखान ॥ १९ ॥**
**सो नहोइ विनु विमल मति, मोहिं मतिबल अतिथोर ॥**
**करहु कृपा हरि यश कहौं, पुनि पुनि सबहिं नहोरि ॥ २० ॥**
**कवि कोविद रघुवर चरित, मानस मंजु मराला ॥**
**बालविनय सुनि सुरुचि लखि, मोपर होहु कृपाल ॥ २१ ॥**

સરળ કવિતા અને વિમળ કીર્ત્તિને સજ્જનો તો સન્માન આપે છે; પણ જે વૈરી છે તે પણ તેને સાંભળીને પોતાનાં સ્વાભાવિક્ વૈરનો ત્યાગ કરીને તેની પ્રશંસા કરેછે; પરન્તુ એવી સરળ કવિતા તો નિર્મળ વિશાળ બુદ્ધિ વગર થઈ શકતી નથી. અને મને તો બુદ્ધિનું બળ ઘણુંજ થોડું છે; એ માટે હું પુનઃ પુનઃ પ્રાર્થના કરૂંછું કે-હે સજ્જનો ! હું ભગવદ્યશ કહેવા ઈચ્છા રાખુંછું, માંટે આપ સર્વ મારા ઉપર કૃપા કરો. શ્રી રામચન્દ્રજીના ચરિત્રરૂપી માનસ સરોવરમાં શુદ્ધ સ્વરૂપ હંસની પેઠે નિરન્તર વિહાર કરનારા કવિ અને પંડિતજનો, હું કે જે તમારૂં બાળક છું, તેની વિનતિ શ્રવણ કરી તથા મારી રામ ચરિત્ર કહેવા ઉપર સુન્દર રૂચિ જોઇને મારા ઉપર સર્વ કૃપાળુ થાઓ. ૧૯-૨૦-૨૧

**सोरठा—वन्दौं मुनि पदकंज, रामायण जिन निर्मयउ ॥**
**सखर सकोमल मंजु, दोष रहित दूषण सहित ॥ ६ ॥**
**वन्दौं चारौ वेद, भव वारिधि बोहित सरिस ॥**
**जिनहिं न सपनेहु खेद, वर्णत रघुपति विशदयश ॥ ७ ॥**
**वंदौं विधिपद रेणु, भवसागर जिन कीन्ह यह ॥**
**सन्त सुधा शशि धेनु, प्रगटे खल विष वारुणी ॥ ८ ॥**

શ્રી રામાયણના મુખ્ય આચાર્યવર્ય્ય મહર્ષિ–આદિ કવિ શ્રી વાલ્મીકિજીને વન્દન કરૂં છું, કે જેણે રામાયણ નિર્માણ કરેલ છે, વા જે વાલ્મીકિજીના મુખથી રામાયણરૂપ થઇને ચારે વેદ અવતર્યા છે.[1] રામાયણ કેવી નિર્માણ કરેલી છે કે, જે સખર[2] છતાં પણ અતિ કોમળ છે, અને દૂષણ[3] યુક્ત છતાં પણ નિર્દોષ છે. હવે હું ચારે[4] વેદોને પ્રણામ કરૂં છું કે જે સંસાર સાગરથી પાર ઉતરવાને નૌકારૂપ છે, અને જેને પોતાના સ્વામી શ્રી રામચન્દ્રજીના યશ વર્ણન કરવામાં સ્વપ્ને પણ શ્રમ થતો નથી; અર્થાત્ આદિ મધ્ય અને અન્ત પર્ય્યન્ત સર્વત્ર શ્રી રામચન્દ્રજીનેજ વખાણે છે. જગત્પિતામહ બ્રહ્માજીના ચરણકમળની રજને પ્રણામ કરૂં છું (કે) જેણે આ સંસારસાગર રચેલ છે, જે સંસારસાગરમાં સન્તજનો તો અમૃત અને ગાય તે ચન્દ્રમા છે. અને જે ખળ–દુષ્ટછે તે વિષ અને વારૂણીરૂપ પ્રકટ થયા છે. ૬–૭–૮

दोहा–विबुध विप्र बुध गुरु चरण, वन्दि कहौं करजोर ॥
होइ प्रसन्न पुरवहु सकल, मंजु मनोरथ मोर ॥ २२ ॥

દેવતા બ્રાહ્મણ, વિદ્વજ્જન અને ગુરૂના ચરણોનું વન્દન કરી, હાથ જોડીને કહું છું કે, સર્વ મારા ઉપર પ્રસન્ન થઈને મારા આ સકળ ઉજ્જવળ મનોરથ પૂર્ણ કરો.[5] ૨૨

चौ० पुनि वन्दौं शारद सुरसरिता, युगल पुनीत मनोहर चरिता ॥
मज्जन पान पाप हर एका, कहत सुनत यक हर अविवेका ॥
गुरु पितु मातु महेश भवानी, प्रणऊं दीनबन्धु दिनदानी ॥
सेवक स्वामि सखा सियपीके, हित निरूप सर्वाविधि तुलसीके ॥
कलि विलोकि जगहित हर गिरिजा, शाबरमंत्र जाल जिन सिरिजा ॥
अनमिल आखर अर्थ न जापू, प्रगट प्रभाव महेश प्रतापू ॥
सो महेश मोपर अनुकूला, करौं कथा मुदमंगल मूला ॥
सुमिरि शिवा शिव पाइ पसाऊ, वरणौं रामचरित चित चाऊ ॥
भणित मोरि शिव कृपा विभाती, शशि समाज मिलि मनहुँ सुराती ॥
जो यह कथा सनेह समेता, कहिहैं सुनिहहिं समुझि सचेता ॥
हैहहिं रामचरण अनुरागी, कलिमल रहित सुमंगल भागी ॥

પુનઃસરસ્વતી અને ગંગાજીને નમસ્કાર કરૂં છું. બન્ને મનોહર તથા પવિત્ર ચરિત્ર વાળી છે, તે બન્નેમાં ગંગા તો સ્નાન કરવાથી અને જળ પાનથી પાપ હરીલે છે,

૧ वेदवेद्ये परेपुंसि जाते दशरथात्मजे । वेदः प्राचेतसा दासीत्साक्षाद्रामायणात्मकम् ॥

૨ રાવણના ભાઈ ખરના ચરિત્ર સહ કોમળ અને ઉજ્જવળ છે.

૩ દૂષણના યુદ્ધ સહિત છતાંપણ નિર્દોષ છે. જેમકે–नमस्तस्मै कृतावेन रामायण कथा शुभा । सदूषणापि निर्दोषा सखरा चाति कोमला ॥

૪ वेदैश्च सर्व्वै रहमेव वेद्यो.

૫ આ પ્રમાણે આ પ્રથમ ચોપાઇઓની ચતુર્દશીએ સકળ ચતુર્દશ ભુવન નિવાસી જીવોને સીતારામમય જાણીને સર્વને વન્દન કરેલ છે.

અને સરસ્વતી કથન તથા શ્રવણથી અવિવેકને હરે છે. ઉપદેશાર્થે ગુરૂરૂપ અને શિક્ષાને માટે માતાપિતારૂપ શ્રી મહાદેવજી તથા પાર્વતીજી કે જે ગુરૂ થઇને દીનબન્ધુ અને માતાપિતા થઇને નિત્ય પાલન કરવાવાળાં છે, તેને હું પ્રણામ કરૂં છું. વળી કેવા છે કે-પ્રભુના સદા સેવક છે, મનુષ્ય નાટયના સમયના સ્વામી પણ છે અને બ્રહ્મા વિષ્ણુ અને મહેશ સ્વરૂપથી સખા પણ છે, અને તુલસીદાસજીના નિરૂપાધિક હિતકારી છે. શ્રી મહાદેવ અને પાર્વતીજીએ કલિયુગની પ્રવૃત્તિ જોઈ, જગતના હિતાર્થે શાવર મંત્રોના જાળને ઉત્પન્ન કર્યું છે. કે જેમાં મંત્રોનું અને અર્થની સંગતિનું ઠેકાણું નથી, તેમ કાંઈ જપનો વિધિ પણ નથી; પરન્તુ માત્ર શ્રી મહાદેવજીના પ્રતાપથી તે પોતાના પ્રભાવને પ્રકટ કરી પ્રત્યક્ષ દર્શાવી આપે છે, તે સદાશિવજી મારા ઉપર અનુકૂળ છે. તેથી હું આનન્દ અને મંગળના મૂળરૂપ કથા કરૂં છું. શિવજી તથા પાર્વતીજીનું સ્મરણ કરીને, તેની કૃપા પામીને રામના ચરિત્રનું વર્ણન કરવા ચિત્તમાં ચાહું છું. જેમ નક્ષત્ર મન્ડળ સહ ચન્દ્રમાને પ્રાપ્ત થઈ સુન્દર રાત્રિ શોભાયમાન્ થાય છે તેમ મારી કવિતા પણ શ્રી શિવજીની કૃપાથી શોભાયમાન્ થશે. જે કોઈ એકાગ્રહચિત્તથી આ કથા કહેશે, શ્રવણ કરશે, વા સમજશે તે શ્રી રામચન્દ્રજીના ચરણોમાં પ્રેમ કરવાવાળો થશે, અને કલિયુગના મળોથી રહિત થઇને સુમંગળનો ભોક્તા થશે. ૫

**दोहा—स्वप्नेहु सांचहु मोहिंपर, जो हरि गौरि पसाउ ॥**
**तो फुर होउ जो कहहुँ सब, भाषा भणित प्रभाउ ॥ २३ ॥**

જો સ્વપ્નમાં પણ મારા ઉપર શિવજી અને પાર્વતીજીની ખરેખરી પ્રસન્નતા હશે, તો હું જે કાંઈ ભાષા કવિતામાં કહીશ એ સર્વનો પ્રભાવ સત્ય થશે. ૨૩

**चौ० वन्दौं अवधपुरी अति पावनि, सरयू सरि कलिकलुष नशावनि ॥**
**प्रणऊं पुर नर नारि वहोरी, ममता जिनपर प्रभुहि न थोरी ॥**
**सियनिंदक अघ ओघ नशाये, लोक विशोक बनाइ बसाये ॥**
**वन्दौं कौशल्या दिशि प्राची, कीरति जासु सकल जग माची ॥**
**प्रगव्यो जहँ रघुपति शशि चारू, विश्व सुखद खल कमल तुषारू ॥**
**दशरथ राउ सहित सब रानी, सुकृत सुमंगल मूरति जानी ॥**
**करौं प्रणाम कर्म मन बानी, करहु कृपा सुत सेवक जानी ॥**
**जिनहिं विरचि बड भयउ विधाता, महिमा अवधि राम पितु माता ॥**

હું અત્યંત પવિત્ર[1] અયોધ્યાનગરીને તથા કલિયુગના પાપોને નષ્ટ કરનારી

१ सप्तपुरी त्रयो ग्रामाः नवारण्यं नवौषराः । नव ते नगराख्याता अष्टौ ते पठना स्मृता । सप्त पन्था पंच क्षेत्रा दुर्गमेकोन विंशतिः । चतुर्दशानि गुह्यानि मुक्ति द्वाराणि भूतले-આ બાવન ક્ષેત્ર પૃથિવી ઉપર મુક્તિનાં દ્વાર છે. તે સર્વમાં સાતપુરી અગ્રગણ્ય છે, અને એ સાતમાં પણ અયોધ્યા અગ્રગણ્ય છે- अयोध्या मथुरा माया काशी कांचि अवन्तिका । पुरी द्वारावतीज्ञेया सप्तैता मुक्तिदायका । આ સાતે પુરી વિષ્ણુભગવાનના અંગમાં છે, જેમકે—विष्णोः पाद मवन्तिका गुणवती मध्येच कांचीपुरी नाभौ द्वार-

સરયુ નદીને પ્રણામ કરૂંછું. વળી અયોધ્યા નગરીનાં જે નર અને નારી કે જેના ઉપર પ્રભુ શ્રી રામચન્દ્રજીની ઘણી મમતા હતી તેને પ્રણામ કરૂંછું. જુઓ કે—પરમસતી જગજ્જનની શ્રી જાનકીજીને દોષારોપક રજકાદિકોનાં[1] પણ સમસ્ત પાપોના સમૂહ દૂર કરીને તેને માટે નવીન વિશોક લોક બનાવીને તેને વસાવ્યાં. હવે હું પૂર્વ દિશારૂપ કે જે પૂર્વ દિશાની કીર્ત્તિ સકળ સંસારમાં વિખ્યાત છે, એવાં શ્રી કૌશલ્યા દેવીને પ્રણામ કરૂંછું. જેમ પૂર્વ દિશામાં ચન્દ્રમા ઉદય થાય છે, તેમ જે કૌશલ્યાજીમાં જગતને સુખ દેવાવાળા અને વિશ્વવિરોધી કમળોને હિમના સમાન શ્રી રામચન્દ્રરૂપ રમણીય ચન્દ્ર પ્રકટ થયેલ છે. સર્વ રાણીઓ સહિત ચક્રવર્ત્તિ મહારાજા દશરથ કે જેની મૂર્ત્તિ પુણ્યમય અને મંગળમય જાણીને, મનથી, વચનથી અને કર્મથી પ્રણામ કરૂંછું, તે મને પોતાના પુત્રનો સેવક જાણીને મારા ઉપર કૃપા કરો. જેના શરીરોની રચના કરવાથી જગદ્ધાતા બ્રહ્માજીને પણ મોટાઈ મળી, એવા મહિમાના અવધિ શ્રી રામચન્દ્રજીનાં માતાપિતા છે.

सोरठा—वन्दो अवध भुआल, सत्य प्रेम जेहि रामपद ॥
बिछुरत दीनदयाल, प्रिय तनु तृणइव परिहरेउ ॥ ९ ॥

હું અયોધ્યાના પતિ મહારાજા દશરથને[2] પ્રણામ કરૂંછું (કે) જેનો સત્ય પ્રેમ શ્રી રામચન્દ્રજીના ચરણાવિન્દમાં હતો; કેમકે જે સમય દીનદયાળુ[3] શ્રી રામચન્દ્રજીનો વિયોગ થયો, તેજ ક્ષણે પોતાના પ્રિય શરીરનો તૃણના સમાન ત્યાગ કરયો. ૯

चौ० प्रणवौं परिजन सहित विदेहू, जाहि रामपद गूढ सनेहू ॥
योग भोग महँ राखेउ गोई, राम विलोकत प्रगटेउ सोई ॥
प्रणवौं प्रथम भरतके चरणा, जासु नेम व्रत जाइ न वरणा ॥
रामचरण पंकज मन जासू, लुब्ध मधुप इव तजै न पासू ॥
वन्दौं लक्ष्मण पद जलजाता, शीतल सुभग भक्त सुखदाता ॥
रघुपति कीरति विमल पताका, दण्डसमान भयो यश जाका ॥
शेष सहस्रशीश जगकारन, जो अवतरेउ भूमि भय टारन ॥

---

वर्ती वदन्ति हृदये मायापुरीयोगिनः । ग्रीवा मूल मुदाहरन्ति मथुरा नासाग्र बाराणसी एतद् ब्रह्मपदं वदन्ति मुनयोयोध्यापुरी मस्तके ॥ कल्प कोटि सहस्राणां काशी वासस्य यत्फलं । तत्फलं क्षणमात्रेण कलौदाशरथीपुरी ॥

૧ અયોધ્યામાં એક ધોબીએ સીતાજીની નિન્દા કરી હતી એમ કહેવામાં આવે છે, પણ આ ઉપરથી જણાય છે કે ઘણાએ કરી હતી. તેને પુષ્ટિ માટે શ્રીમદ્ ભાગવતના નવમ સ્કન્ધના અગ્યારમા અધ્યાયનો ૧૦ મો શ્લોક જોવો.

૨ धन्या योध्या दशरथनृपस्साच माताच धन्या धन्योवंशो रघुकुल भवो यत्ररामावतारः । धन्यावाणी कविवर मुखे रामनाम प्रपन्ना धन्यो लोके प्रतिदिन मसौ रामनाम शृणोति ॥

૩ દીનદયાળુ કહેવાનો આશય એ છે કે—મહારાજા દશરથના પૂર્વજન્મમાં તેની દીનતા નિહાળીને પ્રભુએ દયાળુપણાથી તેને ઘેર પુત્ર થઇને અવતારનું વરદાન આપ્યું હતું.

**सदा सो सानुकूल रहु मोपर, कृपासिन्धु सौमित्र गुण.कर ॥**
**रिपुसूदन पद कमल नमामी, शूर सुशील भरत अनुगामी ॥**
**महावीर विनवौं हनुमाना, राम जासु यश आपु बखाना ॥**

હવે શ્રીમન્ મહારાજ મિથિલાધિપતિ વિદેહ સીરધ્વજ-જનકરાજાને તેના સકળ પરિકર સહ પ્રણામ કરૂંછું. કે જેનો શ્રી રામચન્દ્રજીના ચરણ કમળમાં અતિ ગુપ્ત પ્રેમ હતો, તેમણે તે મહા પ્રેમને પોતાના યોગ અને ભોગના સમ્પુટમાં ગુપ્ત રાખ્યો હતો, તે શ્રી રામચન્દ્રજીને જોતાંજ જેમ સૂર્યકાન્તમણિમાં અગ્નિ ગુપ્ત રહે છે, તે સૂર્યના સન્મુખ થતાં જેમ પ્રત્યક્ષ થઈ જાય છે તેમ પ્રત્યક્ષ થઈ ગયો.[1] ૧ હવે હું શ્રી ભરતજીના[2] ચરણોને પ્રથમ પ્રણામ કરૂંછું, (કે) જેના નિયમ અને વ્રતનું વર્ણન થઈ શકતું નથી. શ્રી રામચન્દ્રજીના ચરણ કમળ ઉપર જેનું મન ભ્રમરના સમાન લોભાયમાન થઇ તે ચરણના સમીપને છોડતુંજ ન હતું. ૨ શ્રી લક્ષ્મણજીના[3] ચરણ કમળ કે જે અતિ શીતળ અને સુન્દર તથા ભક્તોને આનન્દદાતા તેને હું પ્રણામ કરૂંછું, કે જે લક્ષ્મણજીનો યશ શ્રી રામચન્દ્રજીની કીર્ત્તિરૂપી ઉજ્વળ પતાકામાં દંડસમાન થયો છે.[4] ૩ હજાર મસ્તકવાળા, જગત્‌ના કારણરૂપ શેષનાગજ પૃથિવીનો ભય નિવારણ કરવાને અવતર્યા હતા, તે સુમિત્રાજીના પુત્ર કૃપાના સમુદ્ર, ગુણોની ખાણરૂપ લક્ષ્મણજી સદા મારા ઉપર અનુકૂળ રહો. ૪ શૂર, સુશીલ અને ભરતજીના અનુગામી, શત્રુ-

---

૧ શ્રી રામચન્દ્રજીને નિરખીને જનક રાજાનો યોગ કે ભોગ ન રહ્યો, માત્ર સ્નેહ રહ્યો તેથી આ પ્રમાણે બોલ્યા હતા કે—सहज विरागरुप मन मोरा थकित होत जिमि चन्द्र चकोरा । इनहि देख मन अति अनुरागा वरवस ब्रह्म सुख हि मन त्यागा.

२ विश्वम्भरम्भरतमम्बुज पत्र नेत्रं नीलाम्बुदाम्भ वपुषंकण काम्भ वस्त्रम् । भक्ता भय प्रदमनं कवि भूषणाढ्यं जाड्यं हरं सुभजाताम्भज माण्डवीशम् ॥

३ कर्प्पूर गौरवपुषं शरदेन्दुवक्त्र म्पीताम्बरं सरसिजाक्ष मनन्तमादिन् । यश्चोर्मिला ललित भूषण भावितांगं रामानुजम्भजमनो भयदंनिजानाम् ॥ ૪ લક્ષ્મણજીના સઘળાં સાહસ કેવળ શ્રી રામચન્દ્રજીના પ્રતાપના ઉદયના હેતુ છે; કારણ કે—મેઘનાદે શ્રી રામચન્દ્રજીને નાગપાશથી બાંધ્યા, ત્યારે રઘુનાથજીની કીર્ત્તિ પતાકા પડી ગઇ હતી, તેથી લક્ષ્મણજીએ મેઘનાદને મારીને પોતાના યશરૂપી દંડથી શ્રી રામચન્દ્રજીની કીર્ત્તિરૂપી પતાકાને પુનઃ ઉંચી કરી દીધી. તેમ ચારે યુગમાં લક્ષ્મણજીનો એવોજ પ્રભાવ છે. જુઓ કે—સતયુગમાં અનન્તાવતાર થઇને પોતાના હજારે મુખોથી કેવળ ભગવદ્‌ગુણાનુવાદજ ગાયા. દ્વાપરમાં બળરામ અવતારથી મુષ્ટિકાદિ દૈત્યોનો વધ અને યમુના તથા હસ્તિનાપુરનું કર્ષણ ઇત્યાદિ કેવળ ભગવત્ પ્રીતિને માટે છે, અને કલિયુગમાં જ્યારે બૌદ્ધ, ચાર્વાકાદિ પાખન્ડીઓથી ભગવત્કીર્ત્તિરૂપી પતાકા નિરાલમ્બ થઇ ગઇ, ત્યારે લક્ષ્મણજી યતિ થઇને પોતાના સૂક્તિ દન્ડવડે ભગવત્ કીર્ત્તિરૂપી પતાકાને જેમની તેમ કરી. પદ્મ પુરાણમાં ભવિષ્ય લખેલ છે કે—पाखण्डे बहुलेलोके कुदृष्टीजन संकुले । कलौ वैष्णव सिद्धान्त पुनरुद्धार्य्यते यति । એટલે કે જ્યારે જૈન, બૌધ અને ચાર્વાકાદિનો પાખન્ડ કલિયુગમાં ફેલાઈ જશે, અને કુદૃષ્ટિ યુક્ત સંસાર થઈ જશે, ત્યારે વૈશ્ણવ સિદ્ધાન્તનો યતી પુનઃ ઉદ્ધાર કરશે. अनन्तं प्रथमे युगे द्वितीये लक्ष्मणं तथा । तृतीये बलरामञ्च कलौरामानुजोयती ॥ એટલે કે સતયુગમાં અનન્ત, ત્રેતામાં લક્ષ્મણ, દ્વાપરમાં બળરામ તેજ કલિયુગમાં શ્રી લક્ષ્મણજી યતી થશે.

ધનજીના [1] ચરણ કમળને નમસ્કાર કરૂં છું. મહાવીરજી શ્રી હનુમાનજી કે જેના યશ શ્રી રામચન્દ્રજીએ પોતે શ્રી મુખે વખાણ્યા [2] હતા, તે હનુમાનજીને (પણ) વિનવું છું. ૪

**सोरठा–वन्दौं पवनकुमार, खल वन पावक ज्ञानघन ॥**
**जासु हृदय आगार, बसहिं राम शर चाप धर ॥ १० ॥**

ખળરૂપી જંગલમાં અગ્નિરૂપ અને મહાજ્ઞાની એવા હનુમાનજી કે જેના હૃદયમન્દિરમાં શ્રી રામચન્દ્રજી ધનુષ્ બાણ ધારણ કરીને વસે છે, તેને હું પ્રણામ કરૂં છું. ૧૦

**चौ०–कपिपति ऋक्ष निशाचर राजा, अंगदादि जे कीश समाजा ॥**
**वन्दौं सबके चरण सुहाये, अधम शरीर राम जिन पाये ॥**
**रघुपति चरण उपासक जेते, खग मृग सुर नर असुर समेते ॥**
**वन्दौं पद सरोज सबकेरे, जे बिनु काम रामके चेरे ॥**
**शुक सनकादि आदि मुनिनारद, जे मुनिवर विज्ञान विशारद ॥**
**प्रणऊं सबहि धरणि धरि शीशा, करहु कृपा जन जानि मुनीशा ॥**
**जनकसुता जगजननि जानकी, अतिशय प्रिय करुणानिधानकी ॥**
**ताके युग पद कमल मनाऊं, जासु कृपा निर्मल मति पाऊं ॥**
**पुनि मन वचन कर्म रघुनायक, चरण कमल वन्दौं सब लायक ॥**
**राजिवनयन धरे धनु सायक, भक्त विपति भंजनसुखदायक ॥**

કપિપતિ સુગ્રિવ, જામ્બવાન્, વિભીષણ અને અંગદાદિક્ જે સમસ્ત વાનરોનો સમાજ કે જે અધમ શરીર છતાં પણ શ્રી રામચન્દ્રજીને પામ્યા, તે સર્વના શોભાયમાન્ ચરણકમળોનું હું વંન્દન કરૂં છું. ૧ હવે આ સંસારમાં શ્રી રામચન્દ્રજીના ચરણના ઉપાસક (જે) થયા છે, તે સર્વ ખગ–જટાયુ, મૃગ–ગજેન્દ્રાદિ, સુર–બ્રહ્માદિ, અસુર–પ્રહ્લાદાદિ, અને નર–અમ્બરીષ ઇત્યાદિ જે નિષ્કામ ભગવત્‌ના દાસ છે, તે સર્વના ચરણકમળને હું અભિવન્દન કરૂં છું. ૨ શુકદેવજી, સનકાદિ, વેદવ્યાસજી અને નારદજી વિગેરે જે મોટા મુનિ વિજ્ઞાની છે, તે સર્વને હું પૃથિવી ઉપર મસ્તક રાખીને પ્રણામ કરૂં છું. હે મુનિશ્વરો ! મને આપનો દાસ જાણીને (આપ) કૃપા કરો. ૩ આ પ્રમાણે શ્રીરામચન્દ્રજીના સકળ પરિકરને નમસ્કારાદિ કરીને, જગજ્જનની, જનકાત્મજા શ્રી જાનકીજી કે જે કરૂણાનિધાન શ્રી રામચન્દ્રજીને અત્યન્ત પ્યારાં છે, તેનાં યુગલ ચરણ કમળને મનાવું છું, કે જેની કૃપાથી નિર્મળ બુદ્ધિ પામું. ૪ પુનઃકમળ સમાન નેત્રવાળા, ધનુષ્બાણને ધારણ કરવાવાળા, ભક્તોના દુઃખનો નાશ કરવાવાળા, અને સુખદેનારા તથા સર્વ પ્રકારની યોગ્યતાવાળા શ્રી રામચન્દ્રજીનાં ચરણ કમળોને મન, વચન અને કર્મે કરીને વન્દન કરૂં છું. ૫

[1] कैशोर मूर्त्ति मनरूप मनूप भूप म्पुष्पेन्दु सुन्दर तरं श्रुतकीर्त्ति कान्तम् । गौरं सुवर्ण मणि भूषण भावितांग पीताम्बरं भज मनो खिल सिद्धयु पेतम् ॥

[2] सुन कपि तोहि समान उपकारी । नहीं कोउ सुर नर मुनि तनु धारी

दोहा—गिरा अर्थ जल वीचि सम, कहियत भिन्न न भिन्न ॥
वन्दौं सीतारामपद, जिनहिं परमप्रिय खिन्न ॥ २४ ॥

જેમ શબ્દ તથા અર્થ અને જળ તથા તેની લહરી એ કહેવામાત્ર ભિન્ન છે, વસ્તુતઃએકજ છે, તેમજ શ્રી સીતારામને એકજ માનીને તેનાં ચરણોનું અભિવન્દન કરૂં છું, કે જેને અત્યન્ત આર્ત્તજીવ ઉપર અત્યન્ત પ્રેમ છે; અર્થાત્ જ્યારે આજીવ કર્મોપાસન જ્ઞાનરૂપ સકળ ઉપાયવડે ખિન્ન થઇને ઉપાય શૂન્ય થઈ જાય છે, અને તદાધીન થઈને ભગવત્ પ્રવત્તિ અંગીકાર કરે છે, ત્યારે ભગવતનો પરમ પ્રિય થાય છે. ૨૪

चौ०—वन्दौं राम नाम रघुबरके, हेतु कृशानु भानु हिमकरके ॥
विधि हरि हर मय वेद प्राणसे, अगुण अनूपम गुणनिधानसे ॥
महामंत्र जो जपत महेशू, काशी मुक्ति हेतु उपदेशू ॥
महिमा जासु जान गणराऊ, प्रथम पूजियत नाम प्रभाऊ ॥
जानि आदिकबि नाम प्रतापू, भयउ सुद्ध कार उलटा जापू ॥
सहसनाम सम सुनि शिव बानी, जपि जेई शिव संग भवानी ॥
हर्षे हेतु हेरि हर हीको, किय भूषण तिय भूषण तीको ॥
नाम प्रभाव जान शिव नीके, कालकूट फल दीन्ह अमीके ॥

## શ્રી રામનામ વન્દના.

હવે હું જગજ્જન્માદિ કારણ રઘુવંશ વિભૂષણ રામનામનું વન્દન કરૂં છું. જે રામનામ પોતાના ત્રણે વર્ણોના અર્થથી અગ્નિ, સૂર્ય, અને ચન્દ્રમાનું કારણ થઈને જગજ્જન્માદિ કારણ છે; કેમકે અગ્નિ, સૂર્ય અને ચન્દ્રમા એ ત્રણે જગજ્જન્માદિ કારણ છે; અર્થાત્ અગ્નિપ્રલયનું કારણ છે, સૂર્ય ઉત્પત્તિનું કારણ છે, અને ચન્દ્ર પોષણનું કારણ છે. અને રામનામના ત્રણે વર્ણ એ ત્રણેના બીજાક્ષરછે; અર્થાત્ રામનામનો રકાર તો કૃશાનુનું બીજ છે, અકાર સૂર્યનું બીજ છે. મકાર હિમકરનું બીજ છે. જેનો જે બીજાક્ષર હોય છે તે તેના નામના અન્તર્ગત હોય છે. અહિ, રકાર કૃશાનુના અન્તર્ગત છે, અકારભાનુના અન્તર્ગત છે અને મકાર હિમકરના અન્તર્ગત છે. તેથી રામનામના ત્રણે વર્ણ જગજ્જન્માદિ કારણોના પણ પરમ કારણ છે. તો મુખ્ય પરમ કારણ રામનામના ત્રણે વર્ણ છે, જેમકે રામ સ્વયં જગત્‌ના પરમ કારણ છે. અને જે મુખ્ય કારણ હોય છે, તેજ સર્વના કારણ હોય છે,[1] માટે આ રામનામ કેવળ દાશરથી રામનુંજ યથાર્થ છે, અને રામ તો કેવળ નામ ધારકજ છે; કેમકે જેવો નામનો અર્થ છે તેવો નામવાળો પણ થવો જોઇએ. તો

---

૧ ભારતમાં આ શ્લોક છે, रुद्रं समाश्रिता देवाः रुद्रो ब्रह्माण माश्रितः । ब्रह्मा ममाश्रितो नित्यं नाहं कश्चिदुपाश्रितः । ममाश्रयोहि नहिकश्चित् सर्व्वेषा माश्रयो ह्यहम् । अन्याश्रयो श्रयोनास्ति मुख्य माश्रय माश्रयम् ॥

તે જગજ્જન્માદિ કારણ તો કેવળદાશરથી રામજ છે.[1] જેમ બ્રહ્મા ઉત્પત્તિના, વિષ્ણુ પાલનના અને રૂદ્ર સંહારના કારણ છે, એ પ્રમાણેજ રામનામના પણ ત્રણે વર્ણ ત્રિશક્તિ ધારક છે. રઘુનાથ કહેવાથી અન્ય રામોનો નિષેધ થાય છે. જેમ કે પરશુરામાદિ–રામનામ કેવું છે કે જેમાં રકાર અગ્નિનું બીજ છે અને શુભ અશુભ કર્મને બાળવાનો તેનો ગુણ છે. રકાર પછી અકાર છે. તે સૂર્યનું બીજ છે. તેનો મોહાન્ધકાર નાશ કરવાનો ગુણ છે. મકાર ચન્દ્ર બીજ છે તેનો ત્રણે તાપને શાન્ત કરીને શીતળ કરવાનો ગુણ છે. એ ત્રણેનો આ પ્રમાણે પ્રકાર છે. કૃશાનુમાં જો રકાર નહોય તો કશાનું થઇ જાય છે, અને ભાનુમાં અકાર નહોય તો, ભનુ થઈ જાય છે, અને હિમકરમાં મકાર નહતતો હિકર થઇ જાય, જો કે, અગ્નિ, સૂર્ય અને ચન્દ્રનાં અન્ય પણ નામ છે; પરન્તુ આ ત્રણે નામ પ્રસંગાનુકૂળ રાખેલાં છે, જો આમાંથી બીજાક્ષર નિકળી જાય તો આ નિરર્થક થઈ જાય છે. કૃશાનુ શબ્દના અર્થથી ભસ્મ કરવું, ભાનુ શબ્દથી પ્રકાશ કરવો અને હિમકર શબ્દથી શીતળતા સ્પષ્ટ છે. એ રામને હું પ્રણામ કરૂંછું. અથવા અગ્નિવંશમાં પરશુરામ, સૂર્યવંશમાં શ્રીરામચન્દ્રજી અને ચન્દ્રવંશમાં બળરામજીએ ત્રણેને નમસ્કાર કરૂંછું. વા એ ત્રણ પણ આ નામથી મોટાંઇ પામ્યા છે, અથવા કૃશાનુ ૩ સૂર્ય ૧૨ ચન્દ્રમા ૧ આ પ્રમાણે સોળ કળાયુક્ત રામનામને પ્રણામ કરૂંછું. તે એ રામનામ વિધિ, હરિ અને હરમય પણ છે. અને વેદ પ્રાણ પ્રણવના સમાન પણ રામનામ છે: કેમકે જેમ પ્રલવના અકાર, ઉકાર, અને મકાર તત્ત્વત્રય વાચક છે અર્થાત્ અકાર ઈશ્વિર વાચક, ઉકાર માયા વાચક, અને મકાર જીવ વાચક છે[2] એ પ્રમાણે રામના ત્રણે વર્ણ પણ તત્ત્વ વાચક છે, અર્થાત્ રકાર માયા વાચક છે; કેમકે અગ્નિ અચેતન તત્વનું બીજ છે, અકાર ઈશ્વિર વાચક છે અને મકાર જીવ વાચક છે અને અગુણ એટલે નિસ્ત્રૈગુણ્ય છે અને અનૂપમ એટલે અદ્વિતીય છે, અને સમસ્ત કલ્યાણ તથા ગુણોના સમુદ્ર છે.[3] અથવા ચન્દ્રમા વિધિમય છે, અર્થાત્ ઉત્પત્તિ કર્ત્તા, અને ભાનુ હરિમય છે અર્થાત્ પાલન કર્ત્તા છે, અને રકાર હરમય અર્થાત્ સંહાર કર્ત્તા છે. વળી રામ શબ્દ કહેવો છે કે, ગુણ અને ઉપમાથી રહિત છે જેથી સર્વ ચરાચરમાં રમી રહેલ છે. અને રામ–કૃષ્ણ થઈને ગણુના નિધાન અર્થાત્ ગુણના પાત્ર છે કે સર્વને રમણ

---

૧ શ્રી રામચંદ્રજીએ પરશુરામજીને કહ્યું હતું કે—राममात्र लघुनाम हमारा । परशु सहित बडनाम तुम्हारा । અર્થાત્ રામ માત્ર કેવળ ત્રણે વર્ણનું તો મારૂંજ નામ છે, બીજા કોઈનું નથી અને થવાનું પણ નથી; કેમકે જે આ નામનો અર્થ છે તે મારામાંજ ઘટે છે, બીજામાં ઘટતો નથી, માટે આપ તો પરશુરામ છો કેવળ રામ નથી. કેવળ રામ તો હુંજ છું. આ અર્થથી તો રામનામ કેવળ દાશરથી રામનુંજ થાય છે, રામ શબ્દના અન્ય અર્થ કરવાથી પરશુરામ અને બળરામનું નામ થાય છે, वन्दे दाशरथिं रामं जगजन्मादि कारणम् । यस्येदं रामनामोपि जगजन्मादिकारणम् ॥

૨ અયોધ્યાકાન્ડમાં આ ચોપાઈ છે-आगेराम लषण पुनि पाछे । मुनिवरवेष विराजतकाछे । उभय बीज सिय सोहति कैसे । ब्रह्मजीव बिच माया जैसे ॥

૩ આ ચોપાઈ વ્યતિક્રમ છે.

કરાવી લે છે. ૧ શ્રી રામનામ મંત્રોમાં મહામંત્ર છે. જેને મહેશ એટલે મહાનોના પણ મહાન્ ત્રિભુવનેશ્વર જગત્ ગુરૂ શ્રી સદાશિવજી નિરન્તર જપે છે, અને કાશીમાં જીવોની મુક્તિને માટે શ્રી રામચન્દ્રજીએ સ્વયં શિવજીને ઉપદેશ કરેલો છે.[1] એ મંત્રના મહિમાને શ્રી ગણેશજી સારી રીતે જાણે છે; કેમકે એજ નામના પ્રભાવે શ્રી [2]ગણેશજી સર્વથી પ્રથમ પૂજાય છે. ૨ આદિ કવિ મહર્ષિ વાલ્મીકિજી પણ શ્રી રામનામના પ્રતાપને જાણે છે, કે જે રામનામને ઉલટું એટલે મરા મરા એમ જપ કરીને શુદ્ધ અને સિદ્ધ થઈ ગયા છે. ભગવતનાં હજાર નામના સમાન એક રામનામના મહિમાને શ્રી પાર્વતીજી પણ શ્રી શિવજીના મુખથી સાંભળી, તેનો જપ કરીને પોતાના પતિ શ્રી શિવજી સાથે જમ્યાં હતાં[3] ૩

૧ રામતાપિની ઉપનિષદ્‌માં લેખ છે કે–જ્યારે જીવોની મુક્તિને માટે શ્રી શિવજીએ હજાર મન્વન્તર પર્યન્ત શ્રીરામમંત્રનો કાશી સિદ્ધ પીઠમાં જપ કરયો, ત્યારે શ્રીરામે પ્રસન્ન થઇને આ વરદાન આપ્યું કે–આ ક્ષેત્રમાં તમે જેના જમણા કાનમાં છ અક્ષરના મંત્રનો અન્ત સમય ઉપદેશ કરશો તો તેથી કૃમી અને કીટાદિકપણ નિસ્સન્દેહ મુક્ત થશે. તેમજ અગસ્ત્ય સંહિતામાં લેખ છે કે–શિવજીની મનભાવની વારાણસી નામની કાશી પુરી છે તેમાં, પાર્વતીજી સહ શ્રી શિવજી નિત્ય નિવાસ કરે છે. ત્યાં તેના ઉપાસક પ્રીતિપૂર્વક તેની ઉપાસના કરે છે, મુમુક્ષુઓ વગર બીજા જે સર્વે ત્યાં રહે છે તે નિરન્તર શિવશિવ જપ્યા કરે છે. અને શિવજીનેજ જેણે મન, કાયા તથા વાણી અર્પણ કરેલ છે તેને જોઇને શિવજી ચિન્તા કરવા લાગ્યા કે–હું આને શી રીતે મુક્તિ દઇશ. એ વિચારથી જ્યારે બહુ દુ:ખી થવા લાગ્યા, ત્યારે ત્યાં બ્રહ્માજી આવ્યા તેનું આરાધન કરીને શિવજી બોલ્યા કે મહારાજ ! આ મુમુક્ષુલોક મારૂંજ આરાધન કરીને મુક્તિ ઇચ્છે છે. તો કયા ઉપાય વડે હું તેઓને મુક્તિ આપું તે ઉપાય આપ મને કહો. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે—એક ઉપાય ગોપનિય છે જેને મંત્રરાજ કહે છે. અને તેજ તારક મંત્ર છ અક્ષરનો છે. આવાં બ્રહ્માજીનાં વચન સાંભળીને શિવજીએ તે રામ મંત્રનો કાશી ક્ષેત્રમાં સોમન્વન્તર પર્યન્ત પ્રીતિ પૂર્વક ધ્યાન પૂજા તથા હોમ કરયો. ત્યારે શ્રી રામચન્દ્રજીએ પ્રસન્ન થઇને કહ્યું કે—'હે ત્રિલોચન ! જે તમારે વાંચ્છિત છે અને જે દેવતાઓને પણ દુર્લભ છે, તે તમે માગી લિઓ. તે હું તમને આપીશ. તમે વિલમ્બ ન કરો ! આ સાંભળીને શિવજીએ કહ્યું કે–' આ જે મારા સર્વે ભક્ત છે તે મને છોડી અન્યને ભજતા નથી, માટે તેની મુક્તિનો ઉપાય આપ કરો. એજ મારો અભિમત છે.' આવાં શિવજીનાં વચન સાંભળીને શ્રી રામચન્દ્રજીએ રામ મંત્રનો ઉપદેશ કરયો.

૨ પૂજ્યપણાની પ્રથમ પદ્વીને માટે દેવતાઓ પરસ્પર લડવા લાગતાં બ્રહ્માજીએ કહ્યું કે—જે પૃથિવીની પ્રથમ પ્રદક્ષિણા કરીને આવશે તેની પૂજા પ્રથમ થશે. આ પ્રમાણે બ્રહ્માજીની આજ્ઞા થતાં સર્વે દેવતા પોતપોતાના વાહન ઉપર બેસીને પૃથિવીની પ્રદક્ષિણા કરવા લાગ્યા. ત્યારે ઉંદર છે વાહન જેનું એવા ગણેશજીને મનમાં ચિન્તા થવા લાગી કે હવે કરવું શું ? આ સમય નારદજીએ ગણપતિને કહ્યું કે રામનામ લખી તેની પ્રદક્ષિણા કરી લિયો. તો તમને પૃથિવી પ્રદક્ષિણા થઈ જશે, કેમકે રામ સર્વત્ર વ્યાપક છે. ગણેશજીએ આ પ્રમાણે કરયું અને બ્રહ્મા પાસે ગયા એટલે બ્રહ્માએ તુરતજ તેને પ્રથમ પૂજ્ય ઠરાવ્યા.

૩ મહાદેવજીએ પોતાની સાથે ભોજન કરવાને માટે પાર્વતીજીને બોલાવતાં પાર્વતીજી બોલ્યાં કે હું વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરૂં છું, માટે તે પાઠ પૂર્ણ કરયા પછી ભોજન કરવા આવીશ. પાર્વતીજીનું બોલવું સાંભળી મહાદેવજીએ કહ્યું કે—रामरामेति रामेति रमेरामेमनोरमे। सहस्र नामततुल्यं राम नामवरानने । હે સુન્દરી ! રામ એ એકજ નામ હજાર નામો જેવું છે. માટે તેનું ઉચ્ચારણ કરીને ભોજન કરવા આવો. આ ઉપરથી પાર્વતીજીએ તેવી રીતે કરયું હતું.

આવો પાર્વતીજીના હૃદયનો શ્રી રામનામ ઉપર સ્નેહ જોઈને શ્રી શિવજી તેના ઉ-પર એવાપ્રસન્ન થયા કે, તેને પોતાના અંગનાં આભૂષણ કરયાં, અર્થાત્ અર્દ્ધાંગના કરયાં ત્યારે તેનું નામ સ્ત્રી ભૂષણ પડયું અને રામનામના પ્રભાવને તો સારી રીતે શ્રી સદાશિવજી જાણે છે, કે જેણે તેના દૃઢ વિશ્વાસ ઉપર મહાદુર્દ્ધર્ષ કાળકૂટ વિષનું પાન કરયું અને તે નામના પ્રભાવથી તે કાળકૂટે તેમને અમૃતનું ફળ આપ્યું.૧ ૪

**दोहा—वर्षाऋतु रघुपति भगति, तुलसी शालि सुदास ॥**
**रामनाम वर वर्ण युग, श्रावण भादौं मास ॥ २५ ॥**

રામભક્તિ તો વર્ષા ઋતુના સમાન છે. અને તુલસીદાસ સુન્દર ડાંગર છે. અને રામનામના જે.બે ઉત્તમ વર્ણ અર્થાત્ રકાર અને મકાર એજ એમાં શ્રાવણ અને ભાદરવા મહિનાના સમાન છે; અર્થાત્ રામ ભક્તિરૂપી વર્ષાઋતુમાં રકાર મકારજ શ્રાવણ અને ભાદરવા સમાન ડાંગરરૂપ ભગવત્ દાસોને જીવન પ્રાણ છે. એ પ્રમાણે મહાત્મા શ્રી તુલસીદાસજીને રામની ભક્તિ અને શ્રી રામનામનો આધાર છે. ૨૫

**चौ०—अक्षर मधुर मनोहर दोऊ, वर्ण विलोचन जन जिय जोऊ ॥**
**सुमिरत सुलभ सुखद सब काहू, लोकलाहु परलोक निबाहू ॥**
**कहत सुनत सुमिरत सुठि नीके, राम लषण सम प्रिय तुलसीके ॥**
**वर्णत वरण प्रीति विलगाती, ब्रह्मजीव सम सहज सँघाती ॥**
**नरनारायण सरिस सुभ्राता, जगपालक विशेष जनत्राता ॥**
**भक्ति सुतिय कल करण विभूषण, जगहित हेतु विमल विधुपूषण ॥**
**स्वादु तोष सम सुगति सुधाके, कमठ शेष सम धर वसुधाके ॥**
**जन मन मंजु कंज मधुकरसे, जीह यशोमति हरि हलधरसे ॥**

શ્રી રામનામના જે રકાર અને મકાર બે અક્ષર છે તે બે ઉચ્ચારણમાં અતિ મધુર અને જોવામાં પરમ મનોહર છે, અને સર્વ અક્ષરોમાં નેત્રરૂપ છે. કેમકે સમસ્ત વર્ણ સરસ્વતીનાંજ અંગ છે, અને તેમાં રકાર મકારજ નેત્ર સ્થાનીય છે. તે નેત્ર કેવાં છે કે અહર્નિશ એ જપને જપનારાં જનોના જીવની અભિલાષા પૂર્ણ કરવાને જોયાજ કરે છે. વળી કેવાં છે કે, સ્મરણ કરવામાં સુલભ અને સુખ દાયક છે કોઈ તે નામનો અન-ધિકારી નથી. લોકમાં યશાદિ અને પરલોકમાં મોક્ષ દાતા છે. ૧ કહેવામાં જીહ્વાને, સાંભળવામાં કાનને, અને સમજવામાં મનને અતિ પ્રિય લાગે છે અને મને તો એટલે તુલસીદાસજીને તો એ બે અક્ષર રામ લક્ષ્મણના સમાન પ્રિય છે. બન્ને વર્ણનું પૃથક્ પૃથક્ વર્ણન કરવામાં તેની પ્રીતિમાં અન્તર થાય છે; કેમકે તેનાં આકાર સ્થાન અર્થાદિક્ સર્વ ભિન્ન ભિન્ન છે. જ્યારે એકનું વર્ણન કરે ત્યારે બીજાનું છૂટી જાય છે, એટલે તેની પ્રીતિમાં પણ અન્તર થઈ જશે, માટે તેને એવાં વિશેષણ કહેવાં જોઈએ

૧ શંકરે વિષપાન કરયું અને તેથી નીલકંઠ કહેવાયા, એ કથા ભાગવતના અષ્ટમ સ્કન્ધના ૭ મા અધ્યાયના ૪૨ તથા ૪૩ મા શ્લોકમાં છે.

કે બન્નેમાં એકજ ઘટે; કેમકે એ બન્ને તો બ્રહ્મ અને જીવના સમાન સાથેજ જન્મેલ છે અને પરસ્પર સખા છે. ૨ એ બે અક્ષર નર નારાયણના સમાન સુભ્રાતા છે, અને જેમ નર નારાયણ પોતાના ઈશ્વિરત્વ ગુણવડે કરીને જગપાળક છે અને વાત્સલ્ય ગુણવડે કરીને પોતાના અનન્ય ભક્તોના વિશેષ રક્ષક છે તેમજ રકાર મકારને સર્વ જીવ સમસ્ત વર્ણોની સાથે અનેક પદોમાં ઉચ્ચારણ કરયાકરે છે માટે જગ પાલક છે. અને જો કોઈ સર્વ વર્ણોને છોડીને કેવળ એ બે વર્ણોને આશ્રિત થાય છે તેના વિશેષ રક્ષક થાય છે. અવ્યભિચારિણી ભક્તિરૂપી જે પતિવ્રતા સ્ત્રી તેના કર્ણ ભૂષણરૂપ એ બે અક્ષર છે; અર્થાત્ સૌભાગ્યતાનાં મુખ્ય ચિહ્ન છે અને સમસ્ત જગતના હિતને માટે બે અક્ષર નિર્મળ ચન્દ્રમાના સમાન છે. ૩ રામનામના બે અક્ષર પરમપદ, મોક્ષરૂપી સુધાના સ્વાદ અને સન્તોષના સમાન છે જેમ સુધામાં સ્વાદ અને સન્તોષ એ બે મુખ્યગુણ સાર છે, સ્વાદથી તેના ઉપર રૂચિ અને મનની પ્રસન્નતા થાય છે અને સન્તોષથી તૃષાના અને મૃત્યુના ભયની નિવૃત્તિ થાય છે. જો એમાં બે ગુણ ન હોય તો કોઈ તેને જળના સમાન પણ ગ્રહણ ન કરે, તેમજ રામનામરૂપી સ્વાદ અને સન્તોષ સહતો મોક્ષ રૂપી સુધા સદા ગ્રાહ્ય છે, અને રામનામ રહિત પરમ પદ મોક્ષનો લાભ સન્ત સમ્મત નથી તેમજ જેમ અમૃતમાં સ્વાદ હોય છે તેમ ર શબ્દ કહેવાથી મુખ ઉઘડે છે, તેજ સ્વાદનું રૂપ છે અને જેમ અમૃતનું પાન કરનારો ધરાઈ જાય છે તેમ મકાર શબ્દના ઉચ્ચારણથી મુખનું બન્ધ થઈ જવું એ સન્તોષ છે, કમઠ અને શેષના સમાન આ બે અક્ષર વસુધાને ધારણ કરવાવાળા છે કેમકે રકાર શબ્દ બ્રહ્મરૂપ છે, અને જેમ બ્રહ્મરૂપ નિરાધાર છે તેમ કમઠ નિરાધાર છે અને મકાર જીવરૂપ છે, જેમ જીવનો આધાર બ્રહ્મ છે તેમ શેષનો આધાર કમઠ છે અને કમઠ શેષના સમાન બ્રહ્મ અને જીવ, પૃથિવીને ધારણ કરેલ છે. ભક્તોના મનરૂપી સુન્દર, ઉજ્જવળ કમળના પ્રેમ પરાગ રસના લોભી બે અક્ષર ભ્રમરના સમાન છે અર્થાત્ જેમ સુરસ પરાગ મકરન્દ પરિપૂર્ણ પ્રફુલ્લિત કમળને ભ્રમર ત્યજી શકતા નથી તેમ આ બે અક્ષર પોતાનો જપ કરનારાના મનનો વિયોગ સહન કરી શકતા નથી અને જપ કરનારા જનની જીહ્વા દ્વારા શ્રી કૃષ્ણ બળદેવના સમાન જન્મ લઈ લઈને તેને વારમ્વાર યશોદા બનાવે છે, અર્થાત્ માતાની પદ્વી આપે છે. અથવા ભક્તોનાં મન જે કમળ છે તેને માટે મધુકર છે. જો મધુકરનો અર્થ ભમરો કરીએ તો એ શંકા થાય છે કે મધુકર એક છે અને કમળને દુઃખ દેનાર છે આતો બે અક્ષર છે અને જનના મનને સુખદાયી થવા જોઈએ. એ માટે મધુનો અર્થ જળ અને કરનો અર્થ સૂર્યનાં કિરણો કરવાથી સમાધાન થાય છે. એ બે કમળને આનંદ દાતા છે અને જીભ જે યશોદા છે તેને માટે બન્ને અક્ષર કૃષ્ણ અને બળદેવ છે એટલે કે જરાપણ ક્લેશ દેનારા નથી. ૪

**दोहा—एक छत्र यक मुकुटमणि, सब वर्णन पर जोउ ॥**
**तुलसी रघुवर नामके, वर्ण विराजत दोउ ॥ २६ ॥**

હવે શ્રી તુલસીદાસજી શ્રી રામનામના બન્ને અક્ષરોને સર્વ વર્ણોત્તમ કહે છે; કારણ કે તે નામનો પ્રથમ અક્ષર જે રકાર છે તે રેફરૂપ છત્રાકાર સર્વ અક્ષરો ઉપર શોભાયમાન્ થાય છે અને મકાર અનુસ્વાર મુકુટમણિના સમાન સમસ્ત અક્ષરો ઉપર બિરાજે છે; અર્થાત્ રામનામના બે અક્ષર સઘળી વર્ણાવલીના અક્ષરોને છત્ર મુકુટ ધારી કરીને તેના માનપ્રદાયક થાય છે, માટે તે બે અક્ષર વર્ણ શિરોમણિ છે.[1] ૨૬

चौ०–समुझत सरिस नाम अरु नामी, प्रीति परस्पर प्रभु अनुगामी ॥
नाम रूप दोउ ईश उपाधी, अकथ अनादि सुसामुझि साधी ॥
को बड छोट कहत अपराधू, सुनि गुण भेद समुझिहैं साधू ॥
देखिय रूप नाम आधीना, रूप ज्ञान नहिं नाम विहीना ॥
रूप विशेष नाम बिनु जाने, करतल गत न परहिं पहिचाने ॥
सुमिरिय नाम रूप बिनु देखे, आवत हृदय सनेह विशेषे ॥
नाम रूप अति अकथ कहानी, समुझत सुखद न जात बखानी ॥
अगुण सगुण बिच नाम सुसाखी, उभय प्रबोधक चतुर दुभाखी ॥

[2] સમજવામાં તો નામ અને નામી બન્ને સમાનજ જાણવામાં આવે છે; કેમકે બન્નેમાં સમાન ગુણ છે અને તે બન્નેની પરસ્પર પ્રીતિ સ્વામી અને સેવકના સમાન છે; અર્થાત્ જેવી પ્રીતિ સેવકની સ્વામીની ઉપર હોય છે તેવીજ સ્વામીની સેવક ઉપર પણ જાણવી.[3] જેમ રૂપ વગર મન થતું નથી તેમ નામ વગર રૂપ પણ થતું નથી માટે તે બન્ને પરસ્પર સમાન પ્રીતિનાં કારણ એક બીજાને છોડતાં નથી, જ્યાં રૂપ ત્યાં નામ અને જ્યાં નામ ત્યાં રૂપ જાણવું. જ્યાં નામ અને સ્વરૂપ બન્ને ઈશ્વરની સૂચક ઉપાધિ છે અર્થાત્ મુખ્ય લક્ષણ છે અને બન્નેનો મહિમા અનન્તતાને લીધે અકથ્ય છે અને બન્ને અનાદિકાળથી છે, અર્થાત્ ત્રણે કાળમાં કોઈ કાળ એવો નથી. જ્યારે ઈશ્વરમાં સ્વરૂપ અને નામ નહોય એ વાતને યથાર્થજ્ઞ સ્વયંભૂ નારદજી, શિવજી; સનત્કુમાર અને કપિલદેવજી એ સાધેલ છે, અર્થાત્ નિરૂપણ કરી છે. અથવા જેમ પ્રભુ અને ગામીમાં પરસ્પર પ્રીતિ છે, તે સમાન નામ અને નામીમાં સમજાય છે, અર્થાત્ જેમ

૧ આ પ્રકારે 'बन्दो मुनिपदकञ्च' થી તે અહિં સુધી પાંચ ચોપાઇઓથી રામ પરિકરને વન્દન અને રામનામથી સર્વને સંસિદ્ધિ પ્રાપ્તિ કહી. નૃસિંહ પુરાણમાં લેખ છે કે—ब्रह्मादयो सुराः सर्वे विष्णुमाराधिते पुरा । स्वं स्वं पद मनुप्राप्तः केशवस्य प्रसादतः ॥

૨ અહિંથી સાત ચોપાઇઓમાં નામથી નામીનો અધિક મહિમા કહે છે. જેમકે–नामैव तव गोविन्द नामत्वत्तः शताधिकं । ददात्युच्चारणान्मुक्तिं भवानष्टांगयोगतः ॥ હે પ્રભુ! તમારાથી સો ગણું અધિક તમારૂં નામ છે. કેમકે તમારૂં નામ તો પોતાનો જપ કરનારા જનને ઉચ્ચારણ માત્રથીજ મુક્તિ આપે છે અને આપ તો અતિકષ્ટ સાધ્ય યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટાંગ સિદ્ધિ યોગથી આપો છો.

૩ ગીતાજીના ચોથા અધ્યાયના ૧૧ મા શ્લોકમાં કહ્યું છે કે–यो यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्। ममवर्त्मानुवर्तते मनुष्याः पार्थ सर्वशः ॥

સેવક સ્વામીને આધીન છે તેમ નામને આધીન નામી છે. નામ રૂપ બન્ને ઈશ અર્થાત્ સમર્થ છે. ઉપાધિ અર્થાત્ સમીપ રહે છે. અને નામ અકથ્ય છે. અને રૂપ અનાદિ છે. અને સુન્દર સમજથી જાણવામાં આવે છે. બીજો અર્થ એ છે કે–નામ અને રૂપ એ બન્ને ઇશની ઉપાધિ અર્થાત્ માયા છે જ્યાં સુધી માયાને ગ્રહણ ન કરે ત્યાં સુધી નામ કે રૂપ કાંઈ નથી. પણ જ્યારે ઈશમાયાને ધારણ કરે છે ત્યારે જગત્ નામમય અને રૂપમય થઈ જાય છે. નામ કહેવામાં આવતું નથી. અને રૂપનું આદ્ય મળતું નથી; પરન્તુ કેવળ જગતનાં નામ અને રૂપને કહે છે અને ઇશ્વરનું નામ તથા રૂપ નિત્ય છે. ત્રીજો એ અર્થ છે કે, ઉપાધિ એ શબ્દ ઉપાધીર અર્થાત્ ધર્મ ચિન્તક આશય એ છે કે જ્યાં સુધી ઇશ્વિર નામ અને રૂપ ધારણ કરતા નથી, ત્યાં સુધી તેને ધર્મની ચિન્તા હોતી નથી. ૧ આ ગુણોની સામ્યતાથી તો કોણ મોટું અને કોણનાનું એ કહેવામાં પણ અપરાધ થાય છે; પરન્તુ આગળ જે એ બન્નેના ગુણોના ભેદ કહેવામાં આવશે, તેને સાંભળીને સન્તજન રૂપથી નામને વિશેષ માની લેશે. જુવો! પ્રત્યક્ષતામાં નામના આધીનરૂપ દેખાય છે; કેમકે રૂપનું જ્ઞાન નામ વગર જાણવામાં આવતુંજ નથી. ૨ જેનું રૂપ પ્રત્યક્ષ છે અને નામ જાણતા નથી તે હાથ ઉપર જો રાખેલ હોય તો પણ તેને ઓળખી શકાતું નથી, અને જે નામનું સ્મરણ રૂપ ન છતાં પણ કરવામાં આવે તો તે નામના નામીનું સ્વરૂપ હૃદયમાં મહાસ્નેહ સહ આવી જાય છે. ૩ નામ અને રૂપ એ બન્નેના ગુણની કથા સમજવામાં તો સુખદાયક છે; પરન્તુ કહી શકાતી નથી, તોપણ નામમાં રૂપથી વિશેષ ગુણ છે. અગુણ એટલે સમસ્ત ગુણ વ્યાપાર શૂન્ય વિશ્વ વ્યાપક બ્રહ્મ અને સગુણ એટલે ષડૈશ્વર્યાદિ ગુણ પ્રવર્ત્તક નૃસિંહ, રામ, કૃષ્ણાદિ વિભુ વિગ્રાહત્મક બ્રહ્મ આ બન્ને પ્રકારે ભગવત્ સ્વરૂપનું નામજ સુન્દર સાક્ષી, ઉભય પ્રબોધક અતિ પ્રવિણ દુભાષિયાની પેઠે બન્નેના તત્ત્વને સમજાવે છે; અર્થાત્ સૂચવે છે; એટલે કે રમણ કરનાર નિર્ગુણ અને રમણ કરાવનાર સગુણ છે. ૪

**दोहा–राम नाम मणि दीप धर, जीह देहरी द्वार ॥**
**तुलसी भीतर बाँहरौ, जो चाहसि उजियार ॥ २७ ॥**

તુલસીદાસજી કહે છે કે રામનામ સુન્દર, સર્વ ઉપાધિ રહિત, દિવ્ય પ્રકાશાત્મક, મણિનો[1]દીવો, દેવ દુર્લભ મનુષ્ય શરીરના પરમ પાવન સુન્દર મન્દિરનાં મુખરૂપી દ્વારની જીહ્વારૂપી ડેલીમાં સદૈવ ધારણ કરવો જોઈએ. હે જીવ! તું અંદર અને બહાર બન્ને સ્થાનમાં પ્રકાશ ચાહે છે; અર્થાત્ અન્દર એટલે અન્તઃકરણ મન, બુદ્ધિ ઈત્યાદિ ઇન્દ્રિયો અને બહારની નેત્ર, કર્ણાદિ જ્ઞાનેન્દ્રિયમાં પ્રકાશ ચાહે છે અર્થાત્ જો તે સર્વને સફળ કરવા ઇચ્છતો હોઅથવા બહાર એટલે આ લોકમાં સુખ, સુયશ અને અન્દર એ-

૧ ડેલી ઉપરનો દીવો અખન્ડ રહે તો બાહાર કે અન્દર અંધારું થાય નહિ, તેમ જીભ ઉપર રામનામ અખંડ રહેવાથી જગતના બાહ્ય અને આન્તર પદાર્થોમાં મોહ થતો નથી. દીવો પવનથી બુઝાઇ જાય છે, પણ આ દીવાને પવન બાધા કરી શકે તેમ નથી, તેથી રામનામરૂપી દીવાને મણિનો દીવો કહેલ છે.

ટલે પરલોકમાં સુગતિને ઇચ્છતો હો તો, જીહ્વા ઉપર રામનામ રૂપી મણિનો દીવો ધરિ રાખ. ૨૭.

चौ०—नामजीह जपि जागहिं योगी ॥ बिरति बिरंचि प्रपंच बियोगी ॥
ब्रह्म सुखहिं अनुभवहिं अनूपा ॥ अकथ अनामय नाम न रूपा ॥ १ ॥
जाना चहहिं गूढगति जेऊ ॥ नाम जीह जपि जानहिं तेऊ ॥
साधक नाम जपहिं लय लाये ॥ होहिं सिद्ध अणिमादिक पाये ॥ २ ॥
जपहिं नाम जन आरतभारी ॥ मिटहिं कुसंकट होहिं सुखारी ॥
रामभक्त जग चारि प्रकारा ॥ सुकृती चारिउ अनघ उदारा ॥ ३ ॥
चहू चतुरनको नाम अधारा ॥ ज्ञानी प्रभुहिं विशेष पियारा ॥
चहुँ युग चहुँ श्रुति नाम प्रभाऊ ॥ कलि विशेष नहिं आन उपाऊ ॥ ४ ॥

ચાર[1] પ્રકારના જે ભગવદ્ ભક્ત છે, અર્થાત્ જ્ઞાની, જીજ્ઞાસૂ, અર્થાર્થી અને આરત એ ચારેને નામજ સંસિદ્ધિ દાયક છે; તેમાં પ્રથમ જે જ્ઞાની પોતાના વૈરાગ્ય અને જ્ઞાનના બળથી વિધિ પ્રપંચ સંસારથી વિયોગી થઇને, યોગી એટલે સમાધિ અવસ્થામાં ભગવાન્‌ને મેળવનાર જ્ઞાની જીહ્વાથી નામજ જપીને મહાઘોર ભવરાત્રિમાં જાગે છે.[2] અને અદ્વિતીય જેના સમાન કોઇપણ નથી, જે કથનથી અધિક,

૧ ભગવદ્ ગીતાના ૭ મા અધ્યાયના ૧૫ તથા ૧૬ મા શ્લોકમાં કહ્યું છે કે—चतुर्विधा भजंतेमांजनाः सुकृतिनोऽर्जुन । आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानीच भरतर्षभ ॥ तेषां ज्ञानी नित्य युक्त एक भक्तिर्विशिष्यते प्रियोहि ज्ञानिनो त्यर्थ महं सच ममप्रियः ॥ હે અર્જુન! હે ભરતર્ષભ!! આર્ત ( રોગપીડિત ) જીજ્ઞાસુ ( મુમુક્ષુ ) કામી, અને જ્ઞાની એવા ચાર પ્રકારના પુણ્યવંત જનો મને ભજે છે ૧૬ તેઓમાં આત્માજ્ઞાની ઉત્કૃષ્ટ છે; કેમકે નિત્યયોગ યુક્ત મારીજ ભક્તિવાળા એવા જ્ઞાની છે, એથી જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું, અને જ્ઞાની મને અત્યંત પ્રિય છે. ૧૭

૨ ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયના ૬૯મા શ્લોકમાં કહ્યું છે કે ज्ञानिशा सर्व भूतानां तस्यां जागर्त्ति संयमी। यस्यां जाग्रति भूतानि सानिशा पश्यतो मुनेः ॥ સાંસારિક કાર્યોમાં આસક્ત બુદ્ધિ હોવાથી રાત્રિના જાગવાવાળા પણ પ્રાણીઓની જે બ્રાહ્મ મુહૂર્ત રાત્રીના ચોથા પોહોર રૂપ રાત્રિ છે તે રાત્રિમાં જેની ઇન્દ્રિય અને ક્રિયા નિયત છે તે અલૌકિક બુદ્ધિને પ્રાપ્ત પરીક્ષક પુરૂષ જાગે છે, અર્થાત્ નિદ્રા-આલસ્ય અને પ્રમદાદિને છોડીને સચેત થઇ ધર્માર્થાદિનું ચિન્તન અને ઈશ્વરની ઉપાસના કરેછે, અને જે પ્રથમ ત્રણપોહોર રૂપ રાતમાં સંસારી કામોમાં ફસાયલાં પ્રાણી જાગેછે. તે જ્ઞાનરૂપ નેત્રથી ધર્મ, અધર્મને જોતા નિયમ પૂર્વક ઘણુંજ થોડું બોલવાવાળા વા મૌન રહેવાવાળા તપસ્વી પુરૂષની રાત્રિછે. આ શ્લોકનો બીજો એ અર્થછે કે, જ્ઞાનીથી ભિન્ન સર્વ સાધારણ કામ, ક્રોધ, લોભ અને મોહાદિ દોષોમાં આસક્ત-લિપ્ત સાંસારી સુખભોગોની અભિલાષાઓમાં જ તત્પર અને ધર્મ સમ્બન્ધી કાર્યોથી વિરૂદ્ધ ચાલવાવાળા પ્રાણીઓની જે સત્-અસત્-ધર્મ, અધર્મ વા ઇશ્વર-જીવ, બન્ધન-મુક્તિ, જીવન-મરણાદિનો ઠીક ઠીક વિવેક કરવા રૂપ રાત્રિ છે કે જેમાં સર્વ શાધારણ સૂતેલાં છે અને કાંઇપણ જેને સ્મરણ નથી કે મારે શું કર્ત્તવ્ય છે. તે સર્વનો રાતમાં યથાયોગ્ય વિચાર પૂર્વક નિયમમાં ચાલવાવાળો પુરૂષ જાગે છે. તથા જે સ્ત્રી, ધન, પુત્રાદિ રૂપ સાધનોને એકત્ર કરવા રૂપ વા વિષય ભોગની ઉત્કંઠા રૂપ રાત્રિમાં સર્વ સાધારણ પ્રાણી જાગે છે તે સત્યાસત્યનો વિવેક કરવાવાળા પુરૂષની રાત્રિ છે, અર્થાત્ વિષયોની ભોગ રૂપ રાત્રિમાં તે સૂવે છે. ભાવાર્થ એ છે કે

અનામય, અવિદ્યાલેશ વર્જીત જે બ્રહ્મ તેનાં સુખને ભોગવે છે. જે બ્રહ્મનું નામ તથા રૂપ નથી.[૩] ૧ અને જે જીજ્ઞાસુ ગૂઢ એટલે કૂટસ્થ અર્થાત્ પ્રકૃતિ પુરૂષના શરીરી બ્રહ્મની ગતિ–પ્રાપ્તિને જાણવા ચાહે છે, તે પણ જીહ્વાથી નામનેજ જપીને જાણે છે.[૪] અને જે અર્થ સાધક કામના ઉપર મન લગાવીને નામ જપે છે, તે અણિમા, મહિમાદિક સિદ્ધિઓને પામીને પણ સિદ્ધ થાય છે.[૫] ૨ ચોથા જે જન મહા વિપત્તિમાં પ્રભુનું નામ ઉચ્ચારણ કરે છે[૬] તેનાં મહા કુસંકટ તત્કાળ નાશ પામે છે, અને સુખી થઈ જાય છે.[૭] એ ચાર પ્રકારના રામભક્ત છે. આ જગત્ એટલે આ પ્રકૃતિ મન્ડળ એક પાદ ભગવત્ વિભૂતિમાં અર્થાત્ અનન્તકોટિ બ્રહ્માન્ડોમાં છે. તે ચારે સુકૃતિ એટલે પુણ્યશીલ છે. અને અનઘ–પાપ રહિત છે.[૮] અને ચારે ઉદાર બુદ્ધિના છે. ૩ તે ચારે ચતુર શિરોમણીને નામનુંજ અવલમ્બન છે; પરંતુ તે ચારેમાં જ્ઞાનીભક્ત ઈશ્વરને અત્યન્ત પ્રિય છે; કેમકે સર્વ પ્રયોજન શૂન્ય ભગવત્ ઉપાય અને ભગવતજ ઉપાય તેના થાય છે. જેને સર્વસ્વ વાસુદેવજ છે, અને જે સર્વ સમ્બન્ધ વાસુદેવમાંજ માને છે, એવા જ્ઞાનીભક્ત ઈશ્વરને પણ અતિ દુર્લભ છે. તેથી અધિક પ્યારા છે.[૯] ચારે યુગને માટે ચારે વેદમાં નામનો અધિકાર કહેલ છે;

---

પ્રભાતે નિદ્રા સર્વને પ્રિય હોય છે, તે સમય ઉઠવાનું મન થતું નથી. શહેરના ચોકીદારો પણ તે સમય સૂઈ જાય છે. સ્વાર્થ બુદ્ધિવાળા કામને લીધે જે ઉઠે છે, તે સૂતેલામાં શ્રેષ્ઠ છે. અને જે ધર્મ માટે વા પરલોક સુધારવા માટે ઉઠે છે, તે સર્વોત્તમ છે. અથવા પ્રભાતનો કાંઈ નિયમ નથી. રાત્રિએ જ્યારે સર્વ નિદ્રાવશ થાય છે. ત્યારે શબ્દાદિની કાંઈ ઉપાધિ હોતી નથી. તે સમય યોગી લોકો ઓમપદ વાચ્ય પરમેશ્વરમાં ચિત્ત રાખે તો, તે સમય ઉપદ્રવ ન હોવાથી યોગમાં પ્રવૃત્તિ થવી બહુજ ઉત્તમ છે અને પક્ષાન્તરથી જુવે તો લોકમાં બે પ્રકારના પુરૂષ છે. એક દેવ અને બીજો અસુર દેવ ધર્માધર્મનો વિચાર કરી ધર્મમાંજ રમ્યા કરે છે કે હું કોણ છું ? કેમ ઉત્પન્ન થયો ? કોણે ઉત્પન્ન કર્યો ? ઉપાસ્ય ઈશ્વર અને ઉપાસક જીવાત્મા કોણ છે ? એમ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ માટે જાગે છે અને અસુર પોતાના પ્રાણની પુષ્ટિના વ્યવહારમાં રમે છે. તે ધર્માદિના વિચારથી પતિત થયેલા સૂતા છે, તેમાંથી દેવતાની સ્વાર્થ સાધનરૂપ રાત્રિ છે. તેમાં દેવતા–વિવેકી મનુષ્ય સૂવે છે અને અસુર જાગે છે. પરમાર્થ સિદ્ધ વા ધર્મ ઉપાર્જન કરવા રૂપ અસુરોની રાત્રિ છે તેમાં તે સૂતેલા છે, અને દેવતા તેમાં જાગે છે, એ પ્રમાણે બે પ્રકારના મનુષ્યમાં બે પ્રકારના અંધકાર છે.

૩ જેમકે, શિવ, શુક, સનકાદિક.

૪ જેમ કે દેવહૂતિ, પાર્વતીજી, વિદુર, ઉદ્ધવ અને રાજા પરીક્ષિત્.

૫ જેમકે, ધ્રુવજી, સુગ્રીવ, વિભીષણ અને યુધિષ્ઠરાદિ.

૬ જેમકે–પ્રહ્લાદ, ગજેન્દ્ર, દ્રૌપદી અને કળિયુગના અન્તમાં વિષ્ણુયશ બ્રાહ્મણ.

૭ પ્રપન્નગીતામાં કહ્યું છે કે–आर्त्ताविषण्णा शिथिलाश्च भीता घोरेषु ध्याघ्रादिषु वर्त्तमानाः । संकीर्त्य नारायण शब्दमात्रं विमुक्त दुःखात् सुखिनो भवन्ति ॥

૮ સુન્દર કાણ્ડમાં કહ્યું છે કે–सन्मुख होत जीव मोहिंजबहीं । जन्मकोटि अघनाश हुँ तबहीं॥ પ્રપન્નગીતામાં પણ કહ્યું છે કે–नारायणोनाम नरोनराणां प्रसिद्ध चौरः कथितः पृथिव्यां । अनेक जन्मार्जित पापसंचयं हरत्यशेषं स्मृत मात्र मेव ॥

૯ रामो माता मत्पिता रामचन्द्रः स्वामीरामो मत्सखा रामचन्द्रः ॥ सर्वस्वं मे रामचन्द्रो दया-

પરન્તુ કળિયુગમાં વિશેષ છે, કેમ કે બીજો ઉપાય નથી.[1] ૪

**दोहा–सकल कामना हीन जे, रामभक्ति रसलीन ॥**
**नाम सुप्रेम पियूष हृद, तिनहुँ किये मन मीन ॥ २८ ॥**

( પ્રકૃતિ મન્ડલાતીત ભગવત્ ત્રિપાદ વિભૂતિ નિવાસી નિત્યશૂરી પાંચમા ભક્ત છે. ) જેને ત્રિગુણાત્પર દિવ્ય વૈકુન્ઠ લોકમાં નિવાસ થવાથી મોક્ષ પર્યન્તની કામના નથી.[2] એવા[3] જે સમસ્ત કામ પરિપૂર્ણ કેવળ ભક્તિરસમાં તલ્લીન તેવાઓએ પણ ભગવન્નામના પ્રેમ રૂપી સુન્દર અગાધ જળાશયમાં પોતપોતાનાં મનોને મીન કરી દીધાં; અર્થાત્ તેઓ પણ નામનેજ પોતાના પ્રાણધાર જાણે છે. ૨૮

**चौ०–अगुण सगुण दोउ ब्रह्म स्वरूपा ॥ अकथ अनादि अगाधि अनूपा ॥**
**मेरे मत बड नाम दुहुंते ॥ किये जे युग निजवश निज बूते ॥ १ ॥**
**प्रौढ सुजन जन जानहिं जनकी ॥ कहहुँ प्रतीति प्रीति रुचि मनकी ॥**
**पावक युग सम ब्रह्म विवेकू ॥ एक दारुगत देखिय एकू ॥ २ ॥**
**उभय अगम युग सुगम नामतें ॥ कहहुँ नाम बड ब्रह्मरामतें ॥**
**व्यापक एक ब्रह्म अविनाशी ॥ सत चेतन घन आनंदराशी ॥ ३ ॥**
**अस प्रभु हृदय अछत अविकारी ॥ सकल जीव जग दीन दुखारी ॥**
**नाम निरूपण नाम यतनते ॥ सो प्रगटत जिमि मोल रतनते ॥ ४ ॥**

અગુણ એટલે સર્વ ગુણ વ્યવહાર શૂન્ય અર્ચા વિગ્રહ અને સર્વાન્તર યામી અને સગુણ એટલે સમસ્ત સદ્‌ગુણ પ્રવર્તક પરવ્યૂહ વિભુએ બન્ને બ્રહ્મનાં સ્વરૂપ અકથ અપ્રતકર્ય અને અનૂપ અનાદિકાળથી છે. મારા મત પ્રમાણે તો નામ બન્નેથી મોટું છે; કેમકે એ બન્ને ( અગુણ, સગુણ ) સ્વરૂપોનું પ્રાપક નામ જ છે જેણે પોતાના બળવડે પોતાના વશવર્તિ કરી રાખેલ છે. ૧ મોટા જે સુજન જન છે. તે તો હું જે મારા મનની પ્રીતિ, પ્રતીતિ અને રૂચિ કહું છું તેને જાણી લેશે, જેમ બે પ્રકારનો અગ્નિ હોય છે, એક તો પોતાના પ્રકાશ તથા દાહકાદિ ગુણોનાં વ્યાપાર રહિત સમસ્ત કાષ્ટમાં વ્યાપ્ત રહેછે, અને બીજો એક સર્વગુણ પ્રવર્ત્તક પ્રત્યક્ષ જોવામાં આવે છે એ પ્રમાણે બન્ને અગ્નિના સમાન બ્રહ્મનાં બન્ને સ્વરૂપનો નિર્ણય જાણવો.૨ તે બન્ને સ્વરૂપ અગમ છે, નામના અવલમ્બનથી સુગમ થઇ જાય છે. ઇત્યાદિ ગુણો વિચારતાં નામના બન્ને સ્વરૂપોથી અર્થાત્ વિશ્વ વ્યાપક અને રામકૃષ્ણાદિ સ્વરૂપોથી મોટું કહું છું. જુવો કે, એક વિશ્વ વ્યાપક બ્રહ્મ સચ્ચિદાનન્દ ઘન અવિ-

---

लुर्नान्यं जानेनैव जानेनजाने ॥ ૧ ઉત્તર કાન્ડમાં કહ્યુંછે કે–यहकालि कालनसाधन दुजा योगयज्ञ जपतप व्रतपूजा । रामहिं सुमिरिय गाइयरामहिं । संतत सुनिय राम गुण ग्रामहिं । ૨ જીતન્તે સ્તોત્રમાં કહ્યું છે કે–लोकं वैकुण्ठ नामानं दिव्यंषाड् गुण्य संयुतं । अवैष्णवा नामप्राप्यं गुणत्रय विवर्जितं ।
૩ અનન્ત, ગરૂડ અને વિષ્વક્સેન ઇત્યાદિ.

નાશી છે. ૩ આવા નિર્વિકાર પ્રભુ હૃદયમાં વિરાજમાન છતાં પણ સકળ જીવ સંસારમાં નામ નિરૂપણ વગર મહાદીન દુઃખી રહે છે. અને નામ નિરૂપણ એટલે કે નામ મંત્રનો અર્થ સમજવાથી અને તેનો વિધિપૂર્વક જપ કરવાથી તેજ બ્રહ્માનન્દ પ્રકટ થઈ જાય છે જેમ રતનથી રત્નનું મૂલ્ય પ્રકટ થાય છે. તેમાં મુખ્ય રતન છે અને ગૌણ મૂલ્ય છે. તેમ અહિં મુખ્ય નામ છે અને ગૌણ રૂપ છે. ૪

दोहा—निर्गुण ते इहिभांति बड, नाम प्रभाव अपार ॥
कहउँ नाम बड रामतें, निज विचार अनुसार ॥ २९ ॥

આ પ્રમાણે નામનો પ્રભાવ પ્રભુના નિર્ગુણ સ્વરૂપથી પણ બહુ મોટો છે, અને તેનો મહિમા અપાર છે. શ્રી રઘુનાથજી કરતાં પણ નામ મોટું છે, તે હું મારા વિચારાનુસાર કહું છું તે શ્રવણ કરો. ૨૯

चौ०—राम भक्त हित नरतनु धारी ॥ सहि संकट किय साधु सुखारी ॥
नाम सप्रेम जपत अनयासा ॥ भक्त होहिं मुद मंगल रासा ॥ १ ॥
राम एक तापस तिय तारी ॥ नाम कोटि खल कुमति सुधारी ॥
ऋषि हित राम सुकेतसुताकी ॥ सहित सेन सुत कीन बेबाकी ॥ २ ॥
सहित दोष दुख दास दुरासा ॥ दलै नाम जिमि रवि निशि नासा ॥
भंजेउ राम आप भव चापू ॥ भवभय भंजन नाम प्रतापू ॥ ३ ॥
दंडकवन प्रभु कीन्ह सुहावन ॥ जन मन अमित नाम किय पावन ॥
निशिचर निकर दले रघुनंदन ॥ नाम सकल कलिकलुष निकंदन ॥ ४ ॥

શ્રી રામચન્દ્રજીએ પોતાના ભક્તોના હિતાર્થ મનુષ્ય ધારણ કરીને શ્રી અયોધ્યાના રાજ્ય સુખનો ત્યાગ કરીને પરમ કોમળ બ્રહ્માદિ વન્દિત ચરણારવિન્દોથી, મહાકઠોર વિંધ્યાદિ પર્વત દન્ડકાદિ વનોમાં ચાલીને અતિદુઃસહ આતપ, વર્ષા, ટાઢ સહન કરી, વલકલ વસ્ત્ર ધારણ કરી કન્દમૂળ ફળ ભોજન કરી, પ્રાણપ્રિયા શ્રી જાનકીજીનો વિયોગ સહન કરી, દુષ્ટોનો વિધ્વંશ કરી ભક્તોને સુખી કરયા. અને નામતો પ્રેમ સહિત જપ કરતાંજ વિના પ્રયાસે ભક્તજન આનન્દ મંગળના નિવાસ થઈ જાય છે. ૧ રામે તો એક તપસ્વીની સ્ત્રીનો ઉદ્ધાર કરયો છે. એક અર્થાત્ પ્રધાન તપસ્વી ગૌતમ ૠષિ તેના અંગનો સંગ કરેલ જે અહિલ્યા કે પોતે પણ તપસ્વિની છે, તે તાઢ, તડકો, વર્ષા અનેક વર્ષ પર્યન્ત સહન કરી, એકલી હતી, તરવા યોગ્ય હતી, તેને રામે તારી, અને નામે તો ક્રોડો જે ખળ તેની કુમતિને સુધારી દીધી છે. ૨ ( આ પ્રકારે સંક્ષેપથી સર્વ રામ ચરિત્ર કહ્યું, હવે તેનું વિવર્ણ કરવામાં આવે છે. ) રામે તો પોતાના પિતાની આજ્ઞા પ્રમાણે પોતાના ગુરૂ સકળ વીર વિદ્યા પ્રદાયક વિશ્વામિત્રના યજ્ઞની રક્ષાને માટે સુકેતુ યક્ષની પુત્રી તાડુકાને તેના પુત્ર તથા સેના સહિત નિઃસત્વ કરી નાખી હતી. અને સૂર્ય જેમ રાત્રિને નિશ્શેષ કરે છે, તેમ

નામ જીવોની કામ ક્રોધાદિ જનિત અનેક દુષ્ટ આશાઓને તેના પુત્ર–પાપ અને સેના–દુઃખસહ અનાયાસે નાશ કરે છે. રામે તો પોતે જાતે જઇને શ્રી સદાશિવજીનું પ્રાચીન પિનાક ધનુષ્ ભાંગ્યું હતું, અને નામનો તો પ્રતાપજ પરમ દુર્જય છે; કારણ કે નામ તો સંસારનાં નિત્ય નવીન જન્મ મરણ રૂપ સંસારના ભયને ભાંગી નાખે છે. ૩ રામે તો એક દન્ડકવનને શોભાયમાન કર્યું હતું અને નામે પોતાના અનેક જપનારાઓના મન રૂપી વન પવિત્ર કરી દીધાં છે. શ્રી રામચન્દ્રજીએ તો રાક્ષસના સૈન્યને માર્યું હતું અને નામ તો પોતાના જાપકોનાં અનેક જન્માર્જીત પાપો અને કળિયુગના સઘળા દોષો કાપી નાખે છે. ૪.

**दोहा–शबरी गीध सुसेवकन, सुगति दीन्ह रघुनाथ ॥**
**नाम उधारे अमित खल. वेद विदित गुणगाथ ॥ ३० ॥**

શ્રી રામચન્દ્રજીએ તો જટાયુ અને શવરીઆદિ સુસેવકોને સુગતિ આપી છે. તેમાં જટાયુએ તો સીતાજી માટે પ્રાણ આપ્યાં અને શવરીએ ભૂખ્યા અને તરસ્યા હતા, તે અવસ્થામાં શીતળ જળ અને મધુર ફળ આપ્યાં. અને નામ તો નિષ્પ્રયોજન અનેક ખળોને સુગતિ આપે છે, એ વાર્ત્તા વેદ પ્રસિદ્ધ છે. ૩૦

**चौ०–राम सुकण्ठ विभीषण दोऊ ॥ राखे शरण जांन सब कोऊ ॥**
**नाम अनेक गरीब निवाजे ॥ लोक वेद वर विरद विराजे ॥ १ ॥**
**राम भालु कपि कटक बटोरा ॥ सेतु हेतु श्रम कीन्ह न थोरा ॥**
**नाम लेत भवसिंधु सुखाहीं ॥ करहु विचार सुजन मनमाहीं ॥ २ ॥**
**राम सकुल रण रावण मारा ॥ सीय सहित निजपुर पगुधारा ॥**
**राजाराम अवध रजधानी ॥ गावत गुण सुर मुनि बरबानी ॥ ३ ॥**
**सेवक सुमिरत नाम सप्रीती ॥ बिन श्रम प्रबल मोहदल जीती ॥**
**फिरत सनेह मगन सुख अपने ॥ नाम प्रताप शोच नहि सपने ॥ ४ ॥**

શ્રી રામચન્દ્રજીએ સુગ્રીવને સહાયતાર્થ અને વિભીષણને ભેદાર્થ શરણે રાખ્યા હતા એ વાત સર્વના જાણવામાં છે. અને નામે તો અનેક સકળ પુણ્ય કર્મ રહિતોને નિષ્પ્રયોજન તરણું તારણ કરી દીધા, જેના લોક અને વેદમાં ઉત્તમ યશ પ્રસિદ્ધ છે.[1] ૧ રામચન્દ્રે તો સાતે સમુદ્રમાં અતિ નાનો ક્ષાર સમુદ્ર તેનો ભરતખન્ડ અને ત્રિકૂટાચળના મધ્યની નાની ખાડી તે ઉપર પુલ માટે અઢાર પદ્મ રીછ અને વાનરાધિપ એકત્ર કર્યા ત્યારે મહાશ્રમથી પુલ બાંધ્યો. અને નામ તો લેતાંજ મહા દુસ્તર અપાર સંસાર સિન્ધુ .અનન્ત જીવોનાં શૂષ્ક થઈ જાય છે માટે હે બુદ્ધિમાન્ પુરૂષો ! રામ અને નામની આ ન્યુનાધિક્યતાનો વિચાર કરો. ૨ શ્રી

૧ વિનય પત્રિકામાં લખ્યું છે કે–कीश केवट अपरभालु निश्व शवरिगृद्ध शमद दयादानहीने । नाम लिये तेपि किये परम पावन सकल तरत नर तिनके गुण गान कीने ।

રામચન્દ્રજીએ તો, જે રાવણને શ્વેતદ્વીપમાં એક વૃદ્ધ સ્ત્રીએ પકડીને સમુદ્રમાં નાખી દીધો હતો, અને પાતાળમાં બાળકોએ ઘોડારમાં બાંધી રાખ્યો હતો, એવા દુર્બળ રાવણને કુળ સહ મારીને સીતાજી સહિત પોતાની અયોધ્યાપુરીમાં રાજ્ય કર્યું હતું. તે તેના યશ દેવતા અને મુનિ લોકો ઉત્તમ વાણીથી ગાય છે. વર-વાણી એટલે 'વેદાદિ સદ્ગ્રન્થો' પણ અર્થ થાય છે. ૩ અને રામનામનો જપ કરનારાઓ તો પ્રેમ સહિત નામનોજ જપ કરતાંજ, અનાયાસે પરમ દુર્જય મોહરૂપી રાવણને તેના મહાપ્રબળ પ્રચન્ડ કામાદિ પરિકરસહ પરાજય કરીને સ્નેહ-મગ્ન થઈ સ્વચ્છન્દ વિચરે છે. જેને નામના અનુગ્રહથી કોઈવાતનો શોચ અને કોઇનો ડર સ્વપ્નમાં પણ થતો નથી.

दोहा—ब्रह्मरामतें नामबड, बरदायक बरदान ॥
रामचरित शतकोटि महँ, लिय महेश जियजान ॥ ३१ ॥

જ્યારે બ્રહ્મ અને રામ એ બન્નેથી મોટું અને બ્રહ્માદિક વરદાયકોનું પણ વરદાયક નામને જાણ્યું, ત્યારે તો સો કરોડ રામચરિત્રમાંથી શ્રી મહાદેવજીએ હૃદયમાં વિચાર કરીને રામ નામને ગ્રહણ કર્યું છે.[1] ૩૧.

चौ०—नाम प्रताप शम्भु अविनाशी ॥ साज अमंगल मंगलराशी ॥
शुक सनकादि सिद्धि मुनि योगी ॥ नाम प्रसाद ब्रह्म सुख भोगी ॥ १ ॥
नारद जानेउ नाम प्रतापू ॥ जग प्रिय हरि हरि हिं प्रिय आपू ॥
नाम जपत प्रभु कीन्ह प्रसादू ॥ भक्त शिरोमणि भे प्रह्लादू ॥ २ ॥
ध्रुव सगलानि जप्यो हरि नामू ॥ पायउ अचल अनूपम ठामू ॥
सुमिरि पवनसुत पावन नामू ॥ अपने वश करि राख्यो रामू ॥ ३ ॥
अपर अजामिल गज गणिकाऊ ॥ भये मुक्त हरिनाम प्रभाऊ ॥
कहउँ कहाँ लगि नाम बडाई ॥ राम न सकहिं नाम गुण गाई ॥ ४ ॥

નામના[2] જપના પ્રસાદથી જગદ્વંદ્ય, જગદીશ્વર શ્રી મહાદેવજી અમર થ-યા, અને મહા અમંગળ સાજ અર્થાત્ ચિતા ભસ્મલેપન, મુણ્ડમાળ ધારણ, વ્યાઘ્ર-ગજ ચર્મ પરિધાન, ભુજંગ ભૂષણ અને ધતૂરાદિ વિષ ભોજન કરવા છતાં પણ મહામંગળ રાશિ થયા અને મહા ભાગવત પ્રધાન શ્રી શુકદેવજી, સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર, લોમશ, અને કપિલદેવજી ઈત્યાદિ સિદ્ધ, મુનિયોગીઓ

---

૧ સો કરોડને ત્રણથી ભાગ દેતાં એક કરોડ રહે. તે એક કરોડને ત્રણથી ભાગતાં એક લાખ રહે, તેને ત્રણથી ભાગતાં એક હજાર બચે, તે એક હજારને ત્રણથી ભાગતાં એકસો રહે, એકસોને ત્રણથી ભાગ દેતાં એક શ્લોક બચ્યો. શ્લોકના બત્રીશ અક્ષરને ત્રણથી ભાગ દેતાં 'રામ' એ નામ રૂપ બે અક્ષર બચ્યા કે જેઓનું શ્રી મહાદેવે ગ્રહણ કર્યું.

૨ હવે મહા ભાગવતોથી લઇને પતિતો પર્યન્ત સર્વને નામથીજ પરલાભ દર્શાવે છે.

પણ નામનાજ પ્રસાદથી બ્રહ્મસુખના ભોકતા થયા. ૧ નારદજીએ[1] જ્યારે દાસી યોનિમાં નામનો પ્રતાપ જાણ્યો. ત્યારે તે નામના પ્રતાપે પરમ દુસ્ત્યજ સંસારનો ત્યાગ કરીને સકળ જગત્‌ના પ્યારા હરિના પ્યારા થયા. નામ જપતાંજ પ્રભુએ પ્રહ્લાદને[2] ભક્ત શિરોમણિ અર્થાત્ અગ્રગણ્ય કરયા; કેમકે પ્રહ્લાદજીએ પ્રભુના વિશ્વવ્યાપકત્વને પ્રત્યક્ષ દર્શાવી દીધું તેથી ભક્ત શિરોમણિ છે. ૨ ધ્રુવજીએ[3] પિતાના નિરાદરથી ગ્લાની માનીને ભગવન્નામનો જપ કરયો તેથી અચળ અતિઉચ્ચ સ્થાન પામ્યા કે જેની સમસ્ત ગ્રહનક્ષત્ર પ્રદક્ષિણા કરે છે. તેમજ હનુમાન્‌જી પણ પરમ પાવન જે રામનામ તેના પ્રતાપના વિશ્વાસથી તેનું સ્મરણ કરીને સમુદ્ર ઉલ્લંઘન, અક્ષાદિ નિધન, અને લંકા દહનાદિ ક્રિયા કરી. આવા દૃઢ વિશ્વાસથી શ્રી રામચન્દ્રજીને વશ્ય કરી લીધા. ૩ બીજા પણ અજામિલ,[4] ગજ[5] અને ગણિકાદિ[6] પણ શ્રી રામનામના પ્રભાવથી મુક્ત થઈ ગયા. નામની મહત્તા કેટલી કહું. અનન્તગુણોના કારણ રામ પણ પોતાના નામના ગુણોને સંપૂર્ણ ગાઈ શકે તેમ નથી. ૪

दोहा—राम नाम को कल्पतरु, कलि कल्याण निवास ॥
जो सुमिरत भये भांगते, तुलसी तुलसीदास ॥ ३२ ॥

કળિયુગમાં તો સમસ્ત કલ્યાણ અને ગુણોના નિવાસ રૂપ રામ નામજ કલ્પવૃક્ષ છે. જેનું સ્મરણ કરતાંજ હું મહા અપાવન કે જે ભાંગ અશુદ્ધ અને સહજ મદિરા છે, તેના સમાન મલીન તે પરમોત્તમ વિષ્ણુરૂપ તુલસીના સમાન થઇ ગયો. ૩૨

चौ०—चहुँ युग तीन काल तिहुँ लोका ॥ भये नाम जपि जीव विशोका ॥
वेद पुराण सन्त मत येहू ॥ सकल सुकृत फल राम सनेहू ॥ १ ॥
ध्यान प्रथम युग मख विधि दूजे ॥ द्वापर परितोषित प्रभु पूजे ॥
कलि केवल मलमूल मलीना ॥ पापपयोनिधि जनमन मीना ॥ २ ॥
नाम कामतरु काल कराला ॥ सुमिरत शमन सकल जगजाला ॥
रामनाम कलि अभिमत दाता ॥ हित परलोक लोक पितुमाता ॥ ३ ॥
नहिं कलि कर्म न भक्ति विवेकू ॥ रामनाम अवलम्बन एकू ॥
कालनेमि कलि कपट निधानू ॥ नाम सुमति समरथ हनुमानू ॥ ४ ॥

---

૧ નારદજીની કથા શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કન્ધના સાતમાં અધ્યાયમાં છે
૨ પ્રહ્લાદજીના કથા શ્રી ભાગવતના પ્રથમ સપ્તમ સ્કન્ધમાં છે.
૩ ધ્રુવજીની કથા ભાગવતના ચતુર્થ સ્કન્ધમાં છે, અને તે જગ પ્રસિદ્ધ છે.
૪ અજામિલની કથા ભાગવતના ષષ્ઠ સ્કન્ધમાં છે.
૫ ગજેન્દ્રની કથા ભાગવતના અષ્ટમ સ્કન્ધમાં છે.
૬ પિંગળા વેશ્યાની કથા ભાગવતના એકાદશ સ્કન્ધમાં છે.

ચારે યુગ એટલે સતયુગમાં ધ્રુવ, પ્રહ્લાદ ઇત્યાદિ, ત્રેતામાં સુગ્રીવ, વિભીષણાદિ, દ્વાપરમાં ઉગ્રસેન, પાણ્ડવાદિ અને કળિયુગમાં મહાઘોર બ્રહ્મશાપથી પરીક્ષિત્ ઈત્યાદિ અને ત્રણ કાળ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન તેમાં ભવિષ્ય કાળમાં વિષ્ણુયશ આદિ, અને ત્રણે લોક એટલે સ્વર્ગ, પૃથિવી અને પાતાળ તેમાં સ્વર્ગમાં નારદાદિક, પાતાળમાં રાજા બલિ ઇત્યાદિ જીવ નામનો જપ કરીનેજ સમસ્ત શોક રહિત. થયા. વેદ પુરાણાદિક ગ્રન્થ અને સર્વ પ્રાચીન આચાર્યોનો મત એ છે કે, સકળ સુકર્મોનું પરમ ફળ ભગવત્ પ્રેમ છે. ૧ તે ભગવત્ પ્રેમ પ્રથમના યુગોમાં કષ્ટ સાધ્ય હતો; અર્થાત્ સતયુગમાં ધ્યાન, ત્રેતામાં યજ્ઞ, દ્વાપરમાં વિધિપૂર્વક પૂજનથી મળતો હતો. તેજ ભગવત્ પ્રેમ, મહામલીન, કેવળ પાપનુંજ મૂળ આ કળિયુગમાં કે જેમાં પાપરૂપી જળને જીવોનું મન મીનના સમાન છોડતુંજ નથી. ૨ તે કરાળ કળિયુગમાં તે ભગવત્ પ્રેમને, ભગવન્નામ કલ્પવૃક્ષના સમાન સ્મરણ કરતાં જીવોનાં જગતનાં સકળ બન્ધન કાપીને અનાયાસે આપે છે. રામનામજ કળિયુગમાં સકળ મનોરથોને આપનાર છે. પરલોકનો સાથી પરમ મિત્ર અને લોકમાં પાળક માતા પિતા છે. ૩ કળિયુગમાં કર્મ નથી, ઉપાસના નથી, જ્ઞાન નથી કેવળ રામનામનોજ સકળ જીવોને આધાર છે. કાળનેમિના સમાન કળિયુગ કપટનો નિધાન છે, કે જે પુત્ર, સ્ત્રીદ્વારા ભગવત્‌ના અનેક કર્મોથી જીવોને વિસરાવે છે, તેવા કળિયુગ રૂપી કાળનેમિને મારવામાં રામનામ રૂપી પરમ પ્રવીણ મહાબુદ્ધિશાળી હનુમાન્જી છે.

दोहा–रामनाम नरकेशरी, कनककशिपु कलिकाल ॥
जापक जन महलाद जिमि, पालहि दल सुरसाल ॥ ३३ ॥

રામનામ શ્રી નૃસિંહજી, અનેક વિકાળ હિરણ્યકશિપુ અને રામનામનો જપ કરનાર પ્રહ્લાદ છે. તે નામ નૃસિંહ કળિયુગનો નાશ કરી, જપ કરનાર પ્રહ્લાદનું પાળન કરે છે. ૩૩

चौ०–भाव कुभाव अनख आलसहूं ॥ नाम जपत मङ्गल दिशि दशहूं ॥
सुमिरि सो राम नाम गुणगाथा ॥ करौं नाइ रघुनाथहि माथा ॥ १ ॥
मोरि सुधारहिं सो सब भाँती ॥ जासु कृपा नहिं कृपा अघाती ॥
राम सुस्वामि कुसेवक मोसे ॥ निज दिशि देखि दयानिधि पोसे ॥ २ ॥
लोकहुँ वेद सुसाहेब रीती ॥ विनय सुनत पहिचानत प्रीती ॥
गनी गरीब ग्राम नर नागर ॥ पण्डित मूढ मलीन उजागर ॥ ३ ॥
सुकवि कुकवि निजमति अनुसारी ॥ नृपहि सराहत सब नरनारी ॥
साधु सुजान सुशील नृपाला ॥ ईश अंश भव परम कृपाला ॥ ४ ॥

**मुनि सनमानहिं सबहिं सुबानी ॥ भणित भक्ति मति गति पहिचानी ॥**
**यह प्राकृत महिपाल स्वभाऊ ॥ जानि शिरोमणि कोशलराऊ ॥ ५ ॥**
**रीझत राम सनेह निसोते ॥ को जग मन्द मलिन मति मोते ॥**

જે નામના પ્રેમથી પ્રહ્લાદ, વિભીષણાદિ, કુભાવથી કંસ, શિશુપાલાદિ, ક્રોધથી હિરણ્યકશિપુ, કામથી રાવણ અને આળસથી અજામીલ ઈત્યાદિની પેઠે ભગવન્નામના ઉચ્ચારણથી દશે દિશાઓમાં મંગળજ થાય છે. હવે તો હું તે નામનું સ્મરણ કરીને તે નામના નામી શ્રી રામચન્દ્રજીનાજ ગુણોની કથા અનન્ય ભાવથી શ્રી રામચન્દ્રજીને પ્રણામ કરીને વર્ણન કરૂંછું. ૧ કેમકે મારી કરેલી બગડેલી વાણીને તેજ સ્વામી સુધારી લેશે, જેની કૃપાની અભિલાષી કૃપા પણ સદૈવ રહે છે બીજો એમ પણ અર્થ થાય છે કે, મારી આ યથોક્ત વાણીને આપની પરમ કૃપાળુતાથી સારી રીતે અંગિકાર કરી લેશો. શ્રી રામચન્દ્રજી સમાન સુન્દર સ્વામી અને મારા સમાન ખરાબ સેવક, તોપણ દયાનિધિ પ્રભુ પોતાના તરફ જોઇને મારૂં પોષણ કરશે. ૨ કેમકે લોક અને વેદમાં પણ સુસ્વામીઓની એવીજ રીતિ જોવામાં આવેછે.કે પોતાના પ્રશંસકની વિનતિ સાંભળતાંજ, તેની પ્રીતિ અને પરિશ્રમને જાણી લિયે છે. ધનવાન્, ગરીબ, ગમાર, ચતુર, પન્ડિત, મૂર્ખ, મલીન ચિવટવાળો, સુકવિ અને કુકવિ વિગેરે પોતપોતાની બુદ્ધિના અનુસાર પોતપોતાના રાજાઓની સર્વ પ્રશંસા કરે છે. ત્યાં સજ્જન, હૃદયજ્ઞ અને શીલવાન ઈશ્વરનો અંશ તેથી પરમ દયાળુ તે પોતાની પ્રશંસાને સાંભળી સર્વને મધુર અને કોમળ વાણીથી તેઓનાં ભાષણ, ભક્તિ સ્થિતિ અને તેઓની બુદ્ધિની પોહોચ જાણીને સન્માન આપેછે. જ્યારે સાંસારિક્ મનુષ્ય રાજાઓનો એવો સ્વભાવ થાય છે તોપછી સૌશીલ્ય, વાત્સલ્ય, ઔદાર્ય, સૌન્દર્ય, સૌલભ્ય અને ગાંભીર્ય એ ષડ્ગુણ સમ્પન્ન સર્વેશ્વર, સર્વજ્ઞ, શિરોમણિ રાજાધિરાજ કોશલેન્દ્ર, શ્રી રામચન્દ્રજીનું તો કહેવુંજ શું ? ૩-૪-૫ જગત્‌માં મારાથી અધિક મન્દ અને મલીન બુદ્ધિવાળો કોણ છે ? અર્થાત્ કોઈ નથી. (પણ ફીકર નહિ) કેમકે શ્રી રામચન્દ્રજી તો અખન્ડ સ્નેહથી રીઝે છે.૦

**दोहा–शठ सेवककी प्रीति रुचि, रखिहहिं राम कृपालु ॥**
**उपल किये जलयान जिहि, सचिव सुमति कपि भालु ॥ २४ ॥**

જેણે પત્થરાઓને પાણીમાં તારયા અને વાનર રીંછને બુદ્ધિમાન્ બનાવી મંત્રી કરયા હતા, તે દયાળુ પ્રભુ મારા સમાન શઠ સેવકની પ્રીતિ ઉપર રૂચિ રાખશે. ૩૪

**दोहा–हमहूँ कहावत सब कहत, राम सहत उपहास ॥**
**साहेब सीतानाथसे, सेवक तुलसीदास ॥ २५ ॥**

મને કોઈ પૂછે છે કે તું કોણ છે ? ત્યારે હું કહુંછું કે હું શ્રી રામચન્દ્રજીનો દાસ છું. જો કે તેથી પ્રભુનું હાસ્ય થાય છે; કેમકે સીતાપતી તો સ્વામી અને મારા ( તુલ-

સીદાસ ) સમાન સેવક આમ છતાં પણ પ્રભુ પોતા તરફ જોઇને એ ઉપહાસને સહન કરે છે. ૩૫.

चौ०—अति बडि मोरि ढिठाई खोरी ॥ सुनि अघ नरकहु नाक सिकोरी ॥
समुझि सहमि मोहिं अपडर अपने ॥ सो सुधि राम कीन्ह नहिं सपने ॥ १ ॥
सुनि अवलोकि सुचित चखु चाही ॥ भक्ति मोरि मति स्वामि सराही ॥
कहत नशाइ होइ अति नीकी ॥ रीझत राम जानि जन जीकी ॥ २ ॥
लहत न प्रभु चित चूक कियेकी ॥ करत सुरत सौ बार हियेकी ॥
जेहिअघ बधेउ व्याध जिमि बाली ॥ फिरि सुकंठ सोइ कीन्ह कुचाली ॥३॥
सोइ करतूति विभीषण केरी ॥ स्वप्नेहुं सो न राम हिय हेरीं ॥
ते भरतहि भेंटत सनमाने ॥ राजसभा रघुवीर बखाने ॥ ४ ॥

[1]અતિ મહાન્ જે મારી ધૃષ્ટતા અને દોષો કે જેને સાંભળીને સકળ પાપ અને રૌરવાદિ નરક પણ પોતાનું નાક સંકોડે છે. તે સમજીને મને મારા પોતાના-જ ભયથી ભય રહ્યા કરે છે; છતાં પણ શ્રી રામચન્દ્રજીએ પોતાના સૌશીલ્યાદિ ગુ-ણોને લીધે સ્વપ્નમાં પણ તેનું સ્મરણ કર્યું નથી. ૧ પણ મારા સઘળા દોષો અન્યના મુખથી સાંભળીને અને પોતે જોઇને પણ ઉદારદૃષ્ટિ સ્વામીએ ન સાંભળ્યાં અને ન જોયા કરીને મારી ભક્તિ અને મારી બુદ્ધિની પ્રશંસા કરી. તેથી નિશ્ચય થાય છે કે જીવોની બાહ્યવૃત્તિ સંસારના કહેવામાં અતિ ખરાબ હોય વા સારી હોય, પણ ઈશ્વર તો કેવળ જનના હૃદયની પ્રીતિને જાણીનેજ પ્રસન્ન થાય છે. ૨ જે પોતાના ભક્તોથી ચૂક થાય છે, તે સ્વામીના ચિત્ત ઊપર રહેતી નથી, પણ વારંવાર તેના હૃદયની પ્રીતિનુંજ સ્મરણ કરે છે. જુવો કે—જે પાપથી અર્થાત્ ભાઈની સ્ત્રી ગ્રહણ કરવાથી વ્યાધની પેઠે વાલીને માર્યો તેજ પાપ સુગ્રીવ અને વિભીષણે કર્યું, પણ રામચન્દ્રજીએ સ્વપ્નમાં પણ તે જોયું નહિ, પરંતુ ભરત ભેટ સમય અને રાજ-સભામાં શ્રી રામચન્દ્રજીએ તેઓની સન્માન પૂર્વક પ્રશંસા કરી હતી. ૩–૪

दोहा—प्रभु तरु तर कपि डार पर, ते किय आप समान ॥
तुलसी कहूं न रामसे, साहब शीलनिधान ॥ ३६ ॥

दोहा—राम निकाई रावरी, है सवहीको नीक ॥
जो यह सांची है सदा, तौ नीको तुलसीक ॥ ३७ ॥
यहि विधि निज गुण दोष कहि, सबहिं बहुरि शिरनाय ॥
बरणौं रघुवर विशद यश, सुनि कलि कलुष नशाय ॥ ३८ ॥

જૂવો કે ! સ્વામી તો વૃક્ષની નીચે અને ચપળ વાનર સેવક ડાળો ઉપર

૧ હવે પોતાના દોષ અને સ્વામીના સૌશીલ્ય વાત્સલ્યાદિ ગુણો કહે છે.

અર્થાત્ શિર ઉપર ફૂદતા ફરે, તેનું પણ સ્વામીએ સન્માન કર્યું, એવા શીળનિધાન રામના સમાન સ્વામી, તુલસીદાસજી કહે છે કે અન્ય કયાંય પણ મળે તેમ નથી. હે શ્રી રામચન્દ્રજી ! આમની ભલાઈ સર્વ ઉંચ, નીચ જીવોને માટે ઉત્તમ છે, એમ સર્વ કોઈ કહે છે. જો એ વાર્ત્તા સદા સત્ય છે, તોપછી તુલસીદાસનું સર્વ બન્યું બનાવ્યુંજ છે. આ પ્રમાણે પોતાના દોષ અને સ્વામીના ગુણ કહીને અને પુનઃ સર્વને શિર [1]નમાવીને શ્રી રામચન્દ્રજીના નિર્મળ યશ કહીશ, કે જેને સાંભળીને કળિયુગનાં સકળ પાપ નાશ થઈ [2]જાય. ૩૬–૩૭–૩૮

**चौ०—याज्ञवल्क्य जो कथा सुहाई ॥ भरद्वाज मुनिवरहि सुनाई ॥**
**कहिहौं सोइ सम्बाद बखानी ॥ सुनहु सकल सज्जन सुख मानी ॥ १ ॥**
**शम्भु कीन्ह यह चरित सुहावा ॥ बहुरि कृपा करि उमहिं सुनावा ॥**
**सो शिव काकभुशुण्डहि दीन्हा ॥ रामभक्त अधिकारी चीन्हा ॥ २ ॥**
**तेहिसन याज्ञवल्क्य मुनिपावा ॥ तिन पुनि भरद्वाज प्रति गावा ॥**
**ते श्रोता वक्ता सम शीला ॥ समदरशी जानहिं हरिलीला ॥ ३ ॥**
**जानहिं तीनिकाल निजज्ञाना ॥ करतलगत आमलक समाना ॥**
**औरौ जे हरिभक्त सुजाना ॥ कहहिं सुनहिं समुझहिं बिधि नाना ॥ ४ ॥**

[3]સર્વ શાસ્ત્ર વિખ્યાત શ્રી યાજ્ઞવલ્કય રૂષિએ જે કથા પરમ ભાગવત શ્રીભરદ્વાજ મુનિવર્યને સંભળાવી હતી, તેજ તેઓનો મુખ્ય સમ્વાદ વિસ્તારથી કહું છું. તેને સર્વ ભગવજ્જન સુખ પૂર્વક સાંભળો. ૧ પ્રથમ આ માનસ રામચરિત્ર પરમ-સુન્દર શ્રી સદાશિવજીએ નિર્માણ કરેલ છે, પછી કૃપા કરીને શ્રી પાર્વતીજીને સંભળાવ્યું, અને તેજ લોમશ ઋષિદ્વારા કાકભુશુન્ડિને રામ ભક્તિના અધિકારી જાણીને આપ્યું. ૨ કાકભુશુન્ડિ પાસેથી યાજ્ઞવલકય મુનિ પામ્યા અને તેણે ભારદ્વાજ મુનિને કહ્યું. તે સર્વ શ્રોતા અને વક્તા અર્થાત્ શ્રી શિવ પાર્વતીજી અને લોમશ રૂષિ તથા કાકભુશુન્ડિ અને યાજ્ઞવલકય તથા ભારદ્વાજ મુનિએ કહેવા તથા સાંભળવાવાળા પરસ્પર સમાન છે. સમદર્શી અને યથાર્થ ભગવત્ લીલાને જાણે છે. ૩ અને ત્રણે કાળના ચરિત્રને હાથમાં રાખેલાં આમળાંની પેઠે પોતાના જ્ઞાનથી જાણતા હતા. એ પ્ર-

---

૧ કેટલીક પ્રતોમાં ૩૮ મા દોહાનું ઉતરાર્દ્ધ । सुमिर भवानि शंकरहि, कहि कवि कथा सुहाय । આ રીતે છે; એટલે કે ભવાનિ અને શંકરનું સ્મરણ કરીને શોભાયમાન કથા કવિ એટલે તુલસીદાસજી કહે છે.

૨ અહિ બીજી ચતુર્દશી સમાપ્ત થઈ. આ બીજી ચતુર્દશીમાં રામપરિકરને અભિવન્દન અને રામનામની પ્રશંસા અને પોતાની હીનતા વર્ણવી.

૩ હવે ચોપાઇઓની ત્રીજી ચતુર્દશીમાં જે અન્થોનો આ પ્રબન્ધ કરેલો છે તેની ઉત્પત્તિ, અને પ્રચાર પછી સમ્પ્રદાય દ્વારા પરમ્પરાથી તે પોતાના ગુરૂ મુખથી પોતાનું સદ્ગ્રન્થોની રીતિ ઉપર પ્રાપ્ત થયું, અને તેનું માહાત્મ્ય. નિર્માણ, કાળસ્થાન અને માનસરનું વર્ણન આવશે.

કારે અન્ય પણ જે સજ્જન હરિભક્ત છે, તે એકથી એક મારા ગુરૂ પર્ય્યન્ત બધા ભગવાનની કથા કહે છે, સાંભળે છે અને સમજે છે. ૪

दोहा—मैं पुनि निज गुरुसन सुनी, कथा सुशूकर खेत ॥
समुझ नहीं तस बालपन, तब अति रहेहुँ अचेत ॥ ३९ ॥

दोहा—श्रोता वक्ता ज्ञाननिधि, कथा रामकी गूढ ॥
किमि समुझै यह जीवजड, कलिमल ग्रसित विमूढ ॥ ४० ॥

તેમ મેં પણ મારા ગુરૂ પાસેથી આ કથા તીર્થોત્તમ શ્રીવારાહ[1] ક્ષેત્રમાં સાંભળી હતી; પરન્તુ જેવી ગુરૂએ વર્ણન કરી, તેવી મારા સમજવામાં ન આવી; કેમકે ત્યારે હું બાળકપણાને લીધે અતિ અજ્ઞાન હતો. આ અતિ ગૂઢ શ્રીરામચન્દ્રજીની કથા છે, તેને કહેનારા તથા સાંભળનારા અર્થાત્ શિવ પાર્વતી, કાકભુશુન્ડિ અને ગરૂડ, અને યાજ્ઞવલકય અને ભરદ્વાજ જ્ઞાનના નિધાન હતા, તેને હું જડ જીવ કે જે કળિના મળોથી ગ્રસિત અને મૂઢ શી રીતે સમજી શકું. ૩૯—૪૦

चौ०—तदपि कही गुरु बारहिंबारा ॥ समुझिपरी कछु मति अनुसारा ॥
भाषाबन्ध करब मैं सोई ॥ मोरे मन प्रबोध जेहि होई ॥ १ ॥
जस कछु बुधि विवेक बल मोरे ॥ तस कहिहौं हिय हरिके प्रेरे ॥
निज संदेह मोह भ्रम हरणी ॥ करौं कथा भव सरिता तरणी ॥ २ ॥
बुध विश्राम सकल जन रंजनि ॥ रामकथा कलि कलुष विभंजनि ॥
रामकथा कलि पन्नग भरणी ॥ पुनि विवेक पावक कहँ अरणी ॥ ३ ॥
रामकथा कलि कामद गाई ॥ सुजन सजीवन मूरि सुहाई ॥
सोइ वसुधातल सुधा तरंगिनि ॥ भवभंजनि भ्रमभेक भुवंगिनि ॥ ४ ॥
असुर सेन सम नरक निकंदिनि ॥ साधु विबुध कुल हित गिरि नंदिनि ॥
सन्त समाज पयोधि रमासी ॥ विश्वभार धर अचल क्षमासी ॥ ५ ॥
यमगण मुँह मसि जग यमुनासी ॥ जीवनमुक्ति हेतु जनु कासी ॥
रामहि प्रिय पावनि तुलसीसी ॥ तुलसिदास हित हिय हुलसीसी ॥ ६ ॥
शिवप्रिय मेकल शैल सुतासी ॥ सकल सिद्धि प्रद संपतिरासी ॥
सद्गुण सुरगण अम्ब अदितिसी ॥ रघुवर भक्ति प्रेम परमितिसी ॥ ७ ॥

તોપણ જ્યારે દયાળુ ગુરૂએ વારમ્વાર સમજાવીને કહી, ત્યારે જેવી બુદ્ધિના અનુસાર મારા સમજવામાં આવી, તે પ્રમાણેજ તે રામકથાનો ભાષામાં પ્રબન્ધ કરૂં છું, કે જેથી મારા મનને સારી રીતે બોધ થઈ જાય. ૧ જે થોડું ઘણું મારી બુદ્ધિને વિવેકનું બળ મારા ઈશ્વરે આપ્યું છે, તે પ્રમાણે તે ઈશ્વરની પ્રેરણા અનુસાર

[1] વારાહક્ષેત્ર અયોધ્યાથી પશ્ચિમે છ કોસ છે.

કહીશ. મારો સન્દેહ, મોહ, ભ્રમ તેને દૂર કરવા તથા ભવ સરિતા પાર ઉતારવાને માટે વાહાણના સમાન આ કથાને કરૂંછું. ૨ શ્રીરામચન્દ્રજીની કથા વિદ્વાન્ લોકોને વિશ્રામ દેવાવાળી, તથા સકળ લોકોના મનને રાજી કરવાવાળી અને કળિકાળના પાપોને નાશ કરવાવાળી છે. શ્રીરામચન્દ્રજીની કથા કળિયુગ રૂપ સર્પને માટે ગરૂડ મંત્ર અથવા મયૂરી રૂપછે. અને વિવેક રૂપ અગ્નિને ઉત્પન્ન કરવાને માટે અરણી રૂપછે. ૩ શ્રીરામચન્દ્રજીની કથા કળિયુગના કલેશ દૂર કરવાને માટે કામધેનુ રૂપછે. અને સુજન પુરૂષોને માટે સોહામણી સંજીવિની જડીછે. રામકથાજ પૃથિવી તળમાં અમૃતની નદીછે. રામકથાજ ભવભંજની અને ભ્રમ રૂપ મેંડકને ગળી જવાને માટે સર્પિણી રૂપછે. ૪ રામકથા દૈત્યોની સેનાનો સંહાર કરવાને માટે અને સન્ત તથા દેવતાઓના કુળનું હિત કરવાને માટે પ્રત્યક્ષ દુર્ગા સ્વરૂપછે અને નરકનો નાશ કરવાવાળી છે. તથા સત્પુરૂષોના સમાજ રૂપી ક્ષીરસાગરમાં લક્ષ્મીજી સમાન સદા નિવાસ કરેછે અને વિશ્વભાર ધારક અર્થાત્ સર્વના આધાર અવલમ્બનમાં અચળ પૃથિવીના સમાન છે. ૫ તેમજ યમરાજના ગણોના મુખ ઉપર શ્યાહી લગાવવાને માટે જગત્માં યમુનાજીના સમાન છે અને જીવોને જીવન્મુક્તિ આપવામાં કાશીનાં સમાન છે. શ્રીરામચન્દ્રજીને પ્રિય અને તુલસી પત્રના સમાન પવિત્ર છે. અને તુળસીદાજીના ઉદયને માટે તો જાણે હૃદયના ઉલ્લાસ રૂપ છે. ૬ શિવજીને આ કથા નર્મદાજીના સમાન પ્રિય છે. સર્વ સિદ્ધિને દેવાવાળી તથા સમ્પતિની રાશિ છે. જેમ અદિતિ દેવતાઓની માતા છે, તેમ આ રામકથા સદ્ગુણોની માતા છે, અને શ્રીરામચદ્રજીની ભકિતની સીમા છે. ૭

दोहा–रामकथा मंदाकिनी, चित्रकूट चित चारु ॥
तुलसी सुभग सनेह वन, सिय रघुवीर बिहारु ॥ ४१ ॥

શ્રીરામ કથા મન્દાકિની અને ભકતોનાં સુન્દર ચિત ચિત્રકૂટ અને તેઓનો પ્રેમ સુહાવન વન છે. તુલસીદાસજી કહે કે–આ પ્રમાણે જે જ્યાં જાણે છે ત્યાં શ્રી સીતારામ વિહાર કરે છે. ૪૧

चौ०–रामचरित चिन्तामणि चारू ॥ सन्त सुमति तिय शुभग शृँगारू ॥
जगमंगल गुणग्राम रामके ॥ दानि मुक्ति धन धर्म्म धामके ॥ १ ॥
सद्गुरु ज्ञान विराग योगके ॥ विबुध बैद भव भीम रोगके ॥
जननि जनक सियराम प्रेमके ॥ बीज सकल व्रत धर्म्म नेमके ॥ २ ॥
शमन पाप सन्ताप शोकके ॥ प्रियपालक परलोक लोकके ॥
सचिव सुमति भूपति विचारके ॥ कुम्भज लोभ उदधि अपारके ॥ ३ ॥
काम क्रोध कलिमल करिगणके ॥ केहरि शावक जनमन बनके ॥
अतिथिपूज्य प्रीतम पुरारिके ॥ कामद घन दारिद दवारिके ॥ ४ ॥

मंत्र महामणि विषयव्यालके ॥ मेटत कठिन कुअंक भालके ॥
हरण मोह तम दिनकर करसे ॥ सेवक शालि पाल जलधरसे ॥ ५ ॥
अभिमत दानि देवतरुवरसे ॥ सेवत सुलभ सुखद हरिहरसे ॥
सुकवि शरद नभ मन उडुगणसे ॥ रामभक्त जन जीवन धनसे ॥ ६ ॥
सकल सुकृत फल भूरि भोगसे ॥ जगहित निरुपधि साधु लोगसे ॥
सेवक मन मानस मरालसे ॥ पावन गंग तरंग मालसे ॥ ७ ॥

[1]શ્રીરામચન્દ્રજીનાં ચરિત્રરૂપ જે ચિન્તામણિ રત્ન છે, તે સત્પુરૂષોની સુબુદ્ધિરૂપી સ્ત્રીનો સુંદર શૃંગાર છે. શ્રીરામચન્દ્રજીના ગુણોના સમુદાયનું કીર્ત્તન, શ્રવણ અને સ્મરણ જગતના મંગળને માટે છે; કેમકે શ્રીરામચન્દ્રજીનો જન્મ જગતના મંગળાર્થ છે, અને ચારે પદાર્થ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને દેનાર છે. ૧ જ્ઞાન, વૈરાગ્ય અને અષ્ટાંગ યોગનો ઉપદેશ દેવામાં સર્વ સિદ્ધિ આપનાર ગુરૂ છે, અને મહા ભયંકર સંસારરૂપી રોગનો નાશકરવામાં તો દિવ્ય વૈદ્ય અશ્વિનીકુમારના સમાન છે. શ્રીસીતારામની પ્રેમભક્તિના માતા પિતા છે, અને સકળ વ્રત, ધર્મ અને નિયમના બીજરૂપ છે. ૨ સકળ સન્તાપ પાપ અને શોકના નાશક છે લોકપરલોકમાં હિતકારી પાળક છે. વિચારરૂપી રાજાના મંત્રી છે અને સુભટના સમાન યશ, વિજય દાયક છે. લોભરૂપી અપાર સમુદ્રનું શોષણ કરવામાં અગસ્ત્યમુનિના સમાન છે. ૩ ભક્તજનોના મનરૂપી વનમાં રહેવાવાળા કામ, ક્રોધ અને કળિકલ્મષરૂપ [2]હાથિયોનાં ટોળાંનો નાશ કરવાને માટે સિંહના [3]બચ્ચાંનાં સમાન છે. શ્રીમહાદેવજીને પરમપૂજ્ય અને અતિ પ્રિય અતિથિના સમાન છે. દરિદ્રરૂપી દાવાનળને શાન્ત કરવાને માટે મનવાંછિત કામના પૂર્ણ કરવાવાળા સઘન મેઘરૂપ છે. ૪ વિષયરૂપી સર્પનું વિષ દૂર કરવામાં મંત્રોરૂપ તથા મહા મણિઓરૂપ છે. વિધાતાએ લલાટમાં લખેલા ખરાબ તથા કઠિણ ભાગ્યના અક્ષરોનો નાશ કરનાર છે. મોહરૂપી અન્ધકારનો નાશ કરવામાં સૂર્યનાં કિરણો સમાન છે. સેવકોરૂપી ડાંગરનું પાળન કરવામાં મેઘ સમાન છે. ૫ ઇચ્છિત દાન દેવામાં કલ્પવૃક્ષ સમાન છે. સેવા કરવાવાળાઓને સુલભ અને સુખ દેવામાં વિષ્ણુ અને સદાશિવના સમાન છે. સારા કવિઓનાં ચિત્તરૂપી શરદ્ ઋતુના આકાશમાં તારાગણ સમાન છે. શ્રીરામચન્દ્રજીની ભક્તિકરવાવાળા દાસોને જીવનનાં ધનરૂપ છે. ૬ સકળ પુણ્યોના ફળોના ઘણા ભોગોરૂપ છે. જગતનું શ્રેય કરવામાં છળરહિત અને હિતકારી સાધુઓ સમાન છે. ભક્તોનાં મનરૂપી માનસરોવરમાં શ્રીરામચન્દ્રજીનાં ચરિત્ર હંસોના સમાન છે, અને પવિત્ર કરવામાં ગંગાજીના તરંગોની માળાના સમાન છે. ૭ .

૧ આ ચોપાઇમાં એકજ અનુપ્રાસ છે. અને શ્રી રામચન્દ્રજીનાં ગુણ ગ્રામોનુંજ માહાત્મ્ય છે. અહિં સુધી કથા પ્રસંગ સ્ત્રીલિંગે વર્ણાવ્યો, પણ હવે પુલિંગ વાચક શબ્દોવડે વર્ણન કરે છે.
૨ હાથી કહેવાથી દિવસે દિવસે હાનિ.
૩ બચ્ચાં કહેવાથી દિવસે દિવસે વૃદ્ધિ.

दोहा—कुपथ कुतर्क कुचालि कलि, कपट दम्भ पाषण्ड ॥
दहन राम गुण ग्राम जिमि, ईंधन अनल प्रचण्ड ॥ ४२ ॥
रामचरित राकेशकर, सरिस सुखद सब काहु ॥
सज्जन कुमुद चकोर चित, हित विशेष बड़लाहु ॥ ४३ ॥

વેદબાહ્ય શાસ્ત્ર, કુતર્ક-વિતંડાવાદ, ખોટાં આચરણ, અમંગળાચરણ અને કળિયુગનાં કપટ, દમ્ભ, પાખન્ડરૂપી કાષ્ટનો નાશકરવામાં શ્રીરામચન્દ્રજીનાં ચરિત્રો અગ્નિરૂપ છે. શ્રીરામચન્દ્રજીનાં ચરિત્ર ચન્દ્ર કિરણોના સમાન છે. જે સર્વને નિરન્તર સમાન સુખ આપે છે. સજ્જન જન છે તે રાત્રિ વિકાશી કમળ છે. તેઓનાં ચિત્ત તે ચકોર છે. તેઓને મોટા લાભરૂપ તથા વિશેષ હિતકારી છે. ૪૨-૪૩

चौ०—कीन्ह प्रश्न जेहि भांति भवानी ॥ जिहि विधि शंकर कहा बखानी ॥
सो सब हेतु कहब मैं गाई ॥ कथा प्रबन्ध विचित्र बनाई ॥ १ ॥
जिन यह कथा सुनी नहिं होई ॥ जनि आश्चर्य्य करैं सुनि सोई ॥
कथा अलौकिक सुनहिं जे ज्ञानी ॥ नहिं आश्चर्य्य करहिंअस जानी ॥२॥
रामकथाकी मिति जग नाहीं ॥ अस प्रतीति जिनके मनमाहीं ॥
नाना भांति राम अवतारा ॥ रामायण शतकोटि अपारा ॥ ३ ॥
कल्पभेद हरिचरित सुहाये ॥ भांति अनेक मुनीशन गाये ॥
करिय न संशय अस उर आनी ॥ सुनिय कथा सादर रति मानी ॥ ४ ॥

યાજ્ઞવલ્કય અને ભરદ્વાજના સમ્વાદ પછી, જે પ્રકારે શ્રીમહાદેવજીને પાર્વતીજીએ પુછયું હતું, અને જે પ્રકારે સદાશિવજીએ વર્ણન પૂર્વક ઉત્તર આપ્યો હતો, તે સઘળા હેતુઓના સમ્બન્ધમાં જે વિચિત્ર કથા છે, તેને પ્રબન્ધરૂપે બનાવીને કહીશ[1] જેઓએ આ કથા સાંભળી ન હોય, તેઓએ સાંભળીને આશ્ચર્ય માનવું નહિ. જે જ્ઞાની પુરૂષ કોઈ અલૌકિક ભગવત્ ચરિત્ર સાંભળે છે, તો તે અલૌકિક કથા સાંભળીને આશ્ચર્ય કરતા નથી. ૨ રામ કથાની પ્રીતિ અનન્ત કોટિ બ્રહ્માન્ડોમાં નથી, એમ જ્ઞાની લોકોના મનમાં વિશ્વાસ હોય છે. રામચન્દ્રજીના અનેક અવતારો થયા છે. તેમ રામાયણ પણ સો કરોડ શ્લોકોનું અને અપાર છે. ૩ કલ્પભેદ[2] હોવાથી પ્રભુના[3] સોહામણા ચરિત્ર મુનિઓએ અનેક પ્રકારે ગાયેલ છે, કોઈએ

૧ વિચિત્ર પ્રબન્ધ બનાવીને અર્થાત્ કાન્ડેકાન્ડમાં પોતપોતાના ક્રમથી ચોપાઈ, દોહા અને છન્દાદિ યથાસ્થાન રચના પૂર્વક કહીશ, કે જેથી કોઈ આ ગ્રન્થમાં ક્ષેપક કથા વધારી ન શકે.

૨ સત્ય, ત્રેતા, દ્વાપર અને કળિ એ ચાર યુગો મળીને એક ચોકડી, એવી એકોતેર ચોકડીનો એક મન્વન્તર અને એવાં ચૌદ મન્વન્તર વ્યતીત થઈ જાય, ત્યારે બ્રહ્માનો એક દિવસ વા કલ્પ કહેવાયછે.

૩ ઈશ્વર પાંચ પ્રકારના છે. પર, વ્યૂહ, વિભુ, વ્યાપક, અર્ચા, પર-વૈકુન્ઠવાસી. વ્યૂહ-વાસુદેવ સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ ક્ષીરાબ્ધીવાસી વિભુ-નૃસિંહ, રામ, કૃષ્ણાદિ, વ્યાપક-અન્તર્યામી, અર્ચા-શ્રીરંગ શાલગ્રામાદિ. તે વિભુ અવતાર જ્યારે જ્યાં તેના અતિ આર્ત્ત લોકો પ્રાર્થના કરે છે, ત્યારે ત્યાં પ્રકટ

કોઈ કલ્પનાં ચરિત્ર કહ્યાં છે. તેથી કથાઓમાં ફરક પડે છે; માટે આ પ્રમાણે સમજીને સંશય નહિ કરવો, એ માટે હું જે કહું છું તે મન લગાડીને આદર પૂર્વક સાંભળો. ૪

दोहा–राम अनन्त अनन्त गुण, अमित कथा विस्तार ॥
सुनि आश्चर्य्य न मानिहहिं, जिनके विमल विचार ॥ ४४ ॥

શ્રીરામચન્દ્રજી પોતે અનન્ત છે, તેના ગુણો પણ અનન્ત છે, અને તેની કથાનો વિસ્તાર પણ અપાર છે, એ માટે જેના મનમાં નિર્મળ વિચાર છે, તે તો આ કથાને સાંભળીને આશ્ચર્ય પામશે નહિ. ૪૪.

चौ०–इहि विधि सब संशय कर दूरी ॥ शिर धरि गुरु पदपंकज धूरी ॥
पुनि सबही विनवौं कर जोरी ॥ करत कथा जेहि लाग न खोरी ॥ १ ॥
सादर शिवहि नाइ अब माथा ॥ बरणौं विशद रामगुण गाथा ॥
सम्वत सोरहसै इकतीसा ॥ करौं कथा हरिपद धरि शीशा ॥ २ ॥
नौमी भौमवार मधुमासा ॥ अवधपुरी यह चरित प्रकाशा ॥
जेहि दिन रामजन्म श्रुति गावहिं ॥ तीरथ सकल तहां चलि आवहिं ॥३॥
असुर नाग खग नर मुनि देवा ॥ आय करहिं रघुनायक सेवा ॥
जन्म महोत्सव रचहिं सुजाना ॥ करहिं राम कल कीरति गाना ॥ ४ ॥

આ પ્રકારે સર્વ શંકા નિવારણ કરી અને ગુરૂના ચરણકમળની રજને શિર ઉપર ધરીને પુનઃ સર્વને હાથ જોડી વિનતિ કરૂં છું. જેથી કથા કરવામાં કોઇ પ્રકારનો દોષ ન આવે. ૧ હવે તન, મન અને વચને કરીને આ ચરિત્રના મુખ્ય આચાર્ય શ્રીશિવજીને મસ્તક નમાવીને શ્રીરામચન્દ્રજીના ગુણોની કથાનું વર્ણન કરૂં છું. શ્રીમન્નૃપતિ વિક્રમાદિત્ય રાજ્યગત ૧૬૩૧ મા સંવત્‌માં ભગવચ્ચરણારવિન્દને મસ્તક ઉપર ધારણ કરીને કથાનો પ્રારંભ કરૂં છું. ૨ ચૈત્ર માસની[1] ભોમવારયુક્ત નવમીને દિવસે શ્રીઅયોધ્યાપુરીમાં આ કથા બનાવવાનો પ્રારંભ કર્યો છે. જે દિવસે શ્રીરામચન્દ્રજીનો જન્મ થયાનું વેદ નિરૂપણ કરે છે, તે દિવસે સકળ તીર્થો શ્રીઅયોધ્યાપુરીમાં આવે છે. ૩ પ્રહ્લાદાદિ અસુર, તક્ષકાદિ નાગ, ગરૂડાદિ પક્ષી, નારદાદિમુનિ, ઇન્દ્રાદિ દેવતા અને મનુષ્ય સર્વ આ-

---

થાય છે. જેમ પરઇશ્વરથી સ્વાયંભુવમનુ, અને વ્યુહથી બ્રહ્માદિક, વ્યાપકથી પ્રહ્લાદ, અને દ્રૌપદીએ પ્રકટ કર્યા અને અર્ચાથી વિષ્ણુયશ પ્રકટ કરશે.

૧ ચૈત્ર મહિનો, મંગળવાર અને નવમી તિથિ જોતિષની રીતથી મંગળકારી નથી. એ શંકાનું સમાધાન એ છે કે–નવમી તિથિથી શક્તિનું આલંબ, મંગળવારથી હનુમાન્‌જીનું આલંબ અને ચૈત્ર માસથી શ્રીરઘુનાથજીનું આલંબ છે અને એ ત્રણેના ગોસ્વામી શ્રી તુળસીદાસજી ઉપાસક છે, અને ચૈત્રની રામનવમીએ શ્રી રઘુનાથજીનો જન્મ દિવસ છે.

વીને ભગવદારાધન કરે છે, અને પોતપોતાના સમાજમાં જન્મ મહોત્સવની રચના કરે છે, અને ભગવત્‌ની સુન્દર કીર્તિનું ગાયન કરે છે. ૪

**दोहा—मज्जहि सज्जन वृन्द बहु, पावन सरयू नीर ॥**
**जपहिं राम धरि ध्यान उर, सुन्दर श्याम शरीर ॥ ४५ ॥**

સજ્જનોનાં ટોળાંને ટોળાં પરમ પાવન સરયૂના જળમાં સ્નાન કરે છે, અને સુન્દર મનોહર ભગવત્‌નાં શ્યામ સુન્દર શરીરનું ધ્યાન ધરીને રામ નામ રૂપી મહામંત્રનો જપ કરે છે. ૪૫

**चौ०—दरश परश मज्जन अरु पाना ॥ हरै पाप कह वेद पुराना ॥**
**नदी पुनीत अमित महिमा अति ॥ कहि न सकै शारदा विमलमति ॥ १ ॥**
**राम धामदा पुरी सुहावनि ॥ लोक समस्त विदित जगपावनि ॥**
**चारि खान जग जीव अपारा ॥ अवध तजे तनु नहिं संसारा ॥ २ ॥**
**सब विधि पुरी मनोहर जानी ॥ सकल सिद्धि प्रद मंगल खानी ॥**
**विमल कथा कर कीन्ह अरम्भा ॥ सुनत नशाहिं काम मद दम्भा ॥ ३ ॥**
**राम चरित मानस यह नामा ॥ सुनत श्रवण पाइय विश्रामा ॥**
**मन कर विषय अनल बन जरई ॥ होइ सुखी जो इहि सर परई ॥ ४ ॥**
**राम चरित मानस मुनि भावन ॥ विरचेउ शम्भु सुहावन पावन ॥**
**त्रिविध दोष दुख दारिद दावन ॥ कलि कुचालि कलि कलुष नशावन ॥ ५ ॥**
**रचि महेश निज मानस राखा ॥ पाइ सुसमय शिवासन भाखा ॥**
**तातें राम चरित मानसवर ॥ धरेउ नाम हिय हेरि हरषिहर ॥ ६ ॥**
**कहौं कथा सोइ सुखद सुहाई ॥ सादर सुनहु सुजन मनलाई ॥**

એ સરયૂ ગંગા એવી પાવન છે કે, જે પોતાનાં દર્શન, સ્પર્શન, સ્નાન અને પાનથીજ સમસ્ત પાપોને હરે છે. આ માહાત્મ્ય વેદપુરાણ કહે છે, તે પરમ પાવની માતા સરયૂનો મહિમા અતિ અપાર છે, કે જે મહિમાને વિમળ બુદ્ધિવાળી શારદા પણ કહી શકતી નથી. ૧ [1]અયોધ્યાપુરી રામનું ધામ દેનારી છે, સુશોભિત છે. જે જગપાવનિ પુરીનો મહિમા સર્વ લોકોમાં પ્રસિદ્ધ છે. જગત્‌માં ચાર[2] ખાણના અપાર જીવ છે. એ અપાર જીવોમાંથી કોઈ પણ જીવ અયોધ્યામાં મરણ પામે, તેને સંસારનો ફેરો રહેતો નથી. ૨ સર્વ પ્રકારે પુરીને મનોહર, સિદ્ધિ-

૧ અયોધ્યાપુરીને રામધામદા કહી છે, તેના આ પ્રમાણે પણ અર્થ થાય છે. આ પુરી રામનું જે કોઈ અન્ય ધામ છે, તેને આપવાનું સામર્થ્ય રાખે છે, અર્થાત્ સાકેતપુરીને દેવાવાળી છે, અથવા રામનું ધામ અર્થાત્ શરીર દેવાવાળી છે, જ્યાં સદૈવ રામ અવતાર લે છે, અથવા ધામ અર્થાત્ ઘર દેવાવાળી છે.

૨ સ્વદેજ, અંડજ, ઉદ્ભિજ્જ, અને જરાયુજ.

પ્રદ અને મંગળ મૂળ જાણીને ત્યાં નિર્મળ કથાનો પ્રારમ્ભ કર્યો, કે જેને સાંભળવાથી [1]કામ, મદ અને દમ્ભાદિ સકળ દોષ નાશ પામે છે. ૩ રામચરિત્ર માનસ આ ગ્રન્થનું નામ છે. જેને કર્ણદ્વારા સાંભળતાંજ મનને વિશ્રામ થાય છે; અર્થાત્ પછી મન કયાંય ભટકતું નથી. અને મનરૂપી માતંગ, પંચ વિષય રૂપી અગ્નિના વનમાં બળ્યા કરે છે, જો આ સરમાં આવી પ્રડે તો સુખી થઇ જાય; અર્થાત્ જો ભગવદ્ગુણાનુવાદ સાંભળે, અને મનન કરે તો વિષય વિરક્ત થઈ જાય છે. ૪ રામચરિત્ર માનસ કે જે મુનિ લોકોનાં મનને આનન્દ આપનાર, પરમ પવિત્ર અને સુન્દર છે તેને શિવજીએ રચેલું છે. ત્રણે પ્રકારના દોષ, દુઃખ અને દારિદ્રને ભસ્મ કરનાર, અને કળિયુગની કુચાલોનો તથા તેના સમ્બન્ધી પાપોનો નાશ કરનાર છે. ૫ શ્રીમહાદેવજીએ તેને રચીને પ્રથમ પોતાના મનમાં રાખ્યું હતું, અને પછી સારો સમય પ્રાપ્ત થતાં પાર્વતીજીને કહ્યું હતું. તેથી મહાદેવજીએ પોતાના હૃદયમાં વિચાર કરી પ્રસન્ન થઈ તેનું 'રામચરિત્ર માનસ' એવું ઉત્તમ નામ રાખ્યું હતું. ૬ તેજ શોભાયમાન સુખદાયક કથા હું કહું છું; માટે હે સજ્જનો! આપ મન લગાવીને આદર પૂર્વક સાંભળો.

दोहा—जस मानस जेहि विधि भयो, जग प्रचार जेहि हेतु ॥
अब सोइ कहौं प्रसंग सब, सुमिरि उमा वृषकेतु ॥ ४६ ॥

આ રામ યશ રૂપી માનસ જે પ્રકારે થયું અને જે કારણથી તેનો પ્રચાર સંસારમાં થયો, તે સર્વ પ્રસંગ પાર્વતી અને શિવજી કે જે આ ચરિત્રના મુખ્ય શ્રોતાને વક્તા છે, તેનું સ્મરણ કરીને કહું છું. ૪૬

चौ०—शम्भु प्रसाद सुमति हिय हुलसी ॥ राम चरित मानस कवि तुलसी ॥
करउँ मनोहर मति अनुहारी ॥ सुजन सुचित सुनि लेहु सुधारी ॥ १ ॥
सुमति भूमि थल हृदय अगाधू ॥ वेद पुराण उदधि घन साधू ॥
वर्षहिं राम सुयश बरबारी ॥ मधुर मनोहर मंगलकारी ॥ २ ॥
लीला सगुण जो कहहिं बखानी ॥ सोइ स्वच्छता करै मलहानी ॥
प्रेम भक्ति जो वरणि न जाई ॥ सोइ माधुरता शीतलताई ॥ ३ ॥
सो जल सुकृत शालि हित होई ॥ राम भक्ति जन जीवन सोई ॥
मेधा महिगत सो जलपावन ॥ सिमिटि श्रवण मग चलेउ सुहावन ॥ ४ ॥
भरेउ सुमानस शिथिल थिराना ॥ सुखद शीत रुचि चारु चिराना ॥

કેવળ શ્રીસદાશિવજીની કૃપાથી આવી સુન્દર બુદ્ધિ મારી થઈ છે, નહિતો કયાં

[1] શ્રીરઘુનાથજીનો અવતાર ત્રણના વધને માટે થયો છે. રાવણ, કુમ્ભકર્ણ, અને મેઘનાદ તથા ત્રણેના વધને માટેજ કથાનો આરમ્ભ થયો છે. દંભ–રાવણ, મદ–કુમ્ભકરણ અને કામ મેઘનાદ એ સર્વેનો રામચન્દ્રજીએ ક્રમથી વધ કર્યો, અને આ કથા સાંભળવાથી તે નષ્ટ થઈ જાય છે.

અતિ અગાધ રામચરિત્ર માનસ, અને ક્યાં પરમલઘુ કીડીના સમાન તુલસી કવિ, હું તો મારી બુદ્ધયાનુસાર આ મનોહર ચરિત્રને સરોવરરૂપ કરીને કરૂંછું. જ્યાં મારી ભૂલ જોવામાં આવે, ત્યાં સજ્જન જન સાવધાન ચિત્તથી સાંભળીને પોતેજ સુધારી લેશે. ૧ જેની [1]ભગવદ્ ગુણગાન પરાયણ બુદ્ધિ છે, તેવી સુન્દર બુદ્ધિ તો આ સરોવરનું પૃથિવી તળ છે, અને હૃદય ઉંડું સ્થળ છે. વેદ અને વેદોના ઉત્તર ભાગનાં વિવર્ણ પુરાણાદિ સમુદ્ર છે; પરન્તુ તે જળને સર્વત્ર વરસાવનારા સન્તજનો મેઘ સમાન છે. તે સન્તજન રામ યશરૂપી સુન્દર જળને સુમતિ રૂપી પૃથિવી ઉપર સર્વત્ર વરસાવે છે, તે જળ કેવું છે કે–શ્રવણ રૂપી પીવામાં તો મધુર છે. સમજુની દૃષ્ટિમાં મનોહર છે, અને લોક પરલોકમાં મંગળકારી છે. ૨. સગુણ લીલાનું જે વર્ણન કરવામાં આવે છે, તેજ એ જળની સ્વચ્છતા છે કે જે મેલોની હાનિ કરે છે. વર્ણવી ન શકાય એવી જે પ્રેમ લક્ષણા ભક્તિ છે, તેજ મધુરતા અને શીતળતા છે. ૩ તે જળ પુણ્યાત્મા પુરૂષોરૂપી ડાંગરોને હિતકારી તો હોયજ છે; પરંતુ રામભક્ત જનોનાં તો જીવન પ્રાણ કેવળ તેજ છે. તે પવિત્ર જળ બુદ્ધિરૂપી પૃથિવી ઉપર વરસીને, કર્ણમાર્ગે હૃદયરૂપી ઉત્તમ સ્થળમાં ભરાયું. ૪ તેથી સુન્દર માનસ સરોવર પરિપૂર્ણ ભરાઈ ગયું, અને કેટલાક કાળનું જુનું થયું, ત્યારે શીતળ, રૂચિકારક અને સુખદાયક થયું.

**दोहा–सुठि सुन्दर सम्बाद वर, विरचेउ बुद्धि विचारि ॥**
**ते यहि पावन सुभग सर, घाट मनोहर चारि ॥ ४७ ॥**

[2]બુદ્ધિમાં સારી રીતે વિચાર કરીને જેઓમાં [3]ચાર સમ્વાદ રાખેલા છે, તેજ આ પવિત્ર સુન્દર માનસ સરોવરના મનોહર ચાર ઘાટ છે. ૪૭

**चौ०–सप्त प्रबन्ध सुभग सोपाना ॥ ज्ञान नयन निरखत मन माना ॥**
**रघुपति महिमा अगुण अबाधा ॥ बर्णब सोइ वर बारि अगाधा ॥ १ ॥**
**राम सीय यश सलिल सुधा सम ॥ उपमा बीचि विलास मनोरम ॥**
**पुरइन सघन चारु चौपाई ॥ युक्ति मंजु मणि सीप सुहाई ॥ २ ॥**
**छन्द सोरठा सुन्दर दोहा ॥ सोइ बहुरंग कमलकुल सोहा ॥**
**अर्थ अनूप स्वभाव सुभासा ॥ सोइ पराग मकरन्द सुबासा ॥ ३ ॥**
**सुकृत पुंज मंजुल अलिमाला ॥ ज्ञान विराग विचार मराला ॥**

---

૧ મુકુન્દમાળામાં કહ્યું છે કે—साबुद्धिं विमलेन्दुशंख धवला यामाधवध्यायनी ।

૨ બુદ્ધિવિચાર એટલે કે કર્મ, ઉપાસના, જ્ઞાન, પ્રપત્તિ શરણાગત.

૩ શિવ અને પાર્વતીનો સમ્વાદ. કાકભુશુંડિનો અને ગરૂડનો સમ્વાદ. યાજ્ઞવલ્કયનો અને ભરદ્વાજનો સમ્વાદ તુળસીદાસજીનો અને ભક્ત લોકોનો સમ્વાદ. કેટલાક તુલસીદાસજીનો તથા તેના ગુરૂનો સમ્વાદ પણ કહે છે આ પ્રમાણે ચાર સમ્વાદ છે.

धुनि अवरेब कवित गुण जाती ॥ मीन मनोहर ते बहु भांती ॥ ४ ॥
अर्थ धर्म्म कामादिक चारी ॥ कहब ज्ञान विज्ञान विचारी ॥
नवरस जप तप योग विरागा ॥ ते सब जलचर चारु तडागा ॥ ५ ॥
सुकृती साधु नाम गुण जाना ॥ ते विचित्र जल विहँग समाना ॥
संत सभा चहुँदिशि अँबराई ॥ श्रद्धाऋतु बसंत समगाई ॥ ६ ॥
भक्ति निरूपण विविध विधाना ॥ क्षमा दया द्रुम लता विताना ॥
संयम नियम फूल फल ज्ञाना ॥ हरिपद रति रस वेद बखाना ॥ ७ ॥
औरौ कथा अनेक प्रसंगा ॥ तेह शुक पिक बहु वरण विहंगा ॥

† આ ગ્રન્થમાં જે સાત કાંડ કરેલા છે, તેજ આ રામચરિત્રરૂપી માનસ સરોવરમાં સાત પગથીઆં છે. તે સાતે પગથીઆં રામ યશ રૂપી જળથી પરિપૂર્ણ છે. બાહ્યદૃષ્ટિથી તેની ચિત્રવિચિત્ર રચના જે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણાદિ સિદ્ધાન્ત પૂર્વક રચના થયેલી છે, પણ તે દેખાતી નથી, જ્યારે તેને જ્ઞાન વિચાર રૂપી નેત્રોથી જુવે તો, યથાર્થ જાણવામાં આવે, અને મન અત્યન્ત તેમાં રમે, જે અલૌકિક્ ગુણવાળો અને [1]બાધારહિત જે શ્રીરામચન્દ્રજીનો મહિમા છે, તેજ આમાં સુન્દર અગાધ જળ છે. ૧ શ્રીરામચન્દ્રજી અને શ્રીસીતાજીના યશનું વર્ણન તે અમૃતના સમાન સુન્દર જળ છે, અને વર્ણનમાં જે ઉપમા છે, તે સુન્દર તરંગોનો વિલાસ છે. તળાવના જળની શોભા કમળ વેલીના સમાન છે, તે આ તળાવમાં અતિ સઘન સુન્દર ચોપાઈઓ રૂપી કમળવેલી છે. અને અનેક અનૂપમ જે આ

† આ માનસ દીપિકાથી બીજો આ પ્રમાણે પણ અર્થ થાય છે–સાત કાન્ડ તે આ સરનાં સુન્દર દિવ્ય સાત પગથીઆં છે, શાસ્ત્ર જન્ય જ્ઞાન નેત્રોથી જ્યારે પગથીઆંને જૂવે, ત્યારે યથાર્થ જ્ઞાન થાય, અને મન સુખી થાય, સાતે પગથીઆં રામયશ રૂપી જળથી પૂર્ણ છે. શાસ્ત્ર જ્ઞાન વગર તેને યથાર્થ શી રીતે સમજે, કિંવા જ્ઞાન નેત્રથી સાતે પગથીઆંને જુવે તો મનને પ્રતીતિ થાય. તે શી રીતે કે, બાળકાન્ડમાં સીતારામનો સંયોગ થયો તેજ સાંખ્ય શાસ્ત્ર. અયોધ્યા વૈરાગ્ય એ વૈશેષિક, આરણ્ય, મીમાંસા, કિષ્કિન્ધા યોગ, સુન્દર ન્યાય, લંકાવેદાન્ત અને ઉત્તર સામ્રાજ એ પ્રમાણે જુવે ત્યારે મન માને. સુન્દર ચોપાઈઓ સરની પોયણીઓ છે જેમ સરમાં પોયણીઓ તેમ રામાયણમાં ચોપાઈ તેથી ચોપાઇ રામાયણ કહેવાય છે (પ્રમાણ) पुरयनि सघन चोरजल वेगिनपाइयमर्म । માટે ચોપાઇરૂપી પોયણીઓએ રામસુયશ જળનો વિસ્તાર કરી મૂકયો છે. તેના પારને કોઈ તુરત પામતું નથી, છન્દ સોરઠા સુગમ છે સુકૃત્ય કરવાવાળાનાં સુકૃત વૃન્દ સુન્દર ભમરોની પંક્તિ છે અને તે લોકોનાં જ્ઞાન વિરાગ વિવેક હંસ છે સુકૃતિ અને ભ્રમરનો રસ પાનમાં ભરી લીધેલો રંગ નહિ, પણ જ્ઞાન આદિ અને મરાળ–હંસનો શ્વેત રંગ અને સત્ અસત્‌નો વિવેક સાદૃશ્ય લેવો. ત્રણ જાતિના હંસ શાસ્ત્રમાં લખ્યા છે. તેથી જ્ઞાનાદિ ત્રણ કહ્યા. જેનો અર્થ કાવ્યમાં અલક્ષ હોય તે ધ્વનિ કહેવાય છે. જેનો અર્થ અવળો લઇ જવામાં આવે તો અવરેબ કવિત ગુણ, ત્રણ પ્રકાશ આદિથી ચાર જાત, કૌશિકી, ભારતી, આરભટી અને સાત્વિકી તેને વૃત્તિ પણ કહે છે. સાધુ સભા તેજ ચારે દિશામાં આ માનસસરનો આમ્રબાગ છે. બન્ને પરોપકારી અને અમૃત ફળદાતા છે ત્યાં શ્રદ્ધા વસન્ત છે નવધા પ્રેમપરા ભક્તિ.

૧ ઘટે પણ નહિ અને સુકાય પણ નહિ.

કાવ્યમાં [1]સુક્તિ છે તેજ સુન્દર મુક્તામણિની સુન્દર છીપ છે. ૨ અને જે [2]છન્દ, સોરઠા, અને દોહા સુન્દર છે તે અનેક વર્ણનાં અર્થાત્ ધોળાં, પીળાં, લાલ અને કાળાં કમળોની જાતિ અર્થાત્ પદ્મ, ઉત્પળ, કમળ અને કહલાર ઇત્યાદિ શોભે છે. જે અનુપમ અર્થ છે તેજ પરાગ છે અને સુન્દર જે ભાવના છે તેજ મકરન્દ છે, અને જે ઉત્તમ ભાષા છે તેજ સુગન્ધ છે ૩ અને જેમ કમળોની શોભા ભ્રમર અને હંસોથી થાય છે, તેમ અહિ સુકૃતી જનોના સમૂહ, તે કમળોના મકરન્દ રસના રસિક ઉજ્વળ વૃન્દ છે. અને તેઓને જ્ઞાન, વૈરાગ્ય, વિચાર હંસ રૂપ છે. ધ્વનિ કવિતાઓ, ગુણી ભૂત વ્યંગવાળી કવિતાઓ, કવિતાના ગુણો, અને કવિતાની જાતિઓ એઓ રૂપી જાતજાતનાં મનોહર મત્સ્યો [3]છે. ૪ જેમ માનસમાં અનેક જળ જન્તુઓ છે તેમ આમાં ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જ્ઞાન, વિજ્ઞાનના વિચારો, નવરસો, જપ, તપ, યોગ અને વૈરાગ્ય એઓ રૂપી સુન્દર જળચરો છે. ૫ માનસમાં જાતજાતનાં વિચિત્ર જળપક્ષી છે, તેમ આમાં સુકૃતી અને સાધુજન કે જેઓ નામ અને ગુણને ગાયા કરે છે તેજ અનેક જાતનાં જળચર પક્ષિઓ છે. અને સન્તજનોની સભા તે આ તળાવની ચારે-દિશાઓમાં આંબાઓની ઘટા છે, તેમાં શ્રદ્ધા વસન્તૠતુના સમાન છે. ૬ ભક્તિનું નિરૂપણ જે અનેક પ્રકારે કરેલું છે; અર્થાત્ કયાંય નવધા કયાંય પ્રેમા, કયાંય પરાભક્તિનું નિરૂપણ કરેલું છે તે અને ક્ષમા, દયા અને દમ એ સર્વ લતાઓના ઘેરાવો છે, સંયમ નિયમાદિ તો આંબાઓની ઘટાઓનાં પુષ્પ સદૃશ છે. જ્ઞાનરૂપી ફળ છે અને ભગવચ્ચરણારવિન્દોમાં જે અહેતુકી પ્રીતિ છે તેને આ જ્ઞાન રસનો સાર વેદ કહે છે. ૭ બીજી અનેક પ્રાસંગિક કથાઓ રૂપી પોપટ તથા કોયલ વિગેરે રંગ રંગના જળચર પક્ષીઓ છે.

**दोहा—पुहुप बटिका बाग बन सुख सुविहंग विहारु ॥**
**माली सुमन सनेह जल, सींचत लोचन चारु ॥ ४८ ॥**

પ્રસન્નતાથી શરીરમાં જે રોમાંચો થાય તે ફુલવાડી છે, તે રોમાંચ થવાથી કથા શ્રવણ કરવી તે બાગ છે અને શ્રવણ કરવામાં જે પોતાનું ભૂલી જવું તે વન છે તેમાં સુખરૂપી પક્ષી વિહાર કરે છે. સુન્દર મન માળી છે, સ્નેહનું જળ સિંચવાને નેત્રરૂપી ઘડા છે.[4] ૪૮

---

૧ સુક્તિ થોડી કિમ્મતની છીપ છે; પરન્તુ તે રામયશ રૂપી મોતીને પ્રકટ કરે છે, તેથી અમૂલ્ય છે.

૨ ચોપાઈઓને કમળવેલી, અને દોહા, છંદ, સોરઠાદિને કમળ કહ્યાં તેનો આશય એ છે કે, તે સર્વ ચોપાઈથી નિકળે છે અને એ છે કે ચોપાઈ સોળ માત્રાની છે તે વેલી ઠરી, અને તેથી વધારે દોહા અને સોરઠાની ચોવીશ માત્રા અને છન્દ તો તેથી પણ વિશેષ માત્રાના છે એ માટે તેઓને કમળ કહેલ છે, જે કમળવેલીના ઉપર રહે છે અને કમળવેલી સઘન હોય છે, તેમ ચોપાઇ પણ આ કાવ્યમાં સઘન છે અને દોહા, સોરઠાદિ વચમાં વચમાં રાખેલા છે.

૩ મત્સ્યાદિ જળ વગર દેખાતાં નથી તેમ આની વાર્તા વિચાર વગર સમજવામાં આવતી નથી.

૪ पुलक ને સ્થળે કેટલીક ચોપાઇમાં पुष्प શબ્દ છે તેથી એમ પણ અર્થ થાય છે કે, આવું

चौ०–जे गावहिं यह चरित सँभारे ॥ ते यहि ताल चतुर रखवारे ॥
सदा सुनहिं सादर नर नारी ॥ ते सुरवर मानस अधिकारी ॥ १ ॥
अतिखल जे विषयी बक कागा ॥ इहि सर निकट न जाहिं अभागा ॥
शंबुक भेक शिवार समाना ॥ इहां न विषय कथा रस नाना ॥ २ ॥
तेहि कारण आवत हिय हारे ॥ कामी काक बलाक विचारे ॥
आवत इहि सर अति कठिनाई ॥ राम कृपा बिनु आइ न जाई ॥ ३ ॥
कठिन कुसंग कुपंथ कराला ॥ तिनके वचन व्याघ्र हरि व्याला ॥
गृह कारज नाना जंजाला ॥ तेइ अति दुर्गम शैल विशाला ॥ ४ ॥
वन बहु विषय मोह मद्माना ॥ नदी कुतर्क भयंकर नाना ॥

જે વિદ્વદ્જન આ ચરિત્રને મહા સાવધાનપણાથી અને ચોકસાઇથી કહે છે[1] તેઓ આ માનસ સરોવરના [2]ચતુરરક્ષકો છે. જે પુરૂષો કે સ્ત્રીઓ સર્વદા આદરથી શ્રવણ કરે, તેઓ આ માનસ સરોવરના અધિકારી ઉત્તમ દેવતાઓ છે. ૧ અતિ દુષ્ટ જે પંચવિષયાક્ત બગલા, અને કાગડાના સમાન જે વિષયી ખળ પુરૂષો છે, એવા અભાગીઆઓ આ પરમપાવન સરોવરના સમીપમાં જતાજ નથી અનેક પ્રકારની વિષયોની કથાના રસો કે જેઓ શંખલા, દેડકા તથા શેવાળ સમાન છે તેઓ આ માનસ સરોવરમાં છેજ નહિ. ૨ બિચારા કામી લોકો રૂપી કાગડાઓ તથા બગલાઓ ઉપર કહેલું શંખલાં તથા દેડકાં વિગેરે પોતાનું ભક્ષ્ય નહિ હોવાથી હૃદયમાં હારી જઇને આ સરોવરમાં આવતાજ નથી. આ સરોવરની સમીપમાં આવવું અતિ કઠણ છે. શ્રીરામચન્દ્રજીની કૃપા વગર આવી શકાય તેમ નથી. ૩ મહા કઠિણ કુસંગ તેજ હિમાલય પર્વતનો મહાકાળ ઉતાર તથા ચડાવનો કઠિણ કરાળ માર્ગ છે. અને તેઓનાં ભયદાયક[3] વચન કે—'હે ભાઈ! કથા સાંભળશો તો તમને અવશ્ય નરક મળશે; કેમકે હાલતો તમે અંજાણતાં પાપ કરોછો, અંજાણપણાનો દંડ હોતો નથી. અને જ્યારે તમે કથા સાંભળીને પાપ કરશો તો નરકમાં પડશો! ઈત્યાદિ જે વચન તેજ મહા ભયંકર વ્યાઘ્ર, સિંહ અને સર્પોના સમાન છે. અને ઘરનાં કામ જે અનેક જંજાળ છે, કે જે છોડી શ-

---

જે આ રામચરિત્ર રૂપી માનસ સરોવર છે તેની ચારે કોર પુષ્પ વાટિકા, બાગ અને વન છે, તેમાં આનન્દરૂપ સુવિહંગ એટલે, પોપટ, કોયલ, ચાતક, ચકોર અને મયૂરાદિનું વિહાર સ્થાન છે અને સુન્દર મનરૂપી જે માળી છે, તે સ્નેહ જળ, નેત્ર જળાશયથી એ સર્વને સીંચે છે.

૧ नाना पुराण निगमागम् समंतम् એ શ્લોકાનુસાર સર્વનો સિદ્ધાન્ત જ્યાં આ ગ્રન્થમાં છે અને વેદમત, લોકમત અને પૂર્વાપર સમ્બન્ધ વિરોધ અને કાવ્ય દોષ વિચારીને કહેવું એ સાવધાની, અને સર્વત્ર જોવું કે કોઇએ આ ગ્રન્થમાં પોતાની ચાતુર્યતાથી ચોપાઇ વા છન્દ, સોરઠાદિ ઉમેરીને આની સુન્દર રચનાની સામ્યતાને બગાડી તો નાખી નથી એજ જોવાનું છે.

૨ ચતુર કહેવાથી ચારનો બોધ થાય છે. જ્ઞાન, ઉપાસના, કર્મ અને દૈન્યના ક્રમથી ચાર રક્ષક છે, શિવજી, કાકભુશુન્ડિ, યાગવલ્કયજી અને ગોસ્વામી શ્રીતુલસીદાસના ગુરૂ.

૩ ગુરૂ અને પિતાનાં વચન સિંહ છે, ભાઇનાં વચન વ્યાઘ્ર છે અને સ્ત્રી તથા પુત્રનાં વચન સર્પ છે.

કાતાં નથી; તેજ મહા દુર્ગમ જે ચડવાને અશકય એવા અતિ ઉંચાં હિમાલયનાં શિખર સમાન છે. ૪. પુત્ર, મિત્ર અને કલત્ર વિગેરેનું જે મોહ બન્ધન અને વિદ્યા ધન, અને ઐશ્વર્યનો મદ, વર્ણાશ્રમ જાતિ કુળનું અભિમાન તેજ મહા અગાધ વિષમ વન છે, અને અનેક પ્રકારના [1]કુતર્કો રૂપી ભયંકર નદીઓ છે.

दोहा—जे श्रद्धा शम्बल रहित, नहिं संतनकर साथ ॥
तिन कहँ मानस अगम अति, जिनहिं न प्रिय रघुनाथ ॥ ४९ ॥

જે મન્દ ભાગ્યવાળાને [2]શ્રદ્ધારૂપી ખરચી નથી, સત્સંગ નથી, અને જેને શ્રીરામચન્દ્રજીમાં પ્રીતિ નથી, એવાને આ માનસ સરોવર અતિ અગમ છે. ૪૯

चौ०—जो करि कष्ट जाइ पुनि कोई ॥ जातहि नींद जुडाई होई ॥
जडता जाड विषम उर लागा ॥ गयहु न मज्जन पाप अभागा ॥ १ ॥
करि न जाइ सर मज्जन पाना ॥ फिरि आवै समेत अभिमाना ॥
जो बहोरि कोउ पूजन आवा ॥ सरनिंदा करि ताहि सुनावा ॥ २ ॥
सकल विघ्न व्यापहिं नहिं तेही ॥ राम कृपा करि चितवहिं जेही ॥
सोइ सादर सर मज्जन करहीं ॥ महा घोर त्रय ताप न जरहीं ॥ ३ ॥
ते नर यह सर तजहिं न काऊ ॥ जिनके राम चरण भल भाऊ ॥
जो नहाइ चह इहि सर भाई ॥ सो सतसंग करै मन लाई ॥ ४ ॥
अस मानस मानस चखु चाही ॥ भइ कवि बुद्धि विमल अवगाही ॥
बढ्यो हृदय आनंद उछाहू ॥ उमगेउ प्रेम प्रमोद प्रबाहू ॥ ५ ॥
चली शुभग कबिता सरितासों ॥ राम विमल यश जल भरितासों ॥
सरयू नाम-सुमंगल मूला ॥ लोक वेद मत मंजुल कूला ॥ ६ ॥
नदी पुनीत सुमान सनंदिनि ॥ कलिमल तृणट तरु मूल निकंदिनि ॥

કદાચિત્ કોઈ કષ્ટ સહન કરીને તેની પાસે ચાલ્યો પણ જાય છે, તો જતાંજ તેને નિદ્રારૂપી શરદી ઘેરી લે છે.[3] જ્યારે હૃદયમાં જડતારૂપી મહાદારૂણ ટાઢ લાગે છે, ત્યારે તે મન્દભાગી ત્યાં ગયા છતાં પણ સ્નાન કરવા પામતો નથી. ૧ ભાગ્ય વગર તે સરોવરમાં સ્નાન કે પાન કરી શકાતું નથી. અભિમાનને લીધે ત્યાંથી જેવા ગયા હતા, તેવા પાછા આવે છે, જો કદાચિત્ કોઈ પૂછવા આવે

૧ પરલોક શું છે ? કોણે જોયલ છે ? કોને પરલોકનો પત્ર આવ્યો છે ? આ સર્વ દન્તકથા છે. અમે તો કોઇને કથા સાંભળીને સ્વર્ગથી વિમાન આવ્યું હોય તે જોયું નથી એવા કુતર્કો રૂપી નદીઓ.

૨ સરસ્નાનમાં શ્રદ્ધારૂપી ખરચીની સાથે તીર્થભક્તિ અને તે પ્રમાણે રામકથામાં શ્રદ્ધા રૂપી સત્સંગ અને ભગવદ્ ભક્તિ એ ત્રણે મુખ્ય છે.

૩ કથા સાંભળતાં નિદ્રા ઘેરી લે છે.

કે તમે માનસ સરોવર ઉપર ગયા હતા, તે ત્યાં સ્નાન કર્યું વા જળપાન કર્યું? તે કેવું છે? તે અમને કહો. આમ કોઇ પ્રશ્ન કરે ત્યારે તે મન્દભાગી ખળ પોતે નાહ્યો નહિ, સ્વાદ લીધો નહિ તે ખળ તેને સરોવરની નિન્દા સંભળાવે છે. ૨ જેના ઉપર શ્રીરામચન્દ્રજી કૃપા કટાક્ષ વડે જૂવે છે, તેને સકળ વિઘ્નોમાંથી એક પણ બાધા કરી શકતું નથી.[1] અને તે આનન્દ પૂર્વક શ્રદ્ધાસહ નિરન્તર સ્નાન કરીને મહાઘોર, [2]દૈહિક્ અને ભૌતિક્ કે જે ત્રણ તાપ છે તેનાથી બળતો નથી. ૩ જેનો ભગવચ્ચરણારવિન્દમાં પરિપૂર્ણ પ્રેમ છે, એવા સુકૃતશીલ નર તો આ માનસ સરોવરને કદિ પણ ત્યજતા નથી. હે ભાઈ! જે કોઈ આ સરોવરમાં નાહવા ઇચ્છે તેણે મન લગાવીને સત્સંગ કરવો જોઈએ. ૪ [3]આવાં સુન્દર સોહામણા પવિત્ર આ માનસ સરોવરને હૃદયનાં નેત્રો અર્થાત્ જ્ઞાન વિચારના નેત્રોથી જોઈને અવગાહન કરવાથી કવિની બુદ્ધિ નિર્મળ થઈ તેથી હૃદયમાં જે આનન્દોત્સાહ થયો તેવડે તેને પ્રેમાનન્દનો પ્રવાહ ઉછળવા લાગ્યો; અર્થાત્ હૃદયમાં સમાઇ શકયો નહિ. ૫ તેથી કરી તે અગાધ હૃદય કે જે રામસુયશ રૂપી જળથી પરિપૂર્ણ છે; તેમાંથી કવિતા રૂપી સુન્દર નદી વહેવા લાગી, કે જે નદી શ્રી રામચન્દ્રજીના નિર્મળ સુયશ રૂપી જળથી પરિપૂર્ણ છે. [4]સરયૂ એવું જેનું નામ છે અને મંગળ મૂળ છે અને લોકમત તથા વેદમત એ બન્ને અતિ ઉજ્જવળ જેના તટ છે. ૬ આ કીર્તિરૂપી નદી પરમ પવીત્ર છે, કેમકે તે રામસુયશ રૂપી સુન્દર માનસ સરોવરની પુત્રી છે અને સમસ્ત કળિયુગના જે મળો કે જે કીનારાના ઝાડ સમાન છે તેનાં મૂળનો નાશ કરનાર છે.

**दोहा–श्रोता त्रिविध समाजपुर, ग्राम नगर दुहुँकूल ॥**
**संत सभा अनुपम अवध, सकल सुमंगल मूल ॥ ५० ॥**

ત્રણ પ્રકારના શ્રોતાઓ મુક્ત, મુમુક્ષુ અને વિષયીનો જે સમાજ છે, તેમાં વિષયી જેની બાહુલ્યતા છે, તે નગર છે, અને તેનાથી ન્યૂન મુમુક્ષુ તે પુર છે. અને બહુજ થોડા જે મુક્ત છે તે ગામ છે. અને તેઓ આ કવિતા નદીના બન્ને કિનારે વસેલા છે અને તેમાંથી અનુપમ જે સન્તની સભા છે; તેજ સકળ શુભ મંગળ રઘુનાથજીની જન્મ ભૂમી અયોધ્યા છે. ૫૦

---

૧ पंगुंलघयतेगिरिं ।

૨ કામ ક્રોધાદિક્ અધ્યાત્મ તાપ કહેવાય છે. જ્વરાદિક્ આધિભૌતિક્ તાપ કહેવાય છે, અને સર્પાદિ તથા અતિવૃષ્ટિ આધદૈવિક્ તાપ કહેવાય છે.

૩ પ્રથમ ૩૫ દોહામાં લખ્યું છે કે–जसमानस जेहि विधिभयउ जगप्रचार ओहिहेतु । એવું આ માનસ છે, અને જે પ્રકારે થયું એ બન્ને પ્રસંગ કહ્યા, હવે જગપ્રચારનો હેતુ કહે છે. આવાં માનસને મનની આંખોથી જોઈને બુદ્ધિ કવિ થઈ; અર્થાત્ જે રૂપ જોયું તેની વક્તા થઇ, અને સ્નાન કરી વિમળ થઇ ગઇ.

૪ સરયુ માનસ સરોવરમાંથી નિકળી છે. અને જે સરોવરમાંથી નીકળે તે સરયૂ.

चौ०–रामभक्ति सुरसरि तहँजाई ॥ मिली सुकीरति सरयु सुहाई ॥
सानुज राम समरयश पावन ॥ मिलेउ महानद शोण सुहावन ॥ १ ॥
युगबिच भक्ति देवधुनि धारा ॥ सोहति सहित सुविरति विचारा ॥
त्रिविध ताप त्रासक त्रिमुहानी ॥ रामस्वरूप सिंधु समुहानी ॥ २ ॥
मानस मूल मिली सुरसरिही ॥ सुनत सुजन मन पावन करिही ॥
बिच बिच कथा विचित्र विभागा ॥ जनु सरि तीर तीर वन बागा ॥ ३ ॥
उमा महेश विवाह बराती ॥ ते जलचर अगणित बहु भांती ॥
रघुबर जन्म अनन्द बधाई ॥ भँवर तरंग मनोहरताई ॥ ४ ॥

કીર્ત્તિ રૂપી સરયૂ, સન્ત સભારૂપી અયોધ્યાથી શ્રીરામભક્તિ રૂપ શ્રીગંગામાંજઈને મળી, અર્થાત્ સુકીર્ત્તિ એટલે બાલ, અયોધ્યાકાન્ડની શાન્તકીર્ત્તિ સરયૂગંગાને ઉત્તર દિશા તરફથી આવીને મળી, અને શ્રીરામ–લક્ષ્મણ આરણ્યથી લકાંકાંન્ડ પર્યન્ત મહાઉગ્ર યુદ્ધ યશ દક્ષિણ દિશાથી સોહામણો શોણભદ્ર તે શ્રીરામયશ પાવન ભક્તિ ગંગામાં જઈ મળ્યો, એ બન્ને કીર્ત્તિ ભગવદ્ ભક્તિને આપનારછે. જે એમાં પડશે, તે રામભક્તિ રૂપી ગંગાને પ્રાપ્ત થઇને રામ સમુદ્રને પામશે. ૧ જેમ જ્ઞાન અને વૈરાગ્યના વચમાં ભક્તિ શોભે, તેમ એ બન્નેના વચમાં ગંગાની ધાર શોભે છે. આ પ્રમાણે રામભક્તિ રૂપી ગંગા ત્રિવિધ તાપ નાશક, ત્રણ મુખવાળી થઇને રામસ્વરૂપ સમુદ્રમાં સમાણી. ૨ માટે +કીર્ત્તિ સરયૂને માનસ મૂળ કહી, અર્થાત્ માનસસરોવરથી લઈને રામભક્તિ રૂપી ગંગા પર્યન્ત સાંભળતાંજ સુજનોનાં મનને પાવન કરેછે. [2]વચમાં વચમાં જે અનેક ઇતિહાસછે, તે આ નદીના કીનારા ઉપરનાં વન તથા બાગ છે. ૩ શિવ પાર્વતીના વિવાહના દેવ, યક્ષ, ભૂત, પ્રેત અને પિશાચાદિ અનેક જાતિના જે જાનૈયા તે નાનાપ્રકારનાં જળચરછે. શ્રીરામચન્દ્રજીના જન્મની જે આનન્દની વધામણીછે, [3]તેજ મનને હરવાવાળા નદીના જળ ભ્રમર અને તેના તરંગોની મનોહરતા છે; અથવા વધાઈ મનોહર તરંગછે.

+ હવે અહિથી પુનઃ શ્રીરામ સુકીર્ત્તિ સરયૂનું વર્ણન કરેછે.

૧ આ સરયૂ નામની કવિતા રૂપી નદીનો પિતા રઘુનાથજીના ચરિત્ર રૂપી માનસસરોવરછે, અને ગંગામાં મળી તેથી તેનો આદિ–અન્ત શુદ્ધછે. તે સાંભળવાવાળાઓને સુજન અને તેઓના મનને પાવન કરી દેશે. સુજનના બે અર્થ થાયછે. એક પોતાનાં જન અને બીજો સુન્દર જન.

૨ આ કાવ્ય નદીમાં વચમાં વચમાં વિચિત્ર કથા પ્રસંગોપાત કહેવામાં આવીછે. તે કથાઓ. સતીનો મોહ, સતીનો દેહત્યાગ, નારદને મોહ, પ્રતાપભાનુરાજાની કથા, રાવણનો જન્મ, રાવણનો દિગ્વિજય, એ વન રૂપ દુઃખદાયીછે. અને યાજ્ઞવલ્કય ભરદ્વાજનો સમ્વાદ, પાર્વતીનો જન્મ, પાર્વતીજીનું તપ, શંકરપાર્વતીનો વિવાહ, શંકરપાર્વતીનો સમ્વાદ, સ્વાયંભૂવ અને સત્યરૂપાની કથા એ બાગ રૂપછે. આ પ્રમાણે સર્વ મળીને ૧૨ કથા રામચરિત્ર વગરછે.

૩ મનહરણ ભ્રમર એ માટે કહ્યા કે, તે મનને પોતાનામાં ડૂબાવી દેછે, અને વધાઇને તરંગ એ માટે કહેલછે કે તે બહારજ રહેછે.

दोहा—बालचरित चहुँ बंधुके, वनज विपुल बहुरंग ॥
नृपरानी परिजन सुकृत, मधुकर वारि बिहंग ॥ ५१ ॥

ચારે ભાઈઓનાં બાલચરિત્ર ઘણાં છે, તે નાનાપ્રકારનાં રંગના કમળોછે. અને રાજા રાણીનાં સુકૃત તે ભ્રમરછે, કે જે પુત્રોનાં મુખકમળનું ચૂમ્બન કરે-છે, અને પુરવાસિયોનાં સુકૃત જળ પક્ષીછે. અને તેઓ મુખ ચૂમ્બનને જોઈ આનંદ પામેછે, તેજ તે કમળરસનું ટપકવુંછે. ૫૧.

चौ०—सीय स्वयम्बर कथा सुहाई ॥ सरित सुहावनि सो छविछाई ॥
नदी नाव पटु प्रश्न अनेका ॥ केवट कुशल उतर सविवेका ॥ १ ॥
मुनि अनुकथन परस्पर होई ॥ पथिकसमाज सोह सरि सोई ॥
घोरधार भृगुनाथ रिसानी ॥ घाट सुबन्ध राम वरबानी ॥ २ ॥
सानुज राम विवाह उछाहू ॥ सो शुभ उमँग सुखद सब काहू ॥
कहत सुनत हर्षहिं पुलकाहीं ॥ ते सुकृती जन मुदित नहाहीं ॥ ३ ॥
रामतिलक हित मंगलसाजा ॥ पर्व योग जनु जुरेउ समाजा ॥
काई कुमति कैकयी केरी ॥ परी जासु फल विपति घनेरी ॥ ४ ॥

[1]સીતાજીના સ્વયંવરની સુન્દર કથા એ આ સરયૂની છાઈ રહેલી ઉત્તમ શોભા-છે. આમાં જે પ્રશ્ન કર્ત્તાઓનાં પ્રશ્ન[2]છે તે નદીનાં વાહાણછે અને તે પ્રશ્નોનો વિવેક સહ જે [3]પ્રત્યુત્તરછે, તેજ પરમ પ્રવીણ ખલાસીઓછે. ૧ અને જે શ્રીરામ લક્ષ્મણની સુન્દરતાને જનક પુરવાસી જોઈ તથા સાંભળીને ઘરોઘર [4]અનુકથન કરેછે, તેજ આ-નદી ઉપર પ્રવાસીઓનો સમાજછે. મહાઉગ્ર જે પરશુરામજીનો ક્રોધછે, કે જેના [5]ભયથી સર્વ રાજાઓ વ્યાકુળ થઈ ગયા હતા, તે આ નદીનો ઘોર પ્રવાહ છે. અને [6]રામ લક્ષ્મણની નિર્ભય વાણી ઈત્યાદિ આ નદીના સુન્દર ઘાટછે. ૨ ત્રણ ભાઈઓ સહ શ્રીરામચન્દ્રજીનો વિવાહોત્સવ તે સર્વને સુખદાયક આ નદિનો વેગછે. જે એ વિવા-હની કથાને કહેતાં તથા સાંભળતાં હર્ષ પામેછે, તે જાણે સુકૃતી જીવ પ્રસન્ન મનથી નહાયછે. ૩ શ્રીરામચન્દ્રજીના રાજ્યાભિષેકાર્થ જે મંગળ સાજછે તે જાણે પર્વ યો-

૧ 'चले राम लक्ष्मण मुनि संगा' ત્યાંથી તે 'रघुवर उरजय माल देखि देव वर्षहिं सुमन' ત્યાં સુધી.

૨ कहहुनाथ सुन्दर दोउ बालक । मुनि कुलतिलक कि नृपकुलपालक । सखि सब कौतुक देखन हारे । जेउ कहावत हितू हमारे-ઈત્યાદિ.

૩ ये प्रिय सबहिं जहां लगि प्रानी અને तेजवन्त लघुगनियनरानी ઇત્યાદિ.

૪ बरणत छबि जहँ तहँ सबलोगू ઈત્યાદિ.

૫ अपडर उतर देत नृप नाहीं ઈત્યાદિ.

૬ मिले न कतहुँ सुभट रणगाढे અને कालहुडरहिं नरण रघुबंशी ઇત્યાદિ.

ગનો સમાજછે. અને કૈકેયીની કુમતિ રૂપ ફળ સર્વની વિપત્તિનું મૂળ કારણછે. ૪

**दोहा–शमन अमित उत्पात सब, भरत चरित जप याग ॥**
**कलि अघ खल अवगुण कथन, ते जल मल बक काग ॥ ५२ ॥**

વિપત્તિ પડવાથી જે અનેક અપરિમિત[1] ઉત્પાત્ત થયાછે, તેનો નાશ કરવાને માટે ભરતજીનાં ચરિત્ર જપ તથા યાગછે. કળિયુગના સ્વરૂપનું, તેના દોષોનું તથા ખળલોકોના દુર્ગુણોનું કથન તે આ નદીમાં શૈવાળ, બગલા તથા કાગડાછે. પર

**चौ०–कीरति सरित छहूँ ऋतु रूरी ॥ समय सुहावनि पावनि भूरी ॥**
**हिम हिमशैल सुता शिव व्याहू ॥ शिशिर सुखद प्रभु जन्म उछाहू ॥ १ ॥**
**वर्णब रामं विवाह समाजू ॥ सो मुदमंगलमय ऋतूराजू ॥**
**ग्रीषम दुसह राम वनगवनू ॥ पंथकथा खर आतप पवनू ॥ २ ॥**
**वर्षा घोर निशाचर रारी ॥ सुर कुल शालि सुमंगल कारी ॥**
**राम राज्य सुख विनय बडाई ॥ विशद सुखद सोइ शरद सुहाई ॥ ३ ॥**
**सती शिरोमणि सिय गुणगाथा ॥ सोइ गुण अमल अनूपम पाथा ॥**
**भरत स्वभाव सुशीतलताई ॥ सदा एकरस वरणि न जाई ॥ ४ ॥**

આ કીર્ત્તિ રૂપી સરિતા છએ ઋતુઓમાં સુન્દરછે, અને પ્રત્યેક્ સમય સોહામણી અને પવિત્રતા આપનારીછે. શિવ પાર્વતીના વિવાહમાં હિમાલયની કથાછે, તેથી પ્રથમ હેમન્ત ઋતુ[2] કહીછે, અર્થાત્ શિવ પાર્વતીના વિવાહની કથા હેમન્ત ઋતુની આગળ, પ્રભુના જન્મની કથા તે સુખદાયક શિશિર ઋતુછે. ૧ રામ વિવાહનો સમાજ તે આનન્દ મંગળ રૂપ [3]ઋતુરાજ વસન્તછે. મહાદુસ્સહ શ્રીરામચન્દ્રજીની-

---

૧ રાજમનોરથમાં વિઘ્ન, રામ, લક્ષ્મણ અને જાનકીનું વનગમન, દશરથરાજાનું મરણ, ઈત્યાદિ જે કળિયુગ અને તેના અવગુણ અને ખળની કથા અને તેનાં પાપ, તેજ જળના મળ, બગલા અને કાગડાછે, આ કથા ઉત્તરકાન્ડમાં પ્રસિધ્ધછે.

૨ પ્રથમ હેમન્ત ઋતુ કહેવાનું કારણ એ છે કે, હેમન્ત ઋતુનો પ્રારંભ માર્ગશિર પ્રમથ માસથી છે, તે આ ક્રમથી કે નારાયણ પોતાનાં કેશવાદિ દ્વાદશ નામથી દ્વાદશ મહિનાના સ્વામી અને પૂજ્ય એ કથા દ્વાદશ માસોનાં માહાત્મોમાં પ્રસિદ્ધછે. જેમકે કેશવ–માર્ગશિર્ષ, નારાયણ–પૌષ, માધવ–માઘ, ગોવિન્દ–ફાલ્ગુન, વિષ્ણુ,–ચૈત્ર, મધુસુદન–વૈશાખ, ત્રિવિક્રમ–જ્યેષ્ઠ વામન–આષાઢ–શ્રીધર–શ્રાવણ, હૃષિકેશ–ભાદ્રપદ, પદ્મનાભ–આશ્વિન, દામોદર કાર્ત્તિક, તેમ બીજો એ પણ આશયછે કે–હેમન્ત ઋતુ અને શંકર પાર્વતીના વિવાહનું એક કર્મછે. શ્રીસદાશિવજીના વિવાહમાં ત્રૈલોક્ય કમ્પાયમાન થઇ ગયું હતું તેનું પ્રમાણ આ પ્રમાણે છે કે–भयो कोपि कांप्यो त्रैलोका, कहे वचन शिशुकपित गाता. એ પ્રમાણે હેમન્તરૂતુમાં સર્વ ધ્રૂજેછે અને શંકર પાર્વતીનો વિવાહ આ કથાના પ્રારંભમાંછે એ માટે પ્રથમ હેમન્ત ઋતુનું વર્ણનછે. પછી રઘુનાથજીનો જન્મોત્સવ શિશરઋતુછે તેનો ગુણ એ છે કે તે ધ્રૂજરાને ઓછો કરેછે. અને વસન્ત આનન્દદાયકના આવાગમનને દર્શાવે છે. ૩ ઋતુરાજ વસન્ત જેનો ગુણ જુના પાનડાં, પુષ્પ વિગેરનો ત્યાગ કરી નવાં પ્રત્યેક વૃક્ષમાં થાય છે, તે પ્રમાણે જુનાં વસ્ત્રાભૂષણ ઉતારીને નવીન રંગરંગનાં તે ઉત્સાહ સમય પહેરાવ્યાં.

વનયાત્રા તે [1]ગ્રીષ્મના સમાન છે. તેમાં માર્ગની કથા તાપ અને તીવ્ર પવન રૂપછે. ૨ રાક્ષસો સાથે જે ભયંકર યુદ્ધ થયેલ છે તે વર્ષા ઋતુછે, જે વર્ષા દેવકુળ રૂપી ડાંગરોનું મંગળ કરવાવાળીછે. શ્રીરામચન્દ્રજીના રાજ્યનું સુખ, વિનય તથા મોટાઇછે, તે નિર્મળ સુખદાતા સોહામણી શરદ્ ઋતુછે. ૩ પતિવ્રતા શિરોમણિ શ્રીસીતાજીના ગુણોનું જે અનુપમ અવર્ણનીય વર્ણનછે; તેજ જળની નિર્મળતા અને સ્વચ્છતા આદિગુણછે. ભરતજીનો સ્વભાવછે; તેજ જળની શીતળતાછે. જે સદા એ પ્રકારે એક રસછે, કે જેનું વર્ણન કરી શકાતું નથી. ૪

दोहा–अवलोकनि बोलनि मिलनि, प्रीति परस्पर हास ॥
भायप भाल चहूँ बंधुकी, जलमाधुरी सुवास ॥ ५३ ॥

ચારે ભાઇઓનું પરસ્પર જોવું, બોલવું, અને મળવુંછે; તે જળની ત્રિવિધ મધુરતાછે. અને તેઓની પરસ્પરની જે પ્રીતિ, હસવું અને ઉત્તમ ભાતૃવાત્સલ્યછે તે જળની ત્રણ પ્રકારની સુગંધછે. ૫૩.

चौ०–आरति विनय दीनता मोरी ॥ लघुता ललित सुबारि न थोरी ॥
अद्भुत सलिल सुनत गुणकारी ॥ आस पियास मनोमल हारी ॥ १ ॥
राम सुप्रेमहिं पोषत पानी ॥ हरत सकल कलिकलुष गलानी ॥
भव श्रम शोषक तोषकतोषा ॥ शमन दुरित दुख दारिद दोषा ॥ २ ॥
काम क्रोध मद मोह नशावन ॥ बिमल विवेक विराग बढावन ॥
सादर मज्जन पान कियेते ॥ मिटत पाप परिताप हियेते ॥ ३ ॥
जिन याहि वारि न मानस धोये ॥ तिन कायर कलिकाल विगोये ॥
तृषित निरखि रविकर भवबारी ॥ फिरहिं मृगा जिमि जीव दुखारी ॥ ४ ॥

મારી અત્યન્ત આર્ત્તિ, વિનતિ અને હીનતા તે આ રામ યશરૂપી સુન્દર શરદ્‌ના જળમાં અતિ લલિત હલકાઇછે; અર્થાત્ જે જળ હલકું હોયછે, તે ગુણકારી હોયછે. વળી એ અદ્ભુત જળ એવું છે કે, કાનરૂપી પડિયા દ્વારા પીવાથી એટલે કે સાંભળવાથી ગુણ આપે છે, અને સંસારની દુરાશા રૂપી તરસ અને મનના વિકારને હરેછે. [2] ૧ સુન્દર રામ પ્રેમને પુષ્ટ કરેછે, અને કળિયુગના સકળ પાપોની

૧ વસન્તના ઐશ્વર્યનો ગ્રીષ્મ ઋતુ નષ્ટ કરેછે તેમ વનની કથાએ વિવાહોત્સવને નષ્ટ કરયો.

૨ આ વૈદ્યકનો પર્યાયછે. જ્યારે મનોમળને હરી લીધો, ત્યારે મળના હરાવાથી રોગીનું શરીર પુષ્ટ થાયછે તેમ અહિ આ વાણીએ રામના પ્રેમને પુષ્ટ કરયો. અને રોગીને પોતાના રોગની ગ્લાનિ થાય, અને શરીર મલીન થઇ જાયછે તો આ જળે ભવરૂપી રોગના રોગીનો મનમાંથી કલિના પાપની ગ્લાનિનું હરણ કરયુંછે. રોગીને ચાલવાથી પરિશ્રમ થાયછે તેમ અહિ સાંસારિક્ વાસનાનો રોગી કે જે જન્મમરણ રૂપી ભવ શ્રમમાં પડેલોછે, તેના તે શ્રમને રામ સુયશરૂપી જળ નિવૃત કરેછે; અને જેમ રોગીને ભોજનમાં સન્તુષ્ટતા થાયછે; તે પ્રમાણેજ ભવરોગીને સાંસારીક્ વ્યવહારથી સંતોષ આપેછે. અને જેમ રોગીએ કોઇ ઇચ્છા કરી, પણ તે તેની ઇચ્છાપૂર્ણ ન થઈ, તો તેથી તેને ક્રોધ ચડેછે, ક્રોધ મદ રૂપછે,

ગ્લાનિને હરે છે. વળી આ રામ સુયશ રૂપી જળ એવું છે કે, ભવશ્રમ એટલે પુનરાવર્ત્તિ નું શોષણ કરનાર અને સન્તોષનું પણ તોષકછે. અને પાપ તથા દુઃખ દારિદ્રના દોષોનો નાશ કરનારછે. ૨ કામ, ક્રોધ, મદ અને મોહાદિકોનો નાશ કરે- છે, અને નિર્મળ જ્ઞાન, વૈરાગ્યને વધારે છે. પ્રીતિપૂર્વક તેમાં સ્નાન તથા તેનું પાન કરવાથી હૃદયના પાપ રૂપી દારૂણ દાહ મટી જાયછે. ૩ જે નિર્ભાગી આ પવિત્ર રામસુયશ જળવડે પોતાના મનને પવિત્ર કરતા નથી, તે મહાક્રૂર કાયર પુરૂષોને ક- ળિકાળે પોતાના ગુલામ કરી રાખ્યાછે; કેમકે જે કોઈ આ અમૃત સરોવરને છોડીને અન્ય સ્થળે પોતાની આશારૂપી તૃષાને શાન્ત કરવા ઇચ્છેછે, તે દુર્બુદ્ધિ જેમ અતિ- તૃષાથી વ્યાકુળ હરિણ મૃગતૃષ્ણાના જળને જોઇને દોડેછે, તેમ મહાદુઃખી થઇને ભ્રમણ કરયાજ કરેછે.[3] ૪

दोहा–मति अनुहारि सुवारि गुण, गणि गण मन अन्हवाय ॥
सुमिरि भवानी शंकरहि, कह कवि कथा सुहाय ॥ ५४ ॥

अब रघुपति पद पंकरुह, हिय धरि पाय प्रसाद ॥
कहौं युगल मुनिवर्य्य कर, मिलन शुभग सम्वाद ५५

મતિ અનુસાર સુન્દર જળછે, તેના સમૂહોનું વર્ણન કરીને અને મન જે રોગી હતું, તે હવે ગુરૂના ચરણની રજ રૂપી સુન્દર ચરણથી આરોગ્ય થઈ ગયું, તેને આ કવિતા રૂપી સરયુમાં સ્નાન કરાવી અને ભવાની તથા શંકરનું સ્મરણ કરી કવિ આ શોભાયમાન કથા કહેછે.[4] હવે રઘુપતિના[5] ચરણ કમળને હૃદયમાં ધારણ કરી અને તેની પ્રસન્નતા પામી, બન્ને શ્રેષ્ટ મુનિયોનું મળવું તથા રામાયણ પૂરિત સુન્દર સ- મ્વાદ કહુંછું. ૫૪–૫૫

भरद्वाज जिमि प्रश्नकिय, याज्ञवल्क्य मुनि पाय ॥
प्रथम मुख्य सम्वाद सोइ, कहिहौं हेतु बुझाय ॥ ५६ ॥

---

તેથી મોહિત થઈ ગયેલછે, તો આ રામ સુયશરૂપી વાણી સંસારી જનોની એ વાર્તાનો નાશ કરનાર છે.

૨ જે જાણી બુઝીને અન્યાય કરે તે, ૩ સર્વ સમ્મત તેજછે. यो वासुदेवा दन्यत्र मोक्षमू प्रार्थयतेऽल्प धीअनि भ्रान्ति सखयोसम् शीत त्राणाय कल्पते।१।वासुदेवपरित्यज्य योऽन्येदव मुऽपासते। तृषितो जाह्नवी तीरे कूपं खनति दुर्मतिः ॥ २ अविस्मितं तं परिपूर्णकामं स्वेनैवलाभेन समप्रशा न्ताम्विनोप सर्पत्यपहि वालिशाः स्वलां गुले नैव तितर्त्ति सिन्धुम् ॥ ३ ॥જેમ કે रघुपति विमुख यतनकरिकोरी।कौनसके भवबन्धन छोरी॥

અહિં ત્રીજી ચતુર્દશી સમાપ્ત થઈ. ૪ માનસ સરોવરના આ દોહા સુધીના નવ દોહાને ગૌરી-શંકર- ના નામથી સમ્પુટ કરી દીધા છે; અર્થાત્ પ્રથમના દોહામાં પણ ભવાની–શંકરનું સ્મરણ કરેલુંછે અને અન્તે પણ એ માટે કે આ નવ દોહા રામાયણનાં બીજ છે. અને શંકર પાર્વતીની રક્ષામાં છે, ૫ શ્રીગોસ્વામી શ્રી તુલસીદાસજી એ ચોપાઇઓની ત્રણ ચતુર્દશીમાં આ ગ્રન્થનાં મંગળાચરણ અને ભૂમિકા- ને પૂર્ણ કરેલછે.

યાજ્ઞવલ્કયમુનિને પામીને ભરદ્વાજ મુનિએ જે રીતે પ્રશ્ન કરયા હતા, તે પ્રમાણે હું પણ પ્રથમ તેઓના તે મુખ્ય સમ્વાદને કારણ સમજાવીને કહુંછું. ૫૬

( આ દોહો ક્ષેપક છે. )

ઇતિ શ્રીરામચરિત્ર માનસે સકલકલિકલુષવિધ્વંસને બાલકાન્ડાન્તર્ગત ભારદ્વાજગોત્રોદ્ભવ વ્યાસ કલ્યાણ કૃત ગુર્જર ભાષાયાં પ્રથમ વિશ્રામ:

## કથાનો પ્રારમ્ભ.

चौ०—भरद्वाजमुनि बसहिं प्रयागा, जिनहिं रामपद अति अनुरागा ॥
तापस शम दम दया निधाना, परमारथ पथ परम सुजाना ॥ १
माघ मकर गत रवि जब होई, तीरथपतिहिं आव सब कोई ॥
देव दनुज किन्नर नर श्रेणी, सादर मज्जहिं सकल त्रिवेणी ॥ २
पूजहिं माधव पद जलजाती, परशि अक्षयवट हर्षित गाता ॥
भरद्वाज आश्रम अतिपावन, परमरम्य मुनिवर मनभावन ॥ ३
तहां होइ मुनि ऋषय समाजा, जाहिं जे मज्जन तीरथराजा ॥
मज्जहिं प्रात समेत उछाहा, कहहिं परस्पर हरिगुण गाहा ॥ ४

શ્રી રામચન્દ્રજીના ચરણ કમળમાં અત્યન્ત પ્રેમવાળા તપસ્વી શાન્તસ્વભાવ, ઇન્દ્રિયજીત્, દયાના ઘર અને પારલૌકિક માર્ગમાં પરમ ચતુર એવા ભરદ્વાજ મુનિ પ્રયાગરાજમાં વસેછે. ૧ માઘ મહિનામાં જ્યારે સૂર્યનારાયણ મકરસક્રાન્તિના થાયછે, ત્યારે સર્વ કોઈ પ્રયાગરાજમાં આવેછે. દેવતા, રાક્ષસ, કિન્નર અને મનુષ્યોનાં ટોળાંને ટોળાં ઘણા આદરપૂર્વક ત્રિવેણીમાં સ્નાન કરેછે. ૨ અને માઘના સ્વામી માધવ ભગવાનનાં ચરણકમળનું પૂજન કરેછે. અક્ષયવટનો સ્પર્શ કરીને શરીરોમાં રોમાંચિત થાયછે. ત્યાં ભરદ્વાજ મુનિનો અતિ રમણીય અને મુનિવરોના મનને આનન્દ આપનારો અતિપવિત્ર આશ્રમછે. ૩ પ્રયાગરાજમાં સ્નાન કરવાને જે મુનિ અને ઋષિ જાયછે, એ લોકોનો સમાજ ભરદ્વાજ મુનિના આશ્રમમાં થયા કરેછે. સર્વ લોકો પ્રાતઃકાળે મહાઉત્સાહપૂર્વક તીર્થરાજમાં સ્નાન કરેછે, અને પછી પરસ્પર હરિભગવાનના ગુણાનુવાદ કહે છે. ૪

दोहा—ब्रह्म निरूपण धर्म विधि, वर्णहिं तत्त्व विभाग ॥
कहहिं भक्ति भगवन्तकी, संयुत ज्ञान विराग ॥ ५७ ॥

એ આ ભગવદ્ ગુણાનુવાદની ચર્ચા કરયા પછી બ્રહ્મનું નિરૂપણ કરનારા ઉત્તરમીમાંસા શાસ્ત્રની, ધર્મનું નિરૂપણ કરનારા પૂર્વમીમાંસા શાસ્ત્રની અને તત્વોના ભા-

ગોનું નિરૂપણ કરનારા સાંખ્યશાસ્ત્રની ચર્ચા કરીને અને જ્ઞાન વૈરાગ્યસહ ભગવદ્ભક્તિનું વર્ણન કરેછે. ૫૭

चौ०—इहिप्रकार भरि मकर नहाहीं, पुनि सब निजनिज आश्रम जाहीं ॥
प्रति सम्बत अस होइ अनन्दा, मकर मज्ज गवनहिं मुनि वृन्दा ॥ १
एकबार भरि मकर नहाये, सब मुनिश आश्रमनि सिधाये ॥
याज्ञवल्क्य मुनि परम विवेकी, भरद्वाज राखेउ पद टेकी ॥ २
सादर चरण सरोज पखारे, अति पुनीत आसन बैठारे ॥
करि पूजा मुनि सुयश बखानी, बोले अति पुनीत मृदु बानी ॥ ३
नाथ एक संशय बड मोरे, करतल वेद तत्त्व सब तोरे ॥
कहत मोहिं लागत भय लाजा, जो न कहौं बड होई अकाजा ॥ ४

આ પ્રકારે તેઓ સર્વ આખી મકરસંક્રાન્તિમાં સ્નાન કરીને પછી સર્વ પોતપોતાના આશ્રમોમાં જાયછે. પ્રતિવર્ષ આ પ્રમાણે આનન્દ થાયછે. મકર સ્નાન કરીને સર્વ મુનિઓનાં ટોળાં પોતપોતાના આશ્રમમાં જવા લાગ્યાં.[1] એક સમય મકરસંક્રાન્તિમાં સ્નાન કરીને સર્વ મુનિશ્વરો પોતપોતાના આશ્રમમાં સિધાવ્યા, તે સમય ભરદ્વાજ મુનિએ ચરણ[2] પકડીને મહાજ્ઞાની યાજ્ઞવલ્કય મુનિને પોતાના આશ્રમમાં રાખ્યા. ૨ મહા આદરપૂર્વક તેના ચરણકમળનું પ્રક્ષાલન કરીને પરમ પાવન વ્યાસાસન ઉપર બેસાડયા. પછી વિધિવત્ પૂજન કરીને ભરદ્વાજમુનિએ યાજ્ઞવલ્કયજીના સુયશનું વર્ણન કર્યું, અને તે પછી અતિકોમળ અને પવિત્ર વાણી બોલ્યા ૩ કે હેનાથ! મને એક મહાસન્દેહછે. અને વેદતત્ત્વ સર્વ તમારા હાથમાંછે; કેમકે ગુહ્ય પરમધર્મછે, તેને જે આપ સમાન ભગવત્ પરાયણ મહાત્મા જેવી રીતે જાણે છે તે પ્રકારે અન્ય જાણી શક્તા નથી.[3] એ માટે મારા મનના સન્દેહને દૂર કરો. ભરદ્વાજ મુનિ કહેછે કે હે મુનિ! મને કહેતાં લાજ[4] અને મહાભય લાગેછે, અને જો નથી કહેતો તો, તેથી મારૂં મહા અશ્રેય થાયછે. ૪

दोहा—सन्त कहहिं अस नीति प्रभु, श्रुति पुराण जो गाव
होइ न विमल विवेक उर, गुरुसन किये दुराव ॥ ५८ ॥

હે પ્રભુ! સન્ત લોકો એમ કહે છે, અને નીતિ પણ એવીજ છે, તથા

---

१ रामब्रह्म परमारथ रुपा ' અયોધ્યાકાન્ડમાં ૨ પ્રેમહઠ કરીને જવા ન દીધા.

૩ શ્રી ભાગવતમાં કહ્યું છે કે. नारायण मराविप्राः धर्म्मं गुह्यं परं विदुः । करुणा साधवः शान्तास्त्वद्विधान तथापरे ॥

૪ લાજ એ માટે કે વૃદ્ધ છતાં પણ આટલું જાણતા નથી ૫ કદાચ આપ જાણો કે ભરદ્વાજ મારી પરિક્ષા લેછે, એ ભય લાગેછે.

વેદ અને પુરાણોમાં પણ એ પ્રમાણેજ કથેલું છે, અને મુનિ લોકો પણ એમજ કહે છે કે, ગુરૂની પાસે કપટ કરવાથી હૃદયમાં નિર્મળ જ્ઞાન થતું નથી. ૫૮

चौ०–अस विचारि प्रगटयो निज मोहू, हरहु नाथ करि जन पर छोहू ॥
रामनामकर अमित प्रभावा, सन्त पुराण उपनिषद गावा ॥ १
सन्तत जपत शम्भु अविनाशी, शिव भगवान ज्ञान गुण राशी ॥
आकर चारि जीव जग अहहीं, काशी मरत परमपद लहहीं ॥ २
सोपि राम महिमा मुनिराया, शिव उपदेश करत करि दाया ॥
राम कवन प्रभु पूछौं तोहीं, कहहु बुझाय कृपानिधि मोहीं ॥ ३
एक राम अवधेशकुमारा, तिनकर चरित विदित संसार ॥
नारि विरह दुख लहेउ अपारा, भये रोष रण रावण मारा ॥ ४

આ પ્રમાણે વિચાર કરીને મારાં મોહ અજ્ઞાનને આપના સમક્ષ પ્રકટ કરૂંછું, તેને હે નાથ! દાસ ઉપર વાત્સલ્ય કરીને નિવારણ કરો.[1] આ પ્રમાણે શ્રીયાજ્ઞવલ્કય મુનિને પ્રાર્થના કરીને ભરદ્વાજમુનિ બોલ્યા કે, મહારાજ મને મહાસંશયછે કે, આ જે રામનામનો અનન્ત પ્રભાવછે, કે જેને નારદાદિમુનિ અને પદ્માદિપુરાણ અને રામતાપિન્યાદિ ઉપનિષદ ગાયછે. ૧ એ રામનામને કેવળ સન્ત લોકોજ જપતા નથી; પરન્તુ નિરન્તર જેને સકળ જ્ઞાન તથા ગુણોના ભંડાર ભગવાન્ અવિનાશી શ્રીશિવજી પણ જપેછે. અને જગત્માં જે ચારપ્રકારની ખાણ્યના જીવછે, તે કાશીમાં મરતાંજ ભગવદ્ધામને પામેછે. ૨ તેપણ શ્રીરામચન્દ્રજીના નામનોજ પ્રભાવછે, કાંઈ કાશીનો મહિમા નથી; કેમકે કાશીમાં જે મરણ પામેછે, તેને મૃત્યુ સમયે શ્રીસદાશિવજી કૃપા કરીને રામતારક મંત્રનો ઉપદેશ કરેછે. માટે હે મુનિરાય! હું આપને પૂછુંછું કે, જે રામનામનો આવો પ્રભાવછે, તેનો નામી રામ કોણછે? હે કૃપાનિધિ! તે મને સમજાવીને કહો. ૩ એક રામ તો શ્રી દશરથજીના પુત્ર હતા, કે જેનું ચરિત્ર વિશ્વવિખ્યાતછે. તેના ચરિત્રને તો સર્વ જાણેછે કે, તેમણે સ્ત્રીના વિરહથી અપાર દુઃખ સહન કર્યું, અને જ્યારે ક્રોધ થયો, ત્યારે યુદ્ધમાં રાવણને માર્યો. ૪

दोहा–प्रभु सोइ राम कि अपरकोउ, जाहि जपत त्रिपुरारि
सत्यधाम सर्वज्ञ तुम, कहहु विवेक विचारी ॥ ५९ ॥

હે પ્રભુ! તે રામ આ નામના નામીછે કે બીજા કોઇછે? જેના નામને

---

[1] અહિ પર્યંન્ત બન્ને મુનિશ્વરોના સમાગમનો પ્રસંગ પૂર્ણ થયો. અને હવે અહિંથી પ્રથમ સમ્વાદનો આરંભછે. કથાનો પ્રથમ પ્રશ્ન રામપદથી પ્રારંભ કરીને અન્તે પણ રામપદ ઉપરજ આ ગ્રન્થરૂપી મહારત્નને રામસમ્પુટમાં રાખેલછે, અર્થાત્ राम नाम कर अमित प्रभावा થી તે त्रिबलागहु मोहिंराम, એ રામસમ્પુટછે.

ત્રિપુરમર્દન શ્રીશિવજી સદૈવ જપ્યા કરેછે. હે મુનિ! આપ સત્યનાધામ અને સર્વજ્ઞછો; માટે વિવેકપૂર્વક વિચાર કરીને મને કહો. ૫૯

चौ०—जैसे मिटै मोह भ्रम भारी, कहहु सो कथा नाथ विस्तारी ॥
याज्ञवल्क्य बोले मुसुकाई, तुमहिं विदित रघुपति प्रभुताई ॥१॥
रामभक्त तुम मन क्रम बानी, चतुराई तुम्हारि मैं जानी ॥
चहहु सुना राम गुण गूढा, कीन्हेउ प्रश्न मनहु अति मूढा ॥२॥
तात सुनहु सादर मनलाई, कहहुँ रामकी कथा सुहाई ॥
महामोह महिषेश विशाला, रामकथा कालिका कराला ॥३॥
रामकथा शशि किरण समाना, सन्त चकोर करहिं तेहि पाना ॥
ऐसेइ संशय कीन्ह भवानी, महादेव तब कहा बखानी ॥४॥

માટે જેમ તે રામની કથાને સાંભળીને મારો આ મહાભારી ભ્રમ મટી જાય, તે કથા આપ મહાવિસ્તાર પૂર્વક કહો; કેમકે મારી એવી તીવ્ર બુદ્ધિ નથી કે, હું સંક્ષેપમાં સાંભળીને સમજી જાઉં.[2] ભરદ્વાજ મુનિનો આ પ્રમાણે પ્રશ્ન સાંભળી, શ્રીયાજ્ઞવલ્કયજીએ હસીને કહ્યું કે, હે મુનિ! આપ પ્રભુ શ્રી રામચન્દ્રજીની પ્રભુતાને સારી રીતે જાણોછો. ૧ આપ[3] મન, વચન અને કર્મે કરીને શ્રીરામચન્દ્રજીના પૂર્ણ ભક્તછો. આપથી શું અંજાણ્યું છે? આ કેવળ આપની ચતુરાઈ મેં જાણી લીધીછે. આપનો ગુપ્ત અભિપ્રાય તો એ છે કે, આપ રામચન્દ્રજીના ગુઢગુણોને સાંભળવા ઇચ્છોછો, પણ તે પ્રકટ ન કરતાં આપે ભોળાબની અતિ મૂર્ખની પેઠે આ પ્રશ્ન કરેલછે ૨ શ્રી યાજ્ઞવલ્કયજી કહેછે કે, હે તાત! જો તમારો એવોજ મનોરથછે, તો હવે તમે મન લગાવીને સાંભળો. હું સુન્દર રામકથા તેનાં કારણો સહ કહુંછું, જે મહા અજ્ઞાનછે કે, જેને લીધે અજ્ઞજીવ ભગવદ્વિમુખ થઇને સર્વથા ભટકયા કરેછે, તે અજ્ઞાનરૂપી પ્રબળ મહિષાસુરછે, અને શ્રી રામચન્દ્રજીની કથાછે તે કરાળ કાલિકાછે, અર્થાત્ જેમ કાલિકાએ મહિષાસુરનો નાશ કરયોછે, તેમ શ્રી રામચન્દ્રજીની કથા અજ્ઞાનનો નાશ કરેછે. ૩ શ્રી રામચન્દ્રજીની કથા ચન્દ્રમાના કિરણોના સમાનછે, કે જેનું સન્તરૂપી ચકોર નિરન્તર પાન કરયા કરેછે, અર્થાત્ જેમ ચકોર ચન્દ્રકિરણનું પાન કરેછે, તેમ સન્તલોકો શ્રીરામકથામૃતનું પાન કરેછે. તમારા સમાનજ સન્દેહ પાર્વતીજીને થયો હતો, ત્યારે તેમનો સન્દેહ શાન્ત કરવા શ્રીમહાદેવજીએ વિસ્તારથી રામની કથા કહી હતી. ૪

दोहा—कहौं स्वमति अनुहार अब, उमा शम्भु सम्वाद ॥
भयउ समय जेहि हेतु यह, सुनि मुनि मिटहिं विषाद ६०

૨ જેમ ભગવદ્ ગીતામાં ધૃતરાષ્ટ્ર રાજાએ સંજયને એકજ પ્રશ્ન કરેલ છે, તેમ આ પ્રકારે આ સમસ્ત કથામાં ભારદ્વાજ મુનિનો પણ એકજ પ્રશ્નછે.

૩ મહર્ષિ આદિ કવિ શ્રી વાલ્મીકિજીના મુખ્ય શિષ્યછો.

હવે હું આપને શિવ–પાર્વતીનો સમ્વાદ જેવી મારી બુદ્ધિ છે, તે અનુસાર કહું છું, તે શ્રવણ કરો. તે સમ્વાદ ક્યારે અને શા માટે થયો હતો, તે પણ કહું છું, કે જે સાંભળવાથી આપના સર્વ વિષાદ મટી જશે. ૬૦

चौ०–एकबार त्रेता युग माहीं शम्भु गये कुम्भजऋषि पाहीं ॥
संग सती जगजननि भवानी, पूजे ऋषि अखिलेश्वर जानी ॥१॥
रामकथा मुनिवर्य बखानी, सुनी महेश परम सुख मानी ॥
ऋषि पूछा हरिभक्ति सुहाई, कही शम्भु अधिकारी पाई ॥२॥
कहत सुनत रघुपति गुणगाथा, कछु दिन तहां रहे गिरिनाथा ॥
मुनिसन बिदा मांगि त्रिपुरारी, चले भवन सँग दक्षकुमारी ॥३॥
तेहि अवसर भंजन महिभारा, हरि रघुवंश लीन्ह अवतारा ॥
पिता वचन तजि राज उदासी, दण्डकबन विचरत अविनाशी ॥४॥

એકવાર અર્થાત્ કોઈ કલ્પના કોઈ ત્રેતાયુગમાં જગજનની એટલે ભગવત્ પરાશક્તિ સંભૂતા જગદમ્બિકા દક્ષાત્મજા સતીસહ શ્રી શિવજી અગસ્ત્ય મુનિના આશ્રમમાં પધારયા, ત્યાં અગસ્ત્ય મુનિએ, શિવજીને વિશ્વેશ્વર જાણીને વિધિપૂર્વક પૂજન કર્યું. અને શિવજીને પ્રસન્ન કરવાને માટે મુનીવર્ય અગસ્ત્યજીએ શ્રીરામચંદ્રજીની કથા બિસ્તાર પૂર્વક કહી. તે સાંભળીને શ્રી સદાશિવજી પરમાનંદ પામ્યા. અથવા શ્રી શિવજીએ તે કથા પરમ સુખ રૂપ માનીને સાંભળી. ત્યારપછી અગસ્ત્ય ઋષિએ શ્રી શિવજીને ભગવદ્ભક્તિ પૂછી, ત્યારે શિવજીએ તેને ભક્તિના અધિકારી જાણીને ભક્તિનું સ્વરૂપ નિરૂપણ કરયું. ૨ આ પ્રમાણે શ્રી રામચંદ્રજીના ગુણાનુવાદ કહેતાં અને સાંભળતા શ્રી શિવજી થોડાક દિવસ ત્યાં રહ્યા. અને પછી અગસ્ત્ય મુનિની રજા માગી. ત્રિપુરાન્તક શ્રી શિવજીએ [1]દક્ષકુમારી સતી સહ કૈલાશ યાત્રા કરી; અર્થાત્ પોતાના ભવનમાં પધારયા, ૩ તે સમય ભૂમીભારભંજન ભગવાન્ વિષ્ણુએ ભૂમીનો ભાર દુર કરવાને માટે રઘુકુળમાં અવતાર લીધો હતો. તે પિતાના વચનથી રાજ્યાભિષેકનો ત્યાગ કરીને, હર્ષ શોક રહિત થઇને; અર્થાત્ ઉદાસીન થઈ અવનાશી પ્રભુ શ્રીરામચંદ્રજી દંડકારણ્યમાં વિચરતા હતા. ૪

दोहा–हृदय विचारत जातहर, कोहि विधि दरशन होइ ॥
गुप्तरूप अवतरेउ प्रभु, गये जान सब कोइ ॥ ६१ ॥

આ જાણીને તે સમય શ્રી શિવજી હૃદયમાં વિચાર કરતા હતા કે, સ્વામિતો અતિ સમીપમાં છે; પરન્તુ દર્શન શી રીતે થાય ? કેમકે સ્વામિએ ગુપ્ત રૂપે અવતાર લીધો છે. મારા જવાથી તો સર્વ જાણી જશે કે, આ તો સાક્ષાત્ વિષ્ણુ છે, મનુષ્ય નથી ૬૧

૧ દક્ષકુમારી કહેવાનો આશય એ છે કે, આગળ મોહને પ્રાપ્ત થશે, એ નિમિત્ત શંકરનો સમ્બન્ધ છોડી પિતાનો સમ્બન્ધ કહેલ છે.

**सो०–शंकर उर अति क्षोभ, सती न जानहिं मर्म सोइ ॥**
**तुलसी दरशन लोभ, मनडर लोचन लालची ॥ ११ ॥**

શ્રી મહાદેવજીના મનમાં દર્શનાર્થે મહાક્ષોભ થઈ રહ્યા હતો, પણ પાર્વતીજીને આ ભેદની ખબર પડી નહિ. શ્રી તુલશીદાસજી કહે છે કે, શ્રીસદાશિવજીને દર્શનનો અત્યન્ત લોભ હતો, પણ વાર્તા પ્રકટ થઈ જવાને લીધે મનમાં ઘણાજ ડર્યા, તેથી પ્રભુની પાસે પધારયા નહિ, અને તેથીજ તેના નેત્રોને દર્શનની મહા-ઉત્કંઠા થઈ. ૧૧

**चौ०–रावण मरण मनुजकर यांचा, प्रभु बिधि वचन कीन्हचह साँचा ॥**
**जो नहिँ जाउँ रहै पछितावा, करत विचार न बनत बनावा ॥ १ ॥**
**यहि विधि भये शोचवश ईशा, ताही समय जाय दशशीशा ॥**
**लीन्ह नीच मारीचहिं संगा, भयउ तुरत सोइ कपट कुरंगा ॥ २ ॥**
**करि छल मूढ हरी वैदेही, प्रभु प्रताप उर विदित न तेही ॥**
**मृगवधि बन्धुसहित हरिआये, आश्रम देखि नयन जल छाये ॥ ३ ॥**
**विरहं विकल नरइव रघुराई, खोजत विपिन फिरत दोउ भाई ॥**
**कबहूं योग वियोग न जाके, देखा प्रगट विरह दुख ताके ॥ ४ ॥**

રાવણે બ્રહ્માજી પાસે મનુષ્યના હાથે પોતાનુ મરણમાગ્યું હતું, અને બ્રહ્માજીએ તેને તે પ્રકારે વર આપેલછે. એ માટે બ્રહ્માજીનું વરદાન સ્વામી સત્ય કરવા ઇચ્છેછે. હવે જો ન જાઉં તો પસ્તાવો થયા કરેછે, અને જો જાઉંછું તો સર્વ ભેદ પ્રકટ થઈ જાય છે, હવે શું કરવું જોઈએ. આ પ્રમાણે અનેક વિચાર શિવજીએ કર્યા પણ કોઈ વાત બંધ બેસતી નહુતી.શ્રીમહાદેવજી આ પ્રમાણે વિચાર કરી રહ્યા હતા,પણ સ્વામિ-શ્રીરામચંદ્રજીએ તો બનાવ પ્રથમથીજ બનાવી મૂકયો હતો, કે તે સમય રાવણ મારીચના આશ્રમમાં ગયો, અને તે નીચ મારીચને સાથે લઈને દંડકારણ્યમાં આવ્યો, અને તે મારીચ તુરત માયાથી હરિણરૂપ બન્યો. ૨ ( તેને જોતાંજ શ્રી સીતાજીનું મન લલચાયું, અને તેના કહેવાથી પ્રભુ હરિણની પાછળ પધારયા. ) મૂર્ખ રાવણે છળ કરીને સીતાજીનું હરણ કરયું, જો તે પ્રભુના પ્રતાપને હૃદયમાં જાણતો હોત તો તે કદિ સીતાજીને લઈ જાત નહિ, પણ તે પોતાના મનમાં પ્રભુના પ્રતાપને જાણતો નહતો. પછી હરિણને મારીને શ્રી લક્ષ્મણજી સહ શ્રી રામચંદ્રજી પાછા આશ્રમમાં પધારયા, પણ આશ્રમમાં સીતાજીને દીઠાં નહિ, તેથી નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં ૩ શ્રી સીતાજીના વિરહથી મનુષ્યના સમાન વિહ્વળ થઇ બન્નેભાઈ સીતાજીને શોધતા વનના જડ ચેતન જીવોને પુછતા ફરતા હતા. જુવો કે જે વિશ્વવ્યાપક સ્વામીને

૧ ગુપ્ત રૂપ એ માટે કહ્યુ કે, માનુષી તનમાં બ્રહ્મત્વને ગુપ્ત કરેલ છે, એમ જાણવાથી સર્વ કોઈ જાણી જશે કે આ બ્રહ્મ છે.

૨ પ્રભુનો જેવો પ્રતાપ હતો, તેવો જાણતો નહતો, અર્થાત કંઈક જાણતો હતો.

સ્વપ્નમાં પણ કોઈથી યોગ વા વિયોગ નથી, તેને આ દુસ્સહ દુઃખ કેવળ પ્રાકૃત નેત્ર વિષય જોવાનું જ છે. ૪

दोहा—अतिविचित्र रघुपति चरित, जानहिं परम सुजान
जे मतिमन्द विमोह वश, हृदय धरहिं कछु आन ॥ ६२ ॥

શ્રી રામચન્દ્રજીનાં ચરિત્ર અતિ વિચિત્ર છે, તેને યથાર્થ રીતે પરમ પ્રવીણ ભગવજ્જનજ જાણે છે. અને જે અલ્પ બુદ્ધિ અજ્ઞાનીછે, તે તો પોતાના મનમાં આવા ચરિત્રો જોઈ કાંઈ જુદીજ કલ્પના કરેછે.[3] ૬૨

चौ०—शम्भुसमय तेहिं रामहिं देखा, उपजा हिय अति हर्ष बिशेषा ॥
भरि लोचन छबि सिंधु निहारी, कुसमय जानि न कीन्ह चिन्हारी ॥ १ ॥
जय सच्चिदानन्द जगपावन, अस कहि चलेउ मनोज नशावन ॥
चले जात शिव सती समेता, पुनि पुनि पुलकित कृपानिकेता ॥ २ ॥
सती सो दशा शम्भुकी देखी, उर उपजा संदेह विशेखी ॥
शंकर जगतवन्द्य जगदीशा, सुर नर मुनि सब नावत शीशा ॥ ३ ॥
तिन नृपसुतहि कीन्ह परणामा, कहि सच्चिदानन्द परधामा ॥
भये मगन छबि तासु बिलोकी, अजहुँ प्रीति उर रहत न रोकी ॥ ४ ॥

પરમ સુજાન શ્રી શિવજીએ તે નરનાટય વિકળતામાં પોતાના ઈષ્ટદેવ શ્રી રામચન્દ્રજીને પોતાના માર્ગની સમીપમાં સીતાજીની શોધ કરતાં જોયા, તો અતિ વિશેષ આનંદ હૃદયમાં થયો. સ્વામીની ઈચ્છાના અનુકૂળ કુસમય જાણીને કોઇ ચિહ્‌ન તો ન કરયું, પણ પરમ સૌન્દર્ય સાગર[6] અતિ મનોહર દિવ્ય મંગળ વિગ્રહ સ્વામીને પ્રેમ પૂર્વક નેત્રભરીને જોયા ૧ હે સચ્ચિદાનન્દ મુર્ત્તિ ! હે જગતને પાવન કરવાવાળા પ્રભુ !!

---

૧ સીતા અને રામને યોગનો વિયોગ નથી; અર્થાત્ એકત્ર રહે છે. તે સમય પણ સીતાજી અને શ્રી રામચન્દ્રજી એકત્રજ હતા, કેવળ લીલા છે.

૨ વિચિત્ર અર્થાત્ અનેક રંગો સહ, તે અનેક રંગ એ છે કે, જે તપસ્વી વેષ તે શાન્ત રસ ઉજ્વળ છે,અને ધનુષ બાણ ધારણ કરેલ વીરરસ લાલ છે. અને પ્રિયા સાથે લીધેલ શૃંગાર રસ સ્યામ છે અને મારીચ વધ રૌદ્ર રસ તે કાળો છે અને જાનકીજીનો વિરહ કરૂણારસ તે ગીળો છે. વિરહથી વિકળ થવું, એ બીભત્સ રસ ખાકી રંગ છે.

૩ સતીઆદિ લખ્યું છે કે—गीरिजा सुनहुरामकी लिला । सुराहित दनुज विमोहनि शीला । असि रघुपती लीला उरगारी, दनुज विमोहनि जनसुखकारी । દષ્ટાન્ત જેમકે એકજ પવનના વેગના સ્પર્શથી જળને શીતળતા અને અગ્નિને ઉષ્ણતા થાય છે, તે પ્રમાણેજ રામચરિત્ર ભગવજ્જનોને ભક્તિ, વિશ્વાસ અને ભગવદ્ વિમુખોને મોહ અને અવિશ્વાસનું કારણ થાય છે,

૪ વિશેષ હર્ષ એ હેતુથી થયો કે, જેના ચરિત્ર આગળથી સાંભળ્યા હતાં તથા ધ્યાનમાં જોતા હતા તેને પ્રકટ જોયા.

૫ કુસમય કહેવાનું કારણ એ છે કે રઘુનાથજી શિકારી છે અને ખર, દૂષણ, ત્રિશિરા અને રાવણાદિક શ્રી રામચંદ્રજીના બાણોના સન્મુખ આવી પડયા છે. તેથી શિવજી વિચાર કરવા લાગ્યા કે, હું જાઉં અને કદાચ તેઓ ભાગી જાય તો.

આપનો જય+ થાઓ એમ કહીને મનોજ[७] એટલે કામદેવ તેનો નાશ કરવાવાળા શિવજી ચાલ્યા. કૃપાનિધાન શ્રી મહાદેવજી શ્રી સતીની સાથે તે દર્શનાનન્દમાં મગ્ન થઈ ચાલ્યા જતા હતા. અને ચાલતા ચાલતાં વારમ્વાર પ્રસન્ન થતા હતા ૨ શ્રી માહાદેવજી ની આ દશા જોઇને સતીના મનમાં આ વાતથી મહા સન્દેહ ઉત્પન્ન થયો, અને મનમાં વિચાર કરયો[૯] કે,શિવજી તો જગત્ વન્દીય જગતના સ્વામી-છે. સકળ દેવતા, મુનીશ્વર અને મનુષ્યો તેને પ્રણામ કરે છે, એ સર્વમાં તો એવો કોઈ વિધિ પ્રપંચમાં નથી કે જેને શિવજી પ્રણામ કરે. ૩ આમ છતાં પણ હે સચ્ચિદાનન્દ ! હે પરધામ !! આપનો જય થાઓ, એમ કહીને એક રાજાના પુત્રને પ્રણામ કરયા, મહાઆશ્ચર્યની એ વાતછે. અને તેની લાવણ્ય મૂર્ત્તિને જોઇને એવા મગ્ન થઈ ગયા છે કે, હજુ સુધી તેની પ્રીતિ પોતાના હૃદયમાં રોકવા છતાં પણ રોકાતી નથી. ૪.

दोहा–ब्रह्म जो व्यापक विरज अज, अकल अनीह अभेद ॥
सो कि देह धरि होइ नर, जाहि न जानत वेद ॥ ६३ ॥

શિવજીને વન્દનીયતો એક સચ્ચિદાનન્દ જગજ્જન્માદિ કારણ ઈશ્વરજ છે. એ સ્વરૂપથી એક ગુણ વ્યાપાર રહિત વિશ્વવ્યાપક બ્રહ્મ, બીજો સકળગુણ નિધાન વિષ્ણુ ત્યાં જે જે બ્રહ્મ વિશ્વવ્યાપક વિરજ અનાદિ કળાતીત ગુણ વ્યાપાર અને ભેદ રહિત છે કે, જેના મહિમાના અન્તને વેદ પણ જાણતા નથી. તે ભલાદેહ ધારણ કરીને શા માટે મનુષ્ય થાય ? ૬૩

चौ०–विष्णु जो सुरहित नरतनु धारी, सोइ सर्वज्ञ यथा त्रिपुरारी ॥
खोजत सोकि अज्ञ इव नारी, ज्ञानधाम श्रीपति असुरारी ॥१॥
शम्भु गिरा पुनि मृषा न होइ, शिव सर्वज्ञ जान सब कोई ॥
अस संशय मन भयउ अपारा, होइ न ह्रदय प्रबोध प्रचारा ॥२॥
यद्यपि प्रगट न कहेउ भवानी, हर अन्तर्य्यामी सब जानी ॥
सुनहु सती तव नारि स्वभाऊ, संशय अस न धरिय उर काऊ ॥३॥
जासु कथा कुंभजऋषि गाई, भक्ति जासु मै मुनिहिं सुनाई ॥
सोइ मम इष्टदेव रघुबीरा, सेवत जाहि सदा मुनि धीरा ॥४॥

વાત્સલ્યાદિ ગુણ પરિપૂર્ણ જગજ્જન્માદિ કારણ વિષ્ણુ કે જે દેવ કાર્ય પરાયણ મનુષ્યાદિ રૂપને ધારણ કરનારા છે, તે પણ શ્રી શિવજીના સમાન સર્વજ્ઞ શિરોમણી

[૬]સાગર એ માટે કહ્યા છે કે જેને જોતાં સતીની મતિ ડૂબી ગઇ. [७] સચ્ચિદાનન્દ કહેવાથી જે શંકા સતીજીને થયેલીછે તે શંકા દૂર થઈ જાયછે. અને તેથીજ તુલસીદાસજી એ પરમ સુજાન કહેલ છે. સત સમીચીન એક રસ રહેવાળા અને ચિત્ પ્રકાશ અને આનન્દરૂપ અને જગપાવન અર્થાત્ આ ચરિત્ર જનને પવિત્ર કરવાને માટે કરોછો. આંપના મનોરથ સિદ્ધ થાઓ. ભવિષ્ય ચરિત્રનું કારણ છે.

* અહિ ભક્તિ સંભળાવવાનો એ અભિપ્રાય છે કે, ભક્તિના મુખ્ય આચાર્ય શ્રી શંકર છે.

છે. સામાન્ય સર્વજ્ઞ નથી; કેમકે અન્યને તો સર્વજ્ઞતા ધ્યાનાવસ્થામાં થાય છે અને ઈશ્વર સ્વાભાવિક્ સર્વજ્ઞ છે. જે સાક્ષાત્ વિશુદ્ધ વિજ્ઞાનના ધામ, લક્ષ્મીપતિ, દેવ વિરોધિયોના શત્રુ તે શું અજ્ઞાનિયોની પેઠે વનના પશુ પક્ષીઓને પોતાની સ્ત્રી વિષે પુછીને શોધ કરતા ફરયાકરે કે ? ૧ તેમજ શ્રી મહાદેવજીનાં વચન પણ અસત્ય હોયજ નહિ, કેમકે સર્વ કોઈ એ વાર્ત્તા જાણે છે કે, શ્રી સદાસીવજી સર્વજ્ઞછે. આ પ્રમાણે સતીના મનમાં અપાર સંશય થતાં ઘણો મનમાં વિચાર કરયો પણ કોઈ રીતે હૃદયમાં બોધનો પ્રચાર થયો નહિ. ૨ જો કે સતીએ પોતાના મનની વાર્તા કહી નહિ, પણ અહંકાર રૂપ સર્વાન્તર્યામી શિવજી, સતીના સમસ્ત ચેષ્ટિત જાણીને કૃપાપૂર્વક બોલ્યા કે, હે સતી ! તમારો સ્ત્રીના સમાન સ્વભાવછે, જેથી તમારા મનમાં સન્દેહ થયેલછે, પણ આવો સન્દેહ મનમાં કદિ કરવો નહિ. ૩ જેની કથા હમણાંજ તમે અગસ્ત્ય મુનિના મુખથી સાંભળી. અને જેની ભક્તિ મેં તમારા સમક્ષ અગસ્ત્ય મુનિને સંભળાવી, તેજ રઘુવીર મારા ઈષ્ટ દેવ આછે. તેની મહાધીર મુનિ-સદા સેવા કરયા કરેછે. ૪

छंद–मुनि धीर योगी सिद्ध सन्तत विमल मन जेहि ध्यावहीं ॥
कहि नेति निगम पुराण आगम जासु कीरति गावहीं ॥
सोइ राम व्यापक ब्रह्मभुवन निकायपति मायाधनी ॥
अवतरेउ अपने भक्तहित निज तंत्र नित रघुकुलमनी ॥२॥

મુનિ, ધીર, વ્યાસ, પરાશરાદિ, યોગી, કપિલદેવજી, લોમશાદિ, સિદ્ધ, શુક્ર સનકાદિક, વિશુદ્ધ મનથી જે પ્રભુનું નિરન્તર ધ્યાન ધરેછે, અને નિગમ–ચાર વેદ અઢાર પુરાણ. છ શાસ્ત્ર અને સમસ્ત તંત્ર જે સ્વામીની અનન્ત કીર્ત્તિને નેતિ (નઇતિ) આ પ્રકારે નહિ એમ કહિને ગાય છે. હે સતી ! તેજ આ રામ છે. અને તેજ વ્યાપક બ્રહ્મછે. એજ અનન્ત કોટી બ્રહ્માન્ડોના સમૂહોના એકજ પતિછે. અને જે માયાના વશીભૂતમાં બ્રહ્મા, ઈન્દ્રાદિ દેવતા અને સકળ વિશ્વ મોહિત છે. માયાના પતિ એજ માધવ વિષ્ણુછે. તે પોતાના ભકતોને સુલભતા માટે સ્વેચ્છાપૂર્વક અવતરયાછે. એ સ્વામી સર્વેશ્વર સ્વતંત્ર રઘુકુળના મણિ છે.[૨] ૨

सो०–लाग न उर उपदेश, यदपि कहेउ शिव बार बहु ॥
बोले बिहँसि महेश, हरिमाया बल जानि जिय ॥ १२ ॥

જો કે શિવજીએ આ પ્રમાણે વારમ્વાર સતીને સમજાવ્યાં; પરન્તુ સતિના હૃ-

૧ શ્રી મહાભારતમાં લેખ છે કે—रुद्रं समाश्रिता देवा रुद्रो ब्रह्माण माश्रितः ब्रह्मा ममाश्रितो नित्यं नाहंकशिव दुपाश्रितः ॥ અર્થાત્ સકળ દેવતા રૂદ્રને આશ્રિત છે અને રૂદ્ર બ્રહ્માને આશ્રિતછે. બ્રહ્મા મારે આશ્રયછે. હું સ્વતંત્ર છું કોઈના આશ્રયે નથી ( માટે હે સતી તમે આમાં કાંઇ સન્દેહ ન કરો, મારાં સત્ય વચન ઉપર વિશ્વાસ રાખો. )

હૃદયમાં જરા પણ ઉપદેશ લાગ્યોજ નહિ, ત્યારે શિવજી હરિની માયાનું બળ વિચારીને પછી આ પ્રમાણે બોલ્યા. ૧૨

चौ०–जो तुम्हरे मन अति सन्देहू, तौ किन जाइ परीक्षा लेहू ॥
तबलगि बैठि रहौं बट छाहीं, जबलगि तुम ऐहहु मोहिं पाहीं ॥१॥
जैसे जाइ मोह भ्रम भारी, करहु सो यत्न विवेक विचारी ॥
चली सती शिव आयसु पाई, करहिं विचार करौं का भाई ॥२॥
यहां शम्भु अस मन अनुमाना, दक्षसुता कर नहिं कल्याना ॥
मोरेहु कहे न संशय जाहीं, विधि विपरीत भलाई नाहीं ॥३॥
होइहै सोइ जो राम रचि राखा, को करि तर्क बढावहि शाखा ॥
अस कहि जपन लगे हरि नामा, गई सती जहँ प्रभु सुखधामा ॥४॥

હે સતી! જો તમારા મનમાં અત્યન્ત સન્દેહછે કે,જે સમજાવ્યાં છતાં પણ જાતો નથી, તો તમે જાતે જઇને પરીક્ષા કેમ લેતાં નથી ? માટે જાઓ, અને પરીક્ષા લિયો. તમે પરીક્ષા કરીને પાછાં મારી પાસે આવશો,ત્યાં સુધી હું આ વડના છાયામાં બેઠોછું. ૧ જે પ્રકારે તમારો આ મહાભારી મોહ જતો રહે, તે ઉપાય વિવેક વિચાર કરીને કરો. શ્રી મહાદેવજીની આજ્ઞા લઇને સતી ત્યાંથી ચાલ્યાં, અને વિચાર કરવાં લાગ્યાં કે, હવે શી રીતે પરીક્ષા કરવી જોઇએ. ૨ આ પ્રમાણે અહિ સતી મનમાં વિચાર કરે છે, તે સમયે વડના ઝાડતળે શિવજીએ પોતાના મનમાં એવો વિચાર કરયો કે, આમાં સતીનું કલ્યાણ થવાનું નથી; કારણ કે જ્યારે મારા કહેવાથી પણ સન્દેહ ન મટયો, તેથી વિદિત થાયછે કે, સતીને દૈવ અનુકુળ નથી. આમાં સારૂ થવાનું નથી.૩ જે પ્રભુ શ્રી રામચંદ્રજીએ રચી રાખ્યુંછે, તેજ થવાનુંછે, માટે તર્ક કરીને શોકની વૃદ્ધિ કોણ કરે, અર્થાત્ આમાં મારો વિચાર કરેલો વ્યર્થછે. આ પ્રમાણે વિચાર કરીને શિવજી પોતાનું રામ ભજન કરવા લાગ્યા; એટલામાં, જ્યાં આનંદ મંગળ નિવાસ પ્રભુ શ્રી રામચંદ્રજી ચાલ્યા જતા હતા ત્યાં સતી પોહોચ્યાં. ૪

दोहा–पुनि पुनि हृदय विचारकरि, धरि सीता कर रूप ॥
आगे ह्वै चलि पंथ तेहि, ज्यहि, आवत सुरभूप ॥ ६४ ॥

સતી વારમ્વાર હૃદયમાં વિચાર કરીને, સીતાજીનું સ્વરૂપ ધારણ કરીને, જે માર્ગે પ્રભુ શ્રી રામચન્દ્રજી આવતા હતા, તે માર્ગના સન્મુખ ચાલ્યાં. ૬૪

चौ०–लक्ष्मण दीख उमाकृत बेषा, चकित हृदय भ्रम भयउ विशेषा ॥
कहि न सकत कछु अतिगंभीरा, प्रभु प्रभाव जानत मतिधीरा ॥ १ ॥
सती कपट जानेउ सुर स्वामी, समदर्शी सब अन्तर्यामी ॥
सुमिरत जाहि मिटै अज्ञाना, सोइ सर्वज्ञ राम भगवाना ॥ २ ॥

सती कीन्ह चह तहां दुराऊ, देखहु नारि स्वभाव प्रभाऊ ॥
निज माया बल हृदय बखानी, बोले विहँसि राम मृदु बानी ॥ ३ ॥
जोरि पाणि प्रभु कीन्ह प्रणामू, पिता समेत लीन्ह निज नामू ॥
कहेउ वहोरि कहां वृषकेतू, बिपिन अकेलि फिरहु केहिहेतू ॥ ४ ॥

શ્રી લક્ષ્મણજી તો આ ઉમાકૃત વેષને જોઇને ચકિત હૃદય થઈ ગયા, 'વિશેષ ભ્રમ'[1] એ થયો કે–સીતાજીની પ્રાપ્તિ તો કલ્પ કલ્પમાં રાવણનાં વધ પછી થાયછે. આ કલ્પમાં હમણાં થવાનું, પ્રભુ જાણે શું કારણ હશે? સતીની બનાવટ કાંઈ જાણવામાં આવી નહિ;'[2] કેમકે જીવ તો ધ્યાનાવસ્થામાંજ સર્વજ્ઞ હોયછે. અને ઈશ્વર તો સ્વતઃ સર્વજ્ઞછે. અતિ ગમ્ભીર હોવાથી લક્ષ્મણજી કાંઇ પણ કહી શકતા નથી; કેમકે તે ધીર બુદ્ધિ પ્રભુ શ્રી રામચન્દ્રજીના પ્રભાવને જાણેછે. ૧ સતીનું કપટ, સ્વતઃ સર્વજ્ઞ દેવ દેવેશ્વર શ્રી રામચન્દ્રજીએ જાણ્યું; કેમકે તે સમદર્શી, નિરાવર્ણ, ઢાંકયા અને ઉઘાડાના સમાન દૃષ્ટાછે, અને સર્વના અન્તર્યામીછે. જેનું સ્મરણ કરવાથી જીવોનાં અજ્ઞાનનો નાશ થાયછે, એવા સર્વજ્ઞ શ્રી રામચન્દ્રજી ભગવાનછે. ૨ સતી ત્યાં પણ કપટ કરવા ચાહેછે. એ નારીઓના સ્વભાવનો પ્રભાવછે. સતીને આ પ્રમાણે કપટ કરતાં જોઇને શ્રી રામચન્દ્રજી પોતાની માયાના પ્રાબલ્ય ગુણને હૃદયમાં વખાણીને અને હસીને સતીને પરમ કોમળ વાણીથી કહેવા લાગ્યા. ૩ પ્રથમ તો હાથ જોડીને પ્રભુએ પિતાસહ પોતાનું નામોચ્ચારણ કરીને પ્રણામ કરયા. અને પછી પૂછ્યું કે–વૃષકેતુ[3]–શ્રી મહાદેવજી કયાં છે? આપ આ વનમાં એકલાં શા કારણથી ફરોછો? ૪

दोहा—राम वचन मृदु गूढ सुनि, उपजा अति संकोच ॥
सती सभीत महेशपहँ, चलीं हृदय बड शोच ॥ ६५ ॥

શ્રી રામચન્દ્રજીના આવા કોમળ ગૂઢાશય યુક્ત વચન સાંભળીને સતીને પરમ સંકોચ થયો, અને અતિભય યુક્ત થઇને મહાશોચ કરતાં શિવજીની પાસે પાછાં જવા લાગ્યાં. ૬૫

चौ०—मैं शंकरकर कहा न माना, निज अज्ञान रामपहँ आना ॥
जाइ उतर अब देहौं काहा, उर उपजा अति दारुण दाहा ॥ १ ॥

---

૧ જાનકી છે વા નહિ. અથવા જાનકી છે એ ભ્રમ. ૨ પ્રભુ પોતે જુવેછે, હું શું કહું? એમ ધારી લક્ષ્મણજી બોલતા નથી.

૩ વૃષકેતુ કયાંછે? અને તમે એકલાં વનમાં કેમ ફરોછો. આ પ્રમાણે શ્રી રામચન્દ્રજીએ સતીને ગૂઢ કહ્યું, તેનો ભાવાર્થ એ છે કે–શ્રી શંકરને વૃષકેતુ અર્થાત્ બળદ ઉપર બેસતા જોઈ પાગલ સમજી ત્યાગ કરયો, વા વૃષકેતુ–ધર્મની ધ્વજા પતિને છોડીને એકલાં વનમાં ફરોછો, તેનું કારણ શું છે? અથવા તમે પતિરૂપી ધર્મ પતાકા યુક્ત હતાં, તે પતિ તમારા કયાંછે; કેમકે પતિવ્રતા સ્રીએ પતિનો સંગ છોડીને ઘરમાં એકલું રહેવું નહિ. અને તમે વનમાં ફરોછો.

जाना राम सती दुख पावा, निज प्रभाव कछु प्रगट जनावा ॥
सती दीख कौतुक मगजाता, आगे राम सहित सिय भ्राता ॥ २ ॥
फिरि चितवा पाछे प्रभु देखा, सहित बंधु सिय सुंदर वेषा ॥
जहँ चित वहिं तहँ प्रभु आसीना, सेवहिं सिद्ध मुनीश प्रवीना ॥ ३ ॥
देखे शिव विधि विष्णु अनेका, अमित प्रभाव एकते एका ॥
वन्दत चरण करत प्रभु सेवा, विविध वेष देखे सब देवा ॥ ४ ॥

સતી મનમાં વિચાર કરવા લાગ્યાં કે; મારી જડતા કેવીછે, મેં ત્રિકાળજ્ઞ, જગદ્ગુરૂ, વિશ્વનાથ મારા પતિનો ઉપદેશ ન માન્યો. મારા અજ્ઞાને વિશુદ્ધ વિજ્ઞાન-ઘન શ્રીરામચન્દ્રજીના પ્રત્યે કલ્પના કરી; માટે હવે હું જઇને સ્વામીને શું ઉત્તર આપીશ. આ પ્રમાણે હૃદયમાં મહાદારૂણ દાહ ઉત્પન્ન થયો. ૧શ્રીરામચન્દ્રજીએ સતીને દુઃખ પામેલાં જાણીને પોતાનો પ્રભાવ પ્રત્યક્ષ દર્શાવ્યો. સતી માર્ગમાં ચાલ્યાં જાયછે, ત્યાં તેમણે એવું કૌતક જોયું કે, સીતા અને લક્ષ્મણ સહિત શ્રી-રામચન્દ્રજી આગળ ચાલ્યા જાયછે. ૨ આ પ્રમાણે જોઇને વળી જ્યાં પાછું વાળીને જોયું તો, તેજ રામચન્દ્રજી, સીતાજી તથા લક્ષ્મણજી સહિત સુન્દરવેષ ધારણ કરીને વિરાજમાન થયેલા જોયા. આમ થવાથી સતી વિશેષ આશ્ચર્યયુક્ત થઈને જ્યાં જ્યાં જુવેછે, ત્યાં ત્યાં, રામ, લક્ષ્મણ અને સીતા સહ વિરાજ્યાછે, અને મોટા મોટા સિદ્ધો તથા મુનિશ્વરો સેવા કરી રહ્યાછે. ૩ શ્રીરામચન્દ્રજીનાં જેટલાં સ્વરૂપ દેખાતાં હતાં, તે સર્વની પાસે શિવ, બ્રહ્મા અને વિષ્ણુ અનેક જોયા, અને તે સર્વનો એકેક્ કરતાં પ્રભાવ અધિક હતો; તોપણ શ્રીરામચન્દ્રજીના ચરણોને સર્વ અભિવન્દન કરતા હતા, અને વિવિધ વેષ બનાવીને સર્વ સેવા કરતા હતા તે જોયા. ૪

दोहा–सती विधात्री इन्दिरा, देखीं अमित अनूप ॥
जेहि जेहि वेष अजादि सुर, तेहि तेहि तनु अनुरूप ॥ ६६ ॥

પછી જેમ અનેક રૂપના શિવ, બ્રહ્મા અને વિષ્ણુ તથા ઈન્દ્રાદિ દેવતાઓને જોયા, તે પ્રમાણે જ અનેક સતી, બ્રહ્માણી અને લક્ષ્મી ઇત્યાદિને પણ જોયાં.જે જે વેષથી ભગવત્તનુ બ્રહ્માદિ દેવને જોયા,તે,તે તનુના યોગ્ય તેઓની શક્તિઓનેપણ જોઈ.૬૬

चौ०देखे जहँतहँ रघुपति जेते, शक्तिन सहित सकल सुर तेते ॥
जीव चराचर जे संसारा, देखे सकल अनेक प्रकारा ॥ १ ॥
पूजहिं प्रभुहिं देव बहु वेषा, रामरूप दूसर नहिं देखा ॥
अवलोके रघुपति बहुतेरे, सीता सहित न वेष घनेरे ॥ २ ॥
सोइ रघुवर सोइ लक्ष्मण सीता, देखि सती अति भई सभीता ॥
हृदय कम्प तनु सुधि कछु नहीं, नयन मूंदि वैठी मग माहीं ॥ ३ ॥

बहुरि बिलोकेऽनयन उघारी, कछु न दीख तहँ दक्षकुमारी ॥
पुनि पुनि नाइ रामपद शीशा, चली तहां जहँ रहे गिरीशा ॥ ४ ॥

જ્યાં જ્યાં જેટલાં રામરૂપ જોયાં, તેટલાજ પોતાની શક્તિઓ સહ સકળદેવતાઓને પણ જોયા. અને સંસારમાં જે ચરાચર જીવ છે, તે પણ અનેક પ્રકારના જોયા. ૧ એ સર્વ દેવતાઓ નાનાપ્રકારના વેષ બનાવીને પ્રભુનું પૂજન કરેછે. આ પ્રમાણે સતીએ જ્યાં ત્યાં પ્રભુનાં અનેક સ્વરૂપો જોયાં ખરાં; પણ પ્રભુ શ્રીરામચન્દ્રજીનો વેષ તો એક સરખોજ જોયો, ક્યાંય બીજો વેષ જોવામાં આવ્યો જ નહિ. શ્રીરામચન્દ્રજીનાં સ્વરૂપ તો સીતાજી સાથે અનેક જોયાં; પણ વેષ વધારે જોયા નહિ. વેષ એકજ જોયો. ૨ જ્યાં નિહાળે છે ત્યાં તેજ+ રામ, તેજ લક્ષ્મણ અને તેજ સીતાને દેખેછે. જેને જોવાથી સતી મનમાં બહુજ ભયભીત× થઈ ગયાં. સતીનું હૃદય કમ્પવા લાગ્યું. શરીરની જરાપણ શુદ્ધિ રહી નહિ, તેથી આંખ્યો મીંચીને રસ્તામાંજ બેસી ગયાં. ૩ પછી જરાવાર રહીને આંખ્યો ઉઘાડીને જોયું, તો સતીને ત્યાં કાંઇ પણ જોવામાં આવ્યું નહિ, એટલે ત્યાં વારમ્વાર પ્રભુના ચરણોમાં શિર નમાવીને, પછી જ્યાં શિવજી બેઠા હતા ત્યાં ગયાં. ૪

दोहा०—गई समीप महेश तब, हँसि पूंछी कुशलात ॥
लीन्ह परीक्षा कवन विधि, कहहु सत्य सब बात ॥ ६७ ॥

જ્યારે સતી શ્રીમહાદેવજીની પાસે ગયાં, ત્યારે શ્રીમહાદેવજીએ હસીને કુશળ પૂછી, અને કહ્યું કે હે સતી! તમે શી રીતે પ્રભુની પરીક્ષા લીધી? તે સર્વ સત્ય વાર્તા મને કહો. ૬૭

चौ०—सती समुझि रघुवीर प्रभाउ, भयवश शिवसन कीन्ह दुराऊ ॥
कछु न परीक्षा लीन्ह गुसाईं, कीन्ह प्रणाम तुम्हारिनाईं ॥१॥
जो तुम कहा सो मृषा न होई, मोरे मन प्रतीति अस सोई ॥
तब शंकर देखेउ धारि ध्याना, सती जो कीन्ह चरित सब जाना ॥२॥
बहुरि राम मायहि शिरनावा, प्रेरि सतिहि जेहि झूठ कहावा ॥
हरि इच्छा भावी बलवाना, हृदय विचारत शम्भु सुजाना ॥३॥
सती कीन्ह सीताकृत वेषा, शिव उर भयउ विषाद विशेषा ॥
जो अब करौं सती सन प्रीती, मिटै भक्तिपथ होइ अनीति ॥४॥

શ્રી રામચન્દ્રજીના પ્રભાવને સમજીને, સતીએ ભયને લીધે, શ્રીમહાદેવજીથી

+ ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ પ્રથમ રામને એક રૂપવાન્ કહ્યા, પછી સીતાજી સહિત કહ્યા. અને પછી લક્ષ્મણજી સહ કહ્યા, તેનો ભાવાર્થ એ છે કે વેદના ત્રણમત–અદ્વૈત, દ્વૈત અને વિશિષ્ટાદ્વૈત, તે ત્રણે ને રામાયણના અનુકૂલ રાખેલછે. પ્રથમ રામ નિત્ય–પછી માયા સીતા સહિત નિત્ય, પછી જીવ લક્ષ્મણ સહ નિત્ય.

આ વાર્ત્તા ગુપ્ત રાખી, અને કહ્યું કે–હે સ્વામી ! મેં તો કાંઈ પણ પરીક્ષા લીધી નહિ, અને જે પ્રમાણે આપે પ્રણામ કરયા હતા, તે પ્રમાણે મેં પણ પ્રણામ કરયા.૧ જે આપે કહ્યું, તે અસત્ય હોયજ નહિ, એ વાતની મારા મનમાં પૂર્ણ પ્રતીતિછે. આ પ્રમાણે સતીનું બોલવું થતાં, શ્રીમહાદેવજીએ ધ્યાન ધરીને જોયું, તો, સતીએ જે ચરિત્ર કરયાં હતાં, તે સર્વ શ્રીશિવજીના જાણુવામાં આવી ગયાં. ૨ પછી મહાપ્રબળ રામની માયાને શિરથી પ્રણામ કરયા કે જેણે સતીની બુદ્ધિને પ્રેરણા કરીને અસત્ય કહેવરાવ્યું. સુજાન શ્રીશિવજી સતીનું કપટ જાણીને મનમાં વિચાર કરવા લાગ્યા કે, ભગવત્ ઇચ્છા જે ભાવીછે તે બળવાનછે, ૩ સતીએ સીતાજીનો વેષ ફરેલો હતો, તેથી શ્રીમહાદેવજીના મનમાં મહા વિષાદ[1] થયો કે, જો હું હવે સતીની સાથે પ્રીતિ કરૂં, તો મારો ભક્તિ પન્થ નષ્ટ થઇ જાય, અને મહા અનીતિ થાય. ૪

**दोहा–परम प्रेम नहिं जाइ तजि, किये प्रेम बड पाप ॥**
**प्रगट न कहत महेश कछु, हृदय अधिक संताप ॥ ६८ ॥**

સતીની સાથે શ્રીમહાદેવજીને અત્યન્ત પ્રીતિ હતી, તે પ્રીતિ છોડી પણ શકાતી નથી, અને જો પ્રેમ કરે, તો તેમાં મહા પાપ થાય, એ માટે શ્રીમહાદેવજીએ પ્રકટ તો કાંઇ કહ્યું નહિ, પણ મનમાં બહુ સન્તાપ થયો. ૬૮

**चौ०–तबहिं शम्भु प्रभुपद शिरनावा, सुमिरत राम हृदय अस आवा ॥**
**याहि तनु सतिहि भेंट मोहिं नाहीं, शिवसंकल्प कीन्ह मनमाहीं ॥१॥**
**अस विचारि शंकर मतिधीरा, चले भवन सुमिरत रघुवीरा ॥**
**चलत गगन भइ गिरा सुहाई, जय महेश भलि भक्ति दृढाई ॥२॥**
**अस प्रण तुम बिन करै को आना, रामभक्त समरथ भगवाना ॥**
**सुनि नभगिरा सती उर शोचू, पूछा शिवहि समेत सँकोचू ॥३॥**
**कीन्ह कवन प्रण कहहु कृपाला, सत्यधाम प्रभु दीनदयाला ॥**
**यदपि सती पूछा बहुभांती, तदपि न कहेउ त्रिपुर आराती ॥४॥**

શ્રીશિવજીએ આ શોચ, સન્તાપમાં વ્યાકુળ થઇને, પ્રભુના ચરણોમાં શિર નમાવ્યું, અને શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરતાંજ આ જ્ઞાન હૃદયમાં આવી ગયું કે, આ સ્વરૂપથી સતીએ સીતાજીનું રૂપ કરયું હતું, તેથી સતીનાં આ શરીર સાથે મારી ભેંટ થવી ઉચિત્ નથી. આ પ્રમાણે સંકલ્પ શ્રીશિવજીએ પોતાના મનમાં કરયો. ૧ આ પ્રમાણે વિચાર કરીને, ધીરબુદ્ધિ શ્રીશિવજી, પ્રભુનું સ્મરણ કરતા

૧ સતીએ જ્યારે શિવજીના ઉપદેશને માન્યો નહિ, ત્યારે થોડો વિષાદ થયો હતો, અને હવે તો સતીના ત્યાગનું કારણ થયું, તેથી વિશેષ વિષાદ થયો. વિષાદ થયો, એ સર્વ ગોસ્વામી શ્રી તુલસીદાસજીની યુક્તિ છે, કે જેને માનસ સરમાં 'मञ्जु मनसीपी' કહેલ છે.

પોતાના ઘર તરફ ચાલ્યા. શ્રીમહાદેવજીના ચાલવાના સમય સુન્દર આકાશવાણી થઈ કે, હે મહાદેવ ! આપનો જય થાઓ. આપે ભક્તિ માર્ગને સારી રીતે દ્દઢ કરી દર્શાવ્યો. ૨ આવું દુસ્તર પણ આપ વગર બીજો કોણ કરી શકે તેમ છે. આ તમારૂંજ સામર્થ્ય છે; કેમકે તમે રામભક્તોમાં અતિ સમર્થ શિરોમણી ભગવાનછો અર્થાત્ ભગવત્ આત્મા છો. આવા પ્રકારની દેવવાણી સાંભળીને સતીના મનમાં મહાશોચ થયો, અને તેણે મહાસંકોચ સહ શ્રીમહાદેવજીને પુછયું. ૩ કે હે-કૃપાળુસ્વામી ! આપે શું સંકલ્પ કરેલો છે, તે હું જે દાસી તેને કહો. આપ સત્યના ધામ અને દીન દયાળુ છો, જો કે સતીએ અનેક પ્રકારે પૂછયું; તોપણ ત્રિપુરમર્દન[1] શિવજીએ કાંઈ પણ કહ્યું નહિ. ૪

दोहा—सती हृदय अनुमान किय, सब जाना सर्वज्ञ ॥
कीन्ह कपट मैं शंभुसन, नारि सहज जड अज्ञ ॥ ६९ ॥

સતીએ પોતાના મનમાં અનુમાન કરયું કે, મેં શ્રીમહાદેવજી સાથે કપટ કરયું, તે સર્વ શ્રીમહાદેવજીએ જાણી લીધુંછે; કેમકે પોતે સર્વજ્ઞછે. સ્ત્રીઓ સ્વાભાવિક્જ જડ અને મૂર્ખ હોયછે. ૬૯

सो०—जल पय सरिस बिकाय, देखहु प्रीति कि रीति भलि ॥
बिलग होय रसजाय, कपट खटाई परतही ॥ १३ ॥

પ્રીતિની સુન્દર રીતિ તો જુયો કે, જ્યારે જળ, દૂધથી મિત્રતા કરેછે;એટલે કે તેની સાથે એકત્ર થઈ જાયછે, ત્યારે તો તે દૂધના ભાવેજ વહેંચાય છે; પરન્તુ જ્યારે તે દૂધની અન્દર ખટાઈ પડેછે, ત્યારે તે દૂધ ફાટી જાયછે; એટલેકે દૂધ અને પાણી ભિન્ન ભિન્ન થઈ જાય છે, અને સ્વાદ પણ ચાલ્યો જાયછે; એ પ્રમાણે મિત્રતા રૂપી દૂધમાં કપટ રૂપી ખટાઈ પડી જાયછે, ત્યારે મન ફાટી જાયછે, અને પ્રેમરૂપી સ્વાદ ચાલ્યો જાયછે. ૧૩

चौ०—हृदय शोच समुझत निज करणी, चिन्ता अमित जाइ नहिं बरणी ॥
कृपासिन्धु शिव परम अगाधा, प्रकट न कहेउ मोर अपराधा ॥१॥
शंकर रुख अवलोकि भवानी, प्रभु मोहिं तजेउ हृदय अकुलानी ॥
निज अघ समुझि न कछु कहिजाई, तपै अँवांइव उर अधिकाई ॥२॥
सती सशोच जानि वृषकेतू, कहेउ कथा सुन्दर सुखहेतु ॥
वर्णत पंथ विविध इतिहासा, विश्वनाथ पहुँचे कैलासा ॥३॥
तहँ पुनि शंभु समुझि प्रण आपन, बैठे वटतर करि कमलासन ॥
शंकर सहज स्वरूप सँभारा, लागि समाधि अखंड अपारा ॥४॥

[1] ત્રિપુર મારાતીનો ભાવ એ છે કે, સતીના ત્યાગથી કામ અને લોભનું જીતાવું, અને તે ઉપર ક્રોધ કરયો નહિ, એ ક્રોધનું જીતાવું.

સતી પોતાનાં કરેલાં કામને સમજીને મનમાં મહાશોચ+ કરવાં લાગ્યાં, જેથી તેના મનમાં એવી ભારી ચિન્તા થઈ કે, જે કહી શકાતી નથી. સતી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં કે, કૃપાના સાગર શ્રીસદાશિવજી મહાગંભીરછે, તેથી તેણે મારા અપરાધને અવશ્ય જાણી લીધો, પણ પ્રકટ કહ્યો નહિ. ૧ પછી શ્રીમહાદેવજીના અભિપ્રાયને સતી જાણી ગયાં કે, પ્રભુએ મારો ત્યાગ કરેલોછે, એ વાતથી તે મનમાં બહુજ વ્યાકુળ થયાં; પરન્તુ પોતાનો અપરાધ જાણીને કાંઈપણ કહી શકયાં નહિ. અને કુંભારના નીંભાડાની પેઠે હૃદયમાં વિશેષ સન્તપ્ત થવા લાગ્યાં ૨ સતીને શોચથી વ્યાકુળ જાણીને, તેના સુખને માટે, શ્રીશિવજી સુન્દર કથા કહેવા લાગ્યા. રસ્તામાં અનેક પ્રકારના ઈતિહાસ કહેતા કહેતા શ્રીવિશ્વનાથ કૈલાસમાં પોહોચ્યા. ૩ પછી ત્યાં શ્રીસદાશિવજી પોતાના પ્રણને સમજીને કમલાસન કરીને વડના તળે બિરાજ્યા. અને શ્રીશિવજીએ સહજમાં પોતાના સ્વરૂપનું ધ્યાન કર્યું; જેથી અખન્ડ અને અપાર સમાધિ લાગી ગઈ. ૪

दोहा—सती बसहिं कैलास तब, अधिक शोच मन माहिं ॥
मर्म्म न कोऊ जान कछु, युगसम दिवस सिराहिं ॥ ७० ॥

તે સમય સતી કૈલાસ ઉપર વસતાં હતાં; પરન્તુ દિવસો દિવસ મનમાં શોચ વધતો જ જતો હતો, તેના દિવસ યુગના સમ વ્યતીત થતા હતા, પણ તેનો મર્મ કોઈ જરાપણ જાણતાં નહતાં. ૭૦

चौ०—नित नव शोच सती उरभारा, कब जैहौं दुखसागर पारा ॥
मैं जो कीन्ह रघुपति अपमाना, पुनि पति वचन मृषाकर जाना ॥१॥
सो फल मोहिं विधाता दीन्हा, जो कछु उचित रहा सो कीन्हा ॥
अब विधिअस बूझिय नहिं तोहीं, शंकराविमुख जिआवहु मोहीं ॥२॥
कहि न जाइ कछु ह्रदय गलानी, मनमहँ रामहिं सुमिरि सयानी ॥
जो प्रभु दीनदयालु कहावा, आरतहरण वेद यश गावा ॥३॥
तोमैं विनय करौं कर जोरी, छूटै वेगि देह यह मोरी ॥
जो मोरे शिवचरण सनेहू, मन क्रम वचन सत्यव्रत येहू ॥४॥

સતીના મનમાં નિરન્તર નવીન મહાભારી શોચ થયા કરતો હતો, અને કહેતાં હતાં કે, હું ક્યારે આ દુઃખ સાગરથી પાર ઉતરીશ. મેં જે શ્રીરામચન્દ્રજીનું અપમાન કર્યું, અને વળી પતિનાં વચનોને અસત્ય જાણ્યાં. ૧ એનું ફળ વિધાતાએ મને આ આપ્યુંછે. વિધાતાએ જે કાંઈ કર્યુંછે, તે તો યોગ્યજ છે. [1] એ પ્રમાણે શોચ કરીને સતી મનમાં ને મનમાં વિધાતાને પ્રાર્થના કરે છે કે,—હે વિધાતા ! હવે

+ સતીના હૃદયને શોચ થવો, એ ગોસ્વામીની યુક્તિછે.
૧ અહિં સુધી યોગ્ય વિધાન કર્યું, પણ હવે અધિક કરેછે.

તારે આવું કરવું ન જોઇએ, કે તું મને શંકરથી વિમુખ કરીને જીવતી રાખેછે; અર્થાત્ શંકર વિમુખ થઈ જીવવા કરતાં મરવું ઉત્તમછે. ૨ સતીના મનમાં આ પ્રકારે જેવી કાંઈ ગ્લાનિછે, તે કહી શકાતી નથી. જ્યારે આ દુઃખથી મુક્ત થવાનો કોઇપણ ઉપાય જોવામાં ન આવ્યો, ત્યારે ઉપાય રહિત થઇને સુજાન સતીએ મનમાં શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કર્યું, કે જે પ્રભુ દીન દયાળુ કહેવાયછે, અને પ્રભુ દુઃખને હરવાવાળાછે, એમ જેના યશ વેદ ગાયછે. ૩ તો હું હાથ જોડીને વિનતિ કરૂંછું કે, મારૂં આ શરીર તુરત છૂટી જાય. જો મારો શ્રીશિવજીના ચરણમાં સાચો પ્રેમ છે, અને જો મન, વચન અને કાયાથી મારૂં એજ સાચું પ્રણ છે. ૪

**दोहा—तौ समदर्शी सुनिय प्रभु, करौ सौ वेगि उपाइ ॥**
**होइ मरण जेहि विनहिं श्रम, दुस्सह विपति विहाइ ॥ ७१ ॥**

તો હે સમદર્શી પ્રભુ! મારૂં કહેવું સાંભળો. અને તુરત એ ઉપાય કરો કે, જેથી વિના પ્રયાસે મારૂં મરણ તુરત થાય, અને તેથી મારી આ દુસ્સહ વિપત્તિ નાશ પામે. ૭૧

**चौ०—यहिविधि दुखित प्रजेशकुमारी, अकथनीय दारुण दुख भारी ॥**
**बीते सम्बत सहस सतासी, तजी समाधि शंभु अविनाशी ॥ १ ॥**
**रामनाम शिव सुमिरण लागे, जानेउ सती जगतपति जागे ॥**
**जाइ शम्भुपद बन्दन कीन्हा, सन्मुख शंकर आसन दीन्हा ॥२॥**
**लगे कहन हरिकथा रसाला, दक्षप्रजेश भये तेहि काला ॥**
**देखा विधि विचारि सबलायक, दक्षहि कीन्ह प्रजापति नायक ॥३॥**
**बड अधिकार दक्ष जब पावा, अति अभिमान ह्रदय तब आवा ॥**
**नहिं कोउ अस जन्मेउ जग माहीं, प्रभुता पाइ जाहि मद नाहीं ॥ ४ ॥**

આ પ્રમાણે દક્ષની કન્યા સતી મહાદુઃખી હતાં, તેનું મહાભારી દારૂણ દુઃખ કહેવા યોગ્ય નથી. આ પ્રમાણે મહાદુઃખ સહન કરતાં કરતાં જ્યારે સત્યાશીહજાર વર્ષ વ્યતીત થઇ ગયાં, ત્યારે અવિનાશી શ્રીશિવજીએ સમાધિનો ત્યાગ કરયો. ૧ અને શ્રીશિવજી શ્રી રામનામનું સ્મરણ કરવા લાગ્યા, ત્યારે સતીએ જાણ્યું કે, જગત્ના સ્વામી જાગ્યા. એટલે સમીપમાં જઇને શ્રી શિવજીના ચરણારવિન્દોને અભિવન્દન કરયું. ત્યારે શ્રી સદાશિવજીએ સતીને પોતાના સન્મુખ આસન આપ્યું. ૨ અને સુન્દર રસ યુક્ત, હરિની કથા કહેવા લાગ્યા. તે કાળમાં સતીના પિતા બ્રહ્માના પુત્ર દક્ષ સર્વ પ્રજાપતિયોના અધિપતિ થયા. બ્રહ્માજીએ સર્વ પ્રકારે વિચારી, તેને સકળ કાર્ય યોગ્ય જોઇને, દક્ષને સર્વ પ્રજાપતિયોના નાયક કરયા. ૩ જ્યારે દક્ષને મહાભારી અધિકાર મળ્યો, તેથી તેના હૃદયમાં અત્ય-

ન્ત અભિમાન આવ્યું. જગતમાં એવો કોઈ જનમ્યો નથી કે, જેણે પ્રભુતા પામીને અભિમાન કર્યું હોય.+ ૪

**दोहा–दक्ष लिये मुनि बोलि तब, करन लगे बड याग ॥**
**नेवत सादर सकल सुर, जे पावत मखभाग ॥ ७२ ॥**

દક્ષ પ્રજાપતિયે માયા પુરી હરિદ્વાર, કણખળ ક્ષેત્રમાં શ્રી ભાગીરથી ગંગાના તટે એક મોટો યજ્ઞ કરવાને માટે સકળ મુનિશ્વરોને બોલાવ્યા અને જે દેવતાઓ યજ્ઞમાં ભાગાધિકારી હતા, તે સર્વને આદર સહ નિમંત્રણ કર્યું. ૭૨

**चौ०–किन्नर नाग सिद्ध गन्धर्बा, वधुन समेत चले सुर सर्बा ॥**
**विष्णु विरञ्चि महेश विहाई, चले सकल सुर यान बनाई ॥ १ ॥**
**सती विलोकेउ गगन विमाना, जात चले सुन्दर विधि नाना ॥**
**सुर सुन्दरी कराहिं कलगाना, सुनत श्रवण छूटहिं मुनि ध्याना ॥२॥**
**पूछेउ तब शिव कहेउ बखानी, पितायज्ञ सुनिकै हरषानी ॥**
**जो महेश मोहिं आयसु देहीं, कछु दिन जाइ रहौं मिस एहीं ॥ ३ ॥**
**पति परित्याग हृदय दुखभारी, कहै न निज अपराध विचारी ॥**
**बोली सती मनोहर बानी, भय संकोच प्रेमरस सानी ॥ ४ ॥**

દક્ષપ્રજાપતિના નિમંત્રિત તમામ દેવતા, કિન્નર, નાગ, સિદ્ધ અને ગન્ધર્વ સર્વ પોતપોતાની સ્ત્રિયોને સાથે લઈ યજ્ઞ અવલોકન કરવા માટે ચાલ્યા. ભગવાન્ વિષ્ણુ, બ્રહ્મા અને શિવ એને છોડીને બીજા સર્વ દેવતાઓ પોતપોતાનાં વિમાન બનાવીને ચાલ્યા; જોકે બ્રહ્મા તથા વિષ્ણુને શિવજીને છોડીને નિમંત્રણ તો કર્યું હતું; પરન્તુ શિવજીનો નિરાદર સમજીને તેઓ ગયા નહિ.૧ શ્રીસતીએ આકાશમાં જતાં અનેક પ્રકારનાં વિમાનો જોયાં, કે જે અત્યન્ત સુન્દર હતાં. તે વિમાનોમાં બેઠેલી દેવાંગનાઓ મધુર સ્વરથી ગાયન કરી રહી હતી, કે જે સાંભળવાથી મુનિ લોકોનાં ધ્યાન છૂટી જતાં હતાં.૨ આ પ્રમાણે આકાશ માર્ગે જતાં વિમાનો જોઇને સતીએ શ્રીશિવજીને પુછ્યું કે, આ બધા દેવતા વિગેરે વિમાનમાં બેસી બેસીને ક્યાં જાય છે? શિવજીએ દક્ષના યજ્ઞની સર્વ વાર્ત્તા કહી. પોતાના પિતાને ત્યાં યજ્ઞોત્સવછે, એ સાંભળીને સતી બહુજ પ્રસન્ન થયાં. અને વિચાર કર્યો કે, જો સ્વામી મને આજ્ઞા આપે, તો હું આ નિમિત્તે થોડાક દિવસ પિતાને ઘેર રહું. ૩ કેમકે પતિના પરિત્યાગનું હૃદયમાં મહાભારી દુઃખછે, તેથી તે પોતાનો અપરાધ વિચારીને કાંઈ કહી શકતાં નહતાં, પણ પછી ધૈર્ય ધારણ કરી [1]ભય,[2]સંકોચ અને[3]પ્રેમરસથી ભરેલી અતિ મનોહરવાણી શિવજીને કહેવા લાગ્યાં.૪

+ જેણે પ્રભુતા પામી અભિમાન કર્યું નથી, તેનો પુનઃ સંસારમાં જન્મ થતો નથી.
૧ શંકર ક્રોધ કરે તો. ૨ પોતાની કરણીનો. ૩ પ્રેમ શંકરના સમીપ પ્રસિદ્ધ છે.

दोहा–पिताभवन उत्सव परम, जो प्रभु आयसु होइ ॥
तौ मैं जाउँ कृपायतन, सादर देखन सोइ ॥ ७३ ॥

હે સ્વામી! જૂવો તો ખરા, મારા પિતાને ત્યાં કેવો મોટો ઉત્સવ થઈ રહેલો છે; માટે જો આપ કૃપા કરીને આજ્ઞા આપો, તો હું પણ મહા અભિલાષાથી તે યજ્ઞોત્સવ જોવાને જાઉં. ૭૩

चौ०– कहेउ नीक मोरे मन भावा, यह अनुचित नहिं नेवत पठावा ॥
दक्ष सकल निजसुता बुलाई, हमरे वैर तुम्हैं बिसराई ॥ १ ॥
ब्रह्म सभा हमसन दुखमाना, तेहिते अजहुँ करहिं अपमाना ॥
जो बिन बोले जाहु भवानी, रहैं न शील सनेह न कानी ॥ २ ॥
यदपि मित्र प्रभु पितु गुरु गेहा, जाइय बिनु बोले न सँदेहा ॥
तदपि विरोधमान जहँ कोई, तहां गये कल्याण न होई ॥३॥
भांति अनेक शम्भु समुझावा, भावीवश न ज्ञान उर आवा ॥
कह प्रभु जाहु जो बिनहिं बुलाये, नहिं भलि बात हमारे भाये ॥ ४ ॥

શ્રી શિવજીએ કહ્યું કે,–તમે બહુજ સારૂં કહ્યું. મારા મનને પણ રૂચ્યું; પરન્તુ તમારા પિતાએ તમને નિમંત્રણ કરયું નથી, એ મહા અનુચિત છે. દક્ષે પોતાની બીજી જે તેર કન્યાઓ છે, તે સર્વને બોલાવી છે. અને મારી* સાથેના વૈરભાવથી તમને બોલાવ્યાં નથી. ૧ પ્રથમ એકવાર તમારા પિતાએ, બ્રહ્માની સભામાં મારાથી દુઃખ માન્યું છે,[૪] અને તેથી આજપર્યન્ત મારૂં અપમાન જ કરયા કરેછે; માટે જો તમે વગર બોલાવે જશો તો હે સતી! તો તમારો સ્નેહ, શીલ કે નાતો કાંઈ રહેશે નહિ, અપમાન જ થશે. ૨ જો કે પોતાનો મિત્ર, સ્વામી તથા પિતા અને ગુરૂને ઘેર વગર બોલાવે પણ નિઃસન્દેહ જવુંજ જોઇએ; તોપણ જો એ સર્વમાંથી કોઈપણ વિરોધ માનતો હોય, તો ત્યાં જવામાં કલ્યાણ થતું નથી. ૩ આ પ્રકારે શિવજીએ સતીને અનેક પ્રકારે સમજાવ્યાં; પરન્તુ ભાવીના વશ કાંઈપણ જ્ઞાન તેના હૃદયમાં આવ્યું નહિ. વળી પણ શ્રી શિવજીએ કહ્યું કે, જો તમે વગર બોલાવે ત્યાં જાઓછો, પણ એ વાત મારા વિચાર પ્રમાણે સારી નથી. ૪

दोहा–कहि देखा हर यत्न बहु, रहै न दक्षकुमारि ॥
दिये मुख्य गण संग तब, बिदा किये त्रिपुरारि ॥ ७४ ॥

આ પ્રમાણે ઘણી રીતે શ્રી શિવજી સમજાવીને થાકયા, પણ સતી કોઈ પ્રકારે

* શિવજીના વૈરથી સતીને વિસરી જવાં, એ વિપરીત છે; માટે એમ જોઈએ કે, સતીની પ્રીતિથી શંકર સાથેનું વૈર વિસરી જવું જોઇએ.

૪ શ્રી શંકરની સાથે દક્ષને વૈરની કથા શ્રી ભાગવતના ચતુર્થ સ્કન્ધના બીજા અધ્યાયમાં છે.

રહ્યાં નહિ, અને પિતાને ઘેર જવાને માટે ઉપસ્થિત થઈ ગયાં; એટલે તો શ્રીશિવજીએ પોતાના મુખ્ય મુખ્ય ગણુ સાથે મોકલી તેમને વિદાય કરચાં. ૭૪

चौ०—पिता भवन जब गई भवानी, दक्षत्रास काहु न सनमानी ॥
सादर भले हि मिली इक माता, भगिनी मिला बहुत मुसुकाता ॥ १ ॥
दक्ष न कछु पूछी कुशलाता, सतिहि विलोकि जरे सब गाता ॥
सती जाइ देखेउ तब यागा, कतहुँ न दीख शंभुकर भागा ॥ २ ॥
तब चित चढेउ जो शंकर कहेऊ, प्रभु अपमान समुझि उर दहेऊ ॥
पाछिल दुख न त्हदय अस व्यापा, जस यह भयउ महा परितापा ॥३॥
यद्यपि जग दारुण दुख नाना, सबते कठिन जाति अपमाना ॥
समुझि सो सतिहिं भयउ अतिक्रोधा, बहु विधि जननी कीन्ह प्रबोधा॥४॥

જ્યારે સતી પોતાના પિતા દક્ષ પ્રજાપતિને ઘેર પોહોચ્યાં, ત્યારે દક્ષના ભયને લીધે કોઇએ આદર સન્માન કરચુ નહિ. આદર સહ સારી રીતે તો એક માતાજ માત્ર મળી, અને બહેનો જે મળી, તે પણ બહુજ હસીને મળી. ૧ અને દક્ષે તો કુશળ પણ ન પૂછયું, પણ સતીને જોઇને સઘળાં તેનાં અંગો બળવા લાગ્યાં. જ્યારે સતીએ સઘળી યજ્ઞશાળા જોઈ, પણ ક્યાંય શ્રી શિવજીનો ભાગ જોવામાં આવ્યો નહિ. ૨ ત્યારે તો જે શ્રીશિવજીએ કહ્યું હતું, તે ચિત્તમાં બરાબર સમજાયું, અને પોતાના સ્વામીનું અપમાન સમજીને હૃદય બળવા લાગ્યું, પતિના પરિત્યાગનું પાછલું દુઃખ, જેવું આ મહાદારૂણ દુઃખ થયું, તેવું હૃદયમાં વ્યાપ્ત થયું નહતું. ૩ જો કે સંસારમાં કાંઈ નહિને કાંઈ અનેક પ્રકારનાં દારૂણ દુઃખ ઘણાં છે; પરન્તુ સર્વથી મહાકઠિણ અસહ્ય જેવું કાંઈ જાતિના અપમાનનું થાયછે, તેવું બીજું અસહ્ય થતું નથી. તે સમજીને સતીના હૃદયમાં અત્યન્ત ક્રોધ ઉત્પન્ન થયો, અને તે સમય તેની માતાએ અનેક પ્રકારે તેને સમજાવ્યાં. ૪

दोहा—शिव अपमान न जाइ सहि, हृदय न होत प्रबोध ॥
सकल सभहिं-हठि हटकि तब, बोलीं वचन सक्रोध ॥ ७५ ॥

પરન્તુ શ્રી સદાશિવજીનું અપમાન અતિ અસહ્ય તેનાથી સહન થઈ શકયું નહિ. અને માતાના સમજાવ્યાં છતાં પણ કાંઈ પ્રબોધ થયો નહિ, ત્યારે સકળ સભાને હઠપૂર્વક યજ્ઞકર્મથી રોકીને, સતિ ક્રોધસહ મહાદારૂણ શાપરૂપ વચન બોલ્યાં. ૭૫

चौ०—सुनहु सभासद सकल मुनिंदा, कही सुनी जिन शंकर निंदा ॥
सो फल तुरत लहब सब काहू, भली भांति पछिताव पिताहू ॥ १ ॥
सन्त शम्भु श्रीपति अपवादा, सुनिय जहां तहँ अस मरयादा ॥
काटिय तासु जीभ जौ बसाई, श्रवण मूंदि नहिं चलिय पराई ॥ २ ॥

जगदात्मा महेश त्रिपुरारी, जगत जनक सबके हितकारी ॥
पिता मन्दमति निन्दत तेही, दक्ष शुक्र सम्भव यह देही ॥ ३ ॥
तजिहौं तुरत देह तेहि हेतू, उरधरि चन्द्रमौलि वृषकेतू ॥
अस कहि योग अग्नि तनु जारा, भयउ सकल मख हाहाकारा ॥ ४ ॥

હે સભાધિકારી ! અને હે મુનીશ્વરો !! તમે સર્વ મારાં વચન સાંભળો, કે જેઓએ પૂર્વે બ્રહ્મસભામાં શ્રીશંકરસ્વામીની નિન્દા કરેલીછે, વા સાંભળીછે, તેનું યથાયોગ્ય ફળ સર્વને હમણાં પ્રાપ્ત થઇ જશે, અને મારો પિતા પણ સારી રીતે પસ્તાવો પામશે. ૧ કેમકે મહત્ પુરૂષોની બાંધેલી આ મર્યાદા છે કે, જ્યાં સન્ત, ભગવત્જન અને જગદ્ગુરૂ શ્રી શમ્ભુ–મહાદેવ અને શ્રી પતિ સર્વેશ્વર ભગવાન્ વિષ્ણુ અર્થાત્ ભગવત્ ભાગવત્ આચાર્ય તેની નિન્દા જ્યાં જે દુષ્ટના મુખથી સાંભળવામાં આવે, તો તે સમય શ્રોતા જો સમર્થ હોય,તો તે નિન્દક દુષ્ટની જીહ્વા છેદન કરે, અસમર્થ હોય તો સાંભળે નહિ, અને કાનોમાં આંગળી નાખીને ઉઠી જાય. જો કે દક્ષ મારા પિતા છે, તેને હું મારી શકતી નથી, તેમ હું અસમર્થ પણ નથી,કે તેને દન્ડ દીધા વગર રહું; એ માટે મેં તેને આ દુરત્યય બાધક દન્ડ આપ્યો છે. ૨ અને સર્વ સાંભળો કે, જગતના આત્મા, મહેશ, ત્રિપુરાન્તક, જગતના પિતા અને સર્વ જીવોના કલ્યાણ પરાયણનું આ મતિમન્દ મારો પિતા નિન્દન કરે છે, અને તેના વીર્યથી મારાં આ શરીરની ઉત્પત્તિ છે, એ માટે મારા પોતાના હૃદયમાં ચન્દ્રશેખર,[1] વૃષભધ્વજ[2] શ્રી સદાશિવજીને ધારણ કરીને હું પણ આ શરીરનો હમણાંજ ત્યાગ કરીશ. આ પ્રમાણે કહીને યોગાગ્નિથી તે શરીરને ભસ્મ કરી દીધું, અને સકળ યજ્ઞમાં હાહાકાર શબ્દ થઈ રહ્યો. ૩–૪

दोहा–सती मरण सुनि शम्भु गण, लगे करन मख खीश ॥
यज्ञ विध्वंस विलोकि भृगु, रक्षा कीन्ह मुनीश ॥ ७६ ॥

સતીનું મરણ સાંભળતાંજ શ્રીશિવજીના ગણ તે યજ્ઞનો વિધ્વંશ કરવા લાગ્યા. ત્યારે યજ્ઞ વિધ્વંશ થતો જોઇને મહા મુનીશ્વર ભૃગુએ તે રૂદ્ર ગણોને દૂર કરીને રક્ષા કરી. ૭૬

चौ०–समाचार जब शंकर पाये, वीरभद्र करि कोप पठाये ॥
यज्ञ विध्वंस जाय तिन्ह कीन्हा, सकल सुरन्ह विधिवत फल दीन्हा ॥ १ ॥
भइ जग विदित दक्षगति सोई, जस कछु शम्भु विमुखकी होई ॥
यह इतिहास सकल जग जाना, ताते मैं संक्षेप बखाना ॥ २ ॥
सती मरत हरिसन वरमांगा, जन्म जन्म शिवपद अनुरागा ॥

---

૧ ચન્દ્રમૌલી કહેવાનો ભાવ એ છે કે, મને પુનઃ જીવતી કરશે. ૨ વૃષકેતુ કહેવાનો ભાવ એ છે કે, મારા અપરાધ ક્ષમા કરશે.

तेहि कारण हिमगिरि गृहजाई, जन्मी पार्वती तनु पाई ॥ ३ ॥
जबते उमा शैलगृह आई, सकल सिद्धि सम्पति तहँ छाई ॥
जहँ तहँ मुनिन सुआश्रम कीन्हे, उचित बास हिमभूधर दीन्हे ॥ ४ ॥

જ્યારે ભૃગુમુનિના મારેલા પોતાના ગણોના મુખથી આ સર્વ સમાચાર શ્રી-શિવજીને મળતાં, મહાકોપ કરીને મહા ભૈરવ [1]વીરભદ્રને કૈલાસથી હરિદ્વાર મોકલ્યો. તેણે જઇને સકળ યજ્ઞનો વિધ્વંશ કરી દીધો, અને સર્વ સભાસદોને યથાયોગ્ય ફળ આપ્યું. ૧ અને દક્ષની તો જે ગતિ જગવિખ્યાત શિવદ્રોહીઓની થતી આવી છે તે થઇ, અર્થાત્ તેનું મસ્તક મરડીને તોડી લીધું, અને યજ્ઞમાં બળિ આપવાના પશુને ઠેકાણે યજ્ઞકુન્ડમાં હોમી દીધું. આ વાર્ત્તા સર્વ જગત્ જાણેછે, તેથી મેં સંક્ષેપથી વર્ણન કરેલ છે. ૨ સતીએ મરણ સમય ભગવાન્ પાસેથી એ વરદાન માગ્યું કે, હે પ્રભુ ! જન્મોજન્મ શ્રી મહાદેવજીના ચરણમાં પ્રેમ રહે, એ કારણથીજ[2] સતી હિમાલયને ત્યાં જનમ્યાં, અને પાર્વતીજી કહેવાયાં.૩ જે દિવસ પાર્વતી હિમાલયને ત્યાં જનમ્યાં, તે દિવસથી સકળ સિદ્ધિ અને સમ્પત્તિ તે પર્વત ઉપર છાઈ ગઈ. જ્યાં ત્યાં અર્થાત્ સર્વત્ર તે પર્વતને સિદ્ધપીઠ જાણીને મોટા મોટા મુનીશ્વરોએ પોતપોતાના આશ્રમો બનાવ્યા, અને હિમાચલે પણ તેઓને રહેવાને યોગ્ય નિવાસ આપ્યો. ૪

दोहा०—सदा सुमन फल सहित सब, द्रुम नव नाना जाति ॥
प्रकटीं सुन्दर शैल पर, मणि आकर बहु भांति ॥ ७७ ॥

શ્રી પાર્વતીજીના જન્મના પ્રભાવથી નાનાપ્રકારનાં જે તે પર્વતનાં વૃક્ષછે, તે સદૈવ સુન્દર નવીન પત્ર, પુષ્પ અને ફળોથી સમ્પન્ન રહેછે, અને અને કજાતના સુન્દર મણિગણોની ખાણ્યો તે પર્વત ઉપર સર્વ સ્થળે પ્રકટ થઈ ગઈ.૭૭

चौ०—सरिता सब पुनीत जल बहईं, खग मृग मधुप सुखी सब रहईं ॥
सहज वैर सब जीवन त्यागा, गिरिपर सकल करहिं अनुरागा ॥ १ ॥
सोह शैल गिरिजा गृहआये, जिमि नर राम भक्तिके पाये ॥
नित नूतन मंगल गृह तासू, ब्रह्मादिक गावहिं यश जासू ॥ २ ॥
नारद समाचार सब पाये, कौतुक हिमगिरि गेह सिधाये ॥
शैलराज बड आदर कीन्हा, पद पखारि वर आसन दीन्हा ॥ ३ ॥
नारि सहित मुनिपद शिर नावा, चरण सलिल सब भवन सिंचावा ॥
निज सौभाग्य बहुत गिरिवरणा, सुता बोलि मेली मुनि चरणा ॥४॥

---

१ વીરભદ્ર જગત્‌માં જ્વરરૂપે પ્રસિદ્ધ છે. ૨ એ કારણ કહેવાનો આશય એ છે કે યોગાગ્નિથી જે બળે છે, તેનો પુનર્જન્મ થતો નથી, પણ સતીએ વરદાન માગેલું હતું તેથી જન્મ થયો. બીજો આશય એ છે કે, યોગાગ્નિથી બળેલ છે, તેથી શીતળતા પ્રાપ્ત થવાને માટે હિમગિરિની પુત્રી થયાં.
૩ હિમાલયનો અર્થ હિમાલયની દેવતારૂપ શક્તિનો છે.

સર્વ નદીઓ[1] નિર્મળ, મધુર, શીતળ અને પાપને હરણ કરનાર જળથી વહેવા લાગી, અને ત્યાંના પક્ષી, મૃગ અને ભ્રમરાદિક સર્વ સદા સુખપૂર્વક રહેવા લાગ્યાં. અને સકળ જીવ પોતપોતાના સ્વાભાવિક વૈરને છોડીને પરસ્પર એ પર્વત ઉપર પ્રેમ કરવા લાગ્યાં. ૧ શ્રી પાર્વતીજીનો જન્મ થવાથી, જેમ મનુષ્ય ભગવદ્ભક્તિ પામીને શોભે છે, તેમ હિમાલય શોભવા લાગ્યો; અર્થાત્ મનુષ્યની શોભા તો ભગવદ્ભક્તિજ છે. ભક્તિ વગર તો આ સર્વોત્તમ શરીરથી શરમાવાનું છે.[2] જે જગદમ્બિકાના યશ બ્રહ્માદિ ગાય છે, તેના મન્દિરમાં તો નિત્ય નવીન મંગળ થવું ઉચિત્ જ છે. ૨ દેવર્ષિ વર્ય્ય શ્રી નારદજીને આ સમાચાર થતાં તે કૌતુકથી હિમાલયને ઘેર આવ્યા. શૈલરાજ હિમાચળે મહા આદર સત્કાર કરચો, અને તેમનાં ચરણ પ્રક્ષાલન કરીને સુન્દર આસન આપ્યું. ૩ અને પોતાની રાણી મયના સહ દન્ડવત્ કરચા, અને તેના ચરણોદકથી પોતાનું આખું ઘર પવિત્ર કરચું. પછી પોતાના ભાગ્યની પ્રશંસા કરીને શ્રી પાર્વતીને બોલાવીને મુનિના ચરણોમાં મુકયાં. ૪

**दोहा–त्रिकालज्ञ सर्वज्ञ तुम, गति सर्वत्र तुम्हारि ॥**
**कहहु सुताके दोष गुण, मुनिवर हृदय विचारि ॥ ७८ ॥**

હે મહારાજ! આપ ત્રિકાલજ્ઞ સર્વજ્ઞ છો, અને આપની સકળવિદ્યા અને વિદ્યાઓમાં ગતિ છે, માટે આ મારી કન્યાના ગુણ દોષ વિચારીને કહો. ૭૮

**चौ०–कह मुनि विहँसि गूढ मृदुवानी, सुता तुम्हारि सकल गुण खानी ॥**
**सुन्दरिसहज सुशील सयानी, नाम उमा अम्बिका भवानी ॥ १ ॥**
**सब लक्षण सम्पन्न कुमारी, होइहि सन्तत पियहि पियारी ॥**
**सदा अचल इहिकर अहिवाता, इहिते यश पैहहिं पितु माता ॥ २ ॥**
**होइहि पूज्य सकल जगमाहीं, इहि सेवत कछु दुर्लभ नाहीं ॥**
**इहिकर नाम सुमिरि संसारा, तिय चढिहहिं पतिव्रत असि धारा ॥३॥**
**शैल सुलक्षण सुता तुम्हारी, सुनहु जे अब अवगुण दुइ चारी ॥**
**अगुण अमान मातु पितु हीना, उदासीन सब संशय छीना ॥ ४ ॥**

નારદજીએ પાર્વતીજીના વૃત્તાન્તને ગુપ્ત રાખીને ગૂઢ કોમળ વાણીથી હસીને[3]

---

૧ ભાગીરથી, મન્દાકિની, અલકનન્દા, યમુના, શેષગંગા, સ્વર્ણગંગા, વિષ્ણુગંગા, રામગંગા, વ્યાસગંગા, કર્ણગંગા, નન્દગંગા, ગુરૂગંગા, વીરગંગા, પાતાળગંગા, કૌશલ્યા અને તુંગભદ્રા ઈત્યાદી.

૨ श्वपचोपि महीपाल विष्णुभक्तो द्विजाधिकः । विष्णुभक्ति विहीनस्तु द्विजोपि श्वपचाधमः ॥ १ ॥

૩ હસીને કહેવામાં વ્યંગ્ય છે, અર્થાત્ એક એ અર્થ છે કે, મુનિ પૂછે છે કે, જે સકળ ગુણની ખાણ્ય છે; અર્થાત્ રજોગુણ, તમોગુણ અને સત્વગુણ કે જેથી બ્રહ્મા, શિવ અને વિષ્ણુની ઉત્પત્તિ છે, તે તમારી પુત્રી છે. એ ગૂઢવાણી છે. અને હસવાનું પ્રયોજન પણ એજ છે. બીજો એ અર્થ છે કે, તમારી પુત્રી તે સર્વ ગુણોથી કે જે સ્ત્રીઓને જોઈએ તેથી પૂર્ણ છે. આ બે અર્થથી ગૂઢ અને મૃદુવાણી બન્ને સિદ્ધ થઈ જાય છે.

કહ્યું કે, હે ગિરિરાજ! આ તમારી પુત્રી તો સકળ ગુણોની ખાણય છે. પરમ સુન્દર અને સ્વાભાવિક્ સુશીલા, અતિચતુર થશે. અને ઉમા, અમ્બિકા તથા ભવાનિ એ તેનાં નામ થશે. ૧ સકળ સુલક્ષણોથી[1] સમ્પન્ન અને સદૈવ પોતાના પતિને અત્યન્ત પ્યારી થશે. અને તેનું મંગળસૂત્ર[2] સદા અચળ રહેશે, અને માતા પિતાનો અર્થાત્ તમારો[3] સંસારમાં મહાયશ થશે. ૨ અને આ સર્વ જગત્માં પૂજ્ય[4] થશે. અને આની સેવા કરવાથી કોઇ પદાર્થ દુર્લભ રહેશે નહિ. અને એના નામનું સ્મરણ કરીને સ્ત્રીજન મહા કઠિણ ખડ્ગ ધારાના સમાન પાતિવ્રત ધર્મને ધારણ કરશે. ૩ હે હિમાચલ[5]! તમારી આ કન્યા સર્વ પ્રકારે સુલક્ષણી તો છે; પરન્તુ નિર્દોષ તો ઈશ્વર વગર કોઈ હોતુંજ નથી, એ માટે આના જે બે ચાર અવગુણ[6] છે, તે પણ સાંભળો. ગુણોંથી રહિત, માનરહિત, માતા પિતાથી રહિત, ઉદાસીન, સર્વ સંશયોથી ક્ષીણ. ૪

दोहा—योगी जटिल अकाम तनु, नग्न अमंगल भेष ॥
अस स्वामी इहिकहँ मिलिहि, परी हस्त असरेख ॥ ७९ ॥

યોગી,[7] જટાધારી,[8] નિષ્કામ, દિગમ્બર[9] અને મહા અમંગળ[10] જેનોવેષ એવો પતિ [11] આને મળશે. એવી આના હાથમાં રેખા પડી છે. ૭૯

चौ०—सुनि मुनि गिरा सत्य जिय जानी, दुख दम्पतिहि उमा हरषानी ॥
नारदहू यह भेद न जाना, दशा एक समुझत बिलगाना ॥ १ ॥
सकल सखी गिरिजा गिरि मयना, पुलक शरीर भरे जल नयना ॥
होय न मृषा देवऋषि भाषा, उमा सो वचन हृदय धरि राखा ॥ २ ॥
उपजेउ शिवपद कमल सनेहू, मिलन कठिन मन यह संदेहू ॥
जानि कुअवसर प्रीति दुराई, सखि उछंग बैठी पुनि जाई ॥ ३ ॥
झूठि नहोइ देवऋषि बानी, शोचहिं दम्पति सखी सयानी ॥
उर धरि धीर कहै गिरि राऊ, कहहु नाथ का करिय उपाऊ ॥ ४ ॥

નારદમુનિની આવી વાણી સાંભળીને અને તેને પોતાના મનમાં સાચી જાણીને

૧ જગતની ઉત્પત્તિ લક્ષણતાથી સંપન્ન છે, અને સદા કુમારી અવસ્થા રહે છે, અને સંતત અર્થાત્ સદા જગતના પ્રેરક પતિને પ્યારી છે; કેમકે અનુકૂળ વર્ત્તિની છે. ૨ એનું મંગળસૂત્ર અચળ રહેશે; કારણ કે તે નાશને નસાડવાવાળાની પત્ની છે. ૩ આથી માતા પિતા યશ પામશે એ કાર્યથી કારણની પ્રધાનતા છે. ૪ કારણ કે આ અખિલ જગતની કર્ત્રી છે. ૫ હે હિમાચળ! આવી સુલક્ષણી તમારી પુત્રી છે એ મૃદુવાણી છે. અને હે શૈલ આવી સુલક્ષણી તારી પુત્રી એ ગૂઢ વાણી છે. ૬ નારદજી જે અવગુણ વર્ણવે છે, તે પ્રત્યક્ષમાં અવગુણ જણાય છે, પણ વાસ્તવિક્ અર્થાસથી તે ગુણછે. ૭ પોતાના રૂપને નિરન્તર જોગમાં મેળવવાવાળા, ૮ અનાદિકાળથી વધેલી છે જટા જેની, ૯ નગ્ન એટલે જેની પાસે નથી ગન સમૂહતા. ૧૦ અતિશય છે મંગળ વેષ જેનો અથવા અખિલ લોક વ્યાપક જે મંગળ તેજ રૂપ બનાવી લીધું છે. અકારનો અતિશય અર્થ કરવો. ૧૧ એવો પતિ મળશે, એમ કહેવાથી ઉમાની પ્રધાનતા છે; કેમકે એમ કહ્યું છે કે સ્વામી આવીને મળશે.

બન્ને સ્ત્રી પુરૂષને દુઃખ થયું, અને પાર્વતીજી તો એ સઘળાં લક્ષણ શ્રીસદાશિવજીમાં જાણીને હર્ષાયમાન્ થયાં. આ મર્મ નારદજીના જાણવામાં આવ્યો નહિ; કેમકે સર્વની એકજ દશા થઇ હતી. હિમાલય અને મેના નેત્રોમાં દુઃખથી[1] અને પાર્વતીનાં નેત્રોમાં આનંદથી[2] અશ્રુ ભરાયલાં હતાં; પરન્તુ સમજ જુદી જુદી હતી. ૧ સર્વે સખીયો, પાર્વતી, હિમાલય અને મેના તેનાં શરીર પુલકાયમાન્ થઈ ગયાં, અને નેત્રોમાં આંસૂ ભરાઈ આવ્યાં; અર્થાત્ એ સર્વની દશા હર્ષ શોકને વશ્ય થઈ ગઇ. (તેમાં પ્રથમ પાર્વતીજીની હર્ષ દશા કહે છે.) દેવર્ષી નારદજીની વાણી અસત્ય નહિ હોય, એમ ધારીને પાર્વતીજીએ નારદજીનાં વચન મનમાં ધરી રાખ્યાં. ૨ શિવજીના ચરણ કમળમાં પ્રીતિ ઉપજી; પરન્તુ મળવું અતિ કઠિણ છે, એમ મનમાં સન્દેહ થયો. અસમય જાણીને પ્રીતિ ગુપ્ત રાખી, અને સખીના ખોળામાં જઇને બેઠાં. ૩ નારદજીની વાણી મૃષા નહિ હોય, આ મહા અનર્થ થશે. એમ હિમાલય, રાણી અને સર્વ ચતુર સખી શોચ કરી રહ્યાં હતાં. ત્યાર પછી હૃદયમાં મહાધીરજ ધારણ કરીને હિમાલયે કહ્યું કે હે નાથ ! એનો શું ઉપાય કરવો જોઇએ. ૪

**दोहा–कह मुनीश हिमवंत सुन, जो विधि लिखा लिलार ॥**
**देव दनुज नर नाग मुनि, कोउ न मेटन हार ॥ ८० ॥**

નારદજીએ કહ્યું કે, હે હિમાલય ! સાંભળો જે કાંઈ વિધાતાએ કર્મમાં લખી દીધેલ છે, તેને દેવ, રાક્ષસ, નર, નાગ, અને મુનિ કોઈ મટાડનાર નથી. ૮૦

**चौ०–तदपि एक मैं कहौं उपाई, होइ करै जो दैव सहाई ॥**
**जस बर मैं वरणेउँ तुम पाहीं, मिलिहि उमहिं कछु शंशय नाहीं ॥ १ ॥**
**जे जे वरके दोष बखाने, ते सब शिवपहँ मैं अनुमाने ॥**
**जो विवाह शंकर सन होई, दोषौ गुण सम कह सब कोई ॥ २ ॥**
**जो अहिसेज शयन हरि करहीं, बुध कछु तिनकहँ दोष न धरहीं ॥**
**भानु कृशानु सर्व रस खाहीं, तिनकहँ मन्द कहत कोउ नाहीं ॥ ३ ॥**
**शुभ अरु अशुभ सलिल सब बहहीं, सुरसरि कोउ न अपावन कहहीं ॥**
**समरथ कहँ नहिं दोष गुसांई, रवि पावक सुरसरि की नाईं ॥ ४ ॥**

તો પણ હું એક ઉપાય કહું છું, જો દૈવ સહાય કરશે તો સિદ્ધ થઈ જશે. મેં તમારી પાસે જેવું વરનું વર્ણન કરયું છે, તેવોજ પતિ પાર્વતીજીને મળશે, એમાં તો કાંઈ સંશય નથી.૧ પરન્તુ વરના જે જે દોષ મેં તમને કહેલછે, તે તે સર્વ શ્રીમહાદેવજીમાં મેં અનુમાન કરેલ છે, માટે જો આનો વિવાહ શ્રી સદાશિવજીની સાથે થઈ જાય, તો તો સકળ દોષોને સંસાર પરમગુણોના સમાન કહેશે.૨ ભગવાન્ વિષ્ણુ સર્પની શય્યા ઉપર શયન કરેછે, તોપણ પંડિતો તેને કાંઈ દોષ આપતા નથી. સૂર્ય

૧ અવગુણ સમજીને દુઃખી થયાં. ૨ પોતાના પતિનાં રૂપ ગુણ સમજીને આનન્દ પામ્યાં.

અને અગ્નિ સર્વ રસ ખાય છે; પરન્તુ તેને કોઈ અધમ કહેતું નથી. ૩ સારૂં અને નરતું જળ ગંગાજીમાં વહેછે, પણ ગંગાજીને કોઈ અપવિત્ર કહેતા નથી; એ માટે હું કહું છું કે સૂર્ય, અગ્નિ અને ગંગાજીની પેઠે સમરથને કાંઈ પણ દોષ નથી. ૪

दोहा—जो अस ईर्षा करहिं नर, जड विवेक अभिमान ॥

परहिं कल्पभरि नरक महँ, जीव किं ईश समान ॥ ८१ ॥

જે જડ મનુષ્ય વિવેકનું અભિમાન કરીને મોટાઓથી ઈર્ષ્યા કરે છે, તે કલ્પપર્યન્ત નરકમાં પડયા રહેછે; કેમકે જીવ કદિ પણ ઈશ્વિર સમાન થઈ શકતો નથી. ૮૧

चौ०—सुरसरि जल कृत वारुणिजाना, कबहुँ न संत कराहिं तिहिं पाना ॥

सुरसरि मिले सुपावन जैसे , ईश अनीशहिं अन्तर तैसे ॥ १ ॥

शंभु सहज समरथ भगवाना, इहि विहाह सब विधि कल्याना ॥

दुराराध्य पै अहहिं महेशू, आशुतोष पुनि किय कलेशू ॥ २ ॥

जो तप करै कुमारि तुम्हारि, भाविउ मेटि सकैं त्रिपुरारी ॥

यद्यपि वर अनेक जगमांहीं , इहि कहँ शिव तजि दूसर नाहीं ॥ ३ ॥

वरदायक प्रणतारत भंजन, कृपासिन्धु सेवक मन रंजन ॥

इच्छित फल बिनु शिव आराधे, लहइ न कोटि योग जप साधे ॥ ४ ॥

જો કોઈ ગંગાજળ વડે મદિરા બનાવે, તો તે મદિરાને ગંગાજળથી બનેલ જાણીને સન્ત લોકો કદિ તેનું પાન કરશે નહિ; પરન્તુ મદિરાને જો ગંગાજીના પ્રવાહમાં નાખવામાં આવે, અને તે ગંગાજી સાથે મળી જાય, તો તે જેમ પવિત્ર થઈ જાયછે; તેમજ ઇશ્વિર અને જીવમાં ફરક છે; અર્થાત્ જીવ અવગુણથી દૂષિત થઈ જાય છે, અને પરમેશ્વર અવગુણથી દૂષિત થતા નથી. ૧ શ્રી મહાદેવજી સ્વાભાવિક્ સમર્થ અને શ્રીભગવાન્ છે, એ માટે તેની સાથે વિવાહ થવાથી સર્વ પ્રકારે કલ્યાણ થશે; પરન્તુ એક વાત છે કે, શ્રીમહાદેવજીનું આરાધન[1] કરવું અતિ કઠિણ છે; તોપણ જો કલેશ સહન કરી તપ કરવામાં આવે, તો તે તુરત પ્રસન્ન થઈ જાયછે. ૨ માટે જો તમારી પુત્રી તેના નિમિત્ત તપ કરે, તો ભાવીને પણ ત્રિપુરમર્દન શ્રીશિવજી મટાડી શકેછે. તે વગર પણ સંસારમાં અનેક વરછે; પરન્તુ આને તો શિવજી વગર બીજો મળશેજ નહિ. ૩ કેમકે શ્રીમહાદેવજી કૃપાના સાગર, વર દેવાવાળા, અને શરણાગતોનાં સંકટને નાશ કરવાવાળા, તથા ભક્ત લોકોનાં મનને રાજી રાખવાવાળાછે. એ માટે હું કહું છું કે, શ્રીશિવજીનું આરાધન કરયા વગર અન્ય કરોડો યોગ, જપ, તપ ગમે તે કરો, પણ મનવાંચ્છિત ફળ મળતું નથી. ૪

૧ દુરારાધ્ય જેનું દુઃખથી આરાધન થાય છે, અથવા દૂર છે આરાધન જેનું.

दोहा–अस कहि नारद सुमिरि हरि, गिरिजहि दीन्ह अशीश ॥
होइहि सब कल्याण अब, संशय तजहु गिरिश ॥ ८२ ॥

નારદજીએ આ પ્રમાણે કહીને, હરિ સ્મરણ કરી, શ્રીપાર્વતીજીને આશીરવાદ દીધો, અને હિમાલયને કહ્યું કે, આનું કલ્યાણ થશે. તમે સઘળા સંશયનો ત્યાગ કરો. ૮૨

चो०–अस कहि ब्रह्म भवन मुनिगयऊ, अगिल चरित सुनहु जस भयऊ ॥
पतिहि इकांत पाय कह मयना, नाथ न मैं समुझेउँ मुनि बयना ॥ १ ॥
जो घर वर कुल होइ अनूपा, करिय विवाह सुता अनुरूपा ॥
नतु कन्या बरु रहै कुमारी, कन्त उमा मम प्राणपियारी ॥ २ ॥
जो न मिलिहि बर गिरिजहि योगू, गिरि जड सहज कहहिं सब लोगू ॥
सो विचारि पति करहु विवाहू, जेहि न बहोरि होइ उर दाहू ॥ ३ ॥
अस कहि परी चरण धरि शीशा, बोले सहित सनेह गिरिशा ॥
बरु पावक प्रगटे शशि माहीं, नारद वचन अन्यथा नाहीं ॥४॥

આ પ્રમાણે કહીને નારદજી બ્રહ્મધામમાં સિધાવ્યા. હવે અહિં જે આગળ ચરિત્ર થયું, તે હે ભરદ્વાજ મુનિ ! આપ સાંભળો. પોતાના પતિ હિમાલયને એકાન્તમાં જઈને પાર્વતીની માતા મયના કહેવા લાગી કે, હે નાથ ! આપ તો બુદ્ધિમાન્ છો; પરન્તુ નારદજીનાં વચન મારી મન્દમતિથી સમજાયાં નહિ; કારણકે આવા દોષયુક્ત શ્રીશિવજીને નિર્દોષ કહ્યા. ૧ માટે જો વરનું[૨] ઘર, કુળ અને વર પણ ઉત્તમ હોય, તો વિવાહ કન્યા અનુરૂપ કરજો, અને જો તેમ ન હોય તો, ભલે કન્યા કુંવારી રહે, અયોગ્ય વિવાહ હું તો કરવાની નથી; કેમકે હે નાથ ! પાર્વતી પ્રાણોના સમાન મને પ્રિય છે. ૨ જો કદાચિત્ પાર્વતીને યોગ્ય વર નહિ મળે, તો તો સર્વ લોક એ દૂષણ આપશે કે, પર્વત તો સ્વાભાવિકજ જડ હોય છે; માટે વિચાર કરીને નાથ વિવાહ કરજો, કે જેથી જગતના ઉપહાસ્યનું હૃદયમાં દારૂણ દુઃખ ન થાય. ૩ આ પ્રમાણે કહીને જ્યારે મયના હિમાલયના ચરણોમાં પડી, ત્યારે તો મહા સ્નેહ પૂર્વક હિમાલયે કહ્યું કે, આ તમારાં વચન કાંઈ અર્થ સાધક નથી; કેમકે ચન્દ્રમામાંથી કદાચ અગ્નિ પ્રકટ થઈ જાય; પરન્તુ નારદજીનાં વચન તો અન્યથા થવાનાંજ નથી. ૪

दोहा–प्रिया शोच परिहरहु सब, सुमिरहु श्रीभगवान ॥
पार्वती जिन निर्म्मयउ, सोइ करिहहिं कल्याण ॥ ८३ ॥

૨ કન્યાદાનમાં પ્રથમ કુળનો વિચાર, પિતાની ઈચ્છાનુકૂળ, પછી ઘરનો વિચાર માતાની ઈચ્છાનુકૂળ અને વરનો વિચાર કન્યાની ઈચ્છાનુકૂળ થાય છે; એથી વિપરીત અહિં મેનાનું કહેવું પોતાની ઈચ્છાનુકૂળ છે, એથી પ્રથમ ઘરનું વર્ણન કરેલું છે.

માટે હે પ્રિયા ! આ સકળ શોચનો ત્યાગ કરી ઈશ્વરનું સ્મરણ કરો, જેણે પાર્વતીને ઉત્પન્ન કરેલ છે, તેજ ઇશ્વર તેનું કલ્યાણ પણ કરશે. ૮૩

चौ०—अब जो तुमहिं सुतापर नेहू, तौ अस जाय सिखाबन देहू ॥
करै सो तप ज्याहि मिलहिं महेशू, आन उपाय न मिटहिं कलेशू ॥ १ ॥
नारद वचन समुझि सब हेतू, सुन्दर सब गुणनिधि वृषकेतू ॥
अस विचारी तुम तजि सब शंका, सबहि भांति शंकर अकलंका ॥ २ ॥
सुनि पतिवचन हर्ष मनमाहीं, गई तुरत उठि गिरिजा पाहीं ॥
उमहि विलोकि नयन भरि बारी, सहित सनेह गोद बैठारी ॥ ३ ॥
बारहिवार लेति उरलाई, गद्गद कण्ठ न कछु कहि जाइ ॥
जगतमातु सर्वज्ञ भवानी, मातु सुखद बोली मृदुबानी ॥ ४ ॥

માટેહે રાણી! જો તમને તમારી પુત્રી ઉપર અત્યન્ત સ્નેહ છે,તોજઈનેતેને એવો ઉપદેશકરોકે તે તપ કરવા જાય, જેથી તેને શિવજીની પ્રાપ્તિ થાય: કેમકેબીજાકોઇ ઉપાયથી આ સંકષ્ટ મટવાનું નથી. ૧ અને નારદજીનાં વચનનોના અર્થ અતિગૂઢ ગંભીર હોય છે; કાંઈક કારણ સમજીને કહે છે કે, શિવજીમાં આ દૂષિત ચિહ્ન જોવા માત્રજ છે. કોઇ તેને સ્પર્શ પણ કરતાં નથી; કેમકે સકળ સુન્દર સદ્ગુણોના સમુદ્ર વૃષભધ્વજ છે. આ મારૂં કહેવું વિચારીને તમે સર્વ શંકા દૂર કરો; કેમકે શ્રી-શંકર સર્વ પ્રકારે નિષ્કલંક છે. ૨ આવાં સુન્દર પોતાના પતિનાં વચન સાંભળીને પ્રસન્ન મન થઇને ઉઠીને તુરત પાર્વતીજીની પાસે મયના ગઈ. પાર્વતીજીને જોતાંજ નેત્રોમાં પ્રેમાશ્રુ આવી ગયાં અને મહા પ્રેમ પૂર્વક પોતાના ખોળામાં બેસાડી લીધાં. ૩ પ્રેમની પ્રબળતાથી. વારમ્વાર તેને હૃદય સાથે લગાવવા લાગ્યાં. ગદ્ગદ્ કંઠ થઈ જવાથી કાંઈ કહી શકાતું નથી; એટલે જગત્માતા સર્વજ્ઞ, પાર્વતીજીએ પોતાની માતાના અભિપ્રાયને જાણીને માતાને સુખદાયક વચન કહ્યાં. ૪

दोहा—सुनहु मातु मैं दीख अस, स्वप्न सुनाऊं तोहिं ॥
सुन्दर गौर सुविप्रवर, अस उपदेशेउ मोहिं ॥ ८४ ॥

હે માતા સાંભળો ! આજ મેં જે સ્વપ્ન જોયું છે, તે હું તમને કહું છું. એક મહા સુન્દર ગૌરવર્ણ ઉત્તમ બ્રાહ્મણ મને આ પ્રમાણે સમજાવતો હતો. ૮૪

चौ०—करहु जाय तप शैलकुमारी, नारद कहा सो सत्य बिचारी ॥
मातु पिताहि पुनि यह मत भावा, तप सुखप्रद दुख दोष नशावा ॥ १ ॥
तपबल रचैं प्रपंच विधाता, तपबल विष्णु सकलजगत्राता ॥
तपबल शम्भु करहिं संहारा, तपबल शेष धरहिं महिभारा ॥ २ ॥
तप अधार सब सृष्टि भवानी, करहु जाइ तप अस जियजानी ॥

सुनत वचन विस्मित महतारी, स्वप्न सुनायउ गिरिहि हँकारी ॥ ३ ॥
मातु पितहि बहुबिधि समुझाई, चली उमा तपहित हरषाई ॥
प्रिय परिवार पिता अरु माता, भये विकल मुख आव न बाता ॥ ४ ॥

હે પાર્વતી! જે નારદજીએ કહ્યું છે, તે સત્ય વિચારીને કહ્યું છે, અથવા તે સત્ય જાણીને તું જઈને તપ કરય. અને તારાં માતા પિતાને પણ એ વાર્ત્તા રૂચિ છે; કેમકે તપ સર્વત્ર સુખદાયક અને દુઃખ[1] તથા દોષોનો નાશ કર્ત્તા છે. ૧ જુવો કે–તપના બળવડે બ્રહ્માજી સૃષ્ટિને રચે છે. વિષ્ણુ પાલન કરે છે. રૂદ્ર સંહાર કરે છે, અને તપવડેજ શેષજી બ્રહ્માન્ડના ભારને ધારણ કરે છે. ૨ હે પાર્વતી! વિશેષ શું કહું? તપના આધારે સમસ્ત વિશ્વ છે. એમ જાણીને તપ કરો. આ પ્રમાણેનું પાર્વતીનું સ્વપ્ન સાંભળીને મયના ચકિત થઈ ગઈ અને પોતાના પતિ હિમાલયને બોલાવીને આ સ્વપ્ન વાર્ત્તા સંભળાવી. ૩ પછી[2] ઉમા–પાર્વતી પોતાના માતા પિતાને અનેક પ્રકારે સમજાવીને, પ્રસન્ન મનથી તપ કરવાને ચાલવા લાગ્યાં, ત્યારે સકળ પરિવાર સહિત તેનાં મા બાપ વ્યાકુળ થઈ ગયાં, શોક અને વિયોગથી સર્વના કંઠ રૂંધાઈ ગયા. અને મોહોડાંથી કાંઇ બોલી શકયાં નહિ. ૪

दोहा–वेदशिरा मुनि आइ तब, सबहिं कहा समुझाइ ॥
पार्बती महिमा सुनत, रहे प्रबोधहि पाइ ॥ ८५ ॥

તે સમય વેદશિરા નામના મુનિએ આવીને સર્વને પાર્વતીજીનો મહિમા સંભળાવ્યો. તે મહિમા સાંભળીને સર્વને જ્ઞાન[3] થયું. ૮૫

चौ०–उरधरि उमा प्राणपति चरणा, जाइ बिपिन लागीं तप करणा ॥
अतिसुकुमारि न तनु तप योगू, पति पद सुमिरि तजेउ सब भोगू ॥ १ ॥
नित नव चरण उपज अनुरागा, बिसरी देह तपहि मन लागा ॥
संवत सहस मूल फल खाये, शाक खाइ शत वर्ष गँवाये ॥ २ ॥
कछु दिन भोजन बारि बतासा, किये कठिन कछु दिन उपबासा ॥
बेल पात महि परे सुखाई, तीनि सहस संवत सो खाई ॥ ३ ॥
पुनि परिहरेउ सुखानेउ पर्णा, उमा नाम तब भयउ अपर्णा ॥
देखि उमहिं तप क्षीण शरीरा, ब्रह्मगिरा भइ गगन गँभीरा ॥ ४ ॥

પાર્વતી પોતાના પ્રાણપતિ શ્રી શિવજીનાં ચરણ કમળોને હૃદયમાં ધારણ ક-

---

૧ દોષ નારદજીએ ગિરિજાના પતિમાં બતાવ્યા હતા તે, અને દુઃખ તે કે તે સર્વ દોષ સાંભળીને સર્વને દુઃખ થયું હતું.

૨ ઉ એટલે હે પાર્વતીમા એટલે તપ કરવા ન જાઓ એમ મયનાએ કહ્યું, તેથી પાર્વતીજીનું ઉમા એ નામ પડયું.

૩ પાર્વતી જગતની માતા છે.

રીને વનમાં જઇને તપ કરવા લાગ્યાં. અત્યન્ત સુકોમળ રાજકુમારી છે, તેથી શરીર તો તપ યોગ્ય નથી; પરન્તુ પરમ તપસ્વી પોતાના પતિના ચરણોનું સ્મરણ કરીને સમસ્ત ભોગનો ત્યાગ કરયો. ૧ નિત્ય નવીન શ્રી સદાશિવજીના ચરણોમાં પ્રેમ વધતોજ જતો હતો, તે એટલે સુધી કે, દેહનું પણ ભાન રહ્યું નહિ. એવું તપમાં મન તલ્લીન કર્યું. હજાર વર્ષ પર્યન્ત કન્દ, મૂળ અને ફળ ખાધાં, અને સો વર્ષ તો શાકાહાર કરીને વ્યતીત કરયાં. ૨ વેલા, પાંદડાં વિગેરે જે પૃથિવી ઉપર સૂકાયલાં પડયાં હતાં, તે ત્રણ હજાર વર્ષ પર્યન્ત ખાધાં. તે પછી વેલા અને પાંદડાંનો પણ ત્યાગ કરયો. ત્યારથી પાર્વતીજીનું અપર્ણા નામ પાડયું. ૩ અપર્ણા[૨] થઇને જળનુંજ પાન કર્યું. પછી જળનો ત્યાગ કરીને પવનનું પાન કરયું. પછી પવનનો પણ ત્યાગ કરીને નિરશન તપ કરયું. આ પ્રમાણે પાર્વતીજીને તપથી ક્ષીણ શરીરવાળાં જોઇને આકાશમાંથી ગંભીર બ્રહ્મ વાણી થઈ. ૪

दोहा—भयउ मनोरथ सफल तव, सुनु गिरिराज कुमारि ।।
परिहरि दुसह कलेश सब, अब मिलिहहिं त्रिपुरारि ।। ८६ ।।

હે પાર્વતી! સાંભળ્ય, હવે તારો મનોરથ સફળ થયો. આ દુસ્સહ કલેશનો ત્યાગ કરય, હવે તને ત્રિપુરારિ શ્રી શિવજી વર મળશે. ૮૯

चौ०—अस तप काहुन कीन्ह भवानी, भये अनेक धीर मुनि ज्ञानी ।।
अब उर धरहु ब्रह्म वर बानी, सत्य सदा सन्तत शुचि जानी ।। १ ।।
आवैं पिता बुलावन जबहीं, हठ परिहरि घर जायहु तबही ।।
मिलहिं तुमहिं जब सप्तऋषीशा, जानेहु तब प्रमाण वागीशा ।। २ ।।
सुनत गिरा विधि गगन बखानी, पुलकि गात गिरिजा हरपानी ।।
उमाचरित मैं सुन्दर गावा, सुनहु शम्भुकर चरित सुहावा ।। ३ ।।
जबते सती जाइ तनु त्यागा, तबते शिव मन भयउ विरागा ।।
जपहिं सदा रघुनायक नामा, जहँ तहँ सुनहिं राम गुणग्रामा ।। ४ ।।

હે પાર્વતી! આજ પર્યન્ત મોટામાં મોટા અનેક ધીર, મુનિ, જ્ઞાની થયા છે, પણ આવું તપ કોઇએ કરયું નથી. હવે તમે હૃદયમાં આ શ્રેષ્ઠ બ્રહ્મ વાણીને સદા

૨ આધુનિક નીકળેલ પ્રકટ થતાં તુલસીકૃત રામાયણનાં કેટલાક ભાષાન્તરકારોએ પૂર્ણકાળજી રાખી હોય એમ સંભવતું નથી; કારણ કે 'कछुदिन भोजनवारि बतासा' એ ચોપાઈ જે સ્થળે જોઈએ તે સ્થળે નહિ મૂકતાં વચમાં દાખલ કરી દીધી છે. તે ચોપાઈથી ઉપર તપનો સર્વક્રમ લખી આવ્યા અને પછી લખ્યું કે સુકાં પાંદડાં વેલા વિગેરે ખાધાં અને પવનના આહાર વિગેરેનો ત્યાગ કરયો, એ વ્યતિક્રમ થાય છે. સાંપ્રતકાળમાં પ્રકટ થયેલાં તમામ પુસ્તકોમાં ઓકસરખો 'महाजनो येन गतः सपन्था' એવો ગાડરીયા પ્રવાહ જેવો પ્રકાર જોઈ, તે માટે પૂર્ણકાળજી રાખી જુની મહાત્મા ગોસ્વામી શ્રી તુલસીદાસજીની હસ્ત લખિત પુસ્તકના આધારે ચોપાઇયોમાં ફેરફાર એટલે ચડતા ઉતરતી દાખલ કરી છે. ભાષાન્તર કર્તા.

સત્ય અને શુદ્ધ જાણીને ધારણ કરો. ૧ અને જ્યારે તમારા પિતા તમને બોલાવવા આવે, ત્યારે તમે હઠ છોડીને ઘેર જજો અને જ્યારે તમને સપ્તર્ષિ મળે, ત્યારે તમે આ વાણીને પ્રમાણ માનજો. ૨ આ પ્રકારની બ્રહ્માથી ઉચ્ચારણ થયેલી આકાશવાણીને સાંભળીને પાર્વતીજી રોમાંચિત થઈ ગયાં અને મહાહર્ષ પામ્યાં. આ પ્રકારે હે ભરદ્વાજ ૠષિ ! આ પરમ સુન્દર ઉમા ચરિત્ર તો મેં તમને કહ્યું. હવે પરમ શોભાયમાન શ્રી શિવજીનાં ચરિત્ર સાંભળો. ૩ જ્યારથી સતીએ જઈને દક્ષનાયજ્ઞમાં શરીરનો ત્યાગ કર્યો, ત્યારથી નિર્દ્વંદ થઈને શ્રી સદાશિવજીના મનમાં વૈરાગ્ય[1] ઉત્પન્ન થયો. તેથી કૈલાસને ત્યાગ કરીને જ્યાં ત્યાં એટલે મુનિશ્વરોના આશ્રમોમાં જઈ જઈને ભગવદ્ ગુણ ગ્રામ સાંભળે અને શ્રી રામરામ જપ્યા કરે. ૪

**दोहा–चिदानंद सुखधाम शिव, विगत मोह मद काम ॥**
**बिचरहिं महि धरिहृदय हरि, सकल लोक अभिराम ॥**

ચિદાનન્દ[2] મૂર્ત્તિ, આનન્દ નિવાસ, મદ, મોહ અને કામ રહિત શ્રી શિવજી સમસ્ત લોકાભિરામ ભગવત્ દિવ્ય મંગળ મૂર્ત્તિને હૃદયમાં ધારણ કરીને સપ્તદ્વીપાવતી પૃથિવી ઉપર વિચરવા [3] લાગ્યા. ૮૭

**चौ०–कतहुँ मुनिन उपदेशहिं ज्ञाना, कहहुँ राम गुण करहिं बखाना ॥**
**यदपि अकाम तदपि भगवाना, भक्त विरह दुख दुखित सुजाना ॥ १ ॥**
**यहि विधि गयउ काल बहुबीती, नितनव होइ रामपद प्रीती ॥**
**नेम प्रेम शंकर कर देखा, अविचल हृदय भक्तिकी रेखा ॥ २ ॥**
**प्रगटे राम कृतज्ञ कृपाला, रूप शील निधि तेज बिशाला ॥**
**बहुप्रकार शंकरहिं सराहा, तुम बिनु अस व्रत को निरबाहा ॥ ३ ॥**
**बहुविधि राम शिवहिं समुझावा, पार्वती कर जन्म सुनावा ॥**
**अति पुनीत गिरिजाकी करणी, बिस्तर सहित कृपानिधि बरणी ॥ ४ ॥**

ક્યાંક લોમશાદિક મહામુનીશ્વરોને જ્ઞાનોપદેશ કરે છે. અને ક્યાંય ઉત્તમ ભાગવદ્ શ્રોતા પામતાં ભગવદ્ ગુણાનુવાદ વર્ણન કરે છે. જો કે કામના રહિત છે; તોપણ ભગવાન્ અર્થાત્ શિવજી ભક્ત જે સતી તેના દુઃખથી અત્યંત મહા દુઃખી છે; કેમકે પોતે મહા સુજાન છે. ૧ આ પ્રમાણે ઘણો કાળ વ્યતીત થઈ ગયો અને નિત્ય નવીન પ્રીતિ શ્રી રામચરણોમાં વૃદ્ધિ પામવા લાગી. જ્યારે આ પ્રમાણે નિયમ, પ્રેમ

૧ બિરાગ એટલે વિશેષ પ્રીતિ એ માટે કહી કે પ્રીતિ નિરન્તર રહી છે. જેમકે– परम प्रेम तजिं जाय नहि त्रिय प्रेम बडपाप ।

૨ એ શિવજી કે જેનો આનન્દ સદા ચૈતન્ય છે અને તે સુખના ધામ છે. અને વિશેષે કરીને નષ્ટ થઇ ગયેલ છે મોહ, મદ અને કામ જેનો એવા સતીના વિયોગથી પૃથિવીમાં ફરે છે. ૩ પૃથિવી ઉપર ફરવાનું કારણ એ છે કે, સતીના વિયોગને લીધે સતીનું સ્થળ કૈલાસ ઉપર જોઈ દુઃખ થતું હતું.

અને અવિચળ પોતાની ભક્તિની રેખા[1] શિવજીના હૃદયમાં જોઇ, ત્યારે અતિકૃતજ્ઞ, પરમકૃપાળુ શ્રી રામચન્દ્રજી કે જે રૂપ શીળના સમુદ્ર અને વિશાળ છે, તેજ જેનું તે સન્મુખ પ્રકટ થયા. અને શ્રી મહાદેવજીની નાનાપ્રકારે પ્રશંસા કરી કે આપ વગર અન્ય કોણ છે કે આવાં પણનો નિર્વાહ કરી શકાય. ૨-૩ નાનાપ્રકારે શ્રી રામચન્દ્રજીએ શ્રી શિવજીને ઉમાને પુનઃ ગ્રહણ કરવાને માટે સમજાવ્યા અને હિમાચળને ત્યાં થયેલા પાર્વતીજીના જન્મની વાર્ત્તા પણ કહી. અને પાર્વતીજીની અતિ પવિત્ર કરણી તે સર્વ વિસ્તાર પૂર્વક કૃપાનિધિ શ્રી રામચન્દ્રજીએ મહાદેવજીને કહી ૪.

**दोहा—अब विनती मम सुनहु शिव, जो मोपर निजनेहु ॥**
**जाइ विवाहहु शैलजाहि, यह मोहिं मांगे देहु ॥ ८८ ॥**

પ્રભુએ કહ્યું કે હે શ્રી શિવજી! આપ મારી એક વિનતિ સાંભળો. જો આપનો મારા પ્રત્યે પૂર્ણ પ્રેમ છે, તો આપ જઇને શ્રી પાર્વતીજી સાથે વિવાહ કરો. હું આપને પ્રાર્થના કરૂં છું. મને એ વરદાન આપો. ૮૮

**चौ०—कह शिव यदपि उचित अस नाहीं, नाथ वचन पुनि मेटि न जाहीं ॥**
**शिरधरि आयसु करिय तुम्हारा, परमधर्म यह नाथ हमारा ॥ १ ॥**
**मातु पिता गुरु प्रभुकी बानी, बिनहिं बिचार करिय शुभजानी ॥**
**तुम सब भांति परम हितकारी, आज्ञा शिरपर नाथ तुम्हारी ॥ २ ॥**
**प्रभु तोषेउ सुनि शंकर वचना, भक्ति विवेक धर्मयुत रचना ॥**
**कह प्रभु हर तुम्हार प्रण रहेऊ, अब उर राखेउ जो हम कहेऊ ॥ ३ ॥**
**अन्तर्द्धान भये अस भाषी, शंकर सोइ मूरति उर राखी ॥**
**तबहिं सप्तऋषि शिव पहँ आये, बोले प्रभु अस वचन सुहाये ॥ ४ ॥**

[2]શ્રી રામચન્દ્રજીનાં આવાં વચન સાંભળી શ્રી મહાદેવજીએ કહ્યું કે-જો કે તે પ્રમાણે કરવું યોગ્ય તો નથી, તેમ સ્વામીની આજ્ઞાનો ભંગ પણ થઇ શકતો નથી. હે પ્રભુ! હું આપની આજ્ઞા શિર ઉપર ધારણ કરીને તે પ્રમાણે કરીશ. આ-

---

૧ શ્રી રામચન્દ્રજીએ શ્રી સદાશિવજીમાં સતીના ત્યાગનો નિયમ, અને સતી ઉપરનો પ્રેમ અને હૃદયમાં પોતાની ભક્તિ એ ત્રણેની અચળ રેખા જોઈ.

૨ (ઉપરના દોહામાં લખ્યું છે કે-अबविनती ममसुनहु शिव (એનો પ્રત્યુત્તર શિવજી આપે છે) શિવજીએ કહ્યું કે આપ અમારા ઇષ્ટ થઇને વિનતિ શબ્દ કહો છો તે યોગ્ય નથી. આપની આજ્ઞા અમને પ્રધાન છે. (અને જો આ પ્રમાણે અર્થ કરીએ) કે શિવ પાર્વતીને ગ્રહણ કરવાને કહે છે કે, મને તે ઉચિત નથી. તો તે વાર્ત્તા પ્રતિકૂળ થાય છે, કેમકે શિવજીએ એ પ્રતિજ્ઞા કરી હતી કે यहतनसती भेटअबनाही અને તે શરીર છૂટવાને લીધે આ લો ઉપાય થયો. તો હવે કેમ અનુચિત કહે છે. વળી એમ પણ છે કે-વાસ્તવિક રીતે જો અનુચિત હત તો શ્રીરઘુનાથજી શામાટે શિવજી પાસે વચન માગત અને જ્યારે તેમણે માગ્યું તો શંકર પણ તેને અનુચિત કહે જ નહિ.

પની આજ્ઞા પાળવી એ અમારો મુખ્ય ધર્મ છે. ૧ માતા, પિતા, ગુરૂ અને પ્રભુની-વાણી તેનો વિચાર કરયા વગરજ તેને શુભ જાણીને તે પ્રમાણે કરવુંજ જોઇએ. હે નાથ! આપ સર્વ પ્રકારે અમારૂં કલ્યાણ કરવાવાળા છો. એ માટે આપની આજ્ઞા અમારા મસ્તક ઉપર છે. ૨ મહાદેવજીનાં ભક્તિ, વિવેક અને ધર્મ સંયુક્ત વચનો શ્રવણ કરીને પ્રભુ પરમ પ્રસન્ન થયા. અને કહ્યું કે હે શિવજી! તમારૂં પણ પૂર્ણ થઇ ચૂકયું. હવે જે મેં કહ્યું છે, તેનું મનમાં સ્મરણ રાખજો. ૩ આ પ્રમાણે કહીને પ્રભુ અન્તર્દ્ધાન થઈ ગયા. અને શ્રી સદાશિવજી તેજ આજ્ઞા અને મૂર્ત્તિને હૃદયમાં રાખીને કૈલાસમાં ચાલ્યા ગયા. તે સમય સપ્તર્ષિ શ્રી મહાદેવજીની પાસે આવ્યા. ત્યારે શ્રી મહાદેવજીએ આ પ્રમાણે શોભાયમાન વચનો કહ્યાં. ૪

दोहा—पार्वती पहँ जाय तुम, प्रेम परीक्षा लेहु ॥
गिरिहि प्रेरि पठवहु भवन, दूर करहु संदेहु ॥ ८९ ॥

હે ૠષિયો! તમે પાર્વતીની પાસે જાઓ. અને તેના પ્રેમની પરિક્ષા લિયો. અને હિમાલયનેપ્રેરણા કરીને પાર્વતીને ઘેર મોકલો.અને તેના સન્દેહનો નાશ કરો. ૮૯

चौ०—मुनि शिव वचन परमसुख मानी, चले हर्षि जहँ रहीं भवानी ॥
ऋषिन गौरि देखी तहँ कैसी, मूरतिवन्त तपस्या जैसी ॥ १ ॥
बोले मुनि सुनु शैलकुमारी, करहु कवन कारण तप भारी ॥
केहि आराधहु का तुम चहहू, हम सन सत्य मर्म सब कहहू ॥ २ ॥
सुनत ऋषिनके वचन भवानी, बोली गूढ मनोहर बानी ॥
कहत मर्म मन अति सकुचाई, हँसिहहु मुनि हमारि जडताई ॥ ३ ॥
मनहठ परा न सुनै सिखावा, चहत बारिपर भीति उठावा ॥
नारदकहा सत्य सोइ जाना, विनु पंखन हम चहहिं उडाना ॥ ४ ॥
देखिय मुनि अविवेक हमारा, चाहत पति शंकर अविकारा ॥

શ્રીમહાદેવની આજ્ઞા પ્રમાણે સપ્તર્ષિ ત્યાં ગયા અને પાર્વતીજીને જોયાં તો જાણે સાક્ષાત્ મૂર્ત્તિમાન્ તપસ્યાજ બેઠાં હોય એવાં જણાતાં હતાં. આ પ્રમાણે જોઇને સપ્તર્ષિ બોલ્યા કે હે પાર્વતીજી! તમે આ મહા દુષ્કર તપ શામાટે કરોછો?૧ કયા દેવતાનું આરાધન કરો છો? અને તે દ્વારા કયાં ફળની ઇચ્છા રાખો છો? તે સર્વ સત્ય વાર્ત્તા અમને કહો. આવાં. આવાં સપ્તર્ષિયોનાં વચન સાંભળતાં જ પાર્વતીજી પણ તેના આશયને સમજીને [3]ગૂઢ મનોહર વાણીથી આ પ્રમાણે બોલ્યાં કેર હે મુનિશ્વરો! મર્મ કહેતાં તો મારૂં મન અત્યન્ત સંકોચ પામે છે; કારણકે તમે મારી જડતા સાંભળીને હસ્યા વગર રહેશો નહિ. મારા મનમાં એવો

૨ કશ્યપ, અત્રિ, વશિષ્ટ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, ગૌતમ અનિ જમદગ્નિ.
૩ ગૂઢ એ માટે કે પોતાની અજ્ઞાનતા જણાવી.

આગ્રહ છે કે, જેથી મારૂં મન કોઈની શિખામણ સાંભળતું જ નથી. અને પાણી ઉપર ભીંત તૈયાર કરવાની ઈચ્છા કરે છે. ૩ અર્થાત્ જે નારદજીએ ઉપદેશ કરેલ છે, તેને સત્ય જાણીને હું વગર પાંખ્યોએ ઉડવા ચાહું છું. મારો ખરેખરો મર્મ તો એ છે કે હું, આ મહા જડ પાર્વતી શરીરથી સચ્ચિદાનન્દ શ્રીસદાશિવજીને મારા પતિ કરવા ઈચ્છું છું, એ મારૂં અજ્ઞાન જુવો. ૪

**दोहा—सुनत वचन विहँसे ऋषय, गिरि संभव तव देह ॥**
**नारद कर उपदेश सुनि, कहहु बसेउ केहि गेह ॥ ९० ॥**

આવાં પાર્વતીજીનાં વચન સાંભળતાંજ સપ્તર્ષિ હસીને બોલ્યા કે, મહાઆશ્ચર્ય છે. શરીરજ તમારૂં પર્વતથી ઉત્પન્ન થયેલ છે, માટે આવો વિપરીત ઉદ્યમ કરો એમાં કાંઈ નવાઈ નથી. પણ અમને એટલું તો કહો કે, નારદના ઉપદેશથી કોણ કોણ પોતાના ઘરમાં વસેલા છે. ૯૦

**चौ०—दक्ष सुतन उपदेशिन जाई, तिन फिरि भवन न देखाआई ॥**
**चित्रकेतुकर घर उन घाला, कनककशिपु कर पुनि असहाला ॥ १ ॥**
**नारद शिख जु सुनहिं नरनारी, अवशि भवन तजि होहिं भिखारी ॥**
**मन कपटी तनु सज्जन चीन्हा, आप सरिस सबहीं चह कीन्हा ॥ २ ॥**
**तेहिके वचन मानि विश्वासा, तुम चाहहु पति सहज उदासा ॥**
**निर्गुण निर्लज कुबेष कपाली, अकुल अगेह दिगम्बर व्याली ॥ ३ ॥**
**कहहु कवन सुख अस वर पाये, भल भूलिहु ठगके बौराये ॥**
**पंचकहैं शिव सती विवाही, पुनि अबडेर मराइन ताही ॥ ४ ॥**

જુવો કે એ નારદજીએ દક્ષના અગ્યાર હજાર પુત્ર કે જેને દક્ષપ્રજાપતિએ પ્રજા ઉત્પન્ન કરવા માટે તપ કરવા મોકલ્યા હતા, તેને એવો ઉપદેશ આપ્યો કે, તેઓએ પુનઃઆવીને પોતાનું ઘર પણ જોયું નહિ. અને તેમજ રાજા ચિત્રકેતુને પણ તેના પુત્રના મરણ પછી એવો ઉપદેશ આપ્યો કે પોતાનું ચક્રવર્તિ રાજ્ય છોડીને [2]ચિત્રકેતુ વનમાં ચાલ્યો ગયો. અને [3]હિરણ્યકશિપુની પણ એવી દશા કરી કે પિતા પુત્રમાં વિરોધ ઉત્પન્ન કરી તેને મરાવી નાખ્યો. ૧ એવા નારદની શિખામણ જે નર યા નારી સાંભળે, તે અવશ્ય ઘરનો ત્યાગ કરીને ભિખારી થઈ જાય છે. અન્તઃકરણમાં તો નારદ મહા કપટી છે. પણ સર્વને ઠગવાને માટે ભક્તોના બાહ્યચિન્હ, પોતાના પિતા બ્રહ્માજી પાસેથી પંચ રાત્રિ સાંભળીને શરીર ઉપર જ સંસારને દર્શાવવા માટે ધારણ કરીને ફર્યા કરે છે. અને આપસમાન સર્વને કરવા

૧ દક્ષની કથા ભાગવતથા ષષ્ઠસ્કન્ધના ૫ મા અધ્યાયમાં છે.

૨ ચિત્રકેતુ રાજાની કથા ભાગવતના ષષ્ઠસ્કન્ધના ૧૪ મા અધ્યાયમાં છે.

૩ હિરણ્યકશિપુ અને તેના પુત્ર પ્રહ્લાદજીની કથા ભાગવત સપ્તમસ્કન્ધમાં છે.

ચાહે છે. ૨ એવા [1]કપટીનાં વચનો ઉપર વિશ્વાસ રાખી તમે સહજ ઉદાસી–રાગ-દ્વેષાદિ શૂન્ય શ્રીશિવજીને પતિ કરવા ચાહો છો, પણ તે શિવજી કેવા છે કે જેનામાં કોઈ ગુણ તો નથી, નિર્લજ. કુવેષધારી, કપાળભૂષણ, વર્ણાશ્રમબાહ્ય, સ્મસાનવાસી, સર્પ છે ભૂષણ જેને અને નગ્ન રહે છે. ૩ કહો આવા પતિને પામીને શું સુખ મળશે? તે નારદ ઠગના કહેવાથી કેમ ભૂલ ખાઓ છો. એક તો શિવજીને પતિ કરીને ફળ પામીચૂકી છે, અર્થાત્ પંચના કહેવાથી શ્રીશીવજીએ પ્રથમ સતી સાથે વિવાહ કર્યો હતો; પરન્તુ પછી તેનો ત્યાગ કરીને મરાવી નાખી. ૪

**दोहा–अब सुख सोवत शोचनहिं, भीख मांगि भवखाहिं ॥**
**सहज एकाकिनके भवन, कबहुँ कि नारि खटाहिं ॥ ९१ ॥**

હવે નિર્દ્વન્દ્વ સુખથી સૂતા છે, કાંઇ પણ શોચ નથી. ઘરોઘર ભીખ માગીને[2] ભવ ખાય છે, એવા સ્વાભાવિક એકાકિના ઘરમાં કહો તો ખરાં, શી રીતે સ્ત્રીનો નિર્વાહ થઈ શકે ? ૯૧

**चौ०–अजहूं मानहु कहा हमारा, हम तुम कहँ बर नीक विचारा ॥**
**अति सुंदर शुचि सुखद सुशीला, गावहिं वेद जासु यश लीला ॥ १ ॥**
**दूषण रहित सकल गुणराशी, श्रीपति पुर वैकुंठ निवासी ॥**
**अस बर तुमहिं मिलाउबआनी, सुनत वचन कही विहँसि भवानी ॥२॥**
**सत्य कहहु गिरि भवतनु एहा, हठ न छूट छूटै बरु देहा ॥**
**कनकौ पुनि पषाणते होई, जारेउ सहज न परिहर सोई ॥ ३ ॥**
**नारद वचन न मैं परिहरऊं, बसौ भवन उजरो नहिं डरऊं ॥**
**गुरुके वचन प्रतीति न जेही, स्वप्नेहु सुगम न सुख सिधि तेही ॥ ४ ॥**

હજી કાંઈ બગડયું નથી, તમે અમારૂં કહેવું માનો, અમે તમારા માટે ઘણોજ ઉત્તમ વર વિચારેલો છે; કે જે અતિ સુન્દર છે, પરમ પવિત્ર છે. મહા સુખદાયક અને સુશીળ છે, જેના યશને સમસ્ત વેદો ગાયા કરે છે. ૧ સકળ દૂષણોથી રહિત, સઘળા સદ્ગુણોની રાશિ, મહા ધનવાન્ વૈકુંઠજ જેનું ઘર છે, એવો ઉત્તમ વર અમે તમને લાવીને મેળવી આપીએ. આવાં સપ્તર્ષિઓનાં વચન સાંભળીને શ્રી પાર્વતીજી હસીને બોલ્યાં કે. ૨ હે મુનીશ્વરો ! આપે સત્ય કહ્યું છે કે, મારૂં શરીર ગિરિ સમ્ભવ છે; કેમકે આ જડનો હઠ છૂટતો નથી. દેહ ગમે તો ભલે છૂટી જાય, પણ મારો નિશ્ચય ફરનાર નથી. જેમકે સુવર્ણ પાષાણમાંથી ઉત્પન્ન થાય છે, તેને કોઈ ગમે તેટલીવાર તપાવે, પણ તે પોતાના સ્વાભાવિક્ વર્ણનો ત્યાગ કરતું નથી; તે પ્રમાણે ઘર ગમે તો વસે વા ઉજડ થઈ જાઓ, પણ હું નારદજીના વચનોને

૧ આ ચોપાઇના બે અર્થ છે પ્રકટ નિન્દા પણ વાસ્તવિક્ રીતે શિવજીની સ્તુતિ છે.
૨ ભવ શબ્દના બે અર્થ છે. ભવ એટલે શંકર અને ભવ એટલે જગત્.

કદાપિ છોડનાર નથી; કેમકે જેને ગુરૂના વચન ઉપર વિશ્વાસ નથી, તેને સુખની સિદ્ધિ સ્વપ્નમાં પણ સુલભ થતી નથી. ૪

**दोहा—महादेव अवगुण भवन, विष्णु सकल गुणधाम ॥**
**जेहि कर मन रम जाहि सन, ताहि ताहि सन काम ॥ ९२ ॥**

શ્રી મહાદેવજી અવગુણના ઘર ભલે રહ્યા, અને વિષ્ણુ સઘળા સદ્ગુણોના નિવાસ ભલે રહ્યા, પણ જેનું મન જેમાં રમી રહ્યુંછે, તેને તો તેનાથીજ કામછે, બીજાથી શું પ્રયોજન છે ? ૯૨

**चौ०—जो तुम मिलते प्रथम मुनीशा, सुनातिउ शिख तुम्हारि धरि शीशा ॥**
**अब मैं जन्म शम्भु हित धारा, को गुण दोषहि करै विचारा ॥ १ ॥**
**जो तुम्हरे हठ हृदय विशेषी, रहि न जाइ बिनु किये बरेषी ॥**
**तो कौतुकिअन्ह आलस नाहीं, बर कन्या अनेक जगमाहीं ॥ २ ॥**
**जन्म कोटि लगि रगरि हमारी, बरौं शम्भु नतु रहौं कुमारी ॥**
**तजौं न नारद कर उपदेशू, आप कहहिं शतबार महेशू ॥ ३ ॥**
**मैं पा परौं कहै जगदम्बा, तुम गृह गवनहु भयउ बिलंबा ॥**
**देखि प्रेम बोले मुनि ज्ञानी, जय जय जय जगदम्ब भवानी ॥ ४ ॥**

હે મુનીશ્વરો ! ! જો આપ નારદજીના પહેલાં મને મળ્યા હત, તો તો તમારી શિક્ષા શિર ઉપર ધારણ કરીને સાંભળત; હવે તો હું આ જન્મ શ્રી સદાશિવજીને માટે હારી ચૂકી છું. અન્યની પ્રશંસા સાંભળીને ગુણ દૂષણનો નિર્ણય કરવો, એ કુળવાન્નો ધર્મ નથી. ૧ અને વિશેષે કરીને તમારો એવોજ દુરાગ્રહ હોય કે સગપણ કરાવ્યા વગર રહી શકાતું નથી, તો તમારા સમાન કૌતુકીઓને આળસ્ય હોતું નથી. વર કન્યા જગત્માં અનેકછે, ત્યાં જઇને જૂવો. ૨ મારી આ જન્મથી તો શું, પણ કરોડો જન્મ પર્યન્ત એ હઠછે કે, જો વરૂં તો શ્રીશિવજીનેજ વરૂં અને નહિતો કુંવારી રહું. અને કદાચ શ્રીમહેષસ્વામી સ્વયંઆવીને સો વાર કહે; તો પણ હું શ્રીનારદજીનો ઉપદેશનો ત્યાગ કરવાવાળી નથી. ૩ માટે હવે હું આપના ચરણોમાં પડું છું. આપ આપના આશ્રમમાં પધારો. અહિં આવે ઘણો સમય થયો. આવી અવર્ણનીય, અનુપમ, અપરિમિત શ્રીપાર્વતીજીની શ્રીસદાશિવજીમાં પ્રીતિ જોઇને મહાજ્ઞાની મુનીશ્વર જય જય વાણીથી આ પ્રમાણે બોલ્યા. ૪

**दोहा—तुव माया भगवान् शिव, सकल जगत पितु मात ॥**
**नाय चरण शिर मुनि चले, पुनि पुनि हर्षित गात ॥ ९३ ॥**

હે જગદમ્બિકે! હેભવાની! આપ તો સાક્ષાત્ માયાછો. અને શ્રીશિવજી ઈશ્વર છે. તમે બન્ને સંસારના માતાપિતા છો. અમે તો અમારી, અજ્ઞાનતાથી આપની

પ્રીતિ જોતા હતા. અમારો અપરાધ ક્ષમા કરજો. આ પ્રમાણે કહી પ્રણામ કરી સપ્તર્ષિ વિદાય થયા. ૯૩

जाइ मुनिन हिमवन्त पठाये, करि बिनती गिरिजहिं गृह लाये ॥
बहुरि सप्तऋषि शिवपहँ जाई, कथा उमाकी सकल सुनाई ॥ १ ॥
भये मग्न शिव सुनत सनेहा, हरषि सप्तऋषि गवने गेहा ॥
मन थिर करि तब शंभु सुजाना, लगे करन रघुनायक ध्याना ॥ २ ॥
तारक असुर भयउ तेहिकाला, भुज प्रताप बल तेज विशाला ॥
ते सब लोक लोकपति जीते, भये देव सुख सम्पति रीते ॥ ३ ॥
अजर अमर सो जीति नजाई, हारे सुर करि विविध लराईं ॥
तब विरंचि सन जाइ पुकारे, देखे विधि सब देव दुखारे ॥ ४ ॥

અને હિમાચળ પાસે જઈને શ્રીપાર્વતિજીના તપની અને વરદાનની વાર્તા કહીને તેને શ્રીપાર્વતીજીને તેડવા માટે મોકલ્યો. તેથી હિમાચળ મહાવિનતિ કરીને શ્રીપાર્વતીજીને ઘેર તેડી લાવ્યો. પછી સપ્તર્ષિઓએ શ્રીસદાશિવજી પાસે જઇને શ્રી પાર્વતીજીની પ્રીતિની સકળ કથા કહી સંભળાવી. ૧ તે સાંભળતાંજ શ્રીપાર્વતીજીના સ્નેહમાં શ્રીશિવજી મગ્ન થઈ ગયા. અને સપ્તર્ષિ આનન્દ પામતા પોતાના આશ્રમમાં ગયા. પછી શ્રીશિવજી પણ પોતાના મનને સ્થિર કરીને પોતાના ઈષ્ટદેવ શ્રીરામચન્દ્રજીનું ધ્યાન કરવા લાગ્યા. ૨ તે સમય એક તારક નામનો દૈત્ય ઉત્પન્ન થયો હતો, જેની ભુજાઓનું બળ અને તેજ મહાવિશાળ હતું. તેણે સકળ લોક અને લોકપાળોને જીતી લીધા હતા, તેથી સર્વ દેવતાઓ સુખ અને સમ્પત્તિથી રહિત થઈ ગયા હતા. ૩ તે અજર, અમર દૈત્ય કોઇથી પણ જીતાયો નહિ, ઘણીવાર લડાઇઓ કરી કરીને સર્વ દેવતાઓ હારી ગયા, તેથી અન્તે નિરૂપાય થઇને સર્વ દેવતાઓએ એકઠા થઇને શ્રીબ્રહ્માજીની પાસે પોકાર કર્યો, ત્યારે શ્રીબ્રહ્માજીએ સર્વ દેવતાઓને મહાદુઃખી જોયા. ૪

दोहा–सब सन कहा बुझाइ विधि, दनुज निधन तब होइ ॥
शंभु शुक्र सम्भूतसुत, इहि जीतै रण सोइ ॥ ९४ ॥

બ્રહ્માજીએ તે સર્વ દેવતાઓને સમજાવીને કહ્યું કે, જો શ્રી સદાશિવજીના વીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર યુદ્ધમાં એ દૈત્યને જીતી લિયે, તોજ તે દૈત્યનું મરણ થાય. ૯૪

चौ०–मोर कहा सुनि करहु उपाई, होइहि ईश्वर करिहि सहाई ॥
सती जो तजी दक्ष मख देहा, जनमी जाइ हिमाचल गेहा ॥ १ ॥
तेइँ तप कीन्ह शंभु पतिलागी, शिव समाधि बैठे सब त्यागी ॥
यदपि अहै असमंजस भारी, तदपि बात इक सुनहु हमारी ॥ २ ॥

**पठवहु काम जाइ शिव पाहीं, करै क्षोभ शंकर मन माहीं ॥**
**तब हम जाइ शिवहिं शिरनाई, करवाउब विवाह वरि आई ॥ ३ ॥**
**यहिबिधि भलेदेव हित होई, मति अतिनीक कही सब कोई ॥**
**अस्तुति सुरन्ह कीन्ह अति हेतू, प्रगट्यो विषम बाण वृषकेतु ॥ ४ ॥**

શ્રીબ્રહ્માજીએ દેવતાઓને સમજાવીને કહ્યું કે-તમે મારૂં કહેવું સાંભળીને ઉપાય કરો. જો ઈશ્વર સહાય થવાની કૃપા કરશે તો સિદ્ધ થઈ જશે. શ્રીસતીએ પોતાના પિતા દક્ષના યજ્ઞમાં દેહત્યાગ કર્યો હતો, તે હમણાં હિમાલયને ત્યાં જઈને જન્મ પામી છે. ૧ અને તેણે શ્રીસદાશિવજીને માટે તપ પણ કરેલું છે; પરન્તુ શ્રી-શિવજી તો આ સમય સર્વ ત્યાગ કરીને સમાધિ લગાવીને બેઠાછે, તેની સમાધિનું શું ઠેકાણું છે. કોણજાણે કયારે વિસર્જન થશે. જો કે જે ઉપાય હું કહુંછું, તે મહા કઠિણ છે. એવડી [1]ઉપાધિયુક્ત છે, તો પણ મારી એક વાત સાંભળો. ૨ કામદેવને શ્રીશિવ-જીની પાસે મોકલો, તે જઇને શ્રીશિવજીના મનમાં ક્ષોભ ઉત્પન્ન કરે. પછી હું જઈને શિર નમાવીને શ્રીશિવજીને સમજાવી લઈશ, અને બળપૂર્વક વિવાહ કરાવીશ. ૩ આ પ્રમાણે તમારૂં સારી રીતે હિત થશે. આવાં શ્રીબ્રહ્માજીનાં વચન સાંભળી સર્વ બોલ્યા કે આ વાર્તા બહુજ ઉત્તમ છે. આ પ્રમાણે નિશ્ચય કરીને દેવતાઓએ કામદેવના આ-હ્વાહનના માટે જ્યારે તેની પ્રશંસા કરી, તેજ સમય [2]વિષમબાણ એટલે પાંચબાણ છે જેનાં એવા મીનધ્વજ કામદેવ પ્રકટ થયા. ૪

**दोहा—सुरन कही निज विपति सब, सुनि मन कीन्ह विचार ॥**
**शंभु विरोध न कुशल मोहिं, बिहंसि कहेउ अस मार ॥ ९६ ॥**

એટલે દેવતાઓએ પોતાની સઘળી વિપત્તિ કહી દર્શાવી, તે સાંભળીને કામદેવે પોતાના મનમાં વિચાર કર્યો કે, શ્રીશિવજીની સાથેના વિરોધમાં મારૂં કુશળ થવાનું નથી. એમ વિચારી [3]હસીને કહ્યું કે. ૯૫

**चौ०—तदपि करब मैं काज तुम्हारा, श्रुति कह परम धर्म उपकारा ॥**
**परहित लागि तजै जो देही, सन्तत संत प्रशंसहिं तेही ॥ १ ॥**
**अस कहि चलेउ सबहिं शिर नाई, सुमन धनुष कर सहित सहाई ॥**
**चलत मार अस हृदय विचारा, शिव विरोध ध्रुव मरण हमारा ॥ २ ॥**
**तब आपन प्रभाव विस्तारा, निजवश कीन्ह सकल संसारा ॥**
**कोपेउ जबहिं बारिचर केतू, क्षणमहँ मिटेउ सकल श्रुति सेतू ॥ ३ ॥**

---

૧ એકતો સમાધીનું છૂટવું કઠિણ અને જો છૂટે તો કામનું બચવું કઠિણ છે.

૨ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધ એ પાંચ બાણ કહેછે; તેમજ કમ્પન, મોહન, સ્તંભન, શોષણ અને દહન એ નામના પાંચ બાણો છે.

૩ હસવાનું કારણ એ છે કે દેવતાઓ પોતાની રક્ષા અને મારૂં મરણ ઈચ્છે છે.

ब्रह्मचर्य व्रत संयम नाना, धीरज धर्म्म ज्ञान विज्ञाना ॥
सदाचार जप योग विरागा, सभय विवेक कटक सब भागा ॥ ४ ॥

જો કે મારા મનમાં તો કાંઈ સન્દેહ નથી; તો પણ હું તમારૂં આ કામ કરીશ; કેમકે વેદ પરઉપકારને પરમ ધર્મ કહેછે. પારકાના કલ્યાણને માટે જે પોતાના દેહનો ત્યાગ કરે છે, તેની સન્તજનો નિરન્તર પ્રશંસા કરેછે. ૧ આ પ્રમાણે કહી સર્વને પ્રણામ કરી હાથમાં પુષ્પ ધનુષ્ અને પોતાની સકળ સેના અર્થાત્ ઋતુરાજ વસન્ત, સકળ નાગરાગિણી, રમ્ભાદિ અપ્સરા, મયૂર, હંસ, પોપટ અને કોયલાદિ સુન્દર પક્ષી, ચમ્પકાદિ વૃક્ષ, શીતળ, મન્દ અને સુગન્ધ યુક્તપવન એ સર્વને સાથે લઈને કામદેવ ચાલ્યો. ચાલતી વેળાએ કામદેવે વિચાર કર્યો કે, શ્રીશિવજી સાથેના વિરોધમાં મારૂં મરણ તો અવશ્ય થશેજ. ૨ આ પ્રમાણે વિચારીને પોતાનો પ્રભાવ તેણે દર્શાવ્યો કે, તુરતસકળ સંસારને પોતાના વશ્યમાં કરી લીધો. મીનધ્વજ કામદેવે કોપકરતાંજ વેદોની મર્યાદારૂપી પૂલ ક્ષણ માત્રમાં તૂટી ગયો. ૩ કામનો મુખ્ય શત્રુ [4]બ્રહ્મચર્ય તોપ્રથમથીજ પોબારા ગણી ગયો. તેના ભાગવાની સાથેજ નાના પ્રકારનાં વ્રત, સંયમ, ધૈર્ય, ધર્મ, જ્ઞાન, વિજ્ઞાન, સદાચાર, જપ, યોગ, વૈરાગ્ય, અને વિવેકનું સૈન્ય મહાભયભીત થઈને [1]ભાગીગયું. ૪

छंद–भागे विवेक सहाय सहित सो सुभट संयुग महिमुरे ॥
सद्ग्रन्थ पर्वत कन्दरन महँ जाइ तेहिँ अवसर दुरे ॥
होनिहार का करतार को रखवार जग खरभर परा ॥
दुइमाथ केहि रतिनाथ जेहि कहँ कोपिधनु शर कर धरा ॥ १ ॥

વિવેક, આત્મા તથા અનાત્માને પ્રથમ જાણવો, તે વિવેક સહાય સહિત ભાગ્યો; કેમકે તેના સુભટ, ધૈર્ય, ધર્મ, જ્ઞાન, વિજ્ઞાનઆદિ સંગ્રામ ભૂમીને પીઠ દઈને, સદ્ગ્રન્થ વેદ, પુરાણાદિ રૂપ પર્વતોની કન્દરાઓમાં જઇ સન્તાયા; અર્થાત્ ગ્રન્થોમાંજ લખેલાં રહ્યાં. તે સમય હે કર્ત્તાર ! કેવું થશે, કોણ બચાવશે ? આ પ્રમાણે ખળભળાટ સંસારમાં થઈ ગયો. અને સર્વ કહેવા લાગ્યાં કે અરે ! એવો બે માથાવાળો કોણ છે કે, જેના ઉપર રતિપતિ કામદેવે કોપ કરીને પોતાના હાથમાં ધનુષ્બાણ લીધાં છે. ૪

---

४ दर्शनं स्पर्शनंकेलिः रहस्यंगुह्यभाषणं । संकल्पोध्यवसायश्च क्रियानिवृत्तिरेवच ॥ एतन्मैथुनमष्टांगं प्रवदन्तिमनीषिणः

૧ અહિ કામે ચાર ચતુષ્ટયનો વિજય કરેલો છે. અર્થાત્ તપ, યોગ, જ્ઞાન અને વૈરાગ્ય. આ પ્રથમ ચતુષ્ટય શ્રુતિસેતુ થયું. દેવ, મનુષ્ય, તિર્યક્ અને સ્થાવર એ બીજું. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રીજું, બ્રહ્મચારી, ગ્રહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસએ ચોથું ચતુષ્ટય થયું. એ માટે કામના આતંકમાં ચાર હરિગીત છન્દ ચાર ચોપાઈઓની પાછળ કહેલા છે.

दोहा–जे सजीव जग अचर चर, नारि पुरुष अस नाम ॥
ते निज निज मर्याद तजि, भये सकल वश काम ९६

જે જીવધારિયોનું સંસારમાં સ્ત્રી પુરૂષ એવા નામનું ભાન થાય છે. તેઓ પણ પોત પોતાની મર્યાદાનો ત્યાગ કરીને કામના વશ્ય થઈ ગયાં. ૯૬

चौ०–सबके हृदय मदन अभिलाखा, लता निहारि नवहिं तरु शाखा ॥
नदी उमँगि अंबुधि कहँ धाई, संगम करैं तलाव तलाई ॥ १ ॥
जहँ अस दशा जडनकी वरणी, को कहि सकै सचेतन करणी ॥
पशु पक्षी नभ जल थल चारी, भये कामवश समय बिसारी ॥ २ ॥
मदन अन्ध व्याकुल सब लोका, निशिदिन नहिं अवलोकहिं कोका ॥
देव दनुज नर किन्नर व्याला, प्रेत पिशाच भूत वैताला ॥ ३ ॥
इनकी दशा न कहेउँ बखानी, सदा कामके चेरे जानी ॥
सिद्ध विरक्त महामुनि योगी, तेपि कामवश भये वियोगी ॥ ४ ॥

સર્વ જીવોના હૃદયમાં કામની અભિલાષા એવી વૃદ્ધિ પામી કે, લતાઓને જોઇને વૃક્ષોની પણ શાખા નમવા લાગી. નદીઓ ઉછળી ઉછળીને મહાવેગથી સમુદ્ર તરફ દોડી. તળાવો અને તળાવડીઓ પરસ્પર સંગમ કરવા લાગ્યાં. ૧ જ્યાં આવી દશા જડ જીવોની થઈ ગઈ, ત્યાં પછી સચેતન જીવોની કરણી કોણ કહી શકે તેમ છે. પશુ, પક્ષી અને જળ, થળવાસી જીવ પોતપોતાનો સમય ભૂલીને સર્વ કામદેવના વશ્ય થઈ ગયાં. ૨ સકળ લોક એવા કામાન્ધ થઈ વ્યાકુળ થઈ ગયા કે, ચક્રવાકોનેપણ રાત દિવસનું ભાન રહ્યું નહિ. દેવતા, દૈત્ય, મનુષ્ય, કિમ્પુરૂષ, નાગ, ભુત, પ્રેત અને પિશાચ, એ સર્વની દશા હું કહી શકતો નથી. એતો સદૈવ કામના કિંકરજ રહે છે, એમ જાણીને સિદ્ધ એટલે મુકત અર્થાત્ ભગવત્ પ્રપન્ન, વિરકત, મહામુનીશ્વર, યોગારૂઢ, સ્વસ્વરૂપદર્શી પણ કામના વશ્ય થઈ યોગથી વિયોગી થઈ ગયા, અર્થાત્ યોગ છૂટી ગયો. (વૃક્ષોને સ્ત્રિયો વિષે પૂછતા ફરે છે) ૪

छंद–भये कामवश योगीश तापस पामरनकी को कहै ॥
देखहिं चराचर नारि मय जे ब्रह्ममय देखत रहै ॥
अबला बिलोकहिं पुरुषमय जग पुरुष सब अबलामयं ॥
दुइ दण्डभरि ब्रह्मांड भीतर कामकृत कौतुक अयं ॥ ४ ॥

જ્યાં યોગીશ્વર અને તપસ્વી લોક પણ કામને વશ્ય થઈ ગયા, ત્યાં પામરોની તો વાતજ કોણ કરે. જે બ્રહ્મજ્ઞાની સંસારને બ્રહ્મમય જોતા હતા, તેઓ સર્વ પણ ચરાચર જગતને કામવશ્ય થઈને સ્ત્રીમય દેખવા લાગ્યા. સ્ત્રીઓ તો

સર્વ જગત્‌ને પુરૂષમય અને પુરૂષ સર્વ જગત્‌ને સ્ત્રીમય જોવા લાગ્યા. કામદેવનું કરેલું આ કૌતક બ્રહ્માન્ડમાં બે ઘડી પર્યન્ત રહ્યું. ૪

**सोरठा–धरी न काहू धीर, सबके मन मनसिज हरे ॥**
**जेहि राखे रघुबीर, तेहि उबरे तेहि काल महँ ॥ १४ ॥**

ચાર ચતુષ્ટયમાંથી ભગવત્ પ્રપન્ન વ્યતિરિક્ત કોઈપણ બચ્યો નહિ. કોઇએ ધૈર્ય ધારણ કરયું નહિ. સર્વનાં મન કામદેવે હરી લીધાં જેને શ્રી રામચન્દ્રજીએ સ્વાધીન જાણીને બચાવી લીધા, તેજ તે કાળમાં બચ્યા.[1] ૧૪

**चौ०–उभय घरी अस कौतुक भयऊ, जबलगि काम शंभुपहँ गयऊ ॥**
**शिवहि विलोकि सशंकउ मारू, भयउ यथाथिति सब संसारू ॥ १ ॥**
**भये तुरत जग जीव सुखारे, जिमि मद उतारि गये मतवारे ॥**
**रुद्रहि देखि मदन भयमाना, दुराधर्ष दुर्गम भगवाना ॥ २ ॥**
**फिरत लाज कछु कहि नहिं जाई, मरण ठानि मन रचेसि उपाई ॥**
**प्रगटेसि तुरत रुचिर ऋतुराजा, कुसुमित नव तरु राज विराजा ॥ ३ ॥**
**वन उपबन बाटिका तडागा, परम सुभग सब दिशा विभागा ॥**
**जहँ तहँ जनु उमगत अनुरागा, देखि मुयहु मन मनसिज जागा ॥ ४ ॥**

બે ઘડી આ પ્રમાણે ચમત્કાર થયો. ત્યાં સુધી કામદેવ શ્રી મહાદેવજીની પાસે પોહોચ્યો ન હતો. પરન્તુ પછી શ્રીશિવજીને જોતાંજ જેવો કામ શંકાયમાન્ થયો, તેજ સમય સકળ સંસાર પૂર્વના સમાન સ્થિર થઈ ગયો. ૧ તેજ સમયે જેમ મદ ઉતરી જવાથી મદવાળા સુખી થઈ જાય છે તેમ સર્વ જીવો સુખી થઈ ગયા. શ્રી રૂદ્રને જોતાંજ કામ ભયભીત થઈ ગયો; કેમકે ભગવાન* શ્રીશિવજી દુરાધર્ષ[2] [3] દુર્ગમ છે. ૨ કામદેવને પાછાં વળતાં તો મહા લાજ આવે છે, જેનું વર્ણન થઈ શકતું નથી. તેથી અત્યન્ત સંકોચ પામી અને મનમાં મરવાનો નિશ્ચય કરી ઉપાય

૧ આ પ્રસંગમાં જ્ઞાન, કર્મ અને ઉપાસનાનું વર્ણન છે. જે ત્રણેની વેદમાં પ્રધાનતા છે. તો તે ત્રણેમાંથી વિવેક અર્થાત્ જ્ઞાન સહાય સહ પ્રથમ ભાગ્યો. અને સુભટ અર્થાત્ કર્મકાન્ડ યુદ્ધભૂમીમાં રહીને શત્રુદ્વારા તે પણ પરાજય પામ્યો. તેથી કોઈએ ધીરજ ધારણ કરી નહિ. અને સર્વના મનનો મનસિજ અર્થાત્ કામદેવે પરાજ્ય કરયો, અર્થાત્ વધ કરયો. તે સમય કેવળ ઉપાસના બચી કે જેને શ્રીરામચન્દ્રજીએ રાખી લીધી.

૨ પકડવા યોગ્ય નથી.

૩ દુઃખવડે પ્રાપ્ત થાય છે.

* ષડ્ ઐશ્વર્ય સંયુક્ત. ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशस्यः श्रियः । ज्ञान वैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥ १ ॥ उत्पत्तिः प्रलयश्चैव भूतानां गतिमागतिं । वेत्ति विद्याप्रविद्यांच सवाच्यो भगवानिति ॥ २ ॥ સકળ ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ પદાર્થોનું નામ ભગ. ઉત્પન્ન, નાશ, આવવું, જવું, વિદ્યા અને અવિદ્યા તેને જે જાણે તેનું નામ ભગવાન્ છે.

કરચો. તેજ ક્ષણે અતિ રૂચિર વસન્ત પ્રકટ થઇ ગયો. તેથી નવીન વૃક્ષ પ્રફુલ્લિત થઈ ગયાં અને વિશેષ શોભાને પ્રાપ્ત થયાં. ૩ વન, ઉપવન, વાવો, તળાવો અને સર્વ દિશાઓના વિભાગો સ્વચ્છ, નિર્મળ શોભાયમાન્ જણાવા લાગ્યાં. જયાં ત્યાં પ્રેમજ ઉછાળા મારી રહ્યો છે. જેને જોતાં મરેલાં મનવાળાઓ અર્થાત્ વૃદ્ધોને પણ કામદેવ જાગી ઉઠયો. ૪

छंद–जागेउ मनोभव मुये मन बन सुभगता न परे कही ॥
शीतल सुगंध सुमन्द मारुत मदन अनल सखा सही ॥
बिकसे सरनि बहु कंज गुंजत पुंज मंजुल मधुकरा ॥
कलहंस पिक शुक सरस रव करि गान नाचहिं अप्सरा ॥ ५ ॥

વન અને ઉપવનોમાં એવી રમણીયતા વૃદ્ધિ પામી કે, જેને જોઇને વૃદ્ધોના મનમાં પણ કામદેવ જાગૃત થયો. એથી તેનું વર્ણન થઈ શકતું નથી. જેમ અગ્નિના મિત્ર વાયુ છે. એ પ્રમાણે કામાનળના મિત્ર શીતળ, મન્દ, અને સુગન્ધ પવન છે. તે વહેવા લાગ્યો. સરોવરમાં નાનાપ્રકારનાં કમળો ખિલી રહ્યાં. તેના ઉપર બેઠેલાં ભ્રમરોનાં ટોળાં મધુર મધુર ગુંજારવ કરી રહ્યાં હતાં. હંસ, કોયલ, પોપટ અને મેના એ સર્વ સુન્દર મધુર સ્વરથી ગાયન કરી રહ્યાં હતાં, અને અપ્સરાઓ નાચ કરી રહી હતી. ૫

दोहा–सकल कला करि कोटि विधि, हारेउ सेन समेत ॥
चली न अचल समाधि शिव, कोपेउ हृदयनिकेत ॥ ९७ ॥

આ પ્રમાણે કામદેવ પોતાની સકળ કળા કરીને હારી ગયો; પરન્તુ શ્રી શિવજીની અખન્ડ સમાધિ ચળાયમાન્ થઈ નહિ, ત્યારે હૃદય નિકેત–કામદેવે મહાકોપ કરચો. ૯૭

चौ०–देखि रसाल विटप बर शाखा, तेहिपर चढेउ मदन मनमाखा ॥
सुमन चाप निजशर सन्धाने, अति रिस ताकि श्रवणलगि ताने ॥ १ ॥
छांडे विषम बिशिख उर लागे, छूटि समाधि शम्भु तब जागे ॥
भयउ ईस मन क्षोभ विशेषी, नयन उघारि सकल दिशि देखी ॥ २ ॥
सौरभ पल्लव मदन विलोका, भयउ कोप कम्पेउ त्रयलोका ॥
तब शिव तीसर नयन उघारा, चितवत काम भयउ जारि छारा ॥ ३ ॥
हाहाकारा भयउ जग भारी, डरपे सुर भये असुर सुखारी ॥
समुझि काम सुख शोचहिं भोगी, भये अकंटक साधक योगी ॥ ४ ॥

અને એક આંબાની સુન્દર પ્રફુલ્લિત ડાળને જોઇને મનમાં ક્રોધ કરતો કામદેવ તેના ઉપર ચડયો. અને પુષ્પમય ધનુષ્યમાં પોતાનાં બાણનું સન્ધાન કરચું,અને મહા

ક્રોધથી તાકીને કાન પર્યન્ત ધનુષ્યને ખેંચ્યું. ૧ અને પોતાનાં બાણોને છોડયાં, તે સીધાં શ્રીમહાદેવજીના હૃદયમાં જઈને લાગ્યાં. અને ભગવતની[1] ઇચ્છાથી સમાધિ છૂટી ગઈ, અને શ્રી ભોળાનાથ શિવજી જાગી ઉઠયા. અને તેમને આ વિઘ્નથી મનમાં મહાક્ષોભ થયો. અને તેથી આંખ્યો ઉઘાડીને સર્વ દિશામાં જોવા લાગ્યા. ૨ તો આંબાના કોમળ પલ્લવ ઉપર બેઠેલો કામદેવ નજરે આવ્યો, તેને જોતાંજ મહાક્રોધ ચડયો અને તેથી ત્રૈલોક્ય કાંપવા લાગ્યું. ત્યારે સૂર્ય, શંશાક અને વહ્નિ નેત્ર શિવજીએ પોતાનું ત્રીજું[2] અગ્નિ નેત્ર ઉઘાડીને કામદેવના સામું જોયું, તો તે જોવાની સાથેજ કામદેવ બળીને ભસ્મ થઈ ગયો. ૩ તે સમય સંસારમાં મહા હાહાકાર થઈ રહ્યો. દેવતા તો આ વાર્ત્તાથી મહાભય પામ્યા, અને દૈત્યો પ્રસન્ન[3] થયા. કામી લોક કામ સુખને કામાધીન સમજીને તેનો શોચ કરવા લાગ્યા, અને સાધક યોગી નિષ્કંટક થયા. ૪

छंद–योगी अकंटक भये पति गति सुनत रति मूर्च्छित भई ॥
रोदति वदति बहुभांति करुणा करति शंकर पहँ गई ॥
अति प्रेम करि विनति विविध विधि जोरि कर सन्मुख रही ॥
प्रभु आशुतोष कृपालु शिव अबला निरखि बोले सही ६

યોગીજનો તો નિષ્કંટક થયા, પણ રતિ પોતાના પતિ કામદેવની આ ગતિ સાંભળતાંજ મૂર્ચ્છિત થઈ ગઈ, અને પછી સચેત થઈને રૂદન કરતી અને નાનાપ્રકારે કરૂણાજનક વિલાપ કરતી શ્રી મહાદેવજીની પાસે ગઈ. ત્યાં જઇને તેણે મહાપ્રેમપૂર્વક શ્રી સદાશિવજીની પ્રાર્થના કરી હાથ જોડીને સન્મુખ ઉભી રહી. ત્યારે તુરત પ્રસન્ન થવાવાળા અતિકૃપાળુ શ્રી શિવજી, અબળાને રૂદન કરતી જોઈ પ્રમાણિક વચન બોલ્યા. ૬

दोहा–अबते रति तवनाथ कर, होइहि नाम अनंग ॥
बिनु बपुव्यापिहि सबहि पुनि, सुनु निज मिलन प्रसंग ॥ ९८ ॥

હે રતિ! શોચ ન કરય. આજથી તારા પતિનું અનંગ નામ થશે. અને વગર શરીરેજ સર્વના અંગમાં વ્યાપ્ત થશે.[4] અને તું હવે તેને શી રીતે મળીશ, તે પ્રસંગ કહું છું, તે શ્રવણ કર. ૯૮

---

૧ मसकहि करहिं विरंचि प्रभु अजहिं मसकतेहीन ।

૨ ત્રીજું નેત્ર શિવજીના મસ્તકઉપર છે તે અગ્નિરૂપ છે, તેને સૃષ્ટિના સંહાર સમયે ઉઘાડે છે.

૩ દેવતાઓને ડરવાનો અને અસુરોને પ્રસન્ન થવાનો આશય એ છે કે, કામદેવ દેવતાઓનો સહાયક હતો, અને અસુરોના નાશ માટે ઉપાય કરતો હતો. તેથી તેના મરણથી અસુરો પ્રસન્ન અને દેવતા ડરયા.

૪ આવાં મહાદેવજીનાં વચન સાંભળી રતિને સન્દેહ થયો કે, એથી મારૂં પ્રયોજન શું થયું ? તેથી તેના મળવાનો પ્રસંગ શ્રી શિવજી કહે છે.

चौ०–जब यदुबंश कृष्ण अवतारा, होइहि हरण महा महिभारा ॥
कृष्ण तनय होइहि पति तोरा, वचन अन्यथा होइ न मोरा ॥ १ ॥
रति गवनी सुनि शंकर बानी, कथा अपर अब कहौं बखानी ॥
देवन समाचार जब पाये, ब्रह्मादिक बैकुण्ठ सिधाये ॥ २ ॥
सब सुर विष्णु विरंचि समेता, गये जहां शिव कृपानिकेता ॥
पृथक् पृथक् तिन कीन्ह प्रशंसा, भये प्रसन्न चन्द्रअवतंसा ॥ ३ ॥
बोले कृपासिंधु वृषकेतू, कहहु अमर आयहु केहि हेतू ॥
कह बिधि तुम प्रभु अन्तर्यामी, तदपि भक्तिवश बिनवउँ स्वामी ॥ ४ ॥

જ્યારે[1] ભૂમીનો ભારી ભાર ઉતારવાને માટે યાદવકુળમાં શ્રી કૃષ્ણાવતાર થશે, ત્યારે તારો પતિ શ્રી કૃષ્ણનો પુત્ર થશે. શ્રી મહાદેવજી કહે છે કે–હે રતિ! મારૂં વચન અન્યથા થનાર નથી. ૧ શ્રી મહાદેવજીનાં આવાં વચન સાંભળીને રતિ ત્યાંથી ચાલી ગઈ. હવે બીજી કથા કહું છું તે સાંભળો. જ્યારે બ્રહ્માદિક દેવતાઓને આ સમાચાર મળ્યા, એટલે તે સર્વ વૈકુંઠમાં ગયા. ૨ અને ત્યાંથી શ્રીવિષ્ણુ ભગવાન્‌ને સાથે લઇને શ્રી બ્રહ્માજી અને સર્વ દેવતાઓ જ્યાં દયાનીધિ શ્રી શિવજી હતા ત્યાં ગયા. અને તેઓએ ત્યાં જઇને શ્રી મહાદેવજીની પૃથક્ પૃથક્ સ્તુતિ કરી જેથી ચન્દ્રશેખર પ્રભુ પરમ પ્રસન્ન થયા. ૩ અને તે કૃપાસિન્ધુ પ્રભુ કૃપા કરીને બોલ્યા કે, હે દેવતાઓ! આપ શા કારણથી આવ્યા છો તે કહો. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે હે પ્રભુ ! આપ અન્તર્યામી છો. આપથી કઈ વાર્ત્તા અજાણી છે; તોપણ હે સ્વામી ! ભકિત વશ્ય થઇને જે હું વિનતિ કરૂં છું તે સાંભળો. ૪

दोहा–सकल सुरनके हृदय अस, शंकर परम उछाह ॥
निज नयनन देखा चहहिं, नाथ तुम्हार विवाह ॥ ९९ ॥

આ સકળ દેવતાઓના મનમાં મહા ઉત્સાહ એ છે કે, પોતાનાં નેત્રાંથી હે નાથ ! આપનો વિવાહ જોવા ઈચ્છા રાખે છે. ૯૯

चौ०–यह उत्सव देखिय भरि लोचन, सो कछु करिय मदन मद मोचन ॥
काम जारि रति कहँ बरदीन्हा, कृपासिन्धु यह अति भल कीन्हा ॥ १ ॥
सासति करि पुनि करहिं पसाऊ, नाथ प्रभुनकर सहज स्वभाऊ ॥

१ પૂર્વે ઈશ્વરે મારા નિમિત્ત જે વરદાન દીધેલ છે. देवकार्य्यावतारेषु मानुषत्व मुपागते । त्वामेवाराधयिष्यामि त्वंच मेवरदोभव ॥ १ ॥ વિષ્ણુ ભગવાન્ શ્રી શિવજીને વરદાન આપે છે કે, હે શિવજી ! જ્યારે દેવતાઓના કાર્ય્યને માટે અવતાર લઇને મનુષ્યત્વને ધારણ કરીશ, ત્યારે હું તમારૂં આરાધન કરીશ, તમે મને વરદાન આપજો ૧ એ પોતાનું વરદાન પૂર્ણ કરવાને માટે જ્યારે યદુકુળમાં જન્મ લઇને પુત્રોત્પત્તિને માટે કૈલાસયાત્રા અને મારૂં પૂજન કરીને પુત્ર વર માગશે, ત્યારે હું તારા પતિને તેનાં પુત્રના નિમિત્તે તેને વરદાન આપીશ, ત્યારે તારો પતિ તેનો પુત્ર થઈ તને મળશે.

पार्वती तप कीन्ह अपारा, करहु तासु अब अंगीकारा ॥ २ ॥
सुनि विधि बचन समुझि प्रभुवानी, ऐसोइ होइ कहा सुख मानी ॥
तब देवन दुन्दुभी बजाई, बरषि सुमन जय जय सुरसाई ॥ ३ ॥
अवसर जानि सप्तऋषि आये, तुरतहिं विधि गिरि भवन पठाये ॥
प्रथम गये जहँ रहीं भवानी, बोले वचन मधुर छल सानी ॥ ४ ॥

હે મદનમદમોચન ! જે પ્રકારે અમે એ ઉત્સવને નેત્ર ભરીને જોઈએ, એવો કોઈ ઉપાય કરો. હે કૃપાસિન્ધુ ! આપે કામદેવને ભસ્મ કરીને રતિને વરદાન આપ્યું, એ બહુજ સારૂં કરયું. ૧ હે નાથ! પ્રભુનો એ સ્વાભાવિક સ્વભાવજ છે કે, શિક્ષા કરીને પછી તુરત કૃપા કરો છો. શ્રી પાર્વતીજીએ આપને માટે અપાર તપ કરેલ છે; માટે હવે આપ તેનો અંગિકાર કરો. ૨ શ્રી બ્રહ્માજીનાં વચન, સાંભળી, મનમાં સુખ પામી, તેના અભિપ્રાયને જાણીને પ્રભુએ મધુરવાણીથી કહ્યું વા પ્રભુ એવા જે શ્રી રામચન્દ્રજી તેનાં વચનોનું સ્મરણ કરીને કહ્યું કે, તે પ્રમાણેજ થશે. ત્યારે દેવતાઓએ દુંદુભી નગારાં વગાડયાં, પુષ્પ વૃષ્ટિ કરી અને કહ્યું કે હે સુરનાથ ! આપનો જય થાઓ જય થાઓ. ૩ સમય જાણીને તે સમય સપ્તઋષિ આવ્યા. તેને જોતાંજ શ્રી બ્રહ્માજીએ તેઓને હિમાચળને ઘેર મોકલ્યા. તે ઋષિયો પ્રથમ જ્યાં શ્રી પાર્વતી હતાં, ત્યાં ગયા અને ત્યાં જઈને તેઓએ કપટ યુક્ત મધુર વાણી કહી કે, ૪

दोहा—कहा हमार न सुनेहु तब, नारद कर उपदेश ॥
अब भा झूठ तुम्हार प्रण, जारेउ काम महेश ॥ १०० ॥

અમે પ્રથમ જે તમને કહ્યું હતું, તે અમારૂં કહેવું તમે નારદજીના ઉપદેશથી માન્યું ન હતું; પરન્તુ હવે તો તમારૂં પણ કેવળ જૂઠું થઈ ગયું; કેમકે શ્રીમહાદેવજીએ વિવાહના મૂળ કામદેવને બાળી નાંખ્યો. ૧૦૦

चौ०—सुनि बोली मुसुकाय भवानी, उचित कहेउ मुनिवर विज्ञानी ॥
तुम्हरे जान काम अब जारा, अब लगि शंभु रहे सविकारा ॥ १ ॥
हमरे जान सदा शिव योगी, अज अनवद्य अकाम अभोगी ॥
जो मैं शिव सेयउँ अस जानी, प्रीति समेत कर्म्म मन बानी ॥ २ ॥
तौ हमार प्रण सुनहु मुनीशा, करिहहिं सत्य कृपानिधि ईशा ॥
तुम जो कहा हर जारेउ मारा, सो अतिबड अविवेक तुम्हारा ॥ ३ ॥
तात अनलकर सहज स्वभाऊ, हिम तेहि निकट जाइ नहिं काऊ ॥
गये समीप सो अवशि नशाई, जस मन्मथ महेशकी नाई ॥ ४ ॥

આવાં મુનીશ્વરોનાં વચન સાંભળીને શ્રી પાર્વતીજીએ હસીને[1] કહ્યું કે, હે મ-

૧ હસીને કહેવાનો ભાવ એ છે કે, સપ્તર્ષિયોના વચનનું અપમાન અને વિવાહના વ્યવહારથી પોતાના હિયર માનીને હસીને કહ્યું.

હાજ્ઞાની મુનીશ્વરો ! આપે યોગ્ય કહ્યું. આપના સમજવામાં તો એ વાર્ત્તા છે કે, શ્રી-મહાદેવજીએ કામદેવને હમણાં ભસ્મ કર્યો. હજી સુધી શ્રી શિવજી વિકાર સહિત હતા ? ૧ મારી સમજણ પ્રમાણે તો શ્રી મહાદેવજી સદાના યોગી, અજન્મા, દૂષણ-રહિત, નિષ્કામ અને ભોગ રહિત છે. જો મેં શ્રી મહાદેવજીને એવા સમજીને, મન કર્મ અને વાણીથી સેવા કરી છે, તો હે મુનીશ્વરો ! સાંભળો. કૃપાનિધિ શ્રી શિવજી મારૂં પણ અવશ્ય સત્ય કરશે. અને આપે જે કહ્યું કે, શ્રી મહાદેવજીએ કામદેવને ભસ્મ કરી નાખ્યો છે, તે તમારૂં મહાઅજ્ઞાન છે. ૨-૩ કેમકે હે મુનીશ્વરો ! અગ્નિનો એ સહજ સ્વભાવજ છે કે તેની પાસે કદિ ટાઢ જતીજ નથી.અને પાસે જવાથી જેમ અગ્નિથી ટાઢ નાશ પામે છે, તેમ કામદેવ શ્રી શિવજીની પાસે જઇને પોતેજ નાશ પામે છે. શ્રી શિવજીને તેને બાળવાથી શું પ્રયોજન છે. ૪

दोहा–हिय हरषे मुनि वचन सुनि, देखि प्रीति विश्वास ॥
चले भवानिहिं नाइ शिर, गये हिमाचल पास ॥ १०१ ॥

આવી શ્રી પાર્વતીજીની પ્રીતિ અને વિશ્વાસ જોઇને તથા વચન સાંભળીને સપ્ત-ર્ષિ બહુ પ્રસન્ન થયા. અને શ્રી પાર્વતીજીને પ્રણામ કરીને તેના પિતા હિમાચળની પાસે ગયા. ૧૦૧

चौ०–सब प्रसंग गिरिपतिहि सुनावा, मदन दहन सुनि अति दुखपावा ॥
बहुरि कहेउ रतिकर वरदाना, सुनि हिमवन्त बहुत सुखमाना ॥ १ ॥
त्हदय विचारि शंभु प्रभुताई, सादर मुनिवर लिये बुलाई ॥
सुदिन सुनखत सुघरी सुहाई, वेगि वेद विधि लगन धराई ॥ २ ॥
पत्री सप्तऋषिन सोइ दीन्ही, गहि पद विनय हिमाचल कीन्ही ॥
जाय विधिहि तिन दीन्ह सो पाती, बांचत प्रीति न त्हदय समाती ॥ ३ ॥
लगन बांचि अज सबहि सुनाई, हरषे सुनि सब सुर समुदाई ॥
सुमन वृष्टि नभ बाजन बाजे, मंगल कलश दशहु दिशि साजे ॥ ४ ॥

ત્યાં જઇને શ્રી શિવચેષ્ટિત સકળ પ્રસંગ હિમાચળને સંભળાવ્યો, તે કામદાહ સાંભળીને મહા દુઃખ પામ્યો, પણ ત્યારપછી જ્યારે રતિને વરદાન આપ્યાની વાર્ત્તા કહી, તે સાંભળીને હિમાલય મહાસુખ પામ્યા. ૧ હૃદયમાં શ્રી મહાદેવજીની પ્રભુતા વિચારીને મહા પ્રીતિ સહ પોતાના સમીપવર્ત્તિ મુનીશ્વરોને બોલાવ્યા. તેઓએ સુન્દર દિવસ, નક્ષત્ર, યોગ, વાર, કરણ, મુહૂર્ત્ત, પચાંગવેદ વિધિપૂર્વક લગ્ન પત્રિકા લખાવી. ૨ તે લગ્નપત્રિકા સપ્તર્ષિયોને આપી, અને પગોમાં પડીને હિમાચળે ઘણી-જ પ્રાર્થના કરી. સપ્તર્ષિયોએ તે લગ્ન પત્રિકા જઇને બ્રહ્માજીને આપી તેને વાંચતાંજ શ્રી બ્રહ્માજીના હૃદયમાં પ્રીતિ સમાતી નહતી. ૩ જ્યારે લગ્નપત્રિકા શ્રી બ્રહ્માજીએ સર્વ દેવતાઓને વાંચી સંભળાવી, ત્યારે સકળ મુનીશ્વરો અને દેવતાઓનો સમુદાય

સર્વ પ્રસન્ન થઇ ગયો. આકાશથી પુષ્પ વૃષ્ટિ થવા લાગી. વાજાં વાગવા લાગ્યાં અને મંગળ કુશળ દશે દિશાઓમાં સજાવ્યા. ૪

दोहा—लगे सँवारन सकल सुर, वाहन विविध विमान ॥

होहिं शकुन मंगल शुभग, करहिं अप्सरा गान ॥ १०२ ॥

અને સકળદેવતા પોતપોતાનાં અનેક પ્રકારનાં વાહનોને અને વિમાનોને સુધારવા લાગ્યા, અને સુન્દર મંગળ શકુન થવા લાગ્યાં, અપ્સરાઓ ગાયન કરવા લાગી. ૧૦૨

चौ०—शिवहि शंभुगण करहिं शृंगारा, जटा मुकुट अहिमौर संवारा ॥

कुंडल कंकण पहिरे व्याला, तनु विभूति पट केहरि छाला ॥ १ ॥

शशि ललाट सुन्दर शिर गंगा, नयन तीनि उपवीत भुजंगा ॥

गरल कंठ उर नरशिर माला, अशिव भेष शिवधाम कृपाला ॥ २ ॥

कर त्रिशूल अरु डमरु बिराजा, चले वृषभ चढि बाजहिं बाजा ॥

देखि शिवहि सुर त्रियमुसकाहीं, वर लायक दुलहिन जग नाहीं ॥ ३ ॥

विष्णु विरंचि आदि सुर व्राता, चढि चढि वाहन चले वराता ॥

सुरसमाज सबभांति अनूपा, नहिं बरात दूलह अनुरूपा ॥ ४ ॥

શ્રી મહાદેવજીના ગણો શ્રી શિવજીને શણગારવા લાગ્યા. જટાનો તો સુન્દર મુકુટ, અને સર્પોરૂપી કલગી શિર ઉપર ધારણ કરી. કુન્ડળ અને કંકણોના સ્થાનમાં પણ સર્પને પહેરાવ્યા. આખાં શરીરને વિભુતિથી વિભૂષિત કરીને સિંહની છાલ ધારણ કરી. ૧ બાળચન્દ્રને લલાટપર, અને સુન્દર ગંગાને શિર ઉપર ધારણ કરયાં. ત્રણનેત્ર, મહાભુજંગનું ઉપવીત ધારણ કરયું. કન્ઠમાં વિષ, અને હૃદયમાં કપાળ માળા શોભી રહી હતી. વેષ તો મહા અમંગળ અને પોતે સકળ કલ્યાણ ગુણોના ધામ અને પરમ કૃપાળુ છે. ૨ જમણા હાથમાં ત્રિશૂળ, અને ડાબા હાથમાં ડમરૂ બિરાજે છે. આ પ્રમાણે શણગાર કરીને નન્દિકેશ્વર ઉપર ચડીને ચાલ્યા. આગળ વાજાં વાગવા લાગ્યાં. આવી શ્રી શિવજીની શોભા જોઇને દેવવધૂ પરસ્પર મન્દ હાસ્ય કરવા લાગી કે, આવા વર યોગ્ય કન્યા તો ત્રૈલોકયમાં નથી. ૩ જ્યારે શ્રીશિવજી ચાલ્યા, ત્યારે વિષ્ણુ બ્રહ્માદિ દેવતાઓના સમૂહ પોત પોતાનાં વાહનો પર ચડી ચડીને જાનમાં જવા લાગ્યા. જો કે દેવતાઓનો સમાજ સર્વ પ્રકારે સુન્દર છે; તો પણ જાનવરના યોગ્ય થઈ નહિ. ૪

दोहा—विष्णु कहा अस बिहँसि तब, बोल सकल दिशिराज ॥

विलग विलग होइ चलहु सब, निज निज सहित समाज १०३

એ જોઇને શ્રી વિષ્ણુએ સર્વ દિક્પાળોને બોલાવીને હસીને કહ્યું કે, તમે સર્વ પોતપોતાના સમજસાહસ નોખા નોખા થઇને ચાલો. ૧૦૩

चौ० बर अनुहार बरात न भाई, हँसी करैहहु पर पुर जाई ॥
विष्णु वचन सुनि सुर मुसकाने, निज निज सेन सहित बिलगाने ॥ १ ॥
मनहीं मन महेश मुसकाहीं, हरिके व्यंग्य वचन नहिं जाहीं ॥
अति प्रिय वचन सुनत हरिकेरे, भृङ्गी प्रेरि सकल गण टेरे ॥ २ ॥
शिव अनुशासन सुनि सब आये, प्रभुपद जलज शीश तिन नाये ॥
नाना बाहन नाना भेखा, बिहँसे शिव समाज जिन देखा ॥ ३ ॥
कोउ मुख हीन विपुल मुख काहू, बिनु पद कर कोउ बहु पद बाहू ॥
विपुल नयन कोउ नयन विहीना, हृष्ट पुष्ट कोउ अति तनु क्षीना ॥ ४ ॥

કેમકે હે ભાઈઓ ! જાન વરના યોગ્ય નથી, માટે તમે બીજાના નગરમાં જઇને હાંસી કરાવશો. શ્રી વિષ્ણુ ભગવાનનાં પરમ પ્રિય વચન સાંભળીને સર્વ દેવતાઓ હસવા લાગ્યા. અને પોતપોતાની સેનાને પોતપોતાની સાથે લઇને નોખાનોખા થઈ ગયા. ૧ શ્રી મહાદેવજી મનમાંને મનમાં હસવા લાગ્યા. અને મનમાં કહેવા લાગ્યા કે, શ્રી વિષ્ણુ ભગવાનનાં વ્યંગ્ય વચન કદિ જતાં નથી. શ્રી વિષ્ણુ ભગવાનનાં પરમ પ્રિય વચન સાંભળીને શ્રી મહાદેવજીએ ભૃંગી નામના ગણને પ્રેરણા કરીને સર્વ ગણોને બોલાવી લીધા. ૨ શ્રી મહાદેવજીની આજ્ઞા સાંભળીને સર્વ ગણ શ્રી મહાદેવજીની પાસે ચાલ્યા આવ્યા, અને તેઓએ પ્રભુ શ્રી શિવજીના ચરણકમળોમાં મસ્તક નમાવ્યાં. શ્રીમહાદેવજી પોતાના સમાજને જોઈને હસ્યા, કેમકે તેમાં નાના-પ્રકારનાં વાહન છે, અને નાના પ્રકારના તેઓના વેષ છે. ૩ કોઈને તો મુખજ નથી. કોઈનું બહુજ મોટું મોહોડું છું. કોઇને હાથ પગ નથી, અને કોઈને અનેક હાથ પગ છે. કોઈનાં મહા વિશાળ નેત્ર છે. અને કોઈને નેત્રજ નથી. કોઈ મહારૂષ્ટ પુષ્ટ છે, અને કોઈ મહાદુર્બળ છે. ૪

छंद–तनु क्षीण कोउ अति पीन पावन कोउ अपावन तन धरे ॥
भूषण कराल कपाल कर सब सद्य शोणित तनु भरे ॥
खर श्वान सुअर श्रृगाल मूख गण भेष अगणित को गनै ॥
बहु जिनिस प्रेत पिशाच योगिनि भाँति वरणत नहिं बनै ॥ ७ ॥

કોઈ બહુજ દુર્બળ અને કોઈ મહા રૂષ્ટ પુષ્ટ હતા. કોઈનું શરીર તો મહા અપવિત્ર છે. સર્વ ગણોએ વિકરાળ ઘરેણાં પેહેરેલાં હતાં, અને તેઓના હાથમાં તાજા રૂધિરનાં ભરેલાં ખપ્પર ધરેલાં છે. ગણોનાં મુખ જોઇએ છીએ તો, કોઈનું મુખ ગધેડાનું, કોઈનું કુતરાનું, કોઈનું સૂવરનું, અને કોઇનું શિયાળ સમાન હતું. અને તેઓના વેષ એટલા અપાર છે કે તેને કોઈ ગણી શકતું નહતું. અને પ્રેત, પિશાચ તથા યોગિની વિગેરે ગણો એટલી અનેક જાતિના હતા કે, તેની જાતિની ગણના કરતાં પાર આવે તેમ ન હતો. ૭

सोरठा–नाचहिं गावहिं गीत, परम तरंगी भूत सब ॥
देखत अति विपरीत, बोलहिं वचन विचित्र विधि ॥ १५ ॥

પરમતરંગી ભૂતોના ગણ નાચતા, ગાતા ચાલ્યા જતા હતા, જોવામાં ભયંકર; પરન્તુ વચન સુન્દર, મનોહર અને મધુર બોલતા હતા. ૧૫

चौ०–जस दूलह तस बनी बराता, कौतुक विविध होहिं मग जाता ॥
यहां हिमाचल रचेउ विताना, अति विचित्र नहिं जाय बखाना ॥ १ ॥
शैल सकल जहँ लगि जगमाहीं, लघु विशाल नहिं वरणि सिराहीं ॥
वन सागर सब नदी तलावा, हिमगिरि सबकहँ नेवत पठावा ॥ २ ॥
कामरूप सुन्दर तनु धारी, सहित समाज सहित नर नारी ॥
गे सब तुरत हिमाचल गेहा, गावहिं मंगल सहित सनेहा ॥ ३ ॥
प्रथमहिं गिरि बहु गृह सँवराये, यथायोग्य जहँ तहँ सब छाये ॥
पुर शोभा अवलोकि सुहाई, लागै लघु विरंचि निपुणाई ॥ ४ ॥

હવે તો જેવો વર તેવીજ જાન પણ બની ગઈ, તે જોઈ જોઇને અનેક પ્રકારનાં કૌતુક કરતા, માર્ગમાં ચાલ્યા જતા હતા. હવે હિમાચલે અતિ સુન્દર વિવાહ મન્ડપ બનાવ્યો હતો, અને વિન્ધ્યાદ્રિ આદિ સંસારના નાના મોટા સર્વ પર્વત, નૈમિષાદિ સઘળાં વન, ક્ષારાદિ સમુદ્ર, શોણભદ્રાદિનદ, ગંગાદિ નદી અને પુષ્કરાદિ સરોવરોને હિમાચળે નિમંત્રણ મોકલીને બોલાવ્યાં. ૨ તે સર્વ ઈચ્છારૂપ સુન્દર શરીર ધારણ કરીને પોતાના સમાજ, સ્ત્રી પુત્રો સહુ સ્નેહપૂર્વક મંગળ ગાતાં ગાતાં હિમાચળને ઘેર ગયાં. ૩ સર્વ લોકોના આવવા પહેલાંજ હિમાલયે ઘણાં ઘરો સાફસુફ કરાવીને તેઓને ઉતારવા માટે તૈયાર રાખ્યાં હતાં. તેમાં સર્વ લોક જ્યાં ત્યાં યથાયોગ્ય ઉતરયાં. તે સમય પુરની શોભાયમાન્ સુન્દર શોભાને જોઇને શ્રી બ્રહ્માજીની ચતુરતા પણ તુચ્છ જણાતી હતી. ૪

छंद–लघु लागि विधिकी निपुणता अवलोकि पुर शोभा सही,
वन बाग कूप तडाग सरिता सुभगता, सक को कही ॥
मंगल विपुल तोरण पताका केतु गृह गृह सोहहीं ॥
वनिता पुरुष सुन्दर चतुर छबि देखि मुनि मन मोहहीं ॥ ८ ॥

એ વાર્ત્તા સત્ય છે કે, પુરની શોભા જોઇને શ્રી બ્રહ્માજીની નિપુણતા તુચ્છ પ્રતીત થતી હતી. વન, બાગ, કુવા, તળાવ અને નદિયો એ સર્વે એવાં શોભાયમાન્ લાગતાં હતાં કે, જેના વિષયમાં કોઈ કાંઇ કહી શકતાં ન હતાં. ઘરોઘર મંગળકળશ, મોટાં મોટાં તોરણ, ધ્વજા અને પતાકા શોભાયમાન્ થઇ રહી હતી. અને સ્ત્રી પુરૂષ એવાં સુન્દર અને નિપુણ હતાં કે, જેની કાન્તિ જોઇને મુનિ લોકોનાં મન મોહિત થતાં હતાં. ૮

दोहा–जगदम्बा जहँ अवतरी, सो पुर वरणि न जाइ ॥
ऋद्धि सिद्धि सम्पति सकल, नित नूतन अधिकाइ ॥ १०४ ॥

જ્યાં શ્રી જગજ્જનનીએ પોતે અવતાર લીધો છે, તે પુરની શોભા શી રીતે વર્ણવી શકાય; કેમકે ત્યાં ઋદ્ધિ સિદ્ધિ અને સર્વ પ્રકારની સમ્પદા નિત્ય નવીન અધિકાધિક થતી જાય છે. ૧૦૪

चौ०–नगर निकट बरात जब आई, पुर शोभा खरभर अधिकाई ॥
करि बनाव सजि बाहन नाना, चले लेन सादर अगवाना ॥ १ ॥
हिय हरषे सुरसेन निहारी, हरिहि देखि अति भये सुखारी ॥
शिवसमाज जब देखन लागे, बिडरि चले बाहन सब भागे ॥ २ ॥
धरि धीरज तहँ रहे सयाने, बालक सब ले जीव पराने ॥
गये भवन पूंछहिं पितु माता, कहहिं वचन भय कंपित गाता ॥ ३ ॥
कहिय कहा कहिजाइ न वाता, यमकैधार किधौं बरियाता ॥
बर बौराह बरद असवारा, व्याल कपाल विभूषण छारा ॥ ४ ॥

જ્યારે જાન નગરના સમીપમાં આવી, ત્યારે કોલાહલ થવાથી નગરની શોભા વિશેષ વૃદ્ધિ પામવા લાગી. સર્વ લોકો તૈયારી કરી અનેક પ્રકારનાં વાહનો સજીને આદરપૂર્વક સામૈયું લેવા ચાલ્યું. ૧ તે સન્મુખ આવતી દેવતાઓની સેનાને જોઈને મનમાં બહુ પ્રસન્ન થયા. અને શ્રી વિષ્ણુ ભગવાનને જોઈને તો અત્યન્ત પ્રસન્ન થયા. જ્યારે તેઓ શ્રી મહાદેવજીનો સમાજ જોવા લાગ્યા, ત્યારે તો સર્વનાં વાહન ભડકી ભડકીને ભાગવા લાગ્યાં. ૨ તેઓમાં જે સમજણવાળા હતા, તે તો ધીરજ ધારણ કરીને ત્યાં રહ્યા, અને જે બાળક નાદાન હતાં, તે સર્વ તો જીવ લઇ લઈને ભાગ્યાં. તે પોતપોતાને ઘેર પોહોચ્યાં, ત્યારે તેઓનાં માતા પિતાઓએ પૂછ્યું કે, તમે ભાગીને કેમ આવ્યા છો? ત્યારે તેઓ ભયથી ધ્રૂજતાં પોતાનાં માતા પિતાને કહેવા લાગ્યાં. ૩ કે શું કહીએ, કાંઈ વાત કહી શકાતી નથી. શું આ જાન છે કે કોઈ યમરાજની સેના છે. ગાંડો તો વર છે. અને બળદ ઉપર બેઠો છે. સાપ, ખપ્પર અને ભસ્મ એ આભૂષણ છે. ૪

छंद–तनु छार व्याल कपाल भूषण नगनजटिलभयंकरा ॥
सँग भूत प्रेत पिशाच योगिनि विकटमुख रजनीचरा ॥
जो जियत रहिहि बरात देखत पुण्य बड तिनकर सही ॥
देखहिं सो उमा विवाह घर घर बात अस लरिकन कही ॥ १ ॥

વરના શરીર ઉપર સાપ, કપાળ અને ભસ્મ આભૂષણ છે. નગ્ન સ્વરૂપ છે. મસ્તક ઉપર જટા વૃદ્ધિ પામેલી છે. ભયંકર સ્વરૂપ છે. અને તેની સાથે મહાવિકરાળ મુખવાળા ભૂત, પ્રેત, પિચાચ, યોગિની અને રાક્ષસ છે. આ જાનને જોઇને

જે જીવતા બચશે, તેઓને મહા પૂણ્યવાન્ સમજવા જોઈએ; કેમકે તેઓજ શ્રી-પાર્વતીજીના વિવાહને જોશે. આ વાર્ત્તા બાળકોએ આવીને ઘરોઘર કહી. ૯

**दोहा—समुझि महेश समाज सब, जननि जनक मुसकाहिं ॥**
**बाल बुझाये विविध विधि, निडर होउ डर नाहिं ॥ १०५ ॥**

બાળકોના માબાપ શ્રી સદાશિવજીના સમાજને સમજીને હસ્યાં,અને પોતાનાં બાળકોને અનેક પ્રકારે સમજાવ્યાં કે, હે પુત્રો! તમે ડરો નહિ; કેમકે આ કાંઈ ડરવાની વાર્ત્તા નથી. ૧૦૫

**चौ०—लै अगवान बरातहिं आये, दिये सबहिं जनवास सुहाये ॥**
**मयना शुभ आरती सँवारी, संग सुमंगल गावहिं नारी ॥ १ ॥**
**कंचन थार सोह बर पानी, परिछन चलीं हरहि हरषानी ॥**
**विकट भेष जब रुद्रहि देखा, अबलन उर भय भयउ विशेषा ॥ २ ॥**
**भागि भवन पैठीं अतित्रासा, गये महेश जहां जनवासा ॥**
**मयना हृदय भयउ दुखभारी, लीन्ही बोलि गिरीश कुमारी ॥ ३ ॥**
**अधिक सनेह गोद बैठारी, श्याम सरोज नयन भरिबारी ॥**
**जेहि विधि तुमहिं रूप अस दीना, तेहँ जड़ बर बाउर कस कीन्हा ॥ ४ ॥**

સામૈયું જાનને લઇને આવ્યું. સર્વને સારા સારા સુન્દર જાનીવાસ (ઉતારા) દીધા. પાર્વતીજીની માતા મેનાએ બહુજ સુન્દર આરતી તૈયાર કરી. તેની સાથે સ્ત્રીઓ મંગળ ગીતો ગાવા લાગી. ૧ મેનાના હાથમાં સુવર્ણનો સુન્દર થાળ શોભાયમાન્ થઈ રહ્યો હતો. જેથી સુશોભિત તે મેના આનંદિત થઇને શ્રી મહાદેવજીને પોંખવા માટે ચાલી. પણ જ્યારે મહાવિકટ રૂપવાળા શ્રી સદાશિવજીને જોયા, ત્યારે તે સ્ત્રિયોના મનમાં મહાભય ઉત્પન્ન થયો. ૨ તેથી તેઓ ડરને લીધે ભાગીને સર્વ સ્ત્રીઓ પોતપોતાના ઘરમાં પેસી ગઈ. અને શ્રી મહાદેવજી જ્યાં જાનિવાસ હતો, ત્યાં પધારયા. મેનાના મનમાં આ વાતથી મહાભારી દુઃખ થયું, તેથી તેણે પોતાની કન્યા શ્રી પાર્વતીજીને બોલાવ્યાં. ૩ અને મહા સ્નેહ પૂર્વક પોતાના ખોળામાં બેસાડ્યાં અને સ્નેહને લીધે મેનાનાં શ્યામ કમળ* સમાન નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. અને કહ્યું કે જે વિધાતાએ તને આવું સ્વરૂપ આપ્યું તે૧ જડ વિધાતાએ તને આવો ગાંડો વર કેમ આપ્યો. ૪

+ શ્યામ કમળની ઉપમા એ માટે આપી કે કાજળથી ભરેલાં નેત્ર છે.
૧ વિધાતાને જડ વિકળતાથી કહેલ છે.

**छंद—कस कीन्ह बर बौराह विधि जेहँ तुमहिं सुन्दरता दई ॥**
**जो फल चहिय सुरतरुहि सो बरबश बबूरहि लागई ॥**
**तुम सहित गिरिते गिरौं पावक जरौं जलनिधिमहँ परौं ॥**

**घरजाउ अपयश होउ जग जीवत विवाह न हौं करौं ॥ १० ॥**

જે વિધાતાએ તને આવું સુન્દર સ્વરૂપ આપ્યું છે, તેણે આવો ગાંડો વર કેમ આપ્યો ? જે ફળ કલ્પવૃક્ષમાં લાગવું જોઈએ, તે ફળ બાવળમાં પરાણે કેમ લગાડી દીધું. મેના કહેવા લાગી કે, ચાહે તો હું તારી સાથે પર્વત ઉપરથી પડીને મરી જાઉં, ચાહે તો અગ્નિમાં બળી જાઉં, ચાહે તો સમુદ્રમાં ડૂબીને મરી જાઉં, ચાહે ઘર જાતું હોય તો ભલે જાતું રહે, ચાહે જગતમાં મારો અપયશ થતો હોય તો ભલે થાય, પણ હું તો મારા જીવતાં જીવે કદિ આની સાથે તારો વિવાહ કરીશ નહિ. ૧૦

**दोहा—भई विकल अबला सकल, दुखित देखि गिरिनारि ॥**
**करि विलाप रोदति वदति, सुता सनेह सँभारी ॥ १०६ ॥**

પુત્રીના સ્નેહનું સ્મરણ કરીને વિલાપ કરી કરીને રૂદન કરતી, અને કહેતી દુઃખી મેનાને જોઈને સર્વ સ્ત્રીઓ વિહ્વળ થઈ ગઈ. ૧૦૬

**चौ०—नारदकर मैं कहा बिगारा, भवन मोर जिन बसत उजारा ॥**
**अस उपदेश उमहिं जिन दीन्हा, बौरे बरहि लागि तप कीन्हा ॥ १ ॥**
**सांचेहु उनके मोह न माया, उदासीन धन धाम न जाया ॥**
**पर घर घालक लाज न भीरा, बांझ कि जान प्रसवकी पीरा ॥ २ ॥**
**जननिहिं विकल विलोकि भवानी, बोली युतविवेक मृदुवानी ॥**
**अस विचारि शोचहु मति माता, सो न टरै जो रचेउ विधाता ॥ ३ ॥**
**कर्म्म लिखा जो बावर नाहु, तौ कत दोष लगाइय काहू ॥**
**तुमसन मिटहिं किविधिके अंका, मातु व्यर्थ जनि लेहु कलंका ॥ ४ ॥**

મેના કહેવા લાગી કે, મેં શ્રી નારદજીનું શું બગાડયું હતું કે, જેણે મારૂં વસેલું ઘર ઉજડ કરી નાખ્યું.જેણે પાર્વતીને એવો ઉપદેશ આપ્યો કે, જેથી પાર્વતીએ ઘેલા વરને માટે તપસ્યા કરી. ૧ લોકો કહે છે કે, શ્રી નારદજીને મોહમાયા કાંઈ પણ નથી, તે સત્ય વાર્ત્તા છે. તે ખરેખર ઉદાસીન છે તેને ઘર નથી. ધન નથી અને સ્ત્રી નથી. તેને કોઈવાતની લાજ નથી. ભય નથી. તે તો પારકાં ઘરને બગાડવાં જાણે છે. એ વાર્ત્તા ખરી છે કે, વાંઝણી સ્ત્રી પ્રસવની વેદનાને કયાંથી જાણે? અર્થાત્ નારદજીને ઘરબાર ન હોવાથી તેને ગૃહસ્થના દુઃખની કયાંથી ખબર હોય? ૨ આ પ્રમાણે માતાને વિહ્વળ જોઇને શ્રી પાર્વતીજીએ વિવેકયુક્ત કોમળવાણીથી કહ્યું કે, હે માતા! આપ આવો વિચાર કરીને શોચ ન કરો; કેમકે વિધાતાએ જે રચી રાખેલ છે, તે ટળી શકતું નથી. ૩ જો મારા કરમમાં ઘેલો વર લખેલો છે, તો પછી તમે અન્યને કેમ દોષ આપોછો. તમારાંથી વિધાતાના લખેલ અંક તો મટી શકતા નથી, તો પછી હે માતા! વિના પ્રયોજને આ કલંક પોતાના ઉપર કેમ લિયોછો. ૪

छंद–जनि लेहु मातु कलंक करुणा परिहरहु अवसर नहीं ॥
दुख सुख जो लिखा लिलार हमरे जाब जहँ पाउब तहीं ॥
सुनि उमा वचन विनीत कोमल सकल अवला शोचहीं ॥
बहुभांति विधिहि लगाइ दूषण नयन वारि विमोचहीं ॥ ११ ॥

હે માત! આપ આ કલંક પોતાના ઉપર ન લાવો. તમે કરૂણાનો ત્યાગ કરો; કેમકે આ હમણાં અવસર નથી. મારા લલાટમાં જે સુખ દુઃખ લખેલ છે, તે તો હું જ્યાં જઇશ ત્યાં પામીશ, તો પછી આવી રીતે શોચ કરવો વૃથા છે. શ્રી પાર્વતીજીનાં આવાં વિનીત અને કોમળ વચન સાંભળીને સર્વ સ્ત્રિયો શોચ કરવા લાગી. અને વિધાતાને વિવિધ પ્રકારે દોષ આપીને નેત્રોથી પ્રેમાશ્રુ ખેરવા લાગી. ૧૧

दोहा–तेहि अवसर नारद ऋपय, औ ऋषि सप्तसमेत ॥
समाचार सुनि तुहिनगिरि, गवने तुरत निकेत ॥ १०७ ॥

આ સમાચાર સાંભળીને હિમાચળ, નારદજીને તથા સપ્તર્ષિયોને સાથે લઇને તેજ સમય તુરત રણવાસમાં ગયો. ૧૦૭

चौ०–नारद सबही समुझावा, पूरब कथा प्रसंग सुनावा ॥
मयना सत्य सुनहु मम बानी, जगदम्बा तव सुता भवानी ॥ १ ॥
अजा अनादि शक्ति अविनाशिनि, सदा शंभु अर्द्धंगनिवासिनि ॥
जगसंभव पालन लयकारिणि, निज इच्छा लीला वपु धारिणि ॥ २ ॥
जनमी प्रथम दक्ष गृह जाई, नाम सती सुन्दर तनु पाई ॥
तहउँ सती शंकरहि विवाहीं, कथा प्रसिद्ध सकल जग माहीं ॥ ३ ॥
एकबार आवत शिव संगा, देखेउ रघुकुल कमल पतंगा ॥
भयउ मोह शिव कहा न कीन्हा, भ्रम वश वेष सीयकर लीन्हा ॥ ४ ॥

ત્યાં જઇને નારદજીએ સર્વને સમજાવીને શ્રી પાર્વતીજીના પૂર્વ જન્મનો પ્રસંગ કહી સંભળાવ્યો. અને કહ્યું કે હે મેના! મારી વાત સાંભળ્ય. હું કદિ અસત્ય બોલતોજ નથી. હું તો ત્યારેજ તમને કહી ગયો હતો કે, તમારી પુત્રી ઉમા છે, જગદમ્બા છે, ભવ મહાદેવની ભાર્યા ભવાની છે. તમારી સમજમાં ન આવ્યું તેમાં મારો શું દોષ છે? હવે તમે એના સ્વરૂપને સાંભળો. ૧ આ તારી કન્યા અજન્મા, દૂષણરહિત, નાશ રહિત, અને નિરન્તર શ્રી શિવજીના અર્દ્ધાંગમાં બિરાજવાવાળી શક્તિ સ્વરૂપ છે. આ જગતને ઉત્પન્ન કરીને પાલન કરે છે. અને સંહાર કરે છે. અને પોતાની ઇચ્છાથી અનેક લીલા શરીર ધારણ કરે છે. ૨ પ્રથમ આ દક્ષ પ્રજાપતિને ત્યાં જન્મી હતી. ત્યાં તેણે સુન્દર શરીર ધારણ કરીને સતી નામ ધારણ કરયું હતું. ત્યાં પણ સતીએ શ્રી સદાશિવજી સાથે પાણિગ્રહણ કરયું હતું. તે કથા સકળ સંસાર

જાણે છે. ૩ એકવાર શ્રી સતી શ્રી સદાશિવજીની સાથે આવતાં હતાં, ત્યાં તેમણે શ્રી-રામચન્દ્રજીને આવતા જોયા. ત્યારે તેના મન ઉપર મોહ છાઈ ગયો, તે તેનો મોહ શ્રી મહાદેવજીના કહેવાથી પણ ટળ્યો નહિ. જેથી શ્રી શિવજીનું કહેવું ન માનીને તેણે અજ્ઞાન વશ્ય થઈને શ્રી સીતાજીનું સ્વરૂપ ધારણ કર્યું. ૪

छंद–सिय वेष सती जो कीन्ह तेहि अपराध शंकर परिहरी ॥
हर विरह जाइ बहोरि पितुके यज्ञ योगानल जरी ॥
अब जनमि तुम्हरे भवन निज पति लागि दारुण तप किया ॥
अस जानि संशय तजहु गिरिजा सर्वदा शंकरप्रिया १२

શ્રી સતીએ જે શ્રી સીતાજીનું સ્વરૂપ ધારણ કર્યું, તે અપરાધને લીધે શ્રી-મહાદેવજીએ શ્રી સતીનો ત્યાગ કર્યો. ત્યારે તેણે શ્રી સદાશિવજીના વિરહથી વિ-હ્વળ થઈને પછી પિતાના યજ્ઞમાં જઇને પોતાના શરીરને યોગાનળથી બાળી નાંખ્યું. હવે તેજ તમારે ઘેર જન્મેલી છે. તો અહિ પણ તેણે પોતાના પતિ શ્રી મ-હાદેવજીને માટે મહા કઠિણ તપ કરેલ છે. તે સમજીને તમે તમારા મનનો સન્દેહ શાન્ત કરો; કેમકે શ્રી પાર્વતીજી શ્રી મહાદેવજીની સદા સર્વદા પ્યારી છે. ૧૨

दोहा–सुनि नारदके वचन तब, सबकर मिटा विषाद ॥
क्षण महँ व्यापेउ सकल पुर, घर घर यह संवाद ॥ १०८ ॥

શ્રી નારદજીનાં આ વચન સાંભળીને સર્વ લોકોના મનનો વિષાદ મટી ગયો, અને એક ક્ષણવારમાં આખા નગરમાં આ વાર્ત્તા ઘરોઘર પ્રસરી ગઈ. ૧૦૮

चौ०–तब मयना हिमवंत अनन्दे, पुनि पुनि पारवती पद वन्दे ॥
नारि पुरुष शिशु युवा सयाने, नगर लोग सब अति हरषाने ॥ १ ॥
लगे होन पुर मंगल गाना, सज सबहिं हाटक घट नाना ॥
भांति अनेक भई ज्यवनारा, सूप शास्त्र जस कछु व्यवहारा ॥ २ ॥
सो जेवनार कि जाइ बखानी, बसहिं भवन जेहि मातु भवानी ॥
सादर बोले सकल बराती, विष्णु विरंचि देव सब जाती ॥ ३ ॥
विविध भांति बैठी जेवनारा, लगे परोसन निपुण सुआरा ॥
नारि वृन्द सुर जेंवत जानी, लगीं देन गारी मृदु बानी ॥ ४ ॥

આ વાર્ત્તા શ્રી નારદજીના મુખથી સાંભળી, ત્યારે મેનાં અને હિમાચળ બન્ને મહા આનન્દ પામ્યાં, અને વારમ્વાર શ્રી પાર્વતીજીનાં ચરણકમળોનું વન્દન કરવા લાગ્યાં. બાળક, યુવાન, સકળ નરનારી, ચતુર, અને નગરનાં સર્વ મનુષ્યો આ વાર્ત્તા શ્રવણ કરીને પરમાનન્દ પામ્યાં. ૧ પુરની અંદર મંગળ ગીત ગવાવા લાગ્યાં. સકળ લોકોએ નાનાપ્રકારના કંચનના મંગળ કળશ સજ્યા. અને જેવો પાકશાસ્ત્રનો

વિધિ છે, તે પ્રમાણે નાના પ્રકારનાં પકવાનો જમણવાર માટે તૈયાર થવા લાગ્યાં. ૨ જે ઘરમાં જગત્ જનની ભવાની બિરાજી રહી છે, તે ઘરની જમણવારનું વર્ણન શી રીતે થઈ શકે ? પછી આદરપૂર્વક સકળ જાનૈયાઓમાં પ્રથમ શ્રી વિષ્ણુભગવાન્ અને શ્રી બ્રહ્માજી, પછી સર્વ જાતિના દેવતા અર્થાત્ ઈન્દ્ર, યમ, વરૂણ, કુબેર, અગ્નિ, નૈઋત, વાયુ અને ઈશાન, એ આઠ દિગ્પાળ, આઠવસુ, એકાદશ રૂદ્ર, બાર આદિત્ય, ઓગણપચાશ મરૂત, અને સકળ દેવ, મુનિ, સિદ્ધ ચારણ, ગન્ધર્વ, યક્ષ, રક્ષ, ભૂત, પ્રેત અને પિશાચ ઈત્યાદિને જમવા માટે બોલાવ્યા. ૩ જાનૈયાઓ અનેક પ્રકારની પગંતો કરીને ભોજન કરવાને બેઠા, ત્યારે ચતુર રસોઈઆઓ પીરસવા લાગ્યા. જ્યારે દેવતાઓએ ભોજન કરવા માંડ્યું, ત્યારે સ્ત્રિયો ટોળાં મળી મળીને કોમળવાણીથી ફટાણાં દેવા લાગી. ૪

छंद–गारी मधुर स्वर देहिं सुन्दरि व्यंग्य वचन सुनावहीं ॥
भोजन कराहिं सुर अति विलंब विनोद सुनि सुख पावहीं ॥
जेंवत जो बढयो अनन्द सो मुखकोटिहू न परै कह्यो ॥
अचवाइ दीन्हे पान गवने बास जहँ जाको रह्यो ॥ १२ ॥

સુન્દર સ્ત્રિયો મધુર સ્વરથી ફટાણાં ગાવા લાગી. અને વ્યંગ્ય[1] વચન સંભળાવે છે. તેથી દેવતાઓ મહા વિલમ્બથી ભોજન કરતા હતા. અને વિનોદ વચન સાંભળીને પરમ સુખ પામતા હતા. ભોજન કરતી વેળાએ જે આનન્દ વૃદ્ધિ પામ્યો હતો, તે કરોડો મુખથી કહી શકાય તેમ નથી. પછી આનન્દપૂર્વક ભોજન કરી રહ્યા પછી, મુખ તથા હાથ ધોવરાવીને પાન બીડાં સર્વને આપ્યાં, અને સર્વ જાનૈયાઓ પોતપોતાને ઉતારે ગયા. ૧૩

दोहा–बहुरि मुनिन हिमवन्तकहँ, लग्न जनाई आइ ॥
समय विलोकि विवाह कर, पठये देव बुलाइ ॥ १०९ ॥

ત્યાર પછી સપ્તર્ષિઓએ હિમાચળની પાસે જઈને લગ્નનો સમય કહ્યો, તેથી વિવાહના સમયને જાણીને હિમાલયે સર્વ દેવતાઓને બોલાવ્યા. ૧૦૯

चौ०–बोलि सकल सुर सादर लीन्हे, सबहिं यथोचित आसन दीन्हे ॥
वेदी वेद विधान सँवारी, सुभग सुमंगल गावहिं नारी ॥ १ ॥
सिंहासन अति दिव्य सुहावा, जाइ न वरणि विरंचि बनावा ॥
बैठे शिव बिमन शिर नाइ, हृदय सुमिरि निज प्रभु रघुराई ॥ २ ॥
बहुरि मुनीशन उमा बुलाई, करि शृंगार सखी लै आई ॥
देखत रूप सकल सुर मोहैं, वरणै छबि अस जग कवि को हैं ॥ ३ ॥
जगदम्बिका जानि भवबामा, सुरन मनहिं मन कीन्ह प्रणामा ॥

૧ વ્યંગ્ય વચન એટલે કે પોતાના પુરૂષ અને દેવતાઓની સ્ત્રિયોનો સમ્બન્ધ સંભળાવવા લાગી.

**सुन्दरता मर्य्याद भवानी, जाइ न कोटिहु वदन बखानी ॥ ४ ॥**

હિમાચલે સર્વ દેવતાઓને આદર સહિત બોલાવીને યથાયોગ્ય આસન દીધાં. વેદવિધિ પ્રમાણે વેદી તૈયાર કરી, અને સ્રીઓ સુન્દર મંગળ ગીત ગાવા લાગી. ૧ ત્યાં જે એક દિવ્ય સિંહાસન રાખવામાં આવ્યું હતું, તે એવું શોભાયમાન્ હતું કે, જેનું વર્ણન થઈ શકતું નથી; કેમકે તે સિંહાસન સ્વયં શ્રી બ્રહ્માજીએ બનાવ્યું હતું. તેના ઉપર શ્રી મહાદેવજી બ્રાહ્મણોને નમસ્કાર કરી હૃદયમાં પોતાના પ્રભુ શ્રી-રામચન્દ્રજીનું[1] સ્મરણ કરીને બિરાજ્યા. ૨ પછી સપ્તર્ષિયોએ શ્રી પાર્વતીજીને બોલાવ્યાં, એટલે શણગાર કરાવીને સખીઓ શ્રી પાર્વતીજીને લઈ આવી. શ્રી પાર્વતી-જીની છબી જોતાંજ સર્વ દેવતાઓ મોહિત થઈ ગયા. ગોસ્વામી શ્રી તુલસીદાસજી કહે છે કે, જગતમાં એવો કયો કવિ છે કે, જે શ્રી પાર્વતીજીની છબીનું વર્ણન કરી શકે. ૩ શ્રી મહાદેવજીની અર્દ્ધાંગના શ્રી પાર્વતીજીને જગદમ્બા જાણીને દેવતાઓ-એ મનમાં ને મનમાં પ્રણામ કરયા. શ્રી પાર્વતીજી સુન્દરતાની મર્યાદા છે; એ માટે કરોડો મોહોડાંથી તેનું વર્ણન થઈ શકતું નથી. ૪

**छंद—कोटिहु वदन नहिं बैन बरणत जग जननि शोभा महा ॥**
**सकुचहिं कहत श्रुति शेष शारद मंदमति तुलसी कहा ॥**
**छबि खानि मातु भवानि गमनी मध्य मंडप शिव जहां ॥**
**अवलोकि सकहिं न सकुचि पति पद कमल मनमधुकर तहां ॥ १४ ॥**

જગત્ જનની શ્રી પાર્વતીજીની મહાછબી કરોડો મુખથી વર્ણન કરવામાં આવે; તોપણ વર્ણન થઈ શકે તેમ નથી. જેના સ્વરૂપનું વર્ણન કરતાં શ્રુતિ, શેષજી અને શારદા પણ સંકોચ પામે છે, તો મન્દમતિ તુળસીની શી વિશાત છે? તે શો-ભાની ખાણ્ય માતા ભવાનિ, મન્ડપના મધ્યમાં જ્યાં શ્રી સદાશિવજી બિરાજ્યા હતા ત્યાં ગયાં; પરન્તુ ત્યાં તે મહા સંકોચને લીધે પતિના ચરણ કમળોને નિહાળી શકયાં નહિ. એથી પોતાના મનરૂપ ભ્રમરને પતિના ચરણકમળોમાં લગાવીને રહ્યાં. ૧૪

**दोहा—मुनि अनुशासन गणपतिहिं, पूजे शंभु भवानि ॥**
**कोउ सुनि संशय करै जनि, सुर अनादि जिय जानि ११०**

શ્રી મહાદેવજી અને શ્રી પાર્વતીજીએ સપ્તર્ષિયોની આજ્ઞા પ્રમાણે શ્રી ગણપતિ-ની[2] પૂજા કરી. કોઇએ આ વાર્ત્તા સાંભળી સન્દેહ કરવો નહિ કે, શ્રી ગણપતિજી તો

૧ ચોપાઇમાં રઘુરાઇ એ માટે લખ્યું છે કે, રામ શબ્દના અનેકાર્થ થાય છે. અર્થાત્ બ્રહ્મ, પરશુ-રામ, બળભદ્ર આદિ થાયછે. શ્રી સદાશિવજીના ઇષ્ટ તો કેવળ દશરથના પુત્ર શ્રી રામચન્દ્રજી છે, માટે તેનું સ્મરણ કરયું.

૨ ગણપતિને અનાદિ દેવ વિષ્ણુ પાર્ષદ જાણો. જેમ વિષ્ણુ પીઠમાં વિષ્વક્સેન પ્રથમ પૂજ્ય છે, તેમજ ગજાનન શ્રી પાર્વતીજીના ઉદરે જન્મ લઈને રૂદ્રપીઠમાં પ્રથમ પૂજ્ય થયા. બીજી એ પણ શંકા થાય છે કે, શ્રી મહાદેવ પાર્વતીએ ગણેશજીનું પુજન કરયું. તો શ્રી ગણપતિ શ્રી મહાદેવજીના પુત્ર છે.

શ્રી પાર્વતીજીના પુત્ર છે. તો તે પુત્ર ગણપતિની પૂજા કેમ કરી? કેમકે દેવતાઓ અનાદિ છે. તે વાત પોતાના મનમાં જાણી લેવી જોઇએ. ૧૧૦

चौ०—अस विवाहकी विधि श्रुति गाई, महा मुनिन सो सब करवाई ॥
गहि गिरीश कुश कन्या पानी, शिवहि समर्पी जानि भवानी ॥ १ ॥
पाणिग्रहण जब कीन्ह महेशा, हिय हर्षे तब सकल सुरेशा ॥
वेदमंत्र मुनिवर उच्चरहीं, जय जय जय शंकर सुर करहीं ॥ २ ॥
बाजहिं बाजन विविध विधाना, सुमन वृष्टि नभ भै विधि नाना ॥
हर गिरिजा कर भयउ विवाहू, सकल भुवन भरि रहा उछाहू ॥ ३ ॥
दासी दास तुरँग रथ नागा, धेनु बसन मणि वस्तु विभागा ॥
अन्न कनक भाजन भरियाना, दाइज दीन्ह न जाइ बखाना ॥ ४ ॥

જે પ્રમાણે વિવાહનો વિધિ વેદમાં વર્ણવેલ છે, તે પ્રમાણે સપ્તર્ષિયોએ સર્વ રીતિ શ્રી શિવજી તથા શ્રી પાર્વતીજી પાસે કરાવી. ત્યારપછી હિમાચળે કુશ-દર્ભ અને કન્યા શ્રી પાર્વતીજીનો હાથ લઇને સનાતન ભવ ભાર્યા ભવાની જાણીને ભવ-મહાદેવજીને સમર્પણ કરી દીધી. ૧ જ્યારે શ્રી સદાશિવજીએ શ્રી પાર્વતીજીનું પાણિ-ગ્રહણ કર્યું, ત્યારે સર્વ દેવતાઓ પ્રસન્ન થયા. મુનીશ્વરોએ વેદ મંત્રો ઉચ્ચારણ કરયા, અને દેવતા 'जयजय शंकर!' એમ શબ્દ કરવા લાગ્યા. ૨ નાના પ્રકારનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, અનેક પ્રકારની આકાશથી પુષ્પ વૃષ્ટિ થવા લાગી. શ્રી મહાદેવજી અને શ્રી પાર્વતીજીનો વિવાહ થયો, એ આનન્દ ચૌદ લોકમાં થઈ રહ્યો. ૩ ત્યારપછી હિમાચળે દાસ, દાસી, ઘોડા, રથ, હાથી, ગાય, વસ્ત્ર, અને મણિ ઈત્યાદિ અનેક પ્રકારની વસ્તુઓ તથા અન્ન ભરેલાં અનેક વાસણ તથા સુવર્ણથી લાદેલાં અનેક વાહન ઈત્યાદિ દાયજો આપ્યો, કે જેનું વર્ણન કરી શકાતું નથી. ૪

छंद—दाइज दियो बहु भाँति पुनि करजोरि हिम भूधर कह्यो ॥
कादेउँ पूरण काम शंकर चरण पंकज गहि रह्यो ॥
शिव कृपासागर श्वशुरकर परितोष सब भांतिन कियो ॥
पुनि गहेउ पद पाथोज मयना प्रेम परिपूरण हियो ॥ १९ ॥

હિમાચળે અનેક પ્રકારનો દાયજો દઇને પછી હાથ જોડી કહ્યું કે, હે પ્રભુ! આપ પૂર્ણ કામછો, તેને હું શું આપું? મારૂં શું સામર્થ્ય છે? એમ કહી શ્રી મહાદેવજીનાં ચરણ કમળો પકડી રહ્યો. ત્યારે કૃપાસિન્ધુ શ્રી મહાદેવજીએ પોતાના સસ-

અને વિવાહ હવે થાય છે. તો પ્રથમ ક્યાંથી આવ્યા? કે તેની પુજા કરી. એનું સમાધાન એ છે કે, દેવતાઓ અનાદિ છે, જેમ શ્રી રામચન્દ્રજી અનાદિ છે, અને દશરથના પુત્ર થયા. અને શ્રી કૃષ્ણચન્દ્ર વસુદેવના પુત્ર થયા. તેમ ગણપતિ અનાદિકાળથી છે, અથવા સંસારના સર્વ પદાર્થોની સંખ્યાને જે જાણે છે, તે ઈશ્વરજ ગણપતિ છે. તેનું પુજન કરયું.

રાને સર્વ પ્રકારે પ્રસન્ન કર્યો, ત્યાર પછી મેના કે જેનું હૃદય પ્રેમથી પરિપૂર્ણ થઈ રહ્યું હતું, તેણે આવીને શ્રી મહાદેવજીનાં ચરણ કમળ પકડયાં, અને કહ્યું કે, ૧૫

दोहा–नाथ उमा मम प्राण सम, गृह किंकरी करेहु ॥
क्षमहु सकल अपराध अब, होइ प्रसन्न वर देहु ॥ १११ ॥

હે નાથ! આ ઉમા–પાર્વતી મને પ્રાણોના સમાન પ્યારી છે, તેને આપના ઘરની કિંકરી કરો, અને મેં કે જેણે આપનો મહિમા જાણ્યા વગર આપનાં ઉપરનાં ચિહ્નન જોઈને દુર્વચન કહેલાં છે, તે મારા સકળ અપરાધોને ક્ષમા કરો. અને હવે પ્રસન્ન થઈને વરદાન આપો. ૧૧૧

चौ०–बहुबिधि शंभु सासु समुझाई, गवनी भवन चरण शिर नाई ॥
जननी उमा बोलि तब लीन्ही, लै उछंग सुन्दर शिख दीन्ही ॥ १ ॥
करहु सदा शंकर पद पूजा, नारि धर्म्म पति देव न दूजा ॥
वचन कहति भरि लोचन बारी, बहुरि लाइ उर लीन्ह कुमारी ॥ २ ॥
कत विधि सिरजि नारि जगमाहीं, पराधीन स्वप्नेहु सुख नाहीं ॥
भै अति प्रेम विकल महतारी, धीरज कीन्ह कुसमय विचारी ॥ ३ ॥
पुनि पुनि मिलति परति गहि चरणा, परम प्रेम कछु जाइ न वरणा ॥
सब नारिन मिलि भेंटि भवानी, जाइ जननि उर पुनि लपटानी ॥ ४ ॥

આવાં મેનાનાં વચન સાંભળીને શ્રી સદાશિવજીએ સાસુને સમજાવીને કહ્યું કે, 'મારૂં આ સ્વરૂપ નથી, આ સ્વરૂપ તો મેં નમુચી ઈત્યાદિ દૈત્યોના મોહનના નિમિત્ત મારા-સ્વામી શ્રી વિષ્ણુભગવાન્‌ની આજ્ઞાથી ધારણ કરેલ છે. અન્તઃકરણથી તો મારૂં મહા માંગલ્ય મહા ભાગવત્ સ્વરૂપ [1] છે' આ પ્રમાણે જ્યારે સાસુને સમજાવી, ત્યારે તે ચરણોમાં શિર નમાવીને ઘરમાં ગઇ. અને ત્યાં જઈને મેનાએ શ્રી પાર્વતીજીને બોલાવીને પોતાના ખોળામાં બેસાડીને તેને ઉત્તમ શિખામણ આપી, કે તું નિરન્તર શ્રી મહાદેવજીનાં ચરણોની પૂજા કરજે; કેમકે સ્ત્રીઓનો મુખ્ય એ ધર્મ છે કે, પતિને પરમેશ્વર સમજીને તેની સેવા કરવી. સ્ત્રીને માટે પતિ વગર બીજો કોઈ પરમેશ્વર નથી. તેને તો પતિજ પરમેશ્વર છે. આ પ્રમાણે કહેતાં કહેતાં તો તેનાં નેત્રામાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં, અને તેણે પોતાની કન્યાને છાતી સાથે લગાવી. ૧–૨ મેના કહેવા લાગી કે, શ્રી બિધાતાએ જગત્‌માં સ્ત્રીને કેમ ઉત્પન્ન કરી? કેમકે તે સદા પરાધીન રહે છે, અને પરાધીનને સ્વપ્નમાં પણ સુખ હોતું નથી. મેના પ્રેમને

१ પદ્મ પુરાણમાં લેખ છે કે–विष्णु रुवाच । त्वज्चरुद्र महाभाग मोहनार्थं सुराद्विषामू । पारवण्डाचरणं धर्म कुरुष्यसुरसत्तम ॥ १ ॥ एवंदेव हितार्थाय वृत्तियेद विगार्हिताम् । विष्णोराज्ञाम्पुरस्कृत्य कुलम्भस्मादि धारणम् । २ बाह्य चिह्न मिदं देवी मोहनार्थं सुराद्विषाम् । अन्तरे हृदयोनित्यं ध्यात्वा देवंजनार्दनम् ॥ ४ ॥

વશ થઇને વિહ્વળ થઈ ગઈ; પણ કુસમય વિચારીને ધીરજ ધારણ કરી. ૩ વારંવાર મળે છે, ચરણમાં[૨] પડે છે, તેનો એવો અત્યુત્તમ પ્રેમ છે કે, કાંઈ કહી શકાતો નથી. પછી સર્વ સ્ત્રીઓને પાર્વતીજી મળીને પુનઃ માતાના હૃદયમાં જઇને લપટાઇગયાં.[૩] ૪

छंद–जननिहिं बहुरि मिलि चली उचित अशीश सबकाहू दई ॥
फिरि फिरि विलोकति मातु तन तब सखीलै शिव पहँ गई ॥
याचक सकल सन्तोषि शंकर उमा सह भवनहिं चले ॥
सब अमर हर्षे सुमन बर्षि निशान नभ बाजहिं भले १६

શ્રી પાર્વતીજી પુનઃ માતાને મળીને ચાલ્યાં, ત્યારે સર્વ કોઇએ શ્રી પાર્વતીજીને ઉચિત્ આશીરવાદ આપ્યો. શ્રી પાર્વતીજી ત્યાંથી સિધાવ્યાં છતાં પણ પાછાં વળી-વળીને માતાને જોઈ રહ્યાં હતાં. અને સર્વ સખીઓ તેને લઈને શ્રી શિવજીની પાસે ગઈ. શ્રી મહાદેવજી સર્વ યાચકોને પુષ્કળ દ્રવ્ય આપી તેઓને પ્રસન્ન કરી, શ્રી-પાર્વતીજીને સાથે લઈ ઘર તરફ પધારયા. ત્યારે સર્વ દેવતાઓ પ્રસન્ન થયા, પુષ્પો-ની વૃષ્ટિ થવા લાગી, અને આકાશમાં સુન્દર વાજાં વાગવા લાગ્યાં. ૧૬

दोहा–चले संग हिमवन्त तब, पहुँचावन अतिहेतु ॥
विविध भांति परितोषकर, विदा कीन्ह वृषकेतु ११२

ત્યારે હિમાચળ મહા પ્યાર પૂર્વક શ્રી મહાદેવજીને વળોટાવવા ચાલ્યા, તે ચા-લતા ચાલતા કેટલેક દૂર આવ્યા, ત્યારે શ્રી સદાશિવજીએ તેને અનેક પ્રકારે પ્રસન્ન કરીને પાછા વિદાય કરયા. ૧૧૨

चौ०–तुरत भवन आयो गिरिराई, सकल शैल सर लिये बुलाई ॥
आदर दान विनय बहु माना, सब कहँ विदा कीन्ह हिमवाना ॥ १ ॥
जबहिं शम्भु कैलासहिआये, सुरसब निज धाम सिधाये ॥
जगत मातु पितु शम्भुभवानी, तेहि शृंगार न कहौं बखानी ॥ २ ॥
करहिं विविध विधि भोग विलासा, गणन समेत बसहिं कैलासा ॥

૨ મેના પુત્રી ભાવથી પાર્વતીજીને ખોળામાં લેતી હતી. અને જગજ્જનની જાણીને ચરણમાં પ-ડતી હતી. ચોપાઇમાં परम શબ્દ છે તે परम એટલે જગત્ માતા જાણવી, જે પ્રમાણે નારદજી કહી ગયા હતા, અને પ્રેમ એટલે પુત્રી જાણવી, એ બન્ને ભાવને કવિ કહે છે કે વરણવી શકાતા નથી.

૩ આ ચોપાઇનો અર્થ ચોપાઇમાં 'पुनि' શબ્દ છે, તેથી આ પ્રમાણે વધારે અનુકૂળ સમન્વય છે; કારણકે, પાર્વતીજીની માતા ધીરજ ધારણ કરીને બેસી ગયેલી છે, તો ચોથી ચોપાઈ શ્રી પાર્વતીજીને લાગુ પડે છે. તે આ પ્રમાણે કે–શ્રી પાર્વતીજી માતાને વારમ્વાર મળે છે. અને ચરણ પકડી પકડીને પ્રણામ કરે છે. તેનો એવો અત્યુત્તમ પ્રેમ છે કે કાંઇ કહી શકાતો નથી. સર્વ સ્ત્રિયોને મળીને ભવાની પુનઃ જઈને માતાના હૃદયમાં લપટાઈ ગયાં. આ અર્થ વાસ્તવિક છે; કેમકે પાર્વતીજીની માતાએ તેને યોગ્ય શિખામણ આપી હતી, તે પછી સાસરે જતી વેળાએ પોતાની માતાને તથા સખીને મળવું એ સ્વાભાવિક છે. ભાષાન્તર કર્તા.

**हर गिरिजा विहार नित नयऊ, इहि विधि विपुल काल चलि गयऊ ॥३॥**
**तब जन्मे षट्वदन कुमारा, तारक असुर समर जिनमारा ॥**
**आगम निगम प्रसिद्ध पुराना, षटमुख जन्म कर्म जगजाना ॥ ४ ॥**

શ્રી સદાશિવજીની પાસેથી હિમાલયે ઘેર આવીને સર્વ પર્વતો તથા તળાવોને બોલાવ્યાં. તેઓનો મહા આદર સત્કાર કરી, અનેક પ્રકારનું દ્રવ્ય આપી, મહા વિનયપૂર્વક તેઓનું સન્માન કરી હિમાચળે સર્વને વિદાય કરયા. ૧ જ્યારે શ્રી મહાદેવજી કૈલાસ પધારયા, ત્યારે દેવતાઓ પોતપોતાના ધામમાં ગયા. શ્રી મહાદેવજી અને શ્રીપાર્વતીજીની જે શૃંગારની કથા છે, તે હું વર્ણન કરી શકતો નથી; કેમકે તે જગતનાં માતા પિતા છે, માટે તેના શૃંગારની કથા વર્ણવવી એ અયોગ્ય છે. ૨ તે બન્ને નાનાપ્રકારના ભોગ વિલાસ કરે છે, અને ગણો સહિત કૈલાસમાં વસે છે. શ્રી મહાદેવજી અને શ્રી પાર્વતીજીનો વિહાર નિત્ય નવીન થવા લાગ્યો. એ પ્રમાણે ઘણો સમય વ્યતીત થઈ ગયો. ૩ ત્યારે છમુખવાળા કુમાર એટલે શ્રી સ્વામી કાર્ત્તિકે જન્મ લીધો. કે જેણે તારક નામના દૈત્યને યુદ્ધમાં મારયો. શ્રી સ્વામી કાર્ત્તકના જન્મ કર્મની કથા વેદ, શાસ્ત્ર તથા પુરાણોમાં પ્રસિદ્ધછે, તેથીતેના જન્મ કર્મને સર્વ જગત જાણેછે.૪

**छंद–जगजान षटमुख जन्म कर्म प्रताप पुरुषारथ महा ॥**
**तेहि हेतु मैं वृषकेतु सुतकर चरित संक्षेपहि कहा ॥**
**यह उमा शम्भु विवाह जे नर नारि सुनहिं जे गावहीं ॥**
**कल्याण काज विवाह मंगल सर्वदा सुख पावहीं ॥ १७ ॥**

શ્રી સ્વામી કાર્ત્તિકનો જન્મ તથા તેનાં કર્મ, પ્રતાપ અને મહાન્ પુરૂષાર્થ જગત્ જાણે છે; એ માટે તેમનું ચરિત્ર મેં સંક્ષેપથી કહ્યું છે. શ્રી મહાદેવજી અને શ્રીપાર્વતીજીના આ વિવાહનું ચરિત્ર જે નરનારી ગાયછે, અને કહેછે, તે મનુષ્ય પ્રત્યેક્ કલ્યાણના કાર્યમાં, વિવાહ સમયે વા મંત્ર કાર્યમાં નિરન્તર સુખ પામે છે.[1] ૧૭

**दोहा–चरित सिन्धु गिरिजा रमण, वेद न पावहीं पार ॥**
**बरणै तुलसीदास किमि, अति मतिमन्द गँवार ॥ ११३ ॥**

શ્રી ગિરિજા રમણ શ્રી સદાશિવજીના ચરિત્રરૂપ સમુદ્રનો જ્યારે વેદ પણ પાર પામી શકતા નથી; અર્થાત્ કહી શકતા નથી, તો અતિ મન્દબુદ્ધિ, અને ગમાર હું તુલસીદાસ તો તેનું વર્ણન કરીને શી રીતે પાર પામું. ? ૧૧૩.

**चौ०–शम्भु चरित सुनि सरस सुहावा, भरद्वाज मुनि अति सुख पावा ॥**
**बहु लालसा कथा पर बाढी, नयन नीर रोमावलि ठाढी ॥ १ ॥**
**प्रेम विवस मुख आवनवानी, दशा देखि हरषे मुनि ज्ञानी ॥**

૧ આ છન્દોની એક રૂઢી શ્રી શિવજીના વિવાહ મહોત્સવમાં કહેવામાં આવી હતી.

अहो धन्य तव जन्म मुनीशा, तुमहिं प्राणसम प्रिय गौरीशा ॥ २ ॥
शिवपदकमल जिनहिं रतिनाहीं, रामहिं ते स्वप्नेहुँ न सुहाहीं ॥
बिनु छल विश्वनाथ पद नेहु, राम भक्त कर लक्षण येहू ॥ ३ ॥

शिव सम को रघुपति व्रतधारी, बिनु अघ तजी सती असनारी ॥
प्रण करि रघुपति भक्ति दृढाई, को शिवसम रामहिं प्रिय भाई ॥ ४ ॥

આવું સ્વાભાવિક્ શોભાયમાન્ શ્રી શિવજીનું ચરિત્ર સાંભળીને ભરદ્વાજમુનિને મહા આનન્દ થયો. અને કથા શ્રવણ કરવાની મનમાં અત્યન્ત લાલસા વૃદ્ધિ પામવાથી નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં, અને શરીરમાં રોમાવળી ઉભી થઈ ગઇ. ૧ અને એવા પ્રેમવશ થઈ ગયા કે, મોહોડાથી બોલી શકાતું ન હતું. આવી ભરદ્વાજમુનિની દશા નિરખી જ્ઞાની મુનિ યાજ્ઞવલ્કયજી મહાહર્ષ પામ્યા. અને બોલ્યા કે, હે ભરદ્વાજ મુનીશ્વર! તમારો જન્મ ધન્ય છે: કેમકે તમને ગૌરીપતિ પ્રાણ સમાન પ્યારા છે. ૨ જેની શ્રી સદાશિવજીના ચરણકમળોમાં પ્રીતિ નથી, તે શ્રી રામચન્દ્રજીને સ્વપ્નમાં પણ પ્રિય લાગતો નથી. નિષ્કપટ વિશ્વેશ્વર શ્રી સદાશિવજીના ચરણોમાં જે સ્નેહ રાખવો, એ રામભક્તનાં લક્ષણ છે.[1] ૩ શ્રી મહાદેવજીના સમાન શ્રી રામચન્દ્રજીનું વ્રત ધારણ કરનાર અર્થાત્ ભક્ત એવો બીજો કોણ છે? કે જેણે પરીક્ષા નિમિત્ત સીતાનું રૂપ ધરવાથીજ વિના[2] અપરાધે સતી સમાન સ્ત્રીનો ત્યાગ કરી દીધો, અને પ્રણ કરીને રામ ભક્તિને દૃઢ કરી, એવા ભક્ત શિરોમણિ શ્રી સદાશિવજીના સમાન શ્રી રામચન્દ્રજીને પ્રિય કોણ[3] છે? ૪

दोहा—प्रथम कहेउँ मैं शिवचरित, बूझा मर्म्म तुम्हार ॥
शुचि सेवक तुम रामके, रहित समस्त विकार ॥ ११४ ॥

મેં પ્રથમજ શિવ ચરિત્ર કહીને તમારો મર્મ જાણી લીધો છે કે, તમને ભગવત્ ભાગવત બન્નેની ભક્તિ છે, વા કેવળ ભગવદ્ ભક્તિ જ છે. તે હવે મેં જાણી

---

૧ કેમકે ભાગવતો પર પ્રેમ કરવો, એજ ભાગવતોનાં મુખ્ય લક્ષણ છે. વારાહ પુરાણમાં કહ્યું છે કે—आराधनानां सर्वेषां विष्णो राराधनं परम् । तस्मात्परतरं देवी तदीयाराधनं स्मृतम् ॥ અર્થાત્ સર્વના આરાધન કરતાં વિષ્ણુનું આરાધન ઉત્તમ છે. તેનાથી ઉત્તમ ભાગવતોનું આરાધન કહેલ છે.

૨ સતીજીએ શ્રી સીતાજીનું સ્વરૂપ ધારણ કર્યું, અને શ્રી સદાશિવજી પાસે અસત્ય બોલ્યાં છતાં ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ । विनुअघ એ પદ એ માટે કહ્યું છે કે, અઘરહિત એવું વિશેષણ શ્રી સદાશિવજીનું છે; અર્થાત્ શ્રી સદાશિવજી નિષ્પાપ છે. અથવા અઘરહિત એ વ્રતનું વિશેષણ છે; અર્થાત્ અઘરહિત શ્રી રામચન્દ્રજીની પરમ ભક્તિને ધારણ કરી. અથવા અહિં અઘ શબ્દ અપરાધ વા પાપ સૂચક નથી, પણ દુઃખ વાચક છે; અર્થાત્ શ્રી સદાશિવજીને શ્રી સતીજીના ત્યાગથી કાંઇ દુઃખ થયું નહિ. એ માટે વિનુઅઘ કહેલ છે.

૩ ભાગવતમાં કહ્યું છે કે—निम्नगानां यथागंगा देवानामच्युतो यथा । वैष्णवानां यथा शम्भुः पुराणानामि दन्तथा ॥ १ ॥

લીધું. તમે નિષ્કપટ[1] પરમપાવન નિસ્સન્દેહ શ્રી રામ ભક્ત છે. ૧૧૪

**चौ०—मैं जाना तुम्हार गुण शीला, कहौं सुनहु अब रघुपति लीला ॥**
**सुनु मुनि आजु समागम तोरे, कहि न जाइ जससुख मन मोरे ॥ १ ॥**
**रामचरित अति अमित मुनीशा, कहि न सकहिं शत कोटि अहीशा॥**
**तदपि यथा श्रुति कहौं बखानी, सुमिरि गिरापति प्रभु धनु पानी ॥ २ ॥**
**शारद दारु नारि सम स्वामी, राम सूत्रधर अन्तर्यामी ॥**
**जेहिपर कृपा करहिं जग जानी, कबि उर आजिर नचावहिं बानी॥ ३ ॥**
**प्रणवहुँ सोइ कृपालु रघुनाथा, वरणौं विशद जासु गुणगाथा ॥**
**परमरम्य गिरिवर कैलास, सदा जहां शिव उमा निवासू ॥ ४ ॥**

મેં તમારા ગુણ, શીલ સકળ જાણી લીધા. હવે હું શ્રી રામ ચરિત્ર તમને કહું છું, તે સાવધાન મનથી સાંભળો. હે ભરદ્વાજ! તમારા સમાગમથી આજ જે મને આનન્દ થયો છે, તે કહી શકાતો નથી. ૧ હે મુનીશ્વર! શ્રી રામચન્દ્રજીનાં ચરિત્ર તો અત્યન્ત અપાર છે. તેને તો સો કરોડ શેષજી પણ પોતાનાં દીર્ઘ આયુષ્યમાં પણ કહી શકતા નથી. તો તે કહેવામાં મારૂં શું સામર્થ્ય છે? તોપણ જેવું કાંઈ મેં સાંભળ્યું છે, તે પ્રમાણે હું તમને વાણીપતિ, વાચસ્પતિ, વાગીશ, શાર્ઙ્ગપાણી શ્રી-રામચન્દ્રજીનું સ્મરણ કરીને કહું છું. ૨ કેમકે સરસ્વતી તો પરતન્ત્ર કાષ્ઠની પુતળીના સમાન છે. તેના સ્વામી શ્રી રામચન્દ્રજી અન્તર્યામી સૂત્રધાર છે. જેને પોતાના ભક્ત જાણીને જેના ઉપર કૃપા કરે છે, તેને કવી બનાવીને તેના હૃદયરૂપ આંગણામાં વાણી રૂપ કાષ્ઠ પુતળીને નચાવે છે, અર્થાત્ જેના ઉપર પ્રભુની કૃપા થાય છે, તેજ કવિ થઈ જાય છે, અને તેના હૃદયમાં સરસ્વતી વિરાજે છે. ૩ તે સ્વતંત્ર કૃપાળુ શ્રી-રઘુનાથ સ્વામીને પ્રણામ કરૂં છું, અને તેનાં ઉજ્જવળ ચરિત્રોનું વર્ણન કરૂં છું. મહા-રમણીય પર્વતોત્તમ કૈલાસ નામનો પર્વત કે જ્યાં સદૈવ પાર્વતીજી સહ શ્રી શિવ-જીનો નિવાસ છે. ૪

**दोहा—सिद्ध तपोधन योगिजन, सुर किन्नर मुनिवृन्द ॥**
**बसहिं तहां सुकृती सकल, सेवहिं शिव सुखकन्द ॥ ११५ ॥**

તે કૈલાસમાં સિદ્ધ, તપસ્વી અને યોગીજન, દેવ, કિન્નર અને મુનીશ્વરોનાં સમૂહ પોતાનાં પુણ્યોનાં ફળથી ત્યાં નિવાસ કરે છે, અને આનન્દ મૂળ શ્રી શિવજીનું સેવન[2] કરે છે. ૧૧૫

---

૧ रहित समस्त विकार એ પદથી શ્રી શંકર અને શ્રી રઘુનાથજી એ બન્નેમાં ભેદ વિકારથી રહિત છો.

૨ સુખનાજળને વરસાવવા વાળા વાદળ અર્થાત્ શિવજીને સેવી રહ્યા છે કે, કોઈ દિવસ શ્રી રામ-યશરૂપી જળને વરસાવશે.

चौ०—हरि हर विमुख धर्मरत नाहीं, ते नर तहां न स्वप्नेहुँ जाहीं ॥
तेहि गिरिपर वट विटप विशाला, नित नूतन सुन्दर सब काला ॥ १ ॥
त्रिविध समीर सुशीतल छाया, शिव विश्राम विटप श्रुति गाया ॥
एक बार तेहि तर प्रभु गयऊ, तरु विलोकि उर अतिसुख भयऊ ॥ २ ॥
निज कर डासि नाग रिपुछाला, बैठे सहजहिं शम्भु कृपाला ॥
कुन्द इन्दु दर गौर शरीरा, भुज प्रलम्ब परिधन मुनिचीरा ॥ ३ ॥
तरुण अरुण अंबुजसम चरणा, नखद्युति भक्तहृदयतमहरणा ॥
भुजंग भूति भूषण त्रिपुरारी, आनन शरद चन्द्र छबिहारी ॥ ४ ॥

જે મન્દબુદ્ધિ હરિ ભગવાન્થી વિમુખ અને શ્રી શિવજીથી પણ વિમુખછે, અને જેની ધર્મમાં પ્રીતિ નથી, તેવાઓ તે પર્વત ઉપર સ્વપ્નમાં પણ જતા નથી. તે પર્વતના ઉપર અતિ વિશાળ એક વડનું દિવ્ય વૃક્ષ છે કે, જે સર્વ કાળમાં સુન્દર અને નિત્ય નવીનજ રહે છે. ૧ જેની નીચે શીતળ, સુગન્ધ અને મન્દ પવન ચાલી રહ્યા છે. અને અતિ શીતળ છાયા છે, તે શ્રી શિવજીનું વિશ્રામ વૃક્ષ છે. વેદોમાં વિખ્યાત છે. એકવાર શ્રી સદાશિવજી તેની નીચે ગયા, અને તે વૃક્ષને જોઇને મનમાં અતિ આનન્દ પામ્યા. ૨ પોતાનાજ હાથથી વ્યાઘ્રાંબર બિછાવીને સ્વાભાવિક્ પ્રસન્નતાથી કૃપાળુ શ્રી સદાશિવજી બેઠા. જેવું કોમળ ઉજ્જવળ મોગરાનું સુન્દર પુષ્પ અને જેવો પ્રકાશિત શીતળ ચન્દ્રમા તથા જેવો અતિ સુન્દર શ્વેત શંખ તેવુંજ છે સુન્દર ગૌર શરીર જેનું અને જટાઓનો મનોહર મુકુટ ધારણ કરેલ છે, અને મુનિ લોકોનાં ચીર, વલકૃળ વસ્ત્ર જેણે પહેરયાં છે. ૩ નવીન અતિ પ્રફુલ્લિત અરૂણ કમળના સમાન કોમળ ચરણ છે, જેના નખોની કાન્તિ પોતાના ભક્તોના હૃદયાન્ધકારને[3] હરે છે, અને ત્રિપુરાસુરના શત્રુ શ્રી સદાશિવજી કે જેનું સાપ અને વિભૂતિજ વિભૂષણ છે, અને સુન્દર મુખ શરદ્ ચન્દ્રની કાન્તિનું હરણ કરે છે. ૪

दोहा—जटा मुकुट सुरसरित शिर, लोचन नलिन विशाल ॥
नीलकंठ लावण्यनिधि, सोह बाल विधु भाल ॥ ११६ ॥

જટા રૂપી મુકુટમાં શ્રી ગંગાજી વિરાજે છે, અને સુન્દર કમળના સમાન અતિ વિશાળ નેત્ર છે. નીલ જેનો કન્ઠ લાવણ્યનો નિધિ છે, અને બાલચન્દ્ર જેના લલાટપર બિરાજે છે.[4] ૧૧૬.

૩ શ્રી પાર્વતીજીના -હૃદયના મોહાન્ધકારને હરવાવાળા.

૪ શ્રી સદાશિવજીને લાવણ્ય નિધિ અર્થાત્ શોભાના સમુદ્ર કહ્યા તો સમુદ્રમાં તો અનેક રત્ન થાય છે, તો શ્રી સદાશિવજીની જટામાં ગંગા, કંઠમાં વિષ, અને લલાટમાં ચન્દ્ર, ચન્દ્રમાં અમૃત, અને કમળ સમાન લોચન છે, અને જેમ સમુદ્રમાં શેષજી તથા લક્ષ્મીજી છે, તેમ શ્રી શંકરમાં ભુજંગ અને વિભુતિ છે.

चौ०—बैठे सोइ कामरिपु कैसे, धरे शरीर शान्तरस जैसे ॥
पार्व्वती भल अवसर जानी, गई शम्भु पहँ मातु भवानी ॥ १ ॥
जानि प्रिया आदर अतिकीन्हा, बाम भाग आसन हर दीन्हा ॥
बैठीं शिव समीप हरषाई, पूरब जन्म कथा चित आई ॥ २ ॥
पति हिय हेतु अधिक अनुमानी; बिहँसि उमा बोलीं प्रिय बानी ॥
कथा जो सकल लोक हितकारी, सोइ पूंछन चहै शैलकुमारी ॥ ३ ॥
विश्वनाथ ममनाथ पुरारी, त्रिभुवन महिमा विदित तुम्हारी ॥
चर अरु अचर नाग नर देवा, सकल करहिं पद पंकज सेवा ॥ ४ ॥

આ પ્રકારે શાન્ત પદ્માસનસ્થ કામ, ક્રોધ, લોભ અને મોહનો નાશ કર્ત્તા શ્રી સદાશિવજી મહારાજ બેઠેલા કેવા શોભે છે કે, જાણે મૂર્ત્તિવન્ત શાન્તરસજ છે. જ્યારે આ પ્રમાણે પ્રસન્ન ચિત્ત પોતાના પતિ શ્રી શિવજીને એકાન્તમાં બેઠેલા જોયા, ત્યારે મહાઉત્તમ, સુન્દર અવકાશનો સમય જાણીને માતા શ્રી પાર્વતીજી તેમની પાસે ગયાં. ૧ શ્રી સદાશિવજીએ પોતાની પ્રિયા અર્દ્ધાંગનાને આવેલ જોઇને મહા સન્માનથી સ્વાગત કરી અને પોતાના ડાબા ભાગમાં તેમને બેસવાને આસન[1] આપ્યું. પતિની આજ્ઞાનુસાર શ્રી શિવજીના વામભાગમાં પ્રસન્ન થઇને જેવાં શ્રી પાર્વતીજી બેઠાં[2] કે તુરતજ પૂર્વ જન્મની કથાનું સ્મરણ થઇ આવ્યું. ૨ પતિના હૃદયનો પ્રેમ પોતાના ઉપર અધિક જાણીને મન્દહાસ્ય સહ અતિ વિનીત કોમળ વાણી શ્રી પાર્વતીજી બોલ્યાં. જે કથા સકળ લોકનું કલ્યાણ કરનારી છે, તે કથા મહા નમ્રતા પૂર્વક પૂછવા ઇચ્છતાં શ્રી પાર્વતીજી બોલ્યાં. ૩ હે વિશ્વનાથ ! હે મારા પ્રાણપતિ ! ! હે ત્રિપુરારી ! ! ! આપનો મહિમા વિશ્વ વિખ્યાત છે, અને ચરાચરજીવ, નાગ, મનુષ્ય અને દેવતા અર્થાત્ ત્રૈલોકયવાસી સર્વ આપના ચરણ કમળોનું સેવન કરે છે. ૪

दोहा—प्रभु समर्थ सर्वज्ञ शिव, सकल कला गुणधाम ॥
योग ज्ञान वैराग्य निधि, प्रणत कल्पतरु नाम ॥ ११७ ॥

હે પ્રભુ ! આપ સર્વ પ્રકારે સમર્થ છો, સર્વજ્ઞ છો, કલ્યાણરૂપ છો. સકળ કળા અને ગુણના ધામ છો. યોગ, જ્ઞાન અને વૈરાગ્યના નિધાન છો, અને પ્રણત કલ્પવૃક્ષ આપનું નામ છે; અર્થાત્ આપનું નામ શરણાગત પુરૂષોને માટે કલ્પવૃક્ષના સમાન સર્વ કામના પૂર્ણ કરવાવાળું છે. ૧૧૭

---

૧ आसन हर दीन्हा હર શબ્દ શ્લેષ અર્થાત્ શંકરે આપ્યું, જે આસન હરી લીધું હતું તે આપ્યું.
૨ શ્રી શિવજીએ અનુમાનથી વિચાર્યું કે, આનું ચિત્ત શ્રી રઘુનાથજીના ધ્યાન ઉપર છે, વા ચરિત્ર ઉપર છે.
૩ સકળ વિદ્યા શ્રી સદાશિવજીથી પ્રકટ થઇ છે.

चौ०–जो मोपर प्रसन्न सुखराशी, जानिय सत्य मोहिं निज दासी ॥
तौ प्रभु हरहु मोर अज्ञाना, कहि रघुनाथ कथा विधि नाना ॥ १ ॥
जासु भवन सुरतरू तरहोई, सहकि दरिद्र जनित दुख सोई ॥
शशि भूषण अस हृदय विचारी, हरहु नाथ ममगति भ्रम भारी ॥ २ ॥
प्रभु जे मुनि परमारथवादी, कहहिं राम कहँ ब्रह्म अनादी ॥
शेष शारदा वेद पुराना, सकल करहिं रघुपति गुणगाना ॥ ३ ॥
तुम पुनि राम नाम दिनराती, सादर जपहु अनंग अराती ॥
राम सो अवध नृपति सुतसोइ, की अज अगुण अलखगति कोई ॥ ४ ॥

હે આનન્દ નિધાન સ્વામી! જો આપ મારા ઉપર પ્રસન્ન છો, 'અને તનથી, મનથી તથા વચનથી મને આપની સત્ય દાસી જાણો છો, તો હે પ્રભુ! મારામાં જે અજ્ઞાન છે, તેને અનેક પ્રકારે શ્રી રામચન્દ્રજીની કથા કહીને નાશ કરો. ૧ કેમકે જેનું ઘર કલ્પવૃક્ષની નીચે હોય, તે દારિદ્ર જનિત દુઃખ ને સહન કરી શકે ? હે ચન્દ્રભૂષણ[૪] સ્વામી! આ પ્રમાણે હૃદયમાં વિચાર કરીને મારી બુદ્ધિના મહાભારી સન્દેહને દૂર કરો. હે નાથ! જે પરમાર્થવાદી એટલે શુક, વાલ્મીકિ અને પરાશરાદિ મુનિ, અને શેષ, સરસ્વતી, વેદ અને પુરાણ એ સર્વ શ્રી રામને અનાદિ બ્રહ્મ કહે-છે, અને સદા શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદનું ગાયન કરયા કરે છે. ૩ અને હે કામ-રિપુ! આપ પણ અહર્નિશ આદરપૂર્વક શ્રી રામનામનો જપ કરો છો. તે રામ અયોધ્યાધિપતિ રાજા દશરથના પુત્ર છે? કે અજન્મા, ત્રિગુણાત્પર, અને અલક્ષગતિ કોઈ અન્યજ ઈશ્વિર છે. ૪

दोहा–जो नृपतनय तो ब्रह्म किमि, नारि विरह मति भोरि ॥
देखि चरित महिमा सुनत, भ्रमित बुद्धि अति मोरी ११८

જો રાજા દશરથનાજ પુત્ર રામ છે, તો બ્રહ્મ શી રીતે થઈ શકે? અને જો તેને બ્રહ્મ માનવામાં આવે તો, જેમ સૂર્યમાં અન્ધકારનો સંભવ નથી, તેમ વિશુદ્ધ વિજ્ઞાન ઘન સ્વરૂપ બ્રહ્મમાં અજ્ઞાન અસંભવ છે. તો સ્રીના વિયોગમાં તેની બુદ્ધિને ભ્રમ શી રીતે થાય? તેનાં ચરિત્રો જોઇને અને તેના મહિમાને સાંભળીને મારી બુદ્ધિને મહા ભ્રમ થાય+ છે. ૧૧૮

चौ०–जो अनीह व्यापक विभु कोऊ, कहहु बुझाइ नाथ मोहिं सोऊ ॥

૪ શ્રી પાર્વતીજીને મતિ ભ્રમનો તાપ છે, તેને શાન્ત કરવાને માટે શશિભૂષણ કહેલ છે; કેમકે ચન્દ્રમા શીતતા કરે છે.

+ જો શ્રી રામચન્દ્રજી રાજાના પુત્ર છે. તો બ્રહ્મ શી રીતે છે? અને નારિના વિરહથી તેની બુદ્ધિ કેમ વિહ્વળ થઇ ગઈ. મેં તેનું આવું ચરિત્ર જોયું છે, અને તેનો મહિમા તો આપ અને શેષાદિકથી એવો સાંભળું છું કે, મારી બુદ્ધિ અતિ ભ્રમિત થઈ જાય છે.

अस जानि रिसि जनि उरधरहु, जेहिविधि मोह मिटै सोइ करहू ॥ १ ॥
मैं बन दीख राम प्रभुताई, अतिभय विकल न तुमहिं सुनाई ॥
तदपि मलिन मन बोध न आवा, सो फल भलीभांति मैं पावा ॥ २ ॥
अजहूं कछु संशय मन मोरे, करहु कृपा विनवउँ करजोरे ॥
प्रभु तब मोहिं बहु भांति प्रबोधा, नाथ सो समुझि करहु जनिक्रोधा ॥ ३ ॥
तब कर अस विमोहमोहिं नाहीं, राम कथा पर रुचि मन माहीं ॥
कहहु पुनीत रामगुण गाथा, भुजगराज भूषण सुरनाथा ॥ ४ ॥

અને જે ચેષ્ટારહિત, વિશ્વવ્યાપક બ્રહ્મ, દશરથ પુત્રથી ભિન્ન વિભુરામ કોઈ અન્ય છે? હે નાથ! મારા સન્દેહના નિવારણ નિમિત્ત તે પણ કહો. મને અજ્ઞાનિ જાણીને આપ મનમાં જરાપણ ક્રોધ લાવશો નહિ, અને જે પ્રકારે મારૂં અજ્ઞાન મટે તે ઉપાય કરો. ૧ કેમકે મેં મારા પૂર્વ જન્મમાં વનને વિષે શ્રી રામની પ્રભુતા જોઈ હતી; પરન્તુ આપના ભયથી વિહ્વળ થવાને લીધે આપને સંભળાવી નહિ; તોપણ મારા મલીન મનમાં બોધ ન થયો, તેનું ફળ મેં સારી રીતે ભોગવ્યું. ૨ હજી પણ તેનો જરા જરા સંશય મારા મનમાં છે; માટે આપ કૃપા કરીને નિવારણ કરો. હું હાથ જોડીને આપની વિનતિ કરૂં છું. હે નાથ! તે સમય આપે મને બહુ પ્રકારે સમજાવી હતી, તે વાર્ત્તાનું સ્મરણ કરીને મારા ઉપર ક્રોધ કરશો નહિ. ૩ કેમકે તે સમય સમાન અસાધ્ય અજ્ઞાન હવે મારામાં નથી. હવે મારા મનમાં શ્રીરામચન્દ્રજીની કથા ઉપર મહા રૂચી છે. માટે હે ભુજંગરાજ ભૂષણ! દેવેશ્વર સ્વામી! પરમપાવન શ્રી રામચન્દ્રજીના ગુણોની કથા મને કહો. ૪

दोहा—वन्दौं पद धरि धरणि शिर, विनय करौं कर जोरि ॥
वर्णहु रघुवर विशद यश, श्रुति सिद्धांत निचोरि ॥ ११९ ॥

હું પૃથિવી ઉપર મસ્તક રાખીને આપના ચરણકમળોનું વન્દન કરૂં છું, અને હાથ જોડી વિનતિ કરૂં છું કે, આપ શ્રી રઘુનાથજીનાં ઉજ્જવળ ચરિત્ર વેદોના સિદ્ધાન્તનો સારાંશ, મારા મહામોહના નિવારણાર્થ વર્ણન કરો. ૧૧૯

चौ०—यदपि योषिता अन अधिकारी, दासी मन क्रम वचन तुम्हारी ॥
गूढौ तत्त्व न साधु दुरावहिं, आरत अधिकारी जहँ पावहिं ॥ १ ॥
अति आरत पूंछौं सुरराया, रघुपति कथा कहहु करि दाया ॥
प्रथम सो कारण कहहु बिचारी, निर्गुण ब्रह्म सगुण वपुधारी ॥ २ ॥
पुनि प्रभु कहहु राम अवतारा, बाल चरित पुनि कहहु उदारा ॥
कहहु यथा जानकी विवाहा, राज्य तजा सो दूषण काहा ॥ ३ ॥
बन बसि कीन्हेउ चरित अपारा, कहहु नाथ जिमि रावणमारा ॥

राज्य बैठि कीन्ही बहु लीला, सकल कहहु शंकर सुखशीला ॥ ४ ॥

જો કે હું સ્ત્રી છું. એ માટે એ વાતની અધિકારિણી[1] નથી; તો પણ હે પ્રભુ! મન, કર્મ અને વચનથી આપની દાસી જે હું તેને તો કહેવીજ પડશે; કેમકે સત્પુરૂષોનો એ સ્વભાવ છે કે, જ્યારે તેઓને આર્ત અધિકારી મળેછે, ત્યારે તેઓ મહાગૂઢ તત્ત્વને પણ ગુપ્ત રાખતા નથી. ૧ હે સુરરાજ! હું અધિકારી તો નથી; પરન્તુ અત્યન્ત આર્ત્ત થઇને પૂછુંછું, માટે કૃપા કરીને મને શ્રી રામચન્દ્રજીની કથા કહો. પ્રથમ તો વિચારીને મને એ કારણ કહો કે, નિર્ગુણ બ્રહ્મે સગુણ સ્વરૂપ કેમ ધારણ કરયું? ૨ પછી હે પ્રભુ! શ્રી રામચન્દ્રજીના અવતારની કથા કહો. પછી તેનાં ઉદાર બાળ ચરિત્ર કહો. ત્યારપછી જે પ્રમાણે શ્રી સીતાજીને પરણ્યા, તે વિસ્તાર પૂર્વક વર્ણન કરો. અને પિતાના અભિમત જે યુવરાજ્ય તેનો ત્યાગ કરયો, તેમાં શું દૂષણ હતું? તે કહો. ૩ પછી વનમાં વાસ કરીને જે અપાર[2] ચરિત્ર કરયાં તે કહો, અને તે ઉપરાન્ત જે પ્રમાણે લંકેશ્વર રાવણને શી રીતે મારયો તે વિસ્તાર સહ વર્ણન કરો. અને રાજ્યગાદી ઉપર બેસીને જે અનેક લીલા કરી તે હે[3] શુભશીલ શંકર સ્વામી! સકળ મને કહો. ૪

दोहा—बहुरि कहहु करुणा यतन, कीन्ह जो अचरज राम ॥
प्रजा सहित रघुवंश मणि, किमि गवने निजधाम १२०

હે કરૂણા નિધાન! શ્રી રામચન્દ્રજીએ જે જે આશ્ચર્યકારી કામ કરેલ છે, તે સર્વ મને કહો. અને રાજ કરયા પછી સકળ પ્રજા સહ શ્રી રઘુનાથજી નિજધામમાં શી રીતે પધારયા, તે પણ કહો. ૧૨૦

चौ०—प्रभु कहहु सो तत्त्व वखानी, जेहि विज्ञान मगन मुनि ज्ञानी ॥
भक्ति ज्ञान विज्ञान विरागा, पुनि सब वरणवुं सहित विभागा ॥ १ ॥
औरौ राम रहस्य अनेका, कहहु नाथ अति विमल विवेका ॥
जो प्रभु मैं पूँछा नहिं होई, सोउ दयालु राखहु जनि गोई ॥ २ ॥
तुम त्रिभुवन गुरु वेद वखाना, आन जीव पामर का जाना ॥
प्रश्न उमाके सहज सुहाये, छल विहीन सुनि शिव मनभाये ॥ ३ ॥
हर हिय रामचरित सब आये, प्रेम पुलकि लोचन जल छाये ॥
श्रीरघुनाथ रूप उर आवा, परमानन्द अमित सुखपावा ॥ ४ ॥

હે પ્રભુ! પછી મને એ તત્વનું વર્ણન કરીને કહો કે, જે તત્ત્વજ્ઞાનમાં જ્ઞાનીમુનિ

---

૧ સ્ત્રીઓને વેદ સિદ્ધાન્ત સાંભળવાનો અધિકાર નથી; પરન્તુ હું તો આપની દાસી મન, વચન અને કર્મથી છું, તેથી અધિકારી છું.

૨ જે ચરિત્રને જોઈ પૂર્વ જન્મમાં પાર્વતીજીને ભ્રમ થયો હતો, તે અપાર ચરિત્ર.

૩ શુભશીલા એટલે સુન્દર છે ભાવના જેની, એ લીલા અને શંકરનું વિશેષણ છે.

સદા તલ્લીન રહેછે. પછી જ્ઞાન, વિજ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય તે સર્વ પૃથક્ પૃથક્ વિભાગ સહિત વર્ણન કરીને કહો. ૧ હે નાથ ! અન્ય પણ જે શ્રીરામચન્દ્રજીનાં અનેક રહસ્યછે,* તે સર્વ મને કહો, કે જેથી અત્યન્ત નિર્મળ જ્ઞાન થઈ જાય. હે પ્રભુ ! અન્ય પણ જે કાંઈ મારા પૂછવામાં બાકી રહી ગયું હોય; અર્થાત્ મેં જે આપને પૂછ્યું ન હોય; તે પણ હે દયાળુ ! કૃપા કરીને કહેજો. ગુપ્ત રાખશો નહિ. ૨ એ વાત વેદ પણ કહે છે કે, આપ ત્રૈલોકયના ગુરૂછો. આપ વગર અન્ય પામર તુચ્છ જીવ આ વાતને શું જાણે ? શ્રીપાર્વતીજીનાં આવાં સ્વાભાવિક્ શોભાયમાન્ નિષ્કપટ પ્રશ્નો સાંભળીને શ્રીશિવજીના મનને બહુ સારૂં લાગ્યું. ૩ શ્રીસદાશિવજીના હૃદયમાં શ્રીરામચન્દ્રજીનાં સકળ ચરિત્રનું સ્મરણ થઈ આવ્યું. પ્રેમથી શરીર રોમાંચિત્ થઈ ગયું. નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. અને શ્રી શિવજીના હૃદયમાં શ્રીરામચન્દ્રજીનું સ્વરૂપ આવ્યું; જેથી પરમાનન્દ અને અપ્રમાણ સુખ પામ્યા. ૪

**दोहा—मग्न ध्यान रस दण्ड युग, पुनि मन बाहर कीन्ह ॥**
**रघुपति चरित महेश तब, हर्षित वरणै लीन्ह ॥ १२१ ॥**

બે ઘડી પર્યન્ત તો શ્રીસદાશિવજી ધ્યાનમાં મગ્ન રહ્યા, પછી મનને બાહાર કર્યું, અને આનંદિત થઈને શ્રીરામચન્દ્રજીનાં ચરિત્ર વર્ણવવા લાગ્યા. ૧૨૧

**चौ०—झूंठौ सत्य जाहि बिनु जाने, जिमि भुजंग बिनु रजु पहिंचाने ॥**
**जेहि जाने जग जाइ हिराई, जागे यथा स्वप्न भ्रम जाई ॥ १ ॥**
**वंदौं बालरूप सोइ रामू, सब विधि सुलभ जपत जेहि नामू ॥**
**मंगल भवन अमंगल हारी, द्रवौ सो दशरथ अजिर बिहारी ॥ २ ॥**
**करि प्रणाम रामहिं त्रिपुरारी, हर्षि सुधा सम गिरा उचारी ॥**
**धन्य धन्य गिरिराज कुमारी, तुम समान नहिं कोउ उपकारी ॥ ३ ॥**
**पूछेहु रघुपति कथा प्रसंगा, सकल लोक जग पावनि गंगा ॥**
**तुम रघुवीर चरणअनुरागी, कीन्हेउ प्रश्न जगत हित लागी ॥ ४ ॥**

( પ્રથમ ભગવચ્ચરિત્રના મંગળાચરણમાં પાર્વતીજીના સમસ્ત સન્દેહને નિવારણ કરતા, પોતાના ઇષ્ટદેવ બાળરૂપ શ્રીરામચન્દ્રજીને પ્રણામ કરે છે. ) જે મંગળમૂર્ત્તિ મારા સ્વામી કે જેને જાણ્યા વગર અસત્યમાં પણ સત્યનો આભાસ થઈ જાય છે, જેમ રજ્જુમાં સર્પનો ભ્રમ વગર જાણ્યે થાય[1] છે, અર્થાત્ જ્યાં સુધી આ જીવ મારા સ્વામીને જાણતો નથી ત્યાં સુધી આ સંસાર તેને બન્ધન છે.[2] અને જ્યારે

* અન્ય પણ રામ રહસ્ય અર્થાત્ ગુપ્ત લીલા કે જેને રામ જાણે છે. વા જેને તે જણાવે. તે જાણે કેમકે यथा लक्ष्मण हु यह भेदेन जाना, जा कछु चरित कीन्ह भगवाना ઇત્યાદિ રહસ્ય.

૧ એ પાર્વતીજીની સમીપ છે.

૨ ભાગવતમાં કહ્યું છે કે–तावद्रागादयस्सते नास्तायत्कारा गृहं गृहं । तावन्मोहांघ्रिनिगडं यावत्कृष्णनतेजनाः ॥ १ ॥

મારા સ્વામીનો વૈભવ જાણી લે છે, ત્યારે તો આ સંસારસાગર તેને મૃગતૃષ્ણાના જળ સમાન થઈ જાય છે, જેમ જાગવાથી સ્વપ્નનો ભ્રમ જાતો રહે છે. ૧ તે મારા સ્વામી બાળરૂપ શ્રીરામચન્દ્રજીને હું અભિવન્દન[3] કરૂંછું. જેનું નામ જપતાંજ સકળ સિદ્ધિ સુલભ થઈ જાયછે. અને જે સકળ અમંગળોના હર્ત્તા અને મંગળભવન વિશ્વમાં વિખ્યાત[4] છે. તે સ્વામી ચક્રવર્ત્તિ રાજાધિરાજ દશરથ મહારાજનાં કંચન મણિ જડિત સુન્દર આંગણામાં વિહાર કરનારા મારા ઉપર અનુગ્રહ કરો. ૨ આ પ્રમાણે ત્રિપુરમર્દન શ્રીશિવજી, શ્રીરામચન્દ્રજીને નમસ્કાર કરીને પ્રસન્ન મનથી અમૃતના સમાન અતિમધુર મનોહર વાણી બોલ્યા કે-હે પાર્વતી ! તમે જગતમાં મહાધન્ય છો. તમારા સમાન અન્ય કોઈ પણ ઉપકારી નથી. ૩ કેમકે તમે ગંગાના સમાન સકળ સંસારને પાવન કરનાર શ્રી રામચન્દ્રજીની કથાનો પ્રસંગ પૂછયો છે. તમે શ્રી રામચન્દ્રજીના ચરણોના પરમ પ્રેમી ભક્ત છો, તમે જે આ પ્રશ્ન કરેલ છે, તે કેવળ જગતના હિતાર્થને માટે કરેલ છે. ૪

दोहा–राम कृपाते पार्वति, स्वप्नेहु तव मन माहिं ॥
शोक मोह संदेह भ्रम, मम विचार कछु नाहिं ॥ १२१ ॥

હે પાર્વતી ! હું તો મારા વિચારથી એમ જાણું છું કે, શ્રી રામચન્દ્રજીની કૃપાથી તમારા મનમાં સ્વપ્ને પણ શોક, મોહ, સન્દેહવા ભ્રમ કાંઈ પણ નથી. ૧૨૨

चौ०–यदपि अशंका कीन्हेउ सोई, कहत सुनत सब कर हित होई ॥
जिन हरि कथा सुनी नहिं काना, श्रवणरन्ध्र अहिभवन समाना ॥१॥
नयनन सन्त दरश नहिं देखा, लोचन मोरपंख कर लेखा ॥
ते शिर कटु तुमरि सम तूला, जे न नमत हरि गुरु पद मूला ॥ २ ॥
जिन हरिभक्ति हृदय नहिं आनी, जीवत शव समान ते प्रानी ॥
जे नहि करहिं राम गुण गाना, जीह सु दादुर जीह समाना ॥ ३ ॥
कुलिश कठोर निठुर सोइ छाती, सुनि हरि चरित न जो हरषाती ॥
गिरिजा सुनहु रामकर लीला, सुरहित दनुज विमोहन शीला ॥ ४ ॥

જો કે તમારા હૃદયમાં કાંઈ પણ શંકા નથી;તોપણ તમે શંકાના મિષથી ભગવત્ કથા પુછી, કે જે કહેવાથી તથા સાંભળવાથી શ્રોતા તથા વક્તા સર્વનું કલ્યાણ થાય છે. જેણે હરિ કથા પોતાના કાનોથી સાંભળી નથી, તેનાં કર્ણરંધ્રોને, હે પાર્વતી ! સર્પોના રાફડાના સમાન જાણો. ૧ જેણે ભગવજ્જંગમ વિમાનરૂપ સન્તજનોનાં

૩ એ શંકરના સમીપ છે, ૪ જેનાં ચરિત્ર સાંભળવાથી અને નામ જપવાથી આ જીવને જે જે વિધિ જોઈએ, તે તે સર્વ સુલભ થઈ જાયછે; અથવા તેજ રામ સર્વ પ્રકારે સુલભ થઈ જાયછે, તે બાળરૂપ રામને નમસ્કાર કરે છે.

૫ मंगलं भगवान् विष्णु मंगलं गरुडध्वजः । मंगलं पुण्डरीकाक्ष मंगलायतनो हरिः ॥

આદર સહ દર્શન કરયાં નથી, તેનાં નેત્ર મયૂર પક્ષની ચન્દ્રિકાના સમાન કેવળ નામધારકજ છે.[1] જે ભગવત્ ભાગવત્ આચાર્યોનાં ચરણ મૂળને નમતા નથી, તે મસ્તકોને કડવાં તુંબડા સમાન જાણો. ૨ હે પાર્વતી ! જેઓ ભગવદ્ ભક્તિ હૃદયમાં લાવતા નથી. તે જીવતે મૂવા સમાન છે. જે જીહ્વા શ્રી રામચન્દ્રજીના ગુણોનું ગાન કરતી નથી, તે જીહ્વાને દેડકાની જીહ્વાના સમાન જાણો. ૩ જે ભગવચ્ચરિત્ર સાંભળી હર્ષ ન પામે, તે નિઠુર છાતીને વજ્રનાથી કઠોર જાણવી. હે પાર્વતી ! સાંભળો. ભગવલ્લીલા અતિ વિચિત્ર છે. જેમ સ્વાતિની વૃષ્ટિ સમુદ્ર અને માનસરોવરની છીપોમાં મુક્તા અને કેળોમાં કર્પૂર ઉત્પન્ન કરે છે, અને સર્પોમાં વિષને વધારે છે[2] તેમ જે દેવસર્ગ. સમ્ભૂત જીવ છે, તેને તો હિતરૂપી છે, અને જે આસુરી સર્ગ સંભૂત જીવ છે, તેને મોહવર્દ્ધની છે, તે શ્રી રામચન્દ્રજીની લીલા કહુંછું, તે સાંભળો. ૪

दोहा—रामकथा सुरधेनु सम, सेवत सब सुखदानि ॥

सन्त सभा सुर लोक सम, कोन सुन असजानि ॥ १२३ ॥

રામકથા કામધેનુના સમાન સેવન કરવાથી સકળ સુખની દાતાછે, અને સ-

---

૧ ભાગવત્માં કહ્યું છે કે—व्यालालय द्रुमावैते ह्यरिक्ता स्सर्वे संपदः । ये गृहा स्तीर्थ पादीय पादतीर्थ विवर्जिताः ॥

૨ વિષ્ણુ ધર્મોત્તરમાં કહ્યું છે કે—द्विविधो भूतसर्गोयं दैव आसुर एवच । विष्णुभक्ति परोदैवो विपरीत स्तदासुरः ॥ ગીતાજીમાં પણ કહ્યું છે કે-द्वौभूत सर्गौ लोकेस्मिन् दैव आसुर एवच ।
અર્થાત્ બે પ્રકારના જીવોના સર્ગ છે. એક દૈવી અને બીજો આસુરી, જે વિષ્ણુ ભક્તિ પરાયણ છે તે દૈવી સર્ગ સંભૂત છે અને જે તેનાથી વિપરીત છે તે આસુરી સર્ગ સંભૂત છે. આ પૃથિવી લોક સમ્બન્ધી મનુષ્યાદિ યોનિયોમાં દેવ અને અસુર એ બે પ્રકારની પ્રાણી માત્રની સૃષ્ટિ રચના છે, અર્થાત્ દેવ અને અસુર તેથી ભિન્ન સંસારમાં કોઇપણ યોનિ વા દેહ ધારી નથી.

ભાવાર્થ-જો કે સૃષ્ટિના અનેક ભેદ છે; તોપણ તે સર્વ દેવ અને અસુર એ બન્નેમાં અન્તર્ગત થઇ જાય છે. જેમકે ઋષિ, મહર્ષિ, બ્રહ્મર્ષિ, દેવર્ષિ, રાજર્ષિ, ગુપ્તર્ષિ, દેવ, પિતૃ, જ્ઞાની, યોગી, ધ્યાનશીલ, પુણ્યાત્મા, ધર્માત્મા, આસ્તિક, આર્ય, પુણ્ય, ધર્મ, દિવસ, સૂર્ય, અગ્નિ, વાયુ, જ્યોતિઃ, પ્રકાશ, અને સત્વગુણ ઇત્યાદિ સાર્થક નામ ધારી સર્વ દેવકોટિસ્થ અને અસુર, દૈત્ય, રાક્ષસ, પિશાચ, હિન્સક, મદ્યપ, માંસાશી, શૂદ્ર, મ્લેચ્છ, અજ્ઞાની, મૂર્ખ, પાપી, અધર્મી, નાસ્તિક, અનાર્ય, પાપ, અધર્મ, અન્ધકાર, રજોગુણ, તમોગુણ, રાત્રિ, મેઘ, જળ, પૃથિવી, સંકર, અન્ત્યજ, પતિત અને મહાપાતકી આદિ સાર્થક નામ ધારી સર્વ અસુર કોટિસ્થ છે. તે બન્નેની એકેક્ કોટિમાં પણ ન્યૂનાધિક અવાન્તર ભેદ હોવાથી સુખ, દુઃખ પ્રતિષ્ઠાદિની ન્યૂનાધિકતા પણ ગુણ કર્માનુસારજ થાય છે. સામાન્ય રીતે અસુર કોટિસ્થ પ્રાણીયોની અપેક્ષાથી દેવ કોટિસ્થ પ્રાણી અધિકાંશ દુઃખોથી બચે છે અને દેવતાઓમાં જે ઉચ્ચકક્ષાના શોક અભયાદિ પૂર્વોક્ત દેવ સમ્પત્તિમાં વિશેષ તત્પર રહે છે તે વિદેહ મુક્તિને પણ પ્રાપ્ત થાયછે. અને અસુર પણ પોતાના સમુદાયમાં નિકૃષ્ટોની અપેક્ષાથી ઉત્તમાધિકારી થાય છે; પરન્તુ તેમ થવાથી પણ દેવકોટિની અપેક્ષા અસુરોની પ્રશંસા, પ્રતિષ્ઠા અધિક થવી સમ્ભવે નહિ. જેમકે કોઈ ચર્મકાર વાઢેડ આદિ પોતાના સમુદાયમાં પ્રતિષ્ઠિત થયા છતાં પણ જાત્યન્તરની અપેક્ષાથી પ્રતિષ્ઠિત થઈ શકતો નથી. જેમ ફળ ભોગને માટે અસુર સમુદાયમાં આવેલ કોઈ દેવ અધિક દુઃખ પામે, તેમ દેવસમુદાયમાં આવેલ અસુર પણ વિશેષ દુઃખના ભાગી થાય છે, અને દેવતાઓને પીડિત કરે છે. અને પરસ્પર લડાઇ, વૈર તથા વિરોધ, પણ કરે છે.

ન્તોની સુન્દર સભા કે જેને દેવલોક અમરાવતીના સમાન જાણીને આસુરી સર્ગ વગર એવો કોણ છે કે જે ન સાંભળે; અર્થાત્ જ્યાં આ કથા રૂપી કામધેનુ રહે છે. જેમ કામધેનુ સુર લોકમાં છે, તેમ અહિં સંત સભારૂપી સુર લોક છે. આસુરી સર્ગ તો વિષ્ણુના ઉત્કર્ષને સહન કરી શકતો નથી. ૧૨૩

**चौ०–रामकथा सुन्दर करतारी, संशय विहँग उडावन हारी ॥**
**रामकथा कलि विटप कुठारी, सादर सुनु गिरिराज कुमारी ॥ १ ॥**
**राम नाम गुण चरित सुहाये, जन्म कर्म अगणित श्रुति गाये ॥**
**यथा अनन्त राम भगवाना, तथा कथा कीरति गुण नाना ॥ २ ॥**
**तदपि यथा श्रुति जसमति मोरी, कहिहौं देखि प्रीति अति तोरी ॥**
**उमा प्रश्न तव सहज सुहाई, सुखद सन्त सम्मत मुहिं भाई ॥ ३ ॥**
**एक बात नहिं मोहिं सुहानी, यदपि मोहवश कहेउ भवानी ॥**
**तुम जो कहा राम कोउ आना, जेहि श्रुति गाव धरहिं मुनिध्याना॥ ४ ॥**

શ્રી રામચન્દ્રની કથા સન્દેહરૂપ પક્ષીઓને ઉડાડવા વાળી સુન્દર[૧] હાથની તાળી જેવી છે; અર્થાત્ જેમ તાળીનો શબ્દ સાંભળવાથી પક્ષી ઉડી જાય છે, તેમ શ્રીરામકથા સાંભળવાથી સન્દેહ નિવૃત્ત થઈ જાય છે. હે પાર્વતી ! શ્રીરામચન્દ્રજીની કથા કળિયુગરૂપી વૃક્ષને કાપવાને માટે સાક્ષાત્ કુહાડીના સમાન છે. એ માટે તમે આદરપૂર્વક સાંભળો ૧ શ્રી રામચન્દ્રજીનાં નામ, ગુણ તથા શોભાયમાન ચરિત્ર તથા જન્મ અને કર્મ અપાર છે. તે વેદે વર્ણવેલ છે. જેમ ભગવાન્ શ્રી રામચન્દ્રજી અનન્ત રૂપ છે, તેમ તેની કથા, કીર્ત્તિ અને ગુણ પણ અનન્ત છે.૨ તોપણ જેવું મેં સાંભળેલ છે, અને જેવી મારી બુદ્ધિછે, તે અનુસાર તમારી અતિશય પ્રીતિ જોઇને કહીશ. હે પાર્વતી ! તમારાં પ્રશ્ન સ્વાભાવિક્ સુન્દર, સુખદાયી, સત્પુરૂષોને પરમમાનનીય અને મારા મનને રૂચીકર છે. ૩ હે ભવાની ! તમે જે એક વાત કહી, તે તો મને જરાપણ રૂચિ નહિ, તમે પછી ગમે તો તે વાત અજ્ઞાન વશ કરી હશે, તમે જે એ કહ્યું હતું કે રામ, દશરથના પુત્ર છે વા કોઈ તેનાથી પર અન્ય છે. જે દશરથનન્દનના મહિમાને સકળ વેદ ગાય છે, અને શુક, સનકાદિક મુનિવર્ય્ય સદા ધ્યાન ધરે છે[૨] ૪

**दोहा–कहहिं सुनहिं अस अधम नर, ग्रसे जो मोह पिशाच ॥**
**पाषण्डी हरिपद विमुख, जानहिं झूंठ न सांच ॥ १२४ ॥**

હે પાર્વતી ! એવી વાત તો નીચ પુરૂષો કથે છે, અને સાંભળે છે, કે જે મોહરૂપ પિશાચથી ગ્રસાયલા છે. પાખંડી છે, હરિના ચરણથી વિમુખ છે, અને જે સત્યાસત્ય સમજતા નથી. અથવા જુઠા દેહાદિક્નું તો જ્ઞાન છે, અને સત્ય જે આત્મા તેનું જ્ઞાન નથી, અથવા પાખન્ડી ભગવચ્ચરણારવિન્દોથી વિમુખ છે, કે જેને સત્યાસત્ય વા પાપ, પુણ્યનું કાંઈ પણ જ્ઞાન નથી. ૧૨૪

चौ०—अज्ञ अकोविद अन्ध अभागी, काई विषय मुकुर मनलागी ॥
लम्पट कपटी कुटिल विशेषी, स्वप्नेहु सन्त सभा नहिं देखी ॥ १ ॥
कहहिं ते वेद असम्मत बानी, जिनहिं न सूझ लाभ नहिं हानी ॥
मुकुर मलिन अरु नयन बिहीना, रामरूप देखहिं किमि दीना ॥ २ ॥
जिनके अगुण न सगुण विवेका, जल्पहिं कल्पित वचन अनेका ॥
हरिमाया वश जगत भ्रमाहीं, तिनहिं कहत कछु अघटित नाहीं ॥ ३ ॥
वातुल भूत विवश मतवारे, ते नाहिं बोलहिं वचन सँभारे ॥
जिन कृत महा मोह मदपाना, तिनकर कहा करिय नहिं काना ॥ ४ ॥

જે મૂર્ખ છે, જેને કોઈ વાતનો વિવેક નથી, જેને બુદ્ધિરૂપ નેત્ર[3] નથી, અભાગી છે, અને જેના મનરૂપ દર્પણ ઉપર વિષયરૂપ કાજળ લાગ્યું હોય છે, જે સ્ત્રી લમ્પટ છે, કપટી અને મહા કુટિલ છે, અને જેણે સ્વપ્નમાં પણ સત્પુરૂષોની સભા નિરખી નથી. ૧ તથા જેને લાભ હાનિની ખબર પડતી નથી, તેઓ વેદ વિરૂદ્ધ વાણી કહે છે. જેનું મન રૂપી દર્પણ[4] મલિન છે અને જેને જ્ઞાનરૂપ નેત્ર નથી, તે પામરજીવ પ્રભુના સ્વરૂપને શી રીતે દેખી શકે[5] ! ૨ જેને અગુણ અને સગુણનો વિવેક નથી, અને જે કપોલ કલ્પિત અનેક પ્રકારનાં વચન બોલે છે, તથા જે પ્રભુની માયાને વશ થઈને જગત્‌માં ભ્રમણ કરે છે, તે લોકો જે કાંઈ કહે, તો તેમાં કાંઈ અસંભવ નથી.૩ કેમકે જે સન્નિપાતી, ભૂતના વિશેષ વશમાં પડે અને જે મદ્યપાન કરીને મસ્ત થઈ જાય છે, તે કદિપણ સંભાળીને વચન બોલતા નથી,પણ જે મોહોડામાં આવ્યું તે બકી દીધું; એ પ્રમાણેજ જેણે મહામોહરૂપ મદીરાનું પાન કરેલું છે, તેવાઓ જો કાંઇ બોલે, તો તે સાંભળવુંજ નહિ. ૪

सो० अस निज हृदय विचारि, तजि संशय भज रामपद ॥
सुनु गिरिराज कुमारि, भ्रम तम रविकर वचन मम ॥ १६ ॥

હે પાર્વતી ! તમે તમારા મનમાં આ પ્રમાણે વિચાર કરીને, સંશયનો ત્યાગ કરી, શ્રી રામચન્દ્રજીના કોમળ પદપંકજનું ભજન કરો. અને ભ્રમરૂપી અન્ધકારને મટાડવાને માટે સાક્ષાત્ સૂર્યનાં કિરણોનાં સમાન મારાં વચન સાંભળો. ૧૬

---

૧ સુન્દર હાથની તાળી એ માટે છે કે, જો બન્ને હથેલી બરાબર બેસે તો સારો અવાજ થાય છે અને દુષ્ટ પક્ષી ઉડી જાય છે; તેમજ કથાનો વકતા અને શ્રોતા બરાબર હોય, તો સંશય રૂપી પક્ષી ઉડી જાય છે.

૨ અને કહે છે કે-रामः सत्य परब्रह्म रामात्किञ्चिन्नविद्यते । તેથી પર અન્ય પરમેશ્વર ભલા ક્યાંથી આવ્યો. ?

૩ श्रुति स्मृति उभौ नेत्रौ ब्राह्मणानां प्रकीर्तितः । एकेन विकलः काणो द्वाभ्या मन्धइतीरितः॥

૪ તેની સંગતિ મલીન છે. અને હૃદયની આંખ્યો નથી. તે દીન રામરૂપને શી રીતે દેખે ?

૫ ગીતાજીમાં કહ્યું છે કે-अवजानान्तिमां मूढा मानुषीतनुमाश्रित

चौ०–सगुणहिं अगुणहिं नहिं कछु भेदा, गावहिं मुनि पुराण बुध वेदा ॥
अगुण अरूप अलख अज जोई, भक्त प्रेम वश सगुण सो होई ॥ १ ॥
जो गुण रहित सगुण सो कैसे, जल हिमउपल विलग नहिं जैसे ॥
जासु नाम भ्रम तिमिर पतंगा, तिहिं किमि कहिय विमोह प्रसंगा ॥२॥
रामसच्चिदानन्द दिनेशा, नहिं तहँ मोह निशा लवलेशा ॥
सहज प्रकाश रूप भगवाना, नहिं तहँ पुनि विज्ञान बिहाना ॥ ३ ॥
हर्ष विषाद ज्ञान अज्ञाना, जीव धर्म अहमिति अभिमाना ॥
रामब्रह्म व्यापक जगजाना, परमानंद परेश पुराना ॥ ४ ॥

સગુણ અને નિર્ગુણમાં કાંઇ પણ ભેદ નથી, એ વાત વેદ, મુનિ, વિદ્વાન્ અને પુરાણ કહે છે. જે પ્રભુ, અગુણ, અરૂપ, અલક્ષ્ય અને અજન્માછે, તેજ પ્રભુ ભક્તોના પ્રેમને વશ થઇને સગુણ થઇ જાય છે. ૧ કદાચ કોઈ કહેકે, જે નિર્ગુણ છે, તે સગુણ શી રીતે થઈ શકે ? તો તેનું સમાધાન કે, જેમ જળ અને બરફ એ બે ભિન્ન નથી, પણ એકજ છે; પરન્તુ એના સ્વરૂપમાં અત્યન્ત ભિન્નત્વ છે. અર્થાત્ જળનો કાંઇ આકાર નથી, અને બરફનો આકાર છે. તે પ્રમાણે સગુણ નિર્ગુણ પ્રભુના સ્વરૂપ વિષે સમજવું. જેનું નામ અજ્ઞાન રૂપ અન્ધકારનો નાશ કરવામાં સૂર્યરૂપ છે, તો ત્યાં મોહરૂપી રાતનો લવલેષ સંભવેજ નહિ. ભગવાન્ સ્વાભાવિક્જ પ્રકાશરૂપ છે, તો ત્યાં જ્ઞાનરૂપી પ્રાતઃકાળ થઇ શકેજ નહિ; કેમકે જ્યાં નિરન્તર સૂર્યનો પ્રકાશ છે, ત્યાં રાત થતી નથી. પ્રભાત થતું નથી. એ પ્રમાણે શ્રી રામચન્દ્રજી નિત્ય જ્ઞાનમય છે, તેથી ત્યાં અજ્ઞાનરૂપી રાત નથી. અને ત્યાં જ્ઞાનરૂપ પ્રભાત પણ નથી. ૩ હર્ષ, વિષાદ, જ્ઞાન, અજ્ઞાન, અહંકાર અને અભિમાન એ સર્વ તો જીવના ધર્મ છે. પરમેશ્વરના નહિ. શ્રી રામચન્દ્રજીતો સાક્ષાત્ પરબ્રહ્મ, વ્યાપક, પરમાનન્દ સ્વરૂપ પરમેશ્વર અને અનાદિ છે, તે વાત સકળ જગત્ જાણેછે. ૪

दोहा–पुरुष प्रसिद्ध प्रकाशनिधि, प्रगट परावर नाथ ॥
रघुकुल मणि मम स्वामि सोइ, कहि शिव नायउ माथ ॥ ११५ ॥

જે ઇશ્વર પુરૂષોત્તમ છે, અને પ્રસિદ્ધ છે, અર્થાત્ વેદાન્ત વેદ્ય છે,અને પ્રકાશનિધિ એટલે વિશુદ્ધ વિજ્ઞાનઘન સ્વરૂપ અને પ્રકટ છે, વિભુ છે,અને પર અપર ઉભયવિભૂતિ અર્થાત્ ત્રિપાદ વિભુતિપર કહેવાય છે. પર અને પાદ વિભુતિ અનન્ત કોટિ બ્રહ્માન્ડ અમર છે. એ બન્નેના નાથછે. તેજ રઘુકુળના મણિ મારા સ્વામી શ્રી રામચન્દ્રજી છે. આ પ્રમાણે કહીને શ્રી સદાશિવજીએ શ્રીરામચન્દ્રજીને પ્રણામ કરયા[1] ૧૨૫

---

૧ પ્રસિદ્ધ પુરૂષ અને પ્રકાશના સમુદ્ર અને પરા-માયા અવર જીવના નાથ કે જે રઘુકુળમાં મણિ થઇને પ્રકટયા છે, તે મારા નાથ છે તે–रामजो अवध नृपति सुतसोई । कीं अज अगुन अलक्ष्य गति कोई એ ચોપાઇનો આ ઉત્તર છે.

चौ०–निज भ्रम नहिं समुझहिं अज्ञानी, प्रभुपर दोष धरहिं जड़प्रानी ॥
यथा गगन घन पटल निहारी, झंप्येउ भानु कहैं कुविचारी ॥ १ ॥
चितवत लोचन अंगुलि लाये, प्रकट युगल शशि तेहिके भाये ॥
उमा राम विषयिक अस मोहा, नभ तम धूम धूरि जिमि सोहा ॥ २ ॥
विषय करण सुर जीव समेता, सकल एकते एक सचेता ॥
सबकर परम प्रकाशक जोई, राम अनादि अवधपति सोई ॥ ३ ॥
जगत प्रकाश्य प्रकाशक रामू, मायाधीश ज्ञान गुण धामू ॥
जासु सत्यताते जड़ माया, भास सत्य इव मोह सहाया ॥ ४ ॥

જડ અજ્ઞાની પ્રાણી પોતાના ભ્રમથી મનમાં સમજતાં પોતાનો ભ્રમ પ્રભુ પર નાંખે છે, જેમ આકાશમાં ઘટપટળ જોઈને મૂર્ખ લોકો કથે છે કે, સૂર્ય ઢંકાઈ ગયો; પરન્તુ એ વિચાર કરતા નથી કે, સૂર્ય ક્યાં આચ્છાદિત થયેલો છે. અમારી આંખ્યો આડાં વાદળ આવેલાં છે, એથી સૂર્ય દેખાતો નથી, પણ વાસ્તવિક્ સૂર્ય ઢંકાયો નથી. ૧ જે મનુષ્ય આંખ આડી આંગળી રાખીને જુવે છે, તેના જોવામાં ભલે બે ચન્દ્રમા આવે, પણ વાસ્તવિક્ ચન્દ્ર એક છે. હે પાર્વતી! શ્રીરામચન્દ્રજીના વિષયમાં પણ જે મોહ કરવો તે પણ એવોજ છે. જેમ આકાશમાં અન્ધકાર, ધૂમાડો વા ધૂળ કાંઈ પણ નથી; પરન્તુ એ સર્વ આકાશમાં પ્રતીત થાય છે, તેમ શ્રીરામચન્દ્રજીના સમ્બન્ધમાં સમજો. ૨ અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત એ ત્રિવિધ સૃષ્ટિ છે. તેમાં અધ્યાત્મ ઇન્દ્રિયને કહે છે, તે ઇન્દ્રિયો દશ છે. અધિદૈવ દેવતાને કહે છે, તે દશે ઇન્દ્રિયોના દશ દેવતા છે. અધિભૂત ગોલકને કહે છે, એ સર્વ અને વિષય, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ અને જીવ એ સર્વ એકત્ર એકથી એક સચેતન છે, અર્થાત્ એમાં તો જો એક પણ પદાર્થ ન હોય તો, કાર્ય સિદ્ધ થાય નહિ. જેમ આંખ ઇન્દ્રિય છે; પરન્તુ તેના દેવતા જે સૂર્ય તેના વગર દેખાય નહિ, પણ જો આંખ ગોલક ન હોય તો દેખાય નહિ, એથી કહ્યું છે કે, એ સર્વ એકથી એક સચેતન છે. અને જે જીવના પણ એ સર્વ સહિત પરમ પ્રકાશક છે, તે હે પાર્વતી! અનાદિ અવધના પતિ શ્રીરામચન્દ્રજી મારા સ્વામી છે. ૩ જગત્ તો પ્રકાશ્ય અર્થાત્ પ્રકાશિત થવાવાળું અને શ્રી રામચન્દ્રજી પ્રકાશક એટલે પ્રકાશિત કરવાવાળા છે, તે ગુણોના ધામ શ્રી રામચન્દ્રજી માયાના સ્વામી છે. તે તું જાણ. જે પ્રભુની સત્યતાથી અર્થાત્ ચૈતન્ય શક્તિથી આ જડ એટલે કે અચેતન માયા મોહની સહાયતા પામીને અર્થાત્ અજ્ઞાનથી સત્યના સમાન એટલે કે ચૈતન્ય સમાન ભાસે છે. ૪

दोहा–रजत सीप महँ भास जिमि, यथा भानुकर बारि ॥
यदपि मृषा तिहुँकाल सोइ, भ्रम न सकै कोउ टारि ॥ १२६ ॥

જેમ છીપમાં રૂપું અને સૂર્યનાં કિરણોમાં જળ ભ્રાન્તિથી ભાસે છે, પણ તે ત્રણે કાળમાં અસત્ય છે; પરન્તુ તે ભ્રમ કોઇથી નિવૃત્ત થઈ શકતો નથી. એ પ્રમાણેજ આ પ્રકૃતિ અર્થાત્ પ્રકૃતિથી બનેલું શરીર જડ છે; પરન્તુ અજ્ઞાનને લીધે ઇશ્વરની ચૈતન્ય શક્તિથી ચૈતન્ય સમાન ભાસે છે. શરીરનું ચૈતન્ય રૂપથી પ્રતીત થવું, જો કે મિથ્યા છે; તોપણ તે મિથ્યાભ્રમ પ્રભુનો અનુગ્રહ થયા વગર મટતો નથી.[1] ૧૨૬

**चौ०—इहि विधि जग हरि आश्रित रहई, यदपि असत्य देत दुख अहई ॥**
**ज्यों स्वप्ने शिर काटै कोई, बिनु जागे दुख दूरि न होई ॥ १ ॥**
**जासु कृपा असभ्रम मिटि जाई, गिरिजा सोइ कृपालु रघुराई ॥**
**आदि अन्त कोउ जासु न पावा, मति अनुमान निगम असगावा ॥ २ ॥**
**पद बिनु चलै सुनै बिनु काना, कर बिनु कर्म करै विधि नाना ॥**
**आनन रहित सकल रस भोगी, बिनु वाणी वक्ता बड़ योगी ॥ ३ ॥**
**तनु बिनु परश नयन बिनु देखा, ग्रहै घ्राण बिनु वास अशेषा ॥**
**अस सब भांति अलौकिक करणी, महिमा जासु जाय नहिं वर्णी ॥ ४ ॥**

આ પ્રમાણે આ જગત્ હરિના આશ્રય રહે છે. શરીરમાં ચૈતન્ય ભ્રાન્તિ એટલે કે સુખ દુઃખનો ભોક્તા હું છું, એવો અહંકાર થવો જો કે મિથ્યા છે, પરન્તુ જ્યાં સુધી તે ભ્રાન્તિ રહે છે, ત્યાં સુધી દુઃખ આપે છે. જેમકે કોઈનું સ્વપ્નમાં શિર કાપવામાં આવે, તો તે શિર કપાવાનું દુઃખ જાગ્યા વગર કદિ દૂર થતું નથી, પણ જાગવા પછીજ મટે છે. એ પ્રમાણે આ જડમાં ચૈતન્ય ભ્રાન્તિ પણ જ્યાં સુધી મટતી નથી, ત્યાં સુધી તે દુઃખ રહે છે.૧ હે પાર્વતી ! જેની કૃપાથી એ આવો ભારી ભ્રમ મટી જાય છે, તે દયાળુ શ્રી રામચન્દ્રજી તેજ છે, તે પ્રભુના આદિ અન્તને કોઈ પામ્યું નથી. વેદે પણ પોતાની બુદ્ધિ અનુસાર આ પ્રમાણે વર્ણન કરેલ છે. ૨ તેને પગ નથી અને ચાલે છે, કાન નથી અને સાંભળે છે, હાથ નથી અને અનેક પ્રકારનાં કર્મ કરે છે. મુખ નથી અને સર્વ રસ ખાય છે. વાણી નથી અને મોટા મોટા યોગી જનોને ઉપદેશ કરે છે. ૩ ત્વચા નથી અને સ્પર્શ કરે છે, આંખ્યો નથી અને દેખે છે. ઘ્રાણ ઇન્દ્રિય નથી છતાં પણ સર્વગન્ધ ગ્રહણ કરે છે. આવા પરમેશ્વરની કરણી સર્વ પ્રકારે અલૌકિક્ છે, કે જેનો મહિમા વર્ણન કરી શકાતો નથી. ૪

**दोहा—जेहि इमि गावहिं वेद बुध, जाहि धरहिं मुनि ध्यान ॥**
**सोइ दशरथ सुत भक्तहित, कोशलपति भगवान ॥ १२७ ॥**

જે સ્વામીને વેદ અને વિદ્વાન્ આ પ્રમાણે કથે છે, અને જેનું સકળ મુ-

૧ અન્યની સત્યતાથી કોઈ જુઠી વસ્તુ સત્ય શી રીતે દેખાય છે, તે નિમિત્ત આ દૃષ્ટાન્ત છે.

નીશ્વરો ધ્યાન ધરે છે. હે પાર્વતી ! તેજ ઇશ્વર દશરથના પુત્ર પોતાના ભકતોના પ્રેમને વશ કોશલ દેશના રાજા શ્રીરામચન્દ્રજી ભગવાન્ છે. ૧૨૭

**चौ०–काशी मरत जन्तु अवलोकी, जासु नाम बल करौं विशोकी ॥**
**सोइ प्रभु मोर चराचर स्वामी, रघुबर सब उर अन्तरयामी ॥ १ ॥**
**विवशहु जासु नाम नर कहहीं, जन्म अनेक संचित अघ दहहीं ॥**
**सादर सुमिरण जो नर करहीं, भववारिधि गोपद इव तरहीं ॥ २ ॥**
**रामसो परमातमा भवानी, तहँ भ्रम अति अविहित तव बानी ॥**
**अस संशय आनत उर माहीं, ज्ञान विराग सकल गुण जाहीं ॥ ३ ॥**
**सुनि शिवके भ्रम भंजन वचना, मिटि गइ सब कुतर्ककी रचना ॥**
**भइ रघुपति पद प्रीति प्रतीती, दारुण असम्भावना बीती ॥ ४ ॥**

કાશીમાં મરણ શીલ જીવોને, કર્મજાળ સંસાર સાગરમાં નિમગ્ન–દુઃખી જોઇને જે સ્વામીના નામ મંત્રોપદેશથી વિશોક લોકવાસી કરૂં છું. તેજ સર્વેશ્વર મારા સ્વામી રઘૂત્તમ રામ છે. કે જે સર્વના હૃદયમાં અન્તર્યામીરૂપથી રમી રહેલ છે. ૧ પડતાં, આખડતાં પણ જેના નામનું જે મનુષ્ય સ્મરણ કરે છે, તેનાં અનેક જન્મ સંચિત પાપ ભસ્મ થઇ જાય[1] છે. અને જે પ્રીતિ પૂર્વક તેના નામનું સ્મરણ કરે છે, તે તો ગોવત્સપદના સમાન આ અપાર સંસાર સાગરને તરી જાય છે.[2] ૨ તે પરમાત્મા શ્રી રામચન્દ્રજી છે, હે પાર્વતી ! ત્યાં ભ્રમ કેવો ? એતો તમારૂં કહેવું અત્યન્ત અનુચિત છે. આવી શંકા હૃદયમાં આવતાંજ જ્ઞાન, વૈરાગ્યાદિ સકળગુણ જાતા રહે છે. ૩ આવાં શ્રી સદાશિવજીનાં ભ્રમ ભંજન વચનો સાંભળતાંજ પાર્વતીજીના સમસ્ત કુતર્કોની[3] રચના નાશ થઇ ગઇ. અને રઘુપતિ શ્રી રામચન્દ્રજીના ચરણોમાં અત્યન્ત પ્રીતિ અને પ્રતીતિ થઇ, અને મહાદારૂણ અશ્રદ્ધા વા અવિશ્રય રામના વિષયમાં હતો, તે સર્વનો નાશ થઇ ગયો. ૪

**दोहा–पुनि पुनि प्रभुपद कमल गहि, जोरि पंकरुह पानि ॥**
**बोली गिरिजा वचन बर, मनहुँ प्रेमरस सानि ॥ १२८ ॥**

તે સમય વારંમ્વાર શ્રી મહાદેવજીનાં ચરણ કમળોને પકડીને, કરકમળ જોડીને, શ્રી પાર્વતીજીએ પ્રેમરસથી ભરપૂર મધુર વચનો કહ્યાં કે, ચન્દ્રમાના કિરણોના સમાન આપની શીતળ વાણી સાંભળીને શરદ્ ઋતુના મહાપ્રચંડ ધૂપના જેવો

૧ પ્રપન્ન ગીતામાં કહ્યું છે કે–नारयणो नाम नरोनराणां प्रसिद्ध चौर काथित पृथिव्यां । अनेक जन्मार्जित पापसंचयं हरत्यशेषं स्मृतमात्रएव ॥

૨ રામરક્ષામાં કહ્યું છે કે–रामेति रामभद्रेति रामचन्द्रेति वास्मरन् । नरोनलिप्यतेपापै र्भुक्ति मुक्तिंचविन्दति ॥

૩ કુતર્ક રચના એ કે–जोनृपतनयतो ब्रह्म किमि, नारि बिरह मति भोरि ઇત્યાદિ

મારો મહામોહ મટી ગયો. ૧૨૮

चौ०—शशिकर सम सुनि गिरा तुम्हारी, मिटा मोह शरदातप भारी,
तुम कृपालु सब संशय हरेऊ, रामस्वरूप जानि मोहिं परेऊ ॥ १ ॥
नाथ कृपा अब गयउ विषादा, सुखी भइउँ प्रभु चरण प्रसादा ॥
अब मोहिं आपनि किंकरि जानी, यदपि सहज जड नारिअयानी ॥२ ॥
प्रथम जो मैं पूंछा सो कहहु, जो मोपर प्रसन्न प्रभु अहहू ॥
रामब्रह्म चिन्मय अविनाशी, सर्व रहित सब उर पुरवासी ॥ ३ ॥
नाथ धरेउ नरतनु केहि हेतू, मोहिं समुझाइ कहहु वृषकेतू ॥
उमा वचन सुनि परम विनीता, रामकथा पर प्रीति पुनीता ॥ ४ ॥

હે સ્વામી ! આપે કૃપા કરીને મારો સન્દેહ નિવૃત્ત કરયો, જેથી મને શ્રી-રામચન્દ્રજીનું સ્વરૂપ જાણવામાં આવ્યું. ૧ હે નાથ ! આપની કૃપાથી હવે મારો વિષાદ મટી ગયો છે. આપના ચરણોની કૃપાથી હું હવે સુખી થઈ ગયેલી છું. જો કે હું સ્ત્રીજાતિ સ્વાભાવિક્ જડ અને અજ્ઞાનછું; તોપણ હે પ્રભુ ! હવે આપ મને આપની દાસી સમજીને, કૃપા કરીને મને તે પ્રસંગ કહો, કે જે પ્રસંગ મેં પ્રથમ પૂછેલ છે.[4] હે નાથ ! રામ બ્રહ્મ ચિન્મય, અવિનાશી એ સર્વ પ્રપંચ રહિત, અને સર્વના હૃદયમાં વિરાજવાવાળા સર્વ વ્યાપક છે, તેણે મનુષ્ય શરીર જે કારણ માટે ધારણ કરયું, તે કારણ આપ મને સમજાવીને હે વૃષભધ્વજ સ્વામી કહો. આવાં શ્રી પાર્વતીજીનાં અતિ નમ્ર વચન કે જે પરમ નીતિ યુક્ત હતાં, તે સાંભળ્યાં, અને શ્રી રામકથા શ્રવણ કરવા ઉપર શુદ્ધ પ્રીતિ જોઈ ત્યારે તો. ૨. ૪

दोहा—हिय हर्षे कामारि तब, शंकर सहज सुजान ॥
बहुविधि उमहिं प्रशंसि पुनि, बोले कृपानिधान ॥ १२९ ॥

હૃદયમાં કામારિ શ્રીશંકર સ્વામી પરમ સુજાન અત્યન્ત હર્ષ પામ્યા. અને અનેક પ્રકારે શ્રી પાર્વતીજીની પ્રશંસા કરીને મહા કૃપાનિધાન શ્રી શિવજી, આ પ્રમાણે બોલ્યા. ૧૨૯

सो०—सुन शुभ कथा भवानि, रामचरित मानस विमल ॥
कहा भुशुण्ड बखानि, सुना विहग नायक गरुड़ ॥ १७ ॥
सोइ सम्बाद उदार, जेहि विधि भा आगे कहब ॥
सुनहु राम अवतार, चरित परम सुन्दर अनघ ॥ १८ ॥
हरिगुण नाम अपार, कथा रूप अगणित अमित ॥
मैं निजमति अनुसार, कहा उमा सादर सुनहु ॥ १९ ॥

---

૪ પ્રથમ પ્રશ્નનો પાર્વતીજી ઉત્તર પૂછે છે—प्रथम सोकारण कहो विचारी । निर्गुण ब्रह्म सगुणवपुधारी

હે પાર્વતી ! શોભાયમાન સુન્દર કથા જેમાં છે, એવું પરમનિર્મળ શ્રી રામચરિત્ર માનસસરોવરના સમાન ઉજ્જવળ છે, તે હું તમને કહું છું, તે સાંભળો. કે જે કાકભુશુંડીએ વર્ણન કરેલ છે, અને પક્ષીરાજ ગરૂડજીએ સાંભળેલ છે. તે પરમ ઉદાર સમ્વાદ જે વિધિ પ્રમાણે થયો, તે આગળ ઉત્તરકાન્ડમાં કહેવામાં આવશે, પણ પ્રથમ તમે સચેત થઇને શ્રી રામચન્દ્રજીના અવતારનાં પરમરમ્ય, પાપરહિત, પવિત્ર ચરિત્રને સાંભળો. પ્રભુનાં નામ તથા ગુણ અપાર છે, તેમ કથા અને રૂપ પણ અગણિત અને અપરિમિત છે. તેને હે પાર્વતી ! હું મારી મતિ અનુસાર કહું છું, તે તમે આદરપૂર્વક સાંભળો. ૧૭–૧૯

चौ–सुनु गिरिजा हरि चरित सुहाये, विशद निगमागम गाये ॥
हरि अवतार हेतु जेहि होई, इदमित्थं कहि जाइ न सोई ॥ १ ॥
राम अतर्क बुद्धि मन बानी, मत हमार अस सुनहु भवानी ॥
तदपि सन्त मुनि वेद पुराना, जस कछु कहहिं स्वमति अनुमाना ॥ २ ॥
तसमैं सुमुखि सुनावौं तोहीं, समुझि परै जस कारण मोहीं ॥
जब जब होइ धर्मकी हानी, बाढहिं असुर अधम अभिमानी ॥ ३ ॥
करहिं अनीति जाइ नहिं बरणी, सीदहिं विप्र धेनु सुर धरणी ॥
तब तब प्रभु धरि विविध शरीरा, हरहिं कृपानिधि सज्जनपीरा ॥ ४ ॥

હે ગિરિજે ! સાંભળ્ય. હરિનાં સુન્દર ચરિત્ર ઉજ્જવળ અનેક નિગમાગમોમાં કહેલ છે; પરન્તુ જે કારણ માટે ભગવદ્દાવતાર થાય છે, તેને તો ઈદંઇત્થ અર્થાત્ એછે વા એવું કારણ છે, એ વાત તો કોઈ પણ કહી શકતું નથી. હરિની લીલા હરિજ જાણે.૧ શ્રી રામચન્દ્રજી બુદ્ધિની તર્કનામાં આવતા નથી, મન વાણીની તર્કનામાં પણ કોઇ પ્રકારે આવી શક્તા નથી. મારો તે એ મત છે તો પણ હે પાર્વતી ! સન્ત, મુનિ, વેદ અને પુરાણાદિ જે કાંઈ પોતપોતાની બુધ્ધિના અનુમાન પ્રમાણે ભગવત્ અવતારનાં કારણ કહે છે. ૨ અને જેવું કાંઈ કારણ પ્રભુને અવતાર લેવાનું મારી સમજમાં આવેલ છે, તે પ્રમાણે હે સુમુખિ ! હું તમને સંભળાવું છું. જ્યારે જ્યારે સંસારમાં ધર્મની હાનિ થાય છે, અને મહા અધમ અભિમાની અસુર વૃદ્ધિ પામે છે. ૩ અને તે લોકો મહા અનીતિ કરે છે, અર્થાત્ અન્યાયે અનુસરે છે, કે જેના વિષયમાં કાંઇ કહી શકાતું નથી અને તેથી ગાય, બ્રાહ્મણ, દેવતા અને પૃથિવી એ સર્વ દુઃખી થઈ જાય છે, ત્યારે ત્યારે પ્રભુ, દેવ, મનુષ્ય અને તિર્યગાદિમાં અનેક પ્રકારનાં શરીર ધારણ કરીને સજ્જનોની પીડાને હરે છે. ૪

दोहा–असुर मारि थापहिं सुरन, राखहिं निज श्रुति सेतु ॥
जगविस्तारहिं विशद यश, राम जन्म कर हेतु ॥ १२० ॥

અસુરોને મારી, દેવતાઓને યથાસ્થાન સ્થાપિત કરે છે. અને પોતાના વેદ

મર્યાદાના સેતુની રક્ષા કરે છે, અને સંસારમાં પોતાના નિર્મળ યશનો વિસ્તાર કરે છે. એ રામ જન્મનું કારણ છે.[1] ૧૩૦

चौ०–सोइ यश गाइ भक्त भवतरहीं, कृपासिन्धु जन हित तनु धरहीं ॥
राम जन्मके हेतु अनेका, परम विचित्र एकते एका ॥ १ ॥
जन्म एक दुइ कहौं बखानी, सावधान सुनु सुमति भवानी ॥
द्वारपाल हरिके प्रिय दोऊ, जय अरु विजय जान सब कोऊ ॥ २ ॥
विप्र शॉपते दोनों भाई, तामस असुर देह तिन पाई ॥
कनककशिपु अरुहाटकलोचन, जगतविदित सुरपति मदमोचन ॥ ३ ॥
विजयी समर वीर विख्याता, घरि बराह वपु एक निपाता ॥
होइ नरहरि वपु दूसर मारा, जन प्रहलाद सुयश विस्तारा ॥ ४ ॥

તે યશનું ગાન કરી કરીને ભગવત્ ભક્તજન મહાદુસ્તર સંસાર સાગરને જ્ઞાન, વૈરાગ્ય, યોગ, જપ અને તપાદિક વગર અનાયાસે તરી જાય છે. કૃપાનિધાન શ્રી રામ સ્વામી કેવળ પોતાના ભક્તોના હિતાર્થેજ વિભુરૂપ ધારણ કરે છે એ મુખ્ય કારણ મારા જાણવામાંછે. કલ્પાન્તર ભેદથી રામ જન્મનાં કારણ એકથી એક અતિ વિચિત્ર અનેક છે. ૧ તેમાંથી એકાદ બે જન્મનાં કારણ વર્ણન કરૂં છું તે સાવધાન મનથી હે સુબુદ્ધિ પાર્વતી ! તમે શ્રવણ કરો. વૈકુન્ઠમાં શ્રી વિષ્ણુ ભગવાનને અતિ પ્યારા દ્વારપાળ એક જય અને બીજો વિજય હતા જેને સંસાર જાણે છે. ૨ તે સનકાદિકોના શાપથી બન્ને જણા તામસી આસુરી દેહને પ્રાપ્ત થયા. એક હિરણ્યકશિપુ અને બીજો હિરણ્યાક્ષ બન્ને ભાઈ ઇન્દ્રના મદને હરનારા વિશ્વ વિખ્યાત થયા.[2] ૩ ત્રૈલોક્ય વિજયી સમરશૂર, મહારણધીર લોક વિખ્યાત થયા. તેમાંથી એક હિરણ્યાક્ષને તો યજ્ઞ વારાહરૂપ ધારણ કરીને નિપાતન કર્યો[3] અને બીજા હિરણ્યકશિપુને નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને માર્યો[4] અને પોતાના ભક્ત પ્રહ્લાદના યશનો વિસ્તાર કર્યો: ૪

---

૧ ભગવત્ ગીતામાં કહ્યું છે કે—यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत । अभ्युत्थानमधर्मस्यं तदात्मानं सृजाम्यहं । १ । परित्राणाय साधूनां विनाशायच दुष्कृतां । धर्म, संस्थापनार्थाय संभवामि युगे युगे । २ । जन्म कर्मच मेदिव्यं योमांवेत्तितत्त्वत । त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोर्ज्जुन । ३ ।

૨ સનકાદિકના શાપથી જય વિજય કામ, ક્રોધ તથા લોભથી ભરપૂર પૃથિવીમાં જન્મ પામ્યાની કથા શ્રી મદ્ભાગવતના તૃતીય સ્કન્ધના ૧૫ મા અધ્યાયમાં છે તે જોવી.

૩ વારાહ અવતાર ધરીને હિરણ્યાક્ષને મારયાની કથા શ્રી ભાગવતના તૃતીય સ્કન્ધના ૧૯ મા અધ્યાયમાં છે.

૪ નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને પ્રભુએ હિરણ્યકશિપુને માર્યો. એ કથા ભાગવતના સપ્તમ સ્કન્ધના ૮ મા અધ્યાયમાં છે.

दोहा—भये निशाचर जाइते, महाबीर बलवान ॥
कुम्भकर्ण रावण सुभट, सुर विजयी जगजान ॥ १३१ ॥

તેજ ત્રેતાયુગમાં આવીને પુનઃ રાક્ષસ થયા. મહાવીર, મહા બળવાન્ એક દશગ્રીવ રાવણુ અને બીજો તેનો અનુજ ભાઈ કુમ્ભકર્ણુ મહાસુભટ દેવ વિજયી કે જેને સંસાર જાણે છે. ૧૩૧

चौ०—मुक्त न भयउ हते भगवाना, तीन जन्म द्विजबचनप्रमाना ॥
एकबार तिनके हित लागी, धरेउ शरीर भक्त अनुरागी ॥ १ ॥
कश्यप अदिति तहां पितु माता, दशरथ कौशल्या विख्याता ॥
एककल्प यहिविधि अवतारा, चारित पवित्र किये संसारा ॥ २ ॥
एककल्प सुर देखि दुखारे, समर जलन्धर सन सब हारे ॥
शम्भुकीन्ह संग्राम अपारा, दनुज महाबल मरै न मारा ॥ ३ ॥
परम सती असुराधिप नारी, तेहि बल ताहि न जीत पुरारी ॥

જો કે હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ ભગવાનના હાથથી મારયા ગયા; તોપણ તેની મુક્તિ થઈ નહિ, તેનું કારણ એ હતું કે, સનત્કુમારોનું વચન હતું કે, ત્રણ જન્મે તમારો ઉદ્ધાર થશે તેને પ્રમાણ કરવું પડયું. એકવાર તેઓના હિતાર્થ શરણાગત વત્સલ સ્વામીએ રામ શરીર ધારણ કરયું. ૧ દશરથ અને કૌશલ્યા કે જે પૂર્વ જન્મમાં કશ્યપ અદિતિ હતાં, તેઓ આ રામાવતારમાં શ્રી રામચન્દ્રજીનાં માતાપિતા થયાં હતાં, એટલે કે દશરથ, કશ્યપના અવતાર હતા અને કૌશલ્યા અદિતિનો અવતાર હતાં, એ કલ્પમાં તો પ્રભુએ આ પ્રમાણે અવતાર લઇને સંસારમાં પરમપવિત્ર ચરિત્ર કરયાં હતાં. ૨ એક બીજું કારણ એ છે કે એક કલ્પમાં પ્રભુએ એ માટે અવતાર ધારણ કરયો હતો કે, દેવતાઓ, જલંધરથી યુદ્ધમાં પરાજય પામવાથી મહાદુઃખી થઈ ગયા હતા, તેઓને જોઇને શ્રી સદાશિવજીએ તે જલંધર સાથે મહાભારી યુદ્ધ કરયું; પરન્તુ તે મહા બળવાન્ દૈત્ય કોઈ પણ પ્રકારે મરણ પામ્યો નહિ. ૩ કેમકે તેની સ્ત્રી વૃંદા મહાપતિવ્રતા હતી, તેના પાતિવ્રત ધર્મના પ્રતાપથી તે દૈત્યનો શ્રીસદાશિવજી પરાજય કરી શકયા નહિ.

दोहा—छलकर टारेउ तासु ब्रत, प्रभु सुर कारज कीन्ह ॥
जब तेहँ जानेउ मर्म सब, शाप कोपकर दीन्ह ॥ १३२ ॥

ત્યારે પ્રભુએ કપટ કરીને તેનું સતીત્વ ખંડિત કરીને દેવતાઓનું કાર્ય કરયું જ્યારે વૃંદાને તે કપટની ખબર પડી, ત્યારે તેણે ક્રોધ કરીને ભગવાનને શાપ આપ્યો[1] ૧૩૨

[1] આ કથા પદ્મ પુરાણના કાર્તિક મહાત્મ્યમાં છે.

चौ०—तासु शाप हरि कीन्ह प्रमाना, कौतुकनिधि कृपालु भगवाना ॥
तहां जलंधर रावण भयऊ, रणहति राम परमपद दयऊ ॥ १ ॥
एकजन्म कर कारण एहा, जेहि लगि राम धरी नर देहा ॥
प्रति अवतार कथा प्रभु केरी, सुनि वरणीमुनि कबिन घनेरी ॥ २ ॥
नारद शाप दीन्ह यक बारा, कल्प एक तेहि लगि अवतारा ॥
गिरिजा चकितभई सुनि बानी, नारद विष्णु भक्त मुनि ज्ञानी ॥ ३ ॥
कारण कौन शाप मुनि दीन्हा, का अपराध रमापति कीन्हा ॥
यह प्रसंग मोहि कहहु पुरारी, मुनि मन मोह सो अचरज भारी ॥ ४ ॥

એ વૃન્દાના શાપને પ્રભુએ પ્રમાણ કર્યો; કેમકે દયાળુ પ્રભુ કૌતુકોના ભંડાર છે, તે કલ્પમાં જલંધર રાવણ થયો, જેથી યુદ્ધમાં મારીને પ્રભુએ પરમપદ આપ્યું ૧ પ્રભુને જન્મ લેવાનું એક કારણ એ હતું કે જેને માટે પ્રભુએ મનુષ્ય દેહ ધારણ કર્યો હતો. એ પ્રમાણેજ અવતાર અવતાર પ્રતિ પ્રભુની કથા કવીશ્વર મુનિજનોએ અનેક પ્રકારે વર્ણવેલી છે.[2] ૨ એકવાર નારદજીએ વિષ્ણુ ભગવાનને શાપ આપ્યો હતો, તે કારણથી તે કલ્પમાં રામાવતાર થયો હતો. શ્રી સદાશિવજીની આ વાણી સાંભળતાંજ શ્રી પાર્વતીજી ચકિત થઈ ગયાં કે, નારદજીતો વિષ્ણુ ભક્ત, પરમશાન્ત, જ્ઞાની મુનિ છે. ૩ એવું કારણ શું થયું કે, નારદજીએ પોતાના સ્વામી શ્રી વિષ્ણુ ભગવાનને શાપ આપ્યો, અને સદાભક્તાનુકૂળ વિષ્ણુ ભગવાને એવો શું અપરાધ પોતાના ભક્ત નારદજીનો કર્યો હતો, આ પ્રસંગ તો હે પુરારિ સ્વામી ! મને વિસ્તાર પૂર્વક કહો; કેમકે નારદજી સમાન જ્ઞાની મુનિને મોહ થવો એતો મહાઆશ્ચર્ય છે. ૪

दोहा—बोले बिहँसि महेश तब, ज्ञानी मूढ न कोइ ॥
जेहि जस रघुपति करहि जब, सो तस तेहि क्षण होइ ॥१३३॥

આવું શ્રી પાર્વતીજીનું બોલવું સાંભળીને શ્રી સદાશિવજી હસીને બોલ્યા કે, હે પાર્વતી ! આ સંસારમાં સ્વભાવથી જ્ઞાની વા મૂઢકોઈ પણ પણ નથી, જે સમય જેને મારા સ્વામી રઘુત્તમ રામ જેવો કરે છે, તે તેજ સમય તેવોજ થઈ જાય છે, સર્વના પ્રેરક શ્રી રામ છે. ૧૩૩

सो०—कहौं राम गुण गाथ, भरद्वाज सादर सुनहु ॥
भव भंजन रघुनाथ, भजु तुलसी तजि मोह मद ॥ २० ॥

શ્રી યાજ્ઞવલ્કય મુનિ શ્રી ભરદ્વાજજીને કહે છે કે, હે ભરદ્વાજ ! હું શ્રી રામ-

---

૨ કોઈ કોઈ પુસ્તકમાં सुनि सुनि वर्णी कविन घनेरी એમ ચરણ છે, કોઈમાં सुनि मुनि એમ પાઠ છે, પણ તે બધા બંધ બેસતા નથી, અને મહાત્મા શ્રી ગોસ્વામી તુલસીદાસજીના હસ્તાક્ષરના પુસ્તકમાં सुनि बरणी मुनि कबिन घनेरी, એમ પાઠ હોવાથી અમે મૂળનેજ અનુસરીને અર્થ કરેલો છે. ભાષાન્તર કર્તા.

ચન્દ્રજીના ગુણોની કથા કહું છું, તે તમે ધ્યાન દઈને શ્રવણ કરો. શ્રી ગોસ્વામી પોતાને કહે છે કે—હે તુલસી ! શ્રી પ્રભુભવભંજન છે, એ માટે તું માન અને મદને છોડીને પ્રભુનું ભજન કર.[1] ૨૦

चौ०—हिमगिरिगुहा एक अतिपावनि, बह समीप सुरसरित सुहावनि ॥
आश्रम परम पुनीत सुहावा, देखि देवऋषि मन अति भावा ॥ १ ॥
निरखि शैलसरि विपिन विभागा, भयउ रमापतिपद अनुरागा ॥
सुमिरत हरिहि आपगति बांधी, सहज विमलमन लागि समाधी ॥ २ ॥
मुनि गति देखि सुरेश डराना, कामहि बोली कीन्ह सन्माना ॥
सहित सहाय जाहु ममहेतू, चलेउ हर्षि हिय जलचरकेतू ॥ ३ ॥
सुनासीर मन महँ अतित्रासा, चहत देवऋषि ममपुर बासा ॥
जेकामी लोलुप जगमाहीं. कुटिल काका इव सबहिं डराहीं ॥ ४ ॥

(આ) પ્રમાણે શ્રી પાર્વતીજીને સમજાવીને તેનો પૂછેલો નારદજીના મોહનો વૃત્તાંત કહે છે ) હિમાલય પર્વતની એક મહા સુન્દર પવિત્ર ગુફા છે. તેની પાસે શોભાયમાન ગંગાજી વહે છે. એ ગુફામાં એક પરમ પવિત્ર આશ્રમ હતો. તે પરમ પુનીત આશ્રમ દેવર્ષિ નારદજીને બહુ સારો લાગ્યો. ૧ પર્વતની સુન્દર નદી, અને તેના વનને નિરખીને, પોતાના સ્વામી રમાનાથ ભગવાન્ વિષ્ણુના ચરણોમાં અધિક પ્રેમ ઉત્પન્ન થયો. હરિનું સ્મરણ કરતાંજ પોતાની ગતિતો બાધિત થઈ ગઈ, અર્થાત્ વિસરી ગઈ.[2] સ્વાભાવિકજ વિશુદ્ધ મન કરીને ભગવત્ ધ્યાનમાં સમાધિ , લાગી ગઈ ૨ નારદમુનિની આવી ગતિને જોઈ દેવરાજ ઇન્દ્ર ભય પામવા લાગ્યો તેથી તેણે કામદેવને બોલાવી સન્માન કરીને કહ્યું કે મારા કાર્યને માટે તમે તમારી સેનાસહ નારદની પાસે જઈને તેની સમાધિનો ભંગ કરો. આ પ્રમાણે ઈન્દ્રનાં વચન સાંભળી કામહર્ષિત હૃદય થઈ, અભિમાન સહ ઈન્દ્રપાસેથી વિદાય થયા. ૩ હે પાર્વતી ! ઇન્દ્રના મનમાં એ ત્રાસ થયો કે, દેવર્ષિ નારદજી મારી પદ્વી માગે છે, જે કોઇ કામી, લોભી સંસારમાં છે, તે મહાકુટિલ કાગડાની પેઠે સર્વથી શંકિત રહે છે. ૪

---

[1] આ સમ્વાદમાં જેમ યાજ્ઞવલ્કયજી ભરદ્વાજજીને કહે છે તેમ ગોસ્વામીના ગુરૂ ગોસ્વામી તુલસીદાસજીને કહે છે કે—હે તુલસી ! જે માન મદથી નારદજી મોહ પામી ગયા હતા, તેને છોડીને ભગવાનનું ભજન કર. આ અર્થ વિશેષ અનુકૂળ છે. ભા. કર્તા.

[2] હાલમાં પ્રકટ થતાં પુસ્તકોમાં ક્ષેપક બહુ મળી જવા સાથે મહાત્મા શ્રી ગોસ્વામી તુલસીદાસજી નીરચેલી ચોપાઇઓમાં પણ શબ્દ ફેરફાર થઈ ગયા છે. જેમકે—सुमिरत हरिहि शाप गति बांधी તે પદ કેટલાકમાં सुमिरत हरिहि श्वास गति बांधी એમ પાઠ છે. પણ તે બધા પાઠ અસંગત છે, પણ તે સ્થળે ગોસ્વામીજીના મૂળ હસ્તાક્ષરના પુસ્તકમાં सुमिरत हरिहि आप गति बांधी એ પાઠ છે અને એ વિશેષ અનુકૂળ છે તેથી તે પાઠ રાખવામાં આવ્યો છે. ભાષાન્તર કર્તા.

दोहा–सूख हाड ले भाग शठ, श्वान निरखि मृगराज ॥
छीनि लेइ जनि जान जड, तिमि सुरपतिहि न लाज ॥ १३४ ॥

જેમ કોઈ સૂકું હાડકું ચાવતો શઠશ્વાન, સિંહને આવતો જોઈને, તે સૂકાં હાડકાંને મહા પદાર્થ જાણીને તેને લઈને ભાગે કે કદાચ તે સિંહ ન લઈ લે તે, પ્રમાણે ઈન્દ્ર પોતાનાં એક મન્વન્તર પર્યન્તનું રાજ્ય નારદરૂપી સિંહની પાસે મહાપદાર્થ માને છે, તે ઈન્દ્રને લાજ આવતી નથી, કે હું આ શું કરૂં છું. ૧૩૪

चौ०–तेहि आश्रमहिं मदन जब गयऊ, निज माया वसन्त निर्मयऊ ॥
कुसुमित विविध विटप बहुरङ्गा, कूजहिं कोकिकल गुंजहिं भृङ्गा ॥ १ ॥
चली सुहावन त्रिविध बयारी, काम कृशानु बढावन हारी ॥
रम्भादिक सुरनारि नवीना, सकल असमशरकलाप्रवीना ॥ २ ॥
कराहिं गान बहु तानतरंगा, बहुविधि क्रीडहिं पाणि पतंगा ॥
देखि सहाय मदन हरषाना, कीन्हेसि पुनि प्रपंच विधिनाना ॥ ३ ॥
काम कला कछु मुनिहिनव्यापी, निजभयडरेउ मनोभवपापी ॥
सीमकिचापि सकै कोउतासू, बड रखवार रमापति जासू ॥ ४ ॥

જ્યારે કામદેવે નારદજીના આશ્રમમાં જઈને પ્રથમજ પોતાની માયાથી વસન્ત ૠતુ કરી દીધી. તેથી કરીને અનેક જાતિનાં સુન્દરવૃક્ષ રંગરંગનાં પ્રફુલ્લિત થઈ ગયાં, તેના ઉપર મધુર, મનોહર શબ્દથી કોયલ ટોકા કરવા લાગી અને ભ્રમરો ગુંજા રવ કરવા લાગ્યા. ૧ શીતળ, મન્દ અને સુગન્ધ યુક્ત કામાગ્નિ વધારનાર સુન્દર પવન ચાલવા લાગ્યો. રમ્ભાદિક્ નવ યૌવના દેવાંગના અપ્સરા કે જે કામકળામાં અતિ પ્રવીણ હતી. ૨ તે અનેક પ્રકારનાં તાનોના તરંગોથી ગાયન કરવા લાગી, અને વિવિધ પ્રકારના હાથમાં દડા ઉછાળતી, નૃત્યાદિ ક્રીડા કરવા લાગી આવો પોતાની સેનાનો પ્રભાવ જોઈને કામદેવ મહા હર્ષ પામ્યો, અને નાનાપ્રકારના પ્રપંચો રચી રચીને પોતાનાં પાંચે બાણ પુષ્પ ધનુષ્‌માં સાંધીને વારમ્વાર નારદજી ઉપર ચલાવ્યાં જ્યારે કામની કોઈ પણ કળા મુનિના મનમાં વ્યાપી નહિ, ત્યારે તો પોતાનાજ ભયથી અપરાધી પાપી કામ ભય પામ્યો. કહોતા ખરા કે તેની સીમાને સંસારમાં કોણ દાબી શકે છે ? જેના મહારક્ષક રમાપતિ સ્વયં હરિ છે, જેના ભયથી પવન નિરન્તર વહે છે, સૂર્ય સમયાનુસાર તપે છે. ઈન્દ્ર પોતાના નિયતકાળે વૃષ્ટિ કરે છે, અગ્નિ આજ્ઞાનુસાર બાળે છે અને મૃત્યુદોરી ફરે છે. એવા જેના વિષ્ણુ ભગવાન્ રક્ષક છે, તે નારદજીને બિચારો કામ શું કરી શકે ? ૪

दोहा–सहित सहाय सभीत अति, मानि हारि मन मैन ॥
गहेसि जाइ मुनिवर चरण, कहि सुठि आरत बैन ॥ १३५ ॥

અત્યન્ત સભીત કામદેવ પોતાની સેના સહિત મનમાં હારીને શ્રી નારદજીના ચરણોમાં પડયો, અને અતિ આર્ત્ત વચનો કહેવા લાગ્યો. ૧૩૫

चौ०–भयउ न नारद मन कछु रोषा, कहि प्रिय वचन काम परितोषा ॥
नाइ चरण शिर आयसु पाई, गयउ मदन तब सहित सहाई ॥ १ ॥
मुनि सुशीलता आपनि करणी, सुरपति सभा जाइ सब वरणी ॥
सुनि सबके मन अचरज आवा, मुनिहिं प्रशंसि हरिहि शिर नावा ॥ २ ॥
तब नारद गवने शिवपाहीं, जीति काम अहमिति मन माहीं ॥
मार चरित शंकरहि सुनावा, अतिप्रिय जानि महेश सिखावा ॥ ३ ॥
बार बार बिनवउँ मुनि तोही, जिमि यह कथा सुनायउ मोहीं ॥
तिमि जनि हरिहि सुनावहु कबहूँ, चलेहु प्रसंग दुरायउ तबहू ॥ ४ ॥

જો કે કામદેવે શ્રી નારદજીનો મહા અપરાધ કર્યો હતો; તોપણ શ્રી નારદજીના મનમાં જરા પણ ક્રોધ આવ્યો નહિ. એથીજ શ્રી નારદજીએ પ્રિય વચન કહીને કામદેવને પ્રસન્ન કરચો, એટલે કામદેવ શ્રી નારદજીના ચરણોમાં મસ્તક નમાવી તેમની આજ્ઞા લઈ પોતાના સહાયકો સહ ઈન્દ્રની પાસે ગયો. ૧ કામદેવે ઈન્દ્રની સભામાં જઈને દેવર્ષિ નારદજીની સુશીલતા અને પોતાનું સઘળું કર્ત્તવ્ય ઈન્દ્રને કહ્યું. કામદેવનાં વચન સાંભળતાં સર્વ લોકોના મનમાં મહા આશ્ચર્ય થયું અને તેઓએ શ્રી નારદજીની પ્રશંસા કરીને શ્રી હરિને શિર નમાવ્યું. ૨ કામદેવને જીતવાથી નારદજીના મનમાં બહુ અહંકાર આવી ગયો જેથી નારદજી શ્રીમહાદેવજીની પાસે ગયા[1] ત્યાં જઈને કામદેવને જીતવાના સર્વ સમાચાર શ્રી મહાદેવજીને સંભળાવ્યા. એટલે શ્રી સદાશિવજીએ નારદજીને પોતાના અતિ પ્રિયજન જાણીને શિખામણ આપી. ૩ હે નારદજી ! હું આપને પુનઃ પુનઃ પ્રાર્થના કરીને કહું છું કે, જેમ આપે આ કથા મને કહી, તેમ કદિ ભૂલથી પણ આ કથા શ્રી વિષ્ણુભગવાનને સંભળાવશો નહિ. જો કદાચ પ્રસંગ પ્રાપ્ત થાય; તોપણ તમે આ વાત ગુપ્ત રાખજો. ૪

दोहा–शम्भु दीन्ह उपदेश हित, नहिं नारदहिं सुहान ॥
भरद्वाज कौतुक सुनहु, हरिइच्छा बलवान ॥ १३६ ॥

શ્રી સદાશિવજીએ નારદજીને જે પરમહિતનો ઉપદેશ કરચો તે નારદજીને રૂચ્યો નહિ. યાજ્ઞવલ્કય મુનિ કહે છે કે–હે ભરદ્વાજ ! હવે જે કૌતુક થયું તે હું કહું છું તે સાંભળો; મુખ્ય વાત તો એ છે કે હરિની ઇચ્છા બળવાન્ છે. ૧૩૬

૧ શ્રી શિવજીની પાસે એ કારણથી નારદજી ગયા કે શ્રી શંકરે કામદેવનો પરાજય કર્યો છે તેમ પોતે પરાજય કર્યો તે પ્રકટ કરવા માટે ગયા હતા.

चौ०–राम कीन्ह चाहै सोइ होई, करै अन्यथा अस नहिं कोई ॥
शम्भुवचन सुनि मनहिं न भाये, तब विरंचिके लोक सिधाये ॥ १ ॥
"तहँ पुनि कछुक दिवस मुनिराया, रहे हृदय अहमिति अधिकाया"
एकबार करतल बरबीणा, गावत हरिगुण गान प्रवीणा ॥ २ ॥
क्षीरसिंधु गवने मुनिनाथा, जहँ बसि श्रीनिवास श्रुतिमाथा ॥
हर्षि मिले उठि रमानिकेता, बैठे आसन ऋषिहि समेता ॥ ३ ॥
बोले विहँसि चराचरराया, बहुत दिनन कीन्ही मुनि दाया ॥
कामचरित नारद सब भाषे, यद्यपि प्रथम बरजि शिव राखे ॥ ४ ॥
अति प्रचंड रघुपतिकी माया, जेहि न मोह अस को जगजाया ॥

જે શ્રી રામ કરવા ચાહે છે તેજ થાય છે તેને અન્યથા કરે એવો જગતમાં કોઈ નથી, શ્રી શિવજીનાં વચન નારદજીના મનમાં રૂચ્યાં નહિ તેથી તે બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ૧ એક સમય હાથમાં સુન્દર વીણા લઈ, ગાયન વિદ્યામાં મહાપ્રવીણ શ્રી નારદજી ભગવાન્ ગુણ ગાતા ક્ષીર સમુદ્રમાં ગયા. જ્યાં સાક્ષાત્ શ્રીનિવાસ, શ્રુતિયોનાં મસ્તક પુરૂષસૂક્ત, પ્રસિદ્ધ વિષ્ણુ ભગવાન્ વસે છે.[२] ૨ નારદજીને આવ્યા જાણીને, મહાપ્રસન્ન થઈ રમાનિકેત સ્વામી ઉઠીને મળ્યા અને નારદજી સહિત આસન ઉપર બેઠા. અને[३] હસીને ભગવાનનું બોલવું થતાં, જો કે શ્રી સદાશિવજીએ પ્રથમ નારદજીને ના કહી હતી; તો પણ નારદજીએ કામનું સર્વ ચરિત્ર કહ્યું. ભગવાનની માયા મહાપ્રબળ છે, જેને માયાજનિત મોહ નથી એવો સંસારમાં કોણ જન્મ્યોછે.૪

दोहा–रूख वदन करि वचन मृदु, बोले श्रीभगवान ॥
तुम्हरे सुमिरणते मिटहिं, मोह मार मद मान ॥ १३७ ॥

શ્રી ભગવાન્ નારાયણ ભારે મોઢું રાખીને કોમળ વચન બોલ્યા કે, તમારા સન્મુખ કામ શી ગણનામાં છે, તમારા સ્મરણ માત્રથીજ, મોહ, કામ, મદ અને માન એ સર્વ મટિ જાય છે. ૧૩૭

चौ०–सुनु मुनि मोह होइ मन ताके, ज्ञान विराग हृदय नहिं जाके ॥
ब्रह्मचर्य्यव्रत रति मतिधीरा, तुमहिं कि करै मनोभव पीरा ॥ १ ॥
नारद कहेउ सहितअभिमाना, कृपा तुम्हारि सकल भगवाना ॥
करुणानिधि मन दीख विचारी, उर अंकुरेउ गर्वतरु भारी ॥ २ ॥

---

२ वेदानां प्रबलामंशा ग्मस्तस्मादुपालस्मवादिनः । तस्मात्स्य पौरुषं सूक्तं नतस्माद्विद्यतेपरम् ॥

૩ હસીને બોલ્યાનો આશય એ છે કે નારદજી અભિમાન યુક્ત છે અથવા હસીને બોલવું એ વિષ્ણુનો સ્વભાવ છે.

वेगि सो मैं डारिहौं उपारी, प्रण हमार सेवक हितकारी ॥
मुनिकरहित मम कौतुक होई, अवशि उपाय करब मैं सोई ॥ ३ ॥
तब नारद हरिपद शिर नाई, चले हृदय अहमिति अधिकाई ॥
श्रीपति निज माया तब प्रेरी, सुनहु कठिन करणी तेहि केरी ॥ ४ ॥

હે મુનિ ! સાંભળો. જેના હૃદયમાં જ્ઞાન અને વૈરાગ્ય હોતું નથી તેને મોહ થાય છે. આપ તો બ્રહ્મચર્યવ્રતપરાયણ અને મતિધીર છો, તમને બિચારો કામદેવ શું બાધા કરી શકે તેમ છે. ૧ નારદજીએ અહંકારપૂર્વક કહ્યું કે હે પ્રભુ ! સર્વ આપની કૃપા છે. ત્યારે કરૂણાનિધાન ભગવાને વિચાર કરી જોયું તો નારદજીના હૃદયમાં તો મહાભારી ગર્વનું વૃક્ષ અંકુરિત થઇ ગયું છે. ૨ તેને તો હું તુરત ઉખેડી નાખીશ; કેમકે સેવકહિતકારી મારૂં પ્રણ છે અને નારદજી મારા પરમ ભક્ત છે માટે તેનું હિત કરવામાં ઢીલ કરવી જોઇએ નહિ. જેથી તેનું હિત અને મારૂં કૌતુક કે જેથી કાળક્ષેપ થાય તે ઉપાય હું હમણાંજ અવશ્ય કરીશ. ૩ નારદજી તો ભગવાનને પ્રણામ કરીને મહા અભિમાન સહિત ત્યાંથી ચાલ્યા. અને શ્રીપતિ ભગવાને પોતાની જગન્મોહિની માયાને તેના ઉપર પ્રેરણા કરી, હવે તેની મહાકઠિણ કરણી કહું છું તે સાંભળો ४.

दोहा–विरचेउ मगमहँ नगर तेहि, शतयोजन विस्तार ॥
श्रीनिवासपुरते अधिक, रचना विविध प्रकार ॥ १३८ ॥

પ્રભુએ પોતાની માયાથી જે રસ્તે નારદજી જતા હતા તે માર્ગમાં એક ઘણુંજ સુન્દર સો યોજન લાંબુ પોહોળું નગર બનાવ્યું અને તેમાં નાના પ્રકારની વિચિત્ર રચના વૈકુન્ઠના કરતાં પણ અધિક જણાતી હતી. ૧૩૮

चौ०–बसहिं नगर सुंदर नर नारी, जनु बहु मनसिज रति तनु धारी ॥
तेहि पुर बसै शीलनिधि राजा, अगणित हय गज सेनसमाजा ॥ १ ॥
शतसुरेशसम विभवविलासा, रूप तेज बल नीति निवासा ॥
विश्वमोहिनी तासु कुमारी, श्रीविमोह जेहि रूप निहारी ॥ २ ॥
सो हरिमाया सब गुणखानी, शोभा तासु कि जाइ बखानी ॥
करै स्वयम्बर सो नृपबाला, आये तहँ अगणित महिपाला ॥ ३ ॥
मुनि कौतुकी नगर तेहि गयऊ, पुरवासिन सन बूझत भयऊ ॥
सुनि सब चरित भूपगृह आये, करि पूजा नृप मुनि बैठाये ॥ ४ ॥

તે નગરમાં જે સુન્દર સ્ત્રી, પુરૂષ રહેતાં હતાં, તે એવાં રૂપવાન હતાં કે, જાણે રતિ અને કામદેવજ અનેક શરીર ધારણ કરીને ત્યાં આવી વસ્યાં હતાં. ત્યાં શીળનિધિ નામનો રાજા રહેતો હતો, તેની પાસે અસંખ્ય હાથી તથા ઘોડાની સેનાનો ર-

આલો હતો. ૧ તેનો વૈભવ અને ભોગવિલાસ સો ઇન્દ્રોના સમાન હતો. તે રાજા રૂપ, તેજ, બળ અને નીતિનો ભંડાર હતો. તેને વિશ્વમોહની નામની કન્યા હતી, જેનું રૂપ જોઇને સ્વયં લક્ષ્મીજી મોહિત થતાં હતાં. ૨ તે સાક્ષાત્ પ્રભુની માયા હતી એ માટે તે સર્વ ગુણોની ખાણ્ય રાજકન્યાની છબી શી રીતે વર્ણવી શકાય. તે રાજકન્યાના સ્વયંવરની તૈયારી કરેલી હતી, જેમાં કેટલાએક અસંખ્યાત રાજાઓ ત્યાં આવ્યા હતા. ૩ કૌતુકી મુનિ નારદજી પણ તે નગરમાં ગયા. ત્યાં જઇને નગરના લોકોને પૂછયું કે આ શા કારણથી ભીડ થઇ રહેલી છે ? શું ધામધૂમ છે ? નગરના લોકોએ ત્યાંની સર્વ વાર્ત્તા કહી તેને સાંભળીને નારદજી રાજાને ઘેર ગયા, રાજાએ નારદજીને આવેલા જોઇને પૂજા કરીને આસન ઉપર બેસાડયા. ૪

दोहा—आनि देखाई नारदहि, भूपति राजकुमारि ॥
कहहु नाथ गुण दोष सब, इहिकर हृदय विचारि ॥ १३९ ॥

રાજાએ પોતાની રાજકુમારીને લાવીને નારદજીને દેખાડી અને કહ્યું કે, હે મુનિવર્ય્ય મહારાજ ! આ મારી કન્યાના ગુણ દોષ આપ વિચારીને કહો. ૧૩૯

चौ०—देखि रूप मुनि विरति बिसारी, बडी बार लगि रहे निहारी ॥
लक्षण तासु बिलोकि भुलाने, हृदय हर्ष नहिं प्रगट बखाने ॥ १ ॥
जो इहि वरै अमर सो होई, समरभूमि तेहि जीत न कोई ॥
सेवहिं सकल चराचर ताही, बरै शीलनिधि कन्या जाही ॥ २ ॥
लक्षण सब विचारि उर राखे, कछुक बनाइ भूपसन भाखे ॥
सुता सुलक्षणि कहि नृपपाहीं, नारद चले शोच मन माहीं ॥ ३ ॥
करौं जाइ सोइ यतन विचारी, जेहि प्रकार मोहिं वरै कुमारी ॥
जप तप कछु न होइ यहि काला, हेविधि मिलै कवन विधि बाला ॥ ४ ॥

નારદજી તે કન્યાનું રૂપ જોઇને વૈરાગ્ય તો પ્રથમથીજ ખોઇ બેઠા અને ઘણીવાર સુધી તેને જોતાજ રહ્યા પછી તેનાં સુલક્ષણ જોઇને જ્ઞાન પણ ભૂલી ગયા. હૃદયમાં આનન્દ થઈ ગયો. તેથી રાજાને પ્રત્યક્ષ તો કહ્યું નહિ પણ મનમાં વિપરીત અર્થ સમજી લીધો. ૧ લક્ષણ તો એવાં છે કે, આને અજર, અમર, અપરાજીત, ચરાચરસેવ્ય વર મળશે, તેનું એમ સમજ્યા કે જે આને વરશે તે અમર થઈ જશે, અને સંસારમાં તેને કોઈ જીતી શકશે નહિ. અને ચરાચર જીવ સર્વ તેની સેવા કરશે જેને આ શીલનિધિની કન્યા વરશે ૨ આવાં આનાં લક્ષણ દેખાય છે માટે આ વાત પ્રકટ કરવી ન જોઇએ, આ પ્રમાણે વિચાર કરીને નારદજીએ તે લક્ષણ તો પોતાના મનમાં રાખી લીધાં અને કાંઈ નવીન વાત બનાવીને નારદજીએ રાજાને કહ્યું કે, હે રાજન્ ! આપની કન્યા મહાસુલક્ષણ વાળી છે. બસ, આટલુંજ કહ્યું બીજું કાંઇ પ-

ણુ કહ્યું નહિ. અને નારદજી ત્યાંથી ચાલ્યા અને મહા શોકમાં નિમગ્ન થઇ ગયા. ૩ હવે હું જઇને વિચાર કરીને કોઈ એવો ઉપાય કરૂં કે જેથી મને આ કન્યા વરે, નારદજી વિચાર કરચો કે હવે આ સમય કાંઈ જપ તપ તો થઈ શકે તેમ નથી. હવે હે વિધાતા ! આ રાજકન્યા મને શી રીતે મળે ! ! ૪

**दोहा–इहि अवसर चाहिय परम, शोभा रूप विशाल ॥**
**जो विलोकि रीझै कुँवरि, तौ मेलै जयमाल ॥ १४० ॥**

આ સમય તો ઘણુંજ સુન્દર સ્વરૂપ અને અત્યન્ત શોભા થવી જોઈએ કે જેને જોતાંજ આ કન્યા આનન્દ પામીને કન્ઠમાં જયમાળા પહેરાવી દે. ૧૪૦

**चौ०–हरिसन मांगौं सुन्दरताई, होइहि जात गहरु अतिभाई ॥**
**मोरे हित हरिसम नहिं कोऊ, इहि अवसर सहाय सो होऊ ॥ १ ॥**
**बहुविधि विनय कीन्ह तेहि काला, प्रगटेउ प्रभु कौतुकी कृपाला ॥**
**प्रभु विलोकि मुनिनयन जुडाने, होइहि काज हिये हरषाने ॥ २ ॥**
**अति आरत कहि कथा सुनाई, करहु कृपा प्रभु होहु सहाई ॥**
**आपन रूप देव प्रभु मोहीं, आनभांति नहिं पावहुँ ओही ॥ ३ ॥**
**जेहि विधि नाथ होइ हित मोरा, करौ सो वेगि दास मैं तोरा ॥**
**निजमायाबल देखि बिशाला, हिय हँसि बोले दीनदयाला ॥ ४ ॥**

આવા વિચારથી નારદજીના મનમાં એ વાર્ત્તા આવી કે, વિષ્ણુ ભગવાન્ પાસેથી હું સુન્દરતા માગું તેથી મારૂં પ્રયોજન સિદ્ધ થઈ જશે, પરન્તુ ત્યાં સુધી જવું અને પાછું અહિં આવવું તેમાં તો સમય ઘણો વ્યતીત થઇ જાય માટે હવે શું કરૂં. પુનઃ વિચાર કરચો કે મારે તો પ્રભુના સમાન કલ્યાણકારી અન્ય કોઈ પણ નથી, માટે આ અવસરે તેજ હરિ સહાય થશે. ૧ આ પ્રમાણે વિચાર કરીને નારદજીએ તે સમય હરિની પ્રાર્થના કરી એટલે કૌતુકી[1] કૃપાળુ પ્રભુ ત્યાં પ્રકટ થયા. પ્રભુનાં દર્શન થતાંજ મુનિ એવા જે નારદ તેનાં નેત્ર શીતળ થઈ ગયાં, અને મનમાં મહાપ્રસન્ન થયા કે હવે કામ થઈ ગયું. ૨ નારદજીએ અતિ આતુર થઈને સર્વ વાર્ત્તા પ્રભુને સંભળાવીને કહ્યું કે હે પ્રભુ ! કૃપા કરો, અને આ કાર્યમાં આપ મારા સહાયક થાઓ. હે પ્રભુ ! આપ મને આપનું—હરિનું રૂપ આપો; કેમકે અન્ય ઉપાયથી આ કન્યા મને મળે તેમ નથી ૩ હે નાથ ! જે પ્રકારે મારૂં કલ્યાણ થાય તે ઉપાય તુરત કરો. હું આપનો દાસ છું, માટે જો આપ નહિ કરો તો પછી કોણ કરશે ? આ પ્રમાણે નારદજીના ઉપર પોતાની પ્રબળ માયાનું પ્રબળ બળ જોઇને દીન દયાળુ પ્રભુ મનમાં ને મનમાં હસીને બોલ્યા કે. ૪

૧ કૌતુકી અર્થાત્ રાજરૂપ થઇને પ્રકટ થયા; કેમકે ત્યાં રાજાઓની સભા છે. કૃપાળુ એ માટે કે દેવતાઓપર કૃપા કરે છે; કેમકે તેઓને માટે અવતાર લેવાવાળા છે.

दोहा–जोहि विधि होइहि परमहित, नारद सुनहु तुम्हार ॥
सोइ हम करब न आन कछु, वचन न मृषा हमार ॥ १४१ ॥

હે નારદ ! જે પ્રકારે તમારૂં[૨] પરમહિત થશે તે હું કહું છું તે સાંભળો અને હું તેજ ઉપાય કરીશ અન્યથા કરીશ નહિ. તમે એ જાણો છો કે મારૂં વચન અસત્ય હોતું નથી. ૧૪૧

चौ०–कुपथ मांगु रुज व्याकुल रोगी, वैद्य न देइ सुनहु मुनियोगी ॥
यहिविधि हित तुम्हार मैं ठयऊ, कहि अस अन्तरहित प्रभु भयऊ ॥ १ ॥
माया विवश भये मुनि मूढा, समुझी नहिं हरि गिरा निगूढा ॥
गवने तुरत तहां ऋषिराई, जहां स्वयम्बर भूमि बनाई ॥ २ ॥
निजनिज आसन बैठे राजा, बहु बनाय करि सहित समाजा ॥
मुनिमन हर्ष रूप अति मोरे, मोंहि तजि आन बरिहि नाहिं भोरे ॥ ३ ॥
मुनिहितकारण कृपानिधाना, दीन्ह कुरूप न जाइ बखाना ॥
सो चरित्र लखि काहु न पावा, नारद जानि सबन्हि शिर नावा ॥ ४ ॥

હે યોગી મુનિ ! શ્રવણ કરો. રોગાતુર પુરૂષ જો કુપથ્ય માગે તો તેને વૈદ્યલોક કહિ પણ કુપથ્ય આપતા નથી, એ પ્રમાણે મેં પણ તમારૂં હિત કરવું વિચાર્યું છે, એમ કહીને પ્રભુ તો અંતર્ધ્યાન થઈ ગયા. ૧ અને નારદજી તો માયાને વશ્ય એવા તો અજ્ઞાની થઈ ગયા હતા કે તેના સમજવામાં ભગવાનની ગંભીર વાણી આવી નહિ.[૩] નારદજી તો જયાં સ્વયંવર મન્ડપ તૈયાર કર્યો હતો ત્યાં તુરત ગયા. ૨ ત્યાં સર્વ રાજાઓ પોત પોતાના રસાલા સહ અનેક પ્રકારના બનાવ કરી કરીને પોત પોતાના આસન ઉપર બેઠા હતા. નારદજી તો મનમાં આનન્દ પામતા હતા કે સર્વોપરી મારૂં સ્વરૂપ છે; એ માટે મારો ત્યાગ કરીને આ કન્યા અન્યને ભૂલથી પણ વરશે નહિ. ૩ નારદજીના મનમાં તો આવી વિચારણા હતી; પરન્તુ તેમનું હિત કરવાને માટે કૃપાનિધાન પ્રભુએ તેને એવું કુરૂપ આપ્યું હતું કે તે કહી શકાતુંજ નથી; પરન્તુ પ્રભુની પ્રબળ માયાથી× આ ચરિત્ર કોઈના જાણવામાં આવ્યું નહિ, સર્વ લોકોને તો તેનું સ્વરૂપ નારદનુંજ જોવામાં આવ્યું, જેથી સર્વ લોકોએ તેને મસ્તક નમાવી પ્રણામ કરયા. ૪

૨ પરમહિત એટલે કે અભિમાન રહિત અર્થાત્ માયાથી મુક્ત કરવા.

૩ હરિનાં વચન નિગૂઢા અર્થાત્ સરળ હતાં તેમણે જે વૈદ્ય અને રોગીનું દૃષ્ટાન્ત કહ્યું; પરન્તુ નારદમુનિ મોહનાવશમાં મૂઢ થઇ ગયા તેથી સમજ્યા નહિ.

× એ ચરિત્ર એ છે કે નારદજીનાં ત્રણ રૂપ થઇ ગયાં, જ્યારે નારદજી પોતે દર્પણમાં જુવે ત્યારે તે પોતાને વિષ્ણુરૂપ જોતા હતા, અન્ય લોકો નારદજીને નારદજીજ દેખતા હતા; અને રાજકન્યાને તો વૃદ્ધ વાનરના સમાન સ્વરૂપ નારદજીનું દેખાતું હતું.

दोहा—रहे तहां दुइ रुद्रगण, ते जानहिं सब भेउ ॥
विप्र भेष देखत फिरहिं, परम कौतुकी तेउ ॥ १४२ ॥

તે સમય ત્યાં શ્રી સદા શિવજીના બે ગણ[1] બેઠા હતા. તે આ સર્વ ભેદ જાણતા હતા. તેઓ મહાકૌતુકી હતા તેથી બ્રાહ્મણનો વેષ ધારણ કરીને તેઓ કૌતુક જોતા ફરતા હતા. ૧૪૨

चौ०—जेहि समाज बैठे मुनि जाई, हृदय रूप अहमिति अधिकाई ॥
तहँ बैठे महेश गण दोऊ, विप्रभेष गति लखै न कोऊ ॥ १ ॥
करहिं कूट नारदहि सुनाई, नीकि दीन्ह हरि सुन्दरताई ॥
रीझिहि राजकुवँरि छबिदेखी, इनहिं बरिहि हरि जानि विशेषी ॥ २ ॥
मुनिहि मोह मन हाथ पराये, हँसहिं शंभुगण अति सचुपाये ॥
यदपि सुनहिं मुनि अटपटि बानी, समुझि न परे बुद्धि भ्रम सानी ॥ ३ ॥
काहु न लखा सो चरित विशेषी, सो स्वरूप नृपकन्या देखी ॥
मर्कट बदन भयंकर देही, देखत हृदय क्रोध भा तेही ॥ ४ ॥

નારદજી પોતાના મનમાં સ્વરૂપનું મહા અભિમાન રાખીને જે સમાજમાં જઈને બેઠા હતા, તે સમાજમાં બે મહાદેવજીના ગણ બ્રાહ્મણનો વેષ ધારણ કરીને બેઠા હતા જે કોઈના જાણવામાં આવ્યા ન હતા. ૧ તે બે ગણ નારદજી સાંભળે તેમ નારદજીની મશ્કરી[2] કરતા હતા કે હરિએ નારદજીને રૂપ તો બહુજ ઉત્તમ આપ્યું છે.[3] રાજકુમારી આની છબી જોતાંજ રીઝી જશે, આનું હરિસમાન સ્વરૂપ જોઈને, હરિ જાણીને આનેજ વરશે. ૨ આ પ્રમાણે બ્રાહ્મણ વેષથી બેઠેલા શ્રી સદાશિવજીના બે ગણ નારદજીનું ઉપહાસ્ય કરતા હતા; પરન્તુ મુનિ તો તે ઉપહાસ્યને જરા પણ સમજ્યા ન હતા; કેમકે તેનું મન પરવશ હતું તેથી તે મોહયુક્ત હતા, તે બન્ને ગણ નારદજીને જોઈ જોઇને હસે છે અને સંકોચ પામે છે. જો કે આ સર્વ અનેકાર્થ વાળી વાણી નારદજી સાંભળે છે પણ તે તેના સમજવામાં આવતી નથી; કેમકે તેની બુદ્ધિ ભ્રમિત થઈ રહી હતી. ૩ તે ચરિત્ર કોઈના સમજમાં આવ્યું ન હતું પરન્તુ નારદજીનું તે સ્વરૂપ એવું દેખાયું કે, વાનરના સમાન મુખ છે. અને મહા બીવરામણો જેનો દેહ છે કે જેને જોતાંજ તે કન્યાના મનમાં અત્યન્ત ક્રોધ થયો. ૪

---

૧ એ બે રૂદ્રગણ એ હતા કે જે દિવસથી નારદજીએ શ્રી મહાદેવજીના ઉપદેશને માન્યો ન હતો તે દિવસથી ગુપ્ત રીતે નારદજી સાથે ચેષ્ટા જોવાને બન્નેને શ્રી મહાદેવજીએ મોકલ્યા હતા.

૨ નારદજીનું ઉપહાસ્ય કરતા હતા કે 'હરિએ ઉત્તમ સુન્દરતા આપી છે' આ વાક્ય નારદજીની ઈચ્છાનુકૂળ છે. અને ઉપહાસ્ય એ છે કે હરિ અર્થાત્ વાનર તેની ઉત્તમ સુન્દરતા અર્થાત્ વૃદ્ધવાનરનું રૂપ અથવા આમ પણ અર્થ છે કે હર એક સુન્દરતા અર્થાત્ વિષ્ણુની નારદની અને વાનરની.

૩ નારદજીના અનુકૂળ અર્થ આ પ્રમાણે છે કે રાજકુમારી આ છબીને જોઈને રીઝશે અને હરિ જાણી-

दोहा–सखी संग लै कुँवरि तब, चलि जनु राज मराल ॥
देखत फिरै महीप सब, कर सरोज जयमाल ॥ १४३ ॥

ત્યારે સખિયોને સાથે લઈને, રાજહંસની ગતિથી ચાલીને, હાથમાં જયમાળા લઈને, સર્વ રાજાઓને અવલોકન કરતી રંગભૂમિમાં ફરવા લાગી. ૧૪૩

चौ०–जेहि दिशि बैठे नारद फूली, सो दिशि तेहि न विलोकेउ भूली ॥
पुनिपुनि मुनि असकहिं अकुलाहीं, देखि दशा हरगण मुसुकाहीं ॥ १ ॥
धरि नृपतनु तहँ गयउ कृपाला, कुँवरि हर्षि मेली जयमाला ॥
दुलहिनि लै गये लक्ष्मिनिवासा, नृपसमाज सब भयउ निरासा ॥ २ ॥
मुनि अति विकल मोहमति नाठी, मणि गिरि गई छूटि जनु गांठी ॥
तब हरगण बोले मुसुकाई, निजमुख मुकुर विलोकहु जाई ॥
अस कहि दोउ भागे भय भारी, बदन दीख मूनि बारि निहारी ॥
भेष विलोकि क्रोध अति बाढा, तिनहिं शाप दीन्हा अति गाढा ॥ ४ ॥

જે દિશામાં નારદજી ફુલાઈને બેઠા હતા તે દિશા તરફ તે રાજકુમારી ભૂલથી પણ જોતી નથી; તો પણ નારદજી પ્રભુની માયાને વશ થઈને વારમ્વાર વ્યાકુળ થઈને ઊંચા નીચા થતા હતા. આવી નારદજીની દશા જોઈને શ્રી સદાશિવજીના ગણ હસવા લાગ્યા. ૧ ત્યાં કૃપાળુ પ્રભુ પણ રાજાનું શરીર ધારણ કરીને રંગભૂમીમાં પધારયા જેને જોતાંજ રાજકન્યા ભગવન્માયાએ પ્રસન્ન થઈને પોતાના પતિ માધવના કંઠમાં જયમાળા પેહેરાવી દીધી જ્યારે લક્ષ્મીનિવાસ ગરૂડધ્વજ પ્રભુ કન્યાને લઈને પધારયા, ત્યારે તે સર્વ રાજસમાજ નિરાશ થઇ ગયો. ૨ નારદમુનિના બુદ્ધિ મોહમાં કેવળ નષ્ટ થઈ ગઈ થતી, જેથી મુનિ એવા વિહ્વળ થઇ ગયા કે, કાંઇ કહી શકાતું નથી. જાણે ગાંઠે બાંધેલ મણિ પડી જાય અને જેવી દશા થાય તે પ્રમાણે નારદજીની દશા થઇ હતી. તેથી રૂદ્રગણ હસીને બોલ્યા કે તમારૂં મુખ તો દર્પણમાં જુવો અને પછી વિવાહની વાર્ત્તા કરો. ૩ આ પ્રમાણે કહીને તે બન્ને ભયભીત થઈને ભાગ્યા અને નારદજીએ જઈને પોતાનું મુખ જળમાં જોયું, તો વાનરના સમાન રૂપ જોઈને મહાક્રોધ ચઢયો અને તે બન્ને રૂદ્રગણને મહાદારૂણ શાપ આપ્યો કે. ૪

दोहा–होहु निशाचर जाय तुम, कपटी पापी दोउ ॥
हँसेहु हमहिं सो लेहु फल, बहुरि हँसेहु मुनि कोउ ॥ १४४ ॥

અરે ! કપટી, પાપિયો, તમે બન્ને રાક્ષસ થઈ જાઓ. તમે મારા ઉપર હસ્યા તેનું ફળ લઈ લ્યો અને વળી કોઈ મુનિને બીજીવાર હસજો. ૧૪૪

---

ને આને વિશેષે કરીને વરશે અને વિપરીત અર્થ એ છે કે, આવી છબીને જોઇને રીઝશે નહિ પણ ‘हनिहरि’ અર્થાત્ આને વાનર જાણીને ‘बरिहि’ અર્થાત્ અન્તઃકરણથી બળી જશે.

चौ०—पुनि जल दीख रूप निज पावा, तदपि हृदय सन्तोष न आवा ॥
फरकत अधर कोप मन माहीं, सपदि चले कमलापति पाहीं ॥ १ ॥
देहौं शाप कि मरिहौं जाई, जगत मोर उपहास कराई ॥
बीचहि पन्थ मिले दनुजारी, संग रमा सोइ राजकुमारी ॥ २ ॥
बोले मधुर वचन सुरसांई, मुनि कहँ चले विकलकी नांई ॥
सुनत वचन उपजा अति क्रोधा, मायावश न रहा मन बोधा ॥ ३ ॥
परसम्पदा सकहु नहिं देखी, तुम्हरे ईर्षा कपट विशेषी ॥
मथत सिन्धु रुद्रहि बौरायहु, सुरन मेरि विषपान करायहु ॥ ४ ॥

નારદજીએ પુનઃ જળમાં મુખ જોયું તો પોતાનું પૂર્વરૂપ મુનિનું સ્વરૂપ જોયું પરન્તુ તેના હૃદયમાં સન્તોષ થયો નહિ. મનમાં અપાર ભરાયલા ક્રોધને લીધે હોઠ ફરકી રહ્યા હતા. એવા નારદજી મહાવેગથી કમળાપતિ વિષ્ણુ ભગવાન્‌ની પાસે જવા ચાલ્યા. ૧ માર્ગમાં જતાં મનમાં વિચાર કરવા લાગ્યા કે પ્રભુએ જગત્‌માં મારી મશ્કરી કરાવી માટે તેને શાપ આપું વા હું મરણ પામું. આમ વિચાર કરતા ચાલ્યા જાય છે ત્યાં વચમાંજ દનુજસૂદન ભગવાન્ લક્ષ્મીજી અને રાજકુમારી સહ[1] મળ્યા ૨ નારદજી તો કાંઈ બોલ્યા નથી તે પહેલાં તો મહા મધુરવાણીથી ચરાચરના સ્વામી પોતેજ બોલ્યા કે–હે મુનિ! આપ વ્યાકુળ થઈને કયાં જાઓ છો? આવાં પ્રભુનાં હાસ્યવચન સાંભળતાંજ નારદજીને મહાકોપ ઉત્પન્ન થયો; અને માયાના વશ મનમાં કાંઈ પણ જ્ઞાન રહ્યું નહિ. ૩ અને નારદજી બોલ્યા કે તમે તમારૂં પેટ ભરવું સારી રીતે જાણો છે. પારકી સમ્પદા જોઈ શકતા નથી, ઈર્ષ્યા અને કપટ એ બે ગુણ તમારામાં વિશેષ છે. સમુદ્રમથન સમય પણ શ્રી મહાદેવજીને ગાંડા બનાવીને, બિચારા ભોળાનાથ રૂદ્રને, દેવતાઓ દ્વારા કહેવરાવીને તેને મહાકાળકૂટ વિષ પીવરાવી દીધું તે પોતાના ભાગ્યથીજ જીવતા રહ્યા. ૪

दोहा—असुर सुरा विष शंकरहि, आपु रमा मणि चारु ॥
स्वारथसाधक कुटिल तुम, सदा कपटव्यवहारु ॥ १४५ ॥

તમે સદાનાં કપટી છો. વિચારી જુવો કે સમુદ્ર મથન સમયે મોહિની બનીને દૈત્યોને વારૂણી, શ્રી મહાદેવજીને વિષ આપ્યાં અને તમે પોતે સુન્દર લક્ષ્મિ અને કૌસ્તુભ મણિ લઈ લીધો. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે તમારા જેવો સ્વાર્થાન્ધ અને કુટિલ કોઈ નથી. તમારો વ્યવહાર નિરન્તર કપટ યુક્ત છે. તમારી વાર્ત્તા કપટ વગર નથી. ૧૪૫.

चौ०—परम स्वतंत्र न शिरपर कोई, भावै मनहिं करहु तुम सोई ॥
भलेहिं मन्द मन्देहि भले करहू, विस्मय हर्ष न हिय कछु धरहू ॥ १ ॥

૧ એ માટે મળ્યા કે તેમને શાપ લઈને અવતાર ધારણ કરવો હતો.

डहकि डहकि परके सब काहू, अति अशंक मन सदा उछाहू ॥
कर्म्म शुभाशुभ तुमहिं न बाधा, अबलगि तुमहिं न काहू साधा ॥ २ ॥
भले भवन अब बायन दीन्हा, पावहुगे फल आपन कीन्हा ॥
बंचेहु मोहिं जवन धरि देहा, सोइ तनु धरहु शाप मम एहा ॥ ३ ॥
कपिआकृति तुम कीन्ह हमारी, करिहहिं कीश सहाय तुम्हारी ॥
मम अपकार कीन्ह तुम भारी, नारि विरह तुम होहु दुखारी ॥ ४ ॥

પરમ સ્વતંત્ર અર્થાત્ પરમ નિરંકુશ છો. કોઈ બીજો તમારા શિર ઉપરનથી, માટે તમારા મનને જે રૂચે છે તેજ કરો છો. ભલાને મન્દ અને મન્દને ભલા કરી આપો છો તેનો કાંઈ હર્ષ શોક હૃદયમાં ધરતાનથી. ૧ ઠગી ઠગીને સર્વની પરીક્ષા કરો છો, કોઈની તમને શંકા નથી માટેજ તમારા મનમાં સદૈવ ઉત્સાહ રહે છે. શુભાશુભ કર્મ તમને કાંઈ સ્પર્શો પણ કરતાં નથી. અને આજ પર્યન્ત તમને કોઈ દંડહાતા પણ મળ્યો નથી. ૨ આજ તમે મોટે ઘેર પગ દીધો છે માટે તમે તમારા કર્તવ્યનું ફળ સારી રીતે પામશો. જે શરીર ધારણ કરીને તમે મને ઠગેલ છે તેજ શરીર સંસારમાં તમે ધારણ કરો. આ મારો તમને શાપ છે. ૩ અને તમે જે મારી વાનરની આકૃતિ કરી દીધી તેજ વાનર આપની સહાયતા કરશે. મારો આ અપકાર તમે ભારી કર્યો છે.માટે સ્ત્રીના વિયોગથી તમે પણ દુઃખી થાઓ.૪

दोहा–शाप शीश धरि हर्षि हिय, प्रभु सुरकारज कीन्ह ॥
निजमायाकी प्रबलता, कर्षि कृपानिधि लीन्ह ॥ १४६ ॥

નારદજીના શાપને પ્રસન્ન મનથી શિર ઉપર ધારણ કરી, પ્રભુએ દેવતાઓનું કાર્ય કર્યું. અને કૃપાસિન્ધુ સ્વામીએ પોતાની માયાની પ્રબળતા ખેંચી લીધી. ૧૪૬

चौ०–जब हरि माया दूरि निवारी, नहिं तहँ रमा न राजकुमारी ॥
तब मुनि अति सभीत हरिचरणा, गहे पाहि प्रणतारतिहरणा ॥ १ ॥
मृषा होहु मम शाप कृपाला, मम इच्छा कह दीनदयाला ॥
मैं दुर्वचन कहेउँ बहुतेरे, कह मुनि पाप मिटहिं किमि मेरे ॥ २ ॥
जपहु जाइ शंकर शतनामा, होइहि हृदय तुरत विश्रामा ॥
कोउ नहिं शिवसमान प्रियमोरे, अस प्रतीति त्यागहु जनि भोरे ॥ ३ ॥
जेहिपर कृपा न करहिं पुरारी, सो न पाव मुनि भक्ति हमारी ॥
अस उरधरि महि विचरहु जाई, अब न तुमहिं माया नियराई ॥ ४ ॥

જ્યારે હરિએ પોતાની માયાને નિવારણ કરી, ત્યારે ત્યાં લક્ષ્મી કે રાજકુમારી કોઈ રહ્યું નહિ. ત્યારે તો નારદમુનિ અતિશય ભય પામીને સ્વામીનાં ચરણ-કમળ, હે પ્રણુતારતિ હરણ ! એમ કહીને પકડી લીધાં. ૧ અને કહ્યું કે, હે સ્વા-

મી! મારો શાપ વ્યર્થ થઇ જાય. ત્યારે દીનદયાળુ સ્વામીએ કહ્યું કે, નહિ એ તો સર્વ મારીજ ઇચ્છા છે. પુનઃનારદજીએ કહ્યું કે, મેં આપને બહુજ દુર્વચનો કહ્યાં છે, તે મારૂં પાપ શી રીતે દૂર થશે. ૨ ભગવાને કહ્યું કે તમે મારા પરમપ્રિય પરમભક્ત શ્રી સદાશિવજીના ઉપદેશનો નિરાદર કર્યો, તેનું આ સર્વ પરિણામ છે, માટે તે શ્રી સદાશિવજીનાં સો[1] નામનો જપ કરો એટલે તમારૂં ચિત્ત સર્વ પ્રકારે શાન્ત થઈ જશે. એ જાણજો કે, શ્રી શિવજીના સમાન આ સંસાર વિધિ પ્રપંચમાં મારો પ્રિય અન્ય કોઈ નથી, એવો વિશ્વાસ ભૂલથી પણ ત્યાગ કરશો નહિ. ૩ જેના ઉપર શ્રી શિવજીની કૃપા થતી નથી તે મારી ભક્તિ પામતો નથી એવો વિશ્વાસ હૃદયમાં ધારણ કરીને પૃથિવી ઉપર સ્વચ્છન્દવિચરો. હવે મારી માયા તમારા સમીપ આવશે નહિ. ૪

दोहा—बहु विधि मुनिहि प्रबोधि प्रभु, तब भये अंतर्द्धान ॥
सत्यलोक नारद चले, करत रामगुणगान ॥ १४७ ॥

આ પ્રકારે અનેક વિધિથી નારદ મુનિને પ્રબોધ કરીને વિષ્ણુ ભગવાન્ અન્તર્દ્ધાન થઈ ગયા. અને નારદજી પોતાના સત્ય લોકમાં, પરમ પ્રસન્ન શ્રીરામચન્દ્રજીના ગુણાનુવાદનું ગાન કરતા ચાલ્યા. ૧૪૭

चौ०—हरगण मुनिहि जात पथ देखी, विगतमोह मन हर्ष विशेषी ॥
अति सभीत नारद पहँ आये, गहि पद आरत वचन सुनाये ॥ १ ॥
हरगण हम न विप्र मुनिराया, बड अपराध कीन्ह फल पाया ॥
शाप अनुग्रह करहु कृपाला, बोले नारद दीनदयाला ॥ २ ॥
निशिचर जाइ होउ तुम दोऊ, वैभव विपुल तेज बल होऊ ॥
भुजबल विश्वजितब तुम जहिया, धरिहैं विष्णु मनुजतनु तहिया ॥ ३ ॥
समर मरन हरि हाथ तुम्हारा, होइहहु मुक्त न पुनि संसारा ॥
चले युगल मुनि पद शिर नाइ, भये निशाचर कालहि पाई ॥ ४ ॥

શ્રી શિવગણોએ નારદમુનિને માર્ગમાં, માયા, મોહરહિત, અતિ પ્રસન્ન મનથી જાતા જોયા; તો પણ અતિ ભયાતુર તે બન્ને રૂદ્રગણ નારદજીની પાસે આવ્યા. અને ચરણ પકડીને પરમ આર્ત્ત વચન સંભળાવ્યાંકે ૧ અમે તો શ્રી શિવજીના ગણ છીએ. હે મુનિરાજ! વિપ્રનથી. જેવો અપરાધ કર્યો તેવું ફળ પ્રાપ્ત થયું, હવે આપ આપની દયાળુતાથી શાપાનુગ્રહ કરો, આવાં રૂદ્રગણનાં વચન સાંભળી નારદજી બોલ્યા કે ૨ તમે બન્ને રાક્ષસ તો થશોજ. પણ ત્યાં તમારો મહાવૈભવ અને તેજ બળ થશે. જ્યારે તમે તમારા ભુજબળથી વિશ્વ વિજય કરશો, ત્યારે તમારે માટે વિષ્ણુ ભગવાન્ મનુશ્યશરીર ધારણ કરશે. ૩ ત્યાં સંગ્રામમાં તમારો વધ વિષ્ણુભગવાનને

૧ શ્રી શંકરના સો નામ જપવાનું નારદજીએ પ્રથમ મહાદેવજીની વાત માની નહતી તેથી કહ્યુંછે

હાથે થશે, ત્યારે તમે મુક્ત થઈ જશો, પછી સંસારમાં તમને જન્મ મરણ થશે નહિ. આ પ્રમાણે શાપાનુગ્રહ શ્રવણ કરીને; નારદજીને દન્ડવત્ કરીને તે બન્ને ગણુ શ્રી શિવલોકમાં ચાલ્યા ગયા અને કાળાન્તરે તે બન્ને રાક્ષસ થયા. ૪

दोहा–एककल्प इहि हेतु प्रभु, लीन्ह मनुज अवतार ॥
सुररंजन सज्जनसुखद, हरि भंजन भूभार ॥ १४८ ॥

એક કલ્પમાં આ કારણ માટે ભગવાને મનુષ્યાવતાર લીધો તે ભગવાન્ કેવા છે કે, દેવતાઓને આનન્દદાતા, સન્તજનોને સુખદાયક અને પૃથિવીના ભાર ભંજન છે. ૧૪૮

चौ०–इहि विधि जन्म कर्म हरि केरे, सुन्दर सुखद विचित्र घनेरे ॥
कल्प कल्प प्रति प्रभुअवतरहीं, चारुचरित नानाविधि करहीं ॥ १ ॥
तब तब कथा मुनीशन गाइ, परम विचित्र प्रबन्ध बनाई ॥
विविध प्रसंग अनूप बखाने, करहिं न सुनि आश्चर्यसयाने ॥ २ ॥
हरिअनंत हरिकथा अनंता, कहहिं सुनहिं बहुविधि श्रुति सन्ता ॥
रामचंद्रके चरित सुहाये, कल्पकोटि लगि जाहिं न गाये ॥ ३ ॥
यह प्रसंग मैं कहा भवानी, हरिमाया मोहहिं मुनि ज्ञानी ॥
प्रभु कौतुकी प्रणतहितकारी, सेवत सुलभ सकल दुखहारी ॥ ४ ॥

આ પ્રમાણે પ્રભુના સુન્દર અને સુખકારી જન્મ તથા કર્મ અનેક મહા વિચિત્ર છે. કલ્પ કલ્પમાં પ્રભુ અવતાર લઈને, નાના પ્રકારનાં વિચિત્ર સુન્દર ચરિત્ર કરે છે.૧ જયારે જયારે પ્રભુએ અવતાર લઈ ચરિત્ર કરેલ છે ત્યારે ત્યારે મુનિલોકોએ મહા સુન્દર વિચિત્ર પ્રબન્ધ બનાવીને પ્રભુના ગુણાનુવાદ ગાયા છે. અને તે કથાઓમાં કેટલાક અદ્ભુત પ્રસંગ કહેલા છે; પરન્તુ જે સમજુ મનુષ્ય છે તે તેને સાંભળીને આશ્ચર્ય પામતા નથી. ૨ કેમકે પ્રભુ અનન્ત છે અને પ્રભુની કથા અનન્તછે જેને વેદ નાના પ્રકારે કહે છે અને સન્તલોકો સાંભળે છે. શ્રી રામચન્દ્રજીનાં સુન્દર ચરિત્ર અપાર છે તેને ગમે તો કરોડ કલ્પ પર્યન્ત ગાયા કરો પણ તેનો પાર આવે તેમ નથી. ૩ હેપાર્વતી ! મેં આ પ્રસંગ એ માટે કહ્યો કે, પ્રભુની માયા મહા બળવાન્ છે, તે જ્ઞાની મુનિ લોકોને પણ મોહિત કરી દેછે. પ્રભુ મહા કૌતુકી છે, શરણાગતોનું હિત કરવાવાળા છે, સેવા કરવાથી પ્રભુ તુરત પ્રસન્ન થઈ જાય છે અને સકળ દુઃખોને મટાડેછે.૪

सो०–सुर नर मुनि कोउ नाहिं, जेहि न मोहमाया प्रबल ॥
अस विचारि मन माहिं, भजिय महा मायापतिहि ॥ २१ ॥

દેવતા, મનુષ્ય અને મુનિ એઓમાંથી કોઈપણ એવો નથી કે, જેને માયા જનિત પ્રબળ અજ્ઞાન નથી, માટે મનમાં એવો વિચાર કરીને મહામાયાના પતિનું ભજન કરવું જોઈએ. ૨૧

चौ०–अपर हेतु सुनु शैलकुमारी, कहौं विचित्र कथा विस्तारी ॥
जेहि कारण अज अगुण अनूपा, ब्रह्म भये कोशलपुर भूपा ॥ १ ॥
जो प्रभु विपिन फिरत हम देखा, बन्धु समेत किये मुनिवेषा ॥
जासु चरित अवलोकि भवानी, सती शरीर रहिउ बौरानी ॥ २ ॥
अजहुँ न छाया मिटत तुम्हारी, तासुचरित सुनु भ्रमरुजहारी ॥
लीला कीन्ह जो तेहि अवतारा, सो सब कहिहौं मति अनुसारा ॥ ३॥
भरद्वाज सुनि शंकरबानी, सकुचि सप्रेम उमा मुसुकानी ॥
लगे बहुरि वरणै वृषकेतू, सो अवतार भयउ जेहि हेतू ॥ ४ ॥

હે પાર્વતી! હવે અન્ય રામજન્મનું કારણ તમે સાંભળો. આ વિચિત્ર કથા હું તમારી પાસે વિસ્તાર સહિત કહું છું. જે માટે અજન્મા નિર્ગુણ અને અદ્વિતીય, પ્રભુ અયોધ્યાના રાજા થયા હતા. ૧ જે પ્રભુને ભાઈસહ મુનિના વેષથી વનમાં ફરતા મેં જોયા હતા, હે પાર્વતી! જેનું ચરિત્ર જોઈને તું સતી શરીરમાં કેવળ ગાંડી થઈ ગઈ હતી. ૨ જે ભ્રમની છાયા આજ પર્યન્ત તમને મટી નથી. તે પ્રભુનાં ચરિત્ર હું કહું છું તે સાંભળો. જે સાંભળવાથી રજ્જુગત સર્પની ભ્રાન્તિની પેઠે આ સંસારનો ભ્રમ મટી જાય છે, તે અવતારમાં પ્રભુ જે લીલા કરી છે, તે સર્વ હું મારી બુદ્ધિ અનુસાર કહું છું તે સાંભળો. ૩ યાજ્ઞવલ્કય મુનિ કહે છે કે–હે ભરદ્વાજ! શ્રી સદાશિવજીનાં આવાં વચન સાંભળીને, શ્રી પાર્વતીજી પ્રેમથી સંકોચ પામીને મન્દ હસ્યાં[1] અને પછી શ્રી શિવજી, જે કારણ માટે પ્રભુનો અવતાર થયો હતો તે કથાવર્ણન કરવા લાગ્યા. ૪

दोहा–सो मैं तुमसन कहौं सब, सुनु मुनीश मन लाइ ॥
रामकथा कलिमलहरणि, मङ्गलकरणि सुहाइ ॥ १४९ ॥

યાજ્ઞવલ્કયજી કહે છે કે–હે મુનિરાજ ભરદ્વાજજી! તે સર્વ કથા હું તમને કહું છું તે મન લગાવીને સાંભળો; કેમકે શ્રી રામચન્દ્રજીની કથા કળિયુગના મળોનો નાશ કરનારી, મંગળ કરવાવાળી અને શોભાયમાન છે. ૧૪૯

चौ०–स्वायम्भुव मनु अरु शतरूपा, जिनते भै नरसृष्टि अनूपा ॥
दम्पति धर्म्म आचरण नीका, अजहुँ गाव श्रुति जिनकी लीका ॥ १॥
नृप उत्तानपाद सुत जासू, ध्रुव हरिभक्त भये सुत तासू ॥
लघु सुत नाम प्रियव्रत जाही, वेद पुराण प्रशंसत ताही ॥ ॥ २ ॥

૧ શ્રી સદાશિવજીએ કહ્યું કે તું સતી શરીરમાં ગાંડી થઈ ગઇ હતી તેથી શ્રી પાર્વતીજીને સંકોચ થયો, અને પછી કહ્યું કે 'जासुचरित सुनभ्रमरुजहारी' એથી પ્રેમ થયો, અને મન્દહાસ્ય કરવાનું પ્રયોજન એ છે કે, પોતાની મોહછાયાને માની.

देवहूती पुनि तासु कुमारी, जो मुनीकर्दमकी प्रियनारी ॥
आदिदेव प्रभु दीनदयाला, जठर धरेउ जेहि कपिलकृपाला ॥ ३ ॥
सांख्यशास्त्र जिन प्रगट बखाना, तत्त्वविचार निपुण भगवाना ॥
तेहि मनुराज कीन्ह बहुकाला, प्रभुआयसु बहुविधि प्रतिपाला ॥ ४ ॥

સ્વાયમ્ભુવ નામના આદિ મનુ અને શતરૂપા નામની તેની રાણી કે જેનાથી આ અનૂપમ મનુષ્યસૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. તે બન્ને દમ્પત્તિ ઉત્તમ ધર્માચરણયુક્ત હતા, જેની પ્રશંસા વેદ આજ પર્યન્ત ગાય છે. ૧ તેને ઉત્તાનપાદ નામનો મોટો પુત્ર હતો, જેના પરમ ભાગવત ધ્રુવ નામના પુત્ર થયા હતા, અને સ્વાયમ્ભુવ મનુના નાના પુત્ર પ્રિયવ્રત હતા. કે જેની પ્રશંસા વેદ પુરાણાદિ સર્વ કરે છે. ૨ સ્વાયંભુવ મનુને દેવહૂતી નામની કન્યા હતી, જેનો કર્દમ મુનિની સાથે વિવાહ કરયો હતો. આદિદેવ, પરમપુરૂષ, દીનદયાળુ કપિલદેવજી જે દેવહૂતીના પુત્ર થયા હતા. ૩ તત્વવિચારમાં અતિ નિપુણ ભગવાન્ કપિલદેવજીએ સાંખ્યશાસ્ત્ર વર્ણન કરેલ છે. તે સ્વાયમ્ભુવ મનુએ ઘણા કાળપર્યન્ત રાજ્ય કરયું અને ભગવાન્ આજ્ઞાનું અનેક પ્રકારે પ્રતિપાલન કરયું. ૪

सो०—होइ न विषय विराग, भवन बसत भा चौथपन ॥
हृदय बहुत दुख लाग, जन्म गयउ हरिभक्ति बिन ॥ २२ ॥

સ્વાયમ્ભુવ મનુને ઘરમાં રહેતાં રહેતાં ચતુર્થાશ્રમ આવી ગયો, પણ વિષયોમાં વૈરાગ્ય ન થવાથી તેના હૃદયમાં એ વાતનું દારૂણ દુઃખ થતાં વિચાર કરયો કે અરે! મેં ભગવાનની ભક્તિ વગર જન્મ ખોયો. ૨૨

चौ०—बरबश राज्य सुतहि तब दीन्हा, नारि समेत गवन बन कीन्हा ॥
तीरथवर नैमिष विख्याता, अति पुनीत साधक सिधिदाता ॥ १ ॥
बसहिं तहां मुनि सिद्धसमाजा, तहँ हिय हर्षि चले मनुराजा ॥
पन्थजात सोहहिं मतिधीरा, ज्ञान भक्ति जनु धरे शरीरा ॥ २ ॥
पहुँचे जाइ धेनुमति तीरा, हर्षि नहाने निर्म्मल नीरा ॥
आये मिलन सिद्ध मुनि ज्ञानी, धर्म्मधुरन्धर ऋषि मुनि जानी ॥ ३ ॥
जहँ तहँ तीरथ रहे सुहाये, मुनिन सकल सादर करवाये ॥
कृशशरीर मुनिपट परिधाना, सन्तसभा नित सुनहिं पुराना ॥ ४ ॥

આ પ્રમાણે વિચાર કરી, પોતાના મોટા પુત્ર ઉત્તાનપાદને પરાણે રાજ્ય આપી, પોતાની રાણી શતરૂપા સહિત વનમાં પ્રયાણ કર્યું. અને તીર્થોત્તમ વૈકુન્ઠ કે જ્યાં વનરૂપ સ્વયં હરિ વિરાજે છે, તે નૈમિષારણ્ય કે જે સાધક પુરૂષોની તપસ્યા અને કામનાને સિદ્ધ કરવામાં પ્રખ્યાત છે ૧ જ્યાં મોટા મોટા દધીચ્યાદિક

સિદ્ધ મુનિ નિવાસ કરે છે ત્યાં હૃદયમાં હર્ષ પામીને મહારાજા મનુ ચાલ્યા. માર્ગમાં જાતાં તે દમ્પતિ જાણે સાક્ષાત્ જ્ઞાન અને ભક્તિ મનુષ્યશરીર ધારણ કરીને જતાં હોય નહિ એવાં શોભતાં હતાં. ૨ તે બન્ને ગોમતી નદીના તટ ઉપર પોહોંચ્યાં અને પ્રસન્ન થઇને નિર્મળ જળમાં સ્નાન કર્યું. એટલામાં તો ધર્મ ધુરન્ધર રાજર્ષિને આવ્યા જાણીને સર્વ સિદ્ધ મુનિ મળવાને આવ્યા. ૩ અને તે વનમાં જ્યાં જ્યાં તીર્થ હતાં તે સર્વ મુનીશ્વરોએ રાજાને કરાવ્યાં. બન્નેનાં કૃશ શરીર અને વલકલાદિ વસ્ત્ર પેહેરીને સુન્દર સન્તસમાજમાં નિત્ય પુરાણોનું શ્રવણ કરવા લાગ્યા. ૪

दोहा—द्वादश अक्षर मन्त्रबर, जपहिं सहित अनुराग ॥
वासुदेवपदपंकरुह, दम्पति मन अति लाग ॥ १५० ॥

ત્યાર પછી દ્વાદશાક્ષર મંત્રને મહા પ્રેમસહ જપવા લાગ્યા, તેના પ્રભાવથી મહાવિષ્ણુ કે જે વિષ્ણુનાપર સ્વરૂપ નારાયણ વાસુદેવ છે, તેના ચરણકમળોમાં રાજા તથા રાણી બન્નેનાં મન તલ્લીન થઈને લાગી ગયાં. ૧૫૦

चौ०—करहिं अहार शाक फल कन्दा, सुमिरहिं ब्रह्म सच्चिदानन्दा ॥
पुनि हरि हेतु करन तप लागे, वारि अहार मूल फल त्यागे ॥ १ ॥
उर अभिलाष निरंतर होई, देखिय नयन परम प्रिय सोई ॥
अगुण अखण्ड अनन्त अनादी, जोहि चिंतहिं परमारथ वादी ॥ २ ॥
नेति नेति जोहि वेद निरूपा, चिदानंद निरुपाधि अनूपा ॥
शम्भु विरंचि विष्णु भगवाना, उपजहिं जासु अंशते नाना ॥ ३ ॥
ऐसे प्रभु सेवक वश अहहीं, भक्तहेतु लीलातनु गहहीं ॥
जो यह वचन सत्य श्रुति भाषा, तौ हमार पूजहिं अभिलाषा ॥४॥

શાક, ફળ અને કન્દોના આહાર કરી અને સચ્ચિદાનંદ ભગવાન્ વાસુદેવ પરબ્રહ્મનું સ્મરણ કરી હરિના દર્શન નિમિત્ત તપ કરવા લાગ્યા, ત્યારે તો માત્ર જળનોજ આહાર કર્યો, અને મૂળ, ફળ સર્વ છોડી દીધાં. ૧ હૃદયમાં નિરન્તર એ અભિલાષા થતી હતી કે, હરિભગવાન્ કે જે સર્વના પરમ પ્રભુ છે તેને નેત્ર ભરીને જોઈએ, જે હરિને પરમાર્થવાદી મુનિ અખન્ડ, અનન્ત, અનાદિ, નિર્ગુણ ચિન્તવન કરે છે. ૨ જેને વેદ નેતિ નેતિ કહીને ચિદાનન્દ અનુપાધિ અનૂપ નિરૂપણ કરે છે. વળી જે વાસુદેવ ભગવાન્ પોતાની અનન્તકોટિ બ્રહ્માન્ડ વિભૂતિમાં, જેમ શિવ, વિરંચીમાં પોતાનો અંશાવેશ કરીને નાનારૂપ થઇને વિશ્વના કર્ત્તા અને હર્ત્તા થાય છે, તેમજ અંશ એટલે પોતાના દિવ્ય મંગળ વિગ્રહવડે પોતાની વિભૂતિને વિષ્ણુરૂપ થઈને પોતેજ પાલન કરે છે[1] ૩ જે એવા મોટા વાસુદેવ ભગ-

[1] આ સિદ્ધાન્ત સર્વત્ર મળે છે. નારાયણ ઉપનિષદ્માં લેખ છે કે—નારાયણથી બ્રહ્મા જન્મે છે, નારાયણથી રૂદ્ર ઉત્પન્ન થાય છે, નારાયણથી પ્રજાપતિ ઉત્પન્ન થાય છે, વિષ્ણુપુરાણમાં પણ લેખ છે

**વાન્ કે જેની વિભૂતિ શમ્ભુ, વિરંચ્યાદિ છે તે પણ પોતાના ભક્તોને વશ્ય છે અને તેઓના નિમિત્ત લીલાથી શરીરોને ધારણ કરે છે જો આ સત્ય વચન વેદોમાં કહ્યાં છે, તો અમારી અભિલાષા નિસ્સન્દેહ પૂર્ણ થશે. ૪**

કે,–જેમ સકળ જીવ અને કાળ સંસારની ઉત્પત્તિ પાલન અને પ્રલયના નિમિત્ત વિષ્ણુભગવાન્‌ની વિભૂતિ છે. તેમજ સ્વયં વિષ્ણુ પણ પોતાની વિભૂતિ પોતેજ થાય છે. તે માટે પ્રમાણ ब्रह्मादक्षादय: कालस्तथैवा खिलजन्तव । विभूतयो हरेरेता जगतः सृष्टिहेतवः ॥ १ ॥ रुद्रःकालान्तकाद्याश्चसमस्ता श्चैवजन्तवः। चतुर्द्धाप्रलयेह्येता जनार्दन विभूतयः २॥ विष्णुमन्वादयः कालः सर्वभूतानिचद्विज । स्थितेर्निमित्त भूताश्च विष्णोरेता विभूतयः।३। અર્થાત્ જેમ સૃષ્ટ્યુત્પત્તિને માટે મુખ્ય તો બ્રહ્મા અને દક્ષાદિ પ્રજાપતિ, ત્રીજો કાળ અને ચોથા સર્વજીવ, એ ચતુર્ધા વિષ્ણુ ભગવાનની રજોગુણી વિભૂતિ છે. અને જેમ પ્રલયને માટે મૂખ્ય તો રુદ્ર બીજો કાળ, ત્રીજા ચૌદ યમ, અને ચોથા સકળ જીવ એ ચતુર્ધા વિષ્ણુ ભગવાન્‌ની તામસી વિભૂતિ છે. તે પ્રમાણે મુખ્ય તો સ્વયં વિષ્ણુ, બીજા ચૌદ મનુ, ત્રીજો કાળ અને ચોથા સર્વ જીવ એ ચતુર્ધા વિષ્ણુ ભગવાન્‌ની સાત્વકી વિભૂતિ છે. ૩ ભગવદ્‌ગીતાના દશમા અધ્યાયમાં પણ પોતાની વિભૂતિમાં પોતાની પણ સ્વયં વાસુદેવ ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રે ગણનાકરી છે. જેમકે–वृष्णीनां वासुदेवोस्मि पांडवानां धनञ्जयः। ભગવદ્ વિભૂતિમાં સકળજીવ યથાયોગ્ય વિષ્ણુનાજ તેજથી પોતપોતાના અધિકારી થાય છે અને વિષ્ણુ પોતાના સ્વયં તેજથી પોતે અધિકારી છે. જેમકે, વિષ્ણુ ધર્મોત્તરમાં લખ્યું છે કે–ब्रह्मा शम्भु स्तथैवार्के श्चन्द्रमाश्च शतक्रतुः । एवमाद्या स्तथैवान्ये युक्तावैष्णव तेजसा । जगत्कार्य्यावसानेच वियुज्यंतेचतेजसा वितेजसश्चतसर्वे पञ्चत्वमुपयान्तिते । અર્થાત્ બ્રહ્મા અને શિવજી તેમજ સૂર્ય અને ચન્દ્રમા અને ઈન્દ્રાદિ અન્ય સર્વ લોકપાળ, સૃષ્ટિના વર્તમાન કાળમાં વિષ્ણુ તેજવડે કરીને સંયુક્ત હોય છે, અને જગત્‌ના અન્ત સમય જ્યારે તેજ હરિ લેવામાં આવે છે ત્યારે સર્વ પંચત્વને પ્રાપ્ત થાય છે. શ્રી મહાભારતમાં લેખ છે કે–ब्रह्मादिषुप्रलीनेषु नष्टेलोकेचराचरे । आभूतसंप्लवे प्राप्ते प्रलीनेप्रकृतौ महान् । एकस्तिष्ठति विश्वात्मा सतुनारायणः प्रभुः । અર્થાત્ જ્યારે ચરાચરજીવ સર્વ નાશ પામે છે અને બ્રહ્માદિક દેવતા પણ સર્વ પ્રલય થઈ જાય છે અને સંસાર એકાર્ણવ થઈને મહા પ્રકૃતિમાં લીન થઈ જાય છે, ત્યારે એક વિશ્વાત્માજ રહે છે તે તો નારાયણ પ્રભુજ છે. પદ્મપુરાણમાં લેખ છે કે–आसीदेकोहिर्वचात्र विष्णु र्नारायणोऽव्ययः। न ब्रह्मा न च रुद्रश्च न देवा न महर्षयः। न इमेद्याव पृथ्वी न सोमो न विभास्करः । न नक्षत्राणि लोकाश्च न चाण्डं महतावृतं। અર્થાત્ પ્રલયકાળમાં અવ્યય એટલે અવિનાશી એક વિષ્ણુનારાયણજ અહિં રહે છે, બ્રહ્મા, શિવ, દેવતા, મહર્ષિ, આકાશ, પૃથિવી, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર અને કોઈ લોક, રહેતું નથી, આ બ્રહ્માન્ડ કે જે મહા સપ્તાવરણથી આવૃત છે તે રહે છે એવાં પ્રમાણોથી શંભુ, વિરંચી, વિષ્ણુ ભગવાન એવો લેખ જોઇને, હરિ, વિષ્ણુ, રામ, નારાયણ અને વાસુદેવને ભિન્ન ભિન્ન ન્યૂનાધિક સમજવા એ ગોસ્વામી શ્રી તુલસીદાસજીનો અભિમત નથી. આ ગ્રન્થના સાતે કાન્ડમાં વિષ્ણુનેજ રામાવતાર લખે છે, જ્યાં કહીં બ્રહ્મા, અને શિવજીની સાથે ભેદ દેખાય છે, તે માત્ર વિભૂતિ વિભૂતિનો છે. જો આ વિભૂતિ અને અન્ય વિભૂતિના ભેદને ઈશ્વરમાં કલ્પના કરશો તો આ ગ્રન્થમાં આ વિરોધ નિવારણ થશે નહિ; કેમકે ગોસ્વામીએ ગ્રન્થના પ્રારમ્ભથી વિષ્ણુનેજ રામ લખ્યા છે જેમકે બાળકાન્ડમાં रामाख्यमीशंहरिं । विष्णुजोसुराहितनरतनुधारी । તે વિષ્ણુના દશાવતાર કયા છે? નારદના મોહમાં શાપ કોને થયો? અને રામ કોણ થયા? એ ચરિત્રમાં–जन्मगयउ हरिभक्तिबिनु । पुनिहरि हेतुकरन तपलागे । छबि समुद्रहरिरुप बिलोकी । पुरवैकुण्ठ जान कह कोई । कोउकह पयनिधि बस प्रभु सोई । निजआयुध भुजचारी । भयेप्रकट श्रीकन्ता ઈત્યાદિ સેંકડો છે. અયોધ્યાકાન્ડમાં पयपयोधि तजि अवध बिहाई । जहँसियराम लषणरहेआई । આરણ્યકાન્ડમાં नमामिइन्दिरापतिम् । हृदयचतुर्भुजरूप दिखावा । કિષ્કિન્ધાકાન્ડમાં હનુમાન્ આગમન સમયે की तुमतीनिदेवमहँकोऊ। સુન્દરકાન્ડમાં–हरिमन्दिरतहँभिन्नबना-

**दोहा–इहिविधि बीते वर्ष षट, सहस बारि आहार ॥**
**सम्वत सप्त सहस्र पुनि, रहे समीर अधार ॥ १५१ ॥**

આ પ્રમાણે સ્વાયમ્ભુવમનુને જળનાજ આધારે તપ કરતાં છ હજાર વર્ષ વ્યતીત થઇ ગયાં, ત્યારપછી જળાહાર પણ છોડીને સાત હજાર વર્ષ પર્યન્ત કેવળ પવનના આધારે તપ કર્યું. ૧૫૧

**चौ०–वर्ष सहस दश त्यागेउ सोऊ, ठाढे रहे एक पद दोऊ ॥**
**विधि हरि हर तप देखि अपारा, मनु समीप आये बहु बारा ॥ १ ॥**
**मांगहु वर बहुभांति लुभाये, परम धीर नहिं चलहिं चलाये ॥**
**अस्थिमात्र है रहे शरीरा, तदपि मनागपि नहिं मन पीरा ॥ २ ॥**
**प्रभु सर्वज्ञ दास निज जानी, गति अनन्य तापस नृप रानी ॥**
**मांगु मांगु वर भै नभ बानी, परम गँभीर कृपामृत सानी ॥ ३ ॥**
**मृतक जिआवनि गिरा सुहाई, श्रवणरन्ध्र होइ उर जब आई ॥**
**हृष्ट पुष्ट तनु भयउ सुहाये, मानहुँ अबहिं भवनते आये ॥ ४ ॥**

પછી દશહજાર વર્ષ પર્યન્ત પવનનો પણ ત્યાગ કરીને એકજ પગથી બન્ને ઉભાં રહ્યાં. આ પ્રમાણે ત્રેવીશ હજાર વર્ષના કાળાન્તરમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, મનુની પાસે અનેકવાર આવ્યા. ૧ અને વરમાગો વરમાગો એ પ્રમાણે અનેક પ્રકારે લોભ દર્શાવ્યો, પણ તે પરમધીર પરરૂપ વાસુદેવપરાયણ કોઈના ચળાયમાન્ કરવાથી પોતાની અનન્યતાથી કયારે ચળાયમાન્ થાય છે કે અન્યનું વરદાન લે.[1] જેના શરીરમાં માત્ર કેવળ અસ્થિજ રહેલાં હતાં; તોપણ યત્ કિંચિંત્ પણ ખેદ માનતા ન હતા.૨ સર્વજ્ઞ પ્રભુ વાસુદેવે પોતાના આકાર ત્રય સમ્પન્નદાસ અર્થાત્ અનન્ય ગતિ, અનન્ય શરણ, અને અનન્ય પ્રયોજન બન્નેને જાણીને, વરમાગો વરમાગો એમ આકાશ વાણી પરમગંભીર કૃપામૃત પરિપૂર્ણ થઈ. ૩ મૃતક સંજીવની સુન્દર શોભાયમાન્

---

बा। रामायुध अंकितगृहं। की तुम हरिदासनमहँ कोऊ। हरिजन जानी प्रीति अति बाढी । યુદ્ધકાન્ડમાં–जानेउमनुजकरिदनुजकाननदहनपावक हरिस्वयं । ઉત્તરકાન્ડમાં–रमानाथ जहँराजहिं सो पुरवरणि कि जाइ। ઈત્યાદિ પુષ્કળ છે. અને વિધિ હરિહર એવાં વચન જ્યાં આવે છે, તે જે રૂપના વિશેષણમાં આવે છે. તેની પ્રશંસાર્થે આવે છે, તેમાં ભિન્નતા કે ન્યૂનાધિકતા થતી નથી; કેમકે ગીતામાં શ્રી રામચન્દ્રજીને પણ વિભૂતિમાં લખ્યા છે જેમકે–रामःशस्त्रभृतामहम् । અને વાસુદેવને પણ વિષ્ણુની વિભૂતિ ગણ્યા છે. અહિ વાસુદેવને પરમાનન્દકર શમ્ભુ, વિરંચીની સાથે વિષ્ણુ ભગવાનને પણ વાસુદેવની વિભૂતિ કહેલ છે.

૧ दोहो—बनैती रघुवरते बनै की बिगरे भरिपूरि! तुलसी बनै जो तावानिवेमें धूरि ! તો બ્રહ્મા અને શિવજીનું તો શું કહીએ, તેના સાથી હોવાથી વિષ્ણુના દેવત્વને પણ ભગવત્ વિભૂતિ માનીને વિષ્ણુ પાસેથી પણ વરદાન લીધું નહિ: કેમકે જેમ સૂર્યવંશ અને ચન્દ્રવંશના સમ્બન્ધથી શ્રી રામચન્દ્રનું રાઘવત્વ અને અને શ્રી કૃષ્ણ ચન્દ્રનું યાદવત્વમાં વિષ્ણુ વિભૂતિ માનવામાં આવ્યું, એ પ્રમાણે જ દેવત્રયીમાં વિષ્ણુનું પણ દેવત્વપણું વિષ્ણુ વિભૂતિમાં મનાય છે.

વાણી જ્યારે શ્રવણોદ્વારા હૃદયમાં ગઈ, એટલે તુરતજ પ્રસન્ન આરોગ્ય મહા નવીન સુન્દર જાણે હમણાંજ ઘેરથી આવ્યા હોય, એવાં બન્ને સ્ત્રી પુરૂષ શોભાયમાન્ થઈ ગયાં. ૪

दोहा–श्रवण सुधा सम वचन सुनि, पुलक प्रफुल्लित गात ॥
बोले मनु करि दण्डवत, प्रेम न हृदय समात ॥ १५२ ॥

શ્રવણોદ્વારા અમૃતના સમાન વચન સાંભળતાંજ શરીર પ્રફુલ્લિત થઇ ગયું, અને નિર્ભય પ્રેમ સહિત દન્ડવત્ પ્રણામ કરીને મનુજી આ પ્રમાણે બોલ્યા. ૧૫૨

चौ०–सुनु सेवक सुरतरु सुरधेनू, विधि हरि हर वन्दित पद रेनू ॥
सेवत सुलभ सकल सुख दायक, प्रणतपाल सचराचर नायक ॥ १ ॥
जो अनाथहित हमपर नेहू, तो प्रसन्न है यह बर देहू ॥
जो स्वरूप बस शिव मनमाहीं, जेहि कारण मुनि यतन कराहीं ॥ २ ॥
जो भुशुण्डि मन मानस हंसा, सगुण अगुण जेहि निगम प्रशंसा ॥
देखहिं हम सो रूप भरि लोचन, कृपा करहु प्रणतारति मोचन ॥ ३ ॥
दम्पति वचन परम प्रिय लागे, मृदुल विनीत प्रेमरस पागे ॥
भक्तवत्सल प्रभु कृपानिधाना, विश्ववास प्रगटे भगवाना ॥ ४ ॥

[1]હે સેવકોના કલ્પવૃક્ષ ![2] હે કામધેનુ![3] કામદાયક સ્વામી સાંભળો. આપના ચરણ કમળની ધૂળને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ નમસ્કાર કરે છે. હે સેવા કરવાથી મળવામાં સુલ્લભ એવા! હે સકળ સુખદાયક ! હે પ્રણતપાલ ! હે સચરાચર નાયક! હે અનાથ હિત સ્વામી! જો અમારા ઉપર આપનો વાત્સલ્ય પ્રેમ છે, તો પ્રસન્ન થઈને એ વરદાન આપો કે-આપનાં અનન્ત રૂપોમાંથી જે રૂપ શ્રી-સદાશિવજીના મનમાં વસે છે, અને જેનાં દર્શનાર્થ મોટા મોટા મુનિઓ અનેક યત્ન કરે છે. ૧-૨ અને જે કાકભુશુન્ડિના મનમાનસ સરોવરમાં રાજહંસના સમાન નિરન્તર વસે છે. અને જે આપનાં દિવ્યમંગળ વિગ્રહને માયા એટલે ગુણોથી તો નિર્ગુણ અને સ્વાભાવિક્ જ્ઞાનબળ ક્રિયાદિ કલ્યાણ ગુણોથી સગુણ એમ વેદ પ્રશંસા કરે છે. તે સુન્દરરૂપ આપનું અમે નેત્ર ભરીને નિરખીએ. હે પ્રણુતારતિ મોચન સ્વામી! કૃપા કરો.[4] ૩ આવાં દમ્પત્તિ–રાજા રાણીનાં વચન સર્વેશ્વર

૧ સ્વાયંભુવમનુ આકાશવાણીને કહે છે. ૨ શ્રી રઘુનાથજી કલ્પવૃક્ષ છે. ૩ શ્રી જાનકીજી કામધેનુછે.

૪ આ પ્રકરણમાં વિધિ, હરિ, અને હરપદ વ્યામોહક છે. ત્યાં કોઈ વિદ્વાન્ આવા સ્થાનમાં 'हरि' પદનો અર્થ ઈન્દ્રવાચક આ પ્રમાણોથી કરે છે. ત્રણ દેવમાં બ્રહ્મા, શિવની સાથે ઈન્દ્ર પણ વૃષ્ટિ કરીને વિશ્વનું પાલન કરે છે. રામાયણમાં કહ્યું છે કે–ब्रह्मा स्वयम्भूश्चतुराननो वा रुद्र स्त्रिनेत्र स्त्रिपुरान्तकोवा । इन्द्रोमहेन्द्रः सुरनायकोवा त्रातुं न शक्यो युधि रामवध्यं । શ્રી મહાભારતમાં મોક્ષધર્મમાં કહ્યું છે કે–सब्रह्मकाः सरुद्रश्चसेन्द्राः देवाः सहर्षयः ॥ अर्चयन्ति सुरश्रेष्ठं देवंनारायणं हरिम् । શ્રી ભાગવતમાં લેખ છે કે–ततास्मतेनाथ सदां घ्रिपंकजं विरांचि वैरंचि सुरेन्द्र वन्दितम् । परायणं क्षेम मिहेच्छ

સ્વામીને અતિપ્રિય લાગ્યાં; કેમકે અતિકોમળ નમ્ર અને પ્રેમથી પરિપૂર્ણ છે. ભક્તવત્સલ કૃપાસાગર વિશ્વવાસ—જગન્નિવાસ પ્રભુ વાસુદેવ ભગવાન્ તેને વાંછિતરૂપ ધરીને પ્રકટ થયા. ૪

**दोहा—नील सरोरुह नील मणि, नील नीरधर श्याम ॥**

**लाजहिं तनु शोभा निरखि, कोटि कोटि शत काम ॥ १५३ ॥**

જેવાં નીલકમળ તેવાં કોમળ શ્યામ સુન્દર, અને જેવો નીલ મરકતમણિ તેવી સુન્દર શ્યામ કાન્તિ, જેમ મહાગમ્ભીર આનન્દદાયક સુન્દરનીલ મેઘ તેવું નયનાનન્દદાયક મનોહર શ્યામ છે શરીર જેનું, એવા સુન્દર દિવ્ય મંગળ વિગ્રહની શોભાને જોઇને સો કરોડો કામ લજ્જાયમાન્ થાય છે.[3] ૧૫૩

**चौ०—शरद मयंक वदन छबि सींवा, चारु कपोल चिबुक दर ग्रीवा ॥**

**अधर अरुण रद सुन्दर नासा, विधुकर निकर विनिन्दक हासा ॥ १ ॥**

---

ताम्परं नयत्रकालः प्रभवेत्परः प्रभुः ॥ હરિવંશમાં કહ્યું છે કે—[illegible] । निगृह्य हरते यस्मात्तस्माद्धरिरिहोच्यते ॥ બીજું પણ જેમકે—ब्रह्मेन्द्ररुद्रमुनि मोहन [illegible] मायां परां समधिगम्य परस्य विष्णोः । ब्रह्मा शिवः शतमखः परमस्वराडिति ॥ [illegible] । यमब्रह्मा-वरुणेन्द्ररुद्रमरुतः ઇત્યાદિ અનેક જાણવાથી તો જેમ બ્રહ્મા, શિવજીની સાથે ઇન્દ્ર શતમખ નામ આવે છે, તે પ્રમાણેજ ઇન્દ્રનું હરિ નામ પણ અમરકોશમાં પ્રસિદ્ધ છે, અહિં પણ હરિનો અર્થ ઇન્દ્ર ગાલ છે. એમ કહે છે. પરન્તુ એવો અર્થ કરવાની શી અગત્ય છે. હરિનો અર્થ ઇન્દ્ર કરીયે; કેમકે વિષ્ણુને નમસ્કાર કરવાને તો વિષ્ણુજ છે, અને સકળ વિશ્વતન્મૂળ તદાત્મકજ છે. શ્રી ભારતમાં સહસ્ર નામમાં કહ્યું છે કે—द्यौसचन्द्रार्क नक्षत्राः खन्दिशोभूर्महोदधिः । वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः ॥ १ ॥ ससुरासुरगन्धर्वा सयक्षोरगराक्षसाः । जगद्वसे वर्त्ततेदं कृष्णस्य सचराचरम् ॥ २ ॥ इन्द्रियाणिमनोबुद्धि स्सत्वनोजोबलं धृतिः । वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञमेवच ॥ ३ ॥ ऋषयः पितरोदेवा महाभूतानि धातवः जंगमां जंगमंचेद जगन्नारायणोद्भवम् ॥ ४ ॥ योगो ज्ञानन्तथासांख्यं विद्या शिल्पादि कर्मच । वेदाः शास्त्राणि विज्ञान मेतत्सर्वं जनार्दनात् ॥ ५ ॥ एको विष्णुर्महद्भूतं पृथग् भूतान्यनेकशः । त्रि-लोकान्व्याप्य भूतात्मा भुंक्ते विश्व भुगव्ययः ॥ ६ ॥ આવાં પ્રબળ પ્રમાણોમાં તો વિષ્ણુ વાસુદેવ, હરિ, રામ, કૃષ્ણ અને નારાયણ કેવળ એકજ પરમાત્મા પરમેશ્વર પરબ્રહ્મજનાં નામ છે. કોઈ જીવ વિશેષનાં નથી. તો વિષ્ણુ, વાસુદેવ, હરિ, રામ અને કૃષ્ણમાં ભિન્નતા અને ન્યૂનાધિકતા શી રીતે? વિષ્ણુ તો કોઈ અન્ય દેવને પોતાના આત્મા વગર નમસ્કાર કરતા નથી. પ્રમાણ—જેમકે—नहि विष्णुः प्रणमति कस्मचिद्विबुधायच । ऋते आत्मानवै क्वचित् । વિષ્ણુ જ્યાં નમસ્કાર વા પૂજન કરે છે ત્યાં તે પોતે પોતાનેજ કરે છે જેમ શ્રી રામચન્દ્રજી, શ્રી રંગ નારાયણનું નરનાટ્યમાં પૂજન કરે છે, અને શ્રી કૃષ્ણચન્દ્રે અર્જુનની સાથે અનિરૂદ્ધ ભગવાનને પ્રણામ કરયા. એ પ્રમાણે વિષ્ણુ પણ બ્રહ્મા અને શિવની સાથે દેવનાટ્યમાં પોતાની પર મૂર્ત્તિને પ્રણામ કરે તો તેમાં શું આશ્ચર્ય છે એવું વ્યામોહક વિષ્ણુપદ શ્રી ગોસ્વામીજી શ્રી બ્રહ્માજી અને શ્રી સદાશિવજીની સાથે વિષ્ણુને દેવનાટ્યમાં જ લખે છે અન્યત્ર તો સમસ્ત ગ્રન્થમાં તો એકત્વજ દેખાય છે. માટે જ્યાં બ્રહ્મા, શિવજીની સાથે આવે છે, ત્યાં વિષ્ણુનું દેવત્વ ગ્રાહ્ય છે, પણ સ્વયં વિષ્ણુનું ઈશત્વ જેમકે રામકૃષ્ણનું માનુષત્વ નરનાટ્યમાં ગ્રાહ્ય થાય છે.

૨ ભક્તવત્સલ અર્થાત્ તે એવી ગાય છે કે—જેનો વાછડો ભક્ત છે.

૩ શ્રી રામચન્દ્રજીની શોભા વર્ણવવામાં કવિને બુદ્ધિની ઉપમા મળતી નથી, તેથી પ્રતીમાલંકારમાં કહે છે.

नव अम्बुज अम्बक छवि नीकी, चितवन ललित भावती जीकी ॥
भृकुटि मनोज चाप छवि हारी, तिलक ललाट पट द्युतिकारी ॥ २ ॥
कुण्डल मकर मुकुट शिर भ्राजा, कुटिल केश जनु मधुप समाजा ॥
उर श्रीवत्स रुचिर वनमाला, पदिकहार भूषण मणि जाला ॥ ३ ॥
केहरि कन्धर चारु जनेऊ, बाहु विभूषण सुन्दर तेऊ ॥
करि कर सरिस सुभग भुजदण्डा, कटि निषंग कर शर कोदण्डा ॥ ४ ॥

શરદૃઋતુના પરિપૂર્ણ નિર્મળ ચન્દ્રમાના સમાન અત્યન્ત મનોહર છબીની મર્યાદા રૂપ સુન્દર મુખારવિન્દ, અતિ સુન્દર કપોળ, ગન્ડસ્થળ, અને દાઢી છે. શંખના સમાન ત્રિવલી યુક્ત સુન્દર કન્ઠ છે. બિમ્બાફળથી પણ સુન્દર અરૂણ ઓષ્ઠ અને કુન્દ પુષ્પ મુક્તાવળીના સમાન ઉજ્જવળ દાડિમની કળીના સમાન સુન્દર દાંતોની પંક્તિ છે. સુન્દર નાસિકા છે, અને ચન્દ્ર કિરણોના સમૂહોનું તિરસ્કાર કરવાવાળું સુન્દર હાસ્ય છે. ૧ નવીન પ્રફુલ્લીત કમળોના સમાન વિશાળ નેત્રોની અત્યન્ત સુન્દર છબિ એવી સુન્દર છે કે, જે મનને નિરન્તર રૂચીકર લાગે છે. કામ કમાનના સમાન સુન્દર ભ્રૂકુટિ છે, તે ભ્રૂકુટિના મધ્યથી કેશ પર્યન્ત લલાટ મન્ડળમાં દેદિપ્યમાન્ સુન્દર શ્વેત તિલક શોભાયમાન્ છે. ૨ સુન્દર શ્રવણોમાં મકરાકૃત કુન્ડળ અને મસ્તક ઉપર મુકુટ મનોહર વિરાજી રહેલ છે, અને ઘુંઘરવાળા વાળ મુખારવિન્દની પાસે જાણે કમળની સમીપમાં ભ્રમરોનાં ટોળાં શોભાયમાન્ થઈ રહ્યાં હોય એવા જણાય છે. વક્ષ:સ્થળમાં શ્રી વત્સનું ચિહ્ન, સુન્દર વનમાળા, હીરાઓના હાર અને અનેક રત્નોનાં આભૂષણો શોભાયમાન્ થઈ રહ્યાં છે ૩ સિંહના સમાન ઉન્નત સ્કન્ધ, સુન્દર પીળું યજ્ઞોપવીત અને અતિ સુન્દર અનેક બાહુ વિભૂષણ શોભી રહ્યાં છે. માતંગ શુંડાકૃતિ સુન્દર, સુઢાર પ્રબળ ભુજ દન્ડ, કટિમાં નિષંગ, જમણા હાથમાં બાણ અને ડાબા હાથમાં શાર્ઙ્ગ ધનુષ્ ધારણ કરેલ છે. ૪

दोहा—तडित विनिन्दक पीत पट, उदर रेख वर तीनि ॥
नाभि मनोहर लेत जनु, यमुन भँवर छवि छीनि ॥ १५४ ॥.

વિદ્યુતની કાન્તિનો તિરસ્કાર કરનાર પીળું પીતામ્બર પરિધાન કરેલ છે, ઉદરમાં સુન્દર ત્રણ રેખા જાણે ત્રૈલોકયના રૂપની સીમા છે. અને સુન્દર નાભિ તો જાણે શ્રી યમુનાજીના ભંવરની શોભાને નિસ્તેજ કરી રહેલી છે. ૧૫૪

चौ०—पद राजीव वरणि नहिं जाहीं, मुनि मन मधुप बसहिं जेहिमाहीं ॥
वाम भाग शोभित अनुकूला, आदि शक्ति छविनिधि जग मूला ॥ १ ॥
जासु अंश उपजहिं गुण खानी, अगणित उमा रमा ब्रह्मानी ॥
भृकुटि विलास जासु जग होई, राम वाम दिशि सीता सोई ॥ २ ॥

छवि समुद्र हरिरूप विलोकी, इकटक रहे नयन पट रोकी ॥
चितवहिं सादर रूप अनूपा, तृप्ति न मानहिं मनु शतरूपा ॥ ३ ॥
हर्ष विवश तनु दशा भुलानी, परे दण्ड इव गहि पद पानी ॥
शिर परसे प्रभु निज करकंजा, तुरत उठाये करुणापुंजा ॥ ४ ॥

ચરણુ કમળોના સૌન્દર્યનું તો વર્ણન પણ થઇ શકતું નથી, કે જે ચરણુ કમળોમાં, શ્રીસદાશિવજી, શુકદેવજી અને સનકાદિકોનાં મન રૂપી મધુકર નિરન્તર નિવાસ કરે છે. અને ડાબા પડખામાં પતિ અનુકૂલાદિ શક્તિ, શોભાનિધિ, જગન્મૂળા શોભાયમાન્ છે. ૧ જેના અંશથી સકળ ગુણોની ખાણુય અનન્ત કોટિ લક્ષ્મી, ભવાની, અને બ્રહ્માણી શક્તિ ત્રય ઉત્પન્ન થાય છે. ( અહિ વિષ્ણુના સમાન લક્ષ્મીજીને પણ લક્ષ્મીજીની વિભૂતિ જાણવાં. ) જેના ભ્રૂકુટિ વિલાસથીજ સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય થાય છે, તે શ્રી રામરૂપ વાસુદેવ ભગવાનના વામભાગમાં સીતાજી રૂપ સ્વયં શ્રી વિરાજે છે. ૨ આવા શોભા સાગર હરિ ભગવાનનું સ્વરૂપ નિરખીને, રાજા રાણી બન્ને પલકોને રોકીને એકી નજરે જોઇજ રહ્યાં. મનુ અને શતરૂપા પ્રભુના અનુપમ, અવર્ણનીય સ્વરૂપને આદર સહિત જુવે છે, પણ મનમાં ધરાતાં નથી. ૩ સ્વાયંભુવ મનુ અને શતરૂપા એવાં તો પ્રેમ વશ થઈ ગયાં કે, શરીરનું ભાન રહ્યું નહિ. કેવળ પ્રભુમાં મન રહેવાથી, પ્રભુના ચરણો પકડીને દન્ડવત્ પ્રણામ કરયા. પ્રભુએ તેની આ દશા જોઇને તે બન્નેનાં શિરોને પોતાના, અભય હસ્ત કમળ વડે સ્પર્શ કરયો, અને પૃથિવી ઉપરથી કરૂણા નિધાન ભગવાને તુરત ઉઠાડીને ઉભાં કરયાં. ૪

दोहा–बोले कृपानिधान पुनि, अतिप्रसन्न मोहिं जानि ॥
मांगहु वर जोइ भाव मन, महादानि अनुमानि ॥ १५५ ॥

અને કૃપાનિધાન સ્વામી પરમકોમળ મધુર વચન બોલ્યા કે, હું તમારા ઉપર બહુજ પ્રસન્ન છું, એમ જાણીને જે તમારે મન વાંછિત વર હોય, તે મને મહાદાનિનો શિરોમણિ જાણીને માગો. ૧૫૫

चौ०–सुनि प्रभु वचन जोरि युग पानी, धरि धीरज बोले मृदुबानी ॥
नाथ देखि पदकमल तुम्हारे, अब पूजे सब काम हमारे ॥ १ ॥
एक लालसा बडि मनमाहीं, सुगम अगम कहिजात सो नाहीं ॥
तुमहि देत अतिसुगम गुसांई, अगम लागि मोहिं निज कृपणाई ॥ २ ॥
यथा दरिद्र विबुध तरु जाई, बहु सम्पति मांगत सकुचाई ॥
तासु प्रभाव न जानै सोई, तथा हृदय मम संशय होई ॥ ३ ॥
सो तुम जानहु अन्तर्यामी, पुरवहु मोर मनोरथ स्वामी ॥

सकुच विहाइ मांगु नृप मोहीं, मोरे नहिं अदेय कछु तोहीं ॥ ४ ॥

આવાં સર્વેશ્વર સ્વામીનાં ઉદાર વચન સાંભળીને બન્ને સ્ત્રી પુરૂષ, હાથ જોડી, ઉભાં રહ્યાં, અને ધૈર્ય ધારણ કરી અતિ કોમળ વાણીથી મનુ મહારાજ બોલ્યા કે,–હે નાથ! આપનાં ચરણ કમળ નિરખીને હવે તો અમારા સકળ મનોરથ પરિપૂર્ણ થઈ ગયા છે. પરન્તુ આપની પરમ મનોહર માધુરી મૂર્ત્તિ જોઇને એક મહાલાલસા મનમાં ઉત્પન્ન થઇ છે, તે આપને તો સુગમ છે, અને અમોને અગમ છે. તેથી તે કહી શકાતી નથી, કેમકે આપને દેવામાં તો અતિજ સુગમ છે; પરન્તુ અમને અમારી સ્વાભાવિક કૃપણતાથી અગમ દેખાય છે. ૨ જેમ કોઇ મહા જન્મ દરિદ્રી કલ્પવૃક્ષને પામીને ઘણી સમ્પદા માગતાં સંકોચ કરે છેઃ જેમકે કલ્પવૃક્ષના પ્રભાવને ન જાણવાથી દરિદ્રી વિશેષ સમ્પતિ માગતાં મનમાં સંકોચ પામે છે. તે પ્રમાણેજ મારા હૃદયમાં પણ શંકા થાય છે. ૩ તે મારી લાલસાને આપ સર્વાન્તર્યામી જાણે છો, માટે મારા તે મનોરથને પૂર્ણ કરો. મનુજીનાં આવાં વચન સાંભળીને શ્રી ભગવાન્ બોલ્યા કે–હે રાજન્! સંકોચનો ત્યાગ કરી જે માગવું હોય તે માગો,, કેમ કે તમને ન દેવા યોગ્ય મારે કોઈ પણ પદાર્થ નથી. ૪

दोहा–दानि शिरोमणि कृपानिधि, नाथ कहौं सत भाव ॥
चाहौं तुमहिं समान सुत, प्रभुसन कवन दुराव ॥ १५६ ॥

પ્રભુનાં આવાં કરૂણા યુક્ત વચન સાંભળીને મનુજી બોલ્યા કે–હે દાનિશિરોમણિ! હે કૃપાનિધાન! હે નાથ! સત્યભાવ આપ પાસે નિવેદન કરૂં છું કે, આપના સમાન ઐશ્વર્ય, સૌશીલ્ય, વાત્સલ્ય, ઔદાર્ય, સૌલભ્ય ગુણ સમ્પન્ન આપ સમાન પુત્ર ચાહું છું. આપથી શું ગુપ્ત રાખું? ૧૫૬

चौ०–देखि प्रीति सुनि वचन अमोले, एवमस्तु करुणानिधि बोले ॥
आप सरिस खोजौं कहँ जाई, नृप तव तनय होब मैं आई ॥ १ ॥
शतरूपहिं विलोकि कर जोरे, देवि मांगु बर जो रुचि तोरे ॥
जो बर नाथ चतुर नृप मागा, सोइ कृपालु मोहिं अति प्रिय लागा ॥ २ ॥
प्रभु परन्तु सुठि होत ढिठाई, यदपि भक्त हित तुमहिं सुहाई ॥
तुम ब्रह्मादि जनक जग स्वामी, ब्रह्म सकल उर अंतरयामी ॥ ३ ॥
अस समुझत मन संशय होई, कहा जो प्रभु प्रमाण पुनि सोई ॥
जे निज भक्त नाथ तव अहहीं, जो सुख पावहिं सो गति लहहीं ॥ ४ ॥

આવી સ્વાયંભુવ મનુની અપરિમિત પ્રીતિ જોઇને, તથા અમૂલ્ય વચન સાંભળીને, એ પ્રમાણેજ થશે, એમ કહીને કરૂણા નિધાન વળી બોલ્યા કે, હે રાજન્! તમે તો એવું વરદાન માગ્યું છે કે, જે મારા ઘરમાંજ નથી; કેમકે મારી બે વિભૂતિયોમાં કોઈ મારા સમાન નથી, કોઈ મારાથી અધિક નથી, અને મારી વિભૂતિથી બાહાર

ક્યાંય કોઇ જરા પણ નથી સર્વત્ર મારીજ વિભૂતિ છે, તેથી મારા સમાન તો હું ક્યાંથી શોધી લાવું. હા! મારા સમાન તો હુંજ છું; માટે હે રાજા! તમારો પુત્ર હું પોતેજ આવીને થઇશ. ૧ આ પ્રમાણે મનુજીને વરદાન આપીને, શતરૂપા રાણીને, હાથ જોડીને ભગવાન્ બોલ્યા કે, હે દેવી! જે વરદાન ઉપર તમારી અધિક પ્રીતિ હોય, તે તમે પણ માગો. શતરૂપાએ કહ્યું કે, હે સ્વામી! જે વરદાન પરમ ચતુર મારા પતિએ માગેલ છે, તે મને પણ અતિપ્રિય છે. ૨ હે પ્રભુ! જો કે આપને અમારૂં આ કહેવું ભક્તિની લીધે બહુજ સારૂં લાગે છે; પરન્તુ વાસ્તવિક્ રીતે તો તે અમારા તરફથી ધૃષ્ટતા થાય છે; કેમકે આપ બ્રહ્માદિક્ દેવતાઓના પિતા છો, જગતના સ્વામી છો, સાક્ષાત્ પરબ્રહ્મરૂપ સકળ સંસારના અન્તર્યામી છો. ૩ જ્યારે આ પ્રમાણે સમજીએ છીએ, ત્યારે તો અમારા મનમાં સન્દેહ થાય છે કે, આ વાત શી રીતે થશે? પરન્તુ હે પ્રભુ! આપે જે કહ્યું છે તે તો પ્રમાણજ છે, તેમાં તો સન્દેહજ શો? હે નાથ! એટલું વરદાન અન્ય આપો કે, જે આપના અનન્ય ભક્ત સુખ પામે છે, અને જે ગતિને પ્રાપ્ત થાય છે. ૪

दोहा—सोइ सुख सोइ गति सोइ भगति, सोइ निज चरणसनेहु ॥
सोइ विवेक सोइ रहनि प्रभु, मोहि कृपाकरि देहु ॥ १५७ ॥

તે અમને સુખ મળે, તે ગતિ પામીએ, તેવોજ આપનાં ચરણોમાં પ્રેમ થાય, તેજ વિવેક થાય, અને તેવીજ અમારી રહેણી થાય, તે પ્રભુ મને કૃપા કરીને આપો. ૧૫૭

चौ०—सुनि मृदु गूढ रुचिर वर रचना, कृपासिन्धु बोले मृदु वचना ॥
जो कछु रुचि तुम्हरे मनमाहीं, मैं सो दीन्ह संशय नाहीं ॥ १ ॥
मातु विवेक अलौकिक तोरे, कबहुँ न मिटिहि अनुग्रह मोरे ॥
वन्दि चरण मनु कहेउ बहोरी, और एक विनती प्रभु मोरी ॥ २ ॥
सुत विषयक तव पद रति होऊ, मोहिं बरु मूढ कहै किन कोऊ ॥
मणि बिनु फणि जिमि जल विन मीना, मम जीवन तिमि तुमहिंअधीना ॥३॥
अस बर माँगि चरण गहिरहेऊ, एवमस्तु करुणानिधि कहेऊ ॥
अब तुम मम अनुशासन मानी, बसहुजाइ सुरपति रजधानी ॥ ४ ॥

શતરૂપાનાં આવાં કોમળ ગૂઢ વચનોની સુન્દર રચના સાંભળીને કૃપાસિન્ધુ સ્વામી મન્દ હાસ્ય કરીને કોમળ વચન બોલ્યા કે,—હે દેવી! જે જે રૂચિ તમારા મનમાં છે, તે તે સર્વ મેં તમને નિસ્સન્દેહ આપી. ૧ (વરદાન આપ્યા પછી શતરૂપાને માતૃત્વ ભાવથી કહે છે) હે માતા! પ્રપંચાતીત પારલૌકિક્ જ્ઞાન તારા હૃદયથી મારા અનુગ્રહથી કદાપિ મટશે નહિ. (આ પ્રમાણે શતરૂપાના વરદાનને સાંભળીને, મનુરાજાના મનમાં શંકા થઈ કે, એવું જ્ઞાન મને કદિ થઈ જાય નહિ) આ શંકાથી

પ્રભુના ચરણોનું વન્દન કરીને, હાથ જોડી મનુ પુનઃ બોલ્યા કે, હે પ્રભુ ! મારી એક અન્ય વિનતિ છે. ૨ મારી પ્રીતિતો આપના ચરણોમાં પ્રભુભાવનીજ રહે, અને તેથી મને ભલે મૂઢમતિ, મન્દ કહ્યા કરે. જેમ સર્પનું જીવન મણિના આધીન અને મીનનું જીવન જળના આધીન હોય છે, તે પ્રમાણે મારૂં જીવન આપના આધીન થાય. ૩ આ પ્રમાણે વર માગીને પ્રભુનાં ચરણ પકડીને હે સ્વામી ! એ વરદાન તો આપોજ, ત્યારે કરૂણા નિધાન સ્વામીએ કહ્યું કે, જેવી તમારી ઈચ્છા છે, તે પ્રમાણેજ થશે. હવે આ સમય તો તમે મારૂં અનુશાસન માનીને દેવરાજ ઈન્દ્રની પુરી અમરાવતીમાં નિવાસ કરો. ૪

**सौ०—तहँ करि भोग विशाल, तात गये कछु काल पुनि ॥**
**होइहु अवध भुआल, तब हम होब तुम्हार सुत ॥ २३ ॥**

ત્યાંના ઉત્તમ ભોગ વિલાસ ભોગવીને થોડો કાળ વીત્યા પછી હે તાત ! તમે શ્રી અયોધ્યાના રાજા થશો, ત્યારે હું તમારો પુત્ર થઈશ. ( અહિં તાત શબ્દનો અર્થ પિતા વાચકજ છે; કેમકે વરદાન આપ્યા પછી કહેલ છે. ) ૨૩

**चौ०—इच्छामय नर वेष सँवारे, होइहौं प्रकट निकेत तुम्हारे ॥**
**अंशन सहित देह धरि ताता, करिहौं चरित भक्त सुखदाता ॥ १ ॥**
**जेहि सुनि सादर नर बडभागी, भव तरिहहिं ममता मद त्यागी ॥**
**आदिशक्ति जेहि जग उपजाया, सोउअवतरहि मोरि यह माया ॥ २ ॥**
**पुरउब मैं अभिलाष तुम्हारा, सत्य सत्य पण सत्य हमारा ॥**
**पुनि पुनि अस कहि कृपानिधाना, अन्तर्द्धान भये भगवाना ॥ ३ ॥**
**दम्पति उर धरि भक्ति कृपाला, तेहि आश्रम निवसे कछुकाला ॥**
**समय पाय तनुतजि अनयासा, जाइ कीन्ह अमरावति बासा ॥ ४ ॥**

હે તાત ! આપના ઘરમાં ઈચ્છામય મનુષ્ય વેષ બનાવી, મારા અંશો સહ મનુષ્ય દેહ ધારણ કરીને પ્રકટ થઈશ.[1] અને ત્યાં ભક્તોને સુખ દેવાવાળાં અનેક ચરિત્ર કરીશ. ૧ જે ચરિત્રોને આદરપૂર્વક સાંભળીને ભાગ્યશાળી જીવ સંસાર સાગરને મમત મદ છોડીને તરી જશે. અને આ મારી સનાતનશક્તિ કે જેણે મારી આજ્ઞાથી સકળ જગત્ ઉત્પન્ન કરેલ છે, તે પણ અવતાર લેશે. આ જગતજનની મારી માયા છે ૨ આ પ્રકારે હું તમારા સકળ મનોરથ પરિ-

× અંશ સહિત એટલે જે અંશથી પૃથિવીને ધારણ કરે છે. અને જે અંશથી શત્રુનો નાશ કરે છે અને જે અંશથી વિશ્વનું પાલન કરે છે.

૧ સનત્કુમાર સંહિતમાં લેખ છે કે–शेषोमूलक्ष्मणोलक्ष्मी जानकी शंखचक्रिके । जातौ भरत शत्रुघ्नौ देवाः सर्वेपिवानराः ॥ १ ॥અર્થાત્ શેષજી લક્ષમણજી થયા શ્રી લક્ષ્મીજી જાનકીજી થયાં શંખાવતાર શ્રી ભરતજી થયા સુદર્શન ચક્રાવતાર શત્રુઘ્ન થયા, બ્રહ્માદિક દેવતા સર્વે વાનર થયા અને સ્વયં દેવ દેવેશ્વર શ્રીમન્નારાયણ શ્રી રામચન્દ્રજી વિશ્રુત વિખ્યાત થયા.

પૂર્ણ કરીશ મારૂં પણ સદા સત્ય છે, સત્ય છે, સત્ય છે. વારમ્વાર કૃપાનિધાન ભગવાન્ આ પ્રમાણે કહીને અન્તર્ધાન થઈ ગયા. ૩ રાજા અને રાણી હૃદયમાં ભગવદ્ભક્તિ રાખીને કેટલોક કાળ તે આશ્રમમાં રહ્યાં. પછી સમય પ્રાપ્ત થતાં અનાયાસે દેહત્યાગ કરીને તે બન્ને અમરાવતિમાં જઈને વસ્યાં. ૪

**दोहा–यह इतिहास पुनीत अति, उमहिं कहेउ वृषकेतु ॥**
**भरद्वाज सुनु अपर पुनि, रामजन्मकर हेतु ॥ १५८ ॥**

યાજ્ઞવલ્કયજી કહે છે કે–હે ભરદ્વાજ ! આ પરમ પવિત્ર ઇતિહાસ શ્રી સદાશિવજીએ ઉમીઆજીને કહ્યો હતો તે મેં તમને કહ્યો. હવે બીજું પ્રભુ શ્રી રામચન્દ્રજીને અવતાર લેવાનું કારણ છે તે કહું છું તે સાંભળો. ૧૫૮

**चौ०–सुनु मुनि कथा पुनीतपुरानी, जो गिरिजा प्रति शम्भु बखानी ॥**
**विश्वविदित इक ककय देशू, सत्यकेतु तहँ बसै नरेशू ॥ १ ॥**
**धर्म्म धुरन्धर नीति निधाना, तेज प्रताप शील बलवाना ॥**
**तेहिके भये युगल सुत बीरा, सबगुणधाम महा रणधीरा ॥ २ ॥**
**रजधानी जेठ सुत आही, नाम प्रतापभानु अस ताही ॥**
**अपर सुतहि अरिमर्द्दन नामा, भुजबल अतुल अचलसंग्रामा ॥ ३ ॥**
**भाइहि भाइहि परम सुनीती, सकल दोष छल बर्जित प्रीती ॥**
**जेठेसुतहि राज्य नृपदीन्हा, हरि हित आपु गवन बन कीन्हा ॥ ४ ॥**

હે ભરદ્વાજ મુનિ ! જે પ્રાચીન અને પવિત્ર કથા શ્રી સદાશિવજીએ શ્રી પાર્વતીજીને કહી હતી તે કથા હું તમને કહું છું તે સાંભળો. વિશ્વવિખ્યાત એક કૈકય નામનો પરમરમણીય એટલે કાશ્મીર દેશ કે જ્યાં પૂર્વકાળમાં સત્યકેતુ નામનો રાજા રાજ કરતો હતો. ૧ તે રાજા મહાધર્મ ધુરંધર, નીતિનો નિધાન મહાતેજવાન્, પ્રતાપવાન્ અને બળવાન્ હતો. તેના બે પુત્ર મહાવીર, સકળ શુભગુણોના ધામ અને મહારણધીર હતા. ૨ તેમાં જે રાજ્યનો સ્વામી જ્યેષ્ઠ પુત્ર હતો, તેનું પ્રતાપભાનુ નામ હતું, અને નાના પુત્રનું અરિમર્દન નામ હતું, જેનું અતુલિત બાહુબળ હતું અને મહારણધીર હતો. ૩ બન્ને ભ્રાતાઓને પરસ્પર મહા સ્નેહ હતો, અને સકળ દોષ છળ રહિત બન્નેની એક બીજા સાથે નિર્દોષ પ્રીતિ હતી. આ પ્રમાણે સર્વ રીતે સમર્થ અને સ્વાભાવિક પ્રીતિ પરસ્પર બન્ને ભાઇઓની જોઇને, સત્યકેતુ રાજાએ નીતિ અનુસાર મોટા પુત્રને રાજ્ય આપ્યું અને પોતે ભગવાન્ પ્રીત્યર્થ વનમાં ગયો. ૪

**दोहा–जब प्रतापरबि भयउ नृप, फिरी दोहाई देश ॥**
**प्रजापाल अति बेदबिधि, कतहुँ नहीं अघ लेश ॥ १५९ ॥**

જ્યારે પ્રતાપભાનુ રાજા થયો, અને દેશમાં તેની આણ ફરી ત્યારે તે

પ્રજાને વેદવિધિથી પાલન કરવા લાગ્યો તેથી તેના રાજ્યમાં ક્યાંય પણ પાપનો લેશ ન હતો. ૧૫૯

चौ०–नृपहितकारकसचिवसुजाना, नाम धर्मरुचि शुक्रसमाना ॥
सचिव सयान बन्धु बलबीरा, आपु प्रतापपुंज रणधीरा ॥ १ ॥
सेन संग चतुरंग अपारा, अमित सुभट सब समर जुझारा ॥
सेन बिलोकि राउ हरषाना, अरु बाजे गहगहे निशाना ॥ २ ॥
विजयहेतु कटकाइ बनाई, सुदिन शोधि नृप चलयो बजाई ॥
जहँ तहँ परी अनेक लराई, जीते सकल भूप बरिआई ॥ ३ ॥
सप्तद्वीप भुजबल वश कीन्हा, लैलै दण्ड छांडि नृप दीन्हा ॥
सकल अवनि मण्डल तेहिकाला, एक प्रतापभानु महिपाला ॥ ४ ॥

રાજાનો ધર્મરૂચિ નામનો મંત્રી તે પણ મહા સુજાન અને રાજાનો હિતકારી હતો, અને શુક્રાચાર્યજીના સમાન તે નીતિનિપુણ હતો. પરમ ચતુરમંત્રી મહા બુદ્ધિ તથા મહા બળવાન્ ભાઈ અને પોતે મહા રણધીર તથા પ્રતાપવાન્ હતો. ૧ તેની પાસે અપાર ચતુરંગિણી ભારે સેના હતી જેમાં અનેક સમર પ્રવીણ યોદ્ધાઓ હતા કે જે સર્વ સંગ્રામમાં જય સમ્પાદન કરતા હતા. આવી સેનાને જોઈને રાજા મહા હર્ષ પામ્યો અને દિગ્વિજય કરવાને માટે યુદ્ધનાં ઘેરાં વાજાં વાગવા માંડયાં ૨, વિજયને માટે સેના તૈયાર કરીને, અને શુભ દિવસ તથા મુહૂર્ત સાધીને રાજાએ પ્રયાણ કરયું. જ્યાં ત્યાં દ્વીપાન્તરમાં અનેક લડાઈઓ થઈ પણ સર્વે રાજાઓને બળાત્કારે જીતી લીધા. ૩ પ્રતાપભાનુ રાજાએ પોતાના બાહુબળથી સાતે દ્વીપ વશ કરી લીધા. અને દન્ડ લઈ લઈને રાજાઓને રાજનીતિના અનુસાર સર્વને પાછા મુક્ત કરયા. એ સમય સપ્તદ્વીપવતી પૃથિવીમાં એકછત્ર પ્રતાપભાનુજ રાજરાજેશ્વર રાજા હતો. ૪

दोहा–स्ववश विश्व करि बाहुबल, निजपुर कीन्ह प्रवेश ॥
अर्थ धर्म्म कामादि सुख, सेवहिं सबै नरेश ॥ १६० ॥

સકળ વિશ્વને પોતાના બાહુબળથી પોતાના વશ્ય કરીને પોતાના નગરમાં પ્રવેશ કરયો અને અર્થ, ધર્મ અને કામ ત્રૈવર્ગ સાંસારિક સકળ સુખોને ભોગવવા લાગ્યો. ૧૬૦

चौ०–भूप प्रतापभानु बल पाई, कामधेनु भै भूमि सुहाई ॥
सब दुख बर्जित प्रजासुखारी, धर्म्मशील सुन्दर नर नारी ॥ १ ॥
सचिव धर्मरुचि हरिपदप्रीती, नृपहित हेतु सिखावत नीती ॥
गुरु सुर संत पितर महिदेवा, करैं सदा नृप सबकी सेवा ॥ २ ॥

भूपधर्म जे वेद बखाने, सकल करैं सादर सुखमाने ॥
दिनप्रति देइ विविधविधि दाना, सुनै शास्त्र वर वेद पुराना ॥ ३ ॥
नाना वापी कूप तडागा, सुमनवाटिका सुन्दर बागा ॥
विप्रभवन सुरभवन सुहाये, सब तीरथन विचित्र बनाये ॥ ४ ॥

રાજા પ્રતાપભાનુના ધર્મરાજને પામીને પૃથિવી સુન્દર કામધેનુના સમાન સકળ કામદાયક થઈ ગઈ. જેના રાજ્યમાં સર્વ દુઃખ રહિત પ્રજા સુખથી રહેતી હતી. અને સ્ત્રી, પુરૂષ સુન્દર ધર્મશીલ હતાં. ૧ ધર્મરૂચી મંત્રી કે જેની હરિ ભગવાનના ચરણોમાં મહા પ્રીતિ હતી. રાજાના કલ્યાણાર્થે સદા સુન્દર નીતિનો ઉપદેશ કરયા કરતો હતો. તે મંત્રીના ઉપદેશથી રાજા, ગુરૂ, ઈષ્ટદેવ ભગવાન વાસુદેવ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્રાદિ ભાગવત, દેવતા, ઋષિ, મનુષ્યાદિ અથવા પિતૃવ્ય, પિતામહાદિ અને બ્રાહ્મણ મહાભાગવતાદિ સર્વની નિરન્તર સેવા કરતો હતો. ૨ રાજાઓના જે ધર્મ વેદોમાં કહેલા છે તે સર્વ મહાપ્રીતિ પૂર્વક કરતો હતો. અને નિરન્તર અનેક પ્રકારનાં દાન બ્રાહ્મણોને આપતો હતો. અને સદૈવ ઉત્તમ ધર્મ અને શાસ્ત્ર, વેદ તથા પુરાણોને શ્રવણ કરતો હતો. ૩ નાના પ્રકારના કૂવા, તળાવ, વાવ, જ્યાં જેવી જોઇએ તે પ્રમાણે માર્ગો અને તીર્થોમાં પણ તૈયાર બનાવ્યાં. અને પુષ્પવાટિકાઓ તથા બગીચા કરાવ્યા. તીર્થવાસી બ્રાહ્મણોનાં ઘર અને ભગવદાલય પરમ સુન્દર સકળ તીર્થોમાં અતિ વિચિત્ર બનાવ્યાં. ૪

दोहा–जहँलगि कहे पुराण श्रुति, एक एक सब याग ॥
बार सहस्र सहस्र नृप, किये सहित अनुराग ॥ १६१ ॥

વેદ અને પુરાણોમાં જેટલા યજ્ઞ કહેલ છે તે સર્વ જુદા જુદા યજ્ઞ રાજાએ મહા પ્રીતિ પૂર્વક હજાર હજાર વાર કરાવ્યા. ૧૬૧

चौ०–हृदय न कछुफलअनुसंधाना, भूप विवेकी परम सुजाना ॥
करै जो धर्मकर्म्म मन बानी, वासुदेव अर्पित नृपज्ञानी ॥ १ ॥
चढि वर बाजि बार इक राजा, मृगयाकर सब साज समाजा ॥
विन्ध्याचल गँभीर वन गयऊ, मृगपुनीत बहु मारत भयऊ ॥ २ ॥
फिरत विपिन नृप दीख वराहू, जनु वन दुरेउ शशिहि ग्रसि राहू ॥
बडविधु नहि समात मुखमाहीं, मनहुँ क्रोधवश उगिलत नाहीं ॥ ३ ॥
कोल कराल दशन छवि गाई, तनु विशाल पीवर अधिकाई ॥
घुरघुरात हय आरव पाये, चकित विलोकत कान उठाये ॥ ४ ॥

જેટલા યજ્ઞ કરયા, તે સર્વ બ્રહ્માર્પણ કરયા હતા, હૃદયમાં ફળનું અનુસન્ધાન જરાપણ કરયું નહતું; કેમકે તે રાજા મહાવિવેકી અને જ્ઞાની હતો, અને ફળને

બન્ધનકારક જાણતો હતો, તેથી જે કાંઈ ધર્મ, કર્મ કાર્ય મનવાણીથી કરતો હતો તે વાસુદેવને સમર્પણ કરતો હતો.* ૧ આવો ધર્મ ધુરંધર રાજા એક સમય મૃગયાની તૈયારી કરીને પોતાના અતિ અમૂલ્ય સુન્દર ઘોડા ઉપર ચડીને વિન્ધ્યાચળના મહા-ગંભીર વનમાં ગયો, અને ત્યાં પવિત્ર મૃગોને મારવા લાગ્યો. ૨ વનમાં ફરતાં એક મહા મોટો સૂવર દીઠો, જાણે ચન્દ્રમાનો મુખમાં ગ્રાસ કરીને રાહુજ વનમાં આવી સંતાયો છે[1] તે મોટો ચન્દ્રમા તો મુખમાં સમાતો નથી,[2] અને વૈરીને પકડીને ક્રોધાવેશથી વમન પણ કરતો નથી. મોહોડામાંને મોહોડાંમાંજ પકડી રહ્યો છે. આ તેની આગળની મહાકરાળ દાતરડીની ઉપમા છે. ૩ તે સૂવરની દાઢો એવી વિકરાળ હતી કે, જેનું કાંઇ વર્ણન થઈ શકતું નથી.[3] અને તેનું શરીર બહુજ મોટું અને ઘણુંજ પુષ્ટ હતું. તે સૂવર, પ્રતાપભાનુરાજાના ઘોડાના ડાબાના શબ્દને તથા હણહણાટીને સાંભળીને, ઘુરઘુરાટ કરવા લાગ્યો, અને કાન ઉંચા કરીને ચકિત થઇને જોવા લાગ્યો. ૪

दोहा—नीलमहीधर शिखरसम, देखि बिशाल बराह ॥
चपरि चलेउ हय सुट्टुकि नृप, हांकि न होइ निवाह ॥१६२॥

આવા નીલ પર્વતના શિખરના સમાન અતિ વિશાળ વારાહને જોઇને રાજાએ ઘોડાને સહજ હાંકવાથી નિર્વાહ નહિ થાય એમ ધારીને ઘોડાને ચાબુક મારી અત્યન્ત વેગથી તેના સન્મુખ દોડાવ્યો. ૧૬૨

चौ०—आवत देखि अधिक रव बाजी, चला बराह मरुतगति भाजी ॥
तुरत कीन्ह नृप शर सन्धाना, महि मिलि गयउ बिलोकतबाना ॥ १ ॥
तकि तकि तीर महीश चलावा, करि छल सूवर शरीर बचावा ॥
प्रगटत दुरत जाइ मृगभागा, रिसबश भूप चलेउ सँगलागा ॥ २ ॥
गयउ दूरि घन गहन बराहू, जहां नाहिं गज बाजि निबाहू ॥
अति अकेल बनबिपुलकलेशू, तदपि न मृग मग तजे नरेशू ॥ ३ ॥
कोल बिलोकि भूप बड धीरा, भागि पैठु गिरि गुहा गँभीरा ॥
अगमदेखि नृप अति पछिताई, फिरेउ महाबन परेउ भुलाई ॥ ४ ॥

મહાશબ્દવાન્ ઘોડાને પોતાના ઉપર ચાલ્યો આવતો જોઇને, સૂવર પવનના વે-

*ગીતાજીમાં આજ્ઞા છે કે,—यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासियत् । यत्तपस्यसि कौंतेय तत्कुरुष्यमदर्पणं । १ ॥

૧ આ ઉત્પ્રેક્ષા અલંકાર છે. અહિં જે સૂવરની ચન્દ્રના સમાન શ્વેત અને ગોળ બે દાઢો છે તેની તો ચન્દ્રની ઉત્પ્રેક્ષા કરી અને રાહુ શ્યામ વર્ણ હોવાથી સૂવરને રાહુની ઉત્પ્રેક્ષા કરેલ છે.

૨ જો કે રાહુ ચન્દ્રમાને ગળી ગયો છે; તોપણ તે ચન્દ્ર મુખના કરતાં મોટો છે માટે મુખમાં સમાતો નથી. તેથી ક્રોધ કરીને તેનું પુનઃ વમન કરતો નથી.

ગના સમાન લાગ્યો. એટલે તુરત રાજાએ બાણુ સન્ધાન કરયું. સૂવર બાણુને જોતાંજ પૃથિવીની સાથે મળી ગયો. ૧ રાજાએ અનેકાનેક બાણુ તાકીતાકીને તેના ઉપર ચલાવ્યાં; પરન્તુ સૂવર છળ કરી કરીને પોતાનું સંરક્ષણ કરતો હતો. આ પ્રમાણે છુપાતાં અને પ્રકટ થતાં સૂવર ભાગતો જાય છે. અને રાજા ક્રોધાવેશથી તેની પાછળ ચાલ્યો જાય છે. ૨ સૂવર ઘણે છેટે મહા સઘનવનમાં પ્રવેશ કરી ગયો, કે જ્યાં હાથી અને ઘોડાઓથી જઈ શકાતું નથી. આવા નિર્જનવનમાં રાજા એકલો વનના મહા ક્લેશ સહન કરીને પણ સૂવરની પાછળ દુરાગ્રહથી લાગી રહ્યા. તેના સગડને મૂકયો નહિ. ૩ આ પ્રમાણે તે રાજાને મહા ધૈર્યવાન્ જોઈને સૂવર પર્વતની ગુફામાં પેસી ગયો. ત્યારે તો તેને અગમ્ય જોઈને રાજા તે સૂવર હાથમાં ન આવવાથી પસ્તાવો કરતો પાછો ફરયો અને મહાવિકટ ઘેર જંગલમાં ભૂલો પડયો. ૪

दोहा—खेद खिन्न तृषित क्षुधित, राजा बाजिसमेत ॥
खोजत ब्याकुल सरित सर, जलबिनु भयउ अचेत ॥ १६३ ॥

વનના કષ્ટથી દુઃખિત અને ઘોડાસહુ અત્યન્ત તરસ્યો મહા વ્યાકુળ રાજા જળાશયને શોધતો ફરતો હતો, પણ જળ ન મળવાથી તે અચેત જેવો થઇ ગયો. ૧૬૩

चौ०—फिरत विपिन आश्रम इक देखा, तहँ बस नृपतिकपटमुनिवेषा ॥
जासु देश नृप लीन्ह छुडाइ, समर सेन तजि गयउ पराई ॥
समय प्रतापभानुकर जानी, आपन अति असमय अनुमानी ॥
गयउ न गृह मन बहुत गलानी, मिला न राजहि नृप अभिमानी ॥ २ ॥
रिसि उर मारि रंक जिमिराजा, विपिन बसै तापसके साजा ॥
तासु समीप गवन नृपकीन्हा, यह प्रतापरवि तेइँ तब चीन्हा ॥ ३ ॥
राउ तृषित नहिं सो पहिचाना, देखि सुभेष महामुनि जाना ॥
उतारि तुरँगते कीन्ह प्रणामा, परम चतुर न कहेउ निजनामा ॥ ४ ॥

આ પ્રકારે વનમાં ફરતાં ફરતાં એક આશ્રમ જોવામાં આવ્યો જ્યાં એક રાજા તપસ્વીનો વેષ ધારણુ કરીને બેઠો હતો. તેનો દેશ જ્યારે પ્રતાપભાનુરાજાએ દિગ્વિજય કરયો, ત્યારે લઈ લીધો હતો અને આ તપસ્વી વેષ ધારણ કરીને બેઠો હતો તે સંગ્રામમાં સેના છોડીને ભાગી ગયો હતો. ૧ તે સમય પ્રતાપભાનુને અનુકૂળ અને પોતાને પ્રતિકૂળ જાણીને, ગ્લાનિ પામીને તે પોતાને ઘેર ગયો નહિ અને અભિમાનને લીધે પ્રતાપભાનુરાજાને મળ્યો પણ નહિ. ૨ રાંકના સમાન મનમાં ને મનમાં રીસને મારીને તે વનમાં તપસ્વીનો વેષ ધારણુ કરીને વસવા લાગ્યો. તેની પાસે જ્યારે પ્રતાપભાનુ રાજા ગયો ત્યારે તે કપટિએ તો રાજાને ઓળખી લીધો કે આ મારો શત્રુ પ્રતાપભાનુજ રાજા છે. ૩ અને પ્રતાપભાનુરાજા અત્યન્ત તૃષાયુક્ત હોવાથી મહાવ્યાકુળ થઇ જવાથી

તેને ઓળખી શકયો નહિ, અને તેણે તો સુવેષ જોઇને કોઈ મહા મુનિશ્વર જાણ્યો. પ્રતાપભાનુ રાજાએ તો ઘોડા ઉપરથી ઉતરીને તેને દન્ડવત્ પ્રણામ કરયા-પણ જેમ મુનીશ્વરોને નામોચ્ચારણ સહ પ્રણામ કરવાની પ્રણાલી છે તે પ્રમાણે પરમચતુર રાજાએ પોતાનું નામોચ્ચારણ કરયું નહિ. ૪

दोहा–भूपति तृषित बिलोकि तेइ, सरवर दीन्ह दिखाइ ॥

मज्जन पान समेतहय, कीन्ह नृपति हरषाइ ॥ १६४ ॥

રાજાને અત્યન્ત તૃષ્ણાતુર નિરખીને તેણે સરોવર બતાવ્યું, ત્યાં જઈને રાજાએ સ્નાન કરયું અને ઘોડા સહ જળપાન કરયું. ૧૬૪

चौ०–गै श्रम सकल सुखी नृप भयऊ, निज आश्रम तापस लै गयऊ ॥

आसन दीन्ह अस्त रबि जानी, पुनि तापस बोला मृदुबानी ॥ १ ॥

को तुम कस बन फिरहु अकेले, सुन्दर युवा जीव पर हेले ॥

चक्रवर्त्तिके लक्षण तोरे, देखत दया लागि अति मोरे ॥ २ ॥

नाम प्रतापभानु अवनीशा, तासु सचिव मैं सुनहु मुनीशा ॥

फिरत अहेरहि परेउँ भुलाई, बड भाग्य देखेउँ पद आई ॥ ३ ॥

हम कहँ दुर्लभ दरश तुम्हारा, जानतहो कछु भल होनहारा ॥

कह मुनि तात भयउ अंधियारा, योजन सित्तर नगर तुम्हारा ॥ ४ ॥

જ્યારે રાજાનો સકળ શ્રમ દૂર થયો, અને પ્રસન્ન ચિત્ત થઈ ગયો, ત્યારે તપસ્વી પોતાના આશ્રમમાં રાજાને લઇ ગયો. અને સૂર્યાસ્ત થયેલો જાણીને વિશ્રામાસન દીધું અને મહા કોમળ વાણીથી બોલ્યો કે તમે કોણ છો? અને આ વિકટ વનમાં એકલા કેમ ફરો છો. સુન્દર યુવાન અવસ્થા તમારી છે છતાં તમે જીવન ઉપર કેમ અનાદર કરયો છે. ચક્રવર્ત્તિરાજાના સમાન તો તમારાં સર્વ લક્ષણ છે તે જોઇને મને મહા દયા આવે છે. ૨, આ પ્રમાણે કપટિ તપસ્વીનું બોલવું થતાં રાજા તેને મહા વિદ્યાવાન્ જાણીને બોલ્યો કે સત્ય છે મહારાજા પ્રતાપભાનુ નામનો ચક્રવર્તિ રાજા છે તેનો હું મંત્રી છું તે અહિ મૃગયા કરતે કરતે વનમાં ભૂલો પડયો છું. પણ મારાં અહોભાગ્ય કે આપનાં ચરણોનાં દર્શન થયાં. ૩ કેમકે મારા સમાન ગૃહસ્થીઓને આપ લોકોનાં દર્શન દુર્લભ હોય છે. હું જાણું છું કે કાંઈક મારૂં કલ્યાણ થવાનું છે. આવું રાજાનું બોલવું સાંભળી તપસ્વી બોલ્યો કે–હે તાત! હવે તો અન્ધકાર થઇ ગયો છે અને અહિંથી તમારૂં નગર સીત્તેર યોજન દૂર છે. ૪

दोहा–निशाघोर गम्भीर बन, पंथ न सूझ सुजान ॥

बसहु आजु अस जानि तुम, जागहु होत बिहान ॥ १६५ ॥

तुलसी जस भवितव्यता, तैसिहि मिलै सहाय ॥

आपु न आवै ताहि पहँ, ताहि तहां लैजाय ॥ १६६ ॥

મહા ઘોર અંધારી રાત છે, અને ગંભીર વનમાં માર્ગ પણ દેખાતો નથી, માટે રાત્રિ અહિં નિવાસ કરો, પ્રાતઃકાળ થતાંજ ઉઠીને જજો. શ્રી તુલસીદાસજી કહે છે કે જેવું થવાનું હોય છે તે સમય તેવીજ સહાયતા મળે છે; થવા કાળ એવો પ્રબળ છે કે પોતે ચાલીને ભોગવનારની પાસે જતો નથી, પરન્તુ જે ભોગવનાર છે તેને પોતાને લઇને ત્યાં પોહોચાડી છે. ૧૬૬

चौ०–भलेहि नाथ आयसु धरि शीशा, बांधि तुरँग तरु बैठ महीशा ॥

नृप सबभांति प्रशंसेउ ताहीं, चरण वन्द्य निजभाग्य सराही ॥ १ ॥

पुनि बोलेउ मृदु गिरा सुहाई, जानि पिता प्रभु करौं ढिठाई ॥

मोहिं मुनीश सुत सेवक जानी, नाथ नाम निज कहहु बखानी ॥ २ ॥

तेहि न जान नृप नृपहि सो जाना, भूप सुहृदय सो कपट सयाना ॥

बैरि पुनि क्षत्रिय पुनिराजा, छल बल कीन्ह चहै निजकाजा ॥ ३ ॥

समुझि राज्यसुख दुखित अराती, अँवा अनलइव जरै सुछाती ॥

सरल बचन नृपके सुनि काना, बैर सँभारि हृदय हरषाना ॥ ४ ॥

રાજા પ્રતાપભાનુ ભવિષ્યના વશ્ય થઈને તેની આજ્ઞા શિર ઉપર ચડાવીને, હે નાથ! બહુજ સારૂં. એમ કહીને પોતાના ઘોડાને એક ઝાડે બાંધીને પોતે એક વૃક્ષ નીચે જઇને બેઠો. રાજાએ તેની સર્વ પ્રકારે પ્રસંસા કરી, અને તેના ચરણોનું વન્દન કરીને પોતાના ભાગ્યની પણ તેના દર્શન થવાથી પ્રશંસા કરી. ૧ પછી પ્રતાપભાનુએ શોભાયમાન મધુરી વાણીથી કહ્યું કે–હેમુનિ! હું આપને મારા પિતા સમજીને ધૃષ્ટતા કરૂંછું તે ક્ષમા કરજો. હેમુનિરાજ! મને આપનો પુત્ર અને સેવક સમજીને મને આપ આપનું નામ સ્પષ્ટ રીતે કહો. ૨ જો કે રાજાએ તેને ઓળખ્યો નહિ, પણ કપટિમુનિએ રાજાને ઓળખી લીધો હતો.[1] આ પ્રમાણે તે વિવેકી રાજાએ પોતાનું સકળ કપટ પોતાના મનમાં રાખ્યું બાહાર જરા પણ દર્શાવ્યું નહિ. પ્રથમ તો વૈરી, બીજો જાતનો ક્ષત્રી, અને ત્રીજો રાજા[2] તેથી તેણે પોતાના સ્વાર્થને માટે તે સમય પ્રપંચ કરવાનો વિચાર કરવો. ૩ રાજા પ્રતાપભાનુના રાજસુખને સમજીને એ શત્રુમુનિ મહા વ્યાકુળ થયો અને તેની છાતી અંદરથી ભઠીના અગ્નિના સમાન સળગતી હતી. તે કપટિ મુનિ રાજા પ્રતાપભાનુના સીધાં સરળ વચન શ્રવણ દ્વારા સાંભળીને પોતાના વૈરનું સ્મરણ કરીને મનમાં મહા આનન્દ પામવા લાગ્યો. ૪

दोहा–कपट बोरि वाणी मृदुल, बोलेउ युक्ति समेत ॥

---

૧ રાજા મિત્રતામાં ચતુર હતો અને કપટીમુનિ કપટમાં ચતુર હતો.

૨ આ ત્રણે ભિન્ન ભિન્ન કપટમાં ગમ્ભીર છે અને અહિં તો ત્રણે મળીને એક થઈ ગયેલ છે.

नाम हमार भिखारि अब, निरधन रहित निकेत ॥ १६७ ॥

અને કપટ ભરેલી કોમળ વાણી બોલીને તેણે મહા યુક્તિ પૂર્વક કહ્યું કે હે રાજન્![1] હમણાં તો મારૂં નામ ભિખારી છે. નિર્ધન છું, ઘરબાર કાંઈ પણ નથી. ૧૬૭

चौ०–कह नृप जे विज्ञाननिधाना, तुम सारिखे गलित अभिमाना ॥
सदा अपनपौ रहहिं दुराये, सबविधि कुशल कुभेष बनाये ॥ १ ॥
तेहिते कहहिं संत श्रुति टेरे, परम अकिंचन प्रिय हरि केरे ॥
तुमसम अधन भिषारि अगेहा, होत विरंचि शिवहिं सन्देहा ॥ २ ॥
योसिसोसि तव चरण नमामी, मोपर कृपा करिय अबस्वामी ॥
सहज प्रीति भूपतिकी देखी, आप विषे विश्वास विशेषी ॥ ३ ॥
सब प्रकार राजहिं अपनाई, बोलेउ अधिक सनेह जनाई ॥
सुन सतिभाव कहौं महिपाला, यहां बसत बीते बहुकाला ॥ ४ ॥

કપટિમુનિનાં આવાં છળ યુક્ત વચન સાંભળીને રાજાએ કહ્યું કે–હે મુનિ! જે આપના સમાન નિરભિમાની જ્ઞાનના નિધાન છે તે સદા પોતે પોતાને ગુપ્ત રાખે છે અને સર્વ પ્રકારે ચતુર છતાં પણ કુવેષ બનાવી રહે છે. ૧ અને તેથીજ સન્ત અને વેદ કહે છે કે જે કાંઈ પણ સંગ્રહ રાખતો નથી તે પ્રભુને પરમ પ્રિય છે. હે મુનિ! આપ સમાન નિષ્કિંચન ભિખારી અને સ્થળ રહિત મહાત્માઓને જોઈને શ્રીસદાશિવજીને અને શ્રી બ્રહ્માજીને પણ સન્દેહ થાય છે.. કે કદાચ તે અમારૂં સ્થાન ન લઈલે. ૨ આપ ગમે તે હો તેનું મારે શું પ્રયોજન છે? હું આપના ચરણોને નમસ્કાર કરૂં છું, માટે હે પ્રભુ! હવે આપ મારા ઉપર કૃપા કરો. તે કપટિમુનિએ રાજાની સ્વાભાવિક પ્રીતિ અને પોતાનો વિશેષ વિશ્વાસ જોઈને, રાજાને સર્વ પ્રકારે પોતાનો કરીને, મહાસ્નેહ દર્શાવીને તે મુનિએ કહ્યું કે હેરાજન્! હું તને સત્ય ભાવથી કહું છું તે તું શ્રવણ કરય. મને અહિં રહે તે રહે તે ઘણાં વર્ષ વ્યતીત થઈ ગયાં છે. ૪

दो०–अबलगि मोहिं न मिलेउ कोउ, मैं न जनायउँ काहु ॥
लोकमान्यता अनलसम, करि तप कानन दाहु ॥ १६८ ॥

આજ પર્યન્ત મને કોઈ મળ્યો નથી અને તેમ મેં મારો પ્રભાવ કોઈને દર્શાવ્યો નથી; કેમકે લોકોની માન્યતા તપસ્વીના તપનો તરત ભંગ કરીદે છે. જેમ અગ્નિ ક્ષણ માત્રમાં સકળવનને ભસ્મ કરીદે છે તેમ લોકમાન્યતા તપસ્યાને ક્ષીણ કરીદે છે. ૧૬૮

सो०–तुलसी देखि सुवेष, भूलैं मूढ न चतुर नर ॥
सुन्दर केकी पेख, वचन सुधा सम असन अहि ॥ २४ ॥

---

[1] હમણાંથી એ સુચિત થાય છે કે, પ્રથમ સર્વ હતું.

ગોસ્વામી શ્રી તુલસીદાસજી કહે છે કે. સુન્દર વેષને જોઈને મોટા મોટા ચતુર અને ચાલાક મનુષ્યો પણ ભૂળખાય છે અને મૂર્ખ થઈ જાય છે, જેમ કે મયૂરનીવાણી કેવી અમૃતના સમાન મધુર હોય છે પણ તેનો આહાર સાપ છે. માટે તે વાર્ત્તાનો મનુષ્યે અવશ્ય વિચાર રાખવો જોઈએ કે કેવળ મીઠીવાણી સાંભળી રીઝી જવું ન જોઈએ. ૨૪

चौ०–तातें गुप्त रहौं जग माहीं, हरितजि किमपि प्रयोजन नाहीं ॥

प्रभु जानत सब बिनहिं जनाये, कहहु कवन सिधिं लोक रिझाये ॥ १ ॥

तुम शुचि सुमति परम प्रिय मोरे, प्रीति प्रतीति मोहिं पर तोरे ॥

अब जो तात दुरावों तोहीं, दारुण दोष बढै अति मोहीं ॥ २ ॥

जिमि जिमि तापस कथै उदासा, तिमि तिमि नृपहि होइ विश्वासा ॥

देखा स्ववश कर्म्म मन बानी, तब बोला तापस बकध्यानी ॥ ३ ॥

नाम हमार एकतनु भाई, सुनि नृप बोलेउ पद शिर नाई ॥

कहहु नामकर अर्थ बखानी, मोहिं सेवक अति आपन जानी ॥ ४ ॥

એ માટે જગતમાં ગુપ્ત રૂપથી રહું છું મારે ભગવાનને છોડીને બીજું કાંઈ પણ પ્રયોજન નથી. ભગવાન્ સર્વ વગર જાણ કરયે પણ જાણે છે તો પછી લોકોના રીઝાવાથી શું પ્રયોજન છે. ૧ હે રાજન્! તું અન્તઃકરણથી પરમ શુદ્ધ છો, તમારી બુદ્ધિ નિર્મળ છે અને મારામાં આપની પાકી પ્રીતિ અને પૂર્ણ વિશ્વાસ છે અને તમે મને પરમ પ્રિય છો, માટે હે તાત! હવે જો હું તમારાથી પાપ-કપટ રાખું તો મને અવશ્ય મહા ભારી અપરાધ લાગે. ૨ જેમ જેમ તે કપટી મુનિ ઉદાસીન વાર્ત્તાઓ કરે તેમ તેમ તે રાજાને તેના પ્રત્યે વિશેષ શ્રદ્ધા થતી જાય, જ્યારે તે કપટી મુનિયે જાણી લીધું કે હવે તો આ મન, વચન અને કર્મથી સર્વ પ્રકારે મારા વશ્યમાં છે ત્યારે તે બગલાના સમાન ધ્યાન કરવાવાળો મુનિ બોલ્યો કે, ૩ હે ભાઈ! મારૂં નામ 'એકતનુ' છે. મુનિની વાર્ત્તા સાંભળીને શિર નમાવીને પુછ્યું કે હે મુનિ! આપ મને આપનો સેવક જાણીને આપના નામનો સ્પષ્ટાર્થ કહો. ૪

दो०–आदि सृष्टि उपजी जबहि, तब उत्पति भइ मोरि ॥

नाम एकतनु हेतु त्यहि, देह न धरी बहोरि ॥ १६९ ॥

આ સાંભળીને કપટી મુનિ બોલ્યો કે–હે રાજા! શ્રવણ કરય. જ્યારે બ્રહ્માજીએ શ્રીનારાયણની નાભિ કમળમાંથી ઉત્પન્ન થઈને પ્રથમ પદ્મકલ્પમાં આદિ સૃષ્ટિ રચી છે, ત્યારે મારી ઉત્પત્તિ થયેલીછે, એ માટે મારૂં નામ 'એકતનુ' છે. મેં બીજો દેહ ધારણ કર્યો નથી. ૧૬૯

चौ०–जानि आश्चर्य करहु मन माहीं, सुत तपतें दुर्लभ कछु नाहीं ॥

तपबलते जग सृजै बिधाता, तपबल विष्णु भये परित्राता ॥ १ ॥

तपबल शम्भु करहिं संहारा, तपबल शेष धरैं महिभारा ॥
तपअधार सब सृष्टि भुआरा, तपतें अगम न कछु संसारा ॥ २ ॥
भयउ नृपहिं सुनि अति अनुरागा, कथा पुरातन कहन सो लागा ॥
कर्म्म धर्म्म इतिहास अनेका, करै निरूपण विरति विवेका ॥ ३ ॥
उद्भव पालन प्रलय कहानी, कहेसि अमित आश्चर्य बखानी ॥
सुनि महीश तापस वश भयऊ, आपन नाम कहन तब लयऊ ॥ ४ ॥
कह तापस नृप जानौं तोहीं, कीन्हेउ कपट लागु भल मोहीं ॥

આ મારાં વચન સાંભળીને હે રાજા ! તું તારા મનમાં કાંઈ આશ્ચર્ય ન કરય; કેમકે તપથી કોઈ પદાર્થ દુર્લભ નથી. તપના બળથી બ્રહ્માજી સૃષ્ટિને રચે છે, અને પોતાની વિભૂતિમાં મળીને વિષ્ણુ પણ તપના બળથી જગતનું પાલન કરે છે. ૧ તપના બળથી રૂદ્ર સૃષ્ટિનો સંહાર કરે છે. તપથી કયો પદાર્થ અગમ્ય થઈ શકે છે. આવાં વચન સાંભળીને તો રાજાને તે કપટી મુનિના ઉપર મહા અનુરાગ થયો અને તે કપટી મુનિ પણ અનેક પ્રાચીન કથા કહેવા લાગ્યો. ૨ અનેક પ્રકારનાં કર્મ, ધર્મ અને ઇતિહાસ કહેવા લાગ્યો અને જ્ઞાન, વૈરાગ્ય પણ નિરૂપણ કરવા લાગ્યો. અને અનેક કલ્પભેદથી સંસારની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલયની કથા કહી તથા અનેક અદ્ભુત આશ્ચર્યજનક વર્ણન કર્યું. ૩ તે સાંભળીને રાજા તેના વશ્યમાં થઈ ગયો, અને પોતાનું નામ તેને કહેવાની ચાહના કરી. તે કપટી પ્રથમથીજ સમજીને બોલી ઉઠયો કે, અરે રાજા! હું તમને જાણું છું, અને તેં જે કપટ કર્યું તે મને અતિ પ્રિય લાગ્યું. ૪

सो०–सुनु महीश अस नीति, जहँ तहँ नाम न कहहिं नृप ॥
मुहिं तुहिपर अति प्रीति, परम चतुरता निरखि तव ॥ २५ ॥

હે રાજન્ ! સાંભળ્ય. નીતિશાસ્ત્રનો એ સિદ્ધાન્ત છે કે રાજાઓએ પોતાનું નામ પ્રત્યેક સ્થળે કહેવું ન જોઇએ. તે આપની મહા વિચક્ષણતા જોઇને મારી આપ ઉપર બહુજ પ્રીતિ વૃદ્ધિ પામી રહી છે. ૨૫

चौ०–नाम तुम्हार प्रतापदिनेशा, सत्यकेतु तव पिता नरेशा ॥
गुरुप्रसाद सब जानौं राजा, कहौं न आपन जानि अकाजा ॥ १ ॥
देखि तात तव सहज सुधाई, प्रीति प्रतीति नीति निपुणाई ॥
उपजिपरी ममता मन मोरे, कहेउँ कथा निज बूझे तोरे ॥ २ ॥
अब प्रसन्न मैं संशय नाहीं, मांगु जो भूप भाव मन माहीं ॥
सुनि सुवचन भूपति हरषाना, गहिपद विनय कीन्ह बिधिनाना ॥ ३ ॥
कृपासिन्धु मुनि दरशन तोरे, चारि पदारथ करतल मोरे ॥

**प्रभुहि तथापि प्रसन्न बिलोकी, मांगि अगमवर होउँ विशोकी ॥ ४ ॥**

હે રાજા! સાંભળ્ય! તારૂં પ્રતાપભાનુ નામ છે. અને સત્યકેતુ તારા પિતાનું નામ છે. ગુરૂના અનુગ્રહથી સર્વ જાણું છું; પરન્તુ પોતાને નુકશાન જાણીને બોલીએ નહિ. ૧ હે તાત! તારી સ્વાભાવિક પ્રીત, પ્રતીતિ અને નીતિ નિપુણતા અને સરળતા જોઇને, મારા મનમાં તારા ઉપર મહા મમતા ઉત્પન્ન થઈ ત્યારે તારા પૂછવાથી મેં પોતાની કથા કહી છે. ૨ હવે હું તારા ઉપર પ્રસન્ન છું માટે હે રાજા! જે તારા મનમાં ઇચ્છા હોય તે વરદાન તું માગી લે. આવાં કપટી મુનિનાં વચન સાંભળતાંજ રાજા અતિ હર્ષિત થઈ ગયો અને ચરણ સ્પર્શ કરીને મહા વિનતિ કરી કહ્યું કે, હે કૃપાસિન્ધુ મુનિ! આપના દર્શનના પ્રતાપથીજ ચારે પદાર્થ હું મારા હાથમાંજ માનું છું; તો પણ આપને પ્રસન્ન જોઇને ઇચ્છા રાખું છું કે, આપથી મહા-અગમ વરદાન માગીને વિશોક થઇ જાઊં ૩-૪

**दो०—जरा मरणदुख रहित तनु, समर न जीतै कोउ ॥**

**एकछत्र रिपु हीन महि, राज्य कल्पशत होउ ॥ १७० ॥**

હું એ વરદાન આપ પાસે માગું છું કે, આ મારૂં શરીર વૃદ્ધાવસ્થા, મૃત્યુ અને સકળ રોગાદિ દુઃખોથી રહિત થઈ જાય અને સંગ્રામમાં કોઈ જીતી શકે નહિ અને એકછત્ર અકન્ટક મારૂં રાજ્ય સો કલ્પ પર્યન્ત થાય. ૧૭૦

**चौ०—कह तापस नृप एसेहि होऊ, कारण एक कठिन सुन सोऊ ॥**

**कालौ तव पद नाइहि शीशा, एक विप्रकुल छांडि महीशा ॥ १ ॥**

**तपबल विप्र सदा बरियारा, तिनके कोप न कोउ रखवारा ॥**

**जो विप्रन वश करहु नरेशा, तौ तव वश विधि विष्णु महेशा ॥ २ ॥**

**चल न ब्रह्मकुलसे बरिआई, सत्य कहौं दोउ भुजा उठाई ॥**

**विप्रशाप विनु सुनु महिपाला, तोर नाश नहिं कवनिहुँ काला ॥ ३ ॥**

**हरषेउ राउ वचन सुनि तासू, नाथ न होइ मोर अब नासू ॥**

**तवप्रसाद प्रभु कृपानिधाना, मोकहँ सर्वकाल कल्याना ॥ ४ ॥**

ત્યારે તપસ્વી બોલ્યો કે હે રાજા! એ પ્રમાણેજ થશે; પરન્તુ એક કારણ તેમાં મહા કઠિણ છે. તે પણ સાંભળી લે. અન્યની તો શી ગણતી છે, એક બ્રહ્મવંશ વગર હે રાજા! કાળ પણ તારા ચરણોમાં પ્રણામ કરશે. ૧ તપના બળ વડે બ્રાહ્મણસદા પ્રબળ છે, તેના કોપથી કોઈ સંરક્ષણ કરનાર નથી. માટે જો તું બ્રાહ્મણોને વશ કર તો પછી તારા વશમાં બ્રહ્મા વિષ્ણુ અને શિવાદિ દેવતાઓ થઈ જશે. ૨ પરન્તુ વિપ્રવંશ ઉપર પ્રબળ કોઈનું ચાલતું નથી એ હું સત્ય કહું છું. હા, બ્રાહ્મણના શાપ વગર તો તારો નાશ કોઈ કાળમાં થશે નહિ ૩ આ સાંભળીને રાજા મહાહર્ષ પામ્યો, અને બોલ્યો કે,—હે નાથ! હું જાણી ચૂક્યો કે હવે મારો નાશ થશે નહિ.

આપના અનુગ્રહથી હે કૃપાનિધાન ! મારૂં સર્વ કાળમાં કલ્યાણજ થશે. ૪

दो०—एवमस्तु कहि कपट मुनि, बोला कुटिल बहोरि ॥

मिलब हमार भुवाल जनि, कहहु तो मोरी न खोरि ॥ १७१ ॥

તે કુટિલ અને કપટી મુનિ એમજ થશે, એમ કહીને વળી બોલ્યો કે, હે રાજન્ ! બીજું એ પણ સ્મરણમાં રાખજે કે, મારો અને તારો જે સમાગમ થયો છે તે વાર્ત્તા કોઇને કહીશ નહિ. જો કહીશ અને તેથી તારૂં અકલ્યાણ થાય તો પછી તેમાં મારો દોષ નથી. ૧૭૧

चौ०—ताते मैं तोहिं बरजौं राजा, कहे कथा तव परम अकाजा ॥

छठें श्रवण यह परत कहानी, नाश तुम्हार सत्य मम बानी ॥ १ ॥

यह प्रकटे अथवा द्विजशापा, नाश तोर सुनु भानुप्रतापा ॥

आन उपाय निधन तव नाहीं, जो हरि हर कोपहिं मन माहीं ॥ २ ॥

सत्य नाथ पद गहि नृप भाषा, द्विज गुरु कोप कहहु को राखा ॥

राखे गुरु जो कोप विधाता, गुरु विरोध नहिं कोउ जगत्राता ॥ ३ ॥

जो न चलब हम कहे तुम्हारे, होइ नाश नहिं शोच हमारे ॥

एकहि डर डरपत मन मोरा, प्रभु महिदेव शाप अतिघोरा ॥ ४ ॥

હે રાજન્ ! એ માટે હું તને વારૂં છું કે આ વાર્ત્તા કોઇને કહીશ નહિ અને જો તું આ વાત કોઇને કહીશ તો તારૂં પરમ અકલ્યાણ થશે. મારા આ વચન સત્ય જાણજે કે જેવી આ વાર્ત્તા છઠે કાને ગઈ કે તુરત તારો નાશ થઈ જશે, ૧ હે પ્રતાપભાનુ ! સાંભળ્ય. એક તો આ વાર્ત્તા પ્રકટ કરવાથી વા બ્રાહ્મણોના શાપથી એ રીતે તારો નાશ બે પ્રકારે થશે. ગમે તો શ્રી મહાદેવજી અને વિષ્ણુ ભગવાન્ પણ તારા ઉપર પોતાના મનમાં કોપ ભલે કરે, તો પણ ઉપર દર્શાવેલા બે પ્રકાર વગર તારો નાશ થશે નહિ. ૨ રાજાએ તેનાં ચરણ પકડીને કહ્યું કે—હે નાથ ! સત્ય છે, બ્રાહ્મણ અને ગુરૂનો કોપ થવાથી કોણ બચાવે તેમ છે ? કોઈ પણ નહિ ! કદાચ વિધાતા કોપ કરે તો તેથી ગુરૂ બચાવી શકે છે પણ ગુરૂથી વિરોધ થવાથી જગતમાં બચાવવા વાળો કોઈ પણ નથી. ૩ રાજાએ કહ્યું કે જો હું આપના કહેવા પ્રમાણે ન અનુસરૂં અને તેથી જો મારો નાશ થઈ જાય તો તે વાર્ત્તાની મને ફિકર નથી. હે મુનિ ! મારૂં મન તો એકજ ભય-બ્રાહ્મણોના શાપથી ભયભીત થાય છે; કેમકે બ્રાહ્મણોનો શાપ મહા ભયાનક હોય છે. ૪

दो०—होहिं विप्र वश कवन विधि, कहहु कृपा करी सोउ ॥

तुम तजि दीनदयालु निज, हितू न देखौं कोउ ॥ १७२ ॥

પરન્તુ જે ઉપાય વડે બ્રાહ્મણ વશ થઈ જાય તે કૃપા કરીને કહો; કેમકે હે દીન દયાળુ ! આપ વગર હું મારો હિતકારી અન્ય જોતો નથી. ૧૭૨

चौ०-सुनु नृप विविध यतन जगमाहीं, कष्टसाध्य पुनि होहिं कि नाहीं ॥
अहै एक अति सुगम उपाई, तहां परन्तु एक कठिनाई ॥ १ ॥
मम आधीन युक्ति नृप सोई, मोर जाब तव नगर न होई ॥
आजु लगे अरु जबते भयऊं, काहूके गृह ग्राम न गयऊं ॥ २ ॥
जो न जाब तौ होइ अकाजू, बना आइ असमंजस आजू ॥
सुनि महीप बोले मृदुबानी, नाथ निगम अस नीति बखानी ॥ ३ ॥
बडे सनेह लघुनपर करहीं. गिरि निज शिरन सदा तृण धरहीं ॥
जलधि अगाध मौलि बह फेनू, सन्तत धरणि धरत शिररेनू ॥ ४ ॥

આ સાંભળી કપટી મુનિ બોલ્યો કે-હે રાજા ! સાંભળ્ય. બ્રાહ્મણને વશ્ય કરવાના ઉપાય અનેક પ્રકારના-ઘણા છે; પરન્તુ કષ્ટસાધ્ય છે, તે સિદ્ધ થવામાં પણ સન્દેહ છે. પણ એક અતિ સુગમ ઉપાય છે; પરન્તુ તેમાં એક મહા કઠિણતા છે કે, તે યુક્તિ કેવળ મારા આધીન છે. મારૂં તારે ઘેર આવવું થઈ શકે તેમ નથી; કેમકે જ્યારથી હું જન્મ્યો છું ત્યારથી આજ પર્યન્ત કોઇને ઘેર વા ગામમાં ગયો નથી ૧-૨ અને હવે જો જતો નથી તો તારૂં અકાર્ય થાય છે, આ મને આજે ઉપાધિ આવી પડી છે. આ સાંભળીને રાજા મહા નમ્રતાથી બોલ્યો કે, હે મહારાજ ! વેદ આ પ્રમાણે નીતિ કહે છે કે, ૩ મહાન્ પુરૂષ પોતાનાથી નાનાઓ ઉપર સર્વદા અનુગ્રહ કરતા આવ્યા છે, જુવો ! પર્વત પોતાના મસ્તક ઉપર તૃણને ધારણ કરે છે. અને અગાધ સમુદ્ર પોતાના ઉપર ફીણને વહેવરાવે છે. અને પૃથિવી ધૂળને પોતાના ઉપરજ રાખે છે. ૪

दो०-अस कहि गहे नरेश पद, स्वामी होहु कृपालु ॥
मोहिं लागि दुख सहिय प्रभु, सज्जन दीनदयालु ॥ १७३ ॥

આ પ્રમાણે કહીને, રાજાએ તે કપટી મુનિનાં ચરણ પકડી લીધાં અને કહ્યું કે, હે સ્વામી ! હવે કૃપાળુ થાઓ અને મારા માટે કષ્ટ સહન કરો. આપ તો સજ્જન અને દીનદયાળુ છો. ૧૭૩

चौ०-जानि नृपहिं आपन आधीना, बोला तापस कपटप्रवीना ॥
सत्य कहौं भूपति सुनु तोहीं, जगमहँ नहिं दुर्लभ कछु मोहीं ॥ १ ॥
अवशि काज मैं करिहौं तोरा, मन क्रम वचन भक्त तैं मोरा ॥
योग युक्ति तप मंत्र प्रभाऊ, फलै तबहिं जब करिय दुराऊ ॥ २ ॥
जो नरेश मैं करउँ रसोई, तुम परिसहु मोहिं जान न कोई ॥
अन्न सो जोइ जोइ भोजन करई, सोइ सोइ तव आयसु अनुसरई ॥ ३ ॥
पुनि तिनके गृह जेवैं जोई, तववश होय भूप सुनु सोई ॥

जाइ उपाय रचहु नृप येहू, सम्बत भरि संकलप करेहू ॥

આ પ્રકારે રાજાને પોતાના આધીન જાણીને કપટપ્રવીણ તપસ્વી બોલ્યો કે હે રાજા! સાંભળ્ય. હું સત્યવાર્ત્તા તને કહું છું કેમ કે કોઇ પણ કાર્ય સંસારમાં દુર્લભ નથી. ૧ માટે તેનો તું શોચ ન કરય. હું તારૂં કાર્ય અવશ્ય કરીશ; કેમકે તું તન, મન અને વચનથી મારો ભક્ત છો; પરન્તુ હે ભાઈ! યોગ અને યુકિત તથા તપ અને મંત્રોનો પ્રભાવ જ્યારે સંસારની દૃષ્ટિથી ગુપ્ત કાર્ય કરવામાં આવે ત્યારે ફળિત થાય છે. ૨ માટે હે રાજા! જો હું તારે ઘેર રસોઇ કરૂં અને તું પીરસ અને મને કોઈ જુવે નહિ ત્યારે તે કાર્ય સિદ્ધ થશે. વળી તે અન્નને જે જે બ્રાહ્મણ ભોજન કરતા જશે તે તે તારા વશ્યમાં થતા જશે. ૩ અને પછી જે તે બ્રાહ્મણોને ઘેર ભોજન કરશે તે પણ તારા વશમાં થશે. માટે ઘેર જઇને હે રાજા! એ ઉપાય કર અને સંવત્ પર્યન્તનો સંકલ્પ કરય ૪

दो०—नित नूतन द्विज सहसशत, बरेहु सहितपरिवार ॥
मैं तुम्हरे संकलपलगि, दिनहिं करब जेवनार ॥ १७४ ॥

નિરન્તર નવીન એક લાખ બ્રાહ્મણને કુટુમ્બસહ નિમંત્રણ કરય. હું તારા સંકલ્પ પર્યન્ત સર્વદા રસોઈ તૈયાર કરી દઈશ. ૧૭૪

चौ०—इहिविधि भूप कष्ट अति थोरे, होइहहिं सकल विप्र वश तोरे ॥
करिहहिं विप्र होम मख सेवा, तेहि प्रसंग सहजहिं वश देवा ॥ १ ॥
और एक तोहिं कहौं लखाऊ, मैं यहि भेप न आउब काऊ ॥
तुम्हरे उपरोहित कहँ राया, हरि आनब मैं करि निज माया ॥ २ ॥
तपबल तेहि करि आपुसमाना, रखिहौं इहां वर्ष परमाना ॥
मैं धरि तासु वेप सुनु राजा, सबविधि तोर सँवारब काज ॥ ३ ॥
गै निशि बहुत शयन अब कीजै, मोहि तोहिं भूप भेट दिन तीजै ॥
मैं तपबल तोहि तुरँग समेता, पहुँचैहौं सोवतहिं निकेता ॥ ४ ॥

આ વિધિથી તો હે રાજા! અત્યન્ત થોડાજ કષ્ટથી સકળ બ્રાહ્મણો તારા વશમાં થઈ જશે. અને પછી બ્રાહ્મણો જે દેવારાધન, હોમ, યજ્ઞ, અને પૂજન કરશે તેથી બ્રહ્મા વિષ્ણુ અને શિવાદિ સકળ દેવતાઓ પણ તારા વશીભૂત થશે. ૧ અને એક વાર્ત્તા હું મારે ગુપ્ત રહેવાને માટે તને કહું છું કે, હું આ વેષથી કદિ તારે ઘેર આવીશ નહિ; પણ તારા પુરોહિતને મારી માયાથી હરી લાવીશ. ૨ તપના બળથી તેને મારા સમાન કરીને વર્ષ પર્યન્ત અહિં રાખીશ, અને હું તેનું રૂપ ધારણ કરીને સર્વ પ્રકારે તારૂં કાર્ય કરીશ, તું નિઃશંક રહે. ૩ હવે રાત બહુ ગઈ છે, માટે શયન કરય. મારી અને તારી ભેટ હવે ત્રીજે દિવસે થશે; કેમકે હું તને તારા ઘોડા સહિત સૂતાંજ તારે ઘેર પોહોચાડીશ. ૪

दो०–मैं आउब सोइ बेष धरि, पहिचानेहु तब मोहिं ॥
जब एकांत बुलाइ सब, कथा सुनाऊं तोहिं ॥ १७५ ॥

હવે તને એક નિશાની આપું છું કે, મને તારા પુરોહિતના વેષમાં ત્યારે આવલો જાણવો કે જ્યારે એકાન્તમાં બોલાવીને અહિની સર્વ કથા તને સંભળાવું. ૧૭૫

चौ०–शयन कीन्ह नृप आयसुमानी, आसन जाइ बैठ छलज्ञानी ॥
श्रमित भूप निद्रा अति आई, सो किमि सोव शोच अधिकाई ॥ १ ॥
कालकेतु निशिचर तहँ आवा, जेहि शूकर होइ नृपहिं भुलावा ॥
परममित्र तापसनृपकेरा, जानै सो अति कपट घनेरा ॥ २ ॥
तेहिके शत सुत अरु दशभाई, खल अति अजय देव दुखदाई ॥
प्रथमहिं भूप समर सब मारे, विप्र सन्त सुर देखि दुखारे ॥ ३ ॥
तेहि खल पाछिल बैर सँभारा, तापसनृप मिलि मंत्र विचारा ॥
जेहि रिपुक्षय सोइ रचेसि उपाऊ, भावीवश न जान कछु राऊ ॥ ४ ॥

રાજાએ તેની આજ્ઞા માનીને શયન કરયું અને તે છળ જ્ઞાની દુષ્ટ પોતાના આસન ઉપર જઈ બેઠો. રાજા તો આખા દિવસનો શ્રમિત હોવાથી સૂઇ ગયો. તે કપટી મુનિને તો શોચને લીધે નિદ્રા આવી નહિ. ૧ એટલામાં તો કાળકેતુ નામનો નિશાચર તેની પાસે આવ્યો, કે જેણે સૂવર બની ને રાજાને અરણ્યમાં ભૂલો પાડયો હતો. તે દુષ્ટ તે કપટી રાજર્ષિનો પરમમિત્ર હતો, અને મોટાં મોટાં અનેક કપટ કરી જાણતો હતો. ૨ જેના સો પુત્ર અને દશ ભાઈ મહા દુષ્ટ, દુર્જય, દેવતાઓને દુઃખદાતા હતા જેનો પૂર્વે રાજાએ દેવતા સન્ત બ્રાહ્મણોને તેને લીધે દુઃખી જોઈને તેનો સંગ્રામમાં નાશ કરયો હતો. ૩ તેના વૈરથી એ દુષ્ટ નિશાચરે પોતાના મિત્ર તપસ્વી રાજાને મળીને જે પ્રકાર શત્રુનો નાશ થાય તે પ્રમાણે વિચાર કરયો અને તે ઉપાયની યોજના કરી તે પણ ભાવી વશ બિચારો રાજા કાંઇ પણ જાણતો ન હતો. ૪

दो०–रिपु तेजसी अकेल अति, लघु करि गनिय न ताहु ॥
अजहुँ देत दुख रवि शशिहिं, शिर अवशेषितराहु ॥ १७६ ॥

વૈરી અને તેજસ્વી જો એકલો પણ હોય; તો પણ તેને–નાનો દુર્બળ સમજવો ન જોઇએ, જુવો કે આજ પર્યન્ત સૂર્ય અને ચન્દ્રમાને શિર કપાયા છતાં પણ રાહુ દુઃખ આપે છે. ૧૭૬

चौ०–तापसनृप निजसखहिं निहारी, हरषि मिलेउ उठि भयउ सुखारी ॥
मित्रहि कहि सब कथा सुनाई, यातुधान बोला सुखपाई ॥ १ ॥
अब साधेउँ रिपु सुनहु नरेशा, जो तुम कीन्ह मोर उपदेशा ॥
परिहरि सोच रहहु तुम सोई, बिनु औषधहिं व्याधि विधि खोई ॥ २ ॥

कुलसमेत रिपु मल बहाई, चौथे दिवस मिलब मैं आई ॥
तापस नृपहि बहुत परितोषी, चला महाकपटी अतिरोषी ॥ ३ ॥
भानुमतापहि बाजि समेता, पहुँचायसि सोवतहिं निकेता ॥
नृपहिं नारिपहँ शयन कराई, हयगृहबांधेसि बाजि बनाई ॥ ४ ॥

કપટી તપસ્વી રાજા પોતાના સખાને આવેલો જોઇને હર્ષિત થઈ ઉઠીને મળ્યો અને સુખી થયો. પોતાના મિત્રને સકળ કથા સંભળાવીને સમજાવી દીધી કે મારે કરવાનું કામ તો હું કરી ચૂક્યો છું, હવે તું જાણે ન તારૂં કામ જાણે આવું કપટીમુનિનું બોલવું સાંભળી કાળકેતુ રાક્ષસ સુખ પામીને આ પ્રમાણે બોલ્યો કે ૧ હવે હું શત્રુનો સર્વ ઉપાય કરી લઈશ, જે પ્રકારે તેં ઉપદેશ કરયો છે તે પ્રમાણેજ કરીશ, હવે તું શોચનો ત્યાગ કરીને સૂઈ રહે. આ રોગ તો દૈવે વગર ઔષધીએ નિવારણ કરયો. ૨ એ તું જો જે કે હું હવે આજથી ચોથે દિવસે, કુળ સહિત જડમૂળથી રાજાનો નાશ કરીને તને આવીને મળીશ. આ પ્રકારે તપસ્વીકપટીરાજાનું પરિતોષણ કરીને મહા કપટી અને મહા ક્રોધી નિશાચર ચાલ્યો. ૩ અને તેણે પ્રતાપભાનુ રાજાને તેના ઘોડા સહિત સૂતેલોજ હતો અને ઘેર પોહોચાડી દીધો. રાજાને તો તેની રાણીના મહેલમાં સૂવાડયો અને ઘોડાને ઘોડારમાં તેના સ્થાન ઉપર બાંધ્યો. ૪

दो०–राजाके उपरोहितहिं, हरि ले गयउ बहोरि ॥
लै राखेसि गिरि खोह महँ, माया करि मति भोरि ॥ १७७ ॥

અને રાજાના પુરોહિતનું હરણ કરી કોઈ પર્વતની ગુફામાં જઈને રાખી મૂકયો. અને માયાના બળે તેની બુદ્ધિ ભ્રમિત કરી દીધી. ૧૭૭

चौ०–आपु विरचि उपरोहित रूपा, परा जाय तेहि सेज अनूपा ॥
जागेउ नृप अनभयउ बिहाना, देखि भवन अति अचरिज माना ॥ १॥
मुनि महिमा मनमहँ अनुमानी, उठे गवहिं जेहि जान न रानी ॥
कानन गयउ बाजि चढि तेही, पुर नर नारि न जानेउ केही ॥ २ ॥
गये याम युग भूपति आवा, घर घर उत्सव बाजु बधावा ॥
उपरोहितहि दीख जब राजा, चकित विलोकि सुमिरि सोइ काजा ॥ ३ ॥
युग सम नृपहिं गये दिन तीनी, कपटीमुनि नृप मति हरि लीनी ॥
समय जानि उपरोहित आवा, नृपहि मतो सब कहि समुझावा ॥

અને તે રાક્ષસ પોતે પુરોહિતનું સ્વરૂપ ધારણ કરીને તેની શય્યા ઉપર જઈને સૂતો. રાજા પ્રતાપભાનુ તો પ્રાતઃકાળથી પેહેલાંજ જાગ્યો અને પોતે પોતાના ઘરમાંજ સૂતેલો છે તે જોઈને મહા આશ્ચર્ય પામ્યો. ૧ અને તે તો કેવળ કપટી મુનિના મહિમાનું હૃદયમાં અનુમાન કરીને એવો છાનો માનો ઉઠયો કે રાણીના જાણવામાં પણ

આવ્યું નહિ. અને તે તો રાત્રિમાંજ પુનઃ પોતાના ઘોડા ઉપર ચડીને વનમાં ચાલ્યો ગયો, પણ આ વાર્ત્તા નગરના કોઈ નર કે નારીના જાણવામાં આવી નહિ. ૨ મધ્યાહ્નકાળે જ્યારે રાજા વનમાંથી પાછો આવ્યો, ત્યારે તો નગરમાં ઘરોઘર ઉત્સવનાં વાજીંત્રો વાગવા લાગ્યાં, અને જ્યારે પુરોહિતને રાજાએ જોયો ત્યારે તો ચકિત થઇને તે કાર્યનું સ્મરણ કરીને જોવા લાગ્યો. ૩ રાજાને ત્રણ દિવસ યુગના સમાન વ્યતીત થયા. અને રાજાની બુદ્ધિ તો તે કપટી મુનિના ચરણોમાંજ તલ્લીન થઈ રહી હતી. સમય પ્રાપ્ત થયાં પુરોહિતના વેષથી તે કાળકેતુ આવ્યો અને રાજાને એકાન્તમાં લઈ જઇને સર્વ કથા સંભળાવી. ૪

**दोहा–नृप हर्षे पहिचानि गुरु, भ्रमवश रहा न चेत ॥**
**बरे तुरत शतसहस बर–विप्र कुटुम्ब समेत ॥ १७८ ॥**

પ્રતાપભાનુ રાજા પોતાના ગુરૂને ઓળખીને મહા હર્ષ પામ્યો. ભ્રમનાવશથી કાંઇ પણ જ્ઞાન રહ્યું નહિ. અને તત્કાળ અતિ ઉત્તમ એક લાખ બ્રાહ્મણોને કુટુમ્બ સહિત નિમંત્રણ કરયું. ૧૭૮

**चौ०–बरे तुरत जेवनार बनाई, छ रस चारि विधि जस श्रुति गाई ॥**
**मायामय तेहँ कीन्हि रसोई, ब्यंजन बहु गनि सकै न कोई ॥ १ ॥**
**विविध मृगनकर आमिष रांधा, तेहिमहँ विप्रमांस खलसांधा ॥**
**भोजन कहँ सब विप्र बुलाये, पदपखारि सादर बैठाये ॥ २ ॥**
**पीरसन लाग जबहिं महिपाला, भइ अकाशवाणी तेहिकाला ॥**
**विप्रवृन्द उठि उठि गृह जाहू, है बडि हानि अन्न जनि खाहू ॥ ३ ॥**
**भयउ रसोई भूसुर मांसू, सब द्विज उठे मानि विश्वासू ॥**
**भूपविकल मतिमोह भुलानी, भावीवश न आव मुखबानी ॥ ४ ॥**

તે પુરોહિતે ક્ષણ માત્રમાં [1]ષટ્રસ અને ચાર [2]પ્રકારની જે પ્રમાણે વેદમાં કહેલી છે તે પ્રમાણે રસોઈ તૈયાર કરી. કેવળ માયામય સર્વ રસોઈ બનાવી. જેમાં અનેક પ્રકારનાં વ્યંજન બનાવ્યાં કે જેની ગણતી કરતાં પણ પાર ન આવે. ૧ અનેક પ્રકારનાં મૃગોનો આમિષ બનાવ્યો, તેમાં તે હત્યારાએ બ્રાહ્મણોનું માંસ મેળવી દીધું. ભોજનને માટે સર્વ બ્રાહ્મણોને બોલાવ્યા, અને તેઓના ચરણોનું પ્રક્ષાલન કરીને આદરપૂર્વક બેસાડયા. ૨ જ્યારે રાજા પીરસવા લાગ્યો ત્યારે ઉપરથી [3]આકાશવાણી થઈ કે, હે બ્રાહ્મણો! તમે સર્વ ઉઠી ઉઠીને પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ, મહાહાનિ છે, આ અન્નનું ભોજન કરશો નહિ. ૩ આ રસોઇમાં બ્રાહ્મણોનું માંસ

૧ કટુ, તિક્ત, અમ્લ, મધુર, કષાય અને લવણ. ૨ ભક્ષ, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય.
૩ આકાશવાણી પણ તે કાળકેતુ રાક્ષસનીજ હતી.

મેળવેલું છે. આ પ્રકારે આકાશવાણીને સાંભળીને સકળ બ્રાહ્મણો તે વાર્ત્તાને સત્ય જાણી ઉઠી ઉભા થયા. અને રાજા તો તે વાણી સાંભળીને મહા વ્યાકુળ થઈ ગયો અને ભાવીવશ કાંઈ પણ મુખથી બોલી શક્યોજ નહિ. ૪

दोहा–बोले विप्र सकोप तब, नहिं कुछ कीन्ह विचार ॥
जाइ निशाचर होहु नृप, मूढ सहित परिवार ॥ १७९ ॥

ત્યારે તો બ્રાહ્મણો મહાકોપ કરીને બોલ્યા કે–અરે મૂઢ! કાંઇ વિચાર કરયો નહિ. તું તારા સકળ કુટુમ્બ સહિત દુષ્ટ રાક્ષસ થઇ જા. ૧૭૯

चौ०–क्षत्रिबन्धु तैं विप्र बुलाई, घालै लिये सहित समुदाई ॥
ईश्वर राखा धर्म हमारा, जैहसि तैं समेत परिवारा ॥ १ ॥
सम्बत् मध्य नाश तव होऊ, जलदाता न रहहि कुल कोऊ ॥
नृप सुनि शाप विकल अति त्रासा, भइ बहोरि बरगिरा अकाशा ॥ २ ॥
विप्रहु शाप विचारि न दीन्हा, नाहिं अपराध भूप कछु कीन्हा ॥
चकित विप्र सब सुनि नभबानी, भूप गये जहँ भोजन खानि ॥ ३ ॥
तहँ न अशन नाहिं विप्रसुआरा, फिरेउ राउ मन शोच अपारा ॥
सब प्रसंग महिसुरन सुनाई, त्रसित परेउ अवनी अकुलाई ॥ ४ ॥

અરે ! હે ક્ષત્રિયાધમ ! તેં પરિવાર સહ ભ્રષ્ટ કરવાને માટે બ્રાહ્મણોને બોલાવ્યા પણ અમારો ધર્મ તો ઈશ્વરે રાખ્યો. મૂઢ! તુંજ તારા કુટુમ્બ પરિવાર સહ ભ્રષ્ટ થઈશ. ૧ જા દુષ્ટ સંવત્માંજ તારો નાશ થઈ જશે અને આખા કુળમાં કોઈ કોઇને જળદાતા રહેશે નહિ. રાજા પ્રતાપભાનુ બ્રાહ્મણોનો આ મહા દારૂણ શાંપ સાંભળીને ડરને લીધે જ્યારે અતિ વ્યાકુળ થઈ ગયો ત્યારે પુનઃ આકાશવાણી થઇ કે. ૨ હે બ્રાહ્મણો ! તમે વિચારીને શાપ આપ્યો નહિ. રાજાએ બિચારાએ કાંઇ પણ અપરાધ કરયો નથી. આવી આકાશવાણી સાંભળી સઘળા બ્રાહ્મણો ચકિત થઈ ગયા. અને રાજા પાકશાળામાં ગયો. ૩ અને ત્યાં જઇને જૂવે છે તો ત્યાં ભોજનની સામગ્રી કે રસોઇઓ પણ જોવામાં ન આવતાં રાજા મહા શોચ કરતો ત્યાંથી પાછો ફરયો. અને સર્વ વા[illegible] બ્રાહ્મણોને કહીને મહા વ્યાકુળ એવો તે પૃથિવી ઉપર પડી ગયો. ૪

दोहा–भूपति भावी मिटै नहिं, यदपि न दूषण तोर ॥
किये अन्यथा होइ नहिं, विप्रशाप अति घोर ॥ १८० ॥

ત્યારે બ્રાહ્મણો કાંઇક શાપાનુગ્રહ કરીને બોલ્યા કે–હે રાજા ! ભાવી મટનાર નથી; જો કે તારો કાંઈ દોષ નથી તો પણ હવે બ્રાહ્મણોનો અતિ ઘોર દુરત્યય શાપ કોઈથી અન્યથા થઈ શકનાર નથી. ૧૮૦

( અહિંથી ચાર ચોપાઇને એક દોહો ક્ષેપક છે. )

**चौ०-"जो करि कपट छलै जग काहू, देइहि ईश अधम गति ताहू ॥"**

**विप्र वचन सुनि नृप अकुलाना, उठि पुनि विनय कीन्ह विधि नाना ॥१॥**

**पुनि पुनि पदगहि कहेउ भुआला, शापअनुग्रह कहहु कृपाला ॥**

**जब तुम होब निशाचर जाई, ब्रह्मवंश तामस तनुपाई ॥ २ ॥**

**अजर अमर अतुलित प्रभुताई, जगविख्यात वीर दोउ भाई ॥**

**होइहि जबहि पराभव चारी, तब तुम सेउब देवपुरारी ॥ ३ ॥**

**शिवप्रसाद वर पाइ बहोरी, होइहै सब जग प्रभुता तोरी ॥**

**मिलहिं तोहिं जब सनतकुमारा, तब तुम समुझब शाप हमारा ॥ ४ ॥**

જો કોઈ કપટથી જગત્માં કોઇને છેતરે છે, તેને ઈશ્વર નીચ ગતિ આપે છે. બ્રાહ્મણોનાં વચન સાંભળીને રાજા વ્યાકુળ થઈ ગયો અને ઉઠીને અનેક પ્રકારે વિનતિ કરી ૧ વારમ્વાર બ્રાહ્મણોનાં ચરણ પકડીને રાજાએ કહ્યું કે હે કૃપાળુ ! શાપ દૂર ક્યારે થશે તે કૃપા કરીને કહો. ત્યારે બ્રાહ્મણો બોલ્યા કે, તું રાક્ષશ તો થઈશ પણ બ્રાહ્મણ વંશમાં તમોગુણી શરીર પામીને ઉત્પન્ન થઇશ. ૨ વૃદ્ધાવસ્થા તથા મરણ રહિત મહા પ્રભુતા યુક્ત જગત્માં તમે બન્ને ભાઈ વીરતાથી વિશ્વ વિખ્યાત થશો. અને જ્યારે ચાર સ્થાનમાં તમારો પરાભવ થાય ત્યારે તમારે શ્રીસદાશિવજીનું પૂજન કરવું. ૩ શ્રી શિવજીથી પુનઃ વરદાન પામીને સર્વ જગત્માં તમારી પ્રભુતા થશે અને જ્યારે તમને સનત્કુમાર મળે ત્યારે તું અમારો શાપ જાણજે. ૪

**दोहा-तुम पूछब निस्तारनिज, सादर सुनहु नरेश ॥**

**सब परिवार उधार तब, होइहै मुनि उपदेश ॥ १८१ ॥**

હે રાજા ! ધ્યાન દઇને સાંભળ, જ્યારે તું સનકાદિકને તારા નિસ્તાર વિષે પુછીશ, ત્યારે તે મુનિઓના ઉપદેશથી તારો અને તારા પરિવાનો ઉદ્ધાર થશે. ૧૮૧

**चौ०-अस कहि सब महिदेव सिधाये, समाचार पुरलोगन पाये ॥**

**शोचहिं दूषण दैवहिं देहीं, विचरत हंस काक किय जेहीं ॥ १ ॥**

**उपरोहितहि भवन पहुँचाई, असुर तापसिहि खबरि जनाई ॥**

**तेहि खलँ जहँ तहँ पत्र पठाये, सजिसजि सेन भूप सब आये ॥ २ ॥**

**घेरिन्हि नगर निशान बजाई, विविध भांति नित होति लराई ॥**

**जूझे सकल सुभट करि करणी, बन्धु समेत परे नृप धरणी ॥ ३ ॥**

**सत्यकेतु कुल कोइ न बांचा, विप्रशाप किमि होइ असांचा ॥**

**रिपुहि जीति नृप नगर बसाई, निज निज पुर गे जययश पाइ ॥ ४ ॥**

આ પ્રમાણે કહીને સર્વ બ્રાહ્મણો ચાલ્યા ગયા. અને આ સર્વ સમાચાર જ્યારે

પુરવાસિયોને મળ્યા ત્યારે સર્વ શોચ કરવા લાગ્યા અને દૈવને દૂષણ દેવા લાગ્યા કે જે હંસ બનાવવા યોગ્ય તેને કાગડો બનાવી દીધો. ૧ હવે તે કાળકેતુ અસુરે પુરોહિતને તેને ઘેર પોહોચાડીને, પોતાના મિત્ર તપસ્વી કપટી રાજાની પાસે જઈને તે સર્વ સમાચાર કહ્યા, તે દુષ્ટે જ્યાં ત્યાં સર્વ રાજાઓને પત્ર મોકલી દીધા એટલે તે સર્વ પોત પોતાની સેનાને લઇને ચડી આવ્યા. ૨ અને નિશાન બજાવીને નગરને ઘેરી લીધું અને દિન પ્રતિ અનેક પ્રકારની લડાઈથવા લાગી. અને પ્રતાપભાનુ રાજાના સકળ યોદ્ધાઓ પોત પોતાનું બળ, પૌરૂષ અને વીરતા દર્શાવી દર્શાવી યુદ્ધમાં પડયા અને ભાઈ સહિત રાજા પણ સંગ્રામભૂમિમાં પડયો. ૩ સત્યકેતુ રાજાના વંશમાં કોઇ પણ બચ્યો નહિ, કેમકે વિપ્રશાપ અસત્ય શીરીતે થઇ શકે? ब्रह्म दण्डं दुरत्ययं–બ્રહ્મ શાપ મહા દુરત્યય હોય છે. એ પ્રમાણે સર્વ રાજાઓ શત્રુને જીતી પોતાના તરફથી નગરને વસાવી, વિજય યશ સમ્પાદન કરી પોતાની નગરીએ ગયા. ૪

दोहा–भरद्वाज सुनु जाहि जब, होत विधाता बाम ॥
धूरि मेरुसम जनक यम, ताहि ब्याल सम दाम ॥ १८२ ॥

યાજ્ઞવલ્કયજી કહે છે કે, હે ભરદ્વાજજી ! સાંભળો, જ્યારે જેને વિધાતા વામ થઇ જાય છે ત્યારે તેને ધૂળ પણ મેરૂ પર્વતના સમાન, અને પિતા, યમના સમાન થઈ જાય છે. અને દામ એટલે પુષ્પમાળા વા દોરડી પણ સર્પ સમ થઈ જાયછે. (આ ત્રણે વાત રાજા પ્રતાપભાનુ ઉપર વીતિ અર્થાત્ કાળકેતુ રાક્ષસ કે જેના સોપુત્ર અને દશ ભાઈ સહાયક સહ મારયા ગયા અને તે એકલો જે ધૂળના સમાન રહ્યો હતો,તેણે પહાડ થઈને રાજા પ્રતાપભાનુને દબાવી દીધો. અને કપટી મુનિને પિતા કરીને બોલ્યો હતો, તેજ તેને માટે યમ થયો. અને બ્રાહ્મણો કે જે રાજાને માટે પુષ્પમાંળા હતા તે તેને માટે સર્પ થઈ ગયા. ) ૧૮૨

चौ०–काल पाइ मुनि सुनु सोइ राजा, भयउ निशाचर सहित समाजा ॥
दश शिर ताहि बीस भुज दण्डा, रावण नाम वीर बरिवण्डा ॥ १ ॥
भूप अनुज अरिमर्दन नामा, भयउ सो कुम्भकर्ण बलधामा ॥
सचिव जो रहा धर्मरुचि जासू, भयउ बिमात बन्धु लघु तासू ॥ २ ॥
नाम विभीषण जेहि जगजाना, विष्णुभक्त विज्ञाननिधाना ॥
रहे जे सुत सेवक नृपकेरे, भये निशाचर घोर घनेरे ॥ ३ ॥
कामरूप खल जिनिस अनेका, कुटिल भयंकर विगत विवेका ॥
कृपा रहित हिंसक सब पापी, बरणि न जाइ विश्वपरितापी ॥ ४ ॥

હે મુનિ ! સાંભળો ! સમય પ્રાપ્ત થતાં તે પ્રતાપભાનુ રાજા પોતાના સકળ સમાજ સહ રાક્ષસ વંશમાં ઉત્પન્ન થયો. દશ તો જેને માથાં, વીશ ભુજા અને રાવણ

જેનું નામ એવો મહાવીર અને અતિ પ્રચન્ડ થયો. ૧ રાજાનો નાનો ભાઈ અરિમર્દન તે તેનો અનુજ કુમ્ભકર્ણ મહા બલધામ થયો. અને ધર્મરૂચિ નામનો જે રાજાનો મંત્રી હતો તે તેનો વિમાતૃ નાનો ભાઈ થયો. ૨ જેનું વિભીષણ એવું નામ થયું. જે વિષ્ણુભક્તોમાં મહાભાગવત વિજ્ઞાનનિધાન ગણાય છે. અને રાજાના જે પુત્ર, પૌત્ર અને સેવક હતા, તે પણ સવ મહા ઘોર રાક્ષસ થયા. ૩ સવ ઈચ્છાનુસારરૂપ ધારણ કરવાવાળા, મહાવીર અનેક જાતિના મહા કુટિલ ભયાનક અજ્ઞાની થયા. કૃપા શૂન્ય, મહાહિન્સક, મહાપાપી અને વિશ્વને દુઃખ દેવાવાળા સર્વ કે જેની દુષ્ટતાનું વર્ણન કરી શકાતું નથી. ૪

दोहा—उपजे यदपि पुलस्त्यकुल, पावन अमल अनूप ॥
तदपि महीसुर शापवश, भये सकल अघरूप ॥ १८३ ॥

જો કે મહાપાવન, નિર્મળ, પરમ અનૂપ મહામુનિવર્ય બ્રહ્મપુત્ર પુલસ્ત્યના કુળમાં ઉત્પન્ન થયા; તોપણ બ્રાહ્મણોના શાપના વશ સર્વ પાપની મૂર્ત્તિજ થયા.[૧] ૧૮૩

चौ०—कीन्ह विविध तप तीनों भाई, परम उग्र सो वरणि न जाई ॥
गयउ निकट तप देखि विधाता, मांगहु वर प्रसन्न मैं ताता ॥ १ ॥
करि विनती पदगहि दशशीशा, बोलेहु वचन सुनहु जगदीशा ॥
हम काहू कर मरहिं न मारे, वानर मनुज जाति दुइ बारे ॥ २ ॥
एवमस्तु तुम बड तप कीन्हा, मैं ब्रह्मा मिलि तोहिं वर दीन्हा ॥
पुनि प्रभु कुम्भकर्ण पहँ गयऊ, तेहि विलोकि मन विस्मय भयऊ ॥ ३ ॥
जो यह खल नित करव अहारा, होइहि सब उजारि संसारा ॥
शारद प्रेरि तासु मति फेरी, मांगेसि नींद मास षटकेरी ॥ ४ ॥

જ્યારે ત્રણે ભાઈઓએ વનમાં જઈને અનેક પ્રકારે પરમ ઉગ્ર તપ કર્યું,[૨]

૧ બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય મેરૂપર્વત ઉપર તૃણબિન્દુના આશ્રમમાં તપ કરતા હતા, ત્યાં અનેક કન્યાઓએ આવીને કોલાહળ કરવા માંડતાં પુલસ્ત્યે કહ્યું કે, 'જે કન્યા મારા સન્મુખ આવશે તે સગર્ભા થઈ જશે આથી સર્વે કન્યાઓએ ત્યાં જવું બંધ કર્યું. પણ તૃણબિન્દુની કન્યા ભૂલથી ત્યાં જતાં ગર્ભવતી થઈ. તેના ઉદરથી વિશ્રવાનો જન્મ થયો. વિશ્રવાને ભરદ્વાજ મુનિએ પોતાની કન્યા આપી તે કન્યામાં વૈશ્રવણ અર્થાત્ કુબેરજી થયા. કુબેરજીના તપથી પ્રસન્ન થઈને બ્રહ્માજીએ તેને પુષ્પકવિમાન અને ભંડારોનું અધ્યક્ષપણું આપ્યું તથા તેના પિતાએ તેને રહેવા માટે લંકાપુરી આપી. કુબેરજીને સર્વોત્તમ જોઇ સુમાલી નામના એક રાક્ષસે પોતાની કૈકસી નામની કન્યાને વિશ્રવા પાસે મોકલી. વિશ્રવા કૈકસીને જોઇને બોલ્યા કે તું સાયંકાળે પુત્રેચ્છાથી આવેલી છે માટે તને ઘોર રાક્ષસ પુત્ર થશે. ત્યારે કૈકસીએ કહ્યું કે આપના વીર્યથી પણ રાક્ષસ પુત્ર થશે, ત્યારે વિશ્રવાએ કહ્યું કે ત્રીજો પુત્ર મહાત્મા થશે. એથી રાવણ, કુમ્ભકર્ણ, શૂર્પણખા અને વિભીષણની ઉત્પત્તિ થઈ. અધ્યાત્મ રામાયણ.

૨ એક સમય પુષ્પક વિમાનમાં બેસીને પિતાની પાસે આવેલા કુબેરજીને જોઈ રાવણે પોતાની માતાને પૂછ્યું કે 'આ કોણ છે?' માતાએ કહ્યું કે એ તારો સાવકો ભાઈ છે અને તપ કરીને દેવ પદ્દી પામ્યો છે. તારો જન્મ તો વૃથાજ છે; કારણ કે તું તો આળસુ થઈને ઘરમાંજ પડ્યો રહે છે.' આવાં

ત્યારે તો તેઓનું મહા તપ જોઇને તેની પાસે શ્રી બ્રહ્માજી ગયા, તેમાં પ્રથમ રાવણની પાસે જઇને કહ્યું કે, હે તાત ! હું તારા ઉપર પ્રસન્નછું તું વરદાન માગ. ૧ આ પ્રમાણે બ્રહ્માજીનું બોલવું થતાં રાવણે બ્રહ્માજીના ચરણ કમળોનો સ્પર્શ કરી, મહા વિનતિ કરી કહ્યું કે,–હે જગદીશ સ્વામી ! હું કોઇનો મારયો મરૂં નહિ, બ્રહ્માજીએ કહ્યું કે એમ થઈ શકે નહિ, ત્યારે રાવણે કહ્યું કે મનુષ્ય અને વાનર એ બે વગર હું કોઇથી મરૂં નહિ. ૨ ત્યારે બ્રહ્માજીએ તેમજ થશે એમ કહીને કહ્યું કે,–તેં મહાતપ કરયું છે, માટે જા મેં તને તે પ્રમાણે વર આપેલ છે. શ્રી સદાશિવજી પાર્વતીજીને કહે છે કે–હે પાર્વતી ! એ પ્રમાણે મેં અને બ્રહ્માજીએ તેને વર આપ્યો, પછી જ્યારે બ્રહ્માજી કુમ્ભકર્ણની પાસે ગયા તો તેને જોતાંજ બ્રહ્માજી મહા વિસ્મય પામ્યા કે, ૩ જો આ દુષ્ટ પ્રતિદિન આહાર કરશે તો સકળ સંસાર ઉજડ થઈ જશે. આમ વિચારીને સરસ્વતીને પ્રેરણા કરીને તેની મતિ ફેરવી દીધી. તેથી તે છ મહિના જાગવું અને એક દિવસ સૂવું એમ માગનાર હતો, પણ તેનાથી વિપરીત છ મહિનાની નિદ્રા માગી લીધી.[3] ૪

दोहा–गयउ विभीषण पास तब, कहा पुत्र वर मांग ॥
तेहि मांगेउ भगवन्तपद–कमल अमल अनुराग ॥ १८४ ॥

પછી પ્રભુ એવા બ્રહ્માજી વિભીષણની પાસે ગયા. અને કહ્યું કે–હે પુત્ર ! તું પણ તારી રૂચિ અનુસાર વર માગ. ત્યારે તેણે સર્વેશ્વર ભગવાનના ચરણોના નિર્મળ અનુરાગનું વરદાન માગી લીધું. ૧૮૪

चौ०–तिनहिं देइ वर ब्रह्म सिधाये, हर्षित ते अपने गृह आये ॥
मयतनुजा मन्दोदरि नामा, परम सुन्दरी नारि ललामा ॥ १ ॥
सोइ मय दीन्ह रावणहिं आनी, भई सो यातुधानपतिरानी ॥
हर्षित भयउ नारि भलि पाई, पुनि दोउ बन्धु बिवाहेसि जाई ॥ २ ॥

આ પ્રમાણે તેઓને વર આપીને બ્રહ્માજી તો પોતાના લોકમાં પધારયા. અને તે ત્રણે ભાઈઓ પ્રસન્ન થઇને પોતાને ઘેર આવ્યા. મય નામના દૈત્યની પુત્રી મન્દોદરી કે જે પરમ સુન્દર સ્ત્રિયોમાં રત્નરૂપ હતી તે મયદાનવે આવીને રાવણની સાથે પરણાવી. અને તેજ રાક્ષસેન્દ્રરાવણની રાજમહિષી–પટરાણી થઇ. આવી અતિ સુન્દર રાણીને પામીને રાવણ મહા હર્ષ પામ્યો અને પછી પોતાના બે ભાઈઓના પણ વિવાહ કરયા. ૨

---

માતાના વચનો સાંભળતાં ચાનક ચડતાં રાવણ, કુમ્ભકર્ણને તથા વિભીષણને સાથે લઇને તપ કરવા ગયો. ( વાલ્મીકિ રામાયણ ઉત્તર કાન્ડ.)

૩ કેટલાકનું એમ પણ કહેવું છે કે કુમ્ભકર્ણને ઇન્દ્રાસન લેવું હતું તેને બદલે નિદ્રાસન માગ્યું તેથી બ્રહ્માએ નિદ્રાસન આપ્યું.

दोहा—वैरोचनकी धेवती, व्रज ज्वाला जेहिनाम;
कुंभ कर्णका तासु सँग, कियो व्याह सुख धाम;
शैलूषहि गंधर्वकी, सरमा सुता सयान;
व्याह विभीषणको कियों, ताके सँग सुखमान.

(ક્ષેપક)[1] વૈરોચનની પૌત્રી વજ્રજ્વાળાની સાથે રાવણે પ્રસન્ન થઇને, કુમ્ભકર્ણનો તે સાથે સુખદાયી વિવાહ કરયો. ૨

શૈલૂષ નામના ગન્ધર્વની સરમા નામની ચતુર કન્યા સાથે મહા સુખ માનીને વિભીષણનો વિવાહ કરયો. ૨

चौ०—गिरि त्रिकूट इकसिन्धु मझारी, विधिनिर्मित दुर्गम अति भारी ॥
सोइ मयदानव बहुरि सँवारा, कनकरचितमणि भवन अपारा ॥ १ ॥
भोगवती जस अहिकुलवासा, अमरावति जस शक्रनिवासा ॥
तिनते अधिक रम्य अति बंका, जग विख्यात नाम तेहि लंका ॥ २ ॥

સમુદ્રના મધ્ય એક ત્રિકૂટાચળ નામનો પર્વત છે. કે જે બ્રહ્માજીની રચનામાં એક મહાભારી દુર્ગમ સ્થળ છે. તે પર્વતને મયદાનવે પછી ખુબ સારી રીતે સુધારી. તેનાઉપર એક મહાભારી સુવર્ણનું નગર રચેલું છે કે જેમાં રત્નોના મહેલ ઝગમગી રહ્યા છે.[3] ૧ તે નગરી એવી સુન્દર છે કે, જેવી પરમરમ્ય નાગકુળની રાજધાની ભોગવતી અને જેવી ઇન્દ્રની નિવાસસ્થલી અમરાવતી તેનાથી પણ અધિક રમણીક અને જગતમાં અતિ પ્રસિદ્ધ લંકા જેનું નામ છે.[4] ૨

दोहा—खाई सिंधु गँभीर अति, चारिहु दिशि फिरि आव ॥
कनक कोटमणि खचित दृढ, वरणि न जाय बनाव ॥ १८६ ॥
हरि प्रेरित तेहि कल्प जोइ, यातुधान पति होय ॥

---

૧ મયદાનવે આવીને પોતાની પુત્રી મંદોદરીને એ માટે રાવણને આપી હતી કે, તેણે જાણ્યું હતું કે રાવણ રાક્ષસોનો રાજા થશે.

૨ કેટલાંક પુસ્તકોમાં આ પ્રમાણે પણ લેખ છેઃ—

सानन्दनि वृकदन्त कुमारी सो भय कुम्भकरणकी नारी ।
नगदन्ती केहरिमख जाई सो वल्लभा विभीषण भाई ॥

વૃકદન્તની કન્યા કે જે સાનન્દનિ નામની હતી તે કુમ્ભકર્ણની સ્ત્રી થઈ. અને કેહરિમળની કન્યા કે જેનું નગદન્તી નામ હતું તે વિભીષણની સ્ત્રી થઈ.

૩ માનસરોવરના તટ ઉપર સરમાનો જન્મ થયો હતો, જ્યારે વર્ષા કાળમાં સરોવરનું જળ વધવા લાગ્યું ત્યારે તે કન્યા રૂદન કરવા લાગતાં તેની માતાએ કહ્યું કે सरोमा वर्द्धत–સરવધોમાં એ કારણથી તેનું સરમા નામ થયું.

૪ લંકામાં પત્થરનાં પાંચ લાખ, કાષ્ઠનાં નવ લાખ, ત્રાંબાના કરોડ, સુવર્ણ તથા ચાંદીનાં ચાર કરોડ અને તૃણનાં નવ કરોડ મકાન હતાં.

शूर प्रतापी अतुल बल, दलसमेत बस सोय ॥ १८७ ॥

અગાધ સમુદ્રની તો તેની ચારે કોર ફરતી ખાઈ છે અને રત્નજડિત સુવર્ણનો તેનો મજબૂત કોટ છે. કે જેની બનાવટનું કાંઈ પણ વર્ણન કરી શકાતું નથી. હરિ ભગવાનની પ્રેરણાથી જે કલ્પમાં જે શૂરવીર પ્રતાપી મહાબળશાળી, રાક્ષસોનો રાજા હોય છે તે તેમાં જઈને પોતાની સેના સહ રહે છે. ૧૮૬-૧૮૭

चौ०-रहे तहां निशिचर भटभारे, ते सब सुरन समर संहारे ॥
अब तहँ रहहिं शक्रके प्रेरे, रक्षककोटि यक्षपति केरे ॥ १ ॥
दशमुख कतहुँ खबरि असि पाई, सेन साजि गढ घेरिसि जाई ॥
देखि विकट भट बडि कटकाई, यक्ष जीव लै चले पराई ॥ २ ॥
फिरि सब नगर दशानन देखा, गयउ शोच सुख भयउ विशेषा ॥
सुन्दर सहज अगम अनुमानी, कीन्ह तहां रावण रजधानी ॥ ३ ॥
ज्यहि जस योग बांटि गृह दीन्हे, सुखी सकल रजनीचर कीन्हे ॥
एक बार कुबेर पहँ धावा, पुष्पकयान जीति लै आवा ॥ ४ ॥

પૂર્વકાળમાં ત્યાં માલી, સુમાલી અને માલ્યવાન્ ઇત્યાદિ મહા બળવાન્ રાક્ષસ રાવણનાં માતા મહ રહેતા હતા. તે સર્વને વિષ્ણુ ભગવાને દેવતાઓની સહાયતાથી લંકામાંથી મારીને કાઢી મૂક્યા હતા. ૧ હવે આ સમયમાં ત્યાં ઇન્દ્રની આજ્ઞાથી યક્ષપતિ કુબેરજીના કરોડો રક્ષક રહેતા હતા. એ સર્વ સમાચાર જ્યારે દશગ્રીવ-રાવણને થયા, ત્યારે તેણે તો સૈન્ય એકઠું કરીને ગઢ ઘેરી લીધો. યક્ષ બિચારા તો મહાવિકટ યોદ્ધાઓની મહા પ્રબળ સેના જોઈને પોતાનાં પ્રાણ લઈને ભાગી ગયા.[1] ૨ ત્યાર પછી રાવણે સકળ નગર ફરીને જોયું અને મહા સુખ પામ્યો તથા તેનો સર્વ શોચ જાતો રહ્યો. પરમ સુન્દર અને સ્વાભાવિક અગમ જાણીને રાવણે ત્યાં પોતાની રાજધાની નિરૂપણ કરી. ૩ જેવું ઘર જેની યોગ્યતા પ્રમાણે જોયું તે તેને આપીને સર્વ રાક્ષસોને સુખી કર્યા. એક સમય પોતાના વિમાતૃ મોટા ભાઈ યક્ષરાજ કુબેર દિગ્પાળ ઉપર રાવણે ચડાઈ કરી, તેને જીતીને તેની પાસેથી પુષ્પક વિમાન જીતીને લાવ્યો. ૪

चौ०-(क्षेपक)-तब कुबेर निज कुटुंब समेता ॥ अलकापुरी बसाइ सचेता ॥
आपु गये सुरपतिके तीरा ॥ सकल व्यवस्था कही अधीरा ॥ ५ ॥
सुनि सुरेश सबदेव बुलाये ॥ हनि निशान लंकहिँ चढि आये ॥
दशमुख लै निकसा कटकाई ॥ होइ इन्द्रते लगी लराई ॥ ६ ॥

१ રાવણનું આવવું સાંભળી કુબેરજીએ લંકા ખાલી કરીને અલકાપુરી વસાવ્યાની કથા વાલ્મીકી રામાયણમાં છે.

अस्त्र शस्त्र छूटै विधि नाना, अगणित असुर होइ बिन प्राना ॥
वासव कोपि वज्रयक मारा, गिरामूर्छि तब अवनिमें जारा ॥
निजगजते तनु मर्दन लाग्यो, मानहुँ श्रमित जानि अनुराग्यो ॥
कुंभकरण तब भिडेउ प्रचारी, व्याकुलभये अदिति सुत भारी ॥
रविसुत सेन विकल निजजानी, झपटिदंड मारेउ उरतानि ॥
रावण अनुज दंड गहिलयउ, सहज निज मुख मेलत भयउ ॥
राखि उदर शठ सोवन लागा, षट महिना वीते पुनि जागा ॥

ત્યાર પછી કુબેરે પોતાના કુટુંબ સહિત અલકાપુરી નગરીમાં જઈને તેમાં વાસ કર્યો. પછી પોતે દેવતાઓના અધિપતિ ઈંદ્રની પાસે જઈ અધીરતાથી પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. ૧ એ સાંભળીને ઈંદ્રરાજાએ સર્વ દેવતાઓને બોલાવ્યા. તેઓએ એકઠા મળી લડાઈનાં વાજાં વગડાવીને લંકા ઉપર ચઢાઈ કરી. શત્રુઓ ચઢી આવેલા જોઈ રાવણ પોતાનું કટકદળ લઈને લડવાને નીકળ્યો, અને ઈંદ્રની સાથે લડાઈ થવા લાગી. લડાઈમાં અનેક પ્રકારનાં શસ્ત્રો તથા અસ્ત્રો છૂટવા લાગ્યાં, તેથી ગણી ન શકાય એટલા દૈત્યો પ્રાણ રહિત થઈ પડવા લાગ્યા. પછી ઈંદ્રે કોપ કરીને એક વજ્ર રાવણને એવું માર્યું કે તે મૂર્છા ખાઈને ધરતીપર ઢળી પડયો, ૩ તેના ઉપર તેનો હાથી ફરીને ગદડવા ( મર્દન કરવા ) લાગ્યો, તેથી રાવણ જાણે પોતાનો થાક ઉતરતો હોય તેમ રાજી થવા લાગ્યો. પછી કુંભકરણ લડવા લાગ્યો, તેના મારથી દેવતાઓ ઘણા વ્યાકુળ થઈ ગયા. ૪ દેવતાઓમાંના યમરાજે પોતાની સેના વિખરાઈ ગએલી જોઈ પોતાનો કાળદંડ કુંભકરણની છાતીમાં ઘણા જોરથી માર્યો, પણ કુંભકરણે રમત માત્રમાં તે કાળદંડ હાથમાં પકડી લીધો, અને પોતાના મુખમાં ઘાલીને ગળી ગયો. એ રીતે કાળદંડને પેટમાં રાખીને એ શઠ કુંભકરણ સુઈ ગયો, તે છ મહિના વીત્યા પછી પાછો જાગ્યો. ૫

दोहा—भयो तासु उरदाह तब, उगिलि दिहिसि यमदण्ड
तमकि लीन महिशेष पुनि, मारेउ दंड प्रचण्ड ॥ १८८ ॥

કુંભકરણ જાગ્યા પછી તેના પેટમાં રહેલા કાળદંડને લીધે તેની છાતી બળવા લાગી, તેથી તે કાળદંડને તેણે ઓકી કાઢયો. તે યમરાજે ઝડપથી લઈ લીધો અને તે પ્રચંડ દંડ તેને ફરીથી માર્યો. ૧૮૮

चौ०—लागत शिर त्यहि पीर न व्यापि, भयो निंद बस पुनि खल पापी ॥
तब हरि हने दंड अधिकाई, सोवत सो अधिकहु सुखपाई ॥

मूर्छाते तब रावण जागा, पुनिदेवनते जूझन लागा ॥
नख भुजदंड धनुषशरलिन्हे, मारि विबुध सब व्याकुल कीन्हे ॥
लखि दिग्गज चिक्करिढिग आये, धनुष बाण सब काटि बहाये ॥
गहेसि तिन्हे तब भूजा पसारी, मारेद्विरदन दशन प्रचारी ॥
दश मुखके उर लागहि कैसे, शिलामाँझ विन फर शर जैसे ॥
लखि रावण तनकि कठिनाई, तब सब दिग्गज चले पराई ॥
धनद इंद्र तब गे विधि पासा, शीश नाइ सब हाल प्रकासा ॥
कह बिरंचि सुनु शक्र सुजाना, रावण हैं तप बल बलवाना ॥
त्यहिते तुमजनि करहु लराई, गिरि खोहनमें जाहु पराई ॥
सुरन सहित सुमिरहु करतारा, बिन हरि को दुःख मेटन हारा ॥
स्रष्टा बचन सुनत मन माने, देवनते तब आइ बखाने ॥
सीख पुरंदरकी लहि काना, सबहुन गिरि वन कीन पयाना ॥
जाय दशानन सैन समेता, शोधेसि देवनकेर निकेता ॥
जो सुरपुर धर मारग पावा, तिन्हैं पकरिनिज लंकहिं आवा ॥
रावन लंकहिं गा सुनि काना, बसे अमर पुनि निज निज थाना ॥

એ કાળદંડ કુંભકરણના માથામાં વાગ્યો, પણ તેથી તેને કાંઇપણ પીડા થઈ નહી, અને દુષ્ટ-પાપી પાછો નિદ્રાવશ થયો. યમરાજે તેને ઘણી વાર કાળદંડથી માર્યા કર્યો, પણ તે ઉંઘણસી કુંભકરણ અધિક અધિક ઘોરવા લાગ્યો. ૧ પછી રાવણની મૂર્છા ઉતરીને જાગૃત થયો, અને દેવતાઓની સાથે લડવા લાગ્યો. તેણે પોતાના વીશે હાથમાં ધનુષ્ય બાણો લઈ સર્વે દેવતાઓને મારી મારીને વ્યાકુળ કરી નાંખ્યા. ૨ એવું જોઈને દિગ્ગજો ચિત્કાર શબ્દો કરતા રાવણની પાસે ધસી આવ્યા અને રાવણનાં સઘળાં ધનુષ્યબાણો ભાગીને ફેંકી દીધાં. એ દિગ્ગજોને પકડવાને માટે રાવણે પોતાની વીશે ભુજાઓ પસારી, તે વખતે દિગ્ગજના હાથીઓએ તેની છાતીમાં પોતાના દંતુશળ બહુ જોરથી માર્યા, પરંતુ તે જેમ પથ્થરમાં ફળ વિનાનાં બાણો વાગીને પાછાં પડે, તેમ તે રાવણને વાગ્યાજ નહીં. એવી રાવણના શરીરની કઠણાઈ જોઈને સર્વ દિગ્ગજો ત્યાંથી નાશી ગયા. ૩-૪

પછી કુબેર અને ઇંદ્ર બન્ને બ્રહ્માની પાસે ગયા અને તેમને પ્રણામ કરીને સઘળી હકીકત કહી સંભળાવી. એ સાંભળીને બ્રહ્મા બોલ્યા કે “ હે સુજાણ ઇંદ્ર ! સાંભળો. રાવણનું તપોબળ ઘણું બળવાન છે, ૫ માટે તેની સાથે તમે લડાઈ કરશો નહી, અને પર્વતોની ગુફાઓમાં સંતાઇ જાઓ. ત્યાં દેવતાઓ સહિત

તમે જગત્કર્તા ભગવાનનું સ્મરણ કરો, શ્રીહરિ વિના દુઃખથી મુક્ત કરાવનાર બીજો કોણ છે ?" એવાં બ્રહ્માનાં વચનો સાંભળીને ઇંદ્રનું મન માન્યું, પછી તેણે એ વાત દેવતાઓ પાસે આવીને કહી. એટલે સર્વ દેવતાઓ ઇંદ્રની આજ્ઞા લઇને પર્વતો તથા વનમાં નાશી ગયા. ૭ ત્યાર પછી રાવણે સેના સહિત જઈને દેવતાઓને શોધવા માંડયા, તેમાં જે હાથમાં આવ્યા તેઓને પકડીને લંકામાં આણ્યા, પછી રાવણ લંકામાં ગયાની વાત સાંભળીને દેવતાઓ પાછા આવ્યા અને પોતપોતાનાં સ્થાનોમાં રહેવા લાગ્યા. ૮

**दोहा—कौतुकही कैलास तब, लीन्हेसि जाइ उठाइ ॥**
**मनहुँ तौलि भट बाहुबल, चला अधिक सुखपाइ ॥ १८९ ॥**

એક વાર રાવણે કૌતુકથી કૈલાસ પર્વતને ઊઠાવીને પોતાની ભુજાઓના બળની તુલના કરી, તેથી અધિક આનંદ પામીને ત્યાંથી ચાલ્યો.× ૧૮૯

**चौ०—सुख सम्पति सुत सेन सहाई, जय प्रताप बल बुद्धि बड़ाई ॥**
**नित नूतन सब बाढ़त जाई, जिमि प्रतिलाभ लोभ अधिकाई ॥**
**अतिबल कुम्भकर्ण अस भ्राता, ज्यहिं कहँ नहिं प्रति भट जगजाता ॥**
**करि मदपान सोव षटमासा, जागत होइ तिहूंपर त्रासा ॥**
**जो दिनप्रति अहार करु सोई, विश्व वेगि सब चौपट होई ॥**
**समरधीर नहिं जाइ बखाना, त्यहि सम अमित न कोउ बलवाना**
**बारिदनाद जेठ सुत तासू, भटमहँ प्रथमलीक जगजासू ॥**
**जेहि न होइ रण सन्मुख कोई, सुरपुर नितहिं परावन होई ॥**

રાવણને સુખ, સંપત્તિ, પુત્ર, સેના, સહાયતા, જય, પ્રતાપ, બળ, બુદ્ધિ અને મોટાઈ એ સર્વ નિત્ય નવાં નવાં વધવા લાગ્યાં. જેમ જેમ લાભ થતો ગયો તેમ તેમ અધિક લોભ થવા લાગ્યો. ૧ તેનો અત્યંત બળવાન ભાઈ કુંભકર્ણ હતો, તેની સાથે યુદ્ધ કરે એવો કોઈ પણ જગતમાં ઉપજ્યો થયો નથી. તે મદિરાપાન કરી છ મહિના સુધી સૂઇ રહેતો અને જ્યારે જાગતો ત્યારે ત્રિલોકમાં ત્રાસ થતો. એ જો નિત્યે અહાર કરે તો આખું વિશ્વ તુરતજ ઉજડ થઇ જાય. યુદ્ધમાં એવો બહાદૂર હતો કે તેનું વર્ણન પણ કરી ન શકાય. ટુંકામાં

× પોતાના બાહુબળનો ગર્વ કરી રાવણ કૈલાસ પર્વતને ઉઠાવવા લાગ્યો, તેથી શંકરે પગના અંગુઠાથી કૈલાસને દબાવ્યો, તેને લીધે તેના વિશે હાથ ભીંસાવાથી રાવણ રોયો, ત્યારથી તેનું નામ 'રાવણ' પડ્યું. તે પહેલાં તેનું નામ દશકંધ હતું. તે વખતે રાવણે સદાશિવની સ્તુતિ કરવાથી તેને કેટલાંક વરદાન પણ આપ્યાં હતાં. ( વાલ્મીકિ રામાયણ. )

તેની બરોબર કોઈ બળવાન હતું નહી. ૩ રાવણને મેઘનાદ નામનો મોટો પુત્ર હતો, તે જગતમાં યોદ્ધા મધ્યે શ્રેષ્ઠ હતો. રણભૂમિમાં એની સામે કોઇ થઇ શકે તેમ નહોતું, તેને લીધે દેવતાઓમાં નિત્ય નાસભાગ થતી હતી. ૪

दोहा–कुमुख अकम्पन कुलिशरद, धूम्रकेतु अतिकाय ॥
एक एक जग जीति सक, ऐसे सुभट निकाय ॥ १९० ॥

દુર્મુખ, અકંપન, વજ્રદેહ, ધુમ્રકેતુ અને અતિકાય એ વગેરે રાવણની પાસે યોદ્ધાઓ એવા હતા કે તેઓમાંનો એક એક આખા જગતને જીતી શકે. ૧૯૦

चौ०–कामरूप जानहिं सब माया, स्वप्नहुँ जिनके धर्म न दाया ॥
दशमुख बैठि सभा इकबारा, देखि अमित आपन परिवारा ॥
सुत समूह जन परिजन नाती, गनैको पार निशाचर जाती ॥
सेन विलोकि सहज अभिमानी, बोला वचन क्रोध मद सानी ॥
सुनहु सकल रजनीचर यूथा, हमरे वैरी विबुध वरूथा ॥
ते सन्मुख नहिं करहिं लराई, देखि सबल रिपु जाहिं पराई ॥
तिनकर मरण एकविधि होई, कहौं बुझाइ सुनहु अब सोई ॥
द्विज भोजन मख होम सराधा, सबकर जाइ करहु तुमबाधा ॥

ઈચ્છા પ્રમાણે રૂપ ધરનારા, મહામાયાવી અને સ્વપ્નમાં પણ જેને કોમળતા કે દયા નહી એવા તેઓ હતા. એક વાર રાવણ સભામાં બેઠેલો તે વખતે પોતાના અપાર પરિવારને તથા–૧ પુત્ર પૌત્રોને, સ્વજન પરિજનને, નાતિલાને અને અગણિત બીજા રાક્ષસો તથા પોતાની સેનાને જોઈને ક્રોધ તથા અહંકાર યુક્ત વચન બોલ્યો કે–૨ હે રાક્ષસો ! સાંભળો. આપણા શત્રુઓ દેવતા છે તે આપણી સન્મુખ ઉભા રહી લડાઇ કરતા નથી, અને તેમના શત્રુ જે આપણે, તેમને બળવાન દેખીને નાશી જાય છે. ૩ તેઓને મારવાનો એક ઉપાય છે ત હું તમોને સમજાવીને કહું છું કે તમે જઇને બ્રહ્મભોજન, યજ્ઞો, હોમ તથા શ્રાધ્ધ એ સર્વનો અટકાવ કરો. ૪

दोहा–क्षुधा क्षीण बलहीन सुर, सहजहिं मिलिहहिं आइ ॥
तब मारिहौं कि छांड़िहौं, भलीभांति अपनाइ ॥ १९१ ॥

(એટલે પછી) દેવતાઓ ક્ષુધાથી ક્ષીણ અને બળહીન થઇને સહજ મારી પાસે આવીને મળશે. પછી જેમ મને ઠીક લાગશે તે રીતે તેમને મારીશ કે જતા કરીશ. ૧૯૧

चौ०–मेघनाद कहँ पुनि हँकारावा, दीन्ह सीख बल बैर बढावा ॥
जे सुर समर धीर बलवाना, जिनके लरिबे कर अभिमाना ॥
तिनहिं जीतिरण आनिसि बाँधी, उठि सुत पितु अनुशासन साधी ॥
इहिविधि सबही आज्ञादीन्हा, आपुन चलेउ गदा कर लीन्हा ॥
चलत दशानन डोलत अवनी, गर्जत गर्भ स्रवत सुर रमनी ॥
रावण आवत सुनेउ सकोहा, देवन तकेउ मेरु गिरि खोहा ॥
दिगपालनके लोक सिधाये, सूने सकल दशानन पाये ॥
पुनि पुनि सिंहनाद करि भारी, देइ देवतन गारि प्रचारि ॥

પછી મેઘનાદને બોલાવી તેને બળ તથા વૈર વધારવાની શીખામણ દીધી કે–" જે દેવતા યુધ્ધમાં ધીર, બળવાન અને લડવાના અભિમાનવાળા છે, ૧. તેઓને યુદ્ધમાં બાંધીને અહીં લઈ આવ. પિતાની એ આજ્ઞા માથે ચઢાવી મેઘનાદ તૈયાર થયો. એ પ્રમાણે સર્વને હુકમ કર્યો અને રાવણ પોતે પણ હાથમાં ગદા લઈને આવ્યો. ૨ રાવણના ચાલવાથી ધરતી ધ્રૂજતી હતી અને તેની ગર્જનાઓ સાંભળી દેવપત્નિઓના ગર્ભ સ્રવી જતા હતા. રાવણને આવતો સાંભળીને દેવતાઓ મેરૂપર્વતની ગુફાઓમાં સંતાઈ ગયા. ૩ રાવણ [1]દિક્પાલના લોકમાં ગયો તો ત્યાં સર્વ શૂનકાર જોવામાં આવ્યું. તેથી વારંવાર સિંહ જેવી ગર્જનાઓ કરીને દેવતાઓને ગાળો દીધી. ૪

॥ अथ क्षेपक ॥

दोहा– सप्तद्वीप नव खंड लगि, सप्त पताल अकास ॥
कंपमान धरणी धसत, सरित पतिन्ह मनत्रास ॥ १९२ ॥

સાતે દ્વીપ[2], નવે ખંડ[3], સાતે પાતાળ[4] અને આકાશ રાવણના ભયથી કંપાયમાન થવા લાગ્યાં, પૃથ્વી ધ્રૂજવા લાગી અને સમુદ્રો મનમાં ત્રાસ પામવા લાગ્યા. ૧૯૨

चौ०–रण मदमत्त फिरै जगधावा, प्रति भट खोजत कतहु न पावा ॥
नारद मिले कहिसि मुसुकाई, देव कहाँ मुनिदेहु दिखाई ॥

---

૧ ઇંદ્ર, અગ્નિ, યમ, નિર્ઋતિ, વરુણ, વાયુ, કુબેર, ઈશાન, બ્રહ્મા અને અનન્ત એ દશ દિક્પાલ અનુક્રમે પૂર્વાદિ દશ દિશાઓના સ્વામી છે. ૨. જંબુ, પ્લક્ષ, શાલ્મલી, કુશ, ક્રૌંચ, શાક અને પુષ્કર એ સાત દ્વીપ છે. ૩. ઇલાવૃત, રમ્યક, હિરણ્યમય, કુરૂ, હરિવર્ષ, ભારત, કેતુમાલ, ભદ્રાશ્વ અને કિંપુરૂષ એ નવ ખંડ છે. ૪. તળ, ઉતળ, વિતળ, સુતળ, તળાતળ, રસાતળ, અને પાતાળ એ સાત પાતાળ છે.

सुनत अनख नारदहिं न भावा, श्वेतद्वीप तहिं तुरत पठावा ॥
सागर उतरी पार सो गयऊ, नारिवृन्द तहँ देखत भयऊ ॥
तिन्हसन कहा पतिन पहँ जाहू, कहेउ कि आव निशाचर नाहू ॥
तवमैं तिनहिं जीति संग्रामा, लै जैहौं तुमकहँ निजधामा ॥
सुनत वचन यक जरठरिसानी, धाइ चरण गहि गगन उड़ानी ॥
गई दुरि धरि धरि झकझोरा, डारिसि सिन्धु मध्य अति जोरा ॥

યુદ્ધમાં મહોન્મત્ત રાવણ પોતાની સામે લડનાર યોદ્ધાને શોધતો જગતમાં ફરતો હતો, પણ કોઇ ઠેકાણેથી કોઇ પણ મળી આવ્યો નહી. પછી નારદજી મળ્યા તેમને હસીને પૂછ્યું કે "હે મુનિ! દેવતાઓ ક્યાં છે! મને બતાવો." ૧. રાવણનાં એવાં વચનો નારદજીને ઘણાં ખરાબ લાગ્યાં, પછી તેને તુરત શ્વેત-દ્વીપ તરફ મોકલ્યો. સમુદ્ર ઉતરીને તે પેલે પાર ગયો તો ત્યાં તેણે સ્ત્રીઓનું ટોળું જોયું. ૨. તેઓને રાવણે કહ્યું કે "તમે તમારા પતિ પાસે જઈને કહો કે રાક્ષસોનો રાજા આવ્યો છે, હું તમારા પતિઓનો રણસંગ્રામમાં જીતીને તમોને મારે ઘેર લઇ જઈશ" ૩. એ વચનો સાંભળી ક્રોધે ભરાયલી એક બુઢ્ઢી સ્ત્રી દોડી રાવણના પગ પકડી લઇને આકાશમાં ઉડી અને ઘણે દૂર લઇ જઇને પકડી પકડીને ખૂબ ઝાટક્યો અને પછી ઘણા જોરથી તેને સમુદ્રમાં ફેંકી દીધો. ૪.

दोहा– गयो पताल अचेत है, मरै न विप्र प्रसाद ॥
सावधान उठि चलेउ पुनि, हिये न हर्ष विषाद ॥ १९३ ॥

રાવણ અચેત થઈ ગયો, પણ બ્રહ્માના વરદાનથી મુઓ નહી; પછી તે પાતાળમાં ગયો, ત્યાં પાછો સાવધાન થયો અને ઉઠીને ગર્જના કરવા લાગ્યો, પણ તેના મનમાં કાંઇ હર્ષ કે ખેદ થયો નહી.

चौ०–जीतेसि नाग नगर सब झारी, गयो बहुरी बलिलोक सुरारी ॥
वैरोचन सुत आदर दयऊ, कुशल बूझि तब बोलत भयऊ ॥
तुमहू निज शत्रुहि गहि लीजे, चलि महिलोक राज्य निज कीजे ॥
कह बलि कनक कशिपुके मंडन, पहरि लहु तुम सुख दुख खंडन ॥
लाग उठावन उठा न कोई, याही पौरुष ते जय होई ॥
जिन यह भूषण अंगन धारे, ते भट गे यक क्षणमें मारे ॥
तेहिते भवन जाहु ले माना, चला तुरत मनमाहिं लजाना ॥
वामन रावण आवत जाना, किये दैवऋषि सन अपमाना ॥

खेलत रहे नगर शिशुनाना, निजबल तिनहिं दीन भगवाना ॥
धाइ धरा तिन पुर लै आये, नगर नारि नर देखन धाये ॥
बीस बाहु दशकंधर भाई, विधि यह गढ़नि कहांकी आई ॥
राखिनि बाँधि खिझावहिं भारी, नाम न कहै सहै वरु मारी ॥
बामन देखि बहुत सकुचाना, तब छुड़ाइ दिय कृपानिधाना ॥
चला तुरन्त निशाचर नाहा, लाज शंक कछु नहिं मनमाहा ॥

રાવણે સર્વ નાગ લોકને જીતી લીધા, પછી તે બળિના લોકમાં ગયો. વૈરોચનના પુત્ર બળિરાજાએ તેને આદર આપી કુશળતા પુછી. ત્યારે તે બોલ્યો કે-૧. "તમે મારી સાથે ચાલો, તમારા શત્રુઓને પકડી લ્યો અને પૃથ્વીપર રાજ્ય કરો." બળિરાજાએ કહ્યું કે-"તમે મારા પરદાદા હિરણ્યકશ્યપુનાં ઘરેણાં જે કે દુઃખનો નાશ કરી સુખ આપનારાં છે તે પેહેરી લ્યો." ૨. રાવણ તે ઘરેણાં ઉઠાવવા લાગ્યો તો ઉપડયાં નહી, ત્યારે બળિરાજા બોલ્યા કે "આ પુરૂષાર્થથી જય ઇચ્છો છો કે? જેમણે આ ઘરેણાં શરીરે ધારણ કરેલાં તે યોદ્ધા પણ એક ક્ષણ વારમાં માર્યા ગયા છે. ૩. માટે તમે તમારો પ્રાણ લઇને ઘેર જાઓ." એ સાંભળી મનમાં લજવાઇને રાવણ ત્યાંથી ચાલ્યો. જેણે દેવર્ષિ નારદજી પાસે અભિમાન કરેલું એવા રાવણને વામનજી ભગવાને આવતો જોયો. ૪.

બળિરાજાના નગરમાં નાનાં નાનાં છોકરાં રમતાં હતાં, તેઓને વામનજી ભગવાને પોતાનું બળ આપ્યું, તેથી તેઓએ દોડીને રાવણને પકડયો અને નગરમાં લઇ આવ્યાં, તેને જોવા માટે એ નગરનાં સ્ત્રી પુરૂષો દોડતાં આવ્યાં ૫. (તેઓ કહેવા લાગ્યાં કે) "અરે દૈવ! આ વીસ હાથ અને દશ માથાં વાળી મૂર્તિ કયાંથી આવી? બાંધી રાખેલા રાવણને લોકો બહુ ખીજવતાં, તે પોતાનું નામ કહેતો નહિ, તેથી ઘણો માર પડતો તે સહન કરતો હતો. ૬. વામનજીને જોઇને રાવણ બહુ સંકોચ પામ્યો, ત્યારે કૃપા નિધાન ભગવાને તેને છોડાવી દીધો કે તુરત ત્યાંથી ચાલ્યો. એના મનમાં લાજ કે શરમ કાંઈ આવી નહી. ૭.

दोहा-अति निर्लज्ज दयारहित, हिंसापर अतिप्रीति ॥
रामविमुख दशकंठ शठ, तापर चाहत जीति ॥ १९४ ॥

શઠ રાવણ અત્યંત નિર્લજ્જ, નિર્દય, હિંસા કરવામાં અત્યંત પ્રીતિવાળો, અને રામચંદ્રજીથી વિમુખ હતો છતાં જયની ઇચ્છા રાખતો હતો. ૧૯૪

दोहा-भरद्वाज सुनु जाहि जब, होई विधाता वाम ॥
मणिहूँ कांच होइ जाइ तब, लहै न कौड़ी दाम ॥ १९५ ॥

યાજ્ઞવલ્ક્ય ભરદ્વાજને કહે છે-હે મુનિ ! સાંભળો. જ્યારે જેને વિધાતા વાંકો હોય છે, ત્યારે મણિ પણ કાચ થઈ જાય છે, જેથી તેની એક કોડી પણ ઉપજતી નથી. ૧૯૫

चौ०—जहँ कहुँ फिरत देव द्विज पावै, दण्ड लेय बहु त्रास दिखावै ॥
इहि आचरण फिरै दिनराती, महामलिन मन खलउतपाती ॥
बहुरि तुरत पम्पापुर आवा, बालि नाम कपिपति जिहिंठावा ॥
अवलोकसि इक सरवर शोभा, जिहिमन महामुनिनकर लोभा ॥
तहां कपीश करै निज ध्याना, दशकन्धरहि देखी मुसुकाना ॥
धाइ टाढ़ तहँ भा रजनीशा, ठोंकि बाहु गर्जित भुजबीशा ॥
तब रावण बोला करि क्रोधा, बकध्यानि कपि शठ बिनबोधा ॥
नाम तोर सुनि आयउँ धाई, दे कपि युद्ध छांडि कदराई ॥

રાવણ ફરતો ફરતો જો ક્યાંય પણ દેવતા કે બ્રાહ્મણને જોતો તો તેની પાસેથી દંડ લઈને ઘણો ત્રાસ દેખાડતો હતો. મહામલિન ચિત્તવાળો, ખળ અને ઉત્પાત કરનારો રાવણ એ આચરણ આચરતો થકો રાત દિવસ ફરતો હતો. ૧. પછી તે તુરત પમ્પાપુર (કિષ્કિંધા) કે જ્યાં વાનરોનો રાજા વાળી નામે રહેતો હતો ત્યાં આવ્યો. ત્યાં આગળ પમ્પા સરોવર કે જેને જોઇને મોટા મોટા મુનિઓનાં મન લોભાતાં હતાં તેની શોભા જોવા લાગ્યો. ૨. ત્યાં ધ્યાન ધરીને બેઠેલો વાળી, રાવણને જોઇને હસ્યો. રાવણ તેની પાસે જઇને ઉભો અને વીશે હાથે ખભા ઠોકી ગર્જના કરી. ૩.

રાવણ ક્રોધ કરીને બોલ્યો-"અરે બકધ્યાની, શઠ, અજ્ઞાની વાનરા ! તારૂં નામ સાંભળીને હું દોડતો આવ્યો છું. માટે કાયરપણું તજી દઈ મારી સામે યુદ્ધ કર." ૪.

दोहा—मोहिं जीते बिनु समरसुनु, वृथा ध्यान तव कीश ॥
कटकटाइ कह रजनिचर, रदन तनिसै बीश ॥ १९६ ॥

રાવણે ત્રણસેં વીશે દાંતો કડકડાવીને કહ્યું કે-"હે વાનરા ! યુદ્ધમાં મને જીત્યા વિના તારૂં ધ્યાન મિથ્યા છે." ૧૯૬

चौ०—तब बाली बोला मुसुकाई, बल तुम्हारा ऐसोही भाई ॥
रवि अंजलि मैं देउँ सप्रीति, ठाढ होहु जायहु मोहिं जीती ॥
तबहिं कीशपति मनहिं विचारा, शिव वर दीन्ह मर नाहिं मारा ॥

दशकंधर घर जाहु विचारी, अजय तुम्हारि मुनी विधिचारी ॥
वहुतभाँति असुरहि समुझावा, कौनिहु भाँति बोध नहिं आवा ॥
तब सकोप होइ धरा कपीशा, दृढगहि कांख चांपि दशशीशा ॥
अंजलि दीन्ह रविहि सन्मानी, अचइ सप्तउदधि करपानी ॥
जपउ नाम शंकर मन वानी, तेहिं क्षण संध्या वदि सिरानी ॥

ત્યારે વાળી હસીને બોલ્યો કે "તમારૂં બળ એવુંજ છે. હું સૂર્યને પ્રીતિપૂર્વક અર્ઘ આપું ત્યાં સુધી ઉભો રહે; પછી મને જીતીને જજે." વાળીએ મનમાં વિચાર્યું કે આને શંકરે વરદાન આપ્યું છે માટે માર્યો મરશે નહી, તેથી તેને કહ્યું કે-"હે રાવણ! તારી ચાર પ્રકારે હાર થવાની સાંભળી છે, માટે વિચારીને ઘેર જા." રાવણને ઘણો સમજાવ્યો તો પણ કોઈ રીતે તે સમજ્યો નહી, ત્યારે કોપાયમાન થયેલા વાળીએ ઉઠી ઝડપથી મજબૂત પકડી તેને પોતાની કાખમાં દબાવી લીધો. પછી આદરપૂર્વક સૂર્યને અર્ઘ આપી સાત સમુદ્રના જળથી આચમન કર્યું, અને મન વાણીથી શંકરના નામનો જપ જપી તુરત સંધ્યાવંદનની સમાપ્તી કરી. ૧-૨-૩-૪.

दोहा—आवा घरहि कपीश तव, कांख रहा लंकेश ॥
यहि विधि बीते मास षट, पाये बहुत कलेश ॥ १९७ ॥

પછી વાળી ઘેર ગયો. રાવણ કાખમાં દબાવી રાખેલો તેને છ માસ વીતી ગયા તેથી તે ઘણું દુઃખ પામ્યો.

चौ०—तेह कलेश वश करै उपाई, तहँ न चलै कछु आतुरताई ॥
बहु प्रस्वेद कखरी महँ जामा, अती कुवास तहाँ भइ धामा ॥
कलमलाइ रिसि दशनन काटा, कचकर जीव मनहुँ भ्रम चाटा ॥
एक दिवस रवि अंजली साजा, कांख ते निसरि महाध्वनि गाजा ॥
तव पुनि धरि कपीश सो बांधा, लै आये अंगदके राँधा ॥
बीश भुजा दशशीश सुधारा, चरण दोउ पुनि धरि उरपारा ॥
धरि समेटी झूमरि सम कीन्हा, बाँधि सेज पर शोभा दीन्हा ॥
अंगद खेलि लात शिर मारा, किलकिलाइ किलकै किलकारा ॥

કલેશ વશ્ય થયેલો રાવણ નિત્ય છુટવાના ઉપાય કરતો હતો પણ તેનો કશો ઉપાય ચાલ્યો નહી. કાખમાં બહુ પરસેવો જામ્યાથી તે અત્યંત દુર્ગંધનું ઘર થયું. રાવણે રીસ કરી કાખમાં બચકું ભર્યું તેથી વાળીને લાગ્યું કે વાળમાંનો

જંતુ (જૂ) કરડે છે. એક દિવસે સૂર્યને અર્ઘ આપતાં રાવણ કાખમાંથી નીકળીને નાઠો. ત્યારે વાળીએ બીજી વાર પકડીને બાંધ્યો અને પોતાના પુત્ર અંગદને રમવા વાસ્તે લઈ આવ્યો. અંગદે તેની વીશ ભુજાઓ અને દશ માથાં જોઈ બન્ને પગવડે વારંવાર તેને લાતો મારી. તેને પકડી સમેટીને ઝુમ્મર જેવો બનાવી સૂવાને ઠેકાણે ( પાળણામાં ) બાંધી શોભા કરી. અંગદે ખેલતાં તેના માથામાં લાતો મારી અને કીકીયારી કરીને કિલકાર કરી મૂક્યો. ૧-૨-૩-૪.

दोहा–तारा चीन्हेउँ रावणहिं, तेहि क्षण दीन्ह छुड़ाइ ॥
जाहु तुरत लंकेश गृह, बहुरि धरहि कपिराइ ॥ १९८ ॥

અંગદની મા તારાએ રાવણને ઓળખ્યાથી તુરત છોડાવી નાંખ્યો. અને કહ્યું કે-હે રાવણ ! તું તારે ઘેર જતો રહે, નહિતો તને વાળી ફરીથી પકડશે.

चौ०–पुनि रावण आवा तेहि ठाई, सहसबाहु जहँ रास बनाई ॥
जलक्रीडाजु कराहिं सबनारि, विविध भाँति शोभा अतिभारी ॥
आसरास मंडल जहँ रेवा, सुर नर नाग कराहिं सब सेवा ॥
जाइ दीख रावण सुख नाना, हर्ष समेत हृदय सुख माना ॥
तहँ लंकेश जाइ शिव देखा, मनहुँ विरंचि रचे बहु रेखा ॥
तुलशी कमलपत्र सब आना, विल्वपत्र अरु पुष्प प्रमाना ॥
जाके जल क्षोभेउ दशशीशा, पढै मंत्र सुमिरि गौरीशा ॥
निलज अशंक आव पुनि तहँवां, कर भुज केलि सहसभुज जहवां ॥

પછી રાવણ જ્યાં સહસ્ત્રબાહુએ રાસ રચ્યો હતો ત્યાં આવ્યો. એ રાસમાં સ્ત્રીઓ અનેક તરેહની જળક્રિડાઓ કરતી હતી તેની ભારે શોભા થઈ રહી હતી. રેવા (નર્મદા) નદીમાં એ રાસ મંડળ રચ્યો હતો. ત્યાં દેવતા, નર ને નાગ લોક આવી સેવા કરતા હતા. રાવણે ત્યાં જઈ નાના પ્રકારનું સુખ દેખી પ્રસન્નતાથી હૃદયમાં આનંદ માન્યો. પછી રાવણે ત્યાં શાંત સ્વરૂપ અને સુંદર વેષવાળા મહાદેવોને જોઇ દર્શન કર્યાં. અને કમળપત્ર તથા બીલીપત્ર લાવીને ચઢાવ્યાં. પછી તેમના ચરણોમાં માથું નમાવ્યું. ત્યાંથી નદીમાં જઈ રાવણે મંત્ર ભણીને તથા સદાશિવનું સ્મરણ કરીને જળ થોભાવ્યું. પછી જ્યાં સહસ્ત્રબાહુજળક્રિડા કરતો હતો ત્યાં નિડરપણે આવ્યો .૧-૨-૩-૪.

दोहा–क्षोभेउ जल भुज बीस बल, बूड़न लगा समाज ॥
सहसबाहु अति क्रोधवन, मोहिं सम आनको आज ॥ १९९ ॥

ત્યાં જઇ રાવણે પોતાની વીશ ભુજાઓના બળથી પાણી રોક્યું, તેથી રાસમંડળનો સમૂહ ડૂબવા લાગ્યો, તેથી સહસ્રબાહુને મનમાં અતિક્રોધ વ્યાપ્યો કે આજ મારા જેવો બીજો કોણ આવ્યો છે?

चौ०–जाइ दीख तह रावण ठाढा, जासु विपुल भुज बल जल बाढा ॥
धावा प्रबल महाबल भारी, लंकेश्वर कहँ धरिसि प्रचारी ॥
निरखितियन आचरज विशाला, बाँधिराखि कछु दिन हयशाला ॥
लज्जित दुष्ट मष्ट करि रहई, रिसि उर मारि कष्ट बहु सहई ॥
सकल आइ देखहिं नरनारी, मारहिं लात हँसै दै गारी ॥
नाम न कहै रहै सकुचाना, बहुविधि पूछै नृपति सुजाना ॥
नृत्य करैं रम्भादिक नारी, दशहु माथ दश दीपक बारी ॥
मुनिपुलस्त्य तत्र जाइ छुड़ावा, पुनिनल शाप आय तिहि पावा ॥

જઇને જોયું તો ત્યાં રાવણને ઉભો રહેલો દીઠો કે જેની મોટી ભુજાઓના બળથી જળ વધી ગયું હતું. તેથી બળવાન સહસ્રબાહુએ દોડીને લંકેશ્વરને પકડયો. સ્ત્રી મંડળ તેને જોઇ ઘણુંજ આશ્ચર્ય પામ્યું. સહસ્રબાહુએ તેને કેટલાક દિવસ સુધી ઘોડારમાં બાંધી રાખ્યો. એ દુષ્ટ લજ્જિત થઇ તથા મનમાં ક્રોધ મારીને રહ્યો અને ઘણાં કષ્ટ વેઠયાં. સર્વ સ્ત્રી પુરૂષો આવીને જોવા લાગ્યાં અને તેને લાતો મારી ગાળો દઇને હસવા લાગ્યાં. સહસ્રબાહુએ રાવણને ઘણી ઘણી રીતે પુછયું પણ તેણે સંકોચ પામી પોતાનું નામ કહ્યું નહી. ત્યાં તેનાં દશે માથાં ઉપર દીવા મૂકી રંભાદિક સ્ત્રીઓ નૃત્ય કરતી હતી. કેટલાક દિવસ એ રીતે વીત્યા પછી તેને પુલસ્ત્ય મુનિએ જઇને છોડાવ્યો.

दोहा– मारग जात दीख अति, अनुपम सुन्दर नारि ॥
चन्दन पुष्प पत्र कर, पूजन चलि त्रिपुरारि ॥ २०० ॥

પછી તેણે રસ્તે જતાં એક પરમ સુંદર સ્ત્રીને જોઈ. તે હાથમાં ચંદન, પુષ્પ, બીલીપત્ર વગેરે લઇને શિવનું પૂજન કરવાને જતી હતી.

चौ०–देखि उर्वशी मन सकुचानी, तब रावण बोला मृदुवानी ॥
को तुम नारि गमन कहँ कीन्हा, लज्जा वश तिहि उतर न दीन्हा ॥
मन मदमत्त विचार न करेऊ, धनपति पुत्रवधू कर धरेऊ ॥
चीन्ह ताहि पुनि शंका आई, माटि कर्म्म कीन्ही पछिताई ॥
मन पछिताय शोच उर भयऊ, लंकेश्वर लंका कहँ गयऊ ॥

विकल उर्वशी अलकहिं आई, नलकूबर सन बात जनाई ॥
दीन्ह शाप तिन क्रोध अपारा, रावण वंश होहु क्षयकारा ॥
चली शाप लंका कहँ आई, दशकन्धर बैठा जिहिं ठाई ॥
आगे आइ, ठाढि भइ शापा, निरखि दशानन अति भय कांपा ॥

તે ઉર્વશી રાવણુને જોઇ મનમાં સંકોચ પામી. ત્યારે રાવણુ મીઠી વાણીથી બોલ્યો કે– "હે કામિની ! તમે કોણુ છો અને કયાં જાઓ છો ?" પણુ ઉર્વશીએ લજ્જા વશ થઇ ઉત્તર આપ્યો નહી. પછી એ મદોન્મત્ત રાવણે તેનો હાથ પકડયો, પરંતુ તે કૂબરના પુત્ર નલકૂબરની સ્ત્રી છે એમ જાણીને રાવણુને મોટી શંકા ઉત્પન્ન થઈ, અને તેની સાથે નીચ કર્મ કર્યું તેથી તેના મનમાં પસ્તાવો અને હૃદયમાં શોક થયો, પછી તે લંકામાં ગયો. ઉર્વશી ત્યાંથી ચાલીને જ્યાં અલકાપુરીમાં નલકુબર હતો ત્યાં આવી. અને પોતાના પતિને સર્વ હકીકત કહી સંભળાવી. એ સાંભળી નલકૂબર મનમાં ઘણો ખેદ પામ્યો. પછી તેણે અપાર ક્રોધ કરીને રાવણુને શાપ દીધો કે "રાવણુના વંશનો નાશ થઇ જશે." એ શાપ મૂર્તિમાન થઇ લંકામાં જ્યાં રાવણુ બેઠો હતો ત્યાં આવ્યો. શાપ રાવણુની સન્મુખ આવીને ઉભો રહ્યો તેથી લંકેશ્વર ઘણા ભયને લીધે કંપવા લાગ્યો, અને નલકૂબરના ઘોર શાપની સામે ભય અને ક્રોધ સહિત જોઈ રહ્યો. ૧–૨–૩–૪.

दोहा—शापहि अंगीकार करि, मन महँ कीन्ह विचार ॥
दण्ड ऋषिन्हसे लीन्ह नहिं, रोषेउ लंक भुवार ॥ २०१ ॥

રાવણે શાપનો અંગિકાર કર્યો. પછી તેણે મનમાં વિચાર કર્યો કે–હજી ઋષિઓ પાસેથી દંડ લીધો નથી, એમ ધારી રોષે ભરાઇને–

चौ०—दूत चारि पठये ऋषि आश्रम, निरखि बिसरिगे मुनि अधि आतम ॥
तिनसन सब पूछहिं मुनि हाला, कहहु कुशल लंकेश भुआला ॥
कुशल तासु यह सुनहु मुनीशा, कर तुम सन चाहत दशशीशा ॥
मुनि सो वचन महा भय पाई, करहिं विचार विरति बिसराई ॥
जेहिं दरबार नीति नहिं भाई, खल मण्डली जुरी तहँ आई ॥
कछुविन दिये नहीं गति आछी, घटभरिरुधिर दियेतनु पाछी ॥
दूतन्ह सौंपि कहा मुनिज्ञानी, भूपहिं कहेउ जाइ यह बानी ॥

રાવણે ઋષિઓના આશ્રમમાં ચાર દૂતો મોકલ્યા. તેઓને જોતાંજ ઋષિ-

ઓ પોતાનું અધ્યાત્મ જ્ઞાન ભૂલી ગયા. ઋષિઓએ દૂતોને સમાચાર પૂછયા કે- કહો, લંકાપતિ રાવણ કુશળ છે ? ત્યારે દૂતો બોલ્યા કે-" કુશળ છે, પણ હે મુનીશ્વરો ! સાંભળો. રાવણ તમારી પાસેથી કર લેવાને ઇચ્છે છે. એ સાંભળીને ઋષિઓ પોતાનો વૈરાગ્ય વિસરી જઈને ભય પામ્યા અને વિચાર કરવા લાગ્યા કે-ભાઈઓ ! જે દરબારમાં નીતિ ન હોય ત્યાં સર્વ ખળ મંડળી આવીને એકઠી થાય છે માટે કાંઈક આપ્યા વિના તો નહીંજ ચાલે. પછી ઋષિઓએ શરીર ચીરીને લોહીથી એક ઘડો ભરી દૂતોને સોંપ્યો, અને કહ્યું કે-તમો જઈને રાવણને કહેજો કે-

दोहा—घट उघरत क्षय होइहहु, सहित सकल परिवार ॥
दूत तुरत घट लेगये, लंकापति दरबार ॥ २०२ ॥

આ ઘડો ઉઘડતાં તમે સર્વ પરિવાર સહિત નાશ પામશો. પછી દૂતો એ ઘડાને તુરત રાવણના દરબારમાં લઈ ગયા. ૨૦૨

चौ०—रावण घट लखि परम हुलासा, तब दूतन मुनि वचन प्रकाशा ॥
सुनि मुनि शाप उपज उरदाहू, बोला घट ले उत्तर जाहू ॥
यत्न समेत धरणि धरि एहू, जानि न पाव बात यह केहू ॥
शंभु सभा श्रुतिवाद मझारा, प्रथम रहा जनक ते हारा ॥
तेहि रिसते तहँ कुंभ पठावा, जनकराज कर देश सुहावा ॥
लै घट जनकनगर ते गये, गाड़त क्षेत्र मध्य तहँ भये ॥
हरिइच्छा तहँ परयो दुकाला, बिन जलभये सब जीव विहाला ॥
जनकयज्ञ रचना तहँ ठयऊ, चामीकर हल कर्षत भयऊ ॥

રાવણ ઘડો દેખીને બહુ આનંદ પામ્યો તે સમયે દૂતોએ મુનિઓનાં વચન કહી જણાવ્યાં. ઋષિઓનો શાપ સાંભળી તેના હૃદયમાં દાહ ઉત્પન્ન થયો. પછી તે બોલ્યો કે તમો આ ઘડાને લઇ ઉત્તર દિશાએ જાઓ. ત્યાં જઇ યત્નપૂર્વક પૃથ્વીમાં એવી રીતે દાટી દો કે એ વાત કોઈપણ જાણે નહી. એક સમયે રાવણ મહાદેવની સભામાં શ્રુતિઓના સંવાદમાં જનક રાજાથી હાર પામ્યો હતો. એ રીસ મનમાં રાખીને તેણે ત્યાં ઘડો મોકલાવ્યો અને એ સર્વ મર્મ દૂતોને સમજાવ્યો. દૂતોએ ઘડો જનકપુર લઈ જઈને એક ખેતરમાં દાટી દીધો. ભગવાનની ઇચ્છાથી ત્યાં દુકાળ પડયો અને પાણી વિના સર્વ પ્રાણી બેહાલ થવા લાગ્યાં. તેથી ત્યાં વૃષ્ટિ વાસ્તે જનક રાજાએ યજ્ઞ કરવા માંડયો અને સુવર્ણનાહળથી યજ્ઞભૂમિ ખેડવા માંડી. ૧-૨-૩-૪.

दोहा—भूमि विदारण होतही, जग मंगल दातार ॥
प्रगट्यो सिंहासन सुभग, अद्‌भूत तेज अपार ॥ २०३ ॥

પૃથ્વી ખેડાતાંજ પૃથ્વીમાંથી અદ્‌ભૂત તથા અપાર તેજવાળું અને જગત-માં મંગળ કરનારૂં સુંદર સિંહાસન નીકળ્યું. ૨૦૩

दोहा—चारि सखी चारो तरफ, लीन मुरछल हाथ ॥
मध्य विराजत भूमिजा, पावनजिहि गुणगाथ ॥ २०४ ॥

એ સિંહાસનની ચારે તરફ ચાર સખીઓ હાથમાં મોરછલ લઈને ઉભી હતી અને મધ્યમાં પવિત્ર ગુણોવાળાં ભૂમિપુત્રી બિરાજ્યાં હતાં. ૨૦૪

चौ०—देखि विदेह निनय तबठानी, भई तुरत कन्या सुखदानी ॥
सखिन सहित सिंहासन सोई, अन्तर भयो चकित सब कोई ॥
रोदन सूनत सुनैना रानी, लीन्ह उठाय गोद सुख मानी ॥
नाम जानकी धर्यो पुनीता, नारद आई कह्यो तब सीता ॥
सकल लोकपति प्रभु सुखराशी, सो मिलिहै वर नित अवीनाशी ॥
जनक सुता नित बाढत कैसे, शुक्लपक्षकर चंदा जैसे ॥
बाल वृद्ध योवन नर नारी, लागहि सबे प्राण ते प्यारी ॥
पुनि नृप निपुन पढन बैठाई, अचिरकाल सब विद्या पाई ॥

જનક રાજાએ તેમને જોઈ વિનતિ કરતાં તે તુરત કન્યા થઈ ગયાં અને સખીઓ સહિત સિંહાસન અંતર્ધાન થઇ ગયું. તેથી સર્વ કોઈ ચકિત થઈ ગયાં. કન્યાનું રોવું સાંભળીને રાજાની સુનયના રાણીએ તેમને ખોળામાં લીધાં અને સુખ પામ્યાં. તેમનું નામ જાનકી રાખ્યું પણ નારદજીએ આવીને તેમનું નામ સીતા પાડયું. (નારદજી કહે છે) જે સર્વ લોકના સ્વામી, સુખના સમૂહરૂપ, નિત્ય તથા અવિનાશી પરમાત્મા છે તે આ કન્યાના વર થશે. જાનકી જેમ શુ-ક્લપક્ષમાં ચંદ્ર વધે તેમ વધવા લાગ્યાં. સીતાજી સર્વ બાળક, જુવાન ને વૃદ્ધ સ્ત્રી પુરૂષોને પોતાના પ્રાણથી પણ અધિક પ્યારાં લાગવા માંડયાં. પ્રવીણ જ-નકરાજાએ પછી તેમને ભણુવા બેસાડતાં થોડાજ સમયમાં સઘળી વિદ્યાઓ શીખી ગયાં. ૧-૨-૩-૪.

दोहा—एक समय मिथिलेश अति, शंकरको तप कीन ॥
आय कह्यो शिव मांगु वर, बोले नृपति प्रवीन ॥ २०५ ॥

એક સમયે જનક રાજાએ સદાશિવની તપશ્ચર્યા કરી, તેથી સદાશિવે આવી "વરમાગો" કહેતાં પ્રવીણ જનક રાજાએ વિનતિ કરી કે- ૨૦૫

दोहा–नाथ जपहु दिन रैन जिहि, जेहि श्रुति नेति बखान ॥
तेहि देखों भरि नयन में, यह वर देहु न आन ॥ २०६ ॥

"હે નાથ! તમે જેને રાત્રિ દિવસ જપો છો અને શ્રુતિઓ જેને નેતિ નેતિ કહી વર્ણવે છે તેને હું મારાં નેત્રોથી સાક્ષાત્ દેખું એ વરદાન આપો, બીજું કાંઇ નહિ.

दोहा–सुनि शिव दीन्हो धनुषपुनि, कही बात समझाय ॥
पूजनहुयाको नेम करि, मिलिहै भगवत आय ॥ २०७ ॥

સદાશિવે જનક રાજાની વિનતિ સાંભળી તેમને એક ધનુષ્ય આપ્યું, અને સમજાવીને વાત કહી કે-આ ધનુષ્યનું નિયમ રાખી પૂજન કરજો, તેથી તમને ભગવાન આવીને મળશે.

चौ०–सुनि विदेह प्रभुहित अनुरागे, नित्य नेम करि पूजन लागे ॥
यकदिन सिय सेवाढिग जाइ, लीलहि लीनो धनुष उठाई ॥
देखि जनक अति अचरज माना, तेहि क्षण तहां कठिन प्रण ठाना ॥
जो लेई शिव चाप चढाई, सो नृप मम कन्या वर पाई ॥
सुनहु कथा अब रावण केरी, गये दूत घर राखि सबेरी ॥
चारि ठांव हारा लंकेशा, देवनको बहु देत कलेशा ॥
रवि शशि पवन वरुण धनुधारी, अग्निकाल यम सब अधिकारी ॥
किन्नर सिद्ध मनुज सुर नागा, हठि सबही के पंथहि लागा ॥
ब्रह्मसृष्टि जहँलगि तनुधारी, दशमुख वशवर्ती नरनारी ॥
आयसु करहिं सकल भयभीता, नवहिं आइ नित चरण विनीता ॥

( સદાશિવનાં વચનો ) સાંભળીને જનકરાજા ભગવાનને વાસ્તે નિત્ય નિયમ પૂર્વક પ્રીતિથી ધનુષ્યનું પૂજન કરવા લાગ્યા. એક દિવસ સીતાજીએ ધનુષ્ય પાસે જઇ રમત કરતાં ધનુષ્યને ઉઠાવી લીધું. એ જોઇ જનકરાજા ઘણું અચરજ પામ્યા અને તેજ ઠેકાણે કઠિણ પણ લીધું કે–"જે સદાશિવનું ધનુષ્ય ચઢાવશે તેજ સીતાને વરશે." હવે રાવણની કથા સાંભળો, એના દૂતો ઘડો દાટીને તુરત પાછા ચાલ્યા ગયા. રાવણ ચાર ઠેકાણે હાર પામ્યો તોપણ તે દેવતાઓને બહુ કષ્ટ દેવા લાગ્યો. હઠીલો રાવણ સૂર્ય, ચંદ્ર, પવન, વરૂણ, કુબેર, અગ્નિ, કાળ, યમ, સર્વ અધિકારી, કિન્નરો, સિદ્ધો, મનુષ્યો, દેવતાઓ, નાગલોકો એઓની પછવાડેજ લાગ્યો. બ્રહ્માની સૃષ્ટિમાંનાં જે કોઇ દેહધારી સ્ત્રી પુરૂષો છે તે

સર્વ રાવણને આધીન થઇ રહ્યાં, ને તે સર્વ ભયભીત થઈને રાવણની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યાં તથા નિત્ય વિનયપૂર્વક તેનાં ચરણોમાં જઈ નમવા લાગ્યાં. ૧-૨-૩-૪-૫.

दोहा–भुजबल विश्व वश्य करि, राखेसि कोउ न स्वतंत्र ॥
मण्डलीक महि रावण, राज्य करै निजमंत्र ॥ २०८ ॥

રાવણે પોતાની ભુજાઓના બળથી જગતને વશ કરી નાંખ્યું, કોઇને પણ સ્વતંત્ર રહેવા નહી દેતાં માંડલિક રાજ્યોમાં પણ પોતાના વિચાર પ્રમાણેજ રાજ્ય કરવા લાગ્યો.

दोहा–देव यक्ष गन्धर्व नर, किन्नर नाग कुमारि ॥
जीति वरीं निज बाहुबल, बहु सुन्दरी वर नारि ॥ २०९ ॥

દેવતાઓ, યક્ષો, ગાંધર્વો, મનુષ્યો એ સર્વને પોતાના બાહુબળથી જીતીને બહુજ સુંદર રાજકુમારીઓ તથા ઉત્તમ સ્ત્રીઓને રાવણ વર્યો.

चौ०–इन्द्रजीतसन जो कछु कहेऊ, सो सब जनु पहिलेकरि रहेऊ ॥
प्रथमहिं जिनकहँ आयसुदीन्हा, तिनके चरित सुनहु जो कीन्हा ॥
देखत भीमरूप सबपापी, निशिचर निकर देव परितापी ॥
करहिं उपद्रव असुर निकाया, नानारूप धरहिं करि माया ॥
जेहि विधि होइ धर्म निर्मूला, सो सब करहिं वेद प्रतिकूला ॥
ज्यहि ज्यहि देश धेनुद्विज पावहिं, नगरग्रामपुर आगि लगावहिं ॥
शुभ आचरण कतहुँ नहिं होई, वेद विप्र गुरु मान न कोई ॥
नहिं हरिभक्ति यज्ञ जप दाना, स्वप्न्यहुँ सुनिय न वेद पुराना ॥

રાવણ ઇંદ્રજીતને જે કાંઇ કહેતો તે સઘળું જાણે તેણે પેહેલેથીજ કરી રાખ્યું હોય એવી ઝડપથી કરી નાંખતો હતો. રાવણે પ્રથમ જે આજ્ઞા આપી અને રાક્ષસોએ જે કર્યું તે વાત હવે સાંભળો. જોતાંજ ભયંકર લાગે એવા, પાપી અને દેવતાઓને પરિતાપ દેનારા રાક્ષસો અનેક પ્રકારનાં રૂપ ધરી તથા અનેક તરેહની માયા કરીને ભારે ઉપદ્રવ કરી મૂકયો. જે રીતે ધર્મનો ઉચ્છેદ થાય એવા વેદ વિરૂદ્ધ ઉપાયો કરવા લાગ્યા જે જે દેશમાં ગાયો અને બ્રાહ્મણો જે નગર, ગામ કે શેહેરમાં જોવામાં આવતાં તે સર્વ સળગાવી દેવા લાગ્યા. કોઇ પણ ઠેકાણે શુભ આચરણ નહી થતાં વેદ, બ્રાહ્મણો તથા ગુરૂઓને કોઇ પણ માનવા ન લાગ્યું, હરિભકિત, યજ્ઞ, જપ, કે દાન કાંઇ રહ્યુંજ નહી, અને સ્વપ્નામાં પણ વેદ કે પુરાણ કોઈ સાંભળવા ન લાગ્યું. ૧-૨-૩-૪

छं०—जप योग विरागा तप मख भागा श्रवण सुनै दशशीशा ॥
आपुहि उठि धावै रहै न पावै धरि सब घालै खीसा ॥
अस भ्रष्ट अचारा भा संसारा धर्म सुनीय नहिं काना ॥
तेहि बहु विधि त्रासै देश निकासै जो कह वेद पुराना ॥ १८ ॥

રાવણ જ્યાં જ્યાં જપ, યોગ, વૈરાગ્ય, તપ કે યજ્ઞ થતાં કાને સાંભળે કે તુરત પોતે ઉઠી દોડીને ત્યાં જઈ પોહોંચે ને રહેવા ન દે. સર્વનો વિધ્વંશ કરી નાંખે. એવો ભ્રષ્ટ આચાર સંસારમાં સઘળે થઈ ગયો, ક્યાંય પણ કાને ધર્મ સાંભળવામાં આવે નહી. અને જે કોઇ વેદ કે પુરાણની વાત કહે તેને દેશનિકાલ કરી અનેક પ્રકારે ત્રાસ આપે. ૧૮

सो०—वरणि न जाय अनीति, घोर निशाचर जो करहिं ॥
हिंसापर अति प्रीति, तिनके पापहिं कवन मिति ॥ २६ ॥

રાક્ષસો જે ભયંકર અનીતિ કરતા હતા તે વર્ણવી જાય તેમ નથી. જેને હિંસાપર અત્યંત પ્રીતિ એવા પાપીઓના પાપનું માપ શું ? ૨૬

चौ०— बाढ़ बहु खल चोर जुआरी, जे लम्पट परधन परनारी ॥
मानहिं मातु पिता नहिं देवा, साधुनसों करवावहिं सेवा ॥
जिनके यह आचरण भवानी, तेजानहु निशिचर सम प्रानी ॥
अतिशय देखि धर्मकी हानी, परम सभीत धरा अकुलानी ॥
गिरि सर सिंधु भार नहीं मोहि, जस मोहिं गरुअ एक परद्रोही ॥
सकल धर्म्म देखहिं विपरीता, कहि न सके रावण भय भीता ॥
धेनु रूप धरि हृदय विचारी, गई तहां जहं सुरमुनिझारी ॥
निज सन्ताप सुनायसि रोइ, काहूते कछु काज न होई ॥

ખળ, ચોર, જુગારી અને પરધન તથા પરસ્ત્રીના લંપટનો વધારો થયો. માતા પિતા કે દેવતાઓને માનવા ન લાગ્યા અને સાધુજનો પાસે વેઠ કરાવવા લાગ્યા. હે પાર્વતી ! જેઓનાં એવાં આચરણો હોય તે પ્રાણીઓને રાક્ષસ જેવાજ જાણવા. એ પ્રમાણે ધર્મની અત્યંત હાનિ જોઇને પૃથ્વી પણ ભયભીત થઇને અકળાવા લાગી. ( પૃથ્વી કહેછે ) "મને જેવો એક પરદ્રોહીનો ભાર લાગે છે તેવો પૃથ્વીપરના સઘળા પર્વતો, નદીઓ ને સમુદ્રોનો ભાર લાગતો નથી." સઘળા ધર્મ વિપરીત જોવામાં આવતા પણ રાવણના ભયને લીધે કાંઇ કહી શકાતું નહી. તેથી પૃથ્વી હૃદયમાં વિચાર કરી ગાયનું રૂપ ધરીને જ્યાં દેવતાઓ

तथा मुनिओ हता त्यां गइ ने पोतानुं दुःख रोईने कही संभळाव्युं, परंतु तेमांना कोईनाथी कांइ कार्य बनी शके एम लाग्युं नही. १-२-३-४

छं०–सुरमुनि गन्धर्वा मिलि करि सर्वा गये विरंचीके लोका ॥
सँग गोतनु धारी भूमि बिचारी परम विकल भर शोका ॥
ब्रह्मा सब जाना मन अनुमाना मेरो कछु न बसाई ॥
जाकरि तैं दासी सो अविनाशी हमरो तोरसहाई ॥

पछी देवताओ, मुनिओ तथा गंधर्वो सर्व मळीने ब्रह्माना लोकमां गया तेओनी साथे गायनुं रूप धरेली बिचारी अत्यन्त व्याकुळ अने शोकातुर पृथ्वी पण गइ. ब्रह्माए सर्व वात जाणी मनमां विचार करीने पृथ्वीने कह्युं के–माराथी कांई बनी शकशे नही, माटे तुं जेनी दासी छे ते अविनाशी भगवान पासे जा, ते तारी अने अमारी सहायता करशे. १९

सो०–धरणि धरहु मन धीर, कह विरंचि हरिपदसुमिरि ॥
जानत जनकी पीर, प्रभु भंजहिं दारुण विपति ॥ २७ ॥

ब्रह्माए कह्युं के–हे पृथ्वी! तुं मनमां धीरज राख अने भगवानना चरणोनुं स्मरण कर. ते पोताना भक्तजननी पीडा जाणे छे, तेथी ए आपणी दारुण विपत्तिनो नाश करशे. २७

चौ०–बैठे सुर सब करहिं विचारा, कहँ पाइय प्रभु करिय पुकारा ॥
पुर वैकुंठ जान कह कोई, कोई कह पयनिधि महँ बससोई ॥
जाके हृदय भक्ति जस प्रीती, प्रभु तेहि प्रकट सदा यह रीती ॥
तेहि समाज गिरिजा मैं रह्यऊं, अवसर पाय बचन इक कह्यऊं ॥
हरि व्यापक सर्वत्र समाना, प्रेमते प्रकट होहिं मैं जाना ॥
देश काल दिशिविदिशिहूमाही, कहहुसो कहां जहां प्रभुनाही ॥
अगजगमय सब रहित विरागी, प्रेमते प्रभु प्रगटै जिमि आगी ॥
मोर वचन सबके मनमाना, साधु साधु करि ब्रह्म बखाना ॥

पछी सर्व देवताओ बेशीने विचार करवा लाग्या के–भगवान क्यां मळे अने क्यां जईने पोकार करीए. कोइ कहे वैकुंठमां जईए अने कोई कहे प्रभु क्षीर सागरमां वसे छे माटे त्यां जइए. हे पार्वती! जेना हृदयमां जेवी भक्ति अने जेवी प्रीति होय ते रीते तेना हृदयमां प्रभु सदा बिराजेछे. हे पार्वती! हुं पण ए समाजमां हतो तेथी अवसर जोइने एक वात कही के–भगवान सर्वत्र एक सरखा व्यापक छे अने ते प्रेमथी प्रकट थाय छे एम हुं जाणुंछुं.

દેશ, કાળ, દિશાઓ અને ખૂણાઓ, એમાં ક્યાં પ્રભુ નથી તે કહો. પ્રભુ અચર અને સચર સર્વમાં વ્યાપક છતાં તે સર્વથી રહિત છે, પણ તે જેમ કાષ્ઠમાંથી અગ્નિ પ્રકટે છે તેમ પ્રેમથી પ્રકટ થાય છે. મારાં એ વચનો સર્વના મનમાં ગમ્યાં અને બ્રહ્માએ સત્ય છે, સત્ય છે, એમ કહી મારી પ્રશંસા કરી. ૧-૨-૩-૪.

दोहा—सुनि विरंचि मन हर्ष तनु, पुलकि नयन बह नीर ॥
अस्तुति करत सजोरि कर, सावधान मति धीर ॥ २११ ॥

મારાં વચનો સાંભળી બ્રહ્મા મનમાં ઘણો હર્ષ પામ્યા. પછી જેનાં રોમાંચિત્ત શરીરમાં ખડાં થયાં છે અને નેત્રોમાં પ્રેમાશ્રુ વહે છે, એવા બ્રહ્મા પોતાની મતિ સાવધાન તથા ધીર કરીને ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ૨૧૧.

छं०—जय जय सुर नायक जन सुख दायक प्रणत पाल भगवंता ॥
गो द्विज हितकारी जय असुरारी सिंधुसुताप्रियकंता ॥
पालन सुर धरणी अद्भुत करणी मर्म न जाने कोई ॥
जो सहज कृपाला दीन दयाला करो अनुग्रह सोई ॥ २० ॥ १ ॥

હે દેવતાઓના અધિપતિ ! હે મનુષ્યોના સુખદાતા ! હે પ્રમાણ કરનારાઓનું પાલન કરનારા ! હે ભગવાન ! હે ગૌબ્રાહ્મણનું હિત કરનારા ! હે અસુરોના શત્રુ ! હે લક્ષ્મીના પ્રિયપતિ ! જયજય. તમે દેવતાઓનું તથા પૃથ્વીનું પાલન કરનારા છો ! તમારી કરણી અદ્‌ભૂત છે, તમારો મર્મ કોઇના પણ જાણવામાં ન આવે એવા છો, સહજ કૃપા કરનારા છો અને દીનજનોપર દયા લાવનારા છો. માટે અમારાપર અનુગ્રહ કરો. ૨૦

छं०—जय जय अविनाशी सबघट वासी व्यापक परमानंदा ॥
अविगति गोतीता चरित पुनीता माया रहित मुकुन्दा ॥
जेहि लागि विरागी अति अनुरागी विगत मोह मुनिवृंदा ॥
निशिवासर ध्यावहि हरि गुण गावहि जयति सच्चिदानन्दा ॥ २१ ॥ २ ॥

હે અવિનાશી ! હે સર્વના અંતર્યામી ! હે સર્વવ્યાપક ! હે પરમાનંદ સ્વરૂપ ! જેમાં ઇંદ્રિઓની ગતિ પહોંચતી નથી એવા હે પવિત્ર ચરિત્રોવાળા ! હે માયા રહિત ! હે મોક્ષ દેનારા ! જયજય. જેમાં લાગી રહેવાથી વૈરાગ્ય પામેલા અને અત્યંત પ્રેમવાળા મુનિઓનાં વૃંદ મોહથી રહિત થઇ રાત્રિ દિવસ ધ્યાન ધરે છે તથા ગુણો ગાય છે એવા હે સચ્ચિદાનંદ પ્રભુ ! જયજય. ૨૧

छं०—जेहि सृष्टि उपाई त्रिविध बनाई संग सहाय न दूजा ॥
सो करहु अघारी चिन्त हमारी जानिय भक्ति न पूजा ॥

जो भव भय भंजन जनमनरंजन गंजन विपतिवरूथा ॥
मन वच क्रम वानी छांडि सयानी शरण सकल सुर यूथा ॥२२॥ ३ ॥

જેણે સૃષ્ટિ ઉત્પન્ન કરીને ત્રિગુણાત્મક બનાવીછે, જે બીજાની સહાયતા કે વિચારની અપેક્ષા વગરના છે, એવા હે પાપોને નષ્ટ કરનારા! અમારી ચિંતા દૂર કરો. અમે તમારી ભક્તિ કે પૂજા કાંઈ જાણતા નથી. જે ભવસાગરના ભયને ટાળનારા છે, જે ભક્તજનોનાં મન રંજન કરનારા છે, જે વિપત્તિઓના સમૂહને તોડનારા છે, એવા હે ભગવાન! આ સઘળો દેવતાઓનો સમૂહ મન કર્મ વચનથી અભિમાન તજી આપને શરણે આવેલો છે. ૨૨

छं०–शारद श्रुति शेषा ऋषय अशेषा जो कहँ कोउ न जाना ॥
जेहि दीन पियारे वेद पुकारे द्रवो सो श्री भगवाना ॥
भववारिधि मन्दर सब विधि सुन्दर गुण मंदिर सुख पुंजा ॥
मुनि सिद्ध सकल सुर परम भयातुर नमत नाथ पदकंजा ॥२३॥४॥

જેને સરસ્વતી, શ્રુતિઓ, શેષનાગ તથા સર્વ ઋષિઓ એઓમાંના કોઇએ સંપૂર્ણ જાણ્યા નથી, જેને દીન દયાળુ કહીને વેદ પુકારેછે, એવા હે ભગવાન! અમારાપર કૃપા કરો. જે ભવસાગરને મથન કરવામાં મંદરાચળ રૂપ છે, જે સર્વ પ્રકારે શોભાયમાન છે, જે ગુણોના ઘર અને સુખના પુંજ રૂપ છે, એવા હે નાથ! આ સર્વ મુનિઓ, સિદ્ધો તથા સર્વ દેવતાઓ અત્યંત ભયભીત થયેલા આપનાં ચરણ કમળોમાં પ્રણામ કરેછે. ૨૩

दोहा–जानि सभय सुर भूमि मुनि, वचन समेत सनेह ॥
गगन गिरा गम्भीर भइ, हरणि शोक सन्देह ॥ २१२ ॥

ભય પામેલા દેવતા, પૃથ્વી અને મુનિઓ એમનાં પ્રેમ ભરેલાં વચનો પ્રભુએ ધ્યાનમાં લેવાથી શોક તથા સંદેહને હરનારી ગંભીર આકાશ વાણી થઈ કે-૨૧૨

चौ०–जनि डरपहु मुनि सिद्ध सुरेशा, तुमहिं लागि धरिहौं नर भेशा ॥
अंशनसहित मनुज अवतारा, लेहौं दिनकरवंश उदारा ॥
कश्यप अदिति महातप कीन्हा, तिनकहँ मैं रब वर दीन्हा ॥
ते दशरथ कौशल्या रूपा, कौशलपुरी प्रगट नर भूपा ॥
तिनके गृह अवतरिहौं जाई, रघुकुल तिलक सो चारिउ भाई ॥
नारद वचन सत्य सब करिहौं, परम शक्ति समेत अवतरिहौं ॥
हरिकौ सकल भूमि गरुआई, निर्भय होहु देव समुदाई ॥

गगन ब्रह्मवाणी सुनि काना, तुरत फिरे सुर हृदय जुडाना ॥
तब ब्रह्मा धरणिहि समुझावा, अभय भई भरोस जिय आवा ॥

હે દેવતાઓ! મુનિઓ! સિદ્ધો! તમે ડરોમાં. હું તમારે વાસ્તે મનુષ્ય વેશ ધરીશ અને ઉત્તમ સૂર્યવંશમાં મારા અંશો સહિત મનુષ્યાવતાર ધરીશ. કશ્યપે તથા અદિતિએ મહાતપ કરવાથી તેઓને પૂર્વે મેં વરદાન આપ્યું છે તેઓ દશરથ અને કૌશલ્યા રૂપે કૌશલ દેશમાં અયોધ્યા નગરમાં રાજા તરીકે પ્રકટ થયાં છે. તેઓને ઘેર હું રઘુકુળના તિલક રૂપ ચાર ભાઇઓ રૂપે જન્મ લઈશ અને નારદજીનાં સર્વ વચનો સત્ય કરીશ. હું મારી પરમ શક્તિ સહિત અવતરીશ ને પૃથ્વીનો ભાર ઉતારીશ. માટે તમો સર્વ દેવતાઓ નિર્ભય થાઓ. આ પ્રમાણે આકાશવાણી સાંભળીને સર્વ દેવતાઓ હૃદયમાં શાંત થઈને તુરત ત્યાંથી પાછા ફર્યા. પછી બ્રહ્માએ પૃથ્વીને સમજાવી તેથી તેના મનમાં ભરોંસો આવવાથી નિર્ભય થઇ.

दोहा—निज लोकहि विरंचि गये, देवन्ह इहै सिखाय ॥
वानर तनु धरि धरणि महँ, हरिपद सेवहु जाय ॥ २१३ ॥

તમો પૃથ્વીપર વાનરોના અવતાર ધરીને ભગવાનના ચરણોનું સેવન કરજો, એવી રીતે સમજાવીને બ્રહ્મા પોતાના બ્રહ્મ લોકમાં ગયા. ૨૧૩.

चौ०—गये देव सब निज निज धामा, भूमि सहित पाये विश्रामा ॥
जो कछु आयसु ब्रह्मै दीन्हा, हर्षे देव विलम्ब न कीन्हा ॥
वनचर देह धरी क्षिति माहीं, अतुलित बल प्रताप तिन पाहीं ॥
गिरि तरु नख आयुध सब बीरा, हरि मारग चितवहिं रणधीरा ॥
गिरि कानन जहँ तहँ भरी पूरी, रह निज निज अनीक रचिरूरी ॥
यह सब चरित सुना विबुधारी, अपने मन यों कही विचारी ॥
रहत सकल मम वश रविवंशी, ते का संकिहैं मोहिं विध्वंसी ॥
तद्यपि सजग रहे काहानि, दिये असुर कारि कछु तहँ थानी ॥

સર્વ દેવતાઓ તથા પૃથ્વી મનમાં વિશ્રામ પામીને પોત પોતાને સ્થાનકે ગયાં. હર્ષ પામેલા દેવતાઓએ, બ્રહ્માએ જે આજ્ઞા કરી હતી તે પ્રમાણે વર્તવામાં વિલંબ કર્યો નહી. તેઓએ વનચર ( વાનરો તથા રીંછો )ના દેહ ધર્યા અને અત્યંત બળ તથા પ્રતાપ પામ્યા. પર્વત, વૃક્ષ તથા નખો રૂપી આયુધવાળા તથા યુદ્ધમાં બહાદુરી ધરાવનારા ભગવાનના અવતારની રાહ જોવા લાગ્યા. એ વાનરો તથા રીંછો પર્વતો તથા વનોમાં જ્યાં ત્યાં ભરીપુરી પોતપોતાની સેના-

એ રચીને રહ્યા—એ સર્વ હકીકત રાવણના જાણવામાં આવતાં તેણે વિચાર કર્યો કે વિષ્ણુને જન્મતાંજ હું મારી નાંખીશ. સઘળા સૂર્યવંશીઓ મારે વશ છે, તેઓ મારો શી રીતે નાશ કરવાના છે? તોપણ સાવચેત રહેવામાં શું નુકશાન છે? એમ વિચાર કરીને તેણે સર્વ ઠેકાણે રાક્ષસોનાં થાણું બેસાડી દીધાં. ૧-૨-૩-૪

दोहा—उत्पत्ती वा मरण जब, जाकर जिहि विधि होय ॥
कर समेत वृत्तान्त सो, पहुचावै सब सोय ॥ २१४ ॥

( થાણાવાળાને રાવણે કહ્યું કે-) જ્યાં જ્યાં ઉત્પત્તિ કે મૃત્યુ જેનું જે પ્રમાણે થાય તે ખબર સર્વ કોઇએ કર સહિત પોહોંચાડવી. ૨૧૪.

भये दिलिप भूप जब आई, खबर दूतसे रावण पाई ॥
सुनी रावण बल देखन आवा, द्विज लखि सब रानिन बैठावा ॥
पद पूजत निज रूप दिखावा, भागीं राणी परमभय पावा ॥
तब रावण सरयूतट आयो, अर्चत तंदुल नृपति चलायो ॥
पूंछा लोगन ते तब कहेऊ, धनुहिं हारि इक मारन चहेऊ ॥
सुमिरत सोई शालिमें मेरे, शत शर ह्वै लागे हरिकेरे ॥
सुनि दशमुख मन अचरज आवा, देखा जाय मृतक वन पावा ॥
समुझि प्रताप गयो निज धामा, नृपते बात कही नृपवामा ॥

સૂર્ય વંશમાં જ્યારે દિલીપ નામનો રાજા થયો, ત્યારે તેણે પોતાના દેશમાંથી રાક્ષસોનાં સઘળાં થાણાં ઉઠાડી મેલ્યાં. એ સાંભળીને રાવણ તેનું બળ જોવાને વેશ બદલીને આવ્યો. દિલિપ ઘેર નહી હોવાથી તેની રાણીઓએ તેને બ્રાહ્મણ જાણીને બેસાડયો. રાણીઓ તેના પગ પૂજવા લાગી, ત્યારે રાવણે પોતાનું (દશમુખવાળું) રૂપ દેખાડયું, તેથી તે સઘળી ઘણો ભય પામીને નાશી ગઇ. પછી રાવણ સરયુના કિનારાપર ગયો, ત્યાં દિલીપરાજાએ પૂજન કરતાં કરતાં ચોખાના દાણા ફેંકયા. લોકોએ તેમ કરવાનું કારણ પૂછતાં દિલીપે કહ્યું કે "જંગલમાં એક ગાયને મારવા માટે સિંહે પકડી છે, તેટલા માટે મેં અહીંથી ચોખાના દાણા ફેંકયા છે, તે દાણા બાણો સમાન થઇ સિંહને વાગશે. એ સાંભળી રાવણને મનમાં આશ્ચર્ય લાગ્યું, તેથી તેણે વનમાં જઇને જોયું તો સિંહ મૃત્યુ પામેલો દીઠો. તેથી દિલીપનો પ્રતાપ સમજીને તે લંકામાં ગયો. પછી દિલીપને ઘેર તેની રાણીઓએ તેને રાવણની સઘળી હકીકત કહી સંભળાવી.

दोहा—रावण कृत सुनि अवधपति, चंयुलभरि जललीन ॥
पवनमंत्र पढि क्रोधयुत, दक्षिण दिशि तज दीन ॥ २१५ ॥

રાવણનાં કૃત્ય સાંભળીને દિલિપ રાજાએ અંજળીમાં જળ લઇ પવનનો મંત્ર ભણી કોપથી દક્ષિણ દિશા તરફ ફેંક્યું. ૨૧૫.

**दोहा—भये विशिख दशलाख लखि, कह नृपलंकहि जाहु ॥**
**सहित त्रिकूट समुद्र महँ, बोरि फिरहु तेहिनाहु ॥ २१६ ॥**

તેમાંથી દશ લાખ બાણો ઉત્પન્ન થયાં, તેમને દિલીપ રાજાએ કહ્યું કે-તમે લંકામાં જઇ ત્રિકૂટ પર્વત સહિત લંકાને તથા તેના સ્વામીને સમુદ્રમાં ફેંકી દઇને પાછાં આવો. ૨૧૬.

**चौ०—चले सुविशिख पवन गति मोरि, उलटन लगे नगर चहु ओरी ॥**
**मय तनया दोउ करतब जोरी, कीन्हा विविध विनय नहि थोरी॥**
**दे दुहाइ नृप बोलि ऐसे, यह नहि नृपति लरत तुम कैसे ॥**
**बाण चले दिलिप पहँ आये, समझ शोचते रहे चुपाये ॥**
**यहि विधि बहुत गयो जब काला, कौशलपुर रघुभयो नृपाला ॥**
**मारुतबाण लंक गृह ढाये, मयजा वचन सुनत फिर आये ॥**
**पुनि अज भये लरनेको आवा, बाण प्रेरि गढलंक पठावा ॥**
**पवन अस्त्रते कटक समेता, दीन ताहि पहुँचाय निकेता ॥**
**तेजवान लखि रहा चुपाई, ता पाछे दशरथ भये आई ॥**

પવન કરતાં પણ અધિક ગતિથી તે બાણો ત્યાંથી ચાલ્યાં, તેઓ લંકા નગરને ચારે તરફથી ઉથલપાથલ કરવા લાગ્યાં. ત્યારે મંદોદરીએ બન્ને હાથ જોડીને ઘણી રીતે વિનતિ કરી. તેઓને દિલીપની દુહાઇ દઇને કહ્યું કે-અહીં રાજા નથી તેમ છતાં તમે કેમ લડાઈ કરો છો ! તેથી બાણો પાછાં ફરી દિલીપની પાસે આવ્યાં તેથી દિલિપ પણ સમજીને ચૂપ રહ્યો, એ પ્રમાણે ઘણોક કાળ વીતી ગયાપછી અયોધ્યામાં રઘુ નામનો રાજા થયો. (તેની પાસે રાવણે કર માગવાથી) તેણે પવનાસ્ત્ર મૂકી લંકાનાં ઘરો તોડી પાડયાં, તે પણ મંદોદરીનાં વિનય વચનો સાંભળીને પાછાં આવ્યાં. ત્યાર પછી અયોધ્યામાં અજ નામનો બળવાન રાજા થયો તેને રાવણ સાથે ભારે યુદ્ધ થતાં તેણે પવનાસ્ત્ર મૂકી રાવણને તેના સૈન્ય સહિત ઉડાવીને લંકામાં પહોચાડી દીધો. ૪ તેને પણ મહા તેજસ્વી જાણી રાવણ ચૂપ રહ્યો. અજ પછી દશરથ રાજા થયા.

**दोहा—दश सहस्र रविकर लखे, दशों दिशा रथ जाहि ॥**
**दश शिर रिपु प्रगटे सुवन, कहिये दशरथ ताहि ॥ २१७ ॥**

દશરથ રાજાનો દશ હજાર સૂર્યનાં કિરણ જેવો તેજસ્વી રથ દશે દિશાઓમાં જતો હતો. એમને દશ માથાંવાળા રાવણનો નાશ કરનાર પુત્ર પ્રકટ થવાના હતા તેથી એ રાજાનું નામ દશરથ પડ્યું હતું. ૨૧૭

दोहा—सुनि रावण निज दूतमुख, माँग पठायो दंड ॥
हरि शर मेरे भूप कहँ, जड्यो कपाट प्रचंड ॥ २१८ ॥

રાવણે પોતાના દૂતો મોકલી તે દ્વારા દશરથ પાસે દંડની માગણી કરી, તેથી તેમણે વિષ્ણુનું બાણ મૂકીને લંકાના પ્રચંડ દરવાજા બંધ કરી દીધા. ૨૧૮

चौ०—रावण जो पट लेइ उघारी, तौ हम कर देवहिं विनुरारी ॥
मंदीर द्वार मुँदी सब गये, रावणसे न उघरत भये ॥
उघरे नहि पराजय मानी, गये बाण फिर नृप रजधानी ॥
तब रावण नभ वात विचारी, विपिन जाय किन्हसि तप भारी ॥
बरंब्रूहि ब्रह्मा जब भाषा, बोला तब दशमुख अभिलाषा ॥
दशरथ नृपति वीर्यते कोई, जगमें पुत्र प्रगट नहि होई ॥
सुनि स्रष्टा मनमे दुख माना, एवमस्तु कहि किन्ह पयाना ॥
तब दशमुख कौशलपुर गयउ, कौशल्यहि हर लावत भयउ ॥
सहित मंजूषा सागर जाई, राघो मच्छ दिहिसि सौंपाई ॥

( દશરથે કહેવરાવ્યું કે ) જો રાવણ લંકાનાં દ્વાર ઉઘાડી શકે તો હું લડાઈ કર્યા વગરજ કર આપું. મંદિરનાં સર્વ દ્વારો બંધ થઈ ગયેલાં તે રાવણથી ઉઘડી શકયાંજ નહી. દ્વાર નહી ઉઘડવાથી રાવણે પોતાનો પરાજય કબુલ કર્યો. એટલે બાણો પાછાં અયોધ્યામાં ગયાં, પછી રાવણે આકાશ વાણીનો વિચાર કરીને વનમાં જઈને ભારે તપ કર્યું. તેથી બ્રહ્માએ 'વરમાગ્ય' એમ કહ્યું, ત્યારે રાવણ બોલ્યો કે-જગત્‌માં દશરથના વિર્યથી કોઈપણ પુત્ર ઉત્પન્ન ન થાય. એ સાંભળી બ્રહ્મા મનમાં ખેદ પામ્યા, તોપણ एवमस्तु કહીને અંતર્ધ્યાન થઈ ગયા. પછી રાવણ કૌશલપુરમાં જઈને ત્યાંની રાજકુંવરી કૌશલ્યાનું હરણ કરી લાવ્યો. કૌશલ્યાને પૂરેલી પેટી સમુદ્રમાં જઈને રાવણે રાઘવ મત્સ્યને સોંપી દીધી. ૧-૨-૩-૪

दोहा—चतुरानन धरि रूप तब, रावणको तहँ जाय ॥
सुता मांगलाये तुरत, राखि वनमें लाय ॥ २१९ ॥

બ્રહ્માએ રાવણનું રૂપ ધરી રાઘવ પાસે જઇને તે કન્યા તુરત માગી લીધી અને તેને પેટી સહિત વનમાં લાવીને રાખી. ૨૧૯.

चौ०—वनमे धरि विधि गये विधि लोका, तहँ सुमंत्र पट खोल विलोका ॥
कन्या ते बोले मृदुवानी, तुमही किनकी सुता सयानी ॥
तब कौशल्या गिरा उचारी, हमके कोशल राजकुमारी ॥
नहि जाना को वन मे लावा, सुनि सुमंत्र अति सुख पावा ॥
ले आये कौशलपुर तामा, रोदन होत रहा नृप धामा ॥
जाय मँजूषा भूपहि दीन्हा, जेहि विधि मिलासो वर्णन कीन्हा ॥
बोले नृप तुमको हो ताता, कहँ सुमंत्र मुनिय प्रभु बाता ॥
अवधपुरी नृप दशरथ नामा, धर्मधुरंधर सब गुण धामा ॥

વનમાં રાખીને બ્રહ્મા પોતાના લોકમાં ગયા. પછી તે પેટી દશરથના મંત્રી સુમંતે જોવાથી તેણે ખોલીને જોયું તો કન્યા દીઠી, સુમંતે કોમળવાણીથી પૂછ્યું કે 'તું કોની પુત્રી છે? ' ત્યારે કોશલ્યા બોલી કે 'હું કોશળ રાજાની કુંવરી છું. વનમાં મને કોણ લાવ્યું તે હું જાણતી નથી.' એ સાંભળી સુમંત મનમાં ઘણું સુખ પામ્યો. સુમંત તેને કોશળપુર લઈ આવ્યો કે જ્યાં ત્યાંના રાજાને ઘેર કોશલ્યા ખોવાયાથી રૂદન થઈ રહ્યું હતું, સુમંતે પેટી લઈ જઇને ત્યાંના રાજાને આપી અને જે રીતે પોતાને મળી હતી તેની હકીકત કહી. રાજાએ પૂછ્યું કે-"હે તાત ! તમે કોણ છો ?" સુમંતે કહ્યું-"હે રાજા ! મારી વાત સાંભળો. અયોધ્યામાં ધર્મધુરંધર અને સદ્ગુણોના ધામ રૂપ દશરથ રાજા છે. ૧-૨-૩-૪

दोहा—तासु सचिव मैं सुनहु नृप, सुन अति भयउ उछाह ॥
कह्योकि अब यहि पुत्रीकर, करिहौं तिन संग ब्याह ॥ २२० ॥

હે રાજા ! તેમનો હું મંત્રીછું." એ સાંભળી બહુજ ઉત્સાહ પામી કોશલપુર રાજાએ કહ્યું કે-મારી આ પુત્રીનો તમારા રાજા દશરથ સાથે વિવાહ કરીશ. ૨૨૦

चौ०—तुरते नेगी विप्र पठावा, नृपके टीका आय चढावा ॥
चली बरात विपुल नरनाहा, बडी धूमसे भयउ विवाहा ॥

विरधासनकी सुता सयानी, सो सुमंत ब्याही सुखदानी ॥
ब्याह किन्ह पुनी घर फिर आये, नगर नारि नर अति सुख पाये ॥
पुनि कैकयी सुमित्रा रानी, ब्याहीं दशरथ सुघर सयानी ॥
यह सब रुचिर चरित मैं भाषा, अब सो सुनहु जो बीचहिं राखा ।
अवधपुरी रघुकुल मणिराऊ, वेदविदित तेहि दशरथ नाऊ ॥
धर्मधुरंधर गुणनिधि ज्ञानी, हृदय भक्ति मति शारँगपानी ॥

રાજાએ તુરત બ્રાહ્મણો સાથે નાળિયેર મોકલ્યું, તેમણે દશરથ રાજાપાસે આવીને તેમને ચાંલ્લો કર્યો. દશરથ રાજાની મોટી જાન ચાલી અને પછી મોટી ધામધૂમથી તેમનો વિવાહ થયો. વિરધાસન બ્રાહ્મણની એક ચતુર અને સુખ આપે એવી પુત્રી હતી. તે સુમંતને પરણાવી.વિવાહ કરીને સર્વ પાછા ઘેર આવ્યા તે જોઈ શેહેરનાં સ્ત્રી પુરૂષો ઘણું આનંદ પામ્યાં. દશરથ રાજા પછી કૈકયી અને સુમિત્રા નામની બે ચતુર કન્યાઓને પરણ્યા. આ સર્વ સુંદર ચરિત્ર મેં કહ્યું. હવે જે વચમાં બાકી રહ્યું છે તે ચરિત્ર સાંભળો. અયોધ્યાપુરીના દશરથ રાજા રઘુકુળના મણિરૂપ, વેદમાં પણ પ્રસિદ્ધ એવા ધર્મ ધુરંધર, ગુણોના ભંડાર રૂપ, જ્ઞાની, હૃદયમાં ભક્તિવાળા, અને જેમની બુદ્ધિ ભગવાનમાંજ રહેતી હતી એવા હતા. ૧-૨-૩-૪

दोहा—कौशल्यादिक नारि प्रिय, सब आचरण पुनीत ॥
पति अनुकूल प्रेम दृढ़, हरिपद कमलविनीत ॥ २२१ ॥

દશરથની કૌશલ્યા આદિ પ્રિય રાણીઓ સર્વ આચરણોથી પવિત્ર હતી, પતિને અનુકુળ હતી અને ભગવાનનાં ચરણ કમળોમાં દૃઢ પ્રેમવાળી તથા વિનયવાળી હતી. ૨૧૧.

चौ०—एक बार भूपति मन माहीं, भै गलानि मोरे सुत नाहीं ॥
गुरुगृह गये तुरत महिपाला, चरण लागि करि विनय विशाला ॥
निज दुख सुख नृप गुरुहिं सुनायो, कहि वसिष्ठ बहु विधि समुझायो ॥
धरहु धीर होइहैं सुतचारी, त्रिभुवन विदित भक्त भयहारी ॥
शृङ्गीऋषिहिं वशिष्ठ बुलावा, पुत्रलागि शुभ यज्ञ करावा ॥
भक्ति सहित मुनि आहुतिदीन्हे, प्रगटे अगिनि चारु चरु लीन्हे ॥
जो वशिष्ठ कछु हृदय विचारा, सकल काज भा सिद्धतुम्हारा ॥
यह हवि बाँटि देहु नृपजाई, यथायोग्य जेहि भाग बनाई ॥

એકવાર દશરથ રાજાને મનમાં ખેદ ઉત્પન્ન થયો કે 'મારે પુત્ર નથી' તેથી રાજાએ તુરત પોતાના ગુરૂ વસિષ્ઠને ઘેર જઈને પગે લાગીને ઘણી વિનતિ કરી. રાજાએ ગુરૂને પોતાનું સુખ તથા દુઃખ કહી સંભળાવ્યું, તેથી વસિષ્ટ મુનિ ઘણી રીતે સમજાવીને બોલ્યા કે " ધીરજ રાખો, તમને ત્રિલોકમાં પ્રખ્યાત અને ભક્તજનોના ભયને ટાળનારા ચાર પુત્ર થશે." પછી વસિષ્ઠે શૃંગી ઋષિને બોલાવ્યા અને પુત્રોને વાસ્તે શુભયજ્ઞ કરાવ્યો. શૃંગી ઋષિએ ભક્તિ પૂર્વક અગ્નિને આહુતિઓ આપી, એટલે યજ્ઞ કુંડમાંથી અગ્નિ પ્રકટ થયો. જેના હાથમાં દૂધપાકનું પાત્ર હતું. ( અગ્નિએ કહ્યું કે )-હે રાજા ! વસિષ્ઠ મુનિએ હૃદયમાં જે કાંઈ વિચાર્યું હતું તે સર્વ કાર્ય તમારૂં સિદ્ધ થયું. હે રાજા ! આ બળિદાન છે તેના જેમ તમને યોગ્ય લાગે તેવા ભાગ પાડીને તમારી રાણીઓને વેહેંચી આપો." ૧-૨-૩-૪.

दोहा—तब अदृश्य पावक भये, सकल सभहि समुझाय ॥
परमानन्द मगन नृप, हर्ष न हृदय समाय ॥ २२१ ॥

સઘળી સભા સમજે એવી રીતે કહીને અગ્નિ અદૃશ્ય થઈ ગયો. દશરથ રાજા ઘણા આનંદમાં મગ્ન થયા, તેમના હૃદયમાં હર્ષ સમાઈ શક્યો નહી. ૨૨૨

चौ०—तबहिं राउ प्रियनारि बुलाई, कौशल्यादि तहां चलि आई ॥
अर्द्धभाग कौशल्यहिं दीन्हा, उभयभाग आधे कर कीन्हा ॥
कैकेयी कहँ नृप लै दयउ, रहेउ सो उभयभाग पुनि भयउ ॥
कौशल्या कैकयी हाथ धरि, दीन्ह सुमित्रहि मन प्रसन्न करि ॥
यहिविधि गर्भ सहित सबनारी, भयउ हृदय हर्षित सुख भारी ॥
जादिनते हरि गर्भहिं आये, सकल लोक सुख संपति छाये ॥
मन्दिर महँ सब राजहि रानी, शोभा शील तेजकी खानी ॥
सुख युत कछुक काल चलि गयऊ, जेहि प्रभु प्रगट सो अवसर भयऊ ॥

પછી રાજાએ પોતાની કૌશલ્યાદિ ત્રણે રાણીઓને બોલાવતાં તેઓ હાજર થઈ, રાજાએ દૂધપાકમાંથી અરધો ભાગ કૌશલ્યાને આપ્યો, બાકી રહ્યો તેના બે ભાગ કરીને તેમાંથી એક ભાગ કૈકયીને આપ્યો. વળી બાકી રહેલા ભાગના બે ભાગ કરીને તેમાંથી એક ભાગ કૌશલ્યાના અને એક ભાગ કૈકેયીના હાથમાં આપ્યો તે બન્નેએ પ્રસન્ન મનથી બન્ને ભાગ સુમિત્રાને આપ્યા. એ પ્રમાણે એ ત્રણે રાણીઓ ગર્ભવતી થઇ, તેઓ સર્વ હૃદયમાં ઘણો હર્ષ પામી અને ભારે

સુખ ઉત્પન્ન થયું. જે દિવસથી ભગવાન ગર્ભમાં આવ્યા ત્યારથી સર્વ લોકોમાં સુખ સંપત્તિ છાઈ રહી. શોભા, શીલ, તેજ અને ગુણોની ખાણો રૂપ રાણીઓ મેહેલોમાં શોભવા લાગી. સુખ રૂપ કેટલોક સમય વીત્યા પછી ભગવાનને પ્રકટ થવાનો અવસર આવ્યો. ૧-૨-૩-૪.

दोहा—योग लग्न ग्रह वार तिथि, सकल भये अनुकूल ॥
चर अरु अचर हर्षयुत, रामजन्म सुखमूल ॥ २२३ ॥

યોગ, ૧૨ લગ્ન, ૯ ગ્રહ, ૭ વાર, ૧૫ તિથિ એ સર્વ અનુકુળ થયાં, અને સચરાચર જગતમાં આનંદ પ્રવર્તિ રહ્યો. કારણ કે રામજન્મ સુખનું મૂળ હતું. ૨૨૩

चौ०—नवमी तिथि मधुमास पुनीता, शुक्लपक्ष अभिजित हरिप्रीता ॥
मध्य दिवस अतिशीत न घामा, पावनकाल लोक विश्रामा ॥
शीतल मन्द सुरभि बह बाउ, हर्षित सुर सन्तन मन चाऊ ॥
वन कुसुमित गिरि गण मणियारा, स्रवहि सकल सरितामृत धारा ॥
सो अवसर विरंचि जब जाना, चल सकल सुरसाजि विमाना ॥
गगन विमल संकुल सुर यूथा, गावहिं गुण गन्धर्व वरूथा ॥
वर्षहिं सुमन सु अंजलि साजी, गहगह गगन दुन्दुभी बाजी ॥
अस्तुति कराहिं नाग मुनि देवा, बहु विधि लावहिं निज निज सेवा ॥

પવિત્ર ચૈત્ર માસના શુક્લપક્ષની તિથિ નવમીને દિવસ કે જે ભગવાનને પ્રિય, પવિત્ર, અભિજીત મુહૂર્તવાળો, સમશીતોષ્ણ અને લોકોને વિશ્રામ આપનારો હતો. તે દિવસે મધ્યાન્હ કાળ થતાં. શીતળ, મંદ, તથા સુગંધમય પવન વાવા લાગ્યો, દેવતાઓ પ્રસન્ન થયા, સંતજનોનાં મન રાજી થયાં, વનો પુષ્પમય થઇ ગયાં, પર્વતોના સમૂહપર મણિ નીકળવા લાગ્યા, અને સઘળી નદીઓમાં અમૃત જેવાં જળ વહેવા લાગ્યાં. આ અવસર જોઇ બ્રહ્મા સર્વ દેવતાઓ સહિત, વિમાનો સજ્જ કરીને અયોધ્યામાં આવ્યા, તેથી નિર્મળ આકાશ દેવતાઓના સમૂહથી છાઇ ગયું, ગંધર્વનો સમૂહ ગુણ ગાવા લાગ્યો. દેવતાઓ અંજળિમાં પુષ્પ લઇ વરસાવવા લાગ્યા, આકાશમાં ભારે નાદથી દુંદુભી વાગવા લાગ્યાં. નાગ, મુનિઓ અને દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा—सुर समूह विनती करी, पहुँचे निज निज धाम ॥
जगनिवास प्रभु प्रगटे, अखिल लोक विश्राम ॥ २२४ ॥

દેવતાઓનો સમૂહ વિનતિ કરીને પોતપોતાને ઠેકાણે ગયો, અને જગતના નિવાસરૂપ અને સર્વ લોકોને વિશ્રામ આપનારા ભગવાન પ્રકટ થયા. ૨૨૪.

रामजीकी कुंडली।

| | | |
|---|---|---|
| ५ | ३रा३बु | |
| ६ | च४बृ | २ |
| श ७ | सू१ | शु |
| ८ | मं १० | १२ |
| ९के | | ११ |



भरतजीकी कुंडली।

| | | |
|---|---|---|
| सू १ | | ११ |
| २ | शु १२ | मं १० |
| बु३रा | के ९ | |
| बृ४ च | ६ | ८ |
| ५ | | श ७ |

लक्ष्मण और शत्रुघ्नजीकी कुंडली रामजीके समान है।

छं०—भये प्रगट कृपाला दीन दयाला कौशल्या हितकारी ॥
हर्षित महतारी मुनि मनहारी अद्भुतरूप निहारी ॥
लोचन अभिरामा तनु घनश्यामा निज आयुध भुजचारी ॥
भूषण वनमाला नयन विशाला शोभा सिंधुखरारी ॥ २४ ॥ १ ॥

દીનદયાળુ કૃપાળુ અને કૌશલ્યાનું હીત કરનારા ભગવાન પ્રકટ થયા, તેમનું નેત્રોને પ્રિય લાગે એવું, મેઘ સમાન શ્યામ, ચાર ભુજાઓમાં ચાર આયુધ (શંખ, ચક્ર, ગદા, પદ્મ) વાળા, ભૂષણોથી તથા વનમાળાથી શોભી રહેલા, વિશાળ નેત્રોવાળા, શોભાના સમુદ્ર, રાક્ષસોના શત્રુ અને મુનિઓના મનને લોભાવે એવું અદ્ભૂત સ્વરૂપ નિહાળી માતા કૌશલ્યાજી ઘણોજ હર્ષ પામ્યાં. ૨૪.

छं०—कहदुहुँकर जोरी अस्तुति तोरी केहि विधि करौं अनन्ता ॥
माया गुण ज्ञानातीत अमाना वेद पुराण भनन्ता ॥
करुणा सुख सागर सब गुण आगर ज्यहिं गावहिं श्रुतिसंता ॥
सो मम हित लागी जन अनुरागी प्रगट भये श्रीकंता ॥ २५ ॥ २ ॥

કૌશલ્યા બન્ને હાથ જોડીને બોલ્યાં કે-" હે અનંત! (તમારો કોઈ પાર પામે તેમ નથી તેથી) હું તમારી સ્તુતિ શી રીતે કરૂં? વેદો અને પુરાણોના કહેવા પ્રમાણે તમે માયા, ગુણ તથા જ્ઞાનથી ભિન્ન અને માન રહિત છો, કરૂણા તથા ગુણોના સાગરરૂપ છો, સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છો, ભક્ત જનોના પ્રેમી છો, લક્ષ્મીના પતિ છો અને શ્રુતિઓ તથા સંતો તમારા ગુણ ગાય છે. એવા છો તે મારા હિતને વાસ્તે પ્રકટ થયા છો. ૨૫.

छं०—ब्रह्माण्ड निकाया निर्मित माया रोम रोम प्रति वेद कहै ॥

मम उरसो बासी यह उपहासी सुनत धीर मतिथिर न रहै ॥
उपजा जब ज्ञाना प्रभु मुसकाना चरित बहुत विधि कीन्ह चहै ॥
कही कथा सुनाई मातु बुझाई जेहि प्रकार सुत प्रेम लहै ॥ २६ ॥ ३ ॥

માયાએ ઉપજાવેલાં અનેક બ્રહ્માંડ આપના રોમરોમ પ્રત્યે રહેલાં છે એમ વેદ કહે છે. એવા તમે મારા ગર્ભમાં વસ્યા એ મોટી હાંસી જેવી વાત છે, અને એ સાંભળતાં ધીર પુરૂષોની બુદ્ધિ પણ સ્થિર ન રહે " એ પ્રમાણે જ્યારે માતાને જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે ભગવાને મંદહાસ્ય કરીને તેમનું જ્ઞાન મંદ કરી નાંખ્યું, કેમકે પોતે ઘણા પ્રકારનાં ચરિત્રો કરવાને ધારતા હતા તેથી જે રીતે પુત્રપ્રેમ ઉત્પન્ન થાય તે રીતે માતાને પૂર્વજન્મની કથા કહી સંભળાવીને સમજાવ્યા. ૨૬.

छं०—माता पुनि बोली सोमति डोली तजहु तात यह रूपा ॥
कीजै शिशु लीला अति प्रिय शीला यह सुख परम अनूपा ॥
सुनि वचन सुजाना रोदन ठाना होइ बालक सुर भूपा ॥
यह चरित जे गावहिं हरि पद पावहिं ते न परहिं भव कूपा ॥२७॥४॥

પછી માતા કૌશલ્યા કે જેની મતિ બદલાઈ હતી તે બોલ્યાં કે-" હે તાત! આ દિવ્ય રૂપ તજીને અત્યંત પ્રિય લાગે એવી બાળલીલા કરો, જેથી અમોને પરમ અનુપમ સુખ પ્રાપ્ત થાય." માતાનાં વચન સાંભળી પરમ સુજાણ દેવાધિદેવ બાળક રૂપ લઇને રૂદન કરવા લાગ્યા. જે આ ચરિત્ર ગાશે તે ભવકૂપમાં નહી પડતાં ભગવાનના ધામને પામશે. ૨૭.

दोहा—विप्र धेनु सुर संतहित, लीन्ह मनु अवतार ॥
निज इच्छा निर्म्मित तनु, माया गुण गोपार ॥ २२९ ॥

ભગવાને બ્રાહ્મણો, ગાયો, દેવતાઓ અને સંતજનોના હિતને માટે મનુષ્યાવતાર લીધો. પોતે માયાના ગુણો અને ઇંદ્રિઓથી પર છતાં પોતાની ઇચ્છાથી શરીર ધારણ કર્યું. ૨૨.

चौ०—सुनि शिशु रुदन परम प्रियबानी, सम्भ्रम चलि आई सब रानी ॥
हर्षित जहँ तहँ धाई दासी, आनँद मगन सकल पुरवासी ॥
दशरथ पुत्र जन्म सुनि काना, मानहुँ ब्रह्मानंद समाना ॥
परम प्रेम मन पुलक शरीरा, चाहत उठन करत मति धीरा ॥
जाकर नाम सुनत शुभ होई, मोरे गृह आवा प्रभु सोई ॥

परमानंद पूरि मनराजा, कहा बुलाइ बजावहू बाजा ॥
गुरु बसिष्ठ कहँ गये हँकारा, आये द्विजन सहित नृपद्वारा ॥
अनुपम बालक देखि न जाई, रूपराशि गुण कहि न सिराई ॥

પરમપ્રિય વધામણી તથા બાળકનું રૂદન સાંભળીને સઘળી રાણીઓ પ્રેમથી ત્યાં ચાલી આવી. દાસીઓ હરખાઇને વધામણી દેવાને વાસ્તે જયાં ત્યાં દોડી અને સઘળા નગરવાસી જનો આનંદમાં મગ્ન થયાં. દશરથ રાજાએ પુત્રનો જન્મ કાને સાંભળીને જાણે તેઓ બ્રહ્માનંદમાં સમાઇ ગયા હોય એવા થઈ ગયા. મનમાં ઘણા પ્રેમથી શરીર રોમાંચ થવાથી ઉઠવા ઈછયા પણ ઉઠી શકાયું નહી, પછી મતિ ધીર કરીને બોલ્યા કે-"જેનું નામ સાંભળતાંજ કલ્યાણ થાય છે એવા પ્રભુ મારે ઘેર પધાર્યા." એવા પરમાનંદથી મન ભરપૂર થયેલા રાજાએ કહ્યું કે વાજાં વગડાવો. વસિષ્ઠ ગુરૂને તેડું મોકલતાં તેઓ બ્રાહ્મણો સહિત રાજદ્વારે આવ્યા, અનુપમ બાળકને જોતાં નેત્રો તૃપ્ત થતાં નહી, અને રૂપ તથા ગુણોનું વર્ણન કરતાં તે વર્ણવી શકાય તેમ નહોતું.

दोहा—तब नाँदीमुख श्राद्ध करि जातकर्म सब कीन्ह ॥
हाटक धेनु बसन मणि, नृप विप्रन कहँ दीन्ह ॥ २२६ ॥

પછી દશરથે નાંદીશ્રાદ્ધ કરીને પુત્રનો જાત સંસ્કાર કર્યો અને બ્રાહ્મણોને સુવર્ણ ગાયો, વસ્ત્રો અને મણિઓ આપ્યાં. ૨૨૬.

चौ०—ध्वज पताक तोरण पुर छावा, कहि न जाय ज्यहि भाँति बनावा ॥
सुमनवृष्टि आकास ते होई, ब्रह्मानंद मगन सब कोई ॥
वृंद वृंद सब चली लुगाई, सहज शृँगार किये उठि धाई ॥
कनक कलश मंगल भरि थारा, गावत पैठहिं भूपतदुआरा ॥
करी आरति निछावरि करहिं, बार बार शिशु चरणन परहीं ॥
मागध सूत वंदि गुणगायक, पावनगुण गावहिं रघुनायक ॥
सर्वस दान दीन्ह सबकाहू , ज्यहि पावा राखा नहिं ताहू ॥
मृगमद चन्दन कुंकुम सींचा, मची सकल विथिन बिच कीचा ॥

ધ્વજા, પતાકા તથા તોરણોથી નગર છાઇ ગયું, તે જે રીતે બનાવેલાં તેનું વર્ણન કરી શકાય તેમ નથી. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને સર્વ કોઇ બ્રહ્માનંદમાં મગ્ન થઇ ગયાં. ઘેરઘેરથી સ્ત્રીઓ ટોળેટોળાં મળીને ઉતાવળથી સહજ શણગાર ધરી ઉઠીને દોડી, સુવર્ણના કળશ તથા માંગળિક પદાર્થોથી ભરેલા થાળ લઇ ગાતી ગાતી રાજદ્વારમાં પેઠી. તેઓ આરતી કરી કરીને નો-

આવર કરવા લાગી, અને વારંવાર બાળકને પગે લાગવા મંડી. માગધ (વહીવંચા) પુરાણીઓ, બંદીજનો (ભાટચારણો) અને ગવૈયાઓ રઘુનાથજીના પવિત્ર યશ ગાવા લાગ્યા. સર્વને જે જે દાન આપ્યાં તે સર્વ જેને જે મળ્યાં તે નહી રાખતાં બીજાઓને આપી દીધાં. સઘળી ગલીઓ વચ્ચે કસ્તુરી, ચંદન અને કેસર કંકુનો કીચડ મચી રહ્યો. ૧-૨-૩-૪.

दोहा—गृह गृह बाज बधाव शुभ, प्रगट भये सुख कन्द ॥
हर्षवन्त सब जहँ तहँ, नगर नारि नरवृन्द ॥ २२७ ॥

સુખ કંદ પ્રભુ પ્રકટ થવાથી ઘેરઘેર શુભ વધાવા આવ્યા અને શુભ વાજાં વાગવા લાગ્યાં અને નગરમાં સર્વત્ર સ્રી પુરૂષોનાં ટોળાં હર્ષ યુક્ત થઇ રહ્યાં. ૨૨૭.

चौ०—केकयसुता सुमित्रा दोउ, सुंदर सुत जन्मत भई सोउ ॥
वह सुख सम्पति समय समाजा, कहि न सकै शारद अहि राजा ॥
अवधपुरि सोहै इहिभाँति, प्रभुहिमिलन आई जनुराती ॥
देखि भानु जनु मन सकुचानी, तदपि बनी सन्ध्या अनुमानी ॥
अगर धूप जनु बहु अंधियारी, उड़े अबीर मनहुँ अरुणारी ॥
मन्दिरमणि समूह जनु तारा, नृप गृह कलश सो इंदु उदारा ॥
भवनवेदध्वनि अति मृदुवानी, जनु खग मुखर समय सुखसानी ॥
कौतुक देखि पतंग भुलाना, एक मास तेहि जात न जाना ॥

કૈકેયી અને સુમિત્રા એ બન્ને રાણીઓએ પણ સુન્દર પુત્રોને જન્મ આપ્યો. એ વખતની સુખ સંપત્તિના સમાજનું વર્ણન સરસ્વતી કે શેષ નાગથી પણ કરી શકાય નહી. એ પ્રમાણે અવધપુરી, જાણે ભગવાનને મળવા માટે આવેલી રાત્રિ સૂર્યને જોઇ મનમાં સંકોચાઇને સંધ્યા બની જઇને ઉભી હોય એવી શોભવા લાગી. કેમકે તેમાં અગરૂના ધૂપનો ધૂમાડો અંધકાર જેવો, ઉડતો ગુલાલ રતાશ જેવો, સુંદર મણિઓના સમૂહ તારા જેવા, રાજમેહેલની ઉપરનો કળશ સુંદર ચંદ્રમા જેવો, અને રાજ્ય ભુવનમાં કોમળ વાણીથી થતા વેદ ઉચ્ચારણના ધ્વનિ પક્ષીઓના મધુર કિલરવ જેવાં લાગતાં હતાં. આવું કૌતુક જોઇને સૂર્ય પણ પોતાની ગતિ ભૂલી ગયો, તેથી એક માસ વીતી ગયો તે કોઇના જાણવામાં ન આવ્યું. ૧-૨-૩-૪.

दोहा—मास दिवसका दिवस भा मर्म न जानै कोई ॥
रथ समेत रवि थाकेउ, निशाकौनविधि होइ ॥ २२८ ॥

એક માસનો દિવસ થયો પણ એ ભેદ કોઇના જાણવામાં ન આવ્યો. સૂર્ય પોતાના રથ સહિત ત્યાં થોભી રહ્યા તેથી રાત્રિ શી રીતે થાય? ૨૨૮.

चौ०—यह रहस्य काहू नहिं जाना, दिनमणिचले करत गुणगाना ॥
देखि महोत्सव सुर मुनि नागा, चले भवन वर्णत निजभागा ॥
औरो एक कहौं निज चोरी,सुनु गिरिजा अति दृढ मति तोरी ॥
काकभुशुण्डि संग हम दोउ, मनुजरूप जानै नहिं कोउ ॥
परमानन्द प्रेम सुख फूले, बीथिन फिरहिं मगन मन भूले ॥
यह सब चरित जानैप सोई, कृपा रामकी जापर होई ॥
त्यहि अवसर जोज्यहि विधि आवा, दीन्ह भूप जो ज्यहि मनभावा ॥
गज रथ तुरँग हेम गो हीरा, दीन्हे नृप नाना विधि चारी ॥

એ રહસ્ય કોઈએ જાણ્યું નહી, પછી સૂર્ય નારાયણ રામના ગુણો ગાતા ગાતા ત્યાંથી ચાલ્યા. દેવતાઓ, મુનિઓ અને નાગ લોકો એ મહોત્સવનાં દર્શન કરી પોતાના સદ્ભાગ્યનાં વખાણ કરતા કરતા પોતપોતાને ભુવન ગયા. હે પાર્વતી ! તમારી દૃઢ મતિ જોઇને હું એક ગુપ્ત વાત કહું છું તે સાંભળો. કાકભુશંડી અને હું બન્ને કોઇ ન જાણે એવી રીતે મનુષ્યરૂપ ધરીને ત્યાં ગયા હતા. પરમ આનંદમાં નિમગ્ન થઇને તથા પ્રેમથી પ્રફુલ્લિત થઇને અમો અયોધ્યાની ગલીઓમાં ફર્યા હતા અને મનમાં મગ્ન થઈ ભાન પણ ભૂલી ગયા હતા. જેના ઉપર રામની કૃપા હોય તેજ આ ચરિત્ર જાણી શકે.એ અવસરે જે જે કોઈ આવેલા તે સર્વેને દશરથ રાજાએ તેઓને મન ગમતી વસ્તુઓ આપી હતી. હાથી, રથ, ઘોડા, સોનું, ગાયો, હીરા અને અનેક પ્રકારનાં વસ્ત્રો આપ્યાં હતાં. ૪.

दोहा—मन सन्तोष सबनके, जहँ तहँ देहि अशीश ॥
सकल तनय चिरजीवहु, तुलसिदासके ईश ॥ २२९ ॥

સર્વ લોકોનાં મન સંતોષ્યાથી તેઓ જયાં ત્યાં આશિષ દેતા ફરતા હતા કે રાજાના સર્વ પુત્રો ચિરંજીવ રહો. ૨૨૯.

चौ०—कछुक दिवस बीते यहिभांती, जात न जानहिं दिन अरु राती ॥
नामकरणकर अवसर जानी, भूप बोलि पठये मुनिज्ञानी ॥
करि पूजा भूपति अस भाखा, धरिय नाम जो मुनिगुनिराखा ॥
इनके नाम अनेक अनूपा, मैं नृप कहब स्वमति अनुरूपा ॥
जो आनन्द सिंधु सुखराशी, सीकरते त्रैलोक्य प्रकाशी ॥
सो सुखधाम राम अस नामा, अखिल लोक दायक विश्रामा ॥
विश्व भरण पोषण करु जोई, ताकर नाम भरत अस होई ॥
जाके सुमिरनते रिपु नाशा, नाम शत्रुहन वेद प्रकाशा ॥

એ પ્રમાણે રાત દિવસ ગયાની કોઇને ખબર ન પડે એવી રીતે કેટલાક દિવસ વીતી ગયા. પછી નામકરણ સંસ્કારનો સમય પ્રાપ્ત થતાં દશરથે જ્ઞાની વસિષ્ઠ મુનિને તેડાવ્યા. મુનિની પૂજા કરી દશરથ બોલ્યા કે "હે મુનિ! તમે જે પ્રમાણે ધારી રાખ્યાં હોય તેવાં કુંવરોનાં નામ ધારણ કરો." મુનિ બોલ્યા કે–હે રાજા! હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું કે–મોટા કુંવરનાં નામો અનેક અનુપમ છે. જે આનંદના સમુદ્ર રૂપ છે, જે સુખના સમૂહ રૂપ છે, જે પોતાની કળાઓથી ત્રિલોકમાં આનંદ પ્રવર્તાવે છે અને જે સુખના ધામ રૂપ છે એવા ભગવાન "રામ" એવું એમનું નામ રાખું છું. તેઓ સર્વ લોકોને વિશ્રામના આપનારા છે. આ બીજો કુંવર જગતનું ભરણ પોષણ કરવાને સમર્થ થશે, એટલા માટે તેનું 'ભરત' નામ રાખું છું. ચોથો કુંવર કે જે, જેના સ્મરણથી શત્રુઓ નાશ પામે એવો થશે, માટે વેદમાં જાણીતું એનું નામ 'શત્રુઘ્ન' રાખું છું. ૧–૨–૩–૪.

दोहा—लक्षण धामहिं रामप्रिय, सकल जगत आधार ॥
गुरु वसिष्ठ तहिं राख्यऊ, लक्ष्मण नाम उदार ॥ २३० ॥

શુભ લક્ષણોના ધામ રૂપ, રામના પ્રિય અને સર્વ જગતના આધાર (શેષનાગ) રૂપ (ત્રીજા પુત્રને) જાણીને તેનું 'લક્ષ્મણ' એવું ઉત્તમ નામ રાખ્યું. ૨૩૦.

चौ०—धन्यउ नाम गुरु हृदय विचारी, वेदतत्त्व नृप तव सुत चारी ॥
मुनिजन धन सर्वस शिव प्राना, बालकेलि रस तेहिं सुख माना ॥
बालहिंते निज हित पति जानी, लक्ष्मण रामचरण रति मानी ॥
भरत शत्रुहन दोनों भाई, प्रभु सेवक जस प्रीति बढाई ॥
श्याम गौर सुन्दर दोउ जोरी, निरखहिंछबि जननी तृणतोरी ॥
चारिउ शील रूप गुणधामा, तदपि अधिक सुख सागर रामा ॥
हृदय अनुग्रह इन्दुप्रकाशा, सूचत किरण मनोहरहासा ॥
कबहुँ उछंग कबहुँ वरपालन, मातु दुलार कराहिं प्रियलालन ॥

વસિષ્ઠ ગુરૂએ હૃદયમાં વિચારીને એ રીતે ચારે કુંવરોનાં નામ પાડયાં અને બોલ્યા કે 'હે રાજા! તમારા ચારે પુત્ર વેદના તત્વ રૂપ છે, મુનિજનોના ધન તથા સર્વસ્વ રૂપ છે,સદાશિવના પ્રાણ રૂપ છે અને બાળલીલામાં પ્રીતિ ધરાવનારા કાકભુશંડીના સુખ રૂપ છે. લક્ષ્મણ નાનપણથીજ રામચંદ્રજીને પોતાના હિતસ્વી સ્વામી જાણીને તેમના ચરણોમાં પ્રીતિ રાખતા હતા,અને ભરત તથા શત્રુઘ્ન એ બે ભાઇઓ પણ સ્વામી સેવકની પેઠે પ્રીતિ વધારવા લાગ્યા, શ્યામ અને ગૌર એ બન્ને સુંદર જોડીની કાંતિ જોઇને તેમની માતાઓ તૃણ તોડતી હતી

( જેથી દૃષ્ટિ ન લાગે માટે ટુચકા કરતી હતી. ) ચારે ભાઈઓ શીલ, રૂપ અને ગુણોના ધામ રૂપ હતા, તો પણ તેઓમાં રામ અધિક ગુણી હોવાથી સર્વને સુખના સમુદ્ર રૂપ લાગતા હતા. રામના હૃદયમાં રહેલો અનુગ્રહ એ ચંદ્ર રૂપ હતો અને તેમનું મનોહર મંદહાસ્ય કિરણો રૂપ હતુ. માતાજી કોઈવાર ખોળામાં તો કોઈવાર પાલણામાં રમડતાં હતાં અને પ્રિય પુત્ર કહીને લાડ લડાવતાં હતાં. ૧-૨-૩-૪.

दोहा—व्यापक ब्रह्म निरंजन, निर्गुण विगत विनोद ॥
सो अज प्रेम भक्तिवश, कौशल्याकी गोद ॥ २३१

સર્વત્ર વ્યાપક,નિરંજન, નિર્ગુણ અજન્મા અને વિનોદ રહિત એવા જે શુદ્ધ પરમાત્મા તે પ્રેમ તથા ભક્તિને વશ થઈને કૌશલ્યાના ખોળામાં રમવા લાગ્યા.૨૩૧

चौ०—काम कोटि छवि श्याम शरीरा, नीलकंज वारिद गंभीरा ॥
अरुण चरण पंकज नख जोति, कमलदलन बैठे जनु मोती ॥
रेख कुलिश ध्वज अंकुशसोहै, नूपुर ध्वनि सुनि मुनि मन मोहै ॥
कटिकिंकिणी उदरत्रयरेखा, नाभि गँभीर जान जेहि देखा ॥
भुजविशाल भूषणयुत भूरी, हिय हरिनख शोभा अति रूरी ॥
उरमणिहार पदिककी सोभा, विप्रचरण देखत मन लोभा ॥
कम्बुकंठ अति चिबुक सुहाई, आनन अमितमदन छविछाई ॥
दुइ दुइ दशन अधर अरुणारे, नासा तिलकको वरणे पारे ॥
सुन्दर श्रवण सुचारू कपोला, अतिप्रिय मधुर सुतोतरि बोला ॥
नीलकमल दोउ नयन विशाला, बिकट भ्रकुटिलटकनवर भाला ॥
चिक्कन कच कुंचित गभुआरे, बहु प्रकार रचि मातु सँवारे ॥
पीतझिंगुलिया तनुपहिराये, जानु पाणि विचरत मनिभाये ॥
रूप सकहिंनहिंकहि श्रुतिशेषा, सोजाने स्वप्नेहु जिन देखा ॥

એ શ્યામ સુંદર રામની કાન્તિ કોટિ કંદર્પના જેવી, નીલ કમળના જેવી અને મેઘના જેવી ગંભિર હતી. રાતા ચરણ કમળપર રહેલા નખની કાન્તિ જાણે કમળોનાં પત્ર ઉપર મોતી બેઠેલાં હોય એવી શોભતી હતી. ચરણોમાં આવેલી વજ્રની, ધ્વજાની અને અંકુશની રેખાઓ શોભતી હતી અને ચરણોમાં પેહેરેલાં નુપૂરના અવાજ સાંભળી મુનિઓનાં મન પણ મોહ પામતાં હતાં. કેડમાં કટિમેખળા અને ઉદરમાં ત્રિવળી દીપી રહી હતી અને ગંભીરનાભિની શોભા તો જેણે જોઈ હોય તેજ (બ્રહ્મા) જાણે. વિશાળ ભુજાઓ ભૂષણોથી શોભી રહી

હતી અને હૃદયપર ધારણ કરેલા સિંહ નખોની શોભા તો ઘણીજ રમણીય હતી. વક્ષઃસ્થળમાં મણિઓના હાર તથા પદકની શોભા અને ભૃગુલાંછન ( ભૃગુઋષિએ મારેલી લાતનું ચિન્હ ) જોતાંજ મન લોભાતું હતું. શંખ સમાન કંઠ અને સુંદર હડપચી શોભતી હતી અને અપાર કામદેવની કાન્તિ મુખપર છાઇ રહી હતી. બબ્બે દાંત, લાલ હોઠ, નાસિકા અને તિલક એનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. કાન તથા ગાલ ઘણા સુંદર હતા અને વાણિ અતિ પ્રીય, મીઠી અને તોતળી હતી. નીલકમળ સમાન બન્ને વિશાળ નેત્રો હતાં અને વાંકી ભ્રકુટી તથા લલાટપર સુંદર કેશ લટકતા હતા. ચીકણા તથા વાંકડીયાળા ગર્ભ કેશ હતા, તેને માતાજી ઘણા પ્રકારે ગોઠવીને ગુંથતાં હતાં. શરીરે પીળું ઝભલું પહેરાવેલું હતું. એવા રામચંદ્રજી ઘુંટણ તથા હાથવડે પૃથ્વીપર ચાલતા મનને આનંદ આપતા હતા. શ્રુતિ કે શેષ નાગ પણ તેમના રૂપનું વર્ણન કરી શકે તેમ નથી, પણ જેણે સ્વપ્નમાં પણ દેખ્યા હોય તેજ તેમને જાણે. ૧-૨-૩-૪-૫-૬.

दोहा—सुखसन्दोह मोहपर, ज्ञान गिरा गोतीत ॥
दम्पति परम प्रेम वश, कर शिशुचरित पुनीत ॥ २३२ ॥

સુખના સમુદ્રરૂપ, માયાથી પર અને મન વાણી અને ઇંદ્રીયોથી અગમ્ય છતાં દશરથ અને કૌશલ્યાના પ્રેમને આધીન થઇને પવિત્ર બાળ લીલા કરવા લાગ્યા. ૨૩૨.

चौ०—इहि विधि राम जगत पितु माता, कौशलपुर वासिन सुखदाता ॥
जिन रघुनाथ चरणरति मानी, तिनकी यह गति प्रगट भवानी ॥
रघुपति विमुख यतन कर कोरी, कवन सकै भवबन्धन छोरी ॥
जीव चराचर वश करि राखे, सो माया प्रभुसो भय भाखे ॥
भ्रकुटि विलास नचावै जाही, अस प्रभु छांडि भजिय कहु काही ॥
मन क्रम वचन छांड़ि चतुराई, भजतहि कृपा करिहैं रघुराई ॥
इहि विधि शिशु विनोद प्रभु कीन्हा, सकल नगरवासिन्ह सुख दीन्हा ॥
लै उछंग कबहूं हलरावैं, कबहु पालन घालि झुलावैं ॥

એ પ્રમાણે જગતના માતપિતા રામચંદ્રજી અયોધ્યાવાસીઓને સુખ આપતા હતા. હે પાર્વતી ! જેને રઘુનાથજીનાં ચરણોમાં પ્રીતિ હોય તેનેજ આવી (અયોધ્યાવાસીના જેવી) ગતિ પ્રાપ્ત થાય છે. રામચંદ્રજીથી વિમુખજન કરોડો યત્ન કર્યા છતાં પણ ભવબંધન છોડી શકતો નથી. જે સચરાચર જીવોને પો-

તાને વશ રાખે છે એવી જે માયા તે પણ પ્રભુથી ડરતી ફરે છે. જે પોતાની ભ્રકુટીના વિલાસથી માયાને નચાવે છે એવા પ્રભુને તજીને કહો કે કોને ભજવા ? માટે ખોટું ડહાપણ તજીને મન, કર્મ, વચનથી જે ભગવાનને ભજે છે તેનાપર રામચંદ્રજી કૃપા કરે છે. એવી રીતે ભગવાને બાળલીલા કરીને સર્વ નગરના રહેવાસીઓને સુખ આપ્યું. પુરજનો કોઈ વાર ખોળામાં લઇ રમાડતાં અને કોઈ વાર પાલણામાં પોઢાડીને ઝુલાવતાં હતાં. ૧-૨-૩-૪.

दोहा–प्रेम मगन कौशल सुता, निशि दिन जात न जान ॥
सुत सनेह वश मातु सब, बाल चरित कर गान ॥ २३३ ॥

પ્રેમમાં મગ્ન થઈ રહેલાં કૌશલ્યાને રાત દિવસ વીતી જતા તે જણાતા નહી, અને પુત્રોના સ્નેહને આધીન થઇ ગયેલી સર્વ માતાઓ ભગવાનની બાળ લીલાનાં ગીતો ગાતી હતી. ૨૩૩.

चौ०–एक वार जननी अन्हवाये, करि शृंगार पलँग पौढाये ॥
निज कुल इष्टदेव भगवाना, पूजा हेतु कीन्ह पकवाना ॥
करि पूजा नैवेद्य चढावा, आपु गई जहँ पाक बनावा ॥
बहूरि मातु तहँवाँ चलि आई, भोजन करत दीख रघुराई ॥
गइ जननी शिशुपहँ भयभीता, देखा बालक शयन पुनीता ॥
बहुरि आइ देखा सुत सोई, हृदय कम्प मन धीर न होई ॥
यहां वहां दुइ बालक देखा, मतिभ्रम मोरि कि आनविशेखा ॥
देखि राम जननी अकुलानी, प्रभु हँसि दीन मधुरमुसुकानी ॥

એક વાર કૌશલ્યા માતાએ રામચંદ્રજીને ન્હવરાવી શણગાર ધરાવી પાળણામાં પોઢાડયા અને પોતે પોતાના ઇષ્ટદેવ નારાયણની પૂજા કરવાને વાસ્તે ગયાં. પછી પકવાન બનાવીને, ભગવાનની પૂજા કરી પકવાનનું નૈવેદ્ય ધરી રસોડામાં ગયાં. પછી પાછાં વળીને દેવગૃહમાં આવીને જુએ છે તો પોતાના પુત્ર રામચંદ્રજીને નૈવેદ્ય આરોગતાં દીઠા. તેથી ભયભીત થયેલાં કૌશલ્યા પાછાં પાળણા પાસે ગયાં તો ત્યાં બાળકને પવિત્ર બિછાનામાં પોઢેલા દીઠા, વળી પાછાં દેવમંદિરમાં આવ્યાં, તો ત્યાં પણ રામચંદ્રજી જોવામાં આવ્યા. આ જોઈ કૌશલ્યાનું હૃદય કંપવા લાગ્યું અને મનમાં ધીરજ રહી નહી. બે ઠેકાણે બે બાળક દીઠા 'આ તે મારી મતિ ભ્રમિત થઇ ગઈ છે કે આમાં કાંઇ બીજું કૌતુક છે ?' એમ કૌશલ્યા ગભરાવા લાગ્યાં, તેમને જોઇ ભગવાન રામચંદ્રજીએ મધુર પ્રકારથી હસી દીધું. ૧-૨-૩-૪.

दोहा–दिखरावी मातहि निज, अद्भुतरूप अखण्ड ॥
रोम रोम प्रति राजहिं, कोटि कोटि ब्रह्मण्ड । २३४ ॥

રામચંદ્રજીએ માતાને પોતાનું અદ્‌ભુત, અખંડ વિરાટ રૂપ દેખાડયું કે, જેના એક એક રોમમાં કોટિ કોટિ બ્રહ્માંડ ઉડતાં ફરતાં હતાં. ૨૩૪.

चौ०–अगणित रवि शशि शिव चतुरानन, बहु गिरि सरित सिंधु महि कानन ॥
काल कर्म गुण दोष स्वभाऊ, सो देखा जो सुना न काऊ ॥
देखी माया सबविधि गाढ़ी, अति सभीत जोरि कर ठाढ़ी ॥
देखा जीव नचावै जाही, देखी भक्ति जो छोरै ताही ॥
तनुपुलकित मुख वचन न आवा, नयनमूंदि चरणन शिरनावा ॥
विस्मयवंत देखि महतारी, भये बहुरि शिशुरूप खरारी ॥
अस्तुति करि न जाय भय माना, जगतपिता मैं सुतकरिजाना ॥
हरिजननि बहु विधि समुझाई, यहजनि कतहुँ कहसि किन माई ॥

એ વિરાટ રૂપમાં માતાજીએ અગણિત સૂર્ય, ચંદ્ર, શિવ, બ્રહ્મા, પર્વતો, નદીઓ, સમુદ્રો, પૃથ્વીઓ, વનો, કાળ, કર્મો, ગુણો, દોષો, સ્વભાવ અપાર દીઠાં. અને જે કોઇએ કદી સાંભળેલું નહી તે પણ દીઠું. સર્વ વા પ્રબળતા ધરાવનારી માયા કે જે જીવોને નચાવે છે તેને પણ અત્યંત ભયભીત થઇ હાથ જોડીને ઉભી રહેલી દીઠી. જેને માયા નચાવે એવા જીવોને દીઠા, અને તે જીવોને માયાના બંધનમાંથી છોડાવનારી ભક્તિને પણ દીઠી. આવું સ્વરૂપ જોઇ કોશલ્યા રોમાંચ થઇ ગયાં અને મુખમાંથી કાંઇ વચન પણ નીકળી શકયાં નહી તેથી નેત્રો મીંચીને ચરણોનાં માથું નમાવ્યું. માતાજીને વિસ્મય પામેલાં જોઈ રામચંદ્રજી પાછા બાળક રૂપ થયા. માતાજી સ્તુતિ પણ કરી શકયાં નહી, અને ભય પામ્યાં કે 'જગતના પિતાને મેં પુત્ર કરી માન્યા!' ભગવાને માતાજીને ઘણી ઘણી રીતે સમજાવ્યાં અને કહ્યું કે "હે માતાજી! આ વાત કોઇ પણ ઠેકાણે કહેશો નહી. ૧–૨–૩–૪.

दोहा–बार बार कौशलसुता, विनय करै करजोरि ॥
अबजनि कबहूँ व्यापई, प्रभु मोहिं माया तोरि ॥ २३५ ॥

કોશલ્યાજી હાથ જોડીને વારંવાર વિનતિ કરવા લાગ્યાં કે 'હે પ્રભુ! હવે કદી પણ મને તમારી માયા વ્યાપે નહી એવી કૃપા કરો.' ૨૩૫.

चौ०–बाल चरित हरि बहु विधि कीन्हा, अति आनँद दासन कहँ दीन्हा ॥
कछुक काल बीते सब भाई, बड़े भये परिजन सुखदाई ॥

चूडाकरण कीन्ह गुरु आई, विप्रन्ह बहुत दक्षिणा पाई ॥
परम मनोहर चरित अपारा, करत फिरत चारिउ सुकुमारा ॥
मन क्रम वचन अगोचर जोई, दशरथ अजिर विचर प्रभु सोई ॥
भोजन करत बुलावत राजा, नहिं आवहिं तजि बाल समाजा ॥
कौशल्या जब बोलन जाई, ठुमकिठुमकि प्रभु चलहिं पराई ॥
निगम नेति शिव अन्त न पावा, ताहि धरै जननी हठि धावा ॥
धूसर धूरि भरे तनु आये, भूपति विहँसि कै कंठ लगाये ॥

ભગવાને ઘણુા ઘણુા પ્રકારનાં બાળચરિત્રો કર્યાં, અને ભક્તજનોને અત્યંત આનંદ આપ્યો. કેટલોક કાળ વીતતાં સ્વજનોને સુખ આપનારા ચારે ભાઈઓ મોટા થયા. વસિષ્ઠ ગુરૂએ આવીને તેમને ચૌળ ( કેશ ઉતરાવવા ) સંસ્કાર કરાવ્યા અને બ્રાહ્મણોને ઘણી દક્ષિણા મળી. ચારે સુકુમાર પરમ મનોહર અપાર ચરિત્ર કરતા ફરતા હતા. જે ભગવાન મન, કર્મ, વચનથી અગમ્ય છે, તે દશરથના આંગણામાં વિચરવા લાગ્યા. રાજા જમવાને બોલાવે ત્યારે પોતાનો બાળસમાજ છોડીને આવે નહિ. જ્યારે કૌશલ્યા બોલાવવા જાય, ત્યારે પણ પ્રભુ નાચી નાચીને નાસી જતા હતા. વેદ જેને નેતિ નેતિ કહી ગાય છે અને સદાશિવ પણ જેનો પાર પામ્યા નથી, એવા ભગવાનને પાછળ દોડી માતાજી બળાત્કારથી પકડતાં. ધુળથી રોળાએલા શરીરવાળા પ્રભુ કૌશલ્યાને હાથે પકડાઈ આવતાં રાજા હસીને તેમને છાતી સરસા લગાવી દેતા હતા. ૧-૨-૩-૪.

दोहा—भोजन करत चपल चित, इत उत अवसर पाइ ॥
भाजि चलैं किलकत वदन, दधि ओदन लिपटाइ ॥ २३६ ॥

રામચંદ્રજી ભોજન પણ ચંચળ ચિત્તથી કરતા હતા અને આમ તેમ જોતાં લાગ ફાવેથી કીકીયારી કરી દહીં ભાતથી ખરડાયલા મોઢે નાશી જતા હતા. ૨૩૬.

चौ०—बाल चरित अति सरल सुहाये, शारद शेष शम्भु श्रुति गाये ॥
(क्षेपक)यक दिन यक सलूका आवा, नृपके द्वारे कीश नचावा ॥
देखि राम ठानी मचलाई, कह कि मोंहि कपि देहु मंगाई ॥
भूप मँगाय देन बहु लागे, तदपि न लेत रूदत पुनि आगे ॥
तब वशिष्ठ बोले मुसुकाई, सुनहु नृपति यह अब मन लाई ॥
नृप सुग्रीव निकट कपिराई, किष्किंधामें रहत सदाई ॥
तासु निकट तुम दूत पठावहु, आदर से तुम तिन्ह बुलावहु ॥

गुनत भूप भट भूरि पठाये, सकल सुकंठ पास चलि आये ॥
जो नृप कह्यो सु वर्णन कीन्हा, सुनि सुकंठ तुरतहि कपि दीन्हा ॥
ले आये मन्दिर हरषाई, देखि राम उर लीन लगाई ॥
जहँ जहँ खेले राम सुरंगा, तहँ तहँ कपि राखैं निज संगा ॥
यक दिन राम पतंग उडाई, देवलोक सो पहुँची जाई ॥
तहँ हरि सुत जयन्तकी नारी, अति विचित्र सो चंग निहारी ॥

ભગવાનનાં બાળચરિત્ર ઘણાં સરળ તથા સુશોભિત છે, તેને સરસ્વતી, શેષ નાગ, સદાશિવ અને વેદ પણ ગાય છે. એક દિવસ એક મદારીએ આવીને રાજદ્વારમાં વાનર નચાવ્યા. એ જોઇને રામચંદ્રજીએ હઠ લઇને કહ્યું કે "મને વાનર મંગાવી આપો." દશરથ રાજા ઘણા ઘણા વાનર મંગાવીને આપવા લાગ્યા, તો પણ તે નહી લેતાં રૂદન કર્યા કરે. ત્યારે વસિષ્ઠ મુનિ હસીને બોલ્યા કે–"રાજા! ધ્યાન દઇ સાંભળો. વાનરોના રાજા સુગ્રીવ પાસે એક વાનર છે તે સદા કિષ્કિંધામાં રહે છે, તેની પાસે તમે દૂતોને મોકલીને આદર પૂર્વક તેને અહીં તેડાવો." એ સાંભળીને રાજાએ ઘણા દૂતોને સુગ્રીવની પાસે મોકલ્યા, ને તેઓએ ત્યાં જઇને દશરથ રાજાએ જે કહાવ્યું હતું તે કહી સંભળાવ્યું, તે સાંભળીને સુગ્રીવે તુરત તે વાનરો આપી દીધો. દૂતો હર્ષ પામીને વાનરોને અયોધ્યામાં લઇ આવ્યા. રામે તેને જોતાંજ છાતીએ લગાવી દીધો. રામચંદ્રજી જ્યાં જ્યાં રમવા જતા ત્યાં ત્યાં એ વાનરાને પોતાની સાથેજ રાખતા હતા. એક દિવસ રામચંદ્રજીએ પતંગ ઉડાવી તે જઇને દેવ લોકમાં પોહોચી. ત્યાં ઇંદ્રના પુત્ર જયન્તની સ્ત્રીએ તે અતિ વિચિત્ર પતંગ દીઠી.

दोहा—मनमे कीन्ह विचार इमि, जासु गुडी अस आहिं ॥
सो पूरुष कस होयधौं, हँसि गहि लीन्हेसि ताहि ॥ २३७ ॥

તેણે મનમાં વિચાર કર્યો કે–જેનો આ પતંગ છે તે પુરૂષ કેવો હશે? એમ વિચારી હસીને તે પતંગ પકડી રાખ્યો. ૨૩૭.

चौ०—तब प्रभु हनूमानते भाखी, देखो किन पतंग गहि राखी ॥
तुरत पवनसुत जाय निहारी, देहु छांडि पुनि गिरा उचारी ॥
बोली जासु चंग यह नीकी, दर्शन करहु आश यह जीकी ॥
ताहीते मैं याको गहेउ, आई अनिलसुत प्रभुते कहेउ ॥
सुनि हरि कह्यो कहो तुम जाई, चित्रकूट महँ देब दिखाई ॥
हनूमान चलि तासों भाखा, दिहसि छाँडि मन करि अभिलाषा ॥
तब रघुनाथ खैंची सो लीन्हा, निशि गृह आय वियारू कीन्हा ॥



કિષ્કિંધાકાંડ હનુમાનભેટ.

ત્યારે રામચંદ્રજીએ હનુમાનજીને કહ્યું કે-" પતંગ કોણે પકડી રાખ્યો છે તે જુઓ." તુરત હનુમાનજીએ ત્યાં જઇ જોઇને જયન્તની સ્ત્રીને કહ્યું કે " પતંગ છોડી દો." ત્યારે તે બોલી કે-જેનો આ ઉત્તમ પતંગ છે તેનું દર્શન કરવાની ઇચ્છા છે, તેથી મેં આ પતંગ પકડી રાખ્યો છે." હનુમાનજીએ આવીને રામને એ વાત કહી. એ સાંભળીને રામચંદ્રજી બોલ્યા કે-તમે જઇને તેને કહો કે " ચિત્રકૂટમાં દર્શન દઈશું." હનુમાનજીએ જઇને એ પ્રમાણે કહેતાં જયન્તની સ્ત્રીએ દર્શનની મનમાં અભિલાષા ધરીને પતંગ છોડી દીધો. પછી રામચંદ્રજીએ તે પતંગ ખેંચી લઇ રાત્રે ઘેર જઈ વીયાળુ કર્યું.

दोहा—विविध चरित रघुनाथके, कोकवि पावै पार ॥
वर्णन कीन्ह सिद्ध मुनि, निज निमति अनुसार ॥ २३८ ॥

રામચંદ્રજીનાં અનેક પ્રકારનાં અપાર ચરિત્ર છે તેને કયો કવિ પાર પામી શકે તેમ છે? તે સિધ્ધો અને મુનિઓએ પોતાની બુદ્ધિ પ્રમાણે ચરિત્રો વર્ણવ્યાં છે. ૨૩૮.

चौ०—एक दिवस यक वानिक आवा, वेचन हित नंग नृप हि दिखावा ॥
ले रघुनाथ कूपमें डारा, देव वहै हँसि भूप उचारा ॥
तुरते वृक्ष कूपते जामा, लागे लाल अमोलक तामा ॥
फरत झरत पुनि लागत भारी, लेलेजात सकल नर नारी ॥
सात दिवस भइ लूटविशेखी, पुनि सो विटप परा नहीं देखी ॥
एक दिन एक वधिक चलि आवा, अद्भुत पक्षी नृपहिं दिखावा ॥
देखि राम ले दीन उडाई, बोला खग सोइ दीन्ह मँगाई ॥
सुनि प्रभु तासु पक्ष महिं गारा, भा तरु तुरत जमें जल डारा ॥

એક દિવસ એક વેપારી નંગ વેચવાનાં લઇને આવ્યો અને તે દશરથ રાજાને દેખાડયાં. તેમાંનું એક નંગ રામચંદ્રજીએ લઇને કૂવામાં નાંખી દીધું, ત્યારે રાજાએ કહ્યું કે એ નંગ લાવો. તુરતજ કૂવામાંથી એક ઝાડ ઉગી નીકળ્યું, તેને અમૂલ્ય નંગ લાગેલાં હતાં. નંગ ઝાડેથી ખરી પડતાં અને બીજાં નવાં ઘણાં લાગતાં તે સર્વ સ્ત્રી પુરૂષો લઇ જવા લાગ્યાં. એ પ્રમાણે સાત દિવસ સુધી લુંટ ચાલી પછી એ ઝાડ જોવામાં આવ્યું નહી. એક દિવસ એક પારધી ત્યાં આવ્યો તેણે એક અદ્દભુત પક્ષી રાજાને દેખાડયું. રામે તે જોઇને હાથમાં લઇ ઉડાવી દીધું. પારધીએ કહ્યું કે-" એ પક્ષી મંગાવી આપો." રામચંદ્રજીએ એ

સાંભળી પક્ષીનું પીછું પૃથ્વીમાં દાટયું, ને તે પર પાણી સીંચ્યુ કે તુરત એક ઝાડ ઉગી નીકળ્યું. ૧-૨-૩-૪.

दोहा—लागत फूल फूटत तुरत, निकसत उडत विहँग ॥
बैठत महलन घरन पर, धावत बालन संग ॥ २३९ ॥

એ ઝાડને તુરત ફુલ તથા ફળો લાગ્યાં, ફળો ફુટતાંજ તેમાંથી પક્ષીઓ નીકળીને ઉડવા લાગ્યાં, તે મેહેલોપર તથા ઘરોપર બેઠાં તથા છોકરાંઓની સાથે દોડવા લાગ્યાં. ૨૩૯.

दोहा—पुरवासिन पाव सकल, देखे विहँग अनूप ॥
सुनि सुनि तहँ लेले गये, देश देश के भूप ॥ २४० ॥

એ અનુપમ પક્ષીઓ જોઈને નગરના સર્વ લોકોએ તેઓને પાળ્યાં અને દેશેદેશના રાજાઓ પણ એ વાત સાંભળીને પોતપોતાને દેશ લઈ ગયા. २४०.

चौ०—एक दिवस यक शूकर आवा, मघुर घुराय प्रभु सन्मुख धावा ॥
गहि पद पटक्यो भूमि भुजासू, छूटत भयो दिव्य वपु तासू ॥
अस्तुति कर निज कथा सुनाई, हरिभक्तन हिं शशिग नवाई ॥
नृपसे शूकरको तनु पायो, लखि तव दरश भयो मन भायो ॥
यक दिन एक सिंहने धाई, गही सु ब्राह्मणकी शुभ गाई ॥
पांच बाण मार प्रभु पावन, लगत भयो गन्धर्व सुहावन ॥
पाय रूप निज कथा सुनाई, नारद हास्य दे अस पाई ॥
प्रभुके दरश मिटे दुख भारे, कहि अस गयो लोक निज भारे ॥
एक दिवस प्रभु सरयूमाहीं, अनूज सखन युत मुदित नहाहीं ॥
असुर एक रावण कर मेरा, मकररूप धरि मुखमें गेरा ॥
निकसे सपदि ताहि प्रभु मारी, सुनि पुरजन सब भये सुखारी ॥
यक दिन सखन सहित रघुवीरा, खेलत भये सरयूके तीरा ॥
विहँग रूप धरि रावण आवा, घात पाय शठ चहत उठावा ॥
जानि राम बिनु फर शर मारा, गिरा जाय निज लंक मझारा ॥
सात दिवस पर मूर्च्छा जागी, समुझि प्रताप लाज उर लागी ॥

એક દિવસ એક સુવર આવ્યો તે ઘુથરાવીને રામચંદ્રજીની સામે દોડયો, રામચંદ્રજીએ હાથ વતી તેના પગ પકડીને પૃથ્વીપર પછાડયો તેથી તે મરણ

પામીને દિવ્ય શરીરવાળો થઇ ગયો. તેણે સ્તુતિ કરીને પોતાની હકીકત કહી સંભળાવી કે-" હું રાજા હતો પણ પ્રભુના ભક્તોને માથું નમાવ્યું નહોતું તેથી હું સૂવરનો દેહ પામ્યો; આજ તમારાં દર્શન થવાથી મન ગમતું થયું."

એક દિવસ એક સિંહે દોડીને બ્રાહ્મણની એક સુંદર ગાયને પકડી, રામચંદ્રજીએ તેને પવિત્ર પાંચ બાણ માર્યાં તે લાગતાંજ સુંદર ગંધર્વ બની ગયો. ગંધર્વનું રૂપ પામીને તેણે પોતાની હકીકત કહી કે " હે પ્રભુ ! નારદજીનું હાસ્ય કરવાથી મને આ (સિંહ) નો દેહ પ્રાપ્ત થયો હતો, આજે આપનાં દર્શન થવાથી મારૂં ભારે દુઃખ ટળી ગયું." એમ કહીને તે પોતાના લોકમાં ગયો. એક દિવસ રામચંદ્રજી પોતાના નાના ભાઇઓ તથા મિત્રોની સાથે આનંદથી સરયૂમાં નહાતા હતા, ત્યાં રાવણના મોકલેલા એક અસુરે આવી જળમાં મગરનું રૂપ ધરીને રામચંદ્રજીને ગળી ગયો. તેને મારીને રામચંદ્રજી તુરત બહાર નીકળ્યા. એ સાંભળી સઘળા નગરવાસીઓ સુખ પામ્યા. એક દિવસ રામચંદ્રજી મિત્રો સાથે સરયૂના કિનારાપર રમતા હતા, ત્યાં પક્ષીનું રૂપ ધરીને રાવણ આવ્યો, એ લુચ્ચો લાગ જોઈને રામને ઉઠાવી લઈ જવા ઈચ્છતો હતો. તેને ઓળખીને રામે ફળ વિનાનું બાણ માર્યું તેથી તે લંકામાં જઇને પડયો. તેની સાત દિવસે મૂર્છા વળી, રામચંદ્રજીનો એવો પ્રતાપ જાણીને તે મનમાં લજ્જા પામ્યો. ૧-૨-૩-૪-૫-૬-૭.

चौ०-जिनकर मन इनसन नहिं राता, ते जगवंचक किये विधाता ॥
भये कुमार जबहिं सब भ्राता, दीन्ह जनेऊ गुरु पितु माता ॥
गुरु गृह गये पढन रघुराई, अल्पकाल विद्या सब पाई ॥
जाकी सहज श्वास श्रुति चारी, सो हरि पढ यह कौतुक भारी ॥
विद्या विनय निपुण गुणशीला, खेलहिं खेल सकल नृपलीला ॥
करतल बाण धनुष अति सोहा, देखत रूप चराचर मोहा ॥
जेहि बीथिन विचरहिं सब भाई, थकित होहिं लखि लोग लुगाई ॥

જેઓનાં મન રામચરિત્રમાં પ્રીતિ નથી કરતાં તેઓને વિધાતાએ જગતમાં ઠગારા ઉત્પન્ન કર્યા છે. જ્યારે ચારે ભાઇઓ કુમાર ( અગીઆર વરસના ) થયા ત્યારે ગુરૂ, પિતા અને માતાઓએ મળીને તેમને જનોઇ દીધાં. પછી રામચંદ્રજી ગુરૂને ઘેર ભણવા ગયા, તેમણે થોડાજ સમયમાં સર્વ વિદ્યા મેળવી લીધી. ચારે વેદ જેને સહજ શ્વાસ રૂપ છે તે પ્રભુ ભણવા લાગ્યા એ મોટું આશ્ચર્ય છે. વિદ્યા, વિનય, ગુણ અને શીલ એઓમાં પ્રવીણ રામચંદ્રજી રાજલીલાના સઘળા ખેલ કરવા લાગ્યા. હાથમાં ધનુષ્યબાણને ધારણ કરેલા અત્યંત શોભાયમાન

રામના સ્વરૂપને જોઈને સચરાચર જગત મોહિત થઇ જતું હતું. ચારે ભાઈઓ જે જે ગલીઓમાં રમવા જતા ત્યાંનાં સર્વ સ્ત્રી પુરૂષો (સ્વરૂપ જોઇ) ચકિત થઇ જતાં હતાં.

दोहा—कोशलपुर वासी नरहिं, नारि वृन्द अरु बाल ॥
प्राणहुँते प्रिय लागहीं, सब कहँ राम कृपाल ॥ २४१ ॥

અયોધ્યાનિવાસી સ્ત્રી પુરૂષો વૃદ્ધ અને બાળક સર્વને કૃપાળુ રામચંદ્રજી પ્રાણથી પણ અધિક પ્રિય લાગતા હતા. ૨૪૧.

चौ०—बन्धु सखा सब लेहिं बुलाई, वन मृगया नित खेलहिं जाई ॥
पावन मृग मारहिं जिय जानी, दिनप्रति नृपहिं देखावहिं आनी ॥
जे मृग राम बाणके मारे, ते तनु तजि सुर लोक सिधारे ॥
अनुज सखा संग भोजन करहिं, मातुपिता आज्ञा अनुसरहिं ॥
ज्यहिंविधि सुखी होहिं पुर लोगा, करहिं कृपानिधि सोइ संयोगा ॥
बेद पुराण सुनहिं मनलाई, आपु कहहि अनुजहिं समुझाई ॥
प्रातकाल उठिकै रघुनाथा, मातु पिता गुरु नावहिं माथा ॥
आयसु मांगि करहिं पुरकाजा, देखि चरित हर्षहिं मन राजा ॥

રામચંદ્રજી પોતાના સઘળા ભાઈઓ તથા મિત્રોને બોલાવી લઇને નિત્ય વનમાં મૃગયા રમવા જતા હતા. ત્યાં પવિત્ર મૃગોને (જીવમાં જાણીને) મારી લાવીને નિત્ય પ્રત્યે દશરથ રાજાને દેખાડતા હતા. રામે બાણથી જે જે મૃગોને માર્યા તે સર્વ દેહતજીને સ્વર્ગમાં ગયા. પોતાના નાના ભાઇઓ અને મિત્રોની સાથે ભોજન કરતા હતા, ને માતા પિતાની આજ્ઞા પાળતા હતા. કૃપાનિધિ પ્રભુ, જે પ્રકારે સર્વ લોક સુખી થાય એવી રીતે સર્વ ગોઠવણો કરતા હતા. ધ્યાન દઇને વેદો અને પુરાણો સાંભળતા હતા અને પોતાના નાના ભાઇઓને સમજાવતા હતા. રઘુનાથજી પ્રાતઃકાળમાં ઉઠીને માતા પિતા તથા ગુરૂને પ્રણામ કરતા હતા અને તેમની આજ્ઞા માગીને નગરનું (રેવીન્યુ) કામ કરતા હતા. ભગવાનનાં એવાં ચરિત્રો જોઈ દશરથ રાજા મનમાં ઘણો આનંદ પામતા હતા. ૧-૨-૩-૪.

दोहा—व्यापक अकल अनीह अज, निर्गुण नाम न रूप ॥
भक्त हेतु नाना विधिहि, करत चरित्र अनूप ॥ २४२ ॥

જે સર્વવ્યાપક, અકળ, ઇચ્છા રહિત જન્મ રહિત, નિર્ગુણ અને નામ

તથા રૂપથી રહિત છે એવા પ્રભુ પોતે ભક્તજનોના કલ્યાણને માટે અનેક પ્રકારનાં અનુપમ ચરિત્ર કરતા હતા. ૨૪૨.

चौ०–यह सब चरित कहा मैं गाई, आगिल कथा सुनहु मन लाई ॥
विश्वामित्र महामुनि ज्ञानी, वसहिं विपिन शुभ आश्रम जानी ॥
तहँ जप यज्ञ योग मुनि करहीं, अति मारीच सुबाहुहि डरहीं ॥
देखत यज्ञ निशाचर धावहिं, करहीं उपद्रव मुनि दुख पावहिं ॥
गाधितनय मन चिन्ताव्यापी, हरि विनु मरहिं न निशिचर पापी ॥
तव मुनिवर मन कीन्ह विचारा, प्रभु अवतरेउ हरण महिभारा ॥
यहि मिसु देखौं प्रभुपद जाई, करि विनती आनौं दोउ भाई ॥
ज्ञान विराग सकल गुण अयना, सो प्रभु मैं देखहु भरि नयना ॥

(યાજ્ઞવલ્કય ભરદ્વાજને કહે છે)–આ સઘળું ચરિત્ર મેં તમને વર્ણવી બતાવ્યું. હવે તે પછીની કથા ધ્યાન દઈને સાંભળો. વિશ્વામિત્ર નામે જ્ઞાની મહામુનિ વનમાં એક સિદ્ધપીઠ નામના શોભાયમાન આશ્રમમાં રહેતા હતા. ત્યાં જપ, યજ્ઞ તથા યોગ કરતા હતા, પણ મારીચ અને સુબાહુ નામના બે રાક્ષસોથી ડરતા હતા. યજ્ઞ થતો દેખીને રાક્ષસો દોડી આવીને ઘણો ઉપદ્રવ કરતા હતા, જેથી મુનિ દુઃખ પામતા હતા. ગાધિના પુત્ર વિશ્વામિત્રના મનમાં ચિંતા થઇ કે ભગવાન વિના આ પાપી રાક્ષસો મરશે નહી. પછી મુનીશ્વરે વિચાર કર્યો કે–પૃથ્વીનો ભાર ઉતારવાને માટે પ્રભુ અવતર્યા છે. માટે હું આ બહાનાથી તેમના ચરણોનાં દર્શન કરૂં અને વિનતિ કરીને બન્ને ભાઇઓને અહીં લઇ આવું + અને જ્ઞાન, વૈરાગ્ય તથા સર્વ ગુણોના ધામરૂપ ભગવાનને હું નેત્રો ભરીને દેખું. ૧–૨–૩–૪.

दोहा–यहि विधि करत मनोरथ, जात न लागी बार ॥
करि मज्जन सरयू सलिल, गये भूप दरबार ॥ २४३ ॥

એ પ્રમાણે વિશ્વામિત્ર મનોરથો કરતા કરતા અયોધ્યામાં જતાં વારપણ લાગી નહી. પછી સરયૂના પાણીમાં સ્નાન કરીને રાજાના દરબારમાં ગયા. ૨૪૩.

+ વિશ્વામિત્ર એવા સમર્થ હતા કે પોતાના તપોબળથી રાક્ષસોનો નાશ કરી શકે તેમ હતું. પણ ભગવાનને હાથે આ કૃત્ય થવાનું છે તથા પોતે બાર વરસથી યજ્ઞ કરતા હતા તેથી ક્રોધ વર્જીત કર્યો હતો માટે રામને તેડી લઇ ગયા.

चौ०—मुनि आगमन सुना जब राजा, मिलन गयउ लै विप्र समाजा ॥
करि दण्डवत मुनिहिं सनमानी, निज आसन बैठारे आनी ॥
चरण पखारि कीन्ह अति पूजा, मोसम धन्य आजु नहिं दूजा ॥
विविध भाँति भोजन करवावा, मुनिवर हृदय हर्ष अति पावा ॥
पुनि चरण मेले सुतचारी, राम देखि मुनि विरति विसारी ॥
भये मगम देखत मुख शोभा, जनु चकोर पूरण शशि लोभा ॥
तब मन हर्ष वचन कहँ राऊ, मुनि अस कृपा कीन्ह काऊ ॥
केहि कारण आगमन तुम्हारा, कहहु करत न लाउब वारा ॥
असुर समूह सतावहिं मोहीं, मैं याँचन आयउँ नृप तोहीं ॥
अनुज समेत देहु रघुनाथा, निशिचर वध मैं होव सनाथा ॥

વિશ્વામિત્ર મુનિનું આગમન સાંભળીને દશરથ રાજા બ્રાહ્મણોનો સમાજ લઈ સામા મળવા ગયા. ઋષિને દંડવત કરીને સન્માન આપી રાજમેહેલમાં લાવીને પોતાના આસનપર બેસાડયા.પછી ચરણો પખારીને ઘણી પૂજા કરીને બોલ્યા કે 'આજ મારાં ધન્ય ભાગ્ય થયાં' પછી ઋષિને વિવિધ પ્રકારનાં ભોજન કરાવ્યાં તેથી મુનીશ્વર મનમાં ઘણો આનંદ પામ્યા. પછી રાજાએ પોતાના ચારે પુત્રોને મુનિના ચરણો આગળ મૂક્યા, રામને જોતાંજ મુનિ વૈરાગ્યને ભૂલી ગયા. જેમ ચકોર પુનેમના ચંદ્રની શોભા જોઈ મગ્ન થાય તેવી રીતે વિશ્વામિત્ર રામના મુખની શોભા જોઇને મગ્ન થયા. દશરથ રાજા હર્ષ પામીને બોલ્યા કે "હે મુનિ ! આવી કૃપા તો તમે કદી કરીજ નથી, આપનું પધારવું શા કારણથી થયું છે, તે કહો. આપના કહ્યા પ્રમાણે કરવામાં વિલંબ નહી કરૂં." (વિશ્વામિત્ર બોલ્યા)–"હે રાજા ! મને રાક્ષસોના સમૂહ સતાવે છે, તેથી હું તમારી પાસે યાચના કરવા આવ્યો છું; લક્ષ્મણ સહિત રામચંદ્રજી મને સોંપો કે જેથી હું રાક્ષસોનો વધ કરાવીને સનાથ થાઉં. ૧-૨-૩-૪-૫.

दोहा—देहु भूप मन हर्षितहि, तजहु मोह अज्ञान ॥
धर्म सुयश नृप तुम कहँ, इन कहँ अति कल्यान ॥ २४४ ॥

"હે રાજા ! મનમાં હર્ષ પામીને તમે મને આપો, તમે મોહ × અને અજ્ઞાન છોડી દો. તેમ કરવાથી તમને ધર્મ તથા સુયશ મળશે અને તમારા પુત્રોનું પણ મોટું કલ્યાણ+ થશે." ૨૪૪.

× સુકોમળ બાળકો રાક્ષસોને શી રીતે મારશે ? એ અજ્ઞાન.
+ વિદ્યાઓ, અસ્ત્રો તથા સ્ત્રીઓ મળશે.

चौ०–सुनि राजा अति अप्रियबानी, हृदय कम्प मुखद्युति कुम्हिलानी ॥
चौथेपन पायउँ सुत चारी, विप्र वचन नहिं कहेउ विचारी ॥
माँगहु भूमि धेनु धन कोषा, सर्वस देउँ आजु सहरोषा ॥
देह प्राणते प्रिय कछु नाहीं, सोउमुनि देउँ निमिष इक मांहीं ॥
सबसुत प्रिय मोहिं प्राणकिनाईं, राम देत नहिं बनै गुसाईं ॥
कहँ निशिचर अति घोर कठोरा, कहँ सुंदरसुत परम किशोरा ॥
सुनि नृपगिरा प्रेमरससानी, हृदय हर्ष माना मुनि ज्ञानी ॥
तब वसिष्ठ बहुविधि समुझावा, नृप संदेह नाश कहँ पावा ॥
अति आदर दोउ तनय बुलाये, हृदय लाइ बहु भाँति सिखाये ॥
मेरे प्राणनाथ सुत दोऊ, तुम मुनि पिता आननहिं कोऊ ॥

એવી અત્યંત અપ્રિય વાણી સાંભળીને દશરથ રાજાનું હૃદય ધ્રુજવા લાગ્યું તથા મુખની કાન્તિ કરમાઈ ગઈ, ને બોલ્યા "મને ચોથી-વૃદ્ધાવસ્થામાં ચાર પુત્ર પ્રાપ્ત થયા છે, પણ તમે જે માગણી કરી તે વિચારીને કરી નથી. પૃથ્વી, ગાયો, ખજાના તથા મારૂં સર્વસ્વ માગો તે હું આજ આપવા તૈયાર છું. આપ ક્રોધ ન કરતાં સહન કરજો, દેહ અને પ્રાણથી વધારે પ્રિય બીજું કાંઇ નથી, તે પણ હું એક નિમેષ માત્રમાં આપી દેવા તૈયાર છું. પણ મને સર્વ પુત્રો મારા પ્રાણ સમાન પ્રિય છે, માટે હે મુનીશ્વર ! મારાથી રામ આપી શકાશે નહી. અત્યંત ઘોર તથા કઠોર રાક્ષસો કયાં ! અને પરમ કિશોર અવસ્થાવાળા મારા સુકોમળ પુત્રો કયાં "!! પ્રેમ રસથી ભરપૂર દશરથની વાણી સાંભળીને જ્ઞાની મુનિ મનમાં હર્ષ પામ્યા. પછી વસિષ્ઠ મુનિએ ઘણી ઘણી રીતે સમજાવીને †રાજાનો સંદેહ દૂર કર્યો. રાજાએ અતિ આદરથી બન્ને પુત્રોને બોલાવીને છાતી સરસા દબાવી ઘણી શિખામણ આપી. પછી વિશ્વામિત્રને કહ્યું કે- હે મુનિ ! આ બન્ને પુત્રો મારા પ્રાણનાથ છે, પણ હવે તમે એમના પિતા છો, બીજો કોઇ નથી." ૧-૨-૩-૪-૫.

दोहा–सौंपे भूपति ऋषिहि सुत, बहु विधि देइ अशीश ॥
जननी भवन गये प्रभु, चले नाइ पदशीश ॥ २४५ ॥

દશરથ રાજાએ ઋષિને પુત્રો સોંપી ઘણી ઘણી રીતે આશિર્વાદ દીધા. પછી પ્રભુ માતાજીના આવાસમાં જઇ પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યા. ૨૪૫.

† સૂર્ય વંશના વચન પાળનારી પદ્ધતિ, રામાવતારનું કારણ, વિશ્વામિત્રના તપનો પ્રભાવ એ વગેરે સમજાવ્યું.

सो०—पुरुषसिंह दोउ वीर, हर्षि चले मुनि भय हरण ।
कृपासिंधु मति धीर, अखिल विश्व कारण करण । २९ ॥

કૃપાના સમુદ્ર રૂપ, ધીરબુદ્ધિવાળા, અને સર્વ જગતનાં કારણોને બનાવનારા બન્ને વીરો રામલક્ષ્મણ હર્ષ પામીને મુનિનો ભય દૂર કરવાને ચાલ્યા. ૨૯.

चौ०—चलत बिदा कीने हनुमाना, मिलिहैं बनहिं कह्यो भगवाना ॥
अरुणनयन उर बाहु बिशाला, नील जलजतनुश्याम तमाला ॥
कटि पटपीत कसे वरभाथा, रुचिर चाप सायक दुहुँहाथा ॥
श्याम गौर सुन्दर दोउभाई, विश्वामित्र महानिधि पाई ॥
प्रभु ब्रह्मण्यदेव मैं जाना, मोहिते पिता तजे भगवाना ॥
चलेजात मुनि दीन्ह दिखाई, सुनि ताडिका क्रोध करि धाई ॥
एकहिं बाण प्राण हरि लीन्हा, दीन जानि तहिं निजपद दीन्हा ॥
तब ऋषि निजनाथहिंजिय चीन्हा, विद्यानिधि कहँ विद्या दीन्हा ॥
जात लाग न क्षुधा पियासा, अतुलितबल तनु तेज प्रकाशा ॥

ચાલતી વખત 'હવે વનમાં મળીશું' એમ કહીને હનુમાનજીને વિદાય કર્યા. રાતાં નેત્રવાળા, વિશાળ વક્ષઃસ્થળવાળા, લાંબી ભુજાઓવાળા, નીલકમળ જેવી તથા તમાલ જેવી શ્યામ મૂર્તિવાળા, જેમણે પીળા વસ્ત્રથી કસેલી કમર ઉપર ઉત્તમ ભાથા લગાવેલા છે એવા, અને બન્ને હાથમાં ધનુષ્ય બાણ ધારણ કરવાથી શોભતા, એવા શ્યામ સુંદર રામચંદ્રજી ગૌર વર્ણવાળા લક્ષ્મણજી સહિત વિશ્વામિત્રને મળવાથી તે મોટા નિધિઓ મળવા જેટલું સુખ પામ્યા. (વિશ્વામિત્ર મનમાં કહે છે)–પ્રભુ મારા હિતને વાસ્તે પિતાને તજીને આવ્યા તેથી તે ખરેખર પરબ્રહ્મ દેવ છે. માર્ગમાં ચાલ્યા જતાં મુનિએ તાડિકા રાક્ષસી§ દેખાડી, મુનિનાં વચન સાંભળતાંજ તે ક્રોધ કરીને ધાઈ આવી. રામચંદ્રજીએ એકજ બાણથી તેના પ્રાણ લીધા અને તેને દીન જાણીને પોતાનું પદ આપ્યું. આ જોઈ વિશ્વામિત્ર મુનિએ જીવમાં પોતાના નાથ જાણ્યા, અને વિદ્યાઓના નિધિ કહીને બલા તથા અતિબલા નામની વિદ્યાઓ આપી. એ વિદ્યાઓના પ્રતાપથી રસ્તે

§ તાડિકા સુકેતુ નામના યક્ષની પુત્રી હતી, તે બ્રહ્માના વરદાનથી દશ હજાર હાથીનું બળ પામી હતી. જંભના પુત્ર સુંદની સાથે તેનું લગ્ન થયું હતું. તેથી મારીચ તથા સુબાહુ નામના બે પુત્ર ઉત્પન્ન થયા. સુંદનો કોઈ અપરાધ માટે અગસ્ત્ય મુનિએ નાશ કરવાથી તાડિકા તથા તેના પુત્ર મુનિને ખાઈ જવા દોડ્યા. તે ઉપરથી અગસ્ત્યે તેમને રાક્ષસ થઈ જવાનો શાપ દીધો હતો. ( વાલ્મિકી રામાયણ. )

ભૂખ કે તરસ લાગતી નહી અને શરીરમાં અતુલિત બળ તથા તેજનો પ્રકાશ થયો. ૧-૨-૩-૪.

दोहा—आयुध सकल समर्पिके, प्रभु निज आश्रम आनी ॥
कन्द मूल फल भोजनहि, दिये भक्तहित जानि ॥ २४६ ॥

વિશ્વામિત્રે બન્ને ભાઇઓને સઘળાં આયુધ આપ્યાં અને તેઓને પોતાના આશ્રમમાં તેડી જઇ ભક્તજનોનું હિત કરનારા જાણીને કંદ, મૂળ તથા ફળ ભોજન કરવાને આપ્યાં. ૨૪૬.

चौ०—प्रात कहा मुनिसन रघुराई, निर्भय यज्ञ करहु तुम जाई ॥
होम करन लागे मुनि झारी, आपु रहे मखकी रखवारी ॥
सुनि मारीच निशाचर कोही, लै सहाय धावा मुनिद्रोही ॥
बिनुफर बाण राम तेहि मारा, शतयोजन गा सागर पारा ॥
पावकशर सुबाहु पुनि मारा, अनुजनिशाचर कटक सँहारा ॥
मारि असुर द्विज निर्भयकारी, अस्तुति करहिं देवमुनि झारी ॥
तहँ पुनि कछुक दिवस रघुराया, रहे कीन विप्रन पर दाया ॥
भक्ति हेतु बहु कथा पुराना, कहैं विप्र यद्यपि प्रभु जाना ॥
तब मुनि सादर कहा बुझाई, चरित एक देखीय प्रभु जाई ॥
धनुषयज्ञ सुनि रघुकुलनाथा, हर्षि चले मुनिवरके साथा ॥
आश्रम एक दीख मगमाहीं, खग मृग जीव जन्तु तहँ नाहीं ॥
पूछा मुनिहिं शिला प्रभु देखी, सकल कथा ऋषि कही विशेषी ॥

પ્રભાત થતાં રામચંદ્રજીએ વિશ્વામિત્રને કહ્યું કે-"તમે નિર્ભય થઈને યજ્ઞ કરો.' મુનિ મંડળ હોમ કરવા લાગ્યું અને પોતે બન્ને ભાઇ યજ્ઞની રખવાળી કરવા ઉભા રહ્યા. એ વાત જાણીને મુનિદ્રોહી મારીચ, પોતાના સહાયકારીઓને લઇને દોડી આવ્યો. તેઓને રામે ફલા વગરનું બાણ મારતાં તેઓ સમુદ્રપાર સો યોજન જઈને પડયા. પછી અગ્નિબાણથી સુબાહુને માર્યો અને લક્ષ્મણજીએ રાક્ષસોનું સૈન્ય સંહાર્યું. રાક્ષસોને મારીને બ્રાહ્મણોને નિર્ભય કર્યા, અને દેવતાઓ તથા મુનિઓનાં મંડળ સ્તુતિ કરવા લાગ્યાં. રામચંદ્રજી બ્રાહ્મણો પર દયા કરીને કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યા. જો કે રામચંદ્રજી સર્વ જાણીતા હતા તો પણ બ્રાહ્મણોએ ભક્તિને માટે ઘણાં કથા પુરાણ વાંચી સંભળાવ્યાં. પછી એક દિવસ મુનિએ કહ્યું કે-" મિથિલાપુરીમાં જનક રાજાને ત્યાં ધનુષ્યનો

યજ્ઞ થાય છે તે તમારી મરજી હોય તો જોવા જઈએ" એવી રીતે જણાવ્યું. રામચંદ્રજી યજ્ઞ થતો સાંભળી આનંદ પામીને મુનિવરની સાથે ચાલ્યા. માર્ગમાં એક આશ્રમ જોવામાં આવ્યો, કે જેમાં પક્ષી, મૃગ કે બીજાં કોઈ જીવ જંતુ હતાં નહી. ત્યાં એક શિલા પડેલી જોઇને રામચંદ્રજીએ મુનિને તેની હકીકત પૂછી તેથી ઋષિએ સર્વ કથા કહી સંભળાવી. *

दोहा—गौतमनारी शापवश, उपल देह धरि धीर ॥
चरण कमल रज चाहती, कृपा करहु रघुवीर ॥ २४७ ॥

હે રઘુવીર ! ગૌતમ મુનિની સ્ત્રી અહલ્યા શાપ પામવાથી શિલા રૂપ ધરી ધીરજ રાખીને આપનાં ચરણ કમળની રજને ઇચ્છે છે. માટે તેના ઉપર કૃપા કરો. ૨૪૭.

छंद मात्रा त्रिभंगी ॥

छं०—परसतपद पावन शोकन शावनप्रगट भई तप पुंज सही ॥
देखत रघुनायक जन सुखदायक सन्मुख हो करजोरि रही ॥
अति प्रेम अधीरा पुलक शरीरा मुख नहिं आवै वचन कही ॥
अतिशय बड़ भागी चरणन लागी युगल नयन जलधार बही ॥

શોકને દૂર કરે એવા રામચંદ્રજીના ચરણનો સ્પર્શ થતાંજ તપના પુંજ જેવી અહલ્યા પ્રકટ થઇ, તે ભકતજનોને સુખ આપનારા રામચંદ્રજીને જોઈ હાથ જોડીને ઉભી, અત્યંત પ્રેમથી અધીર થઈ ગઇ અને શરીર પ્રફુલ્લિત થઈ ગયું, તેથી મુખમાંથી એક વચન પણ નીકળી શક્યું નહી. અત્યન્ત ભાગ્યશાળી એ અહલ્યા રામચંદ્રજીનાં ચરણોમાં નમી, ને તેનાં નેત્રોમાંથી જળની ધારા વહેવા લાગી. ૨૮.

छं०—धीरज मन चीन्हा प्रभु कहँ चीन्हा रघुपति कृपा भक्ति पाई ॥
अति निर्मलबानी अस्तुति ठानी ज्ञान गम्य जय रघुराई ॥

---

*બ્રહ્માએ એકવાર એક પરમ સુંદર કન્યા સરજીને ગૌતમ મુનિને થાપણ તરીકે સોંપી હતી. કન્યા અત્યન્ત ખુબ સુરત હોવાથી ઇંદ્ર તેને વરવાની ઇચ્છા રાખતો હતો, અને મનમાં આશા હતી કે બ્રહ્મા મને આપશે. કેટલાક દિવસો વિત્યાબાદ બ્રહ્માએ ગૌતમના આશ્રમમાં જઇ જોયું તો કન્યા જેવી સોંપી હતી તેવીજ દીઠી તેથી પ્રસન્ન થઇ તે કન્યા ગૌતમનેજ આપી દીધી. એક દિવસ ગૌતમની ગેરહાજરીમાં ઇંદ્રે ગૌતમનું રૂપ ધરી અહલ્યા સાથે સંભોગ કર્યો. એવામાં ઋષિ આવી પહોંચ્યા, તેમણે ઇંદ્રને જોઇ ક્રોધથી શાપ આપ્યો કે "તારે અંગે સહસ્ર ભગ થશે. અને અહલ્યાને કહ્યું કે તું શિલા થઇને પડજે."

मैं नारि अपावन प्रभु जग पावन रावणरिपू जनसुखदाई ॥
राजीव विलोचन भव भय मोचन पाहि पाहि शरणहि आई ॥

મનમાં ધીરજ રાખીને રામચંદ્રજીને ઓળખ્યા, પ્રભુની કૃપાથી તેને ભક્તિ પ્રાપ્ત થઇ. પછી તેણે ઘણી નિર્મળ વાણીથી સ્તુતિ કરી કે "જ્ઞાનથી જાણવામાં આવો એવા હે રામચંદ્રજી! જય જય. હે પ્રભુ! હું સ્ત્રી જાત અપવિત્ર છું, અને આપ તો જગતને પાવન કરનારા છો. હે રાવણના શત્રુ! હે ભક્તજનોને સુખ આપનારા! હે રાજીવલોચન! હે ભવસાગરના ભયથી મુક્ત કરનાર! હું શરણે આવી છું, મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. ૨૯.

छं०–मुनि शाप जो दीन्हा अति भल कीन्हा परम अनुग्रह मैं माना ॥
देखेउँ भरि लोचन हरि भव मोचन यहहैलाभ शंकर जाना ॥
बिनती प्रभुमोरी मैंअति भोरि नाथ न वर मांगी आना ॥
पद कमल परागा रस अनुरागा ममभन मधुप कर पाना ॥

મને મુનિએ શાપ આપ્યો તે બહુ સારૂં કર્યું, અને તેમણે મોટો અનુગ્રહ કર્યો. એમ હું માનું છું, આપ કે જે સંસારથી છોડાવનારા છો, તેમને હું નેત્રો ભરી ભરીને નિરખું છું એ મને ઉત્તમ લાભ છે. શંકરે પણ આપના દર્શનનેજ પરમ લાભ જાણેલો છે. હે પ્રભુ! મારી વિનતિ સાંભળો. હું ઘણી ભોળી છું તેથી બીજું કાંઇ માગતી નથી, પણ એટલુંજ માગું છું કે-મારો મન રૂપી ભમરો તમારા ચરણ કમળની રજના રસનું પ્રેમથી પાન કરો. ૩૦.

छं०–जेहिपद सुर सरिता परम पुनीता प्रगट भई शिव शीश धरी ॥
सोई पद पंकज ज्यहि पूजत अज ममशिर धरेउ कृपालु हरी ॥
यहि भाँति सिधारी गौतमनारी बार बार हरि चरण परी ॥
जो अतिमन भावा सोवर पावा गई पति लोक अनन्द भरी ॥

જેમાંથી પ્રકટ થયેલી પરમ પવિત્ર ગંગા સદાશિવે માથાપર ધારણ કરેલી છે અને જેને બ્રહ્મા પણ પૂજે છે તે ચરણ કમળ આપ કૃપાળુ ભગવાને મારા માથાપર ધર્યું. (એ મારાં ધન્ય ભાગ્ય છે.) એ પ્રમાણે સ્તુતિ કરીને તથા વારંવાર રામના ચરણોમાં પડીને પોતાને મન પસંદ વરદાન પામી ગોતમની સ્ત્રી અહલ્યા ત્યાંથી સિધારીને આનંદપૂર્વક પતિના લોકમાં ગઇ. ૩૧.

दोहा–अस प्रभुसु दीनबन्धु हरि, कारण रहित कृपाल ॥
तुलसिदास शठ ताहि भज, छांडि कपट जंजाल ॥ २४८ ॥

તુલસીદાસ કહે છે કે–હે શઠ! દીનબંધુ પ્રભુ આવી રીતે વિના કારણે ભક્તો ઉપર કૃપા કરે છે. માટે કપટ ભરેલી જંજાળ તજી દઇને તેનુંજ ભજન કર. ૨૪૮.

ચો૦–चले राम लक्ष्मण मुनिसंगा, गये जहाँ जयपावनिं गंगा ॥
अनुज सहित प्रभु कीन्ह प्रणामा, बहु प्रकार सुख पायउ रामा ॥
पुनि सुरसरि उत्पाति रघुराई, कौशिकसन पूछा शिरनाई ॥
कह मुनि प्रभु तव कुल इकराजा, नाम सगर तिहुँलोक बिराजा ॥
तेहिके युग भामिनिं सुकुमारी, केशिनि ज्यंष्ठ सुमति लघु प्यारी ॥
सब प्रकार सुख सम्पति भ्राजा, सुतविहिन मन विस्मय राजा ॥
एक समय भामिनि दोउ साथा, गये वन तनय हेतु रघुनाथा ॥
सघन कल्प तरु सुन्दर नाना, तहँ भृगुमुनि तपतेज निधाना ॥

ત્યાંથી પછી રામલક્ષ્મણ વિશ્વામિત્રની સાથે ચાલ્યા, અને જગતને પવિત્ર કરનારી ગંગાજી વહે છે ત્યાં જઇ પહોચ્યા. બન્ને ભાઇઓએ ગંગાજીને પ્રણામ કર્યા અને તેમને ત્યાં બહુ આનંદ થયો. પછી રામચંદ્રજીએ વિશ્વામિત્રને માથું નમાવીને ગંગાજીની ઉત્પત્તિ પૂછી. ત્યારે મુનિ બોલ્યા કે "તમારા કુળમાં (સૂર્યવંશમાં) જેણે ત્રિલોકમાં શોભા મેળવેલી એવો સગર નામે એક રાજા હતો. તેને પ્રિય તથા સુકોમળ મોટી કેશીની તથા નાની સુમતિ નામની બે સ્ત્રીઓ હતી. તેને સર્વ પ્રકારે સુખ સંપત્તિ હતાં, પણ પુત્ર વિના તેનું મન દુઃખી હતું. હે રઘુનાથ! એક સમયે સગર રાજા પુત્રની ઇચ્છાથી બન્ને સ્ત્રીઓને સાથે લઇ વનમાં ગયો. એ વનમાં જ્યાં કલ્પવૃક્ષ જેવાં સુંદર વૃક્ષો હતાં ત્યાં તપ તથા તેજના ભંડાર રૂપ ભૃગુ મુનિ તપ કરતા હતા. ૧–૨–૩–૪.

दोहा–सहित नारि नृप मुदित मन, रहे वर्ष शतएक ॥
कीन्हें तप बल देखि भृगु, अस्तुति कीन्ह अनेक ॥ २४९ ॥

સગર રાજા એ વનમાં સ્ત્રીઓ સહિત સો વર્ષ સુધી રહ્યો. અને ભૃગુઋષિનું તપોબળ જોઇને તેણે ઘણીજ સ્તુતિ કરી. ૨૪૯.

ચૌ૦–कहि निजदुख प्रणाम नृप कीन्हा, दै अशीश तब मुनि वर दीन्हा ॥
नृपरानीसन मुनि अस भाषा, लेहु स्वावर जोजेहिं अभिलाषा ॥
सुनि मुनि वचन शीश तिन नावा, देहुनाथ जो आति मन भावा ॥
एकहि एक कह्यो सुत होना, दूसरि साठि सहस्र गुण छोना ॥

हर्षित भयो सुभग वर पाई, पाणि जोरि चरणन शिरनाई ॥
सहित भाँमिनी अवधहिं आये, हर्ष सहित कछु दिवस गँवाये ॥
जानि सुघरि सुन्दरि सुखदाई, तब केशि असमंजस जाई ॥
सुमति प्रसव यक तुम्बरि ोई, भये सुत प्रकट कहे मुनि जोई ॥
निरखे सुत हराषित सब होई, मंगलचार किये सब कोई ॥
हर्ष सहित दिये दान नरेशू, पूजि विप्र गुरु गौरि गणेशू ॥
घृतघट सुन्दर विविध मँगाये, ते सब सुत नृप तिनमहँ नाये ॥

સગર રાજાએ પોતાનું દુઃખ જણાવીને પ્રણામ કર્યા. ભૃગુઋષિએ આશિશ દઈ વરદાન આપવા માટે રાણીઓને કહ્યું કે "તમારે જે અભિલાષા હોય તે વર માગો." મુનિનાં વચન સાંભળી રાણીઓએ માથાં નમાવીને કહ્યું કે "આપને જે મનમાં બહુ સારૂં લાગે તે વરદાન આપો." તેથી મુનિ બોલ્યા કે "એકને એક પુત્ર થશે અને બીજીને સાઠ હજાર પુત્ર થશે. સગર રાજા સારું વરદાન પામ્યાથી ઘણો હર્ષ પામ્યો અને હાથ જોડીને ભૃગુઋષિના ચરણોમાં માથું નમાવ્યું- પછી તે સ્રીઓ સહિત અયોધ્યામાં આવ્યો અને કેટલાક દિવસ આનંદમાં ગાળ્યા. કેશિનીએ સારા લગ્નમાં અને સુખદાયક ઘડીમાં અસમંજસ નામના પુત્રને જન્મ આપ્યો. અને સુમતિ રાણીએ એક તુંબડું જણ્યું, તેમાંથી મુનિના કહેવા પ્રમાણે પુત્રો પ્રકટ થયા. પુત્રોને જોઈ સર્વ લોક આનંદ પામવા લાગ્યા અને સર્વેએ મંગળાચાર કર્યો. સગરે આનંદ પૂર્વક બ્રાહ્મણો, ગુરૂ, દેવી તથા ગણપતિની પૂજા કરીને દાન આપ્યાં. પછી ઘીથી ભરેલા સુંદર ઘડા મંગાવીને તેમાં સાઠે હજાર પુત્રોને રાખ્યા. તેથી તેઓ ઉછરી મોટા થવા લાગ્યા. ૧-૨-૩-૪-૫.

दोहा—यहि विधि भये सकल सुत, पूजे सब मन काम ॥
जाइँ दिवस निश हर्ष वश, सुनहु राम घनश्याम ॥ २५० ॥

એ રીતે સગર રાજાના સર્વ પુત્રો ઉછર્યા, મનની સર્વ કામનાઓ પૂર્ણ થઈ. અને રાત્રિઓ તથા દિવસો આનંદમાં જવા લાગ્યા. હે ઘનશ્યામ રામચંદ્રજી ! હવે તે પછીની કથા સાંભળો. ૨૫૦-

चौ०—परिजन पुरजन घरनि नरेशू, अति आनँद तनु मिटा कलेशू ॥
बालकेलि कर भये कुमारा, लीला करैं अगम संसारा ॥
होइँसोकाज सकल मनचीते, यहि सुख बसत बहुत दिन बीते ॥

सरयू नदी अवध जो अहई, विमल सलिल उत्तर तट वहई ॥
प्रजा लोकके बालक नाना, नित उठि तहां कर अन्हाना ॥
असमंजस तहँ तरणी आनी, तिनहिं चढ़ाइ बोरि निजपानी ॥
भये प्रजा सब परम दुखारी, बालक वध सुनि सुनहु खरारी ॥
सकल गये जहां बैठे नृपाला, बोले वचन नाइ पद भाला ॥
तुम नृप चहहु प्रजाप्रतिपाला, सुत तुम्हार भा सबकर काला ॥
तजब देश हम सुनहु नरेशू, विनातजे नहिं मिटै कलेशू ॥

નગરનાં સર્વજનો ઘરની સ્ત્રીઓ અને રાણીઓને અત્યંત આનંદ થવાથી શરીરનાં દુઃખો ટળી ગયાં. કુમારો સંસારમાં અગમ્ય બાળક્રીડાઓ કરવા લાગ્યા. આવી રીતે સારાં કાર્યોથી સર્વના મનની અભિલાષાઓ પૂર્ણ થઇ. એવા સુખમાં ઘણાક દિવસ વહી ગયા. નિર્મળ જળવાળી સરયૂ નદી કે જે અયોધ્યાની સમીપે ઉત્તર તરફ વહે છે. તેમાં સર્વ પ્રજાનાં નાના બાળકો નિત્ય ત્યાં સ્નાન કરવા જતા હતા. રાજાના અસમંજસ કુંવરે એક દિવસ દોડી આવીને તેમાં સર્વ બાળકોને બેસાડી પાણીમાં ડુબાવી દીધાં. હે રામચંદ્રજી ! સાંભળો. આ પ્રમાણે પોતાના બાળકોનો નાશ થયેલો જોઇને સર્વ પ્રજા ઘણી દુખીઆરી થઈ. સર્વ લોક જ્યાં સગર રાજા બેઠો હતો ત્યાં જઇ માથાં નમાવીને બોલ્યા કે–હે રાજા! તમે સર્વ પ્રજાનું પ્રતિપાલન કરવા ચાહો છો, અને તમારો પુત્ર તો સર્વનો કાળ ઉત્પન્ન થયો છે, માટે તમારો દેશ અમે તજી જઈશું. તેમ કર્યા વિના અમારો કલેશ મટવાનો નથી. ૧-૨-૩-૪-૫.

दोहा–तव सुत कीन्हें पाप बहु मारे बालक वृन्द ॥
तुम कहँ प्राण समान यह, सकल प्रजन कहँ मन्द ॥ २५१ ॥

તમારા પુત્રે ઘણા બાળકોના સમૂહનો નાશ કર્યો અને બહુ પાપ કર્યું. તમને સર્વ જન પ્રાણ સમાન વહાલાં છે, અને એ સઘળી પ્રજાનો શત્રુ છે.૨૫૧.

चौ०–प्रजा गिरा सुनि धीरज दीन्हा, सुतहिं देशते बाहर कीन्हा ॥
तासु तनय जग विदित प्रभाउ, गुणनिधि अंशुमान तेहि नाऊ ॥
वसत हृदय नृपके सो कैसे, मुनि मन मीन सलिल रहजैसे ॥
गये प्रजा सब निज निज धामा, भये विलोकि मनगुण विश्रामा ॥
बहुरि नृपति मन कीन्ह विचारा, आइ भयो पन चौथ हमारा ॥
द्विजमंत्री गुरु सुतहु बुलाये, हिमगिरिं विन्ध्य मध्य तब आये ॥

रुचिर वेदिका एक बनाई, देखत बनइ वरणि नहिं जाई ॥
मख अरम्भ कर छांडे तुरगा, वेगवन्त जिमि देखिय उरगा ॥

પ્રજાની વાણી સાંભળીને સગર રાજાએ તેઓને ધીરજ આપી અને પુત્ર (અસમંજસ) ને દેશ નિકાલ કર્યો. અસમંજસનો પુત્ર અંશુમાન જગતમાં પ્રખ્યાત પ્રભાવવાળો અને ગુણોના ભંડાર રૂપ હતો. હે ભરદ્વાજ મુનિ! જેમ માછલાનું મન જળમાં રહે છે તેવી રીતે સગરનું મન એ અંશુમાનમાં રહેતું હતું. પછી સર્વ પ્રજાજન પોતપોતાને ઘેર ગયા. અને રાજાના ગુણો જોઇને મનમાં વિશ્રામ પામ્યા. પછી સગરે મનમાં વિચાર કર્યો કે-" મને ચોથી અવસ્થા (વૃદ્ધપણું) પ્રાપ્ત થઇ, એમ વિચારી પોતાના સ્નેહીઓ, મંત્રીઓ અને પુત્રોને બોલાવ્યા. તેઓ સર્વ હિમાલય અને વિંધ્યાચળની વચ્ચેના પ્રદેશમાં આવ્યા. ત્યાં એક વર્ણવી ન જાય એવી સુંદર વેદી બનાવી યજ્ઞનો આરંભ કરી ઘોડો છોડયો. તે સર્પના જેવા વેગથી ત્યાંથી ચાલ્યો. ૧-૨-૩-૪.

दोहा—सुरपति सुनि भय दारूणहिं, मन महँ करि अनुमान ॥
आन तुरँग तब लीन्हेऊ, मर्म न काहू जान ॥ २५२ ॥

સગરનો યજ્ઞ થતો જોઈ ઇંદ્રને ઘણો ડર લાગ્યો, તેથી તેણે કોઈ જાણી ન શકે એમ ગુપ્ત રીતે ઘોડાને હરી લીધો. ૨૫૨.

चौ०—राखे आनि कपिल मुनी पाहीं, काउ न जान काहहि गमनाहीं ॥
जुगवत रहे जे सुभट सयाने, लेत तुरग तिनहूँ नहिं जाने ॥
तिन सब आय कहा नृप पाहीं, महाराज हम कहत डराहीं ॥
लीन्ह तुरँग को जान न कोई, कहा करिये जो आयसु होई ॥
सुनत वचन नृप विस्मय पाये, सकल सुतन कहँ तुरत बुलाये ॥
जाहु तुरँग तुम हेरहु जाई, सकल चले चरणन शिरनाई ॥
सुरपति सम देखिय सब वीरा, सकल धनुर्द्धर अति रणधीरा ॥
तिनहिं चलत धरणी अकुलाई, बलि पशु जीव भये सब आई ॥
सुमन वाटिका उपवन बागा, सरित वापिका कूप तडागा ॥
नगर गाव तापस थल नाना, गिरिकन्दर कानन अस्थाना ॥

ઇંદ્રે એ ઘોડો કપિલ મુનિપાસે લાવીને રાખ્યો એ વાત કોઈના જાણવામાં આવી નહી. ઘોડાનું રક્ષણ કરનારા પ્રવીણ યોદ્ધા હતા તેમને પણ ખબર ન પડી કે-ઘોડાને કોણ લઈ ગયું અને ક્યાં ગયો. તેઓ સર્વ સગર પાસે આવ્યા

અને કહ્યું કે-" મહારાજ ! અમો વાત કહેતાં ડરીએ છીએ; આપણો ઘોડો કોઈ હરી ગયો છે. તે કોણ લઈ ગયો છે એ વાતની અમો કોઈને ખબર નથી, હવે શું કરવું; જેમ આજ્ઞા હોય તેમ કરીએ. એ વચનો સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો. પછી તેણે પોતાના સાઠ હજાર પુત્રોને આજ્ઞા કરી કે-તમે જઈ ઘોડાની શોધ કરો." તેઓ સર્વ માથાં નમાવીને ચાલ્યા. તે સઘળા બહાદુર કુંવરો ઇંદ્ર જેવા બળવાન, ધનુષ્યધારી અને રણમાં ધીરતાવાળા હતા. તેઓના ચાલવાથી ધરતી વ્યાકુળ થવા લાગી અને સર્વ પશુઓની યજ્ઞના પશુઓ જેવી અવસ્થા થઈ. ફુલવાડીઓ, ઉપવનો, બાગો, નદીઓ, વાવો, કુવાઓ, તળાવો, નગરો, ગામો, તપસ્વીઓનાં સ્થળો, પર્વતની ગુફાઓ, વનો અને બીજાં સર્વ સ્થળો. ૧-૨-૩-૪-૫.

दोहा–इहिविधि खोजेहु तुरँग तिन, आये भूपति पाहिं ॥
चरणन माथहिं नाइ कहि, खोज अश्वकी नाहिं ॥ २८३ ॥

એ સર્વ સ્થળોમાં તેઓએ ઘોડાની શોધ કરી પણ ઘોડાનો પત્તો નહી લાગવાથી રાજા પાસે પાછા આવીને ચરણોમાં માથાં નમાવી કહ્યું ને કે-"ક્યાંયપણ ઘોડો નથી."

चौ०–खोदहु महि सुत कराहिं पठाये, चले सकल पूर्वदिशि आये ॥
तिनकेकर जिमि कुलिश समाना, योजन भरि खोदहिं बलवाना ॥
देखि अतुल बल देव डराने, मरिहैं काहि विरंचि सनमाने ॥
शोधत महि पताल सब आये, दिग्गज देखि एक शिरनाये ॥
तिहिं पूछा सबकथा सुनाये, बहुरि सकल दक्षिण दिशि आये ॥
इहिविधि पुनि दूसर गज देखा, अति उतंग गुण विमल विशेषा ॥
ताहू कहँ प्रणाम तिन कीन्हें, चले खनत पश्चिम चित दीन्हें ॥
तीसर देखि प्रदक्षिण कीन्हा, पुनि उत्तर दिशि शोधहिं लीन्हा ॥
दिग्गज श्वेत निरखि सुखपाये, सकल कपिल मुनि पहँपुनि आये ॥
खोदत मही पार नहिं पावा, सोइभा चहुँ दिशिजलधि सुहावा ॥

સગર રાજાએ આજ્ઞા કરી કે "પૃથ્વી ખોદો" એમ કહી પાછા મોકલતાં તેઓ સર્વ પૂર્વ દિશામાં આવ્યા. તેઓ બળવાન પોતાના વજ્ર જેવા હાથોથી નિત્ય એક યોજનભર પૃથ્વી ખોદવા લાગ્યા. તેઓનું અતુલ બળ જોઇ દેવતાઓ ભય પામી બ્રહ્મા પાસે ગયા, તેમણે તેઓને સમજાવ્યા કે 'એ સઘળા મરણ પામશે.' સગરના પુત્રો પૃથ્વીમાં શોધતાં શોધતાં પાતાળમાં ગયા, ત્યાં

એક દિગ્ગજને + જોઇ માથું નમાવ્યું. દિગ્ગજના પૂછવાથી સર્વ હકીકત કહી સંભળાવીને તેઓ પાછા દક્ષિણ દિશામાં આવ્યા, ત્યાં પણ અત્યંત ઉંચો તથા નિર્મળ બીજો દિગ્ગજ જોવામાં આવ્યો. તેને પ્રણામ કરીને સર્વ વાત જણાવી તથા તેની વાત સાંભળીને પાછા પશ્ચિમ દિશામાં આવ્યા, ત્યાં ત્રીજો દિગ્ગજ જોઇ તેને પ્રદક્ષિણા કરીને પાછા ઉત્તર દિશામાં શોધ કીધી, ત્યાં શ્વેત દિગ્ગજ જોઇ આનંદ પામ્યા, પછી ત્યાંથી તેઓ સર્વ કપિલ મુનિ પાસે આવ્યા. શોધ કરતાં પૃથ્વીનો પાર આવ્યો નહી, પણ ખોદવાથી ચારે તરફ સુંદર સમુદ્રો શોભી રહ્યા. ૧-૨-૩-૪-૫.

दोहा—देखिनि आइ तुरंग तब, बाँधा मुनिवर पास ॥
बोले वचन सकोप करि, भाषहु सबकर नाश ॥ २५४ ॥

કપિલ મુનિના આશ્રમમાં આવીને જોતાં ઘોડો બાંધેલો જોવામાં આવ્યો. તેઓ સર્વનો નાશ થવાનો હોવાથી તેઓ ક્રોધ કરી વચનો બોલ્યા કે-૨૫૪.

चौ०—खोदीमहि हम चारिउ कोधा, रेरे दुष्ट बहुत तोहिं शोधा ॥
कोउ कह चोर देखि बहु होई, इहिसम छली और नहिं कोई ॥
परधन लै पताल पुनि आये, तस्कर मुनिवर वेष बनाये ॥
कोउ कह यह मुनिवर नाहीं, समुझि देखि लक्षण मन माहीं ॥
कोउ कह वक तप कीन्हा अपारा, अहो दुष्ट लै तुरँग हमारा ॥
सुनत वचन मुनि चितवा जबहीं, भये भस्म सब क्षणमें तबहीं ॥
उमावचन जेहि समुझि नबोला, सुधाहोइ विष तिक्तमओला ॥
पावकजानि धरहिं कर प्रानी, जरहिंकाहिनहिं ते अभिमानी ॥
जानि गरल जे संग्रह करहीं, सुनहु राम अति कहि न मरहीं ॥
क्रोधकिया विनकिये विचारा, भये सकल तेहिते जरिक्षारा ॥
इहाँ नृपति अंशुमान बुलाये, नहि आये सब तिनहिं पठाये ॥

રે દુષ્ટ ! અમે પૃથ્વીના ચારે ખુણામાં ખોદીને તને ઘણોજ શોધ્યો. કોઇ કહેવા લાગ્યો કે ઘણા ઘણા ચોરો જોયા પણ આના જેવો છળકપટ કરનાર બીજો કોઇ જોવામાં આવ્યો નથી. આ પારકું ધન લઈ પાતાળમાં આવ્યો છે અને ચોર છતાં મુનિવરનો વેષ ધરી બેઠો છે. કોઈ કહેવા લાગ્યો કે એનાં લક્ષણ

+ આઠ દિશાઓમાં આઠ દિગ્ગજ છે, પૂર્વથી લેતાં ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક એ આઠ દિગ્ગજ છે.

તો જુઓ, એ મુનિવરજ નથી. કેટલાક કહેવા લાગ્યા કે 'અરે દુષ્ટ' તું અમારો ઘોડો લઈ આવીને બગલાની પેઠે અપાર તપ માંડયું છે? આવાં કઠોર વચનો સાંભળીને મુનિએ તેઓની સામે જોતાંજ એક ક્ષણવારમાંજ તેઓ સર્વ બળીને ભસ્મ થઈ ગયા. હે પાર્વતી! જેઓ સમજ્યા વગર વચન બોલે છે, તેઓને અમૃત પણ ઝેર થઇ જાય છે અને મીઠું પણ કડવું થઇ જાય છે. જે અગ્નીને જાણી જોઇને હાથમાં ધરે તે અભિમાની પ્રાણી બળી ગયા વગર કેમ રહે? હે રામ! સાંભળો. જે જાણી જોઈને ઝેરનો સંગ્રહ કરે તે મરણ પામ્યા વિના કેમ રહે? સગરના એ પુત્રોએ વગર વિચાર્યે ક્રોધ કર્યો તેથી તેઓ સર્વ બળીને ભસ્મ થઈ ગયા. પોતાના પુત્રો પાછા આવ્યા નહી તેથી સગર રાજાએ પોતાના પૌત્ર અંશુમાનને મોકલવા માટે બોલાવ્યો. ૧-૨-૩-૪-૫.

दोहा—दीन्हीं नृपति अशीश तब, अति हित बारहिं बार ॥
वेगि फिरहुलै तुरँग सुत, मेरे प्राणअधार ॥ २५५ ॥

તેને ઘણા સ્નેહથી વારંવાર આશિશ દઇને કહ્યું કે-હે મારા પ્રાણના આધાર! તું ઘોડાને અને મારા પુત્રને લઈને જલદી પાછો આવ. ૨૫૫.

चौ०—चले नाई पद शीश कुमारा, विष्णुभक्त हित कुलउजियारा ॥
जहँ जहँ देखि मुनिनके धामा, पूछि खबरि करि दण्डप्रणामा ॥
पन्नग पतिसन पाइ अशीशा, चहुँ दिग्गज कहँ नायउ शीशा ॥
यहिविधि शोधत मगमहँ जाता, मिले गरुड सुमतीकर भ्राता ॥
चरण परत तब आशिष दयउ, जरे सकल जेहिविधि सोकहेऊ ॥
सुनतहि वचन सोचभाभारी, दिये खगेश दिखाय सुवारी ॥
अंशुमान तहँ मज्जन कीन्हा, क्रमक्रम सबहिंजलांजलि दीन्हा ॥
बहुरि गरुड़ बोले सुन भ्राता, मैं तोहिं कहा करिय यक बाता ॥

વિષ્ણુભક્તનું હિત કરનારો કુળદીપક અંશુમાન કુમાર સગરને માથું નમાવી ત્યાંથી રવાના થયો. તેણે જ્યાં જ્યાં મુનિઓના આશ્રમો જોયા ત્યાં ત્યાં સર્વને દંડવત પ્રણામ કરી ખબર પૂછતો પાતાળમાં શેષનાગ પાસે જઇ આશિશ પામ્યો, ચારે દિગ્ગજો પાસે જઇ માથું નમાવી આવ્યો, એ રીતે શોધ કરતો માર્ગમાં જતાં તેને સુમતિના ભાઇ ગરૂડજી મળ્યા. તેમના ચરણોમાં પડતાં ગરૂડજીએ આશિશ દીધી અને સગરના પુત્રો જે પ્રકારે બળી ગયા હતા તે હકીકત કહી. ગરૂડજીનાં વચનો સાંભળી અંશુમાનને ઘણો શોક ઉપજ્યો. પછી ગરૂડજીએ

જળાશય દેખાડયું. તેમાં અંશુમાને સ્નાન કરીને અનુક્રમે સર્વ (કાકાઓ) ને જલાંજલિઓ આપી. પછી ગરૂડજી બોલ્યા કે-ભાઇ! હું તને એક વાત કહું છું તે સાંભળ. ૧-૨-૩-૪.

सो०—करसुत सोइ उपाय, गंगा आवहिं अवनि महँ ॥
दरशनते अघ जाय, मज्जन कीन्हें परमसुख ॥ २९ ॥

હે પુત્ર! જેથી ગંગાજી પૃથ્વી ઉપર આવે એવો ઉપાય કર, ગંગાજીનાં દર્શન કરવાથી પાપ ટળી જાય છે અને સ્નાન કરવાથી પરમ સુખ થાય છે. ૨૯.

चौ०—षष्टिसहस तरिहैं येही विधि, गंगा पाय परम पावननिधि ॥
मुनि अस वचन हृदय मन भाये, सहित गरुड़ मुनिवर पहँआये ॥
तत्र खगेश मुनि चरणन नायउ, पूरुबकथा सकल मुनि गायउ ॥
आयसु देइ तुरँग मुनि दीन्हा, हर्षिहृदय निज अश्वहि चीन्हा ॥
नगर समीप गरुड़ पहुँचाई, गये भवन निज तब रघुराई ॥
यहां तुरँगले नृप शिरनाई, षष्टिसहस मुनि कथा सुनाई ॥
विस्मय हर्षविवश नृप भयऊ, कीन्हा यज्ञ दान बहु दयऊ ॥
बहुविधि नृपति राजपुनि कीन्हा, प्रजा लोग कहँ अति सुख दीन्हा ॥

પરમ પવિત્ર ગંગાજીનું જળ પામવાથી એ સાઠ હજારનો ઉદ્ધાર થશે. ગરૂડજીનાં વચનો સાંભળી પ્રસન્ન થયેલો અંશુમાન ગરૂડજી સહિત કપિલ મુનિ પાસે આવ્યો. ગરૂડજી મુનિને પગે લાગતાં તેમને મુનિએ સર્વ હકીકત કહી સંભળાવી. અને અંશુમાનને ઘોડો આપીને આજ્ઞા દીધી. ઘોડાને ઓળખીને અંશુમાન ખુશી થયો. ગરૂડજીએ પછી અંશુમાનને અયોધ્યા સુધી પોહોચાડી દીધો, પછી ઘોડા સહિત તેણે સગર રાજા પાસે જઈને માથું નમાવી મુનિના કહ્યા પ્રમાણે સાઠ હજારની કથા કહી સંભળાવી, પછી શોક અને હર્ષ પામેલા સગર રાજાએ યજ્ઞ કર્યો અને ઘણાં દાન આપ્યાં. અને તે પછી સગરે લાંબી મુદત સુધી સારી રીતે રાજ્ય કરી પ્રજાજનોને બહુ સુખ આપ્યું. ૧-૨-૩-૪.

दोहा—अंशुमानहित राजदे, निज मन हरिपद लाग ॥
गयउ सगर तप काजवन, हृदय अधिक अनुराग ॥ २५६ ॥

પછી સગર રાજા અંશુમાનને રાજ્ય સોંપી ભગવાનનાં ચરણોમાં ચિત્ત લગાડી હૃદયમાં ઘણો પ્રેમ લાવીને તપ કરવાને વાસ્તે વનમાં ગયો. ૨૫૬.

चौ०—तासु तनय दिलीप नृप भयऊ, वन तप हेतु उतर दिशि गयऊ ॥
वहां अगम तप कीन्ह नृपाला, भये कालवश गये कछु काला ॥
किंहिविधि कहँ दिलीप प्रभुताई, सेवैं सकल नृपति जेहि आई ॥
जुगवत जासु नित सुरपतिरहहीं, कवि महिमा तिहि किहि विधि कहहीं॥
भागीरथ अस सुत भया जासू, पितुसम प्रीति अधिक उरतासू ॥
तिनहिं बोलि नृप दीन्हेउ राजू , आपचले उठि तपके काजू ॥
मनमहँ करत पंथ अनुमाना, सुरसरि आव तजऊ नतु माना ॥
निज मन तनु दीन्हेउ तिमिदेऊं, फिर निज नगरक नाम न लेऊं ॥

અંશુમાનને દિલીપ પુત્ર થયો, તેને તે રાજ્ય આપીને પોતે તપ કરવાને વાસ્તે ઉત્તર દિશામાં ગયો. ત્યાં તે ઘણું ઉગ્રતપ કરતાં કરતાં કેટલેક કાળે તે મૃત્યુ પામ્યો. દિલીપ રાજાની પ્રભુતાઈનું હું કેટલું વર્ણન કરૂં ! એને સર્વ રાજા આવીને સેવતા હતા અને ઈંદ્ર પણ નિત્ય માન આપતો હતો. એના મહિમાને કવિ પણ શી રીતે વર્ણવી શકે ? દિલીપનો પુત્ર ભગીરથ થયો તે પણ પિતાની પેઠે પ્રજાપર ઘણી પ્રીતિ રાખતો હતો. ભગીરથને પોતાના પૂર્વજોની હકીકત કહી, રાજ્ય સોંપીને દિલીપ તપ કરવાને વાસ્તે ચાલ્યો ગયો. રસ્તે જતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે ગંગાજીને પૃથ્વીપર લાવીશ, નહીતો પ્રાણ તજીશ, મારૂં તન તથા મન પિતા તથા વડીલોની પેઠેજ ગંગાજીને અર્પણ કરીશ, તેમ છતાં તે નહી આવે તો પછી અયોધ્યાનું નામ પણ નહી લઊં. ૧-૨-૩-૪.

सो०—यहि विधि करत विचार, नृप कीन्ह तप प्रबल तब ॥
बीते कछु यक काल, देह तजी कोउ प्रगट नहिं ॥ ३० ॥

એ પ્રમાણે વિચાર કરીને દિલીપે અતિ ઉગ્રતપ માંડ્યું. તપ કરતાં કરતાં ઘણોક કાળ વીતી ગયો અને તેનો દેહ પડયો પણ ગંગાજી કાંઈ પ્રકટ થયાં નહી. ૩૦.

चौ०—जेहि सुरसरिलागित जितनु भूपा, सो तजि मूढ पियहिं जलकूपा ॥
इहाँ भगीरथ असमन भयऊ, पितु न आव बहु दिन चलि गयऊ ॥
ककुत्स्थ नाम तनय यक रहेउ, दीन्हा राजनीति बहु कहेउ ॥
कहि सब पूर्व कथा सुत पाहीं, दीन्ह अशीश चले नरनाहीं ॥
निकसत नगर शकुन भल पाये, अतिहिनिबिड वन जहँ नृप आये ॥
देखि भगीरथ वन सुख पावा, सुरसरि हित तप कहँ मन लावा ॥

एक चरण दोउ भुजा उठाये, रवि सन्मुख चितवहिं मन लाये ॥
वर्ष सहस्र वीते उही भांति, जातन जानै दीन अरु राती ॥
देखि उग्र तप अज चलि आये, बोले वचन नृपहिं मन भाये ॥
चहहु नृप सु लेहु वरदाना, बोले नृप करि अजहिं प्रणामा ॥
जो मांगौं सो जानत अहहू, मोसन मांगन प्रभुकिमि कहहू ॥

જે ગંગાજીને વાસ્તે રાજાઓએ પોતાના દેહ તજ્યા છે, તે ગંગાજીનો ત્યાગ કરીને મૂઢ લોકો કુવાનાં પાણી પીએ છે! અયોધ્યામાં ભગીરથે વિચાર્યું કે-ઘણા દિવસ વીતી ગયા પણ પિતાજી પાછા આવ્યા નહી. ભગીરથને કકુત્સ્થ નામે એક પુત્ર હતો તેને રાજ્ય સોંપી, બહુ પ્રકારની રાજનીતિ સમજાવી તથા પૂર્વની સર્વ હકીકત કહી સંભળાવી, આશિશ દઈને ભગીરથ તપ કરવાને ચાલ્યો. નગરમાંથી નીકળતાં સારા શુકન થયા, ચાલતાં ચાલતાં જ્યાં અત્યંત ઘાટું વન હતું ત્યાં આવ્યો. એ વન જોઈને આનંદ પામી ત્યાં ગંગાજીને વાસ્તે તપ કરવા લાગ્યો. એક પગે ઉભા રહી બન્ને હાથ ઉંચા કરી સૂર્યની સામે દૃષ્ટિ રાખીને તપ કરવા લાગ્યો. રાત ને દિવસ ચાલ્યા જતા તેની ખબર પણ નહી પડતી, એ રીતે એક હજાર વર્ષો વીતી ગયાં. ભગીરથનું ઉગ્રતપ જોઈને બ્રહ્મા ત્યાં ચાલી આવ્યા અને રાજાને મન ભાવતાં વચનોથી કહ્યું કે-" હે રાજા! તું જે કાંઈ ઈચ્છતો હોય તે વરદાન માગ." ચતુર રાજાએ પ્રણામ કરીને કહ્યું કે-" હે પ્રભુ! મારે જે માગવાનું છે તે તમે જાણોજ છો, તેમ છતાં મને માગવાનું કેમ કહો છો?

दोहा—तदपि कहौं प्रभु देहु वर, सब सन्तन कहँ वृद्धि ॥
दूसर मांगौं जोरि कर, गंगा आवहिं सिद्धि ॥ २५७ ॥

તો પણ વર માગું છું કે- એકતો સર્વ સંતજનોની વૃદ્ધિ થાઓ અને બીજું પણ હાથ જોડીને માગું છું કે-સર્વ સિદ્ધીદાતા ગંગાજી પૃથ્વીપર આવે. २५७.

चौ०—एवमस्तु कहि पुनि विधि कहही, सुरसरि देहु राखि को सकही ॥
छूट जाइ पुनि तुरत रसातल, फिरहिन नृपति वहु भूतल ॥
तेहिते कहौं एक तोहि पाहीं, अति दयालु शंकर मनमाहीं ॥
सोइ शिव रखहिं देवसरि आजू, उनहिं जपे तब होइहै काजू ॥
अस कहि विधि अन्तरहित भये, बहुरि भगीरथ शिवपहँ गये ॥
विबुधवर्ष अंगुष्ठ अधारा, बार बार शिव नाम उचारा ॥

शिव दयालु प्रगटे तब आई, हाथ जोरि नृप विनय सुनाई ॥
मैं राखब सुरसरि कह ईशा, बहुरि रमापति ध्यान करीशा ॥

બ્રહ્માએ તથાસ્તુ કહીને ફરી કહ્યું કે " હે રાજા ! સાંભળ. ગંગાજી બ્રહ્મલોકમાંથી ઉતરશે પણ તેને ધરી શકશે કોણ ? સ્વર્ગ લોકથી છુટી કે તુરત પાતાળમાં ઉતરી જશે. તો પછી પાછી પૃથ્વીપર નહી આવે. એટલા માટે તને એક ઉપાય બતાવું છું કે-શંકર મનમાં ઘણા દયાળુ છે તે ગંગાજીને ઝીલી શકશે, માટે એમનો જપ કરવાથી તારૂં કાર્ય સિદ્ધ થશે." એમ કહી બ્રહ્મા અંતર્દ્ધાન થયા. પછી ભગીરથ સદાશિવ પાસે ગયો. ત્યાં દેવતાઓનાં એક વર્ષ સુધી અંગુઠાના આધારે ઉભો રહીને વારંવાર શંકરના નામનું ઉચ્ચારણ કર્યું. તેથી દયાળુ સદાશિવ પ્રકટ થયા, તેમને ભગીરથે હાથ જોડી વિનતી કરી સઘળી હકીકત કહી સંભળાવી. " હું ગંગાજીને ધારણ કરીશ " એમ કહી સદાશિવ નારાયણનું ધ્યાન કરવા લાગ્યા. ૧-૨-૩-૪-

दोहा—वहाँदेवसरि शिव वचन, सुनि मन कीन्ह विचार ।
जाउँ रसातल शिव सहित, जात न लावौं वार ॥ २५८ ॥

શિવનાં વચન સાંભળી બ્રહ્મલોકમાં ગંગાજીએ વિચાર કર્યો કે " હું સદાશિવને લઇને પણ રસાતાળમાં જતી રહીશ, જતાં વાર કરીશ નહી. ૨૫૮.

चौ०—अन्तर्यामी शिवहिं उपाइ, निज शिर जटा सु अगम बनाइ ॥
यहाँ भगीरथ अस्तुति कीन्ही, सुनि मृदुगिरा छाँडि विधि दीन्ही ॥
छूटत शोर भयउ जग भारी, चकित देव अहि दिग्गज चारी ॥
सुरसरि पुनि हरजटा समानी, वर्ष एक तहँ रहीं भवानी ॥
कौतुक देखि सकल सुर हरषे, कह जय जयति सुमन बहु वरषे ॥
बहुरि भगीरथ सुमिरण कीन्हा, शिव तब डारिबुन्द इक दीन्हा ॥
तेहिते भई तीनि पुनि धारा, एक गई नभ एक पतारा ॥
गइ नभ सोई भई अघनाशिनि, देवन धरा नाम मन्दाकिनि ॥

અંતર્યામી સદાશિવે (ગંગાજીનો વિચાર જાણી જઇને) એક ઉપાય કર્યો કે-પોતાના માથાપર અગમ્ય જટા બનાવી રાખી. પછી ભગીરથે સ્તુતિ કરી. તે કોમળ વાણી સાંભળી બ્રહ્માએ ગંગાજી છોડી દીધાં. ગંગાજી છુટતાં જગતમાં ભારે શોર મચી રહ્યો, તેથી દેવતાઓ, શેષનાગ તથા દિગ્ગજો પણ ચકિત થઇ ગયા. ગંગાજી મહાદેવની જટામાં સમાઇ ગયાં અને એમાં ભવાની એક

વર્ષ સુધી રહ્યાં. આ કૌતુક જોઇ સઘળા દેવતાઓ રાજી થયા, અને જય જય કહીને ઘણાં પુષ્પ વરસાવવા લાગ્યા. પછે ભગીરથે શંકરનું સ્મરણ કરતાં તેમણે એક એક બુંદ માત્ર જળ નીકળે તેટલી જટા છોડી, તેની પછી ત્રણ ધારાઓ થઇ. તેમાંથી એક ધારા આકાશમાં અને એક પાતાળમાં ગઇ. પાપોનો નાશ કરનારી જે ધારા આકાશમાં ગઇ. તેનું દેવતાઓએ મંદાકિની નામ પાડયું. ૧-૨-૩-૪.

दोहा—दूसरि गई पतालमें, नाम प्रभावति हरण दुख ॥
तीसरि भइ गंगा सोई, सब सन्तन कोकरन सुख ॥ २५९ ॥

દુઃખનું હરણ કરનારી બીજી ધારા પાતાળમાં ગઈ તેનું નામ 'પ્રભાવતી' પડયું, અને ત્રીજી ધારા પૃથ્વીપર રહી તેનું નામ 'ગંગા' કહેવાયું. ગંગાજીની સર્વ ધારાઓ સંત લોકોને સુખ દેનારી છે. ૨૫૯.

दोहा—जल प्रवाह निरखत नृपति, उर अति भयउ अनन्द ॥
जैसे उमड़त सिन्धु तब, पूर्णकला लखि चन्द ॥ २६०

જેમ પૂર્ણિમાના ચંદ્રને ચઢતો જોઇને સમુદ્રનું જળ આકર્ષાય છે તેમ ગંગાનો પ્રવાહ જોઇને ભગીરથ રાજાના હૃદયમાં ઘણો આનંદ થયો. ૨૬૦.

चौ०—आये भगीरथ पुनि शिरनाये, बोली सुरसरि वचन सुहाये ॥
वेगवन्त नृप रथ तैं आनू, मरुत तुरँग रथगति जिमि भानू ॥
तेहि रथ चढि नृप चलु मम आगे, चलिहौं मैं तव पाछे लागे ॥
सुनि नृप दिव्य तुरँग रथ आना, चले हृदय सुमिरत भगवाना ॥
चली अग्रकरि नृपहि सुरसारी, देवन मुदित सुमन झरि करी ॥
चलत तेज कछु वरणिन जाई, टूटहिं गिरि तरु शैल सुहाई ॥
करैं कुलाहल बहु जिय जीती, कमठ नक्र झष व्याल सोभाति ॥
मज्जन करहिं देवता आई, मुनि गण सिद्ध रहे तहँ छाई ॥

ભગીરથે આવીને ગંગાજીને માથું નમાવ્યું, ત્યારે તે સુંદર વચનો બોલ્યાં કે "હે રાજા! સૂર્યના રથના ઘોડા જેવા સારી ગતિવાળા સુંદર ઘોડાઓ જોડેલો એક રથ લાવો. તે રથમાં ચઢીને તમે મારી આગળ ચાલો, હું તમારી પાછળ પાછળ આવીશ." એ સાંભળી રાજા દિવ્ય ઘોડાઓવાળો રથ લાવી તેમાં બેશી હૃદયમાં ભગવાનનું સ્મરણ કરતો કરતો ચાલ્યો. ગંગાજી પોતાની આગળ રાજાને કહીને ચાલ્યાં, દેવતાઓ હર્ષિત મનથી પુષ્પની વૃષ્ટિ કરવા

લાગ્યા. ગંગાજી એટલા વેગથી ચાલતાં કે તેનું વર્ણન કરી શકાય નહી. માર્ગમાં આવતા સુંદર પર્વતો, વૃક્ષો અને શિલાઓ તૂટવા લાગ્યાં. ચાલતાં ગંગાજી જળના ખળખળાટથી અનેક પ્રકારનો કોળાહળ કરતાં હતાં. કાચબા, મઘર, માંછલાં તથા સર્પ એ મદમાતાં થએલાં દેખાવા લાગ્યાં. દેવતાઓ સ્નાન કરવાને વાસ્તે ત્યાં આવતા અને મહિમા જાણી સિદ્ધ લોકો કિનારાપર છાઈ રહેતા હતા. ૧-૨-૩-૪.

सो०–तर्पण कर मनलाय, हर्ष हृदय नहिं जात कहि ॥
दरशनते अघ जाय, तरै सकल मुनि जन कहैं ॥ ३१ ॥

ઋષિ લોકો એક ચિત્તે પિતૃતર્પણ કરી હૃદયમાં અવર્ણનીય આનંદ પામતા હતા. અને ગંગાજીનાં દર્શન કરવાથી પાપ ટળી જાય છે તથા સંસારથી તુરત તરી જવાય છે એવી કથા કહેવા લાગ્યા. ૩૧.

सो०–मज्जन कर हरषाय, सुर अजादि सनकादि ऋषि ॥
पान करत अघजाय, अस मत सब कोऊ कहैं ॥ ३२ ॥

બ્રહ્મા આદિ દેવતાઓ તથા સનકાદિક ઋષિઓ સ્નાન કરી કરીને રાજી થવા લાગ્યા. અને ગંગાજળનું પાન કરતાંજ પાપ ટળે છે એમ સૌ કોઈ કહે છે. ૩૨.

चौ०–कर जो मज्जन जप मन लाई, तिनकी महिमा कहि न सिराई ॥
रथपर जात सोह नृप कैसे, तेजवन्त रवि देखिये जैसे ॥
लांघत शैल गुहावन देशा, पाछे सुरसरि अग्र नरेशा ॥
हरिद्वार समीप जब आई, तीर्थ देखि सुरसरि मनभाई ॥
तीरथ निरखि मनभा सुखभारी, आदि प्रयाग पहुँचि अघहारी ॥
तहँ मज्जन कीन्हे दुखजाई, बहुरि देवसरि काशी आई ॥
सो शिवपुरी सहज सुखदाई, वरणि न जाइ मनोहरताई ॥
औरौ तीर्थ विविधविध जानी, गई तहाँ किमि कहौं बखानी ॥
मगलोगन कहँ करत सनाथा, जाइचली इहिविधि रघुनाथा ॥

જે કોઇ એક ચિત્તથી ગંગાજીમાં સ્નાન તથા જપ કરે તેનો મહિમા વર્ણવ્યો જાય તેમ નથી. રથપર ચઢીને જતો ભગીરથ રાજા સૂર્ય જેવો તેજસ્વી દેખાતો હતો. પર્વતો તથા શોભાયમાન પ્રદેશો ઉલ્લંઘન કરતા આગળ ભગીરથ અને પાછળ ગંગાજી ચાલતાં હતાં. જ્યારે હરીદ્વાર પાસે આવ્યાં ત્યારે તે તીર્થ

સ્થળ જોઈને ગંગાજી મનમાં બહુ પ્રસન્ન થયાં. તીર્થ જોઈ મનમાં સુખ પામેલાં અને પાપોને નષ્ટ કરનારાં ગંગાજી આગળ ચાલતાં આદિપ્રયાગ પોહોચ્યાં. ત્યાં સ્નાન કરવાથી સઘળાં દુઃખ ટળી જાય છે. ત્યાંથી પછી કાશીમાં આવ્યાં. કાશીપુરી એ સદાશિવની રાજધાની સહજ સુખ આપનારી છે, તેની મનોહરતા વર્ણવી જાય તેમ નથી. એ શિવાય બીજા પણ ઘણાં વિવિધ તીર્થોમાં ગંગાજી ગયાં તેનું વર્ણન હું શી રીતે કરી શકું? વિશ્વામિત્ર કહે છે-હે રામચંદ્રજી! માર્ગમાં લોકોને સનાથ કરતાં કરતાં ગંગાજી ચાલ્યાં. ૧-૨-૩-૪.

दोहा—मिली जाइ पुनि उदधि महँ, सिंधु हृदय सुखमान ॥
लगे कहन भगीरथही, तुम समधन्य न आन ॥ २६१ ॥

પછી ગંગાજી સમુદ્રને જઈ મળ્યાં. સમુદ્ર હૃદયમાં સુખ પામીને ભગીરથને કહેવા લાગ્યો કે "તમારા જેવો બડભાગી બીજો કોઇ નથી. ૨૬૧.

चौ०—कीन्हा अस जो करहिं न कोई, तप महिमा बल कस नहिंहोई ॥
सगर तनय तरे ततकाला, हर्षवन्त तब भयो नृपाला ॥
अब लौं रहहै कुलमहँ कोऊ, तिनके संग तरे अब सोऊ ॥
तुम समान नृप अवर न भयउ, जग विख्यात अचल यश लयउ ॥
सकल सुरन सँग तहाँ विधाता, नृपसन आय कही सब बाता ॥
धन्य भगीरथ जग यश लयउ, तुम समान नृप और न भयउ ॥
आपनि सत्य प्रतिज्ञा कियउ, सम्मत वेद जनन सुख दयउ ॥
गंगासागर सब कोइ कहहीं, अघ उलूक देखत रवि डरहीं ॥
भागीरथी नाम अस कहहीं, मुनि सुर सिद्ध नाग यश लहहीं ॥
अस विधि कहि निज लोकहि आये, यहां भगीरथ अति सुखपाये ॥

આવું કામ કોઈએ કર્યું નથી અને કોઇ કરશે પણ નહી. તપના મહિમાના બળથી શું ન થાય? સગરના સાઠે હજાર પુત્રો તત્કાળ તરી ગયા છે અને તમારા વડીલ રાજાઓ સર્વ હર્ષવન્ત થયા છે. આજ સુધી તમારા કુળમાં કોઇ તર્યા વગર રહ્યા હશે તે સાઠ હજારની સાથેજ હવે તરી ગયા છે. તમારા જેવો બીજો કોઈ રાજા થયો નથી અને કોઈએ પણ તમારા જેવી જગપ્રસિદ્ધ અચળ કીર્તિ મેળવી નથી." સર્વ દેવતાઓ સહિત બ્રહ્માએ પણ ત્યાં આવીને ભગીરથને સઘળી વાત કહી કે "હે ભગીરથ! તમને ધન્ય છે, તમે જગતમાં મોટી કીર્તિ મેળવી છે, તમારા જેવો બીજો કોઈ પણ રાજા થયો નથી. તમે તમારી પ્રતિજ્ઞા સત્ય કરી અને લોકોને વેદ સમ્મત સુખ કરી આપ્યું. સર્વ

કોઈ આ સ્થળને ગંગાસાગર કહેશે અને પાપીરૂપી ઘુવડ ગંગારૂપી સૂર્યના દર્શનથીજ ડરશે. ગંગાજીનું બીજું નામ ભાગીરથી + કહેવાશે, એનું નામ સાંભળતાં દેવતાઓ, સિધ્ધો તથા નાગ લોકો તમારી કીર્તિ સંભારશે. આ પ્રમાણે કહીને બ્રહ્મા પોતે બ્રહ્મલોકમાં ગયા અને અહીં ભગીરથ રાજા ઘણું સુખ પામ્યા. ૧--૨--૩--૪--૫.

छं०–पायो अमित सुख बहुरि पूजा सुरसरिहि मन लाइकै ॥
तब दीन्ह आशिष मुदित गंगा नृप गये सुखपाइकै ॥
इहि भाँति सुनि गंगा कथा तब राम ऋषि चरणन नये ॥
कह दास तुलसी राम लषणहिं महा मुनि आशिष दये ॥ ३२ ॥

ભગીરથે અત્યન્ત આનંદ પામી એકાગ્ર ચિત્તે ગંગાજીની પૂજા કરી તેથી પ્રસન્ન થઇ ગંગાજીએ આશિષ દીધી, તેથી સુખ પામીને પછી ભગીરથ ઘેર ગયો. આ પ્રમાણે ગંગાજીની કથા સાંભળીને રામ લક્ષ્મણ ભાવથી વિશ્વામિત્રને પગે લાગ્યા ( તેથી તુળસીદાસ કહે છે કે )–મુનિએ બન્ને ભાઇને આશિષ દીધી. ૩૨.

दोहा–कौशिक आशिष अमियसम, पायहर्ष रघुराज ॥
प्रभु संशय सब इमि गइ, लवा निरखि जिमि बाज ॥ २६२ ॥

વિશ્વામિત્રની અમૃત જેવી આશિશ પામીને રામચંદ્રજી રાજી થયા અને જેમ બાજથી ચકલી નાશી જાય તેમ વિશ્વામિત્રનાં વચનોથી રામચંદ્રજીનો સંશય નાશી ગયો. ૨૬૨.

दोहा–आशिष सुधा समान सुनि, हरखे श्री रघुनाथ ॥
प्रभु सुख पाय कर्यो पुनि, स्नान सहित मुनिनाथ ॥ २६३ ॥

અમૃત સમાન આશિશ સાંભળી શ્રીરઘુનાથજી આનંદ પામ્યા. પછી સુખ પામીને મુનિની સાથે ગંગાજીમાં સ્નાન કર્યું. ૨૬૩.

चौ०–राम नाम ते संशय जाइ, देह धरे कर नाटक भाई ॥
गाधितनय सब कथा सुनाई, ज्यहि प्रकार सुरसरि महि आई ॥
तब प्रभु ऋषिन्ह समेत नहाये, विविधदान महिदेवन पाये ॥

+ ભગીરથ રાજા તપ કરીને લાવ્યા માટે ભાગીરથી કહેવાયાં. ગંગાજી જન્હુ રાજાની યજ્ઞ સામગ્રી તાણી ગયાં હતાં તેથી જન્હુ ક્રોધ કરીને ગંગાને પી ગયા હતા, પણ ભગીરથની સ્તુતિપરથી જન્હુએ પોતાના અંગમાંથી પાછાં કાઢયાં હતાં તેથી જાન્હવી પણ કહેવાય છે. (વા. રા.)

हर्षि चले मुनिवृन्द सहाया, वेगि विदेह नगर नियराया ॥
पुररम्यता राम जब देखी, हर्षे अनुज समेत विशेखी ॥
वापी कूप सरित सर नाना, सलिल सुधासम मणिसोपाना ॥
गुंजत मंजु मत्त रस भृङ्गा, कूजत कल बहु वरण विहंगा ॥
वरण वरण विकसे जलजाता, त्रिविधि समीर सदा सुखदाता ॥

જે રામનું નામ લેતાંજ સંશય ટળી જાય છે તે રામચંદ્રજીને શંકા ઉત્પન્ન થાય છે એ આશ્ચર્ય લાગવા જેવું છે, પણ જ્યારે મનુષ્યદેહ ધર્યો છે ત્યારે નાટકની પેઠે ભજવી બતાવવો જોઈએ. એમ જાણીને પોતે સંશય કરે છે. વિશ્વામિત્રે જે રીતે ગંગાજી પૃથ્વીપર આવ્યાં તે સર્વ કથા કહી સંભળાવી. રામચંદ્રજીએ ઋષિઓ સહિત ગંગાજીમાં ન્હાઈને બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં દાન આપ્યાં. પછી હર્ષ પામીને મુનિઓના સમૂહ સહિત ત્યાંથી ચાલીને તાકીદે જનકરાજાના નગર નજીક આવ્યા. જનકપુરની રમણીયતા જોઈને બન્ને ભાઈઓ ઘણો હર્ષ પામ્યા. ત્યાં વાવ, કૂવા, નદીઓ, અનેક સરોવરો આદિ જળાશયોમાં પાણી અમૃત જેવાં હતાં અને પગથીઆં મણિઓથી બાંધેલાં હતાં. મકરંદથી મત્ત થયેલા ભમરાઓ સુંદર ગુંજારવ કરતા હતા, રંગ બેરંગી અનેક પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં. રંગરંગનાં કમળો પ્રફુલ્લિત થઈ રહ્યાં હતાં અને સદા શીતળ, મંદ તથા સુગંધવાન સુખદ પવન ચાલતો હતો. ૧-૨-૩-૪.

दोहा–सुमन वाटिका बाग वन, विपुल विहंग निवास ॥
फूलत फलत सुपल्लवित, सोहत पुर चहुँ पास ॥ २६४ ॥

નગરની ચારે તરફ ફુલવાડીઓ પ્રફુલ્લિત થઈ રહી હતી, બાગોમાં ફળો ફળી રહ્યાં હતાં અને વનો સુંદર નવપલ્લવોથી શોભી રહ્યાં હતાં અને તે સર્વમાં અનેક પક્ષીઓ નિવાસ કરી રહ્યાં હતાં. ૨૬૪.

चौ०–बनै न वर्णत नगर निकाई, जहाँ जाइ मन तहाँ लुभाई ॥
चारु बजार विचित्र अटारी, मणिमय विधि जनु स्वकर सँवारी ॥
चौहट सुन्दर गली सुहाई, सन्तत रहहिं सुगन्ध सिचाई ॥
धनिकवणिक वर धनद समाना, बैठे सकल वस्तु ले नाना ॥
मंगलमय मन्दिर सब करे, चित्रित जनु रतिनाथ चितेरे ॥
पुर नर नारि सुभग शुचि संता, धर्मशील ज्ञानी गुणवंता ॥
अति अनूप जहँ जनक निवासू, विथकहिं विबुध विलोकि विलासू ॥
होत चकित चित कोट विलोकी, सकल भुवन शोभा जनु रोकी ॥

એ નગરની શોભા વર્ણવી શકાય તેમ નથી. જ્યાં જઈએ ત્યાં મન લોભાય એવું હતું. સુંદર બજાર અને વિચિત્ર મણિમય અટારીઓ તે જાણે બ્રહ્માએ પોતાના હાથે સુધારી હોય એવી શોભતી હતી. કુબેરના જેવા ધનવાન ઉત્તમ વેપારીઓ અનેક પ્રકારની સઘળી વસ્તુઓ લઈને બેઠા હતા. સુંદર ચોટાં તથા શોભાયમાન ગલીઓ હમેશાં સુગંધમય છંટકાવ પામેલી રહેતી હતી. સર્વ લોકનાં મંગળમય ઘરો તે જાણે કામદેવ રૂપી ચિતારાએ ચિત્રેલાં હોય એવાં દેખાતાં હતાં. શેહેરનાં સઘળાં સ્ત્રી પુરૂષો સુંદર, પવિત્ર, સજ્જન, ધર્મશીળ, જ્ઞાની અને ગુણવાન હતાં. જનક રાજાના રાજમેહેલ એવા અનુપમ હતા કે તેનો વૈભવ જોઈને દેવતાઓ પણ વર્ણવતાં થાકી જતા હતા. શેહેરનો કોટ જોઈ સર્વ લોક ચકિત થઈ જતા હતા અને તે કોટ જાણે ત્રિલોકની શોભા એકઠી કરીને બનાવ્યો હોય એવો દેખાતો હતો. ૧-૨-૩-૪.

दोहा—धवल धाम मणि पुरटपटु, सुघटित नाना भाँति ॥
सियनिवास सुंदर सदन, शोभा किमि कहि जाति ॥ २९५ ॥

ઉજ્વળ મેહેલો ઉપર મણિઓની અને સુવર્ણના પટની નાના પ્રકારની સુંદર રચનાઓ કરી હતી. અને સીતાજીને રહેવાના સુંદર મેહેલની શોભાનું તો વર્ણન કરી શકાયજ કેમ ? ૨૯૫.

चौ०—सुभगद्वार सब कुलिश कपाटा, भूप भीर नट मागध भाटा ॥
बनी विशाल बाजि गजशाला, हय गज रथ संकुल सबकाला ॥
शूर सचिव सेनप बहुतेरे, नृपगृह सरिस सदन सबकेरे ॥
पुरबाहर सर सरीत समीपा, उतरे जहँ तहँ विपुल महीपा ॥
देखि अनूप एक अमराई, सब सुपास सब भाँति सुहाई ॥
कौशिक कहेउ मोरे मन माना, इहाँ रहिये रघुवीर सुजाना ॥
भलेहिनाथ कहि कृपानिकेता, उतरे तहँ मुनि वृन्द समेता ॥
विश्वामित्र महामुनि आये, समाचार मिथिलापति पाये ॥

શેહેરના સઘળા દરવાજા સુંદર હતા અને તેનાં કમાડ વજ્ર જેવાં હતાં. શેહેરમાં રાજાઓની, નટોની, વહીવંચા અને ભાટ લોકોની ભીડ થઈ રહી હતી. હયશાળાઓ અને ગજશાળાઓ ઘણી મોટી બની હતી. સર્વ કાળ હાથી, ઘોડા ને રથની ગરદી રહેતી હતી. શૂરાઓ, મંત્રીઓ, સેનાપતિઓ ઘણા હતા તે સર્વને રાજાઓના જેવાં સુંદર ઘરો ઉતરવા આપ્યાં હતાં. શેહેર બહાર સરોવરો અને નદીઓની પાસે જ્યાં જ્યાં મોટા મોટા રાજાઓ ઉતર્યા હતા. ત્યાં

આંબાઓની અનુપમ ઘટા સુવાસિત અને સર્વ પ્રકારે સુશોભિત જોઈને વિશ્વામિત્રે કહ્યું કે-"હે ચતુર રઘુવીર! આ જગ્યા મારા મનને ગમે છે માટે અહીંજ રહીએ." "બહુ સારૂ, સ્વામી" એમ કહીને કૃપાળુ રામચંદ્રજી ત્યાં મુનિઓના સમાજ સહિત ઉતર્યા. જનકરાજાને મહામુનિ વિશ્વામિત્ર આવ્યાના સમાચાર મળ્યા. ૧-૨-૩-૪.

दोहा–संग सचिव शुचि भूरि भट, भूसुरवर गुरु ज्ञाति ॥
चले मिलन मुनिनायकहि, मुदितराउ भलि भाँति ॥ २६६ ॥

જનક રાજા આનંદ પામી પોતાની સાથે પવિત્ર મંત્રીઓને, ઘણા યોદ્ધાઓને, મોટા મોટા બ્રાહ્મણોને, ગુરૂને તથા જાતિ ભાઇઓને લઇ રૂડી રીતે વિશ્વામિત્રને મળવા આવ્યા. ૨૬૬.

चौ०–कीन्ह प्रणाम धरणि धरि माथा, दीन्ह अशीश मुदित मुनि नाथा ॥
विप्रवृन्द सब सादर वन्दे, जानि भाग्य बड़ि राउ अनन्दे ॥
कुशल प्रश्न कहि वारहिंवारा, विश्वामित्र नृपहिं बैठारा ॥
तेहि अवसर आये दोउ भाई, गये रहे देखन फुलवाई ॥
श्याम गौर मृदु वयस किशोरा, लोचन सुखद विश्वचित चोरा ॥
उठे सकल जब रघुपति आये, विश्वामित्र निकट बैठाये ॥
भे सब सुखी देखि दोउ भ्राता, वारि विलोचन पुलकित गाता ॥
मूरति मधुर मनोहर देखी, भयउ विदेह विदेह विशेषी ॥

જનકે પૃથ્વીપર માથું મૂકીને પ્રણામ કરતાં વિશ્વામિત્ર ઋષિએ આનંદથી તેમને આશિશ દીધી. રાજા બ્રાહ્મણોના સમૂહને આદરપૂર્વક વંદન કરી પોતાનું મોટું ભાગ્ય સમજી આનંદ પામ્યા. વિશ્વામિત્રે વારંવાર કુશળતા પૂછી રાજાને બેસાડયા. તે વખત રામ લક્ષ્મણ બન્ને ભાઇઓ ફુલવાડીઓ જોવાને ગયા હતા તે ત્યાં આવ્યા. એક શ્યામ અને બીજા ગૌર વર્ણવાળા, કોમળ તથા કિશોર અવસ્થાવાળા, નેત્રોને સુખ આપનારા, અને જગતના ચિત્તને ચોરનારા એવા રામ લક્ષ્મણ આવતાં સર્વ લોકો ઉભા થયા. મધુર અને મનોહર મૂર્તિને જોઇને જનક રાજા જે વિદેહ કહેવાતા હતા તે અત્યન્ત વિદેહજ થઇ ગયા. ૧-૨-૩-૪.

दोहा–प्रेममगन मन जानि नृप, करि विवेक धरि धीर ॥
बोले मुनिपद नाइशिर, गद्गद गिरा गँभीर ॥ २६७ ॥

પોતાનું મન પ્રેમમાં મગ્ન થયેલું જાણી રાજા વિવેકથી મનમાં ધીરજ ધરીને મુનિનાં ચરણોમાં માથું નમાવી ગદ્‌ગદ કંઠથી ગંભીર વાણી બોલ્યા કે-૨૬૭.

चौ०-कहहु नाथ सुन्दर दोउ बालक, मुनि कुल तिलक कि नृप कुलपालक ॥
ब्रह्मजु निगम नेति कहि गावा, उभय भेषधरि सोइ की आवा ॥
सहज विराग रूप मन मोरा, थकित होत जिमि चंद्र चकोरा ॥
ताते प्रभु पूँछौं सदभाउ, कहहु नाथ जनि करहु दुराउ ॥
इनहिं विलोकत अति अनुरागा, बरबशब्रह्म सुखहि मन त्यागा ॥
कह मुनि विहँसि कहँ नृपनीका, वचन तुम्हार न होइ अलीका ॥
येप्रियसबहिं जहाँ लगि प्राणी, मनमुसुकाहिं राम सुनिवाणी ॥
रघुकुलमणि दशरथके जाये, ममहित लागि नरेश पठाये ॥

"હે નાથ ! આ બે સુંદર બાળકો મુનિકુળના તિલકરૂપ છે કે કોઈ રાજકુળના પાળક છે,પરબ્રહ્મ-પરમાત્મા કે જેને વેદ નेति नेति કહીને ગાય છે તેજ પોતે આ બે વેષ ધરીને આવ્યા છે કે શું ? મારૂ મન કે જે સહજ વૈરાગ્યવાન છે તે પણ જેમ ચંદ્રને જોઇ ચકોર થકિત થઇ જાય તેમ-થકિત થઇ ગયું છે, તેથી હે મુનિ ! હું સાચા ભાવથી પૂછું છું, માટે કહો, છાનું રાખશો નહી. આ બાળકોને જોતાંજ મારા મનમાં અત્યંત પ્રેમ ઉત્પન્ન થયો છે. તે પ્રેમે બળાત્કારે મારા મનના બ્રહ્મવિચારના સુખનો ત્યાગ કરાવી દીધો છે." વિશ્વામિત્ર હસીને બોલ્યા કે "હે રાજા ! તમે સત્ય કહો છો, તમારૂં વચન ખોટું હોય નહી. પ્રાણી માત્રને જે સર્વથી પ્રિય છે તે આ છે. આ બે બાળકો રઘુકુળમણિ દશરથ રાજાના પુત્રો છે, તેમને મારા હિતને વાસ્તે મારી સાથે મોકલ્યા છે." મુનિની વાણી સાંભળી રામચંદ્રજીએ મંદહાસ્ય કર્યું. ૧-૨-૩-૪.

दोहा-राम लषण दोउ बंधुवर, रूप शील बलधाम ।
मख राखेउ सब साखि जग, जीति असुर संग्राम ॥ २६८ ॥

રામ લક્ષ્મણ નામના આ બે ભાઈઓ ઉત્તમ રૂપ, શીળ અને બળના ધામ-રૂપ છે. તેઓએ રાક્ષસોને લડાઈમાં જીતીને મારા યજ્ઞનું રક્ષણ કર્યું છે, તે સઘળું જગત જાણે છે." ૨૬૮.

चौ०-मुनि तव चरण देखि कह राऊ, कहि न सकौं निज पुण्य प्रभाऊ ॥
सुन्दर श्याम गौर दोउ भ्राता, आनँदहूके आनँद दाता ॥

इनकी प्रीति परस्पर पावनि, कहि न जाइ मन भाव सुहावनि ॥
सुनहु नाथ कह मुदित विदेहू, ब्रह्मजीव इव सहज सनेहू ॥
पुनिपुनि प्रभुहि चितव नरनाहू, पुलकगात उर अधिक उछाहू ॥
मुनिहि प्रशंसि नाइ पद शीशा, चले लिवाय नगर अवनीशा ॥
सुन्दर सदन सुखद सब काला, तहाँ वास ले दीन्ह भुआला ॥
करि पूजा सब विधि सेवकाई, गयउ राउ गृह विदा कराई ॥

જનક રાજા બોલ્યા કે "હે મુનિ! આજ તમારાં ચરણોનાં દર્શન થયાં તેથી મારાં ધન્ય ભાગ્ય છે, મારા પુણ્યનો પ્રભાવ હું કહી શકતો નથી. આ બે સુંદર શ્યામ અને ગૌર શરીરોવાળા ભાઇઓ આનંદને પણ આનંદ આપનારા છે. બંને ભાઈની પરમ પવિત્ર, સુંદર અને મન ગમતી પરસ્પર જે પ્રીતિ છે તેનું વર્ણન કર્યું જાય તેમ નથી. હે નાથ! સાંભળો. જેમ બ્રહ્મ અને જીવને સહજ સ્નેહ છે તેમ આ બે ભાઇઓને પણ છે." જનક રાજા વારંવાર એ બાળકોને જોઇને હૃદયમાં ઘણો ઉત્સાહ પામ્યા અને શરીર રોમાંચિત થયું. પછી વિશ્વામિત્રની પ્રશંસા કરી માથું નમાવી તેઓ સર્વને સાથે લઈ જનક રાજા નગરમાં પધાર્યા. સર્વકાળ સુખ આપે એવું સુંદર મકાન હતું તેમાં રાજાએ તેઓને ઉતારો આપ્યો, અને સર્વ પ્રકારે તેમની સેવા પૂજા કરી આજ્ઞા માગી રાજા વિદાય થયા. ૧-૨-૩-૪.

दोहा—ऋषय संग रघुवंशमणि, करि भोजन विश्राम ॥
बैठे प्रभु भ्राता सहित, दिवस रहा भरि याम ॥ २६९ ॥

રઘુવંશના મણિરૂપ રામચંદ્રજી ઋષિઓ સાથે ભોજન કરી વિશ્રામ લઈ લક્ષ્મણજી સાથે બેઠા. આ સમયે એક પોહોરભર દિવસ રહ્યો હતો. ૨૬૯.

ચો૦—लषण हृदय लालसा विशेषी, जाई जनकपुर आइय देखी ॥
प्रभु भय बहुरि मुनिहि सकुचाहीं, प्रकट न कहहिं मनहिं मुसुकाहीं ॥
राम अनुज मनकी गतिजानी, भक्तवछलता हियहुलसानी ॥
परम विनीत सकुचि मुसुकाई, बोले गुरू अनुशासनपाई ॥
नाथ लषण पुर देखन चहहीं, प्रभु सकोचडर प्रगट न कहहीं ॥
जो राउर अनुशासन पाऊं, नगर देखाइ तुरत लै आऊं ॥
सुनिमुनीश कह वचन सप्रीती, कस न राम राखहु तुम नीती ॥
धर्म्मसेतु पालक तुम ताता, प्रेम विवश सेवक सुखदाता ॥

લક્ષ્મણજીને મનમાં ઇચ્છા થઈ કે જઈને જનકપુર જોઇ આવીએ, પણ રામચંદ્રજીના ભયને લીધે તથા મુનિ પ્રત્યે સંકોચને લીધે પ્રકટ રીતે કહી શકતા નહી, પણ મનમાં ને મનમાં હસ્યા કરતા હતા.

રામે નાના ભાઇના મનની સ્થિતિ જાણી તેથી હૃદયમાં ભક્ત વત્સળતા ઉભરાવા લાગી, પછી ગુરૂની આજ્ઞા પામવા માટે પરમવિનયથી સંકોચ પામતા તથા હસતા હસતા બોલ્યા કે-" હે નાથ ! લક્ષ્મણજી જનકપુર જોવાને ઇચ્છે છે, પણ તમારા સંકોચને લીધે તથા ડરને લીધે પ્રકટ રીતે કહી શકતા નથી. જો આપની આજ્ઞા હોય તો તેમને નગર દેખાડી પાછા તુરત લઈ આવું." રામચંદ્રજીનાં વચનો સાંભળીને વિશ્વામિત્ર બોલ્યા કે " હે તાત ! તમે ધર્મના સેતુ રૂપ છો, જગતના પ્રતિપાળક છો, ભક્તજનોના પ્રેમને વશ્ય છો, અને સેવકોને સુખ આપનારા છો, માટે આવી નીતિ કેમ ન રાખો. ૧-૨-૩-૪.

दोहा–जाय देखि आवहु नगर, सुखनिधान दोउ भाइ ॥
करहु सफल सबके नयन, सुन्दर वदन दिखाइ ॥ २७० ॥

તમો સુખના ભંડારરૂપ બન્ને ભાઈઓ જઈને નગર જોઈ આવો, અને તમારાં સુંદર મુખ દેખાડી સર્વનાં નેત્ર સફળ કરો." ૨૭૦.

चौ०–मुनि पद कमल वन्दि दोउ भ्राता, चले लोक लोचन सुखदाता ॥
बालक वृन्द देखि अति शोभा, लगे संग लोचन मन लोभा ॥
पीत वसन परिकर कटि भाथा, चारू चाप शर सोहत हाथा ॥
तनु अनुहरत सुचंदन खोरी, श्यामल गौर मनोहर जोरी ॥
केहरिकन्धर बाहु विशाला, उर अति रुचिर नाग मणि माला ॥
सुभग श्रवण सरसीरूह लोचन, वदन मयंकतापत्रय मोचन ॥
कानन कनकफूल छबिदेहीं, चितवत चितहि चोरजनुलेहीं ॥
चितवनिचारू भृकुटि वरबाँकी, तिलक रेख शोभा जनुचाँकी ॥

લોકોનાં નેત્રોને આનંદ આપનારા બન્ને ભાઇઓ મુનિનાં ચરણ કમળનું વંદન કરીને ચાલ્યા. નેત્રો અને મન લોભાય એવી તેઓની અત્યંત સુંદરતા જોઇને બાળકોનાં ટોળેટોળાં તેમની સાથે ચાલ્યાં. કમરમાં પીળું વસ્ત્ર કસી તેમાં ભાથાઓથી, હાથમાં સુંદર ધનુષ્ય બાણોથી અને શરીરે અનુસરતા ચંદનના લેપનથી શ્યામ અને ગૌર વર્ણવાળી એ મનોહર જોડી શોભી રહી હતી. સિંહના જેવી ડોક ( ગરદન ) હતી, બાહુ વિશાળ હતા. વક્ષઃસ્થળમાં સુંદર ગજમોતીની માળાઓ પહેરેલી હતી, કાન સુંદર હતા, કમળો જેવાં નેત્ર હતાં.

મુખ રૂપી ચંદ્ર ત્રણે તાપ ( અધ્યાત્મ, અધિભૂત ને અધિદૈવ્ય ) ને નસાડનાર હતો. કાનોમાં પેહેરેલાં સુવર્ણનાં ફુલોની કાન્તિ જાણે જોનારનાં ચિત્ત ચોરી લેતી હોય એવી દેખાતી હતી, તેમનું જોવું મનોહર હતું, ઉત્તમ ભ્રકુટી વાંકી હતી, તિલકની રેખાઓએ જાણે સઘળી શોભા રોકી લીધી હોય એવી શોભતી હતી. ૧-૨-૩-૪.

दोहा—रूचिर चौतनी सुभग शिर, मेचक कुंचित केश ॥
नख शिख सुन्दर बंन्धु दोउ, शोभा सकल सुदेश ॥ २७१ ॥

શોભીતાં માથાંપર સુંદર ચાર ખુણાવાળી ટોપીઓ હતી, માથે શ્યામ તથા વાંકડીયાળા કેશ હતા. એ રીતે બન્ને ભાઇઓ નખથી શીખા પર્યંત સુંદર હતા. તેઓ સઘળી શોભાના પ્રદેશરૂપ હતા. ૨૭૧.

चौ०—देखन नगर भूपसुत आये, समाचार पुरबासिन पाये ॥
धाये धाम काम सब त्यागे, मनहु रंक निधि लूटन लागे ॥
निरखि सहज सुन्दर दोउभाई, होहिं सुखी लोचन फलपाई ॥
युवती भवन झरोखनि लागी, निरखहिं राम रूप अनुरागी ॥
कहहिं परस्पर वचन सप्रीती, सखिइन कोटि काम छबि जीती ॥
सुर नर असुर नाग मुनिमाहीं, शोभा अस कहुं सुनियत नाहीं ॥
विष्णु चारिभुज विधि मुखचारी, विकट वेष मुखपञ्च पुरारी ॥
अपरदेव अस को जग आही, यह छबि सखि पटतारिये जाही ॥

જનક રાજાના પુત્રો નગર જોવા આવ્યા છે એવા સમાચાર મળતાં નગર વાસીઓ ઘરબાર તથા કામકાજ સર્વ છોડીને દોડયાં, જાણે રંક લોકો ભંડાર લુંટવા દોડતાં ન હોય ! સ્વાભાવિક સુંદરતાવાળા બન્ને ભાઇઓને જોઇ લોકો પોતાનાં નેત્રો સફળ થયાં માની સુખી થયા. યુવતીઓ ઘરોના ઝરોખાપર ચઢી ચઢીને પ્રેમ પૂર્વક રામનું રૂપ જોવા લાગી. યુવતીઓ પરસ્પર પ્રીતિપૂર્વક બોલવા લાગી કે " સખી ! આની કાન્તીએ કરોડ કામદેવની કાન્તિને જીતી લીધી છે, દેવતા મનુષ્ય, અસુર, નાગ કે મુનિ એમાંના કોઈની પણ આવી શોભા કાને સાંભળી નથી. વિષ્ણુ છે તે ચાર ભુજાવાળા છે, બ્રહ્મા પણ ચાર મુખવાળા છે. અને સદાશિવ વિકટવેષવાળા તથા પાંચ મુખવાળા છે, ત્યારે હવે જગતમાં એવો કયો રહ્યો કે તેની કાન્તી સાથે આ બે ભાઇઓની કાન્તિ સરખાવીએ ? ૧-૨-૩-૪

दोहा—वय किशोर सुखमा सदन, श्याम गौर सुखधाम ॥
अंग अंगपर वारिये, कोटि कोटि शत काम ॥ २७२ ॥

સુખના ધામરૂપ શ્યામ અને ગૌર વર્ણવાળા બન્ને ભાઈઓ કીશોર અવસ્થાવાળા અને સુખના સ્થાનક રૂપ છે. તેઓના એક એક અંગપર સેંકડો કરોડ કામદેવોની બલીહારી કરીએ. ૨૭૨

कहहु सखी अस को तनुधारी, जो न मोह यह रूप निहारी ॥
कोउ सप्रेम बोली मृदुबानी, जो मैं सुना सु सुनहु सयानी ॥
ये दोउ नृप दशरथके ढोटा, बाल मरालनिके कलजोटा ॥
मुनि कौशिक मखके रखवारे, जिन रण अजय निशाचर मारे ॥
श्यामगात कलकंज विलोचन, जो मारीच सुभुज मद मोचन ॥
कौशल्यासुत सो सुखखानी, नाम राम धनु सायक पानी ॥
गौर किशोर वेष वर काछे, करशर चाप रामके पाछे ॥
लक्ष्मण नाम राम लघु भ्राता, सुनु सखि तासु सुमित्रा माता ॥

સખી કહો, એવું દેહધારી કોણ છે કે જે આ બે ભાઈઓનાં રૂપ જોઈ મોહ ન પામે ?" કોઈ સ્ત્રી પ્રેમ ભરેલી કોમળ વાણી બોલી કે-હે ડાહી સખી ! મેં જે સાંભળ્યું છે તે સાંભળ. આ બન્ને દશરથ રાજાના પુત્રો છે કે જે બાળ રાજહંસની જોડી જેવા છે. તે રણમાં જીતી ન શકાય એવા રાક્ષસોને મારીને વિશ્વામિત્ર ઋષિના યજ્ઞની રખવાળી કરનારા છે. આ જે શ્યામ શરીરવાળા, તાજાં કમળો જેવાં નેત્રવાળા, હાથમાં ધનુષ બાણવાળા અને સુખની ખાણરૂપ છે તે કૌસલ્યાના પુત્ર રામચંદ્રજી છે, એમણે મારીચનો તથા સુબાહુનો મદ ઉતાર્યો છે. હે સખી ! સાંભળ. આ જે ગૌર શરીરવાળા છે, કિ-શોર અવસ્થાવાળા છે અને ઉત્તમ ભેખ ધરીને તથા હાથમાં ધનુષ્ય બાણ લઈને રામની પાછળ ઉભા છે તે રામચંદ્રજીના નાનાભાઈ લક્ષ્મણજી છે, એમનીમાતાનું નામ સુમિત્રા છે. ૧-૨-૩-૪.

दोहा—विप्र काज करि बन्धु दोउ, मगमुनी वधू उधारि ॥
आये देखन चापमख, सुनि हरषी सब नारि ॥ २७३ ॥

બન્ને ભાઇઓ બ્રાહ્મણોના યજ્ઞની રક્ષા કરીને અને માર્ગમાં ગૌતમ મુનિની સ્ત્રીનો ઉદ્ધાર કરીને અહીં ધનુષ્ય યજ્ઞ જોવાને આવ્યા છે." આ વાત સાંભળીને સઘળી સ્ત્રીઓ રાજી થઇ. ૨૭૩.

चौ०—देखि राम छबिको एक कहई, योग्य जानकी यह बर अहई ॥
जो सखि इनहिं देखि नरनाहू, प्रण परिहारि हठि करहिं विवाहू ॥
कोउ कह इनहिं भूप पहिचाने, मुनि समेत सादर सनमाने ॥
सखि परन्तु प्रण राउ न तजई, विधिवश हठि अविवेकहि भजइ ॥
कोउ कह जो भलअहै विधाता, सब कहँ सुनिय उचित फलदाता ॥
तो जानकिहि मिलिहि वर एहू, नाहिन आली यह सन्देहू ॥
जो विधिवश अस बनै सँयोगू, तो कृतकृत्य होहिं सब लागू ॥
सखि हमरे अति आरति ताते, कबहुँक ए आवहिं यहिनाते ॥

રામની કાન્તિ જોઇને કોઈ કહેવા લાગી કે "આ વર જાનકીને યોગ્ય છે. હે સખી! જો જનક રાજા એમને દેખે તો પોતાના 'પણ'ની હઠ છોડી દઇને એમની સાથેજ વિવાહ કરે." કોઈ કહેવા લાગી કે-"રાજાએ એમને ઓળખ્યા છે અને મુનિઓની સાથે એમનું આદર સન્માન પણ કર્યું છે. પરંતુ જનકરાજા પોતાનું 'પણ' તજશે નહી. એ તો દૈવાધીન થઈ હઠ પકડી અવિવેકમાંજ રહેશે." કોઈસ્ત્રી બોલી કે-"હે આલિ! જો વિધાતા ભલો હશે અને સર્વના કહ્યા પ્રમાણે યથાયોગ્ય ફળ આપનારો હશે તો જાનકીને એજ વર મળશે એમાં કશો સંદેહ નથી. જો દૈવઇચ્છાથી એવો સંયોગ બની જાય તો સર્વ લોકો કૃતકાર્ય થઇ જાય. સખી! હું તો એટલા માટે વધારે આતુરતા રાખું છું કે જો એવો નાતો થાય તો તેને લીધે બીજી કોઇવાર પણ એ અહીં આવે. ૪

दोहा—नाहिते हम कह सुनहु सखि, इन्ह कर दर्शन दूरि ॥
यह संघट तब होइ जब, पुण्य पुराकृत भूरि ॥ २७४ ॥

હે સખી! નહી તો હું કહુંછું કે—એમનાં દર્શન દુર્લભ છે, જો આપણી ધારણા પ્રમાણે બની જાય તો આપણાં પુર્વનાં મોટાં પુણ્ય સમજવાં." ૨૭૪

चौ०—बोली अपर कहउसखिनीका, यह विवाह सम्मत सबहीका ॥
कोउ कह शंकरचाप कठोरा, ये श्यामल मृदुगात किशोरा ॥
सब असमंजस अहै सयानी, यह सुनि अपर कहै मृदुबानी ॥
सखि इन कहँ कोउ अस कहहीं, बड़प्रभाव देखत लघु अहहीं ॥
परसि जासु पदपंकज धूरी, तरी अहल्या कृत अघभूरी ॥
सोकि रहैं बिनु शिव धनु तोरे, यह प्रतीति परिहरिय न भोरे ॥

जेहि विरंचि रचि सीय सँवारी, तेहि श्यामलवर रचेउ बिचारी ॥
तासु वचन सुनि सब हषानी, ऐसेइ होउ कह मृदुवानी ॥

બીજી સ્ત્રી બોલી કે–" સખી ! તું સત્ય કહે છે. આ વિવાહ સર્વને પસંદ છે. "કોઈ કહેવા લાગી કે–" શંકરનું ધનુષ ઘણું કઠણ છે અને આ શ્યામ સુંદર કોમળ શરીરવાળા અને કિશોર વયના છે. એ સર્વ જોતાં તો અસંભવ લાગે છે." એ સાંભળીને બીજી કોમળ વાણીથી બોલી કે "હે સખી! કોઈ કોઈ એમના સંબંધમાં કહે છે કે " એ નાના છે ખરા, પણ એમનો પ્રભાવ મોટો છે. ભારે પાપવાળી અહલ્યા જેના ચરણ કમળની રજના સ્પર્શથી તરી ગઈ તે સદાશિવનું ધનુષ તોડયા વીના કેમ રહે ? એ પ્રતીતિ ભુલથી પણ તજશો નહી, જે વિધાતાએ સીતાને ઘણી સંભાળથી સજી તેણેજ વિચાર કરીને આ શ્યામ સુંદર વર બનાવી રાખેલ છે." આ વચનો સાંભળીને સર્વ સ્ત્રીઓ હર્ષ પામી, અને કોમળ વાણીથી બોલી કે–" એમજ થાઓ, એમજ થાઓ.' ૧-૨-૩-૪

दोहा–हिय हरपहिं वर्षहिं सुमन, सुमुखि सुलोचनि वृंद ॥
जाहिं जहाँ जहँ बंधु दोउ, तहँ तहँ परमानन्द ॥ २७५ ॥

સુંદર મુખડાંવાળી તથા સુંદર નેત્રોવાળી સ્ત્રીઓ હૃદયમાં રાજી થઇને ફુલની વૃષ્ટિ કરવા લાગી. એ રીતે બન્ને ભાઈઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એવોજ પરમ આનંદ થઈ રહ્યો. ૨૭૫.

चौ०–पुर पूरवदिशि गे दोउभाइ, जहँा धनुष मख भूमि बनाई ॥
अति विस्तार चारु गच ढारी, विमल वेदिका रुचिर सँवारी ॥
चहुँदिशि कंचनमंच विशाला, रचे जहाँ बैठहिं महिपाला ॥
त्यहि पाछे समीप चहुँ पासा, अपर मंच मण्डली विलासा ॥
कछुक ऊँच सब भाँति सुहाई, बैठहिं नगर लोग सब आई ॥
तिनके निकट विशाल सुहाये, धवल धाम बहु वरण बनाये ॥
जहँ बैठी देखहिं पुर नारी, यथायोग्य निजकुल अनुहारी ॥
पुरबालक कहि कहि मृदु वचना, सादर प्रभुहि दिखावहिं रचना ॥

બન્ને ભાઇઓ નગરની પુર્વ દિશા તરફ કે જ્યાં ધનુષ યજ્ઞની ભુમિ બનાવી રાખી હતી ત્યાં ગયા. એ ભુમીમાં મોટા વિસ્તારવાળી, સુંદર મણીઓના જડાવવાળી, અને નિર્મળ તથા સુંદર વેદી બનાવી હતી. એની ચારે તરફ રાજાઓને બેસવાને વાસ્તે સુવર્ણના વિશાળ કોચ ગોઠવી રાખ્યા હતા. અને તેની

પછવાડે અને પાસે ચારે તરફ કોચની બીજી પંક્તિ મંત્રી મંડળને બેસવા વાસ્તે ગોઠવી રાખી હતી. એ બીજી હારની પાછળ થોડીક ઉંચી અને સર્વ પ્રકારે સુંદર જગ્યા નગરના લોકને બેસવા માટે ઠરાવી હતી. તેની પાસે વિશાળ, સુશોભિત અને ઘણી જાતના રંગવાળા ઉજ્વળ ગોખ બનાવી રાખ્યા હતા. કે જ્યાં નગરની સ્ત્રીઓ પોતપોતાના કુળની રીતિને અનુસરીને યથાયોગ્ય બેસી સર્વ જોઈ શકે. જનકપુરના બાળકો કોમળ વાણીથી બોલી બોલીને આદરપૂર્વક રામચંદ્રજીને એ સર્વ રચના બતાવતા હતા. ૧-૨-૩-૪.

दोहा—सबशिशु मिसु इहि प्रेम वश, परासि मनोहर गात ॥
तनु पुलकहिं अति हर्ष हिये, देखि देखि दोउ भ्रात ॥ २७६ ॥

પ્રેમાધીન થયેલા સર્વ બાળકો બન્ને ભાઈઓનાં મનોહર ગાત્રાને સ્પર્શ કરતા હતા. અને તેઓને જોઇ જોઈને હૃદયમાં આનંદ પામતા હતા તથા તેમનાં શરીર રોમાંચિત થતાં હતાં. ૨૭૬.

चौ०—शिशु सब राम प्रेम वश जाने, प्रीति समेत निकेत बखाने ॥
निज निज रुचि सबलेहिं बुलाई, सहित सनेह जाहिं दोउ भाई ॥
राम दिखावहिं अनुजहिं रचना, कहि मृदुमधुर मनोहर वचना ॥
लव निमेष महँ भुवन निकाया, रचै जासु अनुशासन माया ॥
भक्तहेतु सोइ दीनदयाला, चितवत चकित धनुष मखशाला ॥
कौतुक देखि चले गुरु पाहीं, जानि विलम्ब त्रास मन माहीं ॥
जासु त्रास डरकहँ डर होई, भजन प्रभाव दिखावत सोई ॥
कहि बात मृदु मधुर सुहाई, किये विदा बालक बरिआई ॥

રામચંદ્રજીએ સર્વ બાળકોને પ્રેમાધીન થયેલાં જાણીને પ્રીતિ પૂર્વક તેમણે દેખાડેલાં સ્થળોનાં વખાણ કર્યાં. બાળકો પોતપોતાની રૂચિ પ્રમાણે બોલાવી લેતા અને બન્ને ભાઈઓ સ્નેહ સહિત જ્યાં બોલાવતા ત્યાં જોવા જતા હતા. રામચંદ્રજી કોમળ, મધુર તથા મનોહર વચનો બોલીને લક્ષ્મણજીને તે (ધનુષયજ્ઞની) રચના દેખાડતા હતા. જેની આજ્ઞાથી માયા એક ક્ષણવારમાં અનેક બ્રહ્માંડ બનાવી દે છે, તે દીનદયાળુ રામ ભક્તજનોને વાસ્તે ચકિત થઇ થઇને ધનુષ યજ્ઞની રચના જોવા લાગ્યા. એ સઘળું કૌતુક જોતાં ઘણી વાર થયેલી જાણી ડરતા ડરતા ગુરૂની પાસે જવા ચાલ્યા. જેના ત્રાસથી ડર પણ ડરી જાય છે તે રામજી ગુરૂથી ડરીને ભજનનો પ્રભાવ દેખાડે છે. સર્વ બાળકોને પણ કોમળ, મધુર તથા સુંદર વાતો કહીને બળાત્કારે વિદાય કર્યા. ૧-૨-૩-૪.

दोहा–सभय सप्रेम विनीत अति, सकुच सहित दोउ भाइ ॥
गुरु पदपंकज नाइशिर, बैठे आयसु पाइ ॥ २७७ ॥

બન્ને ભાઇઓ ડરતા ડરતા પ્રેમ સહિત, વિનય સહિત તથા સંકોચ સહિત ગુરૂ પાસે જઇ તેમનાં ચરણ કમળોમાં માથાં નમાવી તેમની આજ્ઞાથી બેઠા. ૨૭૭.

चौ०–निशि प्रवेश मुनि आयसु दीन्हा, सबहीं संध्या वंदन कीन्हा ॥
कहत कथा इतिहास पुरानी, रुचिर रजनि युगयाम सिरानी ॥
मुनिवर शयन कीन्ह तब जाई, लगे चरण चापत दोउ जाई ॥
जिनके चरण सरोरूह लागी, करत विविध जप योग विरागी ॥
ते दोउ बन्धु प्रेम जनु जीते, गुरूपद कमल पलोटत प्रीते ॥
बार बार मुनी आज्ञा दीन्हा, रघुवर जाइ शयन तब कीन्हा ॥
चापत चरण लषण उर लाये, सभय सप्रेम परम सचुपाये ॥
पुनिपुनि प्रभु कह सोवहु ताता, पौढ़े धरि उर पद जलजाता ॥

રાત્રિ પડતાં વિશ્વામિત્ર મુનિએ આજ્ઞા આપતાં સર્વેએ સંધ્યા વંદન કર્યાં. બે પહોર રાત્રિ પૂર્વેના ઇતિહાસની કથાઓ કહેતાં સાંભળતાં વીતી ગઈ. પછી વિશ્વામિત્રે જઈને શયન કર્યું અને બન્ને ભાઇઓ તેમના ચરણ ચાંપવા લાગ્યા. યોગીઓ અને વિરાગીઓ જેઓનાં ચરણ કમળની સેવાને માટે અનેક પ્રકારના જપ કરે છે. તે બે ભાઇઓ જાણે વિશ્વામિત્રના પ્રેમે તેમને જીતી લીધા હોય તેમ પ્રીતિપૂર્વક ગુરૂનાં ચરણ કમળો ચાંપવા લાગ્યા. જ્યારે વિશ્વામિત્રે વારંવાર આજ્ઞા આપી ત્યારે રામચંદ્રજીએ જઈને શયન કર્યું. એ સમયે લક્ષ્મણજી મનમાં ભય સહિત (રામની નિદ્રા જતી રહેવાનો) તથા પ્રેમ સહિત પરમ સુખ પામીને ચરણ ચાંપવા લાગ્યા. રામે વારંવાર કહ્યું કે–'તાત ! હવે સૂઈ જાઓ' એટલે તે હૃદયમાં રામનાં ચરણ કમળોનું ધ્યાન ધરીને પોઢયા. ૧–૨–૩–૪.

दोहा–उठे लषण निशि विगत सुनि, अरूण शिखा ध्वनि कान ॥
गुरुते पहिले जगपति, जागे राम सुजान ॥ २७८ ॥

કુકડાઓના શબ્દ સાંભળી રાત્રિ વીતી ગઈ જાણી લક્ષ્મણજી ઉઠયા અને સુજાણ રામચંદ્રજી પણ ગુરૂના પેહેલાં જાગ્યા. ૨૭૮.

चौ०–सकल शौच करि जाय नहाये, नित्य निबाहि गुरूहि शिर नाये ॥
समय जानि गुरू आयसु पाई, लेन प्रसून चले दोउ भाई ॥

भूप बाग वर देखयउ जाई, जहँ वसन्त ऋतु रही लुभाई ॥
लागे विटप मनोहर नाना, वरणि वरण वरवेली विताना ॥
नवपल्लव फल सुमन सुहाये, निज सम्पति सुरतरुहिं लजाये ॥
चातक कोकिल कीर चकोरा, कुँजत बिहँग नचत कलमोरा ॥
मध्यबाग सर सुभग सुहावा, मणि सोपान विचित्र बनावा ॥
विमल सलिल सो सरिजबहुरंगा, जल खग कूंजत गुंजत भृंगा ॥

સર્વ શૌચ વિધિ કરી સ્નાન કરીને નિત્યકર્મ કર્યા પછી ગુરૂને પ્રણામ કર્યા, પૂજાનો સમય થયેલો જાણી ગુરૂ વિશ્વામિત્રની આજ્ઞા લઈને બન્ને ભાઈઓ પુષ્પ લેવા વાસ્તે ચાલ્યા. રાજાનો ઉત્તમ બાગ જોયો, કે જેમાં જાણે વસંત ઋતુ લોભાઈને ત્યાંજ નિવાસ કરી રહી હોય એમ જણાતું હતું, તરેહવાર તથા રંગ રંગની ઉત્તમ લતાઓ અનેક મનોહર વૃક્ષોને વીંટાઈ રહી હતી. નવીન પાંદડાંઓથી, ફળોથી તથા પુષ્પોથી શોભી રહેલાં વૃક્ષો પોતાની શોભા સંપત્તિથી કલ્પવૃક્ષને પણ લજાવતાં હતાં. બપૈયા, કોયલો, પોપટ અને ચકોર આદિ પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં અને મોર નાચતા હતા. બાગના મધ્યભાગમાં એક શોભાયમાન સરોવર હતું, તેનાં પગથીઆં મણિઓથી વિચિત્ર બાંધ્યાં હતાં, નિર્મળ જળમાં રંગ રંગનાં કમળો ખીલી રહ્યાં હતાં, તેમાં જળચર પક્ષીઓ શબ્દ કરતાં હતાં અને ભમરો ગુંજારવ કરી રહ્યા હતા. ૧-૨-૩-૪.

दोहा—बाग तड़ाग विलोकि प्रभु, हर्षे बन्धु समेत ॥
परमरम्य आराम यह, जो रामहिं सुख देत ॥ २७९ ॥

રામચંદ્રજી પોતાના ભાઈ સહિત એ બાગ અને સરોવર જોઈને આનંદ પામ્યા, એ પરમ રમ્ય અને આરામ આપનારાં હોવાથી તેઓએ રામને સુખ આપ્યું. ૨૭૯.

चौ०—चहुँदिशि चितैपूँछिमालीगन, लगेलेन दल फुल मुदितमन ॥
त्यहि अवसर सीता तहँ आई, गिरिजा पूजन जननि पठाई ॥
संग सखी सब सुभग सयानी, गावहिं गीत मनोहरवानी ॥
सर समीप गिरिजा गृह सोहा, वरणि न जाय देखि मन मोहा ॥
मज्जन करि सर सखी समेता, गई मुदित मन गौरि निकेता ॥
पूजा कीन्ह अधिक अनुरागा, निज अनुरूप सुभग वर मांगा ॥
एक सखी सिय संग विहाई, गई रही देखन फुलवाई ॥
तेहि दोउ बन्धु विलोकेउ जाइ, प्रेम विवश सीता पहँ आइ ॥

બન્ને ભાઇઓ માળીઓને પૂછતા પૂછતા ચારે દિશાઓમાં જોવા લાગ્યા અને આનંદ પામીને પુષ્પ લેવા લાગ્યા. તે વખત પોતાની માની આજ્ઞાથી સીતાજી ત્યાં ગારી પૂજન કરવાને આવ્યાં. સીતાજીની સાથે આવેલી સઘળી સુંદર અને ચતુર સખીઓ મનોહર વાણીથી ગીતો ગાતી હતી. સરોવરની નજીક પરમ સુશોભિત કે જેનું વર્ણન કરી શકાય નહી એવું મનને મોહ ઉપજાવનારૂં જગદંબાનું મંદિર હતું. સીતાજી સખીઓ સાથે સરોવરમાં સ્નાન કરી હર્ષિત મનથી ગૌરીના મંદિરમાં ગયાં. ત્યાં ઘણા પ્રેમથી પૂજન કરીને પોતાને યોગ્ય સુંદર વર માગ્યો. એક સખી સીતાજીથી છુટી પડીને ફુલવાડી જોવા ગઇ હતી, તે રામ લક્ષ્મણ બે ભાઇઓને જોઈ પ્રેમ વશ બની જઇ સીતાની પાસે આવી. ૧-૨-૩-૪.

**दोहा–तासु दशा देखी सखिन, पुलक गात जल नयन ॥**
**कहु कारण निजे हर्षकर, पूँछहिं सब मृदुवयन ॥ २८० ॥**

એ સખીની-શરીરે રોમાંચિત તથા નેત્રોમાં જળ આવેલાં-એવી દશા જોઇને બીજી સખીઓ કોમળ વાણીથી પુછવા લાગી કે “ તને આટલો બધો હર્ષ થવાનું કારણ શું છે? તે કહે.” ૨૮૦.

**चौ०–देखन बाग कुँवर दोउ आये, वय किशोर सब भाँति सुहाये ॥**
**श्यामल गौर किमि कहौं बखानी, गिरा अनयन नयन बिनु बानी ॥**
**सुनि हरषीं सब सखी सयानी, सियाहिय अति उतकण्ठाजानी ॥**
**एक कहहिं नृपसुत ते आली, सुने जे मुनि सँग आये काली ॥**
**जिन निज रूप मोहनी डारी, कीन्हें स्ववश नगर नर नारी ॥**
**वर्णत छबि जहँ तहँ सब लोगू, अवशि देखिये देखन योगू ॥**
**तासु वचन अति सियहि सुहाने, दरशलागि लोचन अकुलाने ॥**
**चली अग्रकरि प्रिय सोई, प्रीति पुरातन लखै न कोई ॥**

સખી બોલી કે-“ કોઈ બે રાજકુંવર બાગ જોવા આવ્યા છે, તેઓ કિશોર વયના તથા સર્વ રીતે સુંદર છે, તેમાં એક શ્યામ છે અને બીજા ગૌર છે; હું તેઓનાં વખાણ શી રીતે કરી શકું ! કેમકે મારી વાણી નેત્રો વગરની અને નેત્રો વાણી વગરનાં છે.” એ સાંભળીને સર્વ ચતુર સખીઓ હર્ષ પામી અને તેઓએ સીતાજીના હૃદયમાં પણ ઘણી આતુરતા છે એમ જાણ્યું. એક સખી બોલી કે-“ સખીઓ ! કાલે વિશ્વામિત્ર ઋષિની સાથે આવેલા છે તેજ એ બે રાજકુમારો છે. જેમણે પોતાના રૂપની મોહની નાંખીને નગરનાં સ્ત્રી

પુરૂષોને વશ્ય કર્યા છે. સર્વ લોકો જ્યાં ત્યાં એમની સુંદરતાનું વર્ણન કરે છે. તેઓ જોવા યોગ્ય છે માટે અવશ્ય જોઇએ." એ સખીનાં વચનો સીતાજીને બહુ સારાં લાગ્યાં અને તેઓને જોવાને નેત્રો અકળાવા લાગ્યાં, તેથી પેલી સખીને આગળ કરીને સીતાજી જોવા ચાલ્યાં, સીતાજીની અને રામની અનાદિ પ્રીતિ છે તે કોઈ જાણતું નહોતું. ૧-૨-૩-૪.

दोहा–सुमिरि सीय नारद वचन, उपजी प्रीती पुनीत ॥
चकित विलोकति सकल दिशि, जनु शिशु मृगी सभीत ॥ २८१ ॥

મનમાં નારદજીનાં વચન સાંભરી આવ્યાથી સીતાજીને પવિત્ર પ્રીતિ ઉત્પન્ન થઇ. અને ભય પામેલા મૃગલીના બાળકની પેઠે ચકિત થઈને સઘળી તરફ જોવા લાગ્યાં. ૨૮૧.

चौ०–कंकण किंकिणि नूपुर ध्वनि सुनि, कहत लषण सन राम हृदय गुनि।
मानहुँ मदन दुन्दुभी दीन्ही, मनसा विश्व विजय कहँ कीन्ही ॥
अस कहि फिरि चितये त्यहि ओरा, सिय मुख शशि भये नयन चकोरा ॥
भये विलोचन चारू अचंचल, मनहुँ सकुचि निमि तजेउ दृगंचल ॥
देखि सीय शोभा सुखपावा, हृदय सराहत वचन न आवा ॥
जनु विरंचि सब निज निपुणाई, विरचि विश्वकहँ प्रगट दिखाई ॥
सुन्दरता कहँ सुन्दर करई, छबि गृह दीप शिखा जनु बरई ॥
सब उपमा कवि रहे जुठारी, केहि पटतरिये विदेह कुमारी ॥

રામચંદ્રજી કંકણો તથા ઝાંઝરોની ઘુઘરીઓના શબ્દ સાંભળી મનમાં વિચાર કરીને લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે "જાણે કામદેવ વિશ્વમાં વિજય કરવાના મનસુબાથી દુંદુભિ વગાડતો હોય એવું જણાય છે." એમ કહી જે તરફથી અવાજ આવતો હતો તે તરફ જોતાંજ ચંદ્રરૂપ સીતાજીના મુખપર ચકોર રૂપ રામચંદ્રજીનાં નેત્રો ચોંટી ગયાં. સુંદર નેત્રો એવાં તો સ્થિર થઇ ગયાં કે જાણે પાંપણોમાં રહેનારો નિમિ રાજા સંકોચાઈ પાંપણો તજીને જતો રહ્યો હોય. રામચંદ્રજી સીતાજીની શોભા જોઈને સુખ પામ્યા, પણ મોઢે કાંઇ વચનો બોલી નહી શકાવાને લીધે હૃદયમાં વખાણ કરવા લાગ્યા કે–"આ તે બ્રહ્માએ પોતાની સઘળી નિપુણતા વાપરી સીતાજીને સરજીને જગતમાં પોતાની ચાતુરી પ્રકટ કરી દેખાડી છે કે શું? જેમ દીવાની શિખાનો પ્રકાશ ઘરમાં ગોઠવેલા પદાર્થોની કાન્તિમાં વધારો કરે છે, તેમ એની સુંદરતા બ્રહ્માની સુંદર સૃષ્ટિની શોભાને પણ સુંદર કરે છે. કવિઓએ સઘળી ઉપમાઓ બીજી સ્ત્રીઓને

આપી દીધેલી હોવાથી તે સઘળી જુઠી (એંઠી) થઈ ગઇ છે માટે આ જનક રાજાની કુમારીને કોની ઉપમા આપું ?" ૧-૨-૩-૪.

दोहा–सिय शोभाहिय वर्णि प्रभु, आपनि दशाविचारि ॥
बोले शुचिमन अनुजसन, वचन समय अनुहारि ॥ २८२ ॥

એ પ્રમાણે રામચંદ્રજી હૃદયમાં સીતાજીની શોભાનું વર્ણન કરીને પોતાની દશાનો વિચાર કરી સમયાનુસાર વચનોથી શુદ્ધ મનથી લક્ષ્મણજી પ્રત્યે બોલ્યા કે-૨૮૨.

चौ०–तात जनक तनया यह सोई, धनुषयज्ञ ज्यहिं कारण होई ।
पूजन गौरि सखी लै आई, करति प्रकाश फिरति फुलवाई ॥
जासु विलोकि अलौकिक शोभा, सहज पुनीत मोरमन क्षोभा ॥
सोसब कारण जान विधाता, फरकहिं सुभग अंग सुनु भ्राता ॥
रघुवंशिनकर सहज स्वभाऊ, मनकुपंथ पग धरै न काऊ ॥
मोहिं अतिशय प्रतीति जिय केरी, ज्यहि स्वप्नेहु परनारि न हेरी ॥
जिनके लहहिं न रिपुरण पीठी, नहिं लावहिं परतिय मन दीठी ॥
मंगन लहहिं न जिनके नाहीं, ते नरवर थोरे जग माहीं ॥

"હે તાત ! જેને માટે આ ધનુષયજ્ઞ થાય છે તેજ આ જનક રાજાની કુમારી છે. એ સખીઓને લઇને ગૌરીના પુજન માટે અહીં આવેલી છે, અને પોતાની કાન્તિથી પ્રકાશ કરતી ફુલવાડીમાં ફરે છે. એની અલૌકિક શોભા જોઇને મારૂં મન સ્વાભાવિક રીતેજ પવિત્ર છતાં પણ ચળાયમાન થયું છે. હે ભાઇ! સાંભળો, મારૂં જમણું અંગ ફરકે છે, એમ થવાનું શું કારણ હશે તેતો વિધાતા જાણે. આપણા રઘુવંશી ક્ષત્રીયોનો સહજ સ્વભાવ છે કે તેઓ મનથી પણ કદી કુમાર્ગે પગ ધરે નહી. મને મારા જીવનો પક્કો ભરોંસો છે કે તે સ્વપ્નમાં પણ પરસ્રીપર નજર કરે નહી. જેઓનો કેડો રણમાં શત્રુઓ લઈ શકે નહી, જેઓને પરસ્ત્રી મનમાં પણ દીઠી ગમે નહી, અને માગણ લોકો જેઓના મુખથી નકાર સાંભળેજ નહી, એવા ઉત્તમ પુરૂષો જગતમાં થોડાજ નીવડે છે." ૧-૨-૩-૪.

दोहा–करत बतकही अनुजसन, मन सिय रूपलुभान ॥
मुख सरोज मकरन्द छबि, करत मधुप इव पान ॥ २८३ ॥

એ પ્રમાણે રામચંદ્રજી લક્ષ્મણજી સાથે વાતો કરતા હતા, પણ મન સીતા-

જીના રૂપથી લોભાઈ ગયું હતું તેથી જેમ ભમરો કમળના રસનું પાન કરે તેમ નેત્રોથી સીતાજીના મુખની કાન્તિનું પાન કરતા હતા. ૨૮૩.

चौ०–चितवति चकित चहूँ दिशि सीता, नृप किशोर कहँ गये मनचीता ॥
जहँ विलोकि मृगशावक नयनी, तहँ जनु बरष कमल सित श्रयनी ॥
लता ओट तब सखिन लखाये, श्यामल गौर किशोर सुहाये ॥
देखि रूप लोचन ललचाने, हर्षेजनु निजनिधि पहिंचाने ॥
थके नयन रघुपति छबि देखी, पलकनहूं परिहरी निमेषी ॥
अधिक सनेह देह भइभोरी, शरद शशिहि जनु चितव चकोरी ॥
लोचन मगु रामहिं उर आनी, दीन्ह पलक कपाट सयानी ॥
जब सिय सखिन प्रेमवश जानी, कहिं न सकहिं कछु अति सकुचानी ॥

સીતાજી ચકિત થઇને ચારે દિશાએ જોતાં હતાં કે મનમાં ચિંતવેલા રાજકુમારો ક્યાં ગયા? બાળમૃગના સરખાં નેત્રવાળાં સીતાજી જ્યાં જ્યાં જોતાં હતાં, ત્યાં ત્યાં જાણુ કમળોની શ્રેણી (હાર) ની વૃષ્ટિ થતી હોય એવું જોવામાં આવતું હતું, એટલામાં સખીએ લતાઓને ઓઠે શ્યામ તથા ગૌર શરીરવાળા અને કિશોર વયવાળા સુંદર કુમારો દેખાડ્યા. રામચંદ્રજીને જોતાંજ સીતાજીનાં નેત્રો જેમ પોતાનો ભંડાર પીછાણતાં લલચાય તેવી રીતે લલચાયાં. રામચંદ્રજીની છબી જોઈને નેત્રો ચકિત થઇ ગયાં અને પાંપણોએ નિમેષ કરવા છોડી દીધા. જેમ ચકોર શરદ ઋતુના ચંદ્રને જોઈ રહે તેવી રીતે સીતાજી રામચંદ્રને અધિક સ્નેહ ભરીને જોતાં દેહનું ભાન ભૂલી ગયાં. ચતુર સીતાજીએ નેત્રોદ્વારા રામચંદ્રજીને હૃદયમાં આણીને નેત્રનાં પોપચાંરૂપી કમાડ બંધ કરી દીધાં. જ્યારે સીતાજીની સખીઓ તેમને પ્રેમ વશ થયેલાં જાણી ગઈ, ત્યારે સીતાજી ઘણાં શરમાઇ ગયાં અને કશું બોલી શક્યાં નહી. ૧–૨–૩–૪.

दोहा–लताभवनते प्रगटभए, त्यहि अवसर दोउ भाई ॥
निकसेजनुयुग विमल विधु, जलद पटल बिलगाइ ॥ २८४ ॥

જેમ બે ચંદ્ર વાદળાંઓના સમૂહને ચીરીને પ્રકાસે, તેવી રીતે બન્ને ભાઈઓ લતા મંડપમાંથી બહાર નીકળ્યા. ૨૮૪.

चौ०–शोभासींव शुभग दोउ वीरा, नील पीत जलजात शरीरा ॥
काकपक्ष शिर सोहत नीके, गुच्छा बिच बिच कुसुम कलीके ॥
भालतिलक श्रमबिन्दु सुहाये, श्रवण शुभग भूषण छवि छाये ॥

विकट भ्रकुटि कच घुंघुरवारे, नवसरोज लोचन रतनारे ॥
चारु चिबुक नासिका कपोला, हास विलास लेत जनु मोला ॥
मुख छवि कहि न जायमोहिं पाहीं, जो विलोकि बहु काम लजाहीं ॥
उर मणिमाल कम्बु कलग्रीवा, काम कलभकर भुजबल सींवा ॥
सुमन समेत वामकर दोना, साँवर कुँवर सखी सुठि लोना ॥

બન્ને વીરો શોભાની સીમા રૂપ અને ઉત્તમ ભાગ્યવાળા હતા, એકનું શરીર નીલકમળજેવું અને બીજાનું ગોર કમળ જેવું હતું, માથે વાળનાં સુંદર પટીઆં શોભતાં હતાં, તે પટીઆંની અંદર ફુલની કળીઓના ગુચ્છ શોભી રહ્યા હતા. લલાટ તિલકોથી તથા પરસેવાનાં બિંદુથી શોભી રહ્યાં હતાં, કાનો સુંદર ઘરેણાંની કાન્તિથી શોભતા હતા. ભમરો વાંકી હતી, માથાના વાળ ખીટલીઆળા હતા, નેત્રો નવીન કમળો જેવાં રક્ત હતાં. હડપચી, નાસિકા અને ગાલ સુંદર હતા, હાસ્યવિલાસ તો જાણે સામા માણસને વેચાતો લઇ લેતો હોય એવો જણાતો હતો, મુખની કાન્તિ જોઇને કામદેવ લજવાઇ જાય એવી અને અવર્ણનીય હતી. વક્ષઃસ્થળમાં મણિઓની માળાઓ પેહેરી હતી, અને ગળું શંખ સમાન હતું. હાથ કામદેવ રૂપી હાથીનાં બચ્ચાંની સુંઢ જેવા તથા બળની સીમા રૂપ હતા. હે સખી ! એ બેમાંથી જેના ડાબા હાથમાં પુષ્પોથી ભરેલો દૂનો છે એ શ્યામ ગાત્રવાળા કુમાર વિશેષ રૂપાળા છે. ૧-૨-૩-૪.

दोहा–कहरि कटि पटपीत धर, सुखमा शील निधान ॥
देखि भानुकुल भूषणहिं, बिसरा सखिन अपान ॥ २८५ ॥

સિંહના જેવી કેડપર પીળાં વસ્ત્ર પેહેરેલાં અને શોભા તથા શીળના ભંડારરૂપ અને સૂર્યવંશના ભૂષણરૂપ રામચંદ્રજીને જોઇને સીતાજીની સખીઓ પણ શરીરનાં ભાન ભૂલી ગઇ. ૨૮૫.

चौ०–धरि धीरज इक सखी सयानी, सीता सन बोली गहिपानी ॥
बहुरि गौरिकर ध्यान करेहू, भूप किशोर देखि किनलेहू ॥
सकुचि सीय तब नयन उघारे, सन्मुख दोउ रघुवंश निहारे ॥
परवश सखिन लखी जब सीता, भइ गहरु सब कहहिं सभीता ॥
पुनि आउब इहिं बिरियां काली, असकहिं मन बिहँसी इक आली ॥
गूढ गिरा सुनि सिय सकुचानी, भयउ बिलम्ब मातु भयमानी ॥
धीर बाढ़ि धूरि राम उर आनी, फिरि आपनपो पितुवश जानी ॥

તેમાંની એક સખી ધીરજ રાખી સીતાજીનો હાથ પકડીને બોલી કે "તમે ફરીવાર પણ ગૌરીનું ધ્યાન કરો છો કે શું ? કિશોર રાજકુમારોને કેમ જોઈ લેતાં નથી ?" ત્યારે સીતાજીએ સંકોચ પામીને નેત્રો ઉઘાડયાં અને સન્મુખ ઉભેલા બન્ને રઘુકુળના બાળસિંહોને જોયા. સખીઓ સીતાજીને પરવશ પડેલાં જાણીને ડરતી ડરતી કહેવા લાગી કે 'ઘેર જવાનો સમય થઈ ગયો છે.' 'ફરી આવતી કાલે આ વખતે આવજો' એમ કહીને એક સખી મનમાં હસવા લાગી. સખીની ગુઢ વાણી સાંભળીને સીતાજી સંકોચાયાં અને વાર લાગી તેથી પોતાની માતુશ્રીના ભયથી ડરવા લાગ્યાં. પછી ઘણી ધીરજ ધરી હૃદયમાં રામને રાખી ત્યાંથી પાછાં ફર્યાં. પણ પોતે પિતાને આધીન જાણી ચિંતા કરવા લાગ્યાં. ૪.

दोहा–देखन मिसु मृग बिहँगतरू, फिरति बहोरि बहोरि ॥
निरखि निरखि रघुबीर छबि, बाढ़ी प्रीति न थोरि ॥ २८६ ॥

મૃગોને, પક્ષીઓને તથા વૃક્ષોને જોવાના બહાનાથી ફરતાં ફરતાં સીતાજી વારંવાર રામચંદ્રજીને જોવા લાગ્યાં, અને રઘુવીરની છબિ નિરખી નિરખીને અત્યંત પ્રીતિની વૃદ્ધિ કરવા લાગ્યાં. ૨૮૬.

चौ०–जानि कठिन शिव चाप बिसूरति, चली राखि उर श्यामल मूरति ॥
प्रभु जब जात जानकी जानी, सुख सनेह शोभा गुणखानी ॥
परम प्रेममय मृदु मसि कीन्ही, चारू चित्र भीतर लिखि लीन्ही ॥
गइ भवानी भवन बहोरी, बन्दि चरण बोली कर जोरी ॥
जय जय जय गिरिराज किशोरी, जय महेश मुखचन्द्र चकोरी ॥
जयगजवदन षडानन माता, जगतजननि दामिनि द्युतिगाता ॥
नहिं तब आदि मध्य अवसानी, अमित प्रभाव वेद नहिं जानी ॥
भव भव विभव पराभव कारिणि, विश्व विमोहनि स्ववश विहारिणि ॥

સીતાજી, સદાશિવનું ધનુષ કઠણ જાણીને ચિંતા કરતાં હતાં. પછી રામની શ્યામ મૂર્તિ હૃદયમાં રાખીને ત્યાંથી ચાલ્યાં. સુખ, સ્નેહ, શોભા અને ગુણોની ખાણરૂપ સીતાજીને જતાં જાણીને રામચંદ્રજીએ પરમ પ્રેમરૂપ કોમળ કાજળથી સીતાજીની મૂર્તિનું સુંદર ચિત્ર હૃદયમાં આળેખી લીધું. પછી સીતાજી પાછાં ગૌરીના મંદિરમાં જઈ ચરણવંદી હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યાં– "હે હિમાલયની કિશોર કુમારી ! જય જય જય. હે મહેશ્વરના મુખરૂપી ચંદ્રપર પ્રેમ રાખનારી ચકોરી ! જય જય. હે ગણપતિ તથા કાર્તિક સ્વામીનાં માતા ! જય જય. હે જગતજનની ! હે વીજળી જેવાં પ્રકાશમય ગાત્રવાળાં !

જય જય. તમારૂં આદિ, મધ્ય કે અંત નથી, તમારા અપરિમિત પ્રભાવને વેદ પણ જાણતા નથી. તમે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનારાં છો. તમે જગતને મોહિત કરનારાં છો અને સ્વેચ્છા પ્રમાણે વિહાર કરનારાં છો. ૧-૨-૩-૪.

दोहा—पति देवता सुतीय महँ, मातु प्रथम तवरेख ॥
महिमा अमित न सकहिं, कहि सहस शारदा शेष ॥ २८७ ॥

હે માતાજી ! સર્વ શ્રેષ્ઠ પતિવ્રતા સ્ત્રીઓમાં તમારૂં નામ પ્રથમ ગણાય છે, તમારો અપાર મહિમા હજાર સરસ્વતીઓ અને હજાર શેષ નાગથી પણ વર્ણવી શકાય તેમ નથી. ૨૮૭.

चौ०—सेवततोहि सुलभ फलचारी, बरदायिनि त्रिपुरारि पियारी ॥
देविपूजि पद कमल तुम्हारे, सुर नर मुनि सब होंहि सुखारे ॥
मोरे मनोरथ जानहु नीके, बसहु सदा उरपुर सबहीके ॥
कीन्हेउ प्रगट न कारण तेहीं, असकहि चरण गह वैदेहीं ॥
विनय प्रेमवश भई भवानी, खसीमाल मूरति मुसुकानी ॥
सादर सिय प्रसाद उरधरेउ, बोली गौरि हर्ष हिय भरेऊ ॥
सुनु सिय सत्य अशीश हमारी, पूजहि मन कामना तुम्हारी ॥
नारद वचन सदा शुचि साँचा, सो वर मिलिहि जाहि मनराँचा ॥

હે વરદાન દેનારાં ! હે સદાશિવનાં પ્યારાં ! તમોને સેવતાં ચારે (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) ફળ સુલભ થાય છે. હે દેવી ! તમારાં ચરણ કમળો પૂજીને દેવતાઓ, મુનિઓ અને મનુષ્યો સર્વે સુખી થાય છે. તમે સદા સર્વનાં હૃદયમાં રહો છો તેથી મારા ઉત્તમ મનોરથ તમે જાણો છો, તેટલા માટે હું તે જાહેર રીતે કહેતી નથી. એમ કહીને સીતાજીએ ગૌરીના ચરણ પકડયા. જગદંબા સીતાજીના વિનયથી તથા પ્રેમથી વશ થયાં. ને હાથમાંની પુષ્પમાળા સરકી પડતાં જગદંબાની મૂર્તિ હસી પડી, સીતાજીએ તે આદરપૂર્વક પ્રસાદમાળા ગળામાં પેહેરી લીધી. ત્યારે ગૌરી હૃદયમાં હર્ષ ભરીને બોલ્યાં કે-" હે સીતા ! સાંભળ, મારી સત્ય આશિશ છે કે તારી મનકામના પૂર્ણ થશે. નારદજીનાં વચન હમેશ પવિત્ર અને સાચાંજ છે. માટે તારૂં જેમાં મન રચી રહ્યું છે તેજ વર તને મળશે. ૧-૨-૩-૪.

छं०—मन जाहि राचो मिलिहि सोवर सहज सुन्दर साँवरो ॥

करुणानिधान सुजान शील सनेह जानत रावरो ।
यहि भाँति गौरि अशीश सुनि सिय सहित हिय हर्षित अली ॥
तुलसी भवानिहि पूजि पुनि पुनि मुदित मन मन्दिर चली ॥

તારૂં જેમાં મન લાગ્યું છે તેજ સહજ સુંદર, શ્યામળો, કરૂણાનિધાન, સુજાણ અને શીળ તથા સ્નેહ જાણનારો વર મળશે. એ પ્રમાણે ગૌરીની આશિશ સાંભળી સખીઓ સહિત મનમાં હર્ષ પામેલાં સીતાજી (તુલસીદાસ કહે છે કે)–વારંવાર પાર્વતીનું પૂજન કરી આનંદ પામેલા મનથી ઘેર ગયાં. ૩૩.

सो०–जानि गौरि अनुकूल, सिय हिय हर्ष न जाय कहि ॥
मंजुल मंगल मूल, वाम अंग फरकन लगे ॥ ३३ ॥

પાર્વતી પોતાને અનુકુળ છે એમ જાણી સીતાજીના હૃદયમાં જે હર્ષ થયો તેનું વર્ણન કરી શકાતું નથી. સીતાજીનું મંગળ સૂચવનારૂં સુંદર ડાબું અંગ ફરકવા લાગ્યું. ૩૩.

चौ०–हृदय सराहत सीय लुनाई, गुरु समीप गवने दोउ भाई ॥
राम कहा सब कौशिक पाहीं, सरल स्वभाव छुआ छल नाहीं ॥
सुमन पाइ मुनि पूजा कीन्ही, पुनि अशीश दोउ भाइन दीन्ही ॥
सफल मनोरथ होइँ तुम्हारे, राम लषण सुनि भये सुखारे ॥
करि भोजन मुनिवर विज्ञानी, लगे कहन कछु कथा पुरानी ॥
विगत दिवस मुनि आयसु पाई, सन्ध्या करन चले दोउ भाई ॥
प्राची दिशि शशी उग्यउ सुहावा,सियमुख सरसि देख सुखपावा ॥
बहुरि विचार कीन्ह मनमांही, सीय वदन सम हिमकर नाहीं ॥

રામ લક્ષ્મણ મનમાં સીતાજીના રૂપને વખાણતા વખાણતા ગુરૂ પાસે ગયા. રામચંદ્રજીએ પોતાના સરળ સ્વભાવથી સર્વ હકીકત વિશ્વામિત્ર પાસે કહી દીધી, કપટથી કાંઈ છાનું રાખ્યું નહી. પુષ્પો મળ્યાથી મુનિએ પૂજા કરી અને પછી બન્ને ભાઈઓને આશિશ દીધી કે-“ તમારા મનોરથ સફળ થાઓ ” એ સાંભળી રામ તથા લક્ષ્મણ બન્ને સુખીયા થયા. જ્ઞાની મહામુનિ ભોજન કરીને કાંઇક જુની કથા કહેવા લાગ્યા. દિવસ વ્યતિત થયો, એટલે મુનિની આજ્ઞા લઇ બન્ને ભાઈઓ સંધ્યાવંદન કરવા ગયા. પૂર્વ દિશામાં સુંદર ચંદ્ર ઉગેલો જોઈ રામચંદ્રજી તેને સીતાજીના મુખ સમાન જાણીને સુખ પામ્યા. પણ પાછો મનમાં વિચાર કર્યો કે ચંદ્ર સીતાના મુખ જેવો શીતળ નથી. ૧-૨-૩-૪.

दोहा—जन्म सिन्धु पुनि बन्धु विष, दिन मलीन सकलंक ॥
सिय मुख समता पावकिमि, चन्द्र बापुरो रंक ॥ २८८ ॥

રંક ચંદ્ર તો આપડો ખારા સમુદ્રમાંથી ઉત્પન્ન થયો છે, વિષનો ભાઈ છે, દિવસે મેલો રહે છે અને કલંકવાળો છે. તે સીતાના મુખની બરોબરી શી રીતે મેળવી શકે? ૨૮૮.

चौ०—घटै बढ़ै बिरहिनि दुखदाई, ग्रसै राहु निज सन्धिहि पाई ॥
कोक शोकप्रद पंकज द्रोही, अवगुण बहुत चन्द्रमा तोही ॥
वैदेही मुख पटतर दीन्हे, होई दोष बड़ अनुचित कीन्हे ॥
सिय मुख छबि विधु व्याज बखानी, गुरू पहँ चले निशा बडिजानी ॥
करि मुनिचरण सरोज प्रणामा, आयसु पाय कीन्ह विश्रामा ॥
विगतनिशा रघुनायक जागे, बन्धु विलोकि कहन अस लागे ॥
उगेउ अरूण अवलोकहु ताता, पंकज कोक लोक सुखदाता ॥
बोले लषण जोरि युग पाणी, प्रभु प्रभाव सूचक मृदुवाणी ॥

ચંદ્ર ઘટે વધે છે, વિરહીને દુઃખ દેનારો છે, અને લાગ મળે તો એને રાહુ પણ ગળી જાય છે, ચકવા ચકવીને શોક આપે છે, કમળનો દ્રોહ કરે છે. એવા ચંદ્રમામાં તો બહુ અવગુણ છે; મેં ચંદ્રને સીતાજીના મુખની સાથે સરખાવ્યો એ મોટા દોષ ભરેલું અને અયોગ્ય કર્યું. એ પ્રમાણે ચંદ્રની નિંદા અને સીતાજીની મુખછબિનાં વખાણ કરીને રાત્રિ વધારે વીતી ગઈ જાણી પછી ગુરૂની પાસે ગયા. વિશ્વામિત્રમુનિનાં ચરણ કમળમાં પ્રણામ કરીને તેમની આજ્ઞાથી વિશ્રામ કર્યો. પણ રામચંદ્રજી જાગતાજ રહ્યા ને આખી રાત્રિ વીતી ગઈ. પછી લક્ષ્મણજીને જોઈને કહેવા લાગ્યા કે—"હે ભાઈ! જુઓ. કમળો, ચકવા ચકવીઓ અને લોકોને સુખ આપનારો અરૂણોદય થયો." લક્ષ્મણજી બે હાથ જોડી રામચંદ્રજીનો પ્રભાવ બતાવનારી કોમળ વાણી બોલ્યા કે-૧-૪.

दोहा—अरुणोदय सकुचे कुमुद, उडुगण ज्योति मलीन ॥
तिमि तुम्हार आगमन सुनि, भये नृपति बलहीन ॥ २८९ ॥

"જેમ તમારા પધારવાથી રાજાઓ સંકોચાઈ બળહિન થઈ ગયા છે, તેમ અરૂણોદય થવાથી પોયણીઓ સંકોચાઈ ગઈ છે, અને તારાઓના સમૂહ તેજહિન થઈ ઝાંખા પડી ગયા છે. ૨૮૯.

दोहा—नृप सब नखत करहिं उजियारी, टारि न सकहिं चाप तप भारी ॥
कमलकोक मधुकर खगनाना, हरषे सकल निशा अवसाना ॥

ऐसेहिं प्रभु सब भक्त तुम्हारे, होइहैं टूटे धनुष सुखारे ॥
उदय भानु बिनु श्रम तम नाशा, दुरे नखत जगतेज प्रकाशा ॥
रवि निज उदय ब्याज रघुराया, प्रभु प्रताप सब नृपन दिखाया ॥
तव भुजबल महिमा उद्घाटी, प्रगटी धनु विघटन परिपाटी ॥
बन्धु बचन सुनि प्रभु मुसकाने, होइ शुचि सहज पुनीत अन्हाने ॥
नित्य क्रिया करि गुरुपहँ आये, चरण सरोज सुभग शिरनाये ॥
सतानन्द तब जनक बुलाये, कौशिक मुनि पह तुरत पठाये ॥
जनक विनय तिन आयसुनाई, हर्ष बोलि लिये दोउ भाई ॥

જેમ નક્ષત્રો પ્રકાશ કરે છે પણ ત્યારે અંધકારને ટાળી શકતાં નથી, તેમ સર્વ રાજાઓ શોભાયમાન છતાં ધનુષને તોડી શકે તેમ નથી. જેમ રાત્રિ વ્યતિત થયે કમળો, ભમરાઓ, ચકવા ચકવીઓ અને બીજાં જાત જાતનાં પક્ષીઓ સર્વ હર્ષ પામે છે. હે પ્રભુ ! તેવીજ રીતે ધનુષ તુટેથી તમારા સર્વ ભક્તજનો આનંદ પામશે. જેમ સૂર્ય ઉગતાંજ વગર પ્રયાસે અંધકાર નાશ પામે છે, નક્ષત્રો ઝાંખાં પડી જાય છે, અને જગતમાં પ્રકાશ થાય છે, તેમ આપ સૂર્યવંશી યજ્ઞશાળામાં પધારતાંજ વગર પ્રયાસે ધનુષ તુટી જશે, નાના નાના રાજાઓ ઝાંખા પડી જશે. અને જગતમાં આપની કીર્તિ પ્રકાશશે. હે રઘુરાય ! સૂર્યે પોતાના ઉદયના બહાનાથી તમારો પ્રતાપ સર્વ રાજાઓને દેખાડવાનું કર્યું છે. તમારા બાહુ બળનો મહિમા જણાવવાને વાસ્તેજ આ ધનુષ તોડવાનો પ્રસંગ પ્રકટયો છે." ભાઈનાં વચનો સાંભળી રામચંદ્રજીએ મંદહાસ્ય કર્યું. પછી પોતે સહેજજ પવિત્ર છતાં પણ ન્હાઈને પવિત્ર થયા, અને નિત્યકર્મ કરી લઈ ગુરૂની પાસે આવી તેમનાં ચરણ કમળમાં માથું નમાવ્યું. જનક રાજાએ પોતાના પુરોહિત સતાનંદને બોલાવીને તુરત વિશ્વામિત્રને તેડવા મોકલ્યા. તેમણે મુનિ પાસે આવીને જનક રાજાની વિનતિ કહી સંભળાવતાં હર્ષ પામી મુનીએ રામ લક્ષ્મણને પોતાની પાસે બોલાવ્યા. ૧-૨-૩-૪-૫.

दोहा—सतानन्द पदवान्दि प्रभु, बैठे गुरुपहँ जाई ॥
चलहु तात मुनि कहेउ तब, पठावा जनक बुलाइ ॥ २९० ॥

રામચંદ્રજી શતાનંદનાં ચરણોને વંદીને ગુરૂની પાસે બેઠા. ગુરૂએ કહ્યું કે-" હે તાત ! ચાલો, જનક રાજાએ આપણને તેડવા માટે સતાનંદને મોકલ્યા છે. ૨૯૦.

चौ०—सीय स्वयम्वर देखिय जाई, ईश काहिधौं देहिं बड़ाई ॥
लषण कहा यश भाजन सोई, नाथ कृपा तव जापर होई ॥

हरषे मुनि सब सुनि वरबानी, दीन्ह अशीश सबहि सुखमानी ॥
पुनि मुनिवृन्द समेत कृपाला, देखन चले धनुष मखशाला ॥
रंगभूमि आये दोउ भाई, अससुधि सब पुरबासिन पाई ॥
चले सकल गृहकाज बिसारी, बालक युवा जरठ नरनारी ॥
देखी जनक भीर भइ भारी, शुचि सेवक सब लिये हँकारी ॥
तुरत सकल लोगन पहँ जाहू, आसन उचित देहु सब काहू ॥

આપણે જઇને સીતાનો સ્વયંવર જોઇએ. ઈશ્વર કોણ જાણે કોને મોટાઈ આપશે.'' લક્ષ્મણજી બોલ્યા કે-'' હે નાથ ! જેનાપર તમારી કૃપા હશે તેજ યશનું પાત્ર થશે.'' લક્ષ્મણજીનાં વચનો સાંભળી સર્વ મુનિઓ હર્ષ પામ્યા અને સર્વેએ સુખ પામીને આશિશ દીધી. પછી કૃપાળુ રામચંદ્રજી સર્વ મુનિઓ સહિત ધનુષયજ્ઞની શાળા જોવા ચાલ્યા. બન્ને ભાઈ સ્વયંવર મંડપમાં આવ્યાની ખબર મળતાં સર્વ નગરવાસી બાળક, જુવાન તથા ઘરડાં સ્ત્રી પુરૂષો પોતપોતાનાં ઘરનાં કામો વિસારીને જોવા ચાલ્યાં. જનક રાજાએ લોકોની ઘણી ભીડ થયેલી જોઈને પોતાના સેવકોને બોલાવી આજ્ઞા કરી કે ''તમે સર્વ લોકોની પાસે તુરત જઈ સર્વ કોઈને યથાયોગ્ય આસનો આપો.'' ૧-૨-૩-૪.

दोहा—कहि मृदु वचन विनीत तिन, बैठारे नर नारि ॥
उत्तम मध्यम नीच लघु, निज निज थल अनुहारि ॥ २९१ ॥

એ સેવકોએ વિનય ભરેલાં કોમળ વચનો કહીને સર્વ સ્ત્રી પુરૂષો કે જે ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ તથા હલકા લોકો હતા તેમને તેમના વર્ગ પ્રમાણે ઘટતી જગ્યાએ બેસાડયા. ૨૯૧.

चौ०—राजकुँवर त्यहिसर आये, मनहु मनोहरता छबि छाये ॥
गुणसागर नागर वरवीरा, सुन्दर श्यामल गौर शरीरा ॥
राज समाज विराजत रूरे, उडुगण महँ जनु युग विधु पूरे ॥
जिनके रही भावना जैसी, प्रभु मूरति देखी तिन तैसी ॥
देखहिं भूप महा रणधीरा, मनहुँ वीररस धरे शरीरा ॥
डरे कुटिल नृप प्रभुहि निहारी, मनहुँ भयानक मूरति भारी ॥
रहे असुर छल जो नृप वेषा, तिन प्रभु प्रगट कालसम देखा ॥
पुरवासिन देखे दोउ भाई, नरभूषण लोचन सुखदाई ॥

એ સમયે જાણે મનોહરતાની છબિજ છાઇ રહી હોય એવા ગુણોના સમુદ્ર રૂપ, ઉત્તમ વીર અને સુંદર શ્યામ તથા ગૌર શરીરવાળા બન્ને રાજકુમાર ત્યાં આવ્યા, જેમ તારા મંડળમાં પુર્ણિમાના બે ચંદ્રની જોડી શોભે

તેમ એ બન્ને કુમાર રાજાઓના સમાજમાં શોભવા લાગ્યા. જેની જેવી ભાવના હતી તેણે તેવી રામચંદ્રજીની મૂર્તિ દેખી. મહા રણધીર રાજાઓએ તેમને જાણે વીરરસ દેહ ધરીને આવ્યો હોય એવા દીઠા. કુટિલ રાજાઓએ જાણે ભયાનક રસની ભારે મૂર્તિ હોય એવા દીઠા અને ડર્યા. જે અસુરો રાજાઓનો કપટવેશ ધરીને બેઠા હતા તેઓએ રામચંદ્રજીને સાક્ષાત્ કાળ સમાન દીઠા, અને પુરવાસીઓએ બન્ને ભાઈઓને માણસોના શણગાર રૂપ અને નેત્રોને સુખ આપનારા દીઠા. ૧-૨-૩-૪.

दोहा—नारि विलोकहिं हर्षिहिय, निज निज रुचि अनुरूप ॥
जनु सोहत शृंगार धरि, मूरति परम अनूप ॥ २९२ ॥

સ્ત્રીઓએ હૃદયમાં રાજી થઈને પોતપોતાની રૂચિ પ્રમાણે જાણે સાક્ષાત્ શૃંગારજ પોતે પરમ મનોહર મૂર્તિ ધરીને આવ્યો હોય એવા દીઠા. ૨૯૨.

चौ०—विदुषन प्रभु विराटमय दीशा, बहु मुख कर पग लोचन शीशा ॥
जनक जाति अवलोकहिं कैसे, सजन सगे प्रिय लागत जैसे ॥
सहित विदेह विलोकहिं रानी, शिशु सम प्रीति न जाइ बखानी ॥
योगिन परमतत्त्वमय भासा, शान्त शुद्ध सम सहज प्रकाशा ॥
हरिभक्तन देखउ दोउभ्राता, इष्टदेव इव सब सुखदाता ॥
रामहिं चितव भाव ज्यहि सीया, सोसनेह सुख नहिं कथनीया ॥
उर अनुभवति न कहि सके सोऊ, कवन प्रकार कहै कवि कोउ ॥
इयहिं विधि रहा जाहि जस भाऊ, त्यहि तस देख्यहु कोशल राऊ ॥

વિદ્વાન લોકોએ ઘણાં મુખ, હાથ, પગ, નેત્રો તથા માથાંવાળું વિરાટ સ્વરૂપ દીઠું. જનકના જાતિ ભાઈઓએ પોતાના સંબંધી, પરમ પ્રિય અને સજ્જન રૂપ દીઠા. જનકરાજા સહિત રાણીઓએ અત્યંત પ્રીતિને લીધે બાળક સમાન દીઠા; યોગીઓને શાંત, શુદ્ધ, અખંડ અને સ્વયંપ્રકાશ પરમતત્ત્વમય દેખાયા. હરીભક્તોએ બન્ને ભાઈઓને સુખદાતા પોતાના ઈષ્ટદેવ રૂપ દીઠા. સીતાજી જે ભાવ, સ્નેહ અને આનંદથી રામચંદ્રજીને જોતાં હતાં તેનું વર્ણન કર્યું જાય તેમ નથી. સીતાજી પોતેજ પોતાના અનુભવને વર્ણવી શકે નહી તો પછી કોઇ કવિ તેનું શી રીતે વર્ણન કરી શકે ? એ પ્રમાણે જેનામાં જેવો ભાવ હતો તેણે તે પ્રમાણે રામચંદ્રજીને દીઠા. ૧-૨-૩-૪.

दोहा—राजत राज समाज महँ, कोशलराज किशोर ॥
सुन्दर श्यामल गौर तनु, विश्व विलोचन चोर ॥ २९३ ॥

સુંદર શ્યામ તથા ગૌર શરીરવાળા, જગતજનોનાં લોચનને લોભાવનાર

અને કિશોર વયવાળા રામ લક્ષ્મણ, રાજાઓના સમાજમાં બિરાજવા લાગ્યા. ૨૯૩.

चौ०—सहज मनोहर मूरति दोऊ, कोटि काम उपमा लघु सोऊ ॥
शरद चन्द्र निन्दक मुखनीके, नीरज नयन भावते जीके ॥
चितवनि चारु मार मद हरणी, भावत हृदय जाय नहिं बरणी ॥
कल कपोल श्रुति कुंडल लोला, चिबुक अधर सुन्दर मृदु बोला ॥
कुमुद बन्धुकर निन्दक हासा, भृकुटी विकट मनोहर नासा ॥
भाल विशाल तिलक झलकाहिं, कच बिलोकि अली अवली लजाहिं ॥
पीत चौतनी शिरन सुहाई, कुसुमकली बिच बीच बनाई ॥
रेखा रुचिर कम्बु कल ग्रीवा, जनु त्रिभुवन सुखमाकी सींवा ॥

બન્ને ભાઇઓની મૂર્તિઓ એવી તો સહજ મનોહર હતી કે તેઓને કરોડ કામદેવની ઉપમા આપીએ તે પણ તુચ્છ ગણાય. મુખ શરદઋતુના ચંદ્રને પણ લજાવે એવાં સુંદર હતાં. નેત્રો કમળ જેવાં પ્રિય લાગે એવાં હતાં. તેમનું સુંદર જોવું કામદેવનો મદ ઉતારી નાંખે એવું અવર્ણનીય તથા હૃદયને ગમે એવું હતું; ગાલ સુંદર હતા; કાનોમાં કુંડળ ચળકી રહ્યાં હતાં; હડપચી તથા હોઠ પણ સુંદર હતાં; વાણી કોમળ હતી, બન્નેનું હસવું ચંદ્રની પણ નિંદા કરાવે એવું હતું, ભમરો વિશાળ વાંકી તથા નાસિકા મનોહર હતી. વિશાળ લલાટમાં તિલક ઝળકી રહ્યાં હતાં; કાળા વાળ કે જેને જોઇને ભમરાઓનો સમૂહ લજાય એવા હતા. માથાંપર પીળા રંગની ચાર ખુણીયાળી ટોપીઓ શોભી રહી હતી, તેની અંદર વચ્ચે વચ્ચે ફુલની કળીઓ ગુંથી દીધેલી હતી; શંખ સમાન કંઠમાં સુંદર ત્રણ રેખાઓ શોભતી હતી, જાણે ત્રિલોકની શોભાની સીમા હોય એવી હતી. ૧-૨-૩-૪.

दोहा—कुंजर मणि कंठा कलित, उर तुलसीकी माल ॥
वृषभकन्धके हरि ठवनि, बलनिधि बाहु विशाल ॥ २९४ ॥

ગળામાં નવીન ગજમોતીના કંઠા અને વક્ષઃસ્થળે તુલસીની માળાઓ પેહેરી હતી; વૃષભ (આખલા) ના જેવી કાંધ અને સિંહના જેવી ચાલ હતી, બળના ભંડારરૂપ લાંબા હાથ હતા. ૨૯૪.

चौ०—कटि तूणीर पीतपट बाँधे, करशर धनुष वाम कर काँधे ॥
पीतयज्ञ उपवीत सुहाये, नख शिख मंजु महाछबि छाये ॥
देखि लोग सब भये सुखारे, इकटक लोचन टारहि न टारे ॥
हर्षे जनक देखि दोउ भाइ, मुनि पदकमल गहे तब जाई ॥
करि विनती निजकथा सुनाई, रंग अवनि सब मुनिहि दिखाई ॥
जहँ जहँ जाय कुँवर वर दोउ, तहँ तहँ चकित चितय सब कोऊ ॥

निज निज रुचि रामहिं सब देखा, कउ न जान कछु मर्मविशेषा ॥
भलि रचना नृपसन मुनि कहाऊ, राजा मुदित परम सुख लहाऊ ॥

કમરે પીળાં વસ્ત્ર કસી તેમાં ભાથા બાંધ્યા હતા; હાથમાં બાણુ અને ડાબી ખાંધે ધનુષ રાખ્યાં હતાં, અને પીળાં ઉપવીત (જનોઇ) શોભી રહ્યાં હતાં. એ પ્રમાણે નખથી શિખા સુધી સુંદર કાન્તિ છાઈ રહી હતી, બન્ને ભાઈઓને જોઇને સર્વ લોક સુખ પામ્યા અને એકી નજરે જોવાથી નેત્રો નિમેષ નહી મારતાં સ્થિર થઇ રહ્યાં હતાં. જનક રાજા બન્ને ભાઇને જોઇને ઘણો હર્ષ પામ્યા. પછી વિશ્વામિત્રની પાસે જઈ તેમનાં ચરણ કમળો પકડીને વિનંતિ કરીને પોતાની હકીકત કહી સંભળાવી અને સર્વ મુનિઓને રંગભૂમિ દેખાડી. બન્ને ભાઇઓ રંગભૂમિમાં જ્યાં જ્યાં જતા ત્યાં સર્વે લોકો ચકિત થઇને જોઇ રહેતા હતા. પોતપોતાની રૂચિ પ્રમાણે સર્વેએ રામચંદ્રજીનાં દર્શન કર્યાં, પણ કોઇએ તેનો ગુહ્યમર્મ (ઇશ્વરત્વ) જાણ્યો નહી. વિશ્વામિત્ર મુનિએ કહ્યું કે 'બહુ સારી રચના કરી છે' એ સાંભળી જનક રાજા આનંદ પામ્યા. ૧-૨-૩-૪.

दोहा—सब मंचन ते मंच इक, सुन्दर विशद विशाल ॥
मुनि समेत दोउ बन्धु तहँ, बैठारे महिपाल ॥ २९५ ॥

સર્વ સિંહાસનોમાં એક ઉંચામાં ઉંચું, વિશાળ અને સુંદર સિંહાસન હતું, તે પર જનક રાજાએ મુનિ સહિત બન્ને ભાઇઓને બેસાડયા. ૨૯૫.

चौ०—प्रभुहिं देखि सब नृप हियहारे, जिमि राकेश उदय भये तारे ॥
अस प्रतीति तिनके मन माहीं, राम चाप तोरब शक नाहीं ॥
विन भंजउ भव धनुष विशाला, मेलहि सीय राम उरमाला ॥
अस विचारि गवनहु घर भाई, यश प्रताप बल तेज गवाई ॥
विहँसे अपर भूप सुनि वानी, जे अविवेक अंध अभिमानी ॥
तोरेउ धनुष व्याह अवगाहा, विनु तोरे को कुँवरि विवाहा ॥
एकबार कालहु किन होई, सिय हित समर जितब हम सोई ॥
यह सुनि अपर भूप मुसुकाने, धर्म शील हरिभक्त सयाने ॥

જેમ પુર્ણિમાના ચંદ્રનો ઉદય થતાં સર્વ તારાઓ ઝાંખા પડી જાય છે તેમ રામચંદ્રજીને જોતાંજ સર્વ રાજાઓ મનમાં ઝાંખા પડી (હારી) ગયા. સર્વના મનમાં એવી ખાત્રી થઇ ગઈ કે રામચંદ્રજી ધનુષ તોડશે એમાં કાંઇ સંદેહ નથી. શંકરનું વિશાળ ધનુષ કદાપિ નહી તોડાય તો પણ સીતાજી રામચંદ્રજીને વરમાળા આરોપશે, એવા વિચારથી "ભાઇઓ! ઘેર ચાલો, આપણે જય, પ્રતાપ, બળ અને તેજ ગુમાવી દીધાં છે." એમ કેટલાક રાજા કહેવા લાગ્યા.

રાજાઓની એવી વાણી સાંભળી બીજા કેટલાક રાજાઓ કે જેઓ અવિવેકથી આંધળા અને અભિમાની હતા તેઓ હસીને બોલ્યા કે "ધનુષ તોડશે તોપણ વિવાહ થવો મુશ્કેલ છે. તો વગર તોડે રાજકુમારીના વિવાહની આશાજ શી રાખવી? ગમે તો કાળ કાં ન હોય પણ એક વાર તો સીતાને વાસ્તે અમો તેને યુદ્ધમાં જીતીશું." એ સાંભળીને બીજા જેઓ ધર્મીષ્ટ, શીલવાન, હરીભક્ત અને ડાહ્યા રાજા હતા તેઓ હસીને બોલ્યા. ૧-૨-૩-૪.

**सो०-सीय विवाहब राम, गर्व दूर करि नृपन्ह कर ॥**
**जीतिको सक संग्राम, दशरथके रणबाँकुरे ॥ ३४ ॥**

"સર્વ રાજાઓના ગર્વ ઉતારી નાંખીને રામચંદ્રજીજ સીતાને વરશે. દશરથ રાજાના રણબંકા કુંવરોને યુદ્ધમાં કોણ જીતી શકે તેમ છે? ૩૪.

**दोहा-वृथा नरहु जानि गाल बजाई, मनमोदक नहिं भूख बुजाई ॥**
**सिख हमार सुनु परम पुनीता, जगदम्बा जानहु जिय सीता ॥**
**जगतपिता रघुपतिहि विचारी, भरि लोचन छवि लेउ निहारी ॥**
**सुन्दर सुखद सकल गुणराशी, येदोउ बन्धु शम्भु उरवासी ॥**
**सुधा समुद्र समीप विहाई, मृगजल निरखि मरहु कतधाई ॥**
**करहु जाय जाकहँ जोइ भावा, हमतो आजु जन्मफल पावा ॥**
**अस कहि भले भूप अनुरागे, रूप अनूप विलोकन लागे ॥**
**देखहिं सुर नभ चढ़े विमाना, वर्षहिं सुमन करहिं कलगाना ॥**

નકામો બકવાદ શાને કરી મરો છો? મનમાં લાડુ ખાધાથી ભૂખ ટળે નહી. અમારી પરમ પવિત્ર શીખામણ સાંભળીને સીતાજીને જગતજનની જાણો. અને રામચંદ્રજી જગત્ પિતા છે એમ વિચારીને નેત્રો ભરી ભરીને તેમની કાન્તિ નિહાળી લ્યો. આ બન્ને ભાઇઓ શંકર જેનું હૃદયમાં ધ્યાન ધરે છે તેજ છે. અને તે સુંદર, સુખદાતા તથા ગુણોના ભંડાર રૂપ છે. પાસેજ રહેલા અમૃતના સમુદ્રને છોડીને ઝાંઝવાંનાં જળ જોઈ શા માટે દોડી મરો છો? તમે જાઓ જેમ ગમે તેમ કરો, અમારો જન્મ આજ સફળ થઈ ગયો છે." એ પ્રમાણે કહીને એ સારા રાજાઓ રામચંદ્રજીનું અનુપમ રૂપ પ્રીતિપૂર્વક નિરખવા લાગ્યા, આ સમયે દેવતાઓ જોવા માટે વિમાનમાં બેસી આકાશમાં ચઢીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, તથા સુંદર ગાયન કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

**दोहा-जानि सुअवसर सीय तब, पठावा जनक बुलाइ ॥**
**चतुर सखी सुन्दरि सकल, सादर चली लिवाइ ॥ २९६ ॥**

આવો શુભ અવસર જાણીને જનક રાજાએ સીતાજીને બોલાવવા વાસ્તે

તેડું મોકલ્યું. તેથી સઘળી ચતુર અને સુંદર સખીઓ પ્રીતિપુર્વક સીતાજીને લઈને ચાલી. ૨૯૬.

चौ०–सिय शोभा नहिं जाइ बखानी, जगदम्बिका रूप गुण खानी ॥
उपमासकल मोहिं लघु लागी, प्राकृत नारि अंग अनुरागी ॥
सीय बरणि त्यहि उपमा देई, को कवि कहै अयशको लेई ॥
जो पटतरिये तीयसम सीया, जगअस युवति कहाँ कमनीया ॥
गिरामुखर तनुअर्द्ध भवानी, रति अति दुखित अतनुपति जानी ॥
विष वारुणी बन्धु प्रिय जेहीं, कहिय रमा सम किमि बैदेही ॥
जो छवि सुधा पयोनिधि होई, परमरूप मय कच्छप सोई ॥
शोभा रजु मन्दर शृङ्गारू, मथै पाणि पंकज निज मारू ॥

રૂપ તથા ગુણોની ખાણરૂપ જગદંબા સીતાજીની શોભા વર્ણવી જાય તેમ નથી. કવિ લોકોએ સઘળી ઉપમાઓ પ્રાકૃત સ્ત્રીઓને આપી દીધેલી હોવાથી તે ઉપમાઓ સીતાજીને આપતાં મને હલકી લાગે છે. એવી તુચ્છ ઉપમા આપીને સીતાજીનું વર્ણન કરીને કુકવિ કહેવાવા રૂપ અપકીર્તી કોણ લે? જો સીતાજીને કોઇ અમુક સ્ત્રી સમાન ગણી તેની ઉપમા આપીએ, તો તે પણ ખોટું કહેવાય, કેમકે જગતમાં એવી કઈ યુવતિ સીતા સમાન છે? સરસ્વતી સુંદર છે પણ તે બહુ બોલકણાં છે, પાર્વતી અરધા અંગવાળાં છે, રતિ પોતાનો પતિ દેહ રહિત હોવાથી અત્યંત દુઃખી છે, અને લક્ષ્મીજી સુંદર છે ત્યારે તેમને વિષ તથા મદિરા એ બે પ્રિય ભાઇઓ છે. ત્યારે એ સર્વેની સમાન પણ સીતાજીને કેમ કહી શકાય? જો કાન્તિ અમૃતનો સમુદ્ર હોય, પરમ રૂપજ કચ્છપાવતાર હોય, શોભાજ નેતરૂ હોય, શ્રંગારજ મંદરાચળ હોય અને કામદેવ પોતાના હસ્ત કમળવડે મંથન કરે. ૧-૨-૩-૪.

दोहा–इहिविधि उपजे लक्षि जब, सुन्दरता सुखमूल ॥
तदपि सकोच समेत कवि, कहहिं सीय समतूल ॥ २९७ ॥

એ પ્રકારે સુંદરતા તથા સુખના મુળરૂપ લક્ષ્મીજી ઉત્પન્ન થાય, તો પણ તેને સીતાજીની બરોબર કહેવા કવિઓને સંકોચાવું પડે. ૨૯૭.

चौ०–चली संग लै सखी सयानी, गावत गीत मनोहर वानी ॥
सोह नवलतनु सुन्दरि सारी, जगत जननि अतुलित छवि भारी ॥
भूषण सकल सुदेश सुहाये, अंग अंग रचि सखिन बनाये ॥
रंगभूमि जब सिय पगुधारी, देखि रूप मोहे नरनारी ॥
हर्षि सुरन दुंदुभी बजाई, वर्षि प्रसून अप्सरा गाई ॥

पाणि सरोज सोह जयमाला, औचक चितै सकल महिपाला ॥
सीय चकित चित रामहिं चाहा, भये मोहवश सब नरनाहा ॥
मुनि समीप बैठे दोउ भाई, लगे ललकि लोचन निधि पाई ॥

સીતાજીને લઈને ચતુર સખીઓ મનોહર વાણીથી ગીત ગાતી ગાતી આવી. સીતાજીના નવીન શરીરપર સુંદર સાડી એવી શોભતી હતી કે જાણે તે સાડી જગતજનની અને અનુપમ સુંદરતાવાળાં સીતાજીની દેહધારી શોભાજ ન હોય ? અથવા નવીન, ઝીણી અને સુંદર સાડીમાંથી જગતજનની સીતાજીની અનુપમ છબી ઝળકતી હતી. સીતાજીની સખીઓએ તેમના પ્રત્યેક અંગમાં ગોઠવી ગોઠવીને પેહેરાવેલાં ઘરેણાં યોગ્ય સ્થાન પામીને ઘણાં શોભતાં હતાં. એવાં સીતાજી જ્યારે રંગભૂમિમાં પધાર્યાં, ત્યારે તેમનું સ્વરૂપ જોઈને સર્વ સ્ત્રી પુરૂષો મોહ પામ્યાં. તે સમયે દેવતાઓએ હરખીને દુંદુભિ વગાડયાં અને અપ્સરાઓએ પુષ્પવૃષ્ટિ કરીને ગાયન કર્યું. સીતાજીના કમળ જેવા હાથમાં શોભતી જયમાળાને, સર્વે રાજાઓ એકી નજરે જોવા લાગ્યા. સીતાજી ચકિત ચિત્તથી રામચંદ્રજીનેજ ચહાતાં હતાં, અને સઘળા રાજાઓ સીતાજીને જોઈને મોહ વશ્ય થઈ ગયા હતા, જેમ ધનના ભંડારને જોઈને નેત્રો એક ટસે તેમાં લાગી જાય છે, તેમ વિશ્વામિત્ર મુનિની પાસે બેઠેલા બે ભાઈઓને જોઈને સીતાજીનાં નેત્રો તેમનામાં ચોંટી ગયાં. ૧-૨-૩-૪.

दोहा—गुरु जन लाज समाज बडि, देखि सीय सकुचानि ॥
लगी विलोकन सखिन तन, रघुवीरहि उर आनि ॥ २९८ ॥

ગુરૂજનોની શરમને લીધે તથા બહુ મોટી સભા જોઈને સીતાજી સંકોચ પામવા લાગ્યાં-પછી હૃદયમાં રામચંદ્રજીની મૂર્તિ ધારણ કરીને સખીઓનાં શરીર તરફ જોવા મંડયા. ૨૯૮.

चौ०—रामरूप अरु सिय छबि देखी, नर नारिन परिहरी निमेखी ।
शोचहिं सकल कहत सकुचाहीं, विधिसन विनय करहिं मनमाहीं ॥
हरु विधि वेगि जनक जडताई, मति हमारि अस देहु सुहाई ॥
बिन विचार प्रण तजि नरनाहू, सीय रामकर करहिं विवाहू ॥
जग भल कहहि भाव सब काहू, हठ कीन्हें उर अन्तर दाहू ॥
यह लालसा मगन सब लोगू, बरसाँवरो जानकी योगू ॥

સર્વે સ્ત્રી પુરૂષો નેત્રોનાં નિમેષોને ત્યાગ કરીને રામચંદ્રજીનું રૂપ તથા સીતાજીની કાન્તિ જોવા લાગ્યાં, તે સઘળાં મનમાં (જનક રાજાના કઠણ'પણ'ને લીધે) શોચના કરતાં હતાં, પણ પ્રસિદ્ધપણે કહેતાં સંકોચાતાં હતાં, તેથી તેઓ મનમાં વિધાતાને વિનતિ કરવા લાગ્યાં કે-" હે વિધાતા ! જનક રાજાનું હઠી-

લાપણું જલદી હરી લે, અને અમારી આવી બુદ્ધિ તેમને આપ કે જેથી તે બીજો કાંઇ પણ વિચાર કર્યા વગરજ પોતાનું 'પણ' છોડી દઈ સીતાજીનો રામની સાથે વિવાહ કરી દે. એમ કરવાથી જગત સારૂં કર્યું એમ કહેશે અને સર્વને સારૂં લાગશે. પણ જો તે હઠ પકડી રાખશે તો હૃદયમાં દાહજ થશે." આ શ્યામળો વર સીતાજીને યોગ્ય છે. એવી લાલસામાં સર્વ લોક મગ્ન થઇ ગયાં.

**चौ०–रावण बाणासुर तब आये, देख लोग अतीशय भय पाये ॥**
**सकल परस्पर करहिं विचारा, अब धौं कहा करसि करतारा ॥**

આ સમયે ત્યાં રાવણ અને બાણાસુર આવ્યા. તેઓને જોઇને લોકો અત્યંત ભય પામ્યા. સઘળા પરસ્પર વિચાર કરવા લાગ્યા કે–હવે દૈવ કોણ જાણે શું કરશે?

**क०–याके दश शीश बीसबाहु डौलैं शैल मनो याके एक शीश बाहु दीरघ हजार हैं**
**दोनो लाल चंदनको दीन्हें हैं त्रिपुण्ड् भाल पहेरे रुद्राक्ष माल छाये तन छार हैं**
**दोनों अतिबली भायो दोनों जग जीति पयो दोनों भय देत देखे तन विकरार हैं**
**दोनो धनु तोरे ताको कौनहै उपाय हाय शोकते उधारको अधार करतार है।१।**

એક દશ માથાંવાળો તથા વીશ હાથવાળો પહાડની પેઠે ડોલે છે, અને બીજો એક માથાવાળો તથા હજાર લાંબા હાથવાળો પણ તેવોજ છે. બંને જણે લલાટમાં લાલ ચંદનનાં ત્રિપુંડ્ર કર્યાં છે, રૂદ્રાક્ષની માળાઓ પેહેરી છે અને શરીરે ભસ્મ લગાવી દીધી છે. બંને જણ ઘણા બળવાન છે, જગતને જીતનારા છે, જોતાં ભય ઉપજે એવા વિકરાળ શરીરોવાળા છે. હાય હાય! બન્ને જણ કદાચ ધનુષ્ય તોડી નાખે તો તેનો શો ઉપાય કરવો! આપણા આ શોકના ઉદ્ધારનો આધાર એક ભગવાનજ છે.

**चौ०–तब रावण बोल्यो हरषाई, कहां सिया सो देहु बताई ॥**
**धनुष तोरि लै जावहुँ अबहीं, बोलो बाणासुर अस तबहीं ॥**
**गुरु धनु धस्यो विचारत नाहीं, मारत काहे गाल वृथाहीं ॥**
**तुम राखत अति गर्व सुरारी, तब रावण सुनि बात उचारी ॥**

એ વખતે રાવણ હર્ષ પામીને બોલ્યો કે–"સીતા ક્યાં છે? મને બતાવી દો, ધનુષ તોડીને હું હમણાંજ તેને લઇ જાઉં છું." એ સાંભળીને બાણાસુર બોલ્યો કે–"આ આપણા ગુરૂ (શંકર) નું ધનુષ છે તેનો વિચાર કરતો નથી ને નકામો ગાલ કેમ બજાવે છે? હે દેવતાઓના શત્રુ! તું ઘણો અહંકાર રાખે છે." એ સાંભળીને રાવણ બોલ્યો કે–

**क०-मेरे भुजदंडनते दोखिखंड खंडदंड गाजि ब्रह्माण्डहूतेकाल कीन्हो मौन है**

परम प्रचण्ड नवखण्डमें अखण्ड फैलोपांखिके प्रताप मार्तण्ड डोले मौन है
देत देत दण्ड धननाथ भयेद्रव्यहीन सुनत कोदण्ड चण्डइन्द्रमानो जौन है
बाहुकण्ड छत्रदंडसो सुमेरु तोल्योजायखीनमुण्डमालीकोकोदण्डगर्वकौनहै

" मारा भुजदंडथी ब्रह्मांडना टुकडे टुकडा थइ जवानुं जाणी काळपण ब्रह्मांडमांथी नाशी गयो छे; मारो परम प्रचंड अने अखंड प्रताप नवे खंडोमां फेलाएलो जोइने सूर्य पण मौनपणुं धरीने फर्या करे छे; दंड आपी आपीने कुबेर पण द्रव्यहिन थइ गयो छे; मारा धनुषनो टंकार सांभळीने ईंद्र पण कंपे छे. मैं जइने मारा भुजदंड उपर मेरुपर्वत छत्रनी पेठे तोळ्यो हतो; तो पछी शंकरनुं आ पुराणुं सडेलुं धनुष तोडवामां शो अहंकार छे? "

क०—जोइ भगवान वरदान दाता तीनो लोक तीन पांय पृथ्वीहेत वेष बड लीन्हो है
आयेतात पासचीन्हो तापै ना निरासकीन्हो दीनोदानलीन्हो उनोमाणिरोषभीनो है
माख्यो पितुलीजे मोहिदानी दान द्रव्‍तुल्य हौंहीं पानि दोई पालेरके तोली दीन्हो है
पर्व सर्वरीश जातै खर्व यश सर्व भाखे रेरे तेरो ऐसो गर्व हौंहु नाहीं कीन्हों है ।३।

चौ०—बाणासुर तब कह्यो रिसाई, हे तुम बडे असुर अन्याई ॥

जे भगवान त्रिलोकमां वरदान आपनारा छे अने जेमणे त्रण डगलां पृथ्वीने वास्ते मोटो वामनावतार लीधो हतो, ते भगवान ज्यारे मारा पिता बळिराजानी पासे आव्या, त्यारे बळिराजाए तेमने ओळख्या छतां पण तेमने निराश न कर्या. अने भगवाने तेमनी पासे त्रण डगलां पृथ्वीनुं दान माग्युं त्यारे मारा पिताए क्रोध करीने कह्युं के-जेवो हुं मोटो दानी अने द्रव्यवान छुं ते प्रमाणे मारी पासेथी घणुं दान मागी ल्यो. आ रीते तेमने घणी हठ करता जोई मैं जळ लावीने तेमना हाथमां आप्युं हतुं अने तेमणे भगवानने दान आप्युं हतुं, तेथी तेमनो यश त्रिलोकमां प्रसिद्ध छे. तेम छतां अमे तारा जेवो गर्व कदी कर्यो नथी."

त्यारे बाणासुर क्रोध करीने बोल्यो के-" हे असुर ! तुं घणो अन्यायी छे.

तब रावण बोला—

स०—एकहि शीशकि कौन धरचो सिगरो जग यों सरसौं सम सोहै ॥
तौ नहीं शेषके वेश शरीरमें सूक्ष्म कीड अभूषण जोहै ॥
सो शिववास किये जिहि शैलसों कौल भयो कर एकहिकोहै ॥
हौं नहि गर्व करौं करै कोन प्रसंशत जाहि हरी रहतो हे ॥ १ ॥

रावण बोल्यो के-" जे शेषनागे पोताना एक माथाना खुणापरज सघळुं जगत सरसवना दाणानी पेठे धारण करी राख्युं छे, एवा शेषने पण

જેણે પોતાના શરીર ઉપર ક્ષુલ્લક આભૂષણરૂપ બનાવી દીધો છે, એવા મહાદેવને રહેવાના કૈલાસ પર્વતને મેં એકજ હાથે કોળીઆની પેઠે ઉપાડયો હતો, ત્યારે હું ગર્વ ન કરૂં તો બીજો કોણ કરે ? શંકર પણ મારી પ્રશંસા કરે છે." ૪.

तब बाणासुर बोला–

स०–पीन पिनाक पुरारिको यों विरच्यो विधि लेकर वज्रको सार है ॥
याकि न जानत ते गुरुता नहिं सीख गनैं गुन्यो पूरो गँवार है ॥
आपनो गर्व गँवावनको धनु तोरनको शठ कीह्न विचार है ॥
जो बढके बलते बलकै अवलोकतहै सो तो नाउको वार है ॥ २ ॥

બાણાસુર બોલ્યો કે-આ સદાશિવનું પિનાક ધનુષ બ્રહ્માએ વજ્રનો સાર લઈને બનાવેલું છે. ધનુષની મહત્વતા તું જાણતો નથી. તેમ તું મોટો ગમાર હોવાથી મારી શીખામણ પણ માનતો નથી. હે શઠ ! તેં તારો ગર્વ ઉતારવાને વાસ્તેજ આ ધનુષ તોડવાનો વિચાર કર્યો છે. તું જે બળના પ્રભાવથી પોતાને બધી ગણેલો જુએ છે તે બળ હજામના વાળ જેવું છે." ૫.

चौ०–धनुष तोरे तोरहु मद तोरौं, पुरी उठाये वारिनिधि बोरौं ॥
अस कहि धनुष उठावन लागा, उठयो न तब कहँ बाण अभागा ॥ १ ॥

રાવણ બોલ્યો કે-" ધનુષ તોડીને તારા મદને પણ તોડીશ, અને તારૂં શોણીતપુર ઉઠાવી લઈ જઈને સમુદ્રમાં બોળી દઈશ." એમ કહી ધનુષ ઉપાડવા લાગ્યો પણ ઉપડયું નહી. ત્યારે બાણાસુર બોલ્યો કે-" અરે અભાગીયા ! ૧.

स०–कर जो करमें कइलाश लियो कसकै अब नाक सिकोरत है ॥
दइ तालन वीस भुजा झहराय झकै धनुको झक ओरत है ॥
तिल एक हलै न हलै वसुधा रिस पीस के दांतन तोरत है ॥
मनमें यह ठीक भयो हमरे मद काको महेश न मोरत है ॥ ३ ॥

જે હાથમાં કૈલાસ ઉપાડયો હતો તે હાથે બળ કર. હવે નાક કેમ સંકોડે છે. તું તાળી પાડી વીશે હાથનું જોર વાપરીને ધનુષ હલાવવાનું કરે છે પણ હાલે છે ? એક તલમાત્ર ધનુષ નહી હાલતાં પૃથ્વી હાલી છે. તું ક્રોધથી ગમે તેટલા દાંત પીસ્યા કર, પણ મારા મનને તો ખાત્રી છે કે સદાશિવ કોનો મદ તોડતા નથી ? " ૬.

चौ०–यह कह धनु परदक्षिण करकै, वाणासुर निकस्यो मुद भरके ॥
तब रावण बोला रिसि पाई, जादू यामें परत दिखाई ॥
कैसइ लै जाउं सिय अबहीं, भई अकाशवाणी यह तबहीं ॥

तब कुंभीनासि कन्या जोई, लिये जात मधु दानव सोई ॥
सुन रावण बोला दुख पाई, ताको लाउं अबहिं छुडाई ॥
अस कहि तुरत गयो असुरारी, भये सभाके नृपति सुखारी ॥
तब बंदीजन जनक बुलाये, बिरदावली कहत चलि आये ॥
कह नृप जाय कहो पण मोरा, चले भाट हिय हर्ष न थोरा ॥ ४ ॥

એમ કહી ધનુષને પ્રદક્ષિણા કરી રાજી થઇને બાણાસુર ત્યાંથી નીકળી ચાલ્યો. ત્યારે રાવણ ક્રોધ કરીને બોલ્યો કે-"મને ધનુષમાં કાંઇ જાદુ કરેલું માલમ પડે છે. માટે હું હમણાં એમને એમજ (ધનુષ તોડયા વગરજ) સીતાને લઈ જઇશ." તે વખતે આકાશ વાણી થઇ કે-"તારી જે કુંભીનસી પુત્રી છે તેને મધુ નામનો દૈત્ય લઇ જાય છે." એ આકાશ વાણી સાંભળીને રાવણ દુઃખ પામીને બોલ્યો કે-"તેને હું હમણાંજ છોડાવી લાવું છું." એમ કહીને તે ત્યાંથી તુરત ચાલ્યો ગયો. તેથી સભામાંના સર્વ રાજાઓ સુખ પામ્યા. પછી જનક રાજાએ બંદીજનો (ભાટ) ને બોલાવ્યા, તેઓ વીર પુરૂષોની કીર્તિનાં કાવ્ય બોલતા બોલતા આવ્યા. જનકે તેઓને કહ્યું કે "તમે મારૂં 'પણ' સભામાં જઇને જણાવો." એ સાંભળી ઘણો આનંદ પામીને ભાટ લોકો ચાલ્યા. ૧-૪.

दोहा—बोले बन्दी वचन वर, सुनहु सकल महिपाल ॥
प्रण विदेह कर कहहिं हम, भुजा उठाइ विशाल ॥ २९९ ॥

બંદીજનો સભામાં શુભ વાણીથી બોલ્યા કે-"હે રાજાઓ! સાંભળો. જનક રાજાએ જે 'પણ' કર્યું છે તે અમે હાથ ઉંચા કરીને કહીએ છીએ. ૨૯૯.

चौ०—नृप भुजबल विधु शिवधनु राहू, गरुअ कठोर विदित सबकाहू ॥
रावण बाण महाभट भारे, देखि शरासन गँवहिं सिधारे ॥
सो पुरारि कोदण्ड कठोरा, राज समाज आजु जीहिं तेरा ॥
त्रिभुवन जय समेत वैदेही, बिनाहि विचार बरै हठि तेही ॥
सुनिप्रण सकल भूप अभिलाषे, भटमानी अतिशय मनमाषे ॥
परिकर बाँधि उठे अकुलाई, चले इष्टदेवन शिरनाई ॥
तमकिताकि तकि शिवधनु धरहीं, उठै न कोटि भाँति बल करहीं ॥
जिनके कछुविचार मनमाहीं, चाप समीप महीप न जाहीं ॥

શંકરનું આ ધનુષ રાજાઓના ભુજબળરૂપી ચંદ્રને ગળી જવામાં રાહુરૂપ છે, જેની મહત્વતા તથા કઠિણતા સર્વના જાણવામાં છે. જેને જોઇને રાવણ તથા બાણાસુર જેવા મહા બળીયા યોદ્ધા પણ હિમ્મત હારીને નાશી ગયા છે. તે સદાશિવના આ કઠોર ધનુષને આજ રાજસભા મધ્યે જે કોઇ તોડશે તે ત્રૈલોક્યમાં જય પામશે, અને સીતાજી કાંઈ પણ વિચાર કર્યા વગર તેને વરશે.

જનકનું એવું 'પણ' સાંભળી સવ રાજાઓના મનમાં લાલસા ઉત્પન્ન થઈ; જેઓ પોતાને બાહાદુર વીર ગણતા હતા તેઓને ક્રોધ ઉત્પન્ન થયો. તેઓ અકળાઈને કમ્મરો બાંધીને ઉઠયા અને પોતાના ઈષ્ટદેવને માથાં નમાવીને ધનુષ તરફ ચાલ્યા. તેઓ હર્ષથી તાકી તપાસીને ધનુષ પકડીને ઉપાડવા લાગ્યા, પરંતુ કરોડો પ્રકારે બળ કર્યા છતાં ઉપડી શક્યું નહી. જે રાજાઓ કાંઈક વિચારવાળા હતા તેઓ તો ધનુષની પાસે પણ ગયા નહી. ૧-૨-૩-૪.

**दोहा—उमकि धरहिं धनु मूढ नृप, उठय न चलहिं लजाय ॥**
**मनहु पाय भट बाहुबल, अधिक अधिक गरु आय ॥ ३०० ॥**

મુખ રાજાઓ ઉત્સાહ ધરી ધરીને ધનુષ ઉઠાવવા લાગ્યા, પણ જાણે એ યોદ્ધાઓનાં બળ પોતે પામીને ધનુષ વધારે ને વધારે ભારે થતું જતું હોય એવું લાગવાથી કોઈથી ઉઠાવી શકાયું નહી, તેથી તેઓ લજ્જા પામી પામીને પાછા ચાલ્યા ગયા. ૩૦૦.

**चौ०—भूप सहस दश एकहि बारा, लगे उठावन टरै न टारा ॥**
**डगै न शम्भु शरासन कैसे, कामी वचन सती मन जैसे ॥**
**सब नृप भये योग उपहासी, जैसे विनु विराग संन्यासी ।**
**कीरति विजय वीरता भारी, चले चाप कर सरवस हारी ॥**
**श्रीहत भये हारि हियराजा, बैठे निज निज जाइ समाजा ॥**
**नृपन विलोकि जनक अकुलाने, बोले वचन रोष जनुसाने ॥**
**द्वीप द्वीपके भूपति नाना, आये सुनि हम जो प्रणठाना ॥**
**देव दनुज धरि मनुज शरीरा, विपुल वीर आये रणधीरा ॥**

એકે ફેરે કદી દશ હજાર રાજાઓ ઉઠાવવા લાગે, તો પણ ઉઠાવી શકાય નહી એવું એ શંકરનું ધનુષ જેમ કામીજનનાં વચન સાંભળી સતીનું મન ડગે નહી તેમ ડગ્યું નહી. જેમ વૈરાગ્ય વિના સંન્યાસીઓ હાંસીને પાત્ર થાય છે, તેમ સર્વ રાજાઓ (શુરાતન નહી હોવાથી) હાંસીને પાત્ર થયા. તેઓ પોતાની કીર્તી, વિજય અને ભારે વીરતા વગેરે સર્વસ્વ ધનુષની સાથેજ છોડી દઈને પાછા ચાલ્યા. મનમાં હારીને તેજહીન થયેલા રાજાઓ પાછા ફરી પોત પોતાના સમાજમાં જઈને બેઠા. આવી રીતે સર્વ રાજાઓને જોઈને અકળાએલા જનક રાજા ક્રોધે ભરાઈને વચનો બોલ્યા કે—" દ્વીપે દ્વીપના અનેક રાજાઓ મારૂં 'પણ' સાંભળીને અહીં આવ્યા છે અને ઘણા ઘણા રણમાં શુરા વીરો દેવતાઓ તથા દૈત્યો મનુષ્યનાં શરીર ધરી ધરીને આવ્યા છે. ૧-૨-૩-૪.

**दोहा—कुँवरि मनोहरि विजय बड़ि, कीरति अति कमनीय ॥**

पावनहार विरंचि जनु, रच्यउ न धनु दमनीय ॥ ३०१ ॥

તેઓમાંના કોઈને ધનુષ તોડીને મોટા મનોહર વિજય તથા અત્યંત ઇચ્છવા યોગ્ય કીર્તિ અને મારી કુંવરી મેળવનારો વિધાતાએ રચ્યોજ નથી. ૩૦૧.

चौ०—कहहु काहि यह लाभ न भावा, काहुन शंकर चाप चढावा ॥
रहेउ चढ़ाउब तोरन भाई, तिलभरि भुमि न सक्यउछुडाई ॥
अबजनि कउ माषे भटमानी, वीर विहीन मही मैं जानी ॥
तजहु आश निज निज गृहजाहू, लिखा न विधि वैदेहि विवाहू ॥
सुकृत जाय जो पाण परिहरऊं, कुँवरि कुँवारि रहै का करऊं ॥
जो जनत्यउँ बिनु भट महि भाई, तौ प्रण करि करत्यउ न हँसाई ॥
जनक वचन सुनि सब नरनारी, देखि जानकी भये दुखारी ॥
सुनतहि लषण कुटिल भइँभौहैं, रदपुट फरकत नयन रिसौहैं ॥

મારે કહેવું જોઇએ કે-" કોઇ પણ શંકરનું ધનુષ ચઢાવીને આ લાભ પામી શક્યો નહી.ભાઈઓ ! ચઢાવવાની ને તોડવાની વાત તો એક બાજુપર રહી, પણ પૃથ્વીપરથી એક તલમાત્ર ઉંચું પણ કરી શક્યા નહી. હવે કોઇએ પોતાને શૂરવીર માનીને મારાપર ક્રોધ કરવો નહી, હવે મેં જાણ્યું કે પૃથ્વીપર કોઇ વીર પુરૂષ છેજ નહી. માટે હવે આશા છોડીને પોતપોતાને ઘેર જાઓ. વિધાતાએ સીતાના નશીબમાં વિવાહ થવાનું લખ્યુંજ નથી. જો હું મારૂં 'પણ" છોડી દઉં છું તો મારાં સુકૃત બળી જાય છે, અને તેમ નથી કરતો તો મારી કુંવરી કુંવારી રહે છે; હવે મારે શો ઉપાય કરવો ! જો હું આમ શૂરવીર વિનાની પૃથ્વી જાણતો હોત, તો હું આવું 'પણ' કરીને લોક હસારત કરત નહી. જનક રાજાનાં વચનો સાંભળી સર્વ સ્ત્રી પુરૂષો સીતાજીની સામે જોઇ જોઇને દુઃખ પામવા લાગ્યાં. એ વખતે લક્ષ્મણજીને ક્રોધ ચઢ્યાથી ભ્રકુટી ઘણી વાંકી થઈ ગઇ, હોઠ ફરકવા લાગ્યા અને નેત્ર લાલ થઇ ગયાં. ૧-૨-૩-૪.

दोहा—कहि न सकत रघुवीर डर, लगे वचन जनु बाण ॥
नाइ राम पद कमल शिर, बोले गिरा प्रमाण ॥ ३०२ ॥

રામચંદ્રજીના ડરને લીધે લક્ષ્મણજી કાંઇ કહી શકતા નહી. પણ જનકનાં વચનો બાણ જેવાં લાગ્યાથી અંતે રામચંદ્રજીનાં ચરણ કમળમાં માથું નમાવીને પ્રમાણ વચનો બોલ્યા કે-૩૦૨.

चौ०—रघुवंशि महँ जहँ कोउ होई, तेहि समाज अस कहै न कोई ॥
कही जनक जस अनुचितबानी, विद्यमान रघुकुलमणि जानी ॥
सुनहु भानुकुल पंकज भानू, कहौं स्वभाव न कछु अभिमानू ॥

जो राउर अनुशासन पाऊँ, कन्दुकइव ब्रह्माण्ड उठाऊँ ॥
काचेघट जिमि डारौं फोरी, सकौं मेरु मूलक इव तोरी ॥
तव प्रताप महिमा भगवाना, को बापुरो पिनाक पुराना ॥
नाथ जानि अस आयसु होऊ, कौतुक करौं विलोकिय सोऊ ॥
कमलनाल इमि चाप चढावौं, शतयोजन प्रमाण लै धावौं ॥

જે સભામાં રઘુકુળમાંનો કોઇ પણ માણસ હોય તે સભામાં કોઇ પણ આવી વાણી ન બોલે કે જેવી આ જનક રાજા રામચંદ્રજી સભામાં હાજર જાણતાં છતાં પણ અયોગ્ય વાણી બોલ્યા છે. હે કમળને પ્રફુલ્લિત કરનાર સૂર્યવંશના સૂર્યરૂપ રામચંદ્રજી! સાંભળો. હું કાંઇ પણ અહંકાર આણ્યા વિના સહજ સ્વભાવે કહું છું કે–જો આપની આજ્ઞા હોય તો બ્રહ્માંડને દડાની પેઠે ઉઠાવી લઉં. અને તેને કાચા ઘડાની પેઠે ફોડી નાંખું. અને મેરૂ પર્વતને પણ મૂળાની પેઠે તોડી નાંખું. હે ભગવાન્! તમારા પ્રતાપના મહિમા આગળ આપડું જુનું પિનાક ધનુષ તે શા લેખામાં! હે નાથ! એમ જાણીને મને આજ્ઞા આપો. હું જે કૌતુક કરૂં તે આપ જોજો. હું કમળના નાળની પેઠે ધનુષ ચઢાવીને તે લઈ સો યોજન સુધી દોડયો જાઉં. ૧–૨–૩–૪.

दोहा–तोरौं छत्रकदंड जिमि, तव प्रताप बल नाथ ॥
जो न करौं प्रभु पद शपथ, पुनि न धरौं धनु हाथ ॥ ३०३ ॥

હે નાથ! હું તમારા પ્રતાપના બળથી આ ધનુષને બિલાડીના ટોપના દાંડાની પેઠે તોડી નાંખું. એ પ્રમાણે હું કરી શકું નહી તો આપના પગના સોગંદ ખાઇને કહું છું કે ફરીથી કોઈ વાર હાથમાં ધનુષ ધારણ કરીશ નહી. ૩૦૩.

चौ०–लषण सकोप वचन जब बोले, डगमगानि महि दिग्गज डोले ॥
सकल लोक सब भूप डराने, सिय हिय हर्ष जनक सकुचाने ॥
गुरु रघुपति सब मुनि मन माहीं, मुदित भये पुनि पुनि पुलकाहीं ॥
सैनहिं रघुपति लषण निवारे, प्रेम सहेत निकट बैठारे ॥
विश्वामित्र समय शुभजानी, बोले अति सनेह मृदु वानी ॥
उठहु राम भंजहु भव चापा, मेटहु तात जनक परितापा ॥
सुनि गुरु वचन चरण शिरनावा, हर्ष विषाद न कछु उर आवा ॥
ठाढ भये उठि सहज सुभाये, ठवनि युवा मृगराज लजाये ॥

જ્યારે લક્ષ્મણજી આ પ્રમાણે કોપ સહિત વચનો બોલ્યા, ત્યારે પૃથ્વી ડગમગવા લાગી અને દિક્પાળો ડોલવા લાગ્યા; સર્વ રાજાઓ અને લોકો ભય

પામ્યા. સીતાજી મનમાં આનંદ પામ્યાં, પણ જનકરાજા ઘણો સંકોચ પામ્યા. વિશ્વામિત્ર, રામચંદ્રજી અને સર્વ મુનિઓ મનમાં આનંદ પામીને શરીરોએ વારંવાર રોમાંચિત થયા. પછી રામચંદ્રજીએ સાન કરીને લક્ષ્મણજીને વારીને પ્રીતિપૂર્વક પોતાની પાસે બેસાડયા. આ શુભ સમય જાણીને વિશ્વામિત્ર ઘણા પ્રેમથી કોમળ વાણી બોલ્યા કે-" હે રામ! ઉઠો, અને શંકરનું ધનુષ તોડીને જનકનો પરિતાપ મટાડો" એવાં ગુરૂનાં વચનો સાંભળી રામચંદ્રજી ગુરૂને પગે લાગી મનમાં કાંઇ હર્ષ કે શોક નહી લાવતાં સહજ સ્વભાવે ઉઠીને ઉભા થયા. તેમની ઉભા થવાની ગતિ જોઇને જુવાન સિંહ પણ લાજે. ૧-૨-૩-૪.

दोहा—उदित उदय गिरि मंच पर, रघुवर बाल पतंग ॥
विकसे सन्त सरोज बन, हर्षे लोचन भृंग ॥ ३०४ ॥

મંચરૂપી ઉદયાચળ ઉપર જ્યારે રામચંદ્રરૂપી પ્રાતઃકાળનો સૂર્ય ઉદય થયો, ત્યારે સંતો રૂપી કમળનાં વન પ્રફુલ્લિત થયાં, અને જોનારનાં નેત્રરૂપી ભમરાઓ હર્ષ પામ્યા. ૩૦૪.

चौ०—नृपन केरि आशा निशिनाशी, वचन नखत अवली न प्रकाशी ॥
मानी महिप कुमुद सकुचाने, कपटी भूप उलूक लुकाने ॥
भये विशोक कोक मुनि देवा, वर्षहिं सुमन जनावहिं सेवा ॥
गुरुपद वन्दि सहित अनुरागा, राम मुनिनसन आयसु मागा ॥
सहजहिं चले सकल जगस्वामी, मत्तमंजु कुञ्जर वरगामी ॥
चलत राम सब पुर नरनारी, पुलक पूरि तनु भये सुखारी॥
वन्दि पितर सुर सुकृत सँभारे, जो कछु पुण्य प्रभाव हमारे ॥
तौ शिव धनुष मृणालकि नाइ, तोरहिं राम गणेश गुसाईं ।

(રામચંદ્ર રૂપ સૂર્ય ઉદય થતાં) રાજાઓની આશા રૂપી રાત્રી નાશ પામી, તેઓનાં વચનો રૂપી નક્ષત્રની પંક્તિ પ્રકાશતી બંધ પડી ગઇ, અભિમાની રાજાઓ રૂપી પોયણાં સંકોચાયાં, કપટી રાજાઓ રૂપી ઘુવડો સંતાઈ ગયા, મુનિઓ તથા દેવતાઓ રૂપી ચક્રવાકો શોકથી રહિત થયા અને તેઓ પુષ્પો વરસાવી સેવા જણાવવા લાગ્યા. પછી રામચંદ્રજી ગુરૂના ચરણોનું પ્રીતિપૂર્વક વંદન કરીને તથા મુનિઓ પાસે આજ્ઞા માગીને-સ્વાભાવિક રીતે સુંદર મહોન્મત્ત શ્રેષ્ઠ હાથીના જેવી ચાલથી ચાલવા લાગ્યા. રામચંદ્રજી ધનુષ તરફ ચાલતાં જનકપુરનાં સર્વ સ્ત્રી પુરૂષો શરીરે રોમાંચિત થઇ સુખ પામ્યાં. તેઓ દેવતાઓને અને પિતૃઓને વંદીને તથા પોતાનાં સુકૃતનું સ્મરણ કરીને કહેવા મંડયાં કે-" હે ગણેશ! હે સ્વામીન! જો અમારાં કાંઇ પણ પુણ્યોનો

પ્રભાવ હોય તો રામચંદ્રજી, સદાશિવના આ ધનુષને કમળની ડાંડીની પેઠે તોડી નાંખશે." ૧-૨-૩-૪.

दोहा–रामहिं प्रेम समेत लखि, सखिन समीप बुलाइ ॥
सीता मातु सनेह बश, बचन कहै बिलखाइ ॥ ३०५ ॥

સીતાજીનાં માતુશ્રી, રામચંદ્રજીને પ્રેમપૂર્વક જોઇ સખીને પોતાની પાસે બોલાવી સ્નેહ વશ્ય થઇ વ્યાકુળ થઇને વચનો બોલ્યાં કે–૩૦૫.

चौ०–सखि सब कौतुक देखन हारे, जेउ कहावत हितू हमारे ॥
कोउ न बुझाइ कहइ नृप पाहीं, ये बालक अस हठ भल नाहीं ॥
रावण बाण छुआ नहिं चापा, हारे सकल भूप करि दापा ॥
सो धनु राजकुँवर कर देहीं, बाल मराल कि मन्दर लेहीं ॥
भूप सयानप सकल सिरानी, सखि विधि गति कछु जाय न जानी ॥
बोली चतुर सखी मृदु बानी, तेजवन्त लघु गणिय न रानी ॥
कहँ कुम्भज कहँ सिंधु अपारा, शोष्यउ सुयश सकल संसारा ॥
रविमंडल देखत लघुलागा, उदय तासु त्रिभुवन तम भागा ॥

હે સખી ! જે અમારાં હીતસ્વી કહેવાય છે તે સઘળાં કૌતુક જોનારાં છે. એમાંનું કોઇ પણ રાજાને પાસે બોલાવી સમજાવીને કહેતું નથી કે આ બાળક છે, તેણે આવો હઠ કરવો એ સારૂં નથી. જે ધનુષને રાવણ અને બાણાસુર સરખા પણ અડકી શક્યા નહી, અને સર્વે રાજાઓ પ્રયત્ન કરી કરીને હારી ગયા તે ધનુષને આ નાના સરખા રાજકુંવરના હાથમાં આપવા ધારે છે, હંસનું બાળક મંદરાચળ શી રીતે ઉપાડી શકે ? હે સખી ! રાજાનું સઘળું શાહાણપણુ જતું રહ્યું છે, દૈવની ગતિ કાંઈ કળ્યામાં આવતી નથી." સખી કોમળ વાણીથી બોલી કે–" હે રાણી ! તેજસ્વીને નાનો ગણવો નહી. ક્યાં અગસ્ત્ય ઋષિ અને ક્યાં અપાર સમુદ્ર ! પણ અગસ્ત્યે સમુદ્ર પી જઇને શોષી લીધો અને જગતમાં સુયશ ફેલાવ્યો છે. + જુઓ સૂર્ય મંડળ જોતાં નાનું જણાય છે પણ તેના ઉદયથી ત્રિલોકનો અંધકાર જતો રહે છે. ૧-૨-૩-૪.

---

+ એક વખત કોઇ પક્ષીનાં ત્રણ બચ્ચાંને સમુદ્ર તાણી ગયો તેથી તે પક્ષીઓએ સમુદ્રને ઉલેચી નાંખવાનું ધારી પોતાની ચાંચથી સમુદ્રનું પાણી ટીપે ટીપે ફેંકી દેવા માંડયું. એ જોઇ તેનું કારણ પૂછતાં અગસ્ત્ય ઋષિના જાણવામાં આવ્યાથી તેમને દયા ઉત્પન્ન થઇ, તેથી તે બોલ્યા કે સમુદ્ર નિર્દયી છે, તેને હું શિક્ષા કરીશ. દૈવયોગે એક દિવસ અગસ્ત્યની પૂજાસામગ્રી પણ સમુદ્ર ખેંચી ગયો, તેથી ઋષિને ક્રોધ ચડયો અને પક્ષીની વાત પણ યાદ આવી. તેથી ત્રણ અંજળીમાં બધા સમુદ્રનું પાન કરી ગયા. પછી દેવતાઓની સ્તુતિપરથી લઘુશંકા કરીને સમુદ્ર પાછો કાઢયો, તેથી તે ખારો થઇ ગયો.

दोहा–मंत्र परम लघु जासु वश, विधिहरि हर सुरसर्व ॥
महामत्त गजराज कहँ, वशकर अंकुशखर्व ॥ ३०६ ॥

મંત્ર ઘણો નાનો હોય છે પણ તેને વશ્ય બ્રહ્મા, વિષ્ણુ, શિવ તથા સર્વે દેવો છે; અંકુશ નાનો છે પણ તે મહા મદોન્મત્ત હાથીને પણ વશ્ય કરે છે. ૩૦૬

चौ०–काम कुसुमधनु सायक लीन्हे, सकल भुवन अपने वश कीन्हे ॥
देखि तजिय संशय अस जानी, भंजब धनुष राम सुनु रानी ॥
सखी वचन सुनि भइ परतीती, मिटा विषाद बढ़ी अति प्रीती ॥
तब रामहिं विलोकि वैदेही, सभय हृदय विनवत जेहि तेही ॥
मनहीमन मनाय अकुलानी, होहु प्रसन्न महेश भवानी ॥
करहु सफल अपनि सेवकाई, करि हित हरहु चाप गरूआई ॥
गणनायक वरदायक देवा, आजु लगे कीन्ही तव सेवा ॥
बार बार विनती सुनिमोरी, करहु चाप गरूता अति थोरी ॥

જુઓ, કામદેવ કેવડો છે, પણ તેણે ફુલનાં ધનુષબાણથી સઘળું જગત પોતાને વશ્ય કરી લીધું છે. હે રાણીજી! એમ જાણીને સંદેહ છોડી દો, રામચંદ્રજી ધનુષને ભાગી નાંખશેજ." સખીનાં વચનો સાંભળી સુનયના રાણીને આસ્થા થઇ અને ખેદ ટળી જઇને ઘણી પ્રીતિ વધી. તે વખત સીતાજી રામચંદ્રજીને જોઇ હૃદયમાં ભય પામી જેની તેની સ્તુતિ કરવા લાગ્યાં અને મનમાં ને મનમાં પ્રાર્થના કરવા મંડયાં કે "હે સદાશિવ! હે જગદંબા! પ્રસન્ન થાઓ. મેં તમારી જે સેવા કરી હોય તેનું ફળ આપીને આ ધનુષનું ભારેપણું હરી લ્યો. હે વરદાન આપનારા ગણપતિજી! મેં આજ સુધી તમારી સેવા કરી છે, માટે મારી આ વારંવાર વિનતિ સાંભળીને ધનુષને ઘણુંજ હલકું કરી નાંખો. ૧-૨-૩-૪.

दोहा–देखिदेखि रघुवीर तन, सुर मनाव धरि धीर ॥
भरे विलोचन प्रेमजल, पुलकावली शरीर ॥ ३०७ ॥

રામચંદ્રજીનું શરીર જોઇ જોઇને ધીરજ ધરી નેત્રોમાં પ્રેમાશ્રુ ભરી તથા શરીરે રોમાંચિત થઈને સીતાજી દેવતાઓને વિનવતાં હતાં. ૩૦૭.

चौ०–नीकेनिरखि नयन भरि शोभा, पितुप्रणसुमिरिबहुरिमनक्षोभा ॥
अहह तात दारूण हठ ठानी, समुझत नहिं कछु लाभ न हानी ॥
सचिव सभय सिखदेइनकोई, बुध समाज बड अनुचित होई ॥
कहँ धनुकुलिशहु चाहि कठोरा, कहँश्यामल मृदुगात किशोरा ॥

विधि केहिभाँतिधरौंउरधीरा, सिरससुमन किमि वेधहि हीरा ।
सकलसभाकी मतिभइ भोरी, अबमोहिं शंभु चाप गति तोरी ॥
निज जड़ता लोगन पर डारी, होहुहरूअ रघुपतिहि निहारी ॥
अति परिताप सीय मनमाहीं, लवनिमेष युग सम चलिजाहीं ॥

નેત્રો ભરીને નિરખી નિરખીને સીતાજી રાજી થતાં અને વળી પિતાની પ્રતિજ્ઞા યાદ કરી મનમાં ક્ષોભ પામતાં કહેવા લાગ્યાં કે–" અરેરે ! પિતાએ ઘણું કઠણ હઠ લીધી છે, તે પોતાનો લાભ કે નુકશાન કાંઈ સમજતા નથી. ડરને લીધે કોઇ મંત્રી પણ શીખામણ દેતા નથી, આ પંડિતોની સભામાં ઘણું અયોગ્ય થાય છે. જેની કઠિણતાને વજ્ર પણ ઇચ્છે છે એવું ધનુષ ક્યાં અને કોમળ શ્યામ શરીરવાળા કિશોર રામચંદ્રજી ક્યાં. હે વિધાતા ! હું મનમાં શી રીતે ધીરજ રાખું ? સીરસનું ફુલ હીરાને કેમ કરીને વીંધી શકે ? સઘળી સભાની બુદ્ધિ ભોળી થઇ ગઇ છે, માટે હે સદાશિવના ધનુષ ! હવે હું તારે શરણે છું. તું તારી જડતા લોકોપર નાંખી દઇને રામચંદ્રજીને નિહાળીને હળવું થજે." આ પ્રમાણે સીતાજીના મનમાં ઘણો પરિતાપ થતો હોવાથી તેમને એક નીમેષ જેટલી વાર પણ યુગ સમાન થઈ પડતી હતી. ૧–૨–૩–૪.

दोहा–प्रभुहि चितै पुनि चितै महि, राजतलोचनलोल ॥
खेलत मनसिज मीन युग, जनु विधुमण्डलडोल ॥ ३०८ ॥

સીતાજીનાં ચપળ નેત્રો જરા વારમાં રામચંદ્રજી તરફ જોતાં અને વળી પાછાં સંકોચ પામીને જરા વારમાં પૃથ્વીની + સામે જોતાં તે જાણે કામદેવનાં નેત્રોમાં રહેલાં બે માછલાં ચંદ્ર મંડળમાં ખેલતાં હોય × એવાં શોભતાં હતાં. ૩૦૮.

चौ०–गिराअलिनि मुख पंकज रोकी, प्रकट न लाज निशा अवलोकी ॥
लोचन जल रह लोचन कोना, जैसे परमकृपण कर सोना॥
सकुची व्याकुलता बडिजानी, धरी धीरज प्रतीति उर आनी ॥
तन मन वचन मोर प्रण सांचा, रघुपतिं पदसरोज मन रांचा ॥
तो भगवान सकल उरवासी, करहिं मोहिं रघुपतिकी दासी ॥

+ પૃથ્વી સીતાજીની માતા છે, તેથી તેની સમક્ષ રામચંદ્રજી સામે જોતાં સંકોચ પામે એ સ્વાભાવિક છે. વળી પુત્રી દુઃખી થાય ત્યારે માતાને પોતાનું દુઃખ નિવેદન કરે છે. તેથી તે પોતાનું દુઃખ માતાની સામે જોઇ જોઇને કહેતાં હોય એમ આભાસ થાય છે.

× માછલી ઘણી ચંચળ જાત છે, અને કામદેવનાં નેત્ર પણ ઘણાં ચંચળ છે, તેથી માછલીને કામદેવનું વાહન ગણેલું છે. ચંદ્ર કામદેવનો મિત્ર છે અને તે જળમય છે, તેથી કામદેવનાં વાહનો તેમાં ખેલે એ સંભવિત છે. સીતાજીના મુખને ચંદ્રમંડળની ઉપમા આપી છે.

जोहिके जेहिपर सत्य सनेहू, सो तेहि मिलत न कछु सन्देहू ॥
प्रभु तनचिते प्रेमप्रण ठाना, कृपानिधान राम सब जाना ॥
सियहि विलोकितक्यउधनुकैसे, चितव गरुड लघु व्यालहि जैसे ॥

સીતાજીની વાણી રૂપી ભમરી મુખ રૂપી કમળમાં લાજ રૂપી રાત્રિ જોઈને રોકાઈ ગઈ અને જેમ અત્યંત કૃપણના હાથમાંનું સોનું બહાર જવા પામે નહી, તેમ સીતાજીનાં નેત્રોમાંનાં પ્રેમાશ્રુ નેત્રોના ખુણામાંજ ભરાઈ રહ્યાં. પોતાને ઘણાં વ્યાકુળ થયેલાં જાણી સીતાજી સંકોચ પામ્યાં અને ધીરજ ધરીને મનમાં વિશ્વાસ આણી સ્વગત બોલવા લાગ્યાં કે-જ્યારે તન, મન વચનથી મારૂં 'પણ' સત્ય છે અને રામચંદ્રજીનાં ચરણ કમળમાં મારૂં મન રાચી રહ્યું છે, ત્યારે ઘટ ઘટમાં વસી રહેલા પ્રભુ મને પોતાની દાસી કરશેજ. જેને જેના ઉપર સાચો સ્નેહ હોય છે તેને તે મળેજ છે એમાં કાંઇ સંદેહ નથી." સીતાજીએ રામચંદ્રજીનું શરીર જોઈ પ્રેમરૂપી 'પણ' લીધું હતું (કે રામચંદ્રજી નહી મળે તો દેહ ત્યાગ કરીશ) તે કૃપાળુ રામચંદ્રજીએ જાણ્યું હતું, તેથી તેમણે સીતાજીને જોઇને જેમ ગરૂડ નાના સર્પ ઉપર તાકે તેમ ધનુષ સામું તાકીને જોયું. ૧-૨-૩-૪.

दोहा—लषण लख्यउ रघुवंशमणि, ताक्यउ हर कोदण्ड ॥
पुलकिगात बोले वचन, चरण चापि ब्रह्मण्ड ॥ ३०९ ॥

રામચંદ્રજીને મહાદેવના ધનુષ સામું તાકીને જોતા દેખી લક્ષ્મણજી શરીરે રોમાંચિત થઇ પગવતી પૃથ્વી દબાવીને બોલ્યા કે-૩૦૯.

चौ०—दिशिकुंजरहु कमठ अहि कोला, धरहु धरणि धरि धीर न डोला ॥
राम चहहिं शंकरधनु तोरा, होहु सजग सुनि आयसु मोरा ॥
चाप समीप राम जब आये, नरनारिन सुर सुकृत मनाये ॥
सबकर संशय अरु अज्ञाना, मन्द महीपन कर अभिमाना ॥
भृगुपति केरि गर्ब गरूआई, सुर मुनि बरन केरि कदराई ॥
सिय कर शोच जनक परितापा, रानिनकर दारूण दुख दापा ॥
शम्भुचाप बड वोहित पाई, चढे जाइ सब संग बनाई ॥
राम बाहुबल सिंधु अपारा, चहतपार नहिं कोउ कनहारा ॥

હે દિક્પાળો, કચ્છપજી! શેષજી! વારાહજી! તમે મારી આજ્ઞા સાંભળીને સાવચેત રહેજો. કેમકે રામચંદ્રજી શંકરનું ધનુષ તોડે છે તેથી પૃથ્વી ડોલે નહી. માટે ધીરજ ધરીને તેને ધરી રાખજો. જ્યારે રામચંદ્રજી ધનુષની પાસે આવ્યા ત્યારે સ્ત્રી પુરૂષો પોતાનાં સુકૃતોને તથા દેવતાઓને મનાવવા લાગ્યાં. સર્વના સંશય તથા અજ્ઞાન, મંદ બુદ્ધિના રાજાઓનાં અભિમાન, પર-

શુરામનો ગર્વ તથા મોટાઈ, દેવો તથા મુનિઓના ભય, સીતાજીની સોચના, જનકનો પસ્તાવો અને રાણીઓનું દાવાનળ જેવું દારૂણ દુઃખ, એ સર્વ એકઠાં મળીને શંકરના ધનુષ રૂપી મોટા વાહાણમાં ચઢયાં અને રામચંદ્રજીના બાહુબળરૂપી અપાર સમુદ્રનો પાર પામવા ઇચ્છવા લાગ્યાં પણ કોઇ કિનારો હાથ લાગ્યો નહી. ૧-૨-૩-૪.

**दोहा–राम विलोके लोग सब, चित्र लिखेसे देखि ॥**
**चितई सीय कृपायतन, जानी विकल विशेषि ॥ ३१० ॥**

કૃપાવંત રામજીએ સભા તરફ જોયું તો સર્વ લોકો ચિત્રમાં આળેખેલાં જેવાં બની ગયેલાં અને સીતાજીને સર્વ કરતાં વિશેષ વ્યાકુળ થયેલાં દીઠાં. ૩૧૦.

**चौ०–देखी विपुल विकल बैदेही, निमिष विहात कल्प सम तेही ॥**
**तृषितवारि बिनु जोतनु त्यागा, मुये करै का सुधा तड़ागा ॥**
**का वर्षा जब कृषी सुखाने, समय चूक पुनि का पछिताने**
**अस जियजानि जानकी देखी, प्रभु पुलके लखि प्रीतिं विशेषी ॥**
**गुरुहि प्रणाम मनहिं मन कीन्हा, अति लाघव उठाय धनुलीन्हा ॥**
**दमकउ दामिनि जिमिघन लयऊ, पुनि धनु नभ मण्डल सम भयऊ॥**
**लेत चढावत खैंचत गाढे, काहु न लखा देख सब ठाढे ॥**
**त्यहिं क्षण मध्य राम धनु तोरा, भरयउ भुवन ध्वनि घोर कठोरा ॥**

સીતાજીને અત્યંત વ્યાકુળ થયેલાં તથા તેમને એક વિપળ તે એક કલ્પ જેટલી થઇ પડતી જોઈ રામચંદ્રજી સ્વગત કહેવા લાગ્યા કે–" તરસ્યો માણુસ પાણી વિના દેહ છોડી જાય ત્યાર પછી તેને અમૃતનું તળાવ મળે તો પણ શા કામનું? કર્ષણ સુકાઈ ગયા પછી વરસાદ શા કામનો? સમય ચુક્યા પછી પસ્તાવો કરવો શા કામનો?" એમ હૃદયમાં વિચારીને સીતાજી તરફ જોયું તો તેમની પ્રીતિ વિશેષ જોઈ રોમાંચિત થયા. મનમાં ને મનમાં ગુરૂને પ્રણામ કરીને એકદમ ઝડપથી ધનુષ ઉપાડી લીધું. જેમ આકાશમાં વીજળી ચમકીને વાદળાંમાં અદૃશ્ય થઈ જાય તેવી રીતે ધનુષ પણ આકાશ મંડળ જેવું થયું. હાથમાં પકડી ખેંચીને ચઢાવતાં કોઇએ ધનુષ દીઠું નહી, સર્વ ઉભા ઉભા જોઇ રહ્યા. તેજ ક્ષણમાં રામચંદ્રજીએ મધ્યમાંથી ધનુષને તોડી નાંખ્યું, તેનો ઘોર અને કઠોર ધ્વનિ સઘળા બ્રહ્માંડમાં થઇ રહ્યો. ૧-૨-૩-૪.

**॥ छन्द–हरिगीतिका ॥**

**भरि भुवन घोर कठोर रव रवि बाजि तजि मारग चले ॥**
**चिक्करहिं दिग्गज डोलमहि अरि कोल कूरम कलमले ॥**

सुर असुर मुनि कर कान दीन्हे सकल बिकल विचारहीं ॥
कोदण्ड भंज्यउ राम तुलसी ज्यति वचन उचारहीं ॥

ધનુષ તુટવાથી આખા બ્રહ્માંડમાં એવો ભારે અને કઠોર શબ્દ થઇ રહ્યો કે તેથી સુર્યના રથના ઘોડા માર્ગ છોડીને ચાલવા લાગ્યા, દિગ્ગજો ચિંઃકાર કરવા લાગ્યા, પૃથ્વી ડોલવા લાગી અને શેષ નાગ, વાસહ તથા કચ્છપ સળવળવા લાગ્યા, દેવતાઓ, દૈત્યો તથા મુનિઓ કાને હાથ દઈ વ્યાકુળ બની વિચારવા લાગ્યા (કે આતે શું ?) તુલસીદાસ કહે છે કે-જ્યારે રામચંદ્રજીએ ધનુષ તોડયું એમ તેઓએ જાણ્યું ત્યારે સર્વે જય જય શબ્દો ઉચ્ચારવા લાગ્યા × ૩૪.

सो०—शंकर चाप जहाज, सागर रघुपति बाहुबल ॥
बूडे सकल समाज, चढ जे प्रथमहिं मोहवश ॥ ३५ ॥

જેઓ પ્રથમ મોહ વશ્ય બનીને શંકરના ધનુષ રૂપી વહાણમાં ચઢયા હતા તે સઘળો સમાજ રામચંદ્રજીના બાહુ બળ રૂપી સમુદ્રમાં ડુબી ગયો. ૩૫.

चौ०—प्रभु दोउखंड चाप महि डारे, देखि लोग सब भये सुखारे ॥
कौशिकरूप पयोनिधि पावन, प्रेमवारि अवगाह सुहावन ॥
रामरूप राकेश निहारी, बढी बीचि पुलकावलि भारी ॥
बाजे नभ गहगहे निशाना, देववधू नाचहिं करि गाना ॥
ब्रह्मादिक सुर सिद्ध मुनीशा, प्रभुहिं प्रशंसहि देहिं अशीशा ॥
वर्षहिं सुमन रंग बहु माला, गावहिं किन्नर गीत रसाला ॥
रही भुवन भरि जयजय बानी, धनुषभंग ध्वनि जात न जानी ॥
मुदित कहहिं जहँ तहँ नर नारी, भंज्यउ राम शम्भुधनु भारी ॥

રામચંદ્રજીએ ધનુષના બન્ને કટકા પૃથ્વીપર નાંખી દીધા તે દેખીને સર્વ લોકો સુખ પામ્યા. પ્રેમ રૂપી અગાધ પાણીથી શોભાયમાન વિશ્વામિત્ર રૂપી પવિત્ર સમુદ્ર રામચંદ્ર રૂપી ચંદ્રને જોઇને રોમાવળી રૂપ ભારે મોજાંઓથી ઉછળવા લાગ્યો. આકાશમાં દુંદુભિ વાગવા લાગ્યાં, અપ્સરાઓ ગાયન તથા નૃત્ય કરવા લાગી. બ્રહ્મા આદિ દેવતાઓ, સિદ્ધો તથા મુનીશ્વરો રામચંદ્રજીની પ્રશંસા કરીને આશિષ દેવા લાગ્યા. તથા અનેક રંગનાં પુષ્પોની માળાઓની

× દેવતા તથા મુનિઓએ જય જય શબ્દ ઉચ્ચાર્યો તેતો ઠીક છે, પણ દૈત્યોએ ઉચ્ચાર્યો શાથી ? તેઓ તો દુઃખી થવા જોઇએ ? ત્યાં સમાધાન કે રામચંદ્રજી સાક્ષાત્ પરમાત્મા છે. તેમના અતુલ પ્રતાપ બળના પ્રભાવથી મોહિત થઇને દૈત્યો જો કે શત્રુ માને છે તો પણ શત્રુ પક્ષ પણ સ્તુતિ કરવા લાગ્યો.

વૃષ્ટિ કરવા લાગ્યા અને ગાંધર્વો રસિક ગીત ગાવા લાગ્યા. આખા બ્રહ્માંડમાં જય જય વાણી થઈ રહી જેથી ધનુષ ભાગ્યાનો ધ્વનિ ક્યાં ગયો તે જણાયો પણ નહી. જ્યાં ત્યાં સ્ત્રી પુરૂષો આનંદથી કહેવા લાગ્યાં કે "રામચંદ્રજીએ શંકરનું ભારે ધનુષ ભાગ્યું." ૧-૨-૩-૪.

**दोहा—बन्दी मागध सूतगण, बिरद बदहिं मतिधरि ॥**
**करहिं निछावरि लोग सब, हय गज धन मणि चीर ॥ ३११ ॥**

ધીર બુદ્ધિવાળા બંદીજનો, માગધો (વહીવંચાઓ) તથા પૌરાણિકો બિરદાવળી બોલવા લાગ્યા અને સર્વ લોકો ઘોડા, હાથી, ધન મણિ તથા વસ્ત્રની નોંછાવર કરવા લાગ્યા. ૩૧૧.

**चौ०—झाँझ मृदंग शंख सहनाई, भेरि ढोल दुन्दुभी सुहाई ॥**
**बाजहिं बहु बाजने सुहाये, जहँ तहँ युवतिन मंगल गाये ॥**
**सखिन सहित अति हर्षित रानी, सूखत धान परा जनु पानी ॥**
**जनक लह्यउ सुख शोच विहाई, पैरत थके थाह जनु पाई ॥**
**श्रीहत भये भूप धनु टूटे, जैसे दिवस दीप छबि छूटे ॥**
**सिय हिय सुख वरणिय केहि भाँति, जनु चातक पाये जलस्वाती ॥**
**रामहिं लषण विलोकत कैसे, शशिहि चकोर किशोरक जैसे ॥**
**शतानन्द तब आयसु दीन्हा, सीता गमन रामपहँ कीन्हा ॥**

ઝાંઝ, મૃદંગ, શંખ, શરણાઇ, ભેરી, ઢોલ, અને સુંદર દુંદુભિઓ એ આદિ અનેક સુંદર વાજાં વાગવા લાગ્યાં અને જ્યાં ત્યાં યુવતિઓ મંગળગીત ગાવા લાગી. જેમ સુકાઈ જતાં ધાન્ય ઉપર પાણી પડવાથી પ્રફુલ્લિત થાય તેમ સખીઓ સહિત રાણી હર્ષથી ઘણી પ્રફુલ્લિત થઇ. જેમ જળમાં તરતાં થાકેલા મનુષ્યને વિશ્રામ મળે તેમ જનક રાજા શોકનો ત્યાગ કરીને સુખ પામ્યા. જેમ રાત્રિ જઈ દિવસ થતાં દીવાઓ નિસ્તેજ થઇ જાય તેમ ધનુષ તુટતાં રાજાઓ નિસ્તેજ થઈ ગયા. જેમ ચાતકી (બપૈયણ) ને સ્વાતિનું જળ મળવાથી આનંદ થાય તેવીજ રીતે સીતાજીને હૃદયમાં જે સુખ ઉત્પન્ન થયું તે વર્ણવી શકાય તેમ નથી. જેમ ચકોરનું બચ્ચું ચંદ્રને જોઇ રહે તેવી રીતે લક્ષ્મણજી રામચંદ્રજીને જોઈ રહ્યા. તે વખત શતાનંદે આજ્ઞા આપવાથી સીતાજીએ રામચંદ્રજીની પાસે ગમન કર્યું. ૧-૨-૩-૪.

**दोहा—संग सखी सुन्दरि चतुर गावहिं मंगलचार ॥**
**गवनी बाल मरालगति सुखमा अंग अपार ॥ ३१२ ॥**

સીતાજીની સાથે સુંદર અને ચતુર સખીઓ મંગળાચાર ગાતી ગાતી

આવી. સીતાજી બાળ હંસના જેવી ગતિથી ચાલતાં તેમના અંગની અપાર શોભા જણાતી હતી. ૩૧૨.

चौ०—सखिन मध्य सिय सोहति कैसी, छबिगण मध्य महाछबि जैसी ॥
कर सरोज जयमाला सुहाई, विश्व विजय शोभा जनु छाई ॥
तनुसकोच मन परम उछाहू, गूढ प्रेम लखि परै न काहू ॥
जाय समीपँ रामछबि देखी, रहि जनु कुँवरि चित अवरेखी ॥
चतुर सखी लखि कही बुझाई, पहिरावहु जयमाल सुहाई ॥
सुनत युगल कर माल उठाई, प्रेम विवश पहिराइ न जाई ॥
सोहतजनु युगजलज सनाला, शशिहि सभीत देत जयमाला ॥
गावहिं छबि अवलोकि सहेली, सिय जयमाला राम उर मेली ॥

એ સખીઓની મધ્યમાં સીતાજી જેમ ઘણી છબિઓના સમૂહમાં મહા છબિ શોભી રહે તેમ શોભતાં હતાં. તેમના હાથમાંની જયમાળા જાણે જગતના વિજયની શોભા છાઈ રહી હોય તેવી દેખાતી હતી. લજ્જાને લીધે શરીર સંકોચતાં,મનમાં પરમ ઉત્સાહવાળાં અને કોઇને માલુમ ન પડે એવા ગુઢ પ્રેમવાળાં એવાં સીતાજી રામચંદ્રજીની પાસે જઇને તેમની કાન્તિ જોઇ રહ્યાં, તે જાણે ચિત્રમાં આળેખેલાં હોય એવાં બની ગયાં. એ જોઈ ચતુર સખીએ કહ્યું કે 'સુંદર જયમાળા પેહેરાવો.' એ સાંભળી સીતાજીએ બન્ને હાથે જયમાળા ઉંચી કરી પણ પ્રેમાધીનપણાને લીધે તેમનાથી પેહેરાવી શકાતી નહી. જયમાળા પેહેરાવતી વખત સીતાજીના બે હાથ રૂપ નાળ સહિત બે કમળો જાણે રામચંદ્રજીના મુખ રૂપી ચંદ્રને જોઈ સંકોચાતાં હોય એવાં શોભતાં હતાં. તેમની છબિ જોઇને સખીઓ ગાવા લાગી અને સીતાજીએ પછી રામચંદ્રજીના ગળામાં જયમાળા પેહેરાવી. ૧-૨-૩-૪.

सो०—रघुवर उर जयमाल, देखि देव वर्षहिं सुमन ॥
सकुचे सकल भुआल, जनु विलोकि रवि कुमुदगण ॥

રામચંદ્રજીના ગળામાં જયમાળા જોઇને દેવતાઓ પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં. અને સઘળા રાજાઓ જેમ સુર્યને જોઇ પોયણાં સંકોચાઈ જાય તેમ સંકોચ પામ્યા. ૩૬.

चौ०—पुर अरु व्योम बाजने बाजे, खल भये मलिन साधु सब गाजे ॥
सुर किन्नर नर नाग मुनीशा, जय जय कहि सब देहिं अशीशा ॥
नाचहिं गावहिं विबुधवधूटी, बार बार कुसुमावलि छूटी ॥
जहँ तहँ विप्र वेदध्वनि करहीं, बन्दी विरदावलि उच्चरहीं ॥

महि पाताल नाक यश व्यापा, रामवरी सिय भंजेउ चापा ॥
करहिं आरती पुर नरनारी, देहिं निछावारि वित्त बिसारी ॥
सोहत सीय रामकी जोरी, छबि शृंगार मनहुँ इकठोरी ॥
सखी कहहिं प्रभुपद गहु सीता, करतिन चरण परस अति भीता ॥

જનકપુરમાં અને આકાશ મંડળમાં વાજાં વાગવા લાગ્યાં, ખળજનો ઝાંખા પડી ગયા, સાધુ પુરૂષો પ્રસન્ન થયા અને દેવતાઓ, ગાંધર્વો, મનુષ્યો, નાગલોક અને મુનીશ્વરો જય જય કહીને આશિષ દેવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરતી ગાવા લાગી, વારંવાર પુષ્પવૃષ્ટિ થવા લાગી, જ્યાં ત્યાં સર્વત્ર બ્રાહ્મણો, વેદોનું ઉચ્ચારણ કરવા લાગ્યા અને બંદીજનો બિરદાવળીઓ ગાવા લાગ્યા. ધનુષ ભાગી સીતાજીને વર્યાની રામચંદ્રજીની કીર્તિ પૃથ્વી, પાતાળ અને સ્વર્ગમાં પ્રસરી ગઇ. નગરનાં સ્ત્રી પુરૂષો આરતિ કરવા લાગ્યાં અને ધનથી પણ અધિક નોછાવર કરવા લાગ્યાં. રામ અને સીતાની જોડી જાણે એકજ ઠેકાણે કાન્તિ અને શૃંગાર એકઠા મળ્યા હોય તેવી શોભવા લાગી. સીતાજીની સખીઓએ કહ્યું કે "રામચંદ્રજીનાં ચરણોનો સ્પર્શ કરો" પણ ડરને લીધે સીતાજી ચરણ સ્પર્શ કરી શકતાં નહી." ૧-૨-૩-૪.

दोहा—गौतमतिय गतिसुरति करि, नहिं परसति पदपानि ।
मन विहँसे रघुवंशमणि, प्रीति अलौकिक जानि ॥ ३१३ ॥

ગૌતમની સ્ત્રી × અહલ્યાની ગતિનું સ્મરણ કરીને સીતાજી હાથવડે ચરણોનો સ્પર્શ કરતાં નહોતાં તેમની આવી અલૌકિક પ્રીતિ જોઇને રામચંદ્રજી મનમાં હસવા લાગ્યા. ૩૧૩.

चौ०—तब सिय देखि भूप अभिलाषे, कूर कुपुत्त मूढ मन माषे ॥
उठि उठि पहिरिसनाह अभागे, जहँ तहँ गाल बजावन लागे ॥
लेहु छुडाय सीय कह कोऊ, धरि मारहु नृप बालक दोऊ ॥
तोरे धनुप चाह नहिं सरई, जीवत हमहि कुँवरिको वरई ॥
जो विदेह कछु करै सहाइ, जीतहु समर सहित दोउ भाइ ॥
साधु भूप बोले मुनि वानी, राज समाजहिं लाज लजानी ॥
यश प्रताप वीरता बडाई, नाक पिनाकहि संग सिधाई ॥

× અહલ્યા ચરણ સ્પર્શ થતાંજ જેમ સ્વર્ગમાં ચાલી ગઇ તેમ રખેને મારી ગતિ તો નહી થાય ? અથવા સીતાજીએ હાથમાં મણિ જડિત કંકણો આદિ આભૂષણ પેહેરેલાં છે તે પાષાણ હોવાથી રામચંદ્રજીનો સ્પર્શ થતાં અહલ્યાની પેઠે સ્ત્રી રૂપ બની જઇ તે રખેને મારા રામ પ્રત્યેના પ્રેમની ભાગીદાર થાય એમ જાણી સીતાજી ચરણ સ્પર્શ કરતાં નહોતાં.

सोइ शूरताकि अब कहुँपाई, अस बुधितौ विधिमुँह मसिलाई ॥

આ વખતે સીતાજીને જોઇને બીજા રાજા લલચાયા, જેઓ ક્રુર, કપટી તથા મુર્ખ હતા તેઓ અભાગીઆઓ ઉઠી ઉઠી પોતાનાં કવચો પેહેરીને જ્યાં ત્યાં જઈ ગાલ બજાવવા લાગ્યા. વળી કોઇ કહેવા લાગ્યા કે “ આ બે રાજ-કુમારોને પકડીને મારી નાંખો અને સીતાને છીનવી લ્યો; ધનુષ તોડયા છતાં પણ તેની ઇચ્છા પાર પડવાની નથી. અમો જીવતાં એ કન્યાને કોણ પરણી શકે તેમ છે ? જો જનક તેઓની સહાયતા કરવા જશે તો એ બન્ને ભાઈઓ-ની સાથે જનકને પણ યુદ્ધમાં જીતીશું ” એ સાંભળી સજ્જન રાજાઓ બો-લ્યા કે “ આ રાજ સમાજમાં લાજ પણ લજ્જા પામે છે. તમારા યશ, પ્ર-તાપ; વીરતા, મોટાઈ અને નાક એ સર્વ પિનાક ધનુષની સાથે જતાં રહ્યાં, તેજ તમારૂં શૂરત્વ કે હવે બીજું નવું પામ્યા છો ? તમારી આવી બુદ્ધિથીજ વિધાતાએ તમારાં મોઢાં કાળાં કર્યા છે. ૧-૨-૩-૪.

दोहा—देखहु रामहि नयन भरि, तजि इर्षा मद मोह ॥
लषणरोष पावक प्रबल, जानि शलभ जनिहोहु ॥ ३१४ ॥

તમે લક્ષ્મણજીના કોપ રૂપ પ્રબળ અગ્નિમાં પતંગીયા રૂપ બનીને ઝંપ-લાવો નહી; અને ઇર્ષ્યા, મદ તથા મોહ તજી નેત્રો ભરી ભરીને રામનાં દર્શન કરો. ૩૧૪.

चौ०—वैनतेय बलि जिमि चह कागा, जिमिशश चहहि नाग अरि भागा ॥
जिमि चहकुशल अकारण कोही, सुख सम्पदा चहहि शिवद्रोही ॥
लोभी लोलुप कीरति चहई, अकलकता कि कामी लहई ॥
हरिपद बिमुख परमगति चाहा, तस तुम्हार लालच नरनाहा ॥
कोलाहल सुनि सीय सकानी, सखी लिवाइ गई जहँ रानी ॥
रामसुभाय चले गुरु पाहीं, सिय सनेह वर्णत मन माहीं ॥
रानिन सहित शोच वरि सीया, अबधौं विधिहि कहा करणीया ॥
भूप वचन सुनि इत उत तकहीं, लषण रामडर बोली न सकहीं ॥

જેમ કાગડો ગરૂડના ભાગની ઇચ્છા કરે, જેમ સસલો સિંહના ભાગની ઈચ્છા કરે, જેમ વિનાકારણ ક્રોધ કરનારા કુશળતા ઇચ્છે, શિવદ્રોહી સુખ તથા સંપત્તિ ઈચ્છે, લાલચુ લોભીઆ કીર્તિની ઈચ્છા કરે, કામીજનો નિષ્કલંકપણાની ઈચ્છા કરે, અને હરિપદથી વિમુખ રહેનારા જનો મોક્ષની ઈચ્છા કરે. તેવીજ રી-તની હે રાજાઓ ! તમારી લાલચ છે. આ કોલાહળ સાંભળી સીતાજી ભય પામ્યાં, તેથી સખીઓ તેમને રાણી પાસે લઈ ગયાં, અને રામચંદ્રજી સ્વાભાવિક રીતે

જી સીતાનો સ્નેહ મનમાં ને મનમાં વખાણતા ગુરૂની પાસે ચાલ્યા. સખીઓ સહિત સીતાજી સેચના કરવા લાગ્યાં કે "હવે વિધાતા શું કરવા ધારે છે." રાજાઓનાં વચનો સાંભળી લક્ષ્મણજી આમ તેમ તાકી તાકીને જોવા લાગ્યા પણ રામચંદ્રજીના ડરને લીધે કાંઈ બોલી શકયા નહી. ૧-૨-૩-૪.

दोहा—अरुण नयन भ्रकुटी कुटिल, चितवत नृपन सकोप ॥
मनहुँ मत्त गज गण निरखि, सिंह किशोरहि चोप ॥ ३१५ ॥

જેમ જુવાન સિંહ મદોન્મત્ત હાથીઓના સમૂહ સામે તાકીને જુવે તેમ લક્ષ્મણજી વાંકી ભ્રકુટી અને લાલ નેત્રો કરી ક્રોધથી રાજાઓ સામે જોવા લાગ્યા. ૩૧૫.

चौ०-खरभर देखि विकल नर नारीं, सब मिलि देहि महीपन गारी ॥
तेहि अवसरँ सुनि शिवधनु भंगा, आये भृगुकुल कमल पतंगा ॥
देखि महीप सकल सकुचाने, बाज झपट जिमिलवालुकाने ॥
गौर शरीरा भूति भल भ्राजा, भालि विशाल त्रिपुण्ड्र विराजा ॥
शीश जटा शशिवदन सुहावा, रिसिवश कछुक अरुणह्व आवा ॥
भ्रकुटी कुटील नयन रिसिराते, सहजहुँ चितवत मनहुँ रिसाते ॥
वृषभ कन्ध उर बाहु विशाला, चारु जनेउ माल मृगशाला ॥
कटि मुनिवसन तूण दुइ बांधे, धनुशर कर कुठार कल कांधे ॥

આવો ખળભળાટ જોઈને સર્વ સ્ત્રી પુરૂષો વ્યાકુળ થઈ રાજાઓને ગાળો દેવા લાગ્યાં. તે વખતે સદાશિવના ધનુષનો ભંગ થયેલો સાંભળીને ભ્રગુકુળ રૂપી કમળને પ્રફુલ્લિત કરનાર સુર્યરૂપ પરશુરામ × ત્યાં આવ્યા. જેમ બાજને

× કુશામ્બુ રાજાના પુત્ર ગાધિ રાજાની પુત્રી સત્યવતીને ભ્રગકુળના ઋચિક ઋષિ સાથે પરણાવી હતી. એક સમયે સત્યવતીએ અને તેની માએ પુત્રને વાસ્તે ઋચિક ઋષિની પ્રાર્થના કરવાથી તેમણે સત્યવતી વાસ્તે બ્રહ્મમય મંત્રથી અને સાસુને વાસ્તે ક્ષત્રિય મંત્રથી ખીર બનાવી સ્નાન કરવા ગયા. તે દરમ્યાન સત્યવતીની ખીર એની માતા અને માતાની ખીર સત્યવતી ખાઈ ગઈ. આ વાત ઋચિકના જાણવામાં આવ્યાથી તેમણે કહ્યું કે—હે સત્યવતી! તને ક્ષત્રી પુત્ર અને તારી માને દ્વીજ પુત્ર થશે. પછી સત્યવતીએ પ્રાર્થના કરતાં ઋષિ બોલ્યા કે તારો પુત્ર નહી પણ પૌત્ર ક્ષત્રી થશે. પછી સત્યવતી જમદગ્નિ નામે પુત્રને જન્મ આપી પોતે નદીનું રૂપ ધરીને કૌશિકી બની ગઈ. જમદગ્નિનો વિવાહ રાજા પ્રસેનજિતની કન્યા રેણુકા સાથે થયો. તેથી તેમને વસુમાન્ આદિ સો પુત્રો થયા, તેમાં સૌથી નાના પરશુરામ હતા. એમનામાં વાસુદેવનો અંશ હતો. એક સમયે હૈહય વંશનો સહસ્ત્રાર્જુન રાજા જમદગ્નિની કામધેનુનું હરણ કરી ગયો, તેથી પરશુરામ સહસ્ત્રાર્જુનનો વધ કરી ગાય પાછી લાવ્યા. રાજાનું વધનું પ્રાયશ્ચિત કરવાનું જમદગ્નિએ કહેવાથી પરશુરામ પૃથ્વી પરિક્રમા કરવા ગયા. ત્યાર બાદ એક દિવસે પરશુરામની

જોઈને ચકલાં છુપાઇ જાય તેમ પરશુરામને જોઇને સઘળા રાજાઓ છુપાવા લાગ્યા. સુંદર ગૌર શરીરપર ભસ્મ લગાવેલી શોભતી હતી અને વિશાળ લલાટમાં ત્રિપુંડ્ર શોભી રહ્યું હતું. માથાપર જટા હતી અને ચંદ્ર સમાન સુશોભિત મુખ ક્રોધને લીધે કાંઈક લાલ થયેલું જણાતું હતું, ભ્રકુટી વાંકી હતી અને રીસને લીધે નેત્રો રાતાં થયેલાં હતાં. તે સહજ જોતાંજ ક્રોધ યુક્ત દેખાતાં હતાં. બળધના જેવી ખાંધ તથા છાતી અને બાહુ વિશાળ હતાં, સુંદર જનોઈ અને મૃગચર્મ ધારણ કરેલાં હતાં, કેડે વલ્કલ કસેલાં અને તેમાં બે ભાથા બાંધ્યા હતા, હાથમાં ધનુષ બાણ અને ખભે કુહાડી (ફરસી) હતી. ૧-૪.

दोहा—सन्तभेष करणी कठिन, वरणि न जाइ स्वरूप ॥
धरि मुनि तनु जनु वीररस, आये जहँ सब भूप ॥ ३१६ ॥

કરણી કઠણ હતી છતાં સાધુનો વેષ ધારણ કરેલો હતો, તેમનું સ્વરૂપ વર્ણવી શકાય તેમ નથી. જાણે સાક્ષાત્ વીરરસ મુનિનો દેહ ધરીને આવ્યો હોય એવા દેખાતા પરશુરામ જ્યાં સઘળા રાજાઓ હતા ત્યાં આવ્યા. ૩૧૯.

चौ०—देखत भृगुपति वेष कराला, उठे सकल भय विकल भुआला ॥
पितु समेत कहि कहि निजनामा, लगे करन सब दण्ड प्रणामा ॥
जेहिं सुभाय चितवहिं हितजानी, सो जानि जनु आयु खुटानी ॥
जनक बहोरि आय शिरनावा, सीय बुलाय प्रणाम करावा ॥
आशिष दीन्ह सखी हरषानी, निज समाज लैगई सयानी ॥
विश्वामित्र मिले पुनि आई, पद सरोज मेले दोउ भाई ॥
राम लषण दशरथके ढोटा, दीन्ह अशीश जानि भल जोटा ॥
रामहिं चितय रहे थकि लोचन, रूप अपार मार मद मोचन ॥

પરશુરામનો ભયંકર વેષ જોઈને સઘળા રાજાઓ ગભરાઇ ઉભા થઇ ગયા અને પોતાનાં તથા પિતાનાં નામો કહી કહીને સર્વ દંડવત પ્રણામ કરવા લાગ્યા. પરશુરામ પોતાના હિતસ્વી જાણીને સ્વાભાવિક જેના તરફ જોતા તે પણ જાણે કાળ આવ્યો હોય એમ દેખતા હતા. પછી જનક રાજાએ આવીને માથું ન-

ગેરહાજરીમાં સહસ્રાર્જુનના પુત્રોએ આવી જમદગ્નિને મારી નાંખ્યા તેથી પરશુરામે કોપ કરીને નિઃક્ષત્રિય પૃથ્વી કરવાની પ્રતિજ્ઞા લીધી અને ક્ષત્રીઓને મારી મારીને કુરૂક્ષેત્રમાં લોહીના નવ કુંડ ભરી યજ્ઞ કરીને પૃથ્વી બ્રાહ્મણોને આપી દીધી. તેમણે એકવીશ વાર પૃથ્વી નિઃક્ષત્રિય કરી. પછી મહેન્દ્રાચળપર તપ કરવા ગયા. ક્ષત્રીઓનો સંહાર થવાથી તેમની સ્ત્રીઓએ બ્રાહ્મણોથી પુત્ર ઉત્પન્ન કર્યા. તથા બીજી રીતે પણ જાતિભ્રષ્ટ ક્ષત્રિય ઉત્પન્ન થયા. સૂર્યવંશમાંના એક રાજાએ સ્ત્રી વેશે છુપાઇને પોતાનો બચાવ કરેલો તેના વંશમાં દશરથ રાજા ઉત્પન્ન થયા, સત્યવતીની માતાને વિશ્વામિત્ર નામે પુત્ર ઉત્પન્ન થયા. (શ્રીમદ્ ભાગવત નવમ સ્કંધ.)

આવ્યું અને સીતાજીને બોલાવીને તેમને પ્રણામ કરાવ્યા. પરશુરામે સીતાજીને આશિષ દીધી તેથી સર્વ ચતુર સખીઓ રાજી થઇને સીતાજીને પોતાના સમાજમાં લઇ ગઇ. પછી વિશ્વામિત્ર આવીને પરશુરામને મળ્યા અને બન્ને ભાઇઓને તેમના ચરણ કમળ આગળ મૂકયા. વિશ્વામિત્રે કહ્યું "આ બે દશરથ રાજાના પુત્ર છે." બન્ને ભાઇઓની સારી જોડી જોઇને પરશુરામે આશિષ દીધી. રામચંદ્રજીનું અપાર રૂપ કામદેવનો ગર્વ ઉતારે એવું જોઇને તેમને જોતાંજ પરશુરામનાં નેત્રો ચકિત થઇ ગયાં. ૧-૨-૩-૪.

दोहा—बहुरि विलोकि विदेह सन, कहहु कहा अति भीर ॥
पूंछत जान अजान जिमि, व्यापेउ कोप शरीर ॥ ३१७ ॥

પછી શરીરમાં ક્રોધ વ્યાપી ગયેલા પરશુરામજી જનક રાજાની સામે જોઈ પોતે જાણતા છતાં અજાણ્યાની પેઠે પૂછવા લાગ્યા કે "અહીં આટલી બધી ભીડ કેમ થઈ છે? તે કહો. ૩૧૭.

चौ०—समाचार कहि जनक सुनाये, ज्यहि कारण महीप सब आये ॥
सुनत वचन फिरि अनतनिहारे, देखे चाप खण्ड महि डारे ॥
अति रिस बोले वचन कठोरा, कहुजड़ जनक धनुप क्यहिं तोरा ॥
वेगि दिखाउ मूढ नतु आजू, उलटौं महि जहँ लगि तव राजू ॥
अति डर ऊतर देत नृप नाहीं, कुटिल भूप हरषे मनमाहीं ॥
सुर मुनि नाग नगर नर नारी, शोचहिं सकल त्रास उर भारी ॥
मन पछताति सीय महतारी, विधि सँवारि सब बात बिगारी ॥
भृगुपति कर स्वभाव सुनि सीता, अर्द्धनिमेष कल्पसम बीता ॥

જનક રાજાએ જે કારણથી સર્વ રાજાઓ આવ્યા હતા તે સર્વ હકીકત કહી સંભળાવી. જનકનાં વચનો સાંભળી પરશુરામે બીજી તરફ જોયું તો ધનુષના કટકા પૃથ્વીપર નાંખેલા જોવામાં આવ્યા. તેથી ઘણો ક્રોધ કરીને કઠોર વચનોથી બોલ્યા કે "અરે જડ જેવા જનક! આ ધનુષ કોણે તોડયું તે મને કહે, અરે મૂઢ! જલદી બતાવી દે, નહી તો આજ તારા રાજની પૃથ્વી ઉથલ પાથલ કરી નાંખીશ. અત્યંત ડરને લીધે જનક રાજાથી ઉત્તર આપી શકાયો નહી. તેથી કુટિલ રાજાઓ મનમાં રાજી થવા લાગ્યા. દેવતાઓ, ઋષિઓ, નાગલોક અને નગરનાં સર્વ સ્ત્રી પુરૂષો હૃદયમાં મોટો ત્રાસ પામીને ફિકર કરવા લાગ્યાં. સીતાજીનાં માતા મનમાં પસ્તાવા લાગ્યાં કે "વિધાતાએ સઘળી સુધારેલી વાત બગાડી દીધી. પરશુરામનો સ્વભાવ જાણીને સીતાજીને અરધી વિપળ પણ કલ્પ સમાન લાગતી હતી. ૧-૨-૩-૪.

दोहा—भमय बिलोके लोग सब, जानि जानकी भीर ॥
हृदय न हर्ष विषाद कछु, बोले श्री रघुबीरं ॥ ३१८ ॥

રામચંદ્રજી સર્વ લોકોને ભયભીત બનેલા જોઈ તથા સીતાજીને પણ વ્યાકુળ બનેલાં જોઈને હૃદયમાં કાંઇ હર્ષ કે શોક નહી આણતાં બોલ્યા કે-૩૧૮.

चौ०—नाथ शम्भुधनु भंजनहारा, होइहि कोउइक दास तुम्हारा ॥
आयसु कहा कहिय किन मोही, सुनि रिसाय बोले मुनि कोही ॥
सेवक सो जो करै सेवकाई, अरिकरणी करि करिय लराई ॥
सुनहु राम ज्यहिं शिवधनु तोरा, सहसबाहु सम सो रिपु मोरा ॥
सो बिलगाइ बिहाइ समाजा, नतु मारे जैहैं सब राजा ॥
सुनि मुनिवचन लषण मुसुकाने, बोले परशु धरहिं अपमाने ॥
बहु धनुहीं तोरेउ लरिकाईं, कबहुँ न असरिसि कीन्ह गुसाईं ॥
यहि धनुपर ममता केहि हेतू, सुनि रिसाय कह भृगुकुलकेतू ॥

"હે નાથ! સદાશિવનું આ ધનુષ ભાગનારો આપનો કોઇ એક દાસ હશે. તમારી શી આજ્ઞા છે? મને કેમ કહેતા નથી?" એ સાંભળી પરશુરામ વિશેષ ક્રોધ કરીને બોલ્યા કે-"સેવક તો એ કે જે સેવા કરે, આવી શત્રુ જેવી કરણી કરે તેની સાથે તો લડાઇ કરવી જોઈએ. હે રામ! સાંભળો. જેણે આ શંકરનું ધનુષ તોડયું છે તેતો સહસ્રાર્જુન જેવો મારો શત્રુ છે. એ ધનુષ તોડનારાએ આ સમાજથી અળગા થઇ જવું, નહિ તો સર્વ રાજાઓ માર્યા જશે." પરશુરામનાં એવાં વચનો સાંભળીને લક્ષ્મણજી હસ્યા અને પરશુરામનું અપમાન થાય એવી રીતે બોલ્યા કે-"હે ગુસાંઈ! બચપણમાં ઘણાંએ ધનુષ તોડી નાંખ્યાં છે, + પણ તમે કદી પણ આવો ક્રોધ કર્યો નથી. આ ધનુષપર તમારી

---

+ પરશુરામે સર્વ રાજાઓ તથા દેવતાઓને જીતી તેમનાં ધનુષ પોતાના આશ્રમમાં લાવી એકઠાં કર્યા હતાં, તેના ભારથી તથા રખેને ધનુષો રાક્ષસોના હાથમાં જશે તો મહા અનર્થ થશે એવી ધાસ્તીથી પૃથ્વી તથા શેષ નાગે વ્યાકુળ થઇને પૃથ્વીએ બ્રાહ્મણીનું સ્વરૂપ અને શેષે બાળકનું સ્વરૂપ ધારણ કર્યું, અને તેઓ પરશુરામ પાસે આવ્યાં. પૃથ્વીએ પરશુરામને વિનવીને કહ્યું કે "મહારાજ! આ મારો બાળક અને હું બન્ને ઘણાં દુઃખી છીએ. મારી ઇચ્છા છે કે હું આપના આશ્રમની પરિચર્યા કરી પેટ ભરૂં. આ મારો બાળક ઘણો અટકચાળો છે તેથી કોઇ મને પોતાની સેવામાં રાખતું નથી. આપ મારા બાળકના અપરાધ ક્ષમા કરશો." એ સાંભળી પરશુરામે તેઓને પોતાના આશ્રમમાં રાખ્યાં. એક દિવસ પરશુરામની ગેરહાજરીમાં શેષજીએ બધાં ધનુષ તોડી નાંખ્યાં. તેના શબ્દ સાંભળી પરશુરામ ત્યાં આવીને ધનુષ તોડી નાંખેલાં જોઈ વિસ્મય પામ્યા, અને બન્ને મા દીકરાને રજા આપી દીધી. પછી શેષનાગે પોતાનું ખરૂં સ્વરૂપ જાહેર કરી પરશુરામને કહ્યું કે હવે એક શંકરનું ધનુષ તોડયા વગર રહી ગયું છે તે રામચંદ્રજી તોડશે, તે વખતે આપણી વચ્ચે વાતચિત થશે." એ વાત યાદ લાવવા માટે લક્ષ્મણજી આમ બોલ્યા હતા.

આટલી બધી મમતા હોવાનું શું કારણ છે?" એ સાંભળી પરશુરામ ક્રોધ કરીને બોલ્યા કે-૧-૨-૩-૪.

**दोहा—रेनृप बालक कालवश, बोलत तोहि न सँभार ॥**
**धनुही सम त्रिपुरारि धनु, विदित सकल संसार ॥ ३१९ ॥**

"હે રાજાના બાળક! તારો કાળ આવી પોહોચ્યો જણાય છે, તું સંભાળીને બોલતો નથી. સઘળા જગતમાં પ્રખ્યાત એવું શંકરનું ધનુષ તે બીજાં ધનુષ તુલ્ય ગણાય કે?" ૩૧૯.

**चौ०—लषण कहा हँसि हमरे जाना, सुनहु देव सब धनुष समाना ॥**
**का क्षति लाभ जीर्ण धनु तोरे, देखा राम नयेके भोरे ॥**
**छुवत टुटे रघुपतिहिं न दोषू, मुनि विनु काज करिये कतरोषू ॥**
**बोले चितय परशुकी ओरा, रे शठ सुनेसि स्वभाव न मोरा ॥**
**बालक जानि बधौ नहिं तोहीं, केवल मुनिजड जानेसि मोंहिं ॥**
**बाल ब्रह्मचारी अति कोही, विश्व विदित क्षत्रिय कुलद्रोही ॥**
**भुजबल भूमि भूप विनु कीन्ही, विपुलवार महिदेवन दीन्ही ॥**
**सहसबाहु भुज छेदन हारा, परशु विलोकि महीप कुमारा ॥**

લક્ષ્મણજી હસીને બોલ્યા કે "હે દેવ! સાંભળો. અમે તો જાણીએ છીએ કે સર્વ ધનુષ સરખાં છે, આ છેક જુનું ધનુષ તોડયું તેમાં તે શો લાભ કે હાનિ છે? રામચંદ્રજી તો એને નવું જાણીને જોતા હતા. પણ તેને અડકતાંજ તે તુટી ગયું, તેમાં રામચંદ્રજીનો કાંઈ દોષ નથી. હે મુનિ! નકામો ક્રોધ શા માટે કરો છો?" પરશુરામ ફરીથી લક્ષ્મણજીની સામે જોઈને બોલ્યા કે-"અરે શઠ! તું મારો સ્વભાવ જાણતો નથી? હે જડ! હું તને બાળક જાણીને મારી નાંખતો નથી. તું મને કેવળ મુનિ જાણીશ નહી. હું બાળ બ્રહ્મચારી અને અત્યંત ક્રોધી છું અને ક્ષત્રિઓના કુળનું નિકંદન કરનાર તરીકે જગતમાં પ્રસિદ્ધ છું. મેં મારા બાહુબળથી પૃથ્વી નિઃક્ષત્રિય કરીને ઘણીક વાર બ્રાહ્મણોને આપી દીધી છે. હે રાજકુંવર! સહસ્રાર્જુનના હજાર હાથ કાપી નાંખનારી આ ફરશી જો. ૧-૪

**दोहा—मातु पितहि जनि शोच वश, करसि महीप किशोर ॥**
**गर्भनके अर्भकदलन, परशु मोर अति घोर ॥ ३२० ॥**

હે રાજાના કિશોર કુમાર! તું તારાં માતાપિતાને શોક વશ્ય કર નહી. આ મારી અતિ ભયંકર ફરશી ગર્ભમાંનાં બાળકોનું પણ નિકંદન કરનારી છે. ૩૨૦.

**चौ०—विहँसि लषण बोले मृदुबानी, अहो मुनीश महा भट मानी ॥**

पुनि पुनि मोहिं देखाय कुठारा, चहत उड़ावन फूंकि पहारा ॥
यहाँ कुम्हांड बतिया कोउनाहीं, जो तर्जनि देखत मरि जाहीं ॥
देखि कुटार शरासन बाना, मैं कछु कहा सहित अभिमाना ॥
भृगुकुल समुझि जनेउ विलोकी, जो कछु कहहु सहौं रिसरोंकी ॥
सुर महिसुर हरिजन अरु गाई, हमरे कुल इनपर न शुराई ॥
बधे पाप अपकीरति हारे, मारतहू पाँ परिय तुम्हारे ॥
कोटि कुलिश सम वचन तुम्हारा, वृथा धरहु धनुबाण कुठारा ॥

લક્ષ્મણજી હસીને કોમળ વાણી બોલ્યા કે–અહો મુનીશ્વર ! તમે તો મોટા યોદ્ધાનું માન ધરાવો છો, વારંવાર મને તમારો કુહાડો દેખાડો છો. અને ફુંકથી પહાડને ઉડાડી દેવા ઇચ્છો છો. અહીઆં કાંઇ દુધી તુરીયું નથી કે જે તર્જની આંગળી દેખતાંજ મરી જાય. આપનો કુહાડો તથા ધનુષ બાણ જોઇને મેં કાંઈક અભિમાનનું વચન કહ્યું છે. પણ તમારૂં જનોઈ દેખીનેજ મેં તમને ભૃગુ કુળના બ્રાહ્મણ જાણ્યા. માટે હવે તમે જે કહેશો તે ક્રોધ રોકીને સહન કરીશ. કેમકે દેવતા,બ્રાહ્મણ,હરિભક્ત અને ગાય એમનાપર શુરવીરતા વાપરવાની અમારા કુળમાં રીતિજ નથી. એઓને મારવાથી પાપ લાગે છે અને હારવાથી અપકીર્તિ થાય છે+ જો તમે મારતા હો તો તમારે પણ પગે પડીએ. તમારાં વચનોજ કરોડો વજ્ર સમાન છે તો પછી આ ધનુષબાણ અને કુહાડો તો વૃથા ધારણ કરો છો. ૧–૨–૩–૪.

दोहा–जो विलोकि अनुचित कह्यउँ क्षमहु महा मतिधीर ॥
सुनि सरोष भृगुवंशमणि, बोले गिरा गँभीर ॥ ३२१ ॥

હે મોટી બુદ્ધિવાળા ધીર મુનિ ! મેં જોઇને કાંઈ અઘટિત કહ્યું હોય તે ક્ષમા કરજો. એ સાંભળીને પરશુરામ ક્રોધ યુક્ત ગંભીર વાણી બોલ્યા કે–૩૨૧.

चौ०–कौशिक सुनहु मन्द यहबालक, कुटिल कालवश निज कुल घालक ॥
भानुवंश राकेश कलंकू , निपट निरंकुश अबुध अशंकू ॥
कालकरवर होइहि क्षण मांही, कहौ पुकारि खोरि मोहिं नाहीं ॥
तुम हटकै जो चहहु उबारा, कहि प्रताप बल रोष हमारा ॥

+ અપકીર્તિ એ કે ક્ષત્રી થઇને હાર્યો ? એ ચોપાઇનો બીજો આનો અર્થ પણ થાય છે. "**वधे पाप अपि कीरती हारे** એટલે મારવાથી પાપ અને હારવાથી **अपि** નક્કી કીર્તિ થાય છે. એટલા માટે તમારા મારવાથી પણ પગે પડવું જોઇએ. કેમકે તમારા કુળના ભૃગુઋષિએ ભગવાનને લાત મારી તો પણ ભગવાન ઉલટા તેમના પગ દાબવા લાગ્યા કે આપનાં ચરણોમાં વાગ્યું હશે.

लषण कहा मुनि सुयश तुम्हारा, तुमहिं अछत को वरणै पारा ॥
अपने मुख तुम अपनि करणी, बार अनेक भाँति बहु वरणी ॥
नहिं सन्तोष तो पुनि कछु कहहू, जानि रिसि रोकि दुसह दुख सहहू ॥
वीर वृत्ति तुम धीर अक्षोभा, गारी देत न पावहु शोभा ॥

હે વિશ્વામિત્ર! સાંભળો. આ બાળક મંદબુધ્ધિનો, કુટિલ, કાળને વશ્ય થયેલો, પોતાના કુળનો નાશ કરનારો, સુર્યવંશ રૂપી પૂર્ણ ચંદ્રમાં કલંક રૂપ, નફ્ટ, નિરંકુશ, મુર્ખ અને બીક વિનાનો છે. હું પોકારીને કહું છું કે એક ક્ષણમાં એ કાળનો કોળીઓ થઇ જશે. પછી મારો દોષ કાઢશો નહી. જો તમે એને બચાવવા ચાહાતા હો તો મારો પ્રતાપ, રોષ અને બળ એને કહીને સમજાવો." લક્ષ્મણજી બોલ્યા કે-" હે મુનિ! તમે હાજર છતાં તમારા વગર તમારી કીર્તિનું વર્ણન બીજો કોણ કરે? તમે તમારે મોઢેજ તમારી કરણી અનેક પ્રકારે વર્ણવી બતાવી. હજુ પણ સંતોષ થયો ન હોય તો કાંઈ કહી બતાવો. તમે ક્રોધ રોકી રાખીને દુસ્સહદુઃખ સહન કરશો નહી. તમે વીર વૃત્તિવાળા, ધીરતાવાળા અને ક્ષોભ રહિત છો. તે આમ ગાળો દેવાથી શોભા પામતા નથી. ૧-૨-૩-૪.

दोहा—शूर समर करणी करहिं, कहि न जनावहिं आपु ॥
विद्यमान रण पाइ रिपु, कायर करहिं प्रलापु ॥ ३२२

શૂરવીર પુરૂષો યુધ્ધમાં જે કરણી કરે છે તે પોતે પોતાની મેળે કહી બતાવતા નથી. રણમાં શત્રુ સામે ઉભેલો છતાં કાયર હોય તેજ બકવાદ કરે છે. ૩૨૨.

चौ०—तुमतो काल हाँकि जनु लावा, बार बार मोहिं लागि बुलावा ॥
सुनत लषणके वचन कठोरा, परशु सुधारिधऱ्यउ कर घोरा ॥
अब जनि देहु दोष मोहिंलोगू, कटुवादी बालक वध योगू ॥
कौशिक कहा क्षमिय अपराधू, बाल दोष गणहिं न साधू ॥
बाल विलोकि बहुत मैं बांचा, अब यह मरणहारभा सांचा ॥
कर कुठार मैं अकरण कोही, आगे अपराधी गुरु द्रोही ॥
उतर देत छाँडों विनु मारे, केवल कौशिक शील तुम्हारे ॥
नतु इहि काटि कुठार कठोरे, गुरुहिं उऋण होतेउँ श्रमथोरे ॥

તમે જાણે કાળને સાથેજ તેડીને આવ્યા હો તેમ મારે માટે તેને વારંવાર બોલાવ્યા કરો છો." લક્ષ્મણજીનાં એવાં કઠોર વચનો સાંભળી પરશુરામ ભયંકર ફરસી સુધારી હાથમાં લઈને બોલ્યા કે-" હવે કોઇ લોકો મને દોષ દેશો

નહી, આ કડવાં વચન બોલનારો બાળક મારી નાંખવાનેજ યોગ્ય છે; બાળક જાણીને મેં ઘણી વાર તેને જતો કર્યો, પણ હવે નક્કી એ મરવાનોજ થયો છે." એ સાંભળીને વિશ્વામિત્ર બોલ્યા કે–આપ એ બાળકનો અપરાધ ક્ષમા કરો. સત્પુરૂષો બાળકના દોષ સામે જોતા નથી." ત્યારે પરશુરામ બોલ્યા કે "હે વિશ્વામિત્ર મારા હાથમાં કુહાડો છે, હું વિના કારણ ક્રોધ કરનારો છું અને આ ગુરૂદ્રોહી + તથા અપરાધી મારી આગળ ઉભો રહીને સામું બોલે છે, તે છતાં હું એને માર્યા વિના જતો કરૂં છું તે કેવળ તમારી ભલમનસાઈને લીધેજ, નહીંતો એને આ કઠોર કુહાડાથી કાપી નાંખીને થોડાજ શ્રમે ગુરૂના ઋણથી મુક્ત થઇ જાત." ૧-૨-૩-૪.

दोहा–गाधिसुवन कहँ हृदय हँसि, मुनिहि हरि अरे सूझ‡ ॥
अजगव खण्डयउऊख जिमि, अजहुँन बूझ अबूझ ॥ ३२३ ॥

ગાધિપુત્ર (વિશ્વામિત્ર) મનમાં હસીને બોલ્યા કે–" પરશુરામને ભગવાન પણ શત્રુ લાગે છે, જે ભગવાને શેરડીના સાંઠાની માફક વજ્રમય ધનુષ તોડી નાંખ્યું તેને એ અબુધ હજુ પણ ઓળખતો નથી." ૩૨૩.

ચૌ૦–कहेउ लषण मुनि शील तुम्हारा, को नहिं जान विदित संसारा ॥
माताहिं पिताहिं उऋण भयेनीके, गुरुऋण रहा शोच बड़ जीके ॥
सो जनु हमरे माथे काढा, दिन चलि गये व्याज बहु बाढा ॥
अब आनीय व्यवहारिया बोली, तुरत देब मैं थैली खोली ॥
सुनि कटु वचन कुठार सुधारा, हाहाकाहि सब लोग पुकारा ॥
भृगुवर परशु देखावहु मोही, विप्र विचारि बचौं नृप द्रोही ॥
मिले न कबहु सुभट रण गाढे, द्विज देवता घरहिंके बाढे ॥
अनुचित कहि सब लोग पुकारे, रघुपति सैनहि लषण निवारे ॥

લક્ષ્મણજી બોલ્યા કે–" મુનિ! તમારૂં શીલ તો સંસારમાં પ્રસિધ્ધ છે તે કોણ નથી જાણતું. તમે માતપિતાના ઋણથી સારી પેઠે મુકત થયા છો, × હવે

---

+ પરશુરામના ગુરૂ સદાશિવનું ધનુષ ભાંગી નાંખ્યું માટે ગુરૂદ્રોહી. ભાંગ્યું છે તો રામચંદ્રજીએ, પણ લક્ષ્મણજી સામા ઉત્તર દે છે માટે તેમનેજ ગુરૂદ્રોહી ગણ્યા. ‡ **मुनिहि हरि हरि सूझ**" એમ પાઠાંતર લેવાથી "પરશુરામ સઘળું લીલું લીલુંજ સમજે છે, અર્થાત્ સઘળા ક્ષત્રીને સરખા ગણે છે એમ પણ અર્થ થાય × લક્ષ્મણજીનાં એ વ્યંગ વચનો છે. કથા એમ છે કે એક વખત પરશુરામની મા રેણુકા નદીમાં સ્નાન કરવા ગએલી ત્યાં કોઇ ગોકર્ણનો વિહાર જોઇ કામાતુર થયાં; પરપુરૂષનો વિહાર જોવા માટે દેર થવાથી જમદગ્નિએ ગુસ્સે થઇ પોતાના પુત્રને આજ્ઞા કરી કે તમારી માતાનું માથું કાપી નાંખો. બધા પુત્રોએ પિતાની આજ્ઞા ન માની. પછી પરશુરામે પિતાની આજ્ઞા પાળવા માટે માતાનું માથું તથા બધા ભાઇઓનાં માથાં કાપી

તમારે માથે એક ગુરૂનું ઋણુ બાકી રહ્યું છે. તે ઋણું જાણું અમારે માથેજ કાઢવું હોય એમ લાગે છે. લાંબી મુદત થઈ ગયાથી તેનું વ્યાજ પણ ઘણું વધી ગયું હશે. માટે હવે કોઇ વ્યવહારીઆને બોલાવી લાવો એટલે તેને હું થેલી ખોલીને ઋણુ ચૂકાવી આપું. એવાં કઠોર વચન સાંભળી પરશુરામે કુહાડો તૈયાર કરતાં સર્વ લોકો હાહાકાર કરી પોકારવા લાગ્યા. લક્ષ્મણુજી બોલ્યો કે-પરશુરામ! તમે મને ફરશી શું દેખાડો છો? તમે રાજાઓના દ્રોહી છો, પણ બ્રાહ્મણુ જાણીને જવા દઉં છું. તમને કદી કોઈ રણુવીર યોદ્ધો મળ્યો નથી. બ્રહ્મદેવ તો ઘરમાંજ બડાઇ મારનારા હોય છે." આ અઘટિત થાય છે એમ સર્વ લોકોએ કહેતાં રામચંદ્રજીએ સાન કરીને લક્ષ્મણુજીને વાર્યા. ૧-૨-૩-૪.

दोहा—लषण उतर आहुति सरिस, भृगुवर कोप कृशानु ॥
बढ़त देखि जलसम वचन, बोले रघुकुल भानु ॥ ३२४ ॥

લક્ષ્મણુજીના ઉત્તરોરૂપી આહુતિઓથી પરશુરામનો ક્રોધરૂપી અગ્નિ વધતો જોઈ રઘુકુળના સૂર્યરૂપ રામચંદ્રજી જળ સમાન વચનો બોલ્યા કે-૩૨૪.

चौ०—नाथ करहु बालक परछोहू, सूध दुध मुख करीय न कोहू ॥
जोंपै प्रभु प्रभाव कछु जाना, तौंकि बराबर करत अयाना ॥
जोलरिकाकछु अनुचित करहीं, गुरु पितु मातु मोदमन भरहीं ॥
करिय कृपा शिशु सेवक जानी, तुम सम शील धीर मुनि ज्ञानी ॥
राम वचन सुनि कछु जुडाने,कहि कछु लषण बहुरि मुसुकाने ॥
हँसत देखि नख शिख रिसि व्यापी, राम तोर भ्राता बड पापी ॥
गौर सरीर श्याम मन माहीं, कालकूट मुख पयमुख नाहीं ॥
सहज टेढ अनुहरे न तोहीं, नीच मीच सम लखै न मोहीं ॥

"હે નાથ! એ બાળકપર કૃપા કરો, હજી તો એ શુદ્ધ દૂધ પીતા બાળક જેવો છે, માટે ક્રોધ ન કરો. જો એ અજાણુ આપનો પ્રભાવ જાણતો હોય તો આપની બરાબરી કરે? જો બાળક કાંઈ અયોગ્ય આચરણુ કરે તો પણ ગુરૂ પિતા તથા માતા મનમાં રાજીજ થાય છે. એ બાળકને સેવક જાણીને એનાપર કૃપા કરો, આપતો નિંદા સ્તુતિને સરખી ગણુનારા સમશીલ, ધીર અને જ્ઞાની મુનિ છો." આવાં રામચંદ્રજીનાં વચનો સાંભળી પરશુરામ કાંઈક ઠંડા પડયા,

નાંખ્યાં, તેથી જમદગ્નિએ પ્રસન્ન થઇ વર માગવાનું કહેતાં પરશુરામે માગી લીધું કે મારી માતા તથા ભાઈઓને જીવતા કરો, અને મેં તેઓનો વધ કર્યાની વાત તેઓ ન જાણે એમ કરો. જમદગ્નિએ તપોબળથી તેઓને જીવતાં કર્યાં. પરશુરામે સહસ્રાર્જુનને મારી નાંખેલો હોવાથી તેના પુત્રોએ જમદગ્નિને મારીને વેર લીધું હતું. તે ઉપર લક્ષ્મણુજીએ વ્યંગ વચન કહ્યું કે-તમે માતા પિતાનું ઋણુ વાળી દીધું છે, હવે ગુરૂનું બાકી રહ્યું છે.

એટલામાં વળી લક્ષ્મણજી કાંઇક બોલીને હસવા લાગ્યા, તેથી પરશુરામને નખથી શિખા સુધી રીસ વ્યાપી ગઇ, અને રામચંદ્રજીને કહેવા લાગ્યા કે–તારો ભાઈ ઘણો પાપી છે. એ શરીરે ગૌર છે પણ મનમાં કાળો છે, મોઢામાં ઝેરજ છે દૂધ તો છેજ નહી. સ્વાભાવિક રીતે વાંકોજ છે, તને અનુસરતો નથી, હું કાળ સમાન છું તેને એ નીચ ઓળખતોજ નથી.” ૧-૨-૩-૪.

दोहा–लषण कहेउ हँसि सुनहु मुनि, क्रोध पाप कर मूल ॥
जेहि वश जन अनुचित करहिं, चरहिं विश्व प्रतिकूल ॥ ३२५ ॥

લક્ષ્મણજી હસીને બોલ્યા કે–“ મુનિ ! સાંભળો. ક્રોધ એ પાપનું મૂળ છે. એને વશ્ય થયેલો માણસ જગતથી ઉલટો ચાલીને અનુચિત કૃત્યોજ કરેછે. ૩૨૫

चौ०–मैं तुम्हार अनुचर मुनिराया, परिहरि कोप करिय अब दाया ॥
टूट चाप नहिं जुरहि रिसाने, बैठिय होइहि पांय पिराने ॥
जो अति प्रिय तो करिय उपाई, जोरियकोउ बड़ गुणी बुलाई ॥
बोलत लषणहिं जनक डराहीं, मष्ट करहु अनुचित भलनाहीं ॥
थरथर कांपहिं पुर नरनारी, छोट कुमार खोट अति भारी ॥
भृगुपति सुनि सुनि निर्भयवानी, रिस तनु जरै होय बल हानी ॥
बोले रामहिं देह निहोरा, बचौं विचारि बन्धु लघु तोरा ॥
मन मलीन तन सुन्दर कैसे, विषरस भरा कनक घट जैसे ॥

હે મુનિરાજ ! હું તમારો દાસ છું, માટે હવે ક્રોધ તજી દઈને દયા કરો. આ તુટેલું ધનુષ ક્રોધ કરવાથી સંધાવાનું નથી. હવે આપ બેસો, પગ દુખશે. જો એ ધનુષ આપને ઘણું પ્રિય હોય તો કાંઇક ઉપાય કરીએ અને કોઇ મોટા ગુણવાન કારીગરને બોલાવીને સંધાવીએ.” લક્ષ્મણજીના બોલવાથી જનક રાજા ડરીને કહેવા લાગ્યા કે–“ ચુપ કરો, અઘટિત બોલવું સારૂં નહિ. જનકપુરનાં સ્ત્રી પુરૂષો થર થર ધ્રુજતાં કહેવા લાગ્યાં કે–‘ નાના કુમારમાં ઘણી મોટી ખામી છે.’ લક્ષ્મણજીનાં નિર્ભય વચનો સાંભળી સાંભળીને પરશુરામનું શરીર બળવા લાગ્યું અને બળની હાનિ થવા લાગી. રામને માન આપીને બોલ્યા કે–“ તારો નાનો ભાઈ જાણીને એને જતો કરૂં છું. એ ઝેરથી ભરેલા સુવર્ણના ઘડા જેવો, મનમાં મલિન અને શરીરે સુંદર છે.” ૧-૨-૩-૪.

दोहा–मुनि लक्ष्मण बिहँसे बहुरि, नयन तरेरे राम ॥
गुरु समीप गवने सकुचि, परिहरि वाणी बाम ॥ ३२६ ॥

એ સાંભળીને લક્ષ્મણજી પાછા હસવા લાગ્યા, પણ રામચંદ્રજીએ નેત્રોથી ધમકાવ્યા તેથી વાંકાં વચનો બોલવાં છોડી દઈને સંકોચ પામીને ગુરૂ પાસે ગયા. ૩૨૬.

चौ०—अति बिनीति मृदु शीतल वाणी, बोले राम जोरि युगपाणी ॥
सुनहु नाथ तुम सहज सुजाना, बालक वचन करिय नहिं काना ॥
बर्रे बालक एक स्वभाऊ, इनहिं न सन्त विदूषहिं काऊ ॥
तिन नाहीं कछु काज बिगारा, अपराधी मैं नाथ तुम्हारा ॥
कृपा कोप वध बन्ध गुसाईं, मोपर करिय दासकी नाईं ॥
कहिय बेगि ज्यहि विधि रिसि जाई, मुनिनायक सोइ करिय उपाई ॥
कह मुनि राम जाय रिसि कैसे, अजहुँ बन्धु तव चितव अनैसे ॥
इहिके कण्ठ कुठार न दीन्हा, तौमैं कहा कोप करि कीन्हा ॥

રામચંદ્રજી બન્ને હાથ જોડીને અત્યંત કોમળ, શીતળ તથા વિનયમય વાણીથી બોલ્યા કે-" હે નાથ ! સાંભળો. આપ સ્વાભાવિકજ સુજાણ છો, માટે એ બાળકનાં વચનો કાને ધરશો નહી. વૃદ્ધ અને બાળકનો સ્વભાવ સરખો હોય છે, તેઓને કોઈ સંતજનો દોષ દેતા નથી. હે નાથ ! એણે આપનું કાંઇ કામ બગાડયું નથી. તમારો ગુન્હેગાર તો હું છું. હે ગોસ્વામી ! આપના દાસની પેઠે મારાપર કૃપા, કોપ, વધ કે બંધન કરો. હે મુનીશ્વર ! જેથી આપની રીસ ઉતરી જાય તે ઉપાય કહો, અમે કરીએ." પરશુરામ બોલ્યા કે- હે રામ ! તમારો ભાઇ હજી પણ મારા સાથે શત્રુ દ્રષ્ટિથી જુએ છે, તેથી મારી રીસ શી રીતે જાય ? જ્યાં સુધી મેં એની ગરદનપર કુહાડાનો ઘા કર્યો નથી ત્યાં સુધી મેં ક્રોધ કરીને શું કર્યું ? ૧-૨-૩-૪.

दोहा—गर्भ स्रवहिं अवनीप रवनि, सुनि कुठार गति घोर ॥
परशु अछत देखौं जियत, वैरी भूप किशोर ॥ ३२७ ॥

જે કુહાડાનો ઘોર શબ્દ સાંભળી રાજાઓની રાણીઓના ગર્ભસ્રવી જાય છે તે કુહાડો મારી પાસે છતાં પણ એ નાનો રાજાનો બાળક જે મારો શત્રુ છે તેને હું જીવતો જોઇ શકું ? ૩૨૭.

चौ०—बहै न हाथ दहै रिस छाती, भाकुठार कुंठित नृपघाती ॥
भयउ वाम विधि फिरेउ स्वभाऊ, मोरे हृदय कृपा कसकाऊ ॥
आजु दैव दुख दुसह सहावा, सुनि सौमित्र विहँसि शिरनावा ॥
नाथ कृपा मूरति अनुकूला, बोलत वचन झरत जनुफूला ॥
जोपै कृपा जरै मुनि गाता, क्रोध भये तनु राखु विधाता ॥
देखि जनक हठि बालक एहू, कीन्ह चहत जड यमपुर गेहू ॥
बेगि करहु किन आँखिन ओटा, देखत छोट खोट नृप ढोटा ॥
विहँसि लषण कहा मुनि पाहीं, मूँदिय आँखि कतहुं कोउ नाहीं ॥

ક્રોધથી મારૂં હૃદય બળી જાય છે પણ હાથ ઉપડતો નથી, રાજાઓનું નિકંદન કરનારો આ કુહાડો પણ બુઠો થઈ ગયો. શું વિધાતા મારાથી વિરૂદ્ધ થયો કે શું? જેથી મારો સ્વભાવ બદલાઈ ગયો? મારા હૃદયમાં કૃપા ક્યાંથી અને કેવી? આજ દૈવે અસહ્ય દુઃખ સહન કરાવ્યું." એવાં પરશુરામનાં વચનો સાંભળીને લક્ષ્મણજી હસી માથું નમાવીને બોલ્યા કે-"વાહ! આપ કૃપાની સાક્ષાત્ મૂર્તિજ છો! તેથી તેને અનુકુળ જાણે ફુલ ગરતાં હોય એવાં વચનો બોલો છો. હે મુનિ! આપનામાં કૃપા ભરેલી છતાં પણ શરીર બળી જાય છે. ક્રોધ ઉત્પન્ન થતાં પણ આપનું શરીર વિધાતાજ રાખતા હશે." (પરશુરામ બોલ્યા કે)-"હે જનક! આ જડ બાળક હઠ કરીને જમપુરીમાં જવાને ઇચ્છે છે. એને મારી આંખો આગળથી જલદી દૂર કેમ કરતા નથી? એ રાજકુમાર દેખીતો નાનો છે છતાં ખોટો છે." લક્ષ્મણજીએ હસીને પરશુરામને કહ્યું કે-"તમે આંખો મીંચી દો એટલે ક્યાંઇ કશું દેખવામાં આવશે નહી. ૧-૪.

**दोहा–परशुराम तब रामप्रति, बोले वचन सक्रोध ॥**
**शम्भु शरासन तोरी शठ, करसि हमार प्रबोध ॥ २२८ ॥**

પછી પરશુરામ રામપ્રત્યે ક્રોધ ભરેલાં વચનોથી બોલ્યા કે- અરે શઠ! તું શંકરનું ધનુષ તોડી નાંખીને મને ઉપદેશ કરે છે? ૩૨૮.

**चौ०–बन्धु कहै कटु सम्मत तोरे, तू छल विनय करसि करजोरे ॥**
**करु परितोष मोर संग्रामा, नाहित छांडु कहाउब रामा ॥**
**छलतजि करहु समर शिवद्रोही, बन्धु सहित नतु मारौं तोही ॥**
**भृगपति कहहिं कुठार उठाये, मन मुसुकाहिं राम शिरनाये ॥**
**गुणहु लषणकर हमपर रोषू, कतहु सुधाइहुते बड़दोषू ॥**
**टेढ जानि शंका सब काहू, वक्र चन्द्रमहि ग्रसे न राहू ॥**
**राम कहा रिसि तजिय मुनीशा, कर कुठार आगे यह शीशा ॥**
**ज्यहि रिस करिय सोइ स्वामी, मोहिं जानि आपन अनुगामी ॥**

તારો ભાઇ તારી સલાહથીજ કડવાં વચન કહે છે અને તું હાથ જોડીને કપટથી વિનતિ કરે છે. તું મારી સાથે યુદ્ધ કરીને મને સંતોષ આપ, નહીતો તારૂં "રામ" નામ કહેવરાવવું છોડી દે. હે શિવદ્રોહી! તું છળ છોડી દઇને યુદ્ધ કર, નહીતો તને તારા ભાઇ સહિત મારી નાંખીશ." એમ કહીને પરશુરામે કુહાડો ઉઠાવ્યો. રામચંદ્રજી હસી માથું નમાવીને મનમાં બોલ્યા કે-"આતો લક્ષ્મણજીનો ગુન્હો છતાં મારાપર ક્રોધ કરે છે, કેટલીક વાર સીધાપણામાં પણ મોટો દોષ રહેલો છે. વાંકાપણું જાણી સર્વ કોઇ ડરે છે, વાંકા ચંદ્રને રાહુ

પણ ગણતો નથી." રામચંદ્રજી બોલ્યા કે-હે મુનીશ્વર! રીસ તજી દો, આપના હાથમાંના કુહાડા આગળ મારૂં માથું છે. હે સ્વામી! મને આપનો દાસ જાણીને જેથી આપની રીસ ઉતરે તેમ કરો. ૧-૨-૩-૪.

दोहा—प्रभु सेवकहिं समर कस, तजहु विप्र वररोष ॥
भेष विलोकि कहँसि कछु, बालकहू नहिं दोष ॥ ३२९ ॥

હે વિપ્રવર! સ્વામી સેવક વચ્ચે યુધ્ધ કેવું? માટે રીસ છોડી દો. આપનો વેશ જોઈને આ બાળકે કાંઈક કહ્યું તેમાં એનો દોષ નથી. ૩૨૯.

चौ०—देखि कुठार बाण धनुधारी, भै लरिकहि रिस वीर विचारी ॥
नाम जान पै तुमहिं न चीन्हा, वंश स्वभाव उतर तेहिं दीन्हा ॥
जो तुम अवत्येउ मुनिकी नाईं, पदरज शिर शिशु धरत गुसांई ॥
क्षमहु चूक अनजानन केरी, चहिय विप्र उरं कृपा घनेरी ॥
हमहिं तुमहिं सरिवरि कसनाथा, कहहु तो कहां चरण कहँ माथा ॥
राम मात्र लघु नाम हमारा, परशु सहित बड़ नाम तुम्हारा ॥
देव एक गुण धनुष हमारे, नवगुण परम पुनीत तुम्हारे ॥
सब प्रकार हम तुमसन हारे, क्षमहु विप्र अपराध हमारे ॥

આપનો કુહાડો તથા ધનુષ બાણ ધારણ કરેલાં જોઈને તથા તમે વીર પુરૂષ છો એમ જાણીને આ બાળકે રીસ કરી છે. તે આપનું નામ જાણે છે પણ ઓળખતો નથી. તેથી અમારા વંશની રીતિ પ્રમાણે ઉત્તર આપ્યો છે. (અર્થાત્ સુર્યવંશની એ રીતિ છે કે સામે શસ્ત્ર ધરીને આવે તેને ઘટિત ઉત્તર દેવો.) હે ગોસ્વામી! તમે જો મુનિની પેઠે આવ્યા હોત તો આ બાળક તમારા ચરણની રજ માથે ધરત. એ અજાણની ચુક માફ કરો, બ્રાહ્મણના હૃદયમાં ઘણી દયા હોવી જોઇએ. હે નાથ! અમારી ને તમારી બરાબરી શી રીતે? પગ ક્યાં અને માથું ક્યાં? મારૂં તો ફક્ત નાનું નામ 'રામ' છે અને તમારૂં તો પરશુ સહિત રામ (પરશુરામ) એવું મોટું નામ છે. હે દેવ! અમારી પાસે તો ધનુર્વિદ્યાનો એકજ ગુણ છે અને તમારી પાસે તો પરમ પવિત્ર નવ * ગુણો છે. અમે તમારાથી સર્વ પ્રકારે હારેલાજ છીએ, માટે હે મુનિ! અમારો અપરાધ માફ કરો." ૧-૨-૩-૪.

दोहा—बार बार मुनि विप्रवर, कहा राम सन राम ॥
बोले भृगुपति सरुषहै, तुहूं बन्धु समवाम ॥ ३३० ॥

* शमोदमस्तपः शौचंक्षांति रार्जवमेवच ॥ ज्ञानंविज्ञान मास्तिक्यं ब्रह्म कर्म स्वभावजम् ॥ भगवद् गीता ॥

રામચંદ્રજીએ પરશુરામને વારંવાર મુનિ તથા વિપ્રવર કહ્યા તેથી પરશુરામ ક્રોધ ચઢાવીને બોલ્યા કે-" તું પણ તારા ભાઈ જેવોજ કુટિલ છે. ૩૩૦

चौ०—निपटहि द्विज करि जानहु मोहीं, मैं जस विप्र सुनाऊं तोहीं ॥
चाप श्रुवा शर आहुति जानू , कोप मोर अति घोर कृशानू ॥
समिधसेन चतुरंग सुहाइ, महामहीप भये पशु आई ॥
मैं यहि परशु काटि बलि दीन्हे, समरयज्ञ जग कोटिन कीन्हे ॥
मोर प्रभाव विदित नहिं तोरे, बोलेसि निदरि विप्रके भोरे ॥
भंज्यउ चाप दाप बड़ बाढा, अहमिति मनहुँ जीति जगठाढा ॥
राम कहा मुनि कहहु विचारी, रिस अति बडि लघुचूक हमारी ॥
छुवतहि टूट पिनाक पुराना, मैं क्यहि हेतु करौं अभिमाना ॥

તું મને કેવળ બ્રાહ્મણ જાણે છે પણ હું કેવો બ્રાહ્મણ છું તે તને કહી સંભળાવું છું. મારો અત્યંત ભયંકર રૂપ કોપ અગ્નિ છે, મારા ધનુષ તથા બાણો રૂપ સરવો તથા આહુતિઓ છે. મારી ચતુરંગ સેના રૂપી કાષ્ટ છે. મોટા રાજાઓ રૂપી યજ્ઞના પશુ બન્યા છે, તેઓને આ ફરશીથી કાપી કાપીને બળિદાન આપું છું. મેં જગતમાં યુધ્ધ રૂપ યજ્ઞ કરોડો કર્યા છે. મારો પ્રતાપ તારા જાણવામાં નથી, તેથી તું મને એક સાધારણ બ્રાહ્મણ જાણીને નિર્ભય રીતે બોલે છે. તેં એક ધનુષ ભાગ્યું તેથી મોટો ગર્વ વધી ગયો છે અને મેં જગત જીતી લીધું એવો અહંકાર ધરી બેઠો છે." રામચંદ્રજી બોલ્યા કે-" હે મુનિ! વિચારીને બોલો, અમારી ચુક ઠીક નજીવી છે, છતાં તમારી રીસ અત્યંત છે. આ જુનું પિનાક ધનુષ તેને અડકતાંજ તુટી ગયું તેમાં તે હું શા માટે અભિમાન કરૂં? ૧-૨-૩-૪.

दोहा—जो हम निदरहिं विप्र वदि, सत्य सुनहु भृगुनाथ ॥
तौ असको जग सुभट ज्यहि, भयवश नावहिं माथ ॥ ३३१ ॥

હે ભૃગુપતિ! હું સત્ય કહું છું કે જો આપને વિપ્ર કહીને ડરતા ન હોઇએ તો પછી એવો યોધ્ધો જગતમાં બીજો કોણ છે કે તેનાથી ભય વશ બનીને માથું નમાવીએ. ૩૩૧.

चौ०—देव दनुज भूपति भट नाना, सम बल अधिक होउ बलवाना ॥
जो रण हमहिं प्रचारै कोऊ, लरहिं सुखेन काल किन होऊ ॥
क्षत्रिय तनुधरि समरसकाना, कुलकलंक त्यहि पामर जाना ॥
कहौं स्वभाव नकुलहिं प्रशंसी, कालहु डरहिं न रण रघुवंशी ॥
विप्रवंशकी असि प्रभुताइ, अभय होय जो तुमहिं डराई ॥

मुनि मृदु गूढ बचन रघुपतिके, उघरे पटल परशुधर मतिके ॥
राम रमापति कर धनु लेहू, खैंचहु चाप मिटै संदेहू ॥
देत चाप आपुहि चढि गयऊ, परशुराम मन विस्मय भयऊ ॥

દેવતાઓ, દૈત્યો, રાજાઓ અને બીજા યોધ્ધાઓ અમારા જેવાજ બળવાન કે તેથી પણ વધારે બળવાન હોય, તો પણ જો તે અમને લડાઇમાં ઉતારે તેની સામે અમે સુખેથી લડીએ. પછી ભલેને તે યમરાજા કાં ન હોય. જે ક્ષત્રિય જાતિનો દેહ ધરીને યુધ્ધમાં ડરે તેને કુળમાં કલંક લગાડનાર પામર જીવ જાણવો. હું મારા કુળની પ્રશંસા કરતો નથી, પણ સ્વાભાવિક રીતે કહું છું કે રઘુવંશી પુરૂષ યુધ્ધમાં કાળથી પણ ડરે નહી. બ્રાહ્મણવંશીની પ્રભુતાઇ એ છે કે નિર્ભય હોય તે પણ તમારાથી ડરે છે (અથવા જે તમારાથી ડરે છે તે નિર્ભય થઇ જાય છે.)" રામચંદ્રજીનાં એવાં કોમળ તથા ગુઢ વચનો સાંભળીને પરશુરામની બુધ્ધિને આડા પડદા હતા તે ઉઘડી ગયા. પરશુરામ બોલ્યા કે-"હે રામ! આ લક્ષ્મીપતિ ભગવાનનું ધનુષ હાથમાં લઇ ખેંચીને ચઢાવો કે જેથી મારો સંદેહ મટી જાય." રામચંદ્રજીને ધનુષ આપતાંજ તે પોતાની મેળે ચઢી ગયું, તેથી પરશુરામ મનમાં વિસ્મય પામ્યા. ૧-૨-૩-૪.

दोहा-जाना राम प्रभाव तब, पुलकि प्रफुल्लित गात ॥
जोरि पाणि बोले बचन, प्रेम न हृदय समात ॥ ३३२ ॥

રામચંદ્રજીનો પ્રભાવ જાણવામાં આવતાં પરશુરામનું શરીર પ્રફુલ્લિત થઇ રોમાંચિત થયું અને હૃદયમાંથી પ્રેમ ઉભરાઇ જવા લાગ્યો. પછી તે હાથ જોડીને બોલ્યા કે-૩૩૨.

चौ०-जय रघुवंश बनज बनभानू, गहन दनुजकुल दहन कृशानू ॥
जय सुर विप्र धेनु हितकारी, जय मद मोह कोह भ्रमहारी ॥
विनयशील करुणागुणसागर, जयति वचन रचना अति नागर ॥
सेवक सुखद सुभग सब अंगा, जय शरीर छवि कोटि अनंगा ॥
करौ कहा मुख एक प्रशंसा, जय महेश मन मानसहंसा ॥
अनुचित बहुत कहाउँ अज्ञाता, क्षमहु क्षमामन्दिर दोउ भ्राता ॥
कहि जयजयजय रघुकुल केतू, भृगुपति गये वनहिं तपहेतू ॥
अवभय कुटिल महीप डराने, जहँ तहँ कायर गवँहि पराने ॥

"હે રઘુવંશ રૂપી કમળવનને પ્રફુલ્લિત કરનાર સુર્ય રૂપ! જય જય. હે દૈત્યોનાં ગહન કુળોને બાળવામાં અગ્નિ રૂપ! જય જય. હે દેવતા, ગાયો તથા બ્રાહ્મણોનું હિત કરનાર! જય જય. હે મદ, મોહ, ક્રોધ તથા ભ્રમનો નાશ કરનાર! જય જય. હે વિનય, શીલ કરૂણા તથા ગુણોના સમુદ્રરૂપ! જય

જય. હે વચનોની શ્રેષ્ઠ રચનાવાળા ! જય જય. હે સેવકોને સુખ દેનારા ! સર્વ સુંદર અંગોવાળાં ! કરોડો કામદેવના જેવી કાન્તિવાળા ! જય જય. હે સદાશિવના મન રૂપી માનસસરોવરના હંસ રૂપ ! જય જય. હે પ્રભુ ! હું મારા એક મુખે આપની કેટલી પ્રશંસા કરૂં ! મેં અજ્ઞાનીએ ઘણું અયોગ્ય કહ્યું છે તે ક્ષમાના મંદિરરૂપ આપ બન્ને ભાઇઓ ક્ષમા કરશો. હે રઘુવંશના ધ્વજરૂપ ! જય જય જય." આ પ્રમાણે સ્તુતિ કરીને પરશુરામ તપ કરવા માટે વનમાં ગયા. પછી જેઓ કુટિલ અને કાયર રાજાઓ હતા તેઓ ડરી ડરીને જ્યાં ત્યાં સંતાઈ ગયા. ૧-૨-૩-૪.

दोहा—देवन दीन्ही दुन्दुभी, प्रभु पर वर्षहिं फूल ॥
हर्षे पुर नर नारि सब, मिटा मोह भय शूल ॥ ३३३ ॥

દેવતાઓએ દુંદુભિ વગાડીને રામચંદ્રજી ઉપર પુષ્પવૃષ્ટિ કરવા માંડી. સર્વ સ્ત્રી પુરૂષો હર્ષ પામતાં તેઓના મોહ, ભય અને દુઃખ ટળી ગયાં. ૩૩૩.

चौ०—अति गहगहे बाजने बाजे, सबहिं मनोहर मंगल साजे ॥
यूथ यूथ मिलिं सुमुखि सुनयनी, करहिं गान कलकोकिल बयनी ॥
सुख विदेह कर वरणि न जाई, जन्म दरिद्र मनहुँ निधि पाई ॥
विगत त्रास भइ सीय सुखारी, जनु विधु उदय चकोर कुमारी ॥
जनक कीन्ह कौशिकहि प्रणामा, प्रभु प्रसाद धनु भंज्यउ रामा ॥
मोहिं कृत कृत्य कीन्ह दोउ भाई, अब जो उचित सो कहिय गुसाँई ॥
कह मुनि सुनु नरनाह प्रवीना, रहा विवाह चाप आधीना ॥
टूटतही धनु भयउ विवाहू, सुर नर नाग विदित सब काहू ॥

ઘણાં ઘેરાં વાજાં વાગવા લાગ્યાં, સર્વ લોકોએ મંગળ સાજ સજવા માંડયા. સુંદર મુખો તથા સુંદર નેત્રોવાળી અને કોયલ જેવા મધુર સ્વરવાળી સ્ત્રીઓનાં ટોળેટોળાં મળીને ગીતો ગાવા લાગી. જન્મથીજ દરિદ્ર હોય એવા માણસને ધનનો ભંડાર મળવાથી જેવું સુખ થાય, તેવું અવર્ણનીય સુખ જનક રાજાને થયું. અને સીતાજીનો સઘળો ત્રાસ જતો રહેવાથી જેમ ચંદ્રના ઉદયથી ચકોર કુમારી સુખી થાય તેમ સુખી થયાં. જનક રાજાએ વિશ્વામિત્રને પ્રણામ કરીને કહ્યું કે—"હે પ્રભુ ! તમારી કૃપાથીજ રામચંદ્રજીએ ધનુષ ભાંગ્યું છે અને બન્ને ભાઇઓએ મને કૃતાર્થ કર્યો છે. હે ગોસાંઈ ! હવે જે કરવું ઉચિત હોય તે કરો." વિશ્વામિત્રે કહ્યું કે—"હે પ્રવીણ રાજા ! સાંભળો. સીતાજીનો વિવાહ ધનુષને આધીન હતો તે ધનુષ ભાગતાંજ વિવાહ થઈ ચુક્યો, તે સર્વ દેવો, મનુષ્યો તથા નાગ લોકો જાણે છે. ૧-૨ ૩-૪.

दोहा—तदपि जाय तुम कर करहु अब, यथा वंश व्यवहार ॥
बूझि विप्रकुल वृद्ध गुरु, वेदँ विदित आचार ॥

તો પણ તમે હવે કુળાચાર પ્રમાણે તથા બ્રાહ્મણોને, કુળમાંના વૃદ્ધજનોને અને ગુરૂને પૂછીને વેદોક્ત આચાર કરો. ૩૩૪.

दूत अवधपुर पठवहु जाई, आनैं नृप दशरथहिं बुलाई ॥
मुदितराउ कह भलेहि कृपाला, पठये दूत अवध त्यहिं काला ॥
बहुरि महाजन सकल बुलाये, आइ सबनि सादर शिरनाये ॥
हाट बाट मन्दिर सुर वासा, नगर सँवारहु चारिहु पासा ॥
हरषि चले निज निज गृह आये, पुनि परिचारक बोलि पठाये ॥
रचहु विचित्र वितान बनाई, शिरधरि वचन चले सचुपाई ॥
पठये बोलि गुणी तिन्ह नाना, जो वितान विधि कुशल सुजाना ॥
विधिहि वन्दि तिन्ह कीन्ह अरंभा, विरचे कनक कदली खंभा ॥

અયોધ્યામાં દૂત મોકલો કે તે જઈને દશરથ રાજાને બોલાવી લાવે.” જનક રાજાએ આનંદ પામીને કહ્યું કે-“હે કૃપાળુ! બહુ સારૂં” એમ કહીને તુરતજ દૂતને અયોધ્યા મોકલ્યો. જનક રાજાએ સર્વે મહાજનોને બોલાવતાં તેઓએ આવીને આદરપૂર્વક માથાં નમાવ્યાં. પછી તેઓને આજ્ઞા કરીકે કે-“દુકાનો, રસ્તાઓ, ઘરો, દેવમંદિરો અને સઘળું નગર ચારે તરફ શણગારો. મહાજનના સર્વ લોક આનંદ પામી પોતપોતાને ઘેર આવ્યા. પછી શહેર સુધારકોને બોલાવીને વિચિત્ર મંડપ બનાવવાનું કહેતાં તેઓ આજ્ઞા માથે ચઢાવીને ગયા. શહેર સુધારકોએ ગુણવાન, ચતુર તથા મંડપવિધિની કુશળતા ધરાવનારા સુજાણ કારીગરોને બોલાવ્યા. તેઓએ વિધાતાને વંદન કરીને મંડપ રચવાનો આરંભ કર્યો. તેઓએ કેળના થાંભલાઓને ઠેકાણે સોનાના થંભ બનાવ્યા. ૧-૨-૩-૪.

दोहा—हरित मणिनके पत्र फल, पद्मरागके फूल ॥
रचना देखि विचित्र अति, मन विरंचिके भूल ॥ ३३५ ॥

લીલા રંગના મણિઓનાં પાંદડાં તથા ફળો બનાવ્યાં, માણિક્યનાં ફુલ બનાવ્યાં. જેની અત્યંત વિચિત્ર રચના જોતાં બ્રહ્માનું મન પણ ભૂલી જાય. ૩૩૫.

चौ०—वेणु हरित मणिमय सब कीन्हे, सरल सपर्ण परहिं नहिं चीन्हे ॥
कनक कलित अहिबेलि बनाई, लखि नहिं परै सपर्ण सुहाई ॥
त्यहिके रचि पचि बंध बनाये, बिच बिच मुकता दाम सुहाये ॥
माणिकमरकत कुलिशपिरोजा, चीरकोर पचि रचे सरोजा ॥

किये भृंग बहु रंग बिरंगा, गुंजहिं कुंजहिं पवन प्रसंगा ॥
सुरप्रतिमा खम्भन गढ़ि काढ़ी, मंगल द्रव्य लिये सब ठाढ़ी ॥
चौंके भाँति अनेक पुराये, सिन्दुर मणिमय परम सुहाये ॥

સર્વે વાંસ તથા તેનાં સીધાં પાંદડાં પણ લીલા રંગના મણિઓનાં બનાવ્યાં, જે કોઈથી ઓળખી શકાય પણ નહી. અને સુવર્ણની નાગરવેલ પાંદડાં સહિત એવી તો નવીન સુંદર બનાવી કે તે પણ ઓળખી શકાય નહી. તે સુવર્ણ લતાની વચમાં સુંદર મોતીની માળાઓ લગાવીને પચ્ચીની રચના કરી. માણિક્ય, નીલમણિ, હીરા અને પીરોજા એની ચારે તરફ પચ્ચી કરીને તેનાં કમળો બનાવ્યાં. અનેક રંગનાં પક્ષીઓ અને ભમરાઓ બનાવ્યા. તેઓ પવનની લહરી આવતાં કિલકિલાટ તથા ગુંજારવ કરતાં હતાં. થાંભલાઓમાં દેવતાઓની મૂર્તિઓ કોતરી કાઢી કે જે મૂર્તિઓ હાથમાં મંગળ દ્રવ્ય લઈને ઉભી રહી હતી. સિંદુરિયા રંગના મણિઓની રચનાવાળા પરમ સુશોભિત ચોક અનેક તરેહથી પૂર્યા. ૧–૪.

दोहा—सौरभ पल्लव सुभग सुठि, किये नीलमणि कोर ॥
हेम बौर मरकत घवरि, लसत पाटमय डोर ॥ ३३६ ॥

સુંદર નીલમણિઓને કોતરીને અત્યંત મનોહર આંબાનાં પાંદડાં બનાવ્યાં અને તેમાં રેશમી દોરાઓથી સોનાના મોર અને નાની નાની કેરીના મરવા લટકાવી દીધા. ૩૩૬.

चौ०—रचे रुचिर वर बन्दन वारे, मनहु मनोभव फंद सँवारे ॥
मंगल कलश अनेक धराये, ध्वज पताक पट चमर सुहाये ॥
दीप मनोहर मणिमय नाना, जाय न वरणि विचित्र विताना ॥
ज्यहि मण्डप दुलहिनि बैदेही, सो वरण असिमति कवि केही ॥
दूलह राम रूप गुणसागर, सो बितान तिहुँ लोक उजागर ॥
जनक भवनकी शोभा जैसी, गृह गृह प्रति पुर देखिय तैसी ॥
ज्यहि तिरहुति त्यहि समयनिहारी, त्यहि लघु लगे भुवन दशचारी ॥
जो सम्पदा नीच गृह सोहा, सो विलोकि सुर नायक मोहा ॥

એવાં સુંદર તોરણો બનાવ્યાં કે જાણે કામદેવે (જોનારનાં મન તથા નેત્રોને લોભાવે એવી) ફાંસીઓ તૈયાર રાખી ન હોય! અનેક મંગળ કળશ ગોઠવ્યા અને સુંદર ધ્વજા પતાકા તથા ચમરો લગાવી દીધાં. અનેક પ્રકારના મનોહર મણિમય દીપક ગોઠવ્યા. એ વિચિત્ર મંડપ કોઈ પણ રીતે વર્ણવ્યો જાય તેમ નથી. જે મંડપમાં સીતાજી કન્યા બિરાજવાનાં તે મંડપનું વર્ણન કરી શકે

એવી કયા કવિની બુધ્ધિ હોય ! જે મંડપમાં રૂપ અને ગુણુના સમુદ્ર રૂપ રામચંદ્રજી વર થઈ બિરાજવાના તે મંડપ ત્રિલોકમાં પ્રખ્યાત હોયજ. જેવી જનકરાજાના ઘરની શોભા બની હતી તેવીજ જનકપુરના પ્રત્યેક ઘરની શોભા દેખાતી હતી. જેમણે તે સમયે જનકપુરી જોઇ હોય તેઓને ચૌદ ભુવન હલકાં લાગે. નીચ જનોનાં ઘરોમાં પણ જે સંપત્તિ શોભતી હતી તે જોઇને ઇંદ્રને પણ મોહ ઉપજે એવી હતી. ૧-૪.

दोहा—बसै नगर ज्यहिं लक्षि करि, कपट नारि वर वेष ॥
त्यहि पुरकी शोभा कहत, सकुचै शारद शेष ॥ ३३७ ॥

જે નગરમા સાક્ષાત્ લક્ષ્મીજી માયાવી સ્ત્રીનો વેશ ધરીને રહ્યાં છે તે નગરની શોભા વર્ણવતાં શારદા અને શેષનાગ પણ સંકોચાય છે. ૩૩૭

चौ०—पहुँचे दूत रामपुर पावन, हर्षे नगर विलोक सुहावन ॥
भूपद्वार तिन खबर जनाई, दशरथ नृप सुनि लिये बुलाई ॥
करि प्रणाम तिन्ह पाती दीन्ही, मुदित महीप आप उठि लीन्ही ॥
वारि विलोचन बांचत पाती, पुलीकगात आई भरि छाती ॥
राम लषण उर करवर चीठी, रहि गये कहत न खाटी मीठी ॥
पुनि धरिधीर पत्रिका वांचि, हरषी सभा बात सुनि सांची ॥
खेलत रहे तहांसुधि पाई, आये भरत सहित दोउभाई ॥
पूँछत अति सनेह सकुचाई, तात कहाँते पाती आई ॥

દૂત ચાલ્યો ચાલ્યો પવિત્ર અયોધ્યાપુરીમાં પહોંચ્યો અને નગરની શોભા જોઈને હર્ષ પામ્યો. તેણે રાજદરબારમાં ખબર જણાવતાં દશરથ રાજાએ તેને પાસે બોલાવ્યો. તેણે પ્રણામ કરીને કંકોત્રી આપી તે દશરથ રાજાએ જાતે ઉઠીને લીધી. પત્રિકા વાંચતાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં અને શરીર રોમાંચિત થતાં છાતી ભરાઇ આવી. હૃદયમાં રામ તથા લક્ષ્મણ હતા અને હાથમાં સુંદર પત્રિકા હતી, તેથી કાંઇ નહી બોલતાં રહી ગયા, કાંઈ સારી કે નરસી બોલી શકયા નહી. પછી ધીરજ ધરીને પત્રિકા વાંચી તે સાંભળીને સર્વ સભા સાચી માનીને હર્ષ પામી. ભરત તથા શત્રુઘ્ન જ્યાં રમતા હતા ત્યાં ખબર મળવાથી બન્ને ભાઈઓ ત્યાં આવ્યા. તેઓએ અત્યંત સ્નેહથી સંકોચાઇને પૂછ્યું કે-“પિતાજી ! આ પત્રિકા ક્યાંથી આવી? ૧-૨-૩-૪.

दोहा—कुशल प्राण प्रिय बन्धु दोउ, अहहिं कहहु क्यहि देश ॥
सुनि सनेह साने वचन, बाँची बहुरि नरेश ॥ ३३८ ॥

અમારા પ્રાણપ્રિય બન્ને ભાઇઓ કુશળ છે ? તેઓ કયા દેશમાં છે. ? તે

કહો." તેઓનાં સ્નેહથી ભરપૂર વચનો સાંભળીને દશરથ રાજાએ ફરીથી તે પત્રિકા વાંચી. ૩૩૮.

॥ श्री ॥

अनंत श्री महाराज अपराजिताधिराज सकल महाराजानि शिरताज जग हाजको जहाज गरीबनेवाज महि मण्डल महेन्द्र सुरेन्द्रके उपेन्द्र सम करनकाज, यश जागत जहान, केते भानसमान मताप वान दान मान सन्मान सुजान ज्ञान प्रेम निधान दशरथ भूप भूपने शीलकेतु भूपकी जोहार. आप अनूप कुशल स्वरुप हैं। यहां आपकी कृपाहीं कुशल हैं भुवन हितकारी मुनिसंग अंग अंग आभा उमंग अनंग आभा भंग करनहार आपके युगुल कुमार आये। हमने लोचन लाहु पाये रामचंद्रने महीपन मदमोरी महेशधनु तोरी मही कीर्ति छाइ, महीजा पाइ। सजि बरात आइए, ब्याहि लै जाइए। ली०

आपका जनकराज.

चौ०–मुनि पाती पुलके दोउ भ्राता, अधिक सनेह समात न गाता ॥
प्रीति पुनीत भरतकी देखी, सकल सभा सुख लहउ विशेषी ॥
तब नृप दूत निकट बैठारे, मधुर मनोहर वचन उचारे ॥
भैया कहहु कुशल दोउ बारे, तुमनीके निज नयन निहारे ॥
श्यामल गौर धरे धनु भाथा, वय किशोर कौशिक मुनि साथा ॥
पहिंचान्यउ तो कहहु स्वभाऊ, प्रेम विवश पुनि पुनि कह राऊ ॥
जादिनते मुनि गये लिवाई, तबते आजु सांच सुधि पाई ॥
कहहु विदेह कवन विधि जाने, सुनि प्रिय वचन दूत मुसुकाने ॥

પત્રિકા સાંભળીને બન્ને ભાઇઓ રોમાંચિત થઈ ગયા, સ્નેહ એટલો બધો વધી ગયો કે તેઓનાં ગાત્રોમાં સમાયો નહી. ભરતજીની પવિત્ર પ્રીતિ જોઇને સઘળી સભાને ઘણું સુખ પ્રાપ્ત થયું. પછી દશરથ રાજા દૂતને પાસે બેસાડીને મધુર અને મનોહર વચનોથી બોલ્યા કે–" ભાઇ ! કહો, મારા બન્ને પુત્ર કુશળ છે! તમે તમારાં નેત્રોથી સારી પેઠે જોયા છે? એક શ્યામ અને બીજા ગૌર વર્ણવાળા છે, તેઓએ ધનુષ બાણ ધારણ કરેલ છે, તેઓ કિશોર વયના છે અને તે વિશ્વામિત્ર મુનિની સાથે છે. તેઓને તમે ઓળખતા હો તો તેઓના સ્વભાવ કેવા છે તે કહો." પ્રેમને આધીન થયેલા દશરથ રાજા વારંવાર એ રીતે કહેવા લાગ્યા. "જે દિવસથી વિશ્વામિત્ર તેઓને તેડી ગયા છે, તે પછી આજ તેમની ખરી ખબર મળી, જનક રાજાએ તેઓને કેવી રીતે ઓળખ્યા તે કહો. એવાં પ્રિય વચનો સાંભળીને દૂત હસ્યો. ૧-૨-૩-૪.

दोहा–सुनहु महीपति मुकुटमणि, तुम समधन्य न कोउ ॥
राम लषणजिनके तनय, विश्व विभूषण दोउ ॥ ३३९ ॥

(દૂત બોલ્યો)–હે રાજાના શિરોમણિ ! સાંભળો. આપને જગતના ભુષણ રૂપ રામ લક્ષ્મણ બે પુત્રો છે તેથી તમારી બરોબર કોઇને પણ ધન્યવાદ નથી. ૩૩૯.

चौ०–पूँछन योग न तनय तुम्हारे, पुरुष सिंह तिहु पुर उजियारे ॥
जिनके यश प्रतापके आगे, शशी मलीन रवि शीतल लागे ॥
तिन कहँ कहिय नाथ किमि चीन्हे, देखिय रविहिकि दीपक लीन्हे ॥
सीय स्वयम्बर भूप अनेका, सिमिटे सुभट एकते एका ॥
शम्भु शरासन काहु न टारा, हरि सकल भूप बरियारा ॥
तीन लोक महँ जे भटमानी, सकी शक्ति शम्भु धनु भानी ॥
सकै उठाइ सुरासुर मेरू, सोउहिय हारि गयउ करि फेरू ॥
ज्यहि कौतुक शिव शैल उठावा, सोउ त्यहि सभा पराभव पावा ॥

તમારા પુત્રોને ઓળખવાને કોઇને પૂછવું પડે તેમ નથી. તેઓ પુરૂષોમાં સિંહ સમાન તથા ત્રિલોકમાં અજવાળું કરે એવા છે. જેઓના યશની આગળ ચંદ્ર પણ મલિન લાગે અને પ્રતાપ આગળ સૂર્ય પણ શીતળ લાગે છે. હે નાથ ! તમે કહો છો કે 'તેઓને શી રીતે ઓળખ્યા ?' શું સૂર્યને જોવા માટે દીવો લેવાની જરૂર પડે ? સીતાજીના સ્વયંવરમાં અનેક રાજાઓ એક એકથી અધિક બળવાન એકઠા થયા હતા, તેઓમાંના કોઇનાથી શંકરનું ધનુષ ખસેડી શકાયું પણ નહી, સઘળા બળવાન રાજાઓ હારી ગયા. ત્રણે લોકમાં જે ગર્વિષ્ટ યોદ્ધાઓ હતા તે સર્વની શકિત શંકરના ધનુષે તોડી પાડી. મેરૂ પર્વતને ઉપાડી નાંખે એવા દેવો તથા દૈત્યો આવ્યા હતા તેઓ પણ હૈયામાં હારી જઈ ફેરા ખાઇ પાછા ગયા. જેણે કૌતુકથી કૈલાશ પર્વતને ઉપાડયો હતો તે રાવણે પણ તે સભામાં હાર ખાધી. ૧–૨–૩–૪.

दोहा–तहाँ राम रघुवंश मणि, सुनिय महा महिपाल ॥
भंज्यउ चाप प्रयास विनु, जिमि गजपंकज नाल ॥ ३४० ॥

હે મહારાજાધિરાજ ! સાંભળો. ત્યાં રઘુવંશમણિ રામચંદ્રજીએ જેમ હાથી કમળના દાંડાને ભાંગી નાંખે તેમ વગર પ્રયાસે ધનુષ ભાંગી નાંખ્યું. ૩૪૦.

चौ०–मुनि सरोष भृगुनायक आये, बहुत भाँति तिन आँखि दिखाये ॥
देखि रामबल निजधनु दीन्हा, करि बहु विनय गमन वन कीन्हा ॥
राजतराम अतुलबल जैसे, तेज निधान लषण पुनि तैसे ॥

कम्पहिं भूप बिलोकत जाके, जिमि गज हरि किशोरके ताके ॥
देव देखि तव बालक दोऊ, अवनि आँखतर आवन कोऊ ॥
दूत वचन रचना प्रियलागी, प्रेम प्रताप वीररस पागी ॥
सभा समेत राउ अनुरागे, दूतहिं देन निछावर लागे ॥
कहि अनीति मूंदेउ काना, धर्म विचारि सबहिं सुखमाना ॥

એ ખબર સાંભળીને પરશુરામ ક્રોધ યુક્ત ત્યાં આવ્યા અને ઘણી ઘણી રીતે ડરાવ્યા. પછી રામચંદ્રજીનું બળ જોઇને તેમણે પોતાનું ધનુષ આપ્યું અને ઘણી વિનતિ કરીને વનમાં ચાલ્યા ગયા. હે રાજન્! જેવા રામચંદ્રજી અતુલ બળવાળા અને તેજના ભંડાર રૂપ છે તેવાજ લક્ષ્મણજી પણ છે. જેમ હાથીઓ સિંહના બચ્ચાને જોઇ કંપે છે, તેમ લક્ષ્મણજીને જોઇ રાજાઓ કંપતા હતા. હે દેવ! તમારા બન્ને બાળકોને જોતાં તેમની બરોબર પૃથ્વીપર કોઇ નજરે આવે તેમ નથી." પ્રેમ, પ્રતાપ તથા વીરરસ ભરેલી દૂતના વચનોની રચના સર્વને પ્રિય લાગી. સભા સહિત દશરથ રાજા પ્રેમથી દૂતને નોંછાવર દેવા લાગ્યા. તેણે તે અયોગ્ય છે (કારણ કન્યા તરફના દૂતથી વર તરફની નોંછાવર લેવાય નહી) એમ કહીને કાને હાથ દીધા. તેઓના ધર્મનો વિચાર કરી સર્વ આનંદ પામ્યા. ૧-૪

दोहा—तब उठि भूप वशिष्ठ कहँ, दीन्ह पत्रिका जाइ ॥
कथा सुनाई गुरुहिं सब, सादर दूत बुलाई ॥ ३४१ ॥

પછી દશરથ રાજાએ ઉઠી વસિષ્ઠ પાસે જઇને તેમને પત્રિકા આપી, અને આદર પૂર્વક દૂતને બોલાવીને સર્વ વાત કહી સંભળાવી. ૩૪૧.

चौ०—सुनि बोले मुनि अतिसुख पाई, पुण्य पुरुष कहँ महि सुख छाई ॥
जिमि सरिता सागर महँ जाहीं, यद्यपि ताहि कामना नाहीं ॥
तिमि सुख सम्पति बिनहि बुलाये, धर्मशील पहँ जाहिं सुभाये ॥
तुम गुरु विप्र धेनु सुर सेवी, तस पुनीत कौशल्या देवी ॥
सुकृती तुम समान जग माहीं, भयउ न है कोउ होन्यउ नाहीं ॥
तुमते अधिक पुण्य बड़काके, राजन राम सरिस सुत जाके ॥
बीर विनीत धर्मव्रत धारी, गुणसागर बलक वरचारी ॥
तुम कहँ सर्व्वकाल कल्याना, सजहु बरात बजाय निशाना ॥

એ સાંભળીને વસિષ્ઠ મુનિ અત્યંત સુખ પામીને બોલ્યા કે—" પુણ્યાત્મા-પુરૂષોને પૃથ્વી સુખથી ભરેલીજ છે. જેમ સમુદ્રને કાંઇ અપેક્ષા નહી છતાં પણ નદીઓ તેને જઇ મળે છે. તેમજ ધર્મશીળ પુરૂષો પાસે સુખ સંપત્તિ વગર બોલાવ્યે સહજ જાય છે. તમે ગુરૂ, બ્રાહ્મણ, ગાય અને દેવતાઓની સેવા કર-

નારા છો, તેવાંજ પવિત્ર કૌશલ્યા દેવી પણ છે, જગતમાં તમારા જેવો કોઇ સુકૃતવાન્ પુરૂષ થયો નથી તેમ થનાર પણ નથી. હે રાજન્! તમારે રામચં-દ્રજી સરખા પુત્ર છે તેથી તમારા કરતાં વધારે પુણ્ય કોનું હોય? તમારા ચારે પુત્ર વીર, નમ્રતાવાળા, ધર્મ તથા વ્રતને ધારણ કરનારા અને ગુણોના સમુદ્ર રૂપ છે તેથી તમારૂં સર્વ કાળ કલ્યાણજ છે. માટે નગારાંપર ડંકો દેવરાવીને જાન તૈયાર કરાવો." ૧-૨-૩-૪.

दोहा—चलेउवेगिं सुनि गुरुवचन, भलेहि नाथ शिरनाय ॥
भुपति गवने भवन तब, दुतन वास दिवाय ३४२

ગુરૂનાં એવાં વચનો સાંભળીને 'હે નાથ! બહુ સારૂં' એમ કહી માથું નમાવીને દશરથ રાજા પોતાના મેહેલમાં ગયા અને દૂતને ઉતારો અપાવ્યો. ૩૪૨.

चौ०—राजा सब रनिवास बुलाई, जनकपत्रिका बाँचि सुनाई ॥
सुनि सन्देश सकल हरषानी, अपर कथा सब भूप बखानी ॥
प्रेमप्रफुल्लित राजहिं रानी, मनहुँ शिखिन सुनि वारिदवानी ॥
मुदित अशीश देहिं गुरुनारी, अति आनंद मगन महतारी ॥
लेहिं परस्पर अति प्रिय पाती, हृदय लगाइ जुडावहिं छाती ॥
राम लषणकी कीरति करणी, वारहिं वार भुप वर वरणी ॥
मुनि प्रसाद कहि द्वार सिधाये, रानिन तब महिदेव बुलाये ॥
दिये दान आनन्द समेता, चले विप्र वर आशिष देता ॥

રાજાએ સર્વે રાણીઓને બોલાવીને જનક રાજાની પત્રિકા વાંચી સંભળાવી, એ ખબર જાણીને સર્વે રાણીઓ હર્ષ પામી, પછી દશરથ રાજાએ તેઓને બીજી સર્વે હકીકત પણ કહી સંભળાવી. જેમ મેઘની ગર્જના સાંભળીને મયુરીઓ પ્રફુલ્લિત થાય તેમ સઘળી રાણીઓ પ્રેમથી પ્રફુલ્લિત થઇ. ગુરૂપત્નિ આનંદ પામીને આશિષ દેવા લાગી, અને કૌશલ્યા માતા અત્યંત આનંદમાં મગ્ન થઇ ગયાં. રાણીઓ પરસ્પર અતિ પ્રિય પત્રિકા લઇ લઇને હૃદય સરસી લગાવીને છાતી ઠંડી કરવા લાગી. દશરથ રાજાએ વારંવાર રામ લક્ષ્મણની કીર્તિ અને કરણીનાં વખાણ કર્યાં. 'આ સઘળી વિશ્વામિત્ર મુનિની કૃપા છે' એમ કહી રાજા રાજદ્વારે ગયા. પછી રાણીઓએ બ્રાહ્મણોને બોલાવીને આનંદ પૂર્વક દાન આપ્યાં તેથી બ્રાહ્મણો આશિષ દઇને ત્યાંથી ગયા. ૧-૨-૩-૪.

सो०—याचक लियेहँकारि, दीन्हनिछावारिकोटिविधि ॥
चिरजीवहु सुत चारि, चक्रवर्ति दशरत्थके ॥ ३७ ॥

પછી યાચક લોકોને બોલાવીને તેઓને કરોડો પ્રકારની નોંછાવરો દીધી,

તેઓ "ચક્રવર્તિ દશરથ રાજાના ચારે પુત્ર ચિરંજીવ રહો." ૩૭.

चौ०-कहत चले पहिरे पट नाना, हरषि हने गहगहे निसाना ॥
समाचार सब लोगन पाये, लागे घर घर होन बधाये ॥
भुवन चारिदस भरेउ उछाहू, जनकसुता रघुबीर बिवाहू ॥
सुनि शुभ कथा लोग अनुरागे, मग गृह गली सँवारन लागे ॥
यद्यपि अवध सदैव सुहावनि, रामपुरी मंगलमय पावनि ॥
तदपि प्रीतिकी रीति सुहाई, मंगल रचना रची बनाई ॥
ध्वज पताक पट चामर चारू, छाये परम बिचित्र बजारू ॥
कनककलशतोरण मणिजाला, हरद दूब दधि अक्षत माला ॥

એમ કહેતા તથા અનેક પ્રકારનાં વસ્ત્ર પહેરેલા ચાલ્યા ગયા. અને આનંદનાં ઘેરાં નગારાં ગડગડવા લાગ્યાં. સર્વે લોકોને સમાચાર મળતાં ઘેર ઘેર વધામણીઓ થવા લાગી, ચૌદે ભુવનમાં ઉત્સાહ પ્રવર્તી રહ્યો. સીતાજી અને રામચંદ્રજીના વિવાહની શુભ વાત સાંભળી હર્ષિત થયેલા લોકો માર્ગ, ગલીઓ તથા ઘરો સુધારવા લાગ્યા. જો કે રામપુરી-અયોધ્યા સદૈવ સુશોભિત, મંગળમય અને પવિત્ર છે, તો પણ પ્રીતિની શુભ રીતિ જણાવવાને મંગળ રચના રચીને સુંદર બનાવવામાં આવી. ધ્વજ પતાકાનાં વસ્ત્રથી તથા સુંદર ચામરોથી બજારો છાઈ ગયેલાં હોવાથી પરમ વિચિત્ર દેખાતાં હતાં, સોનાના કળશો, મણિયોની જાળીઓવાળાં તોરણો, હળદર, દુર્વા, દહીં, અક્ષત તથા પુષ્પમાળા. ૧-૪.

दोहा-मंगलमय निज निज भवन, लोगन रचे बनाय ॥
बीथी सींची चतुर सम, चौके चारु पुराय ॥ ३४३ ॥

મંગળમય પદાર્થો લોકોએ પોત પોતાને ઘેર બનાવી ગોઠવ્યા અને ચતુર લોકોએ ગલીઓમાં છંટકાવ કરી સુંદર ચોક પુરાવ્યા. ૩૪૩.

चौ०-जहँतहँ यूथयूथ मिलि भामिनि, सजिनवसप्तसकलद्युतिदामिनि ॥
विधु बदनी मृगशावकलोचनि, निजस्वरूपरतिमानविमोचनि ॥
गावहिं मंगल मंजुल बानी, सुनि कलरव कलकंठ लजानी ॥
भूपभवनकिमि जाइ बखाना, विश्व विमोहन रचेउ बिताना ॥
मंगल द्रव्य मनोहर नाना, राजत बाजत विपुल निशाना ॥
कतहुँ बिरद बन्दी उच्चरहीं, कतहुँ वेदध्वनि भूसुर करहीं ॥
गावहिं सुन्दरि मंगल गीता, लेले नाम राम अरु सीता ॥
बहुत उछाह भवन अति थोरा, मानहुँ उमँगिचला चहुँ ओरा ॥

વીજળીના જેવી કાંતિવાળી, ચંદ્રના જેવાં મુખવાળી, મૃગનાં બચ્ચાંના જેવાં

લેઓકાળી અને પોતાની ખુબ સૂરતીથી કામદેવની સ્ત્રી રતિનું પણ માન ઉતારી નાંખે એવી સ્ત્રીઓ સોળે શણગાર સજીને જ્યાં ત્યાં ટોળેટોળાં મળી તેઓ મનોહર વાણીથી એવાં તો મંગળ ગીત ગાવા લાગી કે તે સાંભળીને સુંદર સ્વરવાળી કોકિલા પણ લજવાઇ મરે. જગતને મોહ પમાડે એવો મંડપ રાજદ્વારમાં રચવામાં આવેલો હોવાથી દશરથ રાજાના મેહેલનું વખાણ શી રીતે કરી શકાય? નાના પ્રકારની માંગલિક વસ્તુઓ શોભતી હતી અને મોટી નોબતો વાગતી હતી. કેટલેક ઠેકાણે બંદીજનો બિરદાવળી ગાતા હતા અને કેટલેક ઠેકાણે બ્રાહ્મણો વેદધ્વનિ કરી રહ્યા હતા. સુંદર સ્ત્રીઓ રામનાં અને સીતાનાં નામો લઇ લઇને મંગળ ગીત ગાતી હતી. મોટા ઉત્સાહના પ્રમાણમાં રાજદ્વાર નાનું હોવાથી તે ઉત્સાહ જાણે ચારે તરફ ઉભરાઇ જતો હોય એવું જણાવા લાગ્યું. ૧-૨-૩-૪.

दोहा–शोभा दसरथ भवनकी, कोकवि वरणै पार ॥
जहाँसकलसुरशीशमणि, राम लीन्ह अवतार ॥ ३४४ ॥

દશરથ રાજાનું ભવન કે જ્યાં સર્વ દેવતાઓના શિરોમણિ રામચંદ્રજીએ અવતાર લીધો છે તેની શોભાને કયો કવિ વર્ણવીને પાર પડી શકે? ૩૪૪.

चौ०–भुप भरत पुनि लिये बुलाई, हय गय स्यन्दन साजहु जाई ॥
चलहु वेगि रघुवीर बराता, सुनत पुलक पूरे दोउ भ्राता ॥
भरत सकल साहनी बुलाये, आयसुदीन्ह मुदित उठिधाये ॥
रुचिरुचितुरँगसाज तिनसाजे, वर्ण वर्ण वरवाजि विराजे ॥
सुभग सकल सुठिचंचल करणी, अयजिमिजरततत्रतपगुधरणी ॥
नानाभाँति न जाहिँ बखाने, निदरि पवन जनु चहत उडाने ॥
तिन सब छयल भये असवारा, भरत सरिस सब राजकुमारा ॥
सब सुन्दर सब भूषण धारी, करशर चाप तूण कटिभारी ॥

પછી દશરથ રાજાએ ભરતજીને બોલાવીને કહ્યું કે–"તમે જઇને ઘોડા, હાથી તથા રથો સજાવો અને રામચંદ્રજીની જાનમાં જલદી ચાલો." એ સાંભળી બન્ને ભાઇઓ રોમાંચિત થઇ ગયા. ભરતજીએ સઘળા દારોગાઓને બોલાવીને આજ્ઞા આપતાં તેઓ આનંદ પામી ઉઠીને ચાલ્યા. જે જે રંગના ઘોડાને જે જે રંગનો સાજ શોભે, તે સાજ સજાવવાથી રંગે રંગના ઉત્તમ ઘોડાઓ શોભતા હતા. તે ઘોડાઓ એવી તો ચંચળ ગતિવાળા હતા કે જેમ બળતા લોઢાની પેઠે પૃથ્વી ધખ ધખતી હોય ને તે ઉપર જેવી રીતે પગ ધરે તેવી રીતે ચાલતા હતા, જાણે કે પવનનો પણ અનાદર કરીને ઉડવા ચહાતા

હોય. એ અનેક જાતના ઘોડાઓનાં વખાણજ કરી શકાય તેમ નથી. એ ઘોડાઓપર ભરતજી જેવા સર્વ છેલ રાજકુમારો સ્વાર થયા, તેઓએ સઘળાં સુંદર આભુષણો, હાથમાં ધનુષ બાણો અને કેડોમાં ભારે ભાથાઓ ધારણ કર્યાં હતા. ૧-૨-૩-૪.

दोहा—छरे छबीले छयल सब, शूर सुजान नवीन ॥
युग पदचर असवार प्रति, जे असिकला प्रवीन ॥

તેઓ છેલ છબીલા, શુરા, સુજાણ અને નવ યૌવન સઘળા છેલોમાંના પ્રત્યેકની પાસે તરવારબાજીમાં પ્રવીણતા ધરાવનારા બબ્બે પગપાળા ચાલવા લાગ્યા. ૩૪૫.

चौ०—बांधे बिरद वीर रण गाढे, निकसि भये पुरबाहरठाढे ॥
फेरहिं चतुर तुरँग गति नाना, हर्षहिं ध्वनिसुनिपणवनिशाना ॥
रथ सारथिन विचित्र बनाये, ध्वज पताक मणि भूषणछाये ॥
चमरचारु किंकिणिध्वनिकरहीं, भानु यान शोभा अपहरहीं ॥
श्यामकर्ण अगणित हय होते, ते सब रथन सारथिनजोते ॥
सुन्दर सकल अलंकृत सोहैं, जिनहिं बिलोकत मुनिमनमोहैं ॥
जोजलचलहिं थलहिंकी नाईं, टाप न बूड वेग अधिकाईं ॥
अस्त्र शस्त्र सब साजसजाई, रथी सारथिन लिये बुलाई ॥

રણબંકા વીરો બીરદો બાંધીને શહેર બહાર નીકળીને ઉભા. તેઓ ચતુર ઘોડાઓને અનેક ચાલથી ફેરવવા લાગ્યા અને નગારાં નિશાનના અવાજ સાંભળીને રાજી થવા લાગ્યા. સારથિઓએ રથોને ધ્વજા, પતાકા, ચામરો અને મણિમય ભુષણોથી છાઈ નાંખીને વિચિત્ર બનાવ્યા, તેમાં સુંદર ઘુઘરીઓના અવાજ થઇ રહ્યા હતા. તે રથો સૂર્યના રથની શોભાને પણ હરી લે એવા હતા. સુંદર સર્વ અલંકારોથી શોભતા અને જેને જોતાં મુનિવરોનાં મન પણ મોહ પામે એવા અગણિત શ્યામકરણ ઘોડા હતા, તે સર્વ સારથિઓએ રથોને જોડયા. એ ઘોડા જળમાં પણ સ્થળની પેઠે ચાલનારા અને જળમાં ટાપ ન ડુબવા દે એવી ઉતાવળી ચાલ વાળા હતા. સારથિઓએ અસ્ત્રો તથા શસ્ત્રોથી સજી તૈયાર કરીને રથમાં બેસનારા રથી લોકોને બોલાવ્યા. ૧-૨-૩-૪.

दोहा—चढि चढि रथ बाहर नगर, लागी जुरन बरात ॥
होत शकुन सुन्दर सुखद, जो ज्यहिकारज जात ॥ ३४६ ॥

રથમાં ચઢી ચઢીને નગર બહાર જાન એકઠી થવા લાગી. જે જે જનો જે જે કામ માટે જતા હતા તે સર્વને સુંદર શુકનો થવા લાગ્યા. ૩૪૬.

कलितकरिवरन परी अँबारी, कहि न जात ज्यहिभाँतिसँवारी ॥
चले मत्तगज घण्ट विराजे, मनहु सुभग सावन घन गाजे ॥
वाहनअपर अनेक विधाना, शिबिका सुभग सुखासन याना ॥
तिन्हचढ़ि चले विप्र वर वृन्दा, जनु धरे सकल श्रुतिछन्दा ॥
मागध सूत बंदिगुणगायक, चले यान चढ़ि जो ज्यहि लायक ॥
वेसर ऊंट वृषभ बहु जाती, चले वस्तु भरि अगणित भाँती ॥
कोटिन काँवरि चले कहारा, विविध वस्तु को वरणै पारा ॥
चले सकल सेवक समुदाई, निज निज साज समाज बनाई ॥

નવીન હાથીઓ પર સુંદર અંબાડી નાંખવામાં આવી તે જે રીતે શણુગારી હતી તેનું વર્ણન કરી શકાય તેમ નથી. મતબાલા હાથીઓને ચાલતાં તેમના ઘંટ એવા વાગતા હતા કે જાણે સુંદર શ્રાવણનો મેઘ ગાજતો હોય. બીજાં પણ અનેક પ્રકારનાં વાહનો અને સુંદર પાલખીઓ તથા સુખપાલો વગેરે યાન પણ હતાં, તેમાં ચઢી ચઢીને જાણે વેદના છંદો દેહ ધરી ધરીને આવ્યા હોય તેવા બ્રાહ્મણોનો સમૂહ ચાલ્યો. વહીવંચા, પૌરાણિકો, બંદીજનો તથા ભાટ લોકો પોત પોતાને ઘટિત વાહનોપર ચઢીને ચાલ્યા. અગણિત જાતની વસ્તુઓ ભરેલાં ખચ્ચરો, ઊંટો, તથા બળદો પણ ચાલ્યા. જેનું વર્ણન કરતાં પાર ન આવે એવી જાત જાતની વસ્તુઓ ભરેલી કરોડો કાવડો લઈને ભોઈ લોકો ચાલ્યા. સઘળા સેવક લોકોનો સમૂહાય પણ પોત પોતાનો સાજ સમાજ તૈયાર કરીને ચાલ્યો. ૧-૪.

दोहा—सबके उर निर्भय हरष, पूरित पुलक शरीर ॥
कबहिं देखिहैं नयन भरि, रामलषण दोउ वीर ॥ ३४७ ॥

સર્વનાં હૃદયોમાં ભરપુર હર્ષ હતો અને શરીરો રોમાંચ થઈ રહ્યાં હતાં. મનમાં ઈચ્છા રાખતા હતા કે રામ લક્ષ્મણ બન્ને ભાઈઓને નેત્રો ભરીને ક્યારે જોઈએ. ૩૪૭.

चौ०—गर्जहिं गजघण्टा ध्वनिघोरा, रथ रव बाजि हींस चहुँ ओरा ॥
निदरि घनहिं घूमरहिं निशाना, निज पराव कछु सुनिय न काना ॥
महाभीर भूपतिके द्वारे, रज हुइजात पषाणपँवारे ॥
चढीं अटारिन देखहिं नारी, लिये आरती मंगलथारी ॥
गावहिं गीत मनोहर नाना, अति आनन्द नहिं जात बखाना ॥
तब सुमन्त दुइ स्यन्दन साजी, जोते रवि हय निन्दक बाजी ॥
दोउरथ रुचिर भूपपहँ आने, नहिं शारद प्रति जाहिं बखाने ॥
राजसमाज एकरथ साजा, दूसर तेज पुंज अति भ्राजा ॥

હાથીઓ ગર્જના કરતા હતા, ઘંટાઓના ઘોર અવાજ અને રથોના ગડગડાટ થઈ રહ્યા હતા. ચારે તરફ ઘોડાઓ હણહણાટ કરી રહ્યા હતા. મેઘનો પણ તિરસ્કાર કરે એવાં નિશાન ગડગડતાં હતાં તેથી પોતાનું કે પારકું કાંઈ કાને સંભળાતું નહી હતું. રાજદ્વારમાં એટલી બધી ભીડ થઈ રહી કે લોકોના પગના ઘસારાથી પથરા ઘસાઈને રજ રૂપ થઈ જતા હતા. સ્ત્રીઓ હાથમાં મંગળમય થાળ તથા આરતીઓ લઈને અટારીઓપર ચઢી ચઢીને જોતી હતી. તેઓ અનેક પ્રકારનાં મનોહર ગીત ગાતી હતી, તેઓના આનંદનું વર્ણન કરી શકાય તેમ નથી. તે સમયે સુમંત્ર બે રથ સજ્જ કરીને તેને સુર્યના રથના ઘોડાઓનો પણ તિરસ્કાર કરે એવા ઘોડાએ જોડયા. તે બન્ને સુંદર રથ દશરથ રાજા પાસે આણ્યા, જેનું વર્ણન સરસ્વતીથી પણ કરી શકાય તેમ નથી. એક રથ રાજાને યોગ્ય વસ્તુઓથી સજ્યો અને બીજો અતિ તેજોમય રીતે સજ્યો. ૧-૪.

दोहा—त्यहि रथ रुचिर वशिष्ठ कहँ, हरषि चढाइ नरेश ॥
आपु चढेउस्यंदनसुमिरि, हर गुरु गौरि गणेश ॥ ३४८ ॥

એ બીજા સુંદર રથમાં દશરથ રાજાએ હર્ષથી વસિષ્ઠ મુનિને બેસાડયા અને પોતે પણ સદાશિવ, ગુરૂ, પાર્વતી તથા ગણપતિનું સ્મરણ કરીને પહેલા રથમાં બેઠા. ૩૪૮.

चौ०—सहित वशिष्ठ सोह नृपकैसे, सुरगुरु संग पुरन्दर जैसे ॥
करि कुलरीति वेद विधि राऊ, देखि सबहि सब भाँति बनाऊ ॥
सुमिरि राम गुरु आयसु पाइ, चले महीपति शंख बजाई ॥
हर्षे विबुध विलोकि बराता, बर्षहिं सुमन सुमंगलदाता ॥
भयउ कोलाहल हय गजगाजे, व्योम बरात बाजने बाजे ॥
सुर नर नारि सुमंगल गाई, सरस राग बाजहिं सहनाई ॥
घण्ट घंट ध्वनि बरणि न जाई, सरौं कराहिं पायक फहराई ॥
करहिंविदूषक कौतुक नाना, हास कुशल कलगान सुजाना ॥

દશરથ રાજા જેમ બૃહસ્પતિની સાથે ઈંદ્ર શોભે તેમ વસિષ્ઠની સાથે શોભતા હતા. પોતાની રઘુકુળની રીતિ પ્રમાણે તથા વેદ વિધિ પ્રમાણે ક્રિયા કરીને તથા સર્વ રચના બરાબર જોઈ લઈને, રામનું સ્મરણ કરીને તથા ગુરૂની આજ્ઞા પામીને રાજા શંખનાદ કરીને ચાલ્યા. જાન જોઈને દેવતાઓ આનંદ પામ્યા અને મંગળકારક પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. હાથી અને ઘોડાઓની ગર્જનાથી કોળાહળ થઈ રહ્યો, આકાશમાં અને જાનમાં વાજાં વાગવા લાગ્યાં, અપ્સરાઓ તથા બીજી સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી અને ઉત્તમ રાગોથી શરણાઈઓ વાગવા લાગી, ઘંટ તથા ઘંટડીઓના અવાજ વર્ણવ્યા જાય તેમ

તેમ નથી, સેવકોના હાથમાં ઝુંડાઓ ફરકી રહ્યા હતા, વિદૂષક લોકો કે જેઓ હાસ્યરસમાં તથા સુંદર ગાયનમાં કુશળ હતા તેઓ અનેક પ્રકારનાં કૌતુક કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा–तुरँग नचावहिं कुँवर वर, अंकनि मृदँग निशान ॥
नागरँ नट चितवहिं कित, डिगहि न ताल वितान ॥ ३४९ ॥

શ્રેષ્ઠ કુંવરો મૃદંગ તથા નિશાનોના તાલ પ્રમાણે ઘોડાઓને નચાવતા હતા. તે ઘોડાઓ જરા પણ તાલ નહી ચુકતા જોઇ ચતુર લોકો અને નટ લોકો ચકિત થઇને જોઈ રહેતા હતા. ૩૪૯.

चौ०–बनै न वर्णत बनी बराता, होहिं शकुन सुन्दर शुभदाता ॥
चारा चाख वाम दिशिलेहिं, मनहु सकल मंगल कहि देहिं ॥
दाहिन काग सुखेत सुहावा, नकुल दरश सब काहुपावा ।
सानुकूल बहै त्रिविध बयारी, सघट सबाल आव बरनारी ॥
लोवा फिरिफिरिदरशदिखावा, सुरभीसन्मुख शिशुहिपिआवा ॥
क्षेमकरी कह क्षेम विशेषी, श्यामा वाम सुतरू पर देखी ॥
सन्मुख आयउ दधि अरु मीना, कर पुस्तक दुइ विप्र प्रवीना ॥
मृगमाला दाहिन दिशि आई, मंगल मय जनु दीन दिखाई ॥

જાનની રચનાનું વર્ણન કરી શકાય તેમ નથી. સુંદર તથા શુભકારક શુકનો થવા લાગ્યા. જાણે સઘળાં સુમંગળ કહી દેતાં હોય એવા નીલકંઠ (ચાસ) પક્ષીઓ ડાબી બાજુએ ચારો લેવા લાગ્યાં. જમણી બાજુએ ખેતરોમાં કાકપક્ષી શોભતાં હતાં; સર્વને નોળીઆનાં દર્શન થયાં, જળ ભરેલા ઘડા લઇ બાળકો સહિત ઉત્તમ સ્ત્રીઓ સન્મુખ મળી, અને શીતળ મંદ તથા સુગંધમય અનુકુળ પવન વાવા લાગ્યો. વારંવાર લોંકડી દર્શન દેવા લાગી અને સન્મુખ વાછરડાં ધવરાવતી ગાય મળી, ક્ષેમકરી નામનાં પક્ષી વિશેષ કુશળતા સુચવવા લાગ્યાં અને શ્યામા (દેવ) ચકલી ડાબી બાજુએ વૃક્ષપર બેઠેલી જોવામાં આવી. સન્મુખ દહીં અને માછલાં મળ્યાં તથા હાથમાં પુસ્તકોવાળા બે પ્રવીણ બ્રાહ્મણો મળ્યા અને જાણે સઘળું મંગળમય જણાવી દેતી હોય એવી મૃગોની હારો જમણી તરફ આવતી જણાઈ. ૧-૨-૩-૪.

दोहा–मंगलमय कल्याण मय, अभिमत फल दातार ॥
जनु सब साँचे होन हित, भये शकुन इकवार ॥ ३५० ॥

મંગળમય, કલ્યાણમય અને ઇચ્છિત ફળ દેનાર સઘળા શકુનો પોતપોતાની સત્યતા દેખાડવા માટે એકીવારે થવા લાગ્યા. ૩૫૦.

चौ०–मंगल शकुन सुगम सबताके, सगुण ब्रह्म सुन्दर सुत जाके ॥
राम सरिस वर दुलहिनिसीता, समधी दशरथ जनकपुनीता ।
सुनि अस ब्याह शकुन सब नाचे, अबकीन्हे विरंचि हम साँचे ॥
इहिविधि कीन्ह बरात पयाना, हय गज गाजहिं हनहिंनशाना ॥
आवतजानि भानुकुल केतू, सरितन जनक बँधायउ सेतू ॥
बीच बीच वर वास सुहाये, सुरपुर सरिस सम्पदा छाये ॥
अशन शयन वरवसन सुहाये, पावहिं सब निजनिजमन भाये ॥
नितनूतनलखि सुख कनुकूला, सकल बरातिन मन्दिर भूला ॥

જેને સુંદર સગુણ બ્રહ્મ રામચંદ્રજી પુત્ર છે તેને સઘળા મંગળ કારી શુકનો સુગમજ છે. જેમાં રામ સરખા વર, સીતા સરખાં કન્યા અને દશરથ તથા જનક જેવા પવિત્ર વેહેવાઇઓ હતા. એવા વિવાહનો અવસર જાણી સઘળા શુકનો નાચીને કહેવા લાગ્યા કે હવે વિધાતાએ અમને સાચા કર્યા. આ પ્રમાણે જાન ચાલવા લાગી, હાથી ગાજવા લાગ્યા, તથા ઘોડાઓ હણહણવા લાગ્યા અને નિશાનો ડગડગવા લાગ્યાં. સૂર્યવંશના ધ્વજ રૂપ દશરથ રાજાને આવતા જાણીને જનક રાજાએ નદીઓના પૂલ બંધાવી દીધા હતા. વચ્ચે વચ્ચે સુંદર ઉતારા-કે જેમાં સ્વર્ગ કરતાં પણ અધિક સરસ સંપત્તિ ભરપુર હતી એવા બનાવ્યા હતા. તેમાં સર્વે જાનૈયાઓ મન ગમતાં ભોજન, શયન તથા સુંદર ઉત્તમ વસ્ત્ર પામતા હતા. એવું નિત્ય નવીન મન ગમતું સુખ મળતું જોઇ સર્વ પોતાનાં ઘર ભુલી ગયાં. ૧–૨–૩–૪.

दोहा–आवत जानि बरात वर, सुनि गहगहे निशान ॥
सजि गजरथ पदचर तुरग, लेन चले अगवान ॥ ३५१ ॥

ઉત્તમ જાન આવતી જાણીને તથા નિશાનોના ગડગડાટ સાંભળીને જનકપુરીમાંથી ઘોડા, હાથી, રથ તથા પાયદળ તૈયાર કરી જાનને લેવાને વાસ્તે સામૈયું ચાલ્યું. ૩૫૧.

चौ०–कनककलश कल कोपर थारा, भाजनललित अनेक प्रकारा ॥
भरेसुधासम सब पकवाना, भाँतिभाँति नहिं बखाना ॥
फल अनेक वर वस्तु सुहाई, हरषि भेंट हित भूप पठाई ॥
भूषण वसन महामणि नाना, खग मृगहय गज बहु विधियाना ॥
मंगल सकुन सुगन्ध सुहाये, बहुत भाँति महिपाल पठाये ॥
दधि चिउरा उपहार अपारा, भरि भरि काँवरि चले कहारा ॥

अगवानन जब दीख बराता, उर आनन्द पुलक भर गाता ॥
देखि बनाव सहित अगवाना, मुदित बरातिन हने निशाना ॥

સોનાના કળશ, રૂપાના સુંદર થાળ અને સઘળી જાતનાં ભાત ભાતનાં અમૃત જેવાં પકવાનો અને જેનાં વખાણ કરી શકાય નહી એવી સામગ્રીથી ભરેલાં બીજાં અનેક પ્રકારનાં સુંદર વાસણો, અનેક પ્રકારનાં ફળ તથા ઉત્તમ વસ્તુઓ જનક રાજાએ આનંદ પામીને દશરથ રાજાને ભેટ આપવા માટે મોકલાવી. આભુષણો, વસ્ત્રો, નાના પ્રકારના મહામણિઓ, પક્ષીઓ, મૃગો, ઘોડા, હાથી, ઘણી જાતનાં વાહનો, સુંદર સુગંધવાન પદાર્થો અને માંગલિક શુકનની બહુ જાતની વસ્તુઓ દશરથ રાજાને મોકલાવી. દહીં અને પહુંઆ વગેરે અપાર ભેટની વસ્તુઓની કાવડો ભરી ભરીને ભોઇ લોકો ચાલ્યા. સામૈયાવાળાઓએ જ્યારે જાન જોઈ ત્યારે તેઓનાં હૃદય આનંદથી તથા ગાત્રો રોમાંચથી ભરપુર થઇ ગયાં. જાનૈયાઓએ ઠાઠમાઠવાળા સામૈયાને જોઈ આનંદ પામીને નિશાન ગડગડાવ્યાં. ૧-૨-૩-૪.

दोहा—हरषि परस्पर मिलन हित, कछुक चले बगमेल ।
जनु आनन्द समुद्र दुइ, मिलत विहाई सुवेल ॥ ३५२ ॥

પરસ્પર મળવાને વાસ્તે બન્ને પક્ષવાળા કાંઇક હદ મુકીને ચાલ્યા. જાણે આનંદના બે સમુદ્ર અરસ્પરસ મળવાને વાસ્તે હદ છોડીને ચાલ્યા હોય એવી રીતે દેખાવા લાગ્યા. ૩૫૨.

चौ०—बरषि सुमन सुर सुन्दरि गावहिं, मुदित देव दुन्दुभी बजावहिं ॥
वस्तु सकल राखी नृप आगे, विनय कीन्ह तिन्ह अति अनुरागे ॥
प्रेम समेत राउ सब लीन्हा, भइ बखशीश याचकन दीन्हा ॥
करि पूजा मान्यता बड़ाई, जनवासे कहँ चले लिवाई ॥
बसन विचित्र पाँवडे परहीं, देखि धनद धनमद परिहरहीं, ॥
अति सुन्दर दीन्हेउ जनवासा, जहँ सब कहँ सब भाँति सुपासा ॥
जानी सिय बरात पुर आई, कछुनिज महिमा प्रगटि जनाई ॥
हृदय सुमिरि सब सिद्धि बुलाईं, भूप पहुनई करन पठाईं ॥

દેવતાઓની સ્ત્રીઓ પુષ્પવૃષ્ટિ કરીને ગાવા લાગી અને દેવતાઓ આનંદ પામીને દુંદુભિ વગાડવા લાગ્યા. સામૈયાવાળાઓએ ઘણા પ્રેમ પુર્વક વિનય કરીને સઘળી વસ્તુઓ દશરથ રાજાને ભેટ કરી, તે સર્વ વસ્તુ દશરથ રાજાએ પ્રેમપુર્વક લીધી અને પછી તે જાનૈયાઓને બક્ષિસ આપવામાં આવી તથા યાચક લોકોને

પણ આપી. પછી જાનને પુજા, માન્યતા તથા મોટાઈ આપીને જાનીવાસે લઈ ચાલ્યા. ચાલવાના રસ્તામાં વિચિત્ર વસ્ત્ર બીછાવ્યાં હતાં, જેને જોઇને કુબેર પણ પોતાના ધનનો મદ છોડી દે. જાનીવાસો એવો અત્યંત સુંદર આપ્યો કે જેમાં સર્વને સર્વ પ્રકારનો આનંદ તથા વિશ્રામ મળે. સીતાજીએ જાનને નગરમાં આવી જાણીને કાંઈક પોતાનો મહિમા પ્રકટ જણાવવા માટે હૃદયમાં સર્વ સિદ્ધિઓનું સ્મરણ કરને બોલાવી અને તેઓને દશરથ રાજાની પરોણાગત કરવા મોકલી દીધી. ૧-૨-૩-૪.

दोहा—ऋद्धि सिद्धि सिय आयसु सुनत, गई जहां जनवास ॥
लिये सम्पदा सकल सुख, सुरपुर भोग विलास ॥ ३५३ ॥

ઋદ્ધિઓ અને સિદ્ધિઓ સીતાજીની આજ્ઞા સાથે ચઢાવી પોતાની સાથે સ્વર્ગ લોકના ભોગવિલાસ તથા સઘળી સુખસંપત્તિઓ લઈને જાનીવાસે ગઈ. ૩૫૩.

चौ०—निज निज वास विलोकि बराती, सुरसुखसकलसुलभसबभाँति ॥
बिभवभेद कछु काहु न जाना, सकल जनक कर करहिं बखाना ॥
सिय महिमा रघुनायक जानी, हर्षे हृदय हेतु पहिचानी ॥
पितु आगमन सुनत दोउ भाई, हृदय न अति आनंद समाई ॥
सकुचन कहि न सकत गुरुपाहिं, पितु दर्शन लालच मनमाहीं ॥
विश्वामित्र विनय बहु देखी, उपजा उर सन्तोष विशेषी ॥
हरषि बन्धु दोउ हृदयलगाये, पुलकि अंग लोचन जलछाये ॥
चले जहां दशरथ जानवासे, मनहु सरोवर तकयउ पियासे ॥

જાનૈયાઓને પોત પોતાના ઉતારામાં સ્વર્ગ લોકોનું સુખ સર્વ પ્રકારે સહજ દેખાતું હતું પણ એ વૈભવનો ભેદ કોઈએ કાંઈ નહી જાણતાં સર્વ લોક જનક રાજાનાં વખાણ કરવા લાગ્યા. રામચંદ્રજી સીતાજીનો મહિમા જાણીને તથા હૃદયમાં તેનું કારણ જાણીને હર્ષ પામ્યા. પિતાજીનું પધારવું જાણીને બન્ને ભાઈઓનાં હૃદયમાં અત્યંત આનંદ સમાતો નહી હતો. તેઓના મનમાં પિતાજીનાં દર્શનની લાલચ હતી, પણ સંકોચને લીધે ગુરૂને કહી શકતા નહી. તેઓનો ઘણો વિનય જોઇને વિશ્વામિત્રના હૃદયમાં વિશેષ સંતોષ ઉપજ્યો. હર્ષ પામીને બન્ને ભાઈઓને છાતી સાથે લગાવતાં મુનિનાં નેત્ર જળથી છાઈ ગયાં, અને શરીર રોમાંચિત થયું. જેમ તરસ્યા માણસ સરોવરને તાકે તેમ જ્યાં જાનીવાસામાં દશરથ રાજા હતા ત્યાં તેઓ ગયા. ૧-૨-૩-૪.

दोहा—भूप विलोके सबहिं मुनि, आवत सुतन समेत ॥
उठे हरषि सुख सिन्धु महँ, चले थाहसीलेत ॥ ३५४ ॥

મુનિ વિશ્વામિત્રને પુત્રો સહિત આવતા દેખીને દશરથ રાજા હર્ષથી ઉઠીને સુખ રૂપી સમુદ્રમાં થાહસી લેતા ચાલ્યા ૩૫૪.

चौ०–मुनिहिं दण्डवत कीन्ह महीशा, बार बार पद रज धरि शीशा ॥
कौशिक राउ लिये उरलाई, दै अशीश पूँछी कुशलाई ॥
पुनि दण्डवत करत दोउभाई, देखि नृपति उर सुख न समाई ॥
सुत हिय लाय दुसह दुखमेंटे, मृतक शरीर प्राण जनु भेंटे ॥
पुनि वशिष्ठ पद शिरतिन नाये, प्रेम मुदित मुनिवर उरलाये ॥
विप्र वृन्द वंदे दोउ भाइ, मनभावति अशीश तिन्ह पाइ ॥
भरत सहानुज कीन्ह प्रणामा, लिये उठाइ लाइ उर रामा ॥
हरषे लषण देखि दोउ भ्राता, मिले प्रेम परिपूरण गाता ॥

દશરથ રાજાએ વિશ્વામિત્રને દંડવત્ પ્રણામ કરીને વારંવાર તેમના પગની રજ માથે ધરી. વિશ્વામિત્રે રાજાને છાતીએ લગાવી આશિષ દીધી અને કુશળતા પુછી. પછી રામ લક્ષ્મણ બન્ને ભાઇને દંડવત્ કરતા જોઈને દશરથ રાજાના હૃદયમાં સુખ સમાયું નહીં. જેમ મૃતક શરીરને પ્રાણ આવીને ભેટે તેવી રીતે દશરથ રાજાએ બન્ને પુત્રોને છાતીએ લગાવી દુઃસહ દુઃખ તજ્યું. પછી તેઓએ વસિષ્ઠ મુનિનાં ચરણોમાં માથાં નમાવ્યાં, તેથી પ્રેમથી હર્ષ પામેલા મુનિએ તેઓને છાતીએ લગાવ્યા. પછી બન્ને ભાઈઓએ બ્રાહ્મણોના સમુહને વંદના કરીને મન પસંદ આશિર્વચન લીધાં. ભરત તથા શત્રુઘ્ને રામચંદ્રજીને પ્રણામ કર્યા, રામે તેમને ઉઠાડીને છાતીએ લગાવ્યા, ભરત ને શત્રુઘ્ન એ બન્ને ભાઇને જોઈને લક્ષ્મણજી હર્ષ પામ્યા અને પ્રેમથી પરિપુર્ણ થયેલાં ગાત્રો વડે તેમને મળ્યા. ૧-૨-૩-૪.

दोहा–पुरजन परिजन जाति जन, याचक मंत्री मीत ॥
मिले यथा विधि सबहिं प्रभु, परम कृपालु विनीत ॥ ३५५ ॥

પરમ વિનયવાળા કૃપાળુ રામચંદ્રજી પછી નગરના લોકોને, કુટુમ્બીઓને, જાતિજનોને, મિત્રોને, મંત્રીઓને અને યાચકોને યથાયોગ્ય રીતે મળ્યા. ૩૫૫.

चौ०–रामहिं देखि बरात जुड़ानी, प्रीतिकि रीति न जाय बखानी ॥
नृप समीप सोहहिं सुतचारी, जनु धन धर्मादिक तनुधारी ॥
सुतन सहित दशरथ कहँ देखी, मुदित नगर नरनारि विशेषी ॥
सुमनवरषि सुर हनहिं निशाना, नाक नटी नाचहिं करिमाना ॥
सतानन्द अरु विप्र सचिवगन, मागध सूत विदुष बन्दीजन ॥
सहित बरात राउ सनमाना, आयसु मागि फिरे अगवाना ॥

प्रथम बरात लगनते आइ, ताते पुर प्रमोद अधिकाई ॥
ब्रह्मानन्द लोग सब लहहीं, बढै दिवस निशि विधिमन कहहीं ॥

રામચંદ્રજીને જોઇને જાન પ્રસન્ન થઇ. પ્રીતિની રીતિનાં વખાણ કરી શકાતાં નથી. દશરથ રાજાની સમીપે ચાર પુત્રો દેહધારી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જેવા શોભતા હતા. દશરથ રાજાને પુત્રો સહિત દેખીને નગરનાં સ્ત્રી પુરૂષો વિશેષ આનંદ પામ્યાં, દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરી નિશાન ગડગડાવા લાગ્યા, અને નૃત્ય કરનારી અપ્સરાઓ નાચી ગાયન કરવા લાગી. શતાનંદ, બ્રાહ્મણો, મંત્રિઓ, વહીવંચાઓ, પૌરાણિકો, વિદ્વાનો અને બંદીજનો એઓ સર્વ સામૈયાવાળા જાન સહિત દશરથ રાજાનું સન્માન કરીને તેમની આજ્ઞા માગીને પાછા ફર્યા. લગ્નના દિવસથી અગાઉ જાન આવી તેથી જનકપુરમાં ઘણો આનંદ વર્તિ રહ્યો. સર્વ લોકો બ્રહ્માનંદના જેવું સુખ મળવાથી રાત્રિ અને દિવસ મોટા કરવા માટે વિધાતાની સ્તુતિ કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा–राम सीय शोभा अवधि, सुकृत अवधि दोउ राज ॥
जहँ तहँ पुरजन कहहिं अस, मिलि नरनारि समाज ॥ ३५६ ॥

મિથિલાપુરીનાં સ્ત્રી પુરૂષોના સમુહ જ્યાં ત્યાં એકઠા મળી કહેવા લાગ્યા કે–" રામ અને સીતા શોભાની સીમા છે અને દશરથ રાજા તથા જનક રાજા બન્નેનાં પુણ્યકર્મોની પણ સીમા છે. ૩૫૬.

चौ०–जनक सुकृत मूरति वैदेही, दशरथ सुकृतराम धरि देही ॥
इनसम काहू न शिव आराधे, काहु न इन समान फल साधे ॥
इनसम काउ न भयउ जगमाहीं, है नहिं कतहू अब होनेहु नाहीं ॥
हमसब सकल सुकृतकी राशी, भये जगजन्मजनकपुरवासी ॥
जिन जानकी रामछबि देखि, कोसुकृती हमसरिस विशेषी ॥
पुनि देखब रघुवीर विवाहू, लेब भलीविधि लोचन लाहू ॥
कहहिं परस्पर कोकिलवयनी, यह विवाह बड़लाहुसुनयनी ॥
बडे भाग्य विधि बात बनाई, नयन अतिथि होइहैं दोउभाई ॥

જનક રાજાના સુકૃતની મુર્તિ સીતાજી છે, અને દશરથ રાજાનાં સુકૃતની મુર્તિ રામચંદ્રજીએ દેહ ધર્યા છે. એમની બરોબર કોઇએ પણ સદાશિવ આરાધ્યા નહી હોય, અને એમની બરોબર કોઇને પણ કાર્યસિદ્ધિ થઇ નહી હોય. એઓની બરોબર જગતમાં કોઇ થયું નથી, તેમ હાલ કોઇ ક્યાંય છે નહી તેમ થવાનું પણ નથી. આપણે પણ જગતમાં જન્મીને જનકપુરનાં રહેનારાં થયાં છીએ તેથી આપણે પણ ઘણાં સુકૃતવાન છીએ. આપણે રામચંદ્રજીની અને

સીતાજીની છબિ જોઇ તેથી આપણા કરતાં વિશેષ પુણ્યશાળી કોણ છે? હવે પાછો રામચંદ્રજીનો વિવાહ જોઈને ભલી ભાતે લોચનોનો લ્હાવો લઈશું." કોયલ જેવી વાણીવાળી સ્ત્રીઓ પરસ્પર કહેવા લાગી કે-"હે સારાં નેત્રોવાળી! આ વિવાહથી આપણને મોટો લ્હાવો છે. વિધાતાએ આ યોગ મેળવ્યો છે તેથી આપણાં ધન્ય ભાગ્ય છે કે બન્ને ભાઈઓ આપણા નેત્રોના મેહેમાન થશે. ૧-૨-૩-૪.

दोहा—बारहिं बार सनेह वश, जनक बुलाउब सीय ॥
लेन आइहहिं बन्धु दोउ, कोटि काम कमनीय ॥ ३५७ ॥

કેમકે-જનક રાજા સ્નેહને લીધે સીતાજીને વારંવાર (અયોધ્યાથી) તેડાવશે અને પાછા તેમને તેડવાને વાસ્તે કરોડો કામદેવો જેવા સુંદર બન્ને ભાઈઓ અહીં આવશે. ૩૫૭.

चौ०—विविध भाँति होइहि पहुनाई, प्रिय न कोहिं असससासुरमाई ॥
तब तब राम लषणहिं निहारी, होइहहिं सब पुरलोग सुखारी ॥
सखि जस राम लषणकर जोटा, तैसेइ भूप संग दुइ ढोटा ॥
श्याम गौर सब अंग सुहाये, ते सब कहहिं देखि जे आये ॥
कहा एक मैं आजु निहारे, जनु विरंचि निज हाथ सँवारे ॥
भरत राम एकहिं अनुहारी, सहसा लखि न सकहिं नरनारी ॥
लषण शत्रुसूदन इक रूपा, नख शिख ते सब अंग अनूपा ॥
मनभावहिं मुख बरणि न जाहीं, उपमा कहँ त्रिभुवन कोउ नाहीं ॥

તેઓની અનેક રીતે પરોણાગત થશે. હે સખી! આવું સાસરૂં કોને પ્રિય ન લાગે. રામ લક્ષ્મણને નિહાળીને પુરજન સર્વ સુખીઆં થશે. હે સખી! જેવી રામ અને લક્ષ્મણની જોડી છે તેવીજ દશરથ રાજા પાસે બીજી એક જોડી છે. એ જોડીમાં પણ એક શ્યામ અને બીજા ગૌર અંગવાળા શોભે છે, એમ જે નજરે જોઇ આવ્યા તે કહે છે. એક જણ કહે છે કે હું આજ તેઓને જોઈ આવ્યો, તેઓને જાણે બ્રહ્માએ પોતાને હાથેજ બનાવ્યા હોય એવા શોભે છે. રામ અને ભરતની મુર્તિ એવી તો એક સરખી છે કે કોઇ સ્ત્રી પુરૂષ તેમને સહજ ઓળખી શકે નહી. લક્ષ્મણ અને શત્રુઘ્નનું સ્વરૂપ નખથી શિખા પર્યંત અનુપમ એક સરખુંજ છે. તેઓ ચારે મનમાં બહુ ગમે છે પણ વર્ણવી શકાતા નથી, કેમકે તેમને ઉપમા આપવા લાયક ત્રૈલોક્યમાં કોઈ છેજ નહી. ૧-૪.

छं०—उपमा न कोउ कहँ दास तुलसी कतहुँ कवि कोविद कहैं ॥
बलविनय विद्या शील शोभा सिन्धु इन समब अहैं ॥

पुर नारि सकल पसारि अंचल विधिहि विनय सुनावहीं ॥
ब्याहिये सुचारिउ भाइ इहिपुर हम सुमंगल गावहीं ॥ ३५ ॥

તુલસીદાસ કહે છે કે-તેઓને માટે કોઇ ઉપમાજ નથી, તો પછી કવિ કે વિદ્વાન શી રીતે તેમનું વર્ણન કરી શકે ? બળ, વિનય, વિદ્યા, શીળ તથા શોભાના સમુદ્ર રૂપ એ ચારે ભાઇની બરોબર તો તેઓજ છે." જનકપુરની સ્ત્રીઓ છેડા પાથરીને વિધાતાને વિનવવા લાગી કે-"આ ચારે ભાઇઓના આ નગરમાંજ વિવાહ થજો કે જેથી અમો સુંદર મંગળ ગીત ગાઇએ." ૩૫

सो०—कहहिं परस्पर नारि, वारि विलोचन पुलकतन ॥
सखि सब करब पुरारि, पुण्य पयोनिधि भूपदोउ ॥ ३८ ॥

નેત્રો હર્ષાશ્રુથી ભરીને તથા શરીરે રોમાંચિત થઇને સ્ત્રીઓ પરસ્પર કહેવા લાગી કે-"સખી ! બન્ને રાજાઓ પુણ્યોના સમુદ્ર છે, માટે સદાશિવ સઘળી મનકામના પૂરી કરશે. ૩૭.

चौ०—इहिविधि सकल मनोरथ करहीं, आनँद उमँगि उर भरहीं ॥
जे नृप सीय स्वयंवर आये, देखि बन्धु सब तिन सुखपाये ॥
कहत रामयश विशद विशाला, निज निज भवनगये महिपाला ॥
गयेवीति कछुदिन इहि भाँति, प्रमुदित पुरजन सकल बराती ॥
मंगल मूल लगन दिन आवा, हिमऋतु अगहनमास सुहावा ॥
ग्रह तिथि नखत योगवरवारू, लगन शोधि विधि कीन्ह विचारू ॥
पठेदीन नारद सन सोई, गनी जनकके गणकन जोई ॥
सुनी सकल लोगन यहबाता, कहिं ज्योतिषी अपर विधाता ॥

એ પ્રમાણે સર્વ ઇચ્છા કરતાં હતાં અને વારંવાર આનંદના ઉમંગથી હૃદય ભરાઇ આવતાં હતાં. જે રાજાઓ સીતાના સ્વયંવરમાં આવ્યા હતા તે સર્વ ચારે ભાઈઓને જોઇને સુખ પામ્યા. તે રાજાઓ રામની ઉજ્વળ કીર્તિનું વર્ણન કરતા પોતપોતાને ઘેર ગયા. આ પ્રમાણે સર્વ જાનૈયાઓના અને નગર વાસીઓના આનંદમાં ને આનંદમાં કેટલાક દિવસ વીતી ગયા. હેમંતઋતુના સુંદર માગશર માસમાં મંગળના મુળ રૂપ લગ્નનો દિવસ આવ્યો. બ્રહ્માએ ગ્રહ, તિથિ, નક્ષત્ર, યોગ અને ઉત્તમ વાર એનો વિચાર કરીને લગ્ન સમય મુકરર કર્યો. એ લગ્નપત્રિકા બ્રહ્માએ નારદજીની સાથે મોકલી દીધી. તે જનક રાજાના જોશીઓએ જે લગ્ન મુકરર કર્યું હતું તેજ આવ્યું. એ વાત જાણીને સર્વ લોકો "જોશી પણ બીજા વિધાતા છે" એમ કહેવા લાગ્યા. ૧-૪.

दोहा—धेनु धूलि बेला विमल, सकल सुमंगल मूल ॥
विप्रन कहेउ विदेहसन, जानि समय अनुकूल ॥ ३१८ ॥

બ્રાહ્મણોએ સર્વ શુભ મંગળના મુળ રૂપ ગોધુલિક નિર્મળ સમય લગ્નને અનુકુળ જાણીને જનક રાજાને બતાવ્યો. ૩૫૮.

ચૌ૦–उपरोहितहि कहेउ नरनाहा, अब बिलम्ब कर कारण काहा ॥
सतानंद तब सचिव बुलाये, मंगलकलश साजि सब लाये ॥
शंख निशान पणव बहु बाजे, मंगलकलश शकुन सब साजे ॥
सुभग सुआसिनि गावहिंगीता, करहिं वेदध्वनि विप्र पुनीता ॥
लेन चले सादर इहिभाँति, गये जहाँ जनवास बराती ॥
कोशलपति कर देखि समाजु, अति लघु लगे तिनहिं सुरराजू ॥
भयउ समय अब धारिय पाऊ, यह सुनिपरा निशानन घाऊ ॥
गुरुहिं पूँछि करि कुल विधिराजा, चले संग मुनि साज समाजा ॥

જનક રાજા પુરોહિતને કહેવા લાગ્યા કે–" હવે વિલંબ કરવાનું શું કારણ છે? " પછી શતાનંદ મુનિએ મંત્રીઓને બોલાવતાં તેઓ સર્વ મંગળ કળશ સાજીને લાવ્યા. શંખ, નિશાનો અને ઢોલ ઘણાં વાગતાં હતાં. અને સર્વ લોકો શુકનને કાજે મંગળ કળશ સાજવા લાગ્યા. સુવાસીની સ્ત્રીઓ સુંદર ગીત ગાવા લાગી અને પવિત્ર બ્રાહ્મણો વેદધ્રુનિ કરવા લાગ્યા. એ પ્રમાણે આદરપુર્વક જાન તેડી લાવવા માટે જાનીવાસે ગયા. દશરથ રાજાનો સમાજ જોઇને તેના આગળ સર્વને ઇંદ્રનો સમાજ પણ હલકો લાગવા લાગ્યો. ' સમય થયો છે માટે હવે પધારો ' એવાં વચનો સાંભળતાં નિશાન ડંકા વાગવા લાગ્યા. દશરથ રાજા વસિષ્ઠ ગુરૂને કુળ વિધિ પુછીને સાજ સમાજ સહિત મુનિની સાથે ચાલ્યા. ૧–૨–૩–૪.

दोहा–भाग्यविभव अवधेश कर, देखि देव ब्रह्मादि ॥
लगे सराहन सहसमुख, जानिजन्म निजवादि ॥ ३५९ ॥

બ્રહ્માદિ દેવતાઓ દશરથ રાજાનાં ભાગ્ય વૈભવ જોઇને પોતાનો જન્મ વૃથા જાણી હજાર મુખવાળા શેષ નાગનાં વખાણ કરવા લાગ્યા. (શેષજીને હજાર મુખ હોવાથી તે પોતાના કરતાં કાંઇક જાદે વર્ણન કરી શકે) ૩૫૯.

ચૌ૦–सुरन सुमंगल अवसर जाना, वर्षहिं सुमन बजाय निशाना ॥
शिव ब्रह्मादिक विबुध वरूथा, चढे विमानन नाना यूथा ॥
प्रेम पुलक तनु हृदय उछाहू, चले विलोकन राम विवाहू ॥
देख जनकपुर सुर अनुरागे, निजनिज लोक सबहिं लघुलागे ॥
चितवहिं चकित विचित्र विताना, रचना सकल अलौकिक नाना ॥
नगर नारि नर रूप निधाना, सुघर सुधर्म सुशील सुजाना ॥

तिनहिं देखि सब सुर सुरनारी, भये नखत जनु विधु उजियारी ॥
बिधिहिंभयउ आश्चर्य बिशेषी, निजकरणी कछु कतहुँ न देखी ॥

દેવતાઓ આ સુમંગળ અવસર જાણીને પુષ્પવૃષ્ટિઓ કરીને દુંદુભિ વગાડવા લાગ્યા. શિવ બ્રહ્માદિક દેવતાઓના અનેક સમુહ વિમાનોમાં ચઢયા. તેઓના પ્રેમથી શરીરો રોમાંચિત થઇ હૃદયમાં ઉત્સાહ વ્યાપી ગયો. અને રામચંદ્રજીનો વિવાહ જોવાને ચાલ્યા, જનકપુરને જોઇ પ્રસન્ન થતાં સર્વ દેવતાઓને પોતપોતાના લોક હલકા લાગ્યા. અલૌકિક રચનાવાળા વિચિત્ર મંડપને તેઓ ચકિત થઇને જોવા લાગ્યા. નગરનાં સ્ત્રી પુરૂષો રૂપના ભંડાર રૂપ, સુઘડ ધર્મિષ્ઠ, સુશીલ અને સુજાણ હતાં તેઓને જોઇને સર્વ દેવતાઓ તથા તેમની સ્ત્રીઓ ચંદ્રના અજવાળામાં નક્ષત્ર જેવાં થઇ ગયાં, બ્રહ્માને તો એ વિશેષ આશ્ચર્ય લાગ્યું કે તેમાં ક્યાંય પણ પોતાની કાંઇ કરણી માલમ પડી નહી. (કેમકે એ સર્વ શોભા સીતાજીની માયાથી થઇ રહી હતી.) ૧-૨-૩-૪.

दोहा–शिव समुझाये देव सब, जनि आश्चर्य भुलाहु ॥
हृदय विचारहु धीर धरि, सिय रघुवीर बिवाहु ॥ ३६० ॥

સદાશિવે સર્વ દેવતાઓને સમજાવ્યા કે-" તમે આશ્ચર્યથી ભુલો નહી, ધીરજ રાખી હૃદયમાં વિચાર કરો કે આ સીતાજીનો અને રામચંદ્રજીનો વિવાહ છે. (તેથી જેટલું આશ્ચર્ય લાગે તેટલું થોડું છે) ૩૬૦.

चौ०–जिनकर नाम लेत जगमांही, सकल अमंगल मूल नशाही ॥
करतल होहिं पदारथ चारी, ते सिय राम कहेउ कामारी ॥
इहि विधि शंभु सुरन समुझावा, पुनि आगे वर वसह चलावा ॥
देवन देखे दशरथ जाता, महामोद मन पुलकित गाता ॥
साधु समाज संग महिदेवा, जनु तनु धरे करहिं सुर सेवा ॥
सोहत साथ सुभग सुत चारी, जनु अपवर्ग सकल तनुधारी ॥
मरकत कनक वरण वर जोरी, देखि सुरन भइ प्रीति न थोरी ॥
पुनि रामहिं विलोकि हिय हरषे, नृपहिं सराहिं सुमन बहु बरषे ॥

જેનું નામ લેતાં જગતમાં સઘળાં અમંગળનું મુળ નાશ પામી જાય છે અને ચારે પદાર્થ (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) હથેલીમાં આવી જાય છે, તેજ આ સીતા રામ છે" એમ શંકરે કહ્યું. એ પ્રમાણે શંકરે દેવતાઓને સમજાવીને પછી પોતાનો નંદી આગળ ચલાવ્યો. દેવતાઓ દશરથને જતા જોઇને મનમાં ઘણો આનંદ પામી શરીરે રોમાંચિત થઇ ગયા. દશરથ રાજાની સાથે સત્પુરૂષો અને બ્રાહ્મણો હતા તે જાણે સર્વ સુખજ દેહ ધરીને સેવા કરતાં હોય એવા જણાતા હતા. સાથે ચાર સુંદર પુત્રો તે જાણે દેહધારી ચાર પ્રકારના

મોક્ષજ હોય એવા શોભતા હતા. એક જોડી (રામ ને ભરતની) મરકત મણિ જેવી શ્યામ અને બીજી (લક્ષ્મણ ને શત્રુઘ્નની) સુવર્ણ જેવી ગૌર જોઈને દેવતાઓને અત્યંત પ્રીતિ ઉત્પન્ન થઈ. ફરી પાછા રામને જોઈને હૃદયમાં હર્ષ પામી દશરથ રાજાનાં ભાગ્ય વખાણી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा—रामरूप नखशिख सुभग, बारहिं बार निहारि ॥
पुलक गात लोचन सजल, उमासमेत पुरारि ॥ ३६१ ॥

રામચંદ્રજીનું સુંદર સ્વરૂપ નખથી શીખા પર્યંત વારંવાર નિહાળીને શંકર પાર્વતીનાં નેત્રો સજળ થયાં અને ગાત્રો રોમાંચિત થઈ ગયાં. ૩૬૧.

चौ०—केकि कण्ठद्युति श्यामल अंगा, तडितविनिन्दकवसनसुरंगा ॥
व्या हविभूषण विविध बनाये, मंगलमय सब भाँति सुहाये ॥
शरद विमल विधुवदन सुहावन, नयन नवल राजीव लजावन ॥
सकल अलौकिक सुन्दरताई, कहि न जाय मनहीं मन भाई ॥
बन्धु मनोहर सोहहिं संगा, जात नचावत चपल तुरंगा ॥
राजकुँवर बरबाजि नचावहिं, वंश प्रशंसक विरद सुनावहिं ॥
जेहितुरंग पर राम विराजे, गतिविलोकि खगनायक लाजे ॥
कहि न जाय सब भाँति सुहावा, बाजि वेष जनु काम बनावा ॥

મોરના કંઠની કાંતિ સમાન શ્યામ અંગવાળા, વીજળીનો પણ તિરસ્કાર કરે એવા કેસરીયા વાઘાવાળા, વિવિધ પ્રકારે બનાવેલાં વિવાહ સંબંધી માંગળીક ભુષણોથી સર્વ રીતે શોભી રહેલાં શરદઋતુના સ્વચ્છ ચંદ્ર સમાન સુશોભિત મુખવાળા, અને નવીન કમળોને પણ લજાવે એવાં નેત્રવાળા રામચંદ્રજીની સઘળી અલૌકિક સુંદરતા વર્ણવી શકાય એવી ન હતી, મનમાં ને મનમાં ભાવતી હતી. સાથે મન હરી લે એવા ત્રણે ભાઈઓ ચપળ ઘોડાઓને નચાવતા જતા હતા. રાજકુંવરો ઉત્તમ ઘોડાઓ નચાવતા હતા અને ભાટ ચારણો તેમને બિરદાવળી સંભળાવતા હતા. જે ઘોડાપર રામચંદ્રજી બિરાજ્યા હતા તેની ગતિ જોઈને ગરૂડજી પણ લાજે તેમ હતું, તે સર્વ રીતે એવો શોભિતો હતો કે તેનું વર્ણનજ કરી શકાય નહી. જાણે કામદેવ ઘોડાનું રૂપ ધરીને આવ્યો હોય એવો શોભતો હતો. ૧-૨-૩-૪.

छं०—जनु बाजि वेष बनाइ मनसिजराम हित अति सोहहीं ॥
अपनवय वपु रूप गुण गति सकल भुवन विमोहहीं ॥
जगमगति जीन जड़ाव ज्योति सुमोति माणिक मणि लगे ॥
किंकिणि ललाम लगाम ललित विलोकि सुरनर मुनि ठगे ॥

પોતાની અવસ્થાથી, બળથી રૂપથી, ગુણથી તથા ગતિથી સઘળા જગતને મોહ પમાડે એવો એ ઘોડો જાણે રામચંદ્રજીને વાસ્તે ઘોડાનો વેશ ધરીને કામદેવ આવ્યો હોય એવો શોભતો હતો. એનું જડીત્રજીન, ઉત્તમ મોતી, માણિક્ય તથા મણિઓની કાંતિથી મનને ગમતું હતું, અને ઘુઘરીઓનાં ઝુમખાંવાળી સુંદર લગામ જોઇને તો દેવતાઓ, મનુષ્યો અને મુનિઓનાં મન પણ ચકિત થઈ જતાં હતાં. ૩૬.

दोहा–प्रभुमनसहिं लवलीन मन, चलत वाजि छवि पाव ॥
भूषित उडुगण तडित घन, जनुवर वरहिं नचाव ॥ ३६२ ॥

એ ઘોડો પોતાનું મન પ્રભુના મનમાં લીન કરીને ચાલતો એવી શોભા પામતો હતો કે જાણે તારાગણ તથા વીજળીથી શોભી રહેલો મેઘ મોરને નચાવતો હોય એવો દેખાતો હતો. ૩૬૨.

चौ०–ज्यहि वरवाजि राम असवारा, त्यहि शारदहु न वरणै पारा ॥
शंकर राम रूप अनुरागे, नयन पंचदश अति प्रिय लागे ॥
हरिहित सहित राम जब जोहे, रमा समेत रमापति मोहे ॥
निरखि राम छवि विधि हरषाने, आठहिं नयनजानि पछिताने ॥
सुर सेनप उर बहुत उछाहू, विधिते डेवढे लोचन लाहू ॥
रामहिं चितव सुरेश सुजाना, गौतमशाप परमहित माना ॥
देव सकल सुरपतिहिं सिहाहीं, आजु पुरन्दर सम कोउ नाहीं ॥
मुदित देवगण रामहि देखी, नृपसमाज दुहुँ हर्ष विशेषी ॥

જે ઉત્તમ ઘોડાપર રામચંદ્રજી સ્વાર થયા હતા તેનું વર્ણન કરતાં સરસ્વતી પણ પાર ન પામી શકે. રામના સ્વરૂપમાં પ્રેમવાળા પાંચ મુખવાળા સદાશિવને પોતાને પંદર નેત્રો હોવાથી તે બહુ પ્રિય લાગ્યાં, વિષ્ણુ અને લક્ષ્મી પણ રામચંદ્રજીને જોઇને મોહિત થઇ ગયાં. રામચંદ્રજીની કાન્તિ જોઈને ચાર મુખવાળા બ્રહ્મા પણ હર્ષ પામ્યા પણ પોતાને આઠજ નેત્રો હોવાથી પસ્તાવો કરવા લાગ્યા. છ મુખવાળા કાર્તિક સ્વામીને બ્રહ્મા કરતાં દોઢ ગણું લોચનનો લ્હાવો મળતો હોવાથી હૃદયમાં બહુ ઉત્સાહ હતો. રામચંદ્રજીને જોઇને ચતુર ઇંદ્ર પણ ગૌતમના શાપને પરમ હિતકારી માનવા લાગ્યા. × સઘળા દેવતા ઇંદ્રનાં વખાણ કરવા લાગ્યા કે તેમને હજાર નેત્રો હોવાથી તેમના જેવો બીજો કોઇ ભાગ્યશાળી

× ઇંદ્રે ગૌતમની પત્નિ અહલ્યાનો સંગ કરવાથી ગૌતમે તેને શરીરમાં હજાર ભગ થઇ જવાનો શાપ દીધો હતો. પણ ઇંદ્રે યજ્ઞ કરવાથી તે હજાર ભગને ઠેકાણે હજાર નેત્રો થઇ ગયાં હતાં કે જે રામનું રૂપ નિરખવામાં બહુ લાભદાયક થઈ પડયા.

નથી. બન્ને રાજાઓની સમાજમાં વિશેષ હર્ષ વ્યાપેલો જોઇને તથા રામચંદ્રજીને જોઇને સઘળા દેવતાઓનો સમુહ આનંદ પામ્યો. ૧-૨-૩-૪.

छंद—हरिगीतिका ।

छंद—अति हर्ष रामसमाज दुहुँदिशि दुन्दुभी बाजहिं घनी ॥
वरषहिं सुमन सुर हरषि कहि जय जयति जय रघुकुलमनी ॥
इहि भाँति जानि बरात आवत बाजने बहु बाजहीं ॥
रानी सुआसिनि बोलि परिछन हेतु मंगल साजहीं ॥

બન્ને તરફના રાજ સમાજમાં ઘણો આનંદ થઇ રહ્યો, ઘણાં દુંદુભિ વાગવા લાગ્યાં. દેવતાઓ હર્ષ પામી પુષ્પવૃષ્ટિ કરતાં 'જય જય રઘુકુળ મણિ' એમ કહેવા લાગ્યા. આ પ્રમાણે ઘણાં વાજીંત્રો વાગતાં જાન આવતી જાણીને જનકની રાણી સુનયના સુવાસિનિ સ્ત્રીઓને બોલાવીને વરને પોંખવાને માટે મંગળસાજ સજવા લાગી. ૩૭.

दोहा—सजि आरती अनेक विधि, मंगल सकल सँवारि ॥
चलीं मुदित परिछन करन, गजगामिनि वरनारि ॥ ३६३ ॥

હાથણીના જેવી ચાલવાળી ઉત્તમ સ્ત્રીઓ અનેક પ્રકારોથી આરતી તથા સર્વ માંગલિક વસ્તુઓ સજીને આનંદપુર્વક પોંખવાને વાસ્તે ચાલી. ૩૬૩.

चौ०—विधु वदनी मृगशावकलोचनि, सब निजतनु छबिरति मदमोचनि ॥
पहिरे वरण वरण वर चीरा, सकल विभूषण सजे शरीरा ॥
सकल सुमंगल अंग बनाये, करहिं गान कलकंठ लजाये ॥
कंकण किंकिणि नुपुर बाजहिं, चाल विलोकि काम गज लाजहिं ॥
बाजहिं बाजन विविध प्रकारा, नभ अरू नगर सुमंगलचारा ॥
शची शारदा रमा भवानी, जे सुरतिय शुचि सहज सयानी ॥
कपटनारि वरवेष बनाई, मिलि सकल रनिवासहिआई ॥
करहिं गान कलमंगल वानी, हरष विवश सब काहु न जानी ॥

ચંદ્ર જેવાં મુખવાળી, મૃગનાં બાળકના જેવાં નેત્રોવાળી અને પોતાના શરીરની કાન્તિથી રતિનો પણ મદ ઉતારનારી સ્ત્રીઓએ રંગ રંગનાં ઉત્તમ વસ્ત્ર પેહેરી શરીરે સોળે શણગાર સજ્યા હતા. સઘળાં અંગો મંગળમય બનાવી કોયલને પણ લજાવે એવા સ્વરથી ગીત ગાવા લાગી. પગે નુપુર તથા હાથે કંકણ અને ઘુઘરીઓ વાગતી હતી. તેઓની ચાલ જોઈને મત્તગયંદ (હાથી) પણ લાજતો હતો. વિવિધ પ્રકારનાં વાજાં વાગતાં હતાં અને આકાશમાં તથા નગરમાં મંગળાચાર થઇ રહ્યો હતો. ઇંદ્રાણી, સરસ્વતી, લક્ષ્મી, પાર્વતી અને બીજી પણ

દેવતાઓની સ્ત્રીઓ કે જેઓ સ્વાભાવિક ચતુર અને પવિત્ર હતી. તેઓ ઉત્તમ સ્ત્રીઓનો કૃત્રિમ વેશ ધરીને રાણીવાસમાં આવી અને કોમળ વાણીથી મંગળ ગીતો ગાવા લાગી. બીજી કોઈ સ્ત્રીઓએ હર્ષને વશ થઈ ગયેલી હોવાથી તેઓ-ને ઓળખી નહી. ૧-૨-૩-૪.

छंद—कोजान केहि आनन्द वश सब ब्रह्म वर परिछन चलीं ॥
कलगान मधुर निशान वर्षहिं सुमनसुर शोभा भलीं ॥
आनन्द कन्द विलोकि दूलह सकलहिय हर्षित भईं ॥
अम्भोज अम्बक अम्बु उमँगि सुअंग पुलकावलि छईं ॥ ३८ ॥

એવા આનંદમાં કોણ કોને ઓળખવા રહે? સર્વ આનંદથી રામચંદ્રજીને પોંખવા ચાલી. સુંદર ગાયનો થવા લાગ્યાં, મધુર રાગનાં વાજીંત્ર વાગવા લાગ્યાં, અને દેવતાઓ પુષ્પ વરસાવવા લાગ્યા, એ રીતે બહુ સારી શોભા થઇ રહી. આનંદ કંદ વરરાજાને જોઈને સઘળી સ્ત્રીઓ હૃદયમાં આનંદ પામી અને તેથી કમળ જેવાં નેત્રોમાં જળ ઉભરાઇ જતાં સુંદર અંગોમાં રોમાવળી ખડી થઇ. ૩૮.

दोहा—जोसुखभा सिय मातु मन, देखि राम वर वेष ॥
सो न सकहिं कहि कल्पशत, सहस शारदा शेष ॥ ३६४ ॥

રામચંદ્રજીને ઉત્તમ વેશ જોઈને સીતાજીની માતાના મનમાં જે સુખ ઉ-પજ્યું તે સો કલ્પ સુધી હજાર સરસ્વતી અને હજાર શેષનાગો વર્ણવે તો પણ વર્ણવી શકે નહી. ૩૬૪.

चौ०—नयन नीर हटि मंगल जानी, परिछन करहिं मुदित मन रानी ॥
वेदविहित अरु कुलव्यवहारू, कीन्ह भली विधि सब परिचारू ॥
पंचशब्द ध्वनि मंगल गाना, पट पाँवडे परहिं विधि नाना ॥
करि आरती अर्घ्य तिन दीन्हा, राम गमन मंडप तब कीन्हा ॥
दशरथ सहित समाज विराजे, विभव विलोकि लोकपति लाजे ॥
समय समय सुर वर्षहिंफूला, शांति पढहिं महिसुर अनुकूला ॥
नभ अरु नगर कोलाहल होई, आपन पर कछु सुनै न कोई ॥
इहिविधि राम मंडपहि आये, अर्घ्यदेइ आसन बैठाये ॥

સુનયના રાણીએ માંગલિક સમય જાણીને આંખોમાંશ્રુ હર્ષ રોકીને પ્રફુલ્લિત મનથી પોંખણું કર્યું. ને સર્વ આચાર વેદોક્ત રીતિથી તથા કુળના વ્યવહાર પ્રમાણે સારી રીતે કર્યો. પાંચ પ્રકારના શબ્દ+ અને પાંચ પ્રકારના ધ્વનિ× થઇ

+ ઘંટા, શંખ, વાંસળી, તુતી અને નગારાં એ પાંચ પ્રકારનાં વાજાંના પાંચ પ્રકારના શબ્દ.
× વેદધ્વનિ, બંદીધ્વનિ, ગીતધ્વનિ, જયધ્વનિ અને તાલધ્વનિ એ પાંચ પ્રકારના ધ્વનિ.

રહ્યા, મંગળમય ગાયન થઇ રહ્યાં અને ચાલવાના રસ્તામાં વિચિત્ર વસ્ત્રો બિછાવી દીધાં હતાં. સુનયનાએ આરતી કરીને અર્ઘ્ય આપ્યા પછી રામચંદ્રજી મંડપમાં પધાર્યા. દશરથ રાજા પોતાના સમાજ સહિત બિરાજતા હતા, તેમનો વૈભવ જોઇને ઇંદ્ર પણ લજ્જિત થઇ ગયો. દેવતાઓ વખતો વખત પુષ્પ વરસાવતા હતા અને બ્રાહ્મણો સમય સમયનાં સ્વસ્તિ વાચન બોલવા લાગ્યા. આકાશમાં અને નગરમાં કોળાહળ થઇ રહ્યા તેથી પોતાનું કે પારકું કોઇનું કાંઇ પણ બોલવું સંભળાય નહી. એ પ્રમાણે રામચંદ્રજી મંડપમાં પધાર્યા એટલે તેમને અર્ઘ્ય આપીને આસને બેસાડયા. ૧–૨–૩–૪.

छंद–बैठारि आसन आरती करि निरखि वर सुख पावहिं ॥
मणि वसन भूषण भूरि वारहिं नारि मंगल गावहीं ॥
ब्रह्मादि सुर वर विप्र वेष बनाइ कौतुक देखहीं ॥
अवलोकि रविकुल कमल रवि छवि सफल जीवन लेखहीं ॥ ३९ ॥

રામચંદ્રજીને આસનપર બેસાડી આરતી કરી નિરખી નિરખીને સ્ત્રીઓ સુખ પામવા લાગી. અને ઘણા મણિઓ, વસ્ત્ર અને આભુષણો નોંછાવર કરીને મંગળ ગીત ગાવા લાગી. બ્રહ્માદિક દેવતાઓ બ્રાહ્મણોના વેષ ધરી આવીને કૌતુક જોવા લાગ્યા, અને સુર્યવંશ રૂપ કમળને પ્રફુલ્લિત કરનાર સુર્યરૂપ રામચંદ્રજીની કાન્તિ જોઇને પોતાનું જીવત સફળ લેખવા લાગ્યા. ૩૯.

दोहा–नाऊ बारी भाट नट, राम निछावरिपाय ॥
मुदित अशीषहिं नाइशिर, हर्ष न हृदय समाय ॥ ३६५ ॥

હજામ, ખવાસ, ભાટ, અને નટ લોકો રામચંદ્રજીની નોંછાવર પામીને આનંદ પામી માથાં નમાવી આશિષ દેવા લાગ્યા. તેઓનાં હૃદયોમાં આનંદ સમાતો નહી હતો. ૩૬૫.

चो०–मिले जनक दशरथ अति प्रीति, करि वैदिक लौकिक सब रीति ॥
मिलत महादोउ राजविराजे, उपमा खोज खोजि कविलाजे ॥
कही न कतहुँ हारि हियमानी, इन सम यह उपमा उर आनी ॥
समधी देखि देव अनुरागे, सुमन बरषि यश गावन लागे ॥
जग विरंचि उपजावा जबते, देखे सुने ब्याह बहु तबते ॥
सकलभाँति समसाज समाजु, सम समधी देखे हम आजू ॥
देव गिरा सुनि सुन्दर साँची, प्रीति अलौकिक दुहुँ दिशि माँची ॥
देत पांवड़े अर्घ्य सुहाये, सादर जनक मण्डपहि ल्याये ।

જનક અને દશરથ રાજા સઘળી લૌકિક તથા વૈદિક રીતિઓ કરીને અતિ

પ્રેમથી મળ્યા. મળતાં બન્ને મહારાજાઓ એવા શોભવા લાગ્યા કે તેમને આપવાની ઉપમા ખોળી ખોળીને કવિઓ લાજી મુવા, પણ કાંઇ ઉપમા મળી આવી નહીં, તેથી હૈયામાં હાર માનીને 'એમની સમાન તો એજ છે' એ ઉપમા તેમણે મનમાં આણી. બન્ને વેહેવાઇઓને જોઇને દેવતાઓ પ્રેમથી પુષ્પ વૃષ્ટિ કરીને કીર્તિ ગાવા લાગ્યા. દેવતાઓ કહેવા લાગ્યા કે-"જ્યારે બ્રહ્માએ જગત્ ઉત્પન્ન કર્યું છે ત્યારથી આજ સુધી અમે ઘણા વિવાહો દીઠા અને સાંભળ્યા છે, પણ સર્વ પ્રકારે સાજ, સમાજ અને કુળથી બરોબર વિવાહ તો અમે આજજ દીઠો. દેવતાઓની સુંદર સાચી વાણી સાંભળીને બન્ને પક્ષમાં અલૌકિક પ્રીતિ વ્યાપી. જનક રાજા દશરથ રાજાને અર્ઘ્ય આપતા તથા રસ્તામાં પટ્ટ બિછાવતા આદર પુર્વક મંડપમાં લાવ્યા. ૧-૨-૩-૪.

छंद–मंडप विलोकि विचित्र रचनारुचिरता मुनिमन हरे ॥
निजपाणि जनक सुजान सब कहँ आनि सिंहासन धरे ॥
कुल इष्ट सरिस वशिष्ठ पूजे विनय करि आशिष लही ॥
कौशिकहि पूजत परम प्रीतिकि रीतितौ न परै कही ॥ ४० ॥

મંડપની વિચિત્ર રચના અને રૂચિરતા જોઇને મુનિજનોનાં મન પણ મોહિત થાય. એવા મંડપમાં ચતુર જનક રાજાએ પોતાને હાથે સર્વને માટે સિંહાસન આણીને બેસાડયા, અને કુળના ઇષ્ટ દેવતાની પેઠે વસિષ્ઠ મુનિને પુજી વિનય કરીને તેમની આશિષ લીધી, પણ વિશ્વામિત્રને પુજવામાં તેમણે જે પરમ પ્રીતિની રીતિ બતાવી તે કોઇથી કહી જાય તેમ નથી. ૪૦.

दोहा–बामदेव आदिक ऋषय, पूजत मुदित महीश ॥
दिये दिव्य आसन सबहिं, सब सन लही अशीश ॥ ३६६ ॥

જનક રાજાએ આનંદપુર્વક જાબાલિ આદિક સર્વ ઋષિઓને પુજીને સર્વને દિવ્ય આસનો આપ્યાં અને સર્વની આશિષ લીધી. ૩૬૬.

चौ०–बहुरि कीन्ह कोशलपति पूजा, जानि ईश सम भाव न दूजा ॥
कीन्ह जोरिकर विनय बडाई, कहि निज भाग्य विभव बहुताई ॥
पूजे भूपति सकल बराती, सम समधी सादर सब भाँती ॥
आसन उचित दिये सबकाहू, कहौं कहा मुख एक उछाहू ॥
सकल बरात जनक सनमानी, दान मान विनती बरबानी ॥
बिधि हरि हर दिशपतिदिनराऊ, जो जानहिं रघुवीर प्रभाऊ ॥
कपट विप्रवर वेष बनाये, कौतुक देखहिं अति सचुपाये ॥
पूजे जनक देव सम जाने, दिये सुआसन बिन पहिचाने ॥

પછી જનક રાજાએ બીજા ભાવથી નહી પણ ઇશ્વર તુલ્ય માનીને દશરથ રાજાની પુજા કરી. અને હાથ જોડીને વિનતિ કરી તેમને મોટાઈ આપી તથા પોતાના ધન્ય ભાગ્યતથા વૈભવની મહત્તા વખાણી. પછી રાજાએ સઘળા જાનૈયાઓને પોતાના સંબંધી સમાન ગણીને આદરપુર્વક સર્વ રીતે પુજ્યા અને સર્વને યથા-યોગ્ય આસન આપ્યાં. તે વખતનો ઉત્સાહ હું એક મુખે શી રીતે કહી શકું? સઘળી જાનને દાન, માન, વિનતિ અને ઉત્તમ વાણીથી જનક રાજાએ સન્માન આપ્યું. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, દિક્પાળો અને સુર્યનારાયણ એઓ કે જે રામચંદ્રજીનો પ્રભાવ જાણે છે, તેઓ પોતાનું રૂપ છુપાવી બ્રાહ્મણોનો કૃત્રિમ વેષ ધરીને કૌતુક જોવા આવ્યા, તેઓને જનક રાજાએ વગર પિછાણે દેવતા સમાન જાણીને પુજન કરી સુંદર આસનો આપ્યાં. ૧-૨-૩-૪.

छंद—पहिचानको क्यहि जान सबहि अपान सुधि भोरी भई ॥
आनन्द कन्द बिलोकि दूलह उभय दिशि आनँद मई ॥
सुर लखे राम सुजान पूजे मानसिक आसन दये ॥
अवलोकि सरल स्वभाव प्रभुको बिबुध मन प्रमुदित भये ॥ ४१ ॥

કોણ કોને જાણે પીછાણે? સર્વે પોત પોતાનું ભાન ભુલી ગયા હતા. આનંદ કંદ વરરાજાને જોઇને બન્ને પક્ષમાં આનંદ વ્યાપી રહ્યો હતો. ચતુર રામચંદ્રજીએ દેવતાઓને ઓળખીને તેઓની માનસીક પુજા કરી આસનો આપ્યાં, એવો પ્રભુનો સરળ સ્વભાવ જોઇ દેવતાઓનાં મન પ્રફુલ્લિત થયાં. ૪૧.

दोहा—रामचन्द्र मुखचन्द्र छबि, लोचन चारु चकोर ॥
करत पान सादर सकल, प्रेम प्रमोद न थोर ॥ ३६७ ॥

અત્યંત પ્રેમથી આનંદ પામેલા સર્વ જણનાં ચકોર રૂપી નેત્રો ચંદ્ર રૂપી રામચંદ્રજીના મુખની કાન્તિનું આદરપુર્વક પાન કરવા લાગ્યાં. ૩૬૭.

चौ०—समय बिलोकि वशिष्ठ बुलाये, सादर सतानन्द मुनि आये ॥
बेगि कुँवरि अब आनहु जाई, चले मुदित मन आयसु पाई ॥
रानी सुनि उपरोहित बानि, प्रमुदित सखिन समेत सयानी ॥
विप्रबधू कुलवृद्ध बुलाई, करि कुलरीति सुमंगल गाई ॥
नारि वेष जे सुर बर भामा, सकल सुभाय सुन्दरी श्यामा ॥
तिनहिं देखि सुख पावहिंनारी, बिन पहिचान प्राणते प्यारी ॥
बार बार सन्मानहिं रानी, ऊमा रमा शारद सम जानी
सीय सँवारि समाज बनाई, मुदित मण्डपहि चलीं लिवाई ॥

સમય થઈ ગયેલો જાણી વસિષ્ઠ મુનિએ શતાનંદને બોલાવતાં તે આદરપુર્વક ત્યાં આવ્યા. 'કન્યાને જલદી પધરાવો" એવી મુનિની આજ્ઞા પામી શતાનંદ મુનિ આનંદથી ચાલ્યા. પુરોહિતની વાણી સાંભળીને ચતુર સુનાયના રાણીએ સખીઓને, બ્રાહ્મણની સ્ત્રીઓને અને કુળની વૃદ્ધ સ્ત્રીઓને બોલાવી. તે કુળની રીતિ પ્રમાણે આચાર કરી મંગળ ગીત ગાવા લાગી, દેવતાઓની ઉત્તમ સ્ત્રીઓ જે મનુષ્યસ્ત્રીઓના વેશ ધરીને આવેલી હતી. તેઓને સ્વાભાવિક ઘણી સુંદર જોઇને બીજી સ્ત્રીઓ સુખ પામી અને વગર ઓળખ્યે પ્રાણથી અધિક પ્યારી ગણવા લાગી. રાણી તેઓને પાર્વતી, લક્ષ્મી અને સરસ્વતી જેવી જાણીને વારંવાર સન્માન આપતી હતી. સર્વ સ્ત્રીઓ સીતાજીને શણગારી સમાજ બરોબર રચીને આનંદથી મંડપમાં લઈ ચાલી. ૧-૨-૩-૪.

छंद–चलि ल्याइसीतहि सखी सादर सजि सुमंगल भामिनी ॥
नव सप्त साजे सुन्दरी सबमत्त कुंजर गामिनी ॥
कलगान सुनि मुनि ध्यान त्यागहिं काम कोकिल लाजहीं ॥
मंजीर नुपुर कलित कंकण ताल गति वर बाजहीं ॥ ४२ ॥

સોળે શણગાર સજેલી મત્તગયંદ જેવી ચાલવાળી સખીઓ આદરપુર્વક સીતાજીને સર્વ સુમંગળોથી સજાવીને લઈ ચાલી. તેઓનાં સુંદર ગીત સાંભળીને મુનિઓનાં ધ્યાન છુટી જવા લાગ્યાં અને કામદેવ તથા કોકિલા પણ લાજી મરવા લાગ્યાં. તેઓની ચતુરાઈની ચાલવડે સુંદર નુપુર, ઝાંઝર અને કંકણો બરોબર તાલથી વાગતાં હતાં. ૪૨.

दोहा–सोहति वनिता वृन्द महँ, सहज सुहावनि सीय ॥
छवि ललनागणमध्यजनु, सुषमा अति कमनीय ॥ ३६८ ॥

જાણે સાક્ષાત્ પરમ શોભા સ્ત્રીનું રૂપ ધરીને સ્ત્રીઓના વૃંદમાં શોભતી હોય તેવી સ્વાભાવિક સુંદરતાવાળાં સીતાજી સઘળી સ્ત્રીઓના સમુહમાં શોભવા લાગ્યાં. ૩૬૮.

चौ०–सिय सुन्दरता वरणि न जाई, लघुमति बहुत मनोहरताई ॥
आवत देखि बरातिन सीता, रुपराशि सब भाँति पुनीता ॥
सबहिं मनहिं मन कीन्हप्रणामा, देखि राम भये पूरण कामा ॥
हरषे दशरथ सुतन समेता, कहि न जाय उर आनँद जेता॥
सुर प्रणाम करि वर्षहि फूला, मुनि आशीश ध्वनि मंगल मूला ॥
गान निशान कुलाहल भारी, प्रेम प्रमोद नगर नर नारी ॥
इहिविधिसीय मण्डपहि आई, प्रमुदित शान्ति पढहिं मुनिराई ॥
तेहि अवसर करि विधि व्यवहारू, दुहुँ कुल गुरु सब कीन अचारू ॥

સીતાજીની સુંદરતા વર્ણવી જાય તેમ નથી, કેમકે મારી બુદ્ધિ થોડી અને મનોહરતા ઘણીજ હતી. રૂપના ભંડાર રૂપ અને સર્વ રીતે પવિત્ર સીતાજીને જાનૈયાઓએ આવતાં જોઇને સર્વેએ મનમાં ને મનમાં પ્રણામ કર્યા અને રામચંદ્રજી પણ તેમને જોઇને પ્રસન્ન થયા. દશરથ રાજા પણ પોતાના પુત્રો સહિત હૃદયમાં એટલો આનંદ પામ્યા કે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. દેવતાઓ પ્રણામ કરીને પુષ્પો વરસાવા લાગ્યા અને મુનિઓ મંગળના મુળરૂપ આશિર્વચનોની ધુનિ કરવા લાગ્યા. ગાયનો અને વાજાંના શબ્દથી ભારે કોળાહળ થઈ રહ્યા અને નગરનાં સ્ત્રી પુરૂષો પ્રેમથી આનંદમય દેખાવા લાગ્યાં. આ પ્રમાણે સીતાજી મંડપમાં આવ્યાં તે સમયે મુનીશ્વરો આનંદથી શાંતિપાઠ ભણુવા લાગ્યા, પછી બન્ને પક્ષના કુળગુરૂઓએ સર્વ વ્યવહારવિધિ તથા કુળાચાર કર્યા. ૧–૨–૩–૪.

छं०–आचार करि गुरु गौरि गणपति मुदित विप्र पुजावहीं ॥
सुर प्रकटि पूजा लेहिं देहिं अशीष सुनि सुख पावहीं ॥
मधुपर्क मंगल द्रव्य जो जेहिं समय मुनि मनमें चहैं ॥
भरि कनक कोपर कलश सब करलिये परिचारक रहैं ॥ ४३ ॥

આચાર વિધિ કરાવ્યા પછી બ્રાહ્મણોએ આનંદથી ગુરૂ, પાર્વતી અને ગણપતિનું પુજન કરાવ્યું. દેવતાઓ પ્રત્યક્ષ રીતે પુજા ગ્રહણ કરીને આશિષ દેવા લાગ્યા, એ સાંભળી સર્વે આનંદ પામ્યા. મુનિઓ જે વખતે દહિં, મધ વગેરે મધુપર્ક તથા ફળ, ફુલ, રત્નો વગેરે માંગળિક દ્રવ્યોની મનમાં ઈચ્છા કરવા લાગ્યા, તેજ વખતે તે સર્વ પદાર્થો સોનાનાં તથા રૂપાનાં પાત્રોમાં ભરીભરીને સેવકો હાજર કરવા લાગ્યા. ૪૩.

छं०–कुलरीतिं प्रीति समेत रवि कहि देत सब सादर किये ॥
यहिभाँति देव पुजाय सीतहि सुभग सिंहासन दिये ॥
सिय राम अवलोकन परस्पर प्रेम काहु न लखि परै ॥
मनबुद्धि बरवाणी अगोचर प्रकट कवि कैसे करै ॥ ४४ ॥

સુર્યદેવતા પોતે કુળની રીતિઓ પ્રીતિ પુર્વક બતાવી દેતા હતા. એ પ્રમાણે સઘળા દેવતાઓનું પુજન કરાવીને સીતાજીને સુંદર સિંહાસનપર બેસાડ્યાં. સીતાજીનું અને રામનું પરસ્પર પ્રેમથી જોવું કોઇના જાણવામાં આવતું નથી. કેમકે એ મન, બુદ્ધિ અને વાણીથી અગોચર હોવાથી કવિ પણ તેને શી રીતે પ્રકટ કરી શકે ? ૪૪.

दोहा–होम समय तनुधरि अनल, अति हित आहुति लेहिं ॥
विप्र वेष धरि वेद सब, कहि विवाह विधि देहिं ॥ ३६९ ॥

હોમ સમયે અગ્નિદેવે પ્રત્યક્ષ દેહ ધરીને પ્રીતિ પુર્વક આહુતિઓ લીધી. વેદો બ્રાહ્મણોનો વેષ ધરી આવીને સઘળી વિવાહવિધિ બતાવતા હતા. ૩૬૯.

चौ०—सीयमातु किमिजाइ बखानी, जनक पाट महिषी जगजानी ॥
सुयश सुकृत सुख सुन्दरताई, सब समेटि विधि रची बनाई ॥
समय जानि मुनिवरन बुलाई, सुनत सुवासिनि सादर ल्याई ॥
जनकवामदिशि सोह सुनयना, हिमगिरि संग बनी जनुमयना ॥
कनक कलश मणि कोपररूरे, शुचि सुगन्ध मंगल जलपूरे ॥
निजकर मुदित राउ अरु रानी, धरे रामके आगे आनी ॥
पढहिं वेद मुनि मंगल बानी, गगन सुमन झरि अवसर जानि ॥
वर विलोकि दम्पति अनुरागे, पाय पुनीत पखारन लागे ॥

જનક રાજાનાં પટરાણી સુનયના કે જે સીતાજીનાં માતા હોવાથી જગ પ્રસિદ્ધ છે તથા જેને બ્રહ્માએ સુયશ, સુકૃત, સુખ અને સુંદરતાને એકઠાં કરીને બનાવેલાં હતાં તેનાં વખાણ શી રીતે કરી શકાય ? સમય જાણીને મુનીશ્વરોએ રાણીને બોલાવતાં સૌભાગ્યવતી સ્ત્રીઓ તેમને લઇને આવી. જેમ હિમાલયની સાથે મેના શોભે તેવી રીતે સુનયના રાણી જનકની ડાબી બાજુએ શોભવા લાગ્યાં. પવિત્ર, સુગંધવાન તથા માંગલિક જળથી ભરેલા સુંદર સુવર્ણ તથા મણિઓના કળશ તથા ઝારી રાજા અને રાણીએ આનંદથી પોતાને હાથે આણીને રામચંદ્રજીની આગળ ધર્યા, મુનિઓ મંગળમય વેદવાણી ઉચ્ચારવા લાગ્યા. અને સમય જાણીને દેવતાઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. વર રાજાને જોઇને પ્રેમી બનેલાં દંપતિ પછી વરના પવિત્ર પગ પખારવા લાગ્યાં. ૧-૨-૩-૪.

छं०—लागे पखारन पाय पंकज प्रेमतनु पुलकावली ॥
नभ नगरगान निशान जय ध्वनि उमँगि जनु चहुँ दिशिचली ॥
जे पद सरोज मनोज अरिउर सर सदैव विराजहीं ॥
जे सुकृत सुमिरत विमलता मन सकल कलिमल भाजहीं ।

પ્રેમથી શરીરો રોમાંચિત કરી વરરાયના ચરણ કમળ પખારવા લાગ્યાં, આકાશમાં તથા નગરમાં ગાયનો, વાજીંત્રો અને જયજયકારના ધ્વની નહી સમાવાથી ઉભરાઇને ચારે દિશામાં ફેલાવા લાગ્યા. જેના ચરણ રૂપી કમળો કામદેવના શત્રુ સદાશિવના હૃદય રૂપી સરોવરમાં બિરાજે છે, જેના સ્મરણ માત્રથીજ મન પુણ્યમય તથા નિર્મળ બની જઈ કળિયુગના મળ નષ્ટ થઇ જાય છે. ૪૫.

छं०—जेपरसि मुनि वनिता लही, गति रही जो पातक मई ॥
मकरन्द जिनको शम्भु शिर शुचिता अवधि सुरवर नई ॥
करि मधुप मुनि मन योगि जन जेहि सेइ अभिमत गति लहैं ॥
तेपद पखारत भाग्य भाजन जनक जय जय सब कहैं ॥ ४६ ॥

જેના સ્પર્શ માત્રથીજ ગૌતમ મુનિની સ્ત્રી અહલ્યા કે જે પાપમયી હતી તે પરમગતિને પામી, જેનો મકરંદ શંકરના માથાપર બિરાજે છે, જેની અત્યંત પવિત્રતા દેવતાઓ વખાણે છે અને જેમાં મુનિ તથા યોગીજનો પોતાનાં મન ભમરો રૂપ કરીને સેવન કરી મન વાંછિત ફળ પામે છે, તે ચરણ કમળોને ભાગ્યના પાત્ર રૂપ જનક રાજા પખારતાં સર્વ કોઈ જય જય જય કહેવા લાગ્યા. ૪૬.

छं०—वर कुँवरि करतल जोरि शाखोचार दोउ कुलगुरु करैं ॥
भयो पाणि ग्रहण विलोकि विधि सुर मनुज मुनि आनंद भरैं ॥
सुख मूल दूलह देखि दम्पति पुलक तनु हुलसैं हिये ॥
करि लोक वेद विधान कन्यादान नृप भूषण दिये । ४७ ॥

વર કન્યાનો હાથેવાળો મેળવી બન્ને પક્ષના કુળગુરૂઓએ શાખોચ્ચાર કર્યો.+ પાણી ગ્રહણ થયું તેનો વિધિ જોઇને દેવતાઓ, મનુષ્યો તથા મુનિઓનાં મન આનંદથી ભરપુર થઇ ગયાં. નજક રાજા તથા તેમનાં રાણી સુખના મુળ રૂપ વરરાજાને જોઈને શરીરે રોમાંચિત થયાં અને હૃદયમાં ઉલ્લાસ થયો. પછી રાજાઓના ભુષણ રૂપ જનક રાજાએ લોક રીતિથી તથા વેદવિધાનથી કન્યાદાન આપ્યું. ૪૭.

छं०—हिमवन्त जिमिगिरिजा महेशहिं हरिहिं श्री सागर दई ॥
तिमिजनक रामहिं सिय समर्पी विश्व कलकीरति नई ॥
किमि करैं विनय विदेह कीन्ह विदेह मूरति सांवरी ॥

+ સૂર્યવંશની વંશાવળી આ પ્રમાણેઃ—બ્રહ્મા, મરિચિ, કશ્યપ, સૂર્ય, વૈવસ્વતમનુ, ઇશ્વાકુ, કુક્ષિ, વિકુક્ષિ, બાણ, અનરણ્ય, પૃથુ, ત્રિશંકુ, ધુંધુમાર, યુવનાશ્વ, માંધાતા, સુસંધિ, ધ્રુવસંધિ, ભરત, અસિત, સગર, અસમંજસ, અંશુમાન, દિલીપ, ભગીરથ, કકુત્સ્થ, રઘુ, પ્રવૃદ્ધ, શંખણ, સુદર્શન, અગ્નિવર્ણ, શીઘ્રગ, મરૂ, પશુશ્રુક, અંબરીષ, નહુષ, યયાતિ, નાભાગ, અજ, દશરથ રાજા. એમને રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એ ચાર પુત્ર.

જનક રાજાના નિમિ વંશની વંશાવળી આ પ્રમાણેઃ—નિમિ, તિથિ, જનક, ઉદાવસુ, નંદિવર્દ્ધન, સુકેતુ, દેવરાત, બૃહદ્રથ, મહાવીર, સુધૃતિમાન, ધૃષ્ટિકેતુ, હર્યશ્વ, મરૂ, પ્રતીન્ધક, કીર્તિરથ, દેવમીઢ, વિબુધ, મહીધ્રક, કીર્તિરાત, મહારોમા, સ્વર્ણરોમા, હ્રસ્વરોમા, અને સીરધ્વજ એજ જનક રાજા.

करि होम विधिवत गाँठि जोरी होन लागीं भाँवरी ॥ ४८ ॥

જેમ હિમાલયે સદાશિવને પાર્વતીનું અને સમુદ્રે વિષ્ણુને લક્ષ્મીનું કન્યાદાન આપ્યું હતું, તેમ જનક રાજાએ રામચંદ્રજીને સીતા સમર્પીને જગતમાં સુંદર તથા નવીન કીર્તિ મેળવી.

श्लोक—सीता कन्यामिमां राजन् यथाशक्त्युपलंकृताम् ॥
तुभ्यं काश्यप गोत्राय दत्तां राम समाश्रय ॥ १ ॥

રામચંદ્રજીએ જનક રાજા જે વિદેહ કહેવાતા હતા તેમને વિદેહ ( દેહના ભાન રહિત) કરી નાંખ્યાથી તે શી રીતે વિનતિ કરી શકે ? પછી વિધિપ્રમાણે હોમ કરી છેડા ગાંઠણાં કર્યાં અને વરકન્યા મંગળ ફેરા ફરવા લાગ્યાં.૪૮.

दोहा—जयध्वनि बन्दी वेदध्वनि, मंगल गान निशान ॥
सुनि हरषहिं बरषहिं बिबुध, सुर तरु सुमन सुजान ॥ ३७० ॥

જયધ્વનિ, બંદીજનોના ધ્વનિ, વેદધ્વનિ, મંગળ ગાયન અને નિશાનોના શબ્દ સાંભળી સુજાણ દેવતાઓ રાજી થઇને કલ્પવૃક્ષનાં પુષ્પ વરસાવવા લાગ્યા. ૩૭૦.

चौ०—कुँवरि कुँवर कल भाँवरि देहीं, नयन लाभ सब सादर लेहीं ॥
जाय न वरणि मनोहर जोरी, जो उपमा कछु कहिये सो थोरी ॥
राम सीय सुन्दर परि छाहीं, जगमगाहिं मणि खंभन माहीं ॥
मनहुँ मदनरति धारि बहु रूपा, देखहिं राम विवाह अनूपा ॥
दरश लालसा सकुच न थोरी, प्रकटत दुरत बहोरि बहोरी ॥
भये मगन सब देखन हारे, जनक समान अपान बिसारे ॥
प्रमुदित मुनिन भाँवरी फेरी, नेम सहित सब रीति निबेरी ॥
राम सीय शिर सिन्दुर देहीं, शोभा कहि न जात विधिकेहीं ॥
अरुणपराग जलज भरि नीके, शशिहिं भूषि अहि लोभ अमीके ॥
बहुरि वशिष्ठ दीन अनुशासन, बर दुलहिनि बैठे इकआसन ॥

વર કન્યા મંગળ ફેરા ફરવા લાગતાં સર્વે લોક આદરપુર્વક નેત્રોનો લાભ લેવા લાગ્યાં, એ મનોહર જોડી વર્ણવી જાય તેમ નથી, કેમકે એને જે ઉપમા આપીએ તે થોડી છે. મંડપના મણિમય થાંભલાઓમાં રામ અને સીતાનાં સુંદર પ્રતિબિંબ ઝગઝગતાં હતાં, તે જાણે કામદેવ અને રતિ રામચંદ્રજીનો અનુપમ વિવાહ જોવાને અનેક રૂપ ધરીને આવેલાં હોય એવાં દેખાતાં હતાં. એઓને દર્શનની લાલસા તો છે, પણ સંકોચ પણ થોડો નહી હતો તેથી વારંવાર પ્રકટ થતાં અને છુપાઇ જતાં હોય એવાં એ પ્રતિબિંબ દેખાતાં હતાં.

એ પ્રતિબિંબ જોઈને સર્વ જોનાર લોકો આનંદમગ્ન થઇ ગયા અને જનક રાજા જેવા તો દેહનું ભાન પણ ભુલી ગયા. આનંદ પામેલા મુનિઓએ વર કન્યાને મંગળ ફેરા ફેરવીને નિયમ પ્રમાણે સર્વ રીતિ પરિપુર્ણ કરી. પછી રામચંદ્રજી સીતાજીના સેંથામાં સિંદૂર પૂરવા લાગ્યા તે સમયની શોભા કોઇ પણ પ્રકારે કહી જાય તેમ નથી. જાણે સર્પ લાલ પરાગ ( પુષ્પની રજ ) કમળમાં સારી રીતે ભરીને અમૃતના લોભથી ચંદ્રને ભુષિત કરે છે. (અહીં સિંદુર એ લાલ પરાગ, કમળ એ રામચંદ્રજીનો ડાબો હાથ, સર્પ એ જમણો હાથ અને ચંદ્ર એ સીતાજીનું લલાટ છે.) ત્યાર પછી વશિષ્ટ મુનિની આજ્ઞાથી વર કન્યા એક આસનપર બેઠાં. ૧-૨-૩-૪-૫.

छं०—बैठे बरासन रामजानकि मुदितमन दशरथ भये ॥
तनु पुलकिं पुनि पुनि देखि अपने सुकृत सुर तरु फल लये ॥
भरि भुवन रहा उछाह राम विवाह भा सबही कहा ॥
केहि भाँति वरणि सिरात रसना एकयह मंगलमहा ॥

રામ તથા સીતા એક આસનપર બેસતાં દશરથ રાજા મનમાં આનંદ પામ્યા અને તેઓને વારંવાર જોઇને શરીરે રોમાંચિત થઈ પોતાનાં સુકૃત્યો રૂપી કલ્પવૃક્ષનાં ફળ પામવા લાગ્યા. જગતમાં ઉત્સાહ પ્રવર્તિ રહ્યો અને રામ અને સીતાનો વિવાહ થયો એમ સર્વ લોકો કહેવા લાગ્યા. એ વિવાહમંગળ ઘણો મોટો હતો અને મારી જીભ એકજ છે તેથી તેનું વર્ણન શી રીતે કરી શકાય ? ૪૯.

छं०—तब जनक पाई वशिष्ठ आयसु व्याह साज सँवारिकै ॥
मांडवी श्रुतकीर्ति उर्म्मिला कुँवरि लई हँकारिकै ॥
कुशकेतु कन्या प्रथम जो गुण शील सुख शोभा मई ॥
सब रीति प्रीति समेत करि सोव्याहि नृप भरतहि दई ॥ ५० ॥

એજ સમયે જનક રાજાએ વસિષ્ઠની આજ્ઞા પામી બીજી કુંવરીઓના વિવાહનો સાજ સજાવી માંડવી, શ્રુતકીર્તિ તથા ઉર્મીલા એ ત્રણ કુંવરીઓને તેડાવી, અને એમાંની પહેલી જે માંડવી નામની કન્યા કે જે પોતાના ભાઈ કુશધ્વજની દીકરી હતી તથા જે ગુણ, શીલ, સુખ અને શોભામય હતી તે સર્વ રીતિ અને પ્રીતિ સહિત ભરતજી સાથે પરણાવી. ૫૦.

छं०—जानकी लघु भगिनि जो सुन्दरनि शिरोमणि जानिकै ॥
सो जनक दीन्ही व्याहि लषणहिं सकल विधि सनमानिकै ॥
ज्याहि नाम श्रुतकीरति सुलोचनि सुमुखि सब गुण आगरी ॥

सो दई रिपुसूदनहिं भूपति रूप शील उजागरी ॥ ५१ ॥

સીતાજીની નાની બેન ઉર્મિલા કે જે સૌંદર્યમાં શ્રેષ્ઠ હતી તેને જનક રાજાએ સર્વ વિધિ તથા સન્માન પુર્વક લક્ષ્મણજી સાથે પરણાવી દીધી. અને કુશધ્વજની બીજી પુત્રી શ્રુતકીર્તિ કે જે સુમુખી, સુનયની, સર્વ ગુણ સંપન્ન રૂપ અને તથા શીળમાં વિખ્યાત હતી, તેને જનક રાજાએ શત્રુઘ્ન સાથે પરણાવી. ૫૧.

छं०—अनुरूप वर दुलहिनि परस्पर लखि सकुचि हिये हर्षहीं ॥
सब मुदित सुन्दरता सराहहिं सुमन सुरगण वर्षहीं ॥
सुन्दरी सुन्दर वरण वर सह एक मण्डप राजहीं ॥
जनु जीव अरु चारिउ अवस्था विभुन सहित विराजहीं ॥ ५२ ॥

વર કન્યાઓ પોતાનાં યથાયોગ્ય જોડાંને પરસ્પર જોઈને સંકોચાતાં હૃદયમાં આનંદ પામ્યાં. તેઓની સુંદરતાનાં વખાણ કરીને દેવતાઓ હર્ષ પામી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. સુંદર વર્ણવાળી ચારે સુંદરીઓ પોતાના પતિઓની સાથે એક મંડપમાં બિરાજતી હતી. તે જાણે જીવના હૃદયસ્થાનમાં તુરીયા, સુષુપ્તિ, સ્વપ્ન અને જાગ્રત નામની ચાર અવસ્થાઓ પોતાના સ્વામી સાક્ષી, પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ એમની સાથે રહેલી હોય એવી શોભવા લાગી. ૫૨.

दोहा—मुदित अवधपति सकल सुत वधुन समेत निहारि ॥
जनुपाये महिपाल मणि, क्रियन सहित फलचारि ॥ ३७१ ॥

સર્વ રાજાઓના મુકુટમણિ રૂપ અયોધ્યાપતિ દશરથ રાજા પોતાના ચારે પુત્રોને વહુઓ સહિત નિહાળીને જાણે ચારે ક્રિયાઓ (ભક્તિ, તપસ્યા, સેવા, શ્રદ્ધા) સહિત ચારે પુરૂષાર્થ (ધર્મ, અર્થ, કામ, મોક્ષ) ને પામ્યા હોય એવી રીતે આનંદ પામ્યા. ૩૭૧.

चौ०—जस रघुवीर व्याह विधि वरणी, सकल कुँवर व्याहे सहि करणी ॥
कहि न जाय कछु दाइज भूरी, रहा कनकमणि मण्डप पूरी ॥
कम्बल वसन विचित्र पटोरे, भाँति भाँति बहु मोल न थोरे ॥
गज रथ तुरँग दास अरु दासी, धेनु अलंकृत कामदुधासी ॥
वस्तु अनेक करिय किमिलेखा, कहि न जाय जानहिं जिन देखी ॥
लोकपाल अवलोकि सिहाने, लीन्ह अवधपति सब सुखमाने ॥
दीन्ह याचकन जोज्याहि भावा, उबरा सो जनवासहि आवा ॥
तब करजोरी जनक मृदुबानी, बोले सब बरात सनमानी ॥

રામચંદ્રજીના વિવાહની વિધિ જે પ્રમાણે વર્ણવી છે, તેજ વિધિ પ્રમાણે

ભરતજી, લક્ષ્મણજી અને શત્રુઘ્નના વિવાહ થયા. ઘણોજ દાયજો આપવાને તૈયાર કરેલો તેનું વર્ણન કર્યું જાય તેમ નથી, સુવર્ણ તથા મણિઓથી મંડપ ભરપુર થઇ રહ્યો. ઘણાજ મુલ્યવાન શાલદુશાલા તથા ભાતભાતનાં રેશમી વસ્ત્ર, હાથી, રથો, ઘોડા, દાસ દાસીઓ, શણગારેલી કામદુઘા જેવી ગાયો એ આદિક અનેક વસ્તુઓ દાયજામાં આપી કે જેનું લેખું પણ થઈ શકે નહી કે વર્ણવી શકાય પણ નહી, તેતો જેણે નજરે જોયું હોય તેજ જાણે. લોકપાળ પણ એ જોઇને વખાણ કરવા લાગ્યા. દાયજો લઈને દશરથ રાજાએ સર્વ પ્રકારનું સુખ માન્યું. લીધેલા દાયજામાંથી જે જેણે માગ્યું તે યાચકોને આપતાં બાકી રહ્યું તે જાની-વાસે આવ્યું. પછી જનક રાજાએ હાથ જોડી કોમળ વાણીથી બોલીને સઘળી જાનને સન્માન આપ્યું. ૧-૨-૩-૪.

छं०—सनमानि सकल बरात सादर दान विनय बड़ायकै ॥
प्रमुदित महामुनि वृन्द वन्दे पूजि प्रेम लड़ायकै ॥
शिरनाय देव मनाय सबसन कहत करसंपुट किये ॥
सुर साधु चाहत भाव सिन्धु कितोष जल अंजलि दिये ॥ ५३ ॥

આદર, દાન, વિનય અને મોટાઇ આપીને સઘળી જાનનું સન્માન કર્યું, આનંદ તથા પ્રેમથી મહામુનીશ્વરોના સમુહનું પુજન કરી વંદન કર્યું અને સર્વ દેવતાઓને માથું નમાવી મનાવ્યા. પછી હાથ જોડીને સર્વને કહ્યું કે-'દેવતાઓ અને સત્પુરૂષો કેવળ ભાવના ભુખ્યા છે, નહિતો શું સમુદ્ર એક અંજળી જળનો અર્ઘ્ય આપવાથી પ્રસન્ન થાય છે. ?' ૫૩.

छं०—करजोरि जनक बहोरि बन्धु समेत कोशलरायसों ॥
बोले मनोहर वचन सानि सनेह शील सुभायसों ॥
सम्बन्ध राजन रावरे हम बड़े अब सबविधि भये ॥
यहराज राजसमाज सेवक जानवी बिनुगथलये ॥ ५४ ॥

પછી જનકરાજા પોતાના ભાઈ કુશધ્વજ સહિત દશરથ રાજા પ્રત્યે હાથ જોડી સ્નેહ અને શુશીલ સ્વભાવથી મનોહર વાણી બોલ્યા કે-"હે રાજન્! આપની સાથે સંબંધ થવાથી અમો સર્વ રીતે મોટા થયા છીએ, માટે આ રાજ તથા રાજસમાજને આપના વગર પૈસાના સેવક જાણશો. ૫૪

छं०—ये दारिका परिचारिका करि पालवी करूणामयी ॥
अपराध क्षमियो बोल पठये बहुतहम ढीठी दयी ॥
पुनि भानुकुल भूषण सकल सन्मान विधि समधी किये ॥
कहि जात नहिं विनती परस्पर प्रेम परिपूरण हिये ॥ ५५ ॥

આ અમારી કન્યાઓને પરિચારીકા (દાસી) જાણીને તેમનું પાલન કરશો. હે કૃપાળુ! આપને અહીં તેડાવ્યા એ અમે મોટી ધૃષ્ટતા કરી છે માટે અમારા અપરાધ માફ કરશો." પછી સુર્યવંશના ભુષણ રૂપ દશરથ રાજાએ પોતાના સંબંધી જનક રાજાનું સર્વ પ્રકારે સન્માન કર્યું. બન્ને રાજાઓએ પરસ્પર પ્રેમથી પરિપુર્ણ હૃદયોથી જે વિનંતિ કરી તેનું વર્ણન કર્યું જતું નથી. ૫૫.

छं०—वृन्दारका गण सुमन वर्षहिं राउ जनवासेहिं चले ॥
दुन्दुभी ध्वनि वेदध्वनि नभ नगर कौतूहल भले ॥
तब सखिन मंगल गान करत मुनीश आयसु पाइकै ॥
दूलह दूलहिनिन सहित सुन्दरि चलीं कुहवर ल्याइकै ॥

દેવતાઓનો સમુહ પુષ્પ વરસાવા લાગ્યો અને દશરથ રાજાનીવાસે ચાલ્યા. દુંદુભીઓના શબ્દથી, જયધ્વનિથી.અને વેદધ્વનીથી આકાશ અને નગરમાં ભારે કુતુહળ થઇ રહ્યું. પછી વસિષ્ઠ મુનિની આજ્ઞાથી સખીઓ મંગળ ગીત ગાતી ગાતી વર કન્યા સહિત કંસાર લઇને ચાલી. ૫૬.

दोहा—पुनि पुनि रामहिं चितव सिय, सकुचति मन सकुचैन ॥
हरति मनोहर मीन छवि, प्रेमपियासे नैन ॥ ३७२ ॥

રામચંદ્રજીને વારંવાર જોઇને સીતાજી સંકોચાતાં હતાં, પણ મન સંકોચાતું નહી. પ્રેમનાં તરસ્યાં નેત્રો (ચપળતાથી જોવામાં) માછલાંની મનોહર શોભાનું હરણ કરતાં હતાં. ૩૭૨.

चौ०—श्याम शरीर स्वभाव सुहावन, शोभा कोटिमनोज लजावन ॥
पावकयुत पदकमल सुहाये, मुनि मन मधुप रहत जहँ छाये ॥
पीत पुनीत मनोहर धोती, हरत बालरात्रि दामिनि ज्योती ॥
कलकिंकिणिकटिसूत्र मनोहर, बाहु विशाल विभूषण सोहर ॥
पीत जनेउ महाछबि देई, कर मुद्रिका चोरि चितलेई ॥
सोहत व्याहसाज सब साजे, उर आयत सब भूषण राजे ॥
पीत उपरना कांखा सोती, दुहुँ आँचरन्ह लगे मणिमोती ॥
नयन कमल कलकुंडल काना, वदन सकल सौंदर्य्य निधाना ॥
सुन्दर भ्रकुटि मनोहर नासा, भाल तिलक शुचि रुचिर निवासा ॥
सोहत मौर मनोहर माथे, मंगलमय मुक्तामणि गाथे ॥

રામચંદ્રજીનું શ્યામ સુંદર શરીર સ્વાભાવિકજ શોભીતું છે અને તેની શોભા કરોડો કામદેવને પણ લજ્જા પમાડે એવી છે. અળતા યુક્ત ચરણકમળો

સુશોભિત છે કે જેમાં મુનિઓનાં મનરૂપી ભમરો છાઇ રહે છે. બાળરવિની તથા વીજળીની કાંતિનું હરણ કરે એવી મનોહરપીળી ધોતી છે, કેડે સુંદર ઘુઘરીઓવાળો કંદોરો છે. વિશાળ બાહુઓ આભુષણોથી શોભી રહેલા છે. મહા કાંતિવાન પીળી જનોઇ છે, હાથમાં પેહેરેલી મુદ્રિકા ચિત્તનું હરણ કરી લે એવી છે. વિવાહ સંબંધી સજેલા સર્વ સાજથી શોભી રહેલા છે, વક્ષઃસ્થળ તેમાં પેહેરેલાં આભુષણોથી બિરાજે છે. જેને બન્ને છેડે મણિઓ અને મોતી લગાવેલાં છે, એવો પીળો ઉપરણો જનોઇની પેઠે ખાંધે નાંખેલો છે, કમળ સમાન નેત્રો છે, કાને સુંદર કુંડળો છે, સઘળા સૌંદર્યના ભંડાર રૂપ મુખ છે. ભ્રકુટી સુંદર છે, નાસિકા મનોહર છે, લલાટમાંનું તિલક શોભાના ધામ રૂપ છે અને માથે મંગળમય મોતી તથા મણિઓથી જડેલો મોરમુગટ છે. ૧-૫.

છં૦—गाथे महामणि मौर मंजुल अंग सबचित चोरहीं ॥
पुरनारि सुन्दर वर विलोकहिं निरखि छबि तृणतोरहीं ॥
मणिवसन भूषण वारि आरति करहिं मंजुल गावहीं ॥
सुर सुमन वर्षहिं सूत मागध बन्दि सुयश सुनावहीं ॥ ५७ ॥

મહા મણિ જડેલા મોરમુગટથી શોભીતાં અંગ ચિત્તને ચોરતાં હતાં, નગરની સુંદર સ્ત્રીઓ રામચંદ્રજીને જોઇને તરણાં તોડી નાંખી ટુચકા કરવા લાગી, મણિઓ કપડાં તથા આભુષણોની નોંછાવરો કરી આરતી કરવા લાગી અને મંગળ ગીત ગાવા લાગી. દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને પૌરાણિક, વહીવંચા તથા બંદીજનો સત્કીર્તિ સંભળાવવા લાગ્યા. ૫૭.

છં૦—कुहबरहिं आने कुँवर कुँवरि सुआसिनिन्ह सुख पाइकै ॥
अति प्रीति लौकिकरीति लागी करन मंगल गाइकै ॥
लहकौरि गौरि सिखाव रामहिं सीयसन शारद कहैं ॥
रनिवास रहस विलासरसवश जन्मको फल सब लहैं ॥ ५८ ॥

સુવાસિની સ્ત્રીઓ આનંદ પામીને કુમારોને તથા કુંવરીઓ રાણીવાસમાં લાવી મંગળ ગીતો ગાઇને અત્યંત પ્રેમથી લૌકિક રીતિ કરવા લાગી. રામચંદ્રજીને ગ્રાસ લેવાની રીતિ, પાર્વતી શીખવતાં હતાં અને સીતાજીને સરસ્વતી શીખવતાં હતાં. સર્વ રાણીવાસમાં રહેલી સ્ત્રીઓએ હાસ્યવિલાસમાં રસબસ થઇને જન્મનું ફળ લીધું. ૫૮.

છં૦—निजपाणि मणि महँ देखिप्रति मूरति स्वरूप निधानकी ॥
चालति न भुजवल्ली विलोकनि विरहवश भइ जानकी ॥
कौतुक विनोद प्रमोद प्रेम न जाय कहि जानहिं अली ॥

वरकुँवरि सुन्दर सकल सखिन लिवाइ जनवासहिं चली ॥

સીતાજી પોતાના હાથનાં કંકણોમાં જડેલા મણિમાં રૂપના ભંડારરૂપ રામચંદ્રજીની મુર્તિનું પ્રતિબિંબ જોઇ "રખેને હાથ હલાવવાથી વિરહવશ થઈ જવાશે." એવી શંકાથી હાથને ચળાયમાન કરતાં નહી હતાં, આ કૌતુક, વિનોદ, આનંદ અને પ્રેમ કહ્યાં જાય નહી પણ તે સખીઓના જાણવામાં આઆવ્યાં. પછી સઘળી સ્ત્રીઓ સુંદર વર કન્યાને લઈ જાનીવાસે ચાલી. ૫૯.

छं०—त्यहि समय सुनिय अशीश जहँ तहँ नगर नभ आनँद महा ॥
चिरजियहु जोरी चारु चारिउ मुदित मन सबही कहा ॥
योगीन्द्र सिद्ध मुनीश देव विलोकि प्रभु दुन्दुभिहनी ॥
चलेहरषि वरषि प्रसून निजनिज लोक जय जय जय भनी ॥

તે સમયે જ્યાં ને ત્યાં આશિષો સંભળાવા લાગી. આકાશમાં તથા શેહેરમાં મોટો આનંદ થઈ રહ્યો. સર્વ કોઈ આનંદ યુક્ત મનથી 'ચારે સુંદર જોડીઓ ચિરંજીવ રહો' એમ કહેવા લાગ્યા. યોગીંદ્રો, સિદ્ધો, મુનિઓ અને દેવતાઓએ રામચંદ્રજીને નિહાળીને દુંદુભિ વગાડયાં અને આનંદ પામીને પુષ્પવૃષ્ટિઓ કરી જય જય જય કહીને પોતપોતાના લોકમાં ગયા. ૬૦.

दोहा—सहित वधुटिन कुँवर सब, तब आये पितुपास ॥
शोभा मंगल मोद भरि, उमँगेउ जनु जनवास ॥ ३७३ ॥

સર્વ કુંવરો વહુઓ સહિત પિતાની પાસે આવ્યા તે સમયે જાનીવાસ જાણે શોભાથી, મંગળથી તથા આનંદથી ભરપુર થઇને ઉભરાઈ જતો હોય એવો દેખાવા લાગ્યો. ૩૭૩.

चौ०—पुनि जेवनार भयउ बहुभाँति, पठये जनक बुलाइ बराती ॥
परत पाँवडे वसन अनूपा, सुतन समेत गवन किये भूपा ॥
सादर सबके पाँव पखारे, यथायोग्य पीढ़न बैठारे ॥
धोये जनक अवधपति चरणा, शील सनेह जाय नहिं वरणा ॥
बहुरि रामपदपंकज धोये, जे हर हृदय कमलमहँ गोये ॥
तीनौं भाइ राम सम जानी, धोये चरण जनक निज पानी ॥
आसन उचित सबहिं नृप दीन्हे, बोलि सूपकारी सब लीन्हे ॥
सादर लगे परन पनवारे, कनक कील मणि परन सँवारे ॥

પછી ઘણા પ્રકારનાં જમણો તૈયાર થતાં જનક રાજાએ જાનૈયાઓને જમવાને તેડું મોકલ્યું. ચાલવાના રસ્તામાં અનુપમ વસ્ત્રો પાથરવામાં આવ્યાં તે પર થઈને દશરથ રાજાએ પુત્રો સહિત ગમન કર્યું. આદરપુર્વક સર્વના પગ

પખાળી યથાયોગ્ય આસનોપર બેસાડયા. જનક રાજાએ દશરથ રાજાના પગ પખાળ્યા તે વખતનાં શીલ તથા સ્નેહ વર્ણવ્યાં જાય તેમ નથી. પછી રામચંદ્રજીનાં ચરણ કમળ કે જે સદાશિવના હૃદય કમળમાં ગુપ્ત રહે છે, તેને જનક રાજાએ પખાળ્યાં અને ત્રણે ભાઈઓને રામચંદ્રજી સમાન ગણીને તેઓના પગ પણ જનકે પોતાને હાથે પખાળ્યા. સર્વને રાજાએ યોગ્ય આસનો આપ્યાં. પછી સર્વ રસોઈઆઓને બોલાવ્યા. તેઓ આદરપુર્વક મણિમય પાંદડાંઓથી અને સુવર્ણની સળીઓથી બનાવેલી પત્રાવળી જાનૈયાઓની આગળ મુકવા લાગ્યા. ૧–૨–૩–૪.

दोहा–सूपोदन सुरभी सरपि, सुन्दर स्वादु पुनीत ॥
क्षण महँ सबको परसिगे, चतुर सुआर विनीत ॥ ३७४ ॥

ચતુર અને વિનયવાન રસોઈયાઓ ક્ષણ વારમાં સર્વને દાળ ભાત અને સુંદર સ્વાદિષ્ટ તથા પવિત્ર ગાયનું ઘી પીરસી ગયા. ૩૭૪.

चौ०–पंचक वलीकर जेवन लागे, गारि गान सुनि अति अनुरागे ॥
भाँति अनेक परे पकवाना, सुधा सरिस नहिं जाहिं बखाना ॥
परसन लगे सुआर सुजाना, व्यंजन विविध नाम को जाना ॥
चारि भाँति भोजन विधिगाइ, एक एक वरणि न जाई ॥
छरस रुचिर व्यंजन बहु जाती, एक एक रस अगणित भाँती ॥
जेवत देहिं मधुर ध्वनि गारी, लै लै नाम पुरुष अरु नारी ॥
समय सुहावन गारि विराजा, हँसत राउ सुनि सहित समाजा ॥
यहि विधि रुवही भोजन कीन्हा, आदर सहित आचमन लीन्हा ॥

તે પ્રથમ પાંચ ગ્રાસ નિત્યશ્રાદ્ધના પૃથ્વીપર ધરીને જાનૈયાઓ જમવા લાગ્યા અને ગાળોનાં ગાયન (ફટાણા) સાંભળીને ખુશી થવા લાગ્યા. પછી અનેક પ્રકારનાં અમૃત જેવાં પકવાનો પીરસ્યાં કે જેનાં વખાણ કર્યાં જાય તેમ નથી. ચતુર પીરસનારાઓ વિવિધ પ્રકારનાં વ્યંજન (શાકભાજી વિગેરે) પીરસવા લાગ્યા કે જેનાં નામ પણ કોણ જાણતું હોય? ચાર પ્રકારનાં (ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને ચોષ્ય) ભોજનની વિધિ કહી છે, તેમાંના એક વિધિનું પણ વર્ણન કરવું બની શકે નહી. સુંદર છ રસ (અમ્લ, મધુર, તીખો, કષાય, મીઠો, ખારો,) અને બહુજ પ્રકારનાં વ્યંજનો પીરસ્યાં કે જેમાંના એક એક રસ પણ અનેક પ્રકારના હતા. જમતાં જમતાં જાનૈયાઓને સ્ત્રી પુરૂષોનાં નામ દઈ દઈને મધુર રાગથી સ્ત્રીઓ ગાળો (ફટાણાં) દેવા લાગી. સમયાનુસાર ગાળો સારી લાગવાથી દશરથ રાજા સમાજ સહિત હસવા લાગ્યા. એ પ્રમાણે સર્વેએ ભોજન કર્યાં પછી આદરપુર્વક આચમન લીધાં. ૧–૨–૩–૪.

दोहा—देइ पान पूजे जनक, दशरथ सहित समाज ॥
जनवासे गवने मुदित, सकल भूप शिरताज ॥ ३७५ ॥

જનક રાજાએ પાન બીડાં આપીને સમાજ સહિત દશરથ રાજાનું પુજન કર્યું. પછી સર્વ રાજાઓના શિરતાજ દશરથ રાજા આનંદથી જાનીવાસે ગયા. ૩૭૫.

## ॥ अथ कथा क्षेपक ॥

### ( राम कलेवा. )

छं०—भोर भये अपने कुमारको जनक वेगि बुलवाये ॥
मुनिके पितु सँदेश लक्ष्मीनिधि सखन सहित तहँ आये ॥ १ ॥
सादर किय प्रणाम चरण छुइ लखि बोले मिथिलेशू ॥
गमनहुँ तात तुरत जनवासे जहँ श्री अवध नरेशू ॥ २ ॥
विनय सुनाय राय दशरथसों पाय रजाय रवेतू ॥
आनहु चारिउ राजकुमारन करन कलेऊ हेतू ॥ ३ ॥
यह सुनि शीशनाये लक्ष्मीनिधि भरि उर मोद उमँगा ॥
सखन समेत मंद हँसि गमने चढ़ि चढ़ि चपल तुरंगा । ४ ॥
कलनि देखावत हय थिरकावत करत अनेक तमासे ॥
मृदु मुसकात बतात परस्पर पहुँचि गये जनवासे ॥ ५ ॥
सखन सहित तहँ उतारि तुरँगते मिथिलापतिके बारे ॥
चारिहु सुत युत अवधराजको सादर जाय जुहारे ॥ ६ ॥
अति सुखनिधि लक्ष्मीनिधिको लखि सखन सहित सतकारे ॥
रघुकुल दीप महीप हाथ गहि निज समीप बैठारे ॥ ७ ॥
तेहिक्षण सानुज निरखि राम छबि सखन सहित सुखमाने ॥
लक्ष्मीनिधि मुखदरश पायके रामहु नैन जुड़ाने ॥ ८ ॥
तब श्रीनिधि कर जोरि भूपसों कोमल बैन उचारे॥
करन कलेऊ हेत पठावो चारिहु राजदुलारे ॥ ९ ॥
सुनि मृदुवचन प्रेम रस साने दशरथ मृदु मुसकाने ॥
चारिहु कुँवर बुलाये वेगही बिदा किये मुखसाने ॥ १० ॥
जनक नगरकी जानतयारी सेवक सब सुख पागे ॥
निज निज प्रभुहि सँवारन लागे लै भूषण वर बागे ॥ ११ ॥

**रघुनंदन शिर पाग जरकसी लसी त्रिभंगी बाँधी ॥**
**तिमि नारंगी झुकी कलगी रुचि रुचि पैंजनि साधी ॥ १२ ॥**

પ્રભાત થતાં જનક રાજાએ પોતાના કુંવરને ત્વરાથી બોલાવ્યો. પિતાની આજ્ઞા સાંભળી લક્ષ્મીનિધિ પોતાના મિત્રો સહિત ત્યાં આવ્યો. ૧. તેણે આવીને આદરપુર્વક પિતાનાં ચરણોનો સ્પર્શ કરીને પ્રણામ કર્યા. જનક રાજા બોલ્યા કે–" તાત ! તમે જાનીવાસે મહારાજ દશરથની પાસે તુરત જાઓ. ૨. ત્યાં જઈ તેમને મારી વિનતિ કહી સંભળાવી આજ્ઞા મેળવીને ચારે રાજકુમારોને કલવો જમવાને વાસ્તે સાવચેતીથી અહીં તેડી લાવો." ૩. એ સાંભળી પિતાને માથું નમાવીને હૃદયમાં આનંદ તથા ઉમંગ ભરેલો લક્ષ્મીનિધિ મંદહાસ્ય કરીને મિત્રો સહિત ચપળ ઘોડાપર ચઢીને ચાલ્યો. ૪. તેઓ ઘોડાઓને નચાવતા, કળાઓ દેખાડતા અનેક તમાસા કરતા, મંદહાસ્ય કરતા અને પરસ્પર વાતો કરતા કરતા જાનીવાસે ગયા. ૫. ત્યાં જનક રાજાના પુત્રે મિત્રો સહિત ઘોડાપરથી ઉતરી દશરથ રાજા પાસે જઈ તેમને તથા તેમના ચારે કુમારોને જુહાર કર્યા. ૬. રઘુકુળ દીપક દશરથ રાજાએ અતિ સુખ નિધિ લક્ષ્મીનિધિનો મિત્ર સહિત સત્કાર કર્યો અને તેના હાથ પકડીને પોતાની પાસે બેસાડયો. ૭. તે સમયે ભાઈઓ સહિત રામચંદ્રજીની છબિ જોઈને લક્ષ્મી નિધિ મિત્ર સહિત સુખ પામ્યો અને તેને જોઈને રામચંદ્રજીનાં નેત્ર પણ ઠંડાં થયાં. ૮. પછી લક્ષ્મીનિધિએ હાથ જોડીને દશરથ રાજાને કોમળ વાણીથી વિનતિ કરી કે–" આપના ચારે રાજકુમારોને કલવો જમવાને વાસ્તે મોકલો." ૯. પ્રેમરસયુક્ત કોમળ વચનો સાંભળી દશરથ રાજાએ મંદહાસ્ય કરી ચારે કુંવરોને બોલાવીને તુરત વિદાય કર્યા. ૧૦. જનકપુરમાં જવાની તૈયારી જાણીને સર્વ સેવકો આનંદમગ્ન થયા અને આભુષણો તથા ઉત્તમ વાઘાઓ લઈને તેઓ પોત પોતાના સ્વામીને શણગારવા લાગ્યા. ૧૧. રામચંદ્રજીના માથાપર ત્રણ લટવાળી જરકસીની પાઘ સુંદર સુંદર પેચ રચીને બાંધી અને તેમાં નવરંગી કલગી ઝુકાવી દીધી. ૧૨.

**दोहा–वरणि सकै को रामको, अनुपम दूलह वेष ॥**
**जेहि लखि शिव सनकादिको, रहत न तनुहि सरेष ॥ ३७६ ॥**

વરરાજા રામચંદ્રજીનો અનુપમ વેષ કે જેને જોઈને શિવ સનકાદિકને પણ પોતાના શરીરની શુદ્ધિ રહે નહી તેને કોણ વર્ણવી શકે ? ૩૭૬.

**छं०–इमि सजि अनुज सहित रघुनंदन चारौं राजदुलारे ॥**

बढ़े उमंगन चढ़े तुरंगन अंगन वसन सँवारे ॥ १३ ॥
जे रघुवंशी कुँवर लाड़िले प्रभु कहँ प्राण पियारे ॥
चढ़े तुरंग संगतेउ गमने राम संग मतवारे ॥ १४ ॥
राम वामदिशि श्री लक्ष्मीनिधि सखन सहित तेउ सोहैं ॥
चंचल बागे किये तुरंगकी बातै करत हँसोहैं ॥
जग वंदन जेहि नाम जाहिरो रघुनंदनको बाजी ॥
ताको गुण छवि कहँ लौं वरणौं जोहि होत मन राजी ॥ १६ ॥
जित रुख पावै तित पहुँचावै छन आवै छन जावै ॥
जमि जमि थमि थमि थरकि भूमिपर गतिनततिन दरशावै ॥ १७ ॥
फाँदत चंचल चारौं चौकाड़ि चपलहुके चख झाँपै ॥
भरत कुँवरको तुरंग रंगीलो वरणि जाय कहु कापै॥ १८ ॥
चंपा नाम चाल चटकीली जेहि पर रिपुहन भाये
सब समाजके आगे निरतै मोर कुरंग लजाये ॥ १९ ॥
जो कहुँनेकहुँ हाथ उठावत कई हाथ उठि जातो ॥
बार बार चुचुकारि दुलारत ताहू पै न जुडातो ॥ २० ॥
लक्खी घोडा लषण लालको बाँको निपट चलाको ॥
उडि उडि जात वायु मंडलको परत न पग महि ताको ॥ २१ ॥
सरफराय उडि जाय परतहै लक्ष्मीनिधि हय पाहीं ॥
उचित विचार हँसे रघुवंशी रामहु मृदु मुसकाहीं ॥ २२ ॥
तकि तुरंगकी चंचलताइ लषणाकि देखि चढाई ॥
निमिवंशी रघुवंशी सिगरे ठगिसे रहे बिकाई ॥ २३ ॥
राम आदि जे कुँवर लाडिले तेउ लखि भरे उछाहैं ॥
रीझि रीझि तहँ लषण लालको बारहिं बार सराहैं ॥ २४ ॥
इमि मग होत विलास विविध विधि विपुल बाजने बाजे ॥
सुनत नकीब पुकार नगर तिय कढि बैठीं दरवाजे ॥ २५ ॥
कोउतिय निरखि वदनकी सुखमा अति सुख महँ सोपागी ॥
भरी सनेह देह सुधि नाहीं रामरूप अनुरागी ॥ २६ ॥
कोउ तिय देखि अतूला दूलहा अति सनेह तनुभूला ॥
फूला नैन मैन मन भूला लागि प्रीति को हूला ॥ २७ ॥

**कोउ घूँघट पट खोलि सुन्दरी मणि मुंदरी लै पानी ॥**
**देखत दूलह रूप रामको आनँद सिन्धु सन्मानी ॥ २८ ॥**

એ પ્રમાણે અંગપર સુંદર વસ્ત્ર ધારણ કરી રામચંદ્રજી આદિક ચારે રાજકુમારો સજ્જ થઈ ઘણા ઉમંગથી ઘોડાપર ચઢયા. ૧૩. રઘુવંશના બીજા પણ લાડીલા કુવરો કે જેઓ રામચંદ્રજીના પ્રાણ પ્યારા હતાં તેઓ પણ મતવાળા ઘોડાપર સ્વાર થઈ રામચંદ્રજીની સાથે ચાલ્યા. ૧૪. રામચંદ્રજીની ડાબી બાજુએ મિત્ર સહિત લક્ષ્મીનિધિ ચંચળ ઘોડાની લગામ પકડીને તાજી તાજી વાતો કરી હસાવતો હતો. ૧૫. 'જગવંદન' નામનો પ્રખ્યાત રામચંદ્રજીનો ઘોડો કે જેને જોતાંજ મન રાજી થતું હતું તેના ગુણોનું અને કાન્તિનું વર્ણન કયાં સુધી કરૂં? ૧૬. એ ઘોડો જ્યાં રૂચી થાય ત્યાં પોહોચાડે એવો અને ક્ષણમાં આવે અને ક્ષણમાં જાય એવો હતો. તે ધરતીપર ઠમઠમ નાચી, થરકી થરકીને અનેક પ્રકારની ચાલ બતાવતો હતો. ૧૭. ભરતજીનો રંગીલો ઘોડો ચંચળ તથા કુદવામાં અને ચોકડી ભરવામાં એવો સુંદર હતો કે ચપળ માણસની આંખોને પણ ઝાંપી નાંખે; તેની શોભાનું વર્ણન કોનાથી કરી શકાય? ૧૮. જેનાપર શત્રુઘ્ન બેઠા હતા તે ચંપા નામનો ચટકીલી ચાલવાળો ઘોડો સર્વ મંડળની આગળ નાચ કરતો ચાલતો હતો અને (પોતાની ચાલથી) મોર તથા હરણોને પણ લજાવતો હતો. ૧૯. તે જરાક હાથ ઉઠાવતાંજ કેટલાક હાથપર ઉડી જતો હતો, અને વારંવાર બચકારી તથા પ્યાર કરતાં છતાં પણ ઠંડો પડતો નહી હતો. ૨૦. લક્ષ્મણજીનો લખ્ખી નામે ઘોડો એવો બાંકો ને ચાલાક હતો કે વારંવાર ઉડીને વાયુ મંડળમાં જતો, અને પૃથ્વીપર પગ પડવા દેતો નહી. ૨૧. તે ઘોડો ચમકી ચમકી ઉડીને લક્ષ્મીનિધિના ઘોડા પાસે જતો હતો, તેથી તે યોગ્ય થાય છે એમ વિચારી રઘુવંશીકુંવરો હસતા હતા અને રામચંદ્રજી પણ મંદહાસ્ય કરતા હતા. ૨૨. એ ઘોડાની ચંચળતા અને લક્ષ્મણજીની ચઢાઇ જોઈને સઘળા નિમિવંશીઓ તથા રઘુવંશીઓ ઠગાઇને વેચાઇ જાય એમ હતું. ૨૩. રામચંદ્રજી આદિક લાડીલા કુંવરો ઉત્સાહ ભરેલી રીતે જોઇ રીઝી રીઝીને વારંવાર લક્ષ્મણજીનાં વખાણ કરતા હતા. ૨૪. એ પ્રમાણે માર્ગમાં અનેક પ્રકારના વિલાસ થતા હતા, ઘણાં વાજાં વાગતાં હતાં અને નકીબો પોકારાતી હતી. તે સાંભળીને નગરની સ્ત્રીઓને જોવા માટે આંગણાંમાં આવીને કેટલીક સ્ત્રીઓ રામના સુખની સુખમય શોભા જોઇ રામચંદ્રજીના રૂપમાંજ સ્નેહ ઉત્પન્ન થવાથી અત્યંત સુખમાં મગ્ન થઇ ગઇ અને દેહની શુદ્ધિ પણ ન રહી. ૨૬. કેટલીક સ્ત્રીઓ અનુપમ રામચંદ્રજીને જોઇ અતિ સ્નેહથી દેહનું ભાન ભુલી ગઇ, નેત્રો પ્રફુલ્લિત થઇ ગયાં, કામથી મન ભમી ગયું

અને હૃદયમાં પ્રેમની બરછી લાગી. ૨૭. કેટલીક સ્ત્રીઓ પોતાનો ઘુંઘટો ખો-લીને હાથમાં મણિની મુદ્રિકા લઇને તેમાં રામનું વર રાજાનું રૂપ જોઇને આ-નંદના સમુદ્રમાં મગ્ન થઇ ગઇ. ૨૮.

दोहा—कोउ मूरति लखि साँवरी, तोराति तृण सुखपाग ॥
माधुरि मूरतिमें पगीं, निजमूरति सुख त्याग ॥ ३७७ ॥

કેટલીક સ્ત્રીઓ શ્યામ સુંદર કાન્તિ જોઇ સુખ પામીને તરણાં તોડવા લાગી, પોતાના શરીરનું સુખ તજીને અને રામચંદ્રજીની માધુરિ મુર્તિમાં મગ્ન થઇ.

छं०—कोउ रघुनन्दन छबि विलोकिकै बोली सुन सखि बैना ॥
राजकुँवर ये करन कलेऊ जात जनकके ऐना ॥ २९ ॥
इनको श्रीनिधि गये लिवाई आये चारहु बेटा ॥
रँगभीने रघुवंशी छैला दशरथ राज दुल्हेटा ॥
धनि यह भाग्य हमारो प्यारी जिन भरि नैन निहारे ॥
नतु दर्शन दुर्लभ दूलहके रविकुल प्राणपियारे । ३१ ।
भाग सोहाग आज भल पायो श्रीमिथिलेशकि बेटी ॥
सुन्दर श्याम माधुरी मूरति जिन जिन भुज भर भेटी ॥ ३३ ॥
बोली अपर सखी सुन सजनी भली बात बनी आई ॥
हमहु चलै सब जनक महलको हँसिये इन्हें हँसाई ॥ ३२ ॥
इमि मृदु बातैं करत परस्पर भई प्रेमवश वामा ॥
सुनत जात मुसकात अनुज युत कृपासिन्धु श्रीरामा ॥ ३४ ॥
द्वार समीप देखि अति सुन्दर मणिमय चौक सँवारे ॥
राजकुँवर रघुवंशिनके तहँ ठाढ भये मतवारे ॥ ३५ ॥
उत रजाय लहि सिया मातुकी नगर सुवासिन नारी ॥
कंचन कलश सजे शिर उपर पल्लव दीप सँवारी ॥ ३६ ॥
गावत मंगल गीत मनोहर करले कंचन थारी ॥
परिछन चली हेतु रघुवरकी बहु आरती सँवारी ॥ ३७ ॥
जाय समीप निहारि रामछवि दृग आनँद जल बाढी ॥
छकित रहीं वर वदन विलोकति चकित रही तहँ ठाढी ॥ ३८ ॥
राम रूप रँगि गई रँगीली लखि दूलह सुखसारा ॥
तन मन रह्यो सरेख न काहू को करै मंगलचारा ॥ ३९ ॥
प्रेम पयोधि मगन सब प्यारी धरि पुनि धीरज भारी ॥

परछन अली भली विधि कीन्हों रोकि विलोचन वारी ॥ ४० ॥
लक्ष्मीनिधि तब उतरि तुरँगते चारिउ कुँवर उतारे ॥
पाणिपकरि रघुनन्दनजीको भीतर महल सिधारे ॥ ४१ ॥
जहँ पिकबैनी सब सुखऐनी बैठि सुनैना रानी ॥
इन्द्रानीकी कौन चलावै लखि रति रूप लुभानी ॥ ४२ ॥
चन्द्रमुखी चहु ओर विराजैं कोउ कर चमर चलावै ॥
कोउ सखि देखि रामकी शोभा आरति मंगल गावै ॥ ४३ ॥
तेहि छन तहाँ गये रघुनन्दन मन फंदन वर वेषा ॥
देखत उठीं सकल रनिवासे रह्यो न तनुहिं सरेषा ॥ ४४ ॥
करि आरति वारि मणि भूषण सादर पाँय पखारे ॥
चारि रंग के चारि सिंहासन चारिउ वर बैठारे ॥ ४५ ॥
लखि छबि ऐना सासु सुनैना एकहु न पलक तजैना ॥
भूली चैन बोलि सकैना कहत बनैना बैना ॥ ४६ ॥
तकि जकि रही तनक नहिं डोलै मगन महा मुदमाहीं ॥
राम रूप रँगि गई रँगीली आंसु बहे दृग जाहीं ॥ ४७ ॥
इमि तहँ दशा बिलोकि सासुकी राम गुणत मन माहीं ॥
काह भयो यह आजु रानिको पूँछत भे सकुचाहीं ॥ ४८ ॥
चतुर सखी चित चराचि रामकों बोली मधुरी बानी ॥
यह तुम्हार गुणहै सब लालन और न कछु उर आनी ४९ ॥
सुनत बचन यह तुरत धीर धरि जगी सुनैना रानी ॥
बार बार बहु लीन बलैया चूमि कपोलन पानी ॥ ५० ॥
माधुरि मूरति साँवलि सूरतिकी तृण तोरति रानी ॥
रीझि रीझि तहँ राम रूपपै बिनही मोल बिकानी ॥ ५१ ॥
पुनि कर जोरि रामसों रानी बोली अति मृदु सोई ॥
उठहु लाल अब करहु कलेऊ जो जो रुचि हिय होई ॥ ५२ ॥
यह सुनि सखन समेत उठे तहँ चारहु राजदुलारे ॥
भरी भाग्य अनुराग सुनैना निजकर पायँ पखारे ॥ ५३ ॥
रचना अधिक पदकके पीठन बैठारे सब भाई ॥
कंचनथारी मृदुल सुढारी परसी विविध मिठाई ॥ ५४ ॥

रुचि अनुरूप भूप सुत जेंवन पवन डुलावै सासु ॥
बूझि बूझि रुचि व्यंजन परसै बरणि न जाय हुलासु ॥ ५५ ॥
स्वाद सराहि पाय पुनि अँचये सखियन पान खवाये ॥
बैठे पहिरि पोसाक सखन युत विविध सुगंध लगाये ॥ ५६ ॥

કોઇ સ્ત્રી રામચંદ્રજીની કાન્તિ જોઈને બોલી કે "સખીઓ ! સાંભળો. આ રાજકુમારો કલેવા જમવાને વાસ્તે જનક રાજાને ઘેર જાય છે. ૨૯. એમને લક્ષ્મીનિધિ તેડવા ગયો હતો. તેથી આ રઘુવંશી રંગલીના છેલછબીલા દશરથ રાજાના ચારે કુમારો જાય છે. ૩૦. હે પ્યારી સખી ! આપણે નેત્રો ભરીને તેઓને જોઇએ છીએ તેથી આપણાં ધન્ય ભાગ્ય છે, નહી તો સુર્યવંશના પ્રાણપ્યારા આ કુમારોનાં દર્શન દુર્લભ છે. ૩૧. સીતાજી આ શ્યામસુંદર માધુરી મુર્તિનું પાણીગ્રહણ કરીને આજ ભલું ભાગ્ય તથા સોહાગ પામ્યાં છે. ૩૨. બીજી બોલી કે-"હે સખીઓ ! સાંભળો. આજ બહુ સારી વાત બની આવી છે. ચાલો આપણે સઘળી જનક રાજાના મેહેલમાં જઇને આ કુમારોને હસીએ તથા હસાવીએ." ૩૩. એ પ્રમાણે પ્રેમને વશ થયેલી સ્ત્રીઓ પરસ્પર વાતો કરતી હતી, તે સાંભળતા કૃપાસિંધુ રામચંદ્રજી ભાઈઓ સહિત હસતા હસતા જતા હતા. ૩૪. દ્વાર સમીપે અત્યંત સુંદર મણિમય ચોક, શણગારેલા જોઈ મતવાલા રઘુવંશી રાજકુમારો ત્યાં ઉભા રહ્યા. ૩૫ નગરની સુવાસિની સ્ત્રીઓએ સીતાજીની માતા પાસે જઈ આજ્ઞા લઈ માથાંપર સુવર્ણના કળશ સજ્યા અને પલ્લવ જેવી આકૃતિમાં દીવા શણગાર્યા. ૩૬. તે દીવા કંચનની થાળીમાં ધરી હાથમાં લઇ ઘણી ઘણી આરતીઓ શણગારી મનોહર મંગળ ગીત ગાતી ગાતી કુમારોને પોંખવા ચાલી. ૩૭. પાસે જઇ રામચંદ્રજીની છબિ જોતાંજ નેત્રોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં અને તેમનું સુંદર મુખ જોઇ છકિત થઈ ચકિત બની ગઇ. ૩૮. એ રંગીલી સ્ત્રીઓ સર્વ સુખરૂપ વરરાજા રામચંદ્રજીનું રૂપ જોઇને રંગાઇ ગઇ. તેઓને શરીરની કે મનની શુદ્ધ રહી નહી, તેથી મંગળાચાર કોણ કરે ? ૩૯. પ્રેમરૂપી સમુદ્રમાં મગ્ન થયેલી સર્વે પ્યારી સખીઓએ પછી ધીરજ ધરી નેત્રોનાં જળ રોકીને સારી રીતે પોંખણું કર્યું. ૪૦. પછી લક્ષ્મીનિધિએ ઘોડાપરથી ઉતરીને ચારે કુંવરોને ઉતારી રામચંદ્રજીનો હાથ પકડીને મેહેલમાં પધરાવ્યા. ૪૧. ત્યાં કોયલ જેવા મધુર સ્વરવાળી અને સુખના ધામરૂપ સુનયના રાણી બેઠાં હતાં, તેના આગળ ઇંદ્રાણીની તો શી વાત કરવી ? પણ તેને જોઇને રતિનું મન પણ લોભાઇ જાય. ૪૨. તેની ચારે તરફ ચંદ્ર જેવાં મુખવાળી સ્ત્રીઓ શોભતી હતી. તેમાંની કેટલીક ચમર ઢોળતી હતી અને કેટલીક રામની શોભા જોઇને આરતી મંગળ ગાતી હતી. ૪૩. તે સમયે

જોતાંજ મનને હરી લે એવા ઉત્તમ વેષવાળા રામચંદ્રજી ત્યાં પધારતા જોઇને રાણીવાસની સઘળી સ્ત્રીઓ ઉઠી ઉભી થઇ ગઈ. અને શરીરની શુદ્ધિ પણ રહી નહી. ૪૪. આરતી કરી મણિઓ તથા આભુષણોની નોંછાવર કરી આદરપુર્વક પગ પખાળીને ચાર રંગનાં ચાર સિંહાસનોપર ચારે વરરાજાને બેસાડયા. ૪૫. સુનયના સાસુ રામચંદ્રજીની છબિ જોઈને એક પળવાર પણ આંખથી દુર કરતી નહી. અને સર્વ સુખ વીસરી જઈ કાંઇ નહી બોલી શકાવાથી કાંઈ વચન બોલી શકી નહી. ૪૬. તે રામની છબિ સામેજ તાકી રહી, લગાર પણ શરીર હલાવતી નહી અને મહા આનંદમાં મગ્ન થઈ ગઇ. એ રંગીલી રામરૂપથી રંગાઇ ગઈ અને આંખોમાંથી આંસુ વહી જવા લાગ્યાં. ૪૭. સાસુની એવી દશા જોઇને રામચંદ્રજી મનમાં વિચારવા લાગ્યા કે–' આજ આ રાણીને શું થઇ ગયું ? ' પણ પુછતાં સંકોચાવા લાગ્યા. ૪૮. એક ચતુર સખી ચિત્તમાં ચેતી જઇને મધુરી વાણીથી બોલી કે–" હે લાલજી ! આ સર્વ તમારાજ ગુણ છે, બીજું કાંઇ મનમાં લાવશો નહી." ૪૯. એ વચનો સાંભળતાંજ સુનયના રાણી તુરતજ ધીરજ ધરીને સાવધ થઇને હાથે તથા ગાલે ચુંબન કરીને વારંવાર મીઠડાં લેવા લાગી. ૫૦. શ્યામસુંદર માધુરી મુર્તિ જોઈને રાણી તરણાં તોડવા લાગી. (નજર ન લાગે માટે.) અને રામના રૂપથી અત્યંત રીઝીને જાણે વગર મુલ્યે વેચાઈ ગઇ હોય એવી દેખાવા લાગી. ૫૧. પછી સુનયના રાણી હાથ જોડીને રામચંદ્રજી પ્રત્યે કોમળ વાણીથી બોલી કે–" હે લાલા ! આપ ઉઠો અને મનમાં જે જે રૂચિ હોય તે પ્રમાણે કલવો જમો." ૫૨. એ સાંભળી ચારે રાજકુમારો મિત્રો સહિત ઉઠયા. એટલે મહાભાગ્યવાન સુનયના રાણીએ પ્રેમથી પોતાના હાથે તેઓના પગ પખાળ્યા. ૫૩. વિચિત્ર રચનાવાળાં મણિમય આસનોપર સર્વ ભાઈઓને બેસાડયા અને સુંદર સુવર્ણની થાળીઓમાં જાત જાતની મિઠાઇઓ પીરસી. ૫૪. રાજકુમારો રૂચિ પ્રમાણે જમવા લાગ્યા અને સાસુ પવન નાંખવા લાગી. અને રૂચિ પુછી પુછીને રસોઈ પીરસતી હતી. એ વખતના ઉલ્લાસનું વર્ણન કરી શકાય તેમ નથી. ૫૫. જમતાં સ્વાદ વખાણતા હતા, જમી રહ્યા પછી આચમન કર્યાં એટલે સખીઓએ પાન બીડાં ખવરાવ્યાં. પછી મિત્રો સહિત પોશાક પેહેરીને બેઠા અને સખીઓએ તેઓને સુગંધ લગાવ્યા. ૫૬.

**दोहा– राज ऐन सब चैन यूत, राजैं राजकुमार ॥**
**जिनको हास बिलास लखि, लाजहिं लाखन मार ॥ ३७८ ॥**

તે વખત સર્વે રાજકુમારો આનંદ યુક્ત રાજભુવનમાં બિરાજવા લાગ્યા. તેમનો હાસ્યવિલાસ જોઇને લાખો કામદેવ લાજ પામે એવા શોભતા હતા. ૩૭૮.

छं०—तेहि औसर सुधिपाय सखीमुख लक्ष्मीनिधिकी नारी ॥
नाथ सिद्धि परसिद्ध जासु गुण रूप शील उंजियारी ॥ ५७ ॥
भाग सुहाग भरी सुठि सुंदरि नव यौवन मतवारी ॥
रसिकनरीति प्रीति परवीनी रतिहि लजावनहारी ॥ ५८ ॥
अतिगुणवान निधानरूपकी सब विधि सुभग सयानी ॥
लक्ष्मीनिधिकी प्राण पियारी निमिकुलकी महरानी ॥ ५९ ॥
अलबेली सरहज रघुबरकी बढ़ी सनेह सृँगारी ॥
प्रीतम प्रीति निबाहन हारी रामरूप रिझवारी ॥ ६० ॥
चंचल चपल चहूँ दिशि चितवति देखनको अतुराई ॥
भरी उमंग संग सखियनलै तुरत राम ढिग आई ॥ ६१ ॥
बदन चंद अरविंद लियेकर बिहँसत मंदर सोहै ॥
राजकुँवरकर पकरि लाड़िली बोली तकि तिरछौहै ॥ ६२ ॥
यह चितचोर किशोर भूपके बड़े चोर तुम प्यारे ॥
सुरति हमारि भुलाय साँवरे सासु समीप सिधारे ॥ ६३ ॥
उलटी बात कहौ जिन प्यारी आपने दोष दुराई ॥
तुमही रहिउ छिपाय छबीली सुनत हमारि अवाई ॥ ६४ ॥
हम आये तुम महलन भीतर तुमहि न पर्यो जनाई ॥
भलो सदन तुमरो है प्यारी जहँ सब जाहिं समाई ॥ ६५ ॥
सुनत रामके वचन लाड़िली बोली मृदु मुसकाई ॥
तुमरे घरकी रीति लालजू यहाँ न चली चलाई ॥ ६६ ॥
सासु सुनैनाके समीप महँ देत जवाब बनैना ॥
पाणि पकरि रघुनंदनजीको गइ लेवाय निज ऐना ॥ ६७ ॥
धारि सिंहासन दै तहँ आसन भरी हुलासन प्यारी ॥
बारहिं बार निहारि वदन छबि बहु आरती उतारी ॥ ६८ ॥
मेलि सुकंठ मालती माला वसनानि अतर लगायो ॥
अंचरसों मुख पोंछि रामको निज कर पान खवायो ॥ ६९ ॥
ललित लवंग कपूर संगधारि कोउ सखि पान लगावै ॥
कोउकर पीकदानलिये ठाढी कोउ सखि चमर ढुलावै ॥ ७० ॥
जे निमिराज नेवत सुनि आई कोटिन राजकुमारी ॥

राम मिलनकी बडी लालसा कहि न सकैं सकुचारी ॥ ७१ ॥
तिन यह सुन्यो कि सिद्धि सदन में आये चारिहु भाई ॥
तुरतहिं पहुँचीं सबहीं प्यारी जानि सबैं सुखदाई ॥ ७२ ॥
देखि राजकुँवरि सब आईं राम दरशकी प्यासी ॥
अतिसन्मान कियो सबहीको सिद्धि सदन सुखरासी ॥ ७३ ॥
मणिन मौरपर मोतिन कलँगी अलबेली अति सोहै ॥
राजातियनकी कौन चले है मुनियनको मन मोहै ॥ ७४ ॥

તે વખતે સખીઓના મુખથી ખબર મળતાં લક્ષ્મીનિધિની સિદ્ધિ નામની પ્રસિદ્ધ સ્ત્રી કે જે રૂપ, ગુણ અને શીળથી ઉજ્વળ હતી. ૫૭. સુંદર સોહાગવાળી તથા ભાગ્યવાન હતી, નવીન જોબનથી મતવાલી હતી, રસિકોની પ્રીતિની રીતિઓમાં પ્રવીણ હતી, કામદેવની સ્ત્રી રતિને લજાવે એવી સુંદર હતી. ૫૮. ગુણ અને રૂપના ભંડાર રૂપ હતી, સર્વ રીતે સુંદર તથા શાણી હતી, લક્ષ્મીનિધિની પ્રાણ પ્યારી હતી, નિમિકુળની મહારાણી હતી. ૫૯. રામચંદ્રજીના સાળાની અલબેલી હતી, મોટા સ્નેહ તથા શણગારવાળી હતી, પ્રીતમની પ્રીતિ નિભાવનારી હતી, રામના રૂપથી રીઝેલી હતી. ૬૦. ચંચળ નેત્રથી ચારે તરફ આતુરતાથી જોતી હતી. એવી સિદ્ધિ ઉમંગભેર સાથે સખીઓને લઇને રામચંદ્રજીની પાસે આવી. ૬૧. ચંદ્ર જેવા મુખવાળી હાથમાં કમળ લઇ મંદહાસ્ય કરતી શોભતી એ લાડીલી તિરકસ નેત્રથી જોતી રામચંદ્રજીનો હાથ પકડીને બોલી કે ૬૨. "પ્યારા! તમે ચિત્તની ચોરી કરનારા અમારા જનક રાજાના મોટા ચોર છો. તમે અમારી શુદ્ધિ વિસરાવીને સાસુજી પાસે બેસી રહ્યા છો?" ૬૩. રામચંદ્રજી બોલ્યા કે—ભામીનિ! તમે તમારો દોષ છુપાવીને ઉલટી વાત કરો છો. હે છબિલી! અમારૂં આગમન સાંભળીને તમેજ સંતાઇ રહ્યાં હતાં. ૬૪. અમે તમારા મેહેલમાં આવ્યા છીએ તો પણ તમને અમારી ખબર પડી નહી! હે પ્યારી! તમારૂં ઘર તો બહુ સારૂં છે કે જેમાં સર્વ સમાઇજ જાય છે." ૬૫. રામનાં વચનો સાંભળીને એ લાડીલી મંદહાસ્ય કરીને બોલી કે—"હે લાલજી! તમારા ઘરની રીત અહીં ચલાવી ચાલશે નહી." ૬૬. સાસુ સુનયનાની રૂબરૂ બરાબર ઉત્તર દઇ શકાય નહી તેથી સિદ્ધિ રામચંદ્રજીનો હાથ પકડીને પોતાના મેહેલમાં લઈ ગઇ. ૬૭ ત્યાં પ્યારવાળી સિદ્ધિએ ચારે વરરાજાને ઉલ્લાસથી ચાર સિંહાસનો આપીને બેસાડયા અને વારંવાર તેઓનાં મુખની કાન્તિ જોઇને ઘણી આરતી ઉતારી. ૬૮. તેઓના સુંદર કંઠમાં માલતીનાં પુષ્પની માળાઓ પેહેરાવી, વસ્ત્રપર અત્તર લગાવ્યાં અને પોતાના છેડાથી રામચંદ્રજીનું મુખ લોહીને પોતાને હાથે પાન બીડાં ખવરાવ્યાં, ૬૯. કોઈ સખી

સુંદર લવંગ, કસ્તુરી નાંખીને પાન બીડી બનાવવા લાગી, કોઈ સખી હાથમાં પીકદાની લઈને ઉભી રહી અને કોઇ સખી ચમર ઢોળવા લાગી. ૭૦. જે રાજકુમારીઓ જનક રાજાને ત્યાં રાજકુમારોનું નિમંત્રણ સાંભળી રામચંદ્રજીને મળવાની મોટી લાલસાથી આવી હતી, પણ સંકોચાઈને બોલી શકતી નહોતી. ૭૧. તેઓએ જાણ્યું કે સિદ્ધિના મેહેલમાં ચારે ભાઈઓ આવ્યા છે. એટલે સઘળી પ્યારી સખીઓ સુખદાયક સમય જાણીને ત્યાં આવી પોહોચી. ૭૨. સુખના સમુહ રૂપ રામચંદ્રજીએ પોતાના દર્શનની તૃષ્ણાથી રાજકુંવરીઓને આવેલી જોઈને સિદ્ધિના મેહેલમાંજ તેમનું ઘણું સન્માન કર્યું. ૭૩. રામચંદ્રજીના મણિમય મોર મુગટમાં મોતીની અલબેલી કલગી એવી તો અત્યંત શોભતી હતી કે તે જોઈને મુનિઓનાં મન મોહ પામે. તો પછી રાજકન્યાઓની તો વાતજ શી કરવી? ૭૪.

दोहा—मन लोभा शोभा निरखि, भई विवस सुकुमारि ॥
चकित छकित सब रह गईं, तन मन दशा बिसारि ॥ ३७९ ॥

રામચંદ્રજીની શોભા જોઈ મન મોહિત થઇ જવાથી એ સુકુમારીઓ પરવશ બની ગઈ, ચકિત છકિત થઇ ગઈ અને તનમનની દશાને પણ ભુલી ગઇ. ૩૭૯.

छं०—जो तिय मान अनूप रूप निज रहीं स्वरूप गुमानी ॥
तेहि लखि राम वदनकी सुखमा बिनही मोल बिकानी ॥ ७५ ॥
अति सुकुमारी राजकुमारी सिद्धि सहित अनुरागी ॥
तहँ प्यारी गारी रघुवरको देन दिवानन लागी ॥ ७६ ॥
एक सखी कह सुनहू लालजी यह स्वरूप कहँ पायो ॥
कानन सुन्यो काम अति सुन्दर को तुमको सोइ जायो ॥
बोली सिद्धि सुनहु रघुनंदन तुम हमार ननदोई ॥
एक बात तुमसों हम पूँछैं लाल न राखहु गोई ॥ ७८ ॥
होत ब्याह सम्बंध सबनको अपने जातिहि माही ॥
निज बहिनी शृंगि ऋषिको तुम कैसे दियो बियाही ॥ ७९ ॥
की उनको मुनीश लै भाग्यो की वोई सँगलागी ॥
एती बात बतावहु लालन तुम रघुवंश अदागी ॥ ८० ॥
लषण कह्यो यह सुनहु लाडिली जेहि विधि जहँ लिखिदीना ॥
तहँ संयोगहोतहै ताको ब्याह तौ कर्म अधीना ॥ ८१ ॥
कहँ हम राजकुँवर रघुवंशी कहँ बिदेह वैरागी ॥

भयो हमारो व्याह तुम्हारे विधिगति गनैको भागी ॥ ८२ ॥
औरौ एक हास उर आवै अचरज है सब काहू ॥
तुमतोहो सिधि वै लक्ष्मीनिधि नारि नारिसो व्याहू ॥ ८३ ॥
एक सखीकह सुनहु लालजी तुमहिं सकहि कोजीती ॥
जाहिर अहै सकल जग माहीं तुमरे घरकी रीती ॥ ८४ ॥
अति उदार करतूतिदार सब अवधपुरीकी बामा ॥
खीर खाय पेदा सुत करती पतिकर कछु नहिं कामा ॥ ८५ ॥
सखी वचन सुन तब रघुनंदन बोले मृदु मुसकातैं ॥
आपन चाल छिपावहु प्यारी कहहु आनकी बातैं ॥ ८६ ॥
कोउ नहिं जन्म मात पिता बिन बँधी वेदकी नीती ॥
तुमरेतौ माहिते सब उपजैं अस हमरे नहिं रीती ॥ ८७ ॥
बोली चन्द्रकला तेहिं औसर परम चतुर सुकुमारी ॥
सिद्धि कुँवरिकी लहुरी भगनी लक्ष्मीनिधि की सारी ॥ ८८ ॥
लरिकाईते रह्यो लालजी तुम तपस्विन सँग माहीं ॥
ये छलछंद फंद कहँ पाये सत्य कहो हम पाहीं ॥ ८९ ॥
की मुनि नारिनके सँग सीखे की निज भगिनी पासै ॥
मीठो सीठो स्वाद लालजी बिनचाखें नहिं भासैं ॥ ९० ॥
बोले भरत भली कह सजनी तुमहु तौ अब कुमारी ॥
वर्णहु पुरुष संगकी बातैं सो कहँ सीखेहु प्यारी ॥ ९१ ॥
रहे मुनिन संग ज्ञान सिखनको सो सब सुने सुनाये ॥
कामिनि कामकला अब सीखन हम तुमरे ढिग आये ॥ ९२ ॥
सिद्धि कह्यो तब सुनहु भरतजी ऐसे तुम न बखानौ ॥
तुमरी तौ गनती साधुनमें लोक बातका जानौ ॥ ९३ ॥
भरत कह्यो तुम साँचि कहत हौ हम साधू परकाजी ॥
ऐसी सेवा करो कामिनी जामें हों हम राजी ॥ ९४ ॥
आये अयन अपूरब योगी अस निज मन गुण लीजै ॥
अधर सुधारसको दै भोजन अतिथे पूजन कीजै ॥ ९५ ॥
एक सखी कह सुनहु सबै मिलि इनकी एक बडाई ॥
ऋषि मखराखन गये कुँवर ये तहँ हम अस सुधि पाई ॥ ९६ ॥

इनको सुन्दर देख कामवश तिया ताडका आई ॥
सो करतूतिन भई लाखसों मारेहु तेहि खिसियाई ॥ ९७ ॥
बोले रिपुहन सुनहु भामिनी नाहक दोष न दीजै ॥
जो करतूति बनी नहिं उनने सो हमसे भरि लीजै ॥ ९८ ॥
बिन जाने करतूति सबनको तुम्हरे घर भो व्याहू ॥
सोउ पछिताव न रही पियारी अब करियेहु समाहू ॥ ९९ ॥
जाके हित तुम रोष चढावहु सो मति करहु उपाई ॥
बसिन सेवामें तुम्हरे हम हाजिर चारिउ भाई ॥ १०० ॥
सुनि वाणी रिपुदवन लालकी बोली कोउ सुकुमारी ॥
कहँ पाई एती चतुराई कहिये लाल विचारी ॥ १०१ ॥
की कहुं मिली नारिगुण आगर की गणिकन संग कीन्हो ॥
तीनो भाइन ते तुम्हरे महँ लखियतु चिन्ह नवीनो । १०२ ॥
रिपुहन कह भल कह्यो भामिनी भेदिया भेदहि जाने ॥
गणिका नारिहूँते सो गुण तुम्हैं अधिक हम माने ॥ १०३ ॥
हमरो तुमरो चिह्न लाडिली एकौ भाँति लखाई ॥
ताते सखी हमारि तुमारी चाही अवशि सगाई ॥ १०४ ॥
सुनि तव उक्ति युक्तिकी बात बोलीसिधि सुकुमारी ॥
सुनिये रसिकराय रघुनंदन आनंद कंद विहारी ॥ १०५ ॥
अति अभिराम कामहू मोहत मूरति देखि तुम्हारी ॥
कैसे बची होयँगी तुमते अवधपुरीकी नारी ॥ १०६ ॥
योंकहिं रही चुगाय सुन्दरी सिद्धि कुँवरि सुलएैना ॥
ताको हाथ पकरि रघुनंदन बोले अति मृदुबैना ॥ १०७ ॥

જે સ્ત્રીઓ પોતાના અનુપમ રૂપનું ગુમાન ધરાવતી હતી તેઓ પણ રામના મુખની સુખમય શોભા જોઇને વગર મુલે વેચાઇ ગઇ. ૭૫. અત્યંત સુકુમાર રાજકન્યાઓ સિદ્ધિ સહિત પ્રેમમગ્ન થઇ ગઇ. પછી ત્યાં પ્યારી સિદ્ધિ રામચંદ્રજીને ગાળો (ફટાણાં) દેવા તથા દેવરાવા લાગી. ૭૬. એક સખી બોલી કે-" લાલજી ! સાંભળો. તમે આવું સ્વરૂપ ક્યાંથી પામ્યા. અમે કાને સાંભળ્યું છે કે કામદેવ ઘણો રૂપાળો છે. ત્યારે શું તમે કામદેવના પુત્ર છો ? " ૭૭. સિદ્ધિ બોલી કે-" રઘુનંદન ! સાંભળો. તમે અમારા નણદોઇ છો, તેથી હે લાલ ! તમને એક વાત અમે પુછીએ છીએ, તમે તે છાની રાખશો

નહી. ૭૮. સર્વેનો વિવાહ સંબંધ પોતપોતાની જાતિમાં થાય છે, ત્યારે તમે તમારી બેહેન શાંતાને શૃંગીઋષિની સાથે કેમ પરણાવી દીધી છે? ૭૯. એ તે શૃંગિઋષિ શાંતાને લઈને નાસી ગયેલા કે શાંતાજ એમની સાથે લાગેલી? હે લાલજી! એટલી વાત અમને બતાવો, તમારો રઘુવંશ તો નિષ્કલંકી કહેવાય છે. ૮૦. લક્ષ્મણજી બોલ્યા કે-લાડીલી! સાંભળો. વિધાતાએ જેને માટે જેવું લખ્યું હોય તેને તેવો સંયોગ આવી મળે છે, વિવાહ તો કર્મને આધીન છે. ૮૧. વળી જુઓને-ક્યાં અમે રઘુવંશી રાજકુંવર અને ક્યાં વેરાગી વિદેહ રાજા? તમો કે જે વેરાગણો છે ત્યાં અમારો વિવાહ થયો, વિધાતાની ગતિ કોણ જાણે છે? બીજી પણ એક હસવાની વાત મારા મનમાં આવી છે તે સર્વને અ-ચરજ પમાડે એવી છે. તમે સિદ્ધિ છો, અને તમારો પતિ લક્ષ્મીનિધિ છે, તો એ સ્ત્રીની સાથે સ્ત્રીનો વિવાહ કેમ થયો?" ૮૩. એક સખી બોલી-કે સાંભળો લાલજી, તમને કોણ જીતી શકે? તમારા ઘરની રીતિ સઘળા જગ-તમાં જાહેર છે. ૮૪. અયોધ્યા નગરીની સર્વ સ્ત્રીઓ અત્યંત ઉદાર અને કરા-મતવાળી છે કે તેઓ ખીર ખાઈને દીકરા પેદા કરે છે, તેઓને પતિનો કાંઈ ખપ પડતોજ નથી. ૮૫. સખીનાં એવાં વચનો સાંભળી રઘુનંદન મંદહાસ્ય કરીને બોલ્યા કે-" પ્યારી! તમે પોતાની ચાલ છુપાવીને બીજાની વાતો કરો છો. ૮૬. વેદની મર્યાદા છે કે-કોઈ માબાપ વિના જન્મેજ નહી, પણ તમારે ત્યાં તો પૃથ્વીમાંથી સર્વ પેદા થાય છે. અમારે ત્યાં એવી રીત નથી. ૮૭. તે સમયે પરમ ચતુર અને સુકુમાર ચંદ્રકળા કે જે સિદ્ધિની નાની બેન અને લક્ષ્મીનિધિની સાળી હતી, તે બોલી કે-૮૮. " હે લાલજી! તમે બાળપણ-થીજ તપસ્વીઓની સોબતમાં રહેલા છો, તે છતાં આવા છળ ભરેલા છંદ ફંદ ક્યાંથી શીખ્યા? તે અમારી પાસે સાચેસાચું કહો.૮૯ તમે મુનિપત્નિઓની સોબતથી આ શીખ્યા કે તમારી બેન શાંતાની (જે રૂષિપત્નિ છે) પાસે શીખ્યા? કેમકે ખારો મીઠો સ્વાદ ચાખ્યા વિના શી રીતે જાણવામાં આવે?" ૯૦. ભરતજી બોલ્યા કે-" સજની! તમે ઠીક કહો છો. તમે હજુ સુધી કુંવારાં છો, તે છતાં પુરૂષસંગની વાતો કરો છો તો તે તમે ક્યાં શીખ્યાં? ૯૧. અમે જ્ઞાન શીખવાને વાસ્તે મુનિઓની સોબતમાં રહ્યા હતા તે અમે સાંભળ્યું છે અને મુનિઓએ સંભળાવ્યું છે. હે કામિની! હવે કામકળા શીખવાને વાસ્તે તમારી પાસે આવ્યા છીએ." ૯૨. સિદ્ધિ બોલી કે-ભરતજી! સાંભળો. તમે આમ ના બોલો, તમારી તો સાધુમાં ગણત્રી છે, તે તમે સંસારની વાતમાં શું જાણો?" ૯૩. ભરતજી બોલ્યા કે-" તમે સાચું કહો છો, અમે સાધુ પરોપકારી છીએ, માટે તમે અમારી એવી સેવા કરો કે જેથી અમે રાજી થ-ઇએ. ૯૪. તમારે ઘેર અપુર્વ યોગી આવ્યા છીએ એમ મનમાં સમજી લ્યો,

અને અધરામૃત રૂપી ભોજન આપીને અમો અતિથિઓનું પુજન કરો." ૯૫. એક સખી બોલી કે-" સર્વે મળીને આ કુંવરોની એક મોટાઇ સાંભળો. અમને ખબર મળી છે કે-આ રાજકુંવરો ઋષિના યજ્ઞનું રક્ષણ કરવા ગયા હતા. ૯૬. ત્યાં એમને રૂપાળા જોઇને તાટકા નામની સ્ત્રી કામવશ થઇને આવી ત્યારે આ લાલજીથી એ કરતુક કાંઇ બની શક્યું નહી, તેથી ખીજવાઈને તેને મારી નાંખી." ૯૭. શત્રુઘ્ન બોલ્યા કે-" ભામિની ! સાંભળો. નાહક દોષ ન દો, જે કરતુક તેમનાથી બની શક્યું નહી તે અમારી પાસેથી ભરી લ્યો. ૯૮. અમારાં કરતુક જાણ્યા વિના તમારે ઘેર અમારો વિવાહ થયો છે તેથી તમે પસ્તાતાં હશો, માટે અમારા કહ્યા પ્રમાણે કરીને એ પસ્તાવો મટાડો. ૯૯. જેને માટે તમારો રોષ વધ્યા કરે તે ઉપાય તમે કરશો નહી, તમારી ઇચ્છિત સેવા કરવાને અમે ચારે ભાઇઓ હાજર છીએ." ૧૦૦. શત્રુઘ્નનાં વચનો સાંભળીને કોઇ સુકુમારી બોલી કે-" લાલજી ! તમે આટલી બધી ચતુરાઇ ક્યાંથી શીખ્યા તે વિચારીને કહો. ૧૦૧. કાંતો તમને કોઇ સદ્ગુણી સ્ત્રી મળી છે અથવા કાંતો તમે ગુણિકાનો સંગ કર્યો છે, કેમકે ત્રણે ભાઇઓ કરતાં તમારામાં આવાં નવીન ચિન્હો જોવામાં આવે છે." ૧૦૨ શત્રુઘ્ન બોલ્યા કે-" ભામિની ! તમે ખરૂં કહો છો. જે ભેદીઆ હોય તેજ ભેદ જાણે, ગુણિકા સ્ત્રી કરતાં પણ તમારામાં સોગણા અધિક ગુણ છે એમ અમો સમજીએ છીએ. ૧૦૩ હે લાડીલી ! અમારાં ને તમારાં ચિન્હો એક સરખાંજ જોવામાં આવેછે, તેટલા માટે અમારી ને તમારી સગાઇ અવશ્ય થવી જોઇએ." ૧૦૪. નવીન યુક્તિઓની વાતો સાંભળીને સુકુમારી સિદ્ધિ બોલી કે-" હે રસિકરાજ ! રઘુનંદન ! આનંદ કંદ ! વિહારી ! ૧૦૫ આ તમારી મૂર્ત્તિ કે જે કામદેવને પણ મોહિત કરે એવી અત્યંત સુંદર છે, તેથી તમને જોઈને અયોધ્યાપુરીની સ્ત્રીઓ તમારાથી કેમ બચી હશે ?" ૧૦૬. એમ કહીને સુખના ધામ રૂપ સિદ્ધિકુમારી ચુપ રહી. એટલે પછી તેનો હાથ પકડીને રામચંદ્રજી કોમળ વાણીથી બોલ્યા કે-૧૦૭.

दोहा—जस मर्यादा जगतकी, बीधिदियो करतार ॥
राजा रंक यती सती, करत सोइ व्यवहार ॥ ३८० ॥

" પરમેશ્વરે જગતની જે મર્યાદા બાંધી દીધી છે તે પ્રમાણે રાજા, રંક, યતી અને સતી વ્યવહાર કરે છે. ૩૮૦.

छं०—अनुचित उचित विचारि लोग सब तहँ तस राखत भाव ॥
तुम तौ अपने कस जानतिहौ सबहीके रस चाव ॥ १०८ ॥
यह सुनि भरत लषण रिपुसूदन हँसे सकल दै तारी ॥

सिद्धि आदि सब राजकुँमारी तेउ अति भईं सुखारी ॥ १०९ ॥
पुनि बोले रघुनाथ तुह्मारी सूरति की बलिहारी ॥
सिद्धि आदि सब राजकुमारी मोहिं प्राणहुँते प्यारी ॥ ११० ॥
तुमरे हिय अभिलाष आजु जो सो सब भाँति पुजैहौं ॥
लौकिक लाज बचाय लाड़िली तुम ते विलग न ह्वैहौं ॥ १११ ॥
हम सब भाँति तुम्हारे साँवलि तुम सब भाँति हमारी ॥
सत्य सत्य ये सत्य वचन मम मानहु राजकुमारी ॥ ११२ ॥

સર્વ લોકો યોગ્યાયોગ્યનો વિચાર કરીને ત્યાં તેવોજ ભાવ રાખે છે. તમે તો પોતાનાં જેવાં સર્વને જાણો છો કે-જેવી હું રસિક છું તેવાં સર્વે રસિક હશે એમ તમે જાણો છો." ૧૦૮. એ સાંભળીને ભરતજી, લક્ષ્મણજી અને શત્રુઘ્ન હસીને તાળી દેવા લાગ્યા. અને સિદ્ધિ તથા સર્વ રાજકુમારીઓ પણ અત્યંત સુખી થઇ ગઈ. ૧૦૯.(રામચંદ્રજી બોલ્યા કે) "સિદ્ધિ આદિ સર્વ રાજકુમારીઓ! તમે સઘળી પ્રેમની મુર્તિઓ છો, તમારી સૂરતિપર બલિહારી છે. તમે મને પ્રાણથી પણ અધિક પ્યારી છો. ૧૧૦. તમારાં હૃદયોમાં જે જે અભિલાષાઓ છે તે સર્વ પુર્ણ કરીશ. લાડીલીઓ! લોક લાજને બચાવતાં અમે તમારાથી અલગ નહી રહીએ. ૧૧૧. હે સુંદરીઓ! આ મારાં વચનો તમે સત્ય, સત્ય ને સત્યજ માનજો." ૧૧૨.

दोहा—रघुनंदनके वचन सुनि, खुल गये कपट किंवार ॥
बढ्यो प्रेम सब तियनके, तनिकहु नहिं संभार ॥ ३८१ ॥

રામચંદ્રજીનાં એવાં વચનો સાંભળીને સર્વ સ્ત્રીઓનાં હૃદયનાં કમાડ ઉઘડી ગયાં. સર્વેને પ્રેમ વધ્યો અને શરીરની શુદ્ધ પણ રહી નહી. ૩૮૧.

छं०—पुनि धरि धीरज अली भली विधि जोरि पंकरुहपानी ॥
सिद्धि आदि सब राजकुमारी बोली अति मृदुबानी ॥ ११३ ॥
धन्य भाग्य हमरे रघुनंदन हमते बड़े कोउ नाहीं ॥
बूडत रही जगत सागरमें राखिलीन गहि बाहीं ॥ ११४ ॥
प्रति उपकार होत नहिं हमतें जस तुम कीन्हे प्यारे ॥
चन्द्र समान होय नहिं कबहूँ जुराहिं हजारन तारे ॥ ११५ ॥
जेहि जेहि योनि करमवश हमको जनम विधाता देही ॥
तहँ तहँ रसिकराय रघुनंदन तुमही मिलहु सनेही ॥ ११६ ॥
बरु विधि कोटिन कर यातना या तनु छन छन छूटै ॥

हमरी तुमरी लगन लाडिले कौनो जन्म न टूटै ॥ ११७ ॥
सुनि वाणि करुणारस सानी रघुवर अन्तरजानी ॥
सनमान्यो सब राजकुमारिन कहि कहि कोमलवानी ॥ ११८ ॥
सबसों बिदामाँगि रघुनन्दन अनुज सहित पगधारे ॥
निकसे मानहुँ सिद्धि महलते चारिचंद्र छबिवारे ॥ ११९ ॥

પછી એ સિદ્ધિ આદિ સઘળી રાજકુમારીઓ ધીરજ ધરી ભલી ભાતે કમળો જેવા હાથ જોડીને અતિ કોમળ વાણીથી બોલી કે-૧૧૩. "હે રઘુનંદન! અમારાં ધન્ય ભાગ્ય છે, જગતમાં અમારા કરતાં કોઈ મોટું નથી. અમો આ ભવસાગરમાં ડુબી જતી હતી તે તમે બાંહ્ય પકડીને બચાવી લીધી છે. ૧૧૪. હે પ્યારા! તમે જે ઉપકાર કર્યો છે તેનો બદલો અમારાથી વાળી શકાય તેમ નથી. હજારો તારા ભેગા મળે તો પણ કદી ચંદ્રમાની બરાબર થાય નહી. ૧૧૫. અમને અમારાં કર્માનુસાર વિધાતા જે જે યોનિમાં અવતાર આપે ત્યાં ત્યાં હે સરિકરાય! રઘુનંદન! તમેજ સ્નેહી અમને મળજો. ૧૧૬. હે લાડીલા! વિધાતા અમને કરોડો પ્રકારનાં દુઃખો આપે અથવા ક્ષણ ક્ષણ પ્રત્યે અમારાં શરીર છુટી જાય તો પણ અમારી ને તમારી પ્રીતિ કોઇ પણ જન્મમાં તુટે નહી, એટલું માગી લઇએ છીએ." ૧૧૭. અંતર્યામી રામચંદ્રજીએ કરૂણા રસથી ભરેલી વાણી સાંભળીને કોમળ વચનો કહીને સર્વ રાજકુમારીઓનાં મન મનાવ્યાં. ૧૧૮. સર્વની વિદાયગીરી માગીને રામચંદ્રજી પોતાના ભાઈઓ સહિત સિદ્ધિના રાજમેહેલમાંથી નીકળ્યા, તે જાણે મેહેલમાંથી પ્રકાશમાન ચાર ચંદ્ર નીકળ્યા હોય એવા શોભવા લાગ્યા. ૧૧૯.

दोहा—बिदा सासुसे होइ पुनि आये सब जनवास ॥
बढ़त छिनहिं छिन जनकपुर, आनँद परमहुलास ॥ ३८२ ॥

તેઓ સાસુની પાસેથી વિદાય થઈને સર્વ જાનીવાસે આવ્યા. જનકપુરમાં ક્ષણે ક્ષણે આનંદ અને પરમ ઉલ્લાસ વધવા લાગ્યો. ૩૮૨

॥ इति राम कलेवा (क्षेपक) समाप्त ॥

---

चौ०—नितनूतन मंगल पुरमाहीं, निमिष सरिस दिनयामिनि जाहीं ॥
बडे भोर भूपति मणि जागे, याचक गुणगण गावन लागे ॥
देखि कुँवर बर बधुन समेता, किमि कहि जात मोद मन जेता ॥
प्रातक्रियाकरि गे गुरु पाहीं, महा प्रमोद प्रेम मन माहीं ॥

करि प्रणाम पूजा करजोरी, बोले गिरा अमिय जनु बोरी ॥
तुम्हरी कृपा सुनिय मुनिराजा, भयउ आजु मम पूरण काजा ॥
अब सब विप्र बुलाइ गुँसाई, देहु धेनु सब भाँति बनाई ॥
सुनि गुरु करि महिपाल बडाई, पुनि पठये मुनि वृन्द बुलाई ॥

જનકપુરમાં નિત્ય નવીન મંગળ વર્તાવા માંડયું અને દિવસો તથા રાત્રિઓ નિમિષની પેઠે વીતી જવા લાગ્યાં. રાજાઓના શિરોમણિ દશરથ રાજા મોટે પરોઢીએ જાગ્યા અને યાચક લોકો તેમના ગુણ ગાવા લાગ્યા. ઉત્તમ વહુઓ સહિત કુંવરોને જોઇ દશરથ રાજાના મનમાં જે આનંદ થયો તે શી રીતે કહ્યો જાય? જેમના મનમાં ઘણો આનંદ અને પ્રેમ ભરેલો છે એવા દશરથ રાજા પ્રાતઃકર્મ કરીને ગુરૂની પાસે ગયા. અને પ્રણામ તથા પુજન કરી હાથ જોડીને જાણે અમૃતમાં બ્રોળી કાઢી હોય એવી વાણીથી બોલ્યા કે-" હે મુનિરાજ! સાંભળો. તમારી કૃપાથી આજ મારૂં કાર્ય પુર્ણ થયું છે. હે સ્વામી! હવે સર્વ બ્રાહ્મણોને બોલાવીને સર્વ રીતે શણગારીને ગાયોનાં દાન આપો." રાજાનાં એવાં વચનો સાંભળતાં તેમની પ્રશંસા કરીને વસિષ્ઠ ગુરૂએ મુનિઓનાં વૃંદ તેડાવ્યાં. ૧-૨-૩-૪.

दोहा—वामदेव अरू देवऋषि, बालमीकि जाबालि ॥
आये मुनिवर निकर तब, कौशिकादि तपशालि ॥ ३८३ ॥

વામદેવ, નારદજી, વાલ્મીકિ, જાબાલિ અને વિશ્વામિત્ર વગેરે તપસ્વી મુનિવરો ત્યાં આવ્યા. ૩૮૩.

चौ०—दण्ड प्रणाम सबहिं नृप कीन्हा, पूजि सप्रेम वरासन दीन्हा ॥
चारि लक्ष वरधेनु मँगाई, कामसुरभि सम शील सुहाई ॥
सब बिधि सकल अलंकृत कीन्हीं, मुदित महीप ऋषिन कहँ दीन्हीं ॥
करत विनय बहु विधि नरनाहू, लह्यउ आज जगजीवन लाहू ॥
पाइ अशीश महीश अनन्दा, लिये बोलि पुनि याचकवृंदा ॥
कनक वसनमणि हय गजस्यंदन, दिये बूझि रुचि रविकुलनंदन ॥
चले पढत गावत गुण गाथा, जयजयजय दिनकर कुलनाथा ॥
इहि विधि राम बिबाह उछाहू, सकैं न बरणि सहसमुख जाहू ॥

તે સર્વને રાજાએ દંડવત પ્રણામ કર્યા અને પ્રેમથી પુજીને ઉત્તમ આસનો આપ્યાં. પછી કામધેનુ જેવી શીલ સ્વભાવની સુંદર ચાર લાખ ગાયો મંગાવી. તે સર્વ ગાયોને સર્વ પ્રકારે શણગારી આનંદથી ઋષિઓને આપી અને 'આજ મેં જગતમાં જીવનનો લ્હાવો લીધો' એમ બોલી દશરથ રાજાએ

બહુ વિનય કર્યો. ઋષિઓના આશિર્વાદ પામીને પછી રાજાએ આનંદથી યાચક લોકોનો સમુહ બોલાવ્યો, અને તેઓની રૂચિ પુછી પુછીને સુવર્ણ, વસ્ત્ર, મણિઓ, ઘોડા, હાથી, અને રથો આપ્યા. 'સૂર્યવંશના અધિપતિ દશરથ રાજાની જય જય જય' એમ બોલી યાચકો ગુણો ગાતા ગાતા ત્યાંથી ગયા. આ પ્રમાણે રામના વિવાહનો ઉત્સવ થયો તેનું વર્ણન શેષનાગથી પણ વર્ણવી શકાય નહી. ૧-૨-૩-૪.

दोहा—बार बार कौशिक चरण, शीशनाइ कह राउ ॥
यह सब सुख मुनिराज तव, कृपा कटाक्ष प्रभाव ॥ ३८४ ॥

દશરથ રાજા વારંવાર વિશ્વામિત્રનાં ચરણોમાં માથું નમાવીને બોલ્યા કે—હે મુનિરાજ! આ સર્વ સુખ આપની કૃપાકટાક્ષના પ્રભાવથીજ છે. ૩૮૪.

चौ०—जनक सनेह शील करतूती, नृपसब भाँति सराह विभूती ॥
दिन उठि विदा अवधपति मांगा, राखहिं सहित जनक अनुरागा ॥
नितनूतन आदर अधिकाई, दिनप्रति सहस भाँति पहुनाई ॥
नितनव नगर अनन्द उछाहू, दशरथ गमन सोहाइ न काहू ॥
बहुत दिवस बीते इहि भाँति, जनु सनेह रजु बँधे बराती ॥
कौशिक सतानन्द तब जाई, कहा विदेह नृपहि समुझाई ॥
अब दशरथ कहँ आयसु देहू, यद्यपि छांडि न सकहु सनेहू ॥
भलेहि नाथ कहि सचिव बुलाये, कहि जय जीव शीश तिननाये ॥

દશરથ રાજા જનક રાજાનાં સ્નેહ, શીળ, કામ અને વૈભવ એનાં સર્વ રીતે વખાણ કરવા લાગ્યા. રાજા દરરોજ ઉઠીને વિદાયગીરી માગતા હતા, પણ જનક રાજા પ્રેમથી તેમને રોકી રાખતા હતા. દરરોજ નવીન અધિક આદરમાન બતાવી હજારો પ્રકારે પરોણાગત થતી હતી. નગરમાં નિત્ય નવીન ઉત્સાહ થતો હતો અને તેથી દશરથ રાજાનું જવું કોઇને પણ ગમતું નહી. આ પ્રમાણે જાણે જનક રાજાની પ્રીતિ રૂપી દોરીથી જાન બંધાઇ રહેલી હોય તેમ ત્યાં જાનને ઘણા દિવસ વીતી ગયા. પછી વિશ્વામિત્ર અને શતાનંદ એઓએ જઇને જનક રાજાને સમજાવીને કહ્યું કે—"તમે જો કે સ્નેહથી છોડી શકતા નથી, તો પણ હવે તો દશરથ રાજાને આજ્ઞા આપો." 'ભલે નાથ' એમ કહી જનક રાજાએ મંત્રીઓને બોલાવ્યા એટલે તેઓએ આવી 'જય, ચિરંજીવ' એમ કહી માથાં નમાવ્યાં. ૧-૨-૩-૪.

दोहा—अवधनाथ चाहत चलन, भीतर करहु जनाव ॥
भये प्रेमवश सचिव सुनि, विप्र सभासद राव ॥ ३८५ ॥

જનક રાજાએ મંત્રીઓને કહ્યું કે–" દશરથ રાજા હવે વિદાય થવા ઇચ્છે છે માટે રાણી વાસમાં ખબર આપો " એ સાંભળીને મંત્રીઓ, બ્રાહ્મણો, સભાસદો અને પટાવતો પ્રેમવશ થઇ ગયા. ૨૮૫.

चौ०–पुरवासिन सुनि चली बराता, पूँछत विकल परस्पर बाता ॥
सत्यगवन सुनि सब बिलखाने, मनहुँ साँझ सरसिज सकुचाने ॥
जहँ तहँ आवत बसे बराती, तहँ तहँ सीध चला बहु भाँती ॥
विविध भाँति मेवा पकवाना, भोजन साज न जाइ बखाना ॥
भरि भरि बसह अपार कहारा, पठये जनक अनेक सुआरा ॥
तुरंग लाख रथ सहस पचीसा, सकल सँवारे नख अरुशीशा ॥
मत्त सहसदश सिंधुर साजे, जिनहिं देखि दिशि कुंजर लाजे ॥
कनक वसन मणि भरि भरि याना, महिषी धेनु वस्तु विधिनाना ॥

જનકપુરવાસી જાનને ચાલવાનું સાંભળી વ્યાકુળ થઈને પરસ્પર વાત પુછવા લાગ્યાં. ખરેખર જવાનું સાંભળીને સંધ્યાકાળનાં કમળોની પેઠે સર્વ કરમાઈ જવા લાગ્યાં. પાછા જતાં રસ્તામાં જ્યાં જ્યાં ઉતારા થવાના હતા ત્યાં ત્યાં બહુ બહુ પ્રકારનાં સીધાં, મેવા, પકવાન અને બીજી અનેક પ્રકારના ભોજનની સામગ્રીઓ મોકલાવી કે જે વખાણી જાય તેમ નથી. ઘણી પોઠો ઉપર તથા ભોઇ લોકો સાથે તે સર્વ વસ્તુઓ ભરી મોકલી, અને રસોઇયાઓ પણ અપાર મોકલ્યા, નખથી માથા સુધી શણગારેલા એક લાખ ઘોડા, પચીશ હજાર રથ, જેને જોઇને દીગ્ગજો પણ લાજી મરે એવા સજાવેલા દશ હજાર મદોન્મત્ત હાથી, ગાડાં ભરી ભરીને સુવર્ણ, વસ્ત્રો તથા મણિઓ અને ગાયો ભેંસો તથા અનેક પ્રકારની બીજી વસ્તુઓ આપી. ૧-૨-૩-૪.

दोहा–दायज अमित न सकिय कहि, दीन्ह विदेह बहोरि ॥
जो अवलोकत लोकपति, लोक सम्पदा थोरि ॥ ३८६ ॥

જનક રાજાએ બીજી વાર આ પ્રમાણે બેશુમાર દાયજો આપ્યો કે જેનું લેખું કરી શકાય તેમ નથી. જેને જોઇને લોકપાળોને પણ પોતાના લોકની સંપત્તિ ઘણી હલકી લાગે. ૩૮૬.

चौ०–सब समाज इहिभाँति बनाई, जनक अवधपुर दीन्ह पठाई ॥
चलिहिं बरात सुनत सब रानी, विकल मीनगण जनु लघु पानी ॥
पुनि पुनि सीय गोदकर लेहीं, देइ अशीश सिखावन देहीं ॥
होइहु संतत पियहिं पियारी, चिर अहिवात अशीश हमारी ॥
सासु श्वशुर गुरु सेवा करहू, पति रुख लखि आयसु अनुसरहू ॥

अति सनेहवश सखी सयानी, नारि धर्म सिखवँहि मृदुबानी ॥
सादर सकल कुँवरि समुझाई, रानिन बार बार उर लाई ॥
बहुरि बहुरि भेंटहिं महतारी, कहहिं विरंचि रची कतनारी ॥

આ પ્રમાણે સર્વ સાજ તૈયાર કરીને જનક રાજાએ અયોધ્યા મોકલી દી-ધો. સર્વ રાણીઓ જાનને ચાલવાની વાત સાંભળતાં ઘણુાજ થોડા પાણીમાં ર-હેલાં માછલાંની પેઠે વ્યાકુળ થઈ. અને સીતાજીને વારંવાર ખોળામાં લઇ લ-ઈને આશિષો દઇ શીખામણુ દેવા લાગી કે-તમે સર્વદા પતિને પ્યારાં રહેજો, અમારી અશિષ છે કે લાંબા કાળ સુધી તમારૂં એ'વાતણુ રહેજો. સાસુ, સ-સરા તથા ગુરૂની સેવા કરજો અને પતિની રૂચિ જાણી લઇને તેમની આજ્ઞાને અનુસરજો" શાણી સખીઓ પણુ ઘણા પ્રેમને વશ્ય થઇને કોમળ વાણીથી સ્ત્રીઓના ધર્મ શીખવવા લાગી, માતાઓએ આદરપુર્વક વારંવાર સર્વ કુમારીઓ-ને છાતી સરસી લગાવીને સમજાવી. પછી સુનયના માતા વારંવાર ભેટીને બો-લ્યાં કે-" વિધાતાએ સ્ત્રી જાતિને શા માટે સરજી હશે !" ૧-૨-૩-૪.

दोहा-त्यहि अवसर भाइन सहित, राम भानुकुल केतु ॥
चले जनक मन्दिर मुदित, बिदा करावन हेतु ॥ ३८७ ॥

તે સમયે સુર્યવંશના ધ્વજ રૂપ રામચંદ્રજી વિદાયગીરી માગવાને વાસ્તે આનંદથી ભાઈઓ સહિત જનક રાજાના મંદિર તરફ ચાલ્યા. ૩૮૭.

चौ०-चारिउ भाइ स्वभाय सुहाये, नगर नारि नर देखन धाये ॥
कोउ कह चलन चहतहहिं आजू, कीन्ह विदेह बिदाकर साजू ॥
लेहु नयनभरि रूप निहारी, प्रिय पाहुने भूप सुत चारी ॥
कोजाने केहि सुकृत सयानी, नयन अतिथि कीन्हे विधि आनी ॥
मरण शील जिमि पाव पियूषा, सुरतरु लहै जन्मकर भूखा ॥
पाव नारकी हरिपद जैसे, इनकर दरशन हमकहँ तैसे ॥
निरखि राम शोभा उर धरहू, निजमन फणि मूरति मणि करहू ॥
इहिविधि सबहिं नयन फल देता, गये कुँवर सब राज निकेता ॥

સ્વાભાવિક રીતેજ શોભી રહેલા ચારે ભાઈઓને જોવાને માટે નગરનાં સઘળાં સ્ત્રી પુરૂષો દોડી આવ્યાં. કોઈ કહેવા લાગ્યા કે-જનક રાજાએ વિદાય-ગીરીનો સાજ તૈયાર કરેલો છે માટે કુંવરો આજ ચાલવાને ઇચ્છે છે. માટે આપણા પ્રિય પરોણા ચારે રાજકુમારોને નેત્રો ભરી ભરીને નિહાળી લ્યો. કોણ જાણે આપણાં કયાં પુણ્યોથી વિધાતાએ તેઓને લાવીને આપણાં નેત્રોના અતિથિ બનાવ્યા છે. જેમ મરવા પડેલાને અમૃત મળે, જેમ જન્મથી ભુખ્યા

માણસને કલ્પવૃક્ષ મળે અને જેમ નરકમાં પડેલા માણસને હરિનું પદ મળે તેવી રીતે આપણને આ કુમારોનાં દર્શન મળ્યાં છે. રામચંદ્રજીની શોભા જોઈને હૃદયમાં ઉતારી લ્યો અને પોતાનાં મનરૂપી સર્પની ફણા ઉપર રામની મુર્તિરૂપ મણિ રાખી લ્યો." એ પ્રમાણે સર્વને નેત્રોનાં ફળ દેતા સર્વ કુંવરો રાજભવનમાં ગયા. ૧-૨-૩-૪.

दोहा—रूपसिन्धु सब बन्धु लखि, हर्षि उठेउ रनिवासु ॥
करहिं निछावर आरती, महा मुदित मन सासु ॥ ३८८ ॥

રૂપના સમુદ્ર રૂપ એ ચારે ભાઈઓને જોઈને રાણીવાસની સ્ત્રીઓ હરખીને ઉઠી અને સાસુ મનમાં ઘણી આનંદ પામીને નોંછાવર તથા આરતી કરવા લાગી. ૩૮૮.

चौ०—देखि रामछबि अति अनुरागीं, प्रेम विवश पुनि पुनि पदलागीं ॥
रही न लाज प्रीति उरछाई, सहज सनेह वरणि किमिजाई ॥
भाइन सहित उबटि अन्हवाये, छरस अशन अतिहेतु जिवाये ॥
बोले राम सुअवसर जानी, शील सनेह सकुचमय वानी ॥
राउ अवधपुर चहत सिधाये, विदा होन हित हमहिं पठाये ॥
मातु मुदित मन आयसु देहू, बालक जानि करब नित नेहू ॥
सुनत वचन विलख्यउ रनिवासू, बोलि न सकहिं प्रेमवश सासू ॥
हृदय लगाय कुँवरि सब लीन्ही, पतिन सौंपि विनती अति कीन्ही ॥

રામચંદ્રજીની છબિ જોઇને અત્યંત પ્રેમ પામેલાં સુનયના પ્રેમને વશ થઈને વારંવાર પગે લાગ્યાં, હૃદયમાં પ્રીતિ છાઇ ગઇ તેથી કાંઇ શરમ રહી નહી. આવો સ્વાભાવિક સ્નેહ શી રીતે વર્ણવ્યો જાય ? રામચંદ્રજીને બંધુઓ સહિત અભ્યંગ સ્નાન કરાવ્યું અને ઘણા પ્રેમથી છએ રસવાળું ભોજન કરાવ્યું. રામચંદ્રજી સારો સમય જાણીને શીળ, સ્નેહ તથા સંકોચમય વાણીથી બોલ્યા કે-મહારાજ આજ અયોધ્યા સિધાવવાને ઇચ્છે છે તેથી વિદાય થવાને માટે અમોને અહીં મોકલ્યા છે. હે માતાજી ! આનંદિ મનથી અમોને આજ્ઞા આપો અને અમને બાળક જાણીને હમેશ પ્રેમ રાખજો." રામનાં વચનો સાંભળી રાણીવાસ વ્યાકુળ થઇ ગયો અને સાસુ તો પ્રેમવશ બની જવાથી બોલીજ શક્યાં નહી. પોતાની સર્વ કુંવરીઓને છાતીએ લગાવી લઈ તેઓના પતિઓને સોંપીને ઘણી વિનતિ કરી. ૧-૨-૩-૪.

छं०—करि विनय सियरामहिं समर्पीं जोरि कर पुनि पुनि कहै ॥
बलिजाउ राम सुजान तुम कहँ विदित गति सबकी अहै ॥

परिवार पुरजन मोहिं राजहिं प्राण प्रिय सिय जानवी ॥
तुलसी सुशील सनेह लखि निजकिंकरी करि मानवी ॥

સુનયનાએ વિનતિ કરીને સીતાજી રામને સોંપ્યાં અને હાથ જોડીને વારંવાર કહ્યું કે "હે સુજાણ રામચંદ્રજી ! તમારાપર બલિહારી જાઉં, અમો સર્વેની ગતિ તમો જાણોજ છો. આ સીતા મને, રાજાને, પરિવારને તથા નગરલોકોને પ્રાણ સમાન પ્રિય છે, તેનું સુશીલ તથા સ્નેહ જોઈને તમે તેને પોતાની દાસી કરીને માનજો.

सो०—तुम परिपूरण काम, ज्ञान शिरोमणि भाव प्रिय ।
जन गुणगाहक राम, दोषदलन करुणायतन ॥ ४० ॥

હે રામચંદ્રજી ! તમે પુર્ણકામ છો, જ્ઞાનીઓમાં શિરોમણી છો, ભાવનાજ ભોગી છો, લોકોના ગુણોનું ગ્રહણ કરનારા છો, દોષોને નષ્ટ કરી નાંખનારા છો અને કરૂણાનિધાન છો." ૪૦

चौ०—अस कहि रही चरणगहि रानी, प्रेमपंकै जनु गिरासमानी ॥
सुनि सनेह सानी वरबानी, बहुविधि राम सासु सनमानी ॥
राम बिदा मांगत करजोरी, कीन्ह प्रणाम बहोरि बहोरी ॥
पाइ अशीश बहुरि शिरनाई, भाइन सहित चले रघुराई ॥
मंजु मधुर मूरति उरआनी, भईं सनेह सिथिल सब रानी ॥
पुनि धीरज धरि कुँवरि हँकारी, बार बार भेंटहिं महतारी ॥
पहुँचावहिं फिरि मिलहिं बहोरी, बढी परस्पर प्रीति न थोरी ॥
पुनि पुनि मिलत सखिन बिलगाई, बालवत्स जनु धेनु लवाई ॥

એટલું કહીને રાણી રામનાં ચરણો પકડી રહી. તેની વાણી તો જાણે પ્રેમ રૂપી કાદવમાં સમાઇ ગઇ હોય તેમ બંધ થઇ ગઇ. રાણીની સ્નેહમય વાણી સાંભળીને રામચંદ્રજીએ સાસુનું ઘણું સન્માન કર્યું. રામચંદ્રજીએ વારંવાર પ્રણામ કરી હાથ જોડીને વિદાયગીરી માગી અને આશીશ પામી ફરી પાછું માથું નમાવી ભાઇઓ સહિત રામચંદ્રજી ત્યાંથી ચાલ્યા. સર્વ રાણીઓ રામની સુંદર મધુર મુર્તિ હૃદયમાં ઉતારી સ્નેહને લીધે શીથીલ બની ગઇ. પછી માતાઓ ધીરજ ધરી કુંવરીઓને બોલાવીને વારંવાર ભેટવા લાગી. માતાઓ કુંવરીઓને વિદાય કરતી અને વરંવાર મળતી હતી, પરસ્પર ઘણીજ પ્રીતિ વધી ગઇ. જેમ વાછરડીઓ ગાયોને મળે તેમ કુંવરીઓ પણ સખીઓથી અલગ થઇ થઇને માતાઓને મળવા લાગી. ૧-૨-૩-૪.

दोहा—प्रेमविवश नरनारि सब, सखिन सहित रनिवास ॥
मानहुँ कीन्ह विदेहपुर, करुणा विरह निवास ॥ ३८९ ॥

સખીઓ સહિત સર્વ રાણીવાસ તથા બીજાં સઘળાં સ્ત્રી પુરૂષો પ્રેમથી પરવશ બની ગયાં. જાણે જનકપુરમાં કરૂણાએ અને વિરહેજ નિવાસ કર્યો હોય એવું દેખાવા લાગ્યું. ૩૮૯.

चौ०—शुक शारिक जानकी जिआये, कनक पिंजरन राखि पढाये ॥
व्याकुल कहहिं कहां वैदेही, सुनि धीरज परिहरै न केही ॥
भये विकल खगमृग इहि भांती, मनुज दशा कैसे कहि जाती ॥
बन्धु समेत जनक तब आये, प्रेम उमँगि लोचन जल छाये ॥
सीय विलोकि धीरता भागी, रहे कहावत परम विरागी ॥
लीन्ह राउ उरलाइ जानकी, मिटी महा मर्य्याद ज्ञानकी ॥
समुझावत सब सचिव सयाने, कीन्ह विचार अनअवसर आने ॥
बारहिं बार सुता उर लाई, साजि सुन्दर पालकी मँगाई ॥

જે પોપટ તથા મેનાને સીતાજીએ સોનાના પીંજરામાં પાળીને ભણાવ્યાં હતાં, તેઓ પણ વ્યાકુળ બનીને બોલવા લાગ્યાં કે–" સીતાજી ક્યાં જાઓ છો ? " આ સાંભળીને કોની ધીરજ જતી ન રહે ? એજ પ્રમાણે હરિણો તથા પક્ષીઓ પણ વ્યાકુળ થઇ ગયાં તો માણસની દશાનું તો કહેવુંજ શું ? તે સમયે કુશકેતુ સહિત જનક રાજા ત્યાં આવ્યા, તેઓનાં નેત્રોનાં પણ પ્રેમની અધિકતાથી જળ છાઈ ગયાં. જનક રાજા કે જે પરમ વૈરાગ્યવાન કહેવાતા હતા તેમની પણ સીતાજીને જોઈને ધીરજ જતી રહી. તેમણે સીતાજીને છાતીએ લગાવ્યાં તે વખત તેમના જ્ઞાનની મર્યાદા તુટી ગઈ. સર્વ શાણા મંત્રીઓ રાજાને સમજાવવા લાગ્યા અને રાજાએ પણ આમ કરવાનો વખત નથી એમ વિચારી વારંવાર સીતાજીને છાતીએ લગાવી તેમને માટે સુંદર સજાવેલી પાલખી મંગાવી. ૧–૨–૩–૪.

दोहा—प्रेम विवश परिवार सब, जानि सुलगन नरेश ॥
कुँवरि चढाइ पालकी, सुमिरि सिद्ध गणेश ॥ ३९० ॥

સઘળાં સ્ત્રી પુરૂષો પ્રેમને લીધે પરવશ બની ગયાં. રાજાએ શુભ લગ્ન જાણીને સિદ્ધ ગણેશનું સ્મરણ કરીને સીતાજીને પાલખીમાં બેસાડયાં. ૩૯૦.

चौ०—बहुविधि भूपसुता समुझाई, नारि धर्म कुलरीति सिखाई ॥
दासी दास दिये बहुतेरे, शुचि सेवक जे प्रिय सिय केरे ॥
सीय चलत व्याकुल पुरवासी, होहिं शकुन शुभ मंगलरासी ॥

भूसुर सचिव समेत समाजा, संग चले पहुँचावन राजा ॥
रथ गज वाजि बरातिन साजे, सुनि गहगहे बाजने बाजे ॥
दशरथ विप्र बोलि सब लीन्हे, दान मान परिपूरण कीन्हे ॥
चरण सरोज धूरि धरि शीशा, मुदित महीपति पाइ अशीशा ॥
सुमिरि गजानन कीन्हपयाना, मंगलमूल शकुन भयेनाना ॥

જનક રાજાએ સ્ત્રીઓના ધર્મ તથા કુળની રીતિઓ શીખવાડીને સીતાજીને ઘણાં સમજાવ્યાં અને તેમને જે પવિત્ર દાસ દાસીઓ તથા સેવકો પ્રિય હતાં તે ઘણાં આપ્યાં. સીતાજી સીધાવતાં નગરજનો વ્યાકુળ થયા અને મંગળમય સારા શુકન થવા લાગ્યા. બ્રાહ્મણો, મંત્રીઓ, તથા સઘળો સમાજ સાથે લઇને જનક રાજા સીતાજીને વળાવવા ચાલ્યા. સીતાજીને આવતાં જાણીને જાનૈયાઓએ હાથી, ઘોડા તથા રથો તૈયાર કર્યા અને વાજાં વાગવા લાગ્યાં. પછી દશરથ રાજાએ બ્રાહ્મણોને બોલાવીને સર્વેને દાન તથા માનથી સંતુષ્ટ કર્યા. બ્રાહ્મણોના ચરણ કમળની રજ માથાપર ધરી આશિર્વાદ પામી આનંદ પામેલા દશરથ રાજાએ ગણપતિનું સ્મરણ કરીને પ્રયાણ કર્યું, તે સમયે અનેક પ્રકારના મંગળમય શુકનો થવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा—सुर प्रसून वर्षहिं हरषि, करहिं अप्सरा गान ॥
चले अवधपति अवधपुर, मुदित बजाय निशान ॥ ३९१ ॥

દેવતાઓ પ્રસન્ન થઈ પુષ્પ વરસાવવા લાગ્યા અને અપ્સરાઓ ગાયન કરવા લાગી. દશરથ રાજા આનંદ પામી નગારાં નિશાન વગડાવીને અયોધ્યા તરફ ચાલ્યા. ૩૯૧.

चौ०—नृपकरि विनय महाजन फेरे, सादर सकल माँगने टेरे ॥
भूषण वसन वाजि गज दीन्हें, प्रेम पोषि ठाढ़े सब कीन्हें ॥
बार बार विरदावलि भाखी, फिरे सकल रामहिं उर राखी ॥
बहुरि बहुरि कौशलपति कहहीं, जनक प्रेमवश फिरा न चहहीं ॥
पुनि कह भूपति वचन सुहाये, फिरिय महीप दूरि बड़ि आये ॥
राउ बहोरि उतरि भये ठाढे, प्रेमप्रवाह विलोचन बाढे ॥
तब विदेह बोले करजोरी, वचन सनेह सुधा जनु बोरी ॥
करौं कवन विधि विनय सुहाइ, महाराज मोहिं दीन्ह बड़ाई ॥

દશરથ રાજાએ વિનતિ કરીને મહાજનોને પાછા વાળ્યા અને પછી આદર પુર્વક સર્વ માગણ લોકોને બોલાવી આભુષણ, વસ્ત્ર, ઘોડા, હાથી વગેરે આપી પ્રેમથી સંતુષ્ટ કરીને સર્વેને ઉભા રાખ્યા. તેઓ વારંવાર બિરદાવળી ગાઈ રા-

મને હૃદયમાં રાખીને પાછા ફર્યા. દશરથ રાજા વારંવાર જનક રાજાને પાછા ફરવાનું કહેતા હતા પણ પ્રેમવશ્ય બનેલા રાજા પાછા વળવાને ઇચ્છતા નહી. પછી દશરથ રાજાએ સુંદર વચનોથી કહ્યું કે-" હે રાજાજી ! હવે બહુ દુર આવ્યા માટે પાછા વળો." પછી દશરથ રાજા વાહનપરથી ઉતારીને ઉભા રહ્યા અને નેત્રોમાં પ્રેમાશ્રુનો પ્રવાહ વધી ચાલ્યો. ત્યારે જનક રાજા હાથ જોડીને જાણે સ્નેહ રૂપી સુધામાં બોળી કાઢયાં હોય એવાં વચનો બોલ્યા કે-" હે મહારાજ! તમે મને ઘણી મોટાઇ આપી છે, હું આપની કયા પ્રકારથી સુંદર વિનતિ કરૂં ? " ૧-૨-૩-૪.

**दोहा–कौशलपति समधी सजन, सनमाने सब भाँति ॥**
**मिलन परस्पर विनय अति, प्रीति न हृदय समाति ॥ ३९२ ॥**

દશરથ રાજાએ હૃદયમાં સમાય નહી એટલી પ્રીતિથી તથા પરસ્પર અત્યંત વિનયથી મળી ભેટીને સજન સંબંધીનું સર્વ પ્રકારે સન્માન કર્યું. ૩૯૨.

**चौ०–मुनि मण्डली जनक शिरनावा, आशिर्वाद सबहिसन पावा ॥**
**सादर पुनि भेंटे जामाता, रूप शील गुणनिधि सब भ्राता ॥**
**जोरि पंकरुह पाणि सुहाये, बोले वचन प्रेम जनु छाये ॥**
**राम करौं क्यहिं भाँति प्रशंसा, मुनि महेश मनमानस हंसा ॥**
**करहिं योग योगी जेहि लागी, कोहमोह ममता मद त्यागी ॥**
**व्यापकब्रह्म अलख अविनाशी, चिदानन्द निर्गुण गुणराशी ॥**
**मन समेत ज्यहिं जान न बानी, तरकि न सकहिं सकल अनुमानी ॥**
**महिमा निगमनेति करि कहहीं, जो तिहुँकाल एकरस रहहीं ॥**

જનક રાજા સર્વ મુનિમંડળને માથું નમાવી સર્વના આશિર્વાદ પામ્યા. પછી રૂપ, શીલ તથા ગુણોના ભંડાર રૂપ સર્વ જમાઈઓને આદરપુર્વક ભેટયા. કમળો જેવા સુંદર હાથ જોડીને પ્રેમથી છાઇ રહ્યાં હોય એવાં વચનો બોલ્યા કે-" હે મુનિઓ ! તથા મહેશ્વરના મન રૂપી માનસસરોવરના હંસ રૂપ હે રામચંદ્રજી ! જેને પામવાને વાસ્તે યોગીજનો ક્રોધ, મોહ, મમતા અને મદ ત્યજીને યોગ સાધે છે, આપ કે જે વ્યાપક, પરબ્રહ્મ, અલક્ષ્ય, અવિનાશી, સચ્ચિદાનંદ, નિર્ગુણ અને ગુણોના સમુહ રૂપ છો. જેને મન કે વાણી જાણી શકતાં નથી. જેને તર્કશાસ્ત્રીઓ પણ અનુમાની શકતા નથી, જેના મહિમાને વેદ પણ ' નેતિ નેતિ ' કરીને ગાય છે, અને જે ત્રણે કાળમાં એક રસ છે. ૧-૪.

**दोहा–नयन विषय मोकहुँ भयउ, सो समस्त सुखमूल ॥**
**सबहि लाभ जगजीव कहँ, भये ईश अनुकूल ॥ ३९३ ॥**

એવા તમે સર્વ સુખના મુળ રૂપ પરમેશ્વર જગતના સર્વ જીવોના લાભને

વાસ્તે અનુકુળ થઇને મારા નેત્રોના વિષય રૂપ થયા છો. ૩૯૩.

चौ०–सबहिं भाँति मोहिं दीन्ह बड़ाई, निजजनजानि लीन्ह अपनाई ॥
होइ सहसदश शारद शेषा, करहिंकल्प कोटिक भरि लेखा ॥
मोर भाग्य राउर गुणगाथा, कहि न सिराहिं सुनिय रघुनाथा ॥
मैं कछु कहौं एक बलमोरे, तुम रीझहु सनेह सुठि थोरे ॥
बार बार माँगौ कर जोरे, मन परिहरै चरण जनि भोरे ॥
सुनि वर वचन प्रेमजल पोषे, पूरण काम राम परितोषे ॥
करि वर विनय श्वशुर सनमाने, पितुकौशिक वशिष्ठ सम जाने ॥
विनती बहुरि भरतसन कीन्ही, मिलि सप्रेम पुनि आशिष दीन्ही ॥

તમે પોતાનો દાસ જાણી પોતાનો કરી લઇ મને સર્વ પ્રકારે મોટાઇ આપી છે. દશ હજાર સારદાઓ તથા શેષનાગો કરોડો કલ્પ સુધી લેખાં કર્યા કરે, તો પણ આપના ગુણોનું અને મારા ભાગ્યનું વર્ણન કરી શકે નહી. તેમ છતાં હે રઘુનાથજી ! સાંભળો ! હું મારા એકલાના બળથી જો કાંઇક કહું છું તો પણ તમે થોડા સ્નેહથી પણ રીઝો છો. હું વારંવાર હાથ જોડીને માગું છું કે-મારૂં મન ભુલથી પણ આપનાં ચરણોનો ત્યાગ ન કરે." એવાં પ્રેમ પોષિત ઉત્તમ વચનો સાંભળીને પુર્ણકામ રામચંદ્રજીએ તેમને સંતોષ્યા. અને પોતાના પિતા, વસિષ્ઠ તથા વિશ્વામિત્ર સમાન ગણીને સસરાજીને વિનય કરીને સન્માન આપ્યું. પછી જનક રાજાએ ભરતજીને વિનતિ કરી પ્રેમથી મળીને આશિષ દીધી. ૧-૨-૩-૪.

दोहा–मिले लषण रिपुसूदनहिं, दीन अशीश महीश ॥
भये परस्पर प्रेमवश, फिरि फिरि नावहिं शीश ॥ ३९४ ॥

એજ પ્રમાણે રાજાએ લક્ષ્મણજી તથા શત્રુઘ્નને મળીને આશિષ દીધી. સસરા જમાઇઓએ પરસ્પર પ્રેમવશ બનીને વારંવાર મસ્તક નમાવ્યાં. ૩૯૪.

चौ०–बार बार करि विनय बडाई, रघुपति चले संग सब भाई ॥
जनक गहे कौशिक पद जाई, चरण रेणु शिर नयनन लाई ॥
सुनु मुनीश वर दर्शन तोरे, अगम न कछु प्रतीत मनमोरे ॥
जो सुख सुयश लोकपति चहहीं, करत मनोरथ सकुचत अहहीं ॥
सोसुख सुयश सुलभ मोहिं स्वामी, सबविधि तवदर्शन अनुगामी ॥
कीन्ह विनय पुनि पुनि शिरनाई, फिरे महीपति आशिष पाई ॥
चली बरात निशान बजाई, मुदित छोट बड सब समुदाई ॥
रामहिं निरखि ग्राम नरनारी, पाय नयन फल होहिं सुखारी ॥

રામચંદ્રજી વારંવાર વિનય કરીને તથા મોટાઈ આપીને સર્વ ભાઈઓની સાથે ચાલ્યા. જનક રાજાએ વિશ્વામિત્રના ચરણ પકડી ચરણની રજ માથે ચ- ઢાવી તથા આંખોએ લગાવી. "હે મુનિશ્વર ! સાંભળો. તમારાં શ્રેષ્ઠ દર્શનથી મને કશું અગમ્ય નથી એમ મારા મનમાં પ્રતીતિ છે. લોકપાળો પણ જે સુખ અને સુકીર્તિ ઇચ્છે છે અને જે મનોર્થ કરવામાં પણ સંકોચાય છે. હે સ્વામી ! તે સુખ અને સુકીર્તિ મને સુલભ છે, કેમકે તમારાં દર્શનથી એ સર્વ પ્રકારે મને અનુસરે છે." એ પ્રમાણે વારંવાર માથું નમાવી વિનય કર્યો અને આ- શિષ પામી પાછા વળ્યા. પછી જાન નિશાનો વગડાવીને ચાલી. નાના મોટા સર્વે લોકોનો સમુદાય આનંદ પામ્યો. ગામડાનાં સ્ત્રી પુરૂષો રામચંદ્રજીનાં દર્શન પામી નેત્રો સફળ કરી સુખી થવા લાગ્યાં. ૧-૨-૩-૪.

दोहा—बीच बीच बरबास करि, मग लोगन सुखदेत ॥
अवध समीप पुनीत दिन, पहुँची आय जनेत ॥ ३९५ ॥

વચ્ચે વચ્ચે ઉત્તમ ઉતારા કરી માર્ગમાં આવેલા લોકોને સુખ આપતા આપતા પવિત્ર દિવસે અયોધ્યા સમીપ આવી પોહોચ્યા. ૩૯૫.

चौ०—हने निशान पणव बहु बाजे, भेरि शंख ध्वनि हय गय गाजे ॥
झांझ मृदंग डिमडिमी सुहाई, स-सराग बाजै सहनाई ।
पुरजन आवत अकनि बराता, मुदित सकल पुलकावलि गाता ॥
निज निज सुन्दर सदन सँवारे, हाट बाट चौहट पुर द्वारे ॥
गली सकल अरगजा सिंचाई, जहँ तहँ चौकें चारु पुराई ॥
बना बजार न जात बखाना, तोरण केतु पताक बिताना ॥
सुफल पुंगिफल कदलि रसाला, रोपे बकुल कदम्ब तमाला ॥
लगे सुभग तरु परसत धरणी, मणिमय आलबालकल करणी ॥

નિશાનો તથા ઢોલ વાગવા લાગ્યાં, ભેરી તથા શંખના શબ્દ થવા લાગ્યા, ઘોડા તથા હાથી ગર્જના કરવા લાગ્યા, સુંદર ઝાંઝ, મૃદંગ તથા ડુગડુગીઓ અને સુંદર રાગમાં શરણાઈઓ વાગવા લાગી. જાન આવતી જાણીને અયોધ્યા વાશીઓ સર્વ આનંદ પામી ગાત્રોમાં રોમાંચિત થઈ ગયાં. તેઓ પોતપોતાનાં સુંદર ઘરો, રસ્તાઓ, દુકાનો, ચૌટાં અને નગરના દરવાજા શણગારવા લાગ્યા. સઘળી ગલીઓમાં અગરૂ ચંદનનો છંટકાવ કરવામાં આવ્યો અને ઠામ ઠામ સુંદર ચોક પુરવામાં આવ્યા, બજારમાં તોરણો, ધ્વજાઓ, પતાકાઓ અને ચં- દરવા લગાવી દેવાથી એવું સુંદર બન્યું કે તે વખાણ્યું જાય નહી. રસ્તાપર સુંદર ફળવાળા આંબા, સોપારી, કેળો, આસોપાલવ, કદંબ અને તમાલનાં ઝાડો રોપવામાં આવ્યાં. એ સુંદર વૃક્ષો પૃથ્વીનો સ્પર્શ કરતાંજ ચોટી ગયાં

(અથવા ફૂળોના બોજાથી પૃથ્વીને સ્પર્શ કરવા લાગ્યાં). એ ઝાડોના થાંભલાઓમાં મણિમય કારીગરી કરવામાં આવી હતી. ૧-૨-૩-૪.

दोहा–विविध भाँति मंगलकलश, गृह गृह रचे सँवारि ॥
सुर ब्रह्मादि सिहाहिं सब, रघुबरपुरी निहारि ॥ ३९६ ॥

ઘેરે ઘેર અનેક પ્રકારના મંગળ કળશ શણગારીને ગોઠવ્યા હતા. અયોધ્યાની શોભા જોઇને બ્રહ્માદિક સર્વ દેવતાઓ વખાણવા લાગ્યા. ૩૯૬

चौ०–भूपभवन तेहि अवसर सोहा, रचना देखि मदनमन मोहा ॥
मंगल शकुन मनोहरताई, ऋधि सिधि सुख संपदा सुहाई ॥
जनु उछाह सब सहज सुहाये, तनु धरि धरि दशरथ गृह आये ॥
देखन हेतु राम वैदेही, कहहु लालसा होय न केही ।
युथ युथ मिलि चलीं सुआसिनि, निज छबि निदरहिं मदन विलासिनि॥
सकल सुमंगल सजे आरती, गावहिं जनु बहु वेष भारती ।
भूपति भवन कुलाहल होई, जाय न वरणि समय सुख सोई ॥
कौशल्यादि राम महतारी, प्रेम विवश तनु दशा बिसारी ॥

તે સમયે રાજદ્વારમાં એવી શોભા રચવામાં આવી કે તેને જોઈને કામદેવનું મન પણ મોહ પામે. મંગળમય શુકનો, મનોહરતા, ઋદ્ધિ, સિદ્ધિ, સુખ તથા સુંદર સંપત્તિઓ, તે સહજ સ્વભાવે ઉત્સાહ પુર્વક દેહ ધરી ધરીને દશરથ રાજાને ઘેર આવ્યાં હોય એવાં શોભવા લાગ્યાં. રામચંદ્રજી અને સીતાજીનાં દર્શન કરવાની કોને લાલસા ન હોય તે કહો? પોતાની કાન્તિથી કામદેવની સ્ત્રી રતિનું પણ માન મુકાવે એવી સુંદર સુવાસીની સ્ત્રીઓ શુભ માંગળિક કળશ તથા આરતીઓ સજીને ટોળે ટોળાં મળીને ચાલી, તેઓ જાણે સરસ્વતી ઘણાં રૂપ લઇને ગાતી હોય એવી દેખાવા લાગી. રાજદ્વારમાં કોળાહળ થઈ રહ્યો, તે સમયના સુખનું વર્ણન કર્યું જાય તેમ નથી. કૌશલ્યા આદિ રામચંદ્રજીની માતાઓ પ્રેમથી પરવશ બની જઈને દેહનું ભાન પણ ભુલી ગઈ. ૧-૨-૩-૪

दोहा–दिये दान विप्रन विपुल, पूजि गणेश पुरारि ॥
प्रमुदित परम दरिद्र जनु, पाइ पदारथ चारि ॥ ३९७ ॥

રામચંદ્રજીની માતાઓએ ગણપતિ તથા શંકરનું પુજન કરીને બ્રાહ્મણોને ઘણાં દાન આપ્યાં. તે જેમ અત્યંત દરિદ્રી માણસ ચાર પદાર્થ (ધર્મ, અર્થ, કામ ને મોક્ષ) પામીને આનંદ પામે તેમ આનંદ પામ્યાં. ૩૯૭.

चौ०–प्रेम प्रमोद विवश सब माता, चलहिं न चरण शिथिल सब गाता ॥

रामदरश हित सब अनुरागीं, परिछन साज सजन सब लागीं ॥
विविध विधान बाजने बाजे, मंगल मुदित सुमित्रा साजे ॥
हरद दूब दधि पल्लव फुला, पान पुंगिफल मंगलमूला ॥
अक्षत अंकुर रोचन लाजा, मंजुल मंजरि तुलसि विराजा ॥
छुहे पुरट घट सहज सुहाये, मदन शकुच जनु नीड बनाये ॥
शकुन सुगध न जाहिं बखानी, मंगल सकल सजहिं सब रानी ॥
रची आरती विविध विधाना, मुदित करहि कल मंगल गाना ॥

સર્વ માતાઓ પ્રેમથી તથા આનંદથી પરવશ બની જવાથી ચાલી શકતી નહી, કેમકે તેમનાં સર્વ ગાત્રો શિથિળ થઈ ગયાં હતાં. તેઓ રામનાં દર્શનના પ્રેમવાળી માતાઓ પોંખવાની સામગ્રી સજવા લાગી. અનેક પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં. આનંદ પામેલાં સુમિત્રા માતા મંગળના મુળરૂપ હળદર, દુર્વા, દહીં, પલ્લવો, ફુલ, પાન, સોપારી, એ આદિ માંગલિક સાજ સજવા લાગ્યાં. અક્ષત, જવારા, ગોરોચન, ધાણી, સુંદર શોભીતિ તુલસીની માંજરો, રંગિત સુવર્ણના ઘડાઓ જાણે કામદેવે લજાઈને છુપાઇ રહેવાનું સ્થાન બનાવ્યું હોય એવા સ્વાભાવિક શોભીતા,શકુનો તથા સુગંધવાન પદાર્થો એ આદિ સર્વ માંગળિક પદાર્થો રાણીઓએ તૈયાર કર્યા કે જેનું વર્ણ કર્યું જાય તેમ નથી. વિવિધ પ્રકારની આરતીઓ રચીને આનંદથી સુંદર તથા મંગળગીત ગાવા લાગી. ૧-૪

दोहा–कनकथार भरि मंगलन्ह, कमल करन लिये मात ॥
चलीं मुदित परिछन करन, पुलक पल्लवित गात ॥ ३९८ ॥

સુવર્ણના થાળોમાં માંગલિક પદાર્થો ભરી કમળ જેવા હાથમાં લઈને માતાઓ આનંદ પામીને તથા શરીરે રોમાંચિત થઈને પોંખવા માટે ચાલી. ૩૯૮.

चौ०–धूप धूम नभ मेचक भयउ, सावन घन घमंड जनु छयऊ ॥
सुरतरू सुमन माल सुर वर्षहिं, मनहुवलाक अवलिमन कर्षहिं ॥
मंजुल मणिमय वन्दनवारा, मनहु पाकरिपु चाप सँवारा ॥
प्रकटहिं दुरहिं अटन्ह पर भामिनि, चारू चपल जनु दमकहिं दामिनि ॥
दुन्दुभि ध्वनि घन गरजहिं घोरा, याचक चातक दादुर मोरा ॥
सुर सुगन्ध शुचि वरषहिं वारी, सुखी सकल ऋषि पुर नर नारी ॥
समय जानि गुरू आयसु दीन्हा, पुरप्रवेश रघुकुलमणि कीन्हा ॥
सुमिरि शंभु गिरिजा गण राजा, मुदित महीपति सहित समाजा ॥

જાણે શ્રાવણ માસનો ઘમઘોર મેઘ છાઈ રહ્યો હોય તેવી રીતે આકાશ ધુપના ધુમાડાથી છાઇ ગયું. દેવતાઓ કલ્પવૃક્ષનાં પુષ્પોની માળાઓ વરસાવતા

હતા, તે જાણે બગલાઓની પંક્તિઓ હોય તેવી મનને આકર્ષણ કરવા લાગી. સુંદર મણિમય તોરણો તે જાણે ઈંદ્રધનુષ ખેંચાયાં હોય એવાં શોભવા લાગ્યાં. અગાશીઓપર હરફર કરવાથી દેખાતી અને જતી રહેતી સ્ત્રીઓ જાણે સુંદર અને ચંચળ વીજળીઓ ચમકતી હોય એવી દેખાતી હતી. જાણે વરસાદ ગાજતો હોય એવાં દુંદુભી વાગતાં હતાં, બપૈયા, દેડકાં તથા મોર બોલતા હોય તેવા યાચકો બોલવા લાગ્યા. દેવતાઓ જે પવિત્ર સુગંધ વરસાવતા હતા તે જાણે વરસાદનું પાણી વરસતું હોય એવું દેખાતું હતું, અને તેથી સર્વ ઋષિઓ તથા નગરનાં સ્ત્રી પુરૂષો સુખી થતાં હતાં. શુભ સમય જાણી વસિષ્ઠ ગુરૂએ આજ્ઞા આપતાં દશરથ રાજાએ ગણપતિ, સદાશિવ તથા પાર્વતીનું સ્મરણ કરીને સમાજ સહિત આનંદ પામી નગરમાં પ્રવેશ કર્યો. ૧-૨-૩-૪.

दोहा—होहिं शकुन वरषहिं सुमन, सुरदुन्दुभी बजाय ॥
　　विबुध वधू नाचहिं मुदित, मंजुल मंगल गाय ॥ ३९९ ॥

તે વખતે શુભ શુકનો થવા લાગ્યા, દેવતાઓ પુષ્પો વરસાવી દુંદુભી વગાડવા લાગ્યા, અને અપ્સરાઓ આનંદથી નાચવા તથા સુંદર મંગળ ગીત ગાવા લાગી. ૩૯૯.

चौ०—मागध सूत वन्दि नट नागर, गावहिं यश तिहुँलोक उजागर ॥
　　जयध्वनि विमल वेदवर बानी, दशदिशि सुनिय सुमंगलखानी ॥
　　विपुल बाजने बाजन लागे, नभसुर नगर लोग अनुरागे ॥
　　बने बराती वरणि न जाहीं, महामुदित मन सुख न समाहीं ॥
　　पुरवासिन तब राउ जुहारे, देखत रामहिं भये सुखारे ॥
　　करहिं निछावरि मणिगण चीरा, वारि विलोचन पुलक शरीरा ॥
　　आरति करहिं मुदित पुरनारी, हरषहिं निरखि कुँवर वर चारी ॥
　　शिबिका सुभग ओहार उघारी, देखि दुलहिनिन्ह होहिं सुखारी ॥

વહીવંચાઓ, પૌરાણિકો, ભાટ તથા નટ લોકો ત્રિલોકમાં પ્રખ્યાત એવા યશ ગાવા લાગ્યા, જયધ્વનિ તથા ઉત્તમ, નિર્મળ અને સુમંગળની ખાણ રૂપ વેદ વાણી દશે દિશાઓમાં સંભળાવા લાગી. ઘણાં વાજાં વાગવા લાગ્યાં, અને આકાશમાં દેવતાઓ તથા નગરમાં મનુષ્યો રાજી થવા લાગ્યાં, જાન એવી બની કે તેનું વર્ણન કરી શકાય નહી. સર્વ લોકોનાં મન એવાં આનંદિત થયાં કે તે આનંદનું સુખ હૃદયમાં સમાવા ન લાગ્યું. નગરના લોકોએ દશરથ રાજાને જુહાર કર્યા તથા રામચંદ્રજીનાં દર્શન કરીને સુખીયા થયા. અનેક મણિઓ તથા વસ્ત્રની નોંછાવર કરી નેત્રોમાં આનંદાશ્રુ ભરી શરીરોએ રોમાંચિત થયા. આનંદ પામેલી નગરની સ્ત્રીઓ આરતી કરી ચારે ઉત્તમ કુંવરોને નિરખીને હર્ષ પામવા લાગી.

અને પાલખીઓના પડદા ઉઘાડીને વહુઓને જોઇને સુખ પામવા લાગી. ૧-૪.

दोहा– इहिविधि सबहीं देत सुख, आये राजदुआर ॥
मुदित मात परिछन करहिं, बधुन समेत कुमार ॥ ४०० ॥

એ પ્રમાણે સર્વને સુખ આપતા આપતા રાજકુમારો રાજદ્વારે આવ્યા. એટલે આનંદ પામેલી માતાઓ વહુઓ સહિત કુમારોને પોંખવા લાગી. ૪૦૦

चौ०–करहिं आरती बारहिं बारा, प्रेम प्रमोद लेह को पारा ॥
भूषण मणि पट नानाजाँती, करहिं निछावरि अगणित भाँती ॥
बधुन समेत देखि सुत चारी, परमानन्द मगन महतारी ॥
पुनि पुनि सीय राम छवि देखी, मुदित सफल जगजीवन लेखी ॥
सखी सीयमुख पुनि पुनि चाहीं, गायनकर निज सुकृत सराही ॥
बरषाहिंसुमन क्षणहिं क्षण देवा, नाचहिं गावहिं लावहिं सेवा ॥
देखि मनोहर चारयउ जोरी, शारद उपमा सकल ढँढोरी ॥
देत न बनहि निपट लघु लागी, इकटक रही रूप अनुरागी ॥

માતાઓ વારંવાર આરતીઓ કરી અગણિત પ્રકારનાં આભુષણો, મણિઓ, તથા વિવિધ પ્રકારનાં વસ્ત્ર નોંછાવર કરવા લાગી. તે વખતના પ્રેમનો તથા આનંદનો પાર કોણ પામી શકે? વહુઓ સહિત ચારે પુત્રોને જોઇને માતાઓ પરમાનંદમાં મગ્ન થઇ ગઈ. વારંવાર સીતાજી તથા રામચંદ્રજીની કાન્તિ જોઈને આનંદ પામતી તથા જગતમાં પોતાનું જીવન સફળ થયું માનતી. સખીઓ વારંવાર સીતાજીનું મુખ જોઇને પોતાનાં ભાગ્ય વખાણતી ગીત ગાવા લાગી. દેવતાઓ ક્ષણ ક્ષણ પ્રત્યે પુષ્પો વરસાવી નાચતા ગાતા સેવા લાવવા લાગ્યા. ચારે મનોહર જોડીઓને જોઇ સરસ્વતી તેમને માટે ઉપમા શોધવા લાગી, પણ કોઇ ઉપમા આપવા યોગ્ય નહી જડતાં સર્વ હલકી જણાવાથી એકી નજરે તેઓનાં રૂપમાં અનુરાગી રહી. ૧-૨-૩-૪.

दोहा–निगम नीति कुलरीति करि, अर्घ्य पाँवडे देत ॥
बधुन सहित सुत परछि सब, चलींलिवाय निकेत ॥

માતાઓ વેદની નીતિ તથા કુળની રીતિ કરી અર્ઘ્ય આપી વહુઓ સહિત ચારે પુત્રોને પોંખીને રાજમંદિરમાં લેઇ ગઈ. ૪૦૧.

चौ०–चारि सिंहासन सहज सुहाये, जनु मनोज निजहाथ बनाये ॥
तिनपर कुँवरि कुँवर बैठारे, सादर पाँय पुनीत पखारे ॥
धूप दीप नैवेद्य वेद विधि, पूजे वर दूलहिनि मंगलनिधि ॥
बारहिं बार आरती करही, व्यंजन चारु चामर शिर ढरहीं ॥

वस्तु अनेक निछावरिहोहीं, भरी प्रमोद मातु सब सोहीं ॥
पावा परमतत्त्व जनु योगी, अमृतलहि जनु सन्तत रोगी ॥
जन्मरंक जनु पारस पावा, अन्धहि लोचन लाभ सुहावा ॥
मूकवदन जस शारद छाई, मनहूँ समरशूर जय पाई ॥

જાણે કામદેવે પોતાને હાથે બનાવ્યાં હોય એવાં ચાર સુંદર સિંહાસનો ઉપર કુંવરોને તથા વહુઓને બેસાડીને તેઓના પવિત્ર પગ આદરપુર્વક પખાર્યા. અને વેદોક્ત વિધિથી ધુપ, દીપ તથા નૈવેદ્યથી મંગળના ભંડાર રૂપ વર વહુ-ઓનું પુજન કર્યું. વારંવાર આરતીઓ કરીને મસ્તકપર વીંઝણા તથા સુંદર ચમરો ઢોળવા લાગી. અનેક વસ્તુઓની નોંછાવરો કરતાં સર્વ માતાઓ ભરપુર આનંદથી શોભવા લાગી. જાણે યોગીજન પરમતત્વ પામ્યા હોય, જેમ હમેશનો રોગી મનુષ્ય અમૃત પામ્યો હોય, જેમ જન્મનો દરિદ્રી મનુષ્ય પારસમણિ પા-મ્યો હોય, જેમ આંધળાને સુંદર નેત્રોનો લાભ પ્રાપ્ત થયો હોય, જેમ ગુંગાને મુખે શારદા આવી બેસે, જેમ શુરવીર માણસને યુદ્ધમાં જય મળે. ૧-૨-૩-૪.

दोहा–यहि सुखते शतकोटि गुण, पावहिं मातु अनंद ॥
भाइन सहित विवाहि घर, आये रघुकुल चंद ॥ ४०२ ॥

તે સુખ કરતાં પણ સો કરોડગણું સુખ માતાઓને પ્રાપ્ત થયું, કે જે સમયે રામચંદ્રજી પરણીને ઘેર પધાર્યા. ૪૦૨.

दोहा–लोक रीति जननी करहिं, वर दुलहिनि सकुचाहिं ॥
मोद विनोद विलोकि बड़, राम मनहि मुसुकाहिं ॥ ४०३ ॥

માતાઓ લોક રીતિ કરતી હતી તે સમયે વરકન્યા સંકોચ પામતાં હતાં. માતાઓનો મોટો આનંદ અને વિનોદ જોઈને રામચંદ્રજી મનમાં મંદહા-સ્ય કરવા લાગ્યા. ૪૦૩.

चौ०–देव पितर पूजे विधिनीकी, पूजी सकल कामना जीकी ॥
सबहिंवन्दि मांगहिं वरदाना, भाइन सहित राम कल्याना ॥
अन्तरहित सुर आशिष देहीं, मुदित मातु अंचल भरि लेहीं ॥
भूपति बोलि बरातिन्ह लीन्हे, यान वसन मणि भूषण दीन्हे ॥
आयसुपाइ राखि उर रामहिं, मुदित गये सबनिज निज धामहिं ॥
पुर नर नार सकल पहिराये, घरघर बाजहिं अनँद बधाये ॥
याचकजन याचहिं जोइ जोई, प्रमुदित राउ देइँ सोइ सोई ॥
सेवक सकल बजनियां नाना, पूरण किये दान सनमाना ॥

દેવતાઓ તથા પિતૃઓનું સારી રીતે પુજન કર્યું, જેની તેની સર્વ મન

કામનાઓ પરિપુર્ણ થઇ. સર્વ દેવતાઓને વંદન કરીને ભાઇઓ સહિત રામચંદ્રજીનું કલ્યાણ થાય એવું વરદાન માગવા લાગી. દેવતાઓ અદશ્ય રહી આશિષ દેવા લાગ્યા, તે માતાઓ છેડા પાથરી પાથરીને ગ્રહણ કરવા લાગી. દશરથ રાજાએ જાનૈયાઓને બોલાવી સર્વને વાહનો, વસ્ત્રો, મણિઓ તથા આભુષણો આપ્યાં. જાનૈયાઓ આનંદ પામી હૃદયમાં રામચંદ્રજીને રાખી રજા લઈને પોત પોતાને ઘેર ગયા. પછી નગરનાં સઘળાં સ્ત્રી પુરૂષોને પેહેરામણી આપી, અને ઘેર ઘેર આનંદવધાઈનાં વાજાં વાગવા લાગ્યાં. યાચક લોકો જે જે માગવા લાગ્યા તે તે આનંદ પામેલા દશરથ રાજા આપવા લાગ્યા, સઘળા સેવકોને તથા અનેક પ્રકારનાં વાજાંવાળાને દાન તથા સન્માન આપી સંતોષ પમાડયા. ૧-૨-૩-૪.

दोहा—देहि अशीश जुहारि सब, गावहि गुण गणगाथ ॥
तब गुरु भुसुर सहित गृह, गमन कीन्ह नरनाथ ॥ ४०४

સર્વ લોકો જુહાર કરી આશિષો દઈ ગુણો ગાતા ગાતા ઘેર ગયા, એટલે ગુરૂ તથા બ્રાહ્મણો સહિત દશરથ રાજા રાજદ્વારમાં આવ્યા. ૪૦૪.

चौ०—जो वशिष्ठ अनुशासन दीन्हा, लोक वेद विधि सादर कीन्हा ॥
भुसुर भीर देखि सब रानी, सादर उठीं भाग्य बड़ जानी ॥
पाँय पखारि सकल अन्हवाये, पूजि भली विधि भूप ज्यँवाये ॥
आदर दान प्रेम परिपोषे, देत अशीश चले मन तोषे ॥
बहु विधि कीन्ह गाधिसुत पूजा, नाथ मोहिं सम धन्य न दूजा ॥
कीन्ह प्रशंसा भूपति भूरी, रानिन्ह सहित लीन्ह पगधूरी ॥
भीतर भवन दीन्ह वरवासू, मन जुगवत रह नृप रनिवासू ॥
पूजे गुरुपद कमल बहोरी, कीन्ह विनय मन प्रीति न थोरी ॥

વસિષ્ઠ મુનિએ ફરમાવ્યા મુજબ રાજાએ આદરપુર્વક લોકરીતિ તથા વેદવિધિ કર્યા. સર્વ રાણીઓ બ્રાહ્મણોની ભીડ જામેલી જોઈને પોતાનાં મોટાં ભાગ્ય જાણીને ઉઠી. બ્રાહ્મણોના પગ પખારી નવરાવ્યા અને રાજાએ તેઓનું સારી રીતે પુજન કરી જમાડયા. તેઓને સત્કાર, દાન તથા પ્રેમથી સંતુષ્ટ કરતાં તેઓ મનમાં સંતોષ પામીને આશિષ દેતા ઘેર ગયા. પછી રાજાએ વિશ્વામિત્રની ઘણા પ્રકારે પુજા કરી કહ્યું કે-" નાથ ! મારા જેવાં કોઈનાં ધન્ય ભાગ્ય નથી. " રાજાએ તેમની ઘણી પ્રશંસા કરીને રાણીઓ સહિત તેમણે ઋષિના ચરણની રજ મસ્તકપર ધરી. વિશ્વામિત્રને પોતાના મેહેલમાંજ ઉતારો આપ્યો કે જેથી રાજા તથા રાણીઓને દર્શન થયા કરે. પછી વસિષ્ઠ ગુરૂના ચર-

ણ કમળ પુજીને અત્યંત પ્રીતિથી તેમનો ઘણો વિનય કર્યો. ૧-૨-૩-૪.

दोहा-बधुन समेत कुमार सब, रानिन सहित महीश ॥
पुनि पुनि बन्दत गुरुचरण, देत अशीश मुनीश ॥ ४०५ ॥

વહુઓ સહિત સઘળા રાજકુમારો અને રાણીઓ સહિત રાજા વારંવાર ગુરૂનાં ચરણોની વંદના કરવા લાગ્યાં, અને મુનીશ્વર તેઓને આશિષ દેવા લાગ્યા. ૪૦૫.

चौ०-विनय कीन्ह उर अति अनुरागे, सुत सम्पदा राखि सब आगे ॥
नेग माँगि मुनिनायक लीन्हा, आशिर्वाद बहुत विधि दीन्हा ॥
उरधरि रामहिं सीय समेता, हरषि कीन्ह गुरु गमन निकेता ॥
विप्रवधू कुल वृद्ध बुलाई, चीर चारु भूषण पहिराई ॥
बहुरि बुलाइ सुआसिनि लीन्ही, रुचि विचारि पहिरावनि दीन्ही ॥
नेगी नेग योग सब लेहीं, रुचि अनुरूप भूपमणि देहीं ॥
प्रियपाहुने पूज्य जे जाने, भूपति भली भाँति सनमाने ॥
देव देखि रघुवीर विवाहू, वरषि प्रसून प्रशंसि उछाहू ॥

રાજાએ હૃદયમાં અત્યંત પ્રેમ લાવી વિનય કરીને ગુરૂની આગળ પોતાના પુત્રો તથા સંપત્તિ મુકી. ગુરૂએ પોતાનો નેકલાગો લીધો અને ઘણી ઘણી આશિષ દીધી. ગુરૂ સીતાજી સહિત રામની મુર્તિ હૃદયમાં ધારી હર્ષ પામીને પોતાને ઘેર ગયા. પછી દશરથ રાજાએ સઘળી બ્રાહ્મણની સ્ત્રીઓને બોલાવીને તેઓને સુંદર વસ્ત્ર તથા આભુષણો પેહેરાવ્યાં. પછી સુવાસીની સ્ત્રીઓને બોલાવીને તેઓને મન ગમતી પેહેરામણીઓ આપી. સર્વ લાગાવાળાઓ યોગ્ય રીતે લાગો લેવા લાગ્યા અને રાજાઓના શિરોમણિ દશરથ રાજાએ તેઓને રૂચિ પ્રમાણે લાગા આપ્યા. જે પ્રિય પરોણાઓ પુજવા યોગ્ય જણાયા તેઓનું રાજાએ સારી રીતે સન્માન કર્યું. દેવતાઓ પણ રામચંદ્રજીનો વિવાહ જોઈ ઉત્સાહની પ્રશંસા કરી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૧-૨-૩-૪.

दोहा-चले निशान बजाय सुर, निज निज पूर सुखपाय ॥
कहत परस्पर रामयश, हर्ष न हृदय समाय ॥ ४०६ ॥

જેઓનાં હૃદયમાં હર્ષ સમાતો નહી હતો એવા દેવતાઓ સુખ પામીને દુંદુભીઓ બગાડી પરસ્પર રામચંદ્રજીના યશ ગાતા પોતપોતાના લોકમાં સીધાવ્યા. ૪૦૬.

चौ०-सबविधि समदि मुदित नरनाहू, रहा हृदय भरि पूरि उछाहू ॥

जहँ रनिवास तहां पगुधारे, सहित बधूटिन कुँवर निहारे ॥
लिये गोद करि मोद समेता, को कहि सकै भयउ सुख जेता ॥
वधू सप्रेम गोद बैठारी, बार बार हिय हरषि दुलारी ॥
देखि समाज मुदित रनिवासू, सबके उर आनन्द कियेवासू ॥
कह्यउ भूप जिमि भयउ विवाहू, सुनि गुनि हर्ष होत सब काहू ॥
जनकराज गुण शील बड़ाई, प्रीति रीति सम्पदा सुहाई ॥
बहुविधि भूप भाट जिमि वरणी, रानी सब प्रमुदित सुनि करणी ॥

સર્વ રીતે સર્વનું સન્માન કરી હૃદયમાં ઉત્સાહથી ભરપુર થઈ દશરથ રાજા રાણીવાસમાં ગયા, અને વહુઓ સહિત ચારે કુંવરોને નિહાળ્યા, અને આનંદથી કુંવરોને ખોળામાં બેસાડયા, તે વખતે રાજાને જે સુખ ઉપજ્યું તેનું વર્ણન કોણ કરી શકે ? પછી પ્રેમથી વહુઓને પણ ખોળામાં બેસાડી તેથી વહુઓ વારંવાર હૃદયમાં હર્ષ પામવા લાગી. આવો સમાજ જોઇ રાણીવાસમાં એવો આનંદ વ્યાપી ગયો કે જાણે સર્વના હૃદયમાં આનંદે નિવાસ કર્યો હોય. રાજા જે રીતે કુંવરોનો વિવાહ થયો હતો તે સઘળું કહેતા હતા, તે સાંભળીને સર્વ કોઈને ઘણો હર્ષ પ્રાપ્ત થયો. જેમ ભાટ વર્ણવે તેવી રીતે રાજાએ જનક રાજાના ગુણ, શીળ, મોટાઇ, પ્રીતિ, રીતિ અને સુંદર સંપત્તિનું વર્ણન કર્યું. તે સર્વ કરણી સાંભળીને સર્વ રાણીઓ આનંદ પામી ૧-૨-૩-૪.

दोहा—सुतन समेत नहाइ नृप, बोलि लिये गुरुज्ञाति ॥
भोजन किये अनेक विधि, घरी पाँच गइ राति ॥ ४०७ ॥

રાજાએ પુત્રો સહિત નાહી ગુરૂ તથા જાતિભાઈઓને બોલાવી સર્વેએ સાથે અનેક પ્રકારનું ભોજન કર્યું એટલામાં પાંચ ઘડી રાત્રિ વીતી ગઈ. ૪૦૭

चौ०—मंगलगान करहिं वरभामिनि, भइ सुखमूल मनोहर यामिनि ॥
अँचै पान सबकाहुन पाये, अंगसुगन्ध भूषित छविछाये ॥
रामहिं देखि रजायसु पाइ, निज निज भवन चले शिरनाई ॥
प्रेम प्रमोद विनोद बडाई, समय समाज मनोहरताई ॥
कहि न सकहिं श्रुति शारद शेषा, वेद विरंचि महेश गणेशा ॥
सोमैं कहौं कवन विधि वरणि, भूमि नाग शिर धरै कि धरणी ॥
नृप सब भाँति सबहि सनमानी, कहि मृदुवचन बुलाई रानी ॥
वधू लरिकिनी परघर आई, राख्यहु नयन पलककी नाई ॥

ઉત્તમ સ્ત્રીઓ મંગળગાન કરવા લાગી, એ મનોહર રાત્રિ તો સુખના મુળ

રૂપ થઇ. આચમન કરી સર્વ કોઈ પાનબીડાં પામ્યા અને અંગે સુગંધ લગાવ્યાથી ક્રાન્તિ શોભાયમાન થઇ રહી. સર્વે રામચંદ્રજીને જોઇ રજા પામીને માથાં નમાવી પોત પોતાને ઘેર ચાલ્યા. એ સમયના પ્રેમ, આનંદ, વિનોદ, મોટાઈ અને સમાજની મનોહરતા એનું વર્ણન શ્રુતિઓ, સરસ્વતી, શેષનાગ, બ્રહ્મા, શિવ અને ગણુપતિ પણ કરી શકે નહી, તો તે હું શી રીતે વર્ણવી શકું ? અળશીયું તે માથાપર ધરતી શી રીતે ધારણ કરી શકે ? રાજાએ સર્વ રીતે સર્વનું સન્માન કરી રાણીઓને બોલાવી કોમળ વાણીથી કહ્યું કે-" બાળક વહુઓ અહીં બીજેઘેર આવી છે, માટે જેમ પોપચાં નેત્રોનું રક્ષણ કરે છે તેવી રીતે તેમને રાખજો. ૧-૨-૩-૪.

दोहा—लरिका श्रमित उनींद वश, शयन करावहु जाइ ॥
अस कहि गे विश्राम गृह, रामचरण चित लाइ ॥ ४०८ ॥

કુંવરો થાકેલા તથા નિદ્રાવશ થયેલા છે, માટે જઇને તેઓને શયન કરાવો " એમ કહી રામનાં ચરણોમાં મન લગાવી દશરથ રાજા વિશ્રામઘરમાં ગયા. ૪૦૮.

चौ०—भूप वचन सुनि सहज सुहाये, जडित कनक मणि पलँग डसाये ॥
सुभग सुरभि पय फेनु समाना, कोमल ललित सुपेती नाना ॥
उपबर्हण वर बरणि नजाहीं, स्रग सुगन्ध मणि मन्दिर माहीं ॥
रत्नदीप सुठि चारु चँदोवा, कहत न बनै जान जेहि जोवा ॥
सेज रुचिर रचि राम उठाये, प्रेम समेत पलँग पौढाये ॥
आज्ञा पुनि पुनि भाइन दीन्ही, निज निज सेज शयन तिन कीन्ही ॥
देखि श्याम मृदुमंजुल गाता, कहहिं सप्रेम वचन सबमाता ॥
मारग जात भयावनि भारी, क्यहि विधितात ताडकामारी ॥

રાજાનાં સહજ સુંદર વચનો સાંભળી રાણીઓએ મણિઓ જડેલા સોનાના પલંગ બીછાવ્યા, તે ઉપર ગાયના દુધના ફીણુ જેવી સફેદ, કોમળ તથા સ્વચ્છ જાત જાતની તળાઈઓ પાથરી. જેને વર્ણવી શકાય નહી એવાં ઓશીકાં મુકયાં. અને મણિમય મંદિરોમાં પુષ્પની માળાઓ, સુંદર રત્નોના દીવા તથા શોભીતા ચંદરવાની એવી શોભા કરી કે તે વર્ણવી શકાય નહી, જેણે નજરે જોયું હોય તેજ જાણે. એ પ્રમાણે સુંદર સેજ સજી રામચંદ્રજીને ઉઠાડીને પ્રેમથી પલંગપર પોઢાડયા. પછી તેમણે ભાઇઓને આજ્ઞા આપતાં તેઓએ જઇને પોત પોતાના પલંગોપર શયન કર્યાં. સર્વ માતાઓ રામનાં સુંદર શ્યામ તથા કોમળ શરીર જોઇને પ્રેમ આણીને કહેવા લાગી કે-" હે તાત ! તમે રસ્તે જતાં મહા ભયંકર તાટકાને શી રીતે મારી ? ૧-૨-૩-૪.

दोहा—घोर निशाचर विकट भट, समर गनै नहिं काहु ॥
मारे सहित सहाय किमि, खल मारीच सुबाहु ॥ ४०९ ॥

યુદ્ધમાં કોઇને પણ લેખવે નહી એવા મહાઘોર, વિકટ તથા ખળ યોદ્ધા મારીચ તથા સુબાહુને તેઓના સહાયકારી સુદ્ધાંત તમે શી રીતે માર્યા ? ૪૦૯.

चौ०—मुनिप्रसाद बलि तात तुम्हारे, इश अनेक करवर टारे ॥
मख रखवारी करि दोउ भाई, गुरु प्रसाद सब विद्या पाई ॥
मुनि तियतरी लगत पग धूरी, कीरति रही भुवन भरि पूरी ॥
कमट पीठ पावे कुट कठोरा, नृप समाज महँ शिवधनु तोरा ॥
विश्वविजयथश जानकि पाई, आये भवन व्याहि सब भाई ॥
सकल अमानुष कर्म तुम्हारे, केवल कौशिक कृपा सुधारे ॥
आजु सफल जग जन्म हमारे, देखि तात बिधु बदन तुम्हारे ॥
जे दिन गये तुमहिं बिनुदेखे, ते विरंचि जनि पारहिं लेखे ॥

હે પુત્ર ! વિશ્વામીત્ર ઋષિની કૃપાના બળથી ઇશ્વરે તમારાંક અને વિઘ્નો ટાળ્યાં, તમે બન્ને ભાઇઓએ યજ્ઞની રખવાળી કરી તેથી ગુરૂની કૃપાથી સર્વ વિદ્યા પામ્યા, તમારા પગની રજનો સ્પર્શ થતાંજ ગૌતમની સ્ત્રી અહલ્યા તરી ગઇ તેથી તમારી કીર્તિ જગતમાં ભરપુર થઇ રહી છે. તમે રાજાઓની સભામાં કાચબાની પીઠ જેવું, વજ્ર જેવું અને પર્વતના જેવું કઠીણ સદાશિવનું ધનુષ તોડયું. તેથી તમે જગતમાં કીર્તિ તથા સીતાજીને પામ્યા. અને સર્વ ભાઇઓ પરણીને ઘેર આવ્યા આ સઘળાં અલૌકિક કર્મ કેવળ વિશ્વામિત્રની કૃપાથીજ બની આવ્યાં છે. હે તાત ! આજ તમારૂં ચંદ્ર સમાન મુખ જોઇને અમારો જન્મ સફળ થયો. તમારાં દર્શન વિનાના અમારા જે દિવસો ગયા તે વિધાતા અમારા આયુષ્યના હિસાબમાં ગણો નહી. ૧-૨-૩-૪.

दोहा—राम प्रतोषी मातु सब, कहि विनीत वर बैन ॥
सुमिरि शंभु गुरु विप्रपद,कीए नींदवशनैन ॥ ४१० ।

રામચંદ્રજીએ સર્વ માતાઓને ઉત્તમ અને વિનયમય વચનો કહીને સંતોષી. અને પછી સદાશિવનાં, ગુરૂનાં અને વિપ્રોનાં ચરણોનું સ્મરણ કરીને પોતાનાં નેત્રોને નિદ્રાવશ કર્યાં. ૪૧૦.

चौ०—नींदहु बदन सोह सुठि लोना, मनहु सांझ सरसीरुह सोना ॥
घर घर करहिं जागरण नारी, देहिं परस्पर मंगल गारी,
पुरीविराजति राजति रजनी, रानी कहहिं हुबिलोक सजनी ॥
सुन्दर वधुन्ह सासुलै सोई, फणिपतिजनु शिरमणि उर गोई ॥
प्रात पुनीत काल प्रभु जागे, अरुणचूड वर लोचने लागे ॥
बंदी मागध गुणगण गाये, पुरजन द्वार जुहारन आये ॥
बन्दि विप्र सुर गुरु पितु माता, पाय अशीश मुदित सब भ्राता ॥
जननिन्ह सादर बदन निहारे, भूपति संग द्वार पगु धारे ॥

ઉંઘતાં પણ રામચંદ્રજીનું સલુણું લાવણ્યમય મુખ જાણે સાયંકાળનું લાલ કમળ હોય એવું શોભતું હતું. ઘેર ઘેર સ્ત્રીઓ જાગરણ કરીને મંગળગીત

ગાતી પરસ્પર ગાળો દેતી હતી. રાણીઓને સખીઓને કહેવા લાગી કે-" હે સજની ! અયોધ્યાપુરીની શોભાથી રાત્રિ પણ કેવી શોભે છે ? જેમ નાગ પોતાના માથાના મણિઓ છાતીએ લગાવીને સુએ તે રીતે સાસુઓ પણ વહુઓને લઇ સુઇ રહી. પવિત્ર પ્રાતઃકાળ થતાં ઉત્તમ કુકડાઓ બોલવા લાગ્યા. એટલે રામચંદ્રજી જાગૃત થયા. તે વખત બંદીજન અને વહીવંચાઓ ગુણો ગાવા લાગ્યા અને નગરના લોકો જુહાર કરવાને દ્વારપર આવ્યા સર્વ ભાઇઓ બ્રાહ્મણો, દેવતાઓ, ગુરૂ તથા માતા પિતાને પ્રણામ કરીને તેઓની આશિષ પામી રાજી થયા. માતાઓએ આદરપુર્વક તેઓનાં મુખ જોયાં અને પછી રાજાની સાથે તેઓ દ્વારપર પધાર્યા. ૧-૨-૩-૪

दोहा—कीन्ह शौच सब सहज शुचि, सरितपुनीत नहाइ ॥
प्रात क्रिया करि तात पहँ, आयेचारयउभाइ ॥ ४११ ॥

શૌચ વિધિ કરીને પોતે સ્વાભાવિકરીતે પવિત્ર છતાં પવિત્ર સરયુ નદીમાં ન્હાઇ પ્રાતઃકર્મ કરીને ચારે ભાઇઓ પિતાની પાસે આવ્યા. ૪૧૧.

चौ०—भूप विलोकि लिये उरलाई, बैठे हरषि रजायसु पाई ॥
देखि राम सब सभा जुड़ानी, लोचन लाभ अवधि अनुमानी ॥
पुनि वशिष्ठ मुनि कौशिक आये, सुभग आसनन मुनि बैठाये ॥
सुतनसमेत पूजि पद लागे, निरखि नाम दोउ गूरू अनुरागे ॥
कहहिं वशिष्ठ धर्म इतिहासा, महीप सुनहिं सहित रनिवासा ॥
मुनिमन अगम गाधि सुत करणी, मुदित वशिष्ठ विपुल विधि वरणी ॥
बोले वामदेव सबसाँची, कीरति कलित लोक तिहूँ माँची ॥
सुनि आनन्द भयउ सबकाहू, राम लषण उर अधिक उछाहू ॥

રાજાએ તેઓને જોઇને છાતીએ લગાવી દીધા, પછી તેઓ રજા પામી રાજી થઇને બેઠા. રામચંદ્રજીને જોઇને સર્વ સભા પ્રસન થઈ. અને નેત્રોના લાભની સીમા જાણી લીધી. પછી વસિષ્ઠ તથા વિશ્વામિત્ર આવ્યા તેમને સુંદર આસનો આપીને બેસાડ્યા. રાજાએ પુત્રો સહિત તેમનું પુજન કર્યું અને પગે લાગ્યા. બન્ને ગુરૂઓ રામચંદ્રજીને જોઇને પ્રસન્ન થયા. વસિષ્ઠ મુનિ ધર્મ સંબંધી ઈતિહાસ કહેવા લાગ્યા તે રાજા સહિત રાણીવાસ સાંભળવા લાગ્યો, મુનિઓનાં મનને પણ અગમ્ય એવી વિશ્વામિત્રની કરણી વસિષ્ઠજીએ આનંદથી વિસ્તાર પુર્વક વર્ણવી સંભળાવી. પછી વામદેવ મુનિ બોલ્યા કે-" આ સઘળી હકીકત સાચી છે, વિશ્વામિત્રની કીર્તિ લોકમાં પ્રસિદ્ધ છે." એ સાંભળી સર્વ કોઇને આનંદ થયો અને રામતથા લક્ષ્મણનાં હૃદયમાં પણ ઘણો ઉત્સાહ થયો. ૧-૪

दोहा—मंगल मोद उछाह नित, जाहिं दिवस इहि भाँति
उमंगी अवध आनंद भरि, अधिक अधिक अधिकाति ॥ ४१२ ॥

આ પ્રમાણે નિત્ય આનંદ, મંગળ અને ઉત્સાહમાં દિવસો વીતવા લાગ્યા અયોધ્યાપુરી પણ આનંદથી ભરપુર થઇને ઉમંગથી અધિક અધિક વૃદ્ધિ પામવા લાગી. ૪૧૨.

चौ०—सुदिन सोधि करकंकण छोरे, मंगल मोद विनोद न थोरे ॥
नित नव सुख सुर देखि सिहाहिं, अवध जन्म याचहिं विधिपाहीं ॥

विश्वामित्र चलन नित चहहीं, राम सप्रेम विनय वश रहहीं ॥
दिन दिन सद्गुण भूपति भाऊ, देख सराह महामुनि राऊ॥
मांगत विदा राउ अनुरागे, सुतन समेत ठाढ भये आगे ॥
नाथ सकल सम्पदा तुम्हारी, मैं सेवक समेत सुत नारी ॥
करब सदा लरिकनपर छोहू, दरशन देत रहब मुनि मोहू ॥
असकहि राउ सहित सुतराना, पर्‍यउचरण मुखआव न बानी ॥
दीन्ह अशीश विप्र बहु भाँती, चले न प्रीति रीति कहीजाती ॥
राम सप्रेम संग सब भाई, आयसु पाय फिरे पहुँचाई ॥

શુભ દીન જોઇને હાથનાં મીંઢળ છોડચાં, તે સમયે મંગળ આનંદ અને વિનોદ ઘણોજ થઇ રહ્યો, નિત્ય નવનવાં સુખ જોઈ દેવતાઓ વિધાતા પાસે અયોધ્યામાં જન્મ માગવા લાગ્યા. વિશ્વામિત્ર નિત્ય ચાલવાને ઇચ્છતા હતા,પણ રામના પ્રેમ અને વિનયને વશ થઇને રહી જતા હતા. દરરોજ રાજાનો ભાવ અને સદગુણ જોઇને વિશ્વામિત્ર તેમનાં વખાણ કરતા હતા. પછી વિશ્વામિત્રે રજા માગતાં રાજા પ્રેમથી પોતાના પુત્રો સહિત તેમની આગળ આવીને ઉભા રહ્યા અને બોલ્યા કે-" હે નાથ ! આ સઘળી સંપત્તિ તમારીજ છે અને હું મારા પુત્રો તથા રાણીઓ સહિત તમારો સેવક છું. હે મુનિ ! આ બાળકોપર દયા લાવી મને દર્શન આપતા રહેજો." એમ કહીને રાજા, પુત્રો તથા રાણીઓ સહિત વિશ્વામિત્રને પગે પડચા અને મોઢે કાંઇ બોલી શકયા નહી. વિશ્વામિત્ર ઋષિ ઘણી ઘણી આશિષ દઇને ચાલ્યા, તે વખતની પ્રીતિની રીતિ કહી જાય તેમ નથી. સર્વ ભાઇઓ સહિત રામચંદ્રજી પ્રેમથી વળાવવા ગયેલા તે વળાવી તેમની આજ્ઞા પામીને પાછા ફર્યા. ૧-૨-૩-૪.

दोहा—रामरूप भूपति भगति, ब्याह उछाह अनन्द ॥
जात सराहतमनहिंमन, मुदित गाधि कुलचन्द ॥ ४१३ ॥

રામનું સ્વરૂપ, રાજાની ભકિત, વિવાહના ઉત્સવનો આનંદ એ સઘળું મનમાં ને મનમાં વખાણતા વિશ્વામિત્ર ઋષિ આનંદથી જતા હતા. ૪૧૩.

चौ०—वामदेव रघुकुल गुरु ज्ञानी, बहुरि गाधिसुत कथा बखानी ॥
सुनिमुनिसुयशमनहिंमन राऊ, वर्णत आपन पुण्य प्रभाऊ ॥
बहुरे लोग रजायसु भयउ, सुतन समेत नृपहि गृह गयऊ ॥
जहँ तहँ राम ब्याह यश गावा, सुयश पुनीत लोक तिहु छावा ॥
आये ब्याहि राम घर जबते, बसे अनन्द अवध सब तबते ॥
प्रभु विवाह जस भयउ उछाहा, सकहिं न वरणि गिरिअहिनाहा ॥
कविकुल जीवन पावन जानी, राम सीययश मंगलखानी ॥
त्याहित मैं कछु कहा बखानी, करण पुनीत हेतु निज बानी ॥

વામદેવે અને રઘુવંશના કુળ ગુરુ વસિષ્ઠ મુનિએ ફરીથી પણ વિશ્વામિત્રની કથા વર્ણવી, તે સુકીર્તિ સાંભળીને રાજા મનમાં ને મનમાં પોતાના પુણ્ય પ્રભાવની પ્રશંસા કરવા લાગ્યા. સર્વ લોક વિસર્જન થતાં પુત્રો સહિત રાજા ઘેર ગયા. જ્યાં ને ત્યાં રામના વિવાહના યશ ગવાવા લાગ્યો અને એ પવિત્ર સુયશ

ત્રણે લોકમાં છાઈ રહ્યા. રામચંદ્રજી જ્યારથી પરણીને ઘેર આવ્યા ત્યારથી સઘળો આનંદ અયોધ્યામાંજ વસવા લાગ્યો. રામના વિવાહનો ઉત્સાહ જેવો થયો તેવો બરોબર રીતે શેષ અને શારદા પણ વર્ણવી શકે નહીં રામ અને સીતાના યશને કવિના કુળના જીવનરૂપ, પવિત્ર અને મંગળની ખાણ રૂપ જાણીને મેં મારી વાણીને પવિત્ર કરવાને વાસ્તે તેનાંનું કાંઇક વર્ણવી બતાવ્યું છે.૧-૪

॥ हरिगीतका छंद ॥

निज गिरा पावन करन कारण राम यश तुलसी कह्यो ॥
रघुवीर चरित अपार वारिधि पार कवि कवने लह्यो ॥
उपवीत ब्याह उछाह मंगल सुनहिं सादर गावहीं ॥
वैदेहि राम प्रसाद ते जन सर्वदा सुख पावहीं ॥ ६२ ॥

તુલસીદાસ કહે છે કે-મેં મારી વાણીને પવિત્ર કરવાને વાસ્તે રામચંદ્રજીના યશ ગાયા છે રામચંદ્રજીના ચરિત્ર રૂપી અપાર સમુદ્રનો પાર કયો કવિ પામ્યો છે? રામના જનોઈ અને વિવાહના મંગળોત્સવ આદરપુર્વક જે ગાશે તે સીતાજી તથા રામચંદ્રજીની કૃપાથી સર્વદા સુખ પામશે. ૬૨

छं०—मुनि गाय कहीं गिरीशकन्या धन्य अधिकारी सही ॥
नित प्रीति अनुपम सुनत हरिगुण भक्ति अनुपम ते लही ॥
रघुवीर पद अनुराग जल लोभाग्नि वेगि बुझावहि ॥
यह जानि तुलसीदास मन क्रम वचन हरिगुण गावहि ॥

યાજ્ઞવલ્ક્ય કહે છે કે-હે ભરદ્વાજ! સદાશિવ પાર્વતી પ્રત્યે બોલ્યા કે-હે પાર્વતી! મેં આજે કથા કહી તે તમે સાંભળી. ધન્ય છે તે અધિકારી જનોને કે જે નિત્ય પ્રેમથી હરીના અનુપમ ગુણો સાંભળીને અનુપમ ભક્તિનું ગ્રહણ કરે છે" રામચંદ્રજીના ચરણોમાં પ્રીતિ રૂપી જળ લોભરૂપ અગ્નિને જલદી બુઝવી દે છે એમ જાણીને હું [તુલસીદાસ] મન કર્મ વચનોથી હરિના ગુણો ગાઊં છું. ૬૩.

दोहा—कठिन कलिमलग्रसिततनु, साधन कछुकन होइ ॥
यह विचारि विश्वास करि, हरि सुमिरे बुधि सोइ ॥ ४ ४ ॥

કઠિણ કળિયુગના મેલોથી ગ્રસિત શરીરવાળા જીવોથી કાંઈપણ મુક્તિનું સાધન બની શકતું નથી એમ વિચારી વિશ્વાસ રાખીને જે શ્રી પુરૂષ હરિનું સ્મરણ કરે તેજ ડાહ્યા ગણાય છે. ૪૧૪.

सो०—मन हरिपद अनुराग, करहु त्यागि नाना कपट ॥
महामोह निशि जाग, सोवत बीते काल बहु ॥ ४० ॥
सिय रघुवीर विवाह, जे सप्रेम गावहिं सुनहिं ॥
तिन कहँ सदा उछाह, मंगलायत न सादर राम यश ॥ ४१ ॥

હે મન! અનેક પ્રકારનાં કપટોનો ત્યાગ કરીને ભગવાનનાં ચરણોમાં પ્રીતિ કર અને મોહ રૂપી રાત્રિમાંથી જાગૃત થા, સુતાં સુતાં ઘણો કાળ વીતી ગયો છે. જેઓ આદરપુર્વક પ્રેમથી સીતારામનો વિવાહ સાંભળશે અને ગાશે, તેઓને સર્વદા ઉત્સાહ રહ્યા કરશે, કેમકે રામચંદ્રજીના યશઆનંદના ધામરૂપ છે.૪૦-૪૧

ઇતિ શ્રી રામચરિત્ર પ્રથમો કાંડ સમાપ્ત.

શ્રીમદ્

# તુલસીકૃત રામાયણ.

# અયોધ્યાકાંડ.

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्री तुलसीकृत रामायण ॥

## *अयोध्याकांड.

### ગુજરાતી ભાષાંતર.

श्लोक—वामांके च विभाति भूधरसुता देवापगा मस्तके ।
भाले बालविधुर्गले च गरलं यस्योरसि व्यालराट् ॥
सोयं भूतिविभूषणः सुरवरः सर्वाधिपः सर्वदा ।
शर्वः सर्वगतः शिवः शशिनिभः श्रीशंकरः पातु माम् ॥ १ ॥

જેના—શ્રી સદાશિવજીના ખોળામાં પાર્વતીજી બિરાજે છે અને મસ્તકના ઉપર દેવાપગા—ત્રિવિક્રમ ચરણસમ્ભૂતા શ્રી ગંગાજી શોભે છે, લલાટમાં બાલચન્દ્ર, કન્ઠમાં ઝેર અને જેના વક્ષ સ્થળમાં શેષનાગ શોભે છે એવા વિભૂતિરૂપી શણગારવાળા, દેવતાઓમાં ઉત્તમ સર્વના અધિપતિ, મોહને કાપનારા, સર્વ વ્યાપક અને ચન્દ્રમા સદૃશ શોભાયમાન્ એવા શ્રી શંકર સર્વદા મારૂં સંરક્ષણ કરો. ૧

---

* આ અયોધ્યાકાંડ શ્રી રામચરિત માનસનો બીજો કાંડ છે. આ કાંડને ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ મહા ક્રમ પૂર્વક રચેલો છે. આઠ આઠ ચોપદિની એકક્ ચોપાઇ કહેલી છે, અને પચીસ પચીસ ચોપાઇ પછી એક્ હરિગીત છન્દ બનાવ્યો છે. છન્દમાં પોતાનું નામ આપેલું છે. પ્રત્યેક્ ચોપાઈની પાછળ એકેક્ દોહો છે, અને છનદની પાછળ એકેક્ સોરઠો છે. સઘળાં કાંડોમાં તેર તેર ચોપાઇઓની પચીસી છે. એ પ્રમાણે આ કાંડમાં પણ ૩૨૫ ચોપાઇ, ૩૧૩ દોહરા, ૧૩ છન્દ અને ૧૩ સોરઠા છે અને આ કાન્ડનું અતિમનોહર લલિત કાવ્ય નવરસરૂપક અલંકારાદિ સહ મહાવિધાન [illegible] દર્શાવેલ છે. અયોધ્યાકાંડના [illegible] ક્રમ સહ કોઇ પણ કાંડ નથી. બાળકાન્ડમાં માત્ર સીતાસ્વયંવરની કથા છે. આ અયોધ્યાકાન્ડમાં નિચે પ્રમાણે કથાનો ક્રમ છે. प्रथमराम अभिषेक प्रसंगा, पुनि नृपवचन राजरसभंगा । पुरवासिन कर बिरह विषादा, बहुरि रामलक्ष्मण संवादा, विपिनगमन केवट अनुरागा, सुरसरि उतरि निवास प्रयागा । बाल्मीकि प्रभुमिलन बखाना । चित्रकूट जिमि बस भगवाना । सचिवागमन नगर नृपमरणा । भरतागमन प्रेमबहु वरणा, करि नृपक्रिया संगपुरवासी, भरत गये जहँ प्रभुसुखरासी । पुनि रघुपति बहुविधि समुझाये । लै पादुका अवधपुर आये। અન્તમાં ભરતજીનો નન્દિગ્રામમાં નિવાસ અને ભરતજીની રહેણીનું વર્ણન છે. આ કાંડની કઠણ કવિતા હોવાથી કોઈ વિશેશ ડાહાપણ કરી શકતા નથી.

प्रसन्नतां यो न गतोभिषेकतस्तथा न मम्लौ वनवास दुःखतः ।
मुखाम्बुजंश्रीरघुनन्दनस्य मे सदास्तुतन्मंजुलमंगलप्रदम् ॥ २ ॥

શ્રી રામચન્દ્રજીના મુખકમળની શોભા રાજ્યાભિષેકના સમાચારથી પ્રસન્નતાને પ્રાપ્ત થઇ નહિ, તેમજ વનવાસના દુઃખોથી જે મુખની શોભા મલીન થઇ નહતી, તેજ શ્રી રામચન્દ્રજીના મુખકમળની શોભા મને સદા સુન્દર મંગળ આપો. ૨

नीलाम्बुजश्यामलकोमलांगं सीतासमारोपितवामभागम् ।
पाणौ महासायकचारुचापं नमामि रामं रघुवंशनाथम् ॥ ३ ॥

નીલકમલના સમાન તો જેનો શ્યામ કોમળ અંગ છે, અને વામ–ડાબા ભાગમાં જગન્જનની શ્રી જાનકીજી બિરાજે છે, હાથોમાં મોટાં એટલે અપ્રતિહત શાર્ઙ્ગધનુષ્ અને બાણ શોભે છે એવા રઘુવંશનાથ શ્રી રામચંન્દ્રજીને હું પ્રણામ કરૂં છું. ૩

दोहा०—श्रीगुरु चरणसरोज रज, निजमन मुकुर सुधारि ॥
बरणौं रघुवर विमल यश, जो दायक फल चारि ॥ १ ॥

શંકા–બાળકાન્ડમાં ગુરૂપદ રજથી વિવેક નિર્મળ કરી ચૂકેલ છે, તો હવે એ નિર્મળમાં કયા પ્રકારનો મળ લાગી ગયો કે જેથી પુનઃગુરૂના ચરણકમળની રજથી સુધાર્યો ! સમાધાન–છ પ્રકારની શરણાગતિમાં કાર્પણ્ય શરણાગતિનું એકજ સ્વરૂપ લખ્યું છે કે જીવસદા પોતાને સદોષ માનીને ડરયા કરે છે. પદ્મપુરાણમાં નારદજીનું વચન છે કે--पापोहं पापकर्माहं पापात्मा पापसंभव ઇત્યાદિ સાક્ષાત્ બ્રહ્માનાપુત્ર દેવર્ષિ–નારદજી કે જે વાલ્મીકિજીના ગુરૂ તેને ત્રણેકાળમાં પાપનો લેશ નથી, તો પછી 'पापोहं' ઇત્યાદિ પોતાને જાણે છે તે કેવળ કાર્પણ્ય શરણાગતિ છે, તેજ ગોસ્મીનો સિદ્ધાન્ત છે. વા સ્વચ્છવસ્ત્રપર પણ જરા મેલનો ભ્રમ થાય છે, મનોમળ બહુ પ્રકારે અનાદિકાળથી અતિ દુર્વિજ્ઞેય, પરમ સૂક્ષ્મરૂપ છે, તે એકજવારે કોઇ પણ સાધનથી જલદી દૂર થતો નથી. ગીતાજીમાં લેખ છે કે--અનેક જન્મનાં સાધનથી પરમગતિની પ્રાપ્તિ થાય છે. એ કારણથી પુનઃમનને સુધારયું, અથવા भरत महामहिमा सुनरानी, जानहि राम न सकहिं बखानी । જો શ્રી રામચન્દ્રજી પોતે ભરતજીના મહિમાને વર્ણવી શકે તેમ નથી, તો તે ભરતજીના યશવર્ણનમાં ગોસ્વામી ગુરૂચરણ રજથી મનરૂપી નિર્મળ દર્પણને પુનઃ સુધારે તો તેમાં કાંઈ પણ શંકા નથી. અયોધ્યાકાંડમાં ભરતચરિત્રનુંજ વર્ણન છે. भरतचरित करिनेम અથવા શ્રી રઘુનાથજીને રાજ્ય દેવામાં અયોધ્યામાં અનેક વિઘ્ન થયાં છે, તેનું સ્મરણ કરતાં શ્રી ગોસ્વામીનું મન શોકગ્રસ્ત થઇ ગયું, તેથી પુનઃ ગુરૂપદ રજ લગાવી અથવા બાળકાન્ડમાં ગુરૂપદ રજથી વિવેકરૂપી નેત્ર નિર્મળ કરેલ હતાં, અને અહિં તો ડરયા કે--જો મન કદાચ સદોષ રહેશે, તો વિવેકરૂપી નેત્રોને બગાડશે, એ કારણથી મનરૂપી દર્પણને પણ ગુરૂપદ રજથી પવિત્ર કરેલ છે, જેથી પુનરૂક્તિ દોષ નથી. શંકા–અહિંસુધી કોના યશનું વર્ણન કરયું કે જેથી હવે લખે છે કે वर्णहुँ रघुवर विमल यश ? સમાધાન–અહિં રઘુવરપદથી ભરતજીને જાણવા કે જે પ્રમાણ ઉપર લખવામાં આવ્યું છે.

શ્રીમાન્ ગુરૂદેવના ચરણકમળોની રજથી મારા મનરૂપી દર્પણને નિર્મળ કરીને રઘુવર શ્રી રામચન્દ્રજીના અથવા ભરતજીના પરમ પાવન યશનું વર્ણન કરૂંછું, કે જે યશ આ લોકમાં તથા પરલોકમાં ધર્મ, અર્થ, કામ-અને મોક્ષ એ ચારે ફળના દાતા છે. ૧

चौ०—जब ते राम ब्याहि घर आये, नित नवमंगल मोद बधाये ॥
भुवन चारिदश भूधर भारी, सुकृत मेघ बरषहिं सुखबारी ॥
ऋधि सिधि सम्पति नदी सुहाई, उमँगि अवधअम्बुधि कहँआई ॥
मणिगण पुरनरनारि सुजाती, शुचि अमोल सुन्दर सबभांती ॥
कहि न जाइ कछु नगरविभूती, जनु इतनी विरंचि करतूती ॥
सबविधि सब पुरलोगसुखारी, रामचन्द्र मुखचन्द्र निहारी ॥
मुदित मातु सब सखी सहेली, फलित विलोकि मनोरथ बेली ॥
रामरूप गुण शील स्वभाऊ, प्रमुदित होहिं देखि मुनिराऊ ॥

† જ્યારથી શ્રી રામચન્દ્રજી ભાઇઓ સહ પરણીને ઘેર પધારયા છે. ત્યારથી અયોધ્યામાં નિત્ય નવીન મંગળ અને નિત્ય નવીન આનંદ તથા વધામણાં ઘરોઘર થઇ રહેલાં હતાં. ચૌદ ભુવનરૂપી પર્વતોમાં, જીવોના પુણ્યો રૂપી મેઘ આનન્દના જળનીજ વૃષ્ટિ કરી રહેલા છે. ૧ તેથી સમસ્ત ઋદ્ધિ સિદ્ધિ અને સમ્પત્તિની સુન્દર નદી, તે પર્વતોમાંથી ઉમંગી ઉમંગીને અયોધ્યા રૂપી સમુદ્રમાં આવી છે.[૧] જે અયોધ્યા રૂપી સમુદ્રમાં નર વા નારી જાત જાતના મણિના સમૂહો ભરેલા છે, કે જે અતિ પવિત્ર, અમૂલ્ય અને સર્વ પ્રકારે સુન્દર છે. ૨ અયોધ્યા નગરીની વિભૂતિનું તો જરાપણ વર્ણન થઇ શકે તેમ નથી, કારણ કે તે જાણે વિધાતાની ચાતુરીની પરાકાષ્ઠા હોય એવી જણાતી હતી. સર્વ પ્રકારે પુરનાં સમસ્ત લોક સુખી રહેતાં હતાં, અને શ્રી રામચન્દ્રજીના મુખરૂપી ચન્દ્રને નિહાળતાં હતાં. ૩ કૌશલ્યાદિક સર્વ માતાઓ, પોતાની સખીઓ અને સાહેલીઓ સહ પોતાના મનોરથો રૂપી વેલાઓને ફળેલા જોઇને સદા પ્રસન્ન રહેતી હતી. અને મહારાજા દશરથ ત-

† આ ચોપાઇથી બાલકાન્ડ અને અયોધ્યાકાન્ડનો પ્રસંગ મેળવી દીધો છે.

૧ જ્યાં રામ છે, ત્યાંજ ક્ષીર સાગર છે. એ ભાવ છે કે--ક્ષીરસાગર નિવાસી રૂપથી અભેદ છે. તેજ વર્ણન કરે છે કે--પર્વતમાં જળ હોવાથી નદી વહે છે, ઋદ્ધિ. સિદ્ધિ અને સમ્પત્તિ તે નદી છે, તેજ ઉમંગીને અયોધ્યા રૂપી સમુદ્રમાં આવેલ છે, સમુદ્રમાં મણિયો થાય છે, તો અહિ અયોધ્યા રૂપી સમુદ્રમાં ત્યાંના નરનારી મણિરૂપ છે સમુદ્રના મણિઓ તો કોઇ કોઈ ખરાબ જાતના પણ હોય છે, અર્થાત્ દોષયુક્ત અશુચિ અને અસુન્દર હોય છે, અને અહિ અયોધ્યામાં તો સર્વ સુજાતિના પવિત્ર, અમૂલ્ય અને સર્વ પ્રકારના સુન્દર મણિ છે.

થા વસિષ્ઠ ગુરૂ પણ શ્રી રામચન્દ્રજીનાં રૂપ, ગુણ, શીલ અને સ્વભાવને સર્વના મુખથી શ્રવણ કરીને તથા પોતાનાં નેત્રોથી નિરખીને અતિ પ્રસન્ન થયા હતા.

दोहा०—सबके उर अभिलाष अस, कहहिं मनाई महेश ॥
आप अछत युवराज पद, रामहिं देहिं नरेश ॥ २ ॥
"यक दिन विश्वावसु तहां, कियो गान गंधर्व ॥
सुनि प्रसन्न है स्वपुर तेहि, कह्यो रहनहित सर्व ॥ ३ ॥
तेहि कह इन्द्र निदेश बिन, मैं न सकत रहि अन्त ॥
कह्यो कैकयी बसतहै, हमरे बल सुरकन्त ॥ ४ ॥
हमरे आवत रिस करत, अस तुम गये सुटाय ॥
पठइ पत्रिका बाँच कर, सुनि नृप रहे चुपाय ॥ ५ ॥
मनमें समुझे कैकयी, लिख पठये वच वंक ॥
हमरिउ लागी घात तब, हमहू देव कलंक ॥ ६ ॥
लिख पठयो विश्वावसुहिं, करयो कहै नृप जोय ॥
विदा करै तब आइयो, समझ बूझ तुम सोय ॥ ७ ॥
वर्ष अठारहकी सिया, सत्ताइसके राम ॥
कीनी मन अभिलाष तब, करनो है सुर काम ॥ ८ ॥

આ પ્રમાણે આનન્દમાં બાર વર્ષ વ્યતીત થઈ ગયાં ત્યારે સર્વના મનમાં એ અભિલાષા ઉત્પન્ન થઈ કે મહારાજા દશરથ પોતાની હયાતીમાં શ્રીરામચન્દ્રજીને યુવરાજપદ આપે તો સારૂં એથી સર્વ લોકો શ્રી સદાશિવજીનું પૂજન કરી તેજ પ્રાર્થના કરતાં હતાં. ૨

( અહિંથી ક્ષેપકનો પ્રારંભ થાય છે. ) એક દિવસ વિશ્વાવસુ નામના ગન્ધર્વે અયોધ્યામાં આવીને ગાયન કરતાં, તેના ગાયનથી મહારાજા દશરથ તથા સર્વ લોકો પ્રસન્ન થતાં તેને થોડો સમય અયોધ્યામાં રહેવાનું સર્વેએ કહ્યું. ૩

વિશ્વાવસુ ગન્ધર્વે ઉત્તર આપ્યો કે–ઇન્દ્રની આજ્ઞા વગર હું ક્યાંય પણ રહી શકતો નથી. આવાં તે ગન્ધર્વનાં વચન શ્રવણ કરી કૈકેયી બોલી કે–અમારા બળના પ્રભાવેજ ઇન્દ્ર સ્વર્ગમાં રહે છે. ૪

આ પ્રમાણે કૈકેયીએ કહીને ઇન્દ્રના ઉપર એક પત્રિકા પાઠવી અને તેમાં લખ્યું કે–' હે ઇન્દ્ર ! વિશ્વાવસુ નામનો ગન્ધર્વ અમારે ત્યાં આવે,

તેમાં તું તેના ઉપર રીસ કરે છે, એટલો બધો તું અભિમાની થઈ ગયો છે ! આવા પ્રકારની કૈકેયીની પાઠવેલી પત્રિકા વાંચી તથા શ્રવણ કરીને ઇન્દ્ર તો મૌન ધારણ કરી ગયો. ૫

પરન્તુ ઇન્દ્રે મનમાં વિચાર કરી નિશ્ચય કરી રાખ્યો કે, હમણાં કૈકેઇએ કઠોર વચનો લખ્યાં છે, પણ જ્યારે મારો દાવ આવશે, ત્યારે હું પણ તેને કલંક આપીશ. ૬ *

આ પ્રમાણે ઇન્દ્રે મનમાં વિચાર કરીને, પછી વિશ્વાવસુ ગન્ધર્વને લખી મોકલ્યું કે, જે પ્રમાણે મહારાજા દશરથ કહે તે પ્રમાણે અનુસરજે અને જ્યારે તે વિદાય કરે, ત્યારેજ અહિં આવજે. આ પત્રિકા ઉપરથી તું સર્વ સમજી લેજે. ૭

વિવાહ થયાને જ્યારે બાર વર્ષ વ્યતીત થઈ ગયાં, તે સમય મહારાણી જાનકીજી અઢાર વર્ષનાં હતાં અને શ્રી રઘુનાથજી સત્યાવીશ વર્ષના હતા. તે સમય તેમણે મનમાં એ અભિલાષા કરી કે—હવે દેવતાઓનું કાર્ય કરવું જોઇએ. ૮

**चौ०—अति आनंद अवध पुरबासी, भ्रातन सहित देखि सुखरासी ॥**
**एकबार जानकी समेता, बैठे प्रभु निजरुचिरनिकेता ॥**
**भुजप्रलंब उरनयनबिसाला, पीतवसन तनुश्यामतमाला**
**कोटि मनोज देखि छबि मोहा, सीता कर चामर बर सोहा ॥**
**त्यहि अवसर मुनिनारद आये, सुरहित लागि बिरंचि पठाये ॥**

---

* કૈકેયીના પૂર્વજન્મની કથા આનંદ રામાયણમાં આ પ્રમાણે લખી છે. કે, સહ્યાદ્રિપર્વતના સમીપમાં કરવીરપૂર નામના નગરમાં એક ધર્મદત્ત નામે બ્રાહ્મણ રહેતો હતો. એક સમય તે પૂજા કરવા માટે ગંગાજળ—આદિ પૂજનની સામગ્રી લઇને રાત્રે જતો હતો. તેને રસ્તામાં એક વિકરાળ મુખવાળી રાક્ષસી મળી. તેથી તે બ્રાહ્મણે ભય પામીને તુલસી યુક્ત જળ તે રાક્ષસી ઉપર છાંટયું. તેથી તે રાક્ષસી પાપ વગરની થઇ બ્રાહ્મણને પ્રણામ કરીને કહેવા લાગી કે. સૌરાષ્ટ્રનગરના ભીક્ષુ નામના બ્રાહ્મણની હું ભાર્યા હતી. અને કલહા મારૂં નામ હતું. સદા પતિથી પ્રતિકૂળ આચરણ કરનારી હતી. હું પોતે મિષ્ટાન્ન ખાઇ પતિને લુખું અને સુકું ભોજન આપતી હતી, અને જે મારો પતિ મને કહેતો તેથી હું વિરૂદ્ધ વર્તન કરતી હતી. તેથી મારા પતિએ વિચાર કરી જે કામ કરવાનું હોય તે ન કરવાનું કહેવાનો પ્રારંભ કર્યો. તેથી હું તો વિપરીત કરતી હતી. તેથી મારા પતિનો મનોરથ તો પૂર્ણ થતો હતો. અન્તે કંટાળીને મારા પતિએ તો બીજી સ્ત્રી કરી એટલે હું ઝેર ખાઇને મરી ગઇ, સ્વામીથી વિરૂદ્ધાચરણ કરવાથી અનેક દુષ્ટ યોનિયોમાં ભ્રમણ કરતી ફરી અને હવે આ રાક્ષસી શરીર પ્રાપ્ત થયું છે. માટે કોઇ ઉદ્ધારનો ઉપાય બતાવો એટલે બ્રાહ્મણ જન્મપર્યન્ત કાર્તિક સ્નાનથી સંચિત પુણ્યનું તેને અર્દ્ધફળ આપ્યું. અને દ્વાદશાક્ષર મંત્રથી અભિષેક કર્યો એટલે તેનું પ્રેતત્વ મુક્ત થયું. અને વિમાનમાં બેસીને સ્વર્ગમાં ગઇ અને પુણ્યક્ષીણ થતાં મહારાજા દશરથની કૈકેયી નામની રાણી થઇ.

तेजपुंज करतल शुभ बीणा, हरि गुणगण गावत लवलीना ॥
देखि राम सहसा उठि धाये, करत दंडवत मुनि उर लाये ॥
सादर निज आसन बैठारे, जनकसुता तब चरण पखारे ॥
त्यहिंचरणोदक भवन सिंचावा, जगपावन हरि शीश चढावा ॥
सुनु मुनि विषय निरत जे प्राणी, हम सारिखै देहअभिमानी ॥
तिनकहँ सतसंगति जब होई, करहिं कृपा जापर प्रभु सोई ॥
ता कहँ मुनि नाहि न भव आगे, ज्यहि बिनु हेतु संत प्रिय लागे ॥
तातें नारद मैं बडभागी, यद्यपि गृह कुटुब अनुरागी ॥

અયોધ્યાવાસી લોકો સૂર્યના સમૂહરૂપ શ્રી રામચન્દ્રજીને અને તેમના નાના ભાઇઓને નિરખીને અત્યાનંદ પામતાં હતાં. એક વખત શ્રી રામચન્દ્રજી શ્રી સીતાજીસહ પોતાના સુન્દર આવાસમાં બેઠા હતા. ૧ કે જે લાંબી ભુજાઓવાળા, વિશાળ વક્ષસ્થળવાળા, વિશાળ નેત્રાવાળા, પીળાં વસ્ત્રોવાળા, તમાળ સદૃશ શ્યામસુન્દર શરીરવાળા અને જેની શોભાને નિરખીને કરોડ કામદેવ પણ મોહિત થઇ જાય એવા શ્રી રામને પોતાના આવાસમાં શ્રી સીતાજી હાથમાં સુન્દર ચામર લઇને તેમના ઉપર ઢોળતાં હતાં. ૨ તે સમય ત્યાં નારદમુનિ આવ્યા. કે જેને દેવતાઓના હિતાર્થે બ્રહ્માજીએ મોકલ્યા હતા. મહા તેજ ધારી, હાથમાં વીણા લઇ, નારાયણના ગુણાનુવાદ ગાતા, અને તેનાજ પ્રેમમાં તલ્લીન થઈ ગયેલા. ૩ નારદજીને આવતા જોઇને શ્રી રામચન્દ્રજી તુરતજ આસન ઉપરથી ઉઠયા. અને તેમને લેવાને સામા ગયા. અને શ્રી રામચન્દ્રજીએ દંડવત્ કરતાંની સાથેજ નારદજીએ પ્રભુને પોતાની છાતી સાથે લગાવ્યા. ત્યાર પછી શ્રી રામચન્દ્રજીએ આદર પૂર્વક નારદજીને પોતાના આસન ઉપર બેસાડયા. એટલે જાનકીજીએ નારદજીનાં ચરણ પખાળ્યાં. ૪ નારદજીનાં ચરણ જળને ઘરમાં છાંટી, જગત્‌ને પવિત્ર કરનારા શ્રી રામચન્દ્રજીએ પણ તે જલને શિર ઉપર ચડાવ્યું, અને કહ્યું કે. હે મુનિરાજ! જે મારા સરખા દેહાભિમાની અને વિષયોમાં આસક્ત થઇ રહેલા પ્રાણીઓ છે. ૫ તેઓને જ્યારે ભગવાન્ કૃપા કરે છે ત્યારેજ સતસંગતિની પ્રાપ્તિ થાય છે. હે મુનિરાજ! જેને સ્વાર્થ વગર પણ સંત પ્રિય લાગે છે, તેને પછી ભવસાગરનો ફેરો રહેતો નથી, અર્થાત્ તેનાં જન્મ મરણ ટળી જાય છે, ૬ એ માટે હે નારદજી! હું મહા ભાગ્યશાળી છું. કારણ કે હું જો કે ઘર અને કુટુંમ્બમાં અનુરાગવાળો છું છતાં પણ આપનાં દર્શનથી કૃતાર્થ છું. ૭

दोहा०—सुनि प्रभु वचन मधुर प्रिय, करि विचार मुनि धीर ॥
परम कृपालु लोकहित, कसन कहो रघुवीर ॥ ९ ॥

શ્રી રામચન્દ્રજીનાં આવાં મધુર અને પ્રિય વચન શ્રવણ કરીને, નારદજી વિચાર કરી ધિરજ ધારણ કહીને બોલ્યા કે, હે રઘુવીર ! આપકે જે પરમકૃપાળુ છો અને લોકોનું કલ્યાણ કરવાવાળા છો, તેથી કેમ આવાં વચન ન કહો. ૯

चौ०—कह मुनि तव महिमा रघुराया, मैं जानौं कछु तुम्हरी दाया ॥
बचन कह्यो प्राकृतकी नाई, यामें नहि कछु घटयहु गुसांई ॥
प्रभु यह तुमहिं सदा बनि आई, निज लघुता जन केरि बडाई ॥
सहजस्वभाव प्रणतअनुरागी, नरतनुधन्यउ दासहितलागी ॥
माया गुण गो ज्ञान अतीता, अजित नाम सो दासन्ह जीता ॥
ज्यहि प्रभुसम अतिशय कोउ नाहीं, व्यापक अज समान सबमाहीं ॥
उपर चराचर मेलि जो सोवा, अस्तनपान लागि सोइ रोवा ॥
नाम रूप वपु वर्ण न भेदा, अविगत अकल नेति कह वेदा ॥
निर्मम मुक्त निरामय जोई, दशरथ सुत कहि गाइय सोई ॥
जप तप योग यज्ञ व्रत दाना, बिमल विराग ज्ञान विज्ञाना ॥
करहिं यत्न मुनि पावहिं कोई, देखा प्रगट भक्त वश सोई ॥
हठ वश शठ बहु साधन करहीं, भक्तिहीन भवासिंधु न तरहीं ॥

નારદજીએ કહ્યું કે–હે રઘુનાથજી ! આપના મહિમાને હું તમારીજ દયાથી થોડોક જાણું છું. આપે જે પ્રાકૃત મનુષ્યના સમાન વચનો કહ્યાં તેથી આપની જરા પણ ન્યૂનતા થતી નથી. ૧ હે પ્રભુ ! આપ આપની લઘુતા કરો અને દાસજનોને મોટાઇ આપો, એ વાત સર્વદા આપનેજ શોભા આપનારી છે. આપ કે જે સહજ સ્વભાવથીજ દીનોના ઉપર પ્રેમ કરવાવાળાછો, આપે દાસજનોના હિતાર્થેજ મનુષ્યાવતાર ધારણ કરેલો છે. ૨ આપ માયાનાગુણ અને ઇંદ્રિયોના જ્ઞાનથી પર છો. આપનું અજીત નામદાસોએ જીતી લીધું છે, અને જે પ્રભુના સમાન શ્રેષ્ઠ કોઇ પણ નથી. કે જે વ્યાપક, અજન્મા અને સર્વમાં સમાન છે. ૩ જે ચરાચર જગતને ઉદર–પેટમાં રાખીને આપ શયન કરી ગયા હતા તે સ્તનપાનને માટે રૂદનકરો, એ કેવળ આપની લીલા છે. આપ કે જે નામથી, રૂપથી, શરીરથી, વર્ણથી તથા ભેદથી રહિતછો, સર્વથી દૂર નહિ છતાં પણ કળવામાં આપતા નથી.

વેદે પણ 'नेतिनेति' કહીને ગાયેલા છે. ૪ મમતા રહિત છો, મુક્ત સ્વરૂપ છો. કલ્યાણ મુક્તછો, તેજ આપ દશરથના પુત્ર કહીને ગવાયા છો. જપ, તપ, યોગ, યજ્ઞ, વ્રત, દાન, નિર્મળ વૈરાગ્ય, જ્ઞાન તથા વિજ્ઞાન. ૫ આદિ અનેક યત્નો કરતાં છતાં પણ મુનિઓમાં કોઇકજ આપને પામે છે, તે આપ ભક્તોને વશ્ય સ્પષ્ટ રીતે દેખાઓ છો, શઠ લોકો હઠવશ થઇ ભક્તિનો ત્યાગ કરીને બીજો અનેક શાધનો કરે છે, તો પણ તેઓ ભક્તિહીન હોવાથી સંસારસાગરથી પાર થઈ શકતા નથી. ૬

दोहा०—जानि सकहु ते जानहु, निर्गुण सगुण स्वरूप ॥
मम हियपंकज भृंग इव, बसहु राम नररूप ॥ १० ॥

આપના નિર્ગુણ સ્વરૂપને તથા સગુણ સ્વરૂપને જેઓ જાણી શકતા હોય તેઓ ભલે જાણે. પરન્તુ હું તો કોઇપણ સ્વરૂપને જાણતોજ નથી. એથી પ્રાર્થના કરૂંછું કે, હે શ્રી રામચન્દ્રજી! આ આપનું રામનામવાળું મનુષ્ય રૂપ મારા હૃદયરૂપી કમળમાં ભ્રમરના સદૃશ વાસ કરો. ૧૦

चौ०—ब्रह्म भवन मैं रह्यों कृपाला, गावत तव गुण दीनदयाला ॥
असि इच्छा उपजी मनमाहीं, देख्यों चरण बहुत दिन नाहीं ॥
यद्यपि प्रभु सर्वत्र समाना, सगुण रूप मोरे मन माना ॥
अवधचलत विरंचि मोहिं जाना, कीन्हीं विनय लागि मम काना ॥
प्रभु जानत सब अंतर्यामी, भक्तवछल विनती यह स्वामी ॥
ज्यहि हित लीन मनुजअवतारा, नाथ ताहि अब करिय सँभारा ॥
सुनत बचन रघुपति मुसुकाने, मुनि अजहू विरंचि भय माने ॥
कहेहु तात ब्रह्महिं समुझाई, कछु दिन गये देखिहैं आई ॥
बार बार चरणन शिर नाई, ब्रह्मानंद न हृदय समाई ॥
रामरूप उर धरि मुनि नारद, चले करत गुण गान विशारद ॥
तब रघुपति सीतहि समुझाई, पूर्वकथा सब हेतु सुनाई ॥
सुरहित लागि सो करिय उपाई, जइये बन परिहरि ठकुराई ॥

હે કૃપાળુ! હું બ્રહ્મલોકમાં હતો, અને ત્યાં હે દીનદયાળુ! આપનાજ ગુણાનુવાદ ગાઇ રહેલો હતો. તે સમય મારા હૃદય મંદિરમાં એ ઇચ્છાને જન્મ મળ્યો કે ઘણા દિવસ થયા પ્રભુ શ્રી રામચન્દ્રજીનાં ચરણકમળ જોયાં નથી. ૧ જો કે પ્રભુ નિર્ગુણરૂપે સર્વ સ્થાનમાં વ્યાપક છો છતાં પણ સગુણરૂપ મારા મનને બહુ પ્રિય લાગે છે. જેથી હું અયોધ્યામાં જઇને

પ્રભુનાં ચરણ કમળનાં દર્શન કરૂં એવો વિચાર કરી હું અયોધ્યામાં આવતો હતો તે સમય મને અયોધ્યામાં આવતો જાણીને બ્રહ્માએ મારી પાસે આવી મારા કાનમાં આપની પાસે કરવાની વિનતિ કહી છે. ૨ જો કે હે પ્રભુ! આપ અન્તર્યામી હોવાથી સઘળું જાણોછો, છતાં પણ હે સ્વામી! આપ ભક્તવત્સળ હોવાથી આ વિનતિ કહી છે કે—હે નાથ! જે કારણ માટે આપે મનુષ્યાવતાર ધારણ કરેલો છે. તે કારણનું હવે સ્મરણ કરો. ૩ નારદજીનાં આવાં વચન શ્રવણ કરી શ્રી રામચન્દ્રજી મંદહાસ્ય કરીને બોલ્યા કે—હે નારદજી! શું બ્રહ્માજી હજુ પણ ભય યુક્ત છે? હે તાત! તમે બ્રહ્માજીને સમજાવીને કહેશો કે—થોડા દિવસ ગયા પછી જે થશે તે આપ અહિ આવીને જોશો. ૪ શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરી, નારદજી વારંવાર શ્રીરામનાં ચરણકમળોમાં મસ્તક નમાવવા લાગ્યા. અને જેના મનમાં બ્રહ્માનંદ સમાતો નહતો એવા નારદજી હૃદયમાં રામરૂપને ધારણ કરી લઇ, રામચન્દ્રજીના ગુણાનુવાદ ગાતાગાતા ત્યાંથી ચાલ્યા. ૫ ત્યારપછી શ્રી રામચન્દ્રજીએ જાનકીજીને સમજાવ્યાં. અને પૂર્વ કથા અર્થાત્ રાવણના વધાર્થ જન્મ લીધો છે તે સર્વ વાર્તા સંભળાવી. અને કહ્યું કે, હવે જે પ્રકારે દેવતાઓનું કલ્યાણ થાય તે ઉપાય કરો, અને રાજ્યનો પરિત્યાગ કરી વનમાં ચાલો. ૬

दोहा०—जग संभव स्थिति प्रलय, जाकी भृकुटि विलास ॥
सो प्रभु यत्न विचारत, केहि बिधि निशिचरनाश ॥ ११ ॥

જેની ભ્રકુટીના વિલાસ માત્રથીજ જગત્‌ની ઉત્પત્તિ, પાલન અને પ્રલય થઇ જાય છે. તે પ્રભુ શ્રી રામચન્દ્રજી! વિચાર કરવા લાગ્યા કે—રાક્ષસોનો નાશ ક્યા પ્રકારે કરવો. ૧૧ (ક્ષેપક પૂર્ણ થયું.)

चौ०—एक समय सब सहित समाजा, राजसभा रघुराज बिराजा ॥
सकल सुकृत मूरति नरनाहू, राम सुयश सुनि अतिहि उछाहू ॥
नृप सब रहहिं कृपा अभिलाषे, लोकपरहहिं प्रीति रुख राखे ॥
त्रिभुवन तीनिकाल जगमाहीं, भूरि भाग्य दशरथ सम नाहीं ॥
मंगलमूल रामसुत जासू, जो कछु कहिय थोर सब तासू ॥
राऊ स्वभाव मुकुर कर लीन्हा, वदनविलोकि मुकुटसमकीन्हा ॥
श्रवण समीप भये सित केशा, मनहुँ चौथपन अस उपदेशा ॥
नृप युवराज रामकहँ देहू, जीवन जन्म सफल करि लेहू ॥

એક સમય પોતાના મંત્રી અને સેનાપતિઓ સહ પોતાની રાજસભામાં રઘુરાજ શ્રીમંત મહારાજા દશરથ વિરાજી રહેલા હતા. સમસ્ત સુકૃતોની તો જાણે રાજા સાક્ષાત્ મૂર્ત્તીજ હતા, અને તેમાં વળી શ્રી રામચન્દ્રજીના સુયશ સર્વના મુખથી શ્રવણ કરી મનમાં મહાઉત્સાહ થઇ રહેલો હતો. ૧ સાતદ્વીપ અને નવ ખન્ડના રાજાઓ જેની કૃપાના અભિલાષી સદા રહેતા હતા, અને ઇન્દ્ર, વરૂણ, યમ, કુબેર અને લોકપાલ તેની ઇચ્છાનુસાર અનુસરી પ્રીતિમાં વધારો કરતા હતા. ત્રણભુવન-સ્વર્ગ, મહીતલ અને પાતાળ પર્યન્ત ત્રણેકાળમાં મહારાજા દશરથના સમાન મહાભાગ્યશાળી કોઇ પણ ક્યાંય થયો નથી અને થવાનો પણ નથી અને તે કાળમાં કોઇ હતો પણ નહિ. ૨ કેમકે સમસ્ત મંગળોની મૂર્ત્તિ સ્વયંહરિ રામરૂપથી જેના પુત્ર બનીને બેઠા છે, તેને માટે જે કાંઇ કહીએ તે સર્વ થોડુંજ છે. રાજસભામાં બિરાજેલા મહારાજા દશરથે રાજસ્વભાવથી પોતાના હાથમાં દર્પણ લઈ, તેમાં પોતાનું મુખ જોઇને, મુકુટ સમો કર્યો. ૩ મુકુટ સમો કરતાં કાનની પાસે સફેતવાળ જોઈ, જાણે વૃદ્ધાવસ્થા રાજાના કાનમાં એવો ઉપદેશ કરે છે કે. રાજન્! હવે યુવરાજ પદ શ્રી રામને આપો. અને જગત્માં જીવત જન્મનું ફળ લીયો; અર્થાત્ પોતાને વૃદ્ધ થયેલા જાણીને આવો વિચાર રાજાએ પોતેજ કર્યો. ૪

दोहा०—अस विचारि उर आनि नृप, सुदिन सु अवसरपाइ ॥
तनु पुलकित मन मुदित अति, गुरुहिं सुनायऊ जाइ ॥ १२ ॥

આ વિચારને હૃદયમાં લાવી પ્રેમથી શરીરમાં રોમાંચિત થયેલા અને મનમાં હર્ષિત થયેલા રાજાએ સારો દિવસ તથા સારો અવસર પ્રાપ્ત થતાં, પોતાના ગુરૂ વસિષ્ઠજી પાસે જઇને તેમને પોતાનો વિચાર જણાવ્યો. ૧૨

चौ०—कहेउ भुआल सुनिय मुनिनायक, भये राम सबविधि सबलायक ॥
सेवक सचिव सकलपुरवासी, जे हमरे अरि मित्र उदासी ॥
सबहि रामप्रिय ज्यहि विधि मोहीं, प्रभु अशी जनुतनुधरिसोहीं ॥
विप्र सहित परिवार गुसाँई, करहिं छोह सब रौरेहि नांई ॥
जे गुरुचरणरेणु शिर धरहीं, ते जन सकल विभव वश करहीं ॥
मोहिं समान अरु भयउ न दूजे, सब पायउँ प्रभु पदरज पूजे ॥
अब अभिलाष एक मन मोरे, पूजिहि नाथ अनुग्रह तोरे ॥
मुनि प्रसन्न लखि सहज सनेहू, कहेउ नरेश रजायसु देहू ॥

રાજાએ કહ્યું કે-હે મુનિવર! શ્રવણ કરો. હવે રામચન્દ્રજી સર્વ પ્રકારે લાયક થયેલ છે. રામ જેવા મને પ્રિય છે, તેવાજ અમારા સઘળા સેવકોને, મંત્રીઓને, પુરવાસીઓને, મિત્રોને, શત્રુઓને તથા ઉદાસીનોને પણ પ્રિય છે. ૧ જેવા રઘુનાથ મને પ્રિય છે, તેવાજ સર્વ તે પ્રિય છે. રામ જાણે પુત્રરૂપ ધારણ કરીને આપનો આશીર્વાદજ દેહ ધરીને પ્રાપ્ત થયો હોય તેમ શોભે છે, ભાવ એ છે કે-જેમ આપની આશીષ સર્વને પ્યારી છે, તેમજ રઘુનાથ સર્વને પ્યારા છે. હે સ્વામી! જેવો આપ રામના ઉપર પ્રેમ ધરાવો છો તેવોજ પ્રેમ બ્રાહ્મણો સહ મારો સઘળો પરિવાર પણ રામ ઉપર પ્રેમ ધરાવે છે. ૨ જેઓ ગુરૂના ચરણકમળની રજને શિર ઉપર ધારણ કરે છે, તેઓ સઘળા વૈભવોને વશ કરે છે. મારા સમાન એ સુખનો બીજાએ અનુભવ કરયોજ નથી. એ સર્વ સુખ આપનાં ચરણકમળની પવિત્ર રજને પૂજવાથી હું પામ્યોછું. અથવા મારા સમાન બીજો કોઇ આવો ભાગ્યશાળી થયો નથી. ૪ હે નાથ! મારા મનમાં એક અભિલાષા ઉત્પન્ન થઇ છે તે પણ આપની કૃપાથી પરિપૂર્ણ થશે. વસિષ્ઠ સુનિનો પોતાના પ્રત્યે સ્વાભાવિક્ સ્નેહ અને પ્રસન્નતા નિરખીને મહારાજા દશરથે કહ્યું કે-આપ આજ્ઞા કરો. (તો મારી અભિલાષા નિવેદન કરૂં.) આ વાકય શેષ છે. અથવા મહારાજા દશરથનો સ્વાવિક્ સ્નેહ જોઇને વસિષ્ઠમુનિ પ્રસન્ન થયા, અને બોલ્યા કે-જે કહેવું હોય તે કહો. હું આજ્ઞા આપીશ. (પછી પ્રશંસા કરે છે.) ૪

दोहा०—राउर राजन नाम यश, सब अभिमतदातार ॥
फलअनुगामी महिपमणि, मन अभिलाष तुम्हार ॥ १३ ॥

વસિષ્ઠમુનિ બોલ્યા કે-હે રાજન્! તમારૂં નામ અને તમારો યશજ સર્વ મનોરથોને સિદ્ધ કરનાર છે. હે રાજાઓના શિરોમણિ! તમારા મનમાં જે આકાંક્ષા થઈ હોય, તેની પાસે સઘળાં ફળો દાસરૂપજ છે. અથવા તમારા મનની આકાંક્ષા શ્રેષ્ઠ રાજા છે, અને ફળ સર્વ તેના દાસ છે. ૧૩

चौ०—सब विधि गुरु प्रसन्न जिय जानी, बोल्यउ राउ विहँसि मृदुबानी ॥
नाथ राम करिये युवराजू, कहिय कृपा करि करिय समाजू ॥
मोहिं अछत अस होउ उछाहू, लहहिं लोग सब लोचनलाहू ॥
प्रभुप्रसाद शिव सबै निबाहीं, इहै लालसा यक मन माहीं ॥
पुनि न शोच तनु रहै कि जाऊ, ज्यहि न होइ पाछे पछिताऊ ॥
सुनि मुनि दशरथ वचन सुहाये, मंगलमूल मोद अति पाये ॥

सुनु नृप जासु बिमुख पछिताही, जासु भजन विनु जरनि न जाही ॥
भये तुम्हार तनय सो स्वामी, राम पुनीत प्रेमअनुगामी ॥

સર્વ પ્રકારે અર્થાત્ નેત્ર, મુખ અને વચનથી ગુરૂને પ્રસન્ન જાણી, મહારાજા દશરથ હસીને કોમળવાણી બોલ્યા કે–હે નાથ! રામને યુવરાજ કરો. જો આપ કૃપા કરી આજ્ઞા આપો તો સર્વ સાહિત્ય તે સંબંધના તૈયાર કરી, સભા કરૂં. ૧ મારી હયાતીમાં જો એ ઉત્સવ થાય અને સર્વ લોકો એ ઉત્સવ જોઇ નેત્રોના લાભ લિએ તો મારા વિચાર પ્રમાણે સારૂં છે. આપની કૃપાથી શ્રી સદાશિવજીએ મારા સર્વ મનોરથોને પૂર્ણ કરયા છે. હવે મારા મનમાં આ એકજ લાલસા છે. ૨ જેથી કોઇ જાતનો પાછળ પસ્તાવો ન રહે, એવી એ લાલસા પૂર્ણ થઇ જાય તો પછી મારો દેહ જાય વા રહે તની કશી ચિંતાજ નહિ. મહારાજા દશરથનાં સુન્દર અને મંગળના તથા આનન્દના મૂળરૂપ એ વચનો પ્રિય લાગતાં વસિષ્ઠમુનિ પ્રસન્ન થઇને બોલ્યા કે–'૩' હે રાજા! શ્રવણ કરો. જેથી વિમુખ થઇને જીવ પસ્તાય છે, અને જેના ભજન વગર હૃદયની બળતરા દૂર થતી નથી. * તે પવિત્ર પ્રેમને અનુસરનારા સ્વામી શ્રી રામચન્દ્રજી પોતેજ તમારા પુત્ર થયા છે, માટે તમોને પશ્તાવો થવાનો સંભવજ નથી. તમને તો આનંદ છે. ૪

दोहा०–वेगि बिलम्ब न करिय नृप, साजिय सबै समाज ॥
सुदिन सुमंगल तबहिं जब, राम होहिं युवराज ॥ १४ ॥

હે નૃપ! એ કાર્યમાં વિલમ્બ ન કરો. ત્વરાથી સર્વ તિલકની સામગ્રી તૈયાર કરો. જે દિવસ શ્રી રામચન્દ્રજી યુવરાજ થાય, તેજ દિવસને માંગલિક અને સારો દિવસ સમજવો. [1] ૧૪

मुदित महीपति मन्दिर आये, सेवक सचिव सुमन्त बुलाये ॥
कहि जयजीव शीश तिन नाये, भूप सुमंगल वचन सुनाये ॥
प्रमुदित मोहि कहेउ गुरु आजू, रामहिं राज देहु युवराजू ॥
जो पांचहि मत लागै नीका, करहु हर्षि हिय रामहिं टीका ॥
मंत्री मुदित सुनत प्रियबानी, अभिमत बिरव परेउ जनु पानी ॥
विनती सचिव करहिं करजोरी, जियहु जगतपति बरषकरोरी ॥

* रघुपति विमुख यतन कारि कोरी, कौन सकै भवबन्धन छोरी।

૧ વ્યંગથી વશિષ્ઠ મુનિએ એ સૂચવ્યું કે–યુવરાજ થવું શ્રી રામને આધીન છે તમારે આધીન નથી.

जगमंगल भलकाज विचारा, वेगहिं नाथ न लाइय वांरा ॥
नृपहिं मोद सुनि सचिव सुभाषा, बढत विटप जनु लही सुशाखा ॥

ગુરૂ વસિષ્ઠજીનાં વચનથી પ્રસન્ન થયેલા મહારાજા દશરથ રાજમંદિરમાં આવ્યા. અને સુમંત્રને, સેવકોને તથા મંત્રીઓને બોલાવ્યા. એઓએ હાજર થઇ જયચિરંજીવ એમ કહીને મસ્તકો નમાવ્યાં. એટલે રાજાએ તેઓને મંગળ વચનો સંભળાવ્યાં કે. ૧+ આજ ગુરૂ વસિષ્ઠજીએ પ્રસન્ન થઇને મને કહ્યું છે કે. હે રાજન્! શ્રી રામને યુવરાજપદ આપો. હવે આ વિચાર જો તમને પંચને સારો લાગે તો પ્રસન્નતાપૂર્વક રામને યૌવરાજ્યનું તિલક કરો. ૨ જે કામની મંત્રીઓને પણ ઘણા દિવસથી આકાંક્ષા હતી. તે કામ સંબંધીજ રાજાની પ્રિયવાણી શ્રવણ કરીને, જેમ ધાન્યના છોડવાઓ વરસાદ પડવાથી પ્રપુલ્લિત થાય તેમ મંત્રીઓ પ્રફુલ્લિત થઇ ગયા. મંત્રીઓ હાથ જોડીને વિનંતિ કરવા લાગ્યા કે–હે રાજન્! જગત્પતિ આપ કરોડ વર્ષ પર્યંત જીવો. ૩ જેથી જગતનું કલ્યાણ થાય તેવું આપે આ ઉત્તમ કાર્ય વિચાર્યું છે. માટે હે મહારાજ! એ કાર્યમાં ઉતાવળ કરો, જરા પણ વિલમ્બ ન લગાડો. મંત્રીઓનાં આવાં સુન્દર વચન શ્રવણ કરી મહારાજા દશરથને એવો આનંદ થયો કે, જેમ સારી શાખાના આશ્રયથી વેલો વૃદ્ધિ પામે છે, તેમ રાજાનો આનંદ વૃદ્ધિ પામ્યો. ૪*

दोहा–कहेउ भूप मुनिराजकर, जो जो आयसु होइ ॥
रामराज्यअभिषेकहित, वेगि करहु सोइ सोइ ॥ १५ ॥

મહારાજા દશરથે ગુરૂ વસિષ્ઠજીને કહ્યું કે–રામના યૌવરાજ્યાભિષેકને માટે આપની જે જે આજ્ઞા હોય તે તે આજ્ઞા પ્રમાણે અભિષેકના સંબંધમાં જે જે સામગ્રી જોઇએ, તે તે સર્વ ત્વરાથી તૈયાર કરાવો. ૧૫

चौ०–हरषि मुनीश कहेउ मृदुवानी, आनहु सकल सुतीरथपानी ॥
औषध मूल फूल फल नाना, कहे नाम गणि मंगल जाना ॥
चामर चर्म्म वसन बहुभांती, रोमपाट पट अगणित जाती ॥
मणिगण मंगलवस्तु अनेका, जो जग योग भूपअभिषेका ॥
वेदविहित कहि सकल विधाना, कहेउ रचेहु पुर विविध विताना ॥

+ આ ચોપાઇ રાજપુરવાળી પોથીમાં નથી.

* જેમ વાડ વગર વેલો ચડતો નથી. પણ જો વાડ હોય તો વેલો ચડે છે અને વૃદ્ધિ પામે છે. તે પ્રમાણેજ આનંદ વધ્યો. અર્થાત્ વેલા અને વાડનું પ્રબળ ચોમાસામાં વિશેષ હોય છે તે પ્રમાણે આ આનંદ પણ થોડા દિવસજ રહેવાનો છે.

पनस रसाल पुंगिफल करा, रोपहु बीथिन पुर चहुँ फेरा ॥
रचहु मंजु मणि चौके चारू, कहेउ बनावन वेगि बजारू ॥
पूजहु गणपति गुरु कुलदेवा, सब विधि करहु भूमिसुर सेवा ॥

પ્રસન્ન થયેલા વસિષ્ઠ મુનિએ કોમળ વાણીથી કહ્યું કે-સર્વ તીર્થોનાં પાણી લાવો. એ ઉપરાંત ઔષધી, મૂળ, ફૂલ, ફળ, પાન અને અનેક મંગળ કરવાવાળી વસ્તુઓનાં નામ બતાવ્યાં. ૧ ભાતભાતનાં ચામરો, મૃગાદિનાં ચર્મો, વસ્ત્રો, ઉનનાં વસ્ત્રો. નાના પ્રકારનાં અગણીત રેશમી વસ્ત્રો, મણિયોના સમૂહો અને બીજી પણ અનેક માંગલિક વસ્તુઓ, કે જેઓ જગતમાં રાજ્યાભિષેકના કામમાં જરૂરની છે. ૨ અને વેદોનાં શતપથ-આદિ બ્રાહ્મણોમાં વિધાન પૂર્વક કહેલ છે, તેઓને તૈઆર કરવાનું કહીને શહેરમાં વિવિધ પ્રકારના મંડળો બનાવવાની પણ વસિષ્ઠ મુનિએ આજ્ઞા આપી. ફળસહ આંબાનાં વૃક્ષો, સોપારીનાં વૃક્ષો અને કેળનાં વૃક્ષો, શહેરના પ્રત્યેક્ માર્ગોમાં ચારે તરફ રોપાવો. ૩ સુન્દર મણીઓના રમણીય ચોક પુરાવો. અને ત્વરાથી બજારને શણગારો. ગણપતિજીનું, ગુરૂઓનું તથા કુળદેવતાઓનું પૂજન કરો. અને સર્વ પ્રકારે બ્રાહ્મણોનું પૂજન કરો. ૪

दो०—ध्वज पताक तोरण कलश, सजहु तुरँग रथ नाग ॥
शिर धरि मुनिवरवचन सब, निज निज काजहिं लाग ॥ १६ ॥

ધ્વજાઓ, પતાકાઓ, તોરણો, કળશો, ઘોડાઓ, રથો તથા હાથીઓને સજ્જ કરો! સર્વ મંત્રી વગેરે લોકો મહર્ષિ વસિષ્ઠજીની આ પ્રમાણે આજ્ઞા થતાં, સર્વ તે આજ્ઞાને શિરોધાર્ય કરીને પોતપોતાનાં કામો કરવા લાગ્યા.૧૬

चौ०—जेहि मुनीश जो आयसु दीन्हा, सो जन काज प्रथम तेइ कीन्हा ॥
विप्र साधु सुर पूजत राजा, करत रामहित मंगलकाजा ॥
सुनत रामअभिषेक सुहावा, बाजु गहागह अवध बधावा ॥
रामसीयतनु शकुन जनाये, फरकहिं मंगल अंग सुहाये ॥
पुलकि सप्रेम परस्पर कहहीं, भरत आगमन सूचक अहहीं ॥
भये बहुत दिन अति अवसेरी, सगुण प्रतीति भेंट प्रिय केरी ॥
भरत सरिस प्रिय को जग माहीं, यहै शकुन फल दूसर नाहीं ॥
रामहिं बन्धु शोच दिन राती, अंडन्ह कमठहृदय ज्यहि भांती ॥

વસિષ્ઠ મુનિએ જે જે કામ કરવાની જે જે માણસને આજ્ઞા કરી, તે તે માણસે એવી ચાલાકીથી તે તે કામો કરયાં કે જાણે પ્રથમથીજ કરી

મૂકેલાં હોય* રાજાઓ બ્રાહ્મણોની, દેવતાઓની અને સન્તજનોની પૂજાઓ કરવા લાગ્યા. અને શ્રી રામચન્દ્રજીના હિતાર્થે સમસ્ત મંગળ કાર્યો કરવા લાગ્યા. ૧ શ્રી રામચન્દ્રજીના રાજ્યાભિષેકની વાત સાંભળવામાં આવતાં જ અયોધ્યામાં વધાઈનાં ઘેરાં વાજાંઓ વાગવા માંડયાં. શ્રી રામચન્દ્રજીનાં અને સીતાજીના શરીરમાં શુભ શકુનો થવા લાગ્યાં. અને મંગળને સૂચવનારાં સુશોભિત અંગો ફરકવા લાગ્યાં. ૨[1] શ્રી રામચન્દ્રજી અને સીતાજી રોમાંચિત થઇ પરસ્પર કહેવા લાગ્યાં કે–'આ શકુનો ભરતજીના આવાગમન સૂચવે છે.[2] ભરતજીને પોતાને મોસાળ ગયે ઘણા દિવસો થયા છે. તેથી ચિંતા થાય છે. પરન્તુ આ શુભ શકુનો ઉપરથી જણાય છે કે પ્યારા ભરતજીની ભેટ થશે.[3] ૩ આપણને આ જગત્‌માં ભરત સદૃશ બીજો કોણ પ્યારો છે ? માટે તે જ મળશે. આ શકુનનું બીજું ફળ નથી જ. અથવા પ્રેમનું સંપાદન થાય. એ જ સદ્‌ગુણોનું ફળ છે, બીજું નથી. જેમ જળમાં રહેલો કાચબો જળથી બાહાર રેતીમાં મૂકેલાં પોતાનાં ઇંડાંઓનું રાત દિવસ હૃદયમાં ચિંતન કરયા કરે છે તેમ જ શ્રી રામચન્દ્રજી પણ મોસાળ ગયેલા પોતાના ભાઈઓ–ભરત શત્રુઘ્નનું ચિંતન કરતા હતા. ૪

दोहा०–त्यहि अवसर मंगल परम, सुनि हरषेउ रनिवास ॥
शोभित लखि विधु बढ़त जनु, वारिधिवीचिविलास ॥ १७ ॥

આ અવસરમાં અત્યંત માંગલિક વધામણી સાંભળવામાં આવતાં જેનો આનંદ ઉછળવા લાગ્યો, એવો રાણીવાસ, પૂર્ણિમાના ચન્દ્રને નિરખીને જેમ સમુદ્રમાં જોસથી લહેરીઓ ઉઠે છે તેમ શોભવા લાગ્યો. ૧૭

चौ०–प्रथम जाइ जिन्ह वचन सुनावा, भूषण वसन भूरि तिन्ह पावा ॥
प्रेम पुलकि तन मन अनुरागीं, मंगल साज सजन सब लागीं ॥
चौके चारु सुमित्रा पूरी, मणिमय विविध भांति अतिरूरी ॥
आनँद मगन राममहतारी, दिये दान बहु विप्र हँकारी ॥

* આ ઉપરથી સાવધાનતા અને શ્રદ્ધા સેવકોની વિદિત થાય છે.

૧ જાનકીજીનાં વામ અંગ શ્રી રઘુનાથજીનાં જમણાં અંગ ફરકવા લાગ્યાં. અહિં શંકા થાય છે કે–શકુનનું ફળ મંગળ કેમ ન થયું ? સમાધાન કે–વાલિ અને રાવણ–આદિના વધ વગર સમસ્ત ભૂમિના રાજા કહી શકાય નહિ, તેથી વનમાં જવું એજ મંગળ છે. કારણ કે વનમાં જવાથી જ વાલિ અને રાવણ આદિનો વધ થનાર છે અને તે પછી જ સમસ્ત ભૂમિના ચક્રવર્તી રાજા થઇ શકાય તેમ છે. ૨ ભરતજી તથા શત્રુઘ્નજી ઘણા દિવસ થયા મોસાળમાં ગયા છે એ વાત પ્રથમ કહેવામાં આવી નથી; પણ આ ઉપરથી સમજી લેવાનું છે. ૩ વ્યંગથી એ નિકળે છે કે ભરતજીની ભેટ હવે ચિત્રકૂટમાં થશે.

पूजेउ ग्रामदेव सुर नागा, कहेउ बहोरि देन बलि भागा ॥
जेहि विधि होइ राम कल्याना, देहु दया करि सो बरदाना ॥
गावहिं मंगल कोकिलबयनी, विधुवदनी मृगशावकनयनी ॥

સર્વથી પહેલાં જે માણસે જઇને આ જગન્મંગળ વચન રાણીઓને સંભળાવ્યાં, તેને તો ઘણાં ઘણાં વસ્ત્રો તથા ભૂષણો મળ્યાં. સઘળી રાણીઓ પ્રેમથી શરીરોમાં રોમાંચિત અને અંતઃકરણોમાં હર્ષિત થઇ પોતપોતાના મન્દિરોમાં સર્વ મંગળ સાજ સજવા લાગી. ૧ લક્ષ્મણજીનાં માતાજી સુમિત્રાજીએ ગજમણિ, અહિ-સર્પમણિ અને શૈલમણિમય અનેક પ્રકારના અતિશય સોહામણા સુન્દર ચોક પુરાવ્યા. અને શ્રી રામચન્દ્રજીનાં માતાજી કૌશલ્યાજી તો આનન્દમાં મગ્ન થઇને દ્વિજદેવોને બોલાવી બોલાવીને બહુ પ્રકારે દાનો આપવા લાગ્યાં. ૨ ગ્રામદેવીઓનાં, દેવતાઓનાં તથા નાગોનાં પૂજન કરવા લાગ્યાં. અને તેની વિનતિ કરીને તેને યથાયોગ્ય બલિદાન દેવાનું કહીને આ પ્રમાણે માગણી કરી કે, જે પ્રકારે શ્રી રામચન્દ્રજીનું કલ્યાણ થાય તેવું કૃપા કરીને વરદાન આપો. ૩ કોકિલાના સદૃશ સ્વરોવાળી, ચન્દ્ર સદૃશ મુખોવાળી અને મૃગોનાં બચ્ચાંઓ જેવાં નેત્રોવાળી સ્ત્રીઓ માંગલિક ગીતો ગાવા લાગી.

दोहा०—रामराजअभिषेक सुनि, हिय हरखी वर नारि ॥
लगीं सुमंगल सजन सब, विधि अनुकूल विचारि ॥ १८ ॥

અયોધ્યા નગરીમાં શ્રી રામચન્દ્રજીનો યૌવરાજ્યાભિષેક સાંભળવાથી, હૃદયમાં સમસ્ત નર અને નારીઓ હર્ષિત થઈ ગઇ અને પોત પોતાના ઘરોમાં વિધાતાને અનુકૂળ જાણીને અંદર અને બાહાર સુમંગળ સાજે સજવા લાગ્યાં. ૧૮

चौ०—तब नरनाह वशिष्ठ बुलाये, रामधाम सिख देन पठाये ॥
गुरु आगमन सुनत रघुनाथा, द्वार आइ नायउ पद माथा ॥
सादर अर्घ्य देइ गृह आने, षोडश भांति पूजि सनमाने ॥
गहे चरण सिय सहित बहोरी, बोले राम कमलकरजोरी ॥
सेवकसदन स्वामि आगमनू, मंगलमूल अमंगल दमनू ॥
यदपिं उचित अस बोलि सप्रीती, पठइय नाथ काज अस नीती ॥
प्रभुता तजि प्रभु कीन्ह सनेहू, भयउ पुनीत आजु मम गेहू ॥
आयसु होय सो करिय गुसांई, सेवक लहै स्वामि सेवकाई ॥

ત્યાર પછી મહારાજા દશરથે પોતાના કુળગુરૂ વસિષ્ઠજીને બોલાવ્યા. અને તેમને શ્રી રામને સંયમ પાળવા વિગેરેની શિખામણ દેવા માટે શ્રી રામના દરબારમાં મોકલ્યા. ગુરૂનું પોતાના દરબારમાં પધારવું થવું સાંભળીને, શ્રી રામચન્દ્રજીએ દરવાજા સુધી ગુરૂના સામે આવીને, તેમના ચરણોમાં મસ્તક નમાવ્યું. ૧ અને આદર પૂર્વક અર્ઘ્ય આપીને ઘરમાં લઈ આવ્યા. અને ષોડશોપચારવાળા સન્માનથી ગુરૂનું પૂજન કરીને પોતે તથા સીતાજીએ તેમનાં ચરણ પકડયાં. અને શ્રી રામચન્દ્રજી કમળ સદશ હાથ જોડીને બોલ્યા કે. ૨ સેવકને ઘેર સ્વામીનું પધારવું થાય, એ મંગળોના મૂળરૂપ છે અને અમંગળોને નષ્ટ કરનાર છે; તો પણ ઉચિત તથા નીતિ તો એ છે કે-સ્વામીએ પ્રેમપૂર્વક સેવકને પોતાની પાસે બોલાવી લેવો અથવા તો જે કાંઈ કામ હોય તે કહેવરાવી મોકલવું. ૩ હે પ્રભુ ! આપે આપની મોટાઈનો પરિત્યાગ કરીને મારા ઉપર જે સ્નેહ દર્શાવ્યો છે, તેથી આજ મારૂં ઘર પવિત્ર થયું છે. હે સ્વામી ! જે આજ્ઞા હોય તે કરો, કે જે આપની આજ્ઞા પાળવાથી આ સેવક સ્વામીની સેવાને પ્રાપ્ત થાય. ૪

दोहा०—सुनि सनेहसाने वचन, मुनि रघुवरहि प्रशंस ॥
राम कस न तुम कहहु अस, हंसवंशअवतंस ॥ १९ ॥

શ્રી રામચન્દ્રજીનાં આવાં સ્નેહ ભરેલાં વચનો શ્રવણ કરીને વસિષ્ઠમુનિએ શ્રી રામચન્દ્રજીની ઘણીજ પ્રશંસા કરીને કહ્યું કે-હે રામ ! તમે આવાં વચન કેમ ન કહો ? તમારો સૂર્યવંશ તો સદા ગુરૂભકત ચાલ્યોજ આવે છે. તેમાં તો વળી તમે આ વંશના ભૂષણ અને મુકુટમણિ છો. ૧૯

चौ०—वरणि रामगुणशीलस्वभाऊ, बोले प्रेम पुलकि मुनिराऊ ॥
भूप सजेउ अभिषेक समाजू, चाहत देन तुमहिं युवराजू ॥
राम करहु सब संयम आजू, जौं विधि कुशल निबाहैं काजू ॥
गुरु सिख देइ राउ पहँ गयऊ, राम हृदय अस विस्मय भयऊ ॥
जनमे एक संग सब भाई, भोजन शयन कोलि लरिकाई ॥
कर्णवेध उपवीत विवाहा, संग संग सब भयऊ उछाहा ॥
विमलवंश यह अनुचित एका, अनुजाविहाय बडेहि अभिषेका ॥
प्रभु सप्रेम पछितानि सुहाई, हरेहु भकत मनकी कुटिलाई ॥

આ પ્રકારે શ્રી રામચન્દ્રજીના ગુણોની, શીળની અને સ્વભાવની પ્રશંસા કરીને પ્રેમથી રોમાંચિત થઈને વસિષ્ઠમુનિ બોલ્યા કે-રાજા તમને

યૌવરાજ્ય દેવા ઇચ્છે છે, અને અભિષેકને લગતી સામગ્રીઓની યોજના કરવા લાગ્યા છે. ૧ માટે હે રામચન્દ્રજી! આજ આપ સંયમ કરજો; અર્થાત્ બ્રહ્મચર્યથી તથા જીતેન્દ્રિય પણાથી રહેજો. કે જે કરવાથી કાર્ય નિર્વિઘ્નપણે સમ્પૂર્ણ થાય. આ પ્રમાણે ભલામણ આપીને વસિષ્ઠમુનિ મહારાજા દશરથ પાસે ગયા. અને શ્રી રામચન્દ્રજીના મનમાં સંકોચ થયો કે–૨ અમે સર્વભાઇઓ માતાના દુધપાકના ભક્ષણરૂપ એકજ કારણથી જન્મેલા છીએ. બાલ્યાવસ્થામાં ભોજન શયન તથા રમતો સાથે રહીનેજ રમેલા છીએ, અને સર્વનાં કર્ણવેધ, જનોઇ તથા વિવાહ આદિ સર્વ માંગલિક ઉત્સવો પણ સાથેજ થયા છે. ૩ તે છતાં નાહાના ભાઇઓને છોડી દઇને, મોટા ભાઇનોજ અભિષેક થાય, એ આ નિર્મળ વંશમાં અયોગ્ય છે. આવું પ્રભુ શ્રી રામચન્દ્રજીનું જે પ્રેમસહ પસ્તાવું છે, તે ભકતના મનની કુટિલતાનું હરણ કરો. † ૪

दोहा०—त्यहि अवसर आये लपण, मगन प्रेम आनंद ॥
सनमाने प्रियवचन कहि, रविकुलकैरवचंद ॥ २० ॥

આ અવસરમાં શ્રી રામચન્દ્રજીનો રાજ્યાભિષેક શ્રવણ કરીને લક્ષ્મણજી પ્રેમમાં નિમગ્ન થઇને આવ્યા. એટલે રઘુકુળ રૂપી કૈરવને પ્રફુલ્લિત કરવામાં ચન્દ્ર સદૃશ શ્રી રામચન્દ્રજીએ પ્રિયવચનોથી તેમનું એટલે લક્ષ્મણજીનું સનમાન કર્યું. † ૨૦

चौ०—बाजहिं बाजन विविधविधाना, पुर प्रमोद नहिं जाइ बखाना ॥
भरतआगमन सकल मनावहिं, आवहिं वेगि नयनफल पावहिं ॥
हाट बाट घर गली अथाई, कहहिं परस्पर लोग लुगाई ॥
कालि लगन भल केतिक बारा, पूजहिं विधि अभिलाप हमारा ॥
कनकसिंहासन सीयसमेता, बैठहिं राम होइ चित चेता ॥
सकल कहहिं कब होइहि काली, विघ्र मनावहिं देवकुचाली ॥

† શ્રી રામચન્દ્રજીને એ પસ્તાવો થયો કે–અને જો યૌવરાજ્યપદ આપે છે તો મારા સર્વે નાહનાભાઇઓને. પણ જો કાંઇક પણ પદ આપવામાં આવ્યું હોત વા ભરત વગર મને યૌવરાજ પદ આપવું અનુચિત છે. આવા વિચારથી શ્રી રામચન્દ્રજી રાજ્યનો પરિત્યાગ કરી વનમાં ગયા.

† લક્ષ્મણજીને આ પ્રકારે પ્રથમ વચનો કહ્યાં કે–હું તો નિમિત્ત માત્ર છું. કર્ત્તા અને ભોક્તા તો તમે થશો. અને મૂળમાં જે 'कैरवचंद' શબ્દ છે તે શબ્દનો ભાવ બે તરફ છે. ચન્દ્રમા જેમ કુમુદ અને ચકોર એ બન્નેને સુખ આપે છે તેમ શ્રી રામચન્દ્રજી, હનુમાન્–આદિ કે જે ચકોર સદૃશ રાહ જોઇ રહેલા છે. તેને પણ સુખ આપવા ઇચ્છે છે. 'हरिमारग चितवहिं रणधीरा.'

तिनहिंसोहात न अवध बधावा, चोरहिं चांदनि राति न भावा ॥
शारद बोलि विनय सुर करहीं, बारहिं बार पायँ लै परहीं ॥

અનેક પ્રકારનાં વાજાં વાગવા લાગ્યાં. અને અયોધ્યા નગરીમાં કોઇથી પણ વર્ણવી ન શકાય એવો આનંદ વર્ત્તી રહ્યો. અને સર્વ લોકો દેવતાઓની પ્રાર્થના કરવા લાગ્યા કે, 'ભરતજી જલદીથી આવે અને નેત્રોનાં ફળને પ્રાપ્ત થાય. ૧ બજાર, વાટ, ઘર, ગલી અને બેઠકોમાં પરસ્પર લોકો વાતો કરવા લાગ્યાં કે-'આવતી કાલનું શુભ લગ્ન કયે સમયે આવશે. કે જેમાં વિધાતા આપણા મનોરથને પૂર્ણ કરશે. ૨ જ્યારે શ્રી રામચન્દ્રજી, સીતાજી સહ સુવર્ણના સિંહાસન ઉપર બીરાજે, ત્યારે આપણા ચિત્તમાં સુખ થાય. સર્વ લોકો પ્રભાત ક્યારે થશે, એમ કહેવા લાગ્યાં. પણ સ્વાર્થી હોવાને લીધે [1]કુચાલ ચલાવનારા દેવતાઓ રામ રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવાને માટે વિઘ્નેશ્વરની માનતાઓ કરવા લાગ્યા. ૩ દેવતાઓને અયોધ્યામાં થઇ રહેલો આનંદ સારો લાગ્યો નહિ. જેમ અજવાળી રાત્રી સર્વને પ્રિય લાગે છે; પરંતુ ચોર લોકોને અજવાળી રાત્રી સારી લાગતી નથી. તેમ દેવતાઓની સ્થિતિ થઇ પડી. દેવતાઓએ સારદાને બોલાવી વારમ્વાર તેના ચરણોમાં પડીને વિનતી કરી કે. ૪

दोहा०—विपति हमारि विलोकिबड़ि, मातु करिय सोइ आज ॥
रांम जाहिं वन राज तजि, होइ सकल सुर काज ॥ २१ ॥

હે માતાજી ! અમારાં મહાદુઃખને નિરખીને, આજ[2] એવું કૃત્ય કરો કે-શ્રી રામચન્દ્રજી સર્વ રાજ્યકાજનો ત્યાગ કરીને વનમાં ચાલ્યા જાય. જેથી સર્વ દેવતાઓનું કાર્ય થાય. ૨૧

सुनिसुरविनयठाढि पछिताती, भयउ सरोज विपिन हिमराती ॥
देखि देव पुनि कहहिं वहोरी, मातु तोहिं नहिं थोरिउ खोरी ॥
विस्मय हर्ष रहितरघुराऊ, तुम जानहु रघुवीर स्वभाऊ ॥
जीवकर्मवश दुखसुखभागी, जाइय अवध देवहितलागी ॥
बार बार गहि चरण सकोची, चली विचारि विबुधमति पोची ॥
ऊंच निवास नीच करतूती, देखि न सकहिं पराइ विभूती ॥

૧ દેવતાઓ કુચાલ ચલાવનારાઓ એ માટે કહેલા છે કે-મંગળમાં અમંગળ કરવા ઇચ્છે છે.
૨ આજ કહેવાનો હેતુ એ છે કે; જો કાલ થશે તો કામ બગડી જશે.

आगलि काज विचारि बहोरि, करिहै चाह कुशल कविमोरी ॥
हरषिं हृदय दशरथपुर आई, जनु ग्रहदशा दुसहदुखदाई ॥

સરસ્વતી દેવતાઓની વિનતિ શ્રવણ કરીને ઉભાં થઈ ગયાં અને પસ્તાવો કરવા લાગ્યાં અર્થાત્ બેઠાં નહિ અને પસ્તાવાનું એ કારણ છે કે–દેવતાઓના બોલાવવાથી હું અહિં કયાંથી આવી. અયોધ્યાવાસી કે જે કમળના વનરૂપ છે તેને દુખ દેવાને હું હિમંત ૠતુની રાત્રિરૂપ થઈ. સરસ્વતીને પસ્તાવો કરતાં જોઇ દેવતાઓ ડરવા લાગ્યા કે–કદાચ ના પાડશે એ ઉપરથી દેવતાઓ તેની વિનતિ કરવા લાગ્યા કે–હે માતા ! એ કામમાં તમને કાંઇપણ દોષ નથી કેમ કે–૧ શ્રી રામતો વિસ્મય અને હર્ષ રહિત છે, તેને તેથી દુઃખ થશેજ નહિ. અને તમે તો શ્રી રામના પ્રભાવને જાણો છો. અને જો તમે કદાચ કહેશો કે અયોધ્યાવાસી દુઃખી થશે. તો તેનું સમાધાન આ પ્રમાણે છે કે–જીવો પોતાના † કર્મવશ સુખ દુઃખના ભાગી થાય છે. એ માટે દેવતાઓના હિતાર્થે અયોધ્યામાં જાઓ. અમારા ઉપર ઉપકાર કરવો તમને ઉચિત છે, કેમકે તમે પણ દેવતા છો. ૨ દેવતાઓએ વારંવાર સરસ્વતીનાં ચરણ પકડીને તેમને શરમમાં નાંખ્યાં. એટલે સરસ્વતી અનેક દુષ્ટ મતિ [1]વિચારીને ચાલ્યાં. ઉંચ પદ્વીઓવાળા પરન્તુ નીચ વિચારવાળા દેવતાઓ પારકા ઐશ્વર્યને જોઇ શકતા નથી. ૩ સરસ્વતીએ હાલનો વિચાર ન કરતાં આગળના કાર્યોનો વિચાર કર્યો કે–જ્યારે શ્રી રામચન્દ્રજી વનમાં પધારશે, અને ગાય, બ્રાહ્મણ તથા દેવતાઓનું કાર્ય કરી રાવણાદિકનો વધ કરશે, તે યશના વર્ણનમાં કુશળ કવિ મારીસ્તુતિ કરશે. આ વિચારથી મનમાં પ્રસન્ન થઇ સરસ્વતીએ મહારાજા દશરથની અયોધ્યા નગરીમાં જેમ ક્રૂર ગ્રહ શનિ આદિની દશા આવી હોય તેમ પ્રવેશ કર્યો. ૪

दोहा०–नाम मन्थरा मन्दमति, चेरि कैकयी केरि ॥
अयश पिटारी ताहि करि, गई गिरा मति फेरि ॥ २२ ॥

કૈકેયીની મન્થરા નામની એક દાસી મન્દ બુદ્ધિવાળી હતી તેથી તે-

† अवश्य मेव भोक्तव्यं कृतकर्म शुभा शुभम् ॥

૧ રાજપુરનાં પુસ્તકમાં विविध પાઠ છે. તેના અનુકૂળ આ અર્થ છે અને બીજા પુસ્તકોમાં 'विबुध मति पोची' એમ પાઠ છે. આ પાઠ હોય ત્યાં શારદા, દેવતાઓની ખોટી બુદ્ધિ વિચારીને આવી, એમ અર્થ કરવો.

ની બુદ્ધિને ફેરવી તેને ભવિષ્યમાં અપયશની પેટી રૂપ કરીને સરસ્વતી ત્યાંથી ચાલ્યાં ગયા.[1] ૨૨.

**चौ०–देखि मन्थरा नगरबनावा, मंगल मंजुल बाजु बधावा ॥**
**पूंछिसि लोगन काह ऊछाहू, रामातिलक सुनि भा उरदाहू ॥**
**करै विचार कुबुद्धि कुजाती, होइ अकाज कवन विधि राती ॥**
**देखिलागी मधु कूटिल किराती, जिमिगँवतकैलेउँ कयहि भांती ॥**
**भरतमातुपहँ गइ विलखानी, का अनमनि हँसि हँसि कह रानी**
**उतर न देइ लेइ ऊसांसू, नारिचरित करि ढारति आंसू ॥**
**हँसि कह रानि गालबड़ तोंरे, दीन्ह लषण सिख अस मन मोरे ॥**
**तबहुँ न बोलिचेरिबड़िपापिनि, छाँडैश्वास कारि जनु सांपिनि ॥**

મન્થરાએ જેમ સુંન્દર માંગલીક નાના પ્રકારના વાજીંત્રો વાગી રહેલાં છે, એવી અયોધ્યા નગરીને નિરખીને, અયોધ્યા નિવાસી કોઇ લોકને પૂછ્યું કે–'આ શા ઉત્સવ નિમિત ધામધૂમ થઇ રહેલી છે?' એટલે તે માણસે શ્રી રામચન્દ્રજીના યૌવરાજ્યાભિષેક સંબંધી વાત કરતાં તો મન્થરાના મનમાં ભારી દાહ ઉત્પન્ન થયો. ૧ દુષ્ટ બુદ્ધિવાળી કુટિલ[2] કુજાત મન્થરા 'આજની[3] રાત્રીએજ કયા પ્રકારે આ કાર્યમાં વિઘ્ન થાય. એ સંબંધી અનેકાનેક વિચારો કરતી વિચાર વમળમાં ગોથાં ખાતી હતી. અને

---

૧ સરસ્વતી અયોધ્યા વાસીઓની વિપત્તિ જોવામાં સમથ થયા નહિ. તેથી ચાલ્યાં ગયાં. તેમજ અયોધ્યાવાસીયો ઉપર કુચાલ કરવામાં પોતે સમર્થ ન થયાં તેથી કૈકયીની સાથે મન્થરા કે જે કાશમીરથી આવી હતી. તેના ઉપર કુચાલ કરી ગયાં. એક સમય કૈકયીના પિતાએ વનમાં શિકાર કરની વેળાએ એક મૃગનો વધ કરયો. એટલે તે મૃગની સ્ત્રી પોતાની માતા પાસે રૂદન કરતી ગઇ. તેની માતાએ પોતાની દીકરીની વાર્તા શ્રવણ કરી રાજાની પાસે જઇને કહ્યું કે– આ મારો જમાઇ છે. તેને તમે છોડી આપો. હું તેને જીવતો કરી લઇશ. કારણ કે હું યક્ષીણી છું. મારા ભયથી તે નિર્ભય ફરે છે. રાજાએ તેનાં વચન શ્રવણ કરી રાજાએ તો તેને પણ તરવાર મારી એટલે તેણે મરણ સમય કહ્યું કે–હે રાજા! જે પ્રકારે તેં મારા જમાઇનાં પ્રાણ લીધાં તે પ્રકારે હું તારા જમાઇનાં પ્રાણ લઇશ. એ મૃગી મંથરા થઈ. એક રામાયણમાં એમ પણ લેખ છે કે–મંથરા તે દુંદુભી નામવાળી ગન્ધર્વી હતી કે જે દ્વાપરમાં કુબ્જા થઇ હતી.

૨ મન્થરાને કુટિલ કહેવાનો ભાવ એ છે કે–અયોધ્યા વાસીઓએ અને ભીલડી કહેલ છે. મન્થરાને અહિં કહી છે અને કૈકેયીને આગળ કહેવામાં આવશે. **'विधि कैकेयी किरांतनी कीन्ही'** કૈકેયી સરલ ભીલડી છે અને મન્થરા કુટિલ છે. તેનું કારણ કે શિકાર કરનારાઓ અંગોને વાંકાં રાખીને શિકારને તાકે છે, તેમ મન્થરા પણ એક જાતનો શિકાર કરનારી હોવાથી કુટિલ કહેલ છે.

૩ શ્રીરામ રાજ્ય રૂપી મધ છે, અયોધ્યાવાસી મધમાંખીઓ છે. સુકૃત રૂપી પુષ્પોનો રસ છે માખી દિવસમાં વિઘ્ન કરે છે. એ માટે રાતમાં નિકળવાનો યત્ન કરયો.

જેમ કુટીલ ભીલડી વૃક્ષ ઉપર લાગેલા મધપોડાને નિરખીને હવે તેને કયા પ્રકારે અને કયારે લઇ જઉં એમ તાકી તાકીને જોયા કરે, તેમ મન્થરા પણ શ્રીરામના યૌવરાજ્યાભિષેકનો શી રીતે અને કયારે ભંગ કરી નાખું એમ વિચાર કરવા લાગી. ૨ એને અંતે મન્થરા મનમાં અત્યંત દુઃખી થઇને કૈકેયીની પાસે ગઈ. એટલે કૈકેયીએ હસી હસીને તેને પુછયું કે,–આજ તું ખેદ પામેલી કેમ દેખાય છે ? આ પ્રમાણે કૈકેયીએ પુછતાં છતાં પણ મન્થરા પ્રત્યુત્તર ન આપતાં નિસાસા નાખવા લાગી, અને સ્ત્રી ચરિત્ર કરીને બનાવટી આંસુઓ પાડવા લાગી. ૩ એટલે કૈકેયીએ હસીને કહ્યું કે–તું બહુજ બોલનારી છે અને મોઢાની છુટી છે. તેથી કદાચ લક્ષ્મણે તને શિક્ષા કરી હોય એમ હું અનુમાન કરૂંછું. આ પ્રમાણે કૈકેઇએ કહ્યા છતાં પણ તે મોટી પાપણી મન્થરા કાંઇ પણ નહિ બોલતાં જાણે કાળી નાગણ હોય, તેમ નીસાસા મુકવા લાગી. ૪.

दोहा–सभय रानिं कह कहसि किन, कुशल राम महिपाल
भरत लषण रिपुदमनसुनि, भा कुबरी ऊर शाल ॥ २३ ॥

મન્થરા કાંઈ પણ બોલતી નથી, અને ઉપરાઉપર નીસાસા મુકતી હતી તેથી ભય પામીને કૈકેયી બોલી કે–કેમ બોલતી નથી ? રામ, રાજા લક્ષ્મણ ભરત અને શત્રુઘ્ન એ તો કુશળ છે ? આ પ્રશ્નમાં શ્રીરામનું નામ રાજા કરતાં પણ પ્રથમ કૈકેયીએ લીધું તેથી તો કુબ્જા મંથરાના મનમાં ભારે સાલ જેવું દુઃખ ઉત્પન્ન થયું. ૨૩.

चौ०–कत शिषदेहि हमहिं कोउमाई, गालकरब केहि कर बल पाई ॥
रामहिछांडि कुशल केहिआजू, जाहिं नरेश देत युवराजू ॥
भाकौशल्यहि विधि अतिदाहिन, देखत गर्व रहत ऊर नाहिन ॥
देखहु कस न जाइ सब शोभा, जो अवलोकि मोर मन क्षोभा ॥
पूत विदेश न शोच तुम्हारे, जानतिहौ, वश नाह हमारे ॥
नींद बहुत प्रियसेज तुराई, लखहु न भूपकपटचतुराई ॥
सुनिप्रियवचनकुटिलमनजानी, झुकीरानि अब मन अरगानी ॥
पुनिअसकबहू कहसि घरफोरी, तौ धरि जीह कढावौ तोरी ॥

મન્થરા કહેવા લાગી કે–† હે માતા ! મને કોઈ પણ શા માટે શિક્ષા કરે. હું કોના બળે કરીને મોઢાની છુટ થઇને બોલવા જાઉં. આજ

† પેહેલા વાકયનો ઉત્તર આપે છે.

[1]રામ વગર બીજા કોનું કુશળ છે. કે જે રામને રાજા યૌવરાજ્ય આપે છે. ૧ આજ કૌશલ્યાને વિધાતા અત્યંત અનુકૂળ થયેલ છે. હવે કૌશલ્યાને જોઇને કોઇના પણ મનમાં ગર્વ રહેશે નહિ. તમે કૌશલ્યા પાસે જઇને તેની શોભાને કેમ નિરખતાં નથી કે જે શોભાને જોઇને મારા મનમાં ક્ષોભ થયો છે. હું તો તમારી શોભા આગળ બીજાની શોભાને જાણુતીજ નહતી. ૨ તમારો પુત્ર ભરત પરદેશમાં છે. તેને માટે તમે જરા પણ ચિંતા કરતાં નથી. અને તમે એમ જાણી બેઠાંછો કે રાજા તો મારા કબજામાં છે. તમને તો પતિની શય્યામાં ઉઘવુંજ બહુ સારૂં લાગે છે? અને તમે રાજાની કપટ યુક્ત ચતુરાઈ જાણતાં નથી. ૩ જો કે કૈકેયીએ પોતાના સંબંધમાં મન્થરાનાં પ્રિય વચનો સાંભળ્યાં તોપણ તે મંથરાને મલીન મનવાળી જાણીને તેના ઉપર ક્રોધ કરીને ઉતરીજ પડી. અને કહેવા લાગી કે ચુપ રહે જરા પણ બોલી તો તું તારી વાત જાણી. અને જો આવી બીજી કોઈ પણ વાર ઘરમાં બગાડવાની વાત બોલી તો તારી જીહ્‌વાજ કઢાવી નાંખીશ. ૪

दोहा०काने खोरे कूबरे, कुटिल कुचाली जानि ॥
तिय विशेष पुनि चेरि कहि, भरत मातु मुसुकानि ॥ २४ ॥

કાણાં, લંગડાં, કુબડાં અને કુજાતનાં મનુષ્યો કુટિલ અને કુચાલવાળાંજ હોય છે. એ હું સારી રીતે જાણુંછું, તેમાં પણ વળી તું તો સ્ત્રી અને વળી દાસીછો, માટે તારામાં તો વિશેષ કુટિલતા અને વિશેષ કુચાલ હોવીજ જોઇએ, આ પ્રમાણે કહીને ભરતજીની મા કૈકેયી જરાક હસી. ૨૪

चौ०–प्रियवादिनि शिष दीन्ह्यऊतोहीं, स्वप्नेहु तोपर कोप न मोहीं ॥
सुदिन सुमंगलदायक सोई, तोर कहा फुर जिहिदिन होई ॥
ज्येठ स्वामि सेवकलघु भाई, यह दिनकरकुलरीति सोहाई ॥
राम तिलक जो सांचेहु काली, मांगु देऊँ मनभावत आली ॥
कौशल्यासम सब महतारी, रामहिं सहजस्वभाव पियारी ॥
मोपर करहिं सनेह विशेषी, मैं करि प्रीति परीक्षा देखी ॥
जो विधि जन्म देइ करि छोहू, होहिं राम सिय पूत पतोहू ॥
प्राणते अधिक राम सिय मोरे, तिनके तिलक क्षोभकस तोरे ॥

[1] રામની કુશળ કૈકેયીએ પ્રથમ પુછેલ છે તેનો પ્રત્યુતર આપે છે.

હસ્યા પછી કૈકેયી બોલી કે–હે × પ્રિયવાદિનિ ! મેં તને જે આજે આ કઠોર વચનરૂપી શિક્ષા કરી છે, પરન્તુ તારા ઉપર મને સ્વપ્નમાં પણ ક્રોધ નથી. તારૂં કહેલું જે દિવસે સાચું પડશે, અર્થાત્ શ્રી રામનો અભિષેક થશે, તે દિવસને હું ઉત્તમ મંગળ દાયક સમજીશ. ૧ મોટોભાઈ સ્વામી થાય, અને નાહનાભાઇઓ તેના સેવક થઇને રહે, એજ સૂર્યવંશની સદાની રીતિ છે. અને તે ઉત્તમ પણ છે, હે ‡ સખી! જો તારા કહેવા પ્રમાણે આવતી કાલેજ * રામને તિલક થશે; તો હું તને મન ભાવતું ઇનામ આપીશ. ૨ શ્રી રામને તો પોતાનાજ સહજ સ્વભાવથીજ સર્વ માતાઓ કૌસલ્યાસદૃશ પ્યારી છે, છતાં પણ રામનો તો મારા ઉપર વિશેષ પ્રેમ છે, અને તે વાતની મેં પરિક્ષા પણ લીધી છે. ૩ પ્રથમ તો હું એ વિધાતા પાસે માગણી કરૂંછું કે–મને સીતા રામના પ્રસંગથી છૂટી નપાડે અને જો કદાચ વિધાતા મને બીજો અવતાર આપે તો પણ મારા ઉપર કૃપા કરીને મને રામ જેવો પુત્ર અને સીતાજી જેવી વહુ આપજો. તેનો વિયોગ મને કયારે પણ થશો નહિ. હું તો જન્મો જન્મ એજ સુખને ચાહુંછું, રામનો મને પ્રાણથી પણ અધિક પ્યારા છે. તેમના તિલકથી તને કેમ ક્ષોભ થયો ? તે સમજાતું નથી મારી તું દાસીછો, તો મને જે પ્રાણ સમાન પ્યારા રામ છે તેને તિલક થવાના સમાચાર શ્રવણ કરી આનંદ થવો જોઇએ, તે આનંદ ન થતાં ઉલટો તને ક્ષોભ થયો તેનું કારણ શું ? ૪

**दोहा०—भरत शपथ तोहिं सत्य कहु, परिहरि कपट दूराव**
**हर्ष समय विस्मय करासि, कारण मोहिं सुनाव ॥ २५ ॥**

તને ભરતના સોગંદ છે. માટે છળ કપટનો ત્યાગ કરીને સાચે સાચું કહે જે તું પ્રસન્ન થવાના સમયમાં શા માટે દુઃખ માને છે! તેનું કારણ મને સંભળાવ. ૨૫

**चौ०—एकहिवार आश सब पूजी, अब कछु कहब जीह करि दूजी ॥**
**फोरे योग कपार अभागा, भलो कहत दुख रौरेहु लागा ॥**

---

× ક્રોધ કરયા પછી મન્થરાને પ્રિયવાદિનિ કહી તે દેવમાયાની છાયા કૈકેયીના હૃદય ઉપર પડવાથીજ કહી હતી, હજુ માયાએ વિશેષ પ્રવેશ કરયો નથી, જેથી શ્રી રઘુનાથજીના સ્નેહની વાત આગળની ચોપાઇમાં કૈકેયી કહે છે !

‡ જો કાલેજ તિલક થવાનું હોય તો મને ખબર થયા વગર રહેજ નહિ. * સખી એ માટે કહેલ છે કે–રામના યૌવરાજ્યાભિષેકની વાર્તા શ્રવણ કરાવી. જેથી હવે દાસી કહેવી ન જોઇએ, દેવતાઓની માયાથી મોહિત થઈ સખી કહેલ છે, અને શ્રી રામ રાજા થશે, તો કૌસલ્યાનું માન વધશે, એ ઉપર કહે છે.

कहइ झूठ फुर बात बनाई, सो प्रिय तुमहिं करुइ मैं माई ॥
हमहुँ कहब अब ठकुरसुहाती, नाहिंतो मौन रहब दिनराती ॥
करिकुरूप विधि परवशकीन्हा, बाचा शाल हमैं तिन्ह दीन्हा ॥
कोउ नृप होउ हमैं का हानी, चेरि छांडि न होउ किरानी ॥
जारै योग स्वभावँ हमारा, अनभल देखि न जाइ तुम्हारा ॥
तातें कछुक बात अनुसारी, क्षमब देखि बड चूक हमारी ॥

મન્થરા કહેવા લાગી કે + એકજ વખતના કહેવામાંજ મારી સર્વ આશા પરિપૂર્ણ થઇ ગઇ છે! હવે તો જ્યારે હું બીજી જીભ [1] બનાવી લઇશ, ત્યારેજ કાંઇક કહીશ!! ભલી વાત કહેતાં તમને દુઃખ લાગ્યું. તેથી તો મારૂં આ અભાગીયું કપાળજ [2] ફોડવા યોગ્ય છે. ૧ મારીમા! જેઓ તમારી પાસે ખોટી સાચી વાતો બનાવીને કહે, તે તમને પ્રિય લાગે છે, અને હું તો ખરી વાત કહેવા લાગીછું તેથી કડવી લાગુંછું. જેથી હું પણ હવેથી જેવી તમને રૂચશે તેવીજ વાતો કરીશ, નહિ તો રાતદિવસ મુંગી રહીશ. ૨ [3] એક તો વિધાતાએ મને કુરૂપ કરીને પરવશ કરી દીધી છે; એટલે કે દાસી બનાવી છે. જેવું વાવ્યું હોય તેવું લણાય, અને દીધું હોય તે લેવાય, માટે [4] રામકે ભરત ગમે તે રાજા થાય તેમાં મને શીહાનિ છે, હું કાંઇ હવે દાસી મટીને રાણી થવાની છું.? ૩ [5] મારો સ્વભાવજ બાલી નાખવા યોગ્ય છે; કારણ કે તમારૂં અકલ્યાણ મારાથી જોઈ શકાતુંજ નથી; અર્થાત્ જેનું અકલ્યાણ થવાનું છે તે પોતે તેથી પોતાનું કલ્યાણ માને તો બીજાને તેથી શા માટે બળવું જોઇએ, એ માટે મારો સ્વભાવ બાળવા યોગ્ય છે, અને મારા એવા સ્વભાવથીજ તમારૂં કાંઇક પણ અકલ્યાણ નિરખીને તમને વાત કહી હતી. તે મારી મોટી ભૂલ થઇ છે, માટે હે દેવિ! તે મારી ભૂલ માટે ક્ષમા કરજો. [6] ૪

दोहा०—गूढ कपट प्रिय वचन सुनि, तीय अधीर बुधि रानि ॥
सुर मायावश वैरिणिहि, सुहृद जानि पतिआनि ॥ २६ ॥

+ક્રમવાર મન્થરા પ્રત્યુત્તર આપે છે.

૧ જો પાછી હું એની એ વાત બોલીશતો મારી જીભ ઉપડી લેવામાં આવે, તેથી જો બીજી જીભ બનાવી શકીશ તો કહીશ નહિ તો નહિ કહું. ૨ ભાગ્યતો રામ રાજ્યની તૈયારી થવાની સાથેજ નિકળી ગયું, કે જેથી તમને ભલી વાત કહેતાં દુઃખ થયું. ૩ પોતાના કુરૂપ ઉપર કહે છે ૪ કૈકયીએ મોટો ભાઈ રાજા થાય એમ કહેલું છે તે ઉપર કહે છે, ૫ દાસીથી નીચ પદ્વી બીજી કઇ છે? કે જેથી મને હાનિ થશે. પણ જે રાણીમાંથી દાસી બની જવું પડશે, તો તે પોતે પોતાની હાનિ માનતી નથી, ત્યારે હું તે શા ઉપર હાનિ માનું. ૬ તમારા અકલ્યાણની વાતતો ઘણી છે; પરંતુ તમને થોડીજ કહી હતી.

જેમાં ગુઢ રીતે કપટજ સમાયલું છે, એવાં મન્થરાનાં મીઠાં વચનો શ્રવણ કરી, સ્ત્રી જાતિ અને વળી હલકી બુદ્ધિવાળી કૈકેયી દેવતાઓની માયાને વશ થઇને વૈરિણી મન્થરા કે જે સર્વ સુખોનો નાશ કરનારી છે; તેને સર્વ સુખ આપનારી જાણીને તેના ઉપર વિશ્વાસ પામી. ૨૫

चौ०--सादर पुनि पुनि पूंछति ओही, शबरी नाद मृगी जनुमोही ॥
तस मतिफिरी अहै जसभावी, रहसी चेरि घात भलि फावी ॥
तुम पूंछहु मैं कहत डराऊं, धरेहू मोर घरफोरी नाऊं ॥
सजिप्रतीतिगढि वहुविधिछोली, अवधसाढसाती जनुबोली ॥
प्रिय सिय राम कहा तुम रानी, रामहिंतुम प्रिय सो फुरवानी ॥
रहे प्रथम अबसो दिनबीते, समय पाइ रिपु होहिं पिरीते ॥
भानु कमलकुलपोषनिहारा, बिनु जल जारि करै सौ छारा ॥
जर तुम्हारि चह सवति उपखारी, रूँधहुकरि उपाइ बरवारी ॥

મન્થરાનાં વચનોમાં મોહ પામેલી હોવાથી જાણે ભીલડીના ગાયનમાં મોહ પામેલી હરિણી * હોય એવી જણાતી કૈકેયી આદર પૂર્વક વારમ્વાર તેજ વાર્ત્તા મન્થરાને પુછવા લાગી. [1] જે પ્રમાણે ભાવી હતું. તે પ્રમાણે કૈકેયીની બુદ્ધિ ફરી જતાં મન્થરા રાજી થઈ ગઇ, અને તેની વાત બરાબર ફાવી. ૧ મન્થરાએ કહ્યું કે–તમે પૂછો છો ખરાં, પણ હું તમારી પાસે વાત કરતાં બહુજ ડરૂંછું, કેમ કે તમે મારૂં 'ઘર ફોડી' એવું નામ રાખ્યું છે, આ પ્રમાણે કૈકેયીનો પોતાના ઉપર દૃઢ વિશ્વાસ બેસાડી, પોતાના મનમાં પોતાની માતને ઘણી રીતે છોલી છાલી બરાબર ઘડીને અયોધ્યાની સાડસતી પનોતીરૂપ મન્થરા બોલી કે–૨ રાણી ! તમે કહ્યું કે, મને સીતા અને રામ અત્યંત પ્રિય છે, અને હું સીતા તથા રામને પ્રિયછું, તે તમારા વચન ખરાં. પણ હવે તે દિવસ વ્યતીત થઇ ગયા છે, એ વાત પ્રથમ હતી. હવે શત્રુરૂપ થઇ જાય છે. ૩ જુવો કે–સૂર્ય કમળોનાં પુષ્પોને પોષણ આપનાર છે, પરન્તુ જ્યારે કમળનું મૂળ ઉખડી ગયું હોય ત્યારે તેજ સૂર્ય કમળને બાળીને ભસ્મ કરી નાખે છે, તમારૂં મૂળ તમારી શોક ઉખેડી નાખવા ઇચ્છે છે, માટે ઉપાયરૂપી ઉત્તમ જળનો ઉપયોગ કરી તે મૂળને દૃઢ કરો. નહિ તો પ્રભાત થતાં કમળ સદૃશ દશા થઈ જશે. ૪

---

* જેમ ભીલડીના ટોડા રાગથી હરિણી મોહ પામી જાય છે અને તે વિચાર કરતી નથી કે, ભીલડી માત્ર મારો વધ કરવાને માટેજ મધુર સ્વરથી ગાયન કરે છે, તે પ્રમાણેજ કૈકેયી પણ વિચાર કરતી નથી કે, મન્થરાની આ મીઠી વાતો ભવિષ્યમાં મને દુઃખરૂપ થઈ પડનારી છે.
૧ કોઇ શંકા કરે કે–કૈકેયી પ્રથમ જે વાત ઉપર ગુસ્સે થઇ ગઇ હતી, છતાં હવે કેમ તેને પાછી પુછે છે તેનો પ્રત્યુત્તર હવેની ચોપાઇમાં છે.

दोहा०—तुमहिं न सोच सुहाग बल, निज बश जानहु राउ ॥
मन मलीन मुँह मीठ नृप, राउर सरल स्वभाव ॥ २७ ॥

તમને સૌભાગ્યના બળથી જરા પણ વિચાર થતો નથી, અને રાજા મારા કબજામાં છે, એમ જાણોછો. પરન્તુ રાજા મનના મલીન છે, મોહોડેથી મીઠાં મીઠાં વચનો બોલે છે. અને તમારો સ્વભાવ સરળ હોવાથી તમે રાજાના કપટને જાણી શકતાં નથી. ૨૭

चौ०—चतुर गँभीर राम महतारी, बीच पाइ निजकाज सँवारी ॥
पठये भरत भूप ननिऔरे, राममातु मत जानब रौरे ॥
सेवहिं सकल सवति मोहिं नीके, गर्वित भरतमातु बलपी के ॥
सालु तुम्हार कौसिलहि माई, चतुरकपट नहिं परत लखाई ॥
राजहिं तुम पर प्रीति बिशेषी, सवति स्वभाव सकै नहिं देखी ॥
रचि प्रपंच भूपहि अपनाई, रामतिलक हित लगन धराई ॥
इहि कुल उचित रामकहँ टीका, सबहि सुहाइ मोहिं सुठि नीका ॥
आगिल बात समुझि डर मोहीं, दैव देव फल सो फिरि ओही ॥

રાજાની મા બહુ ચતુર અને ગંભીર છે. તેણે સમય હાથ લાગતાં પોતાની વાત સંભાળી લીધી, (ગંભીરતાનું સ્વરૂપ કહે છે) ભરતજીને રાજાએ જે મોસાળ મોકલી દીધા છે, તે રામની માતાના અનુમોદનથીજ મોકલી દીધા છે એમ તમે નક્કી સમજો. ૧ કૌશલ્યા સમજે છે કે બધી શોક્યો મને સારી રીતે સેવે છે, પરન્તુ ભરતની મા રાજાના પ્રેમથી ગર્વે ભરેલી હોવાથી મારૂં સેવન કરતી નથી. હે મા ! આ તમારૂં મોટું સાલ કૌશલ્યાના મનમાં છે, પરન્તુ તે કપટમાં ચતુર હોવાથી તે દ્વેષભાવને પ્રત્યક્ષ જણાવતાં નથી. કદાચ કૈકેયી કહે કે—હું તો તેના ઉપર દ્વેષ રાખતી નથી, તો તે શી રીતે દ્વેષ રાખે ? તે ઉપર મન્થરા કહે છે. ૨ રાજાની તમારા ઉપર વિશેષ પ્રીતિ છે. તે શોક્યના સ્વભાવે કૌશલ્યાથી દેખી શકાતું નથી. તેથી કૌશલ્યાએ પ્રપંચ રચી રાજાને પોતાના કબજામાં કરી લઈ રામના યૌવરાજ્યાભિષેક માટે મુહૂર્ત મુકરર કરાવ્યું છે. ૩ રામને તિલક થાય એ જો કે સૂર્યવંશને ઉચિત છે, સર્વને રૂચે છે અને મને પણ બહુજ સારૂં લાગે છે; પરન્તુ ભવિષ્યનો એટલે કે ભવિષ્યમાં તમારા અધિકારના ભંગનો વિચાર આવવાથી મને ભય લાગે છે, હું આશા રાખું છું કે, જે તમને અનિષ્ટફળ આપવા ઇચ્છે છે તેનેજ દેવ અનિષ્ટફળ આપો.' ૪

दोहा०—रचिपचिकोटिक कुटिलपन, कीन्हेसि कपट प्रबोध ॥
कहेसि कथा सतसौतिकर, जाते बढ़ै विरोध ॥ २८ ॥

આ પ્રમાણે મન્થરાએ કરોડો કુટિલપણાં ગોઠવી ગોઠવીને કૈકેયીને કૌશલ્યાના કપટનું ખોટું જ્ઞાન સમજાવ્યું. અને જે પ્રકારે વિરોધ બુદ્ધિ પામે તે પ્રકારે પૂર્વકાળની સેંકડો શોકયોના—એટલે કે ચિત્રકેતુ રાજાની રાણીઓની તથા ધ્રુવની ઓરમાન મા વગેરેની અનેક કથાઓ કહી સંભળાવી. ૨૮

चौ०—भावीवश प्रतीति उर आई, पूछि रानि निजशपथ दिवाई ॥
का पूंछहु तुम अजहुँ न जाना, हित अनहित निज पशु पहिचाना ॥
भये पाख दिन सजत समाजू, तुम सुधि पायहु मोसन आजू ॥
खाइय पहिरिय राज तुम्हारे, सत्य कहे नहिं दोष हमारे ॥
जो असत्य कछु कहब बनाई, तो बिधि देइहि मोहिं सजाई ॥
रामहिं तिलक कालि जो भयऊ, तुमकहँ बिपतिबीज बिधिबयऊ ॥
रेखा खैंचि कहौं बल भाषी, भामिनि भइउ दूधकी माखी ॥
जो सुत सहित करहु सेवकाई, तौ घर रहहु न आन उपाई ॥

કૈકેયીને ભવિતવ્યતાને લીધે મન્થરાની પ્રતીતિ હૃદયમાં થવાથી કૈકેયી સોગંદ દઈ દઈને વારમ્વાર મન્થરાને પુછવા લાગી કે—( આ તું સત્ય વાત્તા કહે છે ? ) આ પ્રમાણે કૈકયીનું પુછવું થતાં મંથરા પોતાને હિતકારિણી જણાવતી કઠોર વચન બોલી કે—'તું શું પૂછે છે ? હજુ પણ કાંઈ સમજી નહિ ! પશુ પણ પોતાના હિતાહિતને જાણે છે. ૧ રામને યૌવરાજ્ય આપવા વિશેની સભા ભરાયાને તો એક પખવાડીયું પણ વીતી ગયું અને એક પખવાડીયું થયાં તે સંબંધી સર્વ તૈયારીઓ થઈ રહી છે. તે છતાં તને તો આજ મારા દ્વારા ખબર પડી છે. રાજા જો તારી સાથે કપટ રાખતા ન હોત તો આ વાત શા માટે ગુપ્ત રાખત ? જો સત્ય કહેવાથી કોઈનું અશ્રેય થતું હોય તો તે સત્ય કહેવામાં પણ દોષ છે એવો શાસ્ત્રમાં લેખ છે. પરન્તુ તમારા રાજ્યમાં મેં ખાધું છે પીધું છે, પહેર્યું છે અને ઓઢયું છે, તેથી સત્ય કહેવામાં દોષ નથી. ( હવે પોતાના વચન ઉપર વિશેષ પ્રતીતિ કરાવવા સોગન્દ ખાઈને મન્થરા કહે છે.) ૨ જો હું આ સંબંધમાં જરા પણ બનાવીને અસત્ય વાત કહું તો પરમેશ્વર મને શિક્ષા આપે. જો આવતી કાલે રામને રાજ્યતિલક થયું, તો તો વિધાતાએ તારા માટે વિપત્તિનું બીજ વાવી દીધું એમજ સમજજે. ૩ હે ભામિની ! હું વિધાતાના સમાન રેખા ખેંચીને પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે—તું હવે દૂધની માખી રૂપ થઈ છે; અર્થાત્ જેમ દૂધમાં પડેલી માખીને કહાડીને ફેંકી દે છે. તેમ તને પણ રાજ્યમાંથી કાહાડીને ફેંકી દેશે. અને જો તું તારા પુત્ર

સહ દાસપણું કરીશ. તોજ તું ઘરમાં રહેવા પામીશ, નહિ તો નહિ અર્થાત્ તે સિવાય બીજો એક પણ ઉપાય નથી. ૪

दोहा०—कद्रू विनतहि दीन दुख, तुमहिं कौशल्या देव ॥
भरत बन्दि गृह सेइहैं, राम लषण कर नेव ॥ २९ ॥

જેમ †કદ્રૂએ વિનતાને દુઃખ આપ્યું હતું, તે પ્રમાણેજ કૌશલ્યા તને દુઃખ દેશે. ભરત કેદખાનું સેવશે અને લક્ષ્મણ રામની પાસે નાયબ અર્થાત્ અધિકારી થઈને રહેશે. ૨૯

चौ०—केकयसुता सुनत कटु बानी, कहि न सकै कछु सहमि सुखानी ॥
तनु पसेव कदलि जनु कांपी, कुबरी दशन जीह तब चांपी ॥
कहि कहि कोटिक कपटकहानी, धीरज धरहु प्रबोधिसि रानी ॥
कीन्हासि कठिन पढाय कुपाठू, जिमि न नवै फिरि उकठा काठू ॥
फिरा कर्म प्रिय लागु कुचाली, बकिहि सराहत मनहुँ मराली ॥
सुन मंथरा बात फुर तोरी, दहिन आंख नित फरकत मोरी ॥
दिन प्रति देखौं राति कुसपना, कहौं न तोहिं मोह वश अपना ॥
काह कहौं सखि शुद्ध स्वभाऊ, दहिन बाम नहिं जानौं काऊ ॥

કૈકેયી તો આ કડવી વાણી સાંભળતાંની સાથેજ સન્દેહ યુકત થઈ ગઈ, કાંઇ પણ બોલી શકી નહિ. અને ભયથી સૂકાઈજ ગઈ. આખા શરીરમાં પસીનો આવી ગયો. અને જેમ કેળ સર્વાંગે કમ્પે તેમ કમ્પવા લાગી. એટલે તો મન્થરાએ દાંતતળે પોતાની જીભ દાબી. દાંતતળે જીભ દાબવાનો ભાવ એ છે કે—કૈકેયીના દુઃખથી પોતાને દુઃખી જણાવવા લાગી. અથવા તો રાણીને હવે દુખ જાણવામાં આવ્યું અથવા રાણી હવે બરાબર મારા કબજામાં આવી. ૧ કપટ સંબંધી કરોડો વાતો કહી કહીને મન્થરા-

† સર્પોની મા કદ્રૂ અને ગરૂડની મા વિનતા એ બન્ને કશ્યપજીની સ્ત્રીઓ હતી, તે બંનેને પરસ્પર વિવાદ થયો. કદ્રૂએ કહ્યું કે સૂર્યના ઘોડા શ્યામ-કાળા છે. એટલે વિનતાએ કહ્યું કે શ્વેત ઘોડા છે તે બન્નેએ કરાર કર્યો કે આ બાબતમાં જે હારે તે દાસી થાય. કદ્રૂએ પોતાના પુત્રો સર્પોને શીખવ્યું તેથી સર્પો તો સૂર્યના ઘોડાના પુંછડાં અને શરીરમાં લપટાઇ ગયા. ત્યાર પછી બન્ને પર્વતપર ચડીને જોવા ગઇ તો ઘોડાના શ્યામ વાળ જોઇને વિનતા હારીને દાસીપણું કરવા લાગી. આ વાતની ગરૂડજીને ખબર પડતાં તેણે સર્પોને અમૃત લાવી દેવાની પ્રતિજ્ઞા કરી ને માતાને દાસીપણાથી મુક્ત કરી. ગરૂડજીએ અમૃતનો ઘડો દર્ભ ઉપર મૂકી દીધો સર્પો નાહાવા જતાં ઇન્દ્ર આવીને અમૃતનો ઘડો ઉપાડી ગયો. સર્પો સ્નાન કરી આવી દર્ભોને ચાટવા લાગ્યા. તેથી તેની જીભો ચીરાઇને બબે થઇ ગઇ. અને અમૃત દર્ભો ઉપર તે દિવસ મૂકવામાં આવેલું હોવાથી દર્ભ તે દિવસથી પવિત્ર ગણાય છે.

એ રાણીને સમજાવી. અને કહ્યું કે-ધિરજ ધારણ કરો. હું તમારૂં સર્વ કાર્ય કરીશ. મન્થરાએ કપટ યુકત કઠિણ પાઠો ભણાવીને, કૈકેયીને એવી તો કરી મૂકી કે-તે પાછી સૂકાઇ ગયેલાં લાકડાંની પેઠે વાળી વળેજ નહિ. ૨ કૈકેયીનું ભાગ્ય ફરી ગયું તેથી તેને કુચાલ પ્રિય લાગી. તેથી મન્થરા રૂપી બગલીને હંસીણી જાણીને તેની પ્રશંસા કરવા લાગી. કૈકેયી બોલી કે-હે મન્થરા ! શ્રવણ કરય. તારી વાર્ત્તા બધી સત્ય છે. મારી જમણી આંખ્ય હમેશાં ફરકે[1] છે. ૩ અને નિત્ય રાત્રે ખરાબ સ્વપ્નો પણ જોઉંછું પરન્તુ હું મારી મૂર્ખતાથી તારી પાસે વાત પણ કરતી નથી. હે સખી ! શું કહું. મારો સ્વભાવ સીધો છે. તેથી હું ડાબું જમણું સમજતી નથી; અર્થાત આ પ્રિય છે અને આ શત્રુ છે એમ હું સમજતી નથી.

दोहा०—अपने चलत न आजुलगि, अनभल काहुक कीन्ह
कोहि अघ एकहि बार मोहिं, दैव दुसह दुख दीन्ह ॥ ३० ॥

મેં આજ સુધી મારૂં ચાલતાં તો કોઇનું ભુંડું કરયું નથી; છતાં પણ કોણ જાણે કયા પાપના યોગે મને આ એક સામટું દુઃખ દૈવે આપ્યું તે સમજાતું નથી. ૩૦

चौ०—नैहर जन्म भरब बरु जाई, जियत न करब सवति सेवकाई ॥
अरिवश दैव जिआवै जाही, मरण नीक त्यहि जियब न चाही ॥
दीनबचन कह बहुबिधि रानी, सुनि कुबरी तियमाया ठानी ॥
अस कस कहहु मानि मन ऊना, सुख सुहाग तुम कहँ दिन दूना ॥
जो राउर अस अनभल ताका, सो पाइहि यह फल परिपाका ॥
जबते कुमति सुना मैं स्वामिनि, भूंख न बासर नींद न यामिनि ॥
पूछा गुणिन्ह रेख तिन खांची, भरत भुवाल होव यह सांची ॥
भामिनि करहु तो कहौं उपाऊ, हैं तुम्हरैं सेवावश राउ ॥

† જન્મ પર્યન્ત પીયરમાં જઇને રહીશ; પરન્તુ જીવતે જીવ હું શોકયોની સેવા તો નહિજ કરૂં. વિધાતા જેને શત્રુના કબજામાં રાખીને જીવાડે છે, તે જીવન કરતાં તો મરણ ઉત્તમ છે. ૧ રાણીએ જ્યારે આ પ્રમાણે ઘણાં ઘણાં દીનવચનો કહ્યાં ત્યારે તો કુબ્જા પાછી સ્રીચરિત્ર ગોઠવીને બોલી કે-હે રાણી ! મનમાં આ પ્રમાણે ઓછું લાવીને શા માટે દીનવચનો કહાડે છે. તમારૂં સુખ અને સૌભાગ્ય તો દિવસે દિવસે બમણું છે.

૧ જમણી આંખનું ફરકવું અને કુસ્વપ્ન જોવાં અહિ વિધવાપણું આદિ દુઃખ સૂચવે છે.
‡ મંથરાએ કહેલું હતું કે,-જો સેવા કરશો, તો રહી શકશો તે ઉપર કૈકેયી કહે છે.

આમાંથી એવો પણ અર્થ નીકળે છે કે, સૌભાગ્યજન્ય તમારૂં સુખ તમને હવે બે દિવસ પણ નહિ રહે. અથવા તમારે મનને નાનુ જાણો વા ચૌદ દિવસના સૌભાગ્યને જાણો. ૨ જેણે તમારૂં અતિશય અશ્રેય ધાર્યું છે. તેનું પરિપૂર્ણ ફળ તેનેજ મળશે. હે મહારાણી જ્યારથી મેં રામના યૌવરાજ્યાભિષેક સંબંધી દુષ્ટ વિચાર શ્રવણ કર્યો છે. ત્યારથી મને દિવસે ભૂખ કે રાત્રે નિદ્રા આવતી નથી. ૩ મેં ભવિષ્યવેત્તાઓને પુછી જોતાં તેઓએ મને ગણીત કરી રેખા ખેંચીને કહ્યું છે કે, ‘ ભરત રાજા થશે, ’ એ વાર્ત્તા સત્ય છે, માટે, હે ભામિની ! જો તમે કરો તો હું એક ઉપાય કહું, જો કે એ ઉપાય ઘણો કઠિણ છે; પરન્તુ રાજા તમારી સેવાને વશ હોવાથી તે ઉપાય બની જશે. ૪

दोहा०—परौं कूप तव वचन लगि, सकौं पूत पति त्यागि ॥
कहसि मोर दुख देखि बड,कस न करव हितलागि ॥ ३१ ॥

આવાં મન્થરાનાં વચન શ્રવણ કરી કૈકેયી બોલી કે–હું તારા વચનો પર વિશ્વાસ રાખી જો કદાચ કૂવામાં પડવું હશે, તોપણ હું પડીશ. અને જો પુત્રનો કે પતિનો પણ ત્યાગ કરવો પડશે તો તે પણ કરીશ; કારણ કે તું મારા દુઃખને જોઇને કહે છે, માટે હું મારૂં હિત જેમાં સમાયલું તેવું તારૂં કહેવું કેમ નહિ કરૂં. ૩૧

चौ०—कुबरी करी कुबलि कैकेई, कपटछुरी उरपाहन टेई ॥
लखै न रानि निकट दुख कैसें, चरै हरित तृण बलिपशु जैसें ॥
सुनत बात मृदु अंत कठोरी, देति मनहुँ मधु माहुर घोरी ॥
कहै चेरि सुधि अहै कि नाहीं, स्वामिनि कहहु कथा मोहिपाहीं ॥
दुइ बरदान भूपसन थाती, माँगहु आजु जुडावहु छाती ॥
सुतहिं राज रामहिं बनबासू, देहु लेहु सब सवति हुलासू ॥
भूपति राम शपथ जब करई, तब मांग्यहु जेहि वचन न टरई ॥
होई अकाज आज निशिबीते, वचन मोर प्रिय मानहु जीते ॥

કુબ્જાએ ભંભેરેલી જે કૈકેયી છે, તેને મારવાને માટે કુબ્જા જે મન્થરા તેણે કપટરૂપી છરીને હૃદયરૂપી પાષાણપર ઘસી તેજ કરી. અથવા કુબ્જાએ કોઇ દેવતાની માનતા કરી છે, તે માનતા પૂર્ણ કરવાને માટે તેણે કૈકેયીરૂપી પશુનો બલિ આપવાનેજ મન્થરા કપટરૂપી છરી હૃદયરૂપી પાષાણના ઉપર તેજ કરવા લાગી. કૈકેયી મન્થરાની કપટ જાળમાં ફસાયલી

હોવાથી પોતાને ભવિષ્યમાં જે ચારે તરફ દુઃખ ફરી વળવાનું છે, તેને જોતી નથી. પણ સુખનેજ નિહાળ્યા કરે છે. જેમ યજ્ઞમાં મારવા માટે લાવવામાં આવેલો બલિપશુ નવીન લીલાં ઘાસને સુખ પૂર્વક ચરે છે, પરન્તુ તે પશુના જાણવામાં નથી કે, મારૂં મરણ મારા સમીપમાંજ ફરયા કરે છે. તેવી સ્થિતિ કૈકેયીની થઈ પડી છે. ૧ [1] જેમ કોઇ મધમાં વિષ મેળવીને આપે તો તે ખાતાં સ્વાદમાં મીઠું લાગે છે, પરન્તુ તેનું ફળ મરણ થાય છે, તેમ મન્થરાની વાતો સાંભળવામાં તો કોમળ છે, પરન્તુ અન્તે તેનું ફળ મહાદુઃખદાયી આવવાનું છે એવાં વચન મન્થરા કૈકેયીને કહેવા લાગી કે–રાણીજી ! પ્રથમ તમે મારી પાસે એક વાત કહી હતી, તેનું તમને સ્મરણ છે કે નહિ ? ૨ તમારાં બે વરદાન રાજા પાસે થાપણરૂપે પડેલાં છે, † તો તે બે વરદાન માગીને તમારી છાતીને થંડી કરો. એ બે વરદાનમાંથી એક વરદાનમાં તમારા પુત્ર ભરતને રાજ્ય અપાવો. અને બીજા વરદાનમાં રામને વનવાસ દેવરાવીને સર્વ શોકયોના આનન્દને હરી લીઓ. ૩ રાજા જ્યારે રામના સોગન્દ ખાઇને હા કહે, ત્યારેજ આ બે માગણી કરશો, કે જેથી આપણી વાત મારી જાય નહી; કારણ કે રામના સોગન્દ ખાધા પછી રાજા વચન ફેરવી શકશે નહી. આ કાર્ય આજની રાત્રિએજ સાધી લેજો, જો આજની રાત વરદાન માગ્યા વગર ગઇ તો પછી વખત નથી. કે જેમાં તમે તમારૂં શ્રય કરી શકો. આજની રાત ગઇ તો તો પછી તમારૂં અનિષ્ટજ થયું એમજ સમજજો; માટે પ્રભાત

---

૧ આ વિષયમાં યજ્ઞકર્ત્તા કુબ્જા મન્થરા છે. બલિપશુ કૈકેયી છે. પશુનો વધ કરવામાં કપટરૂપી છરી છે. મન્થરાનાં વચન તે લીલા ઘાસ રૂપ છે. ભરતને રાજ્ય માટે એ મન્થરાનો મનોરથ છે. પરંતુ તે મનોરથ સિદ્ધ ન થતાં, બલિપશુરૂપ કૈકેયીનુંજ અશ્રેય થયું.

† કુબ્જાએ સ્મરણ કરાવ્યું કે–દક્ષિણ દિશામાં દંડકારણ્યમાં નિમિધ્વજ રાજાની વૈજયન્તી નગરી પાસે શંબકાસુરને અને ઇન્દ્રને દારૂણ યુદ્ધ થયું હતું. તે સમય તમારાપતિ રાજર્ષિઓને તથા તમને સંગમાં લઇને ઇન્દ્રની સહાયતાર્થે ગયા હતા. ત્યાં તમારાપતિ યુદ્ધ કરવા લાગતાં યુદ્ધ કરતાં કરતાં રાત પડી ગઇ. તે રાત્રીએ રાક્ષસોએ ઘણા વીરોને મારયા. અને રાજા દશરથને પણ સર્વાંગમાં શસ્ત્રના પ્રહાર થવાથી મૂર્છા આવી ગઇ. અને સારથી માર્યો ગયો. હે દેવિ ! તે સમયે તમે રથ હાંકીને સંગ્રામમાંથી દૂર લઇ ગયાં. અને પતિનું સંરક્ષણ કરયું. જ્યારે રાજાની મૂર્છા ઉતરી ગઇ. ત્યારે રાજાએ તમને કહ્યું હતું કે–હું તારા ઉપર બહુજ પ્રસન્નછું. માટે બે વરદાન મારી પાસેથી માગીલે. ત્યારે તમે કહેલું કે–જ્યારે કોઈ સમય હું માગું ત્યારે આપજો. હું તે મારાં બે વરદાન થાપણરૂપે તમારી પાસે રહેવા દઉંછું. રાજાએ 'तथास्तु' કહ્યું. મન્થરા કૈકેયીને કહેવા લાગી કે, હું આ વાત જાણતી નહતી, પણ તમેજ મને આ વાતો કહી હતી. તેનું મને સ્મરણ છે, તમે તો ભૂલી ગયાં છો. કેટલાકનું એમ પણ કહેવું છે કે–એ લડાઇમાં રથની ધરી તૂટી ગઈ હતી. તે સમય કૈકેયીએ તે છિદ્રમાં પોતાનો હાથ નાખ્યો હતો.

થતાં થતાં તો કાર્ય સાધી લેજો નહિ તો બધી બાજી બગડી સમજજો, અને મારાં આ વચનોને પ્રાણ કરતાં પણ વિશેષ પ્રિય જાણજો. ૪

**दोहा०—बड कुघात करि पातकिनि, कहेसि कोपगृह जाहु ॥**

**काज सवाँरहु सजग सब, सहसा जनि पतियाहु ॥ ३२ ॥**

આ પ્રમાણે પાપણી કુબ્જા મન્થરાએ મહાન્ અનર્થ કૈકેયીના મનમાં સારી રીતે ઠસાવીને કૈકેયીને કહ્યું કે–હવે તમે કોપભુવનમાં જાઓ. અને ત્યાં હોંશીયારીથી સર્વ કામ સંભારો. ઉતાવળાં થઈને એકદમ પતિનો વિશ્વાસ કરશો નહિ. ૩૨

**चौ०—कुबरिहि रानि प्राण सम जानी, बार बार बडि बुद्धि बखानी ॥**

तुहि सम हितु न मोर संसारा, बहे जात कर भयसि अधारा ॥

जो बिधि पुरब मनोरथ काली, करौं तोहिं चखपूतरि आली ॥

बहु विधि चेरिहि आदर देयी, कोपभवन गवनी कैकेयी ॥

बिपतिबीज बर्षाऋतु चेरी, भुइँ भइ कुमति कैकेयी केरी ॥

पाइ कपटजल अंकुर जामा, बर दुउ दल फल दुख परिणामा ॥

कोपसमाज साज सजि सोई, राज्य करत त्यहि कुमति बिगोई ॥

राउर नगर कोलाहल होई, यह कुचाल कछु जान न कोई ॥

કૈકેયી તો કુબ્જા મન્થરાને પ્રાણના સમાન પ્યારી જાણવા લાગી. અને વારંવાર તેની બુદ્ધિની પ્રશંસા કરીને કહેવા લાગી કે–હે મન્થરા ! તારા સમાન આ આખા જગતમાં મારૂં શ્રેય ઇચ્છનાર બીજું કોઇ પણ માણસ નથી. હું કે જે દુઃખરૂપી નદીમાં તણાઇ જતી હતી, તું તેને આધારરૂપ થઇ છો. ૧ હે સખી ! જો આવતીકાલે વિધાતા મારા મનોરથને પૂર્ણ કરશે, તો હું તને મારી આંખની પુતળી–કીકીના સમાન કરી રાખીશ, આ પ્રમાણે ઘણી ઘણી રીતે મન્થરાને માન આપીને કૈકેયી કોપભવનમાં ગઇ.[1] ૨ મન્થરારૂપી વર્ષાઋતુમાં કૈકેયીની કુમતિરૂપ પૃથિવીની અન્દર વાવવામાં આવેલું વિપત્તિરૂપ વૃક્ષનું બીજ કપટરૂપ જળને પ્રાપ્ત થઈ અંકુરીત થયું. અને બે વર નાના જોટારૂપી બે પાનડાંવાળું થયું કે પરિણામમાં દુઃખરૂપ ફળનેજ આપશે. ૩ રાજ્ય કરતાં કેવળ પોતાનીજ કુમતિથી ખરાબ થયેલી કૈકેયી સઘળી કોપની સામગ્રી સાઝીને કોપભવનમાં જઇને સુતી.

૧ આ વૃક્ષનું બીજ વિપત્તિ છે. વર્ષાઋતુના જળથી બીજ જામે છે, તો અહિં મન્થરા વર્ષાઋતુરૂપ છે. કૈકેયીની કુમતિરૂપ પૃથવી છે. તે પૃથવીમાં કપટરૂપી જળ મળવાથી તે બીજનો અંકુર જન્મ્યો. પ્રથમ જેમ બીજ પાનડાં નિકળે છે તેમ અહિં બે વરદાન છે. આ વૃક્ષનું પરિણામ દુઃખદાયી છે.

અયોધ્યા નગરીમાં તો શ્રી રામના યૌવરાજ્યાભિષેકનો કોલાહલ થઈ રહેલો હતો; પરન્તુ કૈકેયીના આવાસમાં જન્મ પામેલી આ મહાન્ ગડબડ કોઈના જાણવામાં જરા પણ આવીજ નહતી. ૪

दोहा०—प्रमुदित पुर नर नारि सब,साजि सुमंगलचार ॥
इक प्रविशहिं इक निकसहीं, भीर भूपदरबार ॥ ३३ ॥

અયોધ્યા નગરીનાં સર્વ નર તથા નારીઓ પ્રસન્ન થઇને મંગલાચાર સજતાં હતાં. રાજાના દરબારમાં એક એક નીકળતો હતો, અને એક એક અન્દર આવતો હતો. એટલી બધી રાજાઓની તથા બીજા લોકોની ભીડ જામી હતી. ૩૩

चौ०—बाल सखा सुनि हिय हरषाहीं, मिलि दश पांच राम पहँ जाहीं ॥
प्रभु आदरहिं प्रेम पहिचानी, बूझहिं कुशल क्षेम मृदुबानी ॥
फिरहिं भवन प्रभु आयसु पाई, करत परस्पर राम बडाई ॥
को रघुबीर सरिस संसारा, शील सनेह निबाहनहारा ॥
ज्यहिज्यहि योनि कर्मबश भ्रमहीं, तहँ तहँ ईश देहिं यह हमहीं ॥
सेवक हम स्वामी सियनाहू, देव ईश यह ओर निबाहू ॥
अस अभिलाष नगर सबकाहू, केकयसुता हृदय अतिदाहू ॥
को न कुसंगति पाइ नशाई, रहै न नीचमते चतुराई ॥

શ્રી રામચન્દ્રજીના બાળમિત્રો, ‡ શ્રી રામના યૌવ રાજ્યભિષેકની વાત શ્રવણ કરી બહુજ પ્રસન્ન થતા હતા. અને દશ પાંચ એકત્ર થઇને થઇને રામની પાસે જતા હતા. શ્રી રામચન્દ્રજી તેમના પ્રેમને ઓળખી આદર કરતા હતા અને કોમળ વચનોથી તેઓને ક્ષેમ કુશળ પૂછતા હતા. ૧ તે સખાઓ પ્યારા રામની આજ્ઞા લઈ પાછા પોતાને ઘેર જતાં રસ્તામાં પરસ્પર રામની પ્રશંસા કરતા જતા હતા કે—રામચન્દ્રના સમાન જગત્માં 'શીળ અને સ્નેહને' નભાવનારો કોણ છે? અર્થાત્ તે સમાન કોઈ પણ નથી. ૨ [1] સખાઓ પરસ્પર કહેવા લાગ્યા કે—જે જે યોનિઓમાં આપણે કર્મવશ જઇએ, ત્યાં ત્યાં અમને શ્રી સદાશિવજી એજ ફળ આપજો કે,

‡ બાળમિત્રો તો ઘણા હતા; પરન્તુ સુન્દર, શેખર, વીરસેન, મણિભદ્ર, તેજરૂપ, રસિકેશ, કલાધર, બાહુરૂપ, રસરાસ, મનોહર, ગુણાકર, આનંદ, મંત્રીસ, વનમાળ, મહાધર, રમનેશ, પદ્માકર અને શીળનિધિ એ અઢાર મુખ્ય હતા.

૧ ભાવ એ છે કે-રામને યૌવરાજ્યાભિષેકની ધામધૂમથી જરા પણ અહંકાર આવ્યો નહતો. અને પૂર્વના સમાનજ સખાઓનું સન્માન કરવું હતું.

આપણે સેવક થઈએ અને સ્વામી રામચન્દ્રજી થાય, તથા અન્ત પર્યન્ત એ નાતો નભ્યો રહે. ૩ અયોધ્યામાં સર્વ કોઇને આવીજ આકાંક્ષા હતી, પરન્તુ એક કૈકેયીનાજ [1] હ્રદયમાં અતિશય દાહ હતો. કુસંગતિ પ્રાપ્ત થતાં કોણ નષ્ટ થતું નથી ? નીચનો અભિપ્રાય માન્ય કરતાં ચતુરાઈ રહેતીજ નથી. ૪

**दोहा०—सांझ समय सानन्द नृप, गये कैकयी गेह, ॥**
**गवन निठुरता निकट किय, जनु धरि देह सनेह ॥ ३४ ॥**

શ્રી રામના યૌવરાજ્યાભિષેકની તૈયારીથી અત્યંત પ્રસન્ન થયેલા મહારાજા દશરથ, જાણે સ્નેહ દેહનું ધારણ કરીને, કઠોરતાની પાસે જતા હોય, તેમ સંધ્યા સમય કૈકેયીના આવાસમાં ગયા. ૩૪

**चौ०—कोपभवन सुनि सकुचे राऊ, भय बस आगे परै न पाऊ ॥**
**सुरपति बसै बाहुबल जाके, नरपति रहहिं सकल रुखताके ॥**
**सो सुनि तिय रिसि गये सुखाई, देखहु काम प्रताप बड़ाई ॥**
**शूल कुलिश असि अँगव निहारे, ते रतिनाथ सुमन शर मारे ॥**
**सभय नरेश प्रिया पहँ गयऊ, देखि दशा दुख दारुण भयऊ ॥**
**भूमि शयन पट मोट पुराना, दिये डारि तनु भूषण नाना ॥**
**कुमतिहि कस कुरूपता फावी, अनअहिवात सूज अनुभावी ॥**
**जाइ निकट नृप कह मृदुबानी, प्राणप्रिया केहि हेतु रिसानी ॥**

કૈકેયીને કોપભવનમાં સુતેલી શ્રવણ કરીને મહારાજા દશરથ સંકોચ પામ્યા. અને ભયને લીધે તેમનો પગ પણ આગળ ઉપડી શકે નહિ, તેમ થયું. ઇન્દ્ર પણ જે મહારાજા દશરથના બાહુબળથી રાજ્ય કરતો હતો, અને બીજા પણ સઘળા રાજાઓ જેની મરજીને અનુસરતા હતા. ૧ તે મહારાજા પણ, સ્રીને રીસ ચડેલી સાંભળીને સૂકાઈ ગયા. કામદેવના પ્રતાપને અને કામદેવની મહત્તાને તો જુવો ! ! જે શ્રી સદાશિવજીના ત્રિશૂળના, ઇન્દ્રનાવજ્ર અને શ્રી જગદમ્બાના ખડ્ગના પ્રહારોને પણ સહન કરનારા હોય છે, તેવાઓ પણ કામદેવના પુષ્પમય બાણોથી માર્યા જાય છે. અથવા જે મહારાજા દશરથ, ત્રિશૂળ, વજ્ર અને તરવારના પ્રહારોને સહન કરવા વાળા છે તેને કામદેવનાં પુષ્પોનાં બાણોએ ઘાયલ કરી દીધા. ૨ ભય

---

૧ મૂળ ચોપાઈમાં 'कैकेयसुता' કહીને કૈકેયી સૂચવેલ છે તેનો ભાવ એ છે કે, કૈકેયી નગરથી ન્યારી છે.

પામેલા દશરથ રાજા પ્યારી કૈકેયીની પાસે ગયા અને ત્યાં જઇ તેની દશા નિરખીને દારૂણુ દુઃખ પામ્યા, કૈકેયી તો કોપભવનમાં પોતાનાં શરીરપરનાં અનેક પ્રકારનાં આભૂષણોને આડાં અવળાં ફેંકી દઇ, જાડાં જુનાં વસ્ત્રો પેહેરી, બીછાના વગરજ પૃથિવી ઉપર સુતી હતી. ૩ કૈકેયીનો આ વખતનો કુવેષ જાણે ભવિષ્યમાં થનારા વિધવા પણાની સૂચનાજ આપતો હોય, એવો જણાતો હતો. મહારાજા દશરથ કૈકેયીના સમીપમાં જઇને કોમળવાણીથી કહેવા લાગ્યા. કે-'હે પ્રાણપ્યારી! તું શા કારણથી રીસાયલી છો'? ૪

छं०—केहि हेतु रानि रिसानि परसतपाणि पतिहि निवारई ॥
गानहुँ सरोष भुअंगभामिनि विषम भांति निहारई ॥
दोउ वासना रसना दशन बर मर्म ठाहर देखई ॥
तुलसी नृपति भवितव्यता वश काम कौतुक लेखई ॥ १ ॥

'હે રાણી! તું શા કારણથી રીસાયલી છો'? એમ કહીને દશરથ રાજાએ કૈકેયીનો હાથ પકડયો. એટલે તો કૈકેયીએ રાજાના હાથને તરછોડી નાખી, તીક્ષ્ણ દૃષ્ટિથી રાજા સામે એ પ્રકારે જોવા લાગી કે, જાણે ક્રૂરતાથી કાળીનાગણ જોતી હોય નહિ, તેમ જોવા લાગી. કૈકેયીને બેય વરદાનની વાસના છે, તે એ નાગણના દાંત છે. કે જે બે ઝેરી દાંત સર્પના તાળવામાં હોય છે, કે જેની જડમાં ઝેરની થેલી રહે છે. જ્યારે સાપ કરડે છે ત્યારે તે દ્વારા ઝેર ઘાવમાં પોહોચે છે. તો અહિં કૈકેયીરૂપી છંછેડાયલી નાગણ જ્યાં પ્રાણ રહે છે તે રાજાનાં મર્મસ્થાનને જુએ છે. અહિં મર્મસ્થાન રામના સોગન્દ છે. ગોસ્વામી શ્રી તુલસીદાસજી કહે છે કે-મહારાજા દશરથ ભાવીવશઆ કામના કૌતુકને નિહાળે છે. ૧

सो०—बार बार कह राव, सुमुखि सुलोचनि पिकवचनि ॥
कारण मोहिं सुनाव, गजगामिनि निजकोपकर ॥ १ ॥

મહારાજા દશરથ વારમ્વાર કહેવા લાગ્યા કે-'હે સુન્દર મુખવાળી કોકિલના સદૃશ મધુર વચનો બોલનારી! હાથીના સમાન ચાલ વાળી!! તું તારા કોપનું કારણ તો મને કહી સંભળાવ.† ૧

† અહિં અયોધ્યા કાંડની પેહેલી પચ્ચીશી પૂર્ણ થઇ.

चौ०—अनहित तोर प्रिया केहि कीन्हा, केहि दुइ शिर केहि यम चह लीन्हा ॥
कहु क्यहि रंकहि करौं नरेशू, कहु क्यहि नृपहि निकारौं देशू ॥
सकौं तोर अरि अमरहु मारी, कहा कीट बपुरे नर नारी ॥
जानसि मोर स्वभाव बरोरू, तुम मुख मम दृग चन्द्रचकोरू ॥
प्रिया प्राण सुत सर्वस मेरे, परिजन प्रजा सकल वश तोरे ॥
जो कछु कहौं कपट करि तोहीं, भामिनि राम शपथ शत मोहीं ॥
विहँसि मांगु मनभावति बाता, भूषण साजु मनोहर गाता ॥
घरी कुघरी समुझि जिय देखू, बेगि प्रिया परिहरहु कुवेषू ॥

હે પ્યારી ! તારૂં કોણે અનિષ્ઠ કરયું છે ! કોણ એવો બે માથાંવાળો છે ? યમરાજ કોને બોલાવવા ઇચ્છે[1] છે ? કહે કયા કંગાલને રાજા બનાવું અથવા કયા રાજાને દેશનિકાલ કરૂં.* ૧ તારો શત્રુ જો કદાચ અમર હશે તો તેને પણ હું મારી શકું તેમ છું. તો પછી કેવળ કીડા જેવા નર અને નારીઓની તો વાતજ શી કરવી. હે સુન્દર સાથળોવાળી પ્યારી ! તું મારા સ્વભાવને તો જાણે છે કે હું જાણે તારા મુખરૂપી ચન્દ્રનું અમૃતપાન કરવાને આતુર રહેનારો ચકોર હોઊં તેવો છું. ૨ હે પ્રિયા ! મારા પ્રાણ, મારા પુત્રો, મારૂં સર્વસ્વ, મારા સેવકો અને મારી પ્રજા એ સર્વ તને વશ્ય છે. હે ભામિની ! હું જો તારી પાસે કાંઇ પણ કપટ રાખીને વાર્ત્તા કહેતો હોઉં તો મને રામના સો વાર સોગન્દ છે. ૩ તું હસીને મનભાવતી વાત માગી લે, અને મનહર શરીરના ઉપર આભૂષણો ધારણ કરય. મનમાં સમય કુસમયનો તો જરા વિચાર કરી જો. પ્રિયા ! ત્વરાથી આ કુવેષનો ત્યાગ કરય. અથવા હે પ્યારી ! મારી એક ઘડી ખરાબ જાય છે તે તો જરા વિચાર કરય. તારા આવા વેશથી મને ક્ષણે ક્ષણે ક્લેશ થાય છે. ૪.

दोहा—यह सुनि मनगुणि शपथबाडि, विहँसि उठीमति मन्द ॥
भूषण सजति विलोकि मृग, मनहुँ किरातिनि फन्द ॥ ३९

મન્દ બુદ્ધિવાળી કૈકેયી રાજાનાં આ વચનો શ્રવણ કરી 'રાજાએ મો-

---

૧ ભાવ એ છે કે, જેણે તારૂં અનિષ્ઠ કરયું છે, તેણે સ્વવશ કરયું નથી પણ મૃત્યુ વશ થઇને કરેલું છે.

* આ બધું જાણે સરસ્વતી જ કહે છે કે, ભરત કે જે રંક છે તે રાજા છે. રામ જે રાજા છે તે દેશથી બાહાર જાય, અને તારો શત્રુ જે હું તે મૃત્યુને વશ થઇશ. આ સર્વ રામની આજ્ઞા છે એમ ગૂઢાશય છે.

ટામાં મોટા સોગન્દ લીધા છે. માટે હવે જરા પણ ચિંતા નથી.' એમ મનમાં ધારી હસીને ઉઠી. અને જેમ ભીલડી મૃગને નિરખીને જાળ પાથરતી હોય તેમ રાજાને નિરખી આભૂષણો પેહેરવા લાગી. ૩૫.

चौ०–पुनि कह राउ सुह्रद जिय जानी, प्रेमपुलकि मृदु मंजुल बानी ॥
भामिनि भयउ तोर मनभावा, घर घर बजत अनन्द बधावा ॥
रामहिं देउँ कालि युवराजू, सजहु सुलोचनि मंगलसाजू ॥
दलकि उठी सुनि वचन कठोरा, जनु छुइ गयउ पाक बरतोरा ॥
ऐसी पीर बिहँसि तेहि गोई, चोर नारि जिमि प्रगट न रोई ॥
लखी न भूप कपटचतुराई, कोटि कुटिल मति गुरू पढाई ॥
यद्यपि नीतिनिपुण नरनाहू, नारि चरित जलनिधिअवगाहू ॥
कपट सनेह बढाइ बहोरी, बोली बिहँसि नयन मुखमोरी ॥

એટલે રાજા દશરથ તેને પોતાની હિત કરનારી જાણી પ્રેમથી રોમાંચિત થઇને સુન્દર કોમળ વાણી બોલ્યા કે–'હે ભામિની! તારા મનને ગમતું થયું છે. અને નગરમાં ઘરેઘર આનંદ વધાઇઓ થઇ રહી છે. ૧ હે સુન્દર નેત્રોવાળી! કાલે રામને યૌવરાજ્ય આપવાનો છું. માટે સર્વ માંગલિક સાજ સજ! રાજાનાં આ વચનો શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તો જેમ પાકેલા ગુમડાને કોઇનો સ્પર્શ થતાં ચમકી જાય તેમ કઠોર હૃદયવાળી કૈકેયી ચમકી જ ગઇ. ૨ પણ તેણે તે ચમકને હસીને ગુપ્ત રાખી દીધી. રાજાના જાણવામાં આવવા દીધી નહિ. જેમ[1] ચોરની સ્ત્રી અથવા ચોરી કરનારી સ્ત્રી પ્રકટ રૂદન કરી શકે નહિ. તેવી રીતે દગાથી ભરપૂર મનવાળી કૈકેયી પોતાના હૃદયના કંપને સ્પષ્ટ રીતે દર્શાવી શકી નહિ. કરોડો કુટિલોમાં પણ શિરોમણી ગણાય એવી મેહેતીજી–મન્થરાએ ભણાવેલી કૈકેયીની તે કપટ યુક્ત ચતુરાઇને મહારાજા દશરથ જાણી શકયા નહિ. ૩ જો કે રાજા નીતિમાં નિપુણ હતા. છતાં પણ નારિચરિત્ર કે જે સમુદ્ર સમાન અથાગ છે તેને શી રીતે જાણે! અર્થાત્ સ્ત્રીચરિત્રરૂપી સમુદ્રમાં રાજા ડૂબી ગયા. પછી કૈકેયી કપટ ભરેલો સ્નેહ વધારી હસી નેત્રોને તથા મુખને મરોડી એટલે કે કટાક્ષ કરીને બોલી કે. ૪.

---

૧ વ્યભિચારિણી સ્ત્રી જેમ જારના દુઃખને જોઇને પ્રકટ રૂદન કરી શકે નહિ અથવા કોઈ સ્ત્રી કુતરીનો વેષ લઇ એક મુસાફરનાં કપડાં ચોરવા જતાં મુસાફર તે સમય જાગી ઉઠતાં, મુસાફરે તેને કુતરી જાણીને લાકડી મારતાં તે સ્ત્રી લાકડી વાગ્યા છતાં જેમ પ્રકટ રોઇ શકી નહિ તેમ કૈકેયી પણ પોતાના હૃદયના કંપને સ્પષ્ટ દર્શાવી શકી નહિ.

दोहा–मांगु मांगु पै कहहु पिय, कबहूं देहु न लेहू ॥
देन कह्यउ वरदान दुइ, त्यउ पावत सन्देहु ॥ ३६

'હે પ્યારા ! મને 'માગ્ય માગ્ય' એમ તો કહો છો, પરન્તુ કોઈ દિવસ કશું પણ લેતા કે દેતા તો નથી. તેમ ઘણા દિવસો પેહેલાં મને બે વરદાનો આપવાનું કહ્યું છે. પણ મને તો એ મળવામાં પણ સન્દેહ છે. ૩૬.

चौ०–जान्यउँ मर्म्म राउ हँसि कहई, तुमहिं कोहाव परम प्रिय अहई ॥
थाती राखि न माँग्यउ काऊ, बिसरि गयो मम भोर स्वभाऊ ॥
झूंठहि दोष हमहिं जनि देहू, दुइके चारि मांगि किन लेहू ॥
रघुकुल रीति सदा चलि आई, प्राण जाहे वरु वचन न जाई ॥
नहिं असत्यसम पातकपुंजा, गिरिसम होहिं कि कोटिक गुंजा ॥
सत्य मूल सब सुकृत सुहाई, वेद पुराण विदित मुनि गाई ॥
त्यहिपर रामशपथ करवाई, सुकृतसनेह अवधि रघुराई ॥
बात दृढाइ कुमति हँसि बोली, कुमति विहंग कुलह जनु खोली ॥

રાજાએ હસીને કહ્યુ કે–'હું તારા ભેદને સમજ્યો છું. તને તો રીસાવું અને મનાવું એજ પરમપ્રિય લાગે છે. મારી પાસે થાપણરૂપે તે વરદાન તેં રાખ્યા છતાં, તેં કેમ કોઈ દિવસે તેની માગણી કરી નહિ. મને તો મારા ભૂળકણા સ્વભાવને લીધે એ વાતનું વિસ્મરણ જ થઇ ગયું હતું. ૧ માટે મને ખોટો દોષ આપ નહિ. વરદાન તો બેનાં ચાર કેમ માગી લેતી નથી. રઘુકુળની તો હમેશની એજ રીતિ ચાલી આવે છે કે–પ્રાણ જાય પણ વચન ન જાય. ૨ પાપોનો મોટો ઢગલો થાય તો પણ તે અસત્યના સમાન થતો નથી. કરોડો ચણોડીઓ એકત્ર કરવામાં આવે તો પણ તે પર્વતના સમાન થઇ શકે કે ? અર્થાત્ થઈ શકેજ નહિ. પાપ ચણોઠીના સમાન છે અને અસત્ય પહાડના સમાન છે. અને જેટલાં સુકૃત્યો છે તે સર્વનું મૂળ સત્ય છે. એ વેદો તથા પુરાણોમાં પણ પ્રસિદ્ધ છે અને મનુજીએ પણ કથેલ છે. ૩ તે ઉપરાંત સુકૃત અને સ્નેહની સીમારૂપ શ્રીરામ છે. તેના સોગંદ ખવરાવ્યા છે. માટે તારે તો જરા પણ ચિંતા રાખવા જેવું નથી

દુષ્ટ બુદ્ધિવાળી કૈકેયી આ પ્રમાણે પોતાની વાતને મજબૂત કરાવીને, જેમ શિકારી ભીલડી બાઝપક્ષીની આંખ્યો ઉપરની અંધારી ટોપી કાઢી નાંખીને ખુલ્લી મૂકતી હોય તેમ પોતાની દુર્બુદ્ધિને ખુલ્લી મૂકી હસીને બોલી. ૪

दोहा—भूप मनोरथ सुभग बन, सुख सुबिहंग समाज ॥
मिलिनि जनु छांडन चहत, वचन भयंकर बाज ॥ ३७ ॥

રાજાના મનોરથરૂપી સુન્દર વન છે. અને તે મનોરથના સુખરૂપ પક્ષિઓનો સમૂહ છે. તેના ઉપર કૈકેયીરૂપી ભીલડીએ વચનરૂપી ભયંકર બાઅને છોડવાની ઇચ્છા કરી. ૩૭

चौ—०सुनहु प्राणपति भावति जीका, देहु एक वर भरतहिं टीका ॥
दूसर वर मांगौं करजोरी, नाथ मनोरथ पुरवहु मोरी,
तापस वेष विशेष उदाशी, चौदह वर्ष राम वनवासी ॥
सुनितिय वचन भूप उरशोकू, शशिकर छुवत विकल जिमि कोकू ॥
गये सहमि कछु कहि नहिं आवा, जनु शचान वन झपटयउ लावा ॥
विवरण भयउ निपट महिपालू, दामिनि हनेउ मनहु तरुतालू ॥
माथे हाथ मूंदि दोउ लोचन, तनु धरि शोच लागु जनु शोचन ॥
मोर मनोरथ सुरतरु फूला, फरत करिणि जनु हतेउ समूला ॥
अवध उजारि कीन्ह कैकेयी, दीन्हसि अचल बिपति कै नेयी ॥

હે પ્રાણપ્રિય !+ જે બે વરદાન મારા જીવને ભાવતાં છે, તે શ્રવણ કરો. એક વરદાન એ છે કે–ભરતને રાજ્યતિલક આપો. હે નાથ ! બીજું વરદાન હાથ[1] જોડીને માગું છું. માટે તે મારા મનોરથને પૂર્ણ કરો. ૧ રામ તપસ્વીનો[2] વેષ ધારણ કરી, વિશેષ ઉદાશી થઇને ચૌદ[3] વર્ષ પર્યન્ત

+ પ્રાણપ્રિય કહેવાનો ભાવ એ છે કે. કૈકેયી આ કાળમાં મહારાજાના પ્રાણોની ભૂખી છે.

૧ પેહેલું વરદાન માગતી વખતે હાથ જોડયા નહિ. અને બીજા વરદાનની માગણી સમયે હાથ જોડયા તેનું કારણ એ છે કે–બીજા વરદાનને તેણે અતિશય અગમ્ય જાણ્યું. પેહેલામાં ધન અને બીજામાં પ્રાણ લેવાનો છે. એ માટે બીજા વરદાનમાં વિશેષ નમ્ર થઇ. અથવા યુદ્ધમાં રથની ધરી ભાંગી જતાં ધરીને સ્થળે હાથ રાખ્યો હતો. અને સારથી મરણ પામતાં રથ હાંક્યો હતો. કે જેના જોરથીજ વરદાન મળ્યાં હતાં તેજ હાથ જોડયા કે આ હાથ તરફ જોઇને વરદાન આપો.

૨ પ્રથમના વરદાનમાં તો પોતાના સુખ માટે ભરતનો રાજ્યાભિષેક થાય, એ માગણી કરી અને બીજા આ વર માગવાથી શું પ્રયોજન નિકળ્યું એ શંકાનું સમાધાન એ છે કે–કૈકેયીએ વિચાર કર્યો કે રઘુનાથ અહિં રહેશે તો કદાચ ઉપાધિ કરશે. અને મુનિવેષ કરાવવાનું એ પ્રયોજન છે કે–વનમાં અભ્યાસથી રજોગુણી વૃત્તિ સાત્વિકી થઈ જાય. કે જેથી પુનઃ રાજ્યની વાસના જન્મ ન પામે.

૩ ચૌદ વર્ષમાં ચૌદ રાજનીતિ શિખવાથી ભરતનું મૂળ દૃઢ થઇ જશે. તેથી પાછળથી રઘુનાથ આવીને શું કરી શકશે. એ માટે બીજું વરદાન માગ્યું. ચૌદ વર્ષ પર્યન્ત વનવાસ દેવાનાં આ કારણો વાલ્મીકિય રામાયણમાં લખ્યાં છે. હવે અન્ય મહાત્માઓની તે સંબંધની જે સમ્મતિ છે તે આ

વનમાં રહે. કોમલ વચન પ્રાણુપ્રિય, નાથ—આદિ વિશેષણ યુક્ત શ્રવણ કરીને મહારાજા દશરથના હૃદયમાં શોક થયો અને જેમ ચન્દ્રમાના કિરણોના સ્પર્શથી ચક્રવાક વિકલ થઇ જાય છે. અર્થાત્ ચન્દ્રના કોમળ કિરણો ચક્રવાકને દુઃખદાયી થાય છે તેમ મહારાજાને કૈકેયીનાં વચન વિશેષ દુઃખદાયી થયાં. ૨ રાજા દશરથ તો સંકોચ પામી ગયા. અને જંગલમાં બાજે સપાટામાં લીધેલા તેતરના સમાન ભયભીત તથા બોલવામાં પણ અશકત થઈ ગયા. અને વિજળીથી હણાએલા તાડવૃક્ષની પેઠે રાજા અત્યંત વિવર્ણ થઇ ગયા. ૩ માથા ઉપર બે હાથ મૂકીને બે આંખયો મીચીને રાજા એવો તો શોચ કરવા લાગ્યા કે—જાણે શોકજ શરીર ધારણ કરીને શોક કરતો હોય એમ જણાવા લાગ્યા. * મારા મનોરથરૂપી કલ્પવૃક્ષને ફલિત થવાના સમયમાં કૈકેયીરૂપી હાથણીએ જડમૂળથી ઉજડી નાખ્યો. ૪ કૈકેયીરૂપી અયોધ્યાને ઉજડ કરીને તેને અચળ વિપત્તિનું બીજ આપ્યું. •

दोहा—कबने अवसर का भयउ, गयउ नारि विश्वास ॥
योग सिद्ध फल समय जिमि, यतिहि अविद्या नाश ॥ ३८ ॥

આ તે કયા અવસરમાં કેમ બની ગયું. અર્થાત્ સુખના સમયમાં આ શું દુઃખ આવી પડયું, નારીના વિશ્વાસે હું નષ્ટ થઈ ગયો. યોગના ફળ સિદ્ધિના સમયમાં જેમ યતિ સંન્યાસી અવિદ્યાથી નષ્ટ થઇ જાય છે. તેમ યોગ સિદ્ધિ ફળરૂપ રઘુનાથના રાજને કૈકેયીરૂપી અવિદ્યાએ નાશ કરી દીધા.૩૮

चौ०—इहि विधि राउ मनहि मन दहई, देखि कुभांति कुमति अस कहई ॥
भरत कि राउर पूत न होहीं, आनेहु मोल बेसाहि कि मोहीं ॥
जो सुनि शरसम लाग तुम्हारे, काहे न बोलहु वचन सँभारे ॥
देहु उत्तर अस कहहु कि नाहीं, सत्यसिन्धु तुम रघुकुल माहीं ॥

પ્રમાણે છે. વરદાન માગતી વખતે જીહ્વાપર સરસ્વતી હતાં. તે રાવણની ચૌદ વર્ષની આયુષ્ય જાણી ચૌદવર્ષની માગણી કરી. અથવા કૈકેયીને રામ રાજ્યાભિષેકની ધામધૂમના સમાચાર મન્થરાના મુખથી ચૌદ દિવસ પછી પનરમે દિવસે સાંભળ્યા હતા. તેથી એકેક્ દિવસના દંડમાં એકેક્ વર્ષ વનવાસ આપ્યો. અથવા જે સમય કૈકેયીએ વરદાનની માગણી કરી તે સમય રામ યૌવરાજ્યાભિષેક થવામાં ચૌદ ઘડી શેષ હતી. તેથી એકેક્ ઘડી ઉપર દંડમાં એકેક્ વર્ષ દંડ આપી ચૌદ વર્ષનો વનવાસ આપ્યો. અને ચૌદ વર્ષમાં વનલીલા અને રાક્ષસ વધ કરવાથી ચૌદભુવન સુખી થશે. એ માટે સરસ્વતીએ ચૌદ વર્ષ કહેવરાવ્યાં.

* શોચનું સ્વરૂપ મન, વચન અને શરીરથી જણાવ્યું. અને હૃદયમાં શોચ તો એ છે કે તેને મનથી કાંઇ પણ કહી શકયાજ નહિ. વચનથી વિવર્ણ થઇ ગયા. અને માથે હાથ મૂકી શોચ કરવા લાગ્યા.

देन कहउ बर अब जनि देहू , तजहु सत्य जग अपयश लेहू ॥
सत्य सराहि कहउ बर देना, जान्यहु लेइहि माँगि चबेना ॥
शिबि दधीचि बलि जो कछु भाषा, तनु धन तजेउ बचन प्रण राखा ॥
अति कटु बचन कहति कैकेयी, मानहुँ लोन जरे पर देयी ॥

આ પ્રમાણે મહારાજા દશરથ મનમાં ને મનમાં દુઃખી થયા એ જોઈને કૈકેયી મનમાં બહુજ ક્રોધ પામી. અને મન્થરાનાં વચનને સત્ય માનવા લાગી કે,–રાજાની મારાપર જુદી પ્રીતિ છે. આ પ્રમાણે મનમાં વિચાર કરી કુચાલવાળી અને કુબુદ્ધિવાળી કૈકેયી બોલી કે–રામજ તમારો દીકરો છે અને ભરત છે તે તમરો દીકરો નથી કે ? અને મને શું વેશ્યાને ત્યાંથી દાસી તરીકે ખરીદી લાવ્યા છો ? ૧ જો સાંભળવાથી તમને મારાં વચનો બાણ જેવાં લાગ્યાં તો તમે પ્રથમથીજ સંભાળીને કેમ બોલ્યા નહિ. હવે જવાબ આપો કે, મારી માગણી પ્રમાણે કરશો કે નહિ ? [1] રઘુકુળ કે જે પોતાનાં વચનને પાળનાર છે, તેમાં તમે જન્મેલા છો. ૨ તમે જે વરદાન દેવાનું મને કહેલું છે, તે ન આપો અને સત્યનો ત્યાગ કરો. અને અપયશ કે જગતમાં કરોડો મરણના સમાન છે, તેનો અંગિકાર કરો. તમે જ્યારે સત્યની પ્રશંસા કરી વરદાન માગવાનું કહ્યું. ત્યારે તમે તો કૈકેયી જાણે ચવેણું–ચાવવાનો પદાર્થજ માગશે, એમ જાણ્યું હતું કે શું ? ૩ શિબી [2] રાજા, દધીચિઋષિ અને બળીરાજા એઓથી જે કાંઈ વચન બોલાઇ ગયું, તે વચનરૂપી પ્રતિજ્ઞા પાળવા માટે તેઓએ શરીરનો તથા

---

૧ રાજાપુરવાળી પોથીમાં ' अबकरहु ' ને બદલે ' अनुकरहु ' પાઠછે. તેનો અર્થ એવો થાય છે કે-- તમારા કુળની રીતિનું અનુકરણ કરશો કે નહિ ? ૨ શિબી રાજા જ્યારે યજ્ઞ કરતા હતા, તે સમય ઇન્દ્ર અને અગ્નિ રાજાની પરિક્ષા માટે બાજ અને કબૂતરનું રૂપધરી પાસે આવ્યા. અને કબૂતરના ઉપર બાજે ઝપટ કરી એટલે કબૂતર રાજા શિબીના ખોળામાં જઇને બેઠું એટલે બાજે રાજાને કહ્યું કે--હે રાજા ! મારા આહારનો ત્યાગ કરી દે. હું ક્ષુધાને લીધે મરી જાઉછું. મારા મરણથી મારૂં કુટુંબ પણ મરી જશે, અને તેથી તમને બહુજ હત્યા લાગશે. રાજા શિબીએ કહ્યું કે--હું શરણાગતનો કદિપણ ત્યાગ કરીશ નહિ. તેના બદલામાં જે તારે જોઇએ તે મારી પાસેથી માગીલે. એટલે બાજે કહ્યું કે--આ કબૂતરના વજન જેટલુંજ માંસ તમારા શરીરથી તોલીને મને આપે. રાજાએ કાંટાના એક પલ્લામાં કબૂતરને અને બીજા પલ્લામાં પોતાના શરીરમાંથી માંસ કાપી કાપીને રાખવાને પ્રારંભ કર્યો, પણ જ્યારે પોતાના શરીરનું માંસ તે કબૂતરના વજન જેટલું ન થયું એ ટલે રાજાએ પોતાનુંજ મસ્તક કાપવા માટે ખડ્ગ હાથમાં લીધું કે તુરત ઇંદ્રે પોતાનું રૂપ ધારણ કરી રાજાનો હાથ પકડી લીધો, અને વરદાન આપી શરીર સારૂં કરી દીધું અને બન્ને પોત પોતાના લોકમાં ચાલ્યા ગયા.

ધનનો પણ ત્યાગ કરયો હતો.' આ પ્રમાણે કૈકેયી જાણે બળ્યાના ઉપર મીઠું લગાવતી હોય, તેમ અત્યંત કડવાં વચનો બોલવા લાગી. ૪

**दोहा—धर्म धुरन्धर धीर धरि, नयन उघारे राउ ॥**
**शिर धुनि लीन्ह उसास अति, मारेसि मोहिं कुदाउ ॥ ३९ ॥**

એટલે ધર્મ ધુરંધર મહારાજા દશરથ ધીરજ ધારણ કરી, નેત્રો ઉઘાડી માથું ધુણાવી નીસાસો મૂકીને વિચાર કરવા લાગ્યા કે–' મને કૈકેયીએ કમોતે મારયો.' ૩૯

**चौ०—आगे दीख जरति रिसि भारी, मनहुँ रोष तरवारि उघारी ॥**
**मूंड कुबुद्धि धार निठुराई, धरि कूबरी सान बनाई ॥**
**लखेउ महीप कराल कठोरा, सत्य कि जीवन लेइहि मोरा ॥**
**बोल राउ कठिन करि छाती, बाणी विनय न ताहि सुहाती ॥**
**मोरे भरत राम दोउ आंखी, सत्य कहौं करि शंकर साखी ॥**
**प्रिया वचन कस कहसि कुभांती, रीति प्रतीति प्रीति करि घाती ॥**
**अवसि दूत मैं पठउब प्राता, ऐहैं बेगि सुनत दोउ भ्राता ॥**
**सुदिन साधि सब साज सजाई, देहौं भरतहिं राज्य बजाई ॥**

મહારાજાએ જોયુ તો કૈકેયી સન્મુખ ક્રોધથી બળી રહેલી છે. તે કૈકેયી નથી પણ જાણે ક્રોધરૂપી ઉઘાડી તરવાર છે. કુબુદ્ધિરૂપી તેની મૂંઠ છે. નિષ્ઠુરતારૂપી ધાર છે. અને તેને કુબ્જા મન્થરારૂપી સરાણીઆએ સજીને તૈયાર કરી છે. ૧ તેજ કૈકેયીરૂપી કઠોર તરવાર જોઇને રાજાએ જાણ્યું કે આ ખરેખર મારાં પ્રાણ લેશે આ અવશ્ય સત્યને લેશે. રાજાથી બોલી શકાતું નહતું છતાં પણ છાતી કઠિણ કરીને વિનય પૂર્વક કૈકેયીને સુહાય એવી વાણી બોલ્યા કે–* ૨ હે પ્યારી! આવાં ન બોલવાનાં વચન કેમ બોલે છે? મર્યાદાની વિશ્વાસની અને પ્રીતિની ‡ હાની કરીને તું આવાં દુષ્ટ વચનો કેમ બોલે છે? મને તો [1] ભરત અને રામ એ બે મારી આં-

---

* કોઇ સ્થળે **बाणी विनय न ताहि सुहाती** એવો પણ પાઠ છે તો તેનો એવો અર્થ થાય છે કે તેને વિનયની વાણી સુહાતી નથી.

‡ અહિં પ્રેમ દર્શાવવા માટેજ ભરતનું નામ પ્રથમ લીધું છે. તથા કૈકેયીએ કહ્યું કે તમને ભરત પ્રિય નથી તેથી કહ્યું છે.

૧ લોકલાજરૂપી મર્યાદાની પિતા પુત્રનું અશ્રેય કરેજ નહિ એવા વિશ્વાસની અથવા રામ ભરતનું અશ્રેય કરેજ નહિ એવા વિશ્વાસની અથવા રામને જે તારા ઉપર વિશ્વાસ છે તેની અથવા રામ ઉપર તારી પ્રીતિ છે તેની અથવા તારા ઉપર મારી પ્રીતિ છે તેની અથવા તારો તથા મારો જે પ્રેમ સંબંધ છે તેની હાનિ કરીને કેમ બોલે છે.

ઓના સમાન છે. હું શ્રી સદાશિવજીને સાક્ષી રાખીને આ ખરૂં કહું છું. ૩ હું અવશ્ય પ્રાતઃકાળમાં દૂત મોકલીશ, એટલે દૂતનાં વચન શ્રવણ કરતાંની સાથેજ બન્ને ભાઇઓ–ભરત શત્રુઘ્ન તુરત અહિં આવશે, એટલે પછી સારો દિવસ જોઇ, સર્વ સામગ્રી તૈયાર કરાવીને ગાજતે વાજતે પ્રસિદ્ધ રીતે ભરતને રાજ્ય આપીશ. ૪

दोहा—लोभ न रामहिं राज्य कर, बहुत भरत पर प्रीति ॥
मैं बड छोट विचार करि, करत रहेउँ नृपनीति ॥४०॥

રામચન્દ્રને રાજનો જરા પણ લોભ નથી, એટલુંજ નહિ પણ ભરતના ઉપર તેની અધિક પ્રીતિ છે. અને તેથી તે તો ભરતનીજ ચડતી ઇચ્છે છે. પરન્તુ હુંજ કેવળ નાના મોટાનો વિચાર કરીને રાજનીતિ અનુસાર કાર્ય કરતો હતો. ૪૦

चौ०—राम शपथशत कहौं स्वभाऊ, राम मातु मोहिं कहा न काऊ ॥
मैं सब कीन्ह तोहिं बिनु पूंछे, ताते परेउ मनोरथ छूंछे ॥
रिसि परिहरि अब मंगल साजू, कछु दिन गये भरत युवराजू ॥
एकहि बात मोहिं दुख लागा, बर दूसर असमंजस मांगा ॥
अजहूं हृदय दहत त्यहि आंचा, रिसि परिहास कि सांचहु सांचा ॥
कहु तजि रोष राम अपराधू, सब कोउ कहत राम सुठि साधू ॥
तुमहुँ सराहसि करसि सनेहू, अब सुनि मोहिं परम सन्देहू ॥
जासु स्वभाव अरिहु अनुकूला, सो किमि कराहि मातु प्रतिकूला ॥

[1]રામના સો સોગન્દ ખાઇને હું ખરેખરૂં કહુંછું કે–આ વિષયમાં મને રામની માએ કશું કહિ પણ કહ્યુંજ નથી. પરન્તુ મેં આ સઘળું જે તને વગર પુછ્યે કર્યું તેથીજ મારો આ મનોરથ વ્યર્થ ગયો છે. ૧ હવે તું રીસનો પરિત્યાગ કરીને માંગલિક સાજ કરય, થોડાક દિવસ પછી ભરત યુવરાજ થશે. મને માત્ર એકજ વાતનું દુઃખ લાગ્યું છે. અને તે વાત એ છે કે–બીજું વરદાન જે તેં માગ્યું છે તે અયોગ્ય માગ્યું છે. અને તે સાંભળી લોકો મને અને તને શું કહેશે. ૨ એ માગણીની આંચથી હજુ સુધી મારૂં હૃદય બળ્યા કરે છે. તેં બીજું વરદાન રોષથી માગ્યું છે, હાંસી કરવા માટે માગ્યું છે કે સાચે સાચું માગ્યું છે. તે કહી દે અને જો તેં બીજું વરદાન કદાચ સાચે સાચું મારી પાસે માગ્યું હોય તો ક્રોધનો

[1] કૌશલ્યા માટે કૈકેયીને કદાચ શક હોય તેના ખુલાસા માટે કહે છે.

ત્યાગ કરી દઈને મને કહે તો ખરી કે રામનો શો અપરાધ છે? સર્વ લોકો તો રામને અત્યંત મહાત્મા કહે છે. ૩ પ્રથમ તો તું પણ રામનાં વખાણુ કરતી હતી. અને રામ ઉપર સ્નેહ રાખતી હતી. તેથી હમણાંનાં તારાં વચનો શ્રવણ કરીને મારા હૃદયમાં શંકાને જન્મ મળે છે કે-કાં તો રામે કાંઇક પણ અપરાધ કર્યો છે, અથવા તો તારી મતિજ નષ્ટ થઈ ગઇ છે. રામ કે જેનો સ્વભાવ શત્રુઓને પણ અનુકૂળ છે, તે માતાથી પ્રતિકૂળ શી રીતેજ કરે. ૪ +

**दोहा०—प्रिया हास्य रिसि परिहरहु, मांगु विचारि विवेक ॥**
**ज्यहि देखौं अब नयन भरि, भरत राजअभिषेक॥ ४१ ॥**

હે પ્યારી ! જો કદાચ હાંસી કરી હોય તો હાંસીનો હવે ત્યાગ કરી વિવેકથી વિચાર કરીને બીજું વરદાન માગી લે, કે જેથી હું ભરતના રાજ્યાભિષેકને મારાં નેત્રોવડે શારી રીતે જોઇ શકું. ૪૧

**चौ०—जियै मीन वरु बारि बिहीना, मणि बिनु फणिक जियै दुख दीना ॥**
**कहौं स्वभाव न छल मन माहीं, जीवन मोर राम बिनु नाहीं ॥**
**समुझि देखु तैं प्रिया प्रवीना, जीवन दशरथरामअधीना ॥**
**सुनि मृदुवचन कुमति अति जरई, मनहुँ अनल आहुति घृत परई ॥**
**कहहु करहु किन कोटि उपाया, इहां न लागिहि राउर माया ॥**
**देहु कि लेहु अयश करि नाहीं, मोहिं न बहु परपंच सोहाहीं ॥**
**राम साधु तुम साधु सुजाना, राम मातु तुम भलि पहिंचाना ॥**
**जस कौशला मोर भल ताका, तस फल देउँ उन्हैं करि शाका ॥**

હું મનમાં જરાપણ છળ ન રાખતાં સ્વાભાવિક્ વાત કહુંછું કે-કદાચ માછલું પાણી વગર પણ દીન થઇને જીવે, અને સર્પ મણિ વગર પણ દીન થઇને જીવે, પરન્તુ હું તો રામ વગર દીન અવસ્થામાં કદિપણ જીવવાનો નથી. ૧ માટે હે પ્રવીણ પ્રિયા ! તું તો ચતુરછો, તારા મનમાં વિચાર કરી જો, મારૂં જીવન તો કેવળ રામના દર્શનનેજ આધીન છે. આ પ્રમાણેનાં રાજાનાં કોમળ વચન સાંભળવાથી કૈકેયી જાણે [1]ઘીની આહુતી પડવાથી [2]અગ્નિની જ્વાળા સળગી હોય એવી સળગી ઉઠી. ૨ અને કૈકેયી રાજાને કહેવા લાગી

+ આ વચનથી મહારાજા દશરથને નિશ્ચય થયો કે રામનો તો કાંઇ પણ અપરાધ નથી.

૧ રાજાનાં કોમળ વચનરૂપી ઘી છે. ૨ કૈકેયી આગરૂપ છે. અગ્નિનો ઘીથી વિશેષ પ્રજ્વલિત થવાનો સ્વભાવ છે.

કે–તમો કરોડો ઉપાય કેમ કરતા નથી અને કહેતા નથી ? અહિ તમારી માયા લાગુ પડી શકે તેમજ નથી. કાં તો મારી માગણી પ્રમાણે બન્ને વરદાન આપો અથવા ના પાડીને અપકીર્ત્તિ લિયો. જે પ્રપંચી હોય છે તેનેજ પ્રપંચ પ્રિય લાગે છે, મને ઝાઝો પ્રપંચ ગમતોજ નથી. ૩ રામ ભલા છે, તમે પણ ભલા અને પ્રવીણ છો. અને રામની મા પણ ભલી છે. એ હું સર્વ જાણું છું. જેવું મારૂં ભલું કૌશલ્યાએ તાકયું છે, તેવુંજ ફળ હું તેને ગાઈ બજાવીને આપીશ. ૪

दोहा०—होत प्रात मुनिवेष धरि, जो न राम बन जाहिं ॥
मोर मरण राउर अयश, नृप समुझहु मन माहिं ॥ ४२ ॥

[1]હે રાજા ! તમે તમારા મનમાં નિશ્ચય પૂર્વક સમજીજ રાખજો કે, જો પ્રાતઃકાળ થતાંજ રામ મુનિનો વેષ ધારણ કરીને જો વનમાં નહિ જાય તો મારૂં મરણ થશે અને તમારી અપકીર્ત્તિ થશે. ૪૨

चौ०—असकहि कुटिल भई उठि ठाढी, मानहुँ रोषतरंगिनि बाढी ॥
पाप पहार प्रगट भइ सोई, भरी क्रोध जलजाइ न जोई ॥
दोउ बरकूल कठिनहठधारा, भवँर कूबरी वचन प्रचारा ॥
ढाहति भूपरूपतरुमूला, चली बिपतिबारिधि अनुकूला ॥
लखी नरेश बात फुरि साँची, तिय मिसु मीचु सीस पर नाची ॥
गहि कर विनय कीन्ह बैठारी, जनि दिनकरकुल होसि कुठारी ॥
मागु माथ अबहीं देउँ तोही, राम विरह जनि मारसि मोही ॥
राखु रामकहँ ज्यहित्यहि भांती, नाहिंत जरिहि जन्मभरि छाती ॥

આ પ્રમાણે કહીને કુટિલ કૈકેયી ઉઠીને ઉભીજ થઇ. પાપરૂપી પર્વતમાંથી પ્રકટ થયેલી, ક્રોધરૂપી જળથી અત્યંત ભરપૂર હોવાથી જોઈ પણ શકાય નહિ એવી ભયંકર તે સમય કૈકેયી જણાતી હતી. ૧ બે વરદાનો રૂપી બે કિનારાવાળી, કઠણ હઠરૂપી પ્રવાહવાળી, અને હૃદયમાં ઠસી રહેલા કુબ્જાનાં વચનોરૂપી ચકરીઓવાળી તે ક્રોધરૂપી પૂર આવેલી નદી જાણે રાજારૂપી વૃક્ષનાં મૂળને ઉખેડતી ઉખેડતી વિપત્તિરૂપ સમુદ્રના સન્મુખ ચાલતી હોય એવું જણાવા લાગ્યું. ૨ મહારાજા દશરથે કૈકેયીની સઘળી વાતને સાચી માની અને આ કૈકેયી નથી પણ કૈકેયીના નિમિત્તથી મારા મસ્તક ઉપર મૃત્યુજ નાચે છે. એવું હૃદયમાં સમજી કૈકેયીના પગ પકડી

1 રામ વગર હું નહિ જીવું એમ રાજાએ કહ્યું તે ઉપર કૈકેયી કહે છે.

તેને નિચે બેસાડીને રાજાએ વિનતિ કરી કે,–' સૂર્યવંશરૂપી વૃક્ષને કાપી નાખવામાં તું કુહાડારૂપ ન થા. જો તું મારૂં માથું કદાચ માગે તો તે હું તને હમણાંજ આપું;[1] પરન્તુ તું મને રામના વિયોગથી માર નહિ. ગમે તે પ્રકારે પણ તું રામને અહિં રાખ્ય. નહિતર જન્મ પર્યન્ત છાતી બ-ળ્યાજ કરશે. ૪

दोहा०—देखी व्याधि असाध्यनृप, परयउ धरणि धुनिमाथ ॥
कहत परम आरतवचन, राम राम रघुनाथ ॥ ४३ ॥

જ્યારે મહારાજા દશરથે જાણ્યું કે,–' આ વ્યાધિ અસાધ્ય છે. ' ત્યારે તો રાજા માથું ધુણાવીને પૃથિવીના ઉપર પડી ગયા અને હે રામ ! હે રામ ! ! હે રઘુનાથ ! ! ! એવા પ્રકારનાં વચન પરમ આર્ત્ત વચનો બો-લવા લાગ્યા. ૪૩

चौं०—व्याकुल राउ शिथिल सब गाता, करिणि कल्पतरु मनहुँ निपाता ॥
कण्ठ सूख मुख आव न वानी, जिमि पाठीन दीन विनु पानी ॥
पुनि कह कटु कठोर कैकेयी, मर्म पाछि जनु माहुर देयी ॥
जो अन्तहु अस करतब रहेऊ, मांगु मांगु केहिके बल कहेऊ ॥
दुइ कि होइ इकसंग भुआलू, हँसब ठठाइ फुलाउब गालू ॥
दानि कहाउब अरु कृपणाई, चाहिय क्षेमकुशल रौताई ॥
छांडहु वचन कि धीरज धरहू, जनि अबला इव करुणा करहू ॥
तनु तिय तनय धाम धन धरणी, सत्यसिंधु कहँ तृण सम बरणी ॥
दीन दान फिरि माँगहु राजा, परिहरि लोक वेदकी लाजा ॥

રાજા એવા તો વ્યાકુળ થઇ ગયા કે આખું શરીર શિથિલ થઈ ગયું અને તેથી જાણે હાથણીએ પાડી નાખેલ [2]કલ્પવૃક્ષ હોય એવા જણાવા લાગ્યા. કંઠ સૂકાઈ ગયો, મુખથી વચન બોળવાની શક્તિ પણ ન રહી અને તેથી જાણે પાણી વગરના મત્સ્ય સદૃશ દેખાવા લાગ્યા. ૧ વળી તે સમય કૈકેયી જાણે જખમમાં ઝેર લગાવતી હોય તેમ કઠોર અને કટુ વચન બો-લવા લાગી કે,–' જો અંતે તમારે આવુંજ કરવું હતું તો મને ' માગી લે માગી લે ' એમ શા બળથી કહેલું હતું. ૨ હે રાજન્ ! એકજ સમયે

૧ માથું આપવાથી કેવળ મારોજ નાશ થશે અને રામનું વનવાસ જવું થતાં તો સ-કળ કુટુમ્બ મરણ કરતાં પણ વિશેષ દુઃખી થશે.

૨ મહારાજા અભિમત–ઇચ્છાનુસાર આપવાવાળા હોવાથી કલ્પવૃક્ષની ઉપમા આપી છે.

પરસ્પર વિરૂદ્ધ બે કામ શી રીતેજ થઇ શકે ? એક તો ખડખડાટ હસવું અને ગાળ ફુલાવવા એ બે કામ એકી વખતે બનતાં નથી અને જેમ વીર કહેવરાવવું અને શરીરનું ક્ષેમકુશળ ઇચ્છવું એ બે વાતો પણ એક વખતે બનેજ નહિ તથા દાની કહેવરાવવું અને કૃપણુતા કરવી. એ બે વાત પણ એકી વખતે બની શકેજ નહિ. ૩ માટે કાં તો આપનાં વચનનો પરિત્યાગ કરો, વા ધિરજ ધારણ કરી તમારાં સત્ય વચનને પાળો. સ્ત્રીઓની પેઠે રૂદન કરો નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે-સત્યવાદી પુરૂષોને તો શરીર, સ્ત્રીઓ, પુત્ર, ધામ, ધન અને પૃથિવી એ સર્વ તૃણ સમાન છે. ૪

**दोहा०–मर्म वचन सुनि राउ कह, कछुक दोष नहिं तोर ॥**
**लागयउ मोह पिशाच जनु, काल कहावत मोर ॥ ४४ ॥**

આવાં કૈકેયીનાં મર્મભેદક વચનો શ્રવણ કરીને મહારાજા દશરથ બોલ્યા કે–હે કૈકેયી ! તારો કશો પણ દોષ નથી પણ મારો જે કાળ આવ્યો છે, તેજ તને પિશાચના સમાન વળગીને આ પ્રમાણે બોલાવે છે. ૪૪

**चौ०–चहत न भरत भूपपद मोरे, विधि वश कुमति बसी उर तोरे ॥**
**सो सब मोर पाप परिणामू, कछु न बसाइ भयो विधि वामू ॥**
**सुबस बसिहि पुनि अवध सुहाई, सब गुणधाम रामप्रभुताई ॥**
**करिहैं भाइ सकल सेवकाई, होइहै तिहुँपुर रामबडाई ॥**
**तोरकलंक मोरपछिताऊ, मुयउ मेटि नहिं जाइहि काऊ ॥**
**अब तोहिं नीक लागु कर सोई, लोचन ओट बैठु मुखगोई ॥**
**जौंलौं जियौं कहौं करजोरी, तौलौं जनि कछु कहसि बहोरी ॥**
**फिर पछितैहसि अन्त अभागी, मारसि गाय नाहरू लागी ॥**

ભરત તો ભૂલથી પણ રાજ્યપદની ઇચ્છા કરે એમ નથી, તો જાણીને ઇચ્છા કરે એવું તો કોણુજ કહી શકે તેમ છે. આ તો કેવળ દૈવગતિથી તારા હૃદયમાં દુર્બુદ્ધિ ઉત્પન્ન થઈ છે આ સર્વ મારાં પાપોનુંજ ફળ છે કે જેથી મને અયોગ્ય સમયે એટલે કે ભરતની ગેરહાજરીમાં વિધાતા વિમુખ થયેલ છે. ૧ અયોધ્યા પણ પુનઃ સારી રીતે વસશે અને સર્વ ગુણોના ધામરૂપ રામનું રાજ્ય પણ થશે, સઘળા ભાઇયો રામની સેવા પણ કરશે. અને ત્રૈલોક્યમાં રામની મોટાઈ પણ થશે. ૨ પરન્તુ તારા ઉપરનો કલંક અને મારો પશ્ચાતાપ જીવન પર્યન્ત કોઈ પણ પ્રકારે જશેજ નહિ અને મરણ પછી પણ ટળશે નહિ માટે હવે જેમ તને રૂચે તેમ કર. પરન્તુ

તારૂં મુખ છુપાવીને મારી આંખ્યો આગળથી દૂર થા. તારૂં જે મુખ જોશે તે દોષી થશે. ૩ હું હાથ જોડીને તને કહું છું કે, હું જ્યાં સુધી[1] જીવું ત્યાં સુધી મને કાંઇ પણ કહીશજ નહિ. હે અભાગણી ! અન્તે તને ઘણો જ પસ્તાવો થશે, કેમકે તું સિંહને માટે ગાયને મારી નાખે છે.[2] ૪

**दोहा०–परयउ राउ कहि कोटि विधि, काहे करसि निदान ॥**
**कपटचतुर नहिं कहति कछु, जागति मनहुँ मशान ॥ ४९ ॥**

આ પ્રમાણે 'તું આવાં કારણને શા હેતુથી જન્મ આપે છે' ઇત્યાદિ કરોડો વચનો રાજા કૈકેયીને કહીને પૃથિવી ઉપર પડી ગયા છતાં પણ કપટ કરવામાં પ્રવીણતા ધરાવનારી કૈકેયી સ્મશાન જગાવનારાના[3] સમાન કાંઈ પણ બોલીજ નહિ. ૪૫

**चौ०–राम राम रटि विकल भुआलू, जनु बिनु पंख विहंग विहालू ॥**
**हृदय मनाव भोर जनि होई, रामहिं जाइ कहै जनि कोई ॥**
**उदय करहु जनि रवि रघुकुलगुर, अवध विलोकि शूल होइहि उर ॥**
**भूपप्रीति केकयिनिठुराई, उभय अवधि विधि रची बनाई ॥**
**विलपत नृपहिं भयउ भिनुसारा, वीणा वेणु शंख ध्वनि द्वारा ॥**
**पढहिं भाट गुणगावहिं गायक, सुनत नृपहि लागत जनु शायक ॥**
**मंगल कलश सोहाइ न कैसे, सहगामिनी विभूषण जैसे ॥**
**त्यहि निशि नींद परी नहिं काहू, राम दरश लालसा उछाहू ॥**

રામ રામ એમ વારંવાર બોલીને રાજા વ્યાકુળ થઇ ગયા અને પાંખ્યો વગરના પક્ષીના સમાન બેહાલ થવા લાગ્યા અને હૃદયમાં પ્રાર્થના કરવા લાગ્યા કે-પ્રભાતજ થશો માં અને કોઈ પણ મનુષ્ય આ વાર્ત્તા રામની પાસે જઇને કહેશોજ માં. ૧ હે રઘુકુળના મૂળ પુરૂષ સૂર્યનારાયણ ! તમે ઉદય થશોજ નહિ; કારણ કે તમારો ઉદય થવાથી રઘુનાથ વનમાં

---

૧ જ્યાં સુધી જીવું એ વચનથી થોડા કાળ સુધીનું પોતાનું જીવન સૂચિત કર્યું.

૨ સિંહ જેમ કોઈનું મારેલું ખાય નહિ તેથી જો સિંહ માટે જે ગાયની હત્યા કરે તો તે હત્યા કરનારને જેમ પસ્તાવો થાય છે તેમ આ પ્રમાણેનું તારૂં અપાયેલું રાજ્ય ભરત લેનારજ નથી અને તેથી ભરતને માટે જે તું આ અનર્થ ઉભો કરે છે તેથી અંતે તને પસ્તાવો થયા વગર રહેનારજ નથી. ચામડીની વાધરીનું નામ પણ એવુંજ છે એટલે કે જે કોઇ વાધરી માટેજ ગાયને મારે તો તેથી તેને જેમ પસ્તાવો થાય છે તેમ ભરતના રાજ્યની મજબૂતીને માટે રામને દેશવટો આપવાથી અંતે તને પણ પસ્તાવો થશેજ.

૩ સ્મશાન જગાવવાવાળો માણસ જો બોલે તો તેની સિદ્ધિની હાનિ થઈ જાય છે. અહિ સિદ્ધિરૂપ વરદાન છે.

જશે અને તેથી આખી અયોધ્યા નગરી બેહાલ થઈ જશે અને તે જોવાથી મારા હૃદયમાં શૂળ થઈ જશે. અથવા આપ રઘુકુળના ગુરૂછો તેથી તમારા હૃદયમાં પણ શૂળ થઈ જશે, અને જે રામના જન્મોત્સવના આનંદને નિરખીને એકમાસ પર્યન્ત ગતિને ભૂલી ગયા હતા તેની કસર નિકળી જશે. રાજા તો પ્રીતિના સીમાડારૂપ અને કૈકેયી નિષ્ઠુરતાના સીમાડારૂપ બ્રહ્માએ બનાવી હતી. અથવા રાજાની પ્રીતિ બ્રહ્માએ રચી છે. અને કૈકેયીની નિષ્ઠુરતા પણ બ્રહ્માનીજ બનાવેલી છે. ૨ રાજાને તો વિલાપ કરતાં કરતાં સવાર થઇ ગયું. રાજદ્વારમાં વીણાઓ, વાંસળીઓ, અને શંખો એના ધ્વનીઓ થવા લાગ્યા. ભાટ કવિતો બોલવા લાગ્યા. ગવૈયાઓ ગુણાનુવાદ ગાવા લાગ્યા. આ [illegible] અને [illegible] ઉપર આવતાં મહારાજા દશરથને બાણ સમાન લાગતા હતા. ૩ જેમ સહગમન કરનારી સતી સ્ત્રીને આભૂષણો ગમે નહિ, તેમ રાજાને એ સઘળાં મંગળો રૂચ્યાં નહિ. એ રાત્રીએ કોઈ પણ અયોધ્યાવાસીને નિદ્રા આવીજ નહિ; કારણ કે સર્વ રામના દર્શનની લાલસા અને ઉત્સાહમાં મગ્ન થઇ રહેલાં હતાં. ૪ ક્યારે પ્રાતઃકાળ થાય અને ક્યારે સૂર્યોદય થાય કે, આપણે નેત્રોથી સો કરોડ કામદેવના જેવી

कबहिं उदय रवि होय बिहाना, देखब नयनन कृपानिधाना ॥
गज आरूढ राम सिय संगा, शोभातनु शतकोटि अनंगा ॥
करत मनोरथ रैनि सिरानी, प्रात प्रगट जागे मुनिज्ञानी ॥

શરીરની શોભાવાળા, કૃપાના ભંડારરૂપ શ્રી રામચન્દ્રજીને સીતાજી સહ હાથીના ઉપર બીરાજેલા નિરખીએ ૫ આ પ્રમાણે મનોરથો કરતાં સર્વની રાત્રી વ્યતીત થઇ ગઇ. અને પ્રભાત થતાં જ્ઞાની વસિષ્ઠ મુનિપણ જાગૃત થયા.

**दोहा०—द्वार भीर सेवक सचिव, कहहिं उदय रवि देखि ॥**
**जागे अजहुँ न अवधपति, कारण कवन विशेषि ॥ ४८ ॥**

રાજ્યદ્વાર ઉપર સેવકોની અને મંત્રીઓની ભીડ જામી ગઈ. અને સર્વ કોઇ સૂર્યોદય થયેલો જોઇને કહેવા લાગ્યા કે—'હજુ સુધી મહારાજા જાગૃત થયા નથી તો તેનું ખાસ કારણ શું હશે ! ૪૬

**चौ०—पिछले प्रहर भूप नित जागा, आजु हमहिं बड अचरज लागा ॥**
**जाहु सुमन्त जगावहु जाई, कीजिय काज रजायसु पाई ॥**
**गे सुमन्त नृप मन्दिर माहीं, देखि भयानक जात डराहीं ॥**
**धाइ खाइ जनु जात न हेरा, मानहुँ बिपति बिषाद बसेरा ॥**

पूंछत कोउ न उतर कछु देई, गे ज्यहि भवन भूप कैकेयी ॥
कहि जयजीव बैठि शिरनाई, देखि भूप गति गयउ सुखाई ॥
शोकविकल विवरणमहि परेऊ, मानहुँ कमलमूल परिहरेऊ ॥
सचिव सभीत सकहिं नहिं पूंछी, बोली अशुभभरी शुभ छूछी ॥

મહારાજા તો સદા રાત્રિના પાછલા પોહોરમાં ઉઠે છે, છતાં આજ હજુ સુધી જાગૃત થયા નથી. તે અમોને બહુજ આશ્ચર્ય લાગે છે. હે સુમંત્ર ! તમે અન્દર જાઓ, અને મહારાજાને જાગૃત કરો. અને તેમની આજ્ઞા લઇને આવો, એટલે તેમની આજ્ઞાનુસાર કામકાજ કરવામાં આવે ૧ આ પ્રમાણે અન્યમંત્રીઓના આગ્રહથી સુમંત્ર રાજમન્દિરમાં ગયો; પરન્તુ તે મન્દિરનો ભયાનક દેખાવ જોઇને અન્દર રાજા પાસે જતાં ડર લાગ્યો, એ મન્દિર જોઈ પણ ન શકાય તેવું અને જાણે સામું ખાવા આવતું હોય તથા વિપત્તિના અને ખેદના નિવાસરૂપ હોય એવું જણાતું હતું. ૨ પુછતાં છતાં પણ કોઇએ ઉત્તર આપ્યો નહિ. જેથી સુમંત્ર જ્યાં રાજા અને કૈકેયી હતાં ત્યાં ગયો. અને 'જય ચિરંજીવ' એમ બોલીને મસ્તક નમાવીને સુમંત્ર ત્યાં બેઠો. પરંતુ રાજાની શોચનીય સ્થિતિ નિરખીને તે તો સુકાઇજ ગયો. ૩ શોકથી વ્યાકુળ અને વિવર્ણ થયેલા મહારાજા જાણે મૂળથી ઉખેડી ફેંકી દીધેલું કમળ હોય તેમ પૃથિવીના ઉપર પડયા હતા. સુમંત્ર તો ડરને લીધે કાંઇપણ પુછી શકયોજ નહિ. ત્યારે અશુભથી ભરેલી અને શુભને નષ્ટ કરનારી કૈકેયી અસત્ય વાર્ત્તા બનાવીને બોલી. ૪

दोहा०—परी न राजहिं नींद निशि, मर्म्म जान जगदीश ॥
राम राम रटि भोर किय, हेतु न कहेउ महीश ॥ ४७ ॥

રાજાને આજ આખી રાત જરા પણ નિદ્રા આવી નથી. નિદ્રા ન આવવાનું કારણ તો પરમેશ્વર જાણે, પરન્તુ રામ રામ રટતાં રાજાને પ્રભાત થઈ ગયું છે. પણ રાજાએ પોતાનો ભેદ મને પણ જણાવ્યો નથી. ૪૭

चौ०—आनहु रामहिं वेगि बुलाई, समाचार तब पूछहु आई ॥
चलेउ सुमन्त राउरुख जानी, लखी कुचाल कीन्ह कछु रानी ॥
शोचविवश महि परै न पाऊ, रामहिं बोलि कहहिं का राऊ ॥
उर धरि धीरज गयउ दुआरे, पूंछहिं सकल देखि मन मारे ॥
समाधान मन कर सबहीका, गये जहाँ दिनकरकुलटीका ॥
राम सुमंतहि आवत देखा, आदर कीन्ह पितासम लेखा ॥

**निरखि बदन कहि भूप रजाई, रघुकुलदीपहि चले लिवाई ॥**
**राम कुभांति सचिव सँग जाही, देखि लोग जहँ तहँ त्रिलखाही ॥**

માટે તમે રામને અહિં ત્વરાથી બોલાવી લાવો. અને પછી આવીને સર્વ સમાચાર રાજાને પુછજો. આવાં કૈકેયીનાં વચન સાંભળતાં છતાં પણ રાજા કાંઇપણ બોલ્યા નહિ,* તેથી રામને બોલાવી લાવવામાં રાજાની ગર્ભિત સમ્મતિ જાણીને, સુમંત્ર ત્યાંથી રામ પાસે જવા ચાલ્યો અને મનમાં અનેકાનેક તર્ક કરવા લાગ્યો કે—'રાણીએ કાંઇક પણ કુચાલ કરી હોય એમ જણાય છે.'' ૧ રાજા રામને બોલાવીને શું કહેશે, આવા વિચારથી વિહ્વળ થઇ જવાને લીધે જેનો પગ આગળ ઉપડતો નથી, એવો સુમંત્ર હૃદયમાં ધિરજ ધારણ કરી દ્વાર ઉપર ગયો, પણ તેને મનમાં કાંઇક દુઃખ પામેલો નિહાળીને સર્વ લોકો પૂછવા લાગ્યા કે—૨ સુમંત્ર સર્વ લોકોના મનનું સમાધાન કરીને, જ્યાં શ્રીરામચન્દ્રજી હતા. ત્યાં ગયો. સુમંત્રને આવતો જોઇને શ્રીરામચન્દ્રજીએ તેને પિતાસદૃશ જાણીને તેનો સત્કાર કરયો. ૩ સુમંત્ર શ્રીરામચન્દ્રજીના મુખની શોભા નિરખી, મહારાજા દશરથની આજ્ઞા સંભળાવીને, રામચન્દ્રજી કે જે શ્રીરઘુકુળના દીપક+ છે, તેને સાથે લઇને રાજા પાસે ચાલ્યો. શ્રીરામચન્દ્રજી પગપાળા ઉતાવળા ઉતાવળા સુમંત્રની સાથે ચાલ્યા જતા હતા. તે જોઇને લોકો માર્ગમાં જ્યાં ત્યાં દુઃખી થવા લાગ્યાં કે આજ તો શ્રીરામને તૈયારીથી ઠાઠમાઠથી જવું જોઇએ, છતાં શું કારણ છે કે તે વ્યાકુળ ચાલ્યા જાય છે. આ પ્રમાણે પ્રજા નાના પ્રકારના વિચારવમળમાં ગોથાં ખાતી હતી. ૪

**दोहा०—जाइ दीख रघुबंशमणि, नरपति निपटकुसाज ॥**
**सहमि परयउ लखि सिंहिनिहिं, मनहुँ वृद्धगजराज ॥ ४८ ॥**

શ્રીરામચન્દ્રજીએ સુમંત્રની સાથે રાજા જ્યાં કૈકેયી પાસે હતા ત્યાં

---

* રાજા કાંઇપણ ન બોલ્યા અને પોતાની ગર્ભિત સમ્મતિ જણાવી તેનું કારણ એ કે—રામની કોમળતા અને મારી વ્યાકુળતા નિરખીને કદાચિત્ રાણી—કૈકેયી પોતાના દુરાગ્રહનો ત્યાગ કરે અથવા તો મારાં દુઃખને જોઇને રામ વનમાં ન જાય.

૧ સુમંત્રે મનમાં જાણ્યું કે—કૈકેયીએ કાંઇપણ કુચાલ કરી છે. અને રાજાને કૈકેયી ઘણીજ પ્યારી છે. અને તે કહે છે કે રાજાએ મને પણ ભેદ જણાવ્યો નથી. અહિં કોઇ ત્રીજું માણસ પણ નથી, કે જેના સંકોચથી ન બોલે માટે અવશ્ય કૈકેયીની વાતમાં કાંઇપણ ભેદ છે.

+ રઘુકુળદીપક કહેવાનો આશય એજ કે—રાજાના શોકરૂપી અન્ધકારનો નાશ કરશે. શંકા—જ્યારે શોકરૂપી અન્ધકારનો નાશ કરશે, ત્યારે સૂર્યની ઉપમા કેમ આપી નહિ? સમાધાન કે—જરા શોક હરશે, સમસ્ત શોકને હરશે નહિ. તેથી દીપકની ઉપમા આપી છે.

જઇને જોયું તો જાણે સિંહણને જોઇને મહા ભય પામીને વૃદ્ધ ગજરાજ પડ્યો હોય તેવી રીતે ઘણીજ ખરાબ હાલતથી પૃથિવીના ઉપરજ પડેલા દશરથ જેવા જોવામાં આવ્યા. ૪૮

चौ०—सूखे अधर जरे सब अंगा, मनहुँ दीन मणिहीन भुजंगा ॥
सरुष समीप देखि कैकेयी, मानहुँ मृत्यु घरी गनि लेई ॥
करुणामय रघुनाथ स्वभाऊ, प्रथम दीख दुख सुना न काऊ ॥
तदपि धीर धरि समय विचारी, पूछा मधुर बचन महतारी ॥
मोहिं कहु मातु तातदुखकारण, करिय यत्न ज्यहि होइ निवारण ॥
सुनहु राम सबकारण एहू, राजहिं तुम पर बहुत सनेहू ॥
देन कह्यउ मोहिं दुइ बरदाना, माँग्यउँ जो कछु मोहिं सुहाना ॥
सो सुनि भयउ भूप उरशोचू, छाँडि न सकहिं तुम्हार सँकोचू ॥

મહારાજા દશરથના હોઠ સૂકાઈ ગયા હતા. સર્વાંગે દાહ થઈ રહેલો હતો. અને મણિથી રહિત થયેલા દીન સર્પના જેવી સ્થિતિ જણાતી હતી. જાણે મહારાજજ ન હોય તેમ જણાતું હતું. અને ક્રોધસહ કૈકેયી મહારાજાના સમીપમાં બેઠી હતી તે કૈકેયી ન હતી પરન્તુ મહારાજાની મરણ દશાજ જાણે કાપતી ઘડીયો ગણતી હોય, એવી જણાતી હતી. ૧ શ્રીરઘુનાથજીનો સ્વભાવ અતિ કોમળ અને કરૂણા યુક્ત હતો. અને તેમણે આ દુઃખ પ્રથમજ જોયું હતું. તેણે તો કોઇપણ દિવસ દુઃખનું નામ પણ સાંભળ્યું નહતું, આશય એ છે કે, કોમળ પુરૂષોથી દુઃખ સહન થઇ શકતુંજ નથી. છતાં પણ ધિરજ ધારણ કરી એવો વિચાર કર્યો કે—દુઃખના સમયે જરાપણ ઘભરાવું ન જોઇએ. આ પ્રમાણે વિચાર કરી શ્રીરામે પિતાને વ્યાકુળ જોઇને, તેને કાંઇપણ ન પૂછતાં કોમળ અને મધુર વચનોથી માતા—કૈકેયીને આ પ્રમાણે પુછ્યું. ૨ હે માતા! પિતાને શા કારણથી દુઃખ થયું છે? તે મને કહો. એટલે હું તે માટે ઉપાય કરૂં કે જેથી પિતાનું દુઃખ નિવારણ થાય. આવાં શ્રીરામચન્દ્રજીનાં વચન શ્રવણ કરીને, કૈકેયી બોલી કે—હે રામ! શ્રવણ કરો. એનું કારણતો માત્ર એટલુંજ છે કે, રાજાનો તમારા ઉપર બહુજ પ્રેમ છે. ૩ રાજાએ મને બે વરદાન આપવા માટે કહેલ હતું. તેથી જે કાંઇ મને સારૂં લાગ્યું તેવાં બે વરદાન મેં રાજા પાસે માગ્યાં. મારાં બે વરદાનની વાર્ત્તા શ્રવણ કરવાથી રાજાને મહાભારી શોચ થયો છે. અને તમારો પણ સંકોચ રાજાથી છોડી શકાતો નથી. ૪

दोहा०—सुत सनेह इत बचन उत, संकट परयउ नरेश ॥
सकहु तो आयसु शीश धरि, मेटहु कठिन कलेश ॥ ४९ ॥

આ તરફથી તો તમારો સ્નેહ ત્યાગી શકાતો નથી, અને બીજી તરફથી અપાયલાં વચનનો પણ ત્યાગ થઈ શકતો નથી. એ કારણથી રાજા દુઃખી થઇને પડેલ છે. માટે જો તમારાથી થઈ શકે તો પિતાની આજ્ઞા શિરોધાર્ય કરીને આ કઠિણ કલેશનું નિવારણ કરો.[1] ૪૯

चौ०—निधरक बैठि कहत कटुबानी, सुनत कठिनता अंतिकुलानी ॥
जीभकमान वचनशर जाना, मनहुँ भूप मृदुलक्ष्य समाना ॥
जनु कठोरपन धरे शरीरा, सीख धनुषविद्या वरबीरा ॥
सब प्रसंग रघुपतिहि सुनाई, बैठी जनु तनुधरि निठुराई ॥
मन मुसुकाहिं भानुकुलभानू, राम सहज आनन्दनिधानू ॥
बोले वचन विगतसबदूषण, मृदु मंजुल जनु बागविभूषण ॥
सुनु जननी सोइ सुत बडभागी, जो पितुमातुवचनअनुरागी ॥
तनय मातुपितुपोषणहारा, दुर्लभ जननी यह संसारा ॥

કૈકેયી તો બેધડક બેસીને એવી તો તીક્ષ્ણવાણી કહેતી હતી કે,—જે કૈકેયીની જીહ્વા કમાન છે. તેથી જેમ કમાનમાંથી તીર નિકળે છે તેમ કૈકેયીના મુખમાંથી વચન નિકળવા લાગ્યાં. બાણુ છોડતાં જેમ કમાન લચકાય છે તેમજ બોલતાં કૈકેયીની જીહ્વા લચકાતી હતી. તે કૈકેયીનાં તીક્ષ્ણબાણુરૂપી વચનો રાજાના હૃદયરૂપી કોમળ નિશાન ઉપર પડવા લાગ્યાં. ૧ જાણે કઠોરતાજ શરીર ધારણ કરીને ધનુર્વિદ્યા શિખતી હોય, તેમ જણાતું હતું. મૃદુના ઉપર કોમળ મનવાળા વીરશસ્ત્રી પ્રયોગ કરતા નથી. એવું કામ તો કઠોર હૃદયવાળાજ કરે છે. અને નવીન શિખવાવાળા નિશાન ઉપર વારમ્વાર બાણુનો પ્રયોગ કરે છે, તે પ્રમાણે કૈકેયી સર્વ પ્રસંગ શ્રી રામચન્દ્રજીને સંભળાવીને જેમ શરીર ધારણ કરીને નિષ્ઠુરતા બેઠી હોય તેમ વરદાન માગવા બેઠી. ૨ શ્રી રામચન્દ્ર કે જે સૂર્યકુળમાં સૂર્યસદૃશ છે, તે મનમાં ને મનમાં હસવા લાગ્યા. શ્રી રામચન્દ્રજી સહજ આનંદના નિધાન છે, તે પોતે સર્વ દૂષણ રહિત વચન બોલ્યા કે જે વચન કોમળ અને સુન્દર નથી; પરન્તુ સરસ્વતિને વિભૂષણ કરવાવાળાં તે વચનો છે. સ-

---

૧ કૈકેયી અહિં વ્યંગ્યથી કહે છે કે—કદાચ તમે નહિ માનો એવા ભયથીજ રાજા તમને કહેતાં સંકોચ પામે છે.

રસ્વતી જે કપટથી બોલેલ છે તેને સુધારે છે. ૩ રામચન્દ્રજી બોલ્યા કે હે માતા ! શ્રવણ કરો. કે જે પુત્ર માતા પિતાનાં વચનોમાં પ્રેમ કરવાવાળો છે અર્થાત્ માતા પિતાનાં વચનને માને છે, તેજ પુત્ર માતાપિતાનું પોષણ કરવાવાળો છે. હે જનુની ! એવા પુત્ર સકળ સંસારમાં દુર્લભ છે. ૪

दोहा०—मुनिगण मिलन विशेषबन, सबहि भांति हित मोर ॥
तेहि महँ पितु आयसु बहुरि, सम्मत जननी तोर ॥ ५० ॥

વિશેષે કરીને વનમાં અનેક મુનિઓનો સમાગમ થશે. એથી સર્વ પ્રકારે મારૂં હિતજ થશે. અને તેમાં વળી પિતાજીની આજ્ઞા છે, એટલુંજ નહિ પણ તે ઉપરાંત હે માતા ! તમારી પણ સમ્મતિ છે તો તેથી વિશેષ હવે બીજાની શી જરૂર છે? ૫૦

चौ०—भरत प्राणप्रिय पावहिंराजू, विधि सबविधि मोहिं सन्मुखआजू ॥
जो न जाहुँ वन ऐसेहु काजा, प्रथम गनिय मोहिं मूढसमाजा ॥
सेव एरंड कल्पतरु त्यागी, परिहरि अमिय लेहिं विष मांगी ॥
तेउन पाइ अस समय चुकाहीं, देखु विचारि मातु मन माहीं ॥
अम्ब एक दुख मोहिं विशेखी, निपटविकल नरनायक देखी ॥
थोरिहि बात पितहि दुखभारी, होत प्रतीति न मोहिं महतारी ॥
राउ धीर गुणउदधि अगाधू, भा मोते कछु बडअपराधू ॥
ताते मोहिं न कहत कछु राऊ, मोर शपथ तोहिं कहु सतिभाऊ ॥

ભરત કે જે મને પ્રાણ સદૃશ પ્યારા છે. તેને રાજ્ય મળે, તેથી તો હું એમજ સમજું છું કે, આજ સર્વ પ્રકારે મને દૈવ અનુકૂળ છે; કારણ કે પ્રાણના સુખથીજ સર્વ સુખી થાય છે. તો તેથી વિશેષ બીજું સુખ કયું છે ? આજ વિધાતા સર્વ પ્રકારે મારા સન્મુખ છે. એક લાભથી લોક ભાગ્યવાન્ કહેવાય છે. તો મને તો અનેકાનેક લાભ થયા જેથી મારા ભાગ્યનો તો પારજ નથી; કારણ કે વનમાં મુનિગણો સાથે મળવું થશે. તીર્થનાં દર્શન થશે. માત પિતાનાં વચનનું પાલન થશે. અને ભરતને રાજ્ય મળશે. એવા કામમાં જો હું વનમાં ન જાઉં, તો તો મૂઢના સમાજમાં પ્રથમ મારીજ ગણના થાય. ૧ જે કોઇ કલ્પવૃક્ષનો ત્યાગ કરી એરંડાનું સેવન કરે છે, અમૃતનો ત્યાગ કરી વિષની યાચના કરે છે, એવા મૂર્ખ પણ આવો સમય પ્રાપ્ત થતાં ભૂલ કરતા નથી. હે માતા ! આ પ્રમાણે મનમાં વિચાર કરી જુવો. ૨ હે માતા ! હવે મને એક મહાદુઃખ છે, તે

દુઃખ એ છે કે પિતાજી બહુજ વ્યાકુળ છે. થોડી વાતમાં પિતાજીને વિશેષ દુઃખ થયું છે તે મને બહુજ ખોટું લાગેછે. હે માતા! મને વિશ્વાસ આવતો નથી. થોડી વાત કહેવાનો એ ભાવ છે કે, ધર્મને માટે લોકો મહાન્ સંકટ સહન કરે છે. ૩ રાજા ધિરજવાન્ છે. ગુણના અથાગ સમુદ્ર છે. મારાથી કોઇ મોટો અપરાધ થયો છે. જે કારણથી રાજા મને કાંઇ પણ કહેતા નથી. માટે હે માતા! તમને મારા સોગંદ છે સત્યવાર્ત્તા કહો. ૪

दोहा०—सहज सरल रघुवर वचन, कुमति कुटिल करिजान ॥
चलै जोंक जिमि वक्र गति, यद्यपि सलिल समान ॥ ५१ ॥

શ્રી રામચન્દ્રજીનાં વચન તો સ્વાભાવિક્ સરળ છે છતાં પણ કુબુદ્ધિવાળી કૈકેયી તે વચનોને કુટિલતાવાળાંજ સમજે છે. જો કે જળ સર્વત્ર સમાન છે છતાં પણ જળો તેમાં વાંકીજ ચાલે છે, સીધામાં પણ પોતાની વક્રતાનો ત્યાગ કરતી નથી, ભાવ એ છે કે-કૈકેયીની સમજમાં એમ આવ્યું કે-મને ભમાવવા માટેજ રામ વનને સુખરૂપ કહે છે, પોતાના પુત્ર માટેજ વનની માગણી કરવા મારાં મીઠાં વચનથી મને વનમાં ન મોકલે. ૫૧

चौ०—रहसी रानि रामरुख पाई, बोली कपटसनेह जनाई ॥
शपथ तुम्हारि भरतकै आना, हेतु न दूसर मैं कछु जाना ॥
तुम अपराधयोग नहिं ताता, जननीजनकबन्धुसुखदाता ॥
राम सत्य तुम जो कछु कहहू, तुम पितुमातुवचनरत अहहू ॥
पितहि बुझाय कहौ बलि सोई, चौथेपन अघ अयश न होई ॥
तुमसम सुवन सुकृत जेहि दीन्हे, उचित न तासु निरादर कीन्हे ॥
लागहिं कुमुख वचन शुभ कैसे, मगह गयादिक तीरथ जैसे ॥
रामहिं मातु वचन सब भाये, जिमि सुरसरिगत सलिल सुहाये ॥

વનમાં જવાના શ્રી રામના અભિપ્રાયને જાણીને કૈકેયી પ્રસન્ન થઈ, અને કપટ યુક્ત ઉપરનોજ માત્ર સ્નેહ દર્શાવીને બોલી કે-જો આ સિવાય બીજું રાજાના ખેદનું કારણ હું જાણતી હોઉં તો મને તમારા તથા ભરતના સોગન્દ છે. ૧ હે પુત્ર! તમે અપરાધ યોગ્ય નથી. માતા, પિતા અને બન્ધુને સુખ દેવાવાળાછો. * હે રામ! જે તમે કહોછો તે સર્વ સત્ય છે

* तेहिमें पितु आयसुबहुरि, संमत जननी तोर, અને भरत प्राणप्रिय पावहिराजू એ સર્વેનો અને રામચન્દ્રજીએ કહ્યું હતું કે 'पितुमातु वचन अनुरागी' તેનો ઉત્તર કૈકેયી આપે છે.

તમે માતા પિતાના વચનોમાં પ્રેમ કરવા વાળા છો.૨ માટે હે રઘુનાથ ! તમે તમારા પિતાજીને સમજાવીને કહો, કે જેથી તે વૃદ્ધાવસ્થામાં અપયશના પાત્ર ન થાય. જે પુણ્યના ઉદયથી તમારા સમાન પુત્ર પ્રાપ્ત થયેલ છે, તે તે સત્યરૂપી પુણ્યનો નિરાદર કરવો યોગ્ય નથી. ૩ ભુંડા મુખવાળી કૈકેયીનાં શુભ વચનો અપવિત્ર મગધ દેશમાં રહેનારાં ગયા–આદિ તીર્થો સમાન જણાવા લાગ્યાં. જેમ ગંગાજીમાં આવેલું ગટરનું પાણી પણ લોકોને સારૂં લાગે છે તેમ માતાના મુખમાંથી નિકળતાં દુષ્ટવચનો પણ શ્રી રામચન્દ્રજીને સારાં લાગ્યાં. ૪

दोहा०–गै मुर्च्छा रामहिं सुमिरि, नृप फिरि करवट लीन्ह ॥
सचिव राम आगमन कहि, बिनय समयसम कीन्ह ॥ ५२ ॥

રાજા દશરથે મૂર્છાથી જાગૃત થઇ રામનું સ્મરણ કરી આળસ મરડી પડખું ફેરવ્યું. તે સમય સુમંત્રે રામનું આવાગમન સંભળાવીને વિનતિ કરી કે–વિપત્તિમાં ધિરજ ધારણ કરો. સમયાનુસાર આ પ્રમાણે કહેવું એ-જ વિનય છે. ૫૨

चौ०–जब नृप अकनि राम पगुधारे, धरि धीरज तब नयन उघारे ॥
सचिव सँभारि राउ बैठारे, चरणपरत नृप राम निहारे ॥
लिये सनेहविकल उर लाई, गै मणि फणिक बहुरि जिमि पाई ॥
रामहिं चितै रहे नरनाहू, चला विलोचनबारिप्रवाहू ॥
शोकविकल कछु कहै न पारा, हृदय लगावत बारहिं बारा ॥
बिधिहि मनाव राउ मन माहीं, ज्यहि रघुनाथ न कानन जाहीं ॥
सुमिरि महेशहि कहहिं निहोरी, बिनती सुनहु सदाशिव मोरी ॥
आशुतोष तुम औढरदानी, आरत हरहु दीनजनजानी ॥

જ્યારે મહારાજાએ રામનું આવવું સાંભળ્યું ત્યારે ધિરજ ધારણ કરી નેત્રો ઉઘાડયાં. એટલે સુમંત્રે બહુજ સંભાળીને રાજાને બેઠા કરયા. એટલે રાજાએ રામને પોતાના ચરણોમાં પડતા જોયા. ૧ રાજાએ સ્નેહથી વ્યાકુળ થઇને રઘુનાથને હૃદય સાથે લગાવ્યા. અને જેમ સર્પને ખોવાયલ મણિની પ્રાપ્તિ થતાં આનંદ થાય તેમ રાજા રામને નિરખી આનંદ પામ્યા. રાજા રઘુનાથજીના સામુંજ જોઈ રહ્યા. અને નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં ૨ શોકને લીધે રાજા કાંઈપણ કહી શકતા ન હતા, અને વારમ્વાર

હૃદય સાથે લગાડતા હતા. રાજા મનમાં ને મનમાં વિધાતાને મનાવતા હતા કે જેથી રામ વનમાં ન જાય. ૩ રાજા શ્રી સદાશિવજીનું સ્મરણ કરીને વિનતિ પૂર્વક કહેવા લાગ્યા કે–હે સદાશિવજી ! મારી વિનતિ શ્રવણ કરો, આપ ત્વરાથી પ્રસન્ન થવા વાળાછો. તમે અઢળક દાન કરવાવાળા હોવાથી મોટાદાની કહેવાઓછો. માટે આપ મને દીનજન જાણીને મારા દુઃખને હરો. ૪

दोहा०–तुम प्रेरक सबके हृदय, सो मति रामहिं देहु ॥
वचन मोर तजि रहहिं घर, परिहरि शील सनेहु ॥५३॥

આપ સર્વના હૃદયના પ્રેરક છો. માટે શ્રીરામને એવી બુદ્ધિ આપો કે, રામ મારા વચનનો અનાદર કરી વનમાં ન જતાં ઘેર રહે. મારાં શીળ અને સ્નેહને પણ માન્ય કરે નહિ. ૫૩.

चौ०–अयश होहु वरु सुयश नसाऊं, नरक परौं बरु सुरपुर जाऊं ॥
सब दुख दुसह सहावहु मोहीं, लोचनओट राम जानि होहीं ॥
अस मन गुनत राउ नहिं बोला, पीपर पात सरिस मन डोला ॥
रघुपति पितहि प्रेमवश जानी, पुनि कछु कहेउ मातु अनुमानी ॥
देश काल अवसर अनुसारी, बोले वचन विनीत विचारी ॥
तात कहौं कछु करौं ढिठाई, अनुचित क्षमब जानि लरिकाई ॥
अति लघु बात लागि दुखपावा, काहे न मोहिं कहि प्रथम जनावा ॥
देखि गुसाँइहि पूछेउँ माता, सुनि प्रसंग भा शीतल गाता ॥

જગતમાં ગમે તો ભલે મારી અપકીર્તિ થાઓ. મારો યશ નષ્ટ થઇ જાઓ સુરપુરની ભલે મને પ્રાપ્તિ ન થાય, ગમે તો ભલે હું નરકમાં પડું. આ સર્વ દુઃખ ખુશીથી વિધાતા મને આપે, પરન્તુ રામચન્દ્ર મારી પાસેથી દૂર ન થાય તેમ કરો. ૧ આ પ્રમાણે મનમાં વિચાર કરતા રાજા કાંઇપણ બોલ્યા નહિ. અને પીપળાના પાનડાંના સમાન રાજાનું મન ડોલવા લાગ્યું. સત્યથી મન ચલાયમાન્ થઈ ગયું. શ્રી રામચન્દ્રે પિતાને પ્રેમવશ્ય જાણ્યા. અને માતા વળી કાંઇક બોલી પિતાની લાગણી દુભાવશે, તો પિતાને વિશેષ દુઃખ થશે એવો વિચાર કરી. ૨ દેશ, કાળ, અને અવસરના અનુરૂપ વિચાર કરી શ્રી રામ નમ્રવચન બોલ્યા કે–હે પિતાજી ! કાંઇક કહેવા ઇચ્છા કરૂંછું, જો કે આપના સન્મુખ મારે બોલવું, એ અયોગ્ય છે. આ મારૂં અનુચિત બોલવું મને બાળક જાણી ક્ષમા કરશો. ૩ ઘણીજ નાની વાતને માટે આપ દુઃખ પામ્યા. પ્રથમજ મને કેમ ન કહ્યું. આપની આવી સ્થિતિ જોઇ આપની સ્થિતિનું કારણ

માતાને પૂછતાં તેણે સર્વ વાર્તા સંભળાવતાં, તે સર્વ પ્રસંગ શ્રવણ કરી મારાં અંગ શીતળ થઇ ગયાં છે. ૪

दोहा०—मंगल समय सनेह वश, शोच परिहारिय तात ॥
आयसु देइय हरषि हिय, कहि पुलके प्रभुगात ॥ ५४ ॥

મંગળના સમયમાં સ્નેહવશ્ય થઇને આપ શોચ કરોછો, તે ઠીક કરતા નથી. હે પિતાજી! ચિંતાથી મુક્ત થઇ જાઓ. શોચનો પરિત્યાગ કરો અને મને વનમાં જવાની આજ્ઞા આપો. આ પ્રમાણે વચનો કહી શ્રીરઘુનાથજીએ પ્રસન્ન થઇ હૃદયથી વનમાં જવાની હર્ષતા પ્રકટ કરી. ૫૪

चौ०—धन्य जन्म जगतीतल तासू, पितहि प्रमोद चरित सुन जासू ॥
चारि पदारथ करतल ताके, प्रिय पितु मातु प्राणसम जाके ॥
आयसु पालि जन्म फल पाई, ऐहौं बेगहि होहु रजाई ॥
बिदा मातुसन आवौं मांगी, चलिहौं वनहिं बहुरि पग लागी ॥
असकहि राम गमन तब कीन्हा, भूप शोकवश उतर न दीन्हा ॥
नगर व्यापि गइ बात सुतीछी, छुवत चढी जनु सब तनु बीछी ॥
सुनि भये बिकल सकल नरनारी, बेलि बिटप जनु लागु दवारी ॥
जो जहँ सुनै धुनै शिर सोई, बड बिषाद नहिं धीरज होई ॥

જેનાં ચરિત્ર શ્રવણ કરીને પિતાને આનંદ થાય છે તેનો જ આ પૃથિવી તલમાં જન્મ ધન્ય છે. અને જેને માતા પિતા પ્રાણોના સમાન પ્યારા છે. તેના જ હાથમાં ચારે પદાર્થ છે. ૧ આપની આજ્ઞાનું પાલન કરી, જન્મનાં ફળને પામીને પાછો તુરત આવીશ. માટે આજ્ઞા આપો. માતા પાસેથી વિદાયગીરી માગીને આવું છું. અને જતી વેળાએ આપનાં ચરણોને દંડવત્ કરીને જઇશ. ૨ આ પ્રમાણે કહીને રઘુનાથજી ચાલ્યા. અને રાજાએ શોકવશ ઉત્તર આપ્યો નહિ. મેહેલના નોકરોદ્વારા આ વાર્ત્તા આખી અયોધ્યા નગરીમાં ફેલાઇ ગઇ. અને વાત શ્રવણ કરતાં જેમ વીંછિના ડંખથી આખા શરીરમાં વિષ પ્રસરી જાય છે તેમ સર્વ લોકો આ વાર્ત્તાથી વ્યાકુલ થઇ ગયાં. ૩ જેમ અગ્નિના સ્પર્શથી કોમળ વેલો કરમાઇ જાય છે તેમ નગરનાં સર્વ નર અને નારી આ વાર્ત્તા શ્રવણ કરવાથી વ્યાકુળ થઇ ગયાં. જે જ્યાં શ્રવણ કરે તે ત્યાંજ માથું ધુણાવવા લાગ્યા. સર્વને મહા દુઃખ થયું અને કોઇથી પણ ધિરજ ધારણ થઇ શકી નહિ.

**दोहा–मुखसूखहिं लोचनश्रवहिं, शोक न हृदय समाय ॥**
**मानहुँ करुणारसकटक, उतरा अवध बजाय ॥ ५५ ॥**

સર્વનાં મુખ સૂકાઇ ગયાં, નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. હૃદયમાંથી શોક ઉભરાઇ જવા લાગ્યો, અને જાણે કરૂણારસની સેના પોતાનાં નિશાન સહ ડંકો બજાવતી અયોધ્યા નગરીમાં આવી હોય એવો દેખાવ થઇ રહ્યો. ૫૫.

**चौ०–भलि बनाइ विधि बात विगारी, जहँ तहँ देहिं केकयिहि गारी ॥**
**यहि पापिनिहिं बूझि का परेऊ, छायभवनपर पावक धरेऊ ॥**
**निज कर नयन काढि चहदीखा, डारि सुधा विष चाहत चीखा ॥**
**कुटिल कठोर कुबुद्धि अभागी, भइ रघुवंशवेणुवनआगी ॥**
**पल्लव बैठिं पेड इन काटा, सुखमहँ शोक ठाट इन ठाटा ॥**
**सदा राम इंहि प्राण समाना, कारण कवन कुटिलपन ठाना ॥**
**सत्य कहहिं कवि नारि स्वभाऊ, सब विधि अगम अगाध दुराऊ ॥**
**निज प्रतिबिम्ब मुकुर गहि जाई, जानि न जाइ नारिगति भाई ॥**

વિધાતાએ જે વાત સર્વ રીતે સુધારી હતી, તે વાત પાછી બગાડી નાખી, સર્વ કોઇ જ્યાં ત્યાં કૈકેયીને ગાળો દેવા લાગ્યાં કે–એ પાપિણીને શું સુઝયું કે–તેણે છાજેલા ઘર ઉપર આગ મૂકી દીધી. ૧ તે પાપિણી પોતાનાં જ હાથોથી પોતાનાં નેત્રો કાહાડીને જોવા ઇચ્છા રાખે છે. તે દુષ્ટ કૈકેયી અમૃતરૂપી રામનો ત્યાગ કરી વિયોગરૂપી વિષને ખાવા ઇચ્છા રાખે છે. રઘુવંશરૂપી જે વાંસનું વન છે, તેને બાળી નાંખવાને કઠોર, દુર્બુદ્ધિવાળી કૈકેયી અગ્નિરૂપ થઇ ગઇ. ૨ જે ડાળ ઉપર પોતે બેઠી હતી. તે ડાળજ તેણે કાપેલી છે, અર્થાત્ તેણે આ બાબતથી ભરતનું જ અશ્રેય કરેલું છે. અને સુખમાં શોકનો દૃઢ સમૂહ ઉભો કરી દીધો છે. સદા રામ તેને પ્રાણોના સમાન પ્યારા હતા છતાં પણ તેણે શા કારણથી આવું કુટિલપણું કરેલું હશે ? ૩ કવિઓ નારીના સ્વભાવનું જે વર્ણન કરી ગયા છે તે સત્ય છે. સ્ત્રીઓમાં સર્વ પ્રકારે ગહન અગાધ કપટ ભરેલું હોય છે. કોઇ ગમે તો પોતાના પડછાયાને દર્પણમાંથી પકડી શકે, પરન્તુ સ્ત્રીઓની ગતિ કોઇથી પણ જાણી શકાતી નથી. ૪

**दोहा०–का नहिं पावक जरि सकै, का न समुद्र समाइ ॥**
**का न करै अबला प्रबल, केहि जग काल न खाइ ॥ ५६ ॥**

જગત્‌માં અગ્નિ કોને બાળી શકતો નથી? અર્થાત્ સર્વને બાળી નાંખે છે. સમુદ્ર કોને સમાવી શકતો નથી? કામ કોને ખાતો નથી અને પ્રબળ થયેલી અબળા–સ્ત્રી શું કરતી નથી? અર્થાત્ બધું કરી શકે છે. ૫૬

चौ०—का सुनाइ विधि काह सुनावा, का दिखाइ चह काह दिखावा ॥
एक कहैं भल भूप न कीन्हा, बर विचारि नहिं कुमतिहि दीन्हा ॥
जो हठि भयउ सकल दुखभाजन, अबलाविवश ज्ञानगुगगाजन ॥
एकधर्म परमिति पहिचाने, नृपहिं दोष नहिं देहिं सयाने ॥
शिबि दधीचि हरिचन्द्र कहानी, एकएकसन कहहिं बखानी ॥
एक भरतकर सम्मत कहहीं, एक उदास मौन है रहहीं ॥
कान मूंद कर रद्गहिजीहा, एक कहहिं यह बात अलीहा ॥
सुकृत जाइ अस कहत तुम्हारे, भरत राम कहँ प्राण पियारे ॥

વિધાતાએ રામ રાજ્યાભિષેક્‌ના આનંદના સમાચાર એકવાર સંભળાવીને પાછા રામ વનવાસના સમાચાર ક્યાં સંભળાવ્યા. અને કેવું દેખાડીને પાછળથી કેવું દેખાડ્યું. અર્થાત્ આનંદ દર્શાવીને પાછળથી દુઃખ દેખાડ્યું. કેટલાક બોલવા લાગ્યા કે–દુષ્ટ બુદ્ધિવાળી પાપિણી કૈકેયીને વગર વિચારે જે રાજાએ વરદાન આપ્યું તે સારૂં કર્યું નહિ. ૧ કારણ કે જેથી હઠ ઉત્પન્ન થતાં રાજા સ્ત્રીને વશ્ય થઇને સઘળાં દુઃખોના પાત્રરૂપ થયા. અને તેમનો લોકપ્રસિદ્ધ જ્ઞાનરૂપી ગુણ જતો રહ્યો. કેટલાએક પ્રવીણ લોકો ધર્મની ગતિને જાણતા હતા તેઓ રાજાને દોષ આપતા ન હતા. ૨ કેટલાક લોકો પરસ્પર શિબિરાજા દધીચિઋષિ અને મહારાજા હરિશ્ચન્દ્રની કથાઓનું વર્ણન કરવા લાગ્યા.[1] કેટલાક તો કહેવા લાગ્યા કે–આ પ્રપંચમાં

૧ જ્યારે મહારાજા હરિશ્ચન્દ્રે સર્વ રાજ મહર્ષિ વિશ્વામિત્રજીને આપી દીધું, ત્યારે દક્ષિણા ન રહેવાને લીધે, હરિશ્ચન્દ્રે કાશીમાં જઇને પોતાની સ્ત્રીને વેચી પોતે પણ ચાંડાળને ત્યાં વેચાઈ ઋષિ વિશ્વામિત્રને દક્ષિણા આપી ઉદ્ધાર પામી ચાંડાળના વચનાનુસાર સ્મશાનમાં રહીને કફન લેવાનું કામ કરવા લાગ્યો. વિશ્વામિત્ર ઇન્દ્રના કહેવાથી રાજાને સત્યથી ભ્રષ્ટ કરવા ઈચ્છા રાખતા હતા. એ માટે રાજાના કુમાર રોહિતાશ્વને સર્પ બનીને ડંસ કર્યો. તેથી તેની મા તારામતી પુત્રને માટે રોતી તથા પીટતી પુત્રનાં શબને લઈ સ્મશાનમાં આવીને જેવી દાહની ક્રિયા કરવા લાગી કે તુરતજ રાજા હરિશ્ચન્દ્રે આવીને અર્ધું કફન માગ્યું. રાણીએ કહ્યું કે મારી પાસે આ ધોતીયું કે જે મેં પહેરેલું છે તે સિવાય બીજું કાંઇ પણ વસ્ત્ર નથી. અને આ તમારોજ પુત્ર છે. એટલે રાજાએ કઠણ છાતી કરીને કહ્યું કે એ બધું ખરૂં છે; પરન્તુ હું પરાધીન છું. ધર્મનો ત્યાગ કરી શકું તેમ નથી. કારણ કે મારા સ્વામીની જે પ્રમાણે આજ્ઞા છે તે પ્રમાણે કરીશ. અંતે ઘણોજ વાદ વિવાદ થતાં રાણી છેવટે જ્યારે પોતાનું પહેરેલું વસ્ત્ર ફાડવા લાગી, ત્યારે તો ત્રણે લોક કમ્પી ઉઠયા. અને સર્વ દેવતાઓ સહ ભગવાન પ્રકટ થયા. અને ભગવાન હરિશ્ચન્દ્રના પુત્રને જીવતો કરી ચાંડાળસહ મુક્તિ આપી.

કદાચ ભરતની પણ સમ્મતિ હશેજ. આ વાર્ત્તા શ્રવણ કરી કેટલાક લોકો એ વાર્ત્તા ઉદાસીન થઇને સાંભળવા લાગ્યા. ૩ કેટલાક તો આ વાત સાંભળીને કાન ઉપર હાથ મૂકીને, જીભને દાંતો વચ્ચે દાબીને કહેવા લાગ્યા કે–'આ કાર્યમાં ભરતનું અનુમોદન હોવાનું કહો છો. પણ એ વાત સંભવિતજ નથી. આવી અસંભવિત વાત કરવાથી તમારાં પુણ્યોનો નાશ થઈ જાય છે, કારણ કે ભરતને તો રામ પ્રાણોના સમાન પ્યારા છે. ૪

दोहा०–चन्द्र श्रवै वरु अनलकण, सुधा होइ विषतूल ॥
स्वप्नेहु कबहुँ न करहिं कछु, भरत राम प्रतिकूल ॥ ५७ ॥

કદાચ કોઇ સમયે ચન્દ્ર શિતળ છતાં પણ તેમાંથી અગ્નિના કણો ઝરે એમ સમજો. કદાચ અમૃત પણ વિષ તુલ્ય થઈ જાય. આવી ન બનવાની વાત કદાચ બની જાય, પરન્તુ ભરતજી તો સ્વપ્ને પણ કદિ જરા પણ રામનું અશ્રેય કરેજ નહિ. ૫૭

चौ०–एक विधातहि दूषण देहीं, सुधा दिखाइ दीन्ह विष जेहीं ॥
खरभर नगर शोच सब काहू, दुसह दाह उर मिटा उछाहू ॥
विप्रवधू कुलमान जठेरी, जे प्रियपरम केकयी केरी ॥
लगीं देन सिख शील सराही, वचन बाणसम लागहिं ताही ॥
भरत न प्रिय मोहिं रामसमाना, सदा कहहु यह सब जग जाना ॥
करहु रामपर सहज सनेहू, केहि अपराध आजु वनदेहू ॥
कबहुँ न कीन्ह सवति अवरेशू, प्रीति प्रतीति जान सब देशू ॥
कौशल्या अब काह बिगारा, तुम ज्यहि लागि वज्र पुर मारा ॥

કેટલાક લોકો તો વિધાતાને દોષ આપવા લાગ્યા કે–જેણે અમૃત દર્શાવીને પાછળથી ઝેર દીધું. અયોધ્યા નગરીમાં સર્વત્ર ખળભળાટ થઈ રહ્યો, અર્થાત એજ વાત સર્વત્ર ચર્ચાઇ રહી હતી. સર્વના હૃદયોમાં અસહ્ય શોક તથા અસહ્ય દાહ ઉત્પન્ન થયા અને ઉત્સાહો ટળી ગયા. ૧ બ્રાહ્મણની સ્ત્રીઓ, અને રઘુકુળની માન્ય તથા વૃદ્ધસ્ત્રીઓ કે જે કૈકેયીને અત્યંત પ્યારી હતી, તેઓ કૈકેયીના સ્વભાવનાં વખાણ કરીને, કૈકેયીને શિખામણ દેવા લાગી પણ તેઓનાં વચનો કૈકેયીને બાણોના સમાન તીક્ષ્ણ જણાવા લાગ્યાં. ૨ એ સ્ત્રીઓ કૈકેયીને કહેવા લાગી કે–' પ્રથમ તો તું સર્વ જગત જાણે તેમ ભરત મને રામ સદૃશ પ્રિય નથી ' એમ સદા બોલતી હતી અને રામ ઉપર સ્વભાવિક્ સ્નેહ પણ કરતી હતી, છતાં આજે તું કયા

અપરાધથી રામને વનવાસ આપે છે? ૩ વળી તેં કોઇ પણ દિવસે શોકયોની સાથે પણ કલહ કરેલો નથી. અને શોકયો પ્રત્યે જે તને પ્રેમ અને વિશ્વાસ હતો તે જગદ્ વિખ્યાત છે. હમણાં કૌસલ્યાએ તારૂં એવું શું બગાડયું છે કે જે માટે તેં અયોધ્યા ઉપર વજ્રપાતના જેવું અસહ્ય દુઃખ નાખ્યું છે. ૪

दोहा०—सीय कि पिय सँग परिहरिहि, लषण कि रहिहहिं धाम ॥
भरत कि भूंजब राजपुर, नृप कि जियहिं बिनुराम ॥ ५८ ॥

હે રાણી! ભલી થઇને જરા એટલો તો વિચાર કરય કે સીતા રામના સંગને છોડી દેશે કે? અર્થાત્ નહિજ છોડે. ત્યારે શું લક્ષ્મણજી રામ વગર ઘેર રહેશે કે? અને રામ વિયોગે શું ભરત પણ અયોધ્યાનું રાજ્ય કરશે કે? અને રાજા દશરથ પણ રામ વગર જીવશે કે? અર્થાત્ નહિજ જીવે. ૫૮

चौ०—असविचार जिय छांडहु कोहू, शोककलंककोट जनि होहू ॥
भरतहि अवशि देहु युवराजू, कानन कौन रामकर काजू ॥
नाहिंन राम राज्यकर भूखे, धर्म धुरीण विषयरस रूखे ॥
गुरुगृह बसहिं राम तजि गेहू, नृपसन असवर दूसर लेहू ॥
रामसरिस सुत कानन योगू, कहा कहिं सुनि तुम कहँ लोगू ॥
जो न मानिहौ कहे हमारे, नहिं लागिहि कछु हाथ तुम्हारे ॥
जो परिहास कीन कछु होई, तौ कहि प्रगट जनावहु सोई ॥
उठहु वेगि सोइ करहु उपाई, जेहि विधि शोक कलंक नशाई ॥

આ પ્રમાણે હૃદયમાં વિચાર કરીને ક્રોધનો ત્યાગ કરય. અને શોક તથા કલંકના કોથળારૂપ ન થા. ભરતને તું ખુશીથી નિશ્ચયપૂર્વક યૌવરાજ પદ આપ, પરન્તુ રામને વનમાં મોકલવાનું શું કામ છે? કદાચ કૈકેયી કહે કે, રામ જો અહિં રહે તો ઉપદ્રવ કરે, તેનો ઉત્તર સ્ત્રીઓ આપે છે કે. ૧ રામ રાજ્યના ભૂખ્યા નથી, પણ રામ તો ધર્માત્માઓમાં અગ્રગણ્ય છે. અને સાંસારિક્ સુખથી ઉદાસી છે; અર્થાત્ સંસારનાં ક્ષણિક સુખ પ્રત્યે તેમને રૂચી નથી. છતાં પણ જો તું એકત્ર વાસથી ડરતી હો તો રામ ઘરનો ત્યાગ કરી ગુરૂને ઘેર રહે. એવું રાજા પાસેથી બીજું વરદાન માગી લે. ૨ જો તું અમારૂં કહ્યું નહિ માને તો તારે હાથ કશું પણ આવવાનું નથી એ તું નક્કી સમજજે. જો આ બે વરદાનની માગણી તે હસતાં હસતાં કદાચ કરી હોય, તો હવે આ હસવાનો સમય નથી માટે પ્રકટ રીતે ખરેખરી વાત કહી દે. ૩ અરે! રામ સદૃશ પુત્ર કાંઇ વનવાસને યોગ્ય હોય? સર્વ લોકો

રામના વનવાસની દુઃખદ વાત શ્રવણ કરી તને શું કહેશે? તેનો તો જરા વિચાર કરય. માટે હવે હઠિલાઇનો ત્યાગ કરી જલદી ઉઠય. અને તેનો ઉપાય કરય. કે જેથી પ્રજાના અને કુટુંબના કલેશનો નાશ થઈ જતાં તારા ઉપરનું કલંક દૂર થઇ જાય. ૪

छंद०—ज्यहि भाँति शोक कलंक जाइ उपाय करि कुल पालहू
हठि फेरु रामहिं जात वन जनि बात दूसरि चालहू ॥
जिमि भानु बिनु दिन प्राण बिनु तनु चंद्र बिनु जिमि यामिनी ॥
तिमि अवध तुलसीदास प्रभु बिनु समुझरी जिय भामिनी ॥ २ ॥

જે પ્રકારે શોક અને કલંક જાય, તે ઉપાય કરીને કુળનું સંરક્ષણ કર. જો કદાચ રામ ન માને તો તેને હઠ પૂર્વક વનમાં જતા પાછા વાળ. અને હવે બીજી નકામી વાત ચલાવ માં. હે ભામિની! તું તારા મનમાં નકી સમજજે કે સૂર્ય વગર દિવસની, પ્રાણ વગર શરીરની અને ચન્દ્ર વગર રાત્રિની દશા થાય છે. તેવીજ દશા શ્રી રામચન્દ્રજી વગર અયોધ્યાની થશે. ૨

सो०—सखिन सिखावन दीन्ह, सुनत मधुर परिणाम हित ॥
तेइँ कछु कान न कीन्ह, कुटिल प्रबोधी कूबरी ॥ २ ॥

જો કે સખીઓએ એકત્ર થઇને આ પ્રમાણે ઉત્તમ શિખામણનાં વચનો કહ્યાં અને તે શિખામણ શ્રવણ કરવામાં મધુર તથા પરિણામે પણ હિતકારી હતી, છતાં પણ કુટિલ કુબ્જા મન્થરાએ ભણાવી તૈયાર કરી રાખેલી કૈકેયીએ તે શિખામણ તરફ કાન પણ આપ્યો નહિ. ૨*

चौ०—उत्तर न देइ दुसह रिस रूखी, मृगिन्हि चितव जनु बाघिनि भूखी ॥
व्याधिअसाधि जात तिन त्यागीं, चलीं कहति मतिमन्द अभागी ॥
राज्य करत इहि दैव बिगोई, कीन्हसि अस जस करै न कोई ॥
इहिविधि बिलपहिं पुरनरनारी, देहिं कुचालिहि कोटिक गारी ॥
जरहिं विषमज्वर लेहिं उसासा, कवन रामबिनु जीवनआसा ॥
बिकल वियोग प्रजा अकुलानी, जिमि जलचरगण सूखत पानी ॥
अति विषाद वश लोग लुगाईं, गये मातु पहँ रामगुसाईं ॥
मुख प्रसन्न चित चौगुण चाऊ, हृदय शोच जनि राखहिं राऊ ॥

કૈકેયીએ સખીઓના વચન તરફ લક્ષ આપ્યું નહિ, એટલુંજ નહિ

* અહિં અયોધ્યા કાન્ડની ચોપાઇની બીજી પચ્ચીસી પુરી થઇ.

પણ દુસ્સહ હોવાથી રૂક્ષ થયેલી જેમ ભૂખી વાઘણ મૃગલીયોના તરફ દૃષ્ટિ કરે તેમ સખીઓના તરફ કૈકેયી જોવા લાગી. સખીઓ કૈકેયીના આ વ્યાધિને અસાધ્ય જાણીને, કૈકેયીનો ત્યાગ કરી તેને અતિ મંદ અને અભાગણી કહેતી કહેતી ત્યાંથી ચાલી ગઈ. ૧ રાજ્ય કરતાં દૈવજ કૈકેયીને નષ્ટ કરી છે. કૈકેયીએ એવું કામ કરયું છે કે–તેવું કોઇ પણ ન કરે. આ પ્રમાણે વિલાપ કરતાં અયોધ્યાનાં સઘળાં નર નારીયો, કુચાલ પાપી કૈકેયીને કરોડો ગાળ્યો દેવા લાગ્યાં. ૨ જાણે વિષમ જ્વરથી ઘેરાયલાં હોય, તેમ અયોધ્યાવાસીઓ ઉષ્ણ નીસાસા મૂકવા લાગ્યાં. અને કહેવા લાગ્યાં કે–'હવે રામ વગર જીવવાની કોને આશા છે?' જેમ જળ સૂકાઇ જતાં મત્સ્ય–આદિ જળચર જન્તુઓ વ્યાકુળ થઇ જાય તેમ રામચન્દ્રજીના દુઃસહ વિયોગથી પ્રજા વ્યાકુળ થવા લાગી. ૩ આ પ્રકારે સઘળાં સ્ત્રી અને પુરૂષો મહાવિષાદ યુક્ત થઈ ગયાં. અને શ્રી રામચન્દ્ર કે જેણે ઇન્દ્રિયોને વશ્ય કરેલ છે. તે પોતાની માતા કૌસલ્યાજીની પાસે ગયા. કે જે રામને રાજ્યાદિકનો લોભ નથી. શ્રી રામનું ચિત્ત તો પ્રસન્ન હતું અને જેને ચાર ગણો પ્રેમ વનમાં જવા માટે હતો. અને ભરતની ગેરહાજરીમાં પોતાનો અભિષેક થવાથી જે શોચ હતો, તે શોચ મટી ગયો. તે કારણથી જેનું મુખ પ્રસન્ન હતું. અને જે કારણ માટે અવતાર ધારણ કરયો હતો, તે કાર્ય હવે સિદ્ધ થશે. એ કારણથી ચાર ગણો પ્રેમ થયો. પરન્તુ એ વિચાર હૃદયમાં થયા કરતો હતો કે–શોચ મટી જતાં કદાચ રાજા અહિં ન રાખી લે તો ઠીક; અર્થાત રાજા એમ ન કહે કે અહિં રહી જાઓ તો ઠીક. અથવા રાજાનો રાખવાનો શોચ મટી ગયો; કારણ કે જ્યારે શ્રી રામે કહ્યું કે–માતા પાસેથી જવાની રજા માગી આવું. ત્યારે રાજાએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. એથી રાખવાનો ભય મટી ગયો. ૪

**दोहा०—नवगयन्द रघुबंशमणि, राज अलानसमान ॥**
**छूटि जान बनगवन सुनि, उर आनँद अधिकान ॥ ५९ ॥**

જેમ બન્ધનમાંથી છુટી વનમાં જવાનું થતાં જુવાન હાથી હૃદયમાં વિશેષાનંદ પામે, તેમ રાજ્યરૂપી બન્ધનમાંથી છૂટ મળી જાણી, તથા પિતાની વનમાં જવાની અંતર્ગત આજ્ઞાને શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજી હૃદયમાં અત્યાનંદ પામ્યા હતા. ૫૯

**चौ०—रघुकुलतिलक जोरि दोउ हाथा, मुदित मातुपद नायउ माथा ॥**
**दीन्ह अशीश लाइ उर लीन्हे, भूषण बसन निछावर कीन्हे ॥**

बार बार मुख चुंबति माता, नयननेहजल पुलकित गाता ॥
गोद राखि पुनि हृदय लगाये, श्रवत प्रेमरस पयद सुहाये ॥
प्रेम प्रमोद न कछु कहि जाई, रंक धनद पदवी जनु पाई ॥
सादर सुन्दर बदन निहारी, बोली मधुर बचन महतारी ॥
कहहु तात जननी बलिहारी, कबहिं लग्न मुद मंगलकारी ॥
सुकृतशील सुखसीम सुहाई, जन्म लाभ लहि अवध अघाई ॥

શ્રી રામચન્દ્રજીએ પ્રસન્ન અંતઃકરણથી બન્ને હાથ જોડીને માતા કૌસલ્યાજીના ચરણોમાં મસ્તક નમાવ્યું. એટલે માતાએ આશીર્વાદ આપી હૃદય સાથે લગાવ્યા. અને વસ્ત્રોની તથા આભૂષણોની નોછાવરી કરી. ૧ માતા વારમ્વાર શ્રી રામના મુખનું ચુમ્બન કરવા લાગ્યાં. માતાના નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. અને ગાત્રોમાં રોમાંચ ઉભાં થયાં; માતાએ રામને ખોળામાં બેસારી પુનઃ હૃદય સાથે લગાવ્યા. તે સમય માતાના વાત્સલ્ય રસને લીધે કૌસલ્યાજીનાં સ્તનોમાંથી સુન્દર દુધ સ્રવવા લાગ્યું. ૨ જેમ રાંકને કુબેરજીની પદ્વી મળતાં જેવો પ્રમ અને આનંદ થાય. તેવોજ પ્રેમ અને આનંદ કૌસલ્યાજીને શ્રી રામનું આલિંગન મળતાં થવાથી માતા કાંઈ પણ બોલીજ શકયાં નહિ, અથવા આ આનંદ એવો તો થયો કે જેનું વર્ણન પણ થઈ શકે નહિ. આદરસહ શ્રી રામના સુન્દર મુખને નિહાળી કૌસલ્યાજી મધુર વચનો બોલ્યાં કે,–હે પુત્ર ! હું તમારા ઉપર બલિહારી જાઉં છું. આનંદ મંગળ કરનારૂં, પુણ્યની, શીળની તથા સુખની પરાકાષ્ઠા રૂપ અને અયોધ્યાને જન્મારાનો લાભ મળવા જેવી તૃપ્તિ આપનારૂં તમારા યૌવરાજ્યાભિષેકનું શુભ લગ્ન કયારે છે ? તે કહો. ૪

दोहा०–ज्यहि चाहत नरनारि सब, अति आरत इहि भांति ॥
जिमि चातकि चातक तृषित, वृष्टिशरदऋतु स्वाति ॥ ६० ॥

જેમ અત્યંત તૃષાતુર થયેલાં બપૈયા અને બપીયણો શરદ્‌ઋતુના સ્વાતી નક્ષત્રની વૃષ્ટિને ઈચ્છે છે તેમ અયોધ્યાનાં સર્વ નર અને નારીઓ અત્યંત ઉત્કંઠિત થઈને તમારા યૌવરાજ્યાભિષેકને ઈચ્છે છે. ૬૦

चौ०–तात जाउँ बलि वेगि अन्हाहू, जो मन भाव मधुर कछु खाहू ॥
पितु समीप तब जायहु भैया, भइ बडि बार जाय बलि मैया ॥
मातु वचन सुनि अति अनुकूला, जनु सनेहसुरतरुके फूला ॥
सुखमकरन्द भरे श्रीमूला, निरखि राममन भँवर न भूला ॥

धर्मधुरीण धर्म्मगति जानी, कहेऊ मातुसन अपि मृदुबानी ॥
पिता दीन्ह मोहिं कानन राजू, जहँ जब भांति मोर बडकाजू ॥
आयसु देहु मुदितमन माता, ज्याउ मुद मंगल कानन जाता ॥
जनि सनेहवश डरपसि भोरे, आनँद मातु अनुग्रह तोरे ॥

હે પુત્ર ! વારી જોઊં. તુરત સ્નાન કરી લીયો. અને મનમાં જે કાંઇ ઇચ્છા હોય તેવું મીઠું મીઠું કાંઇક જમી લિયો. આ પ્રેમનાં વચન છે. હે ભાઇ ! માતા બલિહારી જાય. ઘણું મોડું થઇ ગયું છે. માટે જમી લઇને પછી તમારા પિતાની પાસે જજો. ૧ જાણે સ્નેહરૂપી કલ્પવૃક્ષનાં પુષ્પો હોય, એવાં માતાનાં અત્યંત અનુકુળ વચનો શ્રવણ કરી તથા સુખરૂપી મકરંદથી ભરેલા રાજ્યરૂપી કમળને નિરખીને પણ રામનો મનરૂપી ભ્રમર ભૂલ્યો નહિ. અર્થાત્ તેઓમાં લલચાયોજ નહી.૨ધર્મના ભારને ધારણ કરનારા શ્રીરામચન્દ્રજી ધર્મના સ્વરૂપનો વિચાર કરીને માતાજીની પાસે અત્યંત કોમળવાણી બોલ્યા કે–' હે માતાજી ! મારા પિતાએ મને વનનું રાજ્ય આપ્યું છે કે જ્યાં મારૂં સર્વ પ્રકારે મોટું કાર્ય સિદ્ધ થશે, અર્થાત્ વનમાં મહાત્માઓનો સમાગમ અને રાક્ષસોનો નાશ થશે એજ મોટું કાર્યછે.૩ માટે હે માતાજી! પ્રસન્ન થઇને મને આજ્ઞા આપો કે જેથી વનમાં જતાં આનંદ મંગળ થાય. હે માતા ! સ્નેહ વસ્ય થઇને પણ જરા ડરશોજનહી. મને તો તમારી કૃપાથી સર્વત્ર આનંદજ છે. ૪

दोहा०–वर्ग चारिदश विपिन बसि, करि पितुवचन प्रमान ॥
आय पाँय पुनि देखिहौं, मन जनि करसि मलान ॥ ६१ ॥

ચાર* અને દશ વર્ષ પર્યંત વનમાં રહીને, અને તેથી મારા પિતાજીની આજ્ઞાનું પાલન કરીને, પાછો આવીને તમારાં ચરણોનાં દર્શન કરીશ. અને તમે જરા પણ મન મલીન કરશોજ નહી. ૬૧

चौ०–वचन विनीत मधुर रघुवरके, शरसम लाग मातुउर करके ॥
सहमि सूखि सुनि शीतल बानी, जिमि जवासपर पावसपानी ॥
कहि न जाय कछु हृदय विषादू, जनु सहमे करि केहरिनादू ॥
नयनसलिल तनु थरथर कांपी, माँजा मनहु मीन कहँ व्यापी ॥
धरि धीरज सुतवदन निहारी, गदगद वचन कहति महतारी ॥
तात पितहि तुम प्राणपियारे, देखि मुदित नित चरित तुम्हारे ॥

* માતા એકદમ ચમકી ન જાય. એટલા માટે પ્રથમ ચાર અને પછી દશ વર્ષ કહેલ છે.

राज्य देन कहँ शुभ दिन साधा, कहेउ जाय वन कहि अपराधा ॥
तात सुनावहु मोहिं निदानू, को दिनकरकुल भयउ कृशानू ॥

આ શ્રીરામચન્દ્રજીનાં વચનો નીતિથી ભરેલાં અને મધુર છતાં પણ માતા કૌસલ્યાના હૃદયમાં બાણોના સમાન લાગ્યાં અને કષ્ટ આપવા લાગ્યાં. શ્રીરામચન્દ્રજીની એ શીતળ વાણી શ્રવણ કરીને માતા ભય પામ્યાં અને જેમ વરસાદનું થંડું જળ પડવાથી જવાસો સુકાઈ જાય છે તેમ સુકાઈ ગયાં. ૧ હૃદયમાં એવો તો ખેદ થયો કે જેનું વર્ણન પણ થઈ શકતું નથી. અને જેમ સિંહના નાદને સાંભળતાંની સાથે મૃગલી ભયભીત થઈ જાય તેમ કૌસલ્યાજી ભયભીતજ થઈ ગયાં. નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. અને શરીર થરથર કંપવા લાગવાથી જેમ ગિલ ઉપરનો લોટ ખાવા જતાં વિંધાઇ ગયેલી અથવા તો વરસાદનાં નવીન જળનું પીણુ ખાવાથી વિહ્વળ થઈ ગયેલી માછલી હોય, એવાં કૌસલ્યાજી દેખાવા લાગ્યાં. ૨ કૌશલ્યાજી ધીરજ ધારણ કરી, પુત્રનું મુખ જોઈ, ગદગદ સ્વરથી વચન બોલ્યાં કે-'હે તાત! તમે તમારા પિતાને પ્રાણોના સમાન પ્યારા છતાં અને વળી તેમણે તમારૂં હમેશનું શુભ ચરિત્ર જોઇ રાજી થતા હતા; અને તેથી તમને રાજ્ય દેવાનો શુભ દિવસ નક્કી કરયા છતાં આજ તમારા કયા અપરાધથી તમને વનમાં જવાનું કહ્યું તેનું કારણ હે પુત્ર! મને કહી સંભળાવો. સુર્યવંશને બાળી નાખવા માટે અગ્નિરૂપ કોણ થયું છે? ૪

दोहा०-निरखि राम रुख सचिवसुत, कारण कहेउ बुझाइ ॥
सुनि प्रसंग रहि मूकगति, दशा वरणि नाहिं जाइ ॥ ६२ ॥

શ્રી રામચન્દ્રજીના અભિપ્રાયને જાણી લઈને સુમંતમંત્રીના પુત્ર અભિનન્દને સર્વ કારણ કૌસલ્યાજીને કહી સંભળાવ્યું. આ પ્રસંગ શ્રવણ કરીને કૌસલ્યાજી તો મુંગા જેવાં થઇ ગયાં. અને આ વખતની તેની દશાનું વર્ણન પણ થઇ શકે તેમ નહતું. રઘુનાથજીએ પોતાના મુખથી માતા કૈકેયી દોષ કહેવાનું અયોગ્ય ધારીને ચુપ રહ્યા અને મંત્રીના પુત્રદ્વારા સર્વ હકીકત કહેવરાવી. ૬૨

चौ०-राखि न सकहिं न कहिसक जाहू, दुहू भांति उर दारुण दाहू ।
लिखत सुधाकर लिखिगा राहू, विधि गतिवाम सदा सबकाहू ॥
धर्म्म सनेह उभय मति घेरी, भइ गति सांप छछूंदरि केरी ।

राखौं सुतहि होइ अनुरोधू, धर्म्म जाइ अरू बन्धुविरोधू ॥
कहौं जान बन तो बडिहानी, शंकटशोचविकल भइ रानी ॥
बहुरि समुझि तिय धर्म्म सयानी, राम भरत दोउ सुत सम जानी ॥
सरल स्वभाव राम महतारी, बोली वचन धरि धरि भारी ॥
तात जाउँ बलि कीन्हेउ नीका, पितु आयसु सब धर्म्मक टीका ॥

કૌસલ્યાજી રામને રહેવાનું પણ કહી શકતાં નથી તેમ જવાનુ પણ કહી શકતાં નથી. કૌસલ્યાજીને તો બે પ્રકારે મનમાં બહુજભારી દુઃખ થયું. પતિની આજ્ઞાપાલન કરવી એ ધર્મ છે. એથી રામને કૌસલ્યા રાખી શકતાં નથી. અને રામ પ્રાણ કરતાં પણ અધિક પ્યારા છે, તેથી વનમાં જવાનું પણ કહી શકાતું નથી. આ તો ચંદ્રને આલેખવા જતાં રાહુ આલેખાઈ ગયો, અર્થાત રાજ્ય મળવાનું હતું ત્યાં વનવાસ મળ્યો. વિધાતાની ગતિ સદા સર્વકોઇને માટે વિપરિતજ છે. ૧ કૌસલ્યાજીની મતિ ધર્મ અને સ્નેહ એ બન્નેથી ઘેરાઈ જતાં મુખમાં છછુંદરને પકડી બેઠેલા સર્પના જેવી ગતિને પ્રાપ્ત થઈ. *કૌસલ્યાજી મનમાં વિચાર કરવા લાગ્યાં કે હું જો સ્નેહવશ થઇને પુત્રને રાખુંછું તો પતિની આજ્ઞાનો ભંગ થવાથી મારો પતિવ્રત ધર્મ જાય, અને ભરત સાથે વિરોધ પણ થાય. ૨ અને જો વનમાં જવાની આજ્ઞા આપું તો મોટી હાનિ થાય છે, કૌસલ્યા આ પ્રમાણે સંકટથી અને શોચથી વ્યાકુળ થઈ ગયાં. પછી કૌસલ્યાજી પતિવ્રત ધર્મને સર્વોત્તમ સમજી તથા ભરત અને રામ એ બન્ને પુત્રોને સમાન જાણીને. ૩ સીધા સ્વભાવવાળાં પ્રવીણ શ્રી રામચંદ્રજીનાં માતાજી મહાધિરજ ધારણ કરીને બોલ્યાં કે–'હે પુત્ર! બલિહારી જાઉં. તમે બહુજ ઉત્તમ વિચાર કર્યો છે. પિતાની આજ્ઞાનું પાલન કરવું એ સર્વ ધર્મના તિલકરૂપ છે. ૪

दोहा०–राज्य देन कह दीन्ह वन, मौहिं न दुख लवलेश ॥
तुम बिन भरतहि भूपतिहि, प्रजहिं प्रचण्ड कलेश ॥ ६३ ॥

રાજાએ તમને રાજય દેવાનું કહીને વન આપ્યું. તે બાબતનું મને જરા પણ દુઃખ નથી; પરન્તુ અમારા વગર ભરતને રાજાને અને પ્રજાને મહાકષ્ટ થશે. એ બાબતનો બહુ શોચ થાય છે.[1] ૬૩

* સર્પ જો છછુંદરને મૂકી દે તો આંધળો થઇ જાય, અને ખાય તો મરી જાય, પણ જો સર્પ જળનો આશ્રય કરે તો તે પીડાથી મુક્ત થાય છે. તેમ અહિ કૌસલ્યાજી ધર્મનો આશ્રય કરવાથી એ પીડામાંથી મુક્ત થશે.

૧ રામચન્દ્રજીએ કહ્યું કે પિતાએ વન દીધું અને મંત્રીના પુત્રે કૈકયીનુ પણ નામ લીધું તે ઉપર કૌસલ્યાજી કહે છે.

जो केवल पितु आयसु ताता, तो जनि जाहु जानि बडि माता ।
जो पितु मातु कहै वन जाना, तौ कानन शत अवध समाना ॥
पितु बनदेव मातु बनदेवी, खग मृग चरणसरोरुह सेवा ॥
अन्तहु उचित नृपहि वन बासु, बय विलोकि हिय होत हरासू ॥
बड भागीवन अवध अभागी, जो रघुवंश तिलक तुम त्यागी ॥
जो सुत कहा संग मोहिं लेहू, तुम्हरे हृदय होई संदेहू ॥
पुत्र परमप्रिय तुम सब हीके, प्राणप्राणके जीवन जीके ॥
ते तुम कहहु मातु बन जाऊं, मैं सुनि वचन बैठि पछिताऊं ॥

હે પુત્ર ! જો વનમાં જવાની કેવળ તમારા પિતાનીજ આજ્ઞા હોય, તો હું કે જે તમારી માતાછું, તેની આજ્ઞાને પિતાની આજ્ઞા કરતાં અધિક જાણીને વનમાં જાઓ નહિ. પણ જો કદાચ તમારા પિતાએ તથા માતા કૈકેયી એ બન્નેએ મળીને વનમાં જવાની આજ્ઞા આપી હોય, તો તે વનને સો અયોધ્યાના સમાન સમજો + ૧ વનમાં વનદેવ પિતાના સદૃશ તમારૂં સંરક્ષણ કરશે, અને વનદેવી માતાના સમાન તમારૂં વનમાં સંરક્ષણ કરશે. અને પશુઓ તથા પક્ષીઓ તમારાં ચરણકમલનાં સેવક થઇને રહેશે. રાજાને તો અન્તે વૃદ્ધાવસ્થામાં વનવાસજ યોગ્ય છે. પરન્તુ તમારી તરૂણાવસ્થા નિરખીને મારૂં મન ગભરાય છે. ૨ હે રઘુવંશના તિલકરૂપ પુત્ર ! વનને હું ભાગ્યશાળી સમજું છું; કારણ કે ત્યાં તમે પધારશો. અને અયોધ્યાને હું અભાગણી સમજું છું કે જેનો તમે ત્યાગ કરશો. પુત્ર! હું કદાચ તમને કહું કે, 'મને સાથે લઇ જાઓ' તો તમારા મનમાં સન્દેહને જન્મ મળશે. કે સ્ત્રીએ તો સર્વદા પતિનીજ સેવા કરવી જોઇએ. પુત્રની સાથે કેમ જવાય, જેથી હું તો કાંઇ કહી શકતીજ નથી. ૩ હે પુત્ર ! તમે કે જે કેવળ મનેજ નહિ પણ સર્વને પ્રાણ કરતાં પણ વિશેષ પ્રિયછો. પ્રાણના પણ પ્રાણરૂપ છો, અને સર્વજીવોના પણ જીવનરૂપ છો. તે તમે કહોછો કે–માતા ! 'હું વનમાં જાઉં છું" અને હું એ વચન શ્રવણ કરી પસ્તાવો કરૂંછું અને શરીરનો ત્યાગ કરતી નથી, એ કેવી વાત છે. મારે તો આ સમયમાં મરવુંજ જોઇએ.

+ કેમકે ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે–માતા પિતાના કરતાં અધિકછે. જેમ કે '**पितुर्दश गुणामाता, गौरवेणातिरिच्यते**' પિતાથી માતાનુ ગૌરવ દશગણું વિશેષ છે. અહિં કૌસલ્યાજીએ પોતાની આજ્ઞા કરતાં કૈકેયીની આજ્ઞાને વિશેષ જણાવી છે પોતાની માતાના કરતાં વિમાતાની આજ્ઞા પ્રબળ છે, જેમ કે–'**मातुर्दशगुणा मान्या, विमाता धर्म भीरुणा**'

दोहा०—यह बिचारि नहिं करउँ हठ, झूठ सनेह बढाइ ॥
मानि मातुके नात बलि, सुरति बिसर जनि जाइ ॥ ६४ ॥

હું પસ્તાયા કરીશ પણ મરવાની નથી, એવો વિચાર કરી 'મોટો' [1] સ્નેહ દર્શાવીને સાથે આવવાનો દુરાગ્રહ કરતી નથી, પરન્તુ એટલી અરજ કરૂં છું કે—માતાના નાતાને બળવાન્ ગણીને મારૂં કદિપણ સ્મરણ વિસારજો માં. ૬૪

चौ०—शुक्र सोम रवि धनद यमादिक, रक्षा करहि तुम्हारि अनादिक ॥
राम दंडकारण्य निवासी, तुमहि देहि ये सब सुखरासी ॥
अग्नि वायु अरु धूमपुनीता, ऋषिमखच्युत सबमंत्रविनीता ॥
तुमहि आचमन करत सदाही, रक्षा करहि राम बलिजाहीं ॥
सर्वलोक प्रभु सबजगकारी, विधि ऋषिगण सब जे असुरारी ॥
बनवासी रघुनंदन तोही, पालही कृपा करहि यह मोहीं ॥
ऋतु सागर श्रुति द्वीपरु लोका, दिशा आदि तुमकाहि विशोका ॥
करहिं राम अरु नाना मंगल, देहि बहुरि तब मिटहिं अमंगल ॥
यह कही सुत शिर अक्षत शेषा, जननी करि कीन्हो शुभवेषा ॥
चंदनादि सब गंध लगाये, राम माथ महँ अतिमनभाये ॥

કૈસલ્યાજી કહેવા લાગ્યાં કે—હે રામ! શુક્ર, ચન્દ્ર, સૂર્ય, કુબેર અને યમાદિક્ સર્વ અનાદિ દેવતાઓ તમારી રક્ષા કરજો. હે રામ! જે કોઈ દંડકારણ્યમાં રહેનારા છે, તે સર્વ તમને સુખોના સમૂહ દેજો. ૧ અગ્નિ,વાયુ, યજ્ઞોનાં પવિત્ર ધૂમાડા અને ઋષિયોના મુખોમાંથી નિકળેલા સર્વ શુભ ઉપદેશવાળા વેદમંત્રો, સર્વદા આચમન કરવાના સમયમાં તમારી રક્ષા કરજો હે પુત્રરામ! બલિહારી જાઉં. ૨ સર્વ જગતના સ્વામી, જગતના કર્ત્તા-બ્રહ્મા, સર્વ ઋષિગણો અને સર્વ દેવતાઓ હે રામચન્દ્ર! વનવાસ કરવાના સમયમાં એ સર્વ તમારી રક્ષા કરજો અને તેઓ તમારૂં સંરક્ષણ કરવારૂપ મારા ઉપર કૃપા કરજો.૩ છ ઋતુઓ, સાત સમુદ્રો, ચાર વેદો, સાત દ્વીપો, ત્રણલોક અને દશે દિશાઓ—આદિ તમને શોક રહિત કરજો. અને અનેક પ્રકારનાં મંગળને આપજો અને અમંગળોનો વિનાશ કરજો. ૪ આ પ્રમાણે વચનો કહીને કૈસલ્યામાતાએ પુત્ર શ્રી રામચન્દ્રજીના શિર ઉપર અક્ષત છાંટયા. શેષા દીધી, અને પછી શુભવેષ ધારણ કરાવીને શ્રી રામચન્દ્રજીનાં સુન્દર અંગો ઉપર ચંદન આદિ સર્વ સુગંધો પ્રેમ પૂર્વક લગાવ્યા. ૫

[1] મોટો સ્નેહ એ માટે કહ્યો કે—વનગમન સાંભળ્યા છતાં પણ હૃદય ન ફાટી ગયું.

दोहा०—बांध औषधिं भुजनमें, देवी देव मनाय ॥
बिदा किये रघुवंशमणि, दशा कही नहिं जाय ॥ ६५ ॥

કૌસલ્યાજીએ આ સમય દેવતાઓને મનાવીને ભુજાઓ ઉપર મૂર્છા તથા જયમ વિગેરેને દૂર કરનારી ઔષધીયોને બાંધી દઈને, શ્રી રામચન્દ્રજીને વિદાય કરયા. આ સમયની કૌસલ્યાજીની દશાનું વર્ણન પણ કરી શકાય તેમ નથી. (અહિ ક્ષેપક પૂર્ણ થયું.) ૬૫

चौं०—देव पितर सब तुमहि गुसाँई, राखहिं नयनपलककी नाँई ॥
अवधिअम्बु प्रिय परिजन मीना, तुम करुणाकर धर्मधुरीना ॥
अस विचारि सोइ करहु उपाई, सबहि जियत जेहि भेटहु आई ॥
जाहु सुखेन बनहिं बलिजाऊं, करि अनाथ जन परिजन गाऊं ॥
सबकर आजु सुकृतफल बीता, भये कराल काल बिपरीता ॥
यहिविधि विलपि चरण लपटानी, परम अभागिनि आपुहि जानी ॥
दारुण दुसह दाह उर व्यापा, बरणि न जाइ विलाप कलापा ॥
राम उठाय मातु उर लावा, कहि मृदुवचन बहुत समुझावा ॥

હે પુત્ર ! દેવતા અને પિતૃઓ તમને જેમ પાંપણો નેત્રાની રક્ષાકર છે, તે પ્રમાણે તમારૂં સંરક્ષણ કરશે. તમારા વનવાસની ચૌદવર્ષની અવધિ જળરૂપ છે. અને તમારાં પ્યારાં પરિજનો માછલારૂપ છે. તમે કરૂણાની ખાણયછો, અને ધર્મને ધારણ કરનારાછો, આશય એ છે કે—તમારો જનપાલન ધર્મ છે તેને ભૂલશો નહિ. ૧ આ પ્રમાણે વિચાર કરીને ઉપાય કરો, કે જેથી સર્વના એટલે પ્યારાં પરિજનો જીવતાં હોય તેટલામાંજ આપ આવીને તેને મળો, જળ વગર જેમ માછલી જીવતી નથી, તેમ તમારી ચૌદ વર્ષની અવધિરૂપ જળ થઈ રહેતાં સર્વ પ્રિયજન મરણ તુલ્ય થઈ જશે. આ સર્વ બાબતનો વિચાર કરી સુખ પૂર્વક વનમાં વસો. ૨ સર્વનાં સુકૃતોનું પુણ્યફળ આજે વ્યતીત થઇ ગયું. અને ઉલટો વિપરીત ઘોરકાળ થઇ ગયો. માતા કૌસલ્યાજી અનેક પ્રકારે વિલાપ કરીને ચરણોમાં વળગી પડયાં અને પોતાને પરમ અભાગણી માનવા લાગ્યાં. ૩ હૃદયમાં કઠિનદાહ થવા લાગ્યો. ૩ હૃદયમાં દારૂણ અને દુસ્સહદાહ વ્યાપતાં તેમણે જે જે અનેક વિલાપો કરયા, તેનું વર્ણન પણ થઇ શકતું નથી. માતાની આવી પરમશોચનીય સ્થિતિ નિહાળીને શ્રી રામચન્દ્રજીએ માતાને ઉઠાડીને હૃદય સાથે લગાવ્યાં. અને વળી પણ કોમળ વચનો કહીને સમજાવ્યાં. ૪

દોહા૦—સમાચાર તેહિ સમય સુનિ, સીય ઉઠી અકુલાય ॥
जाइ सासु पदकमलयुग, बन्दि बैठि शिरनाय ॥ ९६ ॥

તે સમય આ સમાચાર શ્રવણ કરી જાનકીજી વ્યાકુલ થઇને ઉઠયાં. અને સાસુના સમીપમાં જઇ ચરણોમાં પડી, મસ્તક નમાવીને બેઠાં, વિપત્તિ વેળાએ મર્યાદા રહેતી નથી. તેથી પતિના સન્મુખ સાસુ પાસે ગયાં. ૯૬

चा०—दीन्ह असीश सासु मृदुबानी, अति सुकुमारि देखि अकुलानी ॥
बैठि नमितमुख सोचति सीता, रूपराशि पतिप्रेमपुनीता ॥
चलन चहत बन जीवननाथा, कवन सुकृतसन होइहि साथा ॥
की तनु प्राण कि केवल प्राणा, विधि करतब कछु जात न जाना ॥
चारु चरणनख लेखति धरणी, नूपुर मुखर मधुर कवि बरणी ॥
मनहुँ प्रेमबश बिनती करहीं, हमहिं सीयपद जनि परिहरहीं ॥
मंजु विलोचन मोचति बारी, बोली देखि राममहतारी ॥
तात सुनहु सिय अति सुकुमारी, सासु श्वसुर परिजनहिं पियारी ॥

સાસુએ કોમલ વાણીથી તેને આશીષ આપી અને તેને અધિકસુકુમારી જોઇને સીતા પતિ સાથે જવા વિચાર રાખે છે એનો અભિપ્રાય જાણીને કોસલ્યાજી વ્યાકુલ થઈ ગયાં. રૂપના સમૂહરૂપ અને પતિ ઉપરના પ્રેમને લીધે, મહાપવિત્ર સીતાજી મુખ નમાવીને વિચાર કરવા લાગ્યાં કે–૧ ‘ જીવનના નાથ રઘુનાથ તો વનમાં જવા ઇચ્છે છે. તો કયાં સુકૃતોથી, સાથે જવાનું થશે, શું શરીર અને પ્રાણ કેવળ પ્રાણથી રઘુનાથનો સાથ થશે ? વિધાતાનું કર્ત્તવ્ય કાંઇ પણ જાણવામાં આવતું નથી. આશય એ છે કે–જો પ્રાણનાથ સાથે લઈ જશે તો તો શરીર સહિત સાથે જઇશ. અને જો કદાચ સાથે નહિ જાય તો કેવળ પ્રાણજ સાથે જશે, શરીર ત્યાગી દઇશ. એ માટે કહે છે કે બે સુકૃતી છે કે એક. ૨ આવા વિચાર કરી સીતાજી સુન્દર ચરણોના નખોથી પૃથ્વિવીને તેઓ ખોતરવા લાગ્યાં. તેથી પગમાં પેહેરેલાં ઝાંઝરનો જે મધુર શબ્દ થતો હતો, તેનું કવિયોએ આ પ્રમાણે વર્ણન કરેલ છે નખથી પૃથિવીને ખોતરવી એ શોચમુદ્રા છે, અથવા પૃથિવી ઉપર નખથી ખોતરવાનો ભાવ એ છે કે, જ્યારે મોટું સંકટ આવે ત્યારે દીકરી માતાને સૂચના આપે છે. જાનકીજી સાસુ અને પતિના સંકોચથી કાંઇ પણ બોલી શકતાં નથી તેથી લખીને પૃથિવી જે પોતાની માતા છે તેને જણાવે છે. વા રાઘવને જણાવેછે કે મને સાથે લઇ જાઓ, નહિ તો પૃથિવીમાં પ્રવેશ કરીશ. તે સમય

જાનકીજીનાં ચરણોનાં ઝાંઝરાંનો જે શબ્દ થાય છે, તે જાણે જાનકીજીના ભૂષણો જાનકીજીને વિનતિ કરેછે કે-તમે જો કદાચ વનમાં રઘુનાથજીની સાથે જશો તો અમે તમારાં ચરણોનો ત્યાગ કરીશું નહિ. ૩ સીતાજીનાં ઉજ્વળ નેત્રોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. એ નિરખીને રામચન્દ્રજીની માતા કૌસલ્યાજી બોલ્યાં કે-'હે રઘુનાથ! જાનકી અત્યંત સુકુમારી છે. અને સાસુ સસરાને તથા આપણાં કુટુંમ્બિયોને અત્યંત પ્યારી છે. ૪

दोहा–पिता जनक भूपालमणि, श्वसुर भानुकुलभानु ॥
पति रविकुलकैरवविपिन, विधु गुण रूपनिधानु ॥ ६७ ॥

રાજાઓના શિરોમણિ જનક રાજા જેના પિતા છે, સૂર્યવંશમાં સૂર્ય રૂપ મહારાજા જેના સસરા છે, એ સૂર્યવંશરૂપી કૈરવોના વનને પ્રફુલિત-કરવામાં ચન્દ્રની ઉપમા ધરાવનારાં તથા ગુણોના અને રૂપના નિધાનરૂપ આપનાં પત્ની છે, ૬૭

चौ०–मैं पुनि पुत्रवधू प्रिय पाई, रूपराशि गुणशीलसुहाई ॥
नयनपूतरि इव प्रीति बढाई, राखहुँ प्राण जानकिहि लाई ॥
कलपबेलि जिमि बहुविधि लाली, सींचि सनेहसलिल प्रतिपाली ॥
फूलत फलत भयउ विधि बामा, जानि न जाइ काह परिणामा ॥
पलँग पीठ तजि गोद हिंडोरा, सिय न दीन पगु अवनि कठोरा ॥
जिवनमूरि जिमि जुगवति रहेऊं, दीपबाति नहिं टारन कहेऊं ॥
सो सिय चहति चलन वन साथा, आयसु काह होय रघुनाथा ॥
चन्द्रकिरणरसरसिक चकोरी, रविरुख नयन सकै किमि जोरी ॥

રૂપનાં સમૂહરૂપ અને ગુણોથી તથા શીળથી શોભી રહેલાં આ સીતા જ્યારથી મારાં પ્રિયવધૂ થયાં છે, ત્યારથી મેં તેને નેત્રની કીકી જેવાં ગણીને એમને પાળ્યાં છે અને પ્રાણ સમાન રાખ્યાં છે. ૧ જેમ ઘણા પ્રકારે પ્યાર કરીને રાખેલી તથા સ્નેહ પૂર્વક જળ સીંચીને ઉછેરેલી કલ્પવૃક્ષની લતા પુષ્પિત થઇને ફળ દેવાને જ્યારે લાયક થાય, તે સમયમાં દૈવ વિપરીત થઇ જાય, તેમ સીતાના ફલિત થવાના સમયમાં મને પણ દૈવ વિપરીત થયેલ છે, દૈવ શું કરવા ધારે છે, એ કોઇના પણ જાણવામાં આવતુંજ નથી. ૨ આજ પર્યંત પલંગ, સિંહાસન, ખોળો કે હીંડોરાખાટ એઓને છોડીને સીતાએ કઠોર પૃથિવીના ઉપર પગ પણ મૂકયો નથી. અને જેમ જીવન મૂડીને વા સંજીવની ઔષધીને સંભાળવામાં આવે, તેમ સીતાની સંભાળ કરતી

રહુંછું. અને મેં દીવાની વાટ સમારવા સરખું પણ કામ કહ્યું નથી. ૩ હે રામચન્દ્રજી ! તે જાનકી વતમાં સાથે આવવા વિચાર રાખે છે. તમારી શું આજ્ઞા છે. ? તે કહો. ચન્દ્રની કિરણોના રસમાં રૂચિ ધરાવનારી ચકોરી, સૂર્યની રૂક્ષકિરણોની સાથે નજર પણ શી રીતે કરી શકે ? ૪

दोहा०—करि केहरि निशिचर चरहिं, दुष्ट जंतु बनभूरि ॥
विषवाटिका कि सोह सुत, सुभग सजीवनमूरि ॥ ६८ ॥

વનની અંદર હાથિયો, સિંહો, રાક્ષસો અને દુષ્ટ ઘાતકી પ્રાણિયો અનેક જાતિનાં ફર્યાંજ કરે છે. એ માટે હું કહુ છું કે એવા વનમાં સીતા પંથ કરવા લાયક નથી. હે પુત્ર ! શું ઝેરી ઝાડોની વાડીમાં સુંદર સંજીવન મૂળી જરા પણ શોભા પ્રાપ્ત કરશે કે ? કદાપિ નહિ શોભે, માટે તેવા સ્થળમાં તેને દાખલ કરવીજ ઘટિત નથી. ૬૮.

चौ०—बनहित कोल किरात किशोरी, रची विरंचि विषयसुख भोरी ॥
पाहनकृमि जिमि कठिन सुभाऊ, तिनहिं कलेश न कानन काऊ ॥
की तापसतिय कानन योगू, जिन तपहेतु तजे सबभोगू ॥
सिय बन बसिहि तात केहि भाँती, चित्रलिखित कपि देखि डराती ॥
सुरसार सुभग बनज दनचारी, डाबर योग कि हँसकुमारी ॥
अस विचारि जस आयसु होई, मैं शिख देउ जानकिहि सोई ॥
जौं सिय भवन रहै कहँ अम्बा, मोकहँ होइ प्राणअवलम्बा ॥
सुनि रघुवीर मातुप्रियबानी, शीलसनेहसुधा जनुसानी ॥

હે પુત્ર ! વનને લાયક તો વિધાતાએ કોળીઓની અને ભીલોની કીશોરીઓ ( તરૂણાવસ્થાવાળી સ્ત્રીઓ ) નેજ પૈદા કરેલી છે કે જે વિષયસુખને બિલકુલ જાણતીજ નથી. પત્થરના કીડાઓ ( સાપ વીંછી આદિ ) ના સમાન જેઓ ( કોળી ભીલો ) નો કઠીણ સ્વભાવ હોય તેઓને તો વનમાં કોઇપણ તરેહનું દુઃખ થતુંજ નથી અર્થાત્ તે વનવાસીઓને વનમાં કિંચિત્ માત્ર પણ કલેશ થતો નથી પણ ઉલટો આનંદ થાય છે. પરંતુ સીતા સુકોમળ હોવાથી એને તે કલેશ સહન થઇ શકશેજ નહિ. કાંતો કોળી ભીલોની સ્ત્રીઓ વનવિહારનેયોગ્ય છે અને કાંતો તપસ્વિની સ્ત્રીઓ વનવાસના લાયક છે; કેમ કે જેઓએ તપ કરવાને માટેજ સમસ્ત ભોગો ત્યજી દીધેલા છે. હે પુત્ર ! સીતા વનમાં શી રીતે નિવાસ કરી શકશે ? કે જે ચિત્રમાં આ

લેખેલા વાનરથી પણ બીહે છે. માન સરોવરના સુંદર કમળ વનમાં વિહાર કરનારી હંસિની શું ગંદા તલાવડાના કાંઠે વિહાર કરવા યોગ્ય થઇ શકશે? કદાપિ નહિ! આ વાતનો વિચાર કરી મને જેમ કહ્યો તેમ હું સીતાને શીખામણ દઉં. હું તો કહું છું કે જો સીતા ઘેરજ રહે તો મને પણ કિંચિત્ પ્રાણ રાખવાને આલંબન મળે. માતાજીની જાણે સ્વભાવિક શીળ સ્નેહરૂપ અમૃતમાં ભીંજવેલી સરખી કોમળ વાણીને શ્રવણ કરીને પ્રભુ બોલ્યા:—

दोहा०—कहि प्रियबचन विवेकमय, कीन्ह मातु परितोष ॥
लगे प्रबोधन जानकिहिं, प्रगट विपिनगुणदोष ॥ ६९ ॥

વિવેકસહ પ્રિય વચન કહી માતાજીને સંતુષ્ટ કર્યા અને પછી વનના ગુણદોષ પ્રકટપણે કહીને સીતાને સમજાવવા લાગ્યા. ૬૯.

चौ०—मातुसमीप कहत सकुचाहीं, बोले समयसमुझि मनमाहीं ॥
राजकुमारि सिखावन सुनहू, आनभाँति जिय जनि कछु गुनहू ॥
आपन मोर नीक जो चहहू, बचन हमार मानि गृह रहहू ॥
आयसु मोर साससेवकाई, सबबिधि भामिनि भवनभलाई ॥
इहिते अधिक धर्म नहिं दूजा, सादर साससमुरपदपूजा ॥
जबजब मातु करिहिं सुधि मोरी, होइहि प्रेमबिकल मति भोरी ॥
तबतब तुम कहि कथा पुरानी, सुंदरि समुझायेहु मृदुबानी ॥
कहौं सुभाव शपथशत मोही, सुमुखि मातुहित राखौं तोही ॥

જો કે માતુશ્રીના સન્મુખ બોલતાં સંકોચાતા (શરમાતા) હતા તદપિ મનમાં વિપત્તિનો સમય વિચારી પ્રભુએ કહ્યું કે, હે રાજકુમારી[1]! જે હું કહું છું તે મારી શીખામણ સાંભળો; કેમ કે તે શીક્ષા શ્રવણ કરવાથી પરમધર્મ અને પરમહિત જળવાશે. પરંતુ તે શ્રવણ કરીને એવો વહેમ ન લાવશો કે તમારાપર મારી અરૂચિ છે. જો તમે પોતાનું અને મારૂં ભલું ચાહતાં હો તો મારૂં વચન માન્ય કરી ઘેરજ રહો, કે જેથી સર્વ પ્રકારે લાભજ છે. મારી તો એ આજ્ઞા છે કે, ઘેર રહી સાસુની સેવા કરો. હે ભામિની! ઘેર રહેવામાંજ સર્વ પ્રકારે તમારૂં ભલું થશે. આદર પૂર્વક સાસુ સસરાના ચરણ કમળની સેવા કરવા ઉપરાંત અન્ય કોઇ શ્રેષ્ઠ ધર્મ નથી. હે સુંદરી! જ્યારે જ્યારે માતુશ્રીજી મને યાદ કરી પ્રેમવ્હેલાં બની મહા

૧ રાજકુમારી કહેવાનો આશય એજ કે, રાજા મહાન્ ધૈર્યધારી હોય છે, તેની તમે પુત્રી છો માટે ધૈર્યતા ધારણ કરવુંજ યોગ્ય છે.

વ્યાકુળ થયાં કરશે ત્યારે ત્યારે તમે કોમળ વાણીથી જૂના જમાનાના ઇતિહાસો કહીને તેમને સમજાવી હિંમત આપજો. હું સો સોગંદ ખાઇને આ વાત બનાવીને ન કહેતાં સ્વાભાવિક્ પણે કહુંછું કે હે સુંદર મુખવાળાં! માત્ર માતુશ્રીનાજ આલંબન માટે તમને ઘેર રાખુંછું, નહિ કે અન્ય કોઈ કારણને લીધે રાખુંછું.

**दोहा०—गुरुश्रुतिसंमत धर्मफल, पाइय बिनहिं कलेश ॥**
**हठवश सब संकट सहे, गालव नहुष नरेश ॥ ७० ॥**

જો તમે મારૂં કહ્યું માન્ય કરી ઘેર રહી સાસુ સસરાની સેવા કરશો તો વિના મહેનતે ગુરૂજન અને વેદો સંમત જે ધર્મ છે તેનું ફળ પ્રાપ્ત કરશો. અને જો હઠ કરશો તો તો ગાલવ ઋષિ[1] અને નહુષ રાજાની પેઠે દુઃસહ દુઃખ પામશો. ૭૦

**चौ०—मैं पुनि करि प्रमान पितुबानी, बेगि फिरब सुनु सुमुखि सयानी ॥**
**दिवसजात नहिं लागहिं बारा, सुंदरि सिखवनु सुनहुँ हमारा ॥**
**जो हठ करहु प्रेमवश बामा, तौ तुम दुख पाउव परिणामा ॥**
**कानन कठिन भयंकर भारी, घोरघाम हिम बारि बयारी ॥**
**कुश कंटक मग कंकर नाना, चलब पयादेहि बिनुपदत्राना ॥**
**चरणकमल मृदुमंजु तुम्हारे, मारग अगम भूमिधर भारे ॥**
**कन्दर खोह नदी नद नारे, अगम अगाध न जाहिं निहारे ॥**
**भालु बाघ वृक केहरि नागा, करहिं नाद सुनि धीरज भागा ॥**

હે સુમુખી! સાંભળ હું પણ પિતાશ્રીની આજ્ઞા વચનને પ્રમાણ કરી (અવધી પૂર્ણ થયે) પાછો તરત ફરીશ. દિવસો જતાં વાર લાગશે નહિ. હે સુંદરી! માટે મારી શીખામણને પ્રમાણ કરો. અને જો સ્ત્રી સ્વભાવને અનુસરી પ્રેમવશ હઠજ કરશો તો હે વામા! પરિણામમાં તમો દુઃખજ પામશો; કેમકે વન મહાકઠીન અને ભારે ભયંકર હોય છે કે જેમાં આકરો તાપ, જબરી ટાઢ અને હવા બહુજ ઠંડી હોય છે એથી તાપ ટાઢ વર્ષા અને પવનથી બહુજ વન દુઃખદ ભયકારી હોય છે. રસ્તામાં ડાભકાંટા કાંકરા વગેરે બહુજ તીક્ષ્ણ હોય છે તેવા માર્ગમાં ઉઘાડે પગે ચાલવું પડશે ને તમારા પગો તો ઉજ્વલ કમલપત્ર સમાન અતિકોમળ અને મનોહર છે, તેમ વળી અજાણ્યો અને જ્યાં કોઈ જઇ ન શકે તેવા મા-

---

૧ ૨ આ બન્ને મહાપુરૂષોની કથા મહાભારતના વનપર્વમાં છે.

ગેમાં બહુ ઊંચા અને મોટા પર્વતો છે તે ઉપર ચડવું અને ઉતરવું પડે છે. ગુફાઓ અને ખીણો ઘણી ઊંડી અંધારી હોય છે. નદિઓ, નદો તથા નાળાંઓ દુર્ગમ અને ગહન છે કે જે આંખેથી જોયાં પણ જતાં નથી. વળી તેમાં રીંછ, વાઘ, નાહર, સિંહ અને હાથી વગેરે ક્રૂર પ્રાણિયો એવી તો શબ્દ ગર્જના કરે છે કે જેને સાંભળતાંજ મોટા ધૈર્યવાનોની ધૈર્યતા પણ છૂટી જાય છે.

दोहा०—भूमिशयन बलकलबसन, अशन कंदफलमूल ॥
ते कि सदा सबदिन मिलहिं, समयसमयअनुकूल ॥ ७१ ॥

પૃથિવીપર તો સૂવું પડશે, પહેરવામાં માત્ર વલ્કલ ( ભોજ પત્રાદિનાં ) વસ્ત્રો અને ખાવા માટે ફક્ત કંદમૂળ તે પણ શું હમેશાં મળવાનાં સમય સમયના અનુસાર મળશે, વખતે ન પણ મળે. ૭૧

चौ०—नरअहार रजनीचर करहीं, कपटवेष बिधिकोटिनि धरहीं ॥
लागै अति पहारकर पानी, बिपिनबिपति नहिं जाइ बखानी ॥
ब्यालकराल बिहग बन घोरा, निशिचरनिकर नारिनर चोरा ॥
डरपहिं धीर गहन सुधि आए, मृगलोचनि तुम भीरु सुहाए ॥
हंसगवनि तुम नहि बनयोगू, सुनि अपयश दैंहहिं मोहि लोगू ॥
मानससलिल सुधा प्रतिपाली, जियकी लवण पयोधि मराली ॥
नव रसालबन बिहरणशीला, सोह कि कोकिल बिपिनकरीला ॥
रहहु भवन अस हृदयविचारी, चंद्रवदनि दुख कानन भारी ॥

વનમાં રાક્ષસો કેઈ પ્રકારના કપટ વેષો બનાવીને ફરે છે અને મનુષ્યોને ખાઈ જાય છે. વળી પાહાડોનું પાણી લાગવાથી જે અનેક રોગો પૈદા થાય છે તે પાણી પીવું પડશે. વનની વિપત્તિઓ એવી તો ભયંકર છે કે જેનું વર્ણન પણ થઇ શકે તેવું નથી. વનમાં અનેક પ્રકારનાં વિકરાળ સાપો અને મહાઘોર પક્ષીઓ દૃષ્ટિગોચર થાય છે. રાક્ષસો સ્ત્રી અને પુરૂષોનું હરણ કરી જાય છે, કિંવા તે વન રાક્ષસોના સમૂહથી ભરેલ છે ને તેમાં નરનારી કોળી ભીલ વગેરે સર્વ ચોર ઠગ નિવાસ કરે છે. જ્યારે એ વનનું સ્મરણ થાય છે ત્યારે મહાન્ ધીર પુરૂષો પણ ડરે છે તો હે મૃગલોચની! તમે તો સ્વાભાવિક રીતે પણ બીકણછો જેથી ત્યાં તમારી શી ગતિ થાય તેનો વિચાર કરો. હે હંસગામિની! તમે વનવિહારને યોગ્ય નથી. તમને વનમાં લઇ જઉં, તો તે વાત સાંભળી સર્વ લોકો મને

અપયશ હશે. જે હંસિની માનસરોવરના અમૃત જળથી ઉછરેલી તે શું ખારા સમુદ્રના કિનારે જીવી શકે કે? શું નવીન આંબાઓના વનમાં વિહાર કરનારી કોયલડી કેરડાઓના જંગલમાં શોભા પામશે કે? માટે આ સર્વ વાતોનો હૃદયમાં વિચાર કરીને હે ચંદ્રવદની! તમે તો ઘેરજ રહો; કેમકે વનમાં મોટાં મોટાં દુઃખો છે.

दोहा०–सहजसुहृद गुरु स्वामिशिख, जो न करै शिरमानि ।
सो पछिताइ अघाइउर, अवशि होइ हितहानि ॥७२॥

જે મનુષ્ય સહજ મિત્ર, ગુરૂજન અને સ્વામી એઓની શિક્ષાને હિતકારી જાણીને શિરોધાર્ય ન કરે તે પછી અન્છે અવશ્ય પસ્તાય છે અને તેના હિતની પણ જરૂર હાનિ થાય છે. ૭૨

चौ०–सुनि मृदुवचन मनोहर पियके, लोचन ललित भरे जल सियके ॥
शीतलशिख दाहक भइ कैसें, चकइहिं शरदचांदनी जैसें ॥
उतर न आव विकल बैदेही, तजन चहत मोहि परमसनेही ॥
बरवश रोकि बिलोचनवारी, धरि धीरज उर अवनिकुमारी ॥
लागि सासपद कह करजोरी, क्षमब देवि बडि अविनय मोरी ॥
दीन्ह प्राणपति मुहि शिखसोई, जेहि बिधि मोर परमहित होई ॥
मैं पुनि समुझि दीख मनमाहीं, पियवियोगसम दुख जग नाहीं ॥

આવાં કોમલ અને મનહર પ્રિયતમનાં વચનો શ્રવણ કરીને કમલ સરખાં નેત્રો આંસુઓથી ભરાઇ આવ્યાં. જેમ ચકવીને શરદચંદ્રની શીતલ ચાંદની પણ બળતરરૂપ થાય છે, તેમ શ્રી રામચન્દ્રજીની શીતલ શિખામણ પણ સીતાજીને પરિતાપકારી થઇ. પતિનાં વચન સાંભળી સીતાજી વિહ્વલ થઉ ગયાં, મ્હોંડેથી કશુ પણ બોલી શકયાં નહિ; કેમકે જેમના મનમાં એવો ભાસ થયો કે શૂચિપરમ સ્નેહી સ્વામી શ્રી રામચંદ્રજી મને મૂકીને વનમાં જવા ઇચ્છે છે. બન્ને નેત્રોના વહેતા જલને પરાણે (આંસુને) રોકી હૈયામાં ધીરજ ધારણ કરી પૃથવી પુત્રી[1] સીતાજી સાસુને પગે લાગી હાથ જોડીને બોલ્યાં કે હે માજી! હું આપની રૂબરૂ પતિની સાથે સંભાષણ કરૂં છું એ મારા મ્હોટા અવિનયને ક્ષમા કરજો; પરંતુ મને મારા પ્રાણનાથે જે હિતશિક્ષા આપી છે કે તેથી મારૂં પરમ હિત થાય તેમ

૧ અવની કુમારી કહેવાનો આશય એ છે કે તે પૃથિવીની પુત્રી છે જેથી તેમાં પૃથિના જેવી ધીરજ છે

છે, પણ મેં મારા મન સાથે વિચાર કરી જોયો, તો પતિના વિયોગ સરખું સ્ત્રીને સંસારમાં બીજું અધિક દુઃખ છે જ નહિ. આ પ્રકારે સીતાજી સાસુને સમજાવી પછી મહા વિનયપૂર્વક પતિદેવને કહેવા લાગ્યાં કે,—

**दोहा०—प्राणनाथ करुणायतन, सुंदर सुखद सुजान ॥**
**तुमबिनु रघुकुलकुमुदबिधु, सुरपुर नरकसमान ॥ ७३ ॥**

હે પ્રાણનાથ! હે કરૂણાના નિવાસરૂપ! હે સુંદર! હે સુખદેનારા! હે સુજાણ! હે રઘુકુળરૂપી પોયણાંને વિકસ્વર કરવામાં ચંદ્રરૂપ સ્વામી! આપના વિના તો મારે સ્વર્ગ પણ નરક સમાનજ છે અર્થાત્ અહિ સ્વર્ગ સરખાં સુખોમાં રહેતાં છતાં આપ વિયોગથી તે નરકનાં દુખો સમાનજ દુઃખદાયક જણાશે. ૭૩

**चौ०—मातु पिता भगिनी प्रिय भाई, प्रिय परिवार सुहृद समुदाई ॥**
**सास ससुर गुरु सुजन सुहाई, सुत सुंदर सुशील सुखदाई ॥**
**जहँलगि नाथ नेह अरुनाते, पियबिनु तियहिं तरणितें ताते ॥**
**तनु धन धाम धरणि पुरराजू, पतिविहीन सब शोकसमाज ॥**
**भोग रोगसम भूषणभारू, यमयातनासरिस संसारू ॥**
**प्राणनाथ तुमबिनु जगमाहीं, मोकहँ सुखद कतहु कोउ नाहीं ॥**
**जियबिनु देह नदी बिनुबारी, तैसेहिं नाथ पुरुषबिनु नारी ॥**
**नाथ सकलसुख साथ तुम्हारे, शरदबिमलबिधुबदननिहारे ॥**

હે કાંત! માતા, પિતા, બ્હેન, વ્હાલાભાઇ, પ્રિયકુટુંબી, સંબંધીઓનો સમૂહ, સાસુ, સસરો, ગુરૂ, સ્વજન, સહાયક, સુશીલ અને સુખદ પુત્રો એ સર્વે જ્યાં સૂધી સ્વામીનો સ્નેહ અને સંબંધી બન્યો રહ્યો હોય ત્યાં સૂધીજ નાતો તથા સ્નેહ રાખે છે, નહિ તો (પતિનો અભાવ કે વિયોગ થતાં) તેઓજ સર્વે ગ્રીષ્મકાળના આકરા સંતાપકારી તાપનાથી પણ અધિક સંતાપે છે સ્ત્રીને, શરીર, ધન, ઘર, જમીન, શહેર અને રાજ્ય એ સર્વે પતિના સંયોગ શિવાય શોકના સમાજ રૂપજ છે પતિ વિના સ્ત્રીને સુખભોગ તો રોગના સમાન, આભૂષણો દાગીના ભારરૂપ અને સંસાર યમયાતના[1] સમાન થઈ જાય છે. હે પ્રાણનાથ! આપના વિના મને આ જગતમાં કોઇ કયાંય સુખદાયક નથી. હે પતિ! જેમ જીવ વિના શરીર અને

---

૧ યમલોકમાં દુઃખ ભોગવવા માટે જે અંગુઠા સમાન શરીર મળે છે તે યમયાતના યમલોકની પીડા કહે છે.

પાણી વગર નદી શોભે નહિ, તેમ નાથ વિના નારી શોભતીજ નથી. હે નાથ ! સમસ્ત સુખતો મને આપના સાથે રહેવાથીજ શરદૃઋતુના ચંદ્રસદૃશ આપનું મુખ નિહાળ્યાથીજ થશે પણ તે વિના સમસ્ત સુખની પ્રાપ્તિ ક્યાંય થનારજ નથી; કેમકે મારાં સકલ સુખોનો આધાર આપ છો, તો આપ સુખાધારનો વિયોગે સુખની પ્રાપ્તિ શી રીતે સંભવે ?

**दोहा०—खग मृग परिजन नगर बन, बलकल बिमल दुकूल ।**
**नाथसाथ सुरसदनसम, पर्णशाल सुखमूल ॥ ७४ ॥**

ભૂમિ ઉપર શયન કરવા વગરેનો ઉત્તર આપતાં સીતાજી કહે છે કે—આપની સાથે રહેવાથી વનનાં પશુ પક્ષીઓ પણ મને પરિજન (પ્રિય પરિવાર) સરખાં જાણીશ, જંગલને શહેર સમજીશ, વલ્કલ વસ્ત્રને નિર્મળ રેશમી વસ્ત્રો ગણીશ અને પર્ણકૂટીને દેવતાઓના સ્વર્ગ સમાન સુખના કારણ રૂપ માનીશ. ૭૪

**चौ०—बनदेवी बनदेव उदारा, करिहैं सास ससुर सम प्यारा ॥**
**कुश किसलय साँथरी सुहाई, प्रभुसँग मंजु मनोज तुराई ॥**
**कंदमूलफल अमियअहारू, अवधसौधसतसरस पहारू ॥**
**छिनुछिनु प्रभुपदकमल बिलोकी, रहिहौं, मुदित दिवसजिमि कोकी ॥**
**बनदुख नाथ कहेउ बहुतेरे, भय बिषाद परिताप घनेरे ।**
**प्रभुवियोग लवलेश समाना, सब मिलि होहिं न कृपानिधाना**
**अस जिय जान सुजान शिरोमनि, लेइये संग मोहि छाँडिय जनि ॥**
**विनती बहुत करौं का स्वामी, करुणामय उरअंतरजामी ॥**

મોટાં ઉદાર વનદેવીઓ અને વનદેવો, મારી સાસુ સસરાની પેઠે સાર સંભાળ કરશે. આપની સાથે રહેવાથી ડાભની અને વૃક્ષોની કોમળ કોંપળોની સુંદર સાથરી મનોહર કામ શય્યા સમાન જણાશે. કંદ મૂળ ફળ એઓ અમૃતના આહાર સમાન જણાશે. પર્વતો અયોધ્યાના સેંકડો રાજમહેલ સરખા લાગશે. જેમ ચકવી દિવસમાં સૂર્યને જોઇ જોઇને ક્ષણે ક્ષણે હર્ષવંત થાય છે, તેમ પ્રભુના ચરણ કમળને પ્રતિક્ષણે નિરખીને હું પ્રસન્નતા પૂર્વક રહીશ. હે કૃપાનિધાન ! આપે વનની અંદર બહુ બહુ દુઃખો બતાવ્યાં અને વાસ્તવિક્ રીતે વનમાં ભય[1] વિષાદ[2] અને સંતાપ[3] વગેરે

૧ करहि मुनि धीरज भागा—એ ભય દર્શાવ્યો છે. ૨ भूमि शयन—વગેરે કરવાની યાતનામાં ખેદ દેખાડ્યો છે. ૩ लागे अति पहारके पानी—એ સંતાપ બતાવ્યો છે.

છે પણ બહુજ. પરંતુ એઓ સર્વ મળીને આપના વિયોગ જન્મ દુઃખની લવલેશ માત્ર પણુ બરાબરી કરી શકનાર નથી, અર્થાત્ એ દુઃખો કરતાં હજારો દરજ્જે આપવિયોગનું દુઃખ મને અધિક જણાયું છે. હે સુજ્ઞ પુરૂષોના શિરોમણિ! આપ આપના મનમાં આ પ્રમાણે જાણીને મને સાથે રાખો. એમ ન થાય કે આપ મને અહિં મૂકીને ચાલ્યા જાઓ. મારો પરિત્યાગ ન કરો. હે સ્વામી! હું આપને વિશેષ શું વિનતી કરૂં, આપ કરૂણામય છો,* અંતર્યામી છો; એટલે સ્હામાના મનની વાતો આપથી કિંચિત્ પણ અજાણી છેજ નહિ.

**दोहा०—राखिय अवध जौं अवधिलगि, रहत जानिअहिं प्रान ॥**
**दीनबंधु सुंदर सुखद, शीलसनेहनिधान ॥ ७५ ॥**

હે દીનબંધુ[1]! હે સુંદર સુખ દેવાવાળા[2]! હે શીળ (સ્વાભાવિક) સ્નેહના[3] નિધાન! જો આપને એમજ પ્રતીતિ હોય કે ચૌદ વર્ષ વનવાસની અવધિ પૂર્ણ થતાં લગી મારા પ્રાણ (ન જતાં કાયમ) રહેશે, તો ભલે મને અયોધ્યામાં (અહિં) મૂકીને પધારો. ૭૫

**चौ०—मोहि मग चलत न होइहिं हारी, क्षणक्षण चरणसरोज निहारी ॥**
**सबहिं भाँति पियसेवा करिहौं, मारगजनित सकल श्रम हरिहौं ॥**
**पाँव पखारि बैठि तरुछाहीं, करिहौं बात मुदित मनहाहीं ॥**
**श्रमकणसहित श्याम तनु देखैं, कहँ दुखसमउ प्राणपति पेखैं ॥**
**सम महितृणतरुपल्लवडासी, पाइ पलोटिहिं सबनिशि दासी ॥**
**बारबार मृदुमूरति जोही, लागहिं तापबयारि न मोही ॥**
**को प्रभुसँग मोहि चितवनिहारा, सिंहवधुहि जिमि शशकसियारा ॥**
**मैं सुकुमारि नाथ बनजोगू, तुमहिं उचित तप मो कहुँ भोगू ॥**

મને માર્ગમાં ચાલતાં ક્ષણે ક્ષણે આપનાં ચરણારવિંદનાં દર્શન થતાં જરી પણ થાક કે કંટાળો જણાશેજ નહિ. હે વલ્લભ! હું સર્વ પ્રકારે (વનમાં) આપની સેવા કરીશ અને રસ્તામાં ચાલવાથી જે આપને શ્રમ થયો હશે તેને દૂર કરી દઇશ. અને સુંદર વૃક્ષોની છાયામાં બેસીને આ-

---

૧ હું દીનછું, તો મને તરછોડી દેવાથી આપ દીનબંધુ કહેવાઓ છો તે બિરૂદને કલંક લાગશે. ૨ આપ સુખ દેનારા છો તો મને સુખ મળવામાં કેમ અડચણ કરો છો? ૩ સહજ સ્નેહના નિધાન છો તો મારા પ્રત્યે કેમ નિસ્નેહતા દર્શાવો છો?

પના પગ પખાળી મનમાં પ્રસન્ન થઇ હું આપને પવન ( પંખો ) કરીશ. હે પ્રાણપતિ ! પરિશ્રમના કારણથી પ્રસ્વેદ બિંદુ સહિત શ્યામ સુંદર શરીરને નિહાળ્યા કરીશ, જેથી મને જરા પણ દુઃખનો વખત ક્યાં જોવામાં આવશે ? ક્યાંય પણ નહિ જોવામાં આવશે ! આ આપની દાસી સમાન-સપાટ જગીન પર ઘાસ અને વૃક્ષોનાં કૂણાં પાંદડાંઓની પથારી કરી આપી આખી રાત્રિ આપના ચરણ ચાંપીશ. અને વારંવાર આપની કોમળ શ્યામ મૂર્તિને નિહાળવાથી મને તડકો કે હવા કિંચિત પણ લાગવાની નથી કિંવા તો મને ઉનો પવન પણ લાગશે નહિ. આપે કહ્યું કે निशिचर निकर नारिमर चोग-રાક્ષસો સ્ત્રીઓનું હરણ કરી જાય છે અને જ્યાં નરનારી ચોર ઠગજ વસે છે, તો તેના ઉત્તરમાં એજ મારી વિનતી છે કે આપની સાથે રહેતી હઇશ એટલે પછી ( આપથી જગત્માં કોણ અધિક બળવાન્ છે કે ) મારા સન્મુખ નજર પણ કરી શકશે ? શું શશલાં અને શિયાળો સિંહની સ્ત્રીની સન્મુખ નજર પણ કરી શકશે કે ? વળી આપે કહ્યું કે, हंसगमनि तुम नांहि वन योगू-હે હંસના સરખી ચાલ ચાલવાવાળી પ્રિયા ! તું વનને લાયક નથી. કેમકે તું સુકોમળ છે. તો તેના પ્રતિ ઉત્તરમાં એજ મારો પ્રશ્ન છે કે-હું સુકોમળ વનને લાયક નથી, તો શું આપ સુકોમળ વનને લાયક છો ? આપને તપ કરવો ઉચિત ( વાજબી ) છે ? અને શું હું ભોગને લાયક છું ? જો આપ તપને લાયક છો તો હું આપની અર્ધાંગના અવશ્ય તમનેજ લાયક છું ?

**दोहा०-ऐसेहु वचन कठोर सुनि, जौं न हृदय बिलगान ॥**
**तौ प्रभु विषमवियोगदुख, सहिहैं पामरप्राण ॥ ७६ ॥**

હે પ્રભુ ! આપે મને 'ગેર રહો' વગેરે જે કઠોર વચનો કહ્યાં, તે સાંભળીને પણ જો મારૂં હૃદય ફાટી ન ગયું હોય, તો આ તુચ્છ પ્રાણો પણ આપના વિયોગનાં વિષય દુઃખોને પણ સહન કરશે. અર્થાત્ એ કઠોર-વજ્રપાત જેવાં વચનો શ્રવણ કરીને મારૂં હૈયું ચીરાઈ ગયું છે માટે તે ચીરાયલા હૈયામાં હવે પ્રાણ રહેવા અસંભવિત છે, ૭૬

**चौ०-अस कहि सीय विकल भइ भारी, बचनबियोग न सकी सँभारी ॥**
**देखि दशा रघुपति जियजाना, हठिराखे राखिहिं नहिं प्राणा ॥**
**कहेउ कृपालु भानुकुलनाथा, परिहरि शोच चलहु बन साथा ॥**
**नहिं बिषादकर अवसर आजू, बेगि करहु बनगवनसमाजू ॥**

कहि प्रिय बचन प्रियहिं समुझाई, लगे मातुपद आशिस पाई ॥
बेगि प्रजादुख मेटहु आई, जननी निठुर बिसरि जनि जाई ॥
फिरहि दशा विधि बहुरि कि मोरी, देखिहौं नयनमनोहर जोरी ॥
सुदिन सुघरी तात कब होई, जननी जियत बदनविधु जोई ॥

આટલું કહીને સીતાજી અત્યંત વ્યાકુળ થઈ ગયાં. વિયોગના ભયથી શું બોલવું તેનું પણ ભાન રહ્યું નહિ અથવા તો વાણી બંધ થઇ ગઇ અને શરીર પણ સંભાળી શક્યાં નહિ અથવા સાક્ષાત્ વિયોગ સહન કરવો તો બાજુપર રહ્યો, પણ વિયોગનાં વચનોજ સહન કરી શક્યાં નહિ. સીતાજીની આવી દશા નિહાળીને શ્રીરામચંદ્રજીએ પોતાના મનમાં જાણી લીધું કે, જો હું હઠ કરીને એને ( સીતાજીને ) ઘેર રાખીશ તો આ પોતાના પ્રાણ કદિ પણ રાખશે નહિ ( અવશ્ય વિયોગ દુઃખથી મરણ પામશે ) એમ જાણીને કૃપાળુ સૂર્ય કુળના નાથ શ્રી રામચંદ્રજીએ સીતાજી પ્રત્યે કહ્યું કે, હે પ્રિયે ! શોચનો ત્યાગ કરીને મારી સાથે ચાલો આજે વિષાદ કરવાનો વખત નથી.[1] જલ્દીથી વનમાં જવાનો સાજ સજો આ પ્રકારે અતિ પ્રિયવચન કહીને સીતાજીને સમજાવી, પ્રભુએ માતુશ્રીને પગે લાગી આશિષ પ્રાપ્ત કરી. માતાજી બોલ્યાં કે વહેલા વહેલા પધારી અયોધ્યાની પ્રજાનાં દુઃખ દૂર કરજો. અને આ નિષ્ઠુર માતાને વિસરી જશો નહિ કોણ જાણે હવે ક્યારે વિધાતા મારી દુર્દશાને દૂર કરી આ મનોહર જોડીને ફરી દેખાડશે ! અર્થાત્ દૈવ મારી પણ દશા ક્યારે બદલશે કે જે દશામાં પુનઃ આ નેત્રો વડે આ મનહરણ જોડીને દેખું હે પુત્ર ! એવો શુભ દિવસ અને શુભ ઘડી ક્યારે થશે કે આ માતા જીવતે તુમારા મુખ ચંદ્રને નિરખે !

दोहा०—बहुरि वत्स कहि लाल कहि, रघुपति रघुबर तात ॥
कबहि बुलाइ लगाइ उर, हरषि निरखिहौं गात ॥ ७७ ॥

હવે ફરીને હું ક્યારે તેઓને હે વત્સ ! હે લાલ ! હે રઘુપતિ ! હે તાત ![3] એવાં પ્યાર વચનોથી બોલાવી, છાતીથી લગાવી, પ્રસન્ન થઇને આ તમારાં સુંદર શરીરને દેખીશ ? ૭૭

૧ લોકો બોલશે કે, રાજ્ય મૂકવાથી વ્યાકુળ થાય છે. વળી ગમન કરવા વખતે ખેદ કરવો અપશુકન રૂપ ગણાય છે માટે આ વિષાદ કરવાનો વખત નથી નિષ્ઠુર કઠોર એ માટે કહી કે હું વનમાં જવાની રજા આપું છું છતાં મરી જતી નથી ૩ ફરી ફરીને એનું એ વાક્ય બોલવાથી માતાની અપાર વ્યાકુળતા દેખાય છે. બેબાકળાં થવા વખતે ભાન પૂરતું ન હોવાથી પુનરોક્તિ થાયજ છે.

चौ०—लखि सनेहकातर महतारी, बचन न आव बिकल भइ भारी ॥
राम प्रबोध कीन्ह बिधिनाना, समय सनेह न जाइ बखाना ॥
तब जानकी सासपद लागी, सुनिय मातु मैं परम अभागी ॥
सेवासमय दैव बन दीन्हा, मोर मनोरथ सफल न कीन्हा ॥
तजब क्षोभ जनि छाँडब छोहू, कर्म कठिन कछु दोष न मोहू ॥
सुनि सियबचन सास अकुलानी, दशा कवनविधि कहौं बखानी ॥
बारहिंबार लाइ उर लीन्ही, धरि धीरज शिख आशिस दीन्ही ॥
अचल होउ अहिवात तुम्हारा, जबलगि गंगजमुनजलधारा ॥

માતુશ્રીજીને સ્નેહને આધીન થયેલાં જોઈ અને અત્યંત વિહ્વલ ગભરાને લીધે મુખથી વચન પણ નહિ નીકળતાં નિહાળી રામચંદ્રજીએ અનેક પ્રકારે તેમને સમજાવ્યાં. (શ્રીશંકર કહે છે કે હે પાર્વતી!) આ સમયના સ્નેહનું મારાથી વર્ણન પણ થઇ શકતું નથી તદનંતર સીતાજી સાસુને પગે લાગી બોલ્યાં કે હે માજી! સાંભળો હુ બહુજ અભાગિણી છું; કેમકે જ્યારે સેવા કરવાનો સમય આવ્યો ત્યારે મને વિધાતાએ વનવાસ આપ્યો અને મારો જે મનોરથો હતો તે સફળ ન કર્યો. તદપિ હે જનની ? દુઃખને તજી દો, પણ મારા પર આપની જે દયા છે તેને તજી ન દેશો મારા કર્મજ કઠીણ છે કિંવા કર્મના ગતિ મહાબલવાન્ છે એમાં મારો દોષ નથી, પણ કર્મનોજ છે (શિવજી કહે છે કે હે પાર્વતી !) આવાં સીતાજીનાં વચનો સાંભળી સાસુ (કૌસલ્યાજી) અકલાઇ ગયાં અને તે સમય વ્યાકુળપણાની જે દશા થઇ તેનું વર્ણન કયા પ્રકારે કહી શકું ? વારંવાર સાસુએ સીતાજીને છાતી સરખાં લગાવી ધીરજ ધારણ કરી, શીખામણ અને આશીસ દીધી કે જ્યાં લગે ગંગાજી અને યમુનાજીના જળની ધારા રહે ત્યાં લગી હે સીતે! તારૂં અહેવાતન અચળ રહેજો.

दोहा०—सीतहिं सास अशीस शिख, दीन्ह अनेकप्रकार ॥
चली नाइ पदपद्म शिर, अतिहित बारहिंबार ॥ ७८ ॥

સાસુએ સીતાજીને અનેક પ્રકારોથી શીખામણો અને આશિસો આપી; એટલે તો સીતાજી મહાહેતસહિત વારંવાર સાસુનાં ચરણકમળોમાં માથુ નમાવીને ત્યાંથી ચાલ્યાં. ૭૮

चौ०—समाचार जब लक्ष्मण पाए, व्याकुल बिलखि बदन उठि धाए ॥
कंपपुलकतनु नयन सनीरा, गहे चरण अतिप्रेम अधीरा ॥

कहि न सकत कछु चितवत ठाढ़े, मीन दीन जनु जलते काढ़े ॥
शोचहृदय विधि का होनिहारा, सब सुख सुकृत सिरान हमारा ॥
मोकहँ कहा कहब रघुनाथा, राखिहहिं भवन कि लेहहिं साथा ॥
राम विलोकि बंधु कर जोरे, देह गेह सब सन तृण तोरे ॥
बोले बचन राम नयनागर, शीलसनेह सरल सुखसागर ॥
तात प्रेमवश जनि कदराहू, समुझि हृदय परिणाम उछाहू ॥ ७९ ॥

સીતાજી સહ શ્રી રામ વનગમનના સમાચાર જ્યારે લક્ષ્મણજીના જાણુવામાં આવ્યા કે તત્કાળ વ્યાકુલ થઇને વિલ્હે મ્હોંડે ઉભા થઇને રામની પાસે આવ્યા શરીર ધ્રૂજતું હતું, રૂવાડાં ઉભાં થઈ ગયાં હતાં અને ચક્ષુઓમાં આંસુ ભરાઈ આવ્યાં છે આવા પ્રકારે અત્યંત પ્રેમથી અધીરા બનીને લક્ષ્મણજીએ વિશેષ પ્રેમ સહ પ્રભુનાં ચરણ પકડયાં; પરંતુ શું કહેવું તે માટે મુખથી શબ્દ પણ નીકળી શકતો નથી અર્થાત્ કશું પણ બોલી શકયા નહિ અને માત્ર પ્રભુ સન્મુખ ઉભા ઉભા જોયા કરતા હતા. એ સમય લક્ષ્મણજીની એવી દીન દશા થઇ રહી હતી કે, જાણે પાણીમાંથી બહાર કહાડેલ મત્સ તડફડે તેમ દીન થઈ ગયા હતા. હૃદયમાં મહા શોચ હતો કે, હે વિધાતા! હવે શું થશે! શું મારા સમસ્ત સુખો એક સુકૃતો સામટાજ જતા રહ્યાં મને રઘુનાથ કોણ જાણે શું કહેશે ? ઘેર રાખશે ! કે સંગાથે લઇ જશે ? [1] આ પ્રકારે ચિંતા કરતા લક્ષ્મણજીને હાથ જોડી સન્મુખ ઉભેલા અને ઘર તથા શરિરાદિના સમસ્ત સુખને તરખલા સમાન ગણી ત્યજી દઈ વિરક્ત થઈ કેવળ નિજ ચરણોમાં જ આસકતતા નિહાળી નિપુણ[2], સરલ સ્વભાવવાળા, સ્વાભાવિક સ્નેહવાળા[3] અને સુખના સાગર શ્રી રામચન્દ્રની બોલ્યા કે, હે તાત! તમે પ્રેમને વશ થઇ ડરો મા-કાયર થાઓ માં ધાભરા બનો માં. પરિણામમાં આનંદ મંગળજ થશે એમ હૃદયમાં સમજો.

दोहा०—मातुपितागुरुस्वामिशिख, शिरधरि करिय सुभाय ॥
लहेउ लाभ तिन जन्मकर, नतरु जन्म जग जाय ॥ ७९ ॥

જેઓ માતા પિતા ગુરૂ અને સ્વામી એઓની શીખામણને માથે ચડાવીને સારી પેઠે શ્રદ્ધાસહ ધારણ કરે તેઓજ પોતાના જન્મનો લાભ લેછે. નહિ તો સંસારમાં જન્મ વૃથાજ છે. ૭૯

---

૧ સીતાજી તો પ્રભુનું અર્ધું અંગ છે, જેથી પ્રભુજીની સાથે જવાને હકદાર છે, પરંતુ હું તો પ્રભુનો દાસ છું તેથી મારે તો હુકમમાં રહેવુંજ યોગ્ય છે. ૨ ઘેર રહેવાનુંકહી નીતિ દર્શાવશે ૩ સાથે લઇ જવાનું કહી સ્વાભાવિક સ્નેહ પ્રદર્શિત કરશે.

चौ०—अस जिय जानि सुनहु शिखभाई, करहु मातुपितुपदसेवकाई ॥
भवन भरत रिपुसूदन नाहीं, राउ वृद्ध मम दुःख मनमाहीं ॥
मैं बन जाउँ तुमहिं लैसाथा, होइहिं सबबिधि अवध अनाथा ॥
गुरु पितु मातु प्रजा परिवारू, सबकहँ परैं दुसह दुख भारू ॥
रहहु करहु सबकर परितोषू, नतरु तात होइहि बड दोषू ॥
जासु राज प्रिय प्रजा दुखारी, सो नृप अवसि नरक अधिकारी ॥
रहहु तात अस नीति बिचारी, सुनत लषण भये व्याकुल भारी ॥
सियरे वचन सूखिगये कैसें, परसत तुहिन तामरस जैसें ॥

હે ભાઇ ! આમ જાણીને જે હું શીખામણ આપું છું તે સાંભળો, તમે ઘેર રહી માતા પિતાની સેવાજ કરો. ભરત અને શત્રુઘ્ન પણ ઘેર નથી. રાજા વૃદ્ધ છે અને મારા વિયોગ દુઃખથી અતિ વિકળ છે. જો હું આવા સમયમાં તમને વનમાં સાથે લઈ જાઉં. તો અયોધ્યા સર્વ પ્રકારે અનાથ થઇ જાય, અને ગુરૂ, પિતા, માતા, પ્રજા અને પરિવાર એ સર્વે ઉપર દુઃસહ દુઃખનો ભાર આવી પડે, માટે હે ભાઈ ? તમે અહિં રહો અને સર્વેને સંતોષ—પ્રસન્નતા આપ્યા કરો. નહિં તો મને મોટો દોષ થાય છે. જે રાજાના રાજ્યમાં પ્રિય પ્રજા દુઃખી રહે, તો તે રાજા જરૂર નરકમાં [1]જવાનો અધિકારી થાય છે. હે ભાઇ ! આ નીતિનો વિચાર કરી તમે ઘેરજ રહો. આ પ્રકારનાં પ્રભુનાં વચન સાંભળતાંજ લક્ષ્મણજી મહા વ્યાકુળ થઇ ગયા, અને જેમ હીમ શીતળ છતાં કમળ તેના સ્પર્શથી તરત સૂકાઈ જાય છે, તેમ પ્રભુનાં શીતળ વચનો છતાં લક્ષ્મણજીનું મુખ કમળ તરતજ સૂકાઇ—વિલ્હાઇ ગયું.

दोहा०—उतर न आवत प्रेमवश, गहेउ चरण अकुलाइ ॥
नाथ दास मैं स्वामि तुम, तजहु तौ कहा बसाइ ॥ ८० ॥

પ્રેમને વશ થવાથી કશો ઉત્તર ન આપતાં અકળાઇને પ્રભુનાં ચરણ પકડી લક્ષ્મણજી બોલ્યા કે હે નાથ ! હું તો સેવક છું અને આપ મારા સ્વામી છો. જો આપજ તજી દેશો તો મારૂં શું જોર ચાલે તેમ છે ? ૮૦

चौ०—दीन्ह मोहि शिख नीक गुसाँई, लागि अगम आपनि कदराई ॥
नरवर धीर धर्मधुरधारी, निगमनीतिके ते अधिकारी ॥

---

१ શ્રીમદ્ ભાગવતના પહેલા સ્કંધમાં લેખ છે કે—यस्य राष्ट्रे प्रजा सर्वास्त्रस्यंते साध्व्यसाधुभिः तस्यमत्तस्य नश्यंति कीर्तिरायुर्भगोगतिः.

मैं शिशु प्रभु सनेहप्रतिपाला, मंदर मेरु कि लेइ मराला ॥
गुरु पितु मातु न जानौं काहू, कहौं सुभाव नाथ पतिआहू ॥
जहँलगि जगतसनेह सगाई, प्रीतिप्रतीति निगम निज गाई ॥
मोरे सबै एक तुम स्वामी, दीनबंधु उर अंतरजामी ॥
धर्मनीति उपदेशिय ताही, कीरति भूति सुगतिप्रिय जाही ॥
मन क्रम बचन चरणरत होई, कृपासिंधु परिहरिय कि सोई ॥

હે સ્વામી ! આપે જે મને શીખામણ આપી તે અતિ હિતકારી છે; પરંતુ તે શીખામણ મારી કાયરતા અશક્તિને લીધે મને અગમ દુઃસહ ન પાળી શકાય તેવી લાગે છે. જે મનુષ્ય મોટા ધીર શ્રેષ્ઠ અને ધર્મની જું-સરીને ધારણ કરી ચાલનારા હોય તે વેદ કથિત રાજ્યનીતિ ચલાવવાના અધિકારી છે; પરંતુ હું તો અબોધ બાળક છું અને આપ પ્રભુનાજ સ્નેહથી પ્રતિપાલન કરેલો દાસ છું તે વેદોક્ત નીતિનો અધિકારી શી રીતે થવા યોગ્ય છું ? શું મંદરાચલ કે મેરૂને હંસ કદી ઉપાડી શકે કે ? હે નાથ ! હું ગુરૂ, માતા કે પિતાને કોઇને જાણતો નથી, પણ માત્ર આપનેજ જાણું છું કિંવા ગુરૂ માતા પિતા હું તો આપનેજ જાણું છું, પણ અન્યને જાણતોજ નથી. આ હું સ્વાભાવિક રીતે કહું છું તે આપ વિશ્વાસથી સત્ય કરી જાણો! હે દીનબંધુ ! હે ઉરઅંતર્યામી ! જગતમાં જે જે સ્નેહો, સગાઇઓ વિશ્વાસો અને પ્રીતિઓ આપના વચનરૂપ વેદોએ કહેલ છે તે તે સર્વમાં મારે તો આપજ છો. હે સ્વામી ! જેઓને કીર્તિ, ઐશ્વર્ય અને સદ્ગતિ પ્રિય હોય તેઓને આવો ધર્મનીતિનો ઉપદેશ દેવો ઘટિત છે. ( પરંતુ હું તો એ સર્વ તરફ આપના પ્રેમને લીધે અરૂચિંત છું તેને આ ઉપદેશ દેવો નિરર્થક છે. ) હે કૃપાના સમુદ્ર ! જે મન, વચન અને કર્મથી આપનાં ચરણોમાંજ આશક્ત હોય તેને શું તજી દેવો ઘટિત છે ?

दोहा०—करुणासिंधु सुबंधुके, सुनि मृदु बचन बिनीत ॥
समुझाए उर लाइ प्रभु, जानि सनेहसभीत ॥ ८१ ॥

કરૂણાસિંધુ પ્રભુ શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીનાં આવાં કોમળ અને નમ્રતા ભરિત વચનો સાંભળ્યાં અને તેમને સ્નેહથી ભયભીત જાણીને છાતી સરસા લગાડી સમજાવીને કહ્યું કેઃ—૮૧

चौ०—मागहु बिदा मातुसन जाई, आवहु बेगि चलहु बन भाई ॥
मुदित भए सुनि रघुबरबानी, भएउ लाभ बड गइ बड हानी ॥

हर्षितहृदय मातुपहँ आए, मनहुँ अंध फिरि लोचन पाए ॥
जाइ जननिपद नाएउ माथा, बन रघुनंदनजानकिसाथा ॥
पूछेउ मातु मलिनमह देखी, लषण कहेउ सब कथाविशेषी ॥
गई सहमि सुनि वचन कठोरा, मृगी देखि जनु दव चहुँ ओरा ॥
लषण लखेउ भा अनरथ आजू, इह सनेहवश करव अकाजू ॥
माँगत विदा राभय सकुचाहीं, जान संग बिधि कहिहिकिनाहीं ॥

હે ભાઇ ! તમે માતાજીની પાસે જઇ રજા લઇ આવો અને પછી તરત વનમા ચાલો આવી રામચંદ્રજીની વાણી શ્રવણ કરીને લક્ષ્મણજી માનવા લાગ્યા કે આજે મને મહાહાની દૂર થઇ મોટો લાભ પ્રાપ્ત થયો છે એમ જાણી પ્રસન્ન થયા અને આંધળાને પુનઃ નેત્રની પ્રાપ્તિ થતાં જેવો હર્ષ થાય તેમ લક્ષ્મણજીને (વનમાં સાથે લઇ જવાની આજ્ઞા થતાં) હર્ષ થયો, અને હર્ષ પૂરિત હૃદયથી માતાજી સુમિત્રાજી પાસે આવી ચરણોમાં મસ્તક નમાવ્યું જો કે મન તો જેતું રામ સીતાની સાથેજ હતું તદપિ માતાના ચરણો સાથે મસ્તક લગાડ્યું લક્ષ્મણના મનની ચળચિત્તતા ઉદાસી જાણી માતાજીએ તેમ થવાનું કારણ પૂછ્યું એટલે લક્ષ્મણજીએ સર્વ વાર્તા વિસ્તાર પૂર્વક કહી સંભળાવી કઠોર વચન સાંભળતાંજ સુમિત્રાજીતો જેમ ચોમેર દાવાનલ સળગતાં હરિણ ગભરાઇ જાય તેમ ગભરાઈ ગયાં એ જોઇ લક્ષ્મણજી જાણી ગયા કે આજે તો અનર્થ થયો. માતુશ્રી સ્નેહવશ થવાથી અકાર્ય (મને વનમાં જવા મના) કરશે. એમ જાણી લક્ષ્મણજી વનમાં જવાની રજા માંગતાં સંકોચાયા કે, વખતે મને પ્રભુની સંગાથે વનમાં જવાની રજા આપશે કે નહિ ?

दो०—समुझि सुमित्रा रामसिय, रूप सुशील सुभाव ॥
नृपसनेह लखि धुनेउशिर, पापिनि कीन्ह कुदाव ॥ ८२ ॥

સુમિત્રાજી રામચંદ્રજી અને સીતાજીનાં રૂપ સુશીલ સ્વભાવનો અને વૃદ્ધ રાજાના સ્નેહનો વિચાર કરી મસ્તક ધુંણાવી કહેવા લાગ્યાં કે હાય ! પાપિણી (કૈકેયી) એ ભારે ખરાબ દાવ ખેલ્યો જબરો દગો દીધો ! ૮૨

चौ०—धीरज धरेउ कुअसवर जानी, सहजसुहृद बोली मृदुबानी ॥
तात तुम्हार मातु बैदेही, पिता राम सबभाँति सनेही ॥
अवध तहाँ जहँ रामनिवासू, तहाँ दिवस जहँ भानुप्रकासू ॥
जोपैं सीयराम बन जाहीं, अवध तुम्हार काज कछु नाहीं ॥

गुरु पितु मातु बंधु सुर साँई, सेइय सकल प्राणकी नाँई ॥
राम प्राणप्रिय जीवन जीके, स्वारथरहित सखा सबहीके ॥
पूजनीय प्रिय परम जहाँते, मानिय सबहिं रामके नाते ॥
अस जिय जानि संग बन जाहू, लेहु तात जगजीवनलाहू ॥

જો કે સુમિત્રાજી આવા વિચાર પર આવ્યાં તદપિ અત્યારે આ વિચાર તરફ લક્ષ આપવાનો સમય નથી, એમ જાણી ધૈર્યતા ધારણ કરીને સ્વાભાવિક રીતે હિતકારી કોમળ વાણી બોલ્યાં કે, હે પુત્ર! સીતાતો તમારી સનાતન માતા જ છે અને સર્વ પ્રકારના સંબંધિ સ્નેહી પિતા શ્રી રામ જ છે. જ્યાં રામ નિવાસ કરે ત્યાંજ અયોધ્યા સમજો; કેમકે જ્યાં સૂર્ય ઉદય થાય ત્યાંજ દિવસ સમજવો જો સીતા રામ અયોધ્યા તજી વનમાં જાય તો અહિં તમારે રહેવાનું શું પ્રયોજન છે? કહ્યું છે કે, ગુરૂ, પિતા, માતા, ભાઈ, દેવતા અને સ્વામી એઓને પ્રાણોના સમાન પ્રિય સમજી સેવવાં--સેવા કરવી રામ મને તો શું પણ સર્વને સહેજ રીતે પ્રાણોથી પણ વિશેષ પ્રિય છે જીવના પણ જીવન છે અને કોઇ પણ પ્રકારનો સ્વાર્થ ન છતાં પ્રાણી માત્રના મિત્ર છે. જે જે પરમ પ્રિય અને પૂજનીય છે તે તેનું પરમ પ્રિયપણું તથા પૂજનીયપણું રામના સંબંધથીજ જાણવું અર્થાત્ વાસ્તવિક રીતેનો આત્માજ ઉત્કૃષ્ટ વલ્લભ ને પૂજનીક છે અને આત્મા છે તેજ પરમાત્મા રામ છે. હે પુત્ર! ( રામની સેવા કર્યાથી સર્વની સેવા કરી ) એમ વનમાં સમજીને તમે રામની સાથે વનમાં જાઓ અને જગત્‌માં જીવનનો લ્હાવ લ્યો.

दोहा०--भूरिभाग भाजन भएउ, मोहिसमेत बलिजाँउ ॥
जौं तुम्हरे मन छाँडि छल, कीन्ह रामपद ठाँउ ॥ ८३ ॥

હે પુત્ર! બલિહારિ જઉં. જો તમારા મને કપટ તજીને રામના ચરણમાં નિવાસ કર્યો હોય, તો તમે અને હું બન્ને મહાનૂ ભાગ્યના ભાજન પાત્ર રૂપ થયાં છિયે. ૮૩

चौ०--पुत्रवती युवती जग सोइ, रघुबरभक्त जासु सुत होइ ॥
नतरु बाँझ भलि बादिबियानी, रामबिमुख सुतते हितहानी ।
तुम्हरेहि भाग राम बन जाहीं, दूसर हेतु तात कछु नाहीं ॥
सकल सुकृतकर फल सुत एहू, रामसीयपदसहजसनेहू ॥
राग रोष ईर्षा मद मोहू, जानि सपनेहु इनके बश होहू ॥

सकलप्रकार विकार बिहाई, मनक्रमबचन करेहु सेवकाई ॥
तुम कहँ बन सबभाँति सुपासू, सँग पितुमातु रामसिय जासू ॥
जेहि न राम बन लहहिं कलेशू, सुत सो करेहु इहै उपदेशू ॥

હે તાત ! જગત્‌માં પુત્રવતી તો તેજ છે કે જેનો પુત્ર ભગવદ્ (રામ) હોય, નહિ તો પુત્રવતી થયા કરતાં વાંઝણી રહે તેજ ભલી એટલાજ માટે હું કહું છું કે, જેનો પુત્ર રામભક્ત ન હોય, તો તેવા પુત્રથી સર્વથા હિતની હાની થાય છે અને તેનું વિયાવું પણ વૃથાજ ગણાય છે.[1] હે તાત ! તમારા ભાગ્યોદયને [2] લીધેજ રામ વનમાં જાય છે, નહિ કે વનમાં જવાનો અન્ય હેતુ છે. હે પુત્ર ! સકળ સુકૃતોનું ફલ પણ એજ છે કે સીતા રામના ચરણોમાં સ્વાભાવિક્ સ્નેહ હોય માટે સ્વપ્નમાં પણ રાગ, ક્રોધ, ઇર્ષ્યા મદ અને મોહ એઓને વશ ન થતાં સર્વ પ્રકારના વિકારોને દૂર તજી મન વચન અને કર્મથી રામની સેવકાઇ (દાસપણું) કરો તમને તો વનમાં પણ સર્વ પ્રકારનું સુખજ છે; કેમકે સીતા રામ સરખાં માતા પિતા તમારી સાથેજ છે. હે પુત્ર ! જે પ્રકારથી રામ વનમાં દુઃખ કલેશ પામે નહિ તેજ પ્રકાર અમલમાં લેજો, એજ મારો ઉપદેશ છે.

छंद०—उपदेश एहि जेहि तात तुह्मतैं रामसिय सुख पावहीं ॥
पितुमातु प्रियपरिवार पुरसुख सुरति बन बिसरावहीं ॥
तुलसी सुतहिं शिख देइ आयसु देइ पुनि आशिस दई ॥
रतिहोउअविरलअमलसियरघुबीरपदनितनित नई ॥ ३ ॥

હે તાત ! વારંવાર હું એજ ભલામણ અને શીખામણ દઉં છું કે, તમારા કર્ત્તવ્યથી સીતારામ એવાં સુખી રહે કે જેઓને અતિ પ્યારાં માતા, પિતા, પરિવાર, અને પુર આદિ સુખના સ્મરણને પણ ભૂલી જાય. અથવા તો તમે એઓનું સર્વના સ્મરણને ભૂલી જઇ રામની સેવામાં તત્પર રહેજો. તુલસીદાસજી કહે છે કે, આ પ્રકારે સુમિત્રાજીએ લક્ષ્મણજીને શીખામણ આપી, વનમાં જવાની આજ્ઞા આપી આશિસ દીધી કે, તમને સીતારામના ચરણોમાં નિરંતર અતિ નિર્મળ અને અખંડ પ્રીતિ નવીન નવીન પ્રકારે મારી આશિસથી વૃદ્ધિ પામ્યા કરજો. ૩

૧ રામ વિમુખ લોકો પશુ સરખાજ જાણીને તુલસીદાસજીની 'વિયાણી' શબ્દ કે જે પશુ જાતિના પ્રસવ પ્રસંગે વપરાય છે તે અહિ વાપર્યો છે તે યોગ્ય જ છે. ૨ પાપી રાક્ષસોનો પૃથિવી પર બોજો છે અને પૃથિવીનો બોજો સેષનાગપર છે તમે શેષનાગનો અવતાર છો રામ ભૂમિનો ભાર હરશે એટલે તમારાપરનો પણ સર્વે ભાર દૂર થઇ જશે. કિંવા વનમાં તમને બહુ સેવા કરવાની તક મળશે, એથી તમારા ભાગ્યોદય માટેજ રામ વનમાં સિધાવે છે.

सो०—मातुचरण शिर नाइ, लषण चले शंकितहिये ॥
बागुरि विषम तुराइ, मनहुँभागु मृगभागवश ॥ ३ ॥

માતુશ્રી તરફથી રજા મળતાંજ લક્ષ્મણજીએ માતુશ્રીના ચરણમાં મસ્તક નમાવી શંકિત હૃદયવંત બની ત્યાંથી તરત જેમ કોઇ મહા કઠીણ જાળને તોડી ભાગ્ય બળથી-દૈવ યોગથી મૃગ નાસી છૂટે તેમ રવાના થયા, પણ જેમ તે મૃ ફરીગ બીજા કોઈ ફંદામાં ન ફસાય તેવા ભયથી શંકિત રહે, તેમ કદાચ પિતાશ્રી ના પાડશે એવા ભયથી શંકિત હૃદયવંત બની ગયા. ૩

चौ०—गए लषण जहँ जानकिनाथा, भए मन मुदित पाइ प्रियसाथा ॥
बन्दि रामसियचरण सुहाए, चले संग नृपमंदिर आए ॥
कहहिं परस्पर पुरनरनारी, भलि बनाइ विधि बात बिगारी ॥
तनु कृश मन दुख बदन मलीना, बिकल मनहुँ माखी मधुक्षीणा ॥
कर मींजहिं शिर धुनि पछिताहीं, जनु बिनुपंख बिहँग अकुलाहीं ॥
भइ बडि भीर भूपदरबारा, बरणि न जाइ बिषाद अपारा ।
सचिव उठाइ राउ बैठारे, कहि प्रिय बचन राम पगुधारे ॥
सियसमेत दोउ तनय निहारी, व्याकुल भए भूमिपति भारी ॥

માતુશ્રીની રજા મળ્યા પછી લક્ષ્મણજી જ્યાં શ્રી રામ છે ત્યાં ગયા અને તેમનો અતિ પ્રિય સંગાથ મળતાં મનમાં પ્રસન્ન થઈ ગયા. સીતાજી અને રામચંદ્રજીનાં સુંદર ચરણોનું વંદન કરી, તેઓની સાથે ચાલી રાજમંદિર ( જ્યાં દશરથજી છે ત્યાં ) આવ્યા. એ સમય અયોધ્યાનાં તમામ સ્ત્રી પુરૂષો એક બીજા પ્રત્યે કહેતાં હતાં કે, ‘ વિધાતાએ ભલી વાત બનાવીને કેવી બગાડી દીધી ! ’ સર્વ લોકો દુર્બળ શરીરવાળાં અને વિલ્હા મોહોડાવાળાં થઇ ગયાં હતાં, જેમ મધ છીનવી લેવાથી માખિયો વ્યાકુળ થઈ જાય તેમ વ્યાકુળ થઇ ગયાં હતાં, હાથ ઘસતાં હતાં અને માથું ધૂણાવી પસ્તાયા કરતાં, હતાં. તે જાણે પાંખો વગરનાં પક્ષિઓ ટળવળતાં આકુળ વ્યાકુળ થઇ ગયાં હોય, તેમ અકળાઇ ગયાં હતાં. રાજ દરબારમાં ભારી ભીડ થઇ. અને એ સમય એવો તો વિષાદ છવાઈ રહ્યો કે જેનું વર્ણન પણ થવું અશક્ય છે. સુમંતમંત્રિએ દશરથજીને ભોંયપરથી ઉઠાડીને ‘ રામ પધાર્યા છે. ’ એવાં પ્રિય વચન કહ્યાં. દશરથજીએ સીતા સહિત બન્ને પુત્રોને જોયાં એટલે તો રાજા અત્યંત વ્યાકુળ થઈ ગયા.

दोहा०—सीयसहित सुत सुभग दोउ, देखिदेखि अकुलाइ ॥
बारहिंबार सनेहवश, राउ लेइ उरलाइ ॥ ८४ ॥

સીતાજી સમેત બન્ને સુભાગી પુત્રોને જોઇ જોઇને રાજા ગભરાઇ ગયા અને સ્નેહને વશ થઈ એઓ (પુત્રો) ને વારંવાર છાતી સરસા લગાડયા. ૮૪

चौ०—सकै न बोलि बिकल नरनाहू, शोकजनित उर दारुण दाहू ॥
नाइ शीस पद अतिअनुरागी, उठि रघुनाथ बिदा तब माँगी ॥
पितु अशीस आयसु मोहि दीजे, हर्षसमय विस्मय कस कीजे ॥
तात किये प्रिय प्रेम प्रमादू, यश जग जाइ होइ अपवादू ॥
सुनि सनेहवश उठि नरनाहू बैठारे रघुपति गहि बाहू ॥
सुनहु ताता तुम कहँ मुनि कहहीं, राम चराचरनायक अनहीं ॥
शुभ औंर अशुभ कर्मअनुहारी, ईश देहफल हृदय बिचारी ॥
करै जो कर्म पाव फल सोई, निगमनीति अस कह सबकोई ॥

રાજા હૃદયમાં શોકજન્ય દારૂણ દાહને લીધે મહા વ્યાકુળ થઈ જવાથી કશું બોલી શકતા ન હતા. આ અવસરે રામચંદ્રજીએ ઉઠી અતિ પ્રેમ સહિત રાજાના ચરણોમાં નમન કરીને વનમાં જવાની રજા માગી કે—હે પિતાશ્રી ! મને વનમાં જવાની આજ્ઞા અને આશિસ આપો. હર્ષના સમયમાં વિષાદને શા સારૂ કરો છો ? હે તાતજી ! પ્રેમને વશ થઇ અધીરતા કરવાથી અથવા તો અમો આપને પ્રિય છિયે તેઓપર આ સમય પ્રેમ અને પ્રસાદ કરવાથી કિંવા પ્રમાદથી પ્યારાનો પ્રેમ કરવાથી જગતમાં અપયશ થશે અને અપવાદને પાત્ર થશો. આવું રામનું બોલવું સાંભળી સ્નેહાધીન થયેલ રાજાએ ઉઠી બન્ને બાહુઓ પકડીને રામને બેસાડયા. અને કહ્યું કે,[1] હે પુત્ર ! શ્રવણ કરો. તમારા માટે મુનિજનો એવું કહે છે કે, રામ ચરાચર જીવોના સ્વામી છે. (અર્થાત્ આપ ઇશ્વર છો, માટે આ અવસરે જે કરવું લાયક હોય તે કરવું એ આપનું કર્ત્તવ્ય છે—એટલે કે, ઇશ્વિર તો જીવોના શુભાશુભ કર્મોના અનુસાર હૃદયમાં વિચારીનેજ ફળ આપે છે અને જે જેવું કરે

૧. કદાચ પિતાશ્રી હમણાંજ મરણ પામશે, એમ ચિંતવી શ્રી રામે પિતાના મનમાં પોતાના ઇશ્વરપણાનું ભાન કરાવ્યું, જેથી રાજાએ કહ્યું કે તમે ઇશ્વર છો.

તેને તેવું ફળ મળે, એ વાત સહુ માને છે. જાણે છે અને વેદોનો પણ એજ સિદ્ધાંત છે.

दोहा०—और करै अपराध कोइ, और पाव फलभोग ॥
अतिबिचित्र भगवंतगति, को जग जानै योग ॥ ८५ ॥

પરંતુ મારા વિષયમાં તો આજે મેં આશ્ચર્ય દીઠું કે અપરાધ કોઈ કરે અને ફળ કોઈ ભોગવે; અર્થાત્ ગુન્હો કૈકેયીએ કર્યો અને તેનું ફળ જે દુઃખ તે હું ભોગવું છું, એમ વિપરીત થયું છે. જગત્માં ભગવંત (આપ) ની ગતિ વિચિત્ર છે તેને જાણવાને કોણ સમર્થ છે? કોઈ જ નહિ! ૮૫

चौ०—राउ राम राखन हित लागी, बहुत उपाय कीन्ह छल त्यागी ॥
लखेउ रामरुख रहत न जाने, धर्मधुरंधर धीर सयाने ॥
तब नृप सीय लाइ उर लीन्ही, अतिहित बहुतभाँति शिख दीन्ही ॥
कहि बनके दुख दुसह सुनाये, सास ससुर पितु सुख समुझाये ॥
सियमन रामचरणअनुरागा, घर न सुगम बन विषम न लागा ॥
औरों सबहि सीय समुझाई, कहिकहि बिपिनबिपति अधिकाई ॥
सचिबनारि गुरुनारि सयानी, सहितसनेह कहहिं मृदुबानी ॥
तुम कहँ तौ न दीन्ह बनबासू, करहु जो कहहिं ससुर गुरु सासू ॥

રાજા દશરથજીએ કપટનો ત્યાગ કરીને રામચંદ્રજીને રાખવાને માટે બહુ બહુ[1] ઉપાય કર્યા; પરંતુ ધર્મ ધુરંધર ધીર અને શહાણા શ્રીરામની મરજી રહેવાની નહિ પણ જવાનીજ જાણી, ત્યારે દશરથજીએ સીતાજીને પોતાના હૃદય સરસાં લગાડી અને મહાન હેત સહિત અનેક પ્રકારની શીખામણ દીધી. વનનાં ન સહન થઇ શકે તેવાં દુઃખો કહી સંભળાવ્યાં. અને ઘેર સાસુ સસરા તથા પિતાની પાસે રહેવા સંબંધી સુખો પણ સમજાવ્યાં; તદપિ સીતાજીનું મન તો રામચંદ્રજીના ચરણોમાં અનુરાગી હતું, જેથી ઘેર રહેવું સુગમ (સારૂં) અને વન જવું અગમ (કઠીણ) લાગ્યું નહિ. બીજાં બધાંઓએ પણ વનની અધિક વિપત્તિ કહી કહીને સીતાજીને

૧ પહેલાં—राखु राम कहे जेहि तेहि भाती. તેમજ भरतहि अवश देहु युवराजू—આ પ્રમાણે કૈકેયીને સમજાવતાં લૌકિક ઉપાય કર્યા. અને बिधिहिमनाव राउ मनमाहीं, जेहि रघुनाथ न कानन जाहीं. તેમજ सुमिर महेशहि कहहि निहोरी—આ પ્રમાણે દૈવી ઉપાયો કર્યા; પણ એક ઉપાયથી રામે વનમાં જવાનું માંડી વાળ્યું નહી.

સમજાવ્યાં. મંત્રિયોની સ્ત્રીઓએ તથા ચતુર ગુરૂપત્નિઓએ મોટા સ્નેહ સહિત કોમળ વાણીથી કહ્યું કે–તને તો રાજા રાણીએ વનવાસ આપ્યો નથી, છતાં તું શા માટે હઠ લઈ બેઠેલ છે? જે સાસુ, સસરો અને વડિલ જનો કહે તે કર.

दोहा०–सिखि शीतलहितमधुरमृदु, सुनि सीतहिं न सोहानि ॥
शरदचंदचांदनि निरखि, जनु चकई अकुलानि ॥ ८६ ॥

જો કે એઓ સર્વની શીતલ, હિતકારી, મિષ્ટ અને કોમળ શીખામણ હતી; તદપિ તે સાંભળીને સીતાજીને તે ગમી નહિ. જેમ શરદૃઋતુના ચંદ્રની શીતળ ચાંદની લાગતાં છતાં પણ ચકવી ગભરાય છે તેમ ( તેઓ સ્ત્રીઓની શીતલ અને કોમળ શીખામણથી પણ ) ગભરાયાં. ૮૬

चौ०–सीय सकुचवश उत्तर न देई, सो सुनि तमकि उठी कैकेई ॥
मुनिपट भूषण भोजन आनी, आगे धरि बोली मृदुबानी ॥
नृपहि प्राणप्रिय तुम रघुबीरा, शीलसनेह न छाँडिहिं भीरा ॥
सुकृत सुयश परलोक नसाऊ, तुमहिं जान बन कहहिं न राऊ ॥
अस बिचारि सोइ करहु जो भावा, राम जननिशिख सुनि सुख पावा ॥
भूपहिं बचन बाणसम लागे, करहिं न प्राण पयान अभागे ॥

'સીતા તો શરમને વશ થવાથી કશો ઉત્તર દેતાં નથી.' એવું સ્ત્રીઓનું બોલવું સાંભળીને કદાચ સીતા ઘેર ન રહી જાય એવી શંકાને લીધે કૈકેયી ક્રોધિત થઇને કિંવા ચમકીને ઉઠી અને તરત ઘરમાંથી મુનિજનોને પહેરવાનાં વસ્ત્રો ( વલ્કલ વસ્ત્રો ), આભૂષણો ( તુલસીની માળાઓ ) અને પાત્રો ( કમંડળુ ) વગેરે લાવી ( પ્રભુ ) આગળ મૂકીને માહા કઠોર વચન છતાં કોમળ રૂપમાં બોલી કે,– હે રઘુવીર! તમે તો રાજાને પ્રાણના સમાન પ્યારા છો જેથી સ્વાભાવિક સ્નેહનાં દબાણને લીધે રાજા તમને છોડશે નહિ. ચાહે તો એઓનાં સુકૃત, સુયશ અને પરલોક એ બધાં નષ્ટ થઇ જાઓ; પરંતુ તમને વનમાં જવા માટે એ કદી મ્હોડેથી કહેનારજ નથી. એમ જાણીને જે તમને રૂચતું હોય તે કરો. આ પ્રમાણે માતાની શીખામણ સાંભળીને રામચંદ્રજી સુખ પામ્યા, પણ રાજાને તો કૈકેયીના એ વચનો તીરના જેવાં ( કાળજામાં ખટકવા ) લાગ્યાં, એથી મનમાં ચિંતવવા લાગ્યાં કે આ અભાગીયા મારા પ્રાણો ( મારા ખોળિયામાંથી ) પ્રયાણ પણ કરતાં નથી ( કે આવાં અપ્રિય વચન સાંભળવાં અને દુખઃસહ બનાવ જોવો તો મટે. ( અહિંથી ક્ષેપક છે. )

ચૌ૦—जब मुनिबसन राम तन धारे, नर नारी लखि भये दुखारे ॥
पहरे लखण बसन तनु माहीं, सीय गहे लखि सहमि तहाहीं ॥
हाथ लिये वल्कल सुकुमारी, ठाढी भई लाज उर भारी ॥
पहर न जानत मन अकुलानी, राम ओर लख कह मृदुबानी ॥
मुनिजन केहि विधि बांधत चीरा, सो नहि मैं जानत रघुवीरा ॥
अस कहि चल्यो नैन महि वारी, सुनि प्रभु उठे धीर धरि भारी ॥
निज करसों पहरावन लागे, लखि नर नारि महा दुःख लागे ॥
तब वसिष्ठ उठि कियो निवारण, सिय नहि करि है यह पट धारण ॥

રામચંદ્રજીએ જે વખતે વલ્કલ ( વૃક્ષોની છાલ વગેરેનાં બનેલાં ) વસ્ત્રો પહેર્યાં, તે વખતનો વેષ જોઇને સ્ત્રી પુરૂષો બહુ દુઃખ પામ્યાં. લક્ષ્મણજીએ પણ તેવાંજ વસ્ત્રો પરિધાન કર્યાં. સુકોમળ સીતાજી તો વલ્કલચીરને નિહાળવાની સાથેજ ગાભરાં બની ગયાં, પણ તેઓને પહેરવાને માટે હસ્તમાં લઇ ઉભાં થયાં ને હૃદયમાં ઘણાંજ શરમાવા લાગ્યાં; કેમકે પોતે એ વસ્ત્રોને પહેરી જાણતાં ન હતાં, તેથી અકળાઇને પતિ સન્મુખ જોઇ કોમળ વાણીથી બોલ્યાં કે–હે રઘુવીર ! મુનિજનો કેવી રીતે આ વસ્ત્રો પહેરે છે ? તે હું જાણતી નથી આટલુંજ બોલતાં નેત્રોમાંથી આંસુનો પ્રવાહ ચાલવા લાગ્યો. તે વચનો સાંભળી અપાર ધૈર્ય ધારણ કરી ઉભા થઇ શ્રી રામચંદ્રજી પોતાના હાથથી પહેરાવવા લાગ્યા, તે જોઇ સ્ત્રી પુરૂષો અત્યંત દુઃખમાં ડૂબી ગયાં. આ વખતે વસિષ્ઠજીએ ઉઠીને મના કરી કે, સીતા આ વસ્ત્રોને ધારણ નહિ કરે; પણ–

દોહા૦—सुंदर भूषण बसन युत, सिता चलहि प्रभु साथ ॥
मुनि वसिष्ठ के वचन तब, तजे बसन रघुनाथ ॥ ८७ ॥

સુંદર ઘરેણાં અને કપડાં સહિત સીતા પ્રભુની સાથે જશે ! આવાં વસિષ્ઠજીનાં વચન શ્રવણ કરીને રામચંદ્રજીએ વલ્કલચીરો પહેરાવવાં મૂકી દીધાં. ૮૭ ( ક્ષેપક પૂરૂં થયું )

ચૌ૦—लोकविकल मूर्छित नरनाहू, काह करिय कछु सूझ न काहू ॥
राम तुरित मुनिवेष बनाइ, चले जनक जननिहिं शिर नाइ ॥

લોકો વ્યાકુળ થઇ ગયાં અને દશરથરાજા મૂર્છા પામી ગયા. હવે શું કરીએ ! કંઇ પણ સૂઝતું નથી. આ પ્રમાણે સર્વ જનો બોલવા લાગ્યાં.

પ્રભુ તો તુરત મુનિવેષ ધારણ કરી માતા પિતાને મસ્તક નમાવીને ત્યાંથી રવાના થયા.

दोहा०—सजि बनसाजसमाज सब, बनिताबंधुसमेत ॥
बंदि बिप्रगुरुचरण प्रभु, चले करि सबहिं अचेत ॥ ८८ ॥

પ્રભુ સીતા અને લક્ષ્મણની સાથે વનને યોગ્ય સાજ સજીને ગુરૂ અને બ્રાહ્મણોનાં ચરણોને પ્રણામ કરી સઘળાંઓને અચેત કરી ચાલ્યા. ૮૮
( અહિંથી ક્ષેપક છે. )

चौ०—बहुरि राम जननि ढिग आये, सीता अनुज सहित सचुपाये ॥
सजी बनसाज देखि सुत ठाढे, रहा न धीर मोह अति बाढे ॥
जात बिपिन मम बालक बारे, देखि न निकसत प्राण हमारे ॥
अस कहि अवनि गिरि मुरझाई, प्रभु जननी बहु बिधि समुझाई ॥
पुनि धरि धीर भाखि सुत वच्छा, लागि कर अंगनकी रच्छा ॥

તદનંતર સીતા અને લઘુ બાંધવ સહિત કૌસલ્યાજી સમીપ ચોંપ પૂર્વક પ્રભુ આવ્યા. તેઓને વનના સરંજામથી સજેલા નિરખી કૌસલ્યાજીને ધૈર્યતા રહી નહિ અને અત્યંત મોહ વધિ ગયો, તેથી વ્યાકુળ થઇને રોવા લાગ્યાં કે, હાય ! મારાં બાળક બચ્ચાં વનમાં જાય છે ! તેઓને જોઇને પણ મારા પ્રાણ પ્રયાણ કરતા નથી ? મારા સમાન કોણ મંદભાગિની હશે ? એમ કહી મુંઝાઇને પૃથિવી ઉપર પડી ગયાં એટલે પ્રભુએ તેમને ધરતી પરથી ઉઠાડી અનેક પ્રકારનાં બોધવચનો કહી સમજાવ્યાં. ત્યારે ફરી ધૈર્ય ધારણ કરી હે પુત્ર ! હે વત્સ ! એમ બોલી પ્રભુની અંગરક્ષા કરવા લાગ્યાં.

छंद०—नमो विष्णुपद पातु, जानु त्रिविक्रम वीरा ॥
कटिहिं रक्ष गोविंद, नाभि अच्युत रणधीरा ॥
गुल्फ पातु पद्माक्ष, उदर उर हरि श्रीनाथा ॥
भुज मधुसूदन पातु, कुक्षि पृथ्वीधर साथा ॥ ४ ॥

કૌસલ્યાજી કહે છે કે, હે પુત્ર ! વિષ્ણુ ભગવાન્ તારા ચરણોની રક્ષા કરો. ત્રિવિક્રમ ભગવાન્ ગોઠણોની રક્ષા કરો. ગોવિંદ ભગવાન્ કમરની રક્ષા કરો. રણધીર અચ્યુત ભગવાન્ નાભિની રક્ષા કરો. પદ્માક્ષ ભગવાન્ ઘુંટીની રક્ષા કરો. હરિ ભગવાન્ પેટની, શ્રીપતિ હૃદયની, મધુસૂદન ભુજાની અને અનંત ભગવાન્ તારા કુખની રક્ષા કરો ૪

कंठ जनार्दन पातु कृष्ण मुखमंडल सोहै ॥
करणमूल वाराह घ्राण दामोदर जो है ॥
नैत्र निरंजन पातु, भाल लक्ष्मीनारायण ॥
केशव पातु कपोल सर्व तन चक्रधरायण ॥ ५ ॥

જનાર્દન ભગવાન્ કંઠની, મંડલપતિ શ્રી કૃષ્ણ મુખની, વારાહ ભગવાન્ કર્ણમૂળની, દામોદરજી નાકની, નિરંજન ભગવાન્ નેત્રોની, લક્ષ્મી નારાયણ લલાટની, કેશવ પ્રભુ ગાલની અને ચક્રધર ભગવાન્ તારા સર્વ શરીરની રક્ષા કરો. ૫

पूर्व पातु पुरुषोत्तम, सदाग्नेय गरुडध्वज ॥
दक्षिण दिशि नरसिंह पातु नैऋत्य चतुर्भुज ॥
वासुदेव वारुण्य पातु वायव्य विश्वंभर ॥
राम रक्षकौ वीर्य शंख ईशान गदाधर ॥ ६ ॥

પુરૂષોત્તમ ભગવાન્ પૂર્વ દિશામાં, ગરૂડધ્વજ હમેશાં અગ્નિ કોણમાં, નૃસિંહ ભગવાન્ દક્ષિણ દિશામાં, ચતુર્ભુજ પ્રભુ નૈઋત્ય કોણમાં, વાસુદેવ પ્રભુ પશ્ચિમ દિશામાં, વિશ્વંભર પ્રભુ વાવ્ય કોણમાં, શંખધર પ્રભુ ઉત્તરમાં અને ગદાધર પ્રભુ ઇશાનમાં તારી નિરંતર રક્ષા ( સંરક્ષણ ) કરો. ૬

कमलनाभि अधऊर्द्ध पातु जल गिरिवर वामन ॥
व्याघ्र सिंहतें पातु सदा शंकर मनभावन ॥
भूत प्रेत वैताल ब्रह्म राक्षस छलकारी ॥
अग्नि चोर विष वीछ सर्प ते पातु मोरारी ॥ ७ ॥

કમલનાભ પ્રભુ ઉપર અને નીચે તારી રક્ષા કરો. વામન પ્રભુ પાણી અને પર્વતોથી, શિવમનરંજન હરિ વાઘ અને સિંહોથી, મુરારી પ્રભુ ભૂત, પ્રેત, વૈતાલ, કપટ કરનારા બ્રહ્મરાક્ષસોથી, ચોર, અગ્નિ, વિષ, વીંછી અને સર્વ એઓથી નિરંતર તારી રક્ષા કરો. ૭

परविद्या उच्चयंत्र मंत्र परतंत्र जहां लौं ॥
माधव सकल निवारू मारू रुज शूल तहां लौं ॥
यहि विधि रक्षा कीन दीन मुनि सुखद अशीसा ॥
सहित लषण सिय चले नाइ जननी पद शीशा ॥ ८ ॥

જગતમાં જ્યાં સૂધી પર વિદ્યાથી વૃદ્ધિ પામેલા જે જે યંત્ર મંત્ર અને તંત્રો છે તે તે સર્વને દૂર કરી માધવ પ્રભુ તારાં સર્વ શૂળો અને રોગોનો નાશ કરો. આ પ્રમાણે અંગરક્ષા કરીને ફરી સુખકારી આશિસ દીધી. એટલે રામચંદ્રજી લક્ષ્મણજી અને સીતાજી માતાજીનાં ચરણોમાં મસ્તક નમાવી પ્રભુ સીતા લક્ષ્મણ સમેત ત્યાંથી રવાના થયા. ૮

**दोहा०—अनुज सहित वल्कल पहरि, करि पितु मातु प्रणाम ॥**
**कृष्ण पक्ष वैशाख दिन, छटे चले वन राम ॥ ८९ ॥**

લક્ષ્મણજી સહિત વલ્કલવસ્ત્રો પહેરી, માતા પિતાને પ્રણામ કરી વૈશાખવદિ-છઠ્ઠને દિવસે શ્રી રામચંદ્રજી વન તરફ પ્રયાણ નિરધાર્યું ૮૯ (ક્ષેપક પૂરૂં થયું.)

**चौ०—निकसि वसिष्ठ द्वार भए ठाढे, देखे लोग विरह दव डाढे ॥**
**कहि प्रिय वचन सबहि समुझाए, विप्रवृंद रघुवीर बुलाए ॥**
**गुरुसन कहि वर शाशन दीन्हे, आदर दान विनयबश कीन्हे ॥**
**याचक दान मान संतोष, मीत पुनीत प्रेमपरितोषे ॥**
**दासी दास बुलाइ बहोरी, गुरुहि सौंपि बोले करजोरी ॥**
**सबकी सार सँभार गुसाँई, करब जनकजननीकी नाई ॥**
**बारहिंबार जोरि युगपाणी, कहत राम सबजन मृदुबाणी ॥**
**सोइ सब भाँति मोर हितकारी, जेहिते रहइ सुआल सुखारी ॥**

ઘેરથી નિકળીને પ્રભુ વસિષ્ઠજીનાં દ્વારપર ઉભા રહ્યા. અને ત્યાં જોયું, તો પોતાના વિયોગને લીધે સર્વ લોકોને વિરહરૂપ દાવાગ્નિ વધિ પડેલો છે. એઓ સર્વને શ્રી રામચંદ્રજીએ શીતલ પ્રિય વચનો કહીને સમજાવ્યાં અને પછી બ્રાહ્મણોના સમુદાયને બોલાવી, ગુરૂ વસિષ્ઠજીને કહી ચૌદ વર્ષ સૂધીનું ભોજન ખરચ ચલાવવા જેટલું ધન આપ્યું અને બીજા જનોને પણ આદરથી તથા વિનયથી સંતુષ્ટ કરી, પછી માગણોને દાન માન દઇ. સંતોષ્યા, અને તે પછી મિત્રોને પણ પવિત્ર પ્રેમથી પરિતોષિત કર્યા. તદનંતર પોતાના સમસ્ત દાસ દાસીઓને બોલાવી, ગુરૂ વસિષ્ઠજીના હાથમાં તેઓને સુંપરદ કરી. હાથ જોડીને બોલ્યા કે, હે ગુરૂ મહારાજ! આ સર્વની સાર સંભાળ આપ, જેમ માતા પિતાઓ બાળકોની ખરખબર લે, તેમ હમેશાં લેજો. તે પછી સમસ્ત અયોધ્યાવાસિજનોને વારંવાર હાથ જોડીને પ્રભુ શ્રી રામચંદ્રજીએ કોમળ વાણીથી કહ્યું કે, હે ભાઇઓ! હું સર્વ પ્રકારે મારા હિતકારી તેઓને જાણીશ કે જેઓના કર્તવ્યથી દશ-

રથજી સુખી રહે અર્થાત્ રાજા જે કામથી સુખી રહે તેવાં કામ કરનારાઓને જ મારા હિતસ્વી જાણીશ.

**दो०–मातु सकल मोरे बिरह, जेहि न होहिं दुखदीन ॥**
**सो उपाय तुम करव सब, पुरजन परमप्रबीन ॥ ९० ॥**

અને જે પ્રકારથી મારાં સર્વ માતુશ્રી મારા વિયોગથી દુઃખી ન થાય તેજ પ્રકાર–ઉપાય તેમો કરજો. હે અવધપુરના વાસિઓ! તમો સર્વ પરમ પ્રવીણ છો, એટલે હું હવે વધારે તમોને કહેવા માગતો નથી. ૯૦

**चौ०–इहिबिधि राम सबहिं समुझावा, गुरुपदपद्म हरषि सिर नावा ॥**
**गणपति गौरि गिरिश मनाई, चले असीस पाइ रघुराई ॥**
**राम चलत अति भएउ बिषादू, सुनि न जाइ पुरआरतनादू ॥**
**कुसगुन लंक अवध अतिशोकू, हर्षबिषादबिवश सुरलोकू ॥**
**गै मूर्छा तब भूपति जागे, बोलि सुमंत्र कहन अस लागे ॥**
**राम चले वन प्राण न जाहीं, केहि सुखलागि रहत तनुमाहीं ॥**
**यहितें कवन व्यथा बलवाना, जो दुख पाइ तजिहिं तनुप्राणा ॥**
**पुनि धरि धीर कहहिं नरनाहू, लै रथ संग सखा तुम जाहू ॥**

આ પ્રમાણે રામચંદ્રજીએ સર્વને સમજાવ્યાં. પછી પ્રસન્નતા પૂર્વક પુનઃ ગુરૂના ચરણકમળોમાં મસ્તક નમાવી, ગણપતિ, પાર્વતી, અને સદા શિવજીને મનાવીને, સર્વનો આશિર્વાદ પ્રાપ્ત કરીને ત્યાંથી રવાના થયા. એ સમય અયોધ્યાવાસિઓને અત્યંત ખેદ થયો અને એઓ જે આર્ત્તવાણીનો નાદ કરતાં હતાં તે સાંભળ્યો પણ જતો ન હતો અર્થાત્ શહેર ભરમાં જ્યાં ત્યાં શોકજ છવાઇ રહ્યો હતો. આ વખતે લંકામાં (મરણ સૂચવનારાં) અપશુકનો થવા લાગ્યાં, અયોધ્યામાં મહાન્ શોક છાઇ ગયો અને ઇંદ્રિ લોકમાં દેવતાઓ (પોતાના કર્ત્તવ્યથી પોતાની રાવણ વધની ધારેલી ધારણા પાર પડવાનો સમય દૃષ્ટિગોચર થતાં બહુજ ખુશી થયા. અને પોતાનીજ ખટપટથી અયોધ્યાને શિર વિપત્તિનું ગાઢું વાદળ ઘેરાયુ એ જોઇ વિષાદવંત પણ થયા. આમ હોવાથી દેવો) હર્ષ વિષાદને વશ થયા. આ વખતે દશરથજીની મૂર્ચ્છા દૂર થતાં જાગ્રતાવસ્થામાં આવ્યા એટલે સુમંત્ર મંત્રીને બોલાવીને કહેવા લાગ્યા કે– રામ

વનમાં ગયા, પણ મારા પ્રાણ જતા નથી, કોણ જાણે હજુ ક્યાં સુખ દુઃખો જોવાને માટે શરીરમાં રહ્યા હશે ! આ વ્યથાથી પણ કોણ જાણે કઇ વ્યથા બળવત્તર હશે ? કે જેને પ્રાપ્ત કરીને મારા પ્રાણ દેહનો ત્યાગ કરશે ! ફરી ધીરજ ધરીને દશરથજી કહેવા લાગ્યા કે, હે સખા ! તું રથ લઇને ( રામનો મદદગાર થઇને ) જા.

दो०—सुठि सुकुमार कुमार दोउ, जनकसुता सुकुमारि ॥
रथ चढाइ दिखराइ बन, फिरेहु गए दिन चारि ॥ ९१ ॥

અત્યંત સુકુમાર મારા બન્ને કુમારો અને સુકુમારી **જનક સુતા** ( સીતા ) ને રથમાં બેસાડીને વન દેખાડી ચારેક દિવસ વીતાવી **પાછો વળી** આવજે. ૯૧.

चौ०—जौं नहिं फिरहिं धीर दोउ भाई, सत्यसिंधु दृढव्रत रघुराई ॥
तौ तुम बिनय करेहु कर जोरी, फेरिय प्रभु मिथिलेशकिशोरी ॥
जब सिय कानन देखि डेराई, कहेउ मोर सिख अवसर पाई ॥
सासससुर अस कहेउ सँदेशू, पुत्रि फिरिय बन बहुत कलेशू ॥
पितुगृह कबहुँ कबहुँ ससुरारी, रहेहु जहाँ रुचि होइ तुम्हारी ॥
इहिबिधि करेउ उपायकदंबा, फिरइ तौ होइ प्राणअवलंबा ॥
नाहित मोर मरण परिणामा, कछु न बसाइ भए बिधि बामा ॥
अस कहि मुर्छि परे महि राऊ, राम लषण सिय आनि देखाऊ ॥

બન્ને ભાઇઓ મહાન્ ધીર છે અને શ્રી રામ તો સત્યના **સાગર** તથા દૃઢ પ્રતિજ્ઞા વ્રતધારક છે, તેથી કદાચ તારા ફેરવ્યા પાછા **ન ફરે** તો તું હાથ જોડી વિનય કરજે કે, હે પ્રભુ ! મિથિલેશકુશોરી[1] (**સીતાજી**)ને પાછાં મોકલો. જ્યારે સીતા જંગલને જોઇને ડરે ત્યારે તું સમય ઓળખીને મારાં વચનો કહેજે કે, તમારાં સાસૂ સસરાએ એવો સંદેશો **કહ્યો** છે કે–હે પુત્રી ! પાછાં ફરિ ઘેર આવો; કેમકે વનમાં ઘણાક કલેશો છે. ક્યારેક પિતાને ઘેર અને ક્યારેક સાસરે, એમ જ્યાં તમારી રૂચિ **હોય ત્યાં** રહ્યા કરજો. હે સુમંત્ર ! આ પ્રમાણે અનેક ઉપાય કરજો. કદી **સીતા જ** પાછાં ફરી આવશે તો પણ તેથી મારાં પ્રાણોને આલંબન મળે. **નહિ તો** પરિણામમાં (છેવટમાં) મારૂં મ્હોત તો છે જ. જ્યારે વિધાત્રા **પ્રતિકૂળ** થઇ ગયો ત્યારે મારાથી કશું પણ બની શકતું નથી. કિંવા વિધાત્રી **પ્રતિ-**

૧ મિથિલેશ કિશોરી કહેવાનો આશય એ છે કે-હું મિથિલેશ-રાજા જનકને શું જવાબ દઇશ ?

ફુળ હોય છે તે વખતે કશું પણ બની શકતું નથી. આટલું બોલીને દશરથજી—અરે! કોઈ રામને, લક્ષ્મણને અને સીતાને અહિં લાવી મારી નજરે દેખાડો. એમ બોલતા બોલતા મૂર્છીત થઇને પૃથિવીપર પડયા.

**दोहा०—पाय रजायसु नाई शिर, रथ अतिबेगि बनाइ ।**
**गएउ जहाँ बाहर नगर, सीयसहित दोउ भाइ ॥ ९२ ॥**

સુમંત્ર મંત્રી દશરથજીની આજ્ઞા લઈ, મસ્તક નમાવી, અતિ ઉતાવળેથી રથને તૈયાર કરી જ્યાં શહેરના બહાર સીતાજી સહિત બન્ને ભાઈઓ છે ત્યાં જઈ પહોંચ્યો. ૯૨

**चौ०—तब सुमंत्र नृपबचन सुनाए, करि बिनती रथ राम चढाए ॥**
**चढि रथ सीयसहित दोउ भाई, चले हृदय अवधहिं शिर नाई ॥**
**चलत राम लखि अवध अनाथा, बिकल लोग लागे सब साथा ॥**
**कृपासिंधु बहुबिधि समुझावहिं, फिरहिं प्रेमवश पुनि फिरि आवहिं ॥**
**लागत अवध भयानक भारी, मानहुँ कालराति अधियारी ॥**
**घोर जंतु सब पुरनरनारी, डरपहिं एकहिं एक निहारी ॥**
**घर मसान परिजन जनु भूता, सुत हित मीत मनहु यमदूता ॥**
**बागन बिटप बेलि कुम्हिलाहीं, सरित सरोबर देखि न जाहीं ॥**

સુમંત્રે દશરથજીનાં (કહેલાં) વચનો (રામચંદ્રજીને) સંભળાવ્યાં અને વિનતી કરીને શ્રી રામને રથ ઉપર ચડાવ્યા. સીતાજી સહિત બન્ને ભાઇઓ રથ ઉપર ચડીને પ્રસન્ન[1] મનવડે અયોધ્યાને પ્રણામ કરીને (વન તરફ) ચાલ્યા. રામચંદ્રજીના ચાલવાથી જ અયોધ્યાને અનાથ જાણીને સર્વ અવધવાસીઓ વિહ્વલ થઇ ગયાં અને રામની સાથે વનમાં ચાલવા લાગ્યાં. જ્યારે કૃપાસિંધુ શ્રી રામચંદ્રજીએ તે લોકોને બહુ બહુ રીતે સમજાવ્યાં ત્યારે તેઓ પાછાં ફરવા લાગ્યાં, પણ પ્રેમને વશ થઇને ફરીને તેઓ પાછાં રામની પાસે આવવા લાગ્યાં. એઓ સર્વને અયોધ્યા તો મહાભયંકર જાણે અંધારી કાળ રાત્રી હોયની ? તેવી ભાસતી હતી. શહેરનાં નર નારીઓ એક બીજાને ઘોર પ્રાણી સરખાં દેખીને પરસ્પર બીહવા લાગ્યાં. ઘરો સ્મશાન સરખાં, પરિજનો (સેવક-ચાકર) ભૂત પ્રેત સરખાં અને પુત્ર, મિત્રો

1 મનવડે પ્રણામ કરવામાં ભાવ એ હતો કે, જો હું પ્રકટપણે અયોધ્યાને પ્રણામ કરીશ, તો લોકો એવી કલ્પના કરે કે, હજી અયોધ્યાપર પ્રીતિ છે અને રાજ્ય તજતાં ક્લેશ થાય છે; માટે મન-હ્રદયથી પ્રણામ કર્યા.

તથા હેતસ્વીઓ યમદૂત સરખાં જણાવા લાગ્યાં. બાગોમાં વૃક્ષો તથા વેલીઓ કરમાઇ ગયાં અને નદિયો તળાવો જોયાં પણ ન જાય એવાં બીહામણાં દેખાવા લાગ્યાં.

**दोहा०—हय गज कोटिन केलिमृग, पुरपशु चातक मोर ।**
**पिक रथांग शुक सारिका, सारस हंस चकोर ॥ ९३ ॥**

હાથી, ઘોડા અને ક્રીડા કરવાનાં કોડો પશુઓ, અને ગામનાં ગાય ભેંસ વગેરે ગ્રામ્યપશુઓ, બપૈયા, કોકિલાઓ, ચકવા ચકવી, પોપટ, મેનાં, હંસ, સારસડાં, અને ચકોર. ૯૩

**चौ०—रामवियोगविकल सब ठाढे, जहँ तहँ मनहुँ चित्रलिखि काढे ॥**
**नगर सकल वन गह्वर भारी, खग मग विकल सकल नरनारी ॥**
**विधि कैकयि किरातिनि कीन्ही, जेहिं दव दुसह दशहुदिशि दीन्ही ॥**
**सहि न सकै रघुवरविरहागी, चले लोग सब व्याकुल भागी ॥**
**सबहिं बिचार कीन्ह मनमाहीं, रामलषणसियबिनु सुख नाहीं ॥**
**जहाँ राम तहँ सकल समाजू, बिनु रघुवीर अवध केहिकाजू ॥**
**चले साथ अस मंत्र दृढाई, सुरदुर्लभ सुखसदन विहाई ॥**
**रामचरणपंकज प्रिय जिनहीं, विषयभोगवश करै कि तिनहीं ॥**

એઓ સઘળાં રામના વિયોગથી, જાણે ચિત્રમાં આલેખેલાં હોય તેમ જ્યાં ત્યાં જેમનાં તેમ સ્થિર થઈ ઉભાં રહ્યાં હતાં. આખું અયોધ્યા નગર જાણે ભયંકર જંગલ જેવું જણાવા લાગ્યું, સમસ્ત સ્ત્રી પુરૂષો અનેક રાનીપશુ પક્ષીઓ જેવાં ગભરાયલાં જણાવા લાગ્યાં અને કૈકેયી જાણે વિધાત્રાએ ભીલડી રચી હોય એવી જણાવા લાગી કે, જેણે દશે દિશાઓમાં ન સહન થઇ શકે એવો દવ લગાડી દીધો. જ્યારે રામચંદ્રજીના વિયોગાગ્નિને લોકો સહન કરી શકયાં નહિ તેથી બહુજ ગભરાઇને ( લોકો રૂપી પશુ પક્ષીઓ અયોધ્યા રૂપી વનમાંથી ) નાસવા લાગ્યાં. એ સર્વેએ ( પોત પોતાના ) મનમાં વિચાર કર્યો કે, રામ, લક્ષ્મણ, સીતા વિના સુખ આપણે ક્યાંય પામનારજ નથી. જ્યાં રામ ત્યાંજ સકળ સુખસમાજ છે. રામ વગર અયોધ્યામાં અમારૂં શું કામ છે. આ પ્રમાણે દઢ વિચાર કરીને દેવને પણ દુર્લભ એવાં સુખો અને ઘરોને છોડીને શ્રી રામની સાથે સાથે ચાલ્યાં. ( શિવજી કહે છે કે હે પાર્વતી ! ) જેઓને રામચંદ્રજીનાં ચરણ કમળ પરમ પ્યારાં છે તેઓને શું વિષય ભોગ વશ કરી શકે છે? કદિજ નહિ!

दोहा०—बालक वृद्ध बिहाइ गृह, लगे लोग सब साथ ।
तमसातीर निवास किय, प्रथम दिवस रघुनाथ ॥ ९४ ॥

સમસ્ત જનો બાળકો અને વૃદ્ધોને ઘરોમાં મૂકીને શ્રી રામનીજ સંગાથે ચાલ્યાં. એઓની સાથે સાથે પ્રભુએ પહેલે દિવસ તમસા નદીને કાંઠે નિવાસ કર્યો. ૯૪

चौ०—रघुपति प्रजा प्रेमवश देषी, सदय हृदय दुख भएउ विशेषी ॥
करुणामय रघुनाथ गुसाँई, बेगि पाइ इहि पीर पराँई ॥
कहि सप्रेम मृदुवचन सुनाए, बहुविधि राम लोग समुझाए ।
किए धर्मउपदेश घनेरे, लोग प्रेमवश फिरहिं न फेरे ॥
शीलसनेह छाँडि नहिं जाई, असमंजसबश भए रघुराई ॥
लोग शोकश्रमवश गे सोई, कुछुक देवमाया मति मोई ॥
जबहिं याम युग यामिनि बीती, राम सचिवसन कहेउ सप्रीती ॥
खोज मारि रथ हाँकहु ताता, आन उपाय बनहिं नहिं ताता ॥

દયાળુ શ્રી રામચંદ્રજીએ પ્રજાને પ્રેમવશ થઈ દુઃખ પામતી જોઇને, મનમાં તેઓના દુઃખથી વિશેષ દુઃખ પામ્યા. સ્વામી રઘુનાથજી પોતે કરૂણામય હોવાથી તેમને પારકી પીડા તાકીદે પ્રાપ્ત થઇ જાય છે એ સ્વાભાવિક્ જ છે. રામચંદ્રજીએ પ્રેમ ભરેલાં કોમળ વચનો કહી કહીને બહુ બહુ રીતે લોકોને સમજાવ્યાં અને તેઓને અનેક રાજસેવાદિના ધર્મના ઉપદેશો કર્યા તદપિ પ્રેમવશ થયલાં અયોધ્યાવાસિઓ પાછાં વાળવા છતાં પણ વળ્યાં નહિ. સ્વાભાવિક્ સ્નેહ છોડી શકાતો નહતો, (એથી કઠોર વચનો કહી શકાતાં ન હતાં. અને તેઓને સંગાથે પણ લઇ જવાય એમ ન હતું) તેથી રામચંદ્રજીને મુંઝવણ થઇ પડી. જ્યારે શોક અને શ્રમને સ્વાધીન થયલાં લોકો નિદ્રાને વશ થયાં, અને કંઇક દેવમાયાથી તેઓની મતિ પણ મોહ[1] પામી ગઇ તથા બે પહોર રાત્રી વીતી ત્યારે રામચંદ્રજીએ પ્રીતિસહ સુમંત્ર પ્રત્યે કહ્યું કે. હે તાત ! હવે રથને આડો અવળો ચલાવી, જે પ્રકારે રથ ચાલ્યાનો ખરો પતો ન લાગે તે પ્રકારે રથ હાંકજો. કે જેથી સવારે અવધવાસિયોને ખરી વાટ માલમ ન પડતાં એઓ પાછા વળી જશે લોકોને પાછા વાળવાનો બીજો એકે ઉપાય બની શકે તેમજ નથી.

दोहा०—राम लषण सिय यान चढि, शंभुचरण शिर नाइ ।
सचिव चलाएउ तुरित रथ, इतउत खोज दुराइ ॥ ९५ ॥

૧ મતિ મોહ પામવાથી રામચંદ્રજીના જવાની ખબર રહી નહિ.

રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી શ્રી સદાશિવજીના [1] ચરણોમાં મસ્તક નમાવીને રથ ઉપર ચડયાં, એટલે સુમંત્ર તાકીદે જે ચીલે થઇને આવ્યો હતો તેજ ચીલે કેટલાક યોજનો સૂધી ઉત્તર દિશા ભણીજ રથને ચલાવ્યો, જેથી જમણા ડાબા માર્ગનો પતોજ લાગે નહીં. એ પછી લાગ મળતાં શૃંગબેરપુર તરફ હાંકયો. ૯૫

चौ०—जागे सकल लोग भए भोरू, गए रघुबीर भएउ अति सोरू ॥
रथकर खोज कतहुँ नहिं पावहिं, रामराम कहि चहुँदिशि धावहिं ॥
मनहुँ बारिनिधि बूड जहाजू, भएउ बिकल सब बणिक समाजू ॥
एकहिं एक देहिं उपदेशू, तजेउ राम हम जानि कलेशू ॥
निंदहिं आपु सराहहिं मीना, धिक जीवन रघुबीर बिहीना ॥
जौपै प्रियबियोग बिधि कीन्हा, तो कस मरण न माँगे दीन्हा ॥
इहिबिधि करत प्रलापकलापा, आए अवध भरे परितापा ॥
बिषम बियोग न जाइ बखाना, अवधि आश सब राखहिं प्राणा ॥

પ્રભાત થતાંજ સર્વ લોકો જાગ્યા અને જાગતાં 'રામચંદ્ર તો જતા રહ્યા' એવો શોરબકોર મચી ગયો. રથ કઈ દિશા તરફ ગયો છે તેનો પૂરેપૂરો કોઇને પતો લાગ્યો નહિ તેથી રામ રામ કહીને ચોમેર દોડાદોડ કરી તપાસ કરવા લાગ્યા. જેમ સમુદ્રમાં વહાણ ડૂબવા સમય અંદર બેઠેલા વાણિયાઓ ગાભરા બની શોરબકોર મચાવી મૂકે તેમ તે અવધવાસિયો રામ વિયોગથી ગાભરાં બની ગયાં. એક બીજાને ઉપદેશ કરવા લાગ્યાં કે, ભાઇઓ ! રામચંદ્રજીએ આપણને માત્ર કલેશરૂપ જાણીને જ છોડી દીધેલ છે. તેઓ પોતાની નિંદા કરીને માછલાંઓને વખાણવા લાગ્યાં ( કે, માછલાંઓ પાણી વગર જીવતાં નથી. માટે તેઓના જીવનને ધન્ય છે અને આપણે તો રામ વિયોગ થયા છતાં પણ જીવીએ છિયે માટે ) આપણા જીવનને ધિઃક્કાર છે. જો દૈવે પ્રિય પ્રભુનો વિયોગ આપ્યો તો આપણને માંગ્યું મ્હોત કેમ નહિ આપે ? આ પ્રમાણે વિવિધ વિલાપો કરતાં અને પરિતાપથી પૂર્ણ થયેલાં અવધવાસિયો પાછાં અયોધ્યામાં આવ્યાં. ( શિવજી કહે છે કે હે પાર્વતી ! ) રામ વિયોગથી અવધવાસિયોને જે દુઃખ થયું

૧ સદાશિવ ઇષ્ટદેવ હોવાથી, કિંવા રાતમાં શિવગણો વિઘ્ન ન કરે તેથી, કિંવા શિવજી અયોધ્યાવાસિયોનું સંરક્ષણ કરે તે હેતુથી, કિંવા માર્ગમાં મંગળ થવા માટે, કિંવા શિવભક્ત રાવણનો વધ કરવા ઇચ્છતા હોવાથી શિવજીની સલાહ લેવા માટે સદાશિવજીના ચરણોમાં રામચંદ્રજીએ પ્રયાણ કરતી વખતે પ્રણામ કર્યા.

તે વિષમ વિયોગજન્ય દુઃખનું વર્ણન મારાથી પણ કહી શકાતું નથી. કેવળ તેઓ સર્વ લોકોએ ચૌદ વર્ષનો પાછો આવવાનો અવધિ તે ઉપર જ આશા બાંધીને પોતાનાં પ્રાણોને રાખ્યા. ( કે તેટલો વખત વીત્યા પછી પ્રભુનાં દર્શન થશે એ માટે પ્રાણ રાખવાથી લાભ છે. )

**दोहा०—रामदरशहित नेम ब्रत, लगे करन नरनारि ॥**
**मनहुँ कोककोकीकमल, दीन बिहीन तमारि ॥ ९६ ॥**

સમસ્ત નર નારીઓએ શ્રીરામદર્શન હિતાર્થે નેમ–નિયમ વ્રતો કરવા લાગ્યાં. અને જેમ સૂર્યદર્શન વિના ચકવાચકવી તથા કમળો નિસ્તેજ હોય તેમ દીન દેખાવા લાગ્યાં. ૯૬

**चौ०—सीतासचिवसहित दोउ भाई, शृंगबेरपुर पहुँचे जाई ॥**
**उतरे राम देवसरि देखी, कीन्ह दंडवत हर्षविशेखी ॥**
**लषण सचिव सिय कीन्ह प्रणामा, सबहिं सहित सुख पाएउ रामा ॥**
**गंग सकलमुदमंगलमूला, सब सुखकरणि हरणि सबशूला ॥**
**कहि कहि कोटिक कथाप्रसंगा, राम बिलोकत गंगतरंगा ॥**
**सचिवहिं अनुजहिं प्रियहिं सुनाई, बिबुधनदीमहिमा अधिकाई ॥**
**मज्जन कीन्ह पंथश्रम गएऊ, शुचिजल पियत मुदितमन भएऊ ॥**
**सुमिरत जाइ मिटहिं भवभारू, तेहिश्रम यह लौकिक व्यवहारू ॥**

સીતાજી અને સુમંત્ર સહિત બન્ને ભાઇઓ શૃંગબેરપુરના નજીકમાં જઇ પહોંચ્યા. રામચંદ્રજીએ ગંગાજીને નિરખીને રથમાંથી ઉતરીને મોટા હર્ષ સમેત ગંગાજીને દંડવત્ કર્યા. લક્ષ્મણજી, સીતાજી અને સુમંત્ર એ- ઓએ પણ ગંગાજીને પ્રણામ કર્યા. ગંગાજી સમસ્ત આનંદ અને મંગ- ળોનું મૂળ છે, સઘળાં સુખોદાયક છે તથા સર્વ પ્રકારનાં શૂળોનો નાશ કરનારાં છે, જેથી એ જગોએ શ્રીરામચંદ્રજી સમસ્ત રીતે સુખ પામ્યા. રામચંદ્રજી, લક્ષ્મણજી વગેરેને વિવિધ કથાઓના પ્રસંગ કહી કહીને ગંગા- જીના તરંગોને નિહાળવા લાગ્યા. તે વખતે લક્ષ્મણજીને, સુમંત્રને અને સીતાજીને રામચંદ્રજીએ ગંગાજીના મહાત્મ્યનું વિશેષ પ્રકારે વખાણ કહી કહીને સંભળાવ્યું. તદનંતર સર્વ સહિત શ્રીરામચંદ્રજીએ ગંગાજીમાં સ્નાન કરી પંથના શ્રમને દૂર કર્યો. અને પવિત્ર જળપાન કરવાથી મનમાં આનંદ થયો. (મહાદેવજી કહે છે કે હે પાર્વતી !) જે રામના સ્મરણથીજ જન્મ મરણાદિનો ભવભાર મટી જાય છે તે પ્રભુને પંથનો શ્રમ ( થાક )

થવો એ માત્ર લૌકિકવ્યવહાર માટેજ કથન છે. વાસ્તવિક રીતે તો પ્રભુને કોઈ પ્રકારનો શ્રમ હોતો જ નથી.

दोहा०—शुद्ध सच्चिदानंदमय, राम भानुकुलकेतु ॥
चरित करत नर अनुहरत, संसृतिसागर सेतु ॥ ९७ ॥

શુદ્ધ સાત્વિક આનંદ ચિન્મય ભાનુકુળકેતુ શ્રીરામચંદ્રજી મનુષ્યાવતાર ધારણ કરીને નરલીલા પ્રમાણે જે જે ચરિત્રો કરે છે તે તે સર્વ ચરિત્રો સંસારસાગરમાં પૂલરૂપ છે. ૯૭

चौ०—इह सुधि गुहनिपाद जब पाई, मुदित लिए प्रियबंधु बुलाई ॥
लै फल मूल भेंट भरि भारा, मिलन चला हियहर्ष अपारा ॥
करि दंडवत भेंट धरि आगे, प्रभुहिं बिलोकत अतिअनुरागे ॥
सहजसनेहाबिबश रघुराई, पूछेउ कुसल निकट बैठाई ॥
नाथ कुशल पदपंकज देखे, भएउ भाग्यभाजन जन लेखे ॥
देव धरणि धन धाम तुम्हारा, मैं जन नीच सहितपरिवारा ॥
कृपा करिय पुर धारिय पाऊ, थापिय जन सब लोग सिहाऊ ॥
कहेउ सत्य सब सखा सुजाना, मोहि दीन्ह पितु आयसु आना ॥

પ્રભુ પધાર્યાની જ્યારે શૃંગબેરપુરના રાજા ગુહ નામના ભીલને ખબર થઈ ત્યારે તે ગુહ પ્રસન્ન થઈ, જ્ઞાતિજનોને બોલાવી ભેટમાં મૂકવાનાં ફૂલ ફળોના ટોપલાઓ મંગાવ્યા. અને હૃદયમાં અપાર હર્ષ પામતો પ્રભુને મળવાને માટે પ્રિયજનો સહ ચાલ્યો. રામચંદ્રજીના સમીપ જઇને દંડવત પ્રણામ કરી મુખ અગાડી ભેટ મૂકીને અત્યંત સ્નેહ સહ પ્રભુ સન્મુખ જોવા લાગ્યો. સહજ સ્નેહને વશ થયેલા શ્રીરામચંદ્રજી ભીલરાજાને પોતાની પાસે બેસાડીને કુશળવર્ત્તમાન પૂછવા લાગ્યા એટલે ભીલરાજા બોલ્યો કે, હે નાથ ! આપનાં ચરણકમળો નિહાળવાથી મારૂં સર્વ પ્રકારથી કુશળ છે. આજે હું ભાગ્યભાજન થયોછું અને ભક્તજનોની પંક્તિમાં આવ્યોછું. હે દેવ ! પૃથિવી, ધન તથા ઘર એ સમસ્ત આપનુંજ છે. મારા પરિવાર સમેત હું તો આપનો ( નીચ કામ કરનારો ) દાસ છું. આપ કૃપા કરીને શૃંગબેરપુરમાં પધારો અને મને નિજનો સેવક કરીને સ્થાપો કે, જેથી પુરનાં સમસ્ત જનો ખુશી થાય. આવાં નિષાદરાજાનાં વચન શ્રવણ કરીને રામચંદ્રજીએ કહ્યું કે, હે સુજાણ સખા ! તમે જે કહ્યું તે સર્વ સાચું છે. પણ મને પિતાએ અન્ય પ્રકારની આજ્ઞા આપી છે.

दोहा०—वर्ष चारिदश बास बन, मुनिव्रत वेष अहार ॥
ग्रामबास नहिं उचित सुनु, गुहहिं भएउ दुखभार ॥ ९८ ॥

ચૌદ વર્ષ મુનિવ્રતથી, મુનિવેષથી અને કંદમૂળ ફળ મુનિઆહાર કરી વનમાં વસવાની આજ્ઞા કરી છે માટે ગામમાં નિવાસ કરવો વ્યાજબી નથી. આ શ્રવણ કરી ગુહને[1] વિશેષ દુઃખ થયું. ૯૮

चौ०—राम लषण सियरूप निहारी, कहहिं सप्रेम नगरनरनारी ॥
ते पितुमातु कहहु सखि कैसे, जिनि पठए बन बालक ऐसे ॥
एक कहै भूपति भल कीन्हा, लोचनलाभ हमहिं बिधि दीन्हा ॥
तब निषादपति उर अनुमाना, तरुशिंशिपा मनोहर जाना ॥
लै रघुनाथहि ठाउँ बतावा, कहेउ राम सबभाँति सुहावा ॥
पुरजन करि जुहार गृह आए, रघुवर संध्या करन सिधाए ॥
गुह संभारि साथरी घनाई, कुशकिशलय मृदु परम सुहाई ॥
शुचि फल मूल मधुर मृदु जानी, दोना भरिभरि राखेसि आनी ॥

શૃંગબેરપુરનાં નરનારી, રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીના સ્વરૂપને નિહાળી પ્રેમ પૂર્વક પરસ્પર કહેવા લાગ્યાં કે, હે મિત્રો! હે સખિઓ! એ માતા પિતા કેવાં છે કે જેઓએ આવાં (રૂપ, ગુણ, શીળવાન્) સુકુમાર બાલકોને વનવાસ આપ્યો છે.?! કોઇએક તો કહેવા લાગ્યાં કે રાજા દશરથજીએ બહુજ સારૂં કર્યું છે કે જેથી આપણ સમસ્ત વનવાસીઓને એઓના દર્શનનો નેત્રને લાભ આપ્યો. એ સમય શ્રી રામચંદ્રજીની બહાર રહેવાનીજ ઇચ્છા જાણીને ભીલપતિએ મનમાં વિચાર કરી એક સુંદર શીશમનું ઝાડ પ્રભુના વિશ્રામ માટે યોગ્ય જાણ્યું. શ્રી પ્રભુને ત્યાં લઈ જઈને તે સ્થલ બતાવ્યું, એટલે પ્રભુએ કહ્યું. કે, બસ, આ જગ્યાજ સર્વ પ્રકારે ઉતારો કરવાને યોગ્યજ છે. (માટે અહિયાંજ રહી શું.) ગામનાં લોકો પ્રણામ કરી કરીને પોત પોતાને ઘેર ગયાં અને પ્રભુ રાઘવેંદ્ર ગંગાતટપર સંધ્યા કરવાને માટે પધાર્યા. ગુહરાજાએ ડાભ અને કુણાં કુણાં પાંદડાંનો સુંદર સાથરો (પથારી) બહુ સંભાળથી બનાવી દીધો. અને પછી કોમળ, પવિત્ર તથા મીઠાં ફલ ફૂલ કંદ મૂળ તપાસીને દડિયા ભરી ભરીને આગળ મૂકયા.

૧ ભીલપતિને વિશેષ દુઃખ એ થયું કે, આવા સુકુમારો ઉપર આવો ભાર મૂકયો છે કિંવા એઓને મારે ઘેર લઇ જવા હતા, પણ તેઓએ તો ચોખી ના કહી, તેથી વિચારણા નિષ્ફળ જવાથી વિશેષ દુઃખ થયું.

दोहा०—सिय सुमंत्र भ्रातासहित, कंदमूलफल खाइ ॥
शयन कीन्ह रघुवंशमणि, पाय पलोटत भाइ ॥ ९९ ॥

રઘુવંશમણિ શામચંદ્રજીએ સીતાજી, સુમંત્ર અને લક્ષ્મણજીની સાથે ફલ, મૂળ, કંદ આસન કરીને પછી શયન કર્યું, એટલે લક્ષ્મણજી ચરણ ચાંપવા લાગ્યા. ૯૯

चौ०—उठे लषण प्रभु सोवत जानी, कहि सचिवहिं सोवन मृदुबानी ॥
कछुक दूरि सजि बाण शरासन, जागनलाग बैठि बीरासन ॥
गुह बुलाइ पाहरू प्रतीती, ठाँवठाँव राखे अतिप्रीती ॥
आपु लषणपहिं बैठेउ जाई, कटि भाथा शर चाप चढाई ॥
सोवत प्रभुहिं निहारि निषादा, भएउ प्रेमवश हृदयविषादा ॥
तनु पुलकित लोचन जल बहई, बचन सप्रेम लषणसन कहई ॥
भूपतिभवन सुभाय सुहावा, सुरपतिसदन न पटतर पावा ॥
मणिमय रचित चारु चौबारे, जनु रतिपति निजहाथ सँवारे ॥

પ્રભુને પોઢયા (નિદ્રાવશ થયેલા) નિરખીને લક્ષ્મણજી ઉઠયા અને સુમંત્રને કોમળવાણીથી (ધીમેથી) સવાને માટે કહી પોતે ધનુષ્યપર બાણ ચડાવી કંઈક છેટે જઈ ગોઠણભર (વીરાસને) બેસી જાગવા લાગ્યા. ભીલરાજાએ પણ ભરોંસાદાર પહેરેગીરોને બોલાવીને મોટી પ્રીતિ સહિત સ્થળો સ્થળ ઉભા રાખ્યા. અને પોતે પણ કમરમાં ભાથો બાંધી ધનુષ્યપર બાણ ચડાવીને લક્ષ્મણજીની સમીપમાં જઈને બેઠો. પ્રભુને (અને જાનકીજીને ભોંયપર સાથરામાં) સૂતેલા જોઈને પ્રેમવશ અત્યંત વ્યાકુળ થઈ ગયો, શરીરનાં રૂવાડાં જાગ્રત થઈ ગયાં અને નેત્રોમાં અશ્રુભરાઇ આવ્યાં, પ્રેમસહિત ભીલપતિ લક્ષ્મણજી આગળ કહેવા લાગ્યો કે, દશરથરાજાનું ઘર કે, જે સ્વાભાવિક સુંદર છે, અને જેને ઇંદ્રભુવનની ઉપમા પણ લાગુ ન પડે એવું અનૂપમ છે, મણિમય અને સુંદર પ્રકારે ગોઠવેલી ચોબારીઓ યુક્ત છે, અને જાણે કામદેવે સ્વહસ્તથી બનાવ્યું હોય એવું મનહર છે.

दोहा०—शुचि सुविचित्र सुभोगमय, सुमन सुगंध सुवास ॥
पलँग मंजुमणिदीप जहँ, सबबिधि सकल सुपास ॥ १०० ॥

અત્યંત પવિત્ર અને વિચિત્ર ભોગોથી પૂર્ણ છે, પુષ્પોના અને અત્તર આદિના સુવાસયુક્ત છે, મણિમય સુંદર પલંગોવાળું, સંપૂર્ણ રીતે સમસ્ત આનંદોને આપે એવું છે. ૧૦૦

चौ०–बिबिध बसन उपधान तुराई, क्षीरफेन मृदु बिशद सुहाई ॥
तहँ सियराम शयन निशि करहीं, निजछबि रतिमनोजमद हरहीं ॥
ते सियराम साथरी सोए, श्रमित बसनबिनु जाहिं न जोए ॥
मातु पिता परिजन पुरवासी, सखा सुशील दास अरु दासी ॥
जुगवहिं जिनहिं प्राणकी नाईं, महि सोवत सो रामगुसांईं ॥
पिता जनक जगविदितप्रभाऊ, ससुर सुरेशसखा रघुराऊ ॥
रामचंद्र पति सो बैदेही, महि सोवति विधि बाम न केही ॥
सियरघुबीर कि काननयोगू, कर्म प्रधान सत्य कह लोगू ॥

અને દૂધના ફીણ સરખી ઉજ્વળ, સુવાળી તથા સુશોભિત તળાઇ-ચોથી, ઓશીખાંઓથી અને વિચિત્ર ચાદરો વગેરે વસ્ત્રોથી યુક્ત છે, તે શય્યામાં રાત્રિયે પોઢનારાં અને પોતાની શોભાથી કામદેવના તથા રતિના અહંકારને તોડનારાં તેજ આ સીતાજી અને રામચંદ્રજી, આજે ડાભના સાથરા ઉપર સૂતાં છે અને પાસે એક પણ રાજકુમારોને લાયક વસ્ત્ર પણ નથી. માતા, પિતા, પરિજનો, પુરજનો, સુંદર સ્વભાવવંત મિત્રો, દાસો તથા દાસીઓ, જેની પ્રાણના સરખી સંભાળ રાખે, તે પ્રભુ ભોંયપર પો-ઢયા છે. જ્ઞાનથી જગત્ પ્રસિદ્ધ પ્રભાવંત જનકરાજા જેના પિતા છે, ઇં-દ્રના સખા દશરથરાજા જેના સસરા છે, અને રઘુનાથજી જેના પતિ છે, એવાં આ સીતાજી પૃથિવીપર પોઢયાં છે. હાય! વિધાતા જેને પ્રતિકૂળ ન થાય એવો કોણ છે? કોઈ નથી. શું સીતાજી અને રઘુનાથજી વનના લાયક છે? લોકો કહે છે તે સત્ય છે કે, સર્વ કરતાં કર્મ–પ્રારબ્ધજ પ્રાધાન્ય છે.

दोहा०–केकयनंदिनि मँदमति, कठिन कुटिलपण कीन्ह ॥
जेहि रघुनंदनजानकिहिं, सुखअवसर दुख दीन्ह ॥ १०१ ॥

મંદમતિ વાળી કૈકેયીએ, બહુજ કઠોર અને કુટિલ હઠ પકડીને રા-મચંદ્રજી અને સીતાજીને સુખના અવસરમાં દુઃખ દીધું છે. ૧૦૧

चौ०–भइ दिनकरकुलबिटपकुठारी, कुमति कीन्ह सब विश्वदुखारी ॥
रामसीय महिशयन निहारी, भएउ बिषाद निषादहिं भारी ॥
बोले लषण मधुर मृदुबानी, ज्ञान विराग भक्तिरस सानी ॥
कौन काहु दुखसुखकर दाता, निजकृत कर्म भोग सब भ्राता ॥
योग बियोग भोग भल मंदा, हित अनहित मध्यम भ्रमफंदा ॥
जनम मरण जहँलगि जगजालू, संपति बिपति कर्म अरु कालू ॥

**धरणि धाम धन पुर परिवारू, स्वर्ग नरक जहँलगि व्यवहारू ॥**
**देखिय सुनिय गुणिय मनमाहीं, मोहमूल परमारथ नाहीं ॥**

કૈકેયી, સૂર્યવંશરૂપી વૃક્ષને કાપવામાં કોહાડી સરખી થઈ છે. તેણે પોતાની કુમતિથી સમસ્ત વિશ્વને દુઃખી કર્યું છે. આ પ્રમાણે શ્રીરામ સીતાજીને ભોંયપર સૂતેલાં જોઇને નિષાદ રાજાના મનમાં મહાન્ ખેદ થયો. એ સમય લક્ષ્મણજી જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિરસથી ભરેલી મધુર અમૃત વાણીથી બોલ્યા કે, હે ભાઇ ગુહ ! સાંભળો, સંસારમાં કોઇ કોઇને દુઃખ સુખ આપનાર નથી, પણ પોત પોતાનાં કર્યાં કર્મોનાં ફળોજ ભોગવે છે. સંસારમાં યોગ, વિયોગ, સારૂં, નઠારૂં, હિત, અહિત, અને મધ્યમ સ્થિતિ એ સમસ્ત ભ્રમફંદ સમાન છે. સમસ્ત જગત્ જાળમાં જે કંઈ જન્મ, મરણ, સંપદા, આપદા, કર્મ, ફળ, પૃથ્વી, ઘર, ધન, પુર, પરિવાર, સ્વર્ગ, નરક અને સમસ્ત વ્યવહાર દેખવામાં, સાંભળવામાં અને જાણવામાં આવે છે, તે તથા સમસ્ત વિશ્વપણ માયાનીજ કૃતી છે, પરમાર્થ કશું નથી-

**दोहा०—सपने होइ भिखारि नृप, रंक नाकपति होइ ।**
**जागे लाभ न हानि कछु, तिमि प्रपंच जिय जोइ ॥ १०२ ॥**

જેમ સ્વપ્નમાં કોઈ રાજા ભીખારી કિંવા ભીખારી રાજા થઇ જાય છે અને રાંક ઈંદ્ર બની જાય છે; પરંતુ જાગ્યા પછી ન તો તે ભિખારીને કશો લાભ કે ન તો તે ઈંદ્રને કશી હાનિ થઈ. એજ પ્રમાણે સંસારમાં સમસ્ત સારાં નઠારાં પદાર્થો અનિત્ય (નાશવંત)જ છે. અવિનાશી કોઇ નથી અર્થાત્ સ્વપ્ન પ્રપંચની પેઠે સંસાર પ્રપંચ પણ મિથ્યાજ છે. ૧૦૨

**चौ०—असविचारि नहिं कीजिय रोषू, बादि काहु नहिं दीजिय दोषू ॥**
**मोहनिशा सब सोवनिहारा, देखहिं स्वप्न अनेकप्रकारा ॥**
**इहि जग यामिनि जागहिं योगी, परमारथी प्रपंचवियोगी ॥**
**जानिय तबहिं जीव जग जागा, जब सबविषयबिलासबिरागा ॥**
**होइ बिवेक मोह भ्रमभागा, तब रघुवीरचरणअनुरागा ॥**
**सखा परम परमारथ एहू, मनक्रमवचन रामपदनेहू ॥**
**राम ब्रह्म परमारथरूपा, अविगत अखिल अनादि अनूपा ॥**
**सकल बिकाररहित गतभेदा, कहि नित नेति निरूपहिं वेदा ॥**

એમ એ સર્વને સ્વકર્મજનિત ભોગ જાણીને ન તો કોઇપર રીશ કરવી જોઇએ કે ન કોઇને વૃથા દોષ દેવો જોઇએ. સમસ્ત લોકો મોહરૂપી

રાત્રીમાં સૂતેલા છે અને તેથી અનેક પ્રકારનાં સ્વપ્નો જોયા કરે છે. આ મોહરૂપી રાત્રીમાં કેવળ યોગિજનોજ જાગે છે કે જે પરમાર્થચિંતક છે અને વિષિપ્રપંચથી વિરાગી છે. સંસારરૂપી રાત્રીમાં આ જીવને ત્યારે જાગેલો જાણવો કે જ્યારે સમસ્ત વિષય વિલાસથી વિરાગવંત થઈ જાય. જ્યારે સંસારમાં વિરાગ થાય છે ત્યારે એને સ્વરૂપનું જ્ઞાન થઈ જાય છે, તેથી મોહ ભ્રમ દૂર થઇ જાય છે. તદનંતર જ્યારે પરસ્વરૂપનું જ્ઞાન થાય ત્યારે શ્રી રામચંદ્રજીના ચરણોમાં પ્રેમ ઉત્પન્ન થાય છે. હે સખા! (મિત્ર) મન વચન અને કર્મથી રઘુનાથજીના ચરણોમાં પ્રીતિ થાય એજ પરમ પરમાર્થ જાણો. તે રામજ બ્રહ્મ પરમાર્થરૂપ અવ્યક્ત અલક્ષ્ય અનાદિ અનૂપ છે, સમસ્ત વિકાર શૂન્ય, અને ભેદરહિત છે કે જેને વેદો પણ નેતિ નેતિ કહીને અર્થાત્ દૃષ્ય માત્રનો બાધ કરીને નિરૂપણ કરે છે.

**दोहा०–भक्त भूमि भूसुर सुरभि, सुरहित लागि कृपालु ॥**
**करत चरित धरि मनुजतनु, सुनत मिटहिं जगजालु ॥ १०३ ॥**

કૃપાળુ પ્રભુ, ભક્તો, ભૂમિનાં, વિપ્રોનાં, ગાયનાં અને દેવોનાં હિતાર્થે નર શરીર ધારણ કરીને ચરિત્રો કરે છે કે જેના શ્રવણ માત્રથી મોહરૂપી જાળ મટી જાય છે. ૧૦૩

**चौ०–सखा समुझि अस परिहरि मोहू, सियरघुवीरचरणरत होहू ॥**
**कहत रामगुण भा भिनुसारा, जागे जगमंगलदातारा ॥**
**सकल शौच करि राम अन्हावा, शुचि सुजान बटक्षीर मँगावा ॥**
**अनुजसहित शिर जटा बनाए, देखि सुमंत्र नयनजल छाए ॥**
**हृदयदाह अति बदन मलीना, कह कर जोरि बचन अतिदीना ॥**
**नाथ कहेउ अस कोशलनाथा, लै रथ जाहु रामके साथा ॥**
**बन देखाइ सुरसरि अन्हवाई, आनेहु वेगि फेरि दोउ भाई ॥**
**लषणरामसिय आनेहु फेरी, संशय सकल सकोच निवेरी ॥**

હે મિત્ર! એમ સમજીને આ વૃથા અજ્ઞાન (મોહ)નો ત્યાગ કરી પરમ પરમાર્થરૂપ સીતારામનાં ચરણોમાં આસક્ત બનો. આ પ્રકારે રામચંદ્રજીના ગુણોનાં વખાણ કરતાં કરતાં જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે તો જગત્‌ને મંગળ દેનારા શ્રી રામચંદ્રજી જાગ્યા. પરમ વિશુદ્ધ સુજાણ શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજી સહ દાતણ વગેરે સમસ્ત શૌચક્રિયા કરીને, સ્નાન કરી, વડનું દૂધ મંગાવ્યું અને તે માથા ઉપરના વાળોમાં લગાવી લક્ષ્મ-

મુજી સહિત જટાની લટો બનાવી દીધી, તે જોઇને સુમંત્રનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં, હૃદયમાં દાહ થઇ આવ્યો અને મુખ મલીન થઇ ગયું. સુમંત્ર હાથ જોડીને અતિદીન વચનો યુક્ત બોલ્યો કે, હે નાથ! મને તો મહારાજા કોશલેંદ્રે એવી આજ્ઞા આપી હતી કે. તું રથ લઇને રામની સાથે જા, અને એમને ચાર દિવસ વન દેખાડીને તથા ગંગાજીમાં સ્નાન કરાવીને પાછા બન્ને ભાઇઓને તુરત અયોધ્યામાં તેડી લાવ. રામસમેત સીતા લક્ષ્મણને એઓનાં સકળ સંશય અને સંકોચને દૂર કરી લઈ આવજે. (બન્ને ભાઈઓને પાછા તેડી લાવવાનું કહી, ફરી રામ સમેત સીતા લક્ષ્મણને પાછા લઈ આવજે. એમ જે કહ્યું છે, તે વિષાદની પ્રબળતાથી પ્રથમ સીતાજીનું નામ દેવું ભૂલી જતાં પુનઃ યાદીમાં લાવી આ કથન કહેલ છે. આ વિષાદની બાહુલ્યતા સિદ્ધ કરેલી છે.)

**दोहा०—नृप असकहेउ गुसाँइ जस, कहइ करौं बलि सोइ ॥**
**करि बिनती पायन परेउ, दीनबालि जिमि रोइ ॥ १०४ ॥**

હે સ્વામી! રાજાજીએ તો મને એજ આજ્ઞા આપેલી છે. હવે જેમ કહો તેમ હું કરૂં. સુમંત્ર આ પ્રમાણે વિનંતી કરીને ચરણોમાં પડી દીન બાળકની પેઠે રોઇ પડયો. ૧૦૪

**चौ०—तात कृपाकरि कीजिय सोई, जातैं अवध अनाथ न होई ॥**
**मंत्रिहि राम उठाइ प्रबोधा, तात धर्म मगु तुम सब शोधा ॥**
**शिबि दधीचि हरिचंद्र नरेशा, सहे धर्महित कोटिकलेशा ॥**
**रंतिदेव बलिभूप सुजाना, धर्मधरेउ सहि संकट नाना ॥**
**धर्म न दूसर सत्यसमाना, आगम निगम पुराण बखाना ॥**
**मैं सोइ धर्म सुलभ करि पावा, तजे सो तिहुँपुर अपयश छावा ॥**
**संभावितकहँ अपयश लाहू, मरण कोटिसम दारुण दाहू॥**
**तुमसन तात बहुत का कहऊँ, दिए उतर फिरि पातक लहऊँ ॥**

પુનઃ સુમંત્ર બોલ્યો કે, હે સ્વામિ! જે પ્રકારે અયોધ્યા અનાથ (નાથવિનાની) ન થઈ જાય તેજ કૃપા કરીને આપને કરવું ઉચિત છે. રામચંદ્રજીએ સુમંત્રને ઉઠાડીને સમજાવ્યો કે, હે તાત! તમે ધર્મના તમામ રસ્તાઓ સારી પેઠે શોધી શોધીને જાણેલા છે. જુઓ, શિબિરાજા, દધિચિ ઋષિ અને હરિશ્ચંદ્ર રાજા એઓએ સત્યધર્મ પાળવાને માટે કેવા કેવા કલેશો સહન કરેલ છે. રાજા રંતિદેવ અને સુજાણ દાનવેન્દ્ર બલિરાજાએ પણ

મહાન્ અને પુષ્કલ સંકટો સહન કરીને સત્ય ધર્મને અખંડપણે ધારણ કરેલ છે. સત્યના સરખો અન્ય કોઈ ધર્મ નથી એમ વેદપુરાણ શાસ્ત્રોમાં પ્રકટપણે કહેલું છે. તેજ સત્યરૂપી ધર્મ મનેતો મારા પિતાશ્રી મારફત સ્હેજમાં પ્રાપ્ત થયેલ છે. તેનો ત્યાગ કરૂં તો ત્રણે લોકમાં મારો (અને પિતાશ્રીનો) અપયશ ફેલાય સંભાવિત પ્રવિદ્વાવાન્ પુરૂષોને અપયશનો લાભ થાય તો તે કરોડ મરણો જેવા ભયંકર દાહને પેદા કરે છે. હે તાત! તમારા સરખા વડિલની અગાડી હું વધારે શું કહું? કેમકે તમો પિતા તુલ્યના સન્મુખ સામો ઉત્તર દેવામાં પાપ લાગે છે.

दोहा०—पितुपद गहि कहि कोटिनाति, विनय करब करजोरि ॥
चिंता कवनिहुँ बातकी, तात करिय जनि मोरि ॥ १०५ ॥

મારી વતીથી મારા પિતાશ્રીનાં ચરણો પકડી, મારા કરોડો પ્રણામ કહી, હાથ જોડીને વિનતિ કરજો કે, હે તાત! મારી કોઇ વાતની આપ ચિંતા કરશો નહિ. ૧૦૫

चौ०—तुम पुनि पितुसमान हित मोरे, विनती करौं तात करजोरे ॥
सब बिधि सोइ करतव्य तुम्हारे, दुख न पाव नृप शोच हमारे ॥
सुनि रघुनाथसचिवसंबादू, भएउ सपरिजन विकल निषादू ॥
पुनि कछु लषण कहेउ कटुबानी, प्रभु बरजेउ बड अनुचित जानी ॥
सकुचि राम निजशपथ दिवाई, लषणसँदेश कहब जनि जाई ॥
कह सुमंत्र पुनि भूपसँदेशू, सहिन सकिहि सियबिपिनकलेशू ॥
जेहि बिधि अवध आव फिरि सीया, सोइ रघुबीर तुमहिं करणीया ॥
नतरु विटप अवलंब बिहीना, मैं न जियव जिमि जलबिनु मीना ॥

હે તાત! તમે પણ મારા પિતાનાજ સમાન છો અને મારા હિતકારી છો, જેથી હું હાથ જોડીને વિનતિ કરૂંછું કે, જે કાર્ય કરવાથી મારા શોકને લીધે પૂજ્ય પિતાશ્રી દુઃખ ન પામે તે કર્ત્તવ્ય તમારૂં સર્વ પ્રકારે છે માટે તેજ કરજો. આવો સુમંત્ર અને રામચંદ્રજીનો સંવાદ સાંભળતાંજ પરિવાર સહ નિષ્પાદરાજા વિકળ થઈ ગયો. પછી લક્ષ્મણજી (કૈકેયીની બાબતમાં કંઈક) કઠોર વચન બોલવા લાગ્યા; પરન્તુ રામચન્દ્રજીએ મહાન્ અનુચિત જાણીને તે વાત કહેવા મના કરી અને શરમાઈ રામચંદ્રજીએ પોતાના સોગંદ દઈને સુમંત્રને કહ્યું કે, હે તાત! લક્ષ્મણનાં વચન પૂજ્ય પિતાશ્રીને કહેશો નહિ. પછી સુમંત્રે દશરથજીનો કહેલો સંદેશો રામચંદ્રજી પ્રત્યે

કહ્યો કે, હે રઘુનાથજી! સીતા વનનાં દુઃખોને સહન નહિ કરી શકશે માટે જે પ્રકારે પાછાં ઘેર વળી આવે તે પ્રકાર હે રામ! આપને કરવું ઘટિત છે. પિતાશ્રીએ કહ્યું છે કે, જો સીતા પછાં નહિ આવશે તો હું અત્યંત આલંબન રહિત થઇ જવાથી જેમ પાણી વિના માછલું જીવે નહિ તેમ નહિ જીવું.

**दोहा०—मयके ससुरे सकलसुख, जबहिं जहाँ मन मान ॥**

**तब तहँ रहब सुखेनसिय, जबलगि बिपति बिहान ॥ १०६ ॥**

સીતાને પીયરમાં અને સાસરામાં પણ સમસ્ત પ્રકારનાં સુખો છે માટે આ ( ચૌદ વર્ષ વનવાસરૂપી ) વિપત્તિની રાત્રી વ્યતિત થઈ પ્રાતઃકાળ થાય ત્યાં લગી જ્યારે જ્યારે, જ્યાં જ્યાં પોતાનું મન માને ત્યારે ત્યારે ત્યાં ત્યાં સુખપૂર્વક રહે. ૧૦૬

**चौ०—बिनती कीन्ह भूप जिहिभाँती, आरति प्रीति न सो कहिजाती ॥**

**पितुसँदेश मुनि कृपानिधाना, सियहि दीन्ह शिख कोटिबिधाना ॥**

**सास ससुर गुरु प्रिय परिवारू, फिरहु तो सबकर मिटइ खँमारू ॥**

**सुनि पतिबचन कहति बैदेही, सुनहु प्राणपति परमसनेही ॥**

**प्रभु करुणामय परमबिबेकी, तनु तजि छाँह रहति किमि छेकी ॥**

**प्रभा जाइ कहँ भानु बिहाई, कहँ चंद्रिका चंद्र तजि जाई ॥**

**पतिहि प्रेममय बिनय सुनाई, कहत सचिवसन गिरा सुहाई ॥**

**तुम पितुससुरसरस हितकारी, उत्तर देउ फिरि अनुचित भारी ॥**

આ વિનતી રાજાએ જે આર્તીથી અને પ્રીતિથી કહી છે, તે આર્તી અને પ્રીતિ મારાથી કહી જતી નથી. રામચંદ્રજીએ પિતાનો સંદેશો સુમંત્રના મુખથી શ્રવણ કરીને સીતાજીને અનેક પ્રકારથી શીખામણ આ-પીને કહ્યું કે, હે પ્રિયે! જો તમો પાછાં ઘેર જશો તો તમારા સાસુ સસરા વડિલ પુરૂષો પરિવાર એ સર્વનાં દુઃખ દૂર થઇ જશે માટે તમને પાછું વળવુંજ ઘટિત છે. આવાં રામચંદ્રજીનાં વચન સાંભળીને સીતાજીએ કહ્યું કે, હે પ્રાણનાથ! હે પરમ સ્નેહી! આપ તો કરૂણાના નિધાન અને પરમ વિવેકી છો, માટે આપજ કહો કે શરીરને છોડી પરછાયો કેવી રીતે અ-લગ થઈ શકે?! પ્રભા સૂર્યને છોડીને કયાં જાય? અને ચંદ્રમાને છોડીને ચાંદની કયાં જાય? આ પ્રમાણે પતિને પ્રેમમય વિનતી સંભળાવીને પછી સુમંત્ર પ્રત્યે સીતાજી સુંદર વચનસહ બોલ્યાં કે, આપ તો મારા પિતા અને સસરાજીના સમાન ( પૂજ્ય ) હિતકારી છો એટલે આપના સન્મુખ સ્હામો ઉત્તર આપવો એ બહુજ અમર્યાદા ગણાય, તો પણ—

दोहा०—आरतबश सन्मुख भएउँ, बिलग न मानब तात ॥
आरजसुतपदकमलबिनु, बादि जहाँलगि नात ॥ १०७ ॥

આ વિપત્તિને વશ થયેલી હું આપને સ્હામો ઉત્તર દેવા તૈયાર થઈ છું તે હે તાત! મારી અમર્યાદ માનશો નહિ. પતિના ચરણકમળના નાતા વગર (આર્ય એટલે પિતા માતા વડિલો સાસુ સસરો તથા જેઠ વગેરે ગણાય છે, પણ અહિં આર્ય શબ્દનો સાસુ સસરાનો અર્થ ગ્રહણ કરી લેવો; કેમ કે આર્યપુત્ર–પતિ વિના) બાકીના સમસ્ત નાતાઓ નકામાજ છે. ૧૦૭

चौ०—पितुबैभव बिलास मैं दीठा, नृपमणिमुकुट मिलित पदपीठा ॥
सुखनिधान अस माइक मोरे, पतिबिहीन मनभाव न भोरे ॥
ससुर चक्रवइ कोशलराऊ, भुवनचारिदश प्रगटप्रभाऊ ॥
आगे हुइ जेहिं सुरपति लेई, अर्धसिंहासन आसन देई ॥
ससुर एतादृश अवधनिवासू, प्रियपरिवार मातुसम सासू ॥
बिनु रघुपतिपदपद्मपरागा, मोहिको सपनेहु सुखद न लागा ॥
अगमपंथ बनभूमि पहारा, करि केहरि सर सरित अपारा ॥
कोल किरात कुरंग बिहंगा, मोहि सब सुखद प्राणपतिसंगा ॥

પિતાના ઐશ્વર્યનો વિલાસ મેં પોતાનાં નેત્રોથી જોએલો છે, કે જે પિતાના ચરણપીઠ રાજાઓના મસ્તક મણિઓના અગ્ર ભાગથી ઘસાતાં હતાં. એવા સુખનું નિધાન મારા પિતાનું ઘર છે; તો પણ પતિ વિના મારા મનને ગમતું નથી. જેનો પ્રભાવ ચૌદ લોકમાં પ્રસિદ્ધ છે. અને જેને દેવેંદ્ર પણ સન્મુખ આવી તેડી જઈને પોતાનું અર્દ્ધ સિંહાસન આપે છે એવા ચક્રવર્તી મહારાજ કોશલેશ દશરથજી મારા સસરાજી છે, અયોધ્યા જેવી રાજધાની છે, સમસ્ત પરિવાર પ્રાણોના સમાન મારાપર પ્યાર રાખનાર અને સમસ્ત સાસુજી માતાના સરખાં છે, તે પણ એક રઘુનાથજીના ચરણ કમળના પરાગ-રજ વિના મને સ્વપ્નમાં પણ (કોઈ પણ) સુખદાયી જણાતાં નથી. અને આ જે ગમ ન પડે એવા રસ્તાઓ, વન, ભૂમિ, પર્વત, વનના જીવો, હાથીઓ, સિંહો, સરોવર, નદી, જંગલી ભીલ કોળી, વનનાં પક્ષીઓ તથા હરિણો એ સઘળાં મને પ્રાણપતિની સાથે રહેવાથી અતિ સુખદાતા લાગે છે.

दोहा०—सास ससुरसन मोरिहित, बिनयकरब परि पाय ॥
मोरशोच जानि करिय कछु, मैं बनसुखी सुभाय ॥ १०८ ॥

તમો મારીવતી સાસુ સસરાજીને પગે પડીને વિનતી કરજો કે, હું વનમાં સારી પેઠે સુખી છું. માટે મારા માટે જરા પણ શોચ કરશો નહિ. ૧૦૮.

चौ०—प्राणनाथ प्रियदेवर साथा, वीरधुरीण धरे धनु भाथा ॥
नहिं मगुश्रम भ्रम दुख मन मोरे, मोहिलगि शोच करिय जनिमोरे ॥
सुनि सुमंत्र सियसीतलबानी, भउ विकल जनु फणि मणिहानी ॥
नयन न सूझ सुनै नहिं काना, कहि न सकै कछु अतिअकुलाना ॥
राम प्रबोध कीन्ह बहुभाँती, तदपि होइ नहिं शीतल छाती ॥
यतन अनेक साथ हित कीन्हा, उचित उत्तर रघुनंदन दीन्हा ॥
मेटिजाइ नहिं राम रजाई, कठिन कर्मगति कछु न बसाई ॥
रामलषणसियपद शिर नाई, फिरे बणिक जिमि मूरी गँवाई ॥

વીરોમાં અગ્રગણ્ય ગણાતા અને ધનુષ ભાથા ( તીરના ભાથા ) ને ધારણ કરનારા વ્હાલા પ્રાણનાથ અને તેવાજ વ્હાલા દીયર મારી સાથે છે કિંવા એઓની સાથે હું છું, તેથી મારા મનમાં રસ્તાના થાકનું દુઃખ કે ભ્રમ કશું પણ નથી. મારા માટે ભૂલથી પણ શોચ કરશો નહિ. આ પ્રમાણે સુમંત્ર સીતાજીનું શીતળ બોલવું સાંભળીને, જેનો મણિ ખોવાઇ ગયો હોય તેવા સર્પની પેઠે વ્યાકુળ થઇ ગયો, આંખોથી કશું સૂજતું નથી. (કેમકે નેત્રો આંસુઓથી ભરાઈ ગયાં હતાં. ) કાનેથી કશું સંભળાતું ન હતું, ( કેમ કે વ્યાકુળતાને લીધે કશો શબ્દ કાન ઉપર પડતોજ નહતો કિંવા પડતા શબ્દ તરફ લક્ષજ ન હતું. ) અને મુખથી કશું બોલાતુંજ નહતું. ( કેમકે હૃદય ભરાઇ આવવાથી ગભરામણ વધી પડી હતી. ) એથી સુમંત્ર પોતે બહુજ અકળાઇ ગયો. જો કે રામચંદ્રજીએ તેને બહુ બહુ પ્રકારે સમજાવ્યો; છતાં પણ સુમંત્રની છાતીમાં શીતળતા થઇ નહિ ( કેમકે બન્ને ભાઇઓ કે સીતાજી પાછાં લીધા વિના વીલે મ્હોંડે ઘેર જવા કરતાં તો પ્રભુ સાથે વનમાં રહેવું લાખ દરજ્જે શ્રેષ્ટ છે. એમ ધારી ) સુમંત્રે પ્રભુની સાથે રહેવાને માટે બહુ બહુ કાલાંવાલાં કર્યાં, પણ રઘુનાથજીએ તેના બહુજ વાજબી પ્રતિ ઉત્તર આપ્યા. ( કે તમારે દશરથ મહારાજાને તજી દેવા ઘટિત નથી, તેમ મારી સાથે ચૌદ વર્ષ વનમાં રહેવાની તમને મહારાજા તરફથી રજા પણ આપવામાં આવી નથી; તો પછી સાથે રહેવા કે, સાથે રાખવા કયા પ્રકારે આગ્રહ કરી મન ધાર્યું કરી શકવા શક્તિમાન્ છીએ ? તે વિચારી જુવો. વગેરે વગેરે કહ્યું. ) રામચન્દ્રજીની આપેલ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય એમ નથી. મારા ભાગ્યની ગતિજ કઠણ જણાય છે. હવે મારો કશો ઉપાય ચાલે તેમ જ નથી. આવું વિચારીને પરાધીન બિચારો સુમંત્ર શ્રીરામચન્દ્રજી, લક્ષ્મ-

ણુજી અને સીતાજીના ચરણોમાં મસ્તક નમાવી, જેમ કોઈ વાણિયો પોતાની મુડી ખોઇને પાછો ફરે તેમ ત્યાંથી પાછો અયોધ્યાભણી ફર્યો.

दोहा०—रथ हाँके हय रामतनु, हेरिहेरि हिहिनाहिं ।
देखी निषादविषादवश, शिरधुनिधुनिपछिताहिं ॥ १०९ ॥

જ્યારે સુમંત્રે રથને પાછો (અયોધ્યા તરફ) હાંકયો ત્યારે રથના ઘોડાઓ રામચંદ્રજીના શરીર તરફ જોઈ જોઇને હણુહણાટી કરવા લાગ્યા, અર્થાત્ થોડાઓ પણ સુમંત્રની અગાડી વિનતી કરવા લાગ્યા, કે અમને આ શ્યાંમ સુંદરની છબીનો વિયોગ ન પડાવો. આ જોઈ ગુહરાજા વિષાદને આધીન થઈ માથું ધુણાવી પસ્તાવા લાગ્યો કે. ૧૦૯

चौ०—जासु वियोगविकल पशु ऐसे. प्रजा मातुपितु जीवहिं कैसे ॥
बरबस राम सुमंत्र पठाए, सुरसरितीर आपु चलिआए ॥
मांगी नाव न केवट आना, कहेउँ तुम्हार मरम मैं जाना ॥
चरणकमलरज कहँ सब कहई, मानुषकरणि मूरि कछु अहई ॥
छुअत शिला भइ नारि सुहाई, पाहनते न काठ कठिनाई ॥
तरणिउ मुनिघरनी ह्वैजाई, बाट परै मोरि नाव उडाई ॥
एहि प्रतिपालौं सब परिवारू, नहिं जानौं कछु और कबारू ॥
जौं प्रभु अवशि पार गा चहहू, तौ पदपद्म पखारन कहहू ॥

જેના વિયોગના સંતાપથી પશુઓ પણ આ પ્રમાણે વ્યાકુળ થાય છે તો એ પ્રભુના વિયોગ સંતાપથી એનાં માતાપિતા તથા પ્રજા કેવી રીતે જીવતાં હશે!! રામચંદ્રજી સુમંત્રને બળાત્કારથી પાછો વાળીને પોતે ગંગાજીના ત્રટ ઉપર આવ્યા. ત્યાં આવીને પ્રભુએ ખારવા પાસેથી મછવામાં બેસાડી પેલેપાર લઇ જવાની માગણી કરી, પણ ખારવો મછવાને (નજીક) ન લાવતાં બોલ્યો કે—હું આપનો મર્મ જાણુંછું. સમસ્ત લોકો કહે છે કે આપના ચરણની રજ—ધૂળ મનુષ્ય બનાવી દેવામાં કોઇ સિદ્ધ જડી બુટ્ટી છે. એ રજના અડવાથીજ (મહાકઠોર પત્થરની) શિળા પણ (ઋષિપત્નિ અહલ્યા શાપવશથી શિળા થઇ પડી હતી, તેને આપના પગની રજ અડવાથી) સુંદર સ્ત્રી બની ગઇ હતી. તો પછી મારો મછવો સ્ત્રી બની જતાં શી વાર લાગે?) કંઈ લાકડું પત્થર કરતાં કઠણ હોતું નથી. જો મારો મછવો મુનિપત્નિ બની જાય, તો પછી મછવાના ઉડી જવાથી મારી કમાણીનો રસ્તોજ બંધ પડી જાય અર્થાત્ આજીવિકાજ બંધ પડી જાય. હું

મછવા ઉપરથીજ મારા આખા કુટુંબનું પાલન કરૂં છું. આ શિવાય બીજો કોઇ ઉદ્યમ હું જાણુતો નથી. માટે હે સ્વામી ! જો આમ અવશ્ય ગંગાજીના પાર જવાજ ચાહતા હો તો મને આપનાં ચરણ કમળો ( ઉપર જે ધૂળ પત્થરને મનુષ્ય કરવાની સત્તા ધરાવનારી છે તેને દૂર કરવા ) પાણીથી પખાળવાની રજા આપો.

छंद०—पदपद्म धोइ चढाइ नाव न नाथ उतराई चहौं ॥
मोहि रामराउरि आनि दशरथशपथ सब साँची कहौं ॥
बरु तीर मारहिं लषण जबलागि मैं न पाँव पखारिहौं ॥
तौलगि न तुलसीदास नाथ कृपालु पार उतारिहौं ॥ ९ ॥

હું આપનાં ચરણકમળો પખાળી ધોઇને પછી, તે જળને મસ્થકપર ચઢાવવા ચાહું છું. મછવાપર ચઢાવી પેલેપાર લઇ જવાની મજુરી પણ લેવાની ઇચ્છા નથી. ( કેમકે આપ ભવસમુદ્રથી તારનારા છો, અને હું નદીથી તારનારો છું અર્થાત્ બન્ને તારક હોવાથી એકજ કામ કરનારા છીએ તેથી, જેમ હજામ બીજા હજામની હજામતના પૈસા લેતો નથી, તેમ એક ખારવો બીજા ખારવાને પાર જવાનું નૂર લેતો નથી માટે પૈસા નહિ લઊં, પણ પગ ધોવાનું પહેલાં સાટું કરો તો ) હે રઘુનાથજી ! મને આપની આણ અને મહારાજા દશરથજીની સોગંદ છે. હું સઘળું સાચુંજ કહું છું. હે દયાળુ સ્વામી ! લક્ષ્મણજી ભલે ચાહે તો તીર મારે તદપિ જ્યાં લગી આપના પગ નહિ ધોઊં ત્યાં લગી પેલે પાર નહિ ઉતારૂં. ૯.

सो०—सुनि केवटके वयन, प्रेमलपेटे अटपटे ॥
बिहँसे करुणाअयन, चित जानकीलषणतन ॥ ४ ॥

આ પ્રમાણે ખારવાનાં પ્રેમથી લપટલાયાં વ્યંગ વચનો સાંભળી કરૂણાના સ્થાનરૂપ રઘુનાથજી સીતા અને લક્ષ્મણજી તરફ જોઇને હસ્યાં. ૪

चौ०—कृपासिंधु बोले मुसुकाई, सोइ करहू जेहिं नाव न जाई ॥
बेगि आनि जल पाँव पखारू, होत विलंब उतारहु पारू ॥
जासु नाम सुमिरत एकबारा, उतरहिं नर भवसिंधु अपारा ॥
सोइ कृपालु केवटहिं निहारा, जेहि किय जगतिहुँ पगते थोरा ॥
पदनख निरखि दवसेरि हरषी, सुनि प्रभुबचन मोहमति करषी ॥
केवट रामरजायसु पावा, पानि कठवता भरि लै आवा ॥

**अति आनंद उमगि अनुरागा, चरणसरोज पखारनलागा ॥**
**बर्षि सुमन सकल सिहाहीं, इहिसम पुण्यपुंज कोउ नाहीं ॥**

તદનંતર કૃપાસિંધુ રામચંદ્રજી ખારવાની સાથે હસીને બોલ્યા કે, જે પ્રમાણે તારો મછવો જતો ન રહે તે પ્રમાણે કર, તાકીદે પાણી લાવીને પગ પખાળી લે, અમને વિલંબ થાય છે, તરત પાર ઉતારી દે. ( શિવજી પાર્વતીજી પ્રત્યે કહે છે કે હે પાર્વતી ! ) જે પ્રભુના નામનું માત્ર એક વખત સ્મરણ કરવાથી પણ જીવો અપાર સંસાર સાગરનો પાર પામે છે અને જેણે વામનાવતારમાં ચતુર્દશ ભુવના ભક આ અંડકટાહને બે ડગલાં-પગલાં જેટલુંજ બનાવી દીધું હતું તે કૃપાળુ પ્રભુ ખારવાની ઓશિયાળ ભોગવવા લાગ્યા, ( એ માત્ર ભક્તના સ્નેહાધીનપણાનો ભાવ દર્શાવ્યો છે. કેમકે ભક્તને આધીન ભગવાન્ છે ! ) ગંગાજી પોતાના જન્મસ્થાન રામચંદ્રજીના ચરણોના નખોને નિહાળીને હર્ષીત થયાં; પરંતુ (होतविलंबउतारहुपार) એ રામનાં વચન સાંભળીને ગંગાજીએ જાણ્યું કે શ્રી રામ મારા પાસેથી તરત જવા ચાહે છે તેથી ગંગાજીને ગભરામણ થઇ અથવા તો ગંગાજી ચિંતવતાં હતાં કે શ્રી રામ પગેથી ચાલી પાર જાય તો મને ચરણનો મહત્ આનંદ મળે, પછે તેમણે તો નાવપર ચડી પાર જવાનો વિચાર કાયમ કર્યો છે. આથી ગંગાજીને મુંઝવણ થઈ અર્થાત્) સ્વામીનાં મોહન વચનોથી મોહે ગંગાજીની બુદ્ધિને ખેંચી લીધી. ખારવાને પ્રભુની આજ્ઞા મળતાં લાકડાંની કથરોટમાં[1] દોડીને ગંગાજળ લઇ આવ્યો અને મોટા આનંદ અને પ્રેમના ઉમંગથી રામચંદ્રજીનાં ચરણ કમળોને પખાળવા-ધોવા લાગ્યો. એ સમય દેવતાઓએ તે ખારવા ઉપર પુષ્પોનો વર્ષાદ વરસાવ્યો અને તેના ભાગ્યને વખાણી કહેવા લાગ્યા કે, આ ( ખારવા ) ના સરખો બીજો કોઈ પુણ્યપુંજ આજે નથી,

**दोहा०—पद पखारि जलपान करि, आप सहित परिवार ॥**
**पितर पार करि प्रभुहिं पुनि, मुदित गएउ लै पार ॥ २१०**

ખારવાએ શ્રી રામચંદ્રજીના પગ ધોઈને પોતાના પરિવાર સહિત તે ચરણોદકનું પાન કર્યું અને પોતાના પિતૃઓને સંસાર સાગરથી પાર કરીને પછી આનંદસહ રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજીને મછવામાં બેસાડીને ગંગાજીને પેલે પાર લઇ ગયો. ૧૧૦

૧ ખારવાને શંકા હતી કે જો આ કથરોટ પ્રભુ ચરણ સ્પર્શથી મનુષ્ય રૂપ થઇ ઉડી નહિ જાય તો મારો મછવો પણ નહિ ઉડી જશે એમ પરિક્ષા લેવાના હેતુથી કથરોટમાં પાણી લાવ્યો.

चौ०—उतरि ठाढ भए सुरसरि रेता, सीयरामगुहलषणसमेता ॥
केवट उतरि दंडवत कीन्हा, प्रभु सकुचे एहि कछुक न दीन्हा ॥
पियहियकी सिय जान निहारी, मणिमुदरी मन मुदित उतारी ॥
कहेउ कृपालु लेहु उतराई, केवट चरण गहेउ अकुलाई ॥
नाथ आजु हम काह न पावा, मिटे दोष दुखदारिददावा ॥
अमितकाल मैं कीन मजूरी, आजु दीन बिधि सब भरिपूरी ॥
अब कछु नाथ न चाहिय मोरे, दीनदयालु अनुग्रह तोरे ॥
फिरतीबार जो कछु मोहि देवा, सो प्रसाद मैं धरि शिर लेवा ॥

જ્યારે સીતાજી, લક્ષ્મણજી અને ગુહ સહિત શ્રી રામચંદ્રજી પાર ઉતરી ગંગાજીની વેળુમાં ઉભા રહ્યા ત્યારે ખારવે મછવાપરથી નીચે ઉતરી પ્રભુને દંડવત્ પ્રણામ કર્યા એથી પ્રભુ સંકોચાયા કે આને કંઇ અપાશું નથી. આ વખતે પતિના અંતર્જન ભાવને સમજવાવાળાં સીતાજીએ આનંદ સહ તરત પોતાની મણિજટિત મુદ્રિકા વીંટી આંગળીમાંથી ઉતારી ( ચુપથીથી પતિ દેવને આપી છે પ્રભુએ મછવાવાળાને પાર ઉતારવાની મજુરી નૂર લેવાનુ કહ્યું એટલે તો ખારવો અકળાઈ દોડીને ચરણ પકડીને બોલ્યો કે હે નાથ ! આજે મને શું મળ્યું નથી ? અર્થાત્ એવો કયો પદાર્થ છે કે આજે મને મળ્યો નથી ? સર્વ મળી ચૂકેલ છે ! ચરણોદકથીજ મારાં સમસ્ત પાપો દોષો અને દુઃખ રૂપી દરિદ્રયના સંતાપો સઘળા જતા રહ્યા છે. કિંવા પાપો દુઃખો અને દારિદ્રય ટળી ગયો છે. અનાદિ કાળથી મેં ઘર ઘરની મજુરી સેવા કરી જોઇ ( દેવ, રાક્ષસ, મુનિ, નાગ, મનુષ્ય વગેરેની યાચના કરતાં પણ મને કોઇએ ભવભ્રમણથી ઉગાર્યો નહિ અને કોઇએ મારાં દુઃખો, દુસ્સહ દારિદ્રય અને દોષો પાપો ટાળ્યાં નહિ અને આપે તે સર્વનો સહેજમાં નાશ કરી દીધો છે માટે ) તેનો વિધાતાએ પૂરેપૂરો બદલો મને અને મારાં પૂર્વજોને આપશે ભવભ્રમણથી પાર થવાનો લાગ આપ્યો છે. આનાથી વળી વિશેષ શું મજૂરી મળવી જોઇએ ? હવે તો હે દીન દયાળુ સ્વામી ! આપની કૃપાથી મને કશું પણ જોઇતું નથી અર્થાત્ ફક્ત આપની કૃપાજ જોઇએ છે. આપ જ્યારે વનવાસથી પાછા ફરતી વેળાએ જે કંઇ આપ મને આપશો તે આપનો પ્રસાદ હું માથે ચડાવી લઇશ ( મતલબ એકે આપે મારા પૂર્વજોને ભવોદધિથી પાર ઉતાર્યા અને મેં આપને ગંગાજીથી પાર ઉતાર્યા માટે અત્યારે તો પાર ઉતારવાના કામમાં સમાન છીએ માટે હાલ પાર ઉતારવાની મજુરી લેવાનો હક્કદાર નથી, પણ મારે મારા પૂર્વજો સહિત એક વારજ પાર ઉતરવું હતું એ ઉત-

રી ચૂકયો છું અને આપને તો હજુ બીજીવાર ગંગાજીપાર ઉતરવું પડશેજ માટે તે વખતે પાર ઉતારી મજૂરી લેવાનો હક્ક મેળવીશ. )

**दोहा०—बहुत कहेउ हठ लषणप्रभु, नहिं कछु केवट लेइ ॥**
**बिदा कीन्ह करुणायतन, भक्ति बिमल बर देइ ॥ १११ ॥**

રામચંદ્રજીએ, લક્ષ્મણજીએ અને સીતાજીએ બહુ બહુ તાણ કરીને તેને કહ્યું, પણ તે ખારવે તો કશું પણ લીધુંજ નહિ, ( કેમકે જો હું રામની પાસેથી ત્રણ જણને પાર ઉતારવાની મજૂરી લઈશ તો રામ મારી પાસેથી મારૂં અને મારા અનેક પૂર્વજોને ભવ પાર ઉતારવાનું નૂર માગશે માટે રામની પાસેથી મહેનત નજ લેવી એજ ઠીક છે એમ ઊંડો વિચાર કરી ખારવે કશું પણ નુર લીધું નહિ. ) એટલે શ્રી રામચંદ્રજીએ પોતાની નિર્મળ કોઇને તરત ન મળી શકે એવી ભક્તિરૂપ વરદાન દઈને તેને વિદાય કર્યો. ૧૧૧

**चौ०—तब मज्जन करि रघुकुलनाथा, पूजि पारथिव नायउ माथा ॥**
**सिय सुरसरिहिं कहा करजोरी, मातु मनोरथ पुरउब मोरी ॥**
**पति देवरसँग कुशल बहोरी, आइ करौं जेहिं पूजा तोरी ॥**
**सुनि सियविनय प्रेमरससानी, भइ तब विमलवारिवरवानी ॥**
**सुनु रघुवीरप्रिया बैदेही, तव प्रभाव जगविदित न केही ॥**
**लोकप होहिं बिलोकत तोरे, तोहि सेवहिं सबसिधि करजोरे ॥**
**तुम जो हमहिं बडि विनय सुनाई, कृपा कीन्ह मोहि दीन्ह बडाइ ॥**
**तदपि देवि मैं देव असीसा, सुफल होनहित निज वागीसा ॥**

જ્યારે ખારવો વિદાય થઈ ગયો ત્યારે તો રઘુકુળનાથ રામચંદ્રજીએ સ્નાન કરી પાર્થિશ્વરનું પૂજન કરીને મસ્તક નમાવ્યું. અને સીતાજીએ પણ ગંગાજીને હાથ જોડી પ્રાર્થના કરી કે હે માજી ! મારા આ મનોરથને પૂર્ણ કરજો કે જેથી હું પતિ, અને દીઅર સમેત ક્ષેમપૂર્વક પાછાં આવી તારૂં પૂજન કરીએ એવી પ્રેમ રસ ભરી જ્યારે સીતાજીની વાણી ગંગાજીએ સાંભળે ત્યારે પરમ પાવન જળમાં સુંદર વાણી થઇ કે હે રામચંદ્રજીનાં વ્હાલાં સીતાજી ! સાંભળો તમારો પ્રભાવને જગતમાં કોણ જાણતું નથી ? જેના સન્મુખ તમે કૃપાકટાક્ષથી નિહાળો છો તે રંક પણ લોકપાળ થઈ જાય છે. અને સમસ્ત સિદ્ધિઓ પણ હાથ જોડી તમારી સેવના કર્યા કરે છે. તમોએ જે આ મહા મોટી વિનતી ( મને ) સંભળાવી છે તે કૃપા

પોતાની કૃપા કરીને મને વડાઇ આપેલ છે. તો પણ હે દેવી! હું પોતાની વાણી સાફલ્ય કરવાને માટે આપને આ આશિષ આપું છું કે.

दोहा०—प्राणनाथ देवरसहित, कुशल कोसला आइ ॥
पूरहिं सब मनकामना, सुयश रहहिं जग छाइ ॥ ११२ ॥

તમે તમારા પ્રાણનાથ રામચંદ્રજી અને દીયર લક્ષ્મણજી સહિત કુશળપૂર્વક કોશળપુરી–અયોધ્યામાં આવશો, તમારા સમસ્ત મનોરથ પૂર્ણ થશે અને પરમ પાવન તમારો સુયશ સંસાર સદૈવ છવાયો રહેશે. ૧૧૨

चौ०—गंगबचन सुनि मंगलमूला, मुदित सीय सुरसरिअनुकूला ॥
तब प्रभु गुहहिं कहा घर जाहू, सुनत सूखमुख भा उरदाहू ॥
दीनबचन गुह कह करजोरी, बिनय सुनिय रघुकुलमणि मोरी ॥
नाथ साथ रहि पंथ देखाई, करि दिनचारि चरणसेवकाई ॥
जेहिं बनजाइ रहब रघुराई, पर्णकुटी मैं करब सुहाई ॥
तब मोकहँ जस देव रजाई, सो करिहौं रघुबीरदुहाई ॥
सहजसनेह राम लखि तासु, संग लीन्ह गुह हृदयहुलासू ॥
पुनि गुह ज्ञाति बोलि सब लीन्हा, करि परितोष बिदा तब कीन्हा ॥

આવાં મંગળમૂળ ગંગાજીનાં વચન સાંભળીને અને ગંગાજીને પોતાના ઉપર પરમ પ્રસન્ન જાણીને સીતાજી અત્યાનંદ પામ્યાં. તદનંતર રામચંદ્રજીએ ગુહરાજાને ઘેર જવાની આજ્ઞા આપી. એટલે તો તે આજ્ઞા સાંભળતાં વેતજ ગુહરાજાનું મ્હોં કરમાઈ ગયું અને હૃદયમાં બળતરા પેદા થઈ એથી ગુહરાજાએ હાથ જોડીને અતીદીન વચનો કહ્યાં કે–હે રઘુકુળ મણિનાથ! મારી વિનતિ શ્રવણ કરો. હું ચાહુંછું કે આપની સંગાથે રહી, રસ્તો બતાવી, ચાર દિવસ કિવા થોડાક દિવસ ચરણોની સેવા કરી, જે વનમાં આપ જઈને નિવાસ કરશો, તે વનમાં આપના માટે સુંદર પર્ણ શાળા બનાવી દઈશ. તે પછી જેવી મને આજ્ઞા ફરમાવશો તેવી રીતે હું રઘુવીરની દુવાઇથી કહુંછું કે વર્તિશ, ગુહરાજાનો આવો સ્વાભાવિક સ્નેહ જોઇને પ્રભુએ તેને સંગાથે ચાલવાનું કહ્યું. અને સાથે રહેવાની રજા મળતાં નિષાદરાજા આનંદિત થઈ ગયો. અને એણે પોતાના સમસ્ત પરિવારને બોલાવી એઓને સંતોષિત કરીને સર્વને વિદાયગીરી આપી દીધી.

दोहा०—तब गणपति शिव सुमिरि प्रभु, नाइ सुरसरिहिं माथ ॥
सखाअनुजसियसहित बन, गवन कीन्ह रघुनाथ ॥ ११३ ॥

પછી ગણપતિ તથા શિવજીનું સ્મરણ કરી, ગંગાજીને પ્રણામ કરીને રામચંદ્રજી ગુહની, લક્ષ્મણજીની અને સીતાજીની સાથે વન તરફ પ્રયાણ કર્યું. ૧૧૩

**चौ०–तेहि दिन भएउ बिटपतरवासू, लषण सखा सब कीन्ह सुपासू ॥**
**प्रात प्रातकृत करि रघुराई, तीरथराज दीख प्रभु जाई ॥**
**सचिव सत्य श्रद्धा प्रिय नारी, माधवसरिस मीत हितकारी ॥**
**चारि पदारथ भरा भँडारू, पुण्यप्रदेश देश अतिचारू ॥**
**क्षेत्र अगम गढ गाढ सुहावा, सपनेहु जिन्ह प्रतिपक्ष न पावा ॥**
**सैन सकल तीरथबर बीरा, कलुषअनीकदलन रणधीरा ॥**
**संगम सिंहासन सुठि सोहा, छत्र अक्षयवट मुनिमनमोहा ॥**
**चमर जमुनजल गंगतरंगा, देखि होहिं दुखदारिदभंगा ॥**

તે દિવસે તો રામચંદ્રજીએ એક ઝાડની હેઠળજ નિવાસ કર્યો. અને લક્ષ્મણજીએ તથા નિષાદરાજાએ જગ્યા વગેરે સુધારીને પ્રભુને શયન માટે શય્યા બનાવી દીધી અને કંદમૂળ વગેરે લાવીને આપ્યાં. પ્રાતઃકાળ થતાંજ રામચંદ્રજીએ પ્રાતર્વિધિ કરીને સર્વ સમેત ત્યાંથી રવાના થઈને સમસ્ત તીર્થોના રાજા પ્રયાગરાજનાં દર્શન કર્યાં. કે જે તીર્થરાજનો સત્યરૂપી મંત્રી છે, શ્રદ્ધારૂપી પ્રિય રાણી છે, વેણીમાધવ જેવા હિતકારી મિત્રોછે, ધર્મ અર્થ કામ મોક્ષ–એ ચાર પદાર્થ–પુરૂષાર્થોરૂપી ભરપુર ખજાનો છે, પૃથિવી મધ્યેના પુણ્ય પ્રદેશોરૂપી અતિ સુંદર દેશો છે, કામ, ક્રોધ,–લોભ જનિત પાપરૂપી શત્રુઓ સ્વપ્નમાં પણ જઈ શકે નહિ એવો અગમ્ય ક્ષેત્રરૂપી મજબૂત તથા સુશોભિત કિલ્લો છે, સપ્તદ્વીપ નવખંડના તીર્થોના ગણની સેના છે, પાપરૂપી શત્રુઓનો નાસ કરવામાં મહા રણધીર છે, સંગમરૂપી (ગંગા યમુનાના સંગમરૂપી) અતિ સુંદર સિંહાસન છે, મુનિ જનોના મનને પણ મોહિત કરે એવા અક્ષયવટરૂપી છત્ર છે, યમુનાજીના અને ગંગાજીના સીતાશીત તરંગોરૂપી ચામરો છે, દર્શન માત્રથી પણ દુઃખો તથા દારિદ્રોનો નાશ કરનાર છે.

**दोहा०–सेवहिं सुकृती साधु शुचि, पावहिं सब मनकाम ॥**
**बंदी बेदपुरागण, कहहिं विमल गुणग्राम ॥ ११४ ॥**

જેનું સેવન કરવાથી મોટા મોટા સુકૃતિ સાધુજનોરૂપી સેવકો સમસ્ત મનકામના (લૌકિક અને પારલૌકિક સુખો) પ્રાપ્ત કરેછે અને વેદો તથા પુરાણોના સમૂહોરૂપી બંદીજનો જેના નિરંતર નિર્મળ ગુણોના સમુહને ગાયા કરેછે એવાં. ૧૧૪

चौ०—को कहिसके प्रयागप्रभाऊ, कलुषपुंजकुंजर मृगराऊ ॥
अस तीरथपति देखि सुहावा, सुखसागर रघुवर सुख पावा ॥
कह सियअनुजहिं सुखहिं सुनाई, श्रीमुख तीरथराजबडाई ॥
करि प्रणाम देखत बनबागा, कहत महातम अति अनुरागा ॥
इहिविधि आइ बिलोकिउ बेनी, सुमिरत सकल सुमंगलदेनी ॥
मुदित अन्हाइ कीन्ह शिवसेवा, पूजि यथाविधि तीरथदेवा ॥
तब प्रभु भरद्वाजपहिं आए, करत दंडवत मुनि उर लाए ॥
मुनि मनमोद न कछु कहिजाई, ब्रह्मानंदराशि जनु पाई ॥

પરમોત્તમ પ્રયાગરાજ કે જે પાપોરૂપી હાથીઓના સમૂહનો નાશ ઉતારવાને સિંહ સદૃશ છે, તેના પ્રભાવનું યથાસ્થિત વર્ણન કોણ કરી શકે તેમ છે? રામચંદ્રજી પોતે સુખોના સમુદ્ર છે છતાં પણ એવા સહજ સોહામણા તીર્થરાજને જોઇને સુખ પામ્યા. રામચંદ્રજીએ સ્વયમુખથી સીતાજીને લક્ષ્મણજીને અને નિષાદરાજાને પ્રયાગરાજની વડાઇ કહી સંભળાવી. પછી તીર્થરાજને પ્રણામ કરી, વન બાગ વગેરેને નિહાળતા નિહાળતા અને મહાન્ પ્રેમ સહિત પ્રયાગરાજના મહાત્મ્યને કથન કરતા આગળ ચાલ્યા આ પ્રમાણે આવી, સ્મરણ માત્રથીજ સમસ્ત સુમંગળોને દેનારી ત્રિવેણીનાં દર્શન કર્યાં ત્યાં પ્રસન્ન ચિત્તથી સ્નાન કરી શિવભગવાનનું પૂજન કર્યું પછી યથાવિધિ વેણીમાધવ આદિ તીર્થોના દેવોની પૂજા કરી પછી રામચંદ્રજી ભરદ્વાજજીની પાસે આવ્યા અને દંડવત્ પ્રણામ કર્યા કે મુનીએ તરત ઉઠાડીને પ્રભુને છાતી સાથે લગાવ્યા. એ સમય ભરદ્વાજજીના મનમાં જાણે બ્રહ્માનંદનો સમૂહ પ્રાપ્ત થયો હોય એવો આનંદ થયો હતો કે જે કહ્યો પણ જતો નથી.

दोहा०—दीन्ह अशीस मुनीश उर, अति अनंद असजानि ॥
लोचनगोचर सुकृतफल, मनहुँ किए विधि आनी ॥ ११९ ॥

(પ્રેમ સહિત મળીને) ભરદ્વાજજીએ, જાણે વિધાતાએ સમસ્ત સુકૃતનાં ફળોને મારા નેત્રોની સમક્ષ હાજર કર્યાં હોય! એમ જાણીને હૃદયમાં અતિ આનંદિત થઇને આશિષ દીધી. ૧૧૫

चौ०—कुशलप्रश्न करि आसन दीन्हा, पूछि प्रेमपरिपूरण कीन्हा ॥
कंद मुल फल अंकुर नीके, दिये आनि मुनि मनहु अमीके ॥
सीय लषण जनसहित सुहाए, अतिरुचि राम मूल फल खाए ॥

भए बिगतश्रम राम सुखारे भरद्वाज मृदुबचन उचारे ॥
आजु सुफल तप तीरथत्यागू, आजु सुफल जप जोग बिरागू ॥
सकल सुफल शुभसाधन साजू, राम तुमहिं अवलोकत आजू ॥
लाभ अवधि न दूजी, तुम्हरे दरस आस सब पूजी ॥
अब करि कृपा देहु बर एहू, निज पदसरसिज सहज सनेहू ॥

મુનિએ પ્રભુને કુશળ પ્રશ્ને પૂછી યથાયોગ્ય આસન આપી, પૂજન કરી ને પછી પોતાના પ્રેમને પરિપૂર્ણ કરી અને જાણે સાક્ષાત્ અમૃત જ હોય એવાં અતિ સુંદર કંદ મૂળ ફળ તથા અંકુરો આરોગવાને માટે આણી આપ્યાં સીતાજી, લક્ષ્મણજી અને ગુહરાજ એઓની સાથે રામચંદ્રજીએ, અત્યંત રૂચિથી એ સુંદર સ્વાદિષ્ટ ફળો તથા મૂળો વગેરેને આરોગ્યા, જ્યારે રામચંદ્રજી વિગત શ્રમ અને પરમ પ્રસન્ન થયા ત્યારે ભરદ્વાજજી કોમળ વચનો બોલ્યા કે, હે રામચંદ્રજી ! આજે આપનાં દર્શન થવાથી મારાં તપ, તીર્થ, યાગ, જપ, યોગ અને વૈરાગ્ય એ સર્વ સફળ થયાં છે. અને અન્ય સમસ્ત શુભ સાધનોનો સમૂહ પણ આજે સફળ થયો છે આપનાં દર્શન વિના અન્ય કોઈ પણ લાભની કે સુખની અવધિ નથી; કેમકે આપના દર્શનથી મારી સમસ્ત આશા પૂર્ણ થઈ ગઇ છે. એથી હવે આપ કૃપા કરીને મને એ વરદાન આપો કે આપના ચરણકમળોમાં મને સ્વાભાવિક સ્નેહ બન્યોજ રહે.

दोहा०—कर्म बचन मन छाँडि छल, जबलगि जनम तुम्हार ॥
तबलगि सुख सपनेहु नाहिं, किये कोटि उपचार ॥ ११६ ॥

કેમકે જ્યાં સુધી આ જીવ તન મન વચનથી નિષ્કપટ થઇને આપનો દાસ થતો નથી ત્યાં સૂધી ક્રોડો ઉપાય કરતાં છતાં એને સ્વપ્નામાં પણ સુખ પ્રાપ્ત થતુંજ નથી. ૧૧૬

चौ०—मुनिबचन राम सकुचाने, भावभक्ति आनंद अघाने ॥
तब रघुबर मुनिसुयश सुहावा, कोटिभाँति कहि सबहिं सुनावा ॥
सो बड सो सब गुणगणगेहू, जेहिं मुनीश तुम आदर देहू ॥
मुनि रघुबीर परस्पर नमहीं, बचन अगोचर सुख अनुभवहीं ॥
यह सुधि पाइ प्रयागनिवासी, बटु तापस मुनि सिद्ध उदासी ॥
भरद्वाजआश्रम सब आए, देखन दशरथसुअन सुहाए ॥
राम प्रणाम कीन्ह सबकाहू मुदित भए लहि लोचनलाहू ॥
देहि अशीस परम सुखपाई, फिरें सराहत सुंदरताई ॥

આવાં મુનિનાં યથાર્થ વચનો શ્રવણ કરીને રામચંદ્રજી સંકોચાયા અને તેમની ભાવવંત ભક્તિના આનંદથી તૃપ્ત થઇ ગયા પછી રામચંદ્રજીએ પણ ભરદ્વાજજીના સુંદર સુયશ અનેક પ્રકારોથી સર્વેને સંભળાવીને ભરદ્વાજજી પ્રત્યે કહ્યું કે, હે મુનીશ્વર ! જેને આપ સન્માન આપો તે જન તો સમસ્ત ગુણોના સમૂહ ધરરૂપ થાય છે જ. આ પ્રકારે મુનિ અને શ્રી રામ એક બીજાને પ્રણામ કરવા લાગ્યા અને અવર્ણનીય સુખનો અનુભવ કરવા લાગ્યા. આ સમાચાર મળતાં પ્રયાગ નિવાસી બ્રહ્મચારી, તપસ્વી, મુનીશ્વર, સિદ્ધ, સંન્યાસી એઓ સમસ્ત દશરથનંદનોનાં દર્શન કરવાને માટે ભરદ્વાજજીના આશ્રમમાં આવ્યા. રામચંદ્રજીએ સર્વેને પ્રણામ કર્યા અને એ સઘળાઓ નેત્રોનો લાભ લઇને પ્રસન્ન થયા. પરમ સુખ પામી આશિષો દેવા લાગ્યા અને રામ તથા લક્ષ્મણની સુંદરતાનાં વખાણ કરતા કરતા પોતપોતાના આશ્રમ તરફ પાછા વળ્યા.

दोहा०—राम कीन्ह विश्राम निशि, प्रात प्रयाग अन्हाइ ॥
चले लषण सिय जनसहित, मुदित मुनिहिं शिरनाइ ॥ ११७ ॥

રામચંદ્રજી રાતે ત્યાંજ વિશ્રામ કરી પ્રભાતે પ્રયાગમાં ન્હાઈ સીતાજી, લક્ષ્મણજી અને ગુહરાજને સાથે લઇ મુનિને આનંદ મનથી પ્રણામ કરી ત્યાંથી આગળ ચાલવા તૈયાર થયા. ૧૧૭

चौ०—राम सप्रेम कहेउ मुनिपाहीं, नाथ कहिय हम केहि मगु जाहीं ॥
मुनि मुनि बिहँसि रामसन कहहीं, सुगम सकल मगु तुमकहँ अहहीं ॥
साथलागि मुनि शिष्य बुलाए, सुनि मन मुदित पचासक आए ॥
सबहिं रामपदप्रेम अपारा, सबहिं कहहिं मगु दीख हमारा ॥
मुनि बटु चारि संग तब दीन्हे, जिन्ह बहुजन्म सुकृत सब कीन्हे ॥
करि प्रणाम मुनि आशिस पाई, प्रमुदित हृदय चले रघुराई ॥
ग्रामनिकट जब निकसहिं जाई, देखहिं दरश नारि नर धाई ॥
होहिं सनाथ जन्मफल पाई, फिरहिं दुखितमन संग पठाई ॥

રામચંદ્રજીએ ચાલતી વખતે ભરદ્વાજજીને પ્રેમ સહિત પૂછયું કે, હે નાથ ! હવે અમો કયે માર્ગે થઇને જઇએ ? તે ફરમાવો. આવું પ્રભુનું બોલવું સાંભળતાં મુનિએ હસીને કહ્યું તે–આપને તો તમામ માર્ગો સુગમ છે. મુનિએ પ્રભુની સંગાથે મોકલવાને માટે પોતાના શિષ્યોને બોલાવ્યા એટલે તો પચાસેક શિષ્યો મનમાં પ્રસન્ન થઇને દોડી આવ્યા. સર્વ શિષ્યો-

ની રામચંદ્રજીના ચરણોમાં અપાર પ્રેમ હતો તેથી સર્વે કહેવા લાગ્યા કે-હા આ માર્ગ અમારો જોએલો છે. ભરદ્વાજે એઓ પૈકી ચાર શિષ્યો સાથે આપ્યા. કે જેઓએ બહુ બહુ પૂર્વ જન્મોમાં સર્વ પુણ્યો કર્યા હતાં. પછી રામચંદ્રજી મુનિ-ભરદ્વાજજીને પ્રણામ કરી આજ્ઞા માગી પ્રસન્નતા પૂર્વક અગાડી ચાલ્યા. રામ જ્યારે કોઇ ગામની સમીપે થઇને નિકળવા લાગ્યા ત્યારે તે તે ગામનાં સ્ત્રી પુરૂષો દર્શન કરવા નિમિત્ત સઘળાં દોડી આવતાં હતાં. અને દર્શન કરવારૂપ જન્મનું ફળ પામીને ( અનાથ હતાં તે પણ ) સનાથ થવા લાગ્યાં. અને શરીરોથી સાથે નહિ જવાયાને લીધે દુઃખી થઈ મનને સંગાથે મોકલી ઘર ભણી પાછાં વળ્યાં.

दोहा०—बिदा किए बटु बिनयकरि, फिरे पाइ मनकाम ॥
उतरि अन्हाने जमुनजल, जो शरीरसम श्याम ॥ ११८ ॥

જ્યારે યમુનાજીના તટપર પહોંચ્યા ત્યારે ભરદ્વાજજીના ચારે શિષ્યોને વિનય કરીને વિદાય કર્યા અને તેઓ પણ મન વાંછિત કામનાઓને પ્રાપ્ત કરીને પાછા ફર્યા, પછી રામચંદ્રજી ( નાવ દ્વારા ) યમુનાજીના પાર ઉતરી પોતાના શરીરના સરખું જેનું સુંદર શ્યામ જળ હતું તે યમુના જળમાં નાહ્યા. ૧૧૮

चौ०—सुनत तीरबासी नरनारी, धाए निजनिजकाज बिसारी ॥
लषणरामसियसुंदरताई, देखि करहिं निजभाग्यबडाई ॥
अतिलालसा सबहिं मनमाहीं, नाम गाँव पूछत सकुचाहीं ॥
जे तिनमहँ बयवृद्ध सयाने, तिन करि युक्ति राम पहिचाने ॥
सकल कथा कहि तिनहिं सुनाई, बनहिं चले पितुआयसु पाई ॥
सुनि सबिषाद सकल पछिताहीं, रानी राउ कीन्ह भल नाहीं ॥
तेहिं अवसर एक तापस आवा, तेजपुंज लघुबयस सुहावा ॥
कबि अलखित गति वेषबिरागी, मनबचकर्म रामअनुरागी ॥

પ્રભુ આવ્યાની ખબર મળતાં યમુનાના તીરપર ગામના વસનારાં સ્ત્રી પુરૂષો પોત પોતાનાં ઘરનાં કામો છોડી દઇ દોડીને દર્શન કરવા આવ્યાં અને શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી તથા સીતાજીની સુંદરતાને નિહાળીને પોતાનાં ભાગ્યનાં વખાણ કરવા લાગ્યાં. સર્વે લોકોના મનમાં, નામ અને ગામ પૂછવાની બહુ જ લાલસા થઈ; પરંતુ ( પ્રભુ પ્રતાપ અગાડી ) પૂછતાં સંકોચાય-શરમાય છે, એઓમાં જે કોઈ ડાહ્યાં ગરડાં માણસો હતાં તેઓએ

મહેલાંથી સાંભળવામાં આવેલી બિના ઉપરથી દૃષ્ટિ પહોંચાડી–યુક્તિ વડે શ્રી રામને ઓળખી લીધા. અને તેઓએ પછી બીજા લોકોને સઘળી વાત કહી સંભળાવી કે, આ રામ પિતાની આજ્ઞા પાલન કરવા માટે વનમાં જાય છે. આ સાંભળીને સર્વે લોકો વિષાદવંત થઇ પસ્તાવા લાગ્યાં કે–રાણી ( કૈકેયી ) એ અને રાજાએ ( દશરથે ) આ ઠીક નથી કર્યું. ( આ સમયમાં તેજ પુંજ સમાન, લઘુવયવંત. વિદ્વાન, વૈરાગીના વેષ યુક્ત અને મન વચન કર્મથી રામમાં પ્રેમ ધરાવનારો એક તપસ્વી અચાનક શ્રી રામચંદ્રજીની પાસે આવ્યો.

दोहा०—सजलनयन तनुपुलक निज, इष्टदेव पहिचानि ॥
परेउ दंडजिमि धरणितल, दशा न जाति बखानि ॥ ११९ ॥

આંખોમાં આંસુઓથી અને શરીર રોમાંચોથી વ્યાપ્ત થએલ તે તપસ્વીએ પ્રભુને પોતાના ઇષ્ટદેવ છે એવું ઓળખાણ પડેલું હોવાથી ભોંયપર લાકડીની પેઠે લાંબો થઇ પ્રણામ કર્યા. ( શિવજી કહે છે કે હે પાર્વતી ! ) આ વખતની તે તપસ્વીની જે દશા થઈ હતી તે દશાનું વર્ણન પણ કરી શકાય તેમ નથી અવર્ણનીય પ્રેમ ભક્તિમાં તલ્લીન બની ગયો હતો. ૧૧૯

चौ०—राम सप्रेम पुलकि उर लावा, परम रंक जनु पारस पावा ॥
मनहुँ प्रेम परमारथ दोऊ, मिलत धरे तनु कह सब कोऊ ॥
बहुरि लषण पायन सोइ लागा, लीन्ह उठाइ उमगि अनुरागा ॥
पुनि सियचरणरेणु धरि सीषा, जननिजानि शिशु दीन्ह अशीषा ॥
कीन्ह निषाद दंडवत तेही, मिलेउ मुदित लखि रामसनेही ॥
पियत नयनपुट रूपपियूषा मुदित सुअशन पाइ जिमि भूषा ॥
ते पितुमातु कहौ सखि कैसे, जिन पठए बन बालक ऐसे ॥
रामलषणसियरूप निहारी, सोच सनेह विकल नरनारी ॥

રામચંદ્રજીએ, પ્રેમથી રોમાંચિત થઇને એ તપસ્વીને છાતીમાં લગાવ્યા. જેમ અત્યંત દરિદ્રી પારસમણિને પામતાં રાજી થાય તેમ તે તપસ્વી અગ્નિદેવ પ્રભુના પ્રાપ્ત થયા શ્રીરામજી થયો રામને અને તપસ્વીને મળેલા નિહાળી સમસ્ત જનો કહેવા લાગ્યા કે–આ તે પ્રેમ અને પરમાર્થ એ બન્ને શરીર ધારી થઇને ભેટયા છે કે શું ? તદનંતર તે તપસ્વી લક્ષ્મણજીને પગે લાગ્યો. એટલે લક્ષ્મણજીએ સ્નેહ સહિત ઉમંગ લાવીને તેને છાતી સરસો લગાવ્યો. તે પછી તપસ્વીએ માતા જાનકીજીના

ચરણોની રજને મસ્તકે ચડાવી એટલે જગજજનની સીતાજીએ તેને પોતાનો બાળક જાણી આશીર્વચનો દીધાં. ભીલપતી ગુહ રાજાએ તે તપસ્વીને દંડવત્ કર્યા અને તે તપસ્વી. ગુહને રામચંદ્રજીનો સખા જાણીને આનંદથી મળ્યો. એ તપસ્વી, રામના રૂપરૂપી અમૃતને પોતાનાં નેત્રો રૂપી દુનાઓવતે પીવા લાગ્યો, અને જેવી રીતે ક્ષુધાતુર મનુષ્ય ઉત્તમ ભોજન પામીને રાજી થાય તેવી રીતે રાજી થયો. (અહિં સૂધી ક્ષેપક છે.)

સ્ત્રીઓ એક બીજી સાથે વાતો કરવા લાગી કે; હે સખી! જેઓએ આવાં બાળકોને વનમાં મોકલ્યાં છે તે મા બાપ કેવાં (કઠોર કાળજાનાં-નિર્દય) હશે? તે તો કહો, આ પ્રમાણે બોલતાં સમસ્ત સ્ત્રી અને પુરૂષો રામનાં, લક્ષ્મણજીનાં અને સીતાજીનાં રૂપો નિહાળીને પ્રેમથી વ્યાકુળ થઇ ગયાં.

दोहा०—तब रघुबीर अनेकबिधि, सखहिं सिखावन दीन ॥
रामरजायसु सीस धरि, भवन गवन तेहिं कीन ॥ १२० ॥

પછી પ્રભુએ પોતાના સખા-મિત્ર ગુહરાજાને અનેક પ્રકારની શીખામણ દઇને, પાછા ફરવાનું કહ્યું, એટલે ગુહરાજા, પ્રભુની આજ્ઞાને મસ્તકે ચડાવી પોતાને ઘેર ગયો. ૧૨૦

चौ०—पुनि सिय राम लषण करजोरी, जमुनहिं कीन्ह प्रणाम बहोरी ॥
चले ससीय मुदित दोउ भाई, रबितनयाकर करत बड़ाई ॥
पथिक अनेक मिलहिं मगु जाता, कहहिं सप्रेम देखि दोउ भ्राता ॥
राजलखन सब अंग तुम्हारे, देखि सोच हिय होत हमारे ॥
मारग चलहु पयादेहिं पाए, ज्योतिष झूँठि हमारे भाए ॥
अगम पंथ गिरि कानन भारी, तेहिं मह साथ नारि सुकुमारी ॥
करि केहरि बन जाहिं न जोई, हम सँग चलहिं जो आयसु होई ॥
जाब जहाँ लगि तहँ पहुँचाई, फिरब बहोरि तुमहिं सिरनाई ॥

પછી રામચંદ્રજીને, સીતાજીએ તથા લક્ષ્મણજીએ હાથ જોડીને શ્રી યમુનાજીને પ્રણામ કર્યા. અને સીતાજી સહિત બન્ને ભાઇઓ પ્રસન્ન થઇ સૂર્યની પુત્રી (અને પોતાની હોઇ) યમુનાજીની પ્રશંસા કરતાં કરતાં ત્યાંથી (અગાડી) ચાલ્યાં. રસ્તામાં ચાલતાં અનેક વટેમાર્ગુઓ તેમને મળવા લાગ્યા, એ વટેમાર્ગુઓ આ બન્ને ભાઇઓને નિહાળીને (મહા સ્વરૂપવંત જોઇને) મોટા પ્રેમથી પૂછવા લાગ્યા કે, તમારાં અંગોમાં (પ્રત્યેક અંગોમાં) તો સમસ્ત રાજ લક્ષણોથી જ લક્ષિત છો, એ જોઇને અમારા હૃ-

હૃદયમાં ભારે શોચ થાય છે. ( કેમકે આવાં સામુદ્રિક લક્ષણોવાળા પાલખી વગેરે વાહનોમાં બેસી બે કુંમાર સેનાસહ વિચરવા જોઇએ તેને બદલે) તમો તો ઉઘાડા પગે આવા કઠોર માર્ગમાં ચાલો છો, તેથી અમોએ જોએલા જ્યોતિષ ગ્રંથો જુઠા પડે છે. માર્ગ મહા અગમ છે, ભારે ભારે પર્વતો અને જંગલો છે, તેમાં વળી તમારી સંગાથે અતિ સુકોમળ સ્ત્રી છે. ( એ પણ અજાયબ થવા જેવું છે. ' ) આ વનમાં મહા ભયંકર હાથીઓ, અને સિંહો છે કે જે જોયા પણ જતા નથી માટે જો તમારી આજ્ઞા હોય તો અમે તમારી સંગાથે ચાલીએ. જ્યાં સૂધી તમો જશો ત્યાં સૂધી અમે આપને પહોંચાડીશું અને જ્યારે તમો રજા આપશો ત્યારે તમોને પ્રણામ કરી પાછા વળીશું.

**दोहा०–इहिविधि बूझहिं प्रेमवश, पुलकितगात जलनयन ॥**
**कृपासिंधु फेरहिं तिनहिं, कहि विनीत मृदुवचन ॥ १२१ ॥**

સ્નેહ વશ થવાથી, શરીરમાં રોમાંચોથી અને આંખ્યોમાં આંસુઓથી પરિપૂર્ણ થયેલા વટેમાર્ગુઓ, સંગાથે ચાલી ચાલીને આ પ્રમાણે પૂછવા લાગતાં. કૃપાના સમુદ્ર શ્રી રામચંદ્રજી નમ્રતાઈ ભરેલાં કોમળ વચનો કહીને તેઓને પાછા વાળવા લાગ્યા. ૧૨૧

**चौ०–जे पुर ग्राम बसहिं मगमाहीं, तिनहिं नागसुरनगर सिहाहीं ॥**
**केहि सुकृती केहि घरी बसाए, धन्य पुण्यमय परम सुहाए ॥**
**जहँ तहँ रामचरण चलि जाहीं, तेहिसमान अमरावति नाहीं ॥**
**पुण्यपुंजमग निकटनिवासी, तिनहिं सराहहिं सुरपुरवासी ॥**
**जे भरिनयन विलोकहिं रामहिं, सीतालषणसहित घनश्यामहिं ॥**
**जेहि सर सरित राम अवगाहहिं, तिनहिं देव सर सरित सराहहिं ॥**
**जेहि तरुतर प्रभु बैठहिं जाई, करहिं कल्पतरु तासु बडाई ॥**
**परसि रामपदपद्मपरागा, मानति भूरि भूरि निजभागा ॥**

રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી રસ્તામાં જે જે શહેરોની કિંવા ગામોની પાસે નિવાસ કરતા હતા, તે તે શહેરોને અને ગામોને સમસ્ત નાગલોક તથા દેવલોક પણ વખાણતા હતા કે. આ ધન્ય, પુણ્યમય અં
પવિત્ર સ્થળોને ક્યા પુણ્યાત્માઓએ કઈ ઘડીમાં વસાવ્યાં હશે ? જ્યાં
શ્રી રામનાં ચરણો ચાલીને જાય. તે તે સ્થળોના સમાન ઇંદ્રની અ
પણ લેખામાં નથી. શ્રી રામના માર્ગના નજીક રહેનારાં જે લોકે
તથા લક્ષ્મણજી યુક્ત ઘનશ્યામ શ્રી રામને નેત્રો ભરી ભ

ભાગ્યશાળી થયા, તેઓનાં પુણ્યોના સમૂહને દેવપુરવાસિયો પણ વખાણવા લાગ્યા; ( કેમકે તે દેવોને ઘનશ્યામ મૂર્તિનાં દર્શન ધ્યાનમાં પણ પ્રાપ્ત થવાં મુશ્કેલ છે અને મનુષ્યોને તો વિના પ્રયાસથી તે વખતે દર્શન થયાં હતાં, જેથી પોતાના કરતાં તેઓને વિશેષ ભાગ્યશાળી માનતા હતા. ) જે જે સરોવરો અને નદિયોમાં થઇને શ્રી રામ ન્હાતા કે પેલે પાર ઉતરતા હતા તે તે સરોવરો, નદિયોને માનસ સરોવર અને ગંગાજી પણ વખાણતાં હતાં. ( કેમકે તેઓ પવિત્ર છતાં તેમને તે વારવાર લાભ મળતો નહતો તેથી તેઓને પોતાના કરતાં વધારે પુણ્યવંત માનતાં હતાં. ) શ્રી રામ જે જે ઝાડો તળે જઇ જઇને બેસતા હતા. તે તે ઝાડોને કલ્પવૃક્ષ પણ વખાણતાં હતાં. ( કેમકે વિપત્તિના વખતમાં પણ સાધારણ વૃક્ષો પ્રભુને આનંદ આપે છે અને અમે તો કોઈ વખતે પણ તેમને આનંદ આપી શકતાં નથી; કારણ કે પ્રભુ પોતેજ સકળ સુખોત્પાદક છે તો પછી અમો તેમને કયા પ્રકારનો આનંદ આપવા સમર્થ છિયે ? તેમ શરીર ધારી પ્રભુ અમારી છાયા તમે કોઈ વખત લેશો એવો સમયજ સંપાદન થયો અમારા ભાગ્યમાં સરજ્યોજ નથી માટે અમારા કરતાં જંગલના ઝાડો મહા પુણ્યવાન્ છે. ) અને ભૂમી પણ શ્રી રામનાં ચરણ કમળોની રજનો સ્પર્શ પ્રાપ્ત થતાં પોતાનાં ધન્યભાગ્ય માનતી હતી

दोहा०—छाँह करहिं घन विबुधगण, बरषहिं सुमन सिहाहिं ॥
देखत गिरि बन बिहँग मृग, राम चले मगु जाहिं ॥ १२२ ॥

રામચંદ્રજી, પહાડોને, જંગલોને, પક્ષીઓને તથા મૃગોને નિહાળતા નિહાળતા, જે રસ્તે ચાલ્યા જતા હતા, તે રસ્તે મેઘમાળા–વાદળાં તો છાયા જ કર્યા કરતાં હતાં અને દેવતાઓ સુગંધી ફૂલોનો વરસાદજ વરસાવ્યા કરતા હતા. १२२

चौ०—सीतालषणसहित रघुराई, गाँवनिकट जब निकसहिं जाई ॥
सुनि सब बालवृद्ध नरनारी, चलहिं तुरित गृहकाज बिसारी ॥
रामलषणसियरूप निहारी, पाइ नयनफल होहिं सुखारी ॥
सजलनयन अति पुलकिशरी, सब भए मगन देखि दोउवीरा ॥
वरणि न जाइ दशा तिनकेरी, लहि रंक जनु सुरमनिढेरी ॥
एकहिं एक बोलि शिख देहीं, लोचनलाहु लेहु क्षण एहीं ॥
रामहिं देखि एक अनुरागे, चितवत चले जात संग लागे ॥
एक नयनमगु छवि उर आनी, होहिं शिथिलतनु मानसबानी ॥

સીતાજી અને લક્ષ્મણજી સહિત રામચંદ્રજી જે જે ગામોની પાસે થઇને નીકળતા હતા, તે તે ગામોનાં બાળકો, ઘરડાંઓ અને જુવાનો અર્થાત્ બચ્ચાંઓથી માંડીને બુઢ્ઢાં સૂધી દરેક મનુષ્યોને પ્રભુ આગમનની ખબર મળતાંજ તેઓ તેજ વખતે ઘરનાં સઘળાં જરૂરી કામો છોડી દઇને, પ્રભુનાં દર્શન કરવાને દોડી જતાં હતાં અને શ્રી રામ, લક્ષ્મણજી અને સીતાજીનાં અલૌકિક દિવ્ય મંગલરૂપને નિહાળવાથી નેત્રોના ફળને પ્રાપ્ત થતાં સુખી થતાં હતાં. બન્ને ભાઇઓને નિહાળી (કોઇ એક ગામનાં પુરૂષોની તો એવી દશા થઈ ગઈ છે કે) આંખ્યોમાં તો આંસુઓ અને શરીરમાં રોમાંચિત એઓથી વ્યાપ્ત થતાં સર્વે (શિવને કહે છે કે હે પાર્વતી!) જેમ જન્મ દરિદ્રીને ચિંતામણિ રત્નના ઢગલાની પ્રાપ્તિ થતાં જેવી અત્યાનંદિત દશા થઈ જાય તેવી રામચંદ્રને, લક્ષ્મણજીને તથા સીતાજીને નિહાળીને તે ગામનાં પુરૂષોની અત્યાનંદ યુક્ત થઈ મગ્ન થઈ ગયા હતા. કે તે સમયની દશાનું વર્ણન પણ થઈ શકે તેમ નથી. કોઈ એક તો એકબીજાને બોલાવીને શીખામણ દેતાં હતાં કે, આ ક્ષણમાંજ નેત્રોનો લાભ મળે છે માટે લઇ લ્યો. (ફરીને ક્યાં મળશે?) કોઈ એક તો રામરૂપ દૃષ્ટિ ચિત્તાપહારકને નિહાળીને એવાં પ્રેમવશ થઇ એ રૂપને નિહાળતાં નિહાળતાં જ સંગાથે જ ચાલતાં હતાં. કોઈ એક તો નેત્રોદ્વારા શ્યામસલોની રામની છબીને હૃદયમાં પધરાવીને તન મન અને શરીરથી શિથિલ થઇ જતાં હતાં.

दोहा०—एक देखि बटछाह भलि, डारि मृदुलतृणपात ॥
कहहिं गवाँइय छणिकश्रम, गवनब अबहिं कि प्रात ॥ १२३ ॥

કોઈ એક તો આગળ બધી સુંદર શીતળ વડની છાયા જોઇને તેની તળે કોમળ ઘાસ તથા કુણાં પાંદડાં બિછાવીને કહેતાં હતાં કે, મહારાજ! અહિંથી ચતુર વિશ્રામ લઇ શ્રમનો દૂર કરો. પછી મન માને તો હમણાં અથવા પ્રાતઃકાળે ઉઠીને ચાલ્યા જજો. ૧૨૩

चौ०—एक कलश भरि आनहिं पानी, अँचइय नाथ कहहिं मृदुबानी ॥
सुनि प्रियबचन प्रीति अति देखी, राम कृपालु सुशील बिशेषी ॥
जानी सीय श्रमित मनमाहीं, घरिक बिलंब कीन्ह बटछाहीं ॥
मुदित नारिनर देखहिं शोभा, रूप अनूप नयन मनलोभा ॥
एकटक सब सोहहिं चहुँओरा रामचंद्रमुखचंद्रचकोरा ॥
तरुण तमालबरण तनुसोहा, देखत कामकोटिमनमोहा ॥
दामिनिबरण लषण सुठिनीके, नखशिखसुभग भावते जीके ॥
मुनिपट कटिन्ह कसे तूणीरा, सोहत करकमलन धनुतीरा ॥

કોઈ એક તો કળશો ભરી, પાણી લાવીને નમ્ર વચનો કહેતાં હતાં કે, હે નાથ ! આ પાણી પીઓ. એમાં તેઓનાં પ્રિય વચનો સાંભળી તથા અતિ પ્રેમ જોઇ અને પોતાના મનમાં સીતાજીને થાકેલાં જાણીને પરમ કૃપાળુ તથા અપાર સુશીલ રામચંદ્રજી વડની છાયામાં ઘડીક વિશ્રામ લીધો. એટલે સમસ્ત સ્ત્રી તથા પુરૂષો આનંદિત થઇને પ્રભુની શોભાને નિહાળવા લાગ્યા. અને એઓ અનૂપ રૂપ નિહાળીને સર્વેનાં મન તથા આંખો લોભાઈ ગયાં, જેથી આનમેષ નજરથી (એક ટકથી) તેઓ ચારે કોર÷ ઊભાં રહી, રામચંદ્રજીના મુખ રૂપી ચંદ્ર સન્મુખ ચકોર હોય એવાં શોભતાં હતાં. સારાંશમાં આંખ્યોને જરા પણ નહીંચતાં એક ટકથી પ્રભુ મુખને જોઈ રહ્યાં હતાં. રામચંદ્રજી નવીન તમાલના સમાન વર્ણવાળું (શ્યામ સુંદર) શરીર એવું શોભતું હતું કે, જેને નિહાળતાંજ કરોડો કામદેવ પણ મનમાં મોહ પામી જતા હતા. વીજળી સમાન અત્યંત સુંદર વર્ણ વાળા, નખોથી તે શિખા પર્યંત સુંદર, અને મૃગચર્મ લોજ પત્રાદિ વસ્ત્રો સહ કટિ પ્રદેશમાં ભાથા ધારણ કર્યા હતા તથા જેના હસ્ત કમળમાં સુંદર ધનુષ્ બાણ શોભી રહેલ છે એવા લક્ષ્મણજી, પણ પણ સર્વેના મનમાં ભાવવા લાગ્યા.

दोहा॰-जटा मुकुट शीसनि सुभग, उर भुजनयनविशाल ॥
　　सरद परवमा बिधुबदन, लसत स्वेदकणजाल ॥ १२४ ॥

માથા ઉપર સુંદર જટા રૂપી મુકુટોવાળી, વિશાળ વૃક્ષઃસ્થળ. ભુજાઓ તથા નેત્રોવાળી. શરદ્ ઋતુના પૂર્ણચંદ્રની સમાન ઉત્તમ મુખોવાળી અને જેના મુખારવિંદપર પરસેવાના ફૂટી આવેલા મોતીયાના શોભાવંત જથ્થા વાળીઃ—૧૨૪

चौ॰—बरणि न जाइ मनोहर जोरी, शोभा अमित मोरमति थोरी ॥
　　रामलषणसियसुंदरताई, सब चितवहिं मति मन चितलाई ॥
　　थके नारिनर प्रेमपियासे, मनहुँ मृगीमृग देखि दियासे ॥
　　सीयसमीप ग्रामतिय जाहीं, पूछत अतिसनेह सकुचाहीं ॥
　　बारबार सब लागहिं पाए, कहहिं वचन मृदु सरल सुहाए ॥
　　राजकुमारि बिनय हम करहीं, तियसुभाव कछु पूछत डरहीं ॥
　　स्वामिनि अविनय छमब हमारी, बिलगु नमानब जानि गँवारी ॥
　　राजकुँवर दोउ सहजसलोने, इतने लहि दुति मरकत सोने ॥

÷ એ રામચંદ્રજીની લીલા છે કે ચારેકોર ઉભે એઓને મુખજ દેખાય પણ પીઠ દેખાય જ નહિ.

એવી એ શ્રીરામ લક્ષ્મણની મનહર જોડી ( શિવજી કહે છે કે હે પાર્વતી ! ) મારાથી વર્ણવી શકાતી નથી. કેમકે શોભા અતિ અપાર છે અને મારી બુદ્ધિ અલ્પ-થોડી છે, રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી એઓની સુંદરતાને સર્વે લોકો મન, બુદ્ધિ તથા ચિત્તને લગાવીને જોવા લાગ્યાં પ્રેમનાં તરસ્યાં સમસ્ત સ્ત્રી પુરૂષો, જેમ મૃગો અને મૃગલિયો મૃગજલને નિહાળી તેની પાછળ પાછળ દોડી દોડીને પાણી હાથ નહિ લાગતાં નિરાશ થવાથી થાકી જાય છે તેમ પ્રભુમાં પ્રેમ રાખનારાં જનો પ્રભુની પાછળ પાછળ દોડી દોડીને છબી નિહાળતાં છતાં પણ તૃષ્ણાતુર બન્યાં રહેવાથી નિરાશ થતાં ( અતૃપ્ત થતાં ) થાકી ગયાં. ( કિંવા મૃગ અને મૃગલીઓ દીવાને જોઇ તેમાં એકાગ્ર થઈ જાય તેમ રામ વગેરેનાં રૂપો નિહાળીને તેમાં એકાગ્ર થઇ ગયાં. ) ગામોની સ્ત્રીઓ પૂછવાને માટે સીતાજીની પાસે આવતી હતી; પરંતુ અતિ સ્નેહને વશ થવાથી પૂછતાં શરમાતી હતી. એ સ્ત્રીઓ, વારંવાર પગે લાગી નમ્ર સરલ સુશોભિત વ- ચનો કહેતી હતી કે, હે રાજકુમારી ! અમે કંઇ આપને કઇ વિનતી કરવા ચહિયે છિયે, પણ સ્ત્રીના સ્વભાવને લીધે અમો પૂછવામાં ડરીએ છિયે, હે સ્વામિની ? હે સુંદર બદન વાળાં ! અમારાથી થતી એ અદબી માફ કરજો અમને ગમાર જાણીને અમારા બોલવાથી માઠું લગાડશો નહિ. આ બન્ને રાજકુમારો એવા સ્વાભાવિક છે કે જાણે જેઓની શ્યામ ગૌર વર્ણથી નીલમણિઓ અને સુવર્ણોએ કાંતિ પ્રાપ્ત કરેલ હોય એવી શોભા વાળી છે.

**दोहा०–श्यामल गौर किशोरवर, सुंदर सुखमाऐन ॥**
**शरदशर्वरीनाथमुख, शरदसरोरुहनैन ॥ १२५ ॥**

એવા શ્યામ અને ગૌર શરીરવાળા, કિશોરવસ્થાવાળા, પરમોત્તમ,, પરમશોભાના સ્થાન રૂપ, શરદ ચંદ્ર સમાન મુખોવાળા, શરદ્ કમળ સમાન વિકસ્વર નેત્રોવાળા અને કરોડો કામદેવને શરમાવે એવા બન્ને રાજકુમા- રોનાં અનૂપ રૂપ છે. ૧૨૫

**चौ०–कोटिमनोज लजावनिहारे, सुमुखि कहहु को अहहिं तुम्हारे ॥**
**सुनि सनेहमय मंजुल बानी, सकुचि सीय मनमह मुसुकानी ॥**
**तिनहिं बिलोकि बिलोकेउ धरणी, दुहुँ सकोच सकुचति बरबरणी ॥**
**सकुचि सप्रेम बालमृगनयनी, बोली मधुरबचन पिकबयनी ॥**
**सहजसुभाव सुभग तन गोरे, नाम लषण लघु देवर मोरे ॥**

श्यामवर्ण आयतभुज नैना, अतिसुंदर बोलत मृदुबैना ॥
बहुरि बदनविधु अंचलढाँकी, पियतन चितै भौंह करिबाँकी ॥
खंजन मंजु तिरीछे नयननि, निजपति कहेउ तिनहिं सियसयननि ॥
भईं मुदित सब ग्रामवधूटी, रंकन्ह रतनराशि जनु लूटी ॥

હે સુમુખી! તેઓ તમારે શું સગા થાય છે? તે કહો. આવી એઓની સ્નેહ ભરેલી મનોહર વાણી સાંભળી શરમાઇને સીતાજી મનમાં હસ્યાં (કારણ કે છે તો આ ગમાર પણ વિશેષ ચતુરાઇથી વાત પૂછે છે.) એ સ્ત્રીઓને જોઇ સુવર્ણ શ્રેષ્ઠ વર્ણવાળાં સીતાજી, ભૂમિ તરફ નિહાળવા લાગ્યાં અને બે પ્રકારની લજ્યાથી સંકોચાવા લાગ્યાં. (એટલે કે જો પૂછયાનો ઉત્તર નહિ આપું તો આ સ્ત્રીઓ ઉદાસ થશે, અને જો કહીશ તો મારી માતા પૃથિવી પાસેજ છે, તેથી મર્યાદાનો ભંગ થશે એમ બન્ને પ્રકારનો સંકોચ થયો. સ્ત્રીઓનો સ્વભાવજ હોય છે કે, શરમ ભરી વાત સાંભળી ભૂમી તરફ જુવે અને પતિના રૂબરૂ પતિને બતાવવામાં શરમાય છે.) બચ્ચાં સમાન નેત્રોવાળાં અને કોયલના સરખાં મધુર સ્વરવાળાં સીતાજી શરમાઇને પ્રેમસહ બોલ્યાં કે, આ જે સરળ સ્વરવાળાં સુંદર અને ગૌર શરીરવાળા છે, તેમનું નામ લક્ષ્મણ છે અને તે મારા નાના દીઅર છે.[1] પછી સીતાજીએ સાડીના છેડાને પોતાના મુખચંદ્રને આડો રાખી (લાજ કહાડી) રામચંદ્રજી તરફ જોઇ, વાંકી ભૃકુટી કરી, ખંજનપક્ષી સમાન આડાં નેત્રોથી સાન કરી, તે સ્ત્રીઓને, આ રામ મારા પતિ છે, એમ જણાવ્યું. જેમ જન્મ દરિદ્રી ધનના ઢગલાની લુંટ હાથ લાગતાં પ્રસન્ન થાય તેમ ગામડાઓની સર્વ સ્ત્રીઓ સીતાજીની વાત સાંભળીને અને જાણીને પ્રદિત થઇ ગઇ.

दोहा०—अति सप्रेम सियपाय परि, बहुविधि देहिं अशीस ॥
सदा सोहागनि रहहु तुम, जबलगि महि अहिशीश ॥ १२६ ॥

એ સ્ત્રીઓ અત્યંત પ્રેમ સહિત સીતાજીનાં સુચરણોમાં પડીને બહુ બહુ પ્રકારની આશિષો દેવા લાગી કે, જ્યાં સુધી શેષ નાગના મસ્તકપર ધરણી કાયમ રહે ત્યાં લગી તમે અવિચળ શૌભાગ્ય ભોગવજો. ૧૨૬

चौ०—पारवतीसम पतिप्रिय होहू, देवि न हमपर छाँडब छोहू ॥
पुनिपुनि बिनयकरहिं करजोरी, जौं इहिमारग फिरिय बहोरी ॥
दरशन देव जानि निजदासी, लखी सीय सब प्रेमपियासी ॥

[1] નહાની દેવર એ છે એમ કહેવાથી જણાવ્યું કે આમના કરતાં પણ એક બીજા મોટા દીઅર ભરતજી છે.

मधुरवचन कहिकहि परितोषी, जनु कुमुदिनी कौमुदी पोषी ॥
तबहिं लषण लघुबररुष जानी, पूछेउ मगु लोगनि मृदुबानी ॥
सुनत नारिनर भए दुखारी, पुलकितअंग विलोचनबारी ॥
मिटा मोदमन भए मलीने, बिधि निधि दीन्ह लेत जनु छीने ॥
समुझि कर्मगति धीरज कीन्हा, शोधि सुगममगु तिन्हकहँ दीन्हा ॥

અને જેમ પાર્વતી, સદા શિવજીને વ્હાલાં છે, તેમ તમે તમારા પતિને વ્હાલાં રહેજો. વળી એ સ્ત્રીઓ વારંવાર હાથ જોડીને વિનતી કરવા લાગી કે, હે દેવી! અમારા ઉપર કૃપા રાખજો, દયા તજી દેશો નહિ અને જો વનમાં ફરીને પાછાં આ માર્ગે આવો તો, અમોને પોતાની દાસી જાણીને દર્શન દેજો. એવાં વચન સાંભળીને સીતાજી, સર્વ સ્ત્રીઓને પ્રેમતરશી જાણીને, જેમ ચાંદની પોયણાંને સંતુષ્ટ કરે, તેમ મધુર વચનો કહી કહીને સર્વને પરિતોષ કર્યો. પછી રામચંદ્રજીની કૃપા જાણીને, લક્ષ્મણજી કોમળ વાણીથી લોકોને માર્ગ પૂછવા લાગ્યા એટલે તો સર્વ સ્ત્રી પુરૂષો દુઃખ પામ્યાં. ગાત્રામાં રૂવાડાં ઉભાં થઇ આવ્યાં. અને આંખ્યોમાં આંસુ ભરાઈ આવ્યાં. આનંદ મટી જઇને સર્વેના મનમાં ખેદ થયો કે, જાણે વિધાતાએ પુષ્કળ સંમત્તિ આપીને પાછી છીનવી લીધી હોય તેમ થયો. પછી સર્વે લોકોએ કર્મની ગતિ કઠિન સમજીને ધીરજ ધારણ કરી અને શોધી કરીને અતિ સુગમ માર્ગ એઓને બતાવી દીધો.

दोहा०—लषणजानकीसहित तब, गवन कीन्ह रघुनाथ ॥
फेरे सब प्रियबचन कहि, लिए लाय मनसाथ ॥ १२७ ॥

લક્ષ્મણજી તથા સીતાજી સમેત રામચંદ્રજીએ વનમાં પ્રયાણ કર્યું અને તેમણે મધુર વચનો કહીને લોકોને પાછાં વાળ્યાં, પણ સર્વનાં મન તો પોતાની સાથેજ લઈ લીધાં અર્થાત્ લોકો ઘેર ગયાં. પણ મન પ્રભુની પાસેજ લાગી રહેલું હતું. ૧૨૭

चौ०—फिरत नारि अति पछिताहीं, देवहिं दोषदेहिं मनमाहीं ॥
सहतबिषाद परस्पर कहहीं, बिधिकरतब सब उलटे अहहीं ॥
निपट निरंकुश निठुर निशंकू, जेहिं शशि कीन्ह सरुज सकलंकू ॥
रूख कल्पतरु सागर खारा, तेइ पठए बन राजकुमारा ॥
जौपैं इनहिं दीन्ह बनबासू, कीन बादि बिधि भोगबिलासू ॥
ये बिचरहिं मगु बिनुपदत्राना, रचे बादि बिधि बाहन नाना ॥

पगहिं परहिं डासि कुशपाता, सुभगसेज कत सृजत विधाता ॥
तरुतरुवास इनहिं विधि दीना, धवलधाम रचि श्रम कत कीना ॥

પાછાં ફરતી વખતે સ્ત્રી અને પુરૂષો બહુજ પસ્તાવા લાગ્યાં, મનમાં દૈવને દોષ દેવા લાગ્યાં અને એહને લીધે એક બીજાને એમ કહેવા લાગ્યાં કે, વિધાતાનાં સમસ્ત કર્તવ્યો અવળાંજ છે, બહુજ અંકુશ વિનાનો છે, નિષ્ઠુર અને નિઃશંક છે એવો જે વિધાતા, તેણે વિશ્વ સુખદચંદ્રને ક્ષયરોગી અને કલંકી કરી દીધેલ છે. સર્વ કામદાયક કલ્પવૃક્ષને જડ બનાવેલ છે અને સમુદ્રને ખારો બનાવ્યો છે, તે વિધાતાએ આ રાજવંશીઓને વનવાસ આપેલ છે, તો પછી તેણે સમસ્ત ભોગવિલાસો નકામાજ બનાવ્યા છે. જો આ પગરખાં-મોજડીઓ વગર વનમાં અડવાણે પગેજ વિચરે છે, તો વિધાતાએ હાથી ઘોડા રથાદિ વાહનો નકામાંજ બનાવ્યાં છે. ( કેમકે તેઓ આ રાજવશી વિલાસીઓને તો કામમાં આવતાં નથી તો પછી તે શું કામનાં ? ) જો આ જંગલમાં આવાં સુકોમળ તનવાળાઓ દાભ અને પાંદડાંઓનાં બિછાનાં બિછાવી સૂવે છે, તો પછી સુંદર શય્યાઓ શા માટે સરજેલી છે ( જો વિધાતાએ આ લોકોને ઉત્તમ ઝાડોની તળેજ વાસ આપેલો છે તો પછી ઉજ્જળ મંદિરો રચી રચીને શા માટે મહેનત ઉઠાવી છે ?

दोहा०—जौए मुनिपटधर जटिल, सुंदर सुठि सकुमारि ।
विविध भाँति भूषण वसन, वादि किए करतारि ॥ १२८ ॥

જો અતિ સુંદર રાજકુમારોને વલ્કલ-ભોજપત્રાદિ વસ્ત્રોજ પહેરતા તથા જટા ધારણ કરતા કર્યા છે, તો પછી નાના પ્રકારનાં આભૂષણો અને વસ્ત્રો નકામાંજ બનાવેલાં છે. ૧૨૮

चौ०—जो ये कंदमूलफल खाहीं, वादि सुधादि अशन जगमाहीं ॥
एक कहहिं ये सहजसुहाए, आपु प्रगट भए विधि न बनाए ॥
जहँलगि वेद कहेउ विधिकरणी, श्रवण नयन मन गोचर बरणी,
देखहु खोज भुवनदशचारी, कहँ असपुरुष कहाँ असिनारी ॥
इनहिं देखि विधिमन अनुरागा, पठतरु योग बनावन लागा ॥
कीन बहुत श्रम एक न आए, तेहि इर्षा वन आन दुराए ॥
एक कहहिं हम बहुत न जानहिं, आपुहि परम धन्यकरि मानहिं ॥
ते पुनि पुण्यपुंज हम लेखे, जे देखहिं देखहहिं जिन देखे ॥

અને જો આ લોકો કંદ, મૂળ, ફળ ખાઇને રહે છે, તો પછી વિધા-

તાએ સંસારમાં અમૃત વગેરે ભોજનો નકામાંજ રચ્યાં છે. એક કોઈ બહુ શ્રુત-વિદ્વાને કહ્યું કે હે ભાઇઓ ! આ સ્વાભાવિક સુંદર ત્રણે જણાંને સ્વયં-પોતાની મેળેજ પ્રકટ થયેલ છે, વિધાતાએ બનાવેલજ નથી. વેદમાં જે જે વિધાતાની સૃષ્ટિઓ કહેલી છે, તે તે સર્વે ચૌદ ભુવનમાંજ સમાયલી છે કે જે સૃષ્ટિઓમાંની કેટલીક આપણા સાંભળવામાં, જોવામાં અને વિચારવામાં તથા વર્ણવવામાં આવે છે. તો એ ચૌદ ભુવનમાં શોધી શોધીને જુવો, કે કયાંય આવા પુરૂષો અને કયાંય આવી સ્ત્રી છે ? આ બન્ને ભાઇઓને અને સીતાજીને નિરખી પ્રથમ તો મનમાં રાજી થએલ હશે અને તેથી આવાં જોડાં બનાવવા અભિલાષા ઉત્પન્ન થઇ; પરંતુ પુષ્કળ મહેનત કરતાં છતાં પણ આમના સરખી જોડી રચાઈજ નહિ. એથી ઈર્ષ્યાને લીધે એઓને વનવાસમાં રાખી અન્ય લોકોની નજર અગાડીથી ગુપ્ત રાખેલ છે. કોઇ એક કહેતાં હતાં કે, અરે ભાઈ! અમો ઝાઝું તો સમજતાં નથી પણ એટલું તો સમજીએ છીએ કે, એઓના દર્શન સંબંધથી અમે પોતાને પરમ ધન્ય માનીએ છિયે. અને એ મારા માન્યામાં તો એમજ છે કે, જેઓએ એઓનાં દર્શન કર્યાં છે, કરશે, અને જેઓ કરે છે, તેઓ સઘળાં પુણ્યોના સમૂહરૂપ છે.

दोहा०—इहिविधि कहकवि बचन प्रिय, लैंहि नयन भरि नीर ।
किमि चलिहैं मारग अगम, सुठु सुकुमार शरीर ॥ १२९ ॥

આ અત્યંત સુકોમળ શરીરોવાળાં ત્રણે મનુષ્યો વનના અગમ માર્ગોમાં કેમ હીંડી શકશે ? એમ પ્યારાં વચનો કહી કહીને સર્વે લોકો આંખ્યોમાં આંસુ લાવવા લાગ્યાં. ૧૨૯

चौ०—नारि सनेहबिकल सब होहीं, चकई सांझसमय जिमि सोहीं ॥
मृदु पदकमल कठिनमगु जानी, गहबरि हृदय कहहिं मृदुबानी ॥
परसत मृदुल चरण अरुणारे, सकुचति महि जिमि हृदय हमारे ॥
जो जगदीश इनहिं बन दीन्हा, कस न सुमनमय मारग कीन्हा ॥
जो माँगे पाइय बिधिपाँहीं, राखिय सखि इन आँखिनमाहीं ॥
जे नरनारिन अवसर आए, तिन सियराम न देखनपाए ॥
सुनि स्वरूप पूछहिं अकुलाई, अबलगि कए कहाँलगि भाई ॥
समरथ धाइ बिलोकहिं जाई, प्रमुदित फिरहिं नयनफल पाई ॥

સ્નેહથી વિકળ થએલી સ્ત્રીઓ, જાણે સંધ્યા વખતની ચકલીઓ હોય એવી ઉદાસવંત દેખાવા લાગી. એ સ્ત્રીઓ, રામચંદ્રજીનાં, લક્ષ્મણજીનાં અને

સીતાજીનાં ચરણોને કમળો સરખાં સુવાળાં જાણી અને રસ્તાને કઠોર જાણીને ગદ્દગદ્દ હૃદયથી ગગળી થઇ સુંદર વાણીથી કહેવા લાગી કે, જેમ આપણાં હૃદયો એઓનાં સુવાળાં અને રક્તાશ્રવંત ચરણોને નિહાળીને ગભરાય છે. દ્રવે છે, તેમ એ ચરણોનો સ્પર્શ થતાં પૃથિવી પણ કેમ દ્રવીભૂત થતી નથી? હે જગદીશ્વર! જો આ લોકોને વનવાસ આપ્યો, તો તેણે માર્ગોને (વનના માર્ગોને) ફુલ સમાન કોમળ શા માટે ન બનાવ્યા? કોઇ કહે છે કે, હે સખી.! જો આપણે વિધાતાની કનેથી માગી લઈ શકીએ એવી હોઇએ તો એઓને આપણી નજર અગાડીજ રાખી લઇએ.[1] જે સ્ત્રી પુરૂષોને એ સમયપર ન આવી શકાવાથી સીતાજીનાં, લક્ષ્મણજીનાં અને રામચંદ્રજીનાં દર્શન ન થયાં, તેઓ એમનાં સ્વરૂપની શોભા સાંભળી વ્યાકુળ થઇને હે ભાઇઓ! એઓ આટલી વારમાં ક્યાં લગી પહોંચ્યાં હશે? એમ પૂછવા લાગ્યાં અને તેઓમાં જેઓ જોરાવર હતાં તેઓ દોડીને પહોંચી દર્શન કરી જન્મનું સાફલ્યતાપણું પ્રાપ્ત કરીને પ્રમુદિત થઇને પાછાં વળ્યાં.

**दो०—अबला बालक वृद्धजन, करमींजहिं पछिताहिं ।**
**होहिं प्रेमवश लोग इमि, राम जहाँजहँ जाहिं ॥ १३० ॥**

સ્ત્રીઓ, બાળકો અને ગરડાં કે જેઓનાથી દોડીને પહોંચી શકાયું નહિ. તેઓ પ્રભુનાં દર્શન ન થવાથી હાથ ઘસવા લાગ્યાં અને પસ્તાવા લાગ્યાં. આ પ્રમાણે રામચંદ્રજી જ્યાં જ્યાં (જતા હતા કિંવા) જાય છે ત્યાં ત્યાં સર્વે લોકો પ્રેમને વશ થવા લાગ્યાં. ૧૩૦

**चौ०—गाँउँगाँउँ अस होइ अनंदू, देखि भानुकुलकैरवचंदू ॥**
**जे कछु समाचार सुनिं पावहिं, ते नृपरानिहिं दोष लगावहिं ॥**
**कहहिं एक अतिभल नरनाहू, दीन हमहिं निज लोचनलाहू ॥**
**कहहिं परस्पर लोगलुगाई, बातैं सरल सनेहसुहाई ॥**
**ते पितुमातु धन्य जेहि जाए, धन्य सो नगर जहाँते आए ॥**
**धन्य सो शैल देश बन गाऊँ जहँतहँ जाहिं धन्य सो ठाऊँ ॥**
**सुख पाए विरंचि रचि तेही, ये जिनके सबभाँति सनेही ॥**
**रामलषणसियकथा सुहाई, रही सकल मगु काननछाई ॥**

---

૧ પૃથિવી પ્રાર્થના કરીને બ્રહ્માની પાસેથી સીતાજીને લઇ આવેલ છે, માટે તેણે તો સીતાજીને પોતાની આંખ્યોમાંજ રાખવાં જોઇએ. કેમ કે સીતાજી પૃથિવીનાં પુત્રી છે અને તેથીજ તેઓનું ભૂમિજી એવું નામ છે માટે પુત્રિને માતા જાળવે એમાં કંઇ નવાઇજ નથી.

ગામ ગામ પ્રતિ આવોજ આનંદ રામચંદ્રજી લક્ષ્મણજી તથા સીતાજીના નિહાળવાથી થવા લાગ્યો કે જે લોકો, એમના વનવાસના કંઈ સમાચાર સાંભળતાં, તે ઉપરથી તેઓ કૈકેયીની અને દશરથ રાજાની ઉપર દોષ મૂકવા લાગ્યાં. કેટલાક તો કહેતા હતા કે, દશરથ રાજા બહુજ ભલા અને અતિ ઉપકારી છે કે જેઓએ આવો અપયશ સહન કરીને પણ આપણુ સર્વેને નેત્રોનો લાભ (પ્રભુ દર્શન) આપેલ છે અને આપણાં જીવન જન્મ સર્વે સફળ કરેલ છે. કેટલાંક સ્ત્રી પુરૂષો એક બીજા પ્રત્યે સ્નેહ ભરી સરલ વાતો કરતાં કહેતાં હતાં કે, જેમણે આ ત્રણે જણને જન્મ આપેલ છે તેઓનાં માત પિતાને ધન્ય છે. જ્યાંથી આ ત્રણે જણ આવેલ છે, તે નગરને ધન્ય છે અને આ ત્રણ જણ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તે તે દેશ, પર્વત, વન, ગામ અને સ્થળને પણ ધન્ય છે. આ ત્રણ જણ જેઓનાં સમસ્ત પ્રકારે સ્નેહી હોય, તેઓને પેદા કરી બ્રહ્માજીને પણ સુખ પ્રાપ્ત થયું હશે. આવી રામજી, લક્ષ્મણજી અને સીતાજી એઓના સંબંધની જ આવી સુંદર વાતો તમામ રસ્તાઓમાં અને વનમાં છવાઈ રહી છે.

दोहा०—इहि बिधि रघुकुल कमल रवि, मगु लोगनि सुख देत ।
जांहिंचले देखत बिपिन, सियसौमित्रिसमेत ॥ १३१ ॥

આ પ્રકારે સીતાજી અને લક્ષ્મણજી એઓ સમેત રામચંદ્રજી માર્ગમાં લોકોને સુખ આપતાં આપતાં અને વનોને નિહાળતા આગળ ચાલ્યા. ૧૩૧

चौ०—आगे राम लषण पुनि पाछें, तापसभेष विराजत काछें ॥
उभयमध्य सिय शोभति कैसी, ब्रह्मजीवबिचं माया जैसी ॥
बहुरि कहउँ छवि जस मन बसई, जनु मधुमदनमध्य रति लसई ॥
उपमा बहुरि कहों जिय जोही, जनु बुधविधुविचि रोहिणि सोही ॥
प्रभुपदरेख बीचँ बिच सीता, धरणि चरण मगु चलति सभीता ॥
सीय रामपद अंक बराए, लषग चलहिं मगु दाहिनवाएँ ॥
रामलषणासियप्रीति सुहाई, वचनअगोचर किमि कहिजाई ॥
खग मृग मगन देखि छवि होहीं, लिए चोरिचिते राम बटोहीं ॥

તપસ્વીના વેષ સંયુક્ત શોભી રહેલા રામચંદ્રજી અગાડી ચાલતા હતા કે જે અકારવાચ્ય ઈશ્વર છે. પાછળ અકારવાચ્ય લક્ષ્મણ પણ તપસ્વી વેષથીજ શોભી રહેલા ચાલતા હતા અને એ બન્નેના વચમાં ઉકારવાચ્ય

માયા સીતાજી ચાલ્યાં જતાં હતાં અર્થાત્ એ ત્રણે પોતાને પ્રણવવાચ્ય (ॐ) અને તત્ત્વમય વિશિષ્ટાદ્વૈત દર્શાવતા જતાં હતાં કે અમે ત્રણે જણ તત્ત્વમય અજ અવિનાશી છિયે. જેવી રીતે બ્રહ્મ અને જીવના મધ્યમાં માયા શોભે તેમ શ્રીરામ લક્ષ્મણના મધ્યમાં સીતાજી શોભતાં હતાં. (કવિ તુલસીદાસજી કહે છે કે,) વળી જેવી મારા મનમાં એ છબી આવી છે, તે પ્રમાણે વર્ણન કરૂં છું કે, જેમ વસંત અને કામદેવ એઓના વચમાં રતિ શોભે તેમ સીતાજી શોભતાં હતાં. વળી મનથી વિચાર કરી ઉપમા આપું છું કે જેમ બુધ અને ચંદ્ર એઓના વચમાં રોહિણી શોભે તેમ સીતાજી શોભતાં હતાં. સીતાજી રામનાં પગલાંઓની વચમાં વચમાં ડરતાં ડરતાં પગ મૂકતાં ચાલતાં હતાં કે, રખેને આ પગલાંઓ મારાં પગલાંઓથી દબાઈ જાય. લક્ષ્મણજી, શ્રીરામ અને સીતાજી એ બન્નેનાં ચરણોનાં ચિન્હો બચાવીને માર્ગમાં પગલાંઓની જમણી અને ડાબી તરફ ચાલતા હતા કે જેથી એ પગલાંઓને પ્રદક્ષિણા થઈ જાય. રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી એઓની એક બીજા સાથે જે પ્રીતિ હતી તે (શિવજી કહે છે કે હે પાર્વતી!) વાણીથી અગોચર છે એટલે તે કોઈ રીતે પણ કહેવામાં આવી શકે તેવી નથી, તો તેવી પ્રીતિને કેવી રીતે વર્ણવી જાય? રામચંદ્રજીની છબીને જોઇને પશુ પક્ષીઓ પણ મગ્ન થઈ જતાં હતાં, અને શ્રીરામે પણ તેઓનાં એવાં ચિત્ત ચોરી લીધાં હતાં કે, જેથી તેઓ પણ રામની પાછળ પાછળ ફર્યા કરતાં હતાં.

दोहा०–जिनजिन देखे पथिक प्रिय, सीयसहित दोउ भाइ ।
भव मगु अगम अनंद ते, बिनुश्रम रहे सिराइ ॥ १३२ ॥

જે જે વટેમાર્ગુઓએ, વ્હાલાં સીતાજી સહ બન્ને ભ્રાતાઓને નિરખ્યા, તે તે સર્વ પુણ્યશાળી વટેમાર્ગુઓનો મહા અગમ સંસાર માર્ગ વગર શ્રમેજ આનંદથી પાર પામી ગયેલ છે. અથવા જે જે પુણ્યશાળીઓએ પ્રવાસી છતાં પણ વ્હાલા લાગતાં સીતાજી સહિત બન્ને ભાઇઓને જોયા, તેઓ સંસારરૂપી વિષમ માર્ગોનો કશા પણ શ્રમ વગર આનંદથી પામી ગયા. કિંવા જેઓ સંસારરૂપી વિષમ માર્ગને આનંદરૂપ માનતા હતા, તેઓ પણ મહેનત વિના તે માર્ગનો પાર પામી ગયા. અર્થાત્ પોતે પ્રવાસી હતા છતાં પણ પોતાનાં દર્શન કરવાથી બીજાઓનો સંસાર માર્ગનો પ્રવાસ દૂર થઈ જતો હતો. ૧૩૨

चौ०–अजहुँ जासु उर सपनेहु काऊ, बसहिं राम सिय लषण बटाऊ ॥

रामधामपथ पाइहि सोई, जो पथ पाव कबहु मुनि कोई ॥
तब रघुबीर श्रमित सिय जानी, देखि निकट वट शीतलपानी ॥
तहँ बसि कंदमूलफल खाई, प्रात नहाय चले रघुराई ॥
देखत बन सर शैल सुहाए, बालमीकिआश्रम प्रभु आए ॥
राम देखि मुनिवास सुहावन, सुंदरगिरि कानन जलपावन ॥
सरनि सरोज विटप बन फूले, गुंजत मंजु मधुप रसभूले ॥
खग मृग विपुलकोलाहल करहीं, रहितवैर प्रमुदित मन चरहीं ॥

હાલ પણ કોઇના હૃદયમાં સ્વપ્ન વિષે પણ પ્રવાસી રામ લક્ષ્મણ તથા સીતા વસે તેઓ રામના ધામનો માર્ગ પામે છે. કે જે માર્ગ કોઇક જ વાર પ્રાપ્ત થાય છે. ૧ પછી રામચંદ્રજીએ સીતાને થાકી ગયેલાં જાણીને પાસે એક વડ તથા શીતલપાણી હોવાથી ત્યાંનિવાસ કરીને કંદમૂળ ફળ ખાધાં, અને પ્રભાત થતાં સ્નાન કરીને આગળ ચાલ્યા. ૨ રામચંદ્રજી સુંદર વનો, સરોવરો તથા પર્વતો જોતા જોતા વાલ્મીકિ મુનિના આશ્રમમાં આવ્યા. રામચંદ્રજીએ મુનિના સુંદર આશ્રમની સમીપ સુંદર પર્વતો તથા વનો અને પવિત્ર જળ જોયું. ૩ વળી સરોવરોમાંકમળો તથા વનોમાંવૃક્ષો પ્રફુલ્લ થઇ રહ્યાં હતાં કે જેના મકરંદમાં મોહિત થયેલા સુંદર ભ્રમરો ગુંજારવ કરતા હતા. અને પશુ પક્ષીઓ ઘણો કોળાહળ કરતાં હતાં તથા પરસ્પર વૈર તજી દઇ આનંદમય મનથી ફરતાં હતાં. ૪

दोहा०—शुचि सुंदर आश्रम निरखि, हर्षे राजिवनैन ।
मुनि रघुवर आगमन सुनि, आगे आए लैन ॥ १३३ ॥

પવિત્ર તથા સુંદર આશ્રમ જોઇને કમળો જેવાં નેત્રવાળા રામચંદ્રજી પ્રસન્ન થયા. રામચંદ્રજીનું પધારવું સાંભળી વાલ્મીકિ મુનિ તેમને લેવાને માટે સામા આવ્યા. ૧૩૩

चौ०—मुनिकहँ राम दंडवत कीन्हा, आशीर्वाद विप्रवर दीन्हा ॥
देखि रामछबि नयन जुडाने, करि सनमान आश्रमहिं आने ॥
तब मुनि आसन दिए सुहाए, मुनिवर अतिथि प्राणप्रिय पाए ॥
कंदमूलफल मधुर मँगाए, सिय सौमित्रि राम फल खाए ॥
वालमीकिं मन आनंद भारी, मंगल मूरति नयन निहारी ॥
तब कर कमल जोरि रघुराई, बोले वचन श्रवण सुखदाई ॥

तुम त्रिकालदरशी मुनिनाथा, विश्वबदरजिमि तुम्हरे हाथा ॥
असकहि प्रभु सब कथा बखानी, जेहि जेहि भाँति दीन्हवनरानी ॥

રામચંદ્રજીએ મુનિને દંડવત્ કર્યા અને મુનિએ તેમને આશિર્વાદ દીધા. મુનિએ રામની છબિ જોઇને નેત્રો શીતલ કર્યાં અને તેમનું સન્માન કરીને આશ્રમમાં તેડી લાવ્યા. ૧ પ્રાણ પ્રિય અતિથિ પધારેલા જોઈ મુનીએ તેમને સુંદર આસનો આપ્યાં અને તેમને વાસ્તે સ્વાદિષ્ટ કંદમૂળ ફળ મંગાવ્યાં. તે રામચંદ્રજીએ સીતાજીએ તથા લક્ષ્મણજીએ ખાધાં. ૨ વાલ્મીકિ નેત્રોથી મંગળકારી મૂર્તિ નિહાળીને મનમાં ભારે આનંદ પામ્યા. પછી રામચંદ્રજી કમળો જેવા હાથ જોડીને કાનને સુખ આપે એવાં વચનો બોલ્યા કે–૩ "હે મુનીશ્વર ! તમે ત્રિકાળદર્શી છો અને આ જગત તમારા હાથમાં બોર સરખું છે." એમ કહીને જે જે રીતે કેકેયીએ વનવાસ આપ્યો હતો તે સર્વ વાત રામચંદ્રજીએ વર્ણવીને કહી. ૪.

दोहा०–तात बचन पुनि मातु हित, भाइ भरत असराउ ॥
मोकहँ दरश तुम्हार प्रभु, सब मम पुण्यप्रभाउ ॥ १३४ ॥

"હે પ્રભુ ! હું વનમાં આવવાથી પિતાનું વચન પળાયું, કૈકેયીનું હિત થયું, ભરતજીને રાજ્ય મળ્યું અને મને તમારાં દર્શન પ્રાપ્ત થયાં. આ સર્વ મારાં પુણ્યોનો જ પ્રભાવ છે. ૩૪

चौ०–देखि पायँ मुनिराय तुम्हारे, भये सुकृत सब सफल हमारे ॥
अब जहँ राउर आयसु होई, मुनि उद्वेग न पावहिं कोई ॥
मुनि तापस जिनते दुख लहहीं, ते नरेश बिनु पावक दहहीं ॥
मंगल मूल विप्र परितोषू, दहै कोटि कुल भूसुर रोषू ॥
अस जिय जानि कहिय सो ठाऊं, सिय सौमित्रि सहित तहँ जाउँ ॥
तहँ रचि रुचिर पर्ण तृणशाला, वास करौं कछुकाल कृपाला ॥
सहज सरल सुनि रघुवर बानी, साधु साधु बोले मुनिज्ञानी ॥
कस न कहहु अस रघुकुल केतू, तुम पालक सन्तत श्रुति सेतू ॥

હે મુનિરાય ! તમારાં ચરણોનાં દર્શન થવાથી અમારાં સર્વ સુકૃત સફળ થયાં. હવે તમારી આજ્ઞા થાય ત્યાં રહીએ કે જેથી કોઇ મુનિને અમારા લીધે ઉદ્વેગ ન થાય. ૧ જેને લીધે મુનિઓ તથા તપસ્વીઓ દુઃખ પામે છે તે રાજા વગર અગ્નિએ બળી જાય છે. બ્રાહ્મણોને સંતોષવા એ મંગળનું મૂળ છે; બ્રાહ્મણોનો કોપ કરોડો કુળનો નાશ કરે છે. ૨ હે કૃપા-

ણુ ! આ પ્રમાણે મનમાં વિચારીને કોઈ સ્થળ બતાવો એટલે હું સીતા તથા લક્ષ્મણ સહિત ત્યાં જઈ પાંદડાં તથા ઘાસની સુંદર પર્ણશાળા બનાવી કેટલોક કાળ નિવાસ કરૂં. ૩ રામચંદ્રજીની સ્વાભાવિક સરળ વાણી સાંભળીને જ્ઞાની મુનિ 'બહુ સારૂં, બહુ સારૂં' એમ કહીને બોલ્યા કે–"હે રઘુકુળના ધ્વજ! તમે સર્વદા વેદની મર્યાદા પાળનારા છો તેથી આવી રીતે કેમ ન કહો? ૪

छंद०–श्रुति सेतुपालकरामतुम जगदीशमायाजानकी ॥
जोसृजति जगपालति हरति रुखपाइ कृपानिधानकी ॥
जो सहस शीशअहीश महिधर लषण सचराचरधनी ॥
सुरकाजधरी नरराज तनु चल दलन खल निशिचर अनी ॥१०॥

હે રામ! તમે વેદની મર્યાદા પાળનાર જગતના ઈશ્વર છો, સીતા તમારી માયા છે કે જે તમો કૃપાનિધાનની મરજી અનુસાર જગતની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરે છે અને લક્ષ્મણજી હજાર માથા વાળા, પૃથ્વીને ધારણ કરનારા તથા સચરાચર જગતના ધણી શેષનાગ છે. તમો દેવતાઓનાં કાર્ય કરવાને વાસ્તે મનુષ્ય લોકમાં રાજાઓના દેહ ધારણ કરી દુષ્ટ રાક્ષસોની સેનાઓનો નાશ કરવાને વાસ્તે ચાલ્યા છો. ૧૦

सो०–राम स्वरूप तुम्हार, वचन अगोचर बुद्धिपर ॥
अविगति अकथ अपार, नेतिनेति जेहि निगमकह ॥५॥

હે રામચંદ્રજી! તમારૂં સ્વરૂપ વાણીથી અગોચર અને બુદ્ધિથી પર છે, એટલે વાણીથી વર્ણવી શકાય તેવું નથી અને બુદ્ધિ પોહોચી શકે તેમ નથી. કેમકે વેદ પણ 'नेति नेति કહીને ગાય છે. ૫

चौ०–जग पेखन तुम देखन हारे, विधि हरि शम्भु नचावन हारे ॥
तेउ नहिं जानहिं मर्म तुम्हारा, और तुमहिं को जानन हारा ॥
सो जानै जेहि देहु जनाई, जानत तुम्हें तुमहिं होइ जाई ॥
तुम्हरी कृपा तुमहिं रघुनन्दन, जानत भक्त भक्त उर चन्दन ॥
चिदानन्दमय देह तुम्हारी, विगत विकार जान अधिकारी ॥
नरतनु धरहु सन्त सुरकाजा, कहहु करहु जस प्राकृत राजा ॥
राम देखि सुनि चरित तुम्हारे, जड मोहहिं बुध होहिं सुखारे ॥
तुम जो कहहु करहु सब साँचा, जस काछिय तस चाहिय नाचा ॥

તમે જગતનાં કૌતુક જોનારા છો અને બ્રહ્મા વિષ્ણુ તથા શિવને પણ નચાવનારા છો, તેઓ પણ તમારો મર્મ જાણી શકતા નથી તો તમને જાણનારો બીજો કોણ છે? ૧ જેનાપર તમે કૃપા કરો તેજ તમને જાણે છે અને તમને જાણતાં તમારા જેવો જ થઈ જાય છે. હે રઘુનંદન! હે ભક્ત ઉર ચંદન! તમારી કૃપાથી તમારા ભક્તજનો જ તમને જાણે છે. ૨ તમારૂં સ્વરૂપ સચ્ચિદાનંદમય છે અને વિકારોથી રહિત છે એમ અધિકારી (પાત્ર) જનો જાણે છે. તમે સંતજનો તથા દેવતાઓને વાસ્તે મનુષ્યદેહ ધર્યો છે તેથી જેમ પ્રાકૃત રાજા બોલે અને કરે તેમ તમે બોલોછો અને કરોછો. ૩ હે રામચંદ્રજી! તમારાં ચરિત્રો જોઇને તથા સાંભળીને જડબુદ્ધિવાળા લોકો મોહ પામે છે* અને ડાહ્યા માણસો સુખ પામે છે, તમે જે કહોછો અને કરોછો તે સર્વ સત્ય છે, કેમકે જેવો વેષ લીધો હોય તે પ્રમાણે જ નાચવું જોઇએ. ૪

दोहा०—पूँछयउ मोहिं कि रहौं कहँ, मैं कहते सकुचाउँ ॥
जहँ न होहु तहँ देहुँ कहि, तुमहिं दिखावों ठाउँ ॥ १३५ ॥

હે પ્રભુ! તમે મને પૂછો છો કે 'હું ક્યાં રહું?' પણ કહેતાં હું સંકોચાઉં છું કે તમે જ્યાં ન હો તે સ્થળ મને કહો એટલે હું તમને વસવાનું ઠામ બતાવું. ૧૩૫

चौ०—सुनि मुनिवचन प्रेमरससाने, सकुचि राम मनमहँ मुसुकाने ॥
वाल्मीकि हँसि कहा बहोरी, वाणी मधुर अमियरस बोरी ॥
सुनहु राम अब कहौं निकेता, बसहु जहां सिय लषण समेता ॥
जिनके श्रवण समुद्र समाना, कथा तुम्हारि सुभग सरिनाना ॥
भरहिं निरन्तर होहिं न पूरे, तिनके हृदयसदन तव रूरे ॥
लोचन चातक जिन करि राखे, रहहिं दरश जलधर अभिलाषे ॥
निदरहिं सिंधु सरित सर वारी, रूप बिन्दु जल होहिं सुखारी ॥
तिनके हृदय सदन रघुनायक, बसहु लषण सिय सह सुखदायक ॥

વાલ્મીકિ મુનિનાં પ્રેમ રસથી સિંચિત વચનો સાંભળી રામ સંકોચ પામી મનમાં ને મનમાં હસ્યા. પછી મુનિ પાછા હસીને અમૃત રસમાં

* જડ લોકો તો એમ કહેશે કે—જો રામ પરમેશ્વર હોય તો રાક્ષસોનો નાશ કરવા માટે આટલાં બધાં દુઃખ શામાટે વેઠે અને રાજ્યભ્રષ્ટ થઈભાઇને તથા સીતાને પણ શામાટે દુઃખ ભોગવાવે.

त्वमेव सर्वं लोकानां निवास स्थान मुत्तमम्! तथापि सर्व भूतानि निवास सदनानिहि ॥ १ ॥

બોળી કાઢી હોય એવી મધુર વાણીથી બોલ્યા ૧ કે-" હે રામ ! તમારે સીતા તથા લક્ષ્મણ સહિત ક્યાં રહેવું તે હવે હું કહું છું, સાંભળો.-જેઓના કાનો સમુદ્ર સમાન છે અને તમારી સુંદર કથા અનેક નદીઓ સમાન છે, ૨. તે કથા રૂપી નદીઓ કાન રૂપી સમુદ્રને નિરંતર ભર્યા કરે તો પણ પૂર્ણ ન થાય તેઓનાં હૃદયો તમારે રહેવા માટે રૂડાં ઘર રૂપ છે. હે સુખદાયક રઘુનાયક ! જેઓ પોતાનાં નેત્રોને ચાતક રૂપ કરી રાખીને તમારાં દર્શનને મેઘ રૂપ ગણી તેનીજ અભિલાષા રાખે છે. ૩. અને વિષય સુખરૂપી સમુદ્ર, નદીઓ તથા સરોવરોનાં પાણીનો અનાદર કરી આપના સ્વરૂપ રૂપી સ્વાતિનાં બુંદથી સુખ પામે છે, તેઓનાં હૃદયો રૂપી ઘરોમાં તમે સીતા તથા લક્ષ્મણજી સહિત વસો. ૪

दोहा०-यश तुम्हार मानस विमल, हंसिनी जीहा जासु ॥
मुक्ताहल गुण गण चुगहिं, वसहु रामहियतासु ॥ १३६ ॥

હે રામચંદ્રજી ! જેઓની જીભ રૂપી હંસીનિ તમારા યશરૂપી નિર્મળ માનસ સરોવરમાંથી તમારા ગુણોના સમૂહરૂપી મોતી ચરે છે તેઓનાં હૃદયમાં તમે નિવાસ કરો. ૧૩૬

चौ०-प्रभु प्रसाद शुचि सुभग सुवासा, सादर जासु लहै नित नासा ॥
तुमहिं निवेदित भोजन करहीं, प्रभु प्रसाद पट भूषण धरहीं ॥
शीश नवहिं सुर गुरु द्विज देखी, प्रीति सहित करि विनय विशेखी ॥
कर नित करहिं राम पद पूजा, राम भरोस हृदय नहिं दूजा ॥
चरण राम तीरथ चलि जाहीं, राम बसहु तिनके मन माहीं ॥
मंत्रराज नित जपहिं तुम्हारा, पूजहिं तुमहिं सहित परिवारा ॥
तर्पण होम करहिं विधिनाना, विप्र जेंवाइ देहिं बहुदाना ॥
तुमते अधिक गुरुहि जिय जानी, सकल भाव सेवहिं सनमानी ॥

જેઓ આદરપૂર્વક તમારા પવિત્ર પ્રસાદની સ્વાભાવિક સુગંધ નાસિકાથી ગ્રહણ કરે છે અને તમને નૈવેદ્ય ધરેલા અન્નનું ભોજન કરે છે, તમારાં પ્રસાદીનાં વસ્ત્રાભૂષણો ધારણ કરે છે. ૧. દેવતાઓ, ગુરૂઓ તથા બ્રાહ્મણોને જોઇ તેમને માથું નમાવે છે તથા પ્રીતિથી તેમનો વિશેષ વિનય કરે છે, હાથ વડે નિત્ય તમારાં ચરણોનું પૂજન કરે છે, હૃદયમાં કેવળ એક તમારોજ ભરોંસો રાખે છે, ૨. અને પગો વડે તમારાં તીર્થ કરે છે, તેના હૃદયમાં તમે નિવાસ કરો. જેઓ હમેશ તમારા નામનો શ્રેષ્ઠ મંત્ર જપે

છે, પરિવાર સહિત તમારૂં પૂજન કરે છે, ૩ અનેક પ્રકારની વિધિથી તર્પણ તથા હોમ કરે છે, ઘણાં દાન આપીને બ્રાહ્મણોને જમાડે છે. ગુરૂને તમારા કરતાં પણ અધિક જાણી સઘળા ભાવથી તેમનું સન્માન કરીને સેવન કરે છે. ૪

दोहा०—सब करि मांगहिं एक फल, रामचरण रतिहोउ ॥
तिनके मन मन्दिर बसहु, सियरघुनन्दनदोउ ॥ १३७ ॥

અને એ સર્વનું એકજ ફળ કેવળ તમારા ચરણોમાં પ્રેમ રહેવા રૂપ માગે છે, તેઓનાં હ્રદયમંદિરમાં તમે સીતા સહિત બન્ને ભાઇઓ નિવાસ કરો. ૧૩૭

चौ०—काम क्रोध मद मान न मोहा, लोभ न क्षोभ न राग न द्रोहा ॥
जिनके कपट दम्भ नहिं माया, तिनके हृदय बसहु रघुराया ॥
सबके प्रिय सबके हितकारी, सुख दुख सरिस प्रशंसा गारी ॥
कहहिं सत्य प्रिय वचन विचारी, जागत सोवत शरण तुम्हारी ॥
तुमहिं छांडि गति दूसरि नाहीं, राम बसहु तिनके उर माहीं ॥
जननी सम जानहिं परनारी, धन पराय विषते विष भारी ॥
जे हर्षहिं पर सम्पति देखी, दुखित होहिं परविपतिविशेषी ॥
जिनहिं राम तुम प्राण पियारे, तिनके उर शुभ सदन तुम्हारे ॥

હે રઘુરાયા! જેઓને કામ, ક્રોધ, મદ, માન, મોહ, લોભ, રાગ, દ્વેષ, કપટ, દંભ અને માયા નથી તેઓનાં હ્રદયમાં નિવાસ કરો. ૧ જેઓ સર્વને પ્રિય છે, સર્વનું ભલું ઇચ્છનારા છે, સુખ દુઃખને તથા પ્રશંસા અને ગાળો ને સરખાં ગણે છે, સત્ય અને પ્રિય વચનો વિચારીને બોલે છે, ઉંઘતાંને જાગતાં તમારે જ શરણે રહે છે, ૨ અને તમને તજી બીજાને શરણે જતા નથી; તેના હ્રદયમાં તમે નિવાસ કરો. હે રામચંદ્રજી! જેઓ પરસ્ત્રીને માતા સમાન ગણે છે, પારકું ધન ઝેર કરતાં પણ અધિક ઝેરી ગણે છે. ૩ પારકી સંપત્તિ જોઈ હર્ષ પામે છે, પરાયા દુઃખથી વિશેષ દુઃખિત થાય છે અને તમને પ્રાણ સમાન પ્યારા ગણે છે, તેઓનાં શુભ હ્રદયો તમારૂં રહેઠાણ છે. ૪

दोहा०—स्वामि सखा पितु मातु गुरु, जिनके सबतुमतात ॥
तिनके मन मन्दिरबसहु, सीयसहितदोउभ्रात ॥ १३८ ॥

હે તાત! જેઓને તમેજ મિત્ર, માતા, પિતા, ગુરૂ અને સર્વસ્વ છો, તેઓનાં મન રૂપી મંદિરોમાં તમે સીતા સહિત બન્ને ભાઇઓ વસો. ૧૩૮

चौ०–अवगुण तजि सबके गुण गहहीं, विप्र धेनु हित संकट सहहीं ॥
नीति निपुण जिनकी जगलीका, घर तुम्हार तिनके मन नीका ॥
गुणतुम्हार समुझहिं निजदोसू, जेहिं सब भाँति तुम्हार भरोसू ॥
राम भक्त प्रिय लागहिं जेही, तेहि उर बसहु सहित वैदेही ॥
जाति पाँति धन धर्म बडाई, प्रिय परिवार सदन समुदाई ॥
सब तजि तुमहिं रहै लव लाई, ताके हृदय बसहु रघुराई ॥
स्वर्ग नरक अपवर्ग समाना, जहँ तहँ दीख धरे धनु बाना ॥
मन क्रम वचन जो राउर चेरा, राम करहु ताके उर डेरा ॥

જેઓ સર્વના અવગુણ તજીને ગુણો ગ્રહણ કરે છે, બ્રાહ્મણો તથા ગાયોને વાસ્તે સંકટ વેઠે છે અને જેઓની ગણત્રી જગતમાં નિતિશાસ્ત્ર જાણનારમાં થાય છે, તેઓનાં હૃદયો તમારાં ઘર છે. ૧ જેઓ પોતાના દોષ સમજીને તમારા ગુણો સમજે છે, જેઓને સર્વ પ્રકારે તમારો જ ભરોંસો છે, અને જેઓને તમારા ભક્તજનો પ્રિય લાગે છે, તેઓનાં હૃદયમાં તમે સીતા સહિત નિવાસ કરો. ૨ હે રામચંદ્રજી! જેઓ જાતિ, પંક્તિ, ધન, ધર્મ, મોટાઈ, પ્રિય પરિવાર અને ઘરોનો સમુદાય એ સર્વ તજીને તમારા સ્વરૂપમાં જ લહે લગાડીને રહે છે તેઓનાં હૃદયમાં તમે વસો. ૩ હે રામચંદ્ર! જેઓ સ્વર્ગ, નર્ક, મોક્ષ એ સર્વને સરખાં ગણે છે અને જે ને તે સ્થળે ધનુષ બાણ ધારણ કરેલા તમનેજ જુએ છે તથા મન કર્મ વચનથી તમારા દાસ થઇને રહે છે તેઓનાં હૃદયોમાં તમે નિવાસ કરો. ૪

दोहा०–जाहि न चाहिय कबहु कछु, तुमसनसहजसनेह ॥
बसहु निरन्तर तासु उर, सो राउर निज गेह ॥ १३९ ॥

જેઓ બીજા કશાને નહી ઇચ્છતાં તમારામાં જ સહજ સ્નેહ રાખે છે તેઓનાં હૃદયોને પોતાનાં ઘર માનીને તેમાં તમે નિરંતર વસો.” ૧૩૯

चौ०–इहिविधि मुनिवर ठाव दिखाये, वचन सप्रेम राम मन भाये ॥
कहमुनि सुनहु भानुकुल नायक, आश्रम कहौं समय सुखदायक ॥
चित्रकूट गिरि करहु निवासू, तहँ तुम्हार सब भाँति सुपासू ॥
शैल सुहावन कानन चारू, करि केहरि मृग विहँग विहारू ॥

नदी पुनीत पुराण बखानी, अत्रितीय निज तप बल आनी ॥
सुरसरि धार नाम मन्दाकिनि, जो सब पातक पोतक डाकिनि ॥
अत्रि आदि मुनिवर तहँ बसहीं, करहिं योग जप तप तनु कसहीं ॥
चलहु सफल श्रम सब कर करहू, राम देहु गौरव गिरि वरहू ॥

આ પ્રમાણે વાલ્મીકિ મુનિએ ઠેકાણાં બતાવ્યાં, તે પ્રેમી વચનો રામના મનને ગમ્યાં. વળી મુનિ બોલ્યા કે-" હે રામચંદ્રજી! સાંભળો, હું તમને સર્વ સમયોમાં સુખ આપે એવો આશ્રમ બતાવું છું. ૧ તમે ચિત્રકૂટ પર નિવાસ કરો, ત્યાં તમને સર્વ રીતની સગવડ થશે. એ સુંદર પર્વત પર સુંદર વનો છે, અને હાથીઓ, સિંહો, મૃગો તથા પક્ષીઓ વિહાર કરે છે. ૨ ત્યાં સર્વ પુરાણોમાં વખાણેલી પવિત્ર નદી કે જે ગંગાજીની ધારા છે તથા જેને અત્રિ ઋષિની સ્ત્રી અનસૂયાએ પોતાના તપોબળથી ત્યાં આણેલી છે* અને જે પાપો રૂપી બાળકોનો ભક્ષ કરી જનારી ડાકીણી રૂપ છે, એવી મંદાકિનિ નામની નદી વહે છે. ૩ ત્યાં અત્રિ આદિક મુનિઓ વસીને જપ તપ યોગ કરીને દેહનું દમન કરે છે. હે રામચંદ્રજી! ત્યાં પધારીને સર્વના શ્રમ સફળ કરો અને એ ગિરિવરને શ્રેષ્ઠપણું આપો."૪

दोहा०—चित्रकूट महिमा अमित, कही महामुनि गाय ॥
आइअन्हाने सरितवर, सीयसहित दोउभाय ॥ १४० ॥

વાલ્મીકિ મુનિએ ચિત્રકૂટના અપાર મહિમાનું વર્ણન કરવાથી સીતાજી સહિત બન્ને ભાઈઓ ચિત્રકૂટ પર આવીને શ્રેષ્ઠ નદીમાં ન્હાયા. ૧૪૦

चौ०—रघुवर कहेउ लषण भल घाटू, करहु कतहुँ अब ठाहर ठाटू ॥
लषण दीख पय उतर करारा, चहुँदिशिफिरयोधनुषजिमिनारा ॥
नदी पचन शर शम दम दाना, सकल कलुष कलिसाउज नाना ॥
चित्रकूट जनु अचल अहेरी, चूक न घात मार मुठभेरी ॥
असकहि लषण ठाँव दिखावा, थल बिलोकिरघुपतिमनभावा ॥
रमेउ राम मन देवन जाना, चले सहित सुरपति परधाना ॥
कोल किरात वेष धरि आये, रचेउ पर्ण तृण सदन सुहाये ॥
वरणि न जायँ मंजु दुइ शाला, एक ललित लघु एक विशाला ॥

* પોતાના પતિ વૃદ્ધ હોવાના કારણથી ઋષિ ઘણા કષ્ટથી ગંગા સ્નાન કરવા જઈ શકતા હતા, તેથી દક્ષની પુત્રી અનુસૂયાએ દશ હજાર વર્ષ તપ કરીને તે મંદાકિનીને ચિત્રકૂટ સમીપ આણી હતી.

રામચંદ્રજીએ કહ્યું કે-" લક્ષ્મણજી! ઘાટ તો બહુ સારો છે. હવે કોઈ ઠેકાણે ઠરવાનો ઠાઠ કરીએ." લક્ષ્મણજીએ પાણી ઉતરીને નદીનો પાટ જોયો. " તે ચારે તરફ ધનુષના આકારે ફરી વળેલો છે. ૧ એ ધનુષની પ્રતંચા નદી છે, શમ દમ તથા દાન રૂપી બાણો છે, કળિનાં સર્વ પાપ તથા કલેશ રૂપી શિકાર સિંહ છે, ચિત્રકૂટ રૂપ અચળ શિકારી છે તે નિશાન નહી ચૂકતાં એકજ ચોટમાં મારે તેવો છે." ૨ એમ કહીને લક્ષ્મણજીએ નિવાસ કરવાનું સ્થળ બતાવતાં તે જોઇને રામચંદ્રજીના મનને ગમ્યું. એ સ્થળ રામચંદ્રજીને પસંદ પડયું જાણીને જેમાં ઇંદ્ર અગ્રેસર છે એવા સર્વે દેવતાઓ ત્યાં આવ્યા. ૩ તેઓએ કોળી લોકો તથા ભીલ લોકોનો વેશ ધરીને આવી પાંદડા તથા ઘાસનાં બે સુંદર ઘર બનાવ્યાં. તેમાંની એક પર્ણશાળા સુંદર નાની હતી અને એક મોટી હતી. તે બન્ને એવી સુદર હતી કે તેનું વર્ણન પણ કરી શકાય નહીં. ૪

दोहा०—लषण जानकी सहित प्रभु, राजत पर्णनिकेत ॥
सोह मदन मुनि वेष जनु, रति ऋतुराज संमेत ॥ १४१ ॥

જેમ વસંતઋતુ તથા રતિ સહિત કામદેવ મુનિનો વેશ ધરી શોભતો હોય, તેમ લક્ષ્મણજી તથા સીતા સહિત રામચંદ્રજી પર્ણશાળામાં શોભતા હતા. ૧૪૧

चौ०—अमर नाग किन्नर दिगपाला, चित्रकूट आये तेहि काला ॥
राम प्रणाम कीन्ह सब काहू, मुदित देव लहि लोचन लाहू ॥
वर्षि सुमन कह देव समाजू, नाथ सनाथ भये हम आजू ॥
करि विनती दुख दुसह सुनाये, हर्षित निज निज गेह सिधाये ॥
चित्रकूट रघुनंदन छाये, समाचार सुनि सुनि मुनि आये ॥
आवत देखि मुदित मुनिवृन्दा, कीन्ह दण्डवत रघुकुलचन्दा ॥
मुनि रघुवरहि लाइ उर लेहीं, सफल होनहित आशिष देहीं ॥
सिय सौमित्रि राम छवि देखहिं, साधन सकलफल करि लेखहिं ॥

તે સમયે દેવો, નાગલોક, કિન્નરો અને દિક્પાળો ચિત્રકૂટપર આવ્યાં. રામચંદ્રજીએ સર્વને પ્રણામ કર્યા, દેવતાઓએ આનંદ પામી લોચનોનો લ્હાવો લીધો. ૧ તેઓ પુષ્પવૃષ્ટિ કરીને કહેવા લાગ્યા કે-" હે નાથ ! આજ અમે સનાથ થયા." પછી તેઓએ વિનતિ કરીને પોતાનું અસહ્ય દુઃખ

કહી સંભળાવ્યું અને હર્ષ પામીને પોતપોતાને ઘેર સીધાવ્યા. ૨ રામચંદ્રજી ચિત્રકૂટમાં રહ્યાના સમાચાર સાંભળી સાંભળીને મુનિઓ ત્યાં આવ્યા. મુનિઓનાં વૃંદ આવતાં દેખીને રામચંદ્રજીએ તેઓને દંડવત્ કર્યા. ૩ મુનિઓ રામચંદ્રજીને છાતીએ લગાવી પોતાની વાણી સફળ થવાને વાસ્તે આશિષ દેવા લાગ્યા. અને સીતાજી, લક્ષ્મણજી તથા રામચંદ્રજીની છબિ જોઇને પોતાનાં સઘળાં સાધનો ( જપ તપાદિક ) સફળ થયેલાં લેખવ્યાં. ૪

दोहा०—यथायोग्य सन्मानि प्रभु, बिदाकिये मुनिवृन्द ॥
करहिं योग जपयज्ञ तप, निज आश्रमस्वच्छन्द ॥ १४२ ॥

રામચંદ્રજીએ મુનિઓને યથાયોગ્ય સન્માન આપીને વિદાય કર્યા. તેઓ પોતપોતાના આશ્રમોમાં જઇ ઇચ્છાનુસાર, યોગ, જપ, યજ્ઞ, તથા તપ કરવા લાગ્યા. ૧૪૨

चौ०—यह सुधि कोल किरातन्ह पाई, हर्षे जनु नव निधि घर आई ॥
कन्द मूल फल भरि भरि दोना, चले रङ्क जनु लूटन सोना ॥
उन महँ जिन देखे दोउ भ्राता, और तिनहिं पूँछहिं मगु जाता ॥
कहत सुनत रघुवीर बढाई, आय सबन देखे दोउ भाई ॥
करहिं जोहार भेट धरि आगे, प्रभुहिं बिलोकत अति अनुरागे ॥
चित्र लिखे जनु जहँ तहँ ठाढे, पुलक शरीर नयन जल बाढे ॥
राम सनेह मगन सब जाने, कहि प्रियवचनस कलसन्माने ॥
प्रभुहिं जोहारि बहोरि बहोरी, वचन विनीत कहहिं करजोरी ॥

રામચંદ્રજી પધાર્યાની ખબર મળતાં કોળી તથા ભીલ જાણે નવે નિધિ ઘેર આવવાથી હર્ષ પામ્યા હોય તેમ હર્ષ પામ્યા. અને કંદ, મૂળ તથા ફળોના દોણા ભરીને ભરીને જેમ રાંકજનો સોનું લુંટવા જતા હોય તેવી રીતે ઉમંગલેર ચાલ્યા. ૧ તેઓમાં જેમણે રામ લક્ષ્મણને જોયેલા હતા તેમને બીજા લોકો રસ્તામાં જતાં પૂછતા હતાં; રામચંદ્રજીનો મહિમા કહેતાં સાંભળતાં તેઓ સર્વેએ આવીને બન્ને ભાઇને જોયા. ૨ તેઓ જુહાર કરી કરીને ભેટો મૂકી અત્યંત પ્રીતિપૂર્વક રામચંદ્રજીને જોવા લાગ્યા. જોતાં જોતાં આળેખેલાં ચિત્રોની પેઠે જ્યાં ને ત્યાં સ્તબ્ધ થઇ ગયા તથા તેઓનાં શરીર રોમાંચિત થઇ નેત્રોમાં આંસુ છાઇ ગયાં. ૩ રામચંદ્રજીએ સર્વને પ્રેમમગ્ન થઈ ગયેલા જાણી પ્રિય વચનો કહી કહીને તેઓનું સન્માન કર્યું. પછી તે લોકો પ્રભુને વારંવાર પ્રણામ કરી કરીને હાથ જોડી નમ્ર વચનો બોલ્યા કેઃ—૪

दोहा०—अब हम नाथ सनाथ सब, भये देखि प्रभु पाँय ॥
भाग्य हमारे आगमन, राउर कोशलराय ॥ १४३ ॥

"હે નાથ ! તમારાં ચરણોનાં દર્શન પામીને હવે અમે સર્વ સનાથ થયા છીએ, હે કોશળનાથ ! અમારાં ભાગ્યથી જ તમારૂં અહીં પધારવું થયું છે. ૧૪૩

चौ०—धन्य भूमि वन पन्थ पहारा, जहँ जहँ नाथ पाँव तुम धारा ॥
धन्य विहँग मृग काननचारी, सफल जन्म भये तुमहिं निहारी ॥
हम सब धन्य सहित परिवारा, देखि नयनभरि दरश तुम्हारा ॥
कीन्ह वास भल ठाँव विचारी, इहाँ सकल ऋतु रहब सुखारी ॥
हम सब भाँति करब सेवकाई, करि केहरि अहि बाघ बराई ॥
वन बेहड गिरि कंदर खोहा, सब हमार प्रभु पग पग जोहा ॥
तहँ तहँ तुमहिं अहेर खिलाउब, सर निर्झर सब ठाँव दिखाउब ॥
हम सेवक परिवार समेता, नाथ न सकुचब आयसु देता ॥

હે નાથ ! તમે જ્યાં જ્યાં પગ મુકયા તે પૃથ્વી, વન, રસ્તા તથા પહાડોને ધન્ય છે. વનમાં ફરનારાં મૃગો તથા પક્ષીઓને પણ ધન્ય છે કે જેઓના જન્મ તમારાં દર્શનથી સફળ થયા. ૧ અમો નેત્રો ભરી ભરીને તમારાં દર્શન પામ્યા તેથી કુટુમ્બ પરિવાર સહિત અમોને પણ ધન્ય છે. તમોએ પૂર્ણ વિચાર કરીને આવા સારા ઠામે નિવાસ કર્યો છે; આ સ્થળે સર્વ ઋતુઓમાં સુખી રહેશો. ૨ હાથીઓ, સિંહો, સર્પો તથા વાઘોથી બચાવ કરીને અમે સર્વ પ્રકારે તમારી સેવા કરીશું. હે પ્રભુ ! વનમાં વિકટ સ્થાનો, પર્વતોની ગુફાઓ તથા ખોચો એ સર્વ પગલે પગલે અમારાં જોયેલાં છે. ૩ તે સર્વ સ્થળોમાં તમને શિકાર રમવા લઇ જઇશું અને સરોવરો તથા ઝરણાંનાં ઠેકાણાં બતાવીશું. હે નાથ ! પરિવાર સહિત અમે તમારા સેવક છીએ, માટે કાંઇ પણ આજ્ઞા ફરમાવવામાં સંકોચાશો નહી. ૪

दोहा०—वेद वचन मुनि मन अगम, ते प्रभु करुणाऐन ॥
बचन किरातनके सुनन, जिमि पितु बालक बैन ॥ १४४ ॥

જે વેદનાં વચનોને તથા મુનિઓનાં મનને પણ અગમ્ય છે એવા કરૂણાનિધાન પ્રભુ જેમ પિતા બાળકનાં વચનો સાંભળે તેમ એ ભીલ લોકોનાં વચનો સાંભળતા હતા. ૧૪૪

चौ०—रामहिं केवल प्रेम पियारा, जानिलेहु जो जाननिहारा ॥
राम सकल वनचर परितोषे, कहि मृदुवचन प्रेम परिपोषे ॥
विदा किये शिरनाय सिधाये, प्रभु गुण कहत सुनत घरआये ॥
इहि विधि सीय सहित दोउ भाई, बसहिं विपिनसुरमुनि सुखदाई ॥
जब ते आइ रहे रघुनायक, तबते भो वन मंगलदायक ॥
फूलहिं फलहिं विटप विधि नाना, मंजु ललित वर वेलिं विताना ॥
सुरतरु सरिस स्वभाव सुहाई, मनहुँ विबुधँ वनपरिहरिआये ॥
गुंजत मंजुल मधुकर श्रेनी, त्रिविध बयार वहै सुख देनी ॥

રામચંદ્રજીને ફક્ત પ્રેમજ પ્યારો છે તે જે જાણનારા હો તે જાણી લેજો. રામચંદ્રજીએ સર્વ વનમાં વસનારાંને કોમળ વચનો કહી પ્રેમનું પરિપોષણ કરી સંતુષ્ટ કર્યાં. ૧ સર્વને રજા આપતાં તેઓ માથાં નમાવીને ચાલ્યા અને ભગવાનના ગુણ ગાતા સાંભળતા ઘેર ગયા. આ પ્રમાણે દેવોને તથા મુનિઓને સુખ દેનારા બન્ને ભાઇઓ સીતાજી સહિત તે વનમાં રહ્યા. ૨ જ્યારથી રામચંદ્રજી આવીને રહ્યા, ત્યારથી વન મંગળદાયક થયું; નાના પ્રકારનાં વૃક્ષો ફુલો આવીને ફળિત થયાં, અને ઉત્તમ તથા સુંદર લતાઓના મંડપ બની રહ્યા. ૩ વૃક્ષો જાણે દેવોનું નંદનવન તજીને કલ્પવૃક્ષ આવ્યાં હોય એવાં સ્વાભાવિક રીતેજ શોભતાં હતાં, તેપર ભમરાઓની પંક્તિઓ સુંદર ગુંજારવ કરતી હતી અને સુખદાયક ત્રણ પ્રકારનો પવન વહેતો હતો. ૪

दोहा०—नीलकण्ठ कलकण्ठ शुक, चातक चक्र चकोर ॥
भाँतिं भाँति बोलहिं विहँग, श्रवण सुखद चितचोर ॥ १४५ ॥

નીલકંઠ, કોયલ, પોપટ, બપૈયા, ચકવાચકવી અને ચકોર વગેરે પક્ષીઓ કાનને સુખ આપે એવા મનોહર ભાતભાતના શબ્દો ઉચ્ચારતાં હતાં. ૧૪૫

चौ०—करिं केहरि कपि कोल कुरंगा, विगत वैर विहरहिं यक संगा ॥
फिरत अहेर राम छवि देखी, होहिं मुदित मृगवृन्द विशेखी ॥
विबुध विपिनजहँलगजग माहीं, देखि राम वन सकल सिहाहीं ॥
सुरसरि सरस्वतिदिनकरकन्या, मेकलसुता गोदावरि धन्या ॥
सब सर सिन्धु नदी नद नाना, मन्दाकिनिकर करहिं बखाना ॥
उदय अस्त गिरिवर कैलासू, मन्दर मेरु सकल सुर वासू ॥

शैल हिमाचल आदिक जेते, चित्रकूट यश गावहिं तेते ॥
विन्ध्य मुदित मन सुख न समाई, विनु श्रम विपुल बडाई पाई ॥

હાથી, સિંહ, વાનર, સુવર તથા હરણો પરસ્પરનું વૈર તજી દઈને ભેગાં ફરવા લાગ્યાં, હરણોનાં ઝુંડ શિકાર વાસ્તે ફરતાં રામચંદ્રજીની છબિ જોઇ વિશેષ આનંદ પામવા લાગ્યાં. ૧ જેટલાં જેટલાં દેવતાઓનાં વન જગતમાં છે તે સર્વ રામચંદ્રજીના વનનાં વખાણ કરવા લાગ્યાં. ગંગાજી, સરસ્વતી, યમુના, નર્મદા, ૨ સર્વ સરોવરો, સમુદ્રો તથા બીજી અનેક પ્રકારની નદીઓ તથા નદો સર્વ મંદાકિનીનાં વખાણ કરવા લાગ્યાં. ઉદયાચળ, અસ્તાચળ, કૈલાસ, મંદરાચળ, સર્વ દેવતાઓના નિવાસરૂપ મેરૂ પર્વત અને ૩ હિમાલય આદિ જેટલા પર્વતો છે તે સર્વ ચિત્રકુટ પર્વતના યશ ગાવા લાગ્યા. વિંધ્યાચળને પણ વગર શ્રમે મોટાઈ મળવાથી ( ચિત્રકૂટનો એક ભાગ વિંધ્યાચળ છે ) તેના આનંદિત મનમાં સુખ સમાતું નહતું. ૪

दोहा०-चित्रकूटके विहँग मृग, वेलि विटप तृण जाति ॥
पुण्यपुंज सबधन्य अस, कहहिंदेव दिनराति ॥ १४६ ॥

દેવતાઓ રાત દિવસ કહેવા લાગ્યા કે–" ચિત્રકૂટનાં પક્ષીઓ, મૃગો, વેલીઓ, વૃક્ષો તથા તૃણ ( ખડ ) જાતિ પુણ્યોના સમૂહરૂપ છે તથા તેઓનાં ધન્ય ભાગ્ય છે. " ૧૪૬

चौ०—नयनवन्त रघुपतिहि विलोकी, पाइ जन्म फल होहिं विशोकी ॥
परसि चरणरज अचर सुखारी, भये परमपदके अधिकारी ॥
सो वन शैल सुभाय सुहावन, मंगलमय अतिपावन पावन ॥
महिमा कहौं कवन विधि तासु, सुखसागर जहँ कीन्ह निवासू ॥
पयपयोधि तजि अवध विहाई, जहँ सिय राम लषण रह आई ॥
कहि न सकहिंसुखमाजसकानन, जो शतसहस होहिं सहसानन ॥
सो मैं वरणि सकौं विधि केहीं, डाबर कमठ कि मन्दर लेहीं ॥
सेवहिं लषण कर्म मन बानी, जाइ न शील सनेह बखानी ॥

નેત્રવાળાં પ્રાણી રામચંદ્રજીનાં દર્શન કરી નેત્રો સફળ કરી શોક રહિત થયાં અને અચર અર્થાત્ પૃથ્વી પર્વતાદિ રામચંદ્રજીનાં ચરણોની રજનો સ્પર્શ કરી સુખી તથા પરમપદનાં અધિકારી થયાં. ૧ સુખના સાગર રૂપ રામચંદ્રજીએ જ્યાં નિવાસ કર્યો છે એવા એ સહજસુંદર, મંગળમય

તથા અત્યંત પવિત્રમાં પણ પવિત્ર ચિત્રકૂટ પર્વત તથા વનનો મહિમા હું શી રીતે વર્ણવી શકું ? ૨ રામલક્ષ્મણ તથા જાનકી ક્ષીરસાગર તથા અયોધ્યા તજીને જ્યાં આવીને રહ્યાં તે વન જેવું સુખમય થયું, તેનું વર્ણન લાખ શેષનાગથી પણ કરી શકાય નહી. ૩ તે પર્વત તથા વનનું હું શી રીતે વર્ણન કરી શકું ? ગંદા પાણીના ખાબોચીઆનો કાચબો મંદરાચળને શી રીતે ઉપાડી શકે ? લક્ષ્મણજી મન કર્મ વચનથી રામચંદ્રજીની સેવા કરવા લાગ્યા, તેમના શીલ તથા પ્રેમનાં વખાણ કર્યા જાય તેમ નથી. ૪

**दोहा०—क्षणक्षण सिय लखिरामपद, जानिआपुपरनेह ॥**
**करत लषण स्वप्ने न चित, बन्धु मातु पितु गेह ॥ १३७ ॥**

લક્ષ્મણજી ક્ષણ ક્ષણ પ્રત્યે સીતા તથા રામનાં ચરણો નિરખીને તથા તેમનો પોતાની ઉપર પ્રેમ જાણીને સ્વપ્નમાં પણ ભાઈઓ, માતા પિતા તથા ઘરનું સ્મરણ કરતા નહતા. ૧૪૭

**चौ०—राम संग सिय रहहिं सुखारी, पुर परिजन गृह सुरति विसारी ॥**
**क्षण क्षण पियाविधु वदन निहारी, प्रमुदित मनहुँ चकोर कुमारी ॥**
**नाह नेह नित बढत विलोकी, हर्षित रहति दिवसजिमिकोकी ॥**
**सिय मन रामचरण अनुरागा, अवध सहस सम वन प्रियलागा ॥**
**पर्णकुटी प्रिय प्रीतम संगा, प्रिय परिवार कुरंग विहंगा ॥**
**सासुश्वशुरसममुनितियमुनिवर, अशनअमियसमकन्दमूलफर ॥**
**नाथ साथ साथरी सुहाई, मयन शयन शत सम सुखदाई ॥**
**लोकप होहिं विलोकत जासू, तेहि किमि मोहै विषय विलासू ॥**

સીતાજી પણ નગરનું, કુટુમ્બનું અને ઘરનું સ્મરણ વિસારી દઈને રામની સોબતમાં સુખી રહેતાં હતાં, અને ક્ષણ ક્ષણ પ્રત્યે પતિનું મુખચંદ્ર જોઈ જેમ ચકોરી ચંદ્રને જોઈ આનંદ પામે તેમ આનંદ પામતાં હતાં. ૧ નિત્ય પ્રત્યે પતિનો પ્રેમ પોતાનીપર વધતો જોઇ જેમ ચકવી દિવસને જોઇ હર્ષ પામે તેમ હર્ષીત રહેતાં હતાં. સીતાજીનું મન રામના ચરણોમાં પ્રેમી હોવાથી વન હજાર અયોધ્યા સમાન પ્રિય લાગતું હતું. ૨ પતિની સોબતમાં પર્ણકૂટી પણ પ્રિય લાગતી હતી, અને મૃગો તથા પક્ષીઓ પણ કુટુમ્બ પરિવારના જેવાં પ્યારાં લાગતાં. મુનિપત્નિઓ તથા મુનિઓ સાસુ સસરા જેવાં અને કંદ, મૂળ, ફળ, અમૃતભોજન જેવાં લાગતાં હતાં. ૩ પતિની સોબતમાં સુંદર સાથરો પણ કામદેવની સો સંશય્યાઓ જેવો સુખ-

દાયક લાગતો હતો. જેનાં દર્શન માત્રથીજ પ્રાણી લોકપાળ (ઇંદ્રાદિક દેવતા) બની જાયછે તે સીતાજીને શું વિષયવિલાસ મોહ પમાડી શકે? ૪

**दोहा०—सुमिर तरामहिंत जहिंजन, तृणसमविषय बिलासु ॥**
**राम प्रिया जग जननि सिय, कछु न आचरजतासु ॥ १४८ ॥**

જે રામચંદ્રજીનું સ્મરણ કરતાંજ સાધુજનો વિષય વિલાસોને તરણાંની સમાન ત્યજી દેછે, તે રામચદ્રજીનાં પ્યારાં સીતાજી કે જે જગતજનની છે તે વિષયવિલાસ તજી દે તેમાં કાંઇ અચરજ જેવું નથી. ૧૪૮

**चौं०—सीयलषणजेहि बिधिसुखलहहीं, सोइ रघुनाथ करैं जोइ कहहीं ॥**
**कहहिं पुरातन कथा कहानी, सुनहिं लषणसिय अतिसुखमानी ॥**
**जबजब राम अवध सुधि करहीं, तबतब बारि बिलोचन भरहीं ॥**
**सुमिरि मातु पितु परिजन भाई, भरत सनेह शील सेवकाई ॥**
**कृपासिन्धु प्रभु होहिं दुखारी, धीरज धरहिं कुसमय बिचारी ॥**
**लखिसियलषणबिकल है जाहीं, जिमि पुरुषहिं अनुसर परिचाहीं ॥**
**प्रिया बन्धु गति लखि रघुनन्दन, धीर कृपालु भक्त उर चन्दन ॥**
**लगे कहन कछु कथा पुनीता, सुनिसुखलहहिं लषण अरुल सीता ॥**

સીતાજી અને લક્ષ્મણજી જે રીતે સુખ પામે અને તેઓ જેમ કહે તે પ્રમાણે રામચંદ્રજી કરતા હતા. રામચંદ્રજી પુરાતન કથાઓ કહેતા હતા, તે લક્ષ્મણજી તથા સીતાજી ઘણું સુખ માનીને સાંભળતાં હતાં. ૧ જ્યારે જ્યારે રામચંદ્ર અયોધ્યાનું સ્મરણ કરતા હતા, ત્યારે ત્યારે તેમનાં નેત્રો આંસુથી ભરાઇ જતાં હતાં. માતા, પિતા, પરિજન, બંધુઓ તથા ભરતનાં સ્નેહ, શીલ તથા સેવકાઈનું સ્મરણ થતાં, ૨ કૃપાસિંધુ રામચંદ્રજી દુઃખી થતા હતા પણ કવખત જાણીને પાછી ધીરજ ધરતા હતા. જેમ પુરૂષને તેની છાયા અનુસરે છે તે પ્રમાણે સીતા તથા લક્ષ્મણ રામને દુઃખી થતા જોઇ વ્યાકુળ થતાં હતાં. ૩ ધીર, કૃપાળુ અને ભક્તજનોનાં હૃદયોને શીતળ કરનાર ચંદનરૂપ રામચંદ્રજી, સીતાજી તથા લક્ષ્મણજીને સ્થિતિ જોઇ કાંઇક પવિત્ર કથા કહેતા હતા તે સાંભળીને તેઓ સુખ પામતાં હતાં. ૪

**दोहा०—राम लषण सीता सहित, सोहत पर्णनिकेत ॥**
**जिमि बसिवासव अमरपुर, शचीजयन्तसमेत ॥ १४९ ॥**

જેમ શચી ( ઇંદ્રાણી ) તથા જયન્ત ( ઇંદ્રનો પુત્ર ) સહિત ઇંદ્ર અ-

મરાવતીમાં બિરાજતો હોય તેની રીતે સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રજી પર્ણકુટીમાં શોભતા હતા. ૧૪૯

**चौ०—जुगवहिं प्रभु सिय अनुजहिं कैसे, पलक बिलोचन गोलक जैसे ॥**
**सेवहिं लषण सीय रघुवीरहिं, जिमि अविवेकी पुरुष शरीरहिं ॥**
**इहि विधिप्रभु वनवसहिं सुखारी, खग मृग सुरतापस हितकारी ॥**
**कहउँ राम वन गवन सुहावा, सुनहुसुमंत्रअवधजिमि आवा ॥**
**फिरेउ निषाद प्रभुहिं पहुँचाई, सचिव सहित रथ देखेउ आई ॥**
**मंत्री विकल विलोकि निषादू, कहि न सकहि जस भयउ विषादू ॥**
**राम राम सिय लषण पुकारी, पर्‍यउधरणितलव्याकुलभारी ॥**
**देखिदक्षिणदिशिहय हिहिनाहीं, जिमिबिनुपंखविहँग अकुलाहीं ॥**

જેમ પોપચાં નેત્રોના ગોલકનું જતન કરેછે તેમ રામચંદ્રજી સીતાજી તથા લક્ષ્મણજીનું જતન કરતા હતા અને જેમ અવિવેકી માણસો શરીરનું સેવન કરેછે તેમ સીતાજી તથા લક્ષ્મણજી રામચંદ્રજીની સેવા કરતાં હતાં. ૧ આ પ્રમાણે પક્ષીઓ, મૃગો, દેવતાઓ તથા તપસ્વીઓનું હિત કરનારા પ્રભુ વનમાં સુખેથી રહેતા હતાં. આ રીતે રામની વનમાં જવાની સુંદર કથા કહી. હવે જે રીતે સુમંત અયોધ્યા ગયો તે સાંભળો. ૨ ગુહ ભીલ રામચંદ્રજીને ( યમુના સુધી ) પહોંચાડીને પાછો ગયો તો ત્યાં સુમંત સહિત રથ જોવામાં આવ્યો. મંત્રીને વિકળ બની ગયેલો જોઇ ગુહના મનમાં જે ખેદ થયો તે કહી શકાય તેમ નથી. ૩ સુમંત હે રામ ! હે રામ ! હે સીતા ! હે લક્ષ્મણ ! એમ પોકારતો અત્યંત વ્યાકુળ થઇને પૃથ્વીપર પડયો હતો અને ઘોડાઓ દક્ષિણ દિશા ( કે જે તરફ રામ ગયા હતા) તરફ જોઈ જોઇને હણહણતા હતા તથા જેમ પાંખો વગરનાં પક્ષી અકળાય તેમ તેમ આકુળ વ્યાકુળ થઈ ગયા હતા. ૪

**दोहा०—नहिंतृणचरहिंनपियहिंजल, मोचतलोचनवारि ॥**
**व्याकुलभयउनिषादपति, रघुवरबाजिनिहारि ॥ १५० ॥**

ઘોડાઓ ઘાસ ચરતા નહી તથા પાણી પણ પીતા નહી, તેમની આંખોમાંથી આંસુ વહ્યા કરતાં હતાં. આવી રીતની રામચંદ્રજીના ઘોડાઓની સ્થિતિ જોઈ ભીલોનો સમૂહ વ્યાકુળ થયો. ૧૫૦

**चौ०—धरि धीरज तव कहहि निषादू, अब सुमंत्र परिहरहु विषादू ॥**
**तुम पण्डित परमारथ ज्ञाता, धरहु धीर लखि वाम विधाता ॥**

विविध कथा कहिकहि मृदुबानी, रथ बैठारेउ बरबस आनी ॥
शोक शिथिल रथ सकहि न हाँकी, रघुवर विरह पीर उरबाँकी ॥
तरफराहिं मगु चलहिं न घोरे, बन मृग मनहुँ आनि रथ जोरे ॥
अटकि परहिं फिरि चितवहिं पीछे, राम वियोग विकल दुखतीछे ॥
जो कह राम लषण वैदेही, हिकरि हय हेरहिं तेही ॥
बाजि विरहि गति किमि कहिजाती, बिनुमणिफणीविकलजेहिभाँती ॥

પછી ગુહે ધીરજ ધરી સુમંતને કહ્યું કે-"હવે ખેદ કરવો છોડી દો. તમે પંડિત તથા પરમાર્થ સમજનારા છો, માટે વિધાતા વાંકો છે એમ સમજી ધીરજ ધરો." ૧ એ રીતે ગુહે કોમળ વાણીથી ઘણી ઘણી વાતો કહી સમજાવીને સુમંતને બળાત્કારે રથપર બેસાડયો, પણ તેના હૃદયમાં રામના વિરહની સખ્તપીડા હોવાથી તથા શોકથી શિથિલ થઇ ગયેલો હોવાથી રથ હાંકી શકતો નહીં. ૨ રથે જોડેલા ઘોડાઓ તરફડતા હતા, અને જેમ વનનાં હરણોને લાવીને રથે જોડયાં હોય તેમ તેઓ રસ્તે ચાલી શકતા નહોતા. ચાલતાં પાછા હઠતા હતા અને વારંવાર પાછું વાળી વાળીને જોતા હતા, તેઓ રામના વિયોગના તીક્ષ્ણ દુઃખથી વ્યાકુળ થઇ ગયા હતા. ૩ જો કોઇ રામ, લક્ષ્મણ કે સીતાનું નામ દેતું તો ઘોડાઓ હણહણી હણહણીને તેના તરફ જોતા હતા. જેમ મણિ ગુમાવેલા સર્પ વ્યાકુળ બની જાય તેની પેઠે રામના વિયોગથી તેઓની એવી દશા થઇ ગઈ હતી, કે જેનું વર્ણન કર્યું જાય તેમ નથી. ૪

दोहा०—भये निषाद बिशाद बश, देखत सचिव तुरंग ॥
बोलि सुसेवक चारि तब, दिये सारथी संग १५१ ॥

સુમંત તથા ઘોડાઓને જોઈ શોકને વશ્ય થયેલા ગુહરાજાએ પોતાના ચાર સારા સેવકોને બોલાવી સુમંતની સાથે મોકલ્યા. ૧૫૧

चौ०—गुह सारथिहि फिरे पहुँचाई, विरह विषाद बरणि नहिं जाई ॥
चले अवध लै रथहि निषादा, होत क्षणहि क्षण मगन विषादा ॥
शोच सुमन्त विकल दुख दीना, धिक् जीवन रघुबीर विहीना ॥
रहहि न अन्तहु अधम शरीरू, यश न लहेउ बिछुरत रघुबीरू ॥
भये अयश अघ भाजन प्राना, कौन हेतु नहिं करत पयाना ॥
अहह मन्दमति अवसर चूका, अजहुँ न हृदय होत दुइ टूका ॥
मींजि हाथ शिर धुनि पछिताई, फिरे बणिक जिमि मूरि गँवाई ॥
बिरद बाँधि बर बीर कहाई, चले सुभट जनु समर पराई ॥

ગુહરાજા સુમંતને વળાવીને પાછો વળ્યો તે વખતનું તેનું રામના વિયોગનું દુઃખ વર્ણવ્યું જાય તેમ નથી. ભીલસેવકો તથા સુમંત રથ લઇને અયોધ્યા તરફ ચાલ્યા પણ ક્ષણે ક્ષણે તેઓ શોકમગ્ન થઇ જતા હતા. ૧ સુમંત વ્યાકુળ તથા દુઃખથી દીન થઈ ગયેલો શોચના કરવા લાગ્યો કે–રામવિના જીવવું ધિક્કાર છે. અંતે આ અધમ શરીર તો રહેવાનું નથીજ, તેમ છતાં રામનો વિયોગ થતાં પણ પ્રાણમુક્ત થઈ યશ લેતું નથી. ૨ આ પ્રાણુ અપયશ તથા પાપનું પાત્ર થયો છે, પણ કોણ જાણે શા કારણથી તે દેહ તજી જતો નથી. હાય હાય ! હું મંદબુદ્ધિવાળો આ અવસર ચુકયો, હજુ પણ મારા હૃદયના ટૂકડા થઇ જતા નથી. ૩ જેમ વાણીઓ મુડી ગુમાવીને પાછો ફરે તથા જેમ દૃઢ પ્રતિજ્ઞા લઈ વડવીર કહેવાતો યોદ્ધો રણાંગણ ચઢેલો હારીને પાછો ફરે તેમ સુમંત હાથ ઘસતો માથું ધૂણાવતો તથા પસ્તાવો કરતો પાછો ફર્યો. ૪.

**दोहा०—विप्र विवेकी वेदविद, सम्मत साधु सुजाति ॥**
**जिमिधोखे मदपान करि, सचिव सोच त्यहि भाँति ॥ १५२ ॥**

જેમ વિવેકી, વેદમાં પ્રવીણ, સત્પુરૂષોમાં પ્રતિષ્ઠિત અને ઉત્તમ જાતિનો બ્રાહ્મણ મદ્યપાન કરીને પસ્તાવો કરે તેમ સુમંત શોચના કરતો હતો. ૧૫૨.

**चौ०—जिमि कुलीन तिय साधु सयानी, पतिदेवता कर्म मन बानी ॥**
**रहै कर्मवश परिहरि नाहू, सचिवहृदय तिमि दारुण दाहू ॥**
**लोचन सजल दृष्टि भइ थोरी, सुनै न श्रवणविकलमतिभोरी ॥**
**सूखहिं अधर लागि मुहँ लाटी, जिय न जाइ उर अवधि कपाटी ॥**
**विवरण भयउ न जाय निहारी, मारेसि मनहुँ पिता महतारी ॥**
**हानि गलानि विपुल मन व्यापी, यमपुरपन्थ सोच जिमि पापी ॥**
**वचन न आव हृदय पछिताई, अवध कहा मैं देखव जाई ॥**
**राम रहित रथ देखिहि जोई, सकुचहि मोहिं बिलोकत सोई ॥**

જેમ મન કર્મ વચનથી પોતાના પતિને ઇષ્ટદેવ જાણનારી કોઇ કુલીન શાણી તથા સાધ્વી સ્ત્રી નશીબયોગે પતિનો વિયોગ પામ્યાથી દુઃખી થાય, તેમ સુમંતના હૃદયમાં અસહ્ય દુઃખ થયું. ૧ નેત્રો સજળ થઇ ગયાં, દૃષ્ટિ મંદ પડી ગઇ, કાને સાંભળી શકતો નહતો, વ્યાકુળતાને લીધે બુદ્ધિ બહેર મારી ગઇ હતી, હોઠ સૂકાઇ જતા હતા, મુખે શ્યામતા છાઈ ગઇ હતી, તો

પણ પ્રાણ જતા નહોતા, કેમકે તેના હૃદયને ચોદ વર્ષની અવધિરૂપ કમાડ દીધેલાં હતાં. ૨ જેમ માત પિતાનો ઘાત કરનારો માણસ ફીકો પડી જાય તેમ સુમંત ફીકો પડી ગયો હતો, તે જોયું જાય તેમ નહતું. જેમ પાપી માણસ યમપુરીને રસ્તે શોક કરતો જતો હોય, તેમ સુમંતના મનમાં હાનિ તથા ગ્લાનિ અત્યંત વ્યાપી જવાથી શોક કરતો જતો હતો. ૩ મુખે વચન બોલી શકાતાં નહી, અને હૃદયમાં પસ્તાતો હતો કે હું અયોધ્યામાં જઇને શું દેખીશ. જેઓ રામ વગરનો રથ દેખશે તેઓ મને જોઇને લજવાવશે (કે રામને છોડીને તું જીવતો કેમ આવ્યો.) ૪.

**दोहा०—धाइ पूँछिहहिं मोहिं जब, बिकल नगर नर नारि ॥**
**उतर देब मैं सबहि तब, हृदय बज्र बैठारि ॥ १५३ ॥**

નગરનાં વ્યાકુળ થયેલાં સ્ત્રી પુરૂષો જ્યારે ધાઇ આવીને મને પૂછશે, ત્યારે હું હૃદયને વજ્ર જેવું કરીને તે સર્વને ઉત્તર આપીશ ! ૧૫૩.

**चौ०—पुछिहहिं दीन दुखित सब माता, कहब काह मैं तिनहिं बिधाता ॥**
**पुछहिं जबहिं लषण महतारी, कहिहौं कौन सँदेश सुखारी ॥**
**रामजननि जब आइहि धाई, सुमिरि बत्स जिमि धेनु लवाई ॥**
**पूँछत उत्तर देब मैं तेहि, गे बन राम लषण बैदेही ॥**
**जेइ पूँछिहि तेहि उत्तर देबा, जाइ अवध अब यह सुख लेबा ॥**
**पूँछहिं जबहिं राउ दुख दीना, जीवन जासु राम आधीना ॥**
**देहौं उतर कवन मुँह लाई, आयउँ कुँवर कुशल पहुँचाई ॥**
**सुनत लषण सिय राम सँदेशू, तृण इव तनु परिहरब नरेशू ॥**

હે વિધાતા ! જ્યારે દીન અને દુઃખિત માતાઓ મને પૂછશે ત્યારે હું તેઓને શું કહીશ ! જ્યારે લક્ષ્મણજીનાં માતા પૂછશે ત્યારે તેમને હું કયો સુખદાયી સંદેશો કહીશ ! ૧. જેમ તરતની વીયાએલી ગાય વાછરડાનું સ્મરણ કરી દોડી આવે તેમ રામનાં માતા જ્યારે દોડી આવીને પૂછશે ત્યારે હું તેમને ઉત્તર આપીશ કે રામ, લક્ષ્મણ તથા સીતા વનમાં ગયાં!' ૨. જે કોઇ પૂછશે તેને એજ ઉત્તર આપીને અયોધ્યામાં જઇને હવે એવો (ભલો) યશ લેવાનો છે. જેમનું જીવન રામને જ આધીન છે એવા દુઃખથી દીન થઇ ગયેલા દશરથ રાજા મને જ્યારે પૂછશે, ત્યારે તેમને હું શું મોઢું લઇને ઉત્તર આપીશ ! હું કહીશ કે 'કુંવરોને કુશળતાથી પોહોચાડી આવ્યો.' રામ, લક્ષ્મણ તથા સીતાની ખબર સાંભળતાં જ મહારાજ પોતાનો દેહ તરણાની પેઠે તજી દેશે. ૪.

**दोहा०—हृदय न बिदरत पंकजिमि, बिछुरत प्रीतम नीर ॥**
**जानत हौं मोहिं दीन्हबिधि, यम यातना शरीर ॥ १५४ ॥**

જેમ કાદવ પોતાના પ્રિયતમ પાણીનો વિયોગ થતાં ફાટી જાય છે તેમ રામચંદ્રજીનો વિયોગ થતાં પણ મારૂં હૃદય ફાટી જતું નથી, તેથી હું જાણું છું કે વિધાતાએ આ દુઃખ ભોગવવાને વાસ્તે જ આ શરીર આપ્યું છે. ૧૫૪.

**चौ०—इहिबिधि करत पन्थ पछितावा, तमसा तीर तुरत रथ आवा ॥**
**बिदा किये करि बिनय निषादू, फिरे पाँय परि बिकल बिषादू ॥**
**पैठत नगर सचिव सकुचाई, जनु मारेसि गुरु ब्राह्मण गाई ॥**
**बैठि बिटपतर दिवस गँवावा, साँझ समय तब अवसर पावा ॥**
**अवध प्रवेश कीन्ह अँधियारे, पैठ भवन रथ राखि दुआरे ॥**
**जिन्ह जिन्ह समाचार सुनिपाये, भूपद्वार रथ देखन आये ॥**
**रथपहिंचानि बिकल लखि घोरे, गरहिं गात जिमि आतप ओरे ॥**
**नगर नारि नर व्याकुल कैसे, निघटत नीर मीन गण जैसे ॥**

આ રીતે સુમંત માર્ગમાં પસ્તાવો કરતો હતો એટલામાં રથ તમસા નદીને કિનારે આવી પહોચ્યો. પછી સુમંતે ભીલસેવકોને વિનય કરી ત્યાંથી વિદાય કરતાં તેઓ પગે લાગી ખેદથી વ્યાકુળ થયેલા પાછા ગયા. ૧ જાણે ગુરૂની, બ્રાહ્મણની કે ગાયની હત્યા કરીને આવ્યો હોય તેમ તે અયોધ્યામાં પેસતાં સંકોચાવા લાગ્યો, તેથી વૃક્ષ નીચે બેસી રહી દિવસ ગાળ્યો, જ્યારે સાંજ પડી ત્યારે પેસવાનો વખત મળ્યો. ૨. તેણે અંધારામાં અયોધ્યામાં પ્રવેશ કર્યો અને રથ રાજદ્વારે ઉભો રાખીને અંદર ગયો. જેણે જેણે સમાચાર જાણ્યા તેઓ રાજદ્વારે રથ જોવાને આવ્યા. ૩. રામનો રથ ઓળખીને તથા ઘોડાઓને વ્યાકુળ જોઇને તેઓનાં ગાત્રો જેમ ગરમીથી કરા ગળવા લાગે તેમ ગળવા લાગ્યાં. જેમ પાણી ખુટી જતાં માછલાં વ્યાકુળ થઇ જાય તેમ નગરનાં સ્ત્રી પુરૂષો વ્યાકુળ થઇ ગયાં. ૪.

**दोहा०—सचिव आगमन सुनत सब, बिकलभयो रनिवास ॥**
**भवन भयंकर लाग तेहि, मानहुँ प्रेत निवास ॥ १५५ ॥**

સુમંતનું આગમન સાંભળી સઘળો રાણીવાસ વ્યાકુળ બની ગયો, અને તે ભુવન ભૂતના વાસ (શ્મશાન) જેવું ભયંકર લાગવા માંડયું. ૧૫૫.

चौ०—अति आरत सब पूछहिं रानी, उतर न आव विकल भइ बानी ॥
सुनै न श्रवण नयन नहिं सूझा, कहहु कहाँ नृप जेहि तेहि बूझा ॥
दासिन्ह दीख सचिव विकलाई, कौशल्या गृह गईं लिवाई ॥
जाइ सुमन्त दीख कस राजा, अमिय रहित जनु चन्द्र विराजा ॥
अशन शयन विभूषण हीना, परेउ भूमितल निपट मलीना ॥
लेइ उसास शोच यहि भाँती, सुरपुर तें जनु खस्यो ययाती ॥
लेत शोच भरि क्षण क्षण छाती, जनु जरि पंख परेउ सम्पाती ॥
" को कहि सकै भूप विकलाई, रघुवरविरह अधिक अधिकाई " ॥
राम राम कह राम सनेही, पुनि कह राम लषण वैदेही ॥

સઘળી રાણીઓ અત્યંત આર્ત્તસ્વરે પૂછવા લાગી પણ સુમંતથી કાંઇ ઉત્તર આપી શકાયો નહી, વાણી વિકળ થઇ ગઈ, કાન બેહેર મારી ગયા, નેત્રોએ સૂઝવા ન લાગ્યું અને જેને તેને 'મહારાજ ક્યાં છે,' એમ પૂછવા લાગ્યો. ૧. સુમંતનું વ્યાકુળપણું જોઇ દાસીઓ તેને કૌશલ્યાના મંદિરમાં લઈ ગઇ. ત્યાં જઈ જુએ છે તો જેમ અમૃત રહિત ચંદ્ર હોય તેવા દશરથ રાજા જોવામાં આવ્યા. ૨. ભોજન, શયન તથા ભૂષણો તજીને અત્યંત મલિન થઇ ધરતીપર પડ્યા હતા, ઊંચો ઊંચો શ્વાસ લેતા હતા અને જાણે યયાતિરાજા* સ્વર્ગમાંથી પાછો પડ્યો હોય તેની પેઠે શોક કરતા હતા. ૩ ક્ષણે ક્ષણે શોકથી હૃદય ભરાઇ આવતું હતું, અને જેમ પાંખો બળી જવાથી સંપાતી§ પડ્યો હોય તેમ પડ્યા હતા. હે રામ! હે રામ! હે રામ! હે સ્નેહી! એમ કહેતા હતા, વળી હે રામ! હે લક્ષ્મણ! હે સીતા! એમ બોલતા હતા. એ રીતે રામચંદ્રજીના વિરહથી થયેલી દશરથરાજાની વ્યાકુળતાનું કોણ વર્ણન કરી શકે!

दोहा०—देखि सचिव जय जीव कहि, कीन्हेसिदण्डप्रणाम ॥
सुनत उठे व्याकुल नृपति, कह सुमंत कहँ राम ॥ १५६ ॥

સુમંતે દશરથ રાજાને જોઇ 'જય જીવ' કહી દંડવત્ પ્રણામ કર્યા. એ સાંભળતાં જ વ્યાકુળ થયેલા રાજા ઉઠ્યા અને પૂછવા લાગ્યા કે—'સુમંત! રામ ક્યાં છે?

* યયાતિ રાજા ઘણા યજ્ઞો કરી ઇંદ્રની પદવી પામ્યો હતો, તેથી તે સંદેહ સ્વર્ગમાં જઇ ઇંદ્રાસનપર જઇ બેઠો. ઇંદ્રે તેને પૂછ્યું કે કેવાં પુણ્યો કરવાથી તમને આ પદવી મળી? રાજાએ અહંકાર આણી સઘળાં પુણ્યો વર્ણવી બતાવતાં પુણ્યો ક્ષીણ થઇ ગયાં તેથી તેને સ્વર્ગમાંથી કાઢી મૂક્યો હતો. (મહાભારત.)

§ સંપાતીની કથા કિષ્કિંધાકાંડમાં આવશે.

ચૌ०–भूप सुमन्त्र लीन्ह उरलाई, बूडत कछु अधार जनु पाई ॥
सहित सनेह निकट बैठारी, पूँछत राउ नयन भरि बारी ॥
राम कुशल कह सखा सनेही, कहँ रघुनाथ लषण वैदेही ॥
आनेहु फेरि कि वनहिं सिधाये, सुनत सचिव लोचन जलछाये ॥
शोक विकल पुनि पूँछ नरेशू, कहु सिय राम लषण संदेशू ॥
राम रूप गुण शील स्वभाऊ, सुमिरि सुमिरि उर शोचत राऊ ॥
राज सुनाय दीन्ह वनवासू, सुनि मन भयउ न हर्ष हरासू ॥
सो सुत बिछुरत गये न प्राना, को पापी जग मोहिं समाना ॥

જેમ બૂડતા માણુસને કાંઇક આધાર મળે તેમ રાજાને સુમંત મળતાં તેને છાતીએ લગાડ્યો, અને પ્રીતિપૂર્વક પાસે બેસાડીને નેત્રોમાં આંસુ આણીને પૂછવા લાગ્યા કે–૧. "હે સ્નેહી ! હે સખા ! કહે કે–રામ કુશળ છે? રામ, લક્ષ્મણ અને સીતા ક્યાં છે? એમને વનમાં ફેરવીને પાછાં લાવ્યો છે કે તેઓ વનમાં ચાલ્યાં ગયાં છે?" એ સાંભળી સુમંતનાં નેત્રો આંસુથી છાઇ ગયાં. ૨. શોકથી વ્યાકુળ થયેલા રાજાએ ફરીથી પૂછ્યું કે– "રામ, લક્ષ્મણ તથા સીતાના સંદેશા કહે." દશરથ રાજા રામનાં રૂપ, ગુણ તથા શીળ સ્વભાવ સંભારી સંભારીને મનમાં શોક કરતા હતા. ૩ રામને રાજ્ય આપવાનું સંભળાવી વનવાસ આપ્યો, તો પણ તેથી તેના મનમાં હર્ષ કે શોક થયો નહી, એવા પુત્રનો વિયોગ થયા છતાં પણ મારા પ્રાણ ગયા નહી, ત્યારે જગતમાં મારા જેવો પાપી કોણ? ૪.

દોહા०–सखाराम सिय लषण जहँ, तहाँ मोहिं पहुँचाउ ॥
नाहिंत चाहत चलन अब, प्राण कहौंसतभाऊ ॥ १५७ ॥

"હે સખા ! રામ, સીતા અને લક્ષ્મણ જ્યાં હોય ત્યાં મને પોહોચાડ, નહી તો હું સત્યભાવથી કહું છું કે–મારા પ્રાણ દેહ છોડી ચાલ્યા જવાને ઇચ્છે છે. ૧૫૭

ચૌ०–पुनि पुनि पूँछत मंत्रिहि राऊ, प्रीतम सुवन सँदेश सुनाऊ ॥
सुनहु सखा सोइ करिय उपाऊ, राम लषण सिय वेगि दिखाऊ ॥
सचिव धीर धरि कहि मृदुबानी, महाराज तुम पण्डित ज्ञानी ॥
वीर सुधीर धुरन्धर देवा, साधु समाज सदा तुम सेवा ॥
जन्म मरण दुख सुख भोगा, हानि लाभ प्रिय मिलन वियोगा ॥
काल कर्म वश होहिं गुसाईं, बरबस राति दिवस की नाईं ॥

**सुख हर्षहिं जड दुख बिलखाहीं, दोउ सम धीर धरहिं मनमाहीं ॥**
**धीरज धरहु विवेक विचारी, छाँडिय शोच सकल हितकारी ॥**

રાજા ફરી ફરીને સુમંતને પૂછવા લાગ્યા કે–"મારા પ્રિય પુત્રોના સંદેશા કહી સંભળાવ, હે મિત્ર! મને રામ, લક્ષ્મણ તથા સીતા નજરે દેખાડવાનો ઉપાય જલદી કર." ૧ સુમંત ધીરજ ધરી કોમળ વાણીથી બોલ્યો કે–"મહારાજ! તમે પંડિતછો, જ્ઞાનીછો, વીરછો, ધીર પુરૂષોમાં શ્રેષ્ઠછો, દેવરૂપ છો અને તમે સંત સમાજની સર્વદા સેવા કરનારા છો. ૨ હે સ્વામી! જન્મ મરણ, સુખ દુઃખ, ભોગ વિલાસ, નફો નુકશાન અને વહાલાંનો યોગ વિયોગ એ સર્વ રાત્રિ અને દિવસની પેઠે બળાત્કારે કાળને અને કર્મને આધીન રહે છે. ૩ જે મૂર્ખજનો છે તે સુખથી રાજી થાય છે અને દુઃખથી ખેદ પામે છે પણ જે ધીરજવાન (બુદ્ધિમાન) છે તે મનમાં સુખ દુઃખ બન્નેને સરખાં ગણેછે, હે માટે સર્વના હિતકારી મહારાજ! વિવેકથી વિચાર કરીને ધીરજ ધરો અને શોક કરવો છોડી દો. ૪

**दोहा०–प्रथम वास तमसा भयउ, दूसर सुरसरि तीर ॥**
**न्हाय रहे जलपान करि, सिय समेत दोउ बीर ॥ १५८ ॥**

અમે પેહેલે દિવસે તમસા નદીને કિનારે અને બીજે દિવસે ગંગાજીને કિનારે મુકામ કર્યો હતો. સીતા સહિત બન્ને ભાઇઓ પ્રથમ દિવસે તો તમસામાં સ્નાન કરી કેવળ જળપાન કરીનેજ રહ્યા હતા. ૧૫૮

**चौ०–केवट कीन्ह बहुत सेवकाई, सो यामिनि शृंगवेर गँवाई ॥**
**होत प्रात वटक्षीर मँगावा, जटामुकुट निज शीश बनावा ॥**
**रामसखा तब नाव मँगाई, प्रिया चढाय चढे रघुराई ॥**
**लषण बाण धनु धरे बनाई, आपु चढे प्रभु आयसु पाई ॥**
**बिकल बिलोकि मोहिं रघुबीरा, बोले मधुर वचन धरि धीरा ॥**
**तात प्रणाम तात सन कहेऊ, बाँर बार पदपंकज गहेऊ ॥**
**करब पाँयपरि विनय बहोरी, तात करिय जनि चिंता मोरी ॥**
**बन मग मंगल कुशल हमारे, कृपा अनुग्रह पुण्य तुम्हारे ॥**

બીજી રાત્રિએ ગુહરાજાએ તેમની ઘણી સેવા કરી અને તે રાત્રિ શૃંગવેરમાં જ ગાળી. ત્યાં પ્રાતઃકાળ થતાં રામ લક્ષ્મણે વડનું દૂધ મંગાવી માથાપર જટાના મુગટ બનાવ્યા. ૧ પછી ગુહરાજાએ નાવ મંગાવ્યું તેમાં સીતાને ચઢાવીને પછી રામચંદ્રજી ચઢયા. લક્ષ્મણજીએ સંભાળથી ધનુષબાણ ધારણ કર્યાં અને રામની આજ્ઞા થતાં પોતે નાવપર ચઢયા. ૨ રામચંદ્રજી

મને વ્યાકુળ થયેલો દેખી ધીરજ ધરી મધુર વચનોથી બોલ્યા કે "હે પ્યારા! પિતાજીના વારંવાર ચરણ પકડીને તેમને અમારા પ્રણામ કહેજો. ૩ અને પગે લાગીને પછી વિનંતિ કરજો તે-પિતાજી! અમારી ચિંતા કરશો નહી, તમારી કૃપાથી, અનુગ્રહથી અને પુણ્યોથી વનના માર્ગોમાં અમારે આનંદ મંગળ અને કુશળતા છે. ૪

छंद–हरिगीतिका ।

छंद०–तुम्हरे अनुग्रह तात कानन जात सब सुख पाइहौं ॥
प्रतिपालि आयसु कुशल देखन पायपुनिफिरि आइहौं ॥
जननीसकल परितोष परिपरि पाय लागि विनती घनी ॥
तुलसी करेहु सोइयत्न जेहिविधि कुशल रहकौशलधनी ॥ ११ ॥

હે તાત! તમારી કૃપાથી વનમા જતાં સર્વ પ્રકારે સુખ પામીશ અને આજ્ઞા પાળી તમારાં ચરણો કુશળ જોવાને વાસ્તે પાછો આવીશ. હે સુમંત! મારી સઘળી માતાઓને પગે પડી પડીને વિનતી કરી સંતુષ્ટ કરજો, અને જે રીતે કોશલાધિપતિ મહારાજ કુશળ રહે તેવો યત્ન કરજો.૧૧

सोरठा–गुरुसन कहब सँदेश, बार बार पदपद्म गहि ॥
करब सोइ उपदेश, जेहि न शोच मोहिं अवधपति ॥ ६ ॥

વસિષ્ઠ ગુરૂનાં ચરણ કમળો વારંવાર પકડીને સંદેશો કહેજો કે ' જેથી મહારાજ મારે વાસ્તે શોક ન કરે એવો ઉપદેશ કરજો. ૬

चौ०–पुरजन परिजन सकल निहोरी, तात सुनायहु विनती मोरी ॥
सोइ सब भाँति मोर हितकारी, जासे रहै नरनाह सुखारी ॥
कहब सँदेश भरतके आये, नीति न तजब राज्यपद पाये ॥
पालहु प्रजहिं कर्म मन बानी, सेयहु मातु सकल समजानी ॥
और निवाहब भायप भाई, करि पितु मातु सुजन सेवकाई ॥
तात भाँति तेहि राखब राऊ, शोच मोर जेहि करहिं न काऊ ॥
लषण कहेउ कछु वचन कठोरा, बरजि राम पुनि मोहिं निहोरा ॥
बार बार निज शपथ दिवाई, कहब न तात लषण लरिकाई ॥

હે તાત સુમંત! નગરજનો તથા કુટુમ્બીઓને વિનતી કરી મારી અરજ કહી સંભળાવજો કે–'જેથી રાજા સુખી રહે તેમ જે કરશે તેજ સર્વ પ્રકારે મારા હિતકારી છે.' ૧ જ્યારે ભરત આવે ત્યારે મારો સંદેશો કહેજો કે–'રાજપદ પામીને નીતિ તજશો નહિ, મન કર્મ વચનથી પ્રજાનું પ્રતિ-

પાલન કરજો અને સર્વે માતાઓને સમાન ગણી તેમની સેવા કરજો. ૨ હે ભાઇ ! માતા પિતાનાં ચરણોની સેવા કરીને ભાઈપણું નિભાવજો અને પિતાજી જે રીતે મારો કાંઈ પણ શોક ન કરે તેવી રીતે તેમને રાખજો.' ૩ લક્ષ્મણજી (કૈકેયીના સંબંધમાં) કાંઇક કઠોર વચન બોલતા હતા પણ તે રામચંદ્રજીએ વારીને મને વિનતિ કરીને તથા વારંવાર પોતાના સોગંદ દઇને કહ્યું કે–'લક્ષ્મણજીની છોકરવાદી પિતાજી આગળ કહેશો નહી.' ૪

**दोहा०—कहि प्रणाम कछु कहन लिय, सिय भइ शिथिल सनेह ॥**
**थकितवचन लोचन सजल, पुलकपल्लवितदेह ॥ १९९ ॥**

પછી સીતાજી પ્રણામ કરીને કાંઈ કહેવા જતાં હતાં પણ પ્રેમથી શિથિલ થઇ જવાથી વાણી બંધ થઇ ગઇ, નેત્રો સજળ થઇ ગયાં અને શરીર રોમાંચિત થઇ ગયું. ૧૫૯

**चौ०—तेहि अवसर रघुवर रुख पाई, केवट पारहि नाव चलाई ॥**
**रघुकुल तिलक चले इहि भाँती, देखेउँ ठाढ़ कुलिश धरि छाती ॥**
**मैं आपन किमि कहब कलेशू, जियत फिरउँ लै राम सँदेशू ॥**
**असकहिसचिववचन रहिगयऊ, हानिगलानि शोचवश भयऊ ॥**
**सुनत सुमंत्र वचन नरनाहू, परेउ धरणि उर दारुण दाहू ॥**
**तलफत विकल मोह मन मापा, माजा मनहुँ मीन कहँ व्यापा ॥**
**करि विलाप सब रोवहिं रानी, महाविपति किमि जाइ बखानी ॥**
**सुनि विलाप दुखहू दुखलागा, धीरज हू कर धीरज भागा ॥**

તે સમયે રામચંદ્રજીની મરજી દેખી નાવ વાળાએ સામે તીરે નાવ ચલાવ્યું. એ રીતે રામચંદ્રજી ત્યાંથી ચાલતા થયાં તે મેં વજ્ર જેવી કઠણ છાતી કરીને ઉભા ઉભા જોયાં કર્યું. ૧ હું મારા મનમાંનો કલેશ કેમ કરીને કહી શકું કે રામનો સંદેશો લઇ જીવતો પાછો ફર્યો"! સુમંત એટલું બોલીને ચૂપ રહી ગયો અને હાનિ, ગ્લાનિ તથા શોકને વશ્ય થઈ ગયો. ૨ સુમંતનાં વચનો સાંભળતાંજ હૃદયમાં દારૂણ દુઃખ થવાથી રાજા ધરતીપર ઢળી પડયા અને મનમાં અત્યંત મોહ વ્યાપવાથી જેમ વર્ષાઋતુનું પ્રથમ જળ લાગવાથી માછલું તરફડે તેમ તરફડવા લાગ્યા. ૩ સઘળી રાણીઓ વિલાપ કરી કરીને રોવા લાગી, તે સમયનું ભારે દુઃખ શી રીતે વર્ણવી શકાય! તેઓના વિલાપ સાંભળી દુઃખને પણ દુઃખ ઉપજ્યું અને ધીરજની પણ ધીરજ જતી રહી. ૪

दोहा०—भयउकुलाहल अवध अति, सुनिनृपराउर शोर ॥
विपुलविहँग बन परेउ निशि, मानहुँ कुलिशकठोर ॥ १६० ॥

રાજમેહેલમાં રાણીઓના વિલાપથી અયોધ્યામાં એવો કોલાહલ થઇ રહ્યો કે જાણે ઘણાંજ પક્ષીઓનાં વનમાં રાત્રિ સમયે કઠોર વજ્ર પડ્યું હોય. ૧૬૦.

चौ०—प्राण कण्ठगत भयउ भुआलू, मणिविहीनजिमिव्याकुलव्यालू ॥
इन्द्रिय सकल बिकल भइँभारी, जनु सरसरसिजवन बिनुबारी ॥
कौशल्या नृप दीख मलाना, रविकूल रविअथयेजिय जाना ॥
उर धरि धीर राम महतारी, बोली वचन समय अनुहारी ॥
नाथ समुझि मन करियविचारू, राम वियोग पयोधि अपारू ॥
कर्णधार तुम अवधि जहाजू, चढेउ सकल प्रियवनिकसमाजू ॥
धीरज धरिय तो पाइय पारू, नाहित बूडहि सब परिवारू ॥
जो जिय धरिय बिनयपियमोरी, राम लषण सिय मिलब बहोरी ॥

જેમ મણિથી રહિત થયેલો સર્પ વ્યાકુળ થઇ જાય તેમ રામ વિના રાજાના પ્રાણ કંઠે આવી ગયા જેમ સરોવરમાં પાણી વિના કમળવન કરમાઇ જાય તેમ રાજાની સઘળી ઇંદ્રિયો અત્યંત વ્યાકુળ થઈ ગઈ. ૧ કૌશલ્યાએ આવી રીતે રાજાને મલિન થઇ ગયેલા જોઈ મનમાં જાણ્યું કે સૂર્યવંશનો સૂર્ય આથમ્યો. જ કૌશલ્યા મનમાં ધીરજ ધરી સમયાનુસાર વચનો બોલ્યાં કે—૨. હે નાથ ! મનમાં સમજી વિચાર કરી જુઓ કે—રામના વિયોગરૂપી સમુદ્ર અપાર છે તેમાં ચૌદ વર્ષની અવધિરૂપ વહાણુ છે તેમાં સઘળા કુટુમ્બરૂપી વાણીઆઓનો સમાજ ચઢ્યો છે અને તમે તે વહાણના હંકારનારા છો. ૩ હવે જો ધીરજ ધરશો તો પાર પામીશું, નહી તો સર્વ પરિવાર સહિત બૂડી મરશું. હે સ્વામી ! જો મનમાં મારી વિનતિ ધરશો તો રામ લક્ષ્મણ તથા સીતા પાછાં આવી મળશે. ” ૪.

दोहा०—प्रियावचनमृदुसुनतनृप, चितयउ आँखिउघारि ॥
तलफत मीन मलीन जनु, सींचत शीतल बारि ॥ १६१ ॥

કૌશલ્યાનાં પ્યારાં તથા ગૂઢ વચનો સાંભળી રાજા આંખો ઉઘાડીને જોવા લાગ્યા અને તરફડતા દીન માછલાપર શીતળ પાણી છાંટતાં તે જેમ સુખ પામે તેમ સુખ પામ્યા. ૧૬૧.

चौ०-धरि धिरज उठि बैठ भुआलू, कहु सुमंत्र कहँ राम कृपालू ॥
कहाँ लषण कहँ राम सनेही, कहँ प्रिय पुत्र वधु वैदेही ॥
बिलपत राउ विकल बहु भाँती, भइ युगसरिस सिराति न राती ॥
तापस अन्ध शाप सुधि आई, कौशल्यहि सब कथा सुनाई ॥

રાજા ધીરજ ધરી ઉઠીને બેઠા થયા અને વળી સુમંતને પૂછયું કે– "સુમંત ! કૃપાળુ રામ કયાં છે ? લક્ષ્મણ કયાં છે ? સ્નેહી રામ કયાં છે ? પ્યારી પુત્રવધૂ સીતા કયાં છે ?" ૧. આ પ્રમાણે વ્યાકુળ થયેલા રાજા ઘણા પ્રકારના વિલાપ કરવા લાગ્યા, રાત્રિ યુગ જેવડી થઇ પડી તે કેમે કરી જતી નહી. તે સમયે આંધળા તપસ્વીનો શાપ યાદ આવતાં તેની સઘળી કથા કૌશલ્યાને કહી સંભળાવી. ૨.

अथ क्षेपक ।

चौ०-एक समय सुन प्रिये सयानी, मृगया की मेरे मन आनी ॥
सब मृगया कर साज सजाई, गयउँ वनहि सँग सेन सुहाई ॥
रैनि समय बेतस बन तीरा, बैठे सरबर तट मतिधीरा ॥
ताही समय लिये घट करमें, सरवन आयो जल हित सरमें ॥
तूंबा जल में जबहि डुबायो, भयो शब्द मेरे मन आयो ॥
जान्यो मृग तब धनुष सभारा, लक्ष्य वेध कर तेहि उर मारा ॥
लागेउ हिये शब्द हा कीन्हो, यह मानुष मैंने तब चीन्हो ॥
गयउ निकट तब लख दुख पायो, सरवन मोसे वचन सुनायो ॥
शोच करहु मति नृपति हमारी, जो मैं कहहुँ करहु यहि वारी ॥
मैं सरवन सेवहुँ पितु माता, नयन विहीन दोउ सुखदाता ॥
तिन्है तृषाने आन सतायो, लेन हेत जल को हौं आयो ॥

શ્રવણની કથા (ક્ષેપક.)

"હે શાણી પ્રિયા ! સાંભળ. એક સમયે મને મૃગયા રમવાનું મન થતાં મૃગયાનો સર્વ સાજ સજાવી સેનાને સાથે લઇને હું વનમાં ગયો હતો. ૩. ત્યાં રાત્રિ સમયે નેતરના વનમાં આવેલા સરોવરની પાળપર ધીર બુદ્ધિથી બેઠો હતો. તે વખતે હાથમાં એક તુમડું લઈ પાણી ભરવાને વાસ્તે ત્યાં શ્રવણ આવ્યો. ૪. તેણે તુમડું ડુબાવતાં તેનો શબ્દ થયો, તે મારા સાંભળવામાં આવતાં મેં તેને મૃગ આવેલો જાણી ધનુષ તૈયાર કરી નિશાન તાકીને તેની છાતીમાં બાણ માર્યું. ૫. તે બાણ તેના હૃદયમાં વાગતાં તેણે

'હાય ! હાય ! એવો શબ્દ કર્યો, તે પરથી એ મૃગ નહિ પણ માણસ છે એમ મારા જાણવામાં આવતાં હું તેની પાસે ગયો અને તેને જોઈ દુઃખ પામ્યો. શ્રવણે મને કહ્યું કે–૬. " હે રાજા ! મારો શોક કરશો નહી, પણ હું કહું તેમ કરો; હું શ્રવણ છું અને મારાં સુખદાતા આંધળાં માતાપિતાની હું સેવા કરૂં છું, તેમને તરશ લાગવાથી હું પાણી લેવાને વાસ્તે અહીં આવ્યો હતો.

दोहा०–सो तुम से अज्ञान से, नृप मोहिं मारेहु बान ॥
सो खैंचहु अब देह से, निकसन चाहत प्रान ॥ ॥ १६२ ॥

હે રાજા ! તમે અજાણપણાથી મને બાણ માર્યું છે, હવે આ બાણ મારા શરીરમાંથી ખેંચી લ્યો, મારા પ્રાણ નીકળી જવાની તૈયારીમાં છે. ૧૬૨.

चौ०–अरु तुम मन शंका मत मानो, ब्राह्मण वंश नहीं मैं जानो ॥
पर यक बात हिये तुम लावहु, माता पिता निकट चलिजावहु ॥
तिनको हित सों नीर पियाई, पाछे कहियो सब समझाई ॥
करहिं न सोच करेहु उपदेशा, सत्य संन्ध रघुवंश नरेशा ॥
अब तुम दीजे बाण निकारी, सुन दशरथ दुःखित भये भारी ॥
हिय से जबहि निकारो बाना, ॐ ॐ कह तब छाँडेहु प्राना ॥
नृप दशरथ घट लियो उठाई, तिनके मात पिता ढिग जाई ॥
प्यावन लगे नीर बिनु बानी, तब बोले दम्पति दुख मानी ॥

તમે મનમાં કાંઇ શંકા આણશો નહી ( હું બ્રાહ્મણ નથી માટે બ્રહ્મહત્યાની શંકા લાવશો નહી. ) મારૂં કહેવું સાચું માનજો. પણ મારી એક વાત હૃદયમાં ધરીને તમે મારાં માતપિતા પાસે જાઓ. ૧. તમને પ્રેમથી જળ પાઇને પછી મારી હકીકત કહીને સમજાવજો અને તેઓ મારો શોક ન કરે તેવો ઉપદેશ કરજો. હે રઘુવંશના નરેશ ! તમે સત્યશીળ છો. ૨. હવે તમે બાણ ખેંચી કાઢો. " શ્રવણનાં આવાં વચનો સાંભળી હું ઘણો દુઃખી થયો. મેં તેની છાતીમાંથી બાણ ખેંચી કાઢયું કે તુરત તેણે ૐકારનો ઉચ્ચાર કરી પ્રાણ છોડયા. ૩. પછી હું જળ ભરેલું તુમડું લઇ શ્રવણનાં માબાપની પાસે ગયો અને કાંઈ પણ બોલ્યા વિના પાણી પાવા લાગ્યો, ત્યારે તે દંપતિ દુઃખ પામીને બોલ્યાં કે–૪.

दोहा०–पुत्र न बोलत आज तुम, हमसे सुन्दर बैन ॥
कारण कौन सो कहहु तुम, जासोंहोजियचैन ॥ १६३ ॥

"હે પુત્ર ! આજ તમે અમારી સાથે સુંદર વચનો બોલતા નથી તેનું કારણ શું છે તે કહો, કે જેથી અમારા જીવને ચેન પડે. ૧૬૩.

चौ०–बिन बोले हम पियहिं न नीरा, सुनभयेदशरथअधिकअधीरा ॥
सब वृत्तान्त पुनि दियो सुनाई, परे धरणि दोऊ अकुलाई ॥
पुत्र पुत्र कहि रोवन लागे, मोंसे कहने लगे अभागे ॥
जहाँ पुत्र तहँ देउ दिखाई, तब मैं तिनको गयउँ लिवाई ॥
पुत्र उठाय गोद महतारी, रोवन लगी शब्द कर भारी ॥
पुनि दोउन यह बात सुनाई, दीजे नृपति चिता बनवाई ॥
सुन मैंने रच दीन्ह बनाई, बैठे पुत्र सहित दोउ जाई ॥
योग अग्निमें निज तनुजारा, मरण समय असवचनउचारा ॥

તમો બોલ્યા વિના અમે પાણી નહી પીઇએ." એ સાંભળીને હું બહુ જ અધીરો થઇ ગયો અને સર્વ હકીકત મેં તેમને કહી સંભળાવી. તે સાંભળતાં જ બન્ને જણ વ્યાકુળ થઇ ધરતીપર પડ્યાં. ૧. તેઓ પુત્ર ! પુત્ર ! કહીને રોવા લાગ્યાં અને મને કહેવા લાગ્યાં કે 'અભાગીયા! જ્યાં અમારો પુત્ર છે ત્યાં અમને લઈ જઇને બતાવ.' પછી હું તેઓને શ્રવણ પાસે લઇ ગયો. ૨. શ્રવણની મા પોતાના પુત્રને ખોળામાં લઇ ભારે શબ્દ કરતી રોવા લાગી. પછી તે દંપતિએ મને કહ્યું કે 'રાજા ! ચિતા બનાવી આપ.' ૩. એ સાંભળી મેં ચિતા બનાવી આપી. પછી પુત્રને લઇને બન્ને જણ જઇને તેમાં બેઠાં, અને યોગાગ્નિથી પોતાનાં શરીરો બાળી નાંખ્યાં. મરતી વખતે તેઓએ શાપ દીધો કે–૪.

दोहा०–जिमि हम पुत्र वियोग में, दशरथ त्यागैं प्रान ॥
तैसेही तनु तजहु तुम, मानहु वचन प्रमान ॥ १६४ ॥

"હે દશરથ ! જેવી રીતે અમે અમારા પુત્રના વિયોગમાં પ્રાણ ત્યાગ કરીએ છીએ, તેવીજ રીતે તમે પણ (પુત્ર વિયોગે) દેહ તજશો. આ અમારાં વચન સત્ય માનજો." ૧૬૪.

चौ०–अस कह तापस गये सुरलोका, मेरे मन छायो अति शोका ॥
पुनि मैं निज मन कीन्ह विचारा, बिनु समझे ऋषि बचन उचारा ॥
पुत्र नहीं कोउ गेह हमारे, किमि त्यागहिं तनु वचन तुम्हारे ॥
शोच विहाय गेह में आयो, अब तक तुम को नहीं सुनायो ॥
साँच भई वह अब सब बाता, गये बन सीय राम सँग भ्राता ॥

प्राणपियारे वनहिं सिधारे, अब तक प्राण न गये हमारे ॥
अब सुख कौन मिलै जग माहीं, जेहि ते प्राण न तनुते जाहीं ॥
राम लषण सिय कानन जाहीं, अब तक प्राण रहे तनु माहीं ॥

એમ કહીને એ તપસ્વી સ્વર્ગમાં ગયાં અને મારા મનમાં ઘણો જ શોક થયો. પછી મેં મારા મનમાં વિચાર્યું કે–" આ ઋષિએ (તપસ્વીએ) સમજ્યા વગર જ વચન કહ્યાં છે. ૧. મારે ઘેર એકે પુત્ર જ નથી તો પછી તેઓનાં વચનથી મારૂં શરીર કેમ કરીને છુટી જવાનું છે?" એમ વિચારી શોક તજીને હું ઘેર આવ્યો. આ વાત આજ સુધી મેં તમને કહી સંભળાવી નહોતી. ૨. તે સઘળી વાત હવે સાચી પડી અને રામ લક્ષ્મણ તથા સીતા વનમાં ગયાં. મારાં એ પ્રાણ પ્યારાં વનમાં ગયાં તો પણ હજી લગી મારા પ્રાણ જતા નથી. ૩. હવે આ જગતમાં બીજું એવું શું સુખ મળવાનું હશે કે જેથી શરીરમાંથી પ્રાણ નીકળતા નથી અને રામ, લક્ષ્મણ તથા સીતા વનમાં ગયાં તો પણ હજુ સુધી શરીરમાં પ્રાણ રહ્યા છે! ૪.

दोहा०–प्रिय सरवनकी कथासे, अब मोहिं रह्यो न धीर ॥
पुत्र विना जे नहिं जिये, धन धन ते नर वीर ॥ १६५ ॥

હે પ્યારી! શ્રવણની વાત સાંભળી આવવાથી હવે મારી ધીરજ રહેતી નથી. જે પુરૂષો પુત્ર વિના જીવે નહી તે વીરપુરૂષોને ધન્ય છે, ધન્ય છે. ૧૬૫.

इति क्षेपक ।

चौ०–भयउ विकल वर्णत इतिहासा, राम रहित धिक जीवन आसा ॥
सो तनु राखि करब मै काहा, जेइ न प्रेम पण मोर निबाहा ॥
हा रघुनन्दन प्राण पिरीते, तुम बिनु जियत बहुत दिन बीते ॥
हा जानकी लषण हा रघुबर, हा पितु हित चितचातक जलधर ॥

શ્રવણની કથા કહેતાં કહેતાં રાજા વ્યાકુળ થઇ ગયા અને બોલ્યા કે– ' રામ વિના જીવનની આશાને ધિક્કાર છે. જે શરીરે મારા પ્રેમનું 'પણ' રાખ્યું નહી તે શરીરને રાખીને હું શું કરૂં? ૧. હે રઘુનાથ! હે પ્રાણ પ્યારા! તમારા વિના મને જીવતાં ઘણા દિવસ વીતી ગયા! હે સીતા! હે લક્ષ્મણ! હે રઘુવીર! હે પિતાનું હિત ચ્હાનાર! હે મારા ચિત્તરૂપી ચાતકના મેઘ!

दोहा०—राम राम कहि राम कहि, राम राम कहि राम ॥
तनु परिहरि रघुवर विरह, राउ गये सुरधाम ॥ १६६ ॥

રામ રામ ! રામ ! રામ રામ ! રામ ! એ પ્રમાણે બોલતાં બોલતાં દશરથ રાજાએ રામચંદ્રજીના વિરહથી દેહ ત્યાગ કર્યો અને સ્વર્ગ લોકમાં ગયા.* ૧૬૬.

चौ०—जियन मरण फल दशरथ पावा, अण्ड अनेक अमल यश छावा ॥
जियत राम विधुवदन निहारी, राम विरह करि मरण सँवारी ॥
शोक विकल सब रोवहिं रानी, रूप शील बल तेज बखानी ॥
करहिं विलाप अनेक प्रकारा, परहिं भूमितल बारहिं बारा ॥
विलपहिं विकल दास अरु दासी, घर घर रुदन करहिं पुरवासी ॥
अथयो आजु भानुकुल भानू, धर्म अवधि गुण रूप निधानू ॥
गारी सकल कैकयी हिदेहीं, नयन विहीन कीन्ह जग जेहीं ॥
इहि विधि विलपत रैनि विहानी, आये सकल महमुनि ज्ञानी ॥

દશરથ રાજા જન્મ મરણનું ફળ પામ્યા અને નેત્રનો નિર્મળ યશ અનેક બ્રહ્માંડમાં છાઇ રહ્યો. જીવતાં રામનું ચંદ્ર સરખું મુખ જોયું અને રામના વિયોગે મરણ સુધાર્યું. ૧. શોકથી વ્યાકુળ થયેલી સઘળી રાણીઓ રાજાનું રૂપ, શીળ, બળ, તથા તેજ વખાણી વખાણીને રોવા લાગી. અનેક પ્રકારના વિલાપ કરતી કરતી વારંવાર ધરતીપર પડી જતી હતી. ૨. વ્યાકુળ બનેલાં દાસ દાસીઓ વિલાપ કરવા લાગ્યાં અને પુરવાસીજનો પણ ઘેર ઘેર રૂદન કરી કહેવા લાગ્યાં કે–'આજ ધર્મની સીમારૂપ તથા રૂપ અને ગુણોના ભંડારરૂપ સૂર્યવંશનો સૂર્ય આથમી ગયો. ૩. કૈકેયી કે જેણે જગતને આંધળું બનાવી દીધું તેને સઘળા લોક ગાળો દેવા લાગ્યા. એ રીતે વિલાપ કરતાં રાત્રિ વીતી ગઇ. પ્રભાત થતાં મોટા જ્ઞાની મુનિઓ ત્યાં આવ્યા. ૪.

दोहा०—तब वशिष्ठ मुनि समयसम, कहि अनेकइतिहास ॥
शोक निवारेउ सबहि कर, निजविज्ञानप्रकाश ॥ १६७ ॥

* મોક્ષ નહી મળતાં સ્વર્ગમાં જવાનું કારણ એ કે–તેમણે ભેદ બુદ્ધિ રાખી હતી. અથવા તેમના મનમાં રામનો રાજ્યાભિષેક જોવાની આકાંક્ષા રહી ગઇ હતી, તેથી સ્વર્ગમાં ગયા. રામને રાજ્યાભિષેક થયા પછી મુક્તિ પામશે.

તે સમયે વસિષ્ઠ મુનિએ અનેક ઐતિહાસિક કથાઓઈ કહી કહીને પોતાના જ્ઞાનના પ્રકાશથી સર્વના શોકનું નિવારણ કર્યું. ૧૯૭.

§ વસિષ્ઠે મરૂત્ત, સુહોત્ર, અંગ, શિબિ, ભરત, ભગીરથ, દિલીપ, માંધાતા, યયાતિ, અંબરીષ. શશબિંદુ. ગય, સગર, તથા પૃથુની કથા કહી સંભળાવી જણાય છે. આ ઇતિહાસ મહાભારતના દ્રોણ પર્વમાં છે.

વસિષ્ઠ મુનિએ આ પ્રમાણે ઉપદેશ કર્યો:–તમારે શોક કરવો નહી જોઇએ, કેમકે પ્રારબ્ધ અનુસાર સર્વને સુખ દુઃખ ભોગવવું પડે છે. બીજાઓનાં દુઃખની વાતો સાંભળવાથી અથવા દેખવાથી આપણું દુઃખ કેટલુંક દૂર થાય છે માટે તમને રાજાઓની કથા તથા કાંઇક જ્ઞાનની કથા કહું છું. સાંભળો:–જુઓ, રાજા સુહોત્ર એવો હતો કે જેના રાજ્યમાં ઇંદ્રે સુવર્ણનો વરસાદ વરસાવ્યો હતો, બધી નદીઓ વિગેરેમાં જીવજંતુ સર્વ સુવર્ણનાં હતાં. એ રાજાએ યજ્ઞ કરી બ્રાહ્મણોને દાનમાં અપાર સુવર્ણ આપ્યું હતું. એ રાજા દશરથ કરતાં પણ ઘણો યશસ્વી હતો. તેને પણ મૃત્યુએ છાડયો નહી. વળી રાજા મરૂત એવો ધર્માત્મા હતો કે જેની કીર્તિ ઇંદ્રથી પણ અધિક હતી અને એના રાજ્યમાં વગર વાવ્યે ધરતી ધાન્યથી પરિપૂર્ણ રહેતી હતી. એને પણ કરાળ કાળે ન છોડયો. વળી અંગ દેશનો રાજા બૃહદ્રથ કેવો પુણ્યશાળી અને ઉદાર હતો. એકવાર તેણે મોટી ધામધૂમથી યજ્ઞ કર્યો હતો અને દક્ષિણામાં ૧૦ લાખ શ્વેત ઘોડા, ૧૦ કન્યાઓનાં સંપૂર્ણ આભૂષણ, ૧૦ લાખ હાથી. સુવર્ણની સાંકળોથી શોભતા એક કરોડ બળદ અને એક હજાર ગાયો ઈત્યાદિ આપ્યું હતું તે પણ કાળના ઝપાટામાં આવી ગયો. વળી રાજા શિબિ આખી પૃથ્વીનો રાજા હતો. તેણે યજ્ઞમાં પોતાનું સર્વસ્વ દાન કરી દીધું હતું. અને રાજા ભરત કે જેણે એક હજાર અશ્વમેધ તથા એક સો રાજસૂય યજ્ઞ કર્યા હતા અને દક્ષિણામાં અસંખ્ય ધન કણ્વ ઋષિને આપ્યું હતું અને રાજા ભગીરથ કે જે ગંગાજીને લાવ્યા હતા અને જેણે દશલાખ કન્યાદાન અતુલ ધન તથા સુવર્ણ સહિત કર્યાં હતાં. વળી રાજા દિલીપ કે જેણે સરત્ન પૃથ્વી દાન કરી દીધી હતી. પુરોહિતને દક્ષિણામાં એક હજાર હાથી આપ્યા હતા, જેના યજ્ઞમાં ગંધર્વ ગાન કરતા હતા. વળી રાજા માંધાતા જેણે એક દિવસમાં પૃથ્વી જીતી હતી અને સો અશ્વમેધ તથા સો રાજસૂય યજ્ઞ કર્યા હતા અને બ્રાહ્મણોને દશ યોજન લાંબી તથા એક યોજન પહોળી સુવર્ણની માછલી દાન કરી હતી. વળી રાજા યયાતિ કે જેણે સો પ્રધાન યજ્ઞ તથા સો વાજપેય યજ્ઞ કરીને દક્ષિણામાં સુવર્ણના ત્રણ પર્વત આપ્યા હતા. અને અંતે પુત્રને રાજ્ય આપી વનમાં ચાલ્યો ગયો હતો. વળી રાજા અંબરીશ મોટા પ્રજાપાલન શીલ ધર્મ મૂર્તિ હતા કે જેમણે બ્રાહ્મણોને યજ્ઞ દક્ષિણામાં ૧૦ લાખ રાજાઓનાં દાન આપ્યાં હતાં. વળી રાજા શશિબિંદુ કે જેને ૧૦ લાખ પુત્રો હતા અને મોટા દાનેશ્વરી હતો. વળી રાજા ગય કે જેણે હજાર વર્ષ સુધી દર્શ. પૌર્ણમાસ, ચાતુર્માસ્ય તથા અશ્વમેધ કર્યા હતા, અને દશ વામ લાંબી ૨૦ વામ પહોળી પૃથ્વી સુવર્ણથી ભરીને બ્રાહ્મણોને દક્ષિણામાં આપી હતી અને કરોડો ગાદાન કર્યાં હતાં. વળી આ સૂર્યવંશના સગર રાજા કે જેમના યશ તથા ધર્મ સ્વર્ગ પર્યંત છાઇ રહ્યાં છે. વળી રાજા પૃથુ મોટા પ્રજાશીલ હતા, જેના રાજ્યમાં પૃથ્વીપર ધનધાન્ય, પુષ્પ, પત્ર સર્વ ઉત્પન્ન થતાં હતાં અને જ્યારે જગમાં યાત્રા કરતા હતા ત્યારે સમુદ્ર તથા નદીઓ સ્તંભિત થઇ જતાં હતાં અને જેણે યજ્ઞમાં ૨૧ પર્વત સુવર્ણના દક્ષિણામાં આપ્યા હતા. આ પ્રમાણે અનેક રાજાઓ કે જેઓની સાક્ષી દેનારી પૃથ્વી વર્તમાન છે તેઓ ક્યાં ગયા તેનો પત્તો નથી. આ શરીર નાશવંત છે. નામ માત્રનો નાશ છે. સંપત્તિઓમાં દુઃખ ભરેલું છે. આ શરીર ક્ષણ ક્ષણ પ્રત્યે ઘટતું જાય છે પણ દેખાતું નથી. જેદી વસથી પ્રાણી માતાના ગર્ભમાં આવે છે ત્યારથી તે કાળના મોં તરફ ખસતો જાય છે. યૌવન, ધન, ઐશ્વર્ય, પુત્રાદિ-

चौ०—तेल नाव भरि नृपतनु राखा, दूत बुलाइ बहुरि अस भाषा ॥
धावहु बेग भरत पहँ जाहू, नृप सुधिकतहुँकहहु जानिकाहू ॥
इतनै कहेउ भरत सन जाई, गुरु बुलाइ पठये दोउ भाई ॥
सुनि मुनि आयसु धावन धाये, चले वेगि वर वाजि लजाये ॥
अनरथ अवध अरंभेउ जबते, कुशकुन होहिं भरत कहँ तबते ॥
देखहिं राति भयानक सपना, जागि करहिं कटु कोटि कलपना ॥
विप्र जिवाइ देहिं दीन दाना, शिव अभिषेक करहिं बिधिनाना ॥
माँगहिं हृदय महेश मनाई, कुशल मातु पितु परिजन भाई ॥

વસિષ્ઠ મુનિએ તેલથી ભરેલા નાવમાં રાજાનું શબ રખાવ્યું, પછી દૂતોને બોલાવીને કહ્યું કે–તમે દોડતા ભરતજી પાસે જાઓ, રાજાના મરણની ખબર કોઇને ક્યાંય પણ કહેશો નહી. ૧. ભરતજી પાસે જઇને એટલું કહેજો કે–તમો બન્ને ભાઇઓને ગુરૂ બોલાવે છે. વસિષ્ઠ મુનિની આજ્ઞા સાંભળી દૂતો જલદી દોડયા અને એટલા વેગથી ચાલ્યા કે તેમની ગતિ જોઇ ઉત્તમ ઘોડાઓ પણ લજાય. ૨. જ્યારથી અયોધ્યામાં અનર્થનો આરંભ થયો ત્યારથી ભરતજીને અપશુકન થયા હતા. રાતે ભયંકર સ્વપ્નાં જોવામાં આવતાં જાગ્રત થઈ કરોડો ખોટી કલ્પનાઓ કરતા હતા. ૩. ભરતજી દરરોજ બ્રાહ્મણોને જમાડી દાન દેતા હતા અને અનેક પ્રકારના વિધિથી મહાદેવના અભિષેક કરતા હતા. હૃદયમાં શંકરને મનાવી માતા, પિતા, ભાઇઓ તથા પરિજનોની કુશળતા માગતા હતા. ૪.

दोहा०—इहि विधि शोचत भरत मन, धावन पहुँचे जाई ॥
गुरु अनुशासन श्रवण सुनि, चले महेशमनाइ ॥ १६८ ॥

---

હમાં કદી પણ મોહ કરવો નહી જોઇએ. આ તો જેમ નદીમાં કાષ્ઠનાં બે પુતળાં પોતે વહેતાં વહેતાં એકઠાં મળી જાય છે અને પાછાં જુદાં પડી જાય છે તેજ પ્રમાણે મનુષ્યનું સ્ત્રી પુત્રાદિક સાથે મળવું થાય છે, જેમ તડકી વખત વટેમાર્ગુઓ માર્ગમાં છાયાવાળા વૃક્ષ નીચે આવી બેસેછે અને ઠંડો પહોર થતાં સૌ સૌને રસ્તે પડે છે, એજ પ્રમાણે પ્રાણીઓનો આ સંસારમાં સમાગમ છે. આ દેહ પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્ત્વોનો બંધાયો છે તે મુઆ પછી જેમાં તેમાં મળી જાય છે. તો પછી તેનો શોક શા માટે કરવો જોઇએ. મનુષ્ય જેટલો સ્નેહ વધારે છે તેટલો શોકનો અંકુર હૃદયમાં જામે છે. જેમ નદીનો પ્રવાહ વહી જાય છે અને ફરીને પાછો આવતોજ નથી, તેમજ રાત્રિ અને દિવસ પ્રાણીઓનું આયુષ્ય લઇને વહી જાય છે તે ફરીને પાછા આવતાજ નથી. એટલા માટે વારંવાર શોકનું સ્મરણ નહી કરવું એજ તેનો ખરો ઉપાય છે. માટે હવે દશરથ રાજાનો શોક કરવો છોડી દઇ પરમાત્માનાં ચરણોમાં ચિત્ત લગાડો કે જેથી આપણું કલ્યાણ થાય.

આ પ્રમાણે ભરતજી મનમાં શોચના કરતા હતા તેટલામાં દૂતો દોડતા જઇ પોહોચ્યા. તેમના મુખથી ગુરૂની આજ્ઞા સાંભળી સદાશિવને મનાવીને ભરતજી ત્યાંથી ચાલ્યા. ૧૬૮.

चौ०—चले समीर बेग हय हाँके, लाँघत सरित शैल बन बाँके ॥
हृदय शोच बड कछु न सोहाई, अस जानहु जिय जाउँ उडाई ॥
एक निमेष वर्ष सम जाई, इहि बिधि भरत अवध नियराई ॥
अशकुन होहिं नगर पैठारा, रटहिं कुभाँति कुखेत करारा ॥
खर शृगाल बोलहिं प्रतिकूला, सुनि सुनि होहिं भरत उर शूला ॥
श्रीहत सर सरिता बन बागा, नगर विशेष भयावन लागा ॥
खग मृग हय गय जाहिं न जोये, राम वियोग कुरोग बिगोये ॥
नगर नारि नर निपट दुखारी, मनहुँ सबनि सब सम्पति हारी ॥

ભરતજી પવન વેગે ઘોડાઓ હાંકી કઠિણ પર્વતો નદીઓ, તથા વનો ઓળંગતા ચાલ્યા. હૃદયમાં ભારે ચિંતા હોવાથી કાંઇ ચેન પડતું નહી અને મનમાં એમ જાણતા જે ઉડીને જાઉં? ૧. એક નિમેષ જેટલો વખત વર્ષ જેવડો લાગતો હતો. આ પ્રમાણે ભરતજી અયોધ્યા નજીક આવી પહોચ્યા. અયોધ્યામાં પેસતાં અપશુકનો થવા લાગ્યા. ખરાબ સ્થાને કાગડા ખરાબ શબ્દ બોલવા લાગ્યા. ૨. ગધેડાં તથા શિયાળવાં પણ અનિષ્ટ શબ્દ બોલવા લાગ્યાં, તે સાંભળીને ભરતજીના હૃદયમાં દુઃખ ઉપજતું હતું. તળાવો નદીઓ, વનો, બાગો એઓની શોભા નષ્ટ થઇ ગઇ હતી અને અયોધ્યાપુરી ભયંકર લાગતી હતી. ૩. પશુ પક્ષીઓ તથા હાથી ઘોડા જોયા જતા નહી, કેમકે તેઓની રામના વિયોગરૂપી દુષ્ટ રોગથી ખરાબી થઈ ગઈ હતી. નગરનાં સ્ત્રી પુરૂષો જાણે સર્વ સંપત્તિ હારી ગયાં હોય એવાં છેક દુઃખીયાં જણાતાં હતાં. ૪.

दो०—पुरजन मिलहिं न कहहिं कछु, गवहिं जोहारहिं जाहिं ॥
भरत कुशल नहिं पूँछि सकहिं, भयविषाद मनमाँहि ॥ १६९ ॥

નગરવાસી જનો સામાં મળતાં તેઓ કાંઇ નહી બોલતાં કેવળ જુહાર કરી ચાલ્યાં જતાં હતાં. ભરતજી પણ મનમાં ભય તથા ખેદને લીધે કોઇને કુશળતા પણ પૂછી શકતા નહી. ૧૬૯.

चौ०—हाट बाट नहि जाय निहारी, जनुपुरदश दिशिलागिदवारी ॥

आवत सुत सुनि कैकयीनन्दिनि, हरषी रविकुलजलरुहचन्दिनि ॥
सजि आरती मुदित उठि धाई, द्वारहिं भेंट भवन लै आई ॥
भरत दुखित परिवार निहारा, मानहु तुहिन वनज वन मारा ॥
कैकेयी हर्षित इहि भाँती, मानहु मुदित दवलाइ किराती ॥
सुतहि सशोच देखि मनमारे, पूछति नैहर कुशलहमारे ॥
सकल कुशल कहि भरत सुनाई, पूछी निज कुलकी कुशलाई ॥
कहु कहँ तात कहाँ सब माता, कहँसियरामलषणप्रिय भ्राता ॥

જાણે નગરમાં દશે દિશાએ દાવાગ્નિ લાગ્યો હોય તેની પેઠે દુકાનો તથા માર્ગો પણ જોયા જતા નહી. સૂર્યવંશરૂપી કમળને કરમાવી નાંખનાર ચાંદનીરૂપી કૈકેયી પોતાના પુત્ર ભરતજીને આવતો સાંભળી હર્ષ પામી. ૧. આરતી તૈયાર કરી આનંદથી ઉઠીને દોડી અને દ્વારમાં જ પુત્રને ભેટી મંદિરમાં લઈ આવી. ભરતજીએ સર્વ કુટુમ્બ પરિવારને જાણે હીમથી કમળવન દગ્ધ થઈ ગયું હોય એવું દુઃખિત દીઠું. ૨. અને કૈકેયીને જાણે ભીલડી આનંદથી વનમાં દવ લગાડી હર્ષ પામી ઉભી હોય તેવી દીઠી. ભરતને શોકયુક્ત જોઈ મન મારીને પોતાના પિયરની કુશળતા પૂછવા લાગી. ૩. ભરતજીએ " સર્વ કુશળ છે " એમ કહીને પોતાના કુળની કુશળતા પૂછી કે-" માતાજી ! કહો. મારા પિતા કયાં છે ? સઘળી માતાઓ કયાં છે ? અને સીતાજી તથા પ્રિય ભાઈઓ રામ લક્ષ્મણ કયાં છે ? " ૪.

दोहा०—सुनि सुत वचन सनेह मय, कपट नीर भरि नैन ॥
भरत श्रवण मन शूल सम, पापिनि बोलि बैन ॥ १७० ॥

પુત્રનાં પ્રેમયુક્ત વચનો સાંભળી કૈકેયી કપટથી નેત્રોમાં આંસુ લાવી એ પાપીણી ભરતજીના કાનને શૂળ લાગે એવાં વચનો બોલી કે-૧૭૦.

चौ०—तात बात मैं सकल सँवारी, भइ मंथरा सहाय बिचारी ॥
कछुक काज विधि बीच बिगारेउ, भूपति सुरपति पुर पगुधारेउ ॥
सुनतभरतभये विवशविषादा, जनु सहमेउ करि केहरि नादा ॥
तात तात हा तात पुकारी, परेउ भूमितल व्याकुल भारी ॥
चलत न देखन पायउँ तोहीं, तात न रामहिं सौंपेउ मोहीं ॥
बहुरि धीर धरि उठे सँभारी, कहु पितु मरण हेतु महतारी ॥
सुनि सुत वचन कहति कैकेई, मर्म पाँछि जनु माहुर देई ॥
आदिहि ते सब आपनि करणी, कुटिल कठोर मुदित मन वरणी ॥

"હે પુત્ર! મેં સઘળી વાતે તૈયારી કરી રાખી છે અને બિચારી મંથરાએ મને સહાયતા આપી છે. પરંતુ રાજા દેવલોક સિધાવી ગયા એ વિધાતાએ વચ્ચે કાંઇક કામ બગાડી નાંખ્યું છે." ૧. એ સાંભળતાં જ ભરતજી જેમ સિંહના નાદથી હાથી ભયભિત થઇ જાય તેમ ખેદથી વ્યાકુળ થઇ ગયા, અને 'હે પિતાજી! હે પિતાજી! હે પિતાજી!' એમ પોકારી અત્યંત વ્યાકુળ થઇ ધરતીપર પડી ગયા. ૨. "હે પિતાજી! તમારા પ્રાણ જતી વખત તમારાં દર્શન કરવા પામ્યો નહી, અને તમે મને રામચંદ્રજીને સોંપ્યો પણ નહી." પછી ભરતજી ધીરજ ધરી સંભાળીને ઉઠયા ને બોલ્યા કે—"માતાજી! મારા પિતાજીના મરણનું કારણ શું? તે કહો." ૩. પુત્રનાં એવાં વચન સાંભળી કૈકેયી જાણે જખમ સાફ કરીને તેમાં વિષ ભરતી હોય તેમ બોલી, અને એ કુટિલ તથા કઠોર મનવાળી કૈકેયીએ અથ ઇતિ પોતાની સઘળી કરણી આનંદથી કહી સંભળાવી.

दोहा०—भरतहि बिसरेउ पितु मरण, सुनत राम वनगौंन ॥
हेतु अपुन को जान जिय, थकित रहे धरि मौन ॥ १७१ ॥

રામનું વનગમન સાંભળીને ભરતજી પિતાના મરણની વાત તો ભૂલી જ ગયા અને આ અનર્થોનું કારણ પોતે જ છે એમ મનમાં સમજી ચૂપ બેશી રહ્યા. ૧૭૧.

चौ०—विकलविलोकिसुतहिसमुझावति, मनहुँ जरे पर लोन लगावति ॥
तात राउ नहिं शोचन योगू. बडइ सुकृत यशकीन्हेउभोगू ॥
जीवत सकल जन्म फल पाये, अन्त अमरपति सदन सिधाये ॥
अस अनुमानि शोच परिहरहू, सहित समाज राज पुर करहू ॥
सुनि सुठि सहमेउ राजकुमारा, पाके क्षत जनु लागु अँगारा ।
धीरज धरि भरि लेहिं ऊसाशा, पापिनिसर्बहिंभाँतिकुलनाशा ॥
जोपै कुरुचि रही असि तोहीं, जनमत काहे न मारेसिं मोहीं ॥
पेडकाटि तैं पल्लव सींचा, मीन जियन हित वारि उलीचा ॥

પુત્રને વ્યાકુળ જોઈ કૈકેયી જેમ દાઝ્યાપર લૂણ લગાવતી હોય તેમ ભરતને સમજાવવા લાગી કે—'હે પુત્ર! રાજાનો શોક કરવો યોગ્ય નથી, કેમકે તેમણે ઘણાં સુકૃત કરેલાં છે તથા ઘણી કીર્તિ મેળવેલી છે અને ભોગ પણ ઘણા ભોગવ્યા છે. ૧. જીવતાં તેઓ જન્મનું ફળ પામી ગયા છે અને અંતે સ્વર્ગમાં પધાર્યા છે. એમ વિચારી શોક કરવો છોડી દો, અને

સઘળા સમાજ સહિત અયોધ્યોનું રાજ્ય કરો." ૨. કૈકેયીનાં વચન સાંભળીને ભરતજી જેમ પાકેલા ગુમડાપર અંગારા મૂકયા હોય તેમ અત્યંત દુખિત થયા. પછી ધીરજ ધરી ઉંચો શ્વાસ ખેંચી બોલ્યા કે–'હે પાપીણી! તેં સર્વ પ્રકારે કુળનો નાશ કર્યો. ૩. જ્યારે આવી રીતની તારી ખરાબ ધારણા હતી ત્યારે તેં જન્મતાં જ મને કેમ મારી નાંખ્યો નહી? તેં ઝાડનાં મૂળ કાપી નાંખીને પાંદડાંને પાણી સીંચ્યું અને માછલાને જીવાડવાને વાસ્તે પાણી ઉલેચી નાંખ્યું.[1] ૪.

दोहा०–हंस वंश दशरथ जनक, रामलषणसे भाय ॥
जननी तू जननी भई, विधिसे काह बसाय ॥ १७२ ॥

સૂર્યવંશમાં મારો જન્મ થયો, દશરથ જેવા પિતા મળ્યા, રામ લક્ષ્મણ જેવા ભાઈ મળ્યા. પરંતુ તારા જેવી માતા આપી એ વિધાતાએ શું કર્યું! હે માતા! તું તારી માતા જેવીજ નીવડી.[2] ૧૭૨.

चौं०–जब ते कुमति कुमत मन ठयऊ, खंड खंड होइ हृदय न गयऊ ॥
वर मांगत मन भइ नहिं पीरा, जरि न जीह मुँह परे न कीरा ॥
भूप प्रतीति तोरि किमि कीन्ही, मरणकालविधिमतिहरलीन्ही ॥
विधिहु न नारि हृदय गति जानी, सकलकपटअघअवगुणखानी ॥
सरल सुशील धर्मरत राऊ, सो किमिजानहितीयस्वभाऊ ॥
अस को जीव जन्तु जगमाहीं, जेहि रघुनाथ प्राणप्रिय नाहीं ॥
भे अति अहित राम तेउ तोहीं, कोतू अहसि सत्य कहु मोहीं ॥
जोहसि सोहसि मुँह मसिलाई, आँखि ओट उठि बेठहु जाई ॥

હે દુષ્ટ બુદ્ધિવાળી! જે વખતે તારા મનમાં દુર્મતિ ઉપજી તેજ વખતે તારા હૃદયના ટુકડેટુકડા કેમ ન થઈ ગયા! વરદાન માગતાં તારા મનમાં પીડા પણ કેમ ન થઇ! તારી જીભ બળી કેમ ન ગઈ! અને તારા મોંમાં કીડા કેમ ન પડયા! ૧. રાજાએ તારો વિશ્વાસ કેમ રાખ્યો! શું અંતકાળે

૧ અહી વૃક્ષને ઠેકાણે દશરથ રાજા, જળને ઠેકાણે રામચંદ્રજી અને પાંદડાં તથા માછલાને ઠેકાણે ભરતજી સમજવા.

૨ કૈકેયીના પિતાને કોઈ ઋષિએ વરદાન આપ્યું હતું કે 'તું સઘળાં પ્રાણીની ભાષા સમજીશ. પણ તે વાત કોઈને કહીશ નહી, કહેશે નો મરણ પામીશ. એકવાર કોઈ કીડીની વાત સાંભળીને રાજા હસ્યા, એ કૈકયીની માતાએ હઠ પકડી વાત પૂછી. રાજા બોલ્યા કે જો હું તને તે વાત કહીશ તો તુરત મારૂં મૃત્યુ થશે; રાણીએ કહ્યું કે ગમે તેમ થાય પણ તે વાત કહો આવી રીતે તેને પતિનું મરણ ઇચ્છનારી જાણી કૈકેયીના પિતાએ તેનો ત્યાગ કર્યો હતો. (વાલ્મીકી રામાયણ.)

વિધાતાએ તેમની બુદ્ધિ જ હરી લીધી ! સ્ત્રી કે જે સર્વ કપટ, પાપ તથા અવગુણની ખાણરૂપ છે તેના હૃદયની ગતિ વિધાતાએ પણ જાણી નહી ! ૨. રાજા તો સરળ સ્વભાવવાળા, સુશીલ અને ધર્માત્મા છે, તે સ્ત્રીનાં ચરિત્ર શી રીતે જાણી શકે. જગતમાં એવો કયો પ્રાણી છે કે જેને રામચંદ્રજી પ્રાણ સમાન પ્રિય ન હોય! ૩. એ રામચંદ્રજીનું તેં અત્યંત ભૂડું કર્યું માટે સાચે સાચું કહે કે તું કોણ છે? તું ગમે તે હો પણ હવે તારે મોઢે મેંશ લગાડી મારી નજર આગળથી દૂર જઈ બેસ. ૪.

दोहा०–राम विरोधी हृदय ते, प्रगटकीन्ह विधि मोहिं ॥
　　मो समानको पातकी, वादि कहौं कछुतोहिं ॥ १७३ ॥

તારૂં હૃદય કે જે રામચંદ્રજીનું વિરોધી છે, તેમાં વિધાતાએ મને ઉત્પન્ન કર્યો છે, માટે મારા જેવો બીજો કોણ પાપી હશે ! હું તને જે કાંઇ કહું છે તે સઘળું વૃથા જ છે ! ૧૭૩.

चौ०–सुनि शत्रुघ्न मातु कुटिलाई, जरहिं गात रिसि कछु बसाई ॥
　　त्याहि अवसर कुबरी तहँ आई, वसन विभूषण विविध बनाई ॥
　　लखि रिसभरेउ लषण लघुभाई, बरत अनल घृतआहुति पाई ॥
　　हुमुकि लात तकि कूबर मारा, परि मुँहभरिमहिकरतपुकारा ॥
　　कूबर टूटेउ फूट कपारू, दलितदशनमुखरुधिरप्रचारू ॥
　　अहह दैव मैं काह नशावा, करत नीक फल अनइस पावा ॥
　　सुनिरिपुहनलखिनखशिखखोटी, लगेघसीटन चौटी धरिधरि ॥
　　भरत दयानिधि दीन्ह छुडाई, कौशल्या पहँ गये दोउ भाई ॥

કૈકેયીની કુટિલતા સાંભળી શત્રુઘ્નનાં ગાત્ર બળવા લાગ્યાં અને એટલી રીસ ચઢી કે કાંઇ બાકી નહી. તે વખતે કુબ્જા મંથરા અનેક તરેહનાં વસ્ત્રાભૂષણ ધારણ કરીને ત્યાં આવી. ૧. તેને જોઇ શત્રુઘ્નનો ક્રોધ જેમ બળતા અગ્નિને આહુતિ મળે તેમ પ્રજ્વલિત થયો અને કુબ્જાને તાકીને એવી લાત મારી કે તે પોકાર કરતી મોઢાભેર ધરતીપર પડી. ૨. તેનો ખભો તૂટી ગયો, કપાળ ફૂટી ગયું અને મોંમાંના દાંત તૂટી જવાથી લોહી વહેવા લાગ્યું. તે બોલી કે–' અરે દૈવ ! મેં શો વિનાશ કર્યો છે! સારૂં કરતાં અનિષ્ટ ફળ મળ્યું. ' ૩. શત્રુઘ્ન તેને નખથી શીખા પર્યંત ખોટી જાણીને તેનો ચોટલો પકડી પકડીને ઘસડવા લાગ્યા. તેને દયાળુ ભરતજીએ છોડાવી. પછી બન્ને ભાઇ કૌશલ્યા પાસે ગયા. ૪.

दोहा०—मलिनवसनविवरणविकल, कृशशरीरदुखभार ॥
कनक बरन बर बेलि बन, मानहुँ हनी तुषार ॥ १७४ ॥

મલિન વસ્ત્રવાળાં, ફીકા વર્ણવાળાં અને દુ:ખના બોજાથી શરીરે કૃશ્ય થઇ ગયેલાં કૌશલ્યા જાણે સોનેરી રંગની ઉમદા વેલીને હીમે બાળી નાંખી હોય એવાં દેખાતાં હતાં. ૧૭૪.

चौ०—भरतहिं देखि मातु उठि धाई, मूर्छित अवनि परी अकुलाई ॥
देखत भरत विकल भयेभारी, परे चरण तनु दशा बिसारी ॥
मातु तात कहँ देहु दिखाई, कहँ सिय राम लषणदोउ भाई ॥
कैकेयि कत जनमी जग माँझा, जो जनमी तो भइ किन बाँझा ॥
कुल कलंक जेहि जनमेउ मोही, अपयशभाजन प्रियजनद्रोही ॥
को त्रिभुवन मोहिंसरिस अभागी, गतिअसंतोरि मातुजेहिलागी ॥
पितु सुरपुर बन रघुकुलकेतू , मैं केवल सब अनरथ हेतू ॥
धिक् मोहिं भयउ वेणु बन आगी, दुसह दाह दुख दूषण भागी ॥

ભરતજીને જોઇ કૌશલ્યા ઉઠીને સામાં ધાઇ આવ્યાં પણ ચકરી આવવાથી મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગયાં. તેમને જોઈ ભરતજી ઘણા વિહ્વળ થઈ ગયા અને શરીરની શુદ્ધિ ભૂલી જઇને માતાનાં ચરણોમાં પડયા. ૧. ભરતજી બોલ્યા "હે માતાજી ! મારા પિતાજી કયાં છે ? દેખાડો. અને સીતાજી તથા બન્ને ભાઇ રામ લક્ષ્મણ કયાં છે ? કૈકેયી જગતમાં શા માટે જન્મી ? અને જન્મી તો વાંઝણી કેમ ન રહી ! ૨. કે જેણે અપયશના પાત્રરૂપ અને પ્રિય જનોનો દ્રોહ કરનારા કુળમાં કલંકરૂપ આ શરીરને જન્મ આપ્યો ! હે માતાજી ! મારા જેવો ત્રિલોકમાં કોણ અભાગીયો હશે કે જેને લીધે તમારી આવી દશા થઇ ! ૩. પિતાજી સ્વર્ગે ગયા અને રામજી વનમાં ગયા એ સઘળા અનર્થનું કારણ કેવળ હું જ છું. હું સૂર્યવંશરૂપી વાંસના વનને બાળવામાં અગ્નિરૂપ થયો છું અને અસહ્ય દાહ, દુ:ખ તથા દૂષણ ભોગવનારો થયો છું, મને ધિક્કાર છે !" ૪.

दोहा०—मातुभरतके बचनमृदु, सुनिपुनि उठी सँभारि ॥
लिये उठाय लगाय उर, लोचन मोचति वारि ॥ १७५ ॥

કૌશલ્યા ભરતજીનાં કોમળ વચનો સાંભળી પાછાં સંભાળથી ઉભાં થઈ નેત્રોમાં આંસુ વેહેવરાવતાં ભરતજીને ઉઠાડીને છાતીએ લગાવ્યા. ૧૭૫.

चौ०—सरल सुभाय मातु उर लाये, अति हित मनहुँ राम फिरिआये ॥
मेंटेउ बहुरि लषण लघु भाई, शोक सनेह न हृदय समाई ॥
देखि स्वभाव कहत सब कोई, राम मातु अस काहे न होई ॥
माता भरत गोद बैठारे, आँसु पोंछि मृदु वचन उचारे ॥
अजहुँ वत्स बलि धीरज धरहू, कुसमयसमुझि शोकपरिहरहू ॥
जनि मानहु जिय हानि गलानी, कालकर्म्मगतिअघटितजानी ॥
काहुहि दोष देहु जनि ताता, भा मोहिं सब विधि बाम विधाता ॥
जो ऐसेहु दुख मोहिं जियावा, अजहुँको जानै कातेहि भावा ॥

કૌશલ્યાએ જાણે રામ પાછા આવ્યા હોય એવા અત્યંત પ્રેમથી સરળ સ્વભાવે ભરતજીને છાતીએ લગાવ્યા. પછી શત્રુઘ્નને મળ્યાં તે વખતનો તેમનો શોક અને સ્નેહ હૃદયમાં સમાતો નહતો. ૧. કૌશલ્યાનો આવો સ્વભાવ જોઈ સૌ કોઇ કહેવા લાગ્યા કે 'રામચંદ્રજીનાં માતાજી આવાં કેમ ન હોય? માતા ભરતજીને ખોળામાં બેસાડી તેમનાં આંસુ લુછીને કોમળ વચનો બોલ્યાં કે—૨. ', પ્યારા! હજી પણ ધીરજ રાખો, કુસમય જાણીને શોક કરવો છોડી દો, અને કાળની તથા કર્મની ગતિ વિપરીત છે એમ જાણી મનમાં કાંઇ હાનિ કે ગ્લાનિ આણુશો નહી. ૩. તાત! કોઇને પણ દોષ દેશો નહી, વિધાતા જ સર્વ પ્રકારે મને પ્રતિકુળ થયો છે કે જે આવા દુઃખમાં પણ મને જીવાડે છે, અને હજી પણ કોણુ જાણે તેની કેવી ઇચ્છા હશે. ૪.

दोहा०—पितु आयसु भूषण वसन, तात तजे रघुवीर ॥
विस्मय हर्ष न हृदय कछु, पहिरे वल्कल चीर ॥ १७६ ॥

હે પુત્ર! રામચંદ્રજીએ તેમના પિતાની આજ્ઞાથી જ વસ્ત્રાભૂષણોનો ત્યાગ કરીને વલ્કલ ધારણ કર્યાં છે અને તેમ કરતાં તેમના હૃદયમાં કાંઇ પણ હર્ષ કે શોક થયો નહતો. ૧૭૬.

चौ०—मुख प्रसन्न मन राग न रोषु, सबकर सबविधि करि परितोषु ॥
चलेविपिन सुनि सिय सँगलागी, रही न रामचरण अनुरागी ॥
सुनतहिं लषण चले उठिसाथा, रहे न यत्न किये रघुनाथा ॥
तब रघुपति सबही शिरनाई, चले संग सिय अरु लघु भाई ॥
राम लषण सिय बनहिं सिधाये, गई उन संग न प्राण पठाये ॥

यह सब भा इन आँखिन आगे, तउ न तजततनु जीवअभागे ॥
मोहिं न लाज निजनेह निहारी, राम सरिस सुत मैं महतारी ॥
जिये मरे भल भूपति जाना, मोर हृदय शत कुलिशसमाना ॥

મનમાં રીસ કે રોષ નહી રાખતાં પ્રસન્ન મુખે સર્વ રીતે સર્વને સંતુષ્ઠ કરીને રામચંદ્રજી વનમાં જતા જાણી તેમના ચરણમાં પ્રેમવાળી સીતા પણ સાથે ગઇ. ૧. આ સમાચાર સાંભળતાં લક્ષ્મણજી પણ સાથે ચાલ્યા. રામચંદ્રજીએ તેમને ઘેર રહેવાને ઘણો યત્ન કર્યો પણ રહ્યા નહી ત્યારે રામચંદ્રજી સર્વને મસ્તક નમાવી સાથે સીતા તથા લક્ષ્મણને લઇને વનમાં ગયા. ૨. રામ, લક્ષ્મણ અને સીતા વનમાં ગયાં પણ હું તેમની સાથે ન ગઈ તેમ મારા પ્રાણ પણ મોકલ્યા નહી ! આ સર્વ બનાવ મારી આ આંખ્યો આગળ બન્યા તો પણ આ અભાગીયો જીવ શરીરને છોડતો નથી ! ૩. મને મારો સ્નેહ જોઇને લાજ નથી આવતી પણ રામ સરખા પુત્રની હું નિર્દય માતા છું તેથી લજ્જા પામું છું. રાજાએ તો રૂડી રીતે જીવી જાણ્યું, તેમ મરી જાણ્યું પણ રૂડી રીતે; પરંતુ મારૂં હૃદય તો સેંકડો વજ્ર જેવું કઠણ છે. ૪.

दोहा०—कौशल्याके वचन सुनि, भरत सहितरनिवास ॥
व्याकुल विलपत राजगृह, मानहुँ शोक निवास ॥ १७७ ॥

આવી રીતનાં કૌશલ્યાનાં વચનો સાંભળી ભરતજી સહિત સઘળો રાણીવાસ વ્યાકુળ થઇને વિલાપ કરવા લાગ્યો, જેથી જાણે રાજભુવન શોકનું સ્થાન હોય એવું દીસવા લાગ્યું. ૧૭૭.

चौ०—विलपहिं विकल भरत दोउभाई, कौशल्या लिय हृदय लगाई ॥
भाँति अनेक भरत समुझाये, कहि विवेक वर वचन सुहाये ॥
भरतहु मातु सकल समुझाई, कहिपुराण श्रुति कथा सुहाई ॥
छलविहीन शुचिसरल सुवाणी, बोले भरत जोरि युग पाणी ॥
जे अघ मातु पिता गुरु मारे, गाय गोठ महि सुरपुर जारे ॥
जे अघ तिय बालक वधकीन्हे, मीत महीपति माहुर दीन्हे ॥
जे पातक उपपातक अहहीं, कर्म्मवचनमनभवकविकहहीं ॥
ते पातक मोहिं होउ विधाता, जो यह होइ मोर मतमाता ॥

ભરત તથા શત્રુઘ્ન બન્ને ભાઇઓ વ્યાકુળ થઈ વિલાપ કરવા લાગ્યા,

તે સમયે કૌશલ્યાએ તેમને છાતીએ લગાડ્યા અને ઉત્તમ વિવેકમય સુંદર વચનો કહીને ભરતજીને અનેક રીતે સમજાવ્યા. ૧. ભરતજીએ પણ પુરાણોની તથા શ્રુતિઓની સુંદર કથાઓ કહીને સઘળી માતાઓને સમજાવી. પછી ભરતજી બન્ને હાથ જોડીને કપટ રહિત, પવિત્ર અને સરળ વાણી બોલ્યા કે-૨. "માતા પિતા અને ગુરૂને માર્યાથી તથા ગૌશાળા અને બ્રાહ્મણના નગરને બાળવાથી જે પાપ લાગે છે તથા સ્ત્રી કે બાળકનો વધ કરવાથી તથા મિત્રને કે રાજાને ઝેર દેવાથી જે પાપ લાગે છે. ૩. તથા કવિ જનોએ મન કર્મ વચનથી ઉત્પન્ન થતાં જે પાપ* અને ઉપપાપ† વર્ણવેલાં છે તે સઘળાં પાપ જો રામચંદ્રજીને વનવાસ દેવામાં મારો મત હોય તો વિધાતા મને લગાવજો. ૪.

**दोहा०—जे परिहरि हरिहरचरण, भजहिंभूतगण घोर ॥**
**तिन्हकीगतिमोहिंदेउविधि, जोजननीमतमोर ॥ १७८ ॥**

હે માતાજી! જો એમાં મારી સંમતિ હોય તો જે સદાશિવ તથા વિષ્ણુનાં ચરણો તજીને ભયંકર ભૂતાવળને ભજે છે, તેના જેવી ગતિ વિધાતા મને આપજો. ૧૭૮.

**चौ०—बेचहिं वेद धर्म्म दुहि लेहीं, पिशुन पराव पाप कहि देहीं ॥**
**कपटी कुटिल कलह प्रिय क्रोधी, वेद विदूषक विश्व विरोधी ॥**
**लोभी लम्पट लोल लबारा, जे ताकहिं परधन परदारा ॥**
**पावउँ मैं तिनकी गति घोरा, जो जननी यह सम्मत मोरा ॥**
**जे नहिं साधु संग अनुरागे, परमारथ पथ विमुख अभागे ॥**
**जे न भजहिं हरि नरतनु पाई, जिनहि न हरिहर सुयशसुहाई ॥**
**तजि श्रुतिपन्थ वामपथ चलहीं, वंचक विरचि वेषजगछलहीं ॥**
**तिन्हकी गति शंकर मोहिंदेऊ, जननी जो यह जानौं भेऊ ॥**

વેદ વેચનારા,+ ધર્મને દોહનારા,§ ચાડી ખાઇ પરાયાં પાપો કહેતા ફરનારા, કપટી, કુટિલ, કંકાશ જેને વહાલો છે તે, ક્રોધી, વેદને દૂષણ લગાડનારા, જગતના વિરોધી. ૧. લોભી, લંપટ, લાલચુ, લબાડ, પરાયું ધન તથાપરાયી સ્ત્રી તાકનારા એઓ જે ગતિ પામે તેના જેવી ભયંકર ગતિ હું

* હત્યા, ચોરી, વ્યભિચાર, મદિરા પાન ઇ. મુખ્ય પાપ ગણાય છે.
† જૂઠું બોલવું, છેતરવું. ચાડી ચુગલી કરવી ઇ. ઉપપાપ કહેવાય છે.
+ દ્રવ્ય લઇ વેદ ભણાવનારા.
§ કન્યા વિક્રય કરનારા.

પામું, હે માતા! જો રામને વનવાસ દેવામાં મારી સમ્મતિ હોય તો. ૨. જે સાધુની સંગતિપર પ્રેમ ન રાખે, જે અભાગિયા પરોપકારના માર્ગથી વિમુખ રહે, જે મનુષ્ય દેહ પામીને ભગવાનને ભજે નહી, જેને વિષ્ણુ તથા શિવના સુયશ સારા ન લાગે. ૩. જે વેદધર્મ છોડી દઇને અવળે રસ્તે ચાલે છે, અને જે ધૂર્ત્ત વેષ ધરીને જગતને ઠગે છે, તેઓના જેવી ગતિ મને શંકર આપજો, જો હું રામને વનમાં મોકલવાનો ભેદ જાણતો હોઉં તો. ૪.

**छं०—मन वचन कर्म्म कृपायतन कर दास मैं सुनु मातुरी ॥**
**उर बसत रामसुजान जानत प्रीति अरु छल चातुरी ॥**
**असकहतलोचनबहत जल तनुपुलक नखलेखतमही ॥**
**हियलाय लिये बहोरि जननी जानि प्रभुपदरत सही ॥**

હે માતાજી! સાંભળો હું મન કર્મ વચનથી કૃપાળુ રામચંદ્રજીનો દાસ છું. સર્વના હૃદયમાં વસી રહેલા સુજાણ રામચંદ્રજી સર્વની પ્રીતિ અને ચતુરાઈ જાણે છે." એમ કહેતાં કહેતાં ભરતનાં નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં, શરીર રોમાંચિત થઈ ગયું અને નખવડે ધરતી ખોતરવા લાગ્યા. ત્યારે કૌશલ્યાએ તેમને રામચંદ્રજીનાં ચરણોના ખરેખરા અનુરાગી જાણીને છાતીએ લગાવી દીધા. ૧૨.

**दोहा०—मातु भरतके वचन सुनि, साँचे सरल सुभाय ॥**
**कहत रामप्रिय तात तुम, सदा वचन मनकाय ॥ १७९ ॥**

કૌશલ્યાજી ભરતજીનાં સાચાં અને સરળ સ્વભાવનાં વચનો સાંભળીને બોલ્યાં કે-' તાત! તમને મન કર્મ વચનથી સર્વદા રામચંદ્રજી પ્રિય છે. ૧૭૯.

**चौ०—राम प्राण ते प्राण तुम्हारे, तुम रघुपतिहि प्राण ते प्यारे ॥**
**बिधु विष चुवै स्रवै हिम आगी, होइ बारिचर बारि बिरागी ॥**
**भये ज्ञान बरु मिटै न मोहू, तुम रामहिं प्रतिकूल न होहू ॥**
**मत तुम्हार अस जो जग कहहीं, सो स्वप्नेहुँ सुखसुगतिनलहहीं ॥**
**अस कहि मातु भरत हिय लाये, थनपय स्रवहिं नयनजलछाये ॥**
**करत विलाप विपुल यहिभाँती, बैठे बीति गई सब राती ॥**
**बामदेव बसिष्ठ मुनि आये, सचिव महाजन सकल बुलाये ॥**
**मुनि बहु भाँति भरत उपदेशे, कहि परमारथ वचन सुदेशे ॥**

તમને રામચંદ્રજી પ્રાણથી પણ અધિક પ્યારા છે અને રામચંદ્રજીને પણ તમે પ્રાણથી પ્યારા છો. કદાપિને ચંદ્રમાંથી ઝેર સ્રવે, હિમમાંથી અગ્નિ ઝરે, જળચર પ્રાણી જળથી વિરક્ત થઇ જાય. ૧. અને ઉત્તમ જ્ઞાન થયા છતાં મોહ ન મટે, તો પણ તમે કદી પણ રામચંદ્રજીથી પ્રતિકુળ થાઓ નહી. રામને વનમાં મોકલવામાં તમારી સમ્મતિ હતી એમ જો કોઈ જગતમાં કહે તો તે સ્વપ્નમાં સુખ કે સારી ગતિ પામે નહી." ૨. એમ કહીને કૌશલ્યાએ ભરતજીને છાતીએ લગાવ્યા. તે સમયે તેમના સ્તનમાંથી દૂધ સ્રવવા લાગ્યું અને નેત્રો આંસુથી છાઇ ગયાં. આ પ્રમાણે બેઠાં બેઠાં અત્યંત વિલાપ કરતાં સઘળી રાત્રિ વીતી ગઈ. ૩. પછી વામદેવ તથા વસિષ્ઠ મુનિ ત્યાં આવ્યા, તેમણે સઘળા મંત્રીઓને તથા મહાજનોને બોલાવ્યા અને મુનિએ ઘણી ઘણી રીતે પરમાર્થનાં વચનો કહીને ભરતજીને ઉપદેશ કર્યો કે–૪.

**दोहा०—तात हृदय धीरज धरहु, करहु जो अवसर आज ॥**
**उठे भरत गुरु वचन सुनि, करन लगे सब काज ॥ १८० ॥**

"હે તાત ! હૃદયમાં ધીરજ ધરીને આ સમયે જે કાર્ય કરવાનું છે તે કરો." ગુરૂનાં વચન સાંભળી ભરતજી ઉઠ્યા અને સર્વે કાર્ય કરવા લાગ્યા. ૧૮૦.

**चौ०—नृप तनु वेद विहित अन्हवावा, परम विचित्र विमान बनावा ॥**
**गहि पद भरत मातु सब राखी, रहीं राम दरशन अभिलाषी ॥**
**चन्दन अगर भार बहु आये, अमित अनेक सुगन्ध सुहाये ॥**
**सरयु तीर रचि चिता बनाई, जनु सुरपुर सोपान सुहाई ॥**
**यहिविधि दाहक्रिया सब कीन्ही, विधिवतन्हाय तिलांजलिदीन्ही ॥**
**शोधि स्मृति सब वेद पुराना, कीन्ह भरत दशगात्र विधाना ॥**
**जहँ जस मुनिवर आयसु दीन्हा, तहँ तस सहस भाँति सबकीन्हा ॥**
**भये विशुद्ध दिये सब दाना, धेनु वाजि गज वाहन नाना ॥**

ભરતજીએ રાજાના શબને વેદ વિધિ પ્રમાણે ન્હવરાવ્યું અને શબ લઇ જવા માટે પરમ સુંદર વિમાન તૈયાર કર્યું. ભરતજીએ માતાઓનાં ચરણોમાં પડી પડીને તેઓને પતિ સાથે સહગમન કરતાં અટકાવી. માતાઓ રામનાં દર્શનની અભિલાષાથી જીવતી રહી. ૧. ઘણા ભાર ચંદન તથા અગરૂ આવ્યાં તથા અનેક પ્રકારના સુંદર સુગંધી પદાર્થો પુષ્કળ આવ્યા. સરયૂના કિનારાપર જાણે સ્વર્ગમાં ચઢવાનાં સુંદર પગથીયાં હોય એવી

ચિતા રચી. ૨. એ પ્રમાણે સર્વ દહન ક્રિયા કરીને વિધિ પ્રમાણે સ્નાન કરી તિલાંજળિ દીધી. સઘળાં ધર્મશાસ્ત્ર તથા વેદ અને પુરાણોમાંથી શોધી શોધીને તે પ્રમાણે ભરતજીએ દશ ગાત્ર વિધાન* કર્યું. ૩. જે જે ઠેકાણે મુનીશ્વરોએ જે જે કર્મો કરવાનાં કહેલાં છે તે કરતાં હજાર ગણાં સર્વ કર્મો કર્યાં. સૂતકથી શુદ્ધ થયા પછી ગાયો, ઘોડા, હાથી તથા નાના પ્રકારનાં વાહનો આદિ સર્વ પ્રકારનાં દાન આપ્યાં. ૪.

दोहा—सिंहासन भूषण वसन, अन्न धरणि धन धाम ॥
दिये भरत लहि भूमिसुर, भे परिपूरण काम ॥ १८१ ॥

સિંહાસનો, આભૂષણો, વસ્ત્રો, અન્ન, પૃથ્વી, ધન અને ધામ એ આદિ દાનો ભરતજીએ બ્રાહ્મણોને આપ્યાં. તે લઇને તેઓ પરિપૂર્ણ કામ ( ફરી યાચવું ન પડે એવા ) થયા. ૧૮૧.

चौ०—पितुहित भरत कीन्ह जसि करणी, सो मुख लाख जाइनहिंवरणी ॥
सुदिन शोधि मुनिवर तहँ आये, सकल महाजन सचिव बुलाये ॥
बैठे राजसभा सब जाई, पठये बोलि भरत दोउ भाई ॥
भरत बाशिष्ठ निकट बैठारे, नीति धर्म्म मय वचन उचारे ॥
प्रथम कथा सब मुनिवर बरणी, कैकेयि कुटिल कीन्हजसकरणी ॥
भूप धर्म्म व्रत सत्य सराहा, ज्यहि तनुपरिहारि प्रेम निबाहा ॥
कहत रामगुण शील स्वभाऊ, सजल नयन पुलके मुनिराऊ ॥
बहुरि लषण सियप्रीति बखानी, शोक सनेह मगन मुनि ज्ञानी ॥

પિતાના કલ્યાણને વાસ્તે ભરતજીએ જે ક્રિયા કરી તે લાખ મોઢાંથી પણ વર્ણવી જાય તેમ નથી. પછી શુભ દિવસ જોઈ વસિષ્ઠ મુનિ રાજસભામાં આવ્યા અને સર્વ મંત્રીઓને તથા મહાજનોને બોલાવ્યા. ૧. તેઓ સર્વ જઈને રાજસભામાં બેઠા અને ભરત તથા શત્રુઘ્ન બન્ને ભાઇઓને તેડાવી વસિષ્ઠ મુનિ ભરતજીને પાસે બેસાડીને નીતિયુક્ત તથા ધર્મયુક્ત વચનો બોલ્યા. ૨. મુનીશ્વરે પ્રથમ તો કૈકેયીની કુટિલ કરણીની સર્વ કથા કહી સંભળાવી. પછી દશરથ રાજા કે જેમણે દેહ ત્યાગ કરી પ્રેમ નિભાવ્યો તેમનાં ધર્મ, વ્રત તથા સત્યનાં વખાણ કર્યાં. ૩. પછી રામચંદ્રજીના ગુણ તથા શીળ સ્વભાવ વર્ણવતાં વસિષ્ઠ મુનિનાં નેત્રો સજળ થઇ ગયાં

* જેથી પ્રેતને પિંડદેહ પ્રાપ્ત થાય એવા દશ દિન સુધીના વિધિને દશગાત્ર કહે છે.

અને શરીરે રોમાંચિત થયા. પછી શોક તથા સ્નેહમાં મગ્ન થયેલા જ્ઞાની મુનિએ લક્ષ્મણજી તથા સીતાની પ્રીતિનાં વખાણ કર્યાં. ૪.

दोहा०–सुनहुभरतभावीप्रबल, बिलखि कहे मुनिनाथ ॥
हानि लाभजीवनमरण, यशअपयशविधिहाथ ॥ १८२ ॥

વસિષ્ઠ મુનિ દુઃખિત* થઇને બોલ્યા કે "હે ભરત! સાંભળો. ભાવી પ્રબળ છે.[1] હાનિ,[2] લાભ,[3] જીવન,[4] મરણ[5] અને યશ[6] અપયશ[7] એ સર્વ દૈવાધિન છે. ૧૮૨.

चौ०–अस विचारि केहि दीजिय दोषू, व्यर्थ काहि पर कीजिय रोषू ॥
तात विचार करहु मन माहीं, शोच योग दशरथ नृप नाहीं ॥
शोचिय विप्र जो वेद विहीना, तजिनिजधर्म्म विषयलवलीना ॥
शोचिय नृपतिजो नीति न जाना, जेहि न प्रजा प्रिय प्राण समाना ॥
शोचिय वैश्य कृपण धनवानू, जो नअतिथिशिवभक्तिसुजानू ॥
शोचिय शूद्र विप्र अपमानी, मुखर मानप्रिय ज्ञान गुमानी ॥
शोचिय पुनि पतिवंचक नारी, कुटिल कलह प्रिय इच्छाचारी ॥
शोचिय बटु निज व्रत परिहरई, जो नहिं गुरु आयसु अनुसरई ॥

આમ વિચાર કરી જોતાં કોને દોષ દઇએ? અને કોનાપર વૃથા રીસ કરીએ? તાત! તમે મનમાં વિચાર કરી જુઓ કે–દશરથ રાજાનો શોક કરવો યોગ્ય નથી. ૧. જે બ્રાહ્મણ વેદથી રહિત રહી પોતાનો ધર્મ તજી

---

* દુઃખી થવાનું કારણ એ કે મુનિનું કાંઇ ચાલ્યું નહી.

૧ કહ્યું છે કે:–शशि दिवाकर योग्रह पीडन, गजभुजगं मयोरपि बंधनम् । मतिमतांच विलोक्य दरिद्रतां, विधिरहो बलवानिति मे मतिः ॥ १ ॥ સૂર્ય ચંદ્રમાને ગ્રહણની પીડા, હાથી તથા સર્પને બંધન અને પંડિતોની દરિદ્રતા જોઇને મારી સમજમાં તો એમ આવે છે કે ભાવી જ પ્રબળ છે વળી કહ્યું છે કે:–यस्माच्च येनच यथाच यदाच यच्च, यावच्च यत्रच शुभाशुभमात्मकर्म ॥ तस्माच्च तेन च तथा च तदाच तच्च, तावच्च तत्र च विधातवशादुपैति ॥२॥ જે કારણથી, જેના કરવાથી જે પ્રકારે, જે સમયે, જ્યાં સુધી, જે સ્થળે જે કાંઇ શુભ કે અશુભ કર્મ છે તે કારણથી, તે દ્વારા, તે પ્રકારે. તે સમયે, ત્યાં સુધી, તે સ્થળે મનુષ્ય પ્રારબ્ધાનુસાર પામે છે.

૨ અવધવાસીઓને હાનિ.

૩ દેવતાઓ તથા વનવાસીઓને લાભ.

૪ વિભીષણ તથા સુગ્રીવને જીવન.

૫ રાવણનું મરણ.

૬ ભરતજી તથા લક્ષ્મણજીને.

૭ મંથરા તથા કૈકેયીને અપયશ.

વિષયમાં લવલીન રહે તેનો શોક કરવો, જે રાજા નીતિ જાણતો ન હોય અને જેને પ્રાણ સમાન પ્રજાપ્રિય ન હોય તેનો શોક કરવો જોઇએ. ૨. જે વૈશ્ય ધનવાન છતાં કંજુસ હોય અને સુજાણ છતાં અતિથિ તથા શિવભક્તિથી રહિત હોય તેનો શોક કરવો; જે શુદ્ર બ્રાહ્મણોનું અપમાન કરનારો હોય, બહુ બોલકણો હોય અને જ્ઞાનનો અભિમાની હોય તેનો શોક કરવો જોઇએ. ૩. જે સ્ત્રી પતિને ઠગનારી, કુટિલ, કંકાસ જેને પ્રિય છે એવી અને સ્વચ્છંદી હોય તેનો શોક કરવો જોઇએ; જે બ્રહ્મચારી ગુરૂની આજ્ઞા નહી પાળતાં પોતાના બ્રહ્મચર્ય વૃત્તનો ત્યાગ કરે તેનો શોક કરવો જોઇએ. ૪.

**दोहा०—शोचिय गृही जो मोहवश, करै धर्म्म पथत्याग ॥**
**शोचिय यती प्रपंचरत, विगत विवेक विराग ॥ १८३ ॥**

જે ગૃહસ્થ મોહ વશ્ય થઇને ધર્મ માર્ગનો ત્યાગ કરે તેનો શોક કરવો; જે સન્યાસી પ્રપંચમાં રૂચિ ધરાવનારો અને વિવેક તથા વૈરાગ્યથી રહિત હોય તેનો શોક કરવો જોઇએ. ૧૮૩.

**चौ०—वैषानस सोइ शोचन योगू, तप विहाय जेहि भावै भोगू ॥**
**शोचिय पिशुन अकारण क्रोधी, जननि जनक गुरु बन्धु विरोधी ॥**
**सब विधि शोचिय पर अपकारी, निज तनु पोषक निर्दय भारी ॥**
**शोचीय लोभ निरतरतकामी, सुर श्रुत निंदक परधन स्वामी ॥**
**शोचनीय सबही विधि सोई, जो न छाँडि छल हरिजन होई ॥**
**शोचनीय नहिं कोशलराऊ, भुवन चारिदश प्रगट प्रभाऊ ॥**
**भयउ न अहै न होनिहुँहारा, भूप भरत जस पिता तुम्हारा ॥**
**विधि हरिहरसुरपतिदिशिनाथा, वर्णहिं सब दशरथ गुणगाथा ॥**

જે વાનપ્રસ્થ તપ કરવું તજી દઇ ભોગપર રૂચિ ધરાવતો હોય તેનો શોક કરવો યોગ્ય છે. જે માણસ ચુગલી કરનારો, વિના કારણ ક્રોધ કરનારો અને માબાપ, ગુરૂ તથા બંધુઓનો વિરોધી હોય તેનો શોક કરવો જોઇએ. ૧. જે બીજાનું ભૂંડું કરનારો હોય અને પોતાના જ શરીરનું પોષણ કરનારો નિર્દયી હોય તો તેનો સર્વ પ્રકારે શોક કરવો જોઇએ; જે લોભમાં નિમગ્ન રહેનારો, કામી, દેવતાઓ તથા વેદોની નિંદા કરનારો અને પરાયા ધનનો માલેક થઇ બેઠો હોય તેનો શોક કરવો જોઇએ. ૨. જે છળ કપટ તજીને હરિભક્ત થાય નહી તેનો તો સર્વ પ્રકારે શોક કરવો જોઇએ. જેનો ચૌદે ભુવનમાં પ્રભાવ પ્રસિદ્ધ છે એવા દશરથ રાજાનો શોક કરવો

યોગ્ય નથી. ૩. હે ભરતજી ! તમારા પિતા દશરથ રાજા જેવા હતા તેવો કોઈ નથી, છે નહી અને થનાર પણ નથી. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇંદ્ર અને દિક્પાળો એ સર્વ દશરથ રાજાના ગુણો વર્ણવે છે.

दोहा०—कहहु तात केहिभाँति कोउ, कराहि बडाईतासु ॥
रामलषणतुमशत्रुहन, सरिससुअन शुचि जासु ॥ १८४ ॥

હે તાત ! કહો કે તમારા પિતાની મોટાઇનું વર્ણન કોઇ પણ માણસ શી રીતે કરી શકે કે ? જેને રામ, લક્ષ્મણ, તમે (ભરત) અને શત્રુઘ્ન જેવા ચાર પવિત્ર પુત્રો છે. ૧૮૪.

चौ०—सब प्रकार भूपति बडभागी, बादि विषाद करियतेहि लागी ॥
यह सुनि समुझि शोच परिहरहू, शिर धरि राज रजायसु करहू ॥
राय राजपद तुमकहँ दीन्हा, पिता वचन फुर चाहिय कीन्हा ॥
तजे राम जेहि वचनहिं लागी, तनु परिहरेउ राय विरहागी ॥
नृपहिं वचन प्रिय नहिं प्रियप्राना, करहु तात पितु वचन प्रमाना ॥
करहु शीश धरि भूप रजाई, है तुम कहँ सब भाँति भलाई ॥
परशुराम पितु आज्ञा राखी, मारी मातु लोक सब साखी ॥
तनय ययातिहि यौवन दयऊ, पितुआज्ञा अघ अयश न भयऊ ॥

દશરથ રાજા સર્વ પ્રકારે ભાગ્યશાળી જ હતા, તેમને વાસ્તે શોક કરવો વૃથા છે. મારાં આ વચનો સાંભળીને તથા સમજીને શોક છોડી દો અને પિતાની આજ્ઞા માથે ચઢાવી રાજ કરો. ૧. મહારાજે તમને રાજ્યપદ આપેલું છે માટે પિતાનું વચન સત્ય કરવું જોઇએ, કે જે વચનને માટે રાજાએ રામને વનમાં મોકલ્યા અને તેમના વિરહાગ્નિથી જ દેહ ત્યાગ કર્યો. ૨. મહારાજને વચન પ્રિય હતું પણ પોતાના પ્રાણ પ્રિય નહતા, માટે પિતાના વચનનો સ્વીકાર કરો. રાજાની આજ્ઞા માથે ચઢાવી તે પ્રમાણે વર્તો, તેમ કરવામાં સર્વ પ્રકારે તમારે માટે રૂડું છે. ૩. જુઓ પરશુરામે પોતાના પિતાની આજ્ઞા પાળી માતાનો વધ* કર્યો હતો તે સૌ કોઈ જાણે છે. વળી યયાતિરાજાના પુત્રે પિતાની આજ્ઞાથી તેમને જુવાની આપી હતી, જેથી તેને અપયશ કે પાપ લાગ્યાં નહી.[1] ૪.

---

* પરશુરામે માતાનો વધ શાથી કર્યો હતો તે વાત બાળકાંડમાં આવી ગઈ છે. જુઓ પૃ.

૧ એક સમય શુક્રાચાર્યની પુત્રી દેવયાની અને દૈત્યોના રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા સ્નાન કરવા ગઈ હતી ત્યાં ભૂલથી દેવયાનીનાં કપડાં શર્મિષ્ઠાએ પહેરી લીધાં તેથી બન્ને વચ્ચે કજીયો થતાં શર્મિષ્ઠા દેવયાનીને કૂવામાં ધકેલી દઇ ચાલી ગઇ. દેવયાનીને યયાતીરાજાએ કૂવામાંથી કાઢી તેથી તેણે યયાતી સાથે પરણવાની પ્રતિજ્ઞા લઇ સર્વ વાત પિતા પાસે જઇ કહી. તેથી શુક્રાચાર્ય રીસાઇને ચાલ્યા જતા હતા. તેમને વૃષપર્વાએ શર્મિષ્ઠાને દેવયાનીની દાસી કરી

**दोहा०–अवशिचालिय वन रामपहँ, भरतमंत्र भलकीन्ह ॥**
**ते भाजन सुख सुयश के, बसहिं अमरपति ऐन ॥ १८५ ॥**

જે માણુસ યોગ્યાયોગ્યનો કાંઇ વિચાર નહી કરતાં પિતાનાં વચન પાળે છે તે સુખ તથા સુયશને પાત્ર થાય છે, અને તેનો નિવાસ સ્વર્ગમાં થાય છે. ૧૮૫

**चौ०–अवशि नरेश वचन फुर करहू, पालहु प्रजा शोक परिहरहू ॥**
**सुरपुर नृप पाइहि परितोषू, तुमकहँ सुकृत सुयश नहिंदोषू ॥**
**वेद विहित सम्मत सबहीका, जेहि पितु देइ सो पावै टीका ॥**
**करहु राज्य परिहरहु गलानी, मानहुँ मोर वचन हित जानी ॥**
**सुनि सुख लहब राम वैदेही, अनुचित कहब न पंडित केही ॥**
**कौशल्यादि सकल महतारी, तेउ प्रजा सुख होहिं सुखारी ॥**
**प्रेम तुम्हार राम कर जानहिं, सो सब विधि तुमसन भलमानहिं ॥**
**सौंपेहु राज्य रामके आये, सेवा करेहु सनेह सुहाये ॥**

તેટલા માટે તમે જરૂર મહારાજનું વચન સત્ય કરો, અને શોક તજી દઈ પ્રજાનું પાલન કરો; જેથી રાજા સ્વર્ગમાં સંતોષ પામશે અને તમોને સુકીર્તિ તથા પુણ્યો પ્રાપ્ત થશે; કાંઇ દોષ લાગશે નહી. ૧. વેદમાં પ્રકટ છે તથા સર્વની સમ્મતિ છે કે જેને પિતા રાજ્યતિલક આપે તેને જ મળે, મારાં વચનો હિતરૂપ જાણીને માનો અને ગ્લાનિ તજી દઇ રાજ્ય કરો. ૨. આ વાત સાંભળીને રામચંદ્રજી તથા સીતાજી પણ સુખ પામશે અને કોઇ પંડિત પણ તમે અયોગ્ય કર્યુ એમ નહી કહે. કૌશલ્યાદિ સઘળી માતાઓ પણ પ્રજાને સુખ થયું જાણી સુખી થશે. ૩. તેઓ તમારા રામચંદ્રજી પ્રત્યેના પ્રેમને જાણે છે તેથી સર્વ પ્રકારે તેઓ તમને સારાજ માનશે. જ્યારે રામ પાછા આવે ત્યારે તેમને રાજ્ય સોંપી સુંદર પ્રીતિથી તેમની સેવા કરજો. ૪.

આપી મનાવ્યા પછી દેવયાનીને યયાતી સાથે પરણાવતાં શર્મિષ્ઠા પણ તેની સાથે સોંપી. શુક્રાચાર્યે યયાતીને મના કરી હતી કે શર્મિષ્ઠા સાથે સંભોગ કરીશ નહી. તેમ છતાં રાજાએ તેની સાથે સંભોગ કરવાથી તેને કેટલાક પુત્ર થયા. આ વાત દેવયાનીએ પિતાને કહેવાથી શુક્રાચાર્યે યયાતીને શાપ દીધો કે તું વૃદ્ધ થઇ જા. તેથી તુરત રાજા વૃદ્ધ થઇ જવાથી તેણે શુક્રાચાર્યની ઘણી પ્રાર્થના કરી. તેથી શુક્રાચાર્યે કહ્યું કે જા તને કોઇ જુવાની આપશે તો તારૂં વૃદ્ધપણું તેને જશે. પછી રાજાએ દેવયાનીના પુત્રો પાસે જુવાની માગી પણ તેઓએ ન આપી, તેથી શર્મિષ્ઠાના પુત્રો પાસે માગતાં તેના નાના પુત્ર પુરૂએ જુવાની આપી. તેથી રાજાએ તેને રાજ્ય સોંપી દીધું. કેટલોક કાળ જતાં રાજાએ પોતાનું વૃદ્ધપણું પાછું લઇ પુરૂને તેની જુવાની પાછી આપી હતી. ( ભાગવત નવમા સ્કંધ ).

दोहा०—कीजियगुरुआयसुअवशि, कहहिंसचिवकरजोरि ॥
रघुपति आये उचितजस, तबतसकरबबहोरि ॥ १८६ ॥

મંત્રીઓ પણ હાથ જોડીને ભરતજીને કહેવા લાગ્યા કે—" તમે ગુરૂની આજ્ઞા પ્રમાણે અવશ્ય કરો. જ્યારે રામચન્દ્રજી પધારે ત્યારે જેમ યોગ્ય લાગે તેમ કરજો." ૧૮૬.

चौं०—कौशल्या धरि धीरज कहई, पुत्र पथ्य गुरु आयसु अहई ॥
सो आदरिय करिय हित मानी, तजिय विषाद काल गति जानी ॥
वन रघुपति सुरपुर नरनाहू, तुम इहि भाँति तात कदराहू ॥
परिजन प्रजा सचिव कह अंबा, तुमहीं सुत सबकर अवलंबा ॥
लखि विधि वाम काल कठिनाई, धीरज धरहु मातु बलिजाई ॥
शिरधरि गुरु आयसु अनुसरहू, प्रजा पालि पुरजन दुखहरहू ॥
गुरुके वचन सचिव अभिनन्दन, सुनत भरत हिय हितजनु चन्दन ॥
सुनी बहोरि मातु वर वानी, शील सनेह सरल रससानी ॥

કૌશલ્યાએ પણ ધીરજ ધરીને કહ્યું કે—" પુત્ર ! ગુરૂની આજ્ઞા યથાયોગ્ય છે, તે હિતકારી માની માથે ચઢાવી તે પ્રમાણે કરો અને કાળની ગતિ વિપરીત જાણીને શોકનો ત્યાગ કરો. ૧. રામચંદ્રજી વનમાં ગયા છે, રાજા સ્વર્ગમાં ગયા છે અને તમે આ પ્રમાણે ગભરાઓ છો. હે પુત્ર ! કુટુમ્બી જનો, પ્રજા, મંત્રીઓ અને સઘળી માતાઓ, એ સર્વનો આધાર તમેજ છો. ૨. વિધાતાને વાંકો જાણીને તથા કાળની કઠણાઇ જાણીને ધીરજ ધરો. માતા વારી જાય છે. ગુરૂની આજ્ઞા માથે ચઢાવી તે પ્રમાણે કરો અને પ્રજાનું પાલન કરીને નગરનાં માણસોનું દુઃખ હરો." ગુરૂનાં વચનો તથા મંત્રીઓનાં અભિનંદન સાંભળીને તે ભરતજીના હૃદયને ચંદન સમાન હિતકારી લાગ્યાં. પછી માની સરલ તથા શીલ સ્નેહરૂપી રસથી સીંચિત ઉત્તમ વાણી સાંભળીને. ૪.

छंद०—सानी सरलरसमातुबानी सुनिभरतव्याकुलभये ॥
लोचन सरोरुह स्रवत सिंचत विरह उर अंकुरनये ॥
सोदशा देखत समय तेहि विसरी सबहि सुधिदेहकी ॥
तुलसी सराहत सकल सादर सींवसहजसनेहकी ॥ १३ ॥

માતાની સરળ રસથી સીંચિત વાણી સાંભળીને ભરતજી વ્યાકુળ થઈ ગયા અને નેત્ર કમળથી ખરતાં આંસુ જાણે વિરહરૂપી નવા અંકુરને જળ સીંચન કરતાં હોય એવાં દીસવા લાગ્યાં. ભરતજીની તે સમયની દશા જોઇને સર્વના દેહની શુદ્ધિ જતી રહી અને સર્વ જણ આદર પૂર્વક ભરતજીના સહજ સ્નેહની સીમાનાં વખાણ કરવા લાગ્ય,. ૧૩.

सो०—भरत कमलकर जोरि, धर्म्म धुरन्धर धीरधरि ॥
वचन अमिय जनु बोरि, देत उचित उत्तर सबहि ॥ ७ ॥

પછી ધર્મધુરંધર ભરતજી ધીરજ ધરી હસ્ત કમળ જોડીને જાણે અમૃતમાં બોળેલાં હોય એવાં વચનોથી સર્વને યોગ્ય ઉત્તર આપવા લાગ્યા કે.૭.

चौ०—मोहिं उपदेश दीन्ह गुरु नीका, प्रजा सचिव सम्मत सबहीका ॥
मातु उचित पुनि आयसु दीन्हा, अवशि शीश धरि चाहियकीन्हा ॥
गुरु पितु मातु स्वामि हितबानी, सुनि मन मुदित करिय भल जानी ॥
उचित कि अनुचित किये विचारू, धर्म्मजाइ शिरपातक भारू ॥
तुमतो देहु सरल शिख सोई, जो आचरत मोर हित होई ॥
यद्यपि यह समुझत हौं नीके, तदपि होत परितोष न जीके ॥
अवतुम विनय मोरि सुनिलेहू, मोहिं अनुहरत शिखावन देहू ॥
उत्तर देउँ क्षमब अपराधू, दुखित दोष गुण गणहिं न साधू ॥

" મને ગુરૂએ રૂડો ઉપદેશ આપ્યો અને તે પ્રમાણે પ્રજાની, મંત્રીઓની અને સર્વની સમ્મતિ છે. વળી માતાએ પણ યોગ્ય આજ્ઞા કરી કે જે માથે ચઢાવી તે પ્રમાણે અવશ્ય કરવાને ચાહું છું. ૧. ગુરૂ, પિતા, માતા તથા સ્વામીની હિતકારી વાણી સાંભળીને તેને રૂડી જાણીને મનમાં આનંદ આણી તે પ્રમાણે કરવું જોઇએ. તેમાં ઘટિત અઘટિતનો વિચાર કરવાથી ધર્મ જાય અને માથે મોટું પાપ બેસે. ૨. તમો તો એવી સરળ શીખામણ આપો છો કે જે પ્રમાણે કરવાથી મારૂં ભલું થાય, એ જો કે હું સારી પેઠે સમજું છું, તોપણ મારા જીવને સંતોષ થતો નથી. ૩ હવે તમો મારી વિનતિ સાંભળી લ્યો, અને પછી મને ઘટિત શીખામણ આપજો. હું તમારી સામે ઉત્તર આપું છું તે અપરાધ માફ કરજો, સત્પુરૂષો દુઃખિત માણસના ગુણ દોષ ગણતા નથી. ૪.

दोहा०—पितुसुरपुरसिय राम बन, करनकहहुमोहिंराज ॥
इहि ते जानहु मोर हित, कै आपन बड़ काज ॥ १८७ ॥

પિતા સ્વર્ગે સીધાવ્યા છે, સીતા તથા રામ વનમાં ગયાં છે અને તમો મને રાજ્ય કરવાનું કહો છો. એ તે હું મારૂં હિત જાણું ? કે તમારૂં મોટું કાર્ય છે એમ જાણું ? ૧૮૭.

चो०—हित हमार सियपति सेवकाई, सो हरि लीन मातु कुटिलाई ॥
मैं अनुमानि दीख जग माहीं, आन उपाय मोर हित नाहीं ॥
शोक समाज राज कयहि लेखे, लषण राम सिय पदविनुदेखे ॥
वादि वसन विनु भूषण भारू, वादि विरति विनु ब्रह्म विचारू ॥
सरुज शरीर वादि बहु भोगा, विनु हरिभक्ति वादि जप योगा ॥
जाय जीव विनु देह सुहाई, वादि मोर सब विनु रघुराई ॥
जाउँ राम पहँ आयसु देहू, एकहि अंक मोर हितयेहू ॥
मोहिं नृपकरि आपन हित चहहू, सो सनेह जड़ता वश कहहू ॥

મારૂં હિત તો સીતાના પતિ રામચંદ્રજીની સેવા કરવી એજ છે, તે મારી કુટિલ માતાએ હરી લીધું છે, મેં વિચારીને નિશ્ચય કર્યો છે કે—જગતમાં એ વિના મારા હિતનો બીજો ઉપાય નથી. ૧. રામ, લક્ષ્મણ તથા સીતાનાં દર્શન વિના શોકના સમાજ જેવું રાજ તે શા લેખામાં છે ? વસ્ત્રો વિના ભારે આભૂષણો વૃથા છે, અને વૈરાગ્ય વિનાનો બ્રહ્મવિચાર પણ વૃથા છે. ૨. શરીર રોગી હોય તો બહુ ભોગ પણ વૃથા છે, હરિની ભક્તિ વિના જપ તથા યોગ વૃથા છે ને જીવ ગયા પછી સુંદર દેહ વૃથા છે. તેમ રામચંદ્રજી વિના મારે સર્વ કાંઇ વૃથાજ છે. ૩. હું રામની પાસે જાઉં, મને આજ્ઞા આપો. મારા હિતને વાસ્તે એજ એક ખરો અંક છે. મને રાજા બનાવી તમો તમારૂં હિત ઇચ્છોછો તે તમે સ્નેહ તથા જડતાને વશ્ય થઇને કહો છો. ૪.

दोहा०—कैकेयी सुत कुटिल मति, राम विमुख गतलाज ॥
तुमचाहतसुख मोहवश, मोहिंसें अधमकेराज ॥ १८८ ॥

હું કૈકેયીનો પુત્ર, કુટિલ બુદ્ધિવાળો, રામથી વિમુખ અને લજ્જા વગરનો છું. તો પણ મુજ સરખા અધમના રાજ્યથી તમે સુખ ઇચ્છો છો, તે કેવળ મોહને વશ થઇને જ ઇચ્છો છો. ૧૮૮.

चौ०—कहौं साँच सब सुनि पतियाहू, चाहिय धर्म्म शील नरनाहू ॥
मोहिं राज्य हठि देहहु जबहीं, रसा रसातल जाइहि तबहीं ॥

मोहिं समान को पापनिवासी, जेहि लगि सीय राम वनवासी ॥
राउ राम कहँ कानन दीन्हा, बिछुरतगमन अमरपुर कीन्हा ॥
मैं शठ सब अनरथ कर हेतू, बैठि बात सब सुनउँ सचेतू ॥
बिन रघुवीर विलोकिय वासू, रहे प्राण सहि जग उपहासू ॥
राम पुनीत विषय रस भखे, लोलुप भूपि भोगके भूखे ॥
कहँ लगि कहउँ हृदय कठिनाई, निदरि कुलिशजेहिलहि बड़ाई ॥

હું સાચું કહું છું તે સાંભળીને ખાત્રીથી માનજો કે રાજા તો ધર્મ શીલ જોઇએ. જો મને હઠ કરી રાજ્ય આપશો તો તેજ વખત પૃથ્વી ર-સાતળ જશે. ૧. મારા જેવો બીજો કોણ પાપના સ્થાનરૂપ છે કે જેને માટે સીતા તથા રામ વનવાસી થયાં છે! રાજાએ રામને વનવાસ આપ્યા-થી વિયોગ થતાંજ પોતે સ્વર્ગમાં ગયા. ૨. અને હું કે જે સર્વ અનર્થના કારણ રૂપ શઠ છું, તે બેઠો બેઠો સચેતપણે સર્વ વાતો સાંભળું છું. આ સ્થા-ન રામચંદ્રજી વિનાનું જોઇને મારા પ્રાણ રહ્યા છે. જગતની મેં હાંસીજ સહન કરી છે. ૩. વળી મારા પ્રાણ રામ રૂપી પવિત્ર વિષયરસપર અરૂ-ચિ ધરાવનારા છે અને રાજ્યના લોભી તથા ભોગના ભૂખ્યા છે. હું મારા હૃદયની કઠણાઇ કેટલી કહું! કે જેણે વજ્રની કઠણાઇનો પણ તિરસ્કાર ક-રીને પોતે મોટાઇ મેળવી છે. ૪.

दोहा०—कारण ते कारज कठिन, होय दोष नहिंमोर ॥
कुलिश अस्थि ते उपल ते, लोह करालकठोर ॥ १८९ ॥

પરંતુ એમાં મારો કાંઇ દોષ નથી, કેમકે કારણ કરતાં કાર્ય કઠીણ હોય છે, જેમ કે (દધીચિ રૂષિનાં) હાડકાંમાંથી ઉત્પન્ન થયેલું વજ્ર હાડકાં કરતાં તથા પથ્થરમાંથી ઉત્પન્ન થયેલું લોઢું પથ્થર કરતાં અત્યંત કઠોર હો-ય છે. (એજ પ્રમાણે કૈકેયી કરતાં મારામાં બધારે કઠોરતા છે. ૧૮૯.

चौ०—कैकेयी भव तनु अनुरागें, पामर प्राण अघाय अभागे ॥
जो प्रिय विरह प्राण प्रिय लागे, देखब सुनब बहुत अब आगे ॥
लषण राम सिय कहँ बन दीन्हा, पठइ अमरपुर पति हित कीन्हा ॥
लीन्ह विधवपन अपयश आपू, दीन्हेउ प्रजाहि शोक सन्तापू ॥
मोहिं दीन्ह सुख सुयश सुराजू, कीन्ह कैकयी सब कर काजू ॥
इहि ते मोर कहा अब नीका, तेहि पर देन कहहु तुम टीका ॥

कैकयि जठर जनमि जग माहीं, यहमोहिंकहँकछुअनुचितनाहीं ॥
मोर बात सब विधिहि बनाई, प्रजा पंच कत करहु सहाई ॥

કૈકેયીથી ઉત્પન્ન થયેલા મારા પ્રાણ શરીર પર પ્રીતિ રાખનારા, પામર, પાપી અને અભાગીયા છે. મારા પ્યારા રામચંદ્રજીનો વિયોગ થયા છતાં મને મારા પ્રાણ પ્રિય લાગ્યા તો હવે તે આગળ ઉપર ઘણાં કષ્ટ દેખશે તથા સાંભળશે. ૧ રામ, લક્ષ્મણ તથા સીતાને વનવાસ આપ્યો, પતિને સ્વર્ગમાં મોકલી તેમનું હિત કર્યું ! પોતે વિધવાપણું તથા અપયશ લીધાં ! પ્રજાને શોક તથા સંતાપ આપ્યાં. ૨. મને પણ આવું સુખ, સુયશ તથા સારૂં રાજ્ય આપ્યું !!! આ રીતે કૈકેયીએ સઘળાં કાર્ય કરી આપ્યાં છે !! તે ઉપરાંત તમે વળી રાજ્ય તિલક કરવાનું કહો છો ! આ કરતાં હવે મારૂં બીજું શું કલ્યાણ જોઇએ !!! હું કૈકેયીના ઉદરથી જન્મ્યો છું તેથી મારે માટે એમાંનું કાંઇ અયોગ્ય નથી. વિધાતાએ જ આ સઘળી વાત મારે વાસ્તે બનાવી છે તો પછી તમે પ્રજા તથા પંચ મળી શા માટે સહાયતા કરો છો ? ૪.

दोहा०–ग्रह गृहीत पुनि वात वश, तेहि पर बीछी मार ॥
ताहि पियाई वारुणी, कहहु कवन उपचार ॥ १९० ॥

એક તો ( કૈકેયીના ઉદરથી જન્મવા રૂપ ) કઠિણ ગ્રહ પીડે છે, તેમાં વળી ( પિતાના મરણ રૂપી ) સન્નિપાત થયો છે, ઉપરાંત ( રામ વનવાસ રૂપી ) વીંછી કરડયો અને તે ઉપરાંત વળી ( રાજ્ય રૂપી ) મદ્ય પાઓ છો. ત્યારે કહો કે હવે મારે બચવાનો બીજો કયો ઉપાય છે? ૧૯૦.

चौ०–कैकयि सुवन योग जग जोई, चतुर विरंचि दीन्ह मोहिं सोई ॥
दशरथतनय राम लघु भाई, दीन्ह मोहिं विधि वादि बड़ाई ॥
तुम सब कहहु कढ़ावन टीका, राय राज्य सबही कहँ नीका ॥
उतर देउँ केहि विधि केहि केही, कहहु सुखेन यथारुचि जेही ॥
मोहिं कुमातु समेत विहाई, यहो कांहि को कीन्ह भलाई ॥
मोहिं बिनु को सचराचर माहीं, जेहि सिय राम प्राण प्रिय नाहीं ॥
परमहानि सब कहँ बड़ लाहू, अदिन मोर नहिं दूषण काहू ॥
संशय शील प्रेमवश अहहू, सबै उचित सब जो कछु कहहू ॥

જગતમાં ( હું ) કૈકેયીના પુત્રને જે જોઇએ તે વિધાતાએ યોગ્યજ આપ્યું છે, પરંતુ મને દશરથનો પુત્ર ઉત્પન્ન કર્યો અને રામનો નાનો ભાઈ

ક્યો એ મોટાઈ વિધાતાએ મને વૃથાજ આપી છે. ૧. તમે મને રાજ્યતિ-લક કરવાનું કહો છો અને રાજ્ય આપી રાજા કહેવરાવવાનું તમો સર્વને સારૂં લાગે છે, પણ હું કોને કોને શી રીતે ઉત્તર આપું? માટે જેને જેવી રૂચિ હોય તે પ્રમાણે ભલેને સુખેથી કહો. ૨. હું તથા મારી માતા (કૈકેયી) વિના બીજા કોઈએ આવું સારૂં કર્યું છે? કહો. એક મારા સિવાય આ સચરાચર જગતમાં એવો કોઈ પણ છે કે જેને રામ તથા સી-તા પ્રાણપ્રિય ન હોય? ૩. મને મોટી હાનિ છે તે તમો સર્વને મોટો લ્હાવો છે, એ મારા દિવસજ વાંકા છે, એમાં કોઈનો દોષ નથી. તમો સર્વ સંશય, શીળ તથા પ્રેમને વશ્ય છો તેથી જે કહો છો, તે સર્વ યોગ્યજ છે. ૪.

दोहा०—राम मातु सुठि सरल चित, मोपर प्रेमविशेषि ॥
कहहिं स्वभाव सनेह वश, मोरि दीनता देखि ॥ १९१ ॥

રામનાં માતાજી કૌશલ્યા સુંદર સરળ ચિત્તવાળાં છે, અને તેમનો પ્રે-મ મારા પર વિશેષ છે, તેથી સ્વાભાવિક રીતેજ સ્નેહ વશ્ય થઈને તથા મારી દીનતા જોઈને તે પણ એમજ કહે છે. ૧૯૧.

चौ०—गुरु विवेक सागर जग जाना, जिनहिं विश्व कर बदर समाना ॥
मोकहँ तिलक साज सजिसोऊ, भा विधि विमुखविमुखसबकोऊ ॥
परिहरि राम सीय जग माहीं, कोइ न कहहिं मोर मत नाहीं ॥
सो मैं सुनव सहव सुख मानी, अन्तहु कीच तहाँ जहँ पानी ॥
डर न मोहिंजग कहहिं कि पोचू, परलोकहु कर नाहिंन शोचू ॥
एकै बड़ उर दुसह दवारी, मोहिंलागि भे सिय राम दुखारी ॥
जीवन लाहु लषण भलपावा, सब तजि रामचरण मनलावा ॥
मोर जन्म रघुवर वन लागी, झूँठ काह पछिताउँ अभागी ॥

વસિષ્ઠ ગુરૂ વિવેકના સમુદ્ર રૂપ છે, એ વાત જગપ્રસિદ્ધ છે અને જેને આ વિશ્વ હાથમાં બોર સમાન છે, તે પણ મને રાજ્યતિલક કરવા-ને વાસ્તે સઘળી તૈયારી કરી બેઠા છે. મને વિધાતા વાંકો થવાથી સર્વ કો-ઈ વાંકાજ થયા છે. ૧. રામ તથા સીતા સિવાય જગતમાં કોણ નહી કહે કે રામને વનવાસ આપવામાં મારી સંમ્મતિ નથી? તે સઘળું હું શાંત-પણે સાંભળીશ અને સહન કરીશ, પરંતુ અંતે જ્યાં પાણી હોય ત્યાંજ કીચડ થાય. ૨. જગત્ મને નીચ કહેશે તેનો ડર નથી, તેમ પરલોકનો પણ મને કાંઈ શોક નથી, પરંતુ મારે માટે સીતા તથા રામ દુઃખી થયાં

એ મારા હૃદયમાં એક દુઃસહ દાવાનળ લાગે છે. ૩. લક્ષ્મણજીએ પોતાના જીવતરનો ઘણો સારો લ્હાવો લીધો કે જેણે સર્વનો ત્યાગ કરી રામના ચરણોમાં મન લગાવ્યું. મારો જન્મ રામને વનવાસ દેવા માટે જ થયો છે, હું અભાગીયો શા માટે જૂઠો પસ્તાઉં છું ! ! ૪.

**દોહા૦—आपनि दारुण दीनता, सबहिं कहेउँ समुझाय ॥**
**देखे विनु रघुवीर पद, जियकी जरानि न जाय ॥ १९२ ॥**

હું સર્વને મારી દારૂણ દીનતા સમજાવીને કહું છું કે-રામચંદ્રજીનાં ચરણ કમળ જોયા વિના મારા જીવની બળત્રા મટવાની નથી. ૧૯૨.

**ચો૦—आन उपाय मोहिं नहिं सूझा, को जिय की रघुवर विनु बूझा ॥**
**एकहि अंक इहै मन माहीं, प्रातकाल चलिहौं प्रभु पाहीं ॥**
**यद्यपि मैं अनभल अपराधी, भइमोहीं कारण सकल उपाधी ॥**
**तदपि शरण सन्मुख मोहिं देखी, क्षमि सब करिहहिंकृपाविशेखी ॥**
**शील सकुच सुठि सरल स्वभाऊ, कृपा सनेह सदन रघुराऊ ॥**
**अरिहूक अनभल कीन्ह न रामू, मैं शिशु सेवक यद्यपि वामू ॥**
**तुम पे पाँच मोर भल मानी, आयसु आशिष देहु सुबानी ॥**
**ज्यहि सुनि विनयमोहिं जनजानी, आवहिं बहुरि राम रजधानी ॥**

એ સિવાય મને બીજો કાંઇ ઉપાય સૂજતો નથી, મારા મનની બળત્રા રામ વિના બીજો કોઈ જાણનાર નથી. ' પ્રાતઃકાળ થતાંજ રામની પાસે જઇશ ' એ એકજ નિશ્ચય મેં મનમાં કીધો છે. ૧. જો કે હું ખોટો તથા અપરાધી છું અને આ સઘળી ઉપાધી મારે માટે જ થઈ છે, તો પણ રામચંદ્રજી સન્મુખ શરણે આવતો દેખી મને સર્વ વાતે ક્ષમા કરશે, અને વિશેષ કૃપા કરશે. ૨. રામચંદ્રજી શીળવાન, સંકોચવાળા, સુંદર સરળ સ્વભાવવાળા અને કૃપા તથા સ્નેહના સ્થાન રૂપ છે, તેમણે શત્રુનું પણ ભૂંડું કર્યું નથી, તેથી જો કે હું બાળ સેવક તેમનો વિરોધી છું તો પણ ભૂંડું નહી કરે. ૩. માટે તમે પંચ મારૂં રૂડું ઇચ્છી મને આજ્ઞા આપો, તથા શુભ વાણીથી આશિષ દો કે જેથી રામચંદ્રજી મને પોતાનો દાસ જાણી મારી વિનતિ સાંભળીને પાછા આ રાજધાનીમાં આવે. ૪.

**દોહા૦—यद्यपि जन्म कुमातुते, मै शठ सदा सदोष ॥**
**आपन जानि न त्यागिहै, मोहिं रघुवीर भरोस ॥ १९३ ॥**

જો કે મારો જન્મ દુષ્ટ માતાના ઉદરથી થયો છે, અને હું શઠ તથા સર્વદા દોષિત છું, તો પણ રામચંદ્રજી મને પોતાનો ( દાસ ) જાણીને તજી દેશે નહી, એવો મને તેમનો ભરોંસો છે. ૧૯૩.

चौ०-भरत वचन सबकहँ प्रियलागे, राम सनेह सुधासम पागे ॥
लोग वियोग विषम दुखदागे, मंत्र सजीव सुनत जनुजागे ॥
मातु सचिव गुरु पुर नरनारी, सकल सनेह विकल भये भारी ॥
भरतहिं कहहिं सराहि सराहीं, राम प्रेम मूरति तनु आहीं ॥
तात भरत अस काहे न कहहू, प्राण समान राम प्रियअहहू ॥
जो पामर अपनी जडताई, तुमहिं सुगाइ मातु कुटिलाई ॥
सो शठ कोटिक पुरुष समेता, वसहिंकल्प शत नरकनिकेता ॥
अहि अघ अवगुणमणि नहिंगहई, हरै गरल दुख दारिद दहई ॥

જાણે રામચંદ્રજીના સ્નેહ રૂપી અમૃતમાં બોળી કાઢયાં હોય એવાં ભરતજીનાં વચનો સર્વને પ્રિય લાગ્યાં અને રામ વિયોગના વિષમ દુઃખથી દગ્ધ થયેલા લોકો ભરતજીની વાણી રૂપી મંત્ર સાંભળતાં સજીવન થઈ જાગૃત થયા હોય એવા જણાવા લાગ્યા. ૧. માતાઓ, મંત્રીઓ, ગુરૂ અને નગરનાં સ્ત્રી પુરૂષો સર્વ સ્નેહથી અત્યંત વિહ્વલ થયાં, અને ભરતજીનાં વખાણ કરી કરીને કહેવા લાગ્યાં કે 'ભરતજી કેવળ રામના પ્રેમનીજ મૂર્તિ છે.' ૨. તેઓ કહેવા લાગ્યાં કે–" તાત ! ભરતજી ! તમને રામ પ્રાણ સમાન પ્રિય છે તેથી તમે આવું કેમ ન કહો ? જે પામર જનો પોતાના અજ્ઞાનપણાથી કૈકેયીની કુટિલતામાં તમારી સમ્મતિ છે એમ કહેશે, ૩. તે શઠ જનો પોતાના કરોડો પિતૃઓ સમેત સો કલ્પપર્યંત નર્કમાં વાસ કરશે. મણિ સર્પના અવગુણ કે પાપનું ગ્રહણ નહી કરતાં ઉલટો ઝેર ચૂસી લઈ લોકોનાં દુઃખ તથા દારિદ્રનું દહન કરે છે. ૪.

दोहा०-अवशिचलिय वन रामपहँ, भरतमंत्र भलकीन्ह ॥
शोक सिन्धु बूडत सबहि, तुम अवलम्बनदीन्ह ॥ १९४ ॥

ભરતજી ! જરૂર રામની પાસે ચાલો, તમે બહુ સારો નિશ્ચય કર્યો છે, અને સર્વને શોક રૂપી સમુદ્રમાં બૂડતાં તમે આધાર આપ્યો છે," ૧૯૪.

चौ०-भा सबके मनमोद न थोरा, जनुघनधुनिसुनिचातकमोरा ॥
चलब प्रात सुनी निर्णय नीके, भरत प्राणप्रिय भये सबहीके ॥
मुनिहिं वन्दि भरतहिं शिरनाई, चले सकलघर विदाकराई ॥
धन्य भरत जीवन जगमाहीं, शील सनेह सराहत जाहीं ॥
कहहिं परस्पर भा बड काजू, सकल चलन कर साजहिं साजू ॥
जेहि राखहिं घर रहु रखवारी, सो जानै जनु गरदन मारी ॥

कोउ कह रहन कहिय नहिं काहू, को न चहै जगजीवनलाहू ॥
केहिन भाव लषण सिय राम, सबको प्रिय हिय सदासकामू ॥

જેમ મેઘની ગર્જના સાંભળી ચાતક તથા મોર આનંદ પામે તેમ સર્વના મનમાં અત્યંત આનંદ થયો, પ્રાતઃકાળે જવાનો નિશ્ચય સાંભળીને ભરતજી સર્વને પ્રાણુ સમાન પ્રિય લાગ્યા. ૧. સર્વ લોકો મુનિને વંદન કરી તથા ભરતજીને માથાં નમાવી આજ્ઞા લઇ ઘેર ચાલ્યા અને રસ્તે જતાં 'જગતમાં ભરતના જીવતરને ધન્ય છે' એમ કહી તેમનાં શીળ તથા સ્નેહનાં વખાણુ કરવા લાગ્યા. ૨. પરસ્પર કહેવા લાગ્યા કે 'ઘણું સારૂં કાર્ય થયું' પછી સર્વ લોકો સાથે જવાને તૈયારીઓ સજવા લાગ્યા. જેઓને રખવાળી કરવાને ઘેર રાખ્યા તેઓ તો જાણે ગર્દન મારી હોય એમ માનવા લાગ્યા. ૩. કેટલાક કહેવા લાગ્યા કે—ભાઇ! કોઇને રહેવાનું કહેશો નહી, કેમકે જગતમાં જીવ્યાનો લ્હાવો કોણુ ન ઇચ્છે? રામ, સીતા અને લક્ષ્મણુ કોને પ્રિય ન હોય? સર્વને પ્રિય છે અને સર્વને તેમનાં દર્શનની ઇચ્છા છે. ૪.

दोहा०—जरौ सुसम्पति सदनसुख, सुहृदमातु पितु भाय ॥
सन्मुखहोत जो रामपद, करै न सहज सहाय ॥ १९५ ॥

તે સુંદર સંપત્તિ, ઘર, સુખ, મિત્ર, માતા, પિતા અને ભાઇઓ બળી જાઓ કે જે રામનાં ચરણુ સન્મુખ થવામાં સ્વાભાવિક રીતે જ સહાયતા ન આપે." ૧૯૫.

चौ०—घर घर वाहन साजहिं नाना, हर्ष हृदय परभात पयाना ॥
भरत जाइ घर कीन्ह विचारू, नगर वाजि गज भवनभँडारू ॥
सम्पति सब रघुपति की आही, जो विनु यत्न चलौं तजिताही ॥
तौ परिणाम न मोरि भलाई, आप शिरोमणि स्वामी दोहाई ॥
करहिं स्वामि हित सेवक सोई, दूषण कोटि देइ किन कोई ॥
अस विचारि शुचि सेवक बोले, जे स्वप्नहु निज धर्म न डोले ॥
कहि सब मर्म धर्म सब भाषा, जो जेहि लायक सो तहँराखा ॥
करि सब यत्न राखि रखवारे, राम मातु पहँ भरत सिधारे ॥

ઘેર ઘેર લોકો અનેક પ્રકારનાં વાહનો સજ્જ કરવા લાગ્યા અને પ્રભાતમાં પ્રયાણુ કરવાનું હોવાથી હૃદયમાં હર્ષ પામવા લાગ્યા. ભરતજીએ ઘેર જઇ વિચાર કર્યો કે—'આ નગર, ઘોડા, હાથી, રાજભુવન અને ભંડાર, ૧. એ સર્વ સંપત્તિ રામચંદ્રજીની છે. માટે જો તેના રક્ષણુનો યત્ન કર્યા

વિના એમને એમજ મૂકીને જઈશ તો પરિણામે મારૂં ભલું નહિ થાય, અને હું મારા શિરોમણિ સ્વામીનો દ્રોહી થઈશ. ૨. ભલેને કોઈ કરોડો દૂષણ દે, પણ જે સ્વામીનું હિત કરે તેજ ખરો સેવક છે. એમ વિચાર કરી સ્વપ્નમાં પણ પોતાના સેવક ધર્મથી ડોલે નહી એવા પવિત્ર સેવકોને બોલાવ્યા. ૩. તેઓને સર્વ ધર્મની વાતો કહીને પોતાનો મર્મ (વિચાર) જણાવ્યો અને જેઓ જે કામને લાયક હતા તેઓને ત્યાં રાખ્યા. એ રીતે પ્રયત્નોથી રખવાળો રાખીને પછી ભરતજી કોશલ્યા પાસે ગયા. ૪.

**દોહા૦—आरत जननी जानि सब, भरत सनेह सुजान ॥**

**कहेउ सजावन पालकी, सुखद सुखासन यान ॥ १९६ ॥**

સ્નેહના સુજાણ ભરતજીએ સઘળી માતાઓને દુઃખિત જાણીને તેઓને વાસ્તે સુખદાયી સુખપાલો તથા પાલખીઓ વગેરે વાહનો તૈયાર કરવાની આજ્ઞા કરી. ૧૯૬.

**ચૌ૦—चक्रचक्रइ इव पुर नरनारी, चहत प्रात उर आरत भारी ॥**

**जागत सब निशि भयउ बिहाना, भरत बुलाए सचिव सुजाना ॥**

**कहेउ लेहु सब तिलक समाजू, वनहिं देव मुनि रामहिं राजू ॥**

**वेगि चलहु सुनि सचिव जोहारे, तुरत तुरँग रथ नाग सँवारे ॥**

**अरुन्धती अरु अग्नि समाजू, रथचढि चले प्रथम मुनिराजू ॥**

**विप्रवृन्द चढि वाहन नाना, चले सकल तप तेज निधाना ॥**

**नगर लोग सब सजि सजि याना, चित्रकूट कहँ कीन्ह पयाना ॥**

**शिविका सुभग न जाइँ बखानी, चढि चढि चलतं भई सबरानी ॥**

હૃદયમાં ભારે દુઃખવાળાં નગરનાં સ્ત્રી પુરૂષો ચકવા ચકવીઓની પેઠે પ્રાતઃકાળની રાહ જોવા લાગ્યાં, રાત જાગતાં પ્રભાત થયું એટલે ભરતજીએ સુજાણ મંત્રીઓને બોલાવ્યા. ૧. અને તેઓને કહ્યું કે–"રાજ્યાભિષેકની સર્વ સામગ્રી લ્યો, વસિષ્ઠમુનિ વનમાંજ રામને રાજ્ય આપશે માટે જલદી ચાલો" એ સાંભળી મંત્રીઓ જુહાર કરી આલ્યા અને તુરત ઘોડા, રથ તથા હાથીઓ શણગાર્યા. ૨. પ્રથમ વસિષ્ઠમુનિ પોતાની સ્ત્રી અરૂન્ધતી તથા અગ્નિ હોત્રનાં પાત્રો સહિત રથ પર ચઢીને ચાલ્યા, તેમની પછવાડે તપ તથા તેજના ભંડાર રૂપ બ્રાહ્મણ મંડળ અનેક પ્રકારનાં વાહનો પર સ્વાર થઈને ચાલ્યું. ૩. સર્વ નગરના લોકોએ પણ પોત પોતાનાં વાહનો સજી સજીને ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું સઘળી રાણીઓ વર્ણવી શકાય નહી એવી સુંદર પાલખીઓમાં ચઢી ચઢીને ચાલતી થઈ. ૪.

दोहा०–सौंपि नगर शुचि सेवकन्ह, सादर सबहिं चलाइ ॥
सुमिरि रामसिय चरणतब, चले भरत दोउ भाइ ॥ १९७ ॥

ભરત તથા શત્રુઘ્ન બન્ને ભાઈઓ, પવિત્ર સેવકોને નગર સોંપીને તથા સર્વ લોકોને આદર પૂર્વક ચલાવીને પોતે રામ તથા સીતાનાં ચરણોનું સ્મરણ કરીને ચાલ્યા. ૧૯૭.

चौ०–राम दरस बश सब नरनारी, जनु करिकरिणिचलेतकिवारी ॥
बन सिय राम समुझि मनमाहीं, सानुज भरत पयो हि जाहीं ॥
देखि सनेह लोग अनुरागे, उतरि चले रथ हय गज त्यागे ॥
जाइ समीप राखि निज डोली, राममातु मृदुवाणी बोली ॥
तातचढ़हु रथ बलि महतारी, होइहि प्रियपरिवार दुखारी ॥
तुम्हरे चलत चलहिं सब लोगू सकलशोककृशनहिंमग योगू ॥
शिरधरि वचन चरण शिरनाई, रथ चढि चलत भये दोउभाई ॥
तमसा प्रथम दिवस करिवासू, दूसर गोमति तीर निवासू ॥

રામનાં દર્શનની આતુરતા વાળાં સર્વ સ્ત્રી પુરૂષો જેમ હાથી તથા હાથીણીઓ જળ શોધતાં ચાલે તેમ ચાલવા લાગ્યાં. રામ તથા સીતા વનમાં છે એમ મનમાં સમજી ભરત તથા શત્રુઘ્ન પગપાળા ચાલવા લાગ્યા. ૧. તેઓનો આવો સ્નેહ જોઈ પ્રેમી લોકો ઘોડા, હાથી, તથા રથ તજી દઈ ઉતરીને ચાલ્યા. એવું દેખી કૌશલ્યા પોતાની પાલખી તેઓની પાસે લઈ જઈને કોમળ વાણીથી બોલ્યાં કે– ૨. "હે તાત! હું વારી જાઉં, તમે રથ પર ચઢો, તમને ચાલતા જોઈ સર્વ પ્રિય પરિવાર દુઃખી થાય છે. તમે રથ પર ચઢીને ચાલશો તો સર્વ લોકો પણ વાહનો પર ચઢીને ચાલશે, સઘળા શોકથી કૃશ્ય થઈ ગયેલા છે તેથી રસ્તે ચાલી શકવાને યોગ્ય નથી." ૩. એ સાંભળી માતાનાં વચનો માથે ચઢાવી તેમનાં ચરણોમાં માથાં નમાવી બન્ને ભાઈઓ રથમાં બેશીને ચાલ્યા. પેહેલો મુકામ તમસાને કિનારે કર્યો અને બીજો મુકામ ગોમતીને કિનારે કર્યો. ૪.

दोहा०–पयअहारफलअशनइक, निशिभोजनसबलोग ॥
करत राम हित नेम व्रत, परिहरि भूषण भोग ॥ १९८ ॥

સર્વ લોકો રાત્રે દૂધ પીને કે ફળ ખાઈને એકજ વાર આહાર કરતા હતા અને રામનાં દર્શનને વાસ્તે આભૂષણો તથા ભોગ વિલાસ છોડી દઈને નિયમો તથા વ્રતો કરતા હતા. ૧૯૮.

चौ०-सई तीर बसि चले बिहाने, शृंगबेर पुर सब नियराने ॥
समाचार सब सुने निषादा, हृदय विचार करै सविषादा ॥
कारण कवन भरत वन जाहीं, है कछु कपट भाव मनमाहीं ॥
जो पै जिय न होति कुटिलाई, तौ कत लीन्ह संग कटकाई ॥
जानहिं सानुज रामहि मारी, करौं अकण्टक राज्य सुखारी, ॥
भरत न राजनीति उर आनी, तब कलंक अब जीवन हानी ॥
सकल सुरासुर जुरहिं जुझारा, रामहिं समर न जीतन हारा ॥
का आश्चर्य भरत अस करहीं, नहिंविषवेलिअमियफलफलहीं ॥

પછી સઈ નદીના કિનારે રાત રહીને પ્રભાત થતાં ચાલ્યા તે સર્વ લોક શૃંગવેરપુર નજીક આવ્યા તે ખબર જાણતાં સર્વ ભીલ લોકો ખેદ પામીને હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે-૧. "ભરત શા કારણથી વનમાં જતા હશે; તેમના મનમાં કાંઇક કપટ ભાવ હશે. જો તેમના મનમાં કુટિલતા ન હોય તો આ કટકદળ પોતાની સાથે શા માટે લેઇ આવે ? ૨. તેણે ધાર્યું હશે કે લક્ષ્મણ તથા રામને મારી નાંખીને સુખી થઇ નિષ્કંટક રાજ્ય કરૂં, પણ ભરતજીએ હૃદયમાં રાજનીતિ આણી નથી. જો રાજ્ય કર્યું હોત તો કલંકજ લાગત, પણ હવે તો જીવની હાનિ થશે. ૩. કેમકે સર્વ દેવો તથા દૈત્યો મળીને રામચંદ્રજીની સામે ઝુઝે તોપણ તેઓ રામને જીતી શકે નહી. ભરત આવું કાર્ય કરે તેમાં આશ્ચર્ય પણ શું છે ? કેમકે ઝેરની વેલને અમૃતનાં ફળ ફળેજ નહી." ૪.

दोहा०-असविचारिगुहज्ञाति सन, कहेउसजगसबहोहु ॥
हथवासहुँ बोरहु तरणि, कीजिय घाटारोहु ॥ १९९ ॥

આમ વિચાર કરીને ગુહરાજાએ પોતાના જાતિલાઓને કહ્યું કે-" સર્વ સાવચેત થાઓ, અને હલેસાં મારવાના ચાટવા તથા નાવડાં ડૂબાવી દઇ સઘળા ઘાટ રોકીને ઉભા રહો. ૧૯૯.

चौ०-होहु सजाइल रोकहु घाटा, ठाटउ सकल मरण कै ठाटा ॥
सन्मुख लोह भरत सन लेहू, जियत न सुरसरि उतरन देहू ॥
समर मरण पुनि सुरसरि तीरा, राम काज क्षणभंगु शरीरा ॥
भरत भाइ नृप मैं जन नीचू, बडे भाग्य अस पाइय मीचू ॥
स्वामिकाज करिहौं रण रारी, लेइहौं सुयश भुवन दशचारी ॥
तजहुँ प्राण रघुनाथ निहोरे, दुहूँ हाथ मुद मोदक मोरे ॥

साधु समाज न जाकर लेखा, राम भक्तउर जासु न रेखा ॥
जाय जियत जग सो महि भारू, जननी यौवन विटप कुठारू ॥

તમો તૈયાર થઇ ઘાટ રોકો અને મરણીયા થઇ સઘળો ઠાઠ જમાવો, હથિયાર લઇ ભરતની સામે થાઓ અને કોઇને પણ ગંગા પાર જીવતો ઉતરવા દેશો નહી. યુદ્ધમાં મરવું છે અને તે પણ ગંગાજીને કિનારે તથા રામના કાર્યને અર્થે; આ શરીર ક્ષણભંગુરજ છે. ભરત રામનો ભાઇ છે તથા રાજા છે અને હું તો નીચ માણસ છું. માટે તેમની સામે લડતાં મરવું એ તો મોટા ભાગ્યની વાત છે. ૨. હું મારા સ્વામી રામચંદ્રજીને વાસ્તે રણમાં ઝૂઝીશ અને ચૌદે ભુવનમાં અચળ યશ મેળવીશ અથવા કાંતો રામચંદ્રજીને વાસ્તે પ્રાણ તજીશ. આ રીતે મારા બન્ને હાથમાં આનંદ લાડુ છે. * જેની સાધુઓના સમાજમાં ગણત્રી નથી તથા જેના હૃદયમાં રામની ભક્તિની રેખા નથી, તેનું જીવવું જગતમાં વૃથા છે, પૃથ્વીને ભાર રૂપ છે તથા તે તેની માતાના યૌવન રૂપી વૃક્ષનું છેદન કરનારી કુહાડી સમાન છે. ૪.

दोहा०—विगत विषादनिषादपुनि, सबहिं बढाय उछाह ॥
सुमिरि राममाँगेउ तुरत, तरकस धनुष सनाह ॥ २०० ॥

પછી ગુહરાજાએ ખેદ કરવો તજી દઇને સર્વનો ઉત્સાહ વધારી, રામનું સ્મરણ કરીને તુરત પોતાનાં તરકસ, ધનુષ તથા બખ્તર મંગાવ્યાં. ( ગુહે કહ્યું કે— ) ૨૨૦.

चौ०—वेगिहि भाइहु सजहु सँजोऊ, सुनि रजाय कदराय न कोऊ ॥
भले नाथ सब कहहिं सहर्षा, एकहि एक बढावहिं कर्षा ॥
चले निषाद जुहारि जुहारी, शूर सकल रण रुचै सुरारी ॥
सुमिरि रामपद पंकज पनहीं, भाथा बाँधि चढावहिं धनुहीं ॥
आंगरि पहिरि कूंडि शिर धरहीं, फरसाबाँस सेल सम करहीं ॥
एक कुशल अति ओड न खाडे, कूदहिं गगनमनहुक्षितिछाँडे ॥
निज निज साज समाज बनाई, गुहराउतहिं जुहारहिं जाई ॥
देखि सुभट सब लायक जाने, लै लै नाम सकल सम्माने ॥

" ભાઇઓ! જલદી યુદ્ધની તૈયારી કરો, મારી આજ્ઞા સાંભળીને કોઇ ડરશો નહી" એમ કહેતાં સર્વ ભીલો હર્ષ પૂર્વક " બહુ સારૂં મહારાજ"

* જીતીશ તો યશ મળશે અને મરીશ તો મુક્તિ મળશે.

કહીને એક બીજાનો ઉત્સાહ વધારવા લાગ્યા. ૧ સર્વ ગુહને જુહાર કરી ફરીને ચાલ્યા. તેઓ સઘળા શૂરા તથા દૈત્યોની પેઠે યુદ્ધ પર રૂચિ ધરાવનારા હતા. તેઓએ રામના ચરણ કમળની મોજડીઓનું સ્મરણ કરી ભાથા બાંધ્યા તથા ધનુષ ચઢાવ્યાં. ૨. વળી શરીરે બખ્તરો પેહેરીને માથા પર લોઢાના ટોપ ધારણ કર્યા. અને કુહાડા, ભાલા તથા બરછીઓ ઠીક કરવા લાગ્યા કેટલાએક ઢાલ તરવાર ખેલવામાં કુશળ તથા પૃથ્વી છોડીને આકાશમાં કૂદતા હતા. ૩. સર્વે પોત પોતાનો સર સામાન તૈયાર કરી ગુહરાજાની પાસે જઇને જુહાર કરવા લાગ્યા. ગુહે સઘળા સુભટોને જોઇ લાયક જાણીને સર્વનાં નામ દઇ દઈને સન્માન આપ્યું. ૪.

दोहा०—भाइहु लावहु धोख जनि, आजु काज बड मोहु ॥
सुनि सरोष बोले सुभट, वीर अधीर न होहु ॥ २०१ ॥

ગુહે કહ્યું—" ભાઇઓ ! આજ મારૂં ભારે કામ કરવાનું છે, માટે કોઇ દગો ઠરશો નહી." એ સાંભળી સુભટો ક્રોધ પૂર્વક બોલ્યા કે—" હે વીર ! અધીરા ન થાઓ. ૨૦૧.

चौ०—रामप्रताप नाथ बल तोरे, करहिं कटकविनुभटविनुघोरे ॥
जियत पाँव नहिं पाछे धरहीं, रूण्ड मुण्डमय मेदिनि करहीं ॥
दीख निषाद नाथ भल टोलू, कहेउ बजाउ जुझाऊ ढोलू ॥
इतना कहत छींक भइ बाँये, कहेउ शकुनियन्ह खेत सुहाये ॥
बूढ एक कह शकुन विचारी, भरतहिंमिलिय न होइहिरारी ॥
रामहिं भरत मनावन जाही, शकुन कहै अस विग्रह नाहीं ॥
सुनि गुह कहै नीक कह बूढा, सहसा करि पछिताहिं विमूढा ॥
भरत स्वभाव शील बिनु बूझे, बडिहित हानि जानि विनु जूझे ॥

હે નાથ ! અમો રામના પ્રતાપથી તથા તમારા બળથી આ ભરતનું કટકદળ યોદ્ધા વિનાનું તથા ઘોડા વિનાનું કરી નાંખીશું. અમે જીવતા સુધી પાછી પાની કરીશું નહી, અને પૃથ્વીને રૂંડમુંડમય કરી મૂકીશું. ૧. પછી ગુહરાજાએ પોતાનું સૈન્ય ઉત્તમ જોઇને કહ્યું કે—" લડાઇનું ઢોલ વગાડો." એટલું કહેતાંમાં ડાબી તરફ છીંક થઈ, ત્યારે શુકન જોનારા બોલ્યા કે ' છીંક સારી થઇ છે ' ૨. એક બૂઢો શુકનનો વિચાર કરીને બોલ્યો કે—' ભરતની સાથે મેળાપ કરો, લડાઈ થવાની નથી. ભરતજી રામને મનાવવાને જાય છે અને લડાઇ થવાની નથી, એમ શુકન બોલે છે."૩.

એ સાંભળી ગુહ બોલ્યો કે-" આ બુઢો ઠીક કહે છે; સાહસ કરવાથી મૂર્ખ જનો પસ્તાય છે; ભરતનાં શીળ તથા સ્વભાવ જાણ્યા વિના તેમની સામે ઝુઝવામાં હિતની મોટી હાનિ થાય. ૪.

दोहा०—गहहुघाटभटासिमिटिसब, लेउँमर्म्ममिलिजाइ ॥

बूझि मित्र अरिमध्यगति, तब तस करब उपाइ ॥ २०२ ॥

માટે તમે સર્વ યોદ્ધાઓ મળીને ઘાટ રોકો અને હું ત્યાં જઈ ભરતને મળીને તેમનો મર્મ લઇ આવુંછું. તે મિત્ર છે, શત્રુ છે કે સમાન ભાવવાળા છે તે જાણ્યા પછી યોગ્ય ઉપાય કરીશું. ૨૦૨

चौ०—लखब सनेह सुभाय सुहाये, बैर प्रीति नहिं दुरत दुराये ॥

अस कहि भेंट सँजोवन लागे, कन्द मूल फल खग मृग माँगे ॥

मीन पीन पाठीन पुराने, भरि भरि भार कहारन आने ॥

सकल साज सजि मिलन सिधाये, मंगल मूल शकुन शुभ पाये ॥

देखि दूरि ते कहि निज नामू, कीन्ह मुनीशहि दण्ड प्रणामू ॥

जानि राम प्रिय दीन्ह अशीशा, भरतहि कहेउ बुझाइ मुनीशा ॥

राम सखा सुनि स्यन्दन त्यागा, चले उतरि उमगत अनुरागा ॥

गाँव जाति गुह नाँव सुनाई, कीन्ह जुहारि माथ महिलाई ॥

તેમના સુંદર સ્વભાવથીજ સ્નેહ જણાઇ આવશે, વેર કે પ્રીતિ છૂપાવ્યાં છૂપાશે નહી." એમ કહીને ભેટની વસ્તુઓ સજવા લાગ્યો અને કંદ, મૂળ, ફળ, પક્ષીઓ તથા મૃગો મંગાવવા મંડયો. ૧. મોટી તથા પુષ્ટ માછલીઓ વગેરેના ભાર ભરી ભરીને ભોઇ લોકો લઇ આવ્યા. એ રીતે મળવાનો સાજ સજીને ગુહરાજા ચાલ્યો, તે વખત તેને મંગળમય સારા શુકનો થયા. ૨. વસિષ્ઠ મુનિને દૂરથી જોઇને ગુહરાજાએ પોતાનું નામ કહીને દંડવત્ પ્રણામ કર્યા. તેને રામનો પ્યારો જાણીને મુનિએ આશિષ દીધી અને તે વાત ભરતજીને કહી સમજાવી. ૩. ભરતજી ગુહને રામનો મિત્ર જાણીને રથપરથી ઉતરી પ્રેમથી ઉલટ આણી ચાલવા લાગ્યા. ગુહે પોતાનું ગામ, જાતિ તથા નામ કહી પૃથ્વીપર માથું મૂકી ભરતજીને જુહાર કર્યા. ૪

दोहा०—करत दण्डवत देखि तेहि, भरत लीन्ह उरलाय ॥

मनहुँ लषण सन भेट भइ, हर्ष न हृदय समाय ॥ २०३ ॥

તેને દંડવત્ કરતો જોઇને ભરતજીએ ઉઠાડીને છાતીએ લગાવી દીધો; જાણે લક્ષ્મણજીની ભેટ થઇ હોય તેમ તેમના હૃદયમાં હર્ષ સમાતો ન હતો. ૨૦૩

चौ०—भेटत भरत ताहि अति प्रीती, लोग सिहाहिं प्रेम की रीती ॥
धन्य धन्य ध्वनि मंगल मूला, सुर सराहि तेहि वर्षहिं फूला ॥
लोक वेद सब भाँतिहि नीचा, जासु छाँह छुइ लेइय सींचा ॥
तेहि भरि अंक राम लघु भ्राता, मिलत पुलक परि पूरित गाता ॥
राम राम कहि जो जमुहाहीं, तिनहिं न पाप पुंज समुहाहीं ॥
इहि तौ राम लाय उर लीन्हा, कुल समेत जग पावन कीन्हा ॥
कर्मनाश जल सुरसरि परई, तेहिको कहहु शीश नहिं धरई ॥
उलटा नाम जपत जग जाना, वालमीकि भे ब्रह्म समाना ॥

ભરતજી ગુહને ભેટતી વખતની તેમની અત્યંત પ્રીતિ જોઇને લોકો પ્રેમની રીતિનાં વખાણ કરવા લાગ્યા અને મંગળના મૂળરૂપ 'ધન્ય ધન્ય' શબ્દ થઇ રહ્યા. દેવતાઓ પણ પુષ્પવૃષ્ટિ કરી વખાણ કરવા લાગ્યા કે–૧. "લોક તથા વેદના મત પ્રમાણે જે સર્વ પ્રકારે નીચ જાતિ છે અને જેની છાયા લેતાં પણ સ્નાન કરવું પડે તે ભીલ રાજાને બાથમાં ઘાલીને મળતાં ભરતજીનાં ગાત્રો પૂરેપૂરાં રોમાંચિત થઇ જાયછે! ! ૨.જે માણસ બગાસું ખાતાં પણ 'રામ રામ' કહે છે તેને પાપોનો સમૂહ નડી શકતો નથી. આ ગુહને રામચંદ્રજીએ પણ છાતીએ લગાવી–મળીને જગતમાં તેને કુળ સહિત પવિત્ર કર્યો છે. ૩. જુઓ, કર્મનાશા નદીનું જળ ગંગાજીમાં પડે છે તો પણ તેને કોણ માથે ધરતું નથી ? સર્વ જગત જાણે છે કે વાલ્મીકિ મુનિ ઉલટું નામ ( મરા મરા ) જપતાં પણ બ્રહ્મ સમાન થયા છે. ૪.

दोहा०—श्वपच सबरखशयवनजड़, पामर कोल किरात ॥
राम कहत पावन परम, होत भुवन विख्यात ॥ २०४ ॥

ઢેડ ભંગી, સવર, ખસ, મ્લેચ્છ, મૂર્ખ, પામર, કોળી અને ભીલ વિગેરે ( નીચ ) લોકો પણ 'રામ રામ' જપતાં પરમ પવિત્ર થઈ જગતમાં વિખ્યાત થાય છે. ૨૦૪

चौ०—नहिं अचरज युग युग चलिआई, कोहि न दीन्ह रघुवीर बड़ाई ॥
राम नाम महिमा सुर कहहीं, सुनिसुनि अवध लोगसुखलहहीं ॥
राम सखहिं मिलि भरत सप्रेमा, पूँछहिं कुशल सुमंगल क्षेमा ॥
देखि भरत कर शील सनेहू, भानिषाद तेहि समय विदेहू ॥
सकुचि सनेह मोद मन बाढ़ा, भरतहिं चितवत इकटकठाढ़ा ॥
धरि धीरज पद वन्दि बहोरी, विनय सप्रेम करत करजोरी ॥

कुशल मूल पद पंकज देखे, मैं तिहुँकाल कुशल निज लेखे ॥
अब प्रभु परम अनुग्रह तोरे, सहित कोटि कुल मंगल मोरे ॥

એ વાતમાં કાંઇ નવાઇ જેવું નથી, કેમકે યુગે યુગથી એમ થતું આવ્યું છે; રામચંદ્રજીએ કોને મોટાઇ આપી નથી ?" આ પ્રમાણે દેવતાઓ રામ નામનો મહિમા ગાતા હતા, તે સાંભળી સાંભળીને અયોધ્યાના લોક સુખ પામવા લાગ્યા. ૧. ભરતજી પ્રેમે સહિત ગુહને મળીને તેને મંગળમય ક્ષેમ કુશળ પૂછવા લાગ્યા. ભરતજીનો સ્નેહ તથા શીળ જોઇને તે સમયે ગુહરાજા દેહનું ભાન પણ ભૂલી ગયો. ૨. ગુહરાજાના મનમાં સંકોચ,* પ્રેમ [1] તથા આનંદ વ્યાપ્યો અને એકી દૃષ્ટિએ ભરતજીને જોતો ઉભો રહ્યો. પછી ધીરજ ધરી ચરણોમાં પ્રણામ કરી હાથ જોડીને પ્રેમ પૂર્વક વિનતિ કરવા લાગ્યો કે- ૩. "હે પ્રભુ! કુશળતાના મૂળરૂપ તમારાં ચરણ કમળનાં દર્શન પામીને ત્રણે કાળમાં પોતાને કુશળ માનતો હતો અને હવે તો તમારી અત્યન્ત કૃપાથી મારૂં તથા મારી કરોડો પેઢીઓનું મંગળ થયું છે. ૪.

दोहा०—समुझि मोरि करतूति कुल, प्रभु मिहमा जिय जोइ ॥
जो न भजै रघुवीर पद, जग विधि वंचक सोइ ॥ २०५ ॥

મારી કરણી તથા કુળનો વિચાર કરીને તથા ભગવાનનો મહિમા જાણી લઇને જે રામચંદ્રજીનાં ચરણોનું ભજન કરે નહી તે જગતમાં વિધાતાને ઠગનારોજ છે એમ સમજવું. ૨૦૫.

चौ०—कपटी कायर कुमति कुजाती, लोक वेद बाहर सब भाँती ॥
राम कीन्ह आपन जबही ते, भयउँ भुवन भूषण तबही ते ॥
देखि प्रीति सुनि विनय सुहाई, मिले बहोरि लषण लघु भाई ॥
कहि निषाद निज नाम सुबानी, सादर सकल जुहारी रानी ॥
जानि लषण सम देहिं अशीशा, जियहु सुखी सतलाख बरीशा ॥
निरखि निषाद नगर नर नारी, भये सुखी जनु लषण निहारी ॥
कहहिं लहेउ यह जीवन लाहू, भेंटेउ राम भाइ भरि बाहू ॥
सुनि निषाद निज भाग्य बड़ाई, प्रमुदित मन लै चलेउ लिवाई ॥

હું કપટી, કાયર, કુમતિવાળો, કુજાતિ અને સર્વ પ્રકારે લોક તથા

* સંકોચ એટલા વાસ્તે કે આવા ભરતજીને માટે મેં ખરાબ વિચાર કર્યો હતો ૧ પ્રેમ એ વાતનો કે ભરતજી સુખ પૂર્વક મળ્યા. ૨ આનંદ એકે લડાઇની ચિંતા દૂર થઇ.

વેદથી બહાર છું, તેને જ્યારથી રામચંદ્રજીએ પોતાનો કર્યો છે ત્યારથી હું જગતના ભૂષણ રૂપ થયો છું." ૧. ગુહરાજાની પ્રીતિ જોઇને તથા સુંદર વિનતિ સાંભળીને તેને શત્રુઘ્ન પણ મળ્યા. પછી ગુહે સુંદર વાણીથી પોતાનું નામ કહીને આદર પૂર્વક સઘળી રાણીઓને પણ જુહાર કર્યા. ૨.

રાણીઓએ તેને લક્ષ્મણજી સમાન ગણીને આશિષ દીધી કે "સુખ પૂર્વક કરોડ વરસ પર્યંત જીવો." અયોધ્યાનાં સ્ત્રી પુરૂષો ગુહને જોઇને જેમ લક્ષ્મણજીને નિહાળીને સુખી થાય તેમ સુખી થયાં. ૩. તેઓ કહેવા લાગ્યાં કે-"જગતમાં જીવનનો લ્હાવો તો ગુહેજ લીધો કે જેને રામના ભાઇઓ બાથ ભરીને ભેટયા." આ રીતે પોતાના ભાગ્યની મોટાઇ સાંભળી ગુહરાજા આનંદિત મનથી સર્વને પોતાની સાથે લઇને ચાલ્યો. ૪.

दोहा०—सनकारे सेवक सकल, चले स्वामि रुख पाइ ॥
घर तरु तर सर बाग वन, वासबनायउ जाइ ॥ २०६ ॥

ગુહે પોતાના સઘળા સેવકોને ઇશારત કરતાં સ્વામીની રૂખ જાણી લઈ તેઓ પણ ત્યાંથી ચાલ્યા. અને મેહેમાનોને વાસ્તે વૃક્ષો નીચે, સરોવર પર, બાગમાં તથા વન નજીક ઘરો તથા ઉતારા બનાવવા લાગ્યા. ૨૦૬.

चौ०—श्रृंगवेर पुर भरत दीख जब, मे सनेह वश अंग शिथिल तब ॥
सोहत दिये निषादहि लागू, जनु तनु धरे विनय अनुरागू ॥
इहिविधि भरत सेन सब संगा, दीख जाइ जग पावनि गंगा ॥
राम घाट कहँ कीन्ह प्रणामा, भा मन मुदित मिले जनु रामा ॥
करहिं प्रणाम नगर नर नारी, मुदित ब्रह्ममय वारि निहारी ॥
करि मज्जन माँगहिं करजोरी, रामचन्द्र पद प्रीति न थोरी ॥
भरत कहेउ सुरसरि तव रेनू, सकल सुखद सेवक सुरधेनू ॥
जोरि पाणि वर माँगौं एहू, सीय राम पद सहज सनेहू ॥

જ્યારે શૃંગવેર પુર ભરતજીએ જોયું ત્યારે સ્નેહ વશ્ય થવાથી તેમનાં અંગ શિથિળ થઈ ગયાં, તે ગુહના ખભા પર હાથ મૂકીને ચાલતાં જાણે મૂર્તિમાન વિનય તથા અનુરાગ હોય તેવા શોભતા હતા. ૧. આ પ્રમાણે સર્વ સેના સહિત ભરતજીએ જઈને જગતને પવિત્ર કરનારી ગંગાજીનાં દર્શન કર્યાં અને રામઘાટને પ્રણામ કરતી વખત જાણે રામચંદ્રજી પોતાને મળ્યા હોય એવી રીતે તેમનું મન આનંદિત થઈ ગયું. ૨. અયોધ્યાનાં સ્ત્રી પુરૂષોએ ગંગાજીનું બ્રહ્મમય જળ જોઇને પ્રણામ કર્યો અને પછી તેમાં સ્નાન

કરી હાથ જોડીને માગવા લાગ્યાં કે " અમારી રામચંદ્રજી પર અત્યંત પ્રીતિ રહો. " ૩. ભરતજી બોલ્યા કે " હે દેવગંગા ! તમારી રજ સર્વને સુખદાયી છે તથા સેવક જનોને તમે કામદુઘા રૂપ છો. હું હાથ જોડીને તમારી પાસે વરદાન માગું છું કે " મને રામ તથા સીતાનાં ચરણોમાં સ્વાભાવિક સ્નેહ રહો. " ૪.

**दोहा०—इहि विधिमज्जनभरतकरि, गुरु अनुशासनपाइ ॥**
**मातु नहानी जानि सब, डेरा चले लिवाइ ॥ २०७ ॥**

આ પ્રમાણે ભરતજીએ ગંગાજીમાં સ્નાન કર્યું તથા સઘળી માતાઓએ પણ સ્નાન કર્યું જાણી ગુરૂની આજ્ઞા થતાં ત્યાંથી ડેરા ઉપાડી ચાલ્યા.૨૦૭.

**चौ०—जहँ तहँ लोगन्ह डेरा कीन्हा, भरत शोध सबही कर लीन्हा ॥**
**गुरु सेवा करि आयसु पाई, राम मातुपहँ गये दोउ भाई ॥**
**चरण चापि कहि कहि मृदुबानी, जननी सकल भरत सन्मानी ॥**
**भाइहि सौंपि मातु सेवकाई, आप निषादहि लीन्ह बुलाई ॥**
**चले सखा कर सों कर जोरे, शिथिल शरीर सनेह न थोरे ॥**
**पूँछत सखहिं सो ठाँव दिखाऊ, नेकु नयन मन जरनि जुड़ाऊ ॥**
**जहँ सिय राम लषण निशि सोये, कहत भरे जल लोचन कोये ॥**
**भरत वचन सुनि भयउ विषादू, तुरत तहाँ लै गयउ निषादू ॥**

જ્યાં જ્યાં લોકોએ ઉતારાં કર્યા હતા તે સઘળાઓની તપાસ ભરતજીએ કરી, પછી ગુરૂની સેવા કરી તેમની આજ્ઞા પામી બન્ને ભાઇ કૌશલ્યાજી પાસે ગયા. ૧. ભરતજીએ ચરણો ચાંપી કોમળ વચનો કહી કહીને સઘળી માતાઓનું સન્માન કર્યું. પછી માતાઓની સેવા શત્રુઘ્નને સોંપી પોતે ગુહ રાજાને તેડાવ્યો. ૨. અને મિત્ર ગુહનો હાથ પકડીને ચાલ્યા. ભરતજીના અત્યંત પ્રેમને લીધે તેમનું શરીર શિથિલ થઇ ગયું હતું. પછી તે ગુહને પૂછવા લાગ્યા કે–" જ્યાં રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી પોઢયાં હતાં તે સ્થળ મને દેખાડો કે તે મારાં નેત્રોથી જોઇ મનની બળતરાને શાંત પાડું. " એમ કહેતાં કહેતાં ભરતજીનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. ભરતજીનાં વચનો સાંભળી શોકાતુર થયેલો ગુહરાજા તુરત તે સ્થળે લઇ ગયો. ૩–૪.

**दोहा०—जहँ शिंशुपा पुनीत तरु, रघुवर किय विश्राम ॥**
**अति सनेह सादर भरत, कीन्हेउ दण्ड प्रणाम ॥ २०८ ॥**

જ્યાં શીશમના પવિત્ર વૃક્ષ નીચે રામચંદ્રજીએ વિશ્રામ કર્યો હતો ત્યાં જઈ ભરતજીએ આદરપૂર્વક અત્યંત પ્રેમથી દંડવત્ પ્રણામ કર્યા.૨૦૮.

चौ०–कुश साथरी निहारि सुहाई, कीन्ह प्रणाम प्रदक्षिण लाई ॥
चरण रेणु रज आँखिन लाई, बनै न कहत प्रीति अधिकाई ॥
कनक बिन्दु दुइ चारिक देखे, राखे शीश सीय सम लेखे ॥
सजल विलोचन हृदय गलानी, कहत सखासन वचन सुबानी ॥
श्रीहत सीय विरह द्युति हीना, यथा अवध नर नारि मलीना ॥
पिता जनक देउँ पटतर केही, करतल भोग योग जग जेही ॥
श्वशुर भानुकुल भानु भुआलू, जेहि सिहात अमरावति पालू ॥
प्राणनाथ रघुनाथ गुसाँई, जो बड़ होत सो राम बड़ाई ॥

ભરતજીએ સુંદર દર્ભની શય્યા નિહાળી તેની પ્રદક્ષિણા કરીને પ્રણામ કર્યા, અને રામનાં ચરણની રજ આંખ્યોએ લગાવી. તે વખતના તેમના પ્રેમની અધિકતા વર્ણવી શકાય તેમ નથી. ૧. સીતાજીનાં વસ્ત્રોમાંથી પડેલા બે ચાર સોનેરી તાર જોઈ તેને સીતાજી સમાન ગણીને ભરતજીએ માથે ચઢાવ્યા. નેત્રો સજળ થયેલા તથા હૃદયમાં ગ્લાનિ પામેલા ભરતજી સુંદર વાણીથી ગુહ મિત્ર પ્રત્યે બોલ્યો કે–૨. " જેમ અયોધ્યાનાં સ્ત્રી પુરૂષો મલીન થઇ ગયાં છે તેમ આ સોનેરી તાર પણ સીતાજીના વિરહથી નિસ્તેજ થઇ શોભા વિનાના બની ગયા છે. જેને કોઇ પણ ઉપમા આપી શકાય નહી અને જગતમાં જેટલા ભોગ તથા યોગ છે તે જેની હથેળીમાંજ છે, એવા જનક રાજા જેના પિતા છે, ૩. ઇંદ્રપણ જેનાં વખાણ કરે છે. એવા સૂર્ય વંશના સૂર્યરૂપ દશરથરાજા જેના સસરા છે; જેની મોટાઇથીજ સર્વ કોઇ મોટા થાય છે એવા રામચંદ્રજી જેના પ્રાણ પતિ છે, ૪.

दोहा०–पति देवता सुतीय मणि, सीय साथरी देखि ॥
बिदरत हृदय न हहरिमम, पवितें कठिन विशेषि ॥ २०९ ॥

અને સારી સ્ત્રીઓમાં તથા પતિવ્રતાઓમાં જે શિરોમણિ છે, એવાં સીતાજીની આ શૈય્યા જોઇને પણ મારૂં હૃદય હડહડીને ફાટી જતું નથી: તેથી તે વજ્ર કરતાં પણ વિશેષ કઠોર છે. ૨૦૯.

चौ०–लालन योग लखुलोन, मे न भाइ अस अहहिं न होने ॥
पुरजन प्रिय पितु मातु दुलारे, सिय रघुवीरहि प्राण पियारे ॥
मृदुमूरति सुकुमार स्वभाऊ, तातिं वायु तनु लागि नकाऊ ॥

तेवन वसहिं विपति सब भाँती, निदरे कोटि कुलिश यह छाती ॥
राम जनमि जग कीन्ह उजागर, रूप शील सुख सब गुणसागर ॥
पुरजन परिजन गुरु पितु माता, राम स्वभाव सबहिं सुखदाता ॥
वैरिउ राम बड़ाई करहीं, बोलनिमिलनिविनयमनहरहीं ॥
शारद कोटि कोटि शत शेषा, करि न सकहिंप्रभुगुणगणलेखा ॥

લાડ કરવા યોગ્ય સુંદર મારા નાના ભાઈ લક્ષ્મણજી કે જેના જેવો કોઈ થયો નથી કે થવાનો પણ નથી, અયોધ્યાના લોકોને પ્રિય છે, માતા પિતાના પ્યારા પુત્ર છે, સીતા તથા રામના પ્રાણપ્યારા છે, ૧. કોમળ દેહવાળા, સુકુમાર સ્વભાવ વાળા અને જેના શરીરે કદી પણ ઉનો પવન લાગ્યો નથી તે લક્ષ્મણજી સર્વ પ્રકારનાં કષ્ટો સહન કરીને વનમાં વસે છે!! આ મારી કઠોર છાતી કરોડો વજ્રનો પણ તિરસ્કાર કરે એવી છે. ૨. રૂપ, શીળ, સુખઆદિ સર્વ ગુણોથી સર્વોત્કૃષ્ટ એવા રામચંદ્રજીએ દેહ ધરીને જગતને પ્રકાશિત કર્યું છે; નગરના લોકો, કુટુમ્બીઓ, ગુરૂ તથા માતા પિતાદિક સર્વને રામનો સ્વભાવ સુખ દાયક લાગે છે. ૩. શત્રુઓ પણ તેમની પ્રશંસા કરે છે, તેમની વાણી મેળાપ, વિનય એ મનને હરી લે એવાં છે, રામચંદ્રજીના ગુણોના સમૂહનું લેખું કરોડો શારદાઓ તથા કરોડો શેષનાગો એકઠા મળે તો પણ કરી શકે તેમ નથી. ૪.

दोहा०—सुख स्वरुप रघुवंश मणि, मंगल मोद निधान ॥
तेसोवतकुशडासिमहि, विधिगतिअतिबलवान ॥ २१० ॥

જે પોતે સુખ સ્વરૂપ છે, રઘુવંશના મણિરૂપ છે, મંગળ તથા આનંદના ભંડાર રૂપ છે, તે રામચંદ્રજી પૃથ્વીપર દર્ભની સાથરીમાં સુએ છે!! વિધાતાની ગતિ ઘણીજ બળવાન છે. ૨૧૦.

चौ०—राम सुना दुख कान न काऊ, जीवन तरु जिमि जुगवत राऊ ॥
पलकनयनफणिमणिजेहिभाँती, जुगवहिं जननिसकल दिनराती ॥
ते अब फिरत विपिन पदचारी, कन्द मूल फल फूल अहारी ॥
धिक कैकेयि अमंगल मूला, भइसि प्राण प्रीतम प्रतिकूला ॥
मैं धिकधिक अघउदधिअभागी, सब उत्पात भयउ जेहि लागी ॥
कुल कलंक करि सृजेउ विधाता, साइँद्रोह मोहिं कीन्ह कुमाता ॥
सुनि सप्रेम समुझाव निषादू, नाथकरिय कत बादिविषादू ॥
रामतुमहिं प्रिय तुम प्रियरामहिं, यह निर्दोष दोष विधि वामहिं ॥

રામચંદ્રજીએ કદીપણ દુઃખ કાને સાંભળ્યું પણ નથી. દશરથ રાજા જેની જીવનના વૃક્ષની પેઠે સંભાળ રાખતા હતા, અને પોપચાં જેમ નેત્રોની સંભાળ રાખે છે તથા સર્પ જેમ મણિની સંભાળ રાખે છે તેવી રીતે સઘળી માતાઓ રાત દિવસ જેની સંભાળ રાખતી હતી, ૧. તે રામચંદ્રજી હાલ કંદમૂળ, ફળ ફૂલનો આહાર કરીને પગપાળા વનમાં ફરે છે!! અમંગળના મૂળરૂપ કૈકેયીને ધિક્કાર છે કે જે પોતાના પ્રાણ પ્રિયતમ (દશરથ) ને પ્રતિકૂળ થઇ!! ૨. હું અભાગીયો પાપના સમુદ્ર રૂપ કે જેને માટે આ સઘળો ઉત્પાત્ત થયો છે તેને ધિક્કાર છે, ધિક્કાર છે! મને વિધાતાએ કુળના કલંક રૂપ ઉત્પન્ન કર્યો છે, અને મારી દુષ્ટ માતાએ મને સ્વામી દ્રોહી કર્યો છે." ૩. આ રીતે ભરતજીના વિલાપ સાંભળી ગુહરાજા પ્રેમ પૂર્વક સમજાવવા લાગ્યો કે–"નાથ! તમે વૃથા શોક શા માટે કરો છો? તમને રામ પ્રિય છે અને રામને તમે પ્રિય છો એ વાત નક્કી છે; કેવળ વાંકા વિધાતાનોજ દોષ છે. ૪.

छंद०–विधिबामकीकरणीकठिनजोहिमातुकीन्हीबावरी ॥
तेहिराति पुनि पुनि करहिं प्रभु सादर सराहन रावरी ॥
तुलसी न तुम सों रामप्रीतम कहत हौं सौं हैं किये ॥
परिणाम मंगल जानि अपने आनिये धीरज हिये ॥ १३ ॥

વાંકા વિધાતાની કરણીજ કઠણ છે કે જેણે માતાઓને બ્હાવરી બનાવી દીધી છે. જે રાતે રામચંદ્રજી અહીં રહ્યા હતા તે રાતે પ્રભુ પ્રેમથી વારંવાર તમારી પ્રશંસા કરતા હતા; હું સોગંદ ખાઇને કહું છું કે રામ ચંદ્રજીને તમારા સમાન બીજો કોઇ પણ પ્રિય નથી, માટે અંતે રૂડુંજ થશે. એમ જાણીને હૃદયમાં ધીરજ આણો. ૧૩.

सो०–अन्तर्यामी राम, सकुच सप्रेम कृपायतन ॥
चलिय करिय विश्राम, यह विचार दृढ़ आनि मन ॥ ८ ॥

રામ અંતર્યામી છે, સંકોચવાળા છે, પ્રેમી છે અને કૃપાનિધાન છે. એવો વિચાર દ્રઢ રીતે મનમાં આણીને ચાલો અને વિશ્રામ કરો." ૮.

चौ०–सखा बचन सुनि उरधरि धीरा, बास चले सुमिरत रघुबीरा ॥
यह सुधि पाइ नगर नर नारी, चले बिलोकन आरत भारी ॥
प्रदक्षिणहिं करि करहिं प्रणामा, देहिं कैकयिहि खोरि निकामा ॥
भरि भरि बारि बिलोचन लेहीं, बाम बिधातहि दूषण देहीं ॥

एक सराहहिं भरत सनेहू, कोउ कह नृपति निबाहेउ नेहू ॥
निन्दहिं आपु सराहि निषादहि, को कहि सकै बिमोह बिषादहि ॥
इहि बिधि राति लोग सब जागा, भा भिनुसार उतारा लागा ॥
गुरुहिं सुनाव चढ़ाइ सुहाई, नई नाव सब मातु चढ़ाई ॥
दण्ड चारि महँ भा सब पारा, उतरि भरत तब सबहिं सँभारा ॥

પોતાના મિત્ર ગુહનાં એવાં વચનો સાંભળી હૃદયમાં ધીરજ ધરી ભરતજી, રામનું સ્મરણ કરતા નિવાસ સ્થાને ચાલ્યા. આ ખબર જાણતાં નગરનાં સ્ત્રી પુરૂષો બહુજ દુઃખી થતાં રામની શય્યા જોવા ચાલ્યાં. ૧. શય્યાને પ્રદક્ષિણા કરી પ્રણામ કરી કરીને કૈકેયીને વૃથા દોષ દેવા લાગ્યાં, અને નેત્રોમાં આંસુ ભરી ભરીને પ્રતિકૂળ થયેલા વિધાતાને પણ દૂષણ દેવા લાગ્યાં. ૨. કેટલાંક ભરતજીનો પ્રેમ વખાણતાં હતાં, એકલાંક દશરથ રાજાએ પ્રેમ નિભાવ્યો તેની વાતો કરવા લાગ્યાં, અને કેટલાંક પોતાની નિંદા કરી ગુહનાં વખાણ કરતાં હતાં. તે સમયના ખેદનું વર્ણન કોઇથી કરી શકાય તેમ નથી. ૩. એ રીતે વાતો કરતાં સર્વ લોક આખી રાત જાગ્યાં. એટલામાં પ્રભાત થતાં નદી ઉતરવાની તૈયારી થવા લાગી. એક સુંદર નાવમાં ગુરૂને ચઢાવી બીજા નવા નાવમાં સઘળી માતાઓને ચઢાવી. એ રીતે ચાર ઘડીમાં સર્વ કોઈ નદી પાર ઉતર્યા, એટલે ભરતજીએ સર્વની સંભાળ લીધી. ૪.

दोहा०—प्रातक्रिया करि मातुपद, वन्दि गुरुहिं शिरनाइ
आगे किये निषादगण, दीन्हेउ कटक चलाइ ॥ २११ ॥

પછી ભરતજીએ પ્રાતઃકર્મ કરી. માતાઓનાં ચરણોનું વંદન કરી ગુરૂને પગે લાગી, ભીલ લોકોને આગળ કરીને સઘળું કટકદળ ચલાવી દીધું. ૨૧૧.

चौ०—कियउ निषाद नाथ अगुआई, मातु पालकी सकल चलाई ॥
साथ बुलाइ भाइ लघु लीन्हा, विप्रन सहित गमन गुरु कीन्हा ॥
आप सुरसरिहिं कीन्ह प्रणामू, सुमिरे लषण सहित सिय रामू ॥
गवने भरत पयादेहि पाये, कोतल संग जाहिं डोरिआये ॥
कहहिं सुसेवक बारहिं बारा, होइय नाथ अश्व असवारा ॥
राम पयादेहि पाँव सिधाये, हम कहँ रथ गज बाजि नभाये ॥
शिर भर जाउँ उचित असमोरा, सब ते सेवक धर्म कठोरा ॥
देखि भरत गति सुनि मृदुबानी, सब सेवक गण करहिं गलानी ॥

ગુહરાજાને કટકદળનો આગેવાન કરીને માતાઓની સઘળી પાલખીઓ ચલાવી. ભરતજીએ શત્રુઘ્નને પોતાની જોડે લઈ લીધા અને બ્રાહ્મણો સહિત વસિષ્ઠ ગુરૂ પણ રવાના થયા. ૧. ભરતજીએ ગંગાજીને પ્રણામ કરી લક્ષ્મણજી સહિત સીતા તથા રામનું સ્મરણ કરી પગપાળા ચાલવા માંડયું અને કોતળ ઘોડાને સાથે દોરી લઇને સેવકો ચાલ્યા. ૨. સેવકો વારંવાર કહેવા લાગ્યા કે–" નાથ! ઘોડાપર સ્વાર થાઓ. " ત્યારે ભરતજી બોલ્યા કે " રામચંદ્રજી પગપાળાજ સિધાવ્યા છે, માટે અમને રથ, હાથી કે ઘોડા પર બેસવું ગમતું નથી, ૩. ઉચિત તો એ છે કે માથા ભેર ચાલીને જવું જોઇએ. સર્વ કરતાં સેવકધર્મ ઘણો કઠિણ છે. " આવી રીતની ભરતજીની ગતિ જોઇને તથા તેમની કોમળ વાણી સાંભળીને સર્વે સેવક લોકો ગ્લાનિ પામ્યા. ૪.

दोहा०—भरत तीसरे पहर कहँ, कीन्ह प्रवेश प्रयाग ॥
कहत रामसिय रामसिय, उमँगि उमँगि अनुराग ॥ २१२ ॥

ત્રીજે પોહોર થતાં ભરતજીએ પ્રયાગમાં પ્રવેશ કર્યો, અને પ્રેમથી ઉમંગી ઉમંગીને " સીતા રામ, સીતા રામ " એમ બોલવા લાગ્યા. ૨૧૨.

चौ०—झलका झलकत पाँयन कैसे, पंकज कोश ओस कण जैसे ॥
भरत पयादेहि आये आजू, भये दुखितमुनि सकलसमाजू ॥
खबरि लीन्ह सब लोग अन्हाये, कीन्ह प्रणाम त्रिवेणी आये ॥
सविधि सितासित नीर अन्हाने, दिये दान महिसुर सन्माने ॥
देखत श्यामल धवल हिलोरे, पुलक शरीर भरत करजोरे ॥
सकल कामप्रद तीरथराऊ, वेद विदित जग प्रगट प्रभाऊ ॥
माँगौं भीख त्यागि निज धरमू, आरत काहि न करहिं कुकरमू ॥
अस जिय जानि सुजानि सुदानी, सफल करौ जग याचकबानी ॥.

ચાલવાથી પગેપડેલા ફોલ્લાઓ જાણે કમળની કળીયો પર ઝાકળનાં બિંદુ પડયાં હોય એવાં શોભવા લાગ્યાં. આજે ભરતજી પગપાળા ચાલી આવ્યા એવી ખબર સાંભળીને સઘળો સમાજ દુખિત થયો. ૧. ભરતજીએ ખબર લીધી તે સમયે સર્વ લોકો ત્રિવેણીમાં નાહ્યા હતા. પછી ભરતજીએ આવીને ત્રિવેણીને પ્રણામ કરીને શ્યામતથા શ્વેત જળમાં ( ગંગાયમુનાના સંગમ જળમાં ) સ્નાન કર્યું, અને દાન દઇને બ્રાહ્મણોનું સન્માન કર્યું. ૨. યમુનાજીની શ્યામ અને ગંગાજીની શ્વેત લહરી જોઇ ભરતજી શ-

શીરેશમાં ચિત થઇ હાથ જોડીને બોલ્યા કે—" હે તીર્થરાજ ! તમે સર્વ કામનાઓ પૂર્ણ કરનારા છો, તમારો પ્રભાવ જગતમાં પ્રકટ છે અને વેદમાં વિદિત છે. ૩. હે સુજાણ તથા સુદાની તીર્થરાજ ! હું ક્ષત્રી છતાં યાચના નહી કરવાનો જે મારો ધર્મ છે તેનો ત્યાગ કરીને તમારી પાસે ભીખ માગું છું; દુઃખીજન શું કુકર્મ ન કરે એમ મનમાં જાણીને આ યાચકની વાણીને જગતમાં સફળ કરો. ૪.

दोहा०—अर्थ न धर्म न काम रुचि, गतिनचहौंनिर्वान ॥
जन्म जन्म रतिरामपद, यह वरदान न आन ॥ २१३ ॥

મને ધર્મ, અર્થ કે કામપર રૂચિ નથી; તેમ હું મોક્ષ ગતિ પણ ઇચ્છતો નથી. બીજું કાંઇ નહી પણ મને એ વરદાન આપો કે' મને જન્મો જન્મ રામનાં ચરણોમાં પ્રીતિ થાય.' ૨૧૩.

चौ०—जानहिं राम कुटिल करि मोही, लोग कहैं गुरु साहब द्रोही ॥
सीता राम चरण रति मोरे, अनुदिन बढै अनुग्रह तोरे ॥
जलद जन्म भरि सुरति विसारे, याचत जल पवि पाहन डारे ॥
चातक रटनि घटे घटिजाइ, बढे प्रेम सब भाँति भलाई ॥
कनकहि बान चढे जिमिदाहे, तिमि प्रीतम पद नेम निबाहे ॥
भरत वचन सुनि माँझ त्रिवेनी, भै मृदु वाणि सुमंगल देनी ॥
तात भरत तुम सब विधि साधू, रामचरण अनुराग अगाधू ॥
वादिगलानि करहू मन माहीं, तुम समरामहिं प्रियकोउनाहीं ॥

રામચંદ્રજી મને કુટિલ જાણે, લોક મને ગુરૂદ્રોહી તથા સ્વામીદ્રોહી કહે; તો પણ તમારી કૃપાથી દિન દિન પ્રત્યે મને સીતારામનાં ચરણોપર પ્રીતિ વધ્યા કરે એજ ઇચ્છાછે. ૧. જો કદાપિ મેઘ ચાતકને જન્મભર ભૂલી જાય અને જો ચાતક જળ માગે તો તેને બદલે વજ્ર જેવા પથરા (કરા) ફેંકે, તો પણ જો ચાતકની રટના ઘટી જાય તો તે પોતે પણ ઘટી જાય, માટે પ્રેમ વધે તેમાંજ સર્વ પ્રકારે સારૂં છે. ૨. જેમ જેમ સુવર્ણને વિશેષ તપાવે તેમ તેમ તેને વિશેષ ઓપ ચઢે છે, તેમજ પ્રિયતમના ચરણોમાં પ્રેમ નિભાવવો જોઇએ. " આવી રીતનાં ભરતજીનાં વચનો સાંભળી ત્રિવેણીમાંથી શુભ મંગળ આપનારી કોમળ વાણી થઈ કે—૩. "હે તાત ભરતજી ! તમે સર્વ પ્રકારે સાધુ છો, તમારો રામનાં ચરણો પર અગાધ પ્રેમ છે, તેમ છતાં તમે મનમાં વૃથા ગ્લાનિ પામો છો, રામને તમારા સમાન કોઇ પ્રિય નથી. " ૪.

दोहा०—तनु पुलके हिय हर्ष सुनि, वेणि वचन अनुकूल ॥
भरत धन्यकहि धन्यकहि, नभ सुर बर्षहिं फूल ॥ २१४ ॥

ત્રિવેણીનાં અનુકૂળ વચનો સાંભળતાં ભરતજીનું શરીર પુલકાયમાન થઈ હૈયું હર્ષ પામ્યું. તે સમયે દેવતાઓ 'ધન્ય છે, ધન્ય છે' એમ કહીને આકાશમાંથી પુષ્પ વરસાવવા લાગ્યા. ૨૧૪.

चौ०—प्रमुदित तीरथराज निवासी, वैखानस सब गृही उदासी ॥
कहहिं परस्पर मिलि दश पाँचा, भरतसनेह शील शुचि साँचा ॥
सुनत रामगुण गान सुहाये, भरद्वाज मुनिवर पहँ आये ॥
दण्ड प्रणाम करत मुनि देखे, मूरतिवन्त भाग्य निज लेखे ॥
धाइ उठाइ लाइ उर लीन्हें, दीन्ह अशीश कृतारथ कीन्हे ॥
आसन दीन्ह नाइ शिर बैठे, चहत सकुचि गृह जनुभजिपैठे ॥
मुनि पूँछब कछु यह बड़ शोचू, बोले ऋषिलखि शील सँकोचू ॥
सुनहु भरत हम सब सुधिपाई, विधि करतब पर कछु न बसाई ॥

પ્રયાગવાસી સર્વ વાનપ્રસ્થો, ગૃહસ્થો અને સંન્યાસીઓ આનંદ પામી દશ પાંચ મળીને પરસ્પર કહેવા લાગ્યા કે–' ભરતના પ્રેમ, શીળ તથા પવિત્રતા સાચાં છે.' ૧. રામચંદ્રજીના ગુણોનું સુંદર ગાન સાંભળતા સાંભળતા ભરતજી ભરદ્વાજ મુનિ પાસે આવ્યા. મુનિએ ભરતજીને દંડવત્ પ્રણામ કરતા જોઇને તેમને દેહધારી પોતાના ભાગ્ય રૂપ માન્યા. ૨. ભરદ્વાજે દોડીને ભરતજીને ઉઠાવી લઇ છાતીએ લગાવ્યા અને આશિષ દઈ કૃતાર્થ કર્યા. આસન આપતાં ભરતજી જેમ કોઈ નાશી આવીને પોતાના ઘરમાં સંકોચાઇ બેસે, તેમ માથું નમાવીને બેઠા. ૩. મનમાં મોટી શોચના એ હતી કે 'કદાચને મુનિ કાંઇ પૂછશે.' તેમનાં શીળ તથા સંકોચ જોઇને ભરદ્વાજ બોલ્યા કે–" ભરતજી ! સાંભળો, મને સઘળી ખબર મળી છે. પણ દૈવના કર્તવ્ય પર આપણું કાંઇ પણ બળ ચાલતું નથી. ૪.

दोहा०—तुमगलानि जिय जनि करहु, समुझिमातुकरतूति ॥
तात कैकेयिहि दोष नहिं, गई गिरा मति धूति ॥ २१५ ॥

તાત ! માતાનાં કરતૂત સમજીને તમે મનમાં ગ્લાનિ કરશો નહી, કેમકે એમાં કૈકેયીનો કાંઇ દોષ નથી, એતો સરસ્વતી કૈકેયીની બુદ્ધિ બિગાડી ગઇ હતી. ૨૧૫.

चौ०—यहहु कहत भलकहहिं न कोऊ, लोक वेद बुध सम्मत दोऊ ॥
तात तुम्हार विमलयश गाई, पाइहि लोकहु वेद बड़ाई ॥
लोक वेद सम्मत विधि कहई, ज्यहि पितु राज्य देइ सो लहई ॥
राउ सत्यव्रत तुमहिं बुलाई, देत राज्य सुख धर्म्म बड़ाई ॥
राम गमन वन अनरथ मूला, जो सुनि सकल विश्वभइशूला ॥
सो भावीवश रानि अयानी, करिकुचालि अन्तहुपछितानी ॥
तहँउँ तुम्हार अल्प अपराधू, कहै सो अधम अयान असाधू ॥
करतेहु राज्य तुमहिं नहिं दोषू, रामहिं होत सुनत सन्तोषू ॥

એમ કહેવામાં પણ કોઈ સારૂં નહી કહે, કેમકે ડાહ્યા પુરૂષો લોક અને વેદ બન્નેને સમ્મત છે.* હે તાત ભરતજી! તમારી નિર્મળ કીર્તિ ગાઈને લોક તથા શાસ્ત્ર મોટાઈ પામશે. ૧. 'જેને પિતા રાજ્ય આપે તેણે લેવું'' એ વાત લોક તથા વેદ બન્નેને સમ્મત છે. સત્યશીળ મહારાજ બોલાવીને તમને રાજ્ય આપત તો પણ સુખ અને ધર્મની વડાઈ થાત. ૨. પરંતુ તેમાં અનર્થનું મૂળ 'રામનો વનવાસ' થયો, કે જે સાંભળતાં મધળા જગતમાં પીડા વ્યાપી ગઈ છે. અજ્ઞાન કૈકેયી પણ ભાવી વશ થઈને કુચાલ કરીને અંતે તે પણ પસ્તાઈ છે. ૩. તેમાં તમારો કોઈ લગાર પણ અપરાધ ગણે તો તેને અધમ, અજ્ઞાની અને અસાધુ ગણવો. તમે રાજ્ય કરત તો પણ તમને કાંઈ દોષ ન હતો, એ વાત સાંભળીને રામને પણ સંતોષ થાત. ૪.

दोहा०—अबअतिकीन्हेंउभरतभल, तुमहिं उचित मत एहु ॥
सकल सुमंगल मूल जग, रघुबर चरण सनेहु ॥ २१६ ॥

હે ભરતજી! તમે આ જે કાર્ય કર્યું છે તે તો વળી અત્યંત સારૂં અને ઉચિત જ કર્યું છે. કેમકે રામચંદ્રજીના ચરણમાં પ્રેમ રાખવો એતો જગતમાં સર્વ શુભ મંગળના મૂલ રૂપ છે. ૨૧૬.

चौ०—सो तुम्हार धन जीवन प्राना, भूरिभाग्य को तुमहिं समाना ॥
यह तुम्हार आचरज न ताता, दशरथ सुवन राम प्रिय भ्राता ॥
सुनहु भरत रघुपति मन माहीं, प्रेमपात्र तुम सम कोउ नाहीं ॥
लषण राम सीतहि अति प्रीती, निशि सब तुमहिं सराहत बीती ॥

* લોકના મતમાં કૈકેયીનો દોષ છે અને વેદના મતમાં સરસ્વતીનો દોષ છે. એ બન્ને પ્રભુને સમ્મત છે, તેમની ઈચ્છાથી આ કાર્ય થયું છે તેમાં કોઇનો દોષ નથી.

जाना मर्म्म अन्हात मयागा, मगन होहिं तुम्हरे अनुरागा ॥
तुम पर अस सनेह रघुवरके, सुख जीवनजगजसजडनरके ॥
यह न अधिक रघुवीर बड़ाई, प्रणत कुटुंब पाल रघुराई ॥
तुम तौ भरत मोर मत एहू, धरेउ देह जनु राम सनेहू ॥

રામચંદ્રજીને તમે ધનરૂપ, જીવન રૂપ અને પ્રાણ રૂપ ગણો છો, તેથી તમારી સમાન મોટો ભાગ્યવાન કોણ છે? હે તાત! તમારે માટે એ આશ્ચર્ય જેવું કાંઇ નથી, કેમકે તમે દશરથ રાજાના પુત્ર અને રામના પ્રિય ભાઇ છો. ૧. હે ભરતજી! સાંભળો, રામચંદ્રજીના મનમાં તમારા સમાન કોઇ પ્રેમને પાત્ર નથી. અહીં લક્ષ્મણજી, રામચંદ્રજી અને સીતાજીની આખી રાત્રિ તમારાં પ્રીતિ પૂર્વક વખાણ કરતાંજ વીતી ગઇ હતી. ૨. રામચંદ્રજી અહીં પ્રયાગ સ્નાન કરતાં જ મેં તેમનો મર્મ જાણી લીધો હતો કે–તે તમારા પ્રત્યેના પ્રેમમાં મગ્ન થઈ ગયા હતા. જેવો જડ માણસને સુખ પૂર્વક જીવવા પર પ્રેમ હોય છે તેવોજ રામચંદ્રજીનો તમારા પર પ્રેમ છે. ૩. રામચંદ્રજી તમારા પર એટલો બધો પ્રેમ રાખે છે એ કાંઇ મોટી વાત નથી, કેમકે તે તો ભક્તજનોના કુટુમ્બનું પણ પાલન કરનારા છે. હે ભરતજી! મારા મતમાં તો એમ આવે છે કે 'તમે જાણે રામનો સાક્ષાત્ સ્નેહ જ દેહ ધરીને આવ્યો હોય એવા દીસો છો. ૪.

दोहा०—तुम कहँ भरत कलंक यह, हमसब कहँ उपदेश ॥
रामभक्तिरस सिद्ध हित, भा यहि समय गणेश ॥ २१७ ॥

હે ભરતજી! તમારા પરનું આ કલંક એ અમો સર્વને ઉપદેશ રૂપ થયું છે, અને રામચંદ્રજીની ભક્તિના રસની સિદ્ધિને વાસ્તે આ સમય ગણેશ રૂપ થયો છે.[1] ૨૧૭.

चौ०—नवविधु विमल तात यश तोरा, रघुवर किंकर कुमुद चकोरा ॥
उदय सदा अथइय कबहूँना, घटिहिनजगनभदिनदिनदूना ॥
कोक विलोक प्रीति अति करहीं, प्रभु प्रतापरविछबिहिनहरहीं ॥
निशिदिन सुखद सदा सबकाहू, ग्रसिहि न कैकेयिकरतबराहू ॥
पूरण राम सुप्रेम पियूषा, गुरु अपमान दोष नहिं दूषा ॥
रामभक्ति अब अमिय अघाहू, कीन्हेउ सुलभ सुधा वसुधाहू ॥

[1] તમારા પર કલંક આવ્યું ન હોત તો ભક્તિ માર્ગની સિદ્ધિ કેમ થાય એ વાત અમારા જાણવામાં આવત નહી, પણ તમેજ તેની 'श्री गणेशायनमः' તરીકે પહેલ કરી છે.

भूप भगीरथ सुरसरि आनी, सुमिरंत सकल सुमंगल खानी ॥
दशरथ गुणगण वरणि न जाहीं, अधिककहा जेहिसमजगमाहीं ॥

હે તાત! તમારા યશ રૂપી નવીન નિર્મળ ચંદ્ર રામ ભક્ત રૂપી કમળો તથા ચકોરોને પ્રફુલ્લિત કરનારો છે. એ ચંદ્રનો સદા ઉદય જ રહેશે, કદી પણ આથમશે નહી તેમ ઘટી જશે પણ નહી, પરંતુ જગત રૂપી આકાશમાં દિન દિન પ્રત્યે બમણો વૃદ્ધિ પામશે. ૧. એ ચંદ્રને લોક રૂપી ચક્રવાકો જોઇને અત્યંત પ્રીતિ કરશે. પ્રભુના પ્રતાપ રૂપી સૂર્ય તેની કાન્તિ હરી લેશે પણ નહી, અને કૈકેયીનાં કર્તવ્ય રૂપી રાહુ ગળી જશે પણ નહી અને સર્વને રાત દિવસ સુખદાથી લાગશે. ૨. એ ચંદ્ર રામના પ્રેમરૂપી અમૃતથી પરિપૂર્ણ રહેશે, આકાશમાંના ચંદ્રને તો ગુરૂ ( બૃહસ્પતિ ) ના અપમાનરૂપી દૂષણ લાગેલું છે તે દોષ તમારા યશરૂપી ચંદ્રમાં નથી.* એ ચંદ્રે તો રામભક્તિરૂપી અમૃત વર્ષાવીને આખી પૃથ્વીમાં અમૃત સુલભ કરી દીધું છે. ૩. જુઓ, તમારા પૂર્વજ ભગીરથરાજા ગંગાજી કે જે સ્મરણ કરતાંજ સર્વ સુમંગળની ખાણ દેનારી છે તે લાવ્યા છે. તમારા પિતા દશરથ રાજા કે જેમના ગુણોનું વર્ણન પણ કરી શકાય તેમ નથી, તેમનાથી અધિક તો શું, પણ તેમની બરોબર પણ જગતમાં કોઇ નથી. ૪.

दोहा०—जासु सनेह सँकोचवश, राम प्रगट भे आय ॥
जे हरहिय नयननकबहुँ, निरखे नाहिं अघाय ॥ २१८ ॥

તે દશરથરાજાના સ્નેહ અને સંકોચને વશ્ય થઇને રામચંદ્રજી આવીને પ્રકટ થયા છે, કે જેમને મહાદેવજી પોતાનાં હૃદયચક્ષુથી નિહાળતાં પણ તૃપ્તિજ પામતા નથી. ૨૧૮.

चौ०—कीरति विधु तुम कीन्ह अनूपा, जहँ बस राम प्रेम मृग रूपा ॥
तात गलानि करहु जिय जाये, डरहु दरिद्रहि पारस पाये ॥
सुनहु भरत हम झूठ न कहहीं, उदासीन तापस वन रहहीं ॥
सब साधन कर सफल सुहावा, लषण रामसियदर्शन पावा ॥
तेहि फल कर फल दरश तुम्हारा, सहित प्रयाग सुभागहमारा ॥
भरत धन्य तुम जगयश लयऊ, कहि असप्रेममगनमुनिभयऊ ॥
सुनि मुनि वचन सभासद हर्षे, साधु सराहि सुमन सुरवर्षे ॥
धन्य धन्य ध्वनि गगन प्रयागा, सुनि सुनि भरत मगन अनुरागा ॥

* ચંદ્રે બૃહસ્પતિની સ્ત્રી તારાનું હરણ કર્યું હતું, એ ગુરૂના અપમાનનો દોષ તેને શિર છે, પણ તમે ગુરૂ વસિષ્ઠની આજ્ઞા નહી માની રાજ્ય ન કર્યું તો પણ તમને ગુરૂના અપમાનનો દોષ નથી.

તમે યશરૂપી અનુપમ ચંદ્ર પ્રકાશ્યો છે કે જેમાં રામના પ્રેમરૂપી મૃગ નિવાસ કરી રહ્યો છે. હે તાત! તમે મનમાં ગ્લાનિ કરશો મા, પારસમણિ પામ્યા છતાં પણ દરિદ્રતાનો ડર રાખો છો? ૧. હે ભરતજી! સાંભળો, અમે જૂઠું નથી કહેતા. અમે ઉદાસીન છીએ જેથી અમારે શત્રુ મિત્ર એક સરખા છે; તપસ્વી છીએ જેથી જૂઠું નહી બોલવાનો અમારે નિયમ છે, અને વનવાસી છીએ તેથી કોઇનો ડર પણ નથી કે જેથી જૂઠું બોલીએ; અમને રામ, સીતા તથા લક્ષ્મણજીનાં દર્શન પ્રાપ્ત થયાં એજ અમારાં જપતપ યોગાદિક સર્વ સાધનોનું શ્રેષ્ઠ ફળ મળ્યું છે. ૨. અને તે ફળનું ફળ પ્રાપ્ત થઈ અમને તમારાં દર્શન થયાં છે કે જેથી સઘળા પ્રયાગનાં અને અમારાં ધન્ય ભાગ્ય છે. હે ભરતજી! તમે જગતમાં યશ લીધો તેથી તમને ધન્ય છે." એટલું કહીને ભરદ્વાજ મુનિ પ્રેમમગ્ન થઇ ગયા. ૩. મુનિનાં વચનો સાંભળી સઘળા સભાસદો હર્ષ પામ્યા, સાધુ વખાણવા લાગ્યા અને દેવતાઓ પુષ્પ વરસાવવા લાગ્યા. આકાશમાં અને પ્રયાગમાં 'ધન્ય, ધન્ય' એવા શબ્દ થઇ રહ્યા, તે સાંભળી સાંભળીને ભરતજી પ્રેમમાં મગ્ન થઇ ગયા. ૪.

दोहा०—पुलक गात हिय राम सिय, सजल सरोरुह नैन ॥
करि प्रणाम मुनि मण्डलिहि, बोले गद्गद् बैन ॥ २१९ ॥

ભરતજી શરીરે રોમાંચિત થઇ હૃદયમાં સીતા રામનું સ્મરણ કરતા નેત્રકમળ જળ યુક્ત કરી મુનિમંડળને પ્રણામ કરીને ગદ્ ગદ્ વાણીથી બોલ્યા કે- ૨૧૯.

चौ०—मुनि समाज अरु तीरथराजू, साँचेहु शपथ अघाइ अकाजू ॥
इहि थल जो कछु कहिय बनाई, तेहिसम नहिं कछुअघअधमाई ॥
तुम सर्वज्ञ कहौं सतिभाऊ, उर अन्तर्यामी रघुराऊ ॥
मोहिं न मातु करतबकर शोचू, नहिं दुख जिय जगजानहिपोचू ॥
नाहिंन डर बिगरहि परलोकू, पितहुँ मरे कर नाहिंन शोकू ॥
सुकृत सुयश भरि भुवन सुहाये, लक्ष्मण राम सरिस सुतपाये ॥
रामविरह तजि तनु क्षणभंगू, भूप शोच कर कवन प्रसंगू ॥
राम लषण सिय बिनु पग पनहीं, करि मुनिवेषफिरहिंबनबनहीं ॥

"આ તીર્થરાજ ક્ષેત્ર છે અને તેમાં મુનિઓનો સમાજ છે, તેથી અહીં સાચા સોગંદ ખાતાં પણ ઘણો દોષ લાગી અકાજ થાય. આ સ્થળે કાંઇ જૂઠું કહેવામાં આવે તો તેની બરોબરી કોઇ પાપ તથા અધમ પણ નથી. ૧.

હું સત્યભાવથી કહું છું કે-તમે સર્વજ્ઞ છો, રામચંદ્રજી અંતરની સઘળી વાત જાણે છે; મને મારી માતાનાં કર્તવ્યનો શોક નથી, જગત્ મને નીચ જાણે તેનું પણ મનમાં દુઃખ નથી, ૨. મને પરલોક બગડવાનો પણ ડર નથી અને મારા પિતાજીના મરણનો પણ શોક નથી, કેમકે પિતા તો સઘળા જગત્‌માં પુણ્ય તથા સુયશ શોભાવી ગયા છે અને રામ તથા લક્ષ્મણ સરખા પુત્ર પામ્યા છે, ૩. તે રામના વિયોગથી ક્ષણભંગુર દેહ તજી ગયા તેમાં તેમનો શોક કરવાનું કારણ શું છે? પરંતુ રામ લક્ષ્મણ તથા સીતા પગે પગરખાં પહેર્યા વિના મુનિનો વેષ લઈવનેવનમાં ફરે છે.૪.

दोहा०—अजिनवसनफलअशनमहि, शयनडासिकुशपात ॥
वसितरुतर नित सहत हिम, आतप वरषा वात ॥ २२० ॥

અને મૃગચર્મરૂપી વસ્ત્રો પેહેરી ફળાહાર કરી પૃથ્વી પર દર્ભ તથા પાંદડાંની સાથરીમાં શયન કરે છે તથા નિત્ય વૃક્ષ નીચે નિવાસ કરી ટાઢ, તડકો, વરસાદ અને પવનનું દુઃખ સહન કરે છે. ૨૨૦.

चौ०—यह दुख दाह दहै नित छाती, भूख न वासर नींद न राती ॥
यहि कुरोग कर औषधि नाहीं, शोधेउ सकल विश्व मनमाहीं ॥
मातु कुमति वढई अघ मूला, तेहि हमार हित कीन्ह बमूला ॥
कलि कुठाट गढ कीन्ह कुयंत्रू, गाड़ि अवधपढि कठिन कुमंत्रू ॥
मोहिंलगियह कुठाट तेहिं ठाटा, घालिसि सब जग बारहबाटा ॥
मिटै कुरोग राम फिरि आये, बसहि अवध नहिं आनउपाये ॥
भरत वचनसुनि मुनि सुख पाई, सबहिं कीन्ह बहु भाँति बड़ाई ॥
तात करहु जनि शोच विशेखी, सब दुख मिटिहि रामपद देखी ॥

એ દુઃખના દાહથી નિત્ય મારી છાતી બળે છે અને દિવસે ભૂખ લાગતી નથી તથા રાત્રે ઉંઘ આવતી નથી, મેં સઘળા જગત્‌માં શોધીને મનમાં નિશ્ચય કર્યો છે કે આ કુરોગનું કાંઇ પણ ઔષધ નથી. ૧. દુર્મતિવાળી તથા પાપોના મૂળરૂપ મારી માતારૂપી સુતારે મને રાજ્ય આપવાના મારા હિતરૂપી વાંસલો બનાવ્યો, તે વડે કલહરૂપી ખરાબ કાષ્ટમાંથી ખરાબ ગોઠવણરૂપ કુયંત્ર ઘડીને તે, બે વરદાન માગવારૂપ કુમંત્ર ભણીને અયોધ્યામાં દાટ્યું.૨. મારે વાસ્તેજ તેણે આ ખરાબ ગોઠવણ કરીને સઘળા જગતને બારેવાટ કરી દીધું છે. માટે રામચંદ્રજી જો પાછા અયોધ્યામાં પધારે તોજ આ કુરોગ મટે અને અયોધ્યા પાછું વસે, તે સિવાય બીજો

કાંઈ ઉપાય નથી." ૩. આવાં ભરતજીનાં વચનો સાંભળીને ભરદ્વાજ મુનિ સુખ પામ્યા અને સર્વ લોકોએ બહુ બહુ પ્રકારે ભરતજીની પ્રશંસા કરી. મુનિ બોલ્યા કે-" તાત, ભરતજી ! તમે વિશેષ શોક કરો નહી, રામનાં ચરણોનાં દર્શન થતાં સર્વ દુઃખ દૂર થશે." ૪.

**दोहा०–करि प्रबोध मुनिवर कहेउ, अतिथि प्राणप्रिय होहु ॥।**
**कन्द मूल फल फूल हम, देहिं लेहु करि छोहु ॥ २२१ ॥**

એ પ્રમાણે ઉપદેશ દઇને મુનીશ્વરે વળી કહ્યું કે-" તમે મારા પ્રાણપ્રિય પરોણા છો, માટે હું જે કંદ, મૂળ, ફળ તથા ફૂલ આપું તે મારા પર પ્રેમ કરીને ગ્રહણ કરો." ૨૨૧.

**चौ०–सुनिमुनि बचन भरत हियशोचू, भयउकुअवसर कठिन सकोचू ॥**
**जानि गरुअ गुरु गिरा बहोरी, चरणवन्दि बोले करजोरी ॥**
**सिरधरि आयसु करिय तुम्हारा, परमधर्म्म यह नाथ हमारा ॥**
**भरत वचन मुनिवर मनभाये, शुचिसेवकशिष निकटबुलाये ॥**
**चाहिय कीन्ह भरत पहुनाई, कन्द मूल फल आनहु जाई ॥**
**भले नाथ कहि तिन्ह शिरनाये, प्रमुदित निजनिजकाजसिधाये ॥**
**मुनिहिं शोच पाहुन बड़नेवता, तस पूजा चाहिय जसदेवता ॥**
**सुनिऋधि सिधिअणिमादिकआई, आयसु होय सो करैं गुसांई ॥**

મુનિનાં વચનો સાંભળી ભરતજીના હૃદયમાં ચિંતા થઇ ( તીર્થ ક્ષેત્રમાં મુનિની કાંઇ વસ્તુ લેવાય નહી, તેમ ના કહેવાથી મુનિના વચનનો અનાદર કર્યો કહેવાય) અને કુસમયને લીધે બહુ સંકોચ થયો. પણ ગુરૂની વાણીને શ્રેષ્ઠ જાણીને તેમનાં ચરણો વંદી હાથ જોડીને બોલ્યા કે. ૧. "હે નાથ ! તમારી આજ્ઞા માથે ચઢાવવી એજ અમારો પરમ ધર્મ છે." ભરતજીનાં વચનો મુનીશ્વરને ગમ્યાં, પછી પોતાના પવિત્ર સેવકોને પાસે બોલાવીને આજ્ઞા કરી કે. ૨. " આપણે ભરતજીની મેહેમાનગીરી કરવી જોઇએ માટે જઇને કંદ, મૂળ, તથા ફળો લાવો." ' નાથ ! બહુ સારૂં ' એમ કહી માથાં નમાવી સર્વ આનંદથી પોત પોતાનાં કામ કરવાને ગયા. ૩.

ભરદ્વાજે મનમાં વિચાર્યું કે-" મોટા પરોણાને નોતર્યા છે, માટે જેવા દેવ તેવી પૂજા કરવી જોઇએ." મુનિની આજ્ઞા સાંભળી અણિમાદિક સર્વ ઋદ્ધિ તથા સિદ્ધિઓ આવી અને બોલી કે " સ્વામી ! જેમ આજ્ઞા કરો તેમ કરીએ." ૪.

दोहा०—रामविरह व्याकुल भरत, सानुज सकलसमाज ॥
पहुनाईकरि हरहुश्रम, कहेउ मुदित मुनिराज ॥ २२२ ॥

મુનિએ આનંદ પામીને ઋદ્ધિ સિદ્ધિઓને કહ્યું કે—" ભરતજી, શત્રુઘ્ન તથા સઘળો સમાજ રામચંદ્રજીના વિરહથી વ્યાકુળ છે, માટે તે સર્વની મેહેમાનગીરી કરીને તેઓનો શ્રમ દૂર કરો." ૨૨૨.

चौ०—ऋधि सिधिशिरधरि मुनिवरबानी, बड भागिनि आपुहिअनुमानी ॥
कहहिं परस्पर सिधि समुदाई, अतुलितअतिथिरामलघुभाई ॥
मुनिपद वन्दि करिय सोइ आजू, होइसुखी सब राज समाजू ॥
असकहि रुचिर रचे गृहनाना, जे विलोकि बिलखाहिंविमाना ॥
भोग विभूति भूरि भरि राखे, देखतजिनहिं अमर अभिलाखे ॥
दासी दास साज सब लीन्हें, जुगवत रहहिं मनहिं मनदीन्हे ॥
सब साज सजि सिधि पलमाहीं, जोसुख स्वपन्यहुँसुरपुर नाहीं ॥
प्रथमहिं वास दिये सब केही, सुन्दर सुखद यथारुचि जेही ॥

ઋદ્ધિઓ તથા સિદ્ધિઓ ભરદ્વાજ મુનિનાં વચનો માથે ચઢાવી પોતાને મોટી ભાગ્યવાન માનવા લાગી. સિદ્ધિઓ પરસ્પર કહેવા લાગી કે "ભરતજી ઘણા અતુલિત મેહેમાન છે, ૧. માટે મુનિને પ્રણામ કરીને આજ જેથી સઘળો રાજસમાજ સુખી થાય એવું કાર્ય કરીએ." એમ કહીને તેઓએ અનેક પ્રકારનાં સુંદર ઘરો બનાવ્યાં કે જેને જોઇને વિમાનો પણ લજવાઇ જાય. ૨. તેમાં પુષ્કળ ભોગો તથા સંપત્તિઓ ભરી રાખી કે જેને જોતાં દેવતાઓને પણ તે ભોગવવાની ઇચ્છા થાય. વળી દાસ દાસીઓનો ઠાઠ એવો જમાવ્યો કે તેઓ મેહેમાનોની મરજી વગર પૂછે મનમાં ને મનમાં જાણી જઇને તેમની સેવા કર્યા કરે. ૩. એક પળવારમાં સિદ્ધિઓએ સર્વ સાજ સજાવી દીધો કે જે સુખો સ્વર્ગમાં પણ સ્વપ્નામાંએ પ્રાપ્ત ન થાય. પ્રથમ તો જેને જેવી રૂચિ હતી તે પ્રમાણે સર્વને સુંદર તથા સુખદાયી ઉતારા આપ્યા. ૪.

दोहा०—बहुरि सपरिजन भरतकहँ, ऋषि आयसु अस दीन्ह ॥
विधि विस्मय दायक विभव, मुनिवर तपबल कीन्ह ॥ २२३ ॥

પછી મુનિએ ભરતજીને તથા તેમનાં કુટુમ્બીજનોને નિવાસ કરવાની આજ્ઞા આપી અને પોતે પોતાના તપો બળથી બ્રહ્માને પણ આશ્ચર્ય ઉપજાવે એવા વૈભવો ઉત્પન્ન કર્યા. ૨૨૩.

चौ०—मुनि प्रभाव जब भरत बिलोका, सब लघु लगे लोकपति लोका ॥
सुख समाज नहिं जाइ बखानी, देखत बिरति बिसारहिं ज्ञानी ॥
आसन शयन सुबसन बिताना, वन वाटिका बिहँग मृगनाना ॥
सुरभिफूल फल अमिय समाना, विमलजलाशय विविधविधाना ॥
अशन पानशुचि अमित अमीसे, देख लोक सकुचात जमीसे ॥
सुर सुरभी सुरतरु सबही के, लखि अभिलाष सुरेश शचीके ॥
ऋतु वसन्तु बह त्रिविध बयारी, सब कहँ सुलभपदारथ चारी ॥
स्रक चन्दन वनितादिक भोगा, देखि हर्ष विस्मय सबलोगा ॥

જ્યારે ભરતજીએ મુનિનો પ્રભાવ જોયો ત્યારે તેમને લોકપાળના લોકો પણ હલકા જણાવા લાગ્યા. જેને જોતાં જ્ઞાનીઓ પણ પોતાનો વૈરાગ્ય ભૂલી જાય એવો સમાજ વર્ણવ્યો જાય તેમ નથી. ૧. આસનો, શય્યાઓ, સુંદરવસ્ત્રો, ચંદરવા, વનો, વાડીઓ, અનેક પ્રકારનાં મૃગાદિ પશુ પક્ષીઓ, સુગંધીદાર પુષ્પો, અમૃત જેવાં ફળો, અનેક પ્રકારનાં નિર્મળ જળાશયો,૨. સ્વચ્છ, પવિત્ર અને અમૃત જેવી ખાવા પીવાની વસ્તુઓ કે જેને જોતાં લોકો જેમ સન્યાસી રાજસી પદાર્થો જોઇ સંકોચાય તેમ સંકોચાવા લાગ્યા. સર્વના દ્વારે કામધેનુ તથા કલ્પવૃક્ષ હતાં કે જે જોઇને ઇંદ્ર ઇંદ્રાણીને પણ અભિલાષા થાય. ૩. ત્યાં વસંત ઋતુ આવી ખડી થઈ હતી, શીતળ, મંદ તથા સુગંધી પવન વાતો હતો; ચારે પ્રકારના ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) પદાર્થો સર્વને સુલભ થઇ રહ્યા હતા; માળાઓ તથા ચંદન અને સ્ત્રી આદિ ભોગવિલાસ જોઈ જોઇને લોકો હર્ષ અને શોકને વશ્ય થઇ ગયા. * ૪.

दोहा०—सम्पतिचकईभरत चक, मुनिआयसुखेलवार ॥
त्यहि निशि आश्रम पींजरा, राखे भाभिनुसार ॥ २२४ ॥

મુનિની આજ્ઞારૂપી ખેલાડીએ સંપત્તિરૂપ ચકવી તથા ભરતજીરૂપ ચકવાને તે રાત્રિએ આશ્રમરૂપી પીંજરામાં રાખ્યાં, તો પણ એવીને એવીજ સ્થિતિમાં પ્રભાત થઇ ગયું.+ ૨૨૪.

* હર્ષ એ કે આવા વૈભવનો આપણે ભોકતા છીએ. અને શોક એ કે રામચંદ્રજીના વિયોગમાં આ વૈભવ મળ્યા.

+ ચકલો ચકલી રાતે કદી સંગ કરતાં નથી તેની પેઠે ભરતજીને ભોગ વિલાસવાળા સ્થાનમાં રાખ્યા તો પણ રામના વિરહ રૂપી રાત્રિમાં તેમણે કાંઇ પણ ઉપભોગ કર્યો નહી.

चौ०—कीन्ह निमज्जन तीरथराजा, नाइ मुनिहि शिरसहितसमाजा ॥
ऋषिआयसुअशीष शिर राखी, करि दण्डवत विनय बहुभाखी ॥
पथगत कुशल साथ सब लीन्हे, चले चित्रकूटहि चित दीन्हे ॥
रामसखा कर दीन्हे लागू , चलत देह धरि जनु अनुरागू ॥
नहिं पदत्राण शीश नहिं छाया, प्रेम नेम व्रत धर्म अमाया ॥
लषण राम सिय पन्थ कहानी, पूँछत सखहि कहत मृदुवानी ॥
राम वास थल विटप विलोके, उर अनुराग रहत नहिं रोके ॥
देखि दशा सुरवर्षहिं फूला, भइ मृदु महि मगु मंगल मूला ॥

પછી ભરતજી તીર્થ રાજમાં સ્નાન કરી સમાજ સહિત મુનિને પગે લાગ્યા, અને મુનિની આજ્ઞા તથા આશિષ માથે ચઢાવી ફરી દંડવત્ કરી ઘણું ઘણું કહીને વિનંતિ કરી. ૧. પછી માર્ગ જાણવામાં કુશળ એવા અનુચરો સાથે લઇને ચિત્રકૂટમાં ચિત્ત લગાવીને ચાલ્યા, ભરતજી ગુહને ખભે હાથ દઇ ચાલતાં જાણે દેહધારી પ્રેમ ચાલતો હોય એવા દીસતા હતા. ૨. તેમણે પગે પગરખાં પેહેર્યા ન હતાં, તેમ માથે છત્રની છાયા પણ ન હતી. કેવળ નિર્મળ મને પ્રેમ, નિયમ, વ્રત તથા ધર્મ પાળ્યાં હતાં. માર્ગમાં ગુહને રામ, સીતા, તથા લક્ષ્મણ વાતો પૂછતા તથા પોતે પણ કોમળ વાણીથી કહેતા હતા. ૩. માર્ગમાં જ્યાં રામના ઉતારાનું સ્થાન કે વૃક્ષ જોતા, ત્યાં તેમના હૃદયનો પ્રેમ રોકયો રહેતો ન હતો. તેમની એવી સ્થિતિ જોઇ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા, અને પૃથ્વી પણ કોમળ તથા મંગળના મૂળરૂપ થઈ ગઇ. ૪.

दोहा०—किये जाहिं छाया जलद, सुखद बहत वर वात ॥
तस मग भयउ न रामकहँ, जस भा भरतहि जात ॥ २२५ ॥

વાદળાં છાયા કર્યાં જતાં હતાં અને ઉત્તમ સુખદાયી પવન વાતો હતો, માર્ગ રામચંદ્રજી જતાં જેવો નહી થયેલો તેવો ભરતજી જતાં થયો. ૨૨૫.

चौ०—जड़ चेतन मग जीव घनेरे, जे चितये प्रभु जिन्ह प्रभुहेरे ॥
ते सब भये परमपद योगू, भरत दरश भेषज भव रोगू ॥
यह बडि बात भरत की नाहीं, सुमिरत जिनहिं राम मन माहीं ॥
वारेक राम कहत जग जेऊ, होत तरण तारण नर तेऊ ॥
भरत राम प्रिय पुनि लघु भ्राता, कस न होइ मगु मंगलदाता ॥

सिद्ध साधु मुनिवर अस कहहीं, भरतहि निरखि हर्ष हिय लहहीं ॥
देखि प्रभाव सुरेशहि शोचू, जगभल भलहि पोचकह पोचू ॥
गुरु सन कहेउ करहु प्रभु सोई, रामहि भरतहि मेंट न होई ॥

અત્યંત જડ તથા ચેતન જીવો કે જેમણે માર્ગમાં રામને જોયા હતા તથા જેમને રામે જોયા હતા, તેઓ સર્વ પરમપદને લાયક થઇ ગયા હતા, પણ તેઓને ભરતજીનાં દર્શન થવાથી તો જન્મ મરણ રૂપી રોગનો ભય ટળી ગયો. ૧. જે એક જવાર 'રામ' નામ લેછે, તે માણસ પોતે તરે છે અને બીજાને પણ તારે છે એવા રામચંદ્રજી પણ જેનું મનમાં સ્મરણ કરે છે તે ભરતજીનાં દર્શનથી ભવ રોગ ટળી જાય એ કાંઇ મોટી વાત નથી. ૨. " ભરતજી રામચંદ્રજીને પ્રિય છે અને વળી તેમના નાના ભાઈ છે માટે માર્ગ મંગળદાતા કેમ ન થાય ? " એમ સિદ્ધો, સાધુઓ તથા મુનીવરો કહેવા લાગ્યા, અને ભરતજીને જોઇને હૃદયમાં ખુશી થવા લાગ્યા. ૩. જગત્ ભલાને ભલું અને નીચને નીચ જણાય છે તે પ્રમાણે ભરતજીનો પ્રભાવ જોઇને ઇંદ્રને ચિંતા થઇ, તેથી તેણે ગુરૂને કહ્યું કે-" પ્રભુ ! રામ અને ભરતનો સમાગમ ન થાય તેમ કરો. ૪.

दोहा०—राम सकोची प्रेमवश, भरत सप्रेम पयोधि ॥
बनीबात बिगरन चहत, करिय यत्न छलशोधि ॥ २२६ ॥

રામ સંકોચવાળા તથા પ્રેમને વશ્ય છે, અને ભરત પ્રેમના સમુદ્રરૂપ છે તેથી બનેલી વાત બગડી જવા લાગી છે, માટે શોધીને કાંઈ છળ ભરેલો યત્ન કરો. " ૨૨૬.

चौ०—वचन सुनत सुरगुरु मुसुकाने, सहस नयन बिनु लोचन जाने ॥
कह गुरु वादि क्षोभ छल छाँडू, इहाँ कपट करि होइय भाँडू ॥
मायापति सेवक सन माया, करियत उलटि परे सुरराया ॥
तब कछु कीन्ह रामरुख जानी, अब कुचाल करि होइहि हानी ॥
सुनु सुरेश रघुनाथ स्वभाऊ, निज अपराध रिसाहिं न काऊ ॥
जो अपराध भक्त कर करई, राम रोष पावक सो जरई ॥
लोकहु वेद विदित इतिहासा, यह महिमा जानहिं दुर्वासा ॥
भरत सरिस को राम सनेही, जग जपु राम राम जपु जेही ॥

ઇંદ્રનાં વચનો સાંભળી બૃહસ્પતિ હસ્યા, અને ઇંદ્રને હજાર નેત્ર છતાં

આંધળો જાણ્યો. બૃહસ્પતિએ કહ્યું કે-" નકામો ક્ષોભ તથા છળ છોડી દો, અહીં કપટ કરવાથી ફજેતી જ થશે. ૧. પ્રભુના સેવક સાથે કપટ કરવાથી તે કપટ ઉલટું થઈ તે કરનાર ઉપરજ પડે; તેવખતે આપણે રામચંદ્રજીની મરજી જાણીને (સરસ્વતીને મોકલીને કૈકેયીની વાણી ફેરવી નંખાવી હતી તે) કપટ કર્યું, પરંતુ આ વખતે તો એવી કુચાલ કરવાથી હાનિજ થશે. ૨. હે ઇંદ્ર! સાંભળો, રામચંદ્રજીનો એવો સ્વભાવ છે કે તે પોતાનો અપરાધ કરનાર પર કોપ કરતા નથી, પણ જે તેમના ભક્તનો અપરાધ કરે તે તેમના કોપાગ્નિથી બળી જાય છે. ૩. એ વાત લોકમાં તથા વેદમાં પ્રસિદ્ધ છે. રામનો મહિમા દુર્વાસાઋષિ જાણે છે. * ભરતજી સમાન રામને કોઇ પ્રિય-નથી, સઘળું જગત્ રામને જપે છે, અને રામ ભરતજીને જપે છે. ૪.

**दोहा०—मनहुँ न आनिय अमरपति, रघुपति भक्तअकाज ॥**
**अयश लोक परलोक दुख, दिन दिन शोक समाज ॥ २२७ ॥**

હે ઇંદ્ર! રામચંદ્રજીના ભક્તનું ભૂડું કરવાનું મનમાં પણ નહી આણવું જોઇએ, તેમ કરવાથી આ લોકમાં અપકીર્તિ, પરલોકમાં દુઃખ અને દિન દિન પ્રત્યે શોકનો સમૂહ પ્રાપ્ત થાય છે. ૨૨૭.

**चौ०—सुनु सुरेश उपदेश हमारा, रामहिं सेवक परमपियारा ॥**
**मानत सुख सेवक सेवकाई, सेवक वैर वैर अधिकाई ॥**
**यद्यपि सम नहिं राग न रोषू, गहहिं न पाप पुण्य गुण दोषू ॥**
**कर्म्मप्रधान विश्व करि राखा, जोजसकरै सो तस फलचाखा ॥**
**तदपि कराहिंसम विषम विहारा, भक्त अभक्त हृदय अनुसारा ॥**
**अगुण अलेख अमान एकरस, राम सगुण भये भक्त प्रेमवश ॥**
**रामसदा सेवक रुचि राखी, वेद पुराण साधु सुर साखी ॥**

---

* અંબરીશ રાજાએ એવું નીમ રાખેલું કે એકાદશીનો અપવાસ કરી દ્વાદશીમાં બ્રાહ્મભોજન કરાવીને જમવું. એક સમયે તેમણે દ્વાદશીમાં દુર્વાસા ઋષિને નોતર્યા, દુર્વાસા નોતરૂં સ્વીકારી યમુનાજીમાં ન્હાવા ગયા. તે દિવસે દ્વાદશી થોડીજ હોવાથી દ્વાદશીમાં પારણું કરી લેવા માટે બ્રાહ્મણોની સલાહથી તેમણે જળનું આચમન કર્યું. તેથી પછી દુર્વાસાએ આવી ક્રોધ કરી પોતાની જટા પછાડીને તેમાંથી એક કૃત્યા ઉત્પન્ન કરી, તે અંબરીશ રાજાને મારવા જતાં ભગવાનના સુદર્શન ચક્રે તેનો નાશ કરી ચક્ર દુર્વાસાની પૂંઠે પડ્યું. દુર્વાસા ત્રિલોકમાં ફરીવળ્યા પણ કોઇએ શરણે ન રાખ્યા. પછી ભગવાન પાસે ગયા તો તેમણે પણ શરણે નહી રાખતાં કહ્યું કે-" મારા ભક્તનો દ્રોહ કરનારને મારાથી શરણે રખાય નહી " પણ તમે અંબરીશ રાજાને જ શરણે જાઓ. પછી દુર્વાસાએ તેમ કર્યું, તેથી ચક્રની પીડાથી શાંત થયા. અંબરીશ રાજાએ ઋષિને જમાડી તૃપ્ત કરીને વિદાય કર્યા. ( શ્રીમદ્-ભાગવત નવમ સ્કંધ )

असमंजिय जानि तजहु कुटिलाई, करहु भरत पद प्रीति सुहाई ॥

હે ઈંદ્ર ! વળી મારો ઉપદેશ સાંભળો, રામને પોતાનો સેવક ઘણોજ પ્યારો છે, તે પોતાના સેવકની સેવા કરવાથી રાજી થાય છે અને તેમના સેવકની સાથે વેર કરવાથી પોતાની સાથે અત્યંત વૈર કર્યું માને છે. ૧ જો કે રામ સમ બુદ્ધિવાળા છે, રાગદ્વેષ વિનાના છે, અને પાપ, પુણ્ય કે દોષ ગ્રહણ કરતા નથી, કેમકે તેમણે જગતમાં કર્મને પ્રધાન કરી રાખ્યું છે, તેથી જે જેવું કરે તેને તેવાં ફળ મળે છે. તો પણ તે ભક્ત તથા અભક્તના હૃદયના વિચાર પ્રમાણે સમ તથા વિષમ લીલા કરે છે. રામ પોતે નિર્ગુણ, અલક્ષ્ય, નિર્માની અને એકરસ છે, તો પણ ભક્તના પ્રેમને વશ્ય થઈને સગુણ થયા છે. ૩. રામ સદા પોતાના સેવકને ગમતું કરે છે. તે બાબતમાં વેદ, પુરાણ તથા સાધુઓ સાક્ષી છે. એમ મનમાં સમજીને કુટિલતા તજીને ભરતજીનાં ચરણોમાં સુંદર પ્રીતિ કરો. ૪.

दोहा०—रामभक्त परहित निरत, परदुखदुखी दयाल ॥
भक्तशिरोमणि भरतसें, जनि डरपहु सुरपाल ॥ २२८ ॥

હે ઈંદ્ર ! ભરતજી રામના ભક્ત છે, પારકું હિત કરવામાં પ્રીતિવાળા છે, પારકા દુઃખે દુઃખી થનારા છે, દયાળુ છે, અને ભક્તોમાં શિરોમણિ છે, માટે તમે ડરશો મા. ૨૨૮.

चौ०—सत्यसिन्धु प्रभु सुर हितकारी, भरत राम आयसु अनुसारी ॥
स्वारथ विवश विकल तुम होहू, भरत दोष नहि राउर मोहू ॥
सुनि सुरवर सुरगुरु वरवानी, भा प्रबोध मन मिटी गलानी ॥
बरषि प्रसून हर्षि सुरराऊ, लगे सराहन भरत स्वभाऊ ॥
इहि विधि भरत चले मगुजाहीं, दशा देखि मुनि सिद्धसिहाहीं ॥
जबहिं राम कहिलेहिं उसासा, उमँगत प्रेम मनहुँ चहुँ पासा ॥
द्रवहिंवचन सुनिकुलिश पषाना, पुरजन प्रेम न जाइ बखाना ॥
बीच वास करि यमुनहिंआये, निरखि नीर लोचन जलछाये ॥

રામચંદ્રજી સત્યના સમુદ્ર રૂપ અને દેવોનું હિત કરનારા છે, અને ભરતજી રામની આજ્ઞા પ્રમાણે વર્ત્તનારા છે. તમે સ્વાર્થને વશ્ય થઈ વ્યાકુળ થયા છો; ભરતજીનો કાંઈ પણ દોષ નથી, કેવળ તમોનેજ મોહ ઉપજ્યો છે. " ૧. આ પ્રમાણે બૃહસ્પતિની ઉત્તમ વાણી સાંભળીને ઇંદ્રને જ્ઞાન ઉત્પન્ન થયું અને મનની ગ્લાનિ દૂર થઈ ગઈ. પછી તે હર્ષિત થઇ પુષ્પવૃષ્ટિ કરીને ભરતજીનો સ્વભાવ વખાણવા લાગ્યો. ૨. આ પ્રમાણે ભરતજી માર્ગ-

માં ચાલ્યા જતા હતા, ને તેમની દશા જોઇને મુનિઓ તથા સિદ્ધો વખાણ કરતા હતા. જ્યારે ભરતજી 'રામ' કહીને નીચો શ્વાસ મૂકતા હતા, ત્યારે જાણે પ્રેમ ચારે પાસ ઉમંગી જતો હોય એવું જણાતું હતું. ૩. એમનાં વચન સાંભળીને વજ્ર તથા પાષાણ પણ પીગળી જતાં હતાં, અયોધ્યાવાસીઓનો પ્રેમ પણ વખાણ્યો જાય તેમ નથી. વચ્ચે એક રાત્રિ વાસો કરીને પછી યમુનાજીના તીરે આવી પોહોચ્યા યમુનાજીનું જળ જોઇને ભરતજીનાં નેત્રો જળથી છાઇ ગયાં. ૪.

दोहा०—रघुवर वर्ण विलोकि वर, वारिसमेत समाज ॥
होत विरह वारिधि मगन, चढ़े विवेक जहाज ॥ २२९ ॥

ભરતજી સર્વ સમાજ સહિત રામના વર્ણ જેવું ઉત્તમ યમુનાજીનું જળ જોઇને રામના વિરહરૂપી સમુદ્રમાં મગ્ન થઇ ગયા, પણ પછી વિવેકરૂપી વહાણ પર ચઢયા. ૨૨૯.

चौ०—यमुन तीर तेहि दिनकर वासू, भयउ समय समसबहिं सुपासू ॥
रातिहि घाट घाटकी तरणी, आईं अगणित जाइँ न बरणी ॥
प्रात पार भे एकहि खेवा, तोषे राम सखाकारि सेवा ॥
चले अन्हाइ नदिहि शिरनाई, साथ निषाद नाथ लघु भाई ॥
आगे मुनिवर वाहन आछे, राज समाज जाइ सब पाछे ॥
तेहि पाछे दोउ बन्धु पयादे, भूषण बसन वेष सुठि सादे ॥
सेवक सुहृद सचिव सुतसाथा, सुमिरत लषण सीय रघुनाथा ॥
जहँ जहँ राम वास विश्रामा, तहँ तहँ करहिं सप्रेमप्रणामा ॥

તે દિવસે યમુનાજીના તીરે નિવાસ કર્યો અને સર્વને સમય પ્રમાણે સુખ પ્રાપ્ત થયું. તે રાતે ઘાટે ઘાટનાં અગણિત નાવ આવી ગયાં કે જેનું વર્ણન કર્યું જાય તેમ નથી. ૧, પ્રાતઃકાળ થતાં એકજ ખેપે સર્વ પાર ઉતાર્યા, ગુહરાજાની સેવાથી સર્વ સંતુષ્ટ થયાં, પછી યમુનાજીમાં સ્નાન કરી પ્રણામ કરીને શત્રુઘ્ન તથા ગુહ સહિત ભરતજી ચાલ્યા, ૨. વસિષ્ઠ મુનિ સુંદર વાહનમાં બેશીને સૌથી આગળ ચાલતા હતા, અને સર્વ રાજસમાજ પછવાડે ચાલતો હતો. તે સર્વની પાછળ બન્ને ભાઇઓ પગપાળા ચાલતા હતા. ભરતજીનાં ભૂષણો, વસ્ત્રો તથા વેષ બહુજ સાદાં હતાં ૩. સેવકો, સચીવો તથા મિત્રમંડળ સહિત ભરતજી, રામ લક્ષ્મણ તથા સીતાનું સ્મરણ કરતા હતા અને જ્યાં જ્યાં રામચંદ્રજીએ વાસ કે વિશ્રામ કર્યો હતો ત્યાં ત્યાં પ્રેમથી પ્રણામ કરતા હતા. ૪.

दोहा०–मगुवासी नर नारि सुनि, धामकाम तजिधाइ ॥
देखि स्वरूप सनेह वश, मुदित जन्म फल पाइ ॥ २३० ॥

માર્ગનાં ગામોમાં વસનારાં સ્ત્રી પુરૂષો ખબર સાંભળી ઘરનાં કામકાજ પડતાં મૂકી દોડી આવીને રામના સ્નેહને વશ્ય થઈ ગયેલું ભરતજીનું સ્વરૂપ જોઈ જન્મનું ફળ પામી રાજી થતાં હતાં. ૨૩૦

चौ०–कहहिं सप्रेम एक इक पाहीं, राम लषण सखिहोहिंकिनाहीं ॥
वय वपु वर्ण रूप सोइआली, शील सनेह सरिस सम चाली ॥
वेष न सो सखि सीय नसंगा, आगे अनी चली चतुरंगा ॥
नहिं प्रसन्न मुख मानस खेदा, सखि सन्देह होत यहि भेदा ॥
तासु तर्क तिय गण मनमानी, कहहिंसकलतोहिंसमनसयानी ॥
तेहि सराहि वाणी फुर पूजी, बोली मधुर वचन तिय दूजी ॥
कहि सप्रेम सब कथा प्रसंगू, जेहि विधि राम राजरस भंगू ॥
भरतहि बहुरि सराहन लागी, शील सनेह स्वभाव सुभागी ॥

સ્ત્રીઓ પ્રેમપૂર્વક એક એકને કહેતી હતી કે–" સખા ! આ રામ લક્ષ્મણ હોય કે નહી ? તેમની ઉમ્મર, શરીર, વર્ણ, રૂપ, શીળ, સ્નેહ અને ચાલ એ સૌ રામ લક્ષ્મણ સરખાંજ છે. ૧. પણ સખી ! આ બેનો વેશ રામ લક્ષ્મણ જેવો નથી, વળી સાથે સીતાજી નથી અને આગળ ચતુરંગી સેના ચાલી જાય છે; તેમનાં મુખ પ્રસન્ન નથી અને મનમાં ખેદ જણાય છે. આ ઉપરથી સંદેહ થાય છે." ૨. તે સ્ત્રીની કલ્પના સઘળી સ્ત્રીઓને ખરી લાગી તેથી સઘળી કહેવા લાગી કે' તારા જેવી કોઇ ચતુર નથી, તેનાં વખાણ કરી વચનો માન્ય કરીને બીજી સ્ત્રી મધુર વચનોથી બોલી, ૩. તેણે પ્રેમપૂર્વક જે રીતે રામના રાજ્યાભિષેકનો ભંગ થયા હતો તે સર્વ કથાનો પ્રસંગ કહી સંભળાવ્યો. પછી તે ભરતજીનાં શીળ, સ્નેહ, સ્વભાવ તથા સારા ભાગ્યનાં વખાણ કરવા લાગી કે–૪.

दोहा०–चलत पयादे खात फल, पिता दीन्ह तजि राज ॥
जात मनावन रघुबरहि, भरत सरिस को आज ॥ २३१ ॥

" પિતાએ આપેલું રાજ્ય તજી દઈ પગપાળા કેવળ ફળનો આહાર કરતા ભરતજી, રામચંદ્રજીને મનાવવા જાય છે, માટે આજ ભરતજી જેવો કોણ છે ? ૨૩૧.

चौ०–भायप भक्ति भरत आचरणू, कहत सुनत दुख दूषण हरणू ॥

जोकछु कहि थोर सखिसोई, रामबंधु अस काहे न होई ॥
हम सब सानुज भरतहि देखे, भये धन्य युवती जन लेखे ॥
सुनि गुण देखि दशा पछिताहीं, कैकयि जननियोग सुतनाहीं ॥
कोउ कह दूषण रानिहु नाहिन, विधि सबकिन्ह हमहिंजोदाहिन ॥
कहँ हम लोग वेद विधि हीनी, लघु कुल तिय करतूतिमलीनी ॥
बसहिं कुदेश कुगाँव कुवामा, कहँ यह दरश पुण्य परिणामा ॥
अस अनन्द अचरज प्रतिग्रामा, जनु मरुभूमि कल्पतरुजामा ॥

સખી! ભરતજીનું ભાઇપણું, ભક્તિ તથા આચરણોનું વર્ણન કરતાં સાંભળતાં પણ દુઃખ તથા પાપ દૂર થઇ જાય છે, તેમને માટે જેટલું કહીએ તેટલું થોડું છે, તે રામના ભાઇ છે તેથી એવા કેમ ન હોય ? ૧ આપણ સર્વે શત્રુઘ્ન સહિત ભરતજીનાં દર્શન પામ્યાં તેથી આપણે સદ્ભાગી સ્ત્રીઓની ગણત્રીમાં આવ્યાં છીએ." ભરતજીના ગુણો સાંભળીને તથા તેમની દશા જોઇને સ્ત્રીઓ પસ્તાવા લાગી કે-' આ પૂત્ર કૈકેયી માતાને યોગ્ય નથી ? ૨. કેટલીક કહેવા લાગી કે-" એમાં કૈકેયીનો દોષ નથી, આતો વિધાતા કે જે આપણને અનુકુળ છે તેણે કર્યું છે; આપણે સ્ત્રીજાતિ કે જે લોકના તથા વેદના મત પ્રમાણે નીચ છીએ અને નીચ કુળમાં ઉત્પન્ન થયેલી તથા મલીન કરતૂતવાળી છીએ, ૩. વળી કુદેશ તથા કુગામમાં વસનારી કુભાર્યા છીએ, તે ક્યાં અને પુન્યોના પરિણામરૂપ આ દર્શન ક્યાં ?" આ પ્રમાણે જાણે મરૂ ( મારવાડ-નિર્જળપ્રદેશ ) દેશમાં કલ્પવૃક્ષ જન્મ્યું હોય તેમ ગામે ગામ આનંદ અને આશ્ચર્ય વ્યાપી રહ્યાં. ૪.

दोहा०–भरत दरश देखत खुलेहु, मग लोगन्ह करभाग ॥
जनुसिंहलवासिन्हभयउ, विधिवशसुलभप्रयाग ॥ २३२ ॥

જાણે સિંહલદ્વીપના રહેવાસીઓને દૈવયોગે પ્રયાગતીર્થ સુલભ થઇ ગયું હોય તેમ ભરતજીનાં દર્શનથી માર્ગના લોકોનાં ભાગ્ય ખુલી ગયાં. ૨૩૨.

चौ०–निज गुण सहित राम गुण गाथा, सुनत जाहिं सुमिरत रघुनाथा ॥
तीरथ मुनि आश्रम सुरधामा, निरखि निमज्जहिंकरहिंप्रणामा ॥
मनहीं मन माँगहिं वरएहु, वैखानस बटु यती उदासी ॥
मिलहीं किरात कोल बनवासी, सीय रामपद पद्म सनेहू ॥
करि प्रणाम पूछहिं जेहि तेही, केहि वन लषण राम वैदेही ॥

ते प्रभु समाचार सब कहहीं, भरतहि देखि जन्म फल लहहीं ॥
जे जन कहहिं कुशल हम देखे, तेप्रिय राम लषण सम पेखे ॥
इहि विधि बूझत सबहिं सुबानी, सुनत राम वन वास कहानी ॥

ભરતજી, પોતાના ગુણોની સાથે રામચંદ્રજીના ગુણોની કથા સાંભળતા તથા રામનું સ્મરણ કરતા ચાલ્યા જતા હતા. માર્ગમાં આવતાં તીર્થો, મુનિઓના આશ્રમો તથા દેવસ્થાનો જોઈ સ્નાન કરી પ્રણામ કરતા હતા. ૧. અને મનમાં ને મનમાં વરદાન માગતા હતા કે–' રામ તથા સીતાનાં ચરણ કમળોમાં પ્રેમ રહો. વનવાસી ભીલ્લો, કોળીઓ, વાનપ્રસ્થો, બ્રહ્મચારીઓ, સન્યાસીઓ તથા ઉદાસીનો માર્ગમાં મળતા, ૨. તેઓને પ્રણામ કરી ભરતજી જેને તેને પૂછતા હતા કે ' રામ લક્ષ્મણ તથા સીતા કયા વનમાં છે? તેઓ રામચંદ્રજીના સર્વ સમાચાર કહેતા હતા અને ભરતજીને જોઇ જન્મનું ફળ પામતા હતા. ૩. જે માણસો કહેતા કે–' રામ લક્ષ્મણ તથા સીતાજીને અત્રે ક્ષેમ કુશળ જોયા છે ' તે માણસો ભરતજીને રામ લક્ષ્મણ સમાન પ્રિય દેખાવા લાગ્યા. આ પ્રમાણે સર્વને સુંદર વાણીથી પૂછતા તથા રામના વનવાસની હકીકત સાંભળતા ચાલ્યા જતા હતા. ૪.

दोहा०–तेहि वासर वस प्रातही, चले सुमिरि रघुनाथ ॥
राम दरशकी लालसा, भरत सरिस सब साथ ॥ २३३ ॥

તે દિવસે માર્ગમાંજ નિવાસ કરી પ્રભાત થતાં રામચંદ્રજીનું સ્મરણ કરીને ચાલ્યા, ભરતજીને જેવી રામચંદ્રજીનાં દર્શનની આતુરતા હતી તેવીજ સર્વ સમાજને પણ હતી. ૨૩૩.

चौ०–मंगल शकुन होहिं सब काहू, फरकहिं सुखद विलोचनबाहू ॥
भरतहिं सहित समाज उछाहू, मिलिहहिं राममिटहिं दुखदाहू ॥
करत मनोरथ जस जियजाके, जाहिं सनेह सुरा सब छाके ॥
शिथिल अंग पग डगमग डोलहिं, विह्वल वचन प्रेम वश बोलहिं ॥
राम सखा तेहि समय दिखावा, शैल शिरोमणि सहज सुहावा ॥
जासु समीप सरित पय तीरा, सीय समेत वसहिं दोउ वीरा ॥
देखि करहिं सब दण्डप्रणामा, कहि जय जानकि जीवनरामा ॥
प्रेममगन अस राजसमाजू, जनु फिरि अवध चले रघुराजू ॥

સર્વ કોઇને મંગળમય શુકનો થવા લાગ્યા અને નેત્રો તથા બાહુઓ સુખદાયી ( પુરૂષનાં જમણાં ને સ્ત્રીઓનાં ડાબાં અંગ ) ફરકવા લાગ્યાં. ૧.

રતજી સહિત સર્વ સમાજને મનમાં ઉત્સાહ હતો કે–'રામચંદ્રજી મળશે અને દુઃખરૂપી દાહ ટળશે.' ૧. જેના મનમાં જેવું હતું તે તેવા મનોરથ કરવા લાગ્યા, અને જાણે પ્રેમરૂપી મદિરાથી છાકટા થઇ ગયા હોય તેમ ચાલતાં અંગો શિથિલ થઇ જઈ ડગમગ ડોલવા લાગ્યા અને પ્રેમવશ થઇ જવાથી વચનો પણ વિહ્વળ બોલવા લાગ્યા. ૨. તે સમયે ગુહરાજાએ સ્વાભાવિક સુંદર ચિત્રકૂટ પર્વત દેખાડયો કે જેમાં સીતા સહિત બન્નેભાઇ મંદાકિની નદીના જળ નજીક કિનારાપર રહેલા છે. ૩. તે જોઇને સર્વ દંડવત્ પ્રણામ કરીને સીતાજીના જીવનરૂપ રામચંદ્રજીની જય જય બોલવા લાગ્યા. જાણે રામચંદ્રજી પાછા ફરીને અયોધ્યા તરફ ચાલ્યા હોય તેમ રાજસમાજ પ્રેમમગ્ન થઈ ગયો. ૪.

दोहा०–भरत प्रेमत्यहिसमयजस, तस कहि सकै न शेषु ॥
कविहि अगमजिमिब्रह्मसुख, अहममलिनजनेषु ॥ २३४ ॥

તે સમયના ભરતજીના પ્રેમનું વર્ણન શેષનાગથી પણ થઈ શકે તેમ નથી અને કવિઓને તો જેમ અહંમમતાવાળા મલીન જનોને બ્રહ્મસુખ અગમ્ય છે તેમ અગમ્ય થઈ પડયું. ૨૩૪.

चौ०–सकल सनेह शिथिल रघुवरके, गये कोश दुइ दिनकर ढरके ॥
जल थल देखि वसे निशि बीते, कीन्ह गमन रघुनाथ पिरीते ॥
वहाँ राम रजनी अवशेषा, जागी सीय स्वप्न अस देखा ॥
सहित समाज भरत जनु आये, नाथ वियोग ताप तनु ताये ॥
सकल मलिन मन दीन दुखारी, देखी सासु आन अनुहारी ॥
सुनि सिय स्वप्न भरे जल लोचन, भये शोच वश शोकविमोचन ॥
लषण स्वप्न यह नीक न होई, कठिन कुचाह सुनाइहि कोई ॥
अस कहि बन्धु समेत अन्हाने, पूजि पुरारि साधु सनमाने ॥

રામના સ્નેહથી શિથિલ થઈ ગયેલા સર્વ લોકો સૂર્ય અસ્ત થયા પછી પણ બે કોશ ચાલ્યા. પછી ત્યાં પાણી વાળી જગ્યા જોઇ નિવાસ કર્યો અને પ્રાતઃકાળ થતાંજ રામમાં પ્રેમને લીધે તુરત પ્રયાણ કર્યું. ૧. પણે રામચંદ્રજી થોડી રાત બાકી હતી તે સમયે જાગૃત થતાં સીતાજી પણ જાગ્યાં, સીતાજીએ સ્વપ્નમાં દેખ્યું કે–"જાણે સ્વામીનાથના વિયોગથી શરીરે દુર્બળ થઇ ગયેલા ભરતજી સર્વ સમાજ સહિત અહીં આવ્યા, ૨. સર્વ મલીન મનવાળાં દીન તથા દુઃખીઆં દીઠાં, અને સાસુઓ તો જૂદાજ વેષવાળી (વિધવા) જોવામાં

આવી." સીતાજીના સ્વપ્નની વાત સાંભળીને સર્વના શોકને દૂર કરનાર રામચંદ્રજી નેત્રોમાં આંસુ આણીને શોક વશ્ય થયા. ૩. રામચંદ્રજી બોલ્યા કે-" લક્ષ્મણજી ! આ સ્વપ્ન સારૂં નથી, તે કાંઈ કઠિણ અનિષ્ટની વાત સંભળાવશે." એમ કહી લક્ષ્મણજી સહિત સ્નાન કરી, શિવનું પૂજન કરી સાધુઓનું સન્માન કર્યું. ૪.

छंद०—सनमानिसुर मुनि बन्दिबैठेउतरदिशिदेखतभये ॥
नभधूरि खग मृग भूरि भागे विकल प्रभु आश्रमगये ॥
तुलसी उठे अवलोकि कारण काह चित चकित रहे ॥
सबसमाचारकिरातकोलनआइतेहिअवसरकहे ॥ १० ॥

દેવતાઓ તથા મુનિઓનો સત્કાર કરી પ્રણામ કરીને બેઠા બેઠા ઉત્તર દિશા તરફ જોવા લાગ્યા. એટલામાં આકાશમાં ધૂળથી છાઇ ગયેલું તથા ઘણાંક મૃગાદિ પશુ પક્ષીઓ વ્યાકુળ થઈ પોતાના આશ્રમ તરફ ભાગી આવતાં જોઇને મનમાં ચકિત થઇ તેનું કારણ શું છે તે જાણવા માટે રામચંદ્રજી ઉઠયા, તે જ વખતે કોળીઓએ તથા ભીલોએ આવીને સર્વ સમાચાર કહ્યા.૧૦

सो०—सुनत सुमंगल बैन, मन प्रमोद तनु पुलक भर ॥
शरद सरोरुह नैन, तुलसी भरे सनेह जल ॥ ९ ॥

તેઓનાં માંગલિક વચનો સાંભળતાં જ રામચંદ્રજી મનમાં આનંદ પામ્યા, શરીર રોમાંચ થઇ ગયું અને તેમનાં શરદૂઋતુનાં કમળો જેવાં નેત્રો પ્રેમાશ્રુથી ભરપૂર થઇ ગયાં. ૧૦.

चौ०—बहुरि शोच वश भे सियरमनू, कारण कवन भरत आगमनू ॥
एक आइ अस कहा बहोरी, सेन संग चतुरंग न थोरी ॥
सो सुनि रामहिं भा अतिशोचू, इतपितु वच उत बन्धु सँकोचू ॥
भरत स्वभाव समुझि मनमांही, प्रभु चितहितथितिपावतनाहीं ॥
समाधान तब भा यह जाने, भरत कहे महँ साधु सयाने ॥
लषण लखेउ प्रभु हृदयखँभारू, कहत समय सम नीति विचारू ॥
बिन पूछे कछु कहउँ गुसाँई, सेवक समय न ढीठ ढिठाई ॥
तुम सर्वज्ञ शिरोमणि स्वामी, आपुनि समुझि कहौं अनुगामी ॥

પછી રામચંદ્રજી શોક વશ્ય થઇ વિચારવા લાગ્યા કે-' ભરતજીને અહીં આવવાનું કારણ શું એટલામાં એક જણે આવીને કહ્યું કે-' ભરતજીની

સાથે મોટી ચતુરંગી સેના છે.' ૧. એ સાંભળી રામચંદ્રજીને ઘણી શોચના* થઇ; એક તરફ પિતાનું વચન અને બીજી તરફ ભરતજી તરફનો સંકોચ+ હતો. ભરતજીના સ્વભાવનો મનમાં વિચાર કરી જોતાં દેવતાઓનું હિત કરવામાં રામચંદ્રજીનું મન સ્થિરતા પામતું નહી. ૨. પરંતુ ભરતજી ચતુર, સાધુ અને મારા કહ્યામાં છે એમ જાણીને રામચંદ્રજીના મનનું સમાધાન થયું. રામચંદ્રનું ચિત્ત ઉદ્વેગમય જોઇને લક્ષ્મણજી નીતિનો વિચાર કરીને સમયાનુસાર બોલ્યા કે–૩. " સ્વામી! હું આપના પૂછ્યા વિના કાંઇક કહું છું તે માફ કરશો. સેવક સમય વરતીને કાંઇ અવિવેક કરે તે અવિવેક ગણાય નહી. તમે સર્વજ્ઞના શિરોમણિ છો, તો પણ હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું.૪

दोहा०–नाथ सुहृद सुठि सरल चित, शील सनेह निधान ॥
सब पर प्रीति प्रतीति जिय, जानिय आपु समान ॥ २३५ ॥

હે નાથ! તમે સર્વના મિત્ર, સુંદર સરળ ચિત્તવાળા, શીળ તથા સ્નેહના ભંડાર રૂપ અને સર્વ પર પ્રીતિ તથા વિશ્વાસવાળા છો, તેથી સર્વનાં અંતઃકરણોને પોતાના જેવાં જ જાણો છો. ૨૩૫.

चौ०–विषयी जीव पाइ प्रभुताई, मूढ मोहवश होहिं जनाई ॥
भरत नीतिरत साधु सुजाना, प्रभुपद प्रेम सकल जगजाना ॥
तेऊ आज राज्यपद पाई, चले धर्म मर्य्याद मिटाई ॥
कुटिल कुबन्धु कुअवसर ताकी, जानि राम बनवासइकाकी ॥
करि कुमंत्र मन साजि समाजू, आये करन अकण्टक राजू ॥
कोटि प्रकार कल्पि कुटिलाई, आये दलबटोरि दोउ भाई ॥
जोजिय होति न कपट कुचाली, केहि सुहात रथ बाजि गजाली ॥
भरतहिं दोष देइ को जाये, जग बौराइ राज्यपद पाये ॥

વિષયી જીવ પ્રભુતા પામીને મૂર્ખ તથા મોહ વશ થઇને અહંકાર આણે છે, ભરતજી નીતિમાન, સાધુ તથા સુજાણ અને તમારાં ચરણોમાં તેમને પ્રેમ છે એ સઘળું જગત્ જાણે છે; પરંતુ ભરત આજ રાજ્યપદ પામીને ધર્મની મર્યાદા છોડીને ચાલ્યો છે. એ કુટિલ કુબંધુ આપણા કુઅ-

---

* કૌશલ્યાએ રાજ્ય કરવામાં ભરતજીને હરકત તો કરી નહી હોય ? અથવા ભરતજી તથા સત્રુઘ્ન વચ્ચે વિરોધ તો નહી થયો હોય ? અથવા કોઇ રાજા રાજ્ય પચાવી પડવા અયોધ્યા પર ચઢી આવ્યો તો નહી હોય ? અથવા પ્રજા ભરતજીની સામે તો થઇ નહી હોય ? એવી એવી શોચના થતી હતી.

+ ભરતજીની પ્રાર્થના નહી સ્વીકારી શકાયએ, સંકોચ.

વસરનો લાભ લઇને તથા આપને વનમાં એકલા જાણીને, ૨. મનમાં ખોટો વિચાર કરી લશ્કર વિગેરે સજીને પોતાનું રાજ્ય નિષ્કંટક કરવા આવ્યો છે. એ બન્ને ભાઇઓ કરોડો પ્રકારની કલ્પનાઓ કરી સેના એકઠી કરીને આવ્યા છે. ૩. જો તેમના મનમાં કપટ તથા કુચાલ ન હોત તો રથો, ઘોડાઓ તથા હાથીઓની પંક્તિઓ કોને શોભાવા લાવે? ભરતને દોષ કોણ દે? જગત્ રાજ્યપદ પામતાંજ ઉન્મત્ત થઈ જાય છે.* ૪.

दोहा०—शशि गुरु तिय गामी नहुष, चढे भूमिसुर यान ॥
लोक वेद ते विमुख भा, अधम को वेणु समान ॥ २३६ ॥

જુઓ, રાજ્યપદ પામીને ચંદ્રમાએ ગુરૂની સ્ત્રી સાથે વિહાર કર્યો હતો, નહુષરાજાએ પોતાની પાલખી બ્રાહ્મણો પાસે ઉપડાવી હતી, અને વેન રાજા લોકથી તથા વેદથી વિમુખ થયો હતો+ તેથી તેના જેવો પાપી બીજો કોણ?૨૩૬

चौ०—सहसबाहु सुरनाथ त्रिशंकू, केहि न राज्यमद दीन्ह कलंकू ॥
भरत कीन्ह यह उचित उपाऊ, रिपु रण रंच न राखब काऊ ॥
एक कीन्ह नहिं भरत भलाई, निदरे राम जानि असहाई ॥
समुझि परिहि सो आज विशेषी, समर सरोष रामरुख देखी ॥
इतना कहत नीति रस भूला, रणरस विटप पुलक मिस फूला ॥
प्रभुपद वन्दि शीश रज राखी, बोले सत्य सहज बल भाखी ॥
अनुचित नाथ न मानब मोरा, भरत हमहिं उपचार न थोरा ॥
कहँ लगि सहिय रहिय मनमारे, नाथ साथ धनु हाथ हमारे ॥

સહસ્રાર્જુન, ઈંદ્ર, અને ત્રિશંકુરાજા એઓમાં રાજ્ય મદે કોને કલંક આપ્યું નથી. ભરતજીએ પણ આ ઉપાય ઉચિત કર્યો છે! કેમકે શત્રુને કે કરજને લેશમાત્ર કયાંય પણ રાખવાં નહીં. ૧. પરંતુ ભરતજીએ એક વાત સારી કરી નથી, તે એ કે તમને સહાયતા વગરના જાણીને તમારો તિરસ્કાર કર્યો છે, પણ આજ યુદ્ધમાં તમારૂં ક્રોધે ભરેલું મુખ જોઇને જ તેના સમજવામાં આવશે." ૨. એટલું કહેતામાં લક્ષ્મણજી નીતિરસ ભૂલી ગયા અને રોમાં-

* કહ્યું છે કેઃ—कनक कनकतै सौगुनी मादकता अधिकता वहखाये बौरातहै यहपो बौराण॥ કનક એટલે ધંતુરા કરતાં કનક એટલે સુવર્ણમાં સોગણી માદકતા છે, ધંતુરો તો ખાધાથી ગાંડો બનાવે છે પણ સુવર્ણ તો પામ્યાથીજ ગાંડા બનાવી દે છે.

+ચંદ્ર તથા નહુષરાજાની કથા પાછળ આવી ગઇ છે ( જુઓ બાળકાંડની ટીપ ) વેનરાજાએ રાજ્ય પદ પામી ડંડેરો પીટાવી યજ્ઞાદિક ધર્મ ક્રિયાઓ બંધ કરી હતી અને પોતાનું પૂજન કરવાની આજ્ઞા કરી હતી તેથી બ્રાહ્મણોએ તેને મારી નાંખ્યો હતો. ( ભાગવત ચતુર્થસ્કંધ )

આના મિષથી વીરરસરૂપી વૃક્ષ પ્રફુલ્લિત થયું. રામચંદ્રજીનાં ચરણોમાં પ્રણામ કરી માથે ચરણરજ ધારણ કરીને પોતાનું સ્વાભાવિક બળ કહીને સત્ય બોલ્યા કે—૩. " હે નાથ ! મારૂં કહેવું અયોગ્ય ગણશો નહી, ભરતજીએ આ મારૂં થોડું અપમાન કર્યું નથી ( કે હું તમારી સેવામાં હાજર છતાં ભરત તમને અસહાય ગણે છે ). હું મન મારીને ક્યાં સુધી સહન કરી રાખું ? હે નાથ ! એક તો આપ મારી સાથે છો અને બીજું મારા હાથમાં ધનુષ છે. ૪.

दोहा०—क्षत्रि जाति रघुकुल जनम, राम अनुज जगजाना ॥
लातहुँ मारे चढत शिर, नीच को धूरि समान ॥ २३७ ॥

હું જાતે ક્ષત્રિય છું, સૂર્યવંશમાં જન્મેલો છું અને આપનો નાનો ભાઇ-છું, એ સર્વ જગત્ જાણે છે, જુઓને ધૂળ સમાન કોઇ તુચ્છ નથી, તો પણ તેને લાત મારતાં ( બદલો લેવાની ઇચ્છાથી ઉડીને ) માથા પર ચઢી બેસે છે."૨૩૭

चौ०—उठि करजोरि रजायसु मांगा, मनहुँ वीररस सोवत जागा ॥
बाँधि जटा शिर कसि कटि भाथा, साजि शरासन सायक हाथा ॥
आजु रामसेवक यश लेऊँ, भरतहि समर शिखावन देऊँ ॥
राम निरादर कर फल पाई, सोवहिं समरसेज दोउ भाई ॥
आइ बना भल सकल समाजू, प्रगट करौं रिस पाछिल आजू ॥
जिमि करि निकर दलै मृगराजू, लेइ लपेटि लवा जिमि बाजू ॥
तैसहि भरतहि सेन समेता, सानुज निदरि निपातौं खेता ॥
जो सहाय कर शंकर आई, तदपि हतौं रण राम दुहाई ॥

પછી લક્ષ્મણજી જેમ સૂતેલો વીરરસ જાગી ઉઠે તેમ ઉઠીને હાથ જોડી રજા માગવા લાગ્યા. માથાપરની જટા તથા કેડે ભાથા કસીને બાંધ્યાં અને ધનુષ બાણ સજ્જ કરીને હાથમાં લીધાં. ૧. લક્ષ્મણજી બોલ્યા " ભરતને યુદ્ધમાં શિક્ષા આપીને આજ હું રામના સેવક પણાનો યશ લઉં. એ બન્ને ભાઇઓ રામચંદ્રજીનો તિરસ્કાર કર્યાનું ફળ પામીને રણશય્યામાં શયન કરશે. ૨. આજે સઘળો સંયોગ ઠીક આવી મળ્યો છે, માટે મારી પાછલી દાઝ આજેજ જણાવું. જેમ સિંહ હાથીના ટોળાનો નાશ કરે છે તથા જેમ બાજ ચકલીઓના ટોળાને ઝપેટી લે છે, ૩. તેવીજ રીતે ભરત તથા શત્રુઘ્નને સેના સહિત તોડી પાડીને રણક્ષેત્રમાં પાડું. મને રામની દુહાઇ

સહિત તોડી પાડીને રણ ક્ષેત્રમાં પાડું. મને રામની દુહાઇ (સોગંદ) છે કે જો કદાપિ તેઓની મદદે શંકર આવશે તો પણ તેઓને માર્યા વિના મૂકીશ નહી." ૪.

**दोहा०—अति सरोषभाषे लषण, लखिसुनि शपथप्रमान ॥**
**सभयलोक सब लोकपति, चाहत भभरिभगान ॥ २३८ ॥**

લક્ષ્મણજીને અત્યંત ક્રોધ પૂર્વક બોલતા જોઇને તથા તેમની સત્ય પ્રતિજ્ઞા (સોગંદ) સાંભળીને સર્વ લોકો તથા લોકપાળો ભયભીત બની ભાગી જવાને ઇચ્છવા લાગ્યા. ૨૩૮.

**चौ०—जग भा मगन गगन भै वानी, लषण बाहु बल विपुल बखानी ॥**
**तात प्रताप प्रभाव तुम्हारा, को कहि सकै को जाननिहारा ॥**
**अनुचित उचित काज कछु होई, समुझिकरियभल कहसबकोई ॥**
**सहसा करि पाछे पछिताहीं, कहहिं वेद बुध ते बुध नाहीं ॥**
**सुनि सुर बचन लषण सकुचाने, राम सीय सादर सनमाने ॥**
**कही तात तुम नीति सुहाई, सब ते कठिन राजमद भाई ॥**
**जो अँचवत मातहि नृप तेई, नाहिंन साधु सभा जिन्ह सेई ॥**
**सुनहु लषण भल भरत सरीखा, विधिप्रपंच महँ सुना न दीखा ॥**

જગત્ ભયભીત થયું તે સમયે આકાશમાં દેવ વાણી થઇ લક્ષ્મણજીના અપાર બાહુબળનાં વખાણ કર્યા કે-" તાત ! તમારો પ્રતાપ તથા પ્રભાવ કોણ કહી શકે, તેમ છે તેમ જાણી શકે તેવો પણ કોણ છે ? ૧. યોગ્ય કે અયોગ્ય જે કાંઈ કાર્ય હોય તે સમજીને કરવાથી સર્વ કોઇ સારૂં કહે છે. પણ જે બગર વિચાર્યું કાર્ય કરી પાછળથી પસ્તાય છે* તેને વેદ તથા વિદ્વજ્જનો બુદ્ધિમાન્ કહેતા નથી." ૨. દેવતાઓનાં આવાં વચનો સાંભળી લક્ષ્મણજી સંકોચ પામતાં રામ તથા સીતાએ આદર પૂર્વક તેમનું સન્માન કરીને કહ્યું કે-" તાત ! તમે ઘણી સારી નીતિ કહી. ભાઇ ! રાજ્યમદ સૌથી કઠણ છે. ૩. જેણે સાધુઓની સભાનું સેવન કર્યું નથી એવા રાજા રાજ્યમદ પીતાંજ મદોન્મત્ત થઇ જાય છે. લક્ષ્મણજી ! સાંભળો, વિધાતાની સૃષ્ટિમાં ભરતજી જેવો ભલો માણસ મેં દીઠો કે સાંભળ્યો પણ નથી. ૪.

---

* **सहसा विदधीत न क्रियामविवेकः परमापदां पदम् । वृणते हि विमृश्य कारिणं गुण लब्धाःस्वयमेव संपदः** ॥સહસા કામ નહી કરવું જોઇએ. કેમકે અજ્ઞાન મોટી મોટી આપત્તિઓનું સ્થાન છે. વિચારીને ચાલનાર મનુષ્યની પાસે સંપત્તિ સ્વયં આવે છે, કેમકે તે ગુણની લોભી છે.

दोहा०—भरतहिं होइ न राजमद, विधि हरि हर पद पाइ ॥
कबहुँ कि कांजी सीकरन्हि, क्षीरसिंधुविलगाय ॥ २३९ ॥

ભરતજી, બ્રહ્મા વિષ્ણુ કે મહેશ્વરનું પદ પામે તો પણ તેમને રાજ્ય-મદ ઉત્પન્ન થાય નહી. શું ક્ષીરસાગર કદી પણ કાંજીના બિંદુથી ફાટી જાય કે? નહીજ. ૨૩૯.

चौ०—तिमिरतरुणतरणिहि सकगिलई, गगन मगन मकु मेघहिमिलई ॥
गो पद जल बूडहिं घटयोनी, सहज क्षमा वरु छाँडहिं क्षोनी ॥
मशक फूँक वरु मेरु उड़ाई, होइ न नृपमद भरतहिं भाई ॥
लषण तुम्हार शपथ पितु आना, शुचि सुबंधु नहिं भरत समाना ॥
सगुण क्षीर अवगुण जलताता, मिले रचे परपंच विधाता ॥
भरत हंस रविवंश तडागा, जनमि कीन्ह गुणदोषविभागा ॥
गहिगुणपय तजि अवगुण वारी, निजयशजगत कीन्हउजियारी ॥
कहत भरत गुण शील स्वभाऊ, प्रेम पयोधि मगन रघुराऊ ॥

કદાપિ અંધારૂં તરૂણ સૂર્યને ગળી જાય; આકાશ મેઘમાં નિમગ્ન થઇ મળી જાય; અગસ્ય ઋષિ ગાયના પગલાના જળમાં ડૂબી જાય; પૃથ્વી પોતાની સ્વાભાવિક ક્ષમા તજી દે; ૧. અને મચ્છરની ફૂંકથી મેરૂ ઉડી જાય, તો પણ હે ભાઇ! ભરતજીને રાજ્યમદ ઉત્પન્ન થાય નહી. લક્ષ્મણજી! તમારા સોગંદ ખાઇને તથા પિતાની આણ દઇને કહું છું કે—ભરતજી સમાન કોઈ પવિત્ર અને ઉત્તમ ભાઈ ન હોય. ૨. હે તાત! વિધાતાએ સદ્‌ગુણોરૂપી દૂધ તથા અવગુણોરૂપી જળ મેળવીને આ પ્રપંચરૂપ સૃષ્ટિ રચી છે. પણ તેમાં સૂર્યવંશરૂપી તળાવમાં ભરતરૂપી હંસ જન્મીને તેણે ગુણોરૂપી દૂધ તથા અવગુણોરૂપી જળ જૂદાં કરી દીધાં છે. ૩. ભરતજીરૂપી હંસે અવગુણ રૂપી જળ તજીને ગુણોરૂપી દૂધનું ગ્રહણ કરીને પોતાના યશથી જગતને પ્રકાશિત કર્યું છે." આ પ્રમાણે ભરતજીના ગુણો તથા તેમનાં શીળ સ્વભાવ કહેતા કહેતા રામચંદ્રજી પ્રેમરૂપી સમુદ્રમાં મગ્ન થઈગયા. ૪.

दोहा०—सुनि रघुवर वाणी विबुध, देखि भरत पर हेतु ॥
लगे सराहन सहसमुख, प्रभु को कृपानिकेतु ॥ २४० ॥

સર્વ દેવતાઓ રામચંદ્રજીની વાણી સાંભળીને તથા તેમનો ભરતજી ઉપરનો પ્રેમ જોઇને વખાણવા લાગ્યા કે—" રામચંદ્રજી સમાન કૃપાનિધાન બીજો કોણ છે? ૨૪૦

चौ०—जो न होत जग जन्म भरत को, सकलधर्म्मधुर धरणि धरतको ॥
कविकुल अगम भरत गुणगाथा, को जानै तुम बिन रघुनाथा ॥
लषण राम सिय सुनि सुरबानी, अति सुखलह्यउ न जाइ बखानी ॥
इहाँ भरत सब सहितं सुहाये, मंदाकिनी पुनीत अन्हाये ॥
सरित समीप राखि सब लोगा, माँगि मातु गुरुसचिव नियोगा ॥
चले भरत जहँ सिय रघुराई, साथ निषाद नाथ लघुभाई ॥
समुझि मातु करतब सकुचाहीं, करत कुतर्क कोटि मन माहीं ॥
राम लषण सिय सुनिं ममनाऊँ, उठिजनिअनतजाहिंतजिठाऊँ ॥

જો જગતમાં ભરતજીનો જન્મ ન થયો હોત તો સઘળા ધર્મોની ધુંસરીને તથા ધરતીને કોણ ધારણ કરત ? ભરતજીના ગુણોની કથા તો કવિઓને પણ અગમ્ય છે, હે રઘુનાથજી ! તે તમારા વિના બીજા કોણ જાણી શકે ? " ૧. રામ લક્ષ્મણ તથા સીતાજી દેવતાઓની વાણી સાંભળીને અત્યંત સુખ પામ્યાં કે જે વર્ણવ્યું જાય તેમ નથી. હવે ભરતજી સર્વ સમાજ સહિત મંદાકિની નદીના પવિત્ર જળમાં ન્હાયા. ૨. સર્વ લોકોને તે નદીની પાસે રાખી, માતાઓની, ગુરૂની તથા મંત્રીઓની આજ્ઞા માગી પોતાની સાથે ગુહરાજાને તથા શત્રુઘ્નને લઈને ભરતજી જ્યાં રામચંદ્રજી તથા સીતાજી હતાં ત્યાં ચાલ્યા. ૩. ભરતજી, કૈકેયીનાં કરતૂતોનો વિચાર કરી સંકોચ પામતા હતા અને મનમાં કરોડો કુતર્કો કરતા હતા કે ' રામ લક્ષ્મણ તથા સીતાજી મારૂં નામ સાંભળીને રખેને તે ઠામ તજી ત્યાંથી ઉઠી બીજે ઠામે તો નહી જાય ? ૪.

दोहा०—मातु मते महँजानिमोहिं, जोकछुकरहिंसोथोर ॥
अघअवगुणतजि आदरहिं, समुझि आपनी ओर ॥ २४१ ॥

મને મારી માતાની સમ્મતિમાં ગણીને તેઓ મને જે કાંઇ કરશે તે થોડું છે; પરંતુ તેઓ પોતાની તરફનો વિચાર કરી મારાં પાપો તથા અવગુણો તરફ નહી જુએ તો મારો સત્કાર કરશે. ૨૪૧.

चौ०—जो परिहरहिं मलिन मम जानी, जो सन्मानहिं सेवक मानी ॥
मोरे शरण राम की पनहीं, राम सुस्वामि दोष सब जनहीं ॥
जगयश भाजन चातक मीना, नेम प्रेम निज निपुण नवीना ॥
अस मन गुणत चले मग जाता, सकुचसनेह शिथिल सबगाता ॥
फेरति मनहुँ मातु कृत खोरी, चलत भक्ति बल धीरज धोरी ॥

जब समुझहिं रघुनाथ स्वभाऊ, तब पथ परत उतावल पाऊ ॥
भरत दशा तेहि अवसर कैसी, जल प्रवाह जल अलिगति जैसी ॥
देखि भरत कर शोच सनेहू, भा निषाद त्यहि समय विदेहू ॥

ભલેને રામચંદ્રજી મને મલીન મનવાળો જાણીને તજી દે, અથવા પોતાનો સેવક જાણીને સન્માન આપે; પરંતુ મારે તો એક તેમના ચરણોની જૂતીઓનુંજ શરણું છે. રામચંદ્રજી તો ઉત્તમ સ્વામી છે, સઘળો દોષ હું સેવકનોજ છે. ૧. જગતમાં ચાતક અને માછલાંજ યશને પાત્ર છે, કેમકે તેઓ નિત્ય નવીન પ્રેમનો નિયમ રાખે છે.' આ પ્રમાણે ભરતજી મનમાં વિચારતા માર્ગમાં ચાલ્યા જાય છે. તેમનાં સઘળાં ગાત્રો સંકોચ તથા પ્રેમથી શિથિળ થઇ ગયાં હતાં. ૨. ભરતજીને જાણે કૈકેયીનાં દુષ્ટ કૃત્યો આગળ ચાલવા નહી દેતાં પાછો વાળી જતાં હોય એમ દીસવા લાગ્યું, પણ ભક્તિ બળરૂપી મોટી ધીરજથી આગળ ચાલતા હતા. જ્યારે રામચંદ્રજીનો સ્વભાવ યાદ આવતો ત્યારે માર્ગમાં તેમના પગ ઉતાવળા પડતા હતા. ૩. તે સમયે ભરતજીની દશા જેથી જળના પ્રવાહમાં પાણીની ચક્રી (ભ્રમરી) ઓની ગતિ હોય તેવી થઇ પડી. આવી રીતે ભરતજીને શોક તથા પ્રેમમાં મગ્ન થયેલા જોઇને ગુહરાજા પોતાના દેહનું ભાન પણ ભુલી ગયો. ૪.

दोहा०लगे होन मंगल शकुन, सुनि गुणि कहतनिषाद ॥
मिटिहि शोच होइहि हरष, पुनिपरिणामविषाद ॥ २४२ ॥

તે સમયે મંગળમય શુકનો થવા લાગ્યા, તે સાંભળી વિચાર કરી ગુહ બોલ્યો કે- "શોક મટશે અને આનંદ થશે, પણ અંતે પાછો ખેદજ રહેશે." ૨૪૨.

चौ०—सेवक वचन सत्य सब जाने, आश्रम निकट जाय नियराने ॥
भरत दीख वन शैल समाजू, मुदित क्षुधित जनुपाइ सुराजू ॥
ईतिभीति जनु प्रजा दुखारी, त्रिविध ताप पीडित ग्रह भारी ॥
जाइ सुराज सुदेश सुखारी, होई भरत गति तेहि अनुहारी ॥
राम वासवन सम्पति भ्राजा, सुखी प्रजा जनु पाइ सुराजा ॥
सचिव विराग विवेक नरेशू, विपिन सुहावन पावन देशू ॥
भट यमनियम शैल रजधानी, शांति सुमति शुचि सुंदरिरानी ॥
सकल अंग सम्पन्न सुराऊ, रामचरण आश्रित चित चाऊ ॥

ગુહનાં વચનો ખરાં માનીને ભરતજી ચાલતા રામચંદ્રજીના આશ્રમ નજીક જઈ પહોચ્યા. અને પર્વતનો સમૂહ જોઈને જેમ ભૂખ્યાને સુંદર અન્ન મળવાથી તે આનંદ પામે તેમ આનંદ પામ્યા. ૧. જેમ સાત પ્રકારની ઇતિઓથી* ભય પામેલી તથા ત્રણ પ્રકારના પરિતાપથી+ દુઃખિત અને દુષ્ટ ગ્રહોથી પીડિત પ્રજા સારા દેશમાંના સારા રાજ્યમાં જઈને સુખી થાય તેવી રીતની ભરતજીની ગતિ થઈ. ૨. જેમ પ્રજા સારૂં રાજ્ય પામીને સુખી થાય તેમ એ વન રામના નિવાસને લીધે સંપત્તિઓથી શોભી રહ્યું હતું. એ વનરૂપી સુંદર તથા પવિત્ર દેશમાં વિવેકરૂપી રાજા હતો અને વૈરાગ્યરૂપી મંત્રી હતો. ૩. તેને યમ-નિયમરૂપી યોદ્ધાઓ, ચિત્રકૂટ પર્વતરૂપી રાજધાની અને શાંતિ તથા સુમતિરૂપી પવિત્ર તથા સુંદર રાણીઓ હતી. એ રીતે સર્વ અંગોથી પરિપૂર્ણ શ્રેષ્ઠ રાજા મનમાં રામનાં ચરણોનો આશ્રય ઇચ્છતો હતો. ૪.

दोहा०—जीति मोह महिपालदल, सहितविवेक भुआल ॥
करत अकण्टक राजपुर, सुख सम्पदा सुकाल ॥ २४३ ॥

એ વિવેકરૂપી રાજા મોહરૂપી રાજાને તેની કામ ક્રોધાદિક સેના સહિત જીતી લઈને ચિત્રકૂટરૂપી રાજધાનીમાં નિષ્કંટક રાજ્ય કરતો હતો. તેથી ત્યાં સુખ, સંપત્તિ અને સુકાળ પ્રવર્તી રહ્યો હતો. ૨૪૩.

चौ०—वन प्रदेश मुनि वास घनेरे, जनु पुर नगर गाँव गण खेरे ॥
विपुल विचित्र विहँग मृगनाना, प्रजा समाज नजाइ बखाना ॥
खगहा करि हरि बाघ वराहा, देखि महिष वृक साज सराहा ॥
वैर विहाय चरहिं इक संगा, जहँ तहँ मनहुँ सेन चतुरंगा ॥
झरना झरहिं मत्त गज गाजहिं, मनहुँनिशानविविधविधिबाजहिं ॥
चक चकोर चातक शुकपिकगन, गुंजत मंजु मराल मुदितमन ॥
अलिगण गावत नाचत मोरा, जनु सुराज मंगल चहुँ ओरा ॥
वेलि विटप तृण सकल सफूला, सब समाज मुद मंगल मूला ॥

એ વનરૂપી દેશમાં ઋષિઓના ઘણા આશ્રમો છે તે જાણે શેહેરો, નગરો, ગામો અને ગામડાંઓ હોય એવાં દીસે છે. અનેક પ્રકારનાં વિચિત્ર

* અહીં વેલીઓ તે સ્ત્રીઓ, વૃક્ષો તે પુરૂષો અને તૃણો તે બાળકોને ઠેકાણે છે.

* अति वृष्टिरना वृष्टिः मूषकाः शलभाः शुकाः॥ स्वचक्रं परचक्रंच सप्तैते इतयः स्मृताः (અર્થ) અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, પોપટ અને સ્વદેશના કે પરદેશના રાજાની ચઢાઈ. એ સાત ઇતિઓ છે.

અત્યંત મૃગાદિ પશુઓ તથા પક્ષીઓરૂપી પ્રજાનો સમાજ હતો કે જેનું વર્ણન કર્યું જાય તેમ નથી. ૧. ગેંડા, હાથી, સિંહ, વાઘ, સૂવર, પાડા અને વરૂઓ જોતાં વખાણવા યોગ્ય હતાં, તેઓ પરસ્પરનું વૈર તજી દઈ જ્યાં ને ત્યાં એકઠાં ચરતાં હતાં, તે જાણે ચતુરંગી સેના હોય એવાં દીસતાં હતાં. ૨. ઝરતાં ઝરણાંઓના ખળખળાટ અને ઉન્મત્ત હાથીઓનીગર્જનાઓ જાણે વિવિધ પ્રકારનાં નગારાં નિશાન વાગતાં હોય એવાં લાગતાં હતાં. ચકલીઓ, ચકોરો, ચાતકો, પોપટો, કોયલો અને હંસો હર્ષિત મનથી સુંદર કિલરવ કરી રહ્યાં હતાં. ૩. ભ્રમર ગુંજારવ કરતા અને મોર નાચતા હતા તેથી જાણે એ સારા રાજ્યમાં ચારે તરફ મંગળ પ્રવર્તી રહ્યો હોય એવું દીસતું હતું. પુષ્પિત તથા ફળિત વેલીઓ, વૃક્ષો અને તૃણો જાણે આનંદ મંગળના મૂળરૂપ સમાજ* હોય એવાં દીસતાં હતાં. ૪.

**दोहा०—राम शैल शोभा निरखि, भरत हृदय अतिप्रेम ॥**
**तापस तप फल पाइ जिमि, सुखी सिराने नेम ॥ २४४ ॥**

જેમ તપસ્વી પોતાના તપનું ફળ પામી યમ નિયમો સમાપ્ત કરી સુખી થાય તેમ ભરતજી રામના પર્વતની શોભા જોઈને હૃદયમાં અત્યંત પ્રેમ આણીને સુખી થયા. ૨૪૪.

**चौ०—तब केवट ऊँचे चढ़ि धाई, कहा भरत सन भुजा उठाई ॥**
**नाथ देखु यह विटप विशाला, पाकर जम्बु रसाल तमाला ॥**
**तिन तरुवरन्ह मध्य वट सोहा, मंजु विशाल देखि मन मोहा ॥**
**नील सघन पल्लव फल लाला, अविचल छाँहसुखद सबकाला ॥**
**मानहुँ तिमिर अरुणमय राशी, विरची विधिसकेलिसुखमासी ॥**
**तेहि तरु सरित समीप गुसाँई, रघुवर पर्णकुटी तहँ छाई ॥**
**तुलसी तरुवर विविध सुहाये, कहुँ सिय कहुँ कहुँ लषण लगाये ॥**
**वट छाया वेदिका बनाई, सिय निज पाणि सरोज सुहाई ॥**

તે વખતે ગુહરાજાએ દોડી ઉંચે ચઢીને હાથ ઉંચો કરી ભરતજીને કહ્યું કે—" નાથ ! આ જે પીંપળ, જાંબુ, આંબા અને તમાલનાં મોટાં મોટાં વૃક્ષો દેખાય છે, ૧. તે વૃક્ષોની મધ્યમાં સુંદર, વિશાળ, મનોહર, શ્યામ ઘટાવાળો, લીલાં પાંદડાંવાળો, લાલ ફળોવાળો અને સર્વ કાળમાં સુખદાયી અવિચળ છાંયાવાળો શોભાયમાન વડ જોવામાં આવે છે. ૨. જાણે અંધકાર તથા રતાશના સમૂહને એકઠાં કરીને બ્રહ્માએ તેની શોભા રચી હોય એવો શોભીતો વડ છે, તેની નીચે નદી સમીપ રામચંદ્રજીની પર્ણકુટી શોભે છે.

* અહીં વેલીઓ તે સ્ત્રીઓ, વૃક્ષો તે પુરૂષો અને તૃણો તે બાળકને ઠેકાણે છે.

૩. ત્યાં કોઈ કોઇ ઠેકાણે સીતાજીએ અને કોઇ ઠેકાણે લક્ષ્મણજીએ રોપેલાં સુંદર તુલસીનાં વૃક્ષ શોભે છે, અને વડની છાયામાં સીતાજીએ પોતાના કમળ જેવા હાથથી બનાવેલી સુંદર વેદિકા છે. ૪.

**दोहा०—जहँ बैठे मुनिगण सहित, नितसियरामसुजान ॥**

**सुनहिंकथाइतिहाससब, आगमनिगमपुरान ॥ २४५ ॥**

એ વેદિકા (બેઠક) પર નિત્ય સુજાણ રામચંદ્રજી તથા સીતાજી મુનિગણો સહિત બેસીને સર્વ કથાઓ, ઇતિહાસો, વેદો, શાસ્ત્રો તથા પુરાણો સાંભળે છે.'' ૨૪૫.

**चौ०—सखा वचन सुनि विटप निहारी, उमगेउ भरत विलोचन वारी ॥**

**करत प्रणाम चले दोउ भाई, कहत प्रीति शारद सकुचाई ॥**

**हर्षहिं निरखि राम पद अंका, मानहुँ पारस पायहु रंका ॥**

**रजशिर धरि हिय नयन लगावहिं, रघुवरमिलनसरिससुखपावहिं ॥**

**देखि भरतगति अकथ अतीवा, प्रेम मगन मृग खग जडजीवा ॥**

**सखहि सनेह विवश मग भूला, कहि सुपंथ सुर वर्षहिं फूला ॥**

**निरखि सिद्ध साधक अनुरागे, सहज सनेह सराहन लागे ॥**

**होतं न भूतल भाव भरत को, अचर सचरचर अचरकरतको ॥**

એ પ્રમાણે ગુહનાં વચનો સાંભળી વડને જોઇ ભરતજીનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. પછી વડને પ્રણામ કરતા બન્નેભાઇઓ તે તરફ ચાલ્યા. તેઓની પ્રીતિનું વર્ણન કરતાં સરસ્વતી પણ સંકોચાય. ૧. જેમ રાંક માણસ પારશમણિ પામ્યાથી રાજી થાય તેમ ભરતજી રામચંદ્રનાં પગલાંનાં ચિન્હો જોઇને હર્ષ પામ્યા. ચરણોની રજ માથે ધરીને તથા હૃદયે અને નેત્રોએ લગાડીને જાણે રામચંદ્રજીનો મેળાપ થયો હોય એવું સુખ પામ્યા. ૨. ભરતજીની અત્યંત અવર્ણનીય દશા જોઇને પક્ષીઓ, મૃગો તથા વૃક્ષાદિ જડ જીવો પણ પ્રેમમગ્ન થઇ ગયાં. ગુહરાજા પણ પ્રેમ વશ્ય થવાથી રસ્તો ભૂલવાથી દેવતાઓએ રસ્તો દેખાડી પુષ્પવૃષ્ટિ કરી. ૩. આ જોઈ સિદ્ધ લોકો તથા સાધક લોકો પ્રેમી બની સ્વાભાવિક પ્રેમનાં વખાણ કરવા લાગ્યા કે—'' જો પૃથ્વીમાં ભરતજીનો આવો પ્રેમભાવ ન હોત તો અચર જીવોને સચર અને સચર જીવોને અચર કોણ કરત ? '' * ૪,

**दोहा०—प्रेम अमिय मंदिर विरह, भरत पयोधि गँभीर ॥**

**मथि प्रगटे सुरसाधु हित, कृपासिंधु रघुवीर ॥ २४६ ॥**

* મતલબ કે—દેવતાઓ જે પોતાના સ્વાર્થમાં જડ બની ગયા હતા તેમને માર્ગ બતાવવા રૂપ ચર અને ગુહરાજ જે ચર છે તેને વિદેહરૂપ જડ કોણ કરત ?

કૃપાસિંધુ રામચંદ્રજીએ ભરતજીરૂપ ગંભીર સમુદ્રને વિરહરૂપ મંદરાચળ પર્વતથી મથીને સાધુઓરૂપ દેવતાઓને વાસ્તે પ્રેમરૂપી અમૃત ઉત્પન્ન કર્યું. ૨૪૬.

**चौ०–सखा समेत मनोहर जोटा, लखेउ न लषण सघन वनओटा ॥**
**भरत दीख प्रभु आश्रम पावन, सकल सुमंगल सदन सुहावन ॥**
**करत प्रवेश मिटा दुख दावा, जनुयोगी परमारथ पावा ॥**
**देखे भरत लषण प्रभु आगे, पूँछत वचन कहत अनुरागे ॥**
**शीश जटा कटि मुनि पट बाँधे, तूण कसे कर शर धनु काँधे ॥**
**वेदी पर मुनि साधु समाजू, सीय सहित राजत रघुराजू ॥**
**वल्कल वसन जटिल तनु श्यामा, जनु मुनि वेष कीन्ह रति कामा ॥**
**करकमलन धनु सायक फेरत, जीकी जरनि हरत हँसि हेरत ॥**

ગુહ સહિત ભરત શત્રુઘ્નની જોડીને વચ્ચે ઘાડા વનની આડ હોવાથી લક્ષ્મણજી જોઈ શકયા નહી. ભરતજીએ સર્વ શુભ મંગળોના સુંદર ઘરરૂપ રામચંદ્રજીનો પવિત્ર આશ્રમ દીઠો. ૧. આશ્રમમાં પ્રવેશ કરતાંજ તેમનું દાવાનળ જેવું દુઃખ એવું મટી ગયું કે જાણે યોગી મોક્ષને પામ્યો હોય. રામચંદ્રજીની આગળ તેમના પૂછવાથી સ્નેહ પૂર્વક બોલતા લક્ષ્મણજીને ભરતજીએ જોયા. ૨. માથે જટા, કેડે વલ્કલો બાંધેલાં, તેસાં ભાથા કસેલા, હાથમાં બાણ અને ખભે ધનુષ એવા વેષવાળા રામચંદ્રજીને સીતાજી સહિત બેઠકપર મુનિઓ તથા સાધુના સમાજમાં બિરાજતા જોયા. ૩. વલ્કલ વસ્ત્રો ધારણ કરેલા, જટાવાળા, શ્યામ સુંદર શરીરવાળા રામચંદ્રજી જાણે રતિ સહિત કામદેવ મુનિનો વેષ ધરી બેઠા હોય તેવા શોભતા હતા, ધનુષબાણપર કમળ સરખા હાથ ફેરવતા રામચંદ્રજીનું જોવું તથા મંદમંદ હસવું ભક્તજનોનાં દુઃખને હરતું હતું.* ૪.

**दोहा०–लसत मंजु मुनि मण्डली, मध्य सीय रघुचंद ॥**
**ज्ञान सभा जनु तनु धरे, भक्ति सच्चिदानन्द ॥ २४७ ॥**

* કેટલાક બકારનો અભેદ ગણીને **वल्कलवसन**ને બદલે **बरकलवसन** ગણી આ ચોપાઇથી સીતાજીનું વર્ણન કરે છે કે–, "શ્યામા એટલે સોળ વર્ષની અવસ્થાવાળાં સીતાજી ઉત્તમ વસ્ત્રો પહેરી તથા શરીરપર લાંબા લાંબા કેશ રાખી બેઠાં છે જાણે રતિ અને કામદેવ મુનિનો વેષ ધરીને બેઠાં હોય સીતાજી રામચંદ્રજીનાં ધનુષ બાણ પર પોતાના હસ્ત કમળ ફેરવતાં હતાં અને તેમનું જોવું તથા હસવું રામચંદ્રજીના મનના દુઃખનું હરણ કરતું હતું." આવી રીતે ખેંચી તાણીને કિલષ્ટ અર્થ કરવાથી કેવળ કલ્પિત અર્થ થઈ જાય છે.

સુંદર મુનિમંડળી મધ્યે બિરાજતાં સીતાજી તથા રામચંદ્રજી જાણે ભક્તિ અને પરમાત્મા દેહ ધરીને જ્ઞાનનીસભામાં બિરાજતાં હોય એવાં શોભતાં હતાં. ૨૪૭.

**चौ०–सानुज सखा समेत मगन मन, विसरे हर्ष शोक सुख दुखगन ॥**
**पाहि नाथ कहि पाहि गुसाई, भूतल परे लकुट की नाई ॥**
**वचन सप्रेम लषण पहिंचाने, करत प्रणाम भरत जिय जाने ॥**
**बंधु सनेह सरस यहि ओरा, उत साहब सेवा वरजोरा ॥**
**मिलि न जाइ नहिं गुदरत बनई, सुकविलषण मनकीगतिभनई ॥**
**रहे राखि सेवा परभारू, चढीचंग जनु खैंच खिलारू ॥**
**कहत सप्रेम नाइ महिमाथा, भरत प्रणाम करत रघुनाथा ॥**
**उठे राम सुनि प्रेम अधीरा, कहुँ पट कहुँ निषंग धनु तीरा ॥**

શત્રુઘ્ન તથા ગુહ સહિત ભરતજીનું મન પ્રેમમગ્ન થઈ ગયું, તેથી હર્ષ શોક તથા સુખ દુઃખ સઘળું ભૂલી ગયા, અને "હે નાથ ! હે ગુસાંઇ ! રક્ષા કરો, રક્ષા કરો." એમ કહી લાકડીની પેઠે પૃથ્વીપર પડ્યા. ૧. તેમનાં પ્રેમમય વચનો લક્ષ્મણજીએ ઓળખ્યાં અને મનમાં જાણ્યું કે ભરતજી પ્રણામ કરે છે. પરંતુ એક તરફ બંધુસ્નેહ જોર કરતો હતો અને બીજી તરફ સ્વામી સેવા જોર કરતી હતી. ૨. તેથી લક્ષ્મણજીના મનની ગતિને વર્ણવે છે કે–જેમ ખેલાડી આકાશમાં ખુબ ચઢેલા પતંગને ખેંચીને પકડી રાખે, પણ પતંગ ખેંચે તો પણ ખેંચાયો જાય નહી. તેમ લક્ષ્મણજી પણ રામની સેવાપર વિશેષ વજન રાખી વળગી રહ્યા. ભ્રાતૃસ્નેહે ઘણા ખેંચ્યા પણ ખેંચાયા ગયા નહી. ૩. પછી લક્ષ્મણજી પ્રેમપૂર્વક પૃથ્વીપર માથું નમાવીને કહેવા લાગ્યા કે–"રઘુનાથજી ! ભરતજી આપને પ્રણામ કરે છે." એ સાંભળી પ્રેમથી અધીરા બની રામચંદ્રજી ઉઠ્યા કે જેથી કયાંઇક વસ્ત્ર, કયાંઇક ભાથા, અને કયાંઇક ધનુષ બાણ પડી ગયાં. ૪

**दोहा०–वरवश लिये उठाय उर, लाये कृपानिधान ॥**
**भरत रामकी मिलन लखि, विसरे सबहिं अपान ॥ २४८ ॥**

કૃપાનિધાન રામચંદ્રજીએ ભરતજીને બળાત્કારે ઉઠાડીને છાતીએ લગાવી લીધા. રામચંદ્રજી તથા ભરતજીનો મેળાપ જોઈ સર્વ લોકો પોતાનાં શરીરનાં ભાન પણ ભૂલી ગયા. ૨૪૮.

चौ०–मिलन प्रीति किमि जाइ बखानी, कविकुलअगम कर्ममनबानी ॥
परम प्रेम पूरण दोउ भाई, मनबुधि चितअहमितिबिसराई ॥
कहहु सुप्रेम प्रकट को करई, केहिछाया कविमति अनुसरई ॥
कविहि अर्थ आखर बल साँचा, अनुहर ताल गतिहि नटनाचा ॥
अगम सनेह भरत रघुबर को, जहँनजाइमन विधिहरिहरको ॥
सो मैं कुमति कहौं केहि भाँती, बाज सुराग कि गाडरिताँती ॥
मिलनि बिलोकि भरत रघुवरकी, सुरगण सभय धुकधुकी धरकी ॥
समझाये सुरगुरु जड जागे, बरषि प्रसून प्रशंसन लागे ॥

તેઓની મળતી સમયની પ્રીતિ કે જે કવિ લોકોનાં મન કર્મ વાણીને પણ અગમ્ય છે તે શી રીતે વર્ણવી શકાય? પરમ પ્રેમથી પરિપૂર્ણ બન્ને ભાઈઓ મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારને પણ ભૂલી ગયા. ૧. તેમના સુંદર પ્રેમને કોણ પ્રકટ કરી શકે તેમ છે? તેમની છાયાને પણ કયો કવિ ગ્રહણ કરી શકે તેમ છે? જેમ નટ તાલની ગતિને અનુસરીને નાચે છે તેમ કવિ પણ શબ્દાર્થના બળથી વર્ણવે છે. ૨. પરંતુ ભરતજી તથા રામચંદ્રજીનો સ્નેહ એવો અગમ્ય છે કે જ્યાં બ્રહ્મા, વિષ્ણુ કે સદાશિવનું મન પણ પોહોચી શકે તેમ નથી, તેનું વર્ણન હું શી રીતે કરી શકું? ઘેટાના ઉનની તાંતથી સુંદર રાગનું વાજું વાગી શકે? ૩. ભરતજી તથા રામચંદ્રજીનું મળવું જોઈ દેવતાઓનાં હૃદય ભયથી ધડકવા લાગ્યાં, પણ ગુરૂ બૃહસ્પિતિએ તેમને સમજાવતાં તેઓ સાવધાન થઈ પુષ્પવૃષ્ટિ કરી પ્રશંસા કરવા લાગ્યા. ૪.

दोहा०–मिलि सप्रेम रिपुसूदनहिं, केवट भेंटेउ राम ॥
भूरिभाग्य भेंटे भरत, लक्ष्मण करत प्रणाम ॥ २४९ ॥

રામચંદ્રજી શત્રુઘ્નને પ્રેમપૂર્વક મળીને પછી ગુહરાજાને ભેટયા અને મહાભાગ્યવાન લક્ષ્મણજીએ ભરતજીને ભેટીને પ્રણામ કર્યા. ૨૪૯.

चौ०–भेंटयउ लषण ललकि लघुभाई, बहुरि निषाद लीन्ह उरलाई ॥
पुनि मुनि गण दोउ भाइन वन्दे, अभिमत आशिष पाइ अनन्दे ॥
सानुज भरत उमँगि अनुरागा, धरिशिर सियपद पद्म परागा ॥
पुनि पुनि करत प्रणाम उठाये, सिय कर कमल परसि बैठाये ॥
सीय अशीश दीन्ह मनमाहीं, मगन सनेह देह सुधिनाहीं ॥

सर्बविधि सानुकूल लखि सीता, भे अशोच उर अपडरबीता ॥
कोउ कछु कहै नकोउ कछु पूँछा, प्रेम भरामन निजगति छूँछा ॥
तेहि अवसर केवट धीरज धरि, जोरिपाणि विनवतप्रणामकरि ॥

લક્ષ્મણજી ઘણા પ્રેમથી નાનાભાઇ શત્રુઘ્નને ભેટયા, પછી ગુહરાજાને છાતીએ લગાવી મળ્યા. પછી ભરત તથા શત્રુઘ્ન બન્નેભાઇઓ સર્વ મુનિમંડળને પગે લાગી મન વાંછિત આશિર્વાદ પામી રાજી થયા. ૧. શત્રુઘ્ન સહિત ભરતજી પ્રેમથી ઉમંગીને સીતાજીનાં ચરણ કમળોની રજને માથે ચઢાવી પ્રણામ કરતાં સીતાજીએ તેઓનાં મસ્તકોએ હાથ લગાડી ઉઠાડયા અને પછી પાસે બેસાડયા. ૨. સીતાજીએ તેઓને મનમાં ને મનમાં જ આશિષ દીધી. કેમકે પ્રેમમાં મગ્ન થઇ જવાથી દેહનું ભાન નહી રહેવાથી મુખે બોલી શકયાં નહી. સીતાજીને સર્વ પ્રકારે સાનુકુળ જોઈ ભરતજીનો ખોટો ડર જતો રહ્યો, અને શોક રહિત થયા. ૩. કોઇ કાંઇ પૂછે પણ નહી અને કોઇ કાંઇ કહે પણ નહી, એવી રીતે સર્વનાં મન પ્રેમથી ભરપૂર થઈ પોતાની શુદ્ધિ ભૂલી ગયા. તે સમયે ગુહરાજાએ ધીરજ ધરીને પ્રણામ કરી હાથ જોડીને વિનતિ કરી કે—૪.

दोहा०—नाथ साथ मुनिनाथके, मातु सकल पुरलोग ॥
सेवक सेनप सचिव सब, आये विकल वियोग ॥ २१० ॥

"હે નાથ ! આપના વિયોગથી વ્યાકુળ થયેલાં માતાઓ, સઘળાં આયોધ્યાનાં માણસો, સેવકો, સેનાપતિઓ, મંત્રીઓ વિગેરે સર્વ વસિષ્ઠ મુનિની* સાથે અહીં આવ્યાં છે." ૨૫૦.

चौ०—शीलसिन्धु सुनि गुरु आगमनू, सीय समीप राखिरिपुदमनू ॥
चले सवेग राम तेहि काला, धीर धुरंधर दीनदयाला ॥
गुरुहि देखि सानुज अनुरागे, दण्ड प्रणाम करन प्रभु लागे ॥
मुनिवर धाइ लिये उर लाई, प्रेम उमँगि भेंटे दोउ भाई ॥
प्रेम पुलकि केवट कहि नामू, कीन्ह दूरिते दण्ड प्रणामू ॥
राम सखा ऋषि बरवश भेंटे, जनु महि लुटत सनेह समेटे ॥

* ભરતજીની સાથે નહી કહેતાં વસિષ્ઠની સાથે કહેવાનું કારણ એ કે-ગુરૂનું નામ દેવાથી રામ પ્રેમમગ્ન થયેલા હોવાથી જાગૃત થાય અથવા તેથી દશરથરાજાના મૃત્યુનું સૂચન થાય છે. જો ભરતજીનું નામ દે તો તેમ કરવું એ રામની આજ્ઞાનો ભંગ થયો સમજે.

**रघुपति भक्त सुमंगल मूला, नभ सराहि सुर वर्षहिं फूला ॥**
**इहिसम निपट नीच कोउ नाहीं, बड वशिष्ठ सम को जग माहीं ॥**

શીળના સમુદ્રરૂપ, ધીર ધુરંધર અને દીન દયાળુ રામચંદ્રજી ગુરૂનું આગમન સાંભળી શત્રુઘ્નને સીતાજી પાસે રાખીને તુરત તેજ સમયે ઉઠીને ચાલ્યા. ૧. ગુરૂને જોતાંજ લક્ષ્મણજી સહિત રામચંદ્રજી પ્રેમથી દંડવત્ પ્રણામ કરવા લાગ્યા કે તુરત ગુરૂએ દોડી તેમને છાતીએ લગાવ્યા અને પ્રેમથી ઉમંગીને બન્ને ભાઇને ભેટયા. ૨. પછી પ્રેમથી રોમાંચિત થઇ ગુહરાજાએ પોતાનું નામ દઈ ગુરૂને દૂરથી દંડવત્ પ્રણામ કર્યા. જાણે ધરતી પર લોટતા સ્નેહ એકઠો કરી લેતા હોય તેમ એ રામના મિત્રને ગુરૂ બળાત્કારે ભેટયા. ૩. રામચંદ્રજીની ભક્તિ શુભ મંગળના મૂળરૂપ છે, કે જેથી ગુહ જેવો છેક તુચ્છ કોઇ નથી તેને, જગતમાં જેની બરોબર કોઇ મોટો નથી એવા વસિષ્ઠ ગુરૂ ભેટયા. એ જોઇ આકાશમાં દેવતાઓ પ્રશંસા કરી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૪.

**दोहा०—जोहि लखिलषणहुँते अधिक, मिले मुदित मुनिराउ ॥**
**सो सीतापति भजन को, प्रगट प्रताप प्रभाउ ॥ २५१ ॥**

ગુહ ભીલ્લને જોઇ તેને લક્ષ્મણજી કરતાં પણ અધિક ગણીને મહા મુનીશ્વર વસિષ્ઠજી આનંદથી મળ્યા, એ રામચંદ્રજીના ભજનનો જ પ્રકટ પ્રભાવ તથા પ્રતાપ છે. ૨૫૧.

**चौ०—आरत लोग राम सब जाना, करुणाकर सुजान भगवाना ॥**
**जो जेहि भाँति रहा अभिलाषी, तेहि तेहि की तैसी रुचिराखी ॥**
**सानुज मिलि पलमहँ सब काहू, कीन्ह दूरि दुख दारुण दाहू ॥**
**यह बडिबात राम कै नाहीं, जिमि घटकोटि एक रविछाहीं ॥**
**मिलि केवटहिं उमँगि अनुरागा, पुरजन सकल सराहहिं भागा ॥**
**देखी राम दुखित महतारी, जनु सुबेलि अवली हिम मारी ॥**
**प्रथम राम भेंटेउ कैकेयी, सरल स्वभाव भक्ति मति भेई ॥**
**पग परि कीन्ह प्रबोध बहोरी, काल कर्म्म विधि शिर धरि खोरी ॥**

કૃપાળુ અને ચતુર રામચંદ્રજીએ સર્વ લોકોને દુઃખી જાણી જેની જેવી અભિલાષા હતી તેની તેવી અભિલાષા પૂર્ણ કરી. ૧. લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ એક પળવારમાં સર્વ કોઇને મળીને તેમનાં અસહ્ય દાહનાં

દુઃખો દૂર કર્યાં. આ પ્રમાણે કરવું એ રામચંદ્રજીને વાસ્તે ભારે વાત નથી. જેમ એકજ સૂર્ય જળથી ભરેલા કરોડો ઘડાઓમાં દેખાય છે, તેમ એક જ રામચંદ્રજી અનેક રૂપે સર્વને મળ્યા. ૨. પછી રામચંદ્રજી પાછા બીજીવાર પ્રેમથી ઉમંગીને ગુહને મળ્યા. તે સમયે અયોધ્યાના સઘળા લોક તેના ભાગ્યનાં વખાણ કરવા લાગ્યા. રામચંદ્રજીએ માતાઓને, જેમ હીમે બાળી નાંખેલી સુંદર વેલીઓની હારો હોય તેવી દુઃખિત દીઠી. ૩. રામચંદ્રજીએ પ્રથમ કૈકેયીને મળી તેને પગે પડી સમજાવી અને સઘળો દોષ કાળ, કર્મ તથા વિધાતાને માથે મૂક્યો. આ પ્રમાણે રામે પોતાના સરળ સ્વભાવથી કૈકેયીની બુદ્ધિ ભક્તિમય કરી નાંખી. ૪.

दोहा०—भेंटि रघुबर मातु सब, करि प्रबोध परितोष ॥
अम्ब ईश आधीन जग, काहु न देइय दोष ॥ २५२ ॥

રામે સઘળી માતાઓને મળીને બોધ દીધો કે—'હે માતાઓ! જગત્ ઇશ્વરને જ આધીન છે માટે કોઇને દોષ દેવો નહી.' એ પ્રમાણે કહીને સર્વને સંતુષ્ટ કરી. ૨૫૨.

चौ०—गुरुतिय पद बन्दे दोउ भाई, सहित विप्र तिय जे सँग आई ॥
गंग गौरि सम सब सन्मानी, देहिं अशीष मुदित मृदुवानी ॥
गहि पद लगे सुमित्रा अंका, जनु भेंटी सम्पति अतिरंका ॥
पुनि जननी चरणन दोउ भ्राता, परे प्रेम व्याकुल सब गाता ॥
अति अनुराग अम्ब उरलाये, नयन सनेह सलिल अन्हवाये ॥
तेहि अवसर कर हर्ष विषादू, किमिकविकहैमूकजिमिस्वादू ॥
मिलि जननिहिं सानुजरघुराऊ, गुरु सन कहेउ कि धारिय पाऊ ॥
पुरजन पाइ मुनीश नियोगू, जल थल तकितकि उतरे लोगू ॥

પછી રામ લક્ષ્મણ બન્ને ભાઇઓએ વસિષ્ઠ ગુરૂની સ્ત્રી અરૂન્ધતીના તથા તેમની સાથે જે બ્રાહ્મણોની સ્ત્રીઓ આવી હતી તેઓના ચરણોમાં પ્રણામ કર્યા, અને તેમને ગંગાજી તથા પાર્વતી સમાન ગણીને સન્માન આપ્યું. તે સઘળી સ્ત્રીઓએ આનંદથી કોમળ વાણીથી આશિષ દીધી. ૧. પછી બન્ને ભાઇઓ સુમિત્રાના ચરણોને સ્પર્શ કરતાં જેમ અત્યંત રાંકજનને ભારે સંપત્તિ મળે તેવી રીતે રાજી થઇ તેઓને ખોળામાં બેસાડ્યા. પછી પ્રેમથી સર્વ ગાત્રોમાં વ્યાકુળ થઈ ગયેલા બન્ને ભાઇઓ કૌશલ્યાનાં ચરણોમાં પગે લાગ્યા. ૨. માતાએ અત્યંત પ્રેમથી તેમને છાતીએ લગા-

આ અને નેત્રોનાં સ્નેહાશ્રુથી તેમને ન્હવરાવી દીધા. જેમ મુંગાથી સ્વાદનું વર્ણન કરી શકાય નહી, તેમ તે સમયના હર્ષ તથા શોકનું વર્ણન કોઈ કવિથી પણ શી રીતે કરી શકાય ? ૩. આ પ્રમાણે લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ માતાઓને મળીને પછી ગુરૂને કહ્યું કે–' હવે આશ્રમમાં પધારો.' પછી સઘળા અયોધ્યાના લોકો વસિષ્ઠની આજ્ઞાથી જળ તથા સ્થળ જોઈ જોઇને ઉતારા કર્યા. ૪.

दोहा०—महिसुर मंत्री मातु गुरु, गने लोग लिये साथ ॥
पावन आश्रम गमनकिय, भरत लषण रघुनाथ ॥ २५३ ॥

અને બ્રાહ્મણો, મંત્રીઓ, માતાઓ, ગુરૂ તથા બીજા ઘણા લોકોને સાથે લઇ ભરતજીએ, લક્ષ્મણજીએ તથા રામચંદ્રજીએ પવિત્ર આશ્રમમાં ગમન કર્યું. ૨૫૩.

चौ०—सीय आई मुनिवर पग लागी, उचित अशीष लही मन माँगी ॥
गुरुपत्निहि मुनि तियन्ह समेता, मिलि सप्रेम कहिजाइ न जेता ॥
वन्दि वन्दि पद सिय सबहीके, आशिष वचन लहे प्रिय जीके ॥
सासु सकल जब सीय निहारी, मूँदेउ नयन सहमि सुकुमारी ॥
परी वधिकवश मनहुँ मराली, काह कीन्ह करतार कुचाली ॥
तिन्हसियनिरखिनिपटदुखपावा, सो सब सहिय जो दैव सहावा ॥
जनकसुता तब उर धरि धीरा, नील नलिन लोचन भरिनीरा ॥
मिली सकल सासुन्ह सीयजाई, त्याहि अवसर करुणा महि छाई ॥

તે સમયે સીતાજી આવીને વસિષ્ઠ ગુરૂને પગે લાગ્યાં અને મનવાંછિત યોગ્ય આશિષ પામ્યાં. પછી સર્વ મુનિપત્નિઓ સહિત અરૂન્ધતીને અત્યંત પ્રેમ પૂર્વક મળ્યાં, તે સમયનો પ્રેમ વર્ણવ્યો જાય તેમ નથી. ૧. સીતાજીએ સર્વ સ્ત્રીઓનાં ચરણોમાં વંદન કરી કરીને સર્વના મન માનતા આશિર્વાદ લીધા. પછી સઘળી સાસુઓને જોઇને સુકુમાર સીતાજીએ ગ્લાનિ પામીને નેત્રો મીંચી દીધાં. ૨. જાણે હંસીની પારધીના કબજામાં પડી હોય તેની પેઠે સીતાજી દુઃખિત થયાં. હે કર્તાર ! તેં પણ આ કેવી કુચાલ કરી છે ! સાસુઓ પણ સીતાજીને જોઇને બહુ દુઃખિત થયાં. શું કરે ? દૈવ જે દુઃખ દે તે સર્વ સહન કરવું જ પડે. ૩. પછી સીતાજી હૃદયમાં ધીરજ આણીને તથા નેત્ર કમળોમાં આંસુ ભરીને સામે જઇ સઘળી સાસુઓને મળ્યાં. તે સમયે પૃથ્વી કરૂણારસથી છાઇ ગઈ. ૪.

दोहा०—लागि लागि पग सब नसिय, भेटति अति अनुराग ॥
हृदय अशीशहिं प्रेमवश, रहिहौ भरी सुहाग ॥ २९४ ॥

સીતાજી સઘળી સાસુઓને પગે લાગી લાગીને અત્યંત પ્રેમથી ભેટયાં. સાસુઓ પ્રેમવશ્ય હૃદયથી આશિષ દેવા લાગી કે-" તમારૂં સૌભાગ્ય ભર્યું પરૂં રહો. " ૨૫૪.

चौ०—विकल सनेह सीय सब रानी, बैठन सबहिं कहेउ गुरुज्ञानी ॥
प्रथम कही जगगति मुनि नाथा, कहे कछुक परमारथ गाथा ॥
नृप कर सुरपुर गमन सुनावा, सुनि रघुनाथ दुसह दुख पावा ॥
मरण हेतु निज नेह विचारी, भे अति विकल धीरधुरधारी ॥
कुलिश कठोर सुनत कटुवानी, विलपत लषण सीयसबरानी ॥
शोक विकल अति सकल समाजू, मानहुँ राज अकाजेउ आजू ॥
मुनिवर बहुरि राम समुझाये, सहित समाजसुसरितअन्हाये ॥
व्रत निरम्बु त्याहेदिनप्रभुकीन्हा, मुनिहुँ कहे जल काहुनलीन्हा ॥

સીતાજી તથા સઘળી રાણીઓ પ્રેમથી વિહ્વળ થઈ ગયેલી જોઈ જ્ઞાની વસિષ્ઠ મુનિએ સર્વને બેસવાનું કહ્યું અને જગતની માયિક ગતિનું વર્ણન કરીને કાંઇક મોક્ષ સંબંધી કથા કહી. ૧. પછી રામચંદ્રજીને દશરથરાજાના સ્વર્ગવાસની વાત કહી સંભળાવતાં તે સાંભળી રામચંદ્રજી દુઃસહ દુઃખ પામ્યા. પિતાના મરણનું કારણ પોતાની ઉપરનો સ્નેહ જ છે એમ વિચારીને રામચંદ્રજી ધીરધુરંધર છતાં પણ વ્યાકુળ થયા. ૨. ગુરૂની વજ્ર સમાન કઠોર વાણી સાંભળીને લક્ષ્મણજી, સીતાજી તથા સઘળી રાણીઓ વિલાપ કરવા લાગ્યાં. જાણે આજે જ રાજાનું મરણ થયું હોય તેમ સઘળો સમાજ શોકથી વ્યાકુળ થઇ ગયો. પછી મુનીશ્વરે રામચંદ્રજીને સમજાવીને સર્વ સમાજ સહિત નદીમાં સ્નાન કરાવ્યું. તે દિવસે રામચંદ્રજીએ નિર્જળ વ્રત કર્યું. તેથી મુનિએ કહ્યા છતાં પણ કોઇએ પાણી પણ પીધું નહી. ૪.

दोहा०—भोर भये रघुनन्दनहिं, जो मुनि आयसु दीन्ह ॥
श्रद्धा भक्ति समेत प्रभु, सो सब सादर कीन्ह ॥ २९९ ॥

પ્રાતઃકાળ થતાં રામચંદ્રજીએ ગુરૂની આજ્ઞા પ્રમાણે સર્વ ક્રિયા શ્રદ્ધા, ભક્તિ તથા આદર પૂર્વક કરી. ૨૫૫.

चौ०—करि पितुक्रिया वेद जस बरणी, भये पुनीत पातक तम तरणी ॥
जासु नाम पावक अघमूला, सुमिरत सकल सुमंगल मूला ॥
शुद्ध सो भये साधु सम्मत अस, तीरथ अवगाहन सुरसरि जस ॥
शुद्धभये दुइ बासर बीते, बोले गुरुसन राम पिरीते ॥
नाथ लोग सब निपट दुखारी, कन्द मूल फल अम्बु आहारी ॥
सानुज भरत सचिव सब माता, देखि मोहिं पल जिमि युगजाता ॥
सब समेत पुरधारिय पाऊ, आपु इहाँ अमरावति राऊ ॥
बहुत कहेउँ सब कियउँ ढिठाई, उचित होइ तस करिय गुसाँई ॥

જે પાપરૂપી અંધકારનો નાશ કરનાર સૂર્યરૂપ છે, જેનું નામ પાપનાં મૂળને બાળી નાખનાર અગ્નિરૂપ છે, તથા જેનું સ્મરણ કરતાં સર્વ સુમંગળના મૂળરૂપ થાય છે એવા રામચંદ્રજી વેદ વિધિ પ્રમાણે પિતાની ક્રિયા કરીને પવિત્ર થયા. ૧. રામચંદ્રજી પવિત્ર થયા એવી સાધુઓની સમ્મતિ છે, તે એવી રીતે કે જેમ સર્વ તીર્થોના આવાહનથી ગંગાજીને પવિત્ર માને છે, તેમ* શુદ્ધ થયાને બે દિવસ વીત્યા એટલે રામચંદ્રજી પ્રીતિપૂર્વક ગુરૂ પ્રત્યે બોલ્યા કે–૨. નાથ ! સર્વ લોક કેવળ કંદ, મૂળ, ફળ તથા જળનો જ આહાર કરવાથી બહુજ દુઃખી થાય છે, અને મને જોઇને ભરતજી, શત્રુઘ્ન, મંત્રીઓ તથા સઘળી માતાઓની એક એક પળ યુગ સમાન વીતે છે. ૩. વળી આપ અહીં પધાર્યા છો અને રાજા સ્વર્ગમાં છે માટે આપ સર્વને લઇને અયોધ્યામાં પધારો; આપને ઘણું કહેવું તે આપનો અનાદર કર્યા જેવું થાય છે, માટે હે સ્વામી ! જે યોગ્ય હોય તે કરો.” ૪.

दोहा०—धर्मसेतु करुणायतन, कस न कहहु अस राम ॥
लोग दुखितदिनदुइदरश, देखिलहहिं विश्राम ॥ २५६ ॥

વસિષ્ઠ મુનિ બોલ્યા કે–“હે રામચંદ્રજી ! તમે ધર્મના સેતુરૂપ અને કરૂણાનિધાન છો, તેથી તમે આવું કેમ ન કહો. આ દુઃખી લોકો બે દિવસ તમારાં દર્શન કરી વિશ્રામ લેશે.” ૨૫૬.

चौ०—राम वचन सुनि सभय समाजू, जनुजलनिधिमहँविकलजहाजू ॥
सुनि मुनि गिरा सुमंगल मूला, भयउ मनहुँ मारुत अनुकूला ॥

* એ ચોપાઇનો એ ભાવ છે કે–જેમ ગંગાજી સ્વયં પવિત્ર છતાં બીજાઓને પવિત્ર કરનારાં છે તેમાં બીજાં તીર્થોનું આવાહન કરવાથી શું પવિત્રતા થઇ શકે છે? ગંગાજીમાં સ્નાન કરતી વખતે ભક્તો બીજાં તીર્થોનું આવાહન કરે. તેમ રામચંદ્રજી સ્વયં પવિત્ર છતાં તેમનું સ્મરણ કરનાર પણ પવિત્ર થઇ જાય છે, તે ક્રિયા કરવાથી શું પવિત્ર થાય છે. પરંતુ મનુષ્ય દેહ ધારણ કરેલો છે માટે શાસ્ત્રાનુસાર ક્રિયા કરીને લોકરીતિ દેખાડી છે.

पावन पय तिहुँ काल अन्हाहीं, ज्वहिविलोकिअघओघनशाहीं ॥
मंगल मूरति लोचन भरिभरि, निरखहिं हर्षिदण्डवतकरिकरि ॥
राम शैल वन देखन जाहीं, जहँ सुख सकल कतहुँ दुखनाहीं ॥
झरना झरहिं सुधा सम वारी, त्रिविध ताप हर त्रिविध बयारी ॥
विटपबेलि तृण अगणित जाती, फल प्रसून पल्लव बहु भाँती ॥
सुन्दर शिला सुखद तरुछाहीं, जाइ वरणि छबि वन केहिंपाहीं ॥

રામચંદ્રજીનાં વચનો સાંભળી સર્વ સમાજ જેમ સમુદ્રમાં પવનનાતાફાનથી વહાણ વ્યાકુળ થાય તેમ ભયભિત થઇ ગયો, પણ પછી સુમંગળના મૂળરૂપ વસિષ્ટની વાણી સાંભળીને જેમ પવન અનુકુલ થવાથી વહાણ સ્થિર થાય તેમ લોકોનાં મન સ્થિર થયાં. ૧ જેના દર્શન માત્રથીજ પાપોના ઢગલા નષ્ટ થઈ જાય એવી મંદાકિની નદીના પવિત્ર જળમાં લોકો ત્રણેકાળ સ્નાનકરી, નેત્રો ભરી ભરીને રામચંદ્રજીની મંગલ મૂર્તિ (સાક્ષાત્) નાં દર્શન કરી, દંડવત કરી કરીને હર્ષ પામવા લાગ્યા. ૨ જ્યાં કોઈ પણ પ્રકારનું દુઃખ નહી હોતાં સર્વ પ્રકારનું સુખ છે એવું રામચંદ્રજીના ચિત્રકુટ પર્વતનું વન જોવા જતાં હતાં, ત્યાં અમૃત સમાન જળનાં ઝરણો ઝરતાં હતાં અને ત્રણ પ્રકારના પરિતાપને હરે એવો શીતલ, મંદ તથા સુગંધવાન પવન વાતો હતો. ૩ વૃક્ષો, વેલીઓ તથા તૃણ અનેક જાતનાં હતાં. તેમાં બહુ બહુ જાતનાં ફળો, ફુલો તથા પાંદડાંઓ હતાં, વળી શિલાઓ ઘણી સુંદર અને વૃક્ષોની છાયા સુખદાયી હતી એ વનની શોભા કોઈથી પણ વર્ણવી શકાય તેમ નથી. ૪

दोहा०—सरन सरोरुह जल विहँग, कूजत गुंजत भृंग ॥
वैर विगत विहरत विपिन, मृग विहंग बहुरंग ॥ २५७ ॥

નદી સરોવરોમાં કમળો ખીલી રહ્યાં હતાં, જળનાં પક્ષીઓ કિલરવ કરી રહ્યાં હતાં, ભ્રમરો ગુંજારવ કરી રહ્યાં હતાં અને અનેક રંગનાં મૃગાદિ પશુઓ તથા પક્ષીઓ પરસ્પરનો વૈરભાવ તજીને વનમાં વિહાર કરતાં હતાં. ૨૫૭.

चौ०—कोल किरात भिल्ल वनवासी, मधु शुचि सुंदर स्वादु सुधासी ॥
भरि भरि पर्णपुटी रचि रूरी, कन्द मूल फल अंकुर जूरी ॥
सबहिं देहिं करि विनय प्रणामा, कहि कहि स्वाद भेद गुण नामा ॥
देहिं लोग बहु मोल न लेहीं, फेरत राम दोहाई देहीं ॥

कहहिं सनेह मगन मृदु बानी, मानत साधु प्रेम पहिचानी ॥
तुम सुकृती हम नीच निषादा, पावा दर्शन राम प्रसादा ॥
हमहिं अगम अति दरश तुम्हारा, जस मरुधरणि देवसरि धारा ॥
राम कृपालु निषाद नेवाजा, परिजन प्रजा चहिय जस राजा ॥

એ વનમાં વસનારા કોળી, ભીલ તથા કિરાત લોકો પાંદડાંના દ ડીઆ ભરી ભરીને મીઠાં, પવિત્ર, સુંદર અને અમૃત જેવાં સ્વાદિષ્ટ કંદ, મૂળ, ફલ તથા અંકુરના જથા લાવીને, ૧ સર્વને વિનય તથા પ્રણામ કરી કરીને તથા તે પદાર્થોના સ્વાદ, ભેદ, ગુણ અને નામો કહી કહીને આપતા હતા. લોકો તેનું મૂલ્ય આપતા તે પણ લેતા નહી અને જો ફોકટ નહી લેતાં પાછા આપતા તો તેમને રામની દુહાઇ દેતા હતા, ૨ એ વગડાઉ લોકો પ્રેમ મગ્ન થઇ કોમળ વાણીથી કહેવા લાગ્યા કે-"તમે કેમ લેતા નથી? સત્પુરૂષો પ્રેમ ઓળખીને પ્રસન્ન થાય છે. તમે મોટા પુણ્યશાળી છો અને અમે નીચ ભીલ લોકો છીએ. રામની કૃપાથીજ તમારા દર્શન પામ્યા છીએ. ૩ જેમ મારવાડની ધરતીમાં ગંગાજીનો પ્રવાહ દુર્લભ છે તેમ અમને તમારાં દર્શન ઘણાં દુર્લભ છે. જેવી રીતે કૃપાળુ રામચંદ્રજી ગુહરાજાપર નિવાજ્યા છે તેવી રીતે તમે અમારાપર નિવાજો, કેમ કે જેવા રાજા તેવીજ પ્રજા જોઇએ. મતલબ કે રામરાજા ગુહરાજાને નિવાજ્યા તેમ તમે તેમની પ્રજા અમો ગુહની પ્રજાપર નિવાજો. ૪.

दोहा०—यह जियजानिसकोचतजि, करियछोहलखिनेहु ॥
हमहिं कृतारथ करन लगि, फलतृण अंकुरलेहु ॥ २५८ ॥

આ પ્રમાણે મનમાં જાણી સંકોચ તજીને અમારો પ્રેમ જોઇ દયા કરો અને અમને કૃતાર્થ કરવાને વાસ્તે આ ફળો, તૃણો તથા અંકુરો લ્યો. ૨૫૮

चौ०—तुम प्रिय पाहुन वन पगु धारे, सेवा योग्य न भाग्य हमारे ॥
देव कहा हम तुमहिं गुसाँई, ईंधन पात किरात मिताई ॥
यह हमार अति वडि सेवकाई, लेहिं न बासन बसन चुराई ॥
हम जडजीव जीव गणघाती, कुटिल कुचाली कुमति कुजाती ॥
पाप करत निशि बासर जाहीं, नहिं पट कटि नहिं पेट अघाहीं ॥
स्वप्नेहुँ धर्म्म बुद्धिकस काऊ, यह रघुनन्दन दरश प्रभाऊ ॥
जब ते प्रभुपद पद्म निहारे, मिटे दुसह दुख दोष हमारे ॥
बचन सुनत पुरजन अनुरागे, तिन्हके भाग्य सराहन लागे ॥

તમો પ્રિય પરોણા આ વનમાં પધાર્યાછો, પણ અમારાં ભાગ્ય તમારી સેવા કરવાને યોગ્ય નથી. હે સ્વામી ! અમે તમને શું આપી શકીએ! ભીલ લોકોની મિત્રાચારી તો લાકડાં પાંદડાંનીજ છે.૧ અમારી મોટી સેવા તો એજ છે કે તમારાં વાસણો તથા વસ્ત્રો અમે ચોરી લેતા નથી. અમો જડ પ્રાણી જીવોની હિંસા કરનારા, કુટીલ, દુષ્ટાચરણી, કુબુદ્ધિવાળા અને નીચ જાતિના છીએ. ૨ અમારા રાત્રિ દિવસ પાપ કરવામાંજ જાય છે, તોપણ અંગ ઢાંકવાને વસ્ત્ર કે પેટ ભરવાને અન્ન મળતાં નથી. સ્વપ્નમાં પણ કોઇને ધર્મબુદ્ધિની તો વાતજ કેવી ? આ રામચંદ્રજીનાં દર્શનનો પ્રતાપ છે કે. ૩ જ્યારથી પ્રભુનાં ચરણ કમળોનાં દર્શન થયાં ત્યારથી અમારાં દુસહ દુઃખ તથા દોષ ટળી ગયા છે.” એ વનવાસીઓનાં એવાં વચનો સાંભળીને અયોધ્યાવાસીઓ પ્રેમથી તેઓનાં ભાગ્ય વખાણવા લાગ્યા. ૪.

छंद०—लागे सराहन भाग्यसब अनुरागवचनसुनावहीं ॥
बोलनि मिलनि सियरामचरणसनेहलखिसुखपावहीं ॥
नर नारिनिदरहिंनेहनिजसुनिकोलभिल्लनकीगिरा ॥
तुलसी कृपा रघुवंशमणिकी लोह लै नौका तरा ॥ ११ ॥

સર્વ લોક વનવાસીઓનાં ભાગ્ય વખાણવા લાગ્યા અને તેમને પ્રેમ ભરેલાં વચનો સંભળાવવા લાગ્યા. તેઓનું બોલવું, મળવું તથા સીતા રામનાં ચરણોપરનો સ્નેહ જોઇ સુખ પામવા લાગ્યા. કોળી તથા ભીલ લોકોની વાણી સાંભળીને અયોધ્યાનાં સ્ત્રી પુરૂષો પોતાનો સ્નેહ તુચ્છ ગણવા લાગ્યાં. તુલસીદાસજી કહે છે કે-જેમ લોઢું વહાણની સહાયતાથી સમુદ્ર તરી જાય છે તેમ એ નીચ કોળી ભીલ લોકો પણ રામચંદ્રજીની કૃપાથી ભવસાગર તરી ગયા.

सो०—विहरहिंवन चहुँओर, प्रतिदिनप्रमुदितलोगसब ॥
जल जिमि दादुर मोर, भये पीन पावस प्रथम ॥ ११ ॥

જેમ પેહેલા વરસાદના જળથી મોર તથા દેડકાઓ આનંદ પામે તેમ સર્વ લોકો ચિત્રકૂટના વનમાં ચારે તરફ ફરીને ફરીને પ્રતિદિન આનંદ પામવા લાગ્યા. ૧૧

चौ०—पुरनर नारि मगन अति प्रीती, बासर जाहिं पलक सम बीती ॥
सीय सासु प्रति बेप बनाई, सादर करहिं सरस सेवकाई ॥

लखा न मर्म राम बिनु काहू, माया सब सिय मायानाहू ॥
सीय सासु सेवा वश कीन्हीं, तिन्हलहिसुखशिखआशिषदीन्ही ॥
लखिसियसहितसरल दोउ भाई, कुटिल रानि पछिताइ अघाई ॥
अब जिय महँ याचति कैकेई, मोहिं न बीच बिधि मीच न देई ॥
लोकहु वेद विदित कवि कहहीं, राम विमुख थल नरक न लहहीं ॥
यह संशय सबके मन माहीं, राम गमन विधि अवध कि नाहीं ॥

અયોધ્યાનાં સ્ત્રી પુરૂષો અત્યંત પ્રેમમગ્ન થઇ ગયાં, તેમને દિવસ તો પલકની પેઠે વીતી જવા લાગ્યા. સીતાજી જૂદાં જૂદાં માયાવી રૂપ ધરીને આદર પૂર્વક દરેક સાસુની ઉત્તમ સેવા કરતાં હતાં. ૧ પણ એ મર્મ રામચંદ્રજી વિના બીજા કોઇએ જાણ્યો નહી, કેમકે સીતાજી સર્વ માયાનુંજ સ્વરૂપ છે અને રામચંદ્રજી એ માયાના પતિ છે, સીતાજીએ સેવાથી સાસુઓને વશ્ય કરી લીધી તેથી સાસુઓએ સુખ પામીને શીખામણ તથા આશિષ દીધી. ૨ સીતાજી સહિત રામલક્ષ્મણનો સરલ સ્વભાવ જોઇને કુટીલ કૈકેયી અત્યંત પસ્તાવો કરી મનમાં મરણ માગવા લાગી કે–"પૃથ્વી ફાટતી નથી (કે જેમાં હું સમાઈ જાઊં) અને વિધાતા મોત પણ આપતો નથી. ૩ જે માણસ રામચંદ્રથી વિમુખ હોય તેને નર્કમાં પણ ઠામ મળતું નથી, એ વાત લોકમાં તથા વેદમાં પ્રસિદ્ધ છે, અને કવિ લોકો પણ એમજ કહે છે. 'રામચંદ્રજી અયોધ્યામાં આવશે કે નહીં એવો સર્વના મનમાં સંશય રહેવા લાગ્યો. ૪

दोहा०–निशिननींदनहिंभूखादिन, भरतविकल सुठिशोच ॥
नीच कीच बिच मगन जस, मीनहिं सलिल सँकोच ॥ २५९ ॥

જેમ થોડાં કાદવ મધ્યે પડેલો મત્સ્ય પાણીની તંગીને લીધે વ્યાકુલ થાય, તેમ ભરતજી અત્યંત શોચનાથી વ્યાકુળ થઈ ગયા હતા, અને તેથી રાત્રિએ ઉંઘ આવતી નહી અને દિવસે ભૂખ લાગતી નહી. ૨૫૯.

चौ०–कीन्ह मातु मिसि काल कुचाली, ईतिभीति जस पाकत शाली ॥
केहि विधि होइ राम अभिषेकू, मोहिं अब करत उपाय न एकू ॥
अवशि फिरहिं गुरु आयसुमानी, पुनि पुनि कहब राम रुचिजानी ॥
मातु कहे बहुरहि रघुराऊ, राम जननि हठ करब कि काऊ ॥
मोहिं अनुचर कर केतिक बाता, त्यहिमहँ कुसमय वाम विधाता ॥

जो हठ करौं तो निपट कुकर्म्मू, हर गिरि ते गुरु सेवक धर्म्मू ॥
एकौ युक्ति न मन ठहरानी, शोचत भरतहिं रैनि सिरानी ॥
प्रात अन्हाइ प्रभुहिं शिरनाई, बैठत पठये ऋषय बुलाई ॥

" કાળે માતાના બહાનાથી એવી કુચાલ કરી કે જેવી પાકેલી ધાન્યની ખેતીપર ઇતિનો ભય હોયછે. હવે કયા પ્રકારે રામચંદ્રજીનો રાજ્યાભિષેક થાય તે બાબતનો એકે ઉપાય મને સૂઝતો નથી. ૧. ગુરૂની આજ્ઞા માનીને રામચંદ્રજી અવશ્ય પાછા ફરશે પણ ગુરૂજી રામચંદ્રજીની રૂચિ જોઇનેજ કહેશે. કૌશલ્યાજી જો કહે તોપણ પાછા ફરે, પરંતુ તે હઠ કરીને કદી કહેજ કે? ૨. હું તો તેમનો સેવક છું તેથી તેમની આગળ મારૂં કેટલું વજન પડે? તેમાં પણ વિધાતા રૂઠયો છે અને વળી મારો. દહાડો વાંકોછે જો હું હઠ કરીને કહું તો તે પણ ઘણું ખોટું કામ કહેવાય. સેવકનો ધર્મ કૈલાસ પર્વતથી પણ ભારે છે ( અર્થાત્ કૈલાસ ઉપાડવો સેહેલ પણ સેવક ધર્મ પાળવો મુશ્કેલ છે) " ૩. આ પ્રમાણે વિચાર કરતાં ભરતજીને એકે યુક્તિ મનમાં ઠરી નહી, અને શોચના કરતાં આખી રાત વીતી ગઇ. પ્રાતઃકાળમાં સ્નાન કરી રામચંદ્રજીને મસ્તક નમાવી બેઠા હતા તે સમયે વસિષ્ઠ ગુરૂએ પોતાની પાસે બોલાવ્યા. ૪.

दोहा०—गुरुपद कमल प्रणाम करि, बैठे आयसु पाइ ॥
विप्र महाजन सचिव सब, जुरे सभासद आइ ॥ २६० ॥

ભરતજી ગુરૂ પાસે જઇ તેમનાં ચરણ કમળોમાં પ્રણામ કરી આજ્ઞા પામી બેઠા, તે સમયે બ્રાહ્મણો, મહાજનો, મંત્રીઓ વિગેરે સર્વ સભાસદો ત્યાં આવીને એકઠા થયા. ૨૫૦.

चौ०—बोले मुनिवर समय समाना, सुनहु सभासद भरत सुजाना ॥
धर्म्म धुरीण भानुकुल भानू, राजा राम स्ववश भगवानू ॥
सत्यसिन्धु पालक श्रुतिसेतू, राम जन्म जग मंगल हेतू ॥
गुरु पितु मातु बचन अनुसारी, खल दल दलन देव हितकारी ॥
नीति प्रीति परमारथ स्वारथ, कोउ न रामसम जान यथारथ ॥
विधिहरिहरशशिरविदिशिपाला, माया जीव कर्म कलिकाला ॥
अहिप महिप जहँ लगि प्रभुताई, योगसिद्धि निगमागम गाई ॥
करि विचार जिय देखहु नीके, रामरजाय शीश सबहीके ॥

વસિષ્ઠમુનિ સમયાનુસાર બોલ્યા કે-"હે સભાસદો તથા સુજાણ ભરતજી ! સાંભળો. ધર્મધુરંધર અને સૂર્યવંશના સૂર્યરૂપ રાજા રામચંદ્રજી સ્વતંત્ર અને સાક્ષાત્ ભગવાન છે. ૧. પોતાની પ્રતિજ્ઞા સત્ય કરનારા, વેદની મર્યાદા પાળનારા, ગુરૂ તથા માતા પિતાનાં વચનોને અનુસરીને વર્ત્તનારા, ખળ લોકોના સમૂહનો નાશ કરનારા, અને દેવતાઓનું હિત કરનારા રામચંદ્રજીનો જન્મ જગતના કલ્યાણને અર્થેજ થયોછે. ૨. નીતિ, પ્રીતિ, પરમાર્થ તથા સ્વાર્થ એને રામચંદ્રજી વિના બીજો કોઈ યથાર્થ જાણનારો નથી. બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, ચંદ્ર, સુર્ય, દિક્પાળો, માયા, જીવ, કર્મ, કળિ, કાળ, ૩. શેષનાગ, પૃથ્વીના રાજાઓ, જે જે પ્રભુત્વવાળા છે તેઓ અને વેદશાસ્ત્રોમાં કહેલી યોગસિદ્ધિઓ, એ સર્વને માટે મનમાં સારી પેઠે વિચાર કરી જુઓ કે તે સર્વેને માથે રામચંદ્રની આજ્ઞા છે. ૪.

दोहा०—राखे रामरजाय रुख, हम सब कर हित होइ ॥
समुझि सयानेकरहु अब, सबमिलिसम्मतसोइ ॥ २६१ ॥

રામચંદ્રજીની આજ્ઞા પાળવાથી તથા તેમની મરજી રાખવાથી આપણ સર્વેનું હિત થશે એમ સમજીને સર્વ ડાહ્યાઓ મળીને એક સલાહ કરો. ૨૬૧

चौ०—सब कहँ सुखद राम अभिषेकू, मंगल मूल मोद मगु येकू ॥
जेहिविधिअवधचलहिंरघुराई, कहहु समुझि सोइ करैं उपाई ॥
सब सादर सुनि मुनिवर वानी, नय परमारथ स्वारथ सानी ॥
उतर न आव लोग भे भोरे, तब शिरनाय भरत कर जोरे ॥
भानुबंश भे भूप घनेरे, अधिक एक ते एक बडेरे ॥
जन्महेतु सब कहँ पितु माता, कर्म शुभाशुभ देइ विधाता ॥
दलिदुख सजै सकल कल्याना, अस अशीष राउर जग जाना ॥
सो गुसाँइँ विधिगति जेइ छेकी, सकै को टारि टेक जो टेकी ॥

રામને રાજ્યાભિષેક થાય એજ સર્વને સુખદાયી છે અને આનંદ મંગળના મૂળનો એ એકજ માર્ગ છે. માટે રામચંદ્રજી કયા ઉપાયથી અયોધ્યામાં પાછા આવે એ બાબત વિચાર કરીને કહો એટલે તે ઉપાય કરીએ.૧. આ પ્રમાણે સર્વ લોકોએ વસિષ્ઠમુનિની ન્યાય, પરમાર્થ તથા સ્વાર્થ ભરેલી વાણી સાંભળી, પણ તેનો કંઈ ઉત્તર કોઈ આપી શકયું નહી, સર્વ લોક બ્હાવરા બની ગયા. ત્યારે ભરતજી માથું નમાવી હાથ જોડીને બોલ્યા કે-૨

" સૂર્યવંશમાં એક એક એકથી ચઢીયાતા ઘણા રાજાઓ થઇ ગયા, એ સર્વેને તેઓનાં માતા પિતાએ જન્મ આપ્યા હતા, અને સારાં નરસાં કૃત્યોનાં ફળ વિધાતાએ આપ્યાં હતાં. ૩ તો પણ તેઓનાં કર્મોનાં દુઃખો દૂર કરી સર્વ કલ્યાણ કર્યાં હતાં§ તેતો એક આપના આશિર્વાદનોજ પ્રતાપ; એ વાત જગજાહેર છે. હે સ્વામી ! એ રીતે તમે વિધાતાના અંકો પણ છેકી નાંખ્યા, તો તમો ટેકવાળાનો ટેક કોણ ટાળી શકે તેમ છે ? ૪.

दोहा०—बूझिय मोहिं उपाय अब, सो सब मोर अभाग ॥
सुनि सनेह मय वचनगुरु, उर उपजा अनुराग ॥ २६२ ॥

તમો એવા સામર્થ્યવાન છતાં મને ઉપાય પૂછોછો એ સર્વ મારાં દુર્ભાગ્યજ છે. આ પ્રમાણે ભરતજીનાં પ્રેમ ભરેલાં વચનો સાંભળીને વસિષ્ઠગુરૂને હૃદયમાં પ્રેમ ઉપજ્યો. ૨૬૨.

चौ०—तात बात फुर राम कृपाहीं, राम विमुख सुखस्वपन्यहुँनाहीं ॥
सकुचौं तात कहत इकबाता, अरध तजहिं बुध सरवस जाता ॥
तुम कानन गवनहु दोउ भाई, फिरिहहिं लषण सीय रघुराई ॥
सुनि शुभ वचन हर्ष दोउ भ्राता, भे प्रमोद परिपूरण गाता ॥
मन प्रसन्न तनु तेज विराजा, जनु जिय राउ राम भे राजा ॥
बहुत लाभ लोगन्ह लघु हानी, सम दुख सुख सब रोवहिं रानी ॥
कहहिं भरत मुनिकहा सो कीन्हे, फल जगजीवन अभिमत दीन्हे ॥
कानन करउँ जन्मभरि वासू, इहिते अधिक न मोर सुपासू ॥

ગુરૂ બોલ્યા–" તાત ! તમારી વાત ખરી છે, પણ એ સર્વ રામનીજ કૃપાથી; રામથી વિમુખ રહેનારને સ્વપ્નમાં પણ સુખ નથી. હે તાત ! એક વાત કહેતાં મને સંકોચ આવેછે; ડાહ્યા માણસો જો સર્વ જતું રહેતું હોય તો અર્ધાને પકડી નહી રહેતાં જતું કરેછે. ૧ તમે બન્ને ભાઇઓ ( ભરત, શત્રુઘ્ન ) જો વનમાં જાઓ તો રામ લક્ષ્મણ તથા સીતાને પાછાં ફેરવીએ. " મુનિનાં શુભ વચનો સાંભળી બન્ને ભાઇ રાજી થયા, અને તેમનાં ગાત્ર પરિપૂર્ણ પ્રફુલ્લ થયાં. ૨. મન પ્રસન્ન થયાં, શરીરોમાં તેજ આવવાથી દીપવા લાગ્યાં, જાણે દશરથ રાજાની હયાતીમાંજ રામચંદ્રજી રાજા

§ બ્રહ્માએ વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ થવાનું વરદાન આપ્યું હતું, પણ વસિષ્ઠ મુનિએ તેમને રાજર્ષિજ કહીને બ્રહ્માનું વરદાન મિથ્યા કરી નાંખ્યું હતું. વળી વસિષ્ઠે વૈવસ્વત મનુની પુત્રીને પુત્ર બનાવી દીધો હતો. (એ કથા ભાગવતના નવમ સ્કંધમાં છે.)

થયા હોય. એ પ્રમાણે થવાથી લોકોને લાભ વિશેષ અને હાનિ થોડી હતી, પણ સર્વ રાણીઓને તો જેટલું સુખ તેટલુંજ દુઃખ હે.વાથી તેઓ રૂદન કરવા લાગી. ૩. પછી ભરતજી બોલ્યા કે–" મુનિરાજ ! તમે કહ્યું તેમજ કરવાથી જાણે મને જગતમાં જીવ્યાનું ફળ આપ્યું એમ સમજીશ, હું જન્મભર વનમાં વસું, એનાથી વિશેષ અનુકુળ મને બીજું કાંઇ નથી. ૪.

दोहा०—अन्तर्यामी रामसिय, तुम सर्वज्ञ सुजान ॥
जोफुरकहहुतोनाथनिज, कीजिय वचन प्रमान ॥ २६३ ॥

હે નાથ ! રામચંદ્રજી તથા સીતાજી અંતર્યામી છે અને તમે પણ સુજાણ તથા સર્વજ્ઞછો, માટે જો તમે સત્ય કહેતા હો તો તમારૂં વચન પ્રમાણ (સત્ય) કરો. ૨૬૩

चौ०—भरत वचन सुनि देखि सनेहू, सभासहित मुनि भयऊ विदेहू ॥
भरत महा महिमा जलरासी, मुनि मतितीर ठाढि अबलासी ॥
गा चह पार यत्न बहु हेरा, पावति नाव न बोहित बेरा ॥
और करहि को भरत बड़ाई, सरसि सीप किमि सिन्धु समाई ॥
भरत मुनिहि मन भीतर पाये, सहित समाज रामपहँ आये ॥
प्रभु प्रणाम करि दीन्ह सुआसन, बैठे सब मुनि सुनि अनुशासन ॥
बोले मुनिवर वचन विचारी, देश काल अवसर अनुहारी ॥
सुनहु राम सर्वज्ञ सुजाना, धर्म नीति गुणज्ञान निधाना ॥

ભરતજીનાં વચનો સાંભળીને તથા તેમનો પ્રેમ જોઇને સર્વ સભાસહિત વસિષ્ઠમુનિ વિદેહ બની ગયા. ભરતજીના મોટા મહીમારૂપી સમુદ્રના કિનારાપર મુનિની બુદ્ધિ અબળાની પેઠે ઉભી રહી. ૧ તેનો પારપામવાને હૃદયમાં યત્ન શોધી જોયા પણ વહાણ, હોડી કે નાવડું હાથ લાગ્યું નહી. આ પ્રમાણે જ્યારે વસિષ્ઠ મુનિની બુદ્ધિ પાર ન પામી શકી તો પછી બીજો માણસ ભરતજીના મહિમાનો પાર કેમ પામી શકે ? શું તળાવડાની સીપ સમુદ્રમાં સમાય ? (અર્થાત્ પાર ન પામી શકે.) ૨ ભરતજીના અંતરની વાત મુનિ સમજી ગયા તેથી સર્વ સમાજ સહિત રામચંદ્રજીની પાસે આવ્યા, રામચંદ્રજીએ પ્રણામ કરી આસન આપ્યું અને મુનિની આજ્ઞાથી સર્વ લોકો ત્યાં બેઠા. ૩ પછી મુનીશ્વર વિચાર કરી દેશ, કાળ તથા સમયને અનુસરતાં વચનો બોલ્યા કે–"હે સર્વજ્ઞ તથા સુજાણ રામચંદ્રજી ! સાંભળો, તમે ધર્મ, નીતિ, ગુણ તથા જ્ઞાનના ભંડારછો. ૪

दोहा०—सबके उर अन्तर बसहु, जानहु भाव कुभाव ॥
पुरजनजननीभरतहित, होहि सोकरियउपाव ॥ २६४ ॥

તમે સર્વના હૃદયમાં વસોછો અને સર્વના ભાવ કુભાવ જાણોછો, માટે અયોધ્યાના લોકોનું, માતાઓનું અને ભરતજીનું જેથી હિતહોય એવો ઉપાય કરો. ૨૬૪

चौ०—आरत कहहि विचारी न काऊ, सूझ जुआरिहि आपन दाऊ ॥
सुनि मुनि वचन कहत रघुराऊ, नाथ तुम्हारेहि हाथ उपाऊ ॥
सब कर हित रुख राउर राखे, आयसु किये मुदित फुर भाषे ॥
प्रथम जो आयसु मोकहँ होई, माथे मान करौं शिख सोई ॥
पुनि जेहि कहँ जस होय रजाई, सो सब भाँति करिहि सेवकाई ॥
कह मुनि राम सत्य तुम भाखा, भरत सनेह विचार न राखा ॥
त्यहिते कहौं वहोरि वहोरी, भरत भक्ति भइ मम मति भोरी ॥
मोरे जान भरत रुचि राखी, जो कीजिय सो शुभ शिव साखी ॥

જેમ જુગારીને પોતાનોજ દાવ સૂઝે છે તેમ અમો ગરજવાન માણુસો કાંઇ વિચાર કરીને કહેતા નથી.” આ પ્રમાણે મુનિનાં વચનો સાંભળી રામચંદ્રજી બોલ્યા કે—“મુનિનાથ ! ઉપાય તો તમારા હાથમાંજ છે. ૧ તમારી મરજી રાખવામાં સર્વનું હિત છે માટે તમે સુખેથી આજ્ઞા ફરમાવો, હું સત્યજ કહુંછું કે પ્રથમ તો મને જે આસા આપવાની હોય તે આપો, તે શીખામણ માન્ય કરીને માથે ચઢાવીશ. ૨ પછી બીજા સર્વને જેને જેવી આજ્ઞા કરો તે પ્રમાણે તેઓ આપની સેવકાઈ કરશે.” મુનિ બોલ્યા કે—“હે રામજી ! તમે સત્ય કહ્યું ભરતજીના સ્નેહને લીધે મારો વિચાર રહ્યો નહી. ૩. ભરતજીની ભક્તિથી મારી બુદ્ધિ ભોળી બની ગઈ છે તેથી હું તમને વારવાર કહુંછું. મારા ધારવા પ્રમાણે તો ભરતજીની પરજી રાખીને જે કાંઇ કરવું તે સારૂં છે. હું સત્ય કહુંછું, તે વાતના સદાશિવ સાક્ષી છે. ૪.

दोहा०—भरत विनय सादर सुनिय, करियविचारबहोरि ॥
करबसाधुमतलोकमत, नृपनय निगमनिचोरि ॥ २६५ ॥

ભરતજીની વિનતિ આદર પૂર્વક સાંભળી વિચાર કરીને સાધુ મતથી લોક મતથી, રાજની નિતિથી અને વેદના મતથી તત્ત્વ લઇ યોગ્ય લાગે તે કરો.” ૨૬૫.

चौ०—गुरु अनुराग भरत पर देखी, रामहृदय आनन्द विशेषी ॥
भरतहिं धर्मधुरन्धर जानी, निज सेवक तनु मानस बानी ॥
बोले गुरु आयसु अनुकूला, वचन मंजु मृदु मंगल मूला ॥
नाथ शपथ पितुचरण दोहाई, भयउ न भुवन भरत सम भाई ॥
जो गुरुपद अंबुज अनुरागी, ते लोकहु वेदहु बड़भागी ॥
राउर जापर अस अनुरागू, को कहिसकै भरत कर भागू ॥
लखि लघु बन्धु बुद्धि सकुचाई, करत वदन पर भरत बड़ाई ॥
भरत कहहिं सो किये भलाई, असकहि राम रहे अरगाई ॥

ભરતજી ઉપર વસિષ્ઠ મુનિનો પ્રેમ જોઈ રામચંદ્રજીના હૃદયમાં વિશેષ આનંદ થયો, ભરતજીને ધર્મ ધુરંધર તથા મન કર્મ વચનથી પોતાના સેવક જાણીને ૧ રામચંદ્રજી, ગુરૂની આજ્ઞા અનુકુળ સુંદર. કોમળ તથા મંગળના મૂળરૂપ વચનો બોલ્યા કે–"હું તમારા સોગંદ તથા પિતાના ચરણોની દુહાઇ લઇને કહુંછું કે–આ સંસારમાં ભરતજી જેવો ભાઇ કોઇ થયો નથી. ૨ જે માણસ ગુરૂનાં ચરણ કમળોમાં પ્રેમવાળો હોય તે લોક મતથી તથા વેદના મતથી મહાભાગ્યવાન ગણાય છે ત્યારે જેનાપર આપનો પ્રેમ છે તે ભરતજીના ભાગ્યને કોણ વર્ણવી શકે તેમ છે? ૩ ભરતજીને નાનાભાંઇ જાણી તેમનાં મોઢા આગળ વખાણ કરતાં મારી બુદ્ધિ સંકોચાય છે. ભરતજી જે કહે તે પ્રમાણે ભલી રીતે કરીએ." આ પ્રમાણે કહીને રામચંદ્રજી ચુપ રહ્યા. ૪.

दोहा०—तब मुनि बोले भरत सन, सबसँकोच तजितात ॥
कृपासिन्धु प्रियबन्धु सन, कहहु हृदय की बात ॥ २९८ ॥

પછી વસિષ્ઠમુનિ ભરતજી પ્રત્યે બોલ્યા કે–"તાત! તમે મનનો સઘળો સંકોચ તજી દઇને કૃપાસિંધુ પ્રિયભાઇને તમારા હૃદયની વાત કહો." ૨૯૮.

चौ०—सुनि मुनि वचन रामरुख पाई, गुरु साहिब अनुकूल अघाई ॥
लखि अपने शिर सब छरभारु, कहि न सकैं कछु करत विचारु ॥
पुलक शरीर सभामये ठाढ़े, नीरज नयन नेह जल बाढे ॥
कहब मोर मुनिनाथ निबाहा, इहिते अधिक कहौं मैं काहा ॥
मैं जानौं निज नाथ स्वभाऊ, अपराधिहु पर कोह न काऊ ॥
मो पर कृपा सनेह विशेषी, खेलत खुनस कबहुँ नहिं देखी ॥

शिशुपनते परिहरेउ न संगू, कबहुँ न कीन्ह मोर मन भंगू ॥
मैं प्रभु कृपा रीति जिय जोही, हारेहु खेल जितावहिं मोही ॥

ગુરૂનાં વચનો સાંભળી, રામચંદ્રજીની મરજી જોઈ, તેઓ બન્નેની અનુકુળતાથી તૃપ્ત નઇ અને સઘળો બોજો પોતાને માથે નાંખેલો જાણી કાંઇ પણ ઉત્તર આપી શક્યા નહી, ઉંડા વિચારમાં ઉતરી ગયા. ૧ પણ પછી શરીરેરોમાંચિત થઇ નેત્ર કમળોનાં સ્નેહાશ્રુઆણી સભા વચ્ચે ઉભા થઇને બોલ્યા કે—"હે મુનિનાથ! મારે જે કહેવાનું હતું તે તમેજ કહી દીધું છે તો હવે તેથી અધિક બીજું શું કહું? * ૨ હું મારા સ્વામી (રામ) નો સ્વભાવ જાણું છું, તેઓ અપરાધીપર પણ કદી ક્રોધ કરતા નથી, મારા પર તો તેમની કૃપા તથા પ્રીતિ વિશેષ છે, રમતમાં પણ કદી રીસ કરતાં જોયા નથી. ૪ મેં બાળપણથીજ તેમની સોબત છોડી નથી, તેમણે કદી પણ મારી મનની રૂચિનો ભંગ કર્યો નથી. મેં મારા મનમાં તેમની કૃપાની રીત જોઇ લીધી છે કે—રમતમાં તેઓ પોતે હારતા અને મને જીતાડતા હતા. ૪.

दोहा०—महूँ सनेह सकोचवश, सन्मुख कहेउँ न बयन ॥
दर्शन तृप्ति न आजुलगि, प्रेम पियासे नयन ॥ २६७ ॥

હું પણ પ્રેમ તથા સંકોચને વશ્ય થઇને તેમની સામું બોલ્યો નથી અને પ્રેમનાં તરસ્યાં મારાં નેત્રોને આજદીન સુધી તેમનાં દર્શનથી તૃપ્તિ થઈ નથી. ૨૬૭.

चौ०—विधि न सकेउ सहि मोर दुलारा, नीच बीच जननी मिसुपारा ॥
इहौ कहत मोहिं आजु न शोभा, आपुन समुझि साधुशुचिकोभा ॥
मातु मन्द मैं साधु सुचाली, उर अस आनतकोटि कुचाली ॥
फरै कि कोदव बालि सुशाली, मुक्ता स्रवैं कि शंबुक ताली ॥
स्वमेहुँ दोष कलेश न काहू, मोर अभाग उदधि अवगाहू ॥
बिनु समुझे निज अघपरिपाकू, जारेउँ जाइ जननि कह काकू ॥
हृदय हेरि हारेउँ सब ओरा, एकहि भाँति भलिहिभलमोरा ॥
गुरु गुसाइँ साहब सिय रामू, लागत मोहिं नीक परिणामू ॥

* મુનિએ પ્રથમ કહ્યું છે કે "पुरजन जननी भरतहित, होयसो करिय उपाउ" તથા "कस साधुमत लोकमत, नृपनय निगम निचोरी" અથવા બીજી રીતે એમ અર્થ થાય છે કે મારે જે કહેવાનું હતું તે મુનિએ અને નાથે (રામચંદ્રજીએ) કહી દીધું છે. મુનિએ કહ્યું કે—ભરતજીની જેવી મરજી હોય તેમ કરો અને રામચંદ્રજીએ કહ્યું કે—"भरत, कहहिं सो किये भलाइ."

પરંતુ વિધાતા મારાં લાડ સહન કરી શક્યો નહી, એ નીચે મારી માતાના મિષે વચ્ચે વિછોહ પાડી દીધો. આ પ્રમાણે કહેવામાં પણ આજ મારી શોભા નથી, કેમકે પોતે પોતાને સત્પુરૂષ સમજી કોણ પવિત્ર ગણાયો છે? ૧ 'માતા મંદ બુદ્ધિવાળી અને હું સત્પુરૂષ તથા સદાચરણી છું', એવું હૃદયમાં આણતાં હું કરોડો કુચાલવાળો ગણાઉં. શું કદી કોદરાના છોડને ચોખા ફળે? અને તલાવડાની સીપમાંથી મોતી ઉત્પન્ન થાય કે? (અર્થાત્ જો મારી માતા નીચ હોય તો તેના ઉદરમાંથી ભરતજી જેવો પુત્ર ઉત્પન્ન થાય કે?) ૨ મારા આ કલેશને માટે હું સ્વપ્નમાં પણ કોઈને દોષ દેતો નથી, મારાં દુર્ભાગ્યનોજ સમુદ્ર ઉમટ્યો છે. હું મારાં પાપોનાં ફળ નહી સજતાં મારી માતાને વૃથા શા માટે બાળું. ૩ હું મારા હૃદયમાં વિચાર કરી કરીને સઘળી વાતે હારી ગયોછું હવે એકજ પ્રકારના ભલામાં મારૂં કલ્યાણ છે, તે એકે—વસિષ્ઠ સરખા ગુરૂ છે અને સીતા તથા રામ સરખા સ્વામી છે, માટે પરિણામ સારૂંજ ઉતરશે એમ મને લાગે છે. ૪.

**दोहा०—साधुसभा प्रभुगुरुनिकट, कहौं सुथल सति भाउ ॥**
**प्रेमप्रपंच कि झूठ फुर, जानहिं मुनि रघुराउ ॥ २६८ ॥**

આ સાધુઓની સભા છે, પ્રભુ તથા ગુરૂ પાસે છે અને આ તીર્થ ક્ષેત્ર છે માટે હું સત્ય ભાવથી કહુંછું. પ્રેમથી વા પ્રપંચથી જુઠું વા સત્ય બોલુંછું તે વાત ગુરૂ તથા રામચંદ્રજી જાણે છે. ૨૬૮.

**चौ०—भूपति मरण प्रेम प्रण राखी, जननी कुमति जगत सबसाखी ॥**
**देखि न जाहिं विकल महतारी, जरहिं दुसहज्वर पुर नरनारी ॥**
**मैंहिं सकल अनरथ कर मूला, सोसुनि समुझि सहौं सब शूला ॥**
**सुनि वन गमन कीन्ह रघुनाथा, करि मुनि वेप लषणसियसाथा ॥**
**बिनु पनहीं अरु प्यादेहि पाये, शंकर साखि रहौं इहि घाये ॥**
**बहुरि निहारि निषाद सनेहू, कुलिश कठिन उर भयउनवेहू ॥**
**अबसब आँखिन देखेउँ आई, जियत जीव जड़ सबै सहाई ॥**
**जिनहिंनिरखिमगसाँपिनि बीछी, तजहिंविषम विषतापसुतीछी ॥**

દશરથ રાજાનું મરણ તો પ્રેમનું પણ રાખતાં થયું છે, કૈકેયીની કુબુદ્ધિ વિષે તો સઘળું જગત સાક્ષી છે, એ બન્ને બનાવ વિષે મને કાંઈ લાગતું નથી, પણ સર્વ માતાઓ અત્યંત વ્યાકુળ છે તે તથા અયોધ્યાનાં સ્ત્રી પુરૂષો વિયોગરૂપી દુસહ જ્વરથી બળે છે તે ભારાથી જોયું જતું નથી.

આ સઘળા અનર્થનું મૂળ હું જ છું એમ સાંભળીને સર્વ દુઃખ સહન કરૂછું. સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રજી મુનિવેષ ધારણ કરી ઉઘાડે પગે પગપાળા વનમાં ગયા છે એ સાંભળીને હું ઘવાઈ ગયોછું. તે વાતના સદાશિવ સાક્ષી છે. ૨ વળી ગુહરાજાનો પ્રેમ જોઇને પણ મારૂં વજ્ર જેવું કઠણ હૃદય ચિરાઇ ગયું નહી. ૩ હવે મેં આવીને સર્વ નજરે જોયું તો પણ આ જડજીવ સર્વ સહન કરીને જીવે છે. જેમને જોઇને માર્ગના સાપ તથા વીંછીઓ પણ તીવ્ર દુઃખ દેનારૂં વિષમ વિષ તજી દેછે. ૪.

दोहा०—ते रघुनन्दन लषण सिय, अनहित लागे जाहि ॥

तासु तनय तजि दुसहदुख, दैवसहावै काहि ॥ २६९ ॥

તે રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી જેને (કૈકેયીને) ખોટાં લાગ્યાં તેના પુત્રને (મને-ભરતને) તજીને દૈવ બીજા કોને આ દુસ્સહ દુઃખ સહન કરાવે !" ૨૬૯.

चौ०—सुनि अति विकल भरतवरबानी, आरति प्रीति विनय नयसानी ॥
शोक मगन सब सभा खँभारू, मनहुँ कमल वन परेउ तुषारू ॥
कहि अनेक विधि कथा पुरानी, भरत प्रबोध कीन्ह मुनिज्ञानी ॥
बोले उचित वचन रघुनन्दू, दिनकर कुलकैरववनचन्दू ॥
तात जीय जनि करहु गलानी, ईश अधीन जीवगति जानी ॥
तीनकाल त्रिभुवन मत मोरे, पुण्यश्लोक तात वश तोरे ॥
उर आनत तुम पर कुटिलाई, जाइ लोक परलोक नशाई ॥
दोष देहिं जननिहि जड़ तेई, जिन्ह गुरु साधु समानहिं सेई ॥

અત્યંત વ્યાકુળ થયેલા ભરતજીની દુઃખી, પ્રેમી, વિનય ભરેલી તથા નીતિ માનવાણી સાંભળીને સર્વ સભા શોક મગ્ન થઇને એવી ગાભરી બની ગઇ કે જાણે કમળોના વનમાં ઝાકળ પડયો હોય. (ઝાકળથી કમળ લૂલાં થઇ જઇ નીચાં નમી જાય છે.) ૧ પછી જ્ઞાની મુનિએ અનેક પ્રકારની પ્રાચીન કથાઓ કહીને ભરતજીને ઉપદેશ કર્યો ત્યાર પછી સૂર્યવંશરૂપી પોયણીને પ્રફુલ્લ કરનાર ચંદ્રરૂપ રામચંદ્રજી ઘટિત વચનો બોલ્યા કે. ૨ પ્રિય ભરતજી ! પ્રાણી માત્રની સ્થિતિ ઇશ્વરાધીન છે એમ જાણીને તમે વૃથા ગ્લાનિ કરોમા હે પુણ્યશ્લોક ભરતજી મારા મત પ્રમાણે જતાં ત્રણે કાળમા ત્રૈલોક્ય તમારે વશ્ય છે. ૩ જે માણસ તમારી કુટિલતા મનમાં આણે છેના આલોક અને પરલોક નષ્ટ થઇ (બગડી) જાય છે. તેમજ જેણે

ગુરૂનું કે સાધુઓની સભાનું સેવન કર્યું ન હોય તેજ જડ પ્રાણી કૈકેયીને દોષ દેશે. ૪.

**दोहा०—मिटिहहिं पापप्रपंचसब, अखिलअमंगल भार ॥**
**लोकसुयशपरलोकसुख, सुमिरतनाम तुम्हार ॥ २७० ॥**

તમારા નામનું સ્મરણ કરતાંજ સર્વ લોકોનાં પાપઃ પ્રપંચ તથા સઘળો અમંગળનો ભાર મટી જશે અને આ લોકણાં સુકીર્તિ અને પરલોકમાં સુખ મળશે. ૨૭૦.

**चौं०—कहौं स्वभाव सत्य शिव साखी, भरत भूमि रहै राउर राखी ॥**
**तात कुतर्क करहु जनि जाये, वैर प्रेम नहिं दुरै दुराये ॥**
**मुनिगण निकट विहंगमृग जाहीं, बाधक वधिक विलोकिपराहीं ॥**
**हित अनहित पशु पक्षिउ जाना, मानुष तनु गुण ज्ञान निधाना ॥**
**तात तुमहिं मैं जानौं नीके, करौं कहा असमंजस जीके ॥**
**राखेउ राउ सत्यमोहिं त्यागी, तनु परिहरेउ प्रेम प्रण लागी ॥**
**तासु वचन मेटत मन शोचू, तेहि ते अधिकतुम्हार सकोचू ॥**
**तापर गुरु मोहिं आयसु दीन्हा, अवशिजोकहहुचहौंसोकीन्हा ॥**

હે ભરતજી! હું સદાશિવની સાખે સત્ય સ્વભાવથી કહુંછું કે—આ પૃથ્વી તમારી રાખીજ રહેશે * તાત! તમે વૃથા કુતર્ક કરોમા, વૈર અને પ્રેમ છૂપાવ્યાં છૂપાતાં નથી. ૧ પક્ષીઓ તથા મૃગો (પશુઓ) મુનિઓ પાસે જાય છે અને બંધનમાં નાંખનારને તથા વધ કરનારને જોઇ નાશી જાય છે. આ પ્રમાણે પશુ પક્ષીઓ પણ પોતાનું હિતઅહિત સમજે છે ત્યારે માણસનાં શરીરો તો ગુણ તથા જ્ઞાનના ભંડારરૂપ છે તે કેમ ન જાણે? ૨ હે તાતઃ હું તમને બહુ સારા જાણુંછું, પણ શું કરૂં? મારા મનમાં મુંઝવણ થાય છે, તે એકે પિતાજીએ મારો ત્યાગ કરીને પણ સત્ય રાખ્યું અને દેહ તજી દઇને પણ પ્રેમનું 'પણ' રાખ્યું, ૩ તે પિતાજીનાં વચન મિથ્યા કરવામાં મને ઘણો શોક થાય છે અને તે કરતાં પણ તમને દુભવવામાં અધિક સંકોચ થાય છે. વળી ગુરૂએ મને આજ્ઞા આપી છે કે ભરતજીની મરજી પ્રમાણે કરો, માટે તમે જેહો તેમ અવશ્ય કરૂં. ૪.

**दोहा०—मन प्रसन्न करिसकुचतजि, कहहुकरौंसोआज ॥**
**सत्यासंध रघुवरवचन, सुनिभा सुखीसमाज ॥ २७१ ॥**

* તાત્પર્ય કે—જો તમે વનમાં નહી જવા દો તો અસુરોનો નાશ નહી થવાથી પૃથ્વીનો ભાર ઉતરશે નહી, તેથી પૃથ્વી રસાતાળ જશે.

તમે સંકોચ તજી પ્રસન્ન મનથી કહો, તેજ પ્રમાણે હું આજ વરચીશ." આવાં સત્યના સાગરરૂપ રામચંદ્રજીનાં વચનો સાંભળી સર્વ સમાજ સુખી થયો. ૨૭૧.

चौ०—सुरगण सहित सभय सुरराजू, शोचहिं चाहत होन अकाजू ॥
करत विचार बनत कछु नाहीं, रामशरण सबगे मन माहीं ॥
बहुरि विचार परस्पर कहहीं, रघुवर भक्त भक्ति वश अहहीं ॥
सुधि कर अम्बरीष दुर्वासा, भेसुर सुरपति निपट निरासा ॥
सहे सुरन्ह बहुकाल बिषादा, नरहरिकिये प्रगट प्रहलादा ॥
लगि लगिकानकहहिंधुनिमाथा, अब सुरकाज भरत के हाथा ॥
आन उपाय न देखिय देवा, मानत राम सुसेवक सेवा ॥
हिय सप्रेम सुमिरहु सब भरतहिं, निजगुणशीलरामवशकरतहिं ॥

સર્વ દેવતાંઓ સહિત ઇંદ્રરાજા ભયભીત થઈ શોચના કરવા લાગ્યો કે–'આપણું કાર્ય બગડશે એમ લાગે છે, વિચાર કરતાં છતાં પણ કાંઇ ઉપાય સૂઝતો નથી.' તેથી સર્વ મનથી રામને શરણે ગયા. ૧ દેવતાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે–'રામચંદ્રજી ભક્તની ભક્તિને વશ્ય છે' (અથવા ભક્તની ભક્તિ કરવાથી રામચંદ્રજી વશ્ય થાય છે.) અંબરીષ રાજા તથા દુર્વાસા ઋષિની વાત યાદ કરીને દેવતાઓ તથા ઇંદ્રરાજા છેક નિરાશ થયા. ૨ પૂર્વે દેવતાઓએ ઘણા કાળસુધી દુઃખ વેઠ્યું પણ છેમનાથી કાંઈ ઉપાય બન્યો નહી હતો, અંતે પ્રલ્હાદજીએ નૃસિંહરૂપે ભગવાનને પ્રકક કર્યા હતા. દેવતાઓ એક બીજાના કાનોમાં મોઢાં થાલી માથા ધુણાવીને કહેવા લાગ્યા કે–'દેવતાઓનું કાર્ય હવે ભરતજીનાજ હાથમાંજ છે.' ૩ દેવતાઓને બીજો કોઈ ઉપાય સૂઝયો નહી તેથી પરસ્પર વિચારવા લાગ્યા કે–"રામચંદ્રજી તેમના ઉત્તમ સેવકની સેવાથી માનશે, માટે સર્વે પ્રેમ પૂર્વક હૃદયમાં ભરતજીનું સ્મરણ કરો કે જેમણે પોતાના ગુણ તથા શીલથી રામચંદ્રજીને વશ્ય કર્યા છે. ૪.

दोहा०—सुनि सुरमतसुरगुरुकहेउ, भलतुम्हारबडभाग ॥
सकल सुमंगल मूल जग, भरत चरण अनुराग ॥ २७२ ॥

આ પ્રમાણે દેવતાઓના વિચાર સાંભળી બૃહસ્પતિ બોલ્યા કે–" ભરતજીનાં ચરણોમાં પ્રેમ કરવો એ જગત્માં સર્વ સુમંગળનું મૂળ છે, માટે તેમ કરો તો તમારાં મોટાં ભાગ્ય ગણાય. ૨૭૧.

चौ०—सीतापति सेवक सेवकाई, कामधेनु शत सरिस सुहाई ॥
भरत भक्ति तुम्हरे मन आई, तजहु शोच विधि बात बनाई ॥
देखि देवपति भरत प्रभाऊ, सहज सनेह विवश रघुराऊ ॥
मन थिर करहु देव डर नाहीं, भरतहि जानि राम परिछाहीं ॥
सुनि सुरगुरु सुर सम्मत शोचू, अन्तर्यामी प्रभुहि सँकोचू ॥
निज शिर भारभरतजिय जाना, करत कोटिविधिउरअनुमाना ॥
करि विचार मनदीन्हि ठीका, राम रजायसु आपनि नीका ॥
निज प्रणतजि राखेउ प्रणमोरा, छोह सनेह कीन्ह नहिं थोरा ॥

રામચંદ્રજીના ભક્તની સેવા સેંકડો કામધેનુ જેવી સુંદર છે. તમારાં ભરતજીની ભક્તિ કરવાનું આવ્યું તેથી એમજ સમજો કે હવે વિધાતાએ કામપાર પાડ્યું છે, માટે હવે શોક તજીદો. ૧ હે ઇંદ્ર! ભરતજીનો પ્રભાવ તો જુઓ. રામચંદ્રજી તેમના સહજ સ્નેહને વશ્ય થઇ રહ્યા છે. દેવતાઓ! ભરતજીને રામના પરછાયારૂપ જાણીને તમારાં મન સ્વસ્થ કરો, હવે કાંઇ ડર નથી." ૨ બૃહસ્પતિ તથા દેવતાઓની સમ્પતિ તથા શોચના સાંભળીને અંતર્યામી રામચંદ્રજી સંકોચાયા ભરતજી પોતાને માથે સઘળો બોજો આવી પડેલો જાણી હૃદયમાં કરોડો પ્રકારનાં અનુમાન કરવા લાગ્યા. ૨ વિચાર કરી મનમાં નિશ્ચય કર્યો કે—"રામચંદ્રજીની આજ્ઞા પાળવી એજ ઉત્તમ છે. રામચંદ્રજીએ પોતાનું પણ છોડી દઇને મારૂં પણ રાખવાનું કબૂલ કર્યું એ કાંઇ થોડો પ્રેમ કે થોડી દયા નથી. ૪.

दोहा०—कीन्ह अनुग्रह अमित अति, सब विधि सीतानाथ ॥
करि प्रणाम बोले भरत, जोरि जलज युगहाथ ॥ २७३ ॥

રામચંદ્રજીએ સર્વ પ્રકારે મારા ઉપર અપાર કૃપા કરી છે." એમ કરીને ભરતજી પ્રણામ કરી બન્ને હસ્ત કમળ જોડીને બોલ્યા કે. ૨૭૩.

चौ०—कहउँ कहावउँ का अब स्वामी, कृपा अम्बुनिधि अन्तर्यामी ॥
गुरु प्रसन्न साहब अनुकूला, मिटी मलिन मन कल्पितशूला ॥
अपडर डरेउँ न शोच समूले, रविहि न दोष देव दिश भूले ॥
मोर अभाग्य मातु कुटिलाई, विधिगति विषम काल कठिनाई ॥
पाँवरोपि सब मिलि मोहिं घाला, प्रणतपाल प्रण आपन पाला ॥
यह नइ रीति न राउरि होई, लोकहु वेद विदित नहिं गोई ॥

जग अनभल भल एक गुसांई, कहिय होइ भल कासु भलाई ॥
देव देवतरु सरिस स्वभाऊ, सन्मुख विमुख नकाहुहि काऊ ॥

હે કૃપાસિંધુ અંતર્યામી પ્રભુ! હવે મારે મુખે શું કહેવરાવવાનું ક-હો છો તે કહો. મારાપર ગુરૂજી પ્રસન્ન છે અને આપ સ્વામી અનુકુળ છો. તેથી મારા મલીન મનનાં કલ્પિત દુઃખ દૂર થયાં છે. ૧. હું ખોટા ડરથી ડરતો હતો તેનો શોક હવે બિલકુલ નથી. હે દેવાધિદેવ! દિશા ભૂલી જવાય તેમાં સૂર્યનો શો દોષ? મારાં દુર્ભાગ્ય, માતાની કુટિલતા, દૈવગતિ અને વિષમકાળની કઠિણુતા, ૨. એ ચારેએ મળી પગ રોપીને મને પ-છાડયો હતો. પણ તમે દીન દયાળુએ પોતાનું પણ રાખી મને બચાવી લીધો છે. આ આપની કાંઇ નવીન રીતિ નથી તેમ તે છાની પણ નથી, લોકમાં તથા વેદમાં પ્રસિદ્ધજ છે. ૩. હે સ્વામી! જગત તો ભૂંડું છે એક આપજ ભલા છો (અર્થાત્ આપજ જગતનું ભલું કરનાર છો, ત્યારે કહો કે બીજા કોની ભલાઇથી ભલું થાય? ૪.

दोहा०—जाइनिकटपहिंचानि तरु, छाँह शमन सबशोच ॥
माँगत अभिमत पावफल, राउ रंक भल पोच ॥ २७४ ॥

રાજા કે રંક, ભલો કે ભૂંડો ગમે તે કલ્પવૃક્ષને ઓળખીને તેની છા-યા પાસે જાય છે તો તેના સર્વ શોક શાંત થઈ જાય છે, અને જે ઇચ્છિત ફળ માગે છે તે મળે છે. ૨૭૪.

चौ०—लखि सब विधिं गुरुस्वामिसनेहू, मिटेउ क्षोभ नहिं मन संदेहू ॥
अब करुणाकर कीजियसोई, जनाहितप्रभुचित क्षोभ न होई ॥
जो सेवक साहिब संकोची, निजहित चहै तासुमतिपोची ॥
सेवक हित साहब सेवकाइ, करैं सकल सुख लोभ विहाई ॥
स्वारथ नाथ फिरे सबहीका, किये रजाय कोटि विधि नीका ॥
यह स्वारथ परमारथ सारू, सकल सुकृतफलसुगति शृंगारू ॥
देव एक विनती सुनिं मोरी, उचित होइ तस करब बहोरी ॥
तिलक समाज साजिं सब आना, करिय सफल प्रभु जो मनमाना ॥

આપનો તથા ગુરૂનો સર્વ પ્રકારે મારાપર પ્રેમ જોઇને મારો ક્ષોભ મટી ગયો છે અને મનમાં કાંઈ પણ સંદેહ રહ્યો નથી. હે કરૂણાળુ! હવે

આપના દાસને વાસ્તે એટલું કરો કે જેથી આપના મનમાં ક્ષોભ ન રહે. ૧. જે સેવક પોતાના સ્વામીને સંકોચમાં નાંખી પોતાનું હિત ઇચ્છે તેની બુદ્ધિ નીચ ગણવી. જો સેવક સર્વ સુખ તથા લોભની ઇચ્છા છોડી દઇને સ્વામીની સેવા કરે તો તેમાંજ તેનું હિત છે. ૨. આપ પાછા ઘેર પધારો એમાં સર્વનો સ્વાર્થ છે. આપની આજ્ઞા પાળવામાં કરોડો પ્રકારે સારૂં છે અને સ્વાર્થ તથા પરમાર્થનો સાર તથા સર્વ પુણ્યોનું ફળ, સુગતિ તથા શોભા પણ એજ છે. ૩. હે પ્રભુ! મારી એક વિનતિ સાંભળો, પછી જેમ યોગ્ય લાગે તેમ કરો. મેં રાજ્યાભિષેકની સર્વ સામગ્રી તૈયાર કરી આણી છે તે આપના ધ્યાનમાં આવે તો સફળ કરો. ૪.

दोहा०—सानुज पठइयमोहिंबन, कीजिय सबहिं सनाथ ॥
नातरु फेरिय बन्धु दोउ, नाथ चलो मैं साथ ॥ २७५ ॥

હે નાથ? શત્રુઘ્ન સહિત મને વનમાં મોકલીને સર્વને સનાથ કરો. તેમ નહિ તો બન્ને ભાઇને (લક્ષ્મણજી તથા શત્રુઘ્નને) પાછા મોકલો, હું તમારી સાથે આવું છું. ૨૭૫.

चौ०—नतरु जाहिंबन तीनिउँ भाई, बहुरिय सीय सहित रघुराई ॥
जेहिविधि प्रभु प्रसन्न मन होई, करुणासागर कीजिय सोई ॥
देवदीन्ह सब मो पर भारू, मोरे नीति न धर्म विचारू ॥
कहौं वचन सब स्वारथ हेतू, रहत न आरतके चितचेतू ॥
उतरदेह सुनि स्वामि रजाई, सो सेवक लाज लजि लजाई ॥
असमैं अवगुण उदधि अगाधू, स्वामि सनेह सराहत साधू ॥
अब कृपालु मोहिं सो मत भावा, सकुच स्वामि मन जाइ न पावा ॥
प्रभु पद शपथ कहौं सतिभाऊ, जग मंगल हित एक उपाऊ ॥

તેમ ન કરો તો અમે ત્રણે ભાઇ વનમાં જઇએ અને સીતાજી સહિત આપ અયોધ્યામાં પધારો. હે કૃપાસિંધુ પ્રભુ! જે રીતે આપનું મન પ્રસન્ન થાય તે પ્રમાણે કરો. ૧. હે પ્રભુ! તમે સર્વ બોજો મારાપર મૂક્યો છે, પરંતુ મારામાં નથી નીતિ કે નથી ધર્મનો વિચાર, હું મારા સ્વાર્થનાંજ વચનો કહું છું, ગરજવાનને અક્કલ હોતી નથી. ૨. જે સેવક, સ્વામીની આજ્ઞા સાંભળી સામો જવાબ દે છે (આજ્ઞા પાળતો નથી) તેને જોઇને લાજ પણ લજાય છે. હું એવોજ અવગુણના અગાધ સમુદ્રરૂપ છું, અને

આપ મારા પ્રેમને તથા સાધુતાને વખાણો છો. ૩. હે કૃપાળુ! હવે મને એજ મત ગમે છે કે જેથી આપનું મન સંકોચ પામે નહી (તેમ કરો). આપના ચરણના સોગંદ લઈ સત્ય ભાવથી કહું છું કે એજ એક જગતના કલ્યાણ મંગળનો ઉપાય છે. ૪.

दोहा०–प्रभु प्रसन्न मन सकुच तजि, जो ज्यहि आयसु देव ॥
सोशिर धरि धरि करहिं सब, मिटिहि अनट अवरेब ॥ २७६ ॥

હે પ્રભુ! આપ સંકોચ તજી પ્રસન્ન મનથી જેને જેવી આજ્ઞા કરશો તે આજ્ઞા માથે ચઢાવી તે પ્રમાણે સર્વ કરશે, જેથી સર્વ અમિટ અડચણ દૂર થઇ જશે. ૨૭૬.

चौ०–भरत वचन शुचि सुनि हिय हर्षे, साधु सराहि सुमन सुर वर्षे ॥
असमंजस वश अवध निवासी, प्रमुदित मन तापस बनवासी ॥
चुपरहिगे रघुनाथ सँकोची, प्रभुगति देखिसभा सबशोची ॥
जनक दूत तेहि अवसर आये, मुनि वशिष्ठ सुनि वेगिबुलाये ॥
करि प्रणाम तिन राम निहारे, वेष देखि भे निपट दुखारे ॥
दूतहिं मुनिवर पूँछी बाता, कहहु विदेह भूप कुशलाता ॥
सुनि सकुचाइ नाइ महि माथा, बोले चरवर जोरे हाथा ॥
बूझव राउर सादर साईं, कुशल हेतु सो भयउ गुसाईं ॥

ભરતજીનાં પવિત્ર વચન સાંભળી હૃદયમાં હર્ષ પામી સાધુઓ વખાણ કરવા લાગ્યા અને દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. અયોધ્યાવાસીઓ દુવિધાને વશ્ય થયા અને તપસ્વીઓ તથા વનવાસીઓ આનંદિત થયા. ૧. રામચંદ્રજી સંકોચ પામીને ચુપ રહી ગયા. તેમની એવી દશા જોઇને સર્વ સભા શોચના કરવા લાગી. તે સમયે ત્યાં જનક રાજાના દૂત આવ્યા, તેઓને વસિષ્ઠ મુનિએ પાસે તેડાવ્યા. ૨. તેઓએ પ્રણામ કરી રામચંદ્રજીને નિહાળ્યા, પરંતુ તેમનો વેશ (મુનિનો) જોઇ અત્યંત દુઃખ પામ્યા. દૂતોને વસિષ્ઠજીએ વાત પૂછી કે–"વિદેહ (જનક રાજા) કુશળ છે?" ૩. એ સાંભળી દૂતો સંકોચ પામી માથાં નમાવી હાથ જોડીને બોલ્યા કે–"સ્વામી! આપનું આદર પૂર્વક પૂછવું છે એજ અમારા મહારાજાની કુશળતાનો હેતુ છે. (અથવા આપ આદર પૂર્વક પૂછો છો પણ અમારા મહારાજની કુશળતાના હેતુરૂપ તો ગુંસાઇ બનીને બેઠા છે. અથવા આપે જે આદર પૂ-

વેક 'વિદેહ' કહીને પૂછયું તેજ(વિદેહપણું એટલે દેહની મમતાથી રહિતપણું) જનક રાજાની કુશળતાનું કારણ છે, નહિં તો તેમની દશરથ રાજાના જેવી ગતિ થઇ ન હોત ? ૪

**दोहा०—नाहित कोशलनाथके, साथ कुशल गै नाथ ॥**
**मिथिलाअवधविशेषते, जग सबभयउअनाथ ॥ २७७ ॥**

હે નાથ ! તેમ નહિ તો દશરથ રાજાની સાથેજ કુશળતા તો ગઇ છે, અને તેથી સઘળું જગત–તેમાં વિશેષે કરીને મિથિલાપુરી તથા અયોધ્યા અનાથ થયેલ છે. ૨૭૭.

**चौ०—कोशलपति गति सुनि जन कौरा, भे सब लोग शोच वश बौरा ॥**
**जेहि देखा तेहि समय विदेहू, नाम सत्य अस लागु न केहू ॥**
**रानि कुचालि सुनत महिपालहि, सूझ न कछुजसमणिविनुव्यालहि ॥**
**भरत राज्य रघुवर वनवासू, भा मिथिलेशहि हृदय हरासू ॥**
**नृप बूझे बुध सचिव समाजू, कहहु विचारि उचित का आजू ॥**
**समुझि अवध असमंजस दोऊ, चलिय कि रहिय न कहे कछु कोऊ ॥**
**नृपति धीर धरि हृदय विचारी, पठये अवध चतुर चर चारी ॥**
**बूझि भरत गति भाउ कुभाऊ, आयहु वेगि न होइ लखाऊ ॥**

દશરથ રાજાની મરણ ગતિ સાંભળીને જનક રાજા તથા સર્વ લોક શોકને વશ્ય થઇને બહાવરા બની ગયા હતા. તે સમયે જેઓએ વિદેહ (જનક) ને જોયા તેઓને તેમનું વિદેહ નામ સાચું જણાયું નહી. * કૈકેયીની કુચાલ સાંભળીને જનક રાજાને જેમ મણિ વગર સર્પને કશું સૂઝે નહી તેમ કશું સૂઝતું નહતું. ભરતજીને રાજ્ય સોંપવાની અને રામચંદ્રજીના વનવાસની ખબર જાણીને જનક રાજાના હૃદયમાં ઘણો ખેદ થયો હતો. ૨.

---

*કેટલાક આ ચોપાઇનો એવો કિલષ્ટ અર્થ કરે છે કે–"દશરથ રાજાની ગતિ સાંભળી જનક રાજાનાં સવ માણસો શોકવશ્ય થઇને વ્યાકુળ થઇ ગયાં છે. તે સમયે જેઓએ જનક રાજાને જોયા હતા તેઓમાંના કોઇને તેમનું 'વિદેહ' નામ સાચું જણાયા વગર નહી રહ્યું હતું." અર્થાત્ જનક રાજા તો ખરેખર વિદેહજ હતા એવો તાણી ખેંચીને અર્થ કરે છે, પરંતુ તુલસીદાસની વાણીથી તો તેવો અર્થ સમજાતો નથી. તેમ નહીં તો જુઓ દોહા ૨૭૮ નીચેની પેહેલી ચોપાઈમાં "**मुनि गुरु पुरजन सचिव महिपति, भये सब सनेह विकल अति**" આ ઠેકાણે જનક રાજા અત્યંત વ્યાકુળ થયા એમ કેમ લખત? અને વળી દો. ૨૭૬ નીચેની ચોથી ચોપાઈમાં '**नृपति धीर धरि हृदय विचारी**' એમ કેમ લખત? વળી એજ દોહા નીચેની બીજી ચોપાઇમાં '**रानि कुचालि सुनत महिपालहि, सूझ न कछु जस मणिविनुव्यालहि**' એમ કેમ લખત?

જનક રાજાએ સભામાં પંડિતોને તથા મંત્રીઓને પૂછયું કે-'આજ આપણે હવે શું કરવું યોગ્ય છે તે વિચારીને કહો.' પણ અયોધ્યાની દશા મનમાં સમજીને અયોધ્યામાં જવું કે ન જવું એ બેમાંથી કોઇએ કાંઇ ખુલાસો આપ્યો નહી. ૩. પછી જનક રાજાએ હૃદયમાં વિચારી ધીરજ ધરીને ચાર ચતુર દૂતોને અયોધ્યામાં મોકલ્યા, તેઓને કહ્યું કે-"ભરતનો સારો ભાવ કે કુભાવ જાણી લઇને તુરત પાછા આવો, કોઇને ખબર પડવા દેશો નહી." ૪.

दोहा०—गये अवधचर भरतगति, बूझि देखि करतूति ॥
चले चित्रकूटहि भरत, चार चले तिरहूति ॥ २७८ ॥

એ દૂતો અયોધ્યામાં ગયા અને તેઓએ ભરતજીની ગતિ જાણી લીધી તથા તેમનાં કરતૂત પણ જોયાં. પછી ભરતજી ચિત્રકૂટ તરફ ચાલ્યા અને દૂતો જનકપુરી તરફ ચાલ્યા. ૨૭૮.

चौ०—दूतन आइ भरतकी करणी, जनक समाज यथामति वरणी ॥
सुनि गुरु पुरजन सचिव महीपति, भेसबशोच सनेह विकल अति ॥
धरि धीरज करि भरत बड़ाई, लिये सुभट साहनी बुलाई ॥
घर पुर देश राखि रखवारे, हय गज रथ बहु यान सँवारे ॥
दुघरी साधि चले ततकाला, किय विश्राम न मगु महिपाला ॥
भोरहिं आजु नहाइ प्रयागा, चले यमुन उतरन सब लागा ॥
खबरि लेन हम पठयउ नाथा, असकहि तिन महि नायउ माथा ॥
साथ किरात छसातक दीन्हें, मुनिवर तुरत बिदा चर कीन्हें ॥

દૂતોએ આવીને જનક રાજાની સભામાં ભરતજીની કરણી યથામતિ વર્ણવીને કહી. એ સાંભળીને ગુરૂ શતાનંદ, શેહેરના લોકો, મંત્રીઓ અને જનક રાજાએ સર્વ શોક તથા પ્રેમને લીધે અત્યંત વ્યાકુળ થયા. ૧. પછી જનક રાજાએ ધીરજ ધરી ભરતજીનાં વખાણ કર્યાં. અને સુભટો તથા સેનાપતિને બોલાવી ઘરોમાં, શેહેરમાં તથા દેશમાં રક્ષકો મૂકીને ઘોડા, હાથી, રથ વિગેરે ઘણાં વાહનો સજાવ્યાં. ૨. પછી જનક રાજા મુહૂર્ત્ત જોઇને તત્કાળ ચાલ્યા, માર્ગમાં વિશ્રામ પણ ન કર્યો. આજ પ્રભાતમાં પ્રયાગમાં સ્નાન કરી સર્વ લોક યમુના ઉતરવા લાગ્યા. ૩. તે સમયે મહારાજે અમને ખબર લેવાને અહીં મોકલ્યા છે." આ પ્રમાણે કહીને દૂતોએ પૃથ્વીપર

માથાં નમાવ્યાં. પછી વસિષ્ઠ મુનિએ તુરત છ સાતેક ભીલોને સાથે આપીને દૂતોને ત્યાંથી વિદાય કર્યા. ૪.

**दोहा०—सुनतजनकआगमन सब, हर्षेउअवधसमाज ॥**
**रघुनन्दनहिं सँकोच बड़, शोच विवश सुरराज ॥ २७९ ॥**

. જનક રાજા પધારવાની વાત સાંભળી અયોધ્યાનો સઘળો સમાજ હર્ષ પામ્યો (કે હવે રામ પાછા ફરશે). પણ રામચંદ્રજીને ઘણો સંકોચ થવા લાગ્યો (કે સસરાજીને શી રીતે સમજાવી પાછા વાળીને વનમાં જવાશે) અને ઇંદ્ર શોકને વશ્ય થયો (કે જનક રાજા રામચંદ્રજીને પાછા વાળી જશે. તો દેવતાઓનું કાર્ય શી રીતે થશે). ૨૭૯.

**चौ०—गरइ गलानि कुटिल कैकेयी, काहि कहै कयहि दूषण देई ॥**
**अस मन आनि मुदित नरनारी, भयउ बहोरि रहब दिनचारी ॥**
**इहि प्रकार गत बासर सोऊ, प्रात अन्हान लगे सब कोऊ ॥**
**करि मज्जन पूजहिं नरनारी, गणपति गौरि पुरारि तमारी ॥**
**रमा रमण पद वन्दि बहोरी, विनवहिं अंचल अंजलि जोरी ॥**
**राजा राम जानकी रानी, आनँद अवधि अवध रजधानी ॥**
**सुवसवसै फिरि सहित समाजा, भरतहि राम करैं युवराजा ॥**
**इहि सुख सुधा सींचि सब काहू, देव देहु जगजीवन लाहू ॥**

કુટિલ કૈકેયી તો ગ્લાનિને લીધે ગળી જવા લાગી, કોને કહે અને દોષ પણ કોને દે? બીજાં સ્ત્રી પુરૂષો તો 'હવે બે ચાર દિવસ અહીં રહેવાનું થશે' એમ મનમાં જાણીને આનંદ પામ્યાં. ૧. એ રીતે એ દિવસ વીતી ગયો. પ્રભાત થતાં સર્વ કોઈ સ્નાન કરવા લાગ્યાં અને નાહી નાહીને સર્વ સ્ત્રી પુરૂષો ગણપતિનું, પાર્વતીનું, સદાશિવનું તથા સુર્ય દેવતાનું પૂજન કરવા લાગ્યાં. ૨. પછી વિષ્ણુ ભગવાનનાં ચરણોમાં પગે લાગી હાથ જોડી છેડા પાથરીને વિનવવા લાગ્યાં કે-"હે પ્રભુ! રામચંદ્રજી રાજા, થાય, સીતાજી રાણી થાય, અયોધ્યા રાજધાની થઇ આનંદની સીમારૂપ થાય, ૩. સર્વ સમાજ સહિત લોકો પાછા અયોધ્યામાં સારી રીતે વસે અને રામચંદ્રજી ભરતજીને યુવરાજ કરે. એ સર્વ સુખોરૂપી અમૃત સર્વ ઉપર સીંચીને અમોને જીવ્યાનો લ્હાવો આપો. ૪.

**दोहा०—गुरु समाज भाइन सहित, राम राज पुरहोउ ॥**
**अछत राम राजा अवध, मरिय माँगुसब कोउ ॥ २८० ॥**

ગુરૂના સમાજ તથા ભાઇઓ સહિત રામચંદ્રજી અયોધ્યામાં રાજ્ય કરો અને રામચંદ્રજીની હયાતીમાં અમારૂં મરણ અયોધ્યામાં થાઓ." એમ અમો સર્વે માગીએ છીએ. ૨૮૦

चौ०–सुनि सनेहमय पुरजन बानी, निंदहिं योग विरति मुनि ज्ञानी ॥
इहि विधि नित्य कर्मकरि पुरजन, रामहिं करहिं प्रणाममुदितमन ॥
ऊँच नीच मध्यम नर नारी, लहैं दरश निज निज अनुहारी ॥
सावधान सबहीं सन्मानहिं, सकल सराहत कृपानिधानहिं ॥
लरकाईते रघुवर बानी, पालत प्रीति रीति पहिचानी ॥
शील सँकोच सिन्धु रघुराऊ, सुमुख सुलोचन सरलस्वभाऊ ॥
कहत रामगुण गण अनुरागे, सब निज भाग्य सराहन लागे ॥
हम सब पुण्य पुंज जग थोरे, जिनहिं राम जानत करिमोरे ॥

અયોધ્યાના લોકોની સ્નેહમય વાણી સાંભળીને જ્ઞાની મુનિઓ પણ પોતાના યોગને તથા વૈરાગ્યને તુચ્છ માનવા લાગ્યા. એ પ્રમાણે અયોધ્યાના વાસીએ નીત્ય કર્મ કરી, આનંદિત મનથી રામચંદ્રજીને પ્રણામ કરતા હતા. ૧. ઉંચ, નીચ તથા મધ્યમ સર્વ સ્ત્રી પુરૂષો પોતપોતાની રૂચિ પ્રમાણે દર્શનનો લ્હાવો લેતાં હતાં, તેઓ સર્વને રામ સાવધાનીથી સન્માન આપતા હતા અને સર્વ કૃપાના ભંડાર રામચંદ્રજીનાં વખાણ કરતા હતા કે ૨. 'રીતિ ઓળખી લઇને પ્રીતિનું પાલન કરે એવી નાનપણથીજ રામચંદ્રજીની વાણી છે. રામચંદ્રજી શીળ તથા સંકોચના સમુદ્રરૂપ છે, સુંદર મુખવાળા, સુંદર નેત્રાવાળા અને સરળ સ્વભાવવાળા છે.' ૩. આ રીતે રામચંદ્રજીના ગુણો પ્રીતિપૂર્વક ગાતા ગાતા સર્વ લોકો પોતાનાં ભાગ્ય વખાણવા લાગ્યા કે આપણ કે–જેઓનેરામચંદ્રજી પોતાના ગણે છે તે કાંઇ આપણા પુણ્યનો પ્રભાવ જગતમાં થોડો છે ? ૪.

दो०–प्रेममगनतेहिसमयसब, मुनिआवतमिथिलेश ॥
सहितसभा संभ्रम उठे, रविकुलकमलदिनेश ॥ २८१ ॥

આ પ્રમાણે તે સમયે સર્વ પ્રેમમગ્ન થઇ ગયાં હતાં. એટલામાં જનક રાજાનું આવવું સાંભળી સૂર્યવંશરૂપી કમળને પ્રફુલ્લ કરનાર સૂર્યરૂપ રામચંદ્રજી સંભ્રમ સભા સહિત ઉઠયા. ૨૮૧.

चौ०–आगे गमन कीन्ह रघुनाथा, भाइ सचिव गुरु पुरजन साथा ॥
गिरिबर दीख जनक नृप जबहीं, करि प्रणाम त्यागा रथ तबहीं ॥
रामदरश लालसा उछाहू, पथ श्रम लेश कलेश न काहू ॥

मन तहँ जहँ रघुवर वैदेही, बिनु मन तन दुख सुख सुधि केही ॥
आवत जनक चले इहि भाँती, सहित समाज प्रेम मति पाती ॥
आये निकट देखि अनुरागे, सादर मिलन परस्पर लागे ॥
लगे जनक मुनिगण पद वन्दन, ऋषिन प्रणाम कीन्ह रघुनंदन ॥
भाइन सहित राम मिलि राजहिं, चले लिवाय समेत समाजहिं ॥

પોતાના ત્રણે ભાઈઓ, મંત્રીઓ, ગુરૂ તથા અયોધ્યાના લોકો સહિત રામચંદ્રજી જનક રાજાને લેવાને ચાલ્યા. જનક રાજાએ ચિત્રકૂટને દેખી પ્રણામ કર્યાને રથપરથી ઉતરીને ચાલવા લાગ્યા. ૧. રામચંદ્રજીનાં દર્શનની લાલસા તથા ઉત્સાહને લીધે કોઈને પણ માર્ગનો શ્રમ કે દુઃખ થયું નહી, કેમકે તેઓનાં મન જ્યાં સીતા રામ હતાં ત્યાં હતાં, તેથી મન વિના સુખ દુઃખનું ભાન કોને રહે? ૨. આ પ્રમાણે પ્રેમમગ્ન મતિવાળા જનક રાજા સમાજ સહિત આવતા હતા. બન્ને પક્ષના મનુષ્યો નજીક આવી પહોંચતાં પ્રેમ અને આદર પૂર્વક પરસ્પર મળવા લાગ્યાં. ૩. જનક રાજા વશિષ્ઠાદિ મુનિઓને પગે લાગ્યા અને રામચંદ્રજીએ પણ શતાનંદ વગેરે ઋષિઓને પ્રણામ કર્યા. પછી ભાઈઓ સહિત રામચંદ્રજી જનક રાજાને મળ્યા અને સમાજ સહિત તેમને સાથે લઈ ચાલ્યા. ૪.

दो०—आश्रम सागर शान्तरस, पूरण पावन पाथ ॥
सैन मनहुँ करुणा सरित, लिये जात रघुनाथ ॥ २८२ ॥

રામચંદ્રજી જાણે પવિત્ર શાંત રસથી પરિપૂર્ણ પોતાના આશ્રમરૂપી સમુદ્રમાં જનક રાજાની સેનારૂપી કરૂણા રસ નદીને લઇ જતા હોય એવા દીસવા લાગ્યા. ૨૮૨.

चौ०—बोरत ज्ञान विराग करारे, वचन सशोक मिलत नदिनारे ॥
शोच उसाँस समीर तरंगा, धीरज तट तरुवर कर भंगा ॥
विषम विषाद तुरावति धारा, भय भ्रम भँवरावर्त्त अपारा ॥
केवट बुध विद्या बड़िनावा, सकहि न खेइ एक नहिं आवा ॥
वनचर कोल किरात बिचारे, थके विलोकि पथिक हियहारे ॥
आश्रम उदधि मिली जब जाई, मनहुँ उठेउ अंबुधि अकुलाई ॥
शोक विकल दोउराज समाजा, रहा न ज्ञान न धीरज लाजा ॥
भूप रूपगुण शील सराही, शोचहिं शोक सिन्धु अवगाही ॥

એ કરૂણારસ નદી જ્ઞાન તથા વૈરાગ્યરૂપી કિનારાઓને ડૂબાવતી જતી હતી, અને શોકમય વચનોરૂપી બીજાં નદીનાળાં તેમાં મળતાં જતાં હતાં, તેમાં શોકના નિઃશ્વાસરૂપ પવનથી મોજાં આવતાં હતાં, તે ધીરજરૂપી કિનારાપરનાં વૃક્ષોને ઉખેડી નાંખતાં હતાં. ૧. અસહ્ય ખેદરૂપી‡ ઉતાવળો તેનો વેગ હતો અને ભય† તથા સંદેહરૂપી§ ભમરાઓ તેમાં ઉઠતા હતા. તેમાં વસિષ્ઠાદિ વિદ્વાન ખલાસીઓ પોતાની બ્રહ્મ વિદ્યારૂપી નાવ ચલાવનારા હતા, પણ તેઓ તેમાં નાવ ચલાવી શકતા ન હતા તેથી તેનો પાર (કિનારો) આવતો નહી હતો. ૨. બિચારા કોળી ભીલ વગેરે વનચર લોકો તો તેને જોઇને દિંગ થઈ ગયા અને હૈયામાં હારી ગયા. એ નદી જ્યારે આશ્રમરૂપી સમુદ્રને જઇને મળી ત્યારે તે સમુદ્ર જાણે અકળાઇ ઉઠયો હોય તેવો દેખાવા લાગ્યો. ૩. શોકથી વ્યાકુળ થઈ ગયેલા રાજ સમાજમાંથી કોઇને પણ જ્ઞાન, ધીરજ કે લાજ રહ્યાં નહી. તેઓ દશરથ રાજાનાં રૂપ ગુણ તથા શીળ સ્વભાવનાં વખાણ કરી શોકરૂપી સમુદ્રમાં ડુબી જવા લાગ્યા.૪.

छंद–अवगाहि शोक समुद्र शोचहिं नारि नर व्याकुल महा ॥
दै दोष सकल सरोष बोलहिं बाम बिधि कीन्हों कहा ॥
सुर सिद्ध तापस योगिजन मुनिं दशा देखिं विदेहकी ॥
तुलसी न समरथकोउ जो तरि सकै सरितसनेहकी ॥१२॥

સઘળાં સ્રી પુરૂષો શોકરૂપી સમુદ્રમાં ડુબી જઈ અત્યંત વ્યાકુળ થઇ ગયાં અને ક્રોધથી વિધાતાને દોષ દઇને કહેવા લાગ્યાં કે–"આ તે વાંકા વિધાતાએ શું કર્યું." દેવતાઓ, સિદ્ધો, તપસ્વીઓ, યોગીઓ અને મુનિજનો, એમાંનો કોઈ જનક રાજાની દશા જોઇને સ્નેહરૂપી નદીને તરી શકે એવો સમર્થ હતો નહી.

सोरठा–किये अमित ऊपदेश, जहँतहँलोगन मुनिवरन ॥
धीरज धरिय नरेश, कह्यऊ वशिष्ठ विदेहसन ॥११॥

મુનીશ્વરોએ લોકોને અપાર ઉપદેશ કર્યો અને વસિષ્ઠ મુનિએ જનક રાજાને કહ્યું કે–"હે રાજન્! ધીરજ ધરો."

चौ०–जासु ज्ञानरवि भवनिशि नाशा, वचन किरण मुनि कमल विकाशा ॥

‡રામ વનવાસ, દશરથનું મરણ અને ભરતનો ઉદ્વેગ એ દુઃખ. †હવે ભગવાન શું કરશે ? એ ભય. §રામચંદ્રજી પાછા ફરશે કે નહી? એ સંદેહ.

तेहिकि मोह ममता नियराई, यह सिय राम सनेह बडाई ॥
विषयी साधक सिद्ध सयाने, त्रिविधजीव जग वेद बखाने ॥
राम सनेह सरस मन जासु, साधु सभा बड़ आदर तासु ॥
सोह न राम प्रेम विनु ज्ञाना, कर्णधार विनु जिमि जलयाना ॥
मुनि बहु विधि विदेह समुझाये, रामघाट सब लोग अन्हाये ॥
सकल शोक संकुल नर नारी, सो बासर बीत्यउ विनु वारी ॥
पशु खग मृगन न कीन्ह अहारा, प्रिय परिजनकर कवनविचारा ॥

જેના જ્ઞાનરૂપી સૂર્યથી સંસાર રૂપી રાત્રિ નષ્ટ થઇ ગઇ છે અને જેનાં વચનો રૂપી કિરણોથી મુનિનાં મનરૂપી કમળો ખીલી રહ્યાં છે, તેની પાસે મોહ તથા મમતા આવી શકે? નહીંજ. પણ આ તો સીતારામપરના પ્રેમનોજ પ્રભાવ છે. ૧ જગતમાં વિષયી, મુમુક્ષુ અને મુક્ત એ રીતે ત્રણ પ્રકારના જીવો વેદે વર્ણવેલા છે, તેઓમાં જેનું મન રામચંદ્રજીના પ્રેમમાં તલ્લિન રહે છે તેનેજ સાધુઓની સભામાં મોટું માન મળે છે ૨. જેમ ખલાસી વિના વહાણ શોભે નહિ, તેમ રામ ઉપર પ્રેમ વિના જ્ઞાન શોભતું નથી. વસિષ્ઠ મુનિએ રાજાને ઘણા પ્રકારે સમજાવ્યા. પછી સર્વ લોકો રામ ઘાટમાં ન્હાયા. ૩. સર્વ સ્ત્રી પુરૂષો શોકમગ્ન થઇ ગયેલાં હોવાથી તેઓનો તે દિવસ જળ વિનાજ વીતી ગયો. અને પશુ પક્ષીઓ તથા મૃગોએપણ કાંઇ અહાર કર્યો નહી, તો પછી પ્રિય પરિજનોની તો વાતજ શી કરવી? ૪.

दोहा.—दोउ समाज निमिराज रघु, राज नहाने प्रात ॥
बैठे सब वट विटपतर, मन मलीन कृशगात ॥ २८३ ॥

નિમિરાજાનો સમાજ અને રઘુવંશનો સમાજ, એ બન્ને સમાજેએ પ્રાતઃસ્નાન કર્યું, અને પછી સર્વ ખેદમય મનથી અને કૃશ્ય શરીરોથી વડના વૃક્ષ નીચે બેઠા. ૨૮૩.

चौ०—जे महिसुर दशरथ पुरवासी, जे मिथिलापति नगर निवासी ॥
हंसवंश गुरु जनक पुरोधा, जिन्ह जगमग परमारथ शोधा ॥
लगे कहन उपदेश अनेका, सहित धर्म नय विरति विवेका ॥
कौशिक कहि कहि कथा पुरानी, समुझाई सब सभा सुबानी ॥
तब रघुनाथ कौशिकहि कहाऊ, नाथकाले विनु जल सब रहाउ ॥

मुनि कह उचित कहत रघुराई, गयउ बीति दिन पहर अढाई ॥
ऋषि रुखलखि कह तिरहूति राजू, इहाँ उचित नहि अशन अनाजू ॥
कहा भूप भल सबहिं सोहाना, पाय रजायसु चले नहाना ॥

અયોધ્યાના તથા જનકપુરના બ્રાહ્મણો, સૂર્યવંશના ગુરૂ વસિષ્ઠ મુનિ અને જનકરાજાના પુરોહિત શતાનંદ મુનિ કે જેઓએ જગતમાં પરમાર્થના માર્ગનું શોધન કર્યું હતું ૧. તેઓ ધર્મ, નીતિ, વૈરાગ્ય અને વિવેક સહિત અનેક પ્રકારના ઉપદેશ કરવા લાગ્યા. વિશ્વામિત્ર મુનિએ સુંદર વચનોથી પ્રાચીન કથાઓ કહી કહીને સર્વ સભાને સમજાવી ૨. પછી રામચંદ્રજીએ વિશ્વામિત્રને કહ્યું કે–"નાથ! ગઇ કાલે સર્વ લોકોમાંથી કોઇએ પાણી પણ પીધું નથી." ત્યારે વિશ્વામિત્ર બોલ્યા કે–"રામચંદ્રજી યોગ્ય કહે છે. આજ પણ અઢી પોહોર દિવસ વીતી ગયો છે." ૩, વિશ્વામિત્રની મરજી જાણીને જનક રાજા બોલ્યા કે–"અહીં અન્ન ખાવું ઉચિત નથી." જનકરાજાનું કહેવું સર્વને સારૂં લાગ્યું અને સર્વે જણ રજા પામીને ન્હાવાને ચાલ્યા ૪.

दोहा.–त्यहि अवसर फल फुल दल, मूल अनेक प्रकार ॥
लै आये बनचर विपुल, भरि भरि काँवरि भार ॥ २८४ ॥

તે સમયે વનચર લોકો અનેક પ્રકારનાં ફળ, ફુલ, પત્ર તથા મૂળ એઓની કાવડો ભરી ભરીને ત્યાં પુષ્કળ લઈ આવ્યા ૨૮૪.

चौ०–कामद भा गिरि राम प्रसादा, अवलोकत अपहरत विषादा ॥
सर सरिता बन भूमि विभागा, जनु उमँगत आनँद अनुरागा ॥
बेलि विटप सब सफल सफूला, बोलत खग मृग अलि अनुकूला ॥
त्यहि अवसर वन अधिक उछाहू, विविध समीर सुखद सब काहू ॥
जाइ न वरणि मनोहर ताई, जनुमहि करति जनक पहूनाइ ॥
तब सब लोग नहाइ नहाई, राम जनक मुनि आयसु पाई ॥
देखि देखि तरुणवर अनुरागे, जहँ तहँ पुरजन उतरन लागे ॥
दल फल फूल कन्द विधि नाना, पावन सुन्दर सुधा समाना ॥

રામચંદ્રજીની કૃપાથી ચિત્રકૂટ પર્વત સર્વ મનોરથો પૂરી પાડનાર થયો હતો અને જોતાંજ ખેદને દૂર કરતો હતો. તે પરનાં સરોવરો, નદીઓ અને વન પ્રદેશો જાણે આનંદ તથા પ્રેમ ઉમંગતો હોય એવાં દે-

ખાતાં હતાં ૧. સર્વ વૃક્ષો તથા વેલીઓ પુષ્પિત તથા ફલિત થઇ રહ્યાં હતાં, અને પક્ષીઓ તથા મૃગો અનુકુળ શબ્દ ઉચ્ચારતાં હતાં. આ સમયે વનમાં ઘણો ઉત્સાહ વ્યાપ્યો હતો અને સર્વને સુખદાયી શીતળ, મંદ તથા સુગંધવાન પવન વાતો હતો ૨. તે સમયની મનોહરતા વર્ણવી શકાય તેમ નથી. પૃથ્વી તો જાણે જનકરાજાની પરોણાગત કરતી હોય એવી જણાતી હતી. પછી સર્વ લોકો ન્હાઈ રામની, તથા વસિષ્ઠની રજા લઈને ૩. સર્વ નગરજનો ઉત્તમ વૃક્ષો જોઇ જોઈને પ્રેમથી જ્યાં ને ત્યાં ઉતરવા લાગ્યા. અને પવિત્ર, સુંદર તથા અમૃત જેવાં અનેક પ્રકારનાં કંદ, ફળ, ફૂલ તથા પત્ર ૪.

दोहा०—सादर सब कहँ रामगुरु, पठये भरि भरि भार ॥
पूजि पितर सुर अतिथिं गुरु, लगे करन फलहार ॥ २८५ ॥

એના ભાર ભરાવી ભરાવીને રામચંદ્રજીએ તથા વસિષ્ઠ મુનિએ આદરપૂર્વક સર્વને મોકલ્યા. તેઓ પિતૃઓ, દેવતાઓ, અતિથિઓ તથા ગુરૂઓની પૂજા કરીને અહાર કરવા લાગ્યા. ૨૮૫.

चौ०—इहिविधि वासर बीते चारी, राम निरखि नर नारि सुखारी ॥
दुहुँसमाज अस रुचि मन माहीं, बिनुसिय राम फिरब भल नाहीं ॥
सीता राम संग वनवासू, कोटि अमरपुर सरिस सुपासु ॥
परिहरि लषण राम वैदेही, ज्यहि घरभाव वाम विधि तेही ॥
दाहिन दैव होइ जब सबहीं, राम समीप वसिय वन तबहीं ॥
मन्दाकिनि मज्जन तिहूँकाला, राम दरश मुद मंगल माला ॥
अटन रामगिरि वन तापस थल, अशन अमियसमकन्द मूल फल ॥
सुख समेतं संवत दुइ साता, पलसम होहिं न जानिय जाता ॥

આ પ્રમાણે ચાર દિવસ વીતી ગયા, રામચંદ્રજીનાં દર્શનથી સર્વ સ્ત્રી પુરૂષો સુખીયાં થઇ ગયાં. બન્ને સમાજના લોકોને મનમાં એવી ઈચ્છા હતી કે—સીતા તથા રામ વિના પાછાં ફરવું સારૂં નથી. ૧. સીતા તથા રામની સાથે વનમાં વસવું એ કરોડો ઈંદ્રપુરી કરતાં પણ ઉત્તમ છે. રામ, લક્ષ્મણ તથા સીતાને તજીને જેને ઘેર જવાની રૂચિ થાય તેને દૈવ વાંકો જ સમજવો ૨. જો સર્વને દૈવ અનુકુળ હોય તોજ રામચંદ્રજીની સાથે વનમાં વસવાનું થાય. જેથી ત્રણ કાળમાં મંદાકિનિમાં સ્નાન કરી આનંદ મંગળના મૂળ રૂપ રામચંદ્રજીનાં દર્શન પામીએ ૩. ચિત્રકૂટનાં વનોમાં

તથા તપસ્વીઓનાં સ્થળોમાં ફરીએ અને અમૃત જેવાં કંદ, ફળ તથા ફૂલ નો આહાર કરીએ, આ રીતે સુખ પૂર્વક ચૌદ વર્ષ પળ સમાન વીતી જશે તે જણાશે પણ નહી. ૪.

**दोहा०—इहि सुख योग न लोग सब, कहहिं कहाँ अस भाग ॥**
**सहज स्वभाव समाज दुहुँ, रामचरण अनुराग ॥ २८६ ॥**

સર્વ લોક કહેવા લાગ્યા કે-"આપણે આ સુખ ભોગવવાને યોગ્યજ નથી, આપણાં એવાં ભાગ્યજ ક્યાંથી ?" આ રીતે બન્ને સમાજમાંનાં માણસો સ્વભાવિક રીતેજ રામના ચરણોમાં પ્રેમ ધરાવતાં હતાં. ૨૮૬.

**चौ०—इहि विधि सकल मनोरथ करहीं, वचन सप्रेम सुनत मन हरहीं ॥**
**सीय मातु तिहि समय पठाई, दासी देखि सुअवसर आई ॥**
**सावकाश सुनि सब सिय सासू, आई जनक राज रनिवासू ॥**
**कौशल्या सादर सन्मानी, आसन दीन्ह समय सम आनी ॥**
**शील सनेह सरस दुहुँ ओरा, द्रवहिंदेखि सुनि कुलिश कठोरा ॥**
**पुलक शिथिल तनु वारि विलोचन, महिनखलिखनलगींसब शोचन ॥**
**सब सिय राम प्रेमकी मूरति, जनु करुणा बहु रूप विसुरति ॥**
**सीय मातु कह विधि बुधि बाँकी, जो पय फेनु फोरि पविटाँकी ॥**

આ રીતે સર્વ લોકો મનોરથો કરતા હતા, તેઓનાં પ્રેમમય વચનો સાંભળતાંજ મનનું હરણ કરતાં હતાં, તે સમયે સીતાજીનાં માતા (સુનયના) એ મોકલેલી દાસી કૌશલ્યાદિને મળવાનો સમય જોઈ સુનયના પાસે આવી. દાસીના કહેવાથી સીતાજીની સર્વ સાસુઓ સાવકાશ બેઠેલી જાણીને જનકરાજાનો રાણી વાસ ત્યાં આવ્યો. તેઓને કૌશલ્યાએ આદરપૂર્વક સન્માન કરી સમયાનુસાર આસન આપ્યાં. ૨. બંન્ને પક્ષનાં શીલ તથા ઉત્તમ સ્નેહ દેખી-સૂણીને કઠોર વજ્ર પણ પીગળી જાય. તેઓનાં શરીરો રોમાંચિત થઇ શિથિલ થઇ ગયાં હતાં. નેત્રોમાં જળ ભરાઈ આવ્યાં હતાં, અને સર્વ નખ વડે ધરતી ખણતી શોચ કરતી હતી. ૩ સર્વ સ્ત્રીઓ જાણે કરૂણા જ અનેક રૂપ ધરી શોચના કરતી હોય એવી સીતા રામના પ્રેમની જ મૂર્તિ રૂપ દેખાતી હતી. સુનયના બોલી કે-" વિધાતાની બુદ્ધિ જ વાંકી છે, જેણે દૂધનાં ફીણને વજ્રના ઘાથી ફોડી નાખ્યાં છે. ૪.

दोहा०–सुनिय सुधा देखिय गरल, सब करतूति कराल ॥
जहँ तहँ काक उलूक बक, मानस सुकृत मराल ॥ २८७ ॥

વિધાતાનાં સર્વ કર્તવ્યજ અવળાં છે, જુઓને અમૃત કાને સાંભળીએ છીએ પણ જોવામાં આવતું નથી. જોવામાં તો ઝેર જ આવે છે. જ્યાં ને ત્યાં કાગડા, ઘૂવડો અને બગલા જોવામાં આવે છે. હંસ તો માનસસરોવરમાંજ હોય છે.* ૨૮૭

चौ०–सुनि सशोच कह देवि सुमित्रा, विधिगति अति विपरीत विचित्रा ॥
जो सृजि पालै हरै बहोरी, बालकेलिसम विधि मति भोरी ॥
कौशल्या कह दोष न काहू, कर्म्म विवश दुख सुख क्षतिलाहू ॥
कठिन कर्मगति जान विधाता, सो शुभ अशुभ कर्मफलदाता ॥
ईश रजाइ शीश सबहीके, उतपति थिति लय विषय अमीके ॥
देवि मोहवश शोचिय बादी, विधिप्रपंच अस अचल अनादी ॥
भूपति जियब मरब उर आनी, शोचिय सखि लखि निज हित हानी ॥
सीय मातु कह सत्य सुबानी सुकृती अवधि अवधपतिरानी ॥

એ સાંભળી સુમિત્રા રાણી શોક પૂર્વક બોલ્યાં કે–" વિધાતાની ગતિ અત્યંત વિપરીત અને વિચિત્ર છે, જુઓને તે જગતને સરજીને પાળે છે અને પાછું નાશ પમાડે છે. આવી રીતે તેની ગતિ બાળકની રમતની પેઠે વિચાર વગરની છે." ૧ કૌશલ્યા બોલ્યાં કે–" એમાં કોઇનો દોષ નથી, સુખ દુઃખ, લાભ હાનિ, એ કર્માધીન છે. કઠિણ કર્મની ગતિને વિધાતા જ જાણે છે, અને તેજ શુભાશુભ કર્મનાં ફળ આપનાર છે. ૨ ઇશ્વરની આજ્ઞા સર્વને માથે છે ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય, ઝેર તથા અમૃત એ સર્વ ઇશ્વરની મરજી પ્રમાણે થાય છે. હે દેવી ! મોહ વશ્ય થઇને શોક કરવો એ વૃથા છે, કેમકે વિધાતાના પ્રપંચમય જગતમાં અનાદિ કાળથી એ પ્રમાણે થતું આવ્યું છે. ૩ રાજાનું જીવવું મરવું હૃદયમાં આણીને આપણે પોતાના

* આ દોહાનો એ ભાવ છે કે:--રામચંદ્રજીના રાજ્યાભિષેકની વાત જે અમૃત સમાન સાંભળી હતી તેને બદલે વિષ સમાન વનવાસ જોવામાં આવ્યો. અથવા કૈકેયી તથા રામચંદ્રજી વચ્ચેની પ્રીતિ અમૃત સમાન સાંભળી હતી પણ જોવામાં તો વિરોધ રૂપી વિષ આવ્યું. અને અયોધ્યાને માનસ સરોવર સમાન તથા અયોધ્યાવાસીઓને હંસ સમાન સાંભળ્યા હતા તેને બદલે એઓ તો બગલા તથા ઘુવડો જેવા જોવામાં આવ્યા.

હિતની હાનિ જાણીને જ શોક કરીએ છીએ. સુનયના બોલી કે-"તમે પુરુષોના અવધિ રૂપ દશરથ રાજાનાં રાણી સત્ય વચનો કહોછો." ૪.

**दोहा०—लषण रामसिय जाहिं वन, भल परिणाम न पोच ॥**
**गहबरि हियकह कौशिला, मोहिं भरतकर शोच ॥ २८८ ॥**

કૌશલ્યા ગદ્ગદ્ કંઠથી બોલ્યાં કે-રામ લક્ષ્મણ તથા સીતા વનમાં જવાથી તેનું પરિણામ સારૂં જ આવશે, નરસું નહી આવે; પરંતુ મને ભરતજીને વાસ્તે જ શોક થાય છે. ૨૮૮

**चौ०—ईश प्रसाद अशीष तुम्हारी, सुत सुतवधू देवसरि वारी ॥**
**राम शपथ मैं कीन्ह न काऊ, सो करि सखी कहौं सतिभाऊ ॥**
**भरत शील गुण विनय बडाई, भायप भक्ति भरोस भलाई ॥**
**कहत शारदहू कै मति हीचे, सागर सीप कि जाहिं उलीचे ॥**
**जानौ सदा भरत कुलदीपा, बार बार मोहिं कह्यो महीपा ॥**
**कसे कनक मणि पारखि पाये, पुरुष परखिये समय सुभाये ॥**
**अनुचित आजु कहब अस मोरा, शोक सनेह सयानप थोरा ॥**
**सुनि सुरसरि सम पावन वानी, भईं सनेह विकल सबरानी ॥**

ઇશ્વરની કૃપાથી અને તમારી આશિષથી ચારે પુત્રો તથા વહુઓ ગંગાજળ જેવાં નિર્મળ છે. સખી! મેં કદી પણ રામના સોગંદ લીધા નથી તે લઇને સત્ય ભાવથી કહુંછું કે— ૧ ભરતજીના શીળ, ગુણ, વિનય, મોટાઇ, ભ્રાતૃભાવ, ભક્તિ, વિશ્વાસ અને ભલાઇ એનું વર્ણન કરતાં સરસ્વતિની બુદ્ધિ પણ પાછી પડે. શું છીપથી સમુદ્ર ઉલેચાય કે? ૨ ભરત સદા કુળ દીપક છે એમ જાણો, અને રાજાએ પણ મને વારંવાર એમજ કહ્યું હતું. કસોટીથી સુવર્ણની, ઝવેરીના હાથમાં આવેથી મણિની અને સમય આવેથી પુરૂષની પરીક્ષા થાય છે. ૩. આજ મારે આવી રીતનું બોલવું પણ અયોગ્ય છે ( કેમકે ખુશામત ગણાય ). શોક તથા સ્નેહને લીધે મારામાં શાહાણપણ થોડું રહ્યું છે." આ રીતે કૌશલ્યાની ગંગાજી સમાન પવિત્ર વાણી સાંભળીને સઘળી રાણીઓ સ્નેહથી શિથિલ થઇ ગઈ. ૪.

**दोहा—कौशल्या कह धीर धरि, सुनहू देवि मिथिलेशि ॥**
**को विवेकनिधि बल्लभहि, तुमहिं सकै उपदेशि ॥ २८९ ॥**

કૌશલ્યા ધીરજ ધરીને પાછાં બોલ્યાં છે-" હે મિથિલેશ્વરી રાણી!

સાંભળો, તમે જ્ઞાનના ભંડારરૂપ રાજા જનકનાં પ્રિય પત્ની છો, તેથી તમને કોણ ઉપદેશી શકે તેમ છે? ૨૮૯

चौ०—रानि रायसन अवसर पाई, आपनि भाँति कहब समुझाई ॥
रखिय लषण भरत गमनहिंवन, जो यह मत मानै महीपमन ॥
तौ भल यतन करब सुविचारी, मोरे शोच भरत कर भारी ॥
गूढ सनेह भरत मन माहीं, रहे नीक मोहिं लागत नाहीं ॥
लखि स्वभावसुनि सरलसुबानी, सब भइँ मगन करुणरस सानी ॥
नभप्रसून झरि धन्य धन्य धुनि, शिथिल सनेह सिद्ध योगी मुनि ॥
सब रनिवास थकित लखि रहऊ, तब धरिधीर सुमित्रा कहऊ॥
देवि दण्डयुग यामिनि बीती, राम मातु सुनि उठी सप्रीती ॥

હે રાણી! તમે સમય જોઇને તમારી તરફથી જ જનક રાજાને સમજાવીને કહેજો કે—લક્ષ્મણને રાખી ભરતને વનમાં મોકલવાનો મત જો રાજાના મનમાં ગમે, ૧ તો તે બાબત સારી પેઠે વિચાર કરી સારો યત્ન કરજો. મને ભરતજીને વાસ્તે ઘણો શોક થાય છે. તેમના મનમાં રામ ઉપર ગુપ્ત પ્રેમ છે તેથી તે રામ વિના એકલા રહે તે મને ઠીક લાગતું નથી." ૨ કૌશલ્યાનો સ્વભાવ જોઈ તથા સુંદર સરળ વાણી સાંભળીને સઘળી રાણીઓ કરૂણા રસમાં મગ્ન થઇ ગઈ. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇને ધન્ય ધન્ય શબ્દ થયા. અને સિદ્ધો, યોગીઓ તથા મુનિઓ સ્નેહથી શિથિળ થઈ ગયા. ૩ સઘળો રાણીવાસ ચકિત થઇ જોઇ રહ્યો, તે સમયે ધીરજ ધરીને સુમિત્રા બોલ્યાં કે—દેવી કૌશલ્યાજી! બે ઘડી રાત્રિ વીતી ગઇ છે." એ સાંભળી કૌશલ્યા પ્રેમ સહિત ઉઠયાં. ૪

दोहा.—वेगि पाय धारिय थलहि, कह सनेह सतिभाय ॥
हमरे तौ अब ईशगति, कीमिथिलेश सहाय ॥२९०

કૌશલ્યા સત્યભાવથી બોલ્યાં કે—" સુનયના! તમે હવે જલદી ઉતારે પધારો, અમારે તો હવે એક ઇશ્વરની કે બીજી જનકરાજાની સહાયતા છે." ૨૯૦

चौ०—लखि सनेह सुनि वचन विनीता, जनकप्रिया गहि पाँव पुनीता ॥
देवि उचित अस विनय तुम्हारी, दशरथ घरनि राम महतारी ॥
प्रभु अपने नीचहु आदरहीं, अग्नि धूम गिरि शिर तृण धरही ॥

सेवक राऊ कर्म मन बानी, सदा सहाय महेश भवानी ॥
रौरे अंग योग जग कोहै, दीपसहाय कि दिनकर सोहै ॥
राम जाय वन करि सुरकाजु, अचल अवधपुर करिहहिं राजू ॥
अमर नाम नर राम बाहूबल, सुख बसिहहि अपने अपने थल ॥
यह सब याज्ञवल्क्य कहि राखा, देवि न होइ मृषा मुनि भाँपा ॥

કૌશલ્યાનો સ્નેહ જોઇને તથા તેમનાં વિનય ભરેલાં વચનો સાંભળીને સુનયના તેમના ચરણ પકડીને બોલ્યાં કે–" દેવી ! તમારો આવો વિનય યોગ્યજ છે, તમે દશરથરાજાનાં રાણી અને રામચંદ્રજીનાં માતા છો. ૧ સ્વામી પોતાના નીચ સેવકને પણ આદરમાન આપે છે, જુઓને અગ્નિ ધુમાડાને, તેમજ પર્વત તૃણને પોતાના શિરપર ધારણ કરે છે. રાજા (જનક )મન કર્મ વચનથી તમારા સેવકજ છે, સર્વદા સહાય કરનાર તો શંકર પાર્વતીજ છે. ૨ તમારી સમાન જગતમાં કોણ છે ! શુ દીવાંની સહાયતાથી સૂર્ય શોભે કે? રામચંદ્રજી વનમાં જઇ દેવતાઓનાં કાર્ય કરી પાછા અયોધ્યામાં આવી અચળ રાજ્ય કરશે. ૩ દેવતાઓ, નાગલોક અને મનુષ્યો રામચંદ્રજીના બાહુ બળથી પોતપોતાનાં સ્થાનકોમાં સુખે રહી શકશે. આ સર્વ વાત યાજ્ઞવલ્કય મુનિએ અગાઉથીજ કથેલી છે, માટે હે રાણીજી ! મુનીશ્વરનાં વચનો મિથ્યા ન થાય." ૪

दोहा,–अमकहि पग परि प्रेम अति, सियहित विनय सुनाइ ॥
सिय समेत सिय मातुतब, चलीषु आया सु पाइ ॥ २९१ ॥

એટલું કહી સુનયના પ્રેમથી પગે લાગ્યાં, અને સીતાને (પોતાને ઉતારે લઇ જવા) માટે વિનતી કરી. પછી આજ્ઞા પામી સીતાજી સહિત સુનયના ત્યાંથી ચાલ્યાં. ૨૯૧

चौ०–प्रिय परिजनहिं मिलि वैदेही, जो ज्याहि योग भाँति तसतेही ॥
तापस वेष जानकिहि देखी, भे सब विकल विषाद विशेषी ॥
जनक राम गुरु आयसु पाई, चले थलहि सिय देखी आई ॥
लीन्हि लाइ उर जनक जानकी, पाहुनि पावनि प्रेम प्राणकी ॥
उर उमँग्यउ अम्बुधि अनुरागू, भयहु भूप मन मनहुँ प्रयागू ॥
सिय सनेहं वट बाढत जोहा, तापर राम प्रेम शिशु सोहा ॥
चिरंजीवि मुनि ज्ञान विकलजनु, बूडत लह्यउ बाल अवलम्बनु ॥
मोह मगन मति नहिं विदेहकी, महिमा सिय रघुवर सनेहकी ॥

સીતાજી પોતાનાં પ્રિય કુટુમ્બીઓને જેને તેને યથાયોગ્ય રીતે મળ્યાં. સીતાજીનો વેષ તપસ્વીના જેવો જોઇને સર્વ અત્યંત ખેદથી વ્યાકુળ થઇ ગયાં. ૧ જનકરાજા, રામચંદ્રજીની તથા વસિષ્ઠની આજ્ઞા પામી પોતાના ઉતારે આવ્યા અને સીતાજીને જોઇ તે પવીત્ર પ્રેમવાળી પ્રાણપ્રિય પરોણીને છાતીએ લગાવ્યાં. ૨ જનકરાજાના હૃદયમાં પ્રેમરૂપી સમુદ્ર ઉમંગવાથી તેમનું મન જાણે પ્રયાગ ક્ષેત્ર હોય એવું થઇ ગયું. તેમાં સીતાપરના સ્નેહરૂપી અક્ષયવડને વધતો જોયો, તે વડના પાંદડાપર રામપરના પ્રેમરૂપી બાળક પોઢેલો શોભવા લાગ્યો.* ૩ જનકરાજાના જ્ઞાન રૂપી માર્કંડેય મુનિ કે જે સમુદ્રમાં ડુબતા હતા, તેમણે બાળક રૂપ ભગવાનનો આશ્રય લીધો, જેથી જનકરાજાની બુદ્ધિ મોહમાં મગ્ન નહી થવા પામી. આ કેવળ સીતારામના પ્રેમનોજ મહિમા છે.

दोहा०—सियपितु मातु सनेह बश, विकल न सकीसँभारी ॥
धरणि सुता धीरज धरयउ, समय सुधर्म विचारि ॥ २९२ ॥

પૃથ્વીનાં પુત્રી સીતાજી માતા પિતાના સ્નેહને વશ્ય થઈ જવાથી પોતાના શરીરને પણ સંભાળી શકયાં નહી, પણ પછી સમયનો તથા સુધર્મનો વિચાર કરીને ધીરજ ધરી. ૨૯૨

चौ०—तापस वेष जनक सिय देखी, भयउ प्रेम परितोष विशेषी ॥
पुत्रि पवित्र किये कुल दोऊ, सुयश धवल जगकह सब कोऊ ॥
जिमि सुरसरि कीरति सरितोरी, गवन कीन्ह विधि अण्डकरोरी ॥
गंग अवनि थल तीनि बडेरे, इहिकिय साधु समाज घनेरे ॥
पितुकह सत्य सनेह सुवानी, सीय सकुचमहँमनहुँसमानी ॥
पुनि पितु मातु लीन्ह उरलाई, शिख आशिष हित दीन्हसुहाई ॥
कहति न सीय सकुच मनमाहीं, इहाँ बसब रजनी भलनाहीं ॥
लखि रुख रानि जनायउ राऊ, हृदय सराहत शील स्वभाऊ ॥

તપસ્વી જેવો સીતાજીનો વેષ જોઇને જનકરાજાને પ્રેમ તથા સંતોષ વિશેષ ઉત્પન્ન થયો. જનક બોલ્યા કે—"પુત્રી! તેં બન્ને કુળ પવિત્ર કર્યાં, જગતમાં સર્વ કોઇ તારી ઉજ્વળ કીર્તિ ગાશે. ૧ તારી કીર્તીરૂપી નદીએ

* નારાયણે માર્કંડેય મુનિને માયાથી પ્રલયનો સમુદ્ર દેખાડવાથી તેમાં ડૂબતા મુનિ તે સમયે ભગવાનને વડના એક પાંદડાપર બાળક રૂપે પોઢેલા જોઈ તેમના આશ્રયથી ડૂબતાં બચ્યા હતા. તે દૃષ્ટાંત આ સ્થળે લીધું છે. (ભાગવત દ્વાદશ સ્કંધ.)

ગંગાજીને પણ જીત્યાં છે, કેમકે તેણે કરોડો બ્રહ્માડમાં ગમન કર્યું છે. ગંગાજીએ તો ફક્ત ત્રણ ક્ષેત્ર (હરિદ્વાર, પ્રયાગ અને સાગરસંગમ) શ્રેષ્ઠ કરેલાં છે, અને તારી કીર્તિરૂપી નદીએ તો ઘણા ઘણા સાધુઓના સમાજોને શ્રેષ્ઠ કર્યા છે." ૨ પિતાએ કહેલી સત્ય તથા સ્નેહ ભરેલી ઉત્તમ વાણી સાંભળીને સીતાજી સંકોચ પામીને જાણે મનમાં ને મનમાં સમાઈ જતાં હોય એવાં દેખાવા લાગ્યાં. વળી માતા પિતાએ સીતાજીને છાતીએ લગાવીને હીતકારી સુંદર શીખામણ તથા આશિષ દીધી. ૩ સીતાજી મોઢે કહી શકતાં નહતાં, પણ મનમાં સંકોચાતાં હતાં કે 'અહીં રાત રહેવું સારૂં નથી' સીતાજીની મરજી જાણી જઈ સુનયનાએ તે વાત રાજાને જણાવી તેથી રાજા સીતાજીનો શીળ સ્વભાવ હૃદયમાં વખાણવા લાગ્યા.

दोहा०—बार बार मिलि भेंटिसिय, बिदाकीन्ह सनमानि ॥
कही समय सम भरत गति, रानिसु अवसर जानि ॥ २९३ ॥

પછી સીતાજીને વારંવાર મળી ભેટીને તથા સન્માન આપીને વિદાય કર્યાં. પછી શાહાણી સુનયના રાણીએ સમય જોઇ મધુર વાણીથી જનકરાજા પાસે ભરતજીની સ્થિતિ વિષે વાત કહી. ૨૯૩

चौ०—सुनि भूपाल भरत, व्यवहारू, सोन सुगन्ध सुधा शशि सारू ॥
मूंदे सजल नयन पुलके तन, सुयश सराहन लगे मुदितमन ॥
भरत कथा भव बन्ध बिमोचनि, सावधान सुनुसुमुखिसुलोचनि ॥
धर्मराज नय ब्रह्म विचारू, यहाँ यथामति मोर प्रचारू ॥
सोमति मोरि भरत महिमाहीं, कहौं काहछलिछुअतिन छाहीं ॥
बिधि गणपति अहिपति शिवसारद, कबिकोविदबुधबुद्धिविशारद ॥
भरत चरित कीरति करतूती, धर्मशील गुण विमल विभूती ॥
समुझत सुनत सुखद सब काहू, शुचिसुरसरिरुचिनिदरिसुधाहू ॥

સોનાના, સુગંધના, અમૃતના અને ચંદ્રના સાર જેવો ભરતજીનો વ્યવહાર સાંભળીને* જનકરાજાએ સજળ નેત્રો મીંચી દીધાં, તથા તેમનું

*ભરતજીનો વ્યવહાર સોના જેવો છે. જેમ સોનાને જેટલું જેટલું તપાવો તેટલું ઉત્તમ નીકળે છે, તેમ ભરતજીનો વ્યવહાર પણ અધિકાધિક ઉત્તમ જણાય છે. સોનામાં તો સુગંધ નથી, પણ ભરતજીના વ્યવહારમાં તો સુગંધ પણ છે, અર્થાત્ જે સ્પર્શ કરે તેને સુગંધમય બનાવી દે તેવો છે. વળી તે અમૃત સમાન છે, અમૃત જેમ મરણથી બચાવે છે તેમ ભરતજીનો વ્યવહાર જન્મ મરણથી બચાવે છે. વળી તે ચંદ્રના સારરૂપ છે, ચંદ્ર જેમ આનંદ આપે છે તથા દિનદિનપ્રતિ વૃદ્ધિ પામે છે, તેમ ભરતજીનો વ્યવહાર પણ આનંદદાયક તથા દિવસાનુદિવસ વૃદ્ધિ પામે છે.

શરીર રોમાંચિત થઇ ગયું. પછી આનંદ યુકત મનથી તેમની સુકીર્તિનાં વખાણ કરવા લાગ્યા કે. ૧ હે સુમુખી ! હે સુલોચની ! સાવધાન થઇને સાંભળો. ભરતજીની કથા સંસારનાં બંધન દૂર કરે તેવી છે. મારી બુદ્ધિ ધર્મ સંબંધી વિચારમાં, રાજનીતિમાં અને બ્રહ્મ વિચારમાં યથાશક્તિ પહોંચી શકે છે. ૨ પણ એજ મારી બુદ્ધિ ભરતજીના મહિમાને તો શું પણ તેમની છાયાને પણ સ્પર્શ કરી શકતી નથી. બ્રહ્મા, ગણપતિ, શેષનાગ, સદાશિવ, સરસ્વતિ, કવિઓ, પંડિતો અને બુદ્ધિમાન વિદ્વાનો, એઓની બુદ્ધિપણ ભરતજીના મહિમાને પહોંચી શકે તેમ નથી. ૩ ભરતજીનાં ચરિત્રો, કીર્તિ, કર્તવ્યો, ધર્મ, શીળ, ગુણ અને નિર્મળ વિભુતી એ સર્વ કોઇને સાંભળવા સમજવામાં સુખદાયક છે, અને ગંગાજીની પવિત્રતાનો તથા અમૃતના સ્વાદનો પણ તિરસ્કાર કરે એવાં છે- ૪

दोहा०—निरवधि गुण निरुपम पुरुष, भरत भरत समजानि ॥
काहिय सुमेरु सुमेरु सम, कवि कुल मति सकुचानि ॥ २९४ ॥

ભરતજીના ગુણો અપાર છે, એ પુરૂષ ઉપમા રહિત છે. જેમ મેરૂને મેરૂ જેવોજ કહેવાય છે તેમ ભરતજી તે ભરતજી જેવાજ છે. તેમને કોઇની પણ ઉપમા આપવી નહી સૂઝવાથી કવિઓની બુદ્ધિ પણ લજ્જા પામે છે. ૨૯૪

चौ०—अगम सबहिं वर्णत वर वरणी, जिमिजल हीन मीनगण धरणी ॥
भरत अमित महिमा सुनु रानी, जानहिं राम न सकहिं बखानी ॥
वरणि सप्रेम भरत सतभाऊ, तिय जियकी रुचिलखिकहराऊ ॥
बहुरहिं लषण भरत वन जाहीं, सबकर भल सबके मनमाहीं ॥
देवि परन्तु भरत रघुवरकी, प्रीति प्रतीति जाइ नहिं तरकी ॥
भरत सनेह अवधि ममताके, यद्यपि राम सींव समताके ॥
परमारथ स्वारथ सुखसारे, भरत न स्वप्नेहु मनहुँ निहारे ॥
साधन सिद्धि राम पद नेहू, मोहिंलखि परत भरत मत येहू ॥

હે ઉત્તમ વર્ણવાળી ! જેમ જળ વિનાનો પૃથ્વીનો માર્ગ માછલાંને અગમ્ય છે. તેમ ભરતજીના મહિમાનું વર્ણન કરવું પણ સર્વને અગમ્ય છે. રાણી ! સાંભળો. ભરતજીના અપાર મહિમાને રામચંદ્રજી જાણે છે, પણ પ્રકટ વખાણી શકતા નથી." ૧. ભરતજીના સત્યભાવનું પ્રેમપૂર્વક વર્ણન કરી રાણીના મનની રૂચિ જોઈ પાછા જનકરાજા બોલ્યા કે—" લક્ષ્મણજીને પાછા ફેરવીને ભરતજી રામની સાથે વનમાં જાય એ વાત સર્વના મનને સારી લાગે છે. ૨. પરંતુ હે દેવી ! ભરતજી તથા રામચંદ્રનો

પ્રેમ તથા વિશ્વાસ તેનો તર્ક પણ કરી શકાય તેમ નથી. જોકે રામચંદ્રજી સમતાના સીમાડારૂપ છે તો પણ ભરતજી પ્રત્યે તેમનો સ્નેહ તથા મમતા અનહદ છે. ૩. ભરતજીએ સ્વાર્થ તથા પરમાર્થનાં સઘળાં સુખો તરફ મનથી સ્વપ્નમાં પણ જોયું નથી. કેવળ રામચંદ્રજીનાં ચરણોમાં પ્રેમ એજ સઘળાં સાધનોનું ફળ સમજે છે. આ પ્રમાણે મારો ભરતને માટે મત છે. ૪.

दोहा०—भोन्यहु भरत नपैलिहहिं, मनमहँ राम रजाय ॥
करिय न शोच सनेह वश, कह्यहु भूपाविलखाय ॥ २९५ ॥

ભરતજી સ્વપ્નમાં અને ભૂલથી રામચંદ્રજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરશે નહી. માટે સ્નેહને વશ્ય થઇને શોક કરીશ મા." આ પ્રમાણે જનકરાજાએ વ્યાકુળ થઈ કહ્યું. ૨૯૫.

चौ०—राम भरत गुण कहत सप्रीती, निशि दम्पतिहि पलकसमबीती ॥
राज समाज प्रात युग जागे, न्हाइ न्हाइ सुर पूजन लागे ॥
गे नहाइ गुरुपहँ रघुराई, वन्दि चरण बोले रुखपाई ॥
नाथ भरत पुरजन महतारी, शोक विकल वनवास दुखारी ॥
सहित समाज राउ मिथिलेशू, बहुत दिवस भे सहत कलेशू ॥
उचित होय सो कीजिय नाथा, हित सबहीकर रौरे हाथा ॥
असकहि अति सकुचे रघुराऊ, मुनि पुलके लखिशीलस्वभाऊ ॥
तुम बिनु राम सकल सुख साजा, नरक सरिस दुहुँ राज समाजा ॥

જનક તથા સુનયનાને રામ તથા ભરતના ગુણો પ્રીતિપૂર્વક ગાતાં ગાતાં રાત્રિ એક પળની પેઠે વીતી ગઇ. પ્રાતઃકાળ થતાં બંને રાજસમાજ જાગ્યા અને ન્હાઇ ન્હાઇને દેવતાઓનાં પૂજન કરવા લાગ્યા. ૧. રામચંદ્રજી પણ સ્નાન કરીને વસિષ્ઠ ગુરૂ પાસે ગયા અને ચરણોમાં વંદન કરી તેમની રૂચિ જોઇ બોલ્યા કે–"નાથ! ભરતજી, અયોધ્યાવાસીઓ અને માતાઓ શોકથી વ્યાકુળ તથા વનવાસથી દુઃખી થઇ રહ્યાં છે. ૨. તેમ જનકરાજા પણ તેમના સમાજ સહિત ઘણા દુઃખ વેઠે છે, માટે જે યોગ્ય હોય તે કરો, સર્વનું હિત આપના હાથમાં છે." ૩. આ પ્રમાણે કહીને રામચંદ્રજી અત્યંત સંકોચ પામ્યા. તેમનો શીળ સ્વભાવ જોઇને વસિષ્ઠ મુનિ રોમાંચિત થઇ બોલ્યા કે–"રામચંદ્રજી! તમારા વિના બન્ને રાજસમાજને સઘળી સુખસામગ્રી નર્ક સમાન લાગે છે. ૪.

दोहा०—प्राण प्राणके जीवके, जिय सुखके सुखराम ॥
तुम तजि तात सोहात गृह, जिनहिं तिनहिं विधि वाम ॥ २९६ ॥

હે તાત! તમે પ્રાણના પણ પ્રાણ છો, જીવના પણ જીવ છો, અને સુખના પણ સુખ છો. માટે તમને તજીને જેઓને ઘેર જવાનું પ્રિય લાગે તેઓને દૈવ પ્રતિકુળજ છે એમ સમજવું. ૨૯૬.

चौ०—सो सुख कर्म धर्म जरि जाऊ, जहँ न राम पदपंकज भाऊ ॥
योग कुयोग ज्ञान अज्ञानू, जहँ न राम प्रेम परधानू ॥
तुम विन दुखी सुखी तुमतेही, तुमजानहु जिय जो जेहि केही ॥
राउर आयसु शिर सबहीके, विदित कृपालुहिं गति सबनीके ॥
आपु आश्रमहि धारिय पाऊ, भये सनेह शिथिल मुनिराऊ ॥
करि प्रणाम तब राम सिधाये, ऋषि धरि धीर जनक पहँ आये ॥
राम वचन गुरु नृपहि सुनाये, शील सनेह स्वभाव सुहाये ॥
महाराज अब कीजिय सोई, सबकर धर्म सहित हित होई ॥

તે સુખ, કર્મ અને ધર્મ બળી જાઓ કે જેમાં તમારાં ચરણકમળોમાં ભાવ ન હોય, જ્યાં તમારાપરનો પ્રેમજ પ્રધાન ન હોય તે યોગને કુયોગ અને જ્ઞાનને અજ્ઞાન જાણવાં. ૧ તમારા વિના સર્વ દુઃખી છે અને તમારા વડેજ સર્વ સુખી છે. તમે જેને તે પ્રાણીના અંતઃકરણની વાત જાણો છો. તમારી આજ્ઞા સર્વને માથે છે, સર્વની કેવી દશા છે તે આપ કૃપાળુના જાણવામાં છે. ૨. આપ આશ્રમમાં પધારો." એટલું કહી વસિષ્ઠ મુનિ સ્નેહથી શિથિલ થઇ ગયા. પછી રામચંદ્રજી પ્રણામ કરીને ત્યાંથી સીધાવ્યા અને વસિષ્ઠ મુનિ ધીરજ ધરીને જનકરાજા પાસે આવ્યા. ૩. વસિષ્ઠે શીલ, સ્નેહ તથા સુંદર સ્વભાવથી જનકરાજાને રામચંદ્રજીનાં વચનો કહી સંભળાવ્યાં, અને બોલ્યા કે—"મહારાજ! હવે સર્વનું ધર્મ સહિત હિત થાય તેમ કરો. ૪.

दोहा०—ज्ञान निधान सुजान शुचि, धर्मधीर नरपाल ॥
तुमविनु असमंजस शमन, कोसमर्थ इहिकाल ॥ २९७ ॥

આપ જ્ઞાનના ભંડારરૂપ, સુજાણ, પવિત્ર, ધર્મજ્ઞ અને ધીરજવાન રાજા છો. આ સમયે તમારા વિના સર્વની દુવિધા મટાડવાને બીજો કોણ સમર્થ છે." ૨૯૭. ?

चौ०—सुनि मुनि बचन जनक अनुरागे, लखि गति ज्ञान विरागे विराग ॥
शिथिल सनेह गुणतमनमाहीं, आये इहां कीन्ह भलनाहीं ॥
रामहिं राउ कहउ वनजाना, कीन्ह आपु प्रिय प्रेम प्रमाना ॥
हम अब वनते वनहिं पठाई, प्रमुदित फिरब विवेक बढाई ॥
तापस मुनि महिसुर मति देखी, भये प्रेम वश विकल विशेषी ॥
समय समुझि धरि धीरज राजा, चले भरत पहँ सहितसमाजा ॥
भरत आय आगे हैलीन्हा, अवसर सरिस सुआसन दीन्हा ॥
तात भरत कह तिरहुति राऊ, तुमहिं विदित रघुवीर सुभाऊ ॥

વસિષ્ઠ મુનિનાં વચનો સાંભળી જનકરાજા પ્રેમમગ્ન થઈ ગયા અને તેમની સ્થિતિ જોઈ જ્ઞાન તથા વૈરાગ્ય પણ વિરક્ત થઈ ગયાં. સ્નેહથી શિથિલ થઇ મનમાં વિચારવા લાગ્યા કે–'અહીં આવ્યા તે સારૂં કર્યું નહી. ૧. દશરથ રાજાએ તો રામચંદ્રજીને વનમાં જવાનું કહી પોતે પ્રાણ ત્યાગ કરી પ્રિયનો પ્રેમ પ્રમાણ કર્યો, અને અમે તો હવે રામચંદ્રજીને વનમાંથી પણ વનમાં મોકલી આનંદિત થઈ જ્ઞાની કહેવાઇ પાછા ફરીશું." ૨. તપસ્વીઓ, મુનિઓ અને બ્રાહ્મણો, જનકની દશા જોઈ પ્રેમને વશ્ય થઇ જઇ વિશેષ વ્યાકુળ થયા. પછી જનક રાજા સમયનો વિચાર કરી ધીરજ ધરીને સમાજ સહિત ભરતજી પાસે ચાલ્યા. ૩. ભરતજીએ સામા આવી સાથે લીધા અને સમયાનુસાર સુંદર આસનો આપ્યાં. જનકરાજા બોલ્યા કે–"તાત ભરતજી ! રામચંદ્રજીનો સ્વભાવ તમારા જાણવામાં છે. ૪.

दोहा०—राम सत्यव्रत धर्मरत, सबकर शील सनेहु ॥
संकट सहत सकोचवश, करिय जो आयसु देहु ॥ २९८ ॥

રામચંદ્રજી સત્યવ્રતવાળા અને ધર્મપર પ્રીતિવાળા છે, તે આપણ સર્વેને માટે શીળ તથા સ્નેહને લીધે સંકોચ વશ્ય થઈ દુઃખ વેઠે છે. માટે તમે જેમ આજ્ઞા કરો તેમ કરીએ." ૨૯૮.

चौ०—सुनि तनु पुलकि नयन भरिवारी, बोले भरत धीर धरि भारी ॥
प्रभु प्रिय पूज्य पितासम आपू, कुलगुरु समहित माय न बापू ॥
कौशिकादि मुनि सचिव समाजू, ज्ञान अंबुनिधि आपुन आजू ॥
शिशु सेवक आयसु अनुगामी, जानि मोहिं शिख देइय स्वामी ॥
इहि समाज थल बूझब राउर, मन मलीन मैं बोलब बाउर ॥

छोटे बदन कहौं बडिवाता, छमबतात लखि वाम विधाता ॥
आगम निगम प्रसिद्ध पुराना, सेवा धर्म्म कठिन जगजाना ॥
स्वामिधर्म्म स्वारथहि विरोधू, बधिर अन्ध प्रेमहि न प्रबोधू ॥

જનકનાં વચનો સાંભળી ભરતજીએ શરીરે રોમાંચિત થઈ નેત્રોમાં આંસુ ભર્યા અને ભારે ધીરજ ધરીને બોલ્યા કે-"ભગવાન્ રામચંદ્રજી મને પ્રિય છે, આપ પિતા સમાન પૂજ્ય છો, અને કુળગુરૂ વસિષ્ઠજીના જેવાં હિતકારી તો મારાં માતપિતા પણ નથી. ૧. આજ વિશ્વામિત્ર આદિ મુનિઓ તથા સર્વ સમાજ હાજર છે અને આપ પણ જ્ઞાનના સમુદ્રરૂપ છો. માટે મને બાળક તથા આજ્ઞાકારી સેવક જાણીને યોગ્ય શીખામણ આપો. ૨, હે મહારાજ ! હું મલીન મનવાળો અને બોલવામાં બાવરો છું તે આ સમાજમાં અને આ સ્થળે નાના મોઢે મોટી વાત કહું છું. માટે હે તાત ! મને દૈવ વાંકો છે, એમ જાણીને તે ક્ષમા કરશો. ૩. વેદ, શાસ્ત્ર તથા પુરાણોમાં અને જગતમાં પ્રસિદ્ધ છે કે સેવક ધર્મ સર્વથી ઘણો કઠિણ છે. જેમ બહેરાને તથા આંધળાને પ્રેમનું જ્ઞાન થતું નથી* તેમ સ્વામી ધર્મને અને સ્વાર્થને પરસ્પર વિરોધ છે. ૪.

दोहा०—राखि रामरुख धर्म व्रत, पराधीन मोहिं जानि ॥
सबके सम्मत सर्वहित, करिय प्रेम पहिचानि ॥ २९९ ॥

મને પરાધીન (સ્વામી ધર્મને આધીન) જાણીને તથા રામચંદ્રજીની મરજી તથા ધર્મ અને વૃત્ત રાખીને પ્રેમને ઓળખીને સર્વના મત પ્રમાણે સર્વનું હિત થાય તેમ કરો". ૨૯૯

चौ०—भरत वचन सुनि देखि स्वभाऊ, सहित समाज सराहत राऊ ॥
सुगम अगम मृदु मंजु कठोरे, अर्थ अमित अति आखर थोरे ॥

---

* બેહેરો દેખી શકે છે પણ સાંભળી શકતો નથી અને આંધળો સાંભળી શકે છે પણ દેખી શકતો નથી. આ રીતે ગાયન તથા નાચની સભામાં બંન્નેના પ્રેમને વિરોધ છે તેમ સેવક ધર્મને અને સ્વાર્થને વિરોધ છે. વળી કહ્યું છે કે:-

मौनान्मूर्खः प्रवचन पटुर्वातुलो जल्पकोवा क्षान्त्याभीरुर्यदिन सहते प्रायशो नाभिजातः ।
धृष्टः पार्श्वेवसति नियतं दूरतश्च प्रगल्भः सेवाधर्मः परम गहनो योगिनामप्यगम्यः ॥

અર્થ:-ચૂપ રહેવાથી મૂર્ખ, બહુ બોલવાથી બોલકણો, ક્ષમાશીળ થવાથી ડરકણો, સહનશીળ નહી રહેવાથી નીતિ રહિત, સર્વદા પાસે રહેવાથી ધૃષ્ટતાવાળો અને દૂર રહેવાથી ગર્વિષ્ટ ગણાય છે. એટલા માટે સેવા ધર્મ ઘણો કઠણ છે. તે યોગીયોથી પણ પાળી શકાતો નથી.

ज्योंमुख मुकुर मुकुर निज पाणी, गहिनजाय अस अद्भुत वाणी ॥
भूप भरत मुनि साधु समाजू, गे जहँ विबुध कुमुद द्विजराजू ॥
सुनि सुधि शोच विकल सबलोगा, मनहुँमीन गण नवजल योगा ॥
देव प्रथम कुलगुरु गति देखी, निरखि विदेह सनेह विशेषी ॥
रामभक्तिमय भरत निहारे सुर स्वारथी हहरि हियहारे ॥
सब कहँ राम प्रेममय पेखा, भये अलेख शोच वश लेखा ॥

ભરતજીનાં વચનો સાંભળીને તથા તેમનો સ્વભાવ જોઈને સર્વ સમાજ સહિત જનકરાજા તેમનાં વખાણ કરવા લાગ્યા. તેમનાં વચન સાંભળવામાં સુગમ છતાં અગમ્ય હતાં. કોમળ તથા સુંદર છતાં કઠોર હતાં અને થોડા અક્ષરવાળાં છતાં અમિત અર્થવાળાં હતાં. ૧ જેમ મુખનું પ્રતિબિંબ દર્પણ આપણા હાથમાં છતાં તે પકડી શકાતું નથી, તેમ ભરતજીની અદ્ભુત વાણીને પણ પહોંચી શકાય તેમ નથી. પછી જનકરાજા, ભરતજી, મુનિઓ તથા સાધુસમાજ એ સર્વ જ્યાં દેવતાઓ રૂપી પોયણાંને પ્રફુલ્લ કરનાર ચંદ્ર રૂપ રામચંદ્રજી હતા ત્યાં ગયા. ૨ એ ખબર જાણતાં શોકથી વ્યાકુળ થયલા સર્વ લોકો જેમ નવા વરસાદના જળથી માછલાં વ્યાકુળ થઇ જાય તેવા થઈ ગયા. દેવતાઓ પ્રથમ વસિષ્ટ ગુરૂની દશા જોઇને તથા જનકરાજાનો વિશેષ સ્નેહ જોઇને ૩ અને ભરતજીને રામ ભકિતમય દેખીને સ્વાર્થી દેવતાઓ ગભરાઈને હૈયામાં હારી ગયા. અને સર્વને રામના પ્રેમમય જોઇને એવા શોક વશ્ય થઈ ગયા કે તે લખી શકાય તેમ નથી. ૪

दोहा०—राम सनेह सँकोच वश, कह सशोच सुरराज ॥
रचहुप्रपंचहिपंच मिलि, नाहिंतभयउअकाज ॥ ३०० ॥

શોકાતુર થયેલા ઇંદ્રે દેવતાઓ પ્રાયે કહ્યું કે—"રામચંદ્રજી સંકોચવાળા અને પ્રેમને વશ્ય છે, માટે આપણે સર્વ મળી પ્રપંચ રચો, નહિતો આપણું કાર્ય બીગડી જશે. ૩૦૦

चौ०—सुरन सुमिरि शारदा सराही, देवि देव शरणागत पाही ॥
फेरि भरत मति करि निज माया, पालविबुधकुलकरिछलछाया ॥
विबुध विनय सुनि देवि सयानी, बोली सुर स्वारथि जडजानी ॥
मोसन कहहू भरत मति फेरू, लोचन सहस न सूझ सुमेरू ॥
विधि हरि हर माया बडि भारी, सो न भरत मतिसकै निहारी ॥

सोमति मोह कहत करु मोरी, चाँदिनि कर किचन्द्रकर चोरी ॥
भरत हृदय सिय राम निवासू, तहँकि तिमिर जहँ तरणि प्रकाशू ॥
असकहि शारद गइ विधि लोका, विबूधविकलनिशिमानहू कोका ॥

દેવતાઓએ સરસ્વતીનું સ્મરણ કરીને વિનતી કરી કે–"દેવી! આ દેવો શરણે આવેલા છે તેનું રક્ષણ કરો, અને તમારી માયા વડે કરીને ભરતજીની બુદ્ધિ ફેરવી નાંખી છળ કરીને દેવતાઓના કુળનું પાલન કરો." ૧ દેવતાઓની એવી વિનતિ સાંભળીને તથા તેમને સ્વાર્થી અને જડ જાણીને ચતુર સરસ્વતી દેવી બોલી કે–"હે ઇંદ્ર! તમે મને ભરતજીની બુદ્ધિ ફેરવવાનું કહોછો તેથી જણાય છે કે તમને હજાર નેત્રો છતાં મેરૂ પર્વત પણ સૂઝતો નથી. ૨ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની માયા ઘણી ભારે છે તોપણ તેઓ ભરતજીની બુદ્ધિ સામે જોઈ શકે તેમ નથી. તે બુદ્ધિ ફેરવવાનું કહો છો, શું ચાંદની ચંદ્રની ચોરી કરી શકે કે? ૩ ભરતજીના હૃદયમાં રામ તથા સીતાનો નિવાસ છે (તેમાં મારી માયા શી રીતે ચાલી શકે) જ્યાં સૂર્યનો પ્રકાશ હોય ત્યાં અંધકાર શી રીતે રહી શકે?" આ પ્રમાણે કહીને સરસ્વતી બ્રહ્મ લોકમાં ગઈ અને દેવતાઓ જેમ રાત્રિ સમયે ચકલાં વ્યાકુળ થાય છે તેમ વ્યાકુળ થયા. ૪

दोहा०–सुर स्वारथी मलीन मन, कीन्ह कुमंत्र कुठाट ॥
रचि प्रपंच माया प्रबल, भयभ्रम अतिउचाट ॥ ३०१ ॥

પછી સ્વાર્થી તથા મલીન મનવાળા દેવતાઓએ દુષ્ટ મંત્રનો ઠાઠ કરી પ્રબળ માયાનો પ્રપંચ રચ્યો, જેથી લોકો ભય, ભ્રમ, અભાવ અને ઉચાટમાં પડયા. ૩૦૧

चौ०–करि कुचाल शोचत सुरराजु, भरत हाथ सब काज अकाजू ॥
गये जनक रघुनाथ समीपा, सनमाने सब रघुकूल दीपा ॥
समय समाज धर्म अविरोधा, बोले तब रघुवंश पुरोधा ॥
जनक भरत सम्वाद सुनाई, भरत कहावति कही सुहाई ॥
तात राम जस आयसुँ देहु, सो सब करै मोर मत येहु ॥
सुनि रघुनाथ जोरि युगपाणी, बोले सत्य सरल मृदुवाणी ॥
विद्यमान आपुन मिथिलेशू, मोर कहब सब भाँति भदेशू ॥
राउरराय रजायसु होई, राउरि शपथ सही शिर सोई ॥

આ પ્રમાણે કુચાલી કરીને ઇંદ્ર વિચાર કરવા લાગ્યો કે–'કાર્ય સુધરવું કે બગડવું ભરતજીના હાથમાં છે.' જનકરાજા રામચંદ્રજીની પાસે ગયા. તેમને રામચંદ્રજીએ સારી રીતે સન્માન આપ્યું. ૧ એ સમયે રઘુવંશના પુરોહિત વસિષ્ઠમુનિ સમય, સમાજ તથા ધર્મને વિરોધ ન આવે એવી રીતે બોલ્યા અને જનકરાજા તથા ભરતજીનો સંવાદ કહી સંભળાવીને ભરતજીની શુભ માગણી પણ કરી. ૨ વસિષ્ઠે કહ્યું કે–"તાત! રામચંદ્રજી! તમે જેવી આજ્ઞા આપો તે પ્રમાણે સર્વ કરે, એમ મારો મત છે." એ સાંભળી રામચંદ્રજી બે હાથ જોડીને સત્ય, સરળ તથા કોમળવાણીથી બોલ્યા કે–૩ "આપ અને જનકરાજા વિદ્યમાન છતાં મારૂં કહેવું સર્વ પ્રકારે ખોટુંજ છે. હું તમારા સોગંદ લઇ કહુંછું કે તમો અને જનકરાજા જે આજ્ઞા કરશો તે નિશ્ચે હું માથે ચઢાવીશ." ૪

दोहा०—रामशपथ सुनि मुनि जनक, सकुचे सभा समेत ॥
सकल विलोकहिं भरत मुख, बनै न उत्तरदत ॥ ३०२ ॥

આ પ્રમાણે રામચંદ્રજીએ સોગંદ લીધા સાંભળી વસિષ્ઠમુનિ અને જનકરાજા સઘળી સભા સુદ્ધાં સંકોચ પામ્યા અને સર્વેજણ ભરતજીના મુખ સામું જોવા લાગ્યા, કોઇથી ઉત્તર આપવાનું બની શક્યું નહી. ૩૦૨.

चौ०—सभा सकूच वश भरत निहारी, रामबन्धु धरि धीरज भारी ॥
कुसमय देखि सनेह सँभारा, बढत विन्ध्यजिमि घटज निवारा ॥
शोक कनक लोचन मति क्षोनी, हरी विमल गुण गण जगयोनी ॥
भरत विवेक वराह विशाला, अनायास ऊधरे तेहि काला ॥
करि प्रणाम सब कहँ करजोरी, राम राउ गुरु साधु निहोरी ॥
क्षमब आजु अति अनुचित मोरा, कहउँ वदन मृदुवचन कठोरा ॥
हिय सुमिरा शारदा सुहाई, मानसते मुख पंकज आई ॥
विनय विवेक धर्मनयशाली, भरत भारती मंजू मराली ॥

ભરતજીએ સભાને સંકોચ પામેલી જોઈ ઘણી ધીરજ ધરી, અને કુસમય જાણીને જેમ અગત્ય મુનિએ વિંધ્યાચળને વધતો અટકાવ્યો હતો *

* મેરૂની બરાબરી કરવા માટે વિંધ્યાચળ પર્વત ઘણો ઉંચો વધવા લાગ્યો તેથી સૂર્યનો રસ્તો રોકાવાથી સર્વે દેવતાઓએ અગસ્ત્યમુનિની પ્રાર્થના કરી, તેથી મુનિએ જઇને વિંધ્યાચળને કહ્યું કે–' તું નીચો નમીને મને જવાનો રસ્તો આપ, અને હું આવું ત્યાં સુધી નીચોજ પડી રહેજે' આ પ્રમાણે અગસ્ત્યની આજ્ઞા થતાં વિંધ્યાચળ લાંબો થઇ સૂઇ ગયો, ઘણો કાળ વીતી ગયા છતાં અગસ્ત્યમુનિ દક્ષિણમાંથી પાછા ફર્યાજ નહી, જેથી હાલ સુધી એ પર્વત લાંબોજ પડેલો છે. (કાશીખંડ)

તેમ પોતાના સ્નેહને કબજે રાખ્યો. ૧ શોકરૂપી હિરણ્યાક્ષ દૈત્ય બુદ્ધિરૂપી પૃથ્વીનું હરણ કરી ગયો હતો, તેને નિર્મળ ગુણોના સમૂહવાળા ભરતજીરૂપ બ્રહ્માએ વિવેકરૂપ વિશાળ વરાહ ઉત્પન્ન કરી અનાયાસ પૃથ્વીનો ઉદ્ધાર કર્યો. × અર્થાત્ ભરતજીએ શોકમાં મગ્ન થઇ ગયેલી પોતાની બુદ્ધિને વિવેકથી સ્થિર કરી. ૨ પછી સર્વને પ્રણામ કરી હાથ જોડીને અને રામચંદ્રજી, જનકરાજા, વસિષ્ઠગુરૂ તથા સાધુજનોને વિનતિ કરીને બોલ્યા કે—"આજ હું કોમળ મુખે કઠોર વચનો કહુછું તે મારૂં અનુચિતપણું માફ કરજો."૩ ભરતજીએ હૃદયમાં સુંદર સરસ્વતીનું સ્મરણ કર્યું તેથી તે વૈરાગ્ય, વિવેક, ધર્મ અને નીતિયુક્ત ભરતજીની વાણીરૂપ સુંદર હંસીની ભરતજીના મનરૂપી માનસ સરોવરમાંથી મુખરૂપી કમળ ઉપર આવી. ૪

दोहा०—निरखि विवेक बिलोचनहिं, शिथिलसनेहसमाज ॥
करि प्रणाम बोले भरत, सुमिरि सीय रघुराज ॥ ३०३ ॥

ભરતજી જ્ઞાનરૂપી નેત્રોથી સિથિલ થયેલો જોઇ પ્રણામ કરી તથા સીતાજી અને રામચંદ્રજીનું સ્મરણ કરીને બોલ્યા કે—૩૦૩

चौ०—प्रभु पितु मातु सुहृद गुरु स्वामी, पूज्य परम हित अन्तरयामी ॥
सरल सुसाहिब शील निधानू, प्रणतपाल सर्बज्ञ सुजानू ॥
समरथ शरणागत हितकारी, गुणग्राहक अघ अवगुण हारी ॥
स्वामि गुसाइँ सरिस गुसाँई, मोहिं समान मैं स्वामि दोहाई ॥
प्रभु पितु वचन मोहवश पेली, आयउँ इहाँ समाज सकेली ॥
जगभल पोच ऊच अरु नीचू, अमी अमरपद माहूरमीचू ॥
रामरजाय मेटि मन माहीं, देखा सुना कतहुँ कोउ नाहीं ॥
सोमैं सब बिधि कीन्ह ढिठाई, प्रभु मानी सनेह सेवकाई ॥

"હે પ્રભુ! તમે પિતા, માતા, મિત્ર, ગુરૂ, સ્વામી, પૂજ્ય, પરમહિતકારી અને અંતર્યામી છો. તમે સરળ સ્વભાવવાળા, શીલના ભંડારરૂપ, દીનજનોના પ્રતિપાળક, સર્વજ્ઞ અને સુજાણ સ્વામી છો. ૧ હે ગુસાંઇ ! તમે સમર્થ, શરણાગતનું હિત કરનારા, સદ્ગુણોનું ગ્રહણ કરનારા અને અવ-

× હિરણ્યાક્ષ દૈત્ય પૃથ્વીનું હરણ કરીને પાતાળમાં લઇ ગયો હતો તેથી બ્રહ્માએ પોતાની નાસિકામાંથી વરાહ ભગવાન ઉત્પન્ન કરી તે દ્વારા હિરણ્યાક્ષને મારી નંખાવીને પૃથ્વીને પાતાળમાંથી મંગાવી હતી. (ભાગવત તૃતીયસ્કંધ)

ગુણો તથા પાપોને હરનારાછો. હું આપના સોગંદ લઇ કહુંછું કે–ભલાઇમાં તમો સરખા તો તમેજ છો અને મારા જેવો દુષ્ટ તો હુંજ છું. ૨ હે પ્રભુ ! પિતાજીના વચનનું ઉલ્લંઘન કરીને આ સર્વ સમાજ ભેળો કરી હું અહીં આવ્યોછું. જગતમાં ભલા ભૂંડા ઉંચ નીચ સર્વ છે. જેમ કે અમર કરે એવું અમૃત પણ છે, મૃત્યુ પમાડે એવું ઝેર પણ છે. ૩ આપની આજ્ઞા મનથી પણ ઉલ્લંઘી શકે એવો કોઇ પણ સ્થળે કોઈ પણ મેં દીઠો કે સાંભળ્યો નથી, તે આજ્ઞા તોડીને મેં સર્વ પ્રકારે ધૃષ્ટતા કરી છે, પણ આપે સ્નેહથી સેવારૂપ ગણી લીધી છે. ૪

**दोहा०–कृपा भलाई आपनी, नाथ कीन्ह भलमोर ॥**
**दूषणभे भूषण सकल, सुयश चारु चहुँ ओर ॥ ३०४ ॥**

હે નાથ ! આપે કૃપાથી તથા ભલાઈથી મારૂં ભલું કર્યું છે, અને મારાં સઘળાં દૂષણો હતાં તે સઘળાં ભૂષણરૂપ થયાં છે, જેથી મારી સુકીર્તિ ચારે તરફ પ્રસરી છે. ૩૦૪.

**चौ०–राउर रीति सुवाणि बडाई, जगत विदित निगमागम गाई ॥**
**क्रूरकूटिलखल कुमति कलंकी, नीच निशील निरीश निशंकी ॥**
**तेउ सुनि शरण सामुहे आये, सकृत प्रणाम किये अपनाये ॥**
**देखि दोष कबहूँ न उर आने, सुनि गुण साधु समाज बखाने ॥**
**को साहेब सेवकहि नेवाजी, आपु समान साज सब साजी ॥**
**निज करतूति न समुझिय सपने, सेवक सकुच शोच उर अपने ॥**
**सो गुसाइँ नहिं दूसर कोपी, भुजा उठाइ कहौं प्रणरोपी ॥**
**पशु नाचत शूक पाठ प्रवीना, गुण गति नट पाठक आधीना ॥**

આપની રીતિ, સુંદરવાણી અને મોટાઇ જગતમાં પ્રસિદ્ધ છે અને વેદ શાસ્ત્રોએ પણ ગાયેલાં છે. જે કૂર, કુટિલ, ખળ, કુબુદ્ધિવાળા, નીચ, શીલરહિત, નાસ્તિક અને નિડર છે. ૧ એવા મનુષ્યો પણ આપની કીર્તિ સુણી શરણે આવી સન્મુખ થયા અને પ્રણામ કરતાંજ તેઓને પોતાના કરી લીધા છે. તેઓના કાંઇ દોષ પણ તમે કદી મનમાં આણ્યા નથી અને ગુણો સાંભળીને સાધુઓના સમાજમાં વખાણ્યા છે. ૨ આપની સમાન સર્વ સાજ સજાવી સેવકપર નિવાજે એવો આપના વિના બીજો કોણ સ્વામી છે? આપે કરેલાં કર્તવ્ય સ્વપ્નમાં પણ મનમાં નહી લાવતાં કેવળ સેવકના સંકોચ બાબત મનમાં શોચ્યા કરો છો. ૩ હું હાથ ઉંચા કરી પ્રતિજ્ઞા લઇને કહુંછું

કે—એવા સ્વામી આપનાવિના બીજો કોઈ નથી. જેમ રીંછ વાનરાદિ પશુઓ નાચે છે તથા પોપટ ભણીને પ્રવીણ બને છે, તે સઘળાગુણો નટ તથા ભણાવનારને આધીન છે (તેમ આપ સ્વામીના ગુણોજ સેવકમાં આવે છે.) ૪

**दोहा०—यों सुधारि सन्मानि जन, कियेसाधू शिरमोर ॥**
**कोकृपालु विनु पालिहै, विरुदावलि वरजोर ॥ ३०५ ॥**

એજ પ્રમાણે આપે પોતાના ભક્તજનોને સુધારીને તથા સન્માનીને સાધુઓના શિરોમણિ બનાવ્યા છે. આવી રીતે બળાત્કારે બિરદ પાળનાર આપ કૃપાળુવિના બીજો કોણ છે? ૩૦૫.

**चौ०—शोक सनेह कि बाल स्वभाये, आयसु लाइ रनायसु पाये ॥**
**तबहुँ कृपालु हेरि निज ओरा, सबहिं भाँति भल मानेहू मोरा ॥**
**देखेउँ पाँइ सुमंगल मूला, जानेउँ स्वामि सहज अनुकूला ॥**
**बडे समाज विलोकेउँ भागु, बडी चुक साहिब अनुरागू ॥**
**कृपा अनुग्रहु अंबु अघाई, कीन्ह कृपानिधि सब अधिकाई ॥**
**राखा मोर दुलार गुसाँई, अपने शील स्वभाव भलाई ॥**
**नाथ निपट मैं कीन्ह ढिठाई, स्वामि समाज सँकोच विहाई ॥**
**अविनय विनय यथारुचि बानी, क्षमिय देव अति आरति जानी ॥**

હું શોકથી, સ્નેહથી કે બાળકબુદ્ધિથી આપની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને આવ્યોછું, તોપણ આપ કૃપાળુએ પોતાના ગુણો તરફ જોઇ મારૂં ખોટું વર્ત્તન પણ સર્વ રીતે સારૂં માની લીધું છે. ૧ સુમંગળના મૂળરૂપ આપનાં ચરણારવિંદનાં દર્શન થયાં અને આપ સ્વાભાવિક રીતેજ અનુકુળછો એમ જાણવામાં આવ્યું. મારી મોટી ભૂલ છતાં આપનો મારાપર પ્રેમ છે એ મારાં મોટાં ભાગ્ય છે, અને આ મોટા સમાજનાં દર્શન પામ્યો એ પણ મારાં ધન્ય ભાગ્ય છે. ૨ હે સ્વામી! આપ કૃપાનિધિએ કૃપા તથા અનુગ્રહરૂપી અમૃતથી તૃપ્ત કરી સર્વ રીતે મારી શ્રેષ્ઠતા કરી અને આપે શીલ સ્વભાવ તથા ભલાઈથી મારો પ્યાર પાળ્યો. ૩ હે નાથ! આપનો તથા સમાજનો સંકોચ તજી દઈને મેં આવી રીતે ઉત્તર દેવારૂપ જે આપની ધૃષ્ટતા કરી છે અને વિનય કે અવિનય ભરેલીવાણી ઈચ્છાનુસાર ઉચ્ચારી છે તે સર્વ મને દુઃખી જાણીને ક્ષમા કરશો. ૪

**दोहा०—सुहृदसुजान सुसाहिबहि, बहुत कहतबडिखोरि ॥**
**आयसु देइय देव अब, सबै सुधारिये मोरि ॥ ३०६ ॥**

પ્યારા, સુજાણ અને ઉત્તમ સ્વામી પ્રત્યે બહુ બોલવું એ મોટી ખોડ છે. માટે હે દેવ! હવે મને આપ આજ્ઞા આપો અને મારૂં સઘળું સુધારી દો. ૩૦૬.

**चौ०–प्रभुपद पद्म पराग दुहाई, सत्य सुकृत सुखसीम सुहाई ॥**
**सो करि कहौं हिये अपनेकी, रुचि जागत सोवत सपनेकी ॥**
**सहज सनेह स्वामि सेवकाई, स्वारथ छल फल चारि विहाई ॥**
**आज्ञा सम न सुसाहिब सेवा, सो प्रसाद जन पावै देवा ॥**
**असकहि प्रेम विवशभे भारी, पुलक शरीर विलोचन वारी ॥**
**प्रभुपद कमल गहे अकुलाई, समय सनेह न सो कहिजाई ॥**
**कृपासिन्धु सन्मानि सुवाणी, बैठाये समीप गहि पाणी ॥**
**भरत विनय सुनि देखि स्वभाऊ, शिथिल सनेह सभा रघुराऊ ॥**

સત્ય, સુકૃત તથા સુખની સીમારૂપ આપના ચરણ કમળોની રજના સોગંદ લઇને હું મારા હૃદયની વાત કહું છું કે–જાગતાં, સુતાં અને સ્વપ્નમાં મને એવી રૂચિ રહે છે કે–૧ સ્વાર્થ, કપટ તથા ધર્મ અર્થ કામ ને મોક્ષ એ ચારે પુરૂષાર્થના ફળની ઇચ્છા તજીદઇને સ્વાભાવિક પ્રેમથીજ આપ સ્વામીની સેવા કરવાની રૂચિ છે. હે દેવ! આજ્ઞા પાળવા સમાન શ્રેષ્ઠ સ્વામીની બીજી કાંઈ સેવા નથી, માટે તે પ્રસાદ આપના દાસને મળવો જોઇએ." ૨ એમ કહી ભરતજી ભારે પ્રેમને વશ્ય થઈ ગયા અને નેત્રોમાં આંસુ છાઈ ગયાં. પછી વ્યાકુળ થવાથી રામચંદ્રજીનાં ચરણ કમળ પકડયાં. આ સમયનો પ્રેમ વર્ણવી શકાય તેમ નથી. ૩ કૃપાસિંધુ રામચંદ્રજીએ ઉત્તમવાણીથી ભરતજીનું સન્માન કરી હાથ ઝાલીને પાસે બેસાડયા. ભરતજીનો વિનય સાંભળીને તથા સ્વભાવ જોઇને સભા સહિત રામચંદ્રજી સ્નેહથી શિથિલ થઇ ગયા. ૪

**छंद०–रघुराउ शिथिल सनेह साधू समाज मुनि मिथिलाधनी ॥**
**मनमहँ सराहत भरत भायप भक्तिकी महिमा घनी ॥**
**भरतहिं प्रशंसत विबुध वर्षत सुमनमानस मलिनसे ॥**
**तुलसी विकल सबलोग सुनि सकुचे निशागमनलिनसे ॥**

રામચંદ્રજી, સાધુ સમાજ, મુનિઓ અને જનકરાજા એ સર્વ સ્નેહથી શિથિલ થઈ મનમાં ભરતના ભ્રાતૃભાવનાં, ભક્તિનાં અને મહિમાનાં ઘણાં વખાણ કરવા લાગ્યા, મલીન મનવાળા દેવતાઓ પણ ભરતજીની પ્રશંસા

કરતા પુષ્પ વરસાવવા લાગ્યા. તુલસીદાસજી કહે છે કે ભરતજીની વાણી સાંભળીને સર્વ લોકો જેમ સાયંકાળ થતાં કમળો સંકોચાઇ જાય તેમ સંકોચાઈ ગયા.

सो०—देखि दुखारी दीन, दुहूँ समाज नर नारि सब ॥
मघवा महा मलीन, मुये मारि मंगल चहत ॥

મહામલીન ઇંદ્ર બન્ને સમાજનાં સર્વ સ્ત્રી પુરૂષો દુઃખીયાં તથા દીન જોયા છતાં પણ મુવેલાંને મારીને પોતાનું કલ્યાણ ઇચ્છવા લાગ્યો. ૧૩

चौ०—कपट कुचालि सीम सुरराजु, पर अकाज प्रिय आपन काजु ॥
काक समान पाकरिपु रीति, छली मलीन न कतहूँ प्रतीती ॥
प्रथम कुमति करि कपट सकेला, सो उचाट सब के शिरमेला ॥
सुरमाया वश लोग विमोहे, राम प्रेम अतिशय न बिछोहे ॥
भय उचाट सब मन थिर नाहीं, क्षण वन रुचिक्षणसदन सुहाहीं ॥
दुविध मनोगति प्रजा दुखारी, सरित सिंधु संगम जिमिवारी ॥
दुचित कतहुँ परितोष न लहहीं, एकएकसन मर्म न कहहीं ॥
लखि हिय हँसि कहकृपानिधानू, सरिस श्वान मघवा नयुवानू ॥

કપટ તથા દુષ્ટાચરણના અવધિરૂપ ઇંદ્રરાજા પારકું કાર્ય બિગાડી પોતાનું કાર્ય પ્રિય માનનાર હતો; તે કપટી, મલીન મનવાળો અને કોઇનાપર વિશ્વાસ નહી રાખનાર એવા કાગડાના જેવી રીતિવાળો છે. ૧ ઇંદ્રે પ્રથમ કુબુદ્ધિથી કપટ એકઠું કરી સર્વ માણસને માટે ઉચ્ચાટન મંત્ર મૂકી દીધો, તેથી તેની માયાના પ્રભાવથી લોકો મોહ પામ્યા; તો પણ રામચંદ્રજીપર અત્યંત પ્રેમને લીધે તેમનાથી જૂદા પડી શકતા નહતા. ૨ ભય તથા ઉચ્ચાટને લીધે કોઇનું મન સ્થિર રહેતું નહતું, તેથી ક્ષણમાં વનમાં રહેવાની રૂચિ કરતા અને ક્ષણમાં ઘેર જવાનું સારૂં લાગતું હતું. જેમ સમુદ્રને મળતી વખતે નદીના પાણીની ગતિ થઈ જાય છે તેમ સર્વ પ્રજા બે પ્રકારની મનની ગતિ થઈ જવાથી દુઃખિત થઇ. ૩ સર્વ બેચિત્ત થઇ ગયેલાં હોવાથી કોઇ ક્યાંઇ પણ સંતોષ પામતાં નહી, અને પોતાના મનનો મર્મ કોઇ એક બીજાને કહેતાં નહી. કૃપાનિધાન રામચંદ્રજી લોકોની આવી સ્થિતિ જોઇ મનમાં હસીને કહેવા લાગ્યા કે—કૂતરો, ઇંદ્ર અને જુવાન એ ત્રણે સરખાં છે. ૪

दोहा–भरत जनक मुनि गणसचिव, साधू सचेत विहाइ ॥
लगी देवमाया सबहिं, यथायोग्य जन पाइ ॥ ३०७ ॥

ભરતજી, જનકરાજા, મુનિમંડળ, મંત્રીઓ અને સાધુજનો વિગેરે સચેત (જ્ઞાની) લોકોને છોડીદઇને બાકીના સર્વ જણને યથાયોગ્ય રીતે દેવતાઓની માયા લાગુ પડી. ૩૦૭.

चौ०–कृपासिंधू लखि लोग दुखारे, निज सनेह सुरपति छल भारे ॥
सभा राउ गुरु महिसूर मंत्री, भरत भक्ति सबकी मति यंत्री ॥
रामहि चितवत चित्र लिखेसे, सकुचत बोलत वचन सिखेसे ॥
भरत प्रीति नित विनय बडाई, सुनत सूखद वर्णत कठिनाई ॥
जासु विलोकि भक्तिलवलेशु, प्रेम मगन मुनिगण मिथिलेशु ॥
महिमा तासु कहै किमि तुलसी, भक्तिप्रभाव सुमति हियहुलसी ॥
आपु छोट महिमा बडिजानी, कविकुलकानि मानि सकुचानी ॥
कहि नसकत गुणरुचि अधिकाई, मतिगति बाल वचनकी नाईं ॥

કૃપાસિંધુ રામચંદ્રજીએ લોકોને પોતાની પરના સ્નેહને લીધે તથા ઇંદ્રના ભારે કપટથી દુઃખી દીઠા. સભામાં જનકરાજા, વસિષ્ઠગુરૂ, બ્રાહ્મણો અને મંત્રીઓ એઓ સર્વની બુદ્ધિને ભરતજીની ભકિતએ જકડી લીધી હતી. ૧ તેથી તેઓ આળેખેલાં ચિત્રોની પેઠે રામચંદ્રજીની સામે જોઈ રહ્યા હતા અને વચનો બોલતા હતા પણ કોઈના શીખવાડયા પ્રમાણે બોલતા હોય તેમ સંકોચાઇને બોલતા હતા, ભરતજીની પ્રીતિ, નીતિ, નમ્રતા અને મોટાઇ એ સાંભળવામાં સુખદાયી અને વર્ણવવામાં કઠીણ હતાં. ૨ જેની લગાર ભકિત જોઇને મુનિમંડળ તથા જનકરાજા પ્રેમમગ્ન થઇ ગયા તે ભરતજી કે જેમની ભકિતના પ્રભાવથી મારા હૃદયમાં સુમતિ ઉત્પન્ન થઇ છે તેમના મહિમાનું વર્ણન હું તુલસીદાસ શી રીતે કરી શકું ? ૩ મારી બુદ્ધિ થોડી છે અને ભરતજીનો મહિમા અપાર છે એમ જાણીને તથા કવિઓના સમૂહમાં શરમાવું પડશે એમ જાણીને બુદ્ધિ સંકોચાય છે, તેથી તેમના ગુણોપર ઘણી રૂચિ છતાં પણ બાળકનાં વચનોના જેવી મારી બુદ્ધિની ગતિ થઈ ગયેલી હોવાથી તેમના ગુણોવર્ણવી શકતી નથી. ૪

दोहा०–भरतविमलयशविमलविधू, सुमतिचकोरकुमारि ॥
उदित विमल जन हृदय नभ, इकटक रही निहारि ॥ ३०८ ॥

નિર્મળ મનવાળા માણસોનાં હૃદયરૂપી આકાશમાં ભરતજીના નિર્મળ યશરૂપી નિર્મળચંદ્ર ઉદય પામેલો છે તેની સામે મારી સુમતિરૂપ ચકોર કુમારી એકી નજરે જોઈ રહી છે. ૩૦૮.

**चौ०—भरत स्वभाव न सुगम निगमहु, लघुमति चापलता कवि क्षमहू ॥**
**कहत सुनत सतिभाव भरतको, सीय राम पद होइ न रतको ॥**
**सुमिरत भरतहिं प्रेम रामको, ज्यहिनसुलभत्यहिसरिसवामको ॥**
**देखि दयालु दशा सबहीकी, राम सुजान जनि जनजीकी ॥**
**धर्मधुरीण धीर नयनागर, सत्य सनेह शील सुखसागर ॥**
**देश काल लखि समय समाजु, नीति प्रीति पालक रघुराजु ॥**
**बोले वचन वाणि सरवससे, हित परिणामसुनतशशिरससे ॥**
**तात भरत तुम धर्मधुरीणा, लौक वेद विधि परम प्रवीणा ॥**

ભરતજીનો સ્વભાવ વેદને પણ સુગમ નથી તેનું વર્ણન કરવાને મારી અલ્પબુદ્ધિ ચપળતા કરે છે, તે માટે કવિઓ ક્ષમા કરશો. ભરતજીનો સત્ય ભાવ કહેતાં સાંભળતાં સીતારામનાં ચરણોમાં કોને પ્રીતિ ઉત્પન્ન ન થાય? ૧. ભરતજીનું સ્મરણ કરતાંજ જેને રામચંદ્રજી પરનો પ્રેમ સુલભ ન થાય તેના જેવો અભાગિયો કોણ ? દયાળુ અને સુજાણ રામચંદ્રજીએ સર્વની દશા જોઈને તથા સર્વના મનની વાત જાણીને ૨. ધર્મ ધુરંધર, ધીર, નીતિમાં પ્રવીણ, સાચા પ્રેમવાળા, શીલ તથા સુખના સમુદ્રરૂપ અને નીતિ તથા પ્રીતિના પાળનાર રામચંદ્રજી દેશ, કાળ, સમય તથા સમાજને જોઇને ૩. સરસ્વતીના સર્વસ્વ સમાન, પરિણામે હિતકારી અને સાંભળવામાં અમૃત જેવાં વચનો બોલ્યા કે-"તાત ભરતજી ! તમે ધર્મ ધુરંધર છો અને લોક તથા વેદની રીતિમાં ઘણા પ્રવીણ છો. ૪.

**दोहा०—कर्म वचन मानस विमल, तुमसमानतुमतात ॥**
**गुरु समाज लघुबन्धुगुण, कुसमयकिमिकहिजात ॥ ३०९ ॥**

હે તાત ! તમારાં મન કર્મ વચન નિર્મળ છે, તમારા સમાન તો એક તમેજ છો. આ ગુરૂ સમાજનાં અને કુસમયે તમો નાના ભાઈના ગુણોનું વર્ણન મારાથી શી રીતે કરી શકાય ? ૩૦૯.

**चौ०—जानहु तात तरणि कुलरीती, सत्यसिन्धु पितु कीरति कीती ॥**
**समय समाज लाज गुरुजनकी, उदासीन हित अनहित मनकी ॥**
**तुमहिं विदित सबहीकर मरमू, आपन मोर परमहित धरमू ॥**

मोहिं सब भांति भरोस तुम्हारा, तदपि कहौं अवसर अनुसारा ॥
तात तात बिनु बात हमारी, केवल कुलगुरु कृपा सुधारी ॥
नतरु प्रजा पुरजन परिवारू, हमहिं सहित सब होत खुआरू ॥
जो बिनु अवसर अथवदिनेशू, जग को कहहु न होइ कलेशू ॥
तस उत्पात तात विधि कीन्हा, मुनिमिथिलेशराखिसबलीन्हा ॥

હે તાત ! તમે સૂર્ય વંશની "પ્રાણ જાય તો ભલે પણ વચન ન જાય" એ રીતિને જાણો છો. સત્યના સમુદ્રરૂપ પિતાજીની કીર્તિ તથા પ્રીતિ પણ જાણો છો તેમજ સમયને સમાજની તથા ગુરૂજનની લાજને અને ઉદાસીન, શત્રુ તથા મિત્રના મનની બાતને પણ જાણો છો. ૧. સર્વનો મર્મ અને તમારો તથા મારો પરમ હિતકારી ધર્મ પણ તમારા જાણવામાં છે. મને સર્વ પ્રકારે તમારો ભરોસો છે તો પણ સમયાનુસાર કહું છું કે–૨. તાત ! પિતાજી વિના આપણી સર્વ વાત કેવળ કુળગુરૂ વસિષ્ઠજીની કૃપાએજ સુધારી છે. નહિં તો પ્રજા, નગરવાસીઓ, પરિવાર અને આપણ સર્વ ખરાબખસ્ત થઇ જાત. ૩ જો સૂર્યને અસ્ત થવાનો સમય થયા વિના તે તે આથમી જાય તો જગતમાં કોને દુઃખ થયા વિના રહે તે કહો. હે તાત! એવો ઉત્પાત દૈવે કર્યો છે; પણ વસિષ્ઠ મુનિએ તથા જનકરાજાએ સર્વ બચાવી લીધું છે. ૪.

दोहा०—राज काज सबलाजपति, धर्मधरणि धन धाम ॥
गुरुप्रभावपालिहिसबहि, भलहोइहि परिणाम ॥ ३१० ॥

રાજકાજ, લાજ, પ્રતિષ્ઠા, ધર્મ, ધરતી, ધન અને ધામ એ સર્વનું પાલન ગુરૂનો પ્રભાવજ કરશે અને પરિણામે સારૂંજ થશે. ૩૧૦.

चौ०—सहित समाज तुम्हार हमारा, घर बन गुरु प्रसाद रखवारा ॥
मातु पिता गुरु स्वामि निदेशू, सकल धर्म धरणीधर शेशू ॥
सो तुम करहु करावहु मोहू, तात तरणि कुलपालक होहू ॥
साधन एक सकल सिधि देनि, कीरति सुगति भूतिमय बेनी ॥
सो विचारि सहि संकट भारी, करहु प्रजा परिवार सुखारी ॥
बाँटि विपति सबही मिलिभाई, तुमहिंअवधिभरिअतिकठिनाई ॥
जानि तुमहिं मृदु कहौं कठोरा, कुसमय तात न अनुचित मोरा ॥
होहिं कुठाँव सुबन्धु सुहाये, ओडिय हाथ अशनिहुके घाये ॥

સર્વ સમાજ સહિત તમારૂં અને અમારૂં ઘરમાં અને વનમાં ગુરૂની કૃપાજ રક્ષણ કરનાર છે. માતા, પિતા, ગુરૂ અને સ્વામીની આજ્ઞા પાળવી એજ સઘળા ધર્મરૂપી પૃથ્વીને ધારણ કરનાર શેષનાગ છે. ૧. તે આજ્ઞાનું પાલન તમે કરો અને મને કરાવો. હે તાત ! તમે સૂર્યવંશના પાળનારા થાઓ. સર્વ સિદ્ધિ આપનારૂં એજ ( પિતાની આજ્ઞા પાળવી ) એક સાધન છે, અને એજ કીર્તિ, સદ્ગતિ તથા ઐશ્વર્ય એની ત્રિવેણીરૂપ છે. ૨. આ પ્રમાણે વિચાર કરી ભારે સંકટ વેઠીને પણ પ્રજાને તથા પરિવારને સુખીયાં કરો. આપણ સર્વ ભાઈઓ મળીને વિપત્તિ વેહેંચી લઈએ, પરંતુ તમને ચૌદ વર્ષની મુદત સુધી ઘણી મુશ્કેલી છે. ૩. તમને કોમળ જાણતા છતાં પણ હું કઠોર વચનો કહું છું તે આવો કુસમય આવ્યો જાણીનેજ કહું છું, તેમાં મારૂં કાંઈ અનુચિતપણું નથી. જેમ તરવારના ઘા સામે હાથ આડા પડી સહાય કરે છે, તેમ કુસમયમાં ઉત્તમ બંધુઓ સહાયકારી થાય છે. ૪.

दोहा०–सेवक कर पद नयनसें, मुखसों साहिब होइ ॥
तुलसी प्रीतिकि रीति सुनि, सुकवि सराहहिं सोइ ॥ ३११ ॥

સેવકોએ હાથ, પગ અને નેત્રો જેવા થવું અને સ્વામીએ મુખ જેવા થવું જોઈએ.* તુલસીદાસજી કહે છે કે આવી રીતની પ્રીતિની રીતિ જોઈને તેને ઉત્તમ કવિઓ વખાણે છે. ૩૧૧.

चौ०–सभा सकल सुनि रघुवर वानी, प्रेम पयोधि अमिय जनु सानी ॥
शिथिल समाज सनेह समाधी, देखि दशा चुप शारद साधी ॥
भरतहिं भयउ परम संतोषू, सन्मुख स्वामि विमुख दुखदोषू ॥
मुख प्रसन्न मन मिटा विषादू, भा जनु गूँगहि गिरा प्रसादू ॥
कीन्ह सप्रेम प्रणाम बहोरी, बोले पाणि पंकरुह जोरी ॥
नाथ भयो सुख साथ गयेको, लह्यउ लाभ जगजन्म भयेको ॥
अब कृपालु जस आयसु होई, करौं शीश धरि सादर सोई ॥
सो अवलंब देव मोहिं देई, अवधि पार पावउँ जेहि सेई ॥

* જેમ કોઈ વસ્તુ નેત્ર જુએ છે, પગ ત્યાં લઈ જાય છે અને હાથ તેને ગ્રહણ કરી મુખને સોંપે છે. આવી રીતે સેવકરૂપ હાથ પગ અને નેત્રોએ તે વસ્તુ પ્રાપ્ત કરી સ્વામીરૂપ મુખને સોંપી. હવે મુખ તે વસ્તુનો ઉપભોગ કરી હાથ પગ નેત્રોનું પોષણ કરે છે. તેવી રીતે સેવકે પણ ભિન્ન સ્વાર્થે સ્વામીને અર્થે સર્વ કાર્ય કરવાં જોઈએ, અને સ્વામીએ પણ સેવકનું યથાયોગ્ય પાલન કરવું જોઈએ.

પ્રેમરૂપી સમુદ્રમાંથી નીકળેલા અમૃતથી સીંચિત કરેલી હોય એવી રામચંદ્રજીની વાણી સાંભળીને સઘળી સભા સ્નેહથી એવી શિથિલ થઈ ગઈ કે જાણે સમાધી ચઢાવી બેઠા હોય. તેઓની આવી દશા જોઈને સરસ્વતી પણ ચૂપ થઈ બેઠી. (અર્થાત્ કોઈ કશું બોલી શકતું નહી.) ૧.

સ્વામી સન્મુખ થવાથી તથા દુઃખ અને દોષો વિમુખ (દૂર) થવાથી ભરતજીને પરમ સંતોષ થયો, મુખ પ્રસન્ન થયું, મનમાંનો ખેદ ટળી ગયો અને જાણે મુંગાને સરસ્વતી પ્રસન્ન થઈ હોય તેની પેઠે આનંદ થયો. ૨. પછી ભરતજી પ્રેમપૂર્વક પ્રણામ કરી હસ્ત કમળ જોડીને બોલ્યા કે-" હે નાથ ! મને તમારી સાથે આવ્યા જેટલું સુખ થયું છે અને જગતમાં જન્મ ધર્યાનો લાભ મળ્યો છે. ૩. હે કૃપાળુ ! હવે આપની જે આજ્ઞા થાય તે આદર પૂર્વક માથે ચઢાવી તે પ્રમાણે કરૂં. હે દેવ ! મને કાંઈ આધાર આપો કે તેનું સેવન કરીને હું ચૌદ વર્ષની મુદત પસાર કરૂં. ૪.

दोहा०—देव देव अभिषेक हित, गुरु अनुशासन पाइ ॥
आन्यउँ सब तीरथ सलिल, त्यहि कहँ काह रजाइ ॥ ३१२ ॥

હે દેવાધિદેવ ! મેં આપના રાજ્યાભિષેકને વાસ્તે ગુરૂની આજ્ઞાથી સર્વ તીર્થોનાં જળ આણ્યાં છે તો તેને માટે આપની શી આજ્ઞા છે ? ૩૧૨.

चौ०—एक मनोरथ बड मन माहीं, सभय सकोच जात कहि नाहीं ॥
कहहु तासु प्रभु आयसु पाई, बोले बाणि सनेह सुहाई ॥
चित्रकूट मुनि थल तीरथ वन, खग मृग सरसरिनिर्झरगिरिगन ॥
प्रभु पद अंकित अवनि विशेषी, आयसु होय तो आवो देखी ॥
अवशि आत्रि आयसु शिर धरहू, तात बिगत भय कानन चरहू ॥
मुनि प्रसाद वन मंगलदाता, पावन परम सोहावन भ्राता ॥
ऋषिनायक जहँ आयसु देहीं, राखेहु तीरथ जल थल तेहीं ॥
सुनि प्रभुवचन भरत सुख पावा, मुनिपदकमलमुदितशिरनावा ॥

મારા મનમાં એક મોટી મન કામના છે, પણ તે ભય તથા સંકોચને લીધે કહી શકાતી નથી. રામચંદ્રજી બોલ્યા કે-"તે કહો." આજ્ઞા મળતાં ભરતજી સ્નેહમય સુંદર વાણી બોલ્યા કે-૧. " જો આપની રજા હોય તો ચિત્રકૂટપરના મુનિઓના આશ્રમો, તીર્થો, વનો, પક્ષીઓ, મૃગો, સરોવરો, નદીઓ, ઝરણાંઓ અને શિખરો તથા વિશેષ કરીને આપનાં ચરણારવિંદનાં પગલાં પડેલી પૃથ્વી એ સર્વ જોઇ આવું." ૨. રામચંદ્રજી બોલ્યા કે-"હે તાત ! હે ભાઇ ! તમે અત્રિ મુનિની આજ્ઞા માથે ચઢાવીને તેમની સાથે

નિર્ભય રીતે વનમાં ફરી આવો. અત્રિમુનિની કૃપાથી વન મંગળદાતા, પવિત્ર અને પરમ સુંદર છે. ૩. મુનીશ્વર આજ્ઞા કરે તે સ્થળે તીર્થોનાં જળ રાખજો." રામચંદ્રજીનાં વચનો સાંભળી ભરતજી સુખ પામ્યા અને આનંદથી અત્રિમુનિનાં ચરણ કમળમાં માથું નમાવ્યું. ૪.

दोहा०—भरत राम संवाद सुनि, सकल सुमंगलमूल ॥
सुरस्वारथी सराहि कुल, हर्षित वर्षहिं फूल ॥ ३१३ ॥

સર્વ શુભ મંગળના મૂળરૂપ ભરતજી તથા રામચંદ્રજીનો સંવાદ સાંભળીને સ્વાર્થી દેવતાઓ સૂર્યવંશની પ્રસંસા કરીને હર્ષ પામી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યાં. ૩૧૩.

चौ०—धन्य भरत जय राम गुसांई, कहत देव हर्षित बरिआई ॥
मुनि मिथिलेश सभा सब काहू, भरत वचन सुनि भयउ उछाहू ॥
भरत राम गुण ग्राम सनेहू, पुलकि प्रशंसत राउ विदेहू ॥
सेवक स्वामि स्वभाव सुभावन, नेम प्रेम अति पावन पावन ॥
मति अनुसार सराहन लागे, सचिव सभासद सब अनुरागे ॥
सुनि सुनि राम भरत संवादू, दुहुँ समाज हिय हर्ष विषादू ॥
राममात दुख सुख सम जानी, कहि गुण दोष प्रबोधी रानी ॥
एक करहिं रघुवीर बड़ाई, एक सराहत भरत भलाई ॥

દેવતાઓ રાજી થઈને 'ભરતજીને ધન્ય છે, સ્વામી રામચંદ્રજીની જય જય' એ પ્રમાણે વારંવાર કહેવા લાગ્યા. ભરતજીનાં વચનો સાંભળીને આનંદ થયો. ૧. વિદેહી જનકરાજા રોમાંચિત થઈ ભરતજી તથા રામચંદ્રજીના ગુણો અને સ્નેહની પ્રશંસા કરવા લાગ્યા કે–"સ્વામી સેવકના સ્વભાવ બહુજ સારા છે. તેમના નિયમો તથા પ્રેમ અત્યંત પવિત્રથી પણ પવિત્ર છે. ૨. સર્વ મંત્રીઓ તથા સભાસદો પણ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે પ્રેમપૂર્વક વખાણવા લાગ્યા. રામચંદ્રજી તથા ભરતજીનો સંવાદ સાંભળી સાંભળીને બન્ને સમાજનાં હૃદયમાં હર્ષ તથા ખેદ થવા લાગ્યો. ૩. કૌશલ્યાએ દુઃખ તથા સુખ સરખાં જાણીને ગુણ તથા દોષ કહી બતાવીને સઘળી રાણીઓને સમજાવી. કેટલાક રામચંદ્રજીની મોટાઇ વખાણવા લાગ્યા અને કેટલાક ભરતજીની ભલાઈનાં વખાણ કરવા લાગ્યા. ૪.

दोहा०—अत्रि कहउ तब भरतसन, शैल समीप सुकूप ॥
राखिय तीरथ तोय तहँ, पावन अमल अनूप ॥ ३१४ ॥

અત્રિમુનિએ ભરતજીને કહ્યું કે-"આ પવિત્ર, નિર્મળ તથા અનુપમ તીર્થોનું જળ આ પર્વત નજીક એક કૂવો છે તેમાં રાખો. ૩૧૪.

चौ०—भरत अत्रि अनुशासन पाई, जलभाजन सब दिये चलाई ॥
सानुज आपु अत्रिमुनि साधू, सहित गये जहँ कूप अगाधू ॥
पावन पाथ पुण्य थल राखा, प्रमुदित प्रेम अत्रि अस भाषा ॥
तात अनादिसिद्धि थल यहू, लोप्यउ काल विदित नहिं केहू ॥
तब सेवकन्ह सरस थल देखा, कीन्ह सुजल हित कूप विशेषा ॥
विधिवश भयउ विश्वउपकारू, सुगम अगम अति धर्म विचारू ॥
भरतकूप अब कहिहहिं लोगा, अति पावन तीरथ जल योगा ॥
प्रेम समेत निमज्जहिं प्राणी, होइहि विमल कर्म मन वाणी ॥

અત્રિમુનિની આજ્ઞા થતાં ભરતજીએ તીર્થોનાં જળનાં પાત્રો સર્વ મોકલાવી દીધાં, અને શત્રુઘ્ન સહિત પોતે તથા અત્રિમુનિ અને સાધુઓ એ અગાધ કૂવા પાસે ગયા. ૧. એ પવિત્ર જળ પુણ્ય સ્થળમાં રાખ્યું. પછી આનંદ પામેલા અત્રિમુનિ પ્રેમપૂર્વક બોલ્યા કે "તાત! આ અનાદિકાળથી સિદ્ધ સ્થળ છે, પણ કાળે કરીને લુપ્ત થઇ જવાથી કોઇના જાણવામાં નહતું."૨. પછી સેવકોએ એ સ્થળને ઘણું સુંદર જોઇને સારૂં જળ મળવાને માટે કૂવાની સુધારણા કરી. આ રીતે દૈવયોગે જગતનો ઉપકાર થયો અને ધર્મનો વિચાર જે અત્યંત અગમ્ય છે તે સુગમ થઇ ગયો. ૩. 'હવેથી એ કૂવાને લોકો ભરતકૂપ કહેશે. એ સર્વ તીર્થોનાં જળોના યોગથી અત્યંત પવિત્ર છે. જે પ્રાણી એ પાણીથી પ્રેમપૂર્વક ન્હાશે તેઓનાં કર્મ, મન અને વચનો નિર્મળ થશે.' ૪.

दोहा०—कहत कूप महिमा सकल, गये जहाँ रघुराउ ॥
अत्रि सुनायहु रघुवरहि, तीरथ पुण्य प्रभाउ ॥ ३१५ ॥

આ પ્રમાણે એ ભરતકૂપનો મહિમા ગાતા સર્વ જણ રામચંદ્રજી પાસે ગયા. અત્રિમુનિએ રામચંદ્રજીને એ તીર્થનો પુણ્ય પ્રભાવ કહી સંભળાવ્યો. ૩૧૫

चौ०—कहत धर्म इतिहास समीती, भयउ भोर निशि सो सुखबीती ॥
नित्य निबाहि भरत दोउ भाई, राम अत्रि गुरु आयसु पाई ॥
सहित समाज साज सब सादे, चले राम बन अटन पयादे ॥
कोमल चरण चलत बिनु पनहीं, भै मृदु भूमि सकुचि मनमनहीं ॥

कुश कंटक कांकरी कुराई, कटुक कठोर कुवस्तु दुराई ॥
माहि मंजुल मृदु मारग कीन्हे, बहत समीर त्रिविध सुखलीन्हे ॥
सुमन वर्षि सुर घन करि छाहीं, विटप फूलि फलतृण मृदुलाहीं ॥
मृग बिलोकि खग बोली सुबानी, सेवहिं सकल रामप्रिय जानी ॥

પ્રીતિપૂર્વક ધર્મ તથા ઇતિહાસની કથા કહેતાં કહેતાં એ રાત્રિ સુખપૂર્વક ગઇ અને પ્રાતઃકાળ થયો. ભરત શત્રુઘ્ન બન્ને ભાઇઓ નિત્યકર્મથી પરવારીને રામચંદ્રજીની, અત્રિમુનિની અને વસિષ્ઠ ગુરૂની આજ્ઞા લઇને ૧. સર્વ સાજ તૈયાર કરી સમાજ સહિત પગવાળા રામના વનમાં ફરવાને ચાલ્યા. પગરખાં પેહેર્યા વગર કોમળ પગથી ભરતજીને ચાલતા જોઈ પૃથ્વી મનમાં સંકોચાઇને કોમળ થઇ ગઈ. ૨. દર્ભ, કાંટા, કાંકરી, ખાડા ટેકરા અને કઠોર તથા ખરાબ વસ્તુઓને છુપાવી દઇને પૃથ્વીએ સુંદર તથા કોમળ માર્ગ કરી દીધો, અને મંદ, સુગંધ તથા શીતળ પવન વાવાથી સુખ પ્રાપ્ત થયું. ૩. દેવતાઓ પુષ્પ વરસાવતા હતા, વાદળાં છાયા કરતાં હતાં, વૃક્ષો ફુલ તથા ફળ દેતાં હતાં, ઘાસ કોમળ થઇ ગયું હતું, ખગો તથા મૃગો ભરતજીને જોઇ સુંદર વાણી બોલતાં હતાં. આ રીતે સર્વે ભરતજીને જોઇ સુંદર વાણી બોલતાં હતાં. આ રીતે સર્વે ભરતજીને રામના પ્યારા જાણીને તેમની સેવા કરતાં હતાં. ૪.

दोहा०—सुलभ सिद्धि सब माकृतहुँ, रामकहतजमुहात ॥
रामप्राण प्रिय भरत कहँ, यह नहोइ बड़िबात ॥ ३१६ ॥

પ્રાકૃત મનુષ્ય પણ બગાસું ખાતાં રામનું નામ લે છે તો તેને સર્વ સિદ્ધિઓ સુલભ થાય છે, ત્યારે ભરતજી કે જે રામને પ્રાણથી પણ અધિક પ્રિય છે તેમને સુલભ થાય એ કાંઇ મોટી વાત નથી. ૩૧૬.

चौ०—इहि विधि भरत फिरत बनमांहीं, नेम प्रेम लखि मुनि सकुचाहीं ॥
पुण्य जलाशय भूमि विभागा, खग मृग तरुतृणगिरिवनबागा ॥
चारु विचित्र पवित्र विशेषी, बूझत भरत दिव्य सब देखी ॥
सुनि मन मुदितकहतऋषिराऊ, हेतु नाम गुण पुण्य प्रभाऊ ॥
कतहुँ निमज्जन कतहु प्रणामा, कतहुँबिलोकत मन अभिरामा ॥
कतहुँ बैठि मुनि आयसु पाई, सुमिरत सीय सहित दोउ भाई ॥
देखि स्वभाव सनेह सुसेवा, देहिं अशीश मुदित वनदेवा ॥
फिरहिं गये दिन पहर अढाई, प्रभुपद कमल बिलोकहिं आई ॥

આ પ્રમાણે ભરતજી વનમાં ફરતા હતા, તેમના નિયમ તથા પ્રેમ જોઇને મુનિઓ સંકોચાતા હતા. પુણ્યમય જળાશયો, પૃથ્વીના વિભાગો, પક્ષીઓ, મૃગો, વૃક્ષો, તૃણ, પર્વતો, વનો અને બાગો. ૧. એ સર્વ સુંદર વિચિત્ર પવિત્ર અને દિવ્ય જોઇ જોઇને ભરતજી અત્રિમુનિને પૂછતા હતા, અને મુનિ આનંદિત મનથી તેઓના હેતુ, નામ, ગુણ તથા પુણ્ય પ્રભાવ કહી સંભળાવતા હતા. ૨. એ સ્થળોમાં કેટલેક સ્થળે ભરતજી સ્નાન કરતા, કેટલેક સ્થળે પ્રણામ કરતા, કેટલેક સ્થળે દર્શન માત્રથીજ મનમાં પ્રસન્ન થતા અને કેટલેક સ્થળે મુનિની આજ્ઞાથી બેસીને રામ લક્ષ્મણ તથા સીતાજીનું સ્મરણ કરતા હતા. ૩. ભરતજીનો સ્વભાવ, સ્નેહ અને ઉત્તમ સેવા જોઇને દેવતાઓ આનંદિત મનથી આશિષ દેતા હતા. એ રીતે ફરતાં ફરતાં અઢી પોહોર દિવસ વીતી ગયો ત્યારે પાછા આવી રામચંદ્રજીનાં ચરણ કમળનાં દર્શન કર્યાં. ૪.

दोहा०—देखे थल तीरथ सकल, भरत पाँच दिन माँझ ॥
कहत सुनतहरिहरसुयश, गयउदिवसभइसाँझ ॥ ३१७ ॥

ભરતજીએ પાંચ દિવસમાં સર્વ તીર્થો તથા આશ્રમો જોયા. હરિ અને હરના સુયશ ગાતાં સાંભળતાં દિવસ વીતી જઈ સાંઝ પડી. ૩૧૭.

चौ०—भोर न्हाइ सब जुरा समाजू, भरत भूमिसुर तिरहुति राजू ॥
भलदिन आजु जानि मनमाहीं, रामकृपालु कहत सकुचाहीं ॥
गुरु नृप भरत सभा अवलोकी, सकुचिरामफिरिअवनिविलोकी ॥
शील सराहि सभा सब शोची, कहुँ न रामसम स्वामि सकोची ॥
भरत सुजान रामरुख देखी, उठि सप्रेम धरि धीर विशेषी ॥
करि दण्डवत कहत करजोरी, राखी नाथ सकल रुचि मोरी ॥
मोहिंलागि सबहिं सहेउ संतापू, बहुत भाँति दुख पावा आपू ॥
अब गुसाई मोहिं देहु रजाई, सेवौं अवध अवधि लगि जाई ॥

પ્રાતઃકાળે સ્નાન કર્યા બાદ ભરતજી, બ્રાહ્મણો તથા જનક રાજા વિગેરે સર્વ સમાજ એકઠો મળ્યો, એટલે કૃપાળુ રામચંદ્રજી આજનો દિવસ સારો છે એમ મનમાં જાણતા પણ કહેતાં સંકોચાતા હતા. ૧. રામચંદ્રજીએ વસિષ્ઠ ગુરૂ, જનકરાજા, ભરતજી તથા સભાને જોઇને સંકોચાઇને પૃથ્વી તરફ જોયું. સર્વ સભા તેમના શીલ સ્વભાવનાં વખાણ કરતી મનમાં વિચારવા લાગી કે "રામચંદ્રજી જેવા સંકોચવાળા સ્વામી

ક્યાંય પણ નથી." ૨. ચતુર ભરતજી રામચંદ્રજીની મરજી જાણી જઈને ઘણી ધીરજ ધરીને પ્રેમથી ઉભા થઈ દંડવત પ્રણામ કરી હાથ જોડીને બોલ્યા કે-નાથ ! તમે મારી સઘળી ઈચ્છા પૂર્ણ કરી છે, ૩. મારે વાસ્તે સર્વેએ કષ્ટ વેઠયું છે અને આપ પણ ઘણા પ્રકારે દુઃખ પામ્યા છો, માટે હવે હે સ્વામી ! મને રજા આપો, એટલે હું જઈ ચૌદ વર્ષ સુધી અયોધ્યાનું સેવન કરૂં. ૪.

**दोहा०—जेहि उपाय पुनि पाँय जन, देखै दीनदयालु ॥**
**सो शिष देइय अवधिलगि, कोशलपालकृपालु ॥ ३१८ ॥**

હે કોશલાધિપતિ કૃપાળુ! હું આપનો સેવક ચૌદ વર્ષની અવધિ સુધી ધીરજ ધરી રહીને ફરીથી જે ઉપાયથી આપ દીન દયાળુ પ્રભુનાં ચરણ કમળનાં દર્શન પામું તેવી રીતની શીખામણ આપો. ૩૧૮.

**चौ०—पुरजन परिजन प्रजा गुसाँई, सब शुचि सरस सनेह सगाई ॥**
**राउरवदि भल भव दुख दाहू, प्रभु विनु बादि परमपद लाहू ॥**
**स्वामि सुजान जानि सबहीकी, रुचि लालसा रहनि जनजीकी ॥**
**प्रणतपाल पालहिं सब काहू, देख दुहूँ दिशि ओर निवाहू ॥**
**असमोहिं सब विधि भूरिभरोसो, किये विचार न शोच खरोसो ॥**
**आरति मोरि नाथ कर छोहू, दुहुँमिलि कीन्ह ढीठ हठिमोहू ॥**
**यह बड दोष दूरि करि स्वामी, ताजि सकोचाशिखइयअनुगामी ॥**
**भरत विनय सुनि सबहिं प्रशंसा, क्षीरनीर विवेरण गति हंसा ॥**

હે સ્વામી ! સર્વ અયોધ્યાવાસીઓ, કુટુમ્બીઓ અને પ્રજાજનો કે જેઓનો આપની સાથે પવિત્ર સ્નેહ તથા નાતો છે, તેઓ આપને વાસ્તે આ ભવસાગરનાં દુઃખોથી દહન થઈ જવાને પણ સારૂં માને છે અને આપના વિના પરમપદના લાભને પણ મિથ્યા જાણે છે. ૧. હે સુજાણ સ્વામી ! તમે સર્વના મનની રૂચિ, લાલસા તથા રેહેણીને જાણો છો, હે દીન દયાળ ! તમે સર્વનું પાલન કરો છો, હે દેવ ! તમે ઘર તથા વન બન્ને તરફનો નિભાવ કરશો, ૨. એવો સર્વ પ્રકારે મને ઘણો ભરોંસો છે તેથી તેનો વિચાર કરતાં જરા પણ શોક થતો નથી. મારૂં દુઃખ અને આપની દયા એ બન્નેએ મળીને મને હઠીલો અને ધૃષ્ટતાવાળો કરી નાંખ્યો છે. ૩. હે સ્વામી ! મારા એ મોટા દોષને દૂર કરીને તથા સંકોચ તજીને આપના

સેવકને શીખામણ દો." દૂધ અને પાણીને જુદાં કરનાર હંસીનીરૂપ સભા ભરતજીનો વિનય સાંભળીને તેમની પ્રસંસા કરવા લાગી. ૪.

**दोहा०—दीनबन्धु सुनि बन्धुके, वचन दीन छलहीन ॥**
**देश काल अवसर सरिस, बोले राम प्रवीन ॥ ३१९ ॥**

દીનબંધુ તથા પ્રવીણ રામચંદ્રજી ભરતજીનાં દીનતાવાળાં કપટ રહિત વચનો સાંભળીને દેશ, કાળ તથા સમયને અનુસરતાં વચનો બોલ્યા કે-૩૧૯.

**चौं०—तात तुम्हारि मोरि परिजनकी, चिन्ता गुरुहिं नृपहिंघरवनकी ॥**
**माथे पर गुरु मुनि मिथिलेशू, हमहिं तुमहिं स्वप्नेहु न कलेशू ॥**
**मोर तुम्हार परम पुरुषारथ, स्वारथ सुयश धर्म परमारथ ॥**
**पितु आयसु पालिय दोउ भाई, लोक वेद भल भूप भलाई ॥**
**गुरु पितु मातुस्वामिशिख पालैं, चलत सुगम पग परत न खालैं ॥**
**असविचारि सब शोच विहाई, पालहु अवध अवधि भरि जाई ॥**
**देश कोष पुरजन परिवारू, गुरुपद रजहिं लागि छरभारू ॥**
**तुम मुनि मातु सचिवशिखमानी, पालहु पुहुमि प्रजा रजधानी ॥**

હે તાત ! તમારી, મારી, કુટુમ્બી જનોની અને ઘરની તથા વનની ચિન્તા ગુરૂને તથા જનકરાજાને છે. આપણા માથે એ બન્ને છે તેથી તમારે તથા મારે સ્વપ્નમાં પણ કલેશ નથી. ૧. આપણુ બન્ને ભાઇઓ પિતાજીની આજ્ઞા પાળીએ એજ તમારાં અને મારાં પરમ પુરૂષાર્થ, સ્વાર્થ, સુયશ, ધર્મ અને પરમાર્થ છે, અને લોક તથા વેદના મત પ્રમાણે પણ સારૂં કહેવાશે, તથા પિતાની પણ ભલાઇ કહેવાશે. ૨. ગુરૂ, પિતા, માતા અને સ્વામીની શીખામણરૂપ શુભ માર્ગમાં ચાલતાં પગ ખાલી પડતો નથી, એમ વિચારીને સર્વ શોક કરવો છોડી દઇ ઘેર જઇને ચૌદ વર્ષ સુધી અયોધ્યાનું પાલન કરો. ૩. દેશ, ખજાનો, નગરજનો તથા પરિવાર એમનો સઘળો બોજો ગુરૂનાં ચરણોની રજ ઉપર છે. તમે વસિષ્ઠમુનિ, માતાઓ તથા મંત્રીઓની શીખામણ પ્રમાણે ચાલીને પૃથ્વી, પ્રજા તથા રાજધાનીનું પાલન કરજો. ૪.

**दोहा०—मुखिया मुखसों चाहिये, खान पानको एक ॥**
**पालै पोषै सकल अँग, तुलसी सहित विवेक ॥ ३२० ॥**

(તુલસીદાસજી કહે છે કે) મુખ્ય માણસ મુખ જેવા જોઇએ, કે જે પોતે એકલાજ ખાય પીએ, પણ વિવેકથી તે સઘળા અંગનું પાલન પોષણ કરે. ૩૨૦.

चौ०—राजधर्म सरबस इतनोई, जिमि मन माहिं मनोरथ गोई ॥
बन्धु प्रबोध कीन्ह बहु भाँती, बिनु अधार मन तोष न शांती ॥
भरत शील गुरु सचिव समाजू, सकुच सनेह विवश रघुराजू ॥
प्रभुकरि कृपा पाँवरी दीन्ही, सादर भरत शीश धरि लीन्ही ॥
चरणपीठ करुणानिधानके, जनु युग यामिक प्रजाप्राणके ॥
सम्पुट भरत सनेह रतनके, आखर युग जनु जीव जतनके ॥
कुल कपाट कर कुशल कर्मके, विमल नयन सेवा सुधर्मके ॥
भरत मुदित अवलम्ब लहेते, अस सुख जस सिय राम रहेते ॥

જેમ સર્વ મનોરથો મનમાંજ ગુપ્ત રહેલા છે, તેમ સર્વ રાજધર્મ એટલામાંજ આવી ગયેલા છે. ” આ પ્રમાણે રામચંદ્રજીએ અનેક પ્રકારે ભાઇને ઉપદેશ કર્યો પણ કાંઇ આધાર વિના ભરતજીને સંતોષ કે શાંતિ થઈ નહી. ૧. ગુરૂ તથા મંત્રીઓના સમાજમાં ભરતજીનું શીલ જોઇ રામચંદ્રજી સંકોચાઇ સ્નેહ વશ્ય થયા. પછી રામચંદ્રજીએ કૃપા કરીને પાદુકા આપી તે ભરતજીએ આદરપૂર્વક મસ્તકપર ધારણ કરી લીધી. ૨ કરૂણાનિધિ રામચંદ્રજીની ચરણપાદુકા જાણે પ્રજાના પ્રાણોના બે પેહેરેગીર હોય, જાણે ભરતજીના સ્નેહરૂપી રત્નના દાબડા હોય, જાણે જીવોનો ઉદ્ધાર કરનારા रा તથા म બે અક્ષરો હોય, ૩. જાણે રઘુકુળનું રક્ષણ કરનારાં બે કમાડ હોય, જાણે પુણ્ય કર્મના બે હાથ હોય, જાણે સેવા રૂપી સુધર્મનાં બે નિર્મળ નેત્ર હોય એવી જણાતી હતી. ભરતજીને એ પાદુકાઓનો આધાર મળવાથી જેમ રામ તથા સીતા અયોધ્યામાં રહેવાથી જેવું સુખ થાય તેવું સુખ પ્રાપ્ત થયું. ૪

दोहा०—माँग्यउ बिदा प्रणाम करि, राम लिये उरलाय ॥
लोग उचाटे अमरपति, कुटिलकुअवसर पाय ॥ ३२१ ॥

ભરતજીએ પ્રણામ કરીને વિદાયગીરી માગતાં તેમને રામચંદ્રજીએ છાતી સાથે લગાવી લીધા. અને કુટિલ ઇંદ્રે પણ કુસમયનો લાભ લઇને ત્યાંથી ઉચ્ચાટન કરાવ્યું. ૩૨૧.

**चौ०—सो कुचालि सब कहँ भइ नीकी, अवधि आश सब जीवन जीकी ॥**
**नतरु लषण सिय राम वियोगा, हहरि मरत सब लोग कुरोगा ॥**
**राम कृपा अवरेव सुधारी, विबुधधार भइ गुणद गोहारी ॥**
**भेंटत भुजभरि भाइ भरतसो, राम प्रेम रस कहि न परत सो ॥**
**तन मन वचन उमँगि अनुरागा, धीर धुरंधर धीरज त्यागा ॥**
**वारिज लोचन मोचत वारी, देखि दशा सुर सभा दुखारी ॥**
**मुनिगण गुरुजन धीर जनकसे, ज्ञान अनल मन कसे कनकसे ॥**
**जे विरंचि निर्लेप उपाये, पद्मपत्र जिमि जग जलजाये ॥**

ઈંદ્રની એ કુચાલ સર્વને સારી લાગી અને ચૌદ વરસની અવધિ સુધી જીવવાની આશા બંધાઈ, નહીતો રામ લક્ષ્મણ તથા સીતાના વિયોગ રૂપી દુષ્ટ રોગથી સર્વ લોકો શોક કરી કરીને મરી જાત. ૧. રામચંદ્રજીની કૃપાથી વાંકું પણ સીધું થઇ ગયું, અને દેવતાઓની કુચાલ પણ ગુણકારી તથા સહાયકારી થઇ પડી. ભાઇ ભરતજીને બાથ ભરી ભેટતાં રામચંદ્રજીને જે પ્રેમરસ ઉત્પન્ન થયો ને કહ્યો જાય તેમ નથી. ૨. રામચંદ્રજીના તન મન તથા વચનમાં એવો પ્રેમ ઉમંગ્યો કે પોતે ધર્મધુરંધર છતાં પણ તેમની ધીરજ રહી શકી નહી. નેત્ર કમળોમાં આંસુ વેહેવા લાગ્યાં, તેમની દશા જોઇને દેવતાઓની સભા દુઃખિત થઇ. ૩. મુનિમંડળ, વસિષ્ઠગુરૂ અને જનકરાજા જેવા ધૈર્યના ધુરંધર પુરૂષો કે જેઓએ પોતાના મનરૂપી સુવર્ણને જ્ઞાન રૂપી અગ્નિથી કસી રાખ્યાં હતાં અને જેમ કમળ પત્રો જળથી નિર્લેપ રહે છે તેમ જગતના શોક ભયથી નિર્લેપ રહેનારા તરીકે જેઓને બ્રહ્માએ જન્મથીજ ઉત્પન્ન કરેલા છે. ૪.

**दोहा०—तेउ विलोकि रघुवर भरत, प्रीति अनूप अपार ॥**
**भये मगन तन मनवचन, सहितविरागविचार ॥ ३२२ ॥**

તેઓ પણ રામચંદ્રજી તથા ભરતજીની અનુપમ તથા અપાર પ્રીતિ જોઇને વૈરાગ્ય તથા વિચાર સહિત તન મન વચનથી પ્રેમમગ્ન થઇ ગયા. ૩૨૨.

**चौ०—जहाँ जनक गुरुगति मति भोरी, प्राकृत प्रीति कहतबडखोरी ॥**
**वर्णत रघुवर भरत वियोगू, सुनिकठोरकवि जानिहि लोगू ॥**
**सो सकोचवश अकथ सुवानी, समयसनेह सुमिरि सकुचानी ॥**
**भेंटि भरत रघुवर समुझाये, पुनि रिपुदमन हर्षि हियलाये ॥**

सेवक सचिव भरत रुख पाई, निज निज काज लगे सब जाई ॥
सुनि दारुणदुख दुहूँ समाजा, लगे चलनके साजन साजा ॥
प्रभुपदपद्म वन्दि दोउ भाई, चले शीश धरि राम रजाई ॥
मुनि तापस वन देव निहोरी, सब सनमान बहोरि बहोरी ॥

જ્યાં જનકરાજા તથા વસિષ્ઠગુરૂ જેવાની બુદ્ધિની ગતિ પહોંચી શકતી નથી તે પ્રીતિને પ્રાકૃત ( સાધારણ–લૌકિક ) પ્રીતિ કહેવામાં મોટો દોષ છે. રામચંદ્રજી તથા ભરતજીના વિયોગનું વર્ણન કરતો સાંભળીને લોકો મને કઠોર કવિ જાણશે. ૧. એ સંકોચને લીધે મારી વાણી કાંઈ કહી શકતી નથી, તે સમયના પ્રેમનું સ્મરણ આવતાં સંકોચાઈ જાય છે. રામચંદ્રજીએ ભરતજીને ભેટીને સમજાવ્યા, પછી હર્ષિત થઈને શત્રુઘનને ભેટયા. ૨. ભરતજીની આજ્ઞાથી સેવકો તથા મંત્રીઓ ત્યાંથી જઈને પોતપોતાનાં કામ કરવા લાગ્યા. વિયોગ થવાનું દારૂણ દુઃખ સાંભળી બન્ને સમાજ ચાલવાની તૈયારી કરવા લાગ્યા. ૩. ભરત શત્રુઘ્ન બન્ને ભાઈઓ રામનાં ચરણ કમળોમાં પ્રણામ કરી રામચંદ્રજીની આજ્ઞા માથે ચઢાવી ચાલતાં મુનિઓ, તપસ્વીઓ તથા વનદેવતાઓની સ્તુતિ કરી વારંવાર સન્માનીને. ૪.

दोहा०–लषणहिं भेंटिप्रणामकरि, शिरधरिसियपदधूरि ॥
चलेसप्रेमअशीषसुनि, सकल सुमंगल मूरि ॥ ३२३ ॥

પછી લક્ષ્મણજીને ભેટી પ્રણામ કરી સીતાજીનાં ચરણોની રજ માથે ચડાવી તેમની પ્રેમ ભરેલી આશિષ કે જે સઘળાં સુમંગળના મૂળ રૂપ છે તે સાંભળીને ત્યાંથી ચાલ્યા. ૩૨૩.

चौ०–सानुज राम नृपहिं शिरनाई, कीन्ही बहु विधि विनय बडाई ॥
देव दया वश बड दुख पायहु, सहित समाज काननहिं आयहु ॥
पुर पगु धारिय देइ अशीशा, कीन्ह धीर धरि गमन महीशा ॥
मुनि माहिदेव साधु सनमाने, बिदाकिये हरि हर सम जाने ॥
सासु समीप गये दोउ भाई, फिरे वन्दि पद आशिष पाई ॥
कौशिक वामदेव जाबाली, परिजन पुरजनसचिव सुचाली ॥
यथायोग्य करि विनय प्रणामा, बिदाकिये सब सानुज रामा ॥
नारि पुरुष लघु मध्य बडेरे, सब सनमानि कृपानिधि फेरे ॥

રામ લક્ષ્મણે જનકરાજાને માથાં નમાવી ઘણી ઘણી રીતે વિનય કરી મોટાઈ આપી, અને બોલ્યા કે-"દેવ! અમારાપર દયા કરવાને લીધે તમે ઘણાં કષ્ટ વેઠી સમાજ સહિત અહીં વનમાં આવ્યા. ૧. હવે આપ અમને આશિષ આપીને નગર તરફ પધારો." પછી જનકરાજાએ ધીરજ ધરીને ત્યાંથી પ્રયાણ કર્યું. પછી રામચંદ્રજીએ વસિષ્ઠમુનિ, બ્રાહ્મણો તથા સાધુઓને વિષ્ણુ તથા સદાશિવ સમાન ગણીને સન્માન કરી વિદાય કર્યા. ૨ પછી બન્ને ભાઈ સાસુ પાસે જઈ તેમને પ્રણામ કરી આશિષ પામી પાછા ફર્યા, અને વિશ્વામિત્ર, વામદેવ, જાબાલી, કુટુમ્બી જનો, નગરવાસીઓ અને સદાચરણી મંત્રીઓ. ૩ એઓને યથાયોગ્ય વિનતિ તથા પ્રણામ કરી રામ લક્ષ્મણજીએ સર્વને વિદાય કર્યા. પછી ઉત્તમ, મધ્યમ ને કનિષ્ઠ સ્ત્રી પુરૂષોને સન્માન આપી કૃપાનિધિ રામચંદ્રજીએ વિદાય કર્યા. ૪.

**दोहा०–भरतमातुपद वन्दि प्रभु, शुचि सनेहमिलिभेट ॥**
**विदाकीन्ह सजिपालकी, सकुचि शोच सबमेट ॥ ३२४ ॥**

રામચંદ્રજીએ ભરતજીની માતા કૈકેયીને પ્રણામ કરી, પવિત્ર પ્રેમથી મળી ભેટીને, પાલખી સજ્જ કરાવી, સઘળો સંકોચ તથા શોક છોડાવી દઇને ત્યાંથી વિદાય કરી. ૩૨૪.

**चौं०–परिजन मातु पितहिंमिलिसीता, फिरी प्राणप्रिय प्रेम पुनीता ॥**
**करि प्रणाम भेंटी सब सासू, प्रीति कहत कविहिय न हुलासू ॥**
**सुनि शिख अभिमतआशिषपाई, रही सीय दुहुँ प्रीति समाई ॥**
**रघुपति पटु पालकी मँगाई, करि प्रबोध सब मातु चढाई ॥**
**बारबार हिलि मिलि दोउ भाई, सम सनेह जननी पहुँचाई ॥**
**साजि वाजि गज वाहन नाना, भूप भरत दल कीन्ह पयाना ॥**
**हृदय राम सिय लषण समेता, चले जाहिं सब लोग अचेता ॥**
**बसह बाजि गज पशु हिय हारे, चले जाहिं परवश मन मारे ॥**

સર્વને પ્રાણથી પણ અધિક પ્રિય અને પવિત્ર પ્રેમવાળી સીતા, માતા પિતાને તથા કુટુમ્બીજનોને મળીને પાછી વળી, અને સાસુઓ પાસે આ-વીને તેઓને પ્રણામ કરીને ભેટી. તે સમયના પ્રેમનું વર્ણન કરતાં મારા (તુલસીદાસજીના) હૃદયમાં ઉલ્લાસ થતો નથી; કેમકે એ ભારે વિયોગનો સમય હતો. ૧. સાસુઓની શીખામણ સાંભળી ઇચ્છિત આશિષ પામીને સીતાજી શ્વસુર પક્ષની તથા પીયર પક્ષની ( બન્નેની ) પ્રીતિમાં મગ્ન થઈ

ગયાં. રામચંદ્રજીએ સુંદર પાલખી મંગાવીને સર્વ માતાઓને સમજાવીને બેસાડી. ૨. બન્ને ભાઈઓએ હળીમળીને એક સરખા પ્રેમથી માતાઓને વિદાય કરી. જનકરાજા તથા ભરતજીનાં સૈન્યોએ પણ ઘોડા હાથી તથા અનેક પ્રકારનાં વાહનો સજ્જ કરી પ્રયાણ કર્યું. ૩. સર્વ લોકો હૃદયમાં રામ લક્ષ્મણ તથા સીતાજીનું સ્મરણ કરતા જાણે અચેત હોય એવી રીતે ચાલ્યાં જતાં હતાં. બળદ, ઘોડા અને હાથી વગેરે પશુઓ પણ મનમાં હારી જઈને પરવશપણાને લીધે મનમાં દુઃખી થતાં ચાલ્યાં જતાં હતા. ૪

दोहा०—गुरु गुरुतियपद वन्दिप्रभु, सीता लषण समेत ॥
फिरे हर्ष विस्मय सहित, आये पर्णनिकेत ॥ ३२५ ॥

સીતાજી તથા લક્ષ્મણજી સહિત રામચંદ્રજી ગુરૂનાં તથા ગુરૂપત્નિનાં ચરણોમાં દંડવત કરી હર્ષ તથા શોક સહિત પાછા ફરી પર્ણકુટીમાં આવ્યા. ૩૨૫

चौ०—विदा कीन्ह सनमानि निषादू, चलेउ हृदय बड विरहविषादू ॥
कोल किरात भिल्ल वनचारी, फेरे फिरे जुहारि जुहारी ॥
प्रभु सिय लषण बैठि वट छाहीं, प्रिय परिजन वियोगबिलखाहीं ॥
भरत सनेह स्वभाव सुबानी, प्रिया अनुजसन कहतबखानी ॥
प्रीति प्रतीति वचन मन करणी, श्रीमुख राम प्रेमवश वरणी ॥
तेहि अवसर खग मृग जनमीना, चित्रकूट चर अचर मलीना ॥
विबुध विलोकि दशा रघुवरकी, वर्षिसुमन कहिगतिघरघरकी ॥
प्रभु प्रणाम करि दीन्ह भरोसो, चले मुदित मन डर न खरोसो ॥

પછી ગુહરાજાને સન્માન આપી વિદાય કરતાં તેપણ હૃદયમાં વિયોગનો મોટો શોક કરતો ચાલ્યો. કોળીઓ, કિરાતો, ભીલ્લ લોકો અને વનચર લોકોને વિદાય કરતાં તેઓ જુહાર કરી કરીને ચાલ્યા. ૧. રામ લક્ષ્ણ અને સીતાજી વડની છાયામાં બેશીને પ્રિય કુટુમ્બીજનોના વિયોગથી ખેદ કરવા લાગ્યાં, અને રામચંદ્રજી, સીતા તથા લક્ષ્મણની પાસે સુંદર વાણીથી ભરતજીના પ્રેમનાં વખાણ કરવા લાગ્યા. ૨. રામચંદ્રજીએ પ્રેમ વશ્ય થઈને પોતે **શ્રી** મુખે ભરતજીની પ્રીતિ, વિશ્વાસ, વચન, મન અને કરણી એનું વર્ણન કર્યું. તે સમયે ચિત્રકૂટનાં પક્ષીઓ, મૃગો, જળ, માછલાં અને ચર અચર સર્વ પ્રાણી દુઃખી થયાં. ૩. રામચંદ્રજીએ તેઓને પ્રણામ કરી ભરોંસો આપતાં નિર્ભય થઈ આનંદિત મનથી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. ૪

दोहा०—सानुजं सीय समेत प्रभु, राजत पर्णकुटीर ॥
भक्ति ज्ञान वैराग्य जनु, सोहत धरे शरीर ॥ ३२६ ॥

જાણે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય સાક્ષાત્ દેહ ધરીને બિરાજતાં હોય તેની પેઠે સીતાજી, રામચંદ્રજી અને લક્ષ્મણજી પર્ણકુટીમાં બિરાજતાં હતાં. ૩૨૬.

चौ०—मुनि महिसुर गुरु भरतभुआलू, राम विरह सब साज बिहालू ॥
प्रभुगुण ग्राम गुणत मन माहीं, सब चुपचाप चले मगु जाहीं ॥
यमुना उतरि पार सब भयऊ, सोवासर बिनु भोजन गयऊ ॥
उतरि देवसरि दूसर वासू, रामसखा सब कीन्ह सुपासू ॥
सई उतरि गोमती नहाये, चौथे दिवस अवधपुर आये ॥
जनकरहे पुर वासर चारी, राज काज सब साज सँभारी ॥
सौंपि सचिव गुरु भरतहि राजू, तिरहुत चले साजि सब साजू ॥
नगर नारि नर गुरुशिख मानी, बसे सुखेन राम रजधानी ॥

મુનિઓ, બ્રાહ્મણો, ગુરૂ વસિષ્ઠજી, ભરતજી, જનકરાજા અને સર્વ સમાજ રામના વિરહથી બેહાલ થઈ ગયો હતો. સર્વ જણ મનમાં ને મનમાં ભગવાનના ગુણો સંભારતા ચૂપચાપ રસ્તે ચાલ્યા જતા હતા. ૧. સર્વ યમુનાજી ઉતરીને સામે પાર ગયા, એ દિવસ નિરાહાર જ વીત્યો. બીજે દિવસે ગંગાજી ઉતરીને મુકામ કર્યો, ત્યાં ગુહરાજાએ સર્વનો સત્કાર કર્યો. ૨. ત્રીજે દિવસે સઈ નદી ઉતરીને ગોમતીમાં સ્નાન કર્યાં, અને ચોથે દિવસે અયોધ્યામાં પહોંચ્યા ત્યાં જનકરાજા રાજકાર્ય તથા સર્વ સમાજની સંભાળ રાખતા ચાર દિવસ રહ્યા. ૩. પછી જનકરાજા ભરતજીને, મંત્રીઓને અને ગુરૂને રાજ્ય સોંપી સર્વ સાજ સજી ત્યાંથી ચાલ્યા. ગુરૂની શીખામણ માનીને નગરનાં સ્ત્રી પુરૂષો અયોધ્યામાં સુખથી રહેવા લાગ્યાં. ૪.

दोहा०—राम दरशहित लोग सब, करत नेम उपवास ॥
तजि तजिभूषणभोगसुख, जियत अवधिकी आश ॥ ३२७ ॥

સર્વ લોકો રામચંદ્રજીનાં દર્શનને વાસ્તે આભૂષણો તથા ભોગવિલાસનાં સુખોનો ત્યાગ કરી નિયમો તથા ઉપવાસો કરતા ચૌદ વરસની અવધિની આશાએ જીવવા લાગ્યા. ૩૨૭.

चौ०—सचिव सुसेवक भरत प्रबोधे, निज निज काज पाइ शिखशोधे ॥
पुनि शिख दीन्ह बोलिं लघुभाई, सौंपी सकल मातु सेवकाइ ॥
भूसुर बोलि भरत करजोरे, करि प्रणाम वर विनय निहोरे ॥
ऊंच नीच कारज भल पोचू, आयसु देव न करब सकोचू ॥
परिजन पुरजन प्रजा बुलाये, समाधान करि सुवश वसाये ॥
सानुज गे गुरु गेह बहोरी, करि दण्डवत कहत कर जोरी ॥
आयसु होइ तो रहौं सनेमा, बोले मुनि तब पुलकि सप्रेमा ॥
समुझब कहब करब तुम सोई, धर्मसार जग होइहि जोई ॥

ભરતજીએ મંત્રીઓને તથા રૂડા સેવકોને સમજાવતાં તેઓ પોત પોતાનાં કામો સંભાળવા લાગ્યા. પછી શત્રુઘ્નને બોલાવી શીખામણ દઈ તેમને સઘળી માતાઓની સેવા કરવાનું સોંપ્યું. ૧. પછી ભરતજીએ બ્રાહ્મણોને બોલાવી તેઓને હાથ જોડી પ્રણામ કરી નમ્રતાથી વિનતિ કરી કે "ઉંચું નીચું, સારૂં કે ખોટું જે કાંઈ કામ હોય તે ફરમાવવામાં સંકોચાશો નહી. ૨. પછી કુટુમ્બીજનો, પુરજનો તથા પ્રજાજનોને બોલાવી તેઓના મતનું સમાધાન કરી સારી રીતે રાખ્યાં. પછી શત્રુઘ્નની સાથે ભરતજી ગુરૂને ઘેર ગયા અને દંડવત્ કરી હાથ જોડીને કહ્યું કે. ૩. "આપની આજ્ઞા હોય તો હું નિયમો પાળીને રહું." વસિષ્ઠ શરીરે રોમાંચિત થઇ પ્રેમથી બોલ્યા કે—"જગતમાં ધર્મના સારરૂપ જે હશે તેજ તમે સમજશો, કહેશો અને કરશો." ૪.

दोहा०—मुनिशिखपाइअशीशबाडि, गणकबोलिदिनसाधि ॥
सिंहासन प्रभु पादुका, बैठारी निरुपाधि ॥ ३२८ ॥

વસિષ્ઠ મુનિની શીખામણ તથા મોટી આશિષ પામીને પછી ભરતજીએ જોશીઓને બોલાવી શુભ દિવસ જોઈ નિર્વિઘ્નપણે રામચંદ્રજીની પાદુકાનું સિંહાસનપર સ્થાપન કર્યું. ૩૨૮.

चौ०—राममातु गुरु पद शिरनाई, प्रभु पद पीठि रजायसु पाई ॥
नंदिग्राम करि पर्णकुटीरा, कीन्ह निवास धर्मधुरधीरा ॥
जटाजूट शिर मुनिपट धारी, महिखनि कुश साथरी सँवारी ॥

अशन वसन आसन व्रत नेमा, करत कठिन ऋषि धर्म सप्रेमा ॥
भूषण वसन भोग सुख भूरी, मन तन वचन तजे तृण तूरी ॥
अवधराज सुरराज सिहाहीं, दशरथ धन लखि धनद लजाहीं ॥
तेहि पुर बसत भरत विनुरागा, चंचरीक जिमि चम्पकबागा ॥
रमाविलास राम अनुरागी, तजत वमन जिमि नरबडभागी ॥

ધર્મ ધુરંધર અને ધીરતાવાળા ભરતજીએ કૌશલ્યા તથા ગુરૂનાં ચરણોમાં મસ્તક નમાવી રામની પાદુકાની આજ્ઞા પામી નંદી ગ્રામમાં પર્ણ કુટી બનાવીને ત્યાં નિવાસ કર્યો. ૧. માથે જટા રાખી, મુનિ જેવાં વસ્ત્ર પેહેરવા લાગ્યા અને પૃથ્વી ખોદી તેમાં દર્ભની શય્યા બનાવી સૂવા લાગ્યા. ખોરાક, વસ્ત્ર, વાસણો, વ્રતો અને નિયમોમાં પ્રેમપૂર્વક ઋષિઓના કઠિણ ધર્મ પ્રમાણે વર્તવા લાગ્યા. ૨. ભૂષણો, વસ્ત્રો અને ઘણા ઘણા ભોગ તથા સુખો એ સર્વ તન મન વચનથી તરણાની પેઠે તજી દીધાં. અયોધ્યાનું રાજ્ય કે જેને ઇંદ્ર પણ વખાણે છે અને દશરથ રાજાનું ધન કે જેને જોઇને કુબેર પણ લજાઇ જાય છે. ૩. તે રાજ્યમાં ભરતજી જેમ ચંપાના બાગમાં ભમરો નિર્લેપ રહે તેમ વૈરાગ્યથી રહેવા લાગ્યા. રામપર પ્રેમ રાખનારા મહા ભાગ્યવાનજનો લક્ષ્મીના ભોગવિલાસને પણ વમન કરેલા અન્નની પેઠે તજી દે છે. ૪.

दोहा०—राम प्रेम भाजन भरत, बड़ी न यह करतूति ॥
चातक हंस सराहियत, टेक विवेक विभूति ॥ ३२९ ॥

રામના પ્રેમના પાત્રરૂપ ભરતજીને માટે આ કરતૂત કાંઈ ભારે નથી. કેમ કે ચાતક ટેકના ઐશ્વર્યથી અને વિવેકના ઐશ્વર્યથી વખણાય છે. (અર્થાત્ જેમ ચાતક જ્યારે સ્વાતિનું જળ વરસે ત્યારેજ તે જળ પીએ છે, નહી તો તરસે મરે છે, એવી એની ટેક છે. અને હંસનામાં એવો વિવેક છે કે તે દૂધ તથા પાણીનું પ્રથક્કરણ કરે છે, તેજ પ્રમાણે ભરતજીમાં ટેક તથા વિવેક છે.) ૩૨૯.

चौ०—देह दिनहिं दिन दूबरि होई, घटत तेज बल मुख छबि सोई ॥
नित नव राम प्रेम प्रणपीना, बढत धर्म दल मन न मलीना ॥

जिमिजल निघटतशरदप्रकाशे, विलसत बेत सुवनज विकाशे ॥
शम दम संयम नेम उपासा, नखतभरतहियविमलअकाशा ॥
ध्रुवविश्वास अवधि राकासी, स्वामि सुरति सुर वीथिविकासी ॥
राम प्रेमविधु अचल अदोषा, सहित समाज सोह नित चोखा ॥
भरत रहनि समुझनि करतूती, भक्ति विरति गुण विमल विभूती ॥
वर्णत सकल सुकवि सकुचाहीं, शेष गणेश गिरा गम नाहीं ॥

ભરતજીનું શરીર દિન દિન પ્રત્યે દુબળું થવા લાગ્યું, પણ તેજ તથા બળ વધવા લાગ્યાં અને મુખની કાન્તિ જેમની તેમ રહી. રામચંદ્રજીપરનો પ્રેમ તથા પોતાના નિયમ નિત્ય નવીન થતા અને ધર્મનું દળ વધતું જતું તથા મન મલીન થતું નહી હતું. ૧. જેમ શરદ્ ઋતુ પ્રકાશતાં જળ ઘટે છે અને આકાશ નિર્મળ થઇ કમળો ખીલે છે, તેમજ ભરતજીના હૃદયરૂપી નક્ષત્રો પ્રકાશવા લાગ્યાં. ૨. વિશ્વાસરૂપી* ધ્રુવનો તારો, ચૌદ વર્ષની અવધિરૂપી પુનેમ ચાંદની અને રામચંદ્રજીના સ્મરણરૂપી સુરવીથિ× શોભવા લાગ્યાં. રામચંદ્રજીપરના પ્રેમરૂપી અવિચળ, નિષ્કલંક તથા નિર્મળ ચંદ્ર પોતાના સમાજ (તારાઓના સમૂહ) સહિત નિત્ય શોભતો હતો. ૩. ભરતજી રહેણી, કરણી, સમજણ, ભક્તિ, વૈરાગ્ય અને નિર્મળ ગુણોનું ઐશ્વર્ય એ સઘળું વર્ણવતાં ઉત્તમ કવિઓ પણ સંકોચાય છે, કેમકે તેમાં શેષનાગ, ગણપતિ અને સરસ્વતીની બુદ્ધિ પણ પહોંચી શકતી નથી. ૪.

दोहा०—नित पूजत प्रभु पाँवरी, प्रीति न हृदय समाति ॥
माँगिमाँगिआयसु करत, राजकाज बहु भाँति ॥ ३३० ॥

ભરતજી નિત્ય રામચંદ્રજીથી પાદુકાનું પૂજન કરતા હતા, તેમના હૃદયમાં પ્રેમ સમાતો ન હતો, અને પાદુકાઓની આજ્ઞા માગી માગીને અનેક પ્રકારનાં રાજકાજ કરતા હતા. ૩૩૦.

* રામચંદ્રજી આવવાના વિશ્વાસરૂપી ધ્રુવનો તારો. જેમ ધ્રુવ અચલ રહે છે, તેમ રામચંદ્રજી આવવાનો વિશ્વાસ પણ અચળ રહે છે. ×સુરવીથિ એટલે દેવગલી (આકાશમાં સફેદ સડકજેવું દેખાય છે તે) કે જે એક જાતના તારાઓનો સમૂહ જે શરદ્ ઋતુમાં દેખાયા કરે છે.

चौ०—पुलकगात हिय सिय रघुवीरू, जीह नाम जपि लोचन नीरू ॥
लषण राम सिय कानन बसहीं, भरत भवनबसि तपतनु कसहीं ॥
दुहुँदिशि समुझि कहत सबलोगू, सबविधि भरत सराहन योगू ॥
सुनि व्रत नेम साधु सकुचाहीं, देखि दशा मुनिराज लजाहीं ॥
परम पुनीत भरत आचरणू, मधुर मंजु मृदु मंगल करणू ॥
हरण कठिन कलिकलुष कलेशू, महामोह निशि दलन दिनेशू ॥
पाप पुंज कुंजर मृगराजू, शमन सकल सन्ताप समाजू ॥
जनरंजन भंजन भवभारू, राम सनेह सुधाकर सारू ॥

ભરતજીનાં ગાત્ર રોમાંચિત રહેતાં, હૃદયમાં સીતારામનું સ્મરણ રહેતું, જીભે તેમના નામને જાપ રહેતો, અને નેત્રોમાં આંસુ રહ્યા કરતાં હતાં. રામ લક્ષ્મણ અને સીતાજી વનમાં રહેતાં હતાં અને ભરતજી ઘેર રહી તપથી શરીરને કૃશ્ય કરતા હતા. ૧. રામચંદ્રજી તથા ભરતજી એ બન્ને તરફનો વિચાર કરી સર્વ લોકો કહેતા હતા કે "સર્વ પ્રકારે ભરતજી વખાણવા યોગ્ય છે." ભરતજીનાં વ્રતો તથા નિયમો સાંભળીને સાધુઓ પણ સંકોચાતા હતા, અને તેમની દશા જોઈ મહા મુનીશ્વરો પણ લજ્જા પામતા હતા. ૨. ભરતજીનાં પરમ પવિત્ર આચરણો કહેવા સાંભળવામાં મધુર, સુંદર, આનંદ મંગળકારી અને કલિયુગના કઠિન કલેશો તથા પાપોને હરનારાં તથા મહા મોહરૂપી અંધકારનો નાશ કરનાર સૂર્ય સમાન છે. ૩. વળી તે પાપના ઢગલારૂપી હાથીઓનો નાશ કરનાર સિંહ સમાન છે, સર્વ દુઃખોના સમૂહને શાંત કરનાર છે, ભક્તજનોને આનંદ આપનાર છે, સંસારના ભારને ભાંગનાર છે અને રામચંદ્રજીપરના પ્રેમરૂપી ચંદ્રના સાર (અમૃત સમાન છે. ૪.

छंद०—सियरामप्रेमपियूष पूरण होत जन्म न भरतको ॥
मुनिमनअगमयमनियमशमदम विषमव्रतआचरतको ॥
दुख दाह दारिद दम्भ दूषण सुयशमिस अपहरतको ॥
कलिकालतुलसीसेशठहिहठि राम सन्मुखकरतको ॥ १४ ॥

સીતાજી તથા રામચંદ્રજીના પ્રેમામૃતથી પરિપૂર્ણ ભરતજીનો જન્મ થયો ન હોત તો મુનિઓનાં મનને પણ અગમ્ય એવાં યમ, નિયમ, શમ,

દમ તથા કઠિન વ્રત એનું આચરણ કોણ કરત ? સુયશના મિષથી દુઃખ, દાહ, દારિદ્ર, દંભ અને દૂષણોનો નાશ કોણ કરત ? અને આ કલિકાળમાં હું તુલસીદાસ જેવા શઠ લોકોને હઠ પૂર્વક રામની સન્મુખ કોણ કરત ? ૧૪

सो०–भरतचरित करिनेम, तुलसी जे सादर सुनहिं ॥
सीय राम पदप्रेम, अवशि होई भवरस विरतिं ॥ १४ ॥

તુલસીદાસજી કહે છે કે–જે મનુષ્ય નિયમ કરી આદર પૂર્વક ભરતજીનું ચરિત્ર સાંભળશે તે મનુષ્ય અવશ્ય સીતારામનાં ચરણોપર પ્રેમ તથા સંસાર રસમાં વૈરાગ્ય પામશે. ૧૪.

इति श्रीरामचरितमानसे सकलकलिकलुपविध्वंसनेविमल
विज्ञानवैराग्यसम्पादनोनामतुलसीकृतअयोध्याकांडे
द्वितीयःसोपानःसमाप्तः ॥ २ ॥

## अयोध्याकांड समाप्त.



શ્રીમદ્

# તુલસીકૃત રામાયણ.

# આરણ્યકાંડ.

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

॥ श्री गणेशाय नमः ॥

# ॥ श्री तुलसीकृत रामायण. ॥

## *आरण्यकांड.

### ગુજરાતી ભાષાન્તર.

श्लोक–मूलं धर्म तरोर्विवेकजलधेः पूर्णेन्दुमानन्ददं ।
वैराग्याम्बुजभास्करं ह्यघहरं ध्वान्तापहं तापहम् ॥
मोहाम्भोधरपुंजपाटनविधौ स्वेशं भवं शंकरम् ।
वन्दे ब्रह्मकुलं कलंकशमनं श्रीरामभूपप्रियम् ॥ १ ॥

આરણ્યકાંડના પ્રારંભમાં ગોસ્વામીશ્રી તુલસીદાસજી રામચરિત્ર માનસરના આચાર્યવર્ય્ય શ્રીસદાશિવજીને પ્રણામ કરે છે. જે શિવજી ચારે વેદોના સમાન સમસ્ત ધર્મરૂપી વૃક્ષના તો મૂળ છે.† વિવેકરૂપી સમુદ્રના ઉમંગવર્દ્ધન પરિપૂર્ણ રાકેશ–ચન્દ્રમા છે. વૈરાગરૂપી કમળવનના પ્રકાશક શરદ્‌ના ભાસ્કર–સૂર્યજ છે. વળી સમસ્ત પાપોના હર્ત્તા છે. જડતા, અંધકાર અને દૈહિક, દૈવિક અને ભૌતિક એ ત્રણ્યે તાપોને હરવાવાળાછે. મોહ–અજ્ઞાનરૂપી મેઘોના સમૂહને વિંધી નાંખવામાં પ્રચન્ડ પવનરૂપ છે. અને સકળ જીવોના કલ્યાણપરાયણ છે. એવા બ્રહ્મકુળના કલંકશમન અને શ્રી રામભૂપને અત્યંત પ્યારા શ્રી સદાશિવજીને હું અભિવન્દન કરૂંછું. ૧

---

* અયોધ્યાકાન્ડ સુધી તો ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ જે કાંઇ કહ્યું તે ઘણા વિસ્તારસહ કહેલ છે. એ માટે તે વ્યાસ કથન કહેવાય છે. હવે આ આરણ્યકાંડથી શેષસહ શ્રી રામનાં જે સમસ્ત ચરિત્ર કહેલાં છે. તે સર્વ સંક્ષેપથી કહેલ છે એ માટે એ સમાસ કથન કહેવાય છે, જેમકે ઉત્તરકાંડમાં લખ્યું છે કે,–**कहेउँ नाथ हरिचरित अनूपा । व्यास समास स्वमति अनुरूपा ॥** આ કાંડની કથાનો પ્રારંભ જયન્ત કાકની કથાથી છે. અને અન્તમાં શવરીનો મોક્ષ છે.

† મનુજીએ જેમ કહ્યું છે કે '**वेदोऽखिलो धर्ममूलं**'

सान्द्रानन्दपयोदसौभगतनुं पीताम्बरं सुन्दरं ।
पाणौ बाणशरासनं कटिलसत्तूणीरभारं वरम् ॥
राजीवायतलोचनं धृतजटाजूटेन संशोभितम् ।
सीतालक्ष्मणसंयुतं पथिगतं रामाभिरामं भजे ॥ २ ॥

હવે મારા ઇષ્ટદેવ શ્રીરામચન્દ્રજીને પ્રણામ કરૂંછું. જે શ્રી રામનું સજળ સઘન મેઘના સદૃશ સુંદર શ્યામ શરીર છે. અને સૌદામિની—વિજળીના વર્ણ સમાન સુન્દર પીતામ્બર ધારણ કરેલ છે. બન્ને હાથમાં ધનુષ્ બાણ ધારણ કરેલ છે. કટિદેશમાં તૂણીર કસેલ છે. કમળપત્રના સમાન વિશાળ નેત્ર છે. જટાજૂટ મસ્તક ઉપર શોભે છે. આ પ્રકારે સીતાજી અને લક્ષ્મણજી સહ માર્ગમાં ચાલ્યા જતા લોકાભિરામ શ્રીરામને મારૂં અભિવન્દન છે. ૨

सो०—उमा राम गुण गूढ, पण्डित मुनि पावहिं विरति ॥
पावहिं मोह विमूढ, जे हरिविमुख न धर्मरति ॥ १ ॥

શ્રીસદાશિવજી કહે છે કે—હે પાર્વતી ! શ્રવણ કરો. શ્રીરામચન્દ્રજીના ગુણ અત્યન્ત ગૂઢ છે. જે તે જોઇને તથા શ્રવણ કરીને વિદ્વાન્ મુનિજન તો જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ પામે છે. અને મૂઢ—આસુરી પ્રકૃતિના લોક તો મોહ જ પામે છે જે ભગવદ્ ભક્ત નથી. અને ધર્મ સન્માર્ગમાં રત નથી. અથવા હે પાર્વતી ! રામના ગંભીર ગુણથી પંડિત, મુનિ વૈરાગ પામે છે. મોહ પામીને વિશેષ મૂઢ સદૃશ દેખાય છે. પરંતુ તે હરિથી વિમુખ નથી; પણ ધર્મમાં પ્રીતિવાળા હોય છે. જેમકે, સતી, ગરૂડાદિ. અથવા રામના ગુણ ગૂઢ છે. તેને તે પંડિત અને મુનિ પામે છે કે જે સંસારથી વિરક્ત છે. અને વિમૂઢ અર્થાત્ વિગત છે. એટલે કે મોહ વગરના થઈ હરિથી વિમુખ રહેતા નથી, પણ ધર્મ ઉપર પ્રીતિ રાખે છે. ૧*

चौ०—पूरण भरतप्रीति मैं गाई, मतिअनुरूप अनूप सुहाई ॥
अब प्रभुचरित सुनो अतिपावन, करत जो वन सुरमुनिमनभावन ॥

* સીતા સ્વયંવર, રામનું વનગમન, ભરતજીનો પ્રેમ, કે જે ગ્રન્થારમ્ભથીજ રચવામાં આવેલ છે. તેમાં ક્યાંય પણ શિવ પાર્વતી, કાકભુશુંડજી અને ગરૂડ અને યાજ્ઞવલ્કયજી તથા ભરદ્વાજજીનો સમ્વાદ નથી. એ માટે તેને પ્રકટ કરવાને માટે આ કાંડમાં પ્રારંભથીજ એટલે કે પેહેલા સોરઠાથીજ શિવ—પાર્વતીનો સમ્વાદ જણાવ્યો છે. બીજા કોઇ કાંડના પ્રારંભમાં તેમ કરવામાં આવ્યું નથી.

एकवार चुनि कुसुम सुहाये, निजकर भूषण राम बनाये ॥
सीतहि पहिराये प्रभु सादर, बैठे फटिकशिलापर भावर ॥
"करहिं प्रकाश पास मणि झारी, रही छिटक पूनों उजियारी ॥
तेहि निशि नारि जयन्ताकेरी, आई तहँ ले सुमुखि घनेरी ॥
रघुपतिरूप विलोकि जुडानी, नृत्य गान कीन्हो कल बानी ॥
मन भावत बर मागि सिधाई, सो सुधि कतहुँ जयन्ते पाई ॥"
सुरपतिसुत धरि वायस वेषा, शठ चाहत रघुपति बल देखा ॥
जिमि पिपीलिका सागर थाहा, महामन्दमति पावन चाहा ॥
सीताचरण चोंच हति भागा, मूढ मन्दमति कारण कागा ॥
चला रुधिर रघुनायक जाना, सींक धनुष शायक सन्धाना ॥

( પૂર્વ અયોધ્યા કાંડમાં તો હે પાર્વતી ! ગરૂડ અથવા ભરદ્વાજ તથા સર્વ શ્રોતા પાસે અમે સર્વેએ પોતપોતાની બુદ્ધયાનુસાર મહા ભાગવંત શિરોમણિ શ્રીવિશ્વમ્ભર ભરતજીની અતિ અનૂપ સુન્દર સોહામણી પ્રીતિ તમારી પાસે કહી. આ કાંડની પહેલીજ ચોપાઈમાં ભરતજીની પ્રીતિનું અનુકથન અયોધ્યાકાંડમાં ચારે સમ્વાદોનો સમ્બન્ધ થવા માટે વિશ્વામિત્રના આવાગમનમાં આ ચોપાઈ કહેવામાં આવી છે. ' चौ. यह सब चरित कहा में गाई, आगिल कथा सुनहु मन लाई ' જેમ આ ચોપાઈમાં ' आगिल ' પદ છે. તેમજ અહિ પૂર્વ પદ આવેલ છે. ભરતજીની રામચન્દ્રજી ઉપર જે અનૂપ સમ્પૂર્ણ પ્રીતિ હતી, તે પ્રીતિથી પૂર્ણ અયોધ્યાકાંડ મેં મારી મતિ અનુસાર ગાયો. આમ કહેવાથી અયોધ્યાકાંડ સાથેનો સંબંધ મળી ગયો. જો એમ અર્થ કરવામાં આવે કે ભરતની પ્રીતિ પૂર્ણ કહી. તો તેમ સંભવતું નથી. કારણ કે પ્રથમ લખી ચૂકેલ છે કે,–' अगम सनेह भरत रघुवरके, जहं न जाय मन विधि हरि हरके ' વળી પણ પ્રીતિ પૂર્ણ શી રીતે ગાઈ શકાય છે. અથવા એમ પણ અર્થ છે કે, ભરતજીનો રામચન્દ્રપર પૂર્ણ પ્રેમ છે. તેને મેં મારી મતિ અનુસાર બનાવીને પૂર્ણ ગાયેલ છે. હવે શ્રીરઘુનાથજીનાં પવિત્ર ચરિત્ર કે જે વનમાં દેવતા અને મુનિઓના મનને પ્રીતિ કરનારાં કહેલાં છે તે સાંભળો. પાવન કહેવાનો હેતુ એ છે કે, આ કાંડમાં કેટલાંક અપાવન પવિત્ર થઈ ગયેલ છે, જેવાં કે જટાયુ, શવરી–આદિ. અને આ વનચરિત્ર દેવતા તથા મુનિઓની ઇચ્છાથી થયેલ છે. અથવા આ કે જે ચરિત્રનું વન છે, જેમાં જયન્તાદિને મોહ થઈ ગયો છે. અને આ વનચરિત્રથી જ આ કાંડનું આરણ્યકાંડ નામ છે. હવે એમ કહેવાનો આશય એ છે કે, અયોધ્યામાં

ભરતચરિત્ર કહ્યું હવે રામચરિત્ર કહે છે. ૧ એક સમય સુન્દર સોહામણાં પુષ્પ પોતાને હાથે જ વીણીને પોતાની નર નાટ્યલીલામાં પોતાના જ હાથથી અતિ વિચિત્ર પુષ્પમાળા બનાવીને મહા આદરપૂર્વક પોતાની પરમવલ્લભા શ્રી સીતાજીને પેહેરાવી.§ અને તે સહ એકાંતમાં સુંદર સ્ફાટિકની શિલા ઉપર વિરાજેલા હતા. કેટલાકનું એમ પણ કહેવું છે કે, જાનકીજીનાં સાથળ ઉપર મસ્તક રાખીને પોઢી ગયા હતા. ૨

( અહિંથી ક્ષેપક છે ) પર્વતમાં નાના પ્રકારના મણિ પ્રકાશ કરી રહેલા હતા. અને પૂર્ણીમાની ચન્દ્રની ચાંદની ચોમેર વ્યાપી રહી હતી. તે રાત્રિમાં જયન્તની સ્ત્રી ઘણીજ સાહેલીઓને સાથે લેઈ શ્રીરઘુનાથજીનાં દર્શન કરવા આવી. ૩ શ્રીરામચન્દ્રજીનું રૂપ જોઈ પ્રસન્ન થઈ. અને મનોહર વાણીથી સ્તુતિ કરી મન ભાવતું વરદાન માગીને ચાલી ગઈ. આ સમાચાર ઈન્દ્રના પુત્ર જયન્તને થતાં તે ક્રોધ પામ્યો. ૪ ( અહિં સુધી ક્ષેપક છે.)

આવું નરનાટ્યનું ચરિત્ર સર્વેશ્વરસ્વામીનું નિરખીને દેવરાજ ઈન્દ્રના પુત્ર જયન્તે પોતાને સુરપતિ અને રામને રઘુપતિ જાણીને કાગડાનો વેષ ધારણ કરીને, મહા મૂઢ, જેમ કીડી સમુદ્રના અંતને પામવા ઇચ્છે તથા મહા પાપિષ્ઠ પાવન ગતિની ઇચ્છા કરે તેમ શ્રી રામચંદ્રજીના બળને જોવા ઇચ્છતો હતો. એ મૂઢ મંદમતિ જાનકીજીના ચરણોમાં ચાંચ મારીને ભાગ્યો. અથવા જાનકીજીના શરીરમાં ચરણ અને ચાંચ બન્ને મારીને ભાગ્યો. શ્રી રઘુનાથજી જાનકીજીના ખોળામાં સૂતેલા હતા. તે સમય જયન્તે ચાંચ મારી; પરંતુ કદાચિત્ રામચન્દ્રજી જાગી ઉઠશે એ ભયથી જાનકીજીએ જરા પણ શરીર હલાવ્યું નહિં. જ્યારે રૂધિરનો પ્રવાહ તેમાંથી નિકળી પ્રભુની પીઠે ઠંડો લાગતાં જાગૃત થયા. જાગૃત થતાંની સાથેજ સર્વ હકીકત જાણી લઇને રામચન્દ્રજીએ એક સળીને બ્રહ્માસ્ત્રના મંત્રથી મંત્રી બાણરૂપ બનાવીને ધનુષ્માં સાંધી. ૬

दोहा—अति कृपालु रघुनायक, सदा दीनपर नेह ॥
तासन आइ कीन्ह छल, मूरख अवगुण गेह ॥ १ ॥

રઘુનાથજીનો સ્વભાવ અતિ કોમળ છે. અને સદા દીનોપર પ્રેમ રાખે છે. આ મૂરખ અવગુણીએ આવીને તે સાથે છળ કર્યું. ૧

§ માળા પેહેરાવવાનો આશય એ છે કે, રાવણ બે વાતે બળવાન્ છે. એક તો તે અનાદિ શક્તિને ઇષ્ટ માને છે અને બીજા શંકરને ગુરૂ માને છે. તેથી શ્રી રામચન્દ્રજીએ રાજનીતિ પ્રમાણે ગંગાજી ઉતરતાં શંકરનું પૂજન કરી મેળવી લીધા. અને અહિં જાનકીજીને મેળવે છે કે તે પોતાના ભક્તનો પક્ષ ન કરે.

चौ०–बिन अपराध प्रभु हतैं न काहू, अवसर परे ग्रसै शशि राहू ॥
जब प्रभु लीन्ह धनुष सिकबाना, क्रोध जानि भा अनल समाना ॥
प्रेरित अस्त्र ब्रह्मशर धावा, चला भाजि वायस भय पावा ॥
धरि निजरूप गयउ पितु पाहीं, रामविमुख राखा तिन नाहीं ॥
भा निराश उपजी हिय त्रासा, यथा चक्रभय ऋषि दुर्वासा ॥
ब्रह्मधाम शिवपुर सबलोका, फिरा भ्रमित व्याकुल भय शोका ॥
काहू बैठन कहा न ओही, राखि को सकै रामकर द्रोही ॥
मातु मृत्यु पितु शमन समाना, सुधा होइ विष सुनु हरियाना ॥
मित्र करै शत रिपुकी करणी, ताकहँ विबुधनदी वैतरणी ॥
सब जग ताहि अनलते ताता, जो रघुवीर विमुख सुनु भ्राता ॥

( અહિંથી ક્ષેપક છે. ) વિના અપરાધે પ્રભુ કોઇને પણ મારતા નથી. વખત આવે તો રાહુ, ચન્દ્રમાને ગ્રસી લેછે. જ્યારે પ્રભુ શ્રી રઘુનાથજીએ ધનુષના ઉપર સળીરૂપ બાણ ચડાવ્યું, ત્યારે તે બાણ પ્રભુને જયન્તના ઉપર ક્રોધયુક્ત થયેલા જાણીને અગ્નિ સદૃશ થઇ ગયું. (અહિં સુધી ક્ષેપક છે.)

બ્રહ્માસ્ત્રથી અભિમંત્રિત થયેલું તે બાણ જ્યારે ચાલ્યું ત્યારે તે કાગડો ભય પામીને ભાગવા લાગ્યો. પોતાનું રૂપ ધરીને પોતાના પિતા ઇન્દ્રની પાસે ગયો; પરંતુ તેણે પણ રામ વિમુખ હોવાને લીધે પુત્રને પણ રાખ્યો નહિ. ૨ જ્યારે પિતાએ પણ ન રાખ્યો ત્યારે તો તે નિરાશ થઇ ગયો. મનમાં ડર પામ્યો. જેમ અમરીષ રાજા સાથે તકરાર થતાં ચક્રના ભયથી દુર્વાસા ઋષિ ભાગતા ફરતા હતા. તેમ જયન્ત પણ બ્રહ્મધામ, શિવલોકાદિ સર્વ લોકોમાં વ્યાકુલ થઇને ભાગતો ફર્યો, અને મહા શોક કરવા લાગ્યો. ૩ કોઇએ તેને બેસવાનું પણ ન કહ્યું. રઘુનાથજીના દ્રોહીને કોણ રાખી શકે તેમ છે ?‡ કાકભુશુંડજીએ કહ્યું છે કે—હે ગરૂડજી ! જે પુરૂષ રામનો દ્રોહી છે તેને માતા મૃત્યુ, પિતા યમ અને અમૃત વિષના સમાન થઇ જાય છે. ૪ યાજ્ઞવલ્કયજીએ કહ્યું કે–હે ભાઇ ભરદ્વાજ ! શ્રવણ કરો. જે પુરૂષ રામ વિમુખ હોય તેને મિત્ર, શત્રુની કરણી કરવા લાગેછે. ગંગા વૈતરણી સમાન થઇ જાય છે. તેને આખું જગત્ અગ્નિથી વિશેષ ગરમ થઇ જાય છે. આ સર્વ વાર્ત્તા જયન્તને થઇ.

‡ શ્રીમદ્ રામાયણમાં લેખ છે કે–ब्रह्मा स्वयम्भू चतुराननोवा रुद्र त्रिनेत्र त्रिपुरांतकोवा । इन्द्रो महेन्द्रः सुरनायकोवा त्रातुं न शक्यो युधिराम बध्यं ॥ १ ॥

दोहा–जिमि जिमि भाजत शक्रसुत, व्याकुल अति दुख दीन
तिमि तिमि धावत रामशर, पाछे परम प्रवीन ॥ २ ॥

જેમ જેમ ઇન્દ્રનો પુત્ર જયન્ત અતિ વ્યાકુળ, અતિ આરત, અતિ દીન બની નાસતો જતો હતો તેમ તેમ પરમ પ્રવીણ શ્રી રામચન્દ્રજીનું બાણ તેની પાછળ પાછળ ચાલ્યુંજ જતું હતું. ૨

चौ०–बचहि उरग बरु ग्रसै खगेशा, रघुपति शर छुटि बचब अँदेशा ॥
नारद देखा विकल जयन्ता, लागि दया कोमलचित सन्ता ॥
दूरिहिते कहि प्रभुप्रभुताई, भजे जात बहु विधि समुझाई ॥
पठवा तुरत राम पहँ ताही, कहसिं पुकारि प्रणतहित पाही ॥
आतुर सभय गहेसि पद जाई, त्राहि त्राहि दयालु रघुराई ॥
अतुलित बल अतुलित प्रभुताई, मैं मतिमन्द जानि नहिं पाई ॥
निजकृतकर्मजनित फल पायउँ, अब प्रभु पाहि शरण तकि आयउँ ॥
सुनि कृपालु अति आरत बानी, एक नयन करि तजा भवानी ॥

કદાચ ગરૂડજીના પંઆમાંથી સર્વ છૂટી જાય, પણ રઘુનાથજીનું બાણ છૂટયા પછી તો બચવું અતિ કઠિણ છે. (આ ચોપાઇ ક્ષેપક છે.) જયન્તને વ્યાકુળ જોઇ. નારદજીને દયા આવી; કારણ કે સંતજનો હમેશાં કોમળ ચિત્તવાળા હોય છે. ૧† નારદજીએ નાસતા જતા જયન્તને દૂરથીજ પ્રભુની પ્રભુતા કહીને સમજાવી અને તુરત રઘુનાથજી પાસે તેને મોકલ્યો. અને કહ્યું કે ત્યાં જઇને પોકારીને કહેજે કે, હે દીનોનું હિત કરનારા મારૂં સંરક્ષણ કરો. તેને કહ્યું કે,– બ્રહ્મા, શિવ અને ઇન્દ્રાદિકોમાં કોઇ એવો નથી કે રામ વિરોધીનું રક્ષણ કરી શકે માટે તું પ્રભુને શરણ જા. અને કહેજે કે હે શરણાગત વત્સલ સ્વામી ! હું આપનો અપરાધિ આપનેજ શરણ આવ્યો છું. જ્યારે તું એ પ્રમાણે કહીશ, ત્યારેજ તારા પ્રાણ બચશે.* ૨ આ પ્રમાણે નારદજીએ ઉપદેશ આપી જયન્તને રામચન્દ્રજીની પાસે મોકલ્યો. જયન્તે નારદજીનાં પરમ હિતકારી વચન શ્રવણ કરી તેને મસ્તક નમાવ્યું. અને તુરત રામચન્દ્રજી પાસે આવ્યો. અત્યંત આર્ત્ત ભયભીત આવીને શ્રીરામચન્દ્રજીની પાસે દંડના સમાન પડી પ્રભુનાં બન્ને

† સંતલોકો પારકાં દુઃખથી દુઃખી થાય છે. પોતે તો દુઃખ સુખને સમાનજ માને છે. જેમકે શ્રી ગોસ્વામી સર્વત્ર લખેછે કે–**रामभक्त परहित निरत परदुख दुखी दयालु । चौ. जे हर्षहिं पर सम्पति देखी दुखित होहि पर दुखहिं बिशेषी । परदुख द्रवहिं सन्त सुपुनीता.**

* **सकृदेव प्रपन्नाय तवास्मीति च याचते । अभयं सर्व भूतेभ्यो ददाम्येतद्व्रतं मम॥१॥**

ચરણ પકડી લીધાં ને બોલ્યો કે હે દયાળુ સ્વામી ! હું કે જે અપરાધી છું તેનું રક્ષણ કરો. તમારૂં અતુલિત બળ અને પ્રભુતા છે. તે મારા મૂર્ખના જાણવામાં નહતું.* ૩ હું મારા કરેલાં કર્મનું ફળ તો પામી ચૂક્યો. હવે તો હે સ્વામી ! મારી રક્ષા કરો. હું રક્ષણીય છું; કેમકે આપને અશરણ શરણ સર્વ લોકશરણ્ય જાણીને આપને શરણ આવ્યો છું. શ્રી સદાશિવજી કહેછે કે હે પાર્વતી ! કૃપાળુ સ્વામીએ તેની અતિ આર્ત્ત વાણી શ્રવણ કરીને પોતાની બન્ને પ્રતિજ્ઞાઓને ન-ભાવનારા પ્રભુએ તેને એક નેત્રહીન કરીને છોડી મૂક્યો.‡ ૪

सो०—कीन्ह मोह वश द्रोह, यद्यपि त्यहिकर वध उचित ॥
प्रभु छाँडेउ करि छोह, को कृपालु रघुवीर सम ॥ २ ॥

મોહને વશ થઇને જો કે જયન્તે રામપ્રિયા શ્રી જાનકીજીનો અપરાધ ક-ર્યો. તે માટે તેને મારવોજ યોગ્ય હતો. છતાં પણ પ્રભુએ કૃપા કરીને તેને છોડી દીધો. તેના સમાન કોણ દયાળુ છે. ૨

चौ०—रघुपति चित्रकूट बसि नाना, चरित करत श्रुति सुधासमाना ॥
बहुरि राम अस मन अनुमाना, होइहि भीर सबहिं मोहिं जाना ॥
सकल मुनिन्हसन बिदा कराई, सीतासहित चले दोउ भाई ॥
अत्रीके आश्रम प्रभु गयऊ, सुनत महामुनि हर्षित भयऊ ॥
पुलकित गात अत्रि उठी धाये, देखि राम आतुर चलि आये ॥
करत दण्डवत मुनि उरलाये, प्रेमबारि दोउ जन अन्हवाये ॥
देखि रामछवि नयन जुडाने, सादर निजआश्रम तब आने ॥
करि पूजा कहि वचन सुनाये, दिये मूल फल प्रभु मनभाये ॥

આ પ્રકારે થોડા દિવસ ચિત્રકૂટમાં વાસ કરીને શ્રી રામચન્દ્રજીએ પરમ મનોહર શ્રવણાનન્દદાયક ચરિત્ર કર્યાં. પછી પોતે એવો વિચાર કર્યો કે અ-હિં તો સમીપતાને લીધે અયોધ્યા અને જનકપુર વાસિયોની ભીડ થયા કરશે. કારણ કે ત્યાંના સર્વ લોકો મને અહિં જોઇ ગયા છે. ૧ આવો વિચાર કરી રામ-ચન્દ્રજીએ સર્વ મુનિશ્વરો પાસેથી આજ્ઞા માગીને સીતાજી સહ બન્ને ભાઈ ત્યાંથી ચાલી નિકળ્યા. (આસો સુદ દસમને દિવસે રઘુનાથજીએ દક્ષિણ દિશા તરફ પ્ર-

* ब्रह्मा शिव श्शतमन्यः परमस्त्वुराद्यिते ते चापि यस्य महिमार्णव विप्रश्नस्ते । અર્થાત્ ત્રૈલોક્યનાથ બ્રહ્મા, શ્રી સદાશિવજી અને શતમન્યુ-ઇન્દ્ર આદિ દેવાધિ દેવ પણ આપના મહિમાને પાર પામવાના મહાસાગરના રજસદશ છે.

‡ બીજી પ્રતિજ્ઞા વિષે વારાહ પુરાણમાં લેખ છે કે—मद्भक्तं श्वपचम्वापि निन्दां कुर्वन्तिके नराः । पद्मकोटि शतेनापि न क्षमामि वसुन्धरे ॥ १ ॥

યાણ કર્યું. રઘુનાથજી બ્રહ્માના પુત્ર મહર્ષિઅત્રિના આશ્રમમાં પધાર્યા. શ્રીરામચન્દ્રજીનું આવાગમન સાંભળતાની સાથેજ મહા મુનીશ્વર હર્ષિત થઇ ગયા. ૨ પ્રેમથી પુલકાયમાન શરીર જેનું થઇ ગયું છે એવા અત્રિઋષિ તુરત ઉઠીને સામા જવા માટે દોડયા. શ્રી રામચન્દ્રજીએ તેને આવતા જોઈ લક્ષ્મણજી સહ દંડવત્ પ્રણામ કર્યા. પ્રણામ કરતા જોઈ હૃદય સાથે બે ભાઇઓને લગાવ્યા. અને પ્રેમનાં અશ્રુ જળથી બન્ને ભાઇઓને નવરાવી દીધા. ૩ શ્રી રામચન્દ્રજીની ચિન્તાપહારક મનોહર છબિને જોતાંની સાથેજ મુનિનાં નેત્ર શીતળ થઇ ગયાં અને આદરસહ પોતાના આશ્રમમાં લઇ ગયા. સુંદર સોહામણાં મધુરવચન કહ્યાં અને વિધિપૂર્વક પૂજન કરીને પ્રભુને મન ભાવતાં પરમપાવન સુસાત્વિક કંદમૂળ અને ફૂળ નિવેદન કર્યાં. ૪

**सो०—प्रभु आसनआसीन, भरि लोचन शोभा निरखि ॥**
**मुनिवर परम प्रवीन, जोरिपाणि अस्तुति करत ॥ २ ॥**

જ્યારે પરમપ્રસન્ન રામચન્દ્રજી આસન ઉપર બિરાજ્યા. ત્યારે તે દિવ્યમંગળ વિગ્રહની શોભાને નિમેષ વગરનાં નેત્રોથી જોઈ પરમ પ્રવીણ મુનિવર્યે બે હાથ જોડીને વિનતિ કરવા લાગ્યા. ૩

**छंद प्रमाणिका—नमामि भक्तवत्सलं, कृपालुशीलकोमलं ॥**
**भजामि ते पदाम्बुजं, अकामिनांस्वधामदं ॥**
**निकामश्यामसुन्दरं, भवाम्बुनाथमन्दरं ॥**
**प्रफुल्लकंजलोचनं, मदादिदोषमोचनं ॥ १ ॥**

આપનો વાત્સલ્ય ગુણ કેવળ આપના અનન્ય ભક્તોપર જ છે. એવા આપને હું નમસ્કાર કરૂં છું. આપ કૃપાનાં સ્થાન છો. આપનાં કોમળ ચરણકમલનું હું ભજન કરૂં છું. કારણ કે તે આપનાં ચરણ કામનારહિત જનોને મુક્તિ આપે છે. આપનું અતિશય શ્યામ સુંદર શરીર છે. સંસારસમુદ્રનું મથન કરવામાં આપ મંદરાચળ રૂપ છો. ભક્તોને શરણમાં રાખવાવાળા છો. પ્રફુલ્લિત કમળના સમાન આપનાં નેત્ર છે. અને આપ મદઆદિ દોષોને છોડાવવાવાળા છો. ૧

**प्रलम्बबाहुविक्रमं, प्रभोऽप्रमेयवैभवं ॥**
**निषंग चापशायकं, धरे त्रिलोकनायकं ॥**
**दिनेशवंशमण्डनं, महेशचापखण्डनं ॥**
**मुनीन्द्रसन्तरंजनं, सुरारिवृन्दभंजनं ॥ २ ॥**

હે પ્રભો સ્વામિન્! આપની ભુજાઓનાં પરાક્રમનો વૈભવ અપ્રમેય છે અર્થાત્ તુલના થઇ શકતી નથી. જેમાં આપે ધનુષ્ બાણ ધારણ કરેલ છે. તરકસ કમરમાં બાંધેલ છે. આપ ત્રૈલોકયના સ્વામી છો. આપની ભુજાઓએ સૂર્યવંશને ભૂષિત કરેલ છે. અને શ્રી સદાશિવજીનાં ધનુષ્‌ને તોડેલ છે. અને તેથી મુનીન્દ્ર સંતોને આનંદ આપ્યો છે અને અસુર સમૂહોનો નષ્ટ કરયો છે. ૨

मनोजवैरिवन्दितं, अजादिदेव सेवितं ॥
विशुद्धबोधविग्रहं, समस्तदुःखतापहं ॥
नमामि इन्दिरापतिं, सुखाकरं सतांगतिं ॥
भजे सशक्तिसानुजं, शचीपतिप्रियानुजं ॥ ३ ॥
त्वदंघ्रिमूल ये नरा, भजन्ति हीन मत्सरा ॥
पतंति नो भवार्णवे, वितर्कवीचिसंकुले ॥
विविक्तवासिनः सदा, भजंति मुक्तिदंमुदा ॥
निरस्य इन्द्रियादिकं, प्रयांति ते गतिं स्वकं ॥ ४ ॥
त्वमेकमद्भुतं प्रभुं, निरीहमीश्वरं विभुं ॥
जगद्गुरुं च शाश्वतं, तुरीयमेव केवलं ॥
भजामि भाववल्लभं, कुयोगिनां सुदुर्लभं ॥
स्वभक्तकल्पपादपं, समस्तसेव्यमन्वहं ॥ ५ ॥
अनूपरूपभूपतिं, नतोऽहमुर्विजापतिं ॥
प्रसीद मे नमामि ते, पदाब्जभक्ति देहि मे ॥
पठन्ति ये स्तवं इदं, नरादरेण ते पदं ॥
व्रजन्ति नात्र संशयं, त्वदीय भक्ति संयुतं ॥ ६ ॥

જે ભુજા કામદેવના વૈરી શ્રી શિવજીથી વંદિત છે. બ્રહ્માદિ દેવતાઓથી સેવિત છે. આપનું શરીર વિશેષ શુદ્ધ અને જ્ઞાનરૂપી છે. અને સકળ દુઃખ અને તાપનો નાશ કરનાર છે. આપ લક્ષ્મીજીના પતિ સુખના ભંડાર અને સજ્જનોની ગતિ છો, આપને નમસ્કાર છે. સીતા લક્ષ્મણ સહ આપનું ભજન કરૂં છું. આપ ઇન્દ્રને પ્યારા તેના નાના ભાઇ છો. ઇન્દ્રના નાના ભાઇ કહેવાનો હેતુ એ છે કે, જયારે બલિરાજાએ યજ્ઞ કર્યો ત્યારે અદિતિના વ્રતથી સંતોષ પામી તેને ઉદર ભગવાને જન્મ લીધો. ઇન્દ્ર અદિતિના મોટા પુત્ર છે. અને વામનજી નાના કહેવાયા અને રાજાબળિ પાસેથી

પૃથિવી લઈ ઇન્દ્રનું કાર્ય કર્યું. એથી પ્રિય અનુજ કહેલ છે. સતાંગતિ કહેવાનો ભાવ એ છે કે-સત્યપુરૂષોને આપજ ગતિ આપો છો. ૩ જે મનુષ્ય અભિમાન ત્યાગીને આપનાં ચરણકમળનું ભજન કરે છે, તે કુતર્કની લહેરોથી સંયુક્ત સંસારસાગરમાં પડતો નથી; અર્થાત્ પુનઃ તેનો જન્મ થતો નથી. સકળ વાસના રહિત થઇને જે આપનેજ મુક્તિદાયક જાણીને ભજે છે તે ઇન્દ્રિયાદી રસોનો ત્યાગ કરી આપની નિજગતિને પ્રાપ્ત થાય છે. (જ્યાં 'विविक्तवासना' અને જ્યાં 'भजन्ति मुक्तिदं' પાઠ છે તેનો સર્વ વિષય વાસના છોડી મુક્તિ દેવાવાળા જે આપનું ભજન કરે તે છે. એમ અર્થ કરવો.) ૪ આપ એક છો, અદ્ભુત છો, પ્રભુ છો. ઉદ્યમ રહિત ઇશ્વિર સર્વના પ્રેરક, પ્રભુ સમર્થ વ્યાપક જગતના ગુરુ શાશ્વત-નિરન્તર અને તુરીય અર્થાત્ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓથી ભિન્ન કેવળ એકજ છો. આપને પ્રેમ પ્રિય છે. અને આપ યોગીઓને દુર્લભ છો. અને તમારા ભક્તોને તો કલ્પવૃક્ષ સદૃશ છો. અને સુન્દર સેવા કરવા યોગ્ય છો. આપને નમસ્કાર કરૂં છું. ૫ આપનું અનૂપ રૂપ છે. રાજરાજેન્દ્ર છો. એવા જે આપ સીતાજીના પતિ છો તેને હું નમસ્કાર કરૂં છું. આપ મારા ઉપર પ્રસન્ન થાઓ. અને આપના ચરણકમળની ભક્તિનું વરદાન આપો. જે કોઇ મારા આ સ્તોત્રનો આદરથી પાઠ કરશે તે આપની ભક્તિસહ આપના પદને નિઃસન્દેહ પ્રાપ્ત થશે. ૬

**दोहा.–बिनती करि मुनि नाइ शिर, कह करजोरि बहोरि ॥**
**चरणसरोरुह नाथ जानि, कबहुँ तजै मति मोरि ॥ ३ ॥**

આ પ્રમાણે અત્રિમુનિ શ્રી રામચન્દ્રજીની સ્તુતિ કરી, મસ્તક નમાવીને પુનઃ બોલ્યા કે, હે નાથ ! આપનાં ચરણકમળોનો મારૂં મન કદિ પણ ત્યાગ ન કરે. ૩.

**चौ०–जन्म जन्म तव पद सुखकन्दा, बढौ प्रेम चकोर जिमि चन्दा ॥**
**देखि राम मुनि विनय प्रणामा, विविध भाँति पायउ विश्रामा ॥**
**अनुसूयाके पदगहि सीता, मिली बहोरि सुशील विनीता ॥**
**जो सिय सकल लोक सुखदाता, अखिल लोक ब्रह्माण्डकि माता ॥**
**ते पाई सिय मुनिवरभामिनि, सुखी भई कुमुदिनि जिमि यामिनि ॥**
**ऋषिपत्नी मन सुख अधिकाई, आशिष देइ निकट बैठाई ॥**
**दिव्य वसन भूषण पहिराये, जे नित नूतन अमल सुहाये ॥**
**जाहि निरख दुख दूरि पराहीं, गरुड देखि जिमि पन्नग जाहीं ॥**

(ક્ષેપક) જેમ ચકોરને ચન્દ્રમા ઉપર પ્રેમ વધ્યા કરે છે, તેમ મને તમારાં સુખદાયક ચરણકમળમાં જન્મોજન્મ પ્રેમ વધ્યા કરે. શ્રી રઘુનાથજી મુનિના વિનય પ્રણામને જોઇને અનેક પ્રકારે સુખ પામ્યા. ૧. ( ક્ષેપક પૂર્ણ થયું. ) પછી સુશીલ અને નમ્રતાવાળાં સીતાજી, અત્રિઋષિની સ્ત્રી અનુસૂયાનાં ચરણ પકડી તેમને મળ્યાં. (ક્ષેપક) જે સીતાજી સર્વ લોકોને સુખ દેવાવાળાં સર્વ લોક અને બ્રહ્માન્ડની માતા છે. ૨ તે જાનકીને અત્રિમુનિની સ્ત્રી અનુસૂયા જેમ રાત્રિ થતાં કુમુદિની પ્રસન્ન થાય, તેમ મળીને પ્રસન્ન થયાં. (ક્ષેપક પૂર્ણ થયું.) ઋષિપત્નિના મનમાં અત્યંત સુખ થયું. અને આશીર્વાદ આપી જાનકીજીને પાસે બેસાડયાં. ૩. દિવ્ય એટલે કે જે કોઈ પણ દિવસ મેલાં ન થાય. સદા પ્રકાશિત્ રહે એવાં વસ્ત્ર અને ઘરેણાં મુનિપત્નિએ સીતાજીને પેહેરાવ્યાં. ( ક્ષેપક ) જેને જોતાંની સાથેજ જેમ ગરૂડની સમીપમાં સાપ જતો નથી તેમ દુઃખ જતાં નથી. દુઃખ તો દૂર નાશી જાય છે. ( ક્ષેપક પૂર્ણ થયું. ) ૪

**दोहा—ऐसे बसन विचित्र सुठि, दिय सीय कहँ आनि ॥**
**सन्मानी प्रियवचन कहि, प्रीति न जाइ बखानि ॥ ४ ॥**

એવાં પવિત્ર અદ્દભુત વસ્ત્ર જાનકીજીને અનુસૂયાએ લાવીને આપ્યાં. તથા પ્રિય વચનો કહી સીતાજીનું સન્માન કર્યું. સીતાજી પ્રત્યેની અનુસૂયાની અવર્ણનીય પ્રીતિનાં વખાણ થઇ શકે તેમ નથી. ૪

**चौ०—कह ऋषिवधू सरल मृदु बानी, नारिधर्म्म कछु ब्याज बखानी ॥**
**माता पिता भ्राता हितकारी, मित सुखप्रद सुनु राजकुमारी ॥**
**अमितदान भर्त्ता वैदेही, अधम सो नारि जो सेव न तेही ॥**
**धीरज धर्म मित्र अरु नारी, आपतिकाल परखिये चारी ॥**
**वृद्ध रोगवश जड धनहीना, अन्ध बधिर क्रोधी अतिदीना ॥**
**ऐसेहु पतिकर किये अपमाना, नारि पाव यमपुर दुख नाना ॥**
**एकै धर्म्म एक व्रत नेमा, काय वचन मन पतिपद प्रेमा ॥**
**जग पतिव्रता चारि विधि अहहीं, वेद पुराण सन्त अस कहहीं ॥**

અનુસૂયા વાર્ત્તાલાપ કરતાં પ્રસંગ લાવી કોમળ વાણીથી સીતાજીને વિસ્તારપૂર્વક સ્ત્રીધર્મો સંભળાવ્યાં. હે રાજકુમારી ! શ્રવણ કરો. માતા પિતા, ભાઇ અને હેતુ એ સર્વ યોગ્યતાનુસાર સુખ દેવાવાળાછે. પરન્તુ હે જાનકી! પતિ તો અનન્ત સુખનો આપવાવાળો છે. જે સ્ત્રી પોતાના સ્વામીની સેવા

કરતી નથી, તે અધમ છે. ધીરજ, ધર્મ, મિત્ર અને નારી એનું પરિક્ષણ વિપત્તિ સમયેજ થાય છે. ૨ વૃદ્ધ, રોગી, મૂર્ખ, દરિદ્રી, આંધળો, બહેરો, ક્રોધી, અને દુઃખી એવા પતિનું પણ અપમાન કરવાથી નારી યમ લોકમાં અનેક દુઃખ પામે છે; સ્ત્રીઓનો તો એકજ ધર્મ, એકજ નિયમ છે. તેણે તો મન, વચન અને કર્મથી પતિનાં ચરણોમાં પ્રેમ કરવો. જગત્‌માં પતિવ્રતા સ્ત્રીઓ ચાર પ્રકારની હોય છે, એમ વેદ પુરાણ અને સર્વ સન્ત કહેછે.૪

दोहा–उत्तम मध्यम नीच लघु, सकल कहौं समुझाय ॥
आगे सुनहि ते भवतरहिं, सुनहु सीय चितलाय ॥ ५ ॥

ઉત્તમ, મધ્યમ, નીચ અને લઘુ એવા પ્રતિવ્રતાઓના ચાર પ્રકાર છે. એ સર્વ પ્રકારો હું તમને સમજાવીને કહું છું. અને ભવિષ્યમાં પણ જે સ્ત્રીઓ આ ચાર પ્રકારોને શ્રવણ કરશે, તે સંસારસાગર તરીને પાર થઇ જશે. ( આ ક્ષેપક છે. ) ૫

चौ०–उत्तमके अस बस मनमांही, स्वप्नेहु आन पुरुष जग नाहीं ॥
मध्यम परपाति देखहिं कैसे, भ्राता पिता पुत्र निज जैसे ॥
धर्म विचारि समुझि कुल रहहीं. सो निकृष्टतिय श्रुति अस कहहीं ॥
विनु अवसर भयते रह जोई, जानेहु अधम नारि जग सोई ॥
पतिवंचक परपति रति करई, रौरव नरक कल्प शत परई ॥
क्षण सुख लागि जन्म शतकोटी, दुख न समझ तेहि सम को खोटी ॥
विनुश्रम नारि परमगति लहई, पतिव्रत धर्म छांडि छल गहई ॥
पति प्रतिकूल जन्म जहँ जाई, विधवा होइ पाइ तरुणाई ॥

ઉત્તમ પતિવ્રતા સ્ત્રીના મનમાં તો એજ નિશ્ચય છે કે, અન્ય પુરૂષ સ્વપ્નામાં પણ જગત્‌માં નથી. સર્વ સ્ત્રીજ છે. પુરૂષ તો કેવળ મારો પતિજ છે. મધ્યમ પતિવ્રતા પરાયા પુરૂષોને પોતાના ભાઇ, બાપ અને પુત્ર સમાન નિરખે છે. ૧ અને જે ધર્મનો વિચાર કરી પોતાના કુળની લાજ પ્રમાણે અનુસરે છે તે નિકૃષ્ટ સ્ત્રી છે એમ વેદ કહે છે. જે અવસર ન મળવાથી અથવા ભયથી પોતાના ધર્મમાં રહે છે. તે જગત્‌માં અધમ સ્ત્રી છે. ૨ જે પોતાના પતિ સાથે ઠગાઇ કરીને પરપુરૂષ સાથે પ્રીતિ કરે છે, તે સો કલ્પ સુધી રૌરવ નરકમાં પડે છે. ક્ષણ માત્રના સુખ માટે સો કરોડ જન્મ સુધી દુઃખનો વિચાર કરતી નથી. તેના સમાન કોણ નીચ છે? ૩ જે સ્ત્રી છળનો ત્યાગ કરીને પતિવ્રતા ધર્મનું પાલન કરે છે, તે સ્ત્રી વિના પરિશ્રમે પરમ

ગતિને પ્રાપ્ત થાય છે. પતિથી પ્રતિકૂળ ચાલનારી સ્ત્રી જ્યાં જન્મ લેશે, તે ત્યાં તરૂણવસ્થામાંજ વિધવા થઇ જશે. ૪.

सो०—सहज अपावनि नारि, पति सेवत शुभगति लहहिं ॥
यश गावत श्रुतिचारि, अजहू तुलसी हरिहि प्रिय ॥ ४ ॥

સ્વભાવિક અપવિત્ર નારી કેવળ પતિસેવા કરવાથીજ શુભગતિને પ્રાપ્ત થઇ જાય છે. આ વાત ચારે વેદ કહે છે. જુઓ કે આજપર્યંત તુલસી વિષ્ણુ ભગવાન્‌ને પ્રિય છે. એ વૃંદાના પાતિવૃતનોજ પ્રભાવ છે, કે જે પતિની ભક્તિ કરી તુલસી થઇ ગઇ. વૃંદાએ પતિના મરવાથી અને પતિવ્રત નષ્ટ થવાથી વિષ્ણુ ભગવાન્‌ને શાપ આપ્યો કે તમે શિલા-પત્થર થઇ જાઓ. વિષ્ણુએ કહ્યું કે, તું તુલસી થઇશ. અને હું તને ધારણ કરીશ. ૪

सुनु सीता तव नाम, सुमिरि नारि पतिव्रत करहिं ॥
तोहिं प्राण प्रियराम, कहेहु कथा संसारहित ॥ ५ ॥

જાનકીજી! શ્રવણ કરો. જગત્‌માં અન્ય સ્ત્રીઓ તો કેવળ તમારૂં નામ સ્મરણ કરવાથીજ પતિવૃત ધર્મ કરશે. તમને તો શ્રી રઘુનાથજી પ્રાણોના સમાન પ્યારા છે. આ કથા તો મેં સંસારનાં કલ્યાણાર્થે કહી છે. ૫

चौ०—सुनि जानकी परमसुख पावा, सादर तासु चरण शिर नावा ॥
तब मुनिसन कह कृपानिधाना, आयसु होइ जाउँ वन आना ॥
सन्तत मोपर कृपा करेहू, सेवक जानि तजेहु जनि नेहू ॥
धर्म्मधुरन्धर प्रभुकी वानी, सुनि सप्रेम बोले मुनिज्ञानी ॥
जासु कृपा अज शिव सनकादी, चहत सकल परमारथवादी ॥
ते तुम राम अकाम पियारे, दीनबन्धु मृदु वचन उचारे ॥
अब जानी मैं श्रीचतुराई, भजिय तुमहिं सबदेव विहाई ॥
जेहि समान अतिशय नहि कोई, ताकर शील कसन अस होई ॥
केहि विधि कहौं जाहु अब स्वामी, कहहु नाथ तुम अन्तर्यामी ॥
अस कहि प्रभु विलोकि मुनिधीरा, लोचन जल वह पुलक शरीरा ॥

અનુસૂયાનાં વચનો શ્રવણ કરી, જાનકીજીને પરમ સુખ થયું. અને આદરપૂર્વક અનુસૂયાનાં ચરણોમાં શિર નમાવ્યું. પછી રામચન્દ્રજીએ અત્રિમુનિને કહ્યું કે,—જો આજ્ઞા હોય તો હું હવે બીજાં વનોમાં જાઉં. ૧ હમેશાં મારા ઉપર કૃપા કરતા રહેજો. અને મને પોતાનો સેવક જાણી મારા

ઉપરની પ્રીતિનો ત્યાગ કરશો નહિ. ધર્મધુરંધર પ્રભુની વાણી શ્રવણ કરી જ્ઞાની મુનિ પ્રીતિપૂર્વક આવાં વચનો બોલ્યા. ૨ જેની કૃપાને શિવ, બ્રહ્મા, અને સનકાદિક સર્વ પરમારથવાદી ઇચ્છેછે. હે રામચન્દ્રજી! તે તમે અમને નિષ્કામ પ્યારા છો. આપ દીનોના બંધુ છો. જેથી આપે કોમલ વચન ઉચ્ચારેલ છે. ૩ હવે મેં આપની ચતુરાઇ જાણી. આપ કહો છો કે અન્ય દેવતાઓનો ત્યાગ કરી મને ભજો. જેનાથી અધિક કાંઈ નથી. તેનો આવો સ્વભાવ કેમ ન હોય. ૪ હવે હું શી રીતે કહું કે આપ વનમાં પધારો, હે નાથ! આપ અન્તર્યામી છો. આવાં વચનો કહી મુનિએ ધિરજ ધારણ કરી, પ્રભુને નિરખી નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. અને શરીર પુલકાયમાન્ થઈ ગયું. ૫

छं०—तनु पुलक निर्भरप्रेमपूरण नयन मुखपंकज दिये ॥
मन ज्ञान गुण गोतीत प्रभु मैं दीख जप तप का किये ॥
जप योग धर्म समूह ते नर भक्ति अनुपम पावाई ॥
रघुवीर चरित पुनीत निशिदिन दासतुलसी गावई ॥ ७ ॥

અત્રિમુનિનું શરીર પુલકાયમાન્ થઈ ગયું. અત્યંત પ્રેમથી પૂર્ણ થઇ ગયા. શ્રી રામચન્દ્રજીના મુખ તરફ નેત્ર લાગી રહ્યાં અને અત્રિમુનિ બોલ્યા કે,—જે મન, જ્ઞાન, ગુણ અને ઇન્દ્રિયોથી પર છે. તે મેં આજ નજરે જોયા, એવું શું મેં જપ તપ કર્યું કે જેનું આ ફળ છે. જપ, યોગ અને ધર્મ સમૂહથી મનુષ્ય અનૂપમ ભક્તિ પામે છે. અને શ્રીરઘુનાથજીનાં પવિત્ર ચરિત્ર રાત દિવસ તુલસીદાસજી ગાય છે. ૭

दोहा—कलिमल शमन दमन मन, राम सुयश सुखमूल ॥
सादर सुनहिं जे ताहिपर, राम रहहि अनुकूल ॥ ९ ॥

કલિયુગના મળને શાન્ત કરનાર મનનો નિગ્રહ કરનાર, સુખમૂળ રઘુનાથજીના યશ છે. તેને જે પ્રેમથી શ્રવણ કરશે, તેના ઉપર રઘુનાથજી અનુકૂળ રહેશે. ૯

सो०—कठिन काममल कोष, धर्म न ज्ञान न योग तप ॥
परिहरि सकल भरोस, राम भजहि ते चतुर नर ॥ ७ ॥

આ કઠિન કલિકાલ કે જે મળનો ભંડાર છે. એમાં ધર્મ, જ્ઞાન, યોગ અને જપ કાંઇ પણ થતું નથી—જે સર્વ ભરોંસાનો ત્યાગ કરીને રઘુનાથજીનું ભજન કરે છે, તે ચતુર પુરૂષ છે. ૭

दो०—मुनिहुंकि अस्तुति कीन्ह प्रभु, दीन्ह सुभंग वरदान ॥
सुमनवृष्टि नभसंकुल, जय जय कृपानिधान ॥ ८ ॥

શ્રી રામચન્દ્રજીએ પણ મુનિની સ્તુતિ કરી, અને સુંદર વરદાન મળ્યું. આકાશથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. હે કૃપાનિધાન ! આપનો જય થાઓ. ૮

चौ०—मुनि पदकमल नाइ करि शीशा, चले वनहिं सुरनरमुनिईशा ॥
आगे राम अनुज पुनि पाछे, मुनि वर वेष बने अति आछे ॥
उभय बीच सिय सोहहि कैसी, ब्रह्म जीव बिच माया जैसी ॥
सरिता वन गिरि अवघट घाटा, पति पहिचानि देहिं बरबांटा ॥
जहँ जहँ जाहिं देवरघुराया, करहिं मेघ नभ तहँ तहँ छाया ॥
आश्रम विपुल दीख वनमाहीं, देवसदन तेहि पटतर नाहीं ॥
बहु तडाग सुन्दर अमराई, भांति भांति सब मुनिन लगाई ॥
दिव्य विटप वन चहुँदिशि सोहैं, देखत सकल सुरन मन मोहैं ॥
तेहि दिन तहँ प्रभु कीन्ह निवासा, सकल मुनिन्ह मिलि कीन्ह सुपासा

અત્રિમુનિનાં ચરણકમળમાં મસ્તક નમાવીને સુર, નર તથા મુનિયોના ઇશ્વર વનમાં આગળ ચાલ્યા. આગળ રામચન્દ્રજી અને પાછળ લક્ષ્મણજી મુનિનો વેષ ધારણ કરીને ચાલ્યા જતા હતા. ૧ ઉભયના વચમાં જેમ બ્રહ્મ અને જીવના વચમાં માયા શોભે તેમ જાનકીજી શોભતાં હતાં. નદી, વન, પહાડ-પર્વત અને અગવડ ભરેલાં સ્થળો પણ રામચન્દ્રજી તે આ જગતના સ્વામી છે, એમ ઓળખીને ઉત્તમ માર્ગે આવવા લાગ્યાં. જ્યાં જ્યાં શ્રી રામચન્દ્રજી જાય છે ત્યાં ત્યાં મેઘ આકાશમાંથી છાયા કરે છે. ૪ (અહિંથી ક્ષેપક છે.) માર્ગમાં ઘણા આશ્રમ જોયા. કે જેના સમાન દેવતાઓનાં પણ સ્થાન નહતાં. ઘણાં તળાવો અને સુંદર આંબાના વૃક્ષો કે જે મુનિયોએ તળાવની ચારે બાજુ રોપ્યાં હતાં તેની અનૂપમ ઝાડી દૃષ્ટિએ પડી. ૩ ચારે તરફ દિવ્ય વૃક્ષ શોભાયમાન્ થઇ રહેલાં હતાં. કે જેને જોતાં દેવતાઓનાં મન પણ મોહિત થઇ જતાં હતાં. તે દિવસે રઘુનાથજીએ ત્યાંજ નિવાસ કરયો. અને સર્વ મુનિયોએ મળીને તેમની સરભરા કરી. ૪

दोहा—निज निज आश्रम वेदिका, तिहिपर तुलसि विराज ॥
अनुज जानकी सहित तहँ, राजत भे रघुराज ॥ ९ ॥
आन सुआश्रम मुदितमन, पूजि पहुनई कीन्ह ॥
कन्द मूल फल अमिय सम, आनि राम कहँ दीन्ह ॥ १० ॥

સર્વ મુનિયોના આશ્રમોમાં વેદિકાઓ હતી અને તે ઉપર તુળસીઓ શોભી રહી હતી. લક્ષ્મણજી અને જાનકીજી સહ શ્રી રામચન્દ્રજી ત્યાંજ બિરાજ્યા. ૯.

મુનિયોએ પોતપોતાના આશ્રમમાં પ્રભુને લાવી પૂજા કરી, મેહેમાની કરી. અને કંદ, મૂળ તથા અમૃતના સમાન ફળ રઘુનાથજીની પાસે લાવીને આપ્યાં. ૧૦

चौ०—अनुज सीयसह भोजन कीन्हा, जो जिमि भाव सुभग वरदीन्हा ॥
होत प्रभात मुनिन्ह शिरनावा, आशिर्वाद सबहि सन पावा ॥
सुमिरि उमा सुर सिद्ध गणेशा, पुनि प्रभु चले सुनहु विहँगेशा ॥
बन अनेक सुन्दर गिरि नाना, लांघत चले जाहिं भगवाना ॥
मिला असुर विराध मगुजाता, गर्जत घोर कठोर रिसाता ॥
रूप भयंकर मानहु काला, वेगवन्त धायउ जिमि व्याला ॥
गगनदेव मुनि किन्नर नाना, तेहि क्षण हृदय हारि भय माना ॥
तुरतहि सो सीतहि लै गयऊ, राम हृदय कछु विस्मय भयऊ ॥
समुझा हृदय केकयी करणी, कहा अनुज सन बहुविधि वरणी ॥
बहुरि लषण रघुवरहि प्रबोधा, पांचबाण छाँडे करि क्रोधा ॥

શ્રી રામચન્દ્રજીએ લક્ષ્મણજી તથા સીતાજી સહિત તે કંદ, મૂળ તથા ફળ–આદિનું ભોજન કર્યું અને જેની જેવી ઇચ્છા તેને તેવું વરદાન આપ્યું. પ્રાતઃકાળ થતાંજ મુનિને શિર નમાવી અને સર્વથી આશીર્વાદ પામીને શ્રી શિવજી કહે છે કે–હે પાર્વતી ! પુનઃ દેવતા સિદ્ધ ગણેશજીનું સ્મરણ કરીને પ્રભુ ત્યાંથી આગળ ચાલ્યા. કાકભુશુંડજી કહે છે કે, હે ગરૂડજી ! અનેક વન તથા સુંદર પર્વત ઉલ્લંઘન કરતા કરતા ભગવાન્ ચાલ્યા જતા હતા. ૨ માર્ગમાં જતાં ઘોર કઠોર ગર્જના કરતો વિરાધ રાક્ષસ મળ્યો. જેનું મહા ભયંકર રૂપ, કાળના સમાન જાણે સર્પ દોડતો આવતો હોય તેમ દોડતો આવ્યો. ૩ તે સમય આકાશમાં દેવતા, મુનિ અને કિન્નરો હૃદયમાં હારી ગયા અને ભય પામ્યા. પણ બહુજ વિસ્મય થયા. હૃદયમાં કૈકેયીની કરણીને વિરાધ તો સપાટાથી આવીને તુરત જાનકીજીને લઈ ગયો. તેથી રઘુનાથજી સમજીને લક્ષ્મણજીને ઘણી રીતે કહ્યું કે, હવે કૈકેયીનો મનોરથ પૂર્ણ થયો. એટલે લક્ષ્મણજીએ રઘુનાથજીને સમજાવીને ક્રોધ કરી પાંચ બાણ છોડયાં. ૫

छं०—भयेक्रोध लषण सँधानि धनु शर मारि तेहि व्याकुल कियो ॥
पुनि उठि निशाचर राखि सीतहिं शूल लै धावत भयो ॥

जनु कालदण्ड कराल धावा विकल सब खग मृग भये ॥
धनु तानि श्रीरघुवंशमणि पुनि काटि तेहि रजसम किये ॥ ८ ॥

લક્ષ્મણજીએ ક્રોધ કરી ધનુષ્ ચડાવીને બાણ મારી વિરાધને વ્યાકુલ કરી દીધો. એટલે તો તે રાક્ષસ જાનકીજીને મૂકી દઇ ત્રિશૂળ લઇને દોડ્યો. તે સમય જાણે કાળદંડ દોડ્યો આવતો હોય એવો વિરાધ જણાતો હતો. સર્વે ખગમૃગ વ્યાકુલ થઇ ગયાં એટલે રઘુનાથજીએ ધનુષ્ ચડાવી તે ત્રિશૂળને કાપી રજ સમાન કરી નાખ્યું. ૮

दोहा—बहुरि एक शर मारेउ, परा धरणि धुनिमाथ ॥
उठा प्रबल पुनि गर्जेउ, चला जहां रघुनाथ ॥ ११ ॥

અને ત્યાર પછી એક બાણ માર્યું કે જે બાણ લાગવાથી વિરાધ‡ માથું ધુણાવીને પૃથિવી ઉપર પડી ગયો. અને પછી પ્રબળ થઇ ગર્જના કરી. જ્યાં રઘુનાથજી હતા તે તરફ ચાલ્યો. ૧૧

चौ०—ऐसे कहत निशाचर धावा, अब नहिं बचहु तुमहिं मैं खावा ॥
तासु तेज शत मरुत समाना, टूटहिं तरु बहु उड़हिं पषाना ॥
जीव जन्तु जहँ लगि रहे जेते, व्याकुल भाजिचले सब तेते ॥
आव प्रबल यहिविधि जनु भूधर, होइहि काह कहहिं व्याकुल सुर ॥
उरग समान जोरि शर साता, आवतही रघुवीर निपाता ॥
तुरतहि रुचिर रूप तेहि पावा, देखि दुखी निजधाम पठावा ॥
तासु अस्थि गाडेउ प्रभु धरणी, देवमुदित मन लखि प्रभुकरणी ॥
सीता आइ चरण लपटानी, अनुज सहित तब चले भवानी ॥
बहां शक्र जहँ मुनि शरभंगा, आये सकल देव निज संगा ॥
गये कहन प्रभु दैन सिखावन, दिशि बल भेद बसत जहँ रावन ॥

'હવે તમે બચવાના નથી. હું તમને ખાઇ ચૂક્યો એમ સમજો.' આમ બોલતો એ પ્રબળ અસુર જાણે રામચન્દ્રજી તરફ પર્વત દોડતો આવતો હોય એવો દેખાવા લાગતાં દેવતાઓ વ્યાકુલ થઇને કહેવા લાગ્યા કે આમાંથી કોણ જાણે શું થશે ? ૧ તેનું તેજ સો પવનના સમાન હતું. ઘણાં ઝાડો ત્રુટવા લાગ્યાં, પત્થરાઓ ઉડવા લાગ્યા. અને જે જે જીવ જંતુઓ જ્યાં જ્યાં

‡ વિરાધ પૂર્વે જન્મમાં ગંધર્વ હતો. સમય સર કુબેરજી પાસે હાજર ન થવાથી કુબેરજીએ શાપ આપ્યો કે તું રાક્ષસ થઇ જા. એટલે તેણે કુબેરજીની પ્રાર્થના કરતાં કુબેરજીએ કહ્યું કે શ્રી રામચન્દ્રજી સાથે યુદ્ધ કરીને તારાં સ્થાનને પ્રાપ્ત થઇશ.

રહેતાં હતાં તે તે સર્વ ત્યાં ત્યાંથી વ્યાકુલ થઇને ભાગવા લાગ્યાં. ૨ સર્પ સમાન સાત બાણુ ધનુષ્યમાં સાંધીને શ્રી રઘુનાથજીએ તેને આવતાંની સાથે જ મારી નાખ્યો. તુરતજ તે શ્રી રઘુનાથજીના સંસર્ગથી ઉત્તમ રૂપને પામ્યો. શ્રી રામચન્દ્રજીએ તેને દુઃખી જોઇને પોતાના ધામમાં મોકલી દીધો. ૩ તેનાં હાડકાં પ્રભુએ પૃથિવીમાં દાટી દીધાં. દેવતાઓ પ્રભુની આ કરણી જોઇ પ્રસન્ન થયા. સીતાજી આવીને ચરણોમાં પડયાં. શ્રી સદાશિવજી કહે છે કે-પાર્વતી! ત્યાર પછી રઘુનાથજી ભાઈ સહિત ત્યાંથી આગળ ચાલ્યા.૪ ત્યાંથી ચાલીને પ્રભુ શરભંગ મુનિના આશ્રમમાં આવ્યા. ત્યાં ઇન્દ્ર પણ સર્વ દેવતા તથા મુનિયોને સાથે લઇને, જ્યાં રાવણ રહેતો હતો તે દિશા અને તેનું બળ તેનો ભેદ કહેવા તથા પ્રભુને શિખામણ દેવા આવ્યો હતો. ૫

**दोहा–सुरपति संशय तिमिरसम, रघुपति तेज दिनेश ॥**
**रावण जीवन निशि सम, बीते छूटहिं कलेश ॥ १२ ॥**

રામચન્દ્રજી રૂપી સૂર્યના તેજથી રાવણના જીવનરૂપ રાત્રિવીતે ત્યારેજ ઇન્દ્રનો સંશયરૂપી અંધકાર તથા કલેશ શાંત થાય એમ હતું. ૧૨

**चौ०–सुनासीर प्रभु तिहि क्षण देखा, तेजानिधान शुभ्र अति वेषा ॥**
**तुरंग चारि बल मरुत समाना, रथ रविसम नहिं जाय बखाना ॥**
**क्षिति न परस अन्तरहित रहई, श्वेतछत्र चामर शिर ढरई ॥**
**अनुजहि सियहि कहा समुझाई, सुरपति महिमा गुण प्रभुताई ॥**
**जिहि कारण वासव तहँ आये, सो कछु वचन कहन नहिं पाये ॥**
**बीचहि सुनि आवन प्रभु केरा, कहि सारथी तुरत रथ फेरा ॥**
**दूरिहिते करि प्रभुहि प्रणामा, हरषि सुरेश गयउ निजधामा ॥**
**आये जहँ मुनि शरभंगा, सुन्दर अनुज जानकी संगा ॥**

આ સમય શ્રી રામચન્દ્રજીએ તેજના નિધાનરૂપ અને મહા સુંદર વેષવાળા ઇન્દ્રને જોયો. જેના રથમાં ચાર ઘોડા જોડેલા હતા. જેનું બળ પવન સદૃશ હતું અને રથ સૂર્ય સમાન પ્રકાશમાન્ હતો કે જેનું વર્ણન પણ થઇ શકતું નથી. ૧ રથ પૃથિવીનો પણ સ્પર્શ કરતો નહતો. અંતર રહિત રહેતો હતો. અને શ્વેત છત્ર તથા ચમર મસ્તક ઉપર ઢળતું હતું. આ જોઇને લક્ષ્મણજી અને જાનકીજીને શ્રી રઘુનાથજીએ ઇન્દ્રના મહીમાની, ગુણની અને પ્રભુતાની સર્વ હકીકત કહી સંભળાવી. ૨ ઇન્દ્ર જે કારણથી ત્યાં આવ્યો હતો, તે સંબંધમાં કાંઇ પણ વાતચિત કરવાનો તેને પ્રસંગ મળ્યોજ નહિ, કારણ કે વચમાંજ પ્રભુનું આવાગમન શ્રવણ કરી, સારથીને કહી તુરતજ પોતાનો

રથ ત્યાંથી પાછો ફેરવાની તેને ફરજ પડી. ૩ દૂરથીજ પ્રભુને પ્રણામ કરી ઇન્દ્ર પ્રસન્ન થઈ પોતાના ધામમાં ગયો. અને પ્રભુ તો જાનકીજી અને લક્ષ્મણજી સહ શરભંગ મુનિનો આશ્રમ હતો ત્યાં પધારયા. ૪

**दोहा—देखि राम मुखपंकज, मुनिबरलोचन भृङ्ग ॥**
**सादर पान करत अति, धन्य धन्य शरभङ्ग ॥ १३ ॥**

શ્રી રામચન્દ્રજીનાં મુખકમળને નિરખીને શરભંગ મુનિનાં નેત્ર ભ્રમરરૂપ થઇ ગયાં અને આદરપૂર્વક તેના મકરંદનું અત્યંત પાન કરવા લાગ્યાં અને શરભંગ મુનિ પોતાના જન્મને ધન્ય માનવા લાગ્યા. ૧૩

**चौ०--कह मुनि सुनु रघुबीरकृपाला, शंकर मानस राजमराला ॥**
**जात रहेउँ बिरंचिके धामा, सुनेउँ श्रवण बन आवत रामा ॥**
**चितवत पन्थ रहेउँ दिन राती, अब प्रभु देखि जुडानी छाती ॥**
**नाथ सकल साधन मैं हीना, कीन्ही कृपा जानि जन दीना ॥**
**सो कछु देव न मोर निहोरा, निजप्रण राखेउ जनमनचोरा ॥**
**तबलगि रहहु दीन हितलागी, जबलगि मिलौं तुम्हैं तनु त्यागी ॥**
**योग यज्ञ जप तप व्रत कीन्हा, प्रभु कहँ देइ भक्ति वर लीन्हा ॥**
**यहि विधि शर रचि मुनि शरभंगा, बैठे हृदय छांडि सब संगा ॥**

શરભંગ મુનિ બોલ્યા કે—હે રઘુનાથજી! આપ શ્રીસદાશિવજીના હૃદયરૂપી સરોવરના રાજહંસ છો. હું બ્રહ્મલોકમાં જતો હતો, એટલામાં મારા સાંભળવામાં આવ્યું કે આપ વનમાં પધાર્યા છો. તેથી હું બ્રહ્મલોકમાં ન જતાં આપના પધારવાની રાહ જોતો જોતો અહિં કાળક્રમણ કરતો હતો. ૧ હું રાત અને દિવસ આપના પધારવાની રાહ જોતો હતો. આજ આપના દર્શનથી મારી છાતી ટંડી થઈ. હે નાથ! હું સર્વ સાધાનોથી હીન છું. મને દીનજન જાણીને આપે કૃપા કરી છે. ૨ હે નાથ! આપ જે અહિં પધારયા છો તેમાં આપે કાંઇ મારા ઉપર ઉપકાર કરયો છે તેમ નથી, પરંતુ આપે તો આપનું પણજ રાખ્યું છે. આપ ભક્ત લોકનાં મનને ચોરનાર છો. હું જ્યાં સુધી શરીર ત્યાગીને આપને ન મળું ત્યાં સુધી તો દીનજ છું. અથવા જ્યાં સુધી શરીર ત્યાગીને તમારામાં મળું ત્યાં સુધી આપ દીન એવો જે હું તેનું કલ્યાણ કરવાને માટે અહિંજ રહો. ૩ યોગ, યજ્ઞ, જપ, તપ, અને વ્રત જે કાંઇ કરેલાં હતાં તે સર્વ પ્રભુને સમર્પણ કરી તેમની પાસેથી ભક્તિરૂપી વરદાન લીધું. આ પ્રમાણે કરી શરભંગ મુનિ હૃદયમાંથી સર્વ સંગનો ત્યાગ કરીને ચિતા ખડકીને તેમાં બેસી ગયા. ૪

दोहा—सीता अनुज समेत प्रभु, नीलजलद तनु श्याम ॥
मम हिय बसहु निरन्तर, सगुणरूप श्रीराम ॥ १४ ॥

અને બોલ્યા કે,–સીતાજી તથા લક્ષ્મણજી સહ નીલકમળ સદૃશ જે આપનું સગુણ શ્યામ શરીર છે. તે મારા હૃદયમાં સદા વસજો. १४

चौ०—अस कहि योगअग्नि तनु जारा, रामकृपा वैकुण्ठ सिधारा ॥
ताते मुनि हरि लीन न भयऊ, प्रथमहिं भेद भक्ति वर लयऊ ॥
ऋषिनिकाय मुनिवर गति देखी, सुखी भये निज हृदय विशेषी ॥
अस्तुति करहिं सकल मुनिवृन्दा, जयति प्रणतहित करुणाकन्दा ॥
पुनि रघुनाथ चले बन आगे, मुनिवर वृन्द पुलकि सँग लागे ॥
अस्थि समूह देखि रघुराया, पूछा मुनिन्ह लागि अति दाया ॥
जानतहौ का पूंछहु स्वामी, समदर्शी उर अन्तरयामी ॥
निशिचरनिकर सकल मुनि खाये, सुनि रघुनाथनयन जल छाये ॥

આ પ્રમાણે કહીને યોગાગ્નિથી શરીર બાળી નાખ્યું. અને શ્રી રઘુનાથજીની કૃપાથી વૈકુંઠમાં ગયા. મુનિએ પ્રથમથીજ ભેદ ભક્તિનું વરદાન માગી લીધું હતું એ કારણથી ભગવાન્‌માં લીન ન થયા. ૧ ઋષિસમૂહ શરભંગ મુનિની ગતિ જોઇને હૃદયમાં બહુજ પ્રસન્ન થયા. સર્વ મુનિસમૂહ સ્તુતિ કરવા લાગ્યા કે–' હે દીનોનું હિત કરનાર કરૂણામય ! આપનો જય થાઓ.' ૨, શ્રી રામચન્દ્રજી ત્યાંથી પણ આગળ વનમાં ચાલ્યા. અને શ્રેષ્ઠ મુનિયો પ્રભુની સાથેસાથે આગળ ચાલવા લાગ્યા. હાડકાંઓનો સમૂહ નિરખીને શ્રી રામચન્દ્રજીએ મહા દયાળુ થઇને હાડકાંના સંબંધમાં મુનિયોને પુછતાં મુનિયો બોલ્યા કે–હે સ્વામી ! જાણીબુઝીને કેમ પૂછો છો ? આપ સમદર્શી છો. સર્વનાં હૃદયની વાતને જાણવાવાળા છો. સર્વ મુનિયોને રાક્ષસ ખાઇ ગયા છે. આ વચન શ્રવણ થતાંની સાથેજ શ્રી રઘુનાથજીનાં નેત્રોમાં અશ્રુ આવી ગયાં. ૪.

दोहा—निशिचरहीन करौं महि, भुज उठाय प्रण कीन्ह ॥
सकल मुनिन्हके आश्रमन्ह, जाइ जाइ सुख दीन्ह ॥ १५ ॥

આ સાંભળીને સર્વ મુનિયોના સમક્ષ રઘુનાથજીએ હાથ ઊંચો કરી પ્રતિજ્ઞા કરી કે–પૃથિવી રાક્ષસો વગરનીજ કરી દઇશ. આ પ્રમાણે પ્રતિજ્ઞા કરી સર્વ મુનિયોના આશ્રમમાં જઇ જઇને સુખ આપ્યું. ૧૫

चौ०—मुनि अगस्त्यकर शिष्य सुजाना, नाम सुतीक्षण रत भगवाना ॥

मन क्रम वचन रामपद सेवक, स्वप्नेहुँ आन भरोस न देवक ॥
प्रभु आगमन श्रवण सुनि पावा, करत मनोरथ आतुर धावा ॥
हेविधि दीनबन्धु रघुराया, मोसे शठ पर करिहहिं दाया ॥
सहित अनुज मोहिं राम गुसांई, मिलिहहिं निज सेवककी नांई ॥
मोरे जिय भरोस दृढ नाहीं, भक्ति न विरति ज्ञान मनमाहीं ॥
नहिं सतसंग योग जप यागा, नहिं दृढ चरणकमल अनुरागा ॥
एक बानि करुणानिधानकी, सो प्रिय जाके गति न आनकी ॥

અગસ્ત્ય ઋષિનો એક ચતુર શિષ્ય કે જેનું સુતીક્ષ્ણ નામ હતું. અને તે શ્રી રામચન્દ્રજીનો મહા પ્રેમી ભક્ત હતો. તે મન વચન અને કર્મે કરી શ્રી રઘુનાથજીનાં ચરણકમળનો સેવક હતો. અને અન્ય દેવતાનું સ્વપ્નામાં પણ ભજન કરતોજ નહિ. ૧ પ્રભુનું આવાગમન શ્રવણ કરીને નાના પ્રકારના મનોરથ કરતો ઉઠયો અને કહેવા લાગ્યો કે–હે વિધાતા ! દીનબંધુ જે રઘુનાથજી છે તે મારા સરખા મૂર્ખ ઉપર દયા કરશે. લક્ષ્મણજી સહ શ્રી રઘુનાથજી આજે મને પોતાના સેવકોના સમાન મળશે. મારા મનમાં મળવાનો દૃઢ ભરોંસો નથી; કેમકે ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય તો મારા મનમાં છેજ નહિ. ૩ સત્સંગ, યોગ, જપ અને યજ્ઞ વિગેરે મેં કાંઇ પણ કરયું નથી. તેમજ ચરણકમળમાં દૃઢ પ્રેમ પણ નથી. પરન્તુ શ્રી રઘુનાથજીની એક પ્રતિજ્ઞા છે કે–જે અનન્યગતિ છે, તેના ઉપર પ્રેમ કરે છે. ૪

छं०—सोउ परम प्रिय अति पातकी जिन्ह कबहुँ प्रभु सुमिरण कर्‍यो ।
ते आजु मैं निज नयन देखौं पूरी पुलकित हिय भर्‍यो ॥
जे पदसरोज अनेक मुनि करि ध्यान कबहुँ न आवहीं ॥
ते राम श्रीरघुवंशमणि प्रभु प्रेमते सुख पावहीं ॥ ९ ॥

( છન્દ ક્ષેપક છે. ) જે માણસ કોઇ પણ દિવસ પ્રભુનું સ્મરણ કરે અને જો તે માણસ મહા પાપી હોય તોપણ તે પ્રભુને બહુજ પ્યારો લાગે છે. તે પ્રભુને હું આજ મારાં નેત્રોથી નિરખીશ. એમ કહેતાં કહેતાંની સાથેજ શરીર પુલકાયમાન થઈ ગયું. જે ચરણકમળ અનેક પ્રકારે ધ્યાન કરતાં છતાં પણ મુનિયોના હૃદયમાં આવતાં નથી તે રઘુવંશમણિ પ્રભુ શ્રી રામચન્દ્રજી કેવળ પ્રેમના બળથી અનાયાસે પ્રાપ્ત થાય છે. ૯

दोहा—पन्नगारि सुनु प्रेम सम, भजन न दूसर आन ॥
यह विचारि पुनि पुनि मुनि, करत रामगुण गान ॥ १६ ॥

( દોહો પણ ક્ષેપક છે. ) કાકભુશુંડજી કહે છે કે-હે ગરૂડજી ! શ્રવણ કરો, પ્રેમના સમાન બીજું એકપણ ભજન નથી. આ પ્રમાણે વિચાર કરીને મુનિલોકો શ્રી રઘુનાથજીના ગુણાનુવાદ ગાયા કરે છે. ૧૬

**चौ०—होइहहिं सफल आजु मम लोचन, देखि वदनपंकज भवमोचन ॥**
**निर्भरप्रेम मगन मुनि ज्ञानी, कहि न जाइ सो दशा भवानी ॥**
**दिशि अरु विदिश पंथ नहिं सूझा, को मैं कहां चलौं नहिं बूझा ॥**
**कबहुँक फिरि पाछे पुनि जाई, कबहुँक नृत्य करै गुण गाई ॥**
**अविरल प्रेमभक्ति मुनि पाई, प्रभु देखहिं तरु ओट लुकाई ॥**
**अतिशय प्रीति देखि रघुबीरा, प्रकटे हृदय हरण भवभीरा ॥**
**मुनि मगु मांझ अचल होइ बैसा, पुलक शरीर पनसफल जैसा ॥**
**तब रघुनाथ निकट चलिआये, देखि दशा निज जन मन भाये ॥**

આજ મારાં નેત્ર સંસાર ભયનાશક મુખકમળનાં દર્શન કરી સફળ થશે. જ્ઞાની મુનિ પ્રેમમાં એવા તો નિમગ્ન થઈ ગયા કે, તે દશાનું વર્ણન શ્રીસદાશિવજી કહે છે-હે પાર્વતિજી ! મારાથી પણ થઈ શકતું નથી. ૧ મુનિને દિશા અને વિદિશાઓમાં પણ માર્ગ જોવામાં આવતો નહતો. હું કોણ છું. કયાં જાઉં છું તેનું પણ ભાન ન રહ્યું. જરા વારમાં પાછા ફરવા લાગ્યા. જરા વારમાં આગળ વધવા લાગ્યા. આગળ જઇ જઇને વળી પાછા ફરવા લાગ્યા. કોઈ કોઇ સમય પ્રભુના ગુણ ગાઈ ગાઇને પ્રેમના વશ થયેલા નૃત્ય કરવા લાગ્યા. ૨ મુનિએ શ્રી રઘુનાથજીની અવિચળ પ્રેમભક્તિ સંપાદન કરી. રઘુનાજી તો વૃક્ષની ઓથે ઉભા રહીને જોતા હતા. તેની અકથનીય, અવર્ણનીય અને અદ્વિતીય પ્રીતિ જોઇને, સંસારના ભવને દૂર કરવાવાળા શ્રી રઘુનાથજી તેના હૃદયમંદિરમાં પ્રગટ થયા. ૩ માર્ગમાંજ રઘુનાથજી મુનિના હૃદયમાં પ્રકટ થવાથી મુનિ અચળ થઇને માર્ગમાંજ બેસી ગયા. માર્ગમાંજ બેસી જવાનું કારણ એ છે કે, ચિત્તની વૃત્તિ રોકવાથી શરીર શિથિલ થઇ ગયું. અને શરીર પુલકાયમાન્ થતાં એવાં તો રૂંવાડાં ઉભાં થઇ ગયાં કે-તેનું શરીર ફનસના ફળ જેવું દેખાવા લાગ્યું. એટલે શ્રી રામચન્દ્રજી તેના સમીપમાં ગયા અને મુનિની આવી પ્રેમદશા નિરખી બહુજ પ્રસન્ન થયા. ૪

**सो०—राम सुसहज सुभाव, सेवक दुख दारिद दमन ॥**
**मुनिसन कह प्रभु आव, उठ उठ द्विज मम प्राण सम ॥ ७ ॥**

શ્રી રામચન્દ્રજી કે જે સહજ સ્વાભાવિકજ સેવકનાં દુઃખ અને દરિદ્રનો

નાશ કરનારા છે. તે મુનિને કહેવા લાગ્યા કે-ઉઠો, ઉભા થાઓ. તમે તો મને પ્રાણોના સમાન પ્યારા છો. ( આ ક્ષેપક છે. ) ૭.

चौ०-मुनिहिं राम बहुभांति जगावा, जाग न ध्यानजनित सुखपावा ॥
भूपरूप तब राम दुरावा, हृदय चतुर्भुजरूप दिखावा ॥
मुनि अकुलाइ उठा तब कैसे, बिकल हीन फणि मणि बिनु जैसे ॥
आगे देखि राम तनुश्यामा, सीताअनुजसहित सुखधामा ॥
परेउ लकुट इव चरणन्ह लागी, प्रेम मगन मुनिवर बड़भागी ॥
भुज बिशाल गहि लिये उठाई, प्रेम प्रीति राखेउ उर लाई ॥
मुनिहि मिलत अस सोह कृपाला, कनकतरुहि जनु भेंट तमाला ॥
रामबदन बिलोकि मुनि ठाढा, मानहुँ चित्र मांझ लिखि काढा ॥

શ્રી રામચન્દ્રજી મુનિને ઘણી ઘણી રીતે જગાડવા લાગ્યા; પરંતુ મુનિ તો ધ્યાનના સુખમાં નિમગ્ન હતા, તેથી જાગૃત થયા નહિ. એટલે તો શ્રી રામચન્દ્રજીએ પોતાનું ભૂપ-રાજાનું રૂપ ગુપ્ત રાખી હૃદયમાં ચતુર્ભુજ રૂપ દેખાડયું. ૧ એટલે તો મુનિ એવા તો ઘભરાઇને ઉઠયા કે, જેમ સર્પ શ્રેષ્ઠ મણિ વિના ઘભરાઈ ઉઠે છે તેમ મુનિ ઘભરાઇ ગયા. મુનિ જ્યાં આગળ જુવે છે તો શ્યામ શરીરથી શ્રી રઘુનાથજી કે જે સીતાજી અને લક્ષ્મણજી સહ સુખના ધામ છે તે સન્મુખ ઉભા છે. ૨ મુનિ તો લાકડીની પેઠે ચરણોમાં પડીને મહા ભાગ્યશાળી મુનિ પ્રેમમાં મગ્ન થઇ ગયા.

दोहा-तब मुनि हृदय धीर धरि, गहि पद बारहिं बार ॥
निजआश्रम प्रभु आनि करि, पूजा विविध प्रकार ॥ १७ ॥

ત્યાર પછી મુનિએ હૃદયમાં ધીરજ ધારણ કરી વારંવાર ચરણ પકડી પોતાના આશ્રમમાં પ્રભુને લાવી અનેક પ્રકારે પૂજન કર્યું. ૧૭

चौ०-कह मुनि प्रभु सुन बिनती मोरी, अस्तुति करौं कवन बिधि तोरी ॥
महिमा अमित मोरि मति थोरी, रवि सन्मुख खद्योत उजोरी ॥
श्यामतामरसदाम शरीरं, जटामुकुटपरिधनमुनिचीरं ॥
पाणिचापशर कटितूणीरं, नौमि निरन्तर श्रीरघुवीरं ॥
मोहविपिनघनदहनकृशानुं, सन्तसरोरुहकाननभानुं ॥
निशिचरकरिवरूथमृगराजं, त्रातु सदा नो भवखगबाजं ॥
अरुणनयनराजीवसुवेषं, सीतानयनचकोरनिशेषं ॥

हरहृदमानसराजमरालं, नौमि रामउरबाहुविशालं ॥
संशयसर्पग्रसनउरगादं, शमनसकलसंतापविषादं ॥
भवभंजनरंजनसुरयूथं, त्रातु सदा नो कृपावरूथं ॥
निर्गुणसगुणविषमसमरूपं, ज्ञानगिरागोतीतअनूपं ॥
अमल अखिल अनवद्यमपारं, नौमि राम भंजनमहिभारं ॥
भक्तकल्पपादपआरामं, तर्जनक्रोधलोभमदकामं ॥
अतिनागर भवसागरसेतुं, त्रातु सदा दिनकरकुलकेतुं ॥
अतुलितभुजप्रतापबलधामं, कलिमलविपुलविभंजननामं ॥
धर्म्मवर्म्मशर्म्मदगुणग्रामं, संतत संतनोतु मम कामं ॥
यदपि विरज व्यापक अविनासी, सबके हृदय निरन्तरवासी ॥
तदपि अनुजसियसहित खरारी, बसहु मनसि मम काननचारी ॥
जे जानहि ते जानहु स्वामी, सगुण अगुण उर अन्तरयामी ॥
जो कोशलपति राजिवनयना, करो सो राम हृदय मम अयना ॥

મુનિએ કહ્યું કે–હે મહારાજ ! મારી વિનંતિ સાંભળો. હું આપની સ્તુતિ કયા પ્રકારે કરૂં. આપનો મહિમા અવર્ણનીય છે. અને હું અલ્પ બુદ્ધિવાળો છું. સૂર્યના સન્મુખ આગીઆનો પ્રકાશ થઇ શકતોજ નથી. ૧ શ્યામ કમળના સમૂહના સમાન આપનું શરીર છે. આપે જટાઓના મુકુટ અને મુનિવસ્ત્ર–ભોજપત્રાદિ ધારણ કરેલ છે. હાથમાં ધનુષ્ બાણ અને કમરમાં તરકસ એવા શ્રી રઘુનાથજીને નિરંતર નમસ્કાર કરૂંછું. ૨ મોહરૂપી ઘાઢા વનને બાળવાને માટે તમે અગ્નિ છો. અને સંતરૂપી કમળવનને ખિળવવાને સૂર્ય છો. હાથીરૂપી રાક્ષસોને મારવામાં આપ સિંહ છો. સંસારરૂપી પક્ષીને મારવામાં આપ બાજ છો. મારી રક્ષા કરો. ૩ કમળસદૃશ લાલ તમારાં નેત્ર છે. સુંદર વેશ છે. સીતાજીનાં નયનરૂપી ચકોરોને આપ પૂર્ણચન્દ્ર સદૃશ છે. શ્રી સદાશિવજીના હૃદયરૂપી માનસના આપ રાજહંસ છો. હૃદય અને બાહુ આપનાં વિશાળ છે. હું આપને નમસ્કાર કરૂંછું. ૪ સંશયરૂપી સર્પને મારવાને આપ ગરૂડ છો. અને તર્કના સહિત વિષાદની જે મહા પીડ છે તેના આપ નાશક છો. હે ભયનો નાશ કરવાવાળા ! આપ દેવતાઓનાં યૂથોને આનંદ કરવાવાળા અને કૃપાના સાગર છો, તે આપ મારૂં સંરક્ષણ કરો. ૫ આપનાં નિર્ગુણ, સગુણ વિષમ સમાન રૂપ છે. આપ જ્ઞાન, વાણી અને ઇન્દ્રિયોથીપર, અનૂપ, ઉપમારહિત નિર્ગુણ બ્રહ્મરૂપ, યોગીઓને ધ્યાન કરવા યોગ્ય, સગુણરૂપ જે ધારણ કરેલ છે. વિષમરૂપ દુષ્ટોને માટે,

સમરૂપ સન્તોને માટે ધારણ કરોછો. આપનું નિર્ગુણ રૂપ સમ અર્થાત્ એક રસ રહેછે. અને સગુણરૂપ વિષમ છે. કોઇ સમય કેવું, કોઈ સમય કેવું એમ ઇચ્છાનુસાર ધારણ કરોછો. એ બન્ને આપનાં રૂપ, જ્ઞાન, વાણી અને ઇન્દ્રિયોથી પર છે. આપ મળરહિત, અખન્ડ, દોષરહિત, અનન્ત છો. પૃથિવીનો ભાર દૂર કરવાવાળા જે આપ તેને હું દંડવત્ કરૂંછું. ૬ આપ ભક્તોના મનોરથ સફળ કરવાને કલ્પવૃક્ષના બાગરૂપ છો. આપ ક્રોધ, લોભ, મદ અને કામને દુઃખ દેવાવાળા છો. ભવસાગર થઇ પાર ઉતરવાનો સેતુ બાંધવામાં આપ અતિ ચતુર છો. અર્થાત્ આપના નામથી પ્રાણી સંસાર સાગરથી પાર થઇ જાય છે. હે સૂર્યવંશની ધ્વજારૂપ શ્રી રામચન્દ્રજી ! આપ મારૂં સંરક્ષણ કરો. ૭ આપની ભુજાઓનો અતુલિત પ્રતાપ છે. આપ બળના ધામ છો. આપનું નામ કળિમળનો નાશ કરવાવાળું છે. આપના ગુણોનો સમૂહ ધર્મ કર્મનું બખ્તર છે. આપ કલ્યાણદાતા છો. હે રામ ! આપ મારા માટે સદા કલ્યાણનો વિસ્તાર કરો. ૮ જો કે આપ ગુણાતીત અજન્મા, વ્યાપક, અવિનાશી અને સર્વના હૃદયમાં નિરંતર વાસ કરવાવાળા છો. તોપણ લક્ષ્મણ જાનકીજી સહ હે રઘુનાથજી ! આપ મારા મનરૂપી વનમાં વાસ કરો. અને ત્યાંજ વિચરો. ૯ આપનાં સગુણ અને નિર્ગુણરૂપને તો જે જાણતા હોય તેજ જાણે. આપ સર્વના અન્તર્યામી છો; પરન્તુ કૌશળપતિ કમળનયન આપ છો. તેજ આપનું આ રૂપ મારા હૃદયમંદિરમાં વાસ કરે. ૧૦

सो०—मायावश जिमि जीव, रहहिं सदा सन्तत मगन ॥
तिमि लागहु मोहिं पीव, करुणाकर सुन्दर सुखद ॥ ८ ॥

જેમ માયાને વશ જીવ સદા મગ્ન રહેછે. તેમ હે કરૂણાસાગર ! સુન્દર સુખદ ! ! આપ મને પ્યારા લાગો. ૮ ( આ ક્ષેપક છે. )

चौ०—अस अभिमान जाय जनि मोरे, मैं सेवक रघुपति पति मोरे ॥
रामभक्ति तजि चह कल्याना, सो नर अधम शृगालसमाना ॥
सुनि मुनि वचन राम मनभाये, बहुरि हर्षि मुनिवर उर लाये ॥
परम प्रसन्न जानि मुनि मोहीं, जो वर मांगु देउँ मैं तोहीं ॥
मुनि कह मैं वर कबहुँ न यांचा, समुझि न परै झूंठ का सांचा ॥
तुमहिं नीक लागै रघुराई, सो मोहिं देहु दास सुखदाई ॥
अविरल भक्ति विरति विज्ञाना, होहु सकलगुणज्ञाननिधाना ॥
प्रभु जो दीन्ह सो वर मैं पावा, अब सो देहु मोहिं जो भावा ॥

હું સેવક અને શ્રી રામચન્દ્રજી મારા સ્વામી એવું અભિમાન કદિ

ભૂલેચૂકે પણ મારા હૃદયમાંથી ન જાય. એવી કૃપા કરો. જે મનુષ્ય રામભક્તિનો ત્યાગ કરવા ઇચ્છે છે. તે મનુષ્ય મૂર્ખ અને શિયાળ સમાન છે. ૧ (આ ચોપાઇ ક્ષેપક છે.) મુનિનાં વચનો શ્રવણ કરીને પ્રસન્ન થયેલા રામચન્દ્રજીએ ફરીથી સુતીક્ષણ મુનિને પોતાના હૃદય સાથે લગાવીને કહ્યું કે,–હે મુનિ ! મને પરમ પ્રસન્ન જાણી જે વરદાનની ઇચ્છા હોય તે માગો. હું તમને આપીશ. ૨ સુતીક્ષણ મુનિએ પ્રભુનાં વચન શ્રવણ કરી કહ્યું કે,–મેં કોઇ પણ દિવસ વરદાન માગ્યું નથી. તેમજ શું સત્ય છે ? અને શું અશત્ય છે ? તેની મને ખબર પણ પડતી નથી. માટે હે શ્રી રઘુનાથજી ! આપને જે સારૂં લાગે તે હે દાસને સુખ દેવાવાળા ! મને આપો. ૩ રઘુનાથજીએ કહ્યું કે,–તમને અખંડ ભક્તિ વૈરાગ્ય અને વિજ્ઞાન થાઓ. તમે સર્વગુણજ્ઞાનના ઘર છો. આવાં શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરી મુનિ બોલ્યા કે, હે પ્રભુ ! આપે જે મને આપ્યું તે તો મને મળ્યું. પણ હવે મને જે સારૂં લાગે છે તે આપો. ૪.

**दोहा–अनुजजानकीसहित प्रभु, चापबाणधरि राम ॥**
**मम हिय गगनइन्दु इव, बसहु सदा निष्काम ॥ १८ ॥**

હે પ્રભુ ! લક્ષ્મણ જાનકી સહ ધનુષ્ બાણ ધારણ કરેલ આપ મારા હૃદયરૂપી આકાશમાં સદા વાસ કરો. ૧૮

**चौ०–एवमस्तु कहि रमानिवासा, हर्षि चले कुम्भजऋषि पासा ॥**
**मुनि प्रणाम करि युग कर जोरी, सुनहु नाथ कछु विनती मोरी ॥**
**बहुत दिवस गुरुदरशन पाये, भये मोहिं यहि आश्रम आये ॥**
**अब प्रभु संग जाउँ गुरुपाहीं, तुम कहँ नाथ निहोरा नाहीं ॥**
**चले जात मग तव पदकंजा, देखिहौं जो विराधमदगंजा ॥**
**देखि कृपानिधि मुनि चतुराई, लिये संग विहँसे दोउ भाई ॥**
**पन्थ कहत निजभक्ति अनूपा, मुनि आश्रम पहुँचे सुरभूपा ॥**
**आश्रम देखि महाशुचि सुंदर, सरित सरोवर कानन भूधर ॥**
**जलचर थलचर जीव जहीते, वैर न करहिं प्रीति सबहीते ॥**

એમજ થશે, એ વચન કહીને લક્ષ્મીપતિ શ્રી રઘુનાથજી અગસ્ત્યઋષિની પાસે જવા લાગ્યા. તે સમય સુતીક્ષણ મુનિએ બે હાથ જોડીને કહ્યું કે, હે નાથ ! જરા મારી વિનતિ શ્રવણ કરો. ૧ મને મારા ગુરૂ મહર્ષિ અગસ્ત્યજીનાં દર્શન કરી આ આશ્રમમાં આવી રહ્યાને ઘણા દિવસો વ્યતીત થઇ ગયા છે. માટે હું હમણાં આપનીજ સાથે ગુરૂની પાસે આવીશ. તેમાં

આપની ઉપર મારો કાંઇ પણ પાડ નથી. ૨ માર્ગમાં ચાલ્યા જતાં જેણે વિરાધનો મદ ચૂર્ણ કર્યો છે તે આપનાં ચરણકમળ નિહાળતાં ચાલ્યો આવીશ. કૃપાનિધાને મુનિની ચતુરતા જોઈ સાથે લીધા. અને બન્ને ભાઈ હસતા હસતા ચાલ્યા. ૩ માર્ગમાં પોતાની ઉત્તમ ભક્તિનું કથન કરતા. દેવતાઓનારાજા રામ અગસ્ત્યમુનિના આશ્રમમાં જઇ પોહોચ્યા. મહા પવિત્ર અને સુંદર આશ્રમમાં નદીઓ, તળાવો, વન અને પર્વતો જોવામાં આવ્યા. ૪ એ આશ્રમમાં જળચર, થળચર જેટલા જીવ જન્તુ હતા. તે પરસ્પર વેર કરતા નહતા. સર્વની સર્વ સાથે પ્રીતિ હતી. (ક્ષેપક સમાપ્ત.)

दोहा--तरु बहु बिविध विहंग मृग, बोलत विविध मकार ॥
बसहिं सिद्ध मुनि तप करहिं, महिमागुणआगार ॥ १९ ॥

વૃક્ષોના ઉપર નાના પ્રકારનાં વિહંગ-પક્ષીઓ અને આસપાસમાં અનેક પ્રકારનાં મૃગો વિવિધ પ્રકારના અવાજો કરતાં હતાં. અને એ આશ્રમમાં મહિમાના તથા ગુણોના ઘરરૂપી સિદ્ધ લોકો વસતા હતા અને મુનિઓ તપ કરતા હતા. ૧૯ ( આ પણ ક્ષેપક છે. )

चौ०—तुरत सुतीक्षण गुरुपहँ गयऊ, करि दण्डवत कहत अस भयऊ ॥
नाथ कोशलाधीशकुमारा, आये मिलन जगतआधारा ॥
राम अनुज समेत वैदेही, निशिदिन देव जपतहहु जेही ॥
सुनत अगस्त्य तुरत उठिधाये, मभु विलोकि लोचन जलछाये ॥
मुनि पदकमल परे दोउ भाई, ऋषि अति मीति लिये उर लाई ॥
सादर कुशल पूछि मुनिज्ञानी, आसनपर बैठारे आनी ॥
पुनि करि बहुमकार मभुपूजा, मोहिं सम भागवन्त नहिं दूजा ॥
जहँलगि रहे अपर मुनिवृन्दा, हर्षे सब विलोकि सुखकन्दा ॥

સુતીક્ષણ તો તુરત પોતાના ગુરૂ અગસ્ત્યજી પાસે ગયો અને દંડવત્ કરીને આ પ્રમાણે વચનો બોલ્યો. હે સ્વામિન્! અયોધ્યાના મહારાજના કુમાર જગત્‌ના આધાર આપને મળવા આવ્યા છે. ૧ જેને આપ રાતદિવસ જપ્યા કરોછો તે રઘુનાથજી લક્ષ્મણ જાનકી સહ પધારેલા છે. આવાં સુતીક્ષણનાં વચન સાંભળીને અગસ્ત્યજી તો તુરત ઉઠીને સામે જવા દોડચા. અને પ્રભુને જોઇને નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ૨ બન્ને ભાઇ-રામચન્દ્રજી અને લક્ષ્મણજી મુનિના ચરણકમળમાં જઇને પડચા. ઋષિએ બહુજ પ્રીતિપૂર્વક હૃદય સાથે લગાવ્યા. જ્ઞાની મુનિ અગસ્ત્યજીએ આદરપૂર્વક કુશળ પુછી બન્ને ભાઇઓને આશ્રમમાં લાવી આસન ઉપર બેસાડચા. ૩ અને

ત્યાર પછી અગસ્ત્યમુનિ નાના પ્રકારે તેનું પૂજન કરવા લાગ્યા. પૂજન કરીને કહેવા લાગ્યા કે,–આજ મારા સમાન કોઇ પણ ભાગ્યશાળી નથી. એ આશ્રમમાં જે કોઈ બીજા અનેક મુનિઓ હતા તે સર્વ સુખના કંદરૂપ ભગવાનનાં દર્શન કરીને પ્રસન્ન થયા. ૪

दोहा–मुनि समूह महँ बैठि प्रभु, सन्मुख सबकी ओर ॥
शरदइन्दु जनु चितवत, मानहुँ निकर चकोर ॥ २० ॥

મુનિઓના સમૂહમાં પ્રભુ બેઠા હતા; પરંતુ મુખ સર્વના તરફ હતું. મુનિ લોકો જે પ્રમાણે શરદના ચન્દ્રને ચકોરના સમૂહ એક નજરે જોઇ રહે તેમ જોઈ રહેલા હતા. આ રઘુનાથજીનું રહસ્ય છે. કે ચારે તરફ મુનિ બેઠા હતા અને પોતાનું મુખ સર્વના સન્મુખ દેખાતું હતું. ૨૦

चौ०–पाइ सुथल जल हर्षित मीना, पारस पाइ सुखी जिमि दीना ॥
प्रभुहि निरखि सुख भा इहि भांती, चातक जिमि पाई जल स्वाती ॥
तब रघुवीर कहा मुनिपाहीं, तुमसन प्रभु दुराव कछु नाहीं ॥
तुम जानहु ज्यहि कारण आयउँ, ताते तात न कहि समुझायउँ ॥
अब सो मंत्र देहु प्रभु मोही, ज्यहि प्रकार मारौं मुनिद्रोही ॥
द्विजद्रोही न बचाहि मुनिराई, जिमि पंकजवन हिमऋतु पाई ॥
मुनि मुसकाने सुनि प्रभु बानी, पूछहु नाथ मोहिं का जानी ॥
तुम्हरे भजन प्रभाव अघारी, जानौं महिमा कछुक तुम्हारी ॥

( ક્ષેપક ) માછલાંઓ જેમ જળાશયને પામીને સુખી થાય, દીન લોકો જેમ પારસ પ્રાપ્ત થતાં સુખી થાય અને જેમ બપૈઆ સ્વાતીના જળને પામી સુખી થાય તેમ શ્રી રામચન્દ્રજીને નિરખીને સર્વ મુનિઓ સુખી થયા. ૧ (ક્ષેપક સમાપ્ત.) શ્રી રામચન્દ્રજીએ ત્યાર પછી અગસ્ત્ય મુનિને કહ્યું કે,–હે મહારાજ ! આપથી કાંઈ પણ વાર્ત્તા ગુપ્ત નથી. હું જે કારણ માટે આવ્યો છું તે તો આપ જાણોછો. તેથી તે કહી બતાવવાની હું અગત્ય વિચારતો નથી. ૨ માટે હે પ્રભુ! હવે તો તે સન્મતિ આપો કે, જે પ્રકારે હું રાક્ષસોનો સંહાર કરૂં. હે મુનિરાજ ! જેમ શિયાળાની ઋતુમાં સખ્ત ટાઢ પડતાં કમળ બચતાં નથી તેમ બ્રાહ્મણનો દ્રોહી કોઈ પણ બચવા પામશેજ નહિ. ૩ (આ ચોપાઇ ક્ષેપક છે.) પ્રભુ શ્રી રામચન્દ્રજીનાં આવાં વચન શ્રવણ કરી અગસ્ત્ય મુનિ હસવા લાગ્યા. અને બોલ્યા કે, હે નાથ ! આપ શું જાણીને મને પૂછોછો. હે પાપના શત્રુ ! તમારાં ભજન અને પ્રભાવથી તમારા મહિમાને કાંઇક જાણું છું. ૪

सो०—भ्रकुटी निरखत नाथ, रहत सदा पदकमल तर ॥
जिन डारे निजहाथ, विविध विधाता सिद्ध हर ॥ १ ॥

(ક્ષેપક) હે નાથ ! આપની માયા સદા આપની ભ્રકુટી નિહાળતી આપનાં ચરણકમળોને તળે રહીને પોતાના હાથથી અનેક વિધાતાઓને, સિદ્ધોને તથા શ્રી શિવોને બનાવે છે. ૯

चौ०—अति कराल सब पर जग जाना, औरौ कहौं सुनिय भगवाना ॥
ऊमरितरु विशाल तव माया, फल ब्रह्माण्ड अनेक निकाया ॥
जीव चराचर जन्तु समाना, भीतर बसहिं न जानहि आना ॥
ते फलभक्षक कठिन कराला, तव भय डरत सदा सो काला ॥
ते तुम सकल लोकपति सांई, पूंछेहु मोहिं मनुजकी नांई ॥
यह वर मांगों कृपानिकेता, बसहु हृदय सियअनुजसमेता ॥
अविरल भक्ति विरत सतसंगा, चरणसरोरुह प्रीति अभंगा ॥
यद्यपि ब्रह्म अखण्ड अनन्ता, अनुभव गम्य भजहिं ज्यहि संता ॥
अस तव रूप बखानौं जानौं, फिरि फिरि सगुणब्रह्म रति मानौं ॥

કે જે આપની માયાને અખિલ જગત્ વિકરાળ અને સર્વથી અગમ્ય સમજેછે, પરંતુ હે પ્રભુ ! હું તો કાંઇક બીજું કહુંછું, તે શ્રવણ કરો. (ક્ષેપક સમાપ્ત.) આપની માયારૂપી મોટા ઊંબરાના વૃક્ષમાં અનેક બ્રહ્માંડરૂપી ફળ લાગી રહેલાં છે. ૧ ચરાચર જીવ એમાં જંતુઓના સમાન વાસ કરેછે. અને તેઓ બાહારનું કશું પણ જાણતા નથી. એ બ્રહ્માંડરૂપી ફલોનું ભક્ષણ કરવાવાળો કાળ પણ આપના ભયથી સદા ડરયા કરેછે. ૨ તે તમે સર્વલોકોના પતિ થઇને મને મનુષ્યના સમાન પુછોછો. હે કૃપાસાગર ! હું તો એ વરદાન માગુંછું કે, સીતા અને અનુજ–લક્ષ્મણ સહ આપ મારા હૃદયમંદિરમાં નિવાસ કરો. ૩ મને અવિચળ ભક્તિ, વૈરાગ્ય અને સત્સંગ પ્રાપ્ત થાઓ. અને આપનાં કોમળ ચરણકમળમાં અખન્ડ પ્રીતિ થાઓ. જો કે બ્રહ્મ, અખંડ અને અનંત આપ છો. અનુભવથી જાણવામાં આવોછો. જેનું સંત નિરંતર ભજન કરેછે. ૪ એવાં આપનાં રૂપને વખાણી જાણુંછું છતાં પણ મારી પ્રીતિ સગુણ બ્રહ્મમાંજ છે.

दोहा—जाहि जीव पर तव कृपा, संतत रहत हुलास ॥
तिनकी महिमा को कहै, जो अनन्य प्रियदास ॥ २१ ॥

જે જીવના ઉપર આપની કૃપા થાય છે, તે સદા પ્રસન્ન રહેછે. અને

જે આપના અનન્ય દાસ છે તેના મહિમાનું કોણ વર્ણન કરી શકે તેમ છે. ( આ દોહો ક્ષેપક છે. ) ૨૧

चौ०—सन्तत दासन्ह देहु बडाई, ताते मोहिं पूछेहु रघुराई ॥
है प्रभु परम मनोहर ठाऊं, पावन पंचवटी त्यहि नाऊं ॥
गोदावरी नदी तहँ बहई, चारिहु युग प्रसिद्ध सो अहई ॥
दंडकवन पुनीत प्रभु करहू, उग्रशाप मुनिवर कर हरहू ॥
वास करहु तह रघुकुल राया, कीजै सकल मुनिन्हपर दाया ॥
चले राम मुनि आयसु पाई, तुरतहि पंचवटी नियराई ॥
दिव्य लता द्रुम प्रभु मन भाये, निरखि राम ते भयउ सुहाये ॥
लषण राम सिय चरण निहारी, कानन अघ गा भा सुखकारी ॥

આપ નિરંતર દાસોની મહત્તાને વધારવાવાળા છો, એ કારણથી હે રઘુરાય ! આપ મને પૂછોછો. હે પ્રભુ ! મનોહર અને પવિત્ર સ્થાન છે, અને તેનું નામ પંચવટી છે. ૧ ત્યાં ગોદાવરી નદી વહેછે કે જે ચારે યુગમાં પ્રસિદ્ધ છે. ત્યાંજ દંડક વન છે. આપ પધારી તે વનને પવિત્ર કરો. અને મુનિરાજે જે ઉગ્ર શાપ આપ્યો છે તેને હરો. ૨ * હે રઘુનાથજી ! આપ મુનિયોપર દયા કરીને થોડો ઘણો સમય ત્યાં નિવાસ કરો. આ પ્રમાણે મહર્ષિ અગસ્ત્યનું બોલવું થતાં શ્રી રઘુનાથજી ઋષિની આજ્ઞા લઇ ત્યાંથી ઉઠયા અને ત્યાંથી ચાલીને તુરત પંચવટીમાં જઇ પોહોચ્યાં. ૩ શ્રી રઘુનાથજીનું પધારવું થતાંની સાથેજ એ વનનાં સર્વ ઝાડ, લતા—આદિ લીલાં

* **એક સમય** પંચવટીમાં કાળ પડયો. એટલે સર્વ મુનિયો આહારાર્થ ગૌતમજીની પાસે ગયા. એટલે મહર્ષિ ગૌતમે તપોબળથી ઘણા સમય પર્યંત મુનિયોનું પાલન કર્યું. પછી મુનિયોયે વિચાર કરયો કે—હવે જનસ્થાનમાં જવું જોઇએ; પરંતુ ગૌતમજીના ભયને લીધે જઇ શકયા નહિ. પછી તે સર્વેએ છળ કરીને એક માયાવી ગાય બનાવીને ગૌતમના ધાન્યાગારમાં છોડી દીધી. એટલે તે ગાયને ગૌતમજી જેવા હાથથી દૂર કરવા ગયા કે હાથ અડતાંની સાથેજ તે ગાય મરણ પામી એટલે તો સર્વ મુનિ ગૌતમને ગૌહત્યાનો દોષ આપીને તેનો ત્યાગ કરીને જનસ્થાનમાં ચાલ્યા ગયા. પરંતુ તેઓનું તે છળ પાછળથી ગૌતમજીના જાણવામાં આવતાં શાપ મળ્યો કે, જે વનના લોભથી તમે પ્રપંચ કરયો તે વન ભ્રષ્ટ થઇ જાઓ. અને ત્યાં રાક્ષસ વાસ કરો. બીજી એમ પણ કથા છે કે,—દંડીરાજાએ પોતાની ગુરૂપુત્રી સાથે તેની ઇચ્છા ન છતાં બલાત્કારે ભોગ કરયો. એટલે તેણે તે વાત પોતાના પિતા મહર્ષિ ભૃગુને કહી. એટલે મુનિયે શાપ આપ્યો કે રાજાનો સર્વ દેશ નષ્ટ થઇ જાઓ. અને ત્યાં ધૂળનો વરસાદ વરશો. ઋષિલોકો આ શાપથી ત્યાંથી નાસીને જ્યાં વસ્યા તે સ્થાન જનસ્થાન કહેવાયું. શ્રીરઘુનાથજીના પધારવા પર્યંત તે સ્થળની દુર્દશાની અવધિ હતી. જેથી જેવા રઘુનાથજી ત્યાં પધારયા કે તુરત ત્યાં નવીન ફળ ફૂલ અને પાનડાં—આદિ થઈ.

ને મનોહર થઈ ગયાં. લક્ષ્મણજી, સીતાજી અને શ્રી રામચન્દ્રજીનાં ચરણોને દેખતાંની સાથેજ વનનો શાપ નિવૃત્ત થઈ ગયો અને વન સુખકારી થઈ ગયું. ૪

दोहा–गृध्रराजसों भेट भइ, बहुविधि प्रीति दृढाय ॥
गोदावरी समीप प्रभु, रहे पर्णगृह छाय ॥ २२ ॥

તે સ્થળે ગીધરાજ જટાયુની મુલાકાત થઇ. અને પરસ્પર પ્રીતિ વૃદ્ધિ પામી. એટલે ગોદાવરીને કિનારેજ પ્રભુ પર્ણશાળા બનાવીને રહેવા લાગ્યા. દશરથ અને જટાયુને પ્રીતિ હતી. તે પ્રીતિમાં શ્રીરામચન્દ્રજીના સમાગમથી વિશેષ દૃઢતા થઈ. ૨૨

चौ०–जबते राम कीन्ह तहँ वासा, सुखी भये मुनि बीते त्रासा ॥
गिरि वन नदी ताल छवि छाये, दिनादिन प्रति अति होत सुहाये ॥
खग मृग वृन्द अनन्दित रहहीं, मधुप मधुर गुंजत छवि लहहीं ॥
सो वन वरणि न सक अहिराजा, जहां प्रकट रघुवीर विराजा ॥
एक बार प्रभु सुखआसीना, लक्ष्मण वचन कहे छलहीना ॥
सुर नर मुनि सचराचर सांई, मैं पूंछौं निज प्रभुकी नांई ॥
मोहिं समुझाइ कहो सोइ देवा, सब तजि करहुँ चरणरज सेवा ॥
कहहु ज्ञान विराग अरु माया, कहहु सो भक्ति करहु ज्यहि दाया ॥

જ્યારથી શ્રીરામચન્દ્રજીએ ત્યાં નિવાસ કરયો, ત્યારથી ત્યાં રહેતા સર્વ મુનિ અત્યંત પ્રસન્ન થઈ ગયા. સર્વ દુઃખ મટી ગયાં. પર્વત, નદી અને તળાવ કાંતિથી તથા શોભાથી છાઈ રહ્યાં અને દિવસો દિવસ શોભામાં વધારો થવા લાગ્યો. ૧ ખગ અને મૃગોનાં ટોળાં આનંદથી ફરવા લાગ્યાં, ભમરાઓ મધુર ગુંજારવ કરતા શોભી રહ્યા હતા. જ્યાં શ્રીરઘુનાથજી સાક્ષાત્ વિરાજતા હતા, તે વનનું વર્ણન શેષજી પણ કરી શકે તેમ નથી. ૨. 'एकबार' એકવાર કહેવાનો ભાવ એ છે કે, થોડા વરસ પછી લક્ષ્મણજી શ્રીરઘુનાથજીને જ્ઞાન વિષયક પ્રશ્ન છલરહિત પૂછવા લાગ્યા.* કે હે દેવ ! મનુષ્ય મુનિ અને ચરાચરના સ્વામી ! યર્થાત્ સકળ સંસારના વ્યવહારને જાણવાવાળા આપને

* પ્રશ્ન ચાર પ્રકારનાં હોય છે. એક તો વિવાદાર્થ જેમાં હારવા જીતવાનો વિચાર તે તુચ્છ. બીજું વક્તા આદિની પરીક્ષાને માટે જે પ્રશ્ન પૂછવામાં આવે તે કનિષ્ઠ, ત્રીજું પોતાની બુદ્ધિનું ચતુરતા દેખાડવા માટે જે પ્રશ્ન પૂછવામાં આવે તે મધ્યમ અને ચોથું સંદેહનિવૃત્તિને માટે જે પ્રશ્ન પૂછવામાં આવે તે ઉત્તમ પ્રશ્ન કહેવાય છે. લક્ષ્મણજીએ ચોથું પ્રશ્ન પૂછ્યું તેથી મૂળમાં 'છળહીન' એવો પાઠ છે.

હું મારા પ્રભુસમજીને પૂછુંછું.[1] ૩ હે દેવ! મને સર્વ સમઝાવીને કહો કે જેથી હું સર્વ ત્યાગીને આપનાં ચરણોની સેવા કરયા કરૂં. હે મહારાજ! જ્ઞાનનુંતત્ત્વ, વૈરાગ્યનું સ્વરૂપ, અને માયા શું છે? તે કહો. અને ભક્તિનું સ્વરૂપ કહો કે જે ભક્તિનાપર આપની કૃપા છે. અથવા જે ભક્તિ કરવાથી આપ ભક્તોપર કૃપા કરોછો. ૪

दोहा.–ईश्वर जीवहि भेद प्रभु, सकल कहहु समुझाइ ॥
जाते होइ चरणरति, शोक मोह भ्रम जाइ ॥ २३ ॥

હે પ્રભુ! ઇશ્વર અને જીવમાં શું ભેદ છે? તે સમજાવીને કહો કે જેથી આપનાં ચરણોમાં પ્રીતિ થાય અને તેથી શોક, મોહ અને ભ્રમનો નાશ થઇ જાય. લક્ષ્મણજી સંદેહહીન છે. તેણે તો કેવળ સંસારના મનુષ્યોના શોક, અને મોહ દૂર કરવાને માટે પૂછતાં શ્રી રઘુનાથજીએ કહ્યું કે.૨૩

चौ०–थोरेमहँ सब कहौं बुझाई, सुनहु तात मति मन चितलाई ॥
मैं अरु मोर तोर तैं माया, ज्यहि वश कीन्हे जीवनिकाया ॥
गोगोचर जहँलगि मन जाई, सो सब माया जानेहु भाई ॥
तेहिकर भेद सुनहु तुम सोऊ, विद्या अपर अविद्या दोऊ ॥
एक दुष्ट अतिशय दुखरूपा, जावश जीव परा भवकूपा ॥
एक रचै जग गुणवश जाके, प्रभुप्रेरित नहिं निज बल ताके ॥
ज्ञान मान जहँ एकौ नाहीं, देखत ब्रह्मरूप सब माहीं ॥
कहिये तात सो परम विरागी, तृणसम सिद्धि तीनिगुण त्यागी ॥

હે ભાઈ! થોડામાંજ સમજાવીને કહું છું–માટે તમે ચિત્તને, મનને તથા બુદ્ધિને એકાગ્ર કરીને શ્રવણ કરો. એકાગ્ર બુદ્ધિથી શ્રવણ કરતાં ગૂઢ આશયત્વરાથી ધ્યાનમાં આવી જાય છે. એ માટે મન લગાડીને શ્રવણ કરવાનું કથન છે. લક્ષ્મણજીનો પ્રશ્ન વ્યતિક્રમ છે, પણ શ્રી રઘુનાથજી પ્રત્યુત્તર અનુક્રમે આપે છે. દેહમાં અહંભાવ. એટલે કે હું અને મારૂં તારૂં, પોતાના પદાર્થોમાં મમતા અને અન્યના ધનમાં મહત્વતા એજ માયાનુંસ્વરૂપ છે. એ મારાં અને તારાં એણેજ સર્વ ચરાચરને પોતાના સ્વાધીન કરી રાખેલ છે. ૧ ઇન્દ્રિયોના વિષય સ્પષ્ટ છે, અને ઇન્દ્રિયોના દેવતા અને જ્યાં સુધી મન જાય છે તે સર્વ માયા છે. પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિ-

१ त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव । त्वमेवविद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देवदेव ॥ १ ॥

ય છે. ક્રમવાર તેના દેવતા પણ કહું છું. શ્રવણના દિશા, ત્વચાના વાયુ, નેત્રના સૂર્ય, જીહ્‌વાના વરૂણ, નાસિકાના અશ્વિનીકુમાર, ચરણના વિષ્ણુ, ગુદાના યમ, લિંગના દક્ષ, હાથના ઇન્દ્ર અને મુખના અગ્નિ એ સર્વ દેવ પોતપોતના વિષયોને ભોગવે છે. પ્રકૃતિના બે ભેદ છે, એકવિદ્યા અને બીજી અવિદ્યા છે. ૨ અવિદ્યાદુષ્ટ અને વિશેષ દુ:ખરૂપ છે. જેના વશ થઇને જીવ સંસારરૂપી કુવામાં પડે છે. વિદ્યારૂપી માયા પ્રભુની પ્રેરણાથી જગતને રચે છે.+ અને જગરચનાના ગુણ તેના આધીન છે. માયાને સ્વતપળ નથી. ૩. જ્ઞાન એ કહેવાય છે કે–જ્યાં વર્ણાશ્રમાદિકનું જરા પણ ભાન રહેતું નથી, સર્વમાં સમાન બ્રહ્મરૂપ જુવે છે.[1] એટલે કે આખું જગત બ્રહ્મરૂપ છે. નાનાવસ્તુ કાંઇ પણ નથી. રજોગુણથી બ્રહ્માની સિદ્ધિ, સત્વગુણથી વિષ્ણુની સિદ્ધિ અને તમોગુણથી રૂદ્રની સિદ્ધિ તેને પણ જે તૃણના સમાન ત્યાગ કરી દે, તે પરમ વૈરાગી કહેવાય છે.[2] ૪

दोहा–माया ईस न आपु कहँ, जानि कहै सो जीव ॥
बन्ध मोक्षमद सर्वपर, मायाप्रेरक सीव ॥ २४ ॥

આ દોહામાં દ્વૈત, અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત ત્રણેમત પ્રકટ છે. અદ્વૈત એ પ્રકારે કે જ્યાં સુધી પોતાને માયા ઇશ અર્થાત્ ઇશ્વર જાણતો નથી ત્યાં સુધી જીવ કહેવાય છે. અને જ્યારે પોતાને જાણી લીધો ત્યાં બાંધવા છોડવાવાળો સર્વથી પર અને માયાને આજ્ઞા દેવાવાળા અને મર્યાદારૂપ છે. દ્વૈત એ છે કે, માયાને ન જાણતાં પોતાને અને ઇશ્વરને જાણવા શ્રી રઘુનાથજી લક્ષ્મણજીને કહે છે કે–વિશિષ્ટાદ્વૈત એ છે કે–પોતે પોતાને માયા ઇશ અર્થાત્ ઇશ્વર ન જાણે જીવ જાણે વા જે માયા, ઇશ અને પોતાને જાણતો નથી તે જીવ છે ! અને જે બંધ મોક્ષને દેવાવાળો સર્વથી પરમાયાનો પ્રેરક મર્યાદાયુક્ત છે, તેજ ઇશ્વર છે. ૨૪.

चौ०–धर्म्मते विरति योग ते ज्ञाना, ज्ञान मोक्षमद वेद बखाना ॥
जाते वेगि द्रवौं मैं भाई, सो ममभक्ति भक्तसुखदाई ॥

---

+ ભગવદ્ગીતામાં કહે છે કે—भूमीरापो जलो वायुः खं मनो बुद्धिरेवच । अहंकार इतीयम्मेभा प्रकृतिरष्टमिधा ॥ १ ॥ अपरेअमितिनि स्त्वन्मां प्रकृति विद्धि मे परां । जीवभूतां महाबाहो य येदं धार्यते जगत् ॥

१ "सर्वं खल्विदं ब्रह्म नेहनानास्ति किंचन"

२ ભાગવતમાં લેખ્યુ છે કે–न नाक पृष्ठं न च सार्वभौमं न योग सिद्धिं न पुनर्भवं वा । न पारमेष्ठ्यं नरसाधिपत्यं वाञ्छंति यत्पादरज प्रपन्नाः ॥

सो स्वतंत्र अवलंब न आना, जेहि आधीन ज्ञान विज्ञाना ॥
भक्ति तात अनुपम सुखमूला, मिलहिं जो सन्त होय अनुकूला ॥
भक्तिके साधन कहौं बखानी, सुगम पन्थ मोहिं पावहिं प्रानी ॥
प्रथमहिं विप्रचरण अतिप्रीती, निज निज धर्मनिरत श्रुतिनीति ॥
इहिकर फल मन विषय विरागी, तब ममचरण उपज अनुरागा ॥
श्रवणादिक नवभक्ति दृढाहीं, मम लीलारति अति मनमाहीं ॥
सन्तचरणपंकज अति प्रेमा, मन क्रम वचन भजन दृढ नेमा ॥
गुरु पितु मातु बन्धु पतिदेवा, सब मोहिं कहँ जानै दृढ सेवा ॥
मम गुण गावत पुलक शरीरा, गद्गदगिरा नयन बह नीरा ॥
कामादिक मद दंभ न जाके, तात निरन्तर वश मैं ताके ॥

ધર્મથી વૈરાગ્ય થાય છે, યોગથી જ્ઞાન થાય છે અને જ્ઞાનથી મોક્ષ થાય છે. એમ વેદ કહે છે. અને હે લક્ષ્મણ! જેથી હું તરત પ્રસન્ન થાઊંછું તે મારી ભક્તિ ભકતોને સુખદાતા છે. ઇશ્વરમાં અનન્યભાવથી પ્રેમ કરવો, એ ભક્તિ કહેવાય છે. ૧ અને તે ભક્તિસ્વતંત્ર છે. તે અન્ય સાધનનું અવલમ્બન માગતી નથી. અને જ્ઞાનવિજ્ઞાન–આદિ સકલ સાધન તેનાજ એટલે ભક્તિના આધિન છે. હે ભાઇ! ભક્તિ અનુપમ સુખનું મૂળ છે; પરંતુ જો સંત અનુકૂળ હોય તોજ તેની પ્રાપ્તિ થાય છે. તે ભક્તિનાં સાધનો વખાણીને તમને કહું છું કે જે સુગમ માર્ગથી પ્રાણી મને પ્રાપ્ત થાય છે. પ્રથમ તો બ્રાહ્મણના ચરણમાં પ્રત્યંત પ્રેમ કરવો. અને વેદાનુસાર પોત પોતાના ધર્મમાં પ્રીતિ કરવી ૩ તેનું ફળ એ છે કે જ્યારે વિનયોથી વૈરાગ્ય થાય છે. ત્યારે મારાં ચરણોમાં પ્રીતિ ઉપજે છે. એ માટે જે મુમુક્ષુજન શ્રેયાભિલાષી છે, તે શ્રવણાદિક નવ[1] લક્ષણા અથવા [2]ષોડશલક્ષણા મારી ભક્તિનેજ દૃઢ કરે છે. અને મારા દિવ્ય જન્મ કર્મોની લીલામાંજ સદા પ્રીતિ માને છે. ૪ ભગવજ્જનોમાં અતિશય પ્રેમ કરે. મન, વચન અને કર્મથી મારૂંજ સેવન

૧ શ્રીમદ્ ભાગવતમાં લેખ છે કે–श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनं। अर्चनं वन्दनं दास्यं सख्यमात्म निवेदनं ॥ આ નવધા ભક્તિ છે.

૨ પદ્મપુરાણમાં ષોડશ ભક્તિ માટે લેખ છે કે–आद्यन्तु वैष्णवंप्रोक्तं शंखचक्रांकनंहरेः १ धारणं चोर्ध्वपुंड्राणां २ तन्मंत्राणां परिग्रहं ३ अर्चनं ४ जपध्यानञ्च. ५–६ तन्नाम स्मरणं तथा ७ कीर्त्तनं ८ श्रवणञ्चैव. ९ वन्दनं १० पादसेवनं ११ तत्पादोदक सेवाच १२ तन्निवेदित भोजन १३ नदीयानाञ्चसेवानं १४ द्वादशीव्रत मुत्तमं १५ तुलसीरोपनांविष्णो र्देवदेवस्य शार्ङ्गिणः ॥ १६ भक्ति षोडशधा प्रोक्ता भवबन्धविमुक्तये ॥

દઢ નિશ્ચયપૂર્વક કરે. માતા પિતા, ગુરૂ, ભાઈ, સ્વામી, સખા અને ઇષ્ટદેવ સર્વ મને જાણે. ૫ મારા ગુણાનુવાદ ગાતાં ગાતાં જો શરીરમાં રોમ ખડાં થઈ જાય, ગદ્‌ગદ્‌ વાણી થઇ જાય અને નેત્રોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલવા લાગે. એવો જે મારો ભક્ત કામ, ક્રોધ, લોભ, મદ અને દંભ રહિત હોય છે તેને હે લક્ષ્મણભાઈ! હું સદા વશ રહું છું. ૫

दोहा-वचन कर्म मन मोरि गति, भजन करे निष्काम ॥
तिनके हृदयकमलमहँ, करौं सदा विश्राम ॥ २५ ॥

વચન, કર્મ અને મનથી જે અનન્યગતિ અને અકામ મારૂં ભજન કરે છે. તેના હૃદયકમળમાં મધુકરના સમાન હું સદા નિવાસ કરૂં છું.* ૨૫

चौ०-भक्तियोग सुनि अति सुख पावा, लक्ष्मण प्रभु चरणन्ह शिरनावा ॥
नाथ सुने गत मम सन्देहा, भयउ ज्ञान उपजेउ नवनेहा ॥
अनुज वचन सुनि प्रभु मनभाये, हर्षि राम निजहृदय लगाये ॥
इहिंविधि गये कछुक दिनबीती, कहत विराग ज्ञान गुणनीती ॥
शूर्पणखा रावणकी बहिनी, दुष्ट हृदय दारुण जिमि अहिनी ॥
पंचवटी सो गइ यक बारा, देखि विकल भइ युगल कुमारा ॥
भ्राता पिता पुत्र उरगारी, पुरुष मनोहर निरखत नारी ॥
होइ विकल सक मन नहिं रोकी, जिमि रविमणि द्रव रविहिं विलोकी ॥

આવો સર્વ શાસ્ત્ર સમ્મત સિદ્ધાંત ભક્તિયોગ સ્વતંત્ર સર્વેશ્વર પોતાના સ્વામી શ્રી રામચન્દ્રજીના શ્રીમુખથી શ્રવણ કરી લક્ષ્મણજી અત્યંત સુખ પામ્યા. અને આ પરમ લાભના ધન્યવાદમાં પ્રભુના ચરણોમાં મસ્તક નમાવ્યું. અને બોલ્યા કે-હે નાથ! શ્રવણ માત્રથીજ મારો સન્દેહ દૂર થઇ ગયો. અને જ્ઞાન થવાથી નવીન પ્રેમ આપમાં ઉત્પન્ન થયો. ૧ લક્ષ્મણજીનાં વચન શ્રવણ કરી પ્રભુ મનમાં આનંદ પામ્યા. અને શ્રી રામચન્દ્રજીએ પ્રસન્ન થઇ લક્ષ્મણજીને હૃદય સાથે લગાવ્યા. આ પ્રકારે જ્ઞાન, વૈરાગ્ય અને રાજનીતિ-આદિ ગુણોને કહેતાં કહેતાં કેટલોક કાળ વ્યતીત થઇ ગયો. ૨ ભાવી અનુસાર શૂર્પનખા નામની રાવણની બેન કે જે મહા દારૂણ, દુષ્ટ સર્પિણીના સમાન હતી, તે એક સમય પંચવટીમાં ગઇ. તો ત્યાં રામ-લક્ષ્મણ બે કુમારોનાં મનોહર રૂપને નિરખતાંની સાથેજ તે પરમ વ્યાકુળ થઇ ગઇ. ૩ કાકભુશુંડજી કહે છે કે-હે ગરૂડજી? ભાઇના સમાન સમાન અવસ્થાવાળો

* तस्याहं न प्रणश्यामि सचमेन प्रणश्यति ॥

વા પિતાના તુલ્ય વિશેષ અવસ્થાવાળો પુરૂષ હોય વા તુલ્ય નાની અવસ્થાવાળો પુરૂષ હોય છતાં પણ તે પુરૂષની મનોહરતાને નિહાળી સ્ત્રી વિકળ થઇ જાય છે, અર્થાત્ કામાતુર થઇ જાય છે. મનને રોકી શકતી નથી. અને જેમ સૂર્યને જોઇને સૂર્યકાન્તમણિમાં દ્રાવ થાય છે તેમ તેવા મનોહર પુરૂષને જોઇને સ્ત્રીના શરીરમાં જળનો સ્રાવ થાય છે. તે પ્રમાણેજ રાવણની બેન શૂર્પણખા મહાવૃદ્ધા છતાં પણ રાજપુત્રોને જોઇને મોહિત થઇ ગઇ. ૪

**दोहा.**—अधम निशाचरि कुटिल अति, चली करन उपहास ॥
सुनु खगेश भावि प्रबल, भा चह निशिचर नास ॥ २९ ॥

(ક્ષેપક.) કાકભુશુંડજી કહે છે કે—હે ગરૂડજી! શ્રવણ કરો, એક તો અધમ, વળી રાક્ષસ, કે જેનો વધ કરવાની પ્રભુએ પ્રતિજ્ઞા કરેલી છે. અને વળી અત્યંત કુટીલતાવાળી, કે જે ઇશ્વરો સાથે ઉપહાસ્ય કરવું ધારે છે. એ દોષનિરખી પ્રભુએ દંડ આપ્યો. ભાવી પ્રબળનો આશય એ છે કે—આટલો સમય તો તે નભાવી, હવે વનવાસની અવધી થોડીજ અવશેષ રહી છે. તેથી તે આવી. હવે બનવા કાળને વશ્ય થવાથી જેને કુળનો નાશ કરવાની બુદ્ધિ ઉપજી. હવે રાક્ષસોના નાશનો સમય સમીપમાં આવી ગયો. ૨૯ (ક્ષેપક સમાપ્ત.)

**चौ०**—रुचिर रूप धरी प्रभु पहँ आई, बोली वचन मधुर मुसुकाई ॥
तुम सम पुरुष न मोसम नारी, यह सँयोग विधि रचा विचारी ॥
मम अनुरूप पुरुष जगनाहीं, देखेउँ खोजि लोक तिहुं माहीं ॥
तातें अबलगि रहि कुमारी, मन माना कछु तुमहि निहारी ॥
सीतहिं चितइ कही प्रभु बाता, अहै कुमार मोर लघुभ्राता ॥
गइ लक्ष्मण रिपुभगिनी जानी, प्रभु बिलोकि बोले मृदुबानी ॥
सुन्दरि सुनु मैं उनकर दासा, पराधीन नहि तोर सुपासा ॥
प्रभु समरथ कोशलपुर राजा, जो कछु करहि उन्हैं सब छाजा ॥

પરમ સુન્દર કપટરૂપ ધારણ કરીને તે શ્રી રામચન્દ્રજીની પાસે ગઇ. અને મંદમંદ હસતી હસતી આવાં વચન બોલી કે—તમારા સમાન કોઇ પણ પુરૂષ સુંદર નથી તેમ મારા સમાન કોઇ પણ સુંદર સ્ત્રી નથી. આ તો વિધાતાએ તમારો ને મારો સંયોગ વિચારીનેજ રચ્યો છે. ૧ મારા સમાન રૂપવાન પુરૂષ મેં ત્રૈલોક્યમાં શોધ્યો તો કોઇ પણ મારી દૃષ્ટિએ પડ્યોજ નહિ. એ કારણથી હું આજપર્યન્ત કુંવારી રહી છું. તમોને જોઇને જરા મારૂં મન માન્યું છે. ૨ જ્યારે એ રંડા આ પ્રમાણે જુઠું બોલી કે, હું

આજપર્યન્ત કુંવારી છું ત્યારે તો શ્રી રામચન્દ્રજીએ પણ સીતાજીની[1] તરફ દૃષ્ટી કરીને તેને કહ્યું કે—જેવી તું કુવારી છે, તેવોજ મારો નાનો ભાઈ પણ કુમાર છે. તેને તું વર! શૂર્પણખા તો જો કે બન્ને ભાઈઓના રૂપપર આસક્ત થઇ ગઈ હતી. છતાંપણ શ્રી રામચન્દ્રજીનાં વચન સાંભળતાંની સાથેજ લક્ષ્મણજીના સમીપ ગઇ. લક્ષ્મણજી તેને શત્રુની બેન જાણી ગયા. અને શ્રી રામચન્દ્રજીના તરફ દૃષ્ટી કરીને તેને અતિ કોમળ વચનો કહ્યાં કે—હે સુન્દરી! શ્રવણ કરય. હું તો તેમનો દાસ પરાધીન છું. તેથી તારા યોગ્ય હું નથી. પ્રભુ શ્રી રામચન્દ્રજી તો સ્વતંત્ર, સમર્થ કૌશળપુરીના રાજા છે. તેથી તે જે કરે તે તેને છાજે તેમ છે.[2] ૪

**दोहा.—केहरि सम नहिं करिवर, लवा कि बाज समान ॥**
**प्रभु सेवक इमि जानहु, मानहु वचन प्रमान ॥ २७ ॥**

જેમ હાથી કેસરી સમાન હોયજ નહિ, તેતર બાજના સમાન હોયજ નહિ. તેમજ સેવક પણ પ્રભુ સમાન હોયજ નહિ. તેમ સમજ, અને તેથી 'હું તારા લાયક નથી' આ મારાં વચનને પ્રમાણ માન. ૨૭

**चौ०—सेवक सुखचह मान भिखारी, व्यसनी धन शुभगति व्यभिचारी ॥**
**लोभी यश चहै चारु गुमानी, नभ दुहि दुध चहत ए प्रानी ॥**
**पुनि फिरि राम निकट सो आई, प्रभु लक्ष्मण पहँ बहुरि पठाई ॥**
**लक्ष्मण कहा तोहिं सो बरई, जो तृण तोरि लाज परिहरई ॥**

---

૧ જાનકીજીના તરફ જોવાનો હેતુ એ છે કે—તારૂં મન જરા માન્યું છે. પણ મારૂં મન તો જરાપણ માન્યું નથીજ. અથવા તેણે જે કહ્યું કે મારા સમાન નારી ત્રૈલોકયમાં નથી, તેથી તેને જાનકીજી દેખાડે છે કે આવી સુંદર તો તું નથી. અથવા એમ પણ ભાવ છે કે મારે તો સ્ત્રી છે; પરંતુ મારો નાનો ભાઇ કુમાર છે. અહિ કુમારપદ પ્રત્યક્ષ સ્ત્રીના અભાવમાં છે. અથવા રઘુનાથજી જાણતા હતા કે આ તો રાક્ષસી છે, છળ કરીને મનોહર રૂપ ધારણ કરીને આવી છે. એ માટે '**शठं प्रति शठंकुर्यात्**' એ ન્યાયથી હાસ્યપૂર્વક લક્ષ્મણજીને 'કુમાર કહ્યા. કદાચ તે કહે કે હું કુલીન સ્ત્રી છું. તેથી આપને પણ કુલીન જાણીનેજ વરૂંછું. તેના ઉત્તરમાં રઘુનાથજી કહેછે કે મારો નાનો ભાઈ છે. અથવા **कु** એટલે પૃથ્વી તેમાં આ **मार** અર્થાત્ કામદેવના સમાન સુંદર છે. '**मदनोमन्मथोमार**' એમ અમરકોષમાં લેખ છે.' રૂપમાં તારા અનુરૂપજ છે. અથવા **कु** એટલે નીચ પુરૂષોને મારવાવાળા છે એટલે કે તું પણ રાક્ષસી છે. માટે તું એના સમીપમાં જા. અને જાનકીજીના તરફ જોવાનો આશય એ છે કે—જાનકીજી રાવણની ઇષ્ટ છે. તેથી તેનો વિચાર લેવા તેના તરફ જોયું કે રાવણથી વિરોધ કરૂં કે ન કરૂં. એક આશય હાસ્યનો પણ છે કે—જોઉં તો ખરો કે સ્ત્રીની કેવી પ્રકૃતિ છે.

૨ કૌશળપુરીના રાજા કહેવાનો હેતુ એ છે કે—કૌશળપુરના રાજા દશરથ કે જે મારા પિતા તેને ૩૬૦ રાણીઓ છે. તેનાજ સ્થાનપર પ્રભુ છે. જેથી તેને બે સ્ત્રી કરવી એમાં કાંઈ મોટી વાત નથી. અથવા રાજા છે માટે તે સમર્થ છે. તેથી જે સ્ત્રીની ઇચ્છા કરે તેને તેનું કુળ કે તેની જાતિ જાણવા વગર તેનો સ્વીકાર કરે તો તેને હરકત નથી પણ જો બીજો કોઇ તેમ કરે તો તે જાતિથી ભ્રષ્ટ થઈ જાય છે.

**तब खिसिआनि राम पहँ गई, रूप भयंकर प्रगटत भई ॥**
**बिथुरे केश रदन बिकराला, भ्रुकुटीकुटिल करणलागि गाला ॥**
**सीतहि सभय देखि रघुराई, कहा अनुज सन सैन बुझाई ॥**
**अनुज राम मनकी गति जानी, उठे रिसाइ सो सुनहु भवानी ॥**

સેવક સુખની ઇચ્છા કરે, ભીખારી માનની ઇચ્છા કરે, વ્યસની દ્રવ્યની ઇચ્છા કરે, વ્યભિચારી શુભ ગતિની ઇચ્છા કરે; લોભી તથા અભિમાની કીર્ત્તિની ઇચ્છા કરે, તે માણસ આકાશને દોહીને દૂધ મેળવવાની ઇચ્છા કરેછે એમ સમજવું. માટે તું મારી સાથે વિવાહ કરી સુખ મળશે એ ઇચ્છા રાખીશજ નહિ. માટે મારી સાથે વિવાહ ન કરતાં પ્રભુ સાથે કરય. એ લક્ષ્મણજીનો આશય છે. ૧. લક્ષ્મણજીનાં સત્ય વચન શ્રવણ કરીને શૂર્પણખા તો પાછી શ્રી રામચન્દ્રજીની પાસે આવીને કહેવા લાગી કે,–લક્ષ્મણ તો તમારો દાસ છે. રામચંદ્રજીએ કહ્યું કે દાસ નથી પણ મારો નાનો ભાઈ છે. એમ કહીને પાછી લક્ષ્મણજી પાસે મોકલી. તે સમય તો લક્ષ્મણજીએ તેને કહ્યું કે,–જે તૃણના સમાન લાજનો પરિત્યાગ કરે છે તે તને અવશ્ય વરશે, બીજો તો કોઇ વરશેજ નહિ. ૨ આવાં લક્ષ્મણજીનાં વચન શ્રવણ કરતાંની સાથેજ જેને રૂંવાડે રૂંવાડે ક્રોધ વ્યાપ્ત થઇ ગયો છે એવી તે શૂર્પણખા ક્રોધ કરીને શ્રી રામચન્દ્રજીની પાસે ગઈ. અને પોતાનું અસલ મહાભયંકર રૂપ કે જે છુટા કેશોવાળું, વિકરાળ દાંતવાળું, વાંકી ભ્રમરોવાળું અને કાન પર્યન્ત ફાટેલા ગાલોવાળું પ્રકટ કર્યું. ૩ આવા રૂપથી શ્રી સીતાજીને સભીત નિરખીને શ્રી રામચન્દ્રજીએ લક્ષ્મણજીને સાનથી સમજાવીને તેને વિરૂપ કરવાનું સમજાવી દીધું. [1]શ્રી શિવજી કહે છે કે હે પાર્વતી! અનુજ લક્ષ્મણજીએ શ્રી રઘુનાથજીના મનની ગતિ જાણી લીધી. અને તુરતજ ક્રોધ કરીને ઉઠયા. ૪

**दोहा.–लक्ष्मण अति लाघव तिहि, नाक कान बिनु कीन्ह ॥**
**ताके कर रावण कहँ, मनहु चुनौती दीन्ह ॥ २८ ॥**

---

૧ બરવા રામાયણમાં લખે છે કે–**वेदजाम गनि अंगुरिन खण्ड प्रकाश । शूर्पणखा प्रभु पठई लक्ष्मण पास** શ્રી રઘુનાથજીએ ચાર આંગળાં આકાશ તરફ ઉંચા કરીને લક્ષ્મણજીને સાન કરી, આશય એ છે કે–ચારથી વેદનો બોધ થાય છે અને વેદને શ્રુતિ પણ કહે છે અને શ્રુતિ એટલે કાન પણ અર્થ થાય છે. ચાર આંગળાં ઉંચાં કરવાથી તો કાન અને આકાશ તરફ ઉંચો હાથ કરવાથી નાકનો બોધ થાય છે; કેમકે સ્વર્ગ ઉપર છે. અને **स्वरव्ययं स्वर्गनाक इत्यमर** એ વચનથી નાકનો બોધ થયો. અને હાથ ઉંચા કરી તરછોડવાનો ભાવ એ છે કે, નાક કાન કાપી નાંખો.

લક્ષ્મણજીએ ઘણીજ ઉતાવળથી તેનાં નાક અને કાનનો છેદ કર્યો. અને તેનાં નાક કાન કાપીને કાપેલો ભાગ શૂપર્ણખાના હાથમાંજ મૂકીને જાણે તે દ્વારા રાવણને ચેતવણી આપી, અથવા ધિક્કાર આપ્યો હોય એમ કર્યું. ૨૮

चौ०—नाककानविनु भइ विकरारा, जनु श्रव शैल गेरुकै धारा ॥
खर दूषण पहँ गइ बिलाता, धृक धृक तव पौरुष बल भ्राता ॥ १ ॥
तेहे पूछा सब कहेसि बुझाई, यातुधान सुनि सैन बुलाई ॥
चौदह सहस सुभट सँग लीन्हे, जिन्ह सपनेहु रण पीठ न दीन्हे ॥२॥
धाये निशिचर निकर बरूथा, जनु सपक्ष कज्जलगिरियूथा ॥
नाना वाहन नानाकारा, नानाआयुध घोर अपारा ॥ ३ ॥
श्याम घटा देखत नभ केरी, तहँ बासव धनु मनहु उयेरी ॥
शूर्पणखहि आगे करि लीन्ही, अशुभ रूप श्रुति नाशा हीनी ॥ ४ ॥

નાક અને કાન વગરની તે વિકરાળ થઇ ગઈ, અને જાણે પર્વતમાંથી ગેરૂની ધારા વહેતી હોય તેમ તેનાં નાક અને કાનમાંથી રૂધિરનો પ્રવાહ ચાલવા લાગ્યો. અને તેથી તે મહા ભયંકર જણાતી, રોતી અને છાતી કૂટતી વ્યાકુળ થઇને પોતાના ભાઇ ખર, દૂષણ અને ત્રિશિરાની પાસે ગઈ. અને ત્યાં જઇ પોકાર કરવા લાગી કે, અરે ભાઇયો! તમારાં બળ અને પુરૂષાર્થને ધિક્કાર છે. જુઓ તો ખરા કે તમારા જીવતાંજ મારી આ દુર્દશા થઈ. ૧ તેઓએ પુછ્યું કે, આ શું થયું? કોણે કર્યું? શી રીતે થયું તે તો કહે? ત્યારે શૂપર્ણખાએ સર્વ સમાચાર કહ્યા. તે સમાચાર સાંભળતાંની સાથેજ તેઓએ પોતાની સેના બોલાવી. અને ચૌદ હજાર મહા શૂરવીર રાક્ષસ–યોદ્ધાઓ કે જેમણે સ્વપ્નમાં પણ રણમાંથી પાછી પીઠ દેખાડી ન હતી, એવાઓને સાથે લઇને તેઓ ચાલ્યા. ૨ જાણે પાંખવાળા કાજળના પર્વતો દોડતા હોય તેવા જણાતા, નાના પ્રકારનાં વાહનોવાળા, અનેક પ્રકારનાં આકારોવાળાં અને જેમણે અનેક પ્રકારનાં આયુધો ધારણ કરેલાં હતાં એવાં રાક્ષસોનાં ટોળે ટોળાં દોડયાં. ૩ રાક્ષસોના આવવાથી આકાશમાં જાણે વાદળાંઓની શ્યામ ઘટા ચડી હોય એમ જણાવા લાગ્યું. તેઓએ જે અનેક પ્રકારનાં અસ્ત્ર શસ્ત્ર ધારેલાં હતાં તે ઇન્દ્રધનુષ્ સમાન જણાતાં હતાં. શૂપર્ણખા કે જે વિધવા હતી, અને વળી નાક કાન વગરની હતી, તેથી મોટા અપશુકનરૂપ હતી તેને આગળ કરી તેઓ ચાલવા લાગ્યા. ૪

दो०—निज निज बल सब मिलि कहहिं, एकहि एक सुनाइ ॥
बाजन बाजु जुझाउने, हर्ष न हृदय समाइ ॥ २९ ॥

એ રાક્ષસો સર્વ એકત્ર થઇને એકેકની પાસે પોતાના બળની વાત કરતા હતા. તે સમય લડાઇનાં વાજાં વગડાવવા લાગ્યા. અને તેઓના હૃદયમાં યુદ્ધનો આનંદ સમાતો ન હતો. ૨૯

चौ०—अशकुन अमित होहिं भयकारी, गनहिं न मृत्यु विवश भयभारी ॥
गर्जहिं तर्जहिं गगन उडाहीं, देखि कटक भट अति हरषाहीं ॥ १ ॥
कोउ कह जियत धरहु दोउ भाई, धरि मारहु तिय लेहु छुडाई ॥
कोउ कह सुनौ सत्य हम कहहीं, कानन फिरहिं वीर कोउ अहहीं ॥ २॥
एकै कहा मष्ट होइ रहहु, खरके आगे अस जनि कहहु ॥
यहि विधि कहत वचन रणधीरा, आये सकल जहां रघुवीरा ॥ ३ ॥
धूरि पूरि नभ मण्डल रह्यऊ, राम बोलाइ अनुजसन कह्यऊ ॥
लै जानकिहि जाहु गिरिकंदर, आवा निशिचर कटक भयंकर ॥ ४ ॥
रह्यउ सजग सुनि प्रभुके वाणी, चले सहित सिय शरधनुपाणी ॥
देखि राम रिपुदल चलि आवा,बिहँसि कठिन कोदण्ड चढावा ॥ ५ ॥

એ સમય અનેક ભયદાયક અપશકુનો થવા લાગ્યાં, પરન્તુ રાક્ષસો મૃત્યુવશ થઇ રહેલા હતા, તેથી અપશકુનને ગણુતા જ ન હતા. કોઇ ગર્જના કરતા હતા, કોઇ શત્રુને તુચ્છ ગણુતા હતા. અને કોઇ આકાશમાં ઉછળતા હતા. અને સેનાને નિરખીને યોદ્ધાઓ બહુજ પ્રસન્ન થતા હતા. ૧ કોઇ કહેવા લાગ્યા કે, એ બન્ને ભાઇને જીવતા પકડી લ્યો. કોઇ કહેવા લાગ્યા કે એ બે ભાઇને મારી તેની સ્ત્રીને લઇ લ્યો. અને કોઇ કોઇ એમ પણ કહેવા લાગ્યા કે, હે ભાઇઓ ! શ્રવણ કરો. અમે સત્ય કહીએ છીએ કે તે વનમાં ફરે છે માટે અવશ્ય વીર છે. ૨ (ક્ષેપક) ? એક રાક્ષસ કહેવા લાગ્યો કે, ચૂપ રહો ખરની પાસે એવું બોલશો નહિ. તે સર્વ રણધીર રાક્ષસો આ પ્રકારે વચન કહેતા કહેતા જ્યાં રઘુનાથજી હતા ત્યાં આવ્યા. ૩ (ક્ષેપક પૂર્ણ થયું.) તે રાક્ષસો અતિ વેગથી આવતા હતા તેથી આકાશમંડળ ધૂળથી પૂર્ણ થયેલું જોવામાં આવતાં શ્રી રામચન્દ્રજીએ, લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે.–રાક્ષસોનું ભયંકર સૈન્ય આવે છે. માટે તમે જાનકીજીને લઇને પર્વતની ગુફામાં ચાલ્યા જાઓ. ૪ સાવધાન રહેજો. આવાં શ્રી રામચન્દ્રજીનાં વચન સાંભળતાંની સાથેજ લક્ષ્મણજી

નુષ્ બાણ હાથમાં લઈ જાનકીજી સહ ત્યાંથી ચાલ્યા. શ્રીરામચન્દ્ર-જીએ શત્રુના સૈન્યને ધસારાબંધ આવતું જોઇને મહા કઠિણ પોતાનું શાર્ઙ્ગ-ધનુષ્ ચઢાવ્યું ૫.

॥ छंद हरिगीत. ॥

कोदण्ड कठिन चढाइ प्रभु शिर जटा बांधत सोहर्ज्यों ॥
मर्कतशैलपर लसतदामिनि कोटि संयुग भुजग ज्यों ॥
कटिकसिनिषंग विशालभुज गहि चापविशिख सुधारिकै ॥
चितवत मनहुँ मृगराजप्रभु गजराज घटानिहारिकै ॥ १० ॥

કઠિણ ધનુષ્ ચડાવીને પ્રભુએ બે શરની જટા કસીને બાંધી. તે સમય ણે શ્યામ કાજળના પર્વત ઉપર કરોડો વિજળી ચમકે છે, તેવી વાળની ભા જણાતી હતી. અને બે હાથથી વાળને બાંધતા હતા એ જાણે બે-પં લપેટાઇ રહ્યા હોય એમ જણાતું હતું. કમરમાં તરકસ કસેલું હતું. મોટી જાઓમાં બાણ અને ધનુષ્ સુધારીને સિંહના સમાન પ્રભુ રાક્ષસોની થીના સમાન ઘટાને જોતા હતા. ૧૦

सो०–आय गये बगमेल, धरहु धरहु धावहि सुभट ॥
यथा विलोकि अकेल, बालरविहि घेरत दनुज ॥ १० ॥

ચારે તરફથી રાક્ષસો આવી પહોંચ્યા. અને પકડો પકડો કહેતાં યો-ચો દોડવા લાગ્યા. અને જે પ્રકારે પ્રાતઃકાળના સૂર્યને એકલો જાણીને ા ઘેરી લે છે, તે પ્રમાણે તે રાક્ષસોએ શ્રીરામચન્દ્રજીને ઘેરી લીધા. (એ ને ઘેરવાવાળા મંદેહા નામના દૈત્યો બ્રાહ્મણોના સંધ્યા કરયા પછીનાં શેષ રહેલાં જળથી તાડિત થઇ સૂર્યનો ત્યાગ કરી દે છે.) ૧૦

०–घेरि रहे निशिचर समुदाई, दन्डक खग मृग चले पराई ॥
प्रभु विलोकि शर सकहिं न डारी, थकित भये रजनीचर झारी ॥
सचिव बोलि बोले खर दूषण, यह कोउ नृपबालक नरभूषण ॥
सुर नर नाग असुर मुनि जेते, देखे सुने हते हम केते ॥
हम भरि जन्म सुनहु सब भाई, देखी नहि असि सुन्दताई ॥
यद्यपि भगिनी कीन्ह कुरूपा, बधलायक नहिं पुरुष अनूपा ॥
देहिं तुरत निज नारि पठाई, जीवत भवन जाहिं दोउ भाई ॥
मोर कहा तुम ताहि सुनावहु, तासु बचन सुनि आतुर आवहु ॥

રાક્ષસોના ટોળાંએ શ્રીરામચન્દ્રજીને ઘેરી લીધા. એટલે તો દંડકવનમાંથી ખગ મૃગ નાશી જવા લાગ્યાં. ( ક્ષેપક છે. ) શ્રીરામચન્દ્રજીનાં આ દિવ્ય મંગળ વિગ્રહની અપ્રાકૃત અલૌકિક પરમ મનોહર શોભાને નિરખતાંની સાથેજ સમસ્ત રાક્ષસોની સેના ચકિત થઇ ગઈ અને કાંઈ શસ્ત્ર પ્રહાર કરી શકયાજ નહિ ? એટલે તો ખર દૂષણે મંત્રિયોને પોતાની પાસે બોલાવીને કહ્યું કે–આ રાજકુમાર તો કોઇ પરમ સુન્દર નરભૂષણ છે. ત્રૈલોકયમાં નાગ, નર, મુનિ અસુર અને સુર જે કોઇ અમારા જોવા તથા સાંભળવામાં આવેલ છે. ૨ એ સર્વમાં તો અમે અમારા આખા જન્મમાં પણ આવી સુંદરતા કયાંય પણ જોઇ કે સાંભળી નથી. જો કે તેણે અમારી બેનનાં નાક કાન કાપીને તેને વિરૂપા કરી છે છતાં પણ આ અનૂપમ પુરૂષ વધ કરવા યોગ્ય નથી. ૩ માટે તમે તેની પાસે જાઓ, અને તેને કહો કે–તમે જે તમારી સ્રીને સંતાડી રાખી છે, તે અમારા સ્વામી ખરને આપો. અને તમે બંને ભાઈ જીવતા પોતાને ઘેર ચાલ્યા જાઓ. આ મારૂં કહેવું તમે તેને કહો. અને તેનો પ્રત્યુત્તર લઇને મારી પાસે ત્વરાથી આવો ૪

दो.–भये कालवश मूढ सब, जानहिं नहि रघुवीर ॥
मशक फूंक किमि मेरु उड, सुनहु गरुड मतिधीर ॥ ३० ॥

( ક્ષેપક ) કાકભુશુંડજી કહે છે કે–હે ગરૂડજી ! શ્રવણ કરો. એ સર્વ મહા મૂઢ કાળને વશ છે, તેથી શ્રીરામચન્દ્રજીના પ્રભાવને જાણતા નથી. કહો તો ખરા કે મચ્છરની ફુંકથી કયાંય સુમેરૂપર્વત ઉડી શકે તેમ છે. ? ૧૮. (ક્ષેપક પૂર્ણ થયું.)

चौ०–दूतन कहा रामसन जाइ, सुनत राम बोले मुसुकाई ॥
आजु भयो बडभाग्य हमारा, तुम्हरेप्रभु अस कीन्ह विचारा ॥
हम क्षत्रिय मृगया वन करहीं, तुमसे खल मृग खोजत फिरहीं ॥
रिपु बलवन्त देखि नहिं डरहीं, एकबार कालहु सन लरहीं ॥
यद्यपि मनुज दनुज कुलघालक, मुनिपालक खलशालक बालक ॥
जो न होइ बल घर फिरि जाहू, समर विमुख मैं हतौं न काहू ॥
रण चढि करिय कपट चतुराई, रिपु पर कृपा परम कदराई ॥
दूतन जाइ तुरत सब कहेऊ, सुनि खर दूषण उर अति दहेऊ ॥

ખર દૂષણના પાઠવેલા દૂતોએ જ્યારે ખરની વાત શ્રીરામચન્દ્રજીને કહી
ત્યારે તો શ્રીરામચન્દ્રજીએ હસીને કહ્યું કે,–આજ અમારાં અહોભાગ્ય અમે
સમજીએ છીએ; કારણ કે તમારા સ્વામીએ અમારા માટે આવો વિચાર
કરયો. ૧ પરંતુ હવે તમે મારા તરફથી તમારા સ્વામીને એટલું કહેજો કે–
અમે તો ક્ષત્રિય વંશના બાળક છીએ. વનમાં મૃગયાને માટે આવેલા
છિયે. તમારા સરખા ખળમૃગોનેજ શોધતા ફરીએ છિયે. અને શત્રુને
બળવાન્ જોઇને પણ ડરતા નથી અને એકવાર તો જો કદાચ કાળ સન્મુખ
આવે તો તે સામે પણ લડીએ છિયે. ૨ જો કે અમે મનુષ્ય છિયે છતાં પણ
રાક્ષસોને મારનારા છિયે, મુનિજનોનું પાલન કરવાવાળા છિયે. અને તેઓ-
ના વિરોધી ખળોનો વધ કરવાવાળા છિયે. અથવા તો અમે રાક્ષસોને માર-
નાવાળા પ્રબળ બાળક છિયે. માટે જો તમારામાં કાંઇ પણ બળ હોય તો
તો સન્મુખ આવી લડો. અને જો કદાચ બળ ન હોય તો કુશળ પૂર્વક
તમારે ઘેર ચાલ્યા જાઓ. યુદ્ધમાં પાછી પીઠ બતાવનાર કોઇને પણ હું
મારતોજ નથી. ૩ અરે! નીચો! યુદ્ધાર્થે સૈન્ય એકત્ર કરીને ચડી આવવું.
અને પછી કપટથી ચતુરતા દર્શાવી પોતાનું દયાળુપણું દેખાડવું! એ બનવા
જોગ પ્રકાર નથી. કારણ કે શત્રુપર દયા કરવી એ તો કાયરનું કામ છે. દૂ-
તોએ જઇને તુરત આ સર્વ સમાચાર ખર દૂષણને કહ્યા. તે સાંભળતાંની
સાથેજ ખર દૂષણનું હૃદય ક્રોધથી સળગી ઉઠ્યું. ૪

છં૦–उर दहेउ कहेउ कि धरहु धावहु बिकटभटरजनीचरा ॥
शर चाप तोमर शक्ति शूल कृपाण परिघ परशुधरा ॥
प्रभु कीन्ह धनुष टकोर प्रथम कठोर घोर भयो महा ॥
भये बधिर व्याकुल यातुधान न ज्ञान ते हि अवसर रहा ॥

ખર, દૂષણ અને ત્રિશિરા એ ત્રણયે ભાઇયોનાં હૃદય તો સળગી ઉઠ્યાં.
અને ક્રોધથી બોલી ઉઠયા કે,–હે શરચાપધારી! હે તોમરને ધારણ કરવા-
વાળાઓ! હે શક્તિને ધારણ કરવાવાળાઓ! હે ત્રિશૂળધારી! હે પરિઘ-
ધારી! અને હે પરશુધારી! વિકટ યુદ્ધાઓ એકદમ દોડો અને જીવતાજ
તેને પકડી લાવો. આ પ્રમાણે આજ્ઞા થતાં રાક્ષસો શસ્ત્ર લઇને પકડવા
દોડ્યા. તેઓને પકડો પકડો એમ બોલતા અને ધસારો કરતા આવતા જો-
ઇને પ્રથમ તો મધુસૂદન સ્વામીએ પોતાના શાર્ઙ્ગધનુષ્નો ટંકારવ કરયો.
તેનો જે મહા કઠોર શબ્દ થયો, તેથી સકળ રાક્ષસની સેના બધિર–બહેરી
અને વ્યાકુળ થઈ ગઈ. અને તેઓને તે સમય જરા પણ જ્ઞાન ન રહ્યું. ૧૧

दो.—सावधान होइ धाये, जानि सबल आराति ॥
लागे वर्षन रामपर, अस्त्र शस्त्र बहुभांति ॥ ३१ ॥

तिन्हके आयुध तृण सम, करि काटे रघुवीर ॥
तानि शरासन श्रवण लगि, पुनि छाँडे निजतीर ॥ ३२ ॥

તેઓ એ શ્રી રામચન્દ્રજીને પ્રબળ શત્રુ જાણીને સાવધાન થઇને દોડયા. અને નાના પ્રકારનાં અસ્રો તથા શસ્રોની વૃષ્ટિ કરવા લાગ્યા. ૨૯

શ્રી રામચન્દ્રજીએ તેનાં સઘળાં આયુધોનાં તિલ "તિલ જેવડા કટકા કરી કાપી નાખ્યાં. અને પછી પોતાનું ધનુષ્ શ્રવણ–કાન પર્યન્ત ખેંચીને પોતાનાં બાણનો પ્રહાર તેઓ ઉપર કરવા લાગ્યા. ૩૦

छंद ] तोमर—तव चले बाण कराल, फुंकरत जनु बहुव्याल ॥
कोपेउ समर श्रीराम, चले विशिष निशित निकाम ॥
अवलोकि खरतर तीर, मुरिचले निशिचर वीर ॥
यक एक कहँ न संभार, कर तात भ्रात पुकार ॥ १२ ॥
कोउ कहै खर कह कीन्ह, जो युद्ध इनसन लीन्ह ॥
ये बाण अतिहि कराल, ग्रसे आइ मानहु काल ॥
भये क्रुद्ध तीनों भाइ, जो भागि रणते जाइ ॥
तेहि बधब हम निज पानि, फिरे मरण मनमहँ ठानि ॥ १३ ॥

આ સમય શ્રી રામચન્દ્રજીનાં મહા કરાળ બાણો જાણે ફુંકારા કરતા અનેક સર્પો ચાલતા હોય, તેમ ધનુષ્માંથી સૂસવાટા કરતાં છૂટવા લાગ્યાં. જ્યારે શ્રી રામચન્દ્રજી સંગ્રામમાં કોપ પામ્યા, ત્યારે તો અત્યંત તીવ્ર વિષોપમ બાણ ધનુષ્માંથી છૂટવા લાગ્યાં. અતિ તીક્ષ્ણ બાણોને આવતાં જોઇને મોટા મોટા રાક્ષસોના વીર રણભૂમિનો પરિત્યાગ કરી ચાલવા લાગ્યા. કોઈ કોઇને સંભારતું ન હતું. કોઈ પિતાને પોકારતા હતા તો કોઈ ભાઇને પોકારતા હતા. ૧૨ કેટલાક બોલવા લાગ્યા કે, ખરે આ બહુજ ભુંડું કર્યું; કારણ કે જાણ્યા કરયા વગર આની સાથે યુદ્ધ કર્યું. આનાં બાણ તો અતિ કરાલ છે. સર્પોના સમાન આવીને આપણને ગળી જાય છે. આ પ્રમાણે પોકારતાં અને નાસતાં પોતાનાં સૈન્યને જોઇને ખર, દૂષણ અને ત્રિશિરા એ ત્રણ્યે ભાઇ ક્રોધાક્રાંત થઇને બોલ્યા કે, જે કોઈ સંગ્રામમાંથી નાશી જશે, તેને અમે અમારા હાથથી મારી નાંખીશું. આમ થતાં તો સર્વ રાક્ષસો મનમાં મરવાનો ચોકસ નિશ્ચય કરી યુદ્ધ કરવાને માટે પાછા ફર્યા. ૧૩

दो.—उमा एक निज प्रभुहि बश,पुनि इनके बडभाग ॥
तरण चहहिं प्रभु शरलगे, बिना योग जप याग ॥ ३३ ॥

(ક્ષેપક) શ્રી સદાશિવજી કહે છે કે-હે પાર્વતી ! એક તો એ પોતાના સ્વામીના વશ્ય અને વળી એઓનાં મહાભાગ્ય કે જેથી તેઓ પ્રભુનાં બાણ લાગવાથી, યોગ, જપ અને તપ કર્યા વગર સંસાર સાગરથી તરી જવાની તેઓને અનુકૂળતા પ્રાપ્ત થઈ. ૩૩ ( ક્ષેપક પૂર્ણ )

छं० तोमर—आयुध अनेक प्रकार, सन्मुखते करहिं प्रहार ॥
रिपु परम कोपेउ जानि, प्रभु धनुष शर संधानि ॥
छाँडे विपुल नाराच, लगे कटन विकट पिशाच ॥
उर शीश कर भुज चरन, जहँ तहँ लगे महिपरन ॥ १४ ॥
चिक्करत लागत बान, धर परत कुधर समान ॥
भट कटत तनु शतखंड, पुनि उठत करि पाखंड ॥
नभ उडत बहु भुज मुंड, बिनु मौलि धावत रुण्ड
खग कंक काक शृगाल, कट कटहिं कठिन कराल ॥ १५ ॥

અનેક પ્રકારનાં આયુધો લઈ લઇને શ્રી રામચન્દ્રજીના સન્મુખ પ્રહાર કરવા લાગ્યા. આ પ્રમાણે શત્રુને પરમ ક્રોધયુક્ત જાણીને પોતાના ધનુષ્માંથી બાણ સન્ધાન કર્યું. અને જ્યારે ધનુષ્માંથી અસ્ખલિત બાણો અપ્રતિહત વેગથી છૂટવા લાગ્યાં ત્યારે તો મહા વિકટ રાક્ષસો કપાવા લાગ્યા. કોઇનાં હૃદય, કોઇનાં માથાં, કોઈની ભુજાઓ, કોઇના પોંચાઓ અને કોઈનાં ચરણો કપાઈ કપાઇને જ્યાં ત્યાં પૃથિવી ઉપર પડવા લાગ્યાં. ૧૪

શ્રી રામચન્દ્રજીનાં બાણો વાગતાંની સાથેજ રાક્ષસો રાડો પાડવા લાગ્યા. અને તેઓનાં ધડ પર્વતના સમાન પૃથિવીના ઉપર પડવા લાગ્યાં. અકેક્ યોદ્ધાઓના શરીરના સો સો કટકા થઈ જતા હતા. અને માયા કરી કરીને પુનઃ પુનઃ ઉઠતા હતા; કેમકે તેઓનું મરણ કોઇના પણ હાથે ન હતું. પરસ્પર હતું. આકાશમાં બાણવેધિત અનેક ભુજા અને શિર ઉડતાં હતાં. અને મસ્તક રહિત ધડો રખડતાં ફરતાં હતાં. કંક તથા કાગડા-આદિ પક્ષિયો અને શીયાળીઆંઓ કઠિન તથા કરાળ ઝડપો તથા અવાજે કરીને માંસોનું ભક્ષણ કરતાં હતાં: ૧૫

छंद हरीगीत—कटकटहिं जम्बुक भूत प्रेत पिशाच खप्पर साजहीं ॥
बैताल बीरकपालताल बजाइ योगिनि नाचहीं ॥

रघुवीर बाण प्रचण्ड खण्डहिं भटनके उर भुज शिरा ॥
जहँ तहँ परहिं उठि लरहिं धरु धरु करहिं सकल भयंकरा ॥
अंत्रावली गहि उडहिं गृद्ध पिशाच कर गहि धावहीं ॥
संग्राम पुरवासी मनहुँ बहु बाल गुड्डि उडावहीं ॥
मारे पछारे उर विदारे विपुल भट घूर्मित परे ॥
अवलोकि निजदल विकल भट त्रिशिरादि खर दूषण फिरे ॥
शर शक्ति तोमर परशु शूल कृपाण एकहि बारहीं ॥
करि कोप श्रीरघुवीरपर अगणित निशाचर डारहीं ॥
प्रभु निमिषमहँ रिपुशरनिवारि प्रचारि डारे शायका ॥
दशदश विशिख उरमांझ मारे सकल निशिचर नायका ॥ १८ ॥
महिपरत उठि भट भिरत पुनि पुनि करत माया अतिघनी ॥
सुर डरत चौदहसहस निशिचर एक श्रीरघुकुलमनी ॥
सुर मुनि सभय प्रभु देखि मायानाथ अतिकौतुकऱ्यो ॥
देखत परस्पर राम करि संग्राम रिपुदल लरि मऱ्यो ॥ १९ ॥

શીયાળીઆંઓ હાડકાંને તોડવાના કટ કટ અવાજો કરવા લાગ્યાં અને ભૂતો, પ્રેતો તથા પિશાચો ખપ્પર ભરી ભરીને રૂધિર પાન કરવા લાગ્યાં. વેતાળો વીરોનાં કપાળોની તાલ બજાવતા હતા. યોગિની જ્યાં ત્યાં નાચતી ફરતી હતી. શ્રી રામચન્દ્રજીનાં પ્રચંડ બાણોએ યોદ્ધાઓનાં મસ્તકો, હૃદયો, અને ભુજાઓને કાપવા માંડ્યાં અને તે સર્વ બાણોને લીધે કપાઇને જ્યાં ત્યાં પડવા લાગ્યાં. કપાઈ પડેલા યોદ્ધાઓ પણ પુનઃ પુનઃ ઉઠી ઉઠીને યુદ્ધ કરવા લાગ્યા. અને પકડો, મારો એવા ભયંકર શબ્દો કરતા હતા. ૧૬

વીરોનાં આંતરડાંઓને ગીધ પક્ષી પકડી પકડીને ઉડતાં હતાં. અને તે આંતરડાંઓના એક છેડાને પિશાચો હાથમાં પકડી પકડીને દોડતા હતા. તે જાણે સંગ્રામરૂપી નગરનાં વાસીઓનાં અનેક બાળકો પતંગ ઉડાવતાં હોય એમ જણાતું હતું. આ પ્રકારે શ્રી રામચન્દ્રજીએ કોઇને માર્યા, કોઇને પછાડ્યા. અને કોઈ કોઈનાં તો હૃદય ચીરી નાંખ્યાં, તેથી અનેક યોદ્ધાઓ રણભૂમીમાં પડ્યા પડ્યા આર્ત નાદ કરતા હતા. આ પ્રમાણે પોતાના સૈન્યની દુર્દશા થયેલી નિરખીને ખર, દૂષણ અને ત્રિશિરા એ ત્રણે ભાઈ શ્રી રામચન્દ્રજીના ઉપર દોડ્યા.

એ રાક્ષસોએ શ્રી રામચન્દ્રજીના ઉપર બાણ, બરછી, તોમર, ફરસી.

ત્રિશૂળ અને તલવાર-આદિ શસ્ત્રોનો ક્રોધ કરી કરીને એકીજ વખતે પ્રહાર કરયો; પરંતુ શ્રીરામચન્દ્રજીએ તે સર્વનાં શસ્ત્રોનો નિમિષ માત્રમાં પોતાનાં બાણોથી પ્રહાર અટકાવી દીધો. અને પછી પોતે પોતાનાં બાણનો મારો ચલાવી. સકળ નિશાચરાધિપોના હૃદયમાં દશ દશ બાણ માર્યા. ૧૮

શ્રીરામચન્દ્રજીના બાણોના સખ્ત પ્રહારથી અનેક રાક્ષસ યોદ્ધાઓ પૃથિવીના ઉપર પડવા લાગ્યા. અને પડતાં છતાં પણ મરણ ન પામતાં પાછા ઉઠી ઉઠીને લડતા હતા. અને અનેક પ્રકારની માયાઓ કરતા હતા. દેવતાઓ તો ડરવા લાગ્યા, કારણ કે રાક્ષસો તો ચૌદહજાર હતા. અને શ્રીરઘુકુળમણિ રામચન્દ્રજી તો એકલાજ હતા. આ પ્રમાણે દેવતાઓને તથા મુનિઓને ભયભીત થએલા જોઇને માયાનાથ માધવસ્વામીએ પણ કૌતુક કરયું કે તેથી સમસ્ત શત્રુઓ એક બીજાને રામજ જોવા લાગ્યા. અને તેથી પરસ્પર સંગ્રામ કરીને સર્વ નાશ પામી ગયા. અને શ્રીરામચન્દ્રજી તો ઉભા ઉભા આ તમાસો જોતા હતા. ૧૯

दो०—राम राम करि तनु तजहिं, पावहिं पदनिर्वान ॥
करि उपाय रिपु मारयउ, क्षण महँ कृपानिधान ॥ ३४ ॥
हर्षित बर्षहिं सुमन सुर, बाजहिं गगन निशान ॥
अस्तुति करि करि सब चले, शोभित विविध विमान ॥ ३५ ॥

રાક્ષસો એક એકને રામ રામ પોકારીને જે મારતા હતા અને મરતા હતા, તેથી સર્વ નિર્વાણપદને પામ્યા. આ પ્રકારે ઉપાય કરીને કૃપાનિધાન સ્વામીએ ક્ષણ માત્રમાં સમસ્ત શત્રુઓને મારી નાખ્યા. ૩૪

રાક્ષસોના મરણથી પ્રસન્ન થએલા દેવતાઓ પુષ્પવૃષ્ટી કરવા લાગ્યા. અને આકાશમાં દુંદુભી-નગારાં વાગવા માંડયાં. અને દેવતાઓ શ્રીરામચન્દ્રજીની સ્તુતિ કરી કરીને પોત પોતાના વિમાનોમાં શોભતા પોત પોતાના લોકમાં ચાલ્યા ગયા. ૩૫

चौ०—जब रघुनाथ समर रिपु जीते, सुर नर मुनि सबके दुख बीते ॥
तब लक्ष्मण सीतहि ले आये, प्रभुपद परत हर्षि उरलाये ॥
सीता निरखि श्याममृदुगाता, परम प्रेम लोचन न अघाता ॥
पंचवटी बसि श्रीरघुनायक, करत चरित सुरमुनिसुखदायक ॥
धुआं देखि खर दूषण केरा, शूर्पणखा तब रावण प्रेरा ॥
बोली वचन क्रोध करि भारी, देश कोशकी सुरति बिसारी ॥

करसि पान सोवसि दिनराती, सुधि नहिं तोहिं शिरपर आराती ॥
राज नीतिबिनु धन बिनुधर्मा, हरिहि समर्पे बिन सतकर्मा ॥
विद्या बिनुविवेक उपजाये, श्रमफल पढे किये अरु पाये ॥
संगते यती कुमंत्रते राजा, मानते ज्ञान ज्ञानते लाजा ॥
प्रीति प्रणयबिनु मदते गुनी, नाशहिं वेगि नीति अस सुनी ॥

જ્યારે શ્રીરામચન્દ્રજીએ સંગ્રામમાં સમસ્ત શત્રુઓને જીતી લીધા, ત્યારે તો દેવતા, મનુષ્ય અને મુનીશ્વર સર્વનો ભય વ્યતીત થઇ ગયો. અને લક્ષ્મણજી શ્રીસીતાજીને શ્રીરામચન્દ્રજીની પાસે લઈ આવ્યા. અને દંડવત્ પ્રણામ કરયા. શ્રીરામચન્દ્રજી લક્ષ્મણજીને પોતાના પગ ઉપર પડતા જોઇને તુરતજ ઉઠાડીને પોતાની છાતી સાથે લગાવ્યા. ૧ સીતાજીને શ્રીરામચન્દ્રજીનું પરમ મનોહર શ્યામ અને કોમલ અંગ નિરખીને મહા પ્રેમ વધવા માંડયો. અને તેઓ શ્રીરામની છબી જોઇને તૃપ્ત થતાં ન હતાં. રાક્ષસોના યુદ્ધ સમય જે સીતાજીનાં નેત્ર તપી ગયાં હતાં તે હવે શ્રીરામના વિજયથી શીતળ થઈ ગયાં. આ પ્રમાણે પંચવટીમાં વાસ કરીને શ્રીરઘુનાથજી સુર અને મુનિયોને સુખદાયક ચરિત્રો કરતા હતા. ૨ ખર, દૂષણ અને ત્રિશિરા–આદિ ચૌદ હજાર રાક્ષસોનું મરણ થએલું જોઇને શૂર્પણખા મૃત્યુસમાન થઇને લંકામાં જઇ રાવણને પ્રેરણા કરવા લાગી કે, હવે તું પણ ત્યાં આવીને મર. મહા ક્રોધ કરીને બોલી કે,–અરે રાવણ! તેં તો, રાજમર્યાદ, કોશ–ખજાનો અને પોતાનો દેશ પંચવટી તેની તેં ખબર વિસારી દીધી છે. ૩ દિવસ અને રાત્રિ મદિરાપાન કરીને અચેત–ભાન વગરનો થઇને સૂઈ રહે છે. અને જે પરમ પ્રબળ શત્રુ શિર ઉપર આવી પોહોચ્યો છે, તેની તો તને જરા પણ શુદ્ધ કે સંભાળ નથી. વિદ્વાનો સત્ય કથી ગયા છે કે–નીતિ વગર રાજ્ય, ધર્મ વગર ધન, અને તેમજ હરિભગવાનને સમર્પણ કરયા વગર સમસ્ત સત્કર્મ નાશ પામી જાય છે. ૪* વિવેક વગર વિદ્યાનું ફળ શ્રમ માત્રજ છે; અર્થાત્ વિદ્યા ભણતાં જે દુઃખ સહન કરવું પડયું તેજ ફળ છે. અને સત્કર્મ કરવામાં જે દુઃખ થયું તેજ તેનું ફળ છે. અને જે રાજ ધન સંપાદન કરવામાં દુઃખ થયું તેજ તેનું ફળ છે. સંગતીથી સંન્યાસીનો નાશ થઈ જાય છે અને ખરાબ સલાહથી રાજાનો નાશ થઈ જાય છે. તથા માનથી જ્ઞાનનો અને મદથી

* શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે—तपस्विनो दानपरा यशस्विनो मनस्विनो मंत्रविदः मंगला : ॥ क्षेमंन्न विन्दंती विना यदर्पणं तस्मै सुभद्रश्रवसे नमोनमः

લાજનો નાશ થઇ જાય છે. ૫ એજ પ્રમાણે નમ્રતા વગર પ્રીતિ, અને અભિમાનથી ગુણોનો નાશ થઈ જાય છે. આવો નીતિશાસ્ત્રમાં લેખ છે.

सो०—रिपु रुज पावक पाप, प्रभु अहि गणिय न छोटकरि ॥
अस कहि विविध विलाप, पुनि लागी रोदन करन. ॥ ११ ॥

હે રાવણ ! શત્રુ, રોગ, અગ્નિ, પાપ અને સર્પને નાનો સમજવોજ નહિ. એ તો પ્રબળ થઇને દુઃસાધ્ય થઇ જાય છે. આ પ્રમાણે કહીને અનેક પ્રકારે વિલાપ કરવા લાગી. ૧૧

दो०—सभा मांझ व्याकुल परी, बहु प्रकार करि रोइ ॥
तोहिं जियत दशकन्धर, मोरि कि असगति होइ ॥ ३६ ॥

સભાના વચમાંજ વ્યાકુળ થઇને અને ઉંચે સ્વરે રૂદન કરતી પડી ગઈ, અને કહેવા લાગી કે,—અરે રાવણ ! તારા જીવતાં મારી આવી દશા થવી જોઇએ કે ! ૩૬

चौ०—सुनत सभासद उठि अकुलाई, समुझाई गहि बांह बिठाई ॥
कह लंकेश कहसि किन बाता, केहि तव नासा कान निपाता ॥
अवधनृपतिदशरथके जाये, पुरुषसिंह वन खेलन आये ॥
समुझि परी मोहिं उनकी करणी, रहित निशाचर करिहैं धरणी ॥
जिनकर भुजबल पाइ दशानन, अभय भये विचरहिं मुनि कानन ॥
देखत बालक काल समाना, परम वीर धन्वी गुणनाना ॥
अतुलित बल प्रताप दोउ भ्राता, खलवध रत सुरमुनिसुखदाता ॥
शोभाधाम राम अस नामा, तिन्हके संग इक नारि ललामा ॥

શૂર્પણખાનાં વચન શ્રવણ કરીને સભાસદો વ્યાકુળ થઇને ઉઠયા અને શૂર્પણખાનો હાથ પકડીને તેને બેઠી કરી સમજાવવા લાગ્યા. એટલામાં લંકેશ્વર રાવણ બોલ્યો કે,—તું વાત કેમ કહેતી નથી. બતાવ તો ખરી કે આ તારાં નાક કાન કોણે કાપ્યાં છે? ત્યારે શૂર્પણખા બોલી કે, ૧ અયોધ્યાના મહારાજા દશરથના પુત્ર પુરૂષોમાં સિંહ ઉત્પન્ન થયા છે. અને વનમાં શીકાર ખેલવાને માટે આવ્યા છે. હવે એઓનું કર્ત્તવ્ય મારા જાણવામાં આવ્યું કે, તેઓ અવશ્ય પૃથિવીને રાક્ષસ રહિત કરી દેશે. ૨, હે રાવણ ! જેની ભુજાઓનું બળ પામીને મુનિલોકો નિર્ભય થઇને વનમાં વિચરે છે. તે જોવામાં બાળક છે, પણ કાળના સમાન વૈર્યવાન્ ધનુષ્ધારી અનેક ગુણ યુક્ત છે. ૩ અતુલ્ય જેનું બળ છે, અને અતુલ્ય પ્રતાપવાળા બે ભાઇ

છે. રાક્ષસોનેજ મારતા ફરે છે. અને દેવતા તથા મુનિગણોના રક્ષક છે.[1] તેમાં જે શોભાના ધામ મોટા ભાઈ છે, તેનું નામ રામ છે. તેની સાથે પરમ સુન્દર એક સ્ત્રી છે. ૪

**सो०—अति सुकुमारि पियारि, पटतर योग न आहिकोउ ॥**
**मैं मन दीख बिचारि, जहँ रह तेहि सम आन नहिं ॥ १२ ॥**

(ક્ષેપક) એ સ્ત્રી તેને પ્યારી છે. અને અતિ સુકોમળ અંગોવાળી છે. જેના સમાન સ્ત્રી જગતમાં બીજી કોઈ પણ નથી. મેં મનમાં વિચાર કરી ચોકસ નિશ્ચય કરેલો છે કે, એ સ્ત્રી જેના ઘરમાં રહે તેના સમાન જગતમાં બીજો કોઈ પણ ભાગ્યશાળી નથી. ૧૨ (ક્ષેપક સમાપ્ત.)

**चौ०—रूपराशि विधि नारि सँवारी, रति शतकोटि तासु बलिहारी ॥**
**अजहुँ जाय देखव तुम जबहीं, होइहौ बिकल तासुवश तबहीं ॥**
**जीवनमुक्ति लोक बशताके, दशमुख सुनु सुन्दरि अस जाके ॥**
**तासु अनुज काटी श्रुति नासा, सुनि तव भगिनी करि परिहासा ॥**
**बिन अपराध अस हाल हमारी, अपराधी किमि बचहिं सुरारी ॥**
**खर दूषण सुनि लाग गुहारा, क्षण महँ सकल कटक उन मारा ॥**
**खर दूषण त्रिशिरा कर घाता, सुनि दशशिश जरा सब गाता ॥**
**भयो शोचवश नहिं विश्रामा, बीतहिं पल मानहुँ शत यामा ॥**

વિધાતાએ સમસ્ત રૂપની રાશિ–ભંડારજ એ સ્ત્રીને બનાવી છે. સો કરોડ રતિને તો જેના ઉપરથી ઘોળી એમ કહીએ તો તેમાં જરા પણ ખોટું નથી. અથવા એ સ્ત્રી એવી સુંદર છે કે વિધાતાની બનાવેલી સો કરોડ રતિ તે ઉપરથી બલિહારી જાય. અને હમણાંજ જો તમે તેને જઈને જોશો તો તુરત તેના વશ્યમાં થઈ જશો. (ક્ષેપક પૂર્ણ.) હે રાવણ! શ્રવણ કરચ. તે જીવનમુક્ત છે. જેની એવી સુન્દર સ્ત્રી છે તેના વશમાં સર્વ લોક છે. (આ ક્ષેપક છે) એ રામના નાના ભાઈ લક્ષ્મણે મારાં નાક કાન કાપ્યાં છે. તે કેવળ તારી બેનજ જાણીનેજ આ હાસ્ય કરેલ છે. ૨ હે સુરારી! વગર અપરાધે તો મારી આ દશા થઈ છે. તો અપરાધી શી રીતેજ તેની પાસે બચી શકે તેમ છે. (આ ક્ષેપક છે.) કદાચ હે ભાઈ! તું કહીશ કે જનસ્થાનના થાણામાં ખર દૂષણ પાસે તું કેમ ન ગઈ? તો

૧ શ્રીમદ્ રામાયણમાં એમ છે કે—**तरुणौ रूप सम्पन्नौ सुकुमारौ महाबलौ! पुंडरीक बिशालाक्षौ चीरकृश्नाजिनांबरौ ॥ १ ॥ फलमूलाशनौ दांतौ तापसौ ब्रह्मचारिणौ ॥ पुत्रौ दशरथस्येतौ भ्रातरौ रामलक्ष्मणौ ॥ २ ॥**

તેનું તો તેરમું પણ વ્યતીત થઈ ગયું છે. તે તો મારી હકીકત સાંભળી મારી સાથે સહાયતા માટે ચૌદ હજાર રાક્ષસ લઇને આવ્યો હતો; પરંતુ રામે ક્ષણમાત્રમાં સૈન્યસહ તેનો સંહાર કરી નાખ્યો. ત્યારે તો હું તારી પાસે આવી છું. ૩ ખર, દૂષણ અને ત્રિશિરાના મરણના સમાચાર શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તો રાવણના શરીરમાં ક્રોધાગ્નિ પ્રજ્વલીત થઇ ગયો. મહાશોકસાગરમાં ડુબી ગયો. અને પળ તેને સો પોહોરના સમાન વીતવા લાગી. ૪ ( આ ક્ષેપક છે. )

दो०—शूर्पणखहिं समुझाइ करि, बल बोलेसि बहुभांति ॥
भवन गयउ अति शोच वश, निंदपरी नहिं राति ॥ ३७ ॥

શૂર્પણખાને તેને અનેક પ્રકારે પોતાના બળનાં વખાણ કરી સમજાવી. અને શોચવશ થઇને ઘેર ગયો; પરન્તુ અત્યંત શોકને લીધે તેને રાત્રે નિદ્રા આવીજ નહિ. ૩૭

चौ०—सुर नर असुर नाग जग माहीं, मोरे अनुचर सम कोउ नाहीं ॥
खर दूषण मोहिं सम बलवन्ता, मारि को सकय विना भगवन्ता ॥
सुररंजन भंजनमहिभारा, जो जगदीश लीन्ह अवतारा ॥
तो मैं जाइ वैर हठ करिहौं, प्रभुशरते भवसागर तरिहौं ॥
होइ भजन नहिं तामस देहा, मन क्रम बचन मंत्र दृढ एहा ॥
जो नररूप भूपसुत कोऊ, हरिहौं नारि जीति रण दोऊ ॥
चला अकेल यान चढि ताहां, बस मारीच सिंधु तट जाहां ॥
रथ अनूप जोरे खरचारी, वेगवन्त इमि जिमि उरगारी ॥

રાવણ શય્યામાં પડ્યો પડ્યો એ વિચાર કરતો હતો કે,—જેટલા બળવાન્ દેવતા, મનુષ્ય, અસુર અને નાગ આ સંસારમાં છે, તેમાંથી કોઇ પણ મારા અનુચરોના સમાન તો નથી. ખર દૂષણ તો મારા ભાઇ મારાં સમાનજ બળવાન્ હતા, તેને વિષ્ણુભગવાન્ વગર બીજો કોણ મારી શકે તેમ છે? ૧ માટે જો કદાચિત્ દેવતાઓના સંરક્ષણ માટે અને પૃથિવીનો ભાર ઉતારવાને સર્વેશ્વર ભગવાન્ વિષ્ણુએ અવતાર લીધો છે તો તો હું હઠ પૂર્વક તેની સાથે જઇને વૈર કરીશ; કારણ કે સ્વામીનાં બાણોથી મરણ પામીને સંસાર સાગરથી પાર થઇ જઈશ. ૨ આ તામસી શરીરથી ભજન તો થઇ શકે તેમ નથી. તેથી હવે તો તન, મન અને વચનથી એજ વિચાર ઉત્તમ છે કે, તેની સાથે વૈર કરૂં. અને જો કોઈ મનુષ્યરૂપ પ્રાકૃત રાજકુમાર હશે તો તો તેની સ્ત્રીને હરી લઇશ અને સંગ્રામમાં

પણ તે બેયને જીતી લઇશ. ૩ આ પ્રમાણે ચોકસ નિશ્ચય કરીને એક-લોજ રથમાં બેસીને જ્યાં સમુદ્ર કિનારે મારીચ રહેતો હતો ત્યાં રાવણ ગયો. ( ક્ષેપક ). રથમાં સુન્દર ચાર ખચ્ચર જોડયાં હતાં જેનો ગરૂડજીના સમાન વેગ હતો. ૪

**छंद—हरीगीत.** उरगारि सम अति वेग बरणत जाय नहिं उपमा कहीं ॥
शिरछत्रशोभितश्यामघनजनु चमर श्वेत विराजहीं ॥
इहि भांति नांघत सरित शैल अनेक वापी सोहहीं ॥
वन बाग उपवन वाटिका शुचिनगर मुनि मन मोहहीं ॥२०॥

જેમાં ગરૂડજીના સમાન વેગવાળાં ચાર ખચ્ચર જોડયાં હતાં એ રથને કોઈ ઉપમા આપી શકાય કે તે રથનું વર્ણન કરી શકાય તેમ ન હતું. રાવણના મસ્તક ઉપર વાદળાં જેવું શ્યામ છત્ર શોભી રહેલું હતું. સફેદ ચામરો શોભી રહેલાં હતાં. આ પ્રમાણે નદી, પર્વત, અને વનોનું ઉલ્લંઘન કરતો કરતો ચાલ્યો. જેઓમાં મુનિઓનાં અંતઃકરણો પણ મોહ પામે એવાં અનેક વનો, ઉપવનો, વાડિયો; વાવ્યો તથા સ્વચ્છ નગરો શોભી રહેલાં હતાં. અને ૨૦

**दोहा०—बहु तडाग शुचि विहँग मृग, बोलत विविध प्रकार ॥**
**इहि विधि आयउ सिंधु तट, शत योजन विस्तार ॥ ३८ ॥**

ઘણાં ઘણાં સ્વચ્છ તળાવોમાં અનેક પ્રકારનાં પક્ષીઓ તથા મૃગો નાના પ્રકારના શબ્દો કરી રહેલાં હતાં. આવા પ્રદેશોને જોતાં જોતાં સો યોજનના વિસ્તારવાળા સમુદ્રના કિનારા ઉપર રાવણ આવ્યો. ૩૮

**चौ०—सुन्दर जीव विविध विधि जाती, करहिं कुलाहल दिन अरु राती ॥**
**कूदहिं ते गरजहिं घननाई, महा बली बल वरणि न जाई ॥**
**कनक बाल सुन्दर सुखदाई, बैठहिं सकल जन्तु तहँ आई ॥**
**तिहिपर दिव्य लता तरु लागे, जिहि देखत मुनि मन अनुरागे ॥**
**गुहा विविध विधि रहहिं बनाई, वरणत शारद मन सकुचाई ॥**
**चाहिय जहां ऋषिनकर वासा, तहां निशाचर करहिं निवासा ॥**
**दशमुख देखि सकल सकुचाने, जे जडजीव सजीव पराने ॥**
**इहां राम जसि युक्ति बनाई, सुनहु उमा सो कथा सुहाई ॥**

એ કિનારાપર જાતજાતનાં અનેક પ્રાણીઓ અહર્નિશ કોલાહલ કરી રહેલાં હતાં. કેટલાંક તો કૂદતાં હતાં અને મેઘના સમાન ગર્જના કરતાં

હતાં. એ મહા બળવાન્ પ્રાણીઓના બળનું વર્ણન પણ થાય તેમ નથી. ૧ એ કિનારા ઉપર સુવર્ણની સુન્દર સુખદાયી રેતી પથરાએલી હતી. ત્યાં સર્વ પ્રાણીઓ આવી આવીને બેસતાં હતાં. એ સ્થળ ઉપર દિવ્ય લતાઓ તથા વૃક્ષો લાગી રહેલાં હતાં જેને નિરખીને મુનિઓનાં મનને પણ મોહ થતો હતો. ૨ ત્યાં વિવિધ ગુફાઓ બનાવીને કેટલાંક પ્રાણીઓ રહેતાં હતાં જે ગુફાઓનું વર્ણન કરવામાં સરસ્વતીની બુદ્ધિ પણ સંકોચાઇ જાય છે. જ્યાં અનેક ઋષિયોનો નિવાસ થવો જોઇએ ત્યાં રાક્ષસો વાસ કરતા હતા. ૩ ત્યાં રાવણને આવેલો જોઇને સઘળા સ્થાવર જીવો તો સંકોચાઇ ગયા અને જંગમ જીવો તો નાશી ગયા. ( ક્ષેપક સમાપ્ત. ) શ્રી સદાશિવજી કહે છે કે, હે પાર્વતી ! અહિં પંચવટીમાં શ્રીરઘુનાથજીએ જે યુક્તિ રચી રાખી હતી તે સંબંધની સુંદર કથા કહુંછું તે શ્રવણ કરો. ૪

दोहा०—लक्ष्मण गये बनहिं जब, लेन मूल फल कन्द ॥
जनक सुता सन बोलेउ, विहँसि कृपासुखकन्द ॥ ३९ ॥

જે સમય લક્ષ્મણજી વનમાં કંદ, મૂળ અને ફળ લેવાને ગયા. તે સમય કૃપા* સુખસાગર શ્રીરામચન્દ્રજીએ હસીને જનકાત્મજા શ્રીજાનકીજીને કહ્યું કે,— ૩૯

चौ०—सुनहु प्रियाव्रत रुचिर सुशीला, मैं कछु करब ललित नरलीला ॥
तुम पावक महँ करहु निवासा, जौं लगि करौं निशाचर नाशा ॥
जबहि राम सब कहेउ बखानी, प्रभुपदधरि हिय अनल समानी ॥
निज प्रतिबिम्ब राखि तह सीता, तैसेइ शील स्वरूप विनीता ॥
लक्ष्मणहू यह मर्म न जाना, जो कछु चरित रच्यो भगवाना ॥
दशमुख गयउ जहाँ मारीचा, नाइ माथ स्वारथरत नीचा ॥
नवनि नीचकी अति दुखदाई, जिमि अंकुश धनु उरग बिलाई ॥
भयदायक खलकी प्रियवानी, जिमि अकालके कुसुम भवानी ॥

હે રૂચિરવંતા સુશીલા પ્રિયા ! શ્રવણ કરો. હું હવે કાંઇક અતિ લલિત-સુંદર નરનાટય લીલા કરવા ઇચ્છુંછું. હું જ્યાં સુધી આ દુષ્ટ રાક્ષસોનો સેનાસહ નાશ કરૂં ત્યાં સુધી તમે અગ્નિમાં નિવાસ કરો.+ ૧ જ્યારે

* મૂળમાં 'कृपासुखकंद' પાઠ છે તે કહેવાનો આશય એ છે કે—હવે મનોરથ સિદ્ધ કરવા ધારે છે.

+ અગ્નિમાં સીતાજીને રાખવાનો શ્રીરામચન્દ્રજીનો એ આશય છે કે,-અગ્નિને પોતે પિતા માને છે; કેમ કે અગ્નિના આપેલા દૂધપાકથી પોતાનો જન્મ થયો હતો. શ્રી પોતાના પિતા

શ્રીરામચન્દ્રજીએ સીતાજીને આ પ્રમાણે સમજાવીને કહ્યું એટલે સીતાજી પોતાના સ્વામી શ્રીરઘુનાથજીની છબીને હૃદયમાં ધારણ કરીને અગ્નિમાં સમાઈ ગયાં. અને પોતાના સમાનજ રૂપ, શીલ અને તેવાંજ વિશુદ્ધ હૃદયવાળી પોતાના પ્રતિબિમ્બ માયા રૂપ સીતાને ત્યાં છોડી ગયાં. ૨ આ જે કાંઈ ચરીત્ર શ્રીરામચન્દ્રજીએ કરયું, તેનો ભેદ લક્ષ્મણજીના જાણવામાં ન[1] હતો. અને દશશિષ–રાવણ જ્યાં મારીચ હતો ત્યાં પોહોચ્યો. અને જતાંની સાથેજ સ્વાર્થસાધક રાવણે મારીચને મસ્તક નમાવ્યું.[2] ૩ અંકુશ, ધનુષ્, સર્પ અને બિલાડી એઓના સમાન નીચ લોકોનું નમવું પણ અત્યંત દુઃખદાયી થાય છે. શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી! જેમ અકાલમાં ઉત્પન્ન થએલાં પુષ્પો પ્રિય લાગે એવાં છતાં ઉત્પાતરૂપ હોવાથી ભયદાયક થાય છે, તેમ ખળની વાણી પ્રિય લાગે એવી છતાં પણ ભયદાયક થાય છે.[3] ૪

दोहा०—करि पूजा मारीच तब, सादर पूछी बात॥
कवन हेतु मन व्यग्र अति, अकसर आयउ तात ॥ ४० ॥

મારીચે રાવણનો સત્કાર કરી. પૂજન કરીને આદર પૂર્વક આ વાત પૂછી કે, હે તાત! આપનું મન ઉદાશ જણાય છે તેનું શું કારણ છે? અને તેમ કયા ચોકસ કારણ માટે ખાસ એકલાજ આવ્યા છો તે કહો. ૪૦

चौ०—दशमुख सकल कथा त्यहि आगे, कही सहित अभिमान अभागे ॥
होहु कपट मृग तुम छलकारी, ज्यहि विधि हरि आनौं नृपनारी ॥
त्यहिं पुनि कहा सुनहु दशशीशा, ते नररूप चराचरईशा ॥
तासों तात वैर नहिं कीजै, मारे मरिय जिआये जीजै ॥

---

અથવા પતિને ઘેર શુદ્ધ રહે છે. બીજો એ હેતુ છે કે, અંતે રાવણના વધ પછી અગ્નિમાંથીજ કાઢશે. અથવા ક્રોધ છે તે અગ્નિ સ્વરૂપ છે. અને ઋષિઓના ક્રોધથી શ્રીજાનકીજીનો જન્મ છે. તેથી અગ્નિ પિતા છે. અથવા શ્રીરઘુનાથજીએ વિચાર્યું કે,–મહાવીરજી દ્વારા લંકાને દાહ કરાવવાનો છે, દેવતાઓ બધા રાવણથી ભયભીત છે, કદાચિત્ અગ્નિ ન બાળે તે માટે તેમાં પોતાની શક્તિને રાખી. કે જેથી તે નિર્ભય પણે દાહ કરે.

૧ આ ચરિત્ર ગોસ્વામીએ ગુરૂકૃપાથી જાણી લીધું. ॥ सुझहि रामचरित मणि माणिक ॥ આદિ ગુપ્ત ચરિત્ર છે. લીલા કરવા માટેજ આ ભેદ લક્ષ્મણજીથી ગુપ્ત રાખ્યો હતો.

૨ 'अर्थी दोषो न पश्यति'

૩ 'जिम अकाशके कुसुम भवानी' કોઈ કોઈ પુસ્તકમાં આમ પણ લેખ છે. તેનો અર્થ એવો થાય છે કે અકાશમાંથી ખરેલા તારા ચળકારથી પ્રિય લાગે એવા છતાં પણ ઉત્પાતરૂપ હોવાને લીધે ભયદાયક રાહુ તથા જેમ કેતુનો ઉદય દુઃખદાયી છે. તેમ ખળની વાણી પ્રિય લાગે એવી છતાં પણ ભયદાયક છે.

मुनि मख राखन गयउ कुमारा, बिनु फर शर रघुपति मोहिं मारा ॥
शतयोजन आयउँ क्षणमाहीं, तिन्हसन बैर किये भल नाहीं ॥
भइ मति कीट भृङ्गकी नांई, जहँ तहँ मैं देखौं दोउ भाई ॥
जो नर तात तदपि अति शूरा, तिनहिं विरोध न आइहि पूरा ॥

અભાગીઆ રાવણે અભિમાન પૂર્વક શૂપર્ણખાને વિરૂપ કરવાની અને ખર, દૂષણ તથા ત્રિશિરાનો વધ શ્રીરામ લક્ષ્મણને હાથે થયો તે સર્વ વાર્ત્તા મારીચને કહી દેખાડી અને પોતાનો મનોરથ પણ કહીને બોલ્યો કે–તું મારી સાથે આવીને છળ કરનાર કપટ રૂપ મૃગ થા, જેથી હું શત્રુની સ્ત્રીને હરિને લઈ આવું. ૧ રાવણનાં આ વચન શ્રવણ કરીને મારીચે કહ્યું કે–હે રાવણ! એ બે ભાઇ મનુષ્ય રૂપ ધારણ કરેલ, ચરાચરના નાયક, જગજ્જન્માદિ કારણ વિષ્ણુભગવાન્ જ છે.* તેની સાથે હે તાત! વૈર કરવું યોગ્ય નથી. એના મારવાથી સમસ્ત પ્રાણીઓનું મરણ થાય છે અને જીવાડવાથી જીવન ટકી રહે છે. ૨ હું તેમને સારી રીતે જાણુંછું. કે એ બેય ભાઈ વિશ્વામિત્ર મુનિના યજ્ઞનું સંરક્ષણ કરવા આવ્યા હતા. તે સમય ફર વગરનાં બાણથીજ એ રામે મને એવો તો ફેંકયો કે સેંકડો યોજન છેટે અહિ સમુદ્રને કિનારે હું આવી પડયોછું. માટે હે તાત! એમની સાથે વૈર કરવું એ યોગ્ય નથી. ૩ હે ભાઇ! જેમ ભમરીએ પકડીને છોડી દીધેલો કીડો સર્વ સ્થળે ભમરીનેજ જોયા કરે છે તેમ શ્રીરામથી પરાસ્ત થયેલો જે હું તે જ્યાં ત્યાં શ્રીરામનેજ જોયા કરૂં છું. ભયના સંસ્કારને લીધે મારી બુદ્ધિ ભમરીએ પકડીને છોડી દીધેલા કીડાની બુદ્ધિ જેવી થઇ ગઇ છે. હે તાત! જો કદાચ ઘડીભર એમજ આપણે સમજીએ કે, રામ સાક્ષાત્ ઇશ્વર નથી; પરંતુ મનુષ્ય જ છે. તોપણ હું એટલું તો ખાત્રીથી કહુંછું કે તે અત્યંત શૂરવીર છે. જેથી આપણે તે સાથે વિરોધ કરીને તેને પૂરા પડી શકીએ, એટલે કે પોહોચી શકીએ તેમ નથી. ૪

दोहा.–ज्यहि ताडका सुबाहु हति, खण्ड्यउ हरकोदण्ड ॥
खर दूषण त्रिशिरा बध्यउ, मनुज कि अस बलवण्ड ॥ ४१ ॥

મારી બુદ્ધિમાં તો મનુષ્ય છે એમ આવતું જ નથી; કારણ કે જેણે બાલ્યાવસ્થામાં જ તાડકા અને સુબાહુને મારીને શ્રીસદાશિવજીના ધનુષ્યને

*ભારતમાં લેખ છે કે—यतः सर्वाणि भूतानि भवन्त्यादि युगागमे। यस्मिंश्चप्रलयांयान्ति पुनरेवयुगक्षये અર્થાત્ જે થકી સમસ્ત જીવ સૃષ્ટિના આદિમાં પ્રકટ થાયછે અને કલ્પાંત કાળમાં જેમાં લીન થઈ જાય છે.

ખંડન કરશું. અને હાલ ખર, દૂષણ તથા ત્રિશિરાને સેના સહ એકલાએ-જ મારી નાખ્યા તો કહો તો ખરા કે, મનુષ્ય એવા પ્રબળ પ્રચંડ હોય ખરા કે ! મનુષ્યમાં તો એવાં બળનો સંભવ થતો જ નથી. ૪૧

चौ०—रा अस नाम सुनत दशकन्धर, रहत प्राण नहिं मम उर अन्तर ॥
जाहु भवन कुल कुशल विचारी, सुनत जरा दीन्हेसि बहु गारी ॥
गुरु जिमि मूढ करसि मम बोधा, कहु जग मोहिं समान को योधा ॥
तब मारीच हृदय अनुमाना, नवहिं विरोधे नहिं कल्याना ॥
शस्त्री मर्मी प्रभु शठ धनी, वैद्य बन्दि कवि मानसगुनी ॥
उभय भांति देखा निज मरणा, तब ताकेसि रघुनायक शरणा ॥
उतर देत मोहिं वधिहि अभागे, कस न मरौं रघुपति शर लागे ॥
अस जिय जानि दशानन संगा, चला रामपद प्रेम अभंगा ॥
मन अति हर्ष जनाव न तेही, आजु देखिहौं परमसनेही ॥

હે રાવણ ! રામના નામ માત્રથીજ મને એટલો ભય થઇ ગયો છે કે, જો કોઇ રા અક્ષરનો ઉચ્ચાર કરે છે તો તે રા અક્ષર સાંભળતાની સાથે-જ મારા હૃદયમાં પ્રાણ રહેતા નથી. માટે તમે તમારા કુળનું કુશલ વિચારીને પાછા ઘેર ચાલ્યા જાઓ તેમાં તમારૂં શ્રેય છે. આવાં હિતકારી વચન મારી-ચે કહ્યાં પણ તે નિર્ભાગી રાવણને રૂચ્યાં નહિ અને તે તો મારીચનાં વચ-નો શ્રવણેન્દ્રિય ઉપર આવતાંની સાથેજ ક્રોધથી સળગી ઉઠયો અને મારી-ચને ગાળો દેવા લાગ્યો[1] ૧ અને રાવણ બોલ્યો કે—હે મૂર્ખ ! ગુરૂના સદૃશ મને ઉપદેશ કરીને સમજાવે છે. પણ એટલું તો મને સમજાવીને કહે કે, જગતમાં મારા સમાન યોદ્ધા કોણ છે ? આવાં રાવણનાં અભિમાન યુક્ત વચન શ્રવણ કરીને મારીચે હૃદયમાં વિચાર કર્યો કે,—આ નવની સાથે વૈર વિરોધ કરવાથી કલ્યાણ થતું નથી. ૨ હથિયાર બંધ, મર્મ જાણનાર પા-ડોસી વગેરે, રાજા, શઠ—મૂર્ખ, ધનવાન્, વૈદ્ય, ચારણ ભાટ, કવિ અને ગુણવાન્ પંડિત એ નવ જણની સાથે કદિપણ વૈર ન કરવું. અને રાવણમાં તો ઉપર દર્શા-વેલી નવે બાબતોનો સમાવેશ થઇ જાય છે, તો તે સાથે વૈર કરી મારા કલ્યાણની આશા રાખવી એ વ્યર્થ છે. મારૂં મરણ તો હવે ઉભય પ્રકારે આવી ચૂકયું છે; કારણ કે જો રાવણનું કહ્યું નહિ માનું તો તે અવશ્ય મારી નાખશે જ અને જો તેનું કહ્યું માનીને મૃગ બની જાઉં છું તો શ્રી-

१ उपदेशोहि मूर्खाणां प्रकोपाय न शान्तये । पयःपानं भुजंगानां केवलम्विष वर्द्धनम् ॥

રામના હાથે મારૂં મરણ થશે. આ પ્રકારે હું તો બે તરફથી મૃત્યુના મુખમાં સપડાયલો છું. માટે રાવણના હાથે મૃત્યુ ન થવા દેતાં શ્રીરામને શરણ જાઉં કે જેથી અંતે મારૂં કલ્યાણ થાય. આવો વિચાર કરી મારીચે શ્રી રઘુનાથજીનું શરણ તાક્યું. જો હું રાવણને હવે કંઇ પણ પ્રત્યુત્તર આપીશ તો તે અભાગીઓ અવશ્ય મને મારી નાખશે. એ માટે મુકુન્દ રઘુનાયકના બાણથી જ મરવું એ વિશેષ ઉત્તમ છે. આવો મનમાં વિચાર કરી મારીચ રાવણની સાથે ચાલ્યો. રાવણે તો પ્રેમભંગ કર્યો અને મારીચે શ્રીરઘુનાથજીના ચરણમાં અભંગ પ્રેમ કર્યો ૪ મારીચને શ્રીરઘુનાથજીને શરણ જવામાં જે અતિ હર્ષ હતો હતો, તે રાવણને જણાવતો નહતો. તે મનમાં વિચાર કરતો હતો કે,—આજ મારાં અહોભાગ્ય છે. કે આજ હું મારા પરમસ્નેહી શ્રીરામને નેત્રોથી પૂર્ણ રીતે જોવા પામીશ. પરમસ્નેહીનો ભાવ એ છે કે,-જીવ અને બ્રહ્મનો સ્નેહ કે જે સર્વથી પર છે. બ્રહ્મને પ્રાપ્ત થયા પછી જીવને બીજો સ્નેહ સંભવતો જ નથી. ૦

छं०—निजपरमप्रीतम देखि लोचन सफल करि सुख पाइहौं ॥
सिय सहित अनुज समेत कृपानिकेत पद मन लाइहौं ॥
निर्वाणदायक क्रोध जाकर भक्त ऐसेहि वश करी ॥
निजपाणि शर संधानि सो मोहिं बधहिं सुखसागरहरी ॥२१॥

આજ મારા પરમ પ્રિયતમને નિરખીને નેત્રોને સફળ કરીને સુખ પામીશ. અને પુરૂષાકર રૂપ શ્રીસીતાજી અને લક્ષ્મણજી સહ કૃપાનિકેત સ્વામી શ્રીરામચન્દ્રજીનાં પદપંકજોમાં મન લગાવીશ. નિર્વાણ—કૈવલ્ય મોક્ષ દાયક તો જે સ્વામીનો ક્રોધ જ છે, અને ભક્તિને તો અવશ્ય વશ છે, એવા સુખસાગર સ્વયંહરિ પોતાના અભયદાયક કરકમળોથી બાણુ-સન્ધાન કરીને મારો વધ કરશે. એ મારાં અહોભાગ્ય હું સમજુંછું. ૨૧

दोहा—मम पाछे धर धावत, धरे शरासन बान ॥
फिरि फिरि प्रभुहिं विलोकिहौं, धन्य न मोसम आन ॥४२॥

જે સ્વામીને, બ્રહ્મા, શ્રીસદાશિવજી અને સનકાદિક ધ્યાનમાં શોધ્યા કરે છે તે સ્વામી મારી પાછળ ધનુષ્ બાણ લઇ દોડતા આવશે, અને હું ભાગતો જઇશ, અને પાછો વળી વળીને હું તેમને જોઇશ, મારા સમાન આજ બીજો કોણ ભાગ્યશાળી છે ? ૪૨

चौ०—सीता लषण सहित रघुराई, ज्यहिं बन बसहिं मुनिन्ह सुखदाई ॥
तेहि वन निकट दशानन गयउ, तब मारीच कपटमृग भयऊ ॥
अति विचित्र कछु वरणि न जाई, कनकदेह मणिरचित बनाई ॥
सीता परम रुचिर मृग देखा, अंग अंग सुमनोहर वेषा ॥
सुनहु देव रघुवीर कृपाला, इहि मृगकर अति सुन्दर छाला ॥
सत्यसंघ प्रभु बध करि एहि, आनहु चर्म कहति वैदेही ॥
तब रघुपति जाना सब कारण, उठे हर्षि सुरकाज सँवारण ॥
मृग विलोकि कटि परिकर बांधा, करतल चाप रुचिर शर सांधा ॥
प्रभु लक्ष्मणहिं कहा समुझाई, फिरत विपिन निशिचर समुदाई ॥
सीताकेरि करहु रखवारी, बुधि विवेक बल समय विचारी ॥

સીતા અને લક્ષ્મણજી સહ મુનિજનોને આનન્દ દાયક શ્રીરામચન્દ્રજી જે વનમાં વાસ કરીને રહ્યા હતા. તે વનમાં જ્યારે રાવણ, મારીચ સાથે જઈ પોહોચ્યો ત્યારે મારીચ કપટમૃગ થઇ ગયો. ૧ જેનું કાંઈ પણ વર્ણન કરી શકાય જ નહિ એવું અતિ ચિત્ર, વિચિત્ર, સુવર્ણમય, અને મણિમય મૃગ શરીર મારીચે બનાવી લીધું. પ્રત્યેક્ અંગોમાં અતિશય મનોહર રચનાવાળો એ ઘણો જ સુંદર મૃગ દૃષ્ટિએ પડતાં સીતાજીએ શ્રીરામચન્દ્રજીને કહ્યું કે,+—૨ હે દેવ ! હે રઘુવીર ! ! હે કૃપાસાગર ! ! શ્રવણ કરો. આ મૃગની છાલ અત્યંત સુન્દર છે. માટે હે સત્યસંકલ્પ સ્વામી ! આ મૃગને મારીને એનું ચર્મ લાવી આપો. સીતાજીનો પ્રભુને સત્ય સંધ કહેવાનો ભાવ એ છે કે,—શ્રીરામચન્દ્રજીએ રાક્ષસોને મારવા સત્ય પ્રતિજ્ઞા કરી છે. અને આ મૃગ તેનું કારણ છે. ૩ આવાં સીતાજીનાં વચન શ્રવણ કરી સર્વ કારણોને જાણનારા શ્રીરઘુનાથજી પ્રસન્ન થઇને દેવતાઓનું કાર્ય સુધારવાને માટે ઉઠયા. અને મૃગને જોતાંની સાથેજ શ્રીરઘુનાથજીએ કમર બાંધી હાથમાં ધનુષ્ લઇ સુન્દર બાણ સન્ધાન કરયું. ૪ અને લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે,—આ વનમાં રાક્ષસો ઘણા ફરે છે, માટે જ્યાં સુધી હું આ મૃગને મારીને ન આવું. ત્યાં સુધી સીતાની બહુજ ચોકસાઇથી, બુદ્ધિ, વિવેક અને બળથી, સમયને વિચારીને રક્ષા કરજો; કેમકે હવે હું રાક્ષસો સાથે પૂરી રીતે વેર બાંધી ચૂકયોછું. ૫

दोहा.—असकहिं चले तहां प्रभु, जहां कपटमृग नीच ॥
देव हर्ष विस्मय विवश, चातक वर्षा बीच ॥ ४३ ॥

+ पूर्त पश्य जगन्नाथ बहु जन्मा पराधिनम् ॥

( ક્ષેપક ) આ પ્રમાણે લક્ષ્મણજીને સીતાજીના સંબંધમાં સમજાવીને શ્રીરામચન્દ્રજી, એ નીચ માયામૃગ જે તરફ હતો, તે તરફ પધારતાં જેમ બપૈઆઓ વર્ષા-ૠતુમાં જળની આશાથી તથા આશાભંગના સંદેહથી હર્ષને અને ખેદને વશ્ય થઈ જાય છે, તેમ સ્વાર્થી દેવતાઓ પોતાનું કાર્ય સિદ્ધ થવાની આશાથી અને આશાભંગના સંદેહથી હર્ષ અને ખેદને વશ્ય થઇ ગયા. ૪૩ ( ક્ષેપક સમાપ્ત )

चौ०—प्रभुहि विलोकि चला मृग भाजी, धाये राम शरासन साजी ॥
निगम नेति शिव ध्यान न पावा, मायामृग पाछे सो धावा ॥
कबहुँ निकट पुनि दूरि पराई, कबहुँक प्रकटै कबहु छिपाई ॥
प्रकटत दुरत करत छल भूरी, इहि विधि प्रभुहि गयो लै दूरी ॥
तब तकि राम कठिन शर मारा, धरणि पर्‍यो करि घोर चिकारा ॥
लक्ष्मण कर प्रथमहिं लै नामा, पाछे सुमिरेसि मनमहँ रामा ॥
प्राण तजत प्रगटयासि निजदेही, सुमिरेसि राम सहित वैदेही ॥
अन्तर प्रेम तासु पहिचानि, मुनिदुर्लभ गति दीन्हि भवानी ॥

શ્રીરામચન્દ્રજીને પોતાના ઉપર આવતા નિરખીને મારીચ મૃગ ભાગ્યો. ધનુષ્‌માં બાણ સન્ધાન કરીને શ્રીરામચન્દ્રજી તેની પાછળ દોડયા. જે સ્વામીના અપાર મહિમાને વેદ ‘ नेतिनेति ’ કહે છે અને શ્રીસદાશિવજી જેમ ધ્યાનમાં પણ પોહોચી શકતા નથી. તે સ્વામી કપટ રૂપી મૃગની પાછળ દોડતા ચાલ્યા જાય છે.* ૧ એ મૃગ જરા વારમાં સમીપમાં દેખાવા લાગ્યો. વળી જરાવારમાં દૂર દેખાવા લાગ્યો. જરાવારમાં પ્રકટ થવા લાગ્યો, અને જરાવારમાં સંતાઇ જવા લાગ્યો. પ્રકટ થતો, ગુપ્ત થતો, અને એવાં ઘણાં છળ કરતો કરતો એ મૃગ શ્રીરામચન્દ્રજીને આશ્રમથી બહુજ દૂર લઈ ગયો. ૨ એટલે તો શ્રીરામે તાકીને મહા કઠિણ બાણથી તેને માર્યો. એટલે તે ઘોર ચિત્કાર-ગર્જના કરીને પૃથિવી ઉપર પડી ગયો. પડતાંની સાથેજ તેણે મોટા સ્વરેથી હા લક્ષ્મણ ! હા લક્ષ્મણ ! ! કહીને પછી ધીમે સ્વરેથી મનમાં રામ રામ સ્મરણ કરવા લાગ્યો. ૩ પ્રાણ ત્યાગ સમય પોતાનો રાક્ષસી દેહ પ્રકટ કર્યો, અને શ્રીસીતાજી સહ શ્રીરામનું સ્નેહ પૂર્વક સ્મરણ કર્યું. તેનો અન્તરંગ પ્રેમ જાણીને સુજાણ શિરોમણિ શ્રીરામચન્દ્રજીએ તેને મુનિઓને પણ દુર્લભ એવી ઉત્તમ ગતિઆપી. ૪

* त्यक्त्वा सुदुस्त्यज सुरेप्सित राजलक्ष्मीं धर्मिष्ठ आर्य्य वचसा यदगादरण्यं ॥ माया मृगं दयितयेप्सित मन्वधावद्‌ वन्दे महापुरुषते चरणारविंदम् ॥१॥

दोहा.—विपुल सुमन सुर बर्षहिं, गावहिं प्रभुगुणगाथ ॥
निजपद दीन्ह असुर कहँ, दीनबंधु रघुनाथ ॥ ४४ ॥

મારીચને પ્રભુએ ઉત્તમ ગતિ આપી એ જોઇને દેવતાઓ તો પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા. અને શ્રીરામચન્દ્રજીના ગુણાનુવાદ ગાવા લાગ્યા કે, પ્રભુએ પોતાનું નિજપદ આ અધમ અસુરને આપ્યું. આવો કૃપાસિન્ધુ બીજો કોણ છે.* ૪૪

चौ०—मृगबधि तुरत फिरे रघुवीरा, सोह चाप कर कटि तूणीरा ॥
आरतगिरा सुनी जब सीता, कह लक्ष्मणसन परम सभीता ॥
जाहु वेगि संकट तव भ्राता, लक्ष्मण बिहँसि कह्यो सुन माता ॥
भृकुटि विलास सृष्टि लय होई, स्वप्नेहु शंकट परै कि सोई ॥
सौंपि गये मोहिं रघुपति थाती, जो तजि जाउँ तोष नहिं छाती ॥
यह जिय जानि सुनहु मम माता, पूछत कहब कवन मैं बाता ॥
मर्म वचन सीता जब बोली, हरि प्रेरित लक्ष्मण मति डोली ॥
चहुँदिशि रेखा खींच अहीशा, बार बार नाये पद शीशा ॥
बन दिशि देव सौंपि सब काहू, चले जहां रावण शशि राहू ॥
चितवहिं लषण सियाहि फिरि कैसे, तजत बच्छ निज मातहि जैसे ॥

ખળ મારીચને મારીને તુરતજ રઘુવીર શ્રીરામચન્દ્રજી હાથમાં ધનુષ્ ધારણ કરેલ છે, અને કમ્મરમાં તૂણીર કસેલ છે એવા ત્યાંથી આશ્રમમાં આવવા માટે પાછા ફર્યા. અહિં આશ્રમમાં હા લક્ષ્મણ ! હા લક્ષ્મણ ! એવી કપટી મારીચ મૃગની મરતી વખતની આર્ત્તવાણી સીતાજીની શ્રવણેન્દ્રિયે પડી કે, તેણે તુરત સભીત થઇને લક્ષ્મણજીને કહ્યું કે, ૧ હે લક્ષ્મણજી ! તમે ત્વરાથી જાઓ. તમારા ભાઇ સંકટમાં પડયા છે, તમોને સહાયતા માટે પોકારે છે. આવાં સીતાજીનાં વચન શ્રવણ કરીને લક્ષ્મણજીએ હસીને[1] કહ્યું કે,— હે માતા ! શ્રવણ કરો. જેની ભ્રકુટિના વિલાસ માત્રથીજ સમસ્ત સૃષ્ટિનો લય થઇ જાય છે. તો તે સ્વામીને કયાંય સ્વપ્નમાં પણ સંકટ પડયું સંભવિત

* દોડતા જતા એ મૃગનું જે સ્થળે નૂપુર પડયું હતું ત્યાં નૂપુર ગામ છે અને જ્યાં તે મૃગ ચપળતાથી પડયો ત્યાં ચાપલ્ય ગામ છે. આ બે ગામ ગોદાવરી નદિના કિનારા ઉપર છે.

૧ લક્ષ્મણજીનો હસવાનો હેતુ એ હતો કે, ક્યાંય ઇશ્વરને સંકટ થએલું સાંભળ્યું છે ! તેના મહિમાને સીતાજી જાણતાં નથી તેથી આવાં વચન બોલે છે.

નથી. ૨ (ક્ષેપક) શ્રીરામચન્દ્રજી, તમને મને થાપણ તરીકે સોંપી ગયા છે. જેથી હું તમારો ત્યાગ કરીને જાઊછું તો મારા હૃદયમાં સન્તોષ થતો નથી. હે માતાજી! આ બાબતનો હૃદયમાં વિચાર કરીને મારી વિનતિ શ્રવણ કરો. જો શ્રીરામચન્દ્રજી મને પૂછશે કે, તું સીતાને એકલી શા માટે નિર્જન સ્થાનકે જ્યાં રાક્ષસો ફરયા કરે છે ત્યાં મૂકી આવ્યો, તો હું તેનો પ્રત્યુત્તર શું આપીશ. ૩ ( ક્ષેપક સમાપ્ત ) લક્ષ્મણજીનાં આવાં વચન શ્રવણ કરી સીતાજીએ વિચાર કર્યો કે,–આ તો કોઇપણ પ્રકારે જતા નથી અને મારે તો મારો પૂર્વ સંકલ્પ પૂર્ણ કરવો છે. જે મેં સનકાદિકોના શાપના ઉદ્ધારને માટે જયવિજય કે મારા દ્વારપાલો સાથે કરેલ છે. અને તેજ માટે અવતાર લઈને આ વનમાં આવીછું. તે તો જેમ બનશે તેમ કરીને પણ તે સંકલ્પ પૂરો કરીશ. અને સર્વ પ્રકારના કષ્ટ કલંક પણ સહન કરીશ. મારા સ્વામી રઘુવંશવિભૂષણ સઘળું સંભાળી લેશે, કેમ કે આ અવતારમાં સર્વ મારાંજ *ચેષ્ટિત છે, આવો વિચાર કરીને પરમ અવાચ્ય વચન, અર્થાત્ ન કહેવાજોગ વચનો સીતાજીએ જ્યારે શ્રી લક્ષ્મણજીને કહ્યાં ત્યારે તો અન્તર્યામી સર્વેશ્વર સ્વામી રામેચ્છાથી શ્રી લક્ષ્મણજીની બુદ્ધિ પણ ચલાયમાન્ થઈ ગઈ. અને તુરત ઉઠીને આશ્રમની ચારે દિશાઓમાં પોતાના ધનુષ્‌ની રક્ષા રૂપ રેખા કરી અને સીતાજીને પ્રણામ કરયા. ૪ અને જાનકીજીને વનના દેવતા અને દિશાઓના દેવતાઓને સોંપીને લક્ષ્મણજી ત્યાં રાવણરૂપી ચન્દ્રમાનો ગ્રાસ કરવાવાળા રાહુ રૂપી[1] રામચન્દ્રજી છે ત્યાં ચાલ્યા. અને જે પ્રકારે પોતાની માતાના ત્યાગ સમયે જેમ વાછરું નિહાળે છે તેમ લક્ષ્મણજી પાછા ફરી ફરીને જાનકીજીને જોતા હતા. ( આ ક્ષેપક છે. ) ૫.

दोहा–एक डरत डर रामके, दूजे सीय अकेलि ॥
लषण तेज तनु हत भये, जिमि दाधी दवबेलि ॥ ४९ ॥

લક્ષ્મણજી એક તો શ્રી રામચન્દ્રજીના ડરથી ડરતા હતા, અને વળી સીતાજી એકલાંજ આશ્રમમાં છે તે ડરથી પણ ડરતા હતા. અને તેથી લક્ષ્મણજીનું શરીર દાવાગ્નિથી સળગેલા વેલાના સમાન નિસ્તેજ થઈ ગયું હતું. ૪૫

चौ०–शून्य भवन दशकंधर देखा, आवा निकट यतीके वेषा ॥
जाके डर सुर असुर डराहीं, निशि न नींद दिन अन्न न खाहीं ॥

* कृत्स्नं रामायण काव्यं सीतायाश्चरितं महत् ॥

૧ રામને રાહુની ઉપમા આપી એ ઉપમા એકદેશીછે; અર્થાત્ ચન્દ્રને દબાવવાવાળા રાહુ એમજ રાવણને દબાવવાવાળા કેવળ શ્રી રામ છે.

सो दशशीश श्वानकी नाँई, इत उत चितै चला भँडिआई ॥
जिमि कुपन्थपग देत खगेशा, रहं न तेज बल बुधि लवँलेशा ॥
करि अनेक विधि छल चतुराई, माँगे भीख दशानन जाई ॥
अतिथि जानि सिय कंद मूल फल, देन लगी तेहँ कीन्ह बहुरि छल ॥
कह दशमुख सुन सुन्दरि बानी, बांधी भीख न लेउँ सयानी ॥
विधिगति बाम काल कठिनाई, रेख नाँघि सिय बाहर आई ॥

આ સમય રાવણે જોયું કે, હવે આ સ્થાનમાં કોઇપણ નથી, તેથી સર્વ અનુકૂળતા છે. એમ વિચારી ત્રિદંડી સન્યાસીનો વેષ ધારણ કરી શ્રી સીતાજીના સમીપમાં આવ્યો. જે રાવણના ડરથી સુર અને અસુર ડરતા હતા. રાત્રિમાં સુખે નિદ્રા પણ કરતા ન હતા અને દિવસે તેના ત્રાસથી પેટ પૂરતું અનાજ પણ ખાતા નહિ. ૧ તેજ દશ માથાંવાળો રાવણ કૂતરાના સમાન આડું અવળું જોતો, ભયથી કાંપતો ચોરી કરવા આવ્યો ! ! કાકભુશુંડજી કહે છે કે–હે ગરૂડજી ! એ માટે જે કોઇ કુમાર્ગે ચાલે છે, તેને જેમ બુદ્ધિ અને બળ તો લવલેશ રહેતો નથી તેવીજ રાવણની દશા થઇ ગઈ. ૨ અનેક પ્રકારે છળથી ચતુરાઇ કરીને અંતે રાવણે જઇને ભીક્ષા માગી ત્યારે તો સીતાજી તેને અતિથિ સંન્યાસી જાણીને કન્દ, મૂળ અને ફળ આદિ ભિક્ષા દેવા લાગ્યાં; એટલે તેણે વળી છળ કર્યું. ૩ અને બોલ્યો કે–હે સુંદરિ! હું સંન્યાસીછું જેથી રેખાથી બાંધેલી ભીક્ષા લેતો નથી. વિધિની વામગતિ અને કાળની વિપરીતતાથી રેખાનું ઉલ્લંઘન કરીને ભિક્ષા આપવા સીતાજી બહાર ગયાં. ૪

दोहा–विश्वभरनि अघदलदलनि, करणि सकल सुरकाज ॥
जाना नहिं दशशीश तेहि, मूढ कपटके साज ॥ ४६ ॥

વિશ્વનું પાલન કરનારાં, પાપરૂપ જે રાક્ષસો તેના દળને હણનારાં, સકળ દેવતાઓનાં કાર્યને કરનારાં એવાં સર્વેશ્વરી સીતાજીને રાવણે ઓળખ્યાં નહિ; કેમ કે કાળને વશ પોતાનાજ કપટનાં સાહિત્ય સજીને અભિમાનમાં ભૂલ્યો ફરતો હતો. અથવા એમ પણ અર્થ છે કે, જાનકીજીએ તે સમય રાવણનું કપટ જાણ્યું નહિ. ૪૬

चौ०–नाना विधि कहि कथा सुनाई, राजनीति भय प्रीति दिखाई ॥
कह सीता सुनु यंती गुसाँई, बोलेहु वचन दुष्टकी नाँई ॥

तब रावण निजरूप दिखावा, भइ सभीत जब नाम सुनावा ॥
कह सीता धरि धीरज गाढा, आइगये प्रभु खल रहु ठाढा ॥
जिमि हरि बधूहि क्षुद्र शश चाहा, भयेसि कालवश निशिचरनाहा ॥
बायस करचह खगपतिसमता, सिन्धुसमान होइ किमि सरिता ॥
खरि कि होइ सुरधेनुसमाना, जाहु भवननिज सुनु अज्ञाना ॥
सुनत वचन दशशीश लजाना, मनमहँ चरण वन्दि सुखमाना ॥

યતિના વેષથી રાવણે અનેક પ્રકારની કથા સીતાજીને કહીને સંભળાવી. રાજનીતિ. ભય અને પ્રીતિ પણ દર્શાવી, તે કથા એ છે કે—અમુક પુરૂષ સાથે અમુક નારીની આવી પ્રીતિ હતી. અહલ્યાને ઇન્દ્ર સાથે પ્રીતિ થઇ હતી, રાજ્ય સુખનો લોભ પણ દર્શાવ્યો. સકળ સૃષ્ટિ મારા વશમાં છે. ભય એ દર્શાવ્યો કે, જે મારી આજ્ઞાનો ભંગ કરે છે તેના પ્રાણ બચતા નથી. અને જે મારી સાથે પ્રીતિ કરે છે તે મને પ્રાણોના સમાન પ્રિય છે. ઇત્યાદિ ઇત્યાદિ વચનો સાંભળતાંની સાથેજ જાનકીજી બોલ્યાં કે, અરે દુષ્ટમતી ! ગુસાંઈ! તું દુષ્ટ સદૃશ વચન કેમ બોલે છે ? ૧ આવાં જાનકીજીનાં વચન સાંભળતાંની સાથેજ રાવણે પોતાનું દશગ્રીવ રૂપ દર્શાવ્યું અને કહ્યું કે, હું લંકેશ્વર રાવણછું. આવાં રાવણનાં વચન સાંભળતાંની સાથેજ સીતાજી ભયભીત થઈ ગયાં; પરંતુ પછી ધિરજ ધારણ કરીને કહ્યું કે,–અરે દુષ્ટ ! ઉભો રહેજે, મારા પ્રભુ રાઘવેન્દ્રસ્વામી હમણાં આવતા હશે. જેમ સિંહની સ્ત્રીની પરમ ક્ષુદ્ર શૃંગાળ ઇચ્છા રાખે તેમ તેં પણ કાળને વશ થઇને મારી ઇચ્છા કરી છે. મહાનીચ કાગડો કોઇ પણ દિવસ પક્ષીરાજ ગરૂડજીની સમાનતા કરી શકે તેમ છે. અને અપાર સમુદ્રના સમાન કોઇ દિવસ ક્ષુદ્ર નદી થઇ શકે કે ? કદિ પણ નહિ. ૩ ગધેડી કામધેનુના સમાન શી રીતે થઇ શકે ? ! માટે હે અજ્ઞાની ! શ્રવણ કરય. જો તું તારૂં કલ્યાણ ચાહતો હો તો તો મુંગે મોઢે જેમ આવ્યો છે, તેમ તારે ઘેર ચાલ્યો જા. આવાં સીતાજીનાં વચન શ્રવણ કરી તે રાવણ તો લજાઈ ગયો. અને મનમાં તે મનમાં સીતાજીનાં ચરણોમાં પ્રણામ કરયા. અને તેના ઉપદેશને અત્યંત હિતકારી માન્યો; કારણ કે તે સમજી ગયો હતો કે આ તો સાક્ષાત્ ઇશ્વરી છે. જેથી મારાં રૂપને જોતાં છતાં પણ તેને ભય થયો નહિ. ૪

दोहा०–क्रोधवन्त तब रावण, लीन्हेसि रथ बैठाय ॥
चलयऊ गगनपथ आतुर, भय रथ हांकि न जाय ॥४७॥

પરંતુ રાવણે પોતાનો ઉદ્ધાર સીતાજીના હરણથીજ છે એમ જાણીને, ક્રોધવન્ત થઈને, બળાત્કારે સીતાજીને ઉપાડીને રથમાં બેસાડી દીધાં. અને અતિ આતુર એવો રાવણ આકાશમાર્ગમાં ચાલવા લાગ્યો. અતિશય ભયને લીધે રથને સારી રીતે હાંકી પણ શકતો નહતો. અને દેવતાઓ અને દિશાના દેવતાઓ સર્વ રાવણના ભયથી કાંઈ પણ બોલી શકતા નહતા. તેનો આ તમાસો જોઇ રહ્યાજ હતા. ૪૭.

**चौ०–हा जगदीश देव रघुराया, केहि अपराध बिसारेहु दाया ॥**
**आरतहरण शरणसुखदायक, हा रघुकुलसरोजदिननायक ॥**
**हा लक्ष्मण तुम्हार नहिं दोषा, सो फल पायउ कीन्हेउ रोषा ॥**
**कैकेयी मन जो कछु रह्यऊ, सो विधि आजु मोहिं दुख दयऊ**
**पंचवटीके खग मृग जाती, दुखीभये वनचर बहुभांती ॥**
**विविध विलाप कराति वैदेही, भूरिकृपा प्रभु दूरि सनेही ॥**
**विपति मोरि को प्रभुहि सुनावा, पुरोडाश चह रासभ खावा ॥**
**सीताकर विलाप सुनि भारी, भये चराचर जीव दुखारी ॥**

હા સર્વેશ્વર! જગદીશ્વરોના પણ દેવ!! હા રઘુરાજ! શા અપરાધથી આપે મારા ઉપરથી દયા વિસારી દીધી છે. હે પીડાનું હરણ કરનારા! હે શરણ આ-વેલાને સુખ દેવાવાળા! હે રઘુવંશ રૂપી કમળ વનના સૂર્ય!! આપ આ સમય કયાં છો? ૧ હે લક્ષ્મણ! તમારો કાંઇ પણ દોષ નથી, જે મેં વિના અપરાધે તમારા પર રોષ કર્યો તેનું આ ફળ છે. કૈકેયીના મનમાં મને જે દુઃખ દેવાની તેની વિચારણા હતી, તે દુઃખ આજે મને દૈવે આપ્યું છે. ૨ આવો સીતાજીનો અત્યંત કરૂણાજનક વિલાપ શ્રવણ કરીને પંચવ-ટીનાં ખગ, મૃગ, અને જળ જન્તુ–આદિ સર્વે પ્રાણીઓ દુઃખી થઇ ગયાં. જાનકીજી નાના પ્રકારે વિલાપ કરતાં કહેતાં હતાં કે,–જેના હૃદયમંદિરમાં ઘણીજ કૃપા છે, અને મારા ઉપર જેનો પૂર્ણ સ્નેહ છે. અને વળી આ દુષ્ટને મારવામાં પણ સમર્થ છે, છતાં કોણ જાણે આ સમય તે મૃગની પાછળ કેટલે છેટે ચાલ્યા ગયા છે. ૩ મારાં આ દુઃખની પ્રભુને કોણ ખબર આપે, જેમ ગધેડો યજ્ઞના પુરોડાસને ખાવા ઇચ્છે તેમ રાવણ રામની સ્ત્રીને ભ્રષ્ટ કરવા ઈચ્છા રાખે છે. સીતાજીના અત્યંત વિલાપો સાંભળી સ્થા-વર તથા જંગમ સઘળા જીવો દુઃખ પામ્યાં.* ૪

* આ મારા વધને માટે જ આવે છે, એ વાતની રાવણને જાણ ન થવા માટે જ સીતાજી વિલાપ કરતાં હતાં.

दोहा०—बहुविधि करत विलाप नभ, लिये जात दशशीश ॥
हरत न खल बर पाइ भल, जो दीन्हे अज ईश ॥ ४८ ॥

સીતાજી અનેક પ્રકારના વિલાપો કરતાં હતાં, છતાં પણ ખળ રાવણ પોતાને બ્રહ્માએ તથા સદાશિવજીએ આપેલાં ઉત્તમ વરદાનોના બળને લીધે જરા પણ ન ડરતાં નિઃશંકપણે આકાશમાં સીતાજીને લઇ જતો હતો. ૪૮

चौं०—गृध्रराज सुनि आरत बानी, रघुकुलतिलक नारि पहिचानी ॥
अधम निशाचर लीन्हे जाई, जिमि म्लेच्छवश कपिला गाई ॥
अहह प्रथम बल ममतनु नाहीं, तदपि जाइ देखौं बल ताहीं ॥
सीतापुत्रि करसि जनि त्रासा, करिहौं यातुधानकर नाशा ॥
धावा क्रोधवन्त खग कैसे, छूटै पवि पर्वत पर जैसे ॥
रेरे दुष्ट ठाढ कि न होही, निर्भय चलसि न जानेसि मोही ॥
आवत देखि कृतांत समाना, फिरि दशकंध करत अनुमाना ॥
कि मैनाक कि खगपति होई, ममबल जानि सहित पति सोइ ॥
जाना जरठ जटायू येहा, ममकर तीरथ छांडहि देहा ॥

ગીધપક્ષીઓના રાજા જટાયૂએ સીતાજીની આર્ત્તવાણી સાંભળીને જાણી લીધું કે, આ તો રઘુકુળતિલક શ્રીરામચન્દ્રજીની સ્ત્રી છે. અને જાણ્યું કે, જેમ મ્લેચ્છ પોતાના કબજામાં આવેલી કપિલા ગાયને લઇ જાય, તેમ આ અધમ રાક્ષસ સીતાને લઈ જાય છે. ૧ જટાયૂએ વિચાર કરયો કે, હાય હાય ! ! પ્રથમના જેવું તો જો કે હમણાં મારા શરીરમાં બળ નથી, છતાં પણ જઇને તેનું બળ જોઊં તો ખરો. એમ વિચાર કરી દૂરથીજ પોકારીને જટા એ કહ્યું કે, હે સીતાપુત્રી ! તું ભય ન કરય. હું હમણાં એ દુષ્ટનો નાશ કરૂં છું. ૨ આ પ્રમાણે વચનો કહીને જટાયૂ ક્રોધ કરીને જેમ પર્વતોના ઉપર ઇન્દ્રિનું વજ્ર છૂટેછે તેમ રાવણના ઉપર દોડયો. અને કહેવા લાગ્યો કે. અરે દુષ્ટ ! તું કેમ ઉભો રહેતો નથી. અને જાણતો નથી કે શું ? કે જેથી તું નિર્ભયપણે ચાલ્યો જાય છે. ૩ પોતાના ઉપર કાળના સમાન જટાયૂને આવતો જોઇને રાવણ પાછો ફર્યો. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, -આ તે શું મૈનાક પર્વત છે, કે ગરૂડજી છે ! કે જે ગરૂડજી પોતાના પતિ વિષ્ણુ સહ મારા બળને જાણે છે. ( એક સમય વિષ્ણુ ભગવાન્ ગરૂડ પર બેસીને રાવણ સાથે લડયા હતા. ) અથવા મારા ભુજબળને જાણવાવાળો

કૈલાસ પર્વત શ્રીસદાશિવજી સહ આવે છે કે શું ? ૪ આમ રાવણ વિચાર કરે છે એટલામાં તો જટાયૂ સમીપમાં આવી પોહોંચતાં રાવણે જાણી લીધું કે, આ તો વૃદ્ધ ગીધરાજ જટાયૂ છે. અને તે તો જેમ વૃદ્ધ મનુષ્યો મરણ માટે તીર્થ સ્થાનમાં જાય છે. એ વાત પ્રસિદ્ધ છે તેમ આ જટાયૂ પણ મારા હાથ રૂપી તીર્થમાં શરીરને ત્યાગ કરવાને માટે જ મારા સમીપ આવ્યો છે. ૦

दोहा०—ममभु जबल नहिं जानत, आवत तपिन्ह सहाइ ॥
समर चढै तौ इहि हतौं, जियत न निजथल जाइ ॥ ४९ ॥

આ જટાયૂ મારી ભુજાઓના પરાક્રમને જાણતો નથી તેથીજ તપસ્વિઓની સહાયતાને માટે આવે છે, માટે જો તે મારી સાથે યુદ્ધ કરશે તો અવશ્ય તેને મારી નાખીશ. જીવતે જીવ હવે તે પોતાને ઘેર જવા પામશે નહિ. ૪૯

चौ०—सुनत गृध्र क्रोधातुर धावा, कह सुनु रावण मोर सिखावा ॥
तजि जानकी कुशल गृह जाहू, नाहित सत्य सुनहु वहुबाहु ॥
रामरोषपावक अति घोरा, होइहि सकल शलभ कुल तोरा ॥
उत्तर न देत दशानन योधा, तबहिं गृध्र धावा करि क्रोधा ॥
धरि कच विरथ कीन्ह महि गिरा, सीतहि राखि गृध्र पुनि फिरा ॥
दशमुख उठि कृत शर संधाना, गृध्र आइ काटेउ धनु बाना ॥
चोंचन्ह मारि बिदारेसि देही, दण्ड एक भइ मूर्छा तेही ॥

રાવણનાં આવાં અભિમાન યુક્ત વચન શ્રવણ કરીને જટાયૂએ બહુજ ક્રોધ કરીને રાવણના ઉપર ધસારો કર્યો. અને રાવણને કહ્યું કે, હે રાવણ ! મારૂં કહ્યું માની જાનકીજીનો ત્યાગ કરી, કુશલપૂર્વક ઘેર જા. અને જો નહિ માને તો હું તને હે મહાબાહો ? સત્ય વચન કહું છું કે,–૧ શ્રીરામચન્દ્રજીના પરમ પ્રચન્ડ ક્રોધાગ્નિમાં તારૂં આખું કુટુંબ પતંગીઆંના સમાન બળી જશે. આ પ્રમાણે જટાયૂએ કહેતાં છતાં પણ જ્યારે રાવણે પોતાના બળના અભિમાનમાં કાંઇ પણ પ્રત્યુત્તર આપ્યો જ નહિ ત્યારે તો તે જટાયૂ ક્રોધ કરીને રાવણના ઉપર દોડયો. ૨ જટાયૂએ રાવણના મુકુટ ઉતારીનાંખી તેનો ચોટલો ઝાલી એવો તો બળ પૂર્વક રાવણને ખેંચ્યો કે તેથી રાવણ રથમાંથી પૃથિવી ઉપર પડી ગયો. રાવણ નિચે પડયો એટલે જટા-

યૂએ, સીતાજીને પુત્રીની પેઠે રથમાંથી ઉતારીને એક ઝાડ નિચે બેસાડી આવ્યો. અને જટાયૂ રાવણને મારવા પાછો વળ્યો. પાછા ફરવાનો જટાયૂનો આશય એ છે કે,-તેણે રાવણના બળની પરીક્ષા કરી લીધી હતી. અથવા એમ પણ વિચાર થયો કે-જો હું જાનકીજીને કદાચ લઇને ચાલ્યો જાઊં તો આ શસ્ત્રોપયોગ કરે. અથવા જાનકીજીને જ મારી નાખે. એ માટે તેને કાં તો ઘાયલ કરીને વા મારીને જાનકીજીને લઈ જાઊં એ કારણથી જટાયૂ પાછો ફરયો હતો. રાવણ ઉઠીને જેવું ધનુષ્ સંધાન કરીને બાણ છોડવા વિચાર કરે છે એટલામાં તો જટાયૂએ આવીને ધનુષ્ બાણ કાપી નાખ્યાં અને ૩ ચાંચો મારીને રાવણનું શરીર ચીરી નાખ્યું. જેથી એક ઘડી સુધી રાવણને મૂર્છા રહી. ૦

दोहा—०जेइँ रावण निजबश किये, मुनि गण सिद्ध सुरेश
तेई रावणसन समर अति, धीर वीर गृध्रेश ॥ ५० ॥

જે મહાબળવાન્ રાવણે પોતાના વશમાં મુનીશ્વર, સિદ્ધ, સુરેશ, યમ, વરૂણ અને કુબેર આદિ સર્વને કરી લીધા હતા, એવા બળવાન્ રાવણ સાથે જે ગીધરાજ જટાયૂએ યુદ્ધ કરયું. તેથી જટાયૂને મહાધીર અને મહાવીર જ કહેવો જોઇએ. ૫૦

चौ०—स्वस्थ भये सो पुनि उठि धावा, मारे गृध्र न सन्मुख आवा ॥
कीन्हेसि बहु जब युद्ध खगेशा, थकित भयो तब जरठ गिधेशा ॥
तब सक्रोध निशिचर खिसियाना, काढेसि परम कराल कृपाना ॥
काटेसि पंख परा खग धरणी, सुमिरि रामकी अद्भुत करणी ॥
मनमहँ गृध्र परम सुखमाना, रामकाज मम लाग्यो प्राना ॥
सीतहि यान चढाय बहोरी, चला उताइल त्रास न थोरी ॥
करति विलाप जात नभ सीता, व्याध विवश जनु मृगी सभीता ॥
गिरिपर बैठे कपिन्ह निहारी, कहि हरि नाम दीन्ह पट डारी ॥
इहि विधि सीतहि सो लै गयऊ, बन अशोक महँ राखत भयऊ ॥

રાવણ મૂર્છા ઉતરતાં સાવધાન થઇને પાછો ઉઠીને જટાયૂના સામો આવતાં જટાયૂએ પાછો માર્યો તેથી રાવણ સન્મુખ થઇ શકયોજ નહિ. કાકભુશુંડજી ગરૂડજીને કહે છે કે હે ગરૂડજી! જટાયૂએ ઘણા સમય સુધી મહા દારૂણ યુદ્ધ રાવણ સાથે કરયું. પરંતુ અંતે જટાયૂ વૃદ્ધ હોવાથી યુદ્ધ

કરતાં કરતાં થાકી ગયો. ૧ રાવણ જટાયૂના પરાક્રમથી લજ્જાઇ ગયો હતો તે આ સમય જટાયૂને યુદ્ધ કરતાં કરતાં થાકી ગયેલ જોઇને મહાક્રોધથી પરમકરાળ પોતાનું ચન્દ્રહાસ ષડ્ગ કાઢીને તેની પાંખો કાપી નાંખી. જટાયૂ જયરામ જયરામ કહેતો અદ્‌ભુત કરણી કરીને પૃથિવી ઉપર પડયો. ૨ જટાયૂ પોતાના મનમાં પરમ સુખ પામ્યો કે, મારાં અહોભાગ્ય કે જેથી આજે મારા પ્રાણ શ્રી રઘુનાથજીનું કાર્ય કરતાં ગયા. રાવણ તો સીતાજીને પાછાં રથમાં બેસાડીને ઘણીજ ઉતાવળથી ચાલવા લાગ્યો; કેમકે તેને જટાયૂના યુદ્ધથી બહુજ ડર લાગ્યો હતો, કે વળી કોઇ આવી નિકળશે, એ બીકથી ઉતાવળો ચાલ્યો જતો હતો. ૩ પારાધીના કબજામાં આવી પડેલી મૃગીના સમાન ત્રાસ પામેલાં અને આકાશમાં વિલાપ કરતાં જતાં સીતાજીએ ઋષ્યમૂક પર્વતનાપર બેઠેલા વાનરાઓને જોઈ કૃપાકટાક્ષથી 'હરિ'[1] નામ ઉચ્ચારણ કરીને પોતાનું ભૂષણ સહ એક વસ્ત્ર નિચે નાખ્યું. તે સુગ્રીવે યત્ન પૂર્વક એક સ્થળે રાખી મૂકયું. રાવણ આ પ્રમાણે સીતાજીને લઇ ગયો, અને લંકામાં જઇને તેણે તેમને આશોપાલવની વાડીમાં રાખ્યાં.[2]

**दोहा०—हारिपरा खल बहुत विधि, भय अरु प्रीति दिखाइ**
**तब अशोक पादप तरे, राखेसि यतन कराइ ॥ ५१ ॥**

દુષ્ટ રાવણ અનેક પ્રકારે ભય અને પ્રીતિ દેખાડી દેખાડીને થાકી ગયો; પરંતુ જાનકીજીએ તેની વાત માન્ય કરીજ નહિ. ત્યારે યત્નપૂર્વક અશોક–આસોપાલવનાં વૃક્ષ નિચે સીતાજીને રાખ્યાં.[3] ૫૧

૧ 'હરિ' એ નામ વાનરનું પણ છે. હરિ કહિને સન્માનથી સહાયતાને માટે બોલાવે છે. અથવા હરિ નામ શ્રીરામનું પણ છે. તેથી જણાવે છે કે, હું રામની રાણી છું. માટે જો તમે મને છોડાવી શકો તેમ ન હો તો આ મારી નિશાની રામચન્દ્રજીને આપજો. અથવા 'હરિ' કહેવાનો ભાવ એ છે કે, પ્રભુએ પૃથિવીનો ભાર હરવા માટે અવતાર લીધો છે તેથી તે રાવણને તો અવશ્ય મારશે જ; પરન્તુ વાલી કે જે પૃથિવીમાં ભારરૂપ છે, તેનો સંહાર કરીને તમને સુખ આપશે. તમે મારૂં આ વસ્ત્ર તેમને આપજો. અથવા વાનરાઓએ જાનકીજીને જતાં જોઇને 'હરિ' નામનું ઉચ્ચારણ કર્યું. તેથી જાનકીજીએ તેઓને ભક્ત જાણીને વસ્ત્ર નિચે નાખી દીધું.

૨ રાવણ સીતાજીને એ માટે ઘેર ન લઈ ગયો કે, તેણે વિચાર કર્યો કે, શ્રીરામની સુંદરતા કામોત્પાદક છે. આ વાડીને જોઇને જાનકીને મદનોદ્દીપન થશે તો તે મારી સાથે પ્રીતિ કરશે. અથવા કુબેરના પુત્રોનો રાવણને એ શાપ હતો કે, તું જો કોઈ સ્ત્રી સાથે બળપૂર્વક મૈથુન કરવા પ્રવૃત્ત થઇશ તો તેજ સમય તારાં મસ્તક વિદીર્ણ થઈ જશે. આ કારણથી જાનકીજીની અધિક સુંદરતા જોઇને વનમાં રાખ્યાં હતાં કારણ કે ઘરમાં પ્રતિશત્રુ પાસે રહેવું એ ઠીક નહિ.

૩ અશોક વૃક્ષ નિચે રાખવાનો રાવણનો એ હેતુ હતો કે, કદાચિત્ સીતાજી શ્રીરામચન્દ્રજીના વિયોગમાં અન્ન પાણીનો ત્યાગ કરી મરણ ન પામે એટલા માટે અશોક નિચે રાખ્યાં હતાં. અશોકની નિચે રહેવાના પ્રભાવથી તેના પ્રાણ બચશે, આવી રાવણની ધારણા હતી.

चौ०–उहाँ विधाता मन अनुमाना, सुरपति बोलि मंत्र असठाना ॥
तात जनकतनया पहँ जाहू, सुधि न पाव जिमि निशिचरनाहू ॥
असकहि विधि सुन्दर हवि आनी, सौंपी बहुरि बोले मृदुबानी ॥
इह भक्षण कृत क्षुधा न प्यासा, वर्ष सहसदश संशय नाशा ॥
सो प्रसाद लै आयसु पाई, चले हृदय सुमिरत रघुराई ॥
कछु वासव माया निज गोई, रक्षक रहे गये तहँ सोई ॥
तदपि डरत सीता पहँ आयउ, करि प्रणाम निज नाम सुनायउ ॥
निश्चय जान सुरेश सुजाना, पिता जनक दशरथसम माना ॥
करि परितोष दूर कर शोका, हव्य खवाय गये निज लोका ॥

બ્રહ્મલોકમાં બ્રહ્માએ સર્વ વાતનો વિચાર કરીને ઇન્દ્રને બોલાવીને આ પ્રમાણે કહ્યું કે–હે ઇન્દ્ર! તમે એવી ગુપ્ત રીતિથી જાનકીજીની પાસે જાઓ કે જેથી તમારા જવાના ખબર રાવણના જાણવામાં ન આવે. ૧ આ પ્રમાણે કહીને બ્રહ્માજીએ દિવ્ય હવિ–ક્ષીર ઇન્દ્રને આપીને મધુર વાણીથી કહ્યું કે–આના ભક્ષણથી ભૂખ તથા તરસ લાગતી નથી. અને દશ હજાર વર્ષ સુધી સંશયનો નાશ થાય છે. ૨ તે પ્રસાદ બ્રહ્માજી પાસેથી લઇ, તથા આજ્ઞા પામીને ઇન્દ્ર શ્રીરઘુનાથજીનું સ્મરણ કરતો કરતો ચાલ્યો. રાત્રિ વખતે ઇન્દ્ર જ્યાં સીતાજી હતાં ત્યાં આવ્યો. અને રાક્ષસીયોનાપર પોતાની માયા પ્રસરાવી દીધી. તેથી જેટલા ચોકીદારો હતા તે બધા નિદ્રાવશ થઇ ગયા. ૩ તોપણ ઇન્દ્ર ડરતો ડરતો જાનકીજીની પાસે આવ્યો. અને પ્રણામ કરી પોતાનું નામ કહી સંભળાવ્યું. નિશ્ચય આ ઇન્દ્ર જ છે એમ પ્રતીતિ થતાં જાનકીજીએ ઇન્દ્રને પોતાના પિતા જનક અને સસરા દશરથના સમાન જાણ્યો. ૪ ઇન્દ્ર જાનકીજીને સારી રીતે સમજાવી શોક દૂર કરી બ્રહ્માનો આપેલો હવિ ખવરાવીને ઇન્દ્ર પોતાના લોકમાં ચાલ્યો ગયો. ( અહિં સુધી ક્ષેપક છે. )

दोहा०–जेहि विधि कपटकुरंग सँग, धाय चले श्रीराम ॥
सो छबि सीता राखि उर, रटति रहति हरि नाम ॥ ५२ ॥

જે પ્રકારે કપટના મૃગની પાછળ શ્રીરામચન્દ્રજી દોડયા હતા. તેજ સમયની પ્રભુની છબીને હૃદયમાં ધારણ કરીને શ્રીસીતાજી આસોપાલવની વાડીમાં રહીને સદા હરિના નામને જપતાં હતાં. ૫૨

चौ०—रघुपति अनुजहि आवत देखी, मन बहु चिंता कीन्ह बिशेषी ॥
जनकसुता परिहरेउ अकेली, आयहु तात वचनं मम पेली ॥
निशिचर निकर फिरहिं वनमाहीं, मम मन सीता आश्रम नाहीं ॥
अहहतात भल कीन्हेउ नाहीं, सिय विहीन मम जीवन काहीं ॥
इहिते कवन विपति बड भाइ, खोयहु सीय काननहिं आई ॥
गहि पदकमल अनुज कर जोरी, कहेऊ नाथ कछु मोरि न खोरी ॥
अनुज समेत गयउ प्रभु तहँवां, गोदावरि तट आश्रम जहँवां ॥
आश्रम देखि जानकी हीना, भये विकल जस प्राकृत दीना ॥

માયા મૃગને મારીને આશ્રમ તરફ પાછા વળતાં શ્રીરામચન્દ્રજીએ લક્ષ્મણજીને સામા આંવતા જોઈ મનમાં બહુજ ચિંતા કરવા લાગ્યા. અને લક્ષ્મણજી સમીપમાં આવતાં શ્રીરામચન્દ્રજીએ તેમને કહ્યું કે,–હે તાત ! આશ્રમમાં જાનકીને એકલાં મૂકીને મારૂં વચન ઉલ્લંઘન કરીને તમે અહિં શા. માટે આવ્યા. ૧ આ વનમાં અનેક રાક્ષસો ફરે છે. મારા મનમાં એવી શંકાને જન્મ મળે છે કે, આશ્રમમાં સીતા નથી. કારણ કે જે મૃગને હું મારવા ગયો હતો, તે વાસ્તવિક મૃગ નહતો પણ રાક્ષસ હતો. અરેરે ! લક્ષ્મણ ! તમે આ સારૂં ન કર્યું. સીતા વગર મારૂં જીવન હવે રહેવાનું નથી. ૨ હે ભાઈ ! વનમાં આવીને આપણે જાનકીજીને ખોયાં, એથી વિશેષ દુઃખ બીજું એકે નથી. આવાં પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં વચન શ્રવણ કરી, લક્ષ્મણજી હાથ જોડી. ચરણ પકડી સીતાજીનાં દુર્વચનો કહી સંભળાવીને બોલ્યા કે, હે નાથ ! આમાં મારો જરા પણ અપરાધ નથી. ૩. પછી ભાઇ સહ શ્રીરામચન્દ્રજી જ્યાં ગોદાવરીને કાંઠે પોતાનો આશ્રમ હતો ત્યાં ગયા. જાનકીજી વગરના આશ્રમને નિરખીને શ્રીરામચન્દ્રજી વ્યાકુળ થઇ ગયા અને પ્રાકૃત પુરૂષના સમાન દીન થઇ ગયા. ૪

दोहा०—कानन रहेउ तडाग इव, चक चकई सियराम ॥
रावण निशि बिछुरन किये, दुख बीते चहुँ याम ॥ ५३ ॥

રામ અને સીતા રૂપ ચકવા ચકવી કે જે વન રૂપી તળાવમાં રહ્યાં હતાં તેને રાવણ રૂપી રાત્રીએ જુદાં પાડી નાખ્યાં, તેઓનું આ વિયોગ રૂપી દુઃખ જ્યારે રાત્રિ વ્યતીત થઇ જાય ત્યારે ટળે એવું થયું. ૫૩

चौ०—पर दुख हरण शोक दुखनाहीं, भा विषाद तिनके मन माहीं ॥
हा गुणखानि जानकी सीता, रूप शील व्रत नेम पुनीता ॥

लक्ष्मण समुझाये बहुभांति, पूंछत चले लता तरुपती ॥
हे खग मृग हे मधुकर श्रेनी, तुम देखी सीता मृगनैनी ॥
खंजन शुक कपोत मृग मीना, मधुप निकर कोकिला प्रबीना ॥
कुन्दकली दाड़िम दामिनी, कमल शरद शशि उरगभामिनी ॥
वरुणपाश मनोजधनु हंसा, गज केहरि निज सुनत प्रशंसा ॥
श्रीफल कमल कदलि हरषाहीं, नेकुन शंक सकुच मनमाहीं ॥
सुनु जानकी तोहिं बिनु आजू, हर्षे सकल पाय जनु राजू ॥
किमि सहि जात अनख तोहिं पाहीं, प्रिया वेगि प्रकटत कस नाहीं ॥
इहि विधि बिलपत खोजत स्वामी, मनो महाविरही अति कामी ॥

પારકાં દુઃખોને હરવાવાળા રામ કે જેને શોક કે દુઃખનો સંભવજ નથી, તેમના મનસાં ખેદ ઉત્પન્ન થયો. સર્વજ્ઞ શિરોમણિ સચ્ચિદાનન્દઘન, સર્વેશ્વર સ્વામી શ્રીરામચન્દ્રજી પ્રાકૃત મનુષ્યોના સમાન સીતાજીના વિયોગમાં વિલાપ કરવા લાગ્યા કે, સમસ્ત ગુણોની ખાણ્ય હે જાનકી! હે સીતે! હે રૂપ-શીલ યુક્ત! હે વ્રત નેમ પુનીત! તું કયાં છે.? ૧
મહા નાટકમાં લેખછે કેઃ—

रे वृक्षाः पर्वतस्था गिरिगहनलता वायुना वीज्यमानाः ।
रामोहं व्याकुलात्मा दशरथतनयः शोकशुक्रेण दग्धः ॥
बिम्बोष्ठी चारुनेत्री सुविपुलजघना बद्ध नागेन्द्रकांची ।
हा सीता ! केननीता मम हृदय गता को भवान् केनदृष्टा ॥

હે વૃક્ષો! તમે પર્વતના ઉપર સ્થિત છો. તેથી સર્વ વસ્તુને જોતાં હશો. પર્વતની ગહન લતા કે જેઓ સ્પર્શ કરેલ વાયુથી ચળાયમાન્ થઇ રહેલ છે. વાયુ સર્વગામી છે, તે દ્વારા તમને સર્વ સમાચાર વિદિત હશે. જો તમે મારો પરિચય પૂછવા માગતાં હો તો હું વ્યાકુળ હૃદયવંત રામ, દશરથનો પુત્ર શોકાગ્નિથી દગ્ધ થઇ રહેલો છું. પાકાં ઘોલાંના સરખા હોઠવાળી સુંદર નેત્ર અને પુષ્ટ સાથલવાળી નાગેન્દ્ર કાંચી करिकुंभ मणि स्तोमनाना रत्नो स्करोचिता । मध्येकुम्भाकृति स्वर्णा सानागेन्द्राख्य चामता' હા! તે જાનકી કે જે પ્રતિક્ષણ મારા હૃદયમાં વસી છે, તેને કોણ લઇ ગયું, તમારામાંથી કોઇ-એ તેને જોઇ છે? ૧

केयूरवद नाथनाथ किमिदं दासोस्मि ते लक्ष्मणः ।
कोऽहंवत्स स आर्य एव भगवानार्यः स को राघवः ॥
किंकुर्मो विजने वने ततइतो देवीं समुद्वीक्ष्यते ।
कादेवी जनकाधिराजतनया हा ! हा ! प्रिये जानकी ॥ २ ॥

શ્રી રામચન્દ્રજી વ્યાકુળ થઇને લક્ષ્મણજીને કહેવા લાગ્યા કે,–'केयूरवद' તમે કોણ છે। તે કહો ?. લક્ષ્મણજી કહે છે કે–'नाथनाथकिमिदं' હે નાથોના પણ નાથ ! આપ આ શું કહો છો ? હું લક્ષ્મણ આપનો દાસ છું. રામચન્દ્રજી કહે છે કે–'वत्स ! अहं कः' પુત્ર તો હું કોણ છું ? લક્ષ્મણજી કહે છે કે–'स आर्य एव भगवान्' આપ તેજ ઐશ્વર્યવાન્ આર્ય છો. રામચન્દ્રજી કહે છે કે–'स आर्यः कः' તે આર્ય કોણ ? લક્ષ્મણજી કહે છે કે–'राघवः' રઘુવંશમાં ઉત્પન્ન થયેલ શ્રી રામ. રામચન્દ્રજી કહે છે કે–'किं कुर्मोविजनेवने' તો હું આ નિર્જન વનમાં શું કરૂં છું ? લક્ષ્મણજી કહે છે કે–'तत इतो देवी समुद्वीक्ष्यते' અહિં તહિં દેવીનો શોધ કરો છો. રામચન્દ્રજી કહે છે કે–'का देवी' કઇ દેવી ? લક્ષ્મણજી કહે છે કે–'जनकाधिराजतनया' જનકકુમારી. રામચંદ્રજી કહે છે કે–'हा ! हा ! प्रिये जानकी' હા પ્રિયે જાનકી ! કયાં છે. ૨

આ પ્રમાણે શ્રી રામચન્દ્રજીને વિલાપ કરતા જોઇને લક્ષ્મણજીએ જ્યારે નાના પ્રકારે શ્રીરામચન્દ્રજીને સમજાવ્યા એટલે વનવેલી અને વૃક્ષવેલીઓને પરમઅજ્ઞના સમાન પૂછતા પૂછતા ચાલ્યા. જાનકીજીનાં અંગોનું સ્મરણ કરી કરીને ખગ મૃગાદિકોને સીતાજીના અંગની ઉપમા આપી આપીને પૂછતા હતા કે,–હે ખગ, મૃગ અને ભ્રમરો ! તમે કયાંય મૃગનયની જાનકીને જોઇ છે ? ૨ હે પ્રવીણ સીતા ! શ્રવણ કરો, ખંજન, પોપટ, કબૂતર, મૃગ, માછલાં. ભ્રમરોની પંક્તિ, કોકિલા, ડાલરની કળીએ, દાડિમના દાણા, વીજલી, શરદ્ઋતુનું કમળ, શરદ્ઋતુનો ચન્દ્ર, નાગણી, વરૂણપાસ, કામદેવનું ધનુષ્, હંસ, હાથી, કેસરી, બીલાં અને સોનેરી કેળના થંભ એવાં તમારાં નેત્રો તથા નાસિકા આદિ અંગોથી ન્યૂન ગુણોવાળાં હોવાને લીધે, ઉપમાનોરૂપ+ નહિ બની શકવાથી કયાંય પણ કવિઓનાં મોહોડાંથી

+ કવિઓ ખંજન, મૃગ, માછલું. તથા શરદ્ઋતુનું કમળ એઓને સ્ત્રીઓનાં નેત્રોનાં ઉપમાનરૂપ ઠરાવે છે. ભ્રમરોની પંક્તિને કેશ પાસનાં ઉપમાનરૂપ ઠરાવે છે. કોકિલાના સ્વરને સ્વરના ઉપમાનરૂપ ઠરાવે છે. ડાલર–મોગરાની કળીયોને તથા દાડિમના દાણાઓને દાંતોના ઉપમાનરૂપ ઠરાવે છે. વીજળીને દાંતોની અથવા આખા શરીરની ચમકના ઉપમાનરૂપ ઠરાવે છે. શરદ્ઋતુનાં કમળને તથા શરદ્ઋતુનાચન્દ્રને મુખના ઉપમાનરૂપ ઠરાવે છે. નાગણને ચોટલાના ઉપમા-

પોતાની પ્રશંસા સાંભળતાં નહતાં. અને જો કોઇ સ્થળે સાંભળતાં તો પોતાના અયોગ્યપણાની શંકાને લીધે મનમાં સંકોચ પામતાં હતાં, પણ આજ તમે અદૃશ્ય થવાને લીધે તેઓ હવે જ્યાં ત્યાં કવિઓના મોહોડાથી પોતાની પ્રશંસા સાંભળી સાંભળીને રાજી થાય છે. મનમાં જરા પણ શંકાથી સંકોચાતાં નથી. અને જાણે સંપૂર્ણ રાજ્ય પામ્યાં હોય તેમ પ્રફૂલ્લિત થવા લાગ્યાં છે. હે પ્યારી ! એ ખંજન તથા પોપટ વિગેરેનું તેની ઇર્ષ્યાથી પ્રફુલ્લિત થવું, તમારાથી કેમ સહન થઈ શકે છે ? હે પ્રિયા ! ત્વરાથી કેમ પ્રસિદ્ધ થતાં નથી. અને તે આના ઉત્સાહને કેમ શાન્ત કરી દેતાં નથી. આ પ્રમાણે ત્રૈલોકયાધિપતિ શ્રીરામચન્દ્રજી જાણે કોઇ મહા વિરહી અને અત્યંત કામી હોય. તેમ વિલાપ કરવા લાગ્યા. અને ચારે કોર શ્રી જાનકીજીનો તપાસ કરવા લાગ્યા. ૩–૪–૫–૦

दोहा०– मणि विहीन फणि दीन जिमि, मीन हीन जिमि बारि ॥
तिमि व्याकुल भये लषण तहँ, रघुवर दशा निहारि ॥ ५४ ॥

(ક્ષેપક) મણિ વગર જેમ સર્પ દીન થઇ જાય છે, તથા જળ વગર જેમ માછલીની દશા થાય છે, તેમ સીતાજીના વિયોગે શ્રીરામચન્દ્રજીની દશા નિહાળી લક્ષ્મણજી વ્યાકુળ થઇ ગયા. ૫૪ (ક્ષેપક સમાપ્ત.)

चौ०–धरि उर धीर बुझावहिं रामहिं, तजहिं न शोक अधिक सुखधामहिं ॥
पूरणकाम राम सुखराशी, मनुज चरितकर अज अविनाशी ॥
सरवर अमित नदी गिरि खोहा, बहु विधि राम लषण तहँ जोहा ॥
शोच हृदय कछु कहि नहिं आवा, टूट धनुष शर आगे पावा ॥
कहुँ कहुँ शोणित देखिये कैसे, श्रावण जल भा ढावर जैसे ॥
कहत राम लक्ष्मणहि बुझाई, काहू कीन्ह युद्ध इहि ठाई ॥
आगे परा गृध्रपति देखा, सुमिरत रामचरणकी रेखा ॥

લક્ષ્મણજી હૃદયમાં ધિરજ ધારણ કરીને શ્રીરામચન્દ્રજીને સમજાવવા લાગ્યા, છતાં પણ અધિક સુખના ધામરૂપ શ્રીરામચન્દ્રજી પોતાના હૃદયના

---

નરૂપ ઠરાવે છે. વરૂણપાશને કંઠ રેખાના ઉપમાનરૂપ ઠરાવે છે. કામદેવના ધનુષ્યને ભૃકુટીના ઉપમાનરૂપ ઠરાવે છે. હંસને તથા હાથીની ગતિને, ગતિના ઉપમાનરૂપ ઠરાવે છે. બીલાંને સ્તનોના ઉપમાનરૂપ ઠરાવે છે. અને સોનેરી કેળના થંભોને સાથળના ઉપમાન ઠરાવે છે. અધિક ગુણવાળાને ઉપમાન અને ન્યૂન ગુણવાળાંને ઉપમેય કહે છે.

તે ભારે શોકને ત્યજી શકયા નહિ. ( ક્ષેપક પૂર્ણ થયું. ) જો કે આનંદના સાગર શ્રીરઘુનાથજી પૂરણકામ છે, અજ છે, અવિનાશી છે, છતાં પણ કામી મનુષ્યોની દીનતા દર્શાવવા માટે આ પ્રમાણે મનુષ્યચરિત્ર કરવા લાગ્યા. ૧ ( ક્ષેપક શરૂ થયું ) શ્રીરઘુનાથજીએ તથા લક્ષ્મણજીએ અનેક સરોવરોમાં, નદીઓમાં અને પર્વતોની ગુફાઓમાં ઘણી ઘણી રીતે શોધ કર્યો છતાં પણ ક્યાંય સીતાજીનો પતો લાગ્યો જ નહિ. તેથી તે બન્ને ભાઈઓના હૃદયમાં જેનું વર્ણન પણ કરવું અશક્ય છે એવો ભારી શોક થયો. શોકથી વ્યાપ્ત થઈ ગયેલા બે ભાઈયો શોધ કરતા કરતા આગળ ચાલ્યા જાય છે, તો આગળ રસ્તામાં ત્રુટી પડેલાં ધનુષ્ બાણ તેઓની દ્રષ્ટીએ પડયાં. ૨ એ જોઇને શ્રીરઘુનાજીએ લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે–આ સ્થળે કોઇયે પણ યુદ્ધ કરેલું છે. (ક્ષેપક સમાપ્ત.) આગળ જતાં રસ્તામાં પડેલો જટાયૂ તેઓના જોવામાં આવ્યો કે જે શ્રીરામચન્દ્રજીનાં ચરણની રેખાનું સ્મરણ કરતો હતો. ૩

**दोहा०–करसरोज शिर परसेउ, कृपासिन्धु रघुबीर ॥**
**निरखि राम छबिधाममुख, बिगत भई सब पीर ॥ ५५ ॥**

કૃપાના સમુદ્રરૂપ શ્રીરઘુનાથજીએ પોતાનો કમળ સદૃશ હાથ જટાયૂના મસ્તક ઉપર રાખ્યો. શોભાના સ્થાનકરૂપ શ્રીરામચન્દ્રજીનું મુખ જોતાંની સાથે જ જટાયૂનું સઘળું દુઃખ મટી ગયું. ૫૫

सवैया–दीन मलीन अधीन है अंग विहंग पर्यो क्षिति खिन्न दुखारि ।
राघव दीनदयालु कृपालुको देख दुखि करुणा भइ भारी ॥
गीधको गोदमें राख कृपानिधि नैन सरोजनमें भरी वारी ।
बारहिंबार सुधारत पंख जटायूकी धूरि जटानसों झारी ॥ १ ॥

ગૃધ્રરાજ જટાયૂ દીન મલીન થઈ, અંગથી વિકલ એવો મહાદુઃખી પૃથિવીમાં પડયો હતો. દીનદયાળુ રઘુનાથજીને જટાયૂની આવી દશા જોઈ બહુજ દયા આવતાં, કૃપાના ભંડાર રૂપ એવા રામચન્દ્રજીએ જટાયૂને પોતાના ખોળામાં લઈ લીધા અને કમળ સદૃશ નેત્રામાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. અને વારંવાર જટાયૂની પાંખોને સુધારવા લાગ્યા તથા જટાયૂના શરીર ઉપર જે ધૂળ હતી તે ધૂળને પોતાની જટાથી સાફ કરવા લાગ્યા. ૧

गीधकों गोदमें राखि कृपालु निहारैं औ नयननते जल ढौरं ।
टूक हो जातहैं सीता विथाके जों याकी सनेह कथाकों बिचारैं ॥

छोड चले तुम हाय हमें हमभी अब आजहीं संग सिधारैं ।
यों कहि राम भरे जलनैन जटायूकी धूरि जटानसों झारें ॥ २ ।

કૃપાસાગર શ્રીરામચન્દ્રજી જટાયૂને ખોળામાં રાખીને જોવા લાગ્યા. અને નેત્રોમાંથી અશ્રુ પાડતા હતા. જે સમય જટાયૂના સ્નેહની વાતને વિચાર કરતાં તે સમય જાનકીજીના વિયોગનું દુઃખ કાંઈપણ લાગતું નહિ. શ્રીરામચન્દ્રજી બોલ્યા કે-હે જટાયૂ ! અમને અહિ મૂકીને તમે ક્યાં જાઓ છો ? અમે પણ આજ તમારી સાથેજ આવીશું. એમ કહેતાંની સાથે જ શ્રીરઘુનાથજીના નેત્રોમાં જળ ભરાઇ આવ્યું અને જટાયૂના શરીર ઉપર જે ધૂળ હતી, તે ધૂળને પ્રભુ પોતાની જટાથી સાફ કરવા લાગ્યા. ૨

**चौ०—तब कह गृध्र वचन धरि धीरा, सुनहु राम भंजनभवभीरा ॥**
**नाथ दशानन यह गति कीन्ही, तेहि खल जनकसुता हरि लीन्ही ॥**
**लै दक्षिण दिशि गयउ गोसाँई, बिलपति अति कुररीकी नाँई ॥**
**दरशलागि प्रभु राखेउ प्राना, चलन चहत अब कृपानिधाना ॥**
**राम कहा तनु राखहु ताता, मुख मुसुकाइ कही तेहँ बाता ॥**
**जाकर नाम मरंत मुख आवा, अधमउ मुक्त होइ श्रुति गावा ॥**
**सो मम लोचनगोचरआगे ,राखहु देह नाथ केहि लागै ॥**
**जल भरि नयन कहा रघुराई, तात कर्म्म निज ते गति पाई ॥**
**परहितवश जिनके मनमाहीं, तिन्हकहँ जग दुर्लभ कछु नाहीं ॥**
**तनु तजि तात जाहु ममधामा, देउँ कहा तुम पूरणकामा ॥**

આ સમયે જટાયૂએ ધિરજ ધરીને કહ્યું કે,-હે શ્રીરામચન્દ્રજી ! મારાં વચન શ્રવણ કરો. આપ સંસારના ભયથી છોડાવા વાળા છો. હે નાથ ! રાવણે મારી આવી દુર્દશા કરી દીધી છે. અને તેજ દુષ્ટ જાનકી હરિ લઇ ગયો છે. ૧ હે મહારાજ ! તે દુષ્ટ રાવણ, જાનકીજીને લઇ દક્ષિણ દિશાના તરફ ગયો છે. જાનકીજી ટીડોડીના સમાન વિલાપ કરતાં હતાં. મેં તો કેવળ આપનાં દર્શનાર્થેજ શરીરમાં પ્રાણ રાખ્યાં હતાં તે હવે નિ-કળી જવાની ઇચ્છા કરે છે. ૨ શ્રીરામચન્દ્રજીએ કહ્યું કે,-હે તાત ! હજી પણ તમારૂં શરીર રાખો. આવાં પ્રભુનાં વચન શ્રવણ કરી જટાયૂએ હસીને કહ્યું કે,-જેનું નામ મરણ સમય જો મુખથી લેવામાં આવે તો અધમની પણ મુક્તિ થઇ જાય છે. એમ વેદ કહે છે.* ૨ તો તે આપ મારા દેહ,

* ॐ मित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनु । यःप्रयातित्यजन्देहं सयाति परमांगातिम् स्मरन्॥

નેત્રો અને ઇન્દ્રિયોના સન્મુખ ઉપસ્થિત છો, તો હવે શામાટે દેહ રાખું ? આવાં જટાયૂનાં પ્રેમવચન શ્રવણ કરી, શ્રીરામચન્દ્રજીનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં અને તે બોલ્યા કે, હે તાત! તમે તમારાં કર્મથી જ શુભ ગતિને પ્રાપ્ત થયા છો. તેમાં મારો કશો પણ ઉપકાર નથી. ૪ જેઓના મનમાં પરોપકાર વાસ કરી રહેલો છે. તેને જગતમાં કાંઈ પણ દુર્લભ વસ્તુ નથી. હે તાત! તમે શરીર ત્યાગીને મારાધામમાં જાઓ. હું તમને શું આપું ? તમે તો પૂરણકામ છો. ૫

**दोहा०—सीता हरण तात जनि, कहहु पिता सन जाइ ॥**
**जो मैं राम तौ कुल सहित, कहहि दशानन आइ ॥ ५६ ॥**

હે તાત! તમે જઈને સીતાજીના હરણના સમાચાર મારા પિતાશ્રીને કહેશો નહિ; કારણ કે જો તે આ વાત સાંભળશે તો તેમને શોક થશે, અને જો રાવણ મરણ પામીને કહેશે તો તેમને હર્ષ થશે. જટાયૂએ જે રાવણને કહ્યું હતું કે,—રામચન્દ્રજીના રોષાગ્નિમાં તારૂં કુળ ભસ્મ થઇ જશે. તે જટાયૂનું વચન પૂર્ણ કરવા માટે શ્રીરઘુનાથજીએ પ્રતિજ્ઞા કરી કે—જો હું રામ છું તો રાવણ કુળ સહિત મરણ પામીને મારા પિતાજીને ખબર આપશે. ૫૬.

**चौ०—गृध देह तजि धरि हरि रूपा, भूषण बहू पटपीत अनूपा ॥**
**श्यामगात विशाल भुजचारी, अस्तुति करत नयन भरि वारी ॥**

જટાયૂએ દેહનો ત્યાગ કરીને હરિના જેવું રૂપ ધારણ કર્યું, ઘણાં આભૂષણો વાળો, અનુપમ પીળાં વસ્ત્રોવાળો શ્યામ સુંદર શરીરવાળો. અને ચાર વિશાળ ભુજાઓ વાળો તે જટાયૂ નેત્રોને અશ્રુઓથી ભરપૂર કરીને આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો કે— ૧

**छंद०—जयराम रूप अनुप निर्गुण सगुण गुण प्रेरक सही ॥**
**दशशीशबाहुप्रचंडखण्डन चापशरमण्डन मही ॥**
**पाथोदगात सरोजमुख राजीवआयतलोचनं ॥**
**नितनौमिराम कृपालु बाहु विशाल भवभयमोचनं ॥ २२ ॥**

હે રામચન્દ્રજી! આપનાં અનુપમ રૂપનો જય થાઓ. આ આપનું રૂપ કેવું છે કે,—નિર્ગુણ જે વ્યાપક બ્રહ્મ છે, અને સગુણ મત્સ્યાદિ

અવતાર અને ત્રણ ગુણ રજ, સત અને તમ અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ સર્વના આપ પ્રેરક છો. અને આપે પૃથિવીને ભૂષિત કરવા તથા દૂષણ રૂપી રાવણને મારવાને માટે જ ધનુષ્ બાણને ધારણ કરેલ છે. આપનું શરીર શ્યામઘનના સમાન છે. કમળ સદૃશ મોટાં મોટાં આપનાં નેત્ર છે. હે કૃપાળુ શ્રીરામચન્દ્રજી! સંસારના ભયથી મુક્ત કરનારા તમારા વિશાળ બાહુને હું પ્રણામ કરૂં છું. ૨૨

बलमप्रमेयमनादिमजमव्यक्तमेकमगोचरं ॥
गोविन्द गोपरद्वन्द्वहर विज्ञानघन धरणीधरं ॥
जे राममंत्र जपन्त सन्त अनन्त जनमनरंजनं ॥
नितनौमि राम अकाम प्रिय कामादि खलदलगंजनं ॥ २३ ॥

આપનું બળ અપ્રમેય છે. આપ અનાદિ છો, અજન્મા છો. અપ્રકાટ શક્તિ છો, અદ્વૈત અને ઇન્દ્રિયોની ગતિથી પર છો. ગોવિંદ–ઇન્દ્રિયોના ભોક્તા અને ઇન્દ્રિયોથી પર છો. દ્વંદ્વ–મોહને હરવાવાળા છો. વિજ્ઞાનને વરસાવનારા અને પૃથિવીને ધારણ કરવાવાળા છો. જે અનંત સંત રામમંત્રને જપ્યા કરે છે, તેના મનને આપ પ્રસન્ન કરવા વાળાછો. કામાદિ દુષ્ટોનાં દળોને મારવાવાળા અકામ હે પ્રિયરામ! હું આપને નિત્ય પ્રણામ કરૂં છું ૨૩

जेहि श्रुति निरंतर ब्रह्मव्यापक विरज अज कहि गावहीं ॥
करि ज्ञान ध्यान विराग योग अनेक मुनि जेहि पावहीं ॥
सो प्रकट करुणाकन्द शोभावृन्द अग जग मोहई ॥
ममहृदयपंकज भृंग अंग अनंग बहु छबि सोहई ॥ २४ ॥

જેને વેદ નિરંતર રોગ રહિત, જન્મ રહિત, બ્રહ્મ કહી કહીને વર્ણવે છે, અને જેનું અનેક મુનિ જ્ઞાન, ધ્યાન, વૈરાગ્ય અને યોગ દ્વારા ધ્યાન કરે છે તેજ કરૂણા રૂપી જળને વરસાવવાવાળા પ્રકટ થઇને પોતાની શોભાના સમૂહોથી જડ અને ચૈતન્યને મોહ કરવાવાળા, અંગ અંગમાં અનેક કામના જેવી કાંતિથી શોભી રહેલ આપ મારા હૃદય રૂપી કમળમાં ભ્રમરના સદૃશ રહો. ૨૪

जो अगम सुगम स्वभाव निर्मल असम सम शीतल सदा ॥
पश्यन्ति यं योगी यतन करि करत मन गो वश यदा ॥

सो राम रमानिवास संतत दासवश त्रिभुवनधनी ॥
मम उर बसहु सो शमनसंसृति जासु कीरतिपावनी ॥ २५ ॥

જે અગમ—દુર્ગમ અને સુગમ પ્રાપ્તિ યોગ્ય, સ્વભાવથી નિર્મળ,—વિષમ અને સમ તથા સદા જે શીતળ છે, જેને યોગી લોકો અને ઇન્દ્રિઓને વશ કરવાવાળા અનેક યત્નો કરીને હર્ષથી દેખે છે. એવા જાણવામાં અગમ છતાં પણ કૃપા કરીને ભક્તોને જાણવા માટે હે શ્રીરામચન્દ્રજી! આપ સુગમ થઇ જાઓ છો. કર્મફળ દેવામાં વિષમ, ભક્તો પર દયા કરવામાં સમ છો. હે શ્રીરામચન્દ્રજી! તેજ રમા અર્થાત્ લક્ષ્મીના નિવાસ, ત્રૈલોક્યના ધણી જે આપ, આપના દાસને નિરંતર વશ્ય રહોછો, અને આપની કીર્ત્તિ જરા—મરણનો નાશ કરવાવાળી છે. તેવા આપ મારા હૃદયમાં વસો. ૨૫

दोहा०—अविरल भक्ति मांगिवर, गृध्र गयउ हरिधाम ॥
तेहिकी क्रिया यथोचित, निजकर कीन्ही राम ॥ ५७ ॥

આ પ્રમાણે જટાયૂ સ્તુતિ કરી, અવિરલ ભગવદ્ ભક્તિનું શ્રીરામન્દ્રજીથી વરદાન માગીને ભગવદ્ધામમાં ગયો. અને જેમ ભગવદ્ભક્ત અર્ચિરાદિ માર્ગે જાય છે, અને તેના શરીરની ક્રિયા યથોચિત્ એટલે કે સદા ભાગવતોની કરવી જોઇએ તેમ અર્થાત્ બ્રહ્મમેધ ક્રિયા જેવી મહાભાગવત વિદુરજીની મહારાજા યુધિષ્ઠિરે કરી છે. તેવીજ તે ગૃધરાજ જટાયૂના શરીરની ક્રિયાઓ તે પોતાને હાથે શ્રીરામચન્દ્રએ કરી. ૫૭

चौ०—कोमल चित अति दीनदयाला, कारणबिनु रघुनाथ कृपाला ॥
गृध्र अधमखग आमिषभोगी, गति तेहि दीन्ह जो याचत योगी ॥
सुनहु उमा ते लोग अभागी, हरि तजि होहिं विषय अनुरागी ॥
पुनि सीतहि खोजत दोउ भाई, चले बिलोकत वन बहुताई ॥
संकुल लता विटप घनकानन, बहु खग मृग तहँ गज पंचानन ॥
आवत पन्थ कबन्ध निपाता, तेहँ सब कही शापकी बाता ॥
दुर्वासा मोहिं दीन्हो शापा, प्रभु पद देखि मिटा सो पापा ॥
सुनु गन्धर्व कहौं मैं तोही, मोहिं न सुहाइ ब्रह्मकुलद्रोही ॥

કોમળ ચિત્ત યુક્ત દિનદયાળુ રઘુનાથજી વિના પ્રયોજને પણ કૃપા

કરવા વાળા છે. જટાયૂ કે જે નીચ પક્ષી, માંસાદિકને ખાવાવાળો તેને પણ રઘુનાથજીએ, જે ગતિની યોગી લોકો ઇચ્છા કરે છે તે ઉત્તમ ગતિ આપી. ૧ શ્રીસદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! શ્રવણ કરો. જે આવા સર્વસ્વ દાતા મારા સ્વામી હરિભગવાન્‌ને છોડીને વિષયાસક્ત થાય છે, તે લોકો મંદ ભાગ્યવાળા છે. આ પ્રકારે જટાયૂની ક્રિયા કરીને પછી ત્યાંથી સીતાજીની શોધ કરતા બંને ભાઇઓ વનની સઘનતા જોતા જોતા દક્ષિણ દિશા તરફ ચાલ્યા * ૨ આ વનો લતાઓથી શંકુલ, ઘાટા વૃક્ષો વાળાં, પશુ પક્ષીઓવાળાં અને હાથીઓથી તથા સિંહોથી પણ યુક્ત હતાં. એ બન્ને ભાઇઓએ માર્ગમાં ચાલતાં એક કબંધને માર્યો.[1] એ કબંધે ગંધર્વનો દિવ્ય દેહ પામી પોતાના શાપની સઘળી વાર્ત્તા કહી સંભળાવીને કહ્યું કે–૩ મને મહર્ષિ દુર્વાસાએ શાપ આપ્યો હતો. તે શાપ રૂપી પાપ આપનાં ચરણોનું દર્શન કરવાથી ટળી ગયું. શ્રીરામચન્દ્રજીએ કહ્યું કે,–હે ગંધર્વ ! હું તને કહુંછું તે શ્રવણ કરય. મને બ્રાહ્મણકુળનો દ્રોહ કરનારા લોકો ગમતાજ નથી. ૪

दोहा०–मन क्रम बचन कपट तजी, जो कर भूसुर सेव ॥
मोहिं समेत बिरंचि शिव, बश ताके सब देव ॥ ५८ ॥

જે મનુષ્ય કપટનો ત્યાગ કરી, મનથી, ક્રિયાથી તથા વચનથી બ્રાહ્મણોની સેવા કરે છે, તેવા મનુષ્યને મારા સહિત બ્રહ્મા, સદાશિવજી અને બીજા પણ સર્વ દેવતાઓ વશ્ય થઈ જાય છે. ૫૮

चौ०–शापत ताडत परुष कहंता, बिप्र पूज्य अस गावहिं संता ॥
पूजिय बिप्र शील गुण हीना, नहिंन शूद्र गुण ज्ञान प्रबीना ॥

---

* આ વનમાં મહા ભયંકર એક અજામુખી નામની રાક્ષસી મળી તે લક્ષ્મણજીને કહેવા લાગી કે ચાલો હું અને તમે વિહાર કરીએ. આમ કહી તેણે લક્ષ્મણજીનો હાથ પકડતાં લક્ષ્મણજીએ તેનાં નાક કાન કાપી નાખ્યાં એટલે તે તરત ત્યાંથી ચાલી ગઇ.

( વાલ્મીકી રામાયણ આરણ્ય કાંડ. )

1 એ કબંધ પૂર્વ જન્મમાં ગંધર્વ હતો. એક સમય તેના ગાયનથી દુર્વાસા મુનિ રાજી થયા નહિ. એટલે તે ગંધર્વ દુર્વાસા ઋષિના ઉપર હસ્યો એટલે તો દુર્વાસા મુનિએ શાપ આપ્યો કે તું રાક્ષસ થઇ જા. એટલે તે રાક્ષસ થઇને ઉપદ્રવ કરવા લાગ્યો એટલે ઇન્દ્રે તેને એવું તો વજ્ર માર્યું કે,–તેનું માથું તેના પેટમાં પેસી ગયું; પણ મુનિના શાપથી તે મરણ પામ્યો નહિ. તે દિવસથી તેનું કબંધ નામ પડ્યું ત્યારે તેણે ભોજન માટે વિનતિ કરી ત્યારે ઇન્દ્રના કહેવાથી તેની ભુજાઓ યોજનની થઇ ગઈ તેથી જે કાંઈ તેની ભુજાઓના વચમાં આવતું તેને ખેંચીને તે ખાઇ જતો હતો. ઋષિને વિનતિ કરવાથી તેણે કહ્યું હતું કે, તારો ઉદ્ધાર શ્રીરઘુનાથજી કરશે. તેથી શ્રીરઘુનાથજીને ભુજાઓના વચમાં નાખીને ખેંચવા લાગ્યો એટલે તેમણે તેની ભુજા કાપી નાખીને મારી નાંખ્યો.

दुहौ धेनु दुही सुतु भाई, साधु रासभी दुही न जाई ॥
कहि निजधर्म ताहि समुझावा, निजपद प्रीति देखि मनभावा ॥
रघुपति चरणकमल शिरनाई, गयउ गगन आपनि गति पाई ॥
ताहि देइ गति राम उदारा, शबरीके आश्रम पगुधारा ॥
शबरी दीख राम गृह आये, मुनिके वचन समुझि जिय भाये ॥
सरसिजलोचन बाहु विशाला, जटामुकुटशिर उरबनमाला ॥
श्याम गौर सुन्दर दोउ भाई, शबरी परी चरणन्ह लपटाई ॥
प्रेम मगन मुख वचन न आवा, पुनि पुनि पदसरोज शिर नावा ॥
सादर जल लै चरण पखारे, पुनि सुन्दर आसन बैठारे ॥

બ્રાહ્મણો શાપ દેતા હોય, મારતા હોય, અને કઠોર વચનો કહેતા હોય તો પણ તેઓનું પૂજન + કરવું જ યોગ્ય છે. એમ સત્પુરૂષો કહે છે. બ્રાહ્મણ શીલથી અને ગુણોથી રહિત હોય તો પણ તે પૂજ્ય અને શુદ્ર ગુણવાન્ જ્ઞાની તથા પ્રવીણ હોય તો પણ તે પૂજ્ય નથીજ. ૧ શ્રીરામચન્દ્રજીએ આ પ્રમાણે પોતાનો ધર્મ કહીને તે કબંધને સમજાવ્યો.[1] અને તેની પોતાના ચરણોમાં પ્રીતિ જોઇને તેના ઉપર પ્રસન્ન થયા. અને તે કબંધ શ્રી રઘુનાથજીના ચરણોમાં મસ્તક નમાવી ગંધર્વ શરીર પામીને આકાશ માર્ગે ચાલ્યો ગયો. ૨ આ પ્રકારે પરમ[2] ઉદાર શ્રીરામચન્દ્રજી તે કબંધને ગતિ આપી, મતંગઋષિની શિષ્યા શવરીના આશ્રમમાં પધારયા. શવરીએ જ્યારે શ્રીરામચન્દ્રજીને પોતાના આશ્રમમાં પધારેલા જોયા. એટલે તે પોતાના ગુરૂદેવ મતંગઋષિનાં વચનને અતિહિતકારી માનવા લાગી.[3] ૩ કમળો જેવાં નેત્રાવાળા, વિશાળ બાહુઓવાળા, મસ્તકોમાં જટાઓરૂપી મુકુટોવાળા, વક્ષસ્થળોમાં વનમાળાઓથી શોભી રહેલા. અને જેઓમાં એકનું શરીર શ્યામ સુંદર અને બીજાનું શરીર ગૌર સુંદર હતું. એવા એ બે ભાઇયોને નિરખીને શવરી તેઓના ચરણોમાં પડી. ૫ પ્રેમમાં એવી તો મગન થઈ

+ નારદજીએ શાપ આપ્યો હતો, ભૃગુએ લાત મારી હતી, અને પરશુરામજીએ કઠોર વચનો કહ્યાં હતાં, તો પણ પ્રભુએ તેઓની પૂજા કરી હતી.

૧ विप्र प्रसादाद्धरणी धरोऽहं विप्र प्रसादात् कमलावरोहं । તેમજ ये यथामां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहं આથીજ હું બ્રહ્મણ્યદેવ કહેવાણો છું.

૨ શ્રીરામચન્દ્રજી હમણાં સુધી તો જે દૈવયોગથી મળતા તેનો ઉદ્ધાર કરતા હતા અને હવે તો ઘેર જઇ જઇને ઉદ્ધાર કરવા લાગ્યા તેથી ઉદાર વિશેષણ આપેલું છે.

૩ આ ભીલડી મતંગ રૂષિની સેવા કરતી હતી. જ્યારે રૂષિ પરમધામમાં જવા લાગ્યા. ત્યારે તે પણ સાથે જવા તૈયાર થઇ, મતંગઋષિએ કહ્યું કે,-તું અહિં રહે. તને શ્રીરઘુનાથજીનાં દર્શન થશે. તેથી તે આશ્રમમાં રહેતી હતી. દશ હજાર વર્ષ પછી ત્યાં રઘુનાથજી પધારયા.

ગઈ કે, મુખથી કાંઈ પણ વચન બોલી શકીજ નહિ; અને વારંવાર તેઓ-ના ચરણકમળોમાં મસ્તક નમાવવા લાગી. આદર પૂર્વક જળ લઈને ચરણ ધોયાં અને પછી સુંન્દર આસનના ઉપર બેસાડયા. *

**दोहा०—कन्द मूल फल सरस अति, दिये रामकहँ आनि ॥**
**प्रेम सहित प्रभु खायउ, बारहिं बार बखानि ॥ ५९ ॥**

તેણે અત્યંત મીઠાં મીઠાં કંદ, મૂળ અને ફળો કે જે પોતે શ્રીરામ-ચન્દ્રજીને માટે જ ખાસ લાવી મૂકયાં હતાં, તે લાવીને શ્રીરામચન્દ્રજીને આપતાં શ્રીરામચન્દ્રજીએ વારંવાર તે ફળો વિગેરેની પ્રશંસા કરીકરીને પ્રેમપૂર્વક ખાધાં. ૫૯

**चौं०—पाणि जोरि आगे भइ ठाढी, प्रभुहि विलोकि प्रीति अति बाढी ॥**
**केहि विधि अस्तुति करहुँ तुम्हारी, अधम जाति मैं जडमति भारी ॥**
**अधमते अधम अधम अति नारी, तिनमहँ मैं मतिमन्द गँवारी ॥**
**कह रघुपति सुनु भामिनी बाता, मानौं एक भक्तिकर नाता ॥**
**जाति पांति कुल धर्म बडाई, धन बल परिजन गुण चतुराई ॥**
**भक्ति हीन नर सोहै कैसे, बिनु जल बारिद देखिय जैसे ॥**
**नवधा भक्ति कहौं तोहिं पाहीं, सावधान सुनु धरु मनमाहीं ॥**
**प्रथम भक्ति सन्तनकर संगा, दूसरि रत मम कथा प्रसंगा ॥**

પ્રભુનાં દર્શનથી પ્રેમ અત્યંત વૃદ્ધિ પામતાં તે ભીલડી પ્રભુ આગળ હાથ જોડીને ઉભી રહી. અને કહેવા લાગી કે હું કે જે નીચ જાતિવાળી. અને જડ બુદ્ધિવાળી છું તે હું આપની સ્તુતિ કયા પ્રકારે કરૂં. ૧ જેઓ અધ-મથી પણ અધમ હોય છે. તેનાથી પણ અધમ સ્ત્રી હોય છે. તો હું તે સ્ત્રીયોમાં પણ મતિમંદ છું. આવાં તે ભીલડીનાં વચન શ્રવણ કરી શ્રીરઘુ-નાથજી બોલ્યા કે,—હે શુભે ! મારી વાત શ્રવણ કરય. હું તો એક ભક્તિના નાતાને જ માનુંછું. ૨ જે + માણસો, જાત, પંક્તિ, કુળ, ધર્મ, મોટાઈ,

* भक्तिहीन बिरंची किनि होई । सब जीवन सम प्रिय मोहिं सोई । भक्तिवान अतिनीचहु प्राणी । मोहिं प्राणप्रिय आसि ममवाणी ॥

| श्लोक |

न मे प्रियश्चतुर्वेदी मद्भक्तः श्वपचः प्रियः। तस्मै देयंततोग्राह्यं सचपूज्यो यथाह्यहं ॥
न शूद्राभगवद् भक्ता विप्रा भागवता स्मृता । सर्वे वर्णेषु ते शूद्रा येह्य भक्ता जनार्दने ॥
श्वपचोऽपि महिपाल विष्णुभक्तो द्विजाधिकः। विष्णुभक्ति विहीनस्तु द्विजोपिश्वपचाधमः॥

ભાગવતમાં પણ લેખ છે કે—

+ द्विजाद्विषड् गुणयुता दरविन्दनाभ पादारविन्द विमुखा श्वपचं वारिष्टम् ॥

ધન, બળ, પરિજન, ગુણો અને ચાતુરાઈથી સંયુક્ત હોય. પણ જો તે ભક્તિ રહિત હોય તો તે જળ વગરના વાદળ–મેઘ[1] જેવા ગણાય છે. હું તને નવ પ્રકારની ભક્તિ કહું છું. તે સાવધાનપણાથી શ્રવણ કરી મનમાં ધારણ કરય. સંતોની સંગત કરવી એ પ્રથમ ભક્તિ છે. મારી કથા પ્રીતિપૂર્વક શ્રવણ કરવી. એ બીજી ભક્તિ છે. ૪

दोहा०—गुरुपदपंकज सेवा, तीसरि भक्ति अमान ॥
चौथि भक्ति मम गुणगण, करै कपट तजि गान ॥ ६० ॥

અભિમાન ત્યાગીને ગુરૂનાં ચરણ કમળની સેવા કરવી, એ ત્રીજી ભક્તિ છે ! મને કપટનો પડી ત્યાગ કરી મારા ગુણાનુવાદ ગાવા એ ચોથી ભક્તિ છે. ૧૦.

चौ०—मंत्र जाप मम दृढ विश्वासा, पंचम भजन सो वेद प्रकाशा ॥
षट दम शील विरत बहु कर्मा, निरत निरंतर सज्जन धर्मा ॥
सतई सब मोहिंमय जग देखै, मोते सन्त अधिक करि लेखै ॥
अठई यथा लाभ सन्तोषा, स्वप्नेहुँ नहिं देखै परदोषा ॥
नवम सरल सबसों छलहीना, मम भरोस हिय हर्ष न दीना ॥
नवमहँ एको जिन्हके होई, नारि पुरुष सचराचर कोई ॥
सोइ अतिशय प्रिय भामिनि मोरे, सकल प्रकार भक्ति दृढतोरे ॥
योगी वृन्द दुर्लभ गति जोई, तोकहँ आजु सुलभ भइ सोई ॥
मम दर्शन फल परम अनूपा, जीव पाव निज सहज स्वरूपा ॥

દૃઢવિશ્વાસ પૂર્વક મારા મંત્રોનો જપ કરવો, એ વેદ સિદ્ધ પાંચમી ભક્તિ છે. ઇન્દ્રિયોનો પરાજય કરી, વૈરાગ અને સત્કર્મમાં પ્રીતિ કરવી એ છઠ્ઠી ભક્તિ છે. ૧ સકળ જગતને રામમય જોવું અને સંતમહાત્માઓને મારા કરતાં પણ વિશેષ જાણવા એ સાતમી ભક્તિ છે. જે કાંઇ પ્રાપ્ત થયું તેટલામાંજ સંતોષ કરવો, અને સ્વપ્ને પણ પારકા દોષો તરફ દૃષ્ટિ કરવીજ નહિ એ આઠમી ભક્તિ છે. ૨ સરળતાથી છળ રહિત આચરણ કરવાં મારોજ ભરોસો રાખવો, અને હર્ષશોક રહિત રહેવું, એ નવમી ભક્તિ છે. આ સચરાચર જગતમાં જે કોઇ સ્ત્રીને વા પુરૂષને આ નવ પ્રકારો પૈકી એક પણ પ્રકાર પ્રાપ્ત થયો હોય તો તે સ્ત્રી વા પુરૂષ મને અત્યંત પ્રિય છે.

1 विद्या विनय सम्पन्ना विशालकुल सम्भवा। अवैष्णावा न शोभंते निर्गन्धा किंशुका इव ॥२॥

૩ હે ભામિનિ ! તે મને અત્યંત પ્રિય છે તો તારામાં તો ભક્તિના નવે પ્રકાર દૃઢ રહેલા છે. તેથી જે ગતિ યોગિયોને પણ દુર્લભ છે તે ગતિ આજે તને સુલભ છે. ૪ કેમકે મારાં દર્શનનું અનૂપમ ફળ એવું છે કે તેથી જીવ પોતાનું સ્વાભાવિક અપ્રાકૃત શ્યામસુન્દર ચતુર્ભુજ દિવ્યરૂપને પામે છે.

दोहा०—सब प्रकार तव भागवड़, मम चरणन्हं अनुराग ॥
तव महिमा जेहि उर बसिहि, तासु परम बड़भाग ॥ ६१ ॥

તેં મારા ચરણોમાં પ્રીતિ કરેલ છે તેથી તારાં તો અહોભાગ્ય છે. તારો મહિમા જેના હૃદયમાં વાસ કરશે તેનાં પણ અહોભાગ્ય છે. ૬૧. (ક્ષેપક સમાપ્ત.)

चौ०—सुनि शुभ बचन हर्ष कहँ पाई, पुनि बोले प्रभु गिरा सुहाई ॥
जनकसुताके सुधि कहिं भामिनि, जानहु तो कहु करिवर गामिनि ॥
सुनिये देव चराचर स्वामी, रावण बंसी महा अति कामी ॥
एक समय सजि पुष्पकयाना, बैठाकियो लंकेश पयाना ॥
विपिनमध्य देखी इकबाला, तासे कहे यचन दशभाला ॥
क्यों इकली विचरहु बिच कानन, बोली सो तिय सुनहु दशानन ॥
कुशद्रज नाम ब्रह्मऋषि ख्याता, सो मम पिता वेदवर ज्ञाता ॥
वेद पठत मुखतें प्रगटानी, वेदवती इमिनाम बखानी ॥
सो मम तात सत्य प्रणधारा, विष्णु संग मुहि व्याह बिचारा ॥
यह सुनी शुंभ दैत्यपति कोप्यो, खलमलीन सबधर्महि लोप्यो ॥
सोवत हानि सो गयो पराई, सति हुइ मम मात सुहाई ॥
तबसें मैं नित हरि आराधों, पितु पण सत्य हेत तप साधों ॥
रावण कह्यो होहु ममनारी, करि करहु कठीन तप भारी ॥
हौं लंकेश सकल जगन्नाथा, असकहि धर्यो तियाकर हाथा ॥
असिसम भयो नारि कराहि छिन, बोली महाक्रोध कर तव मन ॥
करौं शाप दे जो तोहि छारा, तो न शार ममतप फल सारा ॥

શ્રી રામચન્દ્રજીનાં શુભવચનો શ્રવણ કરીને ભીલડી ઘણીજ રાજી થઇ, પછીથી રામચન્દ્રજીએ મધુરવાણીથી તેને પુછયું કે, ઉત્તમ હાથીના સમાન ચાલવાળી ભામિનિ ! સીતાજીની કાંઇ પણ ખબર તારા જાણવામાં છે ? ૧ (ક્ષેપક) ભીલડી બોલી કે—હે ચરાચરના સ્વામી દેવ ! આપ શ્રવણ કરો.

રાવણ મહાબળવાન્ અને કામી છે. તે એક સમય પુષ્પકવિમાનમાં બેસીને જગત્ જીતવાને માટે નિકળ્યો હતો. ૧ રાવણે વનમાં એક કન્યાને નિરખીને કહ્યું કે–તું વનમાં એકલી શા માટે ફરે છે? ત્યારે તે કન્યા બોલી કે, હે રાવણ! તું મારા વચન શ્રવણ કરય. ૨ મારા પિતા કુશદ્ધજ નામના બ્રહ્મર્ષિ વેદવાદી હતા. તેનાં તપ અને વેદ પાઠથી મારો જન્મ તેમના મુખમાંથી થયેલો હોવાથી મારૂં નામ વેદવતી છે. ૩ મારા પિતાએ વિષ્ણુ ભગવાન્ સાથે મને પરણાવવા માટે પ્રતિજ્ઞા કરેલી છે. મારા પિતાની પ્રતિજ્ઞા શ્રવણ કરીને શુંભ દૈત્યને મહાક્રોધ ચડતાં તે દુષ્ટમલીન બુદ્ધિયે સર્વ ધર્મને નષ્ટ કરી નાખ્યો. ૪ તેણે અર્દ્ધરાત્રે નિદ્રાવશ થયેલા મારા પિતાને મારી નાંખ્યા. એટલે મારી માતા તે સાથે સતી થઇ ગઇ. તે દિવસથી હું નિરંતર હરિનું આરાધન કરતી મારા પિતાની પ્રતિજ્ઞા સત્ય કરવાને માટે તપ કરયા કરૂંછું. આવાં વેદવતીનાં વચન શ્રવણ કરી રાવણે કહ્યું કે–તું વૃથા શા માટે તપ કરી દુઃખ વહન કરે છે. મારી સ્ત્રી થઇ જા, હું રાવણ ત્રૈલોકયનો પતિછું. એમ કહીને રાવણે વેદવતીનો હાથ પકડયો. ૬ તે સમય વેદવતીનો હાથ તલવારના સમાન થઈ ગયો, અને તે મહાક્રોધ કરીને રાવણને કહેવા લાગી કે–જો હું તને શાપ આપી નષ્ટ કરૂં તો મારી સઘળી તપશ્ચર્યા નષ્ટ થઇ જાય તેમ છે જેથી આ સમય શાપ આપતી નથી પણ. ૭

दोहा–ताते हौं पुनिजन्म ले, करौं वेग तव नाश ॥
यौं कहि वेदवति तबै, कियो अग्निमें वास ॥ ६२ ॥
तासु अंश सियमें मिलो, सो पहुँची वनआय ॥
रावण अपने निधन हित, सो ले गयो चुराय ॥ ६३ ॥

હવે બીજો જન્મધારણ કરી તારો ત્વરાથી નાશ કરીશ. આ પ્રમાણે રાવણને કહીને વેદવતીએ તુરત અગ્નિમાં વાસ કરયો. ૬૨ તેનો અંશજાનકીજીમાં મળેલો છે. તેથી તે વનમાં આવેલ છે. અને તેને રાવણ પોતાના વધને માટેજ ચોરીને લઇ ગયો છે. ૬૩

चौ०–ताते मनमें शोच न कीजे, जनक सुताही खोजन मन दीजे ॥
यहमें सुनी गुरु मुख बानी, सो तुमसें रघुराज बखानी ॥
पम्पासरहिं जाहु रघुराई, मुनिवर विपुल रहे जहँ छाई ॥
ऋषिमतंग महिमा गुणभारी, जीव चराचर रहत सुखारी ॥
वैर न कर काहूसन कोई, जासन बैर प्रीति करु सोई ॥

शिखर सुहावन कानन फूले, खग मृग जीव जंतु अनुकूले ॥
करहु सफल श्रम सबकर जाई, तहाँ होइ सुग्रीव मिताई ॥
सो सब कहिहि देव रघुवीरा, जानतहूँ पुंछत मतिधीरा ॥
बार बार प्रभुपद शिर नाई, प्रेम सहित सब कथा सुनाई ॥

એ માટે તે સંબંધમાં જરાપણ શોક કરશો નહિ. અને જાનકીજીના શોધનું માટે વનની ખોજના કરો. આ સર્વ હકીકત મેં મારા ગુરૂ મતંગ ઋષિના મુખથી સાંભળી છે. તે સર્વ મેં આજ તમારી પાસે કહી સંભળાવી છે. ૧ (ક્ષેપક સમાપ્ત.) હે રઘુનાથજી! આપ હવે અહિંથી પંપાસરમાં જાઓ ત્યા મુનિલોકોના ઘણા આશ્રમ છે. અને ત્યાં મતંગઋષિના ગુણોના પ્રભાવથી સકળ ચરાચરજીવ સુખી રહે છે. ૨ કોઈ જીવ કોઈથી વૈર કરતોજ નથી, જેનું જેની સાથે સ્વાભાવિક્ વૈર છે તે પણ ત્યાં પરસ્પર પ્રીતિ કરે છે. ત્યાં ઋષ્યમૂક પર્વતનાં સુન્દર સોહામણાં શિખરો છે. સુન્દર વનપ્રફુલ્લિત થઈ રહ્યાં છે. અને તેમાં જાત જાતનાં પક્ષીઓ અને મૃગો વિહાર કરી રહ્યાં છે. ૩ ત્યાં નિવાસ કરતા મુનિવરોના શ્રમને સફળ કરો. ત્યાં સુગ્રીવ નામના વાનરાઓના રાજા સાથે આપને મિત્રતા થશે. તે સુગ્રીવ આપને સીતાજીના સંબંધનું સર્વ વૃત્તાંત કહેશે. આપ તો સર્વ જાણોછો. મને પૂછોછો માટે આપ મતિધીરછો. ૪ પ્રભુના ચરણોમાં વારંવાર પ્રણામ કરી, સુગ્રીવ સાથે મિત્રતા રાવણ મરણ અને અયોધ્યામાં રાજ્યાભિષેક્ થશે, એ સર્વ ભવિષ્યની વાર્ત્તા મતંગઋષિના મુખથી શ્રવણ કરી હતી, તે સઘળી સંભળાવી.

छंद—कहिकथा सकल विलोकि हरिमुख हृदय पदपंकज धरे ॥
तजि योग पावकदेह हरिपद लीन भइ जहँ नहिंफिरे ॥
नर विविध कर्म अधर्म बहु मत शोक प्रद सब त्यागहू ॥
विश्वास करि कह दास तुलसी रामपद अनुरागहू ॥ २६ ॥

શવરી સકળ વૃત્તાંત કહી પ્રભુનું શ્રીમુખ જોઇ, ચરણકમળને હૃદયમાં ધારણ કરી યોગાગ્નિથી પંચભૌતિક શરીરનો ત્યાગ કરીને પુનરાવર્ત્તિ વર્જીત ભગવત્ પદમાં લીન થઇ ગઇ. અર્થાત્ કે જ્યાંથી પુનઃ જન્મ થતો નથી. માટે હે મનુષ્યો! અસારરૂપ અધર્મ અને સારરૂપ* કર્મોપાસન,

* મહાભારતમાં લેખ છે કે—त्यजेत् धर्ममधर्मंच त्यज सत्यानृतेउभौ । सत्यानृते उभौत्यक्त्वा येनत्यजसि तत्त्यज ॥ १ ॥ અર્થાત્ ધર્મનો અધર્મનો સત્યનો અને અસત્યનો ત્યાગ કરય. ધર્મ, અધર્મ અને સત્યાસત્યનો જે જ્ઞાનથી ત્યાગ કર તે જ્ઞાનનો પણ ત્યાગ કર. असारमल्प सारं वा सारं सारतरंत्यजेत्। भजेत् सारतमं शास्त्र रत्नाकर मिवामृत ॥ २ ॥ શાસ્ત્રમાં અને વેદમાં કહેલાં

જ્ઞાન, યોગ, વૈરાગ્ય અને સમસ્ત ધર્મ કે જે ઉપર તમને અતિશય મમતા છે? તે શોકને આપનાર છે માટે એ સર્વનો ભરોસો આ કલિકાળ-માં ત્યાગીને વિશ્વાસ પૂર્વક ગોસ્વામી શ્રીતુલસીદાસજી કહે છે કે, કેવળ શ્રીરામચન્દ્રજીનાં ચરણાર્વિંદોનો આશ્રય રાખો. ૨૬

दोहा—जाति हीन अघजन्म मय, मुक्तकीन्ह असनारि ॥
महामन्द मन सुख चहसि, ऐसे प्रभुहि बिसारि ॥ ६४ ॥

સકળ પાપોની જન્મભૂમીરૂપ એવી મહાનીચ જાતીવાળી શવરી તેને પણ જેણે મુક્તિ આપી, તો હે મહા મન્દમન ? તું એવા કૃપાળુ સ્વામીને વિસારીને સુખની ઇચ્છા રાખે છે. ( એ વ્યર્થ છે અર્થાત્ પ્રભુનું સ્મરણ કરવાથીજ મુક્તિ છે. ) ૬૪

चौ०—चले राम त्यागेउ बन सोऊ, अतुलित बल नरकेहरि दोऊ ॥
बिरही इव प्रभु करत बिषादा, कहत कथा अनेक सम्बादा ॥
लक्ष्मण देखहु कानन शोभा, देखत केहिकर मन नहिं क्षोभा ॥
नारिसहित सब खग मृग वृन्दा, मानहुँ मोरिं करतहहिं निन्दा ॥
हमहिं देखि मृग निकर पराहीं, मृगी कहहिं तुम कहँ भय नाहीं ॥
तुम आनन्द करहु मृग जाये, कंचनमृग खोजन ये आये ॥

---

જે યજ્ઞાદિ કર્મ તે અસાર અને સ્વર્ગાદિક માંટે જે કર્મ કરવામાં આવે તે અલ્પ સાર, જ્ઞાનયોગ તે સાર, ભક્તિયોગ તે સારતર શ્રેયાભિલાષિ એ સર્વનો ત્યાગ કર. અને સતતમ ભગવચ્ચરણનું ભજન કર. **सर्व गुह्यतमं भूयः श्रृणु मे परमंवचः। इष्टोऽसि मे दृढ मति स्ततो वक्ष्यामि ते हितं ॥ ३ ॥** હે અર્જુન! મેં તને ગુહ્ય જ્ઞાનયોગ કહેલ છે અને ગુહ્યતર ભક્તિયોગ પણ કહ્યો. હવે તું ગુહ્યતમ મારાં વચન શ્રવણ કરય. તું મને અતિ ઇષ્ટ અને દૃઢ બુદ્ધિ છો. તેથી તારાથી તારૂં પરમહિત કહું છું. ૩ **सर्वं धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामिमाशुच ॥ ४ ॥** અર્થાત હે અર્જુન ! ઉપર કહેવામાં આવેલા જે ધર્મ એ સર્વનો ત્યાગ કરીને કેવળ મનેજ શરણ થઇ જા હું તને સર્વ પાપોથી મુક્ત કરી દઇશ. તું કોઇ પણ વાતનો શોચ ન કરય. આવાં પ્રબળ પ્રમાણોથી તુળસીદાસજી કહે છે કે કરવામાં આવેલા સર્વ ધર્માધર્મ શોક દાયકજ છે. એનો ત્યાગ કરીને સર્વોત્તમ ભગવચ્ચરણારવિન્દોનુંજ શરણ ગ્રહણ કરો. સંસાર સાગરથી પાર થવા માટે તો ભગવચ્ચરણારવિન્દ-વહાણ રૂપજ છે. **ध्येयं सदापरिभवघ्न मभीष्टदोहं तीर्थास्पदं शिवविरंची नुतंशरण्यम् भृत्यार्तिहं पणतपाल भवाब्धि पोतं वन्देमहापुरुष ते चरणारविंद ॥ ५** મહાપુરૂષ પુરૂષોત્તમ શ્રી મન્નારાયણ જગજન્માદિ કારણ છે માટે તેનાં ચરણારવિંદ જગધ્યેય છે અને તે અકલ્યાણનો નાશ કર્તા છે અને વાંછિત ફળોને આપનાર છે, પરમપાવન તિર્થ છે. શિવ અને બ્રહ્મા--આદિ પણ જેને નમસ્કાર કરે છે. સર્વલોક શરણ્ય છે એવા હે મહાપુરૂષ! જગજન્માદિ કારણસ્વામી! આપના ચરણારવિંદોને મારૂં સદા અભિવન્દન છે. ૫

संग लाइ करिणी करि लेहीं, मानहुँ मोहिं सिखावन देहीं ॥
शास्त्र सुचिन्तित पुनि पुनि देखिय, भूप सुसेवित वश नहिं लेखिय ॥
राखिय नारि यदपि उर मांहीं, युवती शास्त्र नृपति वश नाहीं ॥
देखहु तात वसन्त सुहावा, प्रियाहीन मोहिं भय उपजावा ॥

શ્રી રઘુનાથજી ત્યાંથી પણ આગળ ચાલ્યા ને વનનો પરિત્યાગ કરયો. બન્ને ભાઇ મહાબળવાન્ પુરૂષોમાં સિંહરૂપ છે. પ્રભુ વિરહીપુરૂષોના સમાન વિષાદ કરતા અને અનેક કથાનો સંવાદ કહેતા કહેતા ચાલ્યા જતા હતા. ૧ હે લક્ષ્મણ ! વનની શોભાને નિહાળ. એ નિરખીને કોનું મન ક્ષોભ ન પામે. આ સર્વ પક્ષીઓ અને મૃગો નારી સમૂહસહ ફરીને જાણે મારી નિંદા કરતાં હોય એમ જણાય છે. કે તમે સ્રીને સાથે લઇને કેમ ફરતા નથી. ૨ મને જોઇને મૃગો નાસે છે, ત્યારે મૃગી કહે છે કે તમે તેનાથી ડરો નહિ હે મૃગીનાજાયા ! તમે તો આનંદ પૂર્વક વનમાં વિચર્યા કરો, એ તો સુવર્ણનો મૃગ શોધવા આવ્યા છે. ૩ હાથીઓ હાથણીઓને સાથે લઇને ફરે છે. તે જાણે મને શિખામણ આપે છે કે તમે અમારી પેઠે સ્રીને કેમ સાથે લઇને ફરતા નથી. શાસ્ત્રને વારંવાર જોયા કરો, વિચાર્યા કરો, ત્યારે તે જેમ ધ્યાનમાં આવે છે, તેમ રાજાની જો સારી રીતે સેવા કરો; તોપણ તે આપણને વશ થતો નથી. ૪ તેમજ સ્રીને હૃદયમાંજ રાખીએ, તો પણ સ્રી, શાસ્ત્ર અને રાજા વશ થતાજ નથી. હે તાત લક્ષ્મણ ! જુઓ તો ખરા કે, વસંતની શોભા કેવી થઇ રહી છે. છતાં પણ પ્રિયા વગર મને તે ભય દાયક છે. ૫

दोहा०—विरह विकल बलहीन मोहिं, जानिसि निपट अकेल ॥
सहित विपिन मधुकर खगन्ह, मदन कीन्ह बगमेल ॥ ६८ ॥
देखि गयउ भ्राता सहित, तासु दूत सुनि बात ॥
डेरा दीन्हउ मनहुँ तिन्ह, कटक हटकि नहिं जात ॥ ६६ ॥

કામદેવે મને વિરહથી વ્યાકુળ બળહીન અને એકલો જાણીને, વન, ભ્રમરા અને પક્ષીઓની સહાયતા લઇને મને જીતવાની તૈયારી કરી છે. ૬૫

પણ પાછળથી મને જોઇ ગયેલા તેના વાયુરૂપ દૂતના મોહડાથી મારી સાથે તમેછો એમ સાંભળી મારાપર ધસારો કરતાં અટકી તેણે જાણે ચારે તરફ તંબુઓ ઠોકયા હોય એમ જણાય છે. કામદેવના સૈન્યનું અને તેના યોદ્ધાઓનું વર્ણન થઇ શકે તેમ નથી. ૬૬

चौ०–बिटप बिशाल लता अरुझानी, बिबिध बितान दिये जनु तानी ॥
कदलि ताल बर ध्वजापताका, देखि न मोह धीर मन जाका ॥
बिबिध भांति फूले तरु नाना, जनु बानैत बनै बहु बाना ॥
कहुँ कहुँ सुन्दर बिटप सुहाये, जनु भट बिलग बिलग है छाये ॥
कूजत पिक मानहु गजमाते, ढेक महोख ऊंट बिसराते ॥
मोर चकोर कीर बर बाजी, पारावत मराल सब ताजी ॥
तीतर लावा पदचर यूथा, बरणि न जाइ मनोज बरुथा ॥
रथ गिरिशिला दुन्दुभी झरना, चातक बन्दी गुणगण बरना ॥
मधुकर मुखर भेरि सहनाई, त्रिबिध बयारि बसीठी आई ॥
चतुरंगिनी सेन सब लीन्हे, बिचरत सबहिं चुनौती दीन्हे ॥
लछमण देखहु काम अनीका, रहहिं धीर तिन्हके जगलीका ॥
यहिके एक परम बल नारी, त्यहिते उबर सुभट सोइ भारी ॥

( તમ્બૂઓનું વર્ણન કરે છે. ) 'વિશાળ વૃક્ષોમાં જે લતા ચડીને છાઇ રહેલી છે, તે જાણે તમ્બૂ તાણ્યા છે. કેળાનાંવૃક્ષ ધ્વજા છે. તાડનાં વૃક્ષ પતાકા છે. જેના મનમાં ધિરજ છે, તે તેને જોઇને ડરતો નથી. ૧ જે વૃક્ષો અનેક રંગોના ફૂલોથી શોભી રહેલાં છે તે જાણે અનેક રંગોવાળા યોદ્ધાઓ છે. જે સુન્દરવૃક્ષો વનમાં ક્યાંક ક્યાંક છેટે છેટે છે તે જાણે સેનાથી બાહાર યોદ્ધાઓએ મુકામ કરેલ છે એમ જણાય છે. ૨ કોયલના શબ્દ જાણે મતવાળા હાથી બોલતા હોય એમ જણાય છે. પુલીંગ પક્ષીઓ જાણે મોટા બળદ, ઊંટો અને ખચ્ચરો હોય એવા જણાય છે. મયૂરો, ચકોરો અને પોપટો જાણે ઉત્તમ ઘોડાઓ હોય એવા જણાય છે. કબૂતર તથા હંસ–આદિ પક્ષીઓ જાણે તેજી ઘોડા હોય એમ જણાય છે? ૩ તેતરો તથા લાવાં પક્ષીઓ જાણે પ્યાદલોના સમૂહો હોય એવાં જણાય છે. આવી આ કામદેવની શોભાનું વર્ણન થઇ શકતું નથી. આ સેનામાં પર્વતોની શિલારૂપી રથો છે. ઝરણાંઓરૂપી નગારાંઓ વાગે છે. બપૈયારૂપી બંદીજનો કામદેવના અનેક ગુણોની પ્રશંસા કરે છે. ૪ ભ્રમરાઓ ગુંજારવરૂપી ભેરીઓના તથા શરણાઇઓના શબ્દો થાય છે. અને શીતલ, મંદ તથા સુગંધ પવનરૂપી દૂતતાએ કરવાની વહી લઇ આવતો હોય એમ જણાય છે. કામદેવ આ પ્રમાણે ચતુરંગિણી હાથી, સ્વાર–અશ્વારોહી, રથી, અને પ્યાદળોની સેના લઈ સર્વનું ઉપહાસ્ય કરતો કામદેવ પૃથ્વીમાં વિચરે છે. ૫ હે લક્ષ્મણ ! કામદેવની સેનાને જુઓ. જે કોઇ ધિરજ ધારણ કરી આ સેનાથી ભય ન પામે, તેનીજ જ-

ગતમાં મર્યાદા છે. તેને એક સ્ત્રીનું મહા બળ છે તે થકી જે બચે તેજ સમર્થ યોદ્ધા છે. ૬

दोहा०—तात तीनि अतिप्रबलखल, काम क्रोध अरु लोभ ॥
मुनि विज्ञान धाम मम, करहिं निमिष महँ छोभ ॥ ६७ ॥
लोभके इच्छा दम्भ बल, कामके केवल नारि ॥
क्रोधके परुष वचन बल, मुनिवर कहहिं विचारी ॥ ६८ ॥

હે તાત! કામ, ક્રોધ અને લોભ એ ત્રણ્ય મહા દુષ્ટ શત્રુ છે. એ ત્રણ્ય મોટા મોટા વિજ્ઞાની મુનિયોના મનમાં પણ ક્ષણમાત્રમાં ક્ષોભ કરી દે છે. એ ત્રણે કામના સેનાપતિ છે. ૬૭.

લોભનું બળ અર્થાત્ સેના ઇચ્છા અને પાખંડ છે. કામનું બળ કેવળ સ્ત્રીજ છે. અને ક્રોધનું બળ કઠોર વચન બોલવું એ છે. આ વાત મુનિવર વિચારીને કહે છે. જ્યાં પ્રાણીએ પાખંડ કર્યો કે તેને તુરતજ લોભે જીતી લીધો છે. અને વળી પ્રિયા સાથે પ્રેમભરી વાર્તા કરી કે તુરત કામનો જય થયો સમજવો. અને કઠોર વચન કહેતાંની સાથેજ ક્રોધનો જય થયો સમજવો. ૬૮

चौ०—गुणातीत सचराचर स्वामी, राम उमा सब अन्तरयामी ॥
कामिनकी दीनता दिखाई, धीरनके मन विरति दृढाई ॥
क्रोध मनोज लोभ मद माया, छूटहिं सकल रामकी दाया ॥
सो नर इंद्रजाल नहि भूला, जापर होइ सो नट अनुकूला ॥
उमा कहौं मैं अनुभव अपना, हरिको भजन सत्य जग स्वपना ॥
पुनि प्रभु गये सरोवर तीरा, पम्पानाम शुभग गम्भीरा ॥
सन्त हृदय जस निर्मल वारी, बांधे घाट मनोहर चारी ॥
जहँ तहँ पियहिं विविध मृग नीरा, जिमि उदारगृह याचक भीरा ॥

ત્રણે ગુણોથી પર ચરાચરના સ્વામી કે જે સર્વના અંતર્યામી છે તે હે પાર્વતી! કામીલોકોની દીનતાને દર્શાવે છે. અને ધીરલોકોના મનમાં વૈરાગ્ય દૃઢ કરે છે. ૧ શ્રી રામની દયાથી કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માયા સર્વ છૂટી જાય છે. જે મનુષ્ય ઉપર ઇન્દ્રજાળ કરવાવાળો નટ અનુકૂળ હોય છે, તેજ મનુષ્ય આ ઇન્દ્રજાળથી બચવા પામે છે. અને તેનેજ રામની કૃપાથી માયાના ગુણ વ્યાપતા નથી. ૨ શ્રી સદાશિવજી કહે છે કે હે પાર્વતી! હું મારો પોતાનોજ અનુભવ કહું છું. આ સ્વપ્નરૂપી જ-

ગતમાં કેવળ હરિનું ભજન છે તેજ સત્ય છે. પછી ત્યાંથી પ્રભુ પંપાસરોવર કે જે સુંદર અને ઘેરૂં છે તેના કિનારા ઉપર પધારયા. ૩ પંપાસરનું જળ સંતોના હૃદયના સમાન ઉજ્વળ અને નિર્મળ હતું. તેને સુંદર ચાર ઘાટ બાંધ્યા હતા. જ્યાં ત્યાં પક્ષીઓ જે પ્રકારે કોઈ મોટા દાતાપુરૂષને ત્યાં યાચકો–માગણોની ભીડ થઇ રહે છે તેમ જળપાન કરી રહેલાં હતાં. ૪

दोहा–पुरइनि सघन ओट जल, वेगि न पाइय मर्म ॥
माया छन्न न देखिये, जैसे निर्गुण ब्रह्म ॥ ६९ ॥
सुखी मीन सब एकरस, अति अगाध जल माहिं ॥
यथा धर्म शीलन्हिके, दिन सुख संयुत जाहिं ॥ ७० ॥

જેમ નિર્ગુણ બ્રહ્મનું તત્વ માયાથી આચ્છાદિત થતાં દેખાતું નથી તેમ પંપાના જળનું મર્મ ઘાટી કુમુદિનીઓના આચ્છાદનને લીધે જણાતું ન હતું. ૬૯

જેમ ધર્માત્માપુરૂષોના દિવસ એકરસ સુખ પૂર્વક વ્યતીત થાય છે. તેમ પંપાના અતિ ઘેરા જળમાં સર્વ માછલીઓ એકરસ સુખથી રહેતી હતી.૭૦

चौ०–विकसे सरसिज नानारंगा, मधुर सुछंद गुंजत बहु भृंगा ॥
बोलत जल कुक्कुट कलहंसा, प्रभु बिलोकि जनु करत प्रशंसा ॥
चक्रवाक बक खग समुदाई, देखत बनै बरणि नहिं जाई ॥
सुन्दर खगगण गिरा सुहाई, जात पथिक जनु लेत बुलाई ॥
ताल समीप मुनिन्ह गृह छाये, चहुँ दिशि कानन विटप सुहाये ॥
चम्पक बकुल कदम्ब तमाला, पाटन पनस पलाश रसाला ॥
नवपल्लव कुसुमित तरुनाना, चंचरीक पटली कर गाना ॥
शीतल मन्द सुगन्ध सुहाऊ, सन्तत बहै मनोहर बाऊ ॥
कुहूकुहू कोकिल ध्वनि करहीं, सुनि रव सरस ध्यान मुनि टरहीं ॥

અનેક પ્રકારનાં રંગ બેરંગી કમળો ખિલી રહેલાં હતાં. સુખદાયક ભ્રમરાઓ અનેક પ્રકારે ગુંજારવ કરી રહેલા હતા. જળકુકડીઓ અને હંસો જાણે શ્રી રઘુનાથજીનાં દર્શનથી તેની જાણે પ્રશંસા કરતા હોય તેમ બોલી રહેલા હતાં. ૧ ચકવા ચકવી, બગલા અને બીજાં પણ પક્ષીઓના સમૂહ હતા કે જેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેની શોભા તો જોવાથીજ હૃદયમાં આવે તેમ હતી. સુન્દર પક્ષીઓના સમૂહો જાણે રસ્તે ચાલતા વટેમાર્ગુઓ-

ને બોલાવતાં હોય એમ સુંદર વાણી બોલી રહેલાં હતાં. ૨ તલાવના સમીપમાં મુનિઓના આશ્રમો સુંદર શોભી રહેલા હતા. ચારે કિનારે નાના પ્રકારનાં સુન્દર વૃક્ષો ઝુકી રહેલાં હતાં. ચંપો, બકુલ–બોલસરી, કદમ્બ, તમાલ, અવનૂસ, પાટલ કે જેમાં કેવળ પુલજ થાય છે ફળ થતાં નથી તે, ફનસ, પળાસ તથા આંબા વિગેરેનાં અનેક વૃક્ષો નવ પલ્લવોથી તથા પુષ્પોથી શોભી રહેલાં હતાં. અને તેના ઉપર ભ્રમરાઓનાં ટોળાં ગુંન્જરવ કરી રહેલાં હતાં. સુંદર તથા મનોહર શીતળ, મંદ તથા સુગંધ પવન નિરંતર ચાલી રહ્યા હતો. ૩–૪ કોકિલાઓ કુહૂ કુહૂ ! શબ્દોની સરસ ધુન મચાવી રહી હતી કે જે ધુનને સાંભળીને મુનિઓનાં ધ્યાન પણ ટળીજાય. ૰

दोहा०—फूले फले बिटप सब, रहे भूमि नियराइ ॥
परउपकारी पुरुष जिमि, नवहिं सुसम्पति पाइ ॥ ७१ ॥

જેમ પરોપકારી પુરૂષો સંપત્તિ પામીને નમ્ર રહે છે તેમ ફળોના બોજાથી સઘળાં વૃક્ષો પૃથિવી ઉપર ઝુકી રહેલાં હતાં. ૭૧

चौ०—देखि राम अति रुचिर तलावा, मज्जन कीन्ह परम सुख पावा ॥
देखि एक सुन्दर तरु छाया, बैठे अनुज सहित रघुराया ॥
तहँ पुनि सकल देव मुनि आये, अस्तुति करि निजधाम सिधाये ॥
बैठे परम प्रसन्न कृपाला, कहत अनुजसन कथा रसाला ॥
बिरहवन्त भगवन्तहि देखि, नारद मन भा सोच बिशेषी ॥
मोर स्राप करि अंगीकारा, सहत राम नाना दुख भारा ॥
ऐसे प्रभुहि बिलोकहुँ जाई, पुनि न बनै अस अवसर आई ॥
यह बिचार नारद कर बीना, गये जहां प्रभु सुखआसीना ॥
गावत रामचरित मृदुबानी, प्रेम सहित बहु भांति बखानी ॥
करत दण्डवत लिये उठाई, राखे बहुत बार उर लाई ॥
स्वागत पूँछि निकट बैठारे, लक्ष्मण सादर चरण पखारे ॥

શ્રી રામચન્દ્રજી એ સુન્દર સરોવરને નિરખી પ્રસન્ન થયા. સ્નાન કરી સુખ પામ્યા. અને એક સુન્દર વૃક્ષની છાયા જોઈ ત્યાં લક્ષ્મણજી સહ રઘુનાથજી બેઠા. ૧ એટલે ત્યાં સર્વ દેવતાઓ તથા મુનિઓ આવ્યા. અને સ્તુતિ કરી કરીને પોત પોતાને સ્થાને ચાલ્યા ગયા. રઘુનાથજી તો પરમ પ્રસન્નતાથી ત્યાં બેસીને સુન્દર કથા લક્ષ્મણજીને કહેવા લાગ્યા. ૨ વિરહ-

યુક્ત રઘુનાથજીને નિરખીને નારદજીના મનમાં બહુજ શોચ થયો કે મારો શાપ[1] અંગિકાર કરી રઘુનાથજી આવાં અનેક દુઃખ સહન કરે છે. ૩ આવા સમયમાં જઈને પ્રભુને નિરખું, પુનઃ આવો સમય હાથ આવશે નહિ. આ પ્રમાણે વિચાર કરી નારદજી હાથમાં વીણા લઈ જ્યાં શ્રી રઘુનાથજી સુખ પૂર્વક બેઠા હતા ત્યાં આવ્યા.[2] ૪ અને મૃદુવાણીથી પ્રેમપૂર્વક અનેક પ્રકારે વખાણીને નારદજી શ્રી રામચરિત્ર ગાવા લાગ્યા. દંડવત્ કરતાંની સાથેજ શ્રી રઘુનાથજીએ ઉઠાડી લઈને પોતાનાં હૃદય સાથે ઘણીવાર સુધી લગાવી રાખ્યા. ૫ અને પછી સ્વાગત કુશળ પુછી સમીપમાં બેસાડયા. લક્ષ્મણજીએ આદર પૂર્વક નારદજીનાં ચરણ પખાળ્યાં. ૦

**दोहा०—नाना विधि विनती करी, प्रभुप्रसन्नजिय जानि ॥**
**नारद बोले वचन तब, जोरि सरोरुहपानि ॥ ७२ ॥**

નારદજી અનેક પ્રકારે વિનતિ કરી અને પ્રભુને પ્રસન્ન જાણી કમળો સરખા બે હાથ જોડીને આ પ્રમાણે વચનો બોલ્યા કે– ૭૨

**चौ०—सुनहु उदार परम रघुनायक, सुंदर अगम सुगम बरदायक ॥**
**देहु एक बर मागौं स्वामी, यद्यपि जानहु अन्तरयामी ॥**
**जानेहु मुनि तुम मोर स्वभाऊ, जनसन कबहुँ कि करौं दुराऊ ॥**
**कवन वस्तु अस प्रिय मोहिं लागी, जो मुनिवर न सकहु तुम मांगी ॥**
**जनकहँ कछु अदेय नहिं मोरे, अस बिश्वास तजहु जनि भोरे ॥**
**तब नारद बोले हरषाई, अस बर मांगौं करौं ढिठाई ॥**
**यद्यपि प्रभुके नाम अनेका, श्रुति कह अधिक एकते एका ॥**
**राम सकल नामन्हते अधिका, होउ नाथ अघखगगणबधिका ॥**

હે પરમોદાર શ્રી રઘુનાથજી ! શ્રવણ કરો. આપ સુન્દર છો. અગમ કઠિણતાથી પ્રાપ્ત થવા યોગ્ય છો. પ્રેમથી સુગમ છો. વરને દેવાવાળા છો

---

૧ જો કે **नारद शाप दीन्ह एक बारा । एक कल्प तेहि लागी अवतारा ।** આ બાળકાંડના વચન અનુસાર શ્રી રામચંદ્રજીનો આ અવતાર નારદજીના શાપથી ન હતો; પરંતુ તેજ કાંડમાં કહ્યા પ્રમાણે સ્વયંભુવ મનુને માટે જ હતો. તો પણ અહિ મારા શાપથી દુઃખ ભોગવે છે એમ નારદજીની સમજમાં આવ્યું તે કેવળ પ્રભુની માયાએ કરેલી ભ્રાંતિથીજ લખ્યું એમ સમજવું.

૨ ઉપરની ચોપાઈમાં ' **विरहवन्त** ' અને આ ચોપાઈમાં ' **सुखासीन** ' પાઠ છે તેનું કારણ એ છે કે બીજાઓની દૃષ્ટિમાં વિરહવન્ત છે. અને સ્વયં સુખથી સ્થિત છે. અથવા પંપા સરોવરના પ્રભાવથી સુખે બેઠા છે અથવા જાનકીજીના વિયોગમાં વિરહી અને પૃથ્વીનો ભાર હરવાને સુખાસીન છે.

હે સ્વામી ! હું એક વર માગું છું તે મને આપો. જો કે હે અન્તર્યામી ! આપ સર્વ જાણો છો આવાં નારદજીનાં વચન શ્રવણ કરી શ્રી રઘુનાથજી બોલ્યા કે–૧ હે મુનિ ! તમે મારો સ્વભાવ જાણો છો. હું ભક્તો સાથે જ-રાપણ અંતર રાખતોજ નથી. હે મુનિવર ! એવી કઈ વસ્તુ મને પ્રિય છે કે જે તમે માગી શકતા નથી. ૨ મને કોઈપણ વસ્તુ એવી નથી કે, જે હું મારા ભક્તોને નઆપી શકું. આ વિશ્વાસને તમે કદિપણ ભૂલથી છોડશો નહિ. આવાં શ્રી રામનાં વચન સાંભળીને પ્રસન્ન થયેલા નારદજી બોલ્યા કે, હું ધૃષ્ટતા કરીને વરદાન માગું છું. ૩ જો કે પ્રભુનાં અનેક નામ છે. વેદ એકથી એક અધિક કહે છે; પરન્તુ રામનામ સર્વ નામથી અધિક થાઓ. એ રામનામ કેવું છે કે પાપરૂપી પક્ષીઓને મારવામાં પારાધી રૂપ છે. ૪

दोहा०—राकारजनी भक्ति तव, रामनाम सोइ सोम ॥
अपर नाम उडुगण बिमल, बसहु भक्ति उरव्योम ॥ ७३ ॥
एवमस्तु मुनिसन कहेउ, कृपासिन्धु रघुनाथ ॥
तब नारद मन हर्ष अति, प्रभु पद नायउ माथ ॥ ७४ ॥

મારા મનમાં આપની ભક્તિરૂપી શરદપૂર્ણિમાની રાત્રિમાં રામનામ પૂર્ણિમાના ચંદ્રસમાન થઈને, બીજા નામોરૂપી નિર્મળ નક્ષત્રોના સમૂહની સાથે મારા હૃદયરૂપી આકાશમાં વસો. ૭૩ કૃપાના સમુદ્રરૂપ શ્રી રઘુનાથ-જીએ નારદજીની વાણી સાંભળીને 'एवमस्तु' કહ્યું એટલે તો નારદજીએ મનમાં પ્રસન્ન થઈને પ્રભુના ચરણોમાં મસ્તક નમાવ્યું. ૭૪

चौ०—अति प्रसन्न रघुनाथहिं जानी, पुनि नारद बोले मृदुबानी ॥
राम जबहिं प्रेरेहु निजमाया, मोहेहु मोहिं सुनहु रघुराया ॥
तब बिबाह चाहौं मैं कीन्हा, प्रभु केहि कारण करन्ह न दीन्हा ॥
सुनु मुनि तोहिं कहौं सहरोसा, भजहिं मोहिं तजि सकल भरोसा ॥
करौं सदा तिन्हकी रखवारी, जिमि बालकहि राख महतारी ॥
गहि शिशु बत्स अनल अहि धाई, तहँ राखै जननी अरुगाई ॥
प्रौढ भये त्याहि सुतपर माता, प्रीति करै नाहिं पाछिल बाता ॥
मोरे प्रौढ तनय सम ज्ञानी, बालक सुतसम दास अमानी ॥
जिनहिं मोरबल निजबल ताहीं, दुहुँ कहँ काम क्रोध रिपु आहीं ॥
यह बिचारि पंडित मोहि भजहीं, पायहु ज्ञान भक्ति नहिं तजहीं ॥

શ્રી રઘુનાથજીને વિશેષ પ્રસન્ન જાણીને પુન ! નારદજી કોમળવાણી

બોલ્યા કે-હે રઘુનાથજી ! જ્યારે આપે આપની પ્રેરણા કરીને અને મોહિત કર્યો હતો. ૧ ત્યારે હું વિવાહ કરવા ઇચ્છતો હતો. માટે હે પ્રભુ ! આપે શા કારણથી વિવાહ કરવા ન દીધો. આવાં નારદજીનાં વચન શ્રવણ કરી શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે-હે મુનિ ! હું તમને કહું છું કે જે કોઈ શૂરતા પૂર્વક અને સર્વ ભરોસાનો પરિત્યાગ કરી મારૂં ભજન કરે છે, અથવા 'सहरोषा' સત્ય સંકલ્પ કરીને કહું છું કે-૨ હું તેનું નિરંતર રક્ષણ કરૂં છું. જેમ માતા બાળકનું રક્ષણ કરે છે, જેમ મા પોતાનાં નાનાં બાળકને અગ્નિ તરફ કે સર્પ તરફ ઝડપ કરતો જોઈ પોતે દોડી તેને અળગો પાડીને પકડી રાખે છે તેમજ હું મારા ભક્તને અયોગ્ય વિષય તરફ ઝડપ કરતો જોઈ ત્યાં દોડીને પોહોચી તેને અળગો પાડીને પકડી રાખું છું. ૩ જ્યારે તે પુત્ર મોટો થઈને જ્ઞાનવાન્ થઇ જાય છે ત્યારે માતા પ્રથમના જેવી પ્રીતિ કરતી નથી, તેમજ જે જ્ઞાની છે તે મારા મોટા પુત્ર છે અને તે પોતે પોતાની મેળેજ પોતાને સંભાળી શકે છે. અને માન રહિતદાસ છે તે નાનાં બાળક સમાન છે. ૪ જે મારા દાસ નાના બાળકરૂપી છે તેને તો મારૂંજ બળ છે. અને જ્ઞાની કે જે મારા મોટા પુત્ર છે, તેને તેઓનું પોતાનું બળ છે. કામ અને ક્રોધરૂપી શત્રુનો ઘાત કરવાને માટેઃબન્નેની પાસે ઉભાજ છે.૦

दोहा०—काम क्रोध लोभादि मद, प्रबल मोहकी धार ॥
तिन्ह महँ अति दारुण दुखद, माया रूपी नार ॥ ७५ ॥

મોહ કે જે સર્વનો પ્રધાન છે તેની સેનામાં જો કે-કામ, ક્રોધ, લોભ અને મોહ આદિ દુઃખદાયક છે. પરંતુ તેમાં અતિશય દુઃખને આપનાર વાળી તો મહાકઠિણ માયારૂપી સ્ત્રી છે. ૭૫

चौ०—सुनु मुनि कह पुराण श्रुति संता, मोह विपिन कहँ नारि बसंता ॥
जप तप नेम जलाशय झारी, होइ ग्रीषम शोषै सब वारी ॥
काम क्रोध मद मत्सर भेका, इनहिं हर्षप्रद बरषा एका ॥
दुर्वासना कुमुद समुदायी, तिन्हकहँ शरद सदा सुखदायी ॥
धर्म सकल सरसीरुह वृन्दा, है हिम तिन्हहिं देय दुख मन्दा ॥
पुनि ममता जवास बहुताई, पलुहै नारि शिशिरऋतु पाई ॥
पाप उलूक निकर सुखकारी, नारि निविड रजनी अँधियारी ॥
बुधिबल शील सत्य सब मीना, बडशीसम प्रिय कहहिं प्रवीना ॥

હે નારદજી ! શ્રવણ કરો, શ્રુતિ, પુરાણ, વેદ અને સંત પણ કહે છે કે, સ્ત્રી મોહરૂપી વનને પ્રફુલ્લિત કરવામાં વસંત અનુરૂપ છે. જપ તપ

તથા નિયમોરૂપી સઘળા મોટા મોટા જળાશયોને સૂકાવી નાખવામાં સ્ત્રી છે તે ગ્રીષ્મ અનુરૂપ છે. ૧ કામ, ક્રોધ, મદ અને મત્સરરૂપી દેડકાંઓને હર્ષ આપવામાં મુખ્ય વર્ષા અનુરૂપ સ્ત્રી છે. દુષ્ટવાસનારૂપી કુમુદોના સમુદાયને નિરંતર સુખી રાખવામાં સ્ત્રી છે તે શરદ અનુરૂપ છે. ૨ સર્વ ધર્મોરૂપી કમળોના સમૂહને બાળી નાખવામાં સ્ત્રી છે તે હેમંત અનુરૂપ છે. મમતા-રૂપી જવાસાને અત્યંત પ્રફુલ્લિત કરવામાં સ્ત્રી છે તે શિશિર અનુરૂપ છે. ૩ પાપોરૂપી ઘુવડોના સમૂહોને સુખ દેવામાં સ્ત્રી છે તે ઘોર અંધારી રાત્રિરૂપ છે. અને બુદ્ધિબળ, શીળ તથા સત્ય આદિ સર્વ સદ્‌ગુણોરૂપી માંછલાંઓને મારી નાખવામાં તો સ્ત્રી છે તે લોહડાની અગ્નિરૂપ છે. ૪

**दोहा०—अवगुण मूल शूलमद, प्रमदा सब दुख खानि ॥**
**ताते कीन्ह निवारण, मुनि मैं यह जिय जानि ॥ ७६ ॥**

હે મુનિ ! સ્ત્રી અવગુણોના મૂળરૂપ છે. અનેક દુઃખોને દેવા વાળી છે. તથા સર્વ દુઃખોની ખાણ્ય છે એ માટે મેં સ્ત્રીમાં આવા દોષો જોઇને મેં તમને વિવાહ કરતા અટકાવ્યા હતા. ૭૬

**चौ०—सुनि रघुपतिके वचन सुहाये, मुनि तनुपुलकि नयन भरि आये ॥**
**कहहु कवन प्रभुकी असरीती, सेवकपर ममता अतिप्रीती ॥**
**जे न भजहिं अस प्रभु भ्रम त्यागी, ज्ञान रंक मतिमन्द अभागी ॥**
**पुनि सादर बोले मुनि नारद, सुनहु राम विज्ञान विशारद ॥**
**सन्तन्हके लक्षण रघुवीरा, कहहु राम भंजनभवभीरा ॥**
**सुन मुनि सन्तनके गुण कहऊं, ज्यहिते मैं उनके वश रहऊं ॥**
**पटविकार तजि अनघ अकामा, सकल अकिंचन शुचि सुखधामा ॥**
**अमित बोध परमारथ भोगी, सत्य सार कवि कोविद योगी ॥**
**सावधान मद मान विहीना, धीर भक्तगति परम प्रवीना ॥**

શ્રી રઘુનાથજીનાં સુન્દર વચન શ્રવણ કરીને નારદ મુનિનું શરીર પુલકાયમાન્ થઈ ગયું અને નેત્રામાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. અને તે બોલ્યા કે, સેવક ઉપર આવી મમતા અને અત્યંત પ્રીતિ રાખવાની બીજા ક્યા પ્રભુની રીતિ છે? કહો. ૧ જે કોઇ આવા પ્રભુને ભ્રમનો ત્યાગ કરી ભજતા નથી, તે જ્ઞાનના દરિદ્રી મતિમંદ અભાગીયા છે. વળી આદરપૂર્વક નારદજી બોલ્યા કે,—હે વિજ્ઞાનના પારગામી શ્રી રઘુનાથજી ! શ્રવણ કરો. ૨ હે રઘુનાથજી ! સંતોનાં લક્ષણ મને કહો. આપ સંસારરૂપી ભીડને એટલે કે જન્મ

મરણને ટાળનારા છો. આવાં નારદજીનાં વચન શ્રવણ કરીને શ્રી રઘુનાથજી બોલ્યા કે—હે મુનિ ! હું સંતોનાં લક્ષણ કહું છું તે શ્રવણ કરો. જે લક્ષણોથી હું તેને વશ્ય થઇ જાઊંછું. ૩ છ વિકાર,—કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને અહંકારનો ત્યાગ કરી, પાપરહિત, કામના રહિત, કપટરહિત, દ્રવ્યના લોભ રહિત, ઇચ્છા રહિત, પવિત્ર અને સુખ જેના હૃદયમાં સ્થિત છે. મહાજ્ઞાની પરમાર્થના જ્ઞાતા, સત્યસારને કહેવાવાળા, અને સત્યાસત્યને જાણવાવાળા પંડિત યોગી, ઇન્દ્રિયને જીતવાવાળા. ૪ નિરંતર ધર્મમાં સાવધાન રહેવાવાળા, મમતા અને મદ વગરના, મહાધિરજવાન્ અને ભક્તિ માર્ગમાં પરમ પ્રવીણ. ૦

**दोहा०—गुणागार संसारदुख, रहित विगत सन्देह ॥**
**तजि मम चरणसरोज प्रिय, तिन्हकहँ देह न गेह ॥ ७७ ॥**

ગુણનાધર, સાંસારિક દુઃખથી ભિન્ન, અને સંદેહ રહિત છે. તથા મારા ચરણની પ્રીતિને છોડી તેને પોતાનું ઘર કે પોતાનો દેહપણ પ્રિય નથી.૭૭

**चौ०—निज गुण सुनत श्रवण सकुचाहीं, परगुण सुनत अधिक हर्षाहीं ॥**
**समशीतल नहिं त्यागहिं नीती, सरल स्वभाव सबहिंसन प्रीती ॥**
**जपँ तप व्रत दम संयम नेमा, गुरु गोविन्द विप्रपद प्रेमा ॥**
**श्रद्धा क्षमा मइत्री दाया, मुदिता मम पद प्रीति अमाया ॥**
**विरति विवेक विनय विज्ञाना, बोध यथारथ वेद पुराना ॥**
**दम्भ मान मद करहिं न काऊ, भूलि न देहिं कुमारग पाऊ ॥**
**गावहिं सुनहिं सदा मम लीला, हेतुरहित परहितरतशीला ॥**
**सुनु मुनि साधुन्हके गुण जेते, कहि न सकहिं शारद श्रुति तेते ॥**

જે પોતાની પ્રશંસા સાંભળી શરમાય છે, અને પારકાના ગુણ શ્રવણ કરી પ્રફુલ્લિત થાય છે. જે સમશીતલ છે. નીતિનો ત્યાગ કરતા નથી. સરલ સ્વભાવથી રહે છે. સર્વ સાથે એક સરખી પ્રીતિ રાખે છે. ૧ જપ, તપ, વ્રત, સંયમ ને નિયમ કરે છે. ગુરૂ, ગોવિંદ અને બ્રાહ્મણોનાં ચરણોમાં પ્રેમ રાખે છે, દમ—ઇન્દ્રિયોને જીતે છે, સંયમ—વિષયનો ત્યાગ કરે છે. શ્રદ્ધા, ક્ષમા, મિત્રતા, દયા—પ્રસન્નતા અને મારાં ચરણોમાં માયારહિત પ્રીતિ કરે છે. વિરતિ—ત્યાગ, વિવેક—સત્ અસત્‌ને જાણવું. વિનય—નમ્રતા, વિજ્ઞાન—અંતષ્ વિચાર, વેદ પુરાણોનો યથાર્થ વિધિ, અને કોઇપણ દિવસ પાખંડ કે અભિમાન કરતા નથી તથા ભૂલથી પણ કુમાર્ગે પગ ભરતા નથી. ૩

સદા મારી લીલાને ગાયા કરે છે, અને સાંભળે છે પોતાના હિત વગરજ પારકાનું કલ્યાણ કરે છે. હે મુનિ ! શ્રવણ કરો કે જેટલા સંત મહાત્માઓના ગુણ છે તેને શેષ કે સરસ્વતિ પણ કહી શકે તેમ નથી. ૪

छं०—कहिसक न शारद शेष नारद सुनत पदपंकज गहे ॥
अस दीनबन्धु कृपालु अपने भक्त गुण निजमुख कहे ॥
शिर नाइ बारहिं बार चरणन्ह ब्रह्मपुर नारद गये ॥
ते धन्य तुल्सीदास आश विहाइ जें हरि रँगरये ॥ २७ ॥

"શેષ અને શારદા પણ તે ગુણોનું વર્ણન કરી શકે તેમ નથી. આવાં પ્રભુનાં વચન શ્રવણ કરીને નારદજીએ શ્રી રઘુનાથજીનાં ચરણ પકડયાં, અને બોલ્યા કે, આપ એવા તો દીનબન્ધુ છો કે પોતાના ભક્તોના ગુણ પોતાનાજ મુખથી વર્ણન કરયા. આ પ્રમાણે કહી વારંવાર પ્રભુના ચરણોમાં મસ્તક નમાવી નારદજી બ્રહ્માલોકમાં ચાલ્યા ગયા. ગોસ્વામી શ્રી તુલસીદાસજી કહે છે કે–સર્વ પ્રકારે આશાનો પરિત્યાગ કરી હરિના રંગમાં રંગાઇ રહેલા છે, તે મનુષ્યને ધન્ય છે. ૨૭

दोहा०—रावणारि यश पावन, गावहिं सुनहिं जे लोग ॥
रामभक्ति दृढ पावहिं, विनु विराग जप योग ॥ ७८ ॥
दीपशिखासम युवतिजन, मन जनि होसि पतंग ॥
भजहिं राम तजि काममद, करहिं सदा सतसंग ॥ ७९ ॥

જે લોકો રાવણના શત્રુ શ્રી રઘુનાથજીના યશ ગાશે, વા સાંભળશે તે વગર વૈરાગ્ય, જપ અને યોગ કરયા વગર પણ શ્રી રઘુનાથજીની દૃઢ ભક્તિને પામશે. ૭૮

હે મન ! તું સ્રીના શરીરરૂપી દીવાની જ્વાળામાં પતંગીઆ રૂપ થઇશ નહિ, અને કામનો તથા મદનો ત્યાગ કરીને શ્રી રામનું ભજન કરજે તથા સર્વદા સત્સંગ કરજે.

इति श्रीरामचरितमानसे सकलकलिकलुषविध्वंसनेविमलविज्ञान
वैराग्यसम्पादनोनाम तुल्सीकृतरामायणेआरण्यकांडे
तृतीयःसोपानःसमाप्त ॥ ३ ॥

આરણ્ય કાંડનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.

શ્રીમદ્

# તુલસીકૃત રામાયણ.

## કિષ્કિંધાકાંડ.

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

ॐ तत्सत् अखण्डैकरस श्री जानकीजीवन ॥

श्रीमद् रामोपासक चूडामणि गोस्वामी तुलसीदासजी कृत.

# श्रीमद्रामचरित्र मानस.

# किष्किंधाकांड.

## [ गुजराती भाषान्तर. ]

श्लोक–कुन्देन्दीवरसुन्दरावतिबलौ विज्ञानधामावुभौ ।
शोभाढ्यौ वरधन्विनौ श्रुतिनुतौ गोविप्रवृन्दप्रियौ ॥
मायामानुषरूपिणौ रघुवरौ सद्धर्मवर्मौ हितौ ।
सीतान्वेषणतत्परौ पथिगतौ भक्तिप्रदौ तौ हि नः ॥ १ ॥

શ્રીરામ, લક્ષ્મણ કુન્દ–ડોલરના પુષ્પના સમાન સુંદર કાંતિવાળા અને ઇંદીવર–નીળકમળના સમાન સુંદર શ્યામ છે. અતિ બળવાન્ છે. વિજ્ઞાનના ધામ છે. ભાગ્યશાલી છે. બન્ને ધનુષ્‌ને ધારણ કરનારા છે. વેદ પ્રશંસિત છે. ગાય અને બ્રાહ્મણોનું પ્રિય કરનારા છે. કૃપાથી મનુષ્યરૂપ ધારણ કરેલ છે. રઘુકુળમાં ઉત્તમ છે. સદ્ધર્મપરાયણ છે. શ્રીસીતાજીના શોધમાં તત્પર છે. તે અમોને ભકિત આપનારા છે. ૧

ब्रह्माम्भोधिसमुद्भवं कलिमलप्रध्वंसनं चाव्ययं ।
श्रीमच्छम्भुमुखेन्दुसुन्दरवरे संशोभितंसर्वदा ॥
संसारामयभेषजं सुमधुरं श्रीजानकीजीवनं ।
धन्यास्ते कृतिनः पिबन्ति सततं श्रीरामनामामृतम् ॥ २ ॥

શ્રી રામનામ અમૃત બ્રહ્મ એટલે વેદ સમુદ્રથી ઉત્પન્ન થયેલ છે. કલિનામળનો નાશ કરનાર છે. અવ્યય છે, શ્રીસદાશિવજીના મુખરૂપી ચન્દ્રમાં સદા શોભે છે. સંસારરૂપી રોગની ઔષધી છે. સીતાજીનું તો જીવન છે. જે એવા પરમપાવન શ્રીરામનામરૂપી અમૃતનું પાન કરે છે, તે ધન્ય છે, કૃતકૃત્ય છે. ૨

सो–मुक्ति जन्म महिजानि, ज्ञानखानि अघहानिकर ।
जहँ बस शंभु भवानि, सोकाशी सेइय कस न ॥ १ ॥
जरत सकल सुरबृन्द, विषम गरल जेहि पान किय ॥
तेहि न भजसि मतिमन्द, को कृपालु शंकर सरिस ॥ २ ॥

જે મુકિતની તો જન્મભૂમિ છે. જ્ઞાનની ખાણ્ય છે. સકળ પાપોનો નાશ કરનાર જે કાશીમાં શ્રીશિવજી તથા પાર્વતી વાસ કરે છે, તે કાશીને શ્રીમહાદેવજી સહ કેમ ન સેવીએ. (બીજો એ પણ અર્થ થાય છે કે,) શ્રીરામાયણ કેવી છે કે,– મુકિતની તો જન્મભૂમિ છે. જ્ઞાનની ખાણ્ય છે, પાપનો નાશ કરે છે. જે રામાયણ માં શિવપાર્વતી અન્તઃકરણથી સદા વસે છે. વળી રામાયણ કેવી છે કે, 'शोकाशि' એટલે શોકનો નાશ કરવામાં તો અસિ–ખડ્ગ છે, તે રામાયણનું કેમ સેવન ન કરવું. અવશ્ય કરવું. વળી એમ પણ અર્થ થાય છે કે,–અયોધ્યા કે જે મુકિતપુરી છે. શ્રીરામચન્દ્રજીની જન્મભૂમિ છે. જ્ઞાનની ખાણ્યરૂપ છે. પાપોનો નાશ કરનારી છે. શોકનું છેદન કરનારી છે. અને જેમાં શ્રીરામ ભજનને માટે શ્રીસદાશિવજી તથા પાર્વતીજી રહે છે. એવી છે તેનું કેમ સેવન ન કરીએ. અથવા 'अघहानिकर' એટલે પાપોને હણનારો र અને मुक्तिजन्म महि એટલે અવશ્ય મુકિતનો જન્મ આપનાર म અર્થાત્ રામનામ છે. કે જે જ્ઞાનની ખાણ્ય રૂપ જણાય છે. શોકનું છેદન કરવામાં ખડ્ગ રૂપછે. અને જેમાં શિવ (પરમાત્મા) તથા પાર્વતી (બ્રહ્મવિદ્યા) નિવાસ કરી રહેલાં છે. તેનું શા માટે સેવન કરીએ નહિ. ૧ (શ્રી શિવજીને રામાયણના આચાર્ય જાણીને પુનઃ પ્રણામ કરે છે.) શ્રીશંકર કેવા છે કે, જે મહાવિષની જ્વાળાથી સુરાસુર ઘભરાતા હતા, તે વિષમ વિષનું પાન કરી ગયા માટે શંકરના સમાન કૃપાળુ કોણ છે? તે શ્રીસદાશિવજીને હે મતિમંદ! કેમ ભજતો નથી? અથવા જે રામનામના મહિમાથી શ્રી સદાશિવજી વિષમ વિષનું પાન કરી ગયા, તે રામનામને કેમ ભજતો નથી. જેના મહિમાથી શ્રી શંકરના સમાન કોઈ કૃપાળુ નથી જે અન્તમાં કાશીમાં પ્રાણ છોડવાવાળાઓને શ્રી રામનામનો ઉપદેશ કરેછે. ૨

चौ०–आगे चले बहुरि रघुराई, ऋष्यमूक पर्वत नियराई ॥
तहँ रह सचिवसहित सुग्रीवा, आवत देखि अतुल बलसीवा ॥
अति सभीत कह सुनु हनुमाना, पुरुष युगल बल रूप निधाना ॥
धरि बटुरूप देखु तैं जाई, कहेसि मोहिं निज सैन बुझाई ॥
पठवा बालि होइ मन मैला, भागौं तुरत तजौं यह शैला ॥
विप्ररूप धरि कपि तहँ गयऊ, माथ नाय पूछत अस भयऊ ॥

**को तुम श्यामल गौर शरीरा, क्षत्रीरूप फिरहु बन बीरा ॥**
**कठिन भूमि कोमलपदगामी, कवन हेतु बन विचरहु स्वामी ॥**
**मृदुल मनोहर सुन्दरगाता, सहत दुसह बन आतप बाता ॥**
**की तुम तीनि देव महँ कोऊ, नर नारायण की तुम दोऊ ॥**

**आगे** શબ્દથી આરણ્યકાંડ અને કિષ્કિંધાકાંડનો સંબંધ મળી ગયો અર્થાત આરણ્યનો ત્યાગ કરી આગળ કિષ્કિંધા તરફ ચાલ્યા. બીજો અર્થ એ છે કે,—જેમ પ્રથમ પોતે આગળ ચાલતા હતા, અને લક્ષ્મણજી પાછળ ચાલતા હતા, તેમજ પાછા આગળ ચાલ્યા, વળી એમ પણ અર્થ થાય છે કે—રાજ્ય છોડયું, માતા પિતાનો વિયોગ થયો, દેશ છુટયો. વનમાં આવ્યા. સર્વ ભોગ છુટયા આટલું થયા ઉપરાંત વળી શ્રીસીતાજીનું હરણ થયું આ વિપત્તિયોને સહન કરી પાછા ફરવાનો વિચાર કર્યો નહિ; પણ આગળજ ચાલ્યા. '**रघुराई**' કહીને શૂરતાની પ્રધાનતા દર્શાવે છે. અથવા આ કાન્ડમાં રાજધર્મને પ્રધાન કરશે; કેમ કે જ્યારે સુગ્રીવે પોતાની વિપત્તિ અને વાલિના અન્યાયોનું વર્ણન કર્યું, ત્યારે શ્રી રામચન્દ્રજીએ જાનકીજીની શોધમાં પોતાનો અર્થ વિચારી સુગ્રીવનો પક્ષ કરી વાલિનો વધ કર્યો છે, એ રાજધર્મ છે. ઋષ્યમૂક એ પર્વતનું નામ એ માટે હતું કે,ત્યાં ઋષિઓ મૌન ધારણ કરીને તપ કરતા હતા. ત્યાં શ્રી રામચન્દ્રજી પધાર્યા. ત્યાં મંત્રીઓ સહ સુગ્રીવ રહેતો હતો. તેણે અતુળબળની મર્યાદા રૂપ બે ભાઈઓને આવતા જોઈને. ૧ વાલિના ભયથી ડર પામેલો સુગ્રીવ હનુમાનજીને કહેવા લાગ્યો કે,—'હે મહાવીર ! જુવો તો ખરા, આ બન્ને પુરૂષ મહા બળવાન્ છે; કારણ કે અનેક વિઘ્નોથી ભરેલા વનમાં નિશ્શંક ચાલ્યા આવે છે. માટે તમે બ્રહ્મચારીનું રૂપ ધારણ કરી જઈને જુવો; કારણ કે બ્રહ્મચારી અવધ્ય છે, અને વળી મંગળરૂપ છે. અથવા તો વિદ્યાર્થીરૂપ ધરો; કારણ કે વિદ્યાર્થીનો સ્વભાવ ચંચળ હોય છે. વગર પ્રયોજને પ્રશ્ન કરવું એ તેને ઉચિત છે. માટે ત્યાં જઈને જેવું વૃત્તાંત હોય તે મને વાનરી ઈશારો કરીને જણાવજો કે જેથી તેઓ જાણવા ન પામે. ૨ જો કદાચ એઓને વાલિએ મોકલ્યા હોય તો તમે ઉદાસ થઈ જજો. જો તે મલીન મનવાળા વાલિના મોકલ્યા હોય તો હું આ પર્વતનો ત્યાગ કરીને ચાલ્યો જાઊં.' વાલિને મનનો મેલો કહેવાનું કારણ એ છે કે, વાલિએ સુગ્રીવનું સર્વસ્વ લઈ તેની સ્ત્રી સાથે ભોગ કર્યો હતો. આ પ્રમાણે સુગ્રીવની આજ્ઞા થતાં હનુમાનજી બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ત્યાં ગયા અને પોતાનું સ્વરૂપ ઓળખાય નહિ એ માટે મસ્તક નીચું કરીને આ પ્રમાણે બોલ્યા અથવા હનુમાનજીએ જાણ્યું કે,—આ કોઈ બ્રહ્મઋષિનાં બાળકછે. એ માટે મસ્તક નમાવી પ્રણામ કર્યા. અથવા હનુમાનજી પોતાને વાનર જાણે છે એ

માટે પ્રણામ કરયા. અથવા એમ પણ શાસ્ત્રમાં લેખ છે કે,-જે કોઇ વનાન્તર વા તીર્થમાં અપૂર્વ રૂપ જોવામાં આવે તો, તેમાં દેવબુદ્ધિ કરીને તેને પ્રણામ કરવા. વળી એમ પણ અર્થ થાય છે કે-મહાવીરજીએ તેઓને જોયા તો તેમની એવી બુદ્ધિ થઇ ગઈ કે,-આ ત્રણ દેવતાઓમાં કોઈક છે. વા નર નારાયણ છે, વા પરબ્રહ્મ છે. આવા વિચારથી હનુમાનજી નમ્યા, અથવા શ્રેષ્ઠની સાથે નીચું મુખ કરીને વાત કરવી જોઈએ. અથવા તો શ્રી રામચન્દ્રજીના તેજથી અંજાઇ જઈ હનુમાનજી નીચું મસ્તક કરીને બોલ્યા કે-૩ તમે શ્યામ અને ગૌર શરીર ધારી કોણ છો ? ક્ષત્રિયનું રૂપ ધારણ કરી વીરવૃત્તિથી વનમાં ફરોછો. આ વનની પૃથિવી બહુ કઠણ છે, અને તમારા પગ તો કોમળ છે. હે સ્વામી ! શા કારણ-થી આપ વનમાં ફરોછો. ૪ તમારાં શરીર કોમળ, મનોહર અને સુંદર છે, તમે શા કારણથી વનની દુઃસહગરમી અને પવનને સહન કરો છો. શું તમે બ્રહ્મા, વિષ્ણુ અને શ્રી સદાશિવજી એ ત્રણ દેવતાઓમાંથી કોઈ છો ? એક તમારાથી જુદો પડી ગયેલ છે. અથવા તમે નર-નારાયણ આ બે મૂર્ત્તિ ધારણ કરીને જગત્‌ના સંરક્ષણ માટે વિચરો છો. ૫

**दोहा—जगकारण तारण भवहिं, भंजन धरणीभार ॥**
**कै तुम अखिल भुवनपति, लीन्ह मनुज अवतार ॥ १ ॥**

શું તમે જગત્‌ના પરમ કારણ, જગત્‌નો ઉદ્ધાર કરનારા, પૃથિવીનો ભાર હરનારા, સકળ બ્રહ્માંડોના પતિ ઈચ્છાથી મનુષ્ય અવતાર ધારણ કરીને વનમાં આવ્યા છો. ૧

**चौ०—सुनि बोले रघुवंशकुमारा, विधिकर लिखा को मेटनहारा ॥**
**कोशलेश दशरथके जाये, हम पितुवचन मानि वन आये ॥**
**नाम राम लक्ष्मण दोउ भाई, संग नारि सुकुमारि सुहाई ॥**
**इहां हरी निशिचर वैदेहि, खोजत विप्र फिरहि हम तेहि ॥**
**आपन चरित कहा हम गाइ, कहहु विप्र निजकथा बुझाइ ॥**
**प्रभु पहिचानि परे गहि चरणा, सो सुख उमा जाहि नहिंबरणा ॥**
**पुलकित तनु मुख आव न वचना, देखत रुचिर वेषकी रचना ॥**
**पुनि धीरज धरी अस्तुति कीन्हा, हर्षि ह्रदय निज नाथहि चीन्हा ॥**
**मैं अजान होइ पूछौं सॉई, तुम कस पूँछहु नरकी नॉई ॥**
**तव मायावश फिरौं भुलाना, ताते प्रभुपद नहिं पहिचाना ॥**

શ્રીરામચન્દ્રજી હસીને બોલ્યા કે,-'બ્રહ્માજીના લેખને કોણ મટાડી શકે છે. ( પ્રથમ પ્રશ્નનો ઉત્તર આપે છે ) અયોધ્યાના રાજા દશરથના અમે પુત્ર છીએ, અને અમે પિતાના વચનને માનઆપીને વનમાં આવ્યા છીએ. ૧ અમારા બે

ભાઈઓનાં લક્ષ્મણ અને રામ નામ છે. અમારી સાથે અમારી કોમળ શોભાયમાન્ સ્ત્રી હતી. અહિં અમારી સ્ત્રીને કોઈ રાક્ષસ હરીગયો છે. હે વિપ્ર ! અમે તેનેજ શોધીએ છીએ. ( બાકીનાં પ્રશ્નોનો ઉત્તર પોતાના રૂપને ગુપ્ત રાખવાના હેતુથી શ્રીરામચંદ્રજીએ આપ્યો નહિ. ) ૨, હે વિપ્ર ! અમે અમારૂં ચરિત્ર તો તમને કહ્યું. હવે તમે તમારી વાર્ત્તા કહો. પ્રભુ શ્રીરામચન્દ્રજીનાં વચનોનો હનુમાનજી વિચાર કરીને ચરણોમાં પડચા. શ્રીસદાશિવજી કહે છે કે, હે પાર્વતી ! જે વખતે હનુમાનજી, પ્રભુ શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પડચા તે સમયના સુખનું વર્ણન કરચું જાય તેમ નથી. હનુમાનજીએ શાસ્ત્રો દ્વારા શ્રીરામચન્દ્રજીનું વનમાં પધારવું સાંભળ્યું હતું, હવે વનમાં તો એ આવે છે. એમાટે એઓનાં કથેલાં વાકયોનો વિચાર કરવા લાગ્યા કે,–'**कुशलानां समूह कौशलं तस्य ईशः कौशलेशः**' સર્વ કલ્યાણોને આપનારા ઇશ એટલે પક્ષી વિશેષે કરીને ગરૂડજી, તે છે વાહન જેનું તે વિષ્ણુ પરમાત્મા તેનો અવતાર '**पुनः पितु**' અર્થાત્ અમે સકળ વિશ્વના કર્ત્તા છીએ, જો કદાચ તે કહે કે તમે આત્મશ્લાઘા માટે આ પ્રમાણે કહોછો. તો તેમાટે પોતાની સર્વજ્ઞતા પણ દર્શાવે છે કે, '**हेवनआये**, તમારૂં વાસ્તવ રૂપ તો બીજું છે. અને આ વિપ્રવેષ તો બનાવટી છે. આ અમારૂં વચન માની, અથવા શ્રીરામચન્દ્રજી જ્યારે શ્રીવિશ્વામિત્ર સાથે પધારચા, ત્યારે હનુમાનજીએ કહ્યું હતું કે,–હું તમને વનમાં આવીને મળીશ. તે આ સમય નામ સાંભળતાંજ ઓળખ્યા. અથવા બ્રહ્માજીએ જ્યારે દેવતાઓને વાનર શરીર ધારણ કરવાનું કહ્યું હતું ત્યારે કહેલું હતું કે, શ્રીરામચન્દ્રજી વનમાં આવીને મળશે. તેનું સ્મરણ કરી ઓળખી લીધા. ૩ આ સર્વ સાંભળતાં હનુમાનજીનું શરીર રોમાંચિત થઇ ગયું, મુખથી કાંઇપણ બોલી શકયા નહિ. અને સુંદર વેષની રચના જોવા લાગ્યા. પછી ધીરજ ધારણ કરી પોતાના સ્વામીને ઓળખી મનમાં પ્રસન્ન થઈને સ્તુતિ કરી. ૪ હે પ્રભો ! હું કદાચ આપને ન ઓળખતાં પુછું તો તે મને તો ઉચિત્ છે પણ આપ કેમ મનુષ્યના સમાન પુછોછો ? હું તો આપની માયાને વશ્ય થઈ ભૂલ્યો ફરચા કરૂં છું. એ માટે આપને મેં ઓળખ્યા નહિ. ૫

**दोहा—एक मन्द मैं मोहवश, कीश हृदय अज्ञान ॥**
**पुनि प्रभु मोहि बिसारेहु, दीनबन्धु भगवान ॥ २ ॥**

એક તો હું મતિમંદ, મોહ વશછું. અને મારૂં હદય કઠિણ છે, જેથી અજ્ઞાનવડે આપને ઓળખ્યા નહિ. અને આપ તો હે પ્રભુ ! દીનબંધુછો છતાં આપે મને વિસારી મુકયો, એ મારાં મહા અભાગ્ય છે. ૨

**चौ०—यदपि नाथ अवगुण बहु मोरे, सेवक प्रभुहिं परे जनु भोरे ॥**
**नाथ जीव तव माया मोहू, सो निस्तरे तुम्हारे छोहू ॥**

तापर मैं रघुवीर बहाई, जानौं नहिं कछु भजन उपाई ॥
सेवक सुत पितु मातु भरोसे, रहैं अशोच बनै प्रभु पोसे ॥
अस कहि चरण परे अकुलाई, निज तनु प्रकट प्रीति उरछाई ॥
तब रघुपति उठाइ उर लावा, निज लोचन जल सींचि जुड़ावा ॥
सुनु कपि जिय जनि मानसि ऊना, तैं मम प्रिय लक्ष्मण ते दूना ॥
समदरशी मोहिं कह सब कोई, सेवक प्रिय अनन्यगति सोई ॥

હે નાથ! જો કે મરામાં ઘણા અવગુણ છે, તોપણ હે સ્વામી! આપ સમર્થ છો, આપ સેવકને વિસારતા નથી. હે નાથ! જીવ આપની માયાથી મોહિત છે. તે જો આપની કૃપા હોય તો જ માયાથી મુકત થઇ શકે છે. બીજા કેટલાક તો કાંઇકિપણ કર્મ કરેછે; પરંતુ હું શ્રી રામચન્દ્રજીની દોહાઇ કરીને કહું છું કે,–'હું કાંઇપિણ ભજનનો ઉપાય જાણુતોજ નથી. ધનની કૃપણુતા મનુષ્યને મંદ કરેછે. અને ગુણુની કૃપણુતા પોતાને ઉત્તમ કરેછે. સેવક સ્વામીને ભરોસે, પુત્ર પિતા માતાને ભરોસે નિશ્ચિંત રહે છે. તેમ સેવક પ્રભુના ભરોસા ઉપર રહે છે અને પ્રભુ તેનું પોષણ કરે છે. ૨

આ પ્રમાણે કહી હનુમાનજી વ્યાકુળ થઈ શ્રી રામચંન્દ્રજીના ચરણોમાં પડ્યા. અને બ્રાહ્મણના રૂપનો ત્યાગ કરી પોતાનું મૂળ સ્વરૂપ વાનરનું પ્રકટ કર્યું. પ્રીતિ હૃદયમાં સમાતી નથી. જ્યાં સુધી હનુમાનજી બ્રાહ્મણનું શરીર ધારણ કરી રહેલા હતા, ત્યાં સુધી શ્રી રામચન્દ્રજીએ છાતી સરખા દાબ્યા નહોતા, કારણુ કે તે કપટરૂપ હતું પણ જ્યારે પ્રેમવશ થઇ, તે કપટ સ્વરૂપનો ત્યાગ કરી વાનર થયા ત્યારે છાતીમાં લગાવ્યા. અને પોતાનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ સીંચીને ઠંડા કરયા. ૩ અને કહ્યું કે,–'હે કપિ! તમે તમારા મનમાં સંકોચ ન કરો, અર્થાત્ ઓછું લગાડશો નહિ. તમે મને લક્ષ્મણુના કરતાં બમણા પ્રિયછો. (લક્ષ્મણું કરતાં બમણા પ્રિય છો એમ કહેવાનો ભાવ એ છે કે,–લક્ષ્મણુ મારા સેવક છે અને તમે મારા તથા લક્ષ્મણુ બન્નેના સેવક છો. અથવા તો હનુમાનજી કેવળ વિપત્તિમાંજ સહાયક થયા છે. અને લક્ષ્મણુજી સાથે રહેતાં તો જાનકીજીનો વિયોગ થયો. અને હનુમાનજીના સાથે જાનકીજીનો મેળાપ થશે. એ માટે બમણા પ્રિય કહ્યા. અથવા જ્યારે લક્ષ્મણુજીને યુદ્ધમાં શકિત લાગતાં લક્ષ્મણુજી મૂર્છિત થઇ જતાં હનુમાનજી સજીવન લાવશે, એ માટે બમણા પ્રિય કહ્યા.) મને સર્વ કોઇ સમદર્શી કહે છે; પણુ જે મારા અનન્યગતિ સેવક છે; તે અધિક પ્રિય છે.' (અનન્યનો અર્થ લક્ષ્મણુજી કહે છે.) ૪

दोहा–सो अनन्य अस जाहिकै, मति न टरै हनुमन्त ॥
मैं सेवक सचराचर, रूपराशि भगवन्त ॥ १ ॥

હે હનુમાન્! જેની બુદ્ધિમાંથી 'હું સેવક છું અને આ જે સ્થાવર જંગમ પદાર્થોના સમૂહ રૂપ જગત્ છે તે ભગવાન્ છે !' એવી ભાવના કદિપણ ટળે નહિ. તેને મારો અનન્યગતિ સેવક સમજવો. ૩

चौ०—देखि पवनसुत पति अनुकूला, हृदय हर्षि बीते सब शूला ॥
नाथ शैलपर कपिपति रहई, सो सुग्रीव दास तव अहई ॥
तासनँ नाथ मयत्री कीजे, दीन जानि त्यहि अभय करीजे ॥
सो सीताकर खोज कराइहिं, जहँ तहँ मर्कट कोटि पठाइहिं ॥
इहि विधि सकल कथा समुझाई, लिये दोउ जन पीठि चढाई ॥
जब सुग्रीव राम कहँ देखा, अतिशय धन्य जन्म करि लेखा॥
सादर मिलेउ नाइ पद माथा, भेंटे अनुज सहित रघुनाथा ॥
कपिके मन विचार यह नीती, करिहहिं विधि मोसन ये प्रीती ॥

હનુમાનજી શ્રીરઘુનાથજીને પ્રસન્ન જોઇ મનમાં પ્રસન્ન થયા અને સુગ્રીવના દુઃખથીજ દુઃખિત હતા, તે દુઃખ મટી ગયું અને બોલ્યા કે,-" હે નાથ ! પર્વતના ઉપર વાનરોના પતિ સુગ્રીવ રહે છે, તે પણ આપના દાસ છે. ૧ માટે હે નાથ ! તે સાથે મૈત્રી કરો. અને તેને દીન જાણીને અભય કરો. તે શ્રી સીતાજીના શોધ માટે જ્યાં ત્યાં કરોડો વાનરોને મોકલશે. ૨, આ પ્રકારે હનુમાનજી, સર્વ વાર્તા સમજાવી બન્ને ભાઈને-રામ લક્ષ્મણને પોતાની પીઠ ઉપર ચઢાવી, કૂદીને પર્વત ઉપર આવ્યા. જ્યારે સુગ્રીવે શ્રી રામચન્દ્રજીને જોયા ત્યારે તેમનાં દર્શન માત્રથી પોતાને કૃતાર્થ સુગ્રીવ માનવા લાગ્યો. ૩ સુગ્રીવ આદરપૂર્વક બન્ને ભાઈઓના ચરણમાં મસ્તક નમાવીને મળ્યા. સુગ્રીવે પોતાના મનમાં એ વિચાર કર્યો કે-આ મારી સાથે વિધિપૂર્વક પ્રીતિ કરશે. ૪

दोहा— तब हनुमन्त उभय दिशि, कहि सब कथा बुझाइ ॥
पावक साखी देइ करि, जोरी प्रीति दृढाइ ॥ ४ ॥

હનુમાનજીએ બન્ને પક્ષની વાર્તા સમજાવીને કહી. સુગ્રીવના તરફથી શ્રી રામચન્દ્રજીને કહ્યું કે,-આપ આને અભય કરો. આ આપની સહાયતા કરશે. સુગ્રીવને કહ્યું કે,-આ તને અભય કરશે, અને તમારે આનું પ્રયોજન સિદ્ધ કરવું પડશે. આ પ્રમાણે કહી અગ્નિની સાક્ષીએ મૈત્રી કરી. અગ્નિની સાક્ષીએ મિત્રતા કરવાનું કારણ એ છે કે,-અગ્નિ સર્વના હૃદયમાં વસે છે અને તેમાં દાહક શક્તિ છે. જેથી જો કોઈના મનમાં વિકાર ઉત્પન્ન થાય તો તે વિકારને બાળી નાંખે, અથવા રામાયણમાં અગ્નિજ પ્રધાન છે. અગ્નિથીજ ઉત્પત્તિ, અગ્નિનેજ જાનકીજી સોંપ્યાં હતાં, અગ્નિવડેજ લંકા દહન અને અગ્નિમાંથી જાન-

કીજીને કાઢયાં છે. મિત્રતામાં શુદ્ધિનું કારણ અગ્નિજ છે. ૪

चौ०—कीन्ह प्रीति कछु बीच न राखा, लक्ष्मण राम चरित सब भाषा ॥
कह सुग्रीव नयन भरी बारी, मिलिहिनाथ मिथिलेशकुमारी ॥
मंत्रिन सहित यहां इकबारा, बैठि रहउँ कछु करत विचारा ॥
गगनपन्थ देखी मैं जाता, परवश परी बहुत बिलखाता ॥
राम राम हा राम पुकारी, मम दिशि देखि दीन पट डारी ॥
मांगा राम तुरत सो दीन्हा, पट उर लाइ शोच अति कीन्हा ॥
कह सुग्रीव सुनहु रघुबीरा; तजहु शोक मन आनहु धीरा ॥
सब प्रकार करिहौं सेवकाई, जेहि विधि मिलहि जानकी आई ॥

પ્રીતિ એવી કરી કે,–કાંઇ પણ ભેદ રાખ્યોજ નહિ. લક્ષ્મણજીએ શ્રી રામચન્દ્રજીનું સર્વ ચરિત્ર કહ્યું તે શ્રવણ કરીને સુગ્રીવે નેત્રોમાં જળ લાવીને કહ્યું કે,–'મિથિલા નગરીના રાજાની કુંવરી આપને મળશે. ( આ ચોપાઇમાં **मिथिलेश कुमारी** પદ છે તે અર્થનું ફળ છે. અર્થાત્ જે મથન કરવાથી ઉત્પન્ન થયા હતા તેના વંશનાં કુંવરી શ્રી સીતાજી છે. અને શ્રી સીતાજી માટે પણ મહા મથન કરવું પડશે. સુગ્રીવે આંખ્યોમાં અશ્રુ લાવીને કહ્યું તેનો આશય એ છે કે, જાનકીજી મળશે તો ખરાં પણ રૂદન કરાવ્યા પછી મળશે. ) ૧ હું એક સમય મંત્રીઓ સહુ અહિં બેઠો બેઠો કાંઈ વિચાર કરતો હતો. તે સમય સીતાજીને આકાશમાં જતાં મેં જોયાં હતાં તે પરવશ હતાં. અને બહુજ વ્યાકુલ હતાં. ૨ તેમણે રામ, રામ, હારામ ! એમ કહી અમારા તરફ જોઇ કાંઇ વસ્ત્ર અને આભૂષણ નાંખેલ છે. તે રાખેલ છે.' ( અથવા એમ પણ અર્થ થાય છે કે, સીતાજીનો વિલાપ શ્રવણ કરી સુગ્રીવે હા રામ ! એમ પોકાર કર્યો. ત્યારે શ્રી સીતાજીએ તેને રામભક્ત જાણીને વસ્ત્ર નાંખ્યું. ) સુગ્રીવનાં વચન શ્રવણ કરી શ્રી રામચન્દ્રજીએ તે વસ્ત્રાભૂષણ મંગાવ્યાં એટલે તુરત સુગ્રીવે લાવી આપ્યાં એટલે શ્રી રામચન્દ્રજીએ તે વસ્ત્રને છાતી સાથે દબાવી બહુ શોચ કર્યો. ૩ અને પછી લક્ષ્મણને કહ્યું કે,–' હે ભાઈ ! આ ઘરેણાંને અને વસ્ત્રને ઓળખો છો ?' આવાં શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરી, લક્ષ્મણજીએ હાથ જોડીને શ્રી રામચન્દ્રજીને અમૂલ્ય વચન કહ્યાં કે,–૪ 'હે રઘુનાથજી ! મેં કદિ પણ શ્રી જાનકીજીનાં ચરણ વગર બીજે કયાંય જોયું નથી. માટે હું પગના ભૂષણને ઓળખું છું. 'સુગ્રીવે કહ્યું કે,–'હે રઘુનાથજી ! આપ શ્રવણ કરો. શોચ ન કરો. મનમાં ધીરજ ધારણ કરો. ૫ હું આપને જે પ્રકારે જાનકી મળશે તે પ્રમાણે સર્વ પ્રકારે આપની સેવા કરીશ.

दोहा—सखावचन सुनि हरषेउ, रघुपति करुणासीव ॥
करण कवन बसहु बन, मोसन कहु सुग्रीव ॥ ५ ॥

આવાં પોતાનાં સખા સુગ્રીવનાં વચન શ્રવણ કરી શ્રી રામચન્દ્રજી પ્રસન્ન થઇને સુગ્રીવને કહેવા લાગ્યા કે,–' હે સુગ્રીવ ! તમે શા માટે વનમાં રહો છો ? તે મને કહો.' ૫

चो०—पूंछहिं प्रभु हँसि जानहिं ताही, महावीर मर्कटकुल माही ॥
तव अस्थान प्रथम केहिठामा, कहु निज मात पिताकर नामा ॥
कह सुग्रीव सुनहु रघुराई, कहहुँ आदिते उतपाति गाई ॥
ब्रह्मा नयनन कीच निकारा, लै अँगुरी भु ऊपर डारा ॥
वानर एक प्रगट तहँ होई, चंचल बहु विरंचि बल सोई ॥
तेहिकर नाम धरा विधि जानी, ऋच्छराज तेहि सम नहि ज्ञानी ॥
विधि पदनाइ शीश कपि कहई, आयसु कही मोहिं प्रभु अहई ॥
विचरहु वन गिरि वनफल खावहु, मारेहु निशिचर जे जहँ पावहु ॥
सो ब्रह्माकी आज्ञा पाई, दक्षिण दिशा गयउ रघुराई ॥

( ક્ષેપક ) પ્રભુ શ્રી રામચન્દ્રજીએ જાણતાં છતાં પણ હસીને વાનરોના કુળના મોટા વીર સુગ્રીવને પુછ્યું કે,–'તમારૂં પ્રથમ સ્થાન કયાં હતું તે કહો અને તમારા પિતા માતાનાં નામ પણ કહો. ૧ સુગ્રીવે કહ્યું કે,–'હે રઘુનાથજી ! હું આદિથી સર્વ હકીકત કહું છું તે શ્રવણ કરો. એક સમય બ્રહ્માજીએ પોતાની આંખોમાંથી આંગળીવડે ચીપડો કાઢીને પૃથ્વિ ઉપર નાંખ્યો. ૨ તેમાંથી એક વાનર પ્રકટ થયો. તે મહા ચંચળ અને બ્રહ્માજીના સમાન બળવાન્ હતો. વિધાતાએ વિચાર કરીને જેના સમાન બીજો કોઇ જ્ઞાની નથી એવા તે મહાજ્ઞાની વાનરનું ઋચ્છરાજ નામ રાખ્યું. ૩ બ્રહ્માના ચરણમાં મસ્તક નમાવીને તે વાનર બોલ્યો કે, હે પ્રભુ ! મને શી આજ્ઞા છે ? બ્રહ્માજીએ કહ્યું કે,–તું વનમાં વિચર, ફળ ખા અને જે રાક્ષસ મળે તેને માર. ૪ હે શ્રી રામચન્દ્રજી ! તે બ્રહ્માજીની આજ્ઞા થતાં દક્ષિણ દિશામાં ગયો.

दोहा—ऋच्छराज तहँ विचरई, महावीर बलवान ॥
निश्चर मिलेते सब हते, लैलै वडे पपान ॥ ६ ॥

વનમાં મહા પરાક્રમી અને બળવાન્ ઋછરાજ ફરયા કરે અને જે રાક્ષસ મળે તેના શિર ઉપર કઠણ પાણા મારયા કરે. ૬

चौ०—फिरत दीख यक कूप अनूपा, जल परिछाहिं देखि निज रूपा ॥
तब कपि शोच करत मनमाहीं, केहिविधि रिपु रहेयह मांहीं ॥

ताहि देखि कोपा कपिवीरा, सब दिशि फिरा कूपके तीरा ॥
जोजो चरित कीन्ह कपि जैसा, सो सो चरित देखि तहँ तैसा ॥
गरजा कीश झाँइ सो बोला, कूदिपरा जलमाही डोला ॥
तब तनु पलटी भई सो नारी, अति अनूप गुण रूप अगारी ॥
सुनहु उमा अति कौतुक होई, आइ बहोरी ठाढि भै सोई ॥
सुरपति दृष्टि पारि तेहि काला, तेहि तब बिंदु परा तेहि बाला ॥
मोहे भानु देखि छविसीवाँ, छूटा बिंदु परा तेहि ग्रीवाँ ॥

તેણે ફરતાં ફરતાં એક સુંદર કુન્ડ જોયો. તે કુન્ડના જળમાં પોતાનું રૂપ જોવા લાગ્યો. જળમાં પોતાના રૂપને જોઈ તે વાનર વિચાર કરવા લાગ્યો કે,-શત્રુ આ જળમાં કયા પ્રકારે રહે છે. ૧ જળમાં દેખાતા પોતાના રૂપને શત્રુ માનીને ક્રોધ કરી તે કુન્ડની ચારે તરફ ફરવા લાગ્યો. તે વાનર જે જે પ્રકારે ચેષ્ટા કરે તે તે પ્રકારે સર્વ જળમાં જુવે. ૨ એટલે તો વાનરે ગર્જના કરી, એટલે કુન્ડમાંથી પણ પ્રતિધ્વનીનો શબ્દ થયો. કુન્ડમાંથી શબ્દ થતાં તો તે કુન્ડમાં કૂદીને પડયો. કુન્ડમાં પડતાંની સાથે તેનું વાનર શરીર બદલાઇને તે તો અત્યંત રૂપ અને ગુણના ભંડાર રૂપ સ્ત્રી થઇ ગયો. ૩ શ્રી શિવજી કહે છે કે-હે પાર્વતી ! શ્રવણ કરો. આ મહા કૌતુક થયું. તે સ્ત્રી તો પછી કુવામાંથી નિકળી ઉભી રહી તે સમય તેના ઉપર ઇન્દ્રની દૃષ્ટિ પડી, અને ઇન્દ્રનું વીર્ય તેના વાળો ઉપર પડયું. ૪ અને તેની અપાર કાન્તિ જોઈને સૂર્ય પણ મોહિત થયા અને સૂર્યનું વીર્ય તેના કંઠ ઉપર પડયું.

दोहा—इंद्र अंशते बालि भा, महावीर बलधाम ॥
दिनकर सुत दूसर भयो, तेहि सुग्रीवउ नाम ॥ ७ ॥

ઇંદ્રના અંશથી મહાવીર અને બળના ધામરૂપ વાલિ થયો. અને સૂર્યના અંશથી, હું સુગ્રીવ ઉત્પન્ન થયો. વાળથી ઉત્પન્ન થયો તેથી વાલિ અને કન્ઠથી ઉત્પન્ન થયો તેથી સુગ્રીવ નામ રાખ્યું. ૭

चौ०—पुनि तत्काल सुनहु रघुवीरा, नारी पलटि भयो सोइ वीरा ॥
तब ऋच्छराज प्रीति मनभयऊ, हमहिं संग लै विधि पहँ गयऊ ॥
करि प्रणाम सब चरित बखाना, कह अज हरि इच्छा बलवाना ॥
तब विधि हमहिं कहा समुझाई, दक्षिण दिशी जाहु दोउ भाई ॥
किष्किंधा तुम करौ अस्थाना, रंग भोग बहु विधि सुखनाना ॥
जो प्रभुलोक चराचर स्वामी, सो अवतरहि नाथ बहुनामी ॥

रघुकुल मणि दशरथ सुत होई, पितु आज्ञा विचरहिं वन सोई ॥
नरलीला करिहैं विधिनाना, पैहौ दरश होइ कल्याना ॥

પછી હે શ્રીરામચંદ્રજી ! તુરતજ તે સ્રી બદલાઇને તે વીર પ્રથમ જેવો હતો તેવો પુરૂષ થઈ ગયો. એટલે તો તે ઋચ્છરાજ મહા પ્રસન્ન થઈ અમને સાથે લઇ બ્રહ્માજી પાસે ગયા. ૧ અને બ્રહ્માજીને પ્રણામ કરી સર્વ વાર્તા કહી. ત્યારે બ્રહ્માજી બોલ્યા કે,–' શ્રી હરિની ઈચ્છા બળવાન્ છે.' બ્રહ્માએ અમને બન્ને ભાઇયોને સમજાવીને કહ્યું કે,–'તમે બન્ને ભાઈ દક્ષિણ દિશામાં જાઓ. તમે કિષ્કિંધા નગરીમાં સ્થાન કરી નાના પ્રકારનાં સુખ ભોગવી રાજ્ય કરો. જે પ્રભુ સંસાર અને ચર અચરના સ્વામી છે, તે નાથ કોઈ સમય પૃથ્વિનો ભાર ઉતારવા માટે અવતાર લેશે જેનાં અનેક નામ છે. ૩ તે રઘુકુળના મણિ દશરથ મહારાજાના પુત્ર થઇને પિતાની આજ્ઞાથી પૃથિવીના ઉપર વિચરશે. તે નાના પ્રકારની લીલા કરતા કરતા વનમાં આવશે. ત્યારે તેનાં દર્શનથી તમારૂં કલ્યાણ થઈ જશે. ૪

दोहा–तब हर्षे हम बंधु दोउ, सुनिकै विधिके वचन ॥
तप जप योग न पावहीं, सो हम देखब नयन ॥ ८ ॥

અમે બન્ને ભાઇ બ્રહ્માજીનાં આવાં વચન શ્રવણ કરીને અત્યંત પ્રસન્ન થયા કે જે જપ તપથી પણ મળતા નથી તેને અમે નેત્રાથી નિરખીશું. ૮

चौ०–विधिपद वंदि चले दोउ भाई, किष्किंधा तब आये गुसाई ॥
बाली राज कीन सुरत्राता, वन वसि दैत्य हन्यो दोउ भ्राता ॥
मयदानवके सुत दोउ वीरा, मायावी दुंदुभि रणधीरा ॥
कह सुग्रीव सुनहु रघुराई, विधिगति अलख जानि नाहिं जाई ॥
नाथ वालि अरु मैं दोउ भाई, प्रीति रही कछु वरणी न जाई ॥
मयसुत मायावी तेहि नाऊं, आवा सो प्रभु हमरे गाऊं ॥
अर्द्धरात्रि पुरद्वार पुकारा, वालिहु रिपु बल सहै न पारा ॥
धावा वालि देखी सोइ भागा, मैं पुनि गयउँ बन्धु सँग लागा ॥
गिरिवर गुहा पैठि सो जाई, वालि मोही तब कहा बुझाई ॥
परखेहू मोहिं एक पखवारा, नहिं आवौं तो जानेहु मारा ॥
मास दिवस तहँ रह्यहुँ खरारी, निसरी रुधिर धार तहँ भारी ॥
" तबमैं निज मन कीन्ह विचारा, जाना असुर बन्धु कहँ मारा ॥
वालि हत्यसि मोहिं मारहि आई, शिला द्वारदे चलेउँ पराई॥

ત્યાર પછી અમે બંને ભાઈ શ્રી બ્રહ્માજીના ચરણકમળને નમસ્કાર કરી કિષ્કિંધામાં આવ્યા. હે દેવતાઓનું સંરક્ષણ કરવાવાળા ! વનમાં રહીને અમો બન્ને ભાઈઓએ દૈત્યોને માર્યા અને પછી વાલિ કિષ્કિંધાનું રાજ્ય કરવા લાગ્યો. ૧ મયદાનવના બે પુત્ર માયાવી અને દુંદુભી મહારણધીર હતા. સુગ્રીવે કહ્યું કે, હે શ્રી રામચંદ્રજી ! આપ કૃપા કરીને શ્રવણ કરો, વિધાતાની ગતિ કોઇના પણ જાણવામાં આવે તેવી નથી. (અહિં સુધી ક્ષેપક છે.) ૨. હે નાથ ! મારી અને વાલિની એવી તો ગાઢ પ્રીતિ હતી કે, જેનું વર્ણન પણ થઇ શકે તેમ નથી. મયદાનવનો પુત્ર માયાવી યુદ્ધ કરવાને માટે અમારા ગામમાં આવ્યો. ૩ અને તે રાત્રિયે પુરના દ્વાર ઉપર આવી યુદ્ધની માગણી કરીને ગર્જના કરવા લાગ્યો. વાલિ શત્રુના બળને સહન કરી શકતો નહતો. વાલિને આવતો જોઈને તે દૈત્ય ભાગ્યો. એટલે વાલિ તેની પાછળ થયો. હું પણ મારા મોટાભાઈ વાલિની સાથે ગયો. ૪ રાક્ષસ આગળ અને અમે બે ભાઇઓ પાછળ એમ ભાગતાં ભાગતાં રાક્ષસ એક પર્વતની ગુફામાં પેસી ગયો. ત્યારે વાલિએ મને કહ્યું કે,–પંદર દિવસ સુધી મારી રાહ તું અહિં રહીને જોજે. જો હું પંદર દિવસમાં ન આવું તો તું જાણજે કે હું રાક્ષસને હાથે માર્યો ગયો. ૫. હે શ્રી રામચંદ્રજી ! હું ત્યાં પંદર દિવસને બદલે એક માસ પર્યંત એટલે કે ત્રીસ દિવસ સુધી રહ્યો. (વાલ્મીકિ રામાયણમાં તો બાર માસ રહેવાનો લેખ છે. કોઈ બાર દિવસ રહ્યો એમ પણ અર્થ કરે છે. ) ત્યાં રૂધિરનો ફીણવાળો પ્રવાહ ગુફામાંથી નિકલ્યો. તે પ્રવાહ જેવો વાલિના રૂધિરનો રંગ હતો તેવોજ હતો. તેથી મને ભ્રમ થઈ ગયો અને મેં મનમાં જાણ્યું કે અસુરે વાલિને માર્યો. ૬ ( આ ક્ષેપક છે. ) એ દૈત્ય વાલિને મારીને મને પણ મારશે. એ શંકાથી હું તો મોટી શિલા ઉપાડી તે પર્વતની ગુફાના બારણાં આગળ મુકીને ત્યાંથી ભાગી કિષ્કિંધામાં આવ્યો.

दोहा–वालि महाबलअमित अति, समर न जीतै कोय ॥
त्यहि मारिसि जो निशिचर, सो अब मारय मोय ॥ ९ ॥

વાલિ મહા બળવાન્ છે. તેને કોઇ પણ યુદ્ધમાં જીતી શકતું નથી; પરંતુ જેણે વાલિને માર્યો તે મને પણ અવશ્ય મારી નાંખશે. ૯

ચો૦–गयउँ भवन मन शोच अपारा, पूछे वालि कह्यो जिमि मारा ॥
पंपापुरके जन तेही काला, तनु व्याकुल मन बहुत बिहाला ॥
मंत्रिन पुरे देखा बिनु साँई, दीन्हेउ राज मोहिं वरीआई ॥
वाली ताहि मारि गृह आवा, देखि मोहिं जिय भेद बढावा ॥
रिपु समान मोहिं मारेसि भारी, हरि लीन्हेसि सर्वस अरु नारी ॥
ताके भय रघुवीर कृपाला, सकल भुवन मैं फिरेउँ बिहाला ॥

यहां शाप वश आवत नाहीं, तदपि सभीत रहौं मन माहीं ॥
सुनि सेवक दुख दीनदयाला, फरकि उठे दोउ भुजा बिशाला ॥

એ શંકાથી હું મહાભારી શોચ કરતો કરતો ઘેર આવ્યો અને સર્વ કોઈએ વાલિના સમાચાર પુછતાં મેં તે સર્વને વાલિના મરણના સમાચાર કહ્યા. તે સમય પંપાપુરવાસી મનુષ્યો તનમનથી બહુજ વ્યાકુળ અને બેહાલ થઈ ગયાં. ૧ મંત્રિઓએ રાજા વિનાની રાજધાની નિરખીને મારી જો કે ઇચ્છા નહતી છતાં પણ બલાત્કારે મારો રાજ્યાભિષેક કર્યો. જ્યારે વાલિ તે અસુરને મારીને ઘેર આવ્યો. તો તે સમય મને સિંહાસન ઉપર બેઠેલો જોઈને તેને મહા દ્વેષ થયો. ૨ મને જોતાંની સાથેજ વાલિએ શત્રુના સમાન બહુજ માર્યો. અને મારૂં સર્વસ્વ સ્ત્રી સહ હરિ લીધું. તેના ડરથી હે શ્રી રામચંદ્રજી ! હું સર્વ પૃથિવીમાં વ્યાકુળ થઈને ફરચા કરૂં છું. ૩ અહિં મુનિના શાપના ડરને લીધે વાલિ આવતો નથી, છતાં પણ હું મનમાં ડરચા કરૂં છું.' સેવકનું દુઃખ સાંભળતાંની સાથેજ દીનદયાળુ શ્રી રઘુનાથજીની બેય ભુજા ફરકવા લાગી. ૪ (આગળ ક્ષેપક છે.)

दोहा—सुनत वचन बोले प्रभु, कहहु शापकी बात ॥
दुंदुभिदैत्य सो कवन विधि, वालि हत्यो तेहि तात ॥ १० ॥

સુગ્રીવનાં આવાં વચન શ્રવણ કરી શ્રી રામચંદ્રજી બોલ્યા કે, હે સુગ્રીવ ! શાપની વાર્તા કહો કે દુંદુભી દૈત્યને વાલિએ કયા પ્રકારે માર્યો.૧૦

समदर्शी शीतल सदा, मुनिवर परम प्रवीन ॥
मोहिं बुझाई कहहु सब, शाप कौन हित दीन ॥ ११ ॥

મુનિયોમાં શ્રેષ્ઠ મતંગજી કે જે સમદર્શી, શીતળ અને ચતુર હતા, છતાં તેણે વાલિને શા માટે શાપ આપ્યો તે વાત સવિસ્તર મને સમજાવીને કહો. ૧૧

चौ०—पुनि पूछत भए कृपानिकेता, वालिहि शाप भयो केहि हेता ॥
बोले तब कपीश मनलाई, दुंदुभिदैत्य महाबल भाई ॥
मल्लयुद्धकी गति सब जानै, और बली नहिं कोउ मनमानै ॥
एकबार जलनिधि तट आयो, जाइकै जलनिधि माँझ थहायो ॥
सबहि कटी प्रमाण जलभयऊ, करि अभिमान मथत सो लयऊ ॥
मथत सिंधु व्याकुल सबमाता, जीव जंतु सब भये निपाता ॥
तब अकुलाय सिंधु चलिआवा, बचन विचारिहि ताहि सुनावा ॥
तुम बल सरवर और न कोऊ, वचन विचारि कहौं मै सोऊ ॥
हिमागिरि बल बरणो ना जाई, त्यहि जीतन कर करहु उपाई ॥

वचन सुनत तहीं चलिआयो, देखि हिमाचल अति मन भायो.
ताल ठोंकि हिम लीन उठाई, तब हिमगिरि बहु बिनती लाई॥
तुम्हरे बल सरवर मैं नाहीं, तातै करौं न मान तुम्हाहीं ॥
पंपापुर तुमहीं चलि जाहू, बालि महाबलनिधि अवगाहू ॥
सुनत वचन तबहीं चलिआवा, बालि बालि कहिकै गोहरावा ॥

આ પ્રકારે શ્રીરામચંદ્રજીએ વાલિને કયા કારણથી શાપ થયો, તે પુછતાં કપીશ સુગ્રીવે કહ્યું કે,—'હે પ્રભુ ! દુંદુભી દૈત્ય મહા બળવાન્ હતો. ૧ તે મલ્લ યુદ્ધની સર્વ ગતિમાં કુશળ હતો. અને પોતાના સમાન બળવાન્ કોઈ પણ નથી એમ તેને અભિમાન હતું. તે એક વખત સમુદ્રના કિનારા ઉપર ગયો. અને તેમાં ક્ષોભ વધારી અવગાહન કર્યું. ૨ સમુદ્ર તેને કમર સુધીજ આવ્યો એટલે તો તે દૈત્ય અભિમાનથી સમુદ્ર મંથન કરવા લાગ્યો. સમુદ્ર મંથન કરતાં સમુદ્ર શરીરે વ્યાકુળ થઈ ગયો. અને સમુદ્રમાંના નાના પ્રકારનાં જીવ જંતુઓ મરવા લાગ્યાં. ૩ ત્યારે અકળાઈને સમુદ્ર આવીને વિચાર કરીને તે દૈત્યને આવાં વચનો કહ્યાં. તમારા સમાન બળવાન્ બીજો કોઇ પણ નથી. પરંતુ હું તમને વિચારીને કહું છું કે,—હિમાલયના બળનું વર્ણન થઇ શકતું નથી, માટે તમે તેને જીતવા માટે યત્ન કરો. આવાં સમુદ્રનાં વચન શ્રવણ કરતાંની સાથેજ તે દૈત્ય હિમાલય પાસે આવીને તેને જોઈને પ્રસન્ન થયો. ૫ અને તાલ ઠોકીને હિમાલયને ઉપાડી લીધો. ત્યારે હિમાલયે ઘણીજ વિનતિ કરીને કહ્યું કે,—હું તમારા બળના સમાન યોદ્ધો નથી. એ માટે હું તમારી સાથે અભિમાન કરતો નથી. અને હું તમોને વિનતિ કરૂં છું કે,૬–તમે હમણાંજ પંપાપુર ચાલ્યા જાઓ. ત્યાં મહાબળવાન્ વાલિ રહે છે. ત્યાં જાઓ. આવાં હિમાલયનાં વચન શ્રવણ કરીને તે મહાઅભિમાની દૈત્ય તુરત પંપાપુર આવ્યો, અને વાલિ વાલિ એમ કહીને પુકારવા લાગ્યો. ૭

दोहा—वेष किये सो महिषकर, गर्व बहुत मन माहिं॥
आयो निकट सो गर्जि कर, मनहि तनक भय नाहिं ॥१२॥

તે પાડાનો વેષ કરીને મહા અભિમાનથી ગર્જના કરતો આવ્યો. જેના મનમાં જરા પણ ડર નહતો. ૧૨

चौ०—मही मर्दै तरु करै निपाता, गरजेउ घोर गिरा जनु घाता ॥
ठोकेउ ताल वज्र जनु परेऊ, तेहिकर मर्म जानि सब डरेऊ॥
पंपापुर व्याकुल सब काहू, चंद्र ग्रसन जनु आयो राहू ॥
सुनत बालि धावा ततकाला, देखि असुर भजदंड कराला ॥

भिरे युगल करिवरकी नाईं, मल्लयुद्ध कछु वरणि न जाई ॥
चारि याम अस कौतुक भयऊ, मुष्टि प्रहार तासु कपि दयऊ ॥
गिरा अवनि तब शैल समानाँ, जीव जंतु तरु टूटेउ नाना ॥
पुनि तोहि बालि युगल करि डारा, उत्तर दक्षिण कीन प्रहारा ॥
तेहि गिरि पर मुनिकुटी सुहाई, रुधिर प्रवाह गयो तहँ धाई ॥
ऋषि मतंगकर तहाँ निवासा, गये सो ऋषि मंजन सुखरासा ॥
मज्जन करि मतंगऋषि आये, देखि कुटि अति क्रोध बढाये ॥
तबहिं विचार कीन्ह मनमाहीं, यक्ष एक चलि आवा ताहीं ॥
तिनहीं सकल कही इतिहासा, सुनि मतंग भए क्रोधनिवासा ॥

પૃથિવીનું મર્દન કરતો વૃક્ષોને પાડવા લાગ્યો. અને મહા ભયંકર ગર્જના કરી. તાલ ઠોકવા માંડયો. તાલ ઠોકતાં જે અવાજ થતો તે જાણે વજ્રનો અવાજ થતો હોય એમ જણાતો હતો. તેના ભેદને જાણીને સર્વ ડરવા લાગ્યા. ૧ પંપાપુરમાં સર્વ કોઈ નાના મોટા વ્યાકુલ થઈ ગયા. અને એમ જાણવા લાગ્યા કે જાણે ચંદ્રને પકડવા રાહુ આવ્યો છે કે શું ? તે દૈત્યની હાકને શ્રવણ કરતાંની સાથેજ વાલિ તત્કાળ દોડયો. અને અસુરના કરાળ ભુજદંડને જોઇને. તે સાથે વાલિ ધસી આવ્યો. બે હાથિયોની સદશ બન્ને લડવા લાગ્યા. જે બન્નેને મલ્લયુદ્ધ થયું તેનું વર્ણન પણ થઈ શકતું નથી. ચાર પ્રહર સુધી યુદ્ધ થયું. ત્યાર પછી વાલિયે મહાબળપૂર્વક એક મૂઠીનો પ્રહાર કર્યો. ૩ એટલે તે રાક્ષસ પ્રહાર થતાંની સાથેજ પૃથિવીના ઉપર જેમ પરવત પડે તેમ પડયો. તેના પડવાથી તેના શરીર નીચે નાના પ્રકારનાં જીવ જંતુ દબાઇને મરણ પામ્યાં, ઘણાં વૃક્ષો તૂટી પડયાં અને ત્યાર પછી વાલિયે તેના શરીરના બે કટકા કરીને એક કટકો ઉત્તરમાં અને એક દક્ષિણમાં ફેંકી દીધો. ૪ તે પરવતના ઉપર મહાષ મતંગનો આશ્રમ હતો ત્યાં તેમની પર્ણકુટીમાં રૂધિર પડયું. તે સમય મહર્ષિ સ્નાન કરવા ગયા હતા. ૫ જ્યારે મહર્ષિ મતંગ સ્નાન કરીને આશ્રમમાં પધાર્યા. ત્યારે પર્ણકુટીને રૂધિર યુકત નિરખીને મહા ક્રોધ પામ્યા. અને મનમાં વિચાર કરવા લાગ્યા કે,–આ રૂધિર કયાંથી પડયું. એમ વિચાર કરે છે એટલામાં તો ત્યાં એક યક્ષ આવ્યો. ૬ તે યક્ષે મહર્ષિને રૂધિરના સંબંધની સર્વ વાર્તા કહી સંભળાવી. તે વાર્તા શ્રવણ કરતાંની સાથેજ મહર્ષિ મતંગને મહા ક્રોધ ચડયો.

दोहा–दीन शाप तब क्रोध करि, नाहिं मन कीन्ह विचार ॥
बालि नाश गिरि देखताहि, होइ जाय तनु छार ॥ १३ ॥

મહર્ષિએ ક્રોધ કરીને કાંઈ પણ વિચાર ન કર્યો. અને શાપ આપ્યો કે આ પર્વત પાસે આવતાંની સાથેજ અને પર્વતને જોતાંની સાથેજ વાલિ બળીને ભસ્મ થઈ જશે. ૧૩

चो०–तेहिभय इहां बालि नहिं आवत, ऋषिके वचन मानि भय पावत ॥
तेहि भरोस यहि गिरिपर रहऊं, बालि त्रास नहिं विचरत कहऊं ॥
यहि दुखते प्रभु दिन अरु राती, चिंता बहुत जराति अति छाती ॥
जानहु मर्म सकल रघुनाथा, इहां रहौं हनुमति लै साथा ॥
सो वृत्तांत बालि सब जाना, इहां न आवत कृपानिधाना ॥
सुनि सुग्रीव वचन भगवाना, बोले हरि हँसि धरि धनुबाना ॥

એ કારણને લીધે વાલિ અહિં આવતો નથી. મહર્ષિનાં વચનોથી મહાભય પામે છે. એ ભરૂંસાથી હું પણ આ પર્વતના ઉપર રહું છું. વાલિના ત્રાસથી ક્યાંય પણ જતો નથી. ૧ હે પ્રભુ ! આ દુઃખથી રાત અને દિવસ ચિંતાને લીધે મારી છાતી બળ્યા કરે છે, હે રઘુનાથજી ! આ પ્રમાણે સર્વ વાત છે. અને તેથી હનુમાનજીને સાથે રાખીને અહિં રહું છું. ૨ આ સર્વ વાર્તા વાલિ જાણે છે ? એ માટે હે પ્રભુ ! તે અહિં આવતો નથી. આવાં સુગ્રીવનાં વચન શ્રવણ કરીને ભગવાન્ શ્રીરામચંદ્રજી ધનુષ્ ધારણ કરીને આ પ્રમાણે બોલ્યા. ( અહિં સુધી ક્ષેપક છે. )

दोहा—सुन सुग्रीव मैं मारिहौं, बालिहि एकहि बाण ॥
ब्रह्म रुद्र शरणागतहु, गये न उबरहि प्राण ॥ १४ ॥

હે સુગ્રીવ ! તમે શ્રવણ કરો. જો એમજ છે તો હું વાલિને માત્ર એકજ બાણથી મારી નાંખીશ. જો તે કદાચ ભાગીને બ્રહ્માને રૂદ્રને શરણ જશે તોપણ તેનો પ્રાણ નહિજ બચે. ૧૪.

चो०–जे न मित्र दुख होहिं दुखारी, तिन्हे विलोकत पातक भारी ॥
निज दुख गिरि सम रज करि जाना, मित्र दुःख रज मेरु समाना ॥
जिनके अस मति सहज न आई, ते शठ हठ कत करत मिताई ॥
कुपथ निवारि सुपन्थ चलावा, गुण प्रगट अवगुणहि दुरावा ॥
देत लेत मन शंक न धरहीं, बल अनुमान सदा हित करहीं ॥
विपतिकाल कर शतगुण नेहा, श्रुति कह सत मित्र गुण एहा ॥
आगे कह मृदु बचन बनाई, पाछे अनहित मन कुटिलाई ॥
जाकर चित्त अहि गति सम भाई, अस कुमित्र परिहरे भलाई ॥

જે પોતાના મિત્રને દુઃખી જોઈને દુઃખી થતો નથી, તેને જોવાથી પાપ લાગે છે. જો પોતાનું દુઃખ પર્વત સમાન હોય તો તેને રજના સમાન જાણે. અને મિત્રનું દુઃખ રજના સમાન હોય તો તેને પર્વતના સમાન જાણીને તેના નિવારણનું યત્ન કરવું. ૧ જેને મિત્રનું દુઃખ દૂર કરવાની બુદ્ધિ સહજ થતી નથી, તે શઠ હઠપૂર્વક મિત્રતા શા માટે કરે છે ? જે કુપંથથી નિવારણ કરી સુપંથમાં ચલાવે છે, ગુણ પ્રકટ કરે છે, અને અવગુણને ગુપ્ત રાખે છે ૨ જે દેતાં લેતાં મનમાં શંકા કરતા નથી. બળના પ્રમાણમાં સદા હિત કરે છે. તે મિત્ર છે. અને જ્યારે વિપત્તિકાળ આવે, તો સો ગણો પ્રેમ કરે, તે વેદોએ સંતોના તથા મિત્રોના ગુણ કથન કરેલ છે. ૩ અને જે આગળ તો એટલે કે મોઢે તો બનાવી બનાવીને મીઠી વાતો કરે, અને પાછળથી અકલ્યાણ અને કુટિલતા કરે, હે ભાઈ ! જેનું ચિત્ત સાપની ગતિના સમાન (વાંકું ) છે, તેને કુમિત્ર જાણો, તેનો ત્યાગ કરવાથીજ કલ્યાણ છે. ૪

દોહા–मित्र मित्रसों प्रीति करि, हृदय आन मुख आन ॥
जाके मन वच प्रेम नहिं, दुरे दुराये जान ॥ १५ ॥

મિત્ર મિત્ર સાથે પરસ્પર પ્રીતિ કરે છે, પરંતુ હૃદયમાં કપટની ધારણા અને જેના વચન અને મનમાં પ્રેમ નથી, અને હૃદયમાં કપટને ગુપ્ત રાખે છે તે મિત્ર નથી. ૧૫.

ચૌ૦–सेवक शठ नृप कृपण कुनारी, कपटी मित्र शूल सम चारी ॥
सखा शोच त्यागहु बल मोरे, सब विधि करब काज मैं तोरे ॥
कह सुग्रीव सुनौ रघुवीरा, बालि महाबल अति रणधीरा ॥
सप्त ताल ये कृपानिधाना, बेधे सबहि एकही बाना ॥
चंद्र मंडलाकार सुहाई, परे एक बाणे महि आई ॥
ताके कर बाली प्रभु मरई, नातो श्रम मिथ्या कोऊ करई ॥
सुनि बोले प्रभु शीतल बानी, कपि चतुराइ तोरि मैं जानी ॥
यहि विधि बलका करहु परेखू, कहहु तालकर चरित विशेषू ॥
सुनि सुग्रीव हिये हर्षाना, तालवृक्ष कर चरित बखाना ॥
एक दिवस कपीश वन गयऊ, वृक्ष फूल फल देखत भयऊ ॥
मन हर्षाय सात फल लीना, जल मज्जनते शुचि सो कीना ॥

મુર્ખ સેવક, કૃપણ રાજા, કજીયારી સ્ત્રી, કપટી મિત્ર એ ચારે શૂળના સમાન છે. હે મિત્ર ! સર્વ પ્રકારે તમે મારા ભરૂશાથી તમારા શોચનો ત્યાગ કરો. હું સર્વ પ્રકારે તમારૂં કાર્ય અવશ્ય કરીશ. ૧ સુગ્રીવે કહ્યું કે–હે રઘુના-

યજી ! આપ શ્રવણ કરો. વાલિ મહા બળવાન્ અને રણધીર છે. ( આગળ ક્ષેપક છે, ) હે કૃપાનિધાન ! આ સાત તાળનાં વૃક્ષને જે એકજ બાણથી વિંધે. ૨ ચન્દ્ર મંડલાકાર આ વૃક્ષ જેનાં એકજ બાણથી પૃથિવીના ઉપર આવી પડે, હે પ્રભુ ! તેના હાથથી વાલિનું મરણ થશે. એ સિવાય તો ગમે તેટલું યત્ન કરે તો પણ વ્યર્થ છે. ૩ આવાં સુગ્રીવનાં વચન શ્રવણ કરીને પ્રભુ શીતળ વાણી બોલ્યા કે,–હે કપિ ! મેં તમારી ચતુરાઈ જાણી. તમે આ પ્રકારે મારા બલની પરિક્ષા કરવા ધારો છો. બહુ સારૂં, તાળનું જે વિશેષ ચરિત્ર હોય તે મને કહી દેખાડો. ૪ શ્રી રામચંદ્રજીનું વચન શ્રવણ કરીને સુગ્રીવ હૃદયમાં પ્રસન્ન થઇને તાળવૃક્ષનું ચરિત્ર કહેવા લાગ્યા કે,–એક દિવસ વાલિ વનમાં ગયો. અને ત્યાં ફુલ ફલવાળાં વૃક્ષોને જોવા લાગ્યો. ૫ મનમાં પ્રસન્ન થઇને સાત ફળ લીધાં અને સ્નાન કરી તેને પવિત્ર કર્યાં.

दोहा–लै आतुर चलि आयहु, पंपापुर जगदीश ।
कारि अस्नान ध्यान पुनि, नाइ इष्ट कहँ शीश ॥ १६ ॥

હે જગદીશ ! તે સાત ફળને લઈને વાલિ પંપાપુર આવ્યો. અને સ્નાન કરી ધ્યાન કરી ઇષ્ટ દેવને મસ્તક નમાવ્યું. ૧૬

राखे फल जे मगकरि दर्पा, तेहि फल पर बैठा इक सर्पा ॥
शशिमंडल समान फन काढी, देखि कपीश महा रिसि बाढी ॥
अरे दुष्ट भख मोर नशावा, यमपुर आज सदन तुव छावा ॥
नाहिंत शीश शाप ले मोरा, वृक्ष फूटि निकसै तनु तोरा ॥
जहां जायकर बैठा बेदी, निकसे सप्तताल तनु छेदी ॥
क्रोध निवारि वालि गृह आवा, समाचार यह तक्षक पावा ॥

જે ફળ અહંકારપૂર્વક વાલિયે રાખ્યાં. હે પ્રભુ ! તેના ઉપર એક સર્પ આવીને બેસી ગયો. ચન્દ્રમંડળના સમાન ફણા કાઢીને બેઠો તેને જોઇને વાલિને મહા ક્રોધ ચડયો અને તે આ પ્રમાણે બોલ્યો. ૧ અરે દુષ્ટ ! તે મારાં ભોજનનો નાશ કર્યો. તું યમપુરીમાં જવા ઇચ્છે છે. એ માટે મારા શાપને તું શિર ઉપર લે. તારા શરીરને ફોડીને આ સાતે તાલવૃક્ષ નિકળશે. ૨ જે પ્રમાણે તું વેદીના આકારે શરીરને કરીને બેઠો છે, તે પ્રકારે આ તારૂં શરીર છેદીને સાત તાલ નિકળશે. વાલિ ક્રોધ ત્યાગીને ઘેર આવ્યો. આ સમાચાર તક્ષકને થયા. ૩.

दोहा–पुत्र बधन सुनि क्रोध कारि, मम दुख भयो अपार ॥
निश्चय मारै वालिसो, जो इह वेधै तार ॥ १७ ॥

પુત્રને વાલિનો શાપ થયો તે વાર્તા શ્રવણ કરીને તક્ષકને મહાભારી ક્રો-

ષ ચડ્યો. અને તક્ષકે મનમાં મહા દુઃખ પામીને વાલિને એ શાપ આપ્યો કે કોઈ આ સાતે તાલને એકજ બાણુથી તોડી નાખશે તે અવશ્ય વાલિને મારી નાંખશે. ૧૭.

सो सब समाचार मैं जानव, अस तब कहब नाथ मन मानव ॥
दुंदुभि अस्थि ताल दिखराये, बिनु प्रयास रघुनाथ ढहाये ॥
भये शतखण्ड वृक्षके जबहीं, निकस्यो सर्प ताल तर तबहीं ॥
करि स्तुति जब सर्प सिधावा, निरखि हरीश प्रभुहि सुखपावा ॥
देखि अमित बल बाढी प्रीती, वालि बधन कर भइ परतीती ॥
बारहिं बार नाय पद शीशा, प्रभुहि जानि मन हर्ष कपीशा ॥
उपजा ज्ञान वचन तब बोला, नाथ कृपा मन भयऊ अडोला ॥
सुख सम्पति परिवार बडाई, सब परिहरि करिहौं सेवकाई ॥
ये सब राम भक्तिके बाधक, कहहिं सन्त तव पद अवराधक ॥
शत्रु मित्र दुख सुख जगमाहीं, मायाकृत परमारथ नाहीं ॥
वालि परमहित जासु प्रसादा, मिलेहु राम तुम शमन विषादा ॥
स्वप्नेहु जेहि सन होइ लराइ, जागे समुझत मन सकुचाई ॥
अब प्रभु कृपाकरहु यहि भांती, सब तजि भजन करो दिनराती ॥
सुनि विराग संयुत कपिवाणी, बोले विहँसि राम धनुपाणी ॥
जो कछु कहेउ सत्य सब सोई, सखा वचन मम मृषा न होई ॥
नट मर्कट इव सबहि नचावत, राम खगेश वेद अस गावत ॥
लै सुग्रीव संग रघुनाथा, चले चाप सायक गहि हाथा ॥
तब रघुपति सुग्रीव पठावा, गर्जेसि जाइ निकट बल पावा ॥
सुनत वालि क्रोधातुर धावा, गहि कर चरण नारि समुझावा ॥
सुनु पति जिनहिं मिला सुग्रीवा, ते दोऊ बन्धु तेज बल सीवा ॥
कोशलेश सुत लक्ष्मण रामा, कालहु जीति सकहिं संग्रामा ॥
" सोइ रघुवीर हृदय महँ आनहु, छांडहु मोह कहा मम मानहु "

મતંગ ઋષિએ વળી એમ પણ કહ્યું છે કે, જે કોઇ આ દુંદુભી દૈત્યના હાડકાંના સમૂહને એકજ બાણુથી ઉડાવી દેશે, તેના હાથથી વાલિનું મરણ અવશ્ય થશેજ. ૧ આ સર્વ સમાચાર હું જાણું છું. હવે જે પ્રમાણે કહો તે પ્રમાણે કરૂં, ( અહિં સુધી ક્ષેપક છે. ) દુંદુભીના હાડકાના સમૂહને તથા તાળના વૃક્ષને જ્યાં સુગ્રીવે શ્રીરામચંદ્રજીને બતાવ્યાં તેવાંજ વિના પરિશ્રમે દૂર

કર્યો. પગના અંગુઠાથીજ દુંદુભીના હાડકાંને કેટલાક યોજન ફેંકી દીધાં. ૨ તે પ્રમાણેજ સો કટકા તાળના વૃક્ષના પણ થયા. અને તાળને નિચેથી સર્પ નિકળ્યો. અને શ્રી રામચંદ્રજીની સ્તુતિ કરીને જ્યારે સર્પ ચાલ્યો ગયો ત્યારે સુગ્રીવને મહાસુખ થયું. ૩ શ્રી રામચંદ્રજીનું અત્યંત બળ નિરખીને સુગ્રીવને પ્રીતિ થઇ, અને વાલિના વધનો વિશ્વાસ આવ્યો. અને વારંવાર શ્રી રામના ચરણકમળમાં મસ્તક નમાવ્યું. અને પ્રભુને ઓળખીને મનમાં અત્યંત પ્રસન્ન થયો. શ્રી રઘુનાથજીનું બળ જોઇને મનમાં જાણી લીધું કે આ સાક્ષાત્ પરબ્રહ્મ છે. ત્યારે જ્ઞાન થઇ ગયું. અને કહેવા લાગ્યો કે,–હે પ્રભુ ! આપની કૃપાથી મન નિશ્ચય થઇ ગયું છે. હે ઇશ્વર ! સર્વ સુખ સંપત્તિ, કુટુંબની મોટાઇ એ સર્વ મિથ્યા છે. એ સર્વનો ત્યાગ કરી હું આપની સેવા કરીશ. ૫ આ સર્વ હે રઘુનાથજી ! આપની ભકિતમાં અડચણ કરનારાં છે. એમ જે તમારાં ચરણોની આરાધના કરનારા સંત મહાત્માઓ છે તે કહે છે. શત્રુ, મિત્ર, દુઃખ સુખ જગત્‌માં માયાનાં કરેલાં દેખાય છે, પરમાર્થથી કાંઈ પણ નથી. ૬ વાલિ તો હે પ્રભુ ! મારો પરમ હિતકારી છે. જેને લીધે હે રઘુનાથજી ! આપનાં દર્શન થયાં. જો વાલિ સાથે મારે કલેશ થયો ન હોત તો આપનાં દર્શન શી રીતે થાત. આ વાલિ સાથેનું વેર એવું છે કે સ્વપ્નમાં જે સાથે લડાઇ થાય છે, તો જાગતાં તે લડાઈ માટે મન બહુ ક્ષોભ પામે છે. એ પ્રકારે આ સંસારની હું અને મારૂં એ લડાઈ સર્વ મિથ્યા છે. જાગવાથી અર્થાત્ જ્ઞાન થવાથી પછી માયા રહેતીજ નથી. ૭ હે પ્રભુ ! એવી કૃપા કરો કે જેથી સર્વ કાંઇ ત્યાગીને આપનું રાત દિવસ ભજન કર્યા કરૂં. મને રાજ્યની વાસના નથી. સુગ્રીવની આવી વૈરાગ્ય યુકત વાણી શ્રવણ કરીને શ્રી રામચંદ્રજી ધનુષ્ ધારણ કરીને હસીને આ પ્રમાણે બોલ્યા અને સુગ્રીવની ચપલતા ઉપર હસ્યા. કે હમણાં જેને શત્રુ માનતો હતો, તેને હવે મિત્ર જાણવા લાગ્યો. પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવાને માટેજ ધનુષ્ ઉપાડીને કહેવા લાગ્યા. ૮ હે સખા ! જે તમે કહ્યું તે વાત ખરી છે, સિદ્ધાંત તો તેજ છે, પરંતુ મારી પ્રતિજ્ઞા પણ અસત્ય થતી નથી. તમને રાજ્યની પ્રાપ્તિ થશે. અને રાજ્યભોગ ભોગવી અંત સમય તમે મનેપ્રાપ્ત થશો. પછી તમારો જન્મ થશે નહિ. આ પ્રમાણે કહીને સુગ્રીવનાં જ્ઞાનનું આકર્ષણ કરી લીધું. કાકભુશુંડજી આ કથા ગરૂડજીને કહે છે કે, હે ગરૂડજી ! જે પ્રકારે નટ વાંદરાને નચાવે છે તે પ્રકારે શ્રી રામચંદ્રજી સર્વને નચાવે છે. ૯ શ્રી રામચંદ્રજી સુગ્રીવને સાથે લઇને ધનુષ્ બાણ હાથમાં લઈને ચાલ્યા. અને પ્રથમ શ્રી રામચન્દ્રજીએ સુગ્રીવને મોકલ્યા, એટલે સુગ્રીવ વાલિના દ્વાર ઉપર જઈને બળના અભિમાને ગર્જના કરવા લાગ્યા. સુગ્રીવની ગર્જનાને સાંભળીને વાલિને મહા ક્રોધ ચડયો. અને તે સામો આવ્યો. વાલિ જ્યારે સુ-

ગ્રીવના સામો ચાલવા લાગ્યો ત્યારે વાલિના ચરણ પકડીને તેની સ્ત્રી તારા વાલિને સમજાવવા લાગી. અને જે કાંઈ અંગદજી સાંભળી આવ્યા હતા તે કહેવા લાગી. હે પતિ ! શ્રવણ કરો. જેને સુગ્રીવ મળ્યો છે. અને જેની સહાયતા લઈને લડવા આવ્યો છે, તે બન્ને ભાઇ મહા બળવાન્ છે, પ્રથમ તો સુગ્રીવ પર્વત ઉપરથી નિચે પણ ઉતરતો નહતો, હવે સહાયતાથી લડવા આવ્યો છે. ૧૧ તે રાજા દશરથના પુત્ર રામ અને લક્ષ્મણ છે. યુદ્ધમાં કાળને પણ જીતી શકે છે. તે શ્રી રઘુનાથજીને હૃદયમાં ધારણ કરો. મોહનો ત્યાગ કરો અને મારૂં કહ્યું માનો. ૧૨,

**दोहा—कहा बालि सुनु भीरु प्रिय, समदरशी रघुनाथ ॥**
**जो कदापि मोहि मारिहैं, तौ पुनि होब सनाथ ॥ १८ ॥**

વાલિએ સ્ત્રીનાં આવાં વચન શ્રવણ કરીને કહ્યું કે, હે ભીરૂ ! શ્રી રામચન્દ્રજી તો સમદર્શી છે. અર્થાત્ સર્વને સમાન દૃષ્ટિથી જોવાવાળા છે. તેને તો જેવો સુગ્રીવ તેવોજ હું છું. તેમ છતાં પણ જો કદાચ મને મારશે તો હું સનાથ અર્થાત્ કૃતાર્થ થઇ જન્મ મરણથી મુકત થઈ જઈશ. ૧૮.

**चौ०—अस कहि चला महा अभिमानी, तृण समान सुग्रीवहिं जानी ॥**
**"बालि देखि सुग्रीवहि ठाढा, हृदय क्रोध पुनि बहुविधि बाढा ॥**
**भिरेउ युगल बाली अति तर्जा, मुष्टिक मारि महाधुनि गर्जा ॥**
**तब सुग्रीव विकल होइ भागा, मुष्टिप्रहार वज्र सम लागा ॥**
**मैं जो कहा रघुवीर कृपाला, बन्धु न होइ मोर यह काला ॥**
**एक रूप तुम भ्राता दोऊ, तेहि भ्रमते नहि मारेउ सोऊ ॥**
**कर परसा सुग्रीव शरीरा; तनुभा कुलिश गई सब पीरा ॥**
**मेली कण्ठ सुमनकी माला, पठवा पुनि बल देइ विशाला ॥**
**पुनि नानाविधि भई लराई, विटप ओट देखहिं रघुराई ॥**

આ પ્રમાણે પોતાની સ્ત્રીને કહીને મહા અભિમાની વાલિ સુગ્રીવને તૃણના સમાન જાણીને ચાલ્યો. મહા અભિમાની કહેવાનો આશય એ છે કે, શ્રી રઘુનાથજીને ઇશ્વર જાણ્યા છતાં અને સુગ્રીવના સહાયક છે તે જાણ્યા છતાં અને સ્ત્રીનો નિષેધ એ અશુકન થયાં તે જાણ્યા છતાં પણ સુગ્રીવને મારવા દોડયો. તેથી મહા અભિમાની કહેલ છે. જ્યારે વાલિયે સુગ્રીવને ઉભેલો જોયો, ત્યારે હૃદયમાં મહાક્રોધ થયો. ૧ અને બન્ને યુદ્ધ કરવા લાગ્યા. અને વાલિએ મહાક્રોધ કરીને સુગ્રીવને મુઠી મારી ગર્જના કરી. એટલે તો સુગ્રીવ વ્યાકુળ થઇને ભાગ્યો, વાલિની મુઠી તેને વજ્રના સમાન લાગી હતી તેણે નાસીને શ્રી રામચન્દ્રજીને કહ્યું કે ૨ હે શ્રી રામચન્દ્રજી ! મેં જે આપને કહેલ હતું કે એ મારો ભાઈ

નથી પરંતુ કાળ છે, ત્યારે શ્રી રઘુનાથજીએ કહ્યું કે,-તમે બન્ને ભાઈ એક સ્વ રૂપ છો. એ કારણથી તેને માર્યો નહિ. અહિ ગૂઢ આશય એ છે કે-સુગ્રીવ પ્રથમ શ્રીરામચંદ્રજીને વાલિને પોતાનો હેતુ કહી ચુકયો છે એ માટે શ્રી રામે તેને માર્યો નહિ. અને તેને કહેવા લાગ્યો કે, તું વાલિને અને તને એકજ રૂપ ( પહેલાં ) બતાવી ચુકયો છું. એમાં અને મારામાં કાંઈ પણ ભેદ નથી. આ દ્વૈત માયાનું સર્વે અસત્ય છે. મેં એ વિચાર કરી તેને માર્યો નહીં. હવે તું તેને કાળ કહે છે તો અવશ્ય હવે મારીશ. બીજો એમ પણ ભાવાર્થ છે કે,-સુગ્રીવના શરણ આવવાથી અને સખા બનવાથી તેનું આખું કુટુંબ શ્રી રઘુનાથજીનું સખામંડળ થયું. એ કારણથી જ્યાં સુધી સુગ્રીવ પોતાના મુખથી ન કહે ત્યાં સુધી મારીશ નહિ. હવે વાલિને શત્રુ કહ્યો. ત્યારે મારવામાં કૃત સંકલ્પ થયા. બીજી વાર્ત્તા એમ પણ છે કે વાલિના મરણનો કાળ હજુ આવ્યો નહતો. બે વાર યુદ્ધ થવાનું હતું એ માટે પણ ઉપેક્ષા કરી હતી. અહિ કોઈ પણ ભ્રમની વાતજ નથી. ૩ શ્રી રામચન્દ્રજીએ પોતાનો હાથ સુગ્રીવના શરીર ઉપર ફેરવ્યો એટલે આખું સરીર વજ્રના સમાન થઈ ગયું. સર્વે દુઃખ મટી ગયું. સુગ્રીવના ગળામાં પુષ્પની માળા નાંખી વિશેષ બળ આપીને પુનઃ મોકલ્યો. માળા એ માટે નાંખી હતી કે વાલિએ જે પ્રથમ કહ્યું હતું કે શ્રી રામચન્દ્રજી તો સમદર્શી છે, તે કારણથી શ્રી રઘુનાથજીએ પ્રથમ બેને એક રૂપ અર્થાત્ સમાન કહેલા હતા. હવે સ્રીના સમજાવ્યા છતાં પણ રઘુનાથજીની સહાયતા છતાં અવજ્ઞા કરી તો હવે સુગ્રીવ પોતાનો ભકત હોવાને લીધે સુગ્રીવના ગળામાં માળા નાંખી કે વાલિ હજુ પણ તે સાથે ન લડે. અને જાણે કે શ્રી રામની આના ઉપર કૃપા છે. ૪ પાછી નાના પ્રકારે બે ભાઇઓને લડાઈ થઈ. શ્રી રામચંદ્રજી વૃક્ષની પાછળ ઉભા રહીને યુદ્ધ જોઇ રહેલા હતા. વૃક્ષ પાછળ એ માટે ઉભા હતા કે, વાલિયે તો સમદર્શી કહેલ છે અથવા સન્મુખ જવાથી કદાચ વાલિ પણ શરણે આવી જાય તો પ્રતિજ્ઞા ભંગ થશે-કાર્ય બગડશે, તો તે ઠીક કહેવાશે નહિ. એ માટે ઝાડની ઓથે ઉભા રહ્યા. વાલિ જે સામે લડે તેનું અર્દ્ધ બળ વાલિ ખેંચી લેતો હતો એવું વાલિને જે વરદાન હતું તે અર્દ્ધ બળ ખંચી લેવાની વાર્ત્તા ઈશ્વરમાં ઘટતી નથી. આ યુદ્ધ ચૈત્ર સુદ ૧૪ ને દિવસે થયું હતું.

**दोहा—बहु छल बल सुग्रीव करि, हृदय हारि भय मानि ॥**
**मारा बालिहि राम तब, हिये मांझ शर तानि ॥ ९ ॥**

જ્યાં સુધી સુગ્રીવને પોતાના છળબળનો ભરૂસો રહ્યો. ત્યાં સુધી રઘુનાથજીએ વાલિને માર્યો નહિ. જ્યારે છળબળનો ભરૂસો છોડી હૃદયમાં ભય મા

ની સુગ્રીવે શ્રી રઘુનાથજીનું શરણુ લીધું, ત્યારે રઘુનાથજીએ વાલિના હૃદયમાં તાકીને બાણુ માર્યું. હૃદયમાં એ માટે બાણુ માર્યું કે વાલિના હૃદયમાં અહંકાર વધિ ગયો હતો. તે દૂર કરવો યોગ્ય હતો. જયારે સર્વ બળ કર્માદિ ત્યાગીને ભગવાન્‌ને શરણે થાય છે, ત્યારે ભગવાન્ સહાયતા કરે છે. ૧૯

चौ०—परा विकल महि शरके लागे, पुनि उठि बैठ देखि प्रभु आगे ॥
श्यामगात शिर जटा बनाये, अरुणनयन शर चापचढाये ॥
पुनि पुनि चितै चरण चित दीन्हे, सफल जन्म माना प्रभु चीन्हे ॥
हृदय प्रीति मुख वचन कठोरा, बोला चितै रामकी ओरा ॥
धर्महेतु अवतरेहु गुसाँई, मारेहु मोहिं व्याधकी नाँई ॥
मैं वैरी सुग्रीव पियारा, कारण कवन नाथ मोहिं मारा ॥
अनुजवधू भगिनी सुतनारी, सुन शठ ये कन्या सम चारी ॥
इन्हें कुदृष्टि विलोके जोई, ताहि बधे कछु पाप न होई ॥
मूढ तोहिं अतिशय अभिमाना, नारि सिखावन करेसि न काना ॥
मम भुजबल आश्रित तोहि जानी, मारा चहसि अधम अभिमानी ॥

વાલિ બાણુ લાગતાંની સાથેજ વ્યાકુળ થઈ પૃથિવીના ઉપર પડી ગયો. એટલે તુરત શ્રી રઘુનાથજી તેના સમીપમાં પધાર્યા. અહિં વાલિ જો કે પડી તો ગયો હતો પણ વીર હતો જેથી શ્રી રઘુનાથજીને આવતા જોઈને બેઠો થયો. એટલામાં તો શ્રી રામચન્દ્રજીને સમીપમાં ઉભેલા જોયા. શ્યામ શરીર, મસ્તકના ઉપર જટા, લાલ નેત્ર, અને ધનુપર બાણુ ચડાવેલું હતું. તેજ બાણુ વાલિનું હૃદય ચીરીને પાછું ધનુમાં આવ્યું હતું. બાણુ ચડાવેલ એ માટે કહ્યું છે કે—જ્યાં સુધી શત્રુનાં પ્રાણુ બરાબર રીતે નિકળ્યાં ન હોય. ત્યાં સુધી સાવધાન રહેવાને માટે બાણુ ચડાવ્યું હતું. અથવા તો વાલિના તરફથી કદાચ કોઈ યુદ્ધ કરવા આવે તે માટે બાણુ ચડાવ્યું હતું. ૧ વાલિ વારંવાર એ માટે જોતો હતો કે, રૂપ અત્યંત સુંદર છે. અને વિચાર કરી કરીને જુએ છે અને મનમાં કહે છે કે આ તો ઈશ્વર છે. તેણે વિષમતા કેમ કરી ? અથવા જો આણે મને કાંઈ પુછ્યું હોત ને માર્યો હોત તો ઠીક હતું. સુગ્રીવે એમનું એવું શું કામ સુધાર્યું છે તેના કયા ગુણુ ઉપર રાજી થયા છે. ઈત્યાદિ વિચાર કરી મનમાં કહ્યું કે હરિ ઇચ્છા બળવાન્ છે. એ ચાહે તે કરે. મને તો તેનાં ચરણુ ધ્યાન કરવા યોગ્ય છે. અથવા તો રામે જે સ્વરૂપ કહેલું હતું તેને ઓળખીને વાલિ કહેવા લાગ્યો કે હું તેના કયા અંગનું ધ્યાન કરૂં ? એમ વિચાર કરી અંતે વારંવાર સર્વાંગને જોઈને ચરણોમાં મન લગાડ્યું. હૃદયમાં

પ્રીતિ અને મુખથી કઠોર વચન શ્રીરામચન્દ્રજીના સન્મુખ જોઈને કહેવા લાગ્યો ૨ હે ગુસાંઇ ! આપે તો પૃથિવીમાં ધર્મ સ્થાપન કરવાને માટે અવતાર લીધો છે. અને આપે વ્યાધની પેઠે કેમ સંતાઇને માર્યો. હું આપનો શી રીતે શત્રુ છું. અને સુગ્રીવ આપને શી રીતે પ્રિય છે ? આપે શા કારણથી મને માર્યો તે કહો. શ્રી રઘુનાથજી તેના દોષ દર્શાવી કહે છે કે,૩–હે મૂર્ખ ! નાનાભાઇની સ્ત્રી, બેન, પુત્રની સ્ત્રી, અને પુત્રી એ ચારે સમાન છે. એના ઉપર જે કોઇ ખરાબ દ્રષ્ટિથી જો જુવે તો તેને મારવામાં કાંઈ પણ પાપ થતું નથી. અને તેં તો તારા નાનાભાઇ સુગ્રીવની સ્ત્રીને સ્ત્રી બનાવીને રાખી છે. ૪ હે મૂઢ ! તને મહા અભિમાન છે. કે તેં તારી સ્ત્રીની શિખામણ પણ ન માની, (એ સર્વજ્ઞતા છે. અને હજુ શ્રવણ કરય ) તું મારી ભુજાના બળના આશ્રયભૂત સુગ્રીવને જાણ્યા છતાં પણ મારવા ઇચ્છતો હતો. ૫

दोहा–सुनहु राम स्वामी सुभग, चलन चातुरी मोरि ॥
प्रभु अजहूं मैं पातकी, अन्तकाल गति तोरि ॥ २० ॥

આવાં શ્રી રઘુનાથજીનાં વચન શ્રવણ કરી વાલિ બોલ્યો કે,–હે શ્રી રામચન્દ્રજી ! આપ પાસે મારી કાંઈ પણ ચતુરાઇ ચાલવાની નથી. પરંતુ એટલી મારી વિનતિ છે કે, જ્યારે આપ અંત સમય મારા સન્મુખ વિદ્યમાન્ છો તો શું હું હજુ પણ પાપી છું ? ૨૦

चौ०–सुनत राम अति कोमलवाणी, बालि शीश परसेउ निज पाणी ॥
अचल करौं तनु राखहु प्राना, बालि कहा सुनु कृपानिधाना ॥
जन्म जन्म मुनि यतन कराहीं, अन्त राम कहि आवत नाहीं ॥
जासु नाम बल शंकर काशी, देत सबहि समगति अविनाशी ॥
मम लोचन गोचर सोइ आवा, बहुरि कि अस प्रभु बनहि बनावा ॥

શ્રી રામચન્દ્રજીએ વાલિની આ કોમળ વાણી સાંભળતાંની સાથેજ વાલિના મસ્તક ઉપર પોતાનો હાથ રાખ્યો. અને કહ્યું કે, હું તારૂં શરીર અચળ કરી દઉં છું. તને જરા કે મૃત્યુ વ્યાપશેજ નહિ. શરીર રાખ. ત્યારે વાલિયે કહ્યું કે,–હે કૃપાનિધાન ! મારી વિનતિ શ્રવણ કરો. ૧ મુનિ લોકો અનેક જન્મથી યત્ન કરે છે. પરંતુ અંતે રામ શબ્દ પણ મુખમાંથી નિકળતો નથી, અથવા અંતે રામ શબ્દ ઉચ્ચાર કરી પુનઃ સંસારમાં આવતા નથી, અથવા રામનો અન્ત કહી શકતોજ નથી. અથવા તો અંત સમય રામ ક્યાંય પણ આવતા નથી. જેના નામના બળથી શ્રી સદાશિવજી કાશીમાં સર્વને સમાન ગતિ આપે છે, અર્થાત્ મુક્તિ આપે છે. ૪ તે સાક્ષાત્ મારાં નેત્રોના સન્મુખ આવ્યા. હે

પ્રભુ ! પાછો આવા બનાવનો સમય નહિજ આવે. પુનઃ મારા સન્મુખ આપ ક્યાંથી પધારશો.

छं०—सो नयनगोचर जासु गुण नित नेति कहि श्रुति गावहीं ।
जिमि पवन मन गोनिरस करि मुनि ध्यान कबहुक पावहीं ॥
मोहि जानि अति अभिमानवश प्रभु कहेउ राखु शरीरहीं ।
अस कवन शठ हठ काटि सुरतरु बारि कराहिं करीरहीं ॥ १ ॥

જે મારા નયનગોચર અર્થાત્ નેત્રોના સન્મુખ છે જેના ગુણ વેદ નેતિ કહીને ગાય છે. અને પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન અને ઇન્દ્રિય મન વશ કરીને મુનિ લોક કોઈ સમય ધ્યાનમાં જેને પામે છે, તે આપે મને અહંકારને વશ્ય જાણીને કહ્યું કે, શરીર રાખો, તો હે પ્રભુ ! એવો કોણ મૂર્ખ છે કે જે કલ્પવૃક્ષને કાપીને કેરડાને રોપે. ૧

अब नाथ करि करुणा विलोकहु देहु यह वर मांगऊं ।
जेहि योनि जन्मौं कर्मवश तहँ रामपद अनुरागऊं ॥
यह तनय मम सम विनय बल कल्याणपद प्रभु दीजिये ।
गहि बाँह सुर नर नाह अंगद दास अपनो कीजिये ॥ २ ॥

હવે તો હે નાથ ! કૃપા કરીને મારા સન્મુખ અવલોકન કરો. જે વરદાન માગું તે મને આપો. જે યોનિમાં કર્માનુસાર જન્મ લઉં ત્યાં પણ આપના ચરણોમાં દ્રઢ પ્રીતિ થાય, વાલિનું ચિત્ત અહિ ચળાયમાન થઈ ગયું કે ભેદ દ્રષ્ટિ કરીને સર્વ કાંઇ કહીને એ વર માગ્યો કે કર્માનુસાર જે યોનિમાં જન્મ લઉં ત્યાં આપની પ્રીતિ થાય. જો કે તે અનન્ય ભકિત છે. અને ભકતોને કર્મ લાગતાં નથી. પરંતુ વાલિ કર્માનુસાર યોનિ મળવાનું વરદાન માગી કર્મને પ્રધાન માની જન્મ પામવાની ઇચ્છા કરે છે. એ માટે ઘણા કાળ સુધી વૈકુંઠમાં સુખ ભોગવી શ્રી રામચન્દ્રજીને વ્યાધ કહેવાને લીધે, દ્વાપરયુગમાં વ્યાધની યોનિમાં જન્મ લઈ, ભગવાન્ શ્રી કૃષ્ણચન્દ્રને બાણ મારી કર્મબંધનથી મુકત થઈ મુકત થઈ ગયો. આ મારો પુત્ર મારા સમાન બળ અને વિનય સંપન્ન છે. આપ તેને નિર્ભય કરો. હે દેવતા તથા મનુષ્યોના નાથ ! આપ મારા પુત્રનો હાથ પકડી તેને આપનો દાસ કરો એ મારી પ્રાર્થના છે.૨

दोहा—रामचरण दृढ प्रीती करि, बालि कीन्ह तनु त्याग ॥
सुमनमाल जिमि कण्ठते, गिरत न जानै नाग ॥ २१ ॥

શ્રી રઘુનાથજીના ચરણોમાં દ્રઢ પ્રીતિ કરીને વાલિયે પોતાનું શરીર દુઃખ વગર ત્યજી દીધું. જેમ હાથિના ગળામાંથી પુષ્પની માળા પડી જાય અને

હાથિને તે પડવાની જેમ ખબર પડતી નથી તેમ વાલિને દેહ ત્યાગતાં દુઃખની ખબર પડી નહિ. ૨૧

चौ०—राम वालि निजधाम पठावा, नगरलोग सब व्याकुल धावा ॥
नानाविधि विलाप कर तारा, छूटे केश न देह सँभारा ॥
पुनि पुनि तासु शीश उर धरई, वदन विलोकि हृदय महँ हतई ॥
मैं पति तुमहिं बहुत समुझावा, कालविवश पिय मनहिं न आवा ॥
अंगद कहँ कछु कहन न पायहु, बीचहि सुरपुर प्राण पठायहु ॥
तारा विकल देखि रघुराया, दीन्ह ज्ञान हरि लीन्ही माया ॥
क्षिति जल पावक गगन समीरा, पंच रचित यह अधम शरीरा ॥
प्रगट सो तनु तव आगे सोवा, जीव नित्य तुम केहि लगि रोवा ॥
उपजा ज्ञान चरण तब लागी, लीन्हेसि परम भक्तिवर मांगी ॥
उमा दारुयोषितकी नाँई, सबहिं नचावत राम गुसाई ॥
तब सुग्रीवहिं आयसु दीन्हा, मृतककर्म विधिवत सब कीन्हा ॥
राम कहा अनुजहि समुझाई, राज्य देहु सुग्रीवहि जाई ॥
रघुपति चरण नाई करि माथा, चले सकल प्रेरित रघुनाथा ॥

શ્રી રામચન્દ્રજી વાલિને પોતાના લોકમાં મોકલી દીધો. અને સર્વ નગર વાસી વ્યાકુળ થઇને દોડયાં. તારા નાના પ્રકારે વિલાપ કરવા લાગી. માથાનો અંબોડો છૂટો થઈ ગયો. શરીરનું ભાન ન રહ્યું. ૧ વારંવાર વાલિનું મસ્તક છાતી સાથે દબાવવા લાગી. મોઢું જોઇ છાતી કૂટવા લાગી. હે પતિ ! આપને મેં બહુજ સમજાવ્યા. પરંતુ કાલવશ તમે હોવાથી તમારી સમજમાં કાંઇ પણ ન આવ્યું. ૨ આપે અંગદને પણ કંઇ કહ્યું નહિ અને એકદમ પ્રાણને સુરપુરમાં મોકલી દીધો. તારાને વ્યાકુળ જોઇ શ્રી રામચન્દ્રજીએ તેને જ્ઞાન આપ્યું અને માયા હરી લઈ કહેવા લાગ્યા કે. ૩ હે તારા ! તું શા માટે રૂદન કરે છે? આ સર્વનું શરીર અનિત્ય છે. કારણ કે આ અધમ શરીર પાંચતત્વ—પૃથિવી, જળ, અગ્નિ, આકાશ અને વાયુથી રચાયેલું છે. અને એમાં ત્રણ ગુણમય વિકાર રાત અને દિવસ થયા કરે છે. જે ઉત્પન્ન થાય છે, તેનો નિશ્ચય નાશ થાય છે. શરીર પાર્થિવ છે. ગંધવિષયક ગ્રાહક નાસિકા ઇન્દ્રિય છે. જળની જીહ્વા ઇન્દ્રિય છે. અગ્નિની નેત્ર ઇન્દ્રિય છે, આકાશની શ્રોત્ર ઇન્દ્રિય છે, પવનની પ્રાણ ઇન્દ્રિય છે, એ સર્વના સંધાનથી આ નાશવાન્ શરીર થાય છે. તે શરીર તો તમારી પાસે પ્રત્યક્ષ પડયું છે. તેનું ચાહે તે કરો. અને જો કદાચ તું આત્માને માટે રૂદન કરતી હો તો આત્મા તો નિત્ય છે. તો તે માટે તો રોવુંજ શું?

૪ આ પ્રમાણે તારાને ઉપદેશ કરવાથી જ્યારે જ્ઞાન ઉત્પન્ન થયું ત્યારે શ્રીરામચન્દ્રજીના ચરણોમાં તારા પડી, અને પરમ ભકિતનું વરદાન માગ્યું. શ્રી સદાશિવજી કહે છે કે હે પાર્વતી ! કાષ્ટની પુતળીના નાચની સમાન શ્રી રઘુનાથજી સર્વને નચાવે છે. ૫, ત્યાર પછી સુગ્રીવને આજ્ઞા આપી એટલે તેણે મૃતકનું વિધિપૂર્વક સર્વ કર્મ કરયું. ત્યાર પછી શ્રી રામચન્દ્રજીએ લક્ષ્મણજીને સમજાવીને કહ્યું કે તમે જઈને સુગ્રીવનો રાજ્યાભિષેક કરો. ૬ શ્રી રામચન્દ્રજીના ચરણોમાં મસ્તક નમાવી શ્રી રામચન્દ્રજીની આજ્ઞાથી હનુમાનજી આદિ સર્વે ચાલ્યા.

दोहा—लक्ष्मण तुरत बुलायउ, पुरजन विप्र समाज ॥
राजदीन्ह सुग्रीव कहँ, अंगद कहँ युवराज ॥ २२ ॥

લક્ષ્મણજીએ તુરત નગરવાસી લોકોને અને બ્રાહ્મણોને બોલાવી સુગ્રીવનો રાજ્યાભિષેક કર્યો. અને અંગદને યુવરાજ્ય પદ આપ્યું. ૨૨

चौ०—उमा राम सम हित जग माहीं, सुत पितु मातु बन्धु कोउ नाहीं ॥
सुर नर मुनि सबकी यह रीती, स्वारथ लागि करें सब प्रीती ॥
वालित्रास व्याकुल दिनराती, तनु विवरण चिंता जर छाती ॥
सो सुग्रीव कीन्ह कपिराऊ, अति कोमल रघुवीर स्वभाऊ ॥
ऐसे प्रभु कहँ जो परिहरहीं, काहे न विपति जाल नर परहीं ॥
पुनि सुग्रीवहि लीन्ह बुलाई, बहु प्रकार नृपनीति सिखाई ॥
कह प्रभु सुनु सुग्रीव हरीशा, पुर न जाउँ दश चारि वरीशा ॥
गत ग्रीषम वरषाऋतु आई, रहिहौं निकट शैलपर छाई ॥
अंगद सहित करहु तुम राजू, सन्तत हृदय राखि मम काजू ॥
तब सुग्रीव भवन फिरि आये, राम प्रवर्षण गिरिपर छाये ॥

શ્રી સદા શિવજી કહે છે કે, હે પાર્વતિ ! શ્રી રામચન્દ્રજીના સમાન જગતમાં હિતકારી ગુરૂ, પિતા, માતા અને બંધુ કોઈ પણ નથી. અથવા ગુરૂ, પિતા અને માતા તો છે. પરંતુ બંધુ કોઈ પણ નથી. સુર નર અને મુનિ સર્વેનીએ રીતિ છે કે તે સર્વ પોતાના સ્વાર્થને માટેજ પ્રીતિ કરે છે; પરંતુ શ્રી રામચંદ્રજીમાં તેવી વાત જોવામાં આવતી નથી. ૧ જે સુગ્રીવ, તેના મોટા ભાઇ વાલિના ડરથી મહા વ્યાકુળ હતો. શરીરનો રંગ બદલી ગયો હતો અને ચિંતાને લીધે છાતી બળતી હતી. તે સુગ્રીવને કપિયોનો રાજા બનાવ્યો. શ્રી રઘુનાથજીનો સ્વભાવ અતિ કોમળ છે. ૨ જે જાણી બુઝીને એવા પ્રભુને વિસારે છે, તે વિપત્તિ જાળમાં કેમ ન પડે. અર્થાત અવશ્ય પડેજ. શ્રી રામચન્દ્રજી

એ પુનઃ સુગ્રીવને પોતાની પાસે બોલાવીને ઘણા પ્રકારથી રાજનીતિનું ઉત્તમ શિક્ષણ આપ્યું. ૩ પ્રભુ શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે,–હે સુગ્રીવ ! તમે શ્રવણ કરો. હું ચૌદ વર્ષ સુધી કોઇના પણ પુરમાં જઇશ નહિ. એ ઉપરથી એમ જણાય છે કે,–સુગ્રીવે પ્રભુશ્રી રામચન્દ્રજીને પુરમાં પધારવા વિનતિ કરી હશે. હવે ગરમીની ઋતુ વ્યતીત થઇ ગઇ. અને વર્ષાઋતુ આવવાથી હું સમીપના આ પર્વત ઉપર રહીશ. ૪ તમે અંગદની સમ્મતિથી રાજ્ય કરો. અને જયાં સુધી જાહેર મુકવાનો સમય ન આવે ત્યાં સુધી તમે મારૂં કામ -હૃદયમાં ધારણ કરી રાખો. આવાં શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરીને સુગ્રીવ ઘર તરફ પાછા આવ્યા. અને શ્રી રઘુનાથજી પ્રવર્ષણ પર્વતના ઉપર રહ્યા. એ પર્વતના ઉપર સદા કાળ વૃષ્ટિ થયા કરતી હતી, તેથી તેનું પ્રવર્ષણ નામ હતું. ૫

दोहा—प्रथमहिं देवन गिरिगुहा, राखी रुचिर बनाई ॥
राम कृपानिधि कछुक दिन, वास करहिंगे आइ ॥ २३ ॥

દેવતાઓએ પ્રથમથીજ આ વાર્તા જાણીને ત્યાં એક સુંદર પ્રકારથી ગુફા બનાવી રાખી હતી, કે શ્રી રામચન્દ્રજી થોડા દિવસ અહિ પધારીને રહેશે. ૨૩

चौ०—सुंदरवन कुसुमित तरु शोभा, गुंजत चंचरीक मधुलोभा ॥
कन्दमूल फल अतिहि सुहाये, भये बहुत जबते प्रभु आये ॥
देखि मनोहर शैल अनूपा, रहे तहँ अनुज सहित सुरभूपा ॥
मंगलरूप भये वन तबते, कीन्ह निवास रमापति जबते ॥
मधुकर खग मृग तनु धरी देवा, करहिं सिद्ध मुनि प्रभुकी सेवा ॥
फटिकशिला अति शुभ्र सुहाई, सुखआसीन तहाँ दोउ भाई ॥
कहत अनुज सन कथा अनेका, भक्ति विरति नृपनीति विवेका ॥
वर्षाकाल मेघ नभ छाये, गरजत लागत परम सुहाये ॥

સુંદર વન પુષ્પથી શોભાયમાન થઈ રહેલું હતું, વૃક્ષો શોભી રહેલાં હતાં, મધના લોભથી ભ્રમર ગુંજારવ કરી રહેલા હતા, કંદમૂળ ફળ અને પાનડાં વિગેરે જયારથી પ્રભુ ત્યાં પધાર્યા ત્યારથી ઘણાંજ શોભાયમાન ઉત્પન્ન થયાં હતાં. ૧ મનોહર અને જેને અન્યની ઉપમા ન આપી શકાય એવા પર્વતને નિરખીને દેવતાઓના રાજા શ્રી રઘુનાથજી ત્યાં રહ્યા. જયારથી તે પર્વતના ઉપર રઘુનાથજીએ વાસ કર્યો ત્યારથી વન મંગળ રૂપ થઈ ગયું. ૨ દેવતા, ભ્રમર, ખગ, અને મૃગોનાં શરીર ધારણ કરીને સુંદર સુંદર શબ્દ બોલી બોલીને પ્રભુના મનને પ્રસન્ન કરતા હતા. અને સિદ્ધ મુનિ પણ પ્રભુની સેવા કરતા હતા. પર્વતની એક ઉત્તમ શિળાના ઉપર બન્ને ભાઇ સુખપૂર્વક બેઠા

હતા. તે સમય શ્રી રામચન્દ્રજી અનેક પ્રકારે ભકિત, વૈરાગ્ય અને રાજનીતિનું વર્ણન કરી લક્ષ્મણજીને સમજાવતા હતા. વર્ષાકાળમાં મેઘ આકાશમાં છાઈ રહેલ છે, અને તે ગાજે છે તેથી પરમ શોભાયમાન્ લાગે છે. ૪

दोहा—लक्ष्मण देखहु मोरगण, नाचत बारिद पेखि ॥
गृही विरतिरत हर्षयुत, विष्णुभक्त कहँ देखि ॥ २४ ॥

શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે,—હે ભાઈ લક્ષ્મણ ! જુઓ તો ખરા, આ મોરનાં ટોળાં જેમ ગૃહસ્થી વૈરાગ્યમાં પ્રીતિવાળા વિષ્ણુભકતને જોઈને પ્રસન્ન થાય છે, તેમ વાદળાંને જોઈને પ્રસન્ન થઈને નાચે છે. ( આમાં નીતિ વૈરાગ્ય અને ભકિત ત્રણે છે.) ૨૪

चौ०—घनघमण्ड नभगरजत घोरा, प्रियाहीन डरपत मनमोरा ॥
दामिनि दमकि रही घन माहीं, खलकी प्रीति यथा थिर नाहीं ॥
बरषहिं जलद भूमि नियराये, यथा नवहिं बुध विद्या पाये ॥
बूंद अघात सहै गिरि कैसे, खलके वचन सन्त सहैं जैसे ॥
क्षुद्र नदी भरि चलि उतराई, जस थोरे धन खल बौराई ॥
भूमि परत भा ढावर पानी, जिमि जीवहिं माया लपटानी ॥
सिमिटि सिमिटि जल भरे तलावा, जिमि सदगुण सज्जन पह आवा ॥
सरिता जल जलनिधि महँ जाई, होई अचल जिमि जन हरि पाई ॥

આકાશમાં વાદળ ઘણાં થઈને ઘોર ગર્જના કરે છે તેથી પ્રિયા હીન એવો જે હું તેનું મન ડર પામે છે. જે પ્રકારે વાદળમાં વિજળી ચમકે છે, વળી ગુપ્ત થઈ જાય છે, એ પ્રકારે દુષ્ટોની પ્રીતિ સ્થિર રહેતી નથી. ( એ નીતિ છે. ) ૧ જેમ પંડિત વિદ્યા પામીને નમ્ર થાય છે તેમ વાદળાંઓ પૃથિવીના સમીપ આવીને વરસે છે. અને જેમ દુષ્ટોનાં વચનોને સંત સહન કરે છે તેમ પાણીના બુંદોના આઘાતને પર્વત સહન કરે છે જો કે વૃષ્ટિને વૃક્ષ, પશુ અને પક્ષી આદિ સર્વ સહન કરે છે. પરંતુ તેથી તેનું વિશેષ પ્રબળ સહન થઈ શકતું નથી વિશેષ વૃષ્ટિથી તો દુઃખી થઇ જાય છે. તે તો અનાયાસે પર્વતજ સહન કરે છે. તે પ્રમાણે ખળ લોકોનાં વચનોથી સર્વનું અંતઃકરણ બગડી જાય છે, પરંતુ સંતોનું અંતઃકરણ બગડતું નથી. ૨ જેમ થોડાં દ્રવ્યથી દુષ્ટ મદમાં આવી જાય છે તેમ નાની નાની નદિયો જળના વેગથી દ્રવ્યાભિમાની દુષ્ટના સદૃશ ઉતાવળી ચાલી જાય છે. ( આ નીતિ છે. ) જેમ જીવમાં માયા મળી જવાથી જેમ જીવ મલીન થઈ જાય છે તેમ વરસાદનું સ્વચ્છ પાણી પૃથિવી ઉપર પડવાથી મલીન થઇ જાય છે. ૩ જેમ સજ્જન પાસે ઉત્તમ ગુણો આવે છે અને પ-

છી તે એકઠા થઇ જાય છે તેમ સરોવરમાં જળ એ પ્રકારે એકત્ર થાય છે. ( આ નીતિ છે. ) જે પ્રકારે ઇશ્વરને પ્રાપ્ત થઈ ને મન અચળ થઈ જાય છે તેમ નદિયોનું જળ સાગરમાં જઇને અચળ થઈ જાય છે. (આ જ્ઞાન છે. ) ૪

दोहा–हरित भूमि तृण संकुल, समुझि परै नहि पन्थ ॥
जिमि पाखण्ड विवादते, लुप्त भये सद्ग्रन्थ ॥ २५ ॥

જેમ પાખંડોના વિવાદથી સદ્ગ્રંથ ગુપ્ત થઇ જાય છે તેમ પૃથિવી લીલાં ઘાસથી એવી આચ્છાદિત થઇ ગઈ છે કે માર્ગ પણ જણાતો નથી. ( આ જ્ઞાન છે. ) ૨૫

चौ०–दादुर ध्वनि चहु ओर सुहाई, वेद पढैं जनु बटु समुदाई ॥
नवपल्लव भे विटप अनेका, साधुके मन जस होई विवेका ॥
अर्क जवास पात विनु भयउ, जिमि सुराज्य खल उद्यम गयउ ॥
खोजत पन्थ मिलै नहि धूरी, करै क्रोध जिमि धर्महिं दूरी ॥
शशि सम्पन्न सोह महि कैसी, उपकारीकी सम्पति जैसी ॥
निशि तमघन खद्योत विराजा, जनु दम्भिनकर जुरा समाजा ॥
महावृष्टि चलि फूटि कियारी, जिमि स्वतंत्र होइ विगरहिं नारी ॥
कृषी निरावहिं चतुर किशाना, जिमि बुध तजहिं मोह मद माना ॥
देखियत चक्रवाक खग नाहीं, कलिहिं पाइ जिमि धर्म पराहीं ॥
ऊषर वरषै तृण नहि जामा, सन्त हृदय जस उपज न कामा ॥
विविध जन्तु संकुल महि भ्राजा, बढै प्रजा जिमि पाइ सुराजा ॥
जहँ तहँ पथिक रहे थकि नाना, जिमि इन्द्रियगण उपजे ज्ञाना ॥

જેમ બ્રહ્મચારી વેદોચ્ચાર કરે છે તેમ દેડકાંઓ ચારે તરફ શબ્દ કરી રહેલાં છે. જેમ સાધુ પુરૂષોનું મન જ્ઞાનથી સુંદર થઈ જાય છે, તેમ અનેક વૃક્ષો નવીન પાંદડાં થઈ જવાથી શોભા પામે છે. ( આ જ્ઞાન છે ) ૧ જેમ ઉત્તમ રાજાના રાજ્યમાં દુષ્ટોનું કર્તવ્ય નાબુદ થઈ જાય છે તેમ વૃષ્ટિથી આકડા, જવાસાનાં આદિ પાંદડાં સૂકાઇ જાય છે. જેમ ક્રોધથી ધર્મ રહેતો નથી તેમ ધૂળ માર્ગમાં કયાંય શોધતાં પણ મળતી નથી. ૨ જેમ પરોપકારી પુરૂષની સંપત્તિ શોભા પામે છે તેમ ખેતી યુકત પૃથિવી પણ શોભે છે. જેમ મૂર્ખોમાં પાખંડી પોતાની જાળ ફેલાવે છે તેમ રાત્રિમાં અધિક અંધકાર હોવાથી ખદ્યોત પણ તે પ્રકારે શોભે છે. જેમ ઇચ્છાનુસાર ચાલવા દેવાથી સ્ત્રી બગડી જાય છે તેમ વિશેષ વૃષ્ટિ થવાથી પાણીએ કયારાઓને તોડી નાંખ્યા છે. જે પ્રકારે મહાત્મા મોહ, મદ અને માનને ત્યાગીને પોતાને શુદ્ધ કરે છે તેમ ચતુર ખેડુતો ખેતી-

ને નીંદીને શુદ્ધ કરે છે.૪ જેમ કળિયુગમાં વર્ણાશ્રમ ધર્મ કયાંય પણ જોવામાં આવતો નથી. તેમ વર્ષાઋતુમાં ચક્રવાક કયાંય પણ જોવામાં આવતાં નથી. જેમ સંત પુરૂષોના -હૃદયમાં કામનાને જન્મ મળતોજ નથી તેમ ખારી જમીનમાં વૃષ્ટિ થવાથી ઘાસ પણ ઉગતું નથી. ( આ નીતિ છે. ) ૫ સુરાજ્યથી નાના પ્રકારનાં સુખો મળવાને લીધે જેમ પ્રજા વૃદ્ધિને પામે છે તેમ અનેક જંતુઓથી સંયુકત પૃથિવી પણ શોભે છે. ( આ નીતિ છે. ) જેમ જ્ઞાન ઉપજવાથી ઇન્દ્રિયો સ્થિર થઇ જાય છે તેમ જયાં ત્યાં અનેક વટેમાર્ગુઓ વૃષ્ટિને લીધે માર્ગ બંધ થઈ જવાથી થાકીને બેઠા છે. ૬

दोहा—कबहुँ प्रबल चल मारुत, जहँ तहँ मेघ बिलाहिं ॥
जिमि कुपूत कुल उपजे, सम्पति धर्म्म नशाहिं ॥ २६ ॥
कबहुँ दिवस महँ निविड तम, कबहुँक प्रगट पतंग ॥
उपजै विनशै ज्ञान जिमि, पाइ सुसंग कुसंग ॥ २७ ॥

જેમ કુપૂતના જન્મથી કુળના સર્વ ધર્મ નષ્ટ થઈ જાય છે તેમ કોઈ કોઇ સમય એવો તો તીક્ષ્ણ પવન ચાલે છે કે, મેઘની ચડેલી ઘટાને છિન્ન ભિન્ન કરી નાખે છે. ૨૬

કોઈ કોઈ સમય વર્ષાઋતુમાં મહા અંધકાર થઈ જાય છે, કોઇ કોઇવાર સૂર્યનારાયણ વાદળથી બહાર દેખાય છે ને અજવાળું થઇ જાય છે. એ પ્રકારે કુસંગત કરવાથી જ્ઞાનનો નાશ થઈ જાય છે અને સુસંગતિથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ૨૭

चौ०—बरषा विगत शरदऋतु आई, देखहु लक्ष्मण परम सुहाई ॥
फुले कास सकल महिछाई, जनु वर्षाऋतु प्रगट बुढाई ॥
उदित अगस्त्य पन्थजलशोषा, जिमि लोभहिं शोषै सन्तोषा ॥
सरिता सर जल निर्मल सोहा, सन्तहृदय जस गत मद मोहा ॥
रस रस शोष सरित सरपानी, ममता त्यागि करहिं जिमि ज्ञानी ॥
जानि शरदऋतु खंजन आये, पाइ समय जिमि सुकृत सुहाये ॥
पंकन रेणु सोहँ अस धरणी, नीति निपुण नृपकी जसकरणी ॥
जल संकोच विकल भये मीना, विबुध कुटुम्बी जिमि धनहीना ॥
विनु घन निर्मल सोह अकाशा, जिमि हरिजन परिहर सब आशा ॥
कहु कहु वृष्टि शारदा थोरी, कोउ यक पाव भक्ति जिमि मोरी ॥

હે લક્ષ્મણ ! વર્ષાઋતુ વ્યતીત થઇ ગઇ. શરદઋતુ આવી. આ ઋતુ પર-

મ શોભાયમાન્ છે. પરમ શોભાયમાન્ કહેવાનો આશય એ છે કે, આ ઋતુમાં જાનકીજીના શોધનો ઉદ્યોગ થશે. પૃથિવી ઉપર સર્વત્ર કાસ ફુળીને છાઈ રહેલ છે, તેથી જાણે વર્ષાઋતુ વૃદ્ધ થઇ ગઇ હોય એમ જણાય છે. અથવા તો વર્ષાઋતુનું કર્તવ્યપણું વૃદ્ધ થઇ ગયું છે. ૧ અગસ્ત્યના તારાએ ઉદય થઇને માર્ગના જળને સોષવાનું કામ આરંભ કરયું છે, તેથી જેમ સંતોષથી લોભ સૂકાઇ જાય છે, તેમ અગસ્ત્યના તારાથી માર્ગ સૂકાવા લાગ્યા છે. જે પ્રકારે મોહ મદ રહિત સંતોનું મન થાય છે, તેમ નદી અને સરોવરમાં જળ નિર્મળ થઈ શોભે છે. ૨ જેમ જ્ઞાની ધીમે ધીમે મમતાનો ત્યાગ કરી દે છે, તેમ નદી અને સરોવરનું જળ પણ ધીમે ધીમે ઘટતું જાય છે. જે પ્રકારે સમય આવતાં પુણ્ય ફળે છે, તે પ્રકારે શરદઋતુ આવતાં ખંજન આવ્યાં. ૩ કાદવ કયાંય પણ જોવામાં આવતો નથી. જેમ નીતિવાન્ રાજાની કરણી શોભે, તેમ ધૂળથી પૃથિવી શોભે છે. અર્થાત્ પૃથિવી ધૂળને કયાંકથી ઉડાડીને કયાંક જેમ કાદવમાં નાખી દે છે તેમજ નીતિમાન્ રાજા કયાંયથી પણ દ્રવ્ય લાવી ધર્માદિક્ કાર્યોમાં તેનો વ્યય કરે છે. અથવા કાદવ અને ધૂળ થવાથી, જેમ નીતિમાન્ રાજાની કરણી શોભે તેમ પૃથિવી શોભે છે. જેમ અજ્ઞાની કુટુમ્બીઓ દ્રવ્ય વગર વ્યાકુળ થઈ જાય છે તેમ જળ વગર માછલી વ્યાકુળ થઈ જાય છે. ૪ જેમ હરિભકત સર્વ આશાઓનો પરિત્યાગ કરવાથી શોભે છે તેમ વાદળ વગરનું આકાશ પણ શોભે છે. જેમ હજારો પૈકી કોઇ એકનેજ જેમ મારી ભકિત પ્રાપ્ત થાય છે તેમ કોઈ કોઇ સ્થળે વર્ષા અને થોડી થોડી શરદી થાય છે. ૫

दोहा—चले हर्षि तजि नगर नृप, तापस वणिक भिखारि ॥
जिमि हरिभक्ति पाइ जनं, तजहिं आश्रम चारि ॥ २८ ॥

જેમ બ્રહ્મચારી, ગૃહસ્થી, વાનપ્રસ્થ અને સંન્યાસી હરિભકિતને પામીને પોત પોતાના આશ્રમનો ત્યાગ કરે છે, તેમ રાજા, તપસ્વી, ભિખારી અને વ્યાપારી શરદઋતુ પ્રાપ્ત થતાં ઘરનો ત્યાગ કરી પોત પોતાને કામે લાગ્યા. રાજા દેશ સંભાળવા માટે, તપસ્વી શહેરનો ત્યાગ કરી વનમાં તપ કરવા માટે, વણિક વ્યાપારાર્થે અને ભિખારી ભીખ માગવા જાય છે. ચારે આશ્રમવાળાઓને મારી ભકિત પ્રાપ્ત થયા પછી પુનઃ આશ્રમાનુસાર અનુષ્ઠાન કરવાની આવસ્યકતા રહેતી નથી. ૨૮.

चौ०—सुखी मीन जहँ नीर अगाधा, जिमि हरि शरण न एकौ बाधा ॥
फुले कमल सोह सर कैसे, निर्गुण ब्रह्म सगुण भये जैसे ॥
गुंजत मधुकर निकर अनूपा, सुन्दर खगरव नाना रूपा ॥
चक्रवाक मन दुख निशि पेखी, जिमि दुर्जन पर सम्पति देखी ॥

चातक रटत तृषा अति वोहि, जिमि सुख लहै न शंकरद्रोही ॥
शरदातप निशि शशि अपहरई, सन्तदरश जिमि पातक टरई ॥
देखहिं विधु चकोरसमुदाई, चितवहिं हरिजन हरि जिमि पाइ ॥
मशक दंश वीते हिम त्रासा, जिमि द्विजद्रोह किये कुलनाशा ॥

જેમ નારાયણનું શરણ મળતાં કોઈ પણ બાધા રહેતી નથી તેમ જ્યાં પુષ્કળ જળ છે, ત્યાંની માછલી સુખી છે. જેમ નિર્ગુણ બ્રહ્મ સગુણ થવાથી અધિક શોભે છે તેમ કમળ ખિલવાથી સરોવર શોભે છે. ૧ અનેક સુંદર ભમરાઓ ગુંજારવ કરી રહેલા છે, અનેક પક્ષિયો સુંદર બોલી બોલે છે, જેમ દુષ્ટ પરાઈ સંપત્તિ જોઇ દુઃખી થાય છે તેમ રાત્રિ થતાં ચકલા ચકલી દુઃખી થાય છે. જેમ શિવદ્રોહીને કદિ પણ સુખ મળતું નથી, તેમ ચાતક સ્વાતિબુંદને માટે સદા તૃષાતુર થઇને રટણ કરે છે. જેમ સંત મહાત્માઓનાં દર્શનથી પાપ દૂર થઇ જાય છે તેમ શરદઋતુના તીક્ષ્ણ તાપને રાત્રિનો ચંદ્ર હરિ લે છે. ૩ જેમ નારાયણને પામી તેના ભકત તેનેજ દેખે છે તેમ અનેક ચકોર ચંદ્રમાને નિરખે છે. જેમ બ્રાહ્મણોનો દ્રોહ કરવાથી કુળનો નાશ થઈ જાય છે તેમ હિમના ડરથી મચ્છર અને ડાંસ આદિનો નાશ થઈ જાય છે. ૪

दोहा—भूमि जीव संकुल रहे, गये शरदऋतु पाइ ॥
सदुरू मिले ते जाहिं जिमि, संशय भ्रमसमुदाइ ॥ २९ ॥

જેમ સદ્‌ગુરૂના મળવાથી સંશય ભ્રમ આદિ મટી જાય છે, તેમ પૃથિવી પરના અનેક જીવ જે વર્ષાઋતુમાં થયા હતા, તે શરદઋતુ પ્રાપ્ત થતાં નષ્ટ થઇ ગયા. ૨૯.

चौ०—वर्षागत निर्मलऋतु आई, सुधि न तात सीताकी पाई ॥
एकवार कैसेहु सुधि जानौं, कालहु जीति निमिष महँ आनौं ॥
कतहुँ रही जो जीवति होई, तात यत्न करि आनौं सोई ॥
सुग्रीवहु सुधि मोरि विसारी, पावा राज्य कोष पुर नारी ॥
जेहि शायक मैं मारा वाली, तेहि शर हतौं मूढ कहँ काली ॥
जास कृपा छूटे मद मोहा, ताकहँ उमा कि स्वप्नेहु कोहा ॥
जानहिं यह चरित्र मुनि ज्ञानी, जिन रघुवीर चरण रति मानी ॥
लक्ष्मण क्रोधवन्त प्रभु जाना, धनुष चढाई गहे कर वाना ॥

વર્ષાઋતુ વ્યતીત થઇ ગઇ, શરદઋતુ આવી; પરંતુ હે ભાઇ લક્ષ્મણ ! આજ પર્યંત જાનકીના ખબર ન મળ્યા. એકવાર જો કોઈ પણ પ્રકારે ખબર મળે તો કાળને પણ જીતીને એક પળમાં લાવું. ૧ હે તાત ! જો જાનકી કોઇ

પણ સ્થળે જીવતી હશે તો તો ગમે તે યત્ન કરીને પણ લાવીશજ. સુગ્રીવ પણ રાજ્ય, ખજાનો, પુર અને સ્ત્રી પામીને, જો કે મેં તેનું કામ કરવામાં જરા પણ કસુર કરી નહિ છતાં પણ મારી વાતનું તે સ્મરણ ભૂલી ગયો. ૨ જો તે મૂર્ખ આજ આવીને મને નહિ મળે તો જે બાણથી મેં વાલિને મારયો છે, તે જ બાણથી કાળ એ મૂર્ખને મારીશ. અથવા જો એ બાણથી હું એને મારૂં તો લોકો તુરત મને મૂઢ કહેશે. અથવા જો આજ નહિ મને મળે તો કાલ તેની મૂઢતા હરીશ. આ કેવળ મનુષ્ય લીલા છે. સંદેહ કરવો નહિ જેમકે 'मैं कछु करब ललित नरलीला' શિવજી કહે છે કે–હે પાર્વતી ! જેની કૃપાથી મદ મોહ–આદિ છૂટી જાય છે, તેને તો સ્વપ્નમાં પણ ક્રોધ થતો નથી. એ તો ભય દર્શાવ્યો છે. કે જેથી દાસ સાવધાન રહે. ૩ જે રઘુનાથજીના ભકત છે, તેજ જ્ઞાની અને મુનિ આ ચરિત્રને જાણે છે કે આ તો નર લીલા છે. લક્ષ્મણજીએ પ્રભુને ક્રોધ યુકત જાણીને તુરત ધનુષ્ ચડાવી બાણ ગ્રહણ કરયું. ત્યારે રામચન્દ્રજીએ વિચારયું કે, કદાચ સુગ્રીવને મારી ન નાખે. ૪

दोहा–तब अनुजहि समुझावा, रघुपति करुणासींव ॥
भय देखाय लै आवहु, तात सखा सुग्रीव ॥ ३० ॥

ત્યારે કરૂણાસાગર રઘુનાથજીએ લક્ષ્મણજીને સમજાવ્યા કે મારશો નહિ, એ મારો ભકત છે. હે ભાઈ ! સુગ્રીવને ભય દર્શાવીને મારી પાસે લાવો. ૩૦

चौ०–यहां पवनसुत हृदय विचारा, रामकाज सुग्रीव विसारा ॥
निकट जाइ चरणन शिर नावा, चारिहु विधि तेहि कहि समुझावा ॥
सुनि सुग्रीव परम भय माना, विषय मोर हरि लीन्हेउ ज्ञाना ॥
अब मारुतसुत दूतसमूहा, पठवहु जहँ तहँ वानर यूहा ॥
कहहु पक्ष महँ आव न जोई, मोरे कर ताकर वध होई ॥
सुनि पितु वचन बोले युवराज, विन हनुमंत होई नहिं काज ॥
जानैहे गिरि कंदर सागर, चतुर विचक्षण बुद्धि बलनागर ॥
केशरिपुत्र पवनकर अंशा, पठवहु नाथ करहु परशंसा ॥
तब सुग्रीव मारुति हंकारा, राम काज जानि लावहु बारा ॥
पति आज्ञा धरि शीश सिधाये, मारि फलांग पूर्वदिशि आये ॥
सुनि हनुमंत मिलन सब आवहिं, माथ नाइ हितवचन सुनावहिं ॥
कारण कवन कीन्ह श्रम भारी, तुम किष्किधानाथ अघारी ॥
हमलायक जो कारज होई, नाथ शीश धरि मानव सोई ॥

छानि कापि कहा न लाव बहु बारा, तुमहिं बालिलघुबन्धु हँकारा ॥
आतुर जाहु न विलब करेउ, परे काज भारी मन धरेउ ॥
सुनत वचन सब चले तुरंता, जय सुग्रीव कहि गगन गहंता ॥

આ તરફ હનુમાનજીએ મનમાં વિચાર્યુ કે, સુગ્રીવને શ્રી રઘુનાથજીના કામનું વિસ્મરણ થઇ ગયું. તેથી હનુમાનજીએ સુગ્રીવ પાસે જઈ ચરણોમાં મસ્તક નમાવી ચારે પ્રકાર અર્થાત્ સામ, દામ, ભેદ અને દંડ કહીને સમજાવ્યા કે રાજાઓમાં ચાર ગુણ હોય છે, તેમા શ્રી રઘુનાજી તમારી સાથે બે તો વર્તી ચૂકયા છે. એક સામ સાથે મિત્રતા, અને દામ સાથે રાજ્યાદિનું આપવું. હવે બાકી બે ભેદ અને દંડ છે તે પણ થવાનો સમય આવ્યો છે, કેમકે ભેદાર્થ અંગદ વિદ્યમાન્ છે અને દંડ નિમિત્ત એજ બાણ છે કે જે થકી વાલિને મારચો હતો. માટે બનતી તાકીદે જાનકીજીની તપાસ માટે દૂતને મોકલો, અને શોધ કરવાનો ઉપાય કરો. ૧ આ વચન સાંભળી સુગ્રીવ બહુજ ભય પામ્યો. અને કહેવા લાગ્યો કે વિષયે મારૂં જ્ઞાન હરિ લીધું. હે પવનાત્મજ ! હવે જ્યાં ત્યાં એટલે કે સર્વત્ર દૂતોના સમૂહને મોકલો કે જે વાનરાઓને બોલાવીને લાવે. ૨ અને તે સાથે કહેવરાવજો કે જો એક પખવાડિયામાં નહિ આવો તો મારા હાથથી તેનો વધ થશે. એટલે મહાવીરજીએ તુરત દૂત બોલાવ્યા અને સર્વનું સન્માન કર્યું. ૩ ભય પ્રીતિ અને નીતિ દર્શાવી ભાઈ જો પખવાડિયામાં નહિ આવો તો માર્યા જશો. અને જો તુરત આવશો તો રાજા પ્રસન્ન થઈ ઇનામ આપશે. ( અહિંથી ક્ષેપક છે. ) સુગ્રીવનાં વચન શ્રવણ કરી અંગદજી બોલ્યા કે, આ કાર્ય હનુમાનજી વગર થવાનુંજ નથી. ૪ કારણ કે તે પર્વતની ગુફાઓ અને સાગર–આદિ સર્વ સ્થાન જાણે છે, તેમજ ચતુર, વિવેકી અને બુદ્ધિ તથા બળના સાગર છે, કેશરીના પુત્ર પવનના અંશ છે. માટે આ ૫ તેને મોટાઇ આપીને મોકલો. ૫ આવાં અંગદનાં વચન શ્રવણ કરી સુગ્રીવે મહાવીરજીને બોલાવી ને કહ્યું કે તમે શ્રી રામચન્દ્રજીનાં કામમાં વખત ન લગાડો. સ્વામીની આજ્ઞા માની મહાવીરજી ચાલ્યા. અને એકજ કુદકો મારી પૂર્વ દિશામાં આવ્યા. ૬ મહાવીરજીનું આવવું સાંભળીને સર્વ કોઇ મળવા આવતા હતા. અને આવીને મસ્તક નમાવી સર્વે કોઇ બોલવા લાગ્યા કે;–શું કામ છે ? કે જેથી આપે આટલો બધો શ્રમ વહન કરચો. આપ તો કિષ્કિન્ધા નાથના અધિકારી છો. ૭ જે કાંઇ પણ કાર્ય અમારા યોગ્ય હોય, તે આજ્ઞા કરો, એટલે અમે આપની આજ્ઞા શિરોધાર્ય કરીશું. આવાં તે વાનરાઓનાં વચન શ્રવણ કરી મહાવીરજી બોલ્યા કે, વિલંબ ન લગાડો. તમને સુગ્રીવજીએ બોલાવ્યા છે. ૮ માટે તુરત જાઓ. વિલંબ ન કરો. મહા કામ પડયું છે. માટે તે કાર્ય મન લગાડીને

કરો. આ વચન શ્રવણ કરી સર્વ કોઇ સુગ્રીવનો જય બોલતા આકાશ માર્ગે ચાલ્યા. ૯

दोहा—असीलाख अरु सात सत, कपि दल वर बलचंड ।
नभ मारग कूदत चले, गय गवाक्ष बलि दंड ॥ ३१ ॥

એંશી લાખ ને સાતસો વાનરાઓ ગય અને ગવાક્ષ યૂથપ સહિત કુદતા આકાશ માર્ગે ચાલ્યા. ૩૧

चौ०—पठय तिनहिं तरक्यो हनुमाना, रोहित पर्वत जाय तुलाना ॥
दुर्धर्षण सब बात सुनाई, चला बीर कदलिवन आई ॥
गजसन कह सनु वानर राजा, पडा कठिन सुग्रीवहिं काजा ॥
निजदल संग लाय सब लेहू, धीरजता निजपतिको देहू ॥
भलेहि नाथ कहि सब उठिचले, वसुधा हली शेष कलमले ॥
पद्म सात दल असी करोरी, चले द्विवद भई अँधेरी ॥
हनुमत व्याहार पर्वत आवा, जेठ पुत्र बलि बीर बुलावा ॥
तीस लाख दल साठि हजारा, पवनपुत्र सब कीन्ह जोहारा ॥
कारज होय सो आयसु दीजै, इतना श्रम कहि कारण कीजै ॥
आज्ञाकारिय होय जो काजा, कुशली हैं किष्किधा राजा ॥
कपिपति रघुपति कथा सुनाई, चला पवनसुत विदा कराई ॥
धुंधमार पर्वत नियराना, कहतहिं श्रीखंड कीन पयाना ॥
छपनकोटि वनचर लै साथा, करी प्रणाम चले कपिनाथा ॥
तब हनुमंत अंजनिगिरि आवा, कुमुदनाम कपि बीर बोलावा ॥
पद्मसात अरु लाख सतासी, धाये वीर महाबल रासी ॥
गगन मार्ग जय राम कहँता, आयो नीलागिरी हनुमंता ॥
जहँ रह नील नाम कपिभारी, अग्निपुत्र बल बुधि अधिकारी ॥
मारुतसुत तेहिं मर्म बुझावा, मेघ समान गाजि कपि आवा ॥
अर्बुदचारि चारि सतबारा, समरधीर सब सुभट जुझारा ॥
गहे वृक्ष आयुध वनचारी, चले सकल जैराम पुकारी ॥
पवनपुत्र उत्तर दिशि गयउ, बद्रिक आश्रम परसत भयउ ॥
आतुर गंधमादन पर गयऊ, जल तडाग देखत सुख लहेऊ ॥

એઓને મોકલી મહાવીરજી ત્યાંથી કૂદીને રોહિત પર્વતના ઉપર આવ્યા,

દુર્દર્ષણને વાત સંભળાવીને મહાવીરજી કદળી વનમાં આવ્યા. ૧ અને ત્યાં હનુમાનજીએ ગજને કહ્યું કે,-શ્રવણ કરો. વાનરોઓના રાજા સુગ્રીવજીને એક બહુજ અગત્યનું કામ પડયું છે. માટે તમે ત્યાં તુરત જાઓ. તમે તમારી સકળ સેનાને સાથે લઈ જઈ આપણા સ્વામીને ધીરજ આપો. બહુજ સારૂં. સ્વામી ! એમ કહી તે સર્વે ઉઠીને ચાલ્યા, ત્યારે પૃથિવી કાંપવા લાગી. અને શેષજી પણ ભારથી અકળાઈ ગયા. સાત પદ્મને એંસી કરોડ સેના લઇને દ્વિદ અને ગજ નામના વાનર ચાલવા લાગ્યા ત્યારે અંધારૂં થઈ ગયું. ૩ ત્યાંથી હનુમાનજી વ્યાહાર પર્વતના ઉપર આવ્યા. અને બળવીરના મોટા પુત્રને બોલાવ્યો. એટલે ત્રીસ લાખને સાઠ હજાર વાનરાઓએ આવીને હનુમાનજીને પ્રણામ કરયા. ૪ અને કહ્યું કે, જે આપનું કાર્ય હોય તે કરવા આજ્ઞા કરો, આપે શા માટે આટલો શ્રમ વહન કર્યો ? મહાવીરજીએ સુગ્રીવ અને શ્રીરામચન્દ્રજીની વાર્તા કહી સંભળાવી. અને ત્યાંથી વિદાય થઈ ચાલ્યા. ૫ ત્યાંથી મહાવીરજી ધુંધમાર પર્વતના ઉપર ગયા. અને ત્યાંના વાનરાઓને બોલાવતાં શ્રી ખંડનામનો વાનર હનુમાનજીનું પધારવું સાંભળતાં તુરત આવ્યો. અને હનુમાનજીનું કહેવું થતાં તો તે તુરત છપન કરોડ વાનરાઓને સાથે લઇ પ્રણામ કરીને કપિનાથ એવો શ્રીખંડ વાનર ચાલ્યો. ૬ ત્યાંથી હનુમાનજી અંજન પર્વતના ઉપર આવ્યા. અને કુમુદ નામના વીર વાનરને બોલાવ્યો. એટલે તે હનુમાનજીની આજ્ઞા શ્રવણ કરી સાત પદ્મ અને સત્તાવીશ લાખ મહાવીર વાનરને લઈ ચાલ્યો. ૭ આકાશ માર્ગે જય શ્રીરામચન્દ્રજી ! એમ કહીને મહાવીરજી નીલગીરી પર્વતના ઉપર આવ્યા, જ્યાં નીલ નામનો અગ્નિનો બુદ્ધિ બળવાન્ પુત્ર રહેતો હતો. ૮ તેને હનુમાનજીએ સકળ ભેદ સમજાવ્યો. અને તે મેઘ સદશ ગર્જ તો આવ્યો. ચાર અબજ ચારસો ને બાર મહા સમરમાં ધીરધારી મહા યોદ્ધાઓ ચાલ્યા. ૯ અનેક વાનરાઓ આ યુદ્ધમાં વૃક્ષ હાથમાં લઈ શ્રી રઘુનાથજીનો જય જયકાર પોકારતા ચાલ્યા. એટલે મહાવીરજી ત્યાંથી ઉત્તર દિશામાં બદ્રિકાશ્રમમાં ગયા. ૧૦ ત્યાંથી પાછા તુરત ગંધમાદન પર્વતના ઉપર ગયા. અને ત્યાંના તળાવોનું જળ નિરખી મહાસુખ પામ્યા.

दोहा—गय गवाक्ष कहँ मिल्यो पुनि, बहु प्रकार समुझाइ ॥
नाइ माथ अस्तुति करत, चले वीर हर्षाइ ॥ ३२ ॥

પછી ગજ અને ગવાક્ષને મળી તેઓને સર્વ ભેદ સમજાવ્યો. એટલે તે મસ્તક નમાવી સ્તુતિ કરી પ્રસન્ન થઇને ચાલ્યા. ૩૨

चौ०—हनुमत अर्जुन गिरिपर आवा, तारा तात वीर तह पावा ॥
नाम सुखेन महाबल वीरा, बुधि बल तेज समर रणधीरा ॥

समाचार पुनि ताहिं सुनावा, चलि हनुमंत सुमेरहि आवा ॥
कनकवरणसम दीपित काया, नेत्रलाल अति विपुल सहाया ॥
पवन प्रसन गगन पर गरजे, राक्षस देखि काल सम तरजे ॥
लँगुर उठाय शीश पर लाये, मानहु मघवा धनुष सुहाये ॥
एक एकं सन वचन सनावा, हनुमत चरणन शिर तिन नावा ॥
काया कष्ट कीन केहि काजा, कुशल अहहिं किष्किंधा राजा ॥
कपि तहँ समाचार सब भाषा, चले दरश कारण अभिलषा ॥

ત્યાંથી હનુમાનજી અંજુન પર્વતના ઉપર આવ્યા. ત્યાં વાલીની સ્ત્રી તારાનો પિતા સુષેણ નામે વીર રહેતો હતો. સુષેણ મહા બળવાન્ બુદ્ધિમાન તેજસ્વી અને સમર-યુદ્ધમાં મહા ધીરજ ધારણ કરનાર હતો. ૧ તેને સર્વ સમાચાર સંભળાવી ત્યાંથી હનુમાનજી સુમેરૂ પર્વત પર આવ્યા. સુવર્ણના વર્ણ સદ્દ કાંતિમાન્ શરીર અને લાલ લાલ નેત્ર શોભતાં હતાં. ૨ એવા પવન પુત્ર હનુમાનજીએ આકાશ માર્ગમાં ગર્જના કરી અને રાક્ષસોને જોઇ કાળ સદૃશ તેના સામે ઘુરકયા. લંગૂર પુછડું ઉચું કરી મસ્તક ઉપર ચડાવેલું હતું તે ઇન્દ્ર ધનુષ્ સદૃશ શોભતું હતું. ૩ એકેક અકેકે દરેકને વચન સંભળાવતાં તે સર્વેએ મહાવીરજીનાં ચરણોમાં મસ્તક નમાવ્યું. અને બોલ્યા કે આપે આ પ્રમાણે શા માટે દેહને કષ્ટ આપવા માંડયું છે. કિષ્કિંધાના રાજા તો કુશળ છે. ૪ હનુમાનજીએ સર્વ સમાચાર કહ્યા. એટલે તો સર્વ દર્શનની આકાંક્ષાથી ચાલ્યા.

दोहा—दश करोरि नव लाख अरु, वीस सहस शत एक ॥
चले केसरी संग लै, करत चरित्र अनेक ॥ ३३ ॥

દશ કરોડ નવ લાખ વીશ હજાર અને એકસો વાનરાઓને સાથે લઇ કેશરી નામનો વાનર નાના પ્રકારનાં ચરિત્ર કરતો ચાલ્યો. ૩૩

चौ०—ताहिहु विदा कीन्ह कपिपवना, रुद्रगिरी कैलाशहि गवना ॥
कपिबल पुरद ताहि कर नाऊं, रखवारी अलकापुर गाऊं ॥
महातेज बल दुर्गम काया, मर्म चतुर जानत सब माया ॥
सुनिं सो मारुतसुत पहँ आवा, लै संग सैन शीश तेहिं नावा ॥
पूंछा कवन काजहै नाथा, दीन दरश हम भये सनाथा ॥
नृप सग्रीवके तुम परधाना, आज्ञा देहु वेगि हनुमाना ॥
कहा पवनसत विलम न लावहु, लै निज सेन पंपपुर धावहु ॥

जय रघुवीर अनुज लघुबाली, सीज दल चले मेदिनी हाली ॥
सिंहनाद करि पूंछ उठाये, दरश उछाह सकल ऊठि धाये ॥
रहा न कोउ पवनसुत प्रेरा, मैनागिरिहिं हिमाचल हेरा ॥
प्रेम सहित कपि सकल बुलाये, आस वासना करत पठाये ॥
अंडक नाम महाबल कीशा, चले कहत जय राम अहीशा ॥
ताहि विदाकर पवनकुमारा, विंध्याचल कहँ शीघ्र पधारा ॥
नाम वसन्त महाबलवाना, ले निजदल कपि निकट तुलाना ॥
इंद्रकेलिके वन कपि जेते, हनुमति चरण गहे सब तेते ॥
आठ पद्म अरु सहसअठासी, चले तहां जहँ हैं अविनासी ॥
रामकाज हनुमत हिये धारे, कश्यपपर्वत जाय पुकारे ॥
नाम मयंद महाबल वीरा, तेजपुंज अति दुर्ग शरीरा ॥
इकिसकोटि वनचर ले साथा, पवनकुमारहिं नायऊ माथा ॥
कहा पवनसुत जानहु तोहीं, धन्यभाग्य दर्शन भा मोहीं ॥
करहु न वेर सुनहु बलसींवा, तुम्हहिं बुलाय वेगि सुग्रीवा ॥

મહાવીરજી તેને વિદાય કરી રૂદ્ર ગિરિ-કૈલાસમાં આવ્યા, ત્યાં બળપુરદ નામનો વાનર કે જે અલકાપુરીનું સંરક્ષણ કરતો હતો. ૧ અને જે મહા તેજસ્વી બળવાન્ જેનું શરીર દુર્ગમ હતું, સર્વ માયા જાણવાવાળો અને ભેદ લેવામાં ચતુર હતો, ને મહાવીરજીનું પધારવું સાંભળી સેના સાથે લઈ આવ્યો અને મસ્તક નમાવ્યું. ૨ અને પુછયું કે, હે સ્વામી ! શું કામ છે ? આજ્ઞા કરો. આપનાં દર્શનથી અમે સનાથ થયા છીએ. તમે સુગ્રીવજીના મુખ્ય મંત્રી છો, આજ્ઞા આપો. ૩ હનુમાનજીએ કહ્યું કે.-વિલંબ ન કરો, તમારી સેના લઇ તમે તુરત પંપાપુર જાઓ. શ્રી રઘુનાથજી લક્ષ્મણજી અને સુગ્રીવજીની જય પોકારતા તે સેના સજીને ચાલ્યા, એટલે પૃથિવી ડોલવા લાગી. ૪ સિંહનાદ કરીને પુછડાં ઉંચાં કરીને દર્શનના ઉત્સાહથી સર્વ કોઇ દોડીને ચાલવા લાગ્યા. કોઇ પણ વાનર મહાવીરજીની આજ્ઞા થતાં ત્યાં રહ્યોજ નહિ, સર્વ ચાલી નિકળ્યા. ત્યાંથી મૈનાકગીરિ અને હિમાચલ પર હનુમાનજી આવ્યા. ૫ ત્યાંના વાનરાઓને પ્રેમથી બોલાવી આશ્વાસન કરીને મોકલી દીધા. "અંડક નામનો મહા બળવાન્ વાનર, રઘુનાથજી અને લક્ષ્મણજીની જય થાઓ "એમ પોકારતો ચાલ્યો. ૬ મહાવીરજી તેને વિદાય કરી ત્યાંથી તુરત વિંધ્યાચળ પર્વતના ઉપર ગયા. ત્યાંનો વસન્ત નામનો રાજા મહા બળવાન્ વાનર પોતાનું સૈન્ય લઇ હનુમાનજી પાસે આવ્યો. ૭ જેટલા ઇન્દ્ર લોકના વનના વાનર હતા, તે

સર્વેએ આવીને હનુમાનજીનાં ચરણ પકડયાં આઠ પદ્મ અને અઠાસી હજાર વાનરાઓ ત્યાંથી રઘુનાથજીની પાસે ચાલ્યા. ૮ મહાવીરજીએ શ્રી રામચન્દ્રજીનું કામ હૃદયમાં ધારણ કરી કશ્યપ પર્વતના ઉપર જઇ ગર્જના કરી એટલે મયંદ નામનો મહા બળવાન્ વીર, તેજસ્વી અને કઠિન વાનર ત્યાં રહેતો હતો ૯ તેણે એકવીશ કરોડ વાનરાઓને સાથે લઇને પવનકુમારને મસ્તક નમાવ્યું. હનુમાનજીએ કહ્યું કે, હું તમને જાણું છું. ધન્ય ભાગ્ય મારાં કે મને આપનાં દર્શન થયાં. ૧૦ હે બળવાન્ વાનરાઓ ! હવે વિલમ્બ ન કરો, તમને સુગ્રીવજીએ ત્વરાથી બોલાવ્યા છે.

दोहा—सुनत मयंद गयंद गति, उच्छलंत आकाश ॥
अट्टहास गंभीर करि, सैन बोलाइसि पास ॥ ३४ ॥

હાથી સદૃશ ચાલ વાળા મયંદ નામના વાનરે આકાશમાં ઉછલી ગંભીર અટ્ટહાસ કરી પોતાની સેનાને સમીપમાં બોલાવી. ૩૪.

चौ०—टिंडी समान सैन उथलानी, चलते दिगपालन भय मानी ॥
आतुर चले गगन करि छाहीं, उठे लंगूर पतंग छिपाहीं ॥
एक नील दल तीस करोरा, धावत एक एक बर जोरा ॥
जय सिंहनाद करत बल दापा, देवन हाथ पेटमे चापा ॥
रामस्वरूप हिये महँ आना, करि दल विदा चला हनुमाना ॥
रसनाकरै रामगुण गाना, धवलागिरिकों कीन्ह पयाना ॥
दुर्गंधनाम वानर बड योधा, ताहिं बोलाय दीन वर बोधा ॥
आठ लाख शतबार गनाई, लैं सँग सैन पंपपुर जाई ॥
हनुमत उदयागिरिपर आवा, बंदर धाय परे तोहि पावा ॥
कुंद कुमुद बंदर जे गाये, जे जहँ रहे वनचर सब छाये ॥
शब्द किलाकिला नभपर करहीं, बन सर शैल धरा सब धरहीं ॥

તે સેના ટીડોના સમાન ચાલવા લાગી. તેના ચાલવાથી દિગ્પાળો ડરવા લાગ્યા. તેઓ મહા ત્વરાથી આકાશમાં છાયા કરતા ચાલ્યા. જેનાં પુંછડાંઓ ઉંચાં થવાથી ભગવાન્ સૂર્યનારાયણ પણ અદૃશ્ય થઇ ગયા. ૧ એક નીલ ત્રણ કરોડ વાનરાઓનું સેન ચાલ્યું. કે જે મહા બળવાન્ હતા. અને પ્રત્યેક્ વાનર ક્રોધ કરીને કૂદતા કૂદતા ચાલતા હતા. બળના અભિમાને કરી સિંહનાદ કરતા અને જય જયકાર કરતા ચાલ્યા. જેને જોઈને દેવતાઓ પણ પેટ ઉપર હાથ મૂકીને હાસ્ય કરવા લાગ્યા. ૨ શ્રી રઘુનાથજીના રૂપને હૃદયમાં ધારણ ક

રી સેનાને વિદાય કરી મહાવીરજી ત્યાંથી ચાલ્યા. જીહ્વાથી શ્રી રામચન્દ્રજી-ના ગુણાનુવાદ ગાતા ગાતા હનુમાનજીએ ધૌલાગીરિ પર્વત તરફ પ્રયાણ કર્યું. ૩ દુર્ગંધ નામનો એક મહા બળવાન્ વાનર હતો. તેને બોલાવીને બહુજ જ્ઞાન આપ્યું. અર્થાત્ સમજાવીને સુગ્રીવની આજ્ઞા સંભળાવી. એટલે તે આઠ કરોડ સેનાને સાથે લઈને પંપાપુર તરફ ચાલ્યો. ૪ એટલે ત્યાંથી હનુમાનજી ઉદયાચલ પર્વત પર પધાર્યા. ત્યાંના સર્વ વાનરાઓ તેમના ચરણોમાં પડ્યા. કુંદ અને કુમુદ નામના જે વાનરાઓ હતા. તે અને તેના સોબતી જેટલા વાનરાઓ હતા તે સર્વે ચાલ્યા. આકાશમાં કિકીયારી કરતા વન સરોવર અને પર્વતોને હચ મચાવતા ચાલવા લાગ્યા.

दोहा—रामकाज करि पवनसुत, आये जहँ सग्रीव ॥
मिले हर्षि अस्तुति करि, धन्य धन्य बलसीव ॥ ३५ ॥

આ પ્રમાણે મહાવીરજી શ્રી રઘુનાથજીનું કાર્ય કરીને સુગ્રીવજીની પાસે આવ્યા. અને પ્રસન્ન થઈને સ્તુતિ કરી. સુગ્રીવે પ્રસન્ન થઈને ઘણીજ પ્રશંસા કરી, કે તમને ધન્ય છે. ૩૫ ( ક્ષેપક પુર્ણ થયું. )

चौ०—त्यहि अवसर लक्ष्मण पुरआये, क्रोध देखि जहँ तहँ कपिधाये ॥

તેજ સમય લક્ષ્મણજી નગરમાં આવ્યા, તેને ક્રોધ યુકત નિરખીને વાનરાઓ જ્યાં ત્યાં વ્યાકુળ થઈને દોડવા લાગ્યા.

दोहा—धनुष चढाइ कहा तब, जारि करौं पुर छार ॥
व्याकुल नगर देखि तब, आवा बालिकुमार ॥ ३६ ॥

જ્યારે લક્ષ્મણજીએ ધનુષ્ ચડાવીને કહ્યું કે, પુરને બાળીને ભસ્મ કરી દઈશ, ત્યારે નગરને વ્યાકુળ થતું નિરખી અંગદજી આવ્યા. તેને આવવાનું કારણ એ હતું કે, તેને પિતા વગરના જાણીને લક્ષ્મણજી ક્ષમા કરશે. અથવા એમ પણ સંભવે છે કે, વાલિ મને શ્રી રઘુનાથજીને સોંપી ગયેલ છે તેથી પણ મારા ઉપર તો કૃપા કરશેજ. એવું વિચારીને અંગદજી આવ્યા. ૩૬

चौ०—चरण नाइ शिर विनती कीन्ही, लक्ष्मण अभय बाहँ तेहि दीन्ही ॥
क्रोधवन्त लक्ष्मण सुनि काना, कह कपीश अतिशय अकुलाना ॥
तुम हनुमंत संग लै तारा, करि विनती समुझाउ कुमारा ॥
तारा सहित जाइ हनुमाना, चरणवन्दि प्रभु सुयश बखाना ॥
करि विनती मन्दिर लै आये, चरण पखारि पलँग बैठाये ॥
तब कपीश चरणन शिर नावा, गहि भुज लक्ष्मण कण्ठ लगावा ॥

**नाथ विषयसम मद कछु नाहीं, मुनि मन मोहं करै क्षण माहीं ॥**
**सुनत विनीत वचन सुख पावा, लक्ष्मण तेहि बहु विधि समुझावा ॥**
**पवनतनय सब कथा सुनाई, ज्याहे विधि गये दूत समुदाई ॥**

ચરણોમાં મસ્તક નમાવી વિનંતી કરી એટલે લક્ષ્મણજીએ તેનો હાથ પકડી અભયદાન આપ્યું લક્ષ્મણજીને ક્રોધ યુકત કાનોથી સાંભળી સુગ્રીવ તો બહુજ ઘભરાઈ ગયા. અને મહાવીરજીને કહ્યું કે,-તમે તારાને સાથે લઈ જઇને વિનંતિ કરી કુમાર લક્ષ્મણજીને સમજાવો. ( તારાને મોકલવાનો હેતુ એ છે કે,-સ્ત્રીને નિરખવાથી ક્રોધ શાન્ત થઈ જશે; અથવા સ્ત્રીની 'વિનતિથી દયા ત્વરાથી ઉત્પન્ન થાય છે. અથવા તેના પતિને પ્રભુએ મારેલ છે એ માટે આના ઉપર દયા કરશે જો કે તેને શ્રી રઘુનાથજીએ તત્ત્વોપદેશ કરેલ છે. તેથી શિષ્ય જાણીને પણ કૃપા કરશે. ) મહાવીરજીને પરમ ભકત અને સત્સંગી જાણીને મોકલ્યા. મહાવીરજીએ તારા સહ જઇને ચરણોમાં પડી તેના સુયશોનું વર્ણન કરયું કે, આપ દીનોના ઉપર દયા કરવાવાળા છો, માટે હજુ પણ દયા કરો. ૨ આ પ્રમાણે વિનતી કરીને લક્ષ્મણજીને, મહાવીરજી રાજમંદિરમાં લાવ્યા, અને ચરણકમળ ધોઈને મૃગછાલા ઉપર બેસારચા. ત્યારે સુગ્રીવજીએ આવીને ચરણોમાં મસ્તક નમાવ્યું. એટલે તો લક્ષ્મણજીએ સુગ્રીવનો હાથ પકડી ઉઠાડીને કંઠ સાથે લગાવ્યા. ૩ સુગ્રીવે વિનતિ કરી કે, હે નાથ ! વિષયના સમાન મદ બીજો કોઈ નથી; કે જે ક્ષણ માત્રમાં મુનિયોના મનમાં મોહ કરી દે છે. તેમાં પણ રાજમદ તો મહા કઠિન છે. આવાં સુગ્રીવનાં વચન શ્રવણ કરીને મહા સુખ પામી લક્ષ્મણજીએ તેને બહુજ નીતિના પ્રકારથી સમજાવ્યા. ૪ તે સમય મહાવીરજીએ દૂત સેનાને બોલાવવા ગયો હતો તે સકળ વાર્ત્તા કહી સંભળાવી.

**दोहा—हर्षि चले सुग्रीव तब, अंगदादि कपिसाथ ॥**
**रामअनुज आगे किये, आये जहँ रघुनाथ ॥ ३७ ॥**

એ વાર્ત્તા શ્રવણ કરવાથી જયારે લક્ષ્મણજી પ્રસન્ન થયા ત્યારે અંગદાદિ વાનરાઓ સહ સુગ્રીવજી લક્ષ્મણજીને આગળ કરીને ચાલ્યા. આગળ કરવાનો એ આશય છે કે; શ્રી રામચન્દ્રજી જાણે કે એમણે સુગ્રીવને પાછળ કરી લીધો. અને રઘુનાથજી પાસે આવ્યા.૩૭

**चौ०—नाथ चरण शिर कह कर जोरी, नाथ मोरि कछु नाहिंन खोरी ॥**
**अतिशय प्रबल देव तव माया, छूटे तबहिं करहु अब दाया ॥**

विषयविवश सुर नर मुनि स्वामी, मैं पामर पशुकपि अतिकामी ॥
नारि नयन शर जाहि न लागा, महाघोरनिशि सोवत जागा ॥
लोभ पाश जेहि गर न बँधाया, सो नर तुम समान रघुराया ॥
यह गुण साधनते नाहिं होई, तुम्हरी कृपा पात्र कोइ कोई ॥
तब रघुपति बोले मुसुकाई, तुम प्रिय मोहिं भरत जिमि भाई ॥
अब सोई यतन करहु मन लाई, जेहि विधि सीताकी सुधिपाई ॥

શ્રી રામચન્દ્રજીના કોમળ ચરણકમળોમાં મસ્તક નમાવી હાથ જોડીને કહ્યું કે,–હે નાથ ! મારો કાંઈ પણ દોષ નથી. હે દેવ ! આપની માયા ઘણીજ પ્રબળ છે. તે તો જ્યારે આપ દયા કરો છો ત્યારેજ છૂટે છે. ૧ હે સ્વામી ! વિષયોને વશ્યતો સુર, નર અને મુનિ–આદિ સર્વ છે. તો પછી હું કે જે પામર પશુ છું તેની તો ગણુનાજ શી. જેને સ્ત્રીઓનાં નેત્રોનાં બાણ લાગેલાં નથી. અને જે ઘોર અંધકારથી ભરેલી ક્રોધ રૂપી રાત્રિમાં જાગે છે; અર્થાત્ જે ક્રોધ અને અજ્ઞાનથી હીન છે. ૨ અને જેણે લોભની ફાંસીમાં પોતાનું ગળું બાંધ્યું નથી, તે મનુષ્ય હે શ્રી રામચન્દ્રજી ! આપના સમાનજ છે. સુગ્રીવે મિત્રતાના કારણથી શ્રી રઘુનાથજીને વ્યંગ્ય વચન કથેલાં છે. અને લક્ષ્મણજીની તો સ્તુતિ કરેલ છે. કારણ કે શ્રી રામચન્દ્રજીએ તો શ્રી જાનકીજીના વિરહથી વ્યાકુળ થઇને ક્રોધ કરી લક્ષ્મણજીને મોકલ્યા અને તે મને અહિં લાવ્યા. પરંતુ તે સર્વ બાધાઓથી રહિત છે. આ ગુણ સાધનથી પ્રાપ્ત થતા નથી. એ તો તમારી કૃપાથી લક્ષ્મણજી અને હનુમાનજીએ જેમ પ્રાપ્ત કરેલ છે તેમ કોઈ કોઈજ પ્રાપ્ત કરે છે. ૩ શ્રી રામચન્દ્રજીને પણ સુગ્રીવની વ્યંગ્ય ભરી જ્ઞાન વિરાગ અને રાગ યુક્ત વાતો શ્રવણ કરવાથી હસવું આવતાં તે બોલ્યા કે,–તમે મને ભરતના સમાન પ્યારા છો. પોતાનાથી નાનાભાઇઓમાં ભરત સર્વથી મોટા હતા. એ માટે ભરતના સમાન પ્યારા કહેલ છે. લક્ષ્મણજીથી બમણા પ્યારા શ્રી રામચન્દ્રજી હનુમાનજીને પ્રથમ કહી ચૂકેલ છે. એ માટે આ સમય લક્ષ્મણજીનું નામ ન લીધું. હે સખા ! હવે તો મન લગાડીને એ યત્ન કરો કે, જે પ્રકારે જાનકીના ખબર મળે, ખબર મળ્યા પછી તો સર્વ હું જોઇ લઇશ. ૪

दोहा–इहि विधि होत बतकही, आये बानरयूथ ॥
नानावरण अतुल बल, देखिय कीशबरूथ ॥ ३८ ॥

આ પ્રકારે વાર્તાલાપ થઇ રહેલો હતો, એટલામાં તો અનેક પ્રકારનાં વાનરાઓનાં ટાળાં આવી ગયાં નાનાપ્રકારના વર્ણ વર્ણના અતુલિત બળવાન્ વાનરાઓ દેખાતા હતા. ( **यूथपयूथ** ) અર્થાત્ વાનરાઓના રાજાઓના સમૂહ આ-

વ્યા. ) જેમાં અઠેક યૂથપતિની સાથે અનેક વર્ણ અને અતુલિત બળની વાનરની સેના જોવામાં આવતી હતી. ૩૮

चौ०–वानर कटक उमा मैं देखा, सो मूरख जो किय चह लेखा ॥
आय रामपद नावहिं माथा, निरखि वदन सब होंहि सनाथा ॥
अस कपि एक न सेना माहीं, राम कुशल पूंछी जेहि नाहीं ॥
यह नाहिं कछु प्रभुकी अधिकाई, विश्वरूप व्यापक रघुराई ॥
ठाढे जहँ तहँ आयसुपाई, कहि सुग्रीव सबहिं समुझाई ॥
रामकाज अरु मोर निहोरा, वानरयूथ जाहु चहुँ ओरा ॥
जनकसुता कह खोजहु जाई, मास दिवस महँ आयहु भाई ॥
तब कपीश दुइ दूत बुलाये, गज गवाक्ष आतुर चलि आये ॥
मन बुधि निगमकेर गति जानी, बोलेउ कीश सुधासम वानी ॥
सियखोजनहित पूर्वसिधायउ, रामकाज कहँ विलंब न लायउ ॥
उदधि सात सरिता गिरि झरना, ब्रह्मपुरी कामावति वरना ॥
सर वापी गिरि कंदर जेते, देवनगर खोहादिक तेते ॥
जोंकोउ तुमहिं मिलहिं मग माहीं, सीता सुधि पूछहु तिन पाहीं ॥

શ્રી સદાશિવજી કહે છે કે,–હે પાર્વતી ! મેં જાતે આ વાનરાઓની સેના નિરખી હતી, જે એ સેનાની ગણુના કરવા ઇચ્છા રાખે તે મૂર્ખ છે. સર્વ કોઈ આવીને શ્રી રામચન્દ્રજીના ચરણોમાં મસ્તક નમાવે છે. અને પ્રભુનું મુખકમળ નિરખી સનાથ થાય છે. આ સર્વ વાનર દેવતા છે. તે અનાથ પડેલા હતા, તે હવે શ્રી રામચન્દ્રજીને નિરખીને સનાથ થઈ ગયા. ૧ સેનામાં એવો કોઇ પણ કપિ ન હતો, કે જેની શ્રી રઘુનાથજી કુશળ પુછી ન હોય. જો કોઈ શંકા કરે કે અપાર સેનાની કુશળ શી રીતે પુછી શકાય અને કેમ પુછી તો સમાધાન કે, વાનરાઓ સર્વ દેવ અંશ છે. તેથી તેઓને માન દેવું ઉચિતજ હતું. ( બીજા પ્રશ્નનો ઉત્તર આગળ છે.) એક તો શ્રી રઘુનાથજીનું વિશ્વરૂપ છે. બીજું વિશ્વમાં જેટલા જડ ચૈતન્ય રૂપ છે. તેમાં સર્વમાં તલમાં તેલની માફક શ્રી રામચન્દ્રજી વ્યાપી રહેલા છે. તો પ્રત્યેક્ વાનરને મળવું અને કુશળ પુછવું તેમાં શું આશ્ચર્ય છે. જ્યાં ત્યાં સર્વ વાનરાઓ આજ્ઞા થવાની રાહ નિરખતા ઉભા હતા- તેઓને સુગ્રીવજીએ સમજાવીને કહ્યું કે–હે વાનરાઓ ! આ કાર્ય શ્રી મહારાજ રામચન્દ્રજીનું છે. તે કરો. મારા ઉપર તમારો ઉપકાર થશે. ચારે તરફ સેના લઈ જાઓ. ૩ અને જઇને જાનકીજીનો શોધ કરો. અને એક મહિનામાં સર્વ શોધ કરીને પાછા આવજો. ( અહિંથી ક્ષેપક છે.) સુગ્રીવે ગજ અને ગવાક્ષને બો-

લાવતાં તે તે યૂથપ ત્વરાથી આવ્યા. ૪ તેઓની મન બુદ્ધિ અને શાસ્ત્રની ગતિ જાણીને સુગ્રીવજી અમૃતના સદૃશ મધુર વાણી બોલ્યા કે તમે જાનકીજીના શોધ માટે પૂર્વદિશા તરફ જાઓ. આ રામકાર્ય સમજીને તેમાં જરા પણ વિલંબ કરશોજ નહિ. ૫ સમુદ્ર, સ્રોત, નદીના તીર, પર્વત ઉપર અને ઝરણાંઓના સ્થાન બ્રહ્મપુરી કામાવતી સુધી, સરોવર, વાવ, પર્વતની ગુફાઓ–આદિ જેટલાં સ્થાન હોય તે સર્વ શોધી વળજો. ૬ જે કોઈ તમને માર્ગમાં મળે તેને શ્રી જાનકીજીના ખબર પુછજો.

दोहा–रामचरण परणाम कर, उर धरि युगल स्वरूप ॥
सात कोटि वानर बली, चले पूर्व कहँ भूप ॥ ३९ ॥

સુગ્રીવની આજ્ઞા થતાં શ્રી રઘુનાથજીનાં ચરણકમળમાં પ્રણામ કરી, યુગલસ્વરૂપ મૂર્તિને હૃદયમાં ધારણ કરી, સાત કરોડ વાનર યૂથપ પૂર્વ તરફ ચાલ્યા. ૩૯

चौ०–वाली अनुज सुखेन बुलावा, करि सन्मान निकट बैठावा ॥
तुम मयंद उत्तरदिशि जाहू, सीता सुधि पूछेहु सब काहू ॥
मादनगंध सुमेरु महीधर, अर्जुन शैल नीलगिरि कंदर ॥
शिव कैलास अलकपुरछानी, गंधरव यक्ष पूंछ मृदुबानी ॥
उनहि पूंछ आगे धरि पाऊं, जायहु दिव्य सरोवर ठाउ ॥
पुष्प भार जहँ विटप सुहाये, परसतहैं वरणी नियराये ॥
श्रमनिवारि कछु करहु अहारा, प्रभु कारज हिये धरहु करारा ॥

ત્યાર પછી સુગ્રીવજીએ સુષેણ નામના વાનરને બોલાવી મહા સન્માનપૂર્વક સમીપમાં બેસારીને કહ્યું કે,–તમે અને મયંદ ઉત્તર દિશાના તરફ જાઓ. અને જે કોઇ મળે તે સર્વને શ્રી જાનકીજીના ખબર પુછો. ૧ તમે ગંધમાદન, સુમેરૂપર્વત, અર્જુન પર્વત, નીલગીરિની ગુફાઓ, કૈલાસપર્વત, અને અલકાપુરી શોધીને ગંધર્વ અને યક્ષોને કોમળ વાણીથી પુછીને ૨ પછી માનસરોવરમાં જજો. ત્યાંના વૃક્ષો પુષ્પ અને ફળોના બોજાથી પૃથિવી ઉપર નમી રહેલાં છે. ૩ ત્યાં શ્રમ નિવારણ કરી ભોજન કરજો. પ્રભુના કામમાં જરા પણ વિલંબ કરશોજ નહિ. સાવધાન રહેજો. સર્વ સ્થાનમાં મન બરાબર લગાડીને શોધ કરજો કે જેથી જાનકીજી મળે. ૪

दोहा–ऋषि तपस्विन सों बुझिके, करहु बलिष्ट पयान ॥
श्वेतभूमि उत्तर दिशा, अन्त धराको जान ॥ ४० ॥

ત્યાં ઋષિ તપસ્વીઓને પુછીને પછી ત્યાંથી આગળ જજો. મ્લેચ્છ દેશમાં

થઈને ઉત્તર મહાસાગર સુધી જજો. કે જ્યાં સૂર્યનો પણ પ્રકાશ નથી. સાગરનું જળ પણ ત્યાં જામીને બરફ થઇ જાય છે. જ્યાં શ્વેતભૂમી છે અને પૃથિવીનો અંત છે, ત્યાં સુધી જવું. ૪૦

चौ०–शिखर सुमेरु महा कैलाशू, काकभुशुंडिकेर बनवासू ॥
कुंड एक तहँ मोतीचूरा, पानी अमृत कीच कपूरा ॥
जमुनी वृक्ष अहै तेहि ठाऊ, जम्बूद्वीप जासुते नाऊं ॥
गज समान लागे फल ताही, अमृत रस कहि निगम सराहीं ॥
पकत सो फल धरणी परपरई, तेहिके शाक कुंड बहु भरई ॥
दिव्यरूप चढ देव विमाना, तेहिके नीर करहिं अस्नाना ॥
सो शुभ नीर सरित होय वहई, अवध समीप प्रसिद्ध सो अहई ॥
जहँ मज्जन कीनेते वीरा, सकल पाप दुख हरे शरीरा ॥
फलभोजन जल पान करेहू, रामकाज हित हिये धरेहू ॥
शूरसेन कर मंडप जहां, सुमरि राम जायहु पुनि तहां ॥
लोमशऋषिकर दर्शन करहू, पुनि सांडिल्य जहां अनुसरहू ॥

સુમેરૂ પર્વતનાં શિખર કૈલાસ પર્વત અને જ્યાં કાકભુશુંડજી રહે છે, ત્યાં મોતીચૂર નામનો એક કુંડ છે, અમૃતના સદૃશ જેનું મધુર જળ છે, અને જેમાં કપુરનો કાદવ હોય છે. ૧ જમુનીના વચમાં તે સ્થાન છે, જે જામ્બુનાં વૃક્ષને લીધે તે સ્થળનું નામ જમ્બુદ્વીપ છે. તે વૃક્ષમાં હાથીના જેવડાં મોટાં અમૃત સરખાં સ્વાદિષ્ટ ફળ લાગેલાં છે. ૨ તે ફળ પાકતાંની સાથેજ પૃથિવીના ઉપર પડી જાય છે. અને તેના રસથી ઘણા કુંડ ભરાઇ જાય છે. દિવ્યરૂપ દેવતાઓ વિમાનમાં ચડીને તેના સુંદર જળમાં સ્નાન કરે છે. ૩ તે જળ નદી થઈને વહે છે કે જે અયોધ્યાની પાસે સરયૂ નામથી પ્રસિદ્ધ છે, હે વીરો ! જ્યાં સ્નાન કરવાથી શરીરમાં કોઈ પાપ દુઃખ રહેતુંજ નથી. ૪ ત્યાં ફળભોજન અને જળપાન કરજો. અને શ્રી રામચન્દ્રજીનું કાર્ય હૃદયમાં ધારણ કરી રાખજો. જ્યાં શૂરસેનનો મંડપ છે, ત્યાં શ્રી રઘુનાથજીનું સ્મરણ કરતા જવું. ૫ ત્યાં લોમશ ઋષિનાં દર્શન કરવાં જેનું એક પ્રલયમાં રૂંવાડું ખરે છે. ત્યાંથી પછી શાંડિલ્ય ઋષિની પાસે જજો.

दोहा–रनवन धनजन शोधिके, सिया बतायहु राम ॥
मास दिवस मह आतुर, फिरहु लहहु विश्राम ॥ ४० ॥

લડીને પણ ગમે તે રીતે ઘણાં વનોને શોધીને જાનકીજીના ખબર લાવી એક મહિનામાં આવીને વિશ્રામ કરજો. ૪૧

आवर्तन इषुजात, देश पुनि रोम पठच्चर ॥
इन्दु द्वीप पशुशील, क्रौंच सैनिक कुक्कुटवर ॥
अश्वक मलिया कुहका-देश तामस अरु मारक ॥
आरण्यकी तुरुष्क, कानिबल वर्बर चारक ॥ १ ॥
रथक्रान्त उपद्वीप, राक्षसा वास विचारो ॥
वारुण विष्णुक्रान्त. हैख रुषमैं पगुधारो ॥
शकतुरुष्क अरु चीन, ताल तोपकमैं जाइ ॥
पार्वत्त अरू आवर्त, देश पारस्य सुहाई ॥ २ ॥
देश तुखारा शूद्र-यवन पह्नव मन लाई ॥
नर्दिनाग गान्धार-देश अपवाह सुहाई ॥
ब्रह्मोत्तर उपमल्वक, सिहलद्वीप कुमारी ॥
स्वर्णभूमि उत्तर कुमारि-दक्षिण पगुधारी ॥ ३ ॥
रमणक तलह हिरण्यपूर रमणक लख भाई ॥
स्वर्णप्रस्थ अरु दुर्ग-द्वीप खोजो मन लाई ॥
दरद पंचनद दरदालिंग, काश्मीर सुहावन ॥
उत्तर कोशल इन्द्रप्रस्थ, कुरुजांगल पावन ॥ ४ ॥
पुरी अवन्ती गुजराट कांची पुनि काशी ॥
केकय माहिषक पाण्डय-देश उत्कल सुखराशी ॥
मिथिला सिंधु सुराष्ट्र, महोदय मगध विचारी ॥
अंग पाटलीपुत्र, पुण्ड चम्पा लख भारी ॥ ५ ॥
मत्स्यदेश अरु वंग, गौड उपवंग सिधारो ॥
प्राग्जोतिप अरु शूरसेन, किलीकला पधारो ॥
किष्किन्धा निजदेश, सकल ढूंढो वसुधातल ॥
और बीचके देश, ढूंढियो सबहीं जल थल ॥ ६ ॥

( અહિંથી ક્ષેપક છે. ) ( આ બધાં પ્રાચીન નામો છે, તેનાં હાલ જે નવાં આ સમય નામો છે તે પણ લખવામાં આવ્યાં છે, ) આવર્તન-બ્રિટેન, ઈશુજાત વા અશ્વક્રાન્ત,-યૂરૂપ, રોમ-રૂમ, પટચ્ચર-ઈટાલી, ઈન્દુદ્વીપ વા ઈન્દ્રદ્વીપ-ઈંગ્લાંડ, પશુશીલ-પોર્ટુગાલ, ક્રૌંચ ક્રમથકામળ, ( જર્મની ) સૈનિક કુક્કુટ-હોલાંડ, બેલજીયમ, અશ્વક વા અશ્વીયા-આસ્ટ્રીયા, પ્રલિયા કુહુક-ગોળ વા

ફ્રાન્સ, તામસ-સ્પેન, મારક વા માઠક-ડેનમાર્ક, સ્વીડન, સ્કેન્ડેનેવિયા, આરણ્યક તુરૂષ્ક-યુરપિયન તર્કિ, કાનિબળ-કેનિબેલ, બર્બર-બારબેરીમાં પણ જવું. ૧

રથક્રાન્ત વા સૂર્યારિકા-આફ્રિકા, ઉપદ્વીપ, રાક્ષસ વાસ, વારૂણ વારિધાન, ( આફ્રિકાના ઉપદ્વીપ ) વિષ્ણુક્રાન્ત વા અસેએનક-એશિયા, હૈખ-સૈબેરિયા, રૂષ-રૂશિયા વા રૂષ; શંકતુરૂષ્ક-એશિયાટીક, તર્કી, ચીનપારટ મહાચીન-ચીન, તાલતોષક-ટિબેટ, પાર્વત-તાર્તરી, આવર્ત-અરબસ્તાન, પારસ્ય-ઇરાન, ૨

તુખારા-બુખારા, શૂદ્રયવન-મકા, પહનવ-કાબુલ, નર્દિનાશકારસ્કાર-મદીના, ગાન્ધાર-કંદહાર, અપવાહ વા અપક્રાન્ત-મસ્કત, બ્રહ્મત્તર બ્રહ્મદેશ-બ્રહ્મા, ઉપમલ્વકા-મલિકા, સિંહલદ્વીપ-સીલોન, કુમારી-કન્યાકુમારી વા કેપકારિન, સ્વર્ણભૂમિ વા કુમાર દ્વીપ-અમેરિકા, ઉત્તર કુમાર, દક્ષિણ કુમાર-ઉત્તર અમેરિકા, દક્ષિણ અમેરિકા. ૩

રમણક—આસ્ટ્રેલેશિયા, તલહ-બ્રાઝીલ, હિરણ્યપુર-મેરૂ, સ્વર્ણપ્રસ્થ-પલિનેશિયા, દૂર્ગદ્વીપ-નાના મોટા, દરદ-ભુતાન, પંચનદ-પંજાબ, દરદલિંગ-દારજીલીંગ, કાશ્મીર વા ગૈરિક-કાશ્મીર, ઉત્તર કૌશલ-અયોધ્યાનો પ્રદેશ, કુરૂજાંગલ-કુરૂક્ષેત્ર, ઇન્દ્રપ્રસ્થ-દિલ્લી. ૪

અવન્તિકાપુરી-ઉજ્જેન, ગુજરાટ્-ગુજરાત, કાંચી-કરનાટક, કાશી-શિવપુરી, વારાણસી-બનારસ, કેકય-હિરાટ, માહિષક-મહિસૂર, પાણ્ડય-મલબાર, અને શ્રેષ્ઠ ઉત્કલ,-ઓરીસાપ્રાંત, મિથિલા-વિદેહ તિરહુત, સિન્ધુસૌવીર-સિન્ધુ નદીનો મધ્યવર્તી પ્રદેશ, સુરાષ્ટ્ર-મહારાષ્ટ્ર મહોદયા કાન્યકુબ્જ-કનોજાદિ, મગધ-કીકટ, ગયા, અંગ-વૈદ્યનાથનો બંગાળ રાજમહલ આરા-આદિ, પાટલીપુત્ર-પટણા, પુન્ડ-મેદનીપુર, ચમ્પા-ભાગળપુરપણ જોવું. ૫

મત્સ્યદેશ-રંગપુર, દિનાજપુર અને રાજસાઇ, બંગગોડ-બાકરગંજ, ઢાકા, નદિયા, શાંતિપુર, કૃષ્ણનગર, ઉપબંગ-માઇમસિંહ, કિલકિલા-કલકત્તા, પ્રાગ્ જ્યોતિષ્-કામરૂપ, શૂરસેન-મથુરા, અને આપણો સર્વ દેશ કિષ્કિંધા સર્વ પૃથિવી, જળ, સ્થળ તથા મધ્યપ્રદેશ જોજો.* ૬

दोहा–उदय अस्तलों खोजकै, सिय सुधि देहु बताय ॥
वचन सुनत सब कपिचले, तब बोले रघुराय ॥ ४२ ॥
सर्व भूमिके देश तुम, केहि विधि जानहु मित्र ॥
सो कहिये सुनि प्रभुवचन, बोले वचन विचित्र । ४३ ॥

* આ પ્રાચીન નવીન નામોનો ખુલાસો ભારથવર્ષ વિચાર નામના ગ્રંથમાં લખેલ છે.

वाली भय भाजत फिरो, सकल देश रघुराज ॥
तब यह देखे देश सब, अब आये सब काज ॥ ४४ ॥

ઉદયાચળથી અસ્તાચલ સુધી જાનકીજીને શોધીને ત્વરાથી આવજો. આવાં સુગ્રીવજીનાં વચન શ્રવણ કરીને સર્વ વાનરાઓ ચાલ્યા ત્યારે રામચન્દ્રજી બોલ્યા કે,—૪૨

હે મિત્ર ! આ સર્વ દેશોના સમાચાર તમે શી રીતે જાણો છો ? તે તો કહો. આવા પ્રભુના પ્રશ્નને શ્રવણ કરીને સુગ્રીવજી બોલ્યા કે,—૪૩

હે રામચન્દ્રજી ! વાલિના ભયથી સર્વ દેશોમાં હું નાસતો ફરતો હતો, ત્યારે આ સર્વ દેશ જોયા હતા, આજે એ જોવું કામ આવ્યું. ૪૪

चौ०–निज प्रभुकेरि मानि हितवानी, शीशधरे प्रभु चरणन आनी ॥
निदरि पवन दोऊ उठि चले, पद्म एकादश वनचर भले ॥
पुनि सुग्रीव मोर मुख देखी, बीर सतवलिहि कहा विशेषी ॥
सुनहु सुवीर प्राण हितकारी, रामकाज हिये धरहु सँभारी ॥
तुम वसंत पश्चिम दिशिगवनी, सीता सुधि पूछहु सब अवनी ॥
पश्चिमदेश शैल सर जायहु, अग्निदेव करजोर मनायहु ॥
खोजो सब तहँके अस्थाना, रामकाज हित करहु पयाना ॥
रंगभूमि जायहु पुनि भाई, सीता सुधि पुछेउ सब ठाई ॥
सरिता शैल सुगिरि वन जेते, खोजहु सीताहि हित धरि तेते ॥
जो कोउ मिलै महामुनिज्ञानी, पूछहु समाचार मृदु बानी ॥
तुम्हरे बल गर्जत मैं भाई, मिलवहु वेगि जानकिहि आई ॥

તે વાનરાઓએ પોતાના પ્રભુની હિતકારી વાણી માન્ય કરીને પ્રભુના ચરણોમાં આવીને શિર નમાવ્યું. પવનની પણ નિન્દા કરવાવાળા અર્થાત્ તેથી પણ વિશેષ વેગવાળા બન્ને વાનરાઓ ઉઠીને અગ્યાર પદ્મ વાનરાઓને સાથે લઈને ચાલ્યા. ૧ ત્યાર પછી સુગ્રીવે પાછળ બેઠેલા શતવીર નામના વીર વાનર સામું જોઇને કહ્યું કે,–હે સુવીર ! પ્રાણહિતકારી ! શ્રવણ કરો. શ્રી રઘુનાથજીનું કામ હૃદયમાં વિચારીને ધારણ કરો. ૨ તમે અને વસન્ત પશ્ચિમ દિશામાં જઇને શ્રી સીતાજીના સમાચાર સર્વ કોઇને પુછો, પશ્ચિમ દેશના પર્વત અને સરોવર જોતા જોતા અગ્નિદેવને હાથ જોડીને મનાવજો. ૩ ત્યાંના સર્વ સ્થાનનો શોધ કરજો. શ્રી રઘુનાથજીના કાર્ય માટે પ્રયાણ કરો. પછી હે ભાઇ ! રંગભૂમીમાં જઇને જે કોઇ મળે તેને શ્રી જાનકીજીના ખબર પૂછવા. ૪ નદી, પર્વત, ગીરિ, અને વન જેટલાં છે તે તે સર્વ સ્થળે શ્રી જાનકીજીનો તપાસ કરો. જો કોઇ મહા

મુનિ જ્ઞાનિ મળે તો તેને કોમળ વચનોથી પૂછજો. ૫ હે ભાઈ ! હું તમારા બળ ઉપરજ બધો આધાર રાખીને બેઠેલો છું, માટે તુરત શ્રી જાનકીજીને લાવીને મેળવી આપો.

**दोहा—पश्चिम दिशा विशेषसों, जहां धराको अन्त ॥**
**एकमास मे लेइ सुधि, फिरो वेग बलवंत ॥ ४५ ॥**

પશ્ચિમ દિશામાં જ્યાં પૃથિવીનો અંત હોય ત્યાં સુધી જઈને એક માસમાં ખબર કહાડી મને મળો. ૪૫

**चौ०—चरणकमल सब करहिं प्रणामा, पश्चिमदिशा चले बलधामा ॥**
**दशषटलाख हरी हर बोलत, चले जाहिं गिरि कन्दर तोलत ॥**
**अवधि मेटि जो विनुसुधिपाये, अवशिमरीहि सो ममकर आये ॥**

ચરણ કમળમાં સર્વેએ પ્રણામ કરયા. એ પ્રકારે સર્વ બળવાન્ વાનરાઓ પશ્ચિમ દિશામાં જાનકીજીનો શોધ કરવા માટે ચાલ્યા. સોળ લાખ વાનરાઓ હરિહર કરતા, પર્વતોની ગુફાઓ નિહાળતા ચાલ્યા. ( અહિં સુધી ક્ષેપક છે. ) સુગ્રીવજીએ કહ્યું કે, અવધિ વીતિ ગયે વગર ખબર મેળવી જે આવશે, તે નિશ્ચય મારા હાથે મરણને શરણ થશે.

**दोहा—वचन सुनत सब वानर, जहँ तहँ चले तुरन्त ॥**
**तब सुग्रीव बुलायउ, अंगदादि हनुमन्त ॥ ४६ ॥**

આવાં સુગ્રીવજીનાં વચન શ્રવણ કરી સર્વ વાનરાઓ જ્યાં ત્યાં તુરત શોધ માટે ચાલ્યા, ત્યાર પછી સુગ્રીવે અંગદ અને હનુમાન્-આદિને બોલાવીને આ પ્રમાણે વચનો કહ્યાં. ૪૬

**चौ०—सुनहू नील अंगद हनुमाना, जम्बवन्त मतिधीर सुजाना ॥**
**सकलसुभटमिलि दक्षिण जाहू, सीता सुधि पूंछेहु सब काहू ॥**
**मनवचक्रमसों यतन विचारेहु, रामचन्द्रकर काज सँवारेहु ॥**
**भानुपीठ सेइय उर आगी, स्वामी सेइय सब छल त्यागी ॥**
**तजि माया सेइय परलोका, मिटहिं सकल भवसंभव शोका ॥**
**देह धरेकर यह फल भाई, भजिय राम सब काम विहाई ॥**
**सोई गुणज्ञ सोई बडभागी, जो रघुवीर चरण अनुरागी ॥**
**आयसु मांगी चरण शिरनाई. चले सकल सुमिरत रघुराई ॥**
**पाछे पवनतनय शिरनावा, जानि काज प्रभु निकट बुलावा ॥**
**परसा शीश सरोरुह पानी, कर मुद्रिका दीन्ह जन जानी ॥**

**बहुप्रकार सीतहि समुझायहु, कहि बलबीर वेगि तुम आयहु ॥**
**हनुमत जन्म सफल करि जाना, चले हृदय धरि कृपानिधाना ॥**
**यद्यपि प्रभु जानत सब बाता, राजनीति राखत सुरत्राता ॥**

હે નીલ, અંગદ, હનુમાન અને જામ્બવન્ત ! હે મતિધીર સુજાન ! મારાં વચન શ્રવણ કરો. તમે સર્વ યોદ્ધા મળીને દક્ષિણ દિશામાં જાઓ. જે કોઇ મળે તેને શ્રી જાનકીજીના સમાચાર પૂછો. ૧ મન વચન અને કર્મથી તેજ યત્ન કરો કે જેથી શ્રી રઘુનાથજીનું કાર્ય પૂર્ણ થાય. સૂર્યને પીઠથી સેવવો; અને અગ્નિનું ઉરથી સેવન કરવું. અને સ્વામીનું આગળ પાછળથી છળ કપટનો ત્યાગ કરીને સેવન કરવું. કેમકે સૂર્ય સાથે આગળનું કપટ, અને અગ્નિ સાથે પાછળનું કપટ લાગેલું છે. બીજો એમ પણ અર્થ થાય છે કે, બાહારનું છળ કપટ શ્રી રઘુનાથજી સૂર્ય થઇને જુએ છે. અને અંતઃકરણનું છળ કપટ અગ્નિ થઇને દેખે છે. એ માટે છળ કપટનો ત્યાગ કરી શ્રી રામચન્દ્રજીનું કામ કરવું.+ અથવા જે પ્રકારે સૂર્ય છળ કપટનો ત્યાગ કરી માર્ગનું સેવન કરે છે. અને અગ્નિ જે પ્રમાણે છળ કપટનો ત્યાગ કરી અંતસ સેવે છે, કેમકે જો સૂર્ય સાવધાની ન રાખે તો તો રાત્રી દિવસમાં અંતર પડી જાય, અને અગ્નિ છળ કપટ રાખે તો, અન્નનો પચાવ થાય નહિ. દેહ બળી જાય, તે પ્રમાણે તમે પણ સાવધાન થઈ રઘુનાથજીનું સેવન કરજો. સુગ્રીવ શ્રી રઘુનાથજીની ગૌરવતા દર્શાવે છે કે શ્રી રામચન્દ્રજી ભાનુપીઠ છે. અર્થાત્ ભાનુ છે પીઠ જેની એટલે કે ભાનુ–સૂર્ય પણ જેની પાછળ છે. અથવા તે રવીવંશી મારા ઉર આગળ સન્મુખ સ્થિત છે. માટે તેનું સેવન છળનો પરિત્યાગ કરીને કરવું. અથવા આને તપસ્વી જાણશોજ નહિ. સૂર્યની ઉત્પત્તિ પણ એમની પાછળજ છે. કે જે મારા ઉર આગળ પ્રત્યક્ષ છે. અથવા ભાનુપીઠ કાચ એક એવા પ્રકારનો આવે છે કે તેને સૂર્ય સામે રાખતાં ત્વરાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે. પરંતુ જો તે કાચમાં સૂર્યનાં કિરણો ગોળ બિંદુ સદૃશ સીધાં પડે તોજ અગ્નિ પ્રકટ થાય, પરંતુ જો જરા વાંકો કાચ રાખવામાં આવે તો અગ્નિ પ્રગટ થતો નથી. સીધો કાચ રાખીને અગ્નિ પ્રકટ કરી ગમે તેટલું કાર્ય કરી લ્યો. તેના સન્મુખ થવાથી સૂર્ય અગ્નિ આપીને કાર્ય કરે છે. અગ્નિ આપે છે તો સૂર્ય, પણ નામ કાચનું લેવાય છે. આ પ્રકારે તમે પણ જો છળ કપટનો ત્યાગ કરી કાર્ય કરશો તો કાર્ય સિદ્ધ તો શ્રી રઘુનાથજી સ્વયં કરી લેશો. તમે તો કેવળ નિમિત્ત માત્ર છે. તે મોટાઇના પાત્ર થશો. અથવા શ્રી રામચન્દ્રજી કે જેનો જન્મ સૂર્ય વંશમાં છે તે પાછળ છે અને શકિત–અગ્નિરૂપ જે સીતાજી છે તે સન્મુખ છે જેથી ત્યાં કપટ નભી શકવાનું નથી. માટે છળ કપટ ત્યાગીને કામ કરજો, આમ સુગ્રીવજીના કહેવાનો આશય છે. ૨

+**सूर्यमंडलमदयस्थं रामसीता समन्वितम्** અથવા **अहं वैश्वानरोभूत्वा प्राणिनां देहमाश्रितः ॥**

માયાનો પરિ ત્યાગ કરી પરલોકનું સેવન કરવું જોઇએ, કે જેથી સંસારના ઉ-ત્પન્ન થયેલા શોક મટી જાય છે. હે ભાઈ ! દેહ ધારણ કરવાનું એજ ફળ છે કે સર્વ કામનાનો ત્યાગ કરી શ્રી રામચન્દ્રજીનું ભજન કરવું ૩ તેજ ગુણવાન્ અને તેજ મહા ભાગ્યશાળી છે કે જે શ્રી રામચન્દ્રજીનાં ચરણકમળનો પ્રેમી છે. આ વાર્તા શ્રવણ કરી તે સર્વ વાનરાઓ આજ્ઞા મસ્તક ઉપર ચડાવીને ચર-ણોમાં મસ્તક નમાવી શ્રી રામચન્દ્રજીનું સ્મરણ કરતા ચાલ્યા. ૪ સર્વની પાછળ મહાવીરજીએ મસ્તક નમાવ્યું ત્યારે શ્રી રામચન્દ્રજીએ વિચાર કર્યો કે, સર્વ કાર્ય આનાથી સિદ્ધ થશે તેથી મહાવીરજીને સમીપ બોલાવ્યા. મસ્તક ઉપર કમળ સદૃશ હાથ રાખીને પોતાના ભકત જાણી વીંટી ઉતારીને હનુમાનજીને આપી. હનુમા-નજી સ્નેહાવશ સર્વની પાછળ રહી ગયા હતા. તથા એકાંતમાં મુદ્રિકા આપવાનો હેતુ એ હતો કે, સર્વના સમક્ષ એકને આપવી એ અન્યનું અપમાન કરયા બરાબર હોવાથી હનુમાનજીને એકાંતમાં બોલાવી મુદ્રિકા આપી હતી. તેમજ આ કાર્ય એમનાથીજ સિદ્ધ થશે એ પ્રતીતિ હોવાથી તેમને આપી. કમળ સદૃશ હાથનો શ્રી રામચન્દ્રજીએ સ્પર્શ કરયો તેનો આશય એ છે કે, તમારે નિર્ભય ર-હેવું, અને જેમ કમળાશ્રિત ભ્રમર જળમાં મગ્ન થતા નથી, તેમ તમે પણ મારા હાથના આશ્રિત હોવાથી સાગરમાં મગ્ન થશો નહિ. પાર થઇ જશો. મુદ્રિકાથી જાનકી પ્રસન્ન થશે. નામ નામીમાં અભેદ છે. ૫ શ્રી રામચન્દ્રજીએ હનુમાનજીને કહ્યું કે,-હે હનુમાનજી ! બહુજ પ્રકારે જાનકીને સમજાવી મારો વિરહ તથા બળ વખાણી ત્વરાથી પાછા વળજો. મહાવીરજીએ પોતાનો જન્મ સફળ માન્યો. અને શ્રી ભગવાનને -હૃદયમાં ધારણ કરીને ચાલ્યા. ૬ જો કે પ્રભુ સર્વ વાતના જ્ઞાતા છે, પરંતુ રાજનીત્યાનુસાર અનુસરે છે. દેવતાઓના સંરક્ષણ નિમિત્ત નીતિથી અનુસરે છે; કારણ કે આ કાર્ય દેવતાઓના સંરક્ષણાર્થેજ છે. જો કે પોતે જાણતા હતા કે જાનકી લંકામાં છે, પરન્તુ દૂત દ્વારા સર્વ નિશ્ચય કરાવી, રાવણને બળ દર્શાવી, સમુદ્રનું બંધન અને ઉલ્લંઘન તથા રાક્ષસોને ભ-ય દેખાડવા-આદિથી એ સૂચન કરાવવું કે જેનો દૂત આવો બળવાન્ છે તો તેનો સ્વામી કેવો બળવાન્ હશે. તેમજ રાક્ષસોના બળનું પરિક્ષણ મહાવીરજી દ્વારા થઇ જશે. અને સર્વજ્ઞતા જાણવામાં ન આવી જાય, એ માટે ચારે દિશામાં દૂતો મોકલ્યા.

**दोहा—चले सकल वन खोजत, सरिता सर गिरि खोह ॥**
**रामकाज लवलीन मन, बिसरा तनु कर छोह ॥ ४७ ॥**

સર્વ વાનરાઓ વન, સરિતા અને નદી-આદિની ગુફાઓ અને કોતરો શો-ધતા શોધતા ચાલ્યા જાય છે. સર્વનું મન શ્રી રામકાજમાં તલ્લીન થઇ ગયું

છે. શરીરના મોહનો પરિત્યાગ કરી દીધો છે. ૪૭

चौ०–कतहु होइ निशिचरसन भेटा, प्राण लेहिं इक एक चपेटा ॥
वज्रदंत यक राक्षस आवा, देखत कपिन परम दुख पावा ॥
भीमरूप यह को अब आवा, लखि अंगद क्रोधित उठि धावा ॥
देखत ताहि कपि युवराजा, सन्मुख जाय ताहिसन बाजा ॥
मल्लयुद्ध अति भयो अपारा, सब वानर मिल कीन्ह विचारा ॥
प्रथम पयान काल चलि आवा, कह कपि विधि का कीन बनावा ॥
वालिसुवन तब हृदय विचारा, मुष्टिक एक तासु शिरमारा ॥
रामरूप हृदयमें आनी, अर्द्ध ऊर्ध्व धरि चीर भवानी ॥
जैजै शब्द भयो तेहि वारा, पवनपुत्र हिय हर्ष अपारा ॥
वीसकोटि सँग सेन सुहाई, चले सकल जय कहि रघुराई ॥
बहुप्रकार गिरि कानन हेरहिं, कोउ मुनि मिलै ताहि सब घेरहिं ॥
लागि तृषा अतिशय अकुलाने, मिलै न जल घन गहन भुलाने ॥
तब हनुमान कीन्ह अनुमाना, मरण चहत सब विनु जलपाना ॥
चढिगिरि शिखर चहूंदिशि देखा, भूमि विवर इक कौतुक पेखा ॥
चक्रवाक बक हंस उडाहीं, बहुतक खग प्रविशहिं तेहि माहीं ॥
गिरिते उतारि पवनसुत आवा, सब कहँ लै सो विवर दिखावा ॥
आगे करि हनुमन्ताहि लीन्हा, पैठे विवर विलम्ब न कीन्हा ॥
योजन चारि दुर्ग अति वांकी, मयदानव गढ कीना ढांकी ।

જો કોઇ સ્થળે કદાચ રાક્ષસનો ભેટો થાય છે, તે એક લપડાક સાથે તેનાં પ્રાણ હરિ લે છે, રસ્તે ચાલતાં એક વજ્રદંષ્ટ્ર નામનો રાક્ષસ સામો મળ્યો, વાંદરાઓ તેને નિરખીને મહા દુઃખ પામ્યા. ( અહિંથી ક્ષેપક છે. ) આ ભયંકરરૂપ ધારણ કરેલો રાક્ષસ કોણ છે એવો વિચાર કરી તેને જોતાંની સાથેજ અંગદજી ક્રોધિત થઈને તે સામે દોડયા. અને તેના સન્મુખ મહાન્ ક્રોધ યુકત થઈ યુવરાજ અંગદ તેના સામા થયા. મહા મલ્લયુદ્ધ થયું ત્યારે સર્વ વાનરાઓ વિચાર કરવા લાગ્યા કે,–આ તો પ્રથમ પ્રયાણમાંજ કાળ ચાલ્યો આવ્યો. આ તે વિધાતાએ શું કરયું ? અંતે અંગદજીએ વિચાર કરી તે રાક્ષસના માથામાં એક મુઠી મારી, શ્રી શિવજી કહે છે—હે પાર્વતી ! અંગદજીએ મુઠી મારી શ્રી રઘુનાથજીના રૂપનું -હૃદયમાં સ્મરણ કરી, તે રાક્ષસને પગ પકડીને ચીરી નાંખ્યો- ૪ તે સમય સર્વેએ જય જયકાર શબ્દ કર્યો. મહાવીરજી અત્ય-

ન્ત પ્રસન્ન થયા. વીસ કરોડ વાનરની સેના શ્રી રઘુનાથજીનો જય પોકારતી શો ધ કરતી ચાલી જતી હતી. ( અહિં સુધી ક્ષેપક છે. ) ૫, નાના પ્રકારનાં વન અને પર્વતોમાં શોધ કરયો. કોઈ મુનિ મળતાં તેને સર્વ કોઈએ ઘેરીને પુછ્યું પણ કયાંય પતો લાગ્યો નહિ. એક દિવસ માર્ગમાં તૃષાને લીધે સર્વ ઘભરાઇ ગયા. જળ કયાંય પણ મળ્યું નહિ અને વનમાં માર્ગ પણ ભૂલી ગયા. ૬ ત્યારે હનુમાનજીએ વિચાર કર્યો કે, જળપાન વગર સર્વ મરે છે. માટે જળનો શોધ પ્રથમ કરવાની અગત્ય છે. આ પ્રમાણે વિચાર કરી, પર્વતની ટોચ ઉપર ચઢીને ચારે તરફ દૃષ્ટિ કરતાં પૃથિવીના તળમાં એક કૌતુક જોવામાં આવ્યું. ૭ ત્યાં ચકલા ચકલી બગળા અને હંસ ઉડતા હતા, ઘણા પક્ષી ત્યાં પ્રવેશ કરતાં હતાં. તે ઉપરથી મહાવીરજીએ અનુમાન કરયું કે ત્યાં પક્ષી ફરે છે જેથી અવશ્ય જળ હોવુંજ જોઇએ. આવો વિચાર કરી મહાવીરજી પર્વત ઉપરથી નિચે ઉતરી આવ્યા. અને સર્વને તે સ્થાન દેખાડયું. ૮ એટલે તો વાનરાઓ મહાવીરજીને આગળ કરીને એક બીજાનો હાથ પકડીને એક પછી એક એ વિવરગુફામાં પેઠા. ચાર યોજનના ઘેરાવમાં એ ગઢ મયદાનવનો બનાવેલો હતો. માયાથી ઢાંકેલો હતો. ( આ ક્ષેપક છે. )

दोहा—देखि जाइ उपवन सुभग, सर विकसे बहु कंज ॥
मन्दिर एक रुचिर तहँ, बैठि नारि तप पुंज ॥ ४८ ॥

વાનરાઓએ ત્યાં જઈને સુંદર ઉપવન જોયું, સરોવરમાં અનેક કમળો ખિલી રહેલાં હતાં. ત્યાં એક સુંદર સ્ત્રી તપશ્ચર્યા કરતી બેઠી હતી. ૪૮

चौ०—दूरिहिते त्यहि सब शिर नावा, पूंछेसि निज वृत्तांत सुनावा ॥
तब तहँ कहा करहु जल पाना, खाहु सरस सुन्दर फल नाना ॥
मज्जन कीन्ह मधुर फलखाये, तासु निकट पुनि सब चलिआये ॥
तेहिं सब आपनि कथा सुनाई, मैं अब जांव जहां रघुराई ॥
देवांगना सुनाम हमारी, एकसमय तपकरन बिचारी ॥
ब्रह्मासे मांगेउँ बरदाना, दर्शन मैं पाउँ भगवाना ॥
ब्रह्मा कह्यो रह्यो यहि थाना, आवहिं यहां कीश बलवाना ॥
तिनसों राम खबर तुम पाइ, दर्शन पावहुगी रघुराई ॥
सो वह सत्य भई अब बानी, जाउँ दर्शहित सारँगपानी ॥
मुंदहु नयन बिवर तजि जाहू, पैहहु सीतहि जनि कदराहू ॥
नयनमूंदि तब देखहिं बीरा, ठाढे सकल सिन्धुके तीरा ॥
सो पुनि गई जहां रघुनाथा, जाइ कमलपद नायसि माथा ॥

नानाभांति विनय त्यही कीन्ही, अनपावनी भक्ति प्रभु दीन्ही ॥

સઘળા વાનરાઓએ તેને દૂરથી મસ્તક નમાવ્યાં. અને પુછવાથી પોતાની સકળ વાર્ત્તા કહી સંભળાવી કે જે પ્રકારે તેઓનું આવા ગમન થયું હતું. એટલે તે સ્ત્રીએ કહ્યું કે,–જળપાન કરી, સુંદર ફળ ખાઈ પ્રથમ તમારો શ્રમ મટાડો. ૧ વાનરાઓએ તો સ્નાન કરી મધુરફળ ખાધાં અને ત્યાર પછી તે સ્ત્રીના સમીપમાં આવીને સર્વ બેઠા. ત્યાર પછી તે સ્ત્રીએ પોતાની સ વાર્ત્તા સંભળાવીને કહ્યું કે,–હું હવે જ્યાં શ્રી રામચન્દ્રજી છે. ત્યાં જઈશ. સ્વયંપ્રભા મારૂં નામ છે. હું ગંધર્વકન્યા છું. હેમા અપ્સરાની સખી છું. મયદાનવે હેમાને અહિં ગુપ્ત રાખી હતી, તેને ઇન્દ્ર લઈ ગયો અને હું અહિં રહી ગઈ. ૨ ( અહિંથી ક્ષેપક છે. ) હું દેવાંગના છું. મેં એક સમય તપસ્યા કરવાનો વિચાર કરચો હતો. તપસ્યા કરી બ્રહ્માજીને પ્રસન્ન કરીને મેં તેમની પાસે એ વરદાન માગ્યું હતું કે, મને શ્રી ભગવાનનાં દર્શન થાય એ ઇચ્છા છે. ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે, તું આ સ્થાનમાંજ રહેજે, અહિં બળવાન્ વાનરાઓ આવશે. તે દ્વારા તું શ્રી રામના ખબર પામીને શ્રી રઘુનાથજીનાં દર્શન કરીશ. ૪ તે સર્વ વાર્ત્તા આજ સત્ય થઈ. હું શ્રી રઘુનાથજીનાં દર્શનાર્થે જાઉં છું. ( અહિં સુધી ક્ષેપક છે. ) હવે તમે સર્વ તમારાં નેત્ર વીંચી લો, તો આ વિવરમાંથી નીકળી જશો. તમને જાનકીજી મળશે, ઘભરાશો નહિ. ૫, તેના કહેવાથી સર્વ વાનરવીર આંખ વીંચીને પછી ઉઘાડીને જુવે છે તો પોતે સમુદ્રને કિનારે ઉભા છે. અને તે સ્ત્રી તો શ્રી રામચંદ્રજીની પાસે ગઈ અને ત્યાં જઈ પ્રભુના ચરણકમળમાં મસ્તક નમાવ્યું. ૬ અને ભગવત્‌ની નાના પ્રકારે વિનતિ કરી. એટલે રઘુનાથજીએ તેને ન આપી શકાય તેવી પોતાની ઉત્તમ ભક્તિ આપી.

दोहा–बदरीवन कहँ सो गई, प्रभुआज्ञा धरि शीश ॥
उर धारि रामचरणयुग, जो वंदित अज ईश ॥ ४९ ॥

તે પ્રભુની આજ્ઞા શિરોધાર્ય કરી અને શ્રી રઘુનાથજીનાં ચરણકમળ કે જેને બ્રહ્મા અને શંકર વંદન કરે છે. તેને હૃદયમાં ધારણ કરી બદ્રિકાશ્રમમાં ગઈ. ૪૯

चौ०–इहां विचारहिं कपि मन माहीं, बीती अवधि काज कछु नाहीं ॥
सब मिलि करहिं परस्पर बाता, बिनु सुधि लिये करब का भ्राता ॥
कह अंगद लोचन भरि बारी, दुहु प्रकार भइ मृत्यु हमारी ॥
इहां न सुधि सीताकर पाई, वहां गये मारिहिं कपिराई ॥
पिता बधे पर मारत मोहीं, राखा राम निहोरन ओहीं ॥

पुनि पुनि अंगद कह सब पाहीं, मरण भयो कछु संशय नाहीं ॥
अंगद वचन सुनत कपिवीरा, बोल न सकहिं नयन बह नीरा ॥
क्षण इक शोक मगन व्है गये, पुनि अस वचन कहत सब भये ॥
हम सीताकी बिन सुधि लीन्हे, फिरब न सुनु युवराज प्रवीने ॥
अस कहि लवणसिन्धुतट जाई, बैठे कपि सब दर्भ डसाई ॥
जाम्बवन्त अंगद दुख देखी, कही कथा उपदेश विशेखी ॥
तात राम कहँ नर जनि जानहु, निर्गुणब्रह्म अजित अज मानहु ॥
हम सब सेवक अति बडभागी, सन्तत सगुणब्रह्मअनुरागी ॥

સમુદ્ર કિનારે અંગદાદિ વાનર વિચાર કરવા લાગ્યા કે, આજ અવધિ પૂર્ણ થઇ ગઇ. અને કાર્ય તો કાંઈ પણ થયું નહિ. હવે તે શું કરવું. સર્વ કોઈ મળીને પરસ્પર વાર્ત્તા કરવા લાગ્યા કે, હે ભાઇ ! ખબર કાઢયા વગર આપણે હવે શું કરશું. ૧ અંગદજી તો નેત્રમાં અશ્રુ લાવીને કહેવા લાગ્યા કે, મારૂં મરણ તો બે પ્રકારે છે. એક તો જાનકીજીના ખબર ન મળ્યા, અને ત્યાં જવાથી સુગ્રીવ મારશે. ૨ મારા પિતાને મરાવ્યા છતાં પણ તે મને મારતા હતા. પણ શ્રી રઘુનાથજીએ મારો હાથ પકડેલો છે એ કારણ મને છોડી દીધો છે નહિ તો તે અવશ્ય મને મારીજ નાંખત. અંગદજીએ આ વાર્ત્તા વારંવાર સર્વને કહી કે,-હવે તો નિઃસંશય મરણજ આવ્યું એમાં જરા પણ શક નથી. ૩ મોટા મોટા મહા બળવાન્ વાનરવીર અંગદજીનાં વચન શ્રવણ કરી કાંઈ પણ બોલી શકતા નહતા, સર્વના નેત્રોમાંથી અશ્રુધારા ચાલી રહી છે. ક્ષણભર તો સર્વ વાનરાઓ શોકમાં મગ્ન થઇ ગયા. પછી સર્વ આ પ્રકારે કહેવા લાગ્યા કે- ૪ હે ચતુર યુવરાજ ! અમે જાનકીજીના ખબર મેળવ્યા વગર પ્રાણાંતે પણ પાછા ફરનારજ નથી. ચાહે ભલે મરી જઇએ તો શું થયું ? પણ ખબર મેળવ્યા વગર પાછો પગ કરનારજ નથી. આ પ્રમાણે દૃઢ વિચાર કરી. સર્વ ક્ષારસમુદ્રને કિનારે કૃતસંકલ્પ થઈ સઘળા વાનરાઓ દર્ભ બિછાવીને બેઠા. ૫, જામ્બવન્તજીએ યુવરાજ-અંગદજીને દુઃખી જોઈને અનેક ઉપદેશની કથા કહી સંભળાવી. હે તાત ! શ્રી રઘુનાથજીને તમે મનુષ્ય જાણશોજ નહિ, તે તો નિર્ગુણબ્રહ્મ અજીત અજન્મા છે. ૬ આપણે સર્વ સેવક મહા ભાગ્યશાળી છઇએ કે, જે નિરંતર સગુણ બ્રહ્મનું આરાધન કરીએ છીએ.

दोहा–निजइच्छा अवतरेउ प्रभु, सुर द्विज गो महि लागि ॥
सगुण उपासक रहहिं सब, मोक्ष सकल सुख त्यागि ॥ ૯૦ ॥

તેજ પ્રભુ દેવતા, ગાય અને બ્રાહ્મણ તથા પૃથિવીનું સંરક્ષણ કરવાને માટે સ્વેચ્છાથી અવતાર લઇને પધારયા છે, જે સગુણબ્રહ્મના ઉપાસક છે, તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષપદ એ સર્વના ત્યાગી છે. એ માટે શોચ ન કરો. શ્રી રઘુનાથજીની કૃપાથી સર્વ કાર્ય સિદ્ધ થઇ જશે. ૫૦

चौ०—यहिविधि कहत कथा बहु भांती, गिरिकन्दरा सुनी सम्पाती ॥
बाहर होई देखे सब कीशा, मोहिं अहार दीन्ह जगदीशा ॥
आजु सबन कहँ भक्षण करऊं, दिन बहु गए अहार बिनु मरऊं ॥
कबहुँन मिलि भरि उदर अहारा, आजु दीन्ह विधि एकहि वारा ॥
डरपे गृध वचन सुनि काना, अब भा मरण सत्य हम जाना ॥
कपि सब उठे गृध्र कहँ देखी, जाम्बवन्त मन शोच विशेखी ॥
कह विचारि अंगद मन माहीं, धन्य जटायु सरिस कोउ नाहीं ॥
रामकाज कारण तनु त्यागी, हरिपुर गयउ परम बडभागी ॥
जो रघुवीर चरण चित लावे, तिहिसम धन्य न आन कहावै ॥
सुनि खग हर्ष शोक युत बानी, आवा निकट कपिन भय मानी ॥
ताहि देखि सब चले पराई, टाढ कीन्ह तिन्ह शपथ दिवाई ॥
तिन्हैं अभय करि पूछेसि जाई, कथा सकल तिन ताहि सुनाई ॥
सुनि सम्पाति बन्धुकी करणी, रघुपति महिमा बहुविधि वरणी ॥

આ પ્રકારે જામ્બવન્તજી અનેક કથા કહીને સમજાવી રહ્યા હતા, તે તેમની સર્વ વાત પર્વતની ગુફામાં બેઠેલા સંપાતીએ સાંભળી. એટલે સંપાતીએ ગુફામાંથી બાહાર આવીને જોયું તો ઘણા વાનરાઓ બેઠેલા છે. સંપાતીએ તો મનમાં વિચાર કર્યો કે, વિધાતાએ આજે મને ભોજન આપ્યું છે ૧ આજ સર્વનું ભક્ષણ કરીશ. ઘણા દિવસ થયા ભૂખથી માર્યો જાઉં છું. કોઇ દિવસ પેટ પૂર્ણ ભોજન મળ્યું નથી. તે આજ વિધાતાએ એકજ વારમાં આપી દીધું. ૨ સંપાતી ગીધનાં વચન શ્રવણ કરી વાનરાઓ તો ડરવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે, હવે તો અમે નિશ્ચય જાણી લીધું છે કે, અવશ્ય મરણ થશેજ, સર્વ વાનરાઓ ગીધરાજને નિરખી બેઠા હતા તે ઉભા થઇ ગયા. એટલે જામ્બવન્તને મહાશોચ થયો કે સંપાતીને નિરખીને વાનરાઓની આવી દશા થઈ તે રાવણ સાથે શી રીતે લડશે. ૩ અંગદજી વિચાર કરીને કહેવા લાગ્યા કે,—જટાયુના સમાન કોઈ પણ ભાગ્યવાન્ નથી. કે જેમણે શ્રી રઘુનાથજીના કાર્યમાં પોતાનું શરીર ત્યાગીને વૈકુંઠવાસ કર્યો. આ વાર્તા અંગદજીએ એવા તો ઉંચા સ્વરથી કહી કે, જે

સંપાતી સાંભળી શકે; કારણ કે અંગદજી પ્રથમથીજ જાણતા હતા કે, આ જટાયુનો મોટો ભાઈ સંપાતી છે.૪ જે શ્રી રામચન્દ્રજીનાં ચરણકમળમાં ચિત્ત લગાવે છે, તેના સમાન કોઇને પણ ધન્ય નથી. ( આ ક્ષેપક છે. ) આવી હર્ષ અને શોક યુક્ત વાનરાઓની વાણી શ્રવણ કરી સંપાતી સમીપમાં આવતાં વાનરાઓ બહુજ ઘભરાયા. એક તો જાનકીજીના સમાચાર ન મળ્યા. અને સુગ્રીવના ભયથી મન કંપી રહેલું છે. એ કારણથી વિશેષ ઘભરાયા. ૫ સંપાતીના સમીપમાં આવવાથી જયારે વાનરાઓને ઘભરાઇને નાસતા જોઈ, સંપાતીએ સોગન આપીને ઉભા રાખ્યા. તેઓને અભય કરીને કહ્યું કે, તમે જરા પણ ડરશો નહિ. હું પણ શ્રી રઘુનાથજીનો સેવક છું. તમે કોણ છો ? તમારી સર્વ વાર્તા અને કહો. એટલે વાનરાઓને ધિરજ આવતાં તેમણે જટાયુના મરણના અને શ્રી સીતાજીના શોધ માટે પોતાના આવવાના સર્વ સમાચાર સંપાતીને કહ્યા. ૬ સંપાતી પોતાના નાનાભાઈની કરણી સાંભળીને, ઘણા પ્રકારે શ્રી રઘુનાથજીના મહિમાનું વર્ણન કરયું.

दोहा–मोहिं लै चलहु सिन्धुतट, देउँ तिलांजलि ताहि ॥
बचन सहायक करब मैं, पैहहु खोजहु जाहि ॥ ५१ ॥

સંપાતી કહેવા લાગ્યો કે–હે ભાઇ વાનરાઓ ! મને અહિંથી ઉતારીને સમુદ્રને કિનારે લઇ ચાલો. હું મારા નાનાભાઈ જટાયુને તિલાંજલી આપીશ. અને તમારી પણ વચનથી સહાયતા કરીશ. તમોને જાનકીજી અવશ્ય મળશેજ, તેનો શોધ કરવાથી અવશ્ય તમને તેમના સમાચાર મળશેજ. ૫૧

चौ०–अनुज क्रियाकरि सागरतीरा, कह निजकथा सुनहु कपिवीरा ॥
हम दोउ बन्धु प्रथम तरुणाई, गगन गये रवि निकट उडाई ॥
तेज न सहिं सक सो फिरि आवा, मैं अभिमानी रवि नियरावा ॥
जरे पंख रवि तेज अपारा, परेउँ भूमि करि घोर चिकारा ॥
मुनि इक नाम चन्द्रमा ओही, लागी दया देखि कर मोहीं ॥
बहुप्रकार तिन्ह ज्ञान सिखावा, देहजनित अभिमान छुडावा ॥
त्रेता ब्रह्म मनुज तनु धरिहैं, तासु नारि निशिचरपति हरिहैं ॥
तासु खोज पठवहिं प्रभु दूता, तिन्हैं मिले तुम होब पुनीता ॥
जमिहहिं पंख करासि जानि चिंता, तिन्हैं देखाइ देव तैं सीता ॥
यह कहि मुनि निज आश्रम गयऊ, तिहि क्षण हृदय ज्ञान कछु भयऊ ॥
पुनि संपाती बचन उचारी, सुनो गिरा मम तुम हितकारी ॥
पुत्र मोर सुपरण तेहि नाऊं, सेवत मोहिं सदा यहि ठाऊं ॥

સમુદ્ર કિનારે પોતાના નાનાભાઈ જટાયુની ક્રિયા કરીને સંપાતી પોતાની વાર્તા સંભળાવવાને માટે બોલ્યો કે,-હે મતિધીર ! શ્રવણ કરો. અમે બે ભાઇ-હું અને જટાયુ યુવાવસ્થામાં ઇર્ષ્યાને લીધે ઉડીને સૂર્યના સમીપ ગયા. ૧ જટાયુથી તો ભગવાન્ સૂર્યનારાયણનું તેજ સહન ન થઇ શકવાથી તેતો પાછો વળી આવ્યો. અને હું અભિમાન વશ થઈ ને સૂર્યના સમીપ જવા લાગ્યો. સૂર્યનારાયણના અપાર તેજથી મારી પાંખો બળી ગઈ. એટલે હું તો ઘોર ગર્જના કરી પૃથિવીમાં પડી ગયો- ૨ એક ચન્દ્રમા નામના મુનિ હતા, તેને મારી પાંખો બળી જવાથી જે દુર્દશા થઇ ગઈ હતી, તે જોઇને બહુજ દયા આવી. તેણે નાના પ્રકારે મને જ્ઞાનોપદેશ કરયો. અને દેહજન્ય અભિમાનથી છોડાવ્યો અને તે મુનિ કહેવા લાગ્યા કે,-૩ ત્રેતાયુગમાં બ્રહ્મ મનુષ્યનો અવતાર ધારણ કરશે. તેની સ્ત્રીને રાવણ હરિ જશે, તે સ્ત્રીનો તપાસ કરવા માટે પ્રભુ દૂત પાઠવશે, તેને મળવાથી તું પવિત્ર થઈ જઇશ. ૪ તમારી પાંખો તે સમય પુનઃ નવીન થઈ આવશે. ચિન્તા ન કરો. તેઓને તમે સીતા દેખાડજો. આ પ્રમાણે કહીને મુનિ પોતાના આશ્રમમાં ચાલ્યા ગયા. તે સમય હૃદયમાં જરા જ્ઞાન થયું. ૫ વળી સંપાતી કહેવા લાગ્યો કે,-મારાં હિતકારક વચન તમે શ્રવણ કરો, ( અહિથી ક્ષેપક છે. ) મારો સુપર્ણ નામનો પુત્ર આ સ્થાનમાં મારી સેવા કરતો હતો. ૬

दोहा-क्षुधावन्त यक दिन भयउँ, कही पुत्र सुन बात ॥
वेग भक्ष ले आवहू, नतरु प्राण मम जात ॥ ५२ ॥

એક દિવસ ભૂખથી વ્યાકુળ થઇને પુત્રને કહ્યું કે,-બેટા ! ત્વરાથી ભોજન લાવી દે નહિ તો ક્ષુધાનાં દુઃખે મારાં પ્રાણ ચાલ્યાં જશે. ૫૨

चौ०-सुत शिर आज्ञा धारि सिधावा, मोहिं धीरज दे बहु समुझावा ॥
नभपथ होय महावन गयउ, गज मृगराज हनत बहुभयउ ॥
अस्त पतंग बहुरि घर आवा, क्षुधावश्य मैं क्रोध बढावा ॥
ज्ञानरंक मैं अधम अभागा, सुतकों शाप देन तब लागा ॥
गहि मम बाहु कहेउ समुझाई, सुनहु तात मम वच चितलाई ॥
जब आरण्य गयउ मैं ताता, तहँ पुनि एक भयउ उत्पाता ॥
बीसभुजा दश मस्तक ताही, आतुर चलेउ जात मग माहीं ॥
संग नारि यक दिव्य अनूपा, कोउ नहिं बराणिसकै तेहि रूपा ॥
कोटि सुधाकर नख बलिहारी, रंभा रती शची सति नारी ॥
जंतु जानि तेहि धरा पछारी, दीनो छांडि निरख सोइ नारी ॥

कारे मोहिं विनय दाक्षिणदिशि गयउ, यहि कारण विलम्ब मोहिं भयउ ॥
सुनत बचन मोहिं लागि अँगारा, आपनि गति विचार हिय हारा ॥
मै तनु पंख हीन का करउं, आतुर जाय ओहि अब धरऊं ॥

મારો પુત્ર મારી આજ્ઞા શિરોધાર્ય કરી ચાલ્યો, અને મને ધિરજ આપી નાના પ્રકારે સમજાવ્યો. અને તે આકાશ માર્ગે મહા વનમાં ગયો. અને ત્યાં જઇ ઘણા હાથી, અને મૃગો તથા સિંહોને મારી. ૧ સૂર્યાસ્ત થતાં તે ઘેર આવ્યો. તે સમય ભૂખને લીધે મને મહા ક્રોધ ઉત્પન્ન થયો. જ્ઞાન હીન એવો જે હું નીચ અભાગીયો પુત્રને શાપ દેવા લાગ્યો. ૨ ત્યારે મારા પુત્રે મારો હાથ પકડી મને સમજાવીને કહ્યું કે,–હે પિતાજી ! એકવાર મારાં વચન ચિત્ત લગાવીને શ્રવણ કરો. હે પિતાજી ! જ્યારે હું વનમાં ગયો ત્યારે ત્યાં એક ઉત્પાત મારા જોવામાં આવ્યો. ૩ જેને વીસ તો ભુજા અને દશ તો મસ્તક હતાં. એવો એક પુરૂષ ઘણીજ ઉતાવળથી માર્ગમાં ચાલ્યો જતો હતો. તેની સાથે એક સુંદર દિવ્ય સ્ત્રી હતી. તેનાં રૂપનું વર્ણન કોઇથી પણ થઇ શકે તેમ નથી. ૪ કરોડો ચન્દ્રમા જેના નખ ઉપર બલિહારી જતા હતા. તે સ્ત્રી રંભા, રતિ ઇન્દ્રાણી અને પાર્વતીથી પણ શ્રેષ્ઠ હતી. તે વીસ ભુજાવાળા મનુષ્યને મેં જંતુ જાણીને નિચે પછાડીને પકડ્યો, પરંતુ તે સ્ત્રીને જોઇને મેં તેને છોડી દીધો. ૫, મારી બહુજ વિનતિ કરીને તે દક્ષિણ દિશામાં ગયો. એ કારણથી મને વાર લાગી. સંપાતી કહેવા લાગ્યો કે-આવાં મારા પુત્રનાં વચન સાંભળતાંની સાથેજ મને દાહ થયો, ક્રોધ આવી ગયો, પણ મારી ગતિ ન હોવાથી મનમાં હારીને બેસી રહ્યો. ૬ હું પાંખ વગરનો હવે શું કરૂં ? શી રીતે જઇને તેને ત્વરાથી પકડું.

दोहा–पंखहीन अवसर गये, सुतबल किन्ह धिकारि ॥
गहि मम निकट न लायहू, हती रामकी नारि ॥ ५३ ॥

અરે! મને તો પાંખો નથી, તું અવસર ચૂકી ગયો. એ પ્રમાણે કહીને મેં પુત્રના બળને ધિક્કાર આપ્યો. અને કહ્યું કે, અરે ! તેને પકડીને મારી પાસે કેમ ન લાવ્યો, તે તો શ્રી રઘુનાથજીની સ્ત્રી હતી. તેને રાવણ હરીને લઇ જતો હતો. ૫૩

चौ०–तब मुनिवचन ध्यान हिय आवा, हियमें धीरज तब कछु पावा ॥
याहि मिस राम जो दूत पठावाहिं, सिय सुधि लेन अरण्यहिं आवहि ॥
देखत दरश होव बडभागी, तुव मग देखत मन अनुरागी ॥

सदा राम कर सुमिरण करऊं, निशिदिन मग जोवत दिन भरऊं ॥
मुनिकी गिरा सत्य भइ आजू, सुनि मम वचन करहु प्रभुकाजू ॥
गिरि त्रिकूट ऊपर बस लंका, तहँ रह रावण सहज अशंका ॥
तहां अशोक वाटिका अहई, सीय बैठि तहँ शोचति रहई ॥

ત્યાર પછી મને મુનિના વચનનો સ્મરણ થતાં હૃદયમાં જરા ધિરજ આવી કે, જો આ નિમિ-ત્તે પ્રભુ શ્રી રઘુનાથજી દૂત પાઠવશે તો તે જાનકીજીના શોધ માટે અવશ્ય વનમાં આવશેજ. ૧ હું તેઓનાં દર્શન કરીને મહાભાગ્યશાળી થઈ જઈશ. તે પ્રેમમાં નિમગ્ન થઈને હું તમારા આવવાની રાહ નિહાળતો હતો. ( અહિં સુધી ક્ષેપક છે. ) નિરંતર શ્રી રઘુનાથજીનું સ્મરણ કરતો રાત દિવસ તમારી રાહ જોતો હતો. ૨ તે મુનિની વાણી આજ સત્ય થઇ. મારાં વચન શ્રવણ કરીને પ્રભુનું કાર્ય કરો. ત્રિકૂટ પર્વતના ઉપર સમુદ્રમાં લંકાપુરી છે, ત્યાં રાવણ નિઃશંકપણે રહે છે. ૩ ત્યાં અશોક વાટિકા છે, ત્યાં જાનકીજી શોચ કરતાં બેઠાં છે, આવાં સંપાતીનાં વચન શ્રવણ કરીને વાનરાઓ દક્ષિણ દિશાના તરફ જોવા લાગ્યા. જ્યારે જાનકીજી તેમના જોવામાં ન આવ્યાં ત્યારે તેઓ બોલ્યા કે, અમને જાનકીજી દેખાડો, ત્યારે સંપાતીએ કહ્યું કે.—

दोहा—मैं देखो तुम नाहिं नाहि, गृध्रहि दृष्टि अपार ॥
बूढ भयो नतु करतेउँ, कछुक सहाय तुम्हार ॥ ५४ ॥

હું તો જોઈ શકું છું તમને જાનકીજી જોવામાં આવતાં નથી; કેમકે ગીધની દૃષ્ટિ અપાર—ચારસો યોજનથી પણ વિશેષ દૂર જોઇ શકે એવી પ્રબળ હોય છે. હું તો હવે વૃદ્ધ થઈ ગયો છું નહિ તો કાંઈક પણ તમારી સહાયતા કરત. ૫૪

चौ०—जो लांघै शत योजन सागर, करै सो रामकाज अति आगर ॥
जो कोइ करै रामकर काजू, तेहि सम धन्य आन नहिं आजू ॥
मोहिं विलोकी धरहु मन धीरा, रामकृपा कस भयऊ शरीरा ॥
पापिऊ जाकर सुमिरण करहीं, अति अपार भवसागर तरहीं ॥
तासु दूत तुम ताजि कदराई, रामहृदय धारि करहु उपाई ॥
अस कहि उमा गृध्र जब गयऊ, सबके मन अति विस्मय भयऊ ॥
निज निज बल सबकाहू भाखा, पार जान कर संशय राखा ॥
जरठ भयो अब कह ऋक्षेशा, नहिं तनु रहा प्रथम बल लेशा ॥
जबहिं त्रिविक्रम भये खरारी, तब मैं तरुण रह्यो बल भारी ॥

જે કોઈ સો યોજનના સમુદ્રને ઉલ્લંઘન કરી શકે, અને બુધિમાન્ હોય તે શ્રી રઘુનાથજીનું કાર્ય કરી શકે તેમ છે. જે કોઈ રઘુનાથજીનું કાર્ય કરી શકે, તેના સમાન આજ કોઈ પણ ભાગ્યશાળી નથી. ૧ મને જોઇને હૃદયમાં ધિરજ ધારણ કરો. કે શ્રી રઘુનાથજીની કૃપાથી કેવું શરીર થઇ ગયું કે પુનઃ પાંખો આવી ગઇ. આ સાગરનો તો પાર પણ છે, અને તમે તો એ ભગવાન્ના ભક્ત છો, પરંતુ જો પાપી પણ તે ભગવાન્ના નામનું સ્મરણ કરે તો ત્વરાથી ભવસાગરથી પાર થઈ જાય છે કે જેનો પાર નથી. ૨ તમે તો તેના દૂત છો. માટે ભયનો ત્યાગ કરી શ્રી રામને હૃદયમાં ધારણ કરી ઉપાય કરો. શ્રી સદાશિવજી આ કથા પાર્વતીજીને કહે છે કે,–હે પાર્વતી ! જ્યારે આ પ્રમાણે કહીને ગીધરાજ સંપાતી ઉડીને ચાલ્યો ગયો, ત્યારે સર્વ વાનરાઓના મનમાં મહા આશ્ચર્ય થયું. કે જુઓ તો ખરા કે રઘુનાથજીનો કેવો મહિમા છે કે આ સંપાતીની બળી ગયેલી પાંખો પુનઃ નવી થઇ ગઈ. ૩ પોત પોતાનું બળ સર્વ કોઈ કહેવા લાગ્યા પરંતુ સમુદ્ર પાર જવા માટે સર્વને શંકા રહી. હવે તો હું વૃદ્ધ થઇ ગયો છું. પ્રથમ સદૃશ બળતો શરીરમાં લેશ માત્ર પણ નથી. આ પ્રમાણે જામ્બવન્તે વચન કહ્યાં. જ્યારે ભગવાને ત્રિવિક્રમ-વામન અવતાર ધારણ કર્યો હતો ત્યારે હું તરૂણ અને મહા બળવાન્ હતો. ( અહિંથી ક્ષેપક છે. )

दोहा–घेरि अंगदहि सब कहा, अब कछु करहु उपाय ॥
 है कोउ सुभट प्रवीण अस, समुद्र उलंघि जो जाय ॥ ५५ ॥

સર્વ કોઈ અંગદને ઘેરીને આ પ્રમાણે કહેવા લાગ્યા અને ઉપાય શોચવા લાગ્યા કે કોઇ એવો ચતુર યોદ્ધા છે કે જે સમુદ્ર ઉલ્લંઘી શકે. ૫૫.

चौ०–बोला विकट सुनहु युवराजू, योजनवीस उलंघहु आजू ॥
नील कहा चालिस मैं जाऊँ, आगे परत मोर नाहिं पाऊँ ॥
नील वचन सुनि दुर्धर कहई, योजन पचास मोर बल अहई ॥
बोल्यो नल दुइ भुजा उठाई, योजन साठि मोरि गति भाई ॥
दधिमुख कह अस्सी उपरंता, योजनसात जाऊं बलवंता ॥
सुनहु वचन मम सुभट प्रवीना, आगे होइ मोर बल हीना ॥
सुनि सब वचन बोल युवराजू, यहि बल होइ न प्रभुकरकाजू ॥
बहु दुख कुशि तब अंगद देखी, जाम्बवंत तब कहा विशेषी ॥
वृद्ध भयउँ अब कहेउ ऋछेशा, नाहि तनु रहा प्रथम बललेशा ॥

तरूण रहेउ बल एसा भाई, नांघत पलमें जलधिहि धाई ॥
सुनहुँ कहत मैं कथा पुरानी, मन वच कर्म सत्य ममबानी ॥
यक दिन बाद्रिक आश्रम गयऊ, अरन विलोकि महासुख भयऊ ॥
भक्षण कारि फल पीना पानी, बैठेउँ एक शिला सुखमानी ॥
ब्रह्मज्ञानी यक विप्र सुजाना, बैठि अराधत श्रीभगवाना ॥
ताहि बधन यक दानव आवा, देखत नयन क्रोध मोहिं छावा ॥
मुनि भय देखि गयउ तेहि सामू, तेहि द्रुततर कीन्हा अस कामू ॥
तीस योजन एक शैल उठाई, मारसि मोहिं गोडमें आई ॥
लागत गिरि तनु सहा प्रहारा, भयो क्रोध तेहि अवनि पछारा ॥
चीरेउ दोउ चरण कारि रीसा, सुख पायो द्विज दीन्ह अशीसा ॥
सो बल नाहि अब तुमहिं बखानू, सुनत बात सब अचरज मानू ॥
शैल प्रहार करत मम पाऊं, योजन नबेपांच महँ जाऊं ॥

વિકટ નામનો વાનર કહેવા લાગ્યો કે, હે યુવરાજ ! શ્રવણ કરો. હું તો ત્રીશ યોજન ઉલ્લંઘી શકું છું. નીલ બોલ્યો કે હું ચાલીશ યોજન જઈ શકું તેમ છું, આગળ મારો પગ પડે તેમ નથી. ૧ વચન શ્રવણ કરી દુર્ધર નામનો વાનર બોલ્યો કે, મારી ગતિ પચાશ યોજનની છે. નળ હાથ ઉંચા કરીને બોલ્યો કે, મારૂં બળ સાઠ યોજન સુધી છે. ૨ દધિમુખ બોલ્યો કે હું સત્યાસી યોજન સુધી જઇ શકું તેમ છું. હે પ્રવીણ યોદ્ધાઓ ! શ્રવણ કરો. તેથી આગળ મારૂં બળ ક્ષીણ થઈ જાય છે. ૩ આવાં સર્વનાં વચન શ્રવણ કરી અંગદજી બોલ્યા કે,–એટલા બળથી કારચ સિદ્ધ થાય તેમ નથી. એમ કહીને અંગદજી બહુજ દુઃખી થઈ ગયા. તેને દુઃખી નિહાળી અને ૪ સર્વનાં મુખ ઉતરી ગયેલાં નિરખી જામ્બવન્તે કહ્યું કે, પ્રથમ જેટલું લેશ માત્ર પણ બળ હવે મારામાં નથી. હું જુવાન હતો ત્યારે મારામાં એવું બળ હતું કે, પળવારમાં આ સાગરનું ઉલ્લંઘન કરી જાત. ૫ હું મન વચન અને કર્મથી મારી આગળની વાત જે સત્ય છે તે કહું છે તે સાંભળો. એક દિવસ હું બદ્રિકાશ્રમમાં ગયો હતો. તે વનને નિરખી બહુજ પ્રસન્ન થયો. ૬ તે વનનાં સુંદર મધુરફળ ખાઇને જળપાન કરચું. અને એક શિળાના ઉપર સુખપૂર્વક બેઠો. ત્યાં એક બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણ બેસીને શ્રી ભગવાનનું આરાધન કરતો હતો. ૭ તેને મારવાને એક દાનવ આવ્યો. તે દાનવ બ્રાહ્મણ કે જે તપ કરે છે તેને મારવાને આવે છે એ જોઇને તો મને બહુજ ક્રોધ ચડયો. હું મુનિને ભ-

ચભીત જોઈ મુનિની પાસે ગયો; પરંતુ એ રાક્ષસે તો ઘણીજ ઉતાવળથી એ કામ કરયું કે,—૮ ત્રીસ યોજનનો એક પર્વત ઉપાડીને મારી મુંટીમાં મારચો. તે લાગતાંજ મે તેને સહન કરી ક્રોધ યુકત થઇ તે દાનવને પૃથિવીના ઉપર પછાડી દીધો. ૯ ક્રોધથી મેં તેના બે પગ પકડીને તેને ચીરી નાખ્યો. એટલે બ્રાહ્મણે સુખ પામી મને આશીર્વાદ દીધો. તે બળ હું આજ તમને કહી શકતો નથી. કે જે શ્રવણ કરવાથી તમે આશ્ચર્ય પામશો; ૧૦ પરંતુ મારા પગમાં ચોટ લાગી છે, છતાં પણ હું પંચાણું યોજન સુધી જઈ શકું તેમ છું. ( ક્ષેપક પૂરું થયું ).

दोहा–बालि बांधत प्रभु बाढेउ, सो तनु वरणि न जाइ ॥
उभय घरी महँ दीन्हमैं, सात प्रदक्षिण धाइ ॥ ५६ ॥

જ્યારે ત્રિવિક્રમ–વામન ભગવાને બલિ રાજાને બાંધ્યો, અને બેજ પગથી ત્રૈલોક્યનું માપ કર્યું ત્યારે હું તરૂણ હતો. બે ઘડીમાંજ એ શરીરની સાત પ્રદક્ષિણા કરી હતી. ૫૬.

चौ०–अंगद कहा जाउ मैं पारा, जिय संशय कछु फिरती बारा ॥
जाम्बवंत कह तुम सब लायक, किमि पठवों सबही कर नायक ॥
कहा ऋच्छपति सुनु हनुमाना, का चुप साधि रहो बलवाना ॥
पवनतनय बल पवन समाना, बुद्धिविवेकविज्ञाननिधाना ॥
कौनसो काज कठिन जग माहीं, जो नहिं तात होई तुम पाहीं ॥
तब उत्पति अब कहौं सहेता, सुनहु सकल बैठे यह रेता ॥
हिमचल पर्वतके यक पासा, कश्यपऋषि तप तेज प्रकाशा ॥
दिग्गज यक ऐरावतकी सम, आयो ऋषि सन्मुख दुर्धर जम ॥
निरखि ताहि ऋषि सकल सकाने, चले न चरण शिथिल भयमाने ॥
तात तोर तेहि वनकर राजा, केशरिनाम तेज बल छाजा ॥
सो गज देखि मुनि तेहि ओरा, हेकपि सकल शरणहैं तोरा ॥
ऋषि दुख देखि दया मन माहीं, धायो तुरत तात बल वाहीं ॥
भिर्यो ताहि यक मुष्टिक मारा, उभय दशन गहि भूमि पछारा ॥
पर्यो धरणि करि घोर चिकारा, तब मुनि होय प्रसन्न विचारा ॥

અંગદે કહ્યું કે, પાર તો જઈ શકું તેમ છું પરંતુ પાછા આવતી વખતે શંકા છે કે રાક્ષસો સાથે યુદ્ધ કરીને પાછું આવી શકાય કે નહિ. કારણ કે જાતાં તો શક્તિના સન્મુખ છું તેથી બળ હશે. અને આવતી સમય શક્તિથી વિમુખતા

થાય છે. જેથી સામર્થ્ય રહેવા ન રહે. ૧ જામ્બવન્તે કહ્યું કે, તમે સર્વ કોઈ કરવામાં સમર્થ છો; પરંતુ સર્વના સ્વામી યુવરાજ છો જેથી તમને શી રીતે મોકલું, નોકરો છતાં સ્વામીનું જવું એ નીતિ વિરૂદ્ધ છે. ૨ તે પછી જામ્બવન્ત બોલ્યા કે, હે હનુમાનજી ! શ્રવણ કરો. તમે કેમ મૌન ધારણ કરીને બેઠા છો. તમે પવનના પુત્ર છો. એ માટે તમારામાં પવન સદૃશ બળ છે; તમે બુદ્ધિ, વિવેક અને વિજ્ઞાનના ઘર છો. ૩ હે તાત ! જગતમાં એવું કયું કઠિણ કામ છે કે જે તમારાથી ન થઇ શકે. ( અહિંથી ક્ષેપક છે. ) હું સર્વ પાસે કારણ સહ મહાવીરજીની ઉત્પત્તિ કહું છું. માટે તમે સર્વ આ રેતીમાં બેસીને શ્રવણ કરો. હિમાચલ પર્વતની પાસે તપ અને તેજના નિધાન કશ્યપઋષિ રહેતા હતા. ઐરાવત હાથીના સદૃશ મહાબળવાન્ એક હાથી જાણે મહા ઘોર યમરાજજ હોય એવો ક્રોધ યુકત તે ઋષિના સન્મુખ દોડ્યો. ૪ તે હાથીને જોતાં સર્વ ઋષિ ડરી ગયા. ભયને લીધે વ્યાકુળ થઇ જતાં ભાગી ન શકયા. ચરણ શિથિલ થઇ ગયાં. તે વનના કેશરી નામે કપિરાજ કે જે મહાતેજસ્વી અને બળવાનના ભંડારરૂપ તમારા પિતા રાજા હતા. ૫, તે હાથીને આવતો જોઇ સર્વ મુનિ પોકારવા લાગ્યા કે હે કપિરાજ ! અમે આપને શરણ છીએ. ઋષિયોનું દુઃખ જોઈને મનમાં બહુજ દયા ઉત્પન્ન થતાં તુરત તમારા પિતા દોડયા. ૬ અને તમારા પિતા કેશરી તે હાથી સાથે યુદ્ધ કરવા લાગ્યા. અને તે હાથીને એક ઠોંસો મારી તેના બે દાંત પકડી પૃથિવી ઉપર પછાડ્યો. એટલે તે હાથી ઘોર ગર્જના કરી પૃથિવીમાં પડી ગયો. એટલે મુનિ બહુજ પ્રસન્ન થયા અને તેમણે વિચાર કરી. ૭

दोहा—तव पितु बहु बल देखि मन, मुनिवर दीन्ह अशीश ॥
मांगु मांगु वर भाव मन, हे द्विजपाल कपीश ॥ ९७ ॥

---

१ अशक्ताः शक्ति सम्पन्ना यच्चशक्ति पराङ्मुखाः ॥ असमर्थाः समर्थास्युः शक्ति सन्मुख गामिन. આનો અર્થ કેટલાક પ્રકારે કરે છે. પરંતુ તે નિર્બળ છે. કોઈ કહે છે કે અંગદજીને રૂષિનો શાપ હતો કે, જળનું તમે લંઘન કરશો, તે જળને પાછાં લાંઘી શકશો નહિ. જો અંગદજીને શાપ હોત તો અંગદજીને સંદેહ થાતજ નહિ. તો તો નિશ્ચયજ હોત. કોઇ કહે છે કે વાલિને અને રાવણને સ્નેહ હતો. જેથી અંગદજીને સંદેહ થયો કે, રાવણના સ્નેહમાં હું કદાચ ન ફસી જાઉં. જો એમ હોય તો ભકિતની ન્યૂનતા થાય છે. તેથી તે કારણ પણ વ્યાજબી નથી. એમ પણ કથા છે કે અંગદ અને રાવણનો અક્ષયકુમાર નામનો પુત્ર બન્ને એકજ ગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરતા હતા. એક દિવસે અંગદે, અક્ષયને બહુજ મારતાં ગુરૂએ શાપ આપ્યો કે, અક્ષયની એકજ મુઠીના પ્રહારથી અંગદ મરી જશે. એ વાતનું સ્મરણ કરીને અંગદ કહે છે કે જો કદાચ અક્ષય મળી જાય તો પાછા આવવામાં સંદેહ છે. જેમકે अंगद कह्यो सकोप तब, अभी जाउं मैं पार, मोहिं सुरत मुनि शापकी, संशय फिरती वार.

તમારા પિતાનું બળ જોઈ મુનિઓએ આશીર્વાદ આપી કહ્યું કે,-હે આશ્રુપાળક કપિરાજ ! જે મનમાં ઇચ્છા હોય તે વરદાન માગી લો. ૫૭

चौ०—सानुकूल तपस्वी कहँ जानी, बोला तात जोरि युगपानी ॥
जो प्रसन्न मोपर भगवाना, पुत्र देहु बल मरुतसमाना ॥
एवमस्तु कहि ऋषि तब गयऊ, आगिलं चरित सुनहु जो भयऊ ॥
माता तोरि अंजनी सती, रूप अपार नहीं हिय रती ॥
नवसत साजि श्रँगार बनाई, बैठी शैल शिखर पर जाई ॥
त्रिविध समीर बहै सुखदाई, निरखत वन शोभा अधिकाई ॥
चीरउडावन पवन सुखवर्सा, भुजा दीर्घकर चाहत पर्सा ॥
देखि मातु तव क्रोध करेही, लागी शाप देन पुनि तेही ॥
मारुत मधुरे वचन कहेऊ, शाप न देउ वचन सुनि लेऊ ॥
तव पति ऋषिसन सुत वरमांगा, ताते परसि अंग तब लागा ॥
निजकाया धरि मिले न तोहीं, काहेकुं शाप देति तुम मोहीं ॥
अस कहि पवन गुप्त होय रहेऊ, सो तव माता पतिसन कहेऊ ॥
अब तव जन्म कहव सुखमानी, सुनहु सकल कुलदीपकजानी ॥
शुभ नक्षत्र शुभ घरी सुहाई, जन्मत भयऊ देवबल पाई ॥
पुनि वरदान पवन कर दरशा, वीरज तोहि पिता कर परशा ॥
उदित भये दंपति सुखसाने, करहिं केलि वन महँ सुखमाने ॥
एक दिवस माताकी गोदा, करत रहेउ पयपान विनोदा ॥
देखेउ अरुण बंधु छवि लाला, तडाकि अकाश गयो ततकाला ॥
सूर्यगहन जब भुजा उठाई, तबहीं कोप कियो सुरराई ॥
करगही वज्र तुरत जब मारा, मूर्छिपरे तुम पवनकुमारा ॥
चिन्ह भयो ठोडी महँ लगकर, पर्यो नाम हनुमान स्कंपिवर ॥

તપસ્વીને પ્રસન્ન થયેલા જાણીને તમારા પિતા કેશરી હાથ જોડીને બોલ્યા કે, હે ભગવાન્ ! જો આપ મારા ઉપર પ્રસન્ન થયા હોતો મરૂત સમાન બળવાન્ પુત્રને આપો. ૧ એમજ થશે, એમ કહીને ઋષિ તો ચાલ્યા ગયા. હવે જે આગળ ચરિત્ર થયું તે શ્રવણ કરો. તમારી માતાજી સતી અંજની હતાં. જેનું અપાર રૂપ રતિ કરતાં પણ ઉત્તમ હતું. ૨ સોળ સુંગાર સજી પર્વતનાં શિખર ઉપર આવીને બેઠાં હતાં, શીતળ, મંદ અને સુગંધ પવન ચાલી રહેલો હ-

તો. વનની અપાર શોભા નિરખી તમારાં માતાજી પ્રસન્ન થતાં હતાં. ૩ તેને જોઈને પવનદેવ મોહ પામ્યા. તેથી વસ્ત્ર ઉડાડી હાથ લાંબો કરી અડવા ઈચ્છા રાખતા હતા. તે જોઈ તમારી માતાજીને બહુજ ક્રોધ ચડયો ને શાપ દેવા તત્પર થયાં, એટલે પવનદેવે મધુર વચનોથી કહ્યું કે,–શાપ દેવા પેહેલાં મારાં વચન શ્રવણ કરો. પછી શાપ દેવો હોય તો દેજો. તમારા પતિએ ઋષિ પાસે પુત્રનું વરદાન માગ્યું છે એ કારણથી મેં તમારા શરીરનો સ્પર્શ કરયો છે. ૫, હું શરીર ધારણ કરીને તમને મળ્યો નથી. માટે મને શા કારણથી શાપ આપો છો? એમ કહીને પવનદેવ તો ગુપ્ત થઈ ગયા. અને તમારી માતાએ સકળ વાર્ત્તા તમારા પિતાને કહી. ૬ હવે તમારો સુખદાયક જન્મ કહું છું કે જે કુળના પ્રકાશરૂપ છે. તેને સર્વ શ્રવણ કરો. સારાં નક્ષત્ર અને સારી ઘડીમાં દેવનું બળ આપીને તમારો જન્મ થયો. [1] કાર્તિક વદ ૧૪ ને મંગળવારે તમારો જન્મ થયો છે, ૭ પવનના વરદાનથી અને પિતાના વીર્યથી તમે ઉત્પન્ન થયા છો. અથવા પવને વરદાન આપેલા હાથથી સ્પર્શ કરયો. અને કહ્યું કે તમે મારા

---

૧ મહાવીરજીની જન્મ તિથિમાં ભેદ છે. ઉત્સવસિંધુમાં લેખ છે કે–મહાવીરજીનો જન્મ કાર્તિક કૃષ્ણચતુર્દશી એટલે આપણા આશ્વિન વદ ચૌદશ–કાળિ ચૌદશને દિવસે સ્વાતિ નક્ષત્ર, મંગળવાર અને મેષલગ્નમાં થયો છે. તે આ શ્લોકથી જણાય છે. **ऊर्जस्य चासितेपक्षे स्वात्यांभौमे कपीश्वर ॥मेषलग्नेजनीगर्भाच्छिवःप्रादुर भूत्स्वयम्॥** અને એ સત્ય પણ પ્રતીત થાય છે કારણકે,– **यमेत्र दिवसे ह्येष ग्रहीतुं भास्करं सुतः ।त्मेव दिवसं राहु जिघृक्षति दिवाकरम् ॥** અર્થાત્ જ્યારે મહાવીરજીનો જન્મ થયો ત્યારે માતા તેને માટે ફળ લેવાને ગઈ તે ભૂખ્યા થઈ સૂર્યને ઉદય થતા જોઇ તેને કોઇપણ ફળ સમજી ખાવાને કૂદ્યા, જે દિવસે તે સૂર્ય સમીપ કૂદ્યા હતા, તેજ દિવસે રાહુ સૂર્યને ગ્રહવા માટે આવ્યો હતો. એથી વિદિત થાય છે કે, સ્વાતિનક્ષત્ર મંગળવાર કાર્તિક વદ ૧૪ પુનેમીઆ માસની ગણત્રીએ મહાવીરજીનો જન્મ રાત્રે થયો હશે. કેમ કે મેષલગ્ન કાર્તિક માસમાં રાત્રેજ આવે છે. પ્રાતઃકાળે તો સૂર્યને નિરખી કૂદ્યા, કેમકે સૂર્ય ગ્રહણ અમાવાસ્યાને દિવસજ થાય છે. એ પ્રમાણે ગ્રન્થોનાં પ્રમાણથી તો ઉપરનોજ દિવસ સિદ્ધ થાય છે. રાહુએ હનુમાનજીને આવતા જોઇ બીજો રાહુ જાણી ઇન્દ્રને સર્વ વાર્ત્તા કહી એટલે ઇન્દ્ર વજ્ર લઇને દોડયો. મહાવીરજી ઇન્દ્ર અને રાહુને સમીપમાં જોઈને સામે દોડયા. એટલે ઇન્દ્રે વજ્ર મારયું. જેથી જરા દાઢી વક્ર થઇ ગઇ. તેજ સમય પવનદેવે પવનની ગતિ રોકી દીધી. અને દેવતાઓના વરદાનથી પવનની ગતિ છોડી દીધી. આ લેખ વાલ્મીકિય રામાયણમાં છે. બીજાં પુરાણોમાં સુદ ચૈત્ર પુનમનો મહા મહાવીરજીનો જન્મ લખ્યો છે. તો તે પણ પ્રમાણ છે. કેમકે **कल्पभेद हरिचरित सुहाये, भांति अनेक मुनिसन गाये ॥** એમાં જરાપણ સંદેહ નથી. અનેક કલ્પ વ્યતીત થઇ ગયા. કોઇ કલ્પમાં કોઇ તિથિ, કોઇમાં કોઇને અનુસાર મહાત્મા ઋષિ મુનિયોએ ગ્રન્થ રચેલા છે. **करिय न संशय अस जिय जानी, सुनिय कथा सादर रति मानी ॥**

સમાન બળવાન્ થશો. તમારા જન્મથી તમારાં માબાપ સુખ માનીને. જંગલમાં વિહાર કરતાં હતાં. ૮ એક સમય માતાના ખોળામાં તમે દૂધ પીતા હતા, તે સમય પ્રાતઃકાળના લાલ રંગના સૂર્યને જોઇ પકડવાને આકાશમાં તમે ઉડ્યા. ૯ સૂર્યને પકડવાને હાથ લાંબો કરી તમે દોડ્યા ત્યારે ઈન્દ્રે ક્રોધ કરી તમને વજ્ર માર્યું. તેથી તમને મૂર્છા આવી ગઈ. ૧૦ દાઢીમાં વજ્ર પ્રહાર થવાથી હે કપિવર! તમારૂં નામ હનુમાન્ પડ્યું.

दोहा—सहि प्रहार मन क्रोधकरि, धाइ पतंगहि लीन ॥
बालअवस्था व्यसनते, सूरजको भषकीन ॥ ५८ ॥

વજ્રનો પ્રહાર સહન કરી મનમાં ક્રોધ કરી ફરી સૂર્યને દોડીને બાલ્યાવસ્થાના વ્યસનથી મોઢામાં પકડીને ભક્ષ કરી ગયા. ૫૮

चौ०—अंधकार चारिउ दिशि भयऊ, जप तप दान धर्म रहि गयऊ ॥
देखी पवनसुत लीन उठाई, राखा रोकी समीर रिसाई ॥
चढे उदर सब देवन केरे, आये तब शंकरके नेरे ॥
अस्तुति सुरन कीन्ह निजहेता, बोले शिव गुणज्ञाननिकेता ॥
धरहुधीर जानि होहु उदासा, सब मिलि चलहु केशरी पासा ॥
शिव विरंचि सुर इंद्र समेता, आये सकल केशरी निकेता ॥
कह सुत तोर सूर्य गहि लीना, श्वास समीर रोकि दुखदीना ॥
तजहु भानु रहे प्राण भलाई, तुम कहँ सुयश होय जगभाई ॥
जो मनभाव सो लेहु वरदाना, तजहु पवन होइ कल्याना ॥
देवगिरा सुनि सुंदरबानी, बोलतु तात जोरि युगपानी ॥
अमर अजीत सकल बलसागर, सुतहि देहु वर देवन नागर ॥
रामभक्त अरु निकट निवासी, यह वरदान देव बलरासी ॥
एवमस्तु सब देवन कीना, सूर्य समीर छांडि तब दीना ॥
करि विनति सुर सकल सुजाना, लगे देन सुतहि वरदाना ॥
कह ब्रह्मा होइ बजरंगी, लगे न मम शर शक्ति अभंगी ॥
बोले दहद जरी नाहि आगी, इंद्र कह्यो मम कुलिश न लागी ॥
हर त्रिशूल यमदंड सुनावा, वारि न बूडे वरुण बनावा ॥
बोले शक्ति भक्ति लखी नेकी, वचन मोर यह सकैं न छेकी ॥

સૂર્યના અસવાથી ચારે દિશામાં અંધકાર છવાઇ ગયું અને જપ, તપ, દાન, ધર્મ સર્વ બંધ થઇ ગયાં. આ વાતને જોઇ પવનદેવે પોતાના પુત્રને ઉઠાવી લઈ તે પછી ઇંદ્રે વજ્ર માર્યું હતું એ કારણથી ક્રોધ કરી પવનની ગતિ રોકી લીધી. સર્વ દેવોનાં પેટ ફુલી આવ્યાં. એથી સર્વ દેવો મળીને શ્રી અખિલયોગિંદ્ર સદાશિવજી પાસે ગયા ને પોતાના હિતને ખાતર શ્રી સદાશિવજીની સ્તુતી કરવા લાગ્યા. તે સમય શ્રી શિવજી બોલ્યા કે,–૨, ધૈર્ય ધરો. ઉદાસ ન થાઓ. આપણે સર્વ મળીને પવનદેવતા પાસે ચાલો. શિવ, બ્રહ્મા અને ઇન્દ્રાદિ દેવતા સર્વ પવનદેવતા પાસે આવ્યા. ૩ અને બોલ્યા કે તમારા પુત્રે સૂર્યને પકડી લીધો. એક એ અપરાધ કરયો. અને વળી તમે પવનની ગતિ રોકી દીધી. જો સૂર્યને છોડી દો તો સર્વનાં પ્રાણ રહેશે, અને તેથી તમને યશ અને ભલાઇ બન્ને મળશે. ૪ જે મનમાં ઈચ્છા હોય તેવું મનભાવતું વરદાન માગી લ્યો. અને પવનનો ત્યાગ કરો. કે જેથી સર્વનાં પ્રાણ બચે. દેવતાઓની સુંદરવાણી શ્રવણ કરી પવનદેવ હાથ જોડી બોલ્યા કે, ૫ અમર, અજીત અને સર્વ બળનો સમુદ્ર મારો પુત્ર થાય. હે દેવતાઓ ! આ વરદાન આપો. રામની ભકિત અને તેના સમીપમાં રહેવાવાળો મારો પુત્ર થાય, હે દેવતાઓ ! એ વરદાન આપો. ૬ દેવતાઓએ કહ્યું કે, એમજ થશે. તે પછી હનુમાનજી મૂર્છા રહિત થયા. સૂર્ય અને પવનને મુકત કર્યા. એ જોઈ સર્વ સુજાનદેવો પ્રસન્ન થયા અને કેશરીપુત્ર હનુમાનજીને વરદાન દેવા લાગ્યા. ૭ બ્રહ્માજીએ કહ્યું કે,–તમારો પુત્ર વજ્ર અંગી થશે. અને મારૂં બાણ ને મારી શકિત પણ તેને નહિ વ્યાપે. અગ્નિ દેવે અગ્નિથી, અને ઇન્દ્રે વજ્રથી અભયદાન આપ્યું ૮ મહાદેવજીએ ત્રિશૂળથી, યમરાજે પોતાના દંડથી, વરૂણે જળથી અને દેવીએ વચનથી નિર્ભય કરયા. ૯

**दोहा–यहि विधि सब बिबुधन दये, वर वरदान निहोरि ॥**
**सुनि प्रसन्न भै पवन तब, छूटी पवन बहोरी ॥ ५९ ॥**

આ પ્રકારે દેવોએ મહાવીરજીને ઉત્તમ વરદાન આપ્યાં તે શ્રવણ કરી પવનદેવે પરમ પ્રસન્ન થઈ સારી પેઠે પોતાની ગતિ શરૂ કરી, ૫૯

**चौ०–प्राणदान देवन जब पाये, महावीर कही भवन सिधाये ॥**
**दै वरदान देव सब गयऊ, विचरे वनहि महा सुख भयउ ॥**
**जब जब जाइ मुनिनके तीरा, डारैं फोरि कमंडल नीरा ॥**
**विटप तोरि गिरिशिखर ढहावे, बल अति भूरि अंगधुनिहावे ॥**
**ऋषिमन शाप सब दीन्ह विचारी, भूलि जाहु निजपौरुष भारी ॥**

जब जब कोऊ सुरति कराई, तब तब तुम्हरे बल व्है आई ॥
सोइ सूचन मै किन्हेउ आजू, होईहि सिद्ध रामकर काजू ॥
तजहु शोक मन आनहु धीरा, मै निश्चय सेवक रघुवीरा ॥
हनुमत वचन सुनत सब काना, जयजयजय सब कराहिं बखाना ॥
होइहै सिद्ध रामकर काजा, अति सुख लहेउ हिये युवराजा ॥
जाम्बवंत औरौं नल नीला, अंगद आदि सुभट बलशीला ॥
मिलैं सबे हनुमंतहि धाई, रामकाज करी आव हु भाई ॥
बोले पवनतनय शुभवानी, धरहु धीर कारज शुभजानी ॥
कह हनुमंत सिधुतन देखी, रामरुप उर आनि विशेषी ॥
तब ऋक्षेश अस वचन उचारा, सादर सुनहु समीरकुमारा ॥
रामकाज लगि तव अवतारा, सुनि कपि भयउ पर्वताकारा ॥
कनकवर्णतनु तेज विराजा, मानहु अपर गिरिनकर राजा ॥
सिंहनाद करि वारहिं वारा, लीलहि लाँघौं जलनिधिखारा ॥
सहित सहाय रावणहिं मारी, आनौं इहां त्रिकूट उपारी ॥
जाम्बवन्त मैं पूछौं तोहीं, उचित सिखावन दीजै मोहीं ॥
इतना करहु तात तुम जाई, सीतहि देखि कहौ सुधि आई ॥
तव निज भुजवल राजिवनयना, कौतुक लागि संग्कपि सयना ॥

પવનના છૂટવાથી દેવો પ્રાણદાન પામી હનુમાનજીને મહાન્‌વીર એવું પદ આપી તથા ઉપર પ્રમાણે વરદાન આપીને દેવતાઓ પોત પોતાના ધામમાં ચાલ્યા ગયા. અને હનુમાનજી મહાસુખી થઇને વિચરવા લાગ્યા. ૧ જ્યારે જ્યારે મુનિઓની પાસે જાય ત્યારે ત્યારે કમંડળ ફોડીને જળ વહેવરાવી દે, ઝાડો તોડી નાખે, પર્વતના શિખરોને હચ મચાવી દે અને મહા બળથી શરીરને ધ્રુણાવે. ૨ એ જોઇ ઋષિઓએ શાપ આપ્યો. કે તમે તમારૂં બળ ભૂલી જશો. જો કોઇ તેનું સ્મરણ કરાવશે તો જાણશો. ૩ આ સર્વ કથા મેં તમને કહીને તે વાતની સૂચના કરી. હવે અવશ્ય શ્રી રામચંદ્રજીનું કાર્ય સિદ્ધ થશે. આવું જાંબુવંતનું બોલવું સાંભળતાંની સાથેજ મહાવીરજી બોલ્યા કે,-૪ તમે સર્વ શોકનો પરિત્યાગ કરો. ધીરજ ધારણકરો. હું નિશ્ચય રઘુનાથજીનો સેવક છું. અવશ્ય કાર્ય કરીશ. હનુમાનજીનાં વચનશ્રવણ કરી સર્વ જય જયકાર કરવા લાગ્યા. હવે શ્રીરામચન્દ્રજીનું કાર્ય સિ-

દ્ધ થશે એ જાણી અંગદજી પણ પ્રસન્ન થયા. જામ્બવન્ત, નલ, નીલ, અને બીજા પણ મોટા મોટા સુભટ કે જે બળવાન્ હતા. ૧૧ તે સર્વ દોડી દોડીને હનુમાનજીને મળ્યા કે હવે શ્રી રઘુનાથજીનું કાર્ય તમે અવશ્ય કરશોજ, એટલે મહાવીરજી સાગરના સન્મુખ જોઇ રામસ્વરૂપને હૃદયમાં ધારણ કરીને બોલ્યા કે,-હું અવશ્ય શ્રી રઘુનાથજીનું કાર્યકરીશ. ૧૨ એટલે જામ્બવન્ત બોલ્યા કે,-હે મહાવીરજી એક ચિત્તથી શ્રવણ કરો ! ( ક્ષેપક પૂર્ણ થયું.) (મહાવીરજીને પોતાના બળનું સ્મરણ રહેતું નહતું. સ્મરણ કરાવવાથી સ્મરણ થતું હતું. ) તમારો જન્મ શ્રી રઘુનાથજીના કાર્ય નિમિત્તજ છે. જામ્બવન્તની આ વાર્તા શ્રવણ કરી કે, એ સાંભળતાંની સાથે તો મહાવીરજી પર્વતાકાર થઈ ગયા. ૧૩ સુવર્ણ સદૃશ શરીર એવું તો તેજ યુકત થઈ ગયું કે જાણે બીજા પર્વતનારાજા હોય એવા મહાવીરજી જણાવા લાગ્યા. વારંવાર સિંહનાદ કરીને કહેવા લાગ્યા કે, હું ક્ષારસમુદ્રને લીલામાત્રમાંજ લાંઘી જઈશ. ૧૪ તમે કહો તો સેના સહ રાવણને મારી અહિ ત્રિકૂટ પર્વતને ઉખેડીને લાવું. હે જામ્બવન્ત! આપને પુછું છું કે, મારે શું કરવું? જે યોગ્ય કરવાનું હોય તે મને સમજાવો, ત્યારે જામ્બવન્તે કહ્યું કે,-૧૫ હે તાત ! તમારે તો જઈને માત્ર એટલુંજ કરવાનું છે કે, જાનકીજીને જોઇને તેના સમાચાર સંભળાવો. એટલે તો શ્રી રઘુનાથજી પોતાના ભુજબળથી કૌતુક નિમિત્ત અર્થાત્ યુદ્ધની શોભા વધારવા કપિયોની સેના લઇને ચડાઈ કરશે. ૧૬

छंद- कपिसेन संग सँहारि निशिचर रामसीतहि आनिहैं ॥
त्रयलोकपावन सयश सुर मुनि नारदादि बखानिहैं ॥
जो सुनत गावत कहत समुझत परमपद नर पावहीं ॥
रघुवीरपदपाथोजमधुकर दासतुलसी गावहीं ॥ ६ ॥

વાનરાઓની સેના સાથે લઇને શ્રી રઘુનાથજી રાવણને મારી જાનકીજીને લાવશે. તેનું પવિત્ર ચરિત્ર દેવો, મુનિ અને નારદાદિ ત્રૈલોકયમાં વખાણ કરી ગાશે. જે આ કથાને સાંભળે છે, ગાય છે, કહે છે, સમજે છે અર્થાત્ મનન કરે છે, તે નર પરમપદને પામે છે. શ્રી રઘુનાથજીના ચરણકમળનો મધુકર-ભ્રમર તુળસીદાસજી આ ચરિત્રને ગાય છે. ૬

दोहा-भवभेषज रघुनाथयश, सुनैं जो नर अरु नारि ॥
तिनकर सकल मनोरथ, सिद्धि करहिं त्रिपुरारि ॥ ६० ॥

સંસાર રોગને ઔષધીરૂપ શ્રી રઘુનાથજીનો યશ જે નર વા નારી સાંભળે તો તેના સર્વ મનોરથ શ્રી સદાશિવજી પૂર્ણ કરે છે. ૬૦

**सो०–नीलोत्पल तनुश्याम, कामकोटि शोभा अधिक ॥**
**सुनिय तास गुणग्राम, जास नाम अघखगवधिक ॥ ३ ॥**

નીલ કમળનાં સમાન શ્યામ છે શરીર જેનું એવા કરોડો કામદેવ કરતાં પણ વિશેષ શોભાવાળા શ્રી રઘુનાથજીનાજ ગુણાનુવાદ સાંભળવા, કારણ કે જે રામનામ પાપરૂપ પક્ષીને મારવામાં પારાધી છે. ૩

**इति श्रीरामचरितमानसे सकलकलिकलुषविध्वंसनेविमल विज्ञानवैराग्यसम्पादनोनामतुलसीकृतकिष्किन्धाकांडे चतुर्थःसोपानःसमाप्तः ॥ ४ ॥**

સમાપ્તોયં કિષ્કિંધાકાન્ડઃ



શ્રીમદ્—

# તુલસીકૃત રામાયણ.

---

# સુંદરકાંડ

---

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

श्रीगणेशायनमः

# શ્રી તુલસીકૃત રામાયણ.

# ×સુંદરકાંડ.

## ગુજરાતી ભાષાંતર.

श्लोक-शांतं शाश्वत मप्रमेय मनघं निर्वाणशांतिप्रदं ।
ब्रह्माशंभुफणींद्रसेव्यमनिशं वेदांतवेद्यं विभुम् ॥
रामाख्यं जगदीश्वरं सुरगुरुं मायामनुष्यं हरिं ॥
वंदेहं करूणाकरं रघुवरं भूपालचूडामणिं ॥ १ ॥

નિરંતર શાન્ત, આદિ, [1]અન્ત રહિત, પ્રમાણુથીપર. શુદ્ધ, મોક્ષ અને શા-

---

×કિષ્કિંધા અને સુંદરનો સંબંધ આથી મળી ગયો. શ્રી રામાયણનો પાંચમો કાંડ આ છે. રામાયણમાં પાંચ પ્રાણના સમાન ભાસે છે; કેમકે આ કાંડમાં પાંચ ભગવત્ પ્રપન્ન પંચ પ્રાણ છે. પ્રથમ પ્રાણ વાયુપુત્ર હનુમાન્, બીજો પ્રાણજનકાત્મજ સીતા, તૃતીય પૌલસ્ત્ય વિભીષણ, ચતુર્થ શુકદૂત, અને પંચમ વરૂણા-લય સમુદ્ર છે અને આ કાંડનું સુંદરકાંડ નામ એ માટે છે કે, આના આદિ, મધ્ય અને અવસાન સુન્દર વનમાંજ છે. અને આના સર્વ ઇતિહાસ પણ સુન્દર છે. અને આ કાંડને અતિ સુન્દર છન્દ, કાવ્ય, અલંકાર, અને અનુપ્રાસ સહ સર્વ કાંડોથી સુંદર શ્રી વાલ્મીકિ પરમ ઋષિએ રચેલ છે. અને કહ્યું છે કેઃ-**सुन्दरे सुन्दरी सीता, सुन्दरे सुन्दरी कथा । सुन्दरे सुन्दरो रामः सुन्दरे किन्तु सदर ॥ १ ॥** આ કાંડમાં મૂળ ૫૫ ચોપાઈ છે. આના પૂર્વાર્દ્ધમાં ત્રિકૂટાચળ પર હનુમાન્‌જીની જવાની કથા, જાણીને તેને કિષ્કિંધા કાંડની રીતિ પ્રમાણે ચોપાઇની ત્રણજ દશકમાં પૂર્ણ કરેલ છે. અને ઉત્તરાર્દ્ધને પચીશ ચોપાઇઓમાં સમાપ્ત કરેલ છે. આદિમાં સમુદ્ર તરવાનો ઉદ્યોગ, મૈનાક દર્શન, છાયાગ્રાહીનો વધ, સમુદ્રતરણ, લંકાદર્શન, લંકાપ્રવેશ, વિભી-ષણુસમાગમ, સીતાદર્શન, દશગ્રીવાગમન, ત્રિજટાસ્વપ્ન, સીતાપ્રબોધ, વનવિધ્વન્સન, અક્ષવધ, હનુમાન્‌બન્ધન, રાવણપ્રબોધ, લંકાદહન, સમુદ્રનું પુનઃ ઉલ્લંઘન. મધુવન પ્રવેશ, સીતાનું કુશળ નિવેદન, સકટક શ્રી રામપ્રયાણ, અને સમુદ્રતટનિવાસ--એટલું પૂર્વાર્દ્ધમાં અને લંકામાં ખળભળાટ, મંદોદરી રાવણ સમ્વાદ, રાવણસભા, વિભિષણમંત્ર, વિભીષણ આગમાન, વિભીષણુશરણાગત, લંકારાજ્યાભિષેક, સમુદ્રતરણ ઉદ્યોગ, શુકદૂત કથા, સમુદ્રહિનગન અને સમુદ્રપીડાહરણ અન્તમાં છે.

१ अनादि निधनं विष्णु सर्व लोक महेश्वरम् ॥

ન્તિ દાયક, બ્રહ્મા, શમ્ભુ અને શેષજીથી નિત્ય સેવન કરાતા હતા. વેદાન્તથી જાણવા યોગ્ય, સમર્થ જેનું રામ નામ છે, જગતના ઇશ્વર, દેવતાઓના ગુરૂ, માયાથી મનુષ્યઅવતાર ધારણ કરેલ સાક્ષાત્ વિષ્ણુરૂપ, કરૂણાના સાગર, રઘુકુળમાં શ્રેષ્ટ, રાજાઓમાં ચુડામણિ. સર્વ વ્યાપક શ્રી રઘુનાથજીનું હું વંદન કરૂં છું. ૧

नान्या स्पृहा रघुपते हृदयेमदीये सत्यं वदामि च भवानखिलांतरात्मा ॥
भक्ति प्रयच्छ रघुपुंगव निर्भरां मे कामादिदोषरहितं कुरु मानसं च ॥ २ ॥

હે રઘુપતિ ! મારા હૃદયમાં બીજી કાંઈ પણ આકાંક્ષા નથી, એ સત્ય કહું છું. અને આપ સર્વેના અંતઃકરણના આત્મા છો હે રઘુવંશીઓમાં શ્રેષ્ઠ ! મને પરિપૂર્ણ ભકિત આપો. અને મારા મનને કામાદિ દોષ રહિત કરો.૨

अतुलितबलधामं स्वर्णशैलाभदेहं दनुजवनकृशानुं ज्ञानिनामग्रगण्यं ॥
सकलगुणनिधानं वानराणामधीशं रघुपतिवरदूतं वातजातं नमामि ॥ ३ ॥

જે અતુલિત બળના ધામ છે, સુમેરૂ સદૃશ જેનું શરીર છે, રાક્ષસ રૂપી વન બાળવાને અગ્નિરૂપ, જ્ઞાનિયોમાં અગ્રેસર, સકળ ગુણોના સ્થાન, વાનરાઓના અધીશ્વર, રઘુપતિના દૂત મહાવીરજીનું હું વંદન કરૂં છું ૩

चौ०—जाम्बवंतके वचन सुहाये, सुनि हनुमान हृदय अति भाये ॥
तबलागि मोहि परेखहु भाई, सहि दुख कन्द मूल फल खाई ॥
जबलागि आवौं सीतहि देखी, होई काज मन हर्ष विशेषी ॥
अस कहि नाइ सबनि कहँ माथा, चले हर्षि हियधरि रघुनाथा ॥
सिन्धुतीर इक सुन्दर भूधर, कौतुक कूदि चढे तेहि ऊपर ॥
बार बार रघुवीर सँभारी, तरकेउ पवनतनय बल भारी ॥
जेहि गिरि चरण देइ हनुमन्ता, सो चलिजाये पताल तुरन्ता ॥
जिमि अमोघ रघुपतिके बाना, ताहि भाँति चला हनुमाना ॥

---

२दोहा–बार बराबरबारिहैं, तापर बहत बयारि।रघुवर पार उतारि है, अपनी ओर निहारि।
બારના બરાબર તો પાપોના બોઝાથી કરણી રૂપી નાવની બાર રહી ગયેલ છે. તે પર તૃષ્ણારૂપી પ્રચંડ વાયુ છે. તેથી બુડવામાં જરા પણ સંદેહ નથી, પરંતુ શ્રી રામચન્દ્રજી પાર કરશે, અર્થાત્ હું તો બગાડીચૂકયો છું પણ શ્રી રામચન્દ્રજીની સુધારી સુધરશે.

## जलनिधि रघुपतिदूत विचारी, कह मैनाक होहु श्रमहारी ॥

મહાવીરજીએ કિષ્કિંધા કાંડમાં લંકાના વિષયમાં જે કાંઇ જામ્બવંતને પુછયું હતું, તે વિષયમાં જામ્બવંતે જે અનુમોદન આપ્યું, તે શ્રવણ કરી મહાવીરજી પ્રસન્ન થયા. અને બોલ્યા કે,–હે વાનરાઓ ! તમે મારી આવવાની રાહ જોતા રહેજો, કંદ મૂળ ખાઈ નિર્વાહ કરજો. અને જ્યારે એમ પણ ન મળે. ત્યારે દુઃખ સહન કરીને રહેજો. ૧ જ્યારે હું જાનકીજીને નિરખીને આવું (ત્યાં સુધી તમે રહેજો. ) અને એ કાર્ય અવશ્ય થશેજ, કેમકે મનમાં પ્રસન્નતા બહુજ થાય છે. એ પ્રમાણે કહી સર્વને મસ્તક નમાવી યોગ માર્ગમાં સ્થિત થઇ મહાવીરજી શ્રી રઘુનાથજીનું સ્મરણ કરીને ચાલ્યા. ૨ સમુદ્ર કિનારે એક સુંદર નામનો પર્વત હતો, તે ઉપર મહાવીરજી લીલા માત્રથીજ કૂદીને ચડી+ ગયા. તે પર્વતના ઉપર પોતાનું શરીર મોટું કરી વારંવાર શ્રી રઘુનાથજીનું સ્મરણ કરી મહાવીરજીએ મહા બળથી ગર્જના કરીને કૂદ્યા. કૂદતી વખતના તેના જોરના ઝપાટાથી ઘણાં વૃક્ષ ઉખડીને વેગથી સમુદ્ર તરફ ઉડીને ગયાં, તેથી જેમ કોઈ ગૃહસ્થ દેશાવર જતાં તેનું આપ્ત મંડળ તેને વિદાય કરવા જાય; તેમ જણાતું હતું. ૩ મહાવીરજી જે પર્વત ઉપર ચડીને કૂદ્યા હતા. તે તો તુરતજ પૃથિવીમાંજ પેસી ગયો. જે પ્રકારે શ્રી રામચન્દ્રજીનું બાણ અપ્રતિહત વેગથી જાય છે, તે પ્રકારે મહાવીરજી ચાલ્યા. રઘુનાથજીનાં બાણુની ઉપમા ત્રણ વાતોથી છે. એક તો એ કે, જે કામ માટે જાય છે. તે કામને સિદ્ધ કરીને પાછું આવે છે. બીજું મનોગતિથી વિશેષ બળવાન્ છે. અને ત્રીજું કોઈથી પણ રોકી શકાતુંજ નથી. ૪ હનુમાન્જી કૂદીને જતા હતા, તેથી સમુદ્રે વિચારથી જાણ્યું કે, આ શ્રી રઘુનાથજીના દૂત છે. તેથી સમુદ્ર* મૈનાક પર્વત કે જે સમુદ્રમાં રહેતા હતા તેને કહ્યું કે, તમે સમુદ્રમાંથી બાહાર નિકળી શ્રી રામચન્દ્રજીના દૂત મહાવીરજીને જરા વિશ્રામ આપો. આનું કારણ એ હતું કે, જ્યારે ઇન્દ્રે પર્વતોની પાંખો કાપી નાખી. ત્યારે વાયુએ મૈનાકની સહાયતા કરી હતી. એટલે કે મૈનાકને વાયુ વેગથી ઉડાવી સમુદ્રમાં લઈ ગયા હતા તે આજ પર્યંત ત્યાંજ રહેતો હતો. તેથી સાગરે કહ્યું કે,–તમારી સહાયતા એમના પિતાએ કરી છે. માટે તમે એમની સહાયતા કરો. કેટલેક સ્થળે પાઠાન્તરમાં **तैमैनाकहै** એમ લેખ છે. તો તેનો એમ અર્થ થાય છે કે,–તું મહાવીરજીના શ્રમને હરિ મારૂં-

× આ પર્વતથી આ કથાનો આરંભ થયેલો હોવાથી આ કાંડનું સુંદર નામ પડયું છે.

* લંકા અને ભરતખંડના મધ્યમાં સમુદ્રમાં મૈનાક નામની એક નાહાની ટેકરી છે.

નાક થા; અર્થાત્ મારૂં નાક આ સમય રાખ.

सो०–सिन्धुवचन सुनि कान, तुरत उठे मैनाक तब ॥
कपि कहँ कीन्ह प्रणाम, बार बार करजोरिकै ॥

સાગરનાં વચન માન્ય કરી, મૈનાક પર્વત સાગરમાંથી નિકળ્યો, અને વારંવાર મહાવીરજીને વિશ્રાંતિ માટે હાથ જોડી પ્રાર્થના કરી. ૧ ( અહિં સુધી ક્ષેપક છે. )

दोहा–हनुमान तेहि परशि कारि, पुनि तेहि कीन्ह प्रणाम ॥
रामकाज कीन्हे विना, मोहिं कहां विश्राम ॥ १ ॥

મહાવીરજીએ તેનો સ્પર્શ કરી, પ્રણામ કરીને કહ્યું કે,–શ્રી રઘુનાથજીનું કાર્ય કરયા વગર મારે વિશ્રામ લેવો ઉચિત્ નથી. અને તમે આજથી સાગરમાંથી આ પ્રમાણેજ બહાર નિકળ્યા રહો, ઇન્દ્ર તમારૂં કાંઈ પણ અશ્રેય કરી શકશે નહિ. ૧

चौ०–जात पवनसुत देवन देखा, जाना चह बल बुद्धि विशेषा ॥
सुरसा नाम अहिनकी माता, पठईदेव कही तिन बाता ॥
आज सुरन मोहिं दीन्ह अहारा, सुनि हँसि बोला पवनकुमारा ॥
रामकाज कारि फिरि मैं आवौं, सीताकी सुधि प्रभुहि सुनावौं ॥
तब तव वदन पैठिहौं आई, सत्य कहौं मोहिं जानदे माई ॥
कबनिहुँ यतन देहि नहि जाना, ग्रससि न मोहिं कहा हनुमाना ॥
योजन भरि तेहँ वदन पसारा, कपि तनु कीन्ह दुगुण विस्तारा ॥
सोरहयोजन मुख तेहि ठयऊ, तुरत पवनसुत बत्तिस भयउ ॥
जस जस सुरसा वदन बढावा, तासु दुगुण कपि रूप दिखावा ॥
शतयोजन तेहि आनन कीन्हा, अति लघुरूप पवनसुत लीन्हा ॥
वदन पैठि पुनि बाहर आवा, मांगी बिदा ताहि शिर नावा ॥
मोहिं सुरन्ह जेहि लागि पठावा, बुधि बल मर्म तोर मैं पावा ॥

દેવતાઓએ મહાવીરજીને જતા જોઈ, મહાવીરજીનાં બળ અને બુદ્ધિની મુખ્યત્વે કરી પરિક્ષા લેવાની ઈચ્છા કરી. સુરસા નામની સર્પોની માતાને પરિક્ષણ માટે મોકલી. એટલે તેણે મહાવીરજીને આવીને કહ્યું કે,–૧ આજે દેવતા-

ઓએ તને મારા ભોજન માટે આપેલ છે. માટે હું તને ખાઈ જઈશ. આવાં તેનાં વચનથી મહાવીરજીએ હસીને કહ્યું કે,–હું શ્રી રઘુનાથજીનું કાર્ય કરી આવી અને સીતાજીના ખબર પ્રભુને સંભળાવી. ૨ ને હું તારા મુખમાં આવીને પ્રવેશ કરીશ. હે માતા ! હું આ વચન સત્ય કહું છું માટે મને જવા દે. બ્રહ્મચર્યવ્રતી હોવાથી મહાવીરજી સ્ત્રીને માતાના સંબોધનથી બોલ્યા હતા. મહાવીરજીએ ઘણાં યત્નો કરયાં છતાં પણ ન જવા દીધા, ત્યારે મહાવીરજી બોલ્યા કે, શા માટે મને ખાઈ જતી નથી. મહાવીરજીની યુકિત એ છે કે–ત્રૈલોકયના પતિ શ્રી રઘુનાથજીના કાર્ય માટે જાઉં છું. બીજું કારણ એ છે કે,–આ પણ સ્ત્રી છે, તેથી શ્રી સીતાજીની ખબર લાવવાની વાત જાણીને સ્ત્રીનો પક્ષ કરશે. ત્રીજું માતા કહેલ કે જેથી કરૂણા ઉત્પન્ન થાય. ચોથું કારણ સીતાના નામનું છે. કારણ કે જેને માટે રામ, લક્ષ્મણ સુગ્રીવ અને સર્વ દેવતા યત્ન કરી રહેલા છે અને તપી રહેલા છે તે સર્વને શીતળતા કરનાર છે. આ હનુમાનજીનાં સર્વ વચન બુદ્ધિમાનતા પ્રકટ કરે છે. ૩ સુરસાએ ચાર કોસનું મુખ હનુમાનજીને ખાઇ જવા માટે મોટું કરતાં, મહાવીરજીએ પોતાનું શરીર તેનાથી બમણું મોટું કરીને દેખાડયું. જયારે સુરસાએ સોળ યોજનનું મુખ કરયું, ત્યારે મહાવીરજી બત્રીસ યોજનના થઇ ગયા. ૪ જેમ જેમ સુરસા પોતાનું મુખ મોટું કરતી ગઈ તેમ તેમ મહાવીરજીએ તેને તેનાથી બમણું પોતાનું રૂપ દેખાડયું. જયારે તેણે સો યોજનનું મુખ કરયું, તો મહાવીરજીએ બહુજ નાનું રૂપ ધરી લીધું. ( એ પોતાની બુદ્ધિ દર્શાવી. ) ૫ મહાવીરજીએ તેના મુખમાં પ્રવેશ કરીને શરીરના અન્ય માર્ગથી બાહાર નિકળી પ્રણામ કરી વિદાયગીરિ માગી. અને જે માતા શબ્દ કહેલ તેની સાર્થકતા અહિં દર્શાવી. અથવા મુખમાં પેસીને તુરત બાહાર નિકળ્યા. એટલે કે જયાં સુધીમાં સુરસા મુખ બંધ કરે, ત્યાં સુધીમાં સૂક્ષ્મરૂપથી બાહાર નિકળ્યા. અને મસ્તક નમાવી વિદાયગીરિ માગી. ત્યારે સુરસા બોલી કે–મને દેવતાઓએ તારી બુદ્ધિ અને બળની પરિક્ષા માટે મોકલી હતી, તે કાર્ય સિદ્ધ થયું અર્થાત્ મેં તારી બુદ્ધિ અને બળનો ભેદ જાણી લીધો. ૬

**दोहा–रामकाज सब करिहहु, तुम बल बुद्धिनिधान ॥**
**आशिष दे सुरसा चली, हर्षि चले हनुमान ॥ २ ॥**

તમે બળ અને બુદ્ધિના નિધાન છો ! માટે તમે શ્રી રઘુનાથજીનાં સર્વ કાર્ય કરશો. આ પ્રમાણે આશિષ આપી સુરસા ત્યાંથી ચાલી. એટલે મહાવીરજી વિશેષ વેગથી પ્રસન્ન થઇ સમુદ્રનું ઉલ્લંઘન કરવા લાગ્યા.૨

चौ०–निशिचर एक सिन्धु महँ रहई, करि माया नभके खग गहई ॥
जीव जंतु जे गगन उडाहीं, जल बिलोकि तिनकी परछाहीं ॥
गहै छांह सक सो न उडाई, इहि विधि सदा गगनचर खाई ॥
सोइ छल हनूमानसन कीन्हा, तासु कपट कपि तुरतहि चीन्हा ॥
ताहि मारि मारुतसुत बीरा, बारिधि पार गयउ मतिधीरा ॥
तहां जाइ देखी वन शोभा, गुंजत चंचरीक मधुलोभा ॥
नाना तरू फल फूल सुहाये, खगमृगवृंद देखि मन भाये ॥
शैल विशाल देखि इक आगे, तापर कूदि चढेउ भय त्यागे ॥
उमा न कछु कपिकी अधिकाई, प्रभुप्रताप जो कालहि खाई ॥
गिरिपर चढि लंका तेहि देखी, कहि न जाइ अति दुर्ग विशेखी ॥
अति उतंग जलनिधि चहुं पासा, कनककोठकर परम प्रकासा ॥

એક રાક્ષસી સમુદ્રમાં રહેતી હતી, જેનું સિંહકા નામ હતું. રાહુની મા હતી. તે પ્રપંચથી આકાશમાં ઉડતા પક્ષીઓને પકડી લેતી હતી. જે જીવ જંતુ આકાશમાં ઉડતા હતા, તેનો જળમાં પરછાયો નિરખીને. ૧ છાયાને પકડી લેતી હતી. એટલે તે પક્ષી ઉડી શકતું નહતું. એ પ્રકારે જે પક્ષિયો આકાશમાં ઉડતાં તેને સદા ખાતી હતી. તેજ છળ તેણે કાળવશ કાળના કાળ રામચન્દ્રના દૂત હનુમાનજી સાથે કર્યું. સુગ્રીવજી દ્વારા મહાવીરજી એના વૃત્તાન્તને સાંભળી ચૂકયા હતા, તેથી તુરત તેને ઓળખી ગયા. ૨ એટલે પવનપુત્ર મહાવીરજી તેને મારીને સાગર પાર થઇ ગયા. ત્યાં જઈ વનની શોભા નિરખવા લાગ્યા. ત્યાં મધના લોભથી ભમરાઓ ગુંજારવ કરતા હતા. ૩ અનેક વૃક્ષ ફળ અને ફુલોથી શોભતાં હતાં. ખગ મૃગોને નિરખી મન મોહ પામતું હતું. મહાવીરજીએ એક મોટા પર્વતને જોઈ નિર્ભયતાથી તે ઉપર કૂદીને ચડયા જ્યાં સુધી સાગર પાર થયા ન હતા, ત્યાં સુધી એ વાતનો સંદેહ હતો કે, કદાચિત્ બે વિઘ્ન તો નડી ચૂકયાં છે. અને વળી ત્રીજું કોઈ વિઘ્ન આવી ન પડે; પરંતુ સમુદ્ર પાર થતાં તે ભય જતો રહ્યો. બીજો એમ પણ અર્થ થાય છે કે ભય એમના સાહસનું પરિક્ષણ કરવા માટે ત્યાં સુધી તેની સાથે ગયો હતો; પરંતુ જ્યારે આ પ્રકારે ભયની હાર થઈ ત્યારે સાથ છોડીને ચાલ્યો ગયો, ૪ શિવજી કહે છે કે–હે પાર્વતી ! આ વાનરની અધિકતા નથી, પરંતુ સઘળો પ્રભુનો પ્રતાપ છે. કે જે પ્રભુ કાળને પણ ખાઇ શકે છે, મહાવીરજીએ તે પર્વતના ઉપર ચડીને લંકાપુરીને જોઇ, તે કિલ્લાનું વિશેષ વર્ણન થઇ શકતું જ

નથી. ૫ તે કોટ ઘણોજ ઉંચો હતો. અને તેની ચારે તરફ સમુદ્ર હતો. સુવર્ણનો કોટ ઘણોજ પ્રકાશમાન થઇ રહેલો હતો.

छंद-कनककोट विचित्रमणिकृत सुन्दरायित अतिघना ॥
चौहट हाट सुघाट बीथी चारु पुर बहुविधि बना ॥
गजबाजिखच्चरनिकर पदचर रथबरूथनि को गनै ॥
बहुरुप निशिचरयूथ अतिबल सेन वर्णत नहि बनै ॥ १ ॥

સુવર્ણનો કોટ, નાના પ્રકારના મણિયોથી વિચિત્ર, સુંદરતાનું તો ઘર, ઘણોજ લાંબો તથા પોહોળો, ઘણોજ મજબુત બાંધેલો હતો. ચૌટાં, બજાર, રસ્તા, ગલી કુંચીઓ, વિગેરે ઘણીજ સુંદર હતી. અને તેથી પુરની શોભામાં વધારો થતો હતો. હાથી, ઘોડા, ખચ્ચર અથવા ખેચર અર્થાત્ આકાશમાં ચાલવાવાળા, પ્યાદળોના સમૂહ, અને રથોના સમૂહને તો કોણ ગણી શકે તેમ છે? અનેક રૂપના અતિ બળવાન્ નિશાચરોનાં ટોળાં અને સેનાનું તો વર્ણન પણ થઈ શકતું નથી. ૧

वन बाग उपवन वाटिका सर कूप वापी सोहहीं ॥
नर नाग सुर गन्धर्वकन्यारूप मुनिमन मोहहीं ॥
कहुँ मल्ल देह विशाल शैलसमान अतिबल गर्जहीं ॥
नाना अखारन्ह भिराहिं बहुविधि एक एकान्हि तर्जहीं ॥ २ ॥

નાના મોટા બાગ, વાવો, વાડીઓ, સરોવર અને કુવાઓ શોભી રહ્યા હતા. મનુષ્ય, નાગ, દેવતા અને ગંધર્વોની કન્યાઓ રૂપથી મુનિયોનાં મનને મોહ કરતી હતી. કોઇ કોઇ સ્થળે મોટાં શરીરવાળા મલ્લ પર્વતના સમાન અતિ બળથી ગર્જતા હતા. અનેક અખાડાઓમાં કુસ્તી કરી રહ્યા હતા. અને એકેકને લલકારતા હતા.૨

करि यत्न भट कोटिन्ह विकट तमु नगर चहुँदिशिरक्षहीं ॥
कहुँ महिष मानुष धेनु खर अज खल निशाचर भक्षहीं ॥
इहि लागि तुलसीदास इनकी कथा संक्षेपहि कही ॥
रघुवीरशरतीरथसरित तनु त्यागि गति पैहैं सही ॥ ३ ॥

કરોડો યોદ્ધાઓ અનેક યત્નથી નગરનું ચારે તરફથી સંરક્ષણ કરતા હતા. કોઈ કોઈ સ્થળે, ભેંસો, મનુષ્ય, ગાય, ગધેડા, બકરાં અને પક્ષિયોને અનેક રાક્ષસો ખાતા હતા, એ માટે તુલસીદાસજીએ એની કથા સંક્ષેપથીજ કહી

છે. કારણ કે શ્રી રઘુનાથજીનાં બાણ રૂપી તીરથમાં એ સર્વે શરીર ત્યાગી સું-દર ગતિને પ્રાપ્ત થશે. ૩

**दोहा–पुररखवारे देखि बहु, कपि मन कीन्ह विचार ॥**
**अतिलघु रूप धरौं निशि, नगरकरौं पैसार ॥ ३ ॥**

પુરનું સંરક્ષણ કરનારા ઘણા જોઈને હનુમાનજીએ મનમાં વિચાર કર્યો કે,–ઘણુંજ નાનું સ્વરૂપ બનાવીને નગરમાં પ્રવેશ કરૂં. ૩

**चौ०–मशकसमान रूप कपि धरी, लंका चले सुमिरि नरहरी ॥**
**नाम लंकिनी एक निशिचरी, सो कह चलेसि मोहिं निंदरी ॥**
**जानसि नाहिं मर्म शठ मोरा, मोर अहार लंक कर चोरा ॥**
**मुष्टिक एक ताहि कपि हनी, रुधिर बमन धरणी ढनमनी ॥**
**पुनि संभारि उठी सो लंका, जोरिपाणि कर विनय सशंका ॥**
**जब रावणहि ब्रह्म वर दीन्हा, चलत विरंचि कहा मोहिं चीन्हा ॥**
**त्रेता राम लषण अवितरहीं, भक्त हेतु मानुष तनु धरहीं ॥**
**तासु प्रिया रावण हर लावे, सो अपनो यक दूत पठावै ॥**
**बिकल होसि जब कपिके मारे, तब जानसि निशिचर संहारे ॥**
**तात मोर अति पुण्य बहुता, देखेउँ नयन रामकर दूता ॥**

અહિ મશક–મચ્છર સદૃશનો અર્થ એ છે કે,–પોતાના વાનર રૂપને ઘણુંજ નાનું કરી લીધું. ( મશક શબ્દ ઉપમાવાચક છે. ઉપમા અને ઉપમેયમાં ઘણું અંતર છે. તળાવની ઉપમા સમુદ્રથી, અને મનુષ્યને ઈન્દ્રની ઉપમા આપવામાં આવે છે ) અને નરહરિનું સ્મરણ કરીને ચાલ્યા. અર્થાત્ નરોમાં સિંહ જે રઘુનાથજી તેનું અથવા નૃસિંહજીનું સ્મરણ કરયું. કદાચ કોઈ શંકા કરે કે,—ઉપાસનીયને ત્યાગીને રૂપાન્તરનું કેમ સ્મરણ કરયું. તો તેનું સમાધાન એ છે કે,–રઘુનાથજીનું રૂપ દયામય છે, અને અહિ મહાવીરજીને તો ઉપદ્રવ કરવો છે. એ માટે કરાળરૂપ નૃસિંહનું સ્મરણ કરયું. અથવા નર સ્થાનમાં રઘુનાથજી અને હરિ સ્થાનમાં સુગ્રીવજીનું સ્મરણ કરયું. કેમકે એ બેય તેના સ્વામી છે. ચોથું કારણ એ છે કે, રાવણે પોતાનું મરણ નર અને વાનરને હાથે માગ્યું હતું. તે કારણથી નર અને વાનરનું સ્મરણ કરીને લંકામાં ચાલ્યા. કોઇ કોઇ મશક સમાનનો અર્થ બિલાડાના સમાનરૂપ ધરયું એમ કહે છે, પરંતુ તે અરથ સંભવતો નથી એટલે માનનીય નથી. વાસ્તવિક રીતે જોતાં મશ

અર્થ ઘણાજ નાના રૂપનો છે. જેમકે આગળ લખ્યું છે કે ! 'मसिलघुरूप धरेउ हनुमाना.' અને જો મશકનો અર્થ મચ્છર કરવામાં આવે તો શ્રી રામચન્દ્રજીની આપેલી મુદ્રિકા કયાં રાખી એ શંકા થાય છે. માટે તે અર્થ પણ ઠીક નથી. માટે ઘણું નાનું સ્વરૂપ ધારણ કરયું એમ વાસ્તવિક છે. લંકિની નામની એક છકેલી રાક્ષસી હતી કે જે મહાવીરજીને નિરખી બોલી કે,–અરે ! મારો તિરસ્કાર કરીને તું કયાં જાય છે ? ૨ –મૂર્ખ ! મારા ભેદને તું જાણતો નથી કે લંકામાં જે કોઇ ચોર આવે છે, એ સર્વને હું ખાઇ જઉં છું. હનુમાનજીએ તો તેનાં આ વચન સાંભળી એક ઠોંસો માર્યો, કે તુરત તેના મુખમાંથી રૂધિર વહેવા લાગ્યું અને પૃથિવી ઉપર પડી ગઇ. ૩ પછી ઘણીવારે તે સંભાળોને ઉઠી હાથ જોડી સશંક× વિનતી કરવા લાગી કે, જ્યારે બ્રહ્માજી રાવણને વર આપીને જતા હતા ત્યારે ચાલતી વખતે મને કહી ગયા હતા કે.૪ જયારે ત્રેતાયુગમાં ભકતના હિત માટે રામલક્ષ્મણ મનુષ્યદેહ ધારણ કરશે. અને તે રામની સ્ત્રીનું રાવણ હરણ કરશે, તેથી તે રામ સીતાજીની શોધ માટે એક દૂત મોકલશે. તે વાનરના પ્રહારથીતું વ્યાકુળ થઈ જઇશ, ત્યારે જાણજે કે હવે રાક્ષસો મારયા જશે. હે તાત ! હું મહા પુણ્યવાન્ છું કે, નેત્રોથી શ્રી રઘુનાથજીના દૂતને નિરખું છું ૫

दोहा–तात स्वर्ग अपवर्ग सुख, धरी तुला इक अंग ॥

तुलै न ताहि सकल मिलि, जो सुखलव सतसंग ॥ ४ ॥

હે પુત્ર ! સાત સ્વર્ગ લોક, ભૂલોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપલોક, સત્યલોક, અને અપવર્ગ અર્થાત્ મોક્ષ–સાલોક્ય, સામીપ્ય, સાયુજ્ય, અને સારૂપ્ય એ સર્વનાં સુખને કાંટાના એક પલ્લામાં રાખે; તો પણ એ સર્વ મળીને એ સુખના સમાન થતાં નથી. એટલે કે જે ક્ષણવારના સત્સંગથી જે સુખ થાય છે તેની સમાનતા કોઇ પણ કરી શકે તેમ નથી.[1] ૪

× શંકા એ હતી કે, કદાચ પાછા મહાવીરજી મારે નહિ; કારણ કે હનુમાનજી ત્યાં ઉભા હતા. હનુમાનજીને ઉભા રહેવાનો હેતુ એ હતો કે,–આ મરણ પામે તો ઠીક વા મારે શરણ થાય તો ઠીક નહિ તો કોળાહલ જો કરશે તો શહેરમાં ખબર થઇ જતાં ચર્ચા થશે.

૧ સાઠ લવનું એક નિમિષ થાય છે. જેટલા સમયમાં ઉપરનું પલક નિચેનાં પલકનો સ્પર્શ કરીને તુરત ઉપડી જાય છે. તેટલા કાળનું નામ નિમિષ છે. કાંટાનું ભારી છાબડું પૃથિવી તરફ નમે છે. અને હલકું ઉપર જાય છે. એ પ્રકારે સત્યસંગની મુખ્યતા પૃથિવીપર છે જેમકે સ્વર્ગાદિ સુખ ઉંચા લોકમાં છે એ માટે હલકાં છે. કોઇ સમય વિશ્વામિત્ર અને વસિષ્ઠજીને સત્સંગ અને તપના વિષયમાં વિવાદ થયો. વસિષ્ઠજી સત્સંગ અને વિશ્વામિત્રજી તપની પ્રશંસા કરતા હતા. બંને તેનો નિર્ણય કરવા માટે શેષજી પાસે ગયો. અને પોતાની હકીકત નિવેદન કરી. શેષજીએ કહ્યું કે જો આંપ બે માંથી કોઇ પૃથિવીને સ્થિર કરી આપે, તો હું તેનો ઉત્તર આપું. વિશ્વામિત્રજીએ પોતાની તપશ્ચર્યાનું સઘળું ફળ લગાડી દીધું; પરંતુ શેષજીએ જેવું મસ્તક નિચે કરયું કે પૃથિવી પડવા લાગી ત્યારે વસિષ્ઠજીએ બે ઘડીના સત્સંગનું ફળ લગાડતાં પૃથિવી સ્થિર થઇ ગઇ. વિશ્વામિત્રજી સત્સંગને વિશેષ જાણી મૌન્ય ધારણ કરી ચાલ્યા ગયા.

चौ०–प्रविशि नगर कीजे सब काजा, हृदय राखि कोशलपुरराजा ॥
गरलसुधा रिपु करै मिताई, गोपदसिंधु अनलशितलाई ॥
गरुअ सुमेरू रेणुसम ताही, रामकृपाकरि चितवहि जाही ॥
अति लघुरूप धरेउ हनुमाना, पैठयो नगर सुमिरि भगवाना ॥
मन्दिर मन्दिर प्रति करि शोधा, देखे जहँ तहँ अगणित योधा ॥
गयउ दशानन मन्दिर माहीं, अति विचित्र कहि जात सो नाहीं ॥
शयन किये देखी कपि तेहि, मन्दिरमहँ न देखि बैदेही ॥
निरखत मंदिर आयउ तहँवा, कुम्भकरण सोवत रह जहँवां ॥
अतिअकार तनु चितै न जाई, चौंतिस योजनकी चकलाई ॥
योजन तीनि तीनिके काना, बाइस योजन बाहू अजाना ॥
सत्रहयोजन जांघ लँबाई, शतयोजन तनु वरणि न जाई ॥
दुइ योजनकै नाक जो बाढी, योजन एक मुछ रहै दाढी ॥

નગરમાં પ્રવેશ કરી અને રઘુનાથજીને હૃદયમાં રાખી સઘળાં કામ કરજો. એ સર્વ કામ એ છે કે,—જાનકીજી મેળવી આપવાની સુગ્રીવની પ્રતિજ્ઞા, રઘુનાથજીનું કારજ, સર્વ વાનરાઓના શ્રમની સફળતા, જાનકીનો વિરહ છોડાવવો. વિભીષણનો મનોરથ પૂર્ણ કરવો. લંકાને બાળીને ત્રૈલોકયને આનંદ આપવો. શ્રી રઘુનાથજીને હૃદયમાં એ માટે ધારણ કરવાનું કહ્યું કે—જ્યારે એ લંકિની, હનુમાનજીને પુત્ર કહી ચૂકી, તો ઉપદેશ આપવો યોગ્ય હતો. એ સંદેહથી કે-મહાવીરજીને ત્રણેલોકની માયારૂપી ત્રણે સ્ત્રી વિઘ્નકારિણી–સ્વર્ગલોકની સુરસા, પાતાળવાસિની સિંહકા, ભૂતળવાસિની લંકિની ને જીતી લીધી. તેથી તેને અહંકાર ન થાય. એ ત્રણેને મળવાનું એ કારણ છે કે-મહાવીરજી બ્રહ્મચર્યવ્રત ધારણ કરી જાનકીજી રૂપી રામભકિતને પ્રાપ્ત કરવા ઇચ્છે છે. તો તે વાતમાં પ્રબળ વિઘ્ન સ્ત્રીઓનું છે. બીજુ કારણ એ છે કે રાત્રિના વખત લંકામાં ઘરેઘર શોધ કરશે. અને લંકા ત્રૈલોકયની સુંદર સ્ત્રીઓની ખાણ્ય છે. જેથી એમ ન થાય કે કદાચ મહાવીરજીનું ચિત્ત બગડી જાય. અને આ કામ ભૂલી જાય, એ માટે શ્રી રામચન્દ્રજીને હૃદયમાં ધારણ કરવાનું કહ્યું. જેને શ્રી રઘુનાથજી કૃપા દૃષ્ટિથી નિરખે છે. તેને વિષ અમૃત, શત્રુ મિત્ર, સમુદ્ર ગોપદ, અગ્નિ શીતળ અને સુમેરૂપર્વત ધૂળના સમાન થઇ જાય છે. આ સર્વ વાર્તા મહાવીરજીને પ્રાપ્ત થઈ. ઝેર અમૃત એ થયું કે, જ્યારે ઇન્દ્રે વજ્ર માર્યું તો મરયા નહિ પરંતુ અમર થઇ ગયા. લંકિની કે જે શત્રુ રૂપ હતી, તે મિત્ર થઇ ગઇ. સમુદ્ર ગોપદની ખરી જેવો થઈ ગયો. લંકા બાળવામાં અગ્નિ તેને શીતળ

થશે. રાવણ કે જે સુમેરૂ સમાન હતો તે ધૂળ સદૃશ થઈ જશે. હનુમાનજી ઘણુંજ નાનું રૂપ કરી, ભગવાનનું સ્મરણ કરી નગરમાં પેઠા. આ સમય પ્રથમ કરતાં પણ નાનું સ્વરૂપ ધારણ કર્યું કે, જેથી કોઈ પણ જોઈ શકે નહિ. પ્રત્યેક મંદિર મહાવીરજીએ શોધ્યાં, તો ત્યાં ત્યાં અનેક યોદ્ધાઓ જોવામાં આવ્યા. રાવણના મંદિરમાં ગયા તો તે એવું વિચિત્ર હતું કે જેનું વર્ણન થઈ શકતું નથી. ૩ મહાવીરજીએ તેને નિદ્રાવશ જોયો; પરંતુ જાનકીજીને ક્યાંય પણ જોયાં નહિ. આ શુકન મહાવીરજીને સારાં થયાં કે શત્રુને નિદ્રાવશ જોયો ( અહિથી ક્ષેપક છે. ) ફરી શોધતાં શોધતાં જ્યાં કુંભકર્ણ સુઈ રહેલ છે, તે ઘરમાં ગયા. હનુમાનજીએ તેનું શરીર જોયું તો એનો આકાર એવો તો વિસ્તારવંત હતો કે અન્ય સ્થળે તેમને ક્યાંય જોવામાં આવ્યો ન હતો. એટલે કે ચોત્રીસ યોજન તો એના શરીરનો ઘેરાવો હતો, ત્રણ ત્રણ યોજનના કાન હતા, બાવીશ બાવીશ યોજનની ભુજાઓ ઘુંટણો લગી પહોંચે તેવી હતી, સત્તર સત્તર યોજનનાં જાંઘ, સો યોજનનું શરીર, કે જેનું વર્ણન થઇ શકતું નથી. બે યોજન લાંબુ નાક અને એક યોજન લાંબી ઉભી મૂછ રહેતી હતી.

दोहा–षटमासकै नींद तेहि, सोवत भीतर लंक ॥
बाजत ढोल जुझाउ शिर, जागत नहीं अशंक ॥ ५ ॥

તે છ મહિના સુધી ઉંઘતો હતો તે વખત લંકાની અંદર ચાહે ઢોલ અને મોટી નોબતો વાગે તો પણ તે જાગતો નહતો. તેને વાજાના અવાજની ખબર પણ પડતી ન હતી. ૫

चौ०–शोचे लाग कहा अब जाऊं, कहां दरश सीताकर पाऊं ॥
बिन देखे जो सीतहि जाऊं, कैसे बदन प्रभुहि दरशाऊं ॥
कपि सब करैं मोरं उपहासा, लछिमन मोहिं देखावहिं वासा ॥
जाम्बवंत पूंछहि कुशलाता, नीके अहहिं जानकी माता ॥
कवन उतर देहौं तिन जाई, पवनतनय मन महँ पछिताई ॥
निशिचर घोर भयंकर रहहीं, सीताकीसुधि कोउ न कहहीं ॥
पूछौं काहि कहौं केहि जाई, जनकसुता सो देइ बताई ॥
भवन एक पुनि दीख सुहावा, हरि मन्दिर तह भिन्न बनावा ॥
रामनामअंकितगृह सोहा, वरणि न जाइ देखि मन मोहा ॥

મહાવીરજી વિચારવા લાગ્યા કે–હવે ક્યાં જાઉં અને શી રીતે જાનકીજીનાં દર્શન કરૂં ? ૪ જો જાનકીજીને જોયા વગર જાઉં તો પ્રભુને શું મુખ દેખાડું. જો હું આમજ ચાલ્યો જાઉં તો વાનરાઓ મારી મશ્કરી કરે અને

લક્ષ્મણજી મને ત્રાસ આપે. જામ્બવન્ત જ્યારે કુશળ પુછશે કે જાનકીજી કુશળ છે, તો હું શું ઉત્તર આપીશ. આ પ્રમાણે વિચાર કરતા મહાવીરજી મનમાં પશ્ચાતાપ કરવા લાગ્યા, મોટા મોટા ભયંકર રાક્ષસો રહેતા હતા. કોઇ પણ જાનકીજીની ખબર કોઈ કહેતું નહતું. ૯ હવે કોને જઈને પુછું. કોણ જાનકીજીને બતાવશે. ( અહિ સુધી ક્ષેપક છે. ) આ પ્રમાણે મહાવીરજી વિચાર સાગરમાં ગોથાં ખાતા હતા; એટલામાં એક સુંદર સ્થાન તેની દૃષ્ટિએ પડયું. જે મંદિર રાક્ષસોના ઘરની રચનાથી નિરાળા પ્રકારનુંજ હતું. અને એક હરિ મંદિર પણ ત્યાં ભિન્ન બનાવેલું જોવામાં આવ્યું. ૭+

**दोहा—रामनामअंकितगृह, शोभा वरणि न जाय ॥**
**नवतुलसीके वृन्द बहु, देखि हर्ष कपिराय ॥ ६ ॥**

ઘરના ઉપર રામ નામ લખેલું+ હતું. જેની શોભાનું વર્ણન થઈ શકતું નથી. નાના તુળસીના રોપાઓ નિરખી કપિરાજ મહાવીરજી બહુજ પ્રસન્ન થઈ મનમાં કહેવા લાગ્યા કે.–૬

**चौ०—लंका निशिचर निकर निवासा, यहां कहां सज्जन कर वासा ॥**
**मनमहँ तर्क करन कपि लागे, ताही समय विभीषण जागे ॥**
**राम राम तेहि सुमिरण कीन्हा, हृदय हर्ष कपि सज्जन चीन्हा ॥**
**इहि सन हठि करिहौं पहिचानी, साधुते होइ न कारज हानी ॥**
**विप्ररूप धारि वचन सुनावा, सुनत विभीषण उठि तहँ आवा ॥**
**करि प्रणाम पूंछी कुशलाई, विप्र कहहु निजकथा बुझाई ॥**
**की तुम हरिदासन महँ कोई, मोरे हृदय प्रीति अति होई ॥**
**की तुम दीनबन्धु अनुरागी, आयहु मोहिं करन बडभागी ॥**

લંકામાં તો અનેક રાક્ષસ રહે છે, તેથી અહિ સજ્જનોનું આવવું તો મહા કઠણ છે, સો અહિ નિવાસ શી રીતે થયો હશે. આ પ્રમાણે મહાવીરજી વિચાર કરી રહ્યા હતા. વળી મનમાં શંકા લાવતા હતા કે કાંઈ કપટ તો નહિ હોય ? એટલામાં તો વિભીષણ જાગૃત થયા. ૧ વિભીષણે રામ નામનું સ્મરણ કર્યું. મહાવીરજી તેને સજ્જન જાણી બહુજ પ્રસન્ન થયા. અને મનમાં વિચાર કર્યો કે અવશ્ય આની સાથે હું ઓળખાણ કરીશ. મહાત્માઓના સમાગમ

+કોઇ પુસ્તકમાં 'रामायुध अंकित गृह' એવો પણ પાઠ છે. રામાયુધ, શંખ, ચક્ર, પદ્મ, ગદા, ખડ્ગ અને શાર્ઙ્ગ ધનુષ્ ભાગવતમાં લેખ છે કે;–**अन्याति चेह द्विज देवः देवकृतानिनाना वतना निविष्णोः॥ प्रत्यंग मुख्यांकित मन्दिराणि यद्दर्शनात् कृष्ण मनुस्मरति.**

થી કાર્યની હાની થતી નથી ૨ મહાવીરજીએ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી વચન સંભળાવ્યાં. વચન શ્રવણેન્દ્રિય ઉપર આવતાં તે વિભીષણ તુરત ત્યાં ઉઠીને આવ્યા. હનુમાનજી બ્રાહ્મણ એ માટે બન્યાહતા કે, જો એ રાક્ષસ હશે તે બ્રાહ્મણનો અનાદરેજ કરશે. પરંતુ વિભીષણે તો આવી પ્રણામ કરી કુશળ પુછ્યું. કે હે બ્રાહ્મણ ? આપનું ચરિત્ર મને સમજાવો. ૩ તમે નારાયણના દાસ પૈકી કોઈ છો ? કે કોણ છો ? તમને નિરખી મારા હૃદયમાં મહા પ્રીતિ ઉત્પન્ન થાય છે. અથવા તમે દીનો ઉપર પ્રેમ કરવાવાળા રામ છો. કે જે મને મહાભાગ્યશાળી કરવા પધારયા છો. ૪

दोहा—तब हनुंत कहा सब, रामकथा निजनाम ॥
सुनत युगल तनु पुलक अति, मगन सुमिरि गुणग्राम ॥ ७ ॥

આવાં વિભીષણના વિનીત વચન શ્રવણ કરી હનુમાનજીએ સર્વ રામની કથા અને પોતાનું નામ કહ્યું. કહેતાં અને સાંભળતાં બન્નેનું શરીર રોમાંચિત થઇ ગયું. અને શ્રી રઘુનાથજીના ગુણોનું સ્મરણ કરી મગ્ન થઈ ગયા અને બોલ્યા કે, ૭

चौ०—सुनहु पवनसुत रहनि हमारी, जिमि दशनन महँ जीभ बिचारी ॥
तात कबहु मोहिं जानि अनाथा, करिहहिं कृपा भानुकुलनाथा ॥
तामस तनु कछु साधन नाहीं, प्रीती न पदसरोज मनमाहीं ॥
अब मोहिं भा भरोस हनुमन्ता, बिनु हरिकृपा मिलहि नहि संता ॥
जो रघुबीर अनुग्रह कीन्हा, तौ तुम मोहि दरश हठि दीन्हा ॥
सुनहु बिभीषण प्रभुकी रीती, कराहिं सदा सेवकपर प्रीती ॥
कहहु कवन मैं परमकुलीना, कपि चंचल सबहीबिधि हीना ॥
प्रात लेइ जो नाम हमारा, ता दिन ताहि न मिलै अहारा ॥.

હે પવનપુત્ર ! શ્રવણ કરો. હું તો અહિં જે પ્રકારે દાંતોના વચમાં જીભ નિર્વાહ કરે છે, તે પ્રમાણે મારા દિવસો વ્યતીત કરૂં છું. હે ! તાત કોઈ સમય મને દીન અનાથ જાણીને શ્રી રઘુનાથજી મારા ઉપર કૃપા કરશે. ૧ મારૂં તામસી શરીર સાધન રહિત છે. ચરણકમળમાં પ્રીતિ ન હતી. એમાં સંદેહ હતો. પરંતુ હે મહાવીરજી ! હવે મને ભરોસો આવ્યો કે,—નારાયણની કૃપા વગર સંતનાં દર્શન થતાં નથી. ૨ જો રઘુનાથજીએ કૃપા કરી તોજ તમે મને દર્શન આપ્યાં. એટલે તો રામભકત હનુમાનજી બોલ્યા કે. હે વિભીષણજી ! શ્રવણ કરો. પ્રભુની એ રીતિ છે કે, સદા સેવક ઉપર પ્રીતિ કરે છે, ૩ તમે

પોતાને તામસી કહો છો. તો હું શું કુળવાન્ છું, જાતનો વાનર, ચંચળ, અને સર્વ પ્રકારે હીન છું, જો પ્રભાતે અમારૂં નામ લે તો તેને તે દિવસે ભોજન પણ ન મળે. ૪

दोहा–अस मैं अधम सखा सुन, मोहू पर रघुबीर ॥
कीन्ही कृपा सुमिरि गुण, भरे विलोचन नीर ॥ ८ ॥

હે સખા ! હું જો કે એવો નીચ છું; તો પણ શ્રી રઘુનાથજીએ મારા ઉપર કૃપા કરી છે. આ પ્રમાણે ભગવાનના ગુણોનું સ્મરણ કરતાં બંને નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. ૮

चौ०–जानतहू अस स्वामि बिसारी, ते नर काहिन होइ दुखारी ॥
इहिविधि कहत रामगुणग्रामा, पावन श्रवण सुखद विश्रामा ॥
पुनि सबकथा विभीषण कही, जेहि विधि जनकसुता जहँरही ॥
तब हनुमन्त कहा सुनु भ्राता, देखा चहौं जानकीमाता ॥
युक्ति विभीषण सकल सुनाई, चलेउ पवनसुत विदा कराई ॥
धरि सोइरूप गयउ पुनि तहवाँ, बन अशोक सीता रह जहँवा ॥
देखि मनहिं मन कीन्ह प्रणामा, बैठे बीति गई निशियामा ॥
कृशतनु शीशजटा इक वेणी, जपति हृदय रघुपति गुणश्रेणी ॥

જે જાણી જોઇને આવા સ્વામીને વિસરી જાય છે, તો તે કેમ દુઃખી ન થાય. અવશ્ય દુઃખી થાયજ. આ પ્રકારે શ્રી રઘુનાથજીના ગુણ કહેતાં અને સાંભળતાં જે કહી ન શકાય એવા વિશ્રામને પામ્યા, ૧ ત્યાર પછી વિભીષણે જાનકીજીના સંબંધની સઘળી વાર્તા કહી સંભળાવી કે,–જાનકીજી અહિ લંકામાં આ પ્રમાણ રહે છે. જે પ્રમાણે જનક અર્થાત્ પિતાના ઘરમાં પુત્રી રહે તેમ રહે છે. અથવા જનકને ત્યાં જાનકીજી હતાં તેમ અહિ છે. અથવા જ્યાં જાનકીજી હતાં તે સ્થાન દેખાડ્યું, એટલે મહાવીરજી બોલ્યા કે હે ભાઈ! શ્રવણ કરો. હું જાનકીજીને જોવા ઇચ્છા રાખું છું. ૨ એટલે વિભીષણે સર્વ યુકિત કહી સંભળાવી. એટલે મહાવીરજી વિદાય થઇને ચાલ્યા. વિદાય કરવાથી એ વિદિત થાય છે કે, વિભીષણને એનું જવું રૂચતું નહતું છતાં ગયા. પુનઃ પ્રથમનુંજ રૂપ કે જે લંકામાં પ્રવેશ કરતી સમય ધારણ કરયું હતું તેનું તેજ રૂપ ધારણ કરીને અશોકવાડીમાં જ્યાં જાનકીજી હતાં ત્યાં મહાવીરજી ગયા. ૩ મહાવીરજીએ જાનકીજીને જોઈ મનમાં ને મનમાં પ્રણામ કરયા. તે સમય એક પહોર રાત્રિ વ્યતીત થઇ ગઈ હતી. અથવા તો જાનકીજીને બેઠે બેઠેજ દિવસ તથા રાત્રિ જતાં હતાં. જાનકીજીનું શરીર દુર્બળ થઇ ગયું હતું. માથાના વાળ બંધાઇને

એક વેણી સદૃશ થઈ ગયા હતા. અને મનમાં શ્રી રઘુનાથજીના ગુણાનુવાદ જપ્યા કરતી હતી. ૪

दोहा–निजपद नयन दिये मन, रामचरण लवलीन ॥
परम दुखी भा पवनसुत, निरखि जानकी दीन ॥ ९ ॥

નેત્રોને પોતાના ચરણ તરફ લગાવી, મન શ્રી રઘુનાથજીનાં ચરણોમાં કરીને જાનકીજી બેઠાં હતાં. તેનો ભાવ એ છે કે, વિયોગમાં સંયોગ કરવામાં ચરણ છે. આ ચરણ શ્રી રામચન્દ્રજી પાસે જાય વા શ્રી રામનાં ચરણ અહિં આવે. આ પ્રકારે જાનકીજીને દીન જોઇને મહાવીરજી બહુજ દુઃખી થયા. ૯

चौ०–तरुपल्लव महँ रह्यो लुकाई, करै विचार करौं का भाई ॥
तेहि अवसर रावण तहँ आवा, संग नारि बहु किये बनावा ॥
बहु विधि खल सीतहि समुझावा, साम दाम भय भेद दिखावा ॥
कह रावण सुनु सुमुखि सयानी, मंदोदरी आदि सबरानी ॥
तव अनुचरी करौं प्रण मोरा, एक बार विलोकु मम ओरा ॥
तृण धरि ओट कहति वैदेही, सुमिरि अवधपति परमसनेही ॥
सुन दशमुख खद्योत प्रकाशा, कबहुकी नलिनी कराहिं विकाशा ॥
अस मन समुझत कहत जानकी, खल नहि सुधि रघुवीर बानकी ॥
शठ शूने हरि आनेसि मोहिं, अधम निलज्ज लाज नहिं तोहीं ॥

ઝાડનાં પાનડાઓમાં હનુમાનજી સંતાઇ રહ્યા. અને વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું ? એજ સમય શયનગાંથી ઉઠીને રાવણ ત્યાં આવ્યો તેણે શૃંગાર કરેલો હતો તથા સાથે અનેક સ્ત્રીઓ હતી. ૧ તે દુષ્ટે ઘણી રીતે જાનકીજીને સમજાવ્યાં. અને સામ–પ્રીતિ કરીવી, દામ–લોભ, ભય–ડર અને ભેદ–નુકશાન પણ દર્શાવ્યું. રાવણ બોલ્યો કે–હે સુમુખી ! હે ચતુર ! સુંદર મુખવાળી ! ચતુર (એ સામ છે.) મંદોદરી–આદિ જેટલી રાણીઓ છે. ૨, તે સર્વ હું તારી દાસી કરી દઇશ. તું એકજવાર મારી સામું કૃપા દૃષ્ટિથી જોતો+ ખરી. જાનકીજી તૃણ આડું રાખીને બોલ્યાં ( પતિવ્રતા પરપુરૂષ સાથે વાત કરતાં કાંઈ પણ આડું રાખીને પછી બોલે છે. અથવા તૃણધર એટલે પૃથ્વી

+ આથી એમ પણ જણાય છે કે, રાવણ જાનકીજીને પોતાની ઇષ્ટમાને છે. જેથી તે પોતાના ઉપર કૃપાને માટે કહે છે; કેમકે હરણ સમયમાં લેખ છે કે.–**मन महँ चरण बंदि सुखमाना'** આ પ્રમાણે લેખ છે, તો પછી બીજા ભાવથી કહેવું ઘટી શકતું નથી. જાનકીજીને આદિશકિત જાણીને સહાયતાર્થે કહે છે. જાનકીજી ઉપાય દર્શાવે છે.

તેના સામુ જોઇને કહે છે એટલે કે રાવણ સામુ ન જોતાં નિચું મુખ કરીને કહે છે. અથવા તૃણ એવું નામ ઘુંઘટનું [1]પણ છે. અથવા પોતાનાં પ્રાણોને તૃણ સમાન ગણે છે. કે જેમ તૃણ તોડી નાખે છે તેમ હું મારા પ્રાણોનો ત્યાગ કરી દઉં. અથવા શ્રી રઘુનાથજીના સન્મુખ રાવણને તૃણવત્ સમજીને કહે છે.) કે તું અવધપતિ પરમ સ્નેહી શ્રી રઘુનાથજીનું સ્મરણ કરય. અથવા જાનકીજી અવધપતિના પરમ સ્નેહી શ્રી રઘુનાથજીનું સ્મરણ કરીને કહે છે કે જેમ તેમણે શ્રી રઘુનાથજીના વિરહમાં શરીરનો ત્યાગ કરયો હતો, તે પ્રકારે હું પણ શરીરનો ત્યાગ કરીશ. ૩ હે રાવણ ! તું તો ખદ્યોત સદૃશમાન્ છે. કાંઈ ખદ્યોતના પ્રકાશથી કમલિની ખિલે છે ? આ મારી કમલિનીરૂપ આંખ્યો રામરૂપ સૂર્યને પ્રાપ્ત થઈ ઉઘડશે. [2]હે ખળ ! મેં ઉપર જે પ્રમાણે કહ્યું, તે પ્રમાણે તું મનમાં સમજ. તને શ્રી રામચન્દ્રજીના બાણનું ભાન નથી. જેના ડરથી તું મને ચોરની પેઠે લાવ્યો છું ૪ હે શઠ ! જે બાણના ડરથી તું મને શન્ય સ્થાનમાંથી[3] લાવ્યો છે. જેથી હે નિચ નિલજ ! તને લાજ આવતી નથી. અથવા 'शूनेहार' અર્થાત્ રામ વગર મારી પાસે આવીને પ્રાર્થના કરતાં તને શરમ આવતી નથી ?

दोहा—आपुहि सुनि खद्योत सम, रामहिं भानु समान ॥
परुष वचन सुनि काढि असि, बोला अति रिसिआन ॥ १० ॥

રાવણ પોતાને ખદ્યોત અને શ્રી રામચન્દ્રજીને સૂર્ય સમાન આવાં જાનકીજીનાં કઠોર વચન શ્રવણ કરી, તલવાર ખેંચી ક્રોધ કરીને બોલ્યો. ઇષ્ટપક્ષમાં-તો જાનકીજીને ખદ્યોત સમાન અને રામચન્દ્રને ભાનુ સમાન પોતાને માટે કઠોર સમજ્યો. એ માટે ક્રોધથી તલવાર કાઢીને બોલ્યો કે, મેં તો તારેજ ભરૂસે શ્રી રામચન્દ્રજી સાથે વિરોધ કરયો હતો. ૧૦

चौ०—सीता तैं मम कृत अपमाना, काटौं तव शिर कठिन कृपाना ॥

---

१ दोहा—मुख ढांपन सारंगदहन, चन्द्र अंगाकछो औन ॥
विनयकरन अरु क्षयकरन, तुलसी तृणहै तौन ॥ १ ॥

૨ ઇષ્ટ પક્ષ એ છે કે,—હે રાવણ ! તારા કુળકમળને રામરૂપ ભાનુજ કૃપા કરીને ખિલવી શકે છે. નિસ્તાર કરે છે. રામની કૃપા વગર મારી ખદ્યોતની કૃપાથી કાંઇ પણ વળવાનું નથી.

૩ અથવા શ્રી રામચન્દ્રજી એજ અજરાજાના કુળમાં છે કે જેના બાણોના ડરથી તું લંકામાં સંતાઈ રહેતો હતો. આ કથા બાલકાંડમાં લખાઇ ગઇ છે. કોઇ કોઇ સ્થળે 'रघुवीर भानुको' એવો પણ પાઠ છે. રઘુનાથરૂપી સૂર્યની તને ખબર નથી ? ઇષ્ટ પક્ષમાં તને રઘુવીરનાં બાણની ખબર નથી. દાસના દોષ તરફ દૃષ્ટિ ન કરતાં તુરત દયાળુ થઇ જાય છે.

.नाहिंत सपदि मानु मम बानी, सुमुखि होत नतु जीवनहानी ।।
श्यामसरोजदामसम सुन्दर, प्रभुभुजकरिकरसम दशकन्धर ।।
सो भुजकंठ कि तब असिधारा, सुनु शठ अस प्रमाण प्रण मोरा ।।
चन्द्रहास हरु मम परितापा, रघुपतिविरह अनलसंतापा ।।
शीतलं निशि तव असि बर धारा, कह सीता हरु मम दुखभारा ।।
सुनत वचन पुनि मारन धावा, मयतनया कहि नीति बुझावा ।।
कहेसि सकल निशिचरी बुलाई, सीतहि त्रास दिखावहु जाई ।।
मास दिवस महँ कहा न माना, तौ मै मारब कठिन कृपाना ।।

હે સીતા ! તેં મારૂં અપમાન કર્યું એ માટે હું તારૂં કઠિણુ તલવારથી માથું કાપી નાખીશ. ઇષ્ટપક્ષમાં એમ અર્થ થાય છે કે–જ્યારે તું મારૂં અપમાન કરીશ, ત્યારે હું મારૂં મસ્તક કાપી લઇશ. હે સુમુખી ! માટે ત્વરાથી મારી વાણી માન. નહિં તો જીવનની હાનિ થશે. (આ બન્ને પક્ષમાં ઘટી શકે છે. ) ત્યારે જાનકીજી બોલ્યાં કે–૧ શ્યામ કમળની માળાના સમાન સુંદર અને હાથીની સૂંઢના સમાન જે પ્રભુની ભુજા છે, હે રાવણુ ! તે ભુજા કાં તો મારા કંઠમાં પડશે, અથવા કાં તો તારી તલવાર મારા કંઠમાં પડશે. બીજો એમ પણુ અર્થ થાય છે કે, હે શઠ ! એ ભુજાઓની ઘોર તલવાર તારા કંઠમાં પડશે. એ મારી દૃઢ પ્રતિજ્ઞા છે. અથવા શ્યામ કમળની માળાના સમાન જે તારાં દશે માથાં છે, તેને તોડવાને પ્રભુની સુંદર ભુજા હાથીની સૂંઢના સમાન થશે. અને તેજ ભુજાઓની તલવાર તારા કંઠમાં લાગશે. હે ચંદ્રહાસ તલવાર ! જે રઘુપતિના વિરહથી ઉત્પન્ન થઈ છે, તે તું મારા એ પરિતાપને હરિ લે. તે આ રાવણુના મસ્તકને કાપવાથી પરિતાપ જતો રહેશે. અથવા મારૂં દુઃખ કે જે રઘુપતિના વિરહાગ્નિથી ઉત્પન્ન થયું છે, તો તારી ચન્દ્રહાસ તલવાર તે હરી લેશે. તારી આ તલવાર પ્રભુના સન્મુખ કાંઇ કામ નહિ આવે. હે ચન્દ્રહાસ! તારી જે ઉત્તમ ધાર છે, તે તારા નામ અર્થાત્ ચન્દ્રકિરણુનું ફળ શીતળનિશિને પ્રાપ્ત છે. તેથી તેને સીતાજી કહે છે કે–તું મારાં દુઃખને હર. અથવા આ તલવારની ધાર શીતળનિશિના સમાન છે, તે મારાં દુઃખને કયાં હરી શકે છે. ૩ આવાં સીતાજીનાં વચન શ્રવણુ કરી. રાવણુ સીતાજીને મારવા દોડ્યો. મંદોદરીએ નીતિનાં વચનો કહીને સમજાવ્યો કે સ્ત્રીઓને મારવી એ ઉચિત્ નથી. એટલે રાવણે સર્વ રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે,–જાનકીને દુઃખ આપો, બીજો એમ પણુ અર્થ થાય છે કે–જાનકીજીનાં આ વચન શ્રવણુ કરી, માર ન પોતાને ખડ્ગ મારશું તો નહિ, પણુ તેના ડરથી ધાવા લાગ્યો. ત્યારે મન્દોદરીએ સ-

મનાવ્યો કે, આની વિશેષ સેવા કરો. તો એ પ્રસન્ન થશે. એટલે રાવણે રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે-હવે તમે સર્વ અતિ ત્રાસ અર્થાત્ કષ્ટથી જાનકીની સેવા કરો. જો એક મહિનામાં તે પ્રસન્ન નહિ થાય તો તમારી કસૂર જાણી ખડ્ગથી મારી નાંખીશ. ૪ જો એક માસમાં મારૂં કહ્યું ન માન્યું, તો તમને અને સીતાને ખડ્ગથી મારી નાંખીશ.

दोहा–भवन गयउ दशकन्ध तब, इहां निशाचरि वृन्द ॥
सीताहि त्रास दिखावहीं, धरहिं रुप बहुमन्द ॥ ११ ॥

રાવણ આ પ્રમાણે કહીને મંદિરમાં ચાલ્યો ગયો. અહિ રાક્ષસીઓ નાના પ્રકારનાં ભયંકર રૂપ ધારણ કરી જાનકીજીને દુઃખ આપવા લાગી. અથવા એવાં રૂપ ધરે છે કે જેથી જાનકીજીને દયા આવે એમ પણ અર્થ ઘટે છે. ૧૧

ચૌ૦–त्रिजटा नाम राक्षसी एका, रामचरण रत निपुण विवेका ॥
सबहिं बुलाइ सुनायसि सपना, सीताहि सेई करौ हित अपना ॥
स्वप्ने वानर लंका जारी, यातुधानसेना सब मारी ॥
खर आरुढ नग्न दशशीशा, मुण्डितशिर खंडितभुजबीशा
इहिविधि सो दक्षिणदिशिजाई, लंका मनहु विभीषण पाई ॥
नगर फिरी रघुवीर दुहाई, तब प्रभु सीतहि बोलि पठाई ॥
यह स्वप्ना मैं कहौं विचारी, होइहि सत्य गये दिनचारी ॥
तास वचन सुनिते सब डरीं, जनकसुताके चरणन परीं ॥

ત્રિજટા નામની એક રાક્ષસી શ્રી રઘુનાથજીના ચરણોમાં પ્રીતિ કરવાવાળી અને જ્ઞાનવાન્ હતી, તેણે સર્વ રાક્ષસીઓને બોલાવીને કહ્યું કે મેં એક સ્વપ્ન જોયું છે માટે જાનકીની સેવા કરી આપણું હિતકરો. સ્વપ્નમાં વાનરે આવી લંકા બાળી દીધી. અને રાક્ષસોની સકળ સેના મારી નાખી અને રાવણ તો માથે ઉઘાડો ગધેડા ઉપર ચડેલો માથાં મુડેલાં અને વીસે હાથ જેના કપાઇ ગયા એવો જોયો. ૨ આવી સ્થિતિમાં રાવણ દક્ષિણ દિશામાં ચાલ્યો ગયો- અને લંકાનું રાજ્ય વિભિષણને મળ્યું. નગરમાં રઘુનાથજીની આણ ફરી. અને રઘુનાથજીએ જાનકીજીને બોલાવી લીધાં. ૩ દિવસ વ્યતીત થયા પછી ફરનારી એટલે કે રાત્રિમાં ફરવાવાળી હે રાક્ષસીઓ ! હું વિચારીને કહું છું કે,–થોડા દિવસ પછી પણ અમારૂં સ્વપ્ન સત્ય થશેજ, અથવા હે રાક્ષસીઓ ! હું વિચારીને કહું છું કે આ સ્વપ્ન ચાર દિવસ કિંવા દિનચારી–વાનર ગયા પછી ખરૂં થશે. સર્વ નિશાચરી, ત્રિજટાનાં વચન શ્રવણ કરી ભય પામી અને જાનકીજીના ચરણોમાં પડી.

दोहा—जहँ तहँ गइ सकल मिलि, सीताके मन शोच ॥
मास दिवस बीते मोहिं, मारिहि निशिचरपोच ॥ १२ ॥

એ રાક્ષસીઓ તો બધી ત્યાંથી જ્યાં ત્યાં ચાલી ગઈ. ત્યાર પછી જાનકીજી શોચ કરવા લાગ્યાં કે,-એક મહિના પછી રાક્ષસ મને મારશે, શોચ એ વાતનો હતો કે,-એક મહિનો મરણ દૂર ગયું. અથવા રાક્ષસીઓને સીતાજીનો શોચ છે કે જો મહિના સુધીમાં જાનકીજી નહિ માને તો, રાવણ અમને મારશે.૧૨

चौ०—त्रिजटासन बोली कर जोरी, मातु विपतिसंगिनि तैं मोरी ॥
तजौं देह करू वेगि उपाई, दुसह विरह अब सहा न जाई ॥
आनि काठ रुचि चिता बनाई, मातु अनल तुम देहु लगाई ॥
सत्य करहिं मम प्रीति सयानी, सुनि सो श्रवण शूलसमवानी ॥
सुनत वचन पदगहि समुझावा, प्रभुप्रतापबल सुयश सुनावा ॥
निशि न अनल मिलु राजकुमारी, अस कहि सो निजभवनसिधारी ॥
कह सीता विधि भा प्रतिकूला, मिलै न पावक मिटै न शूला ॥
देखियत प्रकट गगन अंगारा, अवनि न आवत एकौ तारा ॥
पावकमय शशि श्रवत न आगी, मानहु मोहिं जानी हतभागी ॥
सनहु विनय मम विटप अशोका, सत्य नाम करू हरू मम शोका ॥
नूतन किशलय अनल समाना, देहु आगिनि मम करहु निदाना ॥
देखि परम विरहाकुल सीता, सो क्षण कपिहिं कल्पसम बीता ॥

સીતાજીએ ત્રિજટાને હાથ જોડીને કહ્યું કે,-હે માતા ! તું મારા દુઃખમાં ભાગ કરવાવાળી છો. માટે હવે એ ઉપાય કરો કે જેથી હું તુરત આ દેહનો ત્યાગ કરૂં, મારાથી કઠિણ વિયોગજન્ય દુઃખ સહન થતું નથી. હે માતા !લાકડાં લાવી ચિતા તૈયાર કરો. એટલે હું તેમાં બેસી જાઉં અને તમે આગ લગાડી દો. હે ચતુર ! મારી પ્રીતિને તું સત્ય કર, કાનોને શૂળ સમાન લાગતી રાવણની વાણી મારાથી સંભળાતી નથી. તેને કોણ સાંભળે અથવા. રામ વિમુખ હોવાથી રાવણનાં વચન શૂળ સમાન લાગે છે. આવાં વચન સાંભળી ત્રિજટાએ જાનકીજીનાં ચરણ પકડી કહ્યું કે-તમે દુઃખી ન થાઓ, એમ ધિરજ આપી પ્રભુનો પ્રતાપ, બળ અને સુયસ સંભળાવ્યો. જયન્તના પાછળ સળીનું બાણ રઘુનાજીએ છોડયું હતું તો જયન્તને ચૌદલોકમાં કોઈ પણ આશ્રય આપી શકયું નહતું. રામચન્દ્રજીનું બળ તો જનકરાજાને ત્યાં શિવધનુષ્ તોડવાથી જગદ્‌વિખ્યાત છે, એક નારીવ્રત છે એ સુયશ છે. હે રાજકુમારી ! રાત્રે અગ્નિ નહિ મળે

એમ કહીને ત્રિજટા તો પોતાને ઘેર ચાલી ગઈ. ૩ સીતાજી કહેવા લાગ્યાં કે-, વિધાતા પ્રતિકૂળ છે જેથી અગ્નિ મળશે નહિ અને દુઃખ પણ મટશે નહિ. આકાશમાં જો કે અનેક અંગારા દેખાય છે. પરંતુ પૃથિવીમાં એક પણ તારો પડતો નથી. ૪ ચન્દ્રમા પણ અગ્નિ યુકત છે; પરંતુ મને હતભાગી જાણીને અગ્નિ આપતો નથી. હે અશોકવૃક્ષ ! તું મારી વિનતિ શ્રવણ કરચ. તારૂં નામ અશોક સત્ય કરી મારા શોચને હર. ૫ તારાં લાલ પાનડાં કે જે અગ્નિ સમાન છે, તેથી મને અગ્નિ આપ, તો હું મારા શરીરનો નાશ કરી દઊં. શ્રી સીતાજીને વિરહથી પરમ વ્યાકુળ જાણી. તે સમય મહાવીરજીને એક ક્ષણુ કલ્પના સમાન વીતવા લાગી. ૬

सो०—कपि करि हृदय विचार, दीन्ह मुद्रिका डारि तब ॥
जनु अशोक अंगार, दीन्ह हर्ष उठि कर गहेउ ॥ २ ॥

એટલે મહાવીરજીએ વિચારીને મુદ્રિકા નાખી. જાણે અશોક વૃક્ષે અગ્નિ નાખ્યો, તેથી જાનકીજીએ તો પ્રસન્નતા પૂર્વક ઉઠીને ઉપાડી લીધી. ૨

चौ०—तब देखी मुद्रिका मनोहर, रामनामअंकित अति सुन्दर ॥
चकित चितै मुद्रिक पहिचानी, हर्ष विषाद हृदय अकुलानी ॥
जीति को सकै अजय रघुराई, मायाते असि रची न जाई ॥
सीता मन विचार कर नाना, मधुर वचन बोले हनुमाना ॥
रामचन्द्रगुण वर्णन लागे, सुनतहि सीताकर दुख भागे ॥
लागी सुनै श्रवण मन लाई, आदिहिते सब कथा सुनाई ॥
श्रवणामृत जे कथा सुनाई, कहि न प्रगट होत किन भाई ॥
तब हनुमन्त निकट चलि गयऊ, फिरि बैठी मन विस्मय भयऊ ॥
रामदूत मैं मातु जानकी, सत्य शपथ करूणानिधानकी ॥
यह मुद्रिका मातु मैं आनी, दीन्ह राम तुम कहँ सहिदानी ॥
नर वानरहि संग कहु कैसे, कही कथा संगति भइ जैसे ॥

જ્યારેં મનોહર મુદ્રિકા જોઈ, અથવા પોતાના મનને હરવાળાની મુદ્રિકા જોઇ કે જેના ઉપર સુન્દર રામ નામ લખ્યું હતું. તેને ચકિત થઈને જોવા લાગી. પ્રસન્નતા પણ થઈ. અને દુઃખ પણ થયું. મનમાં વ્યાકુળ થઈ ગયાં. મુદ્રિકા મળવાથી હર્ષ, અને મુદ્રિકા અહિ શી રીતે આવી તેથી વિષાદ થયો. ૧ આ મુદ્રિકા શી રીતે આવી ? શ્રી રઘુનાથજી તો અજય છે. તેને તો કોઈ જીતી શકે તેમ નથી, તો પછી તે શી રીતે આવી. ! અને જો કહું કે આ માયા છે તો માયાથી

આવી બનાવી શકાયજ નહિ. આ પ્રમાણે સીતાજી મનમાં અનેકાનેક વિચાર કરી રહ્યાં હતાં, તે સમય હનુમાનજી મધુર વચન બોલ્યા. ૨ મહાવીરજી રઘુનાથજીના ગુણાનુવાદ ગાવા લાગ્યા કે જેને સાંભળતાં જાનકીજીનું દુઃખ દૂર થઈ ગયું અને કાન તથા મન લગાડીને સાંભળવા લાગ્યાં. મહાવીરજીએ પ્રથમથી એટલે કે રામજન્મથી વનવાસ પર્યંતની સઘળી કથા સંભળાવતાં જાનકીજી બોલ્યાં કે- ૩ જેણે કાનોને અમૃત સમાન કથા સંભળાવી તે કયાં છે? હે ભાઇ! પ્રકટ કેમ થતા નથી. એમ કહેવાની સાથેજ મહાવીરજી સન્મુખ આવતાં સીતાજી પીઠ ફેરવીને બેઠાં. અને મનમાં મહા વિસ્મય થયાં કે આ ખચિત રાવણની માયા છે. ત્યારે મહાવીરજી બોલ્યા કે ૪ હે માતા જાનકી! હું શ્રી રામચન્દ્રજીનો દૂત છું. કરૂણાસાગરના સત્ય સોગન ખાઇને કહું છું. હે માતા! આ મુદ્રિકા હુંજ લાવ્યો છું. શ્રી રામચન્દ્રજીએ ઓળખાણ માટેજ આપી છે. ૫, એટલે જાનકીજી બોલ્યાં કે નર અને વાનરને સ્નેહનો જોગ શી રીતે થયો? એટલે મહાવીરજીએ તે પણ સર્વ કથા સંભળાવી. જે પ્રમાણે સુગ્રીવ સાથે રઘુનાથજીની મિત્રતા થઈ અને વાલિનો વધ તથા વાનરા શોધ માટે ગયા તે કહ્યું.

दोहा—कपिके वचन सप्रेम सुनि, उपजा मन विश्वास ॥
जाना मन क्रम वचन यह, कृपासिन्धुकर दास ॥ १३ ॥

મહાવીરજીનાં આવાં પ્રીતિ યુકત વચન શ્રવણ કરીને જાનકીજીના હૃદયમાં વિશ્વાસ આવ્યો. અને જાણ્યું કે આ મન, વચન અને કર્મથી રઘુનાથજીનોજ દાસ છે. ૧૩

चौ०—हरिजन जानि प्रीति अतिबाढी, सजलनयन पुलकावलि ठाढी ॥
बूडत विरहजलधि हनुमाना, भयहु तात मोकहँ जलयाना ॥
अब कहु कुशल जाउँ बलिहारी, अनुजसहित सुखभवनखरारी ॥
कोमलचित कृपालु रघुराई, कपि केहि हेतु धरी निठुराई ॥
सहजबानि सेवकसुखदायक, कबहूँक सुरति करत रघुनायक ॥
कबहुँ नयन मम शीतल ताता, होइहि निरखि श्याममृदुगाता ॥
वचन न आव नयन भरि बारी, अहो नाथ मोहिं निपट बिसारी ॥
देखि विरहव्याकुल अति सीता, बोलेउ कपि मृदुबचन विनीता ॥
मातु कुशल प्रभु अनुजसमेता, तव दुख दुखित सो कृपानिकेता ॥
जननि जानि मानहु मन ऊना, तुमते प्रेम रामके दूना ॥

હરિનો દાસ જાણીને અત્યન્ત પ્રીતિ વૃદ્ધિ પામી. નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. શરીરમાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં. વિરહરૂપી સમુદ્રમાં મને બચાવવાને માટે હે પવનપુત્ર! તમે વહાણરૂપ થઇ ગયા. ૧ હે મહાવીર ! હું બલિહારી જાઉં છું હવે તમે લક્ષ્મણજી સહ રઘુનાથજીની કુશળ કહો. તેઓ પ્રસન્ન છે? તે તો કોમળ ચિત્ત અને કૃપાળુ છે. હે મહાવીર ! એ કોમળ ચિત્તમાં શા કારણથી કઠોરતા ધારણ કરી છે. ૨ તેમની તો સ્વાભાવિક એ પ્રતિજ્ઞા છે કે,–સેવકને સુખ આપે છે. કહો તો ખરા, કોઇ દિવસ તે મારૂં સ્મરણ કરે છે. હે તાત ! મારાં નેત્ર ક્યારે એ શ્યામ કોમળ શરીરને જોઇને શીતળ થશે. ૩ આથી વિશેષ જાનકીજી બોલી શક્યાં નહિ, નેત્રોમાં અશ્રુ લાવીને કહેવા લાગ્યાં કે, અહા સ્વામી ! મને છેક વિસારી દીધી. જાનકીજીને આ પ્રમાણે વિરહથી વ્યાકુળ જોઇ મહાવીરજી નીતિયુક્ત કોમળ બોલવા લાગ્યા. ૪ હે માત ! રઘુનાથજી લક્ષ્મણજી સહ કુશળ છે, પરંતુ તમારાં દુખથી દુખી છે. હે માતા ! મનમાં કોઇ પણ પ્રકારની ગ્લાનિ ન કરો. રઘુનાથજીને તો તમારાથી બમણો પ્રેમ છે.

दोहा–रघुपति के सन्देश अब, सुनु जननी धरि धीर ॥
असकहि कपि गद्गद भयउ, भरे विलोचन नीर ॥ १४ ॥

હે માતા ! હવે ધિરજ ધારણ કરી, રઘુનાથજીના સંદેશાને શ્રવણ કરો. આ પ્રમાણે કહી પ્રેમથી મહાવીરજી ગદ્ ગદ્ કંઠ થઇ ગયા. નેત્રોમાં પ્રેમાશ્રુ આવી ગયાં ને બોલ્યા કે, ૧૪

चौ०–रामवियोग कहा सुनु सीता, मोकहँ सकल भयउ विपरीता ॥
नूतन किशलय मनहु कृशानू, कालनिशासम निशि शशि भानू ॥
कुवलयविपिन कुन्तवन सरिसा, वारिद तप्त तेल जनु बारिसा ॥
जेहि तरु रहौं करत सो पीरा, उरगश्वाससम त्रिविध समीरा ॥
कहते कछु दुख घटि नहिं होई, काहि कहौं यह जान न कोई ॥
तत्व प्रेमकर मम अरु तोरा, जानत प्रिया एक मन मोरा ॥
सो मन सदा रहत तोहिं पाहीं, जानु प्रीति रस इतने माहीं ॥
प्रभु सन्देश सुनत बैदेही, मगन प्रेम तनु सुधि नहिं तेही ॥
कह कपि हृदय धीर धरु माता, सुमिरि राम सेवकसुखदाता ॥
उर आनहु रघुपति प्रभुताई, सुनि मम बचन तजहु बिकलाई ॥

રઘુનાથજીએ કહ્યું છે કે–હે સીતા ! શીતળ કરવાવાળી, સર્વ વસ્તુ તારા વિયોગમાં વિપરીત થઇ ગઇ છે. જે શીતળ હતી તે બાળવાવાળી થઇ ગઇ છે.

વૃક્ષોનાં નવાં હું પળ અગ્નિના સમાન લાગે છે. રાત્રિ કાળરાત્રિના સમાન અને ચન્દ્રમા જ્યેષ્ટના સૂર્ય સમાન લાગે છે. ૧ કમળોનું વન બરછિયોનાવન સદશ લાગે છે. વાદળ જાણે ઉનું તેલ વરસાવતાં હોય એવાં જણાય છે. જે વૃક્ષની નિચે જઈને રહું છું તેજ દુઃખ આપે છે. શીતળ, મંદ અને સુગંધ પવન સર્પના શ્વાસના સમાન લાગે છે. ૨ કહેવાથી કાંઈ દુઃખ ઘટતું નથી, પણ કોને કહું. એ દુઃખને જાણવાવાળો કોઈ પણ નથી. અર્થાત્ આવું દુઃખ કોઈપર પડયુંજ નથી. હે પ્યારી ! મારા અને તારા પ્રેમના તત્વને કેવળ એક મારૂં મનજ જાણે છે. ૩ તે મારૂં મન તો સદા તારી પાસેજ રહે છે. તારી પ્રીતિનો રસ જે વિરહ દુઃખ છે, તેને મારૂં આ શરીર કે જેમાં તે છે, તે જાણે છે. અથવા એટલામાંજ પ્રીતિનો રસ જાણનો. પ્રભુનો સંદેશો શ્રવણ કરતાંની સાથેજ જાનકીજી પ્રેમમાં નિમગ્ન થઈ ગયાં અને શરીરનું ભાન પણ રહ્યું નહિ. ૪ મહાવીરજી બોલ્યા કે-હે માતા ! મનમાં ધિરજ ધારણ કરો. સેવકોને સુખ દેવાવાળા રઘુનાથજીનું સ્મરણ કરો. રઘુનાથજીના સામર્થ્યને હૃદયમાં ધારણ કરો. મારાં વચન માનીને વ્યાકુળતાનો ત્યાગ કરો. ૫

दोहा—निशिचरनिकर पतंगमम, रघुपति बाणकृशानु ॥
जननि हृदय निज धीर धरु, जरे निशाचर जानु ॥ १५ ॥

રાક્ષસોનો સમૂહ પતંગ છે. રઘુનાથજીનાં બાણ અગ્નિ સમાન છે. હે માતા ! હૃદયમાં ધિરજ ધારણ કરો. રાક્ષસોને ભસ્મ થયેલા જાણો. મહાવીરજીએ રાક્ષસોને બાળવાનો મનમાં નિશ્ચય કરી લીધોજ હતો. ૧૫

चौ०—जो रघुबीर होत सुधि पाई, करत नहि विलम्ब रघुराई ॥
रामबाण रविउदय जानकी, तमवरूथ कहँ यातुधानकी ॥
अबहिं मातु मैं जाउ लेवाई, प्रभु आयसु नहिं रामदुहाई ॥
कछुक दिवस जननी धरुधीरा, कपिन्ह सहित एहैं रघुवीरा ॥
निशिचर मारि तुमहिं लै जैहैं, तिहुपुर नारदादि यश गैहैं ॥
हैं सुत कपि सब तुम्हैं समाना, यातुधान भट अतिबलवाना ॥
मोरे हृदय परम सन्देहा, सुनि कपि प्रगट कीन्ह निजदेहा ॥
कनकभूधराकार शरीरा, समर भयंकर अति रणधीरा ॥
सीता मन भरोस तब भयऊ, पुनि लघु रूप पवनसुत लयऊ ॥

જો રઘુનાથજીને તમે અહિં છો એવી ખબર હોત તો તો રઘુનાથજી વિલંબ કરતજ નહિ. હે જાનકી ! રઘુનાથજીનાં બાણ સૂર્ય સમાન પ્રકાશવાળાં છે, તો

સામે રાક્ષસરૂપી અંધકાર ટકી શકતો નથી. હવે તે સૂર્ય ઉદય થવા ઇચ્છે છે. ૧ માતા ! હું તો તમને હમણાંજ લઇ જાઉં. પરંતુ રઘુનાથજીની દુહાઇ કરીને કહું છું કે, મને એ વાતની આજ્ઞા નથી. હે માતા ! હવે તમે થોડા દિવસ ધિરજ ધારણ કરો. કપિયો સહ રઘુનાથજી અહિં પધારશે. ૨ રાક્ષસોને મારીને તમને લઇ જશે. અને એ યશ ત્રૈલોકયમાં નારદાદિ ગાશે. જાનકીજી બોલ્યાં કે-હે પુત્ર ! જેવા તમે નાના છો તેવા સર્વ વાનર આવીને અહિં કરશે શું ? કારણ કે રાક્ષસો તો મહા બળવાન્ યોદ્ધાઓ છે ૩ મારા મનમાં આ વાતનો સંદેહ છે. આવાં વચન શ્રવણ કરી હનુમાન્જીએ પોતાનો દેહ પ્રકટ કર્યો. સુવર્ણના પર્વત સમાન મોટું શરીર. યોદ્ધાઓને ડરાવવાવાળું અને અતિ રણધીર શરીર મહાવીરજીનું થયું. ૪ એટલે તો સીતાજીના મનમાં ભરોસો આવ્યો. અને મહાવીરજીએ પાછું નાનું રૂપ કરી લીધું.

दोहा–सुनु माता शाखामृगहि, नहि बल बुद्धि विशाल ॥
प्रभुप्रतापते गरुडहि, खाय परम लघु ब्याल ॥ १६ ॥

હે માતા ! શાખામૃગ-વાનર કે જે વૃક્ષોની ડાલી ઉપર બેસીને ફર્યા કરે છે. તેની બુદ્ધિની વિશાળતા અને બળ કયાં છે ? નાની નાની ડાળીઓ તેનો ભાર ઉપાડે છે, પરન્તુ પ્રભુના પ્રતાપથી નાનો સાપ ગરૂડને પણ ખાઇ જાય છે. અર્થાત્ હું જો આ રાવણને હું તો મારી શકું તેમ છું[1] ૧૬

चौ०–मन सन्तोष सुनत कपि बानी, भक्ति प्रताप तेज बल सानी ॥
आशिष दीन्ह राम प्रिय जाना, होहु तात बलशीलनिधाना ॥
अजर अमर गुणनिधिसुतहोहू, करहु सदा रघुनायक छोहू ॥
करहिं कृपाप्रभु अस सुनि काना, निर्भर प्रेम मग्न हनुमाना ॥
बार बार नायउ पद शीशा, बोले बचन जोरिकर कीशा ॥
अब कृतकृत्य भयउँ मैं माता, आशिष तव अमोघ विख्याता ॥
सुनहु मातु मोहिं अतिशय भूखा, लागि देखि सुन्दर फलरूखा ॥

---

૧ ગરૂડજીએ એક સમય એક નાના સાપનાં બચ્ચાંને ખાવાની ઇચ્છા કરતાં તે પોતાનાં પ્રાણ સંરક્ષણાર્થ વિષ્ણુ ભગવાનના સિંહાસન નિચે સંતાઇ ગયું. ગરૂડજી પાસે બેસી રહ્યા હતા કે જ્યારે તે નિકળશે ત્યારે ખાઇ જઇશ. ભગવાને વિચાર કર્યો કે ગરૂડ મારે શરણ આવેલાને પણ મારવા ઇચ્છે છે ભકતનો નિરાદર કરે છે. એમ વિચારી ભગવાને સર્પને વરદાન આપ્યું કે તું ગરૂડને ખાવામાં સમર્થ થઇશ. એટલે તો સર્પ બળવાન થઇ ગરૂડ ઉપર ઝપટ મારતાં ગરૂડજી પ્રાર્થના કરીને મુકત થયા.

सुनु सुत करैं विपिन रखवारी, परम सुभट रजनीचर भारी ॥
तिनकर भय माता मोहि नाहीं, जो तुम सुख मानहु मन माहीं ॥

મહાવીરજીની વાણી કે જે [2]ભક્તિ, [3]પ્રતાપ, [4]તેજ અને [5]બળ યુક્ત હતી, તે શ્રવણ કરીને જાનકીજીનાં મનમાં સંતોષ થયો. રઘુનાથજીનો પ્રિય જાણીને આશીરવાદ આપ્યો કે,–હે તાત ! તમે બળ અને બુદ્ધિના સ્થાન છો. ૧ હે પુત્ર ? તમે જરા રહિત, અમારા, ગુણનિધાન થાઓ. રઘુનાથજી સદા તમારા ઉપર કૃપા કરતા રહેશે. સદા પ્રભુ કૃપા કરશે, એ વાર્તા સાંભળીને મહાવીરજી પ્રેમમાં મગ્ન થઇ ગયા. ૨ મહાવીરજી વારંવાર ચરણોમાં મસ્તક નમાવી હાથ જોડીને બોલ્યા કે,–હે માતા ? હવે હું કૃતાર્થ થઇ ગયો; કારણ કે તમારો આશીર્વાદ અમોઘ છે. કદિ પણ નિષ્ફળ થતો નથી. એ વાર્તા જગદ્ વિખ્યાત છે. ૩ ક્ષુધાર્ત માતા પાસેજ માગણી કરે છે એ માટે હનુમાનજી પણ કહેવા લાગ્યા કે–હે માતા ! આ સુંદર ફળ કે જે વૃક્ષોમાં લાગેલાં છે, તેને જોઇને મને ભુખ લાગી છે. એટલે જાનકીજી બોલ્યાં કે,–હે પુત્ર ! આ વાડીનું સંરક્ષણ મોટા મોટા રાક્ષસોના અધિપતિ કરે છે. એટલે મહાવીરજી બોલ્યા કે– ૪ હે માતા ! જો તમે મનથી સુખ માનો તો મને તેમનો તો જરા પણ ભય નથી.

दोहा–देखि बुद्धि बल निपुण कपि, कहेउ जानकी जाहु ॥
रघुपति चरण हृदय धरि, तात मधुरफल खाहु ॥ १७ ॥

બુદ્ધિ અને બળમાં કપિને નિપુણ નિરખીને જાનકીજી બોલ્યાં કે,–બહુજ સારૂં, જાઓ. અને શ્રી રઘુનાથજીનાં ચરણકમળ હૃદય રાખીને મીઠાં ફળ ખાઓ. ૧૭

चौ०–चलेउ नाइ शिर पैठेउ बागा, फल खाये तरु तोरन लागा ॥
रहे तहां बहु भट रखवारे, कछु मारे कछु जाइ पुकारे ॥
नाथ एक आवा कपि भारी, तेहँ अशोकवाटिका उजारी ।
खायसि फल अरु बिटप उपारे, रक्षक मर्दि मर्दि महि डारे ॥
सुनि रावण पठये भट नाना, तिनहीं देखि गरजा हनुमाना ॥
सब रजनीचर कपि संहारे, गये पुकारत कछु अधमारे ॥

---

२ सुमिरिराम सेवक सुखदाता- ३ प्रभुप्रतापसे गरुडहीं, ४ साँच परमलघुव्याल.४ रामबाण रविउदय जानकी ५ उरआनहु रघुपति प्रभुताई અથવા अबहिं मातुमें जाउं लिवाई.

पुनि पठवा तेहि अक्षकुमारा, चला संग लै सुभट अपारा ।
आवत देखि विटप गहि तर्जा, ताहि निपाति महाधुनि गर्जा ॥

મહાવીરજી મસ્તક નમાવીને ચાલ્યા. અને અશોકવાડીમાં પ્રવેશ કરયો. ફળ ખાધાં અને વૃક્ષોને તોડવા માંડ્યાં. ત્યાં જે મોટા મોટા યોદ્ધાઓ સંરક્ષણ કરતા હતા, તેમાંથી કેટલાકને મારી નાંખતાં કેટલાકે જઇને રાવણ પાસે પોકાર કરયો. ૧ કે હે નાથ ! એક મોટો વાનર આવ્યો છે. તેણે અશોકવાડીને ઉજડ કરી નાખી. આ શબ્દ રાવણને અશુભ સંભળાવ્યો; કેમકે જો અશોકવાડી ઉજડ કરી નાખી ત્યારે શોકવાડી થઇ ગઇ. ફળ ખાધાં, ઝાડ ઉખેડી નાખ્યાં. અને રક્ષા કરનારાઓને ચોળી નાખીને પૃથિવી પર નાખી દીધા. ૨ આ સાંભળતાંની સાથેજ રાવણે અનેક યોદ્ધાઓ અર્થાત્ એંસી હજાર રાક્ષસોને મોકલ્યા. તેને જોતાંની સાથેજ હનુમાનજીએ ગર્જના કરી. અને તે સર્વનો મહાવીરજીએ સંહાર કરી નાખ્યો. કેટલાક અર્ધ મરેલાઓએ પાછા જઇને રાવણ પાસે પોકાર કરયો. ૩ એટલે રાવણે અક્ષયકુમારને મોકલ્યો, એટલે તે અનેક યોદ્ધાઓને સાથે લઇને ગયો. મહાવીરજીએ તેને આવતો જોઇ વૃક્ષ લઇને લલકાર્યો, અને તેને મારી મહા અભિમાનથી ગર્જના કરી. ૪

दोहा—कछु मारेसि कछु मर्देसि, कछुक मिलायासि धूरि ॥
कछु पुनि जाइ पुकारे, प्रभु मर्कटबलभूरि ॥ १८ ॥

બાકી રહેલા પૈકી કેટલાકને મહાવીરજીએ માર્યા, કોઇને મર્દન કરી નાખી દીધા. કોઇને ધૂળમાં મેળવી દીધા. અને બાકી રહેલાઓએ વળી રાવણ પાસે જઇને પોકાર કર્યો કે–એ વાનરો મહા બળવાન્ છે. કે જેણે અક્ષયને પણ મારી નાખ્યો. ૧૮

चौ०—सुनि सुतवध लंकेश रिसाना, पठवा मेघनाद बलवाना ॥
मारेसि जनि सुत बांधेसि ताही, देखौं कीश कहांकर आही ॥
चला इंद्रजित अतुलित योधा, बन्धुवधन सुनि उपजा क्रोधा ॥
कपि देखा दारुण भट आवा, कटकटाइ गरजा अरु धावा ॥
अति विशाल तरु एक उपारा, विरथ कीन्ह लंकेशकुमारा ॥
रहे महाभट ताके संगा, गहि गहि कपि मर्देसि निज अंगा ॥
तिन्है निपाति ताहिसन बाजा, भिरे युगल मानहु गजराजा ॥
मुष्टिक मारि चढा तरु जाइ, ताहि एक क्षण मूर्छा आई ॥
उठि बहोरि कीन्हेसि बहुमाया, जाति न जाइ प्रभंजन जाया ॥

પુત્રનું મરણ સાંભળીને રાવણે ક્રોધ કરીને બળવાન્ મેઘનાદને મોકલ્યો. અને કહ્યું કે-હે પુત્ર ! એ વાનરને મારીશ નહિ, બાંધી લાવજે જોઉં તો ખરો કે વાનર ક્યાંનો છે. ૧ અતુલિત યોદ્ધા ઈન્દ્રજીત આવ્યો. ભાઈનું મરણ સાંભળી મહા ક્રોધ ઉપજ્યો હતો. જ્યારે હનુમાન્જીએ જોયું કે આ મોટો યોદ્ધો આવ્યો, ત્યારે તો કડકડાટી દાંતની બોલાવી ગર્જના કરીને દોડયા. ૨ મહાવીરજીએ એક મોટા ઝાડને ઉખેડીને એવું તો માર્યું કે તેથી મેઘનાદનો રથ ભાંગી ગયો. એટલે તે રથમાંથી નિચે ઉતર્યો. તેની સાથે પણ ઘણા યોદ્ધા હતા. તેને પકડી પકડીને મહાવીરજી પોતાનાં શરીર સાથે મર્દન કરવા લાગ્યા. ૩ તે સર્વને મારીને મહાવીરજી પાછા મેઘનાદ સાથે યુદ્ધ કરવા લાગ્યા. જેમ બે હાથી લડતા હોય તેમ લડવા લાગ્યા. મહાવીરજી તેને ઠોંસો મારીને ઝાડ ઉપર જઈ બેઠા. અને એક ક્ષણવાર મેઘનાદને મૂર્છા આવી ગઈ. ૪ પછી ઉઠીને મેઘનાદે ઘણી ઘણી માયા કરી, પણ પવનપુત્રને જીતી શક્યો નહિ.

दोहा—ब्रह्म अस्त्र तेहि साधेऊ, कपि मन कीन्ह विचार ।।
जो न ब्रह्मशर मानेऊं, महिमा मिटै अपार ।। १९ ।।

એટલે મેઘનાદે બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો. ત્યારે મહાવીરજીએ મનમાં વિચાર કર્યો કે,-જો હું બાણને માન્ય કરીશ નહિ તો બ્રહ્માજીનો અપાર મહિમા મટી જશે. અને બ્રહ્માજીએ જે નર વાનરના હાથે રાવણનું મરણ નિશ્ચય કરેલું છે તે પણ મટી જશે. ૧૯

चौ०—ब्रह्मबाण तेहि कपि कहँ मारा, परतिहु बार कटक संहारा ।।
तेहि देखा कपि मूर्च्छित भयऊ, नागफांस बांधेसि लै गयऊ ।।
जासु नाम जपि सनहु भवानी, भवबंधन काटहिं नर ज्ञानी ।।
तासु दूत बंधन तर आवा, प्रभुकारज लगि आपु बँधावा ।।
कपिबंधन सुनि निशिचर धाये, कौतुक लागि सभा लै आये ।।
दशमुख सभा दीख कपि जाई, कहि न जाय कछु अति प्रभुताई ।।
कर जोरे सुरदिशप विनीता, भृकुटि विलोकत सकल सभीता ।।
देखि प्रताप न कपि मन शंका, जिमि अहिगण महँ गरुड असंका ।।

મેઘનાદે બ્રહ્મ બાણ મહાવીરજીને માર્યું. એટલે મહાવીરજી પડતાં પડતાં પણ સેનાનો સંહાર કરી નાખ્યો. જ્યારે મેઘનાદે જાણ્યું કે મહાવીરજી મુર્છિત થઇ ગયા છે. ત્યારે નાગપાસથી બાંધીને લઇ ગયો. ૧ શિવજી કહે

છે કે હે પાર્વતી ! જેનું નામ જપીને જ્ઞાની મનુષ્ય સંસાર બંધનને કાપી નાખે છે. તેનો દૂત શી રીતે બંધનમાં આવીજ શકે. તે તો પ્રભુના કામ માટે બંધાએલ છે. ૨ કપિ-વાનરનું બંધન શ્રવણ કરીને રાક્ષસો દોડયા. અને કૌતુક કાર્યે સભામાં લાવ્યા. રાવણની સભા મહાવીરજીએ જઇને જોઇ, વિશેષ પ્રભુતા તેના જોવામાં આવી કે જેનું વર્ણન થઈ શકતું નથી. ૩ દિશાઓના દેવતા હાથ જોડી વિનયથી ઉભા ઉભા ભયભીત થઇને ભ્રકૂટી જોઇ રહેલા હતા. દિશાપતિ-ઈન્દ્ર, વરૂણ, કુબેર અને યમાદિક સર્વ નમ્રતાથી ઉભા હતા. આવો રાવણનો પ્રબળ પ્રતાપ જોતાં છતાં પણ મહાવીરજીના મનમાં જરા પણ શંકા થઇજ નહિ. અને જેમ સર્પોમાં ગરૂડ નિઃશંક રહે છે તેમ નિઃશંક થઇને સભામાં ગયા. ૪

दोहा—कपिहि विलोकि दशानन, विहँसि कहोसि दुर्वाद ॥
सुतवध सुरति कीन्ह पुनि, उपजा हृदय विषाद ॥ २० ॥

મહાવીરજીને જોતાંની સાથેજ રાવણ દુર્વાકય કહીને હસ્યો. અને પુત્ર અક્ષયકુમારના મરણનું ભાન આવતાં મનમાં દુઃખી થયો. ૨૦

चौ०—कह लंकेश कवन तैं कीशा, केहिके बल घालेसि बनखीशा ॥
कीधौं श्रवण सुनेसि नाहिं मोहीं, देखौं अति अशंक शठतोहीं ॥
मारेसि निशिचर केहि अपराधा, कहु शठ तोहिं न प्राणकी बाधा ॥
सुनु रावण ब्रह्माण्ड निकाया, पाइ जासु बल विरचितमाया ॥
जाके बल विरंचि हरि ईशा, पालत हरत सृजत दशशीशा ॥
जा बल शीश धरे सहसानन, अंडकोशसमेत गिरि कानन ॥
धरै जो विविध देह सुरत्राता, तुमसे शठन सिखावनदाता ॥
हरकोदण्ड कठिन जेइँ भंजा, तोहिं समेत नृपदलमदगंजा ॥
खर दूषण विराध अरु वाली, वधे सकल अतुलित बलशाली ॥

રાવણે કહ્યું કે—અરે વાનર ! તું કોણ છે ? હે નાશવાન્ ! તને કોનું બળ છે ? કે તે અશોકવાડીને ઉજાડ કરી દીધી. તું આવું કર્મ કરયા છતાં નિશંક દેખાય છે, તો શું મારૂં નામ તારી શ્રવણેન્દ્રિય ઉપર આવ્યું નથી ? ૧ તે કયા અપરાધથી રાક્ષસોને માર્યા, હે મૂર્ખ ! તને તારાં પ્રાણની દરકાર નથી અથવા તું સત્ય કહે, હું તને મારીશ નહિ. ( રાવણના પ્રશ્નો સંક્ષેપથી પંડિતાઈ યુકત છે. તેનો હવે મહાવીરજી ઉત્તર આપે છે. ) મહાવીરજીના ઉત્તર વિલોમ છે. પ્રથમ જેનું બળ છે, તેને બતાવે છે. અને પોતાના ઉત્તરથી સાવ-

ણનાં બળને તોડે છે. રાવણને પોતાની લંકાપુરીની રચનાનું અભિમાન છે.મહાવીરજી કહે છે કે–હે રાવણ ! શ્રવણ કરય. જેનું બળ પામીને માયા અનેક બ્રહ્માંડોની રચના કરે છે. ૨, જેના બળથી બ્રહ્મા સૃષ્ટિને ઉત્પન્ન કરે છે, વિષ્ણુ ×પાલન કરે છે. અને શ્રી સદાશિવજી સંહાર કરે છે. તને તો તારા પરિવારને ઉત્પન્ન કરવાનું, પાલન કરવાનું અને શત્રુ સંહાર કરવાનું તુચ્છ અભિમાન છે, જો તને દશશિર થતાં કૈલાસ પર્વત ઉપાડયાનું અભિમાન છે. તો શ્રવણ કર કે જેના બળથી હજાર મુખવાળા શેષ, પહાડ અને વન સહ આ બ્રહ્માંડને ધારણ કરે છે. ૩ જો તું કહીશ કે તે એવા છે તો દેહ ધરતાં નથી. પણ તે તારા સરખા અનેક શઠોને શિખામણ દેવા તથા દેવતાઓનું સંરક્ષણ કરવા માટે અનેક દેહ ધારણ કરે છે. જો તું કહી શકે તે આ સમય કયાં છે. તો તે એજ છે કે જેણે શ્રી સદાશિવજીનું ધનુષ્ તોડયું. તે ધનુષ્ એવું તો કઠિણ હતું જેણે તારા સહ રાજાઓના સમૂહના મદનો નાશ કરી દીધો. ૪ તેણે સાધારણ શત્રુને માર્યા નથી; પરંતુ ખર, દૂષણ, વિરાધ અને વાલિ–આદિ મહા બળવાનોનો નાશ કરી દીધો છે.

दोहा–जाके बल लवलेशते, जितेउ चराचर झारि ॥
तासु दूत हौं जाहिकी, हरि आनेहु प्रियनारि ॥ २१ ॥

અને તું જો તો ખરો કે, જેના બળના લવલેશ તો શ્રી શંકર છે. તેની પ્રસન્નતાનું તને જરા બળ પ્રાપ્ત થયું છે. જેથી તેં ચરાચરને જીતી લીધેલ છે. તો હું એવા બળવાનનો દૂત છું કે, તું તેની સ્ત્રીને હરી લાવ્યો છે એ માટે હું અહિ આવ્યો છું. ૨૧

चौ०–जानौं मैं तुम्हारि प्रभुताई, सहसबाहुसन परी लराई ॥
समरवालिसन करि यश पावा, सुनि कपिवचन बिहँसि बहिरावा ॥
खायउँ फल मोहिं लागी भूखा, कपि स्वभावते तोरेउँ रूखा ॥
सबके देह परमप्रिय स्वामी, मारेहिं मोहिं कुमारगगामी ॥
जिन्ह मोहिं मारा तेहि मैं मारा, तेहिपर बाँधेउ तनय तुम्हारा ॥
मोहिं न कछु बांधेकर लाजा, कीन्ह चहौं निजप्रभुकर काजा ॥
विनति करौं जोरि कर रावन, सुनहु मान तजि मोरसिखावन ॥
देखहु तुम निज हृदय विचारी, भ्रम तजि भजहु भक्तभयहारी ।

× વિષ્વક્સેન સંહિતામાં લખે છે કે चतुर्मुखस्तु भगवान् सृष्टिकार्यो नियोजितः ॥ शंकराख्यो महायोगी संहारे विनियोजितः ॥ पालनाय स्वयंचैव प्रादुरासी सदा हरिः

जाके डर अति काल डराई, जो सुर असुर चराचर खाई ॥
तासों वैर कबहु नहिं कीजै, मोरे कहे जानकी दीजै ॥

તું કહે છે કે મેં સાંભળ્યું નથી; પરંતુ હું તો તારાં પરાક્રમને જાણું છું. તમારે સહસ્રાર્જુન સાથે લડાઈ થઈ હતી. વાલિ સાથે યુદ્ધ કરી જે યશ સંપાદન કરેલ છે તે પણ હું જાણું છું. આ સાંભળી રાવણે મનમાંજ કહ્યુ કે, આ તો મારા ભેદને પ્રકટ કરે છે. એમ વિચાર કરી હસીનેતે વાત રાવણે ઉડાવી દીધી. ૧ હનુમાનજીએ કહ્યું કે, ભુખ લાગવાથી મેં ફળ ખાધાં હતાં. વાનરી સ્વભાવથી ઝાડ તોડી નાખ્યાં. હે સ્વામી ! હું તો મારા માર્ગમાં રહ્યો. પોતાનું શરીર સર્વને પ્રિય હોય છે, તે ઉપર તમારા કુમાર્ગમાં ચાલવાવાળા અનુચરો મને મારવા લાગ્યા. સ્વામીપદ હનુમાનજીએ રાજા જાણીને કહ્યું છે. અથવા હે ખોટા માર્ગે ચાલવાવાળા રાક્ષસોના સ્વામી ! દેહ સર્વને પ્રિય હોય છે. ૨ જેણે મને માર્યો, તેને મેં મારેલ છે. તે છતાં જેણે મને મારેલ છે તે તમારો પુત્ર છે. અર્થાત્ તમારા પુત્રે આવું કામ કરવું ન જોઈએ. તમારા પુત્ર આવા હોય નહિ. અથવા મેં તમારો પુત્ર આને જાણીને બાંધવા દીધેલ છે. હું બંધાયો છું તેની મને જરા પણ શરમ નથી. હું તો મારા સ્વામીનું કાર્ય કરવાની જ ઇચ્છા રાખું છું. ૩ હે રાવણ ! હું હાથ જોડીને વિનતિ કરૂં છું કે, માનનો પરિત્યાગ કરી મારી શિખામણ માનો. કોઈ શંકા કરે કે, મહાવીરજીએ બે હાથ જોડી શા માટે વિનતિ કરી તો તેનું સમાધાન એમ છે કે હે રાવણ ! મારી શિખામણ સાંભળો. નહિ તો 'जोरकर' બળથી વિનતિ કરૂં છું. તમે તમારા કુળનો જરા વિચાર કરો. બ્રહ્માના પ્રપૌત્ર પુલસ્ત્યના પુત્ર વિશ્રવાના તમે પુત્ર છો. તમે ભ્રમને ત્યાગીને ભક્તોના ભયને હરવાવાળાનું ભજન કરો. ૪ જુઓ તો ખરા કે જેના ડરથી સુર, અસુર, ચરાચરને ખાવાવાળો કાળ પણ ડરે છે. માટે કોઇ પણ રીતે તે સાથે વેર કરશો નહિ. મારા કહેવાથી જાનકી આપી દો. આ શિખામણ મહાદેવજીના પક્ષમાં છે. ૫

दोहा–प्रणतपाल रघुवंशमणि, करुणासिन्धु खरारि ॥
गये शरण प्रभु राखिहैं, तव अपराध बिसारि ॥ २२ ॥

જે દીનોનું પાલન કરવાવાળો રઘુવંશ છે તેના તે મણિ છે. કૃપાના સમુદ્ર છે. જો કે તેણે ખર, દૂષણાદિને મારેલા છે, છતાં પણ જો તું શરણ જશે તો તે અવશ્ય તારો અપરાધ ક્ષમા કરશે. ૨૨

चौ०–रामचरणपंकज उर धरहू, लंका अचल राज्य तुम करहू ॥

ऋषिपुलस्त्य यश विमलमयंका, तेहि कुल महँ जानि होसि कलंका ॥
रामनाम बिनु गिरा न सोहा, देखु विचारि त्यागि मद मोहा ॥
सब भूषण भूषित बर नारी, बसन हीन नहि सोह सुरारी ॥
रामविमुख सम्पति प्रभुताई, जाइ रही पाइ बिनु पाई ॥
सजल मूल जोहि सरिता नाहीं, बरषिगये पुनि तबहि सुखाहीं ॥
सनु दशकण्ठ कहौं प्रणरोपी, रामविमुख त्राता नहि कोपी ॥
शंकर सहस विष्णु अज तोही, सकहिं न राखि रामकर द्रोही ॥

શ્રી રઘુનાથજીનાં ચરણકમળ હૃદયમાં ધારણ કરી તમે લંકામાં અચલ રાજ્ય કરો. પુલસ્ત્ય ઋષિનો ચન્દ્ર સદૃશ જે ઉજ્વળ યશ છે. તમે તે કુલમાં કલંકરૂપ ન થાઓ. ૧ રામ નામ વગર વાણી શોભતી નથી. એ વિચારી મદમોહનો ત્યાગ કરો. હે દેવશત્રુ ! સ્રીને ગમે તેવાં ઉત્તમ ભુષણ પહેરાવો. પરંતુ તે કપડાં વગર શોભતી નથી. તે પ્રમાણે ગમે તેવી વાણી હોય પણ તે રામ નામ વગર શોભતી નથી. ૨ રામથી વિમુખ થવાથી આ સંપત્તિ અને પ્રભુતા તને જે મળી છે, અને મળશે, તે જતી રહેશે. અથવા 'पाइ' જેને પગ છે, એવા હાથી ઘોડા 'बिनुपाइ' સ્થાવર મહેલ, પૃથિવી આદિ જે તને પ્રાપ્ત થએલ છે, અને પ્રાપ્ત કરીશ તે જતી રહેશે. અથવા સમ્પત્તિ અને પ્રભુતા બન્ને જતાં રહેશે. અને એ વસ્તુ તને પ્રાપ્ત થશે કે જે તને આજ પર્યંત મળેલ નથી તે વસ્તુ એ છે કે દુઃખ અને વિપત્તિ તને પ્રાપ્ત થશે. જે પ્રકારે જે નદિયોનું મૂળ પર્વત નથી, તે વૃષ્ટિ થયા પછી તુરત સૂકાઇ જાય છે, એ પ્રકારે તારૂં ધન અને સમ્પત્તિ નષ્ટ થઇ જશે. ૩ હે રાવણ ! શ્રવણ કરય. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે,–રામથી જે પુરૂષ વિમુખ છે, તેનું કોઈ પણ સંરક્ષણ કરતુંજ નથી. હજાર શિવજી બ્રહ્મા અને વિષ્ણુ પણ જો રઘુનાથજી સાથે તારૂં વૈર થશે તો તને રાખી શકશે નહિ. ૪

दोहा–मोहमूल बहु शूलमद. त्यागहु तम अभिमान ॥
भजहु राम रघुनायकहि, कृपासिन्धु भगवान ॥ २२ ॥

તારા હૃદયમાં જે અભિમાન અંકુર છે. તેનું મૂળ મોહ છે. તેનું ફળ શળ છે. માટે તેનો ત્યાગ કરી કૃપાસાગર રઘુનાથજીનું ભજન કરો. ૨૨

चौ०–यदपि कही कपिं अतिहितबानी, भक्ति विवेक धर्म नयसानी ॥
बोला बिहँसि अधम अभिमानी, मिला हमहिं कपि गुरु बडज्ञानी ॥
मृत्यु निकट आई खल तोहीं, लागेसि अधम सिखावन मोहीं ॥

उलटा होइ कहा हनुमाना, मतिभ्रम तोरि प्रगट मैं जाना ॥
सुनिकपि वचन बहुत खिसिआना, वेगि न हरहु मूढकर प्राना ॥
सुनत निशाचर मारन धाये, सचिवन सहित विभीषण आये ॥
नाइ शीश करि विनय बहूता, नीति विरोध न मारिय दूता ॥
आनदण्ड कछु करिय गुसांई, सबहीं कहा मंत्र भल भाई ॥
सुनत विहँसि बोला दशकन्धर, अंगभंग करि पठवहु बन्दर ॥

જો કે મહાવીરજીએ ભકિત, [1]જ્ઞાન, વૈરાગ્ય અને નીતિ યુકત હિતકારી વાણી કહી, પરંતુ તે અભિમાની રાવણ હસીને બોલ્યો કે,—મને આ વાનર મહાજ્ઞાની ગુરૂ મળ્યો ૧ રાવણે કહ્યું કે–હે મૂર્ખ ! તારૂં મરણ હવે સમીપમાં આવ્યું છે. કારણ કે તું નીચ થઇને મને શિખામણ આપે છે. મહાવીરજીએ કહ્યું કે એ તારૂં વચન ઉલટું થશે. અર્થાત્ મારૂં તો નહિ પણ તારૂં મૃત્યુ સમીપમાં આવ્યું છે. જેનું મરણ સમીપમાં આવ્યું હોય છે, તેની મતિમાં ભ્રમ થઇ જાય છે. તે તને આ ભ્રમ છે. કે મૃત્યુ છે તારી પાસે અને જુવે છે મારી પાસે. ૨ મહાવીરજીનાં આ વચન શ્રવણ કરીને રાવણ બહુજ ગુસ્સે થયો. અને કહેવા લાગ્યો કે–આ મૂર્ખના પ્રાણ તુરત કેમ હરતા નથી. આ વચન રાવણનું સાંભળી રાક્ષસો મારવા દોડયા. તેજ સમય મંત્રિયો સહ વિભીષણ ત્યાં આવ્યા. ૩ વિભીષણે ચરણોમાં મસ્તક નમાવી નાના પ્રકારે વિનતિ કરીને કહ્યું કે–સ્વામી ! નીતિ વિરૂદ્ધ દૂતને મારવો યોગ્ય નથી. માટે હે સ્વામી ! આને બીજો કાંઇ પણ દંડ આપો. એટલે સર્વ સભાસદોએ કહ્યું કે તમે ઠીક કહો છો. ૪ ત્યારે રાવણ સર્વ સભાને એકમત થયેલી જોઇ હસીને બોલ્યો કે આ વાનરનું અંગ ભંગ કરીને એને છોડી મૂકો.

दोहा—कपिकर ममता पूंछपर, सबहिं कहा समुझाइ ॥
तेलवोरि पट बांधि पुनि, पावक देहु लगाइ ॥ २४ ॥

ત્યારે સર્વ સભાસદોએ વિચારીને કહ્યું કે–વાનરને પોતાનું પુછડું બહુજ પ્રિય હોય છે. એ માટે તેલમાં કપડાં ભિંજવીને એની પુંછડીમાં બાંધીને આગ લગાડી દો. ૨૪

चौ०—पूंछहीन वानर जब जाइहि, तब शठ निज नाथहि लै आइहि ॥
जिन्हकी कीन्होसि अमित बडाइ, देखौं मैं तिन्हकी प्रभुताइ ॥
वचन सुनत कपि मन मुसुकाना, भइ सहाय शारद मैं जाना ॥

[1] ભકિત भजहुराम, ૨ વિરતિ, त्यागहुतुम अभिमान, ૩ આ પ્રકરણ નીતિયુકત છે.

यातुधान सुनि रावण वचना, लागे रचन मूढ सोइ रचना ॥
रहा न नगर वसन घृत तेला, बाढी पूंछ कीन्ह कपि खेला ॥
कौतुक कहँ आये पुरवासी, मारहिं चरण करहिं बहुहांसी ॥
बाजहिं ढोल देहिं सबतारी, नगर फेरि पुनि पूंछ प्रजारी ॥
पावक जरत दीख हनुमंता, भयउ परम लघुरूप तुरंता ॥
निबुकि चढयो कपि कनक अटारी, भइ सभीत निशाचरनारी ॥

જ્યારે વાનર પુંછહીન થઇને જશે. ત્યારે આ મૂર્ખ પોતાના સ્વામીને લા વશે. જેની ઘણીજ એણે પ્રશંસા કરી છે. હું તેની વીરતા જોઇશ. ૧ આ વચન શ્રવણ કરીને મહાવીરજી મનમાંજ કહેવા લાગ્યા કે સરસ્વતીએ સહાયતા કરી એ મેં બરાબર જાણ્યું. મૂર્ખ રાક્ષસ તો રાવણનાં વચન શ્રવણ કરી તેજ રચના કરવા લાગ્યા. મૂર્ખ એ માટે કહેલ છે કે-પોતાને હાથે પોતાનું ઘર બાળવાની ગોઠવણ કરવા લાગ્યા. ૨ એ સમય લંકામાં વસ્ત્ર, તેલ અને ઘી કયાંય પણ રહ્યું નહિ. હનુમાનજીનું પુંછડું આથી બહુજ વધી ગયું. અને તે તો એક રમત સમજવા લાગ્યા. અથવા તો મહાવીરજીએ ખેલ-રમત કરીને પુંછડું વધાર્યું. એ કૌતુક જોવાને પુરવાસી આવ્યા. અને મહાવીરજીને લાત મારી હસવા લાગ્યા. ૩ ઢોલ વગડાવે છે. સર્વ હાથથી તાલી વગાડે છે. આખા નગરમાં ફેરવીને પછી પુંછડામાં આગ લગાડી. મહાવીરજી અગ્નિને બળતો જોઈ બહુજ નાના રૂપના થઇ ગયા. જેથી સર્વ બંધન છૂટી ગયાં. બ્રહ્માસ્ત્ર તો પ્રથમથીજ છૂટી ગયું હતું; કે બ્રહ્માસ્ત્રથી બાંધ્યા પછી કોઇ પણ વસ્તુથી બાંધવામાં આવે, તો પછી તે બ્રહ્માસ્ત્ર રહેતું નથી. મહાવીરજીને તો વરદાન હતું તેથી બે ઘડી ઉપરાંત તેને બ્રહ્માસ્ત્ર પણ બાધા કરતું ન હતું. ૪ પછી મહાવીરજી કૂદીને સુવર્ણની અગાસી ઉપર ચઢી ગયા. જેથી સર્વ નિશાચર-રાક્ષસોની સ્ત્રીઓ ડરી ગઈ.

दोहा–हरि प्रेरित तेहि अवसर, बह मारुत उनचास ॥
अट्टहास करि गरजेउ, कपि बढि लाग अकाश ॥ २५ ॥

હરિ ઇચ્છાથી એ સમય પ્રચંડ વાયુ વાવા લાગ્યા. અથવા ઓગણપચાસે પવનો ફુંકવા લાગ્યા. અટ્ટહાસ કરીને મહાવીરજીએ ગર્જના કરી અને આકાશમાં ફરવા લાગ્યા. અને વૃદ્ધિ પામીને આકાશ, પર્યંત પહોંચી ગયા. ૨૫

छंद–चढयो फलांग धाम धूमलामको उठायकै ॥
मनो आकाशतें नदी कृशानुकी बहायकै ॥

किलंक लील नेक कील जीहसी पसारेहू ॥
किधौं अनीक अयफशूर सैयफसी निकारेहू ॥ ४ ॥

જે સમય મહાવીરજી ફદકો મારીને મકાનો પર ચડયા, અને લાંબુ પુછડું ઉંચું કર્યું. તેથી એવું જણાતું હતું કે, જાણે આકાશમાં અગ્નિની નદી ચાલતી હતી. અથવા લંકાના ઉપર જાણે કાળે પોતાની જીભ કાઢી છે, અથવા તો સેનાના કોઈ મહાન શૂરવીરે સૈફ નામનું એક લાંબુ હથિયાર કાઢ્યું છે ૪

फिराय लाय लाय अयन मयनसे लगे बरैं ॥
गयंद छोरि बाजि छोरि ऊंट छोरिये खरैं ॥
अनेक बाल बालकी सु तात मात बोलहीं ॥
बचाय लीजिये हमय समय समान डोलहीं ॥ ५ ॥

વારંવાર મહાવીરજી પુંછડાને આમ તેમ ફેરવતા લંકાને બાળવા લાગ્યા. લંકા બળવા લાગી. મોટા મોટા મકાનો બળીને ભસ્મ થવા લાગ્યાં કોઇ કહેવા લાગ્યાં કે,—હાથી, ઘોડા, ઉંટ અને ખચ્ચરો જે બાંધેલાં છે તે બળી જશે તેને છોડી મૂકો. અનેક છોકરા, છોકરીઓ પોતાનાં માબાપને પોકારવા લાગ્યાં કે અમને બચાવો. અમને બચાવો. એમ બોલતાં બોલતાં ફરતાં હતાં. ૫

अनेक नारि मारि रिंभ डिंभ काढि लावहीं ॥
अनेक डारि डारि वस्तु वारि लेन धावहीं ॥
अनेक कंत बीरते पुकारि बैनयों कहैं ॥
उठाय लेहु लाल माल जालदे परोतहैं ॥ ६ ॥

અનેક સ્ત્રીઓ રડાકુટ કરતી ઘરમાંથી રાચ રચીલું વિગેરે માલ ઘરથી બાહાર કાઢતી હતી. કેટલાક તો વસ્તુઓનો ત્યાગ કરી અગ્નિને શાંત કરવા માટે જળ લેવા જતા હતા. અનેક સ્ત્રી પોતાના કંથ અને વીરોને પોકારીને કહેવા લાગી કે બાળકોને ઉઠાવી લીઓ, અને બાકી માલમતાને બળીજવા દીઓ. ૬

गिरे कँगूर दूरतैं तबै कहै मंदोदरी ॥
बिहाय लोकलाज कानि भागती न क्यों अरी ॥
अरे अकंपनातिकाय कंठकी महोदरं ।
लेवाइ लेउ अद्धगाति पूतनाति सोदरं ॥ ७ ॥

દૂરથી કાંગરાઓને પડતા જોઈ મંદોદરી બોલી કે, અરે તમે લોકલાજને તથા સઘળા કાનુનોને છોડીને કેમ ભાગતી નથી. અરે અકંપન ! અરે અતિકાય! અરે

કેકીકંઠ ! અરે મહોદર ! અરે આ અરધાં બળેલાં દીકરાઓને, પોતરાઓને, જ્ઞાનિજનોને તથા સહોદરોને બોલાવી લિયો. તેને બળતાં મકાનમાંથી કાઢી લિયો અને બચાવો. ૭

अनेकवार मैं कही बुझायहू विभीषणं ॥
न मानि दाढिजारने कुठार वंश तीक्षणं ॥
निकेत द्वार अट्ट उच्च हाट बाट मैं जहां ।
लुकात जाय नीर कीश तीर देखिये तहां ॥ ८ ॥

મેં તથા વિભીષણે અનેકવાર રાવણને કહેલું કે, હે દશાનન–દશ મોઢા વાળા રાવણ ! કુળનો નાશ ન કરો, પરંતુ એ પોતાના વંશના તીક્ષણ કુહાડા રૂપે અમારૂં એક પણ વચન માન્યું નહિ. રાક્ષસો તથા રાક્ષસીઓ ઘરોમાં, દ્વારોમાં ઊંચે, નીચે, હાટોમાં રસ્તાઓમાં કે જળમાં જ્યાં ત્યાં ગુપ્ત રહેવા જાય ત્યાં ત્યાં તે હનુમાનજીને જોવા લાગ્યાં. ૮

बधू जो कुम्भकर्णकी पसारि पाणि भाखिये ॥
दुहाइ रामचंद्रकेरि मोर कन्त राखिये ॥
अनेक धाय धाय जाय रावणैं सुनायऊ ॥
विचारि बीर मेघनादसे बली पठायऊ ॥ ९ ॥

કુમ્ભકર્ણની વહુ હાથ જોડીને બોલી કે—મારો પતિ સૂતો છે. મારૂં ઘર બાળો તો તમને શ્રી રઘુનાથજીની દુહાઇ છે. અનેક રાક્ષસોએ દોડીને દોડીને આ સમાચાર રાવણને કહ્યા. રાવણે વિચાર કરીને બળવાન્ તથા મહાવીર મેઘનાદને મોકલ્યો. ૯

अनेक अस्त्र शस्त्र लाय आय मारने लगे ।
घुमाय दीन बालधी पुकार कुरसे भगे ॥
बिशाल ज्वाल जानि कोपि मेघ बोलि यौं कहीं ।
बुझाय देहु आगिरे वहाय कीशकों सही ॥ १० ॥

મેઘનાદ–આદિ રાક્ષસો અનેક અસ્ત્ર શસ્ત્રથી લડવા લાગ્યા. મહાવીરજીએ એવું તો પુંછડું ઘુમાવ્યું કે તેથી સર્વે રાક્ષસો બાળકોની પેઠે પોકાર પાડતા પાડતા ભાગી ગયા. ત્યારે રાવણે ક્રોધ કરીને મેઘોને બોલાવીને કહ્યું કે–તમે હમણાંને હમણાંજ જઈને લંકાને ઠંડી કરી દીઓ. અગ્નિને બુઝાવી વાનરાને તાણી જાઓ.

भले सुनाय मेघ आय पुंजपाथ छांडेऊ ॥
यथासनेह पाय चैागुनी कृशानु बाढेऊ॥

लगीजु अंग अंग बाण प्राण लै भगे सबै ॥
निहारि रीति मालवान स्यान बोलियो तबै ॥ ११ ॥

મેઘોએ આવી જળની વૃષ્ટિ કરી, પરંતુ જેમ તેલથી આગ વૃદ્ધિ પામે છે તેમ ચાર ગણી આગ વૃદ્ધિ પામતાં રાક્ષસોનાં પ્રત્યેક અંગમાં અગ્નિનાં બાણ લાગવા માંડયાં. એટલે તો સર્વ જીવ લઇને નાઠા. આ દશા જોઇને માલ્યવાને કહ્યું કે, ૧૧

न आहि याहि आग्नि आहि ईशकी सु वामता ।
समीर सीय श्वासकी जु रामरोष मामता ॥
बुलाय कालते कह्यो लंगूर लाउ मारिकै ।
बटोरि भूत प्रेत यक्ष दंड चंड धारिकै ॥ १२ ॥

આ અગ્નિ નથી, આ ઇશ્વરનો કોપ છે. અથવા જાનકીજીનો શ્વાસ અને રઘુનાથજીનો કોપ છે. એટલે રાવણે કાળને કહ્યું કે-તું હાથમાં પ્રચંડ દંડ લઇ ભૂતોની પ્રેતોની તથા યક્ષોની સેનાને સાથે લઇને ચડી જા અને વાનરને મારીને મારી પાસે લાવી દે. ૧૨

विलोकि वातजात घात कीनि सयन तासुको ॥
उठाय गालमे धरो परो खभार जासुको ॥
समेत शंभु भास रामदास पास आयऊ ॥
सभीत पंकजासनादि बीनती सुनायऊ ॥ १३ ॥

રાવણની આજ્ઞાથી સેના લઇને જેવો કાળ જાય છે કે તુરત મહાવીરજીએ તેની સેના મારી નાખી. અને કાલને પકડીને પોતાના ગલોફામાં મૂકી દીધો. ત્યારે શ્રી સદાશિવજી સૂર્ય તથા બ્રહ્મા-આદિ દેવતાઓ મહાવીરજી પાસે આવ્યા. અને બ્રહ્માજીએ પણ ભયભીત થઇને હનુમાનજીની પાસે આવીને વિનતિ કરી. ૧૩

दोहा—देहु छांडि यमराज कहँ, यही विनय यक मोर ॥
परवस आयो लरन मुनि, दीन गालते छोर ॥ २६ ॥

યમરાજને છોડી આપો. એજ અમારી એક વિનતિ છે. એ તો પરવશ થઇને લડવા આવેલ છે. આવાં બ્રહ્માજીનાં વચન શ્રવણ કરી મહાવીરજીએ તેને ગલોફામાંથી મુકત કરયા. ( ક્ષેપક પૂર્ણ થયું ) ૨૬

चौ०—देह विशाल परम हरुआई, मन्दिरते मन्दिर चढि जाई ॥
जरत नगर भे लोग बिहाला, लपट झपट बहु कोटि कराला ॥

तात मातु सब करहिं पुकारा, यहि अवसर को हमहिं उबारा ॥
हम जो कह यह कपि नहिं होई, वानररूप धरे सुर कोई ॥
साधु अवज्ञाकर फल एसा, जरै नगर अनाथकर जैसा ॥
जारा नगर निमिष यक माहीं, एक विभीषणको गृह नाहीं ॥
जाकर भक्ति अनल जेइँ सरजा, जरा न सो तेहि कारण गिरिजा ॥
उलटि पलटि लंका कपि जारी, कूदि परा पुनि सिंधु मझारी ॥

દેહ તો ઘણોજ મોટો હતો, પરન્તુ હલકો હતો. એથી એક સ્થળેથી બી જે સ્થળે સહેલાઇથી હનુમાનજી જતા હતા. નગરના બળવાથી લોક બેહાલ થઇ ગયાં. અનેક પ્રકારે અગ્નિની લપટ ઝપટ થતી હતી. ૧ સર્વ કોઇ માબાપને પોકારવા લાગ્યા કે આ સમય અમને કોણ બચાવે ? કોઈ કહે કે અમે કહેતા હતા કે આ કપિ નથી. પરંતુ વાનરરૂપ ધરીને કોઈ દેવતા આવેલ છે(એ સમય જાનકીજીએ અગ્નિની પ્રાર્થના કરી કે-જેથી મહાવીરજીને કાંઇ પણ નુકશાન થયું નહિ. આવો પ્રચન્ડ અગ્નિ છતાં મહાવીરજીને ટાઢ વાતી હતી.) ૨ શ્રેષ્ટ પુરૂષ મહાત્માઓની વાતનો નિરાદર કરવાથી આ ફળ પ્રાપ્ત થાય છે. જે પ્રમાણે અનાથની પેઠે નગર બળી ગયું. મહાવીરજીએ કહ્યું હતું તે રાવણે માન્યું નહિ. પળ માત્રમાં નગર બાળી નાંખ્યું. (પરંતુ વિભીષણ અને કુમ્ભકર્ણનું ઘર બળ્યું નહિ. કુંભકર્ણનું ઘર તે સૂતો હતો તેથી તેની સ્ત્રીએ વિનતિ કરતાં બળ્યું નહિ અને વિભીષણ તો ભકતરાજ હોવાથી તેનું ઘર બળ્યું નહિ.) ૩ વિભીષણ તો પ્રભુના ભકત છે. અગ્નિ તેજ પ્રભુનો બનાવેલ છે. ભાઇબંધનો નાતો થયો છે. શિવજી કહે છે કે હે પાર્વતી ! એ કારણથી તેનું ઘર બળ્યું નહિ. મહાવીરજી આમ તેમ ચારે કોર લંકાપુરીને બાળીને પછી સમુદ્રમાં કૂદીને પડયા.[1]

---

૧ કોઇ એમ કહે છે કે, એક સમય શનિશ્ચરની દૃષ્ટિથી લંકાની ભીંત કાલી પડી ગઇ. એટલે રાવણે શનિશ્ચરને લંકાની ભીંત નીચે દાબી દીધા. આ સમય લંકામાં આગ લાગતાં સુવર્ણ વિશેષ ચમકવા માંડયું. ત્યારે મહાવીરજીને દેવતાઓએ કહ્યું કે—મહરાજ ! શનિશ્ચરને ભીંત નીચેથી કાઢો, તેની દૃષ્ટિથી લંકા કાળી પડી જશે, ત્યારે બળશે. મહાવીરજીએ શનિને બહાર કાઢયા. તેની દૃષ્ટિથી લંકા કાળી પડી ગઇ ત્યાર પછી મહાવીરજી લંકાને બાળી પાછા શનિને ભીંત નિચે રાખી પૂર્વ પ્રમાણે કરી દીધું. અને કહ્યું કે શ્રી રઘુનાથજી તમારો ઉદ્ધાર કરશે. થોડા દિવસ ધિરજ ધરો; પાછી ભીંત પ્રથમના સમાન રાખી દીધી. એ માટે પલટ શબ્દ લખવામાં આવ્યો છે. લંકાને ઉલટ કરી પાછી તેમજ કરીને ખુબ બાળીને સાગરમાં કૂદી પડયા, જે સમય મહાવીરજીએ લંકા બાળી હતી. તે સમય લંકાની ગલિયોમાં સુવર્ણનો પ્રવાહ ચાલવા માંડયો હતો, તેનું કારણ એ હતું કે ક્ષીર સાગરમાં પણ એક ત્રિકૂટ પર્વત છે,

दोहा–पूंछ बुझाइ खोय श्रम, धरि लघुरूप बहोरि ॥
जनकसुताके आगे, ठाढ भयउ करजोरि ॥ २६ ॥

પુંછડું ઓલવી નાખી શ્રમ ઉતારી પાછું નાનું સ્વરૂપ ધારણ કરી હાથ જોડી જાનકીજીના સન્મુખ ઉભા રહીને બોલ્યા કે–૨૬

चौ०–मातु मोहि दीजै कछु चीन्हा, जैसे रघुनायक मोहिं दीन्हा ॥
चूडामणि उतारि तब दीन्हा, हर्ष समेत पवनसुत लीन्हा ॥
कहेहु तात अस मोर प्रणामा, सब प्रकार प्रभु पूरणकामा ॥
दीनदयालु विरुद सम्भारी, हरहुनाथ मम संकट भारी ॥
तात शक्रसुत कथा सुनायहु, बाणप्रताप प्रभुहि समुझायहु ॥
मास दिवस महँ नाथ न आवहिं, तौ पुनि मोहिं जियत नाहिं पावहिं ॥
कहु कपि केहि विधि राखौं प्राना, तुमहू तात कहत अब जाना ॥
तुमहिं देखि शीतल भइ छाती, पुनि मोकहँ सोइ दिन सोइ राती ॥

હે માતા ! જેમ શ્રી રઘુનાથજીએ તમારા માટે મુદ્રિકા આપી હતી તેમ

---

તેનાં બહુજ ઉંચાં ચાંદી, સુવર્ણ તથા લોઢાનાં ત્રણ શિખર છે. તે પર્વતમાં ક્રીડાનું સરોવર છે. તેમાં એક કાચબો રહેતો હતો. એક દિવસ હાથિયોનો રાજા તે સ્થળે જળ પીવા જતાં કાચબાએ તેને પકડયો. આ પ્રમાણે તે બન્નેને ઘણા દિવસ યુદ્ધ થયું. એટલામાં ગરૂડજીનું આવવું થયું. એટલે ગરૂડજીએ બન્નેને બે પંજામાં પકડી લીધા. ને ગરૂડજી તો ઉડયા. અને કેટલેક દૂર કેટલાક યોજનનું મોટું જામ્બુનદ વૃક્ષ જોવામાં આવતાં તેના ઉપર જેમના તેમ ગરૂડજી બેઠા. એટલે તેની એક શાખા તુટી ગઇ. તેમાં નિચું મોઢું કરીને સાઠ હજાર વાલિખિલ્ય તપ કરતા હતા. તેને જોઇ શાપના ભયથી ગરૂડજીએ ચાંચમાં તે શાખા પકડી રાખી. અને આકાશ માર્ગે કશ્યપજી પાસે જઇને કહ્યું કે મને શુદ્ધ ભૂમી બતાવો. કે જ્યાં હું ભોજન કરૂં કશ્યપજીએ કહ્યું કે સાગરમાં લંકા નામની શુદ્ધ ભૂમી છે ત્યાં તમે ભોજન કરો આવાં પિતાજીનાં વચન શ્રવણ કરી ગરૂડજી લંકામાં આવ્યા અને તે શાખા સ્થાપન કરી હાથી અને કાચબાનું ભોજન કર તે એનાં હાડકાંથી લંકામાં ત્રણ શિખર થયાં—તે લંકામાંજ ત્રિકૂટ પર્વત થયો. તે શિખરો ઉપર ગરૂડજીએ કેટલાક યોજનની શાખા સ્થાપન કરી હતી, અને પછી અમૃત લેવા ચાલ્યા ગયા હતા. વાલિખિલ્ય તો તપ કરીને વિષ્ણુલોકમાં ચાલ્યા ગયા. તે શાખા ઉપર ઘણીજ માટી આદિ પત્થર રૂપ થઇ તે જાગી જતાં તે રાક્ષસોના જાણવામાં આવ્યું નહિ. આ સમય લંકામાં અગ્નિ લાગતાં એ શાખાનો સુવર્ણમય રસ વહેવા લાગ્યો. જેથી લંકાની ભૂમી સુવર્ણની થઇ ગઇ. જામ્બુનદના ફળથી સુવર્ણ થાય છે.

તમે પણ મને કાંઇક નિશાની આપો. એટલે જાનકીજીએ ચૂડામણિ ઉતારીને આપતાં મહાવીરજીએ મહા પ્રેમથી પ્રસન્ન થઇને લઈ લીધી. ૧ હે તાત ! મારા પ્રણામ કહીને કહેજો કે, આપ તો સર્વ પ્રકારે પૂરણકામ છો. તમે દીન દયાળુ છો તો તે તમારૂં બિરૂદ સંભારી સંકટ દૂર કરો. ૨ હે તાત ! જયન્તની કથા પણ સંભળાવજો. ( એ કથા પણ ચિન્હરૂપ હતી. કેમકે શ્રી રઘુનાથજી અને જાનકીજી શિવાય બીજું કોઇ એ ભેદને જાણતું ન હતું. અને બાણનો મહિમા સમજાવવો કે સીંક ધનુષ્યથી ત્રૈલોકયમાં જયન્તને કોઇ ઠેકાણું મળ્યું નહિ. તો હવે રાવણ શી રીતે બચ્યો છે.) જો સ્વામી એક માસમાં નહિ પધારે તો મને જીવતી નહિ જુએ. ૩ હે મહાવીર ! બતાવો તો ખરા કે કયા ઉપાયે હું મારાં પ્રાણ રાખું હવે તમે પણ જવાનું કહો છો. તમને જોઇને છાતી ઠંડી થઇ હતી, પરંતુ તમારા વગર આ પ્રમાણે દિવસ અને રાત્રિ જશે. ૪

दोहा–जिमि मणि बिन व्याकुल भुजग, जल बिन व्याकुल मीन ॥
तिमि देखे रघुनाथ बिन, तलफत हौं मैं दीन. ॥ २७ ॥

( અહિંથી ક્ષેપક છે. ) જેમ મણિ વગર સર્પ વ્યાકુળ રહે છે. જળ વગર માછલી દુઃખી થાય છે, તેમજ હું પણ શ્રી રઘુનાથજીને જોયા વગર દીન દુઃખી છું. ૨૭

कवधों बिधि पहुंचाइ है, फिर कोशलपुर तात ॥
भरत शत्रुहन लोग सब, कब लहिहै मुदमात ॥ २८ ॥

હે મહાવીર ! કોણ જાણે વિધાતા હવે ક્યારે અયોધ્યામાં પોહોચાડશે. અને કયારે માતા સહ ભરત, શત્રુઘ્ન અને સર્વ લોક આનંદ પામશે. ૨૮

व्हैहै मंगलकाज सब, पूजीहै याचक काम ॥
नख शिख कब अवलोकि हौं, रघुपति छबी अभिराम ॥ २९ ॥

મંગળ કાજ કયારે થશે. યાચકોના કામ–મનોરથ કયારે પૂર્ણ થશે. અને ક્યારે શ્રી રામચન્દ્રજીની નખથી શિખા સુધી છબી નિરખીશ. ૨૯

शिशमुकुट मणिगणजटित, श्रवणन कुंडल लोल ॥
जगमगात कब देखिहौं, टोपी दिये अमोल ॥ ३० ॥

શ્રી રામચન્દ્રજીએ મણિથી જડિત્ર મુકુટ શિરપર ધારણ કરેલ છે, કાનોમાં કુંડળ ઝુલી રહેલાં છે અને ઝગ મગતી અમૂલ્ય ટોપી પહેરી છે એ હું હવે નિરખું એવો દિવસ કયારે આવશે. ૩૦

अलकें सींचीं अतरसों, निकट कपोलन मुक्त ॥
भरि लोचन कब देखिहौं, कुसुमकालिन संयुक्त ॥ ३१ ॥

સુગંધી પદાર્થ યુક્ત વાળની લટ કપોળ ઉપર છૂટી છે અને જેમાં પુષ્પો ની કળીઓ લાગી રહેલી છે, તે હું નેત્ર ભરી ભરીને ક્યારે જોવા પામીશ. ૩૧

भाल तिलक भासित सुभग, भ्रकुटी धनु अनुहारि ॥
भूरी भाग्य कब देखीहौं, नयनन पलक बिसारी ॥ ३२ ॥

ભાળમાં સુંદર તિલક કરેલ, ધનુષાકાર ભમર, તેને મહા ભાગ્યશાળી એવી જે હું તે નેત્રનાં પલકને વિસારીને ક્યારે જોઇશ. ૩૨

चंचल चारु बिशाल शुभ, लोचन मोचनमान ॥
चितवन दिशि कब देखिहौं, मनको करि कुरबान ॥ ३३ ॥

મહા ચંચલ, સુન્દર માનને દૂર કરવાવાળાં, સ્વામીનાં નેત્ર તરફ મનને બલિહારીને હું ક્યારે જોઈશ. ૩૩

कीर तुंड सम नासिका, लटकनकी छबी भूरि ॥
कचचकोर सम देखिहौं, मुखमंयक तृण तूरि ॥ ३४ ॥

પોપટની ચાંચના સમાન જેની નાસિકા, તેમાં શોભાયમાન લટકન પેહેરેલ પ્રભુના મુખચન્દ્રને ચકોર સમાન તૃણ તોડીને હું ક્યારે જોઈશ. ૩૪

अरुण अधर दाडिम दशन, रसन चारु मृदु हास ॥
हे हरि कब अवलोकिहौं, शशिकर सरिस प्रकाश ॥ ३५ ॥

જેના લાલ હોઠ, દાડમના દાણાના સમાન દાંત, સુન્દર જીહ્‌વા અને મંદ હાસ્ય છે. હે મહાવીરજી ! એ ચન્દ્રમાના સમાન પ્રકાશ યુક્ત સ્વામીનાં હું ક્યારે દર્શન કરીશ. ૩૫

मधुर वचन जनमनहरन, कब सुनिहौं निजकान ॥
चिबुक चारु कब देखि हौं, चितवन अमी समान ॥ ३६ ॥

ભક્તોનાં મનને હરવાવાળાં કોમળ વચન હું ક્યારે કાનેથી સાંભળીશ. તે સુંદર દાઢી અને અમૃતના સમાન ચિંતવન હું ક્યારે જોઇશ. ૩૬

कंबु कंठ तुलसी सुभग, मणि मोतिनकी माल ॥
उर दीरघ अवलोकिहौं, कब त्रिवलि सुखजाल ॥ ३७ ॥

શંખ સદૃશ જેનો કંઠ છે, તેમાં તુલસી અને મણિ મોતીની માળા પેહે

રેલ જેનું હૃદય વિશાળ છે, તે સુખની ખાણુ ત્રિવલી કયારે અવલોકન કરીશ. ૩૭

भुज विशाल कारि कर सरिस, करतल कमल समान ॥
साहति विभूषण देखिहौं, कब लिन्है धनुबान ॥ ३८ ॥

જેની મોટી ભુજા હાથીની શુંઢના સમાન છે, જેની હથેલી કમળના સમાન છે, તે ભુજાઓને ધનુષ બાણુ ધારણુ કરેલ અને ઘરેણાં પેહેરેલ કયારે જોઇશ. ૩૮

झीन झगा पहेरे ललित, ता ऊपर पटपीत ॥
कब निज नयन सिराइहौं, देखी उदर उपबीत ॥ ३९ ॥

સુન્દર પાતળો જામો પહેરેલ તે ઉપર પીળો દુપટો નાખેલ, યજ્ઞોપવીત યુક્ત પ્રભુના ઉદરનાં કયારે દર્શન કરીશ. ૩૯ (ક્ષેપક પૂર્ણ થયું.)

जनक सुताहिं समुझाइ कारि, बहु विध धीरज दीन्ह ॥
चरणकमल सिर नाइ कपि, गमन रामपहँ कीन्ह ॥ ४० ॥

મહાવીરજીએ જાનકીજીને સમજાવીને બહુજ પ્રકારે ધિરજ આપી. અને ચરણકમળમાં શિર નમાવીને શ્રી રઘુનાથજી પાસે ચાલ્યા. ૪૦

चौ०—चलत महाध्वनि गरजेउ भारी, गर्भ स्रवेउ सुनि निशिचरनारी ॥
लाँघि सिंधु एहि पारहिं आवा, शब्द किलकिला कपिन्ह सुनावा ॥
हर्षे सब बिलोकि हनुमाना, नूतन जन्म कपिन तब जाना ॥
मुख प्रसन्न तनुतेज बिराजा, कीन्होसि रामचंद्रकर काजा ॥
मिले सकल अति भये सुखारी, तलफत मीन पाव जनु वारी ॥
चले हर्षि रघुनायक पासा, पूछत कहत नवल इतिहासा ॥
तब मधुबन भीतर सब आये, अंगदसहित मधुरफल खाये ॥
रखवारे तब बरजन लागे, मुष्टिप्रहार करत सब भागे ॥

ચાલતી સમય મહા ધ્વનિથી મહાવીરજીએ ગર્જના કરી, જે શ્રવણુ થતાંની સાથેજ રાક્ષસની સ્ત્રીયોના ગર્ભ પડી ગયા. સમુદ્ર ઉલ્લંઘીને આ પાર આવ્યા.+ અને કીકીયારી કરી પોતાનો શબ્દ વાનરાઓ કે જે ત્યાં બેઠા હતા તેને

* જે સમય મહાવીરજી પાર આવ્યા. તે સમય એક મુનિના આશ્રમમાં આવી જળ પીવાની ઇચ્છા કરી. મુનિએ સમીપમાં સરોવર દેખાડયું એટલે તે ચૂડામણિ તથા મુદ્રિકા રાખીને જળ પીવા ગયા. પાછળથી તે મુનિએ ચૂડામણિ કમંડળમાં નાખી. મહાવીરજીએ આવીને પુછયું

સંભળાવ્યો. (કાર્તિક પુર્ણિમાને દિવસે આ પાર આવ્યા.) ૧ સર્વ વાનરાઓ મહાવીરજીને જોઈને પ્રસન્ન થયા. અને પોતાનો નવો જન્મ માન્યો. મુખ પ્રસન્ન અને શરીરમાં તેજ વિરાજી રહ્યું હતું. તેથી રામચન્દ્રજીનું સર્વ કાર્ય કરીને આવેલ છે એમ સર્વ જાણી ગયા. કેમકે મહાવીરજી ચાલતી વેળાએ કહી ગયા હતા કે–होय काम मन हर्ष विशेषी ૨ સર્વ મળીને બહુજ પ્રસન્ન થયા. જાણે તડફડતી માછલીને જળ મળતાં તે પ્રસન્ન થાય તેમ સર્વને થયું. સર્વ પ્રસન્ન થઈને શ્રી રઘુનાથજીની પાસે લંકા બાળવા સંબંધી નવી કથા કહેતા સાંભળતા માર્ગમાં ચાલ્યા. ૩ અને તેઓ સર્વ મધુવનમાં આવ્યા. અંગદજી સહ સર્વેએ મીઠાં ફળ ખાધાં (સુગ્રીવે કહી રાખ્યું હતું કે–જે જાનકીજીની ખબર લાવશે તે આ વનનાં ફળ ખાશે.) વનના રક્ષકે ના પાડતાં છતાં તેને મારીને ફળ ખાધાં. એટલે રક્ષકો તો ભાગી ગયા. (કાર્તિક વદ ૫ ને શુક્રવારે મધુવનનાં ફળ ખાધાં હતાં.) ૪

दोहा–जाइ पुकारे सकल ते, बन उजारू युवराज ।
सुनि सुग्रीव हर्षि कपि–कारि आय प्रभुकाज ॥ ४१ ॥

વનના રક્ષકોએ જઈને સુગ્રીવની પાસે પોકાર કરયો કે યુવરાજે વન ઉજાડ કરી નાખ્યું, એ સાંભળતાંની સાથેજ સુગ્રીવ પ્રસન્ન થઈ ગયા, અને જાણી લીધું કે વાનરાઓ પ્રભુનું કાજ કરીને આવ્યા. ૪૧

चौ०–जौ न होत सीतासुधी पाई, मधुवनके फल को सक खाई ॥
एहिविध मन विचार कर राजा, आइगए कपि सहित समाजा ॥
आइ सबहिं नावा पदशीशा, मिले सबन्हि अतिप्रेम कपीशा ॥
बूझेउ कुशल कुशल पद देखी, रामकृपा भा काज विशेखी ॥
नाथकाज कीन्हेउ हनुमाना, राखे सकल कपिन्हकर माना ॥
सनि सुग्रीव बहुरि उठि मिलेऊ, कपिन्हसहित रघुपतिपहँ चलेऊ ॥

---

કે, ચૂડામણિ ક્યાં છે ? મુનિએ કહ્યું કે કમંડળમાં છે તે લઇ લિયો. મહાવીરજીએ કમંડળ જોયું તો તેમાં હજારો ચૂડામણિ અને મુદ્રિકા જોવામાં આવી. અને તે સર્વ સીતા રામના નામથી અંકિત હતી. મહાવીરજી બોલ્યા કે, હે ભાગવત! આ શું છે ? રૂષિએ કહ્યું કે જ્યારે જ્યારે રામાવતારમાં મહાવીરજી શોધ માટે ગયા હતા. ત્યારે ત્યારે અહિ થઇનેજ ગયા છે. તેની આ મુદ્રિકા રાખી મૂકી છે તમે ગણના કરી જુઓ. મહાવીરજી ગણવા લાગ્યા તો અનંત થઈ તો મુનિએ કહ્યું કે અનંતવાર રામાવતાર થયેલ છે. મહાવીરજી રામચન્દ્રજીનું માહાત્મ્ય જાણી પ્રસન્ન થઈને ચાલ્યા. ( આનંદ રામાયણ. )

राम कपिन्ह जब आवत देखी, किये काज मन हर्ष विशेखी ॥
स्फटिकशिला बैठे दोउ भाई, परे सकल कपि चरणन जाई ॥

જો જાનકીજીના ખબર મળ્યા ન હોત, તો, મધુવનનાં ફળને કોણ ખાઇ શક્ત. આ પ્રમાણે સુગ્રીવ મનમાં વિચાર કરતા હતા, એટલામાં તો સર્વ વાનરાઓ ત્યાંજ આવી પોહોચ્યા. ૧ સર્વેએ આવીને ચરણોમાં મસ્તક નમાવ્યાં. કપીશ સુગ્રીવજી સર્વને પ્રસન્નતાથી મળ્યા. તેઓનાં કુશળ ચિન્હને નિરખીને કુશળ પૂછતાં વાનર બોલ્યા કે આપનાં ચરણ કુશળ નિરખીને સર્વ કુશળ છે. શ્રી રઘુનાથજીની કૃપાથી કાર્ય બની ગયું. ૨ હે નાથ ! હનુમાનજીએ સર્વ કાર્ય કરેલ છે. અને સર્વ વાનરાઓનાં પ્રાણ રાખેલ છે. આ વચન સાંભળીને સુગ્રીવજી બીજીવાર ઉઠીને મળ્યા અને વાનરાઓ સહ શ્રી રઘુનાથજી પાસે ચાલ્યા શ્રી રઘુનાથજીએ કપિયોને આવતા જોયા કે કાર્યસિદ્ધ કરી પ્રસન્ન થઇને ચાલ્યા આવે છે, બન્ને ભાઇ સ્ફટિકની શિલા ઉપર બેઠા હતા, સર્વ વાનરાઓ ચરણમાં આવીને પડયા. ૪

दोहा—प्रीतिसहित भेटे सकल, रघुपति करूणापूंज ॥
पूछेउ कुशल नाथ अब, कुशल देखी पदकंज ॥ ४२ ॥

કૃપાસાગર શ્રી રઘુનાથજી સર્વને પ્રીતિ પૂર્વક મળ્યા. અને કુશળ પૂછતાં સર્વ વાનરાઓ બોલ્યા કે હવે આપનાં ચરણ નિરખી સર્વ કુશળ છે ૪૨.

चौ०—जांबवंत कह सनु रघुराया, जापर नाथ करहु तुम दाया ॥
ताहि सदा शुभ कुशल निरंतर, सुर नर मुनि प्रसन्न तेहि ऊपर ॥
सो विजयी विनयी गुणसागर, तास सुयश तिहुलोकउजागर ॥
प्रभुकी कृपा भयउ सब काजू, जन्म हमार सफल भा आजू ॥
नाथ पवनसुत कीन्ह जो करणी, सो मुख लाखउ जाइ न बरणी ॥
पवनतनयके चरित सुहाये, जांबवंत रघुपतिहि सुनाये ॥
सुनि कृपालु उठि ह्रदय लगाये, जानि सुभट रघुपति मन भाये ॥
कहहु तात केहि भाँति जानकी, रहति करति रक्षा स्वप्राणकी ॥
कौन भांति लंका विस्तारा, सो सब वर्णहु पवनकुमारा ॥
सुनत बचन मारुति कहबानी, सुनिये दीनबंधु सुखदानी ॥
गिरि त्रिकूट पर लंक सुहाई, वर्णि न जाय मनोहरताई ॥
पांच लक्ष है पत्थरके घर, औ नवलाख काठके सुन्दर ॥

+ प्रसन्नो यदि गोविन्द प्रसन्ना सर्व देवता ॥

જામ્બવન્તે કહ્યું કે હે રઘુનાથજી ! શ્રવણ કરો. જેના ઉપર આપ દયા કરો છે, તેનું તો સદૈવ કુશળજ છે. સુર, નર અને મુનિ તેના ઉપર પ્રસન્નજ રહે છે. ૧ વિજયી, વિનય યુક્ત ગુણોનો સમુદ્ર છે. તેનો યશ ત્રૈલોકમાં ઉજ્વળ છે. પ્રભુની કૃપાથી સર્વ કાર્ય થયું છે. આજ અમારો જન્મ સફળ થયો છે. ૨ હે નાથ ! મહાવીરજીએ જે કરણી કરી છે, તેનું વર્ણન લાખ મુખેથી પણ થઇ શકે તેમ નથી. મહાવીરજીનાં પવિત્ર ચરિત્ર જામ્બવન્તે શ્રી રઘુનાથજીને સંભળાવ્યાં. તે શ્રવણ કરીને કૃપાનિધાન અત્યાનંદ પામ્યા. અને પ્રસન્ન થઇને હનુમાનજીને હૃદય સાથે લગાવ્યા. અને પૂછયું કે, હે તાત ! જાનકી કયા પ્રકારે પ્રાણોનું સંરક્ષણ કરે છે. ૪ ( અહિંથી ક્ષેપક છે. )

રામચન્દ્રજીએ પૂછયું કે–હે મહાવીરજી ! લંકાનો વિસ્તાર તો કહો. આવાં પ્રભુનાં વચન શ્રવણ કરી મહાવીરજી બોલ્યા—હે દીનબંધુ ! સુખને દેવાવાળા શ્રવણ કરો. ૫ ત્રિકૂટ પર્વતના ઉપર લંકાપુરી છે. તેની મનોહરતાનું વર્ણન થઈ શકતું નથી. તેમાં પાંચ લાખ પત્થરનાં અને નવ લાખ કાષ્ટ-લાકડાનાં ઘર છે. ૬

दोहा—सात कोटि है ताम्राके, चांदिके श्रुति कोटि ॥
जातरूप केहु इते, माणिक कोटि सुओटी ॥ ४३ ॥

સાત કરોડ ત્રાંબાનાં, ચાર કરોડ ચાંદીનાં અને ચાર કરોડ સુવર્ણનાં તથા એક કરોડ મણિયોનાં ઘર છે. ૪૩

चौ०—तृण निमित्त षट कोटि विशाला, वंस छाल शत कोटि दयाला ॥
नव करोर स्फटिक सुहाये, सहस कोटि मणि नील सुछाये ॥
सत योजनमं पुरी सुहाये, घनी वसत अतिशय रघुराये ॥
राज्य करत रावण तहां स्वामी, सो तुम जानत अंतरयामी ॥
दशशिर प्रभु ताके भुज वीसा, देव दनुज नांवत सब शीशा ॥
ताकी प्रभुताइ तहां भारी, राज्य करत भय त्यागी खरारी ॥
चलिये अब प्रभु विलंबन कीजे; जनकसुताकों धीरज दीजे ॥
तुम बिन सीय महादुख पावत, तुम बिन्है तिन्है कछु नहि भावत ॥४॥

મોટાં મોટાં છ કરોડ ઘર ઘાસનાં છે. સો કરોડ અગણિત ઘર વાંસ અને છાલનાં છે. નવ કરોડ સ્ફટિકનાં અને હજાર કરોડ-અગણિત નીલમણિનાં ઘર છે. ૧ હે રઘુનાથજી ! એ સુન્દર પુરી સો યોજનના વિસ્તારવાળી છે તેમાં પુષ્કળ વસ્તી છે, હે સ્વામી ! ત્યાં રાવણ રાજ્ય કરે છે. તે તો આપ જાણો છો

કારણ કે આપ અંતર્યામી છો. ૨ હે પ્રભુ! રાવણને દશ મસ્તક અને વીશ ભુજા છે. તેને દેવતા, દૈત્ય આદિ સર્વ શિર નમાવે છે. ત્યાં તેની બહુજ પ્રભુતા છે. હે પ્રભુ! તે ભયનો તો ત્યાગ કરીને રાજ્ય કરે છે. ૩ હે પ્રભુ! હવે પધારો. વિલમ્બ ન કરો. તુરત પધારીને જાનકીજીને ધિરજ આપો. તમારા વગર જાનકીજી મહાદુઃખ પામે છે. અને તેને કાંઇ પણ સારૂં લાગતું નથી. ૪ (ક્ષેપક પૂર્ણ થયું.)

दोहा—नाम पाहरू दिवस निशि, ध्यान तुम्हार कपाट ॥
लोचन निजपद यांत्रिका, प्राण जाहिं केहि बाट ॥ ३० ॥

આપનું નામ અને ધ્યાન જાનકીજીનાં પ્રાણનો રાત દિવસ પેહેરો ભરે છે જાનકીજીનાં નેત્ર કપાટ છે. તે ચરણના યંત્રથી મંત્રિત છે, અર્થાત્ આંખ્યો કે જે પગના તરફ જોઇ રહેલી છે, તેજ કપાટનું તાળું છે. તેથી પ્રાણ નિકળવાનો રસ્તો મળતો નથી; અર્થાત્ મહાદુઃખી છે. ભાવ એ છે કે જે આપના રંગમાં રંગાએલ છે તેને કાળ પણ કાંઇ કરી શકતો નથી. ૩૦

चौ०—चलती बार कह्यो मोहिं टेरी, सुरति कराय शक्रसुत केरी ॥
चलत मोहिं चूडामणि दीन्हीं, रघुपतिहृदय लाइ तेहि लीन्ही ॥
नाथ युगललोचन भरि बारी, बचन कह्यो कछु जनककुमारी ॥
अनुजसमेत गहेहु प्रभुचरणा, दीनबन्धु प्रणतारतिहरणा ॥
मन क्रम वचन चरणअनुरागी, केहि अपराध नाथ मोहिं त्यागी ॥
अवगुण एक मोर मैं जाना, बिछुरत प्राण न कीन्ह पयाना ॥
नाथ सो नयनन कर अपराधा, निसरत प्राण कराहिं हठि बाधा ॥
बिरह अग्नि तनु तूल समीरा, श्वास जरै क्षण महँ शरीरा ॥
नयन श्रवे जल निजहित लागी, जरै न पाव देह विरहागी ॥
सीताकी अति बिपति विशाला, बिना कहे भल दीनदयाला ॥

ચાલતી વખતે અને બોલાવીને ઈંદ્રપુત્ર જયંતની કથાને સ્મરણ કરવાનું કહીને પછી મને ચૂડામણિ આપેલ છે. તેને શ્રી રઘુનાથજીએ હૃદય સાથે લગાવી. હે નાથ! બેય નેત્રમાં જળ લાવીને જાનકીજીએ કાંઇક વચનો કહેલાં છે. ૧ +લક્ષ્મણજી સહિત પ્રભુનાં ચરણ પકડીને કહેવું કે હે દીનબંધુ! તમે દીનોનું દુઃખ હરવાવાળા છો. અથવા જે પ્રભુ દીનબંધુ છે. અનુજસહ રહે છે. તેનાં ચરણ પકડવાં અથવા તમારે અને લક્ષ્મણજીએ મારી વતી પ્રભુના ચરણ

+ લક્ષ્મણજીનાં ચરણ પકડવાનો એ આશય છે કે, જે મેં કઠોર વાક્ય કહેલ તે ક્ષમા કરજો અથવા ' रहत न आरतके चित चेतू

પકડવાં અથવા લક્ષ્મણજીની સેવાનાં અને મારી સેવાનાં બે ચરણ પકડવાં. મન, વચન અને કર્મથી ચરણોનો અનુરાગ કરવાવાળી જે હું તેનો શ્રી રઘુનાથજીએ શા અપરાધે ત્યાગ કર્યો છે. ૨ હા! મારો એક અવગુણ છે. તે મેં જાણ્યો છે કે-વિયોગ થતાં પ્રાણ ત્યાગ કરયાં નહિ. હે નાથ! તે નેત્રનો અપરાધ છે. તે પ્રાણ નિકળવામાં અડચણ કરે છે. ૩ આપના વિરહનો તો અગ્નિ છે, શરીર રૂ છે, શ્વાસ પવનછે. તેથી ક્ષણ વારમાં શરીર બળી જાય, પરંતુ નેત્ર પોતાને માટે જળ વહેવરાવે છે. એથી વિરહાગ્નિથી દેહ બળતો નથી. નેત્રનું હિત રામના દર્શન છે. ૪ હે દીનદયાળુ! સીતાજીને મહાદુઃખ છે. તે વગર કહેવેજ સારૂં છે. આપ દીનદયાળુ છો, તેથી તેને સહન નહિ કરી શકો. અથવા જાનકીજીને એટલું તો મહાદુઃખ છે કે તેથી આપને દીનદયાળુ ન કહેવા એજ સારૂં છે.

दोहा—निमिष निमिष करुणायतन, जाहिं कल्प शत बीति ॥
बेगि चलिय प्रभु आनिये, भुजबल खलदल जीति ॥ ३१ ॥

હે કરૂણાના સાગર! જાનકીજીને પ્રત્યેક પળ કલ્પ સમાન વીતે છે. માટે આપ શીઘ્રતાથી પધારીને શત્રુઓને ભુજબળથી જીતીને જાનકીજીને લાવો. ૩૧

चौ०—सुनि सीता दुख प्रभु सुखअयना, भरि आये जल राजिवनयना ॥
वचन काय मन ममगति जाही, स्वप्नेहु विपति कि चाहिय ताहीं ॥
कह हनुमान विपति प्रभु सोई, जप तप सुमिरण भजन न होई ॥
कितिक बात प्रभु यातुधानकी, रिपुहि जीति आनिये जानकी ॥
सुनु कपि तोहिं समान उपकारी, नहिं कोउ सरनर मुनि तनुधारी ॥
प्रति उपकार करौं का तोरा, सन्मुख होइ न सकत मनमोरा ॥
सुनु कपि तोहिं उरुण मैं नाहीं, देखउँ करि विचार मन मांही ॥
पुनि पुनि कपिहि चितव सुरत्राता, लोचन नीर पुलकि अतिगाता ॥

જે પ્રભુ સુખના ધામ હતા. તેને સીતાજીના દુખની વાતો સાંભળતાંની સાથેજ નેત્રોમાં આંસુ આવી ગયાં. જેને મન વચન અને કર્મથી મારીજ ગતિ છે તેને સ્વપ્નમાં પણ વિપત્તિ થવા સંભવ નથી. તેને તો વિપત્તિનું પુછવુંજ નહિ. ૧ મહાવીરજી બોલ્યા કે હે પ્રભો! વિપત્તિતો તેજ છે. જ્યારે તમારૂં સ્મરણ તથા ધ્યાન ન હોય ત્યારેજ વિપત્તિ હોય એમ માનવું યોગ્ય છે. (સીતાજી તો સર્વદા આપનું સ્મરણ તથા ધ્યાન કરયા કરે છે તેથી હું તો

+ यद्दिन भगवन्नाम कथा पीयूषवर्जितं तद्दिन दुर्दिनं मन्ये वर्षापाते न दुर्दिन १

જાણું છું કે તેને સર્વદા સુળજ છે,) હે પ્રભુ ! રાક્ષસોની શી વિસાત છે ? શત્રુનો પરાજય કરી જાનકીજીને લાવો. ૨ રઘુનાથજીએ કહ્યું કે–હે પવનસુત ! શ્રવણ કરો તમારા સમાન ઉપકારી દેવતા, નર અને મુનિયોમાં શરીર ધારી કોઈ પણ નથી. આ તમારા કામનો પ્રત્યુપકાર શું કરૂં. મારૂં મન તમારા સન્મુખ થઈ શકતુંજ નથી. ૩ હે કપિ ! શ્રવણ કરો. હું તમારાથી ઉઋણ નથી. મનમાં વિચાર કરી લીધો છે, કે હું તમારો કરજદાર છું. દેવતાઓના રક્ષક શ્રી રઘુનાથજી પ્રેમથી મહાવીરજીને જોવા લાગ્યા. નેત્રોમાં આંસુ ભરાઈ આવતાં શરીરે રોમાંચિત થઈ ગયું. ૪

दोहा–सुनि प्रभु वचन विलोकि मुख, हृदय हर्ष हनुमन्त ॥
चरण परेउ परमाकुल, त्राहि त्राहि भगवन्त ॥ ३२ ॥

મહાવીરજીએ પ્રભુનાં આવાં વચન સાંભળીને એટલે કે હું તમારાથી ઉઋણ નથી. એ શબ્દથી પ્રભુનાં મુખ સામું જોઈ મહાવીરજી ચરણોમાં પડીને કહેવા લાગ્યા કે હે પ્રભુ ! રક્ષા કરો ! રક્ષા કરો ! ૩૨

चौ०–बार बार प्रभु चहत उठावा, प्रेम मगन तेहि उठत न भावा ॥
प्रभुपदपंकज कपिकर शीशा, सुमिरि सो दशा मगन गौरीशा ॥
सावधान मन करि पुनि शंकर, लांगे कहन कथा अति सुंदर ॥
कपि उठाय प्रभु हृदय लगावा, कर गहि परम निकट बैठावा ॥
कहु कपि रावण पालित लंका, केहि विधि दहेउ दुर्ग अतिबंका ॥
प्रभु प्रसन्न जाना हनुमाना, बोले बचन बिगत अभिमाना ॥
शाखामृगकी अति मुनसाई, शाखाते शाखा पर जाई ॥
नांघि सिन्धु हाटकपुर जारा, निशिचरगण वधि विपिन उजारा ॥
सो सब तव प्रताप रघुराई, नाथ न कछुक मोरि प्रभुताई ॥

શ્રી રઘુનાથજી વારમ્વાર ઉઠાડવા ઇચ્છા કરે છે; પરંતુ મહાવીરજી એવા પ્રેમમગ્ન હતા કે ઉઠવા ઇચ્છતા ન હતા. યાજ્ઞવલ્કયજી કહેછે કે હે ભરદ્વાજ ! પ્રભુના ચરણકમળ પર ગૌરી અને શિવ બન્ને પ્રેમમાં મગ્ન થઈ ગયાં. ૧ શ્રી સદાશિવજી મનને સાવધાન કરીને પાછા કથા કહેવા લાગ્યા. કપિને ઉઠાડીને પ્રભુએ હૃદયથી લગાવ્યા. અને હાથ પકડીને બહુજ સમીપમાં બેસાડયા. ૨ અને પુછયું કે રાવણ જેનું પાલન કરે છે એવી લંકાને હે મહાવીરજી ! શી રીતે બાળી ? હનુમાનજી પ્રભુને પ્રસન્ન જાણી અભિમાન રહિત વચન બોલ્યા કે ૩ મહારાજ ! વાનરાઓની તો એ વીરતા છે કે એક શાખા પરથી બીજી શાખા

ઉપર જાય છે. અને સમુદ્ર લાંઘીને બજાર સહુ લંકાને બાળી રાક્ષસોને મારી અને અશોક વન ઉજાડ કરયું, તે તો હે રઘુનાથજી ! આપનો પ્રતાપ છે. કાંઇ તેમાં મારૂં બળ નથી. ભાવ એ છે કે આપની મુદ્રિકાની સહાયતાથી સમુદ્ર પાર થઇને મુદ્રિકા દર્શાવી જાનકીજીને શિતળ કરયાં અને તેના શોકાગ્નિથી લંકાને બાળી અને પાછો ચુડામણિની સહાયતાથી આ પાર આવ્યો. (વન ઉજાડ કરયું તથા રાક્ષસોને મારયા એ કેવળ આપનાજ પ્રતાપથી કરેલ છે. )

दोहा–ताकहँ प्रभु कछु अगम नहिं, जापर तुम अनुकूल ॥
तव प्रताप बडवानलहिं, जारि सकै खल तूल ॥ ३१ ॥

હે પ્રભુ ! જેના ઉપર તમારી કૃપા થાય છે, તેને કાંઇ પણ અશકય નથી આપના પ્રતાપનો પ્રચન્ડ અગ્નિ રૂ રૂપ રાક્ષસોને બાળી શકે છે.

चौ०–सुनत बचन प्रभु बहु सुखमाना, मन क्रम वचन दास निजजाना ॥
मांगु बचन सुत वर अनुकूला, देहुँ आजु तुम कहँ सुखमूला ॥
नाथ भक्ति तव सब सुखदायिनि, देहु कृपा करि सो अनपायिनि ॥
सुनि प्रभु परम सरल कपिबानी, एवमस्तु तब कहेउ भवानी ॥
उमा राम स्वभाव जिन जाना, ताहि भजन तजि भाव न आना ॥
यह संवाद जासु उर आवा, रघुपतिचरणभक्ति तेइ पावा ॥
सुनि प्रभुबचन कहैं कपिवृन्दा, जय जय जय कृपालु सुखकन्दा ॥
तब रघुपति कपिपतिहि बुलावा, कहा चलन कर करहु बनावा ॥
अब विलम्ब केहि कारण कीजै, तुरत कपिन कहँ आयसु दीजै ॥
कौतुक देखि सुमन बहु बर्षे, नभते भवन चले सुर हर्षे ॥

આ પ્રમાણે હનુમાનજીનાં વચન શ્રવણ કરી પ્રભુએ બહુ સુખ માની મન વચન અને કર્મથી પોતાનો દાસ જાણી કહ્યું કે–હે સુત ! જે અનુકૂલ વર હોય તે માંગ કે તે આજે હું તને સુખમૂળરૂપ વચન આપું. આવું પ્રભુનું વચન શ્રવણ કરી હનુમાનજીએ કહ્યું–હે નાથ ! કૃપા કરીનેઆપની સુખને દેવાવાળી અને ન આપી શકાય તેવી ભકિત આપો. શ્રી રઘુનાથજીએ મહાવીરજીની આ પ્રકારે

+ आलुवन्दाण तवामृतस्यन्दन पादपंकजे निवेसितात्मा कममंन्यदिच्छति ॥ स्थिते रविन्दे मकरन्द निर्भरे मधुव्रतोनेक्षुर संहि वीक्षते ॥ १ ॥ ना नाक पृष्ठं न चसार्वभौमं न पारमेष्ठ्यं न रसाधिपत्यं । न योगासद्धि न पुनर्भवंवा वांछन्ति यत्पादरज पपन्ना ॥

હણીજ સીધી વાણી શ્રવણ કરીને એમજ થશે એમ કહ્યું ૧ શ્રી સદાશિવજી કહેછે કે–હે પાર્વતી ! જેણે શ્રી રઘુનાથજીનો સ્વભાવ જાણ્યોછે તેને તો ભજનનો ત્યાગ કાંઇ પણ સારૂં લાગતું નથી. આ જેના હૃદયમાં આવશે. તે રઘુનાથજી સમવાદનાં ચરણની ભક્તિને પામશે. ૨ પ્રભુનાં વચન શ્રવણ કરીને વાનરોનો સમૂહ કહેવા લાગ્યો કે–હે કૃપાળુ સુખ સાગર ! આપનો જય થાઓ. ત્યારે સુગ્રીવને રઘુનાથજીએ બોલાવીને કહ્યું કે, હવે ચાલવાની તૈયારી કરો. ૩ હવે તમે શા માટે વિલંબ કરો છો. વાનરાઓને પ્રયાણની તુરત આજ્ઞા આપો. આ કૌતુક જોઇને દેવતાઓ પ્રસન્ન થયા. અને પુષ્પવૃષ્ટિ કરતા કરતા ઘેર ગયા.

दोहा–कपिपति बेगि बुलायहु, आये यूथप यूथ ॥
नाना वरण अतुल बल, वानर भालु वरूथ ॥ ३४ ॥

કપી પતિએ ત્વરાથી યૂથપતિયોનાં યૂથોને બોલાવતાં તે સર્વ આવ્યા કે અનેક વર્ણના મહા બળવાન્ રીંછ અને વાનરાઓનાં યુથ હતાં ૩૪

चौ०–प्रभु पदपंकज नावहिं शीशा, गर्जहिं भालु महाबल कीशा ॥
देखी राम सकल कपि सैना, चितव कृपा करि राजिवनैना ॥
रामकृपा बल पाइ कपिन्दा, भये पक्षयुत मनहु गिरिन्दा ॥
हर्षि राम तब कीन्ह पयाना, शकुन भये सुन्दर शुभ नाना ॥
जासु सकल मंगलमय किर्ति, तासु पयानं शकुन यह नीती ॥
प्रभु पयान जाना वेदेही, फरके बाम अंग शुभ तेही ॥
जो जो शकुन जानकिहि होइ, अशकुन भयउ रावण हि सोई ॥
चला कटक को वरणै पारा, गरजहिं बानर भालु अपारा ॥
नख आयुध गिरि पादप धारि, चले गगन महि इच्छाचारी ॥
केहरिनाद भालु कपि करहीं, डगमगाहिं दिग्गज चिक्करहीं ॥

પ્રભુનાં ચરણકમળોમાં શિર નમાવીને મહા બળવાન્ રીંછ અને વાનર ગર્જના કરવા લાગ્યા. શ્રી રઘુનાથજીએ સર્વ વાનરાઓની સેનાને કૃપા દૃષ્ટિથી નિરખી. ૧ રઘુનાથજીની કૃપાનું બળ પ્રાપ્ત કરીને વાનર જાણે પર્વતોને પાંખ્યો નિકળી આવી હોય એવા થઇ ગયા. ત્યાર પછી શ્રી રઘુનાથજીએ પ્રસન્ન થઇ પ્રયાણ કરયું, તે સમય સુંદર શકુન થયાં. ૨ જેના યશ કહેવાય એજ મંગળ મૂળ છે. તેના પ્રયાણમાં શકુન થવાં એ એક નીતિ મનુષ્ય શરીર ધારણ કરવાની છે. અથવા તેના પ્રયાણમાં સફળ થવાનાંજ શકુન થયા કરે છે. પ્રભુનું પ્રયાણ જાનકીજીના જાણવામાં આવ્યું; કારણકે જાનકીજીનાં ડાબા અંગ ફરકે

તાં તેણે જાણી લીધું કે રઘુનાથજી આવે છે. ૩ જાનકીજીને જે જે શકુન થયાં તે તે અશુકન રાવણને થયાં. સૈન ચાલવા માંડયું. તેના પારનુ વર્ણન કોણ કરી શકે તેમ છે. અપાર વાનર અને રીંછ ગર્જના કરવા લાગ્યા. ૪ જેને નખ છે તેજ આયુધ છે. વૃક્ષ અને પર્વતને ધારણ કરવાવાળા, ઇચ્છાનુસાર+ પૃથ્વિ અને આકાશમાં ચાલવા લાગ્યા. સર્વે રીંછ અને વાનર સિંહનાદ કરતા હતા, અને દિગગજો રાડ પાડીને ડગમગવા લાગ્યા. ૫

छंद–चिक्करहिं दिग्गज डोलमहिगिरि लोल सागर खरभरे ॥
मन हर्ष दिनकर सोम सुर मुनि नाग किन्नर दुख टरे ॥
कटकटहिं मर्कट विकट भट बहु कोटि कोटिन धावहीं ॥
जय राम प्रबळ प्रताप कोशलनाथ गुणगण गावहीं ॥

દિગગજો રાડ પાડવા લાગ્યા, પૃથ્વિી ડોલવા લાગી, પર્વત ચંચળ થઈ ગયા. સમુદ્ર ઉછળવા લાગો, ચન્દ્ર અને સૂર્યના મનનાં પ્રસન્નતા થઇ. દેવતા, મુનિ, નાગ અને કિન્નરોનું દુઃખ મટી ગયું. અનેક વાનર યોધ્ધાઓ કટક શબ્દ કરીને અનેક પ્રકારે દોડતા હતા. પ્રબળ પ્રતાપી શ્રી રઘુનાથજીનો જય થાઓ. એ પ્રકારે કોશલનાથના યશ વખાણ કરતા હતા. ૧૪.

सहिसक न भार उदार अहिपति बार बार विमोहई ॥
गंहि दशन पुनि पुनि कमठपृष्ट कठोर सो किमि सोहई ॥
रघुवीर रुचिर पायन प्रास्थित जानि परम सुहावनी ॥
जनु कमठ खप्पर सर्पराज सो लिखत अविचल पावनी ॥

તે મહાભારને શેષજી સહન ન કરી શકતાં વારંવાર મૂર્છિત થઇ જતા હતા પોતાના દાંતથી કમઠની કઠોર પીઠને વારંવાર પકડતા હતા. તેની કઠોરતાથી દાંત પકડી શકતા નહિ પરંતુ રેખા પડી જતી હતી. તે રેખા એવી શોભતી હતી કે જાણે રઘુનાથના સુંદર પ્રયાણ માર્ગ પ્રાપ્ત થવાની કુંડળી હોય એવી જણાતી હતી. તે શા માટે સોહામણી અને પવિત્ર છે કે એથી રાવણનો ભાર શેષજીના માથેથી ઊતરી જશે. કાચબાની પીઠને અચળ અને પવિત્ર જાણીને લખેલ છે. ૧૫.

+ जयत्पति बलोराम लक्ष्मणश्च महाबली। राजाजयति सुग्रीव राघवेनाभिपालित ॥ ગીતાવલીમાં લખે છે કે-जब रघुवीर पायनो कीन्हो क्षुभित सिन्धु डग मगत महीधर सजि शारँग कर लीन्हो सुनि कठोर टकोर घोर जाते चौंके विधि त्रिपुरारि जटापटलतें चली सुरसरी सकत न शम्भु सँवारि ॥

दोहा—इहि विधि जाइ कृपानिधि, उतर सागरतीर ॥
जहँ तहँ लागे खान फल, भालु विपुल कपि बीर ॥ ३५ ॥

આ પ્રકારે કૃપાસાગર રામચન્દ્રજી! સમુદ્રને કિનારે જઇને ઉતર્યા જ્યાં ત્યાં રીંછ અને વાનર ફળ ખાવા લાગ્યા. અથવા કે જે પ્રકારે તીર ચાલ્યું જાય તેમ ચાલ્યા. આ કૃપાનિધી અને તે જળનિધી બે સમાન છે. જ્યાં ત્યાં ફળોની ખાણ્યો છે અથવા જ્યાં ત્યાં ખાવાનાં ફળ લાગેલાં છે તેમજ રીંછ અને વાનર પણ અનેક છે. ૩૫

चौ०—वहां निशाचर रहहिं सशंका, जबते जारि गयउ कपि लंका ॥
निज निज गृह सब करैं विचारा, नाहिं निशिचर कुल केर उबारा ॥
जासु दूत बल वरणि न जाई, तेहि आये पुर कवन भलाई ॥
अति सभीत सुनि पुरजनबाना, मन्दोदरी हृदय अकुलानी ॥
रही जोरिकर पति पद लागी, बोली वचन नीतिरसपागी ॥
कन्त कर्ष हरिसन परिहरहू, मोर कहा अति हित चितधरहू ॥
समुझत जासु दूतकी करनी, श्रवहिं गर्भ रजनीचरघरनी ॥
तासु नारि निज सचिव बुलाई, पठवहु कन्त जो चहहु भलाई ॥
तव कुल कमल बिपिन दुखदाई, सीता शीत निशासम आई ॥
सुनहु नाथ सीता विनु दिन्हे, हित न तुम्हारे शम्भु अजकीन्हे ॥

જ્યારથી મહાવીર લંકા બાળીને ગયા હતા ત્યારથી લંકામાં સર્વે રાક્ષસો ડરતા હતા. પોતપોતાના ઘરમાં રાવણના ડરથી સર્વે વિચાર કરતા હતા કે, હવે રાક્ષસોના કુળનો ઉદ્ધાર નથી. ૧ જેના દૂતના બળનું વર્ણન થઇ શકતું નથી, તેના નગરમાં આવવાથી શું કલ્યાણ થવાનું છે. મહા અનર્થ થશે. જો દૂત આવો છે તો રાજા કેવો હશે. આવી પુરવાસીઓની વાણી દૂતિયોદ્વારા શ્રવણ કરીને મંદોદરી મનમાં વ્યાકુળ થઇ ગઇ. ૨ અને હાથ જોડીને એકાંતમાં પતિના ચરણને સ્પર્શ કરી નિતિનાં વચન કહેવા લાગી. અથવા રાવણ જતો હતો, તેનાં ચરણ પકડી જોરથી રોકી રાખ્યો. અને કહેવા લાગી, અર્થાત તમે બચશો નહિ; કેમકે તમે નીતિયુકત નથી. અથવા નીતિયુકત ન હોવાથી તમારી પાઘડી બચશે નહિ. હે સ્વામી! ભગવાન્ સાથે વિરોધતા ત્યાગી દિયો. અને મારાં જે હિતકારી વચનો છે તે મનમાં ધારણ કરો. ૩ જેના દૂતની કરણી શ્રવણ કરીને રાક્ષસીઓનો ગર્ભ પડી જાય છે. તેની સ્ત્રીને+ તમારા મંત્રીને બોલાવીને

---

+ એક સમય પદ્માક્ષ રાજાએ સર્વે સંસારને લક્ષ્મીની ઇચ્છામાં જોઇને પોતાને ત્યાં લક્ષ્મી

**તેની પાસે હે કંથ ! જો કલ્યાણ ઇચ્છતા હો તો મોકલી આપો. ૪ તમારાં કુળ-કમળને દુઃખ દેવાને માટેજ જાનકી શીયાળાની રાત્રીના સમાન આવીછે. હે સ્વામિન્ ! શ્રવણ કરો. જાનકી આપ્યા વગર જો કદાચ શિવ બ્રહ્માદિક તમારૂં શ્રેય ઇચ્છશે તોપણ શ્રેય થનારજ નથી. મારાં વચન સાંભળ્યા છતાં પણ જાનકીજી નહિ આપો તો શિવજી કે જેણે તમને અજર કરેલ છે અથવા જેણે શિવ અને બ્રહ્મા બનાવ્યા છે. તે સાથે વૈર કરવાથી તમારૂં હિત થશે નહિ. ૫.**

કન્યારૂપથી અવતાર લે તે માટે ઉગ્ર તપ કર્યું એટલે લક્ષ્મીએ દર્શન આપી કહ્યું કે હું પરતંત્ર છું. માટે વિષ્ણું ભગવાનની આરાધના કરો. એટલે વિષ્ણુનું તપ કરતાં ભગવાને પદ્માક્ષ રાજાને માતુલિંગનુ એક ફળ આપ્યું. તે ફળમાંથી એક કન્યા ઉત્પન્ન થઈ કે જે સાક્ષાત્ લક્ષ્મીરૂપ હતી રાજાએ તેનું પદ્મા નામ રાખ્યું. અને ફળ જેમનું તેમ પાછું થઇ ગયું તે કન્યા ત્વરાથી મોટી થતાં રાજાએ સ્વયંવર કર્યો. તેમાં દેવતા દૈત્ય રાક્ષસ અને મનુષ્ય-આદિ સર્વે આવ્યા. રાજાએ કહ્યું કે જે નીલ-શ્યામ વર્ણનાં આકાશને પોતાના દેહમાં લપેટી લેશે. તે સાથે હું આ મારી કન્યાનો વિવાહ કરીશ, રાજાની આવી દુર્ઘટ વાત શ્રવણ કરી સર્વે રાજાઓ કન્યાહરણ માટે રાજા સાથે યુદ્ધ કરવા માંડતાં રાજા મરણ પામ્યો એટલે સર્વે કન્યાને લેવા દોડયા, એટલે કન્યા અગ્નિમાં પ્રવેશ કરી ગઇ. રાજા તપાસ કરી નીરાશ થઇ ચાલ્યા ગયા નગર નષ્ટભ્રષ્ટ થઇ ગયું એક દિવસ પદ્મા અગ્નિકુંડમાંથી નિકળી ફરતી હતી, એ સમય આકાશમાં રાવણ જતો હતો. સારણના દેખાડવાથી રાવણે કહ્યું કે, હે પદ્મે ! હવે તમારૂં સ્થાન જાણ્યું. એમ કહી જેવો તેને પકડવા રાવણે હાથ લાંબો કરયો કે તુરત અગ્નિમાં પ્રવેશ કરી ગઇ. એટલે તો રાવણ અગ્નિમાં તપાસવા લાગ્યો. એટલે તે કુંડમાંથી પાંચ રત્ન નિકળ્યાં. એટલે તેને લેઈ પેટીમાં મુકીને રાવણ લંકામાં આવ્યો. અને મંદોદરીને એકાંતમાં કહ્યું કે હું તમારે માટે રત્ન લાવ્યો છું, તે પેટીમાં મુકયાં છે તે લઇ લો. મંદોદરી પેટી ઉધાડવા ગઇ પણ ઉપડી નહિ ત્યારે લજ્જાયમાન થઈ પતિને પેટી ન ઉધડવાની વાત કહેતાં રાવણ હસીને પેટી ઉઘાડવા ગયો. પણ તેનાથી પણ ઉપડી નહિ એ ટલે તો વિસ્મય થઇ રાવણે પેટી ઉઘાડતાં તેમાં તો તેણે મહા તેજ નિધાન કન્યા જોઇ જેના તેજથી રાવણની આંખ્યો મિંચાઇ ગઇ. ધણા રાક્ષસો તે કન્યાને જોવાને માટે આવ્યા. તે પાસે સારણે પદ્મા કન્યાની સર્વે વાર્તા કહી કે એ જે પોતાના આખા કુળનો નાશ કર્યોછે. એટલે મંદોદરીએ કહ્યુ કે જોને એવી છે તો તમે તેને અહિં કેમ લાવ્યા? આનો તો ત્વરાથી ત્યાગ કરો હું જાણું છું કે આને માટેજ તમારો વધ થશે. દૂતોને બોલાવી મંદોદરી બોલી કે આ પેટી બંધ કરી આકાશ માર્ગે પુષ્પક વિમાનમાં પેટી રાખી લઇ જાઓ અને બાહાર ફેંકી દેશો નહિ પણ પૃથિવીમાં દાટી દેજો. જે ગૃહસ્થી જીતેન્દ્રિય ચરાચરમાં આત્માને જોવાવાળો હોય, તેને ત્યાં આ રહી શકે તેમ છે અને વૃદ્ધિને પ્રાપ્ત થાય તેમ છે. આ વચન શ્રવણ કરી દૂત ચાલ્યા. ત્યારે તે કન્યા બોલી હાલ તો હું જાઉં છું પરંતુ રાક્ષસો સહ રાવણનો સહ કુટુંબ નાશ કરવાને પાછી આવીશ. ત્રીજીવાર સો માથાવાળા રાવણને મારીશ. ચોથીવાર મૂલકાસુરને મારીશ. આ વચન સાંભળવાની સાથેજ રાવણ ખડગ લઇને મારવા દોડયો. ત્યારે મંદોદરીએ સમજાવીને કહ્યું કે હે રાવણ ! વગર મૃત્યુએ કેમ મૃત્યુના મુખમાં પડો છો. બનવા કાળ મિથ્યા થતુંજ નથી. આ સાંભળી રાવણ મૌન રહયો. દૂતોએ જઇ જનકપુરીમાં પેટી દાટી દીધી. તેજ આ જાનકી છે તેજ તમારા કુળનો નાશ કરવા સીતા આવી છે માટે પાછી આપી દીયો.

दोहा–रामबाण अहिगण सरिस, निकरनिशाचर भेक ॥
जब लगि ग्रसत न तबहिंलगि, यतन करहु तजि टेक ॥ ३९ ॥

રઘુનાથજીનાં બાણ સર્પ છે. રાક્ષસ છે તે દેડકાં છે. માટે જ્યાં સુધી રઘુનાથજીનાં બાણરૂપી સર્પ, રાક્ષસોરૂપી દેડકાંને ન ખાય, ત્યાં સુધીમાં જાનકીજીને પાછાં આપવાની ટેકનો ત્યાગ કરી જાનકીજી આપી દીયો. અને શ્રી રઘુનાથજી સાથે મળવાનો ઉદ્યોગ કરો. ૩૯.

चौ०–श्रवण सुनत शठ ताकी वानी, विहसाँ जगतविदित अभिमानी ॥
सभय स्वभाव नारिकर सांचा, मंगल माहिं अमंगल रांचा ॥
जो आवे मर्कट कटकाई, जियहिं विचारे निशिचर खाई ॥
कम्पहिं लोकप जाके त्रासा, तासु नारि सभीत बडिहासा ॥
अस कहि विहँसि ताहि उरलाई, चलेउ सभा ममता अधिकाई ॥
मन्दोदरी हृदय कर चिंता, भयो कन्तपर विधि विपरीता ॥
बैठेउ सभा खबरि असपाई, सिन्धुपार सेना सब आई ॥
बूझेसि सचिव उचित मत कहहू, ते सब हँसे मौनकरि रहहू ॥

મૂર્ખ રાવણ મંદોદરીનાં વચન સાંભળીને હસ્યો. જગતમાં જેનું અભિમાન વિખ્યાત છે, તે બોલ્યો કે,–સ્રીનો સ્વભાવજ ભયયુક્ત છે. એ વાત સત્ય છે. સ્રીને મંગળમાં પણ અમંગળજ સૂજેછે. પણ જો વાનરાઓનું સૈન્ય આવશે તો બિચારા રાક્ષસ એને ખાઇને જીવશે. લોકપાળ જેને જોતાંની સાથેજ કાંપી જાય છે, તેની સ્રી આ પ્રમાણે ડરે એ બહુજ હસવા જેવી વાત છે. આ પ્રમાણે કહી હસીને મંદોદરીને હૃદય સાથે લગાવી મહા અહંકારથી સભામાં ગયો. મંદોદરીએ મનમાં વિચાર કર્યો કે, હવે સ્વામીના ઉપર વિધાતા વિપરીત થઈ ગયેલ છે.+૩ જ્યારે રાવણ સભામાં જઇ બેઠો કે તુરત સમાચાર થયા કે સર્વ સેના સમુદ્રપાર આવી. મંત્રિયોને કહેવાલાગ્યો કે જે યોગ્ય સલાહ હોય તે આપો. તમારો આ બાબતમાં શું અભિપ્રાય છે? તે સર્વ હસ્યા અને મનમાં વિચાર કર્યો કે આ બાબતમાં મૌન રહેવું એજ ઉત્તમ છે. ૪

चौ०–सुनि घटश्रुति बोला अहँकारी, को है त्रिभुवन सरिस हमारी ॥
जो सन्मुख शक्र नयन मिलाई, अस कह चला विवस औंघाई ॥
तब सक्रोध बोला अतिकाया, आयसु मोहि देहु करि दाया ॥
अबहि क्षिति नर हरि बिन करहुं, और मंत्रका बहु उच्चरहुं ॥

कामरुप बोला घननादा, मम प्रभाव जग जानत जादा ॥
विधि हरि हर वश कियउँ गुझारु, नर वानरन हित कौन विचारु ॥
कुंभ निकुंभ दोउ छळकारी, बोले विभुता विदित हमारी ॥
कृपादृष्टि सब देव निहारे, देखत उच्चासन बैठारे ॥
भोजनहित कहियत नित पाहीं, हम काहूकर छुवा न खाहीं ॥
डाटत बोली शके नहि एकू, कपि मानुष हम गने न नेकू ॥
मत्सररूप अकंपन कहई, हमें जिय अस को सिय लहई ॥
कहो उपाय करौं अब सोई, नर वानर जेहि बचै न कोई ॥
अपर कथा कहिये का छोभी, तव भा भनत महोदर लोभी ॥
जो आवै अनगिन्त करोरी, डारों खाय भरैं मम झोरी ॥
तो कपि सहस लाख केहि लेखे, जेह भूमि नाग हम देखे ॥
बोला तत्र दुर्मुख पाखंडी, छळ करि हरिआनों दोउ दंडी ॥
जो चाह्यो सो किन्ह्यो पाछे, बद मकराक्ष कपट वपुकाछे ॥
विपुल विप्र जो मैं वरी जानी, भुसुर बनि कोई शके न आनि ॥

( अहिंथी क्षेपक छे. ) ते दिवस कुंभकर्ण पण जागतो हतो. ते रावणनी सभामां कहेवा लाग्यो के-त्रैलोकयमां मारा समान कोण छे, के जेने सन्मुख आवी आंख पण मेळवी शके. एम कहेतांनी साथेज तेने उंघ आवी जतां ते तो शयनभुवनमां जइने सूई रह्यो. १ एटले अतिकाय नामनो राक्षस क्रोध करीने बोल्यो के,-हे रावण ! आप कृपा करी मने आज्ञा आपो के तुरत हुं सकळ पृथ्वीने मनुष्य अने वानर हीन करी दउं, विशेष हुं तमने शुं कहुं. २ त्यारे इच्छा प्रमाणे स्वरूप धारण करनारो मेघनाद बोल्यो के-मारो प्रताप विश्व विख्यात छे. कारण के में मोटा लडवैया ब्रह्मा, विष्णु अने महेशने पण मारा वशमां करी लीधा छे. तो नर वानरनी तो वातज शी छे. ३ आ सांभळी कुंभकर्णना महा छळवाया पुत्र कुंभ अने निकुंभे कह्युं के-अमारुं पराक्रम सर्व जणा जाणे छे. सर्व देवता अमारी कृपादृष्टिनी इच्छा करे छे. अमने जोतांनी साथेज उंचा आसन उपर बेसारी ले छे. ४ भोजन माटे तो तेओने शुं कहेवुं अमे बीजा कोईना हाथनुं अडेलुं खाता नथी. मारा दाबथी कोइ पण बोली शकतुं नथी. अमे तो वानर अने मनुष्यने कशी गणनामां गणताज नथी. ५ आ वार्ता श्रवण करी अहंकाररूप अकंपन बोल्यो के-मारा जीवतां कोण जानकीने लई जाय तेम छे. हवे जे कहो ते उपाय करीए के जेथी

મનુષ્ય કે વાનર કોઇ બચવાજ ન પામે. ૬ વિશેષ વાતો કરવાની અને ક્ષોભ દેવાની જરૂરતાજ શી છે. આ વાત શ્રવણ કરી લોભી મહોદર બોલ્યો કે—જો અગણિત કરોડો વાનર આવે તોપણ હું સર્વને ખાઈ જઇશ. ત્યારે મારૂં પેટ ભરાશે. ૭ તો પછી હજારોને લાખો વાનર તે શી ગણનામાં છે ? મને જોતાંની સાથેજ સર્પ પણ પૃથ્વીમાં પેસી જાય છે. આ વા-ર્તા શ્રવણ કરી પાખંડી દુ-ર્મુખ બોલ્યો કે-તમે કહો તો બે તપસ્વીઓને છળ કરી હરી લાવું. ૮ પછી ઇચ્છાનુસાર કરજો. આ સાંભળી કપટી મકરાક્ષ બોલ્યો કે-હું બ્રાહ્મણનું રૂપ ધરીને કોઇ ન જાણી શકે તેમ બ્રાહ્મણોને જમાડું. ૯.

दोहा०—तिनके छलसें रामको, प्रभु तहँ लेहि बुलाय ॥
घर बांधे लावे यहां, कैसो करों उपाय ॥ १७

હે સ્વામી ! છળથી રામને બોલાવીને બાંધી લેશું, અને પછી તમારી પાસે લાવશું. કહો આ કેવો ઉપાય છે. ( ક્ષેપક પૂર્ણ થયું. ) ૩૭

चौं०—जितेहु सुरासर तब श्रम नाहीं, नर बानर केहि लेखे माहीं ॥

જે આપે સુરાસુરને જીતી લીધા ત્યારે શ્રમન થયો, તો વાનર તે શી ગણ-નામાં છે. એમાં તો છેજ શું.૦

दोहा—सचिव वैद्य गुरु तीनि जो, प्रिय बोलहिं भय आश ॥
राज धर्म तनु तीनकर, होइ वेगही नाश ॥ १८ ॥

જે મંત્રી ભયથી સારાં વચન કહે, તો રાજ્યનો નાશ થાયછે. વૈદ્ય ભયથી વા કોઇ પણ જાતના લોભની આશાથી પ્રિય બોલે તો શરીરનો નાશ થઇ જાય. ગુરૂ, ભય તથા આશાથી પ્રિય બોલે તો ધર્મનો નાશ થઇ જાય, તાત્પર્ય એ છે કે મંત્રીએ રાજાને અનુકૂળ કહેવાથી નીતિનો ધ્વંશ થઇ રાજ્યનો નાશ થાય છે. રોગી કુપથ્યની માગણી કરે અને વૈદ્ય લોભ તથા ભયથી કુપથ્ય ખા-વાની રજા આપે, તો શરીરનો નાશ થાય છે. અને ગુરૂ જો લોભ તથા ભયથી શિષ્યોને અધર્મથી તરો કહે તો ધર્મનો નાશ થઇ જાય છે. ૩૮

चौ०—सोइ रावण कहँ बनी सहाइ, अस्तुति करहिं सुनाइ सुनाई ॥
अवसर जानि विभीषण आवा, भ्राता चरण शीश तेहि नावा ॥
पुनि शिरनाइ बैठि निजआसन, बोला वचन पाइ अनुशासन ॥
जो कृपालु पूंछेहु मोहिं बाता, मति अनुरुप कहब मम ताता ॥
जो आपन चाहौ कल्याना, सुयश सुमति शुभगति सुखनाना ॥

तो परनारि लिलार गुसाँई, तजौ चौथि चंदाकी नाँई ॥
चौदह भुवन एकपति होई, भूत द्रोह तिष्ठै नहिं सोई ॥
गुणसागर नागर नर जोऊ, अल्प लोभ भल कहै न कोऊ ॥

ઉપર પ્રમાણેનીજ સર્વ સહાયતા રાવણને આવીને મળી છે. મંત્રી ભયથી સાંભળીને સ્તુતિ કરે છે. તે સમય વખત વિચારીને વિભીષણ ત્યાં આવ્યા. અને ભાઈનાં ચરણોમાં મસ્તક નમાવ્યું. ૧ અને વળી મસ્તક નમાવી આસન ઉપર બેઠા. એટલે રાવણની આજ્ઞા થતાં વિભીષણે કહ્યું કે-કૃપાળુ! જો આપ મને પુછો છો તો હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું. ૨ જો તમે તમારૂં કલ્યાણ, યશ, સુગતિ અને નાના પ્રકારના સુખ ઇચ્છતા હો તો હે ગુસાંઈ! પારકી સ્ત્રીનું મુખ ભાદરવા મહિનાની ચોથના ચન્દ્રની પેઠે જોવું નહિ, તેનો ત્યાગજ કરવો. જેમ તે દિવસે ચન્દ્ર જોવાથી કલંક લાગે છે. ૩ ગમે તો ચૌદભુવનનો પતિ હોય, પરન્તુ પ્રાણી માત્રથી દ્રોહ કરવામાં ભલું થતુંજ નથી. અથવા ચૌદ ભુવનના સ્વામી સાથે વિરોધ કરી, કોઈ પણ પ્રાણી ઉભું રહી શકેજ નહિ અર્થાત્ જીવી શકેજ નહિ. જે મનુષ્ય ગુણોના સમુદ્ર અને અતિ ચતુર છે. તેને થોડા પણ લોભથી કોઈ સારૂં કહેતા નથી. ૪

दोहा—काम क्रोध मद लोभ सब, नाथ नरककर पन्थ ॥
सब परिहरि रघुबीर पद, भजहु कहहि सदग्रन्थ ॥ ३९ ॥

હે નાથ! કામ, ક્રોધ, મોહ, મદ અને લોભ એ સર્વનો ત્યાગ કરી શ્રી રઘુનાથનું સ્મરણ કરવાનું સદ્ગ્રન્થો પણ કહે છે. ૩૯

चौ०—तात राम नहिं नर भूपाला, भुवनेश्वर कालहुके काला ॥
ब्रह्म अनामय अज भगवन्ता, व्यापक अजित अनादि अनंता ॥
गो द्विज धेनु देव हितकारी, कृपासिन्धु मानुषतनुधारी ॥
जनरंजन भंजनखलब्राता, बेदधर्मरक्षक सुरत्राता ॥
ताहि बैर तजि नाइय माथा, प्रणतारतिभंजन रघुनाथा ॥
देहु नाथ प्रभुकहँ बैदेही, भजहु राम बिनु काम सनेही ॥
शरण गये प्रभु ताहु न त्यागा, विश्वद्रोह कृत अघ जेहि लागा ॥
जासु नाम त्रयतापनशावन, सो प्रभु प्रगट समुझ जिय रावन ॥

હે તાત! શ્રી રામચન્દ્રજી કાંઈ મનુષ્ય રાજા નથી. તે તો ભુવનોના ઇશ્વર કાળના પણ કાળ છે. બ્રહ્મ છે. રોગરહિત છે. ઐશ્વર્યવાન્ છે. ભય રહિત છે.

વિશ્વવ્યાપક છે. અજીત છે. આદિ રહિત છે. અંત રહિત છે. જો એવા છે તો શરીર કેમ ધારણ કરવું તે પર કહે છે કે-૧ ગાય, બ્રાહ્મણ અને દેવતાઓનું હિત કરવાને માટે કૃપાસાગરે મનુષ્યનું શરીર ધારણ કર્યું છે ભક્તોને આનંદ દેવાવાળા, દુષ્ટોને મારવાવાળા, દેવતાઓ અને વેદ ધર્મની રક્ષા કરવાવાળા છે.૨ માટે વૈરનો ત્યાગ કરી શ્રી રામચન્દ્રજીને મસ્તક નમાવો. મહારાજ શ્રી રામચન્દ્રજી ! દીનોના દુઃખને દૂર કરવાવાળા છે. હે નાથ ! પ્રભુને જાનકીજી આપી દો. તે વિના પ્રયોજને સ્નેહ કરનારા છે. તેનું ભજન કરો. જો તમે કહેશો કે મેં ઘણાં પાપ કરેલાં છે તેથી શી રીતે શરણ જાઉં તેનો પ્રત્યુત્તર આપે છે કે-૩ સંસારનો દ્રોહ કરવાનું જેને પાપ લાગ્યું હોય એવો પણ શરણે જાય તો તેનો પણ પ્રભુએ ત્યાગ કરયો નથી. હે ભાઇ રાવણ ! જેનું નામ ત્રણે તાપને દૂર કરવાવાળું છે. તે પ્રભુ પોતેજ પ્રકટ છે એવું હૃદયમાં વિચારો.

दोहा—बार बार पद लागैं, विनय करौं दशशीश ॥
परिहरि मान मोह मद, भजहु कोशलाधीश ॥ ४० ॥

હે રાવણ ! હું વારંવાર તમારા ચરણોમાં પડીને વિનતી કરૂં છું કે માન, મદનો ત્યાગ કરીને શ્રી રઘુનાથનું ભજન કરો. આ વાત હું કાંઇ મારા તરફથી કહેતો નથી. ૪૦.

मुनि पुलस्त्य निज शिष्य सन, कहि पठई यह बात ॥
तुरत सो मैं तुमसन कही, पाय सुअवसर तात ॥ ४१ ॥

પુલસ્ત્ય ઋષિએ પોતાના શિષ્ય દ્વારા આ વાત કહેવરાવી હતી. તેજ મેં સારો અવસર જાણીને તમને કહી છે એ માટે જાનકીજીને પાછાં આપી દો. ૪૦

चौ०—मालवंत अति सचिव सयाना, तासुवचन सुनि अति सुखमाना ॥
तात अनुज तव नीतिविभूषण, सोइ उरधरहु जो कहत विभीषण ॥
रिपु उत्कर्ष कहत शठ दोऊ, दूर न करहु रहे न कोऊ ॥
मालवंत गृह गयउ बहोरी, कहेउ विभीषण पुनि करजोरी ॥
सुमति कुमति सबके उर रहई, नाथ पुराण निगम अस कहई ॥
जहां सुमति तहँ संपति नाना, जहां कुमति तहँ विपति निदाना ॥
तब उर कुमति बसी विपरीती, हित अनहित मानत रिपु प्रीती ॥
कालरात्रि निशिचर कुलकेरी, तेहि सीता पर प्रीति घनेरी ॥

માલ્યવન્ત નામનો એક વૃદ્ધ મંત્રી હતો. તે વિભીષણનાં વચન શ્રવણ કરી બહુજ પ્રસન્ન થયો. અને તે કહેવા લાગ્યો કે,-હે મહારાજ ! આપનો ભાઇ

નીતિનું આભૂષણ છે. માટે તે જે કહે છે તે હૃદયમાં ધારણ કરો. ૧ એટલે તો રાવણ ક્રોધ કરીને બોલ્યો કે-આ બે મૂર્ખ છે. શત્રુની પ્રશંસા કરે છે, આ બેને અહિંથી કાઢી મૂકો. માલ્યવન્ત તો આવાં રાવણનાં વચન શ્રવણ કરી પોતાને ઘેર ચાલ્યો ગયો. અને વિભીષણ તો પુનઃ હાથ જોડીને બોલ્યો કે,-૨ સુમતિ તથા કુમતિ સર્વના હૃદયમાં વસે છે, હે નાથ ! પુરાણ અને શાસ્ત્ર પણ એમજ કહે છે. જ્યાં સુમતિ હોય છે ત્યાં અનેક પ્રકારની સંપત્તિ હોય છે અને જ્યાં કુમતિ હોય છે ત્યાં વિપત્તિ જ હોય છે. ૩ તમારા હૃદયમાં કુમતિ વસી છે. જે હિતને અનહિત જાણીને શત્રુથી પ્રીતિ કરવાનું કહો છો. અથવા પ્રીતિ કરવાવાળાને શત્રુ માનો છો. અથવા હું કે જે પ્રીતિ કરવાવાળો છું તેને શત્રુ માનો છો. સીતા કે જે રાક્ષસોના કુળની કાળરાત્રી છે તેના ઉપર તમારી બહુ જ પ્રીતિ છે એ કુબુદ્ધિ છે. ૪

दोहा०—तात चरण गहि माँगौं, राखहु मोर दुलार ॥
सीता देहु रामकहँ, अति हित होइ तुम्हार ॥ ४२ ॥

હું તો વારંવાર એજ વર માગું છું કે, મારાં વચન અને પ્રીતિ માનીને જાનકીજી શ્રી રઘુનાથજીને આપી દીઓ તેથી અવશ્ય તમારૂં કલ્યાણ થશે. ૪૨

चौ०—बुध पुराण श्रुति सम्मत बानी, कही विभीषण नीति बखानी.
सुनत दशानन उठा रिसाई, खल तोहिं मृत्यु निकट चलि आई ॥
जियसि सदा शठ मोर जिआवा, रिपुकरपक्ष सदा तोहिं भावा ॥
कहसि न खल अस को जगमाहीं, भुजबल जेहि जीते हम नाहीं ॥
ममपुर बसि तपसिनसन प्रीती, शठ मिलु जाहि ताहि कहु नीती ॥
असकहि कीन्हेसि चरण प्रहारा, अनुज गहे पद बारहिं बारा ॥
उमा संतकी यही बडाई, मंद करत जो करै भलाई ॥
तुम पितु सरिस भले मोहिं मारा, रामभजे हित होइ तुम्हारा ॥
सचिव संग लै नभपथ गयऊ, सबहिं सुनाइ कहत अस भयऊ ॥

પંડિત, પુરાણ અને વેદ તથા નીતિ+યુકત વચનો વિભીષણે કહ્યાં તે સાંભળતાંની સાથેજ મહા ક્રોધથી રાવણ ઉઠીને બોલ્યો કે, અરે મૂર્ખ ! તારૂં મરણ હવે સમીપમાંજ છે. ૧ હે મૂર્ખ ! નિરંતર મારા જીવાડયાથીજ તું જીવે છે. છતાં આજ તને શત્રુનો પક્ષ સારો લાગ્યો. હે મૂર્ખ ! બતાવતો ખરો કે એવો

+ उपदेशोहि मूर्खाणां प्रकोपाय न शांतये। पयः भुजंगानां केवलं विष वर्द्धनं। ।१॥

જગત્‌માં કોણ છે કે જેને મેં ભુજાઓના બળથી જીત્યો નથી, મારા નગરમાં રહીને તપસ્વીઓ સાથે પ્રીતિ કરે છે, માટે હે મૂર્ખ! જા તેને જઈને મળ અને આ નીતિ તેનેજ સંભળાવ. એમ કહી રાવણે વિભીષણને લાત મારી. એટલે વિભીષણે વારંવાર ભાઈનાં ચરણ પકડયાં. ૩ શિવજી કહે છે કે–હે પાર્વતી! સંતની એજ મોટાઈ છે કે જે બુરૂં કરે તેનું પણ તે તો કલ્યાણજ કરે છે. વિભીષણે કહ્યું કે, હે ભાઇ! તમે પિતાવત્ છો, માટે મને ભલે માર્યો તે બહુજ સારૂં કર્યું. પણ મારૂં એજ કહેવું છે કે રામભજન કરવાથીજ તમારૂં કલ્યાણ થશે. ૪ વિભીષણ તો મંત્રીઓને લઈને આકાશ માર્ગે ગયો. અને સર્વના સાંભળતાં આવાંવચનો કહ્યાં. ૦

दोहा–राम सत्यसंकल्प प्रभु, सभा कालवश तोरि ॥
मैं रघुनायक शरण अब, जाउँ देहु जनि खोरि ॥ ४३ ॥

શ્રી રઘુનાથજીએ રાક્ષસોને મારવા માટે સત્ય સંકલ્પ કરેલ છે, તે અનુસાર તારી સભા કાળવશ થઇ રહી છે. હું તો હવે શ્રી રામચન્દ્રજીને શરણ જાઉં છું. મારો કાંઈ પણ દોષ નથી. ૪૨

चौ०–असकहि चला विभीषण जबहीं, [२] आयुहीन भे निशिचर तबहीं ॥
साधु अवज्ञा तुरत भवानी, कर कल्याण अखिलकर हानी ॥
रावण जबहिं विभीषण त्यागा, भयो विभवबिनु तबहिं अभागा ॥
चलेउ हर्षि रघुनायक पाहीं, करत मनोरथ बहु मन माहीं ॥
देखिहौं जाइ चरण जलजाता, अरुण मृदुल सेवकसुखदाता ॥
जे पद परशि तरी ऋषिनारी, दण्डककाननपावनकारी ॥
जे पद जनकसुता उर लाये, कपटकुरंग संग धरि धाये ॥
हर उरसरसरोजपद जोइ, अहोभाग्य मैं देखब सोई ॥

આ પ્રમાણે કહીને જેવો વિભીષણ ગયો કે તેજ વખતે સર્વ રાક્ષસો આયુહીન થઇ ગયા. શ્રી શિવજીછે કે–હે પાર્વતી! સાધુ મહાત્માઓનો નિરાદર તત્કાળ સકળ કલ્યાણનો નાશ કરી દેછે.૧ રાવણેજેવો વિભીષણનો ત્યાગ કર્યો તેવોજ તે ઐશ્વર્યવગરનો નિર્ભાગી થઈ ગયો.[1] વિભીષણ તો પ્રસન્ન થઇને મનમાં અનેક

---

૧ કવિત.

વેદ વિરૂદ્ધ મહામુનિ સાધુ સશોક કિયે સુર લોક ઉજારેઉ.
ઔર કહા કહૌં શીશહરી નગ હું કરૂણાકર કોપિન ધારેઉ;
સેવક દ્રોહને છાંડિ ક્ષમા તુલસી લખ્યો રામ સુભાવ નિમારેઉ,
તો લૌંનદાપ દલ્યો દશ કન્ધર જૌ લૌં વિભીષણ લાતન મારેઉ.

મનોરથ કરતા શ્રી રઘુનાથજીની પાસે ચાલ્યા. આજ તે કમળ સદૃશ લાલ કોમળ સેવકોને સુખ દેવાવાળાં ચરણુ જોઈશ. જે ચરણોને સ્પર્શ કરી ઋષિપત્ની તરી ગઈ. અને દંડકવન પવિત્ર થઈ ગયું. ૩ જે ચરણુ જાનકીજીએ હૃદયમાં ધારણુ કરેલ છે. અને કપટના મૃગની પાછળ જે ચરણુ ગયાં હતાં તેને હું આજે નિરખીશ. જો કદાચિત્ શ્રી રામચન્દ્રજી શરણુ નહિ રાખે તો જાનકીજીના સમાન દૂર બેઠો બેઠો તે ચરણુનું ધ્યાન કરીશ અને હું કહું કે જો કપટી છું, તો જેમ મૃગના કપટનો વિચાર ન કરતાં તેની પાછળ ગયા, તેમ મારા અવગુણુ પર દૃષ્ટિ નહિ કરે. શિવના હૃદયરૂપી સરોવરમાં જે ચરણુકમળ થઇને રહેલાં છે, તેને હું આજે નેત્રોથી જોઈશ. અહો ! મારાં પરમ ભાગ્ય છે. જેના ગુરૂ ધ્યાન કરે તેના ચેલાએ પણુ ધ્યાન કરવું યોગ્ય છે. ૪

दोहा०–जिन पाँयन कर पादुका, भरत रहे मन लाइ ॥
ते पद आजु विलोकिहौं, इन नयनन अब जाइ ॥ ४४ ॥

જે ચરણોની પાદુકામાં ભરતજીએ મન જોડી રાખ્યું છે. અને જેણે ઐશ્વર્યનો ભેદ ભરતજીને થવા દીધો નથી. આજ તેજ ચરણુ આ નેત્રોથી જઇને જોઈશ. જેથી મને પણુ કોઇ ઐશ્વર્ય અને મદ–આદિ અડચણુ કરી શકશે નહિ.૪૪

चौ०–यहिविधि करत सप्रेम विचारा, आयउ सपदि सिन्धुके पारा ॥
कपिन विभीषण आवत देखा, जानेउ कोउ रिपुदूत विशेषा ॥
ताहि राखि कपिपति पहँ आये, समाचार सब जाइ सुनाये ॥
कह सुग्रीव सुनहु रघुराई, आना मिलन दशानन भाई ॥
कह प्रभु सखा बूझिये काहा, कह कपीश सुनहु नरनाहा ॥
जानी न जाय निशाचर माया, कामरूप केहि कारण आया ॥
भेद हमार लेन शठ आवा, राखिय बांधि मोहि अस भावा ॥
सखा नीति तुम नीक विचारी, मम प्रण शरणागतभयहारी ॥
सुनि प्रभुवचन हर्ष हनुमाना, शरणागतवत्सल भगवाना ॥

આ પ્રકારે પ્રેમપૂર્વક વિચાર કરતા તુરત સમુદ્રપાર આવ્યા.+ અથવા જે આ પ્રમાણે વિચાર કરે છે, તે તુરત સંસાર સમુદ્રથી પાર થઇ જાય છે. કપિયોએ વિભીષણુને આવતા જોઈ જાણ્યું કે આ કોઈ શત્રુનો વિશેષ દૂત છે. ૧ વાનરાઓએ ત્યાંજ અટકાવીને સુગ્રીવની પાસે આવ્યા. અને સર્વ સમાચાર સં-

+ इत्युक्त्वा परुषं वाक्यं रावणं रावणानुज ॥ आजगाम मुहूर्त्तेन यत्ररामः सलक्ष्मणः ॥ १ ॥

ભળાવ્યા. સુગ્રીવે કહ્યું કે, હે રઘુનાથજી ! શ્રવણ કરો. દશાનને !-રાવણનો ભાઈ મળવા આવ્યો છે.[1]૨ ત્યારે રઘુનાથજીએ કહ્યું કે-એમાં તમારી શી સમ્મત્તિ છે ? સુગ્રીવે કહ્યું કે-હે મહારાજ ! શ્રવણ કરો. રાક્ષસોની માયા જાણવામાં આવતી નથી. એ કામરૂપી-ઇચ્છા પ્રમાણે ફરનારા કોણ જાણે અહીં શા હેતુથી આવ્યા છે. ૩ આપનો ભેદ મળવો તો અશક્ય છે. પરંતુ તે મારા અને અંગદના વચમાં ભેદ લેવા તે આવ્યો છે, મારી સમ્મત્તિમાં તો એમ આવે છે, માટે એને બાંધી લેવો જોઈએ. રઘુનાથજીએ કહ્યું કે-હે સખા ! તમે આ ઉપાય નીતિનો વિચાર કરયો છે; પરન્તુ એથી પ્રતિકૂળ મારી એક પ્રતિજ્ઞા છે, કે જે શરણુ આવે તેના ભયને દૂર કરી દઉં છું.+૪ પ્રભુનાં વચન શ્રવણ કરી મહાવીરજી પ્રસન્ન થયા કે ભગવાન્ શરણાગતવત્સલ છે. જેમ ગાય વાછડાનું શરીર ચાટીને નિર્મળ કરે છે તે પ્રકારે રઘુનાથજી ભકતોનાં પાપ કાપીને નિર્મળ કરી દે છે. ૫

दोहा—शरणागत कह जो तजहिं, निज अनहित अनुमानि ॥
ते नर पामर पापमय, तिनहिं बिलोकत हानि ॥ ४४ ॥

જે પોતાનું અકલ્યાણ વિચારી શરણાગતનો ત્યાગ કરે છે, તે મનુષ્ય પાપી અને નકામાં છે. તેને જોવાથી પાપ લાગે છે. ૪૪

चौं०—कोटि विप्रवध लागहिं जाहीं, आये शरण तजौं नहिं ताहीं ॥
सन्मुख होइ जीव मोहिं जबहीं, जन्म कोटि अघ नाशौं तबहीं ॥
पापवन्त कर सहज स्वभाऊ, भजन मोर तेहि भाव न काऊ ॥
जोपै दुष्ट हृदय सो होई, मोरे सन्मुख आव कि सोई ॥
निर्मलमन जन सो मोहि पावा, मोहिं कपट छल छिद्र न भावा ॥
भेद लेन पठवा दशशीशा, तबहुं न कछु भय हानि कपीशा ॥
जगमहँ सखा निशाचर जेते, लक्ष्मण हनहिं निमिषमहँ तेते
जो सभीत आवा शरनाई, रखिहौं ताहिं प्राणकी नाई ॥

---

१ रावणो नाम दुर्वृत्तो राक्षसो राक्षसेश्वरः ॥ तस्याहमनुजो भ्राता विभीषण इतिश्रुतः ॥ सोऽहंपरुषितस्तेन दासवच्चावमानितः ॥ त्यक्त्वा पुत्रांश्च दारांश्च राघवं शरणंगतः निवेदयतमांक्षिप्रं राघवाय महात्मने ॥ सर्वलोकशरण्याय विभीषण मुपस्थितं

+ शकदेव प्रपन्नाय तवास्मीति च याचते ॥ अभयं सर्व भूतेभ्यो ददाम्येतद् व्रतं मम ॥ १ ॥

કરોડો બ્રાહ્મણોના વધનું જેને પાપ લાગ્યું હોય, અને જો તે શરણે આવે તો હું તેનો પણ ત્યાગ કરતો નથી. જેઓ જીવ મારા સન્મુખ આવે છે તો હું તેનાં કરોડો જન્મોનાં પાપ નાશ કરી દઉં છું+ પાપીઓનો સહજ સ્વભાવ છે કે, મારૂં ભજન તેને કદિ પણ પ્રિય લાગતુંજ નથી. જો તે દુષ્ટ હૃદય હશે, તો તે મારા સન્મુખ શી રીતે આવશે.[1] ૨ જે મનુષ્ય નિર્મળ સ્વભાવવાળાં છે, તે મને પ્રાપ્ત થાય છે. મને કપટ, છળ છિદ્ર આદિ પસંદજ નથી. જો રાવણે મારો ભેદ લેવાને મોકલ્યો હશે, તોપણ હે સુગ્રીવ! તેથી કાંઇ પણ ભય કે હાનિ નથી.[2] ૩ હે સખા! જગતમાં જેટલા રાક્ષસ છે, તે સર્વને લક્ષ્મણજી એક પળમાં મારી શકે તેમ છે. અને જો તે ડરીને મારે શરણે આવેલ છે, તો હું પ્રાણના સમાન રાખીશ. ૪

दोहा०-उभय भांति लै आवहु, हँसि कह कृपानिधान ॥
जयकृपालु कहि कपिचले, अंगदादि हनुमान ॥ ४५ ॥

ડરીને આવ્યો હોય તોપણ અથવા બીજી રીતે આવ્યો હોય તોપણ તેને લઇ આવો.[3] આ વાર્તા રઘુનાથજીએ હસીને કહી. આ શ્રવણ કરી અંગદ હનુમાન્ વાનરાદિકો વગેરે જયકૃપાળુ એમ કહીને ચાલ્યા.[4] ૪૫

+ किरातहूंणा विपुलंद पुल्कसा आभीरकं कायवना खसादयः। येऽन्येच पापा यदुपाश्रया श्रयाः शुध्यंति तस्मै प्रभविष्णवे नमः॥

१ नमां दुःकृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः॥ मायया पहृति ज्ञाना आसुरं भावमाश्रितः॥

२ पिशाचान् दानवान् यक्षान् पृथिव्यां चैव राक्षसान्॥ अंगुल्यग्रेण तान्हन्या मिच्छन् हरिगणेश्वर ॥

३ आनयैनं हरिश्रेष्ठ दत्तमस्या भयंमया। बिभीषणो वा सुग्रीवो यदि वा रावणः स्वयं॥

४ श्रूयतेहि कपोतेन शत्रुः शरणमागतः अर्चितस्व यथान्यायं स्वैश्च मांसै निमंत्रितः॥१॥ सहितम्प्रतिजग्राह भार्य्या हर्त्तार मागतं। कपोतो वानर श्रेष्ठ किम्पु नर्मद्विधोजनः॥२॥ ऋषेकण्वस्य पुत्रेण कण्डुना परमर्षिणा। शृणुगाथाम्पुरा गीतां धर्मिष्ठां सत्यवादिनैः। ३॥ बद्धांजलिपुटं दीनं याचन्तं शरणागतं। नहन्याद्वानृशं स्वार्थ मपिशत्रुंपरंतपः॥ ४॥ आर्त्तो वा यदिवा दृप्तः परेषां शरणागत। अरिप्राणान् परित्यज्य रक्षितव्यः कृतात्मना॥ ५॥ सचेद्भया द्वामोहा द्वाकामा द्वापिनरक्षति। स्वयाशक्त्या यथान्यायं तत्पापं लोकगर्हितं॥ ६॥ विनष्टः पश्यतस्तस्य रक्षिणः शरणागतः। आदाय सुकृतंतस्य सर्वङ्ग च्छेदरक्षितः॥७॥ एवं दोषो महानत्र प्रपन्नानाम रक्षणे। अस्वर्ग्यं चायशस्यं च बलवीर्य्य विनाशनम्॥ ८॥

चौं०—सादर तेहि आगे करि वानर, चले जहां रघुपति करुणाकर ॥
दूरिहिंते देखे दोउ भ्राता, नयनानन्द दानके दाता ॥
बहुरि राम छविधाम विलोकी, रहा सो ठाढ नयनपल रोकी ॥
भुज प्रलंब कंजारुणलोचन, श्यामलगात प्रणतभयमोचन ॥
सिंहकन्ध आयतउर सोहा, आनन अमित मदनछविमोहा ॥
नयननीर पुलकित अतिगाता, मन धरि धीर कही मृदुबाता ॥
नाथ दशानन कर मैं भ्राता, निशिचर वंश जनम सुरत्राता ॥
सहज पाप प्रिय तामस देहा, यथा उलूकहिं तमपर नेहा ॥

સર્વ વાનર આદરપૂર્વક વિભીષણને આગળ કરી શ્રી રઘુનાથજી પાસે આવ્યા. વિભીષણે બન્ને ભાઇઓ કે જે નેત્રોને આનંદ દેવાવાળા છે તેને દૂરથી જોયા. ૧ રઘુનાથની છબી કે જેની લાંબી ભુજા, કમળ સમાન નેત્ર, અને જે ભકતોના

---

હે સખા સુગ્રીવ ! એક પુરાતન ઇતિહાસ કહું છું તે શ્રવણ કરો. એક કપોતે પોતાની ભાર્યાના હિંસક શત્રુને પણ શરણ આવ્યો જાણીને પોતાના માંસથી તેનો સત્કાર કર્યો. એક પારધીએ એક કપોતની ભાર્યાનો વધ કર્યો. બીજે દિવસે પાછો તે પોતાના ઉદ્યમ માટે ગયો. આખો દિવસ ફર્યો પણ કાંઈ મળ્યું નહિ. રાત્રે સિંહ અને વ્યાઘ્રના ભયથી અતિ ભૂખ્યો એ કપોતના વૃક્ષ નીચે ટાઢથી અકળાઇ ગયો. અને અતિદીન થઇને બોલ્યો કે—જે કોઇ આ વૃક્ષપર હોય તેને હું શરણ છું. કપોતે તેને ઓળખ્યો. અને શરણ આવેલો જાણી પોતાનો માળો નીચે ફેંકી દીધો. અને અર્ધા બળેલાં લાકડાં પણ લાવી દીધાં. જ્યારે અગ્નિ પ્રજ્વલિત થયો ત્યારે કપોત પોતે પણ તે અગ્નિમાં પડ્યો. પારધી તાપ્યો. અને તેના માંસથી તૃપ્ત થયો. આ શરણાગત રક્ષણ ધર્મના પ્રભાવથી કપોતને સ્વર્ગનું વિમાન આવ્યું. કપોતે કહ્યું કે, હું મારા શરણાગતને છોડીને નહિ આવું. એટલે તેણે પારધીસહ સ્વર્ગવાસ કર્યો. માટે હે સખાઓ! જે આવું અસમર્થ પક્ષી તેણે પોતાની ભાર્યાના હિંસક શત્રુનો પણ મિત્રના સમાન આદર કર્યો, તો મારા સરખા સર્વ શક્તિમાન્ ઇક્ષ્વાકુવંશભૂષણથી શરણાગત જીવનો શી રીતે ત્યાગ થઇ શકે. કણ્વ ઋષિના ધર્મિષ્ઠ સત્યવાદી કણ્ડુ ઋષિએ જે પૂર્વે કહેલ છે તે શ્રવણ કરો. હાથ જોડીને મહાદીન જે શરણ માગતો હોય અને જો તે શત્રુ હોય તો તેનો પણ કરૂણાળુએ વધ્ધ કરવો નહિ. આર્ત્ત વા દૃપ્ત હોય અને જો તે શરણ આવે અને તે શત્રુ હોય તો મહાત્માઓએ તેનું પ્રાણાંતપર્યંત રક્ષણ કરવું જોઇએ. અને જે ભયને લીધે વા કામથી તેનું યથાશક્તિ સંરક્ષણ ન કરે તો તેના સમસ્ત લોક નિંદ્ય પાપ થાય છે અને શરણાગતનાં કરેલાં પાપ તો અરક્ષકને પ્રાપ્ત થાય છે. અને અરક્ષકનાં પુણ્ય જોતાં જોતાંમાંજ અરક્ષિત લઇ જાય છે. આવો મહાન્ દોષ શરણાગતનું અરક્ષણ કરવાથી થાય છે અને નરકના યોગ્ય થાય છે. અને તેની સંસારમાં અપકીર્તિ થાય છે. બળવીર્ય સર્વ નાશ થઇ જાય છે. ૧-૮

ડરને દૂર કરવાવાળા શામ ગાત્ર છે તેને નિરખીને એક ચિત્તથી ત્યાંજ જાણે ચિત્રમાં આલખેલા હોય તેમ વિભીષણ ઉભા રહ્યા. ૨ રઘુનાથજીની કેવી મૂર્ત્તિ છે કે જેની સિંહસદૃશ ઉંચી કાંધ, વિશાળ છાતી, અને મુખ તો અનેક કામદેવને મોહિત કરવાવાળું છે. આ પ્રમાણે રઘુનાથજીને નિરખીને નેત્રોમાં પ્રેમાશ્રુ વિભીષણને ભરાઇ આવ્યાં. શરીર પુલકાયમાન્ થઈ ગયું અને મનમાં ધિરજ ધારણ કરી કોમળ વાણી બોલ્યા કે, ૩ હે દેવતાઓના રક્ષક ! જે આપે પ્રતિજ્ઞા કરી છે કે હું રાક્ષસ વગરની પૃથ્વી કરી દઇશ. તો મારો જન્મ તે વંશમાં છે. જો મને રાક્ષસોથી બચાવવા માગતા હો તો હું પ્રથમથીજ કહી દઉં છું કે, હું દશાનનનો ભાઇ છું. અથવા હું તે રાજ્યનો દાવાદાર છું. ભાઇથી વિરોધ કરી આવ્યો છું અથવા સુરત્રાતા ! નિશ્ચરવંશને પ્રવૃત્ત કરવાનો જે નાથ--રાજા છે તે રાવણનો હું ભાઇછું. જેમ ઘુડને અંધકાર પ્રિય હોય છે તેમ અમને સ્વભાવથીજ પાપ પ્રિયછે; કેમકે તામસી દેહ છે. ૪

**दोहा०—श्रवण सुयशसुनि आयऊं, प्रभु भंजनभयभीर ॥**

**त्राहि त्राहि आरत हरण, शरण सखद रघुबीर ॥ ४६**

આપનો શરણાગતપાળક યશ શ્રવણ કરીને આવ્યો છું. આપ સંસારના ભયને દૂર કરવાવાળા છો. આપ વગર મારો બીજો કોઇ પણ રક્ષક નથી. એ માટે હે રઘુવીર ! આપ શરણાગતને સુખ દેવાવાળા છો. મારી રક્ષા કરો. રક્ષા કરો.+ ૪૬

**चौ०—असकहि करत दण्डवत देखा, तुरत उठे प्रभु हर्ष विशेषा ॥**

**दीनवचनसुनि प्रभु मन भावा, भुजविशालगहि हृदय लगावा ॥**

**अनुजसहितमिल ढिग बैठारी, बोले वचन भक्तहितकारी ॥**

**कहु लंकेश सहित परिवारा, कुशल कुठाहर वास तुम्हारा ॥**

**खल मण्डली बसहु दिनराती, सखा धर्म निवहै केहि भांती ॥**

**मैं जानौं तुम्हारि सब रीती, अतिशय निपुण न भावअनीती ।**

**बरु भल वास नरक कर ताता, दुष्ट संग जानि देहि विधाता ॥**

**अब पद देखि कुशल रघुराया, जोतुम कीन्ह जानि जन दाया ॥**

એમ કહી તેને દંડવત્ કરતો જોઇને શ્રી રઘુનાથજી પ્રસન્ન થઇને તુરત ઉઠી ઉભા થયા. દીનવચન શ્રવણ કરી પ્રભુના મનમાં પ્યાર ઉત્પન્ન થયો. અને

---

+ **मत्वं पाहि जगन्नाथ बहु जन्मापराधिन ॥ अनुजो रावणस्याहं तेनचास्याव मानितः । भवंतंसर्व भूतानां शरण्यं शरणंगतः ॥**

મોટી ભુજાઓથી પકડીને હૃદયથી લગાવી લીધો. શ્રી રામચન્દ્રજીના સન્મુખ થતાંની સાથેજ વિભીષણનું નિશાચરત્વ જતું રહ્યું. અને બ્રહ્માજીના તરફથી વરદાન મળ્યાના સમયથીજ તે ભગવદ્ ભકત હતો. ૧ શ્રી રામચન્દ્રજી લક્ષ્મણજીસહ મળ્યા. અને સમીપમાં બેસારી ભકતોના ભયને હરવાવાળાં વચન બોલ્યા. વિભીષણનો મનોરથ લંકાની રાજ્ય પ્રાપ્તિનો હતો. એ માટે વિભીષણે પ્રથમ રઘુનાથજીની ભુજા સામું જોયું હતું કે એ ભુજાજ મારા મનોરથ પૂર્ણ કરશે. લાલ લાલ આંખો કે જે રાવણ સાથેની શત્રુતાથી ભરી હતી. શ્યામ શરીર શરણાગતના ભયને દૂર કરવાળું નિરખ્યું. આ આશયને જાણીને પ્રભુ શ્રી રામચન્દ્રજીએ તુરત તેને લંકાનું રાજ્ય દેવાનો વિચાર કરી લંકેશપદનું ઉચ્ચારણ કરયું, અને કહ્યું કે, લંકાના રાજા ! પરિવારસહ આપની કુશળ કહો. તમારો વાસ બહુજ કઠોર સ્થળે છે. હે સખા ! રાત દિવસ ખળમંડળમાં વાસ કરો છો તેથી તમારો ધર્મ શી રીતે નભે છે ! હું તમારી નીતિને જાણું છું કે તમે નીતિનિપુણ છો. અનીતિ તમને પ્રિય લાગતીજ નથી. ૩ હે તાત ! નરકનો વાસ મળવો ઉત્તમ છે, પરંતુ વિધાતા દુષ્ટનો સંગ ન આપે. આવાં પ્રભુનાં વચન શ્રવણ કરી વિભીષણે કહ્યું કે–હે રઘુનાથજી ! હવે તમારાં ચરણોને નિરખી કુશળ છે. કારણ કે આપે તમારો ભકત જાણી દયા કરી. ૪

दोहा०–तब लगि कुशल न जीव कहँ, स्वप्नेहु मन विश्राम ॥
जबलागि भजम न रामके, शोकधाम तजि काम ॥ ४७ ॥

જ્યાં સુધી જીવ શોક ધામ કામનાઓનો ત્યાગ કરી શ્રી રઘુનાથજીનું ભજન કરતો નથી, ત્યાં સુધી તેનું કુશળ થતું નથી તથા સ્વપ્નામાં પણ વિશ્રામ મળતો નથી.÷ ૪૭

चौ०–तबलागि हृदय बसत खल नाना, लोभ मोह मत्सर मद माना ॥
जबलागि उर न बसत रघुनाथा, धरे चाप शायक कटि भाथा ॥
ममता तिमिर तरुण अँधियारी, राग द्वेष उलूक सुखकारी ॥
तबलगि बसत जीव उर मांहि, जबलागि प्रभुप्रताप रविनाहीं ॥
अब मैं कुशल मिटे भयभारे, देखि राम पदकमल तुम्हारे ॥
तुम कृपालु जापर अनुकूला, ताहि न व्याप त्रिविधभयशूला॥

÷ कामएष क्रोधएष रजोगुण समुद्भवः ॥ महाशनो महा पाप्मा विद्धयेनमिह वैरिणं ॥

मैं निशिचर अति अधम स्वभाऊ, शुभ आचरण कीन्ह नहिं काऊ ॥
जो स्वरूप मुनि ध्यान न पावा, सो प्रभु हर्षि हृदय गोहिं लावा ॥

જ્યાં સુધી રઘુનાથજી હૃદયમાં ધનુષ્ બાણુ ધારણુ કરીને વાસ કરતા નથી ત્યાં સુધીજ હૃદયમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને મદ–આદિ દુષ્ટ વાસ કરે છે. ૧ મમતારૂપી જે અંધારી મધરાત્રિ છે. તે રાગ દ્વેષ અર્થાત્ પ્રીતિ વિરોધરૂપી ઉલૂકો–ઘુવડોને સુખકારીછે. અને તે સર્વ જ્યાં સુધી પ્રભુનો સૂર્યરૂપી પ્રતાપ ઉદય થતો નથી ત્યાં સુધીજ જીવના હૃદયમાં વાસ કરે છે.+૨ હવે મારૂં સર્વ પ્રકારે કુશળ થયું સર્વ. ભય મટી ગયા. હે રઘુનાથજી! આપનાં ચરણકમળ નિરખીને હું કૃતાર્થ થઇ ગયો. હે કૃપાળુ! આપ જેના ઉપર અનુકૂળ છો. તેને ત્રણ પ્રકારના–દૈહિક દૈવિક અને ભૌતિક દુ:ખ વ્યાપતાં નથી. ૩ હું અતિ નીચ સ્વભાવનો રાક્ષસ છું. મેં કદિ પણ શુભાચરણ કરેલ નથી. જેનું રૂપ મુનિયોને ધ્યાનમાં પણ આવતું નથી, તેણે પ્રસન્ન થઈ મને હૃદય સાથે લગાવ્યો. ૪

दोहा०–अहोभाग्य मम अमित अति, राम कृपा सुखपुंज ॥
देखउँ नयन विरंचि शिव, सेव्य युगल पदकंज ॥ ४८ ॥

મારાં અહો ભાગ્ય છે કે, જે મેં કૃપાળુ સુખના સાગર શ્રી રામચન્દ્રજીનાં દર્શન કર્યાં છે કે જે શ્રી રામચન્દ્રજીનાં ચરણોનું શિવબ્રહ્માદિક સેવન કરે છે. રઘુનાથજીએ કહ્યું કે–૪૮

चौ०–सुनहु सखा निज कहहुँ स्वभाउ, जानिभुशण्डि शम्भु गिरिजाऊ॥
जो नर होइ चराचर द्रोही, आवै सभय शरणतकि मोही ॥
तजि मद मोह कपट छलनाना, करौं सखा तेहि साधु समाना ॥
जननी जनक बन्धु सुत दारा, तन धन भवन सुहृद परिवारा ॥
सबके ममता ताग बटोरी, ममपद मनहि बाँधि बटि डोरी ॥
समदरशी इच्छा कछु नाहीं, हर्ष शोक भय नहिं मनमांहीं ॥
अस सज्जन मम उरबस कैसे, लोभीहृदय बसत धन जैसे ॥
तुम सारिखे संत प्रिय मोरे, धरौं देह नहिं आन निहोरे ॥

+ तावद्रागादयस्तेजा स्तावत्कारागृहंगृहं । तावन्मोहांघ्रि निगडः यावद्रामन तेजना ॥

હે સખા ! હું મારો સ્વભાવ કહું છું, મારા સ્વભાવને શિવ પાર્વતી અને કાકભુશુંડિ જાણે છે. જે મનુષ્ય ચરાચરનો દ્રોહી હોય છતાં પણ જો ડરીને મારા શરણ આવે, ૧ મદ, અહંકાર, મોહ, અજ્ઞાન, છળ અને કપટ એનો ત્યાગ કરી મારી પાસે આવે, તો હું તેને તુરત સાધુના સમાન કરી લઉં છું. માતા, [૧]પિતા, બંધુ, પુત્ર, સ્ત્રી,તન, મન, ધન, ઘર, કુટુમ્બી, પરિવાર અને મિત્ર એ સર્વની પ્રીતિનો તાગડો કરી,મનથી તેની દોરી વણીને મારાં ચરણોમાં બાંધે,સમાન દૃષ્ટિથી રહે, કાંઈ પણ ઇચ્છા રાખે નહિ, હર્ષ, શોક, અને ભય મનમાં જરા પણ ન લાવે. ૩ એવા સજ્જન મારા હૃદયમાં જેમ લોભીના હૃદયમાં ધન વાસ કરે છે. તેમ વાસ કરે છે.[૨] તમારા સરખા મહાત્મા મને પ્રિય છે. તમારા સમાન સાધુઓને માટે જ હું નર દેહ ધારણ કરૂં છું. બીજાઓના કહેવાથી નહિ. ૪

दोहा०—सगुण उपासक परमहित, निरत नीति दृढनेम ॥
तेनर प्राण समान मोहिं, जिनके द्विजपद प्रेम ॥ ४९ ॥

જે સજ્જનોને સગુણ ઉપાસના પરમ હિત છે, અને નીતિમાં દૃઢ પ્રીતિનો નિયમ છે. અને બ્રાહ્મણોનાં ચરણોમાં જેની પ્રીતિ છે. તે સજ્જન મને પ્રાણોના સમાન પ્રિય છે. ( આ પ્રતિજ્ઞા જ્યારે રાવણે વિભીષણપર શક્તિ ચલાવી ત્યારે શ્રી રઘુનાથજીએ તે શક્તિ પોતાના ઉપર લીધી. ત્યાં પૂર્ણરૂપથી દેખાડેલ છે. ) ૪૯

चौ०—सुनु लंकेशसकल गुण तोरे, ताते तुम अतिशय प्रिय मोरे ॥
रामवचन सुनि वानरयूथा, सकलकहहिं जयकृपावरूथा ॥
सुनत विभीषण प्रभुकरबानी, नहिं अघात श्रवणामृत जानी ॥

---

१ अपिचेत् सुदुराचारो भजने मामनन्यभाक् साधुरेव समंतव्य स्सम्यग्व्यव हितोहिसः ॥ १ ॥ क्षिप्रंभवति धर्मात्मा शश्वच्छान्ति निगच्छति । कौंतेयप्रतिजानीहि नमे भक्तः प्रणश्यति ॥ २ ॥

२ त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखात्वमेव । त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं ममदेव देव ॥ १ ॥ रामोमातामत्पिता रामचन्द्रः स्वामी रामोमत्सखा रामचन्द्रः । सर्वस्वम्मे रामचन्द्रो दयालु र्नान्यंजानेनैव जानेन जाने ॥२॥ गतिर्भर्त्ता प्रभुः साक्षी निवास श्शरणं सुहृत् वासुदेवः सर्व मिति समहात्मा सुदुर्लभः ॥ ३ ॥ योगिना मपि सर्वेषां मद्गतेनांतरात्मना । श्रद्धावान् भजतेयोमां तम युक्तस्तमोमतः ॥ ४ ॥

पद अम्बुज गहिं वारहिं बारा, हृदयसमात न प्रेम अपारा ॥
सुनहु देव सचराचरस्वामी, प्रणतपाल उर अन्तरयामी ॥
उर कछु प्रथम वासना रही, प्रभुपद प्रीति सरित सो बही ॥
अब कृपालु निजभक्ति पावनी, देहु दयाकरि शंभुभावनी ॥
एवमस्तु कहि प्रभु रणधीरा, मांगा तुरत सिन्धुकर नीरा ॥
यदापि सखा तोहि इच्छा नाहीं, ममदर्शन अमोघ जगमाहीं ॥
असकहि राम तिलक तोहि सारा, सुमन वृष्टि नभ भयउ अपारा ॥

હે લંકેશ! તમારામાં આ સર્વ ગુણ વાસ કરે છે. એ માટે તમે મને પરમ પ્રિય છો. શ્રી રઘુનાથજીનાં વચન શ્રવણ કરી સર્વ વાનરાઓ જય જય કહેવા લાગ્યા. ૧ વિભીષણ કાનોને અમૃત સમાન પ્રભુની વાણી સાંભળી સંતોષ પામતા નથી. વારંવાર ચરણ પકડી પ્રાર્થના કરવા લાગ્યા. હૃદયમાં અપાર પ્રેમ સમાતો નહતો. ૨ હે દેવ! હે ચરાચર સ્વામી! હે દીનોનું પાલન કરવાવાળા! હે અન્તર્યામી!! પ્રથમ તો થોડી ઘણી હૃદયમાં વાસના હતી. તે પ્રભુનાં ચરણ કમળની પ્રીતિથી નિર્મૂળ થઈ ગઈ. હવે કોઈ કામના રહી નથી. ૩ હે કૃપાળુ! આપની પવિત્ર ભકિત કે જે શ્રી શિવજીને પ્રિય છે, તે મને દયા કરીને આપો. પ્રભુએ કહ્યું કે એમજ થશે. એમ કહીને તુરત સમુદ્રનું જળ મંગાવ્યું અને બોલ્યા કે,-૪ હે સખા! જો કે તમને તો ઈચ્છા પણ નથી, પરંતુ જગતમાં મારાં દર્શન અમોઘ છે, + નિષ્ફળ જતાં નથી. એમ કહીને શ્રી રઘુનાથજીએ તેને લંકાના રાજ્યનું તિલક કરી દીધું. આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થઈ. ૫

दोहा०—रावण क्रोधानल सरिस, श्वास समीर प्रचण्ड ॥
जरत विभीषण राखेउ, दीन्हेउ राज अखण्ड ॥ ५० ॥

રાવણના ક્રોધરૂપી જે અગ્નિ છે. અને રઘુનાથજીના શ્વાસરૂપી તીક્ષ્ણ પવન છે, તેથી બળતા વિભીષણને રાખીને અખંડ રાજ્ય આપ્યું. ૫૦

+ अहंहत्वा दशग्रीवं सप्रहस्तं सहात्मजम्। राजानं त्वां करिष्यामि सत्यमेतच्छृणोतुमे ॥ १ ॥ रसातलम्वाप्रविशेत् पातालं वापि रावणः पितामह सकाशम्वा नमे जीवन्प्रमुच्यते ॥ २ ॥ अहंत्वा रावणं संख्ये सपुत्र जन बान्धवम् । अयोध्यां प्रवेश्यामि त्रिभिस्तै भ्रातृ भिस्सखे ॥ ३ ॥ इति ब्रुवाणं रामस्तु परिष्वज्य विभीषण अब्रवी लक्ष्मण प्रीतः समुद्राज्जल मानय ॥ ४ ॥

जो सम्पति शिव रावणहि, दीन्हादिये दशमाथ ॥
सो संपदा विभीषणहि, सकुचि दीन्ह रघुनाथ ॥ ५१ ॥

જે સમ્પત્તિ શ્રી સદાશિવજીએ રાવણને દશ શિર ચડાવવાથી આપી હતી, તે સમ્પત્તિ રઘુનાથજીએ વિભીષણને સંકોચ પામીને આપી. ૫૧

चौ०—अस प्रभु छांडि भजहि जे आना, ते नर पशु बिनु पूंछ बखाना ॥
निजजनजानि ताहि अपनावा, प्रभुस्वभाव कपिकुलमनभावा ॥
पुनि सर्वज्ञ सर्व उर वासी, सर्वरूप सब रहित उदासी ॥
बोले वचन नीति प्रतिपालक, कारण मनुज दनुज कुलघालक ॥
सुनु कपीश लंकापति वीरा, केहिविधि उतरिय जलधि गँभीरा ॥
संकुल उरग मकर झखजाती, अति अगाध दुस्तर सब भांती ॥
कह लंकेश सुनहु रघुनायक, कोटि सिन्धु शोषे तव शायक ॥
यद्यपि तदपि नीति अस गाई, विनय करिय सागर पहँ जाईं ॥

આવા પ્રભુને છોડીને જે અન્યનું ભજન કરે છે, ભૂત પ્રેતને ઇષ્ટ દેવ માને છે. તે પૂછડાં વગરનાં પશુ છે.[1] પ્રભુએ પોતાનો ભક્ત જાણી પોતાનો કર્યો તે પ્રભુનો સ્વભાવ વાનરાઓને બહુજ સારો લાગ્યો. ૧ સર્વજ્ઞ, સર્વના હૃદયમાં વાસ કરવાવાળા, સર્વરૂપ, સર્વનાં હૃદયરૂપી પુરમાં વાસ કરવાવાળા, ઉદાસીન, નીતિનું પાલન કરવાવાળા, મનુષ્યરૂપ ધારણ કરેલ એવા, દૈત્યકુળનો નાશ કરવાને માટે આ પ્રમાણે બોલ્યા. ૨ હે સુગ્રીવ! હે લંકાપતિ વીર વિભીષણ! આ ગંભીર સાગર શી રીતે પાર ઉતરી શકાશે. સર્પ, મઘર, માછલાં અને અન્ય જળચર જંતુઓથી યુકત છે. ઘણોજ મોટો સર્વ પ્રકારે દુસ્તર છે તેને શી રીતે તરીને સામે પાર જવાશે.+૩ વિભીષણે કહ્યું કે, હે રઘુનાથજી! શ્રવણ કરો. તમારૂં બાણ અનેક સાગરનું શોષણ કરી શકે તેમ છે. જો કે એ વાર્તા એ પ્રમાણે છે; પરંતુ નીતિ અનુસાર સાગરને વિનતિ કરવી જોઈએ.[2] ૪

दोहा०—प्रभु तुम्हार कुलगुरुजलधि, कहहिं उपायविचारि ॥
बिनु प्रयास सागर तरहिं, सकल भालुकपिधारि ॥ ५२ ॥

१ अब्रवीच्च हनूमांश्च सुग्रीवश्च विभीषणं । कथम् सागरमक्षोभ्यंतरामव-रुणालयम् ॥

२ एवमुक्तस्तु धर्मात्मा प्रत्युवाच विभीषणः । समुद्रं राघवोराजा शरणं गन्तु-मर्हति ॥ १ ॥

હે પ્રભુ ! સમુદ્ર તમારો કુળગુરૂ છે. કેમકે સગરના પુત્રોથી તેની ઉત્પત્તિ છે. માટે વિચાર કરીને કોઈ પણ ઉપાય બતાવશે. જેથી રીંછ અને વાનર વિનાપ્રયાસે સાગર પાર થઇ જશે. ૫૨

चौ०–सखा कह्यो तुम नीक उपाई, करब दैव जो होइ सहाई ॥
मंत्र न यह लक्ष्मण मन भावा, राम वचनसुनि अतिदुखपावा ॥
नाथ दैवकर कवन भरोशा, शोखिये सिन्धुकरिय मनरोसा ॥
कादर मनकर एक अधारा, दैव दैव आलसी पुकारा ॥
सुनत विहँसि बोले रघुवीरा, ऐसेइ करब धरहु मन धीरा ॥
असकहि प्रभु अनुजहि समुझाई, सिन्धु समीप गये रघुराई ॥
प्रथम प्रणाम कीन्ह प्रभु जाई, बैठे तट पुनि दर्भ डसाई ॥
जबहिं विभीषण प्रभु पहँ आये, पाछे रावण दूत पठाये ॥

હે સખા ! તમે ઉત્તમ વિચાર બતાવ્યો. જો પ્રારબ્ધ સહાય કરે તો તેમજ કરીશું. લક્ષ્મણજીને તે સમ્મતિ પસંદ પડી નહિ. તે તો શ્રીરઘુનાથજીનાં વચન શ્રવણ કરી દુઃખ પામી કહેવા લાગ્યા કે,–૧ હે નાથ ! દૈવનો શું ભરોસો છે ? મનમાં રોષ કરીને સાગરનું શોષણ કરી લ્યો, આ તો કાયરના મનનો આધાર છે, આળસુ દૈવદૈવ પોકારે છે, કામ તો ઉદ્યોગથી સિદ્ધ થાય છે.[१] ૨ લક્ષ્મણજીનાં વચન શ્રવણ કરી રઘુનાથજી હસીને બોલ્યા કે–એમજ કરીશું, મનમાં ધિરજ ધરો. એ પ્રમાણે કહી પ્રભુ અનુજ લક્ષ્મણજીને સમજાવીને સમુદ્રને કિનારે પધાર્યા. ૩ પ્રથમ તો પ્રભુએ સાગરને પ્રણામ કર્યા. પછી દર્ભાસન બિછાવી કિનારા ઉપર બેસી ગયા. અહિં વિભીષણ જેવા પ્રભુ પાસે આવ્યા કે રાવણે પાછા ચર્ચા જોવા દૂત મોકલ્યા. ૪

दोहा–सकल चरित उन्ह देखेऊ, धरे कपट कपि देह ॥
प्रभु गुण हृदय सराहि अति, शरणागत पर नेह ॥ ५१ ॥

તે દૂતોએ વાનરાનું સ્વરૂપ ધારણ કરીને સર્વ ચરિત્ર જોયાં. અને પ્રભુના ગુણને હૃદયમાં વખાણવા લાગ્યા કે, શરણાગત ઉપર બહુજ કૃપા છે. ૫૩

चौ०–प्रकट वखानत राम स्वभाऊ, अति सप्रेम गा विसरि दुराऊ ॥
रिपुका दूत कपिन जब जाना, ताहिबांधि कपिपति पहँ आना ॥
कह सुग्रीव सुनहु सब वनचर, अंग भंग करि पठवहु निशिचर ॥

---

१ उद्योगिनं पुरुष सिंहमुपैति लक्ष्मी दैवेन देयमिति का पुरुषावदन्ति ॥

सुनि सुग्रीव वचन कपिधाये, बांधि कटक चहुँ पास फिराये ॥
बहु प्रकार मारन कपिलागे, दीन पुकारत तदपि न त्यागे ॥
जोहमार हर नासा काना, तेहि कोशलाधीश कर आना ॥
सुनि लक्ष्मण सेहि निकट बुलाई, दयालगि हँसि दीन छुडाई ॥
रावणकर दीन्हेउ यह पाती, लक्ष्मण वचन बांच कुलघाती ॥

શ્રી રઘુનાથજીના એ પ્રસિદ્ધ સ્વભાવનું વર્ણન કરતા કરતા પ્રેમાવેશથી કપટ વિસરી ગયા; અર્થાત્ રાક્ષસ થઈ ગયા. જ્યારે વાનરોએ જાણ્યું કે આ શત્રુના દૂત છે, તેથી બાંધીને સુગ્રીવજીની પાસે લાવ્યા. અને કહ્યું કે, આ રાવણના દૂત છે, શું આજ્ઞા છે. ૧ સુગ્રીવજીએ કહ્યું કે,–વાનરો! શ્રવણ કરો. આ રાક્ષસનાં અંગભંગ કરીને તેઓને કાઢી મૂકો. સુગ્રીવની આજ્ઞા થતાં વાનરાઓ ચાલ્યા. રાક્ષસોને બાંધીને સેનાની ચારે તરફ ફેરવ્યા. ૨ અનેક પ્રકારે વાનરાઓ મારવા લાગ્યા. તે રાક્ષસો દીનની પેઠે સદશ પોકારવા લાગ્યા તોપણ છોડયા નહિ. ત્યારે તે બોલ્યા કે જે કોઈ અમારાં નાકકાન કાપે તેને કોશલાધીશ રઘુનાથજીની આણ છે, એ શબ્દ સાંભળી લક્ષ્મણજીએ તેને પોતાની પાસે બોલાવ્યા. અને દયાપૂર્વક હસીને છોડી દીધા. અને એક પત્ર લખીને લક્ષ્મણજીએ આપ્યો. અને કહ્યું કે આ પત્ર રાવણને આપજો. અને કહેજો કે–હે કુળઘાતી! લક્ષ્મણનાં વચન વાંચીને છાતી ઠંડી કર, અને ૪

दोहा—कहेउ मुखागर मूढ सन, मम सन्देश उदार ॥
सीता देहु मिलहु नतो, आवा काल तुम्हार ॥ ५४ ॥

તે મૂર્ખને મારો જીભનો સંદેશો પણ કહેજો કે જાનકીજીને આપીને તું પ્રભુને મળ, અર્થાત્ શરણે જા, નહિ તો તમારો કાળ આવ્યો છે એમજ સમજજો. ૫૪

चौ०—तुरत नाइ लक्ष्मण पद माथा, चला दूत वर्णत गुणगाथा ॥
कहत राम यश लंका आवा, रावण चरण शीश तिननावा ॥
बिहंसि दशानन पूंछेसि बाता, कहसि न शुक आपनिकुशलाता ॥
पुनिकहु कुशल विभीषणकेरी, जासु मृत्यु आई अति नेरी ॥
करतराज्य लंका शठ त्यागा, होइहि यवकारि कीट अभागा ॥
पुनि कहु भालुकपिकटकाई, कठिन काल प्रेरित चलि आई ॥
तिनके जीवनकर रखवारा, भयउ मृदुलचित सिंधुविचारा ॥

कहु तपसिन कर बात बहोरी, जिनके हृदय त्रास बड मोरी ॥

તુરત લક્ષ્મણજીનાં ચરણોમાં શિર નમાવી દૂત ગુણ વર્ણન કરતા કરતા ચાલ્યા, શ્રી રઘુનાથજીના યશ કહેતા અને સાંભળતાં લંકામાં આવ્યા. અને રાવણના ચરણોમાં મસ્તક નમાવ્યાં. ૧ એટલે રાવણે હસીને પુછયું કે-હે શુક! પ્રથમ તમારી કુશળ કહો. પછી વિભીષણ કે જેનું મરણ સમીપમાં આવ્યું છે તેની કુશળ કહો. ૨ કારણ કે જે લંકાનું રાજ્ય કરવાનું છોડીને ગયો છે. તે મૂર્ખ ભાગ્યહીન નરકનો કીડોજ થવાનો છે. રીંછ અને વાનરની સેનાનું વર્ણન કરો. કે તે સેના કેટલી છે, કે જે કઠિણ કાળની પ્રેરણાથી ચાલી આવી છે. ૩ તે બિચારાઓના જીવનનો રક્ષક કોમળ ચિતાવાળો સાગર થયેલ છે. તપસ્વીયોની વાત પણ કહો કે જેના હૃદયમાં મારૂં મહા દુઃખ રહે છે. ૪

दोहा–भईभेंटकी फिरि गये श्रवण सुयश सुनि मोर ॥
कहसि न रिपुदल तेज बल, कसचाकित चित तोर ॥ ५५ ॥

તારી ભેટ તેમની સાથે થઈ કે નહિ તે તો કહે, અથવા મારા યશને શ્રવણ કરીને પાછા ચાલ્યા ગયા. શત્રુનું બળ, તેજ અને દળ તેનું વર્ણન કેમ કરતો નથી. તારૂં ચિત્ત શા કારણથી ચકિત થઇ રહેલું છે. ૫૫

चौ०–नाथ कृपा करि पूछहु जैसे, मानहु वचन क्रोध तजितैसे ॥
मिलाजाई जब अनुज तुम्हारा, जातहिं राम तिलकतेहि सारा ॥
रावण दूत हमहिं सुनि काना, कपिन बांधि दीन्हे दुख नाना ॥
श्रवण नाशिका काटन लागे, राम शपथ दीन्ही तब त्यागे ॥
पूंछहु नाथ कीश कटकाई, वदन कोटि शत वरणि नजाई ॥
नाना वरण भालु कपि धारी, विकटानन विशाल भयकारी ॥
जेइ पुर दहेउ वधेउ सुत तोरा, सकलकपिनमहँ तेहि बल थोरा ॥
अमित नामभट कठिन कराला, विपुलवरण तनु तेज विशाला ॥

શુકે કહ્યું કે-હે નાથ! જેવી રીતે કૃપા કરીને પુછોછો, તે પ્રમાણેજ ક્રોધનો ત્યાગ કરી મારાં વચનો માનો. જેવો તમારો નાનો ભાઈ જઇને મળ્યો કે તુરતજ શ્રી રઘુનાથજીએ તેને લંકાનું રાજ્ય તિલક કરી દીધું.૧ અમનેઆપના દૂત જાણીને કપિઓએ બાંધીને બહુજ દુઃખ આપ્યું. અમારાં નાક કાન કાપવા લાગતાં જ્યારે અમે શ્રી રઘુનાથજીની દુહાઇ આપી ત્યારે છોડયા. આપ વાનરની સેનાનુ પુછો છો પણ તે સેનાનું વર્ણન સો કરોડ મુખેથી પણ થઇ શકે તેમ નથી, અનેકાનેક વર્ણના રીંછ અને વાનર છે. ભયંકર મુખ મહાભય-



સુંદરકાંડ સીતા મુદ્રીકાર્પણ.

દાયક છે. ૩ જેણે લંકા બાળી, તમારા પુત્રને માર્યો, તેમાં તો સર્વ કરતાં ઓછું બળ છે. એના કહેવાથી પ્રભુના પ્રતાપનો મહિમા જોવામાં આવ્યો કે તેની કૃપાથી નાના પણ મોટાં કાર્ય કરે છે. અથવા જેણે લંકા બાળી, તેના કરતાં બીજા સર્વ વાનરાઓમાં ઓછું બળ નથી. એક સાથે પહોચી શકાય્યું તો ઘણા સાથે શી રીતે કરીશું. યોદ્ધાઓનાં અનેક નામ છે, અને પ્રત્યેકમાં અસંખ્ય હાથીઓનું બળ છે. ૪

दोहा—द्विविद मयन्द नील नल, अंगदादि विकटासि ॥
दधिमुख केहरि कुमुद गव, जाम्बवन्त बलराशि ॥ ५६ ॥

દ્વિવિદ, મયંદ, નીળ, નળ, અંગદ, વિકટાસિ, દધિમુખ, કેહરિ, કુમુદ, ગય અને જામ્બવન્ત આ સર્વ યોદ્ધાઓ તો બળની રાશી છે. ૫૬

चौ०—ये कपि सब सुग्रीव समाना, इन्ह सम कोटि गनै को नाना ॥
राम कृपा अतुलित बल तिनहीं, तृण समान त्रयलोकहि गिनहीं ॥
अस मैं श्रवण सुना दशकन्धर, पद्म अठारह यूथप बन्दर ॥
नाथ कटक महँ सो कपिनाहीं, जो न तुम्हें जीतहि रण माहीं ॥
परम क्रोध मीजहिं सब हाथा, आयसु पै न देहिं रघुनाथा ॥
शोषहिं सिन्धुसहित झषव्याला, फारहिं नखधरि कुधर विशाला ॥
मर्दि गर्दि मिलवहिं दशशीशा, ऐसे वचन कहहिं सब कीशा ॥
गर्जहिं तर्जहिं सहज अशंका, मानहुँ ग्रसन चहत अब लंका ॥

આ સર્વ વાનર સુગ્રીવના સમાન છે. તે સર્વના સમાન અન્ય કરોડો વાનર છે. તેની કોણ ગણના કરી શકે છે. શ્રી રામચન્દ્રજીની કૃપાથી તેઓમાં અતુલિત બળ છે. ત્રૈલોકયને તૃણના સમાન ગણે છે. ૧ હે રાવણ ! અઢાર પદ્મ તો વાનરાઓના સેનાપતિ છે એવી વાત મારા સાંભળવામાં આવી છે. અને સેનાં જે છે તેનું તો વર્ણન પણ થઈ શકતું નથી. હે નાથ ! સૈન્યમાં એવો કોઇ પણ વાનર નથી કે જે તમને યુદ્ધમાં ન જીતી શકે. ૨ તે સર્વ મહાક્રોધથી લંકામાં પેસવાને હાથ મસળી રહેલા છે; પરન્તુ રઘુનાથજી આજ્ઞા આપતા નથી. મીન સર્પ સહ સમુદ્રનું શોષિણ કરી લીઓ અને એમ કરતાં પણ કામ ન થાય તો પર્વત રાખીને રસ્તો કરો. ૩ રાવણને ચોળી નાંખીને ધૂળમાં મેળવી દીયો. સર્વ વાનર આવાંજ વચન બોલે છે, ગર્જના કરે છે. તમને ભયકારી વચન કહે છે, નિડર છે, અને જાણે લંકાને ખાઇ જવા માગતા હોય એમ જણાય છે. ૪

दोहा—सहज शूर कपि भालु सब, पुनि शिर पर श्रीराम ॥
रावण कोटिन काल कहँ, जीति सकहिं संग्राम ॥५७॥

એક તો રીંછ અને વાનર જો કે સ્વાભાવિક શુર હોય છે અને આતો વળી તેનું રક્ષણ કરનાર શ્રી રઘુનાથજી છે. માટે હે રાવણ! તમે તો શું છો? પણ કરોડો કાળને પણ સંગ્રામમાં જીતી શકે તેમ છે. ૫૭

चौ०—राम तेज बल बुधि विपुलाई, शेष सहस शत सकहिं नगाई ॥
सक शर एक शोषि शत सागर, तब भ्रातहिं पूंछेउ नयनागर ॥
तासु वचन सुनि सागर पाहीं, मांगत पन्थ कृपा मन माहीं ॥
सुनत वचन बिहँसा दशशीशा, जो असमति सहाय कृतकीशा ॥
सहज भीरुकारि वचन द्दढाई, सागरसन ठानी मचलाई ॥
मूढमृषा का करसि बडाई, रिपु बल बुद्धि थाह मैं पाई ॥
सचिव सभीत विभीषण जाके, विजय विभूति कहांलगि ताके ॥
सुनिखल वचन तदूरिसिबाढी, समय विचारि पत्रिका काढी ॥
राम अनुज दीन्ही यह पाती, नाथ बचाइ जुडावहु छाती ॥
बिहँसि वामकर लीन्हेसि रावन, सचिव बोलि शठ लागु बँचावन ॥

શ્રી રઘુનાથજીનું તેજ, બળ, અને બુદ્ધિની અધિકતા સો હજાર શેષજી પણ વર્ણન કરી શકે તેમ નથી. તે એકજ બાણુથી સાગરને શોષી શકે તેમ છે. પરંતુ તમારા ભાઇને નીતિ અનુસાર પુછયું કે સાગર ઉતરવા માટે શું ઉપાય કરવો? તેણે કહ્યુ કે સાગરની વિનતિ કરો. ૧ તેનાં વચન શ્રવણ કરી સાગર પાસે રસ્તો માગે છે, કેમકે તેમના મનમાં બહુજ કૃપા છે. આ વચન સાંભળતાંની સાથેજ રાવણ હસ્યો કે જેની આવી બુદ્ધિ છે અને સહાયક વાનરા છે. અથવાં વાનરા શું કરી શકે તેમ છે? ૨ જન્મનો કાયર છે જે મારો ભાઈ વિભીષણ છે, તેનાં વચનને માનીને સમુદ્ર પાસે ગરીબાઈ કરે છે. તેનાથી શું થવાનું છે? અરે મૂર્ખ! શા માટે વૃથા પ્રશંસા કરે છે. મેં શત્રુનાં બળ અને બુદ્ધિનો અંત જાણી લીધો. ૩ જેને ત્યાં વિભીષણ સદૃશ મહાબીકણ મંત્રી છે, તેને વિજય, વિભૂતિ અને ઐશ્વર્યની પ્રાપ્તિ થતી નથી. એ દુષ્ટ રાવણનાં વચન શ્રવણ કરીને દૂતને અત્યંત ક્રોધ ચડયો. અને વખત વિચારી કાગળ કાઢયો. હે નાથ લક્ષ્મણજીએ આ પત્ર આપ્યો છે. તેને વંચાવીને છાતી ઠંડી કરો. રાવણે હસીને પત્ર ડાબા હાથમાં લીધો, અને મંત્રીને બોલાવી વંચાવવા લાગ્યો. ‡ ૫

‡ પત્ર ડાબા હાથમાં લેવો અને મંત્રી પાસે વંચાવવો એ પત્રનો એક જાતનો અનાદર છે.

दोहा–बातन मनहिं रिझाय शठ, जनि घालसि कुलखीश ॥
राम विरोध न उबरिहहु, शरण विष्णु अज ईश ॥ ५८ ॥

તે પત્રમાં લખ્યું હતું કે,–હે મૂર્ખ! વાતોથીજ મનને રીઝવીને કુળનો નાશ ન કર્ય. ચાહે તો બ્રહ્મા, વિષ્ણુ અને શ્રી સદાશિવની શરણે જઇશ તો પણ શ્રી રઘુનાથજી સાથે વૈર કરવાથી ઉદ્ધાર થશે નહિ. ‡ ૫૮

दोह–होउ मान तजि अनुज इव, प्रभु पद पंकज भृंग ॥
होहि राम शर अनल खल, जनि कुल सहित पतंग ॥ ५९ ॥

વિભીષણ સમાન તમે પણ પ્રભુનાં ચરણ કમળમાં ભમરના સમાન પ્રેમ કરવાવાળા થાઓ. અરે મૂર્ખ! રામચન્દ્રજીનાં બાણરૂપી અગ્નિમાં કુળસહ પતંગીઓ થઇને પડશો નહી. ૫૯

चौ०–सुनत सभय मन महँ मुसुकाई, कहत दशानन सबहिं सुनाई ॥
भूमि परा कर गहत अकाशा, लघु तापस कर बागविलासा ॥
कह शुक नाथ सत्यसबवानी, समुझहुछांडि प्रकृति अभिमानी ॥
सुनहु वचन मम परिहरि क्रोधा, नाथ राम सन तजहु विरोधा ॥
अति कोमल रघुवीर स्वभाऊ, यद्यपि अखिल लोककर राऊ ॥
मिलत कृपा प्रभु तुमपर करिहैं. उर अपराध न एकौ धरिहैं ॥
जनकसुता रघुनाथहिं दीजै, इतना कहा मोर प्रभु कीजै ॥
जबतेंइ देन कहेउ वैदेही, चरण प्रहार कीन्ह शठ तेही ॥
चरणनाइ शिर चला सो ताहां, कृपासिन्धु रघुनायक जाहां ॥

‡ એક સમય અગસ્ત્યજી તેના આશ્રમ ઉપર આવતાં તેણે જ્ઞાનાભિમાનથી ઉઠીને કાંઇ પણ આદર સત્કાર કર્યો નહિ. એટલે અગસ્ત્યજીએ શાપ આપ્યો કે રાક્ષસ થઇ જા. એટલે તો તેણે બહુજ વિનતિ કરતાં કહ્યું કે, ત્રેતા યુગના ચોથા ચરણમાં શ્રી રઘુનાથજીનાં દર્શનથી કૃતાર્થે થઇશ. અધ્યાત્મ રામાયણમાં વળી એ સંબંધમાં એવો લેખ છે કે, શુક બ્રહ્મનિષ્ઠ ઋષિ હતા. તેણે આસુરયજ્ઞનું અનુષ્ઠાન કર્યું, એક દિવસ અગસ્ત્યનું નિમંત્રણ કર્યું. તે સમય તેના ગયા પછી પાછળનાં વૈરથી વજ્રદંષ્ટ્ર રાક્ષસે અગસ્ત્યના રૂપથી કહ્યું કે, અમને સામિષ અન્નનું ભોજન કરાવવું, શુકે તે વાતનો સ્વીકાર કર્યો. તે રાક્ષસે ત્યાંથી જઇને રસોઇયાનું રૂપ ધરીને નરમાંસ પકાવ્યું અને જ્યારે અગસ્ત્યજી આવ્યા. ત્યારે તેમણે નરમાંસ જોઇને શુકને શાપ આપ્યો કે તું રાક્ષસ થઇ જા. રાક્ષસનું કર્તવ્ય પાછળથી જાણવામાં આવતાં અગસ્ત્યજીએ કહ્યું કે, રાવણની પાસે જઇને રહે. ત્રેતાના અન્તમાં શ્રી રામચન્દ્રજીના પધારવાથી રાવણને જ્ઞાનનો બોધ કરી તિરસ્કાર કરવાથી રામનાં દર્શનથી મુક્ત થઇશ.

करि प्रणाम निज कथा सुनाई, राम कृपा आपनि गति पाई ॥
ऋषि अगस्त्यकर शाप भवानी, राक्षस भयउ रहा मुनि ज्ञानी ॥
बन्दि राम पद बारहिं बारा, पुनि निज आश्रम कहँ पगुधारा ॥

આ વચન સાંભળતાંની સાથે તો રાવણ મનમાં ડર્યો, પરંતુ ઉપરથી હસીને સર્વના સાંભળતાં બોલ્યો કે-મોટો તપસ્વી તો હું કે જે આકાશવત્ છું તેને ભૂમી ઉપર પડીને પકડવા ઇચ્છે છે. અને નાનો તપસ્વી તો વાગવિલાસી છે કે જે મને જીતવા ઇચ્છે છે. ૧ શુકે કહ્યું કે-હે નાથ! જે કાંઇ પત્રમાં લખ્યું છે તે સર્વ સત્ય છે એમ સમજી અભિમાની પ્રકૃતિનો ત્યાગ કરો. ક્રોધનો ત્યાગ કરી મારૂં વચન શ્રવણ કરો. શ્રી રઘુનાથજી સાથે વેર ત્યાગી દીયો. ૨ રઘુનાથજી જો કે સકળ લોકોના નાથ છે. છતાં સ્વભાવ અતિ કોમળ છે. રામચંદ્રજી મળતાંની સાથેજ તમારા ઉપર કૃપા કરશે. અને હૃદયમાં એક પણ અપરાધને ધારણ નહિ કરે. ૩ જાનકીજી રઘુનાથજીને આપો. આટલું તો મારૂં કહેવું માનો. જેવું શુકે જાનકીજી પાછાં આપવાનું કહ્યું કે, તે સાંભળતાંની સાથેજ રાવણે તેને લાત મારી. ૪ એટલે શુક ચરણોમાં મસ્તક નમાવી રઘુનાથજીની પાસે જવા માટે ચાલ્યો. ત્યાં જઇ તેણે પ્રણામ કરી પોતાની સર્વ વાર્તા કહી સંભળાવતાં, શ્રી રામચન્દ્રજીની કૃપાથી ગતિને પામ્યો. ૫ શ્રી સદાશિવજી કહે છે કે-હે પાર્વતી! શુક જ્ઞાની મુનિ હતો, તે મહર્ષિ અગસ્ત્યજીના શાપથી રાક્ષસ થઈ ગયો હતો. તેણે વારંવાર શ્રી રામચન્દ્રજીનાં ચરણમાં પડી, પછી પોતાના આશ્રમ તરફ પ્રયાણ કર્યું.* ૬

दोहा—विनय न मानत जलधिजड, गये तीन दिनबीति ॥
बोले राम सकोप तब, भय विनु होय न प्रीति ॥ ६० ॥

આ તરફ મૂર્ખ સાગરે વિનતી માની નહિ. પ્રાર્થના કરતાં કરતાં ત્રણ દિવસ વ્યતીત થઇ ગયા. ત્યારે તો શ્રી રામચંદ્રજી ક્રોધ કરીને બોલ્યા કે, ભય વગર પ્રીતિ થતી નથી.+ ૬૦

---

*ब्रह्मास्वयम्भू श्चतुराननोवारुद्र स्त्रिनेत्रस्त्रिपुरान्तकोवा। इन्द्रो महेन्द्रः सुरनायकोवा ञातुंनशंक्यो युधिरामवध्यम् ॥ १ ॥

+ કોઇ શંકા કરે કે સાગરે શ્રી રામચન્દ્રજીનું સન્માન કેમ કર્યું? તો તેનું સમાધાન એ છે કે, સમુદ્ર શ્રી રામચન્દ્રજીની નર લીલા નીરખી મોહિત થઈ ગયો હતો. બીજું પોતાની ઉત્તર તરફ રહેતા વનવાસિયોને શિક્ષા કરાવવી હતી, એ કારણથી સાગર પ્રાર્થના કરતાં છતાં પણ ન આવ્યો.

चौ०—लक्ष्मण बाण शरासन आनू, शोषौं वारिध विशिष कृशानू ॥
शठसन विनय कुटिलसनप्रीती, सहज कृपणसनसुन्दर नीती ॥
ममतारत सन ज्ञान कहानी, अतिलोभी सन विरति बखानी ॥
क्रोधिहि सन कामिहि हरिकथा, ऊषर बीज बये फल यथा ॥
असकहि रघुपति चाप चढावा, यह मत लक्ष्मणके मन भावा ॥
सन्धानेउ शर विशिषकराला, उठी उदधिउर अन्तर ज्वाला ॥
मकर उरग झषगण अकुलाने, जरतजन्तुजलनिधि जबजाने ॥
कनकथार भरि मणिगणनाना, विप्ररूप आये तजि माना ॥

[1]હે લક્ષ્મણ! ધનુષ બાણ લાવો. હમણાં અગ્નિબાણથી સાગરને શોષી લઉં છું. મૂર્ખને વિનતિ, કુટિલથી પ્રીતિ, અને સ્વભાવિક કૃપણનેસુંદર નીતિનો ઉપદેશ કરવો. ૧ જેને મોહ પ્રબળ હોય તેને જ્ઞાન કથા કહેવી, લોભી પાસે વૈરાગ્યની કથા કરવી, ક્રોધીને શાન્તીનો ઉપદેશ અને કામીને હરિકથા સંભળાવવી, એસર્વ ખારી જમીનમાં બીજ વાવવા બરાબર છે. અર્થાત્ તે સર્વ વૃથા ઉપદેશ છે. ૨ આ પ્રમાણે કહીને રઘુનાથજીએ ધનુષ ચડાવ્યું. એ વાર્તા લક્ષ્મણજીને બહુજ રૂચી. શ્રી રામચન્દ્રજીએ બહુજ તીક્ષ્ણ બાણ સંધાન કરતાંની સાથેજ સમુદ્રના હૃદય અંતરમાં આગ બળવા લાગી. ૩ મઘર, સર્પ અને માછલાં—આદિ સર્વે વ્યાકુળ થઇ ગયાં, સમુદ્રે જાણ્યું કે બધાં બળે છે, એટલે તો તુરત બ્રાહ્મણનું રૂપ ધારણ કરી સુવર્ણના થાળમાં મણિ ભરીને માનનો ત્યાગ કરી આવ્યો. ૪

दोहा—काटे पै कदली फरे, कोटि यत्न करि सींच ॥
विनय न मान खगेश सुन, डाटेहिं पै नव नीच ॥ ६१ ॥

કાકભુશુંડજી કહે છે કે—હે ગરૂડજી જેમ કેળને કરોડો યત્ન કરીને સીંચીએ તો પણ તે ફળે નહિ, પણ જ્યારે કાપીએ ત્યારે જ તે ફળે છે. તેમ નીચને ગમે તે પ્રમાણે વિનય કરી સમજાવીએ પણ તે સમજેજ નહિ; પરંતુ જ્યારે ખરેખરો વાસ્તવિક ભય દર્શાવીએ ત્યારે તે સમજીને નમે છે. ૬૧

---

१ चापमानय सौमित्रे शरांश्चाशी विषोपमान्। समुद्रं शोषयिष्यामि पद्भ्यां यांति प्लवंगमाः

હે લક્ષ્મણ! મારૂં શાર્ઙ્ગ ધનુષ્ય લાવ. અને મહાવિષધરોના સમાન પ્રલયાગ્નિ બાણમાંની અગ્નિથી આ મૂઢ સમુદ્રનું શોષણ કરીશ, અને સર્વ મારી વાનરની સેના પ્યાદલ ચાલી જશે.

चौ०—सभय सिन्धु गहि पद प्रभु केरे, क्षमहुनाथ सब अवगुण मेरे ॥
गगन समीर अनल जल धरणी, इनकी नाथ सहजजडकरणी ॥
तव प्रेरित माया उपजाये, सृष्टि हेतु सब ग्रन्थन गाये ।
प्रभु आयसुजेहिकहँ जस अहही, सो तेहिभांतिरहै सुखलहही ॥
प्रभुभलकीन्हमोहिं सिख दीन्ही, मर्य्यादासब तुम्हरी कीन्ही ॥
ढोल गँवार शूद्र पशु नारी, ये सब ताडनके अधिकारी ॥
प्रभु प्रताप मैं जाब सुखाई, उतरिहि कटक न मोरि बडाई ॥
प्रभु आज्ञा अपेल श्रुति गाई, करहु वेगि जो तुमहिं सोहाई ॥

સમુદ્રે ડરીને પ્રભુનાં ચરણ પકડી લીધાં. અને કહ્યું કે-હે નાથ ! મારા સર્વ અવગુણો ક્ષમા કરો. આકાશ, પવન, અગ્નિ અને જળ અને પૃથિવી એ સર્વની સ્વભાવિક જડ કરણી છે. ૧ એ સર્વ તમારી પ્રેરણાથી માયાએ ઉપજાવેલ છે. અને તેને સર્વ ગ્રન્થોએ સૃષ્ટિનું કારણ કહેલ છે. પ્રભુની આજ્ઞા જેવી જેને જે પ્રમાણે છે, તે તે પ્રમાણે અનુસરવાથી સુખ પામે છે. ૨ પ્રભુ, આપે બહુજ સારૂં કર્યું કે જે મને શિખામણ આપી. આ આપનીજ કરેલી મર્યાદા છે. જે જેવો છે તેને તેવુંજ કરવામાં આવે. મર્યાદાના કારણથી હું પ્રથમ હાજર ન થયો, હે મહારાજ ! ઢોલ, ગમાર, શુદ્ર, પશુ અને સ્ત્રી, એ સર્વ તાડન કરવા યોગ્ય છે. ૩ પ્રભુના પ્રતાપથી હું સૂકાઇ જઇશ. સૈન્ય ઉતરી જશે, પરંતુ એમાં મારો મહિમા નહિ રહે, વેદ કહે છે કે આપની આજ્ઞા ભંગ થઈ શકતીજ નથી. એ માટે જેવી આપની ઇચ્છા હોય તે પ્રમાણે કરો.૪

दोहा—सुनत विनीत वचन अति, कह कृपालु मुसुकाइ ॥
जेहि विधि उतरै कपि कटक, तात सो करहु उपाइ ॥ ६२ ॥

સાગરનાં આવાં નીતિયુકત વચન શ્રવણ કરીને કૃપાળુ રામચન્દ્ર હસીને બોલ્યા. કે, હે તાત ! જે પ્રકારે વાનરની સેના ઉતરે, તે ઉપાય કરો. ૬૨

चौ०—नाथ नील नल कपिदोउ भाई, लरिकाई रूषि आशिष पाई ॥
" सरिता निकट रहे मुनि छाई, कराहि उपद्रव तहँ दोउ जाई ॥
आंख मूंद मुनि ध्यान लगावैं, तव ये ठाकुरको ले जावैं ॥
सो जलमें सब देहिं डुबाई, तब मुनि शाप दियो रिसि आई ॥
पत्थर छुआ तुम्हार जो होई, पानी पै उतरावै सोई ॥
स्थिर रहै चलै सो नाहीं, तब यह कछु समझे मन माहीं ॥ "

तिनके परश किये गिरिभारे, तरिहहिं जलधि प्रताप तुम्हारे ॥
मैं पुनि उरधरि प्रभु प्रभुताई, करिहौं बल अनुमान सहाई ॥
इहि विधि नाथपयोधिबँधाइय, जिहिअसमुयशलोकातिहुँगाइय ॥
इहि शर मम उत्तर तटवासी, हतहु नाथ खल गण अघराशी ॥
सुनि कृपालु सागरमन पीरा, तुरतहिं हरी राम रणधीरा ॥
देखि राम बल अतुलित भारी, हर्षि पयोनिधि भयो सुखारी ॥
सकलचारितकाहि प्रभुहि सुनावा, चरण वन्दिपाथोधिसिधावा ॥

હે નાથ! આપની સેનામાં જે એ નીલ અને નળ નામના બે સેનાપતિ વાનર છે. તેને બાલ્યાવસ્થામાં ઋષિએ શાપ આપ્યો હતો. જેને આ સમય શાપ નહિ પણ આશીર્વાદ કહેવો જોઇએ. ( અહિંથી પાંચ ચોપાઇ ક્ષેપક છે.) નદીને કિનારે મુનિ રહેતા હતા, તેની પાસે જઇને આ બે ઉપદ્રવ કરતા હતા.૧ આંખ્યો મિચીને જ્યારે મુનિ ધ્યાન કરે ત્યારે એ નીળ અને નળ તેમના ઠાકોરજીને ઉપાડીને લઇ જાય. અને તે સર્વને જળમાં બોળી દે. તેથી મુનિએ ક્રોધ કરીને એ શાપ આપ્યો કે,-૨ જે વસ્તુને તમારો સ્પર્શ થયો હશે, તે પાણી પર તરી આવશે, અને જ્યાંની ત્યાં સ્થિર રહેશે, ચાલશે નહિ. આ સાંભળી તેમણે પોતાની ચંચળતાનો ત્યાગ કર્યો. ( અહિં સુધી ક્ષેપક છે.) તેનો સ્પર્શ કરવાથી મોટા મોટા પર્વત આપના પ્રતાપથી સમુદ્રપર તરશે, અને હું પણ આપની પ્રભુતા હૃદયમાં ધારણ કરીને બળના અનુસાર સહાયતા કરીશ. ૪ આ પ્રકારે હે મહારાજ! સાગરને બાંધો, જેથી આપનો યશ ત્રૈલોકમાં ગવાશે. આ બાણ જે આપે ચઢાવ્યું છે, તેથી મારા ઉત્તર કિનારાના રહેવાવાળા ભીલ લોકો કે જે પાપાત્મા છે તેનો નાશ કરો. ૫ રામચન્દ્રજીએ સાગરના મનનું દુઃખ શ્રવણ કરી તુરત તે દુઃખ દૂર કર્યું એટલે કે તે દેશના કિરાત-ભીલ કે જે દુઃખરૂપ હતા, તેઓને મારી નાખ્યા. એ બાણના પ્રતાપે તે સ્થાનનું જળ સૂકાઇ ગયું. એટલે તે સ્થળને વરદાન આપ્યું કે અહિ ફળફુળ બહુજ થશે. રામચન્દ્રજીનું અતુલિત ભારે બળ જોઇને સમુદ્ર પ્રસન્ન થઈ સુખી થયો.૬ રાવણના ઘરનો સર્વ પ્રસંગ સંભળાવી, ચરણોમાં દંડવત્ કરી સાગર દેવતા ચાલ્યા ગયા.

छंद–निजभवन गवनेउ सिन्धु श्रीरघुबरिहियमनभायऊ ॥
यह चरित कलिमल हरण जसमतिदास तुलसी गायउ ॥
सुखभवन संशय दमन शमन विषाद रघुपति गुणगना ॥
तजि आश सकल भरोसे गावहिं सुनहिं सज्जन शुचिमना ॥

સાગર દેવતા પોતાને ઘેર ગયા, અને શ્રી રામચન્દ્રજીએ તેનાં વચન માન્ય કર્યા. કળિના મળને હરવાવાળું આ ચરિત્ર બુદ્ધિઅનુસાર તુળસીદાસજીએ ગાયું છે. આ કથા સુખની નિધાન, સંશયનો નાશ કરવાવાળી વિષાદને ત્રાસ આપનારી છે. આમાં શ્રી રઘુનાથજીના ગુણ વર્ણવેલા છે. જે પ્રમાણે સિંધુ-સાગર સુખી થઈને ઘેર ગયો, તે પ્રમાણે શ્રોતા પણ સુખી થાય. જે પ્રમાણે કિરાતોનો નાશ થયો, તે પ્રમાણે શ્રોતાઓના સંશય અને સંકટનો નાશ થાઓ. વિષયરસની આશા અને સાંસારિક જીવનો ભરોસો ત્યાગીને જે કોઇ રામના ગુણાનુવાદ ગાય છે અને સાંભળે છે. તે પવિત્ર મનવાળા સજ્જન મુક્તિના સુખને અનુભવ કરે છે. ૧૯

दोहा—सकल सुमंगळ दायक, रघुनायक गुणगान ॥
सादर सुनहि ते तरहिं भव, सिंधु बिना जलयान ॥ ६३ ॥

રઘુનાથજીના ગુણાનુવાદ એ સકળ આનંદ મંગળને દેવાવાળા છે, તેથી જે આદરપૂર્વ શ્રવણ કરે છે, તે વગર વહાણે સંસાર સાગરથી પાર થઈ જાયછે.૬૩

સુન્દર કાન્ડનું ગુજરાતી ભાષાન્તર સમાપ્ત.

श्रीगणेशायनमः ।

# ॥ श्रीतुलसीकृत रामायण ॥

## *लंकाकान्ड

## ગુજરાતી ભાષાંતર.

श्लोक०–रामं कामारिसेव्यं भवभयहरणं कालमत्तेभसिंहं ।
योगीन्द्रं ज्ञानगम्यं गुणनिधि मजितं निर्गुणं निर्विकारम् ॥
मायातीतं सुरेशं खलवधनिरतं ब्रह्मवृंदैकदेवं ।
वंदे कुंदावदातं सरसिजनयन देवमुर्वीशरूपम् ॥ १ ॥

શ્રી સદાશિવજીના સેવ્ય, સાંસારિક જન્મ–મરણના ભયને હરવાવાળા,

---

* આ છઠ્ઠો યુદ્ધકાંડ અતિ રોચક છે. તેથી બદ્ધ, મુમુક્ષુ અને જીવન્મુક્ત ત્રણે પ્રકારના શ્રોતા બહુજ શ્રદ્ધાથી શ્રવણ કરે છે. આમાં શ્રી રામ–રાવણનો સર્વોપરિ સંગ્રામ ત્રિકુટાચલપર થયેલ છે. એ માટે ગુસાઇજીએ આ કાંડને ચોપાઇઓની ત્રણ ચાલીસીઓ નિર્માણ કરેલ છે, ચાલીશ ચાલીસ ચોપાઇ પછી છન્દ ગોઠવ્યો છે. ત્રીજી ચાલીસીમાં જે ચોપાઇ પ્રતિછન્દ કહેલ છે. તે રામ–રાવણના સંગ્રામ અને સીતામીલાપ અને દેવતાઓની સ્તુતિના કહેલ છે. પ્રારંભમાં સમુદ્રપર સેતુબન્ધન, પછી સમુદ્રપાર જવું, નિશાચરોના અંગોનો ભંગ, રાવણનો બકવાદ, મંદોદરીનું સમજાવવું, પ્રહસ્તની સલાહ, રાવણનું માનભંગ, મંદોદરિના મુખથી વિરાટ દર્શાવવું. અંગદવિષ્ટી, વાનરાઓની ચડાઇ, રાક્ષસોનો સંહાર, રાવણસભા, માલ્યવન્તની સલાહ, મેઘનાદ અને લક્ષ્મણનું યુદ્ધ, લક્ષ્મણ મૂર્છા, હનુમાનજીનું સજીવની લેવા જવું, કાલનેમિનોવધ, દ્રોણાચળ લાવતાં ભરત હનુમાન સમાગમ, રામચન્દ્રજીનો વિલાપ, સંજીવનીથી લક્ષ્મણનું મૂર્છાથી જાગ્રત થવું, કુંભકર્ણનું જાગવું અને સંગ્રામ કરવા જવું અને મરણ તેથી રાવણનો વિલાપ, મેઘનાદનું ઘોર યુદ્ધ, નાગપાસ બન્ધન, જામ્બવંત દ્વારા તેનો પરાજય, ગરૂડદ્વારા નાગપાસ મોચન, મેઘનાદનું યજ્ઞ સમારંભ, લક્ષ્મણજીને હાથે તેનો વધ, રાવણનો વિલાપ, રાવણની ચડાઇ, લક્ષ્મણ દ્વારા પરાજય, રાવણના યજ્ઞનો વિધ્વંશ, રામ–રાવણ સંગ્રામ, જામ્બવન્તદ્વારા રાવણનો પરાજય, ત્રિજટાદ્વારાસીતાને સમાચાર જ્ઞાન, પુનઃ રામ–રાવણનું અપાર યુદ્ધ, રાવણવધ, મન્દોદરીનો વિલાપ, રાવણની મૃતક ક્રિયા. વિભીષણનો રાજ્યાભિષેક, સીતાજીને બોલાવવાં, અગ્નિપ્રવેશ, સીતા–રામમીલાપ, દેવસ્તુતિ, દશરથાગમન, સેનાજીવન, શિવસ્તુતિ, અયોધ્યા પ્રયાણ, દંડક, ચિત્રકૂટ પ્રયાગાગમન, અન્તમાં ગુહનિષાદ મિલાપનું વર્ણન આ કાંડમાં છે.

કાળરૂપી મદોન્મત્ત હાથીને મારવામાં સિંહ સદૃશ, યોગિયોમાં શ્રેષ્ઠ અર્થાત્ યોગિયોમાં ઉત્તમ જે નારદ, શુક અને સનકાદિક તેઓને જ્ઞાનથી પ્રાપ્ત થવા યોગ્ય, ગુણોના સમુદ્ર, કોઇથી પણ નહિ જીતાયેલા, ગુણાતીત–નિર્ગુણ, વિકાર રહિત, માયાથી પર, દેવતાઓના સ્વામી, દુષ્ટોને મારવામાં તત્પર. બ્રાહ્મણોને પૂજવાને માટે એક દેવ, અથવા બ્રાહ્મણોના સમૂહને ઇષ્ટ દેવરૂપ માનનારા, મેઘ સદૃશ શ્યામ સુન્દર કાન્તિવાળા. કમળો સરખાં નેત્રોવાળા, દિવ્યગુણ યુક્ત, અને સાક્ષાત્ પૃથિવીપતિરૂપ ધારણ કરનારા શ્રી રામચન્દ્રજીને પ્રણામ કરૂં છું. ૧

शंखेन्द्वाभमतीव सुन्दरतनुं शार्दूलचर्माम्बरं ।
कालव्यालकपालभूषणधरं गंगाशशांकप्रियम् ॥
काशीशं कलिकल्मषौघशमनं कल्याणकल्पद्रुमं।
नौमीड्यं गिरिजापतिं गुणनिधिं श्रीशंकरं कामहम् ॥ २ ॥

શંખ અને ચન્દ્રમાના સમાન જેની કાન્તિ છે. ઘણું જ સુન્દર શરીર છે. વ્યાઘ્રચર્મરૂપી વસ્ત્રવાળા, કાળના સમાન સર્પ અને ખોપરીઓરૂપી આભૂષણોને ધારણ કરવાવાળા, શ્રી ગંગાજી તથા ચન્દ્રમા ઉપર પ્યાર રાખનારા, કાશીના પતિ, કલિયુગના પાપોના સમૂહોનો નાશ કરવાવાળા, કલ્યાણના કલ્પવૃક્ષરૂપ, સ્તુતિ કરવા યોગ્ય, ચરાચરને પૂજનીય, શ્રી પાર્વતીજીના પતિ, ગુણોના સાગર, કામદેવનો નાશ કરવાવાળા, અને શાન્તિને દેવાવાળા શ્રી સદાશિવજીને હું નમસ્કાર કરૂં છું. ૨

यो ददाति सतां शम्भुः कैवल्यमपिदुर्लभम् ॥
खलानां दण्डकृद्योसौ शंकरः शंतनोतु मे ॥ ३ ॥

જે શ્રી સદાશિવજી મહાત્માઓને દુષ્પ્રાપ્ય મુક્તિ આપે છે. અને દુષ્ટોને દંડ આપવાવાળા છે. તે શ્રી સદાશિવજી મારાં કલ્યાણનો વિસ્તાર કરો. ૩

दोहा—लव निमेष परिमाणु युग, वर्ष कल्प शरचण्ड ॥
भजसि न मन तेहि रामकहँ, काल जासु कोदण्ड ॥१॥

હે મન ! શ્રી રામચન્દ્રજીનું ભજન કરય. શ્રી રામચન્દ્રજી કેવા છે કે જેનું કાળરૂપી ધનુષ્ છે. અને જેમાં પરમાણુ, લવ, નિમેષ્ય, વર્ષ, યુગ અને કલ્પરૂપી પ્રચંડ બાણો છે. અર્થાત્ જે પ્રભુ કાળનાં પરમાણુ તથા લવ–આદિ

અવયવોથી સર્વ પદાર્થોના આયુષ્યનો લય કરતાજ જાય છે. એવા શ્રી રામને, હે મન! તું શા માટે ભજતું નથી. * ૧

सो०—सिंधु वचन सुनि राम, सचिव बोलि प्रभुअसकहउ ॥
अब विलंब केहि काम, रचहु सेतु उतरै कटक ॥१॥

[1] સમુદ્રનાં વચન શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીએ મંત્રિઓને બોલાવીને કહ્યું કે, હવે વિલમ્બ શા માટે લગાડોછો. પૂલની રચના ત્વરાથી કરો કે જે દ્વારા સૈન્ય સામે પાર જાય. [2] ૧

सुनहु भानुकुलकेतु, जाम्बवन्त करजोरि कह ॥
नाथ नाम तव सेतु, नर चढि भवसागर तरहिं ॥२॥

જામ્બવાન હાથ જોડીને બોલ્યા કે,—હે સૂર્યકુળના ધ્વજરૂપ શ્રી રામચન્દ્રજી! મારાં વચન શ્રવણ કરો. આપનું નામજ સેતુરૂપ છે. કે જે ઉપર મનુષ્ય ચડીને સંસારસાગરથી પાર થઇ જાય છે. ૨

चौ०—यह लघुजलधि तरत कत वारा, अस सुनि पुनि कह पवनकुमारा ।
प्रभुप्रताप वडवानल भारी, शोषे प्रथम पयोनिधि बारी ॥१॥
तव रिपुनारि रुदन जलधारा, भरयो बहोरि भयो तेहि खारा ।
सुनि असि उक्ति पवनसुत केरी, विहँसे रघुपति कपितन हेरी ॥२॥
जाम्बवन्त बोले दोउ भाई, नल नीलहि सब कथा सुनाई ।
रामप्रताप सुमिरि उरमांहीं, करहु सेतु प्रयास कछु नाहीं ॥३॥
बोलि लिये कपिनिकरवहोरी, सकल सुनहु विनती इक मोरी ।

* જે શ્રી રામનું લવથી કલ્પ પર્યન્ત બાણ છે. કાણ ધનુષ છે. પલકના લાગવાનું નામ લવ છે. સાઠ લવની એક નિમિષ, સાઠ નિમિષે એક પરિમાણ, સાઠ પરિમાણે એક પળ, સાઠ પલની એક ઘડી. સાઠ ઘડીનો એક દિવસ ને રાત્રિ. ત્રીસ દિવસને રાત્રિનો એક માસ. બાર માસનું એક વર્ષ એવાં સો વર્ષ શ્રી રામચન્દ્રજીના બાણુની દાંડી છે. લવ નિમેષ બાણોનાં ફાક છે. તે વર્ષમાં લાગેલાં છે. ચાર યુગ બાણુના પર છે. કલ્પ પ્રચંડ અગાસી છે. હજાર સત્યયુગ, હજાર ત્રેતા, હજાર દ્વાપર અને હજાર કલિયુગ વ્યતીત થતાં બ્રહ્માનો એક દિવસ થાય છે. તેને કલ્પ કહે છે. તે શ્રી રામનું બાણુ છે. અને જે મહા પ્રલય થાય છે તેજ ધનુષ છે. અને જે કાળની અંદર ઉત્પત્તિ પાલન અને પ્રલય છે, તેજ પ્રત્યંચા છે. જેનું ધનુષ હોય છે, તેનું બાણુ પણ હોય છે; જેમકે—**काम कुसुम सायक धनु लीन्हे** ' તો તે બાણ બ્રહ્મા–આદિને પણ લાગે છે. તો પછી મનુષ્યો શી ગણનામાં છે. આ કાન્ડમાં વીર રસનુંજ પ્રતિપાદન કરેલ છે. તેથીજ ધનુષ, બાણનું વર્ણન કરવામાં આવ્યું છે.

૧ આ સોરઠાથી સુન્દર અને લંકા કાંન્ડનો પ્રસંગ મેળવેલો છે.

૨ આથી જાનકીજીની પ્રાપ્તિની આતુરતા જણાઈ આવે છે.

रामचरणपंकज उर धरहू, कौतक एक भालु कपि करहू ॥४॥
धावहु मर्कट विकट वरूथा, आनहु विटप गिरिनके यूथा ।
सुनि कपि भालु चले करिहूहा, जय रघुवीर प्रताप समूहा ॥५॥

આમ હોવાથી આ નાહાના સમુદ્રને તરવામાં અર્થાત્ પાર પામવામાં શું વાર લાગશે ? આવાં જામ્બવાનનાં વચન શ્રવણ કરી હનુમાનજી બોલ્યા કે ' હે પ્રભુ ! આપના પ્રતાપરૂપી મોટા વડવાનળે પ્રથમથીજ સમુદ્રના જળને સૂકાવી નાખ્યું હતું. ૧ પરંતુ આ સમુદ્ર પાછો ભરાયલો જણાય છે તે તો આપના શત્રુઓની સ્ત્રીઓના રૂદનની અશ્રુધારાઓથી જ ભરાઇ ગયેલ છે. અને તેથીજ ખારો થઈ ગયેલ છે. [1] આ પ્રકારે હનુમાનજીની ઉત્પ્રેક્ષાઅલંકારવાળી યુક્તિને શ્રવણ કરી, અને વાનરાઓના શરીરને ઉત્સાહમય નિરખીને શ્રી રામચન્દ્રજી હસ્યા. ૨ જામ્બવન્તે નળ તથા નીલ એ બે ભાઈઓને બોલાવીને જે કાંઇ તેના સંબંધમાં સમુદ્રે કથેલું હતું, તે તેઓને સંભળાવીને કહ્યું કે. તમે બે ભાઈઓ તમારા હૃદય મન્દિરમાં શ્રી રઘુનાથજીના પ્રતાપનું સ્મરણ કરીને પૂલ બાંધો તેમાં તમને જરાપણ પરિશ્રમ પડશેજ નહિ. ૩ આ પ્રમાણે નળ તથા નીલને કહીને જામ્બવન્તે પછી સર્વ વાનરાઓના તથા રીછોના સમૂહોને બોલાવીને કહ્યું કે, તમે સર્વ મારી એક વિનતિ શ્રવણ કરો. હે રીછો તથા વાનરાઓ ! શ્રી રામચન્દ્રજીનાં ચરણકમળને હૃદયમાં ધારણ કરીને એક કૌતુક કરો. ૪ હે અનેક પ્રકારના સાહસી વાનરાઓ તથા રીછો ! તમો મોટાં મોટાં ટોળાંઓ કરીને ચારેકોર ત્વરાથી દોડતા જાઓ, અને પર્વતોના તથા વૃક્ષોના સમૂહોને ઉઠાવી ઉઠાવી ઉપાડી લાવો. આ પ્રમાણેની જામ્બવન્તની આજ્ઞા શ્રવણ કરીને તુરતજ વાનરાઓ અને રીછોનાં યૂથો ' હૂહા ' કરતા અને શ્રી રામચન્દ્રજીના પ્રતાપના સમૂહનો ઉત્કર્ષ થજો. એમ બોલતા બોલતા ત્યાંથી ચાલ્યા.

दोहा–अति उतंग तरु शैल गण, लीलहिं लेहिं उठाई ॥
आनि देहि नल नील कहँ, विरचहिं सेतु बनाई ॥२॥

એ વાનરાઓ અને રીછો ઘણાજ ઊંચા પર્વતોના અને વૃક્ષોના સમૂહોને લીલા માત્રથી જ ઉઠાવી ઉઠાવીને લાવવા લાગ્યા. અને નળ તથા નીલને

૧ કેટલાક વિદ્વાનો આ પ્રમાણે પણ અર્થ કરે છે કે–આપના ભક્ત અને જળના શત્રુ અગસ્ત્યજીએ જ્યારે આપનાજ પ્રતાપથી સમુદ્રનું શોષણ કરેલું હતું, કે જે પાછું તેમણેજ તેના રૂદનથી નાડી દ્વારા પોતાના શરીરમાંથી કાહાડીને ભરી દીધું છે. અને તેમ કરવાથી ખારૂં જળ સમુદ્રનું થઈ ગયું છે. જ્યારે આપના ભક્તે આ પ્રમાણે કરેલું હતું, તો પછી આપ પોતે તો સમુદ્રના જળને સૂકાવી નાખો તેમાં તે શી મોટી વાત છે. !

આપવા લાગ્યા, એટલે તે બે ભાઇઓ સુન્દર પૂલનો તે વડે રચના કરવા લાગ્યા. ૨

**चौं०—चहुं दिशि कहं सब वानर धावहिं, कन्दुक इव नग कहं धरि लावहिं।**
**चौदह योजन रच्यो प्रथम दिन, दूजे वीस रच्यो प्रमुदित मन ॥१॥**
**तीजे दिन इकवीस बनायो, बाइस चौथे दिवस सुहायो।**
**पंचम दिन योजन तेईसा, रच्यो नील नल प्राज्ञ हरीसा ॥ २ ॥**
**पूर्ण भयो शत योजन जबहीं, आज्ञा दी रघुनंदन तबहीं।**
**अब कोई पर्वत मत लावो, जहां तहां तुरतहि पधरावो ॥ ३ ॥**
**तेहि क्षण शृंग हिमालय भारी, लावत थे हनुमान उपारी।**
**वृंदावन ढिग पहुंचे जाई, तहां प्रभुकी आज्ञा सुनि पाई ॥ ४ ॥**

(ક્ષેપક) વાનરાઓ તથા રીછો ચારે દિશાઓમાં દોડી દોડીને જેમ દડાઓને ઉપાડે, તેમ પર્વતોને ઉપાડીને લાવવા લાગ્યા. તે વડે પહેલે દિવસે ચોદ યોજન પૂલ બંધાયો. બીજે દિવસે પ્રમુદિત મનથી વીસ યોજન પૂલ બાંધ્યો. ૧ ત્રીજે દિવસે એકવીસ યોજન પૂલ બાંધ્યો. ચોથે દિવસ બાવીસ યોજન પૂલ બાંધ્યો અને પાંચમે દિવસે ત્રેવીસ યોજન બંધાયો. આ પ્રમાણે ચતુર એવા નળ અને નીલ એ બે વાનરાઓએ પાંચ દિવસમાંજ સો યોજનનો સેતુ બાંધી દીધો. ૨ જ્યારે પૂરે પૂરો સો યોજનનો પૂલ આ પારથી સામા પાર સુધી બંધાઇ ગયો, ત્યારે શ્રી રામચન્દ્રજીએ આજ્ઞા કરી કે, હુવે કોઈ પણ પર્વત લાવશોજ નહિ. અને જેના હાથમાં કદાચ પર્વત વધારાનો રહ્યો હોય, તો તેમણે તુરતજ જ્યાં પોતે હોય ત્યાંજ તુરત મૂકી દેવો. તેમાં જરા વિલમ્બ ન કરશો. ૩ જે સમય આ પ્રમાણે શ્રી રઘુનાથજીએ આજ્ઞા કરી, ત્યારે મહાવીરજી હિમાલયનાં એક ભારે શિખર (ગોવર્દ્ધન) ને ઉપાડી લાવતા હતા. તે શ્રી વૃન્દાવનના સમીપમાં આવી પોહોચતાં, ત્યાં પ્રભુની આજ્ઞા તેમના સાંભળવામાં આવી. ૪

**दोहा—सुनि आज्ञा हनुमान तब, तहँ गिरिधर्यो उतारि।**
**गिरि गोवर्द्धन विप्रतनुं, धरि तब कह्यो उचारि ॥ ३ ॥**

શ્રી રામચન્દ્રજીની આજ્ઞા સાંભળવામાં આવતાંજ મહાવીરજીએ પર્વતને ત્યાંજ મૂકી દીધો. એટલે તો ગોવર્દ્ધન પર્વતે વિપ્રરૂપ ધારણ કરીને હનુમાનજીને આ પ્રમાણે કહ્યું કે ૩

**चौ०—रामदरश इच्छा मनमाहीं, त्यागो हमाहिं उचित अस नाहीं।**
**महावीर सुनि प्रभु पहँआये, ताके समाचार सब गाये ॥ १ ॥**

रघुपति कह्यो कहो तुम जाई, द्वापर अन्त दरश दे आई ।
सात दिवस कर पर तेहि धरिहौं, तीन लोक महिमा विस्तरिहौं ॥२॥
महावीर पुनि तेहिपर आये, प्रभुके सब संदेश सुनाये ।
सुनि गोवर्धन हर्षित भारी, मग्न प्रेम सुमिरे अघहारी ॥ ३ ॥

'હે હનુમાન્જી' મારા મનમન્દિરમાં રામદર્શનની ઇચ્છા હતી, છતાં તમે મને અહિ છોડી દીધો. એ તમે યોગ્ય કર્યું નથી.! આવાં તેનાં વચન શ્રવણ કરી હનુમાન્જી તેને સમજાવી શ્રી રામચન્દ્રજીની પાસે આવ્યા. અને ગોવર્દ્ધન પર્વતના સર્વ સમાચાર પ્રભુને સંભળાવ્યા. ૧ હનુમાન્જીનાં ગોવર્દ્ધન પર્વતના સંબંધનાં વચન શ્રવણ કરી દયાળુ પ્રભુએ હનુમાન્જીને કહ્યું કે,-તમે ગોવર્દ્ધન પર્વતની પાસે જાઓ, અને તેને કહો કે દ્વાપરના અંતમાં મારાં દર્શન તને થશે. અને સાત દિવસ પર્યન્ત હું તને હાથ ઉપર ધારણ કરીશ. અને તેથી ત્રૈલોકયમાં તેના મહિમાનો વિસ્તાર થશે. ૨ આવાં શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરીને મહાવીરજી તુરત ત્યાંથી ગોવર્દ્ધન પર્વત પાસે વૃન્દાવનમાં આવ્યા. અને શ્રી પ્રભુનાં સર્વ વચનો કહી સંભળાવ્યાં. આવો શ્રી રામચન્દ્રજીનો સંદેશો શ્રવણ કરતે ગોવર્દ્ધન પર્વત પ્રેમમાં મગ્ન થઇ મહા સુખ પામ્યો. ૩ ( ક્ષેપક સમાપ્ત. )

चौ०—शैल विशाल आनि कपि देहीं, कन्दुक इव नल नील सो लेहीं ॥
देखि सेतु अति सुंदर रचना, बिहँसि कृपानिधि बोले वचना ॥१॥
परम रम्य सुंदर यह धरणी, महिमा अमित जाइ नहिं वरणी ॥
करिहौं यहां शम्भु थापना, मोरे हृदय परम कल्पना ॥२॥
सुनि कपीश दुइ दूत पठाये, मुनिवर निकर बोलि लै आये ।
लिंग थापि विधिवत करि पूजा, शिवसमान प्रिय मोहिं न दूजा ॥३॥
शिवद्रोही ममदास कहावै, सो नर स्वप्नेहु मोहिं न पावै ।
शंकरविमुख भक्ति चह मोरी, सो नर मूढ मंदमति थोरी ॥४॥

વાનરાઓ મોટા મોટા પર્વતો લાવી લાવીને દેવા લાગ્યા, તેને નળ અને નીલ એ બે ભાઇઓ દડાની પેઠે હાથમાં ઉઠાવી લેતા હતા. પૂલની અત્યંત સુન્દર રચના નિરખીને શ્રી રઘુનાથજી હસીને આ પ્રમાણે વચન બોલ્યા કે, ૧ 'આ પૃથિવી પરમ રમ્ય છે. એનો મહા મહિમા[1] છે. કે જેનું કોઇ પણ વ-

[1] એ પૃથિવીનો મહિમા એ માટે કહ્યો કે—દ્રાવિડ દેશ ભક્તિની જન્મભૂમિ છે. અને દેવારાધન માટે પર્વત ઉત્તમ સ્થાન છે, અહિ પર્વતોનો સમૂહ છે. સમુદ્રનો કિનારો છે. એ માટે આ સ્થળ પરમોત્તમ છે.

ર્ણન કરી શકે તેમ નથી. હું આ સ્થળમાં શ્રી સદાશિવજીની સ્થાપના[૨] કરવા વિચાર રાખું છું. અને તેનો મારા હૃદયમાં પરમ સંકલ્પ છે. ૨ આ પ્રમાણેનો શ્રી રામચન્દ્રજીનો પરમ સંકલ્પ જાણીને વાનરાઓના રાજા સુગ્રીવજીએ, મુનિઓને બોલાવવાને માટે તુરત બે દૂતોને મોકલ્યા. એટલે તેઓ અનેક મહામુનિઓને તે સ્થળે બોલાવી લાવ્યા. × એટલે શ્રી રામચન્દ્રજીએ વિધિપૂર્વક શ્રી શિવલિંગનું સ્થાપન કરીને પૂજન કર્યા પછી કહ્યું કે.–શ્રી સદાશિવજીના સમાન મને બીજો કોઇ પણ પ્રિય નથી. [૧] ૩ જે પુરૂષ શ્રી સદાશિવજીનો દ્રોહ કરતો હોય, અને મારો દાસ કહેવાતો હોય તો તેવો પુરૂષ સ્વપ્નમાં પણ મને પામતોજ નથી. અર્થાત્ સ્વપ્ને પણ મને ગમતોજ નથી. જે પુરૂષ શ્રી શિવજીથી વિમુખ થઇને મારી ભક્તિની ઇચ્છા રાખે છે તે પુરૂષ મૂર્ખ છે, મંદ છે અને બુદ્ધિહીન છે. ૪

---

૨ શ્રી સદાશિવજીના સ્થાપન કરવાનો પરમ સંકલ્પ એ માટે કહેલ છે કે, રાવણ શ્રી સંકરનો પરમભક્ત છે, અને રાવણને ત્યાં શ્રી શિવજીનું સ્થાપન થઈ ચુક્યુ છે. અને શ્રી રામચન્દ્રજીએ રાવણને મારવાનો નિશ્ચય કરેલો છે. એ માટે શ્રી સદાશિવજીને પ્રસન્ન કરવાને અહિ સ્થાપન કરે છે કે. રાવણનો વિનાશ નિરખી ચિત્ત ઉદાસ કરશો નહિ. હું આપની સેવા કરીશ. બીજી એમ પણ વાર્ત્તા છે કે. કેટલાક વૈશ્ણવો અજ્ઞાન વશ્ય થઇને શ્રી સદાશિવજીની નિન્દા કરે છે. તો એવા અધર્મ અને અજ્ઞાનને નિવારણ કરવાને પ્રતિજ્ઞા કરી કે મારા ધર્મ સ્થાપન અને અધર્મ નાશના તો અનેક સંકલ્પો છે, પરન્તુ આ સંકલ્પ સર્વોપરિ છે.

\+ કેટલાક આ સંબંધમાં એવું ગપ મારે છે કે–શ્રી રામચન્દ્રજીને શ્રી શિવલિંગનું સ્થાપન કરાવવાને માટે શ્રી સીતાજી સહ રાવણ આવ્યો હતો. આ વાર્ત્તા કેવળ અસંભવિત છે; કારણ કે અનેક સદાચરણી જ્ઞાની મુનિયો છતાં, શ્રી રામચન્દ્રજી દુરાચારી પાપી રાવણને પોતાના યજ્ઞમાં શી રીતેજ બોલાવે. અને તે મહા અભિમાની રાવણને દક્ષિણાની કાંઈ આવશ્યક્તા ન હતી કે તે દક્ષિણાની લાલચે જાનકીજી સહ ત્યાં આવે. તેણે તો જાનકીજી પાછાં દેવાના ઉચ્ચાર માત્રથીજ વિભીષણને કાહાડી મૂક્યો હતો. અને શ્રી રામચન્દ્રજી તથા લક્ષ્મણજી જે રાવણ જાનકીજી લઇને ત્યાં આવ્યો હોય તો તેને પાછો શી રીતેજ જાનકીજી સહ લંકામાં જવાજ આપે. શ્રી રામચન્દ્રજી, શ્રી સીતાજીને કાંઈ રાવણ સાથે જુગાર રમતાં હારી ગયા ન હતા કે તેને લઈ જવા દે. તેમ કાંઈ રાવણ પણ જીતીને જાનકીજીને લઈ ગયો ન હતો. આ બધી વાતો જોતાં રાવણ આવવાની વાત છેક ગપજ છે.

૧ શ્રી ગોસ્વામી શ્રી તુલસીદાસજી પ્રથમ શ્રી શિવજીને **'सेवक' स्वामि सखा सिय पियके** એમ લખી ચૂકેલ છે. સેવકનું લક્ષ્ય તો **'पूजि पार्थिव नायउ माथा'** સ્વામીનું લક્ષ્ય– **'रघुकुलमणि ममस्वामि सोइ. कहे शिवनायउ माथ'** શ્રીમદ્ વાલ્મીકિય રામાયણના યુદ્ધકાંડમાં પણ શ્રી સદાશિવનું સ્થાપન લખેલું છે કે–**एतत्तु दृश्यते तीर्थं सागरस्य महात्मनः। सेतुबन्ध इति ख्यातं त्रैलोक्ये न च पूजितम्॥ एतत्पवित्रं परमं महा पातक नाशनम्। अत्र पूर्वं महादेवः प्रसादमकरो द्विभुः॥** શ્રી રઘુનાથજી કહે છે કે હે જાનકી! આ સાગરનું તીર્થ છે. સેતુબંધ ત્રૈલોક્યમાં પૂજીત થશે. આ મહાન્ પાપનાશક તીર્થ છે. અહિજ રાવણ પર ચડાઈ કરતી વેળાએ પ્રથમ મેં શ્રી સદાશિવજીનું સ્થાપન કરેલું હતું અને જેનીજ કૃપાવડે મેં રાવણનો પરાજય કરેલો હતો. આ પ્રમાણે વેદમાં પણ ષડંગ અને રૂદ્રાધ્યાય શ્રી સદાશિવજીના મહિમામાં વિદ્યમાન છે.

दोहा—शंकरप्रिय ममद्रोही, शिवद्रोही ममदास ॥
ते नर करहिं कल्प भरि, घोर नरकमहँ बास ॥४॥

જે કોઈ પુરૂષ શંકરનો ભક્ત હોય અને મારો દ્રોહ કરતો હોય અથવા તો કોઈ વૈષ્ણવ થઇને શ્રી શિવજીનો દ્રોહ કરતો હોય, તેવો પુરૂષ કલ્પ પર્યંત ઘોર નરકમાં વાસ કરે છે.[1] ૪

चौ०—जो रामेश्वर दर्शन करिहैं, सो तनु तजि ममधाम सिधरिहैं ।
जो गंगाजल आनि चढाइहि, सो सायुज्य मुक्ति नर पाइहि ॥१॥
होइ अकाम जो छल तजि सेइहि, भक्ति मोरि तिहिं शंकर देइहि ।
ममकृत सेतु जो दर्शन करिहैं, सो बिनु श्रम भवसागर तरिहैं ॥२॥
राम बचन सबके मन भाये, मुनिवर निजनिज आश्रम आये ।
गिरिजा रघुपतिकी यह रीती, सन्तत करहिं प्रणतपर प्रीती ॥३॥
बांधेउ सेतु नील नल नागर, रामकृपा यश भयउ उजागर ।
बूडहिं आनहिं बोरहिं जेई, भये प्रबल बोहितसम तेई ॥४॥
महिमा यह न जलधिकै वरणी, पाहन गुण न कपिनकी करणी ।

જે કોઇ આ રામેશ્વરનું * દર્શન કરશે. તેઓ મરણ પામ્યા પછી મારા ધામને પ્રાપ્ત થશે, અર્થાત્ સાલોક્ય મુક્તિ પામશે. અને જે કોઇ મનુષ્ય ગંગાજળ લાવીને શ્રી રામેશ્વરજીને ચડાવશે. તે મનુષ્ય સાયુજ્ય મુક્તિ અર્થાત્ મારા સ્વરૂપમાં મળી જવા રૂપ મુક્તિને પામશે. ૧ જે કાઇ મનુષ્ય કામના રહિત થઇને છળનો પરિત્યાગ કરી આની સેવા કરશે, તેને શ્રી સદાશિવજી મારી ભક્તિ આપશે. જે કાઇ મનુષ્ય મારા બનાવ્યા આ પૂળનાં દર્શન કરશે. તે વિના પરિશ્રમે ભવસાગરને તરી જશે.૨ શ્રી રઘુનાથજીનાં આ વચનો સર્વને બહુજ સારાં લાગ્યાં. સર્વ મુનિઓ શિવલિંગની સ્થાપના કરાવીને પોતપોતાના આશ્રમમાં આવ્યા. શ્રી સદાશિવજી આ કથા શ્રી પાર્વતીજીને કહે છેકે હે પાર્વતી! શ્રી રામચન્દ્રજીની એ રીતિ છે કે, તે સદા દાસ ઉપર પ્રીતિ કરે છે. ૩ ચતુર નળ અને નીલ એ બે વાન-

१ 'शिवस्य हृदयं विष्णोः विष्णोश्च हृदयंशिवः'

* રામેશ્વરના નામના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે-' લિંગનું નામ શું પાડવું ?' આ પ્રમાણે શ્રી રામચન્દ્રજીએ પૂછતાં ઋષિઓએ કહ્યું કે **रामेश्वर** અર્થાત્ જ્યાં રામ અને ઇશ્વર બિરાજે છે આ સખાભાવ છે. ઋષિઓનાં આવાં વચન શ્રવણ કરી શ્રી રામચન્દ્રજી બોલ્યા કે- 'રામના ઈશ્વર ' આ સ્વામી ભાવ છે. આ પ્રમાણે શ્રી રામનાં વચન શ્રવણ થતાંની સાથેજ શિવલિંગમાંથી શબ્દ થયો કે રામ છે ઈશ્વર જેના એ સેવક ભાવ છે.

રાઓએ પૂલ બાંધ્યો. અને શ્રી રામની કૃપાથી સર્વત્ર તેનો યશ પ્રસરી ગયો. કારણકે જે પત્થર બીજાને ડૂબાવી દે અને પોતે પણ ડૂબી જાય, તે પત્થર વાહાણના સમાન થઇ ગયા. ૪ એ કાંઇ સમુદ્રનો મહિમા ન હતો, તેમ પત્થરોનો ગુણ પણ ન હતો. તેમજ કાંઇ તેમાં વાનરાઓની પણ કરણી ન હતી. ૭

दोहा—श्री रघुवीर प्रतापते, सिन्धु तरे पाषान ॥
ते मतिमन्द जे रामतजि, भजहिं जाय प्रभुआन ॥८॥

એ તો કેવળ શ્રી રામચન્દ્રજીનોજ પ્રતાપ હતો. જેના પ્રતાપ વડેજ પાષાણો પણ સમુદ્રમાં તરયા હતા. એવા શ્રી રામચન્દ્રજીને ત્યજીને જે કોઇ અન્યનું ભજન કરે છે. તે મૂર્ખ છે. ૪ ( ક્ષેપક પૂરૂં થયું. )

चौ०—बांधि सेतु अति सुदृढ बनावा, देखि कृपानिधिके मनभावा ।
सेतुबंध ढिग चढि रघुराई, चितै कृपालु सिन्धु अधिकाई । ॥१॥
देखन कहु प्रभु करुणाकन्दा, प्रगट भये बहु जलचर वृन्दा
नाना मकर नक्र झष व्याला, शत योजन तनु परम विशाला ॥२॥
ऐसे एक तिनहिं धरी खाहीं, एकनके डर एक पराहीं
प्रभुहि विलोकहिं टरहिं न टारे, मन हर्षित सब भये सुखारे ॥३॥
तिनकी ओट न देखिय वारी, मगन भये हरिरूप निहारी
चला कटक प्रभु आयसु पाई, को कहि सक कपिदल विपुलाई ॥४॥

સેતુ બાંધીને પાછો તેને મજબૂત બનાવ્યો. તે નિરખીને શ્રી રામચન્દ્રજી અતુલ પ્રસન્ન થયા. એ સેતુ ઉપર એટલી સેના ચાલી અને વાનર યોદ્ધાઓ એવી તો ગર્જના કરવા લાગ્યા કે જેનું વર્ણન પણ થઇ શકતું નથી. ૧ કૃપાળુ શ્રી રામચન્દ્રજી સેતુબંધના ઉપર ચડીને સમુદ્રની મોટાઇને જોવા લગ્યા. તે સમય તેમનાં દર્શન કરવાને માટે સર્વ જળજંતુઓના સમૂહો જળની અંદરથી જળના ઉપર આવ્યા. ૨ અનેક મઘરો, ઝુડો, માછલાંઓ, તથા સર્પો એઓમાં કેટલાંક તો એવાં હતાં કે, જેઓનાં શરીરો સો સો યોજનનાં વિસ્તાર વાળાં હતાં. અથવા તો એ સર્વ જળજંતુઓનાં શરીર મળીને સો યોજનમાં થઇ ગયાં હતાં. એ પ્રમાણે જળજંતુઓનો સમૂહ સો યોજનમાં બન્ને તરફ વ્યાપ્ત થઇ ગયો. જળજંતુઓમાં કેટલાએકએક બીજાને પકડી પકડીને ખાઇ જાય એવા હતા, અને કેટલા એક બીજાથી ડરીને ભાગી જાય એવા પણ હતા. ૩ પ્રભુને નિરખીને મનમાં પ્રસન્ન થયેલા અને સુખ પામેલા એ જળજંતુઓ જળ ઉપર ખસેડતાં પણ ખસે તેવી ભીડાભીડથી ગોઠવાઇ ગયાં હતાં કે જેથી તેઓ આડા આવવાને લીધે સમુદ્રનું જળ

પણ દેખાવા ન લાગ્યું. તે જળજંતુઓ શ્રી હરિનાં રૂપને નિરખીને મગ્ન થઇ ગયાં હતાં. ૪ તે પછી વાનરાઓ અને રીછોની સેના સેતુ ઉપર પ્રભુની રજા મળતાં ચાલવા લાગી. વાનરાઓના સૈન્યની મોટાઇનું વર્ણન કોણ કરી શકે તેમ છે.

दोहा–सेतुबन्ध भइ भीर अति, कपि नभ पन्थ उडाहिं ॥
अपर जलचरनी उपर चढि, विनु श्रम पारहि जाहिं ॥६॥

સેતુબંધ ઉપર અસાધારણ ભીડ થતાં, કેટલાએક વાનરાઓ આકાશ માર્ગમાં અને કેટલાએક વાનરાઓ જળજંતુઓ કે જે સમુદ્રમાંથી પ્રભુનાં દર્શન કરવાને માટે બહાર આવ્યાં હતાં તે ઉપર ચડીને કશા પણ શ્રમ વગર સામે પાર જવા લાગ્યા. ૬ *

चौ०–यह कौतुक विलोकी दोउ भाई, बिहँसि चले कृपालु रघुराई ।
सेन सहित उतरे रघुवीरा, कहि न जात कछु यूथप भीरा ॥१॥
सिन्धु पार प्रभु डेरा कीन्हा, सकल कपिन कहँ आयसु दीन्हा ।
खाहु जाइ फल मूल सुहाये, सुनत भालु कपि जहँ तहँ धाये ॥२॥
सब तरु फले राम हित लागी, ऋतु अनऋतुहि काल गति त्यागी ।
खाहिं मधुर फल विटप हिलावहिं, लंका सन्मुख शिखर चलावहिं ॥३॥
जहँ कहुँ फिरत निशाचर पावहिं, घेरि सकल मिलि नाच नचावहिं ।
दशनन काटि नासिका काना, कहि प्रभु सुयश देहिं तब जाना ॥४॥
जिनकर नासा कान निपाता, तेइ रावणहि कही सब बाता ।
सुनत श्रवण वारिधि बंधाना, दशमुख बोली उठा अकुलाना ॥५॥

કૃપાળુ શ્રી રામચન્દ્રજી અને લક્ષ્મણજી બન્ને ભાઇઓ આ કૌતુક જોવાથી હસતા હસતા ચાલવા લાગ્યા. (શ્રી રામચન્દ્રજી સેના સહ સામે પાર ઉતરતાં, ત્યાં યુથપતિઓની એવી તો ભીડ થઇ કે જેનું વર્ણન પણ થઇ શકતું નથી. ૧) સમુદ્ર પાર ઉતરીને શ્રી રામચન્દ્રજીએ ડેરા દઇ અર્થાત્ મુકામ કરી સર્વ વાનારઓને આજ્ઞા કરીકે–તમે અહિના વનો વગેરેમાં જઇને મનભાવતાં ફળ અને ફૂલો ખાઓ ! આ પ્રમાણેની શ્રી પ્રભુની આજ્ઞા શ્રવણ કરીને રીછો તથા વાનરાઓ ફળો ખાવાને જ્યાં ત્યાં દોડ્યા. ૨ (શ્રી રઘુનાથજીને માટે સર્વ વૃક્ષો

* આ દોહરામાં સાગર ઉતરવાના ત્રણ માર્ગનું વર્ણન કરેલું છે. આશય એ છે કે, સંસાર સાગર થકી પાર થવાના પણ, કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ માર્ગ છે જે વાનરાઓ સેતુ ઉપર ચડીને જાય છે. તે કર્મ કોટી છે. જે જળ જંતુઓના ઉપર ચડીને જાય છે તે ઉપાસક છે અને જે આકાશ માર્ગે જાય છે તે જ્ઞાની છે. ફળ સર્વનું એકજ છે. તે એ છે કે શ્રી રામની પ્રસન્નતા ભક્તિરૂપ, જાનકીજીની પ્રાપ્તિ, મોહાદિરૂપ શત્રુ રાવણાદિકનો નાશ. એજ ફળ છે.

ઋતુ તથા અનૃતુ રૂપ કાળના નિયમનો પરિત્યાગ કરીને ફળિત થયાં; અર્થાત્ જેનો ફળવાનો સમય ન હતો, તેવાં પણ ફળેલાં હતાં.) રીછો અને વાનરાઓ મધુર ફળો ખાવા લાગ્યા. વૃક્ષોને હલાવવા લાગ્યા અને લંકાના ઉપર શિખરો ફેંકવા લાગ્યા (કેટલાક એમ પણ અર્થ કરે છે કે, ફળોના ઠળીઆને લંકા ઉપર ફેંકવા લાગ્યા. પણ મૂળમાં ચોખ્ખો શિખર શબ્દ છે.) ૩ ફરતાં ફરતાં જે જે સ્થળે રાક્ષસો દૃષ્ટિએ પડતા, તો તે સર્વ રીછો અને વાનરાઓ એકઠા થઇને રાક્ષસોને પકડીને તેની પાસે નાચ નચાવવા લાગ્યા. દાંતોવડે તેઓનાં નાક કાન કાપી લેવા લાગ્યા. અને જ્યારે તે તે રાક્ષસો રામના સુયશનું ગાન કરે ત્યારે તેઓને જવા દેતા હતા. ૪ જે રાક્ષસોનાં નાક કાન વાનરાઓ તથા રીછોએ કરડી ખાધાં હતાં તેઓએ જઇને શ્રી રઘુનાથજીની સેનાની સઘળી વ્યવસ્થા રાવણને કહી સંભળાવી. રાવણ સમુદ્ર બંધાવાની તથા સેના આ પાર આવવાની વાર્ત્તા શ્રવણ થતાંની સાથેજ ગભરાયો. રાવણને જો કે દશમુખ હતાં છતાં વાતચિત એકજ મુખથી કરતો હતો. પણ જ્યારે સેતુ બાંધી સેનાસહ શ્રી રામચન્દ્રજીને સમીપમાં આવી પોહોચવાની વાર્ત્તા શ્રવણેન્દ્રિયે આવતાં વ્યાકુળ થઇને દશેમુખથી બોલ્યો કે—૫

दोहा—बांधेउ जलनिधि नीरनिधि, जलधि सिन्धु वारीश ।
सत्यतोयनिधि पयनिधि, उदधि पयोधि नदीश ॥६॥

જળનિધિ બાંધ્યો ? નીરનિધિ બાંધ્યો ? જળધિ બાંધ્યો? સિંધુ બાંધ્યો? વારીશ બાંધ્યો ? તોયનિધિ બાંધ્યો ? કંપનિધિ બાંધ્યો ! ઉદધિ બાંધ્યો ? પયોધિ બાંધ્યો ? નદીશ બાંધ્યો * એ વાર્ત્તા સત્ય છે ? ૭

चौ०—व्याकुलता निज समुझि बहोरी, विहँसी चला गृह करि मति भोरी ।
मन्दोदरी सुना प्रभु आये, कौतुक ही पाथोधि बंधाये ॥१॥
करगहि पतिहि भवन निज आनी, बोली परम मनोहर बानी ।
चरण नाइ शिर अंचल रोपा, सुनहु वचन पिय परिहरिकोपा ॥२॥
नाथ वैर कीजै ताहीसों, बुधिजल जीति सकिय जाहीसों ।
तुमहिं रघुपतिहि अंतर कैसा, खल खद्योतहिं दिनकर जैसा ॥ ३ ॥
अतिबल मधु कैटभ जिन मारे, महावीर दितिसुत संहारे ।

* 'રાવણને એવો પણ શાપ હતો કે, જ્યારે તે દશે મુખેથી બોલશે, ત્યારે મરશે,' આ વાર્ત્તાનું રાવણને સ્મરણ થવાથી તે વ્યાકુળ થઈ ગયો. પણ પછી ચિરંજ ધારીને મનમાં અભિમાનીએ વિચાર કર્યો કે મને શાપ શું કરશે? એ તો મારા મનમાં ભય છે બીજું કાંઈ નથી. એમ વિચાર કરતો પોતાના ભુવનમાં ગયો.

**जेइ बलि बाँधि सहसभुज मारा, सो अवतरेउ हरण महिभारा ॥ ४ ॥**

**तासु विरोध न कीजिय नाथा, काल कर्म गुण जिनके हाथा ।**

રાવણ પોતાની વ્યાકુળતાને સમજી, હસી મનમાં ઉત્પન્ન થયેલા ભયને જરા ઓછો કરીને ઘેર ગયો.* મંદોદરીએ આ વખતેજ સાંભળ્યું કે-શ્રી રામચન્દ્રજી લીલા માત્રથીજ સેતુ બાંધીને આવી પોહોચ્યા છે! ૧ શ્રી રામના પધારવાથી મંદોદરી પોતાના પતિ રાવણનો હાથ[1] પકડીને પોતાના ભુવનમાં લાવી અને પરમ મનોહર વચનો કહેવા લાગી. ૧ અને રાવણનાં ચરણમાં મસ્તક નમાવી ખોળો પાથરીને કહેવા લાગી કે-હે પ્રાણપતિ! કોપનો પરિત્યાગ કરી મારાં વચન શ્રવણ કરો. ૨ હે સ્વામી! જેને બુદ્ધિ અને બળથી જીતી શકીએ તેવાની સાથે વૈર કરવું યોગ્ય છે. પરંતુ હું તો નિશ્ચય પૂર્વક કહું છું કે સૂર્ય અને આગીયા જીવડાને જેટલી તફાવત છે તેટલીજ રામને અને તમને તફાવત છે. ૩ જેણે મહા બળવાન મધુ અને કૈટભ નામના બે દૈત્યોને માર્યા હતા તથા જેણે મહા સમર્થ વીર હિરણ્યાક્ષ અને હિરણ્યકશિપુ નામના બે દિતિના પુત્રોને માર્યા, જેણે રાજા બલિને બાંધ્યો હતો અને જેણે હજાર હાથોવાળા સહસ્ત્રાર્જુન રાજાને પણ માર્યો હતો.* તેજ પ્રભુ શ્રી રામરૂપે પૃથ્વીનો ભાર ઉતારવા માટેજ અવતરેલા છે. ૪ માટે હે નાથ! તે સાથે વિરોધ ન કરો. જે પ્રભુના હાથમાં કાળ, કર્મ, ગુણ અર્થાત્ કાળ કે જે જગત્‌ને ખાય છે. કર્મ કે જે ચરાચરને બાંધેલા છે અને ગુણ અર્થાત્ દોરડી કે જે વડે સર્વ બંધાયેલ છે. તે ત્રણે જેને આધીન છે. એવા શ્રીરામ સાથે વૈરનો ત્યાગ કરો. ૫

**दोहा–रामहिं सौंपहु जानकी, नाइ कमलपद माथ ।**

**सुतकहँ राज समर्पि बन, जाइ भजहु रघुनाथ ॥ ८ ॥**

જાનકીજી શ્રી રામચન્દ્રજીને પાછાં સોંપી આવો. અને શ્રી રામચન્દ્રજીનાં ચરણકમલમાં મસ્તક નમાવી, પુત્રને રાજ્ય આપી, તમે વનમાં જઇને શ્રી રામચન્દ્રજીનું ભજન કરો. ૮

**चौ०–नाथ दीनदयालु रघुराई, बाघउ संमुख गये न खाई ।**

* રાવણ વ્યાકુળ થઇને એ માટે ઘેર ગયો કે, કદાચ મારા મુખથી ગભરાટને લીધે કાંઈક બોલી જવાશે. અથવા તો કદાચ વાનરાઓ અને રીછો અહિ આવી મારાં પણ નાક કાન કરડી ખાય એ જે ભય હતો તેને ઓછો કરીને ઘેર ગયો.

૧ રાવણને ગભરાયેલો શોક ભુવનમાં જતો જોઇને મંદોદરીએ વિચાર કર્યો કે, આ સમય મારો ઉપદેશ લાગશે. એ કારણથી હાથ પકડી પોતાના ભુવનમાં લાવીને કહેવા લાગી.

* જે હજાર હાથવાળા સહસ્ત્રાર્જુને નર્મદા નદીમાં પાણી રોકતાં તમને બાંધ્યા હતા તે હજાર હાથ વાળાને પણ જેણે મારી નાખ્યો તો હે પતિ તમોને તો માત્ર વીશ હાથજ છે.

चाहिय करण सो सब करि बीते, तुम सुर असुर चराचर जीते ॥१॥
संत कहहि अस नीति दशानन, चौथेपन जाइय नृप कानन ।
तासु भजन कीजै तहँ भर्ता, जो कर्ता पालक संहर्ता ॥२॥
सोइ रघुवीर प्रणतअनुरागी, भजहु नाथ ममता मद त्यागी ।
मुनिवर यतन कराहिं जेहिलागी, भूप राज तजि होहिं बिरागी ॥३॥
सोइ कोशलाधीश रघुराया, आये करण तोहिपर दाया ।
जौं प्रिय मानहु मोर शिखावन, सुयश होइ तिहुँपुर अति पावन ॥४॥

હે નાથ ! શ્રી રઘુનાથજી સદા દીનોના ઉપર દયા કરવા વાળા છે. શરણે આવેલાનું પાલન કરવા વાળા છે. માટે જો તમે શરણે જશો તો અવશ્ય તમારા અપરાધોની ક્ષમા કરી તમને મારશે નહિ. જો કદાચ દીન થઇને વ્યાઘ્રની પાસે જઇએ તો વ્યાઘ્ર પણ ખાઇ જતો નથી. તમારે જે કાંઇ કરવાનું હતું તે સર્વ તમે કરી ચૂકયા છો; કેમકે તમે દેવતાઓ. રાક્ષસો અને ચરાચરને જીતી લીધેલ છે. અથવા તો કરવાનું પણ તમે સઘળું કરી લીધું છે. ૧ હે સ્વામી ! વેદમાં એવી નીતિ વર્ણવેલી છે કે. ચોથી અવસ્થામાં રાજાએ બનમાં તપ કરવાજ જવું. જોઇએ. હે સ્વામી ! હવે તમારે તો માત્ર જે હરિભજન કરવાનું અવશેષ રહેલું છે તે માટે તમે વનમાં જઇને જે પ્રભુ સંસારના ઉત્પન્ન, પાલન અને નાશ કરવા વાળા છે, તેનું ભજન કરો. ૨ તેજ શ્રી રઘુનાથજી દીનોના ઉપર અનુરાગ કરવા વાળા છે. માટે મમતા અને અભિમાનનો ત્યાગ કરી તેમનું ભજન કરો. કે જે પ્રભુ માટે મુનિલોકો પર્વતની ગુફાઓમાં યોગ વડે યત્ન કરે છે. રાજાઓ રાજ્યનો પરિત્યાગ કરી વૈરાગ્ય ધારણ કરે છે. ૩ તેજ પરબ્રહ્મ પરમેશ્વર કોશલ દેશના રાજા શ્રી રામચન્દ્રજી તમારા ઉપર દયા કરીનેજ ઘેર બેઠે તમને દર્શન દેવા પધારેલા છે. માટે હે સ્વામી ! આપ મારૂં કહેવું માનો અને મારાં વચન માનવાથી ત્રણે લોકને પવિત્ર કરનારી તમારી સુકીર્તિ થશે માટે જાનકીજીને પાછાં આપી મારા કથનાનુસાર કરો. ) ૪

दोहा– अस कहि लोचन बारि भरि, गहि पद कंपितगात ।
नाथ भजहु रघुनाथपद, अचळ होइ अहिवात. ॥९॥

આ પ્રમાણે મંદોદરીએ કહીને નેત્રોમાં અશ્રુ લાવી પોતાના પતિ રાવણનાં ચરણોપર ઢળી પડી, મંદોદરીનું શરીર ધ્રુજવા લાગ્યું. અને કહેવા લાગી કે– હે નાથ ' શ્રી રઘુનાથજીનાં ચરણ કમળનું ભજન કરો. કે જેથી મારૂં અહેવાતન–સૌભાગ્ય અચળ થાય. ૯

चौ०–तब रावण मयसुता उठाई, कहैलागु खल निज प्रभुताई ।

सुन तैं प्रिया मृषा भय माना, जग योधा को मोहि समाना ॥१॥
वरुण कुबेर पवन यम काला, भुजबल जिते सकल दिगपाला ।
देव दनुज नर सब वश मोरे, कवनहेतु उपजा भय तोरे ॥२॥
नानाविध तेहि कहि समुझाई, सभा बहोरि बैठि सो जाई ।
मंदोदरी हृदय अस जाना, कालविवश उपजा अभिमाना ॥३॥
सभा जाइ मंत्रिन्हसन बूझा, करिय कवनविधि रिपुसन जूझा ।
कहहिं सचिव सुनु निशिचरनाहा, बार बार प्रभु पूछहु काहा ॥४॥
कहहु कवन भय करिय बिचारा । नर कपि भालु अहार हमारा ।

જ્યારે મંદોદરીને આ પ્રમાણે ભયભીત બનેલી જોઈ ત્યારે મયદાનવની પુત્રી ( મંદોદરી )ને ચરણો ઉપરથી ઉઠાડીને ખળ ( પોતાના મુખથી પોતાનીજ બડાઈ વખાણે તે ) રાવણ પોતાની પ્રભુતા કહેવા લાગ્યો કે, સાંભળ. હે પ્રિયા ! તું નકામીજ ડરે છે. ( જરા વિચાર તો કર કે ) મારા સમાન જગતમાં કોણ યોદ્ધો છે ? વરૂણ, કુબેર, પવન, યમ, તથા નિર્ઋતિ એ સમસ્ત દિશાના પાળકોને મેં મારા ભુજબળ વડે જીતી લીધા છે. દેવ, દાનવ, મનુષ્ય એઓ તો સર્વે મારા વશ્ય છે; છતાં પણ તારા હૃદયમાં કયા કારણને લીધે આ મહાભય ઉત્પન્ન થયો છે ? આવાં અનેક પ્રકારની સ્વ વડાઈનાં વખાણ કરી મંદોદરીને સમજાવી ફરીને સભામાં જઈને બેઠો. ( મંદોદરીએ હૃદયમાં જાણી લીધું કે, રાવણ કાળને વશ થયો છે એથીજ એને મહાન અભિમાન પૈદા થયેલ છે. આ ચોપાઇ ક્ષેપક છે. ) અને ત્યાં જઈને પોતાના મંત્રિઓને પૂછયું કે, કહો હવે શત્રુની સાથે કયા પ્રકારે યુદ્ધ કરવું જોઈએ ? મંત્રિયોએ કહ્યું, સાંભળો. હે રાક્ષસેશ્વર ! વારંવાર આપ શું પૂછોછો ? કહો, એવો કયો ભય છે ? કે જેને માટે વિચાર કરવામાં આવે. શત્રુની સેનામાં અમારી બરોબરી કરી શકે એવો કોણ યોદ્ધા છે. નર વાનર અને રીંછો તો અમારો ખોરાકજ છે. ( તો પછી ડરવાનું પ્રયોજનજ શું છે ? )

दोहा—वचन सबनके श्रवणसुनि, कह प्रहस्त कर जोरि ।
नीतिविरोध न करिय प्रभु, मंत्रिन मति अति थोरि ॥१०॥

સર્વનાં વચન શ્રવણ કરીને રાવણનો પુત્ર પ્રહસ્ત હાથ જોડીને બોલ્યો કે, હે પ્રભુ ! આપ નીતિથી વિરૂદ્ધ કાર્ય ન કરો. આપના ( આ સર્વ ) મંત્રિયોની બુદ્ધિ બહુજ મંદ છે. ૧૦

चौ०—कहहिं सचिव सब ठकुरसोहाती । नाथ न पुर आए इहि भाँती ।
बारिधि लाँघि एक कपि आवा, तासु चरित मनमहँ सब गावा ॥१॥

क्षुधा न रहि इनकीं तब काहू, जारत नगर न खायहु ताहु।
सुनत नीक आगे दुख पावा, सचिवन्ह अस मत प्रभुहिं सुनावा ॥२॥
जो बारीश बँधाएउ हेला, उतरे कपिदलसहित सुवेला।
सो जन मनुज खाब हम भाई, वचन कहहु सब गाल फुलाई ॥३॥
सुनि मम वचन तात अति आदर, जानि मन गुणहु मोहि करि कादर।
प्रियवाणी जे सुनहिं जे कहहीं, ऐसे जग निकाय नर अहहीं ॥४॥
वचन परम हित सुनत कठोरे, कहहिं सुनहिं ते नर प्रभु थोरे।
प्रथम वशीठ पठाइय नीती, सीतहिं देइ करिय पुनि प्रीती ॥५॥

આ આપના સમસ્ત મંત્રિયો આપને રૂચે એવું હાજી હા કહેનારા છે, પણ એવી રૂચતી વાતો કરવાનો આ સમય નથી; કેમકે વખત આવ્યે આ વાતોથી પૂરૂં પડનાર નથી. એક વાનર ( સો યોજનના ) સમુદ્રનું ઉલ્લંઘન કરીને આવ્યો હતો કે જેનાં ચરિત્રને આપના આ સર્વ યોદ્ધાઓ મનમાંને મનમાં ગાયા કરે છે. શું તે વખતે આ સઘળાઓમાંથી કોઈને પણ ક્ષુધા ન લાગી હતી કે આખા નગરને બાળવા છતાં પણ તે એકલા વાનરને કોઇ ખાઇ શકયા નહિ, તો હવે તમામ સેનાને શી રીતે ખાઈ શકશો ? હે પ્રભુ ! સાંભળવામાં તો સુખદાયક, પણ પરિણામમાં જેથી દુઃખ પ્રાપ્ત થાય એવો વિપરીત વિચાર આપના મંત્રિયોએ આપને સંભળાવ્યો છે. ( હે ભાઇઓ ? આપ વિચાર કરો કે, જેણે કૌતુક માત્રથીજ સમુદ્રની ઉપર પૂલ બાંધી લીધો અને સેના સહિત સુવેલ પર્વતપર ડેરા દીધા છે, તેને આપ મનુષ્ય કહોછો અને એ મનુષ્યને 'અમો ખાઇ જશું' એમ જે ગાલ કુલાવી કુલાવીને બોલો છો, પણ જરા વિચાર કરોકે તેવા બળવાનની સન્મુખ યુદ્ધમાં ટકવું નહિજ થશે. આ બે ચોપાઇઓ ક્ષેપક છે. ) હે પિતાજી ! એ માટે આપ મારાં વચનોને અતિ સાદર પૂર્વક શ્રવણ કરો અને આપના મનમાં મને કાયર ન ગણશો. પ્યારી વાણી કહે અને સાંભળે એવા તો જગતમાં ઘણા જનો છે; પરંતુ જે વચનો પરિણામમાં હિતાવહ પણ સાંભળવામાં કઠોર હોય એવાં વચનોને કહેનારા અને સાંભળનારા એવા શ્રેષ્ઠ નરો તો ઘણાજ થોડા છે. ( બળાબળનો નિર્ણય તો હનુમાનના આવી જવાથીજ થઈ ચૂકેલો છે. ) હવે એ નીતિ છે કે, ( સીતાજીને પાછાં આપવા માટે ) પહેલાં વિષ્ટિ મોકલો. ( જો માનિ લ્યે તો ) સીતાજીને પાછાં આપી પુનઃ સંધિ કરી પ્રીતિ કરી લ્યો.

दोहा—नारि पाइ फिरि जाहिं जौं, तौं न बढाइय रार।
नहिं तो संमुख समरमहँ, तात करिय हठ मार ॥११॥

હે તાત ! જો તે પોતાની સ્ત્રીને પામીને પાછા વળી જાય તો રાડ-લડાઇ ન વધારવી, પણ પાછા ન ફરે તો પછી યુદ્ધમાં સ્હામે પગલે હઠ પૂર્વક મારો ચલાવવો. ૧૧

चौ०—यह मत जौं मानहु प्रभु मोरा, उभय प्रकार सुयश जग तोरा।
सुतमन कह दशकंठ रिसाई, अस मति शठ तोहि कवन शिखाई ॥१॥
अबहींते उर संशय होई, वेणु मूल सुत भएउ घमोई।
सुनि पितु गिरा परुषआति घोरा, चला भवन कहि वचन कठोरा ॥२॥
हितमाति तोहि न लागत कैसे, काल विवशकहँ भेषज जैसे।
संध्यासमय जानि दशशीसा, भवन चला निरखत भुज बीसा ॥३॥
लंकाशिखर रुचिर आगारा, अतिविचित्र तहँ होइँ अखारा।
बैठुजाइ तेहि मंदिर रावन, लागे किन्नर गुणगण गावन ॥४॥
बाजै ताल पखावज वीना, नृत्य कराहिं अपसरा प्रवीना।

હે પ્રભુ ! આ મારો મંત્ર જો આપ માનો તો સંધિ વિગ્રહ બન્ને પ્રકારથી આપનો સંસારમાં યશજ વિસ્તરશે. પ્રહસ્તનો આવો વિચાર સાંભળતાંજ રાવણ ક્રોધ કરી બોલ્યો કે, હે મૂર્ખ ! આવી બુદ્ધિ તને કોણે શીખવાડી છે ? અરે શત્રુ પક્ષનાં વચન સાંભળીને હમણાંથીજ તારા મનમાં સંશય થાય છે, તો તું વાંસડાના મૂળમાં ઘમોઇ નામના ઘાસ રૂપ રાક્ષસકુળમાં પૈદા થયેલો છતાં રાક્ષસકુળનેજ બાળી મૂકવા તત્પર થયો છે કે શું ? કિંવા વાંસડાના વનમાં પૈદા થનારો કીડો વાંસડાના વનનેજ ફોલી ખાય છે અથવા તો વાંસડાના વનમાં ઘમાઇ નામનું ઘાસ વાંસડાના વનનેજ સૂકવી નાખે છે તેમ તું કરવા ઇચ્છે છે કે શું ? આવી પિતાની મહાપરૂપ કઠોરવાણી સાંભળીને પ્રહસ્ત પણ કઠોર વચનો કહી પોતાને ઘેર ચાલ્યો ગયો, પોતાને ઘેર જતી વેળાએ પ્રહસ્તે કહ્યું કે, હે પિતાજી ! જેમ કાળ-મરણને વશ થયેલા મનુષ્યને ઔષધ હિતરૂપ લાગે નહિ, તેમ મારા હિતકારક વિચાર પણ તમને હિતરૂપ જણાતા નથી. ( આટલું બોલી ચાલતો થયો. ) સંધ્યાકાળ થયો જાણીને દશમાથાંવાળો રાવણ પોતાની ( અતિ બળવાન્ પરમપુષ્ટ ) વીશે ભુજાઓને ( અતિ અભિમાનને લીધે ) જોતો ઘેર ચાલ્યો ગયો. લંકામાં કોઇ એક અતિ સુંદર અને અતિ વિચિત્ર મહેલ હતો. કે જ્યાં નિરંતર નૃત્યનો અખાડો જામ્યા કરતો હતો. ( તે મહેલમાં જઈને રાવણ બેઠો એટલે કિન્નરો તેના ગુણો ગાવા લાગ્યા. આ ચોપાઈ ક્ષેપક છે. ) તાલ, પખાવજો તથા વિણાઓ વાગવા લાગ્યાં અને પ્રવીણ અપ્સરાઓ નાચ કરવા લાગી.

दोहा—सुनासीरशतसरिस सो, संतत करै विलास ।
परमप्रबल रिपु शीशपर, तदपि न मन कछु त्रास ॥११॥

મસ્તક ઉપર પરમ પ્રબળ ( કાળના પણ કાળ ) શ્રી રામ જેવો શત્રુ ( ચડી આવેલ ) છે; છતાં પણ ( જેના ) મનમાં બિલકુલ ત્રાસ નથી ( એવો અતિ અહંકારી ) રાવણુ સો ઇંદ્રરાજના સરખા નિરંતર વિલાસો કર્યા કરે છે. ૧૧

चौ०—इहाँ सुवेल शैल रघुवीरा, उतरे सेनसहित अति भीरा ।
शैलशृंग एक सुंदर देखी, अति उतंगसम सुभग विशेखी ॥
तहँ तरु किसलय सुमन सुहाये, लक्ष्मण रचि निज हाथऽघसाये ।
तापर रुचिर मृदुल मृगछाला, तेहि आसनआसीन कृपाला ॥
प्रभुकृत शीस कपीश उछंगा, वाम दहिन दिशि चाप निषंगा ।
दुहु करकमल सुधारत बाना, कह लंकेश मंत्र लगि नाना ॥
बडभागी अंगद हनुमाना, चरणकमल चाँपत विधि नाना ।
प्रभुपाछे लक्ष्मण बीरासन, कटिनिषंग कर धरे शरासन ॥

અહિં[1] રઘુવીર સમુદ્રપાર ઉતરી અસંખ્ય યોદ્ધાઓવાળી સેના સહ સુવેલ પર્વતપર ઉતર્યા હતા, ત્યાં ભારે ભીડ મચી રહી હતી. એ સુવેલ પર્વતના શિખરોમાં એક ઘણુંજ સુંદર, અતિ ઉંચું, અને પરમ રમણિક શિખર હતું, કે જેની ભૂમિ સમાન હતી, તે સ્થળે લક્ષ્મણજીએ વૃક્ષોના ફૂલ અને કુણાં પાંદડાં બિછાવીને પોતાના હાથોથી પ્રભુને માટે શય્યા તૈયાર કરી તેના ઉપર મનોહર કોમળ મૃગછાલા બિછાવી, તે ઉચ્ચ આસન ઉપર કૃપાળુ પ્રભુ ( પૂર્વાભિમુખ ) પોઢયા. પ્રભુ સુગ્રીવના[2] ખોળામાં મસ્તક મૂકી, ડાબી તથા જમણી બાજુએ ધનુષ્ તથા ભાથો રાખી, બન્ને હસ્ત કમળોવડે બાણોને સુધારી રહ્યા હતા અને વિભીષણ પ્રભુના કાન પાસે મ્હોંડું રાખીને કંઈ ખાનગી સલાહ આપતા હતા. મોટા ભાગ્યવાળા હનુમાનજી અને અંગદજી .પ્રભુનાં ચરણકમળોને પરમ પ્રીતિથી ચાંપતા હતા, અને રામચંદ્રજીની પાછળ–પશ્ચિ-

૧ તુલસીદાસજી ધ્યાનથી રામચંદ્રજીની હજૂરમાંજ હતા, એથી લંકા પ્રસંગમાં ' ત્યાં ' અને પ્રભુના હજૂરના પ્રસંગમાં ' અહીં ' એમ કરીને લખેલ છે. ૨ પ્રભુનો સુગ્રીવજીના ખોળામાં માથું રાખવાનો આશય એ છે કે મારૂં માથું તમારા ખોળામાં છે. બાણને સુધારવાનો એ ભાવ છે કે મેં તમારી ઘણા દિવસ લગી સેવા કરી છે માટે આ વખતે મને મદદઆપજો. વિભીષણના મ્હોં આગળ કાન રાખ્યાનો ભાવ એ છે કે હવે મારો જય તારા હસ્તક છે, અંગદજી તથા હનુમાનજીના ખોળામાં ચરણ મૂક્યા તેનો આશય એ છે કે હવે જ્યાં તમે લઇ જાઓ ત્યાં જઇએ. અને લક્ષ્મણજી ધનુષ બાણ ધારણ કરી વીરાસન વડે પ્રભુને ઓશિકે બેઠા હતા તેનો આશય એજ કે જો આ સર્વ શ્રી રઘુનાથજીની આજ્ઞાથી પ્રતિકૂળ ચાલશે, તો તેઓને દંડ દઇશ.

મ દિશાએ વીરાસન સહ લક્ષ્મણજી કમરમાં ભાથો અને હાથમાં ધનુષ્ બાણ લેઇ બેઠા હતા.

दोहा—इहिविध करुणाशील गुण, धाम राम आसीन।
धन्य सो नर यह ध्यानरत, रहत सदा लवलीन ॥ १२ ॥

આ પ્રમાણે કરૂણા, શીળ અને ગુણોના ઘરરૂપ શ્રી રામ આ પ્રમાણે પોઢયા હતા. જે પુરૂષો આ સ્વરૂપના ધ્યાનમાં હમેશાં તલ્લીન રહે તે પુરૂષોને ધન્ય છે ! ૧૨

पूरबदिशा बिलोकि प्रभु, देखा उदित मयंक।
कहेउ सबहिं देखहु शशिहिं, मृगपतिसरिस अशंक ॥ १३ ॥

પૂર્વ દિશાની તરફ જોતાં ચંદ્રમાને ઉદય થયેલો જોઈ પ્રભુએ સર્વ સેનાપતિઓને કહ્યું કે, આ ચંદ્રમા સિંહ સરખો નિઃશંક જોવામાં આવે છે તે તો જુઓ ! ૧૩

चौ०—पूरबदिशि गिरिगुहानिवासी, परमप्रतापतेजबलरासी।
मत्तनागतमकुंभविदारी, शशिकेसरी गगनबनचारी ॥
बिथुरे नभ मुकताहल तारा, निशिसुंदरीकेर शृंगारा।
कह प्रभु शशिमहँ मेचकताई, कहहु कहा निज निज मति भाई ॥
कह सुग्रीव सुनहु रघुराई, शशिमहँ प्रगट भूमिकी छाई।
मारेउ राहु शशिहि कह कोई, उरमहँ परी श्यामता सोई ॥
कोउ कह जब बिधि रतिमुख कीन्हा, सारभाग शशिकर हरि लीन्हा।
छिद्र सो प्रगट इंदु उर माहीं, तेहिं मग देखिय नभपरिछाहीं ॥
कह प्रभु गरल बंधु शशिकेरा, अतिप्रियतेहिं उर दीन्ह बसेरा।
बिषसंयुत करनिकर पसारी, जारत बिरहवंत नरनारी ॥

( સિંહ અને ચંદ્રની સમાન ઘટના કરી બતાવે છે. ) સિંહ પર્વતની ગુફામાં રહેનાર છે અને ચંદ્ર પૂર્વદિશા રૂપી ગુફામાં નિવાસ કરનારો છે. સિંહ પરમ પ્રતાપ તેજ બળના સમૂહરૂપ છે અને ચંદ્ર પણ પરમ પ્રતાપ તેજ અને બળના સમૂહ રૂપ છે. ( સિંહ હાથીનાં કુંભસ્થળો વિદારનાર છે અને ચંદ્રમા મદોન્મત્ત અંધકારને વિદારનારો છે. સિંહ વનમાં વિચરનાર છે અને ચંદ્રમા આકાશરૂપી વનમાં વિહાર કરનાર છે. જ્યારે સિંહ હાથીના કુંભસ્થળને ભાંગી નાખે છે ત્યારે તેમાંથી જેમ વનમાં મોતી વેરાય છે અને તે મોતીનાં સ્ત્રીઓ ઘરેણાં બનાવે છે, તેમ ચંદ્રે રાત્રી રૂપી હાથીનું ભેદન કર્યું તેથી આકાશરૂપ વનમાં જે તારામંડળ છે તે જાણે મોતી વેરાયેલાં છે તેને રાત્રીરૂપી સ્ત્રી સું-

દર આભૂષણુની પેઠે ધારણુ કરી રહેલી છે. આ બે ચોપાઇ ક્ષેપક છે.) આ પ્રમાણે ચંદ્રનું વર્ણન કરી પ્રભુએ સર્વેને કહ્યું કે, હવે તમો સર્વે પોત પોતાની ઉકિત વડે ચંદ્રમામાંની શ્યામતાના વિષયમાં પોતાની બુદ્ધિ અનુસારે કહો કે એ શું છે? પહેલાં સુગ્રીવજીએ કહ્યું કે, હે મહારાજ! સાંભળો. ચંદ્રમાં જળબિંબ છે તેમાં પૃથિવીની છાયા પડે છે તેજ શ્યામતા જણાય છે. કોઇએ કહ્યું, રાહુ ચંદ્રનો મોટો શત્રુ છે તેણે એને પ્રહાર કર્યો છે, તેથી તે પ્રહારની શ્યામતા ચંદ્રના હૃદયમાં જણાય છે. કોઇએ કહ્યું, જ્યારે બ્રહ્માજીએ કામદેવની સ્ત્રી રતિનું મુખ બનાવ્યું ત્યારે ચંદ્રમાંથી કંઇક સાર ભાગ કહાડી લીધો હતો તેથી ચંદ્રમાના મધ્યમાં છિદ્રો પડી જવાથી તે છિદ્રોદ્વારા આકાશ દેખાવાને લીધે ચંદ્રમાં શ્યામતા દેખાય છે. રામચંદ્રજીએ કહ્યું (તમો કહો છો તે ઠીક છે, પણ હું તો માનું છું કે,) ચંદ્રમા અને કાળકૂટ વિષ એ બન્ને (સમુદ્રમાંથી ઉત્પન્ન થવાથી) ભાઇ-સહોદર છે, જેથી પોતાના અતિ પ્રિય સહોદરને પોતાના હૃદયમાં નિવાસ આપેલ છે, તેથી અતિ કાળા કાળકૂટની શ્યામતા ચંદ્રમાં જણાય છે. ચંદ્ર વિષથી પૂર્ણ છે અને તેથીજ વિષપૂરિત પોતાની અનેક કિરણોને ફેલાવી (મારા જેવાં) વિરહવંત સ્ત્રી પુરૂષોને બાળી નાખે છે.

**दोहा–कह हनुमंत सुनहु प्रभु, शशि तुह्मार प्रियदास।**
**तव मूरति तेहि उर बसत, सोइ श्यामता भास ॥१४॥**

રામચંદ્રજીનાં આવાં વચન શ્રવણ કરી હનુમાનજી બોલ્યા કે, હે સ્વામી! સાંભળો. ચંદ્રમા (પ્રાકૃત વિરહીઓનો વેરી હશે; પરંતુ) આપનો તો પ્રિય દાસ છે. જુઓ, આપની સુંદર શ્યામમૂર્તિ તેના હૃદયમાં નિરંતર વસે છે તેનીજ આ શ્યામતાનો આભાસ જોવામાં આવે છે. ૧૪

**पवनतनयके बचन सुनि, बिहँसे राम सुजान।**
**दक्षिणदिशा बिलोकि प्रभु, बोले कृपानिधान ॥ १५ ॥**

સુજાન રામચંદ્રજી હનુમાનજીનાં વચન સાંભળીને સર્વ કરતાં તેમની ઉત્પ્રેક્ષા અધિક ચમત્કારવંત જાણીને હસ્યા. અને પછી (જમણે પાસે ફરી) દક્ષિણ દિશા તરફ જોઇને કૃપાનિધાન પ્રભુ બોલ્યા કે–૧૫

**चौ०–देख बिभीषण दक्षिण आशा, घनघमंड दामिनीबिलासा।**
**मधुर मधुर गरजत घनघोरा, होइ बृष्टि जनु उपल कठोरा ॥**
**कहहिं बिभीषण सुनहु कृपाला, होइ न तडित न बारिदमाला।**
**लंकाशिखर रुचिर आगारा, तहँ दशकंधरकेर अखारा ॥**
**छत्र मेघडंबर सिरधारी, सो प्रभु जलदघटा अतिकारी।**

मंदोदरीश्रवणताटंका, सो प्रभु जनु दामिनीदमंका ॥
बाजहिं ताल मृदंग अनूपा, सोइ रव सरस सुनहु सुरभूपा ।
प्रभु मुसुकान समुझि अभिमाना, चाप चढाइ बाण संधाना ॥

હે વિભીષણ ! આ દક્ષિણ દિશાને તો જુઓ. આ દિશામાં કેવો મેઘાડંબર છાઇ રહેલ છે ? વિજળી પણ ચમકી રહી છે, મંદમંદ ઘોરરવથી મેઘગર્જના થઈ રહી છે અને જાણે કઠોર કરાઓના સરખી મેઘવૃષ્ટિ થઇ રહી હોય એમ જણાય છે ! વિભીષણ બોલ્યો કે, હે કૃપાળુ ! સાંભળો. આ જે દેખાય છે તે વીજળી કે મેઘઘટા નથી; પણ એ તો લંકાનાં શિખર ઉપરના અતિ રૂચિર મંદિરમાં રાવણનો અખાડો છે, ત્યાં બેઠેલા રાવણને માથે જે મેઘાડંબર છત્ર છે તે અતિશ્યામ મેઘમાળા સમાન જણાય છે, મંદોદરીના કાનમાં જે કર્ણફૂલ પહેરેલાં છે તેનો ચમકાટ જાણે વીજળીનો ચમકારો હોય તેવો જણાય છે, અને જે તાલ, મૃદંગ વગેરે સુંદર વાજીંત્રોનો ધ્વનિ છે તેજ હે પ્રભુ ! જાણે મેઘ ગાજી રહ્યો હોય એમ ભાસે છે. જ્યારે વિભીષણે આવું કહ્યું ત્યારે તો રામચંદ્રજીએ રાવણને મહા અભિમાની જાણીને હસ્યા અને ધનુષ્ ચડાવીને તેમાં બાણ સંધાન કર્યું અને છોડયું.

दोहा—छत्र मुकुट ताटंक सब, हते एकही बाण ।
सबके देखत महि गिरे, मर्म न काहू जान ॥१६॥

તો એકજ બાણથી રાવણનું છત્ર, દશે મુકુટ અને મંદોદરીનાં કર્ણ કુંડલો એઓ સર્વ રાવણની સભાના દેખતાંજ પૃથિવી ઉપર પાડી નાખ્યાં. છતાં પણ આ વાતનો મર્મ કોઇના જાણવામાં આવ્યોજ નહિ. ૧૬

अस कौतुककारि रामशर, प्रविशे आइ निषंग ।
रावणसभा सशंक सब, देखि महारसभंग ॥ १७ ॥

. રામચંદ્રજીનું બાણ રાવણની નાટકશાળામાં આ પ્રમાણે કૌતુક કરીને પાછું પ્રભુના ભાથામાં આવીને પેશી ગયું. રાવણની સમસ્ત સભા આ મહા રસભંગ દેખીને મનમાં ભય પામી ગઇ. ૧૭

चौ०—कंपन भूमि न मरुतविशेषा, अस्त्र शस्त्र कोउ नयन न देषा ।
शोचहिं सब निज हृदय विचारी, अशकुन भयेउ भयंकर भारी ॥
रावण दीख सभा भय पाई, विहँसि बचन कह युक्ति बनाई ।
शिरौ गिरे संतत शुभ जाही, मुकुट गिरे कस अशकुन ताही ॥
शयन करहु निज निज गृह जाई, गवने भवन सकल शिर नाई ।

मंदोदरी शोच उर वसेऊ, जबते श्रवणफूल माहि खसेऊ ॥
सजलनयन कह युगकर जोरी, सुनहु प्राणपति बिनती मोरी ।
रामबिरोध कंत परिहरहू, जानि मनुज जनि हठ उर धरहू ॥

સઘળાઓ પોતપોતાના મનમાં શોચ કરવા લાગ્યા કે, (નથી તો ધરતીકંપ થયો, નથી તો પ્રચંડ પવન વાયો કે નથી તો કોઇ અસ્ત્ર શસ્ત્ર આવતાં જોયું, છતાં રાવણના મુકુટનો, છત્રનો અને મંદોદરીના કર્ણકુંડળનો ભંગ શી રીતે થયો ! આ ચોપાઇ ક્ષેપક છે.) એ રાવણને મહા અપશુકન થયેલ છે. રાવણ પોતાની સભાને ભય પામેલી જોઇને હાસ્ય કરી યુક્તિ ગોઠવીને બોલ્યો કે, જેને સદાશિવજીની અગાડી હોમમાં દશે મસ્તકો પડી જવાથી હમેશાંને માટે શુભ થયું છે તેને આ મુકુટો વગેરના પડી જવાથી કંઇ અપશુકન થયું ગણવું યોગ્ય છે કે ? તમે કોઈ ડરશો નહિ. હવે તમે સહુ પોત પોતાને ઘેર જઇને સૂઇ જાઓ. આવી આજ્ઞા થતાં સકળ સભાજનો રાવણને પ્રણામ કરીને પોત પોતાને ઘેર ગયા. જ્યારથી મંદોદરીનાં કર્ણકુંડળો ભોંયપર પડી ગયાં ત્યારથી મંદોદરીના હૃદયમાં શોચજ વસી રહ્યો હતો, તેથી મંદોદરી આંખમાં આંસુઓ લાવી બન્ને હાથ જોડીને બોલી કે, હે પ્રાણપતિ ! મારી વિનતી સાંભળો. હે કંત ! આપ રામથી વિરોધ કરવો છોડી દો, એઓને મનુષ્ય જાણીને હૃદયમાં હઠ ન રાખો.

दोहा–विश्वरूप रघुवंशमणि, करहु वचनाबिश्वास ।
लोककल्पना बेद कह, अंगअंगप्रति जास ॥१८॥

હે પ્રભુ ! રઘુવંશમણિ રામચંદ્રજી વિરાટ્ રૂપ–પુરૂષ કહેવાય છે તેજ છે અને જેના દરેક અંગોમાં વેદે લોકાલોકની કલ્પના કરેલી છે માટે મારાં વચનો પર ભરોંસો લાવી મારૂં કહ્યું માનો. ૧૮

चौ०–पद पाताल शीस अजधामा, अपरलोक अंगन्ह बिश्रामा ।
भ्रकुटिबिलास भयंकर काला, नयन दिवाकर कच घनमाला ॥
जासु घ्राण अश्विनीकुमारा, निशि अरु दिवस निमेष अपारा ।
श्रवण दिशा दश बेद बखानी, मारुत श्वास निगम निज बानी ॥
अधर लोभ यम दशन कराला, माया हास बाहु दिगपाला ।
आनन अनल अंबुपति जीहा, उतपाति पालन मलय समीहा ॥
रोमराजि अष्टादश भारा, अस्थि शैल सरिता नसजारा ।
उदर उदधि अघ गोजातना, जगमय प्रभुकी बहुत कल्पना ॥

પાતાળ તો વૈરાટ પુરૂષના પગ છે, બ્રહ્મલોક મસ્તક છે, બીજા મધ્ય-

લોક સર્વ મધ્યનાં અંગોમાં તથા સ્થાનમાં રહેલ છે, મહાભયંકર કાળ જેની ભ્રકુટીના ચાળારૂપ છે, સૂર્યનેત્રરૂપ છે, કેશ વાદળાંઓની પંક્તિરૂપ છે, અશ્વિની કુમારો ઘ્રાણેંદ્રીયરૂપ છે, અપાર રાત્રિઓ અને દિવસો નિમેષો રૂપ છે, દશે દિશા એ શ્રવણેંદ્રીયરૂપ છે, વાયુ શ્વાસરૂપ છે, વેદ વાણીરૂપ છે, લોભ નીચેના હોઠરૂપ છે, યમ વિકરાળ દાંતોરૂપ છે, માયા હાસ્યરૂપ છે, દિગ્પાળો ભુજાઓરૂપ છે, અગ્નિ મુખરૂપ છે, વરૂણ જીભ રૂપ છે, ઉત્પત્તિ, પાલન, તથા પ્રલય એઓ ચેષ્ટા–કામ ધંધો રૂપ છે, અઢાર ભાર વનસ્પતિ રોમાવળિરૂપ છે, પર્વતો અસ્થિઓરૂપ છે, નદિયો નસોની જાળરૂપ છે, સમુદ્ર ઉદરરૂપ છે, નરકો અપદ્વારરૂપ છે, સમસ્ત જગત્ સ્થિતિ કલ્પનારૂપ છે.

दोहा—अहंकारशिव बुद्धि अज, मन शशि चित्त महान ।
मनुज वास चरअचरमय, रूपराशि भगवान ॥१९॥

શિવ અહંકારરૂપ છે, બ્રહ્મા બુદ્ધિરૂપ છે, ચંદ્ર મનરૂપ છે, મહત્તત્ત્વ ચિત્તરૂપ છે, અને મનુષ્ય નિવાસરૂપ છે. એવા સાક્ષાત્ નારાયણ ભગવાન્ આ સ્થાવર જંગમ પદાર્થોના સમૂહ છે તેજ શ્રી રામચંદ્રજીનું રૂપ છે. ૧૯

अस बिचारि सुनु प्राणपति, प्रभुसन बैर बिहाइ ।
प्रीति करहु रघुबीरपद, मम अहिवात न जाइ ॥२०॥

હે પ્રાણપતિ ! સાંભળો. આપ એવું જાણીને પ્રભુ સાથેનું વૈર છોડી દઇને તેમના પદકમળોમાં પ્રીતિ કરો. કે જેથી મારૂં અહેવાતન જાય ( નષ્ટ થાય ) નહિ. ૨૦

चौ०—बिहँसा नारिबचन सुनि काना, अहो मोहमहिमा बलवाना ॥
नारिसुभाव सत्य कवि कहईं, अवगुण आठ सदा उर रहईं ॥
साहस अनृत चपलता माया, भय अविवेक अशौच अदाया ।
रिपुकर रूप सकल तैं गावा, अतिविशाल भय मोहि सुनावा ॥
सो सब प्रिया सहज बस मोरे, समुझिपरा प्रसाद अब तोरे ।
जानेउ प्रिया तोरि चतुराई, यह मिसु कहेहु मोरि प्रभुताई ॥
तव बतकही गूढ मृगलोचनि, समुझत सुखद सुनत भयमोचनि ।
मंदोदरि मनमहँ यह ठयऊ, प्रियहि कालवश मतिभ्रम भयऊ ॥

મંદોદરીનું આ પ્રમાણે બોલવું સાંભળીને રાવણ બોલ્યો કે, અહા ! મોહનો મહિમા પણ બળવાન્ છે. ( કેમકે પોતાનાજ મુખથી શત્રુનો પરાજય અને મારો વિજય વખાણે છે; છતાં પણ મને બળહીન અને શત્રુને બળવાન્ જાણે છે એ કેટલી ભૂલ થાય છે ! ) કવિ લોકો કહે છે કે, સ્ત્રીઓ-

ના હૃદયમાં હમેશાં સ્વાભાવિકપણેજ આઠ અવગુણો રહે છે, તે એ કે, સાહસ, જૂઠ, ચપલતા, માયા, ભય, અવિવેક, અપવિત્રતા, અને નિર્દયતા, હોયછેજ તે સત્ય છે. હે પ્રિયા ! સાંભળ, તે સમસ્ત વિશ્વને શત્રુના ( રામના ) મહાન. વૈરાટરૂપમાં ઘટાવી મને મોટો ભય દેખાડયો, પણ એ સમસ્ત જગત્ તો સ્વાભાવિકપણે મારા વશ્યમાંજ છે. તારા કહેવાથી હમણાંજ હું જાણી ગયો કે સમસ્ત વિશ્વ વૈરાટરૂપ-શત્રુનું શરીર છે અને સમસ્ત વિશ્વ મારા તાબાસાં છે એથી શત્રુ મારાજ કબજામાં છે તો પછી મને હવે ચિંતાજ શી છે? હે પ્રિયા? હુવે મેં તારી ચતુરાઇ જાણી લીધી કે આ બાહનેથી તેં મારી પ્રભુતા વખાણી છે. હે મૃગલોચની ! તારી વાત બહુજ ગૂઢ અર્થવાળી છે, પણ તે સાંભળીને તેનો ભાવાર્થ-લક્ષાર્થ સમજતાં મને સુખ પ્રાપ્ત થયું છે અને ભય ટળી ગયો છે. ( કેમકે તારી વાત ઉપરથી મને નિશ્ચય થયો કે શત્રુનું શરીરરૂપ વિશ્વ તો મારા તાબામાંજ છે. ) આવાં રાવણનાં વચન સાંભળીને મંદોદરીના મનમાં ઠસીજ ગયું કે મારા પ્રિયતમ ખચિત કાળ-મરણને વશ થયાછે એથીજ મતિ ફરી ગઇ છે.

दोहा—बहुविध जल्पसि सकल निशि, प्रात भये दशकंध।
सहज असंक सो लंकपति, सभा गयो मद्‌अंध ॥२१॥

રાવણે આખી રાત આવીજ વાતો વિષેનો લવારો કર્યા કર્યો. પ્રાતઃ થતાં નિઃશંક અને અંધ બુદ્ધિવાળો લંકાનો પતિ રાવણ સભામાં ગયો, ૨૧.

सो०—फूलै फलै न वेत, यदपि सुधा बरषें जलद।
मूरखहृदय न चेत, जो गुरु मिलहिं बिरंचिशत ॥३॥

જો કે મેઘ અમૃતની વૃષ્ટિ કરે તોપણ જેમ નેતરના ઝાડને ફૂલ કે ફૂલ લાગેજ નહિ, તેમ બ્રહ્મા જેવા સો ગુરૂ ઉપદેશ આપે તોપણ મૂર્ખપુરૂષના હૃદયમાં સમજ જાગ્રત થાયજ નહિ. ૩

अथ क्षेपक.

दोहा—मंत्रिनसहित दशानन, चढेउ गह्वर जाइ।
शुकसारन कह राजसन, देखहु दलसमुदाइ ॥२२॥

(અહિંથી ક્ષેપક છે.) રાવણ મંત્રીઓ સહિત લંકામાં સર્વથી ઉંચો મહેલ હતો તેનાપર ચડયો અને રામની સેનાને જોવા લાગ્યો. એ વખતે સારણ નામનો (રામોન્નતિચાહક) રાક્ષસ કે જે રામના દળને છાની રીતે તપાસી આવેલો હતો તેને રાવણને કહ્યું કે, વાનરોના સમુદાયને તો જુઓ. ૨૨.

चौ०–यह जो सिंहनाद किलकाई, तरुबरसप्तसमान उचाई।
सहसकोटिशत संकुसमाना, सँग इनके बानरपरिमाना॥
रणअजीत अरु सहज अशंका, नाद सुनै काँपे गढलंका।
लागि अकाश बनचर लंगूरे, जनु ऋतुपावसधनु नभ पूरे॥
विशकर्माके सुत अभिमानी, इन सागर बांधेउ अनुमानी।
बसहिं ताम्रगिरिकंदरमाहीं, गोदावरी विमलजल पाहीं॥
अतिबल आगे धावहिं बीरा, इनपर कृपा कराहिं रघुबीरा।
इनकेपरस किये गिरि शिला, जलमें तरहिं नाम नल नीला॥

આ જે સિંહનાદ તથા કિલકિલાટ શબ્દ કરતો સેનામાં ફરેછે, જેઓ સાત તાડ ઉંચા શરીરવાળા અને કાજળ જેવા કાળા વર્ણના છે, તે નલ અને નીલ નામના બે વાનરાઓ છે. એઓની સંગાથે અત્યંત બળવાન્ એક હજાર ક્રોડ વાનરાઓનું કટક છે. એ બન્ને ભાઇઓ રણવિષે ન જીતાય તેવા છે, સ્વાભાવિક રીતે નિઃશંક છે, વિશ્વકર્માના પુત્ર છે, અહંકારી છે, તામ્રગિરીની ગુફામાં રહેનારા છે, ગોદાવરી નદીનું વિમળજળ પીનારા છે. અત્યંત બળવંત અને વીર હોવાને લીધે લશ્કરની અગાડી દોડે એવા છે. અને યુદ્ધ કરીને યમરાજને પણ શિથિલ કરે એવા છે. એઓના સિંહનાદને સાંભળતાં લંકાનો ગઢ ધ્રૂજી જાય છે. એઓના અડવાથી પત્થરની શિલાઓ પણ પાણીમાં તરેછે. એઓના ઉપર રામચંદ્રજીની પૂર્ણ કૃપા છે. એઓનાં લાંબાં પૂછડાં વર્ષાઋતુમાં પ્રકટ થયેલ જાણે બે ઇંદ્રધનુષો હોય એવો ભાસ આપેછે, તે નિહાળો.

दोहा–पद्म अठारह कपिकटक, चले इनके भुजछाँह।
अपने हाथ सुपुष्प लै, रघुपति पूजी बाँह॥२३॥

એઓની ભુજાઓની છાયાતળે અઢાર પદ્મ વાનરાઓનું સૈન્ય ચાલેછે અને શ્રી રામચન્દ્રજીએ પોતાના હાથોવડે સુવાસિત પુષ્પો લઇને એઓની ભુજાઓની પૂજા કરેલ છે. ૨૩

चौ०–यह जो आवत अचलसमाना, चौदहतार ऊँचपरमाना।
बास पुलिंदाके तट करई, अंबुद ऊपर यह संचरई॥
रक्तकमल केसर सम देहा, जनु अकाश संध्याकर मेहा॥
हतै मेदिनी पूछ भमाई, लंका सोह चितै जनु खाई॥
बालीसुत ताराको जायो, अतिजुझार रघुपति मन भायो।
हृदयगगन इहिके प्रभु भानू, पंच पद्म इनकर परिमानू॥

करै बज्र वासवकर भंगा, उदयाचलकहँ लेइ उछंगा।
परमचतुर सेनप इहि लागी, रघुपति कृपा परमवडभागी॥

(અંગદ તરફ આંગળી બતાવી સારણ બોલ્યો કે-) આ જે પર્વતની પેઠે ચાલ્યો આવેછે, ચૌદ તાડ ઉંચા શરીરવાળો છે, રક્તકમળ સરખા વર્ણવાળો હોવાથી જાણે સંધ્યાકાળનો મેઘ ખિલ્યો હોય એવો જણાયછે, પૂંછ ફેરવી ફેરવીને પૃથિવીપર પછાડેછે અને જાણે ભક્ષ કરી જવા ચાહતો હોય તેમ લંકાની તરફ જુવેછે, તે યુવરાજ અંગદ છે. એ અંગદ પુલિંદા નદીને કાંઠે વસેછે, વાદળાંઓના સમૂહને જોતાંજ પકડી લેછે. વાળીથી તારામાં ઉપન્ન થયેલો છે, મહાન્ યુદ્ધો છે, રઘુપતિને વ્હાલો છે, ઇંદ્રના વજ્રને પણ ભાંગી નાખે અને ઉદયાચળને પણ ખોળામાં લઇ શકે એવો છે, પરમ ચતુર છે, મોટી સેનાનો અધિપતિ છે અને રામચંદ્રની કૃપાથી પરમ વડભાગી થયો છે. એના હૃદયરૂપી આકાશમાં રામચંદ્રજી સૂર્યની પેઠે પ્રકાશિત છે. એની સત્તા નીચે પાંચ પદમ વાંનરાઓનું લશ્કર છે.

दोहा—पांव भूमि जो चांपही, पन्नग होहि अकाज।
सैन अग्रसर देखहु, यह अंगद युवराज॥ २४॥

જુઓ, આ યુવરાજ અંગદ સેનાને મોખરે આગેવાની કરનાર છે અને પગના દબાણથી જમીનને ચાંપે તો શેષનાગને પણ અકળાવી દે એવો મહાન સમર્થ છે. ૨૪.

चौ०—यह जो श्वेतवरण ततुरेपा, जनु रूपेकर श्रृंग सुवेपा।
दीर्घकेश दारुण भुजदंडा, चलत चपल बल बुद्धिप्रचण्डा॥
बास करै जलाधिके तीरा, पान करै गोमतीसुनीरा।
नृप सुग्रीवकेर अधिकारी, सबल व्यूह यह रचै सवारी॥
बल अरु बुद्धि न इनसम आना, इनकर पुरुषारथ जग जाना।
जेहि दिन जनमेउ बलअधिकाई, चढेउ गगन श शि देखि ललाई॥
चंद्रहि धरन गगन उछरेउ, सत्तारि योजनतें पुनि फिरेउ।

(કુમુદની તરફ આંગળી કરી સારણે કહ્યું કે) આ જે શ્વેતવર્ણવાળો છે, જાણે કૈલાસપર્વતનું મોટું શિખર હોય એવો જણાયછે, લાંબા વાળવાળો, દારૂણ બિહામણાં ભુજદંડવાળો અને ચપળતાથી ચાલેછે. તે સુગ્રીવ રાજાનો અધિકારી કુમુદ નામનો યુથપ છે. એ કુમુદ પ્રચંડ બળવાળો, તિક્ષણ બુદ્ધિવા-

ળો, સમુદ્રના ઉપકંઠે રહેનારો, ગોમતી નદીનું જળપાન કરનારો અને સમસ્ત પ્રકારની વ્યૂહ રચનાને યુક્તિયુક્ત રચનારો છે. જ્યારે એ કુમુદ જન્મ્યો ત્યારે તરતજ ચંદ્રને ગળી જવા આકાશમાં ઉછળ્યો હતો. એનો પુરૂષાર્થ જગદ્વિખ્યાત છે. એ બાલ્યાવસ્થામાં અજ્ઞ હતો તે વખતે આકાશમાં ઉદય થયેલા પૂર્ણચંદ્રને જોઇ તેમાં મોહિત થઇને તેને પકડી લેવા માટે ધરતીપરથી છલંગ મારી આકાશ તરફ સિત્તેર યોજન ઉંચે જઇ ચંદ્રને હાથ લાગેલા ન જણાતાં પાછો ફર્યો હતો. એણે જ્યારે ધરતી ઉપરથી ઉછળી આકાશ તરફ છલંગ મારી હતી ત્યારે ધરતી કાંપી ગઇ હતી.

दोहा–मरकट कोटिपचाससै, रहैं सर्वदा साथ ।
 कालहुते रणमें जुझै, कुमुदनाम कपिनाथ ॥२५॥

આ કુમુદ નામનો યૂથપતિ કાળની સાથે લડી શકે એવો છે અને એની સત્તા નીચે હમેશાં પાંચસો કોડ વાનરાઓ સાથે રહેછે. ૨૫.

चौ०–यह देखहु जे चहुँदिशि घुमडे, मनहुँ लंक सावन घन उमडे ।
 आगे पाछे दश दिशि धावहिं, शिला शृंग तरु तोरत आवहिं ॥
 सहस नागबल सबहिंसमाना, सप्तपद्म इनकर परमाना ।
 काशीपुरी बास इन्हकेरी, समर कतहुँ जिन पीठ न फेरी ॥
 तीक्ष्णदंत नखायुधधारी, द्वंद्वयुद्ध सब जानहि भारी ।
 धूमकेतु यूथप इन्हकेरा, लंका निकट किन्ह जेहि डेरा ॥
 इहिकर जेठ बंधु जमवंता, तेहिके बळकर पावको अंता ।
 देव दनुज को जूझै ताही, धरा छोडि कर कंदुक जाहीं ॥
 बसे अशंक नर्मदातीरा, बज्रसमान अभेदशरीरा ॥

(ધૂમકેતુ અને જાંબવંત તરફ આંગળી કરી સારણે કહ્યું.) આ જે રીંછો આગળ અને પછવાડે દશે દિશાઓમાં દોડેછે, શિલાઓ, શિખરો અને વૃક્ષોને તોડતા આવેછે તે જાણે લંકા ઉપર શ્રાવણ માસનાં વાદળાં ચોમેર ઘેરો ઘાલવા આવતાં હોય તેમ ચોમેર વ્યાપ્ત થઇ ચાલ્યાં આવેછે અને દરેક હજાર હજાર હાથીઓના બળવાળાં છે, કે જેઓની ગણના સાત પદ્મની છે. એઓ કાશીપુરીના નજીકમાં રહેછે, એઓએ કોઇ વખતે પણ રણમાં પીઠ ફેરવી પાછી પાની કરી નથી એવાં છે. તીક્ષ્ણ દાંતોવાળાં, નખોરૂપી આયુધોને ધારણ કરનારાં અને દ્વંદ્વસંગ્રામના પ્રકારોને વિશેષ પ્રકારે જાણનારાં છે. એઓનો ધૂમકેતુ નામનો યૂથપ છે, કે જેણે લંકાની નજીકમાંજ પડાવ નાખેલ છે. એ ધૂ-

મકેતુનો વડિલ બાંધવ જામ્બવંત છે, કે જેના બળના પારને કોઇ પણ પામી શકે એમ નથી. એ જામ્બવાનની સન્મુખ કોઇ દેવ કે દૈત્ય પણ લડી શકે એવો સમર્થ નથી અને તે ધરતીને પોતાના હાથમાં દડાની પેઠે ઉપાડી લે એવો છે. એ જાંબવાન્ નર્મદા નદીના તટપર નિર્ભીકપણે વસેછે અને વજ્રની પેઠે અભેદ્ય શરીરવાળો છે.

दोहा—सचिव सुकंठ राजकर, रघुपतिके प्रियदास।
सो जडमंद जो याहिरण, चह जीतनकी आश ॥२६॥

એ જામ્બવાન્ સુગ્રીવરાજાનો મંત્રી છે અને શ્રી રામચન્દ્રજીનો વ્હાલો દાસ છે. જે પુરૂષ એને રણસંગ્રામમાં જીતી લેવાની આશા રાખે તેને મૂર્ખ અને અભાગીયો જાણવો. ૨૬.

चौ०—अब देखहु यह यूथ अपारा, पीतबरण होइगएउ पहारा।
बालअरुण मरीच जस फूटी, निशिचर निकर तमी चह छूटी ॥
चौविश अर्बुद इनकर यूथा, सहसबृंद सौकोटिसमूथा।
शिखा श्रृंग जे आगे परहीं, पायन मींडि किरकिरा करहीं ॥
कंचनगिरिकंदरके वासी, इनकर यूथनाथ अविनासी।
अतिबलवान सुराहितकारी, सखा सुकंठकेर सुखकारी ॥
पान करै गंगाकर नीरा, पर्वतशृंगसमानशरीरा।
क्षण क्षण सिंहनाद जो होई, यह गरजत आवत है सोई ॥

(કેસરીની તરફ ઇસારો કરી સારણ બોલ્યો કે) હવે આ બીજું અપાર યૂથ-ટોળું નિરખો કે, જેના રંગથી આખો પર્વત પીળા રંગનો થઇ ગયોછે, અને જાણે રાક્ષસોના સમુદાયરૂપી રાત્રિનો નાશ કરવા માટે ઉગતા સૂર્યની કિરણો ફૂટી હોય એવું ભાસેછે, આ યૂથ, ચોવિશ અર્બુદનું છે અને જે હંજારો વૃન્દ તથા ક્રોડો સમૂહોના સમાન છે. આ યૂથના વાનરાઓની અગાડી શિખા કે પર્વત જે કોઇ પડેછે તેને પગોથીજ મર્દી ધૂળવત્ કરી દેછે. એઓનો યૂથપતિ સુમેરૂપર્વતની ગુફામાં રહેનારો છે. વિનાશ રહિત છે, અતિ બળવાન્ છે, ઇંદ્રનું હિત કરનારો છે, સુગ્રીવનો સુખદાયક સજ્જન છે, ગંગાનું જળપાન કરનારો છે, પર્વતના શિખર સરખા શરીરવાળો છે અને એનું નામ કેશરી છે કે જે ક્ષણે ક્ષણે સિંહનાદ કરતો ચાલ્યો આવેછે.

दोहा—यश तिहुं मंडल गलितमज, बलकर नाहि न अंत।
यह कपिराजा केशरी, जिहिकर सुत हनुमंत ॥२७॥

આ યૂથપતિ કેશરીનો યશ ત્રણ્યે લોકમાં પ્રખ્યાતી પામેલ છે, જેણે અનેક હાથીઓને માર્યા છે એવો અનંત બળશાળી છે અને આના પુત્રનું નામ હનુમાન્ છે. ૨૭.

चौ–उत्तर दिशि देखहु रजधानी, जनु दुकाल लगि शलभ उडानी ।
मर्कट निकर विकट वल टूटे, आवत उदधि फूलजनु छूटे ॥
यहिमहँ यूथनाथ जो अहई, अतिबल राजाके सँग रहई ।
कपिके रूप अनल अविनासी, ये दोउ पारियात्रके बासी ॥
अतिसुंदर अरु समर विपक्षा, महाबरि दोउ गवय गवक्षा ।
पीवहिं तुंगभद्रकर नीरा, ए दोउ गर्जत अति रणधीरा ॥
सत्तरि सहस्र नागबल जाही, इनमहँ एक कहौं मैं ताही ।
अपर बलि गंधमादन नामा, रण अजेय पुनि सबगुण धामा ॥

(ગવય અને ગવાક્ષ તરફ ઈસારો કરી કહે છે કે–) હવે આ રાજધાની-ની ઉત્તર દિશા તરફ જુવો. આ વાનરાઓનું ટોળું જાણે દુષ્કાળ પાડવાને માટે ટીડાનું ટોળું ઉડયું આવતું હોય તેવો ભાસ દર્શાવેછે, જાણે સમુદ્ર પોતાની મર્યાદાને છોડી આવતા હોય તેવું લાગેછે અને તેઓ અપાર બળવંત છે, રાજાની પાસેજ રહેનારા છે, એઓ પૈકી એકનું નામ ગવય અને બીજાનું નામ ગવાક્ષ છે. એ બે યૂથપતિઓ અગ્નિ સરખા રૂપવંત છે, બહુજ રૂપાળા છે, મહા બળશાળી છે, સંગ્રામમા તમારા મોટા શત્રુ છે, અવિનાશી છે, અને પારિયાત પર્વતના નિવાસી છે. (ગંધમાદન અને પનસની તરફ ઈસારો કરી કહ્યું કે–) આ બીજા બે વાનરાઓ ગર્જના કરી રહેલા છે, તેઓ રણભૂમીમાં અત્યંત ધીર તુંગભદ્રા નદીનું જળપાન કરનારા અને સિત્તેર હજાર હાથીઓના જેટલા બળવાન્ છે. એઓ પૈકી એકનું નામ ગંધમાદન છે એ ગંધમાદન રણભૂમિમાં અજીત છે અને સમસ્ત ગુણોના ભંડાર-સ્થાનરૂપ છે.

दोहा–देवनमें जस सुरपती, तेजनमें जस भानु ।
पनसनाम मर्कट यहै, अतिबलनीतिनिधानु ॥२८॥

બીજાનું નામ પનસ છે. એ પનસ, જેમ દેવતાઓમાં ઇંદ્ર સર્વોત્તમ છે તેમ વાનરાઓમાં એ સર્વોત્તમ છે. તેજસ્વીઓમાં સૂર્ય સરખો અને અત્યંત બળના તથા નીતિના ભંડારરૂપ છે, અથવા દેવોમાં ઇંદ્ર અને તેમાં સૂર્ય શ્રેષ્ઠ છે તેમ વાનરાઓમાં બળ નીતિના નિધાનરૂપ પનસ શ્રેષ્ઠ છે. ૨૮

चौ०–यह जो कुसुदपत्रसम देहा, जनु कैलास शरदकर मेहा।
लोचन मधुपिंगल अति लोने, कामरूप चितवत चहुँ कोने॥
लंका सौंह लँगूर भ्रमाई, गर्जत मलयमेघकी नाँई।
सुरपतिसंग युद्धकहँ गयऊ, तबते कामरूप है भयऊ॥
एहि सों बासव सन मित्राई, तातें यह देवनकौ भाई।
सहसकोटि कपि एहिके संगा, राते पीत श्वेत बहुरंगा॥
बचन मृषा मम प्रभु यह नाहीं, अपर बालि जानहुँ मनमाहीं।
दरदुरशैल सदन इनकेरा, मन बच कर्म रामकर चेरा॥

(સુષેણુ તરફ ઇસારો કરી કહેછે કે) આ જે કુમુદપત્ર સમાન શ્વેત વર્ણુવાળો, કૈલાસ સમાન કદવાળો, શરદ ઋતુના મેઘની પેઠે શોભતો, અત્યંત સુંદર ભૂરી આંખ્યોવાળો, ચોમેર નિહાળતો, લંકા ભણી પૂંછ ભમાવતો અને પ્રલય સમયના મેઘ સમાન ગર્જના કરતો દૃષ્ટિગોચર થાયછે, તે સુષેણુ નામનો ટોળાનો નાયક છે. એનામાં મનવાંછિત રૂપો ધારણુ કરવાની શક્તિ છે, જ્યારે દૈત્યોની સાથે લડાઈ કરવાને માટે ઇંદ્ર સાથે એ ગયો હતો ત્યારે એને ઇચ્છિત રૂપો ધારણુ કરવાની શક્તિ પ્રાપ્ત થઈ છે, એની સાથે ઇંદ્રને મિત્રતા છે અને તેથી એ દેવતાઓનો ભાઇ સમાન હોવાને લીધે તેઓની મદદ કરેછે, રાતા, પીળા અને ધોળા વગેરે અનેક રંગવાળા એક હજાર ક્રોડ વાનરાઓ એની સાથમાં છે. હે પ્રભુ! આ વાત હું જુઠી બનાવીને કહેતો નથી, પણુ એ સુષેણુ બીજો વાળી જ છે એમજ જાણુજો. એ દુર્દર પર્વતમાં રહેવાવાળો છે અને મન વચન તથા કર્મથી શ્રી રામનોજ દાસ છે.

दोहा–गिरिवर लंघत आवही, चलत उडावै रेणु।
तरणितेज यह रूंधेऊ, तारातातसुषेणु॥२९॥

આ સુષેણુ, કે જે, મહાન પર્વતોને પણુ ઓલંઘતો આવેછે, ચાલવાથી બહુજ ધૂળ ઉડેછે અને શરીરના મોટા કદથી સૂર્યને પણુ ઢાંકી દેછે તેને ઓળખી રાખો. આ સુગ્રીવની સ્ત્રી તારાનો પિતા છે. ૨૯

चौ०–यह कपि को देखहु तनु फेरा, जनु सपक्ष उड चलेउ सुमेरा।
एक बार लंका एहि जारी, पुनि गर्जत आवत एहि वारी॥
जेहि दिन गर्भ अंजनी जायो, बालअरुन लीलनकहँ धायो।
योजन तीनसहस उडि गयऊ, उदयाचलऊपर व्है गयऊ॥
सब देवन मिलि अस्तुति कीन्हा, तब रबि छोंडि पवनसुत दीन्हा।

कामरूप अतुलितबल येही, कालदंड कुलिशनसम देही ॥
वेगवंत जस गरुड उडाहीं, बुद्धिवंत दूसर अस नाहीं ।
विद्यापढन भानुपहँ जाही, उलटे गति रविसंग उडाही ॥
नाक नाग नरपुर गतिकारी, महाअवधि तप तेज पुरारी ।
बारिधि लाँघेउ गोपद जैसे, यह कपीशसन जूझब कैसे ॥

(હનુમાનજી તરફ ઇસારો કરીને કહ્યું કે) જરા આ વાનરના શરીર તરફ તો જુવો ? જાણે પાંખો સહિત સુમેરૂ પર્વત ઉડતો હોય એવો વેગવાળો છે. એણેજ પહેલાં લંકાને બાળી હતી, તે ફરીને ગર્જના કરતો આ તરફ કેમ આવેછે ? જે દિવસે અંજનીએ એને પ્રસવ્યો હતો, તે દિવસ (ક્ષુધાથી પીડાતાં માતાને પૂછ્યું ત્યારે અંજનીએ 'સારી પેઠે પાકેલા લાલ ફળને ખાઓ.' એમ કહ્યું જેથી) ઉગતા સૂર્યને રક્તફળ માની તેને ગ્રસી જવા કૌતુક માત્રથીજ દોડયો હતો. ત્રણ હજાર યોજન સુધી ઉદયાચળપર થઇને આકાશ તરફ ઉડીને ગયો અને સૂર્યને મુખમાં પકડી લીધો હતો. જ્યારે સર્વ દેવતાઓ મળીને તેની સ્તુતિ કરી ત્યારે સૂર્યને છોડી દીધો હતો. એ ઇચ્છાનુસાર રૂપ ધારણ કરવાવાળો છે, જેની તુલના ન થઇ શકે એટલા અપાર બળવાળો છે, વજ્ર સરખા દેહવાળો છે, કે જેને કાળનો દંડ પણ અસર કરી શકે તેમ નથી. વેગમાં ગરૂડજી જેવો છે, એના સમાન અન્ય કોઇ બુદ્ધિવંત નથી. એણે સઘળી વિદ્યા સૂર્યથી પ્રાપ્ત કરેલી છે અને સૂર્ય સન્મુખ ચાલીને સૂર્યની પાસે જવાની શક્તિવાળો છે. આ વાનરે જ ગાયની ખરી જેવડા ખાબોચિયાને ઓલંઘવાની પેઠે સાગરને ઓલંઘ્યો હતો, એવાની સન્મુખ શી રીતે લડાઇ લઇ શકશો ?

दोहा—तेज दिवाकर अनल इव, पवनते वेग अपार ।
कंध लिये दोउ बंधुको, श्रीरघुवंशकुमार ॥३०॥

સૂર્ય અને અગ્નિના તેજ સરખો તેજસ્વી અને પવનથી પણ વિશેષ વેગવાળો કે જે પોતાના ખભા ઉપર રઘુવંશકુમાર શ્રીરામ લક્ષ્મણ એ બન્ને ભાઇઓને લઇને ફરેછે તેજ હનુમાન છે. ૩૦

चौ०—अतसीवरण कुसुमतनुवेषा, पुरुषपुराण धरे नरवेषा ।
मत्तगयंदशुंडभुजदंडा, धनुष बाण असि धरे प्रचंडा ॥
उर बिशाल अतिउन्नत कंधर, कंबुकंठ रेखा प्रसन्नतर ।
मुखकीछबी उपमा कबि जोहैं, शशिसरोजसम कहे न सोहैं ॥
दशनपाँतिकी कांति कहै को, ललकत मन पटतरहि लहै को ।

देखत अधरनकी अरुणाई, बिंबाफल बंधूक लजाई ॥
शुकतुंडहि नासिका लजावें, थके सुकवि नाहिं पटतर पावे।
शीष जटाके मुकुट बनाये, भाल बिशाल तिलक अति भाये ॥
दक्षिण दिशि लक्ष्मण बलवीरा, रामबाहु सम अति रणधीरा।

( છેવટ શ્રી રામચન્દ્રજી તરફ ઇસારો કરીને સારણે કહ્યું કે ) આ જે અળશીના ફૂલ સરખા શ્યામ વર્ણવાળા, મદોન્મત્ત હાથીની શૂંઢ સરખા ભુજદંડોવાળા, પ્રચંડ ધનુષ, બાણ તથા તલવારને ધારણ કરનારા, વિશાળ વક્ષઃસ્થલવાળા, અત્યંત ઉંચી કાંધવાળા, કંઠમાં શંખના સરખી રેખાવાળા, જેના વદનની કાંતિને ઉપમા આપતાં કવિયોને ચંદ્રમા અને કમળ પણ ઉપમાનપણાને લાયક જણાતાં નથી એવા, જેના દાંતોની પંક્તિની કાંતિનું વર્ણન કરવામાં મન લલચાતાં છતાં પણ કોઈ પણ ઉપમાન હાથ ન લાગવાથી સમસ્ત કવિયોનાં મન અચકિ જાય એવા, જેના નીચેના હોઠના રતાશને જોઇને પાકાં ગીલાં અને બપોરીઆનાં ફૂલો પણ શરમાઇ જાય એવા, જેનું જમણું નાક પોપટના ચાંચને પણ શરમાવે એવું હોવાથી અને જેનું વર્ણન કરતાં ઉપમાન આપવાને સમાન પદાર્થને શોધતાં કવિ લોકો પ્રયત્ન કરવામાં થાકી પડે એવા, શિર ઉપર જટાનો મુકુટ શોભી રહેલો છે અને વિપુલ લલાટમાં તિલકથી દીપી રહેલા જોવામાં આવે છે, તેજ શ્રી રામચંદ્રજી છે. કે જે પુરાણપુરૂષ વિષ્ણુ છે અને મનુષ્યદેહ ધારણ કરીને રાઘવેશ થયા છે. રામચંદ્રજીની જમણી બાજુએ જે ઉભેલ છે તે બળવીર લક્ષ્મણજી છે. એ લક્ષ્મણજી, રામચંદ્રજીની જમણી ભુજા જેવા છે અને સમરાંગણમાં બહુજ ધીર છે.

दोहा—बाम बिभीषण सोहहीं, शिर अभिषेका राज।
बीजमंत्र सब जानहीं, अकसर करहिं सुकाज ॥३१॥

રામચંદ્રજીની ડાબી બાજુએ જે ઉભેલ છે તે વિભીષણ છે, કે જેને રામચંદ્રજીએ રાજ્યાભિષેક કરી ( લંકેશનું વિશેષણ આપી ) દીધેલ છે. એ વિભીષણ તમારૂં કાર્ય બગાડવામાં સમસ્ત બાજમંત્રો ( ગુપ્ત વિચારો—ભેદો ) જાણે છે, જેથી જરૂર રામચંદ્રજીના કાર્યને ફતેહમંદી આપશે જ. ૩૧

चौ०—अब देखहु यह सेना आई, जस भादोंकी घटा सुहाई।
कन्या एक ब्रह्म उपजाई, नैनभूरि अरु रूप लुनाई ॥
बालभाव दिनकर बल दीन्हा, ऋतु जानै वासव राति कीन्हा।
जातक जमल वीर दोउ जाये, देवअंश वानर हुय आये ॥

किष्किंधापुरि इनकर थाना, देवसरिस मधुवन उद्याना।
ऋष्यमूक इनकर विश्रामा, चातुर्मास्य बसे जहँ रामा॥
बाली ज्येष्ठ राम रण मारा, यहि कह राजातिलक प्रभु सारा।
तारा तासु पाटकी रानी, जिहिकर सुत अंगद अभिमानी॥

सहस शंकुकर अर्बुद एका, अर्बुदसहस कि वृंद विशेका।
सहसवृंद जो होइ अमाना, महापद्म तेहिकर परमाना॥
ऐसे पद्मअठारह साजा, विग्रह वढेउ रामके काजा।
वीरवेष अरु नयन विशाला, कंबुकंठ मोतनकी माला॥

( રાજા સુગ્રીવની તરફ ઇસારો કરી સારણે કહ્યું કે–) હવે આ સોહામણી સેના તરફ નિહાલો, કે જે ભાદ્રવાનાં વાદળાઓની છાઇ રહેલી મેઘઘટા હોય એવી જણાય છે. બ્રહ્માએ પોતાની આંખ્યોમાંથી ( પીઓ લોંયપર નાખી ) એક બહુજ રૂપ લાવણ્યતાલંત કન્યા પૈદા કરી હતી. એ કન્યાને ઋતુવંતી થઇ જાણી, કામવશ થઇ, ઇંદ્રે તેના વાળ ઉપર અને સૂર્યે તેની ગર્દન ઉપર બિંદુ નાખ્યું, એથી એ કન્યાને દેવાંશી અને વાનરશરીરધારી વીર પુત્રોનું જોડલું અવતર્યું. એઓ બે વાનરોએ પોતાની ( બ્રહ્માની રજાથી ) કિષ્કિંધામાં રાજધાની સ્થાપી, કે જ્યાં દેવતાઓના નંદનવન સરખો મધુવનનામનો બગિચો છે. એઓનું વિશ્રામસ્થાન ઋષ્યમૂક પર્વતપર છે. કે જ્યાં રામે ચોમાસું ગાળ્યું હતું. એ (સુગ્રીવ) ના મોટા ભાઈ વાળીને શ્રી રામે રણમાં મારી હાલમાં સુગ્રીવને રાજ્ય તિલક કરીને આપ્યું છે. તારા કે જેણે વાળીના વીર્યથી મહા પ્રવીણ અંગદ નામના પુત્રને જન્મ આપ્યો હતો, તે હમણાં સુગ્રીવની પાટરાણી થઈ છે. ગણિતકારોએ ગણના ગણી છે કે, હજાર શંકુનું એક અર્બુદ થાય, હજાર અર્બુદનું એક બિંદુ થાય અને હજાર બિંદુનું એક મહાપદ્મ થાય. એવા અઢાર મહાપદ્મ વાનરાઓની સેના છે અને તે રામચંદ્રજીના કાર્ય માટે લડાઈ કરવા તૈયાર થઇ છે. હે સ્વામી! આ જે શૂરવીર વેષવંત, વિશાળ નેત્રોવાળો, શંખ સરખી ગર્દનવાળો, ગળામાં મોતિની માળા અને

दोहा–हस्ती साठिसहस्रबल, सदा धर्मकी सींव।
श्वेतछत्र शिर शोभित, यहराजा सुग्रीव॥ ३२॥

માથાપર ધોળા છત્રયુત શોભતો વાનર દેખવામાં આવેછે, તે સમસ્ત વાનરાઓનો રાજા સુગ્રીવ, કે જે સાઠહજાર હાથીઓના સમાન બળવંત અને નિરંતર ધર્મની મર્યાદારૂપ છે, ૩૨

इहिविध सकल देखाएउ, शारन कपिदलयूह ।
गनै न रावण कालवश, अतिशय गर्वसमूह ॥३३॥

આ પ્રમાણે સારણે વાનરાઓના કટકનાં સમસ્ત ટોળાં રાવણને બતાવ્યાં, પણ કાળવશ થયલા અને અતિશય ગર્વ સમૂહવાળા રાવણે કશું પણ હિસાબમાં ગણ્યુંજ નહિ. ૩૩ (ક્ષેપક પૂરૂં થયું.)

चौ०—इहाँ प्रात जागे रघुराई, पूछा मत सब सचिव बुलाई ॥
कहहु वेगि का करिय उपाई, जांववंत कह पद शिर नाई ॥
सुनु सर्वज्ञ सकलउरवासी, बुधिबलतेजधर्मगुणरासी ।
मंत्र कहव निजमतिअनुसारा, दूत पठाइय बालिकुमारा ॥
नीक मंत्र सबके मन माना, अंगदसन कह कृपानिधाना ।
बालितनय बुधिबलगुणधामा, लंका जाहु तात मम कामा ॥
बहुत बुझाइ तुमहिं का कहऊँ, परम चतुर मैं जानत अहऊँ ।
काज हमार तासु हित होई, रिपुसन करहु बतकही सोई ॥

અહિં પ્રાતઃકાળ થતાં રઘુનાથજી જાગ્યા અને સમસ્ત મંત્રિઓને બોલાવી તેઓનો અભિપ્રાય પૂછયો કે, હવે જલદી કહો કે શો ઉપાય કરવો ? આવું સાંભળીને [1] જામ્બવાન્ પ્રભુના ચરણોમાં શિર નમાવીને કહેવા લાગ્યો કે, હે સર્વજ્ઞ ! હે ઘટઘટમાં વાસ કરનારા ! હે સર્વરૂપ છતાં પણ સર્વથી રહિત અને લેપ વગર રહેનારા પ્રભુ ! સાંભળો. હું મારી બુદ્ધ્યાનુસાર વિચાર કહું છું કે, અંગદને દૂત કરીને રાવણની પાસે વૃષ્ટિ કરાવાને મોકલો. જામ્બવાનની આ સલાહ સર્વના મનમાં ગમી. રામચંદ્રજીએ અંગદને કહ્યું કે, હે વાલિ કુમાર ! હે બુદ્ધિ, બળ અને ગુણોના નિધાનરૂપ વ્હાલા અંગદ ! મારા કાર્ય માટે લંકામાં ( તમે ) જાઓ. હું તમને વિશેષ શું સમજાવીને કહું કેમકે તમે પરમ ચતુર છો એ હું જાણુંજ છું. રાવણની પાસે જઇને એવી વૃષ્ટિ કરો કે જેથી મારૂં કામ થાય અને રાવણનું હિત થાય. અર્થાત્ રાવણને મારવો એમાં મારૂં હિત થાય અને રાવણને મુક્તિ મળે એમાં રાવણનું હિત થાય. ( માટે તમે જાઓ.)

---

૧ સુગ્રીવ, વિભીષણ અને જામ્બવંત એ ત્રણે પ્રભુના મુખ્ય મંત્રી છે, તેપૈકી વિભીષણને શરણ આપવામાં સુગ્રીવની અને સમુદ્ર પાર થવામાં વિભીષણની સલાહ લેવાઇ ચૂકી છે. હવે જામ્બવાનની સલાહ લેવાનો સમય આવ્યો છે.

सो०-प्रभुआज्ञा धारि शीस, चरण वंदि अंगद कहेउ।
सोइ गुणसागर ईश, रामकृपा जापर करहु ॥ ४ ॥

પ્રભુની આજ્ઞાને અંગદ શિરોધાર્ય કરીને, પ્રભુ ચરણોમાં મસ્તક નમાવી, ઉભો થઇ કહેવા લાગ્યો કે–હે રઘુનાથજી ! હે સ્વામી ! જેનાપર આપ કૃપા કરો, તે સ્વયમેવ ગુણોનો સાગરજ થઇ જાય છે. ૪

स्वयंसिद्ध सब काज, नाथ मोहि आदर दयेउ।
अस बिचारि युवराज, तनुपुलकित हर्षित भयेउ ॥ ५ ॥

( અંગદે મન સાથે વિચાર્યું કે–) પ્રભુનું કાર્ય તો સ્વયં સિદ્ધ થાય છે; છતાં પ્રભુએ મને બોલાવી જે ફરમાન કર્યું છે તે કેવળ મારૂં માન વધારવા માટેજ આદર આપેલ છે. એમ વિચારીને યુવરાજ અંગદ બહુજ પ્રસન્ન થયા અને આનંદિત થવાથી શરીરમાં રોમાંચિત થઇ ગયા. ૫

चौ०-बंदि चरण उर धरि प्रभुताई, अंगद चलेउ सबहिं शिर नाई।
प्रभुप्रताप उर सहज असंका, रणबाँकुरा बालिसुत बंका॥
पुर पैठत रावणकर बेटा, खेलत रहा सो होइगइ भेटा।
बातहिं बात करस बढि आई, युगल अतुलबल अरु तरुनाई॥
तेहि अंगदकहँ लात उठाई, गहि पद पटकेउ भूमि भ्रमाई।
निशिचर निकर देखि भट भारी, जहँ तहँ चले न सकहिं पुकारी॥
एक एक सन मर्म न कहहीं, समुझि तासु बध चुप होइ रहहीं।
भयउ कोलाहल नगरमझारी, आवा कपि लंका जेह जारी॥
अवधौं कहा कराहिं करतारा, अति सभीत सब कराहिं बिचारा।
बिनु पूछे मगु देहिं बताई, जिहिं चितवहिं सो जाइ सुखाई॥

તદનંતર અંગદ પ્રભુનાં ચરણોનું વંદન કરીને, પ્રભુની પ્રભુતાને હૃદયમાં ધારણ કરીને સર્વને મસ્તક નમાવીને ત્યાંથી રવાના થયો. પ્રભુ પ્રતાપથી તથા સ્વાભાવિકપણે નિઃશંક રહેનાર, રણબંકો વાળીપુત્ર–અંગદ પણ મહાન્ બંકો છે તેણે પુરમાં પેસારો કરતી વખતેજ કોઈ એક રાવણનો પુત્ર ( પ્રહસ્ત ) રસ્તામાં રમતો હતો તેની સાથે ભેટો થઇ ગયો. અંગદ અને પ્રહસ્ત એ બંને અપાર બળવાન અને યુવાન્ હોવાથી, વાત વાતમાં ચડભડી પડયા[1] અને રાડ વધતાં પ્રહસ્તે અંગદને પ્રહાર કરવા લાત ઉગામી કે

[1] કહેવાય છે કે, પ્રહસ્ત અને અંગદ વચ્ચે આ પ્રકારે ચઢા ઉતરી થઇ કે–પ્રહસ્તે પૂછ્યું. હે વાનર ! તું કોણ છે ? અંગદે કહ્યું–હું રામનો દૂત છું. પ્રહસ્તે કહ્યું. જેની સ્ત્રીનું મારો પિતા હરણ કરી લાવ્યો છે તેજ રામ કે ? અંગદ બોલ્યો–જેણે તારી ફોઇનાં નાક કાન કાપ્યાં હતાં તેજ રામ. વગેરે વગેરે ચડભડાટ થયો

અંગદે તેના બન્ને પગ પકડી, તેને માથાપર ભમાવીને ધરતીપર પછાડ્યો. (કે જેથી તેના પ્રાણ પરલોકમાંજ પહોંચી ગયા. અંગદને ભારે યુધ્ધો જોઇ રાક્ષસોના સમૂહો જ્યાં ત્યાં ચાલ્યા ગયા, અને કશો પોકાર પણ કરી શકયા નહિ. અંગદને બળવંત જાણી તેઓ એક બીજાની પાસે કશો મર્મ નહિ કહેતાં ચુપચાપ થઈ રહ્યા. આ બે ચોપાઇ ક્ષેપક છે.) પ્રહસ્તના મરવાથીજ નગરમાં મહા કોળાહળ મચી ગયો કે જેણે લંકા બાળી હતી તેજ વાનર ફરીને આવેલ છે. હે કિરતાર! હવે શું કરવું? અત્યંત ભયભીત થઇને સઘળા રાક્ષસો વિચારમાં પડી ગયા અને વગર પૂછે- જ અંગદને (દરબારનો) રસ્તો બતાવી દેવા લાગ્યા. અંગદ જેના તરફ નજર કરતો તેના તો પ્રાણજ સૂકાઈ જતા હતા.

दोहा—गएउ सभा दरबार तब, सुमिरि रामपदकंज।
सिंहठवनि इत उत चितै, धीर बीर बलपुंज ॥ ३४ ॥

આ પ્રકારે શ્રી રામચંદ્રજીના ચરણકમળોનું સ્મરણ કરીને, ધીર વીર અને બળના સમુહરૂપ અંગદ, સિંહના સરખી ચાલથી રાવણના દરબારના દરવાજે જઇ પહોંચ્યો.

चौ०—तुरत निशाचर एक पठावा, समाचार रावणहिं जनावा।
सुनत वचन बोलेउ दशशीसा, आनहु बोलि कहाँकर कीशा॥
आयसु पाइ दूत बहु धाये, कपिकुंजरहिं बोलि लै आये।
अंगद दीख दशानन बैसा, सहितप्राण कज्जलगिरि जैसा॥
भुजा बिटप शिर शृंगसमाना, रोमावली लता तरु नाना।
मुख नासिका नयन अरु काना, गिरिकंदरा खोह अनुमाना॥
गयउ सभा मन नेकु न मुरा, बालितनय अति बलबाँकुरा।
उठे सभासद कपि कहँ देखी, रावणउर भा क्रोध विशेखी॥

તરતજ એક રાક્ષસને મોકલી અંગદે પોતાના આવ્યાના રાવણને સમાચાર કહેવરાવ્યા. રાવણ એ સમાચાર સાંભળતાંજ હસીને બોલ્યો કે—તેને અંદર બોલાવી લાવો. જોઇએ તો ખરા કે એ કયાંનો વાનર છે? રાવણની આ પ્રમાણે આજ્ઞા મળતાં અનેક દૂતો દોડયા અને કપિકુંજર (વાનરાઓમાં હાથી સરખા) અંગદને તેઓ દરબારમાં બોલાવી લાવ્યા. અંગદે રાવણને કેવો બેઠેલો દીઠો? જાણે વીશ ભુજાઓરૂપી વૃક્ષો, મસ્તકોરૂપી શિખરો, રોમાવળીરૂપ અનેક વેલાઓ, અને મુખ, નાક તથા કાનોરૂપી ગુફાઓ-ખીણોવાળો

આણુધારી કાજળ-મેંશનો પહાડજ સ્થિર થયો હોય તેવો જોયો; છતાં પણ નિર્ભયપણે મહાબળવાન્ વાળીપુત્ર વાંકડો અંગદ સભામાં પેઠો. અંગદને આવતો જોઇ સંપૂર્ણ સભાસદો ઉઠી ઉભા થયા અને રાવણના મનમાં પણ વિશેષ ક્ષોભ થઇ ગયો. કિંવા સભાને ઉઠી ઉભી થયેલી જોઈ રાવણને મનમાં વિશેષ ક્રોધ ઉત્પન્ન થયો કે હું ચરાચરને જીતનાર વિદ્યમાન છતાં મારા સભાસદો વિપક્ષીના દૂત-વાનરથી ડરીને કિંવા તેનું માન જાળવવા ઉઠી ઉભા થયા એ શું મારૂં એમણે અપમાન નથી કર્યું ?

दोहो—यथा मत्तगजयूथमहँ, पंचानन चलिआय।
 रामप्रताप सँभारि उर, बैठु सभाहिं शिरनाय ॥ ३५॥

જેમ મદથી ઉન્મત્ત થયેલા હાથીઓના ટોળામાં શાદુલો સિંહ નિશ્શંકપણે ચાલ્યો જાય તેમ અંગદ રાવણની સભામાં જઇ હૃદયમાં શ્રી રામચંદ્રજીના પ્રતાપનું સ્મરણ કરી સભામાં નીચું મસ્તક રાખી બેઠો.

चौ०—कह दशकंध कवन तैं बंदर, मैं रघुवीरदूत दशकंधर॥
 मम जनकाहि तोहि रही मिताई, तव हितकारन आएउँ भाई॥
 उत्तम कुल पुलस्त्यकर नाती, शिव विरंचि पूजेहु बहुभाँती।
 बर पायेउ कीन्हेउ सब काजा, जीतेहु लोकपाल सुर राजा॥
 नृप अभिमान मोहबश किंवा, हरि आनेहु सीता जगदंबा।
 अब शुभ कहा करहु तुम मोरा, सब अपराध क्षमाहिं प्रभु तोरा॥
 दशन गहहु तृण कंठ कुठारी, पुरजन संग सहित निज नारी।
 सादर जनकसुता करि आगे, इहिविधि चलहु सकल भय त्यागे॥

એટલે તો રાવણ બોલ્યો કે-હે વાનર ! તું કોણ છે ? અંગદે કહ્યું-હે દશકંધર રાવણ ! હું શ્રી રામચંદ્રજીનો દૂત છું. રાવણે કહ્યું-અહિં શા કારણને લીધે આવ્યો છે ? અંગદે કહ્યું-મારા પિતાશ્રીને અને તમારે દોસ્તદારી હતી, તેથી તમારૂં હિત કરવાને માટે હું તમારી પાસે આવ્યો છું. માટે તે વાત સાંભળો. તમે ઉત્તમ કુળમાં જન્મેલ છો, પુલસ્ત્ય ઋષિના પૌત્ર છો, તમે બહુ બહુ પ્રકારે શિવજી તથા બ્રહ્માજીને પૂજેલા છે તથા તેઓની કનેથી વરદાન પ્રાપ્ત કરી તે બળથી મોટાં મોટાં કામો કર્યાં છે, લોકપાળ માત્રને અને દેવરાજ-ઈંદ્રને ( કિંવા દેવતાઓ અને રાજાઓને ) જિત્યા છે. હે રાજા ! તમે હમણાં રાજ્ય અભિમાનના અથવા મોહના વશ્ય થઇને જગજ્જનની સીતાજીનું હરણ કરી લાવ્યા છો, પણ હવે ( થઇ ગયું તે થઇ ગયું પરંતુ હવે )

મારાં શુભ વચન માનીને હું કહું તે પ્રમાણે કરો. તમારા તમામ ગુન્હાઓની પ્રભુ રામચંદ્રજી માફી આપશે માટે દાંતોમાં તૃણ લઇ, ખભે કોહાડો ધરી, સંગાથે શહેરના લોકોને તથા તમારી સઘળી ( મંદોદરી આદિ ) રાણીઓને લઇ, આદર સહિત સીતાજીને અગાડી કરી અને એ પ્રકારે સર્વ ભયને છોડીને મારી સાથે પ્રભુની પાસે ચાલો, અને જઇને એમ કહો કેઃ-

दोहा०–प्रणतपाल रघुवंशमणि, त्राहि त्राहि अब मोहि ।
सुनतहि आरत बचन प्रभु, अभय करहिंगे तोहि ॥ ३६ ॥

હે દીનોનું સંરક્ષણ કરનારા રઘુવંશમણિ! હવે મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો! હું આપને શરણે આવ્યો છું. આવાં તમારાં આરત વચનો શ્રવણ કરતાંજ કૃપાળુ પ્રભુ તેજ સમય તમને નિર્ભય કરી દેશે.

चौ०–रे कपि पोच बोलु न सह्मारी, मूढ न जानसि मोहि सुरारी ।
कहु निजनाम जनककर भाई, केहि नाते मानियें मिताई ॥
अंगद नाम बालिकर बेटा, तासों कबहुँ भई तोहि भेटा।
अंगदबचन सुनत सकुचाना, रहा बालि बानर मैं जाना ॥
अंगद तुह्मी बालिकर बालक, उपजेहु वंश अनल कुलघालक ।
गर्भ न खसेहु वृथा तुम जाए, निज मुख तापसदूत कहाए ॥
अब कहु कुशल बालि कहँ अहई, बिहँसि बचन अंगद अस कहई ।
दिनदश गए बालिपहँ जाई, पूछेहु कुशल सखा उर लाई ॥
रामबिरोध कुशल जस होई, सो सब तुमहिं सुनाइहि सोई ।
सुनु शठ भेद होइ मन जाके, श्रीरघुवीर हृदय नहिं ताके ॥

આવાં વચન સાંભળતાંજ પહેલાં તો રાવણ કોપ કરીને બોલ્યો કે, અરે નીચ વાનર! જરા વિચારી-સંભાળીને બોલ. અરે મૂઢ! મને તું જાણતો નથી કે હું દેવતાઓનો કટ્ટો દુશ્મન છું. ( પછી જરા શાંત થઇ પૂછવા લાગ્યો કે ) અરે ભાઇ! તું પોતાનું તથા તારા પિતાનું નામ કહે કે જેથીં તારા પિતાની સાથે અમારે મિત્રતા કયા સંબંધને લીધે હતી તે જાણ્યામાં આવે. અંગદે કહ્યું-મારૂં નામ અંગદ છે, અને કપિરાજ વાળીનો હું પુત્ર છું. તે વાળીની સાથે તારી કદી કયાંય ભેટ થઇ હતી? આવું અંગદનું બોલવું સાંભળીને રાવણ [1]શરમાઇને બોલ્યો કે-હા એક વાળી નામનો વાનર હતો ખરો.

૧ વાળીનું નામ સાંભળતાં એ માટે સરમાયો હતો કે વાળીની સાથે યુધની માગણી કરવા જતાં તેને વાળીએ જરાવાર થોભવાનું કહ્યું છતાં પણ અહંકારથી ગર્વ વચન કહેવા લાગ્યો એટલે તેને વાળીએ તેને બગલમાં દાબી બે ઘડીમાં સાત સમુદ્રને પ્રદક્ષિણા દઇ ૭ મહિના લગી તેને બગલમાંજ દાબી રાખ્યો હતો અને ભારે પરસેવો થવાથી દંતક્ષત કરી જુ વગેરેની શંકાને ભરોંસે લપસી નાસી છુટયો હતો. તેથી પોતાની નિર્બળતા યાદ આવતાં શરમાતો હતો.

હું તેને જાણું છું. શું તું તેજ વાળીનો પુત્ર છે? અરે કુળના ક્ષય કરનાર! તું તો તારા વંશમાં વાંસડાઓમાંથી પેદા થનારી અગ્નિ વાંસડાઓનેજ ભસ્મીભૂત કરે તેવો (કુળનાશક) પેદા થયો છે. તું પેદા થયો એના કરતાં તો તારી માતાનો ગર્ભ પડી ગયો હોત તો સારૂં થાત કેમકે તે વાળીનો પુત્ર થઇને તું પોતાના મુખથી (પિતાને મારનારા) તપસ્વિયોનો દૂત કહેતો ફરે છે! વાળીને રામે માર્યો છે એવું રાવણ જાણતાં છતાં મ્હેણારૂપે વચનનો ઉપયોગ કરવા લાગ્યો કે–હવે ભલે જેવું થયું તે થયું, પણ) અમારા મિત્ર વાળીના કુશળ સમાચાર તો કહે કે તે હાલ કયાં છે? આના ઉત્તરમાં અંગદે હસીને કહ્યું કે–મારા કહ્યા કરતાં તુંજ હવે દશ દિવસ પછી વાળીની પાસે જઇ, છાતી સાથે લગાવી પોતાના મિત્રને ક્ષેમકુશળ પૂછજે એટલે રામચંદ્રજી સાથે વિરોધ કરવાથી જેવું કુશળ થાય છે તે સર્વ સમાચાર તને સારી પેઠે તે–વાળીજ સંભળાવશે. (હે મૂર્ખ! સાંભળ. તું મારા પિતાનાં વખાણ કરી અને મારી નિંદા કરી પોતાના પક્ષમાં કરી લેવા ઇચ્છે છે પણ જેના મનમાં શ્રી રામચંદ્રજી બિરાજમાન્ ન હોય તેનાજ મનમાં ભેદ– ફૂટવાપણું લાગુ પડે છે. (આ ચોપાઈ ક્ષેપક છે.)

दोहा–हम कुलघातक सत्य तुम, कुलपालक दशशीस।
अंधे बधिर न कहहिं अस, श्रवण नयन तोहि बीस ॥२७॥

હે રાવણ! હું તો શ્રી રામનો સેવક છું તેથી કુળનો નાશ કરનારો છું અને તું શ્રી રામથી વિરોધ કરનારો છું તેથી તું કુળનો પાલન કરનારો છે એ વાત ખરી છે. પણ જે આંધળા અને બ્હેરા હોય કે જેણે કશું દેખ્યું કે સાંભળ્યું ન હોય તેઓ પણ તારા જેવું બોલતા નથી કે રામદાસ કુળઘાળક અને. રામદ્રોહી કુળપાળક થાય. તને તો પરમેશ્વરે વીશ આંખ્યો ને વીશ કાન આપ્યા છે છતાં પણ તું આવી અસંભવ વાત કહે છે એ ખચિત વિસ્મય થવા જેવુંજ છે.

चौ०–शिव बिरंचि सुरमुनिसमुदाई, चाहत जासु चरणसेवकाई।
तासु दूत होइ हम कुल बोरा, ऐसी मति उर बिहरु न तोरा॥
सुनि कठोर बानी कपिकेरी, कहत दशानन नयन तरेरी।
खल तव बचन कठिन मैं सहऊँ, नीति धर्म सब जानत अहऊँ॥
कह कपि धर्मशीलता तोरी, हमहुँ सुनी कृत परतिय चोरी।
देखेहु नयन दूत रखवारी, बूडि न मरहु धर्मव्रतधारी॥
नाक कान बिनु भगिनि निहारी, क्षमा कीन्ह तुम धर्म बिचारी।

धर्मशीलता तव जग जागी, पावा दरश हमहूं बडभागी ॥

શિવ, બ્રહ્મા તથા દેવતાઓ અને મુનિવૃંદો જે રામચંદ્રજીના ચરણોની સેવા કરવી નિરંતર ચાહે છે, તે પ્રભુનો હું દૂત થવાથી મેં મારૂં કુળ બોળ્યું એવી તારી બુદ્ધિ હોવાથી તારી છાતી કેમ ફાટી પડતી નથી ? આવી અંગદની કઠોર વાણી સાંભળીને રાવણ આંખ્યોના ડોળા કહાડીને બોલ્યો કે, અરે ખળ ! હું સર્વ નીતિધર્મ જાણું છું ( અને દૂતને મારવો યોગ્ય નથી ) એથી તારાં કઠોર વચનો સાંભળીને સહન કરૂં છું. અંગદે કહ્યું કે, તારૂં ધર્માત્માપણું તો લૌકિકમાં જાહેર થઇ ગયેલ છે તે મેં બરોબર સાંભળેલ છે કે તું પરસ્ત્રીની ચોરી કરીને લઇ આવ્યો છે. તું દૂતોનું કેવું રક્ષણ કરે છે તમે તો હમણાંજ મારાં નેત્રો સમક્ષજ જોએલ છે કે તેં તારા મોટા ભાઈ કુબેરજીના મોકલેલા દૂતની રક્ષા કરી ( અર્થાત્ અંગદ રાવણની સાથે વાત કરતો હતો તે સમયમાંજ કુબેરજીએ પોતાના દૂતને મોકલી રાવણને કહેવરાવ્યું કે તું રામથી સંધી કરી લે. આ વચન સાંભળતાંજ નિરપરાધી દૂતને રાવણ ખાઇ ગયો એ ઉપરથી અથવા તારી નજરે દેખતાંજ દૂત હનુમાનજીના પૂછડાને અગ્નિ સંસ્કાર કરાવ્યો હતો તેથી તારી ધર્મશીળતા જાણી ગયો છું. તું આવા ધર્મ અને આવા વ્રતનું ધારણ કરનારો હોવા છતાં પણ તું કેમ ડુબી મરતો નથી ? વળી તેં તારી બહેન શૂર્પણખાને પણ નાક કાન વગરની જોઇ તે વખતે પણ ધર્મનોજ વિચાર કરી તેં ક્ષમા કરી હશે ? તારી ધર્મશીળતા આખા વિશ્વમાં વિખ્યાત છે. તારા જેવા ધર્માત્માનું દર્શન થતાં મારાં પણ અહોભાગ્ય માનુંછું.

दोहा—जनि जल्पसि जडजंतु कपि, शठ बिलोकु मम बाहु ।
लोकपालबलबिपुलशशि, ग्रसन हेतु जिमि राहु ॥ ३८ ॥

અંગદનાં આવાં માનભંગકારક વચન સાંભળીને રાવણ બોલ્યો કે, અરે જડજંતુ શઠ વાનર ! હવે લવારો નહિ કર. જરા મારી ભુજાઓની તરફ જો કે જે ભુજાઓ લોકપાળ દેવતાઓના મહાન્ બળોરૂપી ચંદ્રમાઓને ગળી જવા માટે જાણે વીશ રાહુઓજ છે.

पुनि नभशर ममकरनिकर, करकमलनपर वास ।
शोभित भयउ मराल इव, शंभुसहित कैलास ॥ ३९ ॥

વળી આકાશરૂપી સરોવરમાં મારા હાથરૂપી કમળોપર નિવાસ કરીને મહાદેવજી સમેત હંસની પેઠે કૈલાસ શોભી રહ્યો હતો અર્થાત્ કૈલાસ ઉઠાવવામાં પણ મને જરાપણ પરિશ્રમ પડયો નહતો, એવી મારી બળિષ્ટ ભુજાઓ છે.

चौ०—तुह्मरे कटकमाँझ सुनु अंगद, मोसन भिरहिं कवन योधा बद।
तव प्रभु नारिबिरहबलहीना, अनुज तासु दुखदुहित मलीना॥
तुम सुग्रीव कूलद्रुम दोऊ, अनुज हमार भीरु अति सोऊ।
जांबवंत मंत्री अतिबूढा, सो किमि होइ समरआरूढा॥
शिल्पकर्म जानत नल नीला, है कपि एक महाबलशीला।
आवा प्रथम नगर जेहिं जारा, सुनि हँसि बोलेउ बालिकुमारा॥
सत्य बचन कहु निशिचरनाहा, साँचहुँ कीश कीन्ह पुरदाहा।
रावणनगर अल्प कपि दहई, सुनि अस बचन सत्य को कहई॥
जो अति सुभट सराहेहु रावण, सो सुग्रीवकेर लघु धावन।
चले बहुत सो वीर न होई, पठवा खबरि लेन हम सोई॥

હે અંગદ! તમારા સૈન્યમાં મારી સાથે લડી શકે એવો કયો યોદ્ધો છે તેતો બતાવ! જે તારો સ્વામી છે તેતો સ્ત્રીના વિરહથી વ્યાકુળ થવાના કારણથી ક્ષીણતન—નિર્બળ થઈ રહેલ છે, અને એનો ન્હાનો ભાઇ મોટા ભાઇના દુઃખથી અતિ દુઃખીત અને મલીન થઈ ગયો છે. તું અને સુગ્રીવ રાજ્યલોભના લીધે એક બીજા સાથે વિરોધ રાખનારા હોવાથી નદીના તટ ઉપર રહેનારા વૃક્ષો જેવાં ( સ્હેજમાં નાશ થનારા ) છો. હમારો ભાઇ—વિભીષણ તેતો મહા બિહીકણ છે, જામ્બવંત મંત્રી છે તે બહુજ ઘરડો છે તે શું યુદ્ધ કરી શકે તેમ છે અને નળ તથા નીલ જે બન્ને ભાઇઓ છે તે ફક્ત શિલ્પકર્મ—સલાટનું કામજ કરી જાણવામાં કુશળ છે. હા માત્ર તમારી સેનામાં એકજ વાનર બળવાન્ છે કે જેણે પહેલાં અહિં આવી લંકાને બાળી નાખી હતી. આવું રાવણનું બોલવું સાંભળતાંજ અંગદ હસીને બોલ્યો કે—( હે રાત્રીચરોના નાથ ! સાચે સાચું કહો. શું ખરેજ વાનર રાક્ષસ રક્ષિત લંકાને બાળી ગયો હતો ?! જે લંકા બાળી ગયો હતો તે વાનર તો એક ન્હાનો સરખો વાનર તો અમારી સેનામાં કશા હિસાબમાં પણ ગણાતો નથી. તેણે લંકાને બાળી એ વાતને કયો હૈયાકુટયો કહે અને સાંભળે ! આ બે ચોપાઇ ક્ષેપક છે. ) હે રાવણ ! તું જેને મોટો યોદ્ધો કહીને વખાણે છે તેતો સુગ્રીવનો એક હલકા દરજાનો હલકારો છે. શું જે બહુ ચાલનારો હોય તે વીર કહેવાતો નથી. તેને તો અમે કેવળ સીતાજીની ખબર કાહાડવા માટેજ મોકલ્યો હતો.

दोहा—सत्य नगर कपि जारेउ, बिनु प्रभुआयसु पाइ।
फिरि न गएउ सुग्रीवपह, तेहिं भए रहेउ लुकाई॥४०॥

( અમને તો વાનરે લંકા બાળી એ વાત હમણાંજ જાણવામાં વાઓ

છે. હું ધારૂંછું કે તે વાનરે પ્રભુની આજ્ઞા વિના લંકાને બાળી તેથી ધાસ્તીને લીધેજ તે પાછો પોતાના માલેક પાસે લાંબા વખત લગી આવ્યો નહિ હશે અને તે કોઇ સ્થળે સંતાઇ રહેલોજ હશે. ( આ દોહરો ક્ષેપક છે. )

**दोहा—सत्य कहसि दशकंठ तें, मोहि न सुनि कछु कोह।**
**कोउ न हमारे कटक अस, तोसन लरत जो सोह ॥४१॥**

હે રાવણ! તેં જે કહ્યું કે અમારી સેનામાં એવો કોઈ યોદ્ધો નથી કે જે તારી સાથે લડતાં શોભે, એ વાત સાચી છે; કેમકે એક સાધારણ હલકારોજ તને જિતી ગયો એમ તું પોતેજ કબૂલ કરે છે, તો પછી કાસદથી હરાયલાની સાથે કોણ લડવા ચાહે? માટે તારી સાથે લડે એવો અમારા સૈન્યમાં કોઇ લડવૈયો નથી એ વાત સત્યજ છે અને તારા સાચા બોલવા ઉપરથીજ તારી વાત સાંભળીને મને જરા પણ ગુસ્સો આવતો નથી.

**दोहा—प्रीति विरोध समानसन, करिय नीति अस आहि।**
**जो मृगपति वध मेडुकहिं, भलौ कहै को ताहि ॥४२॥**

કેમકે નીતિમાં પણ કહ્યું છે કે, પ્રીતિ અને વિરોધ બરોબરીઆની સાથેજ કરવાં. જો કદાચિત્ વનરાજ સિંહ કોઇ દેડકાને મારી નાંખે તો તેને કોણ મોટાઇવંત ભલો કહેશે? ( કોઈ નહિ! ) કેમકે તે તેના સમાન બળે હાથીના ગંડસ્થળ તોડવામાંજ તેની વડાઇ છે માટે અમારા વીર યોદ્ધાઓ તારા જેવા પામરને મારવામાં પોતાની વડાઇ માનતા નથી.

**दोहा—यद्यपि लघुता रामकहँ, तोहिं वधे बड दोष ॥**
**तदपि कठिनदशकण्ठसुन, क्षत्रिजाति कर रोष ॥ ४३ ॥**

હે રાવણ! સાંભળ. જો કે તારા સરખા ક્ષુદ્રને મારવામાં રામચંદ્રજીની હલકાઇ ગણાય તેમ છે, અને તું બ્રાહ્મણ હોવાને લીધે તારો વધ કરવામાં પણ પાપ છે; તદપિ ક્ષત્રીય જ્ઞાતીનો ક્રોધ બહુજ કઠણ હોય છે, તેથી તને માર્યા વગર મુકશેજ નહિ. ( આ બન્ને દોહરા ક્ષેપક છે. )

**दोहा—हँसि बोलेउ दशमौलि तब, कपिकर गुण बड एक ॥**
**जो प्रतिपालै तासु हित, करै उपाय अनेक ॥ ४४ ॥**

અંગદનાં વચન સાંભળી રાવણ હસીને બોલ્યો કે—વાનરોમાં એ એક ભારે ગુણ હોય છે કે જે તેને પાળે છે, તેનું તે અનેક ઉપાયથી હિતજ કરે છે.

**चो०—धन्य कीश जो निजप्रभुकाजा, जहँ तहँ नाचहिं परिहरि लाजा।**
**नाचि कूदि करि लोग रिझाई, पतिहित करत कर्म निपुणाई ॥**
**अंगद स्वामिभक्त तव जाती, प्रभुगुण कस न कहसि इहिभांती।**

मैं गुणगाहक परम सुजाना, तव कटुवचन करौं नहिं काना ॥
कह कपि तव गुण गाहकताई, सत्य पवनसुत मोहिं सुनाई ।
वन विध्वंसि सुत वधि पुर जारा, तदपिनतेहिकछु कृत अपकारा ॥
सोइ विचारि तव प्रकृति सुहाई, दशकन्धर मैं कीन्ह ढिठाई ।
देखेउँ आइ जो कछु कपि भाषा, तुम्हरे लाज न रोष न माषा

અહા ! વાનરોને ધન્ય છે કે જેઓ પોતાના સ્વામીને માટે શરમ છોડીને જ્યાં ત્યાં નાચે છે, અને નાચી કૂદી લોકોને રાજી કરી ધણીને કમાણી દેવારૂપ ભારે ધર્મમાં નિપુણતા રાખે છે. હે અંગદ ! તારી જાતી મોટી સ્વામી ભક્તજ છે, તેથી તું આવી રીતે સ્વામીના ગુણો કેમ ન કહે ? હું ગુણગ્રાહક અને પરમ સુજાણ છું, તેથી તારાં કડવાં વચનોપર કાન દેતોજ નથી. અંગદે રાવણને કહ્યું કે–હે રાવણ ! તારામાં ગુણ ગ્રાહકતા છે તે ખરેખરી વાત હનુમાને મને કહી સંભળાવી છે કે–મેં રાવણની અશોકવાડી ઉજડ કરી, અક્ષકુમારને માર્યો, અને લંકાને બાળી દીધી, તોપણ રાવણે ! મારા ગુણ જોયાજ કર્યા અને મારા તરફ જરા પણ અપકાર ન કર્યો. હે રાવણ તારી આવી ભલી પ્રકૃતિને વિચારીનેજ મેં અહિં આવવાની ધૃષ્ટતા કરી છે. જે કંઇ હનુમાને કહ્યું હતું તેવુંજ મેં અહિં આવીને નજરે જોયું કે–તને નથી લાજ, કે નથી રીસ, કે નથી અહંકાર.

दोहा–वक्र उक्ति धनु वचन शर, हृदय दहउ रिपुकीश ।
प्रति उत्तर सडासिन मनहुँ, काढत भट दशशीश ॥ ४५ ॥

જો કે અંગદ આવી રીતે વક્રોક્તિરૂપી ધનુષમાંથી દુર્વચનોરૂપી તીક્ષ્ણ બાણો ફેંકીને રાવણ શત્રુના હૃદયને વિંધ્યો જતો હતો, તોપણ રાવણ એ બાણોને પ્રતિ ઉત્તરોરૂપી સાંડસીઓથી કહાડતોજ જતો હતો.

चो०–जो असमति पितु खायहु कीशा, कहि अस वचन हँसादशशीशा ।
पितहि खाइ खातेउँ अबतोहीं, अबहीं समुझि परा कछु मोहीं ॥
वालि विमलयश भाजन जानी, हतौं न तोहिं अधम अभिमानी ।
कहु रावण रावण जग केते, मैं निज श्रवण सुने सुन तेते ॥
बलिजीतन इक गयउ पताला, राखा बाँधि शिशुन हयशाला ।
खेलहिं बालक मारहिं जाई, दयालागि बलि दीन्ह छुडाई ॥
एक बहोरि सहसभुज देखा, धाइ धरा जनु जन्तु विशेषा ।
कौतुक लागि भवन लै आवा, सो पुलस्त्य मुनि जाइ छुडावा ॥

રાવણ બોલ્યો કે, હે વાનર ! તારી આવી તીવ્રબુદ્ધિ છે તેથીજ તેં તારા બાપને ખાધો છે. એવાં વચન કહીને રાવણે હસી દીધું. એટલે અંગદે કહ્યું કે, મેં જેમ પિતાને ખાધો તેમજ તને પણ હમણાં ખાઇ જાત, પરંતુ હાલ મને એક વાત યાદ આવી છે એથી જરા ગમ ખાધેલ છે. હે અધમ ! હે અભિમાની ! તું મારા પિતા વાળીના ઉજ્વળ યશનું પાત્ર છે એમ જાણીને હું તને મારતો નથી. ( કેમકે તને માર્યા પછી તને વાળીએ તુચ્છ પ્રકારે જિતી લીધો હતો એનું પ્રત્યક્ષ પ્રમાણ નષ્ટ થઇ જાય છે, માટે તું મારાપિતાના યશને જાળવી રાખનારો છે તેથી મારતો નથી. ) હે રાવણ ! આ સંસારમાં રાવણ કેટલા છે તે પહેલાં કહે. મેં જેટલા રાવણ મારે કાને સાંભળ્યા છે તેટલા તો તને કહી બતાવું છું, તે સાંભળ. એક રાવણ તો બળિરાજાને જિતવા પાતાળમાં જતાં ત્યાં તેને ન્હાનાં બાળકોએ પકડીને ઘોડશાળમાં બાંધી રાખ્યો હતો અને તે બાળકો રમતાં રમતાં તેને મારતાં હતાં; આ દશા નિહાળી જ્યારે બળિરાજાને દયા આવી ત્યારે છોડાવી દીધો હતો. એક રાવણ એ હતો કે જેને સહસ્રાર્જુને કોઇ જાનવર છે એમ જાણીને પકડી લીધો હતો અને પોતાનો જળવિહાર પૂરો થતાં કૌતકને માટે તેને ઘેર લઇ ગયો હતો, પણ પુલસ્ત્ય ઋષિએ તેને છોડાવ્યો હતો.

दोहा–एक कहतमोहिंसकुचआति, रहा वालिकी काँख ।
इन महँ रावण तैं कवन, सत्य कहहु तजि माख ॥ ४६ ॥

એક રાવણનું વર્ણન કરતાં તો મને બહુજ શરમ આવે છે કે, મારા પિતા વાળીની બગલમાં લાંબા વખત લગી દબાઇ રહ્યો હતો. તો હે રાવણ ! હું પૂછું છું કે આ ત્રણ રાવણો પૈકી તું કયો રાવણ છે ? તે તું કોપને શમાવી સાચેસાચું કહી દે.

चो०–सुन शठ सोइ रावण बलशीला, हर गिरि जान जासु भुजलीला।
जान उमापति जासु शुराई, पूजे जेहि शिर सुमन चढाई ॥
शिर सरोज निजकरन उतारी, पुजे अमित वार त्रिपुरारी ।
भुजविक्रम जानहिं दिगपाला, शठ अजहू जिनके उरशाला ॥
जानहिं दिग्गज उर कठिनाई, जब जब जाइ भिरेउ बरिआई ।
जिनके दशन कराल न फूटे, उर लागत मूलक इव टूटे ॥
जासु चलत डोलत इमिधरणी, चडत मत्त गज जिमिलघुतरणी ।
सोइ रावण जगविदितप्रतापी, सुने न श्रवण अलीक अलापी ॥

રાવણ બોલ્યો કે–" શઠ ! સાંભળ ! આ બળવાન રાવણ તો એ છે કે

જેની ભુજાઓની લીલાને કૈલાસગિરિ જાણે છે, અને મેં જેને માથારૂપી પુષ્પો ચઢાવીને પૂજ્યા હતા તે સદાશિવ મારૂં શૂરત્વ જાણે છે. ૧

મારાં માથારૂપી કમળો કાપીને મેં અસંખ્યવાર અનંતવાર સદાશિવનું પૂજન કર્યું છે. શઠ ! મારી ભુજાઓનું પરાક્રમ તો દિક્પાળો જાણે છે કે જેના હૃદયમાં હજુ પણ સાલ્યા કરે છે. ૨

જ્યારે જ્યારે દિગ્ગજો પાસે જઈને તેઓની સાથે જોરાવરીથી હું ભીડયો હતો, ત્યારે ત્યારે તેઓએ મારી છાતીની કઠિનતા જાણી લીધેલી છે, જેના વિકરાળ દંતુશળ હજુ સુધી પણ ફુટયા નથી, કે જે મારી છાતી લાગતાંજ મૂળાની પેઠે તુટી ગયા હતા. ૩

અરે ખોટી ડિંગ મારનારા ! જેના ચાલવાથી જેમ મદોન્મત્ત હાથીના ચઢવાથી નાનું વહાણ ડોલે છે તેમ ધરતી ડોલે છે, તેજ પ્રતાપી અને જગ પ્રસિદ્ધ આ (હું) રાવણ છે, તે તેં કાને સાંભળ્યું નથી ? ( બેહેરો છે ? ) ૪

**दोहा–तेहि रावण कहँ लघु कहसि, नरकरकरसिवखान ॥**
**रे कपि बर्बर खर्ब खल, अब जाना तव ज्ञान ॥ ४७ ॥**

તું એ રાવણને હલકો કહે છે અને માણસનાં વખાણ કર્યા કરે છે ? અરે અતિ ખળ વાનરના બાળક ! હવે તારૂં જ્ઞાન મેં જાણી લીધું. "૪૭

**चो०–सुनि अंगद सकोप कह बानी, बोल सँभारि अधम अभिमानी ।**
**सहसबाहु भुज गहन अपारा, दहन अनल सम जासु कुठारा ॥**
**जासु परशु सागर खरधारा, बूडे नृप अगणित बहु बारा ।**
**तासु गर्व जेहि देखत भागा, सो नर किमि दशकंठ अभागा ॥**
**राम मनुज कसरे शठबंगा, धन्वी काम नदी पुनि गंगा ।**
**पशु सुरधेनु कल्पतरु रूखा, अन्नदान अरु रस पियूषा ॥**
**वैनतेय खग अहि सहसानन, चिन्तामणिकी उपल दशानन ।**
**सुनु मतिमन्द लोक वैकुण्ठा, लाभकिरघुपतिभक्तिअकुण्ठा ॥**

એ સાંભળીને અંગદ ક્રોધ ચઢાવીને બોલ્યો કે–" અરે અધમ ! અભિમાની ! સંભારીને બોલ. સહસ્રાર્જુનની અત્યંત ગહન ભુજાઓને બાળી નાંખવામાં અગ્નિરૂપ જેનો કુહાડો હતો. ૧

અને જેના કુહાડારૂપી સમુદ્રની તીક્ષ્ણ ધારામાં અસંખ્ય રાજાઓ અસંખ્યવાર ડુબી ગયા હતા, એવા ફરશુરામનો ગર્વ જેને ( રામને ) દેખતાંજ ઉતરી ગયો હતો તેને માણસ કેમ કહેવાય ? રાવણ ! તું તો અભાગિયોજ છે. ૨

અરે શઠ ! અરે લુચ્ચા ! રામને તે મનુષ્ય કહેવાય ? કામદેવ તે સાધા-

રણ ધનુર્ધારી છે ? પવિત્ર ગંગાજી તે સાધારણ નદી છે ? કામધેનુ તે સાધારણ પશુ છે ? કલ્પવૃક્ષ તે સાધારણ ઝાડ છે ? અન્નદાન તે સાધારણદાન છે ? અમૃતરસ તે સાધારણ રસ છે ? ૩

ગરૂડજી તે સાધારણ પંખી છે ? ચિંતામણિ તે કોઈ સાધારણ પત્થર છે? અરે મતિમંદ ! વૈકુંઠ તે સાધારણ લોક છે ? અને રામચંદ્રજીની અકુંઠિત ભક્તિ તે કાંઇ સાધારણ લાભ છે કે ? ૪

दोहा—सेन सहित तव मानमथि, वन उजारि पुर जारि ॥
कसरे शठ हनुमान कपि, गयउजोतवसुतमारि ॥ ४८ ॥

અરે શઠ ! હનુમાન કે જે તારા સૈન્ય સહિત માનનો ભંગ કરી નાંખીને, તારૂં અશોકવન ઉજડ કરી નાંખીને, તારૂં લંકાનગર બાળી નાંખીને અને તારા અક્ષકુમાર પુત્રને મારી નાંખીને ગયો એ તે શું કોઈ સાધારણ વાંદરો છે કે ? ૪૮

चो०—सुनु रावण परिहरि चतुराई, भजसि न कृपासिन्धु रघुराई ।
जो खल भयसि रामकरद्रोही, ब्रह्म रुद्र सक राखि न तोही ॥
मूढ मृषा जनि मारसि गाला, रामवैर होइहि अस हाला ।
तवशिर निकर कपिनकेआगे, परिहैं धरणि राम शर लागे ॥
ते तव शिर कन्दुक इव नाना, खेलहिं भालु कीश चौगाना ।
जबहिं समर कोपहिंरघुनायक, छूटहिं अति कराल बहुसायक ॥
तब कि चलहि असगालतुम्हारा, असविचारि भजु राम उदारा ।
सुनत वचन रावण परजरा, वरत अनलमहँ जनु घृत परा ॥

રાવણ ! સાંભળ. જો તું તારી ચતુરાઇ છોડી દઇને કૃપાસિંધુ રામચંદ્રજીને નહી ભજતાં તેમનો દ્રોહ કરીશ, તો તને બ્રહ્મા અને સદાશિવ પણ શરણે રાખી શકશે નહી. ૧

રે મૂઢ ! તું વૃથા ગાલ બજાવે છે. રામનો દ્રોહ કરવાથી તારી એવી દશા થશે કે—રામનું બાણ વાગેથી તારા માથાંઓનો સમૂહ વાનરાઓની આગળ ધરતીપર પડશે. ૨

તે સમયે તારાં માથાંઓને દડાની પેઠે મેદાનમાં ઉછાળી ઉછાળીને રીંછો તથા વાનરો ખેલશે ? જ્યારે રઘુનાથજી રણમાં કોપશે અને તેમનાં અત્યંત વિકરાળ બાણો છુટશે, ૩

ત્યારે આ તારી ગાલ બજાવણી ચાલશે કે ? માટે એવો વિચાર કરીને

તું ઉદાર રામચંદ્રજીને ભજ." અંગદનાં એવાં વચનો સાંભળીને રાવણ જેમ અગ્નિમાં ઘી હોમતાં તે બળે છે તેમ હૃદયમાં બળવા લાગ્યો. ૪

दोहा–कुम्भकर्ण सम बन्धु मम, सुत प्रसिद्ध शक्रारि ॥
मोर पराक्रम सुनेसि नहिं, जितेउचराचरझारि ॥ ४९ ॥

રાવણ બોલ્યો કે–" કુંભકર્ણ જેવો મારે ભાઇ છે, ઇંદ્રને જીતનારો જગ પ્રસિદ્ધ મારે પુત્ર છે, અને મેં સચરાચર જગતને જીતી લીધું છે, એવું મારૂં પરાક્રમ તો તેં હજી સાંભળ્યું નથી. ૪૯

चो०–शठ शाखामृग जोरि सहाई, बांध्यो सिन्धु इहै प्रभुताई ।
लांघहिं खग अनेक वारीशा, शूर न होइ सुनहु जड कीशा ॥
ममभुज सागर बल जल पूरा, जहँ बूडे सुर नर वर शूरा ।
बीस पयोधि अगाध अपारा, को अस वीर जो पावहि पारा ॥
दिगपालन मैं नीर भरावा, भूप सुयश खल मोहिं सुनावा ।
जोपै समर सुभट तव नाथा, पुनिपुनि कहसि जासु गुणगाथा ॥
तौ बसीठ पठवा केहिकाजा, रिपुसन प्रीति करतनहिं लाजा ।
हर गिरि मथन निरखि ममबाहू, पुनिशठकपिनिजस्वामिसराहू ॥

રે શઠ ! વાનરાઓનું ટોળું એકઠું કરીને તેની સહાયતાથી સમુદ્ર બાંધ્યો એમાં તે પ્રભુતાઇ છે ? અરે જડવાનર સાંભળ. અનેક પક્ષીઓ પણ સમુદ્રને ઓળંગી જાય છે પણ તેઓ શૂરવીર કહેવાતાં નથી. ૧

પરંતુ,–મારી ભુજાઓરૂપી સમુદ્રમાં બળરૂપી જળ ભરપૂર ભરેલું છે કે જેમાં દેવતાઓ તથા મનુષ્યોના મોટા શૂરવીર યોદ્ધાઓ પણ બુડી ગયા છે, તે વીશ સમુદ્ર અપાર અને અગાધ છે, તેને પાર ઉતરી જાય એવો વીર કોણ છે ? ૨

એ સમુદ્રમાં દિક્‌પાળો પાસે પાણી ભરાવેલું છે, તેમ છતાં તું ખળ વાનરો મને એક સાધારણ રાજાની કીર્તિ કહી સંભળાવે છે ? તું વારંવાર જેના ગુણો વખાણ્યા કરે છે તે તારો સ્વામી જો યુદ્ધમાં શુરવીર હોય, ૩

તો તેણે આ વિષ્ટી શા માટે મોકલી છે ? શત્રુ સાથે પ્રીતિ કરવા માગતાં લાજ આવતી નથી ? અરે શઠ વાનરા ! કૈલાસ પર્વતને ત્રાસ આપનારા મારા આ હાથ જો, પછી તું તારા સ્વામીનાં વખાણ કર. ૪

दोहा–शूर कवन रावण सरिस, निजकर काटे शीश ॥
हुतेउँ अनल महँ बारबहु, हर्षित साखि गिरीश ॥ ५० ॥

જેણે પોતાને હાથે પોતાનાં મસ્તકો કાપીને હર્ષપૂર્વક અનંતવાર અ-

ગ્નિમાં હોમી દીધાં હતાં કે જે વાતના સાક્ષી શંકર પણ છે. એવા આ રાવણ સરખો બીજો કોણ શૂરો છે ? ૫૦

**चो०—जरत बिलोकेउ जबहिं कपाला, विधिके लिखे अंक निजभाला ।**
**नरके कर आपन वध बाची, हसेउ जानि विधि गिराअसांची ॥**
**सो मन समुझि त्रासनहिं मोरे, लिखा विरंचि जरठ मतिभोरे ।**
**आन वीर को शठ मम आगे, पुनि पुनि कहसिलाजपरित्यागे ॥**
**कह अंगद सलज्ज जगमांहीं, रावण तोहिं समान कोउ नाहीं ।**
**लाजवन्त कर सहज स्वभाऊ, निजगुणनिजमुखकहसिनकाऊ ॥**
**शिर अरु शैल कथा चित रही, ताते बार बीस तैं कही ।**
**सो भुजबल राखेउ उर घाली, जितेउ न सहसबाहु बलि बाली ॥**
**सुन मतिमन्द देहि अवपूरा, काटे शीश न होइय शूरा ।**
**बाजीगर कहँ कहिय न वीरा, काटै निजकर सकल शरीरा ॥**

મારાં કપાળ અગ્નિમાં બળતાં હતાં તે સમયે તેમાં વિધાતાએ લખેલા લેખ જોઇને તથા તેમાં 'મનુષ્યને હાથે મારૂં મૃત્યુ થશે' એવું લખેલું વાંચીને વિધાતાની વાણી જુઠી સમજીને હું હસ્યો હતો. ૧

તે મારા મનમાં સમજવામાં આવ્યાથી મારા મનમાં કશો ત્રાસ થયો નહોતો, કેમકે એ બુઢા વિધાતાએ ભૂલથી લખેલું હતું. અરે શઠ ! મારી આગળ બીજો કયો વીર પુરૂષ છે કે જેથી તું લાજ તજીને મને વારંવાર કહે છે. ૨

અંગદ બોલ્યો કે—" રાવણ ! જગતમાં તારા જેવી લાજવાળો તો કોઇ પણ નથી ! લાજવાળાનો સહજ સ્વભાવ એવો હોય છે કે તે કદીપણ પોતાને મુખે પોતાના ગુણો વખાણે નહી, ૩

તારા ચિત્તમાં તો માથાં અને પર્વતનીજ વાત વસી રહી છે, કે જેથી તેં તે વીશવાર કહી સંભળાવી. પણ જ્યારે તું સહસ્રાર્જુનને, બળિરાજાને અને વાળીને જીતી શકયો નહોતો ત્યારે તેં તારી ભુજાઓનું બળ શું હૃદયમાંજ ઘાલી મુકયું હતું ? ૪

અરે મંદ બુદ્ધિવાળા ! સાંભળ, અને પૂરેપૂરો ઉત્તર આપ. માથાં કાપનારો શૂરો ગણાતો નથી. બાજીગર પોતાના હાથે પોતાનું સઘળું શરીર કાપી નાંખે છે તોપણ તે શૂરવીર કહેવાતો નથી. ૫

**दोहा—जरहिं पतंग विमोह वश, भार वहहिं खरवृन्द ॥**
**ते नहिं शूर कहावहीं, समुझि देख मतिमन्द ॥ ५१ ॥**

અરે મંદ બુદ્ધિવાળા ! જરા વિચારી તો જો કે—પતંગિયું મોહને વશ

થઇને બળી મરે છે અને ગધેડાઓ અત્યંત ભાર વહે છે પણ તેઓ શૂરા કહેવાતા નથી. ૫૧

चो०–अबजनि बातबढाब खलकरई, सुनि ममवचन मान परिहरई ।
दशमुख मैं न बसीठी आयउ, असविचारि रघुवीर पठायउ ॥
बार बार इमि कहेउ कृपाला, नहिं गजारि यश बधे श्रृगाला ।
मनमह समुझि वचन प्रभु केरे, सहेउ कठोर वचन शठ तेरे ॥
नहित कर मुखभंजन तोरा, लै जातेउ सीतहि बरजोरा ।
जानेउ तव बल अधम सुरारी, सूने हरि आनी परनारी ॥
तैं निशिचर पति गर्व बहूता, मैं रघुपति सेवककर दूता ।
जो न राम अपमानहिं डरऊं, तोहिं देखत अस कौतुक करऊं ॥

ખળ રાવણ ! હવે વાત લંબાવવી રહેવા દે અને માન તજી દઇને મારૂં કહ્યું માન. હે રાવણ ! હું વિષ્ટી કરવા નથી આવ્યો, પણ રામચંદ્રજીએ એવો વિચાર કરીને મને મોકલ્યો છે કે–૧

'શિયાળીઆને મારવાથી સિંહની કીર્તિ વધતી નથી' એમ કૃપાળુ રામચંદ્રજીએ વારંવાર મને કહીને મોકલ્યો છે. શઠ ! પ્રભુનાં વચનો મનમાં સમજી રાખીને હું તારાં કઠોર વચનો સહન કરૂં છું, ૨

નહી તો તારાં મુખ તોડી નાંખીને બળાત્કારે તારી પાસેથી સીતાજીને લઇ જાત. અધમ રાક્ષસ ! તું સૂના વાસમાંથી પરસ્ત્રીને હરી લાવ્યો છે ત્યારથીજ હું તારૂં બળ જાણી ગયેલો છું. ૩

તું રાક્ષસોનો રાજા હોવાથી તને ઘણો અહંકાર છે અને હું તો રામચંદ્રજીના સેવક (સુગ્રીવ) નો દૂત છું. જો રામની અવજ્ઞારૂપી અપમાનથી હું ન ડરૂં તો તારા દેખતાં હું એવું કૌતુક કરૂં કે–૪

दोहा–तोहिं पटकि महि सेनहति, चौपटकरि तव गाउँ ।
मन्दोदरी समेत शठ, जनकसुता लै जाउं ॥ ५२ ॥

તને પૃથ્વીપર પટકીને તથા તારી સેનાનો નાશ કરીને લંકાને ઉજડ કરી નાંખુ, અને મંદોદરી સહિત સીતાજીને લઇ જાઉં. ૫૨

चो०–जो अस करहु न तदपि बडाई, मुये बधे कछु नहिं मनुसाई ।
कौल कामवश कृपण विमूढा, अति दरिद्र अयशी अति बूढा ॥
सदा रोगवश सन्तत क्रोधी, राम विमुख श्रुति सन्त विरोधी ।
निज तनु पोषक निंदक अघ खानी, जीवत शव सम चौदह प्रानी ॥

अस विचारि खल वधौं न तोहीं, अब जनि रिसउपजावसि मोहीं।
सुनिसकोप कह निशिचर नाथा, अधरदशन गहि मींजत हाथा॥
रे कपि पोच मरण अब चहसी, छोटे वदन बात बडि कहसी।
कटुजल्पसि जड कपिबलजाके, बुधि बल तेज मताप न ताके॥

જો કદાપિ એમ કરૂં તો તેથી પણ મારી મોટાઈ નથી, કેમકે મુએલાને મારવાથી કાંઇ શુરવીરતા ગણાતી નથી. વામમાર્ગી, કામી, કૃપણ, મુર્ખ, અત્યંત દરિદ્રી, અપકીર્તિવાળો, અતિવૃદ્ધ, ર સદારોગી, નિરંતર ક્રોધી, રામથી વિમુખ, વેદ તથા સંતજનોનો વિરોધી, પોતાનુંજ શરીર પોષનારો, નિંદા કરનારો અને પાપોની ખાણરૂપ, એ ચૌદ પ્રાણી જીવતા છતાં પણ શબ સમાન છે. ૩ ખળ! એમ વિચારીને હું તારો વધ કરતો નથી. માટે હવે મને ક્રોધ ઉપજાવ નહી."

એ સાંભળીને ક્રોધ પામેલો રાવણ દાંતોથી હોઠ પીસતો તથા હાથ ભીંસતો બોલ્યો કે-૩ "અરે નીચ વાનર! હવે તું મૃત્યુ ઇચ્છે છે. નાના મોઢે મોટી વાતો કહે છે; અરે જડ વાનર! જેના બળથી તું આવાં કડવાં વચનો બકે છે, તેનામાં બુદ્ધિ, બળ, તેજ કે પ્રતાપ કશુંએ નથી. ૪

दोहा–अगुण अमान विचारितेहि, दीन्हपितावनवास।
सो दुख अरुयुवतीविरह, पुनि निशि दिन मम त्रास॥५३॥

તેને ગુણ વગરનો તથા માન વગરનો જાણીને તેના પિતાએ વનવાસ દીધો છે. એક તો એ દુઃખ અને બીજું સ્ત્રીનો વિરહ અને તે ઉપરાંત રાત્રિ દિવસ મારો ત્રાસ છે. ૫૩

दोहा–जिनके बल कर गर्व तोहिं, ऐस मनुज अनेक॥
खाहिं निशाचरदिवसनिशि, मूढसमुझितजिटेक॥५४॥

જેના બળનો તને ગર્વ છે એવા અનેક મનુષ્યોને રાક્ષસો રાત દિવસ ખાઈ જાય છે. માટે હે મૂર્ખ! તારો ટેક છોડી દઇને સમજ." ૫૪

चो०–जब तेइ कीन्ह रामकी निन्दा, क्रोधवन्त तब भयउ कपिन्दा।
हरिहर निंदा सुनै जो काना, होय पाप गोघात समाना॥
कट कटाय कपि कुंज्जर भारी, दोउ भुजदण्डतमकि महिमारी।
डोलत धरणि सभासद खसे, चलै भागि भय मारुत ग्रसे॥
गिरत दशानन उठ्यो सँभारी, भूतल परेउ मुकुट पटचारी।
कछु निजकरलै शिरन सँभारे, कछु अंगद प्रभु पास पँवारे॥

आवत मुकुट देखि कपि भागे, दिनहीं लूक परन अब लागे।
की रावण करि कोप चलाये, कुलिश चारिआवत अतिधाये॥
कह प्रभु हँसि जनि हृदय डराहू, लूक न अशनि केतु नहिं राहू।
ये किरीट दशकन्धर केरे, आवत बालितनय के प्रेरे॥

આ રીતે જ્યારે રાવણે રામની નિંદા કરી ત્યારે અંગદ ઘણો ક્રોધાયમાન થઇ ગયો. કેમકે જે માણસ વિષ્ણુની કે સદાશિવની નિંદા કાને સાંભળે છે તેને ગૌહત્યા જેટલું પાપ લાગે છે. ૧ હાથી જેવા અંગદે ભારે દાંત કટકટાવીને પોતાના બંને ભુજદંડ પૃથ્વી પર એવા પછાડયા કે જેથી પૃથ્વી ડોલવા લાગી, સભાસદો ઉંધા પડી ગયા અને ભયરૂપી પવન લાગવાથી ભાગવા લાગ્યા. ૨ રાવણ પડતો પડતો સંભારીને ઉઠયો. તેના દશે મુગટ પૃથ્વીપર પડી ગયા. તેમાંના કેટલાક રાવણે હાથથી સંભાળી લઇને માથે પેહેરી લીધા અને કેટલાક અંગદે રામની પાસે ફેંકી દીધા. ૩ રાવણના મુગટો આવતા દેખીને વાનરો ભયથી ભાગવા લાગ્યા કે આ તે દૈવયોગથી દિવસે ઉલ્કાપાત થયો કે શું? કે રાવણે કોપ કરીને ચાર વજ્ર ચલાવેલાં દોડયાં આવે છે કે શું? ૪ ત્યારે રામચંદ્રજીએ હસીને કહ્યું કે—"હૃદયમાં ડરો નહી. આ ઉલ્કાપાત કે વજ્ર કે કેતુ કે રાહુ એમાંનું કશું નથી, પણ એ અંગદે ફેંકેલા રાવણના મુગટો છે." ૫

दोहा—कूदि गहे कर पवनसुत, आनि धरे प्रभु पास।
कौतुक देखहिं भालुकपि, दिनकरसरिसप्रकाश॥५५॥

હનુમાનજીએ કુદીને, મુગટોને હાથવડે પકડી લેઇને રામચંદ્રજીની પાસે આણીને મુક્યા. તે સૂર્યના જેવા પ્રકાશિત મુગટોને રીંછો તથા વાનરાઓ કૌતુકથી જોવા લાગ્યા. ૫૫

चौ॰—वहाँ कहत दशकन्ध रिसाई, धरि मारहु कपि भागि न जाई।
इहि बिधिवेगि सुभट सब धावहु, खाहु भालुकपि जहँ तहँ पावहु॥
महि अकीश करि फेरि दोहाई, जियत धरहु तापस दोउ भाई।
पुनि सकोप बोलेउ युवराजा, गाल बजावत तोहिं न लाजा॥
मरु गलकाटि निजकुलघाती, बलबिलोकि बिदरतनाहिं छाती।
रेतियचोर कुमारग गामी, खलमलराशि मन्दमति कामी॥
सन्निपात जल्पसि दुर्वादा, भयसि कालवश शठमनुजादा।
याको फल पावहुगे आगे, बानर भालु चपेटन लागे॥
राम मनुज बोलत अस बानी, गिरहि न तव रसना अभिमानी।

गिरिहैं रसना संशय नाहीं, शिरन समेत समर महि माहीं ॥

હવે રાવણુ ક્રોધ કરીને બોલ્યો કે-" આ વાનરને પકડીને મારો, નાસી જાય નહી. એ રીતે સઘળા યોદ્ધાઓ દોડતા જઈને જ્યાં ત્યાં રીંછો કે વાનરો મળે તેને ખાઇ જાઓ. ૧ પૃથ્વીને વાનરો વગરની કરી નાંખી મારી દુહાઇ ફેરવીને પછી એ બે તપસ્વી ભાઇઓને જીવતા પકડી લ્યો."

પછી અંગદ ક્રોધ કરીને બોલ્યો કે "ગાલ બજાવતાં તને લાજ આવતી નથી? ૨ અરે નિર્લજ અને કુળઘાતી ! તું તારૂં ગળુ કાપીને મરી જા. અમારૂં બળ-જોઇને તારી છાતી કેમ ફાટી જતી નથી. અરે સ્ત્રીના ચોર ! અરે કુમાર્ગે ચાલનારા ! ખળ ! પાપી ! મંદબુદ્ધિવાળા ! કામી ! ૩. તને તે સન્નિપાત થયો છે કે શું ? જેથી આવાં દુષ્ટ વચનો બકે છે. રે શઠ ! રે મનુષ્યભક્ષક ! તું કાળનેજ વશ્ય થયો છે. એ દુષ્ટ વચનોનું ફળ તું આગળ ઉપર પામીશ કે, વાનરો તથા રીંછો તને સપાટામાં લઈ લેશે. ૪ અરે અભિમાની ! 'રામ મનુષ્ય છે' એવી વાણી બોલતાં તારી જીભો કેમ તુટી પડતી નથી ? પણ યાદ રાખ કે એ જીભો તથા તેની સાથે તારાં મસ્તકો પણ યુદ્ધમાં તુટશે એમાં કશો સંદેહ નથી. ૫

सो०—सो नर क्यों दशकन्ध, वालि वधेउ जेहिएकशर ।

वीसहु लोचन अन्ध, धिक्क तव जन्म कुजाति जड ॥६॥

सो०—तव शोणितकी प्यास, तृषित राम सायक निकर ।

तजेउँतोहिंतेहिआस, कटुजल्पसिनिशिचर अधम ॥७॥

હે રાવણ ! જેણે પોતાના એકજ બાણથી વાળીને મારી નાંખ્યો, તેને મનુષ્ય કેમ કહી શકાય ? અરે કુજાતિ ! જડ ! તું તો વીશે આંખ્યોએ આંધળો છે, તારા જન્મને ધિક્કાર છે. ૪

રામનાં બાણોના સમુહ તારા લોહીની તરસથી તરસ્યા છે, તેટલા માટે તું નીચ રાક્ષસ કડવાં વચનો બકે છે તોપણ હું જવા દઉં છું. ૫

चौ०—मैं तवदशन तोरिवे लायक, आयसु पै न दीन्ह रघुनायक ।

अस रिस होत दशौं मुख तोरौं, लंका गहि समुद्रमहँ बोरौं ॥

गूलरफल समान तव लंका, वसहिंमध्य जनु जन्तु अशंका ।

मैं वानर फल खात न वारा, आयसु दीन्ह न राम उदारा ॥

युक्ति सुनत रावण मुसुकाई, मूढ शिखेसि कहँ बहुत झुठाई ।

वालि कबहुँ अस गाल न मारा, मिलि तपसिनतैं भयसिलबारा ॥

साँचहु में लबार भुजवीहा, जो न उपारौं तव दशजीहा ।

राम प्रताप सुमिरि कपिकोपा, सभा माँझ प्रणकारि पदरोपा ॥

जो मम चरण सकसि शठ टारी, फिरहिं राम सीता मैं हारी ।
सुनहु सुभट सब कह दशशीशा, पदगहि धरणि पछारहु कीशा ॥
इन्द्रजीत आदिक बलवाना, हर्षि उठे जहँ तहँ भट नाना ।
झपटहिं करि बल विपुल उपाई, पद न टरै बैठहिं शिरनाई ॥
पुनि उठि झपटहिं सुर आराती, टरै न कीश चरण इहि भाँती ।
पुरुष कुयोगी जिमि उरगारी, मोह विटप नहिं सकहिं उपारी ॥

મારેજ તારા દાંત તોડી નાખવા યોગ્ય છે, પણ રામચંદ્રજીએ આજ્ઞા આપી નથી. મને તારાપર એવી રીસ ચડી છે કે તારાં દશે મોઢાંને તોડી નાંખું અને લંકાને ઉપાડીને સમુદ્રમાં ડૂબાવી દઉં. ૧ આ લંકા જે ઉમરડાના ફળ જેવી છે, તેની મધ્યે અનેક રાક્ષસોરૂપી જીવડાં રહે છે, તે ફળને ખાતાં મને વાનરને જરાપણ વાર નથી; પણ શું કરૂં ! ઉદાર રામચંદ્રજીએ તેમ કરવાની મને આજ્ઞા આપી નથી." ૨

અંગદની યુક્તિ સાંભળીને રાવણ હસીને બોલ્યો કે-" મુર્ખ ! તું આવું છેકજ જુઠું બોલવાનું ક્યાં શીખ્યો હતો ? તારા બાપ વાળીએ તો કદીપણ આવા ગાલ બજાવ્યા નહોતા, પણ તું તપસ્વીઓની સોબતથી લબાડ થઇ ગયો છે. ૩

અંગદ બોલ્યો કે-" રાવણ ! જો તારી દશે જીભોને ખેંચી ન કહાડું તો ખરેખર હું લબાડજ ગણાઉં ' એમ કહી અંગદે રામના પ્રતાપનું સ્મરણ કરી, કોપાયમાન થઈ પ્રતિજ્ઞા કરીને પોતાનો એક પગ સભા વચ્ચે રોપ્યો. ૪

અંગદે પ્રતિજ્ઞા કરી કે-' શઠ ! જો કોઇ પણ રાક્ષસ મારો પગ ખસેડી શકે તો રામચંદ્રજી અહીંથી પાછા જશે અને સીતાજીને હું હારી ચુકયો.* એ સાંભળીને રાવણ બોલ્યો કે-" અરે સુભટો ! સાંભળો, આ વાનરાનો પગ પકડીને ધરતીપર પછાડો." ૫

એ સાંભળીને ઇંદ્રજીત આદિક અનેક બળવાન સુભટો જ્યાં ત્યાંથી ઉભા થયા, અને અત્યંત બળ તથા ઉપાયો કરી કરીને અંગદના પગે વળગી પડતા હતા, પણ તેનો પગ ખસી શક્યો નહી તેથી તેઓ હારીને નીચાં માથાં કરીને બેસી જવા લાગ્યા. ૬ વળી રાક્ષસો પાછા ફરીથી ઉઠીને અંગદને પગે વળગીને ઉડાવવા લાગ્યા, પણ હે ગરૂડજી ! જેમ કુયોગી પુરૂષો મોહરૂપી

* બીજો અર્થ એમ પણ થઇ શકે કે ' રામ સીતાજીને લઇને પાછા જશે અને હું હારી ચુકયો.' આ અર્થ વધારે ગૌરવતાવાળો સમજાય છે, કારણ કે જગતજનની સીતાજીને હારી જવાની પોતે પ્રતિજ્ઞા લે એ અંગદ જેવાને માટે દુષિત વાત ગણાય, તોપણ તે રામચંદ્રજી તરફથી પ્રતિનિધી તરીકે આવેલો હોવાથી તથા પોતાને રામના પ્રતાપનો અધિક મહિમા જાણવામાં હોવાથી એવી પ્રતિજ્ઞા કરી શકે એમ સંભવ જેવું લાગે છે.

વૃક્ષને ઉપાડી શકે નહિ, તેમ તે રાક્ષસો અંગદનો પગ ઉપાડી શકયા નહી. ૭

दोहा–भूमि न छाँडत कपिचरण, देखत रिपु मद भाग।
कोटिविघ्नजिमिसन्तकहँ तदपिनीतिनहित्याग ॥५६॥

જેમ કરોડો વિઘ્ન આવી પડે તોપણ સંતજનો નીતિનો ત્યાગ કરતા નથી, તેમ રાક્ષસોએ અનેક ઉપાયો કર્યા છતાં અંગદનો પગ પૃથ્વીને છોડી શકયો નહી. આ જોઇ શત્રુઓનો મદ ઉતરી ગયો. ૫૬

चो०–कपिबल देखि सकल हियहारे, उठा आप कपिके परचारे।
गहत चरण कह वालिकुमारा, ममपद गहे न तोर उबारा॥
गहसि न रामचरण शठ जाई, सुनत फिरा मन अति सकुचाई।
भयो तेजहत श्री सब गई, मध्य दिवस जिमिशशिसोहई॥
सिंहासन बैठा शिरनाई, मानहु सम्पति सकल गँवाई।
जगदाधार प्रणतपति रामा, तासु विमुख किमि लह विश्रामा॥
उमा रामकर भ्रुकुटि विलासा, होय विश्व पुनि पावै नाशा।
तृणते कुलिश कुलिशतृणकरहीं, तासु दूत पद कहु किमि टरहीं॥
पुनि कपिकही नीति विधि नाना, मानतनाहिं काल नियराना।
रिपुमद मथि प्रभु सुयश सुनाये, अस कहि चले वालिनृपजाये॥
अबहीं मुख का करौं बडाई, हतिहौं तोहिं खेलाइ खेलाई।
प्रथमहिं तासु तनय कपि मारा, सो सुनि रावण भयो दुखारा॥
यातुधान अंगद बल देखी, भयेव्याकुल अति हृदय विशेषी।

અંગદનું બળ જોઇને સર્વે રાક્ષસો હૈયામાં હારી ગયા તેથી રાવણ પોતે અંગદના બળનો ચમત્કાર જોવા ઉઠયો. રાવણ પગ પકડવા જતો હતો એટલામાં અંગદ બોલી ઉઠયો કે–“ મારા ચરણોમાં નમીને તેઓને પકડીશ તોપણ તારો બચાવ થવાનો નથી. ૧ શઠ ! તું જઇને રામચંદ્રજીના પગ પકડને ? જેથી તારો બચાવ થાય ? ” એ સાંભળી મનમાં સંકોચ પામીને રાવણ પાછો ફર્યો અને જેમ મધ્યાન્હકાળે ચંદ્ર નિસ્તેજ થઇ જાય છે તેમ તે સમયે રાવણની સઘળી શોભા જતી રહેવાથી નિસ્તેજ થઇ ગયો. ૨ જેમ પોતે સઘળી સંપત્તિ ગુમાવી બેઠો હોય તેમ માથું નીચું કરી સિંહાસન પર બેઠો. જગતના આધારરૂપ અને પ્રાણના પતિ એવા જે રામચંદ્રજી તેમનાથી વિમુખ હોય તે શી રીતે વિશ્રામ લઇ શકે ? ૩ હે પાર્વતિ ! જે રામચંદ્રજીના ભ્રકુટીના વિલાસથીજ જગતની ઉત્પત્તિ તથા લય થઈ જાય છે, અને જે તરણાને

પણ વજ્ર સમાન અને વજ્રને તરણા સમાન કરી નાંખે છે. તેના દૂતનો પગ કેમ કરીને ઉખાડી શકાય ? ૪ પછી અંગદે રાવણને અનેક પ્રકારની નીતિ કહી સંભળાવી, પણ રાવણનો કાળજ સમીપમાં આવેલો હોવાથી તેણે માન્યું નહિ. એ રીતે અંગદે શત્રુઓનો મદ ઉતારી નાંખી રામચંદ્રજીના સુયશ કહી સંભળાવીને ત્યાંથી ચાલતી વખતે કહ્યું કે-૫ "રાવણ ! હવે હું મારા મુખે અમારી બડાઈ શું મારૂં ? પણ તને ખેલાવી ખેલાવીને મારી નાંખીશું." અંગદનું એવું બળ જોઇને રાક્ષસો પોતાનાં હૃદયોમાં ઘણો ખેદ પામ્યા. અંગદે આવતાં વાંત પ્રથમજ રાવણના પુત્ર ( પ્રહસ્ત ) ને માર્યો હતો તે વાત જાણીને રાવણ પણ ઘણું દુઃખ પામ્યો.

दोहा–रिपुबल धर्षि हर्षिहिय, वालि तनय बलपुंज ॥
सजल नयन तनुपुलक अति, गहे रामपदकंज ॥५७॥

બળના પુંજરૂપ અંગદે શત્રુઓના બળને નષ્ટ કરી હૃદયમાં આનંદ પામીને રામચંદ્રજીની પાસે આવી, નેત્રોમાં, હર્ષાશ્રુ ભરી તથા શરીરે રોમાંચિત થઇને રામચંદ્રજીનાં ચરણ કમળ પકડયાં. ૫૭

सांझ जानि दशकण्ठ तब, भवन गयो बिलखाइ ॥
मन्दोदरी अनेक विधि, बहुरि कहा समुझाइ ॥५८॥

પછી સાંજનો સમય થયેલો જોઈ રાવણ ગભરાઇને ઘેર ગયો. ત્યાં મંદોદરીએ ઘણી ઘણી રીતે તેને સમજાવીને કહ્યું કે-૫૮

चो०–कन्तसमुझि मनतजहुकुमतिही, मोह न समर तुमहिं रघुपतिही।
रामअनुज धनुरेख खँचाई, सो नाहिं लाँघेउ अस मनुसाई॥
पिय तेहिते जीतब संग्रामा, जाके दूतनके असकामा।
कौतुक सिंधु लाँघि तव लंका, आयउ कपि केहरी अशंका ॥
रखवारे हति विपिन उजारा, देखत तुमहिं अक्ष जिन मारा।
जारि नगर जेइँ कीन्हेसि क्षारा, कहाँरहा बल गर्व तुम्हारा॥
अबपति मृषा गाल जनि मारहु, मोर कहा कछु हृदय विचारहु।
पति रघुपतिहिमनुजजनि जानहु, अग जगनाथ अतुल बलमानहु॥
बाणप्रताप जान मारीचा, तासु कहा नहिं मानेहु नीचा।
जनकसभा अगणित महिपाला, रहेउ तहाँ बल गर्व विशाला॥
भंजि धनुष जानकी विवाही, तब संग्राम न जीतऊ ताही ।
सुरपति सुत जाना बल थोरा, राखा जियत आँखिइकफोरा॥

शूर्पणखाकी गति तुम देखी, तदापि हृदय नहिंलाजविशेषी ।

“ સ્વામી ! તમે મનમાં સમજીને કુબુદ્ધિ છોડી દો. રામચંદ્રજીની સાથે યુદ્ધ કરવું તમને શોભતું નથી. જુઓને રામના નાનાભાઇએ કરેલી ધનુષની રેખા તમારાથી ઓળંગી શકાઇ નહી, એવી તેઓની વીરતા છે. ૧ વળી જેના દૂતનાંજ આવાં (ભારે) કામો છે કે એ કેશરી જેવો વાનર રમત માત્રમાં સમુદ્ર ઓળંગીને નિઃશંકપણે લંકામાં આવ્યો અને રખવાળોને મારીને અશોક વાડીને ઉજડ કરી નાંખી, તમારા દેખતાંજ અક્ષકુમારને મારી નાંખ્યો અને લંકાને બાળીને ભસ્મ કરી નાંખી. તે સમયે તમારાં બળ તથા ગર્વ કયાં ગયાં હતાં. એવા દૂતના સ્વામી રામને યુદ્ધમાં શી રીતે જીતી શકશો ? ૨-૩ હે સ્વામી ! હવે વૃથા ગાલ બજાવો નહી અને કાંઈક મારા કહેવાનો હૃદયમાં વિચાર કરો. નાથ ! રામચંદ્રજીને તમે મનુષ્ય જાણશો નહી, પણ સચરાચર જગતના સ્વામી અને અતુલિત બળવાળા માનો. ૪ રામના બાણનો પ્રતાપ તો મારીચ જાણતો હતો, તેનું કહેવું પણ તમે નીચ થઇને માન્યું નહી હતું. વળી જનક રાજાની સભામાં અગણિત રાજાઓ ભેગા થયા હતા ત્યાં પણ તમારાં વિશાળ બળ તથા ગર્વ હતાં ! ! ૫ તોપણ રામચંદ્રજીજ ધનુષ ભાગીને સીતાજીને પરણ્યા હતા. તેમને તમે યુદ્ધમાં શી રીતે જીતી શકશો ? ઇંદ્રના પુત્ર જયંતે રામને થોડા બળવાળા જાણ્યા હતા તેથી તેની એક આંખ ફોડીને જીવતો જવા દીધો હતો. ૬ વળી તમારીજ બેન સુર્પણખાનીદશા તો તમે નજરે જોઇ છે, તોપણ તમારા હૃદયમાં લાજ આવતી નથી.

दोहा—वधि विराध खर दूषणहिं, लीला हतेउ कबन्ध ॥
वालि एक शर मारेउ, तेहि जानहु दशकन्ध ॥५९॥

હે દશકંધ ! જેણે વિરાધને તથા ખર અને દૂષણને માર્યા છે અને કબંધને તો રમત માત્રમાંજ હણ્યો છે, વળી વાળીને તો એકજ બાણથી માર્યો છે. તે રામને તમે ઓળખો તો ખરા ! ૫૯

चो०—जेहि जलनाथ बंधायो हेला, उतरेउ कपि दल सहित सुबेला ॥
कारुणीक दिनकर कुलकेतू, दूत पठायउ तव हित हेतू ॥
सभा मांझ जेइँ तव बल मथा, करि वरूथमहँ मृगपति यथा ॥
अंगद हनुमत अनुचर जाके, रणबाँकुरे वीर अति बाके ॥
तेहि कहँ पिय पुनि पुनि नरकहहू, मृषा मान ममता मदगहहू ॥
अहह कन्त कृत राम विरोधा, कालविवश मन होइ न बोधा ॥
कालदण्ड गहि काहु न मारा, हरै धर्म्म बल बुद्धि विचारा ॥

निकट काल जेहि आव गुसाईं, तेहि भ्रम होइ तुम्हारि नाईं ॥

જેણે હેલામાત્રમાં સમુદ્રને બંધાવી તેમાં વાનરોના સૈન્ય સહિત ઉતરીને સુવેળ પર્વતપર આવી પડાવ નાંખ્યો છે, તે સૂર્યવંશના ધ્વજરૂપ કરૂણાળુ રામચંદ્રજીએ તમારા હિતને વાસ્તેજ દૂત મોકલ્યો હતો. ૧. એ દૂતે આવીને સભા મધ્યે, જેમ સિંહ હાથીઓના યૂથમાં તેઓનું બળ મથી નાંખે તેમ તમારૂં બળમથી નાંખ્યું એવા યુદ્ધમાં લડવૈયા, વીર અને અત્યંત બંકા અંગદ અને હનુમાન જેના અનુચરો છે, ૨. તેને તમે વારંવાર 'મનુષ્ય છે' એમ કહીને વૃથા માન મમતા તથા અહંકાર ધરોછો. અરેરે! સ્વામી! તમે કાળને વશ્ય થઇને રામની સાથે વિરોધ કર્યો છે તેથી તમારા મનમાં કાંઇપણ બોધ લાગતો નથી. ૩. કાળ કોઇને ખુલ્લી રીતે લાકડી લઇને મારતો નથી, પણ જેનો કાળ આવી પોહોચ્યો હોય છે તે તમારી પેઠેજ ભ્રમિત થઇ જાય છે. ૪.

दोहा—दुइ सुत मारेउ पुर दहेउ, अजहु पीय सिय देहु ॥
कृपा सिंधु रघुवीर भजि, नाथ विमलयशलेहु ॥ ६० ॥

બે પુત્રો માર્યા ગયા અને નગર પણ બળી ગયું. માટે હે સ્વામી! હજી પણ સીતાને પાછી આપો અને કૃપાસિંધુ રામચંદ્રજીને ભજીને ઉજ્વળ કીર્તિ મેળવો." ૬૦.

चो०—नारिवचन सुनि विशिख समाना, सभागयो उठि होतें विहाना ॥
बैठा जाइ सिंहासन फूली, अति अभिमान त्रास सबभूली ॥
कर विचार दशकंधर भारी, विद्युज्जिह्वहि लियो हँकारी।
कह्यो कि माया कृत शिर धनुहीं, रामचंद्र कर लावो अबहीं ॥
जेहि लखि दुःखी होय अति सीता, सो उठि गयो तुरत भयभीता।
माया कर शिर धनुष बनाई, दशकंधरहि दिखायो आई ॥
भेद नहीं कछु परै लखाई, रावण देख उछ्यो हरषाई।
वन अशोक सियके ढिग आयो, शिर धनु रख अस वचन सुनायो॥
निशि दिन करहु जासु गुण गाना, यह ताको शिर अरु धनुबाना।
सब सेना कपि मार गिराई, लषण जीव ले गये पराई ॥

એ રીતે મંદોદરીનાં બાણ સમાન વચનો સાંભળીને પ્રભાત થતાં રાવણ સભામાં ગયો. અને સર્વ ત્રાસ ભૂલી જઇને અત્યંત અભિમાનથી ફૂલીને સિંહાસન પર બેઠો. ૧ પછી ઘણો વિચાર કરીને રાવણે વિદ્યુત્જિહ્વ નામના રાક્ષસને બોલાવીને કહ્યું કે—"માયાથી રામનું માથું તથા ધનુષ બનાવીને હાલજ અહીં લાવ. ૨. કે જેને જોઇને સીતા અત્યંત દુઃખી થાય." પછી તે ભયભીત

બનેલો રાક્ષસ તુરત ત્યાંથી ઉઠીને ગયો. અને માયાવી માથું તથા ધનુષ બનાવી લાવીને રાવણને દેખાડયું. ૨. તે જોતાં તેમાં અને રામચંદ્રજીના મસ્તક તથા ધનુષમાં કાંઇ કશો તફાવત માલમ પડે તેમ ન હતું, તેથી રાવણ હરખાઇને ઉઠયો અને અશોક વાડીમાં સીતાજીની પાસે આવી તેમની આગળ માથું તથા ધનુષ મૂકીને કહ્યું કે–૩. "તું રાત દિવસ જેના ગુણો ગાયા કરેછે તેનું આ માથું અને ધનુષબાણ છે. મેં વાનરોની સઘળી સેનાને મારી નાંખી છે, અને લક્ષ્મણ તો જીવ લઇને નાસી ગયો છે. ૪.

दोहा–मैं तुहारी पतीतको, लायो शिर धनु राम ॥
लख सिय धनु शिर विकल ह्वै, रोदन करत निकाम ॥ ६१ ॥

તારી ખાત્રી થવા માટે હું રામનું માથું અને ધનુષ લાવ્યો છું." એ માથાને તથા ધનુષને જોઇને સીતાજી વ્યાકુળ થઇને અત્યંત રૂદન કરવા લાગ્યાં. ૬૧

चौ०–सिय जिहि विधि तब कियो विलापा, को कहि शके विशाल कलापा।
बहुते गुण गण प्रभुके गावत, महि लोटत तन शुद्धि बिसरावत ॥ १ ॥
हँसत मोरि मुख अधम सुरापी, तिहि छिन जय ध्वनि दश दिशि व्यापी।
जय रघुवीर कौशलाधीशा, धाये लंक सब घेर कपीशा ॥ २ ॥
शब्द सुनत रावण उठि तबहीं, सभा गयो सब त्यागबतकहीं।
तब सरमा सियके ढिग जाई, सियको समुझावत गुण गाई ॥ ३ ॥
यह सब माया कौतुक जानो, मन अपने निश्चय कर मानो।
सुनहु शब्द कपि लंका घेरी, तेहिते रावण गयो सवेरी ॥ ४ ॥

તે સમયે સીતાજીએ જે પ્રકારથી અત્યંત વિલાપ કર્યો તેનું વર્ણન કોણ કરી શકે ? સીતાજી પ્રભુના ઘણા ઘણા ગુણો યાદ કરી કરી શરીરનું ભાન વીસારીદઇને પૃથ્વીપર લોટવા લાગ્યાં. ૧. એ જોઇને દારૂ પીનારો નીચ રાવણ મોં ફેરવીને હસતો હતો. તેજ ક્ષણે દશે દિશાઓમાં જય જયકારનો અવાજ વ્યાપી ગયો. 'કોશળાધીશ રઘુનાથજીનો જય' એમ બોલતા સર્વ વાનરોએ દોડી આવીને લંકાને ઘેરી લીધી. ૨. એ શબ્દોરાવણના સાંભળવામાં આવતાંજ સર્વવાત છોડી દઇને તુરત ત્યાંથી ઉઠીને સભામાં ગયો. તે સમયે વિભીષણની સ્ત્રી સરમાએ સીતાજીની પાસે જઇ રામના ગુણો ગાઇને સમજાવ્યાં કે–૩ આ સઘળું માયાનું કૌતુક છે એમ મનમાં નિશ્ચયથી માનજો. આ શબ્દો થાય છે તે સાંભળો. વાનરોએ લંકાને ઘેરીલીધી છે, તેથીજ રાવણ અહીંથી ઉતાવળો ચાલ્યો ગયો છે. ૪.

दोहा–सब मायाको भेद मैं, जानौं कहौं बखान।

कुशल राम सिय अनुज युत, आयउ देखि विहान ॥ ६२ ॥

હું માયાનો સઘળો ભેદ જાણું છું તેથી તમોને તે કહું છું. હે સીતાજી ! લક્ષ્મણજી સહિત રામચંદ્રજી કુશળ છે, હું આજે સવારેજ જોઇ આવીછું. ૬૨

दोहा–वचन सुनत हर्षित सिया, धार्यो मनमें धीर ॥
राम राम मन महँ जपत, मिटि कठिन उर पीर ॥ ६३ ॥

સરમાનાં વચનો સાંભળીને સીતાજી હર્ષ પામ્યાં, અને મનમાં ધીરજ ધરીને 'રામ, રામ' એ રીતે મનમાં જાપ કરવા લાગ્યાં, તેથી તેમના હૃદયની કઠિણ પીડા મટી ગઇ. ૬૩

चौ०–यहाँ राम अंगदहि बुलावा, आइ चरण पंकज शिरनावा ॥
अति आदर समीप बैठारी, बोले विहँसि कृपालु खरारी ॥
वालितनय अति कौतुक मोहीं, तात सत्य कहु पूछौं तोहीं ॥
रावण यातुधान कुल टीका, भुजबल अतुल जासु जगलीका ॥
तासु मुकुट तुम चारि चलाये, कहहु तात कवनी विधि पाये ॥
कहा वालिसुत सुनहु खरारी, मुकुट नहोइँ भूपगुण चारी ॥
साम दाम अरु दण्ड विभेदा, नृप उर वसहिं नाथ कह वेदा ॥
नीति धर्म्मके चरण सुहाये, अस जिय जानि नाथपहआये ॥

હવે અહીં રામચંદ્રજીએ અંગદને બોલાવતાં તેણે આવીને રામનાં ચરણકમળોમાં માથું નમાવ્યું. રામચંદ્રજી તેને અત્યંત આદરથી પોતાની પાસે બેસાડી હસીને બોલ્યા કે–૧ " અંગદ ! મારા મનમાં એક મોટું આશ્ચર્ય ઉપજ્યું છે તે માટે તને પૂછુંછું, સાચેસાચું કહેવું. રાક્ષસોના કુળમાં શ્રેષ્ઠ અને જેનું અત્યંત ભુજબળ જગતમાં પ્રસિદ્ધ છે. ૨ તેના ચાર મુગટ તમે અહીં ફેંકયા હતા તે તમારે હાથ શી રીતે આવ્યા હતા ? " એ સાંભળીને અંગદ બોલ્યા કે–" હે સર્વજ્ઞ ! હે ભક્તજનોને સુખ દેનારા ! સાંભળો. એ મુગટો નહીં પણ રાજાના ચાર ગુણો હતા. ૩ નાથ ! વેદ કહેછે કે 'સામ, દામ, દંડ અને ભેદ' એ ચાર ગુણો રાજાના હૃદયમાં વસેછે, તેઓ પોતે નીતિ તથા ધર્મના સુંદર ચાર પગ છીએ એમ જાણીને આપની પાસે આવ્યા છે. ૪.

दोहा०–धर्महीन प्रभुपद विमुख, कालविवश दश शीश ॥
आये गुण तजि रावणहिं सुनहु कोशलाधीश ॥ ६४ ॥

હે કૌશલાધીશ ! સાંભળો. રાવણ હવે ધર્મહીન અને આપનાં ચરણોથી

વિમુખ અને કાળને વશ થયો છે તેથી તે ચારે ગુણો તેને તજીને આપની પાસે આવ્યા છે.” ६४

दोहा—परम चतुरता श्रवण सुनि, बिहँसे राम उदार ॥
समाचार तब सब कहेउ, गढके बालिकुमार ६५॥ ॥

અંગદની એવી અત્યંત ચતુરાઇ સાંભળીને ઉદાર રામચંદ્રજી હસ્યા. પછી અંગદે લંકા ગઢના સર્વ સમાચાર કહી સંભળાવ્યા. ६५

चो०—रिपुके समाचार जब पाये, राम सचिव तब निकट बुलाये ।
लंका बंका चारि दुआरा, केहि विधि लांघिय करहु विचारा ॥
तब कपीश ऋक्षेश विभीषण, सुमिरि हृदय दिनकर कुलभूषण ।
करि विचार तिन मंत्र दृढावा, चारि अनी कपि कटकबनावा ॥
यथायोग्य सेनापति कीन्हे, यूथप सकल बोलि तिन लीन्हे ।
प्रभुप्रताप सब कहि समुझाये, सिंहनाद करि कपि सबधाये ॥
हर्षित रामचरण शिर नावैं, गहि गिरि शिखर भालुकपिधावैं ।
गर्जहिं तर्जहिं भालु कपीशा, जयरघुवीर कोशलाधीशा ॥
जानत परमदुर्ग गढलंका, प्रभु प्रताप कपि चले अशंका ।
घटाटोप करि चहुँदिशि घेरी, मुखहि निशान बजावहिं भेरी ॥

શત્રુના સમાચાર સાંભળીને રામચંદ્રજીએ મંત્રીઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે—“ લંકાના ચાર મજબૂત દરવાજા છે તેથી તેને તોડીને અંદર શી રીતે જવું તેનો વિચાર કરો.” ૧ એ સાંભળીને સુગ્રીવ, જાંબવાન અને વિભીષણે રામચંદ્રજીનું હૃદયમાં સ્મરણ કરીને વિચાર કરી દૃઢ નિશ્ચય કર્યો અને સઘળા કટકદળની ચાર સેનાઓ કરી. ૨ એ સેનાઓના સેનાપતિ પણ જોઇએ તેવા મુકરર કરી તે યૂથપતિઓને બોલાવીને રામચંદ્રજીનો પ્રતાપ કહીને સમજાવ્યા. પછી સઘળા વાનરો સિંહનાદ કરીને દોડવા લાગ્યા. ૩ સઘળા વીરો હર્ષ પામી રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવી પર્વતોનાં શિખરો લઇ લઇને દોડ્યા, સર્વ રીંછો તથા વાનરો ‘કોશળપતિ રઘુનાથજીની જય, બોલતા ગર્જનાઓ કરતા હતા અને રાક્ષસોને તુચ્છ ગણતા હતા. ૪ તેઓ લંકાના કિલ્લાને ઘણો કઠિન જાણતા હતા, તોપણ પ્રભુના પ્રતાપથી નિઃશંકપણે ચાલ્યા. ચારે દિશાઓમાં ઘમઘોર કરી લંકાને ઘેરી લીધી, અને મોઢાંવડે નિશાનો તથા ભેરીઓ બગાડવા લાગ્યા. ૫

दोहा—जयति राम भ्राता सहित, जय कपीश सुग्रीव ॥

गर्जे केहरिनाद कपि, भालु महाबल सींव ॥ ६६ ॥

પરમબળની સીમારૂપ સઘળા રીંછો અને વાનરો 'રામ લક્ષ્મણનો જય થાઓ,' 'સુગ્રીવનો જય થાઓ' એવી રીતે ગર્જનાઓ કરતાં સિંહનાદ કરવા લાગ્યા. ૬૬.

चौ०—लंका भयउ कोलाहल भारी, सुनेउ दशानन अति हंकारी ।
देखहु वनरन्ह केरि ढिठाई, विहँसि निशाचर सेन बुलाई ॥
आये कीश कालके प्रेरे, क्षुधावन्त रजनीचर मेरे ।
असकहि अट्टहास शठकीन्हा, गृह बैठे अहार विधि दीन्हा ॥
सुभट सकल चारिहु दिशिजाहू, धरि धरि भालु कीशसबखाहू ।
उमा रावणहिं अस अभिमाना, जिमि टिट्टिभपगसूतै उताना ॥
चले निशाचर आयसु माँगी, गहि करभिंडि पाल वरसाँगी ।
तोमर मुद्गर परिघ प्रचण्डा, शूल कृपाण परशु गिरि खण्डा ॥
जिमिअरुणोपल निकर निहारी, धाये खग शठ मांस अहारी ।
चोंच भंग दुख तिनहिं न सूझा, तिमि धाये मनुजाद अबूझा ॥

લંકામાં ભારે કોળાહળ થઇ રહ્યો તે સાંભળીને અતિ અહંકારી રાવણ હસ્યો અને પોતાની સેના બોલાવીને કહેવા લાગ્યો કે "વાનરોની ધૃષ્ટતા તો જુઓ. ૧ કાળના પ્રેરેલા વાનરો આવ્યા છે પણ મારા રાક્ષસો ભૂખ્યા છે (તેથી તેમને ખાઇ જશે). વિધાતાએ ઘેર બેઠાંજ અહાર આપ્યો" એમ કહીને તે ખડખડ હસ્યો. ૨ પછી સુભટોને આજ્ઞા કરી કે—"સર્વ સુભટો! તમે ચારે દિશાઓમાં જાઓ, અને વાનરોને તથા રીંછોને પકડી પકડીને ખાઇ જાઓ." હે પાર્વતી! જેમ ટીટોડો પગ ઊંચા કરી સૂતો સૂતો અભિમાન કરેછે (કે જો આકાશ તૂટી પડશે તો પગવડે ઝીલી લઇને મારાં બચ્ચાંનું રક્ષણ કરીશ), તેમ રાવણને પણ એવું અભિમાન હતું. ૩. રાક્ષસો રાવણની આજ્ઞા માગીને હાથમાં ભીંડીપાલ, મોટી મોટી સાંગો, ભાલા, મુદ્દગર, પ્રચંડ બરછીઓ, ત્રિશૂળો, તરવારો, કુહાડા અને પર્વતનાં શિખરો વગેરે હથિયારો લઇ લઇને ચાલ્યા. ૪. જેમ નીચ માંસાહારી પક્ષીઓ લાલ પથરાઓના સમૂહને (માંસના કડકારૂપ) જોઇ, પોતાની ચાંચ ભાગી જશે, એમ નહીં જાણતાં ખાવાને દોડેછે, તેમ મનુષ્યાહારી મૂર્ખ રાક્ષસો રીંછ તથા વાનરોને ખાવાને દોડવા લાગ્યા. ૫

दोहा—नानायुध शर चाप धरि, यातुधान बलवीर ॥
कोट कँगूरन चढि गये, कोटि कोटि रणधीर ॥ ६७ ॥

અનેક પ્રકારનાં આયુધો, બાણો તથા ધનુષ્યો ધારણ કરનારા બળવાન વીર અને રણધીર રાક્ષસો કિલ્લાના કરોડો કાંગરાપર ચઢી ગયા. ૬૭

चो०—कोटकँगूरन सोहहिं कैसे, मेरुके श्रृङ्गन जनु घन जैसे ।
बाजहिं ढोल निसान जुझाऊ, सुनि सुनि सुभटनके मन चाऊ ॥
बाजहिं भेरि नफीरि अपारा, सुनि कादर उर होतँ दरारा ।
देखि न जायँ कपिनके ठट्टा, अति विशाल तनु भालु सुभट्टा ॥
धावहिं गनहिं न औघट घाटा, पर्वत फोरि करहिं गहि बाटा ।
कटकटाइ कोटिन्ह भट गर्जहिं, दशनन्ह ओठ काटि अतितर्जहिं ॥
उत रावण इत राम दोहाई, जयति जयति कहि परीलराई ।
निशिचर शिखर समूह ढहावहिं, कूदिधरहिं, कपिफेरि चलावहिं ॥

જેમ મેરૂ પર્વતનાં શિખરોપર મેઘ શોભે તેમ રાક્ષસો કરોડો કાંગરાપર શોભતા હતા. લડાઈનાં ઢોલ તથા નિશાનો વાગતાં હતાં તે સાંભળી સાંભળીને સુભટોને મનમાં શૂર ચઢવા માંડયું. ૧ અપાર ભેરીઓ તથા શરણાઇઓ વાગતી હતી તે સાંભળીને કાયરોનાં હૃદય કાંપતાં હતાં. અત્યંત ભારે શરીરોવાળા રીંછ તથા વાનરોના સુભટોનો ઠાઠ જોઈ શકાય તેમ ન હતો. ૨ વિષમમાર્ગોને પણ નહી ગણતાં કરોડો યોદ્ધાઓ પર્વતોને ફોડી ફોડીને માર્ગ કરતા હતા અને દાંતોથી હોઠ પીસતા તથા ગર્જનાઓ કરતા રાક્ષસોને ધિક્કારતા હતા. ૩ પેલી બાજુએ રાવણની દુહાઇ અને આ બાજુએ રામની દુહાઇ ફરી રહી હતી. બન્ને પક્ષના યોદ્ધાઓ પોતપોતાના સ્વામીનો જયજયકાર પોકારતા લડાઇ કરવાને તૂટી પડયા. રાક્ષસો પર્વતનાં શિખરો ફેંકતા હતા તે વાનરો કૂદીકૂદીને પકડી લઇને પાછાં ફેંકતા હતા. ૪.

छंद—हरिगीतिका ।

धरि कुधर खण्ड प्रचण्ड मर्कट भालु गढपर डारहीं ॥
झपटैं चरणगहिपटकि महि महँ बार बार प्रचारहीं ॥
अति तरुणतरलप्रताप तर्जहिं तमकि गढपर चढिगये ॥
कपि भालुचढि मन्दिरन जहँतहँ रामयश गावतभये ॥

પ્રચંડ વાનરો તથા રીંછો પર્વતોનાં પ્રચંડ શિખરો લઈ લઇને લંકાના કિલ્લાપર ફેંકતા હતા અને ઝડપ મારી રાક્ષસોના પગ પકડીને વારંવાર પૃથ્વીપર પછાડતા હતા. એ જુવાન, ચપળ અને પ્રતાપી રીંછો તથા વાનરો કૂદીકૂદીને ગઢપર ચઢી ગયા, અને લંકામાં જઇ જ્યાં ત્યાં ઘરોપર ચઢીચઢીને રામચંદ્રજીના યશ ગાવા લાગ્યા. ૪.

दोहा–एक एक गहि रजनिचर, पुनि कपि चलेपराइ ॥
ऊपर आपुहि हेठ भट, गिरहि धरणिपर आइ ॥ ६८ ॥

વાનરાઓ એકએક રાક્ષસને પકડી પકડીને ભાગી નીકળ્યા અને કિલ્લાના કાંગરાપરથી રાક્ષસોને નીચે ફેંકી દઇ તેઓની ઉપર પોતે ધરતીપર પડવા લાગ્યા. ૬૮.

चो०–राम प्रताप प्रबल कपि यूथा, मर्दहि निशिचर निकर वरूथा।
चढे दुर्ग पुनि जहँ तहँ वानर, जय रघुवीर प्रताप दिवाकर ॥
चले तमीचर निकर पराई, प्रबल पवन जिमिघनसमुदाई।
हाहाकार भयो पुर भारी, रोवहिं आरत बालक नारी ॥
सबमिलि देहिं रावणहिं गारी, राज्य करत जेहिं मृत्युहँकारी।
निजदल विचल सुना जब काना, फिरे सुभट लंकेश रिसाना ॥
जो रणविमुख फिरा मैं जाना, तेहि मारिहौं कराल कृपाना।
सर्वस खाइ भोग करि नाना, समर भूमिभा वल्लभ प्राना ॥
उग्र वचन सुनि सकल डराने, फिरे क्रोध करि सुभट लजाने।
सन्मुख मरण वीरकी शोभा, तब तिन तजा प्राणकर लोभा ॥

રામચંદ્રજીના પ્રતાપથી વાનરોનાં યૂથો રાક્ષસોનાં યૂથોને મર્દી નાંખવા લાગ્યાં. વળી પાછા કિલ્લા ઉપર ચઢીને વાનરો જ્યાં ત્યાં 'રઘુનાથજીના પ્રતાપ રૂપી સૂર્યનો જય' એમ બોલવા લાગ્યા. ૧ વાનરોને જોઇને રાક્ષસોનાં યૂથો, જેમ પ્રબળ પવનથી વાદળાંનો સમૂદાય વીખેરાઇ જાય તેમ ભાગવા લાગ્યાં. લંકામાં ભારે હાહાકાર થઈ રહ્યો અને બાળકો તથા સ્ત્રીઓ દુઃખથી રોવા લાગ્યાં. ૨ સર્વે મળીને રાવણને ગાળો દેવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે 'રાજ્ય કરતાં કરતાં એણે મૃત્યુને તેડી લીધું.' પોતાના સૈન્યમાં ભંગાણ પડીને યોદ્ધાઓ પાછા ફર્યાની વાત કાને સાંભળીને રાવણ કોપાયમાન થયો. ૩ રાવણ બોલ્યો કે—"જે યુદ્ધથી વિમુખ થઇને પાછો ફરશે તેને વિકરાળ ખડ્ગથી મારી નાંખીશ. મારૂં સર્વસ્વ ખાઇખાઇને અનેક પ્રકારના ભોગ ભોગવતા હતા અને હવે રણભૂમિમાં પ્રાણ વ્હાલા લાગેછે," ૪ રાવણનાં એવાં ઉગ્ર વચનો સાંભળીને સઘળા સુભટો ડરી જઇ તથા લજ્જા પામીને કોપ કરી પાછા લડવાને ચાલ્યા 'યુદ્ધમાં સન્મુખ ચઢીને મરવું એ વીરપુરૂષની શોભા છે' એમ જાણીને તેઓએ પ્રાણનો લોભ છોડી દીધો. ૫

दोहा–बहुआयुध धरिसुभटसब, भिरहिंप्रचारिप्रचारि ॥

कीन्हे व्याकुल भालु कपि, परिघ प्रचन्डन मारि ॥ ६९ ॥

સર્વ રાક્ષસ યોદ્ધાઓ ઘણાં ઘણાં આયુધો ધરીને લલકારી લલકારીને વાનરોની સામે લડવા લાગ્યા. અને પ્રચંડ ભોગળો મારીમારીને રીંછો તથા વાનરોને વ્યાકુળ કરી નાંખ્યા. ૬૯

चो०—भये आतुर कपि भागन लागे, यद्यपि उमा जीतिहैं आगे।
कोउ कह कहँ अगद हनुमन्ता, कह नल नील द्विविद जबवन्ता ॥
निज दल विचल सुना हनुमाना, पश्चिम द्वार रहा बलवाना।
मेघनाद तह करै लराई, टूट न द्वार परम कठिनाई ॥
पवनतनय मनभा अति क्रोधा, गर्जेउ प्रलय काल सम योधा।
कूदि लंक गढ ऊपर आवा, गहि गिरि मेघनाद पर धावा ॥
भंजेउ रथ सारथी निपाता, तासु हृदयमहँ मारेउ लाता।
दूसर सूत विकल तेहि जाना, स्यंदन घालि तुरत घर आना ॥

હે પાર્વતી! જો કે વાનરો છેવટ જીતવાના છે, તોપણ તેઓ દુઃખી થઈને ભાગવા લાગ્યા અને કહેવા લાગ્યા કે—"અંગદ, હનુમાન, નળ, નીલ, દ્વીવીદ અને જાંબવાન કયાં ગયા છે?" ૧ હનુમાનજીએ સાંભળ્યું કે પોતાનું સૈન્ય વિખરાઇને નાઠું, પણ તે સમયે તે પશ્ચિમદ્વારપર ઇંદ્રજીતની સાથે લડતા હતા, એ દ્વાર અત્યંત મજબૂત હોવાથી તૂટતું નહોતું એ મોટી મુશ્કેલી હતી. ૨ તેથી હનુમાનજીના મનમાં અત્યંત ક્રોધ ઉત્પન્ન થવાથી પ્રલયકાળના મેઘની પેઠે ગર્જના કરી કૂદીને લંકા ગઢપર ચઢી ગયા, અને પર્વત પકડીને ઇંદ્રજીત ઉપર દોડયા. ૩ એમણે ઇંદ્રિજીતનો રથ ભાંગી નાંખીને સારથીને મારી નાંખ્યો, અને ઇંદ્રજીતની છાતીમાં લાત મારીને મૂર્છિત કરી નાંખ્યો, તેથી બીજો સારથી તેને વ્યાકુળ થયેલો જોઇ રથમાં ઘાલીને તુરત ઘેર લઇ ગયો. ૪

दोहा—अंगद सुनेउ कि पवनसुत, गढपर गयउ अकेल ॥
समर बाँकुरा बालिसुत, तर्कि चलेउ करि खेल ॥ ७० ॥

અંગદે સાંભળ્યું કે હનુમાનજી એકલા ગઢઉપર ગયેલા છે, તેથી એ રણબંકો અંગદ પણ ઉછળીને રમતમાત્રમાં ગઢઉપર ચઢી ગયો. ૭૦.

चो०—युद्ध विरुद्ध क्रुद्ध दोउ बन्दर, रामप्रताप सुमिरि उर अन्तर।
रावण भवन चढे दोउ धाई, करहिं कोशलाधीश दुहाई ॥
कलशसहित सब भवन ढहावहिं, देखिनिशाचर अतिभयपावहिं।

नारिवृन्द कर पीटहिं छाती, अब दोउ कपि आये उतपाती ॥
कपि लीलाकारि सबहिं डरावहिं, रामचन्द्रकर सुयश सुनावहिं ।
पुनि कर गहि कंचनकेखम्भा, करन लगे उतपात अरम्भा ॥
कूदिपरे रिपु कटक मँझारी, लागे मर्दन रिपुदल भारी ।
काहु लात चपेटन केहू, भजेहु न रामहिं सो फल लेहू ॥

યુદ્ધમાં શૂરવિર તથા ક્રોધી બન્ને વાનરો હૃદયમાં રામચંદ્રજીના પ્રતાપનું સ્મરણ કરીને દોડીને રાવણના મેહેલ ઉપર ચઢી ગયા અને રામચંદ્રજીની દુહાઇ પ્રવર્તાવવા લાગ્યા. ૧ સર્વ મેહેલોને કળશોસહિત તોડી પાડવા લાગ્યા તે જોઇને રાક્ષસો ઘણો ભય પામવા લાગ્યા. સ્ત્રીઓ છાતી કૂટવા લાગી કે—'હાય હાય ! હવે તો બન્ને ઉત્પાત કરનારા વાનરો સાથે આવી લાગ્યા છે. ૨ વાનરો ખેલ કરીકરીને તે સ્ત્રીઓને ડરાવતા હતા અને રામચંદ્રજીના સુયશ સંભળાવતા હતા. પછી તેઓ સોનાના થાંભલાઓ હાથમાં લઇને ઉત્પાત કરવા લાગ્યા. ૩ તેઓ ત્યાંથી કૂદીને રાક્ષસોની સેનામાં પડ્યા અને શત્રુઓને અત્યંત કનડવા લાગ્યા. કેટલાએકને લાતો અને કેટલાએકને થાપડો મારીમારીને કહેવા લાગ્યા કે—' તમે રામને ભજતા નથી તેનું આ ફળ લ્યો.' ૪.

दोहा—एक एक सन मर्दि करि, तोरि चलावहिं मुंड ॥
रावण आगे परहिंते, जनु फूटहिं दधिकुंड ॥ ७१ ॥

બન્ને જણ એક એક રાક્ષસને મર્દી નાંખી તેનું માથું તોડી નાંખીને ફેંકવા લાગ્યા. તે મસ્તકો જઇને રાવણની પાસે પડતાં હતાં અને જેમ દહીંનાં કુંડાં ફૂટે તેમ ફૂટતાં હતાં. ७१

सो०—महा महा मुखिया जे पावहिं, ते पद गहि प्रभु पास चलावहिं ।
कहहिं विभीषण तिनके नामा, देहिंराम तिनकहँ निजधामा ॥
खल मनुजाद जो आमिषभोगी, पावहि गति जो याचत योगी ।
उमा राममृदु चित करुणाकर, वैरभाव मोहि सुमिरतनिशिचर ॥
देहि परमगति असजियजानी, को कृपालु अस सुनहु भवानी ।
जो अस प्रभु न भजहिं भ्रमत्यागी, ते मतिमन्द सो परमअभागी ॥
अंगद अरु हनुमन्त प्रवेशा, कीन्ह दुर्ग अस कह अवधेशा ।
लंकामहँ कपि सोहहि कैसे, मथत सिन्धु दुइ मन्दर जैसें ॥

એ રાક્ષસોમાં જે મોટા મોટા સરદારો હાથ લાગતા તેઓના પગ પકડીને રામચંદ્રજીની પાસે ફેંકતા હતા, ત્યાં વિભીષણ રામચંદ્રજીને તે સરદા-

રોનાં નામો કહેતા હતા અને રામચંદ્રજી તેઓને પોતાનાં ધામ દેતા હતા. ૧ એ મનુષ્યનાં માંસનું ભક્ષણ કરનારા ખળ રાક્ષસો પણ જે ગતિને યોગીઓ ઇચ્છેછે તે ગતિને પામવા લાગ્યા. હે પાર્વતી ! સાંભળો, કોમળ ચિત્તવાળા કરૂણાળુ રામચંદ્રજી 'રાક્ષસો વેરભાવથી પણ મારૂં સ્મરણ કરતા હતા ૨ એમ મનમાં જાણીને તેઓને પરમગતિ આપતા હતા, ત્યારે એમના જેવો કૃપાળુ કોણ છે ? જે પુરૂષ ભ્રમ ત્યજી દઈને એવા પ્રભુને ભજે નહી, તેને મંદબુદ્ધિવાળો અને પરમ અભાગિયોજ જાણવો. ૩ રામચંદ્રજી કહેવા લાગ્યા કે-" અંગદે અને હનુમાનજીએ લંકામાં પ્રવેશ કર્યો છે, જેમ બે મંદરાચળો સમુદ્રનું મથન કરતા હોય તેમ તે બન્ને જણ લંકાનું મથન કરતા શોભી રહ્યા હતા. ૪

दोहा–भुजबल रिपुदलदलिमलेउ, देखि दिवसकरअन्त ॥
कूदे युगलप्रयास विनु, आये जहँ भगवन्त ॥ ७२ ॥

એ બે વાનરો પોતાની ભુજાઓના બળથી શત્રુઓના સૈન્યને મર્દી મારીને સૂર્યાસ્ત થયો જાણી ત્યાંથી કૂદીને વગર પ્રયાસે રામચંદ્રજીની પાસે આવ્યા.૭૨

चो०–प्रभु पद कमलशीश तिन नाये, देखि सुभट रघुपति मन भाये।
राम कृपा करि युगल निहारे, भये विगत श्रम परम सुखारे ॥
गये जानि अंगद हनुमाना, फिरे भालु मर्कट भट नाना।
यातुधान प्रदोष बल पाई, धाये करि दशशीश दुहाई ॥
निशिचर अनी देखि कपिफिरे, कटकटाइ जहँ तहँ भटभिरे।
दोउ दल प्रबल पचारि पचारी, लरहिं सुभट नहिं मानहिंहारी ॥
बीर तमीचर सब अतिकारे, नानावरण बली मुख भारे।
सबलयुगलदलसम अति योधा, विविध प्रकार लरहिंकरि क्रोधा ॥
प्राइट शरद पयोद घनेरे, लरत मनहुँ मारुतके प्रेरे।
अवनि अकम्पन अरुअतिकाया, विचलतसेन करी तिनमाया ॥
भयउ निमिषमहँ अतिअँधियारा, काहुनसूझे अपन परारा।
मारि खाहु सब करहिं पुकारा, दृष्टि होइ रुधिरोपल क्षारा ॥

તેઓએ આવીને રામચંદ્રજીનાં ચરણકમળોમાં માથાં નમાવ્યાં. એ સુભટોને જોઇને રામચંદ્રજીનું મન પ્રસન્ન થયું. રામચંદ્રજીએ કૃપાદૃષ્ટિથી બન્ને જણને જોયા તેથી તેઓના પરિશ્રમ ટળી જઈ પરમ સુખીયા થયા. ૧ અંગદ અને હનુમાનજીને લંકામાંથી પાછા ગયેલા જાણીને રીંછો તથા વાનરોના અનેક યોદ્ધાઓ પણ

પાછા ફર્યા. રાક્ષસો પ્રદોષકાળ થવાથી વિશેષ બળવાન થઇને રાવણની દુહાઈ પ્રવર્તાવતા દોડયા. ૨ રાક્ષસોની સેનાને દોડી આવતી દેખીને રીંછ વાનરો પણ પાછા વળીને તેમની સામે ભીડયા. બન્ને પ્રબળ સૈન્યોના સુભટો એક બીજાને લલકારી લલકારીને લડતા હુતા, પણ પોતાનો પરાજય થવા દેતા નહી. ૩ સર્વ રાક્ષસ વીરો અત્યંત કાળા હુતા અને વાનરો અનેક રંગના અને ભારે મોઢાંવાળા હુતા. બન્ને પ્રબળ સૈન્યોમાં સરખે સરખા યોદ્ધાઓ હુતા, તેઓ ક્રોધ કરીને અનેક પ્રકારે લડતા હુતા. ૪ જેમ વર્ષાઋતુનાં અને શરદઋતુનાં પુષ્કળ વાદળાં પવનની પ્રેરણાથી સામસામે જાણે લડતાં હોય તેમ બન્ને સૈન્યો લડતાં હતાં. પોતાનું સૈન્ય વિખેરાઇ જતું જોઇને અવનિ, અકંપન અને અતિકાય નામના રાક્ષસોએ માયા ફેલાવી. તેથી નિમેષમાત્રમાં અત્યંત અંધારૂં થઇ ગયું. અને લોહી, પથરા તથા રાખોડીની વૃષ્ટિ થવા લાગી કોઇને કાંઇ સૂઝે નહી, અને સર્વને મારીને ખાઈજાઓ એમ પોકાર કરવા લાગ્યા.

दोहा—देखि निबिडतम दशहुदिशि, कपिदलभयउखँभार ।
एकहि एक न देखहीं, जहँ तहँ करहिं पुकार ॥७३॥

દશે દિશાઓમાં અંધકાર જોઇને વાનરોના સૈન્યમાં ગડબડાટ થઈગયો. તેઓ એક બીજાને નહી દેખવા લાગ્યા, તેથી જ્યાં ત્યાં હાહાકાર પોકારવા લાગ્યા. ૭૩

चो०—सकल मर्म्म रघुनायक जाना, लिये बोलि अंगद हनुमाना ।
समाचार सब कहि समुझाये, सुनत कोपि कपि कुंजर धाये ॥
पुनि कृपालु हँसि चापचढावा, पावक सायक सपदि चलावा ।
भयउ प्रकाश कतहुँ तम नाहीं, ज्ञान उदय जिमि संशय जाहीं ॥
भालु बली मुख पाइ प्रकाशा, धाये कोपि विगत श्रम त्रासा ।
हनूमान अंगद रणगाजे, हाँक सुनत रजनीचर भाजे ॥
भागतभट पटकहिं गहि धरणी, करहिं भालु कपिअद्भुतकरणी ।
गहिपद डारहिं सागर माहीं, मकर उरग झष धरि धरि खाहीं ॥

રામચંદ્રજી એ સઘળો ભેદ જાણી ગયા તેથી તેમણે અંગદ તથા હનુમાનજીને બોલાવી લીધા અને તેમને રાક્ષસી માયાની સઘળી હકીકત કહીને સમજાવી. તે સાભળતાંજ કુંજર જેવા તે વાનરો દોડયા. ૧. પછી કૃપાળુ રામચંદ્રજીએ ધનુષ ચઢાવીને તુરત અગ્ન્યાસ્ત્ર મૂક્યું, તેથી જેમ જ્ઞાન ઉત્પન્ન થવાથી સઘળા સંશયો જતા રહેછે તેમ અગ્નિથી સઘળે પ્રકાશ થઈ ગયો અને અંધકાર રહેવા પામ્યું જ નહીં. ૨ વાનરો તથા રીંછો અજવાળું પામીને શ્રમ તથા ત્રાસથી રહિત થયા અને હર્ષ પામ્યા. રણક્ષેત્રમાં હનુમાનજી અને અંગદ ગર્જનાઓ કરતા હુતા; તેમની હાક-

સાંભળીને રાક્ષસો ભાગી જ જતા હતા. ૩. તે નાસતા રાક્ષસોને પકડી પકડીને પૃથ્વીપર પછાડતા હતા. એવી રીતે એ રીંછો તથા વાનરો અદ્ભૂત કરણી કરતા હતા. વળી કેટલાકને પગ પકડીને સમુદ્રમાં ફેંકી દેતા હતા તેથી તેઓને સમુદ્રમાંના મઘરો, સર્પો અને માછલાંઓ પકડી પકડીને ખાઈ જતાં હતાં. ૪.

दोहा–कछु घायल कछु रण परे, कछु गढ चले पराइ।
गर्जेउ मर्कट भालु भट, रिपुदल बल बिचलाइ ॥७४॥

કેટલાક રાક્ષસો ઘાયલ થયા, કેટલાક મરણ પામ્યા અને કેટલાક ગઢમાં પેસી ગયા. એ રીતે શત્રુઓના સૈન્યનું ખેદાનમેદાન કરી નાંખીને વાનરો તથા રીંછો ગર્જના કરવા લાગ્યા. ૭૪.

चो०–निशाजानि कपि चारिउ अनी, आये सब जहँ कोशलधनी।
राम कृपा करि चितवा जबहीं, भये विगत श्रम बानर तबहीं ॥
वहाँ दशानन सचिव हँकारे, सब सन कहेसि सुभटजे मारे।
आधा कटक कपिन संहारा, कहहु वेगि का करिय बिचारा ॥
मालवन्त इक जरठ निशाचर, रावण मातु पिता मंत्रीवर।
बोला वचन नीति अतिपावन, तात सुनहु कछु मोरशिखावन ॥
जबते तुम सीता हरि आनी, अशकुन होहिं न जातबखानी।
वेद पुराण जासु यश गावा, तासु विमुख सुख काहु न पावा ॥

રાત્રિ પડી જાણીને વાનરો તેમની ચારે સેનાઓ સહિત રામચંદ્રજી બિરાજતા હતા ત્યાં આવ્યા. રામચંદ્રજીએ કૃપા દૃષ્ટિથી તેઓની સામે જોયું કે તુરત સર્વ વાનરોનો પરિશ્રમ દૂર થઇ ગયો. ૧. હવે પણે લંકામાં રાવણે પોતાના મંત્રીઓને બોલાવીને તેઓને કહ્યું કે—" આપણા યોદ્ધાઓ માર્યા ગયા છે અને આપણું અરધું સૈન્ય વાનરાઓએ નાશ પમાડ્યું છે માટે હવે શું કરવું તે જલદી કહો." ૨. માલ્યવાન નામનો એક વૃદ્ધ રાક્ષસ કે જે રાવણની માનો બાપ થતો હતો અને રાવણના મંત્રીઓમાં શ્રેષ્ઠ હતો તે નીતિ યુક્ત પવિત્ર વચનો બોલ્યો કે—" હે તાત ! તમે મારી કાંઇક શીખામણ સાંભળો. ૩. જ્યારથી તમે સીતાનું હરણ કરી લાવ્યા છો ત્યારથી એવાં અપશુકનો થાય છે કે તે કહ્યાં જાય તેમ નથી. જેના ગુણો વેદો અને પુરાણો ગાય છે, તેનાથી વિમુખ રહેનારો કાંઇપણ સુખ પામ્યો નથી. ૪.

दोहा—हिरण्याक्ष भ्राता सहित, मधुकैटभ बलवान ।
जेइ मारे सोइ अवतरेउ, कृपासिन्धु भगवान ॥७५॥

જેણે હિરણ્યકશ્યપુ સહિત હિરણ્યાક્ષને અને બળવાન મધુ તથા કૈભટને માર્યા હતા, તેજ કૃપાસિંધુ ભગવાન પોતે રામચંદ્રજીરૂપે અવતર્યા છે. ૭૫.

दोहा—काल रूप खल वन दहन, गुणागार घनबोध ।
जेहिसेवहिंशिवकमलभव, तिहिंसन कौन विरोध ॥७६॥

એ પોતે કાલરૂપ છે, ખળજનો રૂપી વન બાળનારા છે, ગુણના ધામરૂપ છે, ભારે બોધવાળા છે અને જેને શિવ બ્રહ્મા પણ સેવે છે તેની સાથે વિરોધ કેવો ? ૭૬.

चो०—परिहरि बैर देहु वैदेही, भजहु कृपानिधि परम सनेही ।
ताके बचन बाण सम लागे, करिया मुख करिजाहु अभागे ॥
बूढभयसि नतु मरतेउँ तोहीं, अब जनि वदन देखावसि मोहीं ।
तेईं अपने मन अस अनुमाना, बधै चहत यहि कृपानिधाना ॥
सोउठि गयउ कहत दुर्वादा, तब सकोप बोलेउ घननादा ।
कौतुक भात देखियहु मोरा, करिहौं बहुत कहतहौं थोरा ॥
सुनि सुतवचन भरोसा आवा, प्रीति समेत निकट बैठावा ।
करत विचार भयउ भिनुसारा, लगे भालु कपि चारिउद्वारा ॥
कोपि कपिन दुर्गम गढ घेरा, नगर कुलाहल भयउ घनेरा ।
विविध अस्त्र गहि निशिचर धाये, गढते पर्वत शिखर ढहाये ॥

માટે તમે વૈર છોડી દઈને સીતાજી પાછી આપો અને કૃપાના સમુદ્રરૂપ તથા સર્વના પરમહિતકારી પ્રભુને ભજો." માલ્યવાનનાં એવાં વચનો રાવણને બાણો જેવાં લાગ્યાં, તેથી તે બોલ્યો કે—" અભાગિયા ! તારૂં મોં કાળું કરીને અહીંથી ચાલ્યો જા. ૧. તું છેક ઘરડો થઇ ગયો છે તોએ મરતો નથી, હવે તારૂં મોં મને બતાવીશ નહીં. " એ સાંભળીને માલ્યવાને અનુમાન કર્યું કે " રામચંદ્રજી આ દુષ્ટને મારવાને જ ઇચ્છે છે." ૨. પછી માલ્યવાન દુર્વચનો બોલતો બોલતો ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો તે સમયે ઇંદ્રજીત ક્રોધ કરીને બોલ્યો કે—" હું પ્રભાતમાંજ કૌતુક કરીશ તે જોઇ લેજો. હું ઘણું કરવાનો છું પણ થોડુંજ કહું છું. " ૩. પુત્રનાં એવાં વચનો સાંભળીને રાવણને વિશ્વાસ આવ્યો તેથી પ્રેમથી તેને પોતાની પાસે બેસાડ્યો, અને વિ-

આરમાં ને વિચારમાં પ્રાતઃકાળ થયો કે તુરત રીંછો તથા વાનરો ચારે દરવાજાપર આવી ખડા થઇ ગયા. ૪. વાનરોએ કોપીને અગમ્ય ગઢને ઘેરી લીધો, તેથી લંકામાં ઘણો કોળાહુળ થઈ રહ્યો. રાક્ષસો અનેક પ્રકારનાં અસ્ત્રો લઇ લઇને દોડી આવ્યા અને ગઢપરથી પર્વતનાં શિખરો ફેંકવા લાગ્યા. ૫.

છં૦—ढाहे महीधरशिखरकोटिनविविधविधिगोलाचले ।
घहरात जिमि पवि पात गर्जत प्रलयके जिमि बादले ॥
मर्कट विकट भट जुटत सन्मुख लरत तनुजर्जरभये ।
गहि शैल ते गढ पर चलावहिं जहँ सोतहँ निशिचर हये ॥

કરોડો પર્વતનાં શિખરો ફેંકવા લાગ્યા. અનેક પ્રકારે ગોળા મારવા મંડયા, જેમ વજ્રપાત થવાથી તથા પ્રલયકાળનો મેઘ ગાજવાથી જેવો ગડગડાટ થાય તેવો ભારે ઘૂઘૂઘૂ શબ્દ થવા લાગ્યો. વાનરોના વિકરાળ યોદ્ધાઓ સન્મુખ લડતાં લડતાં તેઓનાં શરીરો બળહિન થવા લાગ્યાં તોપણ તેઓ પર્વતો પકડી પકડીને ગઢપર ફેંકતા હતા, જેથી જે રાક્ષસો જ્યાં હતા તે ત્યાંજ મરણ પામવા લાગ્યા.

दोहा—मेघनाद सुनि श्रवण अस, गढ पुनि छेंका आइ ।
उतरि दुर्गते वीरवर, सन्मुख चला बजाइ ॥७७॥

શ્રેષ્ઠ વીર ઇંદ્રજીતે સાંભળ્યું કે ' વાનરોએ પાછા આવીને ગઢને ઘેરી લીધો છે કે તુરત તે ગઢ ઉપરથી ઉતરીને વાજાં વગાડાવી તેઓની સામે ચાલ્યો. ૭૭.

ચો૦—कहँ कोशलाधीश दोउ भ्राता, धन्वी सकल लोक विख्याता ।
कहँ नल नील द्विविद सुग्रीवा, कहँ हनुमत अंगद बलसींवा ॥
कहाँ विभीषण भ्राता द्रोही, आजु शठहिं हठि मारउँ ओही ।
असकहि कठिन बाण संधाने, अतिशय कोपिश्रवणलगितानें ॥
शर समूह सो छाँडै लागा, जनु सपक्ष धावें बहु नागा ।
जहँ तहँ परत देखिये वानर, सन्मुख होइनसकततेहि अवसर ॥
भागे भय व्याकुल कपिऋच्छा, विसरी सबहिं युद्धकीइच्छा ।
सोकपि भालु न रणमें देखा, कीन्हेसि जेहि न प्राण अवशेषा ॥

ઇંદ્રજીત બોલવા લાગ્યો કે—" ધનુર્ધારી તથા સર્વ લોકમાં પ્રસિદ્ધ અયોધ્યાના રાજા રામ લક્ષ્મણ ક્યાં છે ? નીલ, નલ, દ્વીવીદ અને સુગ્રીવ ક્યાં છે ? બળની સીમારૂપ અંગદ તથા હનુમાન ક્યાં છે ? ૧. ભાઇનો

દ્રોહ કરનારો વિભીષણ કયાં છે ? એ શઠને તો આજેજ મારી નાંખું" એમ કહીને મહા પ્રચંડ બાણ ધનુષમાં ચઢાવીને ઘણો ક્રોધ કરીને ધનુષની પ્રત્યંચા કાન સુધી ખેંચી. ૨. એવી રીતે ઇંદ્રજીત બાણોના સમુહો એવા છોડવા લાગ્યો કે જાણે પાંખોવાળા અત્યંત નાગ દોડયા આવતા હોય. એ બાણોથી જયાં ત્યાં વાનરો પડતા જોવામાં આવતા તે સમયે તેની સામે કોઇ જઈ શકયો નહીં. ૩. રીંછો તથા વાનરો ભયથી વ્યાકુળ થઇ યુદ્ધની ઇચ્છા છોડી દઇને નાસવા લાગ્યા. જેને ઇંદ્રજીતે જીવતો રહેવા દીધો હોય એવો એકપણ વાનર કે રીંછ રણક્ષેત્રમાં ઉભો રહેલો જોવામાં આવ્યો નહીં.

दोहा—मारेसि दश दश विशिख उर, परे भूमि सब वीर।
सिंहनाद करी गर्जे तब, मेघनाद रणधीर ॥७८॥

ઇંદ્રજીતે સર્વની છાતીમાં દશ દશ બાણ માર્યા તેથી સર્વ વીરો ધરતી પર પડયા. તે સમયે રણધીર ઇંદ્રજીતે સિંહનાદ કરીને ગર્જના કરી. ૭૮

चो०—देखि पवनसुत कटक बेहाला, क्रोधवन्त धावा जनुकाला।
महा महीधर तमकि उपारा, अति रिस मेघनाद पर डारा॥
आवत देखि गयउ नभसोई, रथ सारथी तुरँग सब खोई।
वार वार प्रचार हनुमाना, निकट न आव मर्म सो जाना॥
राम समीप गयो घननादा, नानाभाँति कहत दुर्वादा।
अस्त्र शस्त्र बहु आयुध डारे, कौतुकही प्रभु काटि निवारे॥
देखि प्रभाव मूढ खिसियाना, करै लाग माया विधिनाना।
जिमि कोउकरै गरुडसनखेला, डरपावहि गहि स्वल्पसपेला॥

હનુમાનજી પોતાના સૈન્યને બેહાલ થયેલું જોઇને જેમ કાળ ધાઇ આવે તેમ કોપાયમાન થઇને દોડયા, અને કુદીને એક મોટો પર્વત ઉપાડીને અત્યંત ક્રોધથી ઇંદ્રજીત ઉપર ફેંકયો. ૧ પર્વતને આવતો જોઇને ઇંદ્રજીત રથમાંથી નીકળીને આકાશમાં જતો રહ્યો અને તેના રથનો, સારથીનો, અને ઘોડાઓનો નાશ થઈ ગયો. હનુમાનજી ઇંદ્રજીતને વારંવાર લલકારતા હતા પણ તે હનુમાનજીનું પરાક્રમ જાણતો હતો તેથી નજીક આવ્યો જ નહી. ૨ પછી ઇંદ્રજીત રામચંદ્રજીની પાસે જઈ અનેક પ્રકારનાં દુર્વચનો બોલીને અત્યંત અસ્ત્ર શસ્ત્રો તથા આયુધો ફેંકવા લાગ્યો. તે સર્વને રામચંદ્રજીએ કાપીને તલ તલ જેવડા કડકા કરી નાંખ્યા. ૩ રામચંદ્રજીનો પ્રભાવ જોઇ એ મૂઢ ઇંદ્રજીત લજવાઈ ગયો અને પછી અનેક પ્રકારની માયાઓ કરવા લાગ્યો. જેમ કોઇ

માણુસ સર્પનું નાનું બચ્ચું પકડીને ખેલ કરી ગરૂડજીને ડરાવે તેમ ઈંદ્રજીત રામચંદ્રજીને માયાથી ડરાવવા લાગ્યો. ૪

दोहा–जासु प्रबल मायाविवश, शिव विरंचि बड छोट।
ताहि देखावैरजानिचर, निज मायामति खोट ॥७९॥

સદાશિવ તથા બ્રહ્મા આદિ નાના મોટા સર્વ કોઇ જેની પ્રબળ માયાને વશ્ય છે, એવા રામચંદ્રજીને ખોટી બુદ્ધિવાળો ઈંદ્રજીત પોતાની માયા દેખાડવા લાગ્યો. ૭૯

चो०–नभचढि बरषै विपुल अँगारा, महिते प्रगट होइ जलधारा।
नानाभाँति पिशाच पिशाची, मारु काटु ध्वनि बोलहिं नाची॥
कीन्हेसि वृष्टि रुधिर कच हाडा, वर्षै कबहुँ उपल बहु छाँडा।
वर्षि धूरि कीन्हेसि अँधियारा, सूझ न आपन हाथ पसारा॥
अकुलाने कपि माया देखे, सब कर मरण बना इहि लेखे।
कौतुक देखि राम मुसुकाने, भये सभीत सकल कपि जाने॥
एकहि बाण काटि सब माया, जिमिदिनकरहरतिमिरनिकाया॥
कृपादृष्टि कपि भालु विलोके, भये प्रबल रण रहहिं न रोके॥

તે આકાશમાં ચઢીને પુષ્કળ અંગારા વરસાવવા લાગ્યો અને પૃથ્વીમાંથી પાણીની ધારાઓ નીકળવા લાગી. માયાથી ઉત્પન્ન કરેલાં પિશાચો તથા ડાકેણો 'મારો, કાપો' એવી રીતના અવાજ કરતાં નાચવા લાગ્યાં. ૧ વળી તે લોહી, વાળ તથા હાડકાંની વૃષ્ટિ કરવા લાગ્યો અને કેટલીકવાર પુષ્કળ પથરા વરસવા લાગ્યા. વળી ધૂળ વરસાવીને એવું અંધારૂં કરી નાંખ્યું કે જેથી પોતે હાથ લાંબો કરે તે પણ સૂઝે નહી. ૨ એવી રીતની માયા જોઇને વાનરો ગભરાવા લાગ્યા અને સર્વેએ ધાર્યું કે 'હવે સઘળાનું મરણ આવી પહોંચ્યું.' માયાનું કૌતુક જોઇને તથા સર્વ વાનરોને ભય પામેલા જાણીને રામચંદ્રજી હસ્યા. ૩ પછી જેમ સૂર્ય અંધકારના સમૂહને કાપી નાંખે છે તેમ રામચંદ્રજીએ એકજ બાણથી સઘળી માયાને કાપી નાંખી. પછી પોતે કૃપાદૃષ્ટિથી વાનરો તથા રીંછો સામું જોયું જેથી તેઓ પાછા એવા પ્રબળ થયા રણમાં રોકયા રહે નહી. ૪

दोहा–आयसु माँगी रामपहँ, अंगदादि कपिसाथ।
लक्ष्मण चले सकोप तब, बाण शरासन हाथ ॥८०॥

એ સમયે કોપાયમાન થયેલા લક્ષ્મણજી રામચંદ્રજીની આજ્ઞા લઇ હા

થમાં ધનુષ બાણો લઇને અંગદ વિગેરે વાનર યોદ્ધાઓ સહિત યુદ્ધ કરવાને ચાલ્યા. ૮૦

ચો૦—जलज नयन उर बाहु विशाला, हिमगिरिवरणकछुइकलाला।
वहाँ दशानन सुभट पठाये, नाना अस्त्र शस्त्र गहिधाये॥
भूधर विटपायुध धरि भारी, धाये कपि जय राम पुकारी॥
भिरे सकल जोरीसन जोरी, इत उत जय इच्छा नाहिं थोरी॥
मुठिकन लातन दांतन काटहिं, कपिगिरिशिलामारिपुनिडाटहिं।
मारु मारु धरु धरु धरि मारू, शीश तोरि गहि भुजा उपारू॥
अस ध्वनि पूरिरही नवखण्डा, धावहिं जहँ तहँ रुण्ड प्रचण्डा।
देखहिं कौतुक नभ सुर वृन्दा, कबहुँक विस्मय कबहुँअनन्दा॥

રાતાંકમળ જેવાં નેત્રોવાળા, વિશાળ વક્ષઃસ્થળ તથા વિશાળ ભુજાઓ વાળા અને હિમાલય જેવા પણ કાંઇક લાલ શરીરવાળા લક્ષ્મણજી યુદ્ધે ચઢતાં રાવણે પણ સામા યોદ્ધા મોકલ્યા, તેઓ અનેક પ્રકારનાં અસ્ત્રો તથા શસ્ત્રો લઇ લઇને દોડયા. ૧ વાનરો પણ પર્વતો તથા વૃક્ષોરૂપી ભારે આયુધો લઇને 'રામચંદ્રજીનો જય' એવી રીતે પોકારતા દોડયા. બન્ને પક્ષની અરસપરસ સરખે સરખી જોડીઓનાં યુદ્ધ થવા લાગ્યાં, તેઓને જયની ઇચ્છા ઘણીજ હતી. ૨ વાનરાઓ મૂઠીઓ તથા લાતોના પ્રહાર દેવા લાગ્યા, દાંતોથી કાપી નાંખવા લાગ્યા અને પર્વતો તથા શિલાઓ મારી મારીને ડરાવવા લાગ્યા. 'મારો, મારો, પકડો, પકડો, મારો, માથાં તોડી નાંખો અને હાથ પકડીને ઉપાડી નાંખો.' ૩ એવા શબ્દો રણક્ષેત્રમાં તથા આકાશમાં ભરપૂર થઇ ગયા અને જ્યાં ત્યાં પ્રચંડ ધડ દોડવા લાગ્યાં. એવું કૌતુક જોઇને આકાશમાં રહેલા દેવતાઓ કોઈ સમયે ખેદ અને કોઇ સમયે આનંદ પામવા લાગ્યા. ૪

દોહા—जमेउ गाड भरि भरि रुधिर, ऊपर धूरि उडाइ।
जिमि अंगारन राशिपर, मृतक धूम रहिछाइ॥८१॥

લોહી વહી વહીને ભરાયેલા ખાડાઓ ઉપર ઉડતી ધુળ જાણે ચિતાઓના અંગારાના ઢગલાપર શબની ધુણી છાઇ રહી હોય, એવી દેખાવા લાગી. ૮૧

ચો૦—घायल वीर विराजहिं कैसे, कुसुमित किंशुकके तरु जैसे।
लक्ष्मण मेघनाद दोउ योधा, भिरहिं परस्पर करि अतिक्रोधा॥
एकहि एक सकै नहिं जीती, निशिचर छल बल करै अनीती।
क्रोधवन्त तब भयउ अनन्ता, भंजेउ रथ सारथी तुरन्ता॥

नानायुध प्रहार करि शेषा, राक्षस भयउ प्राण अवशेषा ।
रावणसुत निजमन अनुमाना, संकटभये हरिहि मम प्राना ॥
वीरघातिनी छांडेसि साँगी, तेजपुंज लक्ष्मण उर लागी ।
मूर्च्छा भई शक्तिके लागे, तबचलिगयउनिकटभयत्यागे ॥

ઘાયલ થયેલા વીરો જાણે ફુલી રહેલાં ખાખરાનાં વૃક્ષ હોય એવા શોભવા લાગ્યા. લક્ષ્મણજી અને ઈંદ્રજીત એ બે યોદ્ધાઓ પરસ્પર અત્યંત ક્રોધ કરીને લડતા હતા. ૧ તેઓ એક બીજાને જીતી શકતા ન હતા. ઈંદ્રજીત છળબળ અને અનીતિ કરવા લાગ્યો તેથી લક્ષ્મણજીને અત્યંત ક્રોધ ચઢવાથી તુરત તેનો રથ ભાગી નાંખ્યો અને સારથીને પણ મારી નાંખ્યો. ૨ વળી અનેક આયુધોના પ્રહારથી ઈંદ્રજીતને એવો કરી નાંખ્યો કે તેનામાં માત્ર પ્રાણ અવશેષ રહ્યા. ઈંદ્રજીતે મનમાં વિચાર કર્યો કે 'હવે હું મહા સંકટમાં આવી પડયો અને લક્ષ્મણજી મારા પ્રાણ લેશે.' ૩ એમ વિચારી તેણે તેજના પુંજરૂપ 'વીરઘાતિની' નામની સાંગ ફેંકી, તે લક્ષ્મણજીની છાતીમાં વાગતાં મૂર્છા ખાઈ પડયા. એટલે ઇંદ્રજીત નિર્ભય થઈને તેમની પાસે ગયો. ૪

दोहा–मेघनाद सम कोटि शत, योधा रहे उठाय ॥
जगदाधार अनन्त किमि, उठहिं न चला खिसाय ॥ ८२ ॥

ઈંદ્રજીત લક્ષ્મણજીને ઉઠાવી લઈ જવા લાગ્યો, પણ નહી ઉપાડી શકાયાથી નિરાશ થઇ લજાઇને પાછો ચાલ્યો. ઈંદ્રિજીત તો શું પણ તેના જેવા સોકરોડ યોદ્ધાઓ લક્ષ્મણજીને ઉઠાવી લેવા ધારે તોપણ લક્ષ્મણજી પોતે જગતને ધારણ કરનારા (શેષનાગ) અને અનંત ભારવાળા હોવાથી તેમને શી રીતે ઉઠાવી શકે? ૮૨

चो०–सुनु गिरिजा क्रोधानल जासू, जारै भुवन चारि दश आसू ।
सक संग्राम जीतिको ताही, सेवहिं सुर नर अग जग जाही ॥
यह कौतुक जानहिं जन सोई, जेहिपर कृपा रामकी होई ।
सन्ध्या भई फिरी दोउ ऐनी, लगे सँभारन निज निज सैनी ॥
व्यापक ब्रह्म अजित भुवनेश्वर, लक्ष्मण कहँ पूछा करुणाकर ।
तब लगि लै आयो हनुमाना, अनुज देखि प्रभु अति दुखमाना ॥
जाम्बवन्त कह वैद्य सुषेना, लंका रह पठइय कोउ लेना ।
धरि लघु रूप गयो हनुमन्ता, आनेउ भवन समेत तुरन्ता ॥

હે પાર્વતી! સાંભળો. જેનો ક્રોધાગ્નિ ચૌદે ભુવનોને બાળી નાંખે એવો

છે અને જેને દેવતાઓ, મનુષ્યો અને સચરાચર જગત સેવે છે. તે ( લક્ષ્મણજી ) ને યુદ્ધમાં કોણુ જીતી શકે ? ૧ પરંતુ ( સાંગ વાગ્યાથી લક્ષ્મણજી મૂર્છિત થયા ) એ કૌતુકને તો જેનાપર રામની કૃપા હોય તેજ જાણે. પછી સાયંકાળ થવાથી બન્ને પક્ષની સેનાઓ પાછી ફરી અને સેનાપતિઓ પોત પોતાની સેનાઓને સંભાળવા લાગ્યા. ૨ સર્વ વ્યાપક, બ્રહ્મસ્વરૂપ, અજીત અને સર્વ બ્રહ્માંડોના અધિષ્ઠાતા રામચંદ્રજીએ યોદ્ધાઓને પૂછ્યું કે " લક્ષ્મણજી ક્યાં છે ? " એટલામાં હનુમાનજી લક્ષ્મણજીને ઉપાડી લઇ આવ્યા. તેમને જોઇને પ્રભુ ઘણા દુઃખિત થયા. ૩ પછી જાંબવાન બોલ્યો કે—" સુષેણુ નામનો વૈદ્ય લંકામાં રહે છે તેને તેડી લાવવાને કોઇને મોકલો. " એ સાંભળીને હનુમાનજી ન્હાનું રૂપ ધરીને લંકામાં ગયો અને સુષેણુને તેના ઘર સુદ્ધાં તુરત ઉપાડી લાવ્યો. ૪

दोहा—रघुपति चरण सरोज शिर, नायउ आइ सुषेन ॥
कहा नाम गिरि औषधी, जाहु पवनसुत लेन ॥ ८३ ॥

સુષેણે આવીને રામચંદ્રજીના ચરણકમળમાં માથું નમાવ્યું, પછી તેણે હનુમાનજીને પર્વતનું નામ તથા ઐાષધીનું નામ બતાવીને કહ્યું કે—" તમે તે લઇ આવો. "

चो०—रामचरण सरसिज उरराखी, चलेउ प्रभंजन सुत बलभाषी ।
वहाँ दूत एक मर्म जनावा, रावण कालनेमि गृह आवा ॥
दशमुख कहा मर्म तेहिसुना, पुनि पुनि कालनेमि शिरधुना ।
देखत तुमहिं नगर जेहि जारा, तासु पन्थको रोकनहारा ॥
भजिरघुपतिहि करहुहितअपना, तजौ नाथ अब मृषा जल्पना ।
नीलकंज तनु सुन्दरश्यामा, हृदय राखु लोचन अभिरामा ॥
अहंकार ममता मद त्यागहु, महामोह निशि सोवतजागहु ।
कालव्याल कर भक्षक जोई, स्वप्नेहु समर कि जीतै कोई ॥

હનુમાનજી હૃદયમાં રામનાં ચરણારવિંદને ધરી પોતાનું બળ જણાવીને ઐાષધી લેવાને ચાલ્યા. એ ખબર કોઈ રાક્ષસ દૂતે રાવણને જણાવ્યાથી તે ' કાલનેમિ ' નામના રાક્ષસને ઘેર ગયો. ૧. રાવણે સઘળી હકીકત તેને કહી સંભળાવતાં તે સાંભળીને વારંવાર માથું ધુણાવવા લાગ્યો. અને બોલ્યો કે " તમારા દેખતાં જેણે લંકાને બાળી નાંખી હતી તેને માર્ગમાં રોકી શકનારો કોણુ છે ? ૨. માટે હે નાથ ! હવે તમે વૃથા કલ્પનાઓ છોડી દઇને રામચંદ્રજીનું ભજન કરી પોતાનું કલ્યાણુ કરી લ્યો. નીલકમળો જેવા શ્યામ સુંદર

શરીરવાળા અને નેત્રોને વ્હાલા લાગે એવા રામચંદ્રજીને હૃદયમાં રાખો. ૩. તમે અહંકાર, મમતા તથા મદને છોડી દઇને મહા મોહરૂપી રાત્રિમાં સૂતેલા છો તે જાગૃત થાઓ. જે કાળરૂપી સર્પનું ભક્ષણ કરી જાય એવા છે તેને કોઇ સ્વપ્નમાં પણ જીતી શકે કે ? " ૪

दोहा–सुनिदशकंधरिसान तब, तेहँ मन कीन्ह विचार ॥
रामदूत करमरण भल, यह खल नतु मोहिं मार ॥ ८४ ॥

એ સાંભળીને રાવણને ઘણી રીસ ચઢી, તેથી કાળનેમિએ મનમાં વિચાર કર્યો કે—' રામચંદ્રજીના દૂત ( હનુમાનજી ) ને હાથે મરવું એ સારૂં છે. તેમ નહી મરૂં તો આ દુષ્ટ મને મારી નાંખશે. ' ૮૪.

चौ०–असकहि चला रचि मग माया, सर मंदिर वर वाग बनाया ।
मारुतसुत देखा शुभ आश्रम, मुनिहिं बूझिजल पियौंजाय श्रम ॥
राक्षस कपट वेष तहँ सोहा, मायापति दूतहि चह मोहा ।
जाय पवनसुत नायउ माथा, लागा कहन रामगुणगाथा ॥
होत महारण रावण रामहिं, जीतहिं राम न संशय यामहिं ।
इहाँ भये मैं देखौं भाई, ज्ञानदृष्टि बल मोहिं अधिकाई ॥
माँगा जल तेहँ दीन्ह कमण्डल, कह कपि नहिं अघाउँ थोरे जल ।
सरमज्जन करि आतुर आवहु, दीक्षा देउँ ज्ञान जेहि पावहु ॥

એ પ્રમાણે મનમાં વિચારી કાળનેમિ ત્યાંથી ચાલ્યો અને હનુમાનજીના માર્ગમાં જઇ માયાથી સરોવર, મંદિર તથા ઉત્તમ બાગ બનાવ્યો. તે સુંદર આશ્રમને જોઈને હનુમાનજીએ ધાર્યું કે આ આશ્રમમાં જઇ મુનિને પૂછીને જળ પીઉં કે જેથી મારો થાક ઉતરી જાય. ૧. કાળનેમિ રામના દૂતને મોહ પમાડવાની ઇચ્છાથી કપટથી મુનિનો વેષ ધરીને ત્યાં બેઠો હતો તેને હનુમાનજીએ તુરત માથું નમાવ્યું. તે સમયે તે મુનિ રામના ગુણોની કથા કહેવા લાગ્યો કે—૨. " રામચંદ્રજીનું અને રાવણનું મોટું યુદ્ધ ચાલેછે તેમાં રામચંદ્રજી જીતશે, એમાં કાંઇ સંદેહ નથી. ભાઇ ! હું અહીં રહીને દેખી શકું છું, મારી જ્ઞાનદૃષ્ટિનું બળ ઘણું છે. " ૩. હનુમાનજીએ તેની પાસે જળ માગતાં તેણે પોતાનું કમંડલ આપ્યું, ત્યારે હનુમાનજીએ કહ્યું કે " આટલા થોડા પાણીથી હું તૃપ્ત નહી થાઉં. " ત્યારે તે મુનિ બોલ્યો કે—" આ સરોવરમાં સ્નાન કરીને તુરત મારી પાસે આવો, એટલે હું તમને દીક્ષા આપું કે જેથી તમને જ્ઞાન પ્રાપ્ત થાય. " ૪.

दोहा–सर पैठत कपिपद गहे, मकरी अति अकुलान ॥
मारि ताहिधरि दिव्यतनु, चली गगन चढि यान ॥ ८५ ॥

હનુમાનજી સરોવરમાં પેસતાંજ એક મઘરીએ તેમનો પગ પકડયો. પણ હનુમાનજીએ તેને ખૂબ દબાવાથી તે વ્યાકુળ થઇ, અંતે મરણ પામી દિવ્ય દેહ ધરી વિમાનમાં બેશી આકાશમાં જઇ બોલી કે–૮૫.

चो०–कपि तव दरश भइहुँ निष्पापा, मिटा तात मुनिवर करशापा ।
मुनि न होइ यह निशिचर घोरा, मानहु सत्यवचन कपिमोरा ॥
असकहि गई अप्सरा जबहीं, निशिचरनिकटगयउकपितबहीं ।
कह कपि मुनि गुरुदक्षिणा लेहू, पाछे हमहिं मंत्र तुम देहू ॥
शिर लंगूर लपेटि पछारा, निजतनु प्रकटेसि मरती बारा ।
राम राम कहि छाँडेसि प्राना, सुनि मन हर्षि चले हनुमाना ॥
देखा शैल न ओषधि चीन्हा, सहसा कपि उपारि गिरि लीन्हा ।
गहिगिरिनिशि नभधावतभयऊ, अवधपुरी ऊपर कपि गयऊ ॥

"હે તાત ! હનુમાનજી આપના દર્શનથી હું નિષ્પાપ થઇ છું અને મને મુનિશ્વરનો શાપ લાગેલો તે પણ મટી ગયો.* તમે મારૂં વચન સત્ય માનજો કે–આશ્રમમાં છે તે મુનિ નથી પણ ભયંકર રાક્ષસ છે. ૧. એમ કહીને તે અપ્સરા ચાલી ગઇ. પછી હનુમાનજી પેલા રાક્ષસની પાસે ગયા અને બોલ્યા કે–" હે મુનિ ! તમે પ્રથમ ગુરૂ દક્ષિણા લ્યો. પછી મને ગુરૂ મંત્ર આપો." ૨.

(ક્ષેપક) હવે હનુમાનજીને સરોવરમાં વાર લાગેલી જોઇને કાળનેમિએ મનમાં વિચાર કર્યો કે–" મઘરીએ હનુમાનને મારી નાંખ્યો હશે માટે હવે તો હું જલદી લંકામાં જાઉં. ૧ અને આ ખબર રાવણને કહી સંભળાવીને તેની પાસેથી રાજ્યનો અરધો ભાગ લઉં. ઉત્તર દિશા તરફ સમુદ્ર આવેલો હોવાથી રેતી વધી જવાની ધાસ્તી છે, ૨. માટે એ દિશા તરફનો ભાગ રાવણને આપીશ અને હું દક્ષિણ તરફનો ભાગ લઇશ. હાથીઓ, રથો, ઘોડાઓઅને સેનાના ભારે ભારે યોદ્ધાઓ એ સર્વની વેહેંચણી કરાવીશ. ૩. જે રીતે પુષ્પક વિમાનમાં પણ ભાગ મળે તેમ કરીને તે પણ પ્રીતિપૂર્વક લઇશ." આ પ્રમાણે

* એ કાળનેમિ પૂર્વ જન્મમાં ગાંધર્વ હતો અને મઘરી અપ્સરા હતી. તે એક સમયે ઇંદ્રની સભામાં ગાતાં હતાં ત્યારે ત્યાં આવેલા દુર્વાસા મુનિને હસવાથી મુનિએ તેઓને શાપ દીધો કે 'તમે બન્ને રાક્ષસ થઈ જાઓ.' પછી તેઓએ પ્રાર્થના કરતાં અનુગ્રહ કર્યો કે 'ત્રેતા યુગમાં રામના દૂતથી તમારો ઉદ્ધાર થશે.'

કાળનેમિ મનમાં ને મનમાં વિચાર કરતો હતો તેટલામાં હનુમાનજીએ ત્યાં આવીને દક્ષિણા લેવાનું કહ્યું. ૪ )

પછી તેના માથામાં પોતાનું પૂછડું લપેટીને પૃથ્વીપર પછાડયો, તેથી મરતી વખતે તેણે પોતાનો રાક્ષસ દેહ પ્રકટ કરી 'રામ, રામ' કહીને પ્રાણ મૂક્યા. પછી હનુમાનજી મનમાં હર્ષ પામીને ચાલ્યા. ૩ હનુમાનજી ઔષધીવાળા પર્વત ઉપર જઇ પોહોચ્યા પણ ઔષધી નહી ઓળખી શકાયાથી સાહસ કરીને તેમણે આખો પર્વત ઉપાડી લીધો, અને રાત્રિ સમયે આકાશમાં દોડતા અયોધ્યા ઉપર આવી પોહોચ્યા. ૪

दोहा–देखाभरतविशालअति, निशिचरमन अनुमानि ॥
विनु फरशर तकि मारेऊ, चाप श्रवण लगि तानि ॥ ८६ ॥

ભરતજીએ અત્યંત વિશાળ દેહવાળા હનુમાનજીને જોઇને મનમાં અનુમાન બાંધ્યું કે આ કોઇ રાક્ષસ છે, તેથી તેમણે કાન સુધી ધનુષ તાણીને ફળ વગરનું બાણ તાકીને માર્યું. ૮૬

चो०–परेउ मूर्च्छि महिलागत सायक, सुमिरत राम राम रघुनायक ।
सुनि प्रियवचन भरत उठि धाये, कपिसमीप अति आतुर आये ॥
विकल विलोकि कीश उरलावा, जागा नहिं बहु भाँति जगावा ।
मुख मलीन मन भयउ दुखारी, कहत वचन भरि लोचन वारी ॥
जेहिविधिरामविमुखमोहिंकिन्हा, तेहिं पुनि यहदारुणदुख दीन्हा ।
जो मोरे मन वच अरु काया, प्रीति राम पद कमल अमाया ॥
तौ कपि होउ विगत श्रम शूला, जो मोपर रघुपति अनुकूला ।
वचन सुनत उठि बैठ कपीशा, कहि जयजयतिकोशलाधीशा ॥

એ બાણ વાગતાંજ હનુમાનજી 'રામ રામ' 'રઘુનાથ' એમ બોલતા બોલતા મુર્છા પામી પૃથ્વીપર પડયા. ભરતજી પ્રિય વચન સાંભળીને તુરત ઉઠીને દોડતા હનુમાનજી પાસે આવ્યા. ૧. હનુમાનજીને મૂર્છિત જોઇને ભરતજીએ છાતીમાં લગાવ્યા અને જગાડવાનો ઘણો ઘણો યત્ન કર્યો પણ જાગ્યા નહીં, તેથી ભરતજીનું મુખ મલિન થઇ ગયું અને મન ઘણું દુઃખી થયું. પછી નેત્રોમાં આંસુ ભરીને બોલ્યા કે–૨. " જે વિધાતાએ મને રામથી વિમુખ કર્યો છે તેણેજ મને આ પાછું દારૂણ દુઃખ દીધું. જો મને મન કર્મ વચનોથી રામચંદ્રજીનાં ચરણ કમળોમાં નિષ્કપટ પ્રીતિ હોય, ૩. અને રઘુનાથજી મારાપર અનુકુળ હોય તો આ વાનર શ્રમ તથા દુઃખથી રહિત થજો. " આ

વચનો સાંભળતાંજ હનુમાનજી, જય જય કૌશલ્યાધીશ ' એમ બોલતા બોલતા ઉઠીને બેઠા થયા.

सो०—लीन्ह कपिहि उर लाय, पुलक गात लोच न सजल।
प्रीति न हृदय समाय, सुमिरि राम रघुकुल तिलक॥

ભરતજીએ હનુમાનજીને પોતાની છાતી સાથે લગાવ્યા. તે સમયે રઘુકુળના તિલકરૂપ રામચંદ્રજીનું સ્મરણ આવવાથી તેમનાં ગાત્રો રોમાંચિત થઇ ગયાં, નેત્રોમાં જળ છાઇ ગયાં અને હૃદયમાં પ્રેમ સમાવા લાગ્યો નહી.

चौ०—तात कुशल कहु सुखनिधानकी, सहितअनुजअरुमातु जानकी।
कपि सब चरित समास बखाने, भये दुखित मन महँ पछिताने॥
अहह दैव मैं कत जग जायउँ, प्रभुके एकौकाज न आयउ।
जानि कुअवसर मन धरि धीरा, पुनि कपिसनबोलेउबलवीरा॥
[ भले भरतकह बोल ताता, पाछे सुनि दुख पैहैं माता।
तेहिते चल दीजै समुझाई, आय भवन सब कथा सुनाई॥
सुत घायल सुनि साधु सुमित्रहिं, भयउ हर्ष और शोचविचित्रहिं।
बोली धन्य सुवन मम आजू, जूझेउ समर स्वामिके काजू॥
पर यक दुःख होत अति ताता, कुसमय भये राम बिन भ्राता।
पुनि स्वभाव रिपुहनते कहेऊ, जाहु तात तुम प्रभु पहँ रहेऊ॥
सुनत उठे मुद सहित प्रकाशा, विधिवश सुहर हरे जनुपाशा।

પછી ભરતજી બોલ્યા કે—" તાત ! લક્ષ્મણજી તથા માતા સીતાજી સહિત સુખના ભંડારરૂપ રામચંદ્રજી કુશળ છે ? તે કહો. " એ સાંભળીને હનુમાનજીએ સર્વ હકીકત ટુંકામાં કહી સંભળાવી, તે સાંભળીને ભરતજી દુઃખિત થયા અને મનમાં પસ્તાવા લાગ્યા કે—૧. અહહ દૈવ ! હું રામચંદ્રજીના એકે કામમાં આવ્યો નહી માટે જગતમાં હું શું કરવાને જન્મ્યો ? " પછી બળવીર ભરતજી કુઅવસર જાણીને મનમાં ધીરજ ધરીને હનુમાનજીને કહેવા લાગ્યા કે—૨. તાત ! હનુમાનજી પાછળથી લક્ષ્મણજીની મુર્છાની વાત જાણીને સુમિત્રા માતા દુઃખી થશે, માટે તમે મારી સાથે આવીને તેમને સમજાવો. " હનુમાનજીએ ' બહુ સારૂં " કહીને ભરતજીની સાથે ઘેર જઇને સઘળી હકીકત કહી સંભળાવીક પવિત્ર સુમિત્રાને પોતાના પુત્રને ઘાયલ થયેલો સાંભળીને હર્ષ તથા શોક થયો. તે બોલી કે—" મારા પુત્ર લક્ષ્મણને ધન્ય છે કે—તે પોતાના સ્વામીના

કાર્યને માટે યુદ્ધમાં લડીને પડયો. ૨ પણ હે તાત ! મારા મનમાં એક વાતે દુઃખ થાય છે કે–આવા કુસમયે રામચંદ્રજી ભાઇ વગરના થયા !!" પછી સ્વાભાવિક રીતે તેમણે શત્રુઘ્નને કહ્યું કે–" તાત ! તમે જઇને રામચંદ્રજીની પાસે રહો." ૩ એ સાંભળીને શત્રુઘ્ન આનંદ પૂર્વક ઉઠયા અને મનમાં જાણ્યું કે–'દૈવયોગે પાંસરા પાસા પડયા છે.'

दोहा—अम्ब अनुजगति देखि मन, मानी सबनि गलानि ॥
बोली रघुपति मातु तब, कपिते धीरज आनि ॥ ८७ ॥

શત્રુઘ્નની એવી સ્થિતિ જોઈને સઘળી માતાઓ મનમાં ગ્લાનિ પામી; તે સમયે કૌસલ્યાએ ધીરજ ધરીને હનુમાનજીને કહ્યું કે—૮૭

दोहा—जेहि सौंपेउ मैं लषण कह, तिनकी यह गति होय ॥
अब कब देखों नयनभारि, पुत्र कमल मुख सोय ॥ ८८ ॥

" જે લક્ષ્મણને મેં રામચંદ્રજીના હાથમાં સોંપ્યો હતો તેની આવી દશા થઈ છે ! હવે હું એ પુત્રના મુખ કમળને નેત્રામાં જળ ભરીને કયારે જોઈશ !!" ૮૮

दोहा—बोले मारुतसुवन तब, सकल धरहु मनधीर ॥
कुशल जानकी लषण युत, ऐहैं श्रीरघुवीर ॥ ८९ ]

ત્યારે હનુમાનજી બોલ્યો કે–" તમે સર્વે મનમાં ધીરજ ધરો. શ્રી રઘુનાથજી સીતાજી તથા લક્ષ્મણજી સહિત ક્ષેમ કુશળ અહીં આવશે." ૮૯

चो०—तात गहरु होइहै तुहि जाता, काज नशाइहि होतप्रभाता ।
चढु मम सायक शैल समेता, पठवौं तोहिं जहँ कृपानिकेता ॥
सुनिकपि मन उपजाअभिमाना, मोरे भार चलहि किमिबाना ।
रामप्रताप बिचारि बहोरी, बन्दिचरण बोलेउ करजोरी ॥
तव प्रताप उर राखि गुसाईं, जैहौं नाथ बाणकी नाईं ।
हर्षि भरत तब आयसु दीन्हा, पद शिरनाय गमन कपिकीन्हा ॥

પછી શત્રુઘ્ન બોલ્યા કે–" તાત ! તમને ત્યાં જતાં વાર લાગશે તો પ્રભાત થતાંજ કામ બગડી જશે, માટે તમે પર્વત સહિત મારા બાણુપર ચઢો એટલે જ્યાં રામચંદ્રજી છે ત્યાં તમને પોહોચાડી દઉં." ૧ એ સાંભળીને હનુમાનજીને અભિમાન આવ્યું કે–' મારા ભારથી બાણુ શી રીતે ચાલશે ? ' પછી રામનો પ્રતાપ વિચારી ભરતજીના ચરણોમાં વંદન કરી હાથ જોડીને બોલ્યા કે–૨. " સ્વામી ! તમારો પ્રતાપ હૃદયમાં રાખીને હું મારી મેળેજ

બાણની પેઠે જઈશ." એ સાંભળી ભરતજીએ રાજી થઈને રજા આપી એટલે હનુમાનજી ભરતજીને પગે લાગીને ત્યાંથી ચાલ્યા. ૩.

दोहा—भरत बाहुबल शीलगुण, प्रभुपद प्रीति अपार ॥
जात सराहत मनहिं मन, पुनि पुनि पवनकुमार ॥ ९० ॥

ભરતજીનાં બાહુબળ, શીલ, ગુણ અને તેમની રામચંદ્રજીનાંચરણોપરની પ્રીતિ એનાં મનમાં વારંવાર વખાણ કરતા હનુમાનજી જતા હતા. ૯૦

चो०—वहाँ राम लक्ष्मणहिं निहारी, बोले वचन मनुज अनुहारी ।
अर्द्धरात्रि गइ कपि नहिं आवा, राम उठाइ अनुज उर लावा ॥
सकहु न दुखित देखि मोहिंकाऊ, बन्धु सदा तव मृदुल स्वभाऊ ।
ममहित लागि तजेउ पितु माता, सहेउ बिपिन हिम आतप वाता ॥
सो अनुराग कहाँ अब भाई, उठहु न सुनि मम वचविकलाई ।
जो जनितेउ वन बंधु बिछोहू, पिता वचन नहिं मनतेउँ वोहू ॥
सुत वित नारि भवन परिवारा, होहिं जाहिं जग बारहिंबारा ।
अस विचारि जिये जागहु ताता, मिलहि न बहुरि सहोदर भ्राता ॥
यथा पंख बिनु खगपति दीना, मणि बिनु फणि करिवर कर हीना ।
अस मम जिवन बंधु विन तोहीं, जो जड दैव जियावै मोहीं ॥
जैहौं अवध कवन मुँहलाई, नारिहेतु प्रियवन्धु गँवाई ।
वरु अपयश सहतेउँ जगमाहीं, नारि हानि विशेष क्षति नाहीं ॥
अब अवलोकि शोक यह तोरा, सहै कठोर निठुर उर मोरा ।
निज जननीके एक कुमारा, तात तासु तुम प्राणअधारा ॥
सौंपेउ मोहिं तुमहिं गहिपानी, सब विधिसुखदपरमहितजानी ।
उतर काहि देहौं का जाई, उठि किन मोहिंसमुझावहु भाई ॥
बहुविधि शोचत शोचविमोचन, श्रवतसलिलराजिवदललोचन ।
उमा अखण्ड एक रघुराई, नरगति भक्ति कृपालु दिखाई ॥

હવે લંકામાં રામચંદ્રજી લક્ષ્મણજીને જોઈને મનુષ્યની પેઠે વચનો બોલ્યા કે-" અર્ધ રાત્રિ ગઈ તોપણ હનુમાનજી આવ્યા નહી." એમ બોલી લક્ષ્મણજીને ઉપાડીને છાતીએ લગાવ્યા. ૧ રામચંદ્રજી બોલ્યા કે-" હે ભાઈ! તમે મને કદી પણ દુઃખી જોઈ શકતા ન હતા, તમારો સ્વભાવ સર્વદા કોમળ છે. તમે મારા હિતને વાસ્તે માતા પિતાનો

ત્યાગ કરી મારી સાથે વનમાં આવીને વનનો તડકો, ટાઢ અને પવન સહન કર્યો છે. ૨. હે ભાઇ ! એ તમારી પ્રીતિ હવે ક્યાં ગઈ ? ! તમે મારાં વ્યાકુળતા ભરેલાં વચનો સાંભળીને કેમ ઉઠતા નથી ? 'વનમાં તમો બંધુનો વિયોગ થશે' એમ હું જાણતો હોત તો પિતાનું વચન પાળવાને હું વનમાં આવત નહી. ૩ તાત ! જગતમાં પુત્ર, ધન, સ્ત્રી, ઘર અને કુટુંમ્બ પરિવાર એ વારંવાર પ્રાપ્ત થાયછે અને જાય છે, પણ સહોદર ભાઇ ફરીથી મળતો નથી, એમ મનમાં જાણીને જાગો. ૪. જો જડ દૈવ મને કદાપિ જીવાડશે તોપણ જેવું પાંખો વગરના દીન પક્ષીનું, મણિ વિનાના સર્પનું અને સૂંઢ વગરના હાથીનું જીવવું છે, તેવું તમો ભાઇ વિનાનું મારૂં જીવન છે. ૫. હું સ્ત્રીને માટે તમો જેવા પ્રિયબંધુને ગુમાવીને શું મોઢું લઇને અયોધ્યામાં જઇશ ? જગતમાં અપકીર્તિ ( કે વનમાં જઇ સ્ત્રીને ગુમાવી આવ્યા તે ) સહન કરી હોત તો સારૂં થાત, કેમકે સ્ત્રીની હાનિ તે કાંઇ ભારે હાનિ નથી, ૬. હવે મારૂં કઠોર અને નિષ્ઠુર મન એ અપકીર્તિ અને તે ઉપરાંત તમારો શોક પણ સહન કરશે. હે તાત ! તમે તમારી માતાના એકના એકજ પુત્ર તેમના પ્રાણના આધાર રૂપ છો, ૭. તે તેમણે મને સર્વ પ્રકારે સુખ દેનારો અને પરમ હિતસ્વી જાણીને તમારો હાથ ઝાલીને સોંપ્યા હતા, તે હવે તેમની પાસે જઇને હું શો ઉત્તર આપીશ ? ભાઇ ! તમે ઉઠીને તે મને સમજાવો." ૮. શોકને નષ્ટ કરનારા રામચંદ્રજી એ પ્રમાણે ઘણી ઘણી રીતે શોક કરવા લાગ્યા અને કમળદળ સરખાં નેત્રોમાંથી આંસુ પાડવા લાગ્યા. હે પાર્વતી ! કૃપાળુ રામચંદ્રજી પોતે અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ છે તેમ છતાં તેમણે આ પ્રમાણે મનુષ્ય લીલા ભક્તોના હિતને વાસ્તે દેખાડી છે. ૯.

सो०—प्रभु विलाप सुनि कान, विकल भये वानर निकर ॥
आइ गये हनुमान, जिमि करुणामहँ वीररस ॥

રામચંદ્રજીના વિલાપ કાને સાંભળીને વાનરોનો સમૂહ વ્યાકુળ થઇ ગયો. એટલામાં જેમ કરૂણા રસમાં વીરરસ આવી મળે તેમ તે સમયે હનુમાનજી ત્યાં આવી પોહોંચ્યા.

चो०—हर्षि राम भेंटेउ हनुमाना, अति कृतज्ञप्रभु परम सुजाना ।
तुरत वैद्य तब कीन उपाई, उठि बैठे लक्ष्मण हरषाई ॥
हृदय लाइ भेंटेउ प्रभु भ्राता, हर्षे सकल भालु कपि व्राता ।
पुनि कपि वैद्य तहाँ पहुँचावा, जेहि विधि तबहिं ताहिलै आवा ॥
(क्षेपक) हरिदिन धूम्राक्ष बलवाना, चाढ़ि कीन्हो अतिसमर महाना ।

महा वीर तेहि कियो निपाता, चढयो अकंपन पुनिदुःखदाता ॥
समर कीन्ह ताने अतिभारी, मार्यो तेहि युवराज प्रचारी।
पुनि प्रहस्त क्रोधातुर आवा, नीलमार तेहि धरणि गिरावा ॥
चल्यो महोदर करि अतिक्रोधा, महावीर मार्यो सो योधा।
पुनि अतिकाय भिर्यो रिसि आई, मार्यो आठ दीन कीन्ह लराई ॥
कुंभ निकुंभ आय रण ठाना, मरे पांचदिन करि मैदाना।
पुनि मकराक्ष महाभट आवा, लक्ष्मणसे अति युद्ध मचावा ॥

અત્યંત કૃતજ્ઞ અને પરમસુજાણ રામચંદ્રજી હર્ષ પામીને હનુમાનજીને ભેટયા. પછી સુષેણ વૈદ્યે તુરત ઉપાય કર્યો એટલે લક્ષ્મણજી હર્ષપામી ઉઠીને બેઠા થયા. ૧. રામચંદ્રજી તેમને છાતીએ લગાવીને ભેટયા અને સર્વ વાનરો તથા રીંછો પણ હર્ષ પામ્યા. પછી હનુમાનજી જે રીતે વઘને લાવ્યા હતા તે રીતે તેને ઘેર મૂકી આવ્યા. ૨. પછી એકાદશીને દિવસે બળવાન ધૂમ્રાક્ષ નામના રાક્ષસે યુદ્ધે ચઢીને ભારે લડાઈ કરી, તેને હનુમાનજીએ મારી નાંખ્યો. તે પછી દુઃખ દેનારો અકંપન ચઢયો. ૩. તેણે પણ અત્યંત ભારે યુદ્ધ કર્યું, તેને અંગદે મારી નાંખ્યો. તે પછી ક્રોધાતુર પ્રહસ્ત ચઢી આવ્યો, તેને નીલે મારીને પૃથ્વી પર પાડી દીધો ૪. તેના પછી અત્યંત ક્રોધવાળો મહોદર રાક્ષસ ચઢયો તેને હનુમાનજીએ મારી નાંખ્યો, તે પછી અતિકાય રાક્ષસ ક્રોધ કરીને આવી ભીડયો, તે આઠ દિવસ સુધી લડાઈ કરીને મરણ પામ્યો. ૫. પછી કુંભ તથા નિકુંભ રણે ચઢયા, તેઓ પાંચ દિવસ સુધી લડીને મરણ પામ્યા. પછી મોટો યોધ્ધો મકરાક્ષ આવ્યો, તેણે લક્ષ્મણજીની સાથે ભારે યુદ્ધ મચાવ્યું. ૬.

दोहा–तब लक्ष्मणने क्रोधकर, ताको डारो मार।
कपिदलमें आनंद भयो, जयजयकार पुकार ॥ ९१ ॥

લક્ષ્મણજીએ ક્રોધ કરીને મકરાક્ષને મારી નાંખ્યો, તેથી વાનરાઓની સેનામાં આનંદ છાઈ ગયો અને સર્વ જય જયકાર પોકારવા લાગ્યા. ૯૧.

चो०–यह वृतान्त दशानन सुनेउ, अति विषाद पुनिपुनि शिर धुनेउ।
व्याकुल कुंभकर्ण पहँ गयउ, करि बहु यत्न जगावत भयउ ॥
दशसहस्र राक्षस तब धाये, ढोलददामें अधिक बजाये।
करनलगे कोउ मुद्गर मारी, तदपि उठ्यो न सो असुरारी ॥
कोउ लात चपेट लगावै, परताके कछु मनहिं न आवै।
भूधर सम तेहि पर्यो शरीरा, तासों तनमें गिनत न पीरा ॥

**श्वास तजत आंधीसी आवत, सन्मुख तोहि कोउ टिकन न पावत।**
**तबराक्षस यह कीन्ह विचारी, काटन लगे पचार पचारी॥**
**उठ्यो न पुनि तब कियो उपाई, दिये नाकमें मेख चलाई।**
**अरु हाथिनकी दांय चलाई, छींक महा निशिचरको आई॥**

એ સઘળો વૃત્તાંત રાવણુના સાંભળવામાં આવતાં અત્યંત ખેદથી વારંવાર માથું ધૂણાવવા લાગ્યો અને વ્યાકુળ થઇ કુંભકર્ણુની પાસે જઇને ઘણા પ્રયત્નો કરીને તેને જગાડવા લાગ્યો. ૧. તે સમયે દશહજાર રાક્ષસો કુંભકર્ણુને જગાડવાને દોડ્યા અને પુષ્કળ ઢોલ તથા નગારાં વગાડવા લાગ્યા. કેટલાક તો મુદ્દગરથી મારવા લાગ્યા તોપણુ તે જાગ્યો નહી. ૨. કેટલાક તો લાતો તથા થપ્પડો લગાવવા લાગ્યા તોપણુ કુંભકર્ણુના મનમાં તેની અસર થઇ નહી. તેનું શરીર પર્વતની પેઠે પડ્યું હતું તેથી તેના શરીરમાં કશી પણુ પીડા જણાતી નહોતી. ૩. તેનાં નસકોરાંમાંથી આંધીની પેઠે શ્વાસ નીકળતો હતો તેથી તેની સન્મુખ કોઇથી ટકી શકાતું નહોતું. પછી રાક્ષસોએ વિચારીને એવું કર્યું કે–તેને પોકારી પોકારીને કાપવા લાગ્યા. ૪. તેમ કરતાં પણુ જ્યારે ઉઠ્યો નહી ત્યારે તેના નાકમાં મેખ મારી અને તેના શરીરપર હાથીઓની હારો ચલાવી, ત્યારે એ મોટા રાક્ષસને છીંક આવી. ૫.

**दोहा–कुंभकरण ऐडायकर, तबै उघारे नैन।**
**राक्षस लागे भागने, रावण मान्यो चैन ॥९२॥** (इति क्षे.)

પછી કુંભકર્ણે આળસ મરડીને નેત્રો ઉઘાડ્યાં એટલે રાક્ષસો નાસી જવા લાગ્યા, અને રાવણુ ખુશી થયો. ૯૨.

**चौ०–जागा निशिचर देखिय कैसा, मानहुँ काल देह धरि बैसा।**
**कुम्भकर्ण पूछा सुनुभाई, काहे तव मुख रहा सुखाई॥**
**कथा कही सब तेइँ अभिमानी, जेहि प्रकार सीता हरि आनी।**
**तात कपिन निशिचर संहारे, महा महा योधा सब मारे॥**
**दुर्मुख सुर रिपु मनुज अहारी, भट अतिकाय अकंपन भारी।**
**अपर महोदर आदिक वीरा, परे समरमँह सब रणधीरा॥**

જાગેલો કુંભકર્ણ જાણે સાક્ષાત્ કાળ જ દેહ ધરીને આવ્યો હોય એવો દેખાવા લાગ્યો. પછી કુંભકર્ણે રાવણુને પૂછ્યું કે–" ભાઈ! તારૂં મુખ કેમ સૂકાઇ ગયું છે ? " ૧. ત્યારે અભિમાની રાવણે જે પ્રકારે પોતે સીતાનું હરણુ કરી લાવ્યો હતો તે સઘળી હકીકત કહી સંભળાવી, અને કહ્યું કે " તાત !

વાનરોએ રાક્ષસોનો સંહાર કરી નાંખ્યો છે અને સર્વ મોટા મોટા યોદ્ધાઓને મારી નાંખ્યા છે. ૨. દુર્મુખ, દેવશત્રુ, મનુષ્યાહારી, અતિકાય, અકંપન તથા મહોદર એ વગેરે વીર અને રણધીર યોદ્ધાઓ રણમાં પડયા છે." ૩.

दोहा–दशकन्धरके वचन सुनि, कुम्भकर्ण बिलखान ।
जगदम्बा हरि आनिकै, शठ चाहसि कल्यान ॥९३॥

એવાં રાવણનાં વચનો સાંભળીને કુંભકર્ણ વ્યાકુળ થઇને બોલ્યો કે–"શઠ ! તું જગતજનની સીતાજીનું હરણ કરી લાવીને કલ્યાણની ઇચ્છા કરેછે ? ૯૨.

चौ०–भल न कीन्ह तैं निशिचरनाहा, अबमोहिं आनि जगायहु काहा ।
अजहुँ तात त्यागहु अभिमाना, भजहु राम होइहि कल्याना ॥
बिन विचार तुम कारज ठाना, ताते नाहि होइहि कल्याना ।
तुह्मरी सभामांहि दशकंधर, कार्य कुशल नहि कोउ मंत्रीवर ॥
सागरपार सिबिर अस्थापन, काहे तुम नहिं कियो दशानन ।
रक्षितहोतो सागरपारा, बँधत सेतु किर कौन प्रकारा ॥
जब असहाय रहे दोउ भाई, तब तिनको नहिं मार्यो जाई ।
मित्र तुह्मार बालि अतिभारी, ताकी ले सहाय असुरारी ॥
करते शत्रु न कर संहारा, यह सब तज चोरी परदारा ।
शूर्पणखाको दशा निहारी, करते तेहिक्षण प्रभुसनरारी ॥

રાક્ષસોના રાજા ! તેં આ કામ સારૂં કર્યું નથી. તેં હવે મને શા માટે જગાડયો ? તું હજી પણ અભિમાન છોડી દઈને રામને ભજ કે જેથી તારૂં કલ્યાણ થાય. ૧. પણ તેં વગર વિચારે કામ કર્યું છે તેથી તારૂં કલ્યાણ થવાનું નથી. રાવણ ! તારી સભામાં કોઇપણ મંત્રી કાર્યમાં કુશળ કે ઉત્તમ નથી. ૨. હે રાવણ ! તેં સમુદ્રને સામેપાર એક છાવણી કેમ નાંખી નહી ? એ કિનારાનું રક્ષણ કર્યું હોત તો રામચંદ્રજી શી રીતે સેતુ બાંધી શકત ? ૩. જ્યારે એ બે ભાઇઓ કોઇની સહાયતા વિનાના એકલાજ હતા ત્યારે તેં જઇને તેઓને કેમ માર્યા નહી ? વળી વાળી તારો મોટો મિત્ર હતો તેની સહાયતા લઇને, ૪. સઘળા વાનરોને પક્ષમાં લઇ તેઓનો સંહાર કર્યો નહી. એ સઘળું જે કરવું જોઇતું હતું તે છોડી દઇને તેં પારકી સ્ત્રીની ચોરી કરી. શૂર્પણખાની દશા જોઇને તેજ સમયે તારે રામની સાથે લડાઇ કરવી જોઈતી હતી. ૫.

दोहा–लागनीतिपथ धर्म तज, हरि आनि परनारि ।
राजनीति परमार्थता, तुम सब दीन्ह बिसारि ॥ ९४ ॥

તું નીતિનો માર્ગ છોડી દઇને તથા તારો ધર્મ તજી દઇને પરસ્ત્રીનું હરણ કરી લાવ્યો છે અને રાજનીતિ તથા પરમાર્થપણું એ સર્વ તેં વીસારી દીધાં છે. ૯૪.

चौ०—तात राम प्राकृत नर नाँही, पूरण ब्रह्म लखहुमन माँही।
भूके भार हरण अवतारा, लियो कह्यो नारद बहुवारा॥
हैं दशशिश मनुज रघुनायक, जाके हनूमानसे पायक।
अहह बन्धु तैं कीन खुटाई, प्रथमहिं मोहिं न जगायहु आई॥
कीन्हेहु प्रभु विरोधतेहि देवक, शिव विरंचि सुर जाके सेवक।
नारद मुनि मोहिं ज्ञानजो कहेऊ, कहतेउँ तोहिं समय नहिंरहेऊ॥
अब भरि अंक भेटु मोहिं भाई, लोचन सफल करौं निज जाई।
श्यामगात सरसीरुह लोचन, देखौं जाइ ताप त्रय मोचन॥

તાત! રામચંદ્રજી પ્રાકૃત મનુષ્ય નથી. તેમને તારા મનમાં તું પૂર્ણ બ્રહ્મ સમજજે. તેમણે પથ્વીનો ભાર ઉતારવાને વાસ્તે અવતાર ધર્યો છે એમ નારદજીએ મને ઘણીવાર કહ્યુંછે. ૧. હે રાવણ! જેને હનુમાનજી જેવા સેવકછે એવા રામચંદ્રજીને માણસ કહેવાય? અહહ ભાઇ! તેં ઘણું ખોટું કર્યું કે પ્રથમજ મારી પાસે આવીને મને જગાડ્યો નહી. ૨. જેના શિવ બ્રહ્માદિક દેવતાઓ સેવક છે એવા સમર્થ દેવની સાથે તેં વિરોધ કર્યો છે, પણ નારદ મુનિએ મને જે જ્ઞાન કહ્યું હતું પણ તે તને કહેવાનો સમય મળ્યો નહોતો. ૩. માટે હે ભાઈ! તું હવે મને બાથ ભીડીને મળી લે એટલે હું રામચંદ્રજી પાસે જઇને મારાં નેત્રોને સફળ કરૂં, અને શ્યામ શરીરવાળા, કમળો સરખાં નેત્રોવાળા અને ત્રિવિધિ તાપથી મુક્ત કરનારા પ્રભુનાં દર્શન કરૂં. ૪.

दोहा—रामरूप गुण सुमिरि मन, मग्न भयो क्षणएक।
रावण माँगेउ कोटि घट, मद अरु महिष अनेक॥ ९५॥

કુંભકર્ણ રામના રૂપનું તથા ગુણોનું મનમાં સ્મરણ કરીને એક ક્ષણવાર સુધી મગ્ન થઈ રહ્યો, પછી રાવણ પાસે મદિરાના કરોડો ઘડા તથા અનેક પાડા મંગાવ્યા. ૯૫.

चौ०—महिष खाइ करि मदिरा पाना, गर्जेउ वज्रघात अनुमाना।
कुम्भकर्ण दुर्मद रणरंगा, चला दुर्ग तजि सेन न संगा॥
देखि विभीषण आगे आयउ, पुनि पदगहि निजनामसुनायउ।
अनुज उठाय हृदयतेहिलावा, रघुपति भक्त जानि मनभावा॥
तातलात मोहिं रावण मारा, कहत परम हित मंत्र विचारा।

तेहि गलानि रघुपति पहँ आयउँ, दीन जानि प्रभुकेमनभायउँ ॥
सुनसुत भयउ कालवशरावन, सोकिमिमानै परमशिखावन ।
धन्य धन्य तैं धन्य विभीषण, भयउ तात निशिचरकुल भूषण ॥
बन्धु वंश तैं कीन्ह उजागर, भजहु राम शोभा सुखसागर ॥

પાડાઓનો ભક્ષ કરીને તથા મદિરા પીને તેણે જાણે વજ્રપાત થયો હોય એવી ગર્જના કરી. મોટો અભિમાની તથા રણબંકો કુંભકર્ણ કિલ્લો છોડી દઇને એકલોજ લડવા ચાલ્યો. ૧. તેને આવતો જોઇને વિભીષણ તેની પાસે આવ્યો અને તેના ચરણ પકડીને પોતાનું નામ કહ્યું. કુંભકર્ણે નાનાભાઇ વિભીષણને ઉઠાડીને છાતીએ લગાવ્યો અને રામચંદ્રજીનો ભક્ત જાણીને મનમાં રાજી થયો. ૨. વિભીષણ બોલ્યો કે–"તાત ! હું રાવણને તેના મોટા હિતની વાત કહેવા ગયો ત્યારે તેણે મને લાત મારી, તે ગ્લાનિથી હું રામચંદ્રજીની પાસે આવ્યો છું. મને દીન જાણીને પ્રભુ પ્રસન્ન થયા છે. ૩. કુંભકર્ણ બોલ્યો કે–"પુત્ર ! (નાનો ભાઇ પુત્રસમાન ગણાય છે.) સાંભળ. રાવણ કાળને વશ્ય થયોછે તે સારી શીખામણ કેમ માને ? વિભીષણ ! તને વારંવાર ધન્ય છે. તાત ! તું રાક્ષસોના કુળના ભૂષણરૂપ નીવડયો છે. ૪. હે ભાઇ ! તેં આપણ કુળને ઉજ્વળ કર્યું છે કે જેથી તું શોભા તથા સુખના સમુદ્રરૂપ રામચંદ્રજીનું ભજન કરે છે.

दोहा–मन क्रम वचन कपटतजि, भजहु तात रघुवीर ।
जाहु न निज पर सूझ मोहिं, भयउँ काल बशवीर ॥९६॥

તાત ! મન કર્મ વચનથી કપટ છોડી દઇને રામચંદ્રજીનું ભજન કરજે. હવે તું અહીંથી જા. કેમકે હું કાળને વશ્ય થયો છું તેથી મને પારકું કે પોતાનું કાંઇ સૂઝતું નથી. ૯૬.

चो०–बन्धु वचन सुनि फिरा विभीषण, आयउ जहँ त्रैलोक्याविभूषण ।
नाथ भूधराकार शरीरा, कुम्भकरण आवत रणधीरा ॥
इतना कपिन सुना जब काना, किलकिलाइ धाये हनुमाना ।
लिये उपारि विटप अरु भूधर, कटकटाइ डारहिं तिहिं ऊपर ॥
कोटिकोटि गिरि शिखर प्रहारा, करहिं भालु कपि एकहिबारा ।
मुरै नमनतनु टरैं नहिं टारे, जिमि गज अर्क फलनिके मारे ॥
तब मारुतसुत मुष्टिक हनेऊ, परेउ धरणि व्याकुल शिरधुनेऊ ।
पुनि उठि तेहँ मारेउ हनुमन्ता, घुर्मित घायल परेउ तुरन्ता ॥

पुनि नल नीलहिंअवनि पछारेसि, जहँ तहँ पटकि २ भट मारेसि।
चली बलीमुख सेन पराई, अतिभय त्रसित नकोउसमुहाई ॥

કુંભકર્ણનાં વચનો સાંભળી વિભીષણ પાછો ફરીને રામચંદ્રજીની પાસે આવ્યો. અને કહ્યું કે–" નાથ ! પર્વત જેવા શરીર વાળો રણધીર કુંભકર્ણ આવેછે." ૧ એ વચન વાનરોને કાને પડતાંજ હનુમાનજી સહિત તેઓ કિલકારિઓ કરતા દોડયા, તેઓ વૃક્ષો તથા પર્વતો ઉપાડી લઇ દાંત કડકડાવીને કુંભકર્ણ ઉપર નાંખવા લાગ્યા. ૨ વાનરો તથા રીંછો કોટાનકોટિ પર્વતોનાં શિખરોનો પ્રહાર એકીવારે કરવા લાગ્યા, તોપણ જેમ હાથી આકડાનાં ફૂલોના મારને ગણે નહી તેમ કુંભકર્ણ મનમાં ડર્યો નહી, અને શરીરથી ખસેડતાં ખસ્યો નહી. ૩ ત્યારે હનુમાનજીએ મૂઠી મારી તેથી તે વ્યાકુળ થઇને ધરતીપર પડીને માથું ધૂણાવવા લાગ્યો. પછી પાછો ઉઠીને તેણે હનુમાનજીને એવા માર્યા કે તે તુરત ઘાયલ થઇ ચકરી ખાઇને પડયા. ૪ પછી કુંભકર્ણે નળ તથા નીલને પછાડયા અને જયાં ત્યાં બીજા યોદ્ધાઓને પણ પટકી પટકીને મારી નાંખ્યા. તેથી વાનરોની સેના ભાગવા લાગી. અત્યંત ભય તથા ત્રાસને લીધે કોઇ પણ વાનર તેની સામે ઉભો રહ્યો નહિ. ૫

दोहा–अंगदादि कपि मूर्च्छित, कारि समेत सुग्रीव।
काँखदाबि कपिराजकहँ, चला अमित बलसींव ॥९७॥

અપાર બળની સીમારૂપ કુંભકર્ણે અંગદ તથા સુગ્રીવ વગેરે સર્વ વાનરોને મૂર્છિત કરીને અને સુગ્રીવને તો પોતાની કાખમાં દબાવી લઇને ચાલ્યો.૯૭

चो०–उमा करत रघुपति नरनीला, खेलगरुडजिमिअहिगणमीला।
भ्रुकुटि भृङ्ग जिहि कालहि खाई, ताहि कि ऐसी सोह लराई ॥
जगपावनि कीरति विस्तरहीं, गाइ गाइ नर भवनिधि तरहीं।
मूर्च्छागइ मारुतसुत जागा, सुग्रीवहिं तब खोजन लागा ॥
कपिराजहुकी मूर्च्छा बीती, निबुकिगयउतेहि मृतकप्रतीती।
काटेसि दशन नाशिका काना, गर्जि अकाश चला तेहि जाना ॥
गहेसि चरण धरि धरणि पछारा, अतिलाघव पुनिउठि तेहिमारा।
पुनि आयउ प्रभुपहँ बलवाना, जयति जयतिजय कृपानिधाना ॥
नाक कान काटे तेहि जानी, फिरा क्रोध करि मानिगलानी।
सहजभीम पुनि बिनु श्रुतिनासा, देखत कपिदल उपजी त्रासा ॥

હે પાર્વતી ! જેમ ગરૂડજી સર્પોની સાથે મળીને ખેલ કરે તેમ રામચંદ્રજી રાક્ષસો સાથે મનુષ્યલીલા કરતા હતા. નહી તો જેની ભ્રકુટીનો વિલાસજ કાળને ખાઇ જાય તેવો છે તેને આવી લડાઇ શોભે કે ? ૧ એ મનુષ્યલીલાથી જગતને પવિત્ર કરનારી તેમની કીર્તિનો વિસ્તાર થશે કે જેને ગાઇગાઇને માણુસો ભવસાગરને તરી જાય. હવે હનુમાનજીની મૂર્છા વળતાં તે જાગીને સુગ્રીવને શોધવા લાગ્યા, ૨ સુગ્રીવની મૂર્છા વળતાં તે કાખમાંથી નીકળી પડયો, તેને શબ જેવો જાણીને કુંભકર્ણે છોડી દીધો. એટલે સુગ્રીવ દાંતવડે તેનાં નાકકાન કાપી લઇ ગર્જના કરીને આકાશમાં જતો રહ્યો, ૩ કુંભકર્ણે તેને પાછો પકડીને પૃથ્વીપર પછાડયો તોપણ ઘણી ઝડપથી તેણે ઉઠીને પાછો કુંભકર્ણને માર માર્યો અને પછી 'કૃપાનિધાનનો જય જય જય' એમ બોલતો તે રામચંદ્રજીની પાસે આવ્યો. ૪ સુગ્રીવે નાકકાન કાપી નાંખેલાં જાણીને કુંભકર્ણ ગ્લાનિ પામી ક્રોધ કરીને પાછો ફર્યો. એક તો એ સ્વાભાવિકજ ભયંકર હતો અને વળી નાકકાન વિનાનો થયો, તેથી તેનું વિકરાળ સ્વરૂપ જોઇને વાનરોનું સૈન્ય ત્રાસ પામ્યું. ૫

दोहा–जय जय जय रघुवंशमणि, धाये कपि करिहूह ।
एकहि बार जो ताहिपर, डारे गिरि तरु जूह ॥ ९८ ॥

'રામચંદ્રજીનો જય, જય, જય' એમ બોલતા તથા 'હૂ હૂ' શબ્દ કરતા વાનરો દોડયા અને સર્વે એકીવખતે કુંભકર્ણ ઉપર પર્વતોના સમૂહો નાંખ્યા.

चो०–कुम्भकर्ण रणरंग विरुद्धा, सन्मुख चला काल जनु क्रुद्धा ।
कोटि कोटि कपि धरि धरि खाई, जिमि टीडी गिरि गुहा समाई ॥
कोटिन गहि शरीरसन मर्दा, कोटिन मींजि मिलायसि गर्दा ।
मुख नासिका श्रवणकी वाटा, निकसि पराहिं भालु कपिठाटा ॥
रण मदमत्त निशाचर दर्पा, मानहुँ विश्व ग्रसन कहँ अर्पा ।
मुरे सुभट रण फिरहिं नफेरे, सूझ न नयन सुनै नहिं टेरे ॥
कुम्भकर्ण कपि सेन बिडारी, सुनि धाये रजनीचर झारी ।
देखी राम बिकल कटकाई, रिपु अनीक नाना विधि आई ॥

રણબંકો અને ક્રોધી કુંભકર્ણ જાણે ક્રોધ પામેલો કાળ સામે આવતો હોય તેમ તે વાનરોની સામે ચાલ્યો. જેમ તીડોનો સમૂહ પર્વતની ગુફામાં સમાઇ જાય તેમ કરોડો વાનરોને તે પકડીપકડીને ખાવા લાગ્યો. ૧ કરોડોને પકડીપકડીને પોતાના શરીરથી ચગદી નાંખ્યા, અને કરોડોને મસળી નાંખીને ધૂળમાં મેળવી દીધા. વાનરો તથા રીંછોનાં યુથ મુખ નાક તથા કાન માર્ગે

થઈને નીકળી પડવા લાગ્યાં. ૨ રણમાં મદોન્મત્ત અને અભિમાની કુંભકર્ણ જાણે જગતને ગળી જવાનો સંકલ્પ કર્યો હોય એવો તે દેખાતો હતો. વાનર યોદ્ધાઓ ભાગવા લાગ્યા તે પાછા વાળતાં પણ વળતા નહી, તેઓ નેત્રોએ દેખાતા નહી હતા તથા પોકારતાં કાને સંભળતાજ ન હતા કે કશો ઉત્તર પણ આપતા નહતા. ૩ વાનરોનું સૈન્ય કુંભકર્ણે વીખેરી નાંખ્યાની વાત જાણીને રાક્ષસોનો સમૂહ દોડી આવ્યો. રામચંદ્રજીએ પોતાનું કટક વ્યાકુળ થયેલું અને શત્રુનું અનેક પ્રકારનું સૈન્ય આવેલું જોયું. ૪

**दोहा—सुनहु विभीषण लषणसह, सकल सँभारहु सैन ।**
**मैं देखौं खल बल दलहिं, बोले राजिवनैन ॥९९॥**

તેથી કમળ સરખાં નેત્રવાળા રામચંદ્રજી બોલ્યા કે—" હે લક્ષ્મણજી ! હે વિભીષણ ! સાંભળો. તમે સઘળા સૈન્યની સંભાળ રાખજો. હું હવે શત્રુઓના સૈન્યનું બળ જોઇ લઉં છું. ૯૯

**चौ०—कर सारंग विशिख कटि भाथा, मृगपतिठवनि चले रघुनाथा ।**
**प्रथम कीन्ह प्रभु धनुटंकोरा, रिपुदलबधिर भयउ सुनिशोरा ॥**
**धनु संधानि छांडि शरलक्षा, कालसर्प जनु चले सपक्षा ।**
**अति बल चले निकरनाराचा, लगे कटन भट विकट पिशाचा ॥**
**कटहिं चरण शिर उर भुजदण्डा, बहुतक वीर होहिं शत खण्डा ।**
**घुर्मि घुर्मि घायल मही परहीं, उठहिं सँभारि सुभट फिरिलरहीं ॥**
**लागतबाण जलधि जिमिगाजैं, बहुतकदेखि कठिन शरभाजैं ।**
**रुण्ड प्रचण्ड मुण्ड बिनु धावहिं, धरु धरु मारु मारु गोहरावहिं ॥**

રામચંદ્રજી હાથમાં શારંગધનુષ તથા બાણો, અને કમરમાં ભાથા કસી લઈ સિંહના જેવી ચાલથી ચાલ્યા. પ્રથમ તો ધનુષનો ટંકાર કર્યો તેનો ઘોર અવાજ સાંભળીને શત્રુની સેના બેહેરી થઈ ગઈ. ૧ પછી ધનુષમાં લાખો બાણો ચઢાવીને છોડવા માંડયાં તે જાણે પાંખોવાળા કાળરૂપી સર્પ હોય એવાં દેખાવા લાગ્યાં. તે બળવાન બાણોથી વિકરાળ રાક્ષસ યોદ્ધાઓ કપાવા લાગ્યા. ૨ રાક્ષસોના પગ, માથાં, છાતીઓ અને ભુજદંડ કપાવા લાગ્યા અને કેટલાક વીરોના તો સો સો ટુકડા થઇ જવા લાગ્યા. તેઓ ઘાયલ થઇ ચકરીઓ ખાઇ ખાઇને પૃથ્વીપર પડવા લાગ્યા અને વળી પાછા ઉઠી ઉભા થઇ શરીર સંભાળીને લડવા લાગ્યા. ૩ રાક્ષસોને બાણો વાગતાંજ તેઓ મેઘની પેઠે ગાજતા હતા અને કેટલાક તો કઠિણ બાણો આવતાં દેખી પકડી લઇ ભાગી નાંખતા હતા. માથાં વિનાનાં પ્રચંડ ધડો દોડવા લાગ્યાં અને યોદ્ધાઓ ' પકડો પકડો, મારો મારો ' એમ હોકારા કરવા મંડ્યા. ૪

दोहा–क्षण महँ प्रभुके सायकन, काटे विकटपिशाच ॥
पुनि रघुपतिके त्रोणमहँ, प्रविशे सब नाराच ॥ १०० ॥

રામચંદ્રજીનાં બાણોએ એક ક્ષણ માત્રમાં વિકરાળ રાક્ષસોને કાપી નાખ્યા. પછી તે બાણોએ પાછાં આવીને રામચંદ્રજીના ભાથામાં પ્રવેશ કર્યો. ૧૦૦

चो०–कुम्भकर्ण मन दीख विचारी, क्षण महँ हते निशाचर झारी ।
भयउ क्रोध दारुण बलवीरा, करि मृगनायक नाद गँभीरा ॥
कोपि महीधर लिये उपारी, डारेसि जहँ मर्कट भट भारी ।
आवत देखि शैल प्रभु भारे, शरन काटि रज सम करिडारे ॥
पुनिधनुतानि कोपि रघुनायक, छांडे अति कराल बहुसायक ।
तनुमहँ प्रविशि निसरि शर जाहीं, जिमि दामिनि घनमाहँ समाहीं ॥
शोणित श्रवत सोह तनुकारे, जिमि कज्जल गिरि गेरु पनारे ।
विकल विलोकि भालु कपि धाये, विहँसाजबहिं निकटचलि आये ॥

કુંભકર્ણે મનમાં વિચારી જોયું કે 'રામચંદ્રજીએ એક ક્ષણવારમાં રાક્ષસોને મારી નાંખ્યા' તેથી તે અત્યંત બળવાન વીરે ક્રોધાતુર થઈ સિંહના જેવો ગંભીર નાદ કર્યો, ૧ કુંભકર્ણે કોપાયમાન થઇ એક મોટો પર્વત ઉપાડીને વાનરોના ભારે યોદ્ધાઓપર ફેંક્યો. તે ભારે પર્વતને આવતો જોઇને રામચંદ્રજીએ બાણવડે કાપીને તેના રજરજ જેટલા કકડા કરી નાંખ્યા. ૨ પછી રામચંદ્રજી કોપીને ધનુષ ખેંચી અત્યંત વિકરાળ બાણો મારવા લાગ્યા તે જેમ વીજળી વાદળાંમાં સોંસરી ચાલી જાય છે તેમ કુંભકર્ણના શરીરમાં સોંસરાં ચાલ્યાં જતાં હતાં. ૩ તેના કાળા શરીરમાંથી લોહી વહેતું હતું તે જાણે કાજળના પર્વતમાંથી ગેરૂનાં ઝરણ વેહેતાં હોય એવું દેખાતું હતું. તેને વ્યાકુળ થયેલો જોઇ રીંછો તથા વાનરો દોડ્યા. તેઓને પાસે આવતા જોઇને કુંભકર્ણ હસ્યો. ૪

दोहा–गर्जतधायउवेगि अति, कोटि कोटि गहिकीश ॥
महि पटकै मृगराज इव, शपथ करै दशशीश ॥ १०१ ॥

કુંભકર્ણ સિંહની પેઠે ગર્જનાઓ કરતો દોડીદોડીને કરોડો વાનરોને પકડીપકડીને પૃથ્વીપર પછાડતો હતો અને રાવણની આણ ફેરવતો હતો. ૧૦૧

चो०–भागे भालु कपिनके यूथा, वृक विलोकि जिमि मेषवरूथा ।
चले भालु कपि भागि भवानी, विकल पुकारत आरत बानी ॥
यह निशिचर दुकालसम अहई, कपिकुल देश परन अबचहई ।

कृपावारिधर राम खरारी, पाहि पाहि प्रणतारतहारी ॥
करुणावचन सुनत भगवाना, चले सुधारि शरासन बाना ।
रामसैन निज पाछे घाली, चले सकोप महाबलशाली ॥
खैंचि धनुष शतशर संधाने, छूटे तीर शरीर समाने ।
लागत शर संभारी सोफिरा कुधर डगमगेउ डोली धरा ॥
लीन्ह एक तेहँ शैल उपाटी, रघुकुलतिलक भुजा सोइकाटी ।
धावा वाम बाहु गिरिधारी, प्रभु सोउ भुजा काटिमहिडारी ॥
काटे भुज सोहै खल कैसा, पक्षहीन मन्दर गिरि जैसा ।
उग्र विलोकनि प्रभुहि विलोका, मानहु ग्रसन चहत त्रैलोका ॥

જેમ વરૂને જોઇને ઘેટાંનું ટોળું નાસવા લાગે તેમ કુંભકર્ણને જોઇને રીંછો તથા વાનરો નાસવા લાગ્યા. હે પાર્વતી ! રીંછો તથા વાનરો નાસતા નાસતા દુઃખી વાણીથી પોકારવા લાગ્યા કે-૧ "આ દુકાળ જેવો રાક્ષસ વાનરોરૂપી દેશ ઉપર પડવાને ઇચ્છેછે માટે હે કૃપારૂપી મેઘ ! હે ખરરાક્ષસને મારનારા હે રામ ! હે દીનજનોનાં દુઃખ હરનારા ! અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો," ૨ વાનરોનાં દીનવચનો સાંભળીને રામચંદ્રજી ધનુષ બાણો સજ્જ કરીને ચાલ્યા. મહા બળવાન રામચંદ્રજી પોતાના સૈન્યને પોતાની પાછળ રાખીને પોતે સૌથી આગળ ચાલ્યા. ૩ પછી ધનુષ ખેંચીને સો બાણો છોડયાં તે કુંભકર્ણના શરીરમાં સમાઇ ગયાં. તે બાણો વાગતાંજ કુંભકર્ણ શરીરને સંભારીને પાછો ફર્યો, તે સમયે પર્વતો ડગમગ્યા ને ધરતી ડોલી. ૪ કુંભકર્ણે એક પર્વત ઉપાડીને હાથમાં લીધો કે તુરત રામચંદ્રજીએ તેજ હાથ કાપી નાંખ્યો. એટલે તે ડાબા હાથમાં તે પર્વતને લઇને દોડયો કે તુરત તે ભુજાને પણ કાપીને ધરતીપર પાડી દીધી. ૫ એ ખળ રાક્ષસની બન્ને ભુજાઓ કાપી નાંખવાથી જેમ પાંખો વિનાનો મંદરાચળ શોભતો હોય તેવો શોભવા લાગ્યો. પછી તે જાણે ત્રૈલોક્યને ગળી જવાને ઇચ્છતો હોય તેમ ઉગ્રદૃષ્ટિથી પ્રભુની સામે જોવા લાગ્યો. ૬

दोहा—करिचिक्कार मुखघोर अति, धावा बदन पसार ॥
गगन सिद्ध सुर त्रास अति, हाहाकार पुकार ॥ १०२ ॥

કુંભકર્ણ ચિત્કાર કરી અત્યંત ભયંકર મોઢું પોહોળું કરીને રામચંદ્રજીની સામે દોડયો. તે સમયે આકાશમાં દેવતાઓ તથા સિદ્ધો અત્યંત ત્રાસ પામીને હાહાકાર પોકારવા લાગ્યા. ૧૦૨

चौ॰—सभय देव करुणानिधि जाने, श्रवण प्रयंत शरासन ताने ।

विशिखनिकरनिशिचरमुखभरेऊ, तदपि महाबल भूमि न परेऊ ॥
शरन भरा मुख सन्मुख धावा, कालत्रोण सजीव जनु आवा ।
तब प्रभु कोपि तीव्र शर लीन्हा, धडते भिन्न तासु शिर कीन्हा ॥
सो शिर परा दशानन आगे, विकलभयउजिमिफणिमणित्यागे ।
धरणि धसै धरधाव प्रचण्डा, तब प्रभु काटिकीन्ह युगखण्डा ॥
" परेउ भूमि जिमि नभते भूधर, हठ दाबि कपिभालुनिशाचर ॥ "
तासु तेज प्रभुवदन समाना, सुर मुनि सबहिं अचम्भा माना ॥
नभदुन्दुभी बजावहिं हर्षहिं, जयजय कहि प्रसून सुर वर्षहिं ।
करि विनती सुरसकल सिधाये, तब तेहि समय देवऋषिआये ॥
गगनोपरि हरि गुणगण गाये, रुचिर वीररस प्रभु मनभाये ।
वेगि हतहु खल मुनि कहिगये, रामसमरमहँ शोभितभये ॥

દેવતાઓને ભય પામેલા જાણીને કૃપાનિધિ પ્રભુએ કાન સુધી ધનુષ એંચીને બાણો મારીને કુંભકર્ણનું મુખ ભરી કાઢયું, તોપણ તે મહા બળવાન રાક્ષસ પૃથ્વીપર પડયો નહી. ૧ મોઢામાં બાણો ભરેલો કુંભકર્ણ સામે દોડયો આવતો એવો દેખાવા લાગ્યો કે જાણે સજીવન કાળરૂપી ભાથોજ આવતો હોય. પછી રામચંદ્રજીએ કોપીને તીક્ષ્ણ બાણ મારી તેનું માથું ધડથી જુદું કરી નાંખ્યું, ૨ તે માથું જઇને રાવણની આગળ પડયું તેથી તે જેમ મણિ વગર સર્પ વ્યાકુળ થાય તેમ વ્યાકુળ થયો. હવે તેનું જે પ્રચંડ ધડ થઇ રહ્યું હતું તે દોડવાથી ધરતી ધસવા લાગી, તેથી રામચંદ્રજીએ બાણ મારીને તેના બે કડકા કર્યા. ૩ તે જેમ આકાશમાંથી પર્વત પડે તેમ પૃથ્વીપર પડયો, તેથી ઘણાક વાનરો, રીંછો તથા રાક્ષસો દબાયા. કુંભકર્ણનું તેજ રામચંદ્રજીના મુખમાં સમાયું, તે જોઇને દેવતાઓ તથા મુનિઓ આશ્ચર્ય પામ્યા. ૪ દેવતાઓ હર્ષ પામીને આકાશમાં દુંદુભી વગાડવા લાગ્યા અને 'જય જય' કહીને પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. પછી તેઓ પ્રભુની સ્તુતિ કરીને સિધાવ્યા, એટલામાં ત્યાં નારદજી આવ્યા. ૫ તેમણે આકાશમાં રહીનેજ પ્રભુના વીરરસયુક્ત સુંદર ગુણો ગાયા તેથી રામચંદ્રજી પ્રસન્ન થયા. નારદજી 'હવે રાક્ષસોને જલદી મારો' એમ કહીને ગયા, અને રામચંદ્રજી રણક્ષેત્રમાં શોભવા લાગ્યા. ૬

छंद-हरिगीतिका ।

संग्राम भूमिविराज रघुपति अतुलबल शोभाघनी ॥
श्रमबिंदु मुख राजिव लोचन रुचिरतनु शोणित कनी ॥

भुज युगल फेरत शर शरासनभालुकपिचहुँदिशिबने ॥
कहदासतुलसी कहि न सकछबि शेषजेहिआननघने ॥ ६ ॥

અતુલિત બળવાળા અત્યંત શોભાવાળા, શ્રમથી ઉત્પન્ન થયેલા પરસેવા-નાં મુખ ઉપરનાં બિંદુથી તથા શરીરપર ઉડેલી લોહીની કણીઓથી શોભતા, કમળ સરખાં નેત્રવાળા, બન્ને હાથમાં ધનુષબાણો ફેરવતા અને ચાર દિશાએ રીંછો તથા વાનરોથી ઘેરાએલા રામચંદ્રજી રણક્ષેત્રમાં બિરાજતા હતા. તેમ મુખની છબિનું વર્ણન કરતાં તુલસીદાસજી કહેછે કે-હજાર મુખવાળા શેષનાગથી પણ વર્ણન કરી શકાય તેમ નથી (તો એક મુખવાળો હું શી રીતે વર્ણવી શકું ?) ૬

दोहा–निशिचर अधम मलायतनु, ताहिदीननिजधाम ॥
गिरिजा ते नर मन्दमति, जे न भजहिं श्रीराम ॥ १०३ ॥

હે પાર્વતી ! જેમણે અધમ અને પાપોના ધામરૂપ રાક્ષસોને પણ પોતાનું ધામ આપ્યું તે રામચંદ્રજીને જે ભજે નહી તેને મંદબુદ્ધિવાળો જાણવો.

चो०–दिनके अन्त फिरी दोउ अनी, समर भयो सुभनट सन घनी ।
रामकृपा बल कपि दल बाढा, जिमितृणबैठे लगे अति डाढा ॥
छीजहिं निशिचर दिन अरुराती, निजमुखकेहसुकृत जेहिभाँती ।
बहु विलाप दशकन्धर करही, पुनि पुनि बन्धु शीश उरधरही ॥
रोवहिं नारि हृदय हति पानी, तासु तेज बल विपुल बखानी ।
मेघनाद तेहि अवसर आवा, कहि बहुकथा पितहिसमुझावा ॥
देखहु काल्हि मोरि मनुसाई, अबहिं बहुत का करौं बडाई ।
इष्टदेव सन बल रथ पायउँ, सो वर तात न तुमहिं सुनायउँ ॥
इहिविधिजल्पतभयो बिहाना, लगे भालु कपि चहुँदिशिनाना ।
इतकपि भालु काल सम वीरा, उत रजनीचर अति रणधीरा ॥
लरहिंसुभट निज निज जयहेतू, बरणि न जाइ समर खगकेतू ।

બન્ને પક્ષના યોદ્ધાઓની વચ્ચે ઘણી લડાઈ થતાં જ્યારે સંધ્યાકાળ થયો એટલે તે સેનાઓ પાછી ફરી. જેમ તૃણથી અગ્નિનું જોર વધેછે તેમ રામની કૃપાથી વાનરોની સેનાનું બળ વધ્યું. ૧ અને જેમ પોતાના મુખે પોતાના સુકૃતોનાં વખાણ કર્યાથી તે ક્ષીણ થઇ જાયછે તેમ રાક્ષસો રાતદિવસ ક્ષીણ થવા લાગ્યા. રાવણ વારંવાર કુંભકર્ણનું માથું છાતીએ લગાવીને ઘણો વિલાપ કરવા લાગ્યો. ૨ સ્ત્રીઓ કુંભકર્ણનાં અત્યંત તેજ બળને વખાણી વખાણીને હાથવડે છાતી કૂ-

ટીફીને રોવા લાગી. તે સમયે ત્યાં ઇંદ્રજીતે આવીને અનેક વાતો કહીને રાવણને સમજાવ્યો. ૩ ઇંદ્રજીત બોલ્યો કે—"આવતી કાલે મારૂં વીરત્વ જોઇ લેજો, હાલ હું બડાઇ શું મારૂં. પિતાજી ! હું ઇષ્ટદેવના વરદાનથી બળ તથા રથ પામ્યો છું તે વાત મેં તમને કહી સંભળાવી નથી" ૪ એ પ્રમાણે બકવાદ કરતાં પ્રભાત થઈ ગયું એટલે ચારે તરફ રીંછો તથા વાનરો આવી ખડા થયા. આ બાજુ કાળ જેવા વીર વાનરો તથા રીંછો હતા અને પેલી બાજુ અતિ રણધીર રાક્ષસો હતા. ૫ હે ગરૂડજી ! તેઓ પોતપોતાના જયને વાસ્તે એવા લડવા લાગ્યા કે તે યુદ્ધનું વર્ણન કરી શકાય તેમ નથી.

दोहा–मेघनाद मायाविरचि, रथ चढि गयउ अकास ॥
गजउ प्रलय पयोद जिमि, भा कपिदल अतित्रास ॥ १०४ ॥

ઇંદ્રજીત માયામય રથમાં બેશીને આકાશમાં જઇને જેમ પ્રલયકાળનો મેઘ ગાજે તેમ ગર્જના કરવા લાગ્યો, તેથી વાનરોની સેનામાં અત્યંત ત્રાસ થઇ રહ્યો. ૧૦૪

चौ०–तेहि छिन कर मायाकी सीता, रथ चढाय कर चलो अभीता।
पहुँचो जब संग्राम मझारी, लख हनुमन्तहिं गिरा उचारी ॥ १ ॥
जेहिके हित ठानी तुम रारी, अब सियको डारतहौं मारी ॥
याहि मरे सब मिटहि लराई, कहि अस असि सन मार गिराई ॥ २ ॥
तब हनुमान कह्यो रिसियाई, हनि डारहु निश्चर कहु धाई ॥
किलकिलाय कपि कीन्ह प्रहारी, सहि न सक्यो फिर लंक पधारी ॥३॥
तब मारुत सुत तजी लडाई, प्रभु ढिग जा सब बात सुनाई ॥
मूर्च्छित हो सुनि श्रीरघुनायक, करत विलाप विविध अघघायक ॥४॥

તેજ ક્ષણે ઇંદ્રજીતે માયાની સીતા બનાવી તેને રથમાં બેસાડીને તે નિર્ભયપણે ચાલ્યો. તે જ્યારે રણક્ષેત્રમાં પહોંચ્યો ત્યારે હનુમાનજીને જોઈને બોલ્યો કે–૧ "જે સીતાને માટે તમોએ આ લડાઇ મચાવી છે તે સીતાજીને હવે હું મારી નાંખું છું, જેથી તેના મરવાથી લડાઇ મટી જશે." એમ કહીને તરવારથી તે માયાની સીતાને મારીને પાડી દીધી. ૨ એ જોઇ હનુમાનજીએ ક્રોધ કરીને વાનરોને કહ્યું કે–"તમે દોડીને એ રાક્ષસને મારી નાંખો." એ સાંભળી વાનરો કિકિયાટી કરીને પ્રહાર કરવા લાગ્યા, તે સહન નહી કરી શકવાથી ઇંદ્રજીત લંકા તરફ નાઠો. ૩ તે સમયે હનુમાનજીએ લડાઇ છોડી દઇને રામચંદ્રજીની પાસે જઇને સઘળી વાત જણાવી, તે સાંભળીને પાપોને નષ્ટ કરનારા રામચંદ્રજી મૂર્છિત થઇ ગયા, પછી વિવિધ વિલાપ કરવા લાગ્યા કે—૪

दोहा–लक्ष्मण सिय बिन अब नहीं,हम करिहैं संग्राम ॥
नारि पतिव्रत जगतमें, जहँ तहँ मिलत न वाम ॥ १०५ ॥

"હે લક્ષ્મણજી ! હવે સીતાજી વિના હું લડાઇ કરવાનો નથી, સીતા જેવી પતિવ્રતા સ્ત્રી જગતમાં જ્યાં ત્યાં મળેજ નહી. ૧૦૫.

चो०–सीता हमसे पतिको पाई, मृतक हुई अनाथकी नाई ।
अब सुख कवन अवध पुर जैहौं, माता कहँ उत्तर कहदेहौं ॥ १ ॥
अस कहि मूर्च्छि परे प्रभु जबहीं, आयो सपदि विभीषण तबही ॥
समाचार सुन बोलो बाता, सब यह झूठी है जन त्राता ॥ २ ॥
हनुमंतहि तुम लंक पठावहु, सपदि कुशल सियकी मँगवावहु ॥
सीतहिं रखिन्न अति भारी, कोउ नहिं ताको शकत निहारी ॥ ३ ॥
मायाकी सीता तिन मारी, सुनि यह वचन धीर प्रभु धारी ॥
गुप्त रूप मारुत सुत जाई, सियकी कुशल देख पुनि आई ॥ ४ ॥

મારા જેવો સ્વામી પામીને બિચારી સીતા અનાથની પેઠે મરી ગઇ !! હવે કયા સુખને વાસ્તે અયોધ્યામાં જઇશું અને હું માતાને શો ઉત્તર આપીશ !!" ૧ એમ કહીને રામચંદ્રજી મૂર્છા ખાઇને પડયા, એટલામાં તુરત ત્યાં વિભીષણ આવી પોહોચ્યો. તે સઘળી ખબર જાણીને બોલ્યો કે—"હે ભક્તજનોના રક્ષણ કરનાર ! આ સઘળું તૂત જૂઠું છે. ૨ તમે મારૂં કહ્યું ન માનતા હો તો તુરત હનુમાનજીને લંકામાં મોકલીને સીતાજીની કુશળતા મંગાવો. સીતાજીને એવા જાપતામાં રાખેલાં છે કે કોઇપણ તેમને જોવા પામે નહી. ૩ ઈંદ્રજીતે તે માયાની સીતા મારી છે" એવાં વિભીષણનાં વચનો સાંભળીને રામચંદ્રજીએ ધીરજ ધરી, પછી હનુમાનજી ગુપ્ત રીતે લંકામાં જઇને સીતાજીના કુશળ સમાચાર લઇ આવ્યા. ૪

दोहा–रघुपतिसे सब कुशल कहि, सुख मानो हनुमान ।
धारि धीरज पुनि युद्ध कहँ, सबहिन कीन्ह पयान ॥ १०६ ॥

હનુમાનજીએ રામચંદ્રજીને સર્વ કુશળ સમાચાર કહ્યા તે સાંભળીને સર્વે સુખ પામ્યા, અને તેઓએ ધીરજ ધરીને યુદ્ધને વાસ્તે પ્રયાણ કર્યું. ૧૦૬.

चो०–मेघनाद पुनि आयो धाई, लाग्यो करन समर दुःखदाई ।
शक्ति शूल शर परिघ कृपाना, अस्त्र शस्त्र कुलिशायुध नाना ॥
डारे परशु प्रचण्ड पषाना, लागा वृष्टि करै विधि बाना ।
रहे दशहु दिशि सायक छाई, मानहुँ मघा मेघ झरिलाई ॥

धरु धरु मारु सुनहिंकपिकाना, जो मारे तेहि कोउ न जाना ।
गहि गिरि तरुअकाशकपि धावैं, देखहिंतेहि न दुखितफिरिआवैं ॥
अवघट घाट बाट गिरिकन्दर, माया बल कीन्हेसि शरपंजर ।
जाहिं कहाँ भय व्याकुल बंदर, सुरपति बंदि परे जिमि मंदर ॥
मारुतसुत अंगद नल नीला, कीन्हेसिविकलसकलबलशीला ।
पुनि लक्ष्मण सुग्रीव विभीषण, शरन मारि कीन्हेसिजर्जरतन ॥
पुनि रघुपतिसन जूझन लागा, छाँडत शर होइ लागहिं नागा ।
व्यालफाँस वश भये खरारी, स्ववश अनन्त एक अविकारी ॥
नटइव चरित करत विधि नाना, सदा स्वतंत्र राम भगवाना ।
रण शोभा हित आपु बँधावा, देखि दशा देवन दुःख पावा ॥

પછી ઈંદ્રજીત દોડી આવીને અત્યંત દુઃખદાયી યુદ્ધ કરવા લાગ્યો. રાક્ષસો સાંગ, ત્રિશૂળ, બાણો, ભોગળો, ખડ્ગો વગેરે અસ્ત્રો તથા શસ્ત્રો અને અનેક વજ્રમય આયુધો, ૧ તથા પ્રચંડ કુહાડા અને પથ્થરો એઓની અનેક પ્રકારે વૃષ્ટિ કરવા લાગ્યા. દશે દિશાઓમાં બાણો એવાં છાઈ ગયાં કે જાણે મઘા નક્ષત્રના મેઘની ઝડી વરસતી હોય એવાં દેખાતાં હતાં. ૨ પકડો પકડો, મારો મારો, એવા શબ્દો વાનરો કાને સાંભળતા હતા, પણ જે મારતો હતો તે જોવામાં આવતો નહોતો. વાનરો પર્વતો તથા વૃક્ષો લઈને આકાશમાં દોડતા હતા પણ ત્યાં ઈંદ્રજીતને નહી દેખવાથી દુઃખી થઈને પાછા આવતા હતા. ૩ ઈંદ્રજીતે માયાના બળથી અવઘડ માર્ગોમાં, ઘાટોમાં અને પર્વતોની ગુફાઓમાં બાણોનું પિંજર બનાવી દીધું હતું તેથી વાનરો ક્યાંઈ પણ નહી જઈ શકાયાથી જેમ ઈંદ્રના બંધીખાનામાં મંદરાચળો પડ્યા હોય તેમ તેઓ ભયથી વ્યાકુળ થઈ ગયા. ૪ બળવાન ઈંદ્રજીતે હનુમાનજી, અંગદ, નળ અને નીલએ સર્વને વ્યાકુળ કરી નાખ્યા. પછી લક્ષ્મણજી, સુગ્રીવ અને વિભીષણને બાણો મારીને તેઓનાં શરીરો જાજરાં કરી નાંખ્યાં, ૫ પછી તે રામચંદ્રજીની સાથે લડવા લાગ્યો. તે જે જે બાણો મારતો તે નાગ બની જઈને રામચંદ્રજીને વીંટળાઈ વળવા લાગ્યાં. રામચંદ્રજી કે જે પોતાનેજ વશ્ય છે, અનંતરૂપ છે, એકજ છે, અવિકારી છે અને ખરરાક્ષસને મારનારા છે, તે પોતે નાગપાશથી બંધાયા. ૬ રામચંદ્રજી સર્વદા સ્વતંત્ર ભગવાન છતાં પણ નટની પેઠે માયાથી અનેક પ્રકારનાં ચરિત્ર કરીને રણની શોભાને વાસ્તે પોતે બંધાયા. પ્રભુની એવી દશા જોઈને દેવતાઓ દુઃખ પામવા લાગ્યા. ૭

दोहा—खगपतिजाकर नाम जपि, नरकाटहिंभवपाश ॥

सो प्रभु आवकि बन्धतर, व्यापकविश्वनिवास ॥ १०७ ॥

હે ગરૂડજી ! જેના નામનો જાપ કરીને માણસો સંસારરૂપી પાશને કાપી નાંખેછે તે વ્યાપક અને જગતના નિવાસરૂપ ભગવાન કોઇના બંધનમાં આવે કે ? ૧૦૭

चो०—चरित रामके सगुण भवानी, तरकि न जाइँ बुद्धि मनवानी ।
अस [illegible]चारि जो परम विरागी, रामहिं भजहिं तर्क सबत्यागी ॥
व्याकुल कटक कीन्ह घननादा, पुनिभा प्रगट कहत दुर्वादा ।
जाम्बवन्त कह खल रहु ठाढा, सुनिके ताहि क्रोध अति बाढा ॥
बूढ जानि शठ छाँडेउँ तोहीं, लागेसि अधम प्रचारन मोहीं ।
असकहि ताहि त्रिशूल चलावा, जाम्बवन्त सो कर गहि धावा ॥
मारेउ मेघनादकी छाती, पराधरणि घुर्मित सुरघाती ॥
पुनिरिसाइगहि चरण फिरावा, महि पछारि निजबलहिदेखावा ॥
वरप्रसाद सो मरहि न मारा, तब पद गहि लंकापर डारा ।
इहाँ देवऋषि गरुड पठाये, राम समीप सपादि चलि आये ॥

હે પાર્વતી ! રામચંદ્રજીનાં સગુણ ચરિત્રોનો મન, બુદ્ધિ અને વાણીથી તર્ક કરી શકાય તેમ નથી, એમ વિચારીને પરમ વૈરાગ્યવાળા માણસો સર્વ તર્ક તજી દઇને રામને ભજેછે. ૧ ઇંદ્રજીત રામના સર્વ સૈન્યને વ્યાકુળ કરી નાંખીને પછી તે દુષ્ટ પ્રકટ થઇને દુર્વચનો બોલવા લાગ્યો. ત્યારે જાંબવાન બોલ્યો કે—"ખળ ! ઉભો રહે" એ સાંભળીને ઇંદ્રજીતને ઘણો ક્રોધ ચઢયો. ૨ અને બોલ્યો કે—"અરે નીચ ! મેં તને બુઢો જાણીને જવા દીધો છે, ત્યારે તું મને પડકારવા લાગ્યો છે ?" એમ કહીને તીક્ષ્ણ ત્રિશૂળ ફેંકતાં તે પકડી લઇને જાંબવાન ઇંદ્રજીતની સામે ધાયો. ૩ એ ત્રિશૂળ તેણે ઇંદ્રિજીતની છાતીમાં મારવાથી તે દેવતાઓનો ઘાત કરનારો ચકરી ખાઇને પૃથ્વીપર પડયો. વળી પાછો જાંબવાને ક્રોધ કરી તેના પગ પકડી ફેરવીને પૃથ્વીમાં પછાડીને પોતાનું બળ દેખાડયું. ૪ જ્યારે ઇંદ્રજીત વરદાનના પ્રતાપથી માર્યો મુઓ નહી ત્યારે તેના પગ પકડીને લંકામાં ફેંકી દીધો. હવે અહીં નારદજીએ ગરૂડજીને રામની પાસે મોકલતાં તે તુરત ત્યાં ચાલી આવ્યા. ૫

चो०—कह्यो भवानी तब सुख पाई ॥ शक्ति सुलोचन केहि विधि पाई ॥
तब शिव कहन लगे इतिहासा ॥ मन प्रसंन कर सुरख निवासा ॥ १ ॥
मेघनाद तप कीन्ह अपारा ॥ तब देवी वर मांग उचारा ॥

मेघनाद कह सुनहु भवानी यान ॥ लोप दीजै सुखदानी ॥ २ ॥
तेहि पर चढ सन्मुख जेहि धावौं ॥ विना प्रयास मार तेहि लावौं ॥
रथ दीन्हो देवी सुख पाई ॥ कह्यो सदा रख याहि छिपाई ॥ ३ ॥
परै कठिन रण जब कहुँ आई ॥ तब यहि महँ चढ करहु लराई ॥
जाय अकाश पहर दोमाहीं ॥ जितिहौ समर वीर शक नाही ॥ ४ ॥

પાર્વતી સુખ પામીને સદાશિવને પૂછવા લાગ્યાં કે—" ઇંદ્રજીતને સુલોચના અને સાંગ શી રીતે પ્રાપ્ત થયાં ? " ત્યારે સુખના નિવાસરૂપ સદાશિવ પ્રસન્ન મનથી તે ઇતિહાસ કહેવા લાગ્યા. ૧ " મેઘનાદ દેવીનું અપાર તપ કર્યું તેથી દેવીએ કહ્યું કે " વરદાન માગ્ય ! " ત્યારે મેઘનાથ બોલ્યો કે—" હે સુખદાયી માતાજી ! સાંભળો, મને એક એવો ગુપ્ત રથ આપો. ૨ કે જે રથપર ચડીને જેની સન્મુખ યુદ્ધ કરૂં તેને વગર પ્રયાસે મારી લાવું. " એ સાંભળી દેવીએ પ્રસન્ન થઇને રથ આપ્યો, અને કહ્યું કે " આ રથને સર્વદા છૂપવી રાખજે. ૩ કોઇ દિવસ કઠિન સંગ્રામનું કામ આવી પડે ત્યારે આ રથમાં ચઢીને લડાઈ કરજે, એટલે આકાશમાં જઇ બે પોહોરમાં વીરપુરૂષને પણ યુદ્ધમાં જીતી શકીશ, એમાં કાંઇ સંદેહ નથી. ૪

दोहा–जो त्यागे द्वादश वरस, नींद अन्न अरु नारि ॥
तासों मत करिये समर, सो तोहिं डारै मारि ॥ १०८ ॥

જે પુરૂષે બાર વરસ સુધી ઉંઘ, અન્ન અને સ્ત્રીનો ત્યાગ કર્યો હોય તેની સાથે તું યુદ્ધ કરીશ નહી. જો કરીશ તો તે તને મારી નાંખશે. " ૧૦૮.

चोपाई–यह कह अंतर भई भवानी ॥ शिवकी कठिन तपस्या ठानी ॥
समर करत भय लगै न तोहीं ॥ यह वरदान दिया शिव ओहीं ॥ १ ॥
एक दिवस ले सेन अपारा ॥ चढ्यो इन्द्रपर कियो प्रहारा ॥
ठान्यो समर भयंकर भारी ॥ वासवको पुनि धर्यो प्रचारी ॥ २ ॥
ले आवा पुनि लंक मंझारी ॥ रावणने सुख मानो भारी ॥
तुरत कमल भव लंक सिधाये ॥ तजो इन्द्र यह वचन सुनाये ॥ ३ ॥
दियो छाँडि सुनि विधिके वयना ॥ भये प्रसन्न तब अज सुख अयना ॥
तबहिं अमोघ शक्ति विधि दीन्ही ॥ गये प्रसन्न [illegible] हरि पद लीन्ही ॥ ४ ॥

એ પ્રમાણે કહીને દેવી અંતર્ધ્યાન થઇ ગયાં. પછી મેઘનાદે શિવનું કઠિન તપ કરવા માંડયું. તેથી સદાશિવે વરદાન આપ્યું કે—" યુદ્ધ કરતાં તને કોઈનો ભય લાગશે નહી. " ૧ પછી મેઘનાદે એક દિવસ અપાર સૈન્ય

લઇને ઇંદ્રપર ચઢાઇ કરી અને પ્રહાર કરવા લાગતાં ભારે લડાઇ જામી, એ લડાઇમાં ઇંદ્રને પકડી લીધો. ૨ પછી તેને લંકામાં લઇ આવ્યો તેથી રાવણને ઘણો આનંદ થયો. એ ખબર જાણીને બ્રહ્માએ તુરત લંકામાં જઇને મેઘનાદને કહ્યું કે 'ઇંદ્રને છોડી દે.' ૩ એવું બ્રહ્માનું વચન સાંભળીને મેઘનાદે ઇંદ્રને છોડી મૂક્યો, તેથી સુખના ધામરૂપ બ્રહ્મા પ્રસન્ન થયા અને તેને અમોઘ સાંગ આપીને પ્રસન્નતાથી પ્રભુના ચરણોમાં ચિત્ત લગાવીને ત્યાંથી ગયા. ૪

दोहा—नागलोक घननादने, तुरतहि कीन्ह पयान ॥
तहां वासुकी नागसे, कीन्हो युद्ध महान ॥ १०९ ॥

પછી મેઘનાદે તુરતજ નાગલોકમાં પ્રયાણ કર્યું, અને ત્યાં જઇને વાસુકી નાગ સાથે મહાભારત યુદ્ધ કર્યું. ૧૦૯

चौ०—चौदह दिवस युद्ध करि भारि ॥ बांध लियो अहिराज प्रचारी ॥
लंका लाय पिताहि दिखयो ॥ बांध्यो बहुरि गेह ले आयो ॥ १ ॥
कह्यो वासुकी त्यागो हमको ॥ कन्या ब्याह देहुँ मैं तुमको ॥
छांडि दियो सुनि वचन भवानी ॥ दीन्ह वासुकी सुता सयानी॥ २ ॥
यहि विधि मिली सुलोचनि नारी ॥ इन्द्रजीत भा नाम सुरारी ॥
एहि विधि महाशक्ति खल पाई ॥ सो सब तुमको दीन्ह सुनाई ॥ ३ ॥

વાસુકી નાગની સાથે ચૌદ દિવસ સુધી ભારે લડાઇ કરીને તેને હરાવી બાંધી લઇને લંકામાં આણીને રાવણને દેખાડ્યો અને પછી બાંધેલો ને બાંધેલો પોતાને ઘેર લઇ ગયો. ૧ પછી વાસુકી બોલ્યો કે "હું તમને મારી કન્યા પરણાવીશ, મને છોડી મૂકો. હે પાર્વતી! વાસુકીનાં એવાં વચન સાંભળીને મેઘનાદે તેને છોડી મુક્યો એટલે વાસુકીએ તેને પોતાની સુલોચના નામની ચતુર પુત્રી પરણાવી. ૨ એ પ્રમાણે મેઘનાદને સુલોચના સ્ત્રી મળી અને ઇંદ્રને જીતી લીધો માટે ઇંદ્રજીત નામ પડ્યું, હે પાર્વતી! એ ખળ રાક્ષસને જે રીતે સાંગ મળી તે સઘળી હકીકત તમને કહી સંભળાવી. ૩

दोहा—पन्नगारि खाये सकल, क्षणमहँ व्याल वरूथ ॥
भई विगत माया तुरत, हरषे वानर यूथ ॥ ११० ॥

હવે ગરૂડજી આવીને ક્ષણમાત્રમાં સર્પોના સમૂહને ખાઇ ગયા તેથી ઇંઇંદ્રજીતની માયા તુરત જતી રહી અને વાનરોનાં યૂથ હર્ષ પામ્યાં. ૧૧૦

दोहा—गहि गिरि पादप उपल नख, धाये कीश रिसाइ ॥
चले तमीचर विकलअति, गढपर चढे पराइ ॥ १११ ॥

પછી વાનરો ક્રોધ કરીને પર્વતો, વૃક્ષો, પથ્થરો અને નખો લઇને રાક્ષસો સામે દોડ્યા. તેથી રાક્ષસો અત્યંત વ્યાકુળ થઇ ભાગીને ગઢપર ચઢી ગયા. ૧૧૧

चौ०–मेघनादकी मूर्च्छा जागी, पितहिंविलोकिलाजअतिलागी ॥
तुरत गयो सो गिरिवर कन्दर, करनअजयमखअसमनहठधर ॥
सो सुधिपाइ विभीषण कहई, सुनु प्रभु समाचार अस अहई ॥
मेघनाद मख करै अपावन, खल मायावी देव सतावन ॥
सो प्रभु सिद्धि होइ जो पाइहि, नाथ वेगि रिपु जीति न जाइहि ॥
सुनिरघुपतिअतिशयसुखमाना, बोले अंगदादि कपिनाना ॥
लक्ष्मण संग जाहु सब भाई, यज्ञ विध्वंस करहु तुम जाई ॥
तुम लक्ष्मण रणमारहु ओही, देखि सभय सुर बड दुख होही ॥
मारेहु तेहि बल बुद्धि उपाई, जेहि छीजै निशिचर सुनु भाई ॥
जाम्बवन्त कपिराज विभीषन, सेन समेत रहहु तीनो जन ॥
जब रघुवीर दीन अनुशासन, कटि निषंगकर बाणशरासन ॥
प्रभु प्रताप उर धरि रणधीरा, बोलेउ घन इव गिरा गँभीरा ॥
जोतेहि आजु वधे विनु आवौं, तौ रघुपति सेवक न कहावौं ॥
जो शत शंकर करहिं सहाई, तदपि हतौं रघुवीर दुहाई ॥

હવે ઇંદ્રજીતની મૂર્છા વળતાં તે જાગ્યો એટલે પિતાને જોઇને ઘણો લજ્જા પામ્યો. પછી તે તુરત પર્વતની ગુફામાં ગયો* અને મનમાં ધાર્યું કે ‘ હવે અહીં હું અજય યજ્ઞ કરૂં.’ ૧ એ ખબર વિભીષણને મળતાં તે રામચંદ્રજીને કહેવા લાગ્યો કે “ પ્રભુ ! ખળ, માયાવી અને દેવતાઓને દુઃખ દેનારો મેઘનાદ અપવિત્ર યજ્ઞ કરેછે. ૨ હે પ્રભુ ! જો એ યજ્ઞ પરિપૂર્ણ થઇ જશે તો પછી એ શત્રુને જીતી શકાશે નહી. ” એ સાંભળીને રામચંદ્રજી ઘણા રાજી થયા. પછી તેમણે અંગદ તથા હનુમાનજીને બોલાવીને કહ્યું કે—૩ “ ભાઇઓ ! તમે સર્વ લક્ષ્મણજીની સાથે જઇને યજ્ઞનો ભંગ કરી નાંખો. લક્ષ્મણજી ! તમે ઇંદ્રજીતને યુદ્ધમાં મારીજ નાંખજો, કેમકે તેનાથી દેવતાઓ ભયભીત અને દુઃખથી વ્યાકુળ રહેછે. ૪ જાંબવાન ! સુગ્રીવ ! વિભીષણ ! તમે ત્રણે જણ સેના સહિત લક્ષ્મણજીની સાથે રહેજો.” આ પ્રમાણે રામચંદ્રજીએ આજ્ઞા આ-

* લંકાના એક ઉપવનમાં એ ગુફા હતી તેનું નામ ‘ નિકુંભલા ’ હતું. ઇંદ્રજીતે ઘણા ઘણા યજ્ઞો કરીને વરદાનો મેળવેલાં તે એજ ગુફામાં.

પતાં લક્ષ્મણજી કમરમાં ભાથા કસીને તથા હાથમાં ધનુષ બાણો લઇને, ૫ અને એ રણધીર લક્ષ્મણજી પ્રભુનો પ્રતાપ હૃદયમાં ધરીને મેઘની ગર્જના જેવી ગંભીર વાણીથી બોલ્યા કે–"જો આજે ઇંદ્રજીતને માર્યા વિના પાછો આવું તો હું રામચંદ્રજીનો સેવક નહી. ૬ "હું રામચંદ્રજીના સોગંદ ખાઇ કહુંછું કે સો શંકર* તેની સહાયતા કરશે તોપણ તેને મારીજ નાંખીશ."

दोहा–वन्दि राम पद कमल युग, चले तुरन्त अनन्त ॥
अंगद नील मयन्द नल, संग सुभट हनुमन्त ॥ ११२ ॥

પછી રામચંદ્રજીનાં ચરણકમળોમાં પ્રણામ કરીને અંગદ, નીલ, મયંદ, નલ અને હનુમંત વગેરે સુભટોને લઇને લક્ષ્મણજી ત્યાંથી તુરત ચાલ્યા. ૧૧૨

चो०–जाइ कपिन देखा सो वैसा, आहुति देत रुधिर अरु भैंसा ॥
तब कीशन कृत यज्ञ विध्वंसा, जब न उठै तब करहिं प्रशंसा ॥
तदपि न उठै धरहिं कच जाई, लातन हति हति चलहिं पराई ॥
लै त्रिशूल धावा कपि भागे, आवा रामअनुजके आगे ॥
आवत परम क्रोध करिमारा, गर्जि घोर रव वारहिं वारा ॥
कोपि मरुतसुत अंगद धाये, हति त्रिशूल उर धरणि गिराये ॥
प्रभु पर छाँडेसि शूल प्रचण्डा, शरहतिकृत अनन्तयुग खण्डा ॥
उठि बहोरि मारुत युवराजा, हतेउ कोपि तेहि घाव न बाजा ॥
फिरे वीर रिपु मरै न मारा, पुनि धावा करि घोर चिकारा ॥
धावतदेखि क्रोध जनुकाला, लक्ष्मण छाँडे विशिख कराला ॥
आवत देखि वज्र सम बाना, तुरत भयो खल अन्तर्द्धाना ॥
विविध वेपधारि करै लडाई, कबहुँक प्रगट कबहूँदुरिजाई ॥
"तब त्रिशूल छाँडेसिलक्ष्मणपर, काटिकीन्ह शतखंड धरणिधर ॥
शिखर एक लै पुनि सोधावा, राम अनुज सो काटि खसोवा ॥

વાનરોએ એ યજ્ઞસ્થળ (નિકુંભલા) માં જઇને જોયું તો ઇંદ્રજીત લોહી તથા પાડાઓની આહુતિ આપતો હતો; પછી વાનરો યજ્ઞભંગ કરવા લાગ્યા તોપણ તે ઉઠયો નહી, ત્યારે તેની પ્રશંસા કરવા લાગ્યા. ૧ તેમ કરતાં પણ ઇંદ્રજીત ઉઠયો નહી ત્યારે તેના કેશ પકડીને લાતો મારીમારીને વાનરો નાસી

* આથી શંકરનું અપમાન થતું હોય એમ જણાતું નથી, તેમ છતાં જો એવું લાગતું હોય તો શંકરનો અર્થ યજ્ઞ અથવા સંબંધી થાયછે, એટલે 'સો યજ્ઞો અથવા સો સંબંધીઓ સહાયતા કરશે તોપણ ઇંદ્રજીતને મારી નાંખીશ' એવો અર્થ કરવો.

જવા લાગ્યા. એટલે તો તે ત્રિશૂળ લઇને દોડયો, તેથી વાનરો નાસીને લક્ષ્મણજીની પાસે આવ્યા. ૨ ઇંદ્રજીત અત્યંત ક્રોધ ભર્યો ત્યાં આવીને વારંવાર ભયંકર ગર્જનાઓ કરવા લાગ્યો. તેથી હનુમાનજી તથા અંગદ ક્રોધ કરીને તેની સામે દોડયા, તેઓને ત્રિશૂલ મારીને ધરતીપર પાડી દીધા. ૩ પછી તેણે લક્ષ્મણજી ઉપર પ્રચંડ ત્રિશૂળ ફેંકયું ત્યારે લક્ષ્મણજીએ બાણ મારીને તેના બે કડકા કરી નાંખ્યા, એટલામાં હનુમાનજી તથા અંગદ ઉઠયા અને કોપીને ઇંદ્રજીતપર ઘા કર્યા, પણ તેને તે વાગ્યા નહિ. ૪ વળી એ વીરોએ ફરીથી ઘા કર્યા તોપણ ઇંદ્રજીત માર્યો મરતો નહતો. પછી તેને ભયંકર ગર્જના કરીને લક્ષ્મણજી ઉપર દોડી આવતો જોઇને ક્રોધ પામેલા લક્ષ્મણજીએ તેનાપર વિકરાળ બાણ ફેંકયું. ૫ લક્ષ્મણજીનું એ વજ્ર સમાન બાણ આવતું દેખીને ખળ ઇંદ્રજીત તુરત અંતર્ધ્યાન થઇ ગયો. અને પછી અનેક પ્રકારનાં રૂપ ધરી ધરીને જરાવારમાં પ્રકટ થતો અને જરાવારમાં અદૃશ્ય થતો લડાઇ કરવા લાગ્યો. ૬ એ સમયે તેણે લક્ષ્મણજી ઉપર ત્રિશુળ ફેંકયું તેને લક્ષ્મણજીએ કાપીને સો કડકા કરી નાંખ્યા. પછી તે એક મોટું શિખર લઈને દોડી આવ્યો તેને પણ લક્ષ્મણજીએ કાપી નાંખ્યું. ૭

दोहा–आयुध विविध प्रहारकीय, रज समकीन फणीश ॥
हर्ष विवश कपि रींछ सब, विबुध सहित सुरईश ॥ ११३ ॥

ઇંદ્રજીતે અનેક આયુધોના પ્રહાર કરતાં લક્ષ્મણજીએ તે કાપીકાપીને રજસમાન કરી નાંખ્યા. તે જોઈને ઇંદ્રસહિત સર્વ દેવતાઓ તથા વાનરો અને રીંછો હર્ષ પામ્યા. ૧૧૩

चो०–बहुरि विविध शर छाँडनलागा, रणकारण छूटहिं जिमिनागा ॥
राम अनुज शर गरुड समाना, उमा ग्रसत छूटहि अभिमाना" ॥
देखि अजय रिपु डरपेउ कीशा, परम क्रोध तब भये अहीशा ॥
"देखिय जिमिरवितेजसमाना, फुँकरत मनहुँ व्याल अनुमाना ॥
लक्ष्मण मन असमंत्र दृढावा, इहि पापिहि मै बहुत खेलावा ॥
सुमिरि कोशलाधीश प्रतापा, शर संधान कीन्ह अति दापा ॥
छाँडा बाण तासु उर लागा, शीश भुजा काटे नृप नागा ॥
घन समाज सो गाँज अभागा, मरती बार कपट सब त्यागा ॥

વળી પાછો ઇંદ્રજીત અનેક પ્રકારનાં આયુધો ફેંકવા લાગ્યો. તે જાણે રણરૂપી વનમાં સર્પો દોડતા હોય એવાં દેખાતાં હતાં. હે પાર્વતી ! એ આયુ-

ધોરૂપી સર્પોને લક્ષ્મણજીનાં બાણરૂપી ગરૂડજી ગળી જતા, હતા તેથી ઇંદ્રજીતનું અભિમાન ઉતરી જવા લાગ્યું. ૧ આ પ્રમાણે ઇંદ્રજીતને નહી જીતાય એમ જાણીને વાનરો ડરવા લાગતાં લક્ષ્મણજી અત્યંત ક્રોધાતુર થયા. લક્ષ્મણજીએ મનમાં વિચાર્યું કે 'આ પાપીને મેં બહુ ખેલાવ્યો છે. ૨ પછી લક્ષ્મણજીએ રામચંદ્રજીના પ્રતાપનું સ્મરણ કરીને અભિમાનથી ધનુષપર બાણ ચડાવીને ફેંક્યું તે ઇંદ્રજીતની છાતી વચ્ચે વાગ્યું. મરતી વખતે તેણે પોતાનું સર્વ કપટ છોડી દીધું. ૩ મરતી વખતે પણ તે અભાગીયાએ મેઘ સમાન ગર્જના કરી તેથી લક્ષ્મણજીએ તેનું મસ્તક તથા ભુજાઓ કાપી નાંખી. તે મસ્તક પૃથ્વીપર પડયું અને જમણી ભુજા ઉડીને આકાશમાં ગઈ. ૪

दोहा -रामअनुजकहिरामकाहिअसकहिछाँडेसिप्रान ॥
धन्य शक्रजित मातुतव, कहि अंगद हनुमान ॥११४॥

મરતી વખતે ઇંદ્રજીતે 'હે લક્ષ્મણ ! હે રામ !' એમ બોલીને પ્રાણ મુકયા. તે સમયે અંગદ તથા હનુમાનજી કહેવા લાગ્યા કે—'ઇંદ્રજીત ! તારી માતાને ધન્ય છે.' ૧૧૪

अथ क्षेपक ।

चो०—जो जगकह दंडक यमदंडा, हरिद्रोही सुत समर प्रचंडा ॥
महिमा अमित महाबलसींवा, जासु प्रताप अभय दशग्रीवा ॥
भुजबल सुरनायक वशकीन्हा, चौदह भुवन जीत यश लीन्हा ॥
रिपुतरु लषण मूलखनिगंजेउ, जिमिगजकमलनालगहिभंजेउ ॥
जिमि वासवगहिकुलिशकराला, कीन विकलगिरिपक्ष निहाला ॥
रणसागरमहँ पचौ शरीरा, तरै दारु जिमि रुधिर सुनीरा ॥
दंत विकट मुख परम भयावन, चिकुरसघनचखअशुभअपावन ॥
रसना लालरंग जनु जावक, दवकी शिखा सोह जनुपावक ॥
पाय सुआयसु ऋषभकपीशा, करगहि लीन दुष्ट कर शीशा ॥

જે જગતને યમની પેઠે શિક્ષા કરનારો અને પ્રભુનો દ્રોહી (રાવણ) છે તેનો પુત્ર પણ લડાઇમાં પ્રચંડ હતો. જેનો મહિમા અપરિમિત હતો, જે બળની સીમારૂપ હતો અને જેના પ્રતાપથી રાવણ પણ નિર્ભય હતો. ૧ જેણે ભુજાઓના બળથી ઇંદ્રને જીતીને વશ્ય કર્યો હતો, જેણે ચૌદે ભુવનોને જીતી જીતીને કીર્તિ મેળવી હતી, તે શત્રુરૂપી વૃક્ષને લક્ષ્મણજીએ જડમૂળથી ખોદી નાંખીને જેમ હાથી કમળનો નાશ કરી નાંખે છે તેમ નાશ કરી નાંખ્યો. ૨

જેમ ઇંદ્ર કરાળ વજ્ર વડે પર્વતોની પાંખો કાપી નાંખીને તેઓને બેહાલ કરી નાંખ્યા હતા તેમ લક્ષ્મણજીએ ઇંદ્રજીતના શરીરને બેહાલ કરી નાંખ્યું. રણરૂપી સમુદ્રમાં ઇંદ્રજીતનું શરીર એવી રીતે પડેલું દેખાતું હતું કે જાણે લોહરૂપી પાણીમાં લાકડું તરતું હોય. ૩. ભયંકર દાંત, અત્યંત બિહામણું મુખ, સઘનવાળ અને અશુભ તથા અપવિત્ર નેત્ર હતાં. લાલ રંગની જીભ એવી દેખાતી હતી કે જાણે દાવાનળના અગ્નિની જ્વાળા શોભતી હોય. પછી લક્ષ્મણજીની આજ્ઞાથી રીંછો તથા વાનરોએ દુષ્ટ ઇંદ્રજીતનું માથું હાથમાં પકડીને ઉઠાવી લીધું.

दोहा—करि श्रम मार्यो महारिपु, राम अनुज रणधीर ॥
निडर सुमनवर्षहिंविबुध, कहिजयगिरा गँभीर ॥ ११५ ॥

રણધીર લક્ષ્મણજીએ ઘણા પરિશ્રમથી મોટા શત્રુને મારી નાંખ્યો, એટલે દેવતાઓ નિર્ભય થઇ ગંભીર વાણીથી જય જયકાર બોલી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૧૧૫.

चो०—बिनुप्रयास हनुमान उठाये, लंकाद्वार राखि पुनि आये ॥
इति क्षेपक ।
तासु मरण सुनि सुर गन्धर्वा, चढि विमान आये नभ सर्वा ॥
बरपि सुमन दुन्दुभी बजावहिं, श्रीरघुवीरविमल यशगावहिं ॥ १ ॥
जयअनन्त जय जगदाधारा, तुम प्रभु सर्व देव निस्तारा ॥
अस्तुति करि सुरसकल सिधाये, लक्ष्मणकृपासिन्धु पहँ आये ॥ २ ॥
मुख प्रसन्नता देखि पूछि जब, रिपु वध कहा विभीषणहूँ तब ॥
प्रभुहिं विलोकी शिश पद नाये, उठि प्रभु अनुज हर्षि उर लाये ॥ ३ ॥
कृपा दृष्टि करि अनुजहि हेरा, विगत भयो श्रम जब कर फेरा ॥
बाण बेधि तनु देखीयत कैसे, कनक तूण शर पूरित जैसे ॥ ४ ॥
मुख प्रसन्नता देखि छके सब, रिपु वध कहा विभिषणहू तब ॥
धरेउ सो शीश आनि प्रभु आगे, बानर भालु विलोकन लागे ॥ ५ ॥
प्रभु कौतुकी निरखि सोइ शीशा, रावन कहेउ कौशलाधीशा

હનુમાનજી ઇંદ્રજીતના શરીરને વગર પ્રયાસે ઉઠાવી લઇ લંકાના દરવાજામાં મૂકીને પાછા આવ્યા. ઇંદ્રજીતના મરણની ખબર જાણીને સર્વ દેવતાઓ તથા ગંધર્વો વિમાનમાં બેસીને આકાશમાં આવ્યા. ૧. તેઓ પુષ્પ વૃષ્ટિ કરીને દુંદભિઓ વગાડતા શ્રીરામચંદ્રજીના નિર્મળ યશ ગાવા લાગ્યા, ( અને સ્તુતિ

કરવા લાગ્યા કે- ) 'હે લક્ષ્મણજી ! હે જગદાધાર તમારો જય થાઓ, જય થાઓ; હે પ્રભુ ! તમે સર્વ દેવોને બચાવ્યા છે.' ૨. એ પ્રમાણે સ્તુતિ કરીને સર્વ દેવતાઓ વિદાય થયા, એટલે લક્ષ્મણજી કૃપાળુ રામચંદ્રજીની પાસે આવ્યા. અને રામચંદ્રજીને જોઇને તેમનાં ચરણોમાં માથું નમાવતાં રામચંદ્રજીએ ઉઠીને હર્ષ પૂર્વક તેમને છાતીએ લગાવ્યા. ૩. બાણોથી વીંધાઇ ગયેલું લક્ષ્મણજીનું શરીર જાણે બાણોથી પૂરેલો સોનાનો ભાથો હોય એવું દેખાતું હતું. રામચંદ્રજીએ કૃપાદૃષ્ટિથી તેમના સામું જોઈ હાથ ફેરવ્યો, તેથી સઘળા ઘા મટી ગયા. ૪. પછી રામચંદ્રજીએ લક્ષ્મણજીનું મુખ પ્રસન્ન જોઇને પૂછયું, ત્યારે વિભીષણે ઇંદ્રજીતના વધની વાત કહી. પછી ઇંદ્રજીતનું માથું રામચંદ્રજીની આગળ મૂકયું એટલે વાનરો તથા રીંછો તેને જોવા લાગ્યા. ૫. કૌતુકી રામચંદ્રજીએ તે માથાને જોઇને તેને સંભાળથી રાખી મૂકવાનું કહ્યું.

दोहा—प्रभु आयसु सुनि कीशपति, राखेउ यतन कराय ॥
कटक सहित रघुवंश मणि, शोभित अति दोउ भाय ॥ ११६ ॥

રામચંદ્રજીની આજ્ઞા સાંભળીને સુગ્રીવે તે માથાને સંભાળથી રાખ્યું. તે સમયે રામચંદ્રજી તથા લક્ષ્મણજી સૈન્ય સહિત શોભવા લાગ્યા. ૧૧૬

चौ०—कृपा दृष्टि सब कटक निहारे, भये श्रम रहित राम बैठारे ॥
सुनहु उमा इहि विधि रिपु मारे, सूर गन्धर्व मुनि भये सुखारे ॥
अब सो सुनहु भुजा तेहि केरी, खग जिमि गई लंक शर भेरी ॥
मेघनाद आंगनमें परी, बाण वेधि शोणित सन भरी ॥
राजति तहाँ सुलोचनि कैसी, रतिते रुचिर रूप गुण जैसी ॥
नाग सुता दशकन्ध पतोहू, वासव रिपु तिय छबिमय जोहू ॥
हेम सिंहासन सोहति बाला, सेवत विद्याधर त्रय काला ॥
पूजहिं विविध विनय कर ताही, सुख प्रमोद को सकत सराही ॥
तहँ पति भुजा परी इहि भाँति ॥ मनहुँ सकल सुख तरुकी काँती ॥

રામચંદ્રજીએ સર્વ સૈન્ય સામે કૃપાદૃષ્ટિથી જોઈ શ્રમરહિત કરીને બેસાડયું. હે પાર્વતી ! સાંભળો. એ પ્રમાણે શત્રુને મારવાથી દેવતાઓ મનુષ્યો અને મુનિઓ સર્વ સુખી થયા. ૧. હવે ઇંદ્રજીતની ભુજા લક્ષ્મણજીના બાણુથી પક્ષીની પેઠે ઉડીને લંકામાં ગઈ તે વાત સાંભળો. તે બાણુથી વીંધાએલી અને લોહીથી ખરડાએલી ભુજા ઇંદ્રજીતના આંગણામાં જઇને પડી. ૨. ત્યાં રતિના કરતાં

પણ અધિક રૂપ તથા ગુણવાળી સ્ત્રી સુલોચના બિરાજી હતી. એ તેજસ્વી સુલોચના વાસુકી નાગની પુત્રી, રાવણના પુત્રની વહુ અને ઇંદ્રજીતની સ્ત્રી હતી. ૩ સોનાના સિંહાસનપર બિરાજેલી તે યુવતીને વિદ્યાધરોની સ્ત્રીઓ હમેશ સેવતી હતી અને અનેક પ્રકારની સ્તુતિ કરીને પૂજતી હતી. તેના સુખ તથા આનંદને કોણ વખાણી શકે? ત્યાં જાણે સર્વ સુખોના વૃક્ષની કાન્તિ હોય એવી ઇંદ્રજીતની ભુજા આવીને પડી.

दोहा–तब निज दासिनी देखि तहँ, शोणि श्रवत भुज दण्ड ॥
भयउ समर आश्चर्य मय, मनहु अखंडन खण्ड ॥ ११७ ॥

એ લોહી વેહેતા ભુજદંડને સુલોચનાની દાસીઓએ જોઇ તેથી તે બોલી ઉઠી કે "આજ તો યુદ્ધમાં કાંઇ આશ્ચર્યકારક બનાવ બન્યો છે અને અવિનાશીનો પણ નાશ થયો જણાય છે." ૧૧૭

चो०–सुनकर सकल सखी मुखवैना, तजि सिंहासन उठी सुनैना ।
प्रेम स्वभाय धुकधुकी धरकी, शूचक अशुभ दहिन भुजफरकी ॥
होत महारण रावण रामहिं, वीर धुरीण मोर पिय तामहिं ।
सकल सुरासुर सकहिंनजूझी, विधि वामता परत नहिं बूझी ॥
इतना कहत गई चलिआपू, पतिभुजलखिकरिकोटिकलापू ।
कंकन मणिगण भूषण सोई, महा विटप सम आन न होई ॥
देखत मनहिं न आवत तेही, जासु प्रभाव सुना पहिलेही ।
नींद नारि भोजन परिहरही, बारह वर्ष तासु कर मरही ॥

એવાં સર્વ સખીઓનાં વચન સાંભળીને સુલોચના સિંહાસનપરથી ઉઠીને ઉભી થઇ. તેના પ્રેમી સ્વભાવથી છાતી ધડકવા લાગી અને જમણી ભુજા ફરકીને અશુભ સૂચવ્યું. ૧ ( સુલોચના સ્વગત કહેવા લાગી કે )—રાવણ અને રામ વચ્ચે ભારે યુદ્ધ ચાલે છે તેમાં વીર પુરૂષોમાં અગ્રેસર એવા મારા સ્વામી છે, તેમને કોઇ દેવ કે દૈત્ય જીતી શકે તેમ નથી; પણ હવે વિધાતાની પ્રતિકુળતાની સુઝ પડતી નથી." ૨ એ પ્રમાણે બોલીને તે ભુજાની પાસે ગઇ, તે પોતાના સ્વામીનીજ ભુજા જોઇને ઘણો વિલાપ કરવા લાગી. કંચન તથા મણિમય આભૂષણોવાળી અને મોટા વૃક્ષ સમાન આ ભુજા બીજા કોઇની નહી, પણ મારા સ્વામીનીજ છે. ૩ તોપણ તે જોઇને મનમાં વિશ્વાસ આવતો નહતો, કેમકે ઇંદ્રજીતનો પ્રભાવ તેણે પ્રથમથીજ સાંભળેલો હતો કે 'જે બાર વરસ સુધી ઉંઘ, સ્ત્રી અને ભોજનનો ત્યાગ કરે તેનાજ હાથે ઇંદ્રજીત મરે.' ૪

दोहा–करि विचार मन टेकदै, मैं पति देवत नारि ॥
भुजलिखि मेटहु दुचितही, सुन कर दीन पसारि ॥ ११८ ॥

પછી તે મનમાં વિચાર કરીને દૃઢતાથી બોલી કે—"જો હું પતિવ્રતા સ્ત્રી હોઉં તો હે ભુજા ! તું લખીને મારી ચિંતા દૂર કર." એ સાંભળીને ભુજાએ હાથ પસાર્યો. ૧૧૮

चो०–लखिरुखतासु सखी उठि धाई, तुरतहि खोज खरी लै आई ।
दीनहाथ मणिमय अँगनाई, लिखत लषण कीरति रुचिराई ॥
नींद नारि भोजन शत कोटी, तजत तासु महिमा अतिछोटी ।
अक्षय अखंड अलख अविनाशी, अतुल अमित घटघटकेवासी ॥
भगटहिं पालहिं पुनि संहरई, त्रिगुण रूप त्रय मूरति धरई ।
जो कालहु कर काल भयंकर, वर्णत शेष शारदा शंकर ॥
लीला तनु सुर सेवक हेतू, जासु नाम भवसागर सेतू ।
मुनिमनपुण्डरीक जाके घर, वचन विवेक विचार बुद्धिवर ॥

સુલોચનાની મરજી જાણી લઇને તેની સખી ઉઠી ઘરમાં દોડી ગઇ અને એક ખડીઓ શોધી લાવી. તે ખડીઓ હાથમાં આપતાં ભુજાએ મણિમય આંગણામાં લક્ષ્મણજીની સુંદર કીર્તિ લખી કે ૧ "જે માણસ સો કે કરોડ વર્ષ સુધી ઉંઘ, સ્ત્રી અને ભોજનનો ત્યાગ કરે તેનો મહિમા પણ લક્ષ્મણજીના મહિમાથી અત્યંત ઓછો છે. અક્ષય, અખંડ, અગમ્ય, અવિનાશી, અનુપમ, અનંત અને સર્વવ્યાપક પ્રભુ,—૨. કે જે બ્રહ્માંડને ઉત્પન્ન કરે છે, પાળે છે અને સંહાર કરે છે, જે સત્વ રજ અને તમ એ મહા ગુણો યુક્ત બ્રહ્મા, વિષ્ણુ અને શિવ જે ભયંકર કાળના પણ કાળ છે, જેને સરસ્વતી અને શંકર વર્ણવ્યા કરે છે, ૩ જે દેવતાઓ તથા ભક્તજનોને વાસ્તે દેહ ધરીને લીલા કરેછે, જેનું નામ આ ભવસાગરના પુલરૂપ છે, જેનો નિવાસ મુનિઓનાં મનરૂપી કમળોમાં છે, જે જ્ઞાન વિચાર અને બુદ્ધિમાં મહા મુશ્કેલીથી આવે છે. ૪

दोहा–कोटि कल्प वर्णत निगम, अगमजासु गुणगाथ ॥
तिमिशरीर जडजीवविनु, किमिवर्णतलिखिहाथ ॥ ११९ ॥

અને જેના ગુણોની ગાથા કરોડો કલ્પ સુધી વર્ણવતાં પણ અગમ્ય છે

એમ વેદ કહે છે, તે પ્રભુના ગુણોનું વર્ણન તામસી શરીરનો અને જીવ વગરનો જડ હાથ શી રીતે લખી શકે ? ૧૧૯

चो०—ममशिर गयो दरश रघुराई, तब प्रतीत लगि भुजा पठाई ।
इहिविधिलिखेउसकलभुजबाता, परी भूमितब अतिविकलाता ॥
बाँचि सकल जलिखितयथारथ, लक्ष्मण रामनाम परमारथ ।
त्रियास्वभाव तदपि बहुभाँती, विलखतसकलसखिनकरपाँती ॥
गुणगण साहस शील नाहको, कहि रोवत बल विपुल बाँहको ।
जेहि भुज बल सुरनाथ विगोवा, सो भुज आजु समरमहि सोवा ॥
मणिगण भूषण बसन विसारत, महिलोटत करतल शिरमारत ।
मगन विपतिनिजतनुसुधिनाहीं, दारुण विपति कहिनकेहिपाही ॥
छिनक प्रबोधसखीकोउ करही, बहुरि शोक दावानल जरहीं ।
क्षणक्षण उठत परत धरणीतल, पुनिपुनिसब सराहपतिको बल ॥

મારૂં માથું રામચંદ્રજીનાં દર્શન કરવાને ગયું છે અને તારા વિશ્વાસને વાસ્તે આ મારી ભુજા અહીં મોકલી છે. ” આ પ્રમાણે સઘળી વાત ભુજાએ લખી જણાવી, ત્યારે વ્યાકુળ થઇને સુલોચના પૃથ્વીપર પડી. ૧ ભુજાએ રામલક્ષ્મણના નામની પરમાર્થતા વગેરે યથાર્થ લખેલું સર્વ સુલોચનાએ વાંચ્યા છતાં પણ સ્ત્રી સ્વભાવ પ્રમાણે સખીઓની પંક્તિમાં અનેક પ્રકારે વિલાપ કરવા લાગી. ૨ સ્વામીના ગુણો, સાહસ, શીલ અને અત્યંત બાહુબળ સંભારી સંભારીને રોવા લાગી કે—“જે ભુજાઓના બળથી ઈંદ્રને પણ કેદ કર્યો હતો તે ભુજા આજ રણક્ષેત્રમાં સૂતી ” ૩ સુલોચના મણિઓનાં આભૂષણો અને વસ્ત્રોનું ભાન નહિ રાખતાં હાથવડે માથું કુટતી ધરતીપર લોટવા લાગી. દુઃખમાં ડુબી જવાથી શરીરનું ભાન પણ રહ્યું નહી. પોતાનું દારૂણ દુઃખ કોઇની પાસે કહી શકતી પણ નહી. ૪ કોઇ સખી કાંઇ બોધ કરતી તે ક્ષણવાર રહેતો હતો અને વળી પાછી શોકરૂપી દાવાનળથી બળતી હતી. ક્ષણે ક્ષણે ઉભી થઈને પાછી પૃથ્વીપર પડતી હતી અને વારંવાર પતિના બળનાં વખાણ કરતી હતી. ૫

दोहा—तिनमें सखी सयान इक, कहि समुझावतबैन ॥
शोक छाँडि पति देवता, सुमति करौ मति ऐन ॥ १२० ॥

એની સઘળી સખીઓમાંની એક ચતુર સખીએ તેને સમજાવીને કહ્યું

કે—" હે ઉત્તમ બુદ્ધિવાળી પતિવ્રતા સુલોચના ! હવે શોક છોડી દઇને સદ્બુદ્ધિથી જે કરવું યોગ્ય છે તે કરો. " ૧૨૦

चो०–सुनकर सहसानन जल जाता, सत्य कहत तुम सखी सुमाता ॥
विधि निर्मित दुख मोकहँलाहू, सुख परिपूर भुवन सब काहू ॥
विजय राम लक्ष्मणकहँ आवा, सुयश सकल मर्कट कुल पावा ।
कुल कलंकबहु लहेउ विभीषन, कुलकुठार अससुनेउ न दीखन ॥
छूटि बन्दि अब सुरगण केरी, निज निज पुरन दुहाई फेरी ।
मुनिपुलस्त्यकर भाकुलनाशा, अबरविशशिसुखकरहिंप्रकाशा ॥
तेजवन्त पावक परिहरि दुख, बहव समीर आजु अपने सुख ।
सलिल गंग निर्मल जल आजू, सुवश बसाहि सुरनायक राजू ॥

એ સાંભળીને શેષની પુત્રી સુલોચના બોલી કે " સખી ! માતા ! તું ખરૂં કહે છે. સર્વ કોઇનાં ઘરો સુખથી પરિપૂર્ણ છે અને મને દૈવનિર્મિત દુઃખ પ્રાપ્ત થયું છે. ૧ રામલક્ષ્મણનો વિજય થયો, સઘળા વાનરો સુયશ પામ્યા અને વિભીષણને કુળનું કલંકજ પ્રાપ્ત થયું. એના જેવો કુળનું છેદન કરનાર કુહાડો કદી પણ દીઠો નથી કે સાંભળ્યો પણ નથી. ૨ હવે દેવતાઓનું બંધનપણું છૂટું થયું અને તેઓએ પોતપોતાના લોકમાં પોતાની દુહાઇઓ ફેરવી દીધી. પુલસ્ત્યમુનિના કુળનો નાશ થયો. હવે સૂર્ય તથા ચંદ્ર સુખેથી પ્રકાશશે. ૩ અગ્નિ દેવ પણ દુઃખ તજી દઇને તેજવંત થશે, પોતાને સુખ પ્રાપ્ત થવાથી પવન પણ સુખેથી વાશે, હવે ગંગાનું જળ નિર્મળ થશે અને ઇંદ્ર પણ સ્વતંત્ર રાજ્ય કરશે. ૪

दोहा–यम कुबेर दिग्पाल सब, प्रमुदित सुर नर नाग ॥
खाय अघायविहाय दुख, पाय सुयज्ञ विभाग ॥ १२१

યમ, કુબેર, સઘળા દિક્પાળો, દેવતાઓ, મનુષ્યો અને નાગ લોકો આનંદ પામશે. અને દેવતાઓ દુઃખ તજી દઇને ઉત્તમ યજ્ઞના ભાગ પામી તેને ખાઇને તૃપ્ત થશે. " ૧૨૧

चो०–इतना कह मन्दिरमहँ आई, देखत मणिगण धन बहुताई ।
सुरपति भुवन सुघटतर नाहीं, जहँरिधि सिधि तनुधरेकमाहीं ॥
देखत विभव न मन अनुरागा, पतिपदप्रेम निपुण मनपागा ।

देत दान मणि भूषण चीरा, धेनु वसन मणि हाटक हीरा ॥
मणिमय शिबिकारुचिरसुहाई, भुज चढाइ पहिराइ बनाई ।
आपन चढत भई पुनि आई, सुर दुर्लभ सुख सदन विहाई ॥
वीतराग जिमि तजत विषयगन, तेहिसमभाँतिदियोपतिपद्मन ।
शुकसारिका सुलोचनिज्याये, कनक पिंजरन राखि पढाये ॥
व्याकुल कह कहँ जात सुनयना, सुनि धीरज परिहरत सुवयना ।
भयेविकल खग मृग इहिभाँती, अपर दशा कैसे कहिजाती ॥
प्रजा लोग गृह तजि सँगलागे, प्रेम उमँगि लोचन जल पागे ।

એ પ્રમાણે બોલીને સુલોચના ઘરમાં ગઈ કે જે ઘરમાં અત્યંત મણિઓ તથા ધન જોવામાં આવતાં હતાં. ઈંદ્રનું ભુવન પણ તેની ઉપમાને તુલ્ય નથી કે જ્યાં રિદ્ધિઓ તથા સિદ્ધિઓ દેહ ધરીને હાજર રહ્યા કરે છે. ૧ સુલોચનાનું મન પતિના પ્રેમમાં મગ્ન થઇ ગયેલું હોવાથી એ સઘળો વૈભવ જોઇને તેનાપર પ્રીતિ થઈ નથી. તે મણિઓનાં આભૂષણો, રેશમી વસ્ત્રો, ગાયો, લૂગડાં, મણિ, સોનું અને હીરા એનાં દાન કરવા લાગી. ૨ એક સુંદર મણિમય પાલખી તૈયાર કરાવી તેમાં પતિની જાને શણગારીને ચઢાવી અને પછી પોતે તેમાં બેશી દેવતાઓને પણ દુર્લભ એવું સુખથી પરિપૂર્ણ ઘર છોડીને ચાલી. ૩ જેમ વૈરાગ્યવાન વિષયોને તજી દઇને પ્રભુનાં ચરણોમાં ચિત્ત લગાડે તેમ સુલોચનાએ પણ સ્વામીનાં ચરણમાં ચિત્ત લગાડયું. સુલોચનાએ સોનાનાં પીંજરમાં રાખીને ભણાવેલાં મેના પોપટ પણ (૪) વ્યાકુળ થઇને કહેવા લાગ્યાં કે ‘ હે સુલોચના તમે કયાં જાઓછો ?’ તેઓનાં એવાં સુંદર વચનો સાંભળીને સુલોચનાની ધીરજ છુટી જવા લાગી. આ પ્રમાણે પશુ પક્ષીઓ પણ વ્યાકુળ થઇ ગયાં તો પછી બીજાની દશાનું તો કહેવું જ શું ? ( તે વર્ણવી કેમ જાય ? ) ૫. પ્રેમથી ઉમંગવાને લીધે જેઓનાં નેત્રોમાં જળ ભરાઈ આવેલાં હતાં એવા પ્રજાના લોકો પણ પોત પોતાનાં ઘરો છોડી દઇને સુલોચનાની સાથે જવા લાગ્યા.

दोहा–बाजन लगे निसान बहु, ढोल दुंदुभी भेरि ॥
पुरजन परिजन संग सब चले पालकीघेरि ॥ १२२ ॥

તે સમયે ઘણાં નિશાનો, ઢોલો, દુંદુભિઓ અને ભેરીઓ વાગવા લાગી, અને સર્વ પુરજનો તથા પરિજનો પાલખીને ઘેરી લઇને સુલોચનાની સાથે ચાલ્યાં. ૧૨૨

चौ०–देखि भीर दशकन्धर द्वारे, सजग भये सब वीरप्रचारे ।
जानेउ कटक रिपुन कर आवा, अस्त्र शस्त्र कर गाहे कर धावा ॥
धनु चढाइ कटि तरकस बाँधे, कोउ असिचर्म शरासन सांधे ।
तोमर परशु प्रचण्ड गदा गहि, रोखनचोखे शूल शक्ति लहि ॥
मारु मारु धरु धरु कहि धाये, प्रगट दशानन विजय सुनाये ।
गर्जत तर्जत गिरा गँभीरा, समर भयंकर निशिचर वीरा ॥
निपटहिं निकट पालकी आई, चीन्ह सकल भट रहे लजाई ॥
देखि जुहारि नागपति कन्या, सतीशिरोमणि त्रिभुवन धन्या ॥

એ સઘળી ભીડ રાવણના દ્વાર આગળ જોવામાં આવતાં સર્વ વીર સુભટો સાવધાન થઇ પોકારવા લાગ્યા. તેઓએ જાણ્યું કે ' આતો શત્રુનું સૈન્ય આવ્યું છે ' તેથી હાથમાં અસ્ત્રો તથા શસ્ત્રો લઇને દોડયા. ૧ કેટલાક ધનુષો ચઢાવવા મંડયા, કેટલાક તરકસો બાંધવા લાગ્યા, કેટલાક ઢાલ, તરવાર અને ધનુષ સંભાળવા લાગ્યા, કેટલાક ભુંગળો, ફરશીઓ, પ્રચંડ ગદાઓ, તીક્ષ્ણ ત્રિશુળો અને સાંગો લઇને ક્રોધ કરીને ખડા થઈ ગયા. ૨ અને મારો મારો, પકડો પકડો, બોલતા દોડયા અને રાવણનો જયજયકાર પોકારવા લાગ્યા. વળી યુદ્ધમાં ભયંકર વીરો ગંભીરવાણીથી ગર્જનાઓ તથા તિરસ્કારો કરવા લાગ્યા. ૩ પણ જ્યારે સુલોચનાની પાલખી છેક નજીક આવી ત્યારે તેને ઓળખીને સઘળા સુભટો શરમાઇ ગયા. અને સતી શિરોમણિ તથા ત્રૈલોક્યમાં ધન્ય એવી સુલોચનાને જોઈને જુહાર કરવા લાગ્યા. ૪

दोहा–द्वारपाल दशकन्ध वहु, खबर जनाईजाय ॥
भयउ रजायसुवेगि तव, वचन कहति बिलखाय ॥ १२३ ॥

દ્વારપાળોએ જઈને રાવણને સુલોચનાની ખબર જણાવતાં આજ્ઞા થઇ કે " એને જલદી બોલાવી લાવો " તે સમયે સુલોચના રાવણની પાસે જઈ કરૂણામય વચનો કહી સંભળાવા લાગી કે—૧૨૩

चौ०–तुमहिं अछत असिदशाहमारी, सुखतजिभई शोक अधिकारी ।
नभ पथहै भुज मम गृह परी, बाण वेधि शोणित तनुभरी ॥
देखि भुजा मनमें अति डरी, संशय जानि दीन्हकरखरी ।
लिखी राम लक्ष्मण महिमाइन, क्रम क्रम सों सबकथा कहीतिन ॥
ठगिसी रही बाँचि गुणगाथा, जरहुँ संग जो पाऊं माथा ।

रणकबन्ध भुज ममगृह आई, शिरतहँ गयउ जहाँ रघुराई ॥
करहु सो यतन मिलहि मोहि शीशा, तुम सामर्थ निशाचर ईशा ।
सुनत कुलिशसम गिरा वधूकी, जीवनआश दशानन मूकी ॥
तदपि धीरधरि करसि प्रबोधा, कहुकोमोहिंसमानजगयोधा ।

" તમે હયાત છતાં મારી આ દશા થઈ છે! હું સુખ તજીને શોકને પાત્ર થઈ છું. બાણુથી વીંધાએલી અને લોહીથી ખરડાયલી આ ભુજા આકાશ માર્ગે આવીને મારા આંગણામાં પડી. ૧ આ ભુજાને જોઈને હું મનમાં ઘણી ડરી ગઇ. પછી સંદેહ પામીને તેના હાથમાં ખડીઓ આપતાં તેણે રામલક્ષ્મણુનો મહિમા લખ્યો અને અનુક્રમે સઘળી વાત લખી જણાવી. ૨ રામના ગુણોની ગાથા વાંચીને ઠગાયા જેવી થઇ ગઇ, હવે જો માથું હાથ લાગે તો તેની સાથે બળી મરૂં. એમનું ધડ રણુભૂમિમાં છે, ભુજા મારે ઘેર આવી છે અને માથું રામચંદ્રજી પાસે ગયું છે. ૩ હે રાક્ષસોના સ્વામી! તમે સમર્થ છો, માટે મને માથું મળે એવો યત્ન કરો." આ પ્રમાણે સુલોચનાની વજ્ર જેવી વાણી સાંભળીને રાવણે જીવવાની આશા મૂકી દીધી. તોપણ ધીરજ આણીને સમજાવવા લાગ્યો કે—"કહો, મારા જેવો યોદ્ધો આ જગતમાં કોઈ છે?

दोहा—राम लषण सुग्रीव नल, नील द्विविद हनुमन्त ॥
माथ विभीषण ऋषभकर, आनबमारि तुरन्त ॥ १२४ ॥

રામ, લક્ષ્મણુ, સુગ્રીવ, નળ, નીલ, દ્વિવિદ, હનુમાન, વિભીષણુ અને જાંબવાન એઓને મારીને તેઓનાં માથાં હું તુરત લાવી આપું છું. ૧૨૪

चो०—अबलगि रहेउ भरोसा भारी, कुम्भकर्ण घननाद सुरारी ।
हमहुँ आज लगि कीन्ह न जूझा, इन सब कर पुरुषारथ बूझा ॥
मरेउ सो नर वानरके मारे, बात सुनत अति लाज हमारे ।
गिनती कवन वीरमें तिनकी, अतिदुरदशाकीनकपिजिनकी ॥
तजहु शोक कुलवधू पताहू, उन समान जनि मानसि मोहू ।
पुत्रि विलम्ब करौ घटि चारी, देखहु मोर भयंकर भारी ॥
आनि शीश तव शत्रुन केरा, बिन प्रयास नहिं लावौं बेरा ।
भोगत जन्तु पराक्रम भोगा नतुकिमिनिशिचरवनचरयोगा ॥

દેવતાઓના શત્રુ ઇંદ્રજીતનો તથા કુંભકર્ણનો આજ સુધી મને મોટો ભરોંસો હતો, તેથી મેં આજ સુધી યુદ્ધ કર્યું નહી. હવે એ સર્વેનું પરાક્રમ

જાણી લીધું. ૧ તેઓ માણુસ તથા વાંદરાંના માર્યા મરી ગયા તે વાત સાંભળીને મને ઘણી શરમ લાગે છે. જેઓની આવી અત્યંત દુર્દશા વાંદરાંએ કરી નાંખી તેઓની કયા વીરોમાં ગણત્રી છે ? ૨ હે કુળવધૂ ! તમે શોક કરવો છોડી દો. મને તેઓના જેવો ગણશો નહી. હે પુત્રી ! તમે ચાર ઘડી ધીરજ ધરો. અને મારૂં ભયંકર—ભારે પરાક્રમ જુઓ.. ૩ હું વાર નહી લગાડતાં હાલજ વગર પ્રયાસે તમારા શત્રુઓનાં માથાં લાવી આપું છું. પ્રાણીઓ પૂર્વે કરેલાં કર્મોનું ફળ ભોગવેછે, નહી તો શું વાંદરાં તે વળી રાક્ષસોને મારી શકે કે ? ૪

दोहा—मेरु उखारन हारजे, धरा धरत कर बीच ॥
ते भट खाय मशाक शिशु, कालकुटिलता नीच ॥ १२५ ॥

જેઓ મેરૂને પણ ઉખાડી નાંખનારા અને પૃથ્વીને પણ હથેળીમાં ધરી શાખે એવા હતા તે શૂરવીર સુભટોને કાળની નીચ કુટિલતાથી મચ્છરોનાં બચ્ચાંઓ ખાઇ ગયાં છે. ” ૧૨૫

चो०—क्रोधावेश प्रगल्भहि बोली, हृदयशोक तनु अचल न डोली ॥
समाधान नहिं मानत सोई, सुनि प्रताप परितोष नहोई ॥
नर वानर पुरुषारथ देखत, बडो प्रभाव छोटकारि लेखत ॥
कूदि सिंधु कपि लंकाजारी, लघुकर मानत ताहिसुरारी ॥
कुंभकर्ण अतिकाय महोदर, ममपतिगिरेउ समेत सहोदर ॥
ते रिपु चहत दशानन जीती, देखहु महा मोहकर रीती ॥
उतरदेउँ तौ पातक होई, कह विवाद कर सर्वस खोई ॥
फिरहि राज्य कछु मोहिं नकाजू, बिनपियसकलनरककरसाजू ॥

એ પ્રમાણે રાવણે કહી સંભળાવેલો પોતાનો પ્રતાપ સાંભળીને.સુલોચનાના મનમાં સંતોષ કે સમાધાન થયું નહી, અને હૃદયના શોકથી અચળ રહીને ક્રોધાવેશથી બોલી કે. ૧ “ હે દેવતાઓના શત્રુ ! તમે મનુષ્યો તથા વાનરોના પુરૂષાર્થને નજરે જોયા છતાં તેઓના મોટા પ્રભાવને નાના ગણોછો. વળી જે વાનરે સમુદ્રને કુદી જઇને લંકા બાળી નાંખી તેને હલકો માનોછો !! ૨ હે રાવણ ! કુંભકર્ણ, અતિકાય, મહોદર, અને ભાઇઓ સહિત મારો સ્વામી એઓને જેણે મારી પાડ્યા તે શત્રુને જીતવાને તમે ઇચ્છો છો ?!! આ તમારા મહામોહની રીતિ તો જુઓ !! ૩ હું તમને સામો ઉત્તર આપું તો પાપ લાગે અને વિવાદ કરવાથી સર્વસ્વ ખોઇ બેસું. માટે ગમે તો હવે તમારૂં

રાજ્ય રહે તોપણ તે મારે કશા કામનું નથી. મને તો સ્વામી વિના સઘળો આજ નર્ક સમાન લાગે છે. ૪

दोहा–तुरतहि उठी सुलोचना, गइ मयतनया पास ॥
पदगहि रोवत सकल कह, मकट शोक इतिहास ॥१२६॥

પછી સુલોચના ત્યાંથી તુરત ઉઠીને મંદોદરીની પાસે ગઈ. અને મંદોદરીના પગ પકડીને રોતી રોતી પોતાના શોકની હકીકત કહી સંભળાવી. ૧૨૬

चो०–आदिहिते सब कथा बखानी, सुनि सुनि रोवत रावण रानी ॥
कह निजपति भुज लिखत बहोरी, राम लषण महिमा नहिं थोरी ॥
कह्यो बहुरि दशकन्धर क्रोधा, मुये विडंबन कीन्हेसि बोधा ॥
सुनि निज पुत्रवधूकी वानी, बोली दुखित मँदोदरि रानी ॥
कहत सो मानहु सससयानी, सुनि जो नारदमुनिकी वानी ॥
पाछिल बात भई सब साँची, अनुभवकीन्ह न एकहु बाँची ॥
देवि न होय मृषा ऋषि भाषत, अपने महा मोह मनराखत ॥
अगली कथा समास समेता, सुनु पुत्री ऋषि वरणेउ जेता ॥
वैरभाव दशकन्धर जूझब, प्राणहु गये नीति नहिं बूझब ॥
सिया शोक संकटसे छूटहिं, वानर भालु राज्यघर लूटहिं ॥
सुर मणि भूषण बसन त्रिमाना, भोग कराहिं वनचर कुलनाना ॥

સુલોચનાએ શરૂઆતથી સઘળી કથા વર્ણવીને કહી, તે સાંભળીને મંદોદરી રોવા લાગી. પછી ઇંદ્રજીતની ભુજાએ લખેલી વાત અને રામલક્ષ્મણનો અપાર મહિમા કહ્યો. ૧. વળી રાવણના ક્રોધની વાત કહીને બોલી કે—"તેમણે મુઆ પાછળ વિટંબણા થવા જેવો બોધ આપ્યો." સુલોચનાની વાણી સાંભળીને મંદોદરી દુઃખિત થઈને બોલી કે—૨ "મેં નારદમુનિથી જે વાણી સાંભળી છે તે તને કહું છું, તે સાચી માનજે. તેમણે કહેલી ભવિષ્યની વાત સઘળી સાચી પડી છે, મારી ખાત્રી થઈ છે કે તેમાંની એકપણ વાત બાકી રહી નથી. ૩ હે દેવી ! નારદજીનું કહેલું ખોટું હોયજ નહી. આપણે મનમાં મોટો મોહ રાખીએ છીએ તે વૃથા છે. હે દીકરી ! નારદમુનિએ જે વાત મને કહી સંભળાવી છે તે તને સંક્ષેપથી કહું છું, સાંભળ. ૪ "રાવણ વૈરભાવથી રામની સામે લડશે, પ્રાણ જતા સુધી પણ નીતિને સમજશે નહી, સીતા શોક તથા સંકટમાંથી છૂટશે, વાનરો તથા રીંછો રાજ્ય તથા ઘરો લૂંટી લેશે, ૫.

અને આ દેવતાઓનાં મણિમય ભૂષણો, વસ્ત્રો અને વિમાનો એ સર્વ વાનરો ભોગવશે.

दोहा–राज्य विभीषण पाइहैं, अमर कल्प निरवाह ॥
भावी वश दुख सुख जगत, उपदेशियकहुकाह ॥१२७॥

વિભીષણ લંકાનું રાજ્ય પામી અમર થઈને એક કલ્પ સુધી રાજ્ય ભોગવશે. જગત ભાવી પ્રમાણે સુખ દુઃખ ભોગવેછે, હું તને ઉપદેશ કરીને શું કહું ?-૧૨૭

चो०–मुनिवर वचन मोहिं परतीती, अनुभव दोउ हार अरु जीती ॥
अब पुत्री परिहारि सब शोका, पतिसँग वेगि साधु परलोका ॥
जाहु राम पहँ पतिशिरलागी, तज संकोच आनकिनमाँगी ॥
आज नहोइ लाजकर भूषण, समयहीन गुणगणिय न दूषण ॥
है पुनि श्वसुर विभीषण तोरा, वालितनय बालकसम मोरा ॥
एकनारि व्रत रघुवर केरा, लषण सुयश तुम सुनेउ घनेरा ॥
जाम्बवन्त मन्त्री सुग्रीवा, द्विविद मयंद महाबल सींवा ॥
जानहु ब्रह्मचर्य्य हनुमन्ता, शिवस्वरूप भव हर भगवन्ता ॥
सदानीति रत राम नरेशा, तहाँ जात कहु कवन कलेशा ॥

નારદજીનાં વચનોપર મને વિશ્વાસ છે. હાર અને જીતનો મને અનુભવ થયોછે. હે પુત્રી ! હવે શોક છોડી દઇને તું સ્વામીની સાથે જલદી પરલોક સાધી લે. ૧ તું સંકોચ છોડીદઇને તારા સ્વામીના માથાને વાસ્તે રામની પાસે જઇને માથું માગી લાવ. આજ લાજને ભૂષણ તરીકે ગણવી નહી. કુસમયને લીધે એ દૂષણ રૂપ નહી ગણતાં ગુણરૂપ ગણવું. ૨ વળી ત્યાં તારો ( કાકો ) સસરો વિભીષણ છે, અંગદ છે તે તો મારા પુત્ર સમાનજ છે, રામચંદ્રજીને એક પત્નીવ્રત છે, લક્ષ્મણજીની સુકીર્તિ તો તમે ઘણી સાંભળી છે, ૩ જાંબવાન, સુગ્રીવ, દ્વીવિદ અને મયંદ એઓ મહાબળની સીમારૂપ રામચંદ્રજીના મંત્રીઓછે અને હનુમાનજી તો બ્રહ્મચારીછે તથા ભવસાગરનાં દુઃખોને હરનારા સદાશિવનું સ્વરૂપછે. રામચંદ્રજી સર્વદા નીતિમાંજ રૂચિ રાખનારા છે. ત્યાં જવામાં શો કલેશ છે તે કહે. ૪

दोहा–विदित तोरपति भुजलिखत, लक्ष्मणरामप्रभाव ॥
हमहुं ऋषिभाषितकहेउ, अब विलम्ब जनि लाव ॥१२८॥

રામ લક્ષ્મણનો પ્રભાવ તારા સ્વામીની ભુજાએ પણ લખી જણાવ્યો છે અને મને પણ નારદ મુનિએ અગાઉથીજ કહેલું છે. માટે હવે વિલંબ ન કર." ૧૨૮

चो०–सुनत सासुमुख करहित बानी, जाहुँ रामपहँ असजिय जानी ॥
बार बार चरणन शिरनाई, चली जहाँ लक्ष्मण रघुराई ॥
देखत कटक भालु कपि केरा, सिंधु सुवेल महीधर घेरा ॥
उमँगेउ मनो महोदधि दूसर, हरित पीत कपि धूमर धूसर ॥
व्योम लाल भाषत अनुहेरी, मनहु लेत बडवानल घेरी ॥
गिरि तरुधर भुजसहस भयंकर, जहँ तहँ प्रकटहोइँ जनुजलधर ॥
लक्ष्मण शेष भुअंक शीशधर, कटक जलधिसोवत राघववर ॥
अक्षवट तहँ बैठि विभीषण, अस सुकृती कहुँ सुने न दीखन ॥

સાસુના મુખથી હિતકારી વાણી સાંભળીને સુલોચનાએ રામની પાસે જવાનો મનમાં નિશ્ચય કર્યો. પછી વારંવાર સાસુનાં ચરણોમાં માથું નમાવીને રામ લક્ષ્મણની પાસે જવા ચાલી. લંકા બહાર નીકળીને જોયું તો રીંછો તથા વાનરોના કટકે સમુદ્રના કિનારાને તથા સુવેળ પર્વતને ઘેરી લીધેલો જોવામાં આવ્યો, અને લીલા, પીળા, ભુંખરા તથા ખાખી રંગના વાનરાઓરૂપી જાણે બીજો સમુદ્ર ઉભરાઇ આવ્યો હોય એવા દેખાતા હતા. ૨. આકાશ તરફ જોતાં તેને જાણે વડવાનળે ઘેરી લીધું હોય એવું લાલ દેખાતું હતું, અને હજારો પર્વતો વૃક્ષો, ભયંકર ધડો અને ભુજાઓ જાણે જ્યાં ત્યાં વાદળાં પ્રકટ થયાં હોય એવાં દેખાતાં હતાં. ૩. સૈન્ય રૂપી સમુદ્રમાં લક્ષ્મણ રૂપી શેષનાગના ખોળામાં માથું મૂકીને રામચંદ્રજી સૂતા હતા અને જેના જેવો કોઇ સુકૃતવાન સાંભળ્યો કે દીઠો નથી એવો વિભીષણ અક્ષય વડની પેઠે બેઠેલો હતો. ૪.

दोहा–देखत डरत सुलोचना, धीरज धरत बहोरि ॥
महाराज रघुबीर कहँ, बिनय सुनावबुं मोरि ॥१२९॥

એ સઘળું જોતાં સુલોચના ડરવા લાગી, પણ પછી ધીરજ ધરીને મનમાં બોલીકે—"મહારાજ રામચંદ્રજીને મારી વિનતિ સંભળાવું." ૧૨૯.

चो०–बानर सकल उठे अस बोली, अरिपुरते आवत इक डोली ॥
जानी परत रावण अब बूझा, मरमति मेघनाद जब जूझा ॥

हठतजि सीतहि दीन पठाई, तजहु शोच अब मिटी लराई ॥
जिहिलगिप्रकटकीन्ह पुरआगी, बांधेउ सेतु हेतु जेहि लागी ॥
सोइ सीता अब बिन श्रमपाई, जानहु विधि अनुकूल सहाई ॥
विजय राम सुग्रीवहि आवा, सुयश वीर वानर कुल पावा ॥
बिरह राम लक्ष्मण कर छूटा, विनकलेश लंका गढ टूटा ॥
युग युग कीरति चलबहमारी, कंहँ राक्षस कहँ लघुवनचारी ॥

સુલોચનાની પાલખી દૂરથી આવતી દેખીને સર્વ વાનરો બોલી ઉઠયા-કે—"લંકામાંથી એક ડોળી આવેછે, તેપરથી એમ સમજવામાં આવેછે કે—ઈંદ્રજીત રણમાં પડયાથી હવે રાવણની બુદ્ધિ સુધરી ને તે સમજ્યોછે. ૧. તેથી તેણે પોતાની હઠ છોડીદઇને સીતાજીને મોકલી દીધાં છે; માટે હવે લડાઇ મટી ગઇછે, શોક છોડીદો. જેને માટે લંકામાં અગ્નિ પ્રકટાવ્યો હતો અને જેને માટે સમુદ્રમાં પૂલ બાંધ્યોછે, (૨) તે સીતાજી હવે વગર પરિશ્રમે પામ્યા, તેથી સમજાયછે કે દૈવ અનુકુળ અને સહાયકારી છે. રામચંદ્રજી તથા સુગ્રીવનો વિજય થયો, વાનરોને સુકીર્તિ મળી, (૩) રામ લક્ષ્મણની વિરહવ્યથા ટળી ગઇ અને વગર પ્રયાસે લંકાગઢ તુટી ગયો. હવે યુગે યુગમાં આપણા જશ ગવાશે કે—"જુઓને રાક્ષસો ક્યાં અને નાનાં વાંદરાં ક્યાં ! ( કીડીઓ-એ કુંજર માર્યા ) ૪.

दोहा–इहिविधि चारुविचार करि, निश्चयकरि मनमाँहि ॥
भयउ काज रघुराजकर, बात दूसरी नाँहि ॥१३०॥

એ પ્રમાણે સુંદર વિચાર કરી મનમાં નિશ્ચય કે "હવે રામચંદ્રજીનું કાર્ય પરિપૂર્ણ થઇ ગયું; કાંઈ વાત બાકી રહીજ નહી." ૧૩૦

चौ०–पैठत कटक अतिहि सकुचाई, अनविनारि जनु परघर जाई ।
आगेहि जाइ देखि रघुवीरा, छवि श्मामलमय गौरशरीरा ॥
मरकत कनकछविहि जनुनिंदत, धन्य सुजन महिमाते विंदत ।
मत्तगयन्द शुण्ड भुजदण्डा, धनुष बाण असिधरेप्रचण्डा ॥
उरविशाल अति उन्नत कन्धर, कंबुकण्ठ रेखा त्रयसुन्दर ।
दशनपाँतिकी काँति कहैको, लावत मन पटतरहि लहैको ॥
देखत अधरनकी अरुणाई, बिम्बाफल वन्धूक लजाई ।
शुक तुण्डक नाशिका लजाई, थाकेउ कवि पटतरहि नपाई ॥

સુલોચના વાનરોના કટકદળમાં પેસેતાં જેમ કોઇ નવીન સ્ત્રી પારકા ઘરમાં પેસતાં સંકોચાય, તેમ અત્યંત સંકોચવા લાગી. પછી તેણે આગળ વધીને શ્યામ સુંદર રામચંદ્રજીને અને ગૌરવર્ણવાળા લક્ષ્મણજીને જોયા. ૧. રામચંદ્રજીની કાન્તિ જાણે મર્કત મણિની કાન્તિને અને લક્ષ્મણજીની કાન્તિ જાણે સુવર્ણની કાન્તિને પણ ઝાંખી પાડતી હોય એવી દેખાતી હતી. એ બન્નેના મહિમા જાણનારને પણ ધન્ય છે. તેમણે પોતાના મહોન્મત્ત હાથીની સૂંઢો જેવા ભુજદંડોમાં ધનુષ બાણો તથા તરવારો ધારણ કર્યા હતાં, બન્ને વિશાળ વક્ષઃસ્થળ વાળા, ઉંચી ખાંધવાળા, શંખજેવા કંઠવાળા અને તેમાં ત્રણ સુંદર રેખાઓવાળા હતા. તેઓનાં મુખોની કાન્તિને કવિઓ, શોધી શોધીને ચંદ્ર તથા કમળની ઉપમા આપેછે, પણ તે શોભતી નથી. ૩. તેઓના દાંતોની પંક્તિઓની કાન્તિને તો વર્ણવી શકેજ કોણ? કેમકે તેને ઉપમા આપવાને કોઇ ચીજ છેજ નહી. તેઓના હોઠની રતાશને જોઇને પાકેલાં ઘીલોડાં અને બપોરીઆનાં પુષ્પો પણ લજાયછે. ૪. નાસિકાઓ પોપટની ચાંચોને પણ લજાવેછે. તેનું વર્ણન કરતાં શ્રેષ્ઠ કવિઓ પણ ઉપમા નહી મળવાથી થાકી જાય તેમ છે.

दोहा—छबिमय गुणमय तेजमय, राम उदधि अवगाह ॥
जहाँ न पावत पार सुर, किमि वरणै कविथाह ॥ १३१ ॥

રામરૂપી અગાધ સમુદ્ર કાન્તિમય, ગુણમય અને તેજમય છે, કે દેવતાઓ પણ જેનો પાર પામી શકે તેમ નથી, ત્યારે કવિઓ વર્ણવીને શી રીતે પાર પામી શકે? ૧૩૧

चौ०—भ्रुकुटी ललित कपोल सुहाये, शीश जटा कर मुकुटबनाये ।
भाल विशाल तिलक युत सोहै, ध्यान समय मुनि मानस मोहै ॥
वल्कल वसन तूण कटिबाँधे, करशर सुभग शरासन काँधे ।
बीरासन आसीन कृपाला, नवपल्लव प्रसून कर माला ॥
चरण सरोज वरणि नहिं जाई, जहँमुनि मधुकर रहेलुभाई ।
प्रगट भई जिहि थलसे गंगा, श्रुति पुराण कह कथा प्रसंगा ॥
नमत महेश विरंचि जाहिको, लोचन गोचर होत काहिको ।
जन आरत भंजन जो कोई, भवसागर तारण कैसोई ॥

તેમની સુંદર ભ્રકુટી છે, સુંદર ગાલ છે, માથે જટારૂપી મુકુટ બનાવેલોછે, સુંદર તિલકયુક્ત વિશાળ લલાટ શોભેછે, કે જે ધ્યાન સમયે મુનિઓનાં મનને

પણ મોહ પમાડેછે, ૧. વલ્કલ વસ્ત્રો પેહેરેલાંછે, કમરમાં ભાથા કસેલાછે, ખાંધે સુંદર ધનુષ અને હાથમાં બાણો છે, વીરાસનથી બેઠેલાછે, નવપલ્લવો તથા પુષ્પોની માળાઓ પેહેરેલીછે, ૨. તેમનાં ચરણ કમળો કે જ્યાં મુનિઓ રૂપી ભ્રમરો લોભાઇ રહેછે તેનું તો વર્ણનજ કરી શકાય તેમ નથી, કે જે ચરણમાંથી ગંગાજી પ્રકટ થયાંછે તેની કથા શ્રુતિઓ તથા પુરાણોમાં કહેલી છે. ૩. જે ચરણોમાં શિવજી તથા બ્રહ્મા નમેછે અને જેનાં દર્શન કોઇજવલ્લેજ પામેછે. જે પ્રભુ ભક્તજનોનાં દુઃખોને ભાંગનારાછે અને જેઓ સંસારરૂપી સમુદ્ર તારનારા છે, ૪.

दोहा–प्रणतपाल विरुदावली, जिन चरणनकी बानि ॥
शोक हरण संशय दलन, करण सुमंगल खानि ॥ १३२ ॥

જેનાં ચરણોની બાની ( પ્રતિજ્ઞા ) એવીછે કે ભક્તજનોનું પાલન કરવું, શોકનું હરણ કરવું, સંશયો દૂર કરવા અને આનંદ મંગળ કરવા, એવી તેમની બિરૂદાવળીછે. ૧૩૨.

चौ०–कर जोरे अंगद हनुमाना, द्विविदमयन्द कुमुदबलवाना ।
जाम्बवन्त कपिपति बलशीला, ऋषभसुषेण सहित नलनीला ॥
महावीर वानर सब राजत, लषण विभीषणदोउ दिशिभ्राजत ।
मितिभाषित प्रभुचरण सु सेवक, चितवत रुखरघुनन्दनदेवक ॥
सभामध्य सोहत अघमोचन, कीन्हेउसफल निरखिनिजलोचन ।
करतदण्डवत शिरधरि धरणी, तिहिकर चरित विभीषण बरणी ॥
पुत्रवधू दशकन्धर केरी, बडि पतिव्रता जानि प्रभुहेरी ॥
मेघनादकी नारि सुशीला, अस गति तव विरोध करलीला ॥
करत प्रणाम प्रेम नहिं थोरे, करुणा वचन कहत कर जोरे ।

રામચંદ્રજીની પાસે અંગદ, હનુમાનજી, દ્વિવિદ, મયંદ, કુમુદ, જાંબવાન સુગ્રીવ, ઋષભ, સુષેણ, નળ, નીલ વગેરે મહાબળવાન વાનરો હાથ જોડીને બેઠા હતા. ૧. મહાવીર પુરૂષો એવા સર્વ વાનરો બિરાજતા હતા, અને રામચંદ્રજીની એક તરફ લક્ષ્મણજી અને બીજી બાજુ વિભીષણ શોભી રહ્યા હતા. તેઓ નિયમિત બોલનારા અને રામચંદ્રજીના ઉત્તમ સેવકો હતા અને રઘુનાથજીની શી મરજી છે તે સાંભળવાને આતુર રહ્યા કરતા હતા. ૨.

પાપથી મુક્ત કરનારા રામચંદ્રજી સભા વચ્ચે શોભતા હતા તેમને જોઇને સુલોચનાએ પોતાનાં નેત્રો સફળ કર્યાં અને પૃથ્વીપર માથું મૂકીને

દંડવત કર્યા. તે સમયે વિભીષણે રામચંદ્રજીને કહ્યું કે—" આ રાવણના પુત્ર ઈંદ્રજીતની સુશીલ પત્નિ પરમ પતિવ્રતા સુલોચના છે, ઈંદ્રજીતે તમારી સાથે વિરોધ કર્યાથી તેની સ્ત્રીની આવી દશા થઈછે." એ સાંભળીને રામચંદ્રજીએ તેના સામું જોયું. પછી સુલોચના અત્યંત પ્રેમથી પ્રણામ કરી હાથ જોડીને કરૂણામય વચનો બોલી કે—

दोहा—मुये जान पति भुजहिं तव, लिख समुझाई मोहिं ॥
महाराज रघुवंशमणि, याचन आई तोहिं ॥ १३३ ॥

હે મહારાજ ! હે રઘુવંશમણિ ! મારા સ્વામીની ભુજાએ સર્વ હકીકત લખી જણાવ્યાથી તેમને મરણ પામેલા જાણીને હું તમારી પાસે કાંઈક માગવાને આવીછું. ૧૩૩

छंद—परशे चरण कर प्रेम पूरण प्रणतपाल खरारिके ।
जिहि नमत शंकर शेष सुर मुनि धरणि भंजन भारके ॥
प्रभु जान सो विनती सुलोचनि करत कहि विनतीघनी ।
जय शोक हरणकृपालु जयजयजयतिजयरघुकुलमनी ॥ १ ॥

સુલોચના એટલું બોલીને ભક્તજનોનું પાલન કરનારા રામચંદ્રનાં ચરણો કે જે ચરણોને શંકર, શેષ, દેવતાઓ, અને મુનિઓ નમે છે અને જે પૃથ્વીનો ભાર ઉતારનારાં છે, તે ચરણોનો પરિપૂર્ણ પ્રેમથી સ્પર્શ કર્યો, અને બોલી કે " હે પ્રભુ મારી વિનતિ સાંભળો. " એમ કહીને સુલોચના ઘણી ઘણી રીતે વિનતિ કરવા લાગી કે—" હે શોકને હરનારા ! હે કૃપાળુ ! હે રઘુકુળમણિ ! જય જય જય જય.

छंद—प्रभु ब्रह्म रूपस्वभावशीतल अतुलबलत्रीभुवन धनी ।
जयहरण धरणी भार बाहु विशाल खंडन खलअनी ॥
तव दीनबन्धु दयालु अपरम्पार सब गुण आगरे ।
करुणानिधान सुजान शील सनेह रूप उजागरे ॥ २ ॥

હે પ્રભુ ! તમે બ્રહ્મ સ્વરૂપ છો, શીતળ સ્વભાવ વાળા છો, અતુલિત બળવાળા છો, ત્રૈલોકયના સ્વામી છો, પૃથ્વીનો ભાર ઉતારનારા છો, ખળ લોકોની સેનાનો નાશ કરનારા છો, દીનબંધુ છો, અપાર અને ઉત્તમ ગુણોવાળા છો, કરૂણાનિધાન છો, સુજાણ છો, ઉજ્વળ શીળ, સ્નેહ અને રૂપ વાળા છો, તે તમારો જય થાઓ.

छंद–पट अष्टलोक जो रचत पालत प्रलय सो माया सुरी ।
केहिभाँति वरणौंनाथ गुणगण नारि जडमति बावरी ॥
जेइ चरण ईश महेश शारद श्रुति निरन्तर ध्यावहीं ।
हूंभूरिभाग्यसरोज पद सोइ हर्ष शिरसि लगावहीं ॥ ३ ॥

જે માયા ચૌદે લોકને સજે છે, પાળે છે અને નાશ કરે છે તે તમારે આધીનજ છે. હે નાથ ! હું સ્ત્રી જાત હોવાથી મારી બુદ્ધિ જડ છે તે તમારા ગુણોના સમૂહને શી રીતે વર્ણવી શકું ! હે ઇશ્વર ! આપનાં ચરણો કે જેનું ધ્યાન સદાશિવ, સરસ્વતી અને શ્રુતિઓ નિરંતર કરે છે તે ચરણ કમળોને આજ હું મોટાં ભાગ્યવાળી થઇને મારા મસ્તકપર લગાવુંછું.

छंद–निरखत युग चरणं अशरण शरणं तारण तरणं भय हरणं ॥
जग कारण करणं पोषण भरणं खल दल दरणं दुःख टरणं ॥
घनश्याम स्वरूपं अतिहि अनूपं सुरवर भूपं नर रूपं ।
जेहि निगम निरूपं अकल अरूपं कीन्ह कुरूपं नरशूपं ॥ ४ ॥

તમારાં બે ચરણ કમળો કે જે અશરણના શરણ રૂપ છે, તારકને પણ તારનારાં છે, ભયને હરનારાં છે, ખળ લોકોના સમુહનો નાશ કરનારાં છે અને દુઃખોને ટાળનારાં છે તેનાં આજ હું દર્શન પામી. આપનું મનુષ્યરૂપ છે, પરંતુ વેદો તેને નિરાકાર, અકળ અને અગમ્ય કહે છે તેજ તમે શૂર્પણખાને કુરૂપવાન કરનાર રામચંદ્રજી છો.

छंद–पीतांबर राजत अति छबि छाजत तडित सुलाजत मुख भ्राजत ।
सबके शिर ताजत गरिब निवाजत संतन काजत तनु साजत ॥
कटि सुभग सुभावनि सिंह लजावनि मुनि मन भावनि ललचावनि ।
नाभिः शुभ गावनि अतिशय पावनि उपमा नावनि छबि छावनि ॥५॥

હે પ્રભુ ! પીતાંબર ધારણ કરી બિરાજતા છતાં તમારી કાન્તિ ઘણી દીપી રહેછે, તમારા સુંદર મુખની કાન્તિ જોઇને વીજળી પણ લજાયછે. તમે સર્વના શિરતાજછો, ગરીબ નિવાજછો, સંતજનોને વાસ્તે દેહ ધરનારાછો, તમારી સહજ સુંદર કમર સિંહને લજાવનારી, મુનિઓનાં મનને પ્રિય લાગનારી તથા લલચાવનારી છે, અને નાભિ અત્યંત સુંદર, અત્યંત પવિત્ર તથા કાન્તિની છાવણી રૂપછે તેની ઉપમાને યોગ્ય કોઇ ચીજ છેજ નહી.

छंद—अति हृदय विशाला गल वन माला तल मृगछाला है काला ॥
लोचन युग लाला भ्रुकुटि विशाला दीन दयाला जन पाला ॥
कुंडल युग काना सूर्य्य समाना करतहि ध्याना मन माना ।
कर धरि धनु बाना कृपानिधाना काम लजाना लखि बाना ॥ ६ ॥

હે રઘુનાથજી ! તમે અત્યંત વિશાળ હૃદય વાળાછો, ગળામાં વનમાળા પેહેરનારાછો, કાળા મૃગના ચર્મપર બેસનારાછો, બન્ને લાલ નેત્ર વાળાછો, વિશાળ ભ્રકુટીવાળાછો, દીનપર દયા કરનારાછો અને ભક્તજનોને પાળનારાછો, તમે સૂર્ય સમાન તેજવાળાં કુંડળો બન્ને કાનોમાં ધારણ કરનારાછો, ધ્યાન કરનારાના મનને પ્રિય લાગનારા છો, હાથમાં ધનુષ બાણ ધરનારાછો, કૃપા-નિધાનછો અને જોતાંજ કામદેવને પણ લજાવનારાછો.

छंद—मस्तक दिय चंदन शिर जट बंदन दशरथ नंदन सुर वंदन ।
द्विज संत अनंदन दुष्ट निकंदन हर दुःख द्वंद्वन यम फंदन ॥
सुनि कीर्ति सुहाई शरणहिं आई सुंदरताई मन भाई ।
दीजै रघुराई भक्ति सदाई करिय सहाई सुखदाई ॥ ७ ॥

હે પ્રભુ ! તમે મસ્તકપર ચંદન લગાવેલુંછે, માથે જટા બાંધેલીછે, દશરથ રાજાના પુત્રછો, દેવતાઓને વંદન કરવા યોગ્યછો, બ્રાહ્મણો તથા સંત-જનોને આનંદ આપનારાછો, દુષ્ટજનોનું નિકંદન કરનારાછો, દ્વંદ્વ દુઃખને તથા યમના ફંદ ( પાશ ) ને હરનારાછો. એવા તમો રામચંદ્રજીની સુંદર કીર્તિ સાંભળીને હું તમારે શરણે આવીછું, તમારી સુંદરતા જોઇને મારૂં મન પ્રસન્ન થયુંછે, હે રઘુનાથજી ! મને સર્વદા તમારી સુખદાયી ભક્તિ આપો અને મને સહાય કરો.

छंद—गहकरवाणी शारँगपाणी सबगुणखानी रामबली ।
सुर सुरभी रक्षक राक्षस भक्षक भक्तहि रक्षक मान बली ॥
मैं रिपुसुत नारी जान अघारी अधिकारी नहिं दुख भारी ।
हरि विरह दवारी अति भयकारी सह बहु वारी दुखकारी ॥८॥

હે હાથમાં શારંગ ધનુષ ધરનારા, સર્વ ગુણોની ખાણરૂપ બળવાન રામચંદ્રજી ! મારી વિનયવાણી ગ્રહણ કરો. તમે દેવતાઓ તથા ગાયોનું રક્ષણ કરનારાછો, રાક્ષસોનો નાશ કરનારાછો અને ભક્તજનોનું રક્ષણ કરી તેઓને માન તથા બળ દેનારાછો. જો કે હું તમારા શત્રુની સ્ત્રી, તમારી પાસે

આવવાને લાયક નથી, તોપણ તમોને પાપોના શત્રુ જાણીને હું તમારી પાસે આવીછું, માટે મારો આ અત્યંત ભયંકર, ભારે, ઘણીવાર સહન કરેલો અને દુઃખકારી વિરહાગ્નિછે તેનું હરણ કરો.

छंद–तवशरणैआई जनसुखदाई रघुराई करुणासागर ।
पतिमस्तकपाऊं जरिसँगजाऊँ शिरपाऊ शोभाआगर ॥
पति ममतनु त्यागी अति बड भागी अनुरागी जिन मुक्तिलही ।
ममताकिमितासुवरणू आसू जासु अचलजग पंक्तिरही ॥
यहिविधिपद पंकज सेव्यरमा अजशिर नमिदोउकरजोरिरही ।
सुनि पंकज लोचन वचन सुलोचनि लोचनमें जलधार बही ॥

હે ભક્તજનોના સુખદાતા ! હે કરૂણા સાગર ! હે રામચંદ્રજી ! હું તમારે શરણે આવીછું. મને જો મારા સ્વામીનું મસ્તક મળે તો તેની સાથે હું બળી જાઉં, હે શ્રેષ્ઠ શોભાવાળા ! મારા પતિ તમારામાં પ્રેમ લગાડીને શરીરમાંથી પ્રાણ છોડીને મુક્તિ પામ્યાછે તેથી તે મોટા ભાગ્યવાન થયાછે. અને તેમની અવર્ણનીય કીર્તિ જગતમાં અચળ થઇછે. માટે હવે તેમનામાં હું શા માટે મમતા રાખું ? એ પ્રમાણે સ્તુતિ કરીને જે ચરણ કમળોને લક્ષ્મી તથા બ્રહ્માએ સેવેલાંછે તેજ રામચંદ્રજીનાં ચરણ કમળોમાં માથું નમાવીને સુલોચના હાથજોડીને ઉભી. સુલોચનાનાં કરૂણાજનક વચનો સાંભળીને રામચંદ્રજીનાં નેત્ર કમળમાં આંસુની ધારા વેહેવા લાગી.

दोहा–अस प्रभु दीनबन्धु हरि, कारण रहित दयाल ॥
तुलसिदास शठ ताहि भज, छाँड कपटजंजाल ॥ १३४ ॥

તુલસીદાસજી કહેછે કે—હે શઠ ! એવા પ્રભુરામચંદ્રજી દીનજનોના બેલિ અને બીનસ્વાર્થ દયા કરનારા છે તેમને તું કપટ તથા ઉપાધિ છોડીદઈને ભજ.

चौ०–तुम अन्तर्यामी भगवाना, नाहिं तोहिं आदि मध्य अवसाना ।
करुणावचन सुनत रघुवीरा, पुलक रोमभये शिथिल शरीरा ॥
देहुँ जियाय तोरपति आजू, करहु लंक कल्पशत राजू ।
छाँडि शोच अब मन हरषाहू, तुरत भवन अपने फिरि जाहू ॥
सुनि अस सत्यसिंधु करबानी, मनमें वनचर अति भय मानी ।

कहि न शकतकछु प्रभु रुखदेखी, कहा करत करतार विशेखी ॥
सब देवनकर शोच नजाइ, जोकर कृपा राम इहि ज्याई ॥

સુલોચના બોલીકે–"હે ભગવાન ! તમે અંતર્યામીછો, તમને આદિ, મધ્ય કે અંત કશું નથી–અનાદિ છો." રામચંદ્રજી સુલોચનાનાં એવાં કરૂણાજનક વચનો સાંભળીને શરીરે રોમાંચિત થઇ શિથિળ થઇ ગયા. ૧. રામચંદ્રજી બોલ્યા કે—"આજ તારા સ્વામીને જીવતો કરી દઉં, તમે સો કલ્પ સુધી લંકાનું રાજ્ય કરો, તું હવે શોક છોડી દઈ મનમાં હર્ષ પામીને તુરત ઘેર પાછી જા." ૨. સત્યવાદી રામચંદ્રજીની એવી વાણી સાંભળીને વાનરો મનમાં ઘણો ભય પામવા લાગ્યા, અને પ્રભુની એવી મરજી જોઇને કાંઈ કહી શકતા ન હતા. તેઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે—"હવે દૈવ શું કરશે? જો રામચંદ્રજી કૃપા કરીને ઇંદ્રજીતને જીવતો કરશે તો સર્વ દેવતાઓનાં દુઃખ પણ ટળવાનાં નથી.

दोहा–राज्यविभीषणलंककर, किहिविधिकरिहर्हिजाइ ॥
समुझि वैर घननाद जब, गहिहि शरासन धाइ ॥ १३९ ॥

વળી રામચંદ્રજીએ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યુંછે તે પણ ત્યાં જઇને શી રીતે રાજ્ય કરશે? કેમકે વૈર સંભારીને ઇંદ્રજીત ધનુષ બાણ લઈ સામો થશે."

चो०–मुखरुखदेखि कपिनभयमाना, प्रणतपाल भगवन्त सुजाना ।
देखि बहुत रघुवर कर छोहू, विनय कराति दशकन्ध पतोहू ॥
तुम उदार सब देवे लायक, करुणामय देखे रघुनायक ।
हमहुँ विचारि दीखमनमाहीं, जीवनते अस मरण सराहीं ॥
भुजबल जीतिलोक वशकीन्हे, चौदहभुवन भोग करि लीन्हे ।
रणतीरथ याचकबड चीन्हा, प्राण सुधन लक्ष्मणकर दीन्हा ॥
अब न उचितपतिदै उपहारा, तेहिपर अधिकसो दरशतुम्हारा ।
हमहू जाइ मरब सतसाधी, मिलबतुमहिजसमिलतसमाधी ॥

રામચંદ્રજીના મુખ ઉપરથી તેમની એવી મરજી જોઇને વાનરો ઘણો ભય પામવા લાગ્યા. પણ વળી મનમાં વિચારવા લાગ્યા કે–"ભગવાન પ્રણતપાળ અને સુજાણ છે" રામચંદ્રજીની ઘણી કૃપા જોઇને સુલોચના વિનતિ કરવા

લાગી કે—૧ " હે રઘુનાથજી ! તમને હું કરૂણામય દેખું છું. તમે ઉદારછો અને સર્વ આપવાને સમર્થછો. પણ મેં મનમાં વિચારી જોયું કે જીવવા કરતાં આવી રીતે મરવું એ સારૂં છે. ૨ એમણે પોતાની ભુજાઓના બળથી સર્વ લોકોને જીતીને વશ્ય કર્યાછે અને ચૌદભુવનનાં સુખ ભોગવી લીધાંછે અને અંતે રણક્ષેત્રરૂપી તીર્થ ક્ષેત્રમાં લક્ષ્મણજીરૂપી મોટા યાચકને પ્રાણરૂપી ઉત્તમ ધન આપ્યું છે. ૩ હવે એ આપેલી ભેટ પાછી લેવી એ ઉચિત નથી. તે ઉપરાંત વળી અધિકમાં આપનું દર્શન થયું છે. હવે હું સતી થઇને મરીશ અને જેમ સમાધીથી તમે મળોછો તેમ તમને હું પામીશ. ૪

दोहा–निर्मलगति अवसर भयउ, सुनहुसत्य रघुवीर ॥
तुमहिं मिलत नाहिं होय भव, यथासिंधु गतनीर ॥ १३६ ॥

હે રઘુવીર ! મારાં સત્યવચનો સાંભળો. હવે મુક્તિનો અવસર મળ્યોછે તેથી જેમ સમુદ્રમાં ગયેલું નદીનું પાણી પાછું આવતું નથી, તેમ તમને મળ્યાથી હું સંસારમાં પાછી આવવાની નથી. ૧૩૬.

चो०–मनकी जानन हार सुदेवा, भवसागर तारहु यह खेवा ।
लीन्हेउ राम कपीश बुलाई, मेघनाद शिर दीन्ह मँगाई ॥
पाय कृतारथ मानेउ आपू, पिया विरह संभव परितापू ।
अंचल पोंछत मुखकी धूरी, कहि मम प्राण सजीवन मूरी ॥
देख सँदेह कहत सुग्रीवा, भुजगहि लिखतजीह बिनग्रीवा ।
हँसिहहि वदन तीय तौ सांची, नातर निशिचर माया कांची ॥
कितअसज्ञानमृतक भुज गावा, जो मुनिवर साधन नहिंपावा ॥
प्रभुअस कहेउ हँसब यहशीशा, करत कुतर्क न उचितकपीशा ॥

હે ઉત્તમ દેવ ! તમે મનની સઘળી વાત જાણોછો તોપણ વિનતિ કરૂં છું કે આ ફેરે તો મને ભવસાગરમાંથી તારો." પછી રામચંદ્રજીએ સુગ્રીવને બોલાવીને ઇંદ્રજીતનું માથું મંગાવીને સુલોચનાને આપ્યું. ૧ તે માથું પામીને સુલોચના પોતાને કૃતાર્થ માનવા લાગી. પણ પતિના વિરહથી પાછો શોક ઉત્પન્ન થયો. 'હે મારા પ્રાણની સંજીવની ઔષધી (મૂળી)' એમ કહીને વસ્ત્રના છેડાવતી મુખપરની ધૂળ લૂછી નાંખવા લાગી. ૨ સુગ્રીવને સંદેહ ઉપન્ન થવાથી બોલ્યો કે—" કંઠ વિનાની અને જીભ વિનાની ભુજા તે શી રીતે લેખણ પકડીને લખી શકે ? જો આ માથું હસે તો એ વાત સાચી, નહીતો

એ રાક્ષસીમાયા ખોટીજ ગણાય. ૩. જે જ્ઞાનને મુનીવરો અનેક સાધન કરતાં પણ પામી શકતા નથી, તે જ્ઞાન મૃત્યુ પામેલી ભુજા શી રીતે લખી શકે?" ત્યારે રામચંદ્રજી બોલ્યા કે—"સુગ્રીવ! તું આવા કુતર્ક કરેછે એ ઉચિત નથી, આ માથું તારા કહેવા પ્રમાણે હસશે." ૪

दोहा—शिरसो कहति सुलोचना, हँसहु बेगि ममनाथ ॥
नातर सत्यनमानिहैं, लिखा जो तुम्हरेहाथ ॥ १३७ ॥

પછી સુલોચના તે માથાને કહેવા લાગી કે—"હે નાથ! જલદી હસો; નહી તો તમારી ભુજાએ લખ્યુંછે તે સાચું નહી માને." ૧૩૭

चो०—क्षणक विलम्ब कीन्ह नहिं बोला, मृतक वदन मूंदत नहिँ खोला ॥
पुनि पुनि कहत सो नागकुमारी, श्रमित भयउ रणमें करि मारी ॥
लगे लषण शर क्षोभ बढावा, प्रभुसमीपकस मोहिं लजावा ॥
जो मन वचन कर्म यह देही, पतिदेवता न आन सनेही ॥
तौ प्रभु सभा बीच शिर बोलै, रहहि छाययशसुयश अमोलै ॥
जो जानत तव यहगति साईं, बोलि पठावत पितहि सहांई ॥
सुनितिय वचन हँसेउ तबशीशा, चौंके चकित भालुभटकीशा ॥
हँसेउ ठठाय वदन सबदेखा, विस्मय भयउ सकलजिहिपेखा ॥
कुलिश समान सुना नहिंजाई, रहेउ सो वदन बहुरिं अरगाई ॥
सकुच कपीशहि तोषेउ नारी, बड आश्चर्य भयो बनचारी ॥
पूँछत कपिपति पद शिरनाई, कारण कवन हँसा शिर सांई ॥
प्रभुकह सुन सुग्रीव कपीशा, शीश हँसेकर सुनहु अहीशा ॥
मन क्रम वचन पतिहिसेवकाई, तियहित इहिसम आन उपाई ॥
असजियजानि करहिं पति सेवा, तिहिपर सानुकूल मुनि देवा ॥
यह सतवंति अहि राजकुमारी, तेहिसतते हँसि शीश सुरारी ॥
मुनि प्रभू वचन कपिनसुखमाना, पुनि पुनि चरण गहे हनुमाना ॥
सुनु गिरिजा अस प्रभु प्रभुताई, केवल भक्तहिं देत बडाई ॥
जासु दृष्टि जग उपजत नाशा, अस कौतुक कर केतिक आशा ॥

ક્ષણવાર વિલંબ થયો પણ તે મસ્તક બંધ કરેલું મોઢું ખોલીને બોલ્યું નહી. ત્યારે સુલોચના પાછી કહેવા લાગી કે—"તમે યુદ્ધમાં મારામારી કરી

થાકી ગયાછો કે શું? ૧. કે લક્ષ્મણજીનાં બાણ વાગ્યાથી ક્ષોભ પામ્યાછો કે શું? તમે પ્રભુજીની આગળ મને કેમ લજાવોછો? જો મારો આ દેહ મન કર્મ વચનથી પતિવ્રત પાળનારો હોય અને બીજા કોઇની ઉપર સ્નેહ કરનારો ન હોય,૨. તો હે સ્વામી! આ સભા વચ્ચે તમારૂં મસ્તક હસજો. જેથી તમારી અમૂલ્ય સુકીર્તિ જગતમાં છાઇ રહેશે. જો તમારી આવી દશા થશે એમ હું પ્રથમથી જાણતી હોત તો હું મારા પિતાને બોલાવીને તમારી મદદે મોકલત." ૩ એવાં સુલોચનાનાં વચન સાંભળીને તે માથું તુરત હસ્યું. એ જોઇને રીંછો તથા વાનરો ચકિત થઇ ગયા. તે મુખ સર્વના દેખતાં એવું ખડખડીને હસ્યું કે તે જોઈને સર્વ આશ્ચર્ય પામ્યા. ૪ હસવાથી એવો વજ્ર સમાન અવાજ નીકળ્યો કે તે સાંભળી શકાય પણ નહી. પછી તે માથું હસતું બંધ થઈ ગયું. સુગ્રીવે સંકોચ પામીને સુલોચનાની પ્રશંસા કરી અને તેને મોટું આશ્ચર્ય લાગ્યું. ૫ પછી સુગ્રીવ રામચંદ્રજીને માથું નમાવીને પૂછવા લાગ્યા કે—સ્વામી! આ માથું શા કારણથી હસ્યું?" ત્યારે રામચંદ્રજી બોલ્યા કે-"હે સુગ્રીવ! હે લક્ષ્મણજી! હું એ માથાને હસવાનું કારણ કહું છું તે સાંભળો. ૬ મન કર્મ વચનથી પતિની સેવા કરવી એના જેવો સ્ત્રીના હિત માટે બીજો કોઇ ઉપાય નથી. માટે એવું જાણીને જે સ્ત્રી પતિની સેવા કરે છે તેને મુનિઓ તથા દેવતાઓ અનુકુળ થાય છે. ૭ આ સુલોચના શેષ નાગની પુત્રી છે, તેના સત્યથીજ ઇંદ્રજીતનું માથું હસ્યું છે.*" રામચંદ્રજીનાં એવાં વચનો સાંભળીને વાનરો સુખ પામ્યા અને હનુમાનજી તો વારંવાર પ્રભુનાં ચરણ પકડવા લાગ્યા. ૮ હે પાર્વતી! સાંભળો. રામચંદ્રની એવી પ્રભુતા છે. તે કેવળભક્તનેજ મોટાઇ આપનારા છે. જેની દૃષ્ટિથીજ આ જગત ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે તેને આવું કૌતુક કરવું એમાં તે શું આશ્ચર્ય છે. ૯

**दोहा—शीश पाइ प्रभु चरण गहि, बहु विधि विनय सुनाय ॥**
**आजको दिन रणपरिहरहु, ममहित कोशलराय ॥ १३८ ॥**

પોતાના સ્વામીનું મસ્તક પામી રામચંદ્રજીનાં ચરણો પકડીને ઘણી ઘણી રીતે વિનતિ કરીને કહ્યું કે—" હે કૌશલાધિપતિ! મારા હિતને વાસ્તે આજનો દિવસ યુદ્ધ બંધ રાખો." ૨૩૮

* લક્ષ્મણજી શેષ નાગનો અવતાર છે, તેમણેજ ઇંદ્રજીતને માર્યો હતો. છતાં સુલોચનાએ એમ કહ્યું કે " જો તમારી આવી દશા થવાનું હું પ્રથમથીજ જાણતી હોત તો હું મારા પિતા શેષ નાગને તેડાવીને તમારી મદદે મોકલત." એ સાંભળીને ઇંદ્રજીતનું માથું એમ ધારીને હસ્યું કે—"તું જેને મારી મદદે મોકલવાનું કહે છે તેણેજ મને માર્યો છે."

चो०–बहुरि विभीषण पगन परिसो, रघुपति चरणदिये मनपुनिसो ॥
तुम पितु सम दशकन्धर भाई, इहिकुलकि तोहिं लाज बडाई ॥
मुनि पुलस्त्य परिवारक दीपा, पायउ फल रघुवीर समीपा ॥
महामोह वश अनभल माना, ज्ञान भयो तव गुण पहिचाना ॥
युगयुग करहु अकण्टक राजू, सहित सुकीरति सुकृत समाजू ॥
सुमिरत तुम्हहि सुजन गतिपावा, रघुपति चरित संगकरगावा ॥
सुनत विभीषण मनकरुणाभर, प्रगट न कहत समय विरहाकर ॥
कालकर्म गति कह्यु समुझाई, चली तुरत गुरु आयसु पाई ॥

પછી સુલોચના રામચંદ્રજીનાં ચરણોમાં મન લગાવીને વિભીષણને પગે લાગી અને બોલી કે—" હે વિભીષણ ! તમે રાવણના ભાઈ હોવાથી પિતા સમાન છો, કુળની લાજ તથા મોટાઇ તમારા હાથમાં છે. ૧ તમે પુલસ્ત્ય મુનિના પરિવારમાં દીપકરૂપ છો કે જેથી તમે રામચંદ્રજીની પાસે આવીને ઉત્તમ ફળ પામ્યા છો. મેં મોટા મોહને વશ્ય થઇને પ્રથમ તમારો અવગુણ લીધો હતો, તે હવે જ્ઞાન ઉત્પન્ન થવાથી તમારા ગુણ જાણવામાં આવ્યા છે. ૨ તમે સુકીર્તિ તથા સુકૃતો પામીને યુગયુગમાં નિષ્કંટક રાજ્ય કરો, તમારૂં સ્મરણ કરવાથી સજ્જન માણસો ઉત્તમ ગતિ પામશે અને રામના યશની સાથે તમારા યશ ગવાશે. ૩ એ પ્રમાણે સુલોચનાનાં વચનો સાંભળીને વિભીષણનું મન કરૂણારસથી ભરપૂર થઈ ગયું પણ કુસમય જાણીને તે પ્રકટ કરી શક્યો નહી. તેણે સુલોચનાને કાળ તથા કર્મની ગતિથી આવું થયું છે એમ કહીને સમજાવી. પછી તેની આજ્ઞા લઇને સુલોચના તુરત ત્યાંથી ચાલી. ૪

दोहा–बाहर कारि कपि कटकते, फिरेउ विभीषण आप ॥
बिसरेउ दशमुख वैरही, हृदय अधिक सन्ताप ॥ १३९ ॥

વિભીષણ સુલોચનાને વાનરોના સૈન્ય બહાર પોહોચાડીને પાછો ફર્યો. તે સમયે રાવણની સાથેનું વેર ભૂલી જઈને હૃદયમાં ઘણું દુઃખ પામ્યો. ૧૩૯

चो०–शिर चढाइ पालकी चढीसो, रघुपति कृपा प्रभाव बढीसो ॥
हृदय राखि मूरति घनश्यामा, रसना रटत निरन्तर नामा ॥
सरित सिन्धु संगम जहँ पावन, अस सुधिपाय गयो तहँ रावण ॥
संग मंदोदरि सब रनिवासू, मनोशोक रवि कीन्ह प्रकासू ॥

पाय रजाय सुसेवक धाये, चन्दन अगर सुगंध बहुलाये।
रचि दृढ दारुण चितापनाई, जनु सुरलोक निसेनीलाई ॥
करि प्रणाम सब जनपरितोषी, धीरज धरसि तासु मति पोषी ।
शिर भुजधरि बैठी करि आसन, भई जनुयोग सिद्धिकर बासन ॥

સુલોચના પાલખીમાં માથું ચઢાવીને પછી પોતે બેઠી. રામચંદ્રજીની કૃપાથી તેનો પ્રભાવ વધ્યો. તે હૃદયમાં રામની મૂર્તિ રાખીને તથા જીભે તેમનું અખંડિત નામ જપતી ચાલી. ૧ સુલોચના જ્યાં નદીનો અને સમુદ્રનો સંગમ થતો હતો ત્યાં ગઇ, તે ખબર જાણીને રાવણ તથા તેની સાથે મંદોદરી તથા સઘળો રાણીવાસ ત્યાં ગયો, તે સમયે જાણે શોકરૂપી સૂર્ય પ્રકાશ્યો હોય એવું દેખાવા લાગ્યું. ૨ રાવણની આજ્ઞા થતાં તેના સેવકોએ દોડતા જઈને અગર ચંદન તથા બીજાં સુગંધીદાર કાષ્ટો આણ્યાં. અને તેની દારૂણ તથા દૃઢ ચિતા બનાવી, તે જાણે સ્વર્ગમાં જવાની નિસરણી હોય એવી દેખાતી હતી. ૩ સુલોચનાએ સર્વને સંતુષ્ટ કરી પ્રણામ કર્યા અને તે સર્વે જણાંએ પણ તેને ધીરજ આપીને સંતુષ્ટ કરી. પછી સુલોચના ઇંદ્રજીતના માથાને તથા ભુજાને ખોળામાં લઇ આસન લગાવી ચિતામાં બેઠી, એ સમયે તે જાણે યોગની સિદ્ધિનું પાત્ર બની હોય તેવી દેખાવા લાગી. ૪

दोहा—देत अनल ज्वालावढी, लपट गगन लगिजाय।
लखी न काहू जात तेहि, सुरपुर पहुँची धाय ॥ १४० ॥

પછી અગ્નિ પ્રકટાવતાંજ તેની જ્વાળા વધીને આકાશ સુધી જઈ પોહોચી, અને સુલોચના પણ સ્વર્ગ લોકમાં જઇ પોહોચી. તેને જતાં કોઈએ દીઠી નહી. ૧૪૦

चौ०—देखि चरित पुनीत सुरगावहिं, वर्षि सुमन दुंदुभी बजावहिं।
तासुक्रियाकरि निशिचरनाहा, भयउ शोचवश अतिउरदाहा ॥
सचिव आइ सब लगे बुझावन, वादि विषादकरियजनि रावन।
सुत वित नारि त्रिविधसुखकैसे, उपजहिं घटा जाहिंनभ जैसे ॥
तडित विदित देखियघनमाहीं, रहै न थिर तहँ तुरत छिपाहीं।
यह जिय जानि सुनहुदशभाला, बचहि नकोउ जग आये काला ॥
अब प्रभु यतन विचारहु सोई, रिपुकर नाश जवन विधिहोई।
बचन सुनत तोहि कछुसुखमाना, काल विवश मुनि तीरयज्ञाना ॥

આવું ચરિત્ર જોઈને પવિત્ર દેવતાઓ તેની કીર્તિ ગાવા લાગ્યા, અને પુષ્પવૃષ્ટિ કરીને દુંદુભિ બજાવવા લાગ્યા. પછી રાવણે તેની સર્વ ઉત્તરક્રિયા કરી, અને પુત્રના મરણથી હૃદયમાં ઘણો બળવા લાગ્યો અને શોકવશ થઇ ગયો. તે વખતે તેના મંત્રીઓ આવીને તેને સમજાવવા લાગ્યા કે—" હે રાવણ ! તમે મિથ્યા શોક ન કરો, કારણ કે જેમ આકાશમાં વાદળાંની ઘટા ઉત્પન્ન થાય છે અને પાછી જતી રહે છે, તેમ પુત્રનું, ધનનું અને સ્ત્રીનું એ ત્રણ પ્રકારનું સુખ પણ જતું રહેછે. વળી જેમ ચંચળ વીજળી વાદળાંમાં ચમકીને તુરત જતી રહે છે, તેમ એ સુખોપણ સ્થિર ન રહેતાં તુરત જતાં રહે છે. માટે હે રાવણ ! એવો મનમાં વિચાર કરીને સમજી લ્યો કે જ્યારે કાળ આવી પોહોચે છે ત્યારે આ જગતમાં કોઇ બચતું નથી. હે પ્રભુ ! જે રીતે શત્રુનો નાશ થાય તેનો ઉપાય કરો. " મંત્રીઓનાં એવાં વચન સાંભળીને 'જે બન્યું તે સર્વ કાળને વિવશ હોવાથી થયું છે' એવું રાવણને જ્ઞાન થયું, તેથી તેને કાંઇક સુખ થયું. ૧-૨-૩-૪

अहिरावणकी कथा ॥ [क्षेपक]

दोहा—लागेउ करन विचार पुनि, बहु प्रकार दशशीश ।

सगुझिहृदय अहिरावणहिं, आयउ जहाँ गिरीश ॥ १४१ ॥

પછી રાવણ બહુ બહુ પ્રકારે વિચાર કરવા લાગ્યો એટલે તેને અહિરાવણની વાત યાદ આવવાથી તે સદાશિવના મંદિરમાં ગયો. ૧૪૧

चौ॰—दण्डचारि तब तहँ निशि बीती, सन्ध्या वन्दन कीन्ह सप्रीती ।
लागेउ करन ध्यान दशशीशा, करि हर्षित संपुट भुज बीशा ॥
शंकर सेवक अति अनुरागी, सुन खगेश तेहिते बडभागी ।
मंत्राकर्षण जपि दशभाला, अहिरावण चित डोलपताला ॥
लगेउ करनसो मन अनुमाना, केहि कारण दशमुख अकुलाना ।
निशिचर नाइ भुवन बशजाके, जीतन कहँ न वीर कोउताके ॥
मन क्रम बचन आननहिं सेवी, धरेउ ध्यान उरकामददेवी ।
चलेउ बहुरि आयउ सो तहँवाँ, शिवमण्डप रावण रह जहँवाँ ॥
निशिचरपति कहि तेहि शिर नायउ, कर गहि निज आसन बैठायउ ।

ચાર ઘડી રાત ગયે રાવણે સદાશિવના મંદિરમાં જઇ પ્રેમપૂર્વક સંધ્યાવંદન કર્યું. પછી હર્ષ પામીને વીશે ભુજાઓ જોડીને સદાશિવનું ધ્યાન કરવા લાગ્યો. ૧ હે ગરૂડજી ! રાવણ શંકરનો પ્રેમી સેવક હતો તેથીજ તે મહા ભાગ્યવાન થયો હતો. રાવણે આકર્ષણ મંત્રનો જપ કર્યો તેથી પાતાળમાં ર-

કેલા અહિરાવણનું મન ડોલ્યું. ૨ અહિરાવણ મનમાં વિચાર કરવા લાગ્યો કે—રાવણ શા કારણથી અકળાયો હશે ? એ રાક્ષસોના રાજાને વશ્ય ચૌદભુવનો છે તેને જીતી શકે એવો કોઇ વીર છે નહી. ૩ અહિરાવણે મન કર્મ વચનથી એક કામદદેવી સિવાય બીજા કોઇનું સેવન કર્યું નહતું, તેથી હૃદયમાં તે દેવીનું ધ્યાન ધરીને ત્યાંથી ચાલ્યો અને શિવમંડપમાં જ્યાં રાવણ હતો ત્યાં આવ્યો. ૪ રાવણને અહિરાવણે માથું નમાવતાં રાવણે તેના હાથ પકડીને પોતાના આસનપર બેસાડ્યો.

दोहा—अहिरावणतबरावणहिं, बूझी कुशल समीति ।
प्रथम कहीतेहिं सबकथा, जैसेभगिनि अनीति ॥ १४२ ॥

તે સમયે અહિરાવણે રાવણને પ્રીતિપૂર્વક કુશળતા પૂછી. ત્યારે રાવણે પ્રથમ તો પોતાની બેહેન શૂર્પણખાની અનીતિની સઘળી હકીકત કહી. ૧૪૨

चौ०—वध खर दूषण जिमि सुधिपाई, मृग मारीच कपट कृतजाई ।
कहेसि बहुरि सीता कर हरणा, लंकदहन हनुमत करवरणा ॥
सेतुबांधिजिमि प्रभु चलिआयउ, बालिकुमार विवाद सुनायउ ॥
अनी अकम्पन अरु अतिकाया, परे समर महि सुनु अहिराया ॥
तात कुशल अब सबै सिरानी, कटक निशाचर सकलनशानी ।
कुम्भकर्ण घननादहु मारे, राम लषण दुइ मनुज विचारे ॥
आनेहु बोलि तोहिं निज पासा, कहहु सुयतन होइ रिपुनाशा ।
सुनत शोचभा अहिरावण मन, बोला वचन सुहावन पावन ॥
सुन रावण जगनीति पियारी, करे अनीति होय भय भारी ।
बिना बिचारि रारि तुम ठानीं, कीन्ह सेन कुल सर्बस हानी ॥
मनुज प्रताप प्रभाव न जानेउ, सबते बड तोहि लघुकरिमानेउ ।
यदपि न योग मोहिं असबाता, तदपि हरहुँ तवलगि दोउभ्राता ॥
लै पताल देविहि बलि देहौं, यशपूरण निशिचरकुल लेहौं ।
लै जेहौं तुम जानेउ तबहीं, रविसम तेज होइ निशिजबहीं ॥

એ પછી ખર તથા દૂષણના વધની ખબર મળ્યાની વાત તથા મારીચને કપટમૃગ બનાવવાની વાત કહી, પછી સીતાના હરણની, હનુમાનજીએ લંકા બાળ્યાની, ૧ સમુદ્રમાં પૂલ બાંધીને સમર્થ પ્રભુ લંકામાં આવ્યાની, અંગદની સાથેના વિવાદની અને સેના, અકંપન અને અતિકાય વગેરે યોદ્ધાઓ રણમાં

પડ્યાની વાત અહિરાવણને કહી સંભળાવી. ૨ રાવણ બોલ્યો કે—" તાત ! હવે મારી સઘળી કુશળતા પરવારી છે, રાક્ષસોની સઘળી સેનાનો વાનરોએ નાશ કરી નાંખ્યો છે. બિચારા રામ લક્ષ્મણે કુંભકર્ણ તથા ઇંદ્રજીતને પણ મારી નાંખ્યા છે. ૩ તેથી હવે તને મારી પાસે બોલાવ્યો છે, માટે જેથી કરીને શત્રુનો નાશ થાય તેવો યત્ન કર." એ સાંભળીને અહિરાવણના મનમાં ખેદ થયો. પછી તે પવિત્ર તથા સુંદર વચનો બોલ્યો કે—૪ " રાવણ ! સાંભળો. જગતમાં નીતિ સર્વને પ્યારી છે, અનીતિ કરવાથી ભારે ભય થાયછે. તમે વગર વિચાર્યે લડાઈ મચાવીને સેના તથા કુળનો નાશ કર્યો છે. ૫ મનુષ્યરૂપવાળા રામચંદ્રજી કે જે સર્વથી મોટા છે તેમને હલકા ગણીને તેમના પ્રતાપનો પ્રભાવ તમે જાણ્યો નહી. તમે કહ્યું તે કરવું એ મને જો કે યોગ્ય નથી તોપણ તમારે વાસ્તે એ બે ભાઇઓનું હરણ કરીશ. ૬ તેઓને પાતાળમાં લઇ જઇને દેવીને બળિદાન આપીશ અને હું રાક્ષસોના કુળમાં પૂર્ણ કીર્તિ પામીશ. જ્યારે રાત્રિમાં સૂર્યના જેવો પ્રકાશ થાય ત્યારે તમે જાણજો કે હું તેઓને લઇ ગયો. ૭

दोहा—कहि अस वचन प्रबोध करि, शीश नाइ बलभाषि।
आयउ रघुपति कटकमें, निज देविहि उर राखि ॥ १४३ ॥

એ પ્રમાણે વચનો બોલી પોતાનું બળ કહી બતાવી રાવણને સમજાવી માથું નમાવીને હૃદયમાં પોતાની કામદદેવીનું ધ્યાન કરતો અહિરાવણ રામચંદ્રજીના કટકદળમાં આવ્યો. ૧૪૩

चो०—यह सुनि उमा कह्यो त्रिपुरारी, अहिरावण को भा विबुधारी।
कहो तासु जन्मादि चरित्रा, शिव बोले सुन कथा विचित्रा ॥
अहिरावणकी कथा भवानी, सुनहु चित्त दै कहौं बखानी।
भे रावणके सुत बहुतेरं, सब बल विद्या बुद्धि घनेरे ॥
एक समय मयजा सुत जायो, सुनि दशकंठ महा भय पायो ॥
बीश व्याल युत सुनि विबुधारी, राखब योग न मनहिं विचारी ॥
श्वानाननते कह्यो बोलाई, आवहु याहि गाडि कहुँ जाई।
दूत दाबि नैऋत्य सिधावा, पृथ्वी खोदि तोपि तर आवा ॥
रघुपति चरित करन हित आगे, मरा न सो बालक तेहि लागे।
खायसि खनि माटी इक मासा, पुनि गा निकरि नीरनिधि पासा ॥
तेहिं लखि राहु जननि अनुरागी, भवन लाय निज पालन लागी ।

एक दिन तहाँ शुक्र चालि आये, बोले पुत्र कहाँ यह पाये ॥
छाया ग्रहणि कह्यो तब आई, जोहि विधि उदधि तीरते लाई ।
दनुज पूज्य मुनि वचन उचारा, यहहै रावण केर कुमारा ॥
आदिहिते सब कथा सुनाये, अहिरावण धरि नाम सिधाये ।
निज उत्पत्ति सुनी त्यहिं जबहीं, कूदि परा सागरमहँ तबहीं ॥
निकसा तुरत वितल मह जाई, तहाँ रहै अहिपुरी सुहाई ।
सत्तर योजन वसत ललामा, चामीकरके अति सुठि धामा ॥
दर्वीकर तहँ रहैं भुवारा, सो वासुकी केर सग सारा ।
तासु पुरी लखि कौतुक नाना, पुनिगा जहँ नित होत पुराना ॥
तप प्रभाव तहँ मुनि अधिकाई, सपादि विपिन पहुँचा हर्षाई ।
वनमें लखी नदी यक वहई, नाम कामदा देवी रहई ॥
सुथल समाझि तहँ ध्यान लगावा, संवत चौदह सहस वितावा ।
सब विधि देखि समाधि अडोली, वरं ब्रूहि तब देवी बोली ॥
इष्ट वचन सुनि दुहु कर जोरि, मांगिसि वर करि विनय बहोरी ।
अमरनते अधिकी सुख करहूँ, जीतहूँ त्यहि ज्यहि के सग लरहूँ ॥

એ સાંભળીને પાર્વતી સદાશિવને પૂછવા લાગ્યાં કે—"એ અહિરાવણ રાક્ષસ કોણ હતો? તેના જન્મ વગેરેનું ચરિત્ર કહો." ત્યારે સદાશિવ બોલ્યા કે—"પાર્વતી! તમે એની વિચિત્ર કથા સાંભળો. ૧ હે પાર્વતી! હું અહિરાવણની કથા વર્ણવીને કહું છું તે તમે ચિત્ત રાખીને સાંભળો. રાવણને ઘણાક પુત્ર થયા, તેઓ સર્વ ઘણાં બળ, વિદ્યા તથા બુદ્ધિવાળા હતા. ૨ એક સમયે મંદોદરીએ એવો પુત્ર જણ્યો કે તેની ખબર જાણીને રાવણને મોટો ભય ઉત્પન્ન થયો; તેનો જન્મ વીશ સર્પોયુક્ત થયેલો સાંભળીને રાવણે મનમાં વિચાર્યું કે—"એને ઘરમાં રાખવો યોગ્ય નથી." ૩ પછી તેણે શ્વાનાનન નામના રાક્ષસને બોલાવીને કહ્યું કે—"આ છોકરાને કોઈ ઠેકાણે દાટીને પાછો આવ." એ સાંભળીને દૂત તેને નૈઋત્ય દિશામાં લઈ જઈ પૃથ્વી ખોદીને દાટીને પાછો આવ્યો. ૪ આગળ ઉપર રામચંદ્રજીનાં ચરિત્રો કરવામાં કારણભૂત થવાને લીધે તે બાળક મુઓ નહી. તે પૃથ્વી ખોદી ખોદીને માટી ખાતો ખાતો એક માસમાં સમુદ્રની પાસે જઇ પોહોચ્યો. ૫ ત્યાં રાહુની મા સિંહિકાએ તેને જોવાથી તે તેનાપર પ્રેમ આણીને તેને પોતાને ઘેર લઇ જઈ પાળવા લાગી. એક દિવસ સિંહિકાને ત્યાં શુક્રાચાર્ય જઇ ચઢયાથી તે પૂછવા

લાગ્યા કે—તું આ પુત્રને ક્યાંથી લાવી ? ૬ પ્રાણીઓની છાયા પકડીને તેઓ-ને ખાઇ જનારી સિંહિકાએ જે રીતે તેને સમુદ્ર કિનારેથી લાવી હતી તે સઘળી વાત કહી. ત્યારે શુક્રાચાર્ય મુનિ બોલ્યા કે—"આ રાવણનો કુંવર છે." ૭ એમ કહીને તેમણે આદિથી સઘળી કથા કહી સંભળાવી. પછી તેનું 'અહિરાવણ' નામ પાડીને મુનિ સિધાવ્યા. અહિરાવણે પોતાની ઉત્પત્તિની હકીકત સાંભળી કે તુરત સમુદ્રમાં કુદી પડયો. ૮ તે તુરત વીતળ નામના ત્રીજા પાતાળમાં જઇને નીકળ્યો. ત્યાં નાગલોકની એક મોટી નગરી કે જે સીત્તેર યોજનના ઘેરાવાવાળી હતી અને જેમાં અત્યંત સુંદર એવાં સુવર્ણનાં ઘરો શોભી રહ્યાં હતાં. ૯ એ નગરીનો રાજા દર્વીકર નામનો નાગ કે જે વાસુકી નાગનો સગો સાળો થતો હતો તે હતો. એ નગરીનાં અનેક કૌતુકો જોઇને તે જ્યાં પુરાણની કથા થતી હતી ત્યાં ગયો. ૧૦ પુરાણની કથામાં તપનો અત્યંત પ્રભાવ સાંભળીને અહિરાવણ રાજી થઇને તુરત વનમાં જઇ પોહોચ્યો. ત્યાં એક નદી વેહેતી હતી તેના કિનારાપર કામદાદેવીનું મંદિર હતું. ૧૧ એ દેવીનું સ્થળ સુંદર જોઈને ત્યાં જ બેશીને ધ્યાન લગાવ્યું. ધ્યાનમાં ને ધ્યાનમાં એકહજાર વર્ષ વીતી ગયાં. તેની સર્વ પ્રકારે અચળ સમાધિ જોઇને દેવી પ્રસન્ન થઇને બોલી કે 'વર માગ્ય'. ૧૨ પોતાની ઇષ્ટદેવીનું વચન સાંભળીને અહિરાવણે હાથ જોડીને ઘણી વિનતિ કરીને વરદાન માગ્યું કે—"હું દેવતાઓ કરતાં પણ ઘણું સુખ ભોગવું અને જેની સાથે લડું તેને જીતું. ૧૩

दोहा—शेष महेश दिनेश सुर, ईश अजीश अनन्त ।
मरों न काहू हाथसे, होउँ निशाचर कन्त ॥१४४॥

વળી શેષનાગ, સદાશિવ, સૂર્ય, દેવતાઓ, વિષ્ણુ અને બ્રહ્મા એ વગેરે કોઈનો માર્યો મરૂં નહી અને રાક્ષસોનો સ્વામી થાઉં. ૧૪૪

चौ०—पितर्हि कीन अपमान हमारा, सोऊ मोहिं याचैं यक वारा ।
सुनि देवी बोली सुन ताता, करिहौ तुम सुख बहु विधि गाता ॥
त्रेता शेष समय दशशीशा, याचैं तोहि जोरि भुज वीशा ।
मारै तुम्हैं न कोउ जगमाहीं, कपि यक मम वाचावश नाहीं ॥
तेहि प्रभुते जनि किहेउ कुचाली, तौ तू अजर अमर कहि चाली ।
रहन लाग तहँ दनुज कुमारा, अगणित खग मृग करै अहारा ॥
यहि विधि वर्ष पांच शत वीती, तब खल करन लाग अनरीती ॥
विविध वेष धरी अहिपुर जाई, अज गज हय खर डारहिं खाई ॥

एक दिवस दर्वीकर राजा, धरन गये त्याहि सहित समाजा।
अहिरावण करि कठिन लराई, दीन्हे सकल नाग विचलाई॥
तब दर्विक अनंत पहँ गयऊ, सब वृत्तान्त सुनावत भयऊ।
सुनि बोले करि शेष विचारा, अहिरावण तप बल अधिकारा॥
तेहिते नहिं ऐहौ वरि आई, कन्या दे मिलि रहियो जाई।
तब दर्विक बुलवावा ताही, दीह्नी विधिवत सुता विवाही॥
कुंदनि नाम पाय वर नारी, तब नागनते गिरा उचारी।
अब सब होउ विगत संदेहू, करिहौं मैं काननमें गेहू॥
पुनि कामदा देवि ढिग आवा, योजन नव कर नगर बनावा।
असुरन सहित रहै त्याहि माहीं, करन लाग सुख वरणि न जाहीं॥
यहि विधि शंभु उमासन वर्णा, अहिरावणकी कथा सुपर्णा।
अब सो कथा सुनहु उरगारी, ज्यहि विधि यमपुर गा विबुधारी॥

મારા પિતાએ મારૂં અપમાન કર્યું છે તે પણ એકવાર મારી પાસે યાચના કરે "એવું વરદાન આપો." એ સાંભળીને દેવી બોલી કે—"પુત્ર! તું અનેક પ્રકારનાં સુખ ભોગવીશ. ૧ ત્રેતાયુગના અંતમાં તારો પિતા રાવણ વીશે ભુજાઓ જોડીને તારી યાચના કરશે. તને જગતમાં કોઇ મારી શકશે નહી; પરંતુ એક વાનર મારી બાણીને વશ્ય નથી. ૨ માટે તેના સ્વામીની સાથે કશીપણ કુચાલી કરીશ નહી. એમ કરીશ તો તું અજર તથા અમર થઇશ. એમ કહીને દેવી અંતર્ધ્યાન થઇ ગઇ. પછી અહિરાવણ ત્યાંજ નિવાસ કરીને રહેતાં અનંત પશુ પક્ષીઓનો અહાર કરવા લાગ્યો. ૩ એ પ્રમાણે પાંચસો વર્ષ વીતી ગયાં, ત્યારે એ દુષ્ટ એ કરતાં પણ અધિક અનીતિ કરવા લાગ્યો. તે અનેકરૂપ ધરી ધરીને નાગપુરીમાં જઇને ત્યાંના બકરા, હાથી, ઘોડા અને ગધેડાં વગેરેને ખાઇ જવા લાગ્યો. ૪ એક દિવસ નાગલોકનો રાજા 'દર્વીકર પોતાનું સૈન્ય લઇને અહિરાવણને પકડવાને ગયો, તેની સામે અહિરાવણે ભારે લડાઇ કરીને સઘળા નાગલોકોને હરાવી નાંખ્યા. ૫ પછી દર્વીકર શેષનાગ પાસે ગયો અને તેને સઘળી હકીકત કહી સંભળાવી. એ સાંભળી વિચારીને શેષનાગે કહ્યું કે—"ભાઇ! અહિરાવણનું તપ તથા બળ ઘણું છે. ૬ તેથી તેની સાથે લડાઈ કરવામાં જીતશો નહી, માટે તેને તમારી કન્યા આપીને જઇને મળો." પછી દર્વીકરે અહિરાવણને તેડાવીને તેની સાથે પોતાની પુત્રીનું યથાવિધિ લગ્ન કર્યું. ૭ એ કન્યાનું નામ 'કુંદની' હતું. તે શ્રેષ્ઠ સ્ત્રી પામીને અહિરાવણે નાગલોકોને કહ્યું કે—"હવે તમે સર્વ નિર્ભય રહો. હું

વનમાં જઇને નિવાસ કરીશ." ૮ પછી તે કામદાદેવી પાસે આવ્યો અને ત્યાં નવ યોજન વિસ્તારનું નગર બનાવીને તેમાં રાક્ષસો સહિત રહેવા લાગ્યો. અને એવું સુખ ભોગવવા લાગ્યો કે તે વર્ણવ્યું જાય તેમ નથી. ૯ કાકભુશંડી કહેછે—હે ગરૂડજી ! એ પ્રમાણે સદાશિવે પાર્વતીની પાસે અહિરાવણની કથા કહી સંભળાવી. હવે એ રાક્ષસનું જે રીતે મરણ નીપજ્યું તે કથા સાંભળો. ૧૦

सोरठा–आय गयो सो योग, जो त्रेताके शेष महँ ।
दोवि कह्यो संयोग, रच्यो अंधतम कटक जहँ ॥१॥

કામદાદેવીએ અહિરાવણને ત્રેતાયુગના અંતમાં જે સંયોગ બનવાનો કહ્યો હતો તે યોગ આવી ગયો. પછી અહિરાવણે વાનરોના કટકદળમાં અંધકાર કરી નાંખ્યો. ૧

चो०–सूझ न निजकर अति अँधियारी, मर्कट भट जागहिं तहँ भारी।
कहहिंजयतिजयजयति कृपाला, अतिहिअगमजहँनाहिंगतिकाला ॥
तहँ मारुतसुत रचेउ उपाई, कारि लंगूर कोट कठिनाई।
सो शोभा इहिभांति सुनाई, भुजगराज कुंडली लगाई ॥
देखिय उन्नत शैल समाना, द्वार तहाँ जहाँ मुख हनुमाना।
देखि हृदय आहिरावण हारा, किमिरविगृहकरतिमिरपसारा ॥
एकौ युक्ति न मन ठहरानी, कपटवेष तेहि कीन्ह भवानी ॥
वेष विभीषण सब अनुहारी, पवनतनय पहँ गा छलकारी ॥

એ અંધકાર એવો હતો કે પોતાનો હાથ લાંબો કરેલો પણ દેખાય નહી. પણ તેમાં ભારે ભારે વાનર યોદ્ધાઓ જાગતા હતા અને રામચંદ્રજીનો જયજયકાર બોલતા હતા. એ સૈન્ય એવું અગમ્ય હતું કે તેમાં કાળ પણ પેસી શકે નહી. ૧ વળી હનુમાનજીએ એક એવો ઉપાય રચ્યો હતો કે પોતાના પૂછડાનો મજબુત કોટ બનાવ્યો હતો તે જાણે શેષનાગે કુંડલી બનાવી હોય એવો શોભતો હતો. ૨ એ પૂછડાનો કોટ પર્વત જેવડો ઊંચો હતો. તેમાં જ્યાં હનુમાનજીનું મુખ હતું ત્યાં દ્વાર હતું. એ કોટને જોઇને અહિરાવણ હિંમત હારી ગયો. કેમકે સૂર્યના ઘરમાં અંધારૂં કેમ કરીને પેશી શકે ? ૩ હે પાર્વતી ! જ્યારે અહિરાવણની એકે યુક્તિ પાર ન પડી ત્યારે માયાથી કપટીરૂપ ધરી વિભીષણના જેવો વેષ ધર્યો અને પછી તે હનુમાનજીની પાસે ગયો. ૪

दोहा–सहज प्रतापी पवनसुत, पुनि सुरपतिपति दास।
तिनहिं निदर चल रामपहँ, मूढ हृदय नहिं त्रास ॥ १४५ ॥

હનુમાનજી સ્વાભાવિક રીતેજ મહા પરાક્રમી હતા, અને વળી દેવતાઓના સ્વામીના સ્વામી જે રામચંદ્રજી તેમના દાસ હતા. તેમનો તિરસ્કાર કરીને મૂર્ખ અહિરાવણ નિર્ભયપણે રામની પાસે જવાને ચાલ્યો. ૧૪૫

चो०–मर्म्म न जान प्रभंजनजाता, कीन्हेसि गमन विभीषण भांता।
ठाढ होइ बोलेउ सुनु भ्राता, चलेउँ जहाँ कृपालु जनत्राता ॥
मैं रघुपति सन आयसु पाई, संध्या करन गयउँ सुन भाई।
तेहिते तुरत चलेउँ प्रभुपाहीं, भइ विलम्ब जनि राम रिसाहीं ॥
सत्यवचन कपि निज मन माना, सुनु खगेश भावी बलवाना।
कपट चतुरगति जानि न जाई, परमन हरै हराहि धनभाई ॥
आयसु पाइ गयउ सो तहँवां, रहेफणीश अरुप्रभुदोउ जहँवां ॥
कपिपति जाम्बवंत नल नीला, वालीसुत सुषेण बल शीला ॥

એ અહિરાવણે વિભીષણની પેઠેજ ગમન કર્યું તેથી હનુમાનજી તેનો મર્મ જાણી શકયા નહી. અહિરાવણ ઉભો રહીને હનુમાનજીને કહેવા લાગ્યો કે–"ભાઈ! હું કૃપાળુ રામચંદ્રજી પાસે જાઉંછું. ૧ ભાઈ! હું રામચંદ્રજીની આજ્ઞા લઇને સંધ્યાવંદન કરવા ગયો હતો તેથી હવે જલદી રામની પાસે જાઉંછું, મને સંધ્યા કરતાં વિલંબ થયો છે તેથી પ્રભુ ક્રોધ ન કરે તો સારૂં." ૨. હે ગરૂડજી! સાંભળો. ભાવી ( થવા કાળ ) બળવાન છે. તેથી અહિરાવણનું કહેવું હનુમાનજીએ મનમાં સાચું માન્યું. ભાઇ! જે કપટ કરવામાં ચતુર હોય તેનો મર્મ જાણી શકાતો નથી. તે સામાનું મન હરે છે, તેમ ધન પણ હરી લે છે. ૩ પછી હનુમાનજીની આજ્ઞા પામીને અહિરાવણ રામ લક્ષ્મણની પાસે ગયો. તે સમયે સુગ્રીવ, જાંબવાન, નળ, નીલ, અંગદ, બળવાન, સુષેણ. ૪.

दोहा–द्विविदमयन्दरु कीशगण, गय गवाक्ष कपिवीर ॥
सहित विभीषण अपर भट, सोये सब रणधीर ॥ १४६ ॥

દ્વિવિદ, મયંદ, ગય, ગવાક્ષ અને વિભીષણ તથા બીજા પણ અનંત રણધીર મહા બળવીર વાનરો તથા રીંછો સૂઇ ગયા હતા. ૧૪૬

चो०–तिनहिं मध्य रावणशीशराहू, एक संग सोवत फणिनाहू।
दक्षिणदिशि सोवत रघुनाथा, अनु जवामदिशि तेहि पर हाथा ॥

प्रभुकर कर पर राजत कैसे, जातरूप पंकज फणि जैसे ।
कपि समूह जनु सागर क्षीरा, तहँ सोये मानहुँ दोउ वीरा ॥
शुभग बाण धनु धरे बनाई, लक्ष्मणसह समीप रघुराई ।
अहिरावण मन कीन्ह प्रणामा, देखि राम सुन्दर घनश्यामा ॥
ब्रह्मादिक जेहि ध्यान न पावहिं, मुनि महेश पूजा मन लावहिं ।
करहिं विविध जप योग विरागी, जपहिंनिरन्तरनिशिदिन जागी ॥
सोप्रभु तेहि देखा भरिलोचन, कृपासिंधु सेवक भयमोचन ॥
बहुरि हृदय तेहि कीन्ह विचारा, करहुँ काज रावण अनुसारा ।
कछु निज माया कृत गुण आई, कवनी भाँति जाहिं दोउभाई ॥

તે સર્વની વચ્ચે રાવણરૂપી ચંદ્રને ગળી જનાર રાહુ સમાન રામચંદ્રજી લક્ષ્મણજી સહિત પોઢયા હતા. જમણી બાજુએ સૂતેલા રામચંદ્રજીએ ડાબી બાજુએ સૂતેલા લક્ષ્મણજી ઉપર હાથ રાખેલો હતો. ૧. લક્ષ્મણજીની ઉપર મૂકેલો હાથ જાણે સુવર્ણના કમળ ઉપર સર્પ બેઠો હોય એવો શોભતો હતો. વાનરોના સૈન્યરૂપી ક્ષીરસાગરમાં જાણે વિષ્ણુ અને શેષ નાગ સૂતા હોય એવા એ બે ભાઇઓ શોભતા હતા. ૨ લક્ષ્મણજીએ સુંદર ધનુષ બાણો સજીને રામચંદ્રજીની પાસે મૂકેલાં હતાં. સુંદર ઘનશ્યામ રામચંદ્રજીને જોઇને અહિરાવણે મનમાં ને મનમાં પ્રણામ કર્યા. ૩ જેને બ્રહ્માદિક દેવતાઓ પણ ધ્યાન કરવાથી પામી શકતા નથી, મુનિઓ તથા સદાશિવ પણ મન લગાવીને જેનું પૂજન કરે છે, અને વૈરાગ્યવાન્ માણસો રાત્રિદિવસ જાગીને નિરંતર અનેક પ્રકારના જપ તથા યોગ કરે છે. ૪ એ પ્રભુ કે જે કૃપાસિંધુ અને સેવક જનનો ભય દૂર કરનારા છે, તેમને અહિરાવણે નેત્રો ભરીને નિરખ્યા. પછી તેણે મનમાં વિચાર્યું કે-હવે રાવણના કહ્યા પ્રમાણે કરૂં. તેણે પોતાની માયાના ગુણોનો વિચાર કરી જોયો કે 'આ બે ભાઇને કયા પ્રકારે લઈ જાઉં.'

दोहा—मोहनते मोहे सकल, मंत्रनते मुख मूंदि ॥
भयउ अदृश्य उठाइकरि, प्रभुहि चलेउ लै कूदि ॥ १४७ ॥

પછી અહિરાવણ મોહની મંત્રથી સર્વને મોહિત કરી તેમનાં મુખો બંધ કરી નાંખીને પોતે અદૃશ્ય થઈ જઇને બન્ને ભાઇઓને ઉપાડી લઈ કુદીને ચાલ્યો ગયો. ૧૪૭

चो०—यहि विधि गयउ दुहुँन लै सोई, नभ मारग प्रकाश अति होई ।
सो प्रकाश जब रावण देखा, कियप्रमाणतेहि वचन विशेषा ॥

मनमहँ हर्ष कराहि अति भारी, अहिरावण लैगा असुरारी ।
लै निज लोक गयउ पल माहीं, भयउ शोर तब कपिदल माहीं ॥
जागे वानर श्रीहत भारी, देखिय जिमि सरिता विनुवारी ।
पुनिदेखिय जिमिनिशिविनुइन्दू, भे वानर जिमि उड विनु चन्दू ॥
रवि विनु दिवस जीव विनु देहा, जिमिदेखिय दीपक विनुगेहा ।
एकहि एक लगे तब बूझन, कहाँगये त्रैलोक्य विभूषन ॥

એ પ્રમાણે રામ લક્ષ્મણને અહિરાવણ લઇને ચાલ્યો, તે વખતે આકાશમાર્ગમાં ઘણો પ્રકાશ થયો. તે પ્રકાશ જોઇને રાવણે અહિરાવણનાં વચનો સાચાં માન્યાં. ૧ એ અહિરાવણ રાક્ષસ મનમાં અત્યંત હર્ષ ધરીને એક પળવારમાં પોતાના નગરમાં લઇ ગયો. તે સમયે વાનરોના સૈન્યમાં ઘણો શોરબકોર થઇ રહ્યો. ૨ સઘળા વાનરો જાગ્યા, પણ એવા નિસ્તેજ થઇ ગયા કે જેમ જળ વગરની નદીઓ હોય, જેમ ચંદ્ર વિનાની રાત્રિ હોય, જેમ ચંદ્ર વગરનાં નક્ષત્રો હોય. ૩ જેમ સૂર્ય વગરનો દિવસ હોય, જેમ જીવ વિનાનો દેહ હોય, અને જેમ દીવા વિનાનું ઘર દેખાય, એવા વાનરો દેખાવા લાગ્યા. તેઓ એક બીજાને પૂછવા લાગ્યા કે "ત્રૈલોકયના ભૂષણરૂપ રામ લક્ષ્મણ કયાં ગયા ?"

दोहा—शोधेउ सबमिलि कटक तिन, नहिं पाये दोउ वीर ॥
भेव्याकुल सब भालु कपि, जिमिजलचर गतनीर ॥ १४८ ॥

સર્વેએ મળીને તેમને સઘળા સૈન્યમાં શોધ્યા પણ બન્ને ભાઇનો પત્તો લાગ્યો નહી. તેથી સર્વ રીંછો તથા વાનરો જેમ પાણી જતું રહેવાથી માછલાં વ્યાકુળ થાય તેમ વ્યાકુળ થયા. ૧૪૮

चो०—सकल कहहिं यह विधिकहकीन्हा, रघुपति विरहप्राणकतलीन्हा ।
शोकग्रसित धरि सकहिं न धीरा, कहां राम लक्ष्मण दोउ वीरा ॥
करुणाकरहिं कपीश अपारा, बनी बात विधि कहा बिगारा ।
कटक निशाचर सकल सँहारी, रहा एकरिपु रावण भारी ॥
सोउ न रहत राम शर लागे, भाइउ हम सब परम अभागे ।
कबहुँजोदशशिर अरिरणजीतहि, उत्तरकवन देव हम सीतहि ॥
असकहि विकल मूर्च्छिमहिपरे, लागत वज्र शैल जिमि गिरे ।
दशा विभीषण कही न जाई, बिगत वत्स जनु धेनु लवाई ॥

સઘળા કહેવા લાગ્યા કે-"હવે આ શું કર્યું? રઘુનાથજીનો વિયોગ કરાવીને આપણા પ્રાણ લેવાનું ધાર્યું હશે કે શું? રામ લક્ષ્મણ ક્યાં હશે?" એ પ્રમાણે શોકગ્રસ્ત થવાથી ધીરજ ધરી શક્યા નહી. ૧ સુગ્રીવ કરૂણામય વચનોથી બોલ્યો કે-"હવે બનેલી વાત બગાડી નાંખી! આપણે રાક્ષસોના સઘળા સૈન્યનો સંહાર કરી નાંખ્યો છે, ફક્ત એક રાવણજ ભારે શત્રુ બાકી રહ્યો છે, ૨ તે પણ રામચંદ્રજીનું બાણ વાગતાં રહેવા પામત નહી. ભાઇઓ! આપણે સર્વે મોટા દુર્ભાગી છીએ. જો કદાપિ આપણે રાવણને યુદ્ધમાં જીતી લઇએ તોપણ સીતાજીને શો ઉત્તર આપીશું?" ૩ એ પ્રમાણે કહીને સુગ્રીવ મૂર્છા ખાઇને, જેમ વજ્ર વાગવાથી પર્વત પૃથ્વીપર પડે તેમ પૃથ્વીપર પડી ગયો. વિભીષણની દશા તો કહી ન જાય એવી થઇ ગઇ. જેમ તુરતની વિયાએલી ગાય વાછરડાથી વિખુટી પડે ને તેની જેવી દશા થાય છે તેવી વિભિષણની દશા થઈ ગઈ. ૪

दोहा—सहित पवनसुत ऋच्छपति, दुख मन भा बडि भाँति ॥
खगपति सूझ न कतहुँ कछु, तम अपार तिहिराति ॥ १४९ ॥

હે ગરૂડજી! હનુમાનજી અને જાંબવાનને પણ મનમાં મોટું દુઃખ ઉત્પન્ન થયું. તે રાત્રિ એવી તો અપાર અંધકારવાળી હતી કે તેમાં ક્યાંય કશું સૂઝેજ નહી. ૧૪૯

चो०—पवनतनय पुनि कह सब पाहीं, विस्मय एक होत मन माहीं ।
कोउ इक आव विभीपण वेपा, प्रभुके निकट जात हम देखा ॥
पूछतवचन कहेसि अतिनीका, कपट न जानिय निशिचरजीका ।
वचन सुनत बोलेउ लंकेशा, अहिरावण लैगा अवधेशा ॥
पन्नगलोक निवासी सोई, मम तनु वेष और नहि कोई ।
महाबली जानै सब माया, निश्चय तेहि दशशीश पठाया ॥
जेहिबल होइ तहाँ सो जाई, ताहि जीति आनै दोउ भाई ।
कहेउ भालुपति सुनु हनुमाना, तव बल तात सकलजगजाना ॥
वेगि सो यतन विचारहु ताता, कृपासिंधु आनहु दोउ भ्राता ॥

તે સમયે હનુમાનજી સર્વને કહેવા લાગ્યા કે "મારા મનમાં એક સંદેહ ઉપજે છે. કોઇએક જણ વિભીષણના વેષે આવ્યો હતો, તેને મેં રામચંદ્રજીની પાસે જતાં દીઠો હતો. ૧ તેને પૂછતાં તે ઘણાં સારાં વચનો બોલ્યો હતો, પણ રાક્ષસોના મનનું કપટ જાણી શકાતું નથી." એ સાંભળીને વિભી-

ષણુ બોલ્યો કે–" ભાઇઓ ! એ તો રામચંદ્રજીને અહિરાવણુ જ લઇ ગયો. ૨ મારો વેષ લઇને આવેલો બીજો કોઇ નહી, પણુ એ અહિરાવણુ કે જે નાગલોકમાં ( પાતાળમાં ) રહે છે તેજ છે. તે ઘણો બળવાન છે અને સઘળી માયાઓનો જાણુકાર છે, માટે જરૂર તેને રાવણેજ અહીં મોકલેલો હોવો જોઈએ. ૩ જે ઘણો બળવાન હોય તેજ તેની પાસે જઇ તેને જીતીને રામ લક્ષ્મણુને લેઇ આવે." એ સાંભળીને જાંબવાન બોલ્યો કે–" તાત ! હનુમાનજી ! તમારૂં બળ સઘળા જગતમાં પ્રસિદ્ધ છે. ૪ માટે તમે વિચાર કરીને કૃપાસિંધુ રામ લક્ષ્મણુને લઈ આવવાનો જલદી યત્ન કરો."

दोहा–बिलखि कहेउ कपिपति बहुरि, सुन मारुतसुत तात ॥
बिनु रघुनायक जन्म धिग, पल युगसरिस बिहात ॥ १५० ॥

સુગ્રીવે પણુ વ્યાકુળ થઇને કહ્યું કે–" તાત ! હનુમાનજી ! સાંભળો. રામચંદ્રજી વિના આપણા જીવનને ધિક્કાર છે. તેમના વિના એક પળ તે યુગ સમાન વીતે છે. ૧૫૦

चो०–यथा तृषित बिनु वारिद वारी, रविबिनुजल जमीन बिनु बारी ।
भट अशस्त्र रणअनी अनाथा, वह्नि अनिंधन गातसमाथा ॥
दीप अवर्ति सकल क्षण भंगी, तिमि हम सब देखिय बजरंगी ।
जिमि सीता सुधि भेषज आनी, तेहि प्रकार आनहु सुखदानी ॥
सुनत वचन मारुतसुत बोला, राखहु चित थिर कटक अडोला ।
भुवन चारिदश तीनिहुँलोका, आनहुँ प्रभुबल प्रभु तजु शोका ॥
अबतुम सजग रहेउ सब भाई, लरेहु कालसन जो चढिआई ।
असकहिसकृत चलेउ हनुमाना, गर्जत प्रलय पयोधिसमाना ॥
चलत बाट इक तरुतर गयऊ, गीधिन गीध कहत असभयऊ ।

હે વજ્ર જેવા શરીરવાળા હનુમાનજી ! જેમ મેઘ વિના વાડી સૂકાઇ જાય છે, સૂર્ય વિના કમળો કરમાઈ જાય છે, જળ વિના માછલાં તરફડે છે, શસ્ત્ર વિના યોદ્ધા ગભરાય છે, ધણી વિના સેના ખેદાન મેદાન થઇ જાય છે, કાષ્ટ વિના અગ્નિ બુઝાઇ જાય છે અને બત્તી વગર દીવો ક્ષણુભંગુર છે, તેમ રામ લક્ષ્મણુ વિના અમે ક્ષણુભંગુર છીએ. તમે જેવી રીતે સીતાજીની ખબર લાવ્યા હતા અને લક્ષ્મણુજીને વાસ્તે સંજીવની ઔષધી લાવ્યા હતા, તેવી રીતે સુખદાયક રામચંદ્રજીને લાવો." ૨ સુગ્રીવનાં વચનો સાંભળીને હનુમાનજી બોલ્યા કે–" તમે ચિત્ત સ્થિર રાખો અને સૈન્યને અડોલ રાખજો. પ્રભુના પ્ર-

તાપથી રામચંદ્રજીને ચૌદે ભુવન તથા ત્રણે લોકમાંથી શોધી કાઢીને લાવી આપીશ, માટે તમે શોક છોડી દો. ૩ હે ભાઈઓ ! હવે તમે સાવધાન રહેજો અને જો કદાપિ સાક્ષાત્ કાળ ચઢી આવે તો તેની સામે પણ લડજો." એ પ્રમાણે કહીને હનુમાનજી પ્રલયકાળના મેઘના જેવી ગર્જના કરીને તુરત ત્યાંથી ચાલ્યા. ૪ માર્ગમાં ચાલતા ચાલતા એક ઝાડ નીચે ગયા, ત્યાં એક ગીધની સ્ત્રી ગીધની સાથે વાત કરતી હતી.

दोहा–नारि गर्भिणी गृध्रकर, बोली पतिसन बैन ॥
आनहु आमिष मनुज पिय, खाउँहोइजिय चैन ॥ १५१ ॥

એ ગીધની ગર્ભિણી સ્ત્રીએ ગીધને કહ્યું કે–"સ્વામી ! મને માણસનું માંસ લાવી આપો કે જેને ખાવાથી મારા જીવને સુખ થાય." ૧૫૧

चो०–तासुवचन सुनि खग अस कहेऊ, अहिरावण रामहिलै गयऊ ।
देइहि बलि देविहि सो जाई, सो आमिष बड भागन पाई ॥
कवनेउ यतन देव मैं आनी, असकहि विहँग वामसनमानी ।
जबहिं पवनसुत असमुधिपाई, चलेउ तहाँ सुमिरत रघुराई ॥
अभयप्लवंग पतालहि गयऊ, अहिरावणपुरप्रविशत भयऊ ।
द्वारपाल मकरध्वज कीशा, कपिसनडाटि कहतबहु रीशा ॥
निदरि जात मोहि तोहि डर नाहीं, दीपहि जिमि न पतंग डराहीं ।
जानेसि मोहिं न मरुत सुतबालक, स्वामिभक्त भंजनमुख कालक ॥

સ્ત્રીનાં એવાં વચન સાંભળીને ગીધે કહ્યું કે–"અહિરાવણ રામને લઈ ગયો છે. તે જઈને દેવીને બળિદાન આપશે, માટે જો આપણાં મોટાં ભાગ્ય હશે તો રામનું માંસ પામીશું. ૧ ગમે તે યત્ન કરીને પણ તે માંસ તને લાવી આપું છું." એમ કહીને ગીધે તે સ્ત્રીને શાંત કરી. એ વાત હનુમાનજીના સાંભળવામાં આવતાં ખબર જાણીને રામચંદ્રજીનું સ્મરણ કરીને અહિરાવણ પાસે ચાલ્યો. ૨ હનુમાનજી નિર્ભયપણે પાતાળમાં ગયા અને અહિરાવણના નગરમાં પેસવા લાગ્યા, ત્યાં મકરધ્વજ નામનો વાનર દ્વારપાળ હતો, તે હનુમાનજીને ધમકાવીને રીસ કરીને બોલ્યો કે–૩ "તું મારો તિરસ્કાર કરીને જાય છે ? જેમ દીવાને જોઈને પતંગીયું ડરતું નથી તેમ મને જોઈને તને ડર પણ લાગતો નથી ? હું હનુમાનજીનો પુત્ર છું, સ્વામીભક્ત છું, અને કાળનું પણ મોં ભાગી નાખું એવો છું, તે તું નથી જાણતો ?" ૪

सो०–सुनत वचन हनुमान, बोलत भे विस्मय विवश ॥
अरे मूढ अज्ञान, मोरे सुत स्वप्नेहु नहीं ॥ १० ॥

મકરધ્વજનાં એવાં વચનો સાંભળીને હનુમાનજી વિસ્મય પામીને બોલ્યા કે-" અરે મૂઢ ! અજ્ઞાની ! મને તો સ્વપ્નામાં પણ પુત્ર થયો નથી."

चो०—कहत वचन शठसंयुत खोरी, कामाविवश कबभइमति मोरी ।
मम सुत बनसि मूढ केहि काजा, इतना कहत तोहिं नाहिं लाजा ॥
केहि प्रकार तुव मम सुत भयऊ, निजउत्पतिमोसन किमकहऊ ।
सुनत कहहि मकरध्वजवचना, किहेउ दाह रावणपुर रचना ॥
जब आयो चलिउदधि समीपा, बहेउ स्वेद तवतनु कपिदीपा ।
सोप्रस्वेद सागरमहँ गयऊ, पियउ मीन तेहिते मैं भयऊ ॥
यहिप्रकार मैं तव सुत ताता, गोवहुँनहिंनिज पिता न माता ।
अहिरावण सेवा मैं करहूं, राखहुँ द्वार न कबहुं टरहुं ॥

અરે શઠ ! તું ખોટું વચન કેમ બોલે છે ? મારી મતિ કામને વશ્ય ક્યારે થઇ છે ? મુઢ ! તું મારો પુત્ર શા વાસ્તે બને છે ? એવું બોલતાં તને લાજ પણ નથી આવતી ? ૧ તું કેવી રીતે મારો પુત્ર થયો છે ? તે તારી ઉત્પત્તિની વાત મને કેમ કહેતો નથી ?" એ સાંભળીને મકરધ્વજ બોલ્યો કે-" તમે રાવણના નગર ( લંકા ) ની રચનાને બાળી નાંખીને, ૨ હે કપિ કુળદીપક ! પછી તમે સમુદ્રની પાસે આવ્યા, તે સમયે તમારા શરીરમાંથી પરસેવો ઉત્પન્ન થવાથી તેનું બિંદુ સાગરમાં પડયું, તે બિંદુને માછલી પી જવાથી હું થયો છું. ૩. હે તાત ! એ પ્રકારે હું તમારો પુત્ર થાઉં છું. હું મારાં માતાપિતાને છૂપાવતો નથી. અહીં હું અહિરાવણની સેવા કરૂં છું. હું આ દરવાજાનું રક્ષણ કરૂં છું, કદીપણ અહીંથી જતો નથી." ૪

दोहा—सत्यवचन हनुमान कहि, पुनि पूँछी सब बात ॥
लावा लक्ष्मण राम कहँ, कहा करत सो तात ॥ १८२ ॥

હનુમાનજીએ કહ્યું કે-" સાચી વાત છે." પછી તેને સઘળી હકીકત પૂછવા લગ્યા કે-" તાત ! અહિરાવણ રામલક્ષ્મણને અહીં લઈ આવ્યો છે, તેમનું તેણે શું કરવા ધાર્યું છે ? ૧૫૨

चो०—कहहु तात तेहि अस्थल नाऊं, जान चहौं मैं तव प्रभु ठाऊं ।
यह वृत्तान्त अस जानहुताता, यह मैं श्रवण सुनेउँ कछुबाता ॥
सीतापति अरु फणिपति साथा, सोलै आयउ निशिचरनाथा ॥
करत होम तेहि कारण आजू, देविहि बलि देई नृपराजू ॥

जो कछु निज श्रवणनमनिपायउँ, तात सकल सो तुमहिं सुनायउँ ।
निजप्रभुकाजलागि दुखसहेऊँ, तुमसन सत्यवचन मैं कहेऊँ ॥
जानचहहु तुम जान न देऊँ, प्रभु आज्ञा तजि अयश न लेऊं ।
सुनि अस पेलि चलेउ हनुमाना, भयउ क्रोध मकरध्वज जाना ॥

તાત ! તે જ્યાં હોય તે ઠેકાણાનું નામ કહે, હું તારા સ્વામીના સ્થાનકે જવાને ઈચ્છું છું." મકરધ્વજ બોલ્યો કે–" તાત ! એ વાત જે કાંઈ મેં કાને સાંભળી છે તે આ પ્રમાણે છેઃ–૧ એ અહિરાવણ રામચંદ્રજીને અહીંઆં લઇ આવ્યો છે. અને તેમનું દેવીને બળિદાન દેવાને વાસ્તે આજ તે હોમ કરે છે. ૨ હે તાત ! આ પ્રમાણે મેં જે કાંઈ કાને સાંભળ્યું હતું તે સઘળું તમને કહી સંભળાવ્યું. પણ હું મારા સ્વામીને વાસ્તે દુઃખ વેઠું છું, એટલા માટે તમને સત્ય વચન કહું છું કે–૩ તમે અહિરાવણ પાસે જવાનું કહોછો પણ હું તમને નહી જવા દઉં. મારા સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અપયશ નહી લઉં." એવું સાંભળીને હનુમાનજી તેને ધક્કો મારીને આગળ ચાલ્યા તેથી મકરધ્વજને ઘણો ક્રોધ ચઢયો. ૪

दोहा–तेहिमुष्टिककपिकहँहनेउ, पुनिमारेउकपिताहि ॥
हनहिं परस्पर एक इक, बल समान घट नाहि ॥ १५३ ॥

મકરધ્વજે હનુમાનજીને એક મુક્કી મારી, ત્યારે હનુમાનજીએ પણ તેને સામી મુક્કી મારી, એ પ્રમાણે પરસ્પર લડવા લાગ્યા. બન્ને સમાન બળવાળા હતા; એકે ન્યુન નહોતો. ૧૫૩

चो०–एकहि एक सकहिं नहिं पारी, पिता पुत्र दोऊ भट भारी ।
सुतहि लूमसन बाँधि भवानी, चलेउ वातसुत विलँब न आनी ॥
धरि लघुरूप होम गृह देखा, जीव सजीव परे नहिं लेखा ।
तहँ देवी कर मण्डप रहई, शोणित घट बहु को कहि सकई ॥
विविध भाँति मेवा पकवाना, धरे आनि देवी अस्थाना ।
मालिनि तहँ प्रसून लै आई, सुमन मध्य प्रविशेउ कपिराई ॥
सुमनहुँते करि अति हलुकाई, लेत पाणि जेहि जानि न जाई ।
जब देविहि सो पुष्प चढायउ, बिकटरूप तब कपि दिखरायउ ॥

પિતા પુત્ર બન્ને ભારે યોદ્ધા હતા. તેથી એક બીજાને પાડી શકતા નહતા. હે પાર્વતી ! પછી હનુમાનજી પુત્રને પૂછડાવતી બાંધી લઇને વાર નહી

લગાડતાં આગળ ચાલ્યા. ૧ હનુમાનજીએ નાનું રૂપ ધરીને હોમ ગૃહ જોયું તો ત્યાં અસંખ્યાત જીવતા જીવો જોવામાં આવ્યા. તે સ્થળે દેવીનો મંડપ હતો, તેમાં લોહીના એટલા ઘડા ભરેલા હતા કે તે વર્ણવી શકાય પણ નહી. ૨ અનેક પ્રકારના મેવા તથા પકવાનો દેવીના સ્થાનક આગળ લાવીને મુકયાં હતાં. તે સમયે એક માળણ પુષ્પો લઇને આવી, તે પુષ્પોની અંદર હનુમાનજી પેશી ગયા. ૩ હનુમાનજી પુલથી પણ હલકા થઇ ગયા હતા, તેથી ફુલો હાથમાં લેતાં કોઇના જાણવામાં આવ્યા નહી. તે પુલ જ્યારે દેવીને ચઢાવ્યાં ત્યારે હનુમાનજીએ પોતાનું વિકરાળ રૂપ દેખાડયું. ૪

दोहा—छुवत चरण देवी तुरत, धरणी रही समाइ ॥
मुख बगारि ठाढे भये, कपि छबि लखत डराइ ॥ १५४ ॥

હનુમાનજીના પગનો સ્પર્શ થતાંજ દેવી તુરત ધરતીમાં સમાઇ ગઈ અને તેને ઠેકાણે હનુમાનજી મોઢું ફાડીને ઉભા રહ્યા. તે સમયની તેમની આકૃતિ જોઇને રાક્ષસો ડરવા લાગ્યા. ૧૫૪

चो०—देवी प्रगट समुझ खलझारी, करहिं विचार हृदय अतिभारी।
कहहिं कि देवि प्रगटभइ आजु, बडभागी भा निशिचर राजू ॥
करि प्रणाम पुनि पूजा करहीं, जो चढाव सो कपिमुख परहीं।
जो जहँ रही वस्तु समुदाई, बची न एक सकल कपिखाई ॥
कपि खिलारि कौतुक विस्तारा, भा चह निशिचर कुलसंहारा।
अहिरावण उर भा सुख कैसे, चढे काँध पर बलिपशु जैसे ॥
जबहीं होम सिद्ध तेहि जाना, लक्ष्मण राम तुरत तह आना।
ठाढ कीन्ह प्रभु कहँ तहँ आनी, निशिचर बहु आयुध धरिपानी ॥
कोऊ गदा कोउ धनु बाणा, शक्ति शूल धरि कोउ कृपाणा।

રાક્ષસો મનમાં ઘણો વિચાર કરી દેવી પ્રગટ થયાં એમ જાણીને કહેવા લાગ્યા કે—“ આજે દેવી પ્રકટ થયાં છે, હવે તો રાજા અહિરાવણ મોટો ભાગ્યવાન થયો છે.” ૧ પછી રાક્ષસો પ્રણામ કરી કરીને પૂજા કરવા લાગ્યા, તેઓ જે કાંઇ ચઢાવતા તે હનુમાનજીના મોઢામાં પડતું હતું. ત્યાં જે જે વસ્તુઓનો સમુદાય લાવી મુકયો હતો તેમાંથી એકે વસ્તુ બચી નહી, સર્વ ખાઇ ગયા. ૨ એ પ્રમાણે ખવરાવ્યા પછી હનુમાનજીએ કૌતુક કરવાનું ધાર્યું અને રાક્ષસોના કુળનો નાશ કરવાનું ઇચ્છયું. જેમ કોઇ પશુને ખાંધે બેસાડીને બળિદાન આપવાને લઈ જતાં તે જેવું સુખ માને તેવું સુખ અહિરાવણ માનવા લાગ્યો. ૩

અહિરાવણે જાણ્યું કે હવે હોમ સિદ્ધ થઇ ચુક્યો છે એટલે તુરત ત્યાં રામ લક્ષ્મણને લાવીને દેવીની સામે ઉભા કર્યા. તે સમયે ઘણા રાક્ષસો અનેક હથિયારો હાથમાં લઇને ખડા રહ્યા હતા. તેમાં કોઇ ગદા, કોઇ ધનુષબાણ, કોઇ સાંગ, કોઇ ત્રિશુળ, કોઈ ખડ્ગ, ४

दोहा–तोमर मुद्गर परशु असि, पाश परिघ अरु वेत ॥
शूल भुशुण्डी पटि परशु, देखत विसरत चेत ॥ १५५ ॥

કોઇ તોમર, કોઇ મુદ્દગર, કેટલાક ફરશીઓ, કેટલાક તરવારો, કોઇ પાશ, કોઇ ભોગળ, કોઈ વેત, કોઇ શુળી, કોઈ ભુશુંડી, કોઇ પટા અને કેટલાક કુહાડા લઈને ઉભા રહ્યા. તેઓને જોતાંજ ભાન ભૂલી જવાય. ૧૫૫

चो०–मायाबलते सकल विचक्षण, अति विकारमति मूढ कुलक्षण ।
ाहि विधि सकल वीरतहँ रहहीं, अहिरावण आज्ञा दृढ गहहीं ॥
ायसु पाइ खड्ग तिन्ह काढे, मारन कहँ प्रभु पर भए ठाढे ।
ोउ कह राजनीति अनुसरहू, घरि त्रयदण्डविलंबअवकरहू ॥
ुनि अस वचन मूढमतिकहहीं, सुमिरहु जो तुम्हरे हितु अहहीं ।
ाहित काल आइ नियराना, निशास्वप्नसम दोउ जनमाना ॥
ोलहिं मूढ असंभव वानी, सकुच लगै सो कहत भवानी ।

તેઓ સર્વે માયા બળમાં ચતુર હતા, અત્યંત વિકારી, મુઢમતિવાળા અને કુલક્ષણવાળા હતા. એ પ્રમાણે અહિરાવણની આજ્ઞા માન્ય કરીને સઘળા વીરો ત્યાં ખડા રહ્યા હતા. ૧ અહિરાવણની આજ્ઞા થતાંજ તેઓ તરવારો કાઢીને રામ લક્ષ્મણને મારવાને તૈયાર થઈ ગયા. તે સમયે કોઇ રાક્ષસ બોલ્યો કે–" રાજનીતિને અનુસરીને ત્રણ ઘડી સુધી વિલંબ કરવો જોઇએ." ૨ પછી મુઢ બુદ્ધિવાળા રાક્ષસોએ રામ લક્ષ્મણને કહ્યું કે–" તમારા જે હિતસ્વી હોય તેને સંભારી લ્યો, નહિ તો હવે તમારો કાળ નજીક આવી પહોંચ્યો છે; તમો બન્નેના પ્રાણ હવે રાત્રિના સ્વપ્ન સમાન છે." ૩ હે પાર્વતી ! એ મુઢ રાક્ષસો એવી અસંભવ વાણી બોલ્યા કે તે કહેતાં મને સંકોચ લાગે છે.

दोहा–फणिपति चितवत राम तन, राम चितव अहिराज ॥
प्रभुकर कौतुक कहिय किमि, सुनो दशा खगराज ॥ १५६ ॥

લક્ષ્મણજી રામચંદ્રજીની સામું જોવા લાગ્યા અને રામચંદ્રજી લક્ષ્મણજીની સામું જોવા લાગ્યા. ભગવાનનાં કૌતુક શી રીતે વર્ણવી શકાય ? હે ગરૂડજી ! હવે એ રાક્ષસોની જે દશા થઇ તે સાંભળો. ૧૫૬

चो०—विहँसि कीन्ह प्रभुहृदय विचारा, जपै सकल जग नाम हमारा ।
जाना देवि रूप हनुमाना, विहँसि कहा तब राम सुजाना ॥
कालकौर तुम सुमिरहु रक्षक, भई तुम्हारि देवि तुव भक्षक ।
गिरा सुनत तिन मारन ठयऊ, घन समान कपि गर्जत भयऊ ॥
निशिचर सकलत्रसित भे भारी, कतहिं वचनभयहृदयविचारी ।
अहिरावण भल कीन्ह न काजू, आने कपटवेष सुरराजू ॥
तेहिते देवि क्रुद्ध भइ आजू, अब भा सब कर मरण समाजू ।
संभ्रम वश तव निशिचर झारी, बहुरि कीश गर्जेउ अति भारी ॥

રામચંદ્રજીએ હસીને હૃદયમાં વિચાર કર્યો કે–“સઘળું જગત મારૂં નામ જપે છે (ત્યારે હું કોનું નામ જપું)” પછી હનુમાનજીને દેવીરૂપ થયેલા જાણીને ચતુર રામચંદ્રજી હસીને બોલ્યા કે–૧ તમે સર્વ રાક્ષસો કાળના કોળીઓ થઈ ચુક્યા છો; તમારી દેવીજ તમારૂં ભક્ષણ કરનારી થઇ છે; માટે તમારો જે રક્ષક હોય તેનું સ્મરણ કરો.” રામચંદ્રજીનાં એવાં વચન સાંભળીને રાક્ષસો મારવાને દોડયા, તે સમયે હનુમાનજીએ મેઘ સમાન ગર્જના કરી. ૨ એ જોઇને સઘળા રાક્ષસો ત્રાસ પામીને ભયથી હૃદયમાં વિચાર કરીને કહેવા લાગ્યા કે–“અહિરાવણ કપટ વેષથી ભગવાનને લઇ આવ્યો છે તે કામ તેણે સારૂં કર્યું નથી. ૩ તેથી આજ દેવી ઘણાં ક્રોધાયમાન થયાં છે, હવે સર્વનું મોતજ આવી ચુક્યું.” આ પ્રમાણે સઘળા રાક્ષસો ભ્રમમાં પડયા; તે સમયે હનુમાનજીએ ફરીથી ભારે ગર્જના કરી. ૪

दोहा—प्रगटरूप करि पवनसुत, अट्टहास गम्भीर ॥
अतिभय त्रासित रजनिचर, सुनहु उमा मतिधीर ॥ १५७ ॥

સદાશિવ કહે છે કે–હે ધીર બુદ્ધિવાળાં પાર્વતી ! સાંભળો. પછી હનુમાનજીએ પોતાનું રૂપ પ્રકટ કરીને એવું તો ભારે-ગંભીર અટ્ટહાસ્ય કર્યું કે–તેથી રાક્ષસો અત્યંત ભયથી ત્રાસ પામ્યા. ૧૫૭

चो०—डगमगान निशिचर अभिमानी, मारुतवेग यथा नदिपानी ।
तेहि क्षण कपि लीन्हें दोउ भाई, धुनत तूल निशिचर समुदाई ॥
छीनि कृपाण लीन्ह हनुमाना, काटत भुज शिर कृपी समाना ।
खण्ड रुण्ड तब खलदल कीन्हा, गहि पद डारि अनलमहँ दीन्हा ॥
करि लंगूर कोट कपिराई, तेहिमहँ घिरि कोउ भागि न जाई ।
ेहि विधि सब निशिचर संहारे, अहिरावण लखि वचन उचारे ॥

रेकपि ढीठ त्रास नहिं तोहीं, अहिरावण तैं जान न मोहीं ।
जम्बुमालि कहँ जिमि तैं मारा, अरु रावणसुत हतेउ बिचारा ॥

જેમ પવનના વેગથી નદીનાં પાણી ધ્રુજવા લાગે તેમ અભિમાની રાક્ષસો ધ્રુજવા લાગ્યા. તેજ ક્ષણે હનુમાનજીએ રામ લક્ષ્મણને ઉપાડી લીધા, અને રાક્ષસોના સમુદાય આકડાના તુલની પેઠે ધ્રુજવા લાગ્યા. ૧ તે રાક્ષસો પાસેથી હનુમાનજીએ ખડ્ગ છીનવી લઈને ખેડુત ઘાસ કાપે તેમ રાક્ષસોનાં માથાં તથા ભુજાઓ કાપવા લાગ્યા. એ રીતે એ દુષ્ટના સૈન્યના ટુકડે ટુકડા કરી નાંખી તેઓના પગ પકડી પકડીને અગ્નિમાં હોમી દીધા. ૨ હનુમાનજીએ પોતાના પૂછડાનો કોટ કરી લઈને તેની અંદર સઘળા રાક્ષસોને ઘેરી લીધા. જેથી કોઈ નાશી જવા પામે નહી. આ પ્રમાણે સઘળા રાક્ષસોને મારી નાંખેલા જોઈને અહિરાવણ બોલ્યો કે-૩ " અરે કઠોર બુદ્ધિવાળા વાનર ! તને મારો ત્રાસ નથી ? હું અહિરાવણ છું તે તું મને ઓળખતો નથી ? તેં જેમ જંબુમાળી અને બિચારા અક્ષયકુમારને મારી નાંખ્યા છે. ૪

दोहा—कालनेमि सम नाहिं मैं, करु कपि वचनप्रमान ॥
अस कहि खड्ग प्रहार किय, कपितनु वज्र समान ॥ १५८ ॥

તેં કાળનેમિને મારી નાંખ્યો છે તેવો તું મને સમજીશ નહી, મારૂં વચન સત્ય માનજે." એમ કહીને અહિરાવણે ખડ્ગનો પ્રહાર કર્યો પણ હનુમાનજીનું શરીર વજ્ર સમાન હતું તેથી વાગ્યું નહી. ૧૫૮

चो०—लै असि ताहि पवनसुत मारा, काटि शीश पावकमहँ डारा ।
आहुति पूर्ण दीन्ह तब कीशा, लै पुनि चलेउ लषण जगदीशा ॥
मकरध्वज विनती तब कीन्हा, बन्धन छोरि राज्य तेहि दीन्हा ।
इहाँ राज्य भोगहु तुम ताता, भजहु सदा मम प्रभु दोउभ्राता ॥
अस कहि कपि निज दल सो आवा, हर्षेउ कटक सबनि सुख पावा ।
मृतकशरीर प्राण जिमि आवहिं, गइमणि पाइ फणी सुख पावहिं ॥
बिछुरि अलभ्य मिले जनु आई, तिमि हर्षे सब लखि दोउ भाई ।
मिलेउ कपीश चरण धरि माथा, पुनि पद गहे निशाचर नाथा ॥

હનુમાનજીએ તેની તરવાર છીનવી લઈને તે વડે તેને માર્યો અને તેનું માથું કાપીને અગ્નિમાં હોમી દીધું. એ રીતે હનુમાનજી પૂર્ણાહુતિ કરીને રામ લક્ષ્મણને લઈને ચાલ્યા. ૧ તે સમયે મકરધ્વજે પ્રણામ કર્યા તેથી તેનું બંધન છોડી નાંખીને તેને અહિરાવણનું રાજ્ય આપ્યું. અને કહ્યું કે-" તાત ! તું

અહીં રાજ ભોગવ, અને આ મારા પ્રભુ રામ લક્ષ્મણનું ભજન કરજે.” ૨ એમ કહીને હનુમાનજી પોતાના સૈન્યમાં આવ્યા. તેમને જોઇ સર્વ વાનરોની સેના હર્ષ પામીને સુખી થઈ. જેમ મડદામાં પ્રાણ આવવાથી અને સર્પ મણિ પામ્યાથી સુખ પામે. ૩ તથા જેમ કોઇને ખોવાઈ ગયેલી અને અલભ્ય વસ્તુ પાછી જડે તેમ રામ લક્ષ્મણને જોઇને સર્વે રાજી થયા. રામ લક્ષ્મણનાં ચરણોમાં માથું મુકીને પ્રથમ સુગ્રીવ મળ્યો પછી વિભીષણે તેમનાં ચરણ પકડયાં. ૪

दोहा—जाम्बवन्त अंगद सहित, मिले भालु अरु कीश ॥
सन्माने कहि वचन प्रिय, लषण कोशलाधीश ॥ १५९ ॥

પછી જાંબવાન તથા અંગદ સહિત સર્વે રીંછો તથા વાનરો મળ્યા. તેઓને રામ લક્ષ્મણે પ્રિય વચનો કહીને સન્માન આપ્યું. ૧૫૯

चो०—बहुरि सबहिं भेंटे हनुमाना, कहहिं तात तुम राखे प्राना ।
देवन सुमन वृष्टि तब कीन्हीं, प्रमुदित हृदय दुन्दुभी दीन्हीं ॥
अनुज सहित हर्षित रघुवीरा, कहेउ वचन सुनु तनय समीरा ।
तव समान नहिं कोउ हितकारी, सुर मुनि सिद्ध मनुज तनु धारी ॥
यशतुम्हार त्रिभुवनमहँ भयऊ, सुनिप्रभुवचनचरणकपिनयऊ ।
नाथकीन्ह सब मैं केहिलेखे, तरणी चलत अगम जल देखे ॥
तैसे सब प्रताप तव नाथा, सुनि अस मिले कपिहि रघुनाथा ।
कटक सहित हर्षे दोउ भाई, तेहिअवसरसुखकिमिकहिजाई ॥

પછી સર્વેએ હનુમાનજીને મળીને કહ્યું કે–“ તાત ! તમેજ અમારા પ્રાણ રાખ્યા છે.” તે સમયે દેવતાઓ હૃદયમાં આનંદ પામીને પુષ્પવૃષ્ટિ કરી દુંદુભિ વગાડવા લાગ્યા. ૧ લક્ષ્મણજી સહિત રામચંદ્રજી હર્ષ પામીને બોલ્યા કે–“ હનુમાનજી ! તમારા જેવો દેવતા, મુનિઓ, સિદ્ધો અને મનુષ્યો એ આદિક દેહધારીમાં કોઈ છેજ નહી. ૨ તમારી કીર્તિ ત્રૈલોક્યમાં પ્રસરી છે.” એવાં રામચંદ્રજીનાં વચન સાંભળીને હનુમાનજી પગે લાગીને બોલ્યા કે–“ નાથ ! મેં જે સઘળું કર્યું છે તે શા લેખામાં છે? જેમ વહાણ ચાલે છે તે અગાધ જળને લીધેજ. ૩ હે નાથ ! તેમ એ સર્વ પ્રતાપ તમારોજ છે.” એ સાંભળીને રામચંદ્રજી હનુમાનજીને મળ્યા. સર્વ સૈન્ય સહિત બન્ને ભાઇ ઘણો હર્ષ પામ્યા. તે સમયના સુખનું વર્ણન કેમ કરીને થઇ શકે ? ૪

छंद—कहिजाइसुखकिमितोहि सभयकरसुनहुगिरिजाचितधरे ।
रघुवीर रुख अवलोकि हर्षित आरती सुर गण करे ॥

अति प्रेमसों मारुतसुवनयश गाइ विबुधन असकहा ।
नर नारि यह कीरति सुनत गावत लहत मंगल महा ॥

હે પાર્વતી! ચિત્ત દઈને સાંભળો. તે સમયનું સુખ શી રીતે વર્ણવી શકાય? રામચંદ્રજીની મરજી જોઇ સર્વ દેવતાઓએ આનંદ પામીને રામચંદ્રજીની આરતી કરી. પછી તેઓએ અત્યંત પ્રેમથી હનુમાનજીનાં વખાણ કરીને કહ્યું કે-"જે કોઇ સ્ત્રી પુરૂષો તમારી આ કીર્તિ ગાશે તથા સાંભળશે તેઓને ત્યાં આનંદ મંગળ થશે.

दोहा—करि बहुविधि हरि आरती, वाणी सत्य सुनाय ॥
रामचरण अनुरागेउ, अमर सुदन झरिलाय ॥ १६० ॥

દેવતાઓએ સત્યવાણીથી વિનય કરી કરીને ઘણા ઘણા પ્રકારે રામચંદ્રજીની આરતી કરી અને પુષ્પવૃષ્ટિ કરીને પ્રભુનાં ચરણોમાં પ્રેમી બની ગયા. १६०

सो०—देवनिडर प्रभु गुणगण गावहिं, आरत हरकहँ विनय सुनावहिं ।
विबुध विनय रघुपतिसुनिकाना, कह प्रभु सत्यसिन्धु भगवाना ॥
चतुरानन वर दीन्ह अपेला, तेहि कारण यह बाढयो खेला ।
नाहित लषण एक पल माहीं, राखत यातुधान कुल नाहीं ॥
अजहुँ होय रण कौतुक भारी, निरखहु तुम सब शोचबिचारी ।
अब जो रहेउ निशाचर शेषा, भटमहँ जासु भुजाकर रेषा ॥
तेहिरण महिमहँ हतहुँमचारी, बिनु श्रम सबसों कहत खरारी ।
शंभु कृपा अब संशय नाहीं, सुनि सुर अति हर्षे मन माहीं ॥

દેવતાઓએ નિર્ભય થઈને રામચંદ્રજીના ગુણો ગાયા અને દુઃખનું હરનારા પ્રભુને ઘણાં વિનય વચનો સંભળાવ્યાં. તેઓનો વિનય સાંભળીને સત્ય પ્રતિજ્ઞાવાળા ભગવાન બોલ્યા કે-૧ "બ્રહ્માએ ટાળી ન શકાય એવું વરદાન આપેલું હોવાથી આટલો બધો ખેલ વધી પડયો છે, નહિતો લક્ષ્મણજી એક પળવારમાંજ રાક્ષસોના કુળનો નાશ કરી નાંખત. ૨ હજી પણ યુદ્ધમાં ભારે કૌતુક થશે તે તમે સર્વ ફિકર નહિ કરતાં જોયા કરજો. હવે આંગળીના વેઢાથી જેઓની બળવાન સુભટોમાં ગણત્રી છે એવા રાક્ષસો બાકી રહ્યા છે. ૩ તેઓને પણ સદાશિવની કૃપાથી હું વગર પરિશ્રમે યુદ્ધમાં મારીશ, એમાં કાંઇ સંદેહ નથી." એ સાંભળીને દેવતાઓ મનમાં ઘણા રાજી થયા. ૪

दोहा—सत्य वचन सुनि रामके, आनन्दित सुर यूह ॥
चले कहत जय जयति प्रभु, वर्षे सुमन समूह ॥ १६१ ॥

રામચંદ્રજીનાં સત્યવચનો સાંભળીને દેવતાઓના સમુહ આનંદ પામી પુષ્પવૃષ્ટિ કરીને ' જય જય પ્રભુ ' એમ બોલતા બોલતા પોતપોતાના ધામાં ગયા. ૧૬૧

चो०–यह चरित्र शुचि सुभग सुहावा, खगपति राम कृपा मैं गावा ।
अब हिय हर्षि सुनहु द्विजराई, मानस कहहुँ सुमिरि रघुराई ॥
याज्ञवल्क्य पद वन्दि सप्रीती, भरद्वाज बोले शुचि नीती ।
यह चरित्र अति रुचिरसुहावा, सुनि मननाथ परमसुखपावा ॥
अहिरावण वधान्त भगवाना, चरित किये सो करहु बखाना ।
सुनिमुनि विनय ऋषय पुलकाई, बोले हृदय सुमिरि गिरिराई ॥
प्रश्न तुम्हार तात अतिपावन, सहजसुभग सज्जनमनभावन ।
मानस हरि चरित्र सुठि नीका, सुनतकरत जो कोउमनफीका ॥

કાકભુશંડી કહે છે કે–હે ગરૂડજી ! રામચંદ્રજીની કૃપાથી તેમનું આ પવિત્ર અને સુંદર ચરિત્ર ગાયું. યાજ્ઞવલ્કયમુનિ ભરદ્વાજને કહે છે કે–હે મુનિરાજ ! હવે રામચંદ્રજીનું સ્મરણ કરીને હૃદયમાં હર્ષ પામીને માનસ ચરિત્ર કહુંછું તે સાંભળો. ૧ ભરદ્વાજમુનિ યાજ્ઞવલ્કયઋષિનાં ચરણોમાં પ્રીતિથી પ્રણામ કરીને પવિત્ર નીતિથી બોલ્યા કે–હે નાથ ! આ અત્યંત પ્રિય અને સુંદર ચરિત્ર સાંભળીને હું પરમ સુખ પામ્યો છું. ૨ હવે અહિરાવણના વધ પછી ભગવાને જે જે ચરિત્ર કર્યાં હોય તે વર્ણવીને કહો. ભરદ્વાજનાં વચન સાંભળીને યાજ્ઞવલ્કયઋષિ રોમાંચિત થઇ હૃદયમાં રામચંદ્રજીનું સ્મરણ કરીને બોલ્યા કે–૩ તાત ! તમારો પ્રશ્ન ઘણો પવિત્ર છે. ભગવાનનું આ માનસ ચરિત્ર સ્વાભાવિક સુંદર, સત્પુરૂષોના મનને પ્રિય લાગે એવું અને ઘણું ઉત્તમ છે, તે સાંભળતાં જે કોઇ પોતાનું મન ફીકું કરે, ૪

दोहा–सोइ जग वंचक सुनहु मुनि, जेहिं मानस न सुहाय ॥
भव सागर महँ भ्रमत सो, अमित कल्प चलि जाय ॥ १६२ ॥

તેને જગતને ઠગનારોજ જાણવો. જેને આ માનસચરિત્ર સારૂં ન લાગે તે માણસને આ ભવસાગરમાં ભમતાં ભમતાં અસંખ્ય કલ્પો વીતી જાય છે. ૧૬૨

चो०–मानस सुनत न मनहिं अघाहीं, तासम धन्य औरकोउ नाहीं ।
धन्य धन्य तुमसनकोउ आना, ललितचरितअतिसुनहुसुजाना ॥
रामं लषण दलसहित विराजे, जयति रामकहिकपिगण गाजे ।

राम सैन सुखमा अधिकाई, निगमागम जानेउ बुध भाई ॥
वहाँ दशानन सब सुधि पाई, दूत सँदेश दीन्ह सब जाई।
अहिरावण कर वध सुनि काना, भयउ तेजहत अति दुखमाना ॥
वचन वज्र सम लागेउ ताही, संभ्रम मूर्च्छि परेउ महि माही।
कटे पंख जिमि विहँगविहाला, रंग चीर गत निशि हिमकाला ॥
मुख सुखान लोचन जल बहई, वचन न आव शीश धुनि रहई।

જે માણુસ રામચરિત્રમાનસ સાંભળતાં તૃપ્ત ન થાય તેના જેવો બીજો કોઇ ધન્યભાગી નથી. તમને વારંવાર ધન્ય છે, તમારી સમાન બીજો કોણ છે? હે સુજાણ ભરદ્વાજ! હવે અત્યંત સુંદર રામચરિત્ર સાંભળો. ૧ રામ તથા લક્ષ્મણ સેના સહિત બિરાજમાન થયા અને 'જય જય રામ' એમ બોલતા વાનરો ગર્જનાઓ કરવા લાગ્યા. તે સમયે રામચંદ્રજીની સેનાના સુખની અધિકતાને તો વેદો, શાસ્ત્રો અને પંડિતોજ જાણે છે. ૨ દૂતે જઇને સર્વ સમાચાર કહેવાથી રાવણને સર્વ ખબર મળી. તે અહિરાવણનો વધ કાને સાંભળીને નિસ્તેજ થઈને બહુ દુઃખ પામ્યો. ૩ દૂતે કહેલાં વચનો રાવણને વજ્ર સમાન લાગ્યાં તેથી તે ભ્રમિત થઇ મૂર્છા ખાઇને પૃથ્વીપર પડયો. જેમ પાંખો કાપી નાંખવાથી પક્ષી બેહાલ થઇ જાય, તથા જેમ શીતકાળની રાત્રિમાં વસ્ત્રો વિનાનો રાંક બેહાલ થઇ જાય તેમ રાવણ બેહાલ થઈ ગયો, તેનું મોં સૂકાઈ ગયું, નેત્રોમાંથી આંસુ વેહેવા લાગ્યાં અને મોઢે બોલી શકાયું પણ નહીં. કેવળ માથાં ધુણાવતો પડી રહ્યો.

दोहा–मयतनया तब आइ पुनि, बहु प्रकार समुझाइ ॥
मान न मूरख कालवश, परमक्रोध कहँपाइ ॥ १६३ ॥

તે સમયે મંદોદરીએ આવીને તેને બહુ બહુ પ્રકારે સમજાવ્યો, પણ એ મૂર્ખ રાવણ કાળને વશ્ય થયેલો હોવાથી તે નહી માનતાં ઉલટો અત્યંત ક્રોધાતુર થયો. ૧૬૩

चौ०–नारि वचन सुनि तेहि रिस बाढी, उठि बैठेउ धरि धीरज गाढी।
तेहि अवसर मंत्री इक आवा, करि आदर दशमुख बैठावा ॥
सिन्धुरनाद नाम बलवाना, वृद्धज्ञान मय परम सुजाना।
सदा विभीषण कर सँग ठयऊ, कबहूँ दशमुख सभा न गयऊ ॥
आवा सो भल अवसर पाई, कहेसि नीति रावणहि बुझाई।
ज्ञानकथा दशमुख न सुहानी, तब अहिराइ बात कह आनी ॥

करिवर नाद हृदय अस गुनेऊ, प्रभु दुहुँ ताग हृदय पट बुनेउ ।
अब यहि कहौं सो सहज उपाई, जेहि यहि मूल समूल नशाई ॥

મંદોદરીનાં વચનો સાંભળીને રાવણને ઘણી રીસ ચઢવાથી તે ઘણી ધીરજ ધરીને ઉઠીને બેઠો થયો. તે સમયે એક મંત્રી આવ્યો તેને સન્માન આપીને રાવણે બેસાડયો. ૧ એ મંત્રીનું નામ 'સિંધુરનાદ' હતું; તે ઘણો બળવાન. વૃદ્ધ, જ્ઞાની અને પરમસુજાણ હતો. હમેશ તે વિભીષણની પાસે રહેતો હતો; રાવણની સભામાં કદી પણ ગયો નહોતો. ૨ તે સમય જાણીને ત્યાં આવ્યો અને નીતિનાં વચનો કહીને રાવણને સમજાવવા લાગ્યો. પણ તેની જ્ઞાન કથા રાવણને ગમી નહિ તેથી રાવણ તે વાત ઉડાવી દઇને જુદીજ વાતો કરવા લાગ્યો. ૩ સિંધુરનાદે મનમાં વિચાર્યું કે 'પ્રભુએ બેવડા તાગથી રાવણનું હૃદયપટ વણેલું છે.' માટે હવે એવો સેહેલો ઉપાય બતાવું કે જેથી એના કુળનો જડમૂળથી નાશ થઇ જાય. ૪

दोहा–यह विचार बोलेउ सचिव, सुनहु दनुज कुलराज ॥
धीर धरहु संशय विगत, कहहुँ सो करिय उपाउ ॥ १६४ ॥

એમ વિચારીને સિંધુરનાદ બોલ્યો કે "હે રાક્ષસોના રાજા! સાંભળો. અને ધીરજ ધરી સઘળા સંશય છોડી દઇને હું જે ઉપાય બતાવું તે પ્રમાણે કરો. ૧૬૪

चौ०–अक्षादिकन सुतन बल दूना, कस सुरारि मन आनहु ऊना ॥
सचिव वचन सुनि दशमुख कहई, अब हमरे कुलको भट अहई ॥
अपने मनमहँ करहु विचारा, है नारान्तक तनय तुम्हारा ॥
मूल अभुक्त माहिं भा जोइ, दियो बहाइ मरा नहिं सोई ॥
शम्भुप्रसाद ताहि कछु भयऊ, पुर विहवावल नृपता दयऊ ॥
कोटिबहत्तर एक प्रभाऊ, राजा प्रजा भेद नहिं काऊ ॥
दूत पठाइ बुलावहु ताही, जीतिहि सो रिपुरणके माहीं ।
दनुज अधीश चतुर चर पठवौ, धरहु धीर चित्त चिंता बढवौ ॥

હે રાવણ! હજી તો તમારે અક્ષકુમાર તથા ઇંદ્રજીત વગેરે પુત્રો કરતાં પણ બમણા બળવાળો પુત્ર હયાત છે, તેમ છતાં મનમાં ઓછું કેમ લાવો છો?" એવાં મંત્રીનાં વચન સાંભળીને રાવણ બોલ્યો કે–"ભાઇ! હવે મારા કુળમાં કયો સુભટ રહ્યો છે?" ૧ ત્યારે સિંધુરનાદ બોલ્યો કે–"તમે મનમાં

વિચાર કરી જુઓ કે નરાંતક નામનો તમારો પુત્ર હયાત છે. તે અભુક્ત* મૂળ નક્ષત્રમાં જન્મેલો હોવાથી તેને તમે સમુદ્રમાં ડુબાવી દીધો હતો, પણ તે મરણ પામ્યો નથી. ૨ સદાશિવે તેના ઉપર કૃપા કરીને તેને વિહુવાબળ નામના નગરનું રાજ્ય આપ્યું છે. એ બોહોતેર કરોડ રાક્ષસો સઘળા એક સરખા પ્રભાવવાળા છે, ત્યાં રાજામાં ને પ્રજામાં કશો પણ ભેદ નથી. ૩ એ નરાંતક પાસે દૂત મોકલીને બોલાવો, તે અવશ્ય શત્રુને જીતશે. હે રાક્ષસોના રાજા! કોઇ ચતુર દૂતને મોકલીને ધીરજ ધરો, અને મનમાંની ચિંતાને કમી કરો." ૪

दोहा—तासु मंत्र सुनि दशवदन, हृदय प्रमोद अमान ।
　　धूमकेतु कहँ बोलि ढिग, समझायउ सन्मान ॥ १६५ ॥

સિંધુરનાદની સલાહ સાંભળીને રાવણના હૃદયમાં અપાર આનંદ થયો. પછી ધુમકેતુ નામના રાક્ષસને પાસે બોલાવીને તેનું સન્માન કરીને સમજાવ્યો કે–૧૬૫

चौ०—धूमकेतु तुम परम सयाना, लै मम पाती करहु पयाना ।
　　बसत जहाँ नारान्तक राजा, तहाँ न तात अवरकर काजा ॥
　　अवसर पाइ हेतु समुझाई, सपदि ताहि लै आनो भाई ।
　　आयसु पाइ चार तहँ गवना, यह सुनि बिहँसि कह्यो अहिदवना ॥
　　काकनाथ यह गाथ सुहाई, मोसन तात कहहु समुझाई ।
　　नारान्तक उत्पत्ति यथाविधि, पुर बिहवाबलगा कवनी सिधि ॥
　　सुमिरि काकपति उर अवधेशा, मनप्रसन्न कर कह काकेशा ।
　　अति सुन्दर शुचि यह संवादू, चित थिर करि सुनिय उरगादू ॥

" હે ધુમકેતુ! તું ઘણો ચતુર છે માટે મારો પત્ર લઇને નરાંતક રાજા પાસે જા. તાત! ત્યાં બીજા કોઇનું કામ નથી. ૧ ભાઇ! લાગ જોઇને સઘળું કારણ સમજાવીને તેને તુરત અહીં તેડી લાવ." એ પ્રમાણે રાવણની આજ્ઞા થતાં દૂત ત્યાંથી રવાના થયો. એ સાંભળી ગરૂડજીએ હસીને કહ્યું કે–૨ " હે કાકભુશુંડી! એ સુંદર કથા મને સમજાવીને કહો. નરાંતકની જે ઉત્પત્તિ હોય તે તથા તે વિહુવાબળ નગરમાં શી રીતે જઇને રાજ્ય કરવા લાગ્યો, તે યથા-

* નારદજીના મત પ્રમાણે જ્યેષ્ઠા નક્ષત્રની છેલ્લી બે ઘડી અને મુળની પેહેલી બે ઘડીને અભુક્તમુળ ગણાય છે. વશિષ્ઠના મત પ્રમાણે જ્યેષ્ઠાની છેલ્લી એક ઘડી અને મુળની પેહેલી બે ઘડી અભુક્તમુળ છે અને બૃહસ્પતિના મત પ્રમાણે જ્યેષ્ઠાની છેલ્લી અરધી ઘડી અને મુળની પેહેલી અરધી ઘડી અભુક્તમુળ ગણાય છે.

વિધિ કહો." ૩ એ સાંભળીને કાકભુશંડી હૃદયમાં રામચંદ્રજીનું સ્મરણ કરતા પ્રસન્ન મનથી કહેવા લાગ્યા કે-હે ગરૂડજી ! એ સંવાદ ઘણો સુંદર અને પવિત્ર છે તે તમે સ્થિરચિત્ત સાંભળો. ૪

दोहा–नख चौगुण वसु ऊन तहँ, सप्त आकाश मिलाइ ।
इतने निशिचर एक दिन, भे रावण पुर आइ ॥ १६६ ॥

લંકામાં રાક્ષસોને ત્યાં એકજ દિવસે અને એકજ સમયે બોંતેર કરોડ બાળકો જન્મ્યા. ( નખ=૨૦, તેને ચોગણા કરતાં ૮૦ થાય, તેમાંથી આઠ કમી કરતાં ૭૨ રહે તે ઉપર સાત શુન્ય ચઢાવતાં ૭૨૦૦૦૦૦૦૦ થાય છે ) ૧૬૬

चौ०–पुरमहँ उपजे खल इक साथा, तब सुनि हर्षा निशिचर नाथा ।
निज गुरु बोलि चरण शिरनाई, बुझा मुदितसो कलश भराई ॥
भृगुनन्दन तब तेहिसन कहेऊ, आजु बाल सब मूलन भयऊ ।
सत्य कहत दशमुख तुम पाहीं, भये आजु जे तव पुर मांहीं ॥
ते सुत सब निज निज पितुघाती, मुख देखत सुन सुर आराती ।
घर राखे धनसहित विनाशा, होइ अवशि नहिं उबरन आशा ॥
शुक्रवचन सुनि डरे निशाचर, कह करिय अति वाद परस्पर ।
निश्चय कीन्ह प्रसव शिशु आजू, सौंपिय सिन्धुहिं और न काजू ॥

લંકામાં એકજ સમયે બોંતેર કરોડ બાળકો જન્મ્યાથી રાવણે હર્ષ પામીને પોતાના ગુરૂ શુક્રાચાર્યને બોલાવી માથાં નમાવી આનંદથી ઘડીઆળ મૂકીને પૂછયું. ૧ તે સમયે શુક્રાચાર્ય બોલ્યા કે-" રાવણ ! હું તમારી પાસે સાચેસાચી વાત કહુંછું તે સાંભળો. આજ તમારા નગરમાં જે જે બાળકો જન્મ્યા છે તે સઘળા અભુક્ત મૂળમાં જન્મ્યા છે. ૨ હે દેવતાઓને દમનારા ! એ સઘળા પુત્રોનાં મુખ જોતાંજ તેઓના પિતા મરણ પામે એવા એ પિતાઘાતી પુત્રો છે. જે એઓને ઘરમાં રાખશે તે અવશ્ય ધન સહિત નાશ પામશે. તેઓને બચવાની આશા સમજવી નહિ." ૩ શુક્રાચાર્યનાં વચનો સાંભળીને રાવણ ઘણો ભય પામ્યો અને સઘળા રાક્ષસો પરસ્પર વિચાર કરવા લાગ્યા કે હવે શું કરવું. પછી સર્વેએ મળીને નક્કી કર્યું કે ' આજે જેટલા બાળકો જન્મ્યા છે તે સર્વને સમુદ્રને સ્વાધીન કરી દેવા ' બીજું કાંઇ કરવું નહિ. ૪

दोहा–सपदि करहु सब काज यह, लावहु बाल बटोरि ।
राखे होइ हानि अति, कह दशवदन बहोरि ॥ १६७ ॥

રાવણે સર્વ રાક્ષસોને કહ્યું કે " તમે સર્વ બાળકોને જલદીથી એકઠા કરી લાવો. તેઓને ઘરમાં રાખવાથી મોટી હાનિ થાય એમ છે." ૧૬૭

चौ०–सेवक दशमुख आयस पाई, धाये तुरत चरण शिरनाई ।
रावण आयसु नगर पुकारी, सुनहु सकल पुर नर अरु नारी ॥
जासु अभुक्तमूल भये बालक, डारहु सागर सब कुलघालक ।
बोरो सबनि बाल इकठाई, भाविवश मधुमाखी नाई ॥
पाय अधार वृक्ष वट बौरा, पावन लगे क्षीर चहुँ औरा ॥
पीवत क्षीर अब्द भर साती, पुष्टभये खल निशिचर जाती ॥
पुनि सब एक संग तहँ जाई, सुरसरि संगम भा जेहि ठाई ॥
तहँ शिव मन्दिर परम सुहावा, सबनि विलोकि मुदित शिरनावा ॥

એ પ્રમાણે રાવણની આજ્ઞા થતાં સેવકો ચરણમાં માથાં નમાવીને તુરત દોડયા અને આખા નગરમાં રાવણની આજ્ઞા જણાવી દીધી કે–" શેહેરનાં સઘળાં સ્ત્રીપુરૂષો ! સાંભળો. ૧ આજે જે બાળકોનો જન્મ થયો છે તેઓ અભુક્ત મુળ નક્ષત્રમાં થવાથી કુળઘાતી નીવડશે, માટે તે સર્વેને સમુદ્રમાં નાંખી દો." પછી ભાવીને વશ્ય થઇને સર્વેએ બાળકોને એકજ ઠેકાણે મધમાખીની પેઠે સમુદ્રમાં ડૂબાવી દીધા. ૨ તે બાળકો એક મોટા વડના ઝાડનો આધાર મળવાથી તેને ચારે તરફ વળગી પડીને તે વડનું દૂધ પીવા લાગ્યા. એ પ્રમાણે સાત વર્ષ સુધી વડનું દુધ પીને તે દુષ્ટ રાક્ષસજાતિનાં બાળકો પુષ્ટ થયાં. ૩ પછી તે સઘળા બાળકો એકઠા મળીને જે સ્થળે ગંગાજી સમુદ્રને મળે છે તે સ્થળે ગયા. ત્યાં એક પરમ મનોહર શિવમંદિર હતું તેને જોઇને સર્વ બાળકોએ આનંદથી માથાં નમાવ્યાં. ૪

छंद–शिरनाइ मुदित विलोकि शिव मंदिर सुहावन पावनं ।
कछु दिन रहे तहँसकलपुनि उठि चले सुन अहिदावनं ॥
रावणपुरी ते दिशामाची कोश शतरस चलिगये ।
बैठे जलधिमहँ पाइथल वर शंभु चरणन चित दये ॥ ११ ॥

હે ગરૂડજી ! સાંભળો. એ બાળકોએ પરમસુંદર મંદિર જોઇને મસ્તકો નમાવ્યાં અને ત્યાંજ કેટલાક દિવસ રહીને પછી ત્યાંથી પ્રયાણ કરીને લંકાથી પૂર્વ દિશામાં છસેં ગાઉને અંતરે પોહોચ્યા. ત્યાં સમુદ્રના કિનારાપર એક ઉત્તમ સ્થાનક જોઈ સદાશિવનાં ચરણોમાં ચિત્ત લગાવીને બેઠા.

दोहा–जानत नहिं उत्पत्ति निज, मनमहँ करत विचार ।
गे तोहि ढिग जाकर विदित, रविते छंठवीं बार ॥ १६८ ॥

એ બાળકો પોતાની ઉત્પત્તિ જાણતા ન્હોતા તેથી તે બાબત મનમાં વિચાર કરતા હતા, એટલામાં તેમની પાસે દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય આવ્યા. ૧૬૮

चो०–हरिअरिगुरु निज शिष्यन चीन्हा, करत प्रणाम आशिषादीन्हा ।
कहि निजनाम सबनि समुझावा, कुलगुरु जाना विनय सुनावा ॥
निज उत्पत्ति बूझी शिरनाई, भृगुनन्दन सो सकल सुनाई ।
सुनत अपन वृत्तान्त लजाने, लखिरुख भृगुनायक सन्माने ॥
करा प्रतोप मंत्र गुरुदीन्हा, शिक्षा पाइ गमन तिन कीन्हा ।
ज्ञान लहेउ सब संशयत्यागी, भे विरंचिपद सब अनुरागी ॥
निराहार बैठे इक आसन, वर्ष सहस्र तप किय उरगासन ।
श्वास धार कृत वर्ष हजारा, रहे ऊर्ध्व मुख विना अहारा ॥

એ બાળકોએ શુક્રાચાર્યને પ્રણામ કર્યા. દૈત્યોના ગુરૂ શુક્રાચાર્યે તેઓને પોતાના શિષ્ય જાણીને આશિષ દીધી. અને તેઓને પોતાનું નામ કહીને સમજાવતાં તે બાળકોએ શુક્રાચાર્યને પોતાના ગુરૂ જાણીને વિનતિ કરી. ૧ તેઓએ ગુરૂને માથાં નમાવીને પોતાની ઉત્પત્તિ પૂછતાં શુક્રાચાર્યે સઘળી હકીકત કહી સંભળાવી. તેઓ પોતાની ઉત્પત્તિ સાંભળીને લજાયા તેથી શુક્રાચાર્યે તેઓનું સન્માન કરીને, ૨ સંતોષ પમાડી ગુરૂમંત્ર આપ્યો. પછી એ બાળકો ગુરૂના મુખથી ઉપદેશ પામીને ત્યાંથી ચાલ્યા. જ્ઞાન ઉત્પન્ન થવાથી તેઓના સર્વ સંશયો દૂર થઇ ગયા અને બ્રહ્માનાં ચરણોમાં અનુરાગી થયા. ૩ હે ગરૂડજી ! તે સઘળાઓએ એક હજાર વર્ષ સુધી નિરાહાર રહીને એક આસને બેશીને બ્રહ્માનું તપ કર્યું. પછી વળી બીજાં એક હજાર વર્ષ સુધી નિરાહાર રહી શ્વાસ રોકીને ઉંચાં મુખ રાખીને તપ કર્યું. ૪

दोहा–एकपाद पुहुमी दये, अपर अंग अनयास ।
सबल पुष्ट तनु मनहरष, स्वप्नेहु भूख न प्यास ॥ १६९ ॥

ત્યારબાદ એક પગે પૃથ્વીપર ઉભા રહી બાકીનાં અંગ અધર રાખીને તપ કર્યું. એટલું બધું તપ કર્યા છતાં તેઓ સઘળા શરીરે પુષ્ટ અને આનંદિત મનથી રહેતા હતા. સ્વપ્નમાં પણ ભૂખ કે તરસ લાગતી નહિ. ૧૬૯

चो०–तप अतिउग्र विचार विधाता, तिन ढिग गमने सुखमुसकाता ।
हंसारूढ कमंडलु हाथे, श्वेत मुकुट शुचि चारिउ माथे ॥

आनन चारि नयन वसु नीके, चारिउ भाल भस्म शुभ टीके ।
उपमासब प्रभु सब जगअयना, भाष्यो दयासदन बरवयना ॥
माँगहु वर जो सबमनभावा, सुनेउ सबनि विधिपद शिरनावा ।
नाथ चहत हम यह वरदाना, हमहिं न कोउ जीतै मयदाना ॥
एवमस्तु विधि कहेउ विचारी, आन पाणि नहिं मृत्यु तुम्हारी ।
हरिसुत हैं तुम्हार गुरु भाई, तेहिसन किहेउ न कबहुँ लराई ॥

તેઓનું અત્યંત ઉગ્રતપ જોઈને બ્રહ્મા હસતા હસતા તેઓની પાસે ગયા. હંસપર બેઠેલા, હાથમાં કમંડલુ ધારણ કરેલા, ચારે માથાંપર પવિત્ર સફેદ મુકુટ ધારણ કરેલા, ૧ ચાર મોઢાંવાળા, આઠ સુંદર નેત્રોવાળા, ચારે લલાટમાં ભસ્મનાં સુંદર તિલકોવાળા, સર્વે ઉપમાને યોગ્ય, જગતના નિવાસ-રૂપ અને દયાના સ્થાનકરૂપ બ્રહ્માએ મધુર વાણીથી કહ્યું કે–૨ "તમે તમારા મનને ભાવતાં વરદાન માગો." એ સાંભળીને સઘળાઓએ વિધાતાને માથાં નમાવ્યાં. પછી નરાંતક બોલ્યો કે–"નાથ ! હું એ વરદાન ઇચ્છુંછું કે મને લડાઈમાં કોઈ પણ જીતી શકે નહિ." ૩ બ્રહ્માએ 'एवमस्तु' કહીને વળી વિચારીને કહ્યું કે–"બીજા કોઈના હાથે તારૂં મૃત્યુ નહિ થાય, પણ તારો ગુરૂભાઈ કે જે સુગ્રીવનો પુત્ર છે, તેની સાથે તું કદી પણ લડાઈ કરીશ નહિ. ૪

दोहा–जो तेहिसन करिहौ समर, मरिहौ वचन प्रमाण ।
एकहि कहँ वरदान यह, दै कह कृपानिधान ॥ १७० ॥

જો તું તેની સાથે લડાઈ કરીશ તો તું જરૂર મરણ પામીશ. એ મારૂં વચન સત્ય માનજે." એ પ્રમાણે કૃપાળુ બ્રહ્માએ એક નરાંતકને વરદાન આપ્યું. ૧૭૦

चौ०–दियउ नरान्तक कहँ वरदाना, रहे अपर जे धरि उर ध्याना ॥
तिनसन वरंब्रूहि विधि कहेऊ, सुनत प्रमोद सबनि उरलहेऊ ॥
सुनिविधिगिरा सबनि कह स्वामी, देहु एक वर अन्तर्यामी ।
देवासुर संग्रामहिं माहा, जीतहि हम यह वर सुरनाहा ॥
असकहि रहे दनुज शिरनाई, तिनसन कहेउ विरंचि बुझाई ।
तुम अजीत सब सन सब भाँती, वानर भालु त्यागि दुइ जाती ॥
यहि विधि सब कहँ दै वरदाना, ब्रह्मलोक गये ब्रह्म सुजाना ।
विधितें लहि वर तिन सुखबाढा, लागे करन बहुरि तप गाढा ॥

એકલા નરાંતકને વરદાન આપ્યું. પછી બીજાઓ જે હૃદયમાં ધ્યાન ધરી રહ્યા હતા તેઓને પણ બ્રહ્માએ કહ્યું કે "વરદાન માગો" એ સાંભ-

ળીને સર્વે આનંદ પામ્યા. ૧ બ્રહ્માની વાણી સાંભળીને સઘળા બોલ્યા કે-"સ્વામી! તમે અંતર્યામી છો. તોપણ અમો એક વરદાન માગી લઇએ છીએ કે-દેવતાઓ અને દૈત્યોની મોટી લડાઇમાં અમો જીતીએ એવું વરદાન આપો." ૨ એ પ્રમાણે બોલીને તે રાક્ષસો માથું નમાવીને ચુપ રહ્યા. પછી બ્રહ્માએ તેઓને કહ્યું કે-તમે વાનરો તથા રીંછો એ જાતિ સિવાય બાકીના સર્વ કોઇનાથી જીતાશો નહિ." ૩ એ પ્રમાણે સર્વને વરદાન આપીને સુજાણ બ્રહ્મા બ્રહ્મલોકમાં ગયા. રાક્ષસો બ્રહ્માની પાસેથી વરદાન લઇને સુખ પામ્યા, તોપણ વળી બીજું ઘોર તપ કરવા લાગ્યા. ૪

दोहा—गिरि गिरीश समेत सब, जपहिं निरन्बर नाम ॥
जोरि युगलकर एकपद, निशिदिन आठौयाम ॥ १७१ ॥

રાત તથા દિવસના આઠે પોહોર એક પગે ઉભા રહી બન્ને હાથ જોડીને શંકર તથા પાર્વતીના નામનો જપ નિરંતર કરવા લાગ્યા. ૧૭૧

चौ—विनु प्रयास ठाढे सब भांई, क्षुधा तृषा निद्रा बिसराई ।
गुण सहस्र संवत सब ऐसे, गये बीति प्रथमहिं तप जैसे ।
सवन शीश पुनि अवनीदीन्हा, उभय चरण ऊरध कहँ कीन्हा ॥
जोरेकर निरोध कर श्वासा, जपहिं मंत्र शंकर वर आसा ॥
मुनिगण तिनकर साधन देखी, मनमहँ मानत सकुचविशेखी ।
हरिइच्छा बल हृदय विचारी, निरखि चले मुनि जपत पुरारी ॥
अयुत अब्द बीते खगनायक, भे प्रसन्न शिव जनसुखदायक ॥
चढे वरद हिमसुतासमेता, आये तिनतट कृपानिकेता ॥

ભૂખ, તરસ તથા ઉંઘ ભૂલી જઇને વગર પ્રયાસે ઉભા રહી પ્રથમના જેવું તપ કરતાં કરતાં ત્રણ હજાર વર્ષ વીતી ગયાં. ૧ ત્યાર પછી સર્વે પોતાનાં માથાં ધરતીપર અને બન્ને પગ ઉંચા રાખી હાથ જોડી, શ્વાસ રોકીને વરદાન મળવા માટે સદાશિવના મંત્રનો જપ કરવા લાગ્યા. ૨ તેઓનું તપ જોઇને મુનિઓ પણ મનમાં અત્યંત સંકોચ પામવા લાગ્યા. મુનિઓ પ્રભુની ઇચ્છાની પ્રબળતાનો હૃદયમાં વિચાર કરી તેઓને જોઇ સદાશિવનું નામ જપતા ચાલ્યા જતા હતા. ૩ હે ગરૂડજી! તેઓને તપ કરતાં દશ હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે ભક્તજનોને સુખ દેનારા શિવજી પ્રસન્ન થયા અને પાર્વતી સાથે પોઠીઆપર સ્વારી કરીને તેઓની પાસે આવ્યા. ૪

दोहा–बोले तिनहिं प्रशंसि शिव, माँगहु वर मन भाव ॥
नारान्तक करि दण्डवत, बोला सुन सुरराव ॥ १७२ ॥

સદાશિવ તેઓની પ્રશંસા કરીને બોલ્યા કે–"તમે તમારા મનને ભાવતું વરદાન માગી લ્યો." ત્યારે નરાંતક દંડવત કરીને બોલ્યો કે–"હે દેવાધિપતિ! સાંભળો. ૧૭૨

चौ०–मैं तप किहेउ दरश तव लागी, नाथदीन जनांचित अनुरागी ।
अब मागत आवत मोहिंलाजा, ठाढरहा कहि निशिचर राजा ॥
माँगु सकुच तजि अस हर कहेऊ, नारान्तक तब माँगत भयऊ ।
मोहिं विभव अस देहु गोसाँई, भूप प्रजा नहिं परहुँ लखाई ॥
पुर अनयास बसहि ममनाथा, यह कहि रहा जोरि युग हाथा ।
एवमस्तु कहि हर सुर ईशा, गमने भवन सहित वागीशा ॥
शिवप्रसाद नारान्तक पावा, अंतरिक्ष पुर सपदि बसावा ॥
पुर बिहवाबलकी रुचिराई, कहत कछु इक तुमसन गाई ॥

હે નાથ! મેં આપનાં દર્શનને વાસ્તે તપ કર્યું છે. તમે દીન જનોપર પ્રેમ રાખનારા છો, તોપણ મને તમારી પાસે વર માગતાં લાજ આવે છે." એમ કહીને નરાંતક ચુપ ઉભો રહ્યો. ૧ ત્યારે શિવજીએ કહ્યું કે–"સંકોચ તજીને માગ્ય." ત્યારે નરાંતક બોલ્યો કે–"સ્વામી! મને એવો વૈભવ આપો કે રાજા અને પ્રજા વચ્ચે કાંઈ ભેદજ માલમ ન પડે. ૨ અને મારૂં નગર અનાયાસ વસે." એમ કહીને બે હાથ જોડીને ઉભો રહ્યો. પછી સદાશિવ "તથાસ્તુ" કહીને પાર્વતી સહિત કૈલાસમાં પધાર્યા. ૩ નરાંતકે સદાશિવની કૃપાથી તુરત એક વિહુવાળલ નામનું નગર અંતરિક્ષ વસાવ્યું. એ નગરની કેટલીક શોભા તો તમારી પાસે મેં વર્ણવી છે. ૪

दोहा–ऋतु रविदूने कोटिसो, भवन बसे इक ठौर ।
जातरूपमयमणिजडित, अतिशोभितचहुँ ओर ॥ १७३ ॥

બોતેર કરોડ ( ઋતુ=૬×રવિ=૧૨=૭૨ કરોડ ) ઘરો એકજ સ્થળે વસ્યાં, તે ઘરો સોનાથી બનાવેલાં, તેમાં મણિઓ જડેલાં અને ચારે તરફથી અત્યંત સુશોભિત હતાં. ૧૭૩

चौ०–योजन द्वाई शत चकलाई, चौंसठ कोश उतंग सुहाई ।
दुर्गम दुर्ग जलधि चहुँ फेरा, बिस्मय विश्वकर्म मन घेरा ॥

चारि दुवार कुलिश पट रूरे, गढ भीतर चौहट निधि पूरे।
वणिक पदम धनुतुच्छबखाना, वन उपवन सरिता सर नाना॥
बसत प्रजा पुर सघन अपारा, नारांतक गढ मध्य सँभारा।
षोडशकोश कोट चहुँ ओरा, मणि माणिक लागे नहिं थोरा॥
हय गज रथ खच्चर समुदाई, कहि न जाइ खग मृग विपुलाई।
कोटि बहत्तर एकै साथा, विद्या पढन लगे खगनाथा॥

એ વિહ્વાબળ નગરને અઢીસો યોજન ફરતો અને ચોસઠ યોજન ઉંચો સુંદર અને મજબુત કિલ્લો હતો. તેની ચારે બાજુ સમુદ્ર આવી રહેલો હતો. તે જોઇને વિશ્વકર્માનું મન પણ વિસ્મય પામ્યું. ૧ કિલ્લાના ચારે દરવાજાને વજ્રનાં કમાડ હતાં અને તેની અંદર ધનથી ભરપૂર ચોક હતા. તેમાં વસતા વેપારીઓમાં એક પદ્મ ધનવાળો તો તુચ્છ ગણાતો હતો. ત્યાં વનો, ઉપવનો, નદીઓ અને સરોવરો અનેક હતાં. ૨ એ નગરમાં પ્રજાજનોની બહુ ઘાડી વસ્તી હતી. એ ગઢના મધ્યભાગમાં નરાંતકનો રાજમહેલ હતો. દરબારગઢનો ઘેરાવો સોળ ગાઉનો હતો, તેના કિલ્લાને મણિઓ અને માણિકો ઘણાં જડયાં હતાં. ૩ તેમાંના હાથી, ઘોડા, ખચ્ચરો અને પશુ પક્ષીઓના સમૂદાયનું તો વર્ણન પણ કરી શકાય તેમ નથી. હે ગરૂડજી! એ બોંતેર કરોડ રાક્ષસો બધા એકી સાથે વિદ્યા ભણવા લાગ્યા. ૪

दोहा–हरि प्रेरित तेहि कालमहँ, दधिबल पहुँचा आय।
पुर विह्वाबल निरखिसो, कछु दिन रहा लुभाय॥ १७४॥

ભગવાનની ઇચ્છાથી તે સમયમાં સુગ્રીવનો પુત્ર દધિબળ ત્યાં આવી ચડયો. તે વિહ્વાબળ નગરને જોઇ લલચાઇને ત્યાં કેટલાક દિવસ સુધી રહ્યો. ૧૭૪

चो०–भावी वश निशिचर सँगकीशा, बर्ष एक पढ सुनहु मुनीशा।
गुरु इकबार कहेउ रिसियाई, हतिहसि तैं आपन गुरुभाई॥
बिनु अघ सुनि दधिबल गुण शापा, बिदा माँगि गवना करिदापा।
मारग मिले देवऋषि तेही, गहे सुकंठ सुवन पग नेही॥
लखि अशीष दै पूछा तेही, दधिबल कवन काजगएजेही।
तब नारान्तकपुर प्रभुताई, दधिबल नारदमुनिहि सुनाई॥
सुनी निशाचर संपति भारी, रहे ब्रह्मसुत हृदयविचारी।
क्षणक देवऋषि कीन्ह गुमाना, वार वार सुमिरे भगवाना॥

હે ભરદ્વાજમુનિ ! સાંભળો. દૈવઇચ્છાથી એ રાક્ષસોની સાથે દધિબળ એક વર્ષ સુધી રહીને ભણ્યો. ત્યાં તેના ગુરૂએ એકવાર ક્રોધે ભરાઇને કહ્યું કે-"તું તારા ગુરૂભાઇને હસી હસીને મારનારો થઇશ." ૧ એ પ્રમાણે વગર અપરાધે ગુરૂએ શાપ દેવાથી દધિબળે આજ્ઞા માગીને ત્યાંથી ગમન કર્યું. ચાલતાં માર્ગમાં તેને નારદજી મળવાથી દધિબળે પ્રેમથી તેમના પગ પકડયા. ૨ એને જોઇ નારદજીએ તેને આશિષ દઇને પૂછયું કે-" દધિબળ ! તું શા કામે ગયો હતો ? " ત્યારે દધિબળે નરાંતકના પુરના વૈભવની હકીકત નારદજીને કહી સંભળાવી. ૩ નરાંતકની ભારે સંપત્તિની વાત સાંભળીને નારદજી ક્ષણેકવાર સુધી હૃદયમાં વિચાર કરીને પછી નરાંતકને અભિમાની જાણીને વારંવાર ભગવાનનું સ્મરણ કરવા લાગ્યા. ૪

दोहा—दधिबलते नारद कहेउ, सुनहु तात चितलाई।
तनु धारि जोहि हरि भक्त नहिं, जन्मबादि जगजाइ ॥ १७५ ॥

નારદજીએ દધિબળને કહ્યું કે-" તાત ! ચિત્ત રાખીને સાંભળ. જગતમાં જન્મીને જે પ્રભુની ભક્તિ કરતો નથી તેનો જન્મ વૃથા જાય છે. ૧૭૫

चो०—यह बिचारि भजु रामहिं ताता, उपजेउ सुनत ज्ञान मुनिबाता।
ऋषिपद परशि आशिषा पाई, कपिपति सुत गमने हरषाई ॥
सपदि कीश तब पहुँचा जहँवाँ, पयानिधि मध्य रुचिरगिरि तहँवाँ।
धवलागिरि तेहि नाम सुहावा, सुभग देखि कपिवर मन भावा ॥
गौरि गिरीश सुमिरि गणराई, कीन्ह निवास बैठ हरषाई।
नारद ताहि देइ उपदेशा, गये विरंचिहि धाम खगेशा ॥
उत दशमुख सुत विद्यापाई, जहाँ तहाँकी विविध लराई।
बिन्दुनाम इक निशिचर आहा, सो खल रहा वितल थल माहा ॥

તાત ! એમ વિચારીને તું રામચંદ્રજીનું ભજન કર." નારદજીની વાણી સાંભળીને દધિબળને જ્ઞાન ઉત્પન્ન થયું. પછી નારદજીનાં ચરણોનો સ્પર્શ કરી તેમની આશિષ પામીને સુગ્રીવનો પુત્ર દધિબળ હર્ષ પામીને ત્યાંથી ચાલ્યો. ૧ દધિબળ તુરત સમુદ્ર મધ્યે સુંદર ધવળગિરિ નામનો પર્વત છે ત્યાં જઇ પોહોચ્યો. એ પર્વતની શોભા જોઇને દધિબળનું મન પ્રસન્ન થયું. ૨ તેથી ગણપતિ, સદાશિવ તથા પાર્વતીનું સ્મરણ કરીને ત્યાંજ નિવાસ કરીને બેઠો. નારદજી તેને ઉપદેશ આપીને બ્રહ્મલોકમાં ગયા. ૩ હવે વિહવાળળ નગરમાં રાવણનો પુત્ર નરાંતક વિદ્યા ભણી રહીને જ્યાં ત્યાં અનેક લડાઇઓ કરવા લાગ્યો. એક 'બિંદુ' નામે દુષ્ટ રાક્ષસ વિતળ પાતાળમાં રહેતો હતો. ૪

सो०—अति रणधीर जुझार, चढे शक्रपर बलि विपुल।
कीन्हेउ समर अपार, अब्दएक श्रुति सन्तकह ॥ १७८ ॥

તે અત્યંત રણધીર, અપાર બળવાળો અને મોટો લડવૈયો હતો તેથી તેણે ઇંદ્રપર ચઢાઈ કરીને એક વર્ષ સુધી અપાર યુદ્ધ કર્યું. એમ શ્રુતિઓ તથા સંતજનો કહે છે.

चो०—सप्तकोटि निशिचर सँग ताके, असित मेरु सम खल भटबाँके।
सुनासीर कोपेउ इक बारा, सब कहँ समर मध्य संहारा ॥
भाजि बिन्दु केवल गृह गयऊ, तासु नारि निशिचर सुखदयऊ।
सब निशि भोगकरा खल पापी, उपजे बहु बालक परतापी ॥
सप्तकोटि सुत नाना नामा, उदर वक्र सकल बलधामा।
कोटि बहत्तर तनया जाके, लाजहिं मृगलोचन लखिताके ॥
तिनमहँ बिन्दुमती इक सुंदरि, नभचारिनि रतिरूप निरन्तरि।
निरखि बिन्दु निजमन अनुमाना, नहिं नारान्तक सम कोउ आना ॥

એ બિંદુ રાક્ષસની સાથે કાળા મેરૂપર્વત જેવા, ખળ અને બાંકા સુભટો સાત કરોડ હતા. યુદ્ધમાં એકવાર ઇંદ્રે કોપાયમાન થઇને તેઓ સર્વેનો સંહાર કરી નાંખ્યો. ૧ એકલો બિંદુ રાક્ષસ નાસીને ઘેર જઇ પોહોંચ્યો ત્યાં તેની સ્ત્રીએ તેને સુખ આપ્યું. એ ખળ અને પાપી રાક્ષસે આખી રાત તે સ્ત્રી સાથે ભોગ કરવાથી તેને અત્યંત પ્રતાપી બાળકો ઉત્પન્ન થયા. ૨ અનેક નામવાળા, સુંદર મોઢાંવાળા અને મહાબળવાન એવા સાત કરોડ પુત્ર ઉત્પન્ન થયા, અને જેનાં નેત્રો જોઇને મૃગલીઓ પણ લજાય એવી સુંદર બોતેર કરોડ પુત્રી ઉત્પન્ન થઇ. ૩ તેમાંની એક 'બિંદુમતિ' નામની સુંદર પુત્રી રતિના જેવી રૂપાળી અને નિરંતર આકાશમાં ફરનારી હતી. તેને જોઇને બિંદુએ મનમાં વિચાર કર્યો કે આ કન્યા માટે નરાંતક જેવો બીજો કોઇ વર યોગ્ય નથી. ૪

दोहा—यह विचारि चित बिन्दु तब, नारान्तकहि बुलाइ।
बिन्दुमती आदिक सुता, सुन्दर साज सजाइ ॥ १७९ ॥

એ પ્રમાણે મનમાં વિચાર કરીને બિંદુએ નરાંતકને તેડાવીને બિંદુમતિ વગેરે પોતાની સઘળી કન્યાઓ સુંદર ઠાઠમાઠથી શણગારીને, ૧૭૯

चो०—सकल सुता इक संग बिवाही, यथायोग्य जेहि कहँ जसचाही।
नारान्तक सब सेन समेता, करि बिवाह फिरि गयउ निकेता ॥

पुर विहवाबल कीन्ह बसेरा, प्रजासहित सुख करत घनेरा।
जोतियचाहिय विबुध गृह भाई, सोभावीवश निशिचर पाई ॥
नारि पातिव्रत जेहि घरमाहीं, तेहि प्रताप निज अमर डराहीं।
बिन्दुमती विद्या समताता, बुधजनसभा चरित विख्याता ॥
नारान्तक उत्पाति मैं गावा, सुन खगेश पुनि चरित सुहावा।
पुनि पुनि हरि हर पद शिरनाई, गुरुसन सुनेउँ सो कहेउँ बुझाई ॥

નરાંતક આદિ બોંતેર કરોડ રાક્ષસો સાથે બોંતેર કરોડ કન્યાનો યથાયોગ્ય રીતે પરણાવી દીધી. લગ્ન કરીને પછી નરાંતક પોતાના સૈન્ય સહિત પોતાને ઘેરે ગયો. ૧ અને વિહુવાબળ નગરમાં નિવાસ કરતાં છતાં પ્રજાજનો સહિત ઘણું સુખ ભોગવવા લાગ્યો. ભાઇ ! જે સ્ત્રીઓ દેવતાઓનાં ઘરોમાં જોઇએ તે સ્ત્રીઓને ભાવીની પ્રબળતાથી રાક્ષસો પરણ્યા. ૨ પતિવ્રતા સ્ત્રી જેના ઘરમાં હોય છે તેના પ્રતાપથી નિત્ય દેવતાઓ પણ ડરે છે. બિંદુમતિ સરસ્વતિ જેવી હતી અને વિદ્વાનોની સભામાં તેનું ચરિત્ર પ્રસિદ્ધ હતું. ૩ હે ગરૂડજી ! એ રીતે મેં નરાંતકનું ચરિત્ર કહી સંભળાવ્યું. હવે તે પછીનું સુંદર ચરિત્ર કે જે મેં મારા ગુરૂ પાસેથી સાંભળ્યું છે તે વિષ્ણુ તથા શિવને વારંવાર પગે લાગીને તમને કહું છું. સાંભળો. ૪

दोहा—चारन दशमुखको तुरत, मगचलि पहुँचो जाय।
ग्रामान्तर योजन युगल, ठाढभयउ हरषाय ॥ १७७ ॥

હવે રાવણનો દૂત ધુમ્રકેતુ માર્ગમાં ચાલતો ચાલતો તુરત વિહુવાબળ નગરથી બે યોજન છેટે જઈ પોહોચ્યો અને હરખાઈને ત્યાં ઉભો રહ્યો. ૧૭૭

चौ०—तेहि मारुतदिशि कानन भारी, पर्णलेत देखेउ तहँ बारी।
संकुचि समीप जाइ भा ठाढा, बूझेसि ताहि धीरधरि गाढा ॥
कवन रीति यहि पुरमहँ भाई, तरुपर चढत भूपसुत आई।
चार वचन सुनि सो मुसुकाना, कवन नगर तुम वसत अयाना ॥
नारान्तक नृप कै यह वारी, तेहिकर सेवक मैं लघुचारी।
धूम्रकेतु तेहि उतर न दीन्हा, कछु आरे पुनि निज मारग लीन्हा ॥
लिये कनकघट सुखमापूरी, वारिलेन आई तियरूरी।
देखि भयउ तेहि संशय भारी, बूझा सख कहहु सुकुमारी ॥

ત્યાં વાયવ્ય દિશામાં એક ભારે વન હતું, તે સ્થળે એક રાક્ષસ ઝાડ-

પર ચઢીને પાંદડાં તોડતો હતો તેને જોઇને ધુમકેતુ સંકોચાતો તેની પાસે જઇ ધીરજ ધરીને પૂછવા લાગ્યો કે-૧ " ભાઇ ! આ નગરમાં આવી તે કેવી રીત છે કે રાજાના કુંવર આવીને ઝાડ ઉપર ચઢે છે ? " દુતનાં વચનો સાંભળીને તેણે હસીને કહ્યું કે " અરે અજ્ઞાન ! તું કયા નગરમાં વસે છે ? ૨ હું તો નરાંતકરાજાના બાગવાનનો એક હલકો સેવક છું." એ સાંભળીને ધુમકેતુ તેને કાંઇ ઉત્તર નહિ આપતાં ભય પામીને તુરત પોતાને રસ્તે પડયો. ૩ માર્ગમાં દુતે એક અત્યંત રૂપાળી અને સુખી સ્ત્રી સોનાનું બેહેડું લઇને જળ ભરવાને આવતી દીઠી. તેને જોઇને ધુમકેતુને મોટો સંશય ઉત્પન્ન થવાથી પૂછયું કે-" સુકુમારી ! સાચું કહેજો. ૪

दोहा–तुम्हरेपुर कह चेरि नहिं, रानी कहहु स्वभाव।
आइउ तुम जलभरन कहँ, बोलेउ साग डराव ॥ १७८ ॥

તમારા શેહેરમાં કોઇ દાસી નથી ? કે જેથી તમે રાણી જેવાં છો તેમ છતાં જળ ભરવાને આવ્યાં છો ? તે તમે નિર્ભય થઇને કહો." ૧૭૮

चौ०–दूतबचन सुनि निशचर चेरी, बोली हँसि करि एकहि वेरी।
नारान्तक दासिनकी दासी, हम ताकी दासी विश्वासी॥
सदा भरैं यहि सागर पानी, यहँ आवहिं केहि कारण रानी।
कहिहउ और काहु अस बाता, पैहहु मार मुष्टिका लाता॥
असकहि गवनी लै जल नारी, तिनसँग धूम्रकेतु पगधारी।
गढभीतर कीन्हेसि पैसारी, निरखे विपुल कूप सर बारी॥
नाना गज रथ खच्चर घोरा, फिरत विलोकत पुर चहुँ ओरा।
अन्तरगढ तेहि चारि दुवारा, तहाँ न चर पावहिं पैसारा॥

ધુમકેતુનાં વચનો સાંભળીને પેલી દાસી હસીને બોલી કે-" હું તો નરાંતકરાજાની દાસીની જે દાસી છે તેની વિશ્વાસી દાસી છું. ૧ હમેશ હું આ સમુદ્રનું પાણી ભરવા આવું છું. રાણી અહીં શા માટે આવે ? તેં મારે મોઢે જેવી વાત કરી તેવી બીજા કોઇને મોઢે કરીશ તો મુકીઓ તથા લાતોનો માર ખાઇશ." ૨ એમ કહીને તે દાસી ચાલી. તેની સાથે ધુમકેતુ પણ ચાલ્યો. તે ગઢની અંદર ગયો તો ત્યાં અત્યંત કુવાઓ, વાડીઓ અને સરોવરો જોવામાં આવ્યાં. ૩ અનેક હાથીઓ, રથો, ખચ્ચરો અને ઘોડા જોવામાં આવ્યા. દુત નગરમાં ચારે તરફ ફરીને જોવા લાગ્યો. શહેર વચ્ચેના દરબારગઢને ચાર દરવાજા હતા તેમાં દુત પેશી શકયો નહી. ૪

छं०—पावत नहीं पैसार चरगति द्वारलगि फिरि आयऊ।
यहि भाँति रावण दूत घटिका युगल दिवसगँवायऊ॥
मनमहँ विसूरत ठाढ चौहट मध्यसो जब रहि गयो।
निशिचर निकंदन होनलगिविधि ताहि इक अवसर दयो॥

દુત દરેક દરવાજા સુધી જઇને પાછો ફરવા લાગ્યો, પણ અંતરગઢમાં પેશી શકયો નહિ. એ રીતે બે ઘડી દિવસ વીતી ગયો. બજાર વચ્ચે ઉભો રહીને મનમાં ને મનમાં વિચાર કરતો હતો એટલામાં દૈવયોગથી રાક્ષસોનો વિનાશ થવાનો છે તેથી તે દુતને એક લાગ મળ્યો.

सो०—गमने भूपति द्वार, नृत्य करन इक कौतुकी।
लीन्ह धार तेहि मार, गढइमि कीन्ह प्रवेश चर ॥१२॥

એક ખેલાડી (નટ) નૃત્ય કરવાને વાસ્તે રાજદ્વારમાં જતો હતો તેના જેવો વેષ લઇને દુત પણ તેની સાથે અંદર પેઠો.

चौ०—बैठेउ सभा नरान्तक जाई, कोटि बहत्तर संयुत भाई।
व्योम तीनि रसगुणवसु एका, अंकरीति लिखि गुणी विवेका॥
बन्दीजन नट कौतुक करहीं, प्रतिदिन कविकोविद उच्चरहीं।
रावणदूत सभा सो देखी, मनमहँ चकित भयो विशेषी॥
तब चारण मन अस अनुमाना, कोटि बहत्तर रूप न आना।
भूषण वसन सुआसन जोहा, देखि सुखद चारण मन मोहा॥
याम दिवसगत अवसर पावा, नारान्तक कहँ शीश नवावा।
दीन्ह पत्रिका पद शिर नाई, कुशल तासु बूझी हरषाई॥

અંદર રાજસભામાં નરાંતકરાજા બોંતેર કરોડ ભાઇઓ સાથે બેઠો હતો. એ સભામાં પ્રતિદિન ખેલ કરનારા નટો તથા યશ ગાનારા બંદીજનો અને કવિયોની સંખ્યા ૧૮૩૬૦૦૦ ની હતી. તેઓને જોઇને રાવણનો દુત ધુમ્રકેતુ તો મનમાં ચકિત થઇ ગયો. ૨ દુતે મનમાં વિચાર કર્યો કે આ બોંતેર કરોડ રાક્ષસોનાં રૂપ, ભૂષણ, વસ્ત્રો અને આસનો એક સરખાંજ છે. તેઓનું સુખ જોઇને દુતનું મન મોહિત થઇ ગયું. ૩ એક પોહોર દિવસ વીતી ગયા પછી લાગ મળવાથી દુતે નરાંતકની પાસે જઈ માથું નમાવીને તેને રાવણની પત્રિકા આપી અને રાજી થઇને કુશળતા પૂછી. ૪

दोहा—नारान्तक निजकुशल कहि, बूझा दशमुख हेतु।
समाचार गढ लंककर, बरणेउ दूत सचेतु ॥ १७१ ॥

નરાંતકે પોતાની કુશળતા જણાવીને રાવણની કુશળતા પૂછી એટલે ધુમકેતુએ લંકાગઢના સર્વ સમાચાર સાવચેતીથી કહી સંભળાવ્યા. ૧૭૯

चो०–चरभाषित नारान्तक सुनेऊ, क्षणकमाहिं निज कारण गुनेऊ।
पुनि पत्री निशिचरपति बाँची, मानी चार बात सब साँची॥
उठ्यो सभाते हृदय रिसाई, गा निजभवन शोच सरसाई।
बिन्दुमती कहँ बाँचि सुनाई, पितुपर भीर पत्रिका आई॥
समाचार सुनि कह तेइ नारी, तुम जनि करहु रामसन रारी।
गहहु चरणपिय अकसर जाई, रसन सफलकरि विनय सुनाई॥
माँगि भक्ति वर प्रेम दृढाई, निर्भय राज्य करहु गृह आई।
नारिवचन तेहि मनहिं न भावा, तब उठि कोट द्वार खलआवा॥

દુતનું કહેવું સાંભળીને ક્ષણવાર સુધી તો નરાંતક વિચારી રહ્યો. પછી રાવણની પત્રિકા વાંચી, એટલે તેને ધુમકેતુએ કહેલી વાત સાચી માનવામાં આવી. ૧ હૃદયમાં રીસ ચઢાવી સભામાંથી ઉઠીને શોચના કરતો ઘરમાં ગયો. પછી તે પત્રિકા બિંદુમતિને વાંચી સંભળાવીને કહ્યું કે–" પિતાજીપર ભારે વિપત્તિ આવી પડી છે." ૨ તે સમાચાર જાણીને બિંદુમતિ બોલી કે–" તમે રામની સાથે વેર કરશો નહિ. હે સ્વામી ! તમે જરૂર ત્યાં જઇને તેમનાં ચરણ પકડી વિનય વચનો કહી સંભળાવીને જીભને સફળ કરો. ૩ અને ભક્તિનું વરદાન માગી પ્રેમને દૃઢ કરીને ઘેર આવી નિર્ભયપણે રાજ્ય કરો." એ પ્રમાણે બિંદુમતિએ કહેલાં વચનો નરાંતકને ગમ્યાં નહિ તેથી તે ત્યાંથી ઉઠીને કિલ્લાના દરવાજાપર આવ્યો. ૪

दोहा–कहत बजाव निसान घन, सजहु सेन चतुरंग।
जन्मभूमि जावा चहहुँ, पितु चारनके संग॥ १८०॥

અને આજ્ઞા કરી કે " ઘોર નિશાનો બજાવો અને ચતુરંગી સેના સજ્જ કરો. હું મારા પિતાના દુતની સાથે મારી જન્મભૂમિમાં ( લંકામાં ) જવાને ઇચ્છું છું." ૧૮૦

चो०–आयसु दीन्ह नरान्तक राजा, लगे निशाचर सजन समाजा।
अमित बाजि गज उष्ट्र नाना, रथ खच्चर खेचर बहुयाना॥
नाना अस्त्र शस्त्र गहिपानी, निशिचर अनी न जाइ बखानी।
जय सब संजुत साज सजाई, विविध निसान हने हरषाई॥

कन्त जात निश्चय जियजानी, बिन्दुमती निजचित अनुमानी।
राम विरोध न यहि कल्याना, महूं संग अब करहुँ पयाना॥
भूषण बसन सुअंग बनाई, कन्त चरण गहि विनय सुनाई।
सासु श्वशुर दर्शन हित नाथा, हमहूं चलब प्राणपति साथा॥

નરાંતકે આજ્ઞા કરવાથી રાક્ષસો લડાઇનો સામાન સજવા લાગ્યા. અનેક ઘોડાઓ, હાથીઓ, ઉંટો, રથો, ખચ્ચરો અને આકાશમાં ચાલનારાં વાહનો તૈયાર કર્યાં. ૧ સૈન્યના લોકો અનેક પ્રકારનાં અસ્ત્રો તથા શસ્ત્રો હાથમાં ઝાલીને એવા શોભવા લાગ્યા કે તેનું વર્ણન પણ કરી શકાય તેમ નથી. તેઓ સર્વ સાજ સજીને હરખાઇને નિશાનો બજાવવા લાગ્યા. ૨ પોતાના સ્વામીને જવાનો નિશ્ચય જાણીને બિંદુમતિએ મનમાં વિચાર્યું કે "રામની સાથે વિરોધ કરવાથી એમનું કલ્યાણ થવાનું નથી, માટે હવે હું પણ તેમની સાથે જાઉં. ૩ પછી તેણે આભૂષણો તથા વસ્ત્રોથી પોતાનું સુંદર શરીર શણગારીને સ્વામી પાસે જઇ તેના ચરણ પકડીને વિનતિ કરી કે-"હે નાથ ! હે પ્રાણપતિ ! સાસુ સસરાનાં દર્શનને વાસ્તે હું પણ તમારી સાથે આવીશ." ૪

दोहा–दशमुखसुतसुनितियवचन, हृदय परम सुख मानि।
कहेउ चलहु सब सखिनसह, प्रमुदित छाँडि गलानि॥ १८१॥

બિંદુમતિનાં એવાં વચનો સાંભળીને નરાંતક હૃદયમાં પરમસુખ પામ્યો અને કહ્યું કે "ગ્લાનિ તજી આનંદ પામીને સર્વ સખીઓસહિત મારી સાથે ચાલો." ૧૮૧

चौ०–सुनि पति वचन नारि हरषानी, चली संग लै सखी सयानी।
लै दल नारान्तक पग धारा, अमितसेन को कहिसक पारा॥
बुधजन कहत सुनहु खगराजा, अयुत सतावन बाजत बाजा।
धूम्रकेतु कहँ ढिग सँगलीन्हे, अति आतुर गमना रिस कीन्हे॥
चलत शकुन मग ताहि न होई, गनइ न मृत्यु विवश शठ सोई।
तासु पयान जानि दिगपाला, जियमहँ संशय करत बिशाला॥
कोलकूर्म अहिपति अतिडरहीं, पुनि पुनि रामचरण चित धरहीं।
समुझि रामबल संशय त्यागी, सुर दिगेश प्रभु पद अनुरागी।

એ પ્રમાણે સ્વામીનાં વચનો સાંભળી બિંદુમતિ હર્ષ પામીને ચતુર સખીઓને સાથે લઇને ચાલી અને સૈન્ય લઇને નરાંતક પણ ચાલ્યો. તેની

અપાર સેનાનો પાર કોઇ પણ પામી શકે તેમ નહોતું. ૧ હે ગરૂડજી ! એની સેનામાં પાંચ લાખ સીત્તેર હજાર વાજાં વાગતાં હતાં. પછી નરાંતક ધુમકેતુને સાથે લઇ ક્રોધ પૂર્વક અત્યંત વેગથી ચાલવા લાગ્યો. ૨ ચાલતી વખતે તેને અશુભ શુકનો થવા લાગ્યાં, પણ એ શઠ મૃત્યુને વશ્ય થયેલો હોવાથી તે શુકનોને ગણુતો નહિ. તેનું પ્રયાણ જાણીને દિક્પાળોના મનમાં સંશય થયો. ૩ વરાહ, કચ્છપ અને શેષનાગ પણ ડરવા લાગ્યા, અને વારંવાર રામચંદ્રજીનાં ચરણોમાં મન રાખવા લાગ્યા. રામચંદ્રજીના બળનો પ્રતાપ જાણીને દેવતાઓ પોતાના સંશયો છોડી દઇને પ્રભુનાં ચરણોમાં અત્યંત પ્રેમ કરવા લાગ્યા. ૪

दोहा—नारान्तक लंका तुरत, दल समेत नियरान ॥
दिग योजन दल रहेउ जब, सुनु मुनीश सज्ञान ॥ १८२ ॥

યાજ્ઞવલ્કય ઋષિ કહે છે કે—હે ભરદ્વાજ મુનિ સાંભળો. એ રીતે નરાંતક તુરત લંકા નજીક જઈ પોહોચ્યો. જ્યારે તે લંકાથી ચાર યોજન દૂર હતો ત્યારે,—૧૮૨

चो०—इहाँ कृपालु रमेश खरारी, अमित जलदसमसेन निहारी ।
प्रभु सर्वज्ञ नीति हित सेतू , सचिव बोलि कह रघुकुलकेतू ॥
सखा विलोकहु दक्षिण ओरा, गर्जत घन आवत नहिं थोरा ।
उमा राम सब अन्तर्यामी, चरित हेतु बूझा अस स्वामी ॥
रामवचन सुनि दशमुख भ्राता, कहहँसिगहि प्रभुपद जलजाता ।
देव देव नहिं दल जलवाहा, अहहि नरान्तक निशिचरनाहा ॥
त्रिहवाबल पुर बसत गुसाँई, पठवातेहि दशकन्ध बुलाई ।
आवत धूम्रकेतु चर संगा, करत कुलाहल नाद उतंगा ॥

લક્ષ્મીના પતિ કૃપાળુ રામચંદ્રજી કાળા મેઘ જેવું નરાંતકનું સૈન્ય જોઇને પોતે સર્વજ્ઞ છતાં નીતિને અર્થે મંત્રીઓને બોલાવીને કહેવા લાગ્યા કે—૧ "મિત્રો ! દક્ષિણ દિશા તરફ તો જુઓ. મેઘ ગાજતો ગાજતો કેવો આવે છે." હે પાર્વતી ! રામચંદ્રજી સર્વની વાત જાણનારા છે, પણ પોતે મનુષ્ય ચરિત્ર કરવાને વાસ્તે એ પ્રમાણે પૂછવા લાગ્યા. ૨ રામચંદ્રજીનાં વચન સાંભળીને વિભીષણ હસીને પ્રભુનાં ચરણારવિંદ પકડીને બોલ્યો કે—" હે દેવાધિદેવ ! એ મેઘનો સમુહ નથી; એતો રાક્ષસોનો રાજા નરાંતક છે. ૩ હે સ્વામિ ! એ વિહવાબળ નગરમાં રહે છે, તેને રાવણે બોલાવ્યાથી તે ધુમકેતુ દુતની સાથે અત્યંત કોળાહળ તથા ભારે શબ્દ કરતો આવે છે. ૪

दोहा–तेहिसँगगुणी अनेक प्रभु, गावत हनत निसान ॥
सेनसंग चतुरंग खल, डोलत विविधदिशानँ ॥ १८३ ॥

હે પ્રભુ ! તેની સાથે અનેક ગુણીજનો ગાતા ગાતા તથા નિશાનો બજાવતા આવે છે. એ દુષ્ટ નરાંતક ચતુરંગી સેનાની સાથે સઘળી દિશાઓમાં ફરતો ફરતો આવે છે. ૧૮૩

चो०–यह प्रभावतेहि सुनि भगवाना, विहँसे प्रभु बल बुद्धि निधाना ।
पाइ राम रुख पवनकुमारा, उठे हर्षि हिय गरजि प्रचारा ॥
सहित लषण प्रभुपद शिरनाई, धाये कहि जय जय रघुराई ।
त्रात जात निशिचर समुदाई, देखि सपदि ढिग पहुँचे जाई ॥
कटकटाइ गरजे अति भारी, देखेउ इमि आवत वनचारी ।
बूझेउ दूतहि निशिचर त्राता, यह आवत धावतको भ्राता ॥
स्वर्ण शैल विकराल शरीरा, गर्जत प्रलय जलद समवीरा ।
तब नारान्तक सन कह दूता, यहँ पवनसुत बली अकूता ॥

નરાંતકનો એવો પ્રભાવ સાંભળીને બળ તથા બુદ્ધિના ભંડારરૂપ રામચંદ્રજી હસ્યા. રામચંદ્રજીની મરજી જાણી લઇને હનુમાનજી હૃદયમાં હરખાઇને ગર્જના કરતા ઉઠયા. ૧ તે રામ લક્ષ્મણનાં ચરણોમાં માથું નમાવી 'જય જય રઘુનાથજી' એમ બોલતા દોડયા. અને રાક્ષસોની સેના જોઇને તુરત તેની પાસે જઇ પોહોચ્યા. ૨ હનુમાનજીને કડકડાટી તથા ગર્જનાઓ કરતા આવતા દેખીને નરાંતક ધુમકેતુને પૂછવા લાગ્યો કે–" હે ભાઇ ! આ દોડતો આવે છે તે કોણ છે ? ૩ તે સોનાના પર્વત (મેરૂ) જેવો વિકરાળ શરીરવાળો અને પ્રલયકાળના મેઘ જેવી ગર્જના કરતો આવે છે." એ સાંભળીને દુત બોલ્યો કે–" એ મહા બળવાન હનુમાનજી છે. ૪

दोहा–सिन्धुलाँघि लंकादहेसि, पुनिहति अक्षकुमार ॥
कालनेमि कहँ मारिमग, लावा मेरु उपार ॥ १८४ ॥

એણે સમુદ્ર ઓળંગીને લંકાને બાળી, વળી અક્ષકુમારને માર્યો, અને માર્ગમાં કાળનેમિને મારીને દ્રોણાચળ પર્વતને ઉપાડી લાવ્યો છે. ૧૮૪

चो०–पुनि अहिरावणसह परिवारा, पैठि पताल सदल संहारा ।
लै आवा तापस दोउ भाई, आवत अब तव ढिग सोइ धाई ॥
यहिकर भुजबल अहै अपारा, सुनि रिसान दशकण्ठकुमारा ।

चाप चढाइ सुधारेसि बाना, तजन न पाव गहेउ हनुमाना ॥
सो शर धनुष तोरि कपि डारा, पुनि रिसाय उर मुष्टिक मारा ।
परा दशानन सुत महि कैसे, मिश्र रसातल गे गिरि जैसे ॥
पवनपूत बल लूम पसारा, कोटिन रथ गहि तापर डारा ।
रथ सारथी चूर्णसम भयऊ, विधिवश तेहिकर प्राण न गयऊ ॥

વળી એણે પાતાળમાં જઈને સૈન્ય તથા પરિવાર સહિત અહિરાવણનો નાશ કરીને બે તપસ્વી ભાઇઓને પાછા આણ્યા છે. તે હવે તમારી પાસે આવે છે. ૧ એનું ભુજબળ અપાર છે." એ સાંભળીને નરાંતક ક્રોધ કરી ધનુષ ચઢાવી બાણ સુધારતો હતો, એટલામાં હનુમાનજીએ આવીને તે ધનુષબાણ પકડી લીધાં. ૨ હનુમાનજીએ એ ધનુષબાણ તોડી નાંખ્યાં અને પછી ક્રોધ કરીને નરાંતકની છાતીમાં મુક્કી મારી તેથી, તે જેમ મિશ્રપર્વત આકાશમાંથી પડીને રસાતળમાં ગયો હતો તેમ ધરતીપર પડયો. ૩ પછી બળવાન હનુમાનજીએ પૂછડું લાંબું કરીને તેવડે કરોડો રથ પકડી લઇને તે સઘળા નરાંતકના રથપર નાંખ્યા, તેથી તેનો રથ તથા સારથિ ચુર્ણ જેવા થઇ ગયા, પણ બ્રહ્માના વરદાનથી તેના પ્રાણ ન ગયા. ૪

दोहा–एक दण्ड अति विकल खल, रह भूतल धुनि माथ ॥
पुनिशठउठासँभारितनु, धायउ धनु धरि हाथ ॥ १८५ ॥

એ દુષ્ટ નરાંતકે એક ઘડી સુધી અત્યંત વ્યાકુળ થઇ ધરતીપર પડયા પડયા માથું ધુણાવ્યા કર્યું. શરીર સંભાળીને ઉઠીને પાછો હાથમાં ધનુષબાણ લઇને દોડયો. ૧૮૫

चो०–छांडेसि अगणित सायक कोपी, क्षण इक कीश कटक गा तोपी ।
रामप्रताप प्रभंजन जाया, करगहि अरि शर तोरि बहाया ॥
देखि पवनसुतकी प्रभुताई, वर्षत सुमन विबुध झरिलाई ।
जयजय पिंगलाक्ष सुरभाषा, सुनि दशकन्धतनय मनमाषा ॥
नारान्तक अति हृदय रिसाई, कपि तट पहुँचा आतुर धाई ।
कहकलकीश जो कछुबल धरहू, मोसन मल्लयुद्ध रण करहू ॥
गावहिं विबुधतोरि भुजजोरा, निज उर सहु इकमुष्टिक मोरा ।
लागत ठाढ रहै जो वानर, तौ जानहुँ तव भुजबल आगर ॥

અને અગણિત બાણો ફેંકવા લાગ્યો, તેથી ક્ષણેકવાર સુધી હનુમાનજી સૈન્યમાં અદૃશ્ય થઇ ગયા, પણ પછી રામના પ્રતાપથી તેનાં બાણો હાથે પ-

કડી પકડીને તોડી નાંખવા લાગ્યા. ૧ એવી રીતની હનુમાનજીની પ્રભુતા જોઇને દેવતાઓ પુષ્પની વૃષ્ટિ કરવા લાગ્યા. અને ' હે પીળી આંખ્યોવાળા હનુમાનજી ! જય જય ' એમ બોલવા લાગ્યા. તે સાંભળીને નરાંતકને મનમાં ઘણો ક્રોધ ચઢયો. ૨ તે ઘણો કોપ કરી દોડીને હનુમાનજીની પાસે જઇ પોહોચ્યો. અને કહેવા લાગ્યો કે " અરે વાનર ! જો તારામાં કાંઇ પણ બળ હોય તો મારી સાથે રણક્ષેત્રમાં મલ્લ યુદ્ધ કર. ૩ તારી ભુજાઓના બળને દેવતાઓ વખાણે છે, પણ તું તારી છાતીમાં મારી એક મુક્કી તો સહન કરી જો ? જો તે વાગતાં તું અહીં ઉભો રહે તો હું તારૂં ભુજબળ ઉત્તમ માનું. ૪

सो०—हरि सुनि ताकर बात, रामदूत रिसि रोंकि उर ॥
अति सकोप मुसक्यात, क्षणक ठाढ संमुख रहेउ ॥ १३ ॥

એ પ્રમાણેની નરાંતકની વાત સાંભળીને હનુમાનજી મનમાંના ક્રોધને રોકી રાખીને હસતા હસતા તેની પાસે જઇ ક્ષણવાર સુધી ઉભા રહ્યા.

चो०—तबतोहि कपिकहँ मुष्टिकमारा, भयउ तडित सम शब्दअपारा ।
टरा न तहँते पग हनुमाना, हृदय न निशिचरने कुलजाना ॥
दुइ मुष्टिक तेइँ फेरि चलावा, तब मारुतसुत कोप बढावा ।
किलकिलाय लंगूर लपेटा, डारि भूमि तिन दीन्ह चपेटा ॥
विकलताहि करि कपिअतिगाजे, भे व्याकुल निशिचर बहुभाजे ।
कोटिन निशिचर कपिकरगहहीं, रामदूत कर कौतुक अहहीं ॥
मर्दि मर्दि बहु वारिधि डारे, देखि देव जय जयति पुकारे ।
एकदंड गत निशिचर जागा, बहुविधि समर करन सो लागा ॥

એ સમયે નરાંતકે હનુમાનજીને એક એવી મુક્કી મારી કે વીજળીની ગર્જનાના જેવો ભારે અવાજ થયો. હનુમાનજીનો પગ તે જગાએથી ખસ્યો નહી તોપણ નરાંતક હૃદયમાં નહી લજાતાં, ૧ તેણે બીજી બે મુક્કીઓ મારી, તેથી હનુમાનજીએ ક્રોધે ભરાઇ કિલકારી કરી નરાંતકની આસપાસ પૂછડું વીંટાળીને ઉઠાવી લઇ તેને પૃથ્વીપર પછાડયો. ૨ એ રીતે નરાંતકને વ્યાકુળ કરી નાંખીને હનુમાનજી ગર્જના કરવા લાગ્યા. બીજા રાક્ષસો પણ વ્યાકુળ થઇને ભાગવા લાગ્યા. હનુમાનજીએ કરોડો રાક્ષસોને હાથે પકડી પકડીને એવું કૌતુક કર્યું કે–૩ તેઓને મર્દી મર્દીને સમુદ્રમાં ફેંકી દીધા. એ જોઇને દેવતાઓ 'જય જય' પોકારવા લાગ્યા. પછી એક ઘડી વીતતાં નરાંતકની મૂર્છા વળવાથી તે ઉઠીને પાછો અનેક પ્રકારે યુદ્ધ કરવા લાગ્યો. ૪

छंद—लागेउकरनपुनि समर बहु विधि निज सुभट बहु फेरिकै ।
खल कोटिकोटि प्रचंड नायक कपिहि रणमहँ घेरिकै ॥
रणरंग रंजित वीर मारुत पूत पुनि पुनि गर्जही ।
गहि गहि विपुल दनुजहिं पछारत उर विदारततर्जही ॥

નરાંતક પોતાના યોદ્ધાઓને પાછા વાળીને ઘણા પ્રકારે લડવા લાગ્યો અને હનુમાનજીને રણભૂમિમાં ઘેરી લઇને તેમનાપર કરોડો પ્રચંડ બાણો ફેંકવા લાગ્યો. રણના રંગથી રંગાએલા હનુમાનજી વારંવાર ગર્જનાઓ કરતા રાક્ષસોને પકડી પકડીને ભોંયપર પછાડતા હતા તથા તેઓના તિરસ્કાર કરી કરીને છાતીઓ ચીરી નાંખતા હતા.

दोहा—सघन वाहिनी जलज वन, जिमि करि कृत उत्पात ॥
रिपुन हनत तिमि वायु सुत, विनु श्रम प्रमुदित गात ॥ १८६ ॥

જેમ હાથી સહજ રમત માત્રમાં કમળોના ઘાટા વનને કચરી નાંખીને ઉત્પાત કરી મુકે છે, તેમ હનુમાનજી વગર પરિશ્રમે શત્રુઓની સેનાને સંહારી નાંખીને આનંદ પામ્યા. ૧૮૬

चो०—करत समर आयउ तेहिठामा, जहँ नित होत रहा संग्रामा ।
लरत अकेल तहाँ हनुमाना, धायउ वालितनय बलवाना ॥
ता पाछे कपि चमू अपारा, चले कहत जय कृपा अगारा ।
लीन्हे गिरिवर तरु पापाना, जहँ तहँ करन लगे मैदाना ॥
अंगद आइ पवनसुत पाहा, कहि जय रघुवरसन द्विजनाहा ।
दोऊ भट इकसँग करि हूहा, हतनलगे अरिसेन समूहा ॥
देखत भालु कीश कृतमारी, भागिचले निशिचर भयभारी ।
देखि अनीनिज त्रसित बहूता, भा अति कुपितदशाननपूता ॥

હનુમાનજી લડતા લડતા જ્યાં હમેશ લડાઇ થતી હતી ત્યાં આવી પોહોચ્યો. હનુમાનજીને એકલા લડતા જોઇને બળવાન અંગદ પણ દોડી આવ્યો. ૧ તેની પાછળ વાનરોની અપાર સેના 'જય જય કૃપાળુ' એમ બોલતી દોડી આવી. તેઓ પર્વતો, વૃક્ષો અને પથરાઓ લઇ લઇને જ્યાં ત્યાં મેદાન કરી નાંખવા લાગ્યા. ૨ હે ભરદ્વાજ મુનિ ! પછી અંગદ હનુમાનજીની પાસે જઇને 'જય રઘુવીર' એમ બોલીને બન્ને લડવૈયાઓ એકઠા મળી શત્રુઓની સેનાના સમુહનો નાશ કરવા લાગ્યા. ૩ રીંછો તથા વાનરોના અપાર

મારથી અત્યંત ભય પામીને રાક્ષસો પલાયન કરવા લાગ્યા. નરાંતક પોતાની સેનાને અત્યંત ત્રાસ પામેલી જોઇને ઘણો કોપાયમાન થઈ ગયો. ૪

छंद–अति कुपित भा दशमुख सुवन निजभटनशपथदिवाइकै ।
फेरेउ सबनि करि कोप बोला जातकहहँपराइकै ॥
विधि दीन विविध अहार कपिदल खात कसन अघाइकै ।
विनु भालु कपि महि करहु पुनि हठ धरहु तापस धाइकै ॥

નરાંતક ઘણો કોપાયમાન થઇને સર્વ લડવૈયાઓને સોગંદ દઈ દઇને પાછા વાળવા લાગ્યો અને કહ્યું કે–" તમે નાશી કેમ જાઓ છો ? વિધાતાએ આપણને વાનરાઓની સેનારૂપી વિવિધ પ્રકારનો અહાર આપ્યો છે તેઓને ખાઇને કેમ તૃપ્ત થતા નથી. માટે હવે દોડીને રીંછ તથા વાનરો વિનાની પૃથ્વી કરી નાંખો અને એ બન્ને તપસ્વીઓને બળાત્કારે પકડી લ્યો. "

दोहा–सुनि नारान्तक सरुष वच, रजनीचर समुदाय ॥
लागे लरन सकोपसब, माया कपट कुभाय ॥ १८७ ॥

નરાંતકનાં એવાં ક્રોધ ભરેલાં વચનો સાંભળીને રાક્ષસોનો સમુહ પાછો વળી કોપ કરીને લડવા લાગ્યો અને કપટમય માયાઓ કરવા લાગ્યો. ૧૮૭

चो०–मायातिमिर पसार अपारा, अस्त्र शस्त्र बहु भाँति प्रहारा ।
शक्ति शूल वर विशिखकराला, डारहिं रज तरु शैल विशाला ॥
गिरत ऋच्छ कपिलागत सायक, उठहिं बहुरिकाहि जय रघुनायक ।
निजदल विकल विलोकि खरारी, सत्यसिंधु इकशर संचारी ॥
रिपु शर काटि तिमिरकर दूरी, प्रभु शर हते निशाचर भूरी ।
हरि निषंगमहँ पुनि सो तीरा, प्रविशेउ आइ सुनहु मुनि धीरा ॥
निरखि प्रकाश भालु अरु कीशा, गहिगिरि तरु कहि जय जगदीशा ।
निशिचर अनी मध्य गे जवहीं, दिये डारि गिरि रज तरु तवहीं ॥

રાક્ષસો માયાથી અપાર અંધકાર ફેલાવી દઇને બહુ બહુ પ્રકારે અસ્ત્રો તથા શસ્ત્રોના પ્રહાર કરવા લાગ્યા. સાંગો, ત્રિશુળો, વિકરાળ બાણો, વિશાળ પર્વતો, વૃક્ષો અને રજ ફેંકવા લાગ્યા. ૧ બાણો વાગવાથી વાનરો તથા રીંછો પડતા હતા અને વળી પાછા 'જય રઘુનાથજી' બોલીને ઉઠતા હતા. સત્ય પ્રતિજ્ઞાવાળા રામચંદ્રજીએ પોતાની સેનાને વ્યાકુળ જોઇને એક બાણ ફેંક્યું, ૨ એ બાણે શત્રુઓનાં બાણોને કાપી નાખી, અંધકાર દુર કરી નાંખીને ઘણા

રાક્ષસોને મારી નાંખ્યા અને પછી તે પાછું આવીને રામચંદ્રજીના ભાથામાં પેઠું. ૩ પ્રકાશ થયેલો જોઈ રીંછો તથા વાનરોએ 'જય જગદીશ' કહી હાથમાં પર્વતો તથા વૃક્ષો લઈ રાક્ષસોની સેનાના મધ્ય ભાગમાં જઈને તે પર્વતો, વૃક્ષો તથા રજ વગેરે રાક્ષસો ઉપર ફેંક્યાં. ૪

दोहा–मरे तमीचर कोटि षट, जानि निशा परिवेश ॥
दलयुत अंगद पवनसुत, चले जहाँ अवधेश ॥ १८८ ॥

તેથી છ કરોડ રાક્ષસો મરણ પામ્યા. પછી રાત્રિ પડવાથી સેના સહિત અંગદ તથા હનુમાનજી જ્યાં રામચંદ્રજી બિરાજ્યા હતા ત્યાં જવા ચાલ્યા. ૧૮૮

चो०–अंगद हनुमदादि कपि भालू, आये जहँ रघुवीर कृपालू ।
प्रभुहिं विलोकि चरण शिरधरे, भे श्रमरहित सकल सुखभरे ॥
अतिआदर प्रभु किय सन्माना, सब कहँ बैठन कह भगवाना ।
पुनि रजाइ लै थलनिसिधाये, छबि वारिधि प्रभुपद शिरनाये ॥
अंगद हनुमत निकट निवासी, रामचरण सुषमा गुणराशी ।
दोउभटकर परशत प्रभु पाऊ, देखि सुरन मन भा अतिचाऊ ॥
हमहुँ होत जग कीश स्वरूपा, पद गहि नित्त रहत नर भूपा ।
हरि न सिहाहिं सुमन झरलाये, निजनिज आश्रम अमर सिधाये ॥

અંગદ તથા હનુમાનજી અને બીજા સર્વ વાનરો તથા રીંછો કૃપાળુ રામચંદ્રજીની પાસે આવ્યા અને તેમનાં ચરણોમાં મસ્તકો ધર્યાં એટલે સઘળાનો શ્રમ મટી જઈને તેઓ સુખી થયા. ૧ રામચંદ્રજીએ સર્વને ઘણા આદરથી સન્માન કરીને બેસવાની આજ્ઞા કરી. પછી તેઓ રજા લઈને અત્યંત તેજોમય રામચંદ્રજીનાં ચરણોમાં માથાં નમાવીને પોતપોતાને ઉતારે ગયા. ૨ અંગદ અને હનુમાનજી તો રામચંદ્રજીની પાસેજ રહેતા હતા, તેથી તેઓ શોભા તથા ગુણોના સમુહરૂપ રામચંદ્રજીનાં ચરણોને હાથવતી દાબવા લાગ્યા. એ જોઇને દેવતાઓના મનમાં પણ ઇચ્છા થઈ કે–૩ 'અમે પણ જો જગતમાં વાનર સ્વરૂપે હોત તો નિત્યે રામચંદ્રજીનાં ચરણો દાબત.' એ પ્રમાણે વાનરોની પ્રશંસા કરી પુષ્પવૃષ્ટિ કરીને દેવતાઓ પોતપોતાના ધામમાં ગયા. ૪

दोहा–बन्धु सचिव सेना सहित, शोभित श्री भगवान ॥
तुलसिदास ते धन्यनर, जे यह ध्यान लुभान ॥ १८९ ॥

લક્ષ્મણજી, મંત્રીઓ તથા સેના સહિત શ્રી રામચંદ્રજી શોભતા હતા. તુલસીદાસજી કહે છે કે તે સમયના તેમના સ્વરૂપના ધ્યાનમાં જેઓ લોભાય તેને ધન્ય છે. ૧૮૯

चो०—उत नारान्तक सेन समेता, गयउ जहाँ दशकन्धनिकेता ।
सुतहि सुरारि मिला पुलकाई, कुशल बूझि बैठेउ हर्षाई ॥
देखि नरान्तकके समुदाई, दशमुख शठ सब शोच दुराई ।
जेहि विधि हरि लावा जगमाता, ताहि आदि कृतकृत विख्याता ॥
कुम्भकर्ण घननाद निपाता, कहि बिलखा अहिरावण घाता ।
पितुमन मलिन नरान्तक देखा, बोला खल उर गर्व विशेषा ॥
तजहु सकल संशय विबुधारी, करिहहुँ प्रात समर अतिभारी ।
चमूकीश विनु क्षिति करि ताता, धरिहौं तापस होत प्रभाता ॥

હવે નરાંતક પોતાની સેના સહિત રાવણની પાસે ગયો. રાવણ રોમાંચિત થઇને નરાંતકને મળ્યો અને તેને કુશળતા પૂછીને તેની પાસે બેઠો. ૧ નરાંતકનો સમુદાય જોઇને શઠ રાવણનો શોક મટી ગયો. પછી રાવણે પોતે જે રીતે જગતજનની સીતાજીનું હરણ કરી લાવ્યો હતો તે સઘળી હકીકત શરૂવાતથી માંડીને કહી સંભળાવી. ૨ અને કુંભકર્ણ, ઇંદ્રજીત તથા અહિરાવણના વધની વાત કહેતાં તો રાવણ વ્યાકુળ થઇ ગયો. પિતાને મનમાં દુઃખી જોઇને મનમાં અત્યંત ગર્વવાળો ખળ નરાંતક બોલ્યો કે-૩ " હે દેવોના શત્રુ ! હે પિતા ! તમે સઘળા સંશય છોડી દો; હું પ્રભાત થતાંજ ભારે યુદ્ધ કરીને પૃથ્વીને વાનરો વિનાની કરી નાંખીશ અને બન્ને તપસ્વીઓને પકડી લઇશ. ૪

छंद—धरि आनि तापस भ्रात दोउ परभात बार न लाइहौं ।
धरि धरि विपुल कपि भालुदीन निशाचरन अघवाइहौं ॥
भुजबल कहहुँ जनहिं बहुत करि रिपुन प्रकट दिखाइ हौं ।
विनु श्रमहि तातनको वयरलै तव चरण शिरनाइ हौं ॥

પ્રભાત થતાંજ કાંઇ પણ વાર નહીં લગાડતાં બન્ને તપસ્વી ભાઇઓને પકડી લાવીશ, અને મોટા મોટા વાનરો તથા રીંછોને પકડી પકડી રાક્ષસોને આપીને તૃપ્ત કરીશ. હું મારી મેળે મારા ભુજબળનાં વખાણ કહિ કરતાં મારૂં બળ શત્રુઓને પ્રગટ રીતે દેખાડી આપીશ અને વગર પરિશ્રમે તમારૂં વૈર લઇને પાછો આવી તમારાં ચરણોમાં માથું નમાવીશ." ૪

दोहा–सुनत बीसभुज सुतवचन, बार बार उर लाइ ॥
लाग करावन नृत्य जड, गुणी समूह बुलाइ ॥ १९० ॥

એ પ્રમાણે નરાંતકનાં વચનો સાંભળીને મુર્ખ રાવણે તેને વારંવાર છાતીએ લગાડ્યો. પછી ગુણી લોકોને બોલાવીને નૃત્ય કરાવવા લાગ્યો. ૧૯૦

चो०–बिन्दुमती आदिक रनिवासू, सब चलिगई मँदोदरि पासू ।
सासुहिं मिलि बैठीं सब नारी, मयतनया करि आदर भारी ॥
बूझि परस्पर रावण घरनी, प्रभुयश ताहि सुनायउ बरनी ।
देइ पतोहुन वास सुहावन, आपुलगी सुमिरन जगपावन ॥
शयन करहु कह सुतहि निशाचर, उठा आपु मतिमन्द अघाकर ।
गा तेहि भवन कुटिल दशग्रीवा, जहँ मयतनया सद्गुण सीवा ॥
आयउ पिय मन्दोदरि जानी, पाइ सुअवसर गहि पगपानी ।
पियसुनाय अतिकोमल बयना, लगी कहन जलभरि युगनयना ॥

હવે બિંદુમતિ વગેરે નરાંતકનો રાણીવાસ મંદોદરીની પાસે ગયો. સર્વ સ્ત્રીઓ સાસુને મળીને બેઠી. મંદોદરીએ તેઓને ઘણું માન આપ્યું. ૧ પછી પરસ્પર કુશળતા પૂછીને મંદોદરી તેઓને રામચંદ્રજીના સુયશ કહી સંભળાવવા લાગી. પછી વહુઓને સુંદર ઉતારો આપીને પોતે ભગવાનનું સ્મરણ કરવા લાગી. ૨ મંદ મતિવાળો રાવણ નરાંતકને શયન કરવાનું કહીને ઉઠ્યો અને સદ્ગુણની સીમારૂપ મંદોદરીના ભુવનમાં ગયો. ૩ સ્વામીને આવેલો જાણીને મંદોદરી સારો સમય જોઈ રાવણનાં ચરણો પકડીને બન્ને આંખ્યોમાં આંસુ ભરીને અત્યંત કોમળ વચનોથી કહેવા લાગી કે—૪

दोहा–नाथ निगम आगम विबुध, कहत प्रगटयहबात ।
बुधजन सो जो आधहू, राखै सर्वस जात ॥ १९१ ॥

"હે નાથ ! વેદ શાસ્ત્રો તથા ડાહ્યા માણસો પ્રસિદ્ધપણે કહે છે કે 'ડાહ્યો માણસ તેને જાણવો કે જે સર્વસ્વ જતું રહેતું હોય ત્યારે અરધું પણ બચાવી લે. ૧૯૧

चो०–तजहि न हठ शठ सर्वसखोवै, यद्यपि अन्त शीश धुनि रोवै ।
सो विचारि प्रभु परम सुजाना, मोरवचन सुनि कीजिय काना ॥
अजहुँ करहु हठ दूरि गोसाँई, अनुजभाँति मिलिये प्रभुजाई ।
प्रथमहिं सीतहि देहु पठाई, पुनि तुम गवनहु पुत्र लखाई ॥

प्रभुपद गहि माँगहु वरएहू, पदपंकजरति विमल सनेहू ।
प्रियावचन तेहि विषसम लागा, सो गृहतजि गा अनत अभागा ॥
निजनारी कहि कटु अभिमानी, कीन्हशयन निशिगइ बडजानी ।
सो रजनी गत भयउ प्रभाता, जागे रघुवर त्रयजगत्राता ॥

પણ જે શઠ છે તે પોતાનું સર્વસ્વ ખોઇ નાંખતાં પણ હઠ છોડતા નથી, તેઓ અંતે માથું ધુણાવી ધુણાવીને રૂએ છે.' માટે હે પરમસુજાણ સ્વામી! એ વાતનો વિચાર કરીને મારાં વચનો કાને ધરો. ૧ હે સ્વામી! હજી પણ તમે હઠ છોડી દો અને વિભીષણની પેઠે જઇને રામચંદ્રજીને મળો, પ્રથમ સીતાજીને મોકલી દો અને પછી તમે નરાંતકને લઇને જાઓ. ૨ અને રામચંદ્રજીનાં ચરણો પકડીને તેમનાં ચરણકમળોમાં નિર્મળ પ્રીતિ રહે એવું વરદાન માગી લ્યો." મંદોદરીનાં એવાં વચનો રાવણને ઝેર જેવાં લાગ્યાં, તેથી તે અભાગીયો તે ઘર છોડી દઇને ચાલ્યો. ૩ અભિમાની રાવણ મંદોદરીને કડવાં વચનો કહીને ચાલ્યો અને રાત્રિ બહુ વીતી ગયેલી જાણીને સૂઇ ગયો. એ રાત્રિ વીતી જઇને પ્રભાત થતાં ત્રૈલોક્યના રક્ષક રામચંદ્રજી જાગ્યા. ૪

दोहा—ऋच्छ कीश जगदीशपद, शीशनाइ रुखपाइ ॥
धरि गिरि तरु धावत भयउ, कहि जयजय रघुराइ ॥ १९२ ॥

રીંછો તથા વાનરો રામચંદ્રજીનાં ચરણોમાં માથાં નમાવી તેમની આજ્ઞા લઇને પર્વતો તથા વૃક્ષો લઇ લઇને 'જય જય રઘુનાથજી' એમ બોલતા દોડવા લાગ્યા. ૧૯૨

चौ०—कपि घेरा गढ यह सुनि काना, रावण सुत लखिनिपटरिसाना ।
साजि विपुलदल हनत निसाना, गढते चला निकर बलवाना ॥
चारि द्वार करि कठिन लराई, विशिख वर्षि कपिदल विचलाई ।
निकरे निशिचर गढते कैसे, शलभ समूह शैलते जैसे ॥
मारुतसुत देखा कपि भाजे, कटकटाइ मति विक्रमगाजे ।
कपि लँगूर चहुँ ओर भँवाई, रोके खल निशिचर समुदाई ॥
पटकत महि निशिचरफलबेलू, केतिनदेत विदीशिदिशि मेलू ।
इकोदिशि इमि हरि कृत संग्रामा, दिगदूजी अंगद बलधामा ॥

વાનરોએ ગઢ ઘેર્યાની વાત કાને સાંભળીને નરાંતકને અત્યંત ક્રોધ ચઢયો. તેથી તે બળવાન મોટું સૈન્ય તૈયાર કરી નિશાનો બજાવરાવતો કિલ્લા બહાર ચાલ્યો. ૧ તેણે ચારે દરવાજાપર ભારે લડાઇ કરી અત્યંત બાણો વ-

રસાવીને વાનરોની સેનાને વિખેરી નાંખી. જેમ પર્વતમાંથી તીડો નીકળે તેમ રાક્ષસો ગઢથી બહાર નીકળતા હતા. ૨ મહા પરાક્રમી હનુમાનજીએ વાનરોને નાસતા જોઇને ભારે કડકડાટી કરીને ગર્જના કરી અને ચારે તરફ પૂછડું ફેરવી વાળીને દુષ્ટ રાક્ષસોના સમૂહને રોકી દીધો. ૩ અને બીલાંની પેઠે રાક્ષસોને પછાડવા લાગ્યા. કેટલાકને તો જુદી જુદી દિશાઓમાં ફેંકી દીધા. આ પ્રમાણે હનુમાનજી લડાઇ મચાવી રહ્યા હતા અને બીજી તરફ બળના ધામરૂપ અંગદ લડાઇ મચાવતો હતો. ૪

दोहा—निशिचर सेना उदधिसम, मन्दर इव दोउ कीश ॥
मथतदेखि जय रतन लगि, हँसे विबुध सुरईश ॥ १९३ ॥

બે મંદરાચળ રૂપી અંગદ તથા હનુમાનજી જયરૂપી રત્નને વાસ્તે રાક્ષસોની સેનારૂપી સમુદ્રનું મથન કરતા જોઇને દેવાધિદેવ રામચંદ્રજી હસ્યા.૧૯૩

छंद—इमि निरखिपराक्रम करत कीश, भा क्रोध परम रजनीचरीश ।
करि प्रलय कन्दते घोरशोर, धरकुधर शस्त्र धाये कठोर ॥
इकबार मार कर शर समूह, किय विकल अस्त्र हनिकीश जूह ।
कोउ टेरत कपिपतिचितउचोट, कोउ सुरत करत निज धाम ओट ॥
बहु चले कन्दरा शैल ताक, कोउ दबकत इत उत पातझाक ।
कोउ देत दुहाई लषण राम, कोउ कहत विधाता भयोवाम ॥
यहि बीच नरान्तक करप्रधान, तेहि धाय गहेउ युवराजपान ।
बहु भटलपटाने अंग संग, सब संग उठेउ अंगद उतंग ॥
नभकीश कीन्ह कौतुक अभूत, रविमंडल पहुँचेउ वालि पूत ।
अँगारे जारे तपनि आँच, पुनि आयउ जहँ संग्रामराच ॥
यह निरखि अपर यूथप पिशाच, तुर आइ गयउ सेना समाच ।
लै विषम शूल मारेसि प्रचण्ड, उरलागआन अति कठिन दण्ड ॥
महि परेउ तनय तारा तुरन्त, लखि दौरि परेउ हनुमन्त सन्त ।
सोइ शूल खैंचि मारेउ प्रचण्ड, होइ गिरेउ यूथपति सहसखंड ॥
सब चरित सुनेउ रविकुल दिनेश, कह जाहु वेगि अहिराज शेष ।
चले नाइ माथ शंकर मनाइ, धनुबाँधि बाँधि विकराल लाइ ॥
उर अंगदकर धरि सुमिरि राम, श्रम विगत भयउ बल अतुल धाम ।

એ પ્રમાણે વાનરોને પરાક્રમ કરતા જોઇને નરાંતકને અત્યંત ક્રોધ આ-

ઢયો. તેથી પ્રલયકાળના મેઘના જેવી ગર્જના કરીને હાથમાં પર્વત તથા કઠોર શસ્ત્રો લઇને દોડયો. ૧ અને એકીવારે બાણો તથા શસ્ત્રો મારીને વાનરોની સેનાને વ્યાકુળ કરી નાંખી. કેટલાક વાનરો સુગ્રીવને પોકારવા લાગ્યા અને કેટલાક પોતાનાં ઘરો તરફ નજર કરવા લાગ્યા. ૨ કેટલાક પર્વતની ગુફાઓ જોઇને તેમાં છુપાઇ જવાને નાઠા, કેટલાક ઇધર તીધર નજર કરતા છુપાવા લાગ્યા, કેટલાક રામ લક્ષ્મણની દુહાઇ દેવા લાગ્યા અને કેટલાક કહેવા લાગ્યા કે દૈવ રૂઠયો છે. ૩ એટલામાં નરાંતકના પ્રધાને દોડી આવીને અંગદનો હાથ પકડયો તેની સાથેજ બીજા રાક્ષસ યોદ્ધાઓ અંગદને વળગી પડયા. તેથી અંગદ તેઓને લઇને ઉંચે આકાશમાં ઉડયો. ૪ આકાશમાં જઇને અંગદે એવું કૌતુક કર્યું કે તે ઉડીને સૂર્યમંડળ સુધી જઇ પોહોચ્યો, અને સૂર્યના તાપના અગ્નિથી રાક્ષસોને બાળી નાંખીને પાછા રણભૂમિમાં આવ્યો. એ પ્રમાણે બનેલું જોઇને રાક્ષસોના બીજા યુથપતિએ સેના સહિત તુરત દોડી આવીને અંગદની છાતીમાં એક મહા કઠિન અને પ્રચંડ ત્રિશળ માર્યું. ૬ તેથી અંગદ ધરતીપર પડયો. એ જોઇને તુરત હનુમાનજીએ દોડી આવીને એજ પ્રચંડ ત્રિશળ અંગદના શરીરમાંથી ખેંચી કાઢીને ને યુથપતિની છાતીમાં મારવાથી તેના હજાર ટુકડા થઇ ગયા. ૭ એ સઘળી હકીકત રામચંદ્રજીના જાણવામાં આવતાં તેમણે લક્ષ્મણજીને કહ્યું કે—'તમે જલદી જઇ પોહોચો.' એ સાંભળીને લક્ષ્મણજી માથું નમાવી હૃદયમાં સદાશિવનું સ્મરણ કરી હાથમાં વિકરાળ ધનુષ તથા બાણો લઇને ચાલ્યા. ૮ લક્ષ્મણજીએ રામનું સ્મરણ કરી અંગદની છાતીપર હાથ ફેરવ્યો, તેથી અતુલિત બળવાળો અંગદ શ્રમરહિત થઇ ગયો.

दोहा–विगत भई मूर्च्छा तुरत, बहुरि चलेउ युवराज ॥
लक्ष्मण चाप टकोर सुनि, फिराकीशदलसाज ॥ १९४ ॥

અંગદની મર્છા વળતાં તે તુરત ઉઠીને ઉભો થઇ લડવાને ચાલ્યો. લક્ષ્મણજીના ધનુષનો ટંકાર સાંભળીને વાનરો પાછા ફરીને લડવાને તૈયાર થયા.

चौ०–सुनत टँकोर शरासन निशिचर, बधिर भये नहिं सुनत शब्दपर ।
वर्षा विशिख कीन्ह अहिनाथा, काटे पाणि पाँय बहुमाथा ॥
उडहिं अकाश शीश भुज कैसे, धुनकत तूल रोमगण जैसे ।
रुण्ड अशीश फिरहिं रणधरणी, यथा अकाल क्षुधारत करणी ॥
इतकपि भालु विजय अभिलाषे, उतहिं निशाचर जय हित राखे ।
मारुतसुत अंगद बलवीरा, समरबाँकुरे अति रणधीरा ॥

सिंहनाद कीन्हा हरि दोऊ, भाजे कपि रण गाजे मोऊ ।
दोउ दल युद्ध परस्पर करहीं, प्रमुदित भट कायर हिय डरहीं ॥

એ ટંકાર સાંભળીને રાક્ષસો બેહેરા થઇ ગયા તેથી કાંઇપણ શબ્દ સાંભળવા ન લાગ્યા. લક્ષ્મણજીએ બાણોની વૃષ્ટિ કરીને રાક્ષસોનાં હાથ પગ તથા માથાં ઘણાં કાપી નાંખ્યાં. ૧ જેમ રૂને પીંજતાં તેનાં રજકણો આકાશમાં ઉડેછે તેમ રાક્ષસોનાં માથાં તથા ભુજાઓ આકાશમાં ઉડવા લાગ્યાં. અને માથાં વગરનાં ધડો જેમ દુષ્કાળમાં ક્ષુધાતુર માણસો આમતેમ ફરે તેમ રણભૂમિમાં ફરવા લાગ્યાં. ૨ આ તરફ વાનરો તથા રીંછો વિજય ઇચ્છતા હતા અને પેલી તરફ રાક્ષસો જયની આશા રાખતા હતા. રણબંકા તથા રણધીર અને મહા બળવાન હનુમાનજી તથા અંગદ, ૩ એ બે વાનરોએ સિંહનાદ કરતાં યુદ્ધ છોડીને નાઠેલા વાનરો પાછા આવીને ગર્જના કરવા લાગ્યા. બન્ને સેનાઓમાં પરસ્પર યુદ્ધ ચાલતાં સુભટો આનંદ પામવા લાગ્યા, અને કાયર લોકો હૃદયમાં ડરવા લાગ્યા. ૪

छंद—कायर डरहिं प्रमुदित सुभट सब लरत हारि न मानहीं ।
जहँ तहँ गिरैं पुनि उठि फिरैं दुहुँ ओर जयति बखानहीं ॥
कौतुक विलोकत विबुधगण विस्मय हरष उर आनहीं ।
रघुवीर सेननिपर सुमन झरि लाय विनती ठानहीं ॥

કાયરો ડરવા લાગ્યા અને સુભટો રાજી થઇ યુદ્ધ કરવા લાગ્યા. પણ કોઇ પોતાની હાર માનતા નહી. જ્યાં ત્યાં યોદ્ધાઓ પડતા હતા અને વળી પાછા ઉઠીને લડતા હતા. બન્ને તરફ 'જય જય' શબ્દ બોલાતા હતા. આવું કૌતુક જોઇને દેવતાઓ વિસ્મય તથા હર્ષ પામીને રામચંદ્રજીની સેનાપર પુષ્પવૃષ્ટિ કરીને પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા.

दोहा—अति अद्भुत करणी करहिं, ऋच्छ कीशबल भूरि ॥
करपद विनुकर रजनिचर, तिन मुख डारहिं धूरि ॥ १९५ ॥

અત્યંત બળવાળા વાનરો તથા રીંછો એવું અદ્ભૂત કૌતુક કરવા લાગ્યા કે—રાક્ષસોને હાથ તથા પગ વિનાના કરી નાંખીને તેઓનાં મોઢાંમાં ધુળ નાંખવા લાગ્યાં. ૧૯૫

चो०—बहुतनिके शिर तोरि चलावहिं, निजभुज बल रावणहि जनावहिं ।
गये याम युग दिवस भवानी, नारान्तक अधसेन सिरानी ॥
मरे निशाचर अमित निहारी, रावण सुवन कोप करि भारी ।

रथ समेत ऊपर नभ जाई, भयउ अदृश्य अस्त्र झरि लाई ॥
क्षणमहँ करि मूर्च्छित कपिसैना, पुनिशठगा जहँ राजिवनैना ।
गरजा मनहुं मेघ समुदाई, कहन लगा कटु वचन रिसाई ॥
होसि सजग निशिचर कुलद्रोही, वन्धु वैर लगि मारहुं तोहीं ।
प्रभु कहँ कटुक कहत मुनिकाना, कोपेउ जाम्बवन्त बलवाना ॥

વળી ઘણાક રાક્ષસોનાં માથાં તોડી તોડીને લંકામાં ફેંકીને વાનરો રાવણને પોતાની ભુજાઓનું બળ જણાવવા લાગ્યા. હે પાર્વતી! બે પોહોર દિવસ ચઢતા સુધીમાં તો નરાંતકની અરધી સેના નાશ પામી. ૧ અપાર રાક્ષસો મરણ પામેલા જોઇ નરાંતકે અત્યંત કોપ કરીને રથ સહિત આકાશમાં જઇ અદૃશ્ય થઇને અસ્ત્રો મારવા માંડયાં. ૨ એક ક્ષણવારમાં વાનરોની સેનાને મૂર્છિત કરી નાંખીને એ શઠ નરાંતક રામચંદ્રજી પાસે ગયો, અને મેઘના જેવી ગર્જના કરીને ક્રોધપૂર્વક કડવાં વચન કહેવા લાગ્યો—૩ "હે રાક્ષસોના કુળના દ્રોહી! સાવધાન રહેજે. મારા ભાઈઓનું વેર લેવાને વાસ્તે તને મારી નાંખીશ." રામચંદ્રજીને એવાં કડવાં વચનો કહેતો બળવાન જાંબવાન કોપ્યો.૪

दोहा—शूल एक तेहि छाँडेऊ, सो करगहि ऋच्छेश ॥
धाय तासु उर मारेऊ, भाषि जयति अवधेश ॥ १९६ ॥

નરાંતકે એક ત્રિશળ ફેંકયું તે જાંબવાને હાથમાં પકડી લઇ 'જય રામચંદ્રજી' કહી દોડીને તેજ ત્રિશળ નરાંતકની છાતીમાં માર્યું. ૧૯૬

चो०—लगत शूल सो मूर्छित भयऊ, जाम्बवन्त तब करगहि लयऊ ।
बार अमित महि माहँ पछारा, बाँधि गाडि बारू महँ डारा ॥
जागे सकल बली मुख ऋच्छा, लगे करन रण निज निज इच्छा ।
जाम्बवन्त यह हृदय विचारा, मरै नहीं यह खल मम मारा ॥
विधि इच्छा पुनि ताहि उखारी, मुष्टि चारि उर माहिं प्रचारी ।
गहिपद संचारा गढ माहा, सपदि परा जहँ निशिचर नाहा ॥
दशो वदन हाहाकर धावा, नारान्तकहि हृदय तव लावा ।
निरखि निशाचर गण समुदाई, गढकहँ गे सब संभ्रमधाई ॥

એ ત્રિશળ વાગતાં જ નરાંતક મૂર્છિત થયો, એટલે જાંબવાને તેના પગ પકડીને અનેકવાર તેને ધરતીપર પછાડયો અને રેતીમાં દાટી દીધો. ૧ સઘળા વાનરો તથા રીંછોની મુર્છા વળતાં પોતે યુદ્ધ કરવાની ઇચ્છા જણાવવા લાગ્યા.

જાંબવાને હૃદયમાં વિચાર્યું કે—' આ ખળ નરાંતક મારો માર્યો મરતો નથી. ૨ પણ દૈવની એવીજ ઇચ્છા હશે, એમ જાણી રેતીમાંથી બહાર કાઢીને તેની છાતીમાં ચાર મુક્કીઓ મારી અને પછી તેના પગ પકડીને લંકામાં ફેંક્યો તેથી તે રાવણની પાસે જઇને પડ્યો. ૩ એને જોઇ રાવણ દશે મોઢાંથી હાહાકાર કરીને દોડ્યો અને નરાંતકને છાતીમાં લગાવી લીધો. સેનામાં નરાંતકને નહી દેખવાથી સંશય પામીને રાક્ષસો લંકામાં પેશી ગયા. ૪

**दोहा–कपिगण समय प्रदोष लखि, राम चरण धरि माथ ॥**
**ठाढभये सबतन चितै, दयादृष्टि रघुनाथ ॥ १९७ ॥**

એ સમયે સંધ્યાકાળ થયેલો જોઇ રીંછ વાનરો રામચંદ્રજી પાસે જઈને તેમનાં ચરણોમાં માથાં નમાવીને ઉભા રહ્યા. એટલે રઘુનાથજીએ દયાદૃષ્ટિથી તેઓનાં શરીરો સામું જોઇને, ૧૯૭

**चो०–विनु श्रम कीन्ह सबनि जगदीशा, गये सुवास भालु अरु कीशा ।**
**रुचिरासन आसीन रमेशा, ढिग वीरासन उरगनरेशा ॥**
**अंगद मारुतसुत प्रभु चरणा, लाग पलोटन सुनहु अपरणा ।**
**पुण्यपुंज अरु भाग्यनिधाना, जिनपर नित प्रसन्न भगवाना ॥**
**वहाँ सुरारि सुतहिं पौढाई, विलखहिं तासु नारि समुदाई ।**
**होत प्रभात नरांतक जागा, पितु विलोकि लज्जारसपागा ॥**
**रथ चढि तुरत इकाकी धावा, नभपथ समर पुहुमिमहँ आवा ।**
**कीशकटक यहमर्म न जाना, होइ लोप कीन्हेसि झरिबाना ॥**

સર્વને શ્રમરહિત કરી દીધા. પછી રીંછો તથા વાનરો પોતપોતાના નિવાસ સ્થાને ગયા. રામચંદ્રજી સુંદર આસનપર બેઠા અને તેમની પાસે લક્ષ્મણજી વીરાસનથી બેઠા. ૧ હે પાર્વતી ! સાંભળો. અંગદ તથા હનુમાનજી રામચંદ્રજીનાં ચરણો ચાંપવા લાગ્યા. એ બન્નેપર નિત્ય ભગવાન પ્રસન્ન જ રહેછે તેથી તેઓ પુણ્યોના પુંજરૂપ અને ભાગ્યના ભંડારરૂપ છે. ૨ લંકામાં રાવણે નરાંતકને પોઢાડ્યો. નરાંતકના સ્ત્રીઓ ઘણો શોક કરવા લાગી, પ્રભાત થતાં નરાંતક જાગ્યો એટલે પિતાને જોઇને શરમાઇ ગયો. ૩ પછી તે રથમાં બેસીને એકલો જ આકાશ માર્ગે રણક્ષેત્રમાં આવ્યો અને અદૃશ્ય રહીને બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. વાનરોની સેનાએ એનો મર્મ જાણ્યો નહી. ૪

**दोहा–धावहिं व्योमहिं भालु कपि, ताहि न हेरैं नैन ॥**
**घायलहोइ होइ गिरहिं महि, भाषहि आरत बैन ॥ १९८ ॥**

રીંછો તથા વાનરો દોડીને આકાશમાં જઇ જોવા લાગ્યા, પણ નરાંતકને નહી દેખવાથી ઘાયલ થઇ થઇને પૃથ્વીપર પડવા લાગ્યા અને દુઃખિત વચનો બોલવા લાગ્યા. ૧૯૮

चो०—बाण एक शत तडित समाना, छाँडेसि शठ जहँ कृपानिधाना ।
लागत विपुल कीश मुरझाने, बहुतक कायर देखि पराने ॥
भागि सेतढिग एक अयाना, टेरे फिरहिं न सुन हरियाना ।
मारुतसुत अंगद सुग्रीवा, कुमुद मयंद द्विविद बलसींवा ॥
ये सब वीर हाँक दै धावहिं, नभपथताहि न खोजत पावहिं ।
तब सब वीर एक मत ठाना, लै गिरि तरु किय लंक पयाना ॥
दशमुख भवन तासु कंगूरा, बैठे कपि पसारि लंगूरा ।
करते डारि देहिं पाषाना, बहुत दनुज भे चूर्ण समाना ॥

શઠ નરાંતકે વીજળી જેવાં સો બાણો રામચંદ્રજી બેઠા હતા ત્યાં ફેંકયાં, તે વાગવાથી અનેક વાનરો ગભરાઇ ગયા અને કેટલાક કાયરો તો એ જોઇને નાશી ગયા. હે ગરૂડજી ! કેટલાક વાનરો તો નાશીને સેતુ પાસે જઇ છુપાઇ ગયા. તેઓને પોકારતાં પાછા પણ ફરતા નહી. ૨ હનુમાનજી, અંગદ, સુગ્રીવ, કુમુદ, મયંદ અને દ્વીવિદ એ સર્વ મહા બળવાન વીરો હાંક મારી દોડીને આકાશમાં જઇ નરાંતકને શોધવા લાગ્યા, પણ તેનો પત્તો લાગ્યો નહી. તેથી સઘળા વીરો એકમત થઇ હાથમાં પર્વતો તથા વૃક્ષો લઇને લંકામાં ગયા. ૩ તેઓ રાવણના કાંગરાપર પૂછડાં લાંબાં કરીને બેઠા અને હાથમાંથી પથરા ફેંકવા લાગ્યા તેથી ઘણા રાક્ષસો ચુર્ણ સમાન થઇ ગયા. ૪

छंद—भे चूर्ण निशिचर यथ, गै निशिचरी भय गूथ ।
मुख बीन आरत दीन्ह, भइ भवन रावण लीन्ह ॥
सुनि बोलि भट दशभाल, कहखाहुकीशकराल ।
करि यत्न भागहिं कीश, अस कहेउ वच दशशीश ॥
मम लहहु आयसु छोर, सोइ जानिहौं रिपु मोर ।
सो शुर मोकहँ प्यार, जो खाय मर्कट धार ॥

રાક્ષસોનો સમુહ ચુર્ણ સમાન થઈ જવાથી રાક્ષસીઓ ભયભીત થઇ ગઇ. અને મોઢે દુઃખી વચનો બોલતી બોલતી રાવણના મેહેલમાં ગઈ. તેઓનાં વચનો સાંભળીને રાવણે સુભટોને બોલાવીને કહ્યું કે “ તમે વિકરાળ વાનરોને ખાઈ જાઓ અને એવો યત્ન કરો કે એ વાનરો નાશી જાય. જે મારી

આજ્ઞા નહી માને તેને હું મારો શત્રુ જાણીશ, અને જે વાનરોને ખાઇ જશે તે મારો પ્યારો થશે.

दोहा—ऐतु ऐतु गुण रजनिचर, एक एक भुज जोर।
रावण पावन राखि शिर, धाये करि रवघोर ॥ १९९ ॥

રાક્ષસો રાવણની આજ્ઞા માથે ચઢાવી એક બીજાના હાથ પકડીને 'ચાલો ચાલો' બોલતા જયજયકાર શબ્દ કરતા તથા ભયંકર ગર્જનાઓ કરતા દોડવા લાગ્યા. ૧૯૯

चो०—देखि लँगूर सकल हरषाने, मधुमाखीसम सव लपटाने।
कपि उर सुमिरि रमेश प्रतापा, डारे सबनि पटकि कर दापा॥
काचे घटसम दनुज विदारी, जयतिराम जय लषणखरारी।
सुभट छुहानि पुनि फेरि लंगूरा, भूमि गिरावहिं कोटि कँगूरा॥
अति विशालगाहि कंचनखंभा, जिमि प्रयासबिनुकरु आरम्भा।
लैं ढाहत अपक्व घट जूहा, कपि तिमि तोरत दनुजसमूहा॥
पुनि बिचार करि हरिभट धाये, निशिचर निकर मध्य चलि आये।
करि कोटिन बिनु नासा काना, करपद हीन कीन्ह रिपुनाना॥

વાનરોનાં પૂછડાં જોઇ સઘળા રાક્ષસો રાજી થઈને મધમાખોની પેઠે વળગી પડ્યા. વાનરોએ રામચંદ્રજીના પ્રતાપનું સ્મરણ કરીને સર્વ રાક્ષસોને ધરતીપર પછાડ્યા. ૧ કાચા ઘડાની પેઠે રાક્ષસોનો નાશ કરીને ' જય રામ, જય લક્ષ્મણ ' એમ પોકારવા લાગ્યા. વળી ફરીથી જે રાક્ષસો પૂંછડાંએ વળગવા લાગ્યા તેઓને કાંગરાઓમાં પછાડીને પૃથ્વીપર નાંખવા લાગ્યા. ૨ અત્યંત મોટા સોનાના થાંભલાઓને વગર પ્રયાસે ઉખાડીને તોડી નાંખવા લાગ્યા. જેમ કાચા ઘડાઓને ફોડી નાંખે તેમ એ છ વાનરોએ રાક્ષસોના સમૂહનો સંહાર કર્યો. ૩ વળી તેઓએ વિચાર કરી દોડીને રાક્ષસોની સેના વચ્ચે જઇને કરોડો રાક્ષસોને નાક, કાન, હાથ તથા પગ વિનાના કરી નાંખ્યા. ૪

छं०—रिपु कीन्ह कर पदहीन अगणित दीनबचन पुकारहीं।
गढते निकर निशिचर अखिलखल विपिनबाट सिधारहीं॥
पीपर परणसम धरणि लंका कम्प षट कीशनि करा।
तोरे कपाट निपाटि अरितिय केश खैंचत गहिकरा॥

વાનરોએ શત્રુઓને હાથ પગ વિનાના કરી નાંખવાથી અગણિત રા-

ક્ષસો દીન વચનોથી પોકારવા લાગ્યા. રાક્ષસોના સમુહ ગઢમાંથી નીકળીને વ-નના માર્ગે ભાગી જવા લાગ્યા. એ રીતે એ છ વાનરોએ પીંપરના પાંદડાની પેઠે આખી લંકાને ધ્રુજાવી મુકી. ઘરોનાં કમાડો તોડી નાંખી રાક્ષસોની સ્ત્રી-ઓના ચોટલા પકડી પકડીને ખેંચી કાઢીને માર્ગમાં નાંખી.

दोहा–भयउ कुलाहल लंक अति, नारान्तक सुनि कान ।
नभतेस्यन्दन सहित शठ, मकटि परम रिसियान ॥ २०० ॥

એ પ્રમાણે લંકામાં ભારે કોળાહળ થવા લાગ્યો, તે નરાંતકના સાંભળ-વામાં આવતાં તે શઠ અત્યંત ક્રોધ કરી રથ સહિત આકાશમાંથી ઉતરીને લંકામાં આવ્યો. ૨૦૦

चो०–निरखि दशा निज नारिन केरी, कहन लागु कटु गिरा घनेरी ।
शठ आयउ संग्राम विहाइ, लरत तियन सग लाज न आई ॥
अबलनपै बल भट न कराहीं, छाँडहु तियन लरहु ममपाहीं ।
सुनि मरकटनि भयउ सुखभारी, तजी निशाचरि दीन पुकारी ॥
भाजि भवनभययुत गइँ नारी, लीन्ह कपिन करशिला उपारी ।
शिलप्रहार हय स्यन्दन भंजा, आयुध तोरि सारथी गंजा ॥
धरि पछारि रावण दृग देखा, कौतुक कीशनि कीन्ह विशेषा ।
लागे पद गहि खलन फिरावन, नाचहिं गाइ राम यश पावन ॥

નરાંતક પોતાની સ્ત્રીઓની દશા જોઇને વાનરોને કડવાં વચનોથી કહેવા લાગ્યો કે–" અરે શઠ વાનરો ! તમે મારી સાથેનું યુદ્ધ છોડી દઇ અહીં આ-વીને સ્ત્રીઓ સાથે લડોછો તેથી તમને લાજ પણ આવતી નથી ? ૧ જે વીર પુરૂષો હોય છે તે સ્ત્રીઓપર બળ વાપરતા નથી. માટે સ્ત્રીઓને છોડી દઇને મારી સામે આવીને લડો." એ સાંભળીને વાનરો રાજી થયા અને દીન વચનો પોકારતી સ્ત્રીઓને છોડી દીધી. ૨ તે ભયભીત બનેલી સ્ત્રીઓ નાસીને ઘરોમાં પેશી ગઇ. પછી વાનરોએ હાથમાં શિલાઓ ઉપાડી લઇ તે નરાંતકના રથમાં મારીને ભાગી નાંખ્યો, હથિયારો તોડી નાંખ્યાં અને સારથીને મારી નાંખ્યો. ૩ નરાંતકને પકડીને રાવણના દેખતાં પછાડયો. વળી ફરીથી તેના પગ પકડીને ફેરવવા લાગ્યા. એ રીતે કૌતુક કરતા વાનરો નાચીને રામના પવિત્ર યશ ગા-વા લાગ્યા. ૪

दोहा–तोरत तिन तनु पटकि महि, कहत जयति रघुवीर ।
करत युद्धगत याम युग, कीश छहौं रणधीर ॥ २०१ ॥

એ છ રણધીર વાનરો રાક્ષસોને ધરતીપર પછાડી તેઓનાં શરીરોને તોડી નાંખવા લાગ્યા. અને 'જય રઘુનાથજી' એમ બોલવા લાગ્યા. આ પ્રમાણે યુદ્ધ કરતાં બે પોહોર વખત વીતી ગયો. ૨૦૧

चौ०–अस्ताचल रवि कीन्ह प्रवेशा, वन्दे चरण जाइ अवधेशा।
श्याम सरोरुह प्रभु तनु देखी, पदधरि शिरसुखलहेउ विशेषी॥
राम सबनि सादर सन्माना, को दयालु रघुवीर समाना।
कह प्रभु होहु थलानि आसीना, आयसु पाइ भये श्रमहीना॥
भये विगत श्रम वानर भालू, अनुजसहित मनमुदित कृपालू।
सुनहु उमा ता निशि रघुनायक, गावत जन गुण सब गुणदायक॥
याम तीनि यामिनि गत जबहीं, उत नारान्तक जागेउ तबहीं।
शोच विवश मींजत दोउ हाथा, लज्जित हृदय निशाचरनाथा॥

સૂર્યે અસ્તાચળમાં પ્રવેશ કર્યો એટલે વાનરોએ જઇને રામચંદ્રજીનાં ચરણોમાં પ્રણામ કર્યા. અને પ્રભુનું કમળ સરખું શ્યામ સુંદર શરીર દેખી તેમનાં ચરણોમાં માથાં મુકીને સુખ પામ્યા. ૧ રામચંદ્રજીએ આદરપૂર્વક સર્વેનું સન્માન કર્યું. રામચંદ્ર જેવો દયાળુ કોણ છે? રામચંદ્રજીએ સર્વને આજ્ઞા આપી કે 'પોતપોતાના સ્થાનકે જઇને બેસો.' પ્રભુની આજ્ઞાથી સર્વે શ્રમથી રહિત થઇ ગયા. ૨ રીંછો તથા વાનરો શ્રમ રહિત થયા તેથી લક્ષ્મણજી સહિત રામચંદ્રજી આનંદ પામ્યા. હે પાર્વતી! સાંભળો. તે રાત્રિએ સર્વને ગુણ આપનારા રામચંદ્રજી પોતાના ભક્તોના ગુણ વખાણવા લાગ્યા. ૩ હવે લંકામાં ત્રણ પોહોર રાત્રિ વીતી ગઇ એટલે નરાંતકની મૂર્છા વળવાથી તે જાગૃત થયો અને શોકવશ્ય થઇને હાથ ઘસવા લાગ્યો તથા હૃદયમાં લજાવા લાગ્યો. ૪

छं.–लाजकै रथै सँभारि वाजि साजि रुष्ट पुष्ट।
शंक छाडि शस्त्र माँडि गाढ वीर संग दुष्ट॥
भेरि दुन्दुभी निसान गान काडकैत कर्त।
धीर वीर अग्र गौन गाजि गाजि शब्द भर्त॥ २४॥

जीव आश त्राश नाश वाजि मोह छण्ड छण्ड।
बंक शूर शंक दूर बीरता सपूर चण्ड॥
बाजि नाग शोर घोर पूरिगे दशो दिशान।
धूरि पूरि मेघ बोध शोध ना परौ अपान॥

कूदि कूदि व्योम पन्थ जाय आइ जाइ भूमि।
अस्त्र शस्त्र काढि काढि क्रुद्ध क्रुद्ध झूमि झूमि ॥ २६ ॥

નરાંતકે લજાઇને પછી પોતાનો રથ સંભાળીને તેને હષ્ટપુષ્ટ ઘોડા જોડયા. અને સંશય છોડી દઇ શસ્ત્રો સજી સાથે અત્યંત ગાઢ વીરોને લઇ, ભેરીઓ, દુંદુભિઓ તથા નિશાનો વગડાવતો તથા કડખા ગવરાવતો રણધીર વીરોમાં અગ્રેસર થઈ ગર્જના કરવા લાગ્યો. રણબંકા, શૂરા અને વીરત્વથી ભરપૂર પ્રચંડ યોદ્ધાઓએ જીવવાની આશાનો, ત્રાસનો, સર્વ સંશયોનો અને મોહનો ત્યાગ કરી દીધો. ઘોડાઓ તથા હાથીઓની ઘોર ગર્જનાઓથી દશે દિશાઓ ભરપૂર થઇ ગઇ અને એટલી ધુળ ઉડવા માંડી કે જાણે મેઘની ઘમઘોર ઘટા થઈ ગઇ હોય, તેથી પોતાનું કે પારકું ઓળખવામાં આવતું નહી. યોદ્ધાઓ કૂદી કૂદીને આકાશમાં જવા લાગ્યા અને વળી પાછા પૃથ્વીપર આવવા લાગ્યા. એ રીતે વારંવાર આવજા કરતા તથા ક્રોધથી અસ્ત્રો તથા શસ્ત્રો કાઢી કાઢીને ઘુમવા લાગ્યા.

दोहा—प्रलय मनहुँ चाहत करन, अनी तमीचर चण्ड।
सुनु खगेश मर्कट विकट, जिमि धाये वरबण्ड ॥ २०२ ॥

રાક્ષસોનું પ્રચંડ સૈન્ય જાણે જગતનો પ્રલય કરી નાંખવાને ઇચ્છતું હોય એવું દેખાવા લાગ્યું. હે ગરૂડજી ! હવે વિકરાળ અને પ્રચંડ વાનરો જે રીતે રાક્ષસો સામે દોડયા તે સાંભળો. ૨૦૨

छं०—निहारि हर्ष कीश ऋच्छ फूलि फूलि शैलभे।
बजाइ कटकटाइ हूह एक बारकै अभे ॥
उपारि भूधरा अपार वृक्ष अश्म शृंगहू।
मरे निशाचरानि रुण्ड झुण्ड शुण्ड भंगहू ॥ २७ ॥
रदीहरी मृगावती सवार उष्ट्र मण्डहू।
मनो विचित्र वाहिनी दई मनोज खण्डहू ॥
हलै धरा बलैं विचारि भार धारि को सकै।
सुने पुकारि जयति राम शत्रुसे नहीं धकै ॥
लँगूर शूलसे अकाश भीत उच्च औंचऱ्यो।
गिरे पयोद पौनते झपेट भेटते कऱ्यो ॥ २८ ॥

રાક્ષસોને જોઇને રાજી થયેલા વાનરો તથા રીંછો ફુલી ફુલીને પર્વતો જેવા થઇ ગયા, અને સઘળા નિડરપણે એકીવારે કડકડાટી કરી હુહુ શબ્દ ક-

રીને અપાર પર્વતો, વૃક્ષો, પથરા તથા શિખરો ઉપાડી તે રાક્ષસોને મારી મારીને તેઓનાં રૂંડો તથા મસ્તકોનો ચુરો કરી નાંખવા લાગ્યા. જેમ સિંહો મૃગોને મારી નાંખે તેમ વાનરોએ સ્વારો તથા ઉંટોથી શોભી રહેલી રાક્ષસોની સેનાનો નાશ કરી નાંખ્યો, તેથી તે જાણે યોગીજનોએ કામદેવની વિચિત્ર સેનાને ખંડિત કરી નાંખી હોય એવી દેખાવા લાગી. વાનરોના ચાલવાથી બિચારી પૃથ્વી ધ્રુજવા લાગી, તેઓનો ભાર કોણ ધારણ કરી શકે? વાનરો શત્રુથી નહી ડરતાં 'જય જય રામ, જય જય રામ' એમ પોકારવા લાગ્યા. જેમ વરસતાં વાદળાંને પવનનો ઝપાટો લાગતાં તે કપાઈ જાય છે તેમ વાનરોનાં ત્રિશળ જેવાં પૂછડાંથી આકાશ પણ ભયભીત થઇ ઉંચે જતું રહેવા લાગ્યું.

सो०—शब्द करत अतिघोर, इमि पहुँच्यो दल भालुकपि।
आयुध झरि अतिजोर, परै लागि घन प्रलय सम ॥ १४ ॥

એ પ્રમાણે અત્યંત ઘોર શબ્દ કરતી વાનરો તથા રીંછોની સેના રાક્ષસો પાસે જઇ પોહોચી, એટલે રાક્ષસો તેઓનાપર પ્રલયકાળના મેઘના જેવી આયુધોની વૃષ્ટિ કરવા લાગ્યા.

चो०—सजगहोन कपि भालु न पाये, अतिशय निकट तमीचर आये।
आसित निशाचर अतिअँधियारी, तापर करै शत्रुकै मारी ॥
सूझहिं कपिन न हाथ पसारे, जहँ तहँ एकनि एक पुकारे।
सन्मुख कोउ न करत लराई, कपिन मारि रणभूमि सुवाई ॥
गे अनेक भजि सिंधु समीपा, सेन बिकललखि रघुकुलदीपा।
सजि शारंग तजा इकबाना, भा प्रकाश दिग तरणि समाना ॥
लखि तम विगत भालु कपि हरषे, कटकटाइ धाये रिपु धरषे।
भिरे एकसन एक प्रचारी, लागे करन कठिन हठ भारी ॥

વાનરો તથા રીંછો સાવચેત થવા પામ્યા નહી અને રાક્ષસોનું સૈન્ય તો છેક નજીકજ આવી પોહોચ્યું. એક તો અંધારી રાત અને વળી રાક્ષસો પણ કાળા, તે ઉપરાંત શત્રુઓનો માર પડતો હતો ૧ અને વાનરોને પોતાનો લાંબો કરેલો હાથ પણ સૂઝતો નહોતો, તેથી વાનરો જ્યાં ત્યાં એક બીજાને પોકારવા લાગ્યા. કોઇ વાનર સન્મુખ જઇને લડાઇ કરી શકયો નહી અને રાક્ષસોએ તેઓને મારીને રણભૂમિમાં સૂવાડી દીધા. ૨ કેટલાક વાનરો નાશીને સમુદ્ર કિનારે જતા રહ્યા. આ પ્રમાણે રામચંદ્રજીએ પોતાની સેનાને વ્યાકુળ

જોઇ પોતાનું શારંગ ધનુષ તૈયાર કરી એક બાણ છોડયું તેથી આકાશમાં સૂર્યના જેવો પ્રકાશ થઇ ગયો. ૩ અંધકાર દૂર થઇ જવાથી વાનરો તથા રીંછો રાજી થઇ દાંત કકડાવીને દોડયા અને રાક્ષસો સાથે ભારે હઠપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. ૪

दोहा–शीश शिलातरु करन धारि, काँखन भरि भरि धूरि।
गर्जे भालु बली वदन, धाय धाय नभ दूरि ॥ २०३ ॥

વાનરો તથા રીંછો માથાપર શિલાઓ લઇ હાથમાં વૃક્ષો પકડીને અને કાખમાં ધુળ ભરી ભરીને દોડી દોડીને દૂર આકાશમાં જઇને ગર્જના કરવા લાગ્યા. ૨૦૩

चो०–डारहिं गिरितरुनिशिचरशीशा, दधिघट सम फोरहिं भट कीशा।
चढहिं अनेक कन्धपर जाई, काटहिं कान दृगनि रज नाई ॥
तोरहिं शूल चाप नाराचा, अरिदल अस्त्र न एकौ बाँचा।
शस्त्रहीन रिपुसेन पराई, देखि पवनसुत हंसेउ ठठाई ॥
बैठि अवनि अतिलूम लफाई, अति उतंग दीरघ चौडाई।
तकित खसे निशाचर कैसे, पक्षहीन नभते खग जैसे ॥
गिरत कीशगहि चरण फिरावहिं, पटकि भूमि गाडहिं विहँसावहिं।
तुम्बरि सम अगणित भुज तोरत, अगणित रुण्ड सिंधुमहँ बोरत ॥

તેઓનાં માથાં ફોડી નાંખવા લાગ્યા. અનેક વાનરો તથા રીંછો રાક્ષસોની ખાંધપર ચઢી જઇ તેઓની આંખોમાં ધુળ નાંખીને તેઓનાં નાક કાન કાપી નાંખવા લાગ્યા. ૧ રાક્ષસોનાં ત્રિશૂળો, ધનુષો અને બાણો તોડી નાંખ્યાં તેથી શત્રુઓના સૈન્યમાં એકે અસ્ત્ર કે શસ્ત્ર બચ્યું નહી. રાક્ષસોની સેના શસ્ત્ર વિનાની થઇ જવાથી ભાગવા લાગી, તે જોઇને હનુમાનજી ખડખડીને હસ્યા. ૨ હનુમાનજી પોતાના પૂછડાને ઘણું ફૂલાવી અત્યંત ઉંચું, લાંબું અને જાડું કરીને પૃથ્વીપર બેઠા. જેમ પાંખો વગરનાં પક્ષીઓ આકાશમાંથી પડે તેમ રાક્ષસો આકાશમાંથી હનુમાનજીના પૂછડાના કોટની અંદર પડવા લાગ્યા. ૩ રાક્ષસો પડતાંવાર તેઓના પગ પકડી ફેરવીને પૃથ્વીપર પછાડીને હનુમાનજી બીજા સુભટોને હસાવવા લાગ્યા. વળી હનુમાનજી રાક્ષસોનાં માથાંને તુંબડાંની પેઠે તોડી નાંખીને તેઓનાં અગણિત ધડોને સમુદ્રમાં ફેંકી દેવા લાગ્યા. ૪

दोहा–कोटि बयालिस तमीचर, नारान्तक कर घात।
रामकृपा बल हते खलनि, कपिन बिताई रात ॥ २०४ ॥

રામચંદ્રજીની કૃપાના બળથી વાનરોએ નરાંતકની સેનાના બેંતાળીસ કરોડ રાક્ષસોનો વધ કરીને તે રાત્રિ વીતાડી દીધી. ૨૦૪

चो०–प्रभु तुणीर महँ हरि शर जबहीं, प्रविशे कीन्ह उदय रवि तबहीं।
देखि कटक निज परम बिहाला, नारान्तक भट कोटि कराला ॥
करि बहु सपथ लिये सग वीरा, वर्षत शक्ति उपल गण तीरा।
शर अस्तंभन विपुल पनारे, भये अचल कपिटराहिं न टारे।
लैलै पाश निशाचर धाई, बांधत जिमि चुंगलि शुकपाई ॥
व्याधि पींजरा सम बहुजाना, भरे जान प्रति अयुत प्रमाना।
जे कपि लखैं विपुल बल बंका, ते मूर्च्छित फेकैं गढ लंका ॥
रावण देखि तनयकी करणी, बन्दीजन जिमि भुजबल वरणी ॥

સૂર્યોદય થતાંજ રામચંદ્રજીએ છોડેલું બાણ પાછું આવીને તેમના ભાથામાં પેઠું. નરાંતક પોતાનું સૈન્ય બેહાલ થઇ ગયેલું જોઇને બીજા કરોડો વિકરાળ સુભટોને, ૧ ઘણા સોગંદ દઇને સાથે લીધા. તે વીરો વાનરોની ઉપર સાંગો, પથરાઓ તથા તીરોની ઝડી ચલાવવા લાગ્યા. પછી અનેક સ્તંભન બાણો મારીને વાનરોને એવા અચળ કરી નાંખ્યા કે તેઓ ખસેડયા ખસે પણ નહી. ૨ પછી રાક્ષસોએ પાશ લઇ લઇને દોડી આવીને જેમ પારધીઓ પોપટને બાંધી લઇ પાંજરાંમાં પૂરે, તેમ તેઓ હજારો વાનરોને બાંધી બાંધીને કેદ કરવા લાગ્યા. મૂર્છિત થયેલા વાનરોમાં જે અત્યંત બળવાળો વીર વાનર જોવામાં આવતો તેને નરાંતક લંકામાં ફેંકતો હતો, એવી નરાંતકની કરણી જોઇને રાવણ બંદીજનની પેઠે તેના ભુજબળની પ્રશંસા કરવા લાગ્યો. ૪

दोहा–हरि इच्छा जानै न कस, सुतहिं सराहत मूढ।
कालविवश मति संभ्रमित, सुनहु ऋषय बुधि गूढ ॥ २०५ ॥

યાજ્ઞવલ્કય ઋષિ કહે છે કે–હે ગૂઢ બુદ્ધિવાળા ભરદ્વાજ મુનિ ! કાળને વશ્ય થયેલા મુર્ખ રાવણની બુદ્ધિ ભ્રમિત થઇ ગયેલી હોવાથી તે પ્રભુની ઇચ્છા નહી જાણતાં પુત્રનાં વખાણ કરતો હતો. ૨૦૫

चो०–अंगद हनुमान जब जागे, नारान्तक सन जूझन लागे।
क्षण इक कीशन पायउ लरई, पुनि शर हति मूर्च्छावश करई ॥
याम युगल तेहिकर बरदाना, राखेउ तोहि कारण भगवाना।
रिपुहि खिलावत रघुकुलकेतु, पालक बुधि वागी श्रुति सेतु ॥

सो युगयाम गये जब बीती, तब रघुवीर सजी जयरीती ।
हाँक देइ कपि भालु जगाये, भये विगत मूर्च्छा सब धाये ॥
हनुमान अंगद जब जागे, राम लषण चरणन अनुरागे ।
प्रभुपद शीश रहे धरि कीशा, तब हँसि बोले श्रीजगदीशा ॥

જ્યારે અંગદ તથા હનુમાનજીની મુર્છા વળી, ત્યારે તેઓ પાછા નરાંતકની સાથે લડવા લાગ્યા. તેઓ એક ક્ષણવાર પણ લડયા નહી એટલામાં તો તેઓને પાછાં બાણ મારીને મુર્છિત કરી નાંખ્યા. ૧ નરાંતકને બે પોહોર સુધી નહી જીતી શકવાનું વરદાન હોવાથી ભગવાને તેને તેટલા વખત સુધી બળવાન રાખ્યો. દેવતાઓએ આપેલાં વરદાનોનું તથા શ્રુતિઓની મર્યાદાનું પાલન કરનારા રામચંદ્રજી એ રીતે શત્રુને ખેલવતા હતા. ૨ નરાંતકના વરદાનનો બે પોહોર વખત વીતી ગયો, એટલે રામચંદ્રજીએ જય કરવાની રચના રચી. તેમણે હાંક મારીને વાનરો તથા રીંછોને જાગૃત કરતાં તેઓની મુર્છા ઉતરી ગઇ, અને દોડી આવ્યા. ૩ હનુમાનજી અને અંગદની મુર્છા ઉતરી, એટલે તેઓએ રામ લક્ષ્મણનાં ચરણોમાં માથાં નમાવતાં શ્રી રામચંદ્રજી હસીને બોલ્યા કે-૪

सो०-विधि वाचा लगि आज, तात तुमहिं मूर्च्छाभई ।
पुनि कहि प्रभु रघुराज, अब श्रम स्वप्नेहुँ अनत नहिं ॥ १९ ॥

"હે તાત ! બ્રહ્માના વરદાનને લીધે આજ તમોને આટલી મુર્છા રહી. પણ હવે તમોને સ્વપ્નમાં પણ પરિશ્રમ પડશે નહી.

चो०-तुमहि सुमिरि अंगद हनुमाना, जितिहैं जगत मनुज रणनाना ।
असवर जबहिं रमापति भाषा, सुनत गिरा हरषे मृगशाखा ॥
कहेउ बहोरि वचन रघुवीरा, सुनु अंगद हनुमत रणधीरा ।
तात तुरत तुम उभयसिधावहु, लंक गये कपि तिन्हैं छुटावहु ॥
सुनि दोउ भट गहि शैल विशाला, सुमिरि कोशलाधिश कृपाला ।
सपदि कीश गढ पर चढिगये, देखि लँक महँ खरभर भये ॥
सकल कपिनकै मूर्च्छा बीती, तोरि पाश भजि राम सप्रीती ।
वायुसूनु युवराज निहारी, हरषे कहि जय जयति खरारी ॥

હે અંગદ તથા હનુમાનજી ! જગતમાં જે મનુષ્યો તમારૂં સ્મરણ કરશે તેઓ અનેક પ્રકારનાં યુદ્ધોમાં જીતશે." રામચંદ્રજીનાં એવું વરદાન સાંભળીને વાનરો હર્ષ પામ્યા. ૧ પછી રામચંદ્રજી બોલ્યા કે-" હે રણધીર અંગદ તથા હનુમાનજી ! સાંભળો. હે તાત ! તમો બન્ને લંકામાં જાઓ, અને

ત્યાં જે વાનરો કેદ પકડાયા છે તેઓને છોડાવી લાવો," ૨ એ સાંભળીને બન્ને વીરો મોટા પર્વતો લઇ કૃપાળુ રામચંદ્રજીનું સ્મરણ કરીને તુરત ગઢપર ચઢી ગયા. તેઓને જોઇને લંકામાં ખળભળાટ થઈ રહ્યો. ૩ તે સમયે સર્વ વાનરોની મુર્છા વળી જવાથી તેઓએ પ્રીતિપૂર્વક રામચંદ્રજીનું સ્મરણ કરીને બંધન તોડી નાંખ્યાં, અને અંગદ તથા હનુમાનજીને જોઈ રાજી થઇને 'જય જય રામજી' એમ પોકારવા લાગ્યા. ૪

दोहा–मेप वरूथहि पाइ जिमि, वृकगण करहिं सँहार ।
तिमिमर्दहिंदनुजनसुभट, कीश भालु बरियार ॥ २०६ ॥

જેમ વરૂઓ ( નાહરો ) ઘેટાંના ટોળાને જોઇને તેઓનો સંહાર કરી નાંખે તેમ વાનરો તથા રીંછો રાક્ષસોના સમૂહનું મર્દન કરવા લાગ્યા. ૨૦૬

चौ०–याम एक वासर अवशेपा, कह अंगद कीशन तन देखा ।
चलिय तात अब जहँ सुरभूपा, देखिय पदपाथोज अनूपा ॥
अंगदवचन पवनसुत भाये, सपदिसहित दल प्रभुपहँआये ।
निशिचरकोटि नरान्तक संगा, करत रहे बहु विधि रणरंगा ॥
माया करि निजगात बचावहिं, जहँ तहँ खल रावण यश गावहिं ।
अदितिनन्द लखि तिनकर माया, सभय भये जाना रघुराया ॥
दीनानाथ अनुजहि अनुशासन, उठे नमित गहि विशिख शरासन ।
अहिपति कहेउ तिष्ठ क्षण एका, तैं कीन्हे रण खेल अनेका ॥

જ્યારે એક પોહોર દિવસ બાકી રહ્યો ત્યારે અંગદ વાનરોનાં શરીર સામે જોઇને બોલ્યો કે-" તાત ! હવે આપણે રામચંદ્રજીની પાસે જઇને તેમનાં ચરણ કમળોનાં દર્શન કરીએ." ૧ એવાં અંગદનાં વચનો હનુમાનજીને ગમ્યાં, તેથી તુરત તેઓ સર્વ સેના સહિત રામચંદ્રજીની પાસે દોડી આવ્યા. નરાંતકની સાથેના કરોડો રાક્ષસો તો યુદ્ધ મચાવી રહ્યા હતા. ૨ તેઓ માયા કરીને પોતાનાં શરીરોનો બચાવ કરતા હતા અને જ્યાં ત્યાં ખળ રાવણના યશ ગાવા લાગ્યા. તેઓની માયા જોઇને દેવતાઓ ભય પામ્યા તે વાત રામચંદ્રજીએ જાણી. ૩ તેથી દીનાનાથ પ્રભુએ લક્ષ્મણજીને આજ્ઞા આપતાં તે તેમને માથું નમાવી ધનુષ બાણ લઇને ચાલ્યા. લક્ષ્મણજીએ નરાંતકને કહ્યું કે-" તેં યુદ્ધમાં અનેક ખેલ કર્યા, પણ હવે તું ફક્ત એક ક્ષણવાર મારી સામે ઉભો રહે. ૪

छं०—तैं कीन्ह खेल अनेक विधि अवतिष्ठ खल रण भूथला।
इमि कहि अहीश चढाइ धनु शर करन निशिचर दलमला॥
निज अनी निरखि निदान हरिअरि सुवन धावारिसि भरा।
डारत अनेक नराच प्रभु पर शिलातरु वर भूधरा॥ २९॥
रघुवीर अनुज प्रवीण खल बल दलन श्रुति यश गावहीं।
तरु उपल गिरि अरि तीर उपरहि बाण लषण चलावहीं॥
रिपु शस्त्र अस्त्र अनेक आयुध कनक करि करि डारहीं।
सुरगण प्रफुल्लित सुमन झरि करि जयाति लषण पुकारहीं॥

હે ખળ! તેં અનેક પ્રકારના ખેલ કર્યા પણ હવે રણભૂમિમાં એક ક્ષણવાર ઉભો રહે." એમ કહીને લક્ષ્મણજીએ ધનુષપર બાણો ચઢાવીને રાક્ષસોની સેનાનો સંહાર કરવા માંડ્યો. નરાંતક પોતાની સેનાનો નાશ થતો જોઇને ક્રોધે ભરાઇને લક્ષ્મણજી સામે દોડીને તેમના ઉપર અનેક બાણો શિલાઓ, વૃક્ષો અને પર્વતો ફેંકવા લાગ્યો. ખળજનોના બળને નષ્ટ કરવામાં પ્રવીણ એવા લક્ષ્મણજી કે જેમના યશને શ્રુતિઓ પણ ગાય છે. તે રાક્ષસોનાં વૃક્ષો, પથરાઓ, પર્વતો અને તીરો ઉપર પોતાનાં બાણો ફેંકવા લાગ્યા, તેથી શત્રુઓનાં અનેક અસ્ત્ર શસ્ત્ર તથા બીજાં આયુધોના ચુરેચુરા થઇ ગયા. એ જોઇને પ્રફુલ્લિત થયેલા દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરીને ' જય જય લક્ષ્મણજી ' એમ પોકારવા લાગ્યા.

दोहा—मायापतिके अनुज सन, माया करत अयान।
लागत न एको जान जिय, तबखल निकट तुलान॥ २०७॥

માયાના પતિ રામચંદ્રજીના ભાઈની સાથે અજ્ઞાન નરાંતક માયા કરવા લાગ્યો,' પણ એકે માયા લાગુ નહી પડવાથી એ દુષ્ટ રાક્ષસ લક્ષ્મણજીની પાસે આવ્યો. ૨૦૭

चो०—हना लषणउर पविसमसायक, लगतगिरे रणमहि अहिनायक।
पुनिखलदलभा प्रबल अपारा, भक्षणलाग भालुकपिधारा॥
चले पराय कीश भय भीता, अब न बचब करि काल प्रतीता।
निशिचर धारि भालुकपिवेषा, लागे खान कपिन अस देखा॥
कपि डर कीश भालु डर ऋक्षा, आपु आपु भय मिलन अनिक्षा।
कोउ न काहु निकट नियराई, जो जेहि पाव ताहि तेहि खाई॥

पुनि भटसाधि विभीषणरूपा, गहि अंगद हनुमत कपिभूपा।
काहु न यह माया कछु जानी, कपट मिलाप विभीषण ठानी॥

નરાંતકે લક્ષ્મણજીની છાતીમાં એક વજ્ર જેવું બાણ માર્યું, તે વાગતાંજ લક્ષ્મણજી મુર્છા ખાઈ પડી ગયા. તેથી રાક્ષસો ઘણા બળવાન થઇને રીંછો તથા વાનરોને ખાઇ જવા લાગ્યા. ૧ ' આપણો કાળજ આવી પોહોચ્યો છે, હવે આપણે બચવાના નથી ' એવી રીતે બોલતા વાનરો ભયભીત બનીને નાસવા લાગ્યા. રીંછો તથા વાનરોને એમ દેખાવા લાગ્યું કે રાક્ષસો વાનર તથા રીંછનાં રૂપ ધરીને આપણને ખાઈ જાય છે. ૨ તેથી વાનરો વાનરોને જોઇને અને રીંછો રીંછોને જોઇને ડરવા લાગ્યા, એક બીજાને મળવાને પણ ઇચ્છતા નહી. કોઇ કોઇની પાસે જાય નહી જેના હાથમાં જે આવે તેને તે ખાઈ જાય. ૩ પછી નરાંતકે વિભીષણનું રૂપ લઇને અંગદ, હનુમાન તથા સુગ્રીવને પકડવા ગયો. તેની માયા કોઇના જાણવામાં આવી નહી, સર્વે વિભીષણ ધારીને તેને મળ્યા. ૪

दोहा—तेहि अवसर जागे लषण, देखा सेनविनाश।
अहिरावण छल पवनसुत, समुझत उडा अकाश॥ २०८॥

તે સમયે લક્ષ્મણજીની મુર્છા ઉતરવાથી જાગૃત થતાં તેમણે પોતાની સેનાનો નાશ થઈ ગયેલો જોયો. પછી હનુમાનજીએ અહિરાવણના જેવું આ પણ કપટ છે એમ સમજીને તે આકાશમાં ઉડયા.

चौ०—गरजेउ जाय भयंकर भारी, फटेउ हृदय सुनि निशिचर झारी।
मायाहृत शर लषण पवारा, उघरे कपटकपाट अपारा॥
नारान्तककै माया बीती, गयउ यज्ञशाला अतिप्रीती।
खोजिसि तब सामग्री ताकी, कीन्ह अरम्भ विजय निजताकी॥
यज्ञ आसुरी तेहि तब ठाना, पशु समूह बलि कारण आना।
भये निशामुख श्रम वश सैना, फिरे सुमिरि सब राजिवनैना॥
तुरत अहीश रामपहँ आये, सहित अनी प्रभु पद शिर नाये।
कृपाअयन निरखे मृगशाखा, प्रभु श्रम छीनदीन अभिलाषा॥

હનુમાનજીએ આકાશમાં જઇને ભારે ગર્જના કરી તે સાંભળીને રાક્ષસોનાં હૃદય ફાટવા લાગ્યાં. પછી લક્ષ્મણજીએ માયાને દૂર કરનારૂં એક બાણ મારતાંજ નરાંતકનું કપટરૂપી કમાડ ઉઘડી ગયું. ૧ નરાંતકની માયા દુર થઇ જવાથી તે ત્યાંથી પ્રીતિપૂર્વક યજ્ઞશાળામાં ગયો અને યજ્ઞની સર્વ સામગ્રી શો-

ધી મંગાવીને પોતાનો વિજય થવાને વાસ્તે યજ્ઞનો આરંભ કર્યો. ૨ તેણે આસુરી યજ્ઞ કરવા માંડેલો હોવાથી બલિદાન દેવાને વાસ્તે અનેક પશુઓ મંગાવ્યાં. શ્રમ વશ્ય થયેલી વાનરોની સેના રાત્રિ પડવાથી રામચંદ્રજીનું સ્મરણ કરતી પાછી ફરી. ૩ લક્ષ્મણજી સેના સહિત રામચંદ્રજીની પાસે આવ્યા અને સર્વે પ્રભુને પગે લાગ્યા. રામચંદ્રજીએ સેના સામું કૃપા દૃષ્ટિથી જોયું કે તુરત સર્વનો શ્રમ ટળી જઇ ઉત્સાહ આવ્યો. ૪

दोहा—टिकहु थलनि सबसन कहा, सुखसागर रघुनाथ।
पाय सु आयसु भालु कपि, चले सुमिरि गुण गाथ ॥२०९॥

સુખના સમુદ્રરૂપ રામચંદ્રજીએ સર્વને પોતપોતાના સ્થાનપર જવાનું કહેતાં સર્વે રીંછો તથા વાનરો શ્રી રામચંદ્રજીનું સ્મરણ કરતા પોતપોતાને ઠેકાણે ગયા. ૨૦૯

चो०—तब रघुराज अनुज उरलावा, निज आसन समीप बैठावा।
मघवासुत सुत अरु हनुमाना, इनसम भाग्यवंत नहिं आना॥
अमलाम्बुज पदगाहे निजपानी, परशे सबनि सनेह भवानी।
जाम्बवन्त लंकेश हरीशा, प्रभुसमीप सब मुदित मुनीशा ॥
अनुज सखा नारान्तक करणी, युद्ध प्रबलता बहु विधि वरणी।
शिवप्रताप तेहि अमितप्रतापा, मरण न दीन्हे बहुसन्तापा ॥
सुने वचन रघुपति मुसकाने, अति सनेह हरिचरित बखाने।
सुनहु सकल हम शम्भुनआना, जिनहिं भेदते वश अज्ञाना ॥

પછી રામચંદ્રજીએ લક્ષ્મણજીને છાતીએ લગાવીને પોતાના આસનની પાસે બેસાડયા. અંગદ અને હનુમાનજીના જેવો ભાગ્યશાળી તો બીજો કોઇ પણ નહી. ૧ હે પાર્વતી ! તેઓ રામચંદ્રજીનાં નિર્મળ ચરણ કમળોને પોતાના હાથથી ઝાલીને દાબવા લાગ્યા. હે ભરદ્વાજ મુનિ ! જાંબવાન, વિભીષણ અને સુગ્રીવ એઓ આનંદથી રામચંદ્રજીની પાસે બેઠા હતા. ૨ લક્ષ્મણજીએ, વિભીષણે અને સુગ્રીવે નરાંતકની કરણી તથા તેની યુદ્ધ સમયની પ્રબળતા ઘણી ઘણી રીતે વર્ણવીને કહ્યું કે “સદાશિવના પ્રતાપથી નરાંતકનો પ્રભાવ અપાર છે, તેથી તેનું મરણ થતું નથી અને આપણને બહુ દુઃખ દે છે.” ૩. તેઓનાં વચનો સાંભળીને રામચંદ્રજી હસ્યા અને અત્યંત પ્રેમથી સદાશિવનાં ચરિત્રોનાં વખાણ કરવા લાગ્યા. પછી તે બોલ્યા કે—

"તમે સર્વે સાંભળો. હું અને સદાશિવ જુદા નથી, અમારામાં જે ભેદ ગણે છે તેને અજ્ઞાન જાણવો. ૪.

दोहा—जे सुमिरहिं शिवसह उमा ते जानहु ममप्रीय ।"
शंकर भजहिं सो मोहिं भजहिं, मोहिं सो शंभु अतीय ॥२१०॥

જે પાર્વતી સહિત સદાશિવનું સ્મરણ કરે છે તે મને પણ પ્રિય છે, જે સદાશિવનું ભજન કરે છે તે મારૂંજ ભજન કરે છે એમ જાણજો. સદાશિવ મારાથી પણ અધિક છે. ૨૧૦

चो०—चारि पदारथ करतल ताके, बसहिं महेश उमा उर जाके ।
जो मम प्रण शिव सदानिबाहा, सो जय देव न संशय आहा ॥
सुख कलत्र जय विजय विभूती, शंकर सुमिरत होय अकूती ।
भक्ति मोरि शंकर आधीना, जलाधीन जिमि जीवन मीना ॥
कह आश्चर्य नरान्तक एहा, मोपर गिरिपति परम सनेहा ।
सुमिरहु सदा विश्व इक नाथा, कपट त्यागि नावहु सब माथा ॥
होइहि विजय धीर मन धरहू, वेगि उपाव पाव सुख करहू ।
शंभुउपासन कर मम दासा, तात हृदय धरि दृढ विश्वासा ॥

જેના હૃદયમાં શિવ તથા પાર્વતી વસે છે, તેને ચારે પદાર્થો (ધર્મ, અર્થ, કામ અને મોક્ષ) હથેળીમાંજ છે. જે સદાશિવે મારૂં 'પણ' રાખેલું છે તેજ આપણને વિજય આપશે, એમાં કશો સંદેહ નથી. ૧ સુખ, સ્ત્રી, વિજય અને ઐશ્વર્ય એ સર્વ સદાશિવનું સ્મરણ કરતાં સહજ પ્રાપ્ત થાય છે. જેમ માછલાંનું જીવન જળને આધીન છે, તેમ મારી ભક્તિ સદાશિવને આધીન છે. ૨ નરાંતક એવો બળવાન છે તેમાં શી નવાઇ છે? મારાપર સદાશિવનો ઘણો પ્રેમ છે. તમે સર્વ કપટ તજીને એક સદાશિવનું સ્મરણ કરો અને તેમનેજ માથાં નમાવો. ૩. તેથી આપણો વિજય થશે, મનમાં ધીરજ ધરો અને સુખને વાસ્તે જલદી ઉપાય કરો. હે તાત! જે શંકરની ઉપાસના કરે છે તે મારા દાસ છે, તે વિષે તમે હૃદયમાં દૃઢ વિશ્વાસ રાખજો. ૪

दोहा—जो नर चाहत भक्ति मम, सो छल कपट दुराइ ।
शिवासमेत गिरीशपद, निशिदिन रहु मनलाइ ॥२११॥

જે માણસ મારી ભક્તિને ઇચ્છતા હોય તેઓએ છળ કપટ તજીને સદાશિવ તથા પાર્વતીના ચરણોમાં રાત દિવસ મન લગાવીને રહેવું જોઇએ.૨૧૧

चौ०-मन क्रम वचन शम्भुपदआशा, करहिं ताहि उर सब गुणवासा।
निर्भय करि जो हरिपद नेहू, ता उर रमासहित मम गेहू ॥
भववारिधि लाँघहिं विनु खेवहिं, यह विचारिबुध जन भव सेवहिं।
भवभंजन यह हित उपदेशा, अनुजहि सखहि बुझाव रमेशा ॥
ध्रुववाणी सुनि अति सुख पावा, अहिपति रामचरण शिरनावा।
अंगद हनूमान नल नीला, कपिपति अरु ऋक्षेशसुशीला ॥
सहित विभीषण राजन साता, सुन श्रीमुख हरयश विख्याता।
रामहिं शिवहिं एक जे जाने, भयतजि नाम जपत हरषाने ॥

જે મન કર્મ વચનથી શંકરનાં ચરણો સેવે છે તેના હૃદયમાં સઘળા ગુણો નિવાસ કરે છે. જે નિર્ભયપણે શંકરનાં ચરણોમાં પ્રેમ રાખે છે તેના હૃદયમાં લક્ષ્મી સહિત મારો નિવાસ છે. ૧ એવા માણસો વગર પ્રયાસે આ ભવસાગર તરી જાય છે એમ વિચારીને ડાહ્યા માણસો સદાશિવને ભજે છે." જન્મ મરણને નષ્ટ કરનારો એવો હિતકારી ઉપદેશ રામચંદ્રજીએ લક્ષ્મણજીને તથા સુગ્રીવ અને વિભીષણને કહી સંભળાવ્યો. ૨ રામચંદ્રજીની અચળ વાણી સાંભળીને તેઓ ઘણું સુખ પામ્યા અને લક્ષ્મણજીએ રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું, અંગદ, હનુમાનજી, નળ, નીલ, સુગ્રીવ, જાંબવાન, ૩. અને વિભીષણ એ સાત જણા શ્રી રામચંદ્રજીના મુખથી સદાશિવના યશ સાંભળીને રામચંદ્રજી અને શંકરને એકરૂપ જાણી નિર્ભય થઇ આનંદથી રામનામનો જપ કરવા લાગ્યા. ૪

दोहा-कहत सुनत इतिहास शुचि, निशि बीती युगयाम।
खगपति आये देवऋषि, जित शोभित श्रीराम ॥२१२॥

હે ગરૂડજી! એવો પવિત્ર ઉપદેશ કહેતાં તથા સાંભળતાં બે પહોર રાત વીતી ગઇ. તે સમયે રામચંદ્રજીની પાસે નારદજી આવ્યા. ૨૧૧

चा०-राम लषण सुखसीव विराजे, मार अपार निहारत लाजे।
निरखि मानि मुनिहृदयसनाथा, उठे हरषि प्रभु रघुकुलनाथा ॥
शीशनाइ प्रभु आसन दीन्हा, आशिष पाइ हर्षि हित कीन्हा।
मुनि नीके हरिरूप विलोका, यथा इन्दु लखि सुखलह कोका ॥
पुलकि गात तब कह ऋषिराजा, सुनहु नाथ आयउँ जेहि काजा।
चतुरानन पठवा मोहिं स्वामी, यदपि कृपानिधि अन्तर्यामी ॥

सदा अनाथ नाथ भगवाना, विनय विरंचि करिय परिमाना ।
जबलगि होन प्रभात न पावहिं, तबलगि हरिहरिसुत लै आवहिं ॥

એવા સુખની સીમારૂપ રામ લક્ષ્મણજી બિરાજ્યા હતા જેમને જોઇને અનેક કામદેવો પણ લજાય તેઓને જોઇને નારદજી મનમાં કૃતાર્થ થયા. નારદજીને જોઇને રામચંદ્રજી હર્ષ પામીને ઉઠયા.૧ પ્રભુએ માથું નમાવીને તેમને આસન આપ્યું અને નારદજીની આશિષ પામીને હર્ષથી પોતાનું હિત માન્યું. જેમ ચકોર પક્ષી ચંદ્રને જોઇને સુખ પામે તેમ નારદજી રામચંદ્રજીને જોઇને સુખ પામ્યા. ૨ પછી નારદજીએ પુલકાયમાન થઇને કહ્યું કે-" હે નાથ ! હું જે કામને વાસ્તે આવ્યો છું તે સાંભળો. હે કૃપાનિધિ ! જો કે તમે અંતર્યામી છો તોપણ મને બ્રહ્માએ અહીં મોકલ્યો છે. ૩ હે સર્વદા અનાથોના નાથ ભગવાન ! બ્રહ્માની વિનંતિ ધ્યાનમાં ધરો, અને પ્રભાત થતા પહેલાં કોઇ વાનર સુગ્રીવના પુત્ર દધિબળને અહીં લઇ આવે એવો ઉપાય કરો. ૪

दोहा–जपत निरन्तर नाम तब, सो जानहु भगवान ॥
विधि वर हित इतआनिये, तेहि कहँ कृपानिधान ॥ २१३ ॥

હે કૃપાનિધાન ! એ દધિબળ નિરંતર તમારૂં નામ જપે છે તે તમે જાણો છો. બ્રહ્માએ નરાંતકને વરદાન આપેલું છે વાસ્તે દધિબળને અહીં બોલાવો. ૨૧૩

चौ०–नरान्तक वध है तेहि हाथा, दधिबल नाम भक्त तव नाथा ।
नाथ बहुत यहि खलहि खिलावा, रण विलोकि देवन दुखपावा ॥
अब रघुवीर करहु सोई बाता, विनु प्रयास रिपु मरइ प्रभाता ॥
तेहि सन तुमहिं न सोह लराई, दधिबल सम्मुख करहु बुलाई ॥
सविनय नाइ शीश वर भाषी, गवने मुनि प्रभु छवि उरराखी ।
नारद गये जबहिं विधि लोका, वायुतनयतन राम विलोका ॥
तात तुरत तुम गवनहु तहवाँ, वारिधिमह धौरागिरि जहवाँ ।
तहँ दधिबल रह ध्यान लगाये, बहुत दिवस चलिगये सुभाये ॥

હે નાથ ! એ તમારા ભક્ત દધિબળને હાથે નરાંતકનું મરણ છે. હે પ્રભુ ! એ ખળને યુદ્ધમાં બહુ ખેલાવ્યો છે, તેનું યુદ્ધ દેખીને દેવતાઓ દુઃખ પામ્યા છે. ૧. હે રઘુનાથજી હવે એ શત્રુ વગર પ્રયત્ને પ્રભાતમાંજ મરણ પામે એટલા માટે મેં કહ્યો તે ઉપાય કરો. તમે નરાંતકને મારી નાંખ-

વાને સમર્થ છો, પણ તેની સાથે લડાઈ કરવી આપને શોભે નહી માટે દધિબળને બોલાવીને તેની સામે કરી દો." ૨. એ પ્રમાણે નારદજી શ્રેષ્ઠ ભાષણથી રામચંદ્રજીને વિનંતિ કરીને પછી હૃદયમાં તેમની છબિ રાખીને ત્યાંથી ગયા. નારદજી ગયા એટલે રામચંદ્રજીએ હનુમાનજીની સામે જોઇને કહ્યું કે–૩. "તાત! તમે જ્યાં સમુદ્રની અંદર ધવળગિરિ છે ત્યાં જાઓ. ત્યાં દધિબળ મારૂં ધ્યાન ધરી રહ્યો છે, ધ્યાન કરતાં તેને ઘણા દિવસ વીતી ગયા છે. ૪

दोहा–अहै तपोबल तेजस्वी, तात तासु ढिगजाइ ।
मन प्रसन्न करि चतुराई, आनहु वेगि बुलाइ ॥ २१४ ॥

હે તાત હનુમાનજી! એ દધિબળ તપોબળને લીધે ઘણો તેજસ્વી છે માટે તેની પાસે જઇ ચતુરાઇથી તેનું મન પ્રસન્ન કરીને તેને જલદી અહીં બોલાવી લાવો." ૨૧૪

चो०–पवनकुमार पाइ अनुशासन, चले वन्दि पद हरपि उदासन ।
वेगवन्त धावा कपि कैसे, वर नराच दधिसुतते जैसे ॥
लोक अर्ध घटिका तेहि ठामा, पहुँचे वायुपुत्र बलधामा ।
देखि तरणिसम तासु प्रकाशा, ठाढ भयउ कपि मंदिरपासा ॥
दण्ड युगल कपि अस्थित रहेऊ, हियमहँ राम राम अस कहेऊ ॥
उत रण होइ होत प्रभाता, इत इनकर चित हरिपद राता ॥
क्षण इक कपि मन कीन्ह विचारा, प्रभुपहँ चलिये कवन प्रकारा ।
जो गृहसहित चलहुँ लै येही, नहिं अस आयसु भक्त सनेही ॥

એ પ્રમાણે રામચંદ્રજીની આજ્ઞા થતાં હર્ષ પામી રામચંદ્રજીનાં ચરણોમાં પ્રણામ કરીને હનુમાનજી ચાલ્યા. તે જેમ શ્રેષ્ઠ બાણ દોડે તેમ દધિબળ પાસે જવાને ઘણા વેગથી દોડયા. ૧ બળના ધામરૂપ હનુમાનજી સાડા ત્રણ ઘડીમાં દધિબળ પાસે જઈ પોહોંચ્યા. તેનો સૂર્યના જેવો પ્રકાશ જોઇને હનુમાનજી તેના આશ્રમ પાસે ઉભા રહ્યા. ૨ હનુમાનજી હૃદયમાં 'રામ રામ' એમ જપ કરતા ત્યાં બે ઘડી સુધી ઉભા રહ્યા. લંકામાં પ્રભાત થતાંજ યુદ્ધ થવાનું છે અને અહીં હનુમાનજીનું મન પ્રભુનાં ચરણોમાં પ્રેમ લગાવી રહ્યું છે. ૩ હનુમાનજી ક્ષણવાર મનમાં વિચાર કરવા લાગ્યા કે–"હવે હું દધિબળને રામચંદ્રજીની પાસે શી રીતે લઇ જાઉં? જો એને ઘર સહિત અહીંથી ઉપાડી જાઉં તો તેમ કરવાની પ્રભુની આજ્ઞા નથી." ૪

दोहा–बुध जन शीश शिरोरतन, अति लजात मुनिराउ ॥
ताहि जगावन हेत तब, कीन्हे अमित उपाउ ॥ २१५ ॥

હે ભરદ્વાજમુનિ ! ડાહ્યા માણુસોના શિરોમણિ હનુમાનજીએ અત્યંત લજાતાં લજાતાં દધિબળને ધ્યાનમાંથી જગાડવાને વાસ્તે અનેક ઉપાયો કર્યા.૨૧૫

चो०–अचल ध्यान कपि तासु प्रमाना, तजि प्रवीणता भजि भगवाना ।
रामचरण चित कपि वर दयऊ, दण्ड एक औरो चलिगयऊ ॥
विधिप्रेरित दधिबल लघु शंका, करन उठेउ देखा भट बंका ।
जय श्रीराम वायुसुत बोला, सुनि दधिबल निज लोचन खोला ॥
बूझि हरिहि कीशहि उरलाई, कही परस्पर दोउ कुशलाई ।
पुनि हनुमान कहेउ सुन भ्राता, चलहु विलोकन त्रिभुवन त्राता ॥
मानुज नाथ सुखद पद कंजा, जिन मकरन्द शिला अघगंजा ।
जेहि लगि तप कीन्हेउ वहुकाला, सो तुमपर अनुकूल कृपाला ॥

દધિબળનું અચળ ધ્યાન જાણીને હનુમાનજી પોતાની પ્રવીણતા છોડી દઇને રામચંદ્રજીનું ભજન કરવા લાગ્યા અને રામનાં ચરણોમાં ચિત્ત લગાવ્યું. તેટલામાં બીજી એક ઘડીપણ વીતી ગઇ. ૧ દૈવની પ્રેરણાથી દધિબળ લઘુશંકા કરવાને ઉઠયો તેને રણબંકા હનુમાનજીએ જોઇને 'જય શ્રીરામ' કહ્યું. એ સાંભળીને દધિબળે આંખ્યો ઉઘાડી. ૨ દધિબળે હનુમાનજીને છાતીએ લગાવીને બન્નેએ પરસ્પર કુશળતા પૂછી. પછી હનુમાનજી બોલ્યા કે—" ભાઇ ! સાંભળો. ત્રૈલોકયના રક્ષક રામચંદ્રજીનું દર્શન કરવાને ચાલો. ૩ લક્ષ્મણજી સહિત રામચંદ્રજીનાં ચરણકમળો કે જેણે પોતાની ચરણરજથી અહલ્યાનું પાપ નષ્ટ કરી નાંખ્યું અને જેને માટે તમે બહુ કાળ સુધી તપ કર્યું છે, તે કૃપાળુ રામચંદ્રજી તમોને અનુકુળ થયા છે. ૪

दोहा–धूरजटी हृदमानसर, वसत हंस इव जोइ ॥
सादर तुम कहँलेन लगि, पठवा माहिं प्रभुसोइ ॥ २१६ ॥

જે સદાશિવના હૃદયરૂપી માનસ સરોવરમાં હંસની પેઠે વસેછે, તે પ્રભુ રામચંદ્રજીએ પ્રીતિપૂર્વક તમને લઈ જવાને વાસ્તે મને અહીં મોકલ્યો છે."

चो०–सुनि शुभ वचन सुकंठ कुमारा, हरि पहँ हरिसँग तुरत सिधारा ।
आये नाथ निकट मृगशाखा, देखे पद जे हर हिय राखा ॥
रहेउ चरण गहि प्रीति समेता, दधिबल निरखेउ कृपानिकेता ।

सानुज हर्षि मिले सुखकंजा, तासु पाणिगहि निज कर कंजा ॥
बैठे ताहि निकट बैठावा, तेहि अवसर सुकंठ तहँ आवा।
निरखि तनय कपि पति हरपाना, मिलत प्रेम नहिं जाय बखाना ॥
गइमणि पन्नग जनु पुनि पाई, देही देह मीन जलजाई।
सुख सुग्रीव लहेउ प्रभु भेटे, अवगुण तीन ताहि क्षण मेटे ॥

એવાં હનુમાનજીનાં શુભ વચનો સાંભળીને સુગ્રીવનો પુત્ર દધિબળ હનુમાનજીની સાથે રામચંદ્રજી પાસે જવાને ચાલ્યો. બન્ને જણે રામચંદ્રજીની પાસે આવીને તેમનાં ચરણો કે જેને સદાશિવે હૃદયમાં રાખ્યાં છે તેનાં દર્શન કર્યાં. ૧ દધિબળ કૃપાના ધામરૂપ રામચંદ્રજીને જોઇને પ્રીતિપૂર્વક તેમનાં ચરણ પકડી રહ્યો, લક્ષ્મણજી સહિત સુખના પુંજરૂપ રામચંદ્રજી પોતાના હસ્તકમળવડે દધિબળના હાથ ઝાલીને મળ્યા. ૨ રામલક્ષ્મણે બેશીને દધિબળને પાસે બેસાડયો. તે સમયે સુગ્રીવ ત્યાં આવ્યો. તે પોતાના પુત્રને જોઇને ઘણો હર્ષ પામ્યો, તેને મળતી વખતના પ્રેમનાં વખાણ કરી શકાય તેમ નથી. ૩ જેમ ખોવાએલો મણિ પામીને સર્પ રાજી થાય, જેમ ગયેલા પ્રાણ પાછા પામીને દેહ રાજી થાય, અને જેમ જતું રહેલું જળ પામીને માછલું રાજી થાય, તેમ દધિબળને દેખીને સુગ્રીવ સુખ પામ્યો. દધિબળ રામચંદ્રજીને મળ્યો તેજ ક્ષણે તેના ત્રણે પ્રકારના તાપ ટળી ગયા. ૪

सो०—दधिबल वालिकुमार, मिले परस्पर हर्षिहिय ॥
भयउ आइ भिनुसार, न्हाइ सबनि प्रभुपद गहे ॥

દધિબળ અને અંગદ પણ હૃદયમાં હરખાઇને પરસ્પર મળ્યા. એટલામાં પ્રભાત થતાં સર્વે યોદ્ધાઓએ ન્હાઇ આવીને રામચંદ્રજીનાં ચરણો પકડ્યાં.

दो०—जहँ तहँ समर करन बनचारी, चले कहत जय लपण खरारी।
यहां नरान्तक प्रात प्रबोधा, रथ चढि चलेउ भयंकर योधा ॥
निशिचर अनी सुभटँ संगताके, आयुध अखिल भयानक वाके।
महि संग्राम निशाचर ठाढे, असित मेघसम अति रिसबाढे ॥
करि माया तेइं गात छिपावा, भयउ प्रगट जब प्रभुढिग आवा।
दधिबल लखा सखा चलिआयउ, भुजा पसारि हर्षि उठि धायउ ॥
नरान्तकहु दीख गुरु भाई, मुदित मिले उर उभय अघाई।
कहि सप्रेम बूझि कुशलाता, निज निज दशा कीन विख्याता ॥

'રામ લક્ષ્મણની જય' એમ બોલતા વાનરો જ્યાં ત્યાં યુદ્ધ કરવાને આવ્યા. ભયંકર યોદ્ધો નરાંતક પણ પ્રાતઃકાળ થયેલો જાણીને રથમાં બેશીને લડવાને ચાલ્યો. ૧ ભયંકર અને રણબંકા હઠીલા યોદ્ધાઓ સઘળાં આયુધો લઇને નરાંતકની સાથે ચાલ્યા, તેઓ અત્યંત ક્રોધાતુર થયેલા અને મેઘ સમાન કાળા રાક્ષસો રણક્ષેત્રમાં જઈને ઉભા. ૨ નરાંતક માયા કરીને પોતાનું શરીર છુપાવીને વાનરોની સેનામાં ગયો, તે છેક રામચંદ્રજીની પાસે આવ્યો ત્યારે પ્રગટ થયો, તે મિત્રને ચાલ્યો આવતો જોઇને દધિબળ તેને મળવાને વાસ્તે હર્ષપૂર્વક ઉઠી હાથ પસારીને સામે દોડયો. ૩ નરાંતક પોતાના ગુરૂભાઈને જોઇને આનંદથી છાતીએ લગાવીને મળ્યો. એ પ્રમાણે પ્રેમપૂર્વક ભેટી પરસ્પર કુશળતા પૂછીને પોતપોતાની સ્થિતિ કહી સંભળાવી. ૪

दोहा–हरिपति पूत प्रवीण अति, सुनि तेहि मुख विख्यात ॥
लगे बुझावन मित्र कहँ, सुनहु खगपति बात ॥ २१७ ॥

હે ગરૂડજી ! દધિબળ અત્યંત ચતુર હોવાથી પોતાના મિત્ર નરાંતકના મોઢાથી તેની સઘળી હકીકત સાંભળીને તેને સમજાવવા લાગ્યો કે—

चौ०–वंश स्वभाव सत्य कवि कहहीं, फल पियूष विष बेलि न लहहीं ।
समुझहु तात विचारि निदाना, किये अनीति न जग कल्याना ॥
पितु चरित्र समुझहु मनमाहीं, राम विरोध कतहुँ जय नाहीं ।
तुम प्रवीण भा मतिभ्रम कैसे, कूप धसत विकबाट अनैसे ॥
तुमहुँ कीन्ह दिनचारि लडाई, जानेउ भालु कीश बल भाई ।
तजि कुमंत्र सम्भव अज्ञाना, कहहु पाहि रघुवर भगवाना ॥
सफल करहु भव प्रभुपद परशी, करिहैं अभय तोहिं समदरशी ।
मानहु शीख मोरि सुखकारी, प्रणतपाल रघुवीर खरारी ॥

"હે તાત ! કવિઓ વંશના સ્વભાવની વાત સત્ય કહેછે કે–ઝેરની વેલીને કદિપણ અમૃતફળ થાય નહી. માટે તું વિચાર કરીને જરૂર સમજ કે જગતમાં અનીતિ કરવાથી કલ્યાણ થતું નથી. ૧ તું તારા પિતાના ચરિત્રનો જ વિચાર કરી જો, કે રામચંદ્રજી સાથે વિરોધ કરવામાં કદીપણ જય થતો નથી. તું ચતુર છે, તેમ છતાં જેમ ઘેટાં દેખાદેખી કૂવામાં પડે છે તેમ તારી મતિ પણ ભ્રમિત થઇ ગઈ છે. ૨ ભાઈ ! તેં પણ ચાર દિવસ સુધી લડાઇ કરી, તેથી તેં વાનરો તથા રીંછોનું બળ જાણ્યું છે. માટે હવે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા ખરાબ વિચાર છોડી દઇને રામચંદ્રજીની પાસે આવીને 'પાહિ પાહિ'

(રક્ષા કરો રક્ષા કરો) એમ કહે. ૩ અને રામચંદ્રજીનાં ચરણોનો સ્પર્શ કરીને જન્મ સફળ કરી લે, જેથી સમદર્શી રામચંદ્રજી તને નિર્ભય કરી દેશે. તું મારી સુખકારી શીખામણ માન, રામચંદ્રજી પ્રણતપાળ છે. ૪

दोहा–शारंगी शर तरणि सम, दशमुख वपु खग लेख ॥
जरत राखु यहि समय तुंव, करि विज्ञान विशेष ॥ २१८ ॥

રામચંદ્રજીનાં સૂર્ય સમાન બાણોથી રાવણનું પક્ષીઓ જેવું શરીર બળી જવા લાગ્યું છે, તેને આ સમયે તું વિશેષ જ્ઞાન ધરીને બચાવ." ૨૧૮

चो०–सुनत वचन गुरु भ्राता केरा, नारान्तक भा क्रोध घनेरा ।
कहनलाग खल ताहि कुभाँती, सहज सभीत कीश दिन राती ॥
वालिहिं हतेउ जौन तपधारी, भा अंगद तिन्ह आज्ञाकारी ।
दधिबल यह वानर कुलरीती, हमरे करहिं न अरिसन प्रीती ॥
यह कहि प्रभु सन्मुख सो धावा, दधिबल लूम लपेटि टिकावा ।
नारान्तक कह रे शठ वानर, तव तनु नहीं मोर डर कादर ॥
छाँडहुँ मूढ समुझि गुरुभाई, कहि अस पेलि चला कठिनाई ।
तब सुकंठसुत क्रोधित भयऊ, सपदि कूदि आगे गहि लयऊ ॥

ગુરૂભાઈનાં એવાં વચનો સાંભળીને નરાંતકને ઘણોજ ક્રોધ ઉત્પન્ન થયો, પછી તે ખળ કહેવા લાગ્યો કે—"તારી પેઠેજ વાનરની જાત રાતદિવસ બીકણ રહેછે. ૧ હે દધિબળ ! જે તપસ્વીએ વાળીને મારી નાંખ્યો છે, તેનોજ અંગદ આજ્ઞાકારી થયો છે. એવી તમો વાનરોના કુળની રીતિ છે. તમારી પેઠે અમે શત્રુ સાથે પ્રીતિ કદી કરીએજ નહી." ૨ એટલું બોલીને તે રામચંદ્રજી સામે દોડયો, પણ દધિબળે તેને પૂછડાથી લપેટીને અટકાવી રાખ્યો, તેથી તે બોલ્યો કે—"અરે શઠ વાનર ! કાયર ! તારા મનમાં મારી બીક નથી ? ૩ અરે મૂઢ ! તને ગુરૂભાઈ જાણીને જવા દઉંછું." એમ કહી બળાત્કારથી દધિબળને તરછોડીને નરાંતક આગળ ચાલ્યો, તેથી દધિબળે ક્રોધ કરીને તુરત કૂદી તેની આગળ જઈને તેને પકડી લીધો. ૪

दोहा–नारान्तक दधिबलभिरे, निरखि भालु अरु कीश ॥
लगे लरन सँग निशिचरन, कहिजय श्री जगदीश ॥ २१९ ॥

નરાંતકને અને દધિબળને લડતા જોઈને રીંછો તથા વાનરો 'જય પ્રભુ' કહીને રાક્ષસોની સાથે લડવા લાગ્યા. ૨૧૯

छंद–कपि शूरसँहारे शिलनिमारि, बहुमर्दिकरे शिकतापहारि ।
भट त्रिहवाँवलवासी जितेक, कपि मारि गिराये बचे नएक ॥
रहे एकाकी मनुजादवीर, किय द्वन्द्व युद्ध उरगादधीर ।
दोउ लरत लहैं छवि एक भाँति, गिरि कज्जल कंचन उभय गाति ॥
युग घटिका ऊपर एक याम, दोउभिरे समर बलु योगधाम ।
पुनिभा अलक्ष सो करत युद्ध, बलवन्त उभय श्रमगत सक्रुद्ध ॥
कह षट प्रकार श्रुति युद्ध रीति, सुख माने उसुर देखत सुप्रीति ।
लखि पुत्र इकाकी पुलकि गात, कह वालि अनुज अति हर्ष बात ॥३३॥

વાનરોએ શિલાઓ મારીમારીને ઘણા રાક્ષસોનું મર્દન કરી નાંખીને રજસમાન કરી નાંખ્યા. વિહવાબળ નગરના જેટલા યોદ્ધા હતા તે સર્વને મારી પાડયા, એકે બચ્યો નહી. હે ધીર ગરૂડજી ! ફક્ત એકલો નરાંતક રહ્યો, તે દધિબળની સાથે દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યો. બન્ને જણ લડતી વખતે તેઓની છબિ અનેક પ્રકારની દેખાતી હતી, તેઓ જાણે કાજળના પર્વત સાથે સોનાનો પર્વત લડતો હોય એવા દેખાતા હતા. બન્ને મહા બળવાન લડવૈયાએ એક પોહોર અને બે ઘડી સુધી લડયા, પછી બન્ને બળવાન શ્રમિત અને ક્રોધાયમાન વીરોમાંથી એક (નરાંતક) અદ્દશ્ય થઇ ગયો. શ્રુતિઓમાં જે છ પ્રકારના યુદ્ધની રીતિ કહેલી છે તે પ્રમાણેનું આ યુદ્ધ જોઇને દેવતાઓ પ્રસન્ન થયા. દધિબળને એકલો જોઇને તેનો પિતા સુગ્રીવ રોમાંચિત થઇ આનંદ પામીને બોલ્યો.

दोहा–जाम्बवन्त सन वचन मृदु, कहेउ सुकण्ठ पुकारि ॥
कहहु तात दधिबल कबहिं, दनुजीह डारिहि मारि ॥ २२० ॥

સુગ્રીવે જાંબવાનને પોકારીને કોમળ વચનોથી કહ્યું કે—" હે તાત ! હવે દધિબળ નરાંતકને ક્યારે મારી નાંખશે તે કહો. ૨૨૦

चौ०–समर करत लागी अति बारा, यह सुनि बोलेउ ऋक्षभुवारा ।
क्षणक हृदय धरु धीर कपीशा, दधिबल गुरुतन लही अशीशा ॥
सो अवसर अब आय तुलाना, एक पलकमहँ मरहि अयाना ।
सुनि हरीश मनमहँ अति हरषे, तबहीं विबुध सुमन बहु बरषे ॥
दधिबल धन्य भुजाबल तोरा, रणकौतूहल कीन्ह न थोरा ॥
हरि अस्तुति सुनि हरि अरिकोपा, कपिहि सहित खल भयउ अलोपा ।

योजन अयुतअष्ट नभ जाई, दधिबल सुमिरि हृदय रघुराई ।
गहि मनुजाद भूमिपर डारा, करि चिकार तेहि मरती बारा ॥

એ બન્નેને યુદ્ધ કરતાં ઘણીવાર લાગી." એ સાંભળીને જાંબવાન બોલ્યો કે—હે કપીશ્વર ! તમે ક્ષણવાર ધીરજ ધરો, દધિબળ ગરૂની આશિષ પામેલો છે. ૧ તે આશિષ ફળિભૂત થવાનો સમય આવી પહોચ્યો છે, હવે એ મુર્ખ એક પળવારમાં મરી જશે." એ સાંભળીને સુગ્રીવ મનમાં રાજી થયો, અને દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. ૨ દેવતાઓ વખાણુ કરવા લાગ્યા કે—"દધિબળ ! તારી ભુજાઓના બળને ધન્ય છે, તેં યુદ્ધમાં ઘણુંજ કુહુહળ મચાવી દીધું છે." એવાં દધિબળનાં વખાણુ સાંભળીને નરાંતક ઘણો કોપ્યો અને દધિબળને ઉપાડી લઇ જઇને અદૃશ્ય થઇ ગયો. ૩ તે આકાશમાં એંશી હજાર યોજન ઉંચો ચઢી ગયો. તે સમયે દધિબળે હૃદયમાં રામચંદ્રજીનું સ્મરણ કરી નરાંતકને પકડીને પૃથ્વીપર ફેંક્યો, તેથી તેણે મરતી વખતે બારે ચીસ પાડી. ૪

छंदः—मरती समय अति शब्द करि दशमुख तनय हरि हरि कही ।
तजि अधम तनु धरि सुभग वपु द्विजनाथ सुनि सो गति लही ॥
जेहिहेतु सुर मुनि सिद्ध नाना भाँति जप तप मखकिये ।
श्रीराम करुणा सिन्धु सो फल सहजहीं दनुजैंदिये ॥ ३४ ॥

નરાંતકે મરતી વખતે મોટી ચીસ પાડીને 'હરિ હરિ' એમ કહ્યું, અને પોતાનો અધમ દેહ તજીને દિવ્ય દેહ ધર્યો. હે દ્રીજવર ! નરાંતક એવી ગતિને પામ્યો કે જે ફળને વાસ્તે દેવતાઓ, મુનિઓ અને સિદ્ધો અનેક પ્રકારના જપ તપ તથા યજ્ઞ કરેછે, તે ફળ કરૂણાસિંધુ શ્રી રામચંદ્રજીએ એ દુષ્ટ રાક્ષસને સહેજેજ આપ્યું. ૩૪

दोहा—देखि तासु गति विबुध गण, अभय भये खगराय ॥
मसुदित बरषे पुहुप झरि, रामचरण चितलाय ॥ २२१ ॥

હે ગરૂડજી ! નરાંતકની એવી ગતિ જોઇને દેવતાઓ નિર્ભય થઇ રામચંદ્રજીનાં ચરણોમાં ચિત્ત લગાવીને આનંદથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૨૨૧

क्षो०—मरा नरान्तक दधिबल जानी, तोरि तासु शिर गहि निजपानी ।
रुण्ड तासु गहि लंक सचारी, आपु चले जहँ नाथ खरारी ॥
निशाचरेश भूत वैताला, चढि चढि वाहन वेषकराला ।

आइ समर महि सुखद समेता, उदर अघाइ गये सुनिकेता ॥
आयउ दधिबल प्रभुके पासा, देखि हर्षि उठि रमानिवासा ।
सानुज राम मिले अतिप्रीती, परमप्रसाद नाथ नितरीती ॥
बैठे रघुकुलमणि दोउ भाई, सखासुतहि निज ढिग बैठाई ।
हनुमदादि मर्कट प्रभु पाहीं, नाइ माथ प्रमुदित मनमाहीं ॥

દધિબળે નરાંતકને મરી ગયેલો જાણીને તેનું માથું પોતાના હાથવડે ઝાલીને તોડી નાંખ્યું. અને તેનું ધડ પકડીને લંકામાં ફેંકી દઇને પોતે પોતાના સ્વામી રામચંદ્રની પાસે આવ્યો. ૧ જ્યારે રાત પડી એટલે વિકરાળ રૂપવાળાં ભૂત તથા વૈતાળો પોતપોતાનાં વાહનોપર બેસીને આનંદપૂર્વક રણભૂમિમાં એકઠાં મળ્યાં, અને ત્યાં ખાઇ પેટભરીને પોતપોતાને ઠેકાણે ચાલ્યાં ગયાં. ૨ લક્ષ્મીના નિવાસરૂપ રામચંદ્રજી, દધિબળને પોતાની પાસે આવેલો જોઈ આનંદ પામીને ઉભા થયા, અને લક્ષ્મણજી સહિત અત્યંત પ્રેમથી મળ્યા. રામચંદ્રજીની એવી રીતિ હતી કે—જ્યારે પોતે અત્યંત પ્રસન્ન થતા ત્યારે ઉભા થઈને મળતા હતા. ૩ પછી રઘુકુળના બન્ને ભાઇઓ બેઠા અને પોતાના મિત્રના પુત્રને પણ પોતાની પાસે બેસાડયો. આનંદ પામેલા હનુમાનજી વગેરે વાનરો પણ મસ્તક નમાવી નમાવીને રામચંદ્રજીની રજાથી બેઠા.૪

दोहा—राम रजायसु पाय पुनि, होइ विगत श्रमकीश ॥
तब दधिबल प्रभुचरण गहि, आगे धरि अरि शीश ॥ २२२ ॥

પછી શ્રમથી રહિત થયેલા વાનરો રામચંદ્રજીની રજાથી બેઠા, તે વખતે દધિબળે ભગવાનનાં ચરણ પકડીને તેમની આગળ નરાંતકનું માથું મૂક્યું.

चौ०—प्रभुदित कौतुकी रिपुसुतशीशा, सुनहु सुकण्ठ कहा जगदीशा ।
नारान्तक कर शीश धरावहु, यतनसमेत न सेत चलावहु ॥
नाथ रजाय पाय कपिराई, राखेउ सो शिर यतन कराई ।
पुनि दधिबल हरि कीन्ह बडाई, श्रीपति श्रीमुख बहु विधि गाई ॥
जासु बडाई किय बडईशा, सराहत सो जगदीशा ।
दधिबल प्रभु अनुकूल विलोकी, सफल जन्म लखि भयउविशोकी ॥
प्रेमवारि लोचन कर जोरी, बोलेउ गिरा भक्तिरस बोरी ।
जगदात्मा तुम्हार यह बाना, सन्तत करहु दीन सनमाना ॥

પોતાના શત્રુ રાવણના પુત્ર નરાંતકનું માથું કૌતુકથી જોઇને રામચં-

દ્રજીએ સુગ્રીવને કહ્યું કે—"આ નરાંતકનું માથું બહુ સંભાળથી રાખી મૂકજો, ફેંકી દેશો નહી." ૧ એ પ્રમાણે રામચંદ્રની આજ્ઞા થવાથી સુગ્રીવે ઘણી સંભાળથી એ માથું રાખી મૂક્યું. પછી ભગવાને શ્રીમુખે દધિબળનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં. ૨ ઇંદ્રાદિક દેવતાએ પણ જે ભગવાનની પ્રશંસા કરેછે, તે ભગવાને દધિબળનાં વખાણ કર્યાં. દધિબળ પણ ભગવાનને પ્રસન્ન થયેલા જોઇને પોતાના જન્મને સફળ થયો લેખીને શોકરહિત થયો. ૩ જેનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં હતાં એવો દધિબળ હાથ જોડીને ભક્તિરસથી ભરપૂર વાણી બોલ્યો કે—હે જગતના આત્મારૂપ ભગવાન ! દીનજનોનું મનગમતું કરી આપવું, એ આપની સત્ય પ્રતિજ્ઞા છે. ૪

दोहा–वनचर पाँवर सहज जड, बुद्धि विषम अज्ञान ॥
बिरद स्वभाव कृपालु प्रभु, सेवक सुयशवखान ॥ २२३ ॥

હે કૃપાળુ પ્રભુ ! અમે તો વનમાં ફરનારા, પામર, સ્વાભાવિક રીતેજ જડ, વિષમ બુદ્ધિવાળા, અને અજ્ઞાની છીએ, તોપણ આપ આપના બિરદના સ્વભાવ પ્રમાણે અમો સેવક લોકોની કીર્તિનાં વખાણ કરોછો. ૨૨૩

ચો૦–तव यश विमल विदित अवधेशा, कहत न पार पाव श्रुति शेषा ।
सो मैं प्रभु कहि सकहुँ न कैसे, पर्णवणिक गजमणि गुण जैसे ॥
असकहि हरिहरिपद लपटाने, देखि प्रेम कपि विबुध सिहाने ।
अन अभिमान ताहि प्रभु जाना दीनदयालु बहुरि सनमाना ॥
माँगु वत्स जो वर मन भावा, सुनि दधिबल करी विनय सुनावा ।
नाथ तुम्हार रूप गुण नामा, करहिं निरन्तर मम उरधामा ॥
होइ मुहिं प्रिय पदपंकज कैसे, कामीहिं वाम सूम धन जैसे ।
एवमस्तु तुम कहँ वर येहू, मम इच्छा कछु औरो लेहू ॥

હે અવધપતિ ! તમારા નિર્મળ યશ સર્વત્ર પ્રસિદ્ધ છે, તેનું વર્ણન કરતાં શ્રુતિઓ તથા શેષનાગ પણ પાર પામતા નથી. હે પ્રભુ ! તેનું વર્ણન હું શી રીતે કરી શકું ? પાંદડાં વેચનારો માણસ ગજમૌક્તિકના ગુણ શું જાણી શકે ?" ૧ એટલું કહીને દધિબળ રામચંદ્રજીનાં ચરણોમાં વળગી પડ્યો. તેનો એવો પ્રેમ જોઇને દેવતાઓ તથા વાનરો તેનાં વખાણ કરવા લાગ્યા. દીનદયાળુ રામચંદ્રજીએ દધિબળનું નિરભિમાનપણું જોઈને તેનું ઘણું સન્માન કર્યું. ૨ પછી તેને કહ્યું કે—"હે વત્સ ! તારે મનગમતું વરદાન માગ." એ સાંભળીને દધિબળે વિનંતિ કરીને કહ્યું કે—"હે નાથ ! તમારાં રૂપ, ગુણ,

નામ તે મારા મનમાં નિવાસ કરીને રહે. ૩ અને કામી પુરૂષને સ્ત્રીને વિષે તથા કૃપણ માણસને ધનને વિષે જેવો પ્રેમ રહે છે, તેવો પ્રેમ આપનાં ચરણકમળ વિષે મને રહે, એ સાંભળીને રામચંદ્રજીએ "તથાસ્તુ" કહીને વરદાન આપ્યું. અને વળી કહ્યું છે-તને કાંઇક બીજું પણ આપવાની મારી ઇચ્છા છે, માટે તે પણ લે. ૪

सो०-विहवावलपुर राज, करहु तात तुम मुदित मन।
छाँडि और सब काज, शिवा शम्भुपद भक्तिदृढ ॥

હે તાત! તું મનમાં આનંદ પામીને નરાંતકના વિહુવાબળપુરનું રાજ્ય કર, અને બીજાં સર્વ કામ તજીને શંકર પાર્વતીનાં ચરણોની દૃઢ ભક્તિ કર.

चौ०-यहै काज शुभ संतत चहई, जोइ सोइ प्राणी मम मन रहई।
उमा राम कर यहै स्वभाऊ, जनपर प्रेम न कबहु दुराऊ॥
मोहि निजरूप रमापति जानै, ताते बारम्बार बखानै।
जानेउ श्रीरघुवर स्वभाव जिन, सब तजि प्रेमभक्ति माँगी तिन॥
रामभक्तिवारीश जासु उर, महिमा तासु कहत श्रुतिबुधवर।
सर सरिता सब सुखद सुहाये, सहजहिं आवत विनहिं बुलाये॥
ताहि शुद्ध शिख दे रघुनाथा, पुनि प्रभु कीन्ह तिलक निजहाथा।
सारंगी रुख सबही पावा, अंगदादि ताकहँ शिरनावा॥

જે પ્રાણી શંકર પાર્વતીની ભક્તિ કરવા રૂપ શુભ કામની ઇચ્છા રાખે છે, તે પ્રાણીઓ મારા મનમાં રહે છે." હે પાર્વતી! રામચંદ્રજીનો એવો જ સ્વભાવ છે કે-તે પોતાના ભક્તજનો ઉપરનો પ્રેમ કદી પણ છુપાવતા નથી. ૧ રામચંદ્રજી મને પોતાનુંજ સ્વરૂપ જાણે છે, તેથી તે વારંવાર મારાં વખાણ કરે છે. જે રામચંદ્રનો સ્વભાવ જાણે છે, તેતો સઘળું છોડી દઈને પ્રેમભક્તિ જ માગે છે. ૨ જેના હૃદયમાં રામભક્તિરૂપી સમુદ્ર ભર્યો છે, તેના મહિમાને શ્રુતિઓ તથા ઉત્તમ વિદ્વાનો ગાય છે. જેમ સઘળાં સુખદાયી સરોવરો તથા નદીઓ વગર બોલાવ્યે પોતાની મેળે સમુદ્રને આવી મળે છે, તેમ રામભક્તને સઘળાં સુખો પણ આવી મળે છે. ૩ પછી રામચંદ્રજીએ દધિબળને સારી શીખામણ દઈને પોતાના હાથે રાજ્યાભિષેક કર્યો. ભગવાનની મરજી જાણીને અંગદ વગેરે સર્વ વાનરોએ દધિબળને મસ્તક નમાવ્યાં. ૪

दोहा–पाइ भक्ति वर राज्य वर, प्रभु चरणन शिरनाइ।
दधिबल पठयउ तुरत इठ, सुनहु ऋषय मन लाइ ॥ २२४ ॥

હે ઋષિઓ ! એ રીતે દધિબળે ભક્તિરૂપી વરદાન તથા રાજ્યરૂપી વરદાનને પામીને રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવ્યું. પછી રામચંદ્રજીએ તેને આગ્રહ કરીને વિહુવાબળપુર તરફ વિદાય કર્યો. ૨૨૪

चौ०–तन मन राम चरण अनुरागे, दधिबल राज्य करत भयत्यागे।
सेनसहित श्रीराजिवनयना, राजत देखि विबुध चितचयना ॥
हनत दुन्दुभी विविध प्रकारा, पुहुपमाल झरि करत अपारा।
करि अस्तुतिवर विनय पुकारे, अदितिसूनु निजगेह सिधारे ॥
उतहि जहाँ बैठा दशभाला, बिनु शिर वपु सो परा विशाला।
देखि विकल आपै उठि धावा, पहिचानत तेहि अति दुखपावा ॥
हा नारांतक कहि खल परा, महा खँभार लंकगढ भरा।
मयतनया आदिक निशिचरी, शोकसमाज विषादहिं भरी ॥

દધિબળ નિર્ભયપણે રાજ્ય કરતાં રામચંદ્રજીનાં ચરણોમાં તન મન લગાવીને રહેવા લાગ્યો. હવે રામચંદ્રજીને સેના સહિત બિરાજેલા જોઇને દેવતાઓ મનમાં પ્રસન્ન થયા. ૧ તેઓ અનેક પ્રકારે દુંદુભિ બજાવતા અત્યંત પુષ્પમાળાઓની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી તેઓ સ્તુતિ કરી વિનતિ કહી સંભળાવીને પોત પોતાને ઘેર સિધાવ્યા. ૨ હવે દધિબળે ફેંકેલું નરાંતકનું માથા વગરનું ભારે શરીર લંકામાં જ્યાં રાવણ બેઠો હતો ત્યાં જઈને પડયું. તેને જોઇ વ્યાકુળ થઇને રાવણે ઉભા થઇ દોડીને જોયું, અને તેને ઓળખ્યું તેથી તે બહુ જ દુઃખ પામ્યો. ૩ એ દુષ્ટ રાવણ 'હાય હાય નરાંતક રે !' એમ કહીને તે ધરતી ઉપર ઢળી પડયો, તે વખતે લંકામાં ભારે ખળભળાટ થઇ રહ્યો. મંદોદરી વગેરે રાક્ષસીઓ ખેદથી ભરપૂર થઇને શોકની સભા જેવી બની ગઈ. ૪

दोहा–बिन्दुमती आदिक सकल, नारान्तककी नारि।
व्याकुल महि लोटहिं परी, निज तनु दशा बिसारि ॥ २२५ ॥

નરાંતકની બિંદુમતી વગેરે સઘળી સ્ત્રીઓ વ્યાકુળ થઇને પૃથ્વીપર લોટી પડી, અને પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગઈ. ૨૨૫

चौ०–करि विलाप जिमि निशिचर नारी, सो न जात कहि सुन नभचारी।
शोक जलधि लंका लघुतरणी, चढीं सकल निशिचरकी घरणी ॥

बूडत जानि न कतहुँ निबाहा, कहत मँदोदरि तब सब पाहा।
बिन्दुमती कर गहि बैठाई, नागसुताकी कथा सुनाई ॥
सुनत सुनयनाकी शुचिकरणी, धारि धीर नारान्तकघरणी ॥
सबनि बुझाय सासुपग लागी, तजि धन धाम स्वामि अनुरागी।
मातु करहु सो यतन उतावल, मिलहुँ जाइ जेहि पद निज राउल।
सुन सुतवधू न आन उपाऊ, जाउ जहाँ राजत रघुराऊ ॥

હે ગરૂડજી! નરાંતકની સ્ત્રીઓએ જે વિલાપ કર્યા તે વર્ણવી શકાય તેમ નથી. શોકરૂપી મહાસમુદ્રમાં લંકારૂપી નાનું નાવડું કે જેમાં નરાંતકની સઘળી સ્ત્રીઓ બેઠી હતી, ૧ તે બુડવા લાગતાં તેને બચવાનો કોઈ આરો રહ્યો નહી. તે સમયે મંદોદરી સર્વની પાસે આવી અને બિંદુમતિનો હાથ ઝાલી બેસાડીને સુલોચનાની હકીકત કહી સંભળાવી. ૨ સુલોચનાની પવિત્ર કરણી સાંભળીને નરાંતકની સ્ત્રીએ ધીરજ ધરી અને તે સર્વને સમજાવીને મંદોદરીને પગે લાગી. અને ધન તથા ધામ તજીને સતી થવાને તૈયાર થઈ. ૩ બિંદુમતિ બોલી કે-"માતા! જેથી હું જલદી મારા સ્વામીને જઈ મળું એવો જલદીથી ઉપાય કરો." એ સાંભળીને મંદોદરી બોલી કે-"વહુ! તમે રામચંદ્રજી પાસે જાઓ. બીજો કોઇ ઉપાય નથી. ૪

दोहा—जेहि विधि गई सुलोचना, तेहि गति तुम भय त्यागि ।
निरखहु रघुपति पदकमल, लावहु पति शिरमाँगि ॥ २२६ ॥

જે રીતે સુલોચંના રામચંદ્રજીની પાસે ગઇ હતી તે રીતે તમે પણ નિર્ભયપણે જાઓ, અને રામચંદ્રજીનાં ચરણકમળોનાં દર્શન કરીને તમારા સ્વામીનું માથું માગી લાવો." ૨૨૬

चौ०—सासुवचन सुनि जानि प्रभाता, उठि निशिचर तिय पुलकित गाता।
जातरूपमय यान मँगाई, निज कर गहि पति देह चढाई ॥
चली अकेलि यान चढि जबहीं, तासु सवति इक आई तबहीं।
नाम चित्ररेखा अस तासू, गुण गण सुभग बसैं तनु जासू ॥
सो करि विनय चढी तेहि संगा, कीन्ह पयान रंगी सतरँगा।
रथ अकेल आवत कपि देखा, कायर डरपे हृदय विशेषा ॥
आवत मानि सबल रिपु कोऊ, नल अरु नील सुभट बर दोऊ।
आये धाय सपदि तब आगे, युगल नारि तनु निरखन लागे ॥

એ પ્રમાણે સાસુનાં વચનો સાંભળીને તથા પ્રભાત થયેલું જાણીને બિં-

દુમતિ રોમાંચિત થઇને ઉઠી અને સુવર્ણનો રથ મંગાવીને તેમાં નરાંતકના ધડને પોતાના હાથે ઉપાડીને ચઢાવ્યું, ૧ અને પછી પોતે ચઢીને એકલી ચાલી. તે સમયે તેની એક ચિત્રરેખા નામની શોક કે જેનામાં સુંદર ગુણો રહેલા હતા તે ત્યાં આવી. ૨ તે બિંદુમતિને વિનતિ કરીને તેની સાથે રથમાં ચઢી બેઠી. પછી સત્યના રંગથી રંગાઇને તેઓએ પ્રયાણ કર્યું. વાનરો એકલો રથ આવતો દેખીને તેમાં જે કાયર હતા તે મનમાં ડરવા લાગ્યા. ૩ કોઇ બળવાન શત્રુ આવે છે એમ જાણીને નળ તથા નીલ એ બે સુભટો દોડીને રથ આગળ આવ્યા અને તેમાં બેઠેલી બે સ્ત્રીઓને જોવા લાગ્યા. ૪

दोहा—समुझि बूझि वृत्तान्त दोउ, फिरि आये प्रभुपास।
बन्दि कंजपद उभय कह, सुनिये रमानिवास ॥ २२७ ॥

એ બે સુભટો સઘળી હકીકત પૂછી લઇ જાણી લઇને પાછા વળી રામચંદ્રજીની પાસે આવ્યા અને પ્રભુના ચરણ કમળોમાં પ્રણામ કરીને બોલ્યા કે–" હે લક્ષ્મીપતિ ! સાંભળો. ૨૨૭

चो०—नाथ नरान्तककी दोउ नारी, आवत शरण प्रणत भयहारी।
सुनि रघुवीर हृदय मुसकाने, उतहि टिकावहु सखा सयाने ॥
सुनि प्रभुवचन बहुरि सो धाये, कटक विगत रथ दूरि टिकाये।
बिन्दुमती चितरेखा दूनो, विनय हमारि कीश अस सूनो ॥
कहहु जाइ तुम प्रभुहि बुझाई, केहि कारण हम दरश न पाई।
हम अबला कपि विनवैं तोहीं, बूझि नाथमन कहिये मोहीं ॥
नारिविनय सुनि कपि दोउ भले, नीति विचारि राम पहँ चले।
विनती नारि जाय नल वरणी, सुनि विहँसे प्रभु तिनकी करणी ॥

હે નાથ ! હે ભક્તજનોના ભયને હરનારા ! નરાંતકની બે સ્ત્રીઓ આપને શરણે આવે છે." એ સાંભળીને રામચંદ્રજી મનમાં હસીને બોલ્યા કે–" શાણા મિત્રો ! તેઓને ત્યાંજ ઉભી રાખો. ૧ રામચંદ્રજીનાં વચનો સાંભળી નળ તથા નીલે દોડી જઇને રથને સેનાથી દૂર રખાવ્યો ત્યારે બિંદુમતિ તથા ચિત્રરેખા બોલી કે–" વાનરો ! અમારી વિનંતિ સાંભળો. ૨ તમે જઇને રામચંદ્રજીને કહો કે અમને શા વાસ્તે દર્શન આપતા નથી ? અમો અબળાઓ તમને વિનતિ કરીએ છીએ તો તમો પ્રભુને પૂછી આવીને અમને ઉત્તર આપો." ૩ એ સ્ત્રીઓની વિનતિ સાંભળીને નળ તથા નીલ એ બે ભલા વાનરો નીતિનો વિચાર કરીને રામચંદ્રજીની પાસે ગયા. નળે તેમને સ્ત્રીઓની વિનતિ કહી સંભળાવતાં તેઓની કરણી જોઇને પ્રભુ હસ્યા. ૪

दोहा–परम मृदुल रघुनाथ चित, कहत सन्त बुध वेद ।
तिनकहँ देत न दरश प्रभु, सुनु खगेश सो भेद ॥ २२८ ॥

હે ગરૂડજી ! સંતજનો, પંડિતો અને વેદો રામચંદ્રજીને પરમ કોમળ મનવાળા કહે છે, તેમ છતાં તે પ્રભુ નરાંતકની સ્ત્રીઓને દર્શન દેતા નથી, તેનો ભેદ કહું છું, તે સાંભળો. ૨૨૮

चो०–प्रेमपरीक्षा हित रघुनायक, कौतुक करतसमर सुखदायक ।
नाथ सखा तब बहुरि बुझाई, पुनि नल नारिन पास पठाई ॥
कह कपि सुनहु नरान्तकनारी, दरशन तुमहिं न देत खरारी ।
तुम गृह जाहु वचन मम मानी, बोलीं सो तिय वचन सयानी ॥
हम अबला दरशनहित आईं, नयन सफल विनु किमि गृह जाईं ।
यहि विधि करत विनय दोउ नारी, कीशन कटक कीन पैसारी ॥
आवत निकट जानि रिपुरवनी, यद्यपि पतिव्रतहैं सुखंभवनी ।
तदपि नाथ तेहि दरश न देहीं, जाइ निकट विनती की तेहीं ॥

સુખદાતા પ્રભુ રામચંદ્રજી તે સ્ત્રીઓના પ્રેમની પરીક્ષા કરવાને વાસ્તે રણક્ષેત્રમાં એવું કૌતુક કરતા હતા. પછી રામચંદ્રજીએ નળને સઘળી વાત સમજાવીને તેને તે સ્ત્રીઓ પાસે મોકલ્યો. ૧ નળ બોલ્યો કે–" હે સ્ત્રીઓ ! સાંભળો. રામચંદ્રજી તમને દર્શન દેવાની ના પાડે છે. માટે મારૂં વચન માનીને તમે ઘેર પાછાં જાઓ." એ સાંભળીને તે ચતુર સ્ત્રીઓ બોલી કે–૨ અમો અબળા જાતિ દર્શનને વાસ્તે અહીં આવેલી છીએ, તે હવે અમારાં નેત્રો સફળ કર્યા વિના શી રીતે ઘેર જઈએ ?" એ પ્રમાણે તે બે સ્ત્રીઓએ વિનય કરીને વાનરોના સૈન્યમાં પ્રવેશ કર્યો. ૩ જો કે શત્રુની એ સ્ત્રીઓ પતિવ્રતા હતી, તો પણ તેઓને પોતાની પાસે આવતી દેખ્યા છતાં રામચંદ્રજીએ દર્શન નહી આપ્યાથી તેઓએ તેમની પાસે જઈને વિનતિ કરી કે–૪

दोहा–प्रभु सीतापति जगतपति, सुर नरपति रघुनाथ ।
देउ दरश करुणायतन, दीनबन्धु श्रुतिमाथ ॥ २२९ ॥

" હે પ્રભુ ! હે સીતાપતિ ! હે જગત્પતિ ! હે દેવતાઓ તથા મનુષ્યોના પતિ ! હે રઘુનાથજી ! હે કરૂણાનિધાન ! હે દીનબંધુ ! હે શ્રુતિ શિરોમણિ ! અમોને દર્શન દો." ૨૨૯

चो०–बोले राम न सो तिय बोली, विमलज्ञान पतिव्रत अनुडोली ।
नाथ सत्य यह नीति बखानै, पुरुष न परतिय स्वप्नेहुँ जानै ॥

प्राकृत पुरुषनकी यह रीती, जिनके हृदय कपट पर प्रीती।
समदरशी कछु दोष न स्वामी, सो विचारु प्रभु अन्तर्यामी ॥
आरतबन्धु विलम्ब न कीजै, करुणाकर वर दरशन दीजै।
नहिं बोले प्रभु पुनि सो कहई, तब यश अस श्रुतिगावत अहई ॥
गौतमनारि राम तुम तारी, अधम जाति भिलनी निस्तारी।
सुनि मम हृदय परी परतीती, अब प्रभु कस देखिय विपरीती ॥

એ બે સ્ત્રીઓએ એ પ્રમાણે વિનતિ કર્યા છતાં પણ રામચંદ્રજી નહીં બોલ્યાથી તે નિર્મળ જ્ઞાનવાળી તથા અચળ પતિવ્રતવાળી સ્ત્રીઓ બોલી કે-"હે નાથ! પુરૂષે સ્વપ્નમાં પણ પારકી સ્ત્રીની સામે જોવું નહી એવી જે નીતિ છે, ૧ તે રીતિ તો જે કપટપર પ્રીતિ રાખનારા પ્રાકૃત પુરૂષો છે તેમને માટે છે; પણ હે સ્વામી! તમે તો સમદર્શી છો, માટે હે અંતર્યામી! તે વિષે તમે વિચાર કરો. ૨ હે દીનબંધુ! હે કરૂણાનિધિ! હવે વિલંબ નહી કરતાં અમને આપનું ઉત્તમ દર્શન દો." એ પ્રમાણે વિનતિ કર્યા છતાં પણ નહી બોલવાથી તે સ્ત્રીઓ બોલી કે-"શ્રુતિઓ તમારા યશ ગાય છે કે-૩ "હેનાથ! તમે ગૌતમની સ્ત્રી અહલ્યાને તથા નીચ જાત ભીલડીને તારી છે. એ સાંભળીને અમારાં હૃદયોમાં વિશ્વાસ બેઠો છે, તો હે પ્રભુ! હવે એથી ઉલટું કેમ જોવામાં આવ્યું? ૪

दोहा–तारि तारि अधमनि अमित, बार बार श्रमजान।
तातै करत अनाकनी, मोरि ओर भगवान ॥ २३० ॥

હે ભગવાન! અનેક અધમ જનોનો વારંવાર ઉદ્ધાર કરવાથી આપ થાકી ગયા છો કે શું? કે જેથી કરીને અમારી તરફ આવી રીતે આનાકાની કરોછો." ૨૩૦

चो०–प्रभु मुसकाहिं न उत्तर देहीं, ताकर प्रेमपरीक्षा लेहीं।
विकल उभय नारान्तकबाला, बार बार करि विनयविशाला ॥
धर्म्मधुरंधर प्रभु अवतारा, केवल पतिव्रतधर्म्म हमारा।
जो हम सत्य सत्य तुम स्वामी, द्रवहु वेगि उर अन्तर्यामी ॥
वृथा करत कत प्रभु श्रुति भाषा, पूजत नाथ न मम अभिलाषा।
लीन भयउ पतिप्राण राम महँ, अर्द्धभाग हम कहहु जाइँ कहँ ॥
वृन्दाचरित नाथ सुधि करहू, विनय हमारि वेगि उर धरहू।
विनय प्रीति सतधर्म जनाई, परीं प्रेमवश महि अकुलाई ॥

રામચંદ્રજી કેવળ હસવા લાગ્યા, તેઓના પ્રેમની પરીક્ષા કરવાને વાસ્તે કાંઇ પણ ઉત્તર આપ્યો નહી. તેથી નરાંતકની એ બન્ને સ્ત્રીઓ વ્યાકુળ થઇને વારંવાર અત્યંત વિનતિ કરવા લાગી કે-૧ "હે પ્રભુ તમે ધર્મનું સ્થાપન કરવાને વાસ્તે અવતાર ધર્યો છે, અને અમારો ધર્મ કેવળ પતિવ્રત પાળવાનો છે, માટે હે સ્વામી! હે અંતર્યામી! જો અમો ખરેખરી પતિવ્રતા હોઇએ અને તમે ખરેખરા ઇશ્વિર હો, તો તમે જલદી અમારાપર દયા કરો. ૨ હે નાથ! અમારી અભિલાષા પૂર્ણ નહી કરીને તમે શ્રુતિઓનાં વચનોને શા માટે ખોટાં કરી નાંખોછો! અમારા સ્વામીના પ્રાણ તમારામાં લીન થઇ ગયા છે, તો અમો કે જે તેમની અર્ધાંગના છીએ તે હવે કયાં જઇએ? તે કહો. ૩ હે નાથ! તમે વૃંદાનું ચરિત્ર યાદ કરો, અને અમારી વિનતિ જલદિ હૃદયમાં ધરો." એ પ્રમાણે એ બન્ને સ્ત્રીઓ વિનય, પ્રીતિ, સત્ય અને ધર્મ જણાવી પ્રેમને વશ્ય થઇને વ્યાકુળ થઇ ધરતીપર પડી. ૪

**दोहा—पाहि पाहि रघुवंशमणि, हतहु न विरद प्रतीति।**
**प्रीतम प्रीति न नरक डर, तुम कहँ नाथ अनीति ॥ २३१ ॥**

બિંદુમતિ તથા ચિત્રરેખા બોલી કે-"હે રઘુવંશમણિ! રક્ષા કરો, રક્ષા કરો. અમોને તમારા બિરદનો પૂર્ણ ભરોસો છે તેનો નાશ ન કરો. હે પ્રિયતમ! અમારા પ્રેમની અવગણના કરવાથી તમે ડરતા નથી એ આપની અનીતિ ગણાય છે." ૨૩૧

**चो०—सती निराश विनय सुनि वानी, पुलके दीनदयालु भवानी।**
**दुहुँन लीन निज कटक बुलाई, परी युगल प्रभु पदतर आई॥**
**तिन्हैं उठाय राम बैठावा, जगदीश्वर मृदुवचन सुनावा।**
**बिन्दुमती तैं परम सयानी, पतिपदरति दृढ हृदय समानी॥**
**बहुत करहुँ का तव गुण गाना, माँगु वेगि वर जो मन माना।**
**सुनत वचन लोचन जल बाढीं, जोरि युगल कर दोऊ ठाढीं॥**
**प्रभु तुम दानि देवतरु वरसे, पदजलजात देखि सुरसरिसे।**
**परमपवित्र भई हम दोऊ, हम सम धन्य नारि नहिं कोऊ॥**

હે પાર્વતી! એ પ્રમાણે એ બે સતીઓનાં વિનતિ ભરેલાં નિરાશ વચનો સાંભળીને દીન દયાળુ રામચંદ્રજી રોમાંચિત થયા. પછી બન્ને આવીને તેમનાં ચરણોમાં પડી. ૧ રામચંદ્રજીએ તેઓને ઉઠાડીને બેસાડી. પછી કોમળ વાણીથી બોલ્યા કે-"હે બિંદુમતિ! તું ઘણી ચતુર છે, તમો બન્નેનાં હૃ-

દયોમાં તમારા સ્વામીનાં ચરણોપરનો દૃઢ પ્રેમ વસી રહેલો છે. ૨ હું તમારા ગુણોને ઘણા શું વખાણું ? તમો તમારા મનને ગમતાં વરદાનો જલદી માગી લ્યો, રામચંદ્રજીનાં એવાં વચન સાંભળતાં તેઓનાં નેત્રોમાંથી આંસુ વેહેવા લાગ્યાં, બન્ને સ્ત્રીઓ હાથ જોડીને બોલી કે–૩ " હે પ્રભુ ! તમે કલ્પવૃક્ષ સમાન દાનેશ્વરી છો. તમારાં ગંગાજી સમાન પવિત્ર કરનારાં ચરણકમળોનાં દર્શન કરીને અમો બન્ને પરમ પવિત્ર થઈ, માટે અમારા જેવી ભાગ્યવાન કોઈ સ્ત્રી નથી. ૫

छंद०–को धन्य हम सम नारि जगमहँ सुनहु श्री रघुनायकं ।
दै दरश कीन्हीं पतित पावन नाथ सुर अरि घायकं ॥
अब कृपासागर यश उजागर देहू वर सुरभावरं ।
जेहिं मिलैं पतिकहँ जाइ बिनु श्रम बढै तव यश श्रीधरं ॥ ३५ ॥

હે રઘુનાથજી ! સાંભળો, જગતમાં અમારા જેવી ભાગ્યવાન સ્ત્રી કોણ છે ? હે દેવતાઓના શત્રુઓનો નાશ કરનારા સ્વામી ! તમે દર્શન દઇને અમો પતિતને પણ પાવન કરી નાંખી છે. હે કૃપાસાગર ! હે ઉજ્જ્વળ યશવાળા ! હે દેવતાઓના પ્યારા ! હે લક્ષ્મી પતિ ! અમોને એવું વરદાન આપો કે જેથી અમો વગર શ્રમે અમારા પતિને જઈ મળીએ. જેથી તમારી કીર્તિ વધે.

सो०–यह कहि बिन्दुकुमारि, सहित सौति प्रभुपद परी ।
तिन्हैं उठाइ खरारि, जगत्राता इमि कहत पुनि ॥ १७ ॥

એ પ્રમાણે કરીને બિંદુમતિ તથા ચિત્રરેખા રામચંદ્રજીનાં ચરણોમાં પડી. પછી તેઓને ઉઠાડી જગતનું રક્ષણ કરનારા રામચંદ્રજી બોલ્યા કે–૧૭

चो०–धरहु धीर तुम जनि अब डरहू, निजपति लेहु भवन सुखकरहू ।
कहेउ देव हम कहँ यह नीका, हमहुँ कहत अब भावत जीका ॥
गिरिजासहित गिरीश विरागी, नाथ तुम्हार दरश अनुरागी ।
नारदादि सनकादिक जेते, जप तप करहिं विविध विधि ते ते ।
तेउ न कबहुँ हमारी नाई, देखहिं पद जलजात अघाई ।
हरिदरशन लवलेश प्रमाना, जगके सबसुख नाहिं समाना ॥
अमिय अघाइ गरलको खाई, विनय हमारि यहै सुरसाई ।
देहु कन्त शिर सपदि मँगाई, दयाशील सागर रघुराई ॥

" તમે ધીરજ ધરો, ડરશો નહી. તમારા પતિને હું સજીવન કરૂં છું તેને લઇને તમે ઘેર જઇ સુખ ભોગવો. " ત્યારે તે સ્ત્રીઓ બોલી કે–" હે

પ્રભુ! તમે ખરૂં કહોછો, પણ અમે અમારા મનની ઇચ્છા કહીએ છીએ તે સાંભળો. ૧ "હે નાથ! પાર્વતી સહિત સદાશિવ પણ વૈરાગ્યવાન થઇને તમારાં દર્શનમાં પ્રીતિ રાખે છે અને નારદ સનકાદિક અનેક પ્રકારે જપ તપ કરેછે. ૨ તેઓ પણ અમારી પેઠે તૃપ્ત થઇને તમારાં ચરણકમળોનાં દર્શન કદી પણ પામતા નથી. જગતમાં આ સુખો તમારા દર્શનના સુખના એક અણુમાત્રની બરાબર પણ નથી. ૩ હે દેવતાઓના સ્વામી! અમૃતથી તૃપ્ત થઇને ઝેર કોણ ખાય? હે દયાસાગર! હે શીળના સમુદ્રરૂપ રામચંદ્રજી! અમારા સ્વામીનું મસ્તક જલદી મંગાવી આપો." ૪

दोहा—नारान्तक कर शीश तब, दीन्ह मंगाइ रमेश।
पाइ स्वामि शिर मुदित ह्वै, बोलीं दोउ उरगेश ॥ २३२ ॥

હે ગરૂડજી! પછી રામચંદ્રજીએ નરાંતકનું માથું મંગાવીને તે સ્ત્રીઓને આપ્યું, સ્વામીનું મસ્તક પામીને આનંદ પામીને બોલી કે—૨૩૨

सो०—नाथ विनय हम औरौ करहीं, दाह विना हम केहि विधि जरहीं।

सुखसागर सुनि वचन प्रमाना, हनुमत अंगदादि भटनाना ॥
कह प्रभु सखा लंकमहँ धावहु, चन्दन अगर भार बहु लावहु।
पाइ राम अनुशासन धाये, लंका गढ गृह गृह सचुपाये ॥
कपिन शोधि चन्दन बहु भारा, लाये जहँ श्रीनाथ उदारा।
कह रघुवीर सुनहु लंकेशा, तात यहै बड हित उपदेशा ॥
बिंदुमती जहँ चाहत ठाऊ, दाह भार सँग तुम तहँ जाऊ।
दशकन्धर कर वैर विहाई, चिता चारु शुचि देहु बनाई ॥

"હે નાથ! અમે બીજી એક વિનતિ કરીએ છીએ કે—"કાષ્ઠ વિના અમે શી રીતે બળી મરીએ." એઓનું કહેવું યથાર્થ જાણીને રામચંદ્રજીએ હનુમાનજી તથા અંગદ વિગેરે અનેક સુભટોને કહ્યું કે—૧ "મિત્રો! તમે લંકામાં જઇને ચંદન, અગર વગેરેના ઘણા ભારા લાવો." રામચંદ્રજીની આજ્ઞા થતાં તેઓ દોડ્યા અને લંકામાં જઇને ઘેરેઘેર ફરીને, ૨ અગર ચંદનના ઘણા ભારા શોધી લાવીને ઉદાર રામચંદ્રજીની પાસે આવ્યા. પછી રામચંદ્રજીએ વિભીષણને કહ્યુ કે—"હે લંકાપતિ! સાંભળો. હે તાત! તમને હિતકારી ઉપદેશ કહુંછું કે—૩ આ બિંદુમતિ જે સ્થળે સતી થવાની ઇચ્છા બતાવે ત્યાં અગર ચંદનના ભારા ઉપડાવીને જાઓ, અને રાવણ સાથેનું વેર છોડી દઇને સુંદર પવિત્ર ચિતા બનાવી આપો." ૪

दोहा—रघुबर आज्ञा धारि शिर, उठे दशानन भाइ ।
अयुत भार चंदन अगर, तेहि सँग चले लिवाइ ॥ २३३ ॥

રામચંદ્રજીની આજ્ઞા માથે ચઢાવીને વિભીષણ ત્યાંથી ચાલ્યા, અને અગર ચંદનના અપાર ભારા પોતાની સાથે ઉપડાવી લીધા. ૨૩૩

चौ०—जहाँ जरी मघवाजित नारी, तेहि गहर शुचि चिता सँवारी ।
उहवाँ अपर सौति मनुनारी, बिंदुमती मनभाव पियारी ॥
मूर्च्छित परीं प्रथम सुधि नाहीं, चलीं सुनत गति दुख मनमाहीं ।
चलीं चतुर्दश निशिचरि कैसे, निरखि दवास मृगीगण जैसे ॥
हाहा बिंदुमती पतिप्यारी, कहाँ गई तुम हमहिं बिसारी ।
पहुँचीं सहविलाप तहँ सोऊ, हरषीं हृदय विलोकत दोऊ ॥
षोडश निशिचर भई सभागी, मन वच क्रम पतिपद अनुरागी ।
सकल अन्हाय मृतक अन्हवाई, सुमिरत हृदय रामगतिदाई ॥

જે સ્થળે ઇંદ્રજીતની સ્ત્રી સુલોચના સતી થઇ હતી તેજ સ્થળે વિભીષણે પવિત્ર ચિતા બનાવી આપી. હવે લંકામાં જે બિંદુમતિની ખરી શોકયો હતી, ૧ અને જે પતિના મરણથી મૂર્છિત થઇને પડી હતી, તે ચૌદે શોકયો બિંદુમતિની વાત જાણી મનમાં દુઃખી થઇને જેમ દાવાનળને જોઇને મૃગલીઓ નાસે તેમ તે બિંદુમતિ પાસે જવા વાસ્તે ચાલી. ૨ 'હાયહાય! પતિને પ્યારી બિંદુમતિ! તું અમને વિસારી દઇને કયાં ગઇ!' એવી રીતે વિલાપ કરતી તેઓ બિંદુમતિ પાસે જઈ પોહોચી. તેઓને જોઇને બિંદુમતિ તથા ચિત્રરેખા રાજી થઇ. ૩ મન કર્મ વચનથી પતિનાં ચરણોમાં પ્રેમ રાખનારી નરાંતકની સોળે સ્ત્રીઓ મહા ભાગ્યવાન થઇ, તેઓ સર્વે ન્હાઇને તથા નરાંતકના શબને ન્હવરાવીને સદ્ગતિ આપનારા રામચંદ્રજીનું હૃદયમાં સ્મરણ કરવા લાગી. ૪

दोहा—उत दशकन्धर जगेउ शठ, सुनेउ श्रवण सब हेतु ।
संग मँदोदरि आदि तिय, गवना लै खगकेतु ॥ २३४ ॥

હે ગરૂડજી! એ સમયે લંકામાં શઠ રાવણ જાગ્રત થતાં તેણે નરાંતકની સ્ત્રીઓની સઘળી હકીકત સાંભળી તેથી તે મંદોદરી વિગેરે સ્ત્રીઓને સાથે લઇને ચાલ્યો. ૨૩૪

चौ०—बाजत ढोल कपिन सुनि काना, अपने मन तिन अस अनुमाना ।
आव युद्ध हित उत कोउ बीरा, हमकहँ ठाढ करत यहि तीरा ॥

कीश अयुत तब प्रभुपहँ आये, पूरणप्रेम चरण शिरनाये।
नाथ उतहि दशकंधर जाता, कीश एक कह सुनु जगत्राता॥
प्रभु कह कुमुद तुरत तुम धावहु, वेगि विभीषण कहँ लै आवहु।
राम रजाइ सुशिर धरि धाये, सपदि विभीषण पहँ सो आये॥
तात तुमहिं रघुराज बुलावा, सुनत लंकपति आतुर आवा।
हेतु पतोहुन कहि समुझावा, कुमुदसहित रघुपति पहँ आवा॥

ઢોલ વાગવા લાગ્યાં તેનો અવાજ કાને સાંભળીને વાનરો મનમાં વિચાર કરવા લાગ્યા કે 'કોઇ વીર યુદ્ધ કરવાને વાસ્તે આવતો જણાય છે માટે આ સ્થળે ઉભા કહેવાનું શું પ્રયોજન છે?' ૧ એમ વિચારીને અનેક વાનરોએ રામચંદ્રજીની પાસે જઇને પૂરા પ્રેમથી તેમનાં ચરણોમાં માથાં નમાવ્યાં પછી એક વાનર બોલ્યો કે—"હે ભક્તજનોનું રક્ષણ કરનારા પ્રભુ! સાંભળો. રાવણ ચિતાની પાસે આવે છે." ૨ એ સાંભળીને રામચંદ્રજી બોલ્યા કે— "કુમદ! તમે જલદી દોડતા જઇને વિભીષણને અહીં લઇ આવો." કુમુદ રામચંદ્રની આજ્ઞા માથે ચઢાવીને તુરત ચાલ્યો અને વિભીષણની પાસે જઇ પોહોચ્યો. ૩ કુમુદે કહ્યું કે—"તાત વિભીષણ! તમને રામચંદ્રજી બોલાવે છે." એ સાંભળીને વિભીષણે નરાંતકની સ્ત્રીઓને કારણ કહી સમજાવીને કુમુદની સાથે રામચંદ્રજીની પાસે આવ્યો. ૪

दोहा—मोहनिशा तहँ तरुण रवि, तिन चरणन शिरनाइ।
भागवंत रावण अनुज, बैठेउ प्रभु रुखपाइ॥२३५॥

મોહરૂપી રાત્રિને નષ્ટ કરનાર તરૂણ સૂર્ય સમાન રામચંદ્રજીનાં ચરણોમાં વિભીષણે માથું નમાવ્યું. પછી તે ભાગ્યવાન વિભીષણ રામચંદ્રજીની આજ્ઞાથી તેમની પાસે બેઠો. ૨૩૫

चौ०—दशमुख तियनसहित गा तहँवाँ, बिंदुमती चित्तरेखा जहँवाँ।
देखत अतिविलखा विबुधारी, करुणाकरत निशाचर झारी॥
सासुश्वशुर कहँ देखि दुखारी, ज्ञान नवीन नरांतकनारी।
कहि शुचिगाथ सबन समुझाई, स्वामिसमेत चितापर आई॥
यथायोग्य बैठीं सब तैसे, पतिगृह रहत रहीं नित जैसे।
अग्नि दीन ज्वाला अति धाई, पहुँचीं सुरपुर सब तिय जाई॥
देखि दशा तिनकी सुररवनी, तिन्महि सराहि भवन त्रिजगवनी।
रावणसहित युवति निजगेहा, गयउ भरोसा सति संदेहा॥

હવે સ્ત્રીઓ સહિત રાવણે બિંદુમતિ તથા ચિત્રરેખા વગેરે જ્યાં હતી ત્યાં ગયો.અને નરાંતકની સ્ત્રીઓને જોતાંજ ઘણો વ્યાકુળ થયો. રાક્ષસીઓ પણ ઘણુા વિલાપ કરવા લાગી. ૧ તાજા જ્ઞાનવાળી નરાંતકની સ્ત્રીએ એ સાસુ સસરાને દુઃખી જોઇ પવિત્ર વાતો કહીને સર્વને સમજાવ્યાં, અને પછી તેઓ સ્વામીના શબ સહિત ચિતાપર ચઢી. ૨ તેઓ જેમ સ્વામીના ઘરમાં યથાયોગ્ય વિવેકથી નિત્ય બેસતી હતી, તેમ ચિતાપર પણ બેઠી. ચિતામાં અગ્નિ લગાવતાં અત્યંત જ્વાળા પ્રકટી, એટલે સોળે સ્ત્રીઓ સ્વર્ગમાં જઇ પોહોચી. ૩ તેઓની સ્થિતિ જોઇને દેવતાઓની સ્ત્રીઓ તેઓનાં વખાણુ કરતી કરતી ઘેર ગઈ અને સતીના કૃત્યમાં સંદેહ તથા વિશ્વાસવાળો રાવણ પણ સ્ત્રીઓ સહિત ઘેર ગયો. ૪

छं०—संदेह सासत भरेउ रावण सहित दार निगृह गयो।
इमि मयसुतादिक निशिचरिनिलखि विकलबल मूर्च्छित भयो॥
दशमाथ गति देखत विपुल बिलखें निशाचर निशिचरी।
संताप शोक विलाप भयभ्रम कटक लंका महँपरी॥ ३६॥

કેટલોક સંદેહ અને કેટલોક વિશ્વાસ ભરેલો રાવણ સ્ત્રીઓ સહિત ઘેર જઇને મંદોદરી વગેરે રાક્ષસીઓને વ્યાકુળ જોઇને પોતે પણ મૂર્છિત થઇ ગયો. રાવણની એવી દશા જોઇને રાક્ષસો તથા રાક્ષસીઓ એવી તો વ્યાકુળ થઈ રોવા લાગ્યાં કે જાણે સંતાપ, શોક, વિલાપ, ભય તથા ભ્રમનું કટકદળ આવીને લંકામાં પડયું હોય એવું દેખાવા લાગ્યું.

" दोहा—राम विरोधहिं जस उचित, तसदिन पहुँचा आइ।
सो विचार करि लंक गढ, उतरी विपति बजाइ " ॥ २३६॥

રામચંદ્રજી સાથે વિરોધ કરવાથી જેવો દિવસ આવવો ઉચિત છે તેવોજ દિવસ આવી પોહોચ્યો. એવો વિચાર કરીને વિપત્તિ પણ નિશાનો બજાવતી લંકાગઢ ઉપર ઉતરી પડી. ૨૩૬

चौ०—इहाँ देव देवायसु जाना, वर आसन शोभित भगवाना।
यथायोग्य बैठे मृगशाखा, सब कीन्हे प्रभुपद अभिलाषा॥
रिपु बध भरेउ हर्ष सबके मन, पुनि पुनि हेरत सुभग श्यामतन।
तिनकी रुचिलखि दीनदयाला, शिवयश गावहु कहा कृपाला॥
भरद्वाज प्रभु आज्ञा पाई, गावहिं कपि कलकंठ लजाई।
डमरु शृङ्गि भृङ्गी करतारी, घ्राण पाणि मुखते वनचारी॥

गोंहर तन्तु वेणु मंजीरा, शंख मृदंग नाद गंभीरा ॥
नृत्यत कीश भाव दिखरावत, शिवासहित शिव कीरति गावत ॥

દેવાધિદેવ રામચંદ્રજી ઉત્તમ આસનપર બિરાજમાન થયા હતા અને તેમની આસપાસ સઘળા વાનરો તથા રીંછો પ્રભુનાં ચરણોમાં ચિત્ત લગાવી યથાયોગ્ય રીતે બેઠા હતા. ૧ પોતાનો મોટો શત્રુ નરાંતક મરવાથી સર્વના મનમાં હર્ષ થયો હતો, તેથી તેઓ વારંવાર રામનું શ્યામ સુંદર શરીર જોતા હતા. દીનદયાળુ રામચંદ્રજી રીંછો તથા વાનરોની રૂચિ જોઈને બોલ્યા કે–"તમે સદાશિવના યશ ગાઓ." ૨ યાજ્ઞવલ્કય કહે છે કે–હે ભરદ્વાજ ! રામચંદ્રજીની આજ્ઞા થતાં વાનરો એવા મધુર સ્વરથી ગાવા લાગ્યા કે તે સાંભળીને કોકિલા પણ લજાઈ મરે. વાનરો નાસિકાથી તથા હાથથી ડમરૂ, ભંગી, તતુડાં અને કરતાળ, ૩ તથા ઢાલ, સારંગી, વાંસળી, મંજીરા, શંખ અને મૃદંગ એ વાજાંના ગંભીર નાદ કરવા લાગ્યા. વાનરો નાચ કરતા ભાવ દેખાડીને પાર્વતી સહિત સદાશિવની કીર્તિ ગાતા હતા. ૪

छं०—शिवशिवा कीरति विमल गावत भालु वानर सुखभरे।
अहिनाथयुत रघुनाथ छवि निरखत सकल चित पद धरे ॥
प्रभु देखि कौतुक अनुज सहित सखन बखानत श्रीमुखम्।
तुलसी पगे यहि ध्यान जे जन पाइ हैं नित यशसुखम् ॥३७॥

રીંછો તથા વાનરો ઘણા આનંદથી શિવ પાર્વતીના ઉજ્વળ યશ ગાતા ગાતા લક્ષ્મણજી સહિત રામચંદ્રજીનાં ચરણોમાં ચિત્ત દઈને તેઓની છબિ નીરખતા હતા. રામચંદ્રજી તથા લક્ષ્મણજી એવું કૌતુક જોઈને પ્રભુ પોતે શ્રીમુખે પોતાના મિત્રોનાં વખાણ કરતા હતા. તુલસીદાસ કહે છે કે–એ સમયના રામચંદ્રજીના સ્વરૂપનું ધ્યાન જેને પ્રાપ્ત થાય તે માણસ નિત્ય સુખ તથા યશ પામે છે. ૩૭

सो०—गत रजनी युग याम, तब कीशन करुणा अयन।
करि पूरण मन काम, सबनि कहेउ राजहु थलन ॥ १९ ॥

બે પોહોર રાત્રિ ગઈ એટલે કરૂણાનિધાન રામચંદ્રજીએ વાનરોની મનોકામના પૂર્ણ કરીને સર્વને કહ્યું કે–" હવે તમો પોત પોતાના ઉતારે જાઓ."

चो०—बैठे निज निज थल रणधीरा, अनुजसहित राजत रघुवीरा।
सुखमासीव सैनयुत राजैं, जयजय ध्वनि कपि भालु समाजैं ॥
उमाचरित यह रुचिर सुहावा, नाथ कृपा मैं तुमहिंसुनावा।

अपरचरित गिरिराज कुमारी, सुनहु कहत सब प्रीति निहारी ॥
वहाँ मध्य निशि रावण जागा, कोउ कोउ सचिव शिखावन लागा।
उग्र शिखावन कहि बुध थाके, थके न कछु मन मानै ताके ॥
रावण मन औरै कछु लसई, मेटिको सकै जो विधि उर बसई।
प्रभु विरोध करि चह कल्याना, मोहविवश सो शठ अज्ञाना ॥

રણધીર વાનરો તથા રીંછો પોત પોતાની જગ્યાએ જઇને બેઠા. સુખની સીમારૂપ રામચંદ્રજી લક્ષ્મણજી સહિત શોભતા હતા, અને વાનરો તથા રીંછો 'જય જય' શબ્દ કરતા હતા. ૧ હે પાર્વતી ! આ સુંદર અને રસિક ચરિત્ર રામચંદ્રજીની કૃપાથી મેં તમને કહી સંભળાવ્યું. હે હિમાલયનાં પુત્રી ! હવે બીજું ચરિત્ર તમારો ભાવ જોઇને કહું છું, તે સાંભળો. ૨ લંકામાં મધ્ય રાત્રિ જતાં રાવણ જાગ્યો. તે સમયે કેટલાક મંત્રીઓ તેને શીખામણ દેવા લાગ્યા અને કેટલાક ડાહ્યા લોકો પણ ઉગ્ર શીખામણ આપીને થાકી ગયા, પણ રાવણનું મન માન્યું નથી. ૩ રાવણના મનમાં કાંઇ ઓરજ વાત ઠસી ગઇ હતી. વીધાતાના હૃદયમાં જે કરવાનું વસી રહ્યું છે તેને કોણ મિથ્યા કરી શકે ? એ શઠ અને અજ્ઞાન રાવણ મોહને વશ થઇ રામચંદ્રજીની સાથે વિરોધ કરીને પોતાનું કલ્યાણ ઇચ્છતો હતો. ૪

दोहा—यहां दशानन दूतमुख, सुनि नारांतक नाश।
एक दीन निज सेन लखि, चढा समर बिन त्रास ॥ २३७ ॥

દૂતોનાં મુખથી નરાંતકના નાશની વાત સાંભળીને રાવણ પડવેને દિવસે પોતાની સેનાની તપાસ કરીને નિર્ભયપણે યુદ્ધ કરવાને ચાલ્યો. ૨૩૭

चो०—इहि विधि जल्पतभा भिनुसारा, लमे भालु कपि चारिहुँ द्वारा।
सुभट बुलाय दशानन बोला, रणसन्मुख जाकर मनडोला ॥
सो अबहीं बरु जाहु पराई, रणसन्मुख भागे न भलाई।
निज भुजबल मैं बैर बढावा, देहौं उतर जो रिपु चढि आवा ॥
असकहि मरुतवेग रथ साजा, बाजहिं सकल जुझाउ बाजा।
चले वीर सब अतुलित बली, जनु कज्जल गिरि आँधी चली ॥
अशकुन अमित होहिं तेहि काला, गनै न भुजबल गर्व विशाला।

એ પ્રમાણે વાતચિત કરતાં પ્રભાત થયું એટલે વાનરો તથા રીંછો લંકાગઢના ચારે દરવાજે ખડા થઇ ગયા. રાવણે યોદ્ધાઓને બોલાવીને કહ્યું

કે-"રણમાં સન્મુખ ચઢયા પછી જેનું મન ડગે તેમ હોય, ૧ તેણે હાલથીજ ભાગી જવું એ સારી વાત છે. યુદ્ધે સન્મુખ ચઢયા પછી નાસવું એ સારૂ નથી. મેં મારી ભુજાઓના બળથીજ વૈર વધાર્યું છે. માટે જે શત્રુ ચઢી આવશે તેને ઉત્તર આપીશ." ૨ એમ કહીને રાવણે પવન જેવા વેળવાળો રથ તૈયાર કરાવ્યો, અને લડાઈનાં વાજાં વગડાવ્યાં. પછી અતુલિત બળવાળા વીરો ચાલ્યા તે જાણે કાજળના પાહાડમાંથી આંધી ચઢી હોય એવા દેખાતા હતા. તે સમયે અગણિત અપશુકનો થવા લાગ્યા, પણ પોતાની ભુજાઓના મોટા ગર્વથી તેને ગણુતા નહી.

छंद–अति गर्व गनत न शकुन अशकुन श्रवहिं आयुध हाथते।
भट गिरहिं रथ ते वाजि गज चिक्करत भाजत साथ ते॥
गोमायु गृध्र श्रृगाल खररव श्वान बोलहिं अति घने।
जनुकाल दूत उलूक बोलहिं सकल परम भयावने॥ ३८॥

યોદ્ધાઓના હાથમાંથી આયુધો પડી જવા લાગ્યાં, રથમાંથી યોદ્ધાઓ પડી જવા લાગ્યા, હાથીઓ તથા ઘોડાઓ ચિકાર કરીને પોતાના સાથમાંથી નાસવા લાગ્યા, શિયાળવાં, વિકરાળ ગીધો, ગધેડાં અને કુતરાં ઘણા ભયંકર શબ્દ બોલવા લાગ્ય,ાં અને કાળના દૂતજ હોય એવા ઘુવડો અત્યંત ભયંકર શબ્દ બોલવા લાગ્યા. આ સઘળા અપશુકનો થવા લાગ્યા છતાં પણ રાવણુ અત્યંત ગર્વને લીધે શુકન અપશુકનને ગણુતોજ નહીં.

दोहा–ताहि कि सम्पति शकुन शुभ, स्वप्नेहु मन विश्राम।
भूतद्रोह रत मोहवश, रामविमुख रतकाम॥ २३८॥

જે પ્રાણીમાત્રનો દ્રોહ કરવામાં રાજી હોય, મોહને વશ્ય હોય, રામચંદ્રથી વિમુખ હોય અને કામાંધ હોય તેને સ્વપ્નમાં પણ સંપત્તિ, શુભ શુકનો કે મનમાં વિશ્રામ ક્યાંથી હોય? ૨૩૮

चो०–चली निशाचर अनी अपारा, चतुरंगिनी चमू बहुधारा।
विविध भाँति वाहन रथ याना, विपुल बरण पताकध्वज नाना॥
चले मत्तगज यूथ घनेरे, मनहुँ जलद मारुतके प्रेरे।
वर्ण वर्ण वर दैत्य निकाया, समर शूर जानहिं बहु माया॥
अति विचित्र वाहिनी विराजी, वीर वसन्तसेन जनु साजी।
चलत कटक दिगसिन्धुर डगहीं, क्षुभित पयोधि कुधर डगमगहीं॥
उठी रेणु रवि गयउ छिपाई, पवन थकित वसुधा अकुलाई।

**पणव निशान घोररव बाजहिं, महाप्रलयके जनु घन गाजहिं ॥**
**भेरि नफीरि बाज सहनाई, मारू राग सुभट सुखदाई ।**
**केहरिं नाद बीर सब करहीं, निज निज बल पौरुष अनुसरहीं ॥**
**कहै दशानन सुनहु सुभट्टा, मर्दहु भालु कपिनके ठट्टा ।**
**हौं मारिहौं भूप दोउ भाई, अस कहि सन्मुख सैन चलाई ॥**
**यह सुधि सकल कपिन जब पाई, धाये करि रघुवीर दुहाई ।**

રાક્ષસોની ચતુરંગીણી અપાર સેના અનેક પ્રકારનાં વાહનો, રથો તથા વિમાનો યુક્ત ચાલવા લાગી. તેમાં અનેક રંગની ધ્વજાઓ તથા વાવટાઓ ફરકવા લાગ્યા. ૧ જાણે પવનના જોરથી વાદળાંનાં યુથો ચાલતાં હોય એવા ગદોન્મત્ત હાથીઓનાં ઘણાં યૂદ્ધ કરવામાં શુરા, ઘણા માયાવી તથા અનેક રંગના રાક્ષસો, ૨ અત્યંત વિચિત્ર વાહનોપર બેશીને જાણે વસંતઋતુની સેના ચાલતી હોય તેવા દેખાવા લાગ્યા. સેના ચાલતાં દિગ્ગજો ડગવા લાગ્યા, સમુદ્રો ખળભળવા લાગ્યા, અને પર્વતો ડગમગવા લાગ્યા. ૩ ધુળ ઉડવાથી સૂર્ય ઢંકાઇ ગયો, પવન બંધ પડી ગયો અને પૃથ્વી અકળાવા લાગી. ઢોલો તથા નિશાનો જાણે મહા પ્રલયનો મેઘ ગાજતો હોય એવા ઘોર અવાજથી વાગવા લાગ્યાં. ૪ ભેરીઓ, તુરઈઓ અને શરણાઇઓ વાગવા લાગી, સુભટો સુખદાઈ મારૂ રાગ ગાવા લાગ્યા, સર્વ વીરો સિંહનાદ કરવા લાગ્યા અને પોત પોતાનાં બળ તથા પુરૂષાર્થો વખાણવા લાગ્યા. ૫ રાવણ બોલ્યો કે—“ સુભટો ! સાંભળો. તમો સર્વ મળીને વાનરો તથા રીંછોના સમૂહનું મર્દન કરી નાંખજો અને હું રામ તથા લક્ષ્મણને મારી નાંખીશ. ” એમ કહીને ફોજને આગળ ચલાવી. એ ખબર મળતાં સર્વ વાનરો તથા રીંછો રામચંદ્રજીની દુવાઈ દઈને રાક્ષસોના સામા દોડયા.

**छंद—धाये विशाल कराल मर्कट भालु काल समानते ।**
**मानहुँ सपक्ष उडाहिं भूधर वृन्द नाना बाणते ॥**
**नख दशन शैलन करन द्रुम गहि सबल शंक न मानहीं ।**
**जयराम रावण मत्तगज मृगराज सुयश सुनावहीं ॥ ३९ ॥**

કાળ જેવા મોટા વિકરાળ વાનરો તથા રીંછો દોડવા લાગ્યા. તે જાણે ઇંદ્રનાં બાણોના પ્રહારથી પાંખોવાળા અનેક પર્વતોના સમૂહો હોય એવા દેખાતા હતા. નખ, દાંત, પર્વતો અને મોટાં મોટાં વૃક્ષોરૂપી આયુધો લઈને એ મહા પ્રબળ યોદ્ધા નિઃશંકપણે દોડતા હતા, અને રાવણ રૂપી મદોન્મત્ત હાથીનો નાશ

કરનાર સિંહરૂપ રામચંદ્રજીનો વિજય થાઓ, એમ રામચંદ્રજીના સુયશ વખાણતા હતા.

दोहा–दुहुँ दिशि जयजयकार करि, निजनिज जोरी जानि ॥
भिरे वीर इत रघुपतिहि, उत रावणहिं वखानि ॥ २३९ ॥

રાક્ષસો રાવણનાં વખાણ કરતા અને વાનરો તથા રીંછો રામચંદ્રજીનાં વખાણ કરતા પોત પોતાના સ્વામીનો જય જયકાર કરીને યોદ્ધાઓ સરખે સરખાં જોડી શોધીને લડવા લાગ્યા. ૨૩૯

चो०–रावण रथी विरथ रघुवीरा, देखि विभीषण भयउ अधीरा ।
अधिक प्रीति उर भा संदेहा, वन्दि चरण कह सहित सनेहा ॥
नाथ न रथ नाहीं पदत्राना, केहि विधि जीतव रिपु बलवाना ।
सुनहु सखा कह कृपानिधाना, जेहि जय होइ सो स्यन्दनआना ॥
शौरज धर्म्म जाहि रथचाका, सत्य शील दृढ ध्वजा पताका ।
बल विवेक दम परहित घोरे, क्षमा दया समता रजु जोरे ॥
ईश भजन सारथी सुजाना, विरति चर्म्म सन्तोष कृपाना ।
दान परशु बुधि शक्ति प्रचण्डा, वर विज्ञान कठिन कोदण्डा ॥
संयम नियम शिलीमुख नाना, अमल अचल मनत्रोण समाना ।
कवच अभेद विप्रपद पूजा, इहि सम विजय उपाय न दूजा ॥
सखा धर्म्ममय अस रथ जाके, जीतन कहँ न कतहुँ रिपु ताके ।

રાવણને રથમાં બેઠેલો અને રામચંદ્રજીને પગપાળા જોઈને વિભીષણ અધીરો થયો, તેને રામચંદ્રજી ઉપર ઘણી પ્રીતિ હતી, તોપણ હૃદયમાં સંદેહ ઉત્પન્ન થયો, તેથી રામચંદ્રજીનાં ચરણોનું વંદન કરીને પ્રીતિપૂર્વક બોલ્યો કે—
૧ "હે નાથ ! આપની પાસે રથ નથી, કવચ નથી અને પગમાં પગરખાં નથી, તો તમે બળવાન શત્રુને શી રીતે જીતી શકશો" એ સાંભળીને કૃપાનિધાન રામચંદ્રજી બોલ્યા કે—"મિત્ર ! સાંભળો. જેથી જય થાય એવો રથ તો જૂદાજ પ્રકારનો હોય છે. ૨ એ રથને શૌર્ય તથા ધીરજરૂપી પૈડાં છે, દૃઢ સત તથા શીલરૂપી ધ્વજા પતાકાઓ છે, બળ, વિવેક, ઇંદ્રિયદમન અને પરોપકાર રૂપી ચાર ઘોડા છે, તે ઘોડાને ક્ષમા, દયા અને સમતારૂપી રાસોથી બાંધેલા છે. ૩ શંકરના ભજનરૂપી સુજાણ સારથી છે, વૈરાગ્યરૂપી ઢાલ છે, સંતોષરૂપી તરવાર છે, દાનરૂપી ફરશી છે, બુદ્ધિરૂપી પ્રચંડ સાંગ છે, ઉત્તમ જ્ઞાનરૂપી કઠિણ ધનુષ છે. ૪ સંયમ નિયમરૂપી અનેક પ્રકારનાં બાણો છે, અ-

બળ અને નિર્મળ મનરૂપી ભાથાઓ છે, અને બ્રાહ્મણોનાં ચરણોની પૂજારૂપી અભેદ્ય બખ્તર છે. એ પ્રમાણેના રથ સિવાય વિજય થવાનો બીજો એકે ઉપાય નથી. હે મિત્ર ! એવો ધર્મમય રથ જેની પાસે છે તેને કોઇપણ શત્રુ કદી પણ જીતી શકેજ નહી.

दोहा–महा घोर संसार रिपु, जीति सकै सो वीर ॥
जाके अस रथ होइ दृढ, सुनहु सखा मति धीर ॥ २४० ॥

હે ધીર બુદ્ધિવાળા મિત્ર ! સાંભળો. આ મહા ભયંકર સંસારરૂપી શત્રુને કયો શુરવીર જીતી શકે તેમ છે ? પરંતુ જેની પાસે એવો રથ હોય તેજ જીતી શકે છે." ૨૪૦

दोहा–सुनत विभीषण प्रभु वचन, हर्षि गहे पदकंज ॥
इहि विधि मोहिं उपदेश किय, रामकृपा सुख पुंज ॥ २४१ ॥

રામચંદ્રજીનાં એવાં વચનો સાંભળીને આનંદ પામેલા વિભીષણે તેમનાં ચરણકમળો પકડયાં અને મનમાં સમજી ગયો કે કૃપા તથા સુખના પુંજરૂપ રામચંદ્રજીએ એ રીતે મનેજ ઉપદેશ આપ્યો છે.

दोहा–उत प्रचार दशकन्धर, इत अंगद हनुमान ॥
लरत निशाचर भालु कपि, करि निज निज प्रभु आन ॥ २४२ ॥

પેલી બાજુ રાવણ લલકારવા લાગ્યો અને આ બાજુએ અંગદ લલકારવા લાગ્યો. પછી રાક્ષસો અને વાનરો તથા રીંછો પોતપોતાના સ્વામીની આણ વરતાવીને લડવા લાગ્યા. ૨૪૨

चौ०–सुर ब्रह्मादि सिद्ध मुनि नाना, देखहिं रण नभ चढे विमाना ।
मैहुँ उमा रहेउँ तेहि संगा, देखत रामचरित रणरंगा ॥
सुभट समररस दुहुँ दिशि माते, कपि जय शील रामबल ताते ।
एक एक सन भिरहिं प्रचारहिं, एक न एक मर्दि महि मारहिं ॥
मारहिं काटहिं धरणि पछारहिं, शीश तोरि शीशनसन मारहिं ।
उदर विदारहिं भुजा उपारहिं, गहिपद अवनि पटकि भटडारहिं ॥
निशिचर भट महि गाडहिं भालू, ऊपर डारि देहिं बहु वालू ।
वीर बलीमुख युद्ध विरुद्धा, देखिय विपुल काल अनुकुद्धा ॥

બ્રહ્માદિક દેવતાઓ, સિદ્ધો તથા અનેક મુનિઓ વિમાનોમાં ચઢીને યુદ્ધ જોવાને વાસ્તે આકાશમાં ઉભા. હે પાર્વતી ! હું પણ તેઓની સાથે આકાશમાં રહીને રામચરિત્ર જોતો હતો. ૧ બન્ને તરફના સુભટો વીરરસથી મસ્ત બન્યા

હતા, તેમાં વાનરો રામચંદ્રજીના બળથી વિશેષ જયશીલ દેખાતા હતા. બન્ને પક્ષના યોદ્ધા પરસ્પર લલકારીને બાઝતા હતા અને એક બીજાને મર્દી નાંખીને ધરતીપર પાડી દેતા હતા. ૨ પરસ્પર મારતા, કાપી નાંખતા અને ધરતીપર પછાડતા હતા. વળી માથાં તોડી નાંખીને ધડોને હાથ પકડીને ઉપાડતા હતા. પેટ ફાડી નાંખતા હતા, ભુજાઓ તોડી નાંખતા હતા અને પગ પકડીને પૃથ્વીપર પટકતા હતા. ૩ વાનરો તથા રીંછો રાક્ષસ યોદ્ધાઓને પૃથ્વીમાં દાટી દઇને ઉપર પુષ્કળ રેતી નાંખતા હતા. બળવાન વીર વાનરો યુદ્ધમાં એવા દેખાતા હતા કે જાણે અત્યંત કોપાયમાન થયેલો કાળ હોય. ૪

छंद–क्रुद्धे कृतान्त समान कपि तनु श्रवत शोणित राजहीं ॥
मर्दहिं निशाचर कटक भट बलवंत जिमि घनगाजहीं ॥
मारहिं चपेटन काटि दाँतन डारि लातन मीजहीं ॥
चिक्करहिं मर्कट भालु छलबल करहिं जेहि खल छीजहीं ॥ ४० ॥

શરીરોમાંથી વેહેતા લોહીથી શોભતા વાનરો તથા રીંછો ક્રોધથી કાળ જેવા દેખાતા હતા. અને રાક્ષસોના સૈન્યમાંના યોદ્ધાઓને મર્દી નાંખીને જેમ મેઘ ગાજે તેમ ગાજતા હતા. વળી લપડાકો મારીને તથા દાંતોવડે કરડી કરડીને લાતો મારીને દાટી દેતા હતા. વાનરો તથા રીંછો ચિઃકાર કરીને એવો છળબળ કરતા હતા કે જેથી દુષ્ટ રાક્ષસો મનમાં ઘણા બળવા લાગ્યા.

छंद–धरि गाल फारहिं उर विदारहिं गल अँतावरि मेलहीं ।
प्रहलादपति जनु विविध तनु धरि समर अंगन खेलहीं ॥
धरु मारु काटि पछारु घोर गिरा गगन महि भरि रही ।
जयराम जो तृणते कुलिश करु कुलिश ते करु तृण सही ॥ ४१ ॥

વાનરો તથા રીંછો રાક્ષસોને પકડી પકડીને તેઓના ગાલ ફાડી નાંખીને તથા પેટ ચીરી નાંખીને તેઓનાં આંતરડાં ખેંચી કાઢીને ગળામાં પેહેરવા લાગ્યા, તેથી તેઓ જાણે નૃસિંહજી અનેક શરીરો ધરીને સમરાંગણમાં ખેલતા હોય એવા દેખાવા લાગ્યા. 'પકડો, મારો, કાપો, પછાડો' એવાં ભયંકર વચનોથી આકાશ વ્યાપ્ત થઇ ગયું. તેઓ તરણાને વજ્ર સમાન અને વજ્રને તરણા સમાન કરી નાંખનારા રામચંદ્રજીનો જયજયકાર પોકારવા લાગ્યા.

दोहा–निजदल विचल विलोकि तब, वीसभुजा दशचाप ॥
चला दशानन कोप करि, फिरहु फिरहु करि दाप ॥ २४३ ॥

રાવણ પોતાના સૈન્યને વિખેરાઇ ગયેલું જોઇને કોપાયમાન થઇ વીશે

હાથમાં દશ ધનુષો લઇને યોદ્ધાઓને 'પાછા ફરો, પાછા ફરો' એમ કહેતો કહેતો લડવાને ચાલ્યો.

चो०–धाया परम क्रोध दशकन्धर, सन्मुख चले हूह करि बन्दर ।
गहि गिरि पादप उपल पहारा, डारहिं तेहिपर एकहि बारा ॥
लागहिं शैल वज्र तनु तासू, खण्ड खण्ड होइ फूटहिं आसू ।
चला न अचल रहा रथ रोपी, रणदुर्मद रावण अति कोपी ॥
इत उत झपटि दपटि कपियोधा, मरदै लाग भयो अति क्रोधा ।
चले पराय भालु कपि नाना, त्राहि त्राहि अंगद हनुमाना ॥
पाहि पाहि रघुवीर गुसाई, यह खल आव कालकी नाई ।
तेहि देखे कपि सकल पराने, दशहु चाप सायक सन्धाने ॥

અત્યંત ક્રોધ પામેલા રાવણને સામે આવતો જોઇને વાનરો હુહુ કરતા દોડી આવ્યા. અને હાથમાં વૃક્ષો, પથરાઓ અને પહાડો પકડી પકડીને એકીવારે રાવણપર ફેંકવા લાગ્યા. ૧ પર્વતો રાવણના વજ્ર જેવા શરીરમાં વાગતાં તે ભાગીને તેના ટુકડેટુકડા થઇ જતા હતા. યુદ્ધમાં મદોન્મત્ત થયેલો અને કોપેલો રાવણ વાનરોના મારથી ચળાયમાન નહી થતાં પોતાના રથને દૃઢ રીતે ઉભો રાખીને અચળ રહ્યો. ૨ રાવણ કોપીને આમતેમ ઝપટો મારી વાનરોને પાડી નાંખીને મર્દી નાંખવા લાગ્યો, તેથી અનેક વાનરો નાસતા નાસતા 'અંગદ તથા હનુમાનજી અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો' એમ પોકારવા લાગ્યા. ૩ 'હે સ્વામી રઘુનાથજી ! આ દુષ્ટ રાવણ કાળની પેઠે આવેછે માટે અમોને બચાવો બચાવો' એમ પોકાર કરતા નાસતા વાનરોને જોઇને રાવણે દશે ધનુષોપર બાણોનું સંધાન કર્યું. ૪

छंद–संधानि धनु शरनिकर छांडेसि उरग जिमि उडि लागहीं ।
रहे पूरिशर धरणी गगन दिशि विदिशि कहँ कपि भागहीं ।
भा अति कोलाहल विकल दल कपि भालु बोलहिं आतुरे ॥
रघुवीर करुणासिन्धु आरतबन्धु जन रक्षक हरे ॥ ४२ ॥

રાવણે ધનુષમાં સાંધીને છોડવા માંડેલાં બાણોનો સમૂહ સર્પોની પેઠે ઉડીઉડીને રીંછો તથા વાનરોના શરીરોમાં ચોંટવા લાગ્યાં. બાણોથી પૃથ્વી, આકાશ અને દશે દિશાઓ ભરપૂર થઇ ગઇ, વાનરો નાસવા લાગ્યા, ઘણો કોળાહળ થઇ રહ્યો, વાનરો તથા રીંછોનું સૈન્ય વ્યાકુળ થઇને આર્તનાદથી બોલવા લાગ્યું કે—"હે રઘુવીર ! હે કરૂણાસિંધુ ! હે દીનબંધુ ! હે ભક્તરક્ષક ! હે હરિ ! અમારૂં રક્ષણ કરો."

दोहा–विचलत देखा कपि कटक, कटि निषंग धनु हाथ ॥
लक्ष्मण चले सकोप तब, नाइ रामपद माथ ॥ २४४ ॥

પોતાની સેનાને વિખેરાઇ જતી દેખીને લક્ષ્મણજી ક્રોધ કરી હાથમાં ધનુષબાણ તથા કમરમાં ભાથા ધારણ કરી રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવીને ચાલ્યા.

चो०–रे खल का मारसि कपि भालू, मोहिं विलोकु तोर मैं कालू ।
खोजत रहेउँ तोहिं सुतघाती, आजु निपाति जुडावौं छाती ॥
कहि अस छांडसि बाण प्रचंडा, लक्ष्मण किये तुरत शतखंडा ।
कोटिन आयुध रावण डारे, तिलप्रमाण प्रभु काटि निवारे ॥
पुनि निजबाणन कीन्ह प्रहारा, स्यन्दन भंजि सारथी मारा ।
शत शत शर मारे दशभाला, गिरि श्रृंगनजनु प्रविशहिं व्याला ॥
पुनि शत शर मारे उरमाहीं, परेउ अवनि तनु सुधि कछु नाहीं ।
उठा प्रवल पुनि मूर्च्छा जागी, छांडेसि ब्रह्मदत्त जो सांगी ।

લક્ષ્મણજી બોલ્યા કે—" અરે ખળ ! તું વાનરો તથા રીંછોને શું મારેછે ? મારી સામે જો, હું તારો કાળ છું " ત્યારે રાવણ બોલ્યો કે—" અરે મારા પુત્રનો ઘાત કરનારા ! તનેજ હું શોધુંછું. આજ તને મારી નાંખીને મારી છાતી ઠંડી કરૂં. " ૧ એમ કહીને તેણે પ્રચંડ બાણ ફેંક્યું. તેની સામે લક્ષ્મણજીએ બાણ મારીને તેના સો કકડા કરી નાંખ્યા. રાવણ કરોડો આયુધો ફેંકતો હતો, તેના લક્ષ્મણજી તલતલ જેટલા કડકા કરી નાંખતા હતા. ૨ પછી લક્ષ્મણજીએ બાણોનો પ્રહાર કરીને રાવણનો રથ ભાંગીને સારથિને મારી નાંખ્યો. વળી રાવણના દરેક માથામાં સો સો બાણ માર્યાં, તે જેમ પર્વતનાં શિખરોમાં સર્પો પેશી જાય તેમ રાવણનાં માથાંમાં પેશી ગયાં. ૩ પછી બીજાં સો બાણ રાવણની છાતીમાં માર્યાં તેથી તે બેશુદ્ધ થઇ ધરતીપર પડયો. પણ તેની મૂર્છા વળતાં પાછો ઉઠીને તેને બ્રહ્માએ આપેલી સાંગ લક્ષ્મણજીને મારી.૪

छंद–जो ब्रह्मदत्त प्रचण्ड शक्ति अनन्त उर लागी सही ॥
परयो विकल वीर उठाव दशमुख अतुलवल महि मारही ॥
ब्रह्माण्ड भुवन विराज जाके एक शिरजिमि रजकनी ॥
तेहि चह उठावन मूढ रावण जान नहिं त्रिभुवन धनी ।

બ્રહ્માએ આપેલી એ પ્રચંડ સાંગ લક્ષ્મણજીની છાતીમાં વાગવાથી તે પૃથ્વીપર પડયા, તેમને રાવણ ઉઠાવવા લાગ્યો, પણ તેમના અપાર બળના મ-

હિમાને લીધે ઉઠાવી શકયો નહી. જે શેષના એક માથા ઉપર સઘળું બ્રહ્માંડ એક રજકણની પેઠે રહ્યું છે તે શેષના અવતારરૂપ લક્ષ્મણજીને મૂર્ખ રાવણ ઉપાડવાને ઇચ્છતો હતો, પણ તે 'ત્રૈલોકયના ધણી છે' એમ જાણતો નહોતો.

दोहा–देखत धावा पवनसुत, बोलत वचन कठोर ॥
आवत तेहि उर महँ हनेउ, मुष्टि प्रहार प्रघोर ॥ २४९ ॥

એ જોઇને હનુમાનજી કઠોર વચનો કહેતા કહેતા રાવણની સામે દોડ્યા પણ તેમને આવતો જોઇને રાવણે તેમની છાતીમાં ઘણા જોરથી મુક્કીનો પ્રહાર કર્યો.

चो०–जानु टेकि कपि भूमि न परेऊ, उठा सँभारि बहुरि रिस भरेऊ ।
मुष्टिक एक ताहि कपि मारा, परेउ शैल जिमि वज्रप्रहारा ॥
मूर्च्छा गई बहुरि सो जागा, कपिबल विपुल सराहन लागा ।
धिक धिक धिक बल पौरुष मोही, जोतैं जियत उठा सुरद्रोही ॥
असकहि कपिलक्ष्मण कहँ ल्याये, देखि दशानन विस्मय पाये ।
कह रघुवीर समुझि जियभ्राता, तुम कृतांत भक्षक सुरत्राता ॥
सुनत वचन उठि बैठ कृपाला, गगन गई सो शक्ति कराला ।
पुनि कोदण्ड बाण गहि धाये, रिपुसन्मुख अति आतुर आये ॥

તેથી હનુમાનજી ઘુંટણભેર થઈ ગયા પણ ધરતીપર પડ્યા નહી. પછી સંભાળથી ઉઠીને ક્રોધ કરીને તેમણે રાવણને એક મુક્કી એવી મારી કે તેથી જેમ વજ્ર વાગવાથી પર્વત પડી જાય તેમ તે પડી ગયો. ૧ રાવણની મૂર્છા વળતાં જાગ્રત થઇને તે હનુમાનજીના બળનાં વખાણ કરવા લાગ્યો. પછી હનુમાનજી બોલ્યા કે—"અરે દેવતાઓના દ્રોહી! મારી મુક્કી વાગ્યા છતાં તું જીવતો ઉઠયો તેથી મારા બળને તથા પુરૂષાર્થને ધિક્કાર છે." ૨ એમ બોલીને હનુમાનજી લક્ષ્મણજીને ઉપાડી લઇ ગયા. એ જોઇને રાવણ આશ્ચર્ય પામ્યો. લક્ષ્મણજીને જોઇને રામચંદ્રજી બોલ્યા કે—"ભાઇ! તમે મનમાં સમજો. તમે કાળને પણ ખાઇ જાઓ એવા અને દેવતાઓના રક્ષક છો." ૩ એવાં રામચંદ્રજીનાં વચનો સાંભળતાંજ કૃપાળુ લક્ષ્મણજી ઉઠીને બેઠા થયા, તેજ સમયે વિકરાળ સાંગ છાતીમાંથી નીકળીને આકાશમાં ઉડી ગઇ. પછી લક્ષ્મણજી હાથમાં ધનુષબાણ લઇને અત્યંત આતુરતાથી રાવણની સન્મુખ દોડ્યા.૪

छंद–आतुर बहोरि बिभंजि स्यन्दन सूत हति व्याकुल कियो ।
गिर्यो धरणि दशकंधर विकल तनु बाण शत वेधोहियो ॥

सारथी रथ घालि दूसर ताहि लंका लै गयो ।
रघुवीर बन्धु प्रताप पुंज बहोरि प्रभु चरणन नयो ॥ ४४ ॥

લક્ષ્મણજીએ બાણો મારીને રાવણનો રથ ભાગી નાંખ્યો, ને રાવણને પણ છાતીમાં સો બાણોથી વીંધી નાંખીને વ્યાકુળ કરી નાંખ્યો તેથી તે ધરતીપર પડી ગયો. પછી બીજો સારથી તેને રથમાં ઘાલીને લંકામાં લઇ ગયો. પછી બળના પ્રતાપના પુંજરૂપ લક્ષ્મણજી રામચંદ્રજીની પાસે જઇને તેમનાં ચરણોમાં નમ્યા.

दोहा—वहा दशानन जाइकै, करन लाग कछु यज्ञ ॥
जय चाहत रघुपति विमुख, शठहठ वश अति अज्ञ ॥ २४६ ॥

રાવણ લંકામાં જઇને વિજય માટે યજ્ઞ કરવા લાગ્યો. એ શઠ તથા અજ્ઞાની રાવણ કાળના વશ્ય થઇ રામચંદ્રજીથી વિમુખ થઇને વિજય થવાની આશા રાખતો હતો. ૨૪૬

चो०—इहाँ विभीषण सब सुधि पाई, सपदि जाय रघुपतिहि सुनाई ।
नाथ करै रावण इक यागा, सिद्ध भये नहिं मरिहि अभागा ॥
पठवहु नाथ वेगि भट बन्दर, करहिं विध्वंस आव दशकंधर ।
प्रात होत प्रभु सुभट पठाये, हनुमदादि अंगद सब धाये ॥
कौतुक कूदि चढे कपिलंका, पैठे रावण भवन अशंका ।
जबहीं यज्ञ करत तेहि देखा, सकल कपिन भा क्रोध विशेषा ॥
रणते भागि निलज गृह आवा, इहाँ आइ बकध्यान लगावा ।
अस कहि अंगद मारेउ लाता, चितव न शठ स्वारथ मनराता ॥

અહીં વિભીષણને રાવણના યજ્ઞની ખબર મળવાથી તુરત તેણે રામચંદ્રજી પાસે જઇને કહ્યું કે—"હે નાથ! રાવણ એક યજ્ઞ કરેછે તે જો સિદ્ધ થશે તો પછી એ અભાગીયો મરશે નહી. ૧ માટે બળવાન યોદ્ધાઓને મોકલીને તેના યજ્ઞનો ભંગ કરાવી નાંખો." પછી પ્રભાત થતાંજ રામચંદ્રજીએ સુભટોને મોકલતાં હનુમાન તથા અંગદ વિગેરે દોડયા. ૨ તેઓ રમતમાત્રમાં કૂદીને લંકાના કિલ્લાપર ચઢી જઇ નિર્ભયપણે રાવણના ઘરમાં પેઠા. રાવણને યજ્ઞ કરતો જોઇને સઘળા વાનરોને ઘણોજ ક્રોધ ચઢયો. ૩ તેઓ કહેવા લાગ્યા કે—"અરે નિર્લજ! તું યુદ્ધમાંથી ભાગી આવીને બગલાની પેઠે ધ્યાન લગાવી બેઠો છે?" એમ કહીને અંગદે લાત મારી તોપણ સ્વાર્થમાં લગાવેલા મનવાળા શઠ રાવણે આંખો ઉઘાડીને જોયું નહી. ૪

छंद—नाहिं चितव जब कपि कोपि तब गहि दशन लातन मारहीं ।
धरि केश नारि निकारि बाहर तेपि दीन पुकारहीं ॥
तब उठा कोपि कृतांतसम गहि चरण वानर डारहीं ।
इहि भाँति यज्ञ विध्वंस करि कपिनेकु मनहिं न हारहीं ॥

રાવણે ધ્યાનમાંથી નહી જાગીને વાનરો સામે જોયું પણ નહી. તેથી તેઓ કોપ કરી દાંતોથી કરડીને લાતો મારવા લાગ્યા અને સ્ત્રીઓના કેશ પકડી ઘરમાંથી બહાર ખેંચી કાઢી તેથી તેઓ દીનવાણીથી પોકારવા લાગી. તેથી કાળ જેવો રાવણ ક્રોધ કરીને ઉઠ્યો અને વાનરોના પગ પકડી પકડીને ફેંકી દેવા લાગ્યો. આ પ્રમાણે રાવણના યજ્ઞનો ભંગ કરીને વાનરો મનમાં હાર નહી માનતાં પાછા આવ્યા.

दोहा—मख विध्वंस करि कपि सकल, आये रघुपति पास ॥
चला दशानन क्रोध करि, छांडी जियको आश ॥ २४७ ॥

સઘળા વાનરો યજ્ઞનો ભંગ કરીને રામચંદ્રજીની પાસે આવ્યા. પછી રાવણ જીવવાની આશા છોડીને ક્રોધ કરીને યુદ્ધ કરવાને ચાલ્યો.

चो०—चलत होहिं तेहि अशुभ भयंकर, बैठहिं गृध्र उडाहिं शिरन पर ।
भयउ कालवश कहा न माना, कहेसि बजावहु युद्धनिसाना ॥
चली तमीचर अनी अपारा, बहु गज रथ पदचर असवारा ।
प्रभु सन्मुख खल धावहिं कैसे, शलभसमूह अनल कहँ जैसे ॥
इहाँ देव सब विनती कीन्ही, दारुण विपतिहमहिं इन दीन्ही ।
अब जनि नाथ खेलावहु एही, अतिशय दुखित होति वैदेही ॥
देववचन सुनि प्रभु मुसकाना, उठि रघुवीर सुधारेउ बाना ।
जटाजूट बाँधी दृढ माथे, सोहत सुमन बीच बिच गाथे ॥
अरुण नयन वारिद तनु श्यामा, अखिल लोक लोचन अभिरामा ।
कटि तट परिकर कसे निषंगा, कर कोदण्ड कठिन शारंगा ॥

ચાલતી વખતે તેને અશુભ શુકનો થવા લાગ્યા. ગીધો તેનાં માથાંપર બેશીબેશીને ઉડી જવા લાગી. તોપણ કાળને વશ્ય થયેલો રાવણ તેને નહી ગણતાં બોલ્યો કે “ યુદ્ધનાં વાજાં વગાડો. ” ૧ હાથીઓ, રથો, સ્વારો અને પાયદળો એવી ચતુરંગી રાક્ષસોની અપાર સેના ચાલી. જેમ પતંગીયાં અગ્નિની જ્વાળા સામે દોડે, તેમ તે દુષ્ટો રામની સન્મુખ દોડવા લાગ્યા. ૨ હવે

અહીં સઘળા દેવતાઓએ રામચંદ્રજીને વિનતિ કરી કહ્યું કે—"રાવણે અમોને દારૂણ દુઃખ દીધું છે અને સીતાજી પણ ઘણાં દુઃખ પામેછે. માટે હે નાથ! હવે એને રમાડશો નહી." ૩ એવાં દેવતાઓનાં વચનો સાંભળીને રામચંદ્રજી હસ્યા. પછી પોતે ઉઠીને બાણો સુધારવા લાગ્યા, અને જેમાં વચ્ચે વચ્ચે પુષ્પના ગુચ્છ ગુંથેલા હતા એવી જટાને મજબૂત બાંધી લીધી. ૪ રાતાં નેત્રોવાળા, મેઘના જેવા શ્યામ શરીરવાળા અને સર્વ જનોનાં નેત્રોને પ્રિય એવા રામચંદ્રજીએ કમરપર દુપટ્ટો બાંધી તેમાં ભાથા કસ્યા અને હાથમાં કઠિણ શારંગ ધનુષ લીધું. ૫

छंद—शारंगकर सुन्दर निषंग शिली मुखाकर कटि कस्यो।
भुजदण्ड पीन मनोहरायत उर धरासुरपद लस्यो॥
कह दास तुलसी जबहिं प्रभु शर चाप कर फेरन लगे।
ब्रह्मांड दिग्गज कमठ अहि महि सिंधु भूधर डगमगे॥

હાથમાં સુંદર સારંગ ધનુષવાળા, કમરમાં કસેલા અખુટ ભાથાવાળા, પુષ્ટ ભુજ દંડોવાળા, મનોહર તથા વિશાળ વક્ષઃસ્થળમાં ભૃગુલાંછનથી શોભતા રામચંદ્રજી જ્યારે હાથમાં ધનુષ બાણ ફેરવવા લાગ્યા, ત્યારે સઘળું બ્રહ્માંડ, દિગ્ગજો, કચ્છપ, શેષનાગ, પૃથ્વી, સમુદ્રો અને પર્વતો ડગમગવા લાગ્યાં.

दोहा—हर्षे देव विलोकि छबि, वर्षहिं सुमन अपार।
जय जय प्रभु गुण ज्ञानबल धाम हरण महिभार॥ २४८॥

રામચંદ્રજીની કાન્તિ જોઇને દેવતાઓ રાજી થઇને અપાર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા અને 'ગુણ જ્ઞાન તથા બળના ધામરૂપ તથા પૃથ્વીનો ભાર ઉતારનારા પ્રભુનો જય જય' એમ બોલવા લાગ્યા. ૨૪૮

चौ०—इहिके बीच निशाचर अनी, कसमसाति आई अतिघनी।
देखि चले सन्मुख कपिभट्टा, प्रलयकालके जिमि घनघट्टा॥
शक्ति शूल तलवारि चमर्क्काहि, जनु दशदिशि दामिनी दमक्काहिं।
गज रथ तुरँग चिकार कठोरा, गर्जतमनहुँ बलाहक घोरा॥
कपिलंगूर विपुल नभ छाये, मनहुँ इन्द्रधनु उदय सुहाये॥
उठी रेणु मानहुँ जलधारा, बाणबुन्द भइ वृष्टि अपारा।
दुहुँ दिशि पर्वत करत प्रहारा, वज्रपात जनु वारहिं वारा॥
रघुपति कोपि बाण झरिलाई, घायल भे निशिचर समुदाई।

**लागत बाण वीर चिक्करहीं, घुर्मिघुर्मि अगणित महि परहीं ॥**
**श्रवहिं शैलजनु निर्झर वारी, शोणितसर कादर भय भारी ।**

તે દરમીયાન રાક્ષસોની સેના ધસમસતી આવી પોહોચી, તે જોઈને વાનર યોદ્ધાઓ પ્રલયકાળના મેઘની ઘટાનીપેઠે રાક્ષસોની સામે ચાલ્યા. ૧ સાંગો, ત્રિશુળો તથા તરવારોના ચમકારા એવા થતા હતા કે જાણે દશે દિશાઓમાં વીજળી ચમકતી હોય. હાથીઓ તથા રથોએ જોડેલા ઘોડાઓ એવા કઠોર ચિ:કાર કરતા હતા કે જાણે વરસાદની ભયંકર ગર્જનાઓ થતી હોય એવા સંભળાવા લાગ્યા. ૨ વાનરોનાં પુષ્કળ પૂછડાં આકાશમાં એવાં છાઈ રહ્યાં કે જાણે સુંદર ઈંદ્રિ ધનુષ ઉગ્યાં હોય. ઉડતી ધુળ તે જાણે જળની ધારા પડતી હોય એવી અને બાણોની વૃષ્ટિ તે જાણે જળનાં બિંદુ પડતાં હોય એવાં દીસવા લાગ્યાં. ૩ બન્ને તરફથી પર્વતના એવા પ્રહાર કરતા હતા કે જાણે વારંવાર વજ્રપાત થતા હોય. રામચંદ્રજીએ કોપીને બાણોની એવી વૃષ્ટિ કરી કે તેથી રાક્ષસોનો સમૂહાય ઘાયલ થઈ ગયો. ૪ બાણો લાગતાંજ અગણિત વીરો ચિ:કાર કરતા ઘુમરી ખાઈ ખાઈને ધરતીપર પડવા લાગ્યા, અને પર્વતમાંથી જેમ પાણીનાં ઝરણો ઝરીને વહે તેમ યોદ્ધાઓનાં શરીરોમાંથી લોહી ઝરી ઝરીને કાયર લોકોને ભયંકર લાગે એવી નદીઓ ચાલવા લાગી. ૫

**छंद–कादर भयंकर रुधिर सरिता चली परम अपावनी ।**
**दोउ कूल दल रथ रेत चक्र अवर्त्त बहति भयावनी ॥**
**जल जन्तु गज पदचर तुरँग रथ विविध वाहन को गने ।**
**शर शक्ति तोमर सर्प चाप तुरंग चर्म कमठ घने ॥ ४७ ॥**

કાયર લોકોને ભય ઉપજાવનારી અને ઘણી અપવિત્ર લોહીની નદી વેહેવા લાગી. એ નદીને બે સેનાઓ રૂપી બે કિનારા છે, ભાગેલા રથોરૂપી રેતી છે, રથનાં પૈડાંરૂપી ભમરાઓ છે, હાથીઓ, પાયદળો, ઘોડાઓ, રથો અને બીજાં અનેક વાહનોરૂપી જળજંતુઓ છે, બાણો, સાંગો, તોમર, ફરશીઓ અને ધનુષોરૂપી નદીના તરંગો છે અને ઢાલોરૂપી કાચબાઓ છે. એવી એ ભયંકર નદી વેહેવા લાગી.

**दोहा–वीर परे जनु तीर तरु, मज्जा वह जनु फेन ।**
**कादर देखत डरहिं जिय, सुभटनके मन चैन ॥ २४९ ॥**

એ લોહીની નદીમાં વીરોરૂપી કાંઠાનાં વૃક્ષો તણાવા લાગ્યાં અને મજ્જાઓરૂપી ફીણ વેહેવા લાગ્યું. એ નદીને જોઈને કાયર લોકો મનમાં ડરવા લાગ્યા અને સુભટો મનમાં રાજી થવા લાગ્યા. ૨૪૯

चो०–मज्जहिं भूत पिशाच बैताला, केलि करहिं योगिनी कराला ॥
काक कंकधरि भुजा उडाहीं, एकते एक छीनि धरि खाहीं ॥
एक कहहिं ऐसिउ बहुताई, शठ तुम्हार दारिद्र न जाई ।
कहरत भट घायल तट गिरे, जहँ तहँ मनहुँ अर्द्धजल परे ॥
खैंचहिं आँत गृध्र तट भये, जनु बनशी खेलत चित दये ।
बहु भट बहे चढे खग जाहीं, जिमि नावरि खेलहिं जलमाहीं ॥
योगिनि भरि भरि खप्पर साँचहिं, भूत पिशाच विविध विध नाचहिं ।
भट कपाल करताल बजावहिं, चामुण्डा नानाविधि गावहिं ॥
जम्बुक निकर तहाँ कटकटहीं, खाहिं अघाहिं हुआहिं दपटहीं ।
कोटिन रुण्ड मुण्ड विनु डोलहिं, शीशपरे महि जय जय बोलहिं ॥

એ નદીમાં ભૂત, પિશાચ અને વૈતાળ ન્હાવા લાગ્યાં અને વિકરાળ યોગિનીઓ જળક્રીડા કરવા લાગી, કાગડા તથા કંક પક્ષીઓ ભુજાઓ લઇને ઉડવા લાગ્યાં અને એક એકની પાસેથી ઝુંટાવી લઈને ખાવા લાગ્યાં. ૧ તેઓ એક બીજાને કહેવા લાગ્યાં કે–" અરે શઠો ! હજુ પણ તમારૂં દળદર જતું નથી ? " ઘાયલ થયેલા સુભટો એ નદીના કિનારાપર પડયા પડયા કણકણતા હતા અને મરેલા યોદ્ધાઓ જ્યાં ત્યાં અર્ધ જળમાં પડ્યા હતા. ૨ કિનારાપર બેઠેલાં ગીધ પક્ષીઓ યોદ્ધાઓનાં આંતરડાં ખેંચતાં હતાં તે જાણે મછીમાર લોકો લાંબી લાંબી દોરીઓએ લોઢાનાં ગલ બાંધી તે વડે માછલાં પકડતા હોય એવાં દેખાતાં હતાં. ઘણાક મરેલા યોદ્ધા નદીમાં વહ્યા જતા હતા તેપર બેઠેલાં પક્ષીઓ જાણે માછી લોકો નદીમાં નાવડાં હંકારતા હોય એવા દેખાતા હતા. ૩ યોગિનીઓ ખપ્પરો ભરી ભરીને યોદ્ધાઓનાં માંસનો સંચય કરતી હતી અને ભૂતો તથા પિશાચો અનેક પ્રકારના નાચ કરતાં હતાં. યોદ્ધાઓની ખોપરીઓથી કરતાલ વગાડીને ચામુંડાઓ અનેક પ્રકારનાં ગીત ગાતી હતી. ૪ શિયાળવાંનાં ટોળાં કટકટ કરી યોદ્ધાઓનાં શબને ખાઇ તૃપ્ત થઇને ' હુઆ, હુઆ ' એમ કરી ભૂકતાં હતાં. કરોડો ધડો માથાં વગરનાં ડોલતાં હતાં અને પૃથ્વીપર પડેલાં મસ્તકો જય જય શબ્દ બોલતાં હતાં. ૫

छंद–बोलहिं जो जय जय रुण्ड मुण्ड प्रचण्ड शिर विनु धावहीं ।
परिणाम युद्ध अगुह्य बोलहिं सुभट सुरपुर पावहीं ॥
निशिचर वरूथनि मर्दि गर्जहिं भालु कपि दर्पित भये ।
संग्राम अंगन सुभट सोहहिं राम शर निकरन हये ॥ ४८ ॥

મસ્તકો જય જય શબ્દ બોલતાં હતાં, માથાં વગરનાં પ્રચંડ ધડો દોડતાં હતાં, યોદ્ધાઓ યુદ્ધમાં લડીને અંતે સ્વર્ગમાં જવા લાગ્યા. રાક્ષસોના સમૂદાયનું મર્દન કરી નાંખીને ગર્જનાઓ કરતા, રીંછો તથા વાનરો ગર્વિષ્ટ થઈ ગયા અને અનેક રાક્ષસો રામચંદ્રજીનાં બાણો વાગવાથી રણભૂમિમાં લાંબા થઈ સૂતા.

"सो०—सप्त दिवस दिन रात, बाजेउ घंटा धनुष कर।
हरि पूजाकी भाँत, भये सुभट संहार सब ॥

વિષ્ણુની પૂજાની પેઠે સાત દિવસ અને સાત રાત્રિ સુધી રામચંદ્રજીના ધનુષની ઘંટા વાગી, તેથી સઘળા રાક્ષસ યોદ્ધાઓનો સંહાર થઈ ગયો. ૧૩

दोहा—घंटाकी परमान अब, सुनिये संगर बीच।
नाग अयुत दशलाख अश्व, रथी डेढ शत मीच ॥ २५० ॥

હવે યુદ્ધમાં ઘંટાનો એક અવાજ થવાનું પ્રમાણ કહુંછું તે સાંભળો. દશહજાર હાથી, દશલાખ ઘોડાઓ, દોઢસો રથી,

चो०—मरहिं कोटि दश पैदर जबहीं, नाचत एक कबंध रण तबहीं।
नृत्यकरहिं जब कोटि कबन्धा, तब एक खेचर उठत निबंधा ॥
खेचर कोटि नचहिं निहकंटा, तब इक धनुकर बाजत घंटा।

અને દશ કરોડ પાયદળ મરે ત્યારે રણક્ષેત્રમાં એક ધડ નાચે; એવાં કરોડ ધડો નાચે ત્યારે એક માથા વિનાનો ખેચર ઉઠે; એવા કરોડ ખેચરો નિષ્કંટક રીતે આકાશમાં નાચે ત્યારે રામચંદ્રજીના બાણની એક ઘંટા વાગે.

श्लो०—एवं सप्तदिनख्यातं, स्वर्गे मर्त्ये रसातले।
भवेद्भूरि भटनाशं, राम रावण संगरे ॥"

રામ અને રાવણ વચ્ચેનું એ સાત દિવસનું યુદ્ધ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં પ્રખ્યાત છે. એ યુદ્ધથી અસંખ્ય રાક્ષસોના બળનો નાશ થઈ ગયો.

दोहा—हृदय बिचारेसि दशवदन, भा निशिचर संहार।
मैं अकेल कपि भालु बहु, माया करौं अपार ॥ २५१ ॥

રાવણે મનમાં વિચાર કર્યો કે—રાક્ષસોનો સંહાર થઈ જવાથી હવે હું એકલો પડયો, અને વાનરો તથા રીંછો તો ઘણા છે તેથી હવે તો હું અપાર માયા કરૂં.

चौ०—देवन प्रभुहि पयादेहि देखा, उर उपजा अति क्षोभ विशेषा।

सुरपति निजरथ तुरत पठावा, हर्षसहित मातलि लै आवा ॥
तेजपुंज रथ दिव्य अनूपा, विहँसि चढे कोशलपुर भूपा ।
चंचल तुरंग मनोहर चारी, अजर अमर मानस गतिहारी ॥
रथारूढ रघुनाथहिं देखी, धाये कपि बल पाइ विशेषी ।
सही न जाय कपिनकी मारी, तब रावण माया विस्तारी ॥
सो माया रघुवीरही बाँची, सब काहू मानीकर साँची ।
देखी कपिन निशाचर अनी, बहु अंगद कपि लक्ष्मण धनी ॥

દેવતાઓ રામચંદ્રજીને પગપાળા જોઈને હૃદયમાં ઘણો ક્ષોભ પામ્યા. તેથી ઇંદ્રે તુરત પોતાનો રથ મોકલ્યો. તે લઇને આનંદથી માતલિ સારથિ રામચંદ્રજી પાસે આવ્યો. તેજના પુંજરૂપ અને અનુપમ દિવ્ય રથને જોઇ રામચંદ્રજી હસીને તેમાં ચઢયા. એ રથને જોડેલા ચારે ઘોડા ચંચળ, મનોહર, અજર, અમર અને મનના જેવી શીઘ્ર ગતિવાળા હતા. ૨ રામચંદ્રજીને રથમાં બેઠેલા જોઇને વાનરો તથા રીંછો વિશેષ બળવાન થઇને દોડયા, અને રાવણપર મારો ચલાવવા લાગ્યા તે તેનાથી સહન નહી થઈ શકવાથી તેણે માયા ફેલાવી. ૩ એ માયા એક રામચંદ્રજી સિવાય બાકીના સર્વ વાનરો તથા રીંછોને સાચી લાગી, તેથી તેઓ રાક્ષસોની સેનાને અસંખ્યાત તથા તેમાં રામ અને લક્ષ્મણને પણ અસંખ્યાત જોવા લાગ્યા. ૪

छं०—बहु वालिसुत लक्ष्मण कपीश विलोकि मर्कट अपडरे ।
जनु चित्र लिखित समेत लक्ष्मण जहँ सो तहँ चितवत खरे ॥
निज सेन चकित विलोकि हँसि धनुतानि शर कोशलधनी ।
माया हरीहरि निमीष महँ हर्षी सकल मर्कट अनी ॥

વાનરો તથા રીંછો રાક્ષસોની સેનામાં અનેક રામ તથા લક્ષ્મણને જોઇને ઘણો ભય પામ્યા. તેઓ જ્યાં ત્યાં જાણે રામ લક્ષ્મણની આળેખેલી છબિઓ ખડી કરી દીધી હોય એવું દેખવા લાગ્યા. પોતાની સેનાને ચકિત થઇ ગયેલી જોઇ રામચંદ્રજીએ હસીને ધનુષ બાણ સજ્જ કરીને રાવણની માયાને નિમેષ માત્રમાં નષ્ટ કરી નાંખી. તેથી વાનરોની સઘળી સેના હર્ષ પામી.

दोहा—बहुरि राम सबतन चितै, बोले वचन गँभीर ।
द्वन्द्वयुद्ध देखहु सकल, श्रमित भये अतिवीर ॥ ८२ ॥

પછી રામચંદ્રજી સઘળા યોદ્ધાઓની સામે જોઇને ગંભીર વચનો બો-

લ્યા કે-" હે વીરો ! તમે સઘળા ઘણા શ્રમિત થયા છો, માટે હવે નહી લડતાં મારૂં અને રાવણનું દ્વંદ્વ યુદ્ધ જુઓ." ૨૫૨

चो०-असकहि रथ रघुनाथ चलावा, विप्र चरण पंकज शिर नावा।
तब लंकेश क्रोध करि धावा, गर्जि तर्जि प्रभु सन्मुख आवा॥
जीतेहु जो भट संयुग माहीं, सुन तापस मैं तिन सम नाहीं।
रावण नाम जगत यश जाना, लोकप जेहिके वन्दीखाना॥
खर दूषण विराध तुम मारा, हतेउ व्याध इव वालि बिचारा।
निशिचर सुभट सकल संहारे, कुम्भकर्ण घननादहिं मारे॥
आज करौं खल काल हवाले, परेउ कठिन रावणके पाले।
आजु वैर सब लेउँ निवाही, जो रणभूमि भागि नहिं जाही॥
सुनि दुर्वचन कालवश जाना, कहेउ विहँसि तब कृपानिधाना।
सत्य सत्य तव सब प्रभुताई, जनि जल्पसि देखव मनुसाई॥

એમ કહી બ્રાહ્મણોનાં ચરણ કમળમાં ( મનથી ) માથું નમાવીને રામચંદ્રજીએ રથ ચલાવ્યો. એ જોઇને રાવણ હૃદયમાં ક્રોધ કરી ગર્જના કરતો તથા તુચ્છકાર કરતો રામચંદ્રજીની સામે આવ્યો. ૧ રાવણ બોલ્યો કે-" હે તપસ્વી ! સાંભળ. તેં યુદ્ધમાં જે યોદ્ધાઓને જીત્યા છે તેઓના જેવો હું નથી; હું તો રાવણ છું, મારૂં નામ સઘળું જગત જાણે છે, મેં સર્વ દેવતાઓને પણ કેદ કર્યા હતા. ૨ તેં ખર, દૂષણ તથા વિરાધને અને બિચારા વાળીને પારધીની પેઠે માર્યા છે. વળી તેં સઘળા રાક્ષસ યોદ્ધાઓને અને કુંભકર્ણ તથા ઇંદ્રજીતને મારી નાંખ્યા છે. ૩ તે સર્વનું વેર હું આજ લેવાનો છું, માટે તું યુદ્ધમાંથી ભાગી જઇશ નહી. આજે તું રાવણના હાથમાં આવ્યો છે, માટે હે ખળ ! જરૂર આજે તને કાળને હવાલે કરી દઉં." ૪ એવાં દુષ્ટ વચનો સાંભળીને તથા તેને કાળને વશ્ય થયેલો જાણીને કૃપાળુ રામચંદ્રજી મંદહાસ્ય કરીને બોલ્યા કે-" તારી સઘળી પ્રભુતા જો સાચી હોય તો તે સઘળું પરાક્રમ દેખાડ, વૃથા બકવાદ ન કર. ૫

छंद-जनि जल्पना करि सुयश नाशहि नीति सुनि शठ करु क्षमा।
संसार महँ पूरुष त्रिविध पाटल रसाल पनससमा॥
यक सुमनप्रद यक सुमनफल इक फलै केवल लागहीं।
इक कहहिं करहिं न एक कहिकर एक करहिं न वागहीं॥ ९०॥

અરે શઠ ! વૃથા બકવાદ ન કર. કેમકે તેમ કરવાથી સુયશનો નાશ

થઈ જાય છે. માટે જરા ધીરજ ધરીને નીતિ સાંભળ. સંસારમાં ૧ પાટલ જેવા, ૨ આંબા જેવા અને ૩ ફણુસ જેવા; એ રીતે ત્રણ પ્રકારના પુરૂષો હોય છે. તેમાં જેમ પાટલને ફુલ આવે છે પણ ફળ આવતાં નથી, તેમ કેટલાક પુરૂષો બકવાદ કરે છે પણ તે પ્રમાણે તેઓ કરી શકતા નથી. વળી જેમ આંબાનાં વૃક્ષને ફૂલ પણ આવે છે અને ફળો પણ આવે છે, તેની પેઠે કેટલાક પુરૂષો કહ્યા પ્રમાણે કરે છે. અને જેમ ફણુસના ઝાડને ફુલ આવતાં નથી પણ ફળો જ આવે છે, તેમ કેટલાક પુરૂષો કહેતા નથી પણ કરે છે."

दोहा—राम वचन सुनि विहँसि कह, मोहिं शिखवावहु ज्ञान ॥
वैर करत तब नहिं डरेहु, अब लागत प्रियप्रान ॥ २५३ ॥

એ પ્રમાણે રામચંદ્રજીનાં વચનો સાંભળીને રાવણ હસીને બોલ્યો કે—"મને તું જ્ઞાન શીખવવા આવ્યો છે? મારી સાથે વેર કરતાં તો તું ડર્યો ન્હોતો, અને હવે પ્રાણ વ્હાલા લાગે છે?"

चो०—कहि दुर्वचन क्रोधि दशकन्धर, कुलिश समान लाग छांडन शर।
नानाकार शिलीमुख धाये, दिशि अरु विदिशि गगन महँ छाये ॥
अनलबाण छांडे रघुवीरा, क्षणमहँ जरे निशाचर तीरा ॥
छांडेसि तीव्र शक्ति खिसियाई, बाणसंग प्रभु फेरि पठाई।
कोटिन चक्र त्रिशूल पवारे, तृण समान प्रभु काटि निवारे ॥
विफल होइँ रावण शर कैसे, खलके सकल मनोरथ जैसे ॥
तब शतबाण सारथिहिं मारेसि, परे भूमि जय राम पुकारेसि।
राम कृपा करि सूत उठावा, तब प्रभु परम क्रोध कर पावा ॥

એ પ્રમાણે રાવણ દુર્વચનો બોલી ક્રોધ કરીને વજ્ર સમાન બાણો મારવા લાગ્યો. અનેક પ્રકારનાં બાણોથી દશે દિશાઓ, આકાશ અને પૃથ્વી છાઇ ગયાં. ૧ પછી રામચંદ્રજીએ અગ્ન્યાસ્ત્ર મૂકીને એક ક્ષણવારમાં રાવણનાં સઘળાં બાણોને બાળી નાંખ્યાં. તેથી ખીજીને રાવણે તીવ્ર સાંગ ફેંકી, તેને રામચંદ્રજીએ બાણ મારીને પાછી વાળી. ૨ રાવણે કરોડો ચક્રો તથા ત્રિશુળો ફેંક્યાં, પણ રામચંદ્રજીએ કાપી નાંખીને તલ તલ જેટલા કડકા કરી નાંખ્યા. એ રીતે જેમ ખળ પુરૂષના મનોરથ નિષ્ફળ થઈ જાય છે, તેમ રાવણનાં બાણો નિષ્ફળ ગયાં. ૩ ત્યારે રાવણે સો બાણો માતલિ સારથિને માર્યાં, તેથી તે 'જય રામ' પોકારીને ધરતીપર પડ્યો. રામચંદ્રજીએ કૃપાદૃષ્ટિ કરીને તેને તુરત ઉઠાડ્યો. પછી પ્રભુ અત્યંત કોપાયમાન થયા. ૪

छंद–भये क्रुद्ध युद्ध विरुद्ध रघुपति त्रोण सायक कसमसे।
कोदण्ड धुनि सुनि चण्ड अति मनुजादि भय मारुत ग्रसे ॥
मन्दोदरी उर कम्प कम्पित कमठ भूधर अति त्रसे।
चिक्करहिं दिग्गज दशन गहि महि देखि कौतुक सुर हँसे ॥ ९१ ॥

રામચંદ્રજીએ ક્રોધ કરી વીર રસથી ભરપૂર થઇ ભાથા તથા બાણો સંભાળીને ધનુષનો ટંકાર કર્યો. તેનો પ્રચંડ અવાજ સાંભળીને રાક્ષસો ભયરૂપી પવનથી ઘેરાઇ ગયા. મંદોદરીનું હ્રદય કંપવા લાગ્યું, કચ્છપ ( કાચબો ) તથા પર્વતો ડગમગવા લાગ્યા, દિગ્ગજો દાંતોવડે પૃથ્વીને પકડી રાખીને ચિત્કાર કરવા લાગ્યા અને એ કૌતુક જોઇને દેવતાઓ આનંદથી હસવા લાગ્યા.

दोहा–तान्योचाप जो श्रवणलगि, छांडे विशिख कराल।
रामबाण नभ मग चले, लहलहात जनु व्याल ॥ २९४ ॥

પછી રામચંદ્રજીએ કાન સુધી ધનુષની પ્રતંચા ખેંચીને વિકરાળ બાણો ફેંક્યાં, તે જેમ ફુંફવાડા મારતા સર્પો દોડતા હોય એવાં અતિ વેગથી દોડતાં દેખાવા લાગ્યાં.

चो०–चले बाण सपक्ष जनु उरगा, प्रथमहि हते सारथी तुरगा।
रथ विभंजि हनि केतु पताका, गर्जा अति अन्तर बल थाका ॥
तुरत आन रथ चढि सिखियाना, छांडेसि अस्त्र शस्त्र विधि नाना।
विफल होईं सब उद्यम ताके, जिमि परद्रोह निरत मन साके ॥
तब रावण दशशूल चलाये, वाजि चारि महि मारि गिराये।
तुरँग उठाइ कोपि रघुनायक, छांडे अति कराल बहु सायक ॥
रावणशिर सरोज वनचारी, चले रघुनाथ शिली मुख धारी।
दश दश बाण भाल दश मारे, निसरि गये चल रुधिर पनारे ॥
श्रवत रुधिर धावा बलवाना, प्रभु पुनिकृतधनु शर संधाना।
तीस तीर रघुवीर पवाँरे, भुजन समेत शीश महि पारे ॥
काटतही पुनि भये नवीने, राम बहोरि भुजा शिर छीने।
कटित झटित पुनि नूतन भये, प्रभु बहु वार बाहु शिर हये ॥
पुनि पुनि प्रभु काटहिं भुजशीशा, अति कौतुकी कोशलाधीशा।
रहे छाइ नभ शिर अरु बाहू, मानहुँ अमित केतु अरु राहू ॥

જાણે પાંખોવાળા સર્પો દોડતા હોય એવાં રામચંદ્રજીનાં બાણો ચાલ્યાં,

તેઓએ પ્રથમ તો રાવણના સારથિને તથા ઘોડાઓને મારી રથને ભાગી નાંખી ધ્વજા પતાકાઓ કાપી નાંખી. એ જોઇ અંતરમાં થાકી ગયેલા રાવણે ગર્જના કરી. ૧ રાવણે બીજો રથ મંગાવી તેપર ચઢીને ક્રોધ પામીને અનેક પ્રકારનાં અસ્ત્રો તથા શસ્ત્રો મારવા માંડયાં, પણ તે સઘળાં જેમ પારકો દ્રોહ કરનારના મનોરથો નિષ્ફળ જાય છે તેમ નિષ્ફળ ગયાં. ૨ ત્યારે રાવણે દશ ત્રિશુળ મારીને રામચંદ્રજીના રથના ચારે ઘોડાઓને ઘાયલ કરી ધરતીપર પાડી દીધા. તેઓને રામચંદ્રજીએ તુરત ઉઠાડી કોપીને ઘણાં વિકરાળ બાણો રાવણપર છોડયાં. ૩ રાવણનાં માથાંરૂપી કમળવનમાં રામચંદ્રજીનાં બાણોરૂપી ભમરો ઘસી જવા લાગ્યા. પછી રામચંદ્રજીએ રાવણના દરેક કપાળમાં દશ દશ બાણો માર્યાં, તે સાંસરાં નીકળી જઇને લોહીની પરનાળો વેહેવા લાગી. ૪ લોહી વેહેતાં છતાં પણ બળવાન રાવણ રામચંદ્રજી સામે દોડયો, તેથી રામચંદ્રજીએ ધનુષ્યપર ત્રીશ બાણો સાંધી તેવડે રાવણની વીશે ભુજાઓ સહિત દશે માથાં કાપીને ધરતીપર પાડી દીધાં. ૫ ભુજાઓ તથા માથાંને કાપી નાંખ્યા છતાં બીજાં નવાં ઉત્પન્ન થયાં, તેને પણ રામચંદ્રજીએ કાપી નાંખ્યાં. તો પણ તે પાછાં નવીન ઉત્પન્ન થયાં. એ પ્રમાણે ઘણીવાર કાપ્યા છતાં નવ નવી ભુજાઓ તથા માથાં ઉત્પન્ન થવા લાગ્યાં. ૬ અત્યંત કૌતુકી રામચંદ્રજી વારંવાર ભુજાઓને તથા માથાંને કાપી નાંખવા લાગ્યા, તેથી ભુજાઓ તથા માથાંથી આકાશ એવું છાઇ ગયું કે જાણે અસંખ્યાત કેતુઓ તથા રાહુઓ છાઇ ગયા હોય. ૭

छंद–जनु राहुकेतु अनेक नभ पथ स्रवत शोणित धावहीं।
रघुवीर तीर प्रचण्ड लागहिं भूमि गिरन न पावहीं॥
इक एक शर शिर निकर छेदे नभ उडत इमि सोहई।
जनु कोपि दिनकर कर निकर जहँ तहँ बिधुतुंड पोहई ॥९२॥

જાણે આકાશમાં અનેક રાહુઓ તથા કેતુઓ લોહી ચુતા ઉડતા હોય એવાં એ મસ્તકો તથા ભુજાઓ દીસવા લાગ્યાં. તેઓમાં રામચંદ્રજીનાં પ્રચંડ બાણો લાગેલાં હોવાથી તે ધરતીપર પડી શકતાં ન્હોતાં. એક એક બાણમાં અનેક માથાંના સમૂહ વીંધાયલા આકાશમાં ઉડતા હતા, તે એવા શોભતા હતા કે જાણે સૂર્યદેવે કોપાયમાન થઇને પોતાના એક એક કિરણમાં અનેક રાહુઓ પરોવી લીધા હોય.

दोहा–जिमि जिमि प्रभुहत तासु शिर, तिमि तिमि होहिं अपार।
सेवत विषय विवर्द्ध जिमि, नित नित नूतन मार ॥ २९९ ॥

જેમ વિષયોનું અધિક અધિક સેવન કરવાથી નિત્ય નિત્ય નવીન કામ-વાસના વધે છે તેમ રામચંદ્રજી જેમ જેમ રાવણનાં માથાં અધિક અધિક કાપતા હતા તેમ તેમ તે અત્યંત વધ્યાં જતાં હતાં.

चौ०—दशमुख दीख शिरनकी बाढी, बिसरा मरण भई रिस गाढी।
गरजेउ मूढ महा अभिमानी, धायउ दशहु शरासन तानी॥
समरभूमि दशकन्धर कोपा, बर्षि बाण रघुपति रथ तोपा।
दण्ड एक रथ देखि न परेऊ, जनु निहार महँ दिनकर दुरेऊ॥
हाहाकार सुरन सब कीन्हा, तब प्रभु कोपि धनुषकर लीन्हा।
शर निवारि रिपुके शिर काटे, ते दिशि विदिशि गगन महिपाटे॥
काटे शिर नभ मारग धावहिं, जय जय ध्वनि कहि भय उपजावहिं।
कहँ लक्ष्मण हनुमन्त कपीशा, कहँ रघुवीर कोशलाधीशा॥

પોતાનાં માથાં નવાં નવાં ઉત્પન્ન થતાં જોઇને રાવણ પોતાનું મરણ ભૂલી ગયો. અને ઘણી રીસ ચઢાવીને એ મહા અભિમાની અને મૂર્ખ રાવણ ગર્જના કરી દશે હાથમાં દશ ધનુષો લઇને રામચંદ્રની સામે દોડયો. ૧ એ રણક્ષેત્રમાં રાવણે કોપીને બાણોની વૃષ્ટિ કરીને રામચંદ્રજીનો રથ ઢાંકી દીધો, તેથી જેમ ધુમસમાં સૂર્ય ઢંકાઇ જાય તેમ એક ઘડી સુધી રથ દેખાયે નહી. ૨ એ જોઇને સર્વ દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા. પછી રામચંદ્રજીએ કોપીને હાથમાં ધનુષ લઇ તે વડે રાવણનાં બાણો નષ્ટ કરી નાંખીને તેનાં માથાં કાપી નાંખ્યાં, તેથી દશે દિશાઓ, આકાશ તથા પૃથ્વી છાઇ ગયાં. ૩ એ કાપેલાં મસ્તકો આકાશમાં દોડતાં 'જય જય' શબ્દ કરીને ભય ઉપજાવવા લાગ્યાં અને 'લક્ષ્મણ ક્યાં છે? હનુમાન ક્યાં છે? સુગ્રીવ ક્યાં છે? અયોધ્યાનો રાજા રામ ક્યાં છે?' એમ બોલવા લાગ્યાં. ૪

छंद—कहँ रामकहि शिर निकर धावहिं देखि मर्कट भजि चले।
सन्धानि शर रघुवंशमणि तब शरन शिर बेधे भले॥
शिरमालिका गहि कालिका तहँ वृन्द वृन्दनि सोंमिलीं।
करि रुधिर सर मज्जन मनहुँ संग्राम वट पूजन चलीं॥ ९३॥

રાવણનાં મસ્તકોનો સમૂહ 'રામ ક્યાં છે?' એમ બોલતાં દોડવા લાગ્યાં. તે જોઇને વાનરો તથા રીંછો ભાગવા લાગ્યા. તે જોઇને રઘુવંશના મણિરૂપ રામચંદ્રજીએ બાણો મારીને તે માથાંઓને વીંધી નાંખ્યાં, તે એવાં દેખાવા લાગ્યાં કે જાણે કાલિકા દેવી અનેક યોગિનીઓનાં ટોળાં સાથે મળીને

મસ્તકોની માળાઓ પેહેરીને લોહીની નદીમાં ન્હાઇને સંગ્રામરૂપી વડનું પૂજન કરવાને ચાલી. (સ્ત્રીઓ વટસાવિત્રી વ્રત કરીને વડનું પૂજન કરે છે)

दोहा–पुनि रावण अति कोप करि, छांडी शक्ति प्रचण्ड।
सन्मुख चली विभीषणाहिं, मनहुँ काल कोदण्ड ॥ २५६ ॥

પછી રાવણે અત્યંત ક્રોધ કરીને એક પ્રચંડ સાંગ ફેંકી તે કાળના ધનુષની પેઠે વિભીષણની સામે ચાલી.

चो०–आवत देखि शक्ति अतिभारी, प्रणतारत हरि बिरद सँभारी।
तुरत विभीषण पाछे मेला, सन्मुख राम सहेउ सो शेला ॥
लगी शक्ति मूर्च्छा कछु भई, प्रभुकृत खेल सुरन्ह विकलई।
देखि विभीषण प्रभु श्रम पायउ, गहिकर गदा क्रोध करि धायउ ॥
रे अभाग्य शठ मन्द कुबुद्धे, तैं सुर नर मुनि नाग विरुद्धे।
सादर शिव कहँ शीश चढाये, एक एकके कोटिन पाये ॥
तेहि कारण खल अब लगि बाचा, अब तव काल शीशपर नाचा।
राम विमुख शठ चहसि सम्पदा, अस कहि हनेसि माँझ उर गदा ॥

એ તીક્ષ્ણ ધારવાળી સાંગને આવતી જોઇને રામચંદ્રજીએ પોતાનું શરણાગત પ્રતિપાળપણાનું બિરદ સંભારી* તુરત વિભીષણને પાછળ ધકેલી દઇ પોતે આગળ ઉભા રહી સાંગનો પ્રહાર સહ્યો. ૧ તેથી રામચંદ્રજીને થોડીક મૂર્છા લાગી. રામચંદ્રજીએ એ ખેલ કર્યો હતો, પણ તે જોઇને દેવતાઓ વ્યાકુળ થયા. રામચંદ્રજીને શ્રમિત થયેલા જોઈને વિભીષણ હાથમાં ગદા લઇ ક્રોધથી રાવણની સામે દોડયો. ૨ વિભીષણ બોલ્યો કે–અરે અભાગિયા! શઠ! મંદ! કુબુદ્ધિવાળા! તેં દેવતાઓ, મનુષ્યો, મુનિઓ અને નાગલોકોની સાથે વિરોધ કર્યો છે. કેવળ એક સદાશિવને પ્રીતિપૂર્વક માથાં ચઢાવ્યાથી તું એક એક માથાને બદલે કરોડ કરોડ માથાં પામ્યોછું. ૩ અરે ખળ! તેજ કારણથી તું અત્યાર સુધી બચ્યો છે, પણ હવે તારા માથાપરજ તારો કાળ નાચે છે. શઠ! રામચંદ્રજીથી વિમુખ થઇને સંપત્તિ ઇચ્છે છે?" એમ કહીને તેણે રાવણની છાતીમાં ગદા મારી. ૪

छंद–उरमाँझ गदा प्रहार घोर कठोर लागत महिपर्यो।
दशवदन शोणित श्रवतपुनि संभारि धायो रिसिभर्यो ॥

* વિભીષણ રામચંદ્રજીને શરણે આવ્યો હતો. તે રામચંદ્રજીએ 'जो सभीत आवा शरणाई, राखिहौ ताहि प्राणकी नाइ' એ વચન કહ્યું હતું તે આ સમયે પાળ્યું.

दोउ भिरे अति बल मल्लयुद्ध विलोकि एकहि इक हनै।
रघुवीर बल गर्वित विभीषण माल नहिं ताकहँ गनै ॥ ५४ ॥

ગદાનો ઘોર પ્રહાર રાવણની છાતીમાં લાગતાંજ તે ધરતીપર પડયો અને દશે મોઢામાંથી લોહી વેહેવા લાગ્યું. પણ પાછો સંભાળીને ઉઠી ક્રોધ કરીને વિભીષણની સામે ધાયો. બન્ને અત્યંત બળવાનો એક એકની સામે જોઇ મલ્લયુદ્ધ કરવા લાગ્યા× અને પરસ્પર મારવા લાગ્યા, રામચંદ્રજીના બળથી ગર્વિષ્ટ થયેલો વિભીષણ રાવણના ઘાને ગણકારતો ન્હોતો.

दोहा—उमा बिभीषण रावणहिं, सन्मुख चितव कि काउ।
भिरत सो काल समान अब, श्री रघुवीर प्रभाउ ॥ २५७ ॥

હે પાર્વતી ! વિભીષણ રાવણની સામે પણ જોઇ શકે કે ? તેમ છતાં એ રાવણની સામે કાળની પેઠે લડવા લાગ્યો એ કેવળ રામચંદ્રજી બળનોજ પ્રભાવ છે.

चो०—देखा श्रमित विभीषण भारी, धावा हनुमान गिरिधारी।
रथ तुरंग सारथी निपाता, हृदय माँझ मारेउ तेहि लाता ॥
ठाढ रहा अति कम्पित गाता, गयउ विभीषण जहँ जनत्राता।
पुनि रावण तेहि हतेउ प्रचारी, चला गगन कपि पूंछ पसारी ॥
गहेसि पूछ कपिसहित उडाना, पुनि नभ भिरेउ प्रबल हनुमाना।
लरत अकाश युगल समयोधा, हनत एक एकहि करि क्रोधा ॥
शोभित नभ छल बल बहुकरहीं, कज्जल गिरि सुमेरु जनुलरहीं।
बुधिबल निशिचर परै न पारा, तब मारुतसुत प्रभुहि संभारा ॥

વિભીષણને ઘણો શ્રમિત થયેલો જોઇને હાથમાં પર્વત લઇને હનુમાનજી દોડયા, અને રાવણના રથનો, ઘોડાઓનો અને સારથિનો નાશ કરીને રાવણની છાતીમાં લાત મારી. ૧ તેથી રાવણ શરીરે ધ્રુજતો ઉભો રહ્યો અને વિભીષણ રામચંદ્રજીની પાસે ગયો. પછી રાવણે લલકારીને હનુમાનજીને મારવા લાગતાં તે પોતાનું પૂછડું વધારીને આકાશમાં ઉડયા. ૨ તે પૂછડું પકડીને રાવણ પણ ઉડયો અને આકાશમાં બન્ને સરખા બળવાળા યોદ્ધા લડવા લાગ્યા. પરસ્પર ક્રોધ કરી કરીને એક બીજાને મારવા લાગ્યા. ૩ બન્ને જણ બહુ છળ તથા

× રાવણે વિભીષણને કહ્યું કે તું વેરાગી થઇને મારી સામે શું યુદ્ધ કરવા આવ્યો છે ?' એ સાંભળીને તેને વિભીષણે કહ્યું કે 'જા, હું વીર ન હોઉં તો તું મારી સાથે મલ્લ યુદ્ધ કર' એ વાત રાવણે કબુલ કરીને બન્ને ભાઇ મલ્લયુદ્ધ કરવા લાગ્યા.

બળ કરીને લડતા હતા હતા તે જાણે આકાશમાં કાજળનો પર્વત અને સુમેરૂ લડતા હોય એવા શોભતા હતા. હનુમાનજી બુદ્ધિ તથા બળથી રાવણને પોહોચી શક્યા નહી, ત્યારે તેમણે રામચંદ્રજીનું સ્મરણ કર્યું. ૪

छंद—संभारि श्री रघुवीर धीर प्रचारि कपि रावण हन्यो।
महिपरत पुनि उठि लरत देवन युगल कहँ जय जय भन्यो॥
हनुमन्त संकट देखि मर्कट भालु क्रोधातुर चले।
रणमत्त रावण सकल सुभट प्रचंड भुजबल दलिमले॥ ५५॥

રામચંદ્રનું સ્મરણ કરી ધીર હનુમાનજીએ લલકારીને રાવણને એવો માર માર્યો કે તુરત તે ધરતીપર પડી ગયો, પણ પાછો ઉઠીને લડવા લાગ્યો. દેવતાઓ તે બન્નેનો જય જયકાર બોલવા લાગ્યા. હનુમાનજીનું સંકટ જોઈને વાનરો તથા રીંછો ક્રોધાતુર થઈને રાવણની સામે લડવાને ચાલ્યા, પણ તે સઘળાઓને યુદ્ધમાં મસ્તાન બનેલા રાવણે પોતાની પ્રચંડ ભુજાઓના બળથી મર્દી નાંખ્યા.

दोहा—राम प्रचारे वीर सब, धाये कीश प्रचण्ड।
कपिदल विपुल विलोकि तेइँ कीन्ह प्रकट पाषण्ड॥ २५८॥

પછી રામચંદ્રજીએ સર્વ વીરોને લલકારતાં પ્રચંડ વાનરો દોડી આવ્યા વાનરોનું અપાર સૈન્ય જોઈને રાવણે પોતાની માયા પ્રકટ કરી.

चौ०—अन्तर्धान भयो क्षण एका, पुनि प्रकटेसि खल रूप अनेका।
रघुवर कटक भालु कपि जेते, जहँ तहँ प्रकट दशानन तेते॥
देखि कपिन अमित दशशीशा, भागे भालु विकट भटकीशा।
चले बलीमुख धरहिं न धीरा, त्राहि त्राहि लक्ष्मण रघुवीरा॥
दश दिशि कोटिन धावहिं रावण, गर्जहिं घोर कठोर भयावन।
डरे सकल सुर चले पराई, जयकी आश तजहुरे भाई॥
सब सुर जिते एक दशकंधर, अब बहु भये तकहु गिरिकंदर।
रहे विरंचि शंभु मुनि ज्ञानी, जिन जिन प्रभुकी महिमाजानी॥

રાવણ એક ક્ષણવાર સુધી અદૃશ્ય થઈ જઈને પછી અનેક રૂપ ધરીને પ્રકટ થયો. રામચંદ્રજીની સેનામાં જેટલા વાનરો તથા રીંછો હતા તેટલા તેઓની સામે રાવણ પ્રકટ થયા. ૧ એ પ્રમાણે અપાર રાવણોને જોઈને વાનરો તથા રીંછો વ્યાકુળ થઈને નાસવા લાગ્યા. તેઓ ધીરજ નહી ધરતાં ભાગવા

લાગ્યા અને "રામ લક્ષ્મણ! અમારૂં રક્ષણ કરો, રક્ષણ કરો' એમ બોલવા લાગ્યા. ૨ કરોડો રાવણ દશે દિશાઓમાં વાનરોની પાછળ દોડતા અત્યંત ઘોર અને કઠોર ગર્જનાઓ કરવા લાગ્યા. સર્વ દેવતાઓ પણ ભય પામીને નાસતા નાસતા બોલવા લાગ્યા કે-"ભાઇઓ! હવે જયની આશા છોડી દો. ૩ જ્યારે એકજ રાવણ હતો ત્યારે તેણે સર્વ દેવતાઓનેજીતી લીધા હતા, પણ હવે તો અપાર રાવણો થયા છે, માટે પર્વતની ગુફાઓ શોધો." સર્વ દેવો ભાગી ગયા પણ જેમણે પ્રભુનો મહિમા જાણ્યો હતો એવા બ્રહ્મા, સદાશિવ અને જ્ઞાની મુનિઓ રહ્યા. ૪

छंद–जानहिं प्रतापते रहे निर्भय कपिन रिपु मानेउफुरे।
चले विकट मर्कट भालु सकल कृपालु पाहि भयातुरे॥
हनुमन्त अंगद नील नल बलवन्त अति रणबांकुरे।
मर्दहिं दशानन कोटि कोटिन्ह कपट भटके आँकुरे॥ ५६॥

જેમણે રામચંદ્રજીનો પ્રતાપ જાણ્યો હતો તે નિર્ભયપણે ઉભા રહ્યા. સઘળા વાનરો તથા રીંછો અનેક રાવણો પ્રકટ થયેલા જાણીને વિખેરાઇ ગયા અને ભયાતુર થઇને બોલવા લાગ્યા કે-"હે કૃપાળુ! રક્ષણ કરો, રક્ષણ કરો." હનુમાનજી, અંગદ, નીલ, અને નળ એ અત્યંત રણબંકા બળવાન યોદ્ધાઓ કપટરૂપી ભૂમિમાંથી ઉત્પન્ન થયેલા કરોડો રાવણોને મર્દી નાંખવા લાગ્યા.

दोहा–सुर बानर देखे विकल, हँसे कोशलाधीश।
साजि शरासन निमिषमहँ, हरे सकल दशशीश॥ २५९॥

દેવતાઓને તથા વાનરોને વ્યાકુળ થયેલા જોઇને રામચંદ્રજી હસવા લાગ્યા. પછી ધનુષબાણ સજ્જ કરીને નિમેષ માત્રમાં સઘળા રાવણોનો નાશ કરી નાંખ્યો. ૨૫૯

चो०–प्रभु क्षण महँ माया सब काटी, जिमि रवि उदय जाहि तम फाटी।
रावण एक देखि सुर हर्षे, विपुल सुमन पुनि प्रभु पर वर्षे॥
भुज उठाय रघुपति कपि फेरे, फिरे एक एकनिके टेरे।
प्रभु बल पाइ भालु कपि धाये, तरल तमकि संयुग महि आये॥
करत प्रशंसा सुर तेइँ देखे, भयउ एक मैं इनके लेखे।
शठहु सदा तुम मोर मरायल, असकहि गगनपंथ कहँ धायल॥
हाहाकार करत सुर भागे, शठहु जाहु कहँ मोरे आगे।

देखि विकल सुर अंगद धावा, कूदि चरण गहि भूमि गिरावा ॥

જેમ સૂર્યનો ઉદય થતાં તે સઘળા અંધકારનો નાશ કરી નાંખે છે તેમ રામચંદ્રજીએ ક્ષણ માત્રમાં સર્વ માયા નષ્ટ કરી નાંખી. પછી એક રાવણ દેખાવા લાગ્યો તે જોઈને દેવતાઓ હર્ષ પામીને રામચંદ્રજી ઉપર અત્યંત પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ૧ પછી રામચંદ્રજીએ ભુજા ઉંચી કરીને વાનરોને પાછા વાળતાં સઘળા યોદ્ધાઓ એક બીજાને બોલાવીને પાછા ફર્યા. રામચંદ્રજીનું બળ પામીને વાનરો તથા રીંછો કુદી કુદીને રણક્ષેત્રમાં આવ્યા. ૨ દેવતાઓને રામની પ્રશંસા કરતા જોઇને તથા 'હું એક થયોછું એમ તેઓ લેખવે છે' એમજાણીને રાવણ "અરે શઠ દેવતાઓ ! તમે સદા મારો માર ખાનારા છો." એમ બોલી ક્રોપ કરીને તેઓની પાછળ પડયો. ૩ દેવતાઓ હાહાકાર કરતા ભાગવા લાગ્યા, તે જોઇ રાવણ બોલ્યો કે–" હે લુચ્ચાઓ ! તમે ભાગીને મારી આગળથી કયાં જવાના છો ? " દેવતાઓને વ્યાકુળ જોઈને અંગદ દોડયો અને કુદીને રાવણના પગ પકડીને પૃથ્વીપર ખેંચી પાડયો. ૪

छंद–गहि भूमि पार्यो लात मार्यो वालिसुत प्रभु पहँगयो।
संभारि उठि दशकण्ठ घोर कठोर करि गर्जत भयो ॥
करि दाप धनुष चढाइ दशसन्धानि शर बहु वर्षई।
किये सकल भट घायल वियाकुल देखि निजबल हर्षई ॥ ९७ ॥

અંગદે રાવણને પકડીને પૃથ્વીપર પાડીને લાત મારી. પછી તે રામચંદ્રજીની પાસે ગયો. રાવણ પાછો સંભાળીને ઉઠયો અને ઘોર તથા કઠોર ગર્જનાઓ કરવા લાગ્યો. પછી અભિમાનથી દશે ધનુષોમાં બાણો સાંધીને અત્યંત બાણવૃષ્ટિ કરી. અને સર્વ યોદ્ધાઓને ઘાયલ તથા ભયથી વ્યાકુળ કરી નાંખી પોતાનું ઘણું બળ જોઈ રાજી થયો.

दोहा–तब रघुपति लंकेशके, शीश भुजा शर चाप।
काटे भये नवीन पुनि, जिमि तीरथके पाप ॥ ९६० ॥

પછી રામચંદ્રજીએ રાવણનાં માથાં ભુજાઓ તથા ધનુષ બાણોને કાપી નાંખ્યાં, તો પણ તે જેમ મુઢ માણસનાં પાપ કર્મો ફરી ફરીને ઉત્પન્ન થાય છે તેમ તે પાછાં ફરી ઉત્પન્ન થયાં.

चो०–शिर भुज बाढि देखि रिपु केरी, भालु कपिन रिसि भई घनेरी।
मरत न मूढ कटे भुज शीशा, धाये कोपि भालु अरु कीशा ॥
वालितनय मारुत नल नीला, द्विविद मयन्द महाबल शीला।
विटप महीधर करहिं प्रहारा, सोइ गिरि तरु गहि कपिन सो मारा ॥

एकन नख गहि वपुष विदारी, भागि चलहिं यक लातन मारी।
तब नल नील शिरनि चढि गयऊ, नखनि ललाट विदारत भयऊ॥
रुधिर बिलोकि सकोप मुरारी, तिनहिं धरन कहँ भुजापसारी।
गहे न जाहिं शिरनिपर फिरहीं, जनु युगमधुप कमल वन चरहीं॥
कोपि कूदि दोउ धरेसि बहोरी, महि पटकेसि गहि भुजामरोरी।
पुनि सकोपि दशधनु करलीन्हा शरनि मारि घायल कपिकीन्हा॥
हनुमदादि मूर्च्छित सब बन्दर, पाइ प्रदोष हर्ष दशकन्धर।
मूर्छित देखि सकल कपि वीरा, जाम्बवंत धावा रणधीरा॥
संग भालु भूधर तरु भारी, मारन लगे प्रचारि प्रचारी।
भयो क्रोध रावण बलवाना, गहि पद महि पटके भट नाना॥
देखि भालुपति निज दल घाता, कोपि माँझ उरमारेसि लाता।

રાવણનાં માથા તથા ભુજાઓ વધતાં જોઈને વાનરો તથા રીંછોને ઘણી રીસ ચઢી અને આ મુઢનાં માથાં તથા ભુજાઓ કાપી નાંખ્યા છતાં કેમ મરતો નથી ? એમ બોલતા કોપીને રાવણની સામે દોડયા. ૧ મહા બળવાન અંગદ, હનુમાનજી, નળ, નીલ, દ્વિવિદ અને મયંદ એઓ વૃક્ષો તથા પર્વતોના પ્રહાર કરવા લાગ્યા તેજ ઝાડ અને પર્વતો લઇને રાવણ પાછો વાનરોને મારતો હતો. ૨ કેટલાક યોદ્ધાઓ નખોવડે રાવણના શરીરને ફાડી નાંખવા લાગ્યા અને કેટલાક લાતો મારી મારીને નાસી જવા લાગ્યા. તે સમયે નળ તથા નીલ રાવણનાં માથાં ઉપર ચઢી જઇને નખોવડે તેનાં કપાળ ચીરી નાંખવા લાગ્યા. ૩ કપાળમાં લોહી નીકળતું જોઇને રાવણે કોપીને નલ નીલને પકડવા માટે ભુજાઓ ઊંચી કરી, પણ તેઓ જેમ કમળવનમાં બે ભમરાઓ ફરે તેમ રાવણનાં માથાંપર ફરવા લાગ્યા. તેથી તેઓને પકડી શકયો નહી. ૪ પછી રાવણે કોપી કુદીને તે બન્ને વાનરોને પકડી લઇ પૃથ્વીપર પછાડયા, અને તેઓની ભુજાઓને મરડી નાંખી. પછી કોપીને તેણે હાથોમાં દશે ધનુષો લઈ બાણો મારીને વાનરોને ઘાયલ કરી નાંખ્યા. ૫ હનુમાનજી વિગેરે સર્વ વાનરો મુછિત થઇ ગયા. તે સમયે પ્રદોષકાળ થયેલો જોઇને રાવણ હર્ષ પામ્યો. સર્વ વીર વાનરોને મુર્છિત થયેલા જોઇને રણધીર જાંબવાન રાવણની સામે દોડયો. ૬ રીંછો સહિત જાંબવાન ભારે ભારે વૃક્ષો લઈ લલકારી લલકારીને રાવણને મારવા મંડયો. તેથી બળવાન રાવણને ઘણો ક્રોધ ચઢયો, તેથી તેણે અનેક યોદ્ધાઓને પગ પકડી પકડીને પૃથ્વીપર પછાડયા. ૭ જાંબવાને પોતાની સેનાનો સંહાર થયેલો જોઇને રાવણની છાતીમાં લાત મારી.

छंद–उरलात घात प्रचण्ड लागत विकल रथते महिगिरा ।
गहि भालु बीसहु करनि मानहुँ कमल निशिवश मधुकरा ॥
मूर्छित विलोकि बहोरि पदहति भालु पति प्रभु पहँ गयो ।
निशि जानि स्यन्दन घालि तेहि तब सूत यत्न सु गृहनयो ॥९८॥

છાતીમાં પ્રચંડ લાત વાગવાથી રાવણુ વ્યાકુળ થઇને રથમાંથી પૃથ્વી-ઉપર પડયો, તેણુે વીશે હાથોમાં પકડી રાખેલા રીંછો જાણુે કમળોમાં રાત્રિ સમયે ભરાઇ રહેલા ભમરાઓ હોય એવા દેખાતા હતા. પછી જાંબવાન રાવણુને મૂર્છિત થઇ ગયેલો જોઇ તેને બીજી લાત મારીને રામચંદ્રજીની પાસે ગયો, તે સમયે રાત્રિ થયેલી જાણીને રાવણુનો સારથિ તેને રથમાં ઘાલીને ઘેર લઇ ગયો અને તેની મૂર્છા મટવાનો યત્ન કરવા લાગ્યો.

दोहा–मूर्च्छा गइ कपि भालु तब, सब आये प्रभु पास ॥
सकल निशाचर रावणहिं, घेरि रहे अति त्रास ॥ २६१ ॥

વાનરો તથા રીંછોની મૂર્છા વળી એટલે તેઓ સર્વ રામચંદ્રજીની પાસે આવ્યા. અને લંકામાં સઘળા રાક્ષસો ત્રાસ પામીને રાવણુને વીંટી વળીને ઉભા. ૨૬૧

चो०तेहि निशि महँ सीता पहँ जाई, त्रिजटा कहि सब कथा बुझाई ।
शिर भुज बाँढि सुनत रिपु केरी, सीता उर भै त्रास घनेरी ॥
मुख मलीन उपजी मन चिन्ता, त्रिजटासन बोली तब सीता ।
होइहि कहा कहसि किन माता, केहि विधि मरिहि विश्वदुखदाता ॥
रघुपतिशर शिर कटे न मरई, विधि विपरीत चरित सब करई ।
मोर अभाग्य जिआवत ओही, जेहि हौं हरिपद कमल बिछोही ॥
जेइँ कृत कनक कपट मृगझूठा, अजहुँ सो दैव मोहिं पर रूठा ।
जेइँ विधि मोहिं दुख दुसह सहावा, लक्ष्मण कहँ कटुवचन कहावा ॥
रघुपति विरह विषम शर भारी, तकि तकि बार बार मोहिं मारी ।
ऐसेहु दुख जो राखु मम प्राना, सो विधि ताहिजिआवन आना ॥
बहु विधि करत विलाप जानकी, करि करि सुरति कृपानिधानकी ।
कह त्रिजटा सुन राजकुमारी, उर शर लागत मरिहि सुरारी ॥
ताते प्रभु उर हतहिं न तेहि, इहिके हृदय बसति वैदेही ।

તે રાત્રિએ ત્રિજટાએ સીતાજીની પાસે જઇને સઘળી હકીકત કહી સં-

ભળાવી. રાવણની ભુજાઓ તથા માથાં વધતાં જાણીને સીતાજીના હૃદયમાં ઘણો ત્રાસ થયો. ૧ મનમાંની ચિંતાને લીધે મલીન થઈ ગયેલા મુખવાળાં સીતાજીએ ત્રિજટાને પૂછયું કે—હે માતા ! હવે શું થશે તે કેમ કહેતી નથી ? હવે જગતને દુઃખ દેનારો રાવણ શી રીતે મરશે ? ૨ રઘુનાથજીનાં બાણોથી તેનાં માથાં કપાયા છતાં પણ તે મરતો નથી તેથી જણાય છે કે દૈવે સર્વ ચરિત્ર વિપરીતજ કર્યું છે, કે જે દૈવ મને પ્રભુનાં ચરણોનો વિયોગ કરાવીને મને અભાગ્યણીને હજુ પણ જીવાડે છે. ૩ જે દૈવે સુવર્ણનો ખોટો મૃગ બનાવ્યો હતો, તે દૈવ હજી પણ મારા ઉપર રૂઠેલોજ છે કે જેથી તેણે લક્ષ્મણજીને કડવાં વચનો કહેવરાવીને મને દુઃસહ દુઃખ સહન કરાવ્યું. ૪ અને રઘુનાથજીના વિષમ વિરહરૂપી બાણથી તાકીતાકીને મને વારંવાર મારી છે. આવાં દુઃખમાં પણ મને જે દૈવ જીવાડેછે તેજ દૈવ રાવણને પણ જીવાડે છે, બીજો કોઈજ નહી." ૫ એ પ્રમાણે કૃપાનિધિ રામચંદ્રજીનું સ્મરણ કરીને સીતાજી ઘણી ઘણી રીતે વિલાપ કરવા લાગ્યાં ત્યારે ત્રિજટા બોલી કે—"હે રાજકુમારી ! સાંભળો. રાવણના હૃદયમાં બાણ મારશે તોજ તે મરશે. ૬ પણ રાવણના હૃદયમાં તમે વસેલાં છો, તેથી રામચંદ્રજી તેના હૃદયમાં બાણ મારતા નથી.

छंद—इहिके हृदय बस जानकी मम जानकी उर वासहै ।
मम उदर भुवन अनेक लागत बाण सबको नाश है ॥
असस्रुनत हर्ष विषाद उर अति देखि पुनि त्रिजटा कहा ।
अब मरिहि रिपु इहि भाँति सुंदरि तजहु तुम संशय महा ॥५९॥

રાવણના હૃદયમાં સીતાજી વસે છે, સીતાજીના હૃદયમાં મારો વાસ છે અને મારા પેટમાં અનેક બ્રહ્માંડો વસેલાં છે. માટે રાવણના હૃદયમાં બાણ વાગતાંજ એ સર્વનો નાશ થઈ જાય, એમ જાણીને રામચંદ્રજી રાવણના હૃદયમાં બાણ મારતા નથી." એ સાંભળીને સીતાજીના મનમાં હર્ષ તથા શોક થયેલો જોઇને વળી ત્રિજટા બોલી કે—"હે સુંદરી ! તમે સંશય છોડી દો. હવે રાવણ શી રીતે મરશે તે કહુંછું.

दोहा—काटत शिर होइहि विकल, छूटि जाइ तव ध्यान ॥
तब रावणके हृदय शर, मारहि राम सुजान ॥ २६२ ॥

રાવણનાં માથાં કાપતાં તે જ્યારે વ્યાકુળ થઇ જશે અને તેણે તમારામાં લગાવેલું ધ્યાન છુટી જશે તે સમયે કૃપાળુ રામચંદ્રજી તેના હૃદયમાં બાણ મારશે, એટલે તુરત રાવણ મરણ પામશે. ૨૬૨

चो०–असकहि बहु प्रकार समुझाई, पुनि त्रिजटा निज भवन सिधाई ।
राम स्वभाव सुमिरि वैदेही, उपजी विरह व्यथा अति तेही ॥
निशिहि शशिहि निन्दत बहु भांती, युगसम भई बिहाति नराती ।
करत विलाप मनहि मन भारी, रामविरह जानकी दुखारी ॥
जब अति भयो विरह उर दाहू, फरकेउ वाम नयन अरु बाहू ।
शकुन विचारि धरी उर धीरा, अब मिलिहहिं कृपालु रघुवीरा ॥
इहाँ अर्द्ध निशि रावण जागा, निज सारथि सन खीझन लागा ।
शठ रणभूमि छुडायहु मोहीं, धृक धृक अधम मन्दमति तोहीं ॥
तेहँ पदगहि बहु विधि समुझावा, भोर भये रथ चढि पुनि आवा ।
सुनि आगमन दशानन केरा, कपिदल खरभर भयउ घनेरा ॥
जहँ तहँ भूधर विटप उपारी, धाये कटकटाइ भट भारी ।

એ પ્રમાણે ત્રિજટા સીતાજીને ઘણી ઘણી રીતે સમજાવીને પોતાને ઘેર ગઇ. રામચંદ્રજીના સ્વભાવનું સ્મરણ કરવાથી સીતાજીના હૃદયમાં વિરહનું દુઃખ ઉત્પન્ન થયું. ૧ વળી રાત્રિને તથા ચંદ્રને બહુ બહુ પ્રકારે ધિક્કારતાં હતાં. રાત્રિ તો યુગ સમાન થઇ પડવાથી કેમે કરી વીતતી ન્હોતી. રામચંદ્રજીના વિયોગથી દુઃખિત થયેલાં સીતાજી મનમાં ને મનમાં અત્યંત વિલાપ કરતાં હતાં. ૨ સીતાજીના હૃદયમાં અત્યંત વિરહાગ્નિ ઉત્પન્ન થયો, તે સમયે તેમનાં ડાબાં નેત્રો તથા બાહુઓ ફરક્યાં. એ શુભ શુકનનો વિચાર કરીને હૃદયમાં ધીરજ ધરી કે 'હવે કૃપાળુ રામચંદ્રજીનો મેળાપ થશે.' ૩ હવે લંકામાં મધ્યરાત્રિ વીતતાં રાવણ જાગૃત થયો અને પોતાનાં સારથિને ખીજવા લાગ્યા કે—'અરે શઠ! અધમ! તું મને રણભૂમિમાંથી અહીં શા માટે લાવ્યો? તારી મંદબુદ્ધિને ધિક્કાર છે.' ૪ સારથિએ રાવણનાં ચરણો. પકડીને ઘણી ઘણી રીતે સમજાવ્યો. પછી પ્રભાત રાવણ રથમાં બેશીને યુદ્ધ કરવાને ચાલ્યો. રાવણ આવ્યાની વાત સાંભળીને વાનરોની સેનામાં ઘણો ખળભળાટ થયો. અને તેથી અનેક બળવાન યોદ્ધાઓ જ્યાં ત્યાંથી પર્વતો તથા વૃક્ષો ઉપાડી લઇને દાંત કડકડાવતા રાવણની સામે દોડયા.

छंद–धाये जो मर्कट विकट भालु करालकर भूधर धरा ।
अति कोपि करहिं प्रहार मारत भजि चले रजनीचरा ॥
बिचलाइ दल बलवन्त कीशनि घेरि पुनि रावण लियो ।
दशदिशि चपटन्ह मार नखन विदारि तेहि व्याकुल कियो ॥६०॥

વિકરાળ વાનરો તથા રીંછો હાથમાં મોટા મોટા પર્વતો લઈ અત્યંત કોપ કરીને મારવા લાગતાં રાક્ષસો નાસવા લાગ્યા. એ રીતે બળવાન યોદ્ધાઓએ રાક્ષસોની સેના વીખેરી નાંખીને રાવણને ઘેરી લીધો અને દશે દિશાઓમાં લપડાકો મારી મારીને તથા નખોવડે ફાડી નાંખીને વ્યાકુળ કરી નાંખ્યો.

**दोहा–देखि महा मर्कट प्रबल, रावण कीन्ह विचार ॥**
**अन्तरहित होइ निमिष महँ, करि माया विस्तार ॥ २६३ ॥**

વાનરોને અત્યંત પ્રબળ જોઇને રાવણે વિચાર કરીને અંતર્ધાન થઈ જઈને નિમેષમાત્રમાં માયા ફેલાવી દીધી. ૨૬૩

**छंदलीला–जब कीन्ह तेइँ पाखण्ड, भय प्रगट जन्तु प्रचण्ड ।**
**बैताल भूत पिशाच, कर धरे धनुष नराच ॥ १ ॥**

રાવણે માયા ફેલાવતાં અનેક ભયંકર પ્રાણી ઉત્પન્ન થયાં, વૈતાળો ભૂતો અને પિશાચો હાથમાં ધનુષબાણો લઇને તથા, ૧

**छंद–योगिनि गहे करबाल, इक हाथ मनुज कपाल ।**
**करि सद्य शोणित पान, नाचहिं करहिं गुणगान ॥ २ ॥**

યોગિનીઓ એક હાથમાં તરવાર અને એક હાથમાં માણસની ખોપરીઓ લઈને તુરત લોહી પીવા લાગી અને નાચીનાચીને રાવણના ગુણો ગાવા લાગી. ૨

**छंद–धरु मारु बोलहिं घोर, रहि पूरि धुनि चहुँ ओर ।**
**मुखबाय धावहिं खान, तब लगे कीश परान ॥ ३ ॥**

એ પ્રાણીઓ 'પકડો, મારો' એવા ઘોર શબ્દો બોલતાં હતાં તેથી ચારે તરફ તે શબ્દો વ્યાપી ગયા. તે પ્રાણી મોઢાં ફાડીફાડીને વાનરોને તથા રીંછોને ખાવાને દોડી આવતાં હતાં તેથી તેઓ નાસી જવા લાગ્યા. ૩

**छंद–जहँ जाहिं मर्कट भागि, तहँ बरत देखहिं आगि ।**
**भय विकल वानर भालु, पुनि लाग वर्षन बालु ॥ ४ ॥**

વાનરો નાસીનાસીને જ્યાં જ્યાં ભાગી જતા હતા ત્યાં ત્યાં અગ્નિ બળતો જોવામાં આવતો હતો, તેથી વાનરો તથા રીંછો વ્યાકુળ થઇ ગયા. એટલે પછી ધૂળનો વરસાદ વરસવા લાગ્યો. ૪

**छंद–जह तहँ थकित करि कीश, गर्जा बहुरि दशशीश ।**
**लक्ष्मण कपीश समेत, भये सकल बीर अचेत ॥ ५ ॥**

એ પ્રમાણે જ્યાં ત્યાં વાનરોને વ્યાકુળ કરી નાંખીને પછી રાવણે મોટી ગર્જના કરી. લક્ષ્મણજી સહિત સર્વ વાનરો તથા રીંછો અચેત થઇ ગયા. ૫

**छंद–हा राम हा रघुनाथ, कहि सुभट मीजहिं हाथ ।**
**इहि विधि सकल बल तोरि, तेहि कीन्ह कपट बहोरि ॥ ६ ॥**

અને યોદ્ધાઓ 'હા રામચંદ્રજી ! હા રઘુનાથજી ! એમ બોલી બોલીને હાથ ઘસવા લાગ્યા. એ પ્રમાણે સર્વનું બળ તોડી નાંખીને વળી બીજી માયા પ્રકટ કરી. ૬

**छंद–प्रगटेसि विपुल हनुमान, धाये गहे पाषान ।**
**तिन राम घेरेउ जाइ, चहु दिशि वरूथ बनाइ ॥ ७ ॥**

એ માયાથી પુષ્કળ હનુમાનજી પ્રગટ થયા, અને તેઓએ પથરાઓ લઇલઇને રામચંદ્રજીની પાસે દોડી જઇને તેમને ચારે તરફથી ઘેરી લીધા. ૭

**छंद–मारहु धरहु जनिजाइ, कटकटहिं पूँछ उठाइ ॥**
**दशदिशि लंगूर विराज, तेहि मध्य कोशलराज ॥ ८ ॥**

તે હનુમાનો પૂછડાં ઉંચાં કરીને તથા દાંતો કડકડાવીને 'પકડો, મારો, નાશી જાય નહી' એમ બોલતા રામચંદ્રજીની આસપાસ વીંટળાઇ વળ્યા, અને તેઓની વચ્ચે રામચંદ્રજી ઘેરાઇ ગયા. ૮

**छंद हरिगीति ।**

**तेहि मध्य कोशलराज सुन्दर श्याम तनु शोभा सही ।**
**जनु इन्द्रधनुष अनेक किय बर बारि तुंग तमालही ॥**
**प्रभु देखि हर्ष विषाद उर सुर वदति जय जय जय करी ।**
**रघुवीर एकहि तीर कोपित निमिष महँ माया हरी ॥ ६१ ॥**

અસંખ્ય હનુમાનોનાં પૂછડાંના કોટની વચ્ચે શ્યામ શરીરવાળા રામચંદ્રજી જાણે અનેક ઇંદ્રધનુષોની વાડની વચ્ચે મોટું તમાલવૃક્ષ હોય એવા શોભતા હતા. તેમને જોઇને દેવતાઓ હર્ષ તથા ખેદયુક્ત થઇને નમસ્કાર કરી 'જય જય જય' શબ્દ ઉચ્ચારવા લાગ્યા. પછી રામચંદ્રજીએ કોપાને એકજ બાણથી નિમેષમાત્રમાં માયા દૂર નાખી.

**छंद–माया विगत कपि भालु हर्षे विटप गिरि गहि सब फिरे ।**
**शर निकर छाँडे राम रावण बाहु शिर पुनि पुनि हरे ॥**

**श्री राम रावण समर चरित अनेक कल्प जो गावहीं ।**
**शत शेष नारद निगम कवि तेउ तदपि पार न पावहीं ॥ ६२ ॥**

માયા જતી રહેવાથી વાનરો તથા રીંછો હર્ષ પામીને હાથમાં વૃક્ષો તથા પર્વતો લઇને પાછા ફર્યા, અને રામચંદ્રજીએ બાણોના સમૂહ મારીને રાવણનાં માથાં તથા ભુજાઓ કાપી નાંખીને પૃથ્વીપર પાડી દીધાં. શ્રી રામચંદ્રજીનું રાવણ સાથેના યુદ્ધનું ચરિત્ર જો અનેક કલ્પ સુધી ગાય, તોપણ સેંકડો નારદો, શેષનાગો, અને વેદો પણ તેનો પાર પામે નહી.

**दोहा–कहे तासु गुणगण कछुक, जडमति तुलसीदास ॥**
**निज पौरुष अनुसार जिमि, मशक उडाहिं अकास ॥ २६४ ॥**

જેમ મચ્છર પોતાની શક્તિ પ્રમાણે આકાશમાં ઉડે છે, તેમ હું જડ બુદ્ધિવાળો તુલસીદાસ રામચંદ્રજીના થોડાક જ ગુણોનું વર્ણન કરૂંછું. ૨૬૪

**दोहा–काटि शीश भुज वार बहु, मरै न भट लंकेश ॥**
**प्रभु क्रीडत मुनि सिद्धसुर, व्याकुल देखि कलेश ॥ २६५ ॥**

રામચંદ્રજીએ રાવણની ભુજાઓ તથા માથાં ઘણીવાર કાપી નાંખ્યાં તોપણ તે મુઓ નહી. રામચંદ્રજીનો એ ખેલ જોઇને દેવતાઓ, સિદ્ધો અને મુનિઓ ઘણા વ્યાકુળ થયા. ૨૬૫

**चौ०–काटत बढहिं शीश समुदाई, जिमि प्रति लाभ लोभ अधिकाई ।**
**मरै न रिपु श्रम भयउ विशेषा, राम विभीषण तन तब देखा ॥**
**उमा काल मरु जाकी इच्छा, सो प्रभु जनकी लेत परिच्छा ।**
**सुन सर्वज्ञ चराचर नायक, प्रणतपाल सुरमुनि सुखदायक ॥**
**नाभी कुंड सुधा बस याके, नाथ जियत रावण बल ताके ।**
**सुनत विभीषण वचन कृपाला, हर्षि गहे प्रभु बाण कराला ॥**
**अशकुन होन लगे विधि नाना, रोवहिं बहु श्रृगाल खर श्वाना ।**
**बोलहिं खग अति आरतहेतू, प्रगट भये जहँ तहँ नभकेतू ॥**
**दश दिशि दाह होन तब लागा, भयउ पर्व बिनु रवि उपरागा ।**
**मन्दोदरि उर कम्पित भारी, प्रतिमा श्रवहिं नयन बह वारी ॥**

માણસને જેમ અધિક અધિક લાભ થાય છે તેમ અધિક અધિક લોભ વધતો જાય છે, તેમ રાવણનાં માથાં કાપી નાંખ્યા છતાં વધ્યાં જતાં હતાં, અત્યંત પરિશ્રમ થયા છતાં શત્રુ મરણ પામ્યો નહી. તેથી રામચંદ્રજીએ વિ-

ભીષણની સામે જોયું. ૧ શંકર કહે છે કે હે પાર્વતી ! જેની ઈચ્છાથી કાળ પણ મરી જાય છે, તે પ્રભુ પોતાના ભક્તની પરીક્ષા લેવા લાગ્યા. પછી વિભીષણ બોલ્યો કે—"હે સર્વજ્ઞ ! હે સચરાચર જગતના સ્વામી ! હે પ્રણતપાળ! હે દેવતાઓ તથા મુનિઓને સુખ આપનારા ! સાંભળો. ૨ હે નાથ ! રાવણની નાભિમાં અમૃતનો કુંભ છે તેના બળથી રાવણ જીવે છે." એવાં વિભીષણનાં વચનો સાંભળીને કૃપાળુ પ્રભુએ હાથમાં વિકરાળ બાણો લીધાં. ૩ તે સમયે રાવણને અનેક પ્રકારના અપશુકનો થવા લાગ્યા, અનેક શિયાળવાં કૂતરાં અને ગધેડાં રોવા લાગ્યાં, જગત દુઃખી થાય એવી રીતે પક્ષીઓ પણ રોવા લાગ્યાં, જ્યાં ત્યાં પૂછડીઆ તારા પ્રકટ થયા. ૪ દશે દિશાઓમાં દાવાનળ સળગતો દેખાવા લાગ્યો, અમાવાસ્યાનો દિવસ નહીં હોવા છતાં સૂર્યનું ગ્રહણ થવા લાગ્યું, મંદોદરીનું હૃદય ઘણું કંપવા લાગ્યું, અને પ્રતિમાઓનાં નેત્રોમાંથી પણ આંસુ વેહેવા લાગ્યાં.* ૫

છંદ—પ્રતિમા શ्रवहिं पविपात नभ अति वात बह डोलत मही ॥
वर्षहिं बलाहक रुधिर कच रज अशुभ अतिसक कोकही ।
उत्पात अमित विलोकि नभसुर विकल बोलहिं जय जये ॥
सुर सभय जानि कृपालु रघुपति चाप शर जोरत भये ।

પ્રતિમાઓ રોવા લાગી, આકાશમાંથી વજ્ર પડવા લાગ્યાં, પ્રચંડ વાયુ વાવા લાગ્યો, પૃથ્વી ડોલવા લાગી અને લોહી, વાળ તથા ધૂળનો વરસાદ વરસવા લાગ્યો, એવી રીતે એટલાં બધાં અત્યંત અશુભસૂચક અપશુકનો થવા લાગ્યાં કે તેનું વર્ણન પણ થઈ શકે નહી. એવા અપાર ઉત્પાતો જોઈને દેવતાઓ આકાશમાં જય જય શબ્દ બોલવા લાગ્યા. દેવતાઓને ભયભીત થયેલા જોઈને રામચંદ્રજીએ ધનુષપર બાણો ચઢાવ્યાં.

दोहा—आकर्षेउ धनु श्रवण लगि, छांडे शर इकतीश ॥
रघुनायक सायक चले, मानहुँ काल फणीश ॥ २६६ ॥

રામચંદ્રજીએ કાન સુધી ધનુષને ખેંચીને એકત્રીશ બાણો છોડયાં. તે બાણો જાણે કાળરૂપી સર્પો હોય તેની પેઠે રાવણની સામે ચાલ્યાં.

ચો૦—सायक एक नाभि शर शोषा, अपर लगे शिरभुज करि रोषा ।
लै शिर बाहु चले नाराचा, शिर भुजहीन रुंड महि नाचा ॥

* જો જાગૃતિમાં વા સ્વપ્નમાં દેવમંદિર ડોલતું યા દેવમૂર્તિ હસતી, રોતી, નાચતી, કૂદતી આંખો મીંચતી યા ભંગ થતી અથવા તેને શરીરે પરસેવો થતો જોવામાં આવે તો એ કોઈ મહા અનિષ્ઠ થવાનું ચિન્હ છે. (સામવેદ બ્રાં. ૧૮ ખ. ૨ ખં. ૧ સૂ. ૩૦)

धरणि धसै धर धाव प्रचण्डा, तब शर हति प्रभुकृत युग खण्डा ॥
गर्जेउ मरत घोर रव भारी, कहाँ राम रण हतौं प्रचारी ॥
डोली भूमि गिरत दशकन्धर, क्षुभित सिन्धु सरदिग्गजभूधर ॥
परेउ भूमि युग खंड बढाई, चापि भालु मर्कट समुदाई ॥
मन्दोदरि आगे भुज शीशा, धरि शर चले जहाँ जगदीशा ।
प्रविशे सब निषंग महँ आई, देखि सुरन दुन्दुभी बजाई ॥
तासु तेज समान प्रभु आनन, हर्षे देव शम्भु चतुरानन ।
जय ध्वनि पूरि रही नवखंडा, जय रघुबीर प्रबल भुजदंडा ॥
बर्षहि सुमन देव मुनि वृन्दा, जय कृपालु जय जयति मुकुन्दा ।

એ બાણોમાંના એકે નાભિમાંનું અમૃત શોષી લીધું, દશ બાણોએ દશ માથાં કાપી નાંખ્યાં અને વીશ બાણોએ વીશ ભુજાઓ કાપી નાંખી. તે માથાં તથા ભુજાઓને લઇને બાણો લંકામાં ગયાં. ને રાવણનું ધડ પૃથ્વીપર કૂદવા લાગ્યું. ૧ પ્રચંડ ધડ પૃથ્વીપર ધસીને દોડવા લાગ્યું. તેથી રામચંદ્રજીએ બાણ મારીને તેના બે કડકા કરી નાંખ્યા. મરતી વખતે તેણે ભયંકર ગર્જના કરી અને 'રામ કયાં છે? કે તેને પકડીને મારી નાંખું' એમ બોલવા લાગ્યો. ૨ રાવણ ધરતીપર પડતાં પૃથ્વી ડોલી, સમુદ્રો, સરોવરો, દિગ્ગજો અને પર્વતો ખળભળવા લાગ્યાં. રાવણના ધડના બે કડકા પૃથ્વીપર પડતાં અનેક વાનરો તથા રીંછોનો સમુદાય ચગદાઇ મુઓ. ૩ રામચંદ્રજીનાં બાણો રાવણનાં માથાં તથા ભુજાઓન મંદોદરીની આગળ મૂકીને પાછાં આવી ભાથામાં પેઠાં. એ જોઇને દેવતાઓએ દુંદુભિ વગડાવ્યાં. ૪ રાવણનું તેજ રામચંદ્રજીના મુખમાં સમાઇ ગયું, તે જોઇને સદાશિવ તથા બ્રહ્મા રાજી થયા, અને 'પ્રબળ ભુજદંડવાળા રામચંદ્રજીનો જય' એવી રીતના જયજયકારના ધ્વનિથી નવે ખંડ ભરપૂર થઈ ગયા; દેવતાઓ તથા મુનિઓના સમૂહો 'જય જય કૃપાળુ! જય જય મુકુંદ!' એવી રીતે બોલતા પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા.

छंद–जयकृपा कन्दमुकुन्द हरि मर्दन निशाचर मद प्रभो ।
खलदल विदारण परम कारण कारुणीक सदा विभो ॥
सुर सुमन वर्षत सकल हर्षत बाजि दुन्दुभि गहगही ।
संग्राम अंगनराम अंग अनंग बहु शोभा लही ॥ ६४ ॥

"હે કૃપાળુ! હે મુકુંદ! હે દુઃખ હરનારા! હે શરણાગતને સુખ આપનારા! હે પ્રભુ! હે ખળજનોના દળને નાશ કરનારા! હે જગતના કા-

રણરૂપ ! હે દયાળુ ! હે સર્વ વ્યાપક ! જય જય ” એ રીતે બોલતા દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા અને હર્ષ પામીને દુંદુભિઓ વગાડવા લાગ્યા. રણક્ષેત્રમાં રામચંદ્રજીનું શરીર અનેક કામદેવની શોભાની પેઠે શોભવા લાગ્યું.

छंद–शिर जटा मुकुट प्रसून विचबिच अति मनोहर राजहीं ।
जनु नीलगिरिपर तडित पटल समेत उडुगण भ्राजहीं ॥
भुज दण्ड फेरत शर शरासन रुधिर कणतनु अतिबने ।
जनु रायमुनिय तमाल तरुपर बैठि बहु सुख आपने ॥ ६६ ॥

વચ્ચે વચ્ચે ફૂલ ગુંથેલાં હોવાથી અત્યંત મનોહર બનેલી રામચંદ્રજીના માથાપરની જટા એવી શોભતી હતી કે જાણે નીલ પર્વતપર વીજળી સહિત તારામંડળ શોભતું હોય. ધનુષ તથા બાણોપર રામચંદ્રજી હાથ ફેરવતા હતા. તેમના શરીરપર લોહીની અત્યંત કણીઓ એવી શોભતી હતી કે જાણે તમાલ વૃક્ષપર રાયમુનિ નામનાં ઝીણાં ઝીણાં લાલ પક્ષીઓ સુખપૂર્વક બેઠાં હોય.

दोहा–कृपादृष्टि करि दृष्टि प्रभु, अभय किये सुर वृन्द ॥
हर्षे वानर भालु सब, जय सुखधाम मुकुन्द ॥ ३६७ ॥

રામચંદ્રજીએ કૃપાદૃષ્ટિ વરસાવીને દેવતાઓના સમૂહને નિર્ભય કર્યા અને સર્વ વાનરો તથા રીંછો હર્ષ પામીને ‘ હે સુખધામ ! હે મુકુંદ ! જય જય ’ એમ બોલવા લાગ્યા. ૨૯૭

चो०–पति शिर दीख जबहि मन्दोदरि, मूर्छित विकल खसी धरणी परि ।
युवतिवृन्द रोवत उठि धाई, तेहि उठाय रावण पहँ ल्याई ॥
पतिगति देखि सोकरति पुकारा, छूटे केश न देह सँभारा ॥
उर ताडना करैं विधि नाना, रोदन करैं प्रताप बखाना ।
तव बलनाथ डोल नित धरणी, तेजहीन पावक शशि तरणी ॥
शेष कमठ सहि शकहिं न भारा, सो तनु आजु परा भरिछारा ।
वरुण कुबेर सुरेश समीरा, रणसन्मुख धरु काहु न धीरा ।
भुजबल जीति काल यम साई, आजु सो परेउ अनाथकि नाई ॥
जगत विदित तुम्हारि प्रभुताई, सुत परिजन बलवरणि न जाई ।
रामविमुख अस हाल तुम्हारा, रहा न कुल कोउ रोवनि हारा ॥
तव वश विधि प्रपंच सब नाथा, सब दिगपति तोहिं नावहिं माथा ।
अब तवशिर भुज जम्बुक खाहीं, रामविमुख यह अनुचित नाहीं ॥

**काल विवशपति कहा न माना, अग जगनाथ मनुज करि जाना ।**

મંદોદરી રાવણનાં માથાંને જોતાંજ વ્યાકુળતાથી મૂર્છિત થઇને ધરતીપર પડી ગઇ. એ જોઇને સર્વ સ્ત્રીઓ રોતી રોતી તુરત ઉઠીને દોડી આવી અને મંદોદરીને ઉઠાડીને રાવણની પાસે લઇ આવી. ૧ પતિની આવી દશા જોઇને મંદોદરી પોકાર કરવા લાગી અને શરીરનું ભાન ભૂલી જઈ છૂટા કેશથી ઘણી છાતી કુટવા લાગી તથા તેના પ્રતાપનાં વખાણ કરીકરીને રોવા લાગી કે—૨ "હે નાથ! તમારા બળથી પૃથ્વી કાંપતી હતી, સૂર્ય, ચંદ્ર તથા અગ્નિ નિસ્તેજ થઇ ગયા હતા, શેષ તથા કચ્છપ ભાર પણ સહન કરી શકતા ન્હોતા, તે શરીર આજ ધુળમાં રગદોળાતું પડયું છે! ૩ હે સ્વામી! રણમાં તમારી સામે વરૂણ, કુબેર, ઇંદ્ર અને વાયુ એ કદી ધીરજ ધરી શકતા ન્હોતા, અને તમે ભુજાઓના બળથી કાળ તથા યમને પણ જીત્યા છે, તે તમો આજ અનાથની પેઠે પડ્યા છો. ૪ તમારી પ્રભુતા જગતમાં પ્રસિદ્ધ હતી, તમારા પુત્રો તથા કુટુંબીજનોનું બળ વર્ણવ્યું જાય તેમ નહતું. તે તમે રામથી વિમુખ થવાથી તમારી આવી દશા થઇ છે, અને કુળમાં કોઈ રોનારો પણ રહ્યો નહી. ૫ હે નાથ! બ્રહ્માએ રચેલું સઘળું જગત તમારે વશ્ય હતું અને તમારાથી ભય પામીને દિક્પાળો પણ તમને માથાં નમાવતા હતા. તે આજ તમારાં માથાં તથા ભુજાઓને શિયાળવાં ખાય છે! પણ ખરૂં છે કે રામથી વિમુખ થનારની આવી જ દશા થાય, એમાં કાંઇ અયોગ્ય થયું નથી. હે સ્વામી! તમે કાળને વશ્ય થઇને મારૂં કહ્યું માન્યું નહી અને સચરાચર જગતના સ્વામીને તમે મનુષ્ય તરીકે માન્યા.

छंद–जानेउ मनुज करि दनुज कानन दहन पावक हरिस्वयं ।
ज्यहि नमत शिव ब्रह्मादि सुर पिय भजेउ ना करुणामयं ॥
आजन्मते परद्रोह रत पापोघमय तव तनु अयं ।
तुमहूं दियो निज धाम राम नमामि ब्रह्म निरामयं ॥ ६६ ॥

હે સ્વામી! દૈત્યોરૂપી વનને બાળનાર અગ્નિરૂપ સાક્ષાત્ પ્રભુ તેમને તમે મનુષ્ય તરીકે જાણ્યા અને જેમને બ્રહ્માદિ દેવતાઓ નમે છે એવા કરૂણાળુ રામચંદ્રજીનું ભજન કર્યું નહી, વળી જન્મ્યા ત્યારથી તમારા શરીરને પાપના પુંજરૂપ તથા પરદ્રોહ કરવામાં પ્રેમી રાખ્યું, તેમ છતાં તમને જેમણે પોતાનું ધામ આપ્યું તે નિર્દોષી પરમાત્મા રામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું.

दोहा–अहहनाथ रघुनाथ सम, कृपासिन्धु को आन ॥
मुनि दुर्लभ जो परमगति, तुमहिं दीन्ह भगवान ॥ २६८ ॥

હે નાથ! રઘુનાથજીના જેવો કૃપાસિંધુ બીજો કોણ છે? કે જે ભગવાને પોતે તમને મુનિઓને પણ દુર્લભ એવી પરમ ગતિ આપી."

चो०—मन्दोदरी वचन सुनि काना, सुर मुनि सिद्ध सबहिं सुख माना ।
अज महेश नारद सनकादी, जे मुनिवर परमारथवादी ॥
भरि लोचन रघुपतिहि निहारी, प्रेम मगन सब भये सुखारी ।
रोदन करत विलोकेउ नारी, गये विभीषण मन दुख भारी ॥
बन्धुदशा देखत दुख भयऊ, तब प्रभु अनुजहि आयसु दयऊ ।
लक्ष्मण तेहि बहु विधि समुझाये, सहित विभीषण प्रभु पहँ आये ॥
कृपादृष्टि प्रभु ताहि विलोका, करहु क्रिया परिहरि सब शोका ।
कीन्ह क्रिया प्रभु आयसु मानी, विधिवत देश काल गतिजानी ॥

એ પ્રમાણે મંદોદરીના વિલાપ કાને સાંભળીને સર્વ દેવતાઓ, મુનિઓ અને સિદ્ધો રાજી થયા. બ્રહ્મા, સદાશિવ, નારદજી અને પરમારથવાદી એવા સનકાદિક મુનીશ્વરો, ૧ એ સર્વ નેત્રો ભરીભરીને રામચંદ્રજીને નિરખીને પ્રેમમગ્ન થયા તથા સુખ પામ્યા. સઘળી સ્ત્રીઓને રૂદન કરતાં જોઈને વિભીષણનું મન ઘણું દુઃખિત થયું. ૨ ભાઇની દશા જોઇને વિભીષણને ઘણી ઘણી રીતે સમજાવીને તેમને રામચંદ્રજી પાસે લઈ આવ્યા. ૩ રામચંદ્રજીએ વિભીષણની સામે કૃપાદૃષ્ટિથી જોઇને કહ્યું કે—"હવે સર્વ શોક છોડી દઇને રાવણની ક્રિયા કરો" એ પ્રમાણે પ્રભુની આજ્ઞા થતાં તે માથે ચઢાવીને વિભીષણે દેશકાળને અનુસરીને વિધિપૂર્વક સર્વ ક્રિયા કરી. ૪

दोहा—मय तनयादिक नारिसब, देइँ तिलांजलि ताहि ॥
भवन गई रघुवीर गुण, गण बरणति मनमाहि ॥ २६९ ॥

મંદોદરી વિગેરે રાવણની સર્વ સ્ત્રીઓએ રાવણને તિલાંજળિ આપી. પછી તેઓ સર્વ મનમાં રામચંદ્રજીના ગુણોનું વર્ણન કરતી કરતી ઘેર ગઈ.

चो०—आइ विभीषण पुनि शिरनावा, कृपासिंधु तब अनुज बुलावा ।
तुम कपीश अंगद नल नीला, जाम्बवन्त मारुतनय शीला ॥
सब मिलि जाहु विभीषण साथा, सारेहु तिलक कहेउ रघुनाथा ।
पिता वचन मैं नगर न जाऊं, आपु सरिस कपि अनुज पठाउं ॥
तुरत चले कपिसुनि प्रभु वचना, कीन्ही जाइ तिलककी रचना ।
सादर सिंहासन बैठारी, तिलक कीन्ह अस्तुति अनुसारी ॥

जोरि पाणि सबही शिरनाये, सहित विभीषण प्रभु पहँ आये ।
तब रघुवीर बोलि कपि लीन्हे, कहि प्रियवचन सुखीसब कीन्हे ॥

પછી વિભીષણે રામચંદ્રજીની પાસે આવીને માથું નમાવ્યું. કૃપાસિંધુ રામચંદ્રજીએ લક્ષ્મણજીને બોલાવીને કહ્યું કે—"તમે સુગ્રીવ, અંગદ, નળ, નીલ, જાંબવાન અને નીતિમાન હનુમાનજી, એ સર્વને લઇને વિભીષણની સાથે લંકામાં જઇને તેમને રાજ્યાભિષેક કરો." વળી રામચંદ્રજીએ વિભીષણને કહ્યું કે—"પિતાનું વચન પાળવાને વાસ્તે હું લંકામાં આવી શકતો નથી, તેથી મારા જેવાજ લક્ષ્મણજીને તથા વાનરોને તમારી સાથે મોકલુંછું. ૨ રામચંદ્રજીનાં વચનો સાંભળીને લક્ષ્મણજી સહિત વાનરોએ લંકામાં જઇને રાજ્યાભિષેકની વ્યવસ્થા કરી અને વિભીષણને આદરપૂર્વક સિંહાસનપર બેસાડી તિલક કરીને તેમની સ્તુતિ કરી. ૩ સર્વેએ હાથ જોડીને વિભીષણને માથાં નમાવ્યાં. પછી વિભીષણ સહિત સર્વે જણ રામચંદ્રજીની પાસે આવ્યા. તે સમયે સર્વ વાનરો તથા રીંછોને બોલાવી તેઓને પ્રિયવચનો કહી રાજી કર્યા.૪

छंद–कीये सुखी कहि वाणी सुधासम बल तुम्हारे रिपुहयो ।
पायो विभीषण राज्य तिहूँपुर यश तुम्हारो नित नयो ॥
मोहि सहित शुभ कीरति तुम्हारी परम प्रीति जोगाइहैं ।
संसार सिन्धु अपारपार प्रयासबिनु तरि जाइहै ॥ ६७ ॥

અમૃત સમાન વાણી કહીને સુખી કર્યા. અને કહ્યુ કે—તમારા બળથી જ મેં રાવણને માર્યો છે. અને વિભીષણને રાજ મળ્યું તે પણ તમારાજ બળથી. માટે તમારી કીર્તિ નિત્ય નવીને નવીજ વધશે. જે માણુસ અત્યંત પ્રેમથી મારી સાથે તમારી શુભકીર્તિ ગાશે, તે માણુસ આ પાર ન પામી શકાય એવા સંસારરૂપી સમુદ્રને વગર પ્રયાસે તરી જશે.

दोहा–सुनत रामके वचन मृदु, नहिं अघात कपिपुंज ॥
बार बार शिर नावहिं, गहे सकल पदकंज ॥ २७० ॥

રામચંદ્રજીનાં કોમળ વચનો સાંભળીને વાનરોનો સમૂહ તૃપ્તિ જ પામતો નહોતો, અને સર્વ વારંવાર તેમનાં ચરણકમળો પકડીને વારંવાર માથાં નમાવતા હતા. ૨૭૦

चो०–तब प्रभु बोलि लिये हनुमाना, लंका जाहु कहेउ भगवाना ।
समाचार जानकिहि सुनावहु, तासु कुशललैतुम चलिआवहु ॥
तब हनुमान नगर महँ आये, सुनि निशिचरी निशाचर धाये ।

पूजा बहु प्रकार तिन कीन्ही, जनकसुता दिखाय पुनिदीन्ही ॥
दूरिहिते प्रणाम कपि कीन्हा, रघुपति दूत जानकी चीन्हा ।
कहहु तात प्रभु कृपानिकेता, कुशल अनुज प्रभु सेनसमेता ॥
सब विधि कुशल कोशलाधीशा, मातु समर जीत्यो दशशीशा ।
अविचल राज्य विभीषण पावा, सुनि कपि वचन हर्ष उरछावा ॥

પછી રામચંદ્રજીએ હનુમાનજીને બોલાવીને કહ્યું કે—“ તમે લંકામાં જઇ સીતાજીને સર્વ સમાચાર કહી સંભળાવી તેમના કુશળ સમાચાર લઇને પાછા આવો, ” ૧ એ સાંભળીને હનુમાનજી લંકામાં ગયા. એ ખબર જાણીને રાક્ષસો તથા રાક્ષસીઓએ દોડી આવીને હનુમાનજીની બહુ બહુ પ્રકારે પૂજા કરી, અને પછી સીતાજી દેખાડયાં. ૨ હનુમાનજીએ સીતાજીને દૂરથી જોઇને પ્રણામ કર્યા. સીતાજીએ તેમને ‘ રામચંદ્રજીના દૂત છે ’ એમ જાણીને પૂછયું કે—“હે તાત! કૃપાનિધિ પ્રભુ રામચંદ્રજી લક્ષ્મણજી તથા વાનરોની સેના સહિત કુશળ છે?” ૩ હનુમાનજી બોલ્યા કે—“માતાજી ! રામચંદ્રજી સર્વ પ્રકારે સુખી છે; તેમણે યુદ્ધમાં રાવણને જીતીને વિભીષણને અવિચળ રાજ્ય આપ્યું છે. ” એવાં હનુમાનજીનાં વચનો સાંભળીને સીતાજીના હૃદયમાં હર્ષ છાઇ ગયો.૪

छंद—अति हर्ष मन तनु पुलक लोचन सजल पुनि पुनि कहरमा ।
कादेउँ तोहिं त्रैलोक्य महँ कपि किमपि नहि वाणी समा ॥
सुन मातु मैं पायउँ अखिल जगराज्य आजुन संशयं ।
रण जीति रिपुदल बन्धुयुत पश्यामि राम निरामयं ॥ ६८ ॥

સીતાજી અત્યંત હર્ષથી રોમાંચિત થઇ સજળ નેત્રોથી વારંવાર કહેવા લાગ્યાં કે—“હે હનુમાનજી ! હું તમને શું આપું ? તમારી વાણી સમાન કોઇ ચીજ ત્રૈલોકયમાં નથી (કે જે તમને આપીને પ્રસન્ન કરૂં) ” હનુમાનજી બોલ્યા કે—“ માતાજી ! સાંભળો. યુદ્ધમાં શત્રુને જીતી લક્ષ્મણજી તથા સર્વ સેના સહિત રામચંદ્રજીને મેં કુશળ જોયા છે; તેથી મને આજ સઘળા જગતનું રાજ્ય મળ્યા જેટલું સુખ થયું છે એમાં કાંઇ સંશય નથી. ”

दोहा—सुन सुत सद्गुण सकल तव, हृदय बसैं हनुमन्त ॥
सानुकूल रघुवंश मणि, रहहिं समेत अनन्त ॥ २७१ ॥

સીતાજી બોલ્યાં કે—“ હનુમાનજી ! સાંભળો. તમારા હૃદયમાં સઘળા સદ્‌ગુણો નિરંતર વસશે, અને લક્ષ્મણજી સહિત રઘુનાથજી તમોને સાનુકુળ રહેશે. ૨૭૧

चो०–अब सोइ यतन करहु तुम ताता, देखौं नयन श्याम मृदुगाता ।
तब हनुमन्त राम पहँ आई, जनक सुता कर कुशल सुनाई ॥
सुनि बाणी पतंग कुल भूषण, बोलि लिये कपिराज विभीषण ।
मारुत सुतके संग सिधावहु, सादर जनक सुता लै आवहु ॥
तुरतहि सकल गये जहँ सीता, सेवहिं सब निशिचरी विनीता ।
वेगि विभीषण तिनहिं सिखावा, सादर तिन सीतहिं अन्हवावा ॥
दिव्य बसन भूषण पहिराये, शिबिका रुचिरसाजि पुनिल्याये ॥
तेहि पर हर्षि चढी वैदेही, सुमिरि राम सुखधाम सनेही ॥
बेतपाणि रक्षक चहुँपासा, चले सकल मन परम हुलासा ।
संग लिये त्रिजटा निशिचरी, चली राम पहँ सुमिरत हरी ॥
देखन भालु कीश बहु धाये, रक्षक कोटि निवारण आये ।
कह रघुवीर कहा मम मानहु, सीतहि सखा पयादेहि आनहु ॥
देखहिं कपि जननीकी नाईं, विहँसि कहा रघुवीर गुसाईं ।
सुनि प्रभु वचन भालु कपि हरषे, नभते सुरन सुमन बहु बरषे ॥
सीतहि प्रथम अग्नि महँ राखी, प्रगट कीन्ह चह अन्तर साखी ।

હે તાત !હવે જે રીતે હું મારાં નેત્રોથી શ્યામ સુંદર અને કોમળ શરીરવાળા રામચંદ્રજીને જોઉં એવો યત્ન કરો." પછી હનુમાનજીએ રામચંદ્રજીની પાસે આવીને સીતાજીની કુશળતા કહી સંભળાવી. ૧ સૂર્યવંશના ભૂષણરૂપ રામચંદ્રજીએ હનુમાનજીનાં વચનો સાંભળીને અંગદ તથા વિભીષણને બોલાવીને કહ્યું કે—"તમે હનુમાનજીની સાથે લંકામાં જઇને સીતાજીને લઇ આવો." ૨ એ સાંભળીને તેઓ સીતાજીની પાસે ગયા. તે સમયે સર્વ રાક્ષસીઓ વિનયપૂર્વક સીતાજીની સેવા કરતી હતી, તેઓને વિભીષણે આજ્ઞા કરતાં તેઓએ આદરપૂર્વક સીતાજીને ન્હવરાવ્યાં. ૩ અને દિવ્ય વસ્ત્રાભૂષણ પેહેરાવીને સુંદર પાલખી શણગારી લાવી. સીતાજી હર્ષ પામી સુખના ધામરૂપ અને પરમસ્નેહી રામચંદ્રજીનું સ્મરણ કરીને પાલખીમાં બેઠાં. ૪ પાલખીની ચારે તરફ હાથમાં તરવારો લઇ રક્ષકો પરમ ઉલ્લાસથી ચાલવા લાગ્યા. તે પાલખી સેના નજીક આવતાં વાનરો તથા રીંછો સીતાજીનાં દર્શન કરવાને પાસે આવવા લાગ્યા, તે સમયે કરોડો રક્ષકો તેઓને અટકાવવાને દોડયા. ૫ એ જોઈ રામચંદ્રજીએ હસીને વિભીષણને કહ્યું કે—"હે મિત્ર ! મારૂં કહ્યું માનીને સીતાને પગપાળા લઈ આવો, કે જેથી સઘળા વાનરો તથા રીંછો તેમનાં માતાની પેઠે

દર્શન કરે." ૬ રામચંદ્રજીનાં એવાં વચનો સાંભળીને વાનરો તથા રીંછો રાજી થયા, અને દેવતાઓ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. રામચંદ્રજીએ સીતાને પ્રથમ અગ્નિમાં રાખી મૂકીને તેમનું પ્રતિબિંબ પ્રકટ કર્યું હતું, તે હવે સીતાજીને પ્રકટ કરવાની તેમના મનની ઇચ્છા હતી. ૭

दोहा–तेहि कारण करुणा अयन, कहे कछुक दुर्वाद ॥
मुनत यातुधानी सकल, लागीं करन विषाद ॥ २७२ ॥

તે કારણને લીધે કરૂણાળુ રામચંદ્રજીએ સીતાજીને કેટલાંક દુર્વચન કહ્યાં. તે સાંભળીને સર્વ રાક્ષસીઓ મનમાં ખેદ કરવા લાગી. ૨૭૨

चो०–प्रभुके वचन शीश धरि सीता, बोली मन क्रम वचन पुनीता ।
लक्ष्मण होहु धर्मके नेगी, पावक प्रगट करहु तुम वेगी ॥
सुनि लक्ष्मण सीताकी बानी, विरह विवेक धर्म रति सानी ।
लोचन सजल जोरि कर दोऊ, प्रभुसन कछु कहि सकत न ओऊ ॥
देखि राम रुख लक्ष्मण धाये, पावक प्रगट काठ बहु लाये ॥
प्रबल अनल बिलोकि बैदेही, हृदय हर्ष कछु भय नहिं तेही ।
जो मन क्रम वच मम उरमाहीं, तजि रघुवीर आन गति नाहीं ।
तौ कृशानु सबकी गति जाना, मोकहँ होहु श्रीखण्ड समाना ॥

રામચંદ્રજીનાં વચનો માથે ચઢાવીને મન કર્મ વચનથી પવિત્ર એવાં સીતાજી બોલ્યાં કે—"હે લક્ષ્મણજી ! તમે ધર્મના સહભાગી થઇને જલદીથી મને અગ્નિ સળગાવી આપો." ૧ સીતાજીની વિરહ, વિવેક, ધર્મ તથા નીતિયુક્ત વાણી સાંભળીને લક્ષ્મણજી નેત્રોમાં આંસુ લાવી બન્ને હાથ જોડીને રામચંદ્રજીની સામે ઉભા રહ્યા, પણ કાંઇ બોલી શક્યા નહી. ૨ પછી રામચંદ્રજીની પણ એવી મરજી જોઇને લક્ષ્મણજીએ કાષ્ઠો મંગાવીને અગ્નિ સળગાવ્યો. સીતાજી પ્રબળ અગ્નિને જોઇને પણ હૃદયમાં કાંઇપણ ભય નહી રાખતાં હર્ષ પામીને બોલ્યાં કે-૩ "હે અગ્નિદેવતા ! હે સર્વની ગતિ જાણનારા ! જો મન કર્મ વચનથી મારા હૃદયમાં રામચંદ્રજી સિવાય બીજાની ગતિ થઇ ન હોય તો તમે મારે વાસ્તે ચંદન સમાન થઇ જજો." ૪

छंद–श्रीखंड सम पावक प्रकट किय सुमिरि प्रभु तेहि महँ चली ।
जय कोशलेश महेश वन्दित चरणरज अति निर्मली ॥
प्रतिबिम्ब अरु लौकिक कलंक प्रचण्ड पावक महँजरे ।
प्रभु चरित काहु न लखेउ सुरमुनि सिद्ध सब देखहिं खरे ॥ ६९ ॥

એમ કહીને સીતાજી રામચંદ્રજીનું સ્મરણ કરીને તથા જેનાં ચરણોની નિર્મળ રજને સદાશિવ પણ માથે ચઢાવેછે તે રામચંદ્રજીનો જય થાઓ એમ બોલીને અગ્નિમાં પેઠાં. તે સમયે અગ્નિ ચંદન જેવો શીતળ થઇ ગયો. પણ સીતાજીનું પ્રતિબિંબ તથા લૌકિક કલંક એ પ્રચંડ અગ્નિમાં બળી ગયાં. અને સાક્ષાત્ સીતાજી પ્રકટ થયાં. રામચંદ્રજીનું આ ચરિત્ર આકાશમાં રહીને દેવતાઓ, સિદ્ધો અને મુનિઓ જોતા હતા પણ તેની કોઇને ખબર પડી નહી.

छंद–तब अनल भूसुररूप करगहि सत्य श्री श्रुति विदित जो ।
जिमि क्षीरसागर इन्दिरा रामहि समर्प्पी आनिसो ॥
सोइ राम वाम विभागरा जित रुचिर अति शोभा भली ।
नव नीलनीरज निकट मानहु कनक पंकजकी कली ॥ ७० ॥

તે સમયે વેદવિદિત સત્ય ધરાવનારો અગ્નિએ બ્રાહ્મણનું રૂપ ધરીને, જેમ ક્ષીરસાગરે વિષ્ણુને લક્ષ્માજી અર્પણ કર્યાં હતાં તેમ રામચંદ્રજીને સીતાજી અર્પણ કર્યાં. તે સમયે જેમ નવીન નીલકમળની પાસે સોનેરી કમળની કળી શોભતી હોય, તેમ રામચંદ્રજીના ડાબા પડખામાં બેઠેલાં સીતાજી શોભવા લાગ્યાં.

दोहा–हर्षि सुमन वर्षहिं विबुध, बाजहिं गगन निसान ॥
गावहिं किन्नर अप्सरा, नाचहिं चढी विमान ॥ २७३

દેવતાઓ હર્ષ પામી પુષ્પવૃષ્ટિ કરીને આકાશમાં નિશાન વગાડવા લાગ્યા, અને વિમાનમાં ચઢીને કિન્નરો તથા દેવતાઓની સ્ત્રીઓ ગાવા તથા નાચવા લાગી. ૨૭૩

दोहा–श्री जानकी समेत प्रभू, शोभा अमित अपार ॥
देखि भालु कपि हर्षेउ, जय रघुपति सुखसार ॥ २७४ ॥

સીતાજી સહિત રામચંદ્રજીની અપાર શોભા જોઇને વાનરો તથા રીંછો હર્ષ પામીને 'સુખના સારરૂપ રામચંદ્રજીની જય જય' એમ બોલવા લાગ્યા.

चो०–तब रघुपति अनुशासन पाई, मातलि चले चरण शिर नाई ।
आये देव सदा स्वारथी, वचन कहहिं जनु परमारथी ॥
दीनबंधु दयालु रघुराया, देव कीन्ह देवनपर दाया ।
विश्वद्रोह रत खल अतिकामी, निज अघ गयउ कुमारगगामी ॥
तुम सर्वज्ञ ब्रह्म अविनाशी, सदा एकरस सहज उदासी ।

अकल अगुण अनवद्य अनामय, अजित अमोघ एक करुणामय ॥
मीन कमठ शूकर नरहरी, बामन परशुराम वपु धरी ।
जब जब नाथ सुरन्ह दुख पावा, नाना तनु धरि तुमहिं नशावा ॥
रावण पापमूल सुरद्रोही, काम क्रोध मद रति अति कोही ।
अधम शिरोमणि तवपद पावा, यह हमरे मन अचरज आवा ॥
हम देवता परम अधिकारी, स्वारथ रति तव भक्ति बिसारी ।
भव प्रभाव सन्तत हम परे, अब प्रभु पाहि शरण अनुसरे ॥

પછી રામચંદ્રજીની આજ્ઞા પામીને ઈંદ્રનો સારથિ માતલિ રામચંદ્રજીનાં ચરણોમાં માથું નમાવીને ચાલ્યો. સર્વદા સ્વાર્થી એવા દેવતાઓ આવીને જાણે પોતે પરમાર્થી હોય એવાં વચનો બોલ્યા કે—૧ "હે દીનબંધુ! હે દયાળુ! હે રઘુનાથજી! હે દેવાધિદેવ! તમે દેવતાઓ ઉપર મોટી દયા કરી. જગતનો દ્રોહ કરવામાં પ્રીતિવાળો, ખળ, કામી તથા કુમાર્ગી રાવણ પોતાના પાપે જ લેવાયો છે. ૨ તમે સર્વજ્ઞ, બ્રહ્મરૂપ, અવિનાશી, અખંડ, એકરસ, સહજઉદાસી, અકળ, નિર્ગુણ, નિર્દોષ, અવિદ્યારહિત, અજિત, અમોઘ શક્તિવાળા અને કરૂણામય છો. ૩ હે પ્રભુ! તમે મચ્છાવતાર, કચ્છાવતાર, વરાહાવતાર, નૃસિંહાવતાર, વામન અને પરશુરામના અવતાર ધરીને જ્યારે જ્યારે દેવતાઓ દુઃખ પામ્યા, ત્યારે ત્યારે તેમનાં દુઃખ ટાળ્યાં છે. ૪ હે કૃપાળુ! આ રાવણ પાપના મૂળરૂપ, દેવતાઓનો દ્રોહ કરનારો, કામી, લોભી, ક્રોધી અને મદાંધ હતો, તેમ છતાં તે તમારા ધામમાં ગયો એ અમારા મનમાં મોટું અચરજ લાગે છે. ૫ અમે દેવલોકો પરમ અધિકારી છીએ પણ અમારી સ્વાર્થમાં રૂચિ હોવાથી તમારી ભક્તિ વીસરી જઇને નિરંતર ભવસાગરના પ્રવાહમાં તણાયા જઇએ છીએ. માટે હે પ્રભુ! અમો શરણાગતની રક્ષા કરો.૬

दोहा—करि विनती सुर सिद्ध सब, रहे जहँ तहँ कर जोरि ॥
अतिशय प्रेम सरोज विधि, अस्तुति करत बहोरि ॥ २७५ ॥

એ પ્રમાણે વિનતિ કરીને સર્વ દેવતાઓ તથા સિદ્ધો હાથ જોડીને ઉભા રહ્યા. પછી બ્રહ્મા અત્યંત પ્રેમથી સ્તુતિ કરવા લાગ્યા. ૨૭૫

तोटकछंद—जयराम सदा सुखधाम हरे, रघुनायक शायक चापधरे ।
भववारण दारुण सिंह प्रभो, गुणसागर नागर नाथ विभो ॥ १ ॥

હે રામ! હે સર્વદા સુખના ધામરૂપ! હે રઘુનાથજી! હે ધનુષબાણ ધરનારા! હે સંસારરૂપી હાથીને નષ્ટ કરનારા સિંહરૂપ! હે ગુણોના સાગર

રૂપ ! હે ચતુરસ્વામી ! હે સર્વ વ્યાપક જય જય. ૧

छंद—तनु काम अनेक अनूप छवी, गुण गावत सिद्ध मुनींद्रकवी ।
यश पावन रावन नाग महा, खगनाथ यथा करि कोप गहा ॥२॥

હે અનેક કામદેવના જેવી અનુપ છબિવાળા ! તમારા ગુણોને સિદ્ધો, મુનિઓ તથા કવિઓ ગાય છે. હે પવિત્ર યશવાળા ! તમે કોપ કરીને રાવણ રૂપી મોટા નાગને ગરૂડજીની પેઠે પકડીને મારી નાંખ્યો છે. ૨

छंद—जनरंजन भंजन शोक भयं, गत कोह सदा प्रभु बोधमयं ।
अवतार उदार अपारगुनं, महिभार विभंजन ज्ञानघनं ॥ ३ ॥

તમે ભક્તજનને રાજી કરનારા, ભય તથા શોકનો નાશ કરનારા, ક્રોધરહિત, સર્વદા બોધમય, શક્તિમાન ! ઉદાર અવતાર ધરનારા, અપાર ગુણોવાળા, પૃથ્વીનો ભાર ઉતારનારા અને અત્યંત જ્ઞાનવાળા છો. ૩

छंद—अज व्यापकमेकमनादि सदा, करुणाकर राम नमामि मुदा ।
रघुवंश विभूषण दूषणहा, कृतभूप विभीषण दीनरहा ॥ ४ ॥

હે રામચંદ્રજી ! તમે અજન્મા, સર્વ વ્યાપક, એક, અનાદિ, સદા કરૂણા કરનારા, રઘુવંશના ભૂષણરૂપ, દોષોને નષ્ટ કરનારા અને દીનવિભિષણને રાજા બનાવનારા છો, તે તમોને હું આનંદપૂર્વક નમસ્કાર કરૂંછું. ૪

छंद—गुणज्ञान निधान अमान अजं, नित राम नमामि विभु विरजं ।
भुज दण्ड प्रचण्ड प्रताप बलं, खल वृन्द निकन्द महा कुशलं ॥५॥

હે રામચંદ્રજી ! તમે ગુણના તથા જ્ઞાનના ભંડારરૂપ, માનરહિત, અજન્મા, વિભુ, નિર્દોષ, અને પ્રચંડ ભુજાઓના બળના પ્રતાપથી ખળલોકોના સમૂહનું નિકંદન કરવામાં કુશળ છો. એવા તમોને હું નમસ્કાર કરૂંછું. ૫

छंद—विनु कारण दीनदयालु हितं, छवि धाम नमामि रमा सहितं ।
भवतारण कारण काजपरं, मन सम्भव दारुण दोषहरं ॥ ६ ॥

હે રામચંદ્રજી ! તમે વિના સ્વાર્થે દીનજનોપર દયા કરીને તેઓનું હિત કરનારા, શોભાના ભંડારરૂપ, સંસારથી તારનારા, જગતની ઉત્પત્તિના કારણરૂપ, દેહથી પર, અને મનથી ઉત્પન્ન થનારા દારૂણ દોષોનું હરણ કરનારા છો, તે લક્ષ્મીજી સહિત તમોને હું નમસ્કાર કરૂંછું. ૬

छंद—शरचाप मनोहर तुणधरं, जलजारुण लोचन भूप वरं ।
सुख मन्दिर सुन्दर श्रीरमनं, मदमार महा ममता शमनं ॥ ७ ॥

હે રામચંદ્રજી ! તમે મનોહર ધનુષબાણ તથા ભાથાને ધારણ કરનારા, કમળ સરખાં રાતાં નેત્રોવાળા, રાજાઓમાં શ્રેષ્ઠ, સુખના ધામરૂપ, શોભાયમાન, લક્ષ્મીજીના પતિ, અને મોટા મદને, કામને તથા મમતાને સમાવનારા છો. ૭

छंद–अनवद्य अखंड अगोचरगो, समरूप सदा सब होइनतो ।
इति वेद वदन्ति न दन्त कथा, रवि आतप भिन्न न भिन्न यथा ॥८॥

વળી તમે દોષરહિત, અખંડિત, ઈંદ્રિયોથી અગમ્ય, સર્વરૂપ અને સર્વરૂપ છતાં સર્વથી નિર્લેપ છો, એમ વેદો કહેછે. દંતકથા નથી, જેમ સૂર્યથી તડકો ભિન્ન પણ છે, અને અભિન્ન પણ છે, તેમ તમે સર્વ રૂપ પણ છો અને સર્વથી ભિન્ન પણ છો. ૮

छंद–कृत कृत्य विभौ सब वानरये, निरखन्त तवानन सादरये ।
धिक जीवन देव शरीर हरे, तव भक्ति विना भवभूलि परे ॥ ९ ॥

હે પ્રભુ ! આં સર્વ વાનરો કે જેઓ આપનું મુખારવિંદ પ્રીતિપૂર્વક નિરખેછે તેઓ કૃતાર્થ થયા છે. પણ દિવ્ય શરીરોવાળા દેવતાઓને ધિક્ક છે કે જેઓ તમારી ભક્તિ વિના ભૂલીને આ ભવસાગરમાં પડ્યા છે. ૯

छंद–अब दीनदयालु दया करिये, मति मोरि विभेद करी हरिये ।
जिहिते विपरीत क्रिया करिये, दुखमें सुख मान सुखी चरिये ॥१०॥

હે દીનદયાળુ ! હવે દયા કરો. અને મારી જે ભેદબુદ્ધિ છે કે જેથી કરીને વિપરીત ક્રિયા કરૂંછું, અને દુઃખને સુખ માનીને ફરૂંછું તે ભેદબુદ્ધિને હરી લ્યો. ૧૦

छंद–खल खण्डन मण्डन रम्य क्षमा, पदपंकज सेवित शम्भु उमा ।
नृप नायक दे वरदानमिदं, चरणाम्बुज प्रेमें सदा शुभदं ॥ ११ ॥

હે ખળલોકોનું ખંડન કરનારા ! હે પરમશોભાનું મંડન કરનારા ! હે શિવ પાર્વતીએ ચરણકમળોને સેવેલા ! હે રાજાધિરાજ ! મને તમારાં શુભ ચરણકમળોમાં સર્વદા પ્રેમ રહે એવું વરદાન આપો. ૧૧

दोहा–विनय कीन्ह चतुरानन, प्रेम प्रफुल्लित गात ॥
शोभा सिंधु विलोकत लोचन नाहिं अघात ॥ २७६ ॥

એ પ્રમાણે બ્રહ્માએ પ્રેમથી શરીરે પ્રફુલ્લિત થઇને રામચંદ્રજીની સ્તુતિ કરી, અને શોભાના સમુદ્રરૂપ રામચંદ્રજીને નીરખવાથી તેમનાં નેત્રો તૃપ્ત થવા ન લાગ્યાં. ૨૭૬

चौ०–तिहि अवसर दशरथ तहँ आये, तनय विलोकि नयन जल छाये ।
सहित अनुज प्रणाम प्रभु कीन्हा, आशिर्वाद पिता तब दीन्हा ॥
तात सकल तव पुण्य प्रभाऊ, जीतेउँ अजय निशाचर राऊ ।
सुनि सुत वचन प्रीति अति बाढी, नयन सलिल रोमावलि ठाढी ॥
रघुपति प्रथम प्रेम अनुमाना, चितै पितहि दीन्हेउ दृढ ज्ञाना ।
ताते उमा मोक्ष नहिं पावा, दशरथ भेद भक्ति मन लावा ॥
सगुण उपासक मोक्ष न लेहीं, तिन्हकहँ राम भक्ति निज देहीं ।
बार बार करि प्रभुहि प्रणामा, दशरथ हर्षि गये निजधामा ॥

તે સમયે ત્યાં દશરથ રાજા આવ્યા. પોતાના પુત્રોને જોઇને તેમનાં નેત્રો આંસુથી છાઇ ગયાં. લક્ષ્મણજી સહિત રામચંદ્રજી તેમને પ્રણામ કરતાં તેમણે આશિર્વાદ દીધા. ૧ રામચંદ્રજી બોલ્યા કે—પિતાજી ! તમારા પુણ્યના પ્રભાવથી નહી જીતી શકાય એવા રાવણને જીત્યો છે.” પુત્રનાં એવાં વચન સાંભળીને દશરથ રાજાને પ્રીતિ ઘણી વૃદ્ધિ પામી, નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં અને રોમાંચિત થઇ ગયા. ૨ રામચંદ્રજીએ દશરથ રાજાના પ્રથમના પ્રેમનું અનુમાન કરી કૃપાદૃષ્ટિથી જોઇને તેમને દૃઢ જ્ઞાન આપ્યું. હે પાર્વતી ! દશરથ રાજાના મનમાં ભેદભક્તિ ( સગુણ ઉપાસના ) હતી તેથી તેમનો મોક્ષ થયો ન્હોતો. ૩ જે સગુણ ઉપાસનાવાળા છે તે મોક્ષને ઇચ્છતા નથી, તેથી તેઓને રામચંદ્રજી પોતાની ભક્તિ આપેછે (એ ભક્તિથી પછી તે મોક્ષ પામેછે). પછી દશરથ રાજા રામચંદ્રજીને વારંવાર પ્રણામ કરીને હર્ષ પામીને પોતાના ધામમાં ગયા. ૪

दोहा–अनुज जानकी सहित प्रभु, कुशल कोशलाधीश ॥
छबि विलोकि मन हर्षि अति, अस्तुति करैं सुर ईश ॥ २७७ ॥

લક્ષ્મણજી તથા સીતાજી સહિત રામચંદ્રજીની કુશળ છબિને જોઇ મનમાં અત્યંત હર્ષ પામીને દેવતાઓનો રાજા ઇંદ્ર સ્તુતિ કરવા લાગ્યો. ૨૭૭

तोमर छंद–जय राम शोभा धाम, दायक प्रणत विश्राम ।
धृत तुण वर शर चाप, भुजदण्ड प्रबल प्रताप ॥ १ ॥

હે રામચંદ્રજી ! હે શોભાના ધામરૂપ ! હે શરણાગતને વિશ્રામ આપનારા ! હે ધનુષબાણ તથા ભાથાને ધારણ કરનારા ! હે ભુજદંડોના પ્રબળ પ્રતાપવાળા ! જય જય. ૧

छंद–जय दूषणारि खरारि, मर्दन निशाचर धारि ।
यह दुष्ट मारेउ नाथ, भये देव सकल सनाथ ॥ २ ॥

હે ખરદૂષણના શત્રુ ! હે રાક્ષસોના સમૂહનું મર્દન કરનારા ! જય જય. હે નાથ ! તમે આ દુષ્ટ રાવણને માર્યો તેથી સઘળા દેવતાઓ સનાથ થયા છે. ૨

छंद–जय हरण धरणी भार, महिमा उदार अपार ।
जय रावणारि कृपाल, किये यातुधान बिहाल ॥ ३ ॥

હે પૃથ્વીનો ભાર ઉતારનારા ! હે અપાર ઉદાર મહિમાવાળા ! જય જય. હે રાવણના શત્રુ ! હે કૃપાળુ ! તમે રાક્ષસોને બેહાલ કરી નાંખ્યા છે.૩

छंद–लंकेश अति बल गर्व, किये वश्य सुर गन्धर्व ।
मुनि सिद्ध नर खग नाग, हठि पन्थ सबके लाग ॥ ४ ॥

બળના અત્યંત ગર્વવાળા રાવણે સર્વ દેવતાઓ તથા ગાંધર્વોને વશ્ય કર્યા હતા, અને હઠપૂર્વક મુનિઓ, મનુષ્યો, પક્ષીઓ તથા નાગલોકોની પાછળ લાગ્યો હતો. ૪

छंद–पर द्रोह रत अति दुष्ट, पायो सो फल पापिष्ट ।
अब सुनहु दीनदयाल, राजीव नयन विशाल ॥ ५ ॥

અને એ દુષ્ટ પરદ્રોહમાં ઘણો રાજી હતો, તે પાપી પોતાનાં કર્મોનું ફળ પામ્યો છે. હે દીનદયાળ ! હે કમળ સરખાં વિશાળ નેત્રોવાળા ! હવે સાંભળો.૫

छंद–मोहिं रहा अति अभिमान, नहि कोउ मोहिं समान ।
अब देखि प्रभु पदकंज, गत मानमद दुःख पुंज ॥ ६ ॥

મને દુઃખ ઉપજાવનારો એવો મોટો અહંકાર હતો કે ' મારી બરોબર કોઇ છેજ નહી ' તે અહંકાર તમારાં ચરણકમળોનાં દર્શનથી ટળી ગયો છે.૬

छंद–कोउ ब्रह्म निर्गुण ध्याव, अव्यक्त जिहि श्रुतिगाव ।
मोहिं भाव कोशल भूप, श्रीराम सगुण स्वरूप ॥ ७ ॥

કેટલાક લોકો તમને નિર્ગુણબ્રહ્મ માનીને તમારૂં ધ્યાન કરેછે અને શ્રુતિઓ પણ તમને અવ્યક્ત કહેછે; પરંતુ મને તો કોશળાધિપતિ શ્રી રામનું સગુણ સ્વરૂપ પ્રિય લાગેછે. ૭

छंद–वैदेहिं अनुज समेत, मम हृदय करहु निकेत ।
मोहिं जानिये निजदास, देभक्ति रमानिवास ॥ ८

માટે લક્ષ્મણજી તથા સીતાજી સહિત તમે મારા હૃદયમાં નિવાસ કરો. હે લક્ષ્મીપતિ ! મને પોતાનો દાસ જાણીને તમારી ભક્તિ આપો. ૮

छंद—दे भक्ति रमा निवास त्रास हरण शरण सुख दायकं ।
सुख धाम राम नमामि काम अनेक छवि रघुनायकं ॥
सुर वृन्द रंजन द्वन्द्व भंजन मनुज तनु अतुलित बलं ।
ब्रह्मादि शंकर सेव्यराम नमामि करुणा कोमलं ॥ ७१ ॥

હે લક્ષ્મીપતિ ! મને તમારી ભક્તિ આપો. હે ત્રાસને હરનારા ! હે શરણાગતને સુખ દેનારા ! હે સુખધામ ! હે અનેક કામદેવના જેવી કાન્તિવાળા રઘુનાથજી ! હું તમને નમસ્કાર કરૂં છું. હે દેવતાઓના સમૂહને રાજી કરનારા ! હે દ્વંદ્વદુઃખને ભાંગનારા ! હે મનુષ્યાવતાર ધરનારા ! હે અતુલિત બળવાળા ! હે બ્રહ્મા તથા શંકરના સેવેલા ! હે કરૂણાળુ ! હે કોમળ રામચંદ્રજી ! હું આપને નમસ્કાર કરૂં છું. ૭૧

दोहा—अब करि कृपा विलोकि मोहिं, आयसु देहु कृपाल ॥
काह करौं सुनि प्रिय वचन, बोले दीनदयाल ॥ २७८ ॥

હે કૃપાળુ ! હવે કૃપાદૃષ્ટિથી મારી સામું જોઇ કૃપા કરીને મને આજ્ઞા આપો કે હું શું કરૂં ? એ પ્રમાણે ઇંદ્રનાં પ્રિયવચનો સાંભળીને દયાળુ રામચંદ્રજી બોલ્યા કે—૨૭૮

चो०—सुनु सुरपति कपि भालु हमारे, परे भूमि निशिचरके मारे ।
ममहित लागि तजे इन प्राना, सकल जिआउ सुरेश सुजाना ॥
सुनु खगेश प्रभुकी यह बानी, अति अगाध जानहिं मुनिज्ञानी ।
प्रभुचह त्रिभुवन मारि जिवाई, केवल शक्रहि दीन्हि बड़ाई ॥
सुधावर्षि कपि भालु जिआये, हर्षि उठे सब प्रभु पहँ आये ।
सुधा वृष्टि भइ दुहुँ दल ऊपर, जिये भालु कपि नहिं रजनीचर ॥
रामाकार भये तिन्हके मन, गये ब्रह्मपद तजि शरीर रन ॥
सुर अंशिक सब कपि अरु ऋच्छा, जिये सकल रघुपतिकी इच्छा ॥
राम सरिस को दान हितकारी, कीन्हे मुक्त निशाचर झारी ।
खल मल धामकामरत रावण, गति पाई जो मुनिवर पावन ॥

હે ઇંદ્ર ! સાંભળો. હે દેવતાઓના સુજાણ સ્વામી ! આ રાક્ષસોએ મારી નાંખેલા મારા વાનરો તથા રીંછો ધરતીપર પડયા છે, તેઓએ મારા હિતને

વાસ્તે પ્રાણ તજ્યા છે માટે તેઓ સર્વને જીવતા કરો." ૧ હે ગરૂડજી! રામચંદ્રજીની એ અત્યંત અગાધ વાણીને તો જ્ઞાની મુનિઓજ જાણેછે. પ્રભુ પોતે ત્રૈલોકયને મારી તથા જીવાડી શકે એવા છે; તોપણ તેમણે ઇંદ્રને કેવળ મોટાઇ આપવાનેજ એવી આજ્ઞા કરી. ૨ પછી ઇંદ્રે અમૃતની વૃષ્ટિ કરીને સર્વ વાનરોને તથા રીંછોને જીવતા કર્યા તેથી તેઓ હર્ષ પામી ઉઠીને રામચંદ્રજીની પાસે આવ્યા. રાક્ષસોની તથા વાનરોની બન્ને સેનાઓ ઉપર અમૃતની વૃષ્ટિ થઇ પણ તેથી વાનરો તથા રીંછો જીવતા થયા અને રાક્ષસો ન થયા. ૩ રાક્ષસોનાં મન તો રામાકાર થઈ જવાથી યુદ્ધમાં તેઓના દેહ પડતાંજ તેઓ પરમપદ પામ્યા હતા. સઘળા વાનરો તથા રીંછો દેવાંશી હોવાથી રામચંદ્રજીની ઈચ્છાથી જીવતા થયા. ૪ ખળનું પણ હિત કરનારા અને રાક્ષસોને પણ મુક્તિ આપનારા રામચંદ્રજી સમાન બીજો કોણ છે? ખળતા તથા મલિનતા ધામરૂપ અને કામી રાવણ, જે ગતિને મુનીશ્વરો ઇચ્છેછે તે ગતિ પામ્યો. ૫

दोहा—सुमन बर्षि सब सुर चले, चढि चढि रुचिर बिमान ॥
देखि सु अवसर राम पहँ, आये शम्भु सुजान ॥ २७९ ॥

સર્વ દેવતાઓ પુષ્પવૃષ્ટિ કરીને સુંદર વિમાનોમાં બેશી પોતપોતાના ધામમાં ગયા, તે સમયે સારો અવસર જોઇને સુજાણ સદાશિવ ત્યાં આવ્યા.

दोहा—परम प्रीति करजोरि युग, नयन नलिन भरि बारि ॥
पुलकित तनु गद गद गिरा, विनय करत त्रिपुरारि ॥ २८० ॥

તે પરમપ્રેમથી બન્ને હાથ જોડી, નેત્રકમળમાં આંસુ ભરી, શરીરે રોમાંચિત થઈ ગદ્‌ગદ્ વાણીથી વિનતિ કરવા લાગ્યા. ૨૮૦

सो०—मामभिरक्षय रघुकुल नायक, घृतवर चाप रुचिर कर सायक ।
मोह महा घन पटल प्रभंजन, संशय विपिन अनलसुर रंजन ॥
अगुण सगुण गुण मंदिर सुंदर, भ्रम तम प्रबल प्रताप दिवाकर ।
काम क्रोध मद गज पंचानन, बसहु निरन्तर जन मन कानन ॥
विषय मनोरथ पुंज कंजवन, प्रबल तुषार उदार पार मन ।
भव बारिधि मन्दर परमन्दर, वारय तारय संसृति दुस्तर ॥
श्यामगात राजीव विलोचन, दीनबन्धु प्रणतारत मोचन ।
अनुज जानकी सहित निरन्तर, बसहु राम नृप मम उर अन्तर ॥
मुनि रंजन महि मण्डल मण्डन, तुलसिदास प्रभु त्रास विखण्डन ।

હે રઘુકુળ શિરોમણિ ! હે સુંદર હાથમાં ઉત્તમ ધનુષબાણને ધારણ કરનારા ! હે મોહરૂપી મોટા મેઘમંડળને તોડી નાંખનારા પવનરૂપ ! હે સંશયોરૂપી વનને બાળી નાંખનાર અગ્નિરૂપ ! હે ભક્તજનોને રાજી કરનારા ! મારૂં રક્ષણ કરો. ૧ હે નિર્ગુણ ! હે સગુણ ! હે ગુણોના ધામરૂપ ! હે સુંદર ! હે ભ્રમરૂપી અંધકારને નષ્ટ કરનાર પ્રબળ પ્રતાપવાળા સૂર્યરૂપ ! હે કામ ક્રોધ તથા મદરૂપી હાથીને નષ્ટ કરનાર સિંહરૂપ ! તમે ભક્તજનોનાં મનરૂપી વનમાં નિરંતર નિવાસ કરો. ૨ હે વિષયોરૂપી મનોરથોના સમૂહરૂપી કમળ વનને બાળી નાંખનાર પ્રબળ હિમરૂપ ! હે ઉદાર ! હે મનથી પર ! હે ભવસાગરનું મથન કરનાર મંદરાચળરૂપ ! હે અક્ષર ધામરૂપ ! આ દુસ્તર સંસારથી તારીને મારી રક્ષા કરો. ૩ હે શ્યામ શરીરવાળા ! હે કમળ સરખાં નેત્રોવાળા ! હે દીનબંધુ ! હે શરણાગતનાં દુઃખો ટાળનારા ! હે મુનિજનોને રાજી કરનારા ! પૃથ્વીના મંડળનું મંડન કરનારા ! હે દાસજનોના ત્રાસનું ખંડન કરનારા પ્રભુ ! તમે સીતાજી તથા લક્ષ્મણજી સહિત રાજા રામચંદ્રજીરૂપે મારા હૃદયમાં નિરંતર નિવાસ કરો.

दोहा—नाथ जबहिं कोशलपुरी, होइहि तिलक तुम्हार ॥
तब आउ बहम सुनहु प्रभु, देखन चरित उदार ॥ २८१ ॥

હે નાથ ! હે પ્રભુ ! સાંભળો. જ્યારે અયોધ્યામાં તમોને રાજ્યાભિષેક થશે ત્યારે તમારાં ઉદાર ચરિત્ર જોવાને હું ત્યાં આવીશ." ૨૮૧

चो०—करि विनती जब शम्भु सिधाये, तब प्रभू निकट विभीषण आये ।
नाइ चरण शिर कह मृदुवाणी, विनय सुनिय मम शारँगपाणी ॥
सकुल सदल प्रभू रावण मारा, पावन यश त्रिभूवन विस्तारा ।
दीन मलीन हीन मति जाती, मोपर कृपा कीन्ह बहु भाँती ॥
अब जन गृह पुनीत प्रभु कीजे, मज्जन करिय सकल श्रम छीजै ।
देश कोश मन्दिर सम्पदा, देहु कृपालु कपिन कहँ मुदा ॥
सब विधि नाथ मोहिं अपनाइय, पुनि मोहिं सहित अवधपुर जाइय ।
सुनत वचन मृदु दीनदयाला, सजल भये हरि नयन विशाला ॥

એ પ્રમાણે સ્તુતિ કરીને સદાશિવ ગયા ત્યારે રામચંદ્રજીની પાસે વિભીષણે આવીને ચરણોમાં માથું નમાવીને કોમળવાણીથી કહ્યું કે—" હે સારંગપાણી ! મારી વિનતી સાંભળો. ૧ હે પ્રભુ ! તમે કુળ તથા સેના સહિત રાવણને મારીને ત્રૈલોક્યમાં પવિત્ર યશ પ્રવર્તાવ્યો છે, અને હું દીન, મલિન,

બુદ્ધિહીન અને અધમજાતિ હોવા છતાં તમે મારાપર ઘણી ઘણી રીતે કૃપા કરી છે. ૨ હે પ્રભુ! હવે આપના સેવકનું ઘર પવિત્ર કરો અને સ્નાન કરીને યુદ્ધનો પરિશ્રમ મટાડો. હે કૃપાળુ! દેશ, ભંડાર, મેહેલો વગેરે સઘળી સંપત્તિ વાનરો તથા રીંછોને આનંદ પૂર્વક આપી દો. ૩ હે નાથ! મને સર્વ પ્રકારે પોતાનો કરી લઇ સાથે લઇને અયોધ્યામાં પધારો." દીનદયાળુ રામચંદ્રજી વિભીષણનાં એવાં કોમળ વચનો સાંભળીને બન્ને વિશાળ નેત્રોમાં આંસુ ભરીને બોલ્યા કે–૪.

दोहा–तोरकोश गृह मोर सब, सत्य वचन सुनु तात।
दशा भरतकी सुमिरि मोहिं, पलक कल्प सम जात ॥ २८२ ॥

"હે તાત! તમારા ખજાના તથા ઘરો વિગેરે સર્વ મારૂંજ છે, પરંતુ મારી વાત સાંભળો. ભરતજીની દશાનું સ્મરણ હોવાથી મારી એક એક પળ તે કલ્પ સમાન વીતે છે.

दोहा–तापस वेप शरीर कृश, जपैं निरन्तर मोहिं।
देखों वेगि सो यत्न करि, सखा निहोरों तोहिं ॥ २८३ ॥

ભરતજી તપસ્વી વેષે અને કૃશ્ય શરીરે નિરંતર મને જપ્યા કરે છે. માટે હે મિત્ર! હવે તેમને હું જલદી દેખું એવો યત્ન કરો. એટલા માટે હું તમને વિનંતિ કરૂંછું.

दोहा–जो जैहों बीते अवधि, जियत न पाऊं वीर।
प्रीति भरतकी समुझि प्रभु, पुनि पुनि पुलक शरीर ॥ २८४ ॥

જો ચૌદ વર્ષની મુદત વીતી જશે તો પછી ભરતજીને જીવતા નહી જોઇ શકું." એ પ્રમાણે ભરતજીની પ્રીતિ યાદ કરીને રામચંદ્રજી વારંવાર શરીરે પુલકાયમાન થવા લાગ્યા. ૨૮૪

दोहा–करहु कल्प भरि राज्य तुम, मोहिं सुमरयहु मनमाँहिं।
पुनि मम धाम सिधारयउ, जहाँ संतसब जाहिं ॥ २८५ ॥

વળી પ્રભુ બોલ્યા કે–"તમે મનમાં મારૂં સ્મરણ કરીને કલ્પપર્યત લંકાનું રાજ્ય ભોગવો. પછી મારૂં ધામ કે જ્યાં સર્વ સંતજનો જાય છે તેમાં તમે પધારજો." ૨૮૫

चौ०–सुनत विभीषण वचन रामके, हर्षि गहे पद कृपाधामके।
वानर भालु सकल हर्षाने, प्रभुपद गहि गुणविमल बखाने ॥

बहुरि विभीषण भवन सिधाये, मणिगण बसन विमान भराये ।
लै पुष्पक प्रभु आगे राखा, हँसिकै कृपासिन्धु अस भाषा ॥
चढिविमान सुन सखा विभीषण, गगन जाइ वर्षहु पट भूषण ।
नभ पर जाइ विभीषण तबहीं, बर्षि दिये पट भूषण सबहीं ॥
जो जेहि मन भावै सो लेहीं, मणिमुखमेलि डारि कपि देहीं ।
हँसत राम सिय अनुजसमेता, परम कौतुकी कृपानिकेता ॥

કૃપાના ધામરૂપ રામચંદ્રજીનાં વચનો સાંભળીને વિભીષણે હરખીને ચરણો પકડયાં. અને સઘળા વાનરો તથા રીંછો પણ હર્ષ પામીને રામચંદ્રજીના પગ પકડીને તેમના નિર્મળ ગુણોનાં વખાણ કરવા લાગ્યા. ૧ પછી વિભીષણ પોતાને ઘેર જઇ અપાર મણિઓ તથા વસ્ત્રો પુષ્પક વિમાનમાં ભરીને લઇ આવ્યો, અને તે રામચંદ્રજીની આગળ મૂકયાં. ત્યારે કૃપાસિંધુ રામચંદ્રજી હસીને બોલ્યા કે—૨. હે મિત્ર ! વિભીષણ ! તમે વિમાનમાં બેશી આકાશમાં જઇને આ વસ્ત્રો તથા આભૂષણોની વૃષ્ટિ કરો. " એ સાંભળી વિભીષણે આકાશમાં જઇને સર્વ વસ્ત્રાભૂષણોની વૃષ્ટિ કરી. ૩ તેમાંથી જેને જે ગમે તે લેવા લાગ્યા. વાનરો મણિઓને મોંમાં ઘાલીને પાછા કાઢી નાંખવા મંડયા, એ જોઇ પરમ કૌતુકી અને કૃપાના ધામરૂપ રામચંદ્રજી લક્ષ્મણજી તથા સીતાજી સહિત હસવા લાગ્યા. ૪

दोहा—ध्यान न पावहिं जासुमुनि, नेति नेति कह वेद ।
कृपासिन्धु सोइ कपिनसों, करत अनेक विनोद ॥ २८६ ॥

જે મુનિઓના ધ્યાનમાં પણ આવી શકતા નથી, અને જેને વેદો ' નેતિ, નેતિ ' કહીને ગાય છે, તે કૃપાસિંધુ રામચંદ્રજી પોતે વાનરોની સાથે અનેક વિનોદ કરવા લાગ્યા. ૨૮૬

दोहा—उमा योग जप दान तप, नाना व्रत मख नेम ।
रामकृपा नहिं करहिंतस, जस निःकेवल प्रेम ॥ २८७ ॥

હે પાર્વતી ! રામચંદ્રજી કેવળ પ્રેમથી જેવી કૃપા કરે છે તેવી કૃપા યોગ, જપ, દાન, તપ, અનેક પ્રકારનાં વ્રત, યજ્ઞ અને નિયમોથી પણ કરતા નથી. ૨૮૭

चो०—भालु कपिन पट भूषण पाये, पहिरि पहिरि रघुपति पहँ आये ।
नाना जिनिसि देखि प्रभु कीशा, पुनि पुनि हँसत कोशलधीशा ॥

चितै सबनि पर कीन्ही दाया, बोले मधुर वचन रघुराया।
तुम्हरे बल मैं रावण मारा, तिलक बिभीषण कहँ पुनि सारा॥
निज निजगृह अब तुम सब जाहू, सुमिरहु मोहिं डरहु जनि काहू।
वचन सुनत प्रेमाकुल वानर, जोरि पाणि बोले सब सादर॥
प्रभु जो कहहु तुमहिं सबसोहा, हमरे हिय उपजै सुनि मोहा।
दीन जानि कपि किये सनाथा, तुम त्रैलोक्य ईश रघुनाथा॥
सुनि प्रभु वचन लाज हम मरहीं, मशक कबहुँ खगपति हित करहीं।
देखि राम रुख वानर ऋच्छा, प्रेम मगन नहिं गृहकी इच्छा॥

વાનરો તથા રીંછો વસ્ત્રાભૂષણો પામીને પેહેરીને રામચંદ્રજીની પાસે આવ્યા. તે વિચિત્ર જણસો તથા વાનરોને જોઇને રામચંદ્રજી વારંવાર હસવા લાગ્યા. ૧ પછી રામચંદ્રજી સર્વનીપર દયાદૃષ્ટિથી જોઇને મધુર વચનોથી બોલ્યા કે—“તમારા બળથીજ મેં રાવણને માર્યો છે, અને વિભીષણને રાજ્ય તિલક કર્યું છે. ૨ હવે તમો સર્વે પોત પોતાને ઘેર જાઓ, અને મારૂં સ્મરણ કરજો, કોઇનાથી ડરશો નહી.” રામચંદ્રજીનાં એવાં વચનો સાંભળીને પ્રેમથી વ્યાકુળ થયેલા સર્વ વાનરો હાથ જોડીને બોલ્યા કે-૩ “હે પ્રભુ! તમે જે કહોછો તે સઘળું તમને શોભે છે, પણ તમારાં વચનો સાંભળીને અમોને મોહ ઉત્પન્ન થાય છે. હે રઘુનાથજી! તમે ત્રૈલોકયના ઈશ્વર છો, તે તમોએ અમને દીન જાણીને સનાથ કર્યા છે. ૪ હે પ્રભુ! તમારાં વચનો સાંભળીને અમે લાજી મરીએ છીએ. શું કોઈ પણ સમયે મચ્છરો ગરૂડજીનું હિત કરી શકે?” રામચંદ્રજીએ પ્રેમમાં મગ્ન થઇ ગયેલા વાનરોની ઘેર જવાની મરજી દેખી નહી. ૫

दोहा—प्रभु प्रेरित कपि भालु सब, रामरूप उरराखि।
हर्ष विषाद समेत तब, चले विनय बहु भाषि॥ २८८॥

પરંતુ રામચંદ્રજીની પ્રેરણાથી સર્વ વાનરો તથા રીંછો રામચંદ્રજીના રૂપને હૃદયમાં રાખી બહુ બહુ રીતે વિનંતિ કરીને હર્ષ તથા ખેદયુક્ત થઇ ઘેર જવાને ચાલ્યા. ૨૮૮

दोहा—जाम्बवन्त कपिराज नल, अंगदादि हनुमान।
सहित बिभीषण अपरजे, यूथप अति बलवान॥ २८९॥

જાંબવાન, સુગ્રીવ, નળ, અંગદ, હનુમાનજી વગેરે વાનરો અને વિભીષણ તથા બીજા પણ કેટલાક બળવાન યુથપતિઓ, ૨૮૯

दोहा–कहि न सकहिं कछु प्रेमवश, भरि भरि लोचन वारि ।
सन्मुख चितवहि राम तन, नयन निमेष निवारि ॥ २९० ॥

એઓ સર્વ પ્રેમ વશ્ય થઈ જવાથી કાંઇ પણ કહી શકતા નહતા, અને નેત્રોમાં આંસુએ ભરીને તથા નિમેષોને વિસારી દઇને રામચંદ્રજીની સન્મુખ ઉભા રહીને જોવા લાગ્યા.

चो०–अतिशय प्रीति देखि रघुराई, लीन्हे सकल विमान चढाई ।
मन महँ विप्र चरण शिर नावा, उत्तर दिशहि विमान चलावा ॥
चलत विमान कोलाहल होई, जय रघुवीर कहै सब कोई ।
सिंहासन अतिउच्च मनोहर, सिय समेत बैठे प्रभु तापर ॥
राजत राम सहित भामिनी, मेरु शृङ्ग जनु घनदामिनी ।
रुचिर विमान चला अति आतुर, कीन्ही सुमन वृष्टि हर्षे सुर ॥
परमसुखद चलि त्रिविध बयारी, सागर सुरसरि निर्मल वारी ।
शकुन होहिं सुन्दर चहुँपासा, मन प्रसन्न निर्मल आकाशा ॥
कहँ रघुवीर देख रण सीता, लक्ष्मण हसो इहाँ इंद्रजीता ।
अंगद हनूमानके मारे, रणमहँ परे निशाचर भारे ॥
कुम्भकर्ण रावण दोउ भाई, इहाँ हतेउ सुर मुनि दुखदाई ।

રામચંદ્રજીએ તેઓની અતિશય પ્રીતિ જોઇને સર્વને વિમાનમાં ચઢાવી લીધા, પછી મનથી બ્રાહ્મણોનાં ચરણોમા માથું નમાવીને ઉત્તર દિશા તરફ પુષ્પક વિમાન ચલાવ્યું. ૧ વિમાન ચાલતી વખતે "જય રઘુવીર" એવી રીતે સર્વ બોલવા લાગતાં ઘણો કોળાહળ થવા લાગ્યો. વિમાન વચ્ચે એક ઊંચું અને મનોહર સિંહાસન હતું તે ઉપર સીતાજી સહિત રામચંદ્રજી બેઠા હતા. ૨ તે જેમ મેરૂ પર્વતના શિખર ઉપર વીજળી સહિત મેઘ શોભે તેમ સીતાજી સહિત રામચંદ્રજી શોભતા હતા. એ સુંદર વિમાન ઘણી ઝડપથી ચાલ્યું તે સમયે દેવતાઓએ રાજી થઇને પુષ્પવૃષ્ટિ કરી. ૩ પરમ સુખકારી શીતળ મંદ તથા સુગંધી પવન વાવા લાગ્યો, સમુદ્ર તથા ગંગાજીનાં પાણી નિર્મળ થઇ ગયાં, ચારે તરફ સુંદર શુકનો થવા લાગ્યા, સર્વનાં મન પ્રસન્ન થઇ ગયાં, અને આકાશ તથા દિશાઓ નિર્મળ થઈ ગઈ. ૪ રામચંદ્રજી બોલ્યા કે– "હે સીતા ! આ રણક્ષેત્ર જુઓ. અહીં લક્ષ્મણજીએ ઇંદ્રજીતને માર્યો હતો. આ સ્થળે અંગદ તથા હનુમાનજીના મારેલા ભારે રાક્ષસો પડયા છે અને દેવતાઓ તથા મુનિઓને દુઃખ દેનારા રાવણ તથા કુંભકર્ણ એ બે ભાઇઓને મેં અહીં માર્યા છે.

दोहा–सुन्दरि सेतु देखु यह, थापेउँ शिव सुखधाम।
सीता सहित कृपायतन, शम्भुहि कीन्ह प्रणाम ॥ २९१ ॥

આ સ્થળે સેતુ (પૂલ) બાંધ્યો છે, અને સુખના ધામરૂપ સદાશિવનું સ્થાપન કર્યું છે." પછી સીતાજી તથા લક્ષ્મણજી સહિત રામચંદ્રજીએ સદાશિવને પ્રણામ કર્યા. ૨૯૧

दोहा–जहँ जहँ कृपासिन्धु वन, कीन्ह वास विश्राम।
सकल देखाये जानकिहि, कहि कहि सबके नाम ॥ २९२ ॥

એ રીતે જ્યાં જ્યાં કૃપાસિંધુ રામચંદ્રજીએ વનમાં નિવાસ કે વિશ્રામ કર્યો હતો, તે સર્વનાં નામો કહી કહીને સર્વ સ્થળો સીતાજીને બતાવ્યાં.

चो०–सपदि विमान तहाँ चलि आवा, दण्डकवन जहँ परम सुहावा।
कुम्भजादि मुनिनायक नाना, गये राम सबके अस्थाना ॥
सकल मुनिन सों पाइ अशीशा, आये चित्रकूट जगदीशा।
तहँ करि ऋषिन केर सन्तोषा, चला विमान तहाँते चोखा ॥
बहुरि राम जानकी दिखाई, यमुना कलिमल हरणि सुहाई।
पुनि देखी सुरसरी पुनीता, राम कहा प्रणाम करु सीता ॥
तीरथपति पुनि दीख प्रयागा, देखत जाहि पाप सब भागा।
देखि राम पावन पुनि बेनी, हरण शोक सुरलोक निशेनी ॥
देखी अवधपुरी अति पावनि, त्रिविधताप भव दाप नशावनि।

પુષ્પક વિમાન તુરત પરમ શોભાયમાન દંડકારણ્યમાં ચાલી આવતાં ત્યાં રહેલા અગસ્ત્યાદિ અનેક મુનીશ્વરોના સુંદર આશ્રમોમાં રામચંદ્રજી ગયા. ૧ એ દંડકારણ્યમાં રહેલા સર્વ મુનિઓની આશિષ પામીને રામચંદ્રજી ચિત્રકુટપર આવી પોહોચ્યા. ત્યાં રહેલા સર્વ ઋષિઓને સંતુષ્ટ કરીને વિમાનને જલદીથી ચલાવ્યું. ૨ પછી રામચંદ્રજીએ સીતાજીને કળિયુગનાં પાપોને નષ્ટ કરનારા સુંદર યમુનાજી બતાવ્યાં. તે પછી પવિત્ર ગંગાજીને જોઇને રામચંદ્રજીએ કહ્યું કે–" હે સીતા ! આ ગંગાજી આવ્યાં, પ્રણામ કરો." ૩ તે પછી જેનાં દર્શનથી કરોડો જન્મનાં પાપ નષ્ટ થઈ જાય એવું તિર્થરાજ પ્રયાગ ક્ષેત્ર આવ્યું. ત્યાં શોકનું હરણ કરનારી અને સ્વર્ગની નીસરણીરૂપ પવિત્ર ત્રિવેણીનાં દર્શન કર્યાં. ૪ ત્યાં આગળથી ત્રિવિધિ તાપને તથા જન્મ મરણાદિ દુઃખોને નષ્ટ કરનારી પરમ પવિત્ર અયોધ્યાપુરી જોવામાં આવી.

दोहा–तब रघुनन्दन सिय सहित, अवधहि कीन प्रणाम।
मजल विलोचन पुलकतनु, पुनि पुनि हर्षित राम ॥ २९३ ॥

તે સમયે સીતાજી સહિત રામચંદ્રજીએ અયોધ્યાપુરીને પ્રણામ કર્યા. અયોધ્યાનાં દર્શનથી રામચંદ્રજી વારંવાર હર્ષ પામવા લાગ્યા; અને નેત્રો સજળ તથા શરીર રોમાંચિત થઇ ગયું. ૨૯૩

दोहा–बहुरि त्रिवेणी आय प्रभु, हर्षित मज्जन कीन्ह।
कपिन सहित महि सुरन्ह कहँ, दान विवध विधि दीन्ह ॥ २९४ ॥

પછી રામચંદ્રજીએ હર્ષ પામીને ત્રિવેણીમાં સ્નાન કર્યું અને સર્વ વાનરો તથા રીંછો સહિત અનેક બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન આપ્યાં. ૨૯૪

सो०–प्रभु हनुमन्तहि कहा बुझाई, धरि द्विज रूप अवधपुर जाई।
भरतहि कुशल हमारि सुनावहु, समाचार लै पुनि चलि आवहु ॥
तुरत पवनसुत गवनत भयऊ, तब प्रभु भरद्वाज पहँ गयऊ।
नानाविधि पूजा मुनि कीन्ही, अस्तुति करि पुनि आशिष दीन्ही ॥
मुनिपद वन्दि युगल कर जोरी, चढि विमान प्रभु चले बहोरी।
इहाँ निषाद सुना प्रभु आये, नाव नाव करि लोग बुलाये ॥
सुरसरि लाँघि यान जब आवा, उतरा तहँ प्रभु आयसु पावा।
तब सीता पूजी सुरसरी, बहु प्रकार करि चरणन परी ॥
दीन्ह अशीष मुदित मन गंगा, सुंदरि तव अहिवात अभंगा।
सुनतहि गुह धावा प्रेमाकुल, आवा निकट परम सुख संकुल ॥
प्रभुहि विलोकि सहित वैदेही, परेउ अवनि तनु सुधि नहिं तेही।
परम प्रीति विलोकी रघुराई, हर्षि उठाय लीन्ह उरलाई ॥

પછી રામચંદ્રજીએ હનુમાનજીને સમજાવીને કહ્યું કે–"તમે બ્રાહ્મણનું રૂપ ધરીને અયોધ્યામાં જાઓ અને ભરતજીને અમારી કુશળતા કહી સંભળાવીને તથા તેમના કુશળ સમાચાર લઇને પાછા આવો." ૧ એ સાંભળીને હનુમાનજી તુરત રવાના થયા. પછી રામચંદ્રજી ભરદ્વાજ મુનિ પાસે ગયા મુનિએ તેમની અનેક પ્રકારે પૂજા તથા સ્તુતિ કરીને આશિષ દીધી. ૨ બન્ને હાથ જોડી ભરદ્વાજ મુનિનાં ચરણોમાં પ્રણામ કરીને પછી રામચંદ્રજી વિમાનમાં ચઢીને ચાલ્યા. ત્યાં ગુહ રાજાએ રામચંદ્રજી પધાર્યાની ખબર જાણીને "નાવ લાવો, નાવ લાવો" એમ કહી પોતાના સેવકોને બોલાવ્યા. ૩ વિમાન ગંગાજીને ઓળંગીને સામે કાંઠે આવ્યું, એટલે રામચંદ્રજીની આજ્ઞાથી ત્યાં

હેઠે ઉતર્યું. તે સમયે સીતાજીએ બહુ બહુ પ્રકારે ગંગાજીનું પૂજન કરીને પ્રણામ કર્યા. ૪ ગંગાજીએ આનંદિત મનથી સીતાજીને આશિષ દીધી કે–“ હે સુંદરી ! તમારૂં સૌભાગ્ય અખંડ રહો. ” રામચંદ્રજી ઉતર્યાની ખબર જાણતાંજ પ્રેમાકુળ થયેલો તથા પરમ સુખથી ભરપૂર થયેલો ગુહરાજા ત્યાં દોડી આવ્યો. ૫ ગુહરાજા સીતાજી સહિત રામચંદ્રજીને જોઇને પ્રણામ કરતો ધરતીપર પડયો, તેને શરીરનું ભાન પણ રહ્યું નહી. તેનો અત્યંત પ્રેમ જોઇને રામચંદ્રજીએ આનંદથી ઉઠાડીને છાતીએ લગાવ્યો. ૬

छंद–लिये हृदय लाइ कृपानिधान सुजान राम रमापती ।
बैठारि परम समीप बूझी कुशल सो करि बीनती ॥
अब कुशल पदपंकज विलोकि विरंचि शंकर सेव्यजे ।
सुखधाम पूरणकाम राम नमामि राम नमामि ते ॥ ७८ ॥

કૃપાનિધાન પરમ સુજાણ લક્ષ્મીપતિ રામચંદ્રજીએ ગુહરાજાને ઉઠાડીને છાતીએ લગાવી પોતાની પાસે બેસાડીને કુશળતા પૂછી. ત્યારે તે વિનંતિ કરીને બોલ્યો કે–“ હે સુખધામ ! હે પૂર્ણકામ રામચંદ્રજી ! આપનાં ચરણ કમળો કે જેને બ્રહ્મા તથા સદાશિવે સેવેલાં છે તેનાં દર્શન થવાથી હું કુશળ છું. હે રામચંદ્રજી ! હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું.

छंद–सब भाँति अधम निषाद सो हरि भरत ज्यों उर लायऊ ।
मतिमंद तुलसीदास सो प्रभु मोह वश बिसरायऊ ॥
यह रावणारि चरित्र पावन रामपद रतिप्रद सदा ।
कामादि हर विज्ञान कर सुर सिद्ध मुनि गावहिं मुदा ॥७९ ॥

સર્વ પ્રકારે અધમ ગણાતા એ ભીલ્લરાજાને રામચંદ્રજીએ ભરતજીની પેઠે છાતીએ લગાવ્યો. તુલસીદાસજી કહે છે કે–એવા પ્રભુને જે માણસ મોહને વશ થઇને વીસારી મુકે, તેને મંદ બુદ્ધિવાળો જાણવો. આ રામચંદ્રજીનું પરમ પવિત્ર ચરિત્ર કે જે રામચંદ્રજીનાં ચરણોમાં સર્વદા પ્રીતિ કરાવનારૂં, કામ ક્રોધાદિકને હરનારૂં અને જ્ઞાન આપનારૂં છે, તેને દેવતાઓ, સિદ્ધો તથા મુનિઓ આનંદથી ગાય છે. ૭૩

दोहा–समर विजय रघुवीरके, सुनहिं जे संत सुजान ।
विजय विवेक विभूति नित, तिनहिं देहिं भगवान ॥ २०८ ॥

જે સુજાણ માણસ યુદ્ધમાં વિજય મેળવનારૂં રામચંદ્રજીનું આ ચરિત્ર સાંભળશે, તેને ભગવાન નિત્ય વિજય, વિવેક અને ઐશ્વર્ય આપશે.

दोहा—यह कलिकाल मलायतनु, मन करि देखु विचार ।
श्री रघुनायक नाम तजि, नहिं आन अधार ॥ २९६ ॥

'આ શરીર કળિકાળનાં પાપોથી પરપૂર છે' એમ મનમાં વિચાર કરી 'શ્રી રઘુનાથજીના નામ વિના બીજો કોઈ આધાર નથી, એમ મનમાં સમજી રાખજો. ૨૯૬

इति श्री रामचरितमानसे सकल कलिकलुषविध्वंसने विमल
विज्ञान वैराग्य सम्पादनो नामषष्टःसोपानःसमाप्तः ॥ ६ ॥
इदं तुलसीकृत रायायणे लङ्काकाण्डं समाप्तं






શ્રીમદ્

# તુલસીકૃત રામાયણ.

## ઉત્તરકાંડ.

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

श्रीगणेशाय नमः

# ॥ श्रीतुलसीकृत रामायण ॥

## +उत्तरकांड.

## ગુજરાતી ભાષાન્તર.

श्लोकाः ॥

केकीकण्ठाभनीलं सुरवरविलसद्विप्रपादाब्ज चिह्नं ।
शोभाढ्यं पीतवस्त्रं सरसिजनयनं सर्वदा सुप्रसन्नम् ॥
पाणौ नाराचचापं कपिनिकरयुतं बंधुनासेव्यमानं ।
नौमीड्यं जानकीशं रघुवरमनिशं पुष्पकारूढ रामम् ॥ १ ॥

શ્રીરામચન્દ્રજીનો મયૂરના કંઠ સદૃશ તો સુંદરશ્યામ વર્ણ છે. દેવતાઓમાં જે સર્વોત્તમ છે. જેના શ્રેષ્ઠ હૃદયમાં દેવતાઓમાં શ્રેષ્ઠ બ્રાહ્મણના ચરણ કમળનું ચિહ્ન છે; અર્થાત્ ભૃગુલતા વિરાજીત્ છે. શોભાના સ્થાન, પીળાં પીતાંબર જેણે પેહેરેલાં છે, કમળ સદૃશ નેત્રવાળા, સદા પ્રસન્ન વદન યુક્ત, જમણા હાથમાં નારાચ બાણ છે. ડાબા હાથમાં શાર્ઙ્ગ્ ધનુષ્ છે. વાનરાઓની સેનાએ કરીને સહિત છે. લક્ષ્મણજીથી સેવિત છે, જાનકીજીના પતિ, રઘુવં-

---

+આ સાતમો ઉત્તરકાંડ સાતે કાંડમાં એવો તો ઉત્તમ છે કે, **वेदेषु पौरुषंसूक्तं धर्म्मशास्त्रेषु मानवः ॥ भारते भगवद्गीता पुराणेषुच वैष्णवः ॥ १ ॥ निम्नगानांयथागंगा देवाना मच्युतोयथा ॥ वैष्णवानां यथा शंभू सप्तकांडेष्विदन्तथा ॥ २ ॥** જેમ વેદોમાં પુરૂષસુક્ત સર્વોત્તમ છે, સ્મૃતિયોમાં મનુસ્મૃતિ ઉત્તમ છે. ભારતમાં ભગવદ્ગીતા, પુરાણોમાં વિષ્ણુપુરાણ, નદીયોમાં સુરસરી ગંગા, દેવતાઓમાં વિષ્ણુભગવાન્ અને વૈષ્ણવોમાં સર્વોત્તમ જગદ્ગુરૂ શ્રીસદાશિવજી છે, તેમ સાતે કાંડમાં આ ઉત્તરકાંડ સર્વોત્તમ છે. કેમકે આ કાંડમાં જીવોનું પરમ હિત, ભગવચ્ચરણારવિન્દોનો પ્રેમ, સર્વોપરિસિદ્ધ ઉપાય જેમ અન્યકાંડમાં પ્રસંગવસાત્ વર્ણવેલ છે. તેનું સ્પષ્ટ વિવેચન આ કાંડમાં કરવામાં આવ્યું છે, આ કાંડમાં ક્ષેપક ઘણુંજ ઓછું છે. ઘણું કરી પૂર્ણ પ્રમાણનો જ આ કાંડમાં લેખ છે.

શિયોમાં શ્રેષ્ઠ, પુષ્પક વિમાનમાં બેઠેલા રામ, કે જે સ્તુતિ કરવા યોગ્ય છે, તેને રાતદિવસ નમસ્કાર કરૂં છું. ૧

कौशलेन्द्र पदकंजमंजुलौ कोमलो विधि महेश वन्दितौ ॥
जानकीकरसरोज लालितौ चिंतकस्य मनभृङ्गसंगिनौ ॥ २ ॥

કોશલેન્દ્ર–કોશલપુરી જે અયોધ્યા તેના પતિ શ્રીરઘુનાથજીનાં ઉજ્વળ કોમળ ચરણકમળ કે જેને બ્રહ્મા અને શ્રીસદાશિવજી નમસ્કાર કરે છે. જે શ્રીજાનકીજીના કરકમળથી લાલિતછે, અને દાસના મનરૂપી ભમરાનાં સંગી છે, તે ચરણોને હું નમસ્કાર કરૂં છું. ૨

कुंद इंदु दरगौरसुन्दरं अम्बिकापतिमभीष्ट सिद्धिदम् ॥
कारुणीककलकंज लोचनं नौमि शंकर मनंग मोचनम् ॥ ३ ॥

[१]જેના કુન્દના પુષ્પ, ચન્દ્રમા અને શંખના સમાન સુન્દર ગૌરવર્ણ છે. જે અમ્બિકા પાર્વતીના પતિ અને વાંછિતફળના દાતા છે. અને જેનાં કરૂણારસથી ભરેલાં કમળ સદૃશ ઉત્તમ નેત્ર છે, એવા કામદેવના નાશ કરવાવાળા શ્રીસદાશિવજીને હું પ્રણામ કરૂં છું. ૩

दोहा–रहा एक दिन अवधिकर, अति आरत पुरलोग ॥
जहँ तहँ शोचहिं नारि नर, कृशतनु राम वियोग ॥ १ ॥

[२]શ્રીરામચન્દ્રજીને પધારવાના માત્ર એકજ દિવસ અવશેષ રહ્યો છે, અયોધ્યાવાસી બહુજ ઘભરાઈ ગયાં છે, કૃશશરીર સ્ત્રી, પુરૂષ જ્યાં ત્યાં શોચ કરી રહેલાંછે. શ્રીરામચન્દ્રજીનો વિયોગ મહાપ્રબળછે. અતિ આરતનો ભાવ એ છે કે, ચૌદ વર્ષ પર્યન્ત અયોધ્યાવાસી આરત રહ્યાં, અને જ્યારે એક દિવસ રહ્યો, ત્યારે અત્યંત આતુર થઇ ગયાં. જ્યાં ત્યાંનો આશય એ છે કે, જે નર યા નારી જે સ્થાનમાં હતાં; ત્યાંજ શોચ કરી રહેલાં હતાં. તેઓમાં એટલી પણ શક્તી નથી કે, તેઓ ઉઠીને પૂછી શકે; તેનું કારણ એ છે કે,–શ્રીરામચન્દ્રજીના વિયોગથી સર્વ કૃશતનુ થઇ રહેલછે. અથવા પુરવાસીઓને અતિ આર્ત કરવા વાળી અવધિછે, તેના એક દિવસ રહી ગયોછે. શ્રીરામન્દ્રજીના વિયોગથી

૧ ગ્રન્થના મુખ્ય આચાર્યવર્ય્ય શ્રીશિવજીને પ્રણામ કરે છે.

૨ આ રામાયણ તત્ત્વને ઉપનિષદ્ રૂપ છે. મતને શાસ્ત્રરૂપ છે, ઉપાસનાને ભાષ્ય રૂપ છે. અર્થને પુરાણ રૂપ છે, ઉપમેય ઉપમાન ધર્મવાચક ભાવ ભેદરસ યુક્તિ ઉક્તિ અનેક પ્રકારતાને કાવ્ય રૂપ છે. છન્દ પ્રબંધ ને પિંગલ રૂપ છે. વેદ વાક્ય અને ગુરૂ વાક્યમાં પ્રતીતિ કરવાને શ્રદ્ધારૂપ છે. વિશેષ શું કહેવું. વિદેહ કરવાને તો પ્રેમાપરા ભક્તિરૂપ છે. આ પ્રકારે રામાયણનું પ્રેમપૂર્વક જે સેવન કરે છે, તેના મનોરથ પૂર્ણ થાય છે.

શરીર કૃશ–દુર્બળ થઈ ગયેલછે. અને હવે વિયોગની મુક્તિ થવા ઇચ્છેછે. એથી શોચ નથી; કારણુ કે હવે અવધિ પૂર્ણ થઇ, શ્રીરામચન્દ્રજી પધારવાના છે. ૧

**दोहा–शकुन होंहिं सुन्दर सकल, मन प्रसन्न सब केर ॥**
**प्रभु आगमन जनाव जनु, नगर रम्य चहुँफेर ॥ २ ॥**

( અયોધ્યાવાસી લોકો કે જે શ્રીરામચન્દ્રજીના વિયોગથી અતિ દુઃખી થઈ ગયાં છે, તેને બચવાનો ઉપાય લખે છે. ) ,જે સુંદર સુંદર શુભ શકુન થાય છે, તેજ તેના નિમિત્ત રસ છે. અને તેઓનું મન જે પ્રસન્ન થાય છે. તેજ રોગીનું સાધ્ય લક્ષણ છે. જે નગર શ્રીરામચન્દ્રજીના વિયોગમાં ભયદાયક હતું, તે ચારે તરફથી રમણીય થઈ રહેલું છે. જાણે શ્રીરામચન્દ્રજીના આવાગમનને પોકારતું હોય તેવું જણાયછે. ચારે તરફ કહેવાનો આશય એ છે કે,–જે જ્યાં પડેલો છે. તે તેને તેજ સ્થાને પોકારે છે કે ઉઠો, શ્રીરામચન્દ્રજી પધારવાના છે. ૨

**दोहा–कौशल्यादिक मातु सब, मन अनंद अस होइ ॥**
**आये प्रभु सिय अनुज युत, कहन चहत अस कोइ ॥ ३ ॥**

કૌશલ્યાજી–આદિ સર્વ માતાઓના મનમાં એવો તો આનંદ થઇ રહેલો છે કે,–હમણાં કોઇ આવીને કહેશે કે, શ્રીરામચન્દ્રજી, લક્ષ્મણજી અને જાનકીજી સહિત પધારયા. જાનકીજી અને લક્ષ્મણજી સહ કહેવાનો આશય એ છે કે,–સર્વ લોકોએ જાનકીજીનું હરણ અને લક્ષ્મણજીને શક્તિ લાગવાનું વૃત્તાંત સાંભળ્યું હતું.. એ કારણથી લક્ષ્મણજી અને જાનકીજી સહ જોવા ઇચ્છે છે. ૩

**दोहा–भरत नयन भुज दक्षिण, फरकहिं वारहिं बार ॥**
**जानि शकुन मन हर्ष अति, लागे करन विचार ॥ ४ ॥**

શ્રીમાન્ ભરતજીની જમણી ભુજા અને નેત્ર વારંવાર ફરકવા લાગ્યાં. વારમ્વાર કહેવાનું કારણુ એ છે કે–શ્રીરામચન્દ્રજીના વિયોગમાં અત્યંત દૂર્બળ છે, તેથી એકવાર ફરકવાથી તેને જાણુ થાય નહિ; જેથી વારમ્વાર ફરકવા લાગ્યાં, જેથી ભરતજી શુભ શકુન જાણી વિચાર કરવા લાગ્યા. શકુન ત્રણુ પ્રકારનાં છે. એક પ્રત્યક્ષ શકુન, કાગડા અને કોયલ આદિના બોલવાનાં, અને તેના રૂપનાં, તે શકુન શ્રીરામચન્દ્રજીની જાનના સમય કહેલ છે. બીજાં માનસિક્ શકુન કે જે શ્રીમહાવીરજી–હનુમાનજીએ સુંદર કાંડમાં કહેલ છે. ' **होइ काज मनहर्ष विशेषी.**' ત્રીજાં શકુન અંગ ફરકવાનાં, તો એ ત્રણે શકુન ઉપરના દોહામાં કહી દીધાં છે. ૪

चो०—रहा एक दिन अवधि अधारा, समुझत मन दुख भयउ अपारा ॥
कारण कवन नाथ नहिं आये, जानि कुटिल प्रभु मोहिं बिसराये॥१॥
अहह धन्य लक्ष्मणबड भागी, राम पदारविन्द अनुरागी ॥
कपटी कुटिल नाथ मोहिं चीन्हा, ताते नाथ संग नहिं लीन्हा ॥ २ ॥
जो करणी समुझैं प्रभु मोरी, नहिं निस्तार कल्प शत कोरी ॥
जन अवगुण प्रभु मान न काऊ, दीनबन्धु अति मृदुल स्वभाऊ ॥३॥
मोरे जिय भरोस दृढ सोई, मिलिहहिं राम शकुन शुभ होई ॥
बीते अवधि रहें जो प्राना, अधम कवन जग मोहिं समाना ॥ ४ ॥

સર્વની પ્રાણાધાર જે અવધિ હતી, તેમાં હવે એક દિવસ રહેલો છે. અથવા અવધના આધાર જે શ્રીરામચન્દ્રજી છે, તેને પધારવામાં એક દિવસ રહેલો છે. તે જ્યાં સુધી અવધિ હતી, ત્યાં સુધી એ દુઃખનો પાર હતો. હવે અવધિ વિતવાનો સમય પ્રાપ્ત થયો, તેને જાણીને ભરતજીને એ દુઃખ અપાર થઇ ગયું કે, શું કારણથી શ્રીરામચન્દ્રજી પધારયા નહિ. શું મને કુટિલ જાણીને પ્રભુએ વિસારી મુકયો. આ પ્રમાણે ભરતજી વિચાર કરવા લાગ્યા. ૧ (આ ચોપાઈમાં અહહ અને અહો એ બે શબ્દ ઘટી શકે છે. અહો ! શબ્દ લક્ષ્મણજીની પ્રશંસામાં આશ્ચર્યવાચી છે, અને અહહ શબ્દ ભરતજીનાં દુઃખની અપેક્ષામાં ઘટી શકે છે.) ભરતજી કહે છે કે, ખરેખર લક્ષ્મણજી મહા ભાગ્યશાળી છે, કે જેનો શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળમાં પ્રેમ છે. અથવા લક્ષ્મણજીનું સ્મરણ ભરતજીએ એ હેતુથી કરયું કે, લક્ષ્મણજી, શ્રીરામચન્દ્રજીને પાછા અયોધ્યામાં લાવશે. અથવા લક્ષ્મણજી શ્રીરઘુનાથજીના ચરણાનુરાગી વનમાં મહા ભાગ્યશાળી બનીને બેઠા છે. પોતાનો દેશ, ભાઈ, માતાઓ અને રાજ્યાદિકનો જેને અનુરાગ નથી, તે તો શ્રીરામચન્દ્રજીની સેવારૂપ અલભ્ય પદાર્થોને એકલાજ લઇને બેઠેલા છે. તેમાં ભાગ પાડવાને માટે તે શ્રીરામચન્દ્રજીને અહિં શામાટે લાવે?! આ પ્રમાણે વિચાર કરીને લક્ષ્મણજીના તરફથી તો નિરાશ થઇને ભરતજીએ શ્રીરામચન્દ્રજીનું શરણ લીધું. તો ત્યાં પણ પોતાનો નભાવ જોવામાં ન આવતાં પોતાનાં કર્ત્તવ્યનો વિચાર કરવા લાગ્યા કે,—કુટિલ એ કહેવાય છે કે, જે પ્રત્યક્ષ દુઃખ આપે છે. કપટી કુટિલ પાછળથી ભુંડું કરવાવાળાને કહે છે. તો તેતો હું પોતેજ છું; કારણકે મારી માતાના વરદાનના નિમિત્તના કારણથી તો રાજ્ય લીધું, એ કારણથી શ્રીરામચન્દ્રજીએ મને કપટી કુટિલોનો સ્વામી જાણીને સાથે લીધો નહિ. (આ ચોપાઈમાં શ્રીરામચન્દ્રજીને પ્રભુ અને નાથ એ બે વિશેષણ આપ્યાં છે. તેમાં કાંઇ પણ અધિકતા

કરી નથી.) ૨ ભરતજી કહે છે કે, મારી કરણી પણ એવીજ છે, કે જો તેના ઉપર કદાચ શ્રી રઘુનાથજી દૃષ્ટિ કરે તો તો સો કરોડ કલ્પ સુધી મારો ઉદ્ધાર થાય તેમ નથી, તે મારી કરણી એ છે કે,-જ્યારે મહાવીરજી, લક્ષ્મણજીને જાગ્રત કરવા માટે સંજીવની લઈને જતા હતા, ત્યારે મેં તેને બાણ મારીને પાડયા હતા. પોતાનો ઉદ્ધાર કોઇ પણ પ્રકારે ન જોઇ ભરતજી શ્રીરામચંદ્રજીના સ્વભાવના શરણુમાં પ્રાપ્ત થઇ કહેવા લાગ્યા કે-શ્રીપ્રભુનો સ્વભાવ અતિકોમળ છે, દીનબંધુ છે. મારા અવગુણો તરફ જોશે પણ નહિ. એવો મને પ્રભુના સ્વભાવનો દૃઢ વિશ્વાસ છે. ૩ મારા મનમાં દૃઢ ભરૂસો છે કે,-શ્રીરામચન્દ્રજીનો અવશ્ય મેળાપ થશેજ, કેમકે શકુન એવાંજ થાય છે. આટલી બધી દૃઢતા છતાં પણ વિયોગ એવો તો પ્રબળ છે કે,-તેના મનને પુનઃ પોતાના તરફ ખેંચી લાવ્યો. જેથી ભરતજી પુનઃ શોચ કરવા લાગ્યા કે, અવધિ વિત્યા છતાં પણ જો મારાં પ્રાણ રહી જાય, તો તો પછી જગતમાં મારા સમાન પાપી બીજો કોણ છે? અને મેં તો દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે,-જો અવધિમાં એક દિવસ અવશેષ રહે નહિ પધારો, તો પછી મને જીવતો જોશો નહિ. ૪

**दोहा–राम विरह सागर महँ, भरत मगन मन होत ॥**
**विप्र रूप धरि पवन सुत, आइ गये जिमि पोत ॥ ५ ॥**

શ્રીરામચન્દ્રજીના વિરહ રૂપી સમુદ્રમાં ભરતજીનું મન ડૂબવાજ ચાહતું હતું, એટલામાં બ્રાહ્મણનું રૂપ ધારણ કરી મહાવીરજી એવી રીતે આવ્યા કે, -જેમ ડૂબતા માણસને બચાવવાને માટે જેમ વહાણ આવે તેમ હનુમાનજી આવ્યા. પવન સુત કહેવાનો ભાવ એ છે કે,-સમુદ્રમાં વહાણને ચલાવવામાં પવન સહાયક છે. વિપ્ર રૂપનો ભાવ એ છે કે, વિપ્ર પિતૃરૂપ પ્રાણનું રક્ષણ કરનાર છે. અને આ સમય ભરતજીનાં પ્રાણ રક્ષણનો છે; અથવા તો બ્રાહ્મણનાં દર્શન પણ મંગળદાયક છે. ૫

**दोहा–बैठे देखि कुशासन, जटा मुकुट कृश गात ॥**
**राम राम रघुपति जपत, श्रवत नयन जल जात ॥ ६ ॥**

હનુમાનજીએ જોયું તો, ભરતજી દર્ભાસન ઉપર બેઠેલ છે. જટાઓનો મુકુટ, અને શરીર દુર્બળ થઇ ગયું છે. મુખથી રામ રામ જપ્યા કરે છે. નેત્રોમાંથી જળનો પ્રવાહ ચાલી રહેલો છે. પ્રેમનો અલૌકિક્ મહિમા ભરતજીમાં બિરાજી રહેલો છે. ૬

**चो–देखत हनूमान अति हर्ष, पुलकि गात लोचन जल वर्षे ॥**

मन महँ बहुत भांति सुख मानी, बोले श्रवण सुधा सम बानी ॥ १ ॥
जासु विरह शोचहु दिन राती, रटहु निरन्तर गण गुण पाती ॥
रघुकुल तिलक सुजन सुखदाता, आवत कुशल देव मुनि त्राता॥२॥
रिपु रण जीति सुयश सुर गावत, सीता अनुज सहित प्रभु आवत ॥
सुनत वचन विसरे सब दूखा, तृषावन्त जनु पाय पियूषा ॥ ३ ॥
को तुम तात कहांते आये, मोहि परम प्रिय वचन सुनाये ॥
मारुत सुत मैं कपि हनुमाना, नाम मोर सुनु कृपानिधाना ॥ ४ ॥
दीनबन्धु रघुपति कर किंकर, सुनत भरत भेटे उठि सादर ॥
मिलत प्रेम नहिं हृदय समाता, नयन श्रवत जल पुलकित गाता ॥५॥
कपि तव दरश सकल दुख बीते, मिले आजु मोहि राम पिरीते ॥
बार बार पूछी कुशलाता, तो कहँ काह देउँ सुनु भ्राता ॥ ६ ॥
यहि संदेश सरिस जग माहीं, करि विचार देखा कछु नाहीं ॥
नाहिन उऋण तात मैं तोहीं, अब प्रभु चरित सुनावहु मोहीं ॥७॥
तब हनुमान नाइ पदमाथा, कहे सकल रघुपति गुणगाथा ॥
कहु कपि कबहुँ कृपालु गुसांई, सुमिरत मोहिं दास कीं नाई ॥ ८ ॥

ભરતજીની આવી દશા નિરખી મહાવીરજી બહુજ પ્રસન્ન થયા. (વાલ્મીકિ રામાયણમાં લેખ છે. કે-શ્રીરામચન્દ્રજીએ હનુમાનજીને કહેલું હતું કે જો કદાચ ભરજીનું ચિત્ત રાજ્યમાં હોય તો હું અયોધ્યા આવીશ નહિ.) આ વાર્ત્તાને શ્રવણ કરી મહાવીરજીનું મન જરા મલીન થઇ ગયું, તે ભરતજીની આવી દશા નિરખીને એવા તો પ્રસન્ન થયા કે, શરીર રોમાંચિત્ થઇ ગયું અર્થાત્ રૂંવાડાં ઉભાં થઈ ગયાં, અને નેત્રોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. મનમાં અનેક પ્રકારે સુખ માનીને હનુમાનજી ભરતજીના કાનોને અમૃત સમાન વાણી બોલ્યા. ૧ કે જેના વિયોગમાં તમે રાત દિવસ શોચ કરયા કરોછો. અને જેના ગુણાનુવાદનું અહર્નિશ રટણ કરયા કરો છો; તેજ રઘુકુળના તિલક, દેવતા અને મુનિઓનું સંરક્ષણ કરનારા, સ્વધર્મપાલક, સુજન સુખદાયક, કુશળપૂર્વક પધારયા છે. (રઘુકુળ તિલક કહેવાનો ભાવ એ છે કે કુળનો ધર્મ બરાબર જાળવ્યો.) ૨ તેણે શત્રુને યુદ્ધભૂમીમાં જીતી લીધો છે. જેના યશોગાન દેવતાઓ ગાય છે, તે સીતા લક્ષ્મણ સહ પધારયા છે. આ થોડાંજ વચનમાં મહાવીરજી એ લક્ષ્મણજી-આદિની કુશળતા વર્ણવી દીધી. આ વચન શ્રવણ કરતાંની સાથેજ ભરતજીનાં સર્વ દુઃખ શાંત થઇ ગયાં, અને જેમ મહા તૃષાતુરને અમૃત મળવાથી જેમ તૃષા શાન્ત થતાં બોલે, તેમ ભરતજી બોલ્યા કે, ૩ હે તાત! તમે

કોણછો ? ક્યાંથી આવ્યા છો ? મને બહુજ પ્રિય વચન તમે સંભળાવ્યાં છે. આવાં ભરતજીનાં વચન શ્રવણ કરી હનુમાનજી બોલ્યા કે–હે કૃપાનિધાન ! હું પવનપુત્ર હનુમાન્ નામનો વાનરછું. ૪ દીનોનું પાલન કરનારા શ્રીરઘુનાથજીનો દાસછું. આ વચન સાંભળતાંની સાથેજ ભરતજી મહા આદરપૂર્વક ઉઠીને હનુમાનજીને મળ્યા; મળતી સમય પ્રેમ હૃદયમાં સમાણો નહિ. નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. શરીરનાં રૂંવાડાં પ્રસન્નતાથી ઉભાં થઇ ગયાં ૫ અને બોલ્યા કે–હે કપિ ! તમારાં દર્શનથી મારાં સર્વ દુઃખનો નાશ થઇ ગયો. ( ભરતજીને ચાર દુઃખ હતાં. એકતો શ્રીરામચન્દ્રજીના ન પધારવાનું, બીજું શત્રુના યુદ્ધનું, ત્રીજું શ્રીજાનકીજીના હરણનું અને ચોથું લક્ષ્મણજીને શક્તિ લાગવાનું. એ ચારેકામ મહાવીરજીનાં વચનની સાથેજ મટી ગયાં. ) કે જે તમે આજ શ્રીરામના પ્યારા મળી ગયા. વારંવાર કુશળ પુછી કહેવા લાગ્યા કે–તમને શું આપું ? ૬ આ સંદેશાના સમાન પુરસ્કાર–ઇનામ મેં આખા જગતમાં જ્ઞાનથી શોધ્યું, તો કોઈ પણ મળતું નથી. તો હવે હું તમને શું આપું ? હે તાત ! હું તમારો કરજદાર છું. તમને આ શુભ સંદેશાના બદલામાં કાંઇ પણ આપી શકતો નથી. હવે તમે મને શ્રીરામચન્દ્રજીનાં ચરિત્ર સંભળાવો. ૭ આવાં ભરતજીનાં નમ્ર વચન શ્રવણ કરી, હનુમાનજીએ ચરણોમાં મસ્તક નમાવી શ્રીરામચન્દ્રજીનું રણચરિત્ર સંભળાવ્યું. ત્યારે ભરતજી બોલ્યા કે,–હે મહાવીરજી! કૃપાળુ ગુંસાઇ શ્રીરામચન્દ્રજીએ મારૂં કોઇ દિવસ દાસના સમાન સ્મરણ કર્યું હતું ? ૮

छंद–निज दास ज्यों रघुवंश भूषण कबहुँ मम सुमिरन कर्यो ।
सुनि भरत वचन विनीत अति कपि पुलक तनु चरणन पर्यो
रघुवीर निज मुख जासु गुण गण कहत अग जग नाथ सो ॥
काहे न होहु विनीत परम पुनीत सद्गुण गाथ सो ॥ १ ॥

પોતાના દાસના સમાન રઘુવંશ તિલક કોઈ દિવસ મારૂં સ્મરણ કરે છે. આ ભરતજીનાં નીતિયુક્ત વચન શ્રવણ કરી હનુમાનજી પુલકાયમાન થઇ ચરણોમાં પડ્યા. અને બોલ્યા કે, જડ ચેતનના સ્વામી શ્રીરામચન્દ્રજીએ પોતાના શ્રીમુખથી જેના ગુણનું વર્ણન કર્યું, તે કેમ આવા નીતિમાન્ પરમ પવિત્ર સદ્ગુણોના સાગર ન હોય. ૧

दोहा–राम प्राणप्रिय नाथ तुम, सत्य वचन मम तात ॥
पुनि पुनि मिलत भरत सन, प्रेम न हृदय समात ॥ ७ ॥

હે નાથ ! તમે શ્રીરામચન્દ્રજીને પ્રાણોથી પણ અધિક પ્યારા છો. આ મારૂં સત્ય વચન છે. આવાં હનુમાનજીનાં વચન શ્રવણ કરી ભરતજી પુનઃ મ-

હાવીરજીને મળ્યા, અને હૃદયમાં પ્રેમ સમાતો નથી. ૭

सो०—भरत चरण शिरनाइ, तुरत गये कपि राम पहँ ॥
कही कुशल सब जाइ, हर्षि चल प्रभु यान चढि ॥ १ ॥

આ પ્રમાણે કહી શ્રીભરતજીનાં ચરણોમાં શિર નમાવી મહાવીરજી શ્રી-રામચન્દ્રજીની પાસે ગયા. અને ત્યાં જઇને સર્વ કુશળ સંભળાવી. એટલે શ્રી-રામચન્દ્રજી પ્રસન્ન થઇ પુષ્પક વિમાનમાં બેસીને પધાર્યા. ૧

चौ—हर्षि भरत कोशलपुर आये, समाचार सब गुरुहिं सुनाये ॥
पुनि मन्दिर महँ बात जनाई, आवत नगर कुशल रघुराई ॥ १ ॥
सुनत सकल जननी उठि धाईं, कहि प्रभु कुशल भरत समुझाईं॥
समाचार पुरवासिन पाये, नर अरु नारि हर्षि उठि धाये ॥ २ ॥
दधि दूर्वा रोचन फल फूला, नव तुलसी दल मंगल मूला ॥
भरि भरि थार हेमवर भामिनि, गावत चलीं सिन्धुरा गामिनि ॥३॥
जो जैसे तैसे उठि धावहिं, बाल वृद्ध कोउ संग न लावहिं ॥
एक एक सन पूछहिं धाई, तुम देखे दयालु रघुराई ॥ ४ ॥
अवधपुरी प्रभु आवत जानी, भई सकल शोभाकी खानी ॥
भा सरयू अति निर्मल नीरा, बहै सुहावन त्रिविध समीरा ॥ ५ ॥

ભરતજી પ્રસન્ન થઇને અયોધ્યામાં પધાર્યા, અને સર્વ સમાચાર ગુરૂને સંભળાવ્યા. ત્યાર પછી રાજમંદિરમાં આવી માતાઓને ખબર આપ્યા કે, શ્રીરામચન્દ્રજી કુશળ પૂર્વક અયોધ્યામાં પધારે છે. ૧ આ સમાચાર સાંભળતાં સર્વ માતા ઉઠીને ભરતજી પાસે દોડી આવી. એટલે ભરતજીએ પ્રભુ શ્રીરામચન્દ્રજીની કુશળ કહી સર્વેને સમજાવ્યાં. શ્રીરામચન્દ્રજીના પધારવાના સમાચાર નગરવાસી લોકોને થતાં નરનારી પ્રસન્ન થઇને ઉઠીને દોડી આવ્યાં. ૨ દહિ, દુર્વા, હળદર, ચૂર્ણ, નારિએળ, સોપારી, આંબા, કેળાં, ફળ, ફૂલ, ગુલાબ, અને કમળ—આદિ સર્વ મંગળ પદાર્થ સુવર્ણના થાળમાં ભરી ભરીને સિંધુર હસ્તીના સમાન ચાલવાવાળી સુંદર સ્ત્રીઓ ગીત ગાતી ગાતી ચાલી. ૩ જે જેવી સ્થિતિમાં બેઠાં હતાં, તે તેવીજ સ્થિતિમાંથી ઉઠીને દોડતાં હતાં. બાળક અને વૃદ્ધને કોઇ સાથે લેતું નહતું. બાળકનો ત્યાગ એ સ્વાર્થ ત્યાગમાં છે અને વૃદ્ધોનો ત્યાગ એ પરમાર્થ ત્યાગ છે; અર્થાત્ શ્રીરામચન્દ્રજીની પ્રીતિમાં સ્વાર્થ પરમાર્થનો પણ ત્યાગ કર્યો. અથવા વૃદ્ધ અને બાળક કહે છે કે, અમને સાથે લો, તો તેને કોઈ પણ સાથે લેતું નથી. અને એક એકને દોડી દોડીને પૂછે છે કે, તમે દયાસાગર શ્રીરઘુનાથજીને જોયા છે? ૪ શ્રી અયોધ્યાજી પ્રભુને પધારતા જોઇ સર્વ શોભાની ખાણ થઇ ગઇ. સરયૂનું જળ

નિર્મળ થઇ ગયું, તથા શીતલ, મંદ અને સુગંધી વાયુ વાવા લાગ્યો. ૫

**दोहा–हर्षित गुरु पुरजन अनुज, भूसुर वृन्द समेत ॥**

**चले भरत अति प्रेम मन, सन्मुख कृपानिकेत ॥ ८ ॥**

મનમાં બહુ પ્રસન્ન થઇને વસિષ્ટ, સુમંત, પુરવાસી લોકો, બ્રાહ્મણો અને શત્રુઘ્નાદિ સર્વને સાથે લઇને ભરતજી મહાપ્રેમથી કૃપાના સ્થાન શ્રીરામચન્દ્રજીના સન્મુખ ગયા. ૮

**दोहा–बहुतिक चढीं अटारिन्ह, निरखहिं गगन विमान ॥**

**देखि मधुर स्वर हर्षित, करहिं सुमंगल गान ॥ ९ ॥**

ઘણી સ્ત્રીઓતો અગાસીના ઉપર ચડીને આકાશમાં વિમાનને જોતી હતી. એ જોઇને મીઠા સ્વરોથી પ્રસન્ન થઇને અપ્સરાઓ ગાયન કરવા લાગી. ૯

**दोहा–राकाशशि रघुपति पुरी, सिन्धु देखि हर्षान ॥**

**बढे कोलाहल करत जनु, नारि तरंग समान ॥ १० ॥**

( આ દોહામાં પૂર્ણોપમાલંકાર છે. પૂર્ણોપમાલંકારમાં ઉપમા ઉપમેય વાચક સાધારણ ધર્મ એ ચારે વાત હોય છે. આ દોહામાં શ્રી રઘુનાથજી, પુર અને સ્ત્રીઓ એ ત્રણે ઉપમેય અને શરદ્ પૂર્ણીમાનો ચંદ્ર, સિંધુ અને તરંગ એ ઉપમા છે. જનુ શબ્દવાચક છે. ) રાકાશશિ અર્થાત્ શરદ્ પૂર્ણીમાના ચન્દ્રને નિરખીને સમુદ્રનું વૃદ્ધિ પામવું એ સાધારણ ધર્મ છે. વિલક્ષણતા એ છે કે, ઉપમા ઉપમેયની સમતા છે, અર્થાત્ શ્રી રઘુનાથજી પુરૂષ અને પુરૂષની ઉપમા ચન્દ્રમા અને સિંધુ બન્ને પુરૂષ છે. સ્ત્રીની ઉપમા તરંગ સ્ત્રી છે. જેમ ચન્દ્રમા આકાશમાં છે, એ પ્રમાણે શ્રી રઘુનાથજી પણ આકાશમાં પુષ્પક વિમાનમાં બેસીને પધારે છે. ચન્દ્રમા રોહિણી અને બુધયુક્ત છે. એ પ્રમાણે શ્રી રામચન્દ્રજી જાનકી અને લક્ષ્મણજી સહ છે. ચન્દ્રમા નક્ષત્રોસહ છે. શ્રી રામચન્દ્રજી વાનરાઓ સહ છે. ચન્દ્ર ચૌદ તિથિઓની પછી પૂર્ણ કળાને પ્રાપ્ત થાય છે, તેમજ શ્રી રઘુનાથજી પણ ચૌદ વર્ષ વ્યતીત કરી પંદરમા વર્ષમાં ભરત શત્રુઘ્નને મળીને પૂર્ણ કળાને પ્રાપ્ત થયા. જેમ ચન્દ્રમા રાહુથી છૂટીને શોભા પામે છે, તે પ્રમાણે શ્રી રઘુનાથજી રાવણને જીતીને શોભા પામ્યા છે. ચન્દ્ર શરદ્ ધામની ગરમીને મટાડે છે, તે પ્રમાણે શ્રી રઘુનાથજીએ ચૌદ વર્ષના વિરહ તાપને દૂર કરી દીધો; અર્થાત્ પૂર્ણીમાના ચન્દ્ર સદૃશ શ્રી રામચન્દ્રજી છે, અને અયોધ્યાપુરી સમુદ્ર છે. તે સમુદ્ર રામચન્દ્રજીને જોઇને જાણે ઉમંગમાં આવી ગયો હોય એમ જણાય છે. અને પુરના બહાર કોલાહલ કરતાં આનંદથી નરનારી સામાં આવે છે, તે સમુદ્રના તરંગના *સમાન છે. ૩

*અગસ્ત્ય સંહિતામાં લેખ છે કે વિમાન ઈચ્છાચારી સ્ફટિકમણિના સમાન શ્વેતનિર્મળ

चो–रविकुल कमल दिवाकर आवत, नगर मनोहर कपि न देखावत ॥
सुन कपीश अंगद लंकेशा, पावनिपुरी रुचिर यह देशा ॥ १ ॥
यद्यपि सब वैकुण्ठ बखाना, वेद पुराण विदित जग जाना ॥
अवध सरिस प्रिय मोहिं न सोऊ, यह प्रसंग जानै कोउ कोऊ ॥२॥
जन्म भूमि ममपुरी सोहावनि, उत्तर दिशि सरयू वह पावनि ॥
जो मज्जहिं सो विनहिं प्रयासा, मम समीप नर पावहिं बासा ॥ ३ ॥
अति प्रिय मोहिं इहांके बासी, मम धामदा पुरी सुख रासी ॥
हर्षे कपि सुनि प्रभुकी बानी, धन्य अवध जेहि राम बखानी ॥ ४ ॥

આ તરફથી સૂર્યકુળને ખિલાવનારા સૂર્ય શ્રીરઘુનાથજી વાનરાઓને અયોધ્યા નગરી કે જે મહા મનોહર છે તે દેખાડતા આવે છે. અને કહે છે કે, હે સુગ્રીવ, અંગદ, વિભીષણ ! આ મારી નગરી ઘણીજ પવીત્ર છે. અને આ દેશ પણ ઘણોજ સુંદર છે. ૧ જો કે સર્વ વૈકુંઠનાં વખાણ કરે છે, કે જે વેદ અને પુરાણોમાં વિદિત છે. અને જેને જગત્ પણ જાણે છે; પરંતુ મને [1]અયોધ્યાના સમાન તે પણ પ્રિય નથી. એ ભેદને કોઈક જ [2]જાણે છે. ૨ આ મારી જન્મ-

હતું, તેમાં વિચિત્ર રંગનાં ક્યાંક સાત અને ક્યાંક ત્રણ ખંડ હતા. કમળાકાર બહારનો ખંડ બત્રીસ દળનો હતો. મધ્યખંડ સોળ દળનો અને અંતરખંડ અષ્ટદળનો હતો. તે સર્વ ખુણામાં મણિઓના દાંડા હતા. ત્રણે ખંડમાં ચિત્ર વિચિત્ર છતરી બનેલી હતી. વિમાનનો અગ્રભાગ યુગ હંસાકાર હતો, બહારના ખંડમાં અસંખ્ય રીંછ વાનરાઓની સેના બેઠી હતી. મધ્યખંડ જરા ઉંચો હતો. તેમાં સર્વ યુથપો–વીરો બેઠા હતા. મધ્યખંડમાં જરા ઉંચો અંતરખંડ હતો તેમાં સિંહાસન ઉપર સીતાસહ શ્રી રઘુનાથજી બિરાજ્યા હતા. અને લક્ષ્મણજી, મહાવીરજી તથા જામ્બવન્ત–આદિ સેવામાં હાજર હતા. એવાં વિમાનને અયોધ્યાની સ્ત્રીઓ અગાસીમાં ચડીને જોતી હતી.

૧ વૈકુંઠ કરતાં અયોધ્યા મને વિશેષ પ્રિય છે, એ પ્રસંગને કોઈ કોઈ વિદ્વદ્જન જાણે છે; કેમકે અયોધ્યાનો અર્થ અપ્રતિદ્વન્દ છે અર્થાત્ જેટલાં સ્થાન પૃથિવીના ઉપર છે, એ સર્વમાં અયોધ્યા સર્વોપરી છે કહ્યું છે કે:–सप्तपुर त्रियोग्रामः नवारण्य नवोपरा ॥ नवैसि नगर ख्याता अष्टैते पट्टन स्मृता ॥ १ ॥ सप्तपन्था पञ्चक्षेत्रा दुर्गमेको मविंशति ॥ चतुर्दशानि गुह्यानि मुक्ति द्वाराणि भूतले ॥ २ ॥ આ ૯૨ ક્ષેત્રોમાં સાતપુરી અગ્રગણ્ય છે. अयोध्या मथुरामाया काशीका श्रीअवन्तिका ॥ पुरीद्वारावतीश्चैया सप्तैता मोक्षदायकाः ॥ १ ॥ આ સાતપુરીમાં પણ અયોધ્યા અગ્રગણ્ય છે. અને જ્યાં એ સાતેને ભગવદંગ કહેલ છે ત્યાં પણ અયોધ્યાજ સર્વોતમ છે. કહ્યું છે કે:–विष्णोः पादमवन्तिका गुणमतीमध्ये चकाञ्चीपुरी ॥ नाभौद्वारवती वदन्तिहृदयो मायापुरीयोगिनः ॥ श्रीग्रामूल मुदाहरन्ति मथुरानाशाग्र वाराणसी एतद् ब्रह्मपदंवदन्तिमुनयो योध्यापुरोमस्तके ॥ २ ॥ कल्पकोटिसहस्राणां काशीवासस्ययत्फलं । तत्फलं पलमात्रेण कलौदाशरथिपुरे ॥ ३ ॥ अयोध्याचपरब्रह्म सरयूःसगुणःपुमान् ॥ तन्निवासोजगन्नाथस्सत्यं स्सत्यंवदामिते ॥ ४ ॥ ઇત્યાદિ વચનોથી અયોધ્યાજ સર્વોત્તમ છે.

૨ मनुष्याणां सहस्रेषु कश्चियततिसिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मांवेत्ति तत्त्वतः ભગવદ્ગીતા.

ભૂમી શોભાયમાન્ પુરી છે, કે જેની ઉત્તરે પવિત્ર સરયૂ નદી વહે છે, કે જેમાં સ્નાન કરવાથી વગર પરિશ્રમે મનુષ્યોનો મારા સમીપ વાસ થાય છે. અથવા એમ પણ છે કે–સરયૂમાં કોઇનું પણ નામ લઇને જો સ્નાન કરવામાં આવે તો તેને પણ ફળ મળે છે. ૩ મને અહિના વાસી બહુજ પ્રિય છે. આ સુખરાશી પુરી સાક્ષાત્ મારા ધામ સાકેત લોકની દેવાવાળી છે. પ્રભુ શ્રીરામચન્દ્રજીની આ વાણી શ્રવણ કરી સર્વ વાનરાઓ પ્રસન્ન થઇને કહેવા લાગ્યા કે, ભાઇઓ ! અયોધ્યાને ધન્ય છે કે જેની પ્રશંસા શ્રીરામન્દ્રજીએ પોતાના શ્રીમુખે કરી. ૪

दोहा–आवत देखे लोग सब, कृपासिंधु भगवान ॥
नगर निकट प्रभु आयऊ, उतरे भूमि विमान ॥ ११ ॥

કૃપાસિંધુ ભગવાન્ શ્રીરામન્દ્રજીએ ભરતજી–આદિ સર્વ લોકોને આવતા જોઇને નગરના નજદીક વિમાનને પૃથિવી ઉપર ઉતરવાની આજ્ઞા આપી, એટલે વિમાન પૃથિવી ઉપર ઉતરતાં સર્વ વિમાનમાંથી ઉતર્યા. ૧૧

दोहा–बहुरि कहेऊ प्रभु पुष्पकहिं, तुम कुबेर पहँ जाहु ॥
प्रेरित राम चलेउ सो, हर्ष विरह अति ताहु ॥ १२ ॥

એટલે શ્રીરામન્દ્રજીએ પુષ્પક વિમાનને કહ્યું કે–તું કુબેરજીની પાસે જા. તે પુષ્પક વિમાન શ્રી રઘુનાથજીની પ્રેરણાથી હર્ષ અને વિષાદ કરતું ચાલ્યું. રાવણના કેદખાનામાંથી મુક્ત થવાનો હર્ષ અને શ્રી રઘુનાથજીના વિયોગ દુઃખનો વિષાદ થયો. ૧૨

चो–आये भरत संग सब लोगा, कृश तनु श्रीरघुवीर वियोगा ॥
वामदेव वशिष्ठ मुनि नायक, देखे प्रभु महिधरि धनु शायक ॥ १ ॥
धाइ धरे गुरु चरण सरोरुह, अनुज सहित अति पुलक तनूरुह ॥
भेंटे कुशल पूंछि मुनिराया, हमरे कुशल तुम्हारिहि दाया ॥ २ ॥
सकल द्विजन कहँ नायउ माथा, धर्म धुरन्धर रघुकुलनाथा ॥
गहे भरत पुनि प्रभु पद पंकज, नवहिं जिनहिं शंकर सुर मुनि अज ।३।
परे भूमि नहिं उठत उठाये, बल करि कृपासिन्धु उर लाये ॥
श्यामल गात रोम भये ठाढे, नव राजीव नयन जल बाढे ॥ ४ ॥

સર્વ લોકોના સહ ભરતજી આવ્યા, શ્રીરામચન્દ્રજીના વિયોગથી સર્વનાં કૃશ શરીર હતાં. વામદેવ અને વસિષ્ટ–આદિ મુનિરાજોને જોતાંનીજ સાથેજ પ્રભુ શ્રીરામચન્દ્રજીએ પૃથિવીનાં ઉપર ધનુષ બાણ મુકી દીધાં. મોટા લોકોને પ્રણામ કરતી વેળાએ શસ્ત્ર રાખવાં ન જોઇએ. અને એવો પણ ભાવ છે કે, હવે પૃથિવીનો ભાર ઉતરી ચુકયો, તેથી ધનુષ્બાણ મુકી દીધાં. ૧ અને ત્વરાથી જ-

ઈને શ્રીરામ, લક્ષ્મણજી સહ ગુરૂના ચરણોમાં પડ્યા. શરીર પુલકાયમાન થઈ ગયું. મુનિરાજ કુશળ પુછી મળ્યા, અને રઘુનાથજીએ કહ્યું કે, આપની કૃપાથી કુશળ છે. ૨ ત્યારપછી ધર્મધુરંધર શ્રીરામચન્દ્રજીએ સર્વ બ્રાહ્મણોને મસ્તક નમાવ્યું. એટલે બ્રાહ્મણોએ શુભાશીર્વાદ આપ્યા. ત્યાર પછી ભરતજીએ શ્રીરઘુનાથજીનાં કોમળ ચરણકમળ પકડીને પ્રણામ કરયા, કે જે ચરણોને શ્રી સદાશિવજી, દેવતા મુનિ અને બ્રહ્માદિક પ્રણામ કરે છે. ૩ ભરતજી પ્રભુના ચરણમાં એવા તો પ્રેમથી પડ્યા કે, ઉઠાડતાં છતાં ઉઠતા નથી. એટલે તો શ્રીરઘુનાથજીએ બળ પૂર્વક ઉઠાડીને છાતી સાથે લગાડયા. શ્યામ શરીરનાં રૂંવાડાં ઉભાં થઈ ગયાં. નવીન કમળ સદૃશ નેત્રોમાં જળ ભરાઇ આવ્યાં. ૪

छं०—राजीव लोचन श्रवत जल तनु ललित पुलकावलि बनी ।
अति प्रेम हृदय लगाइ अनुजहि मिले प्रभु त्रिभुवन धनी ॥
प्रभु मिलत अनुजहि सोह मोपहँ जात नहिं उपमा कही ।
जनु प्रेम अरु शृंगार तनु धारि मिलत वर सुखमा लही २

કમળ સદૃશ પ્રભુનાં નેત્રોમાંથી પ્રેમાશ્રુ ટપકવા લાગ્યાં. સુંદર શરીર ઉપર રોમાવલી વિરાજી રહી છે. ત્રૈલોક્યના સ્વામી શ્રીરામચન્દ્રજી, ભરતજીને મહા પ્રેમથી હૃદય સાથે લગાડીને મળ્યા. ભરતજીને મળતી સમય પ્રભુની જે શોભા હતી, તેની ઉપમાનું વર્ણન મારાથી થઇ શકતું નથી. જાણે પ્રેમ અને શૃંગારરસ બન્ને શરીર ધારણ કરીને શોભતા હોય એવા જણાતા હતા. ૨

पूँछत कृपानिधि कुशल भरतहिं वचन वेगि न आवई ।
सुनि शिवा सो सुख बचन मनते भिन्न जान न पावई ॥
अब कुशल कौशलनाथ आरत जानि जन दरशन दियो ।
बूडत विरह वारिधि कृपानिधि काढि मोहिं कर गहि लियो ॥३

શ્રીરામચન્દ્રજી ભરતજીને કુશળ પુછે છે, પરંતુ ભરતજીથી બોલી શકાતુંજ નથી. શ્રીસદાશિવજી કહે છે કે, હે પાર્વતી ! રામચન્દ્રજીને મળવા સમયનું ભરતજીનું સુખ, વાણી અને મનથી પૃથક્ છે. જાણવામાં આવતુંજ નથી. ભરતજીએ પછી કહ્યું કે હે કૌશલનાથ ! હવે સર્વ પ્રકારે હું કુશળ છું; કારણકે આપે દીન જાણીને મને દર્શનનો લાભ આપ્યો. હે કૃપાનાથ ! વિરહરૂપી સાગરમાં ડૂબતો હતો, તે આપે હાથ પકડીને મને બાહાર કાઢી લીધો છે. ૩

दोहा—पुनि प्रभु हर्षित शत्रुहन, भेंटे हृदय लगाय ॥
लक्ष्मण भरत मिले पुनि, प्रेम न हृदय समाय ॥ १३ ॥

ત્યારપછી શ્રીરઘુનાથજી મહાપ્રેમથી શત્રુઘ્નને હૃદય સાથે લગાવીને મળ્યા. પછી લક્ષ્મણજી અને ભરતજી મળ્યા. તે સમયનો પ્રેમ હૃદયમાં સમાતો ન હતો. મહાન્ પ્રેમમાં પરિપૂર્ણ થઇ ગયા હતા. ૧૩

चो–भरत अनुज लक्ष्मण तब भेटे, दुसह विरह सम्भव दुख मेटे ॥
सीता चरण भरत शिरनावा, अनुज समेत परम सुख पावा ॥ १ ॥
प्रभु विलोकि हरषे पुरबासी, जनित वियोग विपति सब नासी ॥
प्रेमातुर सब लोग निहारी, कौतुक कीन्ह कृपालु खरारी ॥ २ ॥
अमित रूप प्रकटे तेहि काला, यथायोग्य मिलि सबहिं कृपाला ॥
कृपा दृष्टि सब लोग विलोका, किये सकल नर नारि विशोका ॥३॥
क्षणमहँ सबहि मिले भगवाना, उमा मर्म यह काहु न जाना ॥
यहि विधि सबहिं सुखी करि रामा, आगे चले शील गुण धामा ४
कौशल्यादि मातु सब धाईं, निरखि बच्छ जनु धेनु लवाईं ॥

લક્ષ્મણ અને શત્રુઘ્ન મળતાં અત્યંત કઠિણ વિરહનું દુઃખ મટી ગયું. ભરતજીએ શત્રુઘ્નસહ શ્રી જાનકીજીના ચરણોમાં મસ્તક નમાવ્યું, અને પરમ સુખ પામ્યા. ૧ શ્રી રામચન્દ્રજીને નિરખી સકળ અયોધ્યાવાસી પ્રસન્ન થયાં અને વિયોગ વિપત્તિ આદિ સર્વ દુઃખ દૂર થઈ ગયાં. સર્વ લોકોને પ્રેમથી વ્યાકુળ નિરખી ખર–આદિકોને મારવાવાળા શ્રી રામચન્દ્રજીએ કૌતુક કર્યું. તે કૌતુક એ કે, ખરાદિને મારવાવાળાએ વિશેષણ આપવાનો આશય એ છે કે, ખરને મારતી વેળાએ ઘણાં સ્વરૂપ ધારણ કર્યાં હતાં, તે ઘણાં સ્વરૂપ ધારણ કરી ત્યાં રાક્ષસોનો સંહાર કર્યો હતો. અને અહિ ઘણાં સ્વરૂપથી પુરવાસીઓની વિપત્તિને દૂર કરી. અરણ્યમાં ઋષિઓના ઉપર કૃપા કરી. અહિ પુરવાસીઓના ઉપર કૃપા કરી. ૨ તે સમય ઘણાં સ્વરૂપ ધારણ કરીને યથાયોગ્ય સર્વને મળ્યા. અને કૃપાદૃષ્ટિથી સર્વ લોકોને નિરખી નર અને નારિઓને શોક રહિત કરી દીધાં. ૩ ભગવાન્ શ્રી રામચન્દ્રજી ક્ષણ માત્રમાં સર્વને મળ્યા. શ્રી સદાશિવજી કહે છે કે, હે પાર્વતી! કોઇના પણ જાણવામાં એ મર્મ આવ્યો જ નહિ. આ પ્રકારે સર્વને સુખી કરી શ્રી રામચન્દ્રજી કે જે શીલ અને ગુણના સ્થાન છે તે આગળ પધારયા. શીલધામ કહેવાનો હેતુ એ છે કે, સર્વના મનોરથ પૂર્ણ કરયા. અને ગુણધામ કહેવાનો આશય એ છે કે, આ લીલા કોઇના પણ જાણવામાં આવી નહિ. માત્ર તુલસીદાસજીએ ગુરૂકૃપાથી જ જાણી. ૪ શ્રી રામચન્દ્રજીનું પધારવું સાંભળતાંની સાથે જ કૌશલ્યાદિ માતા જેમ વાછડાનું સ્મરણ કરી વ્યાકુળ થઈને ગાય દોડે તેમ દોડી. ૦

छन्द–जनु धेनु बालक वत्स तजि गृह चरन वन परवश गई।
दिन अन्त पुर रुख श्रवत थन हुंकार करि धावति भई ॥
अति प्रेम प्रभु सब मातु भेंटे वचन मृदु बहु विधि कहे।
गइ विषम विपति वियोग भव तिन्ह हर्ष सुख अगणित लहे ॥ ४ ॥

જે પ્રકારે નાનાં વાછડાંને ઘેર મૂકીને ગાય પરવશ થઇને વનમાં ચરવા જાય છે, અને સાયંકાળે ઘેર આવતી સમય થાનમાંથી દુધ ટપકી રહે છે, અને હુંકાર કરતી વાછડાંનું સ્મરણ કરતી ગાય ચાલી આવે છે, તે પ્રકારે સર્વ માતાઓ શ્રી રામચન્દ્રજીના સન્મુખ ચાલી. શ્રી રઘુનાથજી મહાપ્રેમથી સર્વ માતાઓને મળ્યા. અને નાનાપ્રકારનાં સુંદર વચનોથી માતાઓનો સત્કાર કરયો. તે શ્રીરામનાં સુંદર વચનોથી સર્વ માતાઓની વિયોગની વિષમ વિપત્તિ દૂર થઇ ગઈ. અને માતાઓ પ્રસન્ન થઇ મહાસુખ પામી. ( અહિ વિપરીતાલંકાર છે. કેમકે અહિ તો વત્સરૂપી શ્રી રામચન્દ્રજી વનમાં પધારયા હતા. અને ગાયરૂપી માતાઓ ઘેર રહી હતી અને આ રીતે રીતાઅલંકાર પણ થઈ શકે છે, કે જ્યાં રામ હોય ત્યાંજ અયોધ્યા છે, અને જેનો શ્રી રામ ત્યાગ કરે તે વન છે. લક્ષ્ય ' जहां राम तहं अवध निवासू ' અર્થાત્ રામ ત્યાં અયોધ્યા એટલે કે વત્સરૂપી રામ વનમાં હતા, તે અયોધ્યામાંજ હતા. અને જે રામે અયોધ્યાનો ત્યાગ કરેલ, તે અયોધ્યા વનરૂપ કે જેમાં માતાઓરૂપી ગાયો રહેતી હતી. ૪

दोहा–भेंटेउ तनय सुमित्रा, राम चरण रति जानि ॥
रामहिं मिलत केकयी, हृदय बहुत सकुचानि ॥ १४ ॥

શ્રી રામચન્દ્રજીને પ્રિય લક્ષ્મણજીને કૌશલ્યાજી મળ્યાં. અને શ્રી રામચન્દ્રજીને મળતી સમયે કૈકેયી બહુજ શરમાયાં. ૧૪

लक्ष्मण सब मातन्ह मिले, हर्षे आशिष पाइ।
कैकयि कहँ पुनि पुनि मिले, मनकर क्षोभ न जाय ॥ १५ ॥

લક્ષ્મણજી સર્વ માતાઓને મળ્યા. અને માતાઓ તરફથી શુભાશીર્વાદ પામી પ્રસન્ન થયા, અને કૈકેયીને તો વારમ્વાર મળ્યા. મનનો ક્ષોભ જતો નહતો, અથવા તો કૈકેયીને ગુરૂ માનવા લાગ્યા; કારણ કે કૈકેયીદ્વારા શ્રી રામચન્દ્રજીનાં ચરણની સેવા મળી હતી. ૧૫

चो–सासुन सबहिं मिली वैदेही, चरणन लागि हर्ष अति तेही ॥
देहिं अशीष पूंछि कुशलाता, होइ अचल तुम्हार अहिवाता ॥१॥

सब रघुपति पद कमल बिलोकी, मंगल जानि नयन जल रोकी ॥
कनकथार आरती उतारहिं, बार बार प्रभु गात निहारहिं ॥२॥
नाना भांति निछावरि करहीं, परमानन्द हर्ष उर धरहीं ॥
कौशल्या पुनि पुनि रघुवीरहिं, चितवहिं कृपा सिन्धु रणधीरहिं ॥३॥
हृदय विचारति बारहिं बारा, कवन भांति लंकापति मारा ॥
अति सुकुमार युगल मम बारे, निशिचर सुभट महाबल भारे ॥४॥

સર્વ સાસુઓને જાનકીજી મળ્યાં, અને સાસુઓનાં ચરણમાં પડી મનમાં બહુજ પ્રસન્ન થયાં. માતાઓ સર્વ આશીષ આપી કુશળ પુછવા લાગી, અને કહેવા લાગી કે, તમારૂં સૌભાગ્ય અચળ રહો. ૧ સર્વ માતાઓ શ્રી રામચન્દ્રજીનાં ચરણકમળોને નિરખે છે, અને પ્રેમને લીધે નેત્રોમાંથી જે પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલી રહેલો છે, તેને આ મંગળ સમય જાણીને પરાણે રોકી રાખે છે. સુવર્ણના થાળમાં આરતી ઉતારીને વારંવાર શ્રી રામચન્દ્રજીનાં શરીરને નિરખ્યા કરે છે. ૨ નાનાપ્રકારે માતાઓ ન્યોછાવર કરી રહી છે. અને મહા આનંદથી હૃદયમાં પ્રસન્ન થઇ રહી હતી. કૌશલ્યાજી વારમ્વાર પ્રેમથી શ્રી રઘુનાથજીનું અવલોકન કરી રહેલાં હતાં. શ્રી રામચન્દ્રજી રણધીર અને કૃપાસાગર છે. ૩ માતા પુનઃ પુનઃ મનમાં વિચાર કરવા લાગી કે, મારા કુંવરનું તો મહા કોમળ શરીર છે, તેણે લંકાપતિ રાવણને શી રીતે માર્યો. આ બન્ને મારા બાળકો તો બહુજ કોમળ છે, અને રાક્ષસ તો મહા બળવાન્ કઠોર શરીરવાળા હોય છે. તે શી રીતે મારયા ગયા હશે ! ૪

दोहा—लक्ष्मण अरु सीता सहित, प्रभुहिं बिलोकहिं मात ॥
परमानन्द मगन मन, पुनि पुनि पुलकित गात ॥ १६ ॥

માતા શ્રી રામચન્દ્રજીને લક્ષ્મણજી અને જાનકીજી સહ વારંવાર નિરખ્યા કરે છે. સર્વ આનંદમાં મગ્ન થઇ ગયાં છે. અત્યંત પ્રસન્નતા થતાં સર્વનાં શરીર પુલકાયમાન થઈ ગયાં હતાં. ૧૬

चो—लंकापति कपीश नल नीला, जाम्बवंत अंगद शुभ शीला ॥
हनुमदादि सब बानर वीरा, धरे मनोहर मनुज शरीरा ॥१॥
भरत सनेह शील व्रत नेमा, सादर सब वर्णहिं अति प्रेमा ॥
देखि नगर बासिनकी रीती, सकल सराहहिं प्रभुपद प्रीती ॥२॥
पुनि रघुपति निज सखा बुलाये, मुनिपद लागहु सबहिं सिखाये ॥
गुरु वशिष्ठ कुल पूज्य हमारे, इनकी कृपा दनुज रण मारे ॥ ३ ॥

ये सब सखा सुनहु मुनि मेरे, भये समर सागर कहँ बेरे ॥
मम हित लागि जन्म इन हारे, भरत हुते मोहिं अधिक पियारे॥४॥
मुनि प्रभु वचन मगन सब भये, निमिष निमिष उपजत सुख नये ॥

વિભીષણ, સુગ્રીવ નળ, નીલ, જામ્બવન્ત, અંગદ અને હનુમાનાદિ સર્વ વાનરાઓ મનુષ્ય શરીર ધારણ કરી અયોધ્યાવાસીઓની પ્રસન્નતાને જોયા કરતા હતા. અને મનમાં પ્રસન્ન થતા હતા. ૧ અને તે સર્વ પ્રસન્નતા પૂર્વક ભરતજીનો સ્નેહ, શીલવ્રત અને તેમનું આદર પૂર્વક પ્રેમથી વર્ણન કરતા હતા. તે પ્રમાણેજ નગરવાસીઓની રીતિ અને તેઓની પ્રભુ શ્રી રામચન્દ્રજીનાં ચરણોમાં અધિક પ્રીતિ જોઇને સર્વ પ્રશંસા કરતા હતા. ૨ તે સમય શ્રી રામચન્દ્રજીએ પોતાના સર્વ સખાઓને બોલાવી એ પ્રકારે કહ્યું કે, તમે સર્વ મુનિજીનાં ચરણોમાં દંડવત્ કરો. આ ગુરૂ વસિષ્ટજી અમારા કુળપૂજ્ય છે. એમનીજ કૃપાથી મેં યુદ્ધમાં રાક્ષસોને માર્યા છે. ૩ (વસિષ્ટજીને કહે છે.) કે હે મુનિરાજ! આ સર્વ મારા સખા છે, કે જે યુદ્ધરૂપી મહાસાગરમાંથી મને તારવાને માટે નાવરૂપ થઇ ગયા. અથવા તો સમુદ્ર ઉતરતી વેળાએ અને લડાઇ સમય તે મારા સખા થયા. મારા માટે પોતાનો જન્મ હારેલા છે. તેઓ મને ભરતજીથી પણ અધિક પ્રિય છે; કારણ કે ભરતજીએ રાજ્યનું સંરક્ષણ કર્યું હતું, અને આ લોકોએ તો મારા શરીરનું સંરક્ષણ કર્યું હતું. ૪ પ્રભુનાં આ વચન શ્રવણ કરીને વાનરાઓ પ્રેમમાં મગ્ન થઇ ગયા, અને પળે પળે નવીન સુખ ઉપજવા લાગ્યું. ૦

दोहा—कौशल्याके चरण युग, पुनि तिन नायउ माथ ॥
आशिष दीन्ही हर्षि हिय, तुम प्रिय जिमि रघुनाथ ॥ १७ ॥

ત્યારપછી તે સર્વ વાનરાઓએ શ્રી કૌશલ્યાજીના ચરણોમાં મસ્તક નમાવ્યાં. કૌશલ્યાજીએ પ્રસન્ન થઇ આશીર્વાદ આપી કહ્યું કે, તમે સર્વ મને રામ સદૃશ પ્યારા છો. ૧૭

दोहा—सुमन वृष्टि नभ संकुल, भवन चले सुखकन्द ॥
चढे अटारिन्ह देखहिं, नगर नारि नर बृन्द ॥ १८ ॥

તે સમય આકાશમાંથી પુષ્પ વૃષ્ટિ થવા લાગી, અને સુખના મૂળ શ્રીરઘુનાથજી ઘર તરફ પધારયા. નગરનાં નર અને નારીનાં ટોળાં અગાસીઓ ઉપર ચડી ચડીને ભગવાનનાં દર્શન કરે છે, અને બજારમાં પણ પુષ્કળ ભીડ થઇ ગઇ હતી. ૧૮

चौ—कंचन कलश विचित्र सँवारे, सबहिं धरे सजि निज निज द्वारे ॥
बन्दनवार पताका केतू, सबन्हि बनाये मंगल हेतु ॥ १ ॥

बीथिन सकल सुगंधि सिंचाये, गज मणि रचि बहु चौक पुराये ॥
नाना भांति सुमंगल साजे, हर्षि निशान नगर बहु बाजे ॥ २ ॥
जह तहँ नारि निछावरि करहीं, देहिं अशीष हर्ष उर भरहीं ॥
कंचन थार आरती नाना, युवती साजि करहिं कलगाना ॥३॥
करहिं आरती आरत हरके, रघुकुल कमल विपिन दिन करके ॥
पुर शोभा सम्पति कल्याना, निगम शेष शारदा बखाना ॥ ४ ॥
तेउ यह चरित देखि ठग रहहीं, उमा तासु गुण नर किमि कहहीं ॥

સુવર્ણના સુન્દર અદ્દભુત કળશ શણગારીને સર્વ લોકોએ પોતપોતાનાં ઘરને બારણે શકુનને માટે મૂકેલા હતા. ધ્વજા, પતાકા અને વાવટા સર્વ લોકોએ મંગળ માટે બનાવી બનાવીને પોતપોતાને ઘેર બાંધેલા હતા. ૧ સર્વ ગલીઓમાં ચૂવા, ચંદનનો છંટકાવ કરેલો હતો. હાથિના ગંડસ્થળમાંથી નિકળેલા મોતીઓના જ્યાં ત્યાં ચોક પુરેલા હતા. નાના પ્રકારના સુંદર મંગળ સજાવ્યાં. અને પ્રસન્નતાથી સર્વેએ નોબત, નગારાં અને શરણાઈ ઘરોઘર વગડાવવા માંડી. ૨ સ્થળે સ્થળે સ્ત્રીઓ નોછાવર કરી કરીને આશીષ આપી મહા પ્રસન્ન થતી હતી. સુવર્ણના થાળોમાં આરતી બનાવીને યુવાન સ્ત્રીઓ મનોહર સ્વરથી મંગળ ગીત ગાતી ગાતી શ્રીરઘુનાથજીની આરતી ઉતારતી હતી. ૩ દુઃખના હરવાવાળા શ્રીરામચન્દ્રજીની સ્ત્રીઓ આરતી કરે છે. શ્રીરઘુનાથજી કેવા છે કે,—રઘુવંશીઓનું કુળ કમળોનું વન છે. તેને ખિલાવવાને શ્રીરામચન્દ્રજી સૂર્યરૂપ છે. પ્રભુના પધારવાથી અયોધ્યાની શોભા, સમ્પતિ અને ભલાઇનું વેદ, અને સરસ્વતી જો વખાણ કરવાની ઈચ્છા કરે તો, ૪ તેથી પણ વર્ણન થઇ શકે તેમ નથી; કારણ કે તેઓ પણ આ ચરિત્ર જોઈ સ્તબ્ધ બની ગયેલ છે, તો શિવજી કહે છે કે હે પાર્વતી ! મનુષ્ય તો તેના ગુણનું વર્ણનજ શીરીતે કરી શકે તેમ છે.૦

दोहा—नारि कुमुदिना अवध सर, रघुपति विरह दिनेश ॥
अस्त भये विकसित भई, निरखि राम राकेश ॥ १९ ॥

અયોધ્યારૂપી સરોવરમાં નારીરૂપી કુમુદિની રઘુનાથરૂપી વિરહના સૂર્યોદયથી બંધ હતી, તે જ્યારે વિયોગનો સૂર્ય અસ્ત પામ્યો, અને શ્રીરામરૂપી ચન્દ્રોદય થયો, ત્યારે તે સર્વ ખીલી ગઇ. ૧૯

दोहा—होहिं शकुन शुभ विविध विधि, बाजहिं गगन निशान ॥
पुर नर नारि सनाथ करि, भवन चले भगवान ॥ २० ॥

નાના પ્રકારનાં શુભ શકુન થવા લાગ્યાં. આકાશમાંથી નાના પ્રકારનાં વાજાં વાગવા માંડ્યાં. આ પ્રકારે નગરનાં નર અને નારીઓને સનાથ કરી શ્રી-

ભગવાન્ ઘર તરફ પધાર્યા. ૨૦

चो–प्रभु जानी कैकयी लजानी, प्रथम तासु गृह गये भवानी ॥
ताहि प्रबोधि बहुत सुख दीन्हा, पुनि निज भवन गवन प्रभु कीन्हा १
कृपासिन्धु जब मन्दिर गयऊ, पुर नरनारि सुखी सब भयऊ ॥
गुरु वशिष्ठ द्विज लिये बुलाई, आजु सुघरी सुदिन सुखदाई ॥ २ ॥
सब द्विज देहु हर्षि अनुशासन, रामचन्द्र बैठहिं सिंहासन ॥
मुनि वशिष्ठके वचन सुहाये, सुनत सकल विप्रन मन भाये ॥ ३ ॥
कहहिं वचन मृदु विप्र अनेका, जग अभिराम राम अभिषेका ॥
अब मुनिवर विलम्ब नहिं कीजै, महाराज कहँ तिलक करीजै ॥४॥

શ્રીરઘુનાથજીએ જાણ્યું કે કૈકેયીને બહુ લજ્જા થઈ છે, એ માટે (હે પાર્વતી !) પ્રભુ પ્રથમ કૈકેયીને ઘેર પધાર્યા, અને તેને નાના પ્રકારે જ્ઞાન આપી, પોતાનું રૂપ દર્શાવી બહુજ સુખ આપ્યા પછી, પોતાના ભુવનમાં પધાર્યા. ૧ કૃપાસાગર જ્યારે પોતાના મંદિરમાં પધાર્યા, ત્યારે નરનારી સુખી થયાં, જે કૈકેયીના ઘર જવાથી વનવાસ થયો હતો, તેનેજ ઘેર પુનઃ રઘુનાથજીને પધારતા નિરખી લોકોના મનમાં સંદેહ થયો કે જોઇએ છીએ કે હવે પાછું શું થાય છે ? પણ જ્યારે ત્યાંથી કુશળ પૂર્વક પાછા પોતાના મંદિરમાં પધાર્યા, ત્યારે સર્વ સુખી થયાં. તે સમય ગુરૂ વસિષ્ઠજીએ સર્વ બ્રાહ્મણોને બોલાવીને કહ્યું કે,–આજ ઘડી અને નક્ષત્ર સર્વ સારાં છે. ૨ પ્રથમ વિલંબ કરવાથી વિઘ્ન નડયું હતું, જેથી આ સમય વિલંબ કરવાનો નથી. સર્વ બ્રાહ્મણ પ્રસન્ન થઇ આજ્ઞા આપો તો શ્રીરામચન્દ્ર સિંહાસનપર બેસે. મુનિરાજ વસિષ્ઠજીનાં આવાં વચન સર્વના મનને બહુજ સારાં લાગ્યાં. ૩ અને સર્વ બ્રાહ્મણો કોમળ વચન બોલ્યા કે, શ્રીરઘુનાથજીનો રાજ્યાભિષેક જગતને સુખદાયક છે. હે મુનિરાજ ! હવે વિલંબ ન કરો. મહારાજ શ્રીરામચન્દ્રજીને ત્વરાથી રાજ્યતિલક કરો. ૪

दोहा–तब मुनि कहेउ सुमन्त सन, तुरत चले शिरनाइ ॥
रथ अनेक गज बाजि बहु, सकल सँवारे जाइ ॥ २१ ॥

વસિષ્ઠ મુનિએ સુમંતને આજ્ઞા કરી, એટલે સુમંતે તુરતજ આજ્ઞા થતાંની સાથેજ જઇને અનેક રથ, હાથી અને ઘોડા તૈયાર કરવાની આજ્ઞા આપી, અને કહ્યું કે રાજ્યતિલક સમય સર્વ સૈનિક ગણોએ હાજર રહેવું. ૨૧

दोहा–जहँ तहँ धावन पठै पुनि, मंगल द्रव्य मँगाइ ॥
हर्ष समेत वशिष्ठ पद, पुनि शिर नायउ आइ ॥ २२ ॥

અને દૂતોને પાઠવી દરેક તીર્થથી મંગળ દ્રવ્ય મંગાવ્યાં. આ પ્રમાણે સર્વ બંદોબસ્ત કરી સુમંતે આવીને વસિષ્ઠજીના ચરણોમાં મસ્તક નમાવ્યું, અને કહ્યું કે, આપની આજ્ઞાનુસાર સર્વ વસ્તુ તૈયાર છે. ૨૨

चो–अवधपुरी अति रुचिर बनाई, देवन सुमन वृष्टि झरि लाई ॥
राम कहा सेवकन्ह बुलाई, प्रथम सखन्ह अन्हवावहु जाई ॥ १ ॥
सुनत वचन जन जहँ तहँ धाये, सुग्रीवादि तुरत अन्हवाये ॥
पुनि करुणानिधि भरत हँकारे, निज कर जटा राम निरवारे ॥ २ ॥
अन्हवाये पुनि तीनिहुं भाई, भक्त वत्सल कृपालु रघुराई ॥
भरत भाग्य प्रभु कोमलताई, शेष कोटि शत सकहिं न गाई ॥३॥
पुनि निज जटा राम बिवराये, मुनि अनुशासन पाइ अन्हाये ॥
करि मज्जन भूषण प्रभु साजे, अंग अनंग कोटि छवि लाजे ॥ ४ ॥

અયોધ્યા નગરીને બહુજ સુંદર શણગારવામાં આવી. દેવતાઓએ પણ પ્રસન્ન થઇને પુષ્પની વૃષ્ટિ કરવા માંડી. શ્રીરામચન્દ્રજીએ પોતાના સેવકોને બોલાવીને કહ્યું કે, પ્રથમ તમે જઇને મારા સખાઓને સ્નાન કરાવો. ૧ સેવકો શ્રીરામચન્દ્રજીની આજ્ઞા સાંભળતાંની સાથેજ પોત પોતાને કામે લાગી ગયા. અને તુરત સુગ્રીવાદિકોને સ્નાન કરાવ્યું. ત્યારપછી કરૂણાસાગર રામચન્દ્રજીએ ભરતજીને બોલાવી પોતાના હાથથી તેની જટા નિવારણ કરી. ૨ પછી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન એ ત્રણ્યે ભાઇઓને સ્નાન કરાવ્યું. શ્રીરામચન્દ્રજી કૃપાળુ, અને ભક્તવત્સલ છે. ભરતજીનાં ભાગ્ય અને શ્રીરામચન્દ્રજીની કોમળતા તેનું વર્ણન સો કરોડ શેષજીથી પણ થઇ શકે તેમ નથી. ૩ પછી શ્રીરામચન્દ્રજીએ પોતાની જટા દૂર કરાવી, અને મુનિની આજ્ઞા થતાં સ્નાન કરયું. સ્નાન કરી તેજ સમય પ્રભુએ શરીર ઉપર આભૂષણ ધારણ કરયાં, તે સમય પ્રભુનાં રૂપને તથા અંગોને નિરખી સો કરોડ કામદેવની કાન્તિ ક્ષીણ થઇ જતી હતી. ૪

दोहा–सासुन सादर जानकिहि, मज्जन तुरत कराइ ॥
दिव्य बसन वर भूषण, अँग अँग सजे बनाइ ॥ २३ ॥

સાસુઓએ શ્રી જાનકીજીને આદરપૂર્વક સ્નાન કરાવીને મહામૂલ્યનાં શ્રેષ્ઠ ઉજ્જવલ આભૂષણ પહેરાવ્યાં, અને ઉત્તમ વસ્ત્ર પહેરાવ્યાં. સ્ત્રીઓ જેટલાં ઘરેણાં ધારણ કરે છે, તેટલાં સર્વ મહારાણી જાનકીજીને સાસુઓએ પ્રેમથી પ્રત્યેક અંગમાં પહેરાવ્યાં. ૨૩

दोहा–राम बाम दिशि शोभित, रमा रूप गुणखानि ॥

**देखि सासु सब हर्षित, जन्म सफल निज जानि ॥ २४ ॥**

તે સાક્ષાત્ રૂપ અને ગુણની ખાણ* લક્ષ્મી શ્રીરામચન્દ્રજીની ડાબી તરફ બિરાજી રહેલાં હતાં. એ શોભા જોઇ સર્વ કોઇ પ્રસન્ન થઈ પોતાના જન્મને સફળ માનતાં હતાં. સર્વ રૂપ નિરખતાં હતાં; પરંતુ કૌશલ્યાજી તો તે સમય પણ કાજળ શોધતાં હતાં કે, જરા કાજળ લગાડી દઉં, કે જેથી કોઇની નજર ન લાગે. ૨૪

**दोहा—सुन खगेश तेहि अवसर, ब्रह्मा शिव मुनि वृन्द ॥**
**चढि विमान आये सकल, सुर देखन सुखकन्द ॥ २५ ॥**

કાકભુશુંડજી કહે છે કે—હે ગરૂડજી! તે સમય બ્રહ્મા, શ્રી સદાશિવજી અને સર્વ દેવતા તથા મુનિઓ વિમાનમાં બેસી બેસીને શ્રીરઘુનાથજીનાં દર્શન કરવાને આવ્યા હતા. ૨૫

**चो—प्रभु विलोकि मुनि मन अनुरागा, तुरत दिव्य सिंहासन मांगा ॥**
**रवि सम तेज वरणि नहिं जाई, बैठे राम द्विजन शिरनाई ॥ १ ॥**
**जनक सुता समेत रघुराई, देखि प्रहर्षे मुनि समुदाई ॥**
**वेद मंत्र सब न द्विज उच्चारे, नभसुर मुनि जय जयति पुकारे ॥ २ ॥**
**प्रथम तिलक वशिष्ट मुनि कीन्हा, पुनि सब विप्रन आयसु दीन्हा ॥**
**सुत विलोकि हर्षित महतारी, बार बार आरती उतारी ॥ ३ ॥**
**विप्रन दान विविध विधि दीन्हे, याचक सकल अयाचक कीन्हे ॥**
**सिंहासन पर त्रिभुवन साईं, देखि सुरन्ह दुन्दुभी बजाईं ॥ ४ ॥**

પ્રભુને જોતાંની સાથેજ ગુરૂ વસિષ્ઠજી બહુ પ્રસન્ન થયા, અને તુરત દિવ્ય સિંહાસન મંગાવ્યું કે, જેનું તેજ સૂર્ય સદૃશ છે. જેની શોભાનું વર્ણન થઇ શકતું નથી. એવાં અવર્ણનીય સિંહાસન ઉપર શ્રીરામચન્દ્રજી બ્રાહ્મણોને મસ્તક નમાવીને બેઠા. ૧ જાનકીજી સહ શ્રી રઘુનાથજીને સિંહાસન ઉપર બેઠેલા જોઇને મુનિ બહુજ પ્રસન્ન થયા. સઘળા બ્રાહ્મણો વેદ મંત્ર ઉચ્ચારણ કરવા લાગ્યા. આકાશમાંથી દેવતા અને મુનિ જયજયકાર પોકારવા લાગ્યા. ૨ વૈશાખ મહિનાની કૃષ્ણપક્ષની સાતમને દિવસે એટલે કે આપણા ચૈત્ર મહિનાની કૃષ્ણ-

---

* **कांतस्ते पुरुषोत्तमः फणि पतिः शय्यासनं वाहना वेदात्मा विहगेश्वरोयवनिका माया जगन्मोहनी। ब्रह्मेशादि सुरव्रजः सदयत स्त्वद्दास दासीगणः श्रीरित्येवचनामते भगवतीश्रुमः कथंत्वांवयं ॥** જે લક્ષ્મીના પતિ તો પુરૂષોત્તમ નારાયણ છે. શેષશય્યાસન છે. વેદાત્મા ગરૂડજી વાહન છે. જગન્મોહિની માયા જેવી યવનિકા છે. બ્રહ્મા અને શિવાદિ સમસ્ત દેવગણ પત્નિયો સહ જેના દાસ દાસીગણ છે. શ્રી એવું જેનું સર્વોત્તમ નામ છે. તે સીતા શ્રીરામના વામ ભાગમાં શોભે છે. તે સીતાને જોઇને માતા સર્વ હર્ષ પામે છે.

પક્ષની સાતમને દિવસે શ્રીરઘુનાથજીને રાજ્યતિલક થયું. પ્રથમ વસિષ્ઠજીએ તિલક કરયું. પછી સર્વ બ્રાહ્મણોએ આજ્ઞા આપી. પુત્રોને નિરખી માતાઓ બહુજ પ્રસન્ન થઇ, અને વારંવાર આરતી ઉતારી. ૩ બ્રાહ્મણોને નાનાપ્રકારનાં દાન આપવામાં આવ્યાં. યાચકોને અયાચક કરી દીધા. સિંહાસનના ઉપર ત્રૈલોક્યના નાથને બેઠેલ નિરખી દેવતાઓએ દુંદુભી—નગારાં વગડાવ્યાં. ૪

छन्द०—नभ दुन्दुभी बाजहिं विपुल गन्धर्व किन्नर गावहीं ।
नाचहिं अप्सरा वृन्द परमानन्द मुनि सुर पावहीं ॥
भरतादि अनुज विभीषणांगद हनुमदादि समेत जे ।
गहे छत्र चामर व्यजन धनु असि चर्म शक्ति विराजते ॥५॥

આકાશમાં નગારાં વાગી રહેલાં છે. અનેક ગંધર્વ ગાયન કરી રહેલા છે. અપ્સરાઓ નાચ કરી રહી છે. દેવ અને મુનિ પરમાનન્દ યુક્ત થઇ રહ્યા છે. ભરત, શત્રુઘ્ન લક્ષ્મણ, વિભીષણ, અંગદ, હનુમાન્, સુગ્રીવ, દધિમુખ, દ્વિવિદ, અગંદ, જામ્બવન્ત, સુષેણ, દરીમુખ, કુમુદ, નીલ, નલ, ગવાક્ષ, પનસ અને ગંધમાદન એ સોળ પાર્ષદ પરિચર્યામાં ઉભા હતા. એ સર્વ કિશોરાવસ્થાવાળા હતા. સીતા રામમાં પોતાનું મન લગાડી રહેલા હતા. (આ લેખ અગસ્ત્ય સંહિતામાં છે) આ સર્વ છત્ર, ચામર, પંખા, ધનુષ્, તલવાર, ઢાલ અને શક્તિ—આદિ લઇને વિરાજમાન્ થઈ રહેલા હતા. ૫

छन्द०—सिय सहित दिनकर वंश भूषण काम बहु छबि सोहहीं ।
नव अम्बुधर वरगात अम्बर पीत मुनि मन मोहहीं ॥
मुकुटांगदादि विचित्र भूषण अंग अंगन प्रतिसजे ।
अंभोज नयन विशाल उर भुज धन्य नर निरखंतजे ॥ ६ ॥

શ્રી સીતાજી સહ શ્રીરામચન્દ્રજી શોભતા હતા, અનેક કામદેવો કરતાં પણ અધિક છબી શોભી રહી હતી, નવીન જળ ભરેલાં વાદળનાં સમાન શ્યામ શરીર અને પીળાં વસ્ત્ર ઓઢેલાં હતાં. જેથી દેવ, દેવતા અને મુનિ મોહ પામતા હતા. મુકુટ અને બાજુબંધાદિ વિચિત્ર વિચિત્ર ઘરેણાં પ્રત્યેક્ અંગ ઉપર સજેલાં હતાં. કમળ સદૃશ મોટાં મોટાં નેત્ર, હૃદય વિશાળ અને ભુજાઓ લાંબી હતી, એવા જે શ્રીરામચન્દ્રજી તેનાં જે મનુષ્ય દર્શન કરે છે, તેને ધન્ય છે. ૬

दोहा—वह शोभा सुसमाज सुख, कहत न बनै खगेश ॥
वर्णै शारद शेष श्रुति, सो रस जान महेश ॥ २६ ॥

કાકભુશુંડજી કહે છે કે હે ગરૂડજી ! એ શોભા અને સમાજના સુખનું વર્ણન કરી શકાતું નથી; તો પણ પોતપોતાની બુદ્ધિ અનુસાર સરસ્વતી, શેષ

અને વેદ વર્ણન કરે છે, પરંતુ શ્રીસદાશિવજી તો એ રસને સારી રીતે જાણેછે. ૨૬

अथ क्षेपक ॥

चो–उठ्यो विभीषण तब सुखपाई, रत्नमाल कर लई उठाई ॥
दीन्ह जलधि रावणको जोई, पुनः विभीषण पाई सोई ॥ १ ॥
सोई रत्नमाल सुखकारी, दीन्ह जानकीके गल डारी ॥
जासु ज्योति अस भई विशाला, सन्मुख लख न सकत महिपाला २
राजसमूह अधिक तहँ सोहा, तेहि विलोकि सब कर मन मोहा ॥
तेहि क्षण जनक सुता महारानी, चितै राम तन पुनि मुसकानी ।३।
कह्यो कृपालु प्रिया सुन लीजै, जो इच्छा जेहिको सो दीजै ॥
सुनत वचन तब जनक दुलारी, सोई गलसे माल उतारी ॥ ४ ॥
काहि देउं यह हृदय विचारी, मारुत सुतकी ओर निहारी ॥

( ક્ષેપક કથા. )

તે સમય વિભીષણ સુખ પામીને રત્નોની માળા હાથમાં લઇને ઉઠયો. તે એ માળા હતી કે. જે સમુદ્રે રાવણને આપી હતી. અને જે વિભીષણને મળી હતી. ૧ વિભીષણે તેજ સુંદર રત્નોની માળા (મોતીની માળા) જાનકીના ગળામાંનાખી. જેનું એવું તો વિશાળ તેજ હતું કે, કોઇ પણ રાજા તેના સામે દૃષ્ટિ કરી જોઇ શકતા નહતા. ૨ ત્યાં રાજ સમૂહ શોભતો હતો; પરંતુ માલાને જોઇ સર્વ મોહ પામ્યા. તેજ ક્ષણે જાનકીજી શ્રીરામચન્દ્રજીના સન્મુખ જોઇને જરા હસ્યાં. ૩ તે જોઇને શ્રીરામચન્દ્રજી બોલ્યા કે,–પ્યારી ! જેને દેવાની ઇચ્છા હોય તેને તે આપો. તે વચન સાંભળી જાનકીજીએ તે માળા ગળામાંથી ઉતારી. ૪ કેને આપું એ મનમાં વિચાર કરી મહાવીરજીના સામું જોયું. •

दोहा–कृपा दृष्टि लखि पवन सुत, हर्षि दंडवत कीन्ह ॥
रत्नमाल सो जानकी, डारि गरे महँ दीन्ह ॥ २७ ॥

મહાવીરજીએ પોતાના ઉપર કૃપાદૃષ્ટિ જોઇ પ્રસન્ન થઇ દંડવત્ પ્રણામ કરયા; એટલે જાનકીજીએ રત્નજડીત માળા હનુમાન્જીના ગળામાં નાખી. ૨૭

चो–महावीर मनमांहि विचारी, है कोइ गुण मालामें भारी ॥
परमानन्द प्रेम रस पागे, मणियें सकल विलोकन लागे ॥ १ ॥
विनु प्रकाश कछु और न तामें, मन लागे भक्तनको जामें ॥
मणि भीतर कछु हैहै सारा, मुक्ता एक तोरि तब डारा ॥ २ ॥
ताके मध्य विलोकन लागे, देख लोग अचरजमें पागे ॥

पुनि दूजो तोर्‍यो हनुमाना, देख निसार तज्यो बलवाना ॥ ३ ॥
इहिविधि तोरत क्रम क्रम मोती, पीर अधिक दर्शक गण होती ॥
कहन लगे निज निज मन माहीं, जो कोइ अधिकारी नाहीं ॥ ४ ॥
ताको ऐसी वस्तु न दीजै, नहिं तौ यही दशा लखि लीजैं ॥

મહાવીરજીએ મનમાં વિચાર કરયો કે, માળામાં કોઇ મોટો ગુણ હશે, તેથી મહાઆનંદ પામી માળાના સર્વ દાણા જોવા લાગ્યા. ૧ પ્રકાશ વગર તેમાં બીજું કાંઈ પણ ન હતું, કે જેથી તેમાં ભક્તોનું મન લાગે. કદાચિત્ તેના અંદર કાંઇ સાર હશે, એ વિચારી મહાવીરજીએ એક મોતી તોડી નાંખ્યું. ૨ અને તેના વચમાં જોવા લાગ્યા. આ પ્રમાણે હનુમાનજીને કરતા જોઇ લોકો હસવા લાગ્યા; તેટલામાં તો મહાવીરજીએ વળી બીજું તોડયું. તેને પણ સાર વગરનું સમજી ફેંકી દીધું. ૩ આ પ્રકારે મહાવીરજી એક પછી એક મોતી તોડવા લાગ્યા. જોનારાઓના મનમાં દુઃખ થતું હતું. તે સર્વ પોત પોતાના મનમાં કહેવા લાગ્યા કે,—જે કોઇ જે વસ્તુનો અધિકારી નથી. ૪ તેને તે વસ્તુ દેવી યોગ્ય નથી, છતાં જો કોઇ આપશે, તો તેની આવી દુર્દશા થશે. ૦

दोहा—बोल उठ्यो कोउ नृपति यह, कहा करत हनुमान ॥
क्यों तोरत हो माल तुम, सुन्दर रत्न सुजान ॥ २८ ॥

તેટલામાં તો એક રાજા બોલી ઉઠયો કે,—હે મહાવીરજી ! આ તમે શું કરોછો ? આ સુંદર રત્નમાળા ચતુર થઇને કેમ તોડોછો? ૨૮.

चौ—वचन सुनत कहे मारुतिवानी, देखहुं राम नाम सुखदानी ॥
नाम न यामें परत लखाई, ताते तोरत डारत भाई ॥ १ ॥
कह कोउ सकल वस्तुके माहीं, राम नाम कहुँ सुनियत नाहीं ॥
कह मारुति न नाम जेहि मांहीं, सोतौ काहु कामकी नाहीं ॥ २ ॥
बोला सोइ सुनो बलधामा, तुम तनु माहिं रामको नामा ॥
सुनत वचन कह पवनकुमारा, निश्चय तनु हरि नाम उदारा ॥३॥
अस कह कपि निज हृदय विदारा, रोम रोम प्रभु नाम अपारा ॥
अंकित राम नाम सब ठाहीं, लखि सब चकित भये मन माहीं ॥४॥
पुष्प वृष्टि नभ जयति उचारी, कृपादृष्टि रघुनाथ निहारी ॥

આવાં તે રાજાનાં વચન શ્રવણ કરતાંની સાથેજ હનુમાનજી બોલ્યા કે, આમાં સુખદાયક રામનામ જોઉંછું; પરંતુ આમાં રામનામ જોવામાં આવતું નથી, એ કારણથી તોડી નાખુંછું. ૧ એટલે વળી બીજાએ કહ્યું કે, સર્વ વસ્તુમાં તો રામનામ હોય, એવું તો કયાંય સાંભળ્યું નથી. ત્યારે હનુમાનજી બોલ્યા

કે, જેમાં રામનામ નથી, તે વસ્તુ તો કાંઇ પણ કામની નથી. ૨ ત્યારે તેજ રાજા બોલ્યો કે-તમારા શરીરમાં પણ રામનામ હશેજ તે વચન સાંભળતાંની સાથેજ પવનકુમાર બોલ્યા કે, મારા શરીરમાં અવશ્ય રામનામ છેજ. ૩ એમ કહીને હનુમાનજીએ પોતાની છાતી ચીરી નાખી, તો જેટલાં સ્થાનમાં રૂંવાડાં થાય છે, તેટલા સ્થાનમાં એટલે કે રૂંવાડે રૂંવાડે રામનામ હતું, કોઇ પણ સ્થાન રામનામ વગરનું નહતું. સર્વ સ્થળે રામનામ લખ્યું હતું. તે જોઇને સર્વ સભાસદો ચકિત થઈ ગયા. ૪ આકાશથી પુષ્પની વૃષ્ટી અને જયજયકાર શબ્દ થયો, ત્યારે શ્રીરામચન્દ્રજીએ કૃપા કરી હનુમાનજીના સામું જોયું. ૦

दोहा–अंग भयो पुनि कुलिश सम, उठि तुरंत भगवान ॥
वारि विलोचन पुलकि तनु, हिय लाये हनुमान ॥ २९ ॥

રામચન્દ્રજીનું જોવું થતાંની સાથેજ મહાવીરજીનું અંગ વજ્રના સમાન થઇ ગયું. તે સમય નેત્રોમાં પ્રેમાશ્રુ લાવી, રોમાંચિત થઇ ભગવાન્ શ્રીરામચન્દ્રજીએ ઉઠી મહાવીરજીને હૃદય સાથે લગાવ્યા. ૨૯.

चो–भयो तहां अचरज यह भारी, देवन जय जय जयति उचारी ॥

હનુમાનજીનું શરીર પુનઃ વજ્રમય થઇ જતાં સર્વને મોટું આશ્ચર્ય થયું, અને એ મહાઆશ્ચર્ય જોઇને દેવતાઓએ જયજયકાર શબ્દ કરયો. ૧ ( ઇતિ ક્ષેપક. )

दोहा–भिन्न भिन्न अस्तुति करि, गे सुर निज निज धाम ॥
वन्दि वेषधारि वेद तब, आये जहँ श्रीराम ॥ ३० ॥

પૃથક્ પૃથક્ સ્તુતિ કરી દેવતાઓ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. ત્યારે ગુણગાયકનો વેષ ધારણ કરી ચારે વેદ ભગવાનની સમીપમાં આવ્યા. ૩૦

प्रभु सर्वज्ञ कीन्ह अति, आदर कृपानिधान ॥
लखा न काहू मर्म कछु, लगे करन गुणगान ॥ ३१ ॥

પ્રભુ સર્વજ્ઞ છે. તેથી તેનો ઘણોજ આદર સત્કાર શ્રીરઘુનાથજી એ કરયો, પણ આ ભેદ કોઈના જાણવામાં આવ્યો નહિ, અને વેદો રઘુનાથજીના ગુણો નિચે પ્રમાણે ગાવા લાગ્યો. ૩૧.

छं०–ह०गी०–जय सगुण निर्गुण रूप राम अनूप भूप शिरोमणे ।
दशकन्धरादि प्रचण्ड निशिचर प्रबल खल भुज बल हने ॥
अवतार नर संसार भार विभंजी दारुण दुख दहे ।
जय प्रणत पाल दयाल प्रभु संयुक्त शक्ति नमामिहे ॥ ७ ॥

## પ્રથમ સામવેદ સ્તુતિ કરે છે.

સામવેદ વિનય કરવા લાગ્યો કે,–હે પ્રભો ! ઉપમા રહિત તમારૂં રૂપ છે. હે રાજાઓમાં શિરોમણિ ! આપનો જય થાઓ. આપનાં સગુણ અને નિર્ગુણ એ રૂપ છે. સત, રજ અને તમ એ ત્રણે ગુણયુક્ત આપછો. પરમેશ્વરનું જે વૈરાટ્ રૂપ છે, તે સગુણ રૂપ છે. અને તેજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ રૂપથી પ્રતીત થાય છે. ભકતોને માટે સગુણ રૂપ થાય છે. અને તેજ નિર્ગુણ, નિરાકાર, નિર્વિશેષ, સર્વવ્યાપક, અને સર્વ સાક્ષી પ્રેરક સર્વથી ભિન્ન છે. જેમકે આકાશ સર્વત્ર પરિપૂર્ણ, એકરસ, દેશકાલાવચ્છિન્ન છે, તે પ્રમાણે વ્યાપક છે. અને ચૈતન્યરૂપ છે. ભકતોને માટેજ અવતાર ધારણ કરે છે. કેમકે કરૂણાસાગર છે. ( કવિતામાં જો કે નવ રસ છે, પરંતુ આમાં તો શૃંગાર, વીર અને કરૂણા એ ત્રણ પ્રધાન છે. ભગવાને પ્રતિજ્ઞા કરી છે કે–' **हरिहौं सकलभूमि गरुआई** ' એ જ આ ગ્રન્થનું મૂળ કારણ છે. વીરરસ પ્રધાનવાળા આ ચોપાઈને વીરરસ પ્રધાન કહીને રામાયણને વીરરસ પ્રધાન કહે છે. કરૂણારસ વાળાઓનું કહેવું છે કે–કરૂણાથીજ ભગવાને વીરરસની પ્રતિજ્ઞા કરી છે. શૃંગારવાળા કહે છે કે, જ્યારે આ પ્રતિજ્ઞા કરવામાં આવી, ત્યારે ભગવાને શૃંગાર ધારણ કરેલા હતા. તે રૂપ પ્રથમ હતું. માટે શૃંગાર રસજ પ્રધાન થયો; પરંતુ સર્વના કરતાં વિશેષ પ્રમાણ વેદવાકય છે, અને જે રસ મુખ્ય હોય છે, તેજ વચમાં હોય છે. તો અહિ વીરરસ વચમાં છે, પરંતુ કરૂણારસવાળા કહે છે કે, સિદ્ધાંત સર્વની પાછળ થાય છે. તો આ છન્દમાં કરૂણારસ પાછળથી કહેવામાં આવ્યો છે, તેથી કરૂણા રસ પ્રધાન થયો. ) હે ભગવન્ ! તમારાં જે સગુણ નિર્ગુણ રૂપ છે, તે સર્વ રૂપોનું આ તમારૂં ભૂપ રૂપ શિરોમણિ છે. રાવણાદિ જે પ્રચંડ નિશિચર–રાક્ષસ છે, તેઓનો આપ આપની ભુજાઓના બળથી દલન કરી નાશ કરવાવાળા છો. મનુષ્યનો અવતાર ધારણ કરીને સંસારના ભારને ઉતારી દારૂણ દુઃખને બાળી નાખનારા છો. હે દીનોનું પાલન કરવાવાળા દયાળુ પ્રભુ ! શક્તિ સહ આપને હું પ્રણામ કરૂંછું.* ૭

**पुनि यजुर्वेद बोल्यो ॥**

**तव विषम माया वश सुरासुर नाग नर अग जग हरे ।**
**भव पंथ भ्रमित अमित दिवस निशि काल कर्म न गुण भरे ॥**
**जेहि नाथ करि करुणा विलोकहु त्रिविध दुख ते निर्वहे ॥**
**भव खेद छेदन दक्ष हम कहँ रक्ष राम नमामि हे ॥ ८ ॥**

---

* રામતાપિની ઉપનિષદ્‌માં કહ્યું છે કે,–**ॐ योवै श्रीरामचन्द्रः सभगवान् अद्वैत परमानन्दात्मायो ब्रह्मांडस्यान्तर्बहिर्व्याप्तोयो विराट् भूर्भुवः स्वस्तस्मै वै नमो नमः**

## યજુર્વેદ સ્તુતિ કરે છે.

હે હરે ! તમારી વક્રમાયા અવિદ્યા છે. જેને વશ થઇને દેવતા, અસુર, નાગ, નર, જડ અને ચૈતન–આદિ સંસાર પંથમાં ભ્રમી ભ્રમીને થાકી ગયેલ છે; છતાં પણ તેના ઉપર કાળ કર્મરૂપી ગુણોનો ભાર ધરેલો છે. હે સ્વામી ! જેના તરફ આપ દયા દૃષ્ટિ કરીને નિહાળો છો, તેનાં તે ત્રણે દુઃખ એટલે કે કાળ, કર્મ અને ગુણ મટી જાય છે. બોજો જતો રહે છે. હે જગતના દુઃખને દૂર કરવામાં ચતુર રામ ! અમારી રક્ષા કરો. અમે વારંવાર આપને પ્રણામ કરીએ છીએ. અહિં એ પ્રશ્ન થાય છે કે, વેદ દુઃખી તો સંસારને કહે છે, અને સંરક્ષણ પોતાનું ઇચ્છે છે. તેનું કારણ એ છે કે,–વેદ જગદ્ ગુરૂ છે, તે પોતાની રક્ષાના નિમિત્તથી જગતની રક્ષા ઇચ્છે છે, અથવા વેદ વાક્યનો એ પણ આશય છે કે, અમે જગતવાસિયોને કહી દીધું છે કે, સંસારની વિપત્તિ દૂર કરવામાં શ્રીરઘુનાથજી કુશળ છે, તો અમારાં તે વચનનું આપ સંરક્ષણ કરો. ૮

पुनि अथर्व वेद बोल्यो ॥

जे चरण शिव अज पूज्य रज शुभ परसि मुनिपत्नी तरी ।
नख निर्गता सुर वन्दिता त्रैलोक्य पावनि सुरसरी ॥
ध्वज कुलिश अंकुश कंज युत वन फिरत कंटक किन लहे ।
पदकंज द्वंद्व मुकुन्द राम रमेश नित्य भजामिहे ॥ ९ ॥

## અથર્વ વેદ સ્તુતિ કરે છે.

જે ચરણનું શિવ અને બ્રહ્માદિક્ પુજન કરે છે, તથા જે ચરણોની રજનો સ્પર્શ કરી મુનિપત્નિ અહલ્યાનો ઉદ્ધાર થઇ ગયો, અને જે ચરણોના નખોથી વેદ વંદનીય ત્રૈલોક્ય પાવની ભગવતી ભાગીરથી નિકળી છે, તથા જે ચરણોમાં ધ્વજા, કુલિશ અંકુશ અને કમળનું ચિહ્નન છે, અને જે ચરણોમાં વનમાં ફરતી સમય કાંટા લાગવાથી તેનાં નિશાન પડી રહેલાં છે, અથવા એમ પણ અર્થ થાય છે કે– વનમાં ફરવાવાળા કોળી ×ભીલ્લ–આદિ જેને પામેલ છે, એવા લક્ષ્મીપતિ રામ ! આપનાં મુકુંદ–મોક્ષને દેવાવાળાં બે ચરણારવિન્દોનું હું ભજન કરૂં છું. ૯

जे ज्ञान मान विमत्त तव भव हरणि भक्ति न आदरी ।
ते पाय सुर दुर्लभ पदादपि परत हम देखत हरी ॥
विश्वास करि सब आश परिहरि दास तव जे हो रहे ।
जपि नाम तव विनु श्रम तरहिं भव नाथ राम नमामिहे ॥१०॥

---

×કોલી અને ભિલના અર્થમાં ' **कण्टाकिन** પાઠ છે.

હે ભગવન્! જે મનુષ્ય સમ્પૂર્ણ માયાના માનથી પર છે, અને સર્વથા જ્ઞાની છે. અનાત્માને અસત્ય અને આત્માને સત્ય જાણે છે. આત્મા જીવ અન્તર્યામી બ્રહ્મ એક જ છે.[1] વાસના સંયુક્ત જીવ વાસના ધ્વંસ થતાંજ બ્રહ્મ છે. એ રૂપ કહેવા માત્ર જ છે.[2] આ સર્વ બ્રહ્મજ છે. આ અનેકાનેક ભેદવાળી વસ્તુ કાંઈ પણ નથી, આવી અભેદ બુદ્ધિ બ્રહ્માનંદની પ્રાપ્તિ હર્ષ, શોક, દુઃખ; સુખ, શત્રુ, મિત્ર, કંચન-સુવર્ણ એ સર્વમાં સમાન દૃષ્ટિ કરે.[3] અને જે કોઇ મુક્તિને દેવાવાળી દેવતાઓને પણ દુર્લભ એવી તમારી ભક્તિનો આદર કરતા નથી, તે જ્ઞાની પણ પુનઃ બ્રહ્મલોકને પ્રાપ્ત થઈ પાછા આવે છે. અથવા અમે જે વેદ તેને રાત દિવસ જે જોયા કરે છે, જ્ઞાનને પ્રાપ્ત થયેલ છે, અને ભક્તિ કરતા નથી, તે પણ પુનઃ સંસારમાં આવીને પડે છે.[4] અને વિશ્વાસ પૂર્વક સઘળી આશાઓનો ત્યાગ કરીને તમારાજ જે દાસ થઇને રહેલા છે, અને જ્યાંસુધી લોક વેદનાં સાધન છે, તે સર્વ ઉપાયોને ત્યાગીને ઉપાય શૂન્ય શરણાગત થઇ કેવળ તમારૂંજ નામ જપીને ભવસાગર તરી જાય છે. હે નાથ! એવા કૃપાસાગરનું અમે નિત્ય ભજન કરીએ છીએ.[5] ૧૦

---

૧ अयमात्मा ब्रह्मेति श्रुतेः

૨ 'एकमेवा द्वितीयं ब्रह्म नेहनानास्ति किंचन'

૩ ગીતાજીમાં કહ્યું છે કે-**समदुःख सुखश्चैव समलोष्टाश्म कांचनः॥ तुल्य प्रियाप्रियो धीर स्तुल्य निंदात्म संस्तुतिः १ मानापमानयोरतुल्य स्तुल्यो मित्रारिपक्षयोः॥ सर्वारंभ परित्यागो गुणातीतः सउच्यते।२।**

૪ ભાગવતમાં કહ્યું છે કે-**येन्येऽरविन्दाक्ष विमुक्तमानि नस्त्वय्यस्त भावादविशुद्ध बुद्धयः॥ आरुह्य कृच्छ्रेण परंपदंततः पतत्यधोना दृतयुष्मदंघ्रयः॥ १॥ येराम भक्तिमथलां सुविहायरम्यां ज्ञानेरताः प्रतिदिनं परिक्लिष्टमार्गे ॥ आरान्महेन्द्रभरभींपरिहृत्य मूर्खा अर्के भजंति सुभगेसुखदुग्ध हेतुम् ॥ २॥**

૫ **येन्येरविन्दाक्ष विमुक्तमानि नस्त्वय्यस्तभावादवि शुद्धबुद्धयः॥ आरुह्य कृच्छ्रेण परंपदंततः पतंत्य धोनादृत युष्मदंघ्रयः॥** અર્થાત્ હે અરવિન્દાક્ષ! એ આપના અભિમુખોથી અન્ય પોતાને કેવળ જ્ઞાનનાજ અભિમાનથી વિમુક્ત માને છે. અને તમારામાં ભાવનો અભાવ કરે છે, તે અતિ અશુદ્ધ બુદ્ધિ છે. મહા કષ્ટથી પરમપદ જ્ઞાનને પામીને તમારા ચરણોના નિરાદરથી પુનઃ પડે છે. અને જે દૃઢ વિશ્વાસ કરીને કર્મોપાસન જ્ઞાન ત્રિકાંડની આશાનો ત્યાગ કરીને કેવળ આપનાજ થઈ રહે છે, તે કદાપિ પડતા નથી. આપના નામને જપીને અનાયાસે સંસાર સમુદ્રથી પાર થઈ જાય છે.-**क्वचित् भ्रश्यंति मार्गात्त्वयि बद्ध सौहृदाः॥ त्वयाभिगुप्ता विचरान्ति निर्भया विनायकानीकपमूर्द्धसुप्रभो॥** જેમ અન્ય માર્ગથી પડે છે, તેમ આપના પ્રપન્નજન કદિ પણ માર્ગથી પડતા નથી; કેમકે આપથી રક્ષિત છે. અને આપ સાથે જ સ્નેહ બાંધેલ છે, તેથી તેને કોઈ વિઘ્ન પણ કરી શકતું નથી. વિઘ્ન કરનારાના સેનાપતિના મસ્તક ઉપર નિર્ભય વિચરે છે.

**पुनि ऋग्वेद बोल्यो ॥**

**अव्यक्त मूल मनादि तरु त्वक चारि निगमागम भने ।**
**षट् कन्ध शाखा पंचविंश अनेक पर्ण सुमनघने ॥**
**फल युगल विधि कटु मधुर वेलि अकेलि जेहिं आश्रित रहे ।**
**पल्लवित फूलति नवल निति संसार विटप नमामिहे ॥ ११ ॥**

## ઋગ્વેદ સ્તુતિ કરે છે.

ઋગ્વેદ વિનય કરે છે કે—હે મહારાજ ! *આ સંસાર તમારી વિભૂતિ છે; આ તમારી વિભૂતિને અમે દંડવત્ કરીએ છીએ. આ આપની વિભૂતિ રૂપ સંસાર છે, તે એક વૃક્ષ છે. જડ તેની અવ્યક્ત છે. જે જોવામાં ન આવે તે અવ્યક્ત કહેવાય છે. અને તે અનાદિકાળનું છે. તેને ચાર ત્વચા છે. એમ વેદશાસ્ત્ર કહે છે. અથવા મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર ત્વક્ છે. અથવા અંતઃકરણ ચતુષ્ટય, અથવા જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય એજ એ વૃક્ષની ત્વચા છે. કોઇ સત્યયુગ, ત્રેતા, દ્વાપર અને કલિ, કોઇ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, કોઇ અંડજ, જરાયુજ, ઉદ્ભિજ્જ અને ઉષ્મજ, કોઇ ઋક્, યજુ, સામ, અને અથર્વ તે ત્વચા કહે છે. વાસ્તવિક્ રીતે જોતાં તો એક ઓંકાર, સત્, રજ અને તમ એ ચાર જ ત્વક્ છે. કેમકે તેનાથીજ સંસાર છે. આ પ્રકારે એમાં સ્કંધશાખા બહુજ છે. પાનડાં, ફૂળ, ફળ અને વેલા અનેક છે. તે ક્રમવાર કહે છે. છ સ્કંધ છે. કોઇ કોઈ એકનો ત્યાગ કરી ષટ્ ધાતુ કહે છે. રક્ત, માંસ, અસ્થિઆદિ, કોઇ ષડ્વિકાર કહે છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને અહંકાર, કોઈ ષડ્વર્ગને જન્મ, વૃદ્ધિ, વિવર્ણ, ક્ષીણ, જરા અને મરણ એ છ વર્ગ કહે છે. ષટ્શાસ્ત્ર વેદાન્ત, મીમાંસા, ન્યાય, પાતંજલ, સાંખ્ય અને ધર્મશાસ્ત્રને સ્કંધ કહે છે. કોઇ પાંચ જ્ઞાનેન્દ્રિય અને છઠ્ઠા મનને કહે છે. કોઈ સુખ, દુઃખ શીત, ઉષ્ણ, જ્ઞાન અજ્ઞાનને કહે છે, પરંતુ જેમાં વૃક્ષ, સ્કંધ અને શાખા તથા પાનડાં—આદિ સર્વ મળી જાય, તો તે ઠીક કહે-

---

* ભાગવતમાં લેખ છે કે,—**एकायनो सौ द्विफलस्त्रि मूलश्चतूरसः पञ्चविधषडात्मा। सप्तत्वगष्ट विटपो नवाक्षो दशच्छदी द्विखगोह्यादिवृक्षः** ॥ એક મૂળ પ્રકૃતિ તે સ્તંભ છે, સુખ અને દુઃખ બે ફળ છે. સત, રજ અને તમ તે ત્રણ મૂળ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર રસ છે, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિધ છે. ક્ષુધા, તૃષ્ણા, જન્મ, મૃત્યુ, શોક, અને રોગ એ ષટ્ ઉર્મી છે. ચર્મ, માંસ રૂધિર, અસ્થિ, નખ, મજ્જા અને શુક્ર એ સાત ત્વચા છે. પૃથિવી, જળ, તેજ, વાયુ, આકાશ, મન બુદ્ધિ અને અહંકાર એ અષ્ટધા વિટપ છે, શ્રોત્રરન્ધ્ર નેત્રરંધ્ર, મુખ, શિસ્ન, અને ગુદા એ નવ છિદ્ર, શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસના, ઘ્રાણ, કર, ચરણ, વાક્, ગુદા, લિંગ દશ સ્કંધ છે. જીવ, ઇશ્વર બે પક્ષી એ પર નિવાસ કરે છે. એક જીવાત્મા અને બીજો પરમાત્મા સાક્ષી છે. અને એ બે ફળોનો ભોગ કરે છે,

વાય. તો તેવો વિચાર કરવાથી પાંચ તત્ત્વ, અને છઠ્ઠું મન છે, કે જે ચારે તરફ ફેલાઈ ગયેલ છે. અને અકેક સ્કંધની શાખા પાંચ પાંચ છે. મનને છોડીને આ પ્રકારે પાંચપંચા પચીસ થયા. આકાશ તત્વ સ્કંધ રૂપની શાખા કામ, ક્રોધ, લોભ, મદ અને માન, પવન તત્વનીશાખા ફેલાવું. સંકોચાવું, દોડવું, ચાલવું, ઉત્ક્રમણ થવું. અગ્નિ તત્ત્વની, શાખા, ક્ષુધા, કાંતિ, નિદ્રા, આલસ્ય, બગાસું આવવું, જળ તત્ત્વની વીર્ય, પિત્ત, પસીનો, રક્ત, લાળ, પૃથિવી તત્ત્વની, હાડકાં, માંસ, ચર્મ, રૂવાંડાં અને નસ એ પચીશ શાખા છે, અને શુભાશુભ કર્મ અને અનેક પ્રકારનાં પત્ર છે. કર્મોમાં ફળની વાસના કરવી તે પુષ્પ છે. મતાંતરમાં પાંચ તત્ત્વ, પાંચ તેના વિષય, રૂપ, રસ, ગંધ, સ્પર્શ, અને શબ્દ, દશ ઇન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, અને પાંચ કર્મેન્દ્રિય અંતઃકરણ, મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત અને મહતત્ત્વ આ પચીશ શાખા છે. નાનાપ્રકારની વાસના પાનડાં છે, જે પડી જાય છે, અને વળી નવીન લાગે છે. નાનાપ્રકારના સંકલ્પ તે પુષ્પ છે. કોઇમાં ફળ લાગે છે, કોઈ એમજ પડી જાય છે, પાપપુણ્યરૂપી બે પ્રકારનાં ફળ છે, એક મીઠું અને એક કડવું, એના ઉપર એક વેલી ચડી રહેલી છે, તેજ અવિદ્યા માયા છે, તેમાંથી હમેશાં પાનડાં નિકળે છે અને ખરી જાય છે. એવા સંસારરૂપી વૃક્ષ જે આપ તેને હું પ્રણામ કરૂંછું. આપ મહા ઐશ્વર્યવાન્ છો+ આટલીજ પરમાત્માની વિભૂતિ નથી. આતો એક ચતુર્થાંસ છે. આથી ત્રણગણો આનંદ મોક્ષાવસ્થામાં છે. ૧૧

जे ब्रह्म अज अद्वैत अनुभव गम्य मन पर ध्यावहीं।
ते कहहु जानहु नाथ हम तव सगुण यश नित गावहीं॥
करुणायतन प्रभु सद्गुणाकर देहु यह वर मांगहीं।
मन कर्म्म वचन विकार तजि तव चरण हम अनुरागहीं॥१२॥

હે નાથ ! જે લોક આપને બ્રહ્મરૂપ અજન્મ અને માયા રહિત અદ્વૈત એક અને અનુભવથી જાણવા યોગ્ય મનથી પરધ્યાન કરેછે, તેજ આ રૂપને કહે છે. તો તેઓ તે રૂપને ભલે જાણે; પરંતુ અમે તો આ સગુણ રૂપને નિત્ય અર્થાત્ બ્રહ્મ કહીને ગાઇએ છીએ. હે કરૂણાનાસ્થાન ! હે પ્રભો ! હે ગુણોનાખાણ્ય ! હે દેવ !! અમે આપથી એ વર માગીએ છીએ કે મન, વચન અને કર્મના વિકારને ત્યાગીને તમારા કોમળ ચરણકમળમાં અનુરાગ રહે. સાક્ષાત્ જાણવા યોગ્ય પરમતત્ત્વ આપજ છો.[1] ૧૨

---

+ पादोस्य विश्वाभूतानि त्रिपादस्यामृतंदिवि.

१ नित्यो नित्यानां चेतश्चेतजानामेको बहूनां योविद्याति कामान् અથવા यस्यांशेनैव ब्रह्मविष्णु महेश्वरा अपिजाता महाविष्णुर्यस्य दिव्यगुणाश्चसएव कार्य कारण

दोहा–सबके देखत बेदन, बिनती कीन्ह उदार ॥
अन्तर्द्धान भये पुनि, गये ब्रह्म आगार ॥ ३२ ॥

સર્વના દેખતાંજ વેદોએ બહુજ વિનતિ કરી, અને અંતર્દ્ધાન થઇને બ્રહ્માના સ્થાનમાં ચાલ્યા ગયા. ૩૨

वैनतेय सुन शंभु तब, आये जहँ रघुवीर ॥
विनय करत गद्गद गिरा, पूरित पुलक शरीर ॥ ३३ ॥

કાકભુશુંડજી કહે છે કે–હે ગરૂડજી ! એ સમય શ્રી રામચન્દ્રજીની પાસે શ્રી સદાશિવજી પધાર્યા, અને ગદ્ ગદ્ કંઠ થઇને શરીરથી પુલકાયમાન્ થઇ આ પ્રમાણે વિનય કરવા લાગ્યા. ૩૩

त्रो–छं–जय राम रमा रमणं शमनं, भवताप भयाकुल पाहि जनं ।
अवधेश सुरेश रमेश विभो, शरणागत मांगत पाहि प्रभो ॥
दशशीश विनाशन वीस भुजा, कृत दूरि महा महिभूरि रुजा ।
रजनीचर वृन्द पतंग रहे शरपावक तेज प्रचण्ड दहे ॥ १३ ॥

* હે રમા રમણ રામ ! આપ ભવતાપ–જરા–મરણના ભયને દૂર કરવાવાળા છો, હું એ તાપના ભયથી વ્યાકુળ છું; માટે મારૂં સંરક્ષણ કરો. કેમકે આપ અવધેશ છો. અને આપનું આ રૂપ સુરેશ છે. તેમજ રમેશ અને પ્રભુ છો. અથવા તો આપ અવધેશ છો, મારી રક્ષા કરો. કદાચ આપ કહેશો કે કે તમે મોટા દેવતા છો, તો આપ રમેશ અર્થાત્ વિષ્ણુ છે. અને આપ કહેશો કે તમે શંકર છો, તો આપ વિભુ છો. કે જેનાથી ત્રણે દેવની ઉત્પત્તિ છે. માટે ગમે તે પ્રકારે મારૂં સંરક્ષણ કરો. હું શરણ આવેલો છું. આપ મારી રક્ષા કરો. આપે દશ મસ્તકવાળા અને વીસ ભુજાવાળા રાવણનો નાશ કરીને પૃથિવીના રોગ રૂપ જે અનેક રાક્ષસ હતા, તેને દૂર કર્યા. અને જે નિશાચરોના સમૂહ પતંગ સ્થાનમાં હતા, તે આપના બાણરૂપી અગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયા. ૧૩.

महि मण्डल मण्डन चारुतरं, धृत शायक चाप निषंग बरं ।
मद मोह महा ममता रजनी, तम पुंज दिवाकर तेज अनी ॥

---

**परयोः परमपुरुषो रामोदाशरथिर्बभूव** ॥ તે નિત્યોના નિત્ય ચૈતન્યોના ચૈતન્ય છે. તે એકજ અનેક કામનાઓનું વિધાન કરે છે. તે એકજના અંશથી બ્રહ્માદિક્ થયેલ છે, તેજ કાર્ય કારણથી પર સાક્ષાત્ પરબ્રહ્મ રામ દશરથને ત્યાં અવતર્યા છે.

* પાંચમુખવાળા શ્રી સદાશિવજીએ પાંચછંદથી શ્રી રામચન્દ્રજીની સ્તુતિ કરી છે.

मनजात किरात निपात किये, मृग लोग कुभोग शरेन हिये ।
हति नाथ अनाथनि पाहि हरे, विषयावन पामर भूलि परे ॥१४॥

આપ પૃથિવી મંડળના સુંદર મંડન અર્થાત્ ભૂષણ છો. ધનુષ્ બાણ તરકસ ધારણ કરેલ છે. મદ અને મોહમમતાની જે મહારાત્રી છે તેના અંધકાર સમૂહને દૂર કરવામાં આપ પ્રચંડસૂર્યના તેજના સમાન છો. કામરૂપી પારાધીએ તે લોક મૃગોને કે જે અનાથ હતાં તેને કુભોગનાં બાણ હૃદયમાં મારીને પાડી નાંખેલ છે, તે ભયથી હું શરણુ પામેલો છું. આપ મારા સ્વામી છો, રક્ષા કરો, અને જે માર્યા ગયા તે અધમ વિષયરૂપી વનમાં ભૂલા પડયા હતા. ૧૪

बहु रोग वियोगन्ह लोग हये, भवदंघ्रि निरादरके फल ये ।
भवसिन्धु अगाध परे नरते, पदपंकज प्रेम न जे करते ॥
अति दीन मलीन दुखी नितहीं, जिनकें पदपंकज प्रीति नहीं ।
अवलंब भवन्त कथा जिनके, प्रिय संत अनंत सदा तिनके ।१५।

તેમાંથી જે કોઇ બચ્યા હતા, કોઇ રોગ અને કોઇ મરેલાઓના વિયોગમાં નષ્ટ થયા, તે કેવળ આપના ચરણુકમળોના નિરાદરનું ફળ છે. જે મનુષ્ય આપના ચરણુકમલોમાં પ્રેમ કરતા નથી, તે અગાધ સંસાર સાગરમાં પડેલા છે. કે જ્યાંથી પછી છુટકારો થતો નથી. જેની આપના ચરણુકમળોમાં પ્રીતિ નથી, તે સદા દીન, મલીન અને દુઃખી રહે છે. અને જેને આપની કથા કે જે સંસારના ભયને દૂર કરવા વાળી છે, અને આપ અવલમ્બન છો. તે સદા પ્રસન્ન છો. તેને અનંત સંત સદા પ્યારા છે. કેમકે તેને આપની કથાનું અવલમ્બન રાખેલ છે. ૧૫

नहिं राग न रोष न मान मदा, तिनके सम वैभव वा विपदा ।
यहिते तव सेवक होत मुदा, मुनि त्यागत योग भरोस सदा ॥
करि प्रेम निरंतर नेम लिये, पदपंकज सेवत शुद्ध हिये ॥
सम मान निरादर आदरही, सोइ सन्त सुखी विचरन्त मही ॥१६॥

પરંતુ તે સંત કેવા છે કે તેને રાગ, રોષ–ક્રોધ, માન અને મદ કોઇ પણ નથી. તેને વિપત્તિ સંપત્તિ સમાન છે. એ માટે તમારા સેવક મુનિ આનંદમાં રહે છે. અને યોગના ભરોસાને ત્યાગી દે છે. નિરંતર નિયમ ધારણ કરેલ આપનો પ્રેમ કરી શુદ્ધ હૃદયથી ચરણુકમળની સેવા કરે છે, તે આદર નિરાદરને સમાન માનીને પૃથિવીમાં સુખી થઇ વિચરે છે તેજ સંત છે. ૧૬

मुनि मानसपंकज भृङ्ग भजे, रघुवीर महारणधीर अजे ।

तव नाम जपामि नमामि हरी, भव रोग महामद मान अरी ॥
गुणशील कृपा परमायतनं, प्रणमामि निरंतर श्रीरमणं ।
रघुनन्द निकन्दन द्वन्द्व घनं, महिपाल विलोकय दीन जनं ॥

એવા મુનિઓના માનસપંકજને આપ ભ્રમરરૂપ થઇને ભજો છો. હે રઘુવીર ! આપ મહા રણધીર છો અને અજય છો. હે હરે ! તમારા નામને અમે જપીએ છીએ. અને આપને પ્રણામ કરીએ છીએ. તમારૂં નામ ભવરોગ મહામદ અને માનનું શત્રુ છે. આપ ગુણ, શીલ, કૃપા અને પરમ શોભાના ઘર છો. એવા શ્રી લક્ષ્મીજીથી રમણ કરવાવાળા આપને હું નિત્ય પ્રણામ કરૂં છું. હે દ્વંદ્વઘન ! રાવણ કુંભકર્ણાદિકનો નાશ કરવાવાળા રઘુનાથ મહિપાળ ! આ દીનજનના તરફ દૃષ્ટ કરો. ૧૭

दोहा—बार बार वर मांगौं, हर्षि देहु श्रीरंग ॥
पदसरोज अनपावनी, भक्ति सदा सतसंग ॥ ३४ ॥

હે શ્રીરંગ લક્ષ્મીપતે ! હું વારંવાર એ વરદાન માગુંછું કે આપ પ્રસન્ન થઇને એ વર આપો કે જેથી આપના ચરણકમળની ન મળી શકે તેવી ભક્તિ અને સદા સત્સંગ બન્યો રહે. ૩૪

दोहा—वरणि उमापति रामगुण, हर्षि गये कैलास ॥
तब प्रभु कपिन दिवाये, सब विधि सुखप्रद वास ॥ ३५ ॥

આ પ્રમાણે સ્તુતિ કરીને જ્યારે શ્રી સદાશિવજી કૈલાસમાં પધારચા, તે સમય રઘુનાથજીએ કપિયોને સુખદાયક વાસ આપ્યો. એ ઉપરથી એમ જણાય છે કે, જે સમય વેદાદિ સ્તુતિ કરતા હતા, તે પેહેલાંથીજ જો કે પ્રભુનું ચિત્ત વાનરોમાં હતું, એ ઉપરથી શ્રી સદાશિવજીએ કહ્યું કે, મારા તરફ દૃષ્ટિ કરો. મારાથી આપની કાંઈ પણ સહાયતા થઈ નથી. ૩૫

चौ०—सुनु खगपति यह कथा सुहावनि, त्रिविधताप भवदोष नशावनि ॥
महाराजकर शुभ अभिषेका, सुनत लहहिं नर विरति विवेका ॥१॥
जे सकाम नर सुनहिं जे गावहीं, सुख सम्पति नाना विधि पावहिं ॥
सुर दुर्लभ सुख करि जगमाहीं, अन्तकाल रघुपतिपुर जाहीं ॥ २ ॥
सुनहिं विमुक्त विरत अरु विषयी, लहहिं भक्ति सुख सम्पति नितई ।
खगपति रामकथा मैं बरणी, सुमतिविलास त्रास दुखहरणी ॥३॥
विरति विवेक भक्ति दृढकरणी, मोहनदी कह सुन्दर तरणी ॥
नित नव मंगल कोशलपुरी, हर्षित रहहिं लोग सब कुरी ॥ ॥ ४ ॥
नित नव प्रीति रामपदपंकज, सेवत जाहि शंकर सुर मुनि अज
मंगन बहु प्रकार पहिराये, द्विजन दान नाना विधि पाये ॥ ५ ॥

હે ગરૂડજી ! ત્રણે તાપ તથા ભવતાપને હરવાવાળી પવિત્ર કથા શ્રવણ કરો. શ્રીરામચન્દ્રજીના રાજ્યતિલકની સુંદર કથાને જે શ્રવણ કરશે, તેને વિરતિ અને જ્ઞાનની પ્રાપ્તિ થશે; પરંતુ આ ફળ નિષ્કામ સાંભળવાવાળાને મળે છે. ૧ અને જે કોઇ કામનાપૂર્વક આ કથાને સાંભળે છે, અને ગાય છે, તો તે વિષયી પણ નાના પ્રકારનાં સુખ સહ સંપત્તિને પામે છે. અને સંસારમાં દેવતાઓને પણ જે સુખ પ્રાપ્ત થતું નથી, તે સુખ ભોગવી અંતકાળે રઘુનાથજીના લોકમાં જાય છે. ૨ આ કથાના શ્રવણથી સનકાદિક, ભક્તિ અને વિરતિ સંસાર ત્યાગવાની વાસનાવાળા ગતિ અને વિષયની સંપત્તિને પામે છે. હે ગરૂડજી ! આ રઘુનાથજીની કથા મેં વર્ણન કરી, આ કથા સુબુદ્ધિનો પ્રકાશ કરવાવાળી તથા ત્રાસ અને દુઃખને હરવાવાળી છે. ૩ વૈરાગ્ય, જ્ઞાન અને ભક્તિને દૃઢ કરવાવાળી, મોહરૂપી નદીથી પાર થવાને માટે નૌકા–વહાણ છે. અયોધ્યાપુરીમાં નિત્ય નવીન મંગળ થાય છે, અને સઘળી વર્ણના લોકો આનંદપૂર્વક રહે છે. ૪ સર્વની શ્રીરામચન્દ્રજીના ચરણકમળમાં પ્રીતિ છે, જેનું શ્રીસદાશિવજી, દેવતા, મુનિ અને બ્રહ્મા સેવન કરે છે. માગણ લોકોને અનેક પ્રકારનાં વસ્ત્ર પહેરાવ્યાં અને બ્રાહ્મણને નાના પ્રકારનાં દાન આપ્યાં. ૫

**दोहा—परमानन्द मगन कपि, सबके प्रभु पद प्रीति ॥**
**जात न जानेउ दिवस निशि, गये मास षट बीति ॥ ३६ ॥**

સઘળા વાનરાઓ મહાઆનંદમાં મગ્ન રહેતા હતા. સર્વની પ્રભુના ચરણકમળમાં અલૌકિક પ્રીતિ છે, રાત કે દિવસ ક્યારે જાય છે તેની ખબર પડતી નથી. એમ આનંદમાં છ માસ વ્યતીત થઇ ગયા. છતાં પણ જાણે એક પણ દિવસ ગયો ન હોય તેમ જણાતું હતું. આ પરમાનંદની દશા છે. ૩૬

**चौ०—बिसरे गृह स्वप्ने सुधि नाहीं, जिमि परद्रोह सन्त मन माहीं ॥**
**तब रघुपति सब सखा बुलाये, आइ सबहिं सादर शिरनाये ॥ १ ॥**
**प्रेम समेत निकट बैठारे, भक्त सुखद मृदु बचन उचारे ॥**
**तुम अति कीन्ह मोरी सेवकाई, मुख पर केहि बिधि करौं बडाई ॥२॥**
**ताते मोहिं तुम अति प्रिय लागे, मम हित लागी भवनसुख त्यागे ॥**
**अनुज राज्य सम्पति वैदेही, देह गेह परिवार सनेही ॥३॥**
**सब मोहिं प्रिय नहिं तुमहिं समाना, मृषा न कहौं मोर यह बाना ॥**
**सब कहँ प्रिय सेवक यह नीती, मोरे अधिक दास पर प्रीती ॥४॥**

સઘળા પોતાના ઘરને તો ભૂલી જ ગયા. સ્વપ્નમાં પણ ઘરનું સ્મરણ થતું ન હતું. જે પ્રકારે સંતમહાત્માઓના મનમાં પારકો દ્રોહ આવતો નથી.

એક દિવસ રઘુનાથજીએ પોતાના સર્વ સખાઓને બોલાવ્યા. તે સર્વેએ આવી આદરપૂર્વક મસ્તક નમાવ્યાં. ૧ શ્રીરઘુનાથજીએ સર્વને પ્રેમથી સમીપમાં બેસાડ્યા, અને ત્યાર પછી ભક્તોને સુખ દેવાવાળા શ્રીરામચન્દ્રજી મનોહર વચન ઉચ્ચારણ કરી કહેવા લાગ્યા કે, તમે મારી બહુજ સેવા કરી છે. તમારા મુખ ઉપર તમારાં હું શું વખાણ કરૂં. ૨ તમે મને બહુજ પ્યારા છો, અને હજુ પણ મારા માટે તમે તમારાં ઘર અને સુખ ત્યાગી દીધેલ છે. અને મને પણ નાનાભાઇઓ, રાજ્ય, સમ્પત્તિ, જાનકી, દેહ, ઘર, પરિવાર, કુટુમ્બ અને સ્નેહી જન પણ ૩ તમારા સમાન મને પ્રિય નથી; અર્થાત્ તમારા સમાન મને કોઇ પણ પ્રિય નથીજ. મારી પ્રતિજ્ઞા છે કે હું અસત્ય ભાષણ કરતો જ નથી. જો કે સર્વને સેવક નીતિથી પ્રિય હોય છે, કેમકે તે સેવા કરે છે; પરંતુ મારી તો દાસના ઉપર અધિક પ્રીતિ છે. જે તન, મન અને ધન સમર્પણ કરી દે તે દાસ કહેવાય છે અને સેવા કરનાર સેવક કહેવાય છે. ૪

दोहा–अब गृह जाहु सखा सब, भजहु मोहिं दृढ नेम ॥
सदा सर्वगत सर्वहित, जानि करेहु अति प्रेम ॥ ३७ ॥

હવે હે સખાઓ! તમે ઘેર જાઓ. અને દૃઢ નિયમથી મારૂં ભજન કરતા રહેજો. અને સર્વદા સર્વ વ્યાપક, સર્વનું કલ્યાણ કરનાર જાણીને પ્રેમથી સર્વનું કલ્યાણ કરતા રહેજો. એજ મારી પરમ સેવા છે.* ૩૭

चौ–सुनि प्रभु वचन मगन सब भये, को हम कहां विसारि गृहगये ॥
यकटक रहे जोरि कर आगे, कहि न सकत कछु अति अनुरागे ॥१॥
परम प्रीति तिनकर प्रभु देखी, कहा विविध विधि ज्ञान विशेषी ॥
प्रभु सन्मुख कछु कहैं न पारहिं, पुनि पुनि चरणसरोज निहारहिं॥२॥
तब प्रभु भूषण वसन मँगाये, नाना रंग अनूप सुहाये ॥
सुग्रीवहि प्रथमहिं पहिराये, भरत वसन निज हाथ बनाये ॥ ३ ॥
प्रभु प्रेरित लक्ष्मण पहिराये, लंकापति रघुपति मन भाये ॥
अंगद बैठि रहे नहिं डोले, प्रीति जानि प्रभु ताहि न बोले ॥ ४ ॥

શ્રીપ્રભુ રામચન્દ્રજીનાં આવાં ઉત્તમ વચન શ્રવણ કરી, સર્વ પ્રેમમાં નિમગ્ન થઈ ગયા. અને તેઓને અમે કોણ છીએ અને ક્યાં છીએ, એ જ્ઞાનનું સર્વને વિસ્મરણ થઇ ગયું. હાથ જોડી જાણે ચિત્રમાં આલેખેલા હોય તેમ સ્તબ્ધ બની ઉભા રહ્યા. અને પ્રેમમાં નિમગ્ન થઈ જવાથી મુખથી કાંઈ પણ વચન બોલી શકયા નહિ. ૧ શ્રીરામચન્દ્રજીએ તેઓની પરમ પ્રીતિ જોઇ અને

* અહિ ઇશ્વરત્વ પ્રાપ્ત છે. एको देवस्सर्वभूतेषुगूढः

અનેક પ્રકારે જ્ઞાનોપદેશ કર્યો, તેઓ શ્રીરઘુનાથજીની પાસે કાંઇ પણ કહી શકતા નહતા. જ્ઞાનોપદેશનો તેઓ સ્વીકાર કરતા નહતા. અને તેથી વારંવાર ચરણોના સન્મુખ જોતા હતા, અને ચાહતા હતા કે આપના ચરણોના સિવાય અમે અન્ય કાંઈ પણ ઇચ્છતા નથી. ૨ ત્યાર પછી પ્રભુએ નાના પ્રકારના રંગ બેરંગી વસ્ત્ર તથા આભૂષણ મંગાવ્યાં. પ્રથમ સુગ્રીવને શ્રીરઘુનાથજીની આજ્ઞાથી ભરતજીએ ભૂષણ અને વસ્ત્ર પોતાના હાથથી પેહેરાવ્યાં. ૩ અને લક્ષ્મણજીએ પ્રભુની આજ્ઞાથી લંકાપતિ વિભીષણને પેહેરાવ્યાં. અંગદજી બેઠા રહ્યા ઉઠ્યાજ નહિ. તેમજ શ્રીરઘુનાજીએ પણ અંગદજીની પરમપ્રીતિ જોઈ એ કારણથી ન બોલાવ્યા કે, અંગદજીની પ્રીતિ જોઇને બીજા વાનરાઓ પણ પ્રીતિ વશ થઈ કદાચ વિદાય ન થાય. ૪

दोहा—जाम्बवन्त नीलादि सब, पहिराये रघुनाथ ॥
हिय धरि राम स्वरूप सब, चले नाय पद माथ ॥ ३८ ॥

જામ્બવન્ત, નળ અને નીલ—આદિ સર્વને શ્રીરઘુનાથજીએ વસ્ત્ર પેહેરાવ્યાં. એટલે તે સર્વ શ્રીરામચન્દ્રજીના સ્વરૂપને હૃદયમાં ધારણ કરી બહુજ વિનતિ કરી ચાલ્યા અને અનેક પ્રકારથી શ્રીઘુનાથજીના ગુણોનું સ્મરણ કરવા લાગ્યા. ૩૯

तब अंगद उठि नाइ शिर, सजल नयन करजोरि ॥
अति विनीत बोले वचन, मनहुँ प्रेम रस बोरि ॥ ३९ ॥

તે સમય અંગદજીએ ઉઠીને શ્રીરઘુનાથજીને શિર નમાવ્યું. અને નેત્રોમાં પ્રેમાશ્રુ લાવી હાથ જોડી મહા નીતિ ભરેલાં નમ્રતા યુક્ત વચન જાણે પ્રેમ રસમાં નિમગ્ન થઇ ગયા હોય તેવાં કહેવા લાગ્યા. ૪૦.

चौ—सुन सर्वज्ञ कृपासुखसिन्धो, दीन दयाकर आरत बन्धो ॥
मरती बार नाथ मोहिं बाली, गयो तुम्हारे पगतर घाली ॥ १ ॥
अशरण शरण बिरद सम्भारी, मोहिं जनि तजहु भक्त भयहारी ॥
मोरे प्रभु तुम गुरु पितु माता, जाउँकहां तजि पदजलजाना ॥ २ ॥
तुमहिं विचारि कहहु नरनाहा, प्रभु तजि भवन काज मम काहा ॥
बालक अबुध ज्ञान बलहीना, राखहु शरण जानि जन दीना ॥ ३ ॥
नीच टहल गृहकी सब करिहौं, पद विलोकि भवसागर तरिहौं ॥
अस कहि चरण परे प्रभु पाहीं, अब जनि नाथ कहहु गृहजाहीं ॥४॥

હે સર્વજ્ઞ! આપ મારી સર્વ સ્થિતિના જ્ઞાતા છો. આપ કૃપા અને સુખના સાગર છો. દીનપર દયા કરવાવાળા છો. અને દીનોના સહાયક છો. હે નાથ! આપમાં આ સર્વ ઉત્તમ ગુણો નિહાળી મારો બાપ વાલિ મને આ-

પના ચરણો ઉપર મરણ સમય નાંખી ગયા હતા, અર્થાત્ આપના ખોળામાં નાંખી ગયા હતા. ૧ જેનું ક્યાંય પણ ઠેકાણું નથી હોતું તેને તો આપજ શરણ દેવાવાળા છો. હે ભક્તોના ભયને હરવાવાળા! મારો ત્યાગ ન કરો. હે પ્રભુ! મને તો ગુરૂ, માતા, પિતા જે કાંઇ કહું તે સર્વ આપજ છો. તમારાં ચરણ છોડીને ક્યાં જાઉં! મારાં માબાપ તો બીજાં કોઇ નથી. જેનાં છે તે તો વિદાય થઇ ગયા. મારા તો માતા પિતા તમેજ છો, કારણ કે મારો પિતા મરણ સમય આપનેજ સોંપી ગયેલ છે. ૨ હે નરનાહ! આપજ વિચાર કરીને જુઓ કે આપનો ત્યાગ કરીને મારૂં ઘરમાં શું કામ છે! આપ નરનાહ છો, રાજાના વ્યવહારને જાણોછો. જેનું રાજ્ય અન્યની પાસે હોય તે ત્યાં જઇ શું કરે? હે કરૂણા સાગર! હું બાળક મૂર્ખ છું. જ્ઞાન અને બળ મારામાં નથી. જેથી મને તો દીન જાણીને શરણમાં રાખો. ૩ હું તમારા ઘરનું સર્વ કાર્ય કર્યા કરીશ, અને આપનાં કોમળ ચરણકમળનાં દર્શન કરીને ભવસાગરથી પાર થઇ જઇશ. આવાં નમ્ર વચન કહીને અંગદજી પ્રભુ શ્રીરામચન્દ્રજીના ચરણોમાં પડ્યા, અને બોલ્યા કે, હે નાથ! હવે મને ઘેર જવાનું ન કહો. ૪

**दोहा—अंगद वचन विनीत सुनि, रघुपति करुणासीव ॥**
**प्रभु उठाय उर लायऊ, सजलनयनराजीव ॥ ४० ॥**

આવાં અંગદજીનાં નીતિયુક્ત વચન શ્રવણ કરી કરૂણાસાગર રઘુનાથજીએ અંગદજીને પોતાનાં ચરણોમાંથી ઉઠાડીને હૃદય સાથે લગાવ્યા, અને પ્રભુનાં કમળ સદૃશ નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. ૪૦

**निज उरमाला वसन मणि, वालितनय पहिराय ॥**
**बिदा किये भगवान तब, बहु प्रकार समुझाय ॥ ४१ ॥**

અને પોતાના હૃદયની માળા, વસ્ત્ર અને મણિ—આદિ અંગદજીને પેહેરાવી અનેક પ્રકારે સમજાવી ભગવાને વિદાય કર્યા. પોતાની માળા, ઘરેણાં અને વસ્ત્ર પેહેરાવવાનો આશય એ છે કે,—મેં તમને સારૂપ્ય મુક્તિ હે અંગદ! આપી છે. અથવા તો પોતાની અંગદજીને અત્યંત કૃપા દર્શાવી છે, કે જેને હું મારી પોતાની માળા પેહેરાવુંછું. તમે આનંદપૂર્વક યુવરાજ સુખ ભોગવો. ૪૧.

**चौ०—भरत अनुज सौमित्र समेता, पठवन चले भक्त कृत चेता ॥**
**अंगद हृदय प्रेम नहिं थोरा, फिरिफिरि चितवत प्रभुकी ओरा ॥१॥**
**बार बार करि दण्ड प्रणामा, मन अस रहन कहहिं मोहिंरामा ॥**
**राम बिलोकनि बोलनि चलनी, सुमिरि सुमिरि शोचत हंसिमिलनी॥२॥**

प्रभुरुख देखि विनय बहु भाषी, चले हृदय पदपंकज राखी ॥
अति आदर सब कपि पहुँचाये, भाइन सहित राम फिरि आये ॥३॥
तब सुग्रीव चरण गहि नाना, भांति विनय कीन्ही हनुमाना ॥
दिन दश करि रघुपति पद सेवा, तब फिरि चरण देखिहौं देवा ॥४॥
पुण्यपुंज तुम पवनकुमारा, सेवहु जाइ कृपालु अगारा ॥
अस कहि कपिपति चलेतुरंता, अंगद कहेउ सुनहु हनुमंता ॥ ५ ॥

ત્યાર પછી શ્રીરઘુનાથજીની આજ્ઞાથી ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન સહ પ્રસન્ન થઇ, ભક્તોને સુખ આપવાને માટે વિદાય કરવા ચાલ્યા. અંગદજીના હૃદયમાં અવર્ણનીય પ્રેમ હતો, તેથી વારમ્વાર પ્રભુના સન્મુખ જોતા હતા; વારમ્વાર જોવામાં અંગદજીનો એ હેતુ હતો કે, કદાચિત્ જો હજુ પણ મને અહિં રોકવાનું કહે તો રોકાઇ જાઉં. ૧ વારમ્વાર રઘુનાથજીને દંડવત્ પ્રણામ અંગદજી કરતા હતા. અંગદજીના મનમાં તો એજ આકાંક્ષા હતી કે, હજુ પણ રઘુનાથજી રહેવાનું કહે તો ઠીક. શ્રી રામચન્દ્રજીનું જોવું, બોલવું, ચાલવું, અને હસીને મળવું એનોજ વારંવાર વિચાર કરતા હતા. ૨ રઘુનાથજીનો વિદાય કરવાનોજ દુરાગ્રહ જોઇ, અંગદજી હૃદયમાં ચરણકમળને ધારણ કરીને ચાલ્યા. ઘણાજ આદરથી સર્વ વાનરાઓને થોડે દૂર સુધી વિદાય કરી, ભાઇઓ સહ ભરતજી પાછા ફરી આવ્યા. ૩ તે સમય મહાવીરજીએ સુગ્રીવના ચરણ પકડી અનેક પ્રકારે વિનતિ કરી. અને કહેવા લાગ્યા કે, હું દશ દિવસ શ્રી રામચંન્દ્રજીની સેવા કરીને પછી તમારાં ચરણકમળોનાં દર્શન કરીશ. ૪ આવાં હનુમાનજીનાં વચન શ્રવણ કરી સુગ્રીવે કહ્યું કે-હે મહાવીરજી! તમે મહા પુણ્યાત્મા છો. માટે સુખેથી જાઓ, અને પ્રભુ શ્રી રામચન્દ્રજી કે જે કૃપાના સાગર છે તેની સેવા કરો. આ પ્રમાણે કહીને સુગ્રીવજી તુરત ચાલ્યા. ત્યારે અંગદજી કહેવા લાગ્યા કે હે, મહાવીરજી! મારી વિનતી શ્રવણ કરો. ૫

दोहा—करेहु दण्डवत प्रभु सन, तुमहिं कहौं करजोरि ॥
बार बार रघुनायकहि, सुरति करायहु मोरि ॥ ४२ ॥

હું હાથ જોડીને તમારી પ્રાર્થના કરૂં છું કે, મારા દંડવત્ પ્રણામ શ્રીરામચન્દ્રજીને જઇને કહેજો, અને વારંવાર શ્રીરામચન્દ્રજીને મારી બાબતનું સ્મરણ કરાવતા રહેજો. ૪૨

अस कहि चलेउ बालिसुत, फिरि आये हनुमंत ॥
तासु प्रीति प्रभुसन कही, मगन भये भगवंत ॥ ४३ ॥

આ પ્રમાણે કહીને અંગદજી ચાલ્યા. હનુમાનજી પાછા આવ્યા. અને

આવીને રઘુનાથજી પાસે અંગદજીની પ્રીતિનું વર્ણન કર્યું. જે સાંભળીને ભગવત્ બહુજ પ્રસન્ન થયા. ૪૩

कुलिशहुँ चाह कठोर अति, कोमल कुसुमहु चाहि ॥
चित खगेश रघुनाथ अस, समुझि परै कहुकाहि ॥ ४४ ॥

કાકભુશુંડજી કહેછે કે—હે ગરૂડજી! જે સમય કઠોર થાયછે તે સમય વજ્રને પણ માંત કરી દેછે. અને જ્યારે કોમળ થઇ જાયછે, તો શિરસનાં પુષ્પથી પણ વિશેષ કોમળ થાયછે. આવું શ્રીરામચન્દ્રજીનું ચિત્તછે. તેની ગતિને કોણ સમજી શકે તેમછે? અંગદજીને વિદાય કરવામાં કઠોરતા દર્શાવી, અને પ્રેમ સાંભળી, અંગદ યુવરાજછે તો તેનું રાજ્ય થવું પણ અવશ્ય છેજ, તેથીજ વિદાય કરયા. અથવા કઠોરતા વજ્રમાં કોમળતા પુષ્પમાં છે. પરંતુ શ્રીરામચન્દ્રજીનું ચિત્ત એ બેથી પર છે. ૪૪

चौ०—पुनि कृपालु लिये बोलि निषादा, दीन्हेउ भूषण बसन प्रसादा ॥
जाहु भवन मम सुमिरण करहू, मन क्रम वचन धर्म अनुसरहू ॥ १ ॥
तुम मम सखा भरत सम भ्राता, सदा रहहु पुर आवत जाता ॥
वचन सुनत उपजा सुखभारी, परेउ चरण लोचन भरिवारी ॥ २ ॥
चरणकमल उर धरि गृह आवा, प्रभु प्रभाव परिजनहिं सुनावा ॥
रघुपति चरित देखि पुरवासी, पुनि पुनि कहहिं धन्य सुखरासी ॥ ३ ॥
राम राज्य बैठे त्रयलोका, हर्षित भयउ गयउ सब शोका ॥
वैर न कर काहूसन कोई, राम प्रताप विषमता खोई ॥ ४ ॥

ત્યાર પછી શ્રી રામચન્દ્રજીએ નિષાદને બોલાવી ભૂષણ વસ્ત્ર—આદિ પ્રસન્નતાપૂર્વક આપ્યાં. અને કહેવા લાગ્યા કે, હવે ઘેર જાઓ. અને મારૂં સ્મરણ કરતા રહો. મન, વચન અને કર્મથી પોતાના ધર્મને ગ્રહણ કરી રહો. ૧ હે ભાઇ! તમે મને ભરતના સમાન પ્યારા છો. હમેશાં મારા નગરમાં આવતા જતા રહેજો; કેમકે તમારૂં ઘર સમીપમાં છે. આવાં પ્રભુનાં વચન સાંભળી નિષાદને મહા સુખ થયું. નેત્રામાં જળ ભરાઇ આવ્યું, અને પ્રભુના ચરણોમાં પડયો. ૨ અને રઘુનાથજીનાં કોમળ ચરણકમળ હૃદયમાં ધારણ કરી નિષાદ ઘેર આવ્યો. અને પોતાના કુટુમ્બીઓને શ્રી રઘુનાથજીનો પ્રભાવ કહી સંભળાવ્યો. અયોધ્યાવાસી રઘુનાથજીનાં ચરિત્ર જોઇ જોઇને વારંવાર ધન્ય ધન્ય કહેતાં હતાં. ૩ જે સમય શ્રીરામચન્દ્રજીને રાજ્યતિલક કરવામાં આવ્યું. તે સમય ત્રૈલોકયમાં આનંદ થઇ રહ્યો. અને સર્વ લોક શાંત થઇ ગયા. કોઇ કોઇથી પણ વૈર કરતું નહતું, શ્રીરામચન્દ્રજીના પ્રતાપથી સર્વ કુટિલતા જતી રહી.

दोहा—वर्णाश्रम निज निज धरम, निरत वेदपथ लोग ॥
चलहिं सदा पावहिं सुखहिं, नहिं भय शोक न रोग ॥ ४५ ॥

ચારે વર્ણ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, ચારે આશ્રમ, બ્રહ્મચારી ગૃહસ્થી, વાનપ્રસ્થ અને સંન્યાસી તે સર્વ પોતપોતાનાં વૈદિક્ ધર્માનુસાર ચાલતા હતા. સુખ પામતા હતા. કોઇને ભય, શોક, અને રોગ નહતો. ૪૫.

चौ०—दैहिक दैविक भौतिक तापा, रामराज्य नहिं काहुहिं व्यापा ॥
सब नर करहिं परस्पर प्रीती, चलहिं सुधर्म निरत श्रुतिं नीती ॥ १ ॥
चारिउ चरण धर्म्म जगमाहीं, पूरि रहा स्वप्नेहु अघ नाहीं ॥
रामभक्ति रत नर अरु नारी, सकल परमगतिके अधिकारी ॥ २ ॥
अल्पमृत्यु नहिं कवनिउँ पीरा, सब सुंदर सब निरुज शरीरा ॥
नहिं दरिद्र कोउ दुखी न दीना, नहिं कोउ अबुध न लक्षण हीना ॥३॥
सब निर्दम्भ धर्म्मरति धरणी, नर अरु नारि चतुर शुभ करणी ॥
सब गुणज्ञ सब पण्डित ज्ञानी, सब कृतज्ञ नहिं कपटसयानी ॥ ४ ॥

દૈહિક્–દેહ સમ્બન્ધી, દૈવિક્–વિદ્યુદાદિ, અને ભૌતિક્–માનસિક્ તાપ રામરાજ્યમાં કોઇને પણ વ્યાપ્યો નહિ. સર્વ મનુષ્ય પરસ્પર પ્રીતિ કરતાં હતાં–અને પોતપોતાના કુળધર્મમાં વેદાનુસાર ચાલતાં હતાં. ૧ તપ, જ્ઞાન, યજ્ઞ, અને દાન એ ચારે ચરણોથી ધર્મ જગત્માં પરિપૂર્ણ થઇ ગયો હતો. ક્યાંય પાપનો લેશ પણ નહતો. સર્વ નર અને નારી શ્રીરઘુનાથજીનાં ભક્ત હતાં, સર્વ કોઇ પરમગતિનાં અધિકારી હતાં. સર્વની મુક્તિ થવાની હતીજ. ૨ રામરાજ્યમાં અલ્પ મૃત્યુ–નાની અવસ્થામાં મરણ થવું, અથવા કોઇ પણ પ્રકારનું દુઃખ નહતું. કોઇ દરિદ્રી, દુઃખી, દીન, મૂર્ખ, અને કોઇ લક્ષણ વગરનું હતુંજ નહિ. સર્વ સઘળાં લક્ષણે કરીને યુક્ત હતાં. ૩ સકળ મનુષ્યો પાખંડ રહિત, ધર્મમાં પ્રીતિવાળાં અને દયાવાન્ હતાં. નર અને નારી ચતુર તથા ગુણી હતાં. સર્વ ગુણી, સર્વજ્ઞાની, અને પંડિત હતા. સઘળાં કૃત્યને જાણવાવાળા અને કપટ ચતુરાઇ વગરનાં મનુષ્યો રામરાજ્યમાં હતાં. ૪

दोहा—रामराज्य विहँगेश सुनु, सचराचर जगमाहिं ॥
काल कर्म स्वभाव गुण, कृत दुख काहुहि नाहिं ॥ ४६ ॥

કાકભુશુંડજી કહે છે કે–હે ગરૂડજી ! શ્રવણ કરો. શ્રીરઘુનાથજીના રાજ્ય સમયમાં જગત્માં કાળ, કર્મ, સ્વભાવ, અને ગુણથી કરેલું દુઃખ કોઇને પણ વ્યાપતું નહતું. તેમજ પૂર્વ જન્માદિક્નાં કરેલાં કર્મ પણ તે રાજ્યમાં દુઃખ દેવાને સમર્થ ન થયાં. કાળ, ભૂત, ભવિષ્ય, અને વર્ત્તમાન, સત્, રજ

અને તમ એ ત્રણ્ય ગુણુ તે અનુસાર કર્મ સ્વભાવ, પ્રારબ્ધ એના હોવાથીજ જન્મ-મરણુ થાય છે, તો તે સર્વ રામના રાજ્યમાં કોઇનાપર કાળ, કર્મ, ગુણુ અને સ્વભાવની પ્રબળતા નહતી. ૪૬.

चौ०—भूमि सप्त सागर मेखला, एक भूप रघुपति कोशला ।
भुवन अनेक रोमप्रति जासू, यह प्रभुता कछु बहुत न तासू ॥ १ ॥
सो महिमा समुझत प्रभु केरी, यह वर्णत हीनता घनेरी ॥
यह महिमा खगेश जिन जानी, फिरि यह चरित तिनहुँ रति मानी ॥२॥
सो जाने कर फल यह लीला, कहहिं महामुनि सुमति सुशीला ॥
रामराज्य कर सुख सम्पदा, वरणि न सकहिं फणीश शारदा ॥३॥
सब उदार सब परउपकारी, द्विजसेवक सब नर अरु नारी ॥
एक नारि व्रत रत नर झारी, ते मन बच क्रम पति हितकारी ॥ ४ ॥

* સાત દ્વીપોની પૃથિવીની સમુદ્ર મેખળા છે, તે સર્વ પૃથિવી ઉપર એક શ્રીરામચન્દ્રજીનીજ રાજ્યસત્તા હતી. શિવજી કહે છેકે,–હે પાર્વતિ ! જેનાં પ્રત્યેક્ રૂંવાડાંમાં અનેક બ્રહ્માંડ લાગેલાં છે, તેને માટે આ રાજ્યમહિમા શું વિશેષ છે ! અર્થાત્ કાંઇ પણુ નહિ. તે બ્રહ્માંડોનો મહિમા પ્રભુનું સ્મરણુ કરવાથી આ વર્ણુન કરવામાં હીનતા આવે છે, કાકભુશુંડજી કહે છે કે, હે ગરૂડજી ! જેણે શ્રીરામન્દ્રજીનો આ મહિમા જાણ્યો છે, તેણે તો સર્વ કાંઇ ત્યાગીને શ્રીરઘુનાજીના ચરિત્રમાં નિરંતર પ્રીતિ રાખી છે.[1] ૨ તે મહિમાને જાણ્યાનું ફળ એ છે કે, તેના ચરિત્રોમાં પ્રિતિ થવી. આ વાર્ત્તા મહામુનિ જીતેન્દ્રિય કહે છે. શ્રીરઘુનાથજીનાં રાજ્યનું સુખ અને સમ્પત્તિનું વર્ણુન શેષ અને સરસ્વતી પણુ કરી શકે તેમ નથી. ૩ એમના રાજ્યમાં સર્વ ઉદાર, સર્વ પરોપકારી, સર્વ નર અને નારી બ્રાહ્મણુની સેવા કરતાં હતાં. સર્વ મનુષ્યો એક પત્નિ વ્રતવાળાં હતાં અને સ્ત્રીઓ પણુ, મન, વચન અને કર્મથી પતિની સેવા કરાવવાળી હતી. ૪

दोहा—दण्ड यतिन कर भेद जहँ, नर्त्तक नृत्यसमाज ॥
जीतहिं मनहिं सुनिय अस, रामचन्द्रके राज ॥ ४७ ॥

શ્રીરામના રાજ્યમાં સામ અને દામ પરિપૂર્ણુ હતા. દંડ અને ભેદ તો

* જમ્બૂદ્વીપ, પ્લક્ષદ્વીપ, શાલ્મલીકદ્વીપ, કુશદ્વીપ, ક્રૌંચદ્વીપ, શાકદ્વીપ અને પુષ્કર દ્વીપ આ પ્રમાણે સસ દ્વીપાવર્ત પૃથિવી જેને ક્ષીરોદક, દધ્યોદક, દુગ્ધોદક, મધુદક, સૂરોદક, ઇક્ષુરસોદક અને શુદ્ધોદક એ સાત સમુદ્ર મેખલાકટિબન્ધ છે.

१ स्वयंभू नारदः शंभुः कुमारः कपिलो मनुः ॥ प्रह्लादः जनको भीष्मो बलिर्व्यासकिर्यमः ॥

ક્યાંય પણ જોવામાં આવતા નહતા. દંડ પ્રજાપર નહતો, કેવળ યતિઓના હાથમાં દંડ રહી ગયો હતો. અને ભેદ તો નૃત્યસમાજમાં સાંભળવામાં આવતો હતો. રાગના ભેદ, તાળના ભેદ–આદિ. રામના રાજ્યમાં પોતપોતાના મનને સર્વેએ જીતી લીધાં હતાં. કોઇ પણ કોઇનો શત્રુ નહોતો કે તેને જીતીલે. ૪૭

चो०–फूलहिं फलहिं सदा तरु कानन, रहहिं एक सँग गज पंचानन ॥
खग मृग वैर सहज विसराई, सबनि परस्पर प्रीति बढाई ॥ १ ॥
कूजहिं खग मृग नानावृन्दा, अभय चरहिं वन करहिं अनन्दा ॥
शीतल सुरभि पवन बह मन्दा, गुंजत अलि ले चलु मकरन्दा ॥२॥
लता विटप मांगे फल द्रवहीं, मन भावते धेनु पय स्रवहीं ॥
शसिसम्पन्न सदा रह धरणी, त्रेता भै सतयुगकी करणी ॥ ३ ॥
प्रगटे गिरि नाना मणि खानी, जगदात्मा भूपति पहिचानी ॥
सरिता सकल वहैं वर वारी, शीतल अमल स्वादु सुखकारी ॥ ४ ॥
सागर निज मर्य्यादा रहहीं, डारहिं रत्न तटनि नर लहहीं ॥
सरसिज संकुल सकल तडागा, अति प्रसन्न दशदिशा विभागा ॥५॥

વનમાં વૃક્ષ ફૂલતાં હતાં અને ફળતાં હતાં. હાથી અને સિંહ એકજ સ્થાનમાં ફરતા હતા. સર્વ ખગ અને મૃગોએ સ્વાભાવિક્ વૈર છોડીને પરસ્પર પ્રીતિ દૃઢ કરી હતી. ૧ નાના પ્રકારનાં ખગ, મૃગ શબ્દ કરી કલ્લોલ કરતાં વનમાં અભય થઇને આનંદપૂર્વક વિચરતાં હતાં. શીતળ અને સુગંધ પવન ધીમે ધીમે મંદ મંદ વાતો હતો. ભમર ગુંજારવ કરતા હતા અને કમળના મકરંદને લઇને ચાલતા હતા. ૨ લતા અને વેળા માંગ્યા ફળ આપતા હતા, ગાયો પણ મન માનતું દુધ આપતી હતી. પૃથિવી પણ નિરંતર ધાન્યથી પરિપૂર્ણ રહેતી હતી. ત્રેતાયુગમાં સર્વ સત્ય યુગી કર્મ થઈ ગયાં અથવા તો તે ત્રેતાયુગ સત્યયુગ થઈ ગયો. ૩ પર્વતોમાંથી નાનાપ્રકારની મણિયોની ખાણ્યો જગતના આત્મા શ્રીરઘુનાથજીને ઓળખીને પ્રકટ થઇ ગઇ. સર્વ નદિઓમાં સુંદર જળ વહેવા લાગ્યું, કે જે જળ ઘણુંજ ઠંડુ, નિર્મળ, સ્વાદિષ્ઠ અને સુખદાયક હતું. ૪ સમુદ્ર પોતાની મર્યાદાપૂર્વક રહેતા હતા. કિનારા ઉપર રત્ન નાંખી જતા હતા, તેને જે તે મનુષ્યો ગ્રહણ કરતા હતા. સર્વ સરોવરોમાં કમળ ખિલિ રહ્યાં હતાં, સકળ દિશાના વિભાગો મહા નિર્મળ મનોહર હતા. ૫

दोहा–विधु महिपूर पियूषन, रवि तप तेजन काज ॥
माँगे वारिद देहिं जल, रामचन्द्रके राज ॥ ४८ ॥

શ્રીરામચન્દ્રજીના રાજ્યમાં વિધુ અર્થાત્ ચન્દ્રમાના અમૃતથી પૃથિવી પૂર્ણ રહેતી હતી. સૂર્યનું તેજ પ્રયોજન માત્ર હતું. વાદળ માંગ્યું જળ આપતા હતાં એટલે કે જોઈતો વરસાદ વરસતો હતો. ૪૮

चौ०—कोटिन वाजिमेध प्रभुकीन्हे, अमित दान विप्रन कहँ दीन्हें ॥
श्रुतिपथपालक धर्मधुरन्धर, गुणातीत अरु भोगपुरन्दर ॥ १ ॥
पति अनुकूल सदा रह सीता, शोभाखानि सुशील विनीता ॥
जानति कृपासिन्धु प्रभुताई, सेवत चरणकमल मनलाई ॥ २ ॥
यद्यपि गृह सेवक सेवकिनी, सब प्रकार सेवा विधि लीनी ॥
निजकर गृहपरिचर्या करहीं, रामचन्द्र आयसु अनुसरहीं ॥ ३ ॥
जेहीं विधि कृपासिन्धु सुखमानहिं, सोइ सिय सेवा विधि उर आनहिं॥
कौशल्यादि सासु गृह माहीं, सेवहिं सबै मान मद नाहीं ॥ ४ ॥
उमा रमा ब्रह्माणि वन्दिता, जगदम्बा सन्तत अनिन्दिता ॥

પ્રભુએ અનેક અશ્વમેધ યજ્ઞો કરયા. બ્રાહ્મણોને અસંખ્ય દાન આપ્યાં. શ્રીરામચન્દ્રજી વેદની મર્યાદા પાળવાવાળા, ધર્મ ધુરંધારી, ગુણો થકી પર, અને ભોગોના પુરન્દર અર્થાત્ ઇન્દ્ર છે. તે સગુણ અને નિર્ગુણ બન્ને છે. ૧ શોભાની ખાણ્ય, સુશીલ અને નીતિયુક્ત જાનકીજી સદા પતિના અનુકૂળ અને વિનીત રહેતાં હતાં તે શ્રીરઘુનાથજીની પ્રભુતાને જાણતાં હતાં અને સદા મન લગાડીને પ્રભુનાં ચરણકમળની સેવા કરતાં હતાં. ૨ જો કે ઘરમાં અનેક સેવક અને દાસીઓ હતી, અને તે સર્વ દાસ–દાસી સેવા કરવામાં ચતુર હતાં, છતાં પણ જાનકીજી પોતે સર્વ પ્રકારે સેવા કરતાં હતાં. પોતાના હાથથી ઘરની સર્વ ટેલ કરતાં હતાં, અર્થાત્ સર્વ ઉપર દેખરેખ રાખતાં હતાં અને શ્રીરઘુનાથજીની આજ્ઞાનુસાર અનુસરતાં હતાં. ૩ જે પ્રકારે રઘુનાથજીને સુખ થાય તે પ્રકારે જાનકીજી શ્રીરામચન્દ્રજીની સેવા કરતાં હતાં, કૌસલ્યાદિ સર્વ સાસુઓનું યથાર્થ સમાન ભાવથી સેવન કરતાં હતાં. પોતાને માન મદ કાંઇપણ નહતું. ૪ પાર્વતી, લક્ષ્મી, અને બ્રહ્માણીથી વન્દિત જગતની માતા સદા નિન્દા રહિત છે.

दोहा—जाकी कृपाकटाक्ष सुर, चाहत चितवनि सोइ ॥
राम पदारविन्द रत, रहति स्वभावहिं सोइ ॥ ४९ ॥

જેની કૃપાકટાક્ષની દેવતા જીજ્ઞાસા રાખે છે, તે પોતાના સ્વભાવને વિસારી, શ્રીરઘુનાથજીનાં ચરણકમળમાં ધ્યાન લગાડીને રહે છે.× ૪૯

× जयति जनक जाया पादपद्मं च शुभ्रं हरिहर विधिवंद्यं साधकानां सुसेव्यं॥ नखर निकर कांतं मुद्रिका नूपुराद्यै हरिहर हृदि मध्ये योगि योगिद्य माव्यम् ॥ १ ॥

चो०—सेवहिं सानुकूल सब भाई, रामचरण रति प्रीति सुहाई ॥
प्रभु पदकमल विलोकत रहहीं, कबहुँ कृपालु हमहिं कछु कहहीं ॥१॥
राम करहिं भ्रातन पर प्रीती, नानाभांति सिखावहिं नीती ॥
हर्षित रहहिं नगरके लोगा, करहिं सकल सुरदुर्लभ भोगा ॥ २ ॥
अहनिशि विधिहि मनावत रहहीं, श्रीरघुवीरचरण रति चहहीं ॥
दुइ सुत सुन्दर सीता जाये, लव कुश वेद पुराणन गाये ॥ ॥ ३ ॥
दोउ विजयी विनयी अति सुन्दर, हरि प्रतिबिंब मनहुँ गुणमंदिर ॥
दुइ दुइ सुत सब भ्रातन केरे, भये रूप गुण शील घनेरे ॥ ४ ॥

સર્વ ભાઈ અનુકૂળ રહી સેવા કરતા હતા. સર્વની શ્રીરઘુનાથજીનાં ચરણોમાં અત્યંત પ્રીતિ હતી. નિરંતર શ્રીરામનાં ચરણકમળોને જોતા હતા. અને એજ ઈચ્છા રાખતા હતા કે, અમોને પ્રભુ કાંઈક પણ આજ્ઞા કરે. ૧ રઘુનાથજી પણ ભાઈઓ ઉપર અપૂર્વ પ્રેમ રાખતા હતા. નાના પ્રકારની નીતિનું શિક્ષણ આપતા હતા. નગરનાં સર્વ લોક પ્રસન્ન રહેતાં હતાં. સર્વ દુર્લભ ભોગ ભોગવતાં હતાં કે જે ભોગ દેવતાઓને પણ પ્રાપ્ત થતા નથી. ૨ અહર્નિશ વિધાતાને એજ વિનંતિ કરતાં હતાં કે, શ્રીરઘુનાથજીનાં ચરણમાં પ્રીતિ વૃદ્ધિ પામો. શ્રીજાનકી મહારાણીને બે પુત્ર વાલ્મિકિના આશ્રમમાં ઉત્પન્ન થયા. જેનું લવ અને કુશ નામ હતું. જેના યશ વેદ અને પુરાણોએ ગાયેલ છે. ૩ બન્ને મહા વિજયી, વિનયવાન્ અને ગુણોના ઘર હતા. જાણે પ્રભુ શ્રીરામચન્દ્રજીનું પ્રતિબિમ્બ હોય નહિ એવા જણાતા હતા. એ પ્રકારે સર્વ ભાઇઓને બબે પુત્ર થયા. જે સર્વ મહા રૂપ, ગુણ યુક્ત હતા. ભરતજીને પુષ્કળ અને તક્ષક નામે બે પુત્ર હતા. લક્ષ્મણજીને અંગદ અને ચિત્રકેતુ નામના બે પુત્ર હતા અને શત્રુઘ્નને શ્રુતિસેન અને સુબાહુ નામના બે પુત્ર હતા. ૪

दोहा—ज्ञान गिरा गोतीत अज, माया गुण गोपार ॥
सोइ सच्चिदानन्दघन, कर नर चरित अपार ॥ ५० ॥

જ્ઞાન, વાણી અને ઇન્દ્રિયોથી પર, અજન્મા, મન અને માયાના ગુણોથી પર તેજ સચ્ચિદાનન્દને વરસાવવાવાળા, પરિપૂર્ણ સચ્ચિદાનંદઘન નર ચરિત્ર કરતા હતા. ૫૦

चो०—प्रातकाल सरयू करि मज्जन, बैठहिं सभा संग द्विज सज्जन ॥
वेद पुराण वशिष्ठ बखानहिं, सुनहिं राम यद्यपि सब जानहिं ॥ १ ॥
अनुजन संयुत भोजन करहीं, देखि सकल जननी सुख भरहीं ॥
भरत शत्रुहन दोनो भाई, सहित पवनसुत उपवन जाई ॥ २ ॥

पूछहिं बैठि रामगुण गाहा, कह हनुमान सुमति अवगाहा ॥
सुनत विमल गुण अति सुख पावहिं, बहुरि बहुरि कै विनय सुनावहिं ॥
सबके गृह गृह होय पुराना, रामचरित सुन्दर विधिनाना ॥
नर अरु नारि राम गुणगावहिं, करहिं दिवस निशि जात न जानहिं

* પ્રભાતે સરયૂમાં સ્નાન કરીને બ્રાહ્મણો અને સજ્જનોની સાથે સભામાં બેસતા હતા. વેદ પુરાણ વસિષ્ઠજી સંભળાવતા હતા. જો કે રઘુનાથજી સર્વ જાણતા હતા છતાં પણ મહા પ્રેમથી શ્રવણ કરતા હતા. ૧ નાનાભાઇઓ સહ ભોજન કરતા હતા. માતાઓ ભાઇઓનો આવો અપૂર્વ પ્રેમ નિરખી બહુજ પ્રસન્ન થતી હતી. ભરત અને શત્રુઘ્ન બન્ને ભાઇ મહાવીરજી સાથે બગીચાઓમાં જઇને મહા પ્રેમ અને આનન્દથી. ૨ બેસીને મહાવીરજીને રઘુનાથજીની કથા પૂછતા હતા. એટલે મતિના સાગર મહાવીરજી પ્રભુનાં ચરિત્ર વર્ણન કરતા હતા. તેઓ રઘુનાથજીના ઉત્તમ ગુણ શ્રવણ કરી સુખ પામતા હતા. અને વારંવાર વિનતિ કરીને કહેવરાવતા હતા. ૩ અયોધ્યા વાસીઓને ત્યાં પ્રત્યેક્ ઘેર પુરાણની કથા થતી હતી સર્વ સુંદર રામચરિત્ર શ્રવણ કરતાં હતાં× નર અને નારી રામનાજ ગુણ ગાતાં હતાં અને ગુણ ગાતાં ગાતાં રાત દિવસ જતાં જણાતાં નહતાં. ૪

दोहा–अवधपुरी वासिन्ह कर, सुख सम्पदा समाज ॥
सहस शेष नहिं कहि सकहिं, जहँ नृपराम विराज ॥ ५१ ॥

અયોધ્યામાં રહેવાવાળાઓની સુખ, સમ્પત્તિ અને સમાજનું વર્ણન કરવું જો હજાર શેષજી ધારે તો પણ વર્ણન કરી શકે તેમ નથી. કારણ કે જ્યાં સાક્ષાત્ રામરાજા વિદ્યમાન છે ત્યાં પછી કઇ બાબતની ન્યૂનતા હોય, અર્થાત્ કોઇ પણ બાબતની ન્યૂનતા હોય જ નહિ. ૫૧

चौ०–नारदादि सनकादि मुनीशा, दरशन लागि कोशलाधीशा ॥
दिन प्रति सकल अयोध्या आवहिं, देखि नगर विराग विसरावहिं ॥
रत्नजटित मणि कनक अटारी, नाना रंग रुचिर गच ढारी ॥
पुर चहुँपास कोट अति सुन्दर, रचे कँगूरा रंग रंग वर ॥ २ ॥
नव गृह सुन्दर निकर बनाई, मनहु घेरि अमरावति आई ॥

* पञ्च पञ्च उषः कालः षट्पञ्चारुणोदयः ॥ सप्तपञ्च भवेत्प्रातः शेषः सूर्योदयस्मृतः અર્થાત્ ૫૫ ઘડી પછી ઉષઃકાળ થાય છે, ૫૬ પછી અરૂણોદય થાય છે. ૫૭ પછી પ્રાતઃકાળ થાય છે. ૫૮–૫૯–અને ૬૦ પ્રાતઃકાળ કહેવાય છે.

× वेदे रामायणे चैव पुराणे भारते तथा। आदौ मध्ये तथा चांते हरिस्सर्वत्र-गीयते ॥ १ ॥

**महि बहु रूप रुचिर गच काँचा, जो बिलोकि मुनिवर मन राचा ॥३॥**
**धवल धाम ऊपर नभ चुम्बत, कलश मनहुँ शशि रवि द्युति निन्दत ॥**
**बहु मणि रचित झरोखन भ्राजैं, गृह गृह प्रति मणिदीप विराजैं ॥४॥**

નારદ સનકાદિ મુનિ રઘુનાથજીનાં દર્શન કરવાને પ્રતિદિન અયોધ્યામાં આવતા હતા, અને નગરનાં દર્શન કરી વૈરાગ્ય વિસરી જતા હતા. ૧ રત્ન અને મણિયોથી જડેલી સુવર્ણની અગાસીઓ છે, અનેક રંગની સુંદર પચી-ઓનું કામ તેમાં કરવામાં આવ્યું હતું. નગરની ચારે તરફ મોટો સુન્દર કોટ છે જેમાં રંગ બેરંગી સુંદર કાંગરાઓ બનાવેલા છે. જેથી બહુ શોભા આપે છે. ૨ એ કાંગરાઓ ઉપર નવ ગ્રહોનાં સમૂહ એવા તો બનાવ્યા હતા કે, જાણે અમરાવતી–ઇન્દ્રની નગરીજ સ્વર્ગમાંથી આવી હોય, એવી અયોધ્યાનગરી શોભતી હતી. આંગણાં, ગલી અને ચોટા–આદિ સર્વ ભૂમિ કાચ અને મણિઓ-થી જડીત્ર હતી, જેને જોઈને મુનિઓનાં મન પણ મોહ પામી જતાં હતાં. ૩ મકાન એવાં તો ઊંચાં હતાં કે, જાણે આકાશથી વાર્તાલાપ કરતાં હોય નહિ એવાં જણાતાં હતાં. અને મકાનોના ઉપરના કલશ સૂર્ય અને ચન્દ્રમાની કાન્તિનો તિરસ્કાર કરતા હતા. અનેક મણિઓથી રચેલા ઝરોખાઓ શોભી રહ્યા હતા. અને પ્રત્યેક્ ઘેર મણિયોના દીવા બળી રહેલા હતા. ૪

**छं०–मणिदीपराजहिं भवन भ्राजहिं देहरी विद्रुम रची**
**सुंदर मनोहर मंदिरायत अजिर अति फटिकन खची ॥**
**मणिखंभ भीति विरंचि विरचित कनक मणि मरकत रचे**
**प्रति द्वार द्वार कपाट पुरट बनाय बहु वज्रन खचे ॥ १८ ॥**

ઘરોઘર મણિઓના દીવા પ્રજ્વલિત થઇ રહેલા હતા, પરવાળાંઓથી બનાવેલા ઊંબરાઓ શોભતા હતા. મણિઓના સ્તંભ અને મકાનોની ભીંતો બ્રહ્માજીએ જાણે સુવર્ણ અને મરકતમણિની બનાવેલી હોય એવી જણાતી હતી. નગરનાં સર્વ ઘરો અતિ સુંદર હતાં. આંગણાં સ્ફાટિકમણિનાં બનાવેલાં અને પ્રત્યેક્ દ્વારોનાં સુવર્ણમય કમાડોમાં ખીલાને સ્થળે વજ્રમણિ–હીરા જડેલા હતા. ૧૮

**दोहा–चारु चित्रशाला अमित, गृह गृह रचे बनाइ ॥**
**रामधाम जो निरखत, मुनि मन लेत चुराइ ॥५२॥**

પ્રત્યેક્ ઘરોમાં સુંદર પવિત્રચિત્રશાળાઓ બનાવી હતી, તેમાં જે કોઇ શ્રીરઘુનાથજીનું ચિત્ર નિરખે છે, તેનું તો મનજ મોહિત થઈ જાય છે. ૫૨.

**चौ०–सुमनवाटिका सबहिं लगाईं, विविध भाँति करि यतन बनाईं ॥**

लता ललित बहुभांति सुहाई, फूलहिं सदा बसन्तकि नाई ॥ १ ॥
गुंजत मधुकर मुखर मनोहर, मारुत त्रिविध सदा वह सुंदर ॥
नाना खग बालकन जिआये, बोलत मधुर उडात सुहाये ॥ २ ॥
मोर हंस सारस पारावत, भवननपर शोभा अतिपावत ॥
जहँ तहँ देखहिं निज परिछाहीं, बहु विधि कूजहिं नृत्य कराहीं ॥३॥
शुक शारिका पढावहिं बालक, कहहु राम रघुपति जनपालक ॥
राजद्वार सबही विधिचारू, बीथी चौहट रुचिर बजारू ॥ ४ ॥

સર્વ લોકોએ પોતપોતાના ઘરોમાં અનેક પ્રકારનાં યત્નો કરીને પુષ્પ વૃક્ષોના બગીચાઓ લગાવી દીધા હતા. અને એ બગીચાઓમાં સુંદર સુંદર શોભાયમાન જે વેળાઓ વસન્ત ઋતુના સમાન સદાકાળ પુષ્પવાળા રહેતા હતા. ૧ ભ્રમરાઓ અત્યંત મીઠા સ્વરોથી શબ્દ કરી રહેલા હતા. શીતળ, મંદ અને સુગંધ પવન ચાલતો હતો. અયોધ્યાનાં બાળકોએ નાના પ્રકારનાં પક્ષીઓ પાળ્યાં હતાં તે સુન્દર શબ્દોચ્ચાર કરતાં હતાં. અને ઉડતાં હતાં. ૨ મોર, હંસ, સારસ અને કબૂતર મહેલોના ઉપર શોભતાં હતાં અને જ્યાં ત્યાં પોતાનો પરછાયો જોઇને મીઠા સ્વરથી બોલતાં હતાં અને સુન્દર મનોહર નૃત્ય કરતાં હતાં. ૩ બાળકો પોપટ તથા મેનાને બોલતાં શિખવતાં હતાં અને કહેતાં કે ભક્તોનું પાલન કરવાવાળા શ્રીરઘુનાથજીનું નામ લ્યો. રાજદ્વાર પણ બહુજ સુન્દર બનાવ્યો હતો. ગલી, કુંચીઓ ચૌટા અને બજાર ઘણાંજ સુંદર અને સોહામણાં હતાં. ૪

छंद--बाजार रुचिरन बनै वर्णत वस्तु बिनुग्रथ पाइये ॥
जहँ भूप रमा निवास तहँकी सम्पदा किमि गाइये ॥
बैठे बजाज सराफ वणिक अनेक मनहुँ कुबेरते ॥
सब सुखी सब सुचरित्र सुन्दर नरयुवा शिशु जरठते ॥ १९ ॥

બજારની શોભાનું વર્ણન પણ કરવું જાય તેમ નથી. સર્વ વસ્તુ મૂલ્ય વગર મળતી હતી. જ્યાં સાક્ષાત્ રમાનિવાસ-લક્ષ્મીપતિ રાજા છે, ત્યાંની સમ્પત્તિનું કોણ વર્ણન કરી શકે તેમ છે. બજારમાં બેઠેલા શરાફો તથા માલ વેચનારા અનેક વ્યાપારીઓ જાણે અનેક કુબેરો બેઠા હોય એવા જણાતા હતા. સઘળાં સ્ત્રીઓ, પુરૂષો બાળકો તથા વૃદ્ધો સુખી હતાં તથા સુન્દર હતાં અને સદાચરણવાળાં હતાં. ૧૯

दोहा–उत्तरादिशि सरयू बहै, निर्मल जल गम्भीर ॥
बांधे घाट मनोहर, स्वल्प पंक नहिं तीर ॥ ५३ ॥

ઉત્તર દિશામાં સરયૂ ગંગા વહેતી હતી, જેનું નિર્મળ જળ અતિ ગંભીર હતું, નદીના ઉપર અત્યંત મનોહર ઘાટ બાંધ્યા હતા અને કિનારાઓ ઉપર ક્યાંય કાદવ તો જોવામાં પણ આવતો નહતો. ૫૩

चौ०–दूर फराक रुचिर सो घाटा, जहँ जल पिवहिं बाजि गज ठाटा ॥
पनिघट परम मनोहर नाना, तहां न पुरुष करहिं अस्नाना ॥ १ ॥
राजघाट सबही विधि सुन्दर, मज्जहिं तहां वरण चारिउ नर ॥
तीर तीर देवनके मन्दिर, चहुँदिशि तिहिंकें उपवन सुंदर ॥ २ ॥
कहुँ कहुँ सरिता तीर निवासी, बसहिं ज्ञानरत मुनि संन्यासी ॥
जहँ तहँ तुलसी वृन्द सुहाये, बहुप्रकार सब मुनिन लगाये ॥ ३ ॥
पुरशोभा कछु वरणि न जाई, बाहर नगर परम रुचिराई ॥
देखत पुरी अखिल अघभागा, वन उपवन वापिका तडागा ॥ ४ ॥

એ ઘાટોથી જરા દૂર બીજા વિસ્તીર્ણ તથા સુંદર ઘાટો બનાવેલા હતા કે જ્યાં અનેક ઘોડાઓ તથા હાથીઓ જળપાન કરતા હતા. અને પનઘટો કે જે જ્યાં સ્ત્રીઓ પાણી ભરવા જતી હતી તે ઘાટ બહુજ મનોહર હતા. ત્યાં કોઈ પણ પુરૂષ સ્નાન કરતા નહિ. ૧ રાજઘાટ સર્વ પ્રકારે સુંદર હતા. ત્યાં ચારે વર્ણના લોકો સ્નાન કરતા હતા. ઘાટોના સમીપમાં દેવતાઓનાં મંદિરો હતાં. અને તેની ચારે તરફ સુંદર ઉપવનો હતાં. ૨ સરયૂના કિનારા ઉપર કોઇ કોઈ સ્થળે જ્ઞાની મુનિ સંન્યાસી ઉદાસી રહેતા હતા. કિનારે કિનારે તુલસીનાં વૃક્ષ શોભી રહેલાં હતાં કે જે અનેક પ્રકારે મુનિઓએ રોપ્યાં હતાં. જેની શોભા ન્યારીજ હતી અને મનને હરણ કરી રહી હતી. ૩ અયોધ્યાપુરીની શોભાનું વર્ણન થઇ શકે તેમજ નથી. નગરની બાહાર પણ પરમ શોભા થઇ રહી હતી. પુરીને જોતાંની સાથેજ સકળ પાપો નાશી જતાં હતાં. મોટાં મોટાં વન, ઉપવન, વાવ્યો અને તળાવો શોભી રહેલાં હતાં. અને ઋષિ મુનિઓના સમાગમથી કોઇ પાપનું નામ પણ લેતું નહિ. ૪

छंद–वापी तडाग अनूप कूप मनोहरायत सोहई ॥
सोपान सुंदर नीर निर्मल देखि सुर मुनि मोहई ॥
बहुरंग कंज अनेक खग कूजहिं मधुप गुंजारही ॥
आराम रम्य पिकादि खगरव मनहुँ पथिक हँकारहीं ॥२०॥

વાવ્યો, તળાવો અને સુન્દર કુવાઓ શોભી રહેલા હતા. વાવ્યો બહુજ સુન્દર હતી. તેનાં પગથીયાં પણ અત્યંત સુંદર હતાં. સરયૂનાં નિર્મળ જળને નિરખીને દેવતાઓ તથા મુનિઓ લજ્જાઇ જતા હતા. સરોવરમાં વિવિધ રંગનાં કમળો ખીલી રહેલાં હતાં. અને પક્ષીઓ કિનારાઓ ઉપર બોલી રહેલાં હતાં. ભ્રમરાઓ ગુંજારવ કરી રહેલા હતા. રમ્ય બગીચાઓમાં બોલતાં કોયલ વગેરે પક્ષીઓ જાણે રસ્તાઓમાં ચાલ્યા જતા લોકોને બગીચાઓમાં આવવાને માટે બોલાવતાં હોય એવાં જણાતાં હતાં. ૨૦

दोहा—रमानाथ जहँ राज्यपति, सो पुर वरणि न जाइ ॥
अणिमादिक सुख सम्पदा, रहीं अवधपुर छाइ ॥ ५४ ॥

જ્યાં સાક્ષાત્ શ્રીપતિ ભગવાન્ પોતેજ નરરાજરૂપ બિરાજે છે. ત્યાંની શોભાનું કોણ વર્ણન કરી શકે તેમ છે. અણિમા. મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય. ઇશિતા અને વશિતા એ આઠે સિદ્ધિઓ અયોધ્યામાં છાઇ રહી હતી. ૫૪

चौ०—जहँ तहँ नर रघुपति गुण गावहिं, बैठि परस्पर इहै सिखावहिं ॥
भजहु प्रणतप्रतिपालक रामहिं, शोभाशीलरूपगुणधामहिं ॥ १ ॥
जलजविलोचन श्यामलगातहिं, पलकनयन इव सेवक त्रातहिं ॥
धृत शर रुचिर चाप तूणीरहिं, सन्तकंजवनरवि रणधीरहिं ॥२॥
कालकरालव्यालखगराजहिं, नमत राम अकाम ममताजहिं ॥
लोभ मोह मृगयूथ किरातहिं, मनसिजकरिहरि जन सुखदातहिं॥४॥
संशयशोकनिविडतमभानुहिं, दनुजगहनबनदहन कृशानुहिं ॥
जनकसुता समेत रघुवीरहिं, कस न भजहु भंजन भवभीरहिं ॥ ५ ॥
वहुवासनामशकहिमराशिहिं, सदा एकरस अज अविनाशिहिं ॥
मुनिरंजन भंजन महि भारहिं, तुलसीदासके प्रभुहि उदारहिं ॥ ६ ॥

જ્યાં ત્યાં મનુષ્યો શ્રી રઘુનાથજીના ગુણાનુવાદ ગાતાં હતાં. અને પોતાનાં બચ્ચાંઓને પરસ્પર બેસીને એજ શિખામણ આપતાં હતાં કે શ્રી રઘુનાથજી કે જે શીલ, રૂપ અને ગુણના ધામ છે તથા દીનોનું પાલન કરનારા છે. તેને હે બાળકો ! ભજો. ૧ કમળ સરખાં નેત્રવાળા શ્યામ શરીર શ્રી રઘુનાથજી છે. કે જે પલક જેમ નેત્રનું સંરક્ષણ કરે છે તેમ સેવકોનું રક્ષણ કરે છે તથા જે રઘુનાથજી સન્તરૂપી કમળોના વનને ખિલવવાને સૂર્ય સાદશ છે અને રણધીર છે. તથા જેણે સુન્દર ધનુષ્ બાણ અને તરકસ ધારણ કરેલ છે. તેનું સે

વન કરો. ૨ કાળકે જે તીક્ષ્ણ વ્યાલ-સર્પ છે. તેને મારવાને તો શ્રી રઘુનાથજી ગરૂડ સદૃશ છે. અર્થાત્ શ્રી રામના નામથી કાલનો ભય નિવૃત્ત થઇ જાય છે. જે કારણ વગર પણ પ્રેમ કરનારા છે એવા શ્રી રઘુનાથજી તેને દંડવત્ કરો. લોભ ને મોહરૂપી મૃગોનાં ટોળાંને મારવાને રામજ કિરાતરૂપ છે. અર્થાત્ રામના સ્મરણથી લોભ તથા મોહ નષ્ટ થઇ જાય છે. કામરૂપી હાથીને મારવામાં રામનામ સિંહરૂપી છે. અને જનને સુખદાયક છે. ૩ સંશય અને શોકરૂપી અંધકારને દૂર કરવામાં રામનું નામ સૂર્ય સદૃશ છે. રાક્ષસરૂપી વનને બાળવામાં અગ્નિરૂપ છે. જે રામનામ સંસારના ભયને દૂર કરનાર છે તે રામનું જાનકીજી સહ ભજન કરો. ૪ અનેક વાસનારૂપી મચ્છરોને દૂર કરવાને રામ નામ બરફ સમાન છે. સદા એકરસ, અજ, અને અવિનાશી છે. મુનિઓને સુખ આપવાવાળા અને પૃથિવીનો ભાર દૂર કરવાવાળા છે. અને ગોસ્વામી શ્રી તુલસીદાસજીના પ્રભુ ઉદારશીલ છે. ભકતોના સઘળા મનોરથો ઉદારતાથી પૂર્ણ કરે છે. ૫

दोहा—इहि विधि नगर नारि नर, करहिं रामगुणगान ॥
सानुकूल सन्तत रहत, सब पर कृपानिधान ॥ ५७ ॥

આ પ્રકારે અયોધ્યા નગરીનાં નર અને નારી શ્રીરઘુનાથજીના ગુણાનુવાદ ગાતાં હતાં. અને કૃપાના સાગર શ્રી રઘુનાથજી સદા સર્વના ઉપર પ્રેમ રાખતા હતા. પ્રજાના મનમાં સ્વાભાવિક્ પ્રેમ ઉત્પન્ન થાય એનું નામજ પ્રજાપાલકપણું છે. ૫૫

चौ०—जबते रामप्रताप खगेशा, उदित भयउ अतिप्रबल दिनेशा ॥
पूरि प्रकाश रह्यो तिहुँ लोका, बहुतन सुख बहुतन मन शोका ॥ १ ॥
जिनहिं शोक तेहि कहौं बखानी, प्रथम अविद्यानिशा सिरानी ॥
अघ उलूक जहँ तहां लुकाने, काम क्रोध कैरव सकुचाने ॥ २ ॥
विविध कर्म गुण काल स्वभाऊ, ये चकोर सुख लहहिं न काऊ ॥
मत्सर मान मोह मद चोरा, इन कहँ सुख नहिं कवनिहुँ ओरा ॥३॥
धर्म तडाग ज्ञान विज्ञाना, ये पंकज विकसे विधि नाना ॥
सुख सन्तोष विराग विवेका, विगत शोक ये कोक अनेका ॥ ४ ॥

કાકભુશુંડજી કહે છે કે-હે ગરૂડજી ! જ્યારથી શ્રી રઘુનાથજીનો પ્રતાપરૂપી પ્રચન્ડ સૂર્ય ઉદય થયો ત્યારથી ત્રણ્યે લોકમાં અજવાળું પ્રસરી ગયું. ક્યાંઇ પણ અંધારૂં રહ્યુંજ નહિ. ત્યારથી કેટલાકને બહુ શોક થયો અને કેટલાકને બહુજ આનંદ થયો. ૧ જેને શોક થયો તેની યાદી આપું છું. પ્રથમ તો

અવિદ્યારૂપી રાત્રિનો નાશ થઇ ગયો. પાપરૂપી ઘુવડો જ્યાં ત્યાં સંતાઇ ગયાં. કામ ક્રોધરૂપી રાત્રિવિકાસી કમળો સંકોચાઇ ગયાં, અર્થાત્ રઘુનાથજીના રાજ્યમાં કામ ક્રોધ અને અવિદ્યાનો નાશ થઈ ગયો. કયાંઇ પાપ જોવામાં આવતું નહિ. ૨ અનેક પ્રકારનાં કર્મ, સંચિત, ક્રિયમાણ. પ્રારબ્ધ, કર્મોના ગુણ, કાલ અને સ્વભાવરૂપી ચકોર રામરૂપી સૂર્યના ઉદયથી કયાંય સુખ પામતાં નહતાં. મત્સર અને મદ માન મોહરૂપી ચોરોનો તો ક્યાંઇ કોઈ પણ રીતે નભાવજ થતો નહિ, અર્થાત્ તેનું કર્ત્તવ્ય ક્યાંઇ પણ ચાલતું નહતું. ૩ ધર્મરૂપી સરોવરમાં જ્ઞાન વિજ્ઞાનરૂપી અનેક પ્રકારનાં કમળો પ્રફુલ્લિત થઈ ગયાં. સુખ સમ્પત્તિ, વૈરાગ્ય અને વિવેકરૂપી ચક્રવાક પક્ષીઓ સઘળી પીડાઓથી રહિત થઇને વિચરતાં હતાં. ૪

दोहा—यह प्रतापरवि जासु उर, जब प्रभु करहिं प्रकाश ॥
पाछिल बाढहिं प्रथम जे, कहे ते पावहिं नाश ॥ ५६ ॥

આ શ્રી રામનો પ્રતાપરૂપી સૂર્ય જ્યારે જેના હૃદયમાં પ્રકાશ કરે છે તો તેના પ્રથમનાં પાપ આદિનો નાશ થઇ જાય છે અને પાછળનું જે જ્ઞાન વૈરાગ્યનું સુખ છે તે વૃદ્ધિ પામે છે માટે પરમાત્માનું ભજન કરવું એજ સાર છે. ૫૬

चौ०—भ्रातन सहित राम इकबारा, संग परम प्रिय पवनकुमारा ॥
सुन्दर उपवन देखन गयऊ, सब तरु कुसुमित पल्लव नयऊ ॥ १ ॥
जानि समय सनकादिक आये, तेजपुंज गुणशील सुहाये ॥
ब्रह्मानन्द सदा लयलीना, देखत बालक बहु कालीना ॥ २ ॥
धरे देह जनु चारिउ वेदा, समदरशी मुनि विगत विभेदा ॥
आशावसन व्यसन नहिं तिनहीं, रघुपति चरित होइ तहँ सुनहीं ॥३॥
तहां रहे सनकादि भवानी, जहँ घटसम्भव मुनिवर ज्ञानी ॥
रामकथा मुनि बहु विधि वरणी, ज्ञान योग पावक जिमि अरणी ॥४॥

એક દિવસ ભાઇઓ તથા મહાવીરજીને સાથે લઇને શ્રી રઘુનાથજી સુંદર ઉપવન તથા બાગ બગીચાઓ નિહાળવા ગયા કે જ્યાં સર્વ વૃક્ષો પ્રફુલ્લિત થઈ રહેલાં હતાં. ૧ આ સમય સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર મુનિ શ્રી રામચન્દ્રજીની પાસે આવ્યા. એ ચારે મુનિ સદા પાંચ વર્ષનાં શરીરથીજ રહે છે. અને બ્રહ્માનંદમાં મગ્ન રહે છે. જોવામાં બાળક લાગે છે પણ તેની અવસ્થા તો લાખો વર્ષની છે. ૨ તે આવ્યા તે જાણે ચારે વેદ શરીર ધારણ કરીને આવ્યા હોય એવા જણાતા હતા. તે મુનિ સમાન જોવાવાળા

ભેદ રહિત હતા. દિશાઓરૂપી જેને વસ્ત્ર છે. અને જ્યાં ત્યાં શ્રી રઘુનાથજીના ગુણાનુવાદ ગાય છે અને સાંભળે છે તથા નગ્ન ફરયા કરે છે. ૩ શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! જે સમય આ સનકાદિક મુનિ મહર્ષિ અગસ્ત્ય જીના આશ્રમમાં હતા, ત્યારે તેઓની પાસે અગસ્ત્યજીએ રામકથા અનેક પ્રકારે વર્ણન કરી હતી, કે જે રામકથા જ્ઞાનરૂપી અગ્નિને પ્રજ્વલિત કરવામાં અરણીના સમાન છે. ૪

दोहा–देखि राम मुनि आवत, हर्षि दण्डवत कीन्ह

स्वागत पूंछि पीतपट, प्रभु बैठन कहँ दीन्ह ॥ ५७ ॥

શ્રી રઘુનાથજીએ મુનિઓને આવતા જોઇને પ્રસન્ન થઇને દંડવત્ કરયા. અને કુશલ પુછી પોતાનું પીતામ્બર તેઓને બેસવાને માટે બીછાવી દીધું. આસન ન આપતાં પીતાંબર પાથર્યું તેનો આશય એ છે કે, મારા દાસોને તો હું પોતે મારા ઓઢવાની વસ્તુ પણ પાથરી દઊં છું. ૫૭

चौ०–कीन्ह दण्डवत तीनिउँ भाई, सहित पवनसुत सुख अधिकाई ॥

मुनि रघुपति छवि अतुल विलोकी, भये मग्न मन सकत न रोकी ॥१॥

श्यामलगात सरोरुहलोचन, सुंदरतामन्दिर भवमोचन ॥

इकटक रहे निमेष न लावहिं, प्रभु कर जोरे शीश नवावहिं ॥ २ ॥

तिनकी दशा देखि रघुवीरा, श्रवत नयनजल पुलकशरीरा ॥

कर गहि प्रभु मुनिवर बैठारे, परम मनोहर वचन उचारे ॥ ३ ॥

आजु धन्य मैं सुनहु मुनीशा, तुम्हरे दरश जाहिं अघखीशा ॥

बड़े भाग्य पाइय सतसंगा, विनहिं प्रयास होहिं भवभंगा ॥ ४ ॥

શ્રી રામચન્દ્રજીએ પ્રણામ કરયા પછી ત્રણે ભાઇઓએ મહાવીરજી સહ દંડવત્ કરયા. અને બહુજ પ્રસન્ન થયા. મુનિરાજ શ્રી રઘુનાથજીની છબી નિરખીને મગ્ન થઇ ગયા, કે કોઇ પણ રીતે પોતાનાં અંતકરણોને સ્નેહાધીન થતાં રોકી શકયા નહિ. ૧ જે શ્યામ સુંદર ગાત્રોવાળા, કમળ સમાન નેત્રોવાળા, સુંદરતાના ઘરરૂપ અને સંસારના દુઃખ થકી છોડાવનારા શ્રી રઘુનાથજીની સામે એ મુનિઓ નિમેષ વગરની એકાગ્ર દૃષ્ટિઓથી જોઇ રહ્યા. અને શ્રી રામચન્દ્રજી હાથ જોડીને માથું નમાવી ઉભા રહ્યા. ૨ જેઓનાં નેત્રોમાં પ્રેમાશ્રુઓ ભરાઇ આવ્યાં હતાં તથા શરીરોમાં રોમાવળીઓ ઉભી થઇ ગઇ હતી એવા એ મુનિઓની એ દશા નિરખી શ્રી રામચન્દ્રજી તેઓનો હાથ પકડીને આસન ઉપર બેસાડીને અતિ મનોહર વચનો બોલ્યા કે–૩ હે મુનિરાજો ! આજ હું કૃતકૃતાર્થ થઇ ગયોછું, આપનાં દર્શનથી પાપના પહાડોનો

નાશ થઇ જાય છે. આપ સદૃશ સત્પુરૂષોની સંગતિ મહાભાગ્યથીજ પ્રાપ્ત થાય છે. આપની સંગતથી મનુષ્ય વિના પ્રયાસે ભવસાગરથી પાર થઇ જાય છે. ૪

**दोहा—सन्तसंग अपवर्गकर, कामीभवकर पंथ ॥**
**कहहिं सन्त कवि कोविद, श्रुति पुराण सदग्रन्थ ॥ ५८ ॥**

સન્ત મહાત્માઓ તો મોક્ષનો માર્ગ છે. અને કામી જન સંસારમાં જન્મ-મરણના ફેરામાં નાંખવાનો માર્ગ છે. આ વાત સંત પંડિત, વેદ પુરાણ અને ઉત્તમ ગ્રન્થ કહે છે. એ માટે સંતોની સંગતથી નિર્વિકલ્પ સમાધિ યુક્ત રહેવાથી મોક્ષ થાય છે. ૫૮

**चौ०—सुनि प्रभुवचन हर्षि मुनिचारी, पुलकगात अस्तुति अनुसारी ॥**
**जय भगवन्त अनन्त अनामय, अनघ अनेक एक करुणामय ॥ १ ॥**
**जय निर्गुण जय जय गुणसागर, सुखनिधान तिहुँलोक उजागर ॥**
**जय इन्दिरारमण जय भूधर, अनुपम अज अनादि शोभाकर ॥ २ ॥**
**ज्ञान निधान अमान मानप्रद, पावन सुयश पुराण वेद वद ॥**
**तज्ञ कृतज्ञ अज्ञता भंजन, नाम अनेक अनाम निरंजन ॥ ३ ॥**
**सर्व सर्वगत सर्व उरालय, वसहु सदा हमकहँ प्रतिपालय ॥**
**द्वंद्व विपति भवफंदविभंजन, हृद वसु राम काममदगंजन ॥ ४ ॥**

પ્રભુનાં આવાં વચન શ્રવણ કરી ચારે મુનિ પ્રસન્ન થઈ સ્તુતિ કરવા લાગ્યા કે—હે ભગવંત !—ઐશ્વર્યયુક્ત, અનન્ત ! આપના પારને કોઇ પણ પામી શકતું નથી. અનામય આપ સદા કલ્યાણરૂપજ છો. પાપરહિત છો. અનેકવત્ સર્વમાં વ્યાપક હોવાથી ભાસોછો. વાસ્તવમાં તો એકજ છો, કરૂણાના સાગર છો. ૧ હે નિર્ગુણ ગુણસાગર ! આપનો જય થાઓ. આપ સુખના મંદિર અને અતિ ચતુર છો. હે લક્ષ્મીજી સાથે રમણ કરવાવાળા ! આપનો જય થાઓ. હે પૃથિવીને ધારણ કરવાવાળા ! આપ જન્માદિ રહિત અને શોભાની ખાણય છો. ૨ આપ જ્ઞાનના નિધાન માનરહિત છો. અને અન્યને માન આપવાવાળાછો. આપનો પવિત્ર યશ છે એમ વેદ તથા પુરાણ કહે છે. આપ તત્ત્વરૂપ અને તત્ત્વોને જાણનારા છો. કૃતજ્ઞ સર્વની કરણીને જાણોછો. અજ્ઞાનનો નાશ કરનારાં અનેક નામ છે. અને તમે નિરંજન અર્થાત્ માયાથી રહિત છો. ૩ કલ્યાણ યુક્ત, સર્વત્ર વ્યાપક, સર્વના હૃદયમાં વાસ કરવાવાળા જે આપ તે અમારૂં નિરંતર પાલન કરો. આપ દ્વન્દ્વ અને સંસારનો નાશ કરનારા છો. હે કામ અને મદનો નાશ કરનારા શ્રી રઘુનાથ! આપ અમારા હૃદયમાં વાસ કરો. ૪

दोहा—परमानन्द कृपायतन, तुम परिपूरण काम ॥
प्रेमभक्ति अनपावनी, देहु हमहिं श्रीराम ॥ ५९ ॥

હે કૃપાસાગર ! આપ પરમાનન્દ છો. કૃપાના સ્થાન છો. પૂર્ણ કામ છો. અથવા અમારા મનની બીજી સર્વ કામનાઓ તો પૂર્ણ છે કેવળ આપ આપની પ્રેમભક્તિ કે જે દેવા યોગ્ય નથી છતાં પણ અમને આપો. હે શ્રીરામ! લક્ષ્મીજી સાથે રમણ કરનારા આપ છો. ૫૯

चौ०—देहु भक्ति रघुपति अनपावनि, त्रिविध ताप भवदाप नशावनि ॥
प्रणतकाम सुरधेनु कल्पतरु, होई प्रसन्न प्रभु दीजै यह वरु ॥ १ ॥
भववारिधि कुंभज रघुनायक, सेवक सुलभ सकल सुखदायक ॥
मनसम्भव दारुण दुखदारय, दीनबन्धु समता विस्तारय ॥ २ ॥
आश त्रास ईर्षादि निवारक, विनय विवेक विरति विस्तारक ॥
भूपमौलिमणिमण्डनधरणी, देहु भक्ति सृतिसरितरणी ॥ ३ ॥
मुनिमनमानसहंस निरंतर, चरणकमल वन्दित अज शंकर ॥
रघुकुलकेतु सेतु श्रुतिरक्षक, काल कर्म स्वभाव गुणभक्षक ॥ ४ ॥
तारण तरण हरण सब दूषण, तुलसिदास प्रभु त्रिभुवन भूषण ॥

હે રઘુનાથજી ! આપ આપની અતિ પવિત્ર ભક્તિ અમને આપો, કે જે ભક્તિ ત્રણ્યે તાપ તથા ભવ રોગનો નાશ કરવાવાળી છે. આપ દીનોનું પાલન કરનારા કામધેનું તથા કલ્પવૃક્ષરૂપ છો. માટે અમારા ઉપર પ્રસન્ન થઇ ને એ વરદાન આપો. ૧ સંસારરૂપી સમુદ્રનું શોષણ કરવામાં હે રઘુનાથજી ! આપ અગસ્ત્યછો. આપ સેવકને સુલભછો. અને સર્વને સુખ આપવાવાળાછો. મનથી ઉત્પન્ન થયેલાં દારૂણ દુઃખને આપ દૂર કરવાવાળા છો. દીનોના બન્ધુ અને સમતાનો વિસ્તાર કરવાવાળા આપ છો. ૨ આશાપાશનો તથા ઇર્ષ્યા આદિનું નિવારણ કરનારા આપ છો. વિનય, વિવેક અને વૈરાગ્યનો વિસ્તાર કરવાવાળા આપછો. રાજાઓમાં આપ મુકુટ મણિછો. અને પૃથિવીના ભૂષણરૂપ છો. જન્મ મરણરૂપી નદીથી પાર થવાને માટે આપની નૌકા-વહાણરૂપ જે તમારી ભક્તિ છે તે અમને આપો. ૩ આપ મુનિજનોના મનરૂપી માનસના હંસ છો. બ્રહ્મા અને શ્રી સદાશિવજી પણ આપનાં ચરણકમળોને નમસ્કાર કરે છે ! હે રઘુકુળના કેતુ ! આપ વેદોનું સંરક્ષણ કરનારા અને સંસારની મર્યાદા રાખવાવાળા છો. કાળ કર્મ સ્વભાવ અને ગુણ એના ભક્ષક અર્થાત્ નાશ કરનારા છો. મુક્તિમાં કાલ, કર્મ અને ગુણ આપની કૃપાથીજ નાશ પામે

છે. ૪ આપ તારણ તરણ અને સર્વ દોષને હરવાવાવા છો. ગોસ્વામી શ્રી તુલસીદાસજીના સ્વામી ત્રૈલોકયના ભૂષણરૂપ છો.

दोहा—बार बार अस्तुति करि, प्रेम सहित शिर नाइ ॥
ब्रह्मभवन सनकादि गे, अति अभीष्ट बर पाइ ॥ ६० ॥

આ પ્રમાણે સનકાદિક વારંવાર સ્તુતિ કરી પ્રેમપૂર્વક મસ્તક નમાવી મન વાંછિત વરદાન પામીને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ૬૦

चौ०—सनकादिक बिधिलोक सिधाये, भ्रातन रामचरण शिरनाये ॥
पूंछत प्रभुहिं सकल सकुचाहीं, चितवहिं सब मारुतसुत पाहीं ॥ १ ॥
सुना चहहिं प्रभुमुखकी बानी, जो सुनि होय सकल भ्रमहानी ॥
अन्तर्यामी प्रभु सब जाना, पूँछत कहा कहहु हनुमाना ॥ २ ॥
जोरि पाणि तब कह हनुमंता, सुनिये दीनबन्धु भगवन्ता ॥
नाथ भरत कछु पूँछन चहहीं, प्रश्न करत मन सकुचत अहहीं ॥ ३ ॥
तुम जानहु कपि मोर स्वभाउ, भरतहि मोहि न कछु दुराऊ ॥
सुनि प्रभुवचन भरत गहि चरणा, सुनिय नाथ प्रणतारति हरणा ॥४॥

સનકાદિક બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા, એટલે ભાઇયોએ શ્રી રામનાં ચરણોમાં મસ્તક નમાવ્યાં. સર્વ શ્રી રઘુનાથજીને પૂછતાં શરમાતા હતા તેથી મહાવીરજીના સામું જોતા હતા. મહાવીરજીના સન્મુખ જોવાનો આશય એ હતો કે, તે દ્વારા રઘુનાથજીને પ્રશ્ન કરીએ- ૧ પ્રભુનાં શ્રીમુખની વાણી શ્રવણ કરવાની સર્વને ઇચ્છા છે, કે જે શ્રવણ કરવાથી નાના પ્રકારનાં સર્વ દુઃખો તથા ભ્રમ મટી જાય છે. રઘુનાથજી અન્તર્યામી હોવાથી સર્વ વાર્ત્તા જાણી ગયા અને કહેવા લાગ્યા કે- હે મહાવીરજી! શું પૂછવા માગો છો તે કહો. ૨ આવાં પ્રભુનાં વચન શ્રવણ કરી મહાવીરજી હાથ જોડીને કહેવા લાગ્યા કે–હે દીનોનું રક્ષણ કરનારા ભગવાન્! શ્રવણ કરો. હે સ્વામિન્! કુમાર ભરતજી કાંઇક પૂછવા ઇચ્છા રાખે છે. પરંતુ પ્રશ્ન કરતાં તેમનું મન સંકોચ પામે છે આપના સન્મુખ શરમાય છે. ૩ આવાં મહાવીરજીનાં વચન શ્રવણ કરી શ્રી રઘુનાથજી બોલ્યા કે–હે પવનનન્દન! તમે તો મારા સ્વભાવને જાણો છો. મારામાં અને ભરતમાં જરા પણ અંતર નથી. પ્રભુનાં આવાં વચન શ્રવણ કરી શ્રી રામનાં ચરણ પકડીને ભરતજી બોલ્યા કે–હે દીનોનું દુઃખ હરણ કરવાવાળા! શ્રવણ કરો. ૪

दोहा—नाथ न मोहिं संदेह कछु, स्वप्नेहु शोक न मोह ॥
केवल कृपा तुम्हारि प्रभु, चिदानन्द संदोह ६१ ॥

હે નાથ ! મને સંદેહ નથી. સ્વપ્નમાં પણ શોક કે મોહ નથી. કેવળ આપની જ કૃપાથી પરિપૂર્ણ છું. હે ચૈતન્ય આનંદના પાત્ર ! ભગવાન આપ સર્વજ્ઞ છો. ૬૧

चौ०–करौं कृपानिधि एक ढिठाई, मैं सेवक तुम जनसुखदाई ॥
संतनकी महिमा रघुराई, बहुविधि वेद पुराणन गाई ॥ १ ॥
श्रीमुख पुनि तुम कीन्ह बडाई, तिन्हपर प्रभुहिं प्रीति अधिकाई ॥
सुना चहौं प्रभु तिन्हकर लक्षण, कृपासिन्धु गुणज्ञान विचक्षण ॥ २ ॥
सन्त असन्त भेद बिलगाई, प्रणतपाल मोहिं कहिय बूझाइ ॥
सन्तनके लक्षण सुनु भ्राता, अगणित श्रुति पुराण विख्याता॥ ३ ॥
सन्त असन्तनकी अस करणी, जिमि कुठार चन्दन आचरणी ॥
काटे पर सुमलय सुनु भाई, निज गुण देइ सुगन्ध बसाई ॥ ४ ॥

હે કૃપાના સાગર ! એક ધૃષ્ટતા કરૂં છું. તે માફ કરશો. હું સેવક છું. અને આપ જનોને સુખ દેવાવાળા છો. હે રઘુનાથજી ! સન્તોનો મહિમા વેદ અને પુરાણ સર્વેએ અનેક પ્રકારે કહેલ છે. ૧ અને આપે પણ આપનાં શ્રી મુખથી સન્તોની પ્રશંસા કરી છે અને સન્તોનાપર આપની પ્રીતિ પણ અધિક છે. હે સ્વામિન્ ! એ સંતોનાં લક્ષણ શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું હે પ્રભુ ! આપ ગુણ અને જ્ઞાનમાં ચતુરછો. ૨ હે પ્રભો ! આપ સંત અને અસંતના ભેદ પૃથક્ પૃથક્ કહો. આપ દીનોનું પાલન કરનારા છો. માટે મને સમજાવીને કહો. આવાં ભરતજીનાં વચન શ્રવણ કરી શ્રી રઘુનાથજી બોલ્યા કે–હે ભાઇ ભરત ! સન્તોનાં લક્ષણ શ્રવણ કરો. સન્તોના ગુણ અનન્ત છે. અને વેદ તથા પુરાણમાં વિખ્યાત છે. ૩ સન્ત અને અસન્તની કરણી એવી છે જેમ કુહાડા સાથે ચન્દનનાં આચરણ અને ચન્દન સાથે કુહાડાનાં આચરણ છે તેવી છે. જુઓ કે જેમ કુહાડો જે સમય ચન્દનને કાપે છે તો મલયચન્દન એ કુહાડામાં પોતાની સુગંધી પ્રસરાવી દે છે; અર્થાત્ કુહાડાનું તે સાથે વિરૂદ્ધાચરણ છતાં પણ પોતે વિરૂદ્ધ ન અનુસરતાં તેને સુગંધિત કરે છે. તેમ સંતજનો નિરંતર પરાયાનું શ્રેય કરવા તરફજ અનુસરે છે અને અસંત શ્રેય કરનારનું પણ અશ્રેય કરે છે. ૪

दोहा–ताते सुर शीशन चढत, जगवल्लभ श्रीखण्ड ॥
अनल दाहि पीटत घनहिं, परशु वदन यहे दण्ड ॥ ६२ ॥

ચંદન અશ્રેય કરનારનું પણ શ્રેય કરે છે, તેથી જગતને પ્રિય થઇ પડયું છે. અને તેથી દેવતાઓના મસ્તક ઉપર પણ ચડે છે. એ તેની ભલાઇનું

ફળ છે તેમ સંત જન જગત્‌માં માનનીય થાય છે અને દેવતાઓ પણ તેનો સત્કાર કરે છે. એ તેને ભલાઇનું ફળ થાય છે. કુહાડો ભલું કરનારનું પણ ભુંડું કરવામાં તત્પર રહે છે તેથી તેને અગ્નિમાં ખૂબ તપાવીને તેનાં મુખને ઘણુથી પીટવામાં આવે છે એ તેને ભુંડાઇનું ફળ મળે છે. તેમજ અસંતજન ભલું કરનારનું પણ ભુંડું કરવામાં તત્પર રહેતા હોવાથી તેને યમલોકના નરકના અગ્નિમાં ખૂબ તપાવીને તેના મુખોને મુદ્‌ગરોથી પીટવામાં આવે છે એ તેને ભુંડાઇનું ફળ મળે છે. ૬૨

चौ०—विषय अलंपट शील गुणाकर, परदुख दुख सुख सुख देखेपर ॥
सम अभूत रिपु विमद विरागी, लोभामर्ष हर्ष भय त्यागी ॥ १ ॥
कोमल चित दीननपर दाया, मन वच क्रम मम भक्त अमाया ॥
सर्बहि मानप्रद आपु अमानी, भरत प्राणसम मम ते प्राणी ॥ २ ॥
बिगतकाम मम नामपरायन, शान्त विरक्त विदित मुदितायन ॥
शीतलता सरलता मयत्री, द्विजपदप्रेम धर्म जनु यंत्री ॥ ३ ॥
यह सब लक्षण बसहिं जासु उर, जानेहु तात संत संतत फुर ॥
शम दम नियम नीति नहिं डोलहिं, परुष वचन कबहू नहिं बोलहिं॥४॥

સંત જનો વિષયોથી ભિન્ન, શીલગુણની ખાણ્ય પરાયા દુઃખથી દુઃખી અને અન્યનું સુખ જોઇને સુખી થાય છે. સમદર્શી છે. જેનો શત્રુ કોઇ પણ કદિ થયોજ નથી. તથા તનધનાદિકોનો જેને મદ નથી. જેને વિષયોથી વૈરાગ્ય છે. અને જેણે લાલચ, ક્રોધ, પ્રસન્નતા તથા ભયનો ત્યાગ કર્યો છે. ૧ કોમલ છે ચિત્ત જેનું એવા દીનોના ઉપર દયા રાખવાવાળા, મન, વચન અને કર્મથી માયા રહિત મારા ભકત સર્વને માન દેવાવાળા અને પોતે તો માન રહિત છે. હે ભરતજી ! આવાં આચરણવાળા પ્રાણી–ભકત મને પ્રાણોના સમાન પ્યારા છે. ૨ જે ઇચ્છા રહિત મારા નામની પરાયણ કરે. શાન્તી, ત્યાગ, નમ્રતા અને હર્ષના ઘર છે. સર્વ સાથે શીતલતા સરલતા અને મિત્રતા રાખે છે. દ્વિજપદમાં પ્રેમ કરવો એ ધર્મની માતા છે. એટલે કે દ્વિજનાં ચરણોમાં જેને પ્રેમ છે. ૩ હે ભાઈ ભરત ! આ સર્વ લક્ષણ જેના હૃદયમાં વસે છે, હે તાત ! તેને નિરંતર પૂર્ણ સંત જાણજો. જે શમ,–શમતા,–શાન્તી, દમ,–ઇન્દ્રિયોને જીતવાના નિયમથી રહીને જે નીતિથી વિરૂદ્ધ આચરણ કરતો નથી અને કદિપણ કઠોર વચન મુખણી બોલતા નથી તે સન્ત છે. ૪

दोहा—निन्दा अस्तुति उभय सम, ममता मम पदकंज ॥
ते सज्जन मम प्राणप्रिय, गुणमन्दिर सुख पुंज ॥ ६३ ॥

જે નિન્દા તથા સ્તુતિ બન્નોને સમાન જાણીને મારાં ચરણકમળમાં પ્રીતિ રાખે છે. એવા સજ્જન મહાત્મા મને પ્રાણોના સમાન પ્યારા છે. તે ગુણોના મંદિર અને સુખના પુંજ અર્થાત્ સમૂહ છે તેને સન્ત મહાત્મા સિદ્ધ લોકો કહે છે. ૬૩.

चौ०—सुनहु असन्तनकेर स्वभाऊ, भूलेहु संगति करिय न काऊ ॥
तिनकर संग सदा दुखदाई, जिमि कपिलहिं घालै हरहाई ॥ १ ॥
खलन हृदय अति ताप विशेषी, जरहिं सदा परसम्पति देषी ॥
जहँ कहुँ निंदा सुनहिं पराई, हर्षहिं मनहु परी निधिपाई ॥ २ ॥
काम क्रोध मद लोभ परायन, निर्दय कपटी कुटिल मलायन ॥
बैर अकारण सब काहूसों, जो कर हित अनहित ताहूसों ॥ ३ ॥
झूठै लेना झूठै देना, झूठै भोजन झूठ चबेना ॥
बोलहिं मधुरवचन जिमि मोरा, खाहिं महा अहि हृदय कठोरा ॥४॥

હવે અસન્તોનો સ્વભાવ વર્ણન કરે છે. અસન્ત પુરૂષોની સંગતિ ભૂલ્યે ચૂકયે પણ કરવી નહિ. અસન્તનો સંગ સદા દુઃખદાયી છે, અસન્તના સંગથી મનુષ્યની દશા દુઃખદાયી થઇ જાય છે. જેમ કપિલ ગાયને ગળામાં બાંધવામાં આવેલા લાકડાનો સંગ દુઃખદાયી થાય છે. તેમજ લોકોને અસંત જનોનો સંગ સદા દુઃખદાયીજ થઇ પડે છે. ૧ દુષ્ટોનાં હૃદય હમેશાં તપ્યાજ કરે છે. તેઓ નિરંતર પારકાની સમ્પત્તિ નિરખીને બળ્યા કરે છે. અને જો કોઇ પણ સ્થળે પારકી નિંદા સાંભળવામાં આવી તો જાણે કયાંયથી અખૂટ ખજાનો મળે ને પ્રસન્ન થાય તેમ તે પ્રસન્ન થાય છે. ૨ કામ, ક્રોધ, મદ અને લોભને સદા ગ્રહણ કરી રાખે છે. અને તેનું જ શ્રવણ તથા મનન કર્યા કરે છે. મહાનિર્દય, કપટી, કુટીલ અને પાપાત્મા હોય છે. વગર પ્રયોજને સર્વ સાથે વૈર કર્યા કરે છે. અને જે કોઈ તેનું ભલું કરે છે તે સાથ પણ તે તો વૈરજ કરે છે. ૩ તે અસન્તોનું જુઠુંજ લેવું, જુઠુંજ દેવું, જુઠુંજ ભોજન, જુઠુંજ ચવેણું. અર્થાત્ સર્વ જુઠ સાથેજ વ્યવહાર છે. સત્ય તો તેને પ્રિયજ નથી. તેઓ વચન તો મયૂરના સમાન મીઠાં બોલે છે અને હૃદય તેઓનાં એવાં તો કઠોર હોય છે કે, મયૂરના સમાન સર્પોને ભક્ષણ કરે છે અર્થાત્ મોરની બોલી મીઠી અને ભોજન જેમ સર્પ છે, તેવાજ અસજ્જન પુરૂષો પણ હોય છે. ૪

दोहा—परद्रोही परदाररत, परधन परअपवाद ॥
ते नर पामर पापमय, देह धरे मनुजाद ॥ ६४ ॥

બીજાનો દ્રોહ કરવાવાળા, બીજાઓની સ્ત્રી સાથેજ પ્રીતિ કરવાવાળા, પારકી નિન્દા કરવાવાળા, અથવા અપવાદ અર્થાત્ પારકું દ્રવ્ય નાશ કરવાની ઇચ્છાવાળા. છતાં પણ અપવાદ કરીને લેવાની ઇચ્છા કરનારા, એવા મનુષ્ય પામર, પાપમય સાક્ષાત્ પાપરૂપ જાણે દેહ ધારણ કરેલ રાક્ષસજ છે. કારણ કે વિના પ્રયોજને દ્રવ્ય તથા દારા–સ્ત્રી આદિને લઈ લે છે. એથીજ '**मनुजाद**' કહેલ છે. ૬૪

**चौ०–लोभै ओढन लोभै डासन, शिश्नोदरपर यमपुरत्रास न ॥**
**काहूकी जो सुनहिं वडाई, श्वास लेहिं जनु जूडी आई ॥ १ ॥**
**जब काहूकी देखहिं विपती, सुखी होहिं मानहुँ जगनृपती ॥**
**स्वारथरत परिवार विरोधी, लम्पट काम लोभ अति क्रोधी ॥ २ ॥**
**मात पिता गुरु विप्र न मानहिं, आपु गये अरु घालहिं आनहिं ॥**
**करहिं मोहवश द्रोह परावा, सतसंगति हरिभक्ति न भावा ॥ ३ ॥**
**अवगुणसिंधु मन्दमति कामी, वेद विदूषक परधनस्वामी ॥**
**विप्रद्रोह परद्रोह विशेषी, दम्भ कपट जिय धरे सुवेषी ॥ ४ ॥**

જેને લોભજ ઓઢવામાં અને લોભજ પાથરવામાં છે. અર્થાત્ લોભથીજ સઘળો વ્યવહાર છે. લિંગ અને ઉદરની કથામાંજ તત્પર રહે છે. અર્થાત્ જ્યાં સુધી જાગે ત્યાં સુધી પરસ્ત્રીઓનીજ વાર્ત્તા અને જેમ બને તેમ પેટ ભરવાનો ઉપાય કરવો. યમનો જરા પણ ડર રાખતા નથી. એવા લોકોથી તો યમ લોકમાં પણ ત્રાસ થાય છે. જો કોઇનું શ્રેય સાંભળવામાં આવ્યું તો તો જેમ ટાઢીઓ તાવ આવે છે ને દરદી શ્વાસ લે છે તેમ પોતે પણ ઉષ્ણનિઃશ્વાસ નાખે છે. ૧ અને જો કોઇને વિપત્તિ યુક્ત જુવે છે તો તો જાણે જગત્‌ના રાજા થઈ ગયા હોય એવા પ્રસન્ન થાય છે. આવા સર્વ મતલબનાજ ગરજી, ઠગ, કામ, લોભ અને મોહથી યુક્ત મહા ક્રોધી–આદિ લક્ષણોવાળા પુરૂષ અસન્તજ જાણવા. ૨ મા, બાપ, ગુરૂ અને બ્રાહ્મણને માનતા નથી. પોતે તો ડુબે છે પણ બીજાઓનું પણ સાથે સત્યાનાશ કાઢી નાખે છે. તેવાઓ અજ્ઞાનને વશ્ય થઇ પરાયો દ્રોહ કરે છે. તેઓને ઉત્તમ પુરૂષોની સંગત અને નારાયણના ગુણાનુવાદ સારા લાગતા નથી. ૩ અવગુણના તો સમુદ્ર મહા મંદમતિ અને કામી હોય છે. વેદમાં દોષ દૃષ્ટિથી જોનારા અર્થાત્ વેદમાં નિયોગાદિ, રેલ, તારાદિ વિદ્યાની આજ્ઞા બતાવી ને મૂર્તિપૂજનનો નિષેધ, ઇશ્વરનો અવતાર થતો નથી, ઈશ્વરના નામથી પાપનો નાશ થતો નથી. સંધ્યા સમય જે આચમન કરવામાં આવે છે તે કફ નિવૃત્તિને માટેજ છે એમ કહે છે.

અને પરાયા ધનના સ્વામી બનવાવાળા, બ્રાહ્મણનો તથા પારકાનો દ્રોહ કરવાવાળા, હૃદયમાં પાખંડ અને કપટ અધિક રાખવાવાળા દુષ્ટ હોય છે અને ઉપરથી સુંદર સન્ત સરખો વેષ બનાવીને રહે છે. ૪

दोहा–ऐसे अधम मनुज खल, कृतयुग त्रेता नाहिं ॥
द्वापर कछुक वृन्द बहु, होइहें कलियुग माहिं ॥ ६५ ॥

આવા નીચ દુષ્ટ મનુષ્ય સત્યયુગ અને ત્રેતામાં તો હોતાજ નથી. દ્વાપરમાં કયાંક કયાંક પ્રકટ થાય છે, પરન્તુ એવા વેદમાં દોષ લગાડનારા કલિયુગમાં બહુ લોકો થશે. અને જ્યાં ત્યાં કપટનીજ મંડળી બનાવીને ઉપદેશ કર્યા કરશે. ૬૫

चौ०–परहित सरिस धर्म नहिं भाई, परपीडा सम नहि अधमाई ॥
निर्णय सकल पुराण बेदकर, कहेंउ तात जानहिं कोविद नर ॥ १ ॥
नर शरीर धरि जो परपीरा, करहिं ते सहहिं महा भवभीरा॥
करहिं मोहवश नर अघ नाना, स्वारथरत परलोक नशाना ॥ २ ॥
कालरूप मैं तिनकहँ ताता, शुभ अरु अशुभ कर्मफलदाता ॥
अस विचारि जे परमसयाने, भजहिं मोहिं संसृतिदुख जाने ॥ ३ ॥
त्यागहिं कर्म शुभाशुभदायक, भजैं मोहिं सुर नर मुनिनायक ॥
सन्त असन्तनके गुण भाषे, ते न परहिं भव जिन लखि राषे ॥ ४ ॥

* પારકાનું કલ્યાણ કરવાના સમાન તો કોઈ પણ ધર્મ નથી. અને બીજાને દુઃખ આપવાના સમાન તો બીજી એક પણ અધમતા નથી. આ બે સર્વ વેદ તથા પુરાણોનો સિદ્ધાંત મેં તમને સંભળાવ્યો. આ બાબત પંડિત લોકો જ જાણે છે. એ માટે પરોપકાર કરવો એ પરમ ધર્મ છે. ૧ મનુષ્ય શરીર ધારણ કરીને જે અન્યને દુઃખ આપે છે તે સંસારમાં પડે છે અર્થાત્ વારંવાર નીચ યોનિયોમાં શરીર ધારણ કરી કરીને મરણ પામે છે- મનુષ્ય અજ્ઞાન વશ્ય થઇને અનેક પાપ કરે છે. અને પોતાના સ્વાર્થમાં રહિને પરલોકથી ભ્રષ્ટ થઈ જાય છે. અને તેને સ્વર્ગ પ્રાપ્તિ થતી નથી. ૨ હે ભાઈ ભરત ! એવા પુરૂષોનો હું કાળરૂપ થઇને સંહાર કરૂંછું અને શુભાશુભ કર્મ ફળને આપુંછું જેથી તે અનેક યોનિયોમાં ભમ્યા કરે છે. આવો વિચાર કરીને જે પરમ ચતુર મહાત્મા છે તે સંસારને દુઃખ મૂળ જાણીને મારૂં ભજન કરે

* अष्टादश पुराणानि व्यासस्यवचनद्वयम्। परोपकार पुण्याय पापाय पर पीडनम् ॥ १ ॥

છે, ૩ હે ભાઇ ! દેવતા મનુષ્ય અને મુનિરાજ એ સર્વ શુભાશુભ ફળને દેવાવાળાં કર્મોનો ત્યાગ કરી સદા મારૂં ભજન કરે છે. અથવા કર્મફળનો ત્યાગ કરી કર્મ કરે છે, અર્થાત્ સંગ–કર્મફળનો ત્યાગ કરીનેજ કર્મ કરવાં જોઇએ. આ મેં તમનેસંત અને અસંતોનાં લક્ષણ કહ્યાં. જે આને જાણી રાખે છે. તે દુષ્ટોની સંગતિ કરી સંસારમાં પડતા નથી. ૪

दोहा–सुनहु तात मायाकृत, गुण अरु दोष अनेक ॥
गुण यह उभय न देखिये, देखिय सो अविवेक ॥ ६६ ॥

હે ભાઇ ! શ્રવણ કરો. માયાના કરેલા ગુણ અને દોષ અનેક છે. ગુણ તો એ છે કે બન્નેને ન જુએ, જે દોષ નિહાળે છે તે મૂર્ખ છે. અર્થાત્ દોષ–આદિ જોવા એ અજ્ઞાનજ છે. ૬૬

चौ०–श्रीमुखवचन सुनत सब भाई, हर्ष प्रेम नहिं हृदय समाई ॥
करहिं विनय अति बारहिं बारा, हनूमान हिय हर्ष अपारा ॥
पुनि रघुपति निजमन्दिर गये, इहि विधि चरित करत नित नये ॥
बार बार नारदमुनि आवहिं, चरित पुनीत रामकर गावहिं ॥२॥
नित नव चरित देखि मुनि जाहीं, ब्रह्मलोक सब कथा कहाहीं ॥
सुनि विरंचि अतिशय सुखमानहिं, पुनिपुनि तात करहु गुणगानहिं।३।
सनकादिक नारदहिं सराहहिं, यद्यपि ब्रह्मनिरत मुनि आहहिं ॥
सुनि गुणगान समाधि बिसारी, सादर सुनहिं परम अधिकारी ॥४॥

સર્વ ભાઇઓ શ્રી રઘુનાથજીનાં શ્રીમુખથી આ વચન શ્રવણ કરી બહુજ પ્રસન્ન થયા. મનમાં પ્રીતિ સમાતી ન હતી. વારંવાર શ્રી રઘુનાથજીને વિનતિ કરવા લાગ્યા. અને મહાવીરજીના મનમાં અત્યંત પ્રસન્નતા થઇ. ૧ ત્યાર પછી શ્રી રઘુનાથજી પોતાના મંદિરમાં પધાર્યા. આ પ્રકારે નિરંતર નવાં નવાં ચરિત્ર થતાં હતાં. અને વારંવાર દર્શન કરવાને નારદજી આવતા હતા. અને શ્રી રઘુનાથજીના પરમ પવિત્ર ચરિત્રોનું ગાન કરતા હતા. ૨ અને નિરંતર નવાં ચરિત્ર મુનિરાજ અવલોકન કરી જતા હતા. અને બ્રહ્મલોકમાં જઇને સર્વ કથા દેવતાઓના સન્મુખ કીર્ત્તન કરતા હતા. અને તે શ્રવણ કરી બ્રહ્માજી બહુ સુખ પામતા હતા. અને કહેતા હતા કે, શ્રી રઘુનાથજીનાં અન્ય ચરિત્ર સંભળાવો. ૩ સનકાદિક નારદજીને નિરંતર શ્રી રઘુનાથજીનાં દર્શન થતાં હતાં. તેથી પ્રશંસા કરતા હતા જો કે સનકાદિક બ્રહ્મ આત્મજ્ઞાન પરાયણ હતા, તો પણ શ્રી રામચરિત્રના વર્ણનમાં મોહિત થઇ જતા હતા. શ્રી

રઘુનાથજીના ગુણોને સમાધિ છોડીને પરમ અધિકારી જન આદરથી શ્રવણ કરે છે. ૪

दोहा–जीवनमुक्त ब्रह्मपर, चरित सुनहिं तजि ध्यान ॥
जे हरिकथा न करहिं रति, तिनके हृदय पषान ॥ ६७ ॥

સનકાદિક કે જે જીવન્મુક્ત છે, બ્રહ્મજ્ઞાન યુક્ત છે. નિરંતર તેનુંજ અનુશીલન કરે છે. તે પણ ધ્યાનને છોડીને શ્રી રઘુનાથજીનાં ચરિત્ર શ્રવણ કરે છે. જે સંસારી કામનો ત્યાગ કરી આ ચરિત્ર શ્રવણ કરતા નથી તેનાં હૃદય પત્થર સમાન જાણવાં. ૬૭

चौ०–एक बार रघुनाथ बुलाये, गुरु द्विज पुरबासी सब आये ॥
बैठे गुरु द्विजवर मुनि सज्जन, बोले वचन भक्तभयभंजन ॥ १ ॥
सुनहु सकल पुरजन मम बानी, कहौं न कछु ममता उर आनी ॥
नहिं अनीति नहिं कछु प्रभुताई, सुनौ करहु जो तुमहिं सुहाई ॥ २ ॥
सोई सेवक प्रीतम मम सोई, मम अनुशासन मानै जोई ॥
जो अनीति कछु भाषौं भाई, तो मोहिं बरजेहु भय बिसराई ॥ ३ ॥
बड़े भाग्य मानुष तनु पावा, सुरदुर्लभ सद्ग्रन्थन गावा ॥
साधनधाम मोक्षकर द्वारा, पाइ न जे परलोक सवाँरा ॥ ४ ॥

એક સમય શ્રી રઘુનાથજીના બોલવાથી ગુરૂ, બ્રાહ્મણો અને સર્વ પુરવાસીઓ આવ્યાં. ગુરૂ, બ્રાહ્મણો, મુનિ અને સજ્જનો સર્વ બેઠા. ત્યારે ભક્તોના ભયને દૂર કરવાવાળા શ્રી રઘુનાથજી આ પ્રમાણે બોલ્યા કે–૧ ( અહિં પ્રજા ઉપર દયાળુતા પ્રકટ કરી છે. ) હે પુરવાસીઓ ! તમે સર્વ મારાં વચન શ્રવણ કરો. હું મમતાથી તમને આ વચન કહું છું તેમ નથી, અનીતિથી કહેતો નથી તેમ પ્રભુતાથી પણ કહેતો નથી. જો તમને મારાં વચન સારાં લાગે તો માનજો અને તે પ્રમાણે અનુસરજો. ૨ જે મારી આજ્ઞાને માનશે તેજ મારો સેવક અને પ્રીતમ પ્યારો છે. હે ભાઇઓ ! જો કે કાંઇ પણ અનીતિ યુક્ત વચનો કહું તો તમે ભયનો ત્યાગ કરી અનીતિ યુક્ત વચન બોલવા સાફ ના પાડજો. ૩ આ મનુષ્યશરીર મહા ભાગ્યથી પ્રાપ્ત થાય છે. અને ઉત્તમ ગ્રન્થો એમ કહે છે કે, મનુષ્યદેહ દેવતાઓને પણ દુર્લભ છે. મનુષ્યશરીર સાધનનું ધામ અને મોક્ષનું દ્વાર છે. આ મનુષ્યશરીર પામીને જેણે પરલોક સુધાર્યો નથી તે,–૪

दोहा–सो परन्तु दुख पावई, शिर धुनि धुनि पछिताइ ॥
कालहिं कर्म्महिं ईश्वरहिं, मिथ्या दोष लगाइ ॥ ६८ ॥

પાછળથી મહાદુઃખ પામે છે. માથું ધુણાવી ધુણાવીને પસ્તાય છે. અને કાળ, કર્મ, અને ઇશ્વરને મિથ્યા દોષ લગાવે છે. જે વડે કામ બગડતાં કેટલાક મનુષ્યો કહે છે કે હે ભાઇ ! સમયનો પ્રભાવજ એવો છે. કે ભલું કરવાને બદલે બુરૂં ફળ મળે છે. કેટલાક વળી કામ બગડતાં કહે છે કે–હે ભાઇ ! સર્વ પ્રારબ્ધની ગતિથી લાચાર છે. કર્માધીન છે. જેવું કરો તેવું પામો. અને કેટલાક કામ બગડતાં ઈશ્વિરને દોષ આપે છે. કે નારાયણની મરજી પ્રમાણે થયાજ કરે છે. ૬૮

चौ०–यहि तनुकर फल विषय न भाई, स्वर्गहु स्वल्प अन्त दुखदाई ॥
नर तनु पाइ विषय मन देही, पलटि सुधा ते शठ विष लेही ॥१॥
ताहि कबहुँ भल कहै न कोई, गुंजा गहै परसमणि खोई ॥
आकर चारि लाख चौरासी, योनि भ्रमत यह जिय अविनाशी ॥२॥
फिरत सदा मायाके मेरे, काल कर्म स्वभाव गुण घेरे ॥
कबहुँक करि करुणा नरदेही, देत ईश विनु हेतु सनेही ॥ ३ ॥
नरतनु भववारिधि कहँ बेरे, सन्मुख मरुत अनुग्रह मेरे ॥
कर्णधार सद्गुण दृढ नावा, दुर्लभ साज सुलभ करि पावा ॥ ४ ॥

હે ભાઇ ! આ શરીર પામવાનું ફળ વિષયરૂપ નથી, સ્વર્ગની પ્રાપ્તિ થવી એ પણ આ શરીરનું ફળ નથી; કેમકે સ્વર્ગનું ફળ તો થોડા દિવસ ભોગવીને પુનઃ સંસારમાં આવવું પડે છે. અંતે દુઃખદાયી છે. જે મનુષ્યશરીર પામીને વિષયોમાં મન લગાવે છે, તે મૂર્ખ અમૃત આપીને વિષ ગ્રહણ કરે છે. ૧ જે પારસમણિનો ત્યાગ કરી ચણોઠીને લે, તેને કદી કોઈ લોકો ડાહ્યા કહેજ નહિ. ચોરાશીલાખ જીવોની ખાણ્ય છે. કર્માનુસાર આ અવિનાશી જીવ યોનિયોમાં ભમતો ફરે છે. ૨ જીવ સદા માયાની પ્રેરણાથી ફરયા કરેછે. કાલ કર્મ અને સ્વભાવના ગુણ તેને ઘેરીને રહે છે. કોઇ વખત દયા કરીને પ્રાણીને મનુષ્યનું શરીર પરમેશ્વર આપે છે. કારણ કે પરમેશ્વર વિના પ્રયોજને સ્નેહ કરનારા છે. ૩ મનુષ્યશરીર સંસાર સાગરથી પાર થવા માટે વહાણ રૂપ છે અને તે વહાણને પાર થવા માટે મારા અનુગ્રહરૂપી અનુકૂળ પવન છે. અનુકૂળ પવનથી વહાણ ચાલે છે. આ શરીરરૂપી વહાણને જ્યાં સુધી સદ્ગુરૂરૂપી સુકાણી મળ્યો નથી ત્યાં સુધી તે પાર થઈ શકતું નથી, પરંતુ જ્યારે સદ્ગુણરૂપી સુકાણી મળી જાય છે કે તુરત પાર થવા યોગ્ય થઇ જાય છે. ૪

दोहा–जो न तरै भवसागरहिं, नर समाज अस पाइ ॥
सो कृतनिन्दक मन्दमति, आतमहन गति जाइ ॥ ६९ ॥

જે આવું નર શરીર પામીને ભવસાગરને તરતા નથી તે ઇશ્વરના અનુગ્રહના નિન્દક છે. અને મંદભાગી છે. અને તેવાઓ આત્મઘાતીની ગતિને પામે છે. એ માટે મનુષ્ય શરીર પામીને ભજન કરવું યોગ્ય છે. ભલાઈ કર્યા છતાં પણ જે બુરાઇ કરે છે તે કૃતાનિન્દક છે. અને આત્માના વિરૂદ્ધ કર્મ કરીને તેને નર્કમાં નાખવાનાં કર્મ કરવાવાળા આત્મઘાતી છે. * ૬૯

चौ०—जो परलोक इहां सुख चहहू, सुनि मम वचन हृदय दृढ गहहू ॥
सुलभ सुखद यह मारग भाई, भक्ति मोरी पुराण श्रुति गाई ॥ १ ॥
ज्ञान अगम प्रत्यूह अनेका, साधन कठिन न मन महँ टेका ॥
करत कष्ट बहु पावत कोई, भक्तिहीन प्रिय मोहिं न सोई ॥ २ ॥
भक्ति स्वतंत्र सकल सुखखानी, विन सतसंग न पावहिं प्रानी ॥
पुण्यपुंज विन मिलहिं न संता, सत संगति संसृति कर अंता ॥ ३ ॥
पुण्य एक जगमहँ नहिं दूजा, मन क्रम वचन विप्रपद पूजा ॥
सानुकूल तिहिपर सब देवा, जो तजि कपट करै द्विज सेवा ॥ ४ ॥

માટે જો આ લોકમાં અને પરલોકમાં સુખ ઇચ્છતા હો, તો મારાં વચન શ્રવણ કરી દ્રઢતા ધારણ કરો. હે ભાઈઓ ! જે કાંઇ મેં કહ્યું છે, એ સુલભ અને સુખદાયક છે. મારી ભક્તિ કરવી એજ ઉત્તમ છે. એમ પુરાણ અને વેદો પણ કહેછે. ૧ જ્ઞાન અગમ છે, અને તેમાં અનેક વિઘ્નો છે. સાધન કઠિણ છે અને મનનું કાંઇ પણ અવલમ્બન નથી. કોઇ કોઇ અનેક કષ્ટથી આ માર્ગને પામે છે, પરંતુ ભક્તિ રહિત હોવાથી તે મને પ્યારા નથી. ૨ ભક્તિ સ્વતંત્ર છે, સર્વ સુખોની ખાણ્ય છે. સત્સંગ વગર પ્રાણી ભક્તિને પામતો નથી. જ્યાં સુધી પૂર્વ જન્મનાં અનેક પુણ્યો સહાયક થતાં નથી ત્યાં સુધી સંતોનાં દર્શન થતાં નથી. અને સત્સંગ વગર સંસારનું આવાગમન ટળતું નથી. ૩ મન વચન અને કર્મથી બ્રાહ્મણોનાં ચરણોની પૂજા કરવાના સમાન જગતમાં બીજું એક પણ પુણ્ય નથી. જે બ્રાહ્મણનાં ચરણની સેવા કપટ ત્યાગીને કરે છે તેના ઉપર સર્વ દેવતાઓ પ્રસન્ન રહે છે. ૪

दोहा—औरौ एक गुप्त मत, सबहिं कहौं कर जोरि ॥
शंकर भजन विना नर, भक्ति न पावै मोरि ॥ ७० ॥

હું હાથ જોડીને એક ગુપ્તમત કહુંછું કે શ્રી સદાશિવજીના ભજન વ-

શ્રીમદ્ ભાગવતમાં લેખ છે કે-नृदेहमाद्यंसुलभंसुदुर्लभं प्लवंसुकल्पं गुरुकर्णधारं । मयानुकूलेननभस्वतेरितं पुमान्भवाब्धिनतरेत्सआत्महा ॥ १ ॥

ગર મનુષ્ય મારી ભક્તિને પામતોજ નથી. એ માટે મનુષ્ય શ્રી શિવજીમાં તથા વિષ્ણુ ભગવાન્‌માં કાંઈ પણ ભેદ ન સમજતાં મનુષ્યે શંકરનું અવશ્ય ભજન કરવું ઘટે છે.[1] ૭૦

चौ०—कहहु भक्तिपथ कवन प्रयासा, योग न मख जप तप उपवासा ॥
सरल स्वभाव न मन कुटिलाई, यथालाभ सन्तोष सदाई ॥ १ ॥
मोर दास कहाइ नर आसा, करै तो कहहु कहाँ विश्वासा ॥
बहुत कहौं का कथा बढाई, इहि आचरण वश्य मैं भाई ॥ २
वैर न विग्रह आश न त्रासा, सुखमय ताहि सदा सब आसा ॥
अनारम्भ अनिकेत अमानी, अनघ अरोष दक्ष विज्ञानी ॥ ३ ॥
प्रीति सदा सज्जन संसर्गा, तृण सम विषय स्वर्ग अपवर्गा ॥
भक्तिपक्षता नहिं शठताई, दुष्टकर्म सब दूरि विहाई ॥ ४ ॥

હું ભક્તિનો માર્ગ કહું છું. કહો તો ખરા ભક્તિ માર્ગમાં કાંઈ પણ પરિશ્રમ થાય છે. અર્થાત્ કાંઈ પણ પરિશ્રમ નથી. યોગ, યજ્ઞ, જપ, તપ, અને વ્રત ભક્તિમાં કરવાં પડતાં નથી. સરલ સ્વભાવ રાખે, મનમાં કુટિલતા ન રાખે, જે કાંઈ મળ્યું તેમાં સંતોષ રાખે, ૧ જે મારો દાસ થઇને બીજા રાજા, અમીર અને દ્રવ્યવાનની આશા કરે. તો તેમાં મારા દાસત્વનો શું વિશ્વાસ રહ્યો. * મારો દાસ થઇ બીજાની આશા કરે તો તે મારો દાસ નથી. વિશેષ કહેવાથી શું ફાયદો છે આ પ્રમાણે અનુસરવાથી હું મનુષ્યોને વશ થઇ જાઊં છું. ૨ કોઇથી વૈર કે વિગ્રહ ન કરવો. કોઇની આશા રાખવી નહિ. અને કોઇનો ભય રાખવો નહિ. આ પ્રમાણે અનુસરનારને સકળ દિશાઓ સુખમય છે. કોઇ પણ ઉદ્યમની ચેષ્ટા કરવી નહિ. કોઇ પણ સ્થાનની મમતા રાખવી નહિ. માન રહિત, પાપ રહિત, ક્રોધ રહિત, જેવી સંગત મળે તે પ્રમાણે અનુસરે, અનુભવ યુક્ત હોય. ૩ સદા સજ્જનોના સંસર્ગમાં પ્રેમ કરતો હોય, જે સ્વર્ગ અને મોક્ષને તૃણના સમાન જાણતો હોય, ભક્તિપક્ષમાં દૃઢ આગ્રહવાળો હોય, દૃઢ આગ્રહવાળો છતાં પણ બીજા માર્ગોવાળાઓ સામે શઠતા રાખતો ન હોય, સઘળા દુષ્ટ તર્કોને છોડી દઇને ૪

---

१ शंकरस्मतुयोभक्तः सप्तजन्मान्तरंनरः । तस्मैवतुप्रसादेन विष्णुभक्तिः प्रजायते ॥ १ ॥

* यावदन्याश्रयस्तावत् भगवान पितंजनं । विलोकयेन्नकृपया ह्यनन्यजनवत्सला ॥ અર્થાત્ જ્યાં સુધી જે કોઈ અન્યદેવને આશ્રયે રહે છે, ત્યાં સુધી ભગવાન્ પણ તેને કૃપા પૂર્વક જોતા નથી કેમકે અનન્ય જનવત્સલ છે.

दोहा–ममगुण ग्राम नाम रत, गत ममता मद मोह ॥
ताकर सुख सोइ जाने, परमानंद सन्दोह ॥ ७१ ॥

મારા ગુણાનુવાદ ગાવામાં પ્રીતિ રાખે, મમતા મદ અને મોહ એ સર્વનો ત્યાગ કરે. આ પ્રમાણે જે અનુસરે તેનાં સુખને તે પોતેજ જાણે છે. કેમકે એ સુખ ચિદાનંદના સમૂહરૂપ હોવાથી બીજાઓના અનુભવમાં આવતું નથી. ૭૧

चौ०–सुनत सुधासम वचन रामके, सबन्हि गहे पद कृपाधामके ॥
जननि जनक गुरु बन्धु हमारे, कृपानिधान प्राणते प्यारे ॥ १ ॥
तन धन धाम राम हितकारी, सब विधि तुम प्रणतारतिहारी ॥
अस सिख तुम बिनु देइ न कोऊ, मातु पिता स्वारथ रत ओऊ ॥२॥
हेतु रहित सब विधि उपकारी, हम तुम्हार सेवक असुरारी ॥
स्वारथ मित सकल जग मांहीं, स्वप्नेहुँ कोउ परमारथ नाहीं ॥ ३ ॥
सबके वचन प्रेमरस साने, सुनि रघुनाथ हृदय हर्षाने ॥
निज निज गृह गए आयसु पाई, वर्णत प्रभुकी गिरा सुहाई ॥ ४ ॥

શ્રી રઘુનાથજીનાં આવાં અમૃત સમાન વચન શ્રવણ કરીને સર્વે એ કૃપાનિધાનનાં ચરણ પકડ્યાં. અને કહેવા લાગ્યા કે, આપજ અમારા માતા પિતા, ગુરૂ અને ભાઇ છો. આપ કૃપાના નિધાન પ્રાણોના સમાન પ્યારા છો. ૧ હે રામજી ! આપ અમારાં તન, ધન અને ધામછો, તથા હિત કરનારાછો, સર્વ પ્રકારે આપ દીનોનાં દુઃખને હરવાવાળાછો. હે મહારાજ ! આપ વગર આવી ઉત્તમ શિખામણ બીજો કોઇ પણ દઇ શકે તેમ નથી, કારણ કે માતા પિતા છે તે પણ સ્વાર્થી છે, પરંતુ આપ સ્વાર્થ વગરના છો. જેથી પરલોકની શિખામણ આપોછો. ૨ હે અસુરારી ! હેતુ વગર પણ આ જગત્માં એક તમે ને બીજા તમારા સેવક એ બે ઉપકારી છો. જગત્માં સઘળા સ્વાર્થને લીધે મિત્રતા કરેછે. હે પ્રભુ ! પરમાર્થના મિત્ર તો કોઇ સ્વપ્ને પણ થતા નથી. ૩ આ પ્રમાણેનાં સર્વનાં પ્રેમરસથી ભરેલાં વચનો શ્રવણ કરીને શ્રી રઘુનાથજી બહુજ પ્રસન્ન થયા. અને શ્રી રઘુનાથજીની આજ્ઞા લઈ તેમના કરેલા ઉપદેશનું વર્ણન કરતા કરતા સર્વ પોત પોતાને ઘેર ગયા. ૪

दोहा–उमा अवधवासी नर–नारि कृतारथ रूप ॥
ब्रह्मसच्चिदानन्दघन, रघुनायक जहँ भूप ॥ ७२ ॥

હે પાર્વતી ! અયોધ્યાવાસી નર નારી સર્વ પુણ્યરૂપ છે. કાણ કે બ્રહ્મ-

સચ્ચિદાનંદઘન શ્રી રઘુનાથજી જ્યાં રાજા છે ત્યાંના વાસી કેમ કૃતાર્થ રૂપ ન હોય ? ૭૨

**चौ०–एक बार वशिष्ठमुनि आये, जहां राम सुखधाम सुहाये ॥**
**अति आदर रघुनायक कीन्हा, पद पखारि चरणोदक लीन्हा ॥ १ ॥**
**राम सुनहु मुनि कह करजोरी, कृपासिन्धु विनती इक मोरी ॥**
**देखि देखि आचरण तुम्हारा, होत मोह मम हृदय अपारा ॥ २ ॥**
**महिमा अमित वेद नहिं जाना, मैं केहि भांति कहौं भगवाना ॥**
**उपरोहितीकर्म अतिमन्दा, वेद पुराण स्मृतिकर निन्दा ॥ ३ ॥**
**जब न लेउँ तबही विधि मोहीं, कहा लाभ आगे सुत तोहीं ॥**
**परमात्मा ब्रह्म नर रूपा, होइहैं रघुकुल भूषण भूपा ॥ ४ ॥**

એકવાર ગુરૂ વસિષ્ઠજી જ્યાં સુખના ધામ શ્રી રઘુનાથજી બિરાજતા હતા ત્યાં આવ્યા. શ્રી રઘુનાથજીએ ગુરૂનો બહુજ આદર સત્કાર કરી ચરણ ધોઈ ચરણોદક લીધું ૧ એટલે હાથ જોડીને વસિષ્ઠ મુનિ કહેવા લાગ્યા કે હે કૃપા સિન્ધુ ! મારી એક વિનતિ શ્રવણ કરો. આપનાં આચરણો નિરખી નિરખીને મારા મનમાં મહા મોહ થાય છે. ૨ આપનો મહિમા અપાર છે. તેને વેદ પણ જાણી શકતા નથી. હે ભગવાન્ ! તો પછી હું તે શી રીતે આપના મહિમાનું વર્ણન કરૂં. પુરોહિતનું કર્મ મહા નીચ છે. તેની વેદ પુરાણ અને સ્મૃતિ નિંદા કરે છે કેમકે યજમાનના કર્મોના ભાગી થવું પડે છે. ૩ જ્યારે પુરોહિત કર્મનો સ્વીકાર કરવા ના પાડી, ત્યારે બ્રહ્માજીએ મને કહ્યું કે, હે પુત્ર ! તું ના ન પાડ આગળ ઉપર તેથી તને લાભ થશે; કારણ કે પરમાત્મા પરબ્રહ્મ રઘુકુળમાં જન્મ ધારણ કરશે. ૪

**दोहा–तब मैं हृदय विचार किय, योग यज्ञ जप दान ॥**
**जेहि नित करिय सो पाइये, धर्म न इहि सम आन ॥ ७३ ॥**

એટલે તો મેં મારા મનમાં વિચાર કર્યો કે–યોગ, યજ્ઞ, જપ અને દાન જેને માટે કરવામાં આવે છે, તે જો કદાચ મળી જાય તો જે કર્મથી તેની પ્રાપ્તિ થઈ જાય તો તેના સમાન બીજો એક પણ ધર્મ નથી. તાત્પર્ય એ છે કે–જે થકી પોતાના કાર્ય અર્થાત્ પરમાર્થની સિદ્ધિ થાય તેજ કર્મ શ્રેષ્ઠ છે. ૭૩

**चौ०–जप तप नियम योग व्रत धर्मा, श्रुति सम्भव नानाविधि कर्मा ॥**
**ज्ञान दया दम तीरथ मज्जन, जहँलगि धर्म कहैं श्रुति सज्जन ॥ १ ॥**
**आगम निगम पुराण अनेका, पढे सुनेकर फल प्रभु येका ॥**

छूटै मल कि मलहिके धोये, घृत कि पाव कोउ वारि विलोये ॥ २ ॥
तव पदपंकज प्रीति निरंतर, सब साधन कर फल यह सुंदर ॥
प्रेमभक्ति जल बिनु रघुराई, अभ्यन्तर मल कबहुँ न जाई ॥ ३ ॥
सोइ सर्वज्ञ तज्ञ सोइ पंडित, सोइ गुणज्ञ विज्ञान अखंडित ॥
दक्ष सकल लक्षण युत सोई, जाके पदसरोज रति होई ॥ ४ ॥

જપ, તપ, નિયમ, યોગ, વ્રત, ધર્મ અને બીજાપણ વેદથી ઉત્પન્ન થયેલાં અનેક પ્રકરાનાં કર્મ છે. જ્ઞાન, દયા, દમ, તીર્થસ્નાન–આદિ જે જે વેદે અને શ્રેષ્ઠ પુરૂષોએ ધર્મ કહેલ છે. ૧ અને અનેક વેદશાસ્ત્ર પુરાણના ભણવાનું તથા લખવાનું હે પ્રભુ! એકજ ફળ છે, તે ફળ એ છે કે, આપનાં ચરણકમળોમાં નિરંતર પ્રીતિ થાય. એ સર્વ સાધનનું સુંદર ફળ છે. ૨ હે ભગવન્! મળના ધોવાથી મળ દૂર થતો નથી, જળ વલોવવાથી કોઇને ઘી પ્રાપ્ત થતું નથી એ પ્રમાણે હે રઘુનાથજી! પ્રેમ ભક્તિરૂપી જળ વગર કોઇ દિવસે પણ હૃદયનો મળ જતો નથી. ૩ જેની તમારા ચરણારવિન્દોમાં પ્રીતિજ તેજ સર્વજ્ઞ આત્મજ્ઞાની પંડિત છે. તેજ ગુણોને જાણવાવાળો અખંડ વિજ્ઞાનરૂપ છે. અને સ્વાર્થ તથા પરાર્થનાં લક્ષણને જાણવાવાળો જે છે તેજ ચતુર છે. ૪

दोहा—नाथ एक वर मांगौं, मोहिं कृपा करि देहु ॥
जन्म जन्म प्रभु पदकमल, कबहुँ घटै जनि नेहु ॥ ७४ ॥

માટે હે નાથ! એક વરદાન માગું છું કે જન્મ જન્માન્તરે પણ આપના ચરણકમળોમાંથી પ્રીતિ કદિ ન્યૂન ન થાય. એ વર મારા ઉપર કૃપા કરીને મને આપો.* ૭૪

चौ०—असकहि मुनि वशिष्ठ गृह आये, कृपासिन्धुके मन अति भाये ॥
हनूमान भरतादिक भ्राता, संगलिये सेवक सुखदाता ॥ १ ॥
पुनि कृपालु पुर बाहर गयऊ, गज रथ तुरंग मँगावत भयऊ ॥
देखि कृपा करि सकल सराहे, दिये उचित जिन्ह जिन्ह जो चाहे २
हरण सकल श्रम प्रभु श्रमपाई, गये जहां शीतल अमराई ॥
भरत दीन्ह निज वसन डसाई, बैठे प्रभु सेवहिं सब भाई ॥ ३ ॥
मारुत सुत मारुत तब करई, पुलकि गात लोचन जल भरई ॥
हनूमान सम को बडभागी, नहिं कोउ रामचरण अनुरागी ॥ ४ ॥

* आराधितोयदिहरिस्तपसा ततः किं नाराधितो यदिहरि स्तपसा ततः किं । अन्तर्गतोयदिहरिस्तपसा ततः किमनान्तर्गतोयदिहरिस्तपसा ततः किम् ॥ १ ॥

**गिरिजा जासु प्रीति सेवकाई, बार बार प्रभु निज मुख गाई ॥**

આ પ્રમાણે વિનતિ કરીને ગુરૂ વસિષ્ઠજી પોતાને ઘેર આવ્યા. અને શ્રી રઘુનાથજીના મનને વસિષ્ઠજી બહુજ પ્રિય લાગ્યા. સેવકને સુખ દેવાવાળા શ્રી-રઘુનાથજી, હનુમાનજી અને ભરતાદિકને સાથે લઇને ૧ અયોધ્યાથી બાહાર પધારયા. અને ત્યાં તેમણે હાથીઓ, રથો તથા ઘોડાઓ મગાવ્યા. હાથીઓ વગેરેને જોઇ તપાસીને શ્રીરામચન્દ્રજીએ સઘળા હાથીઓ વગેરેના રક્ષકોનાં વખાણ કર્યાં અને જેને જેને જે જે વસ્તુની આકાંક્ષા હતી, તેને તેને તે તે વસ્તુઓ યોગ્ય રીતે આપી. ૨ સર્વના શ્રમને હરવાવાળા પ્રભુ એ કામથી પરિશ્રમ પામીને તે પરિશ્રમને દૂર કરવા માટે ત્યાં પધારયા કે જ્યાં શીતલ અમરાઈ (આંબાઓની ઘટા અને મરણ–આદિ વિકારોથી રહિત પરબ્રહ્મતા)[1] હતી. ભરતજીએ ત્યાં શ્રીરામચન્દ્રજીને પોતાનું વસ્ત્ર બિછાવી દીધું એટલે તે ઉપર શ્રીરામચન્દ્રજી બિરાજ્યા. અને સર્વ ભાઇઓ તેની સેવા કરવા લાગ્યા. ૩ હનુમાનજી નેત્રોમાં જળથી અને ગાત્રોમાં રોમાંચથી યુક્ત થઇને પ્રભુને પંખો કરવા લાગ્યા. હે પાર્વતી ! હનુમાનજીના જેવો શ્રીરામચન્દ્રજીનાં ચરણોમાં પ્રીતિવાળો અને મોટાં ભાગ્યવાળો બીજો કોઈપણ ન ગણાય કે જે હનુમાનજીની પ્રીતિને તથા સેવકતાને શ્રીરામચન્દ્રજી પુનઃ પુનઃ શ્રીમુખથી વખાણતા હતા. ૪

**दोहा—तेहि अवसर मुनि नारद, आये करतल बीन ॥**
**गावन लागे रामगुण, कीरति सदा नवीन ॥ ७५ ॥**

એ અવસરે હાથમાં વીણા લઇને શ્રી નારદજી આવ્યા. અને શ્રીરઘુનાથજીની સુન્દર નવીન કીર્ત્તિ ગાવા લાગ્યા. ૭૫

---

૧ અહિં એમ કહેવામાં આવે છે કે–પાર્વતીજીએ જે નવ પ્રશ્નો શ્રી સદાશિવજીને પૂછયાં હતાં તેઓ પૈકી ચાર પ્રશ્નોના ઉત્તરો બાલકાંડમાં, પાંચમા પ્રશ્નનો ઉત્તર અયોધ્યાકાંડમાં, છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર આરણ્ય, કિષ્કિંધા તથા સુંદર એ ત્રણ કાંડોમાં, સાતમા પ્રશ્નનો ઉત્તર લંકાકાંડમાં અને આઠમા પ્રશ્નનો ઉત્તર આ ઉત્તરકાંડમાં રાજ્યાભિષેકના પ્રકરણ સુધીમાં દેવાઈ ગયેલ છે. હવે **प्रजा सहितरघुवंशमणि किमिगवने निजधाम** । એ નવમા પ્રશ્નનો ઉત્તર જે બાકી રહેલો છે. તે આ ચોપાઈમાં સમાપ્ત થઇ જાય છે. અહિં ગોસ્વામી શ્રી તુલસીદાસજીએ વિચાર કર્યો છે કે–જો શ્રીરઘુનાથજીની પરમધામ યાત્રા સ્પષ્ટ રીતે લખવામાં આવશે તો તેથી ઉપાસક લોકોને વિપરીત પ્રતીતિ થશે. કેમકે તેઓ તો સર્વદા અયોધ્યામાં બિરાજતા શ્રીરામચન્દ્રજીનુંજ ધ્યાન કરે છે. આ વિચારથી અહિં ગોસ્વામીશ્રીએ ગુપ્ત રીતે શ્રીરામચન્દ્રજીની પરમધામ યાત્રા લખી છે કે જેથી ઉપાસક લોકોની ઉપાસના પણ બની રહે અને પાર્વતીજીના નવમા પ્રશ્નનો ઉત્તર પણ આવી જાય. આ ચોપાઈમાં ગૂઢાશય લેખ છે કે પ્રભુ શ્રીરામચન્દ્રજીએ ભરતજી–આદિ સર્વ સેવકોનો તથા સઘળા અયોધ્યા વાસીઓના સંસારરૂપી પરિશ્રમને ટાળીને અર્થાત્ તેઓને દિવ્ય ધામમાં પાઠવીને પોતે પણ નિર્વિકાર પરબ્રહ્મમાં એકરૂપ થઇ ગયા. ‘**अमराई**’ એ શ્લિષ્ટ શબ્દ યોજવાનું કારણ એજ છે કે, કથા શ્રવણ કરનારા લોકોને તથા ઉપાસક લોકોને વિયોગની કથાથી ખેદ ન થાય.

चौ०–मामवलोकय पंकजलोचन, कृपा विलोकनि शोच विमोचन ॥
नीलतामरसश्याम कामअरि, हृदयकंज मकरंद मधुपहरि ॥ १ ॥
यातुधानवरूथ बलगंजन, मुनिसज्जनरंजन अघभंजन ॥
भूसुरनवशशिवृन्दबलाहक, अशरणशरण दीनजन गाहक ॥ २ ॥
भुजबल विपुल भारमहि खंडित, खर दूषण विराध वध पण्डित ॥
रावणारि सुख रूप भूपवर, जय दशरथ कुल कुमुद सुधाकर ॥ ३ ॥
सुयश पुराण विदित निगमागम, गावत सुर मुनि सन्त समागम ॥
कारुणीक बाली मद खंडन, सबविधि कुशल कोशलामंडन ॥ ४ ॥
कलिमल मथन नाम ममताहन, तुलसिदास प्रभु पाहि प्रणतजन ॥

હે પંકજલોચન ! કમળ સદશ નેત્રવાળા રઘુનાથજી ! કૃપા કટાક્ષથી મારા તરફ નિહાળો, આપનું કૃપાપૂર્વક જોવું તે સર્વ શોકોને દૂર કરનાર છે. હે શ્રીરામ ! આપનું શ્યામ કમળના સમાન શરીર છે. અને હે હરિ ! આપ શ્રી સદાશિવજીના હૃદય કમળના ભ્રમરછો. ૧ રાક્ષસોની સેનાના સમૂહોનો આપ નાશ કરનારા છો. અને મુનિ તથા સજ્જનોને આપ આનંદ દેવાવાળા છો. તથા પાપને દૂર કરવાવાળા છો. બ્રાહ્મણો કે જે નવીન ખેતીરૂપ છે, તેને માટે આપ જળથી ભરેલાં વાદળાંના વૃંદછો. અશરણને પણ આપ શરણ દેવાવાળાછો. અને દીનજનોના તો આપ ગ્રાહક છો. ૨ ભુજાઓના બળથી આપ પૃથિવીનો ભાર ઉતારવાવાળા છો. ખર, દૂષણ અને વિરાધને મારવામાં ચતુરછો. આપ રાવણના શત્રુ, સુખના નિધાન સર્વોત્તમ રાજાછો. દશરથરાજાના કુળરૂપી કુમુદ (રાત્રિ વિકાશી કમળ)ને પ્રફુલ્લિત કરવામાં આપ ચન્દ્રરૂપછો. આપનો જય થાઓ. ૩ આપના સુયશ પુરાણ અને વેદ તથા શાસ્ત્રોમાં વિખ્યાત છે. અને તેને દેવતાઓ અને મુનિઓ સંતોના સમાગમમાં ગાયાં કરે છે. આપ દયાસાગર છો, વાલિનો મદ ખંડન કરવાવાળા છો. સર્વ પ્રકારે આપ કુશલ છો. અને કૌશલપુરીના ભૂષણરૂપ છો. ૪ આપનું નામ કળિયુગનાં મમતા આદિ પાપોનું નાશ કરવાવાળું છે. અને હે પ્રભુ ! તુલસીદાસ કે જે દીનજન છે તેનું રક્ષણ કરનાર આપનું નામ છે.

दोहा–प्रेम सहित मुनि नारद, वर्णि राम गुणग्राम ॥
शोभा सिन्धु हृदय धरि, गये जहां विधि धाम ॥ ७६ ॥

નારદજી અત્યંત પ્રેમથી શ્રીરઘુનાથજીના ગુણગ્રામ ગાઇને શોભાના સાગરરૂપ શ્રીરઘુનાથને હૃદયમાં ધારણ કરીને બ્રહ્મલોકમાં ચાલ્યા ગયા. ૭૬

चौ०–गिरिजा सुनहु विशद यह कथा, मै सब कही मोरि मति यथा ॥

राम चरित शतकोटि अपारा, श्रुति शारदा न बरणै पारा ॥ १ ॥
राम अनन्त अनन्त गुणानी, जन्म कर्म अगणित नामानी ॥
जलशीकर महिरज गणि जाहीं, रघुपति चरित न वरणि सिराहीं ।२।
विमलकथा यह हरिपददायिनि, भक्ति होइ सुनि अति अनपायिनि ॥
उमा कहेउँ सोइ कथा सुहाई, जो भुशुण्ड खगपतिहि सुनाई ॥ ३ ॥
कछुक रामगुण कहेउँ वखानी, अबका कहौं सो कहहु भवानी ॥
सुनि शुभ कथा उमा हरखानी, बोली अति विनीत मृदुबानी ॥ ४ ॥
धन्य धन्य मैं धन्य पुरारी, सुनेउँ रामगुण भवभयहारी ॥

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! આ ઉજ્વળ કથા મેં મારી બુદ્ધિ અનુસાર તમને કહી સંભળાવી છે. શ્રી રામચન્દ્રજીનાં ચરિત્ર સો કરોડ અપાર છે. વેદ અને સરસ્વતિ પણ જેના વર્ણનના પારને પામી શકતાં નથી તો પછી બીજા તે શું વર્ણન કરી શકે તેમ છે. ૧ રામ અનન્ત છે. અને તેના ગુણ જન્મ અને કર્મ પણ અનન્ત છે. જળના કણ અને પૃથિવીની રજના કણની તે જો કોઈ કદાચ ગણના કરવા ધારે તો તેની ગણના કરી શકે તેમ છે; પરંતુ શ્રી રઘુનાથજીનાં ચરિત્રને તો કોઇ પણ ગણી શકે તેમજ નથી. ૨ આ ઉજ્વળ કથા હરિના ચરણોની પ્રીતિને આપવાવાળી છે. અથવા હરિપદ વૈકુંઠને તે આપવાવાળી છે. તે શ્રવણ કરવાથી ભગવાન્માં અચલ ભક્તિ થાય છે. હે પાર્વતી ! કાકભુશુંડજીએ જે કથા ભગવત્પારષદોત્તમ ગરૂડજીને સંભળાવી હતી, તે સર્વ મેં તમને કહી સંભળાવી. ૩ શ્રી રામચન્દ્રજીના અનંત ગુણોમાંથી થોડાક ગુણોનું વર્ણન મેં તમને કહી સંભળાવ્યું. હે પાર્વતી ! હવે શું કહું તે કહો. આ પવિત્ર કથા શ્રવણ કરીને શ્રી પાર્વતીજી બહુજ પ્રસન્ન થયાં અને અતિ નમ્રતા પૂર્વક કોમળ વાણી બોલ્યાં કે,–" હે ત્રિપુરારી ! સંસારના ભયને હરવાવાળા શ્રી રામચન્દ્રજીના ગુણાનુવાદ શ્રવણ કરવાથી હું ભાગ્યશાળી ઓમાં પણ વિશેષ ભાગ્યશાળી છું.

दोहा–तुम्हरी कृपा कृपायतन, अब कृतकृत्य न मोह ॥
जानेउँ राम प्रभाव प्रभु, चिदानन्द सन्दोह ॥ ७७ ॥

હે કૃપાસાગર ! આપની કૃપાથી હવે કૃતાર્થ થઇ ગઇ છું. હવે મોહ

* રામ મહિમ્નમાં લખે છે કે कदाचिद् भौमान्वै गणपति कणान्कोऽपि गतिमान् तथा पारापारोदकलवचयात्वैरघुपतेः क्वचिन्नक्षत्रौघं विपति गणनायाम्नि पतिवै गुणानांतेपारंगमयितु मलंनैवकुशलाः ॥

રહ્યો નથી. હે પ્રભો ! હવે મે શ્રી રામના પ્રભાવને જાણ્યો. કે જે શ્રી રામ ચિદાનન્દના પાત્ર છે, અર્થાત્ બ્રહ્માનન્દ રૂપ છે. અને પરમ પ્રેમથી પ્રાપ્ત થાય છે. ૭૭

चौ०–राम चरित जे सुनत अघाहीं, रस विशेष जाना तिन्ह नाहीं ॥
जीवनमुक्त महा मुनि जेऊ, हरि गुण सुनत अघात न तेऊ ॥ १ ॥
भवसागर चह पार जो पावा, रामकथा ताकहँ दृढ नावा ॥
विषयिन कहँ पुनि हरि गुणग्रामा, श्रवणसुखद अरु मनाविश्रामा ॥२॥
श्रवणवंत अस को जगमाहीं, जाहि न रघुपति कथा सुहाहीं ॥
ते जड जीव निजातमघाती, जिनहिं न रघुपतिकथा सुहाती ॥ ३ ॥
रामचरित मानस तुम गावा, सुनि मै नाथ परम सुख पावा ॥
तुम जो कही यह कथा सुहाई, काकभुशुण्डि गरुड प्रति गाई ॥४॥

જે કોઇ શ્રી રઘુનાથજીનાં ચરિત્ર સાંભળતાં તૃપ્ત થાય તો તે પોતે ચરિત્રના વિશેષ રસને જાણતાજ નથી. એમ હું સમજુછું; કારણ કે જીવન્મુક્ત મહામુનિ છે, તે પણ સદા ભગવાનના ગુણ શ્રવણ કરે છે. ૧ જે ભવસાગરથી પાર થવાની ઇચ્છા રાખે છે, તેને તો શ્રી રઘુનાથજીની કથા દૃઢનૌકા–વહાણ છે. અને જે વિષયી છે તેને તો હરિના ગુણાનુવાદ કાનોને સુખદાયક અને મનને વિશ્રામ દેવાવાળા છે. ૨ જેને રઘુનાથજીનું ચરિત્ર પ્યારૂં નથી એવો જગતૂમાં કાનવાળો પુરૂષ કયો છે! જેને શ્રીરામની કથા પ્રિય ન લાગતાં વિષયવાસના પ્રિય લાગે છે તે મૂર્ખ જીવ પોતાના આત્માનો જ નાશ કરવાવાળો છે.× ૩ હે સ્વામી ! આપે રામચરિત્ર માનસ કહી સંભળાવ્યું. તે સાંભળીને બહુજ સુખ પ્રાપ્ત થયું છે. આપે જે આ સુંદર કથા કહી તે કાકભુશુંડજીએ ગરૂડજીને સંભળાવી હતી. એ વિષે મને મહા સન્દેહ ઉત્પન્ન થયો! ૪

दोहा०–विरति ज्ञान विज्ञान दृढ, रामचरण अति नेह ॥
वायस तनु रघुपति भगति, मोहिं परम सदेह ॥ ७८ ॥

કાકભુશુંડજી કે જે કાગડાના શરીરવાળા છે, તેમને વૈરાગ્ય, જ્ઞાન, દૃઢ વિજ્ઞાન, રામચન્દ્રજીનાં ચરણોમાં અત્યંત સ્નેહ અને રામચન્દ્રજીની ભક્તિ એ થવાં શી રીતે સંભવે? આ વિષયમાં મને પરમ સન્દેહ છે. ૭૮

चौ०–नर सहस्रमहँ सुनहु पुरारी, कोउ इक होई धर्म व्रतधारी ॥

× निवृत्ततर्षै रुपगीयमानाद् भवौषधाच्छ्रोत्रमनोभिरामात् ॥ कउत्तमश्लोकगुणानुवादा त्पुमान्विर ज्जेत विनापशुघ्नात् ॥

धर्मशील कोटिन महँ कोई, विषय विमुख विरागरत होई ॥ १ ॥
कोटि विरक्त मध्य श्रुति कहई, सम्यक्ज्ञान सुकृत कोउ लहई ॥
ज्ञानवन्त कोटिन महँ कोई, जीवन्मुक्त सुकृत कोउ होई ॥ २ ॥
तिनसहसन महँ सब सुखखानी, दुर्लभ ब्रह्मनिरत विज्ञानी ॥
धर्मशील विरक्त अरु ज्ञानी, जीवन्मुक्ति ब्रह्म पर मानी ॥ ३ ॥
सबते सो दुर्लभ सुरराया, रामभक्तिरत गत मद माया ॥
सो हरिभक्ति काक किमि पाई, विश्वनाथ मोहिं कहहु बुझाई ॥ ४ ॥

હે સદાશિવજી ! હજારો મનુષ્યોમાં કોઇ એકાદ ધર્મ અને વ્રતને ધારણ કરવાવાળો થાય છે, અને કરોડો પુરૂષોમાં કોઈ એકાદજ ધર્મશીલ થાય છે. કે જે વિષયોથી વિમુખ અને વૈરાગ્યમાં પ્રીતિવાળો હોય છે. ૧ કરોડો વિરક્તો પૈકી યથાર્થ જ્ઞાન તો કોઈ એકાદનેજ પ્રાપ્ત થાય છે, એમ વેદ પણ કહે છે. અને કરોડ જ્ઞાનીઓ પૈકી કોઇ એકજ જીવન્મુક્ત હોય છે. જે ઉત્તમ રીતે શુદ્ધ થઇ જાય અને કર્મો છુટી જાય તે ૧ જીવન્મુક્ત કહેવાય છે. ૨ આવા હજારો જીવન્મુક્તમાં, બ્રહ્મમાં લીન વિજ્ઞાની તો કોઇકજ હોય છે અને તે દુર્લભ છે. ધર્મશીલ, જ્ઞાની, વિરક્ત, જીવન્મુક્ત અને બ્રહ્મપરાયણ એ સર્વ એક કરતાં એક ઉત્તમ છે, ૩ હે દેવતાઓના રાજા ! જે મદમાયા રહિત શ્રીરઘુનાથજીની ભક્તિ કરે છે તેવો સર્વથી ઉત્તમ મળવો તો કઠિણ છે ૨ માટે હે વિશ્વનાથ ! કાગડાના શરીરવાળા કાકભુશુંડજીએ શીરીતે હરિભક્તિ સંપાદન કરી તે આપ મને સમજાવીને કહો. ૪

दोहा०—रामपरायण ज्ञानरत, गुणागार मति धीर ॥
नाथ कहहु केहि कारण, पायउ काक शरीर ॥ ७९ ॥

હે નાથ ! એ કાકભુશુંડજી પ્રથમના અવતારથીજ રામભક્તિમાં તત્પર, જ્ઞાનમાં રૂચિવાળા, ગુણોના ઘરરૂપ, અને ધીર બુદ્ધિવાળા હતા, એમ જો કદાચ આપ કહો તો મારે જાણવું જોઇએ કે ત્યારે એવા મહાત્માને કાગડાનું શરીર કેમ પ્રાપ્ત થયું. ૭૯

चौ०—यह प्रभुचरित पवित्र सुहावा, कहहु कृपालु काक किमि पावा ॥

૧ સંસારમાં દેહ ધારણ કરીને પણ સંસારમાં મુક્ત છે કે જેને હર્ષ, શોક, દુઃખ, સુખ હાનિ, લાભ, માનાપમાન, મિત્ર, શત્રુ, નિંદા અને સ્તુતિ–આદિ દેહાભિમાન નથી તે જીવન્મુક્ત છે.

૨ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે-मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये । यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

तुम केहिभांति सुना मदनारी, कहहु मोहिं यह कौतुक भारी ॥ १ ॥
गरुड महाज्ञानी गुणराशी, हरिसेवक अतिनिकट निवासी ॥
सो केहि हेतु काक सन जाई, सुनी कथा मुनि निकर विहाई ॥ २ ॥
कहहु कवन विधि भा सम्वादा, दोउ हरिभक्त काक उरगादा ॥
गौरि गिरा सुनि सरल सुहाई, बोले शिव सादर सुख पाई ॥ ३ ॥
धन्य सती पावनि मतितोरी, रघुपति चरण प्रीति नहिं थोरी ॥
सुनहु परम पुनीत इतिहासा, जो सुनि होइ सकल भ्रम नाशा ॥ ४ ॥
उपजहि रामचरण विश्वासा, भवनिधि तर नर विनहिं प्रयासा ॥

હે કૃપાળુ! આ અતિ સુંદર અને પવિત્ર શ્રીરામચન્દ્રજીનું ચરિત્ર કાગડાના જાણવામાં શી રીતે આવ્યું? અને હે કામદેવના શત્રુ! આપે શી રીતે આ ચરિત્ર તેમની પાસેથી શ્રવણ કર્યું તે મને કહો. તે સાંભળવાની મને બહુજ જીજ્ઞાસા છે. ૧ ગરૂડજી તો મહાજ્ઞાની, ગુણોના ભંડાર, નારાયણના સેવક અને વળી તેના બહુજ સમીપમાં રહેવાવાળા છે. છતાં તેમણે શા કારણથી અનેક મુનિયોની પાસે ન જતાં કાગડા પાસે જઇને કથા શ્રવણ કરી. ૨ અને એ સંવાદ શી રીતે થયો, બન્ને હરિભક્ત-કાગડો અને ગરૂડ તેનો સમાગમ શી રીતે થયો? આવાં પાર્વતીજીનાં સરલ વચન શ્રવણ કરીને શ્રી સદાશિવજી સુખ પામી આદરપૂર્વક આ પ્રમાણે બોલ્યા કે-૩ હે સતી! તમને ધન્ય છે. તમારી બુદ્ધિ મહા પવિત્ર છે. તમારી રઘુનાથજીના ચરણોમાં બહુજ પ્રીતિ છે. માટે જે શ્રવણ કરવાથી સકળ ભ્રમનો નાશ થઇ જાય છે તે પરમ પવિત્ર કથા શ્રવણ કરો. ૪ કે જેથી શ્રી રઘુનાથજીના ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે અને મનુષ્ય વિના પ્રયાસે સંસાર સાગરને તરી જાય છે.

दोहा०—ऐसे प्रश्न विहंगपति, कीन्ह काकसन जाइ ॥
सो सब सादर कहतहौं, सुनहु उमा चितलाइ ॥ ८० ॥

આવુંજ પ્રશ્ન વિહંગપતિ ગરૂડજીએ કાકભુશુંડજી પાસે જઇને પુછ્યું હતું તે સર્વ હું આદરપૂર્વક તમને કહુંછું. માટે હે પાર્વતી! મન લગાડી એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. ૮૦

चौ०—मैं जिमि कथा सुनी भवमोचनि, सो प्रसंग सुनु सुमुखि सुलोचनि ॥
प्रथम दक्षगृह जब अवतारा, सती नाम तब रहा तुम्हारा ॥ १ ॥
दक्ष यज्ञ तव भा अपमाना, तुम अति क्रोध तजे तहँ प्राना ॥
मम अनुचरन कीन्ह मख भंगा, जानहु तुम सो सकल प्रसंगा ॥ २ ॥

तब अतिशोच भयउ मन मोरे, दुखित भयउ वियोग प्रिय तोरे ॥
सुन्दर गिरि वन सरित तडागा, कौतुक देखत फिरौं विभागा ॥ ३ ॥
गिरि सुमेरु उत्तर दिशि दूरी, नील शैल इक सुन्दर भूरी ॥
तासु कनकमय शिखर सुहाये, चारि चारु मोरे मनभाये ॥ ४ ॥
तेहिपर इक इक विटप विशाला, वट पीपर पाकरी रसाला ॥
शैलोपरि सुंदर सरसोहा, मणि सोपान देखि मन मोहा ॥ ५ ॥

હે સુંદર મુખવાળાં તથા નેત્રોવાળાં ! સંસારથી મુક્ત કરનારી આ કથાં જે પ્રકારે મેં શ્રવણ કરી હતી. તે પ્રસંગ પ્રથમ કહુંછું તે શ્રવણ કરો. જ્યારે તમારો પ્રથમ દક્ષપ્રજાપતિને ત્યાં જન્મ થયો હતો અને તમારૂં સતી નામ હતું. ૧ જ્યારે દક્ષના યજ્ઞમાં મારૂં અપમાન થયું અને તમે ક્રોધથી ત્યાં તમારા શરીરનો ત્યાગ કરયો. અને મારા અનુચરોએ આવીને દક્ષનો યજ્ઞ વિધ્વંશ કર્યો તે સર્વ પ્રસંગ તમે જાણો છો. ૨ હે પ્રિયા ! તે સમય મારા મનમાં બહુજ શોચ થયો. અને હું તમારા વિયોગમાં બહુજ દુઃખી થયો. અને તેથી સુંદર વનો, પર્વતો, નદીઓ અને તળાવો આદિ સ્થાનોમાં માત્ર કૌતુક જોતો જોતો ફરતો હતો. ૩ સુમેરૂ પર્વતથી છેટે ઉત્તર દિશામાં એક અત્યંત સુંદર નીળ નામનો પર્વત છે. તેમાં શિખરો સુવર્ણનાં છે. તે ઘણાંજ સુંદર ચાર શિખર છે, તે મારા મનને બહુજ સારાં લાગ્યાં. ૪ એ શિખરોના ઉપર અનુક્રમે વડ, પીપળો, પીપર અને આંબો એ ચાર મોટાં વૃક્ષો છે. પર્વતના ઉપર સુંદર સરોવર છે. તેમાં પગથીયાં મણિનાં છે, તેને નિરખતાંની સાથેજ મન મોહ પામી જાય છે. ૫

दोहा०—शीतल अमल मधुर जल, जलज विपुल बहुरंग ॥
कूजत कलरव हंसगण, गुंजत नाना भृंग ॥ ८१ ॥

એ સરોવરમાં શીતલ, નિર્મળ અને મીઠું જળ ભરેલું છે. તેમાં નાના પ્રકારનાં રંગ બેરંગી કમળો ખીલી રહ્યાં છે જેના ઉપર સુંદર હંસો શબ્દ કરી રહ્યા હતા અને ભ્રમરાઓ ગુંજારવ કરી રહેલા હતા. ૮૧

चौ०—तेहि गिरि रुचिर बसै खग सोई, तासु नाश कल्पांत न होई ॥
मायाकृत गुण दोष अनेका, मोह मनोज आदि अविवेका ॥ १ ॥
रहेउ व्यापि समस्त जग मांही, तेहिगिरि निकट कबहुँ नहिं जाहीं ॥
तहँ बसि हरिहि भजे जिमि कागा, सो सुन उमा सहित अनुरागा ॥२॥
पीपर तरुतर ध्यान सो धरई, जाप योग पाकर तर करई ॥

आंब छाहँ करि मानस पूजा, तजि हरि भजन काज नहिंदूजा ॥ ३ ॥
वटतर कह हरिकथा प्रसंगा, आवहिं सुनहिं अनेक विहंगा ॥
रामचरित विचित्र विधि नाना, प्रेम सहित करु सादर गाना ॥ ४ ॥
सुनहिं सकल मति विमल मराला, बसहिं निरंतर जो जेहि काला ॥
जब मैं जाइ सो कौतुक देखा, उर उपजा आनन्द विशेषा ॥ ५ ॥

એ સુંદર પર્વત ઉપર તે કાકભુશુંડજી વાસ કરે છે. કલ્પાંતે પણ તેનો નાશ થતો નથી. માયાના કરેલા અનેક ગુણ દોષ, મોહ, કામ અને અવિવેક- આદિ છે. ૧ તે સર્વ જો કે સકળ જગતમાં વ્યાપ્ત રહ્યા છે, છતાં પણ તે પર્વ- તની સમીપમાં કદિ પણ જતા નથી. હે પાર્વતી ! એ સ્થાનમાં નિવાસ કરીને કાકભુશુંડજી જે પ્રકારે નારાયણનું ભજન કરે છે, તે હું તમને કહુંછું તે પ્રે- મથી શ્રવણ કરો. ૨ પહેલા પોહોરમાં કાકભુશુંડજી પીપળાના ઝાડ નિચે બેસીને સત્યયુગના ધર્માનુસાર ધ્યાન કરે છે. બીજે પોહોરે પીપરના ઝાડ નિચે બેસી ત્રેતાયુગના ધર્માનુકૂળ જપ તથા યજ્ઞ કરે છે. ત્રીજા પોહોરમાં આંબાના ઝાડ નિચે બેસી દ્વાપરયુગના ધર્માનુસાર માનસિક પૂજા કરે છે ? અને ચોથા પોહો- રમાં વડના ઝાડ નિચે કલિયુગના ધર્માનુસાર હરિકથા કહે છે. ૩ જે સમય વ- ડના ઝાડ તળે બેસીને રામ કથા કહે છે, તે સમય અનેક પક્ષીઓ તે કથા સાં- ભળવાને આવે છે. શ્રીરઘુનાથજીનાં જે કાંઇ વિચિત્ર ચરિત્ર છે. તેને પ્રેમ પૂર્વક કાકભુશુંડજી ગાય છે. ૪ ઉજ્વળ મતિના હંસ કે જે સદા એ તળાવમાં વાસ કરે છે તે નિરંતર એ ચરિત્રોને શ્રવણ કરે છે. જ્યારે મેં ત્યાં જઇને આ કૌતુક જોયું તો મારા હૃદયમાં બહુ આનંદ થયો. ૫

दोहा०-तब कछु कालमराल तनु, धरि तहँ कीन्ह निवास ॥
सादर सुनि रघुपति चरित, पुनि आयउँ कैलास ॥ ८२ ॥

હું પણ ત્યાં ઘણા સમય સુધી હંસનું સ્વરૂપ ધારણ કરીને રહ્યો. આ પ્રકારે આદરથી શ્રીરઘુનાથજીનાં ચરિત્ર શ્રવણ કરીને હું પાછો કૈલાસમાં ચાલ્યો આવ્યો. ૮૨

चौ०-गिरिजा कहेउँ सो सब इतिहासा, मैं जेहिसमय गयउँ खगपासा ॥
अबसो कथा सुनहु जेहि हेतू, गयउ काक पहँ खगकुलकेतू ॥ १ ॥
जब रघुनाथ कीन्ह रणक्रीडा, समुझत चरित होत मोहिं व्रीडा ॥
इंद्रजीत कर आपु बँधावा, तब नारद मुनि गरुड पठावा ॥ २ ॥
बंधन काटि गयउ उरगादा, उपजा हृदय प्रचण्ड बिषादा ॥

प्रभुबन्धन समुझत बहु भांती, करत विचार उरगआराती ॥ ३ ॥
व्यापक ब्रह्म विरज वागीशा, माया मोह पार परमीशा ॥
सो अवतार सुनेउ जगमाही, देखा सो प्रभाव कछु नाही ॥ ४ ॥

હે પાર્વતી ! હું જે સમય કાકભુશુંડજી પાસે ગયો હતો. તે સર્વ કથા-તો મેં તમને સંભળાવી. અને હવે જે કારણથી ગરૂડજી, કાકભુશુંડજી પાસે ગયા હતા. અને શી રીતે ત્યાં તે બન્નેને વાણીવિનોદ થયો, એ કથા કહું છું તે શ્રવણ કરો. ૧ જ્યારે શ્રીરામચન્દ્રજીએ યુદ્ધમાં રણકૌતુક કરેલાં હતાં. જે ચરિત્રોનો વિચાર કરતાં લાજ આવે છે. એ ચરિત્રો એ છે કે જ્યારે મેઘનાદ દ્વારા પોતે નાગપાસથી બંધાઈ ગયા હતા ત્યારે પ્રભુને તે નાગપાસથી બંધાયલા જોઇને નારદજીએ નાગપાસ કાપવાને માટે ગરૂડજીને મોકલ્યા. ૨ ગરૂડજી તો આવીને સઘળાં બંધન કાપી ગયા; પરંતુ ગરૂડના મનમાં બહુજ ખેદ થયો. શ્રીરઘુનાથજીને નાગપાસથી બંધાયા જોઇને ગરૂડજી નાના પ્રકારના વિચાર પોતાના મનમાં કરવા લાગ્યા. ૩ કે જે બ્રહ્મસ્વરૂપ, વ્યાપક અને વાણીના પતિ છે. માયા મોહથી પર પરમ ઇશ્વર છે. તેનો અવતાર જગતમાં રઘુનાથજી રૂપે સાંભળ્યો; તે આજ નજરે જોયા પરંતુ તેમાં કાંઇપણ પ્રભાવ મારા જોવામાં ન આવ્યો; ને પોતે નાગપાસના બંધનને કાપી શકયા નહિ જેથી બંધન કાપવા મારે આવવું પડયું. ૪

दोहा—भवबन्धनसे छूटहीं, नर जपि जाकर नाम ॥
खर्व निशाचर बांधेऊ, नागफांस सोइ राम ॥ ८३ ॥

જે ઇશ્વરના નામને જપીનેજ જીવ મહા કઠિણ સંસારબન્ધનને કાપી નાખે છે, તે ઇશ્વરને તુચ્છ રાક્ષસે નાગપાસમાં બાંધી લીધા, એ શી રીતે ઇશ્વર થઇ શકે ! તેમનાં ઇશ્વરત્વ માટે અસમ્ભવપણું જણાય છે. ૮૩

चौ०—नानाभांति मनहिं समुझावा, प्रकट न ज्ञान हृदय भ्रमछावा ॥
खेद खिन्न मन तर्क बढाई, भयउ मोहवश तुम्हरी नाई ॥ १ ॥
व्याकुल गयउ देवऋषि पाहीं, कहेसि जो संशय निज मन माहीं ॥
सुनि नारदहि लागि अतिदाया, सुनु खग प्रबल रामकी माया ॥ २ ॥
जो ज्ञानिन्ह कर चित अपहरई, बरिआई विमोह बश करई ॥
जेहि बहु बार नचावा मोहीं, सो व्यापी विहंगपति तोहीं ॥ ३ ॥
महामोह उपजा मन तोरे, मिटहि न वेगि कहे खग मोरे ॥
चतुरानन पहँ जाहु खगेशा, सोइ करेहु जो होहि निदेशा ॥ ४ ॥

આ પ્રમાણે અનેક વિચારો કરતા અને મનને સમજાવતા ગરૂડજી જતા હતા, પણ જ્ઞાન થયું નહિ. હૃદયમાં ભ્રમજ વ્યાપી ગયો. ખેદથી દુઃખી થઈ મનમાં તર્ક બુદ્ધિ પામતા, હે પાર્વતી ! તમારા સમાન ગરૂડજી પણ મોહ વશ થઈ ગયા. ૧ એટલે તો ગરૂડજી વ્યાકુલ થઇને નારદજી પાસે ગયા અને જે મનમાં સન્દેહ હતો, તે નારદજીને કહી સંભળાવ્યો. ગરૂડજીનાં વચન સાંભળી નારદજીને તો બહુજ દયા ઉત્પન્ન થઇ. અને બોલ્યા કે–હે ગરૂડજી ! રઘુનાથજીની માયા મહા પ્રબળ છે. ૨ જે જ્ઞાનિયોનાં પણ ચિત્ત હરણ કરીને પરાણે અજ્ઞાન નાવશ્ય કરીદે છે, જેણે મને પણ ઘણીવાર નચાવ્યો છે. હે ગરૂડજી ! તેજ માયા હાલમાં તમને પણ વ્યાપી છે. ૩ હે ગરૂડજી ! તમારા મનમાં મહા અજ્ઞાન ઉત્પન્ન થયું છે. તે મારા કહેવાથી તુરત મટશે નહિ. એ માટે હે ગરૂડજી ! તમે બ્રહ્માજીની પાસે જાઓ. અને તે જે પ્રમાણે આજ્ઞા કરે તે પ્રમાણે કરજો. ૪

दोहा–अस कहि चले देवऋषि, करत रामगुणगान ॥
हरिमाया बल वर्णत, पुनि पुनि परम सुजान ॥ ८४ ॥

આ પ્રમાણે કહીને દેવર્ષિ નારદજી શ્રીરઘુનાથજીના ગુણ ગાતા ગાતા અને વારમ્વાર નારાયણની માયાના બળનું વર્ણન કરતા કરતા ચાલ્યા જતા હતા; કેમકે નારદજી પરમ ચતુર છે. ૮૪

चौ०–तब खगपति विरंचिपहँ गयऊ, निज सन्देह सुनावत भयऊ ॥
सुनि विरंचि रामहिं शिरनावा, समुझि प्रताप प्रेम उर छावा ॥ १ ॥
मनमहँ करहिं विचार विधाता, मयावश कवि कोविद ज्ञाता ॥
हरि मायाकर अमित प्रभावा, विपुल बार जो मोहिं नचावा ॥ २ ॥
अग जगमय जग ममउपजाया, नहिं आश्चर्य मोह खगराया ॥
पुनि बोले विधि गिरा सुहाई, जान महेश राम प्रभुताई ॥ ३ ॥
वैनतेय शंकर पहँ जाहू, तात अनत पूछहु जनि काहू ॥
तहां होइ तव संशय हानी, चला विहँगपति सुनि विधिवानी ॥ ४ ॥

નારદજીની આજ્ઞાથી ગરૂડજીએ બ્રહ્માજીની પાસે જઇને પોતાની શંકા નિવેદન કરી. તે સાંભળતાંની સાથેજ બ્રહ્માજીએ શ્રીરામચન્દ્રજીને મસ્તક નમાવ્યું. અને પ્રભુના પ્રતાપનું સ્મરણ કરતાં તો મનમાં અત્યન્ત પ્રેમ છાઇ ગયો. ૧ બ્રહ્માજી મનમાં વિચાર કરવા લાગ્યા કે–માયાના વશમાં કવિ, પંડિત અને જ્ઞાની સર્વ છે. નારાયણની માયાનો પ્રભાવ અત્યંત છે. કે જે માયાએ મને પણ અનેકવાર નચાવ્યો છે. જાણવા છતાં પણ પાછો ભૂલી જાઉં છું. ૨ આ સ્થા-

ચર જંગમાત્મક જગત્ પણ મારૂંજ ઉત્પન્ન કરેલું છે. ને હું મોહ પામું છું તો પછી ગરૂડજીને મોહ થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. આ પ્રમાણે વિચાર કરીને બ્રહ્માજી સુંદર વાણી બોલ્યા કે–હે ગરૂડજી ! શ્રીસદાશિવજી, આદિદેવરામના મહાત્મ્યને સારી રીતે જાણે છે. ૩ માટે હે ગરૂડજી ! તમે શ્રીસદાશિવજીની પાસે ચાલ્યા જાઓ. આ બાબત શિવજી વગર બીજા કોઇને પૂછશો જ નહિ, તે દ્વારા તમારા સર્વ સન્દેહ નિવૃત્ત થઇ જશે. આવાં બ્રહ્માજીનાં વચન શ્રવણ કરી ગરૂડજી ત્યાંથી શિવજી પાસે જવા ચાલ્યા. ૪

**दोहा–परमातुर सुविहंगपति, तब आवउ मम पास ॥**
**जात रहेउँ कुबेर गृह, उमा रहेहु कैलास ॥ ८५ ॥**

હે પાર્વતી ! ગરૂડજી તો મહા આતુરતાથી મારી પાસે આવ્યા. તે સમય તમે કૈલાસપર હતાં અને હું કુબેરજીને ઘેર જતો હતો. માર્ગમાંજ ગરૂડજી મળ્યા. ૮૫

**चौ०–तेइँ मम पद सादर शिरनावा, पुनि आपुन संदेह सुनावा ॥**
**सुनि ताकर पुनीत मृदु वाणी, प्रेमसहित मैं कहेउँ भवानी ॥ १ ॥**
**मिलेउ गरुड मारग माहँ मोहीं, कवनि भांति समुझावों तोहीं ॥**
**जब कछुकाल करिय सतसंगा, तब यह होइ मोह भ्रम भंगा ॥ २ ॥**
**सुनिय तहां हरिकथा सुहाई, नानाभांति मुनिन्ह जो गाई ॥**
**जेहिमहँ आदि मध्य अवसाना, प्रभु प्रतिपाद्य राम भगवाना ॥ ३ ॥**
**नित हरि कथा होत जहँ भाई, पठवौं तोहिं सुनहु तहँ जाई ॥**
**जाइहि सुनत सकल सन्देहा, होइहि रामचरण दृढ नेहा ॥ ४ ॥**

ગરૂડજીએ આદરપૂર્વક મારા ચરણોમાં મસ્તક નમાવ્યું. અને પોતાનો સન્દેહ કહી સંભળાવ્યો. હે પાર્વતી ! ગરૂડજીની પ્રેમ સહ કોમળ વાણી સાંભળીને મેં પ્રેમપૂર્વક ગરૂડજીને આ પ્રમાણે વચનો કહ્યાં. ૧ હે ગરૂડજી ! તમે મને માર્ગમાં મળ્યા છો તેથી હું તમને શી રીતે સમજાવું. પણ તમે થોડો ઘણો સમય જ્યારે સત્સંગ કરશો ત્યારે તમારો સંશય દૂર થશે. ૨ મુનિ લોકોએ ભગવાનની કથા અનેક પ્રકારે ગાઇ છે. તે સત્સંગ કરી શ્રવણ કરો. એ કથા એવી છે કે તેના આદિ, મધ્ય અને અન્તમાં શ્રીરઘુનાથજીનેજ પ્રતિપાદન કરેલ છે. તે ભગવાન્ સર્વમાં રમી રહેલા છે. ૩ એ માટે ભાઇ ! જ્યાં હમેશાં ભગવાનની કથા થાય છે, જ્યાં હું તમને મોકલું છું ત્યાં જઇને તમે ભગવાનની કથા શ્રવણ કરો. તે કથા શ્રવણ થતાંની સાથેજ તમારા સર્વ સંદેહ જશે, અને શ્રીરઘુનાથજીનાં ચરણોમાં દૃઢ પ્રીતિ થશે. ૪

**दोहा०-विनु सतसंग न हरिकथा, तेहि विनु मोह न भाग ॥**
**मोह गये विनु रामपद, होइ न दृढ अनुराग ॥ ८६ ॥**

સત્સંગ વગર નારાયણની કથા સાંભળવામાં આવતી નથી. અને તે કથા સાંભળવા વગર અજ્ઞાનનો નાશ થતો નથી. અને જ્યાં સુધી અજ્ઞાનનો નાશ થતો નથી, ત્યાંસુધી શ્રીરામના ચરણોમાં દૃઢ પ્રીતિ થતી નથી.× ૮૯

**चौ०–मिलहिं न रघुपति विनु अनुरागा, किये योग जप ज्ञान विरागा ॥**
**उत्तर दिशि सुन्दर गिरि नीला, तहँ रह काकभुशुण्ड सुशीला ॥१॥**
**रामभक्ति पथ परम मवीना, ज्ञानी गुणगृह बहुकालीना ॥**
**रामकथा सोइ कहै निरन्तर, सादर सुनहिं विविध विहंगवर ॥ २ ॥**
**जाइ सुनहु तहँ हरिगुण भूरी, होइहि मोहजनित दुख दूरी ॥**
**मैं जब सब तेहि कहा बुझाई, चले हर्षि ममपद शिर नाई ॥ ३ ॥**
**ताते उमा न मैं समुझावा, रघुपतिकृपा मर्म सब पावा ॥**
**होइहि कीन्ह कबहुँ अभिमाना, सो खोवै चह कृपानिधाना ॥ ४ ॥**
**कछु तेहिते पुनि मैं नहिं राखा, समुझै खगहूकी भाखा ॥**
**मभुमाया वलवंत भवानी, जाहि न मोह कवन अस ज्ञानी ॥ ५ ॥**

યોગ, જપ, તપ, જ્ઞાન અને વૈરાગ્ય ગમે તે કરો[1] પરંતુ પ્રેમ વગર કામની પ્રાપ્તિ થતી નથીજ. ઉત્તર દિશામાં સુન્દર નીલ પર્વત છે, ત્યાં મહાશીલવાન્ કાકભુશુંડજી રહે છે. ૧ રામભક્તિના માર્ગમાં પરમ ચતુર છે. જ્ઞાની અને ગુણોના તો ઘર છે. ઘણા સમયના છે. તે નિરંતર રામની કથા કહ્યા કરે છે. અને અનેક પ્રકારનાં પક્ષીઓ તે કથાને પ્રેમથી સાંભળે છે. ૨ માટે તમે પણ ત્યાં જઇને નારાયણના અનેક ગુણ શ્રવણ કરશો તો મોહથી ઉત્પન્ન થએલું દુઃખ દૂર થઇ જશે. હે પાર્વતી ! જ્યારે મેં આ સર્વ પ્રસંગ ગરૂજીને સંભળાવ્યો એટલે તે મારા ચરણોમાં મસ્તક નમાવીને ચાલ્યા. ૩ હે પાર્વતી ! ગરૂડજીને મેં એ કારણથી સમજાવ્યા ન હતા કે ગરૂડજીને તે પ્રભુને નાગપાસથી છોડાવવાનું અભિમાન આવ્યું હતું તે અભિમાન ઉતારવાની પ્રભુની જે વિચારણા હતી તે વિચારણા મેં શ્રીરઘુનાથજીની કૃપાથી હૃદયમાં જાણી લીધી.

---

× श्रुत्वाधर्मम्विजानाति श्रुत्वात्यजति दुर्मति । श्रुत्वाज्ञान मवाप्नोति श्रुत्वा मोक्षन्तु गच्छति ॥ १ ॥

१ आम्नायाभ्यसनंअरण्यरुदनंकृच्छ्रव्रतानान्वहं । मेतच्छेद फलानि पूर्सि विषयं सर्वंहुतंभस्मनि । तीर्थानामवगाहनानि च गज स्नानंविनायत्पदं । द्वंद्वांभोरुहसंस्मृतिविजयते देवस्स नारायणः ॥ १ ॥

જેથી મેં વિચાર કર્યો કે જો હુંજ ગરૂડજીને સમજાવી દઈશ તો ગરૂડજીનું અભિમાન જશે નહિ. એ માટે પક્ષિરાજનો ભ્રમ કાગડા દ્વારા દૂર કરાવું તો તેનું અભિમાન નાશ પામે, એથી મેં તેને ન સમજાવતાં કાકભુશુંડજી પાસે મોકલ્યા. ૪ મે જો કે તેનાથી જરાપણ અંતર રાખ્યું ન હતું; કેમકે પક્ષી પક્ષીની ભાષા સારી રીતે સમજી શકે, હે પાર્વતી! ભગવાન્‌ની માયા મહા પ્રબળ છે. તેથી જેને મોહ ન થયો હોય, એવો જગત્‌માં કોણ જ્ઞાની છે? અર્થાત કોઈ નથી. ૫

दोहा०—ज्ञानीभक्त शिरोमणि, त्रिभुवनपति कर यान ॥
ताहि मोह माया प्रबल, पामर करहिं गुमान ॥ ८७ ॥

ગરૂડજી મહાજ્ઞાની, ભક્તોમાં શિરોમણિ, અને ત્રિભુવનપતિ ભગવાન્ વિષ્ણુનું વાહન તેને પણ પ્રબળ માયાએ મોહ કર્યો. એવી પ્રબળ માયા સાથે જે કોઈ અભિમાન કરે તે મહા મંદબુદ્ધિ છે. ૮૭

शिव विरंचि कहँ मोहई, को है बपुरा आन ॥
अस जिय जानि भजहिं मुनि, मायापति भगवान ॥ ८८ ॥

એ માયા શિવ અને બ્રહ્મા—આદિને પણ મોહ પમાડે છે તો પછી બીજાની તે વાતજશી કરવી?! એવું હૃદયમાં સમજીને મુનિલોકો માયાપતિ ભગવાનનું ભજન કરે છે. ૮૮

चौ०—गयउ गरुड जहँ बसै भुशुण्डी, मति अकुण्ठ हरिभक्ति अखण्डी ॥
देखि शैल प्रसन्न मन भयऊ, माया मोह शोक भ्रम गयऊ ॥ १ ॥
करि तडाग मज्जन जलपाना, बटतर गयउ हृदय हर्षाना ॥
बृन्द बृन्द विहंग तहँ आये, सुनहिं रामके चरित सुहाये ॥ २ ॥
कथा अरम्भ करै सो चाहा, ताही समय गयउ खगनाहा ॥
आवत देखि सकल खगराजा, हर्षेउ वायस सकल समाजा ॥ ३ ॥
अति आदर खगपति कर कीन्हा, स्वागत पूछि सुआसन दीन्हा ॥
करि पूजा समेत अनुरागा, मधुरवचन बोलेउ तब कागा ॥ ४ ॥

કાકભુશુંડજી કે જેની તીવ્રગતિ છે તથા નારાયણની અખંડ ભક્તિ છે તેનો જે સ્થળે આશ્રમ હતો, ત્યાં શ્રીશિવજીની આજ્ઞાથી ગરૂડજી ગયા, તે પર્વતને જોતાંની સાથેજ ગરૂડજીનું મન પ્રસન્ન થઈ ગયું. અને માયા, મોહ, શોક તથા ભ્રમ વિગેરે સર્વ દૂર થઇ ગયાં. ૧ ગરૂડજી સરોવરમાં સ્નાન કરી, જળપાન કરીને હૃદયમાં પ્રસન્ન થઈને વડના ઝાડ તળે ગયા. તે સ્થળે મોટાં મોટાં હંસાદિકનાં ટોળાં શ્રીરઘુનાથજીનાં ચરિત્ર શ્રવણ કરવાને માટે આવ્યાં હતાં. ૨ કા-

કભુશુંડજી કથા કહેવાનો વિચાર કરતાજ હતા, એ સમયેજ ગરૂડજી ત્યાં આવી પોહોચ્યા. ગરૂડજીને આવતા જોઈ કાકભુશુંડજી સભાસહ બહુજ પ્રસન્ન થયા. ૩ કાકભુશુંડજીએ ગરૂડજીનો ઘણોજ આદરસત્કાર કરી કુશળ પૂછી બેસવાને સુન્દર આસન આપ્યું. અને પછી પૂજા કરીને પ્રેમથી કાકભુશુંડજી આ પ્રમાણે મધુર વચન બોલ્યા કે- ૪

**दोहा०—नाथ कृतारथ भयउँ मैं, तव दर्शन खगराज ॥**

**आयसु होइ सो करौं अब, प्रभु आयहु केहि काज ॥ ८९ ॥**

હે સ્વામિન પક્ષીરાજ! હું આજે આપનાં દર્શનથી કૃતાર્થ થઇ ગયો છું. આજ શામાટે આપનું પધારવું થયું છે તે કહો અને જે આજ્ઞા હોય તે ફરમાવો એટલે તે પ્રમાણે હું અનુસરૂં. ૮૯

**सदा कृतारथ रूप तुम, कह मृदु बचन खगेश ॥**

**जाकी अस्तुति सादरहि, निज मुख कीन्ह महेश ॥ ९० ॥**

આવાં કાકભુંશુંડજીનાં નમ્ર વચન શ્રવણ કરીને, ગરૂડજી કોમળ વચનથી કહેવા લાગ્યા કે—હે મહાશય! આપ સદા કૃતાર્થરૂપજ છો; કારણ કે જેની સ્તુતિ પોતાના શ્રીમુખે શ્રીસદાશિવજીએ કહી છે. માટે તમે તો કૃતાર્થજ છો. ૯૦

**चौ०—सुनहु तात जेहि कारण आयउँ, सो सब भयउ दर्श तव पायउँ ॥**

**देखि परम पावन तव आश्रम, गयउ मोह संशय नाना भ्रम ॥ १ ॥**

**अब श्रीरामकथा अति पावनि, सदा सुखद दुखपुंज नशावनि ॥**

**सादर तात सुनावहु मोहीं, बारबार विनवौं प्रभु तोहीं ॥ २ ॥**

**सुनत गरुडकी गिरा बिनीता, सरल सप्रेम सुखद सुपुनीता ॥**

**भयउ तासु मन परम उछाहा, कहै लाग रघुपति गुणगाहा ॥ ३ ॥ ॥**

**प्रथमहिं अति अनुराग भवानी, रामचरित सब कहेसि बखानी ॥**

**पुनि नारद कर मोह अपारा, कहेसि बहुरि रावण अवतारा ॥ ४ ॥**

**प्रभुअवतार कथा पुनि गाई, पुनि शिशुचरित कहेसि मन लाई ॥**

ગરૂડજીએ કહ્યું કે—હે તાત! શ્રવણ કરો. જે કારણથી મારૂં આવવું થયું હતું, તે મારૂં કાર્ય તો આપનાં દર્શનથીજ સિદ્ધ થઈ ગયું. આપનો આ પરમ પવિત્ર આશ્રમ નિરખીને મારા મોહ, સન્દેહ અને અનેક ભ્રમ દૂર થઇ ગયા. ૧ હવે આપ શ્રીરામની પવિત્ર કથા કે જે સદા સુખદાયક અને દુઃખોના સમૂહનો નાશ કરનારી છે. તે કથા હે તાત! હું આપને વારંવાર વિનતિ કરી કહું છું કે, મને આદર પૂર્વક સંભળાવો. ૨ ગરૂડજીની નીતિયુક્ત સરલ સુખદાયક પવિત્ર પ્રેમ ભરેલી વાણી શ્રવણ કરી, કાકભુશુંડજીના મનમાં

બહુજ ઉત્સાહ થયો. અને શ્રીરઘુનાથજીના ગુણ વર્ણન કરવા લાગ્યા. ૩ શ્રીસદાશિવજી કહે છે કે–હે પાર્વતી! પ્રથમ તો મહા પ્રેમથી રામચરિત્ર માનસનું વર્ણન કર્યું. પછી નારદજીનો અપાર મોહ વર્ણન કરી, રાવણનો જન્મ થયાનું વૃત્તાન્ત વર્ણન કર્યું. ૪ ત્યાર પછી શ્રીરઘુનાથજીના અવતારની કથા વર્ણન કરીને તેના બાળચરિત્રનું પ્રેમપૂર્વક વર્ણન કર્યું.

**दोहा०–वालचरित कहि विविध बिधि, मन महँ परम उछाह ॥**
**ऋषि आगमन कहेसि पुनि, श्री रघुवीर विवाह ॥ ९१ ॥**

પોતાના ઇષ્ટદેવ બાળકરૂપ રામને જાણીને મહા ઉત્સાહસહ અનેક પ્રકારે બાળચરિત્રનું વર્ણન કર્યું. અને ત્યારપછી રાજર્ષિ વિશ્વામિત્રજીનું અયોધ્યામાં આવાગમન વર્ણવી તે દ્વારા શ્રીસીતા અને રઘુવીર શ્રીરામચન્દ્રજીના વિવાહનું વર્ણન કરયું. ૯૧

**चौ०–बहुरि रामअभिषेक प्रसंगा, पुनि नृपवचन राजरस भंगा ॥**
**पुरवासिन कर बिरह विषादा, कहेसि राम लक्ष्मण संवादा ॥ १ ॥**
**विपिन गवन केवट अनुरागा, सुरसरि उतरि निवास प्रयागा ॥**
**वाल्मीकि प्रभुमिलन वखाना, चित्रकूट जिमि वस भगवाना ॥ २ ॥**
**सचिवागमन नगर नृपमरणा, भरतागमन प्रेम अति वरणा ॥**
**करि नृपक्रिया संग पुरवासी, भरत गये जहँ प्रभु सुखरासी ॥ ३ ॥**
**पुनि रघुपति बहुविधि समुझाये, लै पादुका अवध फिरि आये ॥**
**भरत रहनि सुरपतिसुत करणी, प्रभु अरु अत्रि भेंट पुनि वरणी॥४॥**

ત્યાર પછી શ્રીરઘુનાથજીના રાજ્યાભિષેકની તૈયારીનુ વર્ણન કરયું. રાજા દશરથના વચનથી રાજરસનું ભંગ થવું, પુરવાસિઓનું વિરહ દુઃખ અને શ્રીરામલક્ષ્મણનો સમ્વાદ વર્ણન કરયો. ૧ રઘુનાથજીનું વનગમન, નિષાદરાજનો અવર્ણનીય પ્રેમ, ગંગાજી પાર થવું. અને પ્રયાગમાં રહેવું. ત્યારપછી વાલ્મીકિજી અને પ્રભુ શ્રીરામજીનો સમાગમ અને ચિત્રકૂટમાં રઘુનાથજીના નિવાસના વૃત્તાન્તનું વર્ણન કરયું. ૨ શ્રીરામચન્દ્રજીને વનમાં પોહોચાડી સુમંતનું અયોધ્યામાં પાછું આવવું. મહારાજા દશરથને તે સમાચાર સુમંતે આપ્યા. અને તેથી એટલે રામચન્દ્રજીના વિયોગજન્ય દુઃખથી રાજાનું મરણ, ભરતજીનું આવાગમન તથા તેનો અવર્ણનીય પ્રેમ વર્ણન કરયો. ત્યારપછી મહારાજા દશરથની ઉત્તરક્રિયા કરી, પુરવાસિયોને સાથે લઇ ભરતજી સુખસાગર શ્રીરઘુનાથજી પાસે આવ્યા તે સર્વ વર્ણન કરયું. ૩ ત્યારપછી શ્રીરઘુનાથજીએ અનેક પ્રકારે ભરતજીને સમજાવ્યા કે જેથી તે પાદુકા લઇને અયોધ્યામાં આવ્યા. ભ-

રતજીનું તપસ્વીના વેષથી રહેવું અને પછી જયન્તની કરણી કહીને શ્રીરામની અને મહર્ષિઅત્રિના સમાગમનું વર્ણન કર્યું. ૪

दोहा०—कहि विराध वध जाहि विधि, देह तजी शरभंग ॥
वर्णि सुतीक्षण प्रेम पुनि, प्रभु अगस्त्य सतसंग ॥ ९२ ॥

પછી વિરાધ રાક્ષસના વધનું વર્ણન કરી, શરભંગ ઋષિના દેહ ત્યાગની કથા કહી, સુતીક્ષણનો પ્રેમ વર્ણવીને અગસ્ત્યના સત્સંગનું વર્ણન કર્યું. ૯૨

चौ०—कहि दण्डकवन पावनताई, गृध्र मइत्री पुनि तेहँ गाई ॥
पुनि प्रभु पंचवटी कृतवासा, भंजेउ सकल मुनिन कर त्रासा ॥ १ ॥
पुनि लक्ष्मण उपदेश अनूपा, शूर्पणखा जिमि कीन्ह कुरूपा ॥
खर दूषण वध बहुरि बखाना, जिमि सब मर्म दशानन जाना ॥ २ ॥
दशकन्धर मारीच बत कही, जेहि विधि भई सकल तेइँ कही ॥
पुनि माया सीताकर हरणा, श्री रघुवीर विरह कछु वरणा ॥ ३ ॥
पुनि प्रभु गृध्रक्रिया जिमि कीन्हा, वधि कबंध शवरिहिं गति दीन्हा ॥
बहुरि विरह वर्णत रघुवीरा, जेहि विधि गयउ सरोवर तीरा ॥ ४ ॥

ત્યારપછી દંડક વનની પવિત્રતાનું વર્ણન કરી જટાયૂની મિત્રતાનું વર્ણન કર્યું. પછી પ્રભુનો પંચવટીમાં વાસ અને મુનિઓનાં દુઃખ દૂર કરવાની કથા વર્ણન કરી. ૧ લક્ષ્મણને જે સુંદર ઉપદેશ આપેલો તે વર્ણન કરી, પછી શૂર્પણખાના નાક કાન કાપ્યાની કથા કહી દેખાડી અને ખર, દૂષણ તથા ત્રિશિરાનો વધ અને જે પ્રકારે રાવણને ખબર થઇ તે સર્વ વર્ણન કર્યું, ૨ રાવણ અને મારીચનો વાર્ત્તાલાપ જે પ્રકારે થયો તે કહીને પછી માયાની સીતાનું હરણ વર્ણન કરી શ્રીરઘુનાથજીનો વિરહ જરા વર્ણન કર્યો. ૩ ત્યારપછી જે પ્રકારે પ્રભુ જટાયૂની ક્રિયા કરીને કબંધને મારી, શવરીને મુક્તિ આપી તે પુનઃ રઘુનાથજીનો વિરહ વર્ણન કરતાં કરતાં જે પ્રકારે પંપા સરોવરને કિનારે ગયા તે સર્વ વર્ણન કર્યું. ૪

दोहा०—प्रभु नारद सम्वाद कहि, मारुत मिलन प्रसंग ॥
पुनि सुग्रीव मिताई, बालि प्राणकर भंग ॥ ९३ ॥

રામચન્દ્રજીનો નારદજી સાથે સંવાદ વર્ણન કરીને મહાવીરજીના મળવાનો પ્રસંગ વર્ણન કર્યો. ત્યારપછી રામ અને સુગ્રીવની મિત્રતા વર્ણન કરીને વાલિનું સુરપુર ગમન સંભળાવ્યું. ૯૩

कपिहि तिलक करि रामकृत—शैल प्रवर्षण वास ॥
वर्णत वर्षा शरदऋतु, रामरोष कपित्रास ॥ ९४ ॥

સુગ્રીવને રાજ્યતિલક, શ્રીરઘુનાથજીનો પ્રવર્ષણ પર્વતપર નિવાસ, વર્ષા તથા શરદ્‌ઋતુનું વર્ણન કરતાં કરતાં જાનકીજીના ખબર ન મળવાથી સુગ્રીવપર ક્રોધ કરવો અને કપિઓનું ભયભીત થવું. એ વર્ણન કરયું. ૯૪

चौ०—जेहि विधि कपिपति कीश पठाये, सीता खोज सकल दिशि धाये ॥
विवर प्रवेश कीन्ह जेहि भांती, कपिन बहोरि मिला संपाती ॥ १ ॥
सुनि सब कथा समीरकुमारा, लांघत भयउ पयोधि अपारा ॥
लंका कपिप्रवेश जिमि कीन्हा, पुनि सीतहिं धीरज जिमि दीन्हा॥२॥
बन उजारि रावणहिं प्रबोधी, पुरदहि लाँघेउ बहुरि पयोधी ॥
आये कपि सब जहँ रघुराई, वैदेहीकी कुशल सुनाई ॥ ३ ॥
सेन समेत यथा रघुवीरा, उतरे जाइ वारिनिधि तीरा ॥
मिला बिभीषण जेहि विधि आई, सागर निग्रह कथा सुनाई ॥ ४ ॥

જે પ્રકારે સુગ્રીવે વાનરાઓ મોકલ્યા. અને તે સર્વ જાનકીજીના તપાસાર્થે સર્વ દિશાઓમાં ગયા. તથા જે પ્રકારે તૃષા લાગવાથી તથા માર્ગ ભૂલી જવાથી ગુફામાં પ્રવેશ તથા સંપાતિનું મળવું તેનું વર્ણન કરયું. ૧ સંપાતિદ્વારા જાનકીજીના અશોકવાટીમાં રહેવાના સમાચાર શ્રવણ કરી મહાવીરજી સમુદ્ર ઉલ્લંઘી ગયા. અને તેણે, સુરસા, સિંહિકા અને લંકિનીનું દમન કરી જે પ્રકારે રાત્રે લંકામાં પ્રવેશ કરી વિભીષણને મળ્યા અને જાનકીજીને ધિરજ આપી. ૨ અશોકવાડિ ઉજડ કરી, રાવણને સમજાવી, લંકા બાળી, પુનઃ સાગર ઉલ્લંઘી, સર્વ વાનરાઓ સહ આવીને શ્રીરઘુનાથજી પાસે આવીને જાનકીજીની કુશલ સંભળાવી. ૩ જાનકીજીના સમાચાર સાંભળી જે પ્રકારે સેનાસહ શ્રીરઘુનાથજી સાગરને કિનારે ઉતર્યા. અને જે પ્રકારે રાવણે લાત મારવાથી વિભીષણ આવીને મળ્યા તે સહ સાગરનો નિગ્રહ અને અભિમાન ભંગ કરવાની કથા સંભળાવી. ૪

दोहा०—सेतु बांधि कपि सेन जिमि, उतरे सागर पार ॥
गयो बशीठी वीरवर, ज्यहिविधि बालिकुमार ॥ ९५ ॥

સેતુ બાંધી શ્રીસદાશિવજીની સ્થાપના કરી જે રીતે સાગરથી પાર ઉતર્યા, અને મુકામ કર્યા પછી વીરશ્રેષ્ઠ વાલિકુમાર દૂત બનીને રાવણને સમજાવવા ગયેલા તે કથા પણ કહી દેખાડી. ૯૫

निशिचर कीश लड़ाई, वर्णेसि विविध प्रकार ॥
कुम्भकर्ण घननाद कर, बल पौरुष संहार ॥ ९६ ॥

રાક્ષસો અને વાનરાઓની લડાઈ અનેક પ્રકારે વર્ણન કરી, કુંભકર્ણ અને મેઘનાદનું બળ તથા પુરૂષાર્થ વર્ણન કરી તેના સંહારનું વર્ણન કરયું. અને મે-

ધનાદના મરણુથી દેવતા પ્રસન્ન થયા તે પણુ વર્ણન કરયું. ૯૬

चौ०–निशिचर निकर मरण विधि नाना, रघुपति रावण समर वखाना ॥
रावण वध मन्दोदरि शोका, राज्य विभीषण देवअशोका ॥ १ ॥
सीता रघुपति मिलन बहोरी, सुरन कीन्ह अस्तुति कर जोरी ॥
पुनि पुष्पक चढि सीय समेता, अवध चले प्रभु कृपानिकेता ॥ २ ॥
जेहि विधि राम नगर नियराये, वायस विशद चरित सब गाये ॥
कहेसि बहोरि रामअभिषेका, पुरवर्णन नृपनीति अनेका ॥ ३ ॥
कथा समस्त भुशुंड वखानी, जो मैं तुम सन कहा भवानी ॥
सुनि सब रामकथा गुणगाहा, कहत वचन मन परम उछाहा ॥ ४ ॥

રાક્ષસોનું અનેક પ્રકારે મરણુ વર્ણુન કરી રામ અને રાવણુનું યુદ્ધ વર્ણુન કરયું. પછી રાવણુનું મરણુ, મંદોદરીનો શોક, વિભીષણુનો રાજ્યાભિષેક, અને દેવતાઓનું શોકરહિત થવું. ૧ સીતાજી અને શ્રીરઘુનાથજીનું મળવું. દેવતાઓએ હાથ જોડી સ્તુતિ કરવાનું વર્ણુન કરયું. પછી પુષ્પક વિમાનમાં બેસી જાનકીજી સહ કૃપાસાગર પ્રભુ જે પ્રકારે અયોધ્યા તરફ પધારયા તે સર્વ વર્ણુન કરયું. ૨ જે પ્રકારે શ્રીરામચન્દ્રજી અયોધ્યામાં પધારયા તે સર્વ ઉજ્જવળ ચરિત્ર ગરૂડજી પાસે કાકભુશુંડજીએ વર્ણુન કરયું. શ્રીરઘુનાથજીને રાજ્યસિંહાસનની પ્રાપ્તિ, પુરનું વર્ણુન અને રાજનીતિ એ સર્વનું વર્ણુન કરયું. ૩ શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી! જે કથા મેં તમારી પાસે વર્ણુન કરી હતી, તેજ સર્વ કથા કાકભુશુંડજીએ ગરૂડજી પાસે વર્ણુન કરી. આ પ્રકારે ગરૂડજી શ્રી રઘુનાથજીની કથા સાંભળીને પ્રસન્ન થયા અને મનમાં અત્યંત ઉત્સાહથી કહેવા લાગ્યા કે–૪

सो०–गयउ मोर सन्देह, सुनेउँ सकल रघुपति चरित ॥
भयउ रामपद नेह, तव प्रसाद वायसतिलक ॥ २ ॥
मोहि भयउ अति मोह, प्रभुबंधन रण महँ निरखि ॥
चिदानन्द सन्दोह, राम विकल कारण कवन ॥ ३ ॥

શ્રીરઘુનાથજીનાં સકળ ચરિત્ર શ્રવણુ કરીને હવે મારો સર્વ સંદેહ જતો રહ્યો. અને શ્રીરઘુનાથજીના ચરણોમાં પ્રેમ થયો. પરન્તુ હે કાકકુળતિલક! હું આપનીજ કૃપાથી સંશયહીન થયોછું. ૨

શ્રીરઘુનાથજીને રણમાં નાગપાસથી બંધાયલા જોઇને મને બહુજ ભ્રમ થયો હતો કે–જે સદા આનંદપાત્ર છે, તેજ ભગવાન વ્યાકુળ થઈ ગયા તેનું કારણુ શું? ૩

चौ०—देखि चरित अति नर अनुहारी, भयउ हृदय मम संशय भारी ॥
सो भ्रम अब मैं हित करि माना, कीन्ह अनुग्रह कृपानिधाना ॥ १ ॥
जो अति आतप व्याकुल होई, तरुछाया सुख जागे सोई ॥
जो नहिं होत मोह अति मोहीं, मिलितेउँ तात कवनि विधि तोहीं ॥२॥
सुनितेउ किमि हरिकथा सुहाई, अति विचित्र सबविधि तुम गाई ॥
निगमागम पुराण मत एहा, कहहिं सिद्ध मुनि नहिं सन्देहा ॥ ३ ॥
सन्त विशुद्ध मिलहिं पुनि तेही, चितवहिं रामकृपा करि जेही ॥
रामकृपा तव दरशन भयऊ, तव प्रसाद मम संशय गयऊ ॥ ४ ॥

આ પ્રકારે અત્યંત મનુષ્યોના સમાન ચરિત્ર જોઇને મારા હૃદયમાં મહા સંદેહ થયો. તે ભ્રમ હવે આજ મેં હિતકારી જાણ્યો. કૃપાનાથ શ્રીરઘુનાજીએ મારા ઉપર બહુજ દયા કરી. ૧ જે ઘણીજ ગરમીમાં તાવથી વ્યાકુલ થઇ જાયછે. તેજ વૃક્ષની શીતલ છાયાના સુખને જાણે છે. માટે જો મને અજ્ઞાન ન થયું હોત તો હે તાત ! હું તમને કયા પ્રકારે મળી શકત અર્થાત્ તમારી સાથે સત્સંગ શી રીતે થવા પામત? ૨ આ શોભાયમાન નારાયણની કથા શી રીતે સાંભળવા પામત? આ અતિ પવિત્ર કથા તમે અનેક પ્રકારે વર્ણવી છે. વેદશાસ્ત્ર અને પુરાણોનો પણ એજ મત છે. એથી સિદ્ધ મુનિ કહે છે તેમાં સંશય નથી. ૩ જેના ઉપર શ્રીરઘુનાથજી કૃપા કરી દૃષ્ટિ કરે છે તેનેજ શુદ્ધ ચિત્ત સંત મહાત્મા મળે છે. અને શ્રીરામની કૃપાથીજ તમારાં દર્શન થયાં છે. અને તમારી દયાથીજ સર્વ સન્દેહ દૂર થઇ ગયા છે. ૪

दोहा०—सुनि विहंगपति वाणी, सहित विनय अनुराग ॥
पुलक गात लोचन सजल, मन हर्षे अति काग ॥ ९७ ॥

આ પ્રકારે ગરૂડજીની વિનય અને અનુરાગ યુક્ત વાણી સાંભળીને કાકભુશુંડજીના નેત્રોમાં જળ ભરાઇ આવતાં શરીરમાં રૂંવાડાં ઉભાં થઇ ગયાં અને મનમાં બહુજ પ્રસન્ન થયા. ૯૭

श्रोता सुमति सुशील शुचि, कथा रसिक हरिदास ॥
पाइ उमा यह गोप्य मत, सज्जन करहिं प्रकास ॥ ९८ ॥

જે સમયમાં ઉત્તમ બુદ્ધિવાળા પવિત્ર શ્રોતા ભગવાનના દાસ મળેછે. તે સમય હે પાર્વતી ! સજ્જન પુરૂષ ગુપ્ત મત પણ તેઓ પાસે પ્રકાશ કરી દેછે. ૯૮

चौ०—बोलेउ कागभुशुण्ड बहोरी, नभगनाथ पर प्रीति न थोरी ॥
सबविधि नाथ पूज्य तुम मेरे, कृपापात्र रघुनायक केरे ॥ १ ॥

तुमहिं न संशय मोह न माया, मोपर नाथ कीन्ह तुम दाया ॥
पठै मोह मिसु खगपति तोहीं, रघुपति दीन्ह बड़ाई मोहीं ॥ २ ॥
तुम निजमोह कहा खगसांई, सो नहिं कछु आश्चर्य गुसांई ॥
नारद शिव बिरंचि सनकादी, जे मुनिनायक आतमवादी ॥ ३ ॥
मोह न अंध कीन्ह केहि केही, को जग काम नचाव न जेही ॥
तृष्णा केहि न कीन्ह बौराहा, केहिके हृदय क्रोध नहिं दाहा ॥ ४ ॥

ગરૂડજીના ઉપર અત્યંત પ્રેમને લીધે વળી પણ કાકભુશુંડજી કહેવા લાગ્યા કે, હે નાથ! આપ સર્વ પ્રકારે મારા પૂજ્ય છો અને શ્રી રઘુનાથજીના કૃપાપાત્ર છો. ૧ આપને સંશય, મોહ કે માયા કાંઇપણ નથી, આપ તો કેવળ મારા ઉપર અનુગ્રહ કરવાને માટે જ પધારેલા છો. હે ગરૂડજી! મોહના નિમિત્તથી આપને મોકલીને શ્રી રઘુનાથજીએ મને મોટાઇ આપીછે. ૨ હે ગરૂડજી! આપને આ આપનો મોહ સંભળાવ્યો છે, તેમાં કાંઇપણ આશ્ચર્ય નથી. કારણ કે નારદજી, શ્રી શિવજી, બ્રહ્માજી અને સનકાદિક જે મુનિશ્રેષ્ઠ આત્મજ્ઞાની છે. ૩ તેઓને પણ માયા મોહિત કરી નાખેછે. જગતમાં મોહે કોને કોને આંધળા કર્યા નથી? અર્થાત્ સર્વને મોહ થયો છે. અને જગતમાં એવો કોણ છે કે જેને કામે નચાવ્યો નથી, અર્થાત્ કામ પણ સર્વને વ્યાપેલ છે. તૃષ્ણાએ કોને ઉન્મત્ત કરેલ નથી અને ક્રોધે કોના હૃદયમાં દાહ કર્યો નથી. ૪

दोहा–ज्ञानी तापस शूर कवि, कोविद गुण आगार ॥
केहिके लोभ विडंबना, कीन्ह न यह संसार ॥ ९९ ॥

આ સંસારમાં જ્ઞાની, તપસ્વી, શૂર, કવિ અને પંડિત–આદિમાં એવો કોણ ગુણોનું સ્થાન છે કે જેને લોભે વિડંબના–ચાળા કરાવ્યા નથી. ૯૯

श्रीमद वक्र न कीन्ह केहि, प्रभुता बधिर न काहि ॥
मृगनयनीके नयनशर, को अस लागु न जाहि ॥ १०० ॥

લક્ષ્મીના મદે કોને વક્ર કર્યા નથી? અને પ્રભુતાએ કોને બહેરા કર્યા નથી? અર્થાત્ અધિકાર પામીને સર્વ કોઇ કોઇની વાત સાંભળતું જ નથી. અને એવો કોણ છે કે જેને મૃગનયની સ્ત્રીનાં નેત્રનાં બાણે વીંધ્યો નથી. ૧૦૦

चौ–गुणकृतसंन्निपात नहिं केही, को न मान मद व्यापेउ जेही ।
यौवनज्वर केहि नहिं बलकावा, ममता केहिकर यश न नशावा ॥
मत्सर काहि कलंक न लावा, काहि न शोकसमीर डोलावा ।
चितासाँपिनि काहि न खाया, को जग जाहि न व्यापी माया ॥
कीट मनोरथ दारु शरीरा, जेहि न लागु घुन को अस धीरा ।

**सुत वित लोक ईषणा तीनी, केहिकी मति इन्हकृत न मलीनी ॥**
**यह सब मायाकृत परिवारा, प्रबल अमितको वरणै पारा ।**
**शिव चतुरानन देखि डराहीं, अपरजीव केहि लेखे माहीं ॥**

ઉત્તમ ગુણ પામીને સન્નિપાત કોને થયો નથી? અર્થાત્ ઉત્તમ ગુણ પ્રાપ્ત થયા છતાં કોણ સાવધાન રહે છે. માનનો તથા મદનો ત્યાગ કરીને કોણે જીવન ગાળ્યું છે? યૌવનરૂપી જ્વરે કોને ઉન્મત્ત કર્યા નથી? અને મમતાએ કોના યશનો નાશ કર્યો નથી? ૧ અભિમાને કોને કલંક યુક્ત કરેલ નથી? શોકરૂપી પવને કોને ડોલાવી નાખ્યો નથી? ચિંતારૂપી સર્પિણીએ કોને ખાધા નથી? અને જગત્‌માં એવો કોણ છે? કે જેને માયા વ્યાપી નથી; અર્થાત્ સર્વને માયા વ્યાપી છે. ૨ મનોરથ છે તે મનના કીડા છે, શરીર લાકડાં સમાન છે. એવો કોણ ધિરજવાન્ છે કે જેને મનોરથ રૂપી ઘૂન લાગી નથી. પુત્રેષણા, વિત્તેષણા અને લોકેષણા–પુત્ર, ધન અને પરલોક એ ત્રણ ઇચ્છા છે. એવો કોણ છે કે જેની મતિ આ ત્રણ ઇચ્છાએ મલીન કરી નથી. ૩ આ સર્વ માયાનું કુટુમ્બ મહા પ્રબળ અને અસંખ્ય છે. તેના પારનું વર્ણન કોણ કરી શકે તેમ છે? જે માયાથી બ્રહ્મા અને શ્રીસદાશિવજી પણ ડરે છે, તો પછી અન્ય જીવ તે શી ગણનામાં જ છે.× ૪

**दोहा–व्यापि रह्यो संसार महँ, मायाकटक प्रचण्ड ॥**
**सेनापति कामदिभट, दम्भ कपट पाषण्ड ॥ १०१ ॥**

આ સંસારમાં માયાનું પ્રચન્ડ સૈન્ય વ્યાપ્ત થઈ રહેલું છે. કામ–આદિ ભટ તે સૈન્યના યોદ્ધા છે અને દંભ તથા પાખંડ આદિ સર્વ સેનાપતિ છે. ૧૦૧

**सो दासी रघुबीरकी, समुझे मिथ्या सोपि ॥**
**छुटै न रामकृपा बिनु, नाथ कहौं प्रण रोपि ॥ १०२ ॥**

તે માયા શ્રીરઘુનાથજીની દાસી છે. અને શોચવા તથા સમજવામાં મિથ્યા છે. હે નાથ! આ વાત હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે–રામની કૃપા વગર માયા છૂટતીજ નથી. ૧૦૨

**चौ–सो माया सब जगहि नचावा, जासु चरित लखि काहु न पावा ।**
**सोइ प्रभु भ्रूबिलास खगराजा, नाच नटी इव सहित समाजा ॥**
**सोइ सच्चिदानन्द घनश्यामा, अज विज्ञान रूप गुणधामा ।**

× **ब्रह्मेन्द्ररुद्रमुनिमोहनशील लीलां मायापरं समधिगम्य परस्यविष्णोः ॥**
અર્થાત્ આ માયા ભગવાન વિષ્ણુની છે. તેથી પરા કહેવાય છે. બ્રહ્મા, ઈન્દ્ર અને શિવ તથા સમસ્ત મુનીશ્વરોને મોહ કરવાવાળી અને ચંચલ છે.

व्यापक ब्रह्म अखंड अनन्ता, अखिल अमोघ एक भगवन्ता ॥
अगुण अदम्भ गिरा गोतीता, समदर्शी अनवद्य अजीता ।
निर्गुण निराकार निर्मोहा, नित्य निरंजन सुख संदोहा ॥
प्रकृतिपार प्रभु सब उरवासी, ब्रह्म निरीह विरज अविनाशी ।
यहां मोहकर कारण नाहीं, रविसम्मुख तम कबहु न जाहीं ॥

જે માયાએ અખિલ જગતને નચાવી નાખ્યું છે. અને જેનું ચરિત્ર કોઇને. પણ મળ્યું નથી; અર્થાત્ તેના ભેદને કોઇ પણ પામ્યા નથી. હે ગરૂડજી ! તેજ માયા[1] પ્રભુની ભ્રમરના વિલાસ—ફેરવવાથીજ સમાજસહ એટલે કે કામાદિ સહિત નટીના સમાન નાચે છે. ૧ તેજ સત્–ચિત્–આનંદરૂપ ઘનશ્યામ છે. જીવ આનંદ માયા તેના ઘન અર્થાત્ તેને વરસાવવાવાળા અજ માયા રહિત રૂપ, ગુણ અને વિજ્ઞાનના ધામ, સર્વત્ર વ્યાપક, બ્રહ્મ, ખંડ રહિત અનન્ત છે, અખિલ સમ્પૂર્ણરૂપ અમોઘ એક ભગવાન્ છે. ૨ ગુણ રહિત, દંભ રહિત, વાણીથી અને ઇન્દ્રિયોથીપર, સમદર્શી, દૂષણ રહિત. અજીત, મમતા રહિત, આકાર રહિત, મોહ રહિત, નિરંજન સ્વરૂપ સુખના પાત્ર છે. ૩ પ્રકૃતિથીપર પ્રભુ સર્વેના હૃદયમાં વાસ કરેછે. બ્રહ્મરૂપ ચેષ્ટા રહિત છે, રોગ રહિત અવિનાશી છે. પરમાત્માના પ્રસંગમાં મોહનું કાંઇ કારણ નથી. જેમ સૂર્યના સન્મુખ અંધકાર જતો નથી તેમ પરમાત્મા સન્મુખ મોહ જઇ શકતોજ નથી. ૪

दोहा—भक्तहेतु भगवान प्रभु, राम धरेउ तनु भूप ॥
किये चरित पावन परम, प्राकृतनर अनुरूप ॥ १०३ ॥

રામ ભગવાન્ ભકતોને જ માટે મનુષ્યરૂપ ધારણ કરે છે. અને મનુષ્ય રૂપ ધારણ કરીને પરમ પવિત્ર ચરિત્ર સાધારણ રાજાઓના સમાન કરેછે. અને તેમાં પંડિતો પણ મોહિત થઇ જાય છે. ૧૦૩

यथा अनेकन वेष धरि, नृत्य करै नट कोइ ॥
जोइ जोइ भाव दिखावै, आपुन होइ न सोइ ॥ १०४ ॥

જેમ કે કોઇ નટ અનેક વેષ ધારણ કરીને નૃત્ય કરે છે, અને રૂપના અનુસાર તે તે સર્વ ભાવ દર્શાવે છે, પરંતુ પોતે તે થઇ જતો નથી. નાચવું અને ભાવ દેખાડવો એ નટનું કામ છે. પરંતુ જેનો ભાવ દેખાડે છે તેનું તે કામ નથી. ૧૦૪

चौ—अस रघुपति लीला उरगारी, दनुजविमोहन जनसुखकारी ।
जो मतिमलिन विषयवश कामी, प्रभुपर मोह धरहिं इमि स्वामी ॥

---

१ दैवीह्येषा गुणमयी मममाया दुरत्यया मामेवये प्रपंद्यन्ते मायामेतांतरंतिते ॥

नयनदोष जाकहँ जब होई, पीतवर्ण शशि कहँ कहु सोई ।
जब जेहि दिग्भ्रम होइ खगेशा, सो कह पश्चिम उगेउ दिनेशा ॥
नौकारूढ चलत जग देखा, अचल मोहवश आपुहि लेखा ।
बालक भ्रमहिं न भ्रमहिं गृहादी, कहहिं परस्पर मिथ्यावादी ॥
हरि विषइक अस मोह विहंगा, स्वप्नेहुँ नहिं अज्ञान प्रसंगा ।
मायावश मतिमंद अभागी, हृदय जमनिका बहुविधि लागी ॥
ते शठ हठवश संशय करहीं, निज अज्ञान राम पर धरहीं ।

હે સર્પના શત્રુ ગરૂડજી ! આવી ભગવાનની લીલા છે. કે જે દૈત્યોને મોહ અને જનને સુખ દેવાવાળી છે. ભક્તજન તે રામને ઇશ્વર જાણે છે અને કુટિલબુદ્ધિવાળાઓ રાજપુત્ર કહે છે. જે મતિનાહીન વિષયવશ્ય કામી છે તે શ્રી રઘુનાથજીનાપર આ પ્રકારે દોષારોપણ કરે છે. હે સ્વામી ! ૧ જ્યારે કોઇને નેત્રદોષ થઇ આવે છે. એટલે કે કમળો થઇ આવે છે ત્યારે તે સર્વ પીળું પીળું જ દેખે છે. અને ચન્દ્રમાને પણ પીળો છે એમ કહે છે. અથવા જેમ કોઇને પરદેશમાં જતાં દિશાનો ભ્રમ થઇ જાય છે. તો તે કહે છે કે સૂર્ય પશ્ચિમમાં ઉદય થયો છે. ૨ વહાણમાં બેસી સમુદ્રની મુસાફરી કરતાં મુસાફર સમજે કે આખું જગત્ ચાલી રહેલું છે, પરંતુ હું તો અચલ છું તે પ્રમાણે છે મનુષ્ય સઘળું મોહવશ થઇનેજ માને છે. અથવા જેમ બાળકો ચકર મારી, કુદડી ફરી ઉભાં રહે છે તો તેને ઘરબાર વિગેરે ફરતાં દૃષ્ટિએ પડે છે. વાસ્તવિક રીતે જોતાં તો બાળક જ ફરેલ છે. પણ ઘર-આદિ ફરતાં નથી. આ પ્રકારે મિથ્યાવાદી પરસ્પર અન્યથા વચન કહે છે. ૩ હરિના વિષયમાં જે મોહને નિરખે છે, તેઓને માટે એ દૃષ્ટાન્ત છે કે, મોહમાં પડેલા તો પોતે છે. અને શ્રી રામમાં મોહને નિરખે છે. જેમાં અજ્ઞાનની ચર્ચા સ્વપ્ને પણ નથી. તે અતિ માયાના વશ થઇને મંદ અને નિર્ભાગી કે જેના હૃદયમાં ઘણા પ્રકારનાં આવરણ એટલે કે, પુત્ર, સ્ત્રી અને ધન-આદિનાં લાગી રહેલાં છે. મનુષ્ય મતિમદ નિર્ભાગી છે. તેના હૃદયપર મોહનો પડદો પડેલો છે. ૪ અને તેવાજ મૂર્ખ હઠને વશ્ય થઇને સંદેહ કરે છે અને પોતાનું અજ્ઞાન રઘુનાથજીનાપર ધરે છે.

दोहा—काम क्रोध मद लोभ रत, गृहाशक्त दुखरूप ॥
ते किमि जानहिं रघुपतिहिं, मूढ परे तमकूप ॥ १०५ ॥

કામ, ક્રોધ, મદ, અને લોભમાં પ્રીતિ કરવાવાળા દુ:ખરૂપ ઘરમાં આસક્ત છે અને અંધકારરૂપ કુવામાં પડેલા છે તે મૂર્ખ રઘુનાથજીને શી રીતે જાણી શકે ! * ૧૦૫

+ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં લેખ છે કે-जन्म कर्मचमेदिव्यं योमांवेत्ति तत्त्वतः । त्यक्त्वादेहंपुनर्जन्म नैति मामेतिसोर्ज्जुन ॥ १ ॥

**निर्गुण रूप सुलभ अति, सगुण न जानै कोय ॥**

**सुगम अगम नाना चरित, सुनिमुनि मन भ्रम होय ॥ १०६ ॥**

નિર્ગુણરૂપ તો અત્યંત સુલભ છે. સર્વ કોઈ તેને જાણી શકે છે; પરંતુ સગુણરૂપને તો કોઇ પણ જાણી શકતું નથી. નિર્ગુણ એ કારણથી સુલભ છે કે-તે સદા એકરસ રહે છે. અને સગુણનાં નાના પ્રકારનાં ચરિત્રો સુગમ અને અગમ છે. જેમ કે સેતુ-પુલ બાંધવો, જાનકીજીનો વિરહ-આદિ જોઇને મનુષ્યોની તો શું પરંતુ મુનિયોની મતિને પણ ભ્રમ થઈ જાય છે. ૧૦૬

**चौ–सुनु खगपति रघुपति प्रभुताई, कहौं यथामति कथा सुहाइ ।**
**जेहि विधि मोह भयउ प्रभु मोहीं, सो सबचरित सुनावों तोहीं ॥**
**रामकृपाभाजन तुम ताता, हरिगुण प्रीति मोहिं सुखदाता ।**
**ताते नहिं कछु तुमहि दुरावों, परमरहस्य मनोहर गावों ॥**
**सुनहु रामकर सहज स्वभाऊ, जन अभिमान न राखै काऊ ।**
**संसृतिमूल शूलप्रद्र नाना, सकल शोकदायक अभिमाना ॥**
**ताते कराहिं कृपानिधि दूरी, सेवक पर ममता अतिभूरी ।**
**जिमि शिशुतनु व्रण होइ गुसांई, मातु चिराव कठिनकी नांई ॥**

હે ગરૂડજી ! હું શ્રી રઘુનાથજીની કાંઇક પ્રભુતાનું વર્ણન કરૂંછું તથા મતિ અનુસાર કથા કહુંછું તે શ્રવણ કરો. અને જે પ્રકારે હે પ્રભો ! મને અજ્ઞાન થયું હતું, તે સર્વ ચરિત્ર હું આપને સંભળાવુંછું. ૧ હે તાત ! તમે શ્રી રઘુનાથજીની કૃપાનાં પાત્ર છો. હરિના ગુણોમાં તમારી પ્રીતિ છે. અને મને આપ સુખ દેવાવાળા છો. એ માટે હે તાત ! હું આપની કાંઇ પણ ગુપ્ત રાખતો જ નથી. પરમગુપ્ત અને મનોહર વાત તમારા સન્મુખ પ્રકટ કરૂંછું. ૨ રઘુનાથજી પોતાના દાસનું અભિમાન રાખતા નથી. એ રઘુનાથજીનો સહજ સ્વભાવ છે. કેમકે અભિમાનજ જન્મ-મરણનું મૂળ છે. જેમાં અનેક પ્રકારનાં શૂલ ઉત્પન્ન થાય છે. અને સકળ શોકદાયક છે. ૩ એ માટે કૃપાનિધિ અભિમાનને દૂર કરી દે છે. અને સેવકના ઉપર બહુજ મમતા રાખે છે. જેમ બાળકના શરીર ઉપર ગુમડું થતાં માતા કઠિન હૃદય કરીને તેને ચિરાવે છે. ૪

**दोहा–यदपि प्रथम दुख पावै, रोवै बाल अधीर ॥**

**व्याधिनाशहित जननी, गनै न सो शिशुपीर ॥ १०७ ॥**

જો કે તેથી પ્રથમ બાળકને દુઃખ થાય છે. અને તેથી અધીર થઇને રૂદન કરવા માંડે છે, પરન્તુ વ્યાધિ દૂર થવા માટે માતા બાળકના રૂદનના દુઃખને ગણતીજ નથી. ૧૦૭

तिमि रघुपति निज दासकर, हरहिं मान हितलागि ॥
तुलसिदास ऐसे प्रभुहिं, कस न भजहु भ्रम त्यागि ॥ १०८ ॥

એ પ્રકારે શ્રી રામચન્દ્રજી પણ પોતાના દાસો સાથે વ્યવહાર કરે છે. જ્યારે દાસને અભિમાન થઇ જાય છે તો તેનાં કલ્યાણાર્થે તેનાં અભિમાનને હરિ લે છે. તુલસીદાસજી કહે છે કે-હે ભક્તજનો ! આવા દયાળુ પ્રભુ ને ભ્રમનો ત્યાગ કરીને કેમ ભજતા નથી ? ૧૦૮

चो–रामकृपा आपनि जडताइ, कहौं खगेश सुनहु मनलाई ।
जब जब राम मनुजतनु धरहीं, भक्तहेतु लीला बहु करहीं ॥
तब तब अवधपुरी मैं जाऊं, शिशुलीला विलोकि हर्षाऊं ।
जन्म महोत्सव देखौं जाई, वर्ष पांच तहँ रहौं लुभाई ॥
इष्टदेव मम बालक रामा, शोभा वपुष कोटिशतकामा ।
निजप्रभुवदन निहारि निहारि, लोचन सफल करौं उरगारी ॥
लघु वायस वपु धरि हरि संगा, देखौं बाल चरित बहुरंगा ।

હે ગરૂડજી ! શ્રી રઘુનાથજીની કૃપા અને મારી મૂર્ખતા હું આપ પાસે કહુંછું. તે તમે મન લગાડી એકાગ્ર ચિત્તથી શ્રવણ કરો. જ્યારે જ્યારે રામ મનુષ્યાવતાર ધારણ કરે છે. અને ભક્તોને માટે અનેક લીલા કરે છે. ૧ ત્યારે ત્યારે હું અયોધ્યાપુરીમાં જાઊંછું. અને તેની બાળલીલા જોઇ જોઇને સુખ પામુંછું. જન્મમહોત્સવ જઇને જોઉંછું. અને એ પ્રમાણે પ્રેમથી પાંચ વર્ષ સુધી ભૂલ્યો ફરૂંછું. ૨ બાળક રામચન્દ્રજી મારા ઇષ્ટદેવ છે. જેનાં શરીરની શોભા કરોડો કામદેવતા સમાન છે. તે મારા પ્રભુનું મુખ જોઇને હે ગરૂડજી ! હું મારાં નેત્ર સફલ કરૂંછું. ૩ નાના કાગડાનું સ્વરૂપ ધારણ કરીને પ્રભુની સાથે અનેક પ્રકારના બાળચરિત્ર જોઉંછું. ૦

दोहा–लरिकाई जहँ जहँ फिरहिं, तहँ तहँ संग उडाउँ ॥
जूठन परे अजिर महँ, सो उठाय पुनि खाउँ ॥ १०९

તે બાળકપણામાં જ્યાં જ્યાં ફરે છે. ત્યાં ત્યાં તેની સાથે ઉડુંછું. અને તેમના હાથમાંથી જે જુઠણ આંગણામાં પડે છે, તે ઉપાડી ખાઊંછું. ૧૦૯

एकबार अतिशय प्रबल, चरित कीन्ह रघुवीर ॥
सुमिरत प्रभु लीला सोई, पुलकित भयउ शरीर ॥ ११० ॥

એક સમય શ્રી રઘુનાથએ એવું ચરિત્ર કર્યું કે-પ્રભુની તે લીલાનું સ્મરણ થતાંની સાથેજ શરીરમાં રૂંવાડાં ઉભાં થઇ જાય છે. ૧૧૦

चौ–कहै भुशुण्ड सुनहु खगनायक, रामचरित सेवक सुखदायक ।

नृपमन्दिर सुन्दर सब भांती, खचित कनक मणि नानाजाती ॥
बरणि न जाय रुचिर अँगनाई, जहँ खेलहिं नित चारिउ भाई ।
बालविनोद करत रघुराई, विचरत अजिर जननि सुखदाई ॥
मरकत मृदुलकलेवरश्यामा, अंग अंग प्रति छवि बहुकामा ॥
नवराजीवअरुण मृदु चरणा, पदपंकज नख शशिद्युति हरणा ॥
ललित अंग कुलिशादिक चारी, नूपुर चारु मधुररवकारी ।
चारु पुरट मणि रचित बनाई, कटिकिंकिणि कलमुखर सुहाई ॥

કાકભુશુંડજી કહે છે કે–હે ગરૂડજી ! શ્રવણ કરો. શ્રી રઘુનાથનાં ચરિત્ર સર્વને સુખ દેવાવાળાં છે. રાજમંદિર સર્વ પ્રકારે સુંદર છે. જ્યાં અનેક પ્રકારે સુવર્ણમાં મણિઓ જડેલા છે. ૧ સુંદર આંગણાનું વર્ણન થઇ શકતું નથી. જ્યાં હમેશાં ચારે ભાઇઓ રમે છે. રઘુનાથજી બાળલીલા કરે છે. અને માતાઓને સુખ દેવાવાળા આંગણામાં રમ્યા કરે છે. ૨ મરકત મણિના સમાન શ્યામ શરીર અતિ કોમળ છે, જેનાં પ્રત્યેક અંગમાં કામદેવની અનેક છબીઓ છે. નવીન કમળના સમાન લાલ અને કોમલ ચરણ છે. ઉત્તમ આંગળીઓ અને નખોની શોભા અવર્ણનીય છે. અને તે નખ ચન્દ્રમાની કાન્તિને પણ હરે છે. ૩ સુંદર અંગ છે. ચરણોમાં વજ્ર, ધ્વજા, અંકુશ અને યવનાં ચિહ્ન છે. નૂપુર-ઝાંઝરનો સુંદર અને મનોહર શબ્દ થઇ રહેલો છે. ઊંચા સુવર્ણની બનાવેલી અને મણિયોથી જડેલી કટિમેખલા (કંદોરા) ની ઘુઘરીઓ મધુર શબ્દ કરી રહી હતી. ૪

दोहा–रेखा त्रय सुन्दर उदर, नाभि रुचिर गंभीर ॥
उर आयत भ्राजत विविध, बाल विभूषण चीर ॥ १११ ॥

ઉદર સુંદર ત્રણ રેખાઓ–વળીઓથી શોભી રહેલું હતું. નાભિ ગંભીર અને સુંદર હતી, હૃદય મહા વિશાળ અને વિશેષ શોભાયમાન હતું. બાળકપણાનાં ઘરેણાં અને વસ્ત્રો પેહેરેલાં હતાં. ૧૧૧

चौ–अरुणपाणि नखकरज मनोहर, बाहु विशाल विभूषण सोहर ।
कन्ध बालकेहरि दरग्रीवां, चारु चिबुक आननछवि सींवां ॥
कलबल वचन अधर अरुणारे, दुइ दुइ दशन विशद वरबारे ।
ललित कपोल मनोहर नासा, सकल सुखद शशिकर सम हासा ॥
नीलकंज लोचन भवमोचन, भ्राजत भाल तिलक गोरोचन ।
विकट भ्रुकुटिसम श्रवण सुहाये, कुंचितकचमेचक छवि छाये ॥
पीत झीन झींगुलि तनु सोही, किलकनि चितवनि भावत मोही ।

रूपराशि नृप अंजिर विहारी, नाचहिं निज प्रतिबिंब निहारी ॥
मोसन करहिं विविध विधि क्रीडा, वर्णत चरित होत मन ब्रीडा ।
किलकत मोहिं धरन जब धावहिं, चलौं भाजि तब पूप देखावहिं ॥

રાતા રાતા હાથ, આંગળી અને હાથના નખો અત્યંત મનોહર હતા. મોટી મોટી સુંદર ભુજાઓમાં ઘરેણાં પેહેરેલાં હતાં, સિંહનાં બચ્ચાંના સમાન ઊંચી કાંધ, શંખ સમાન ગર્દન, અને સુંદર હડપચી શોભી રહી હતી, તથા શોભાના સીમાડારૂપ જેનું મુખારબિન્દ શોભી રહેલું હતું. ૧ કાલું કાલું બોલવું, રાતા રાતા હોઠ અને બબે ધોળા દાંત શોભી રહેલા હતા. આવું સુંદર શ્રીરામનું બાલસ્વરૂપ હતું. સુન્દર કપાળ, મનોહર નાસિકા અને સર્વ પ્રકારે સુખને દેવાવાળા ચન્દ્રમાના સમાન જેનું હસવું શોભી રહેલું હતું. ૨ નીલશ્યામ કમલના સમાન સંસારના ભયને દૂર કરવાવાળાં જેનાં નેત્ર હતાં. કપાળના ઉપર ગોરોચનનું તિલક શોભી રહેલું હતું. વક્રભ્રકુટી કાન પર્યંત શોભી રહેલી હતી. કાન પણ સુશોભિત હતા. અને ઘુંઘરવાળા શ્યામવાળની શોભા છાઇ રહી હતી. ૩ ઝીણાં પીળાં ઝબલાંથી શરીર શોભી રહેલું હતું. તેની કિલકારી તથા જોવું મને બહુજ પ્રિય લાગતું હતું. આ પ્રકારે રૂપના સ્થાન, રાજાના આંગણામાં વિહાર કરવાવાળા પ્રભુ પોતાનું પ્રતિબિમ્બ જોઇ જોઇને નાચતા હતા. ૪ અને મારી સાથે પણ નાના પ્રકારની અનેક રમતો રમતા હતા જેનું વર્ણન કરતાં તો મને શરમ ઉત્પન્ન થાય છે. કિલકારી મારીને જ્યારે મને પકડવા દોડતા હતા, અને જ્યારે હું ભાગી જતો હતો. ત્યારે માલપુવો મને બતાવતા હતા અને કહેતા હતા કે આવ, માલપુવો ખાઇ જા. ૫

दोहा—आवत निकट हँसहिं प्रभु, भाजत रुदन कराहिं ॥
जाउँ समीप गहन पद, फिरि फिरि चितै पराहिं ॥ ११२ ॥

જ્યારે હું સમીપમાં આવતો ત્યારે પ્રભુ હસતા હતા. અને જ્યારે હું ભાગી જતો ત્યારે રૂદન કરતા હતા. અને જ્યારે હું સમીપમાં ચરણ પકડવાને જતો ત્યારે મને જોઇ જોઇને ભાગતા હતા. ૧૧૨

प्राकृत शिशु इव लीला, देखि भयउ मोहिं मोह ॥
कवन चरित्र करत प्रभु, चिदानन्द सन्दोह ॥ ११३ ॥

સામાન્ય બાળકોના સમાન લીલા જોઇને મને મોહ થયો કે—પ્રભુ આ શું ચરિત્ર કરે છે. એ તો સદા આનન્દના પાત્ર છે. છતાં આનું શું; કારણ કે તે મારા આવવાથી હસે છે અને જવાથી રૂદન કરે છે. ૧૧૩

चौ—इतना मन आनत खगराया, रघुपति प्रेरित व्यापी माया ।
सो माया न दुखद मोहिं काहीं, आनजीव इव संसृति नाहीं ॥

नाथ इहां कछु कारण आना, सुनहु सो सावधान हरियाना ।
ज्ञान अखण्ड एक सीतावर, मायावश्य जीव सचराचर ॥
जो सबके रह ज्ञान एकरस, ईश्वर जीवहि भेद कहहु कस ।
मायावश्य जीव अभिमानी, ईशवश्य माया गुणखानी ॥
परवश जीव स्ववश भगवन्ता, जीव अनेक एक श्रीकन्ता ।
द्विविध भेद यद्यपि कृत माया, विनु हरि जाइ न कोटि उपाया ॥

હે ગરૂડજી! મારા મનમાં આટલો સંશય આવતાંજ નારાયણની પ્રેરણાથી મને માયા વ્યાપી ગઇ; પરંતુ તે માયા મને દુઃખ દેવાવાળી ન થઇ. અને અન્યજીવોના સમાન મને સંસારમાં જીવન-મરણમાં નાખ્યો નહિ. ૧ હે નાથ! અહિં કારણ કાંઇક ન્યારૂં જ છે. તે સાવધાન થઇને શ્રવણ કરો. સીતાનાથ એક છે. અખન્ડ જ્ઞાન સ્વરૂપ છે. સર્વજ્ઞ શિરોમણિ છે. અને જીવતો ચરાચર સર્વ માયાના વશમાં છે. ૨ જો સદા સર્વનું જ્ઞાન એક રસ રહે તો કહો કે પછી ઇશ્વર અને જીવમાં શું ભેદ છે! આ અભિમાની જીવ માયાના વશમાં છે. અને ગુણના ખાણરૂપ માયા ઇશ્વરના વશમાં છે. ૩ જીવ પરવશ છે. અને ભગવાન્ સ્વતંત્ર છે. જીવ અનેક છે. ઇશ્વર એક છે. × જો કે આ બે પ્રકારનો ભેદ માયાનો કરેલો છે. તે ઇશ્વરની કૃપાવગર કરોડો ઉપાય કરો તો પણ મટતો નથી. ૪

दोहा–रामचन्द्रके भजन विनु, जो चह पदनिर्वाण ॥
ज्ञानवन्त अति सोपि नर, पशु विनपूंछ विषाण ॥ ११४ ॥

શ્રીરામચન્દ્રજીનાં ભજન વગર જે મુક્તિની ઇચ્છા રાખે તો તે જ્ઞાની મનુષ્ય હોય છતાં પણ તેને પૂછડાં શિંગડાં વગરનો પશુ સમજવો. ૧૧૪

राकापति षोडश उगहिं, तारागण समुदाय ॥
सकल गिरिन दवलाइये, रवि विनु राति न जाय ॥ ११५ ॥

ચન્દ્રમા આહે તો સોળ કળાથી ઉદય થયો હોય. સર્વ તારા ગણનો ઉદય થયો હોય. સઘળા પર્વતોમાં આગ લગાડવામાં આવે; તો પણ સૂર્યોદય થયા વગર રાત્રિ જતી નથી. એ પ્રકારે શ્રી રામની ભક્તિ વગર દુઃખ મટતું નથી. ૧૧૫

चौ०–ऐसे विनु हरिभजन खगेशा, मिटे न जीवन केर कलेशा ।
हरिसेवकहिं न व्याप अविद्या, प्रभु प्रेरित तेहि व्यापै विद्या ॥

× ગીતામાં લેખ છે કે-ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ! भ्रामयन् सर्व भूतानि यन्त्रारूढानि मायया ॥ १ ॥

तातें नाश न होइ दासकर, भेद भक्ति बाढै विहंगवर ।
भ्रमते चकित राम मोहिं देखा, विहँसे सो सुनु चरित विशेषा, ॥
तेहि कौतुक कर मर्म नकाहू, जाना अनुज न मातु पिताहू ।
जानु पाणि धाये मोहिंधरणा, श्यामलगात अरुण मृदुचरणा ॥
तब मैं भागि चलेउ उरगारी, रामगहन कहँ भुजा पसारी ।
जिमि जिमि दूरि उडाउं अकाशा, तिमि तिमि भुज देखौं निजपासा ॥

એ પ્રકારે હે ગરૂડજી ! નારાયણના ભજન વગર જીવોને કલેશ મટતો જ નથી. પ્રભુની પ્રેરણાથી તેઓને વિદ્યાજ વ્યાપી રહે છે. તેના સેવકોને અ- વિદ્યા વ્યાપતી જ નથી. ૧ એ માટે દાસનો નાશ થતો નથી. અને હે ગરૂ- ડજી ! ભેદ ભક્તિની વૃદ્ધિ થાય છે. ભેદ ભક્તિ સ્વામી સેવકનો ભાવ ભ્રમથી રામચન્દ્રજીએ મને ચકિત જોયો તેથી હસ્યા, એ હસવાનાં વિશેષ ચરિત્રને શ્રવણ કરો. ૨ આ કૌતુકનો ભેદ માતા પિતા અને નાના ભાઈ–આદિ કોઈના જાણવામાં ન આવ્યો. શ્યામ શરીરવાળા, અને રાતાં રાતાં કોમળ ચરણોવાળા શ્રીરામચન્દ્રજી રીંખતા રીંખતા મને પકડવા દોડયા. ૩ હે ગરૂડજી ! એટલે તો હું આકાશમાં ઉડી નિકળ્યો. એટલે શ્રીરઘુનાથજીએ મને પકડવા માટે પોતાની ભુજા લંબાવી. હું જેમ જેમ દૂર આકાશમાં ઉડતો જાઊંછું તેમ તેમ શ્રીરામચન્દ્રજીની ભુજાને મારા સમીપમાં જ નિરખ્યા કરૂંછું. ૪

दोहा—ब्रह्मलोक लगि गयउँ मैं, चितवत पाछ उडात ॥
युग अंगुल कर बीच रह, राम भुजहि मोहिं तात ॥ ११६ ॥

હે તાત ! પાછળ નિહાળતો અને ઉડતો ઉડતો હું બ્રહ્મલોક સુધી ગયો. અને ત્યાં જઈને જોયું તો શ્રીરઘુનાથજીની ભુજા અને મારા વચ્ચે માત્ર બે આંગળનો જ અંતર જોવામાં આવ્યો. ૧૧૬

सप्तावर्ण भेद करि, जहँ लगि रहि गति मोरि ॥
गयो तहां प्रभु भुज निरखि, व्याकुल भयो बहोरि ॥ ११७ ॥

સાતે આવરણ, અર્થાત્ બ્રહ્માંડ ગોળની ઉપરનાં પૃથિવી, જળ, તેજ, આકાશ, અહંકાર તથા મહતત્ત્વ નામનાં સાત આવરણો કે જેઓ સુધી પો- હોચવાની મારી ગતિ હતી, તેઓનો ભેદ કરીને હું ગયો તો ત્યાં પણ પ્રભુની ભુજા મારા જોવામાં આવી, એ જોઇને હું તો વ્યાકુળ જ થઇ ગયો. ૧૧૭

चौ—मूँदेउँ नयन त्रसित जब भयऊँ, पुनि चितवत कोशलपुर गयऊं ।
मोहिं विलोकि राम मुसकाहीं, विहँसत तुरत गयउँ मुखमाहीं ॥

उदर मांझ सुनु अंडजराया, देखेउँ बहु ब्रह्मांड निकाया ।
अति विचित्र तहँ लोक अनेका, रचना अमित एकते एका ॥
कोटिन चतुरानन गौरीशा, अगणित उडुगण रवि रजनीशा ।
अगणित लोकपाल यम काला, अगणित भूधर भूमि विशाला ॥
सागर सरिता विपिन अपारा, नाना भांतिं सृष्टि विस्तारा ।
सुर मुनि सिद्ध नाग नर किन्नर, चारि प्रकार जीव सचराचर ॥

એટલે ધભરાઈને મેં આંખ્યો વીંચી લીધી. અને જેવો પાછો આંખ્યો ઉઘાડીને જોયું તો અયોધ્યા પુરીમાં હું છું, અને જોઈને શ્રીરઘુનાથજી હસ્યા અને એક એવો તો શ્વાસ લીધો કે—હું તુરત તેના મુખમાં ચાલ્યો ગયો. ૧ હે પક્ષીઓના રાજા ગરૂડજી ! શ્રવણ કરો. શ્રીરામના ઉદરમાં મેં અનેક બ્રહ્માંડ જોયાં, અતિ વિચિત્ર વિચિત્ર અનેક લોક અવલોકન કરયા. જે લોકમાં એક થી એક કરતાં વિશેષ રચના હતી. ૨ અનેક બ્રહ્મા, અને શિવજી પણ જોયા. અગણિત તારા, સૂર્ય અને ચન્દ્રમા પણ જોવામાં આવ્યા. અગણિત લોકપાળ, યમ અને કાળ જોયા. અગણિત પર્વત અને મોટી મોટી પૃથિવી પણ અવલોકન કરી. ૩ અનેક સમુદ્રો, નદીઓ અને વનો જોયાં અનેક પ્રકારે સૃષ્ટિનો વિસ્તાર જોયો. દેવતા, મુનિ, સિદ્ધ, નાગ, મનુષ્ય, કિન્નર અને અંડજ—ઈંડાંથી ઉત્પન્ન થએલ. પિંડજ—શરીરથી ઉત્પન્ન થયેલ, સ્વેદજ—પરસેવાથી ઉત્પન્ન થયેલ અને જરાયુજ એ ચાર પ્રકારનાં ચર—ચાલવાવાળાં મનુષ્યાદિ અને અચર—ન ચાલવાવાળાં વૃક્ષાદિ જોયાં. ૪

दोहा—जो नहिं देखा नहिं सुना, जो मनहूँ न समाय ॥
सब अद्भुत तहँ देखेउँ, बर्णि कवन विधिं जाय ॥ ११८ ॥

જે કદિ પણ જોયું ન હતું તથા સાંભળ્યું ન હતું, મનમાં પણ આવ્યું નહતું અને મનમાં આવી પણ ન શકે, તે સર્વ આશ્ચર્ય ત્યાં જોવામાં આવ્યું તેનું કયા પ્રકારે વર્ણન કરૂં. ૧૧૮

एक एक ब्रह्माण्ड महँ, रहेउँ वर्ष शत एक ॥
यहि विधि मैं देखत फिरेउँ, अंडकटाह अनेक ॥ ११९ ॥

એકેક બ્રહ્માંડમાં હું એક સો વર્ષ સુધી રહ્યો. એ પ્રકારે હું અનેક બ્રહ્માંડોને જોતો જોતો ફરયો. ૧૧૯

चौ०—लोक लोक प्रति भिन्न विधाता, भिन्न विष्णु शिव मनु दिशित्राता ।
नर गन्धर्व भूत वैताला, किन्नर निशिचर पशु खग व्याला ॥

देव दनुज गण नाना जाती, सकल जीव तहँ आनहि भांती ।
महि सर सागर सरि गिरि नाना, सब मपंच तहँ आनहि आना ॥
अंडकोश मति मति निजरूपा, देखेउँ जिनिस अनेक अनूपा ।
अवधपुरी मतिभुवन निहारी, सरयू भिन्न भिन्न नर नारी ॥
दशरथ कौशल्यादिक माता, विविध रूप भरतादिक भ्राता ।
मतिब्रह्माण्ड राम अवतारा, देखेउँ बाल विनोद अपारा ॥

પ્રત્યેક્ લોકના પૃથક્ પૃથક્ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, મનુ અને દિગ્પાળ જોયા. મનુષ્યો, ગંધર્વ, ભૂત, વૈતાળ, કિન્નર, રાક્ષસ, પશુ, પક્ષી સર્વ. ૧ દેવતા, રાક્ષસ, અને અનેક અનેક પ્રકારના સર્વ જીવ પણ નાના પ્રકારથી જોયા. પૃથિવી, તળાવ,સાગર, નદી, અનેક પ્રકારના પર્વતો, એ સર્વ પ્રપંચ ભિન્ન ભિન્ન પ્રકારના જોયા. ૨ પ્રત્યેક્ બ્રહ્માંડમાં મારૂં રૂપ પણ જોયું. અને અનેક નીલગિરિ આદિ નિવાસ સ્થાનનાં અનેક ચિહ્‌ન જોયાં. પ્રત્યેક્ બ્રહ્માંડમાં અવધપૂરી, સરયૂ ત્યાંના નરનારી ભિન્ન ભિન્ન જોયાં. ૩ દશરથ કૌશલ્યાદિક્ માતા અને અનેક રૂપથી ભરતાદિક્ ભાઇ પ્રત્યેક્ બ્રહ્માન્ડોમાં રામનો અવતાર અને તેનો અપાર બાળવિનોદ અર્થાત્ બાળચરિત્રો જોયાં. ૪

दोहा–भिन्न भिन्न सब देखेउँ, आति विचित्र हरियान ॥
अगणित भुवन फिरेउ मैं, राम न देखा आन ॥ १२० ॥

હે ગરૂડજી ! પૃથક્ પૃથક્ સર્વ વિચિત્ર જોયાં અને અસંખ્ય બ્રહ્માંડોમાં હું ચારેકોર ફર્યો; પરન્તુ શ્રીરામચન્દ્રજીનું બીજું રૂપ જોવામાં ન આવ્યું. ૧૨૦

सोइ शिशुपन सोइ शोभा, सोइ कृपालु रघुवीर ॥
भुवन भुवन देखत फिरेउ, मेरित मोह समीर ॥ १२१ ॥

તેજ બાળકપણું તે જ શોભા, કૃપાસાગર શ્રીરામચન્દ્રજીને હું પ્રત્યેક્ બ્રહ્માન્ડમાં અજ્ઞાનથી પ્રેરિત થઈને જોતો ફર્યો. ૧૨૧

चौ०–भ्रमत मोहिं ब्रह्माण्ड अनेका, बीते मनहुँ कल्पशत एका ।
फिरत फिरत निजआश्रम आयउँ, तहँ पुनि रहि कछुकाल गवायउँ ॥
निजमभुजन्म अवध सुनि पायउँ, निर्भर मेम हर्षि उठि धायउँ ।
देखेउँ जन्ममहोत्सव जाई, जेहि विधि मथम कहा मैं गाई ॥
राम उदर देखेउँ जगनाना, देखत बनै न जात बखाना ।
तहँ पुनि देखेउँ राजसुजाना, मायापति कृपालु भगवाना ॥

करौं विचार बहोरि बहोरी, मोह कलित व्यापित मति भोरी ।
उभय घरीमहँ मैं सब देखा, भयउँ भ्रमित मनमोह विशेषा ॥

મને અનેક બ્રહ્માન્ડોમાં ફરતાં ફરતાં સો કલ્પ વ્યતીત થઈ ગયા. ફરતો ફરતો હું મારા આશ્રમમાં આવ્યો. અને થોડા દિવસ ત્યાં નિવાસ કર્યો. ૧ ત્યાં એ સાંભળવામાં આવ્યું કે, અયોધ્યામાં પ્રભુનો જન્મ થયો છે. એ સાંભળી બહુજ પ્રેમથી પ્રસન્ન થઇ ઉઠી ને દોડયો. અને અયોધ્યામાં જઇને જન્મમહોત્સવ જે પ્રકારે મેં પ્રથમ કહી બતાવેલ છે તે પ્રમાણે જોયો. ૨ શ્રીરામચન્દ્રજીના ઉદરમાં અનેક જગત્ જોયાં. તે જોવાથીજ પ્રતીતિ થાય છે તેનું વર્ણન થઈ શકતું નથી. ત્યાં પણ શ્રીરઘુનાથજીનાં દર્શન કર્યાં માયાનાપતિ રઘુનાથજી કૃપાસાગર ભગવાન્ છે. ૩ હું તો વારંવાર વિચાર કરવા લાગ્યો,—અજ્ઞાનથી ઘેરાવાને લીધે મારી મતિ વિકળ થઇ ગઇ. બે ઘડીમાં આ સર્વ જોયું અને ચિત્તમાં ભ્રમ થઇ ગયો. અને મનમાં બહુજ મોહ થઈ ગયો. ૪

दोहा—देखि कृपालु बिकल मुहिं, बिहँसे तब रघुवीर ॥
बिहँसतही मुख बाहर, आयउँ सुनु मतिधीर ॥ १२२ ॥

એટલે તો કૃપાળુ રઘુનાથજી મને વ્યાકુળ જોઇને હસ્યા. તેના હસવાની સાથેજ હું મુખથી બાહાર આવ્યો. હે મતિધીર ગરૂડજી ! આ ચરિત્ર મેં શ્રીરઘુનાથજીના ઉદરમાં અવલોકન કર્યું. વાસ્તવિક્ રીતે તો આ બ્રહ્માન્ડ પણ વિરાટ્ પુરૂષના ઉદરમાં જ વિરાજે છે, ૧૨૨,

सो लरिकाई मोहिसन, लगे करन पुनि राम ॥
कोटि भांति समुझावों, मन न लहै विश्राम ॥ १२३ ॥

રઘુનાથજી તો પાછા મારી સાથે બાલચેષ્ટા કરવા લાગ્યા. હું અનેક પ્રકારે ચિત્તને સમજાવવા લાગ્યો, પરન્તુ મનમાં વિશ્રામ થયો જ નહિ. ૧૨૩

चौ०—देखि चरित यह सो प्रभुताई, समुझत देहदशा बिसराई ।
धरणिपरेउँ मुख आव न बाता, त्राहि त्राहि आरतजनत्राता ॥
प्रेमाकुल प्रभु मोहिं विलोकी, निजमाया प्रभुता तब रोकी ।
करसरोज प्रभु मम शिर धरेऊ, दीनदयालु दुसह दुख हरेऊ ॥
कीन्ह राम मोहिं विगत विमोहा, सेवकसुखद कृपासन्दोहा ।
प्रभुता प्रथम विचार विचारी, मनमहँ होइ हर्ष अति भारी ॥
भक्तबछलता प्रभुकि देखी, उपजा मन उर हर्ष विशेषी ।
सजलनयन पुलकित करजोरी, कीन्ही बहुविधि विनय बहोरी ॥

આ બાળલીલાનાં ચરિત્ર અને તે પ્રભુતાઇ કે જે મેં શ્રીરામના ઉદરમાં જોઇ હતી, તેનો વિચાર કરતાં તો દેહનું ભાન ન રહ્યું, પૃથિવી ઉપર પડી ગયો, મુખથી બોલી શકાયું નહિ. અને કહેવા લાગ્યો કે–હે દુઃખી જનોની રક્ષા કરવાવાળા ? મારી રક્ષા કરો. ૧ પ્રભુએ મને પરમવ્યાકુળ જોઇને પોતાની માયાથી પ્રભુતા સર્વ રોકી રાખી. અને પોતાનો કમળ સમાન હાથ મારા શિર ઉપર રાખ્યો. અને દીનદયાળુએ કઠિણ દુઃખ હરી લીધું. ૨ શ્રીરઘુનાથજીએ મને મોહ રહિત કરી દીધો. રામચન્દ્રજી સેવકને સુખ દેવાવાળા, કૃપાનાપાત્ર છે. પ્રથમની પ્રભુતાનો વિચાર કરીને મારા મનમાં બહુજ પ્રસન્નતા થઇ. ૩ પ્રભુની ભક્તવત્સલતા–ભક્તોનાં દુઃખ હરવાનો સ્વભાવ જોઈ મનમાં ઘણોજ આનન્દ થયો. નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં. શરીરરોમાંચિત થઇ ગયું. અને હાથ જોડી નાનાં પ્રકારે વિનતિ કરી. ૪

दोहा–सुनि सप्रेम मम वानी, देखि दीन निजदास ॥
वचन सुखद गम्भीर मृदु, बोले रमानिवास ॥ १२४ ॥

પ્રેમ પૂર્વક મારી વાણી શ્રવણ કરી મને દીન અને પોતાનો દાસ જાણીને રમાનિવાસ–લક્ષ્મીપતિ રામ સુખદાયક, ગંભીર અને મૃદુ વચન આ પ્રમાણે બોલ્યા. ૧૨૪

कागभुशुण्डी मांगु बर, अतिप्रसन्न मोहि जानि ॥
अणिमादिक सिधि अपरनिधि, मोक्ष सकल सुखखानि ॥ १२५ ॥

હે કાકભુશુંડજી ! મને અત્યંત પ્રસન્ન જાણીને વરદાન માગો. અને જે અણિમા, મહિમા, ગરિમા અને લઘિમા આદિક સિદ્ધિ, નિધિ, અને સંપત્તિ આદિ તથા જે સર્વ સુખોની ખાણ રૂપ મુક્તિ છે તે સર્વમાંથી જે ઇચ્છા હોય તે માગો. ૧૨૫

चौ०–ज्ञान विवेक विरति विज्ञाना, मुनि दुर्लभ गति जो जगजाना ।
आजु देउँ सब संशय नाहीं, मांगु जो तोहि भाव मनमांहीं ॥
सुनि प्रभु वचन बहुत अनुरागेउँ, मन अनुमान करन तब लागेउँ ।
प्रभु कह देन सकल सुखसही, भक्ति आपनी देन न कही ॥
भक्ति हीन गुण सुख सब ऐसे, लवण विना बहु व्यंजन जैसे ।
भक्तिहीन सुख कवने काजा, अस बिचारि बोलेउँ खगराजा ॥
जो प्रभु होइ प्रसन्न बर देहू, मोपर करहु कृपा अरु नेहू ।
मनभावत बर मांगौं स्वामी, तुम उदार उर अन्तरयामी ॥

જ્ઞાન—આત્મજ્ઞાન, વિવેક, સત્ અસતનું જ્ઞાન, વિરતિ—ત્યાગ અને ઇશ્વરમાં વિશેષ પ્રીતિ, વિજ્ઞાન—અનુભવ અને જે મુનિઓને પણ દુર્લભ ગતિ છે, કે જેને જગત્ જાણેછે. આજ તે સર્વ તને આપી દઇશ. માટે જે તમને ઇચ્છા હોય તે માગો. ૧ પ્રભુનાં વચન સાંભળી મારા મનમાં અત્યંત પ્રસન્નતા થઇ અને તે સમય મનમાં અનુમાન કરવા લાગ્યો કે—પ્રભુએ સઘળાં સુખો આપવાનું કહ્યું; પરંતુ પોતાની ભક્તિ આપવાનું કહ્યું નહિ- ૨ અને હું જાણું છું કે,—ભક્તિ વગરનાં સર્વ સુખ એવાં છે કે જેમ લૂણ વગરનાં ઘણાં શાક પત્રાદિ હોય. ભક્તિ વગરનું સુખ શા કામનું, એવો મારા મનમાં વિચાર કરી, હે ગરૂડજી ! હું આ પ્રમાણે બોલ્યો. ૩ હે પ્રભો ! જો આપ મારા ઉપર પ્રસન્ન થઇને મને વરદાન દેવા ઇચ્છતા હો તો મહા પ્રેમથી મારા ઉપર કૃપા કરો. હે સ્વામિન્ ! હવે હું પણ મન પસંદ વરદાન માગુંછું. અને આપ ઉદાર સર્વના હૃદયની વાત જાણવાવાળા છો. ૪

दोहा—अविरल भक्ति विशुद्ध तव, श्रुति पुराण जो गाव ॥
जेहि खोजत योगीश मुनि, प्रभु प्रताप कोउपाव ॥ १२६ ॥

આપની જે શુદ્ધ ભક્તિ છે. કે જેને વેદ તથા પુરાણ ગાયા કરે છે, જેને યોગી તથા મુનિઓ શોધ્યા કરે છે; પણ આપની પ્રસન્નતાથી કોઇકજ તેને પ્રાપ્ત થાય છે. ૧૨૬

भक्तकल्पतरु प्रणतहित, कृपासिन्धु सुखधाम ॥
सोइ निजभक्ति मोहिं प्रभु, देहु दया करि राम ॥ १२७ ॥

આપ ભકતોને કલ્પવૃક્ષ સદૃશ છો; અર્થાત્ ભક્તજન જેવી જેવી ઇચ્છા કરે છે. તેવાં તેવાં જ આપ વિધાન કરોછો. માટે હે પ્રભો ! જે ભક્તિના પ્રભાવથી ભકતોનો આવો મહિમા છે, તેજ આપની ભક્તિ કૃપા કરીને મને આપો. ૧૨૭

चौ॰—एवमस्तु कहि रघुकुल नायक, बोले वचन परम सुखदायक ।
सुनु वायस तैं परम सयाना, काहि न मांगसि अस वरदाना ॥
सब सुख खानि भक्ति तैं मांगी, नहि जग कोउ तोहिसम बड़भागी ।
जो मुनि कोटि यत्न नहिं लहहीं, कै जप योग अनलैं तनु दहहीं ॥
रींझेउँ तोरि देखि चतुराई, मांगेउ भक्ति मोहिं अतिभाई ।
सुनु विहंग प्रसाद अब मोरे, सब शुभगुण वसिहैं उर तोरे ॥
भक्ति ज्ञान विज्ञान विरागा, योग चरित्र रहस्य विभागा ।
जानब तैं सबही कर भेदा, मम प्रसाद नहिं साधन खेदा ॥

'एवमस्तु' એમજ થશે, એમ કહીને રઘુકુળ નાયક શ્રી રઘુનાથજી પરમ સુખદાયક વચન બોલ્યા કે-હે વાયસ ! તમે પરમ ચતુર છો. જેથી આવું વરદાન કેમ ન માગો ? તમે ઘણુંજ ઉત્તમ માગ્યું છે. ૧ જે સર્વ સુખોની ખાણ છે. તેજ ભક્તિ તમે માગી, તમારા સમાન કોઈ પણ ભાગ્યશાળી નથી; કારણ કે જે ભક્તિને કરોડો યત્ન કરીને પણ મુનિલોકો પ્રાપ્ત કરી શકતા નથી. જપ અને યોગ કરી કરીને અગ્નિથી શરીરને બાળે છે, છતાં તેમને ઉત્તમ ભક્તિ પ્રાપ્ત થતી નથી. ૨ તમારી ચતુરાઇ જોઇને હું પ્રસન્ન થઈ ગયો છું. જે તમે ભક્તિ માગી, તે મને બહુજ સારૂં લાગ્યું. હે પક્ષિરાજ ! હવે મારી પ્રસન્નતાથી સકળ ગુણો તમારા હૃદયમાં વાસ કરશે. ૩ ભક્તિ, જ્ઞાન, વિજ્ઞાન, વૈરાગ્ય, અને યોગ ચરિત્રનાં રહસ્ય ભિન્ન ભિન્ન-આદિ જે કાંઇ શાસ્ત્રીયમર્મ છે, તે સર્વનો ભેદ તમે જાણી શકશો. અને મારી કૃપાથી કોઈ પણ સાધનમાં તમને ખેદ થશે જ નહિ. ૪

दोहा—माया सम्भव सकल भ्रम, अब नहिं व्यापिहि तोहिं ।
जानेसि ब्रह्म अनादि अज, अगुण गुणाकर मोहिं ॥ १२८ ॥

માયાથી ઉત્પન્ન થયેલ સઘળા ભ્રમ હવે તમને વ્યાપશે જ નહિ. અને મને બ્રહ્મ, અનાદિ, અજન્મા, અગુણ અને સગુણરૂપ જાણતા રહેવું, કેમકે હું સર્વ શક્તિમાન્ છું, એ માટે મારામાં સઘળું ઘટી શકે છે. ૧૨૮

मोहिं भक्ति प्रिय सन्तत, अस विचारि सुनु काग ।
काय वचन मन मम चरण, करहु अचल अनुराग ॥ १२९ ॥

હે કાગડા ! મને ભક્તિ સદા પ્રિય છે. આ વિચાર શ્રવણ કરી કાયા, વાચા અને મનથી મારા ચરણમાં દૃઢ અચળ અનુરાગ કરવો. ૧૨૯

चौ०—अब सुनु परम विमल मम वानी, सत्य सुगम निगमादि बखानी ।
निज सिद्धांत सुनावौं तोहीं, सुनु मन धरि सब तजि भजु मोहीं ॥
मम माया संभव संसारा, जीव चराचर विविध प्रकारा ।
सब मम प्रिय सब मम उपजाये, सबते अधिक मनुज मुहिं भाये ॥
तिन्हमहँ द्विज द्विजमहँ श्रुतिधारी, तिन्हमहँ निगम धर्म अनुसारी ।
तिन्हमहँ प्रिय विरक्त मुनि ज्ञानी, ज्ञानिहुँते अति प्रिय विज्ञानी ॥
तिनते पुनि मोहिं प्रिय निजदासा, जेहि गति मोरि न दूसरि आसा ।
पुनि पुनि सत्य कहौं तोहिं पाहीं, मोहिं सेवकसम प्रिय कोउ नाहीं ॥
भक्तिहीन विरंचि किन होई, सब जीवनमहँ अप्रिय सोई ।
भक्तिवन्त अति नीचौ प्राणी, मोहिं परमप्रिय सुनु मम बाणी ॥

હવે તમે મારી પરમ ઉજ્જવળ વાણી શ્રવણ કરો. જે સત્ય અને સુગમ, સહજ પ્રાપ્ત થવા યોગ્ય છે. અને વેદ–આદિએ વખાણેલ છે. હું તમને મારો સિદ્ધાન્ત સંભળાવું છું.* માટે તમે મન લગાવીને શ્રવણ કરો. સર્વને ત્યાગી મારૂં ભજન કરો. ૧ આ અખિલ સંસાર છે, તે મારી માયાથી ઉત્પન્ન થયેલ છે. જે કાંઇ નાના પ્રકારના અનેક ચરાચર જીવ છે, તે સર્વ મને પ્રિય છે અને મારાજ ઉત્પન્ન કરેલા છે. સર્વમાં મનુષ્ય મને વિશેષ પ્રિય છે. ૨ તે સર્વમાં બ્રાહ્મણ અધિક પ્રિય છે. બ્રાહ્મણોમાં પણ વેદ જાણનારો વિશેષ પ્રિય છે. અને તેમાં પણ જે વેદાનુસાર નીતિથી અનુસરે છે તે વિશેષ પ્યારો છે. અને તેમાં પણ મને મારા દાસ પ્યારા છે. કે જેને મારી જ ગતિ છે. અન્યની આશા નથીજ. ૩ તેમાં પણ વિરક્ત, મુનિજ્ઞાની મને પ્રિય છે. અને જ્ઞાનિયો કરતાં પણ વિજ્ઞાની–આત્મજ્ઞાની મને વિશેષ પ્રિય છે. અને હું વાર વાર તમને સત્ય કહું છું કે, સેવકના સમાન તો મને કોઇ પણ પ્રિય નથી. ૪ ભક્તિ વગરના ગમે તો બ્રહ્મા કેમ ન હોય તો તે બ્રહ્મા છતાં પણ મને સઘળા જીવો જેવા પ્યારા લાગે છે. અને ભક્તિમાન્ મનુષ્ય ગમે તો નીચ હોય તો પણ તે મને પરમ પ્રિય છે. આ મારી સત્ય વાણી છે. ૫

दोहा—शुचि सुशील सेवक सुमति, कहु प्रिय काहि न लाग ॥
श्रुति पुराण कह नीति अस, सावधान सुनु काग ॥ १३० ॥

પવિત્ર, સુશીલ અને બુદ્ધિમાન સેવક કહો તો ખરા કોને પ્યારો ન હોય, વેદ પુરાણ પણ એવીજ નીતિ કહે છે. હે કાગડા! તમે સાવધાન થઇને શ્રવણ કરો. ૧૩૦

चौ०—एक पिताके विपुल कुमारा, होइ पृथक गुण शील अचारा ।
कोउ पण्डित कोउ तापस ज्ञाता, कोउ धनवन्त शूर कोउ दाता ॥
कोउ सर्वज्ञ धर्मरत कोइ, सबपर पितहिं प्रीतिसम होई ।
कोउ पितुभक्त वचनमनकर्म्मा, स्वप्नेहु जान न दूसर धर्म्मा ॥
सो प्रिय सुत पितु प्राणसमाना, यद्यपि सो सब भांति अयाना ।
इहिविधि जीव चराचर जेते, त्रिजग देव नर असुर समेते ॥
अखिल विश्व यह मम उपजाया, सब पर मोरि बराबरि दाया ।
तिनमहँ जो परिहरि सब माया, भजहि मोहिं मन वच अरु काया ॥

* ગીતામાં કહ્યું છે કે–सर्वं गुह्यतमं भूयः शृणुमे परमंवचः । इष्टोऽसिमे दृढमतिस्ततो वक्ष्यामि ते हितम् ॥ १ ॥ मन्मना भव मद्भक्तो मद्या जीमान्न मस्कुरु ॥ सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥

જેમ એક બાપના અનેક દિકરા હોય અને તે સર્વના ભિન્ન ભિન્ન ગુણ શીલ તથા આચરણ હોય. કોઇ પંડિત, કોઇ તપસ્વી, કોઇ જ્ઞાની, કોઇ દ્રવ્યવાન્, કોઇ શૂરવીર, કોઇ દાતાર હોય. ૧ કોઇ સર્વજ્ઞ હોય, અને કોઇ ધર્માત્મા હોય. આ સર્વના ઉપર પિતાની તો સમાન પ્રીતિજ હોય છે. અને કોઇ મન, વચન તથા કર્મથી પિતાની જ ભક્તિ કરવા વાળો હોય, જે સ્વપ્ને પણ અન્ય ધર્મને જાણતો ન હોય. ૨ તે પુત્ર પિતાને પ્રાણના સમાન પ્યારો હોય છે. જો કે તે સર્વ પ્રકારે બાળક અજ્ઞાન છે, આ પ્રકારે જગત્‌ના જેટલા ચરાચર જીવ પશુ તથા પક્ષી ઇંડાથી ઉત્પન્ન થયેલ છે અને દેવતા, નર તથા અસુર જે કોઇ છે. ૩ એ સર્વ જગત મારૂંજ ઉત્પન્ન કરેલું છે. અને સર્વના ઉપર મારી સમાન દયા છે. અને તે પૈકી જે કોઇ અહંકાર અને કપટનો ત્યાગ કરી મન, વચન અને કર્મથી મારૂં ભજન કરે છે. ૪

दोहा—पुरुष नपुंसक नारि नर, जीव चराचर कोइ ॥
सर्व भाव भजु कपट तजि, मोहिं परम प्रिय सोइ ॥ १३१ ॥

નારી નરના મધ્યમાં પુરૂષત્વ સહિત હોય વા નપુંસક હોય અથવા કોઇ ચરાચર જીવ હોય, પણ જો તે સર્વ પ્રેમપૂર્વક કપટ ત્યજીને મને ભજેછે. તે મને પરમ પ્રિય છે.× ૧૩૧

सो०—सत्य कहौं खग तोहिं, शुचि सेवक मम प्राणप्रिय ॥
अस विचारी भजु मोहिं, परिहरि आश भरोस सब ॥ ४ ॥

હે પક્ષી ! હું તમને સત્ય કહુંછું. કે પવિત્ર સેવક મને મારાં પ્રાણોના સમાન પ્યારા છે. આવો વિચાર કરી મારૂં ભજન કરો. અને સર્વ આશા તથા ભરોશાનો ત્યાગ કરો. કેવળ મારૂં ધ્યાન કરવાથીજ પવિત્ર થવાય છે. ૪

चौ०—कबहुँ काल नहिं व्यापै तोहीं, सुमिरेहु भजेहु निरंतर मोहीं ।
प्रभु वचनामृत सुनि न अघाऊं, तनु पुलकित मन अतिहर्षाऊँ ॥
सो सुख जानै मन अरु काना, नहिं रसना प्रति जाइ बखाना ।
प्रभुशोभा सुख जानत नयना, कहि किमिसकैं तिन्हैं नहिं बयना ॥
बहुविधि राम मोहिं सिख देई, लगे करन शिशु कौतुक तेई ।
सजलनयन कछु मुखकरि रूखा, चितै मातु तनु लागी भूखा ॥
देखि मातु आतुर उठि धाई, कहि मृदुवचन लिये उरलाई ।
गोद राखि कराय पयपाना, रघुपति चरित ललित करि गाना ॥

× येयथामां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥

હે કાગડા! તમને કદિ પણ કાલ વ્યાપશે જ નહિ. નિરંતર મારૂં ભજન કરતા રહેવું. પ્રભુનાં આ વચનાંમૃત શ્રવણ કરીને સંતૃપ્ત થયો નહિ. શરીરથી પુલકાયમાન્ થઇ ગયો. અને મનમાં અત્યંત પ્રસન્ન થયો. ૧ તે સમયનું સુખ મન અને કાનજ જાણે છે. તે જીહ્વાથી વર્ણવી શકાય તેવું નથી. પ્રભુની શોભાનું સુખ તો નેત્રજ જાણે છે. તેને વચન શી રીતે કહી શકે તેમ છે. ૨ ઘણી ઘણી રીતે શ્રી રઘુનાથજી મને શિખામણ આપી પુનઃ પાછી તેજ બાળલીલા કરવા લાગ્યા. અને નેત્રોમાં અશ્રુ લાવી મોઢું જરા ઉતારી નાખી માતાના તરફ જોવા લાગ્યા કે—અતિ ભૂખ લાગી છે. માતા પ્રભુને જોઇને તુરત ઉઠી દોડીને આવ્યાં અને કોમલ વચન કહી હૃદય સાથે લગાવ્યા. ખોળામાં બેસાડી દૂધ પાઇ રામનાં ચરિત્ર ગાવા લાગ્યાં. ૪

सो०—जेहि सुखलागि पुरारि, अशिव भेषकृत शिवसुखद ॥
अवधपुरी नरनारि, तेहि सुख महँ संतत मगन ॥ ५ ॥

જે સુખને માટે ત્રિપુરના શત્રુ શ્રી સદાશિવજી અશુભ વેષ કરીને રહે છે. અથવા પોતાનું રૂપ ગુપ્ત રાખીને અયોધ્યામાં જાય છે. કે જે શ્રી શિવજી સુખને આપનારા છે. અયોધ્યાનાં નર અને નારી તે સુખમાં સદા મગ્ન રહે છે. અથવા એ સુખાર્થે શ્રી શિવજી યોગી બનીને અયોધ્યામાં આવે છે. × ૫

सोई सुख लवलेश, जिन बारेक स्वप्नेहु लहेउ ॥
ते नहिं गणहिं खगेश, ब्रह्म सुखहिं सज्जन सुमति ॥ ६ ॥

તે સુખનો લવલેશ જેણે સ્વપ્નમાં એકવાર પણ મેળવેલ છે, હે ગરૂડજી! તે સજ્જન સુંદર બુદ્ધિવાળા બ્રહ્મસુખને પણ કાંઇ ગણતા નથી. ૬

चौ०—मैं पुनि रह्यो अवध कछुकाला, देख्यों बालविनोद रसाला ॥
रामप्रसाद भक्ति वर पायउँ, प्रभुपद वन्दि निजाश्रम आयउँ ॥
तबते मोहिं न व्यापी माया, जबते रघुनायक अपनाया ।
यह सब गुप्तचरित मैं गावा, हरिमाया जिमि मोहिं नचावा ॥
निज अनुभव अब कहौं खगेशा, विनु हरिभजन न जाहिं कलेशा ।
रामकृपा विनु सुनु खगराई, जानि न जाइ रामप्रभुताई ॥
जाने विनु न होइ परतीती, विनु परतीति होइ नहिं प्रीती ।

× પદ્મપુરાણમાં લેખ છે કે—त्वंच रुद्र महाभाग मोहनार्थं सुरद्विषां । पाखन्डाचरणं धर्मं कुरुष्व सुरसत्तम ॥ १ ॥ एव देवहितार्थाय श्रुति वेद विगर्हितां । विष्णो राज्ञां पुरस्कृत्य कृतं भस्मादि धारणम् ॥ २ ॥

**प्रीति बिना नहिं भक्ति दृढाई, जिमि खगेश जलकी चिकनाई ॥**

હું પણ કેટલાક દિવસ સુધી અયોધ્યામાં રહ્યો. અને સુન્દર બાલવિનોદ જોવા લાગ્યો. શ્રી રામની કૃપાથી ભક્તિનું વરદાન પામીને, પ્રભુના ચરણ વન્દન કરીને હું પાછો મારા આશ્રમમાં ચાલ્યો આવ્યો. ૧ અને જ્યારથી શ્રી રઘુનાથજીએ મને પોતાનો કરી લીધો ત્યારથી માયા વ્યાપીજ નથી. આ સર્વ ગુપ્ત ચરિત્ર કે જે પ્રકારે મને પ્રભુની માયાએ નચાવ્યો હતો, તે સર્વ તમને કહ્યું. ૨ હે ગરૂડજી! હવે હું મારો અનુભવ કહુંછું. કે હરિનાં ભજન વગર ક્લેશ મટતો જ નથી. હે ગરૂડજી! શ્રવણ કરો. શ્રી રઘુનાથજીની કૃપા વગર, શ્રી રામની પ્રભુતા જાણવામાં આવતી નથી. ૩ અને જાણવામાં આવ્યા વગર પ્રતીતિ થતી નથી. પ્રતીતિ વગર પ્રીતિ થતી નથી. પ્રીતિ વગર દૃઢ ભક્તિ થતી નથી. જે પ્રકારે જળની ચિકાશ સદા દૃઢ રહેતી નથી. જળ સૂકાતાં જતી રહેછે. અથવા જેમ ઘી વા તેલ જળમાં નાખવાથી અંદર પ્રવેશ ન કરતાં ઉપરજ તરતું રહે છે તેમજ પ્રીતિ વગર ભક્તિ થતી નથી. પ્રીતિવગરની ભક્તિ જળ ઉપર ઘી કે તેલ જેમ ઉપર તરી રહે છે. તેમ નિરાળીજ પડી રહે છે, કારણ કે તે વાસ્તવિક પ્રીતિ નથી. ૪

**सो०–बिनु गुरु होइ कि ज्ञान, ज्ञान कि होइ विरागबिनु ॥**
**गावहिं वेद पुरान, सुख कि लहहि बिनु हरिभगति ॥ ७ ॥**

ગુરૂ વગર જ્ઞાન થાય કે? કદિજ નહિ અને જ્ઞાનવગર વૈરાગ્ય થાય જ નહિ. એમ વેદ અને પુરાણ કહે છે કે,–નારાયણની ભક્તિવગર કોઇ સુખ પામે કે? ભક્તિ વગર કદિપણ સુખ મળે જ નહિ. ૭

**कोउ विश्राम कि पाव, तात सहज सन्तोष बिनु ॥**
**चलै कि जल बिनु नाव, कोटि यतन पचि पचि मरै ॥ ८ ॥**

હે તાત! સ્વાભાવિક સન્તોષ વગર શું કોઇ વિશ્રામ પામે છે? સંતોષ વગર વિશ્રામ કદિ પણ મળતો જ નથી. સંતોષ વગર અનેક યત્ન કરી કરીને ભલે મરી જાય; પરન્તુ જળ વગર જેમ વાહાણ ચાલતું નથી, તેમ સંતોષ વગર સુખ મળતું નથી. ૮

**चौ०–बिनु सन्तोष न काम नशाहीं, काम अछंत सुख स्वप्नेहुँ नाहीं ।**
**रामभजन बिनु मिटहिं न कामा, थलविहीन तरु कबहुँ कि जामा ॥**
**बिना ज्ञान कि समता आवै, कोउ अवकास कि नभ बिनुपावै ।**
**श्रद्धा बिना धर्म नहिं होई, बिनु महि गन्ध कि पावै कोई ॥**
**बिनु तप तेज कि करु विस्तारा, जल बिनु रस कि होइ संसारा ।**

शील कि मिलु बिनु बुध सेवकाई, जिमि बिनुतेज न रूप गुसाई ॥
निजसुख बिनु मन होइ कि थीरा, परस कि होइ विहीन समीरा ।
कवनेउ सिद्धि कि बिनु विश्वासा, बिनु हरिभजन न भवभयनाशा ॥

સંતોષ વગર વાસના નષ્ટ થતી નથી. વાસના થતાં તો સ્વપ્નમાં પણ સુખ પ્રાપ્ત થતું નથી. શ્રી રામના ભજન વગર વાસના મટતીજ નથી. ગમે તે યત્ન કરો પણ ઝાડ પૃથિવી વગર જામે કે ? જેમ ઝાડ પૃથિવી વગર ઉગી શકેજ નહિ તેમ રામના ભજન વગર વાસના મટે જ નહિ. ૧ વિજ્ઞાન વગર સમતા શી રીતે આવે ? અર્થાત્ આવેજ નહિ. આકાશ વગર અવકાશ મળેજ નહિ. જેમ ગંધના અભાવથી પૃથિવીનો અભાવ જ હોય છે તેમ શ્રદ્ધા વગર ધર્મ થતો નથી. તપ વગર કોઇના તેજનો વિસ્તાર થઇ શકે કે ? કદિજ નહિ ! સંસારમાં જળ વગર રસની પ્રાપ્તિ થતી નથી. પંડિતોની સેવા કર્યા વગર શીલની પ્રાપ્તિ થતી નથી. તેમજ તેજ વગર રૂપની પ્રાપ્તિ થતી નથી; કેમકે તેજ અગ્નિનો અંશ છે. ૩ પોતાનું સુખ અર્થાત્ શ્રી રઘુનાથજીની પ્રાપ્તિ વગર મન સ્થિર થઇ શકે કે ? કદિ પણ નહિ. અને કોઇ વાયુ વગર સ્પર્શ કરી શકે કે ? કહિ નહિ. વિશ્વાસ વગર સિદ્ધિ થતી નથી. તેવીજ રીતે હરિ ભજન વગર સંસારનો ભય નાશ થતો નથી. ૪

दोहा–बिनु विश्वास भक्ति नहिं, तेहि विन द्रवहिं न राम ॥
रामकृपा बिनु स्वपनेहु, मनकि लहै विश्राम ॥ १३२ ॥

વિશ્વાસ વગર ભક્તિ થતી નથી. ભક્તિ વગર રામની પ્રાપ્તિ થતી નથી અને રામની કૃપા વગર સ્વપ્નમાં પણ મનને વિશ્રાન્તિ મળતી નથી. ૧૩૨

सो०–अस विचारि मतिधीर, तजि कुतर्क संशय सकल ॥
भजहु राम रणधीर, करुणाकर सुन्दर सुखद ॥ ९ ॥

હે મતિમાં ધિરજ રાખવાવાળા ! આવો વિચાર કરી સર્વ કુતર્ક અને મોટી તર્કનાઓનો ત્યાગ કરી કરૂણાસાગર સુખનિધાન શ્રી રઘુનાથજીનું ભજન કરો. × ૯

चौ०–निजमति सरिस नाथमैं गाई, प्रभुप्रतापमहिमा खगराई ।
कह्यों न कछुकरि युक्ति विशेषा, यह सब मैं निज नयनन देखा ॥
महिमा नाम रूप गुणगाथा, सकल अमित अनन्त रघुनाथा ।
निजनिजमति मुनि हरिगुण गावहिं, निगम शेष शिव पार न पावहिं॥
तुम्हैं आदि खग मशक प्रयन्ता, नभ उडाहिं नहिं पावहिं अन्ता ।

× रामं सत्यपरंब्रह्म रामात्किंचिन्नविद्यते ॥

तिमि रघुपति महिमा अवगाहा, तात कबहुँ कोउ पाव कि थाहा ॥
राम कामशतकोटि सुभगतन, दुर्गा कोटि अमित अरिमर्दन ।
शक्रकोटिशत सरिस बिलासा, नभ शतकोटि अमित अवकाशा ॥

હે નાથ ! સ્વામી ખગપતિ ! મેં મારી બુદ્ધિના અનુસાર પ્રભુના પ્રતાપનો મહિમા તમને કહી સંભળાવ્યો. આમાં મેં કાંઇ પણ યુક્તિથી વધારે કહ્યુંજ નથી. આ સર્વ મેં જે કાંઇ કહ્યું, તે સર્વ મારી આંખોનું જોયેલું છે. ૧ હે ગરૂડજી ! રઘુનાથજીનો મહિમા, નામ, અને ગુણ સર્વ અનન્ત છે. અને રઘુનાથજી પણ આદિ, અન્ત, મધ્ય રહિત અનન્ત છે. મુનિલોકો પોત પોતાની મતિથી હરિના ગુણ ગાય છે; પરંતુ શ્રી રામના ગુણના પારને વેદ, શેષ અને શ્રી સદાશિવજી પણ પામતા નથી. ૨ હે ગરૂડજી ! તમારાથી લઇને મચ્છર પર્યન્ત પક્ષી આકાશમાં ઉડે છે, પરન્તુ તેના અન્તને કોઇ પામતું નથી. એ પ્રકારે રઘુનાથજીના ગૂઢ મહિમાંનો હે તાત ! કદિ પણ કોઇ પાર પામી શકતો નથી. ૩ શ્રી રામ કરોડો કામદેવના સમાન સુંદર શરીરવાળા છે. અને કરોડો અનેકો દુર્ગાના સમાન શત્રુનો નાશ કરવાવાળા છે. સો કરોડ ઇન્દ્રના સમાન તેનો વિલાસ છે. અને કરોડો આકાશના સમાન તેનો વિસ્તાર છે. આકાશ અનંત છે. ૪

दोहा—मरुत कोटि शत विपुल बल, रवि शतकोटि प्रकाश ॥
शशि शतकोटि सुशीतल, शमन सकल भवत्रास ॥ १३३ ॥

શ્રી રઘુનાથજીમાં સો કરોડ વાયુના સમાન અપાર બળ છે. અને સો-કરોડ સૂર્યના સમાન પ્રકાશ છે. સો કરોડ ચન્દ્રમાના સમાન શીતલ પણ છે અને સર્વ દુઃખોને શાન્ત કરવા વાળા છે. ૧૩૩

काल कोटिशत सरिस अति, दुस्तर दुर्ग दुरन्त ॥
धूम्रकेतु शतकोटिसम, दुराधर्ष भगवन्त ॥ १३४ ॥

સો કરોડ કાળના સમાન દુસ્તર-તરવાને અયોગ્ય, દુર્ગ-કઠિણતાથી પ્રાપ્ત થવા યોગ્ય અને દુરંત જેનો અંત પામવો દુર છે. અને સો કરોડ ધૂમકેતુ અગ્નિના સમાન ભગવાન્ દુરાધર્ષ-કઠિણતાથી ધરવા યોગ્ય છે. ૧૩૪

चौ०—प्रभु अगाध शतकोटि पताला, शमन कोटिशत सरिस कराला ।
तीरथ अमितकोटि शतपावन, नाम अखिल अघपुंज नशावन ॥
हिमगिरि कोटि अचल रघुवीरा, सिन्धु कोटिशत सरिस गँभीरा ।
कामधेनु शतकोटि समाना, सकल कामदायक भगवाना ॥
शारद कोटि अमित चतुराई, विधि शतकोटि अमित निपुणाई ।

विष्णु कोटिशत पालनकर्ता, रुद्र कोटिशत सम संहर्ता ॥
धनद कोटिशत सम धनवाना, माया कोटि प्रपंच निधाना ॥
धरा धरण शतकोटि अहीशा, निरवधि निरुपम प्रभु जगदीशा ॥

સો કરોડ પાતાળના સમાન પ્રભુ અગાધ છે. અને સો કરોડ યમરાજના સમાન ભયંકર છે અર્થાત્ યમરાજથી પણ અત્યંત કઠોર છે. સો કરોડ તીર્થના સમાન પવિત્ર કરવાવાળા છે. તેના નામથી યમરાજનો ભય મટી જાય છે. ૧ સો કરોડ હિમાલયના સમાન શ્રી રઘુનાથજી અચલ છે. સો કરોડ સિંધુના સમાન ગંભીર છે. અને ઇચ્છિત સર્વ કામનાઓ પૂર્ણ કરવામાં તો શ્રી રઘુનાથજી સો કરોડ કામધેનુના સમાન છે. ૨ પ્રભુમાં સો કરોડ સરસ્વતીના સમાન ચતુરાઇ છે. સો કરોડ બ્રહ્માના સમાન સૃષ્ટિ રચવાની નિપુણતા છે. શ્રી રામચન્દ્રજીમાં સો કરોડ વિષ્ણુના સમાન પાલન કરવાની તથા સો કરોડ રૂદ્રના સમાન સંહાર કરવાની શક્તિ છે. ૩ સો કરોડ કુબેરના સમાન ધનવાન્ અને કરોડો માયાના સમાન પ્રપંચના નિધાન છે. ભૂમિ ભાર ધારણ કરવામાં સો કરોડ શેષજીના સમાન છે. અવધિ રહિત, ઉપમા રહિત જગતના ઇશ્વર છે. સ્વામી છે. (આ સર્વ શિવ [illegible]માં લેખ છે). ૪

छंद–निरवधि निरुपम रामसम नहिं आन निगमागमकहैं ।
जिमि कोटिशत खद्योत रवि कहँ कहत अतिलघुतालहैं ॥
इहिभांति निज निज मति विलास मुनीश हरिहिं बखानहीं ।
प्रभु भावगाहक अतिकृपालु सप्रेम सुनि सुख मानहीं २१

ભગવાન્ શ્રી રામચન્દ્રજી ઉપમા રહિત છે. તેને બીજી ઉપમા નથી. રામના સમાન રામ જ છે. એમ વેદ કહે છે. અને તેને ઉપમા આપવી તે એવું થાય છે કે, જેમ સો કરોડ ખદ્યોતને સૂર્યના સમાન કહેવાથી મનુષ્યની લઘુતા પ્રકટ થાય છે. એ પ્રકારે પોત પોતાની બુદ્ધિના અનુસાર હરિજન તથા મુનિજન હરિના ગુણાનુવાદ ગાય છે. સ્વામી શ્રી રામચન્દ્રજી તો કેવળ પ્રેમનાજ ભૂખ્યા છે. પ્રેમનાં વચન શ્રવણ કરી સુખ માને છે. ૨૧

दोहा–राम अमित गुणसागर, थाह कि पावै कोइ ॥
सन्तन सन जस कछु सुनेउँ, तुमहिं सुनायउँ सोइ ॥ १३५ ॥

શ્રી રામચન્દ્રજી અપાર ગુણોના સાગર છે, શું કોઇ પણ તેના પારને પામે તેમ છે? અર્થાત્ કોઇ પણ તેના પારને પામે તેમ નથી. જેવું મેં સંતો દ્વારા સાંભળ્યું હતું તેવું સર્વ તમને સંભળાવ્યું. ૧૩૫

सो०–भाववश्य भगवान, सुखनिधान करुणाभवन ॥

**तजि ममता मद मान, भजिय राम सीतारमण ॥ १० ॥**

સુખના ઘર, કરૂણાના સાગર ભગવાન્ પ્રેમનેજ કેવળ વશ્ય છે. એ માટે ઉચિત્ છે કે. મમતા, મદ અને માનનો ત્યાગ કરીને નિરન્તર સીતાપતિનું ભજન કરવું. ૧૦

**चो०—सुनि भुशुंडके वचन सुहाये, हर्षित खगपति पंख फुलाये ।**
**नयन नीर मन अतिहर्षाना, श्रीरघुपति प्रताप उर आना ॥**
**पाछिल मोह समुझि पछिताना, ब्रह्म अनादि मनुजकरि जाना ।**
**पुनि पुनि कागचरण शिरनावा, जानि रामसम प्रेम बढावा ॥**
**गुरु विनु भवनिधि तरै न कोइ, जो विरंचि शंकरसम होइ ।**
**संशयसर्प ग्रसेउ मोहि ताता, दुख दल हरि कुतर्क बहु व्राता ॥**
**तव स्वरूप गारुडि रघुनायक, मोहि जियायहु जनसुखदायक ।**
**तव प्रसाद मम मोह नशाना, रामरहस्य अनूपम जाना ॥**

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! કાકભુશુંડજીનાં આવાં પરમોત્તમ વચન શ્રવણ કરી પ્રસન્ન થઇને ગરૂડજીએ હર્ષથી પોતાની પાંખો ફુલાવી. નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઈ આવ્યાં અને મનમાં બહુજ રાજી થયા. શ્રી રામચન્દ્રજીનો પ્રતાપ હૃદયમાં આવી ગયો. ૧ પાછળનાં મોહનો વિચાર કરતાં ગરૂડજીને બહુજ પસ્તાવો થયો કે, મેં અનાદિ બ્રહ્મને મનુષ્ય જાણ્યા. વારંવાર કાકભુશુંડજીનાં ચરણોમાં શિર નમાવી તેને રામના સમાન જાણીને પ્રેમ અત્યંત વૃદ્ધિ પામ્યો. ૨ ગમે તો બ્રહ્મા અથવા શિવજીના સમાન કેમ ન હોય પણ ગુરૂ વગર સંસાર સાગરથી પાર કોઇ થઈ શકતો નથી. હે તાત ! મને સંશયરૂપી સર્પે પકડી લીધો હતો. એથી હું બહુજ દુઃખી હતો. અને તે ઝેરની દુઃખદાયક લહેરો આવવાથી હું કુતર્કરૂપી ડોળ ખાધા કરતો હતો. ૩ પણ આપ કે જે ભક્તજનોને સુખ આપનારા સાક્ષાત્ રામચન્દ્રજી જ છો. તે રૂપી ગારૂડીએ મને બચાવી લીધો છે. આપની કૃપાથી મારો મોહ નષ્ટ થઇ ગયો છે. અને શ્રી રામચન્દ્રજીનું અનુપમ રહસ્ય મારા જાણવામાં આવ્યું. ૪

**दोहा—ताहि प्रशंसेउ विविधविधि, शीश नाइ करजोरि**
**वचन सप्रेम विनीत मृदु, बोलेउ गरुड बहोरि ॥ १३६ ॥**

આ પ્રમાણે ગરૂડજી, કાકભુશુંડજીની અનેક વચનોથી પ્રશંસા કરીને શિર નમાવી હાથ જોડી પ્રેમપૂર્વક નીતિથી ભરેલાં વચનો પુનઃ ગરૂડજી બોલ્યા. ૧૩૬

**प्रभु अपने अविवेक ते, पूंछौं स्वामी तोहिं ॥**

कृपासिन्धु सादर कहहु, जानि दासनिज मोहि ॥ १३७ ॥

હે સ્વામી! હું મારા અજ્ઞાનથી આપને પુછુંછું કે-આપ મને તમારો દાસ જાણીને હે કૃપાસાગર! આદર પૂર્વક હું જે પુછુંછું તે મને સંભળાવો. ૧૩૭

चौ०-तुम सर्वज्ञ तज्ञतम पारा, सुमति सुशील सरल आचारा।
ज्ञान विरति विज्ञान निवासा, रघुनायकके प्रियतुमदासा ॥
कारण कवन देह यह पाई, तात सकल मोहि कहहु बुझाई।
रामचरित सर सुन्दर स्वामी, पायहु कहां कहहु नभगामी ॥
नाथ सुना मैं अस शिव पाहीं, महाप्रलय महँ क्षय तव नाहीं।
मृपावचन नहिं शंकर कहहीं, सो मेरे मन संशय अहहीं ॥
अग जग जीव नाग नर देवा, नाथ सकल जग काल कलेवा।
अंडकटाह अमित लयकारीं, काल महादुरतिक्रम भारी ॥

તમે સર્વજ્ઞ છો, સર્વની ગતિને જાણવાવાળા છો. અને તજ્ઞતમ અર્થાત્ આત્મજ્ઞાનિયોમાં શ્રેષ્ઠ છો. આપની સુન્દર બુદ્ધિ છે. સરલ-સીધા આચાર-ચાલ ચલણ છે. આપ જ્ઞાન, વિજ્ઞાન અને અનુભવના નિવાસ અર્થાત્ ઘરછો. અને તમે રઘુનાથજીના પ્યારા દાસ છો. ૧ છતાં શું કારણથી આપને આ કાગડાનો દેહ પ્રાપ્ત થયો? હે તાત! એ સર્વ મને સમજાવીને કહો. હે સ્વામી! આ રામ-ચરિત્રરૂપી સુંદર સરોવર આપને શી રીતે પ્રાપ્ત થયું? તે મને હે આકાશમાં ઉડવાવાળા! સમજાવીને કહો. ૨ હે નાથ! મેં શ્રી સદાશિવજી પાસેથી આ વાર્ત્તા શ્રવણ કરી છે કે મહા પ્રલયોમાં પણ તમારો નાશ થતો નથી. ઇશ્વર અને મોટા પુરૂષો કદિપણ અસત્ય બોલતાજ નથી. માટે આ બાબતનો મારા મનમાં સંશય છે કે-૩ અગ-અચલ વૃક્ષ પર્વતાદિ અને ચાલવાવાળાં જેટલાં નાગ, નર અને દેવ-આદિ છે. હે નાથ! એ સર્વ જગત્ કાળના કોળીઆરૂપ છે. બ્રહ્માન્ડરૂપી જે અનેક કડાઇઓ છે જેમાં જીવ સદા પડયા રહે છે અને દુઃખ પામેછે, કાળ તેનો પણ લય કરે છે. અને તેનો ક્રમ અંત રહિત છે. ૪

सो०-तुमहिं न व्यापै काल, अति कराल कारण कवन ॥
सो मोहिं कहहु कृपाल, ज्ञानप्रभाव कि योगबल ॥ ११ ॥

તે અતિ કરાળ કાળ તમને વ્યાપતો નથી, તેનું શું કારણ છે? હે કૃપાસાગર! તે મને કહો. તે જ્ઞાનનો પ્રભાવ છે કે યોગનું બળ છે? ૧૧

दोहा०-प्रभु तव आश्रम आयउँ, मोर मोह भ्रम भाग ॥
कारण कवन सो नाथ अब, कहहु सहित अनुराग ॥ १३८ ॥

હે પ્રભુ ! આપના આશ્રમમાં આવતાંની સાથેજ મારો મોહ, ભ્રમ સર્વ જતો રહ્યો. તેનું શું કારણ ? તે પ્રેમસહ આપ મારી પાસે વર્ણન કરો. ૧૩૮

चौ०–गरुड गिरा सुनि हर्षेउ कागा, बोलेउ उमा सहित अनुरागा ।
धन्य धन्य तव मति उरगारी, प्रश्न तुम्हार मोहिं अति प्यारी ॥
सुनि तव प्रश्न सप्रेम सुहाई, बहुत जन्मकी सुधि मोहिं आई ।
सब निज कथा कहौं मैं गाई, तात सुनहु सादर मनलाई ॥
जप तप मख शम दम व्रत दाना, विरति विवेक योग विज्ञाना ।
सबकर फल रघुपतिपद प्रेमा, तेहि बिनु कोइ न पावै क्षेमा ॥
इहि तनु रामभक्ति मैं पाइ, ताते मोहिं ममता अधिकाई ।
जेहिते कछु निज स्वारथ होई, तेहि पर ममता कर सब कोई ॥

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! ગરૂડજીની આવી નમ્ર વાણી શ્રવણ કરીને, કાકભુશુંડજી બહુજ પ્રસન્ન થયા. અને મહા પ્રેમથી કહેવા લાગ્યા કે–હે ગરૂડજી ! આપની બુદ્ધિને અત્યંત ધન્યવાદ આપું છું. તમારાં પ્રશ્ન મને બહુજ પ્યારાં લાગે છે. ૧ તમારાં પ્રેમપૂર્વક પ્રશ્ન શ્રવણ કરીને મને મારા ઘણા જન્મોનું ભાન આવી ગયું છે. હું મારી સઘળી વાર્ત્તા કહું છું તે આપ આદર પૂર્વક મન લગાડીને શ્રવણ કરો. ૨ જપ, તપ, યજ્ઞ, સંયમ, વ્રત, દાન વૈરાગ્ય, વિવેક, યોગ અને વિજ્ઞાન એ સર્વનું ફળ શ્રી રઘુનાથજીના ચરણોમાં પ્રેમ થવો એ છે. રઘુનાથજીનાં ચરણોમાં પ્રેમ થયા વગર કોઇને પણ સુખ પ્રાપ્ત થતુંજ નથી. ૩ મેં આ શરીરથી શ્રી રામની ભક્તિ પ્રાપ્ત કરી છે, એ માટે આ શરીર મને બહુજ પ્રિય છે. જે થકી આપણો સ્વાર્થ સિદ્ધ થાય છે, તેના ઉપર સર્વ મમતા–પ્રીતિ રાખે છે. ૪

सो०–पन्नगारि असि नीति, श्रुतिसम्मत सज्जन कहहिं ॥
अति नीचहु सन प्रीति, करिय जानि निज परमहित ॥ १२ ॥

હે ગરૂડજી ! આપણનું જે દ્વારા પરમહિત થાય તે નીચ હોય છતાં પણ તે સાથે પ્રીતિ કરવી, એ નીતિ વેદ સંમત છે અને સજ્જનોનું પણ તેમજ કહેવું છે. ૧૨

पाट कीटतें होइ, तेहितें पाटम्बर रुचिर ॥
कृमि पालै सब कोइ, परम अपावन प्राणसम ॥ १३ ॥

હે તાત ! જરા વિચાર કરો કે, રેશમ કીડામાંથી થાય છે. અને તેનાં સુન્દર પિતામ્બર બને છે. જો કે તે કીડો અતિ અપવિત્ર છે; છતાં પણ તેને

હિતકારી જાણીને સર્વ કોઇ તેનું પ્રાણોના સમાન પાલન કરે છે. ૧૩

स्वारथ सर्व जीव कहँ एहा, मन क्रम वचन रामपद नेहा।
सोइ पावन सोइ सुभग शरीरा, जो तनु पाइ भजिय रघुवीरा ॥
रामविमुख लहि विधिसम देही, कवि कोविद न प्रशंसहि तेही।
रामभक्ति यहि तनुमहँ जामी, ताते मोहिं परम प्रिय स्वामी ॥
तजौं न तनु निजइच्छा मरणा, तनु विनु वेद भजन नहिं वरणा।
प्रथम मोह मोहिं बहुत विगोवा, रामविमुख सुख कबहुँ न सोवा ॥
नाना जन्म कर्म्म पुनि नाना, किये योग जप तप मख दाना।
कवन योनि जन्महुँ जहँ नाहीं, मैं खगेश भ्रमि भ्रमि जगमाहीं ॥
देखेहुँ सब करि कर्म गुसांई, सुखी न भयउँ अबहिंकी नाईं।
सुधि मोहिं नाथ जन्म बहु केरी, शिवप्रसाद मति मोह न घेरी ॥

જીવનો વાસ્તવિક્ સ્વાર્થ એજ છે કે,–મન, વચન અને કર્મથી શ્રી રઘુનાથજીનાં ચરણોમાં પ્રેમ કરવો. જે શરીર પામીને શ્રી રઘુનાથજીનું ભજન કરવામાં આવે તેજ પવિત્ર સુન્દર શરીરવાળો છે. ૧ રામથી વિમુખ થઈને જો કદાચ વિધાતાના સમાન દેહ પ્રાપ્ત થાય તો તેની કવિ અને પંડિતો મોટાઇ વર્ણવતા નથી. × આ મારા શરીરમાં રામભક્તિ ઉત્પન્ન થવાથી હે સ્વામિન્! આ શરીર મને બહુજ પ્રિય છે. ૨ એ માટે આ શરીરનો ત્યાગ કરતો નથી. છતાં પણ પોતાની ઇચ્છાથી મરણ છે, પરંતુ વેદે કહેલું છે કે શરીર વગર ભજન થતું નથીજ, પ્રથમ તો મોહે મને પણ બહુજ વ્યાકુલ કરી નાંખ્યો હતો. અને ઘણુંજ દુઃખ આપ્યું હતું. રામથી વિમુખ હોવાને લીધે હું કદિ પણ સુખે સૂતો નહતો. ૩ અનેક પ્રકારના જન્મ અને અનેક પ્રકારનાં કર્મ પણ મેં કરેલાં છે. અને યોગ, જપ, તપ, યજ્ઞ, અને દાન જે કોઇ કર્મોને જન્મમાં કરેલાં છે, તે સર્વનું મને સ્મરણ છે. હે ગરૂડજી! એવી કઇ યોનિ છે કે તે યોનિમાં જન્મ લઇને હું જગત્‌માં ન ફર્યો હોઊં. ૪ હે ગુસાંઇ! મેં સર્વનું કર્મ જોઇ લીધું છે; પરન્તુ હાલના સમય સમાન કોઇ પણ સમયે સુખી થયો નહતો. ૫

दोहा–प्रथम जन्मके चरित अब, कहौं सुनहु विहँगेश ॥
सुनि प्रभुपद रति ऊपजै, जाते मिटै कलेश ॥ १३९ ॥

---

× स्वपचोऽपिमहिपाल विष्णुभक्तो द्विजाधिकः। विष्णुभक्ति विहीनस्तु द्विजोऽपिस्वपचाधमः ॥ १ ॥

હવે હું તમારી પાસે મારા પૂર્વજન્મનાં ચરિત્રોનું વર્ણન કરૂં છું. હે ગરૂડજી ! તે શ્રવણ કરો. જે શ્રવણ કરવાથી પ્રભુના ચરણોમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે તથા ક્લેશ મટી જાય છે. ૧૩૯

पूर्वकल्पमें एक प्रभु, कलियुग मलकर मूल ॥
नर अरु नारी अधर्मरत, सकल निगमप्रतिकूल ॥ १४० ॥

હે પ્રભો ! પ્રથમ કલ્પમાં કલિયુગ પાપનું મૂળ હતો. સઘળાં નર-નારી અધર્મમાં પ્રીતિ કરવાવાળાં અને સર્વ વેદશાસ્ત્રથી પ્રતિકૂળ ચાલનારાં હતાં. ૧૪૦

चौ०—तेहि कलियुग कोशलपुर जाई, जन्मत भयउँ शूद्र तनु पाई ।
शिवसेवक मन क्रम अरु बानी, आन देवनिन्दक अभिमानी ॥
धन मद मत्त परम बाचाला, उग्रबुद्धि उर दम्भ बिशाला ।
यदपि रहेउँ रघुपतिरजधानी, तदपि नहीं महिमा कछु जानी ॥
अब जाना मैं अवधप्रभावा, निगमागम पुराण अस गावा ।
कवनिहुँ जन्म अवध बस जोई, रामपरायण सो परिहोई ॥
अवधप्रभाव जान तब प्राणी, जब उर बसहिं राम धनुपाणी ।
सो कलिकाल कठिन उरगारी, पापपरायण सब नर नारी ॥

તે કલિયુગમાં અયોધ્યાપુરીમાં જઇને મેં શૂદ્રનું શરીર પામીને જન્મ લીધો. હું શ્રી સદાશિવજીનો મન વચન અને કર્મથી અનન્ય સેવક હતો અને અન્યદેવતાઓની મન વચન અને કર્મથી નિંદા કરનારો અભિમાની હું હતો. ૧ ધનથી મદોન્મત્ત અને બહુજ બોલવાવાળો હતો. તીક્ષ્ણ બુદ્ધિવાળો અને હૃદયમાં બહુજ પાખંડ હતો. જો કે હું રામની રાજધાનીમાં રહેતો હતો પરન્તુ મે શ્રી રઘુનાથજીનો મહિમા જાણ્યો નહતો. ૨ હવે મેં અયોધ્યાનો પ્રભાવ જાણ્યો અને વેદ, શાસ્ત્ર તથા પુરાણમાં પણ વર્ણન કરેલું છે કે-કોઇ પણ જન્મમાં કોઇ પણ પ્રાણી જો અયોધ્યામાં જઇને જન્મ લે તો તે અવશ્ય રામપરાયણ અર્થાત્ રઘુનાથજીનો પ્રેમી થઇ જાય છે. ૩ તે પ્રાણી અયોધ્યાના પ્રભાવને જ્યારે શ્રી રામચન્દ્રજી હૃદયમાં ધનુષ્ બાણ ધારણ કરીને વાસ કરે છે ત્યારે જાણે છે. હે ગરૂડજી ! તે સમયનો કાળ મહા કઠિણ હતો. નર નારી સર્વ મહા પાપિષ્ટ હતાં. ૪

दोहा—कलिमल ग्रसेउ धर्म सब, गुप्त भये सद्ग्रन्थ ॥
दम्भिन निजमति कल्पि करि, प्रगट कीन्ह बहुपन्थ ॥ १४१ ॥

કલિનાં પાપો એ સર્વ ધર્મોને ગ્રહણ કરી લીધા હતા. ઉત્તમ ઉત્તમ સઘળા ગ્રન્થો ગુપ્ત થઈ ગયા હતા. પાખંડીઓએ પોતાના મનની કલ્પના કરીને ઘણા નવા નવા માર્ગો કાઢ્યા હતા. કોઇ નવીનપંથી, કોઇ ચરણદાસી, કોઇ વેદત્યાગી અને કોઇ સમાજી થઇ ગયા હતા. ૧૪૧

**भये लोग सब मोहवश, लोभ ग्रसे शुभ कर्म ॥**
**सुनु हरियान ज्ञाननिधि, कहौं कछुक कलिधर्म ॥ १४२ ॥**

સર્વ લોકો મોહવશ થઈ ગયા હતા. લોભે સર્વનાં ઉત્તમ કર્મોને ગ્રસી લીધાં હતાં. હે જ્ઞાનસાગર ગરૂડજી ! શ્રવણ કરો હું તમારી પાસે કલિયુગના થોડા ધર્મ કહું છું. ૧૪૨

**चौ०–वर्णधर्म नहिं आश्रमचारी, श्रुतिविरोधरत सब नर नारी ।**
**द्विज श्रुतिवंचक भूप प्रजाशन, कोउ नहिं मान निगम अनुशासन ॥**
**मारग सोइ जाकहँ जो भावा, पण्डित सोइ जो गाल बजावा ।**
**मिथ्यारम्भ दम्भरत जोई, ताकहँ सन्त कहैं सब कोई ॥**
**सोइ सयान जो परधनहारी, जो करु दम्भ सो बड आचारी ।**
**जो बहुझूठ मसखरी जाना, कलियुग सोइ गुणवन्त बखाना ॥**
**निराचार जो श्रुतिपथत्यागी, कलियुग सोइ ज्ञानी वैरागी ।**
**जाके नख अरु जटा विशाला, सोइ तापस प्रसिद्ध कलिकाला ॥**

કલિયુગમાં વર્ણ–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર તેના ધર્મ અને આશ્રમ, બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ રહેતા નથી. સર્વ નર અને નારી વેદનો વિરોધ કરવાવાળાં હોય છે. બ્રાહ્મણ તો વેદનાજ વંચક અને રાજા પ્રજા સાથે વંચક, વેદશાસ્ત્રની મર્યાદા અને આજ્ઞાને કોઈ કલિયુગમાં માનતા નથી. ૧ જેને જે માર્ગ સારો લાગ્યો તે તે માર્ગને ગ્રહણ કરી લ્યે છે. અને જે વિશેષ બકવાદ કરે તેજ કલિયુગમાં પંડિત કહેવાય છે. જે અસત્ય બોલે, પાખંડ કરે, વાતો બનાવી બનાવીને કહે, અને નાના પ્રકારના વેષ બનાવીને ફરે તેને સર્વ કોઈ કલિયુગમાં સંત કહે છે. ૨ અને જે પારકાનું ધન હરી જાણે તે કલિયુગમાં ચતુર કહેવાય છે. અને જે પાખંડનો વિસ્તાર કરે, અને લોકોને કેવળ દેખાડવા માટેજ કર્મ કરે, તેજ મોટા આચાર્ય કહેવાય છે. જે જુઠો અને મશ્કરી કરનારો છે, તેજ કલિયુગમાં મોટો ગુણવાન કહેવાય છે. ૩ જે આચાર રહિત, વેદમાર્ગનો ત્યાગ કરનાવાળો, અને નિયોગની આજ્ઞા દેવાવાળા છે. તેજ કલિયુગમાં જ્ઞાની અને વૈરાગી કહેવાય છે. જેની જટા તથા

નખ મોટા હોય તેજ કલિયુગમાં તપસ્વીના નામથી પ્રસિદ્ધ છે. × ૪

**दोहा—अशुभ वेष भूषण धरैं, भक्ष्याभक्ष्य जे खाहिं ॥**
**ते योगी ते सिद्ध नर, पूजीत कलियुग माहिं ॥ १४३ ॥**

જે કુત્સિત વેષ અને ભયંકર ભૂષણ ખોપરી લટકાવી, ભક્ષ્યાભક્ષ્યના ખાવાવાળા બને છે, તે કલિયુગમાં સિદ્ધ અને યોગી કહેવાય છે અને પૂજાય છે. ૧૪૩

**सो०—जे अपकारी चार, तिनकर गौरव मान्यता ॥**
**मन क्रम वचन लबार, ते वक्ता कलिकाल महँ ॥ १४ ॥**

અને જેનું પારકાનું અકલ્યાણ કરવાનું જ આચરણ છે. તેને કલિયુગમાં મોટાઈ તથા માન્યતા મળે છે. અને જે મન, વચન અને કર્મથી ગમાર છે, તેજ કલિયુગમાં વક્તા અર્થાત્ કથા કહેવાવાળા છે. ૧૪

**चौ०—नारिबिवश नर सकल गुसांई, नाचहिं नट मर्कटकी नांई ।**
**शूद्र द्विजहिं उपदेशहिं ज्ञाना, मेलि जनेऊ लेहिं कुदाना ॥**
**सब नर कामलोभरत क्रोधी, देवविप्रगुरुसन्तविरोधी ।**
**गुणमन्दिर सुंदर पतित्यागी, भजहिं नारि परपुरुष अभागी ॥**
**सौभागिनी विभूषणहीना, विधवनके श्रृंगार नवीना ।**
**गुरु शिष अंध बधिरकर लेखा, एक न सुनै एक नहिं देखा ॥**
**हरै शिष्यधन शोक न हरई, सो गुरु घोरनरक महँ परई ।**
**मात पिता बालकन बुलावहिं, उदर भरै सोइ कर्म सिखावहिं ॥**

હે ગરૂડજી ! સર્વ મનુષ્યો સ્ત્રીના વશ્યમાં છે. જે પ્રકારે નટને આધીન થઇને વાનર નાચે છે તેમ નારીના વશ પુરૂષ પડેલાછે. શૂદ્ર બ્રાહ્મણોને જ્ઞાનોપદેશ કરે છે. અને યજ્ઞોપવિત–જનોઈ પેહેરીને કુદાનો લ્યે છે. ૧ સર્વ મનુષ્યો કામ, લોભ અને ક્રોધના વશ્ય થઇ, દેવતા, બ્રાહ્મણ, ગુરૂ અને સન્તો સાથે વિરોધ કરવાવાળાં છે. ગુણોના ઘરરૂપ સુંદર પતિનો ત્યાગ કરીને અભાગણી સ્ત્રીઓ પરપુરૂષનું ભજન કરે છે અર્થાત્ વ્યભિચારમાં પ્રવૃત્ત થાય છે. ૨ સુહાગણો ઘરેણાં વગરની છે, અને વિધવાઓ નિત્ય નવા નવા શૃંગાર કરે છે. ગુરૂ અને ચેલા આંધળા અને બહેરાના સમાન છે. એક જોતા નથી તો બીજા સાં-

× વસિષ્ઠ સ્મૃતિમાં લેખ છે કે-**भ्रष्टोयः स्वाश्रमाचारात्पतितः सविधीयते । चतुर्णामपि वर्णानामाचारो धर्मपालनं ॥**

ભળતા નથી. શિષ્યના અવગુણોને લોભ વશ્ય થઈને ગુરૂ દેખતા નથી. × અને શિષ્ય તેને દ્રવ્ય આપીને તેના ઉપદેશને સાંભળતા નથી. ૩ જે ગુરૂ શિષ્યના ધનનું હરણ કરે છે, અને શોકને હરતો નથી તે ગુરૂ ઘોર નરકમાં પડે છે. શિષ્યોના સન્મુખ મીઠી મીઠી બાતો બનાવીને કહેવી, અને પાછળથી નિંદા કરવી એટલે કે જેણે ચાર પૈસા આપ્યા અને જમવાનું નોતરૂં આપ્યું તેની પ્રશંસા કરે અને જે જમવાનું ન કહે તેની નિંદા કરે છે. માતા, પિતા બાળકોને જે થકી પોતાનું પેટ ભરાય તેજ કર્મ શિખવે છે. ૪

दोहा—ब्रह्मज्ञान विनु नारि नर, करहिं न दूसरि बात ।
कौडी कारण मोहबश, करहिं विप्रगुरुघात ॥१४४

બ્રહ્મજ્ઞાનવગર નર નારી બીજી વાત કરતાં જ નથી. 'अहंब्रह्म' સાધનવગર કેવળ શબ્દ બ્રહ્મ કહેતા ફરયા કરે છે. અને આચરણ તો એવાં છે કે એક કોડીના લોભ માટે બ્રાહ્મણ અને ગુરૂની ઘાત કરે છે. કલિયુગમાં જ્યાં ત્યાં બ્રહ્મજ્ઞાનીજ દૃષ્ટિએ આવે છે. ૧૪૪

बाद शूद्र कह द्विजनसन, हम तुमते कछु घाटि ।
जानै ब्रह्म सो विप्रवर, आंखि दिखावहिं डाटि ॥ १४५ ॥

શુદ્ર બ્રાહ્મણો સાથે વાદવિવાદ કરે છે કે શું અમે તમારાથી ન્યૂન છીએ, કદિ પણ ન્યૂન નથી. અરે ભાઈ ! 'ब्रह्मजानाति ब्राह्मणः' જે બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ. નાત જાત કેવી. કર્મથી વર્ણ છે. જન્મથી વર્ણ નથી. આવાં વચનો કહી ધુરકાવી આંખો કાઢે છે. સઘળાં વૈશ્ય શૂદ્ર પોતાને ક્ષત્રિય કહીને વર્મા લખાવે છે. અને કર્મો મ્લેચ્છોના જેવાં કરે છે. ૧૪૫

चौ०—परतिय लम्पट कपट सयाने, मोह द्रोह ममता लपटाने ।
तेह अभेदवादी ज्ञानी नर, देखा मैं चरित्र कलियुग कर ॥
आपु गये अरु आनहिं घालहिं, जो कोउ श्रुतिमारग प्रतिपालहिं ।
कल्प कल्प भरि इक इक नर्का, परहिंजे दूषहिं श्रुति करि तर्का ॥
जे वर्णाधम तेलि कुम्हारा, श्वपच किरात कोल्ह कलवारा ।
नारि मुई गृहसम्पति नाशी, मुंड मुँडाइ भये संन्यासी ॥

---

× श्रुतिस्मृति उभैनेत्रौ ब्राह्मणानां प्रकीर्त्तितौ । एकेन विकलः काणा द्वाभ्यामंध इतिस्मृतः ॥ અર્થાત્ શ્રુતિ–વેદ, સ્મૃતિ–ધર્મશાસ્ત્ર એ બન્ને બ્રાહ્મણોનાં નેત્ર છે. જે કોઇ આ બેમાંથી એકને જાણતો નથી, તે કાણો છે અને જે બેને જાણતો નથી તે આંધળો છે.

× यएनंवेत्तिहंतारं यश्चैनंमन्यतेहतं । उभौतौनविजानीतो नायंहंतिनहन्यते ॥

ते विप्रन सन पाँव पुजावहिं, उभयलोक निजहाथ नशावहिं ।
विप्र निरक्षर लोलुप कामी, निराचार शठ वृषलीस्वामी ॥
शूद्र करहिं जप तप व्रत दाना, बैठि बरासन कहहिं पुराना ।
सब नरकल्पित करहिं अचारा, जाइ न वर्णि अनीति अपारा ॥

કલિયુગમાં મનુષ્યો ઘણેભાગે પારકી સ્ત્રીઓને ઠગવાવાળા છે, અને કપટ કરવાવાળા છે. અને મોહ, દ્રોહ, વૈર અને મમત્તામાં લપટાઇ ગયા[1] છે. અને તેવાજ મનુષ્યો કલિયુગમાં અભેદવાદી, અદ્વૈતવેત્તા જ્ઞાની કહેવાય છે. આવું મેં કલિયુગનું અલૌકિક ચરિત્ર જોયું છે. ૧ અને એ તો જરા વિચારો કે કલિયુગના લોકો પોતે તો નષ્ટ થયા, પરંતુ બીજાઓને પણ નષ્ટ કરવાનો જ ઉદ્યોગ કરે છે. જે કોઇ વેદમર્યાદાનું પાલન કરે છે. તેનાં જપ તથા તપનો ભંગ કરે છે. તથા જે વેદમાં તર્ક દ્વારા મિથ્યા દોષ રોપણ કરે છે, અર્થાત્ પોતાના સ્વાર્થ સિદ્ધ કરવાને માટે અર્થ બદલે છે, તેવા લોકો એકેક્ કલ્પ સુધી નરકમાં જઇને પડે છે. ૨ જે વર્ણોમાં નીચ ઘાંચી, કુંભાર, ચંડાલ, ભીલ, કોળી કે વાઘરી હોય એવા પુરૂષોની સ્ત્રી જ્યારે મરી જાય છે અને ખાવાનું ઘરમાં ન હોય એટલે તુરત મુંડ મુંડાવી સન્યાસી થઈ જાય છે. ૩ અને તેવાઓ બ્રાહ્મણો પાસે પગ પૂજાવે છે. અને એ લોક પોતાના હાથે જ નષ્ટ કરે છે. અને બ્રાહ્મણો પણ નિરક્ષર, લોભી, કામી, આચાર રહિત, શઠ, મૂર્ખ અને દાસીના પતીબનીને બેસે છે. ૪ શૂદ્ર, જપ, તપ, વ્રત અને દાન કરે છે. અને ઉત્તમ આસનો પર બેસીને પુરાણ વાંચે છે. સર્વ મનુષ્યો પોત પોતાની ઇચ્છાનુસાર આચરણ કરે છે. અપાર અનીતિનું વર્ણન થઇ શકતું નથી. આથી જગત્‌ની દુર્દશા થઈ રહી છે. ૫

दोहा–भये वर्णसंकर कलिहि, भिन्न सेतु सब लोग ।
करहिं पाप दुखपावहीं, भय रुज शोक वियोग ॥ १४६ ॥

કલિયુગમાં સર્વ લોકો વર્ણસંકર થઇ જાય છે. મર્યાદા રહિત સર્વ થઇ પાપ કરે છે. અને તે કારણને લીધે ભય, રોગ, શોક અને વિયોગ–આદિ દુઃખ પામે છે, છતાં પણ પાપ કરતાં વિરત થતા નથી. ૧૪૬

श्रुति सम्मत हरिभक्तिपथ, संयुत ज्ञान विवेक ॥
ते न चलहिं नर मोहवश, कल्पहिं पंथ अनेक ॥ १४७ ॥

१ ब्रह्मैवमेतदखिलंनाहं किञ्चिदस्ति तस्मान्नमे साक्षिपरापरभावदृष्टिः । जारेपतौ निजपतौ सबमानपराङ्मुखर्थे किमर्थमसतीतिजनावदन्ति ॥

જે વેદ સમ્મત નારાયણની ભક્તિનો માર્ગ વૈરાગ્ય અને વિવેક યુક્ત છે. તે ઉપર તો મનુષ્ય ચાલતાં જ નથી. અને અજ્ઞાન વશ્ય થઈને અનેક નવીન પંથની કલ્પના કરે છે. અને તે કારણથીજ સદા દુઃખ ભોગવે છે. × ૧૪૭

त्रोटक छंद ॥

बहु धाम सँवारहिं योगि यती, विषया हरि लीन्ह गई विरती ।
तपसीधनवन्त दरिद्रगृही, कलि कौतुक तात न जात कही ॥
कुलवंति निकारहिं नारि सती, गृह आनहिं चेरिहिं चोरगती ।
सुत मानहिं मात पिता तबलौं, अबलानन दीख नहीं जबलौं ॥ २२॥
ससुरारि पियारि लगी जबते, रिपुरूप कुटुम्ब भये तबते ।
नृप पापपरायण धर्म नहीं, करि दण्ड विडण्ड प्रजा नितहीं ॥
धनवंत कुलीन मलीन अपी; द्विजचिह्न जनेउ उघारतपी ।
नहिं मान पुराणहिं वेदहिसो, हरिसेवक संत सही कलिसो ॥२३॥
कविवृंद उदार ध्वनी न सुनी, गुण दूषत व्रात न कोपि गुनी ।
कलि वारहिंवार दुकाल परैं, विन अन्न दुखी बहुलोग मरैं ॥२४॥

કલિયુગમાં સંન્યાસીયો કે જેને ઘર તથા ધન બન્ને વર્જીત છે, તે ધન અને ઘર બેની સંભાળ રાખે છે. અને તેઓનું વૈરાગ્ય તો સકળ વિષયોમાંજ લય થઈ જાય છે. તપસ્વી તો દ્રવ્યવાન્ અને ગૃહસ્થલોકો કલિમાં દરિદ્ર છે. હે તાત ! કલિયુગનાં કૌતુકોનું વર્ણન થઈ શકતું નથી. સ્વજાતિની કુળવાન્ વિવાહિતા સ્ત્રીઓને તો ઘરમાંથી કાઢી મૂકે છે અને નીચ જાતિની સ્ત્રીને ઘરમાં રાખે છે. કુળની પરમ્પરાની ગતિને દૂર કરી નાખે છે. અને પુત્રો, માતા પિતાનું જ્યાં સુધી સ્ત્રી ઘરમાં આવી નથી અર્થાત્ સ્ત્રીનું મુખ જોયું નથી ત્યાં સુધીજ વચન માન્ય રાખે છે. ૨૨

લોકોને જ્યારથી સાસરૂં પ્યારૂં લાગે છે, ત્યારથી સઘળું પોતાનું કુટુમ્બ શત્રુરૂપ લાગે છે. રાજાઓ પાપપરાયણ અર્થાત્ પાપમાં પ્રીતિ કરવાવાળા કલિયુગમાં થઈ જાય છે. પ્રજાના ઉપર કર વધારવા કરે છે તથા પ્રજાને અ-

× વિષ્ણુપુરાણમાં લેખ છે કે-कलौजगत्पतिं विष्णुं सर्वं स्रष्टारमीश्वरं। नार्चयिष्यन्तिमैत्रेय पाखंडोपहताजनाः ॥ ભાગવતમાં લેખ છે કે-कलौनराजन् जगतांपरं गुरुंत्रैलोक्यनाथानतपादपंकजं ॥ प्रायेणमर्त्या भगवंतमच्युतं इच्छन्ति पाखंड विभिन्नचेतसा ॥ ગીતાજીમાં લેખ છે કે-नमांदुःकृतिनोमूढाप्रपद्यन्तेनराधमाः । मायया-पहृतज्ञाना आसुरं भाव माश्रिताः ॥

યોગ્ય દંડોથી દંડયા કરે છે. ધનવાન્ મલીન છતાં પણ કુલીન ગણાય છે. બ્રાહ્મણપણાના ચિહ્નોમાં પૂજન, જપ, અને તપ આદિનો ત્યાગ કરી માત્ર એકલું જનોઇજ રહેલું છે. તપસ્વીપણાનાં ચિહ્નોમાં માત્ર ઉઘાડા ફરવું એજ રહે છે. અને જે વેદ તથા પુરાણને માનતા નથી, તેજ કલિયુગમાં હરિના સેવક અને સંત છે. ૨૩

કવિઓનાં ટોળે ટોળાં ફર્યા કરે છે, પરંતુ તેને આપનાર કે તેની કવિતા સાંભળનાર કોઇ નથી. સર્વ લોકો ગુણવાનોની નિંદા કરનારા હોય છે, પરંતુ વાસ્તવિક્ રીતે કોઇ ગુણી પણ કલિયુગમાં નથી. કલિયુગમાં વારમ્વાર દુષ્કાળો પડયા કરે છે. અને અન્ન વગર સર્વ લોકો ભૂખે મરી જાય છે. ૨૪

दोहा–सुन खगेश कलि कपट हठ, दम्भ द्वेष पापण्ड॥
काम क्रोध लोभादि मद, व्यापि रहेउ ब्रह्मण्ड ॥ १४८ ॥

હે ગરૂડજી ! શ્રવણ કરો. કલિયુગમાં કપટ, હઠ, દંભ, દ્વેષ, પાખન્ડ, કામ, ક્રોધ, અને લોભાદિ મત્સર જગત્ આખામાં વ્યાપ્ત થઇ રહેલ છે. ૧૪૮

तामस धर्म कराहिं नर, जप तप मख व्रत दान ॥
देव न वरषै धरणि पर, बये न जामहिं धान ॥ १४९ ॥

મનુષ્ય સર્વ ધર્મ, જપ, તપ, યજ્ઞ, વ્રત અને દાન તામસીજ કરેછે, અર્થાત્ અન્યના અપકાર વા છળ કપટ માટે જે હિંસાયુક્ત કર્મ કરવામાં આવે તે તામસી કર્મ કહેવાય છે. સર્વ લોકો મારણ ઉચ્ચાટન કરે છે. એ કારણથી મેઘ પૃથિવીના ઉપર વરસતા નથી. અને વાવેલાં ધાન પણ ઉગતાં નથી.× ૧૪૯

त्रोटक छंद ॥

अबला कच भूषण भूरि क्षुधा, धनहीन दुखी ममता बहुधा ।
सुख चाहहिं मूढ न धर्मरता, मति थोरिं कठोरि न कोमलता ॥
नर पीडित रोग न भोग कही, अभिमान विरोध अकारणही ।
लघुजीवन संवत पंचदशा, कल्पांत न नाशगुमा न अशा २५ ॥
कलिकाल बिहाल किये मनुजा, नहिं मानत कोउ अनुजा तनुजा ।
नहिं तोष विचार न शीतलता, सब जाति कुजाति भये मगता ॥
इरषा परुषा छल लोलुपता, भरि पूरि रहि समता बिगता ।

× મહર્ષિ ભારદ્વાજજી કથી ગયા છે કે-सात्विकै रेववर्तेत सात्विकस्तु समाचरेत् । राजसन्तामसंचैव दूरतः परिवर्जयेत् ॥ ગીતાજીમાં પણ લેખ છે કે-उर्द्ध्वंगच्छन्ति सत्वस्था मध्ये तिष्ठन्तिराजसाः । जघन्यगुण वृत्यायाः अधो गच्छन्तितामसाः ॥

सब लोग वियोग बिशोक हये, वर्णाश्रम धर्म अचार गये ॥
दम दान दया नहिं जान पुनी, जडता परपंचक नात घनी ।
तनुपोषक नारि नरा सगरे, परनिंदक जे जगमें बगरे ॥२६॥

સ્ત્રીઓને ભૂષણમાં માત્ર વાળ જ છે, અને ઝાઝી ભૂખવાળી સ્ત્રીઓ કલિયુગમાં થઇ જાય છે. લોકો દ્રવ્ય ન હોવાથી બહુજ દુઃખી છે; પરન્તુ મમતા પણ ઘણીજ છે. મૂર્ખલોકો સુખની આકાંક્ષા રાખે છે પરંતુ ધર્મમાં પ્રીતિ કરતા નથી, તેથી દુઃખ પામે છે. બુદ્ધિ લોકોમાં થોડી છે તે પણ કઠોર છે. જરાપણ કોમળતા નથી. મનુષ્યો નાના પ્રકારના રોગોથી પીડિત છે. ભોગ કે સુખ કાંઇ પણ લોકોને નથી. માત્ર ઉપરથીજ માની લીએ છે. વૈર અને અભિમાન વિના પ્રયોજનને સર્વ સાથે કરે છે. મનુષ્યોનાં જીવનની સરાસરી બહુજ ઓછી એટલે કે માત્ર પંદર વર્ષનીજ આવે છે. પરન્તુ તેટલાં જીવનમાં અહંકાર એટલો બધો થાય છે કે, કલ્પાંતે પણ અમારો નાશ થવાનોજ નથી. ૨૫, કલિકાલે સર્વ મનુષ્યોને બેહાલ કરી નાખ્યા છે. કોઇ પણ લોકો નાહાની બેનને કે દિકરીને પણ ગણતા નથી. સંતોષ, વિચાર કે શીતલતા કયાંય પણ રહેતી નથી. સઘળી જાતો તથા કુજાતો માગતીજ ફરે છે. ઇર્ષ્યા, કઠોરતા, છળ અને પ્રપંચતા સર્વમાં પરિપૂર્ણ થઇને રહે છે. અને સમતા અર્થાત્ મિત્રતા જતીજ રહે છે. સર્વ લોકો વિયોગથી તથા શોકથી માર્યા જાય છે. વર્ણાશ્રમોના ધર્મો તથા આચારો જતા રહે છે. વ્યાપારીઓ જીતેન્દ્રિયપણાને, દાનને કે દયાને જાણતાજ નથી; અને જ્યાં નજર કરીએ છીએ ત્યાં જડતા તથા પ્રપંચજ દૃષ્ટિએ પડે છે. ૨૬

दोहा—सुनु व्यालारि कराल कलि, मल अवगुण आगार ॥
गुणहु बहुत कलिकालकर, विनु प्रयास निस्तार ॥ १५० ॥

હે ગરૂડજી ! શ્રવણ કરો. જો કે આ કરાલ કલિકાલ પાપ અને અવગુણોનું ઘર છે, છતાં પણ કલિયુગમાં એક મોટો ગુણ છે. તે ગુણ એ છે કે,— તેમાં વિના પરિશ્રમે એટલે કે પ્રભુનાં ભજન કીર્ત્તન માત્રથીજ લોકોનો ઉદ્ધાર થઇ જાય છે. ૧૫૦

कृतयुग त्रेता द्वापरहु, पूजा मख अरु योग ॥
जो गति होइ सो कलिहि हरि, नाम ते पावहिलोग ॥ १५१ ॥

સત્યયુગમાં યોગ કરવાથી. ત્રેતાયુગમાં યજ્ઞ કરવાથી અને દ્વાપરયુગમાં પૂજા કરવાથી જે ગતિ થાય છે, તે ગતિ કલિયુગમાં કેવલ હરિનું નામ લેવાથી લોકો પામે છે. ૧૫૧

चौ०—कृतयुग सब योगी विज्ञानी, करि हरिध्यान तरहिं भव मानी ।
त्रेता विविध यज्ञ नर करहीं, प्रभुहि समर्पि कर्म भव तरहीं ॥
द्वापर करि रघुपति पदपूजा, नर भवतरहिं उपाय न दूजा ।
कलि केवल हरिगुणगण गाहा, गावत नर पावहिं भव थाहा ॥
कलियुग योग यज्ञ नहिं ज्ञाना, एक अधार रामगुण गाना ।
सब भरोस तजि जो भज रामहिं, प्रेम समेत गाव गुणग्रामहिं ॥
सो भव तर कछु संशय नाहीं, नामप्रताप प्रगट कलिमाहीं ।
कलिकर एक पुनीत प्रतापा, मानस पुण्य होइ नहिं पापा ॥

સત્યયુગમાં તો સર્વ યોગી વિજ્ઞાનીજ થતા હતા. અને તેઓ ધ્યાન અને જ્ઞાનથી ભવ તરી જતા હતા. ત્રેતાયુગમાં નાના પ્રકારના યજ્ઞો કરીને તેનું ફળ પ્રભુને સમર્પણ કરીને સંસારસાગરથી પાર થઇ જતા હતા. ૧ દ્વાપર યુગમાં શ્રી રઘુનાથજીનાં ચરણોની પૂજા કરીને મનુષ્યો સંસારસાગરથી પાર થઇ જતાં હતાં. બીજો ઉપાયજ ન હતો. અને કલિયુગમાં તો કેવળ હરિનાજ ગુણાનુવાદ ગાવાથી અને સ્મરણ કરવાથી મનુષ્ય સંસારસાગરના પારને પામે છે. ૨ કલિયુગમાં યોગ, યજ્ઞ અને જ્ઞાન કાંઇ પણ નથી માત્ર એક રામનાજ ગુણાનુવાદ ગાવાનોજ આધાર છે. જેથી સર્વ ભરોસાનો ત્યાગ કરીને જે રામનું ભજન કરે છે, અને પ્રેમસહ શ્રી રામના ગુણ સમૂહોનું ગાન કરે છે. ૩ તે સંસારસાગરથી તરી જાય છે, તેમાં જરા પણ સંશય નથી. કલિયુગમાં નામનો પ્રતાપ પ્રકટ છે. અને કલિયુગનો એક પવિત્ર પ્રતાપ એ છે કે, મનથી કરેલું પુણ્ય તો લાગી જાય છે. પણ મનથી કરેલું પાપ લાગતું નથી. પણ જો મનની પ્રેરણાથી શરીરકૃત પાપ હોય તોજ ફળ આપે છે. × ૪

दोहा—कलियुग सम युग आन नहिं, जो नर कर विश्वास ॥
गाइ रामगुणगण विमल, भव तर विनहिं प्रयास ॥ १५२ ॥

કલિયુગના સમાન બીજો એક પણ યુગ નથી; કારણ કે કલિયુગમાં મનુષ્ય વિશ્વાસ પૂર્વક શ્રી રામના ગુણાનુવાદ ગાઇને વિના પ્રયાસેજ સંસાર સાગરથી પાર થઈ જાય છે. કેવળ પરમેશ્વરનાં નામથીજ સર્વ સિદ્ધિ છે.[1] ૧૫૨

प्रगट चारि पद धर्मके, कलि महँ एक प्रधान ॥

× ભાગવતમાં લેખ છે કે-कृतेय द्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः। द्वापरे परिचर्यायां कलौतद्धरिकीर्त्तनात् ॥

૧ ગીતાજીમાં કહ્યું છે કે-सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज। अहंत्वा सर्व पापेभ्यो मोक्ष मिष्यामि माशुच ॥

**येन केन विधि दीन्हे, दान करै कल्यान ॥ १५३ ॥**

હે તાત ! ધર્મના ચાર પગ પ્રગટ છે. સત્ય, શૌચ, તપ અને દાન એ ધર્મના ચાર પગ છે. એ ચારમાંથી કલિયુગમાં એક ધર્મજ પ્રધાન છે કે, જે તે વિધિથી દાન કરવામાં આવે તો કલ્યાણ થાય છે.[1] ૧૫૩

**चौ०—कृतयुग धर्म होहिं सब केरे, हृदय राम मायाके प्रेरे ।**
**शुद्ध सत्व समता विज्ञाना, कृतप्रभाव प्रसन्न मनजाना ॥**
**सत्व बहुत कछु रजरतिकर्मा, सब विधि शुभ त्रेताकर धर्मा ।**
**बहु रज सत्व स्वल्प कछु तामस, द्वापर धर्म हर्ष भय मानस ॥**
**तामस बहुत रजोगुण थोरा, कलिप्रभाव विरोध चहुँ ओरा ।**
**बुध युगधर्म जानि मन माहीं, तजि अधर्म रत धर्म कराहीं ॥**
**काल कर्म नहिं व्यापहि ताही, रघुपतिचरण प्रीति अति जाही ।**
**नटकृत कपट त्रिकट खगराया, नट सेवकाहिं न व्यापै माया ॥**

હૃદયમાં રામની માયાની પ્રેરણાથી સર્વને નિત્ય યુગયુગના ધર્મ થયા કરે છે. જે સમય શુદ્ધતા, સત્ય, મિત્રભાવ અને વિશેષજ્ઞાન અર્થાત્ અનુભવ અને પ્રસન્નતા હોય છે, ત્યારે જાણી લેવું કે, અમારા હૃદયમાં સત્યયુગ વર્ત્તે છે. ૧ અને જ્યારે સત્વગુણ વૃદ્ધિ પામેલ હોય, અને જરા રજોગુણ પણ તેમાં આવી જાય. અને સર્વ પ્રકારે મન સુખી રહે તો જાણી લેવું કે, ત્રેતાયુગને ધર્મ વર્તે છે. અને જ્યારે રજોગુણ વિશેષ અને સત્વગુણ થોડો હોય, અને તે સમય જરા તેમાં તમોગુણ મળી જાય અને મનમાં હર્ષ તથા શોક બન્ને હોય તો જાણી લેવું કે દ્વાપરને ધર્મ વર્તે છે. ૨ અને જ્યારે તમોગુણ ઘણો, થોડો સાથે રજોગુણ હોય અને મનમાં ચારે તરફથી વિરોધજ જોવામાં આવે તો જાણી લેવું કે આ કલિયુગને ધર્મ છે. પંડિત લોકો મનમાં યુગના ધર્મ વિચારીને બીજા યુગનાં ધર્મ કરતા નથી; અર્થાત્ યજ્ઞાદિ અસાધ્ય જાણીને કેવળ રામનામનેજ જપ્યા કરે છે. અને તેનાં ચરિત્ર કહે છે તથા સાંભળે છે અને અધર્મ છોડી ધર્મ કરે છે. ૩ કલિયુગના અધર્મ જેને શ્રી રઘુનાથજીનાં ચરણોમાં પવિત્ર પ્રીતિ હોય છે. તેને વ્યાપતા નથી. હે ગરૂડજી ! જેમ નટનું કરેલાં કપટનું ચરિત્ર તેના શિષ્યને વ્યાપતું નથી, તે પ્રમાણેજ કલિયુગનું કપટચરિત્ર હરિના દાસોને વ્યાપતું જ નથી. ૪

**दोहा—हरिमायाकृत दोष गुण, बिनु हरिभजन न जाहिं ॥**

[1] तपः परंकृतयुगे त्रेतायां ज्ञानमुच्यते । द्वापरे यज्ञ मेवाहुर्दानमेकंकलौयुगे ॥

भजियराम सबकाम तजि, अस बिचारि मनमाहिं ॥ १५४ ॥

હરિની માયાના કરેલા દોષ અને ગુણ હરિના ભજન વગર જતાજ નથી. એ માટે સર્વ કામનાનો ત્યાગ કરી શ્રી રામચન્દ્રજીનું ભજન કરવું એજ સર્વોત્તમ છે. ૧૫૪

तेहि कलिकाल वर्ष बहु, बसेउँ अवध बिहँगेश ॥
परेउ दुकाल विपत्ति वश, तब मैं गयउँ विदेश ॥ १५५ ॥

હે ગરૂડજી ! એ સમય ઘણા વર્ષ સુધી હું અયોધ્યામાં રહ્યો. અને જ્યારે દુષ્કાળ પડયો. ત્યારે હું દુઃખી થઇને પરદેશમાં ગયો. ૧૫૫

चौ०–गयउँ उजैन सुनहु उरगारी, दीन मलीन दरिद्र दुखारी ।
गये काल कछु सम्पति पाई, तहँ पुनि करौं शम्भु सेवकाई ॥
विप्र एक वैदिक शिवपूजा, करै सदा तेहि काज न दूजा ।
परमसाधु परमारथ विन्दक, शंभुउपासक नहिं हरिनिन्दक ॥
सेवों मैं तेहिं कपट समेता, द्विज दयालु अति नीतिनिकेता ।
बाहिर नम्र देखि मुहिं सांई, विप्र पढाव पुत्रकी नांई ॥
शम्भुमंत्र मोहिं द्विजवर दीन्हा, शुभ उपदेश विविध विधि कीन्हा ।
जपैं मंत्र शिवमन्दिर जाई, हृदय दम्भ अहमिति अधिकाई ॥

હે ગરૂડજી ! ત્યારે હું ઉજ્જેન દીન, મલીન દરિદ્રી અને દુઃખી થઇને ગયો. ત્યાં થોડા દિવસ રહી થોડીએક સમ્પત્તિ સંપાદન કરી. અને પછી ત્યાં શ્રી સદાશિવજીની સેવા કરવા લાગ્યો. ૧ ત્યાં એક વૈદિક્ બ્રાહ્મણ કે જે સદા શ્રી સદાશિવજીની પૂજા કરતો હતો, અને તેને શ્રી શિવજીના પૂજન વગર બીજું એક પણ કામ ન હતું. તે અત્યન્ત સાધુ પરમાર્થને જાણવાવાળો શ્રી શિવજીનો ઉપાસક હતો. અને જેમ કેટલાક અજ્ઞાની વૈષ્ણવો શિવની અને શૈવ અજ્ઞાની વિષ્ણુની નિંદા કરે છે તેમ તે શિવજીનો અનન્ય ભક્ત છતાં પણ હરિની નિંદા કરતો નહતો. ૨ હું તેનું કપટ પૂર્વક સેવન કરતો હતો. તે બ્રાહ્મણ અત્યંત દયાળુ અને નીતિના તો સ્થાનરૂપ હતો. તે બ્રાહ્મણ મને ઉપરથી નમ્ર જોઇને પુત્રવત્ ભણાવતો હતો, અને મારાપર પ્રેમ રાખતો હતો. ૩ '**ॐ नमःशिवाय**' આ શ્રી શિવજીનો મંત્ર બ્રાહ્મણે મને આપ્યો. અને બીજા પણ અનેક અનેક પ્રકારના સુંદર ઉપદેશ આપતો હતો. હું સદાશિવજીના મંદિરમાં બેસીને મંત્ર જપતો હતો, પરન્તુ હૃદયમાં દંભ અને પાખંડ અધિક હતો. ૪

दोहा—मैं खल मलसंकुलमति, नीचजाति वश मोह ॥
द्विज हरिजन देखत जरौं, करौं विष्णु कर द्रोह ॥ १५६ ॥

એક તો હું દુષ્ટ, બીજું પાપ યુક્ત બુદ્ધિવાળો, નીચ જાતિ, મોહને વશ્ય થઇને હરિભક્ત બ્રાહ્મણને જોઇને મનમાં ને મનમાં બળતો હતો. અને વિષ્ણુનો દ્રોહ કરતો હતો. આવી મારી કલુષિત બુદ્ધિ હતી. ૧૫૬

सो०—गुरु नित मोहिं प्रबोध, दुखित देखि आचरण मम ॥
मोहिं उपजै अति क्रोध, दम्भिहि नीति कि भावई ॥ १५ ॥

ગુરૂ મને હમેશાં સમજાવતા. અને મારાં આચરણ જોઇને દુઃખી થતા હતા, ત્યારે તો મને બહુજ ક્રોધ ઉત્પન્ન થતો હતો; કારણ કે પાખંડીઓને નીતિ પસંદ પડતી નથી. ૧૫

चौ०—एकबार गुरु लीन्ह बुलाई, मोहिं नीति बहु भांति सिखाई ।
शिवसेवाकर फल सुत सोई, अविरल भक्ति रामपद होई ॥
रामहिं भजहिं तात शिव धाता, नर पामरकर केतिक बाता ।
जासु चरण शिव अज अनुरागी, तासु द्रोह सुख चहसि अभागी ॥
हरकहँ हरिसेवक गुरु कहेऊ, सुनि खगनाथ हृदय मम दहेऊ ।
अधम जाति मैं विद्या पाये, भयउँ तथा अहि दूध पियाये ॥
मानी कुटिल कुभाग्य कुजाती, गुरुसन द्रोह करौं दिनराती ।
अतिदयालु गुरु स्वल्प न क्रोधा, पुनि पुनि मोहिं सिखाव सुबोधा ॥
ज्यहिते नीच बडाई पावा, सो प्रथमहिं हठि ताहि नशावा ।
धूम अनलसम्भव सुन भाई, तेहिं बुझाव घन पदवी पाई ॥
रज मग परी निरादर रहई, सबकर पद प्रहार नित सहई ।
मरुत उडाइ प्रथम तेहि भरई, पुनि नृप नयन किरीटन्ह परई ॥
सुन खगपति असससुझि प्रसंगा, बुध न करहिं अधमनकर संगा ।
कवि कोविद गावहिं अस नीती, खलसन कलह न भलसन प्रीती ॥
उदासीन बरु रहिय गुसांई, खल परिहारिय श्वानकी नांई ।
मै खल हृदय कपट कुटिलाई, गुरु हित कहै न मोहिं सुहाई ॥

એકવાર ગુરૂએ મને બોલાવીને અનેક પ્રકારે નીતિનું શિક્ષણ આપ્યું. અને કહેવા લાગ્યા કે–હે પુત્ર ! શ્રી સદાશિવજીની સેવા કરવાનું એ ફળ છે કે તેથી શ્રી રઘુનાથજીનાં ચરણોમાં અચલ ભક્તિ થાય છે. ૧ હે તાત ! રામને તો શિવ અને બ્રહ્મા પણ ભજે છે. તો પછી પામર મનુષ્યોની તે વાતજ શી

કરવી ? જેનાં ચરણોમાં શિવ, બ્રહ્મા પ્રેમ કરે છે. તેનો દ્રોહ કરીને હે મંદ-ભાગ્યવાળા ! તું સુખની ઇચ્છા રાખે છે. ૨ જ્યારે ગુરૂજીએ શ્રી સદાશિવજીને નારાયણના સેવક કહ્યા તે સાંભળતાંની સાથેજ હે ગરૂડજી ! મારૂં હૃદય બળવા લાગ્યું. હું નીચ જાતિ વિદ્યા મેળવી જેમ દૂધ પાવાથી સાપ ઉદ્ધત્ત થઇ જાય છે તેમ હું પણ ઉદ્ધત્ત થઇ ગયો હતો. × ૩ હું અભિમાની, કુટિલ, નિર્ભાગી, અને કુજાત રાત અને દિવસ ગુરૂનો દ્રોહ કરતો હતો. અને ગુરૂજી તો અત્યંત દયાળુ હતા. જેને જરા પણ ક્રોધ ન હતો. તે તો વારમ્વાર મને જ્ઞાનનુંજ શિક્ષણ આપતા હતા. ૪ પરંતુ નિચ પુરૂષો જે દ્વારા મોટાઈ કેળવે છે, પ્રથમ તેનોજ અવશ્ય તે નાશ કરે છે. જેમકે અગ્નિથી ધૂમાડાની ઉત્પત્તિ છે છતાં તેજ ધૂમાડો જ્યારે વાદળને મળે છે ત્યારે તેજ વૃષ્ટિરૂપે થઇને તે અગ્નિને ઠારી નાખે છે. ૫ ધૂળ માર્ગમાં અપમાન પૂર્વક પડી રહે છે, અને હમેશાં સર્વનાં ચરણોના પ્રહારને સહન કર્યા કરે છે. તેજ ધૂળ પ્રથમ પવનથી ઉપર ઉડીને પ્રથમ તેનેજ—પવનનેજ મલીન કરે છે અને પછી રાજાનાં નેત્ર અને મુકુટમાં પડીને દુઃખ આપે છે. ૬ હે ગરૂડજી ! આ પ્રસંગ સમજીને સમજુ લોકો નીચ લોકોનો પ્રસંગ કરતા નથી. કવિ અને પંડિત એવી નીતિ વર્ણવે છે કે, દુષ્ટોની સાથે વિરોધ અને પ્રીતિ બેય સારાં નથી. ૭ હે ગુંસાઇ ! સદા ઉદાસીનભાવનું અવલંબન કરીને રહેનારા દુષ્ટો સાથે પ્રીતિ અને વૈર બેમાંથી એક પણ ન કરતાં એ દુષ્ટોને કુતરાના સમાન અપવિત્ર જાણીને તેનો ત્યાગ કરી દેવો. હું દુષ્ટ હૃદયવાળો જેથી મારામાં કપટ અને કુટિલતા ઘણીજ હતી. ગુરૂજી મારા શ્રેયાર્થે હિતકારી વચનો કહેતા હતા પણ મને તે વાર્તા સારી લાગતી ન હતી. ૮

**दोहा—एक बार हरमन्दिर, जपत रह्यउँ शिव नाम ॥**
**गुरुआये अभिमान ते, उठि नहिं कीन्ह प्रणाम ॥ १५७ ॥**

એક સમય હું શ્રી સદાશિવજીના મંદિરમાં બેઠો બેઠો શિવમંત્ર જપતો હતો. એ સમયમાં ગુરૂ ત્યાં આવ્યા. મેં ઉઠીને તેને પ્રણામ કર્યા નહિ. મેં મારા મનમાં એ વિચાર કર્યો કે. આ સમય હું શિવજીના મંદિરમાં બેઠોછું, જપ કરૂંછું તેથી પ્રણામ કરવાની જરૂર નથી. ૧૫૭

**सो दयालु नहिं कहेउ कछु, उर न रोष लवलेश ॥**
**अति अघ गुरुअपमानता, सहि नहिं सके महेश ॥ १५७ ॥**

× उपदेशोहि मूर्खाणां प्रकोपाय न शान्तये । पयःपानं भुंजगानां केवलं विष वर्द्धनं ॥ १ ॥

પરન્તુ ગરૂજી બહુજ દયાળુ હતા, તેથી તે તો કાંઇ પણ બોલ્યાજ નહિ. હૃદયમાં તેમને તો જરા પણ ક્રોધ આવ્યો જ નહિ; પરન્તુ ગુરૂને પ્રણામ ન કરવાથી જે મહા પાપ થયું, તેને શ્રી સદાશિવજી સહન કરી શકયા નહિ. ૧૫૮

**चौ०–मन्दिर मांझ भई नभवानी, रे हतभाग्य अधम अभिमानी ।**
**यद्यपि तव गुरु स्वल्प न क्रोधा, अति कृपालु चित सम्यकबोधा ॥**
**तदपि शाप देहौं शठ तोहीं, नीति विरोध सुहात न मोहीं ।**
**जो नहिं करौं दण्ड शठ तोरा, भ्रष्ट होइ श्रुति मारग मोरा ॥**
**जो शठ गुरुसन ईर्षा करहीं, रौरव नरक कल्पशत परहीं ।**
**त्रिजगयोनि पुनि धरहिं शरीरा, अयुत जन्मभरिं पावहिं पीरा ॥**
**बैठि रहेसि अजगर इव पापी, होसि सर्प खल मल मति व्यापी ।**
**महा विटप कोटर महँ जाई, रहु रे अधम अधोगति पाई ॥**

તે સમય મંદિરમાંથી આ પ્રકારે આકાશ વાણી થઇ કે,–અરે હતભાગ્ય! નીચ અભિમાની! જો કે તારા ગુરૂને જરા પણ ક્રોધ નથી અને ચિત્તથી અત્યંત દયાળુ છે, પૂર્ણ જ્ઞાની છે, જેને માનાપમાન સમાન છે. ૧ હે મૂર્ખ! છતાં પણ હું તને શાપ દઉં છું. નીતિથી વિરોધ કરવા વાળો મને પ્રિયજ નથી. હે મૂર્ખ! જો હું તને દંડ ન આપું તો મારો શ્રુતિ–વેદ માર્ગ ભ્રષ્ટ થઈ જાય, વેદમાં આજ્ઞા છે કે, ગુરૂ સામે ઉઠીને તેનું સન્માન કરવું. ૨ જે કોઇ મૂર્ખ ગુરૂ સાથે ઇર્ષ્યા રાખે છે, તે સો કલ્પ સુધી જઇને રૌરવ નર્કમાં પડે છે. પછી ત્રિજગ યોનિ અર્થાત્ સર્પાદિક જીવોનું શરીર ધારણ કરીને દશ હજાર વર્ષ સુધી દુઃખ ભોગવે છે. ૩ હે પાપી! તું ગુરૂને જોઇ જે પ્રમાણે અજગરના સમાન બેશી રહ્યો. એ માટે અરે હીનમતિ વાળા! તું સપ થઇ જા. મોટા ઝાડોનાં પોલાણમાં જઇને અરે નીચ! તું મહા નીચ ગતિને પ્રાપ્ત થા. ૪

**दोहा–हाहाकार कीन्ह गुरु, सुनि दारुण शिवशाप ।**
**कंपित मोहिं विलोकि अति, उर उपजा परिताप ॥ १५९ ॥**

શ્રી સદાશિવજીનો આવો મહા કઠિણ શાપ શ્રવણ કરીને ગુરૂજી તો હાહાકાર કરવા લાગ્યા. અને મને થરથર ધ્રૂજતો જોઇને તેમના મનમાં બહુજ દુઃખ ઉત્પન્ન થયું. ૧૫૯

**करि दण्डवत सप्रेम गुरु, शिव सन्मुख करजोरि ।**
**विनय करत गद्गद गिरा, समुझि घोर गति मोरि ॥ १६० ॥**

ગુરૂજી તો પ્રેમ પૂર્વક દંડવત્ કરીને શ્રીસદાશિવજીના સન્મુખ હાથ જોડીને ગદ્દગદ્દ વાણીથી મારી ઘોર ગતિ સમજીને વિનતિ કરવા લાગ્યા. જે મારા ગુરૂએ વિનતિ કરી છે, તે આ રૂદ્રાષ્ટક નામથી પ્રસિદ્ધ છે. ૧૯૦

॥ भुजंगप्रयात छंद ॥

नमामीशमीशान निर्वाणरूपं, विभुंव्यापकं ब्रह्मवेदस्वरूपं ।
अजंनिर्गुणं निर्विकल्पं निरीहं, चिदाकाशमाकाशवासंभजेहं ॥
निराकार मोंकार मूलंतुरीयं, गिराज्ञानगोतीतमीशंगिरीशं ।
करालं महाकालकालं कृपालुं, गुणागारसंसारपारंनतोहं ॥ २७ ॥
तुषाराद्रिसंकाशगौरंगभीरं, मनो भूतकोटिप्रभासीशरीरं ।
स्फुरन्मौलिकल्लोलिनीचारुगंगा, लसद्भालबालेंदुकंठेभुजंगा ॥
चलत्कुंडलं शुभ्रनेत्रं विशालं, प्रसन्नाननंनीलकंठंदयालं ।
मृगाधीशचर्माम्बरं मुण्डमालं, प्रियं शंकरंसर्वनाथं भजामि ॥ २८ ॥
प्रचण्डं प्रकृष्टं प्रगल्भं परेशं, अखंडंअजंभानुकोटिप्रकाशं ।
त्रयीशूलनिर्मूलनं शूलपाणिं, भजेहं भवानीपतिं भावगम्यं ॥
कलातीतकल्याणकल्पांतकारी, सदासज्जनानंददातापुरारी ।
चिदानंदसंदोहमोहापहारी, प्रसीदप्रसीद प्रभो मन्मथारी ॥ २९ ॥
न यावद् उमानाथ पादारविंदं, भजंतीहलोके परेवानराणाम् ।
न तावत्सुखं शांतिसंतापनाशं, प्रसीदप्रभो सर्वभूताधिवासं ॥
नजानामि योगं जपं नैवपूजां, नतोहंसदा सर्वदाशम्भुतुभ्यं ।
जराजन्मदुःखौघतातप्यमानं, प्रभोपाहिआपन्नमामीशशंभो ॥ ३० ॥

હે ઇશાન ઇશ ! મુક્તિરૂપ આપ વિભુ અર્થાત્ સમર્થ, વ્યાપક, બ્રહ્મ અને વેદ સ્વરૂપ છો. સ્વયં પ્રકટ થવાવાળા, ગુણોથી રહિત, અને નિર્વિકલ્પ અર્થાત્ એકરસ રહેવાવાળા અને નિરીહ–ચેષ્ટા રહિત, સૂક્ષ્મ તથા મહા આકાશમાં વાસ કરવાવાળા જેમાં આકાશના સમાન નિર્મળ છો વા ચિન્મય અને આકાશવત્ સર્વ વ્યાપક છો એવા આપનું હું ભજન કરૂં છું. ૧

આકારથી રહિત, ઓંકારના મૂળ અને તુરીય અર્થાત્ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિથી પર, વચન, જ્ઞાન, અને ઇન્દ્રિયોથી પર, કૈલાસના સ્વામી અને કરાલ જે મહાકાળ છે તેના પણ આપ કાળ છો. આપ કૃપાળુ છો. ગુણોના સ્થાન, ગુણ અને સંસારથી પર આપ છો. એવા શ્રીશિવજીને હું નમસ્કાર કરૂં છું. ૨

આપનો હિમાલયપર્વતના સમાન ગૌર અને ગંભીર વર્ણ છે. કરોડો

કામદેવના સમાન આપના શરીરની શોભા છે. મસ્તકના ઉપર ગંગાજી આનંદથી શોભી રહેલાં છે. લલાટમાં બીજનો ચન્દ્રમા શોભી રહેલો છે. અને કંઠમાં સર્પ શોભી રહેલ છે, જેથી આપનો અલૌકિક્ ચમત્કાર પ્રકટ જણાય છે. ૩

આપના કાનોમાં કુંડલ ડોલી રહેલાં છે, અને મોટાં મોટાં ઉજ્જવળ નેત્ર છે. પ્રસન્ન મુખવાળા નીલકંઠ છો. દયાના ઘરછો. સિંહનું ચામડું અને મુંડોની માળા આપને પ્રિય છે. એવા સર્વના નાથ આપ શંકર અર્થાત્ કલ્યાણુકારક છો, હું આપનું ભજન કરૂં છું. ૪

આપ પ્રચન્ડ-તીક્ષ્ણુ અને અતિ ઉત્તમ, કોઇથી પણુ દબાઓ નહિ એવા, મોટા ઈશ્વર અખન્ડ-ખન્ડ જેનો ન થઈ શકે, માયા રહિત, કરોડો સૂર્યના સમાન તેજસ્વી છો. અને ત્રણે શૂળોનો નાશ કરવા વાળા, ત્રિશૂળને હાથમાં રાખવાવાળા, આપ પ્રેમથી પ્રાપ્ત થાઓછો. એવા ભવાનીપતિ આપને હું દંડવત્ કરૂંછું. ૫

આપ કાળથી ભિન્ન કલ્યાણુ અને કલ્પાંત અર્થાત્ પ્રલયને કરવા વાળા છો. સદા સજ્જનોને આનંદ દેવાવાળા, ત્રિપુરાસુરના શત્રુ અને ચૈતન્ય આનંદના સમૂહરૂપ છો. મોહ અને અજ્ઞાનના હર્ત્તા, કામદેવનો નાશ કરનાર હે પ્રભુ ! મારા ઉપર કૃપા કરીને રક્ષા કરો. ૬

હે ઉમાનાથ ! જ્યાં સુધી સર્વ જીવોથી સેવા કરતાં આપના ચરણારવિન્દોનું જે સેવન કરતો નથી. ત્યાં સુધી આ લોક તથા પરલોકમાં તે લોકોને સુખ અને શાન્તિની પ્રાપ્તિ થતીનથી. તેમજ સંતાપનો નાશ પણુ થતો નથી. હે પ્રભો ! સર્વ પ્રાણીઓના વાસસ્થાન એવા જે આપ તે પ્રસન્ન થાઓ. ૭

હું યોગ, જપ, કે પૂજા કાંઈ જાણુતો નથી. કેવળ સદા સર્વદા હે શંભો! આપનેજ નમસ્કાર કરૂં છું. અને વૃદ્ધાવસ્થા અને જન્મ, મૃત્યુનાં દુઃખોથી જે હું દુઃખી છું. તે હું આપને શરણુ આવેલો છું માટે મારી અને શાપથી મારા શિષ્યની રક્ષા કરો. હું આપને નમસ્કાર કરૂંછું. ૮-૨૭

**श्लोक—रुद्राष्टकमिदं प्रोक्तं विप्रेण हरतुष्टये ।**
**ये पठंति नरा भक्त्या तेषां शम्भुःप्रसीदति ॥ ४ ॥**

બ્રાહ્મણે આ રૂદ્રાષ્ટક બનાવીને શ્રીશિવજીને પ્રસન્ન કરીયા. જે કોઈ મનુષ્ય આ રૂદ્રાષ્ટકનો પાઠ કરશે, તેના ઉપર શ્રીસદાશિવજી પ્રસન્ન રહેશે. ૪

**दोहा—सुनि विनती सर्वज्ञशिव, देखि विप्र अनुरागु ।**
**पुनि मन्दिर बाणी भई, हे द्विजवर वर मांगु ॥ १६१ ॥**

સર્વજ્ઞ શ્રીસદાશિવજી, બ્રાહ્મણુની આ પ્રમાણે વિનતિ શ્રવણુ કરી અને

તેનો પોતાનામાં અત્યંત પ્રેમ જોઇને પ્રસન્ન થયા. અને પુનઃ મંદિરમાંથી આકાશવાણી થઈ કે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હું તારા ઉપર પ્રસન્ન છું. વરદાન માગ. ૧૬૧

जो प्रसन्न प्रभु मोहिपर, नाथ दीनपर नेहु ।
निजपदभक्ति देहु प्रभु, पुनि दूसर वर देहु ॥ १६२ ॥

એટલે તો બ્રાહ્મણે હાથ જોડીને કહ્યું કે–હે પ્રભુ! જો આપ મારા ઉપર પ્રસન્ન છો. અને દીનોના ઉપર પ્રેમ રાખોછો તો હે પ્રભુ! એક તો આપ આપનાં ચરણોની ભક્તિ આપો અને બીજું એ વરદાન આપો કે–૧૬૨

तव मायावश जीव जड, सन्तत फिरै भुलान ।
तेहिपर क्रोध न करिय प्रभु, कृपासिन्धु भगवान ॥ १६३ ॥

આ મૂર્ખ જીવ આપની માયાને વશ થઇને સદા ભૂલ્યો ફરે છે. હે પ્રભો! કૃપાના સાગર ભગવાન્ ઐશ્વર્યવાન્ આપ આવા જીવો ઉપર ક્રોધ ન કરો; કેમકે એક તો એઓ તે આપની માયાથી ભ્રમ્યા કરે છે. તો પછી તેના ઉપર ક્રોધ કરવાથી શું ફાયદો છે. ૧૬૩

शंकर दीनदयालु अब, यहिपर होहु कृपाल ।
शापानुग्रह होइ ज्यहि, नाथ थोरही काल ॥ १६४ ॥

હે શંકર! કલ્યાણકર્ત્તા! દીનોના ઉપર દયા કરવાવાળા! હવે આ મારા શિષ્યના ઉપર દયા કરો. હે સ્વામિન! એવું કરો કે, આના ઉપર થોડાજ સમયમાં શાપાનુગ્રહ થઇ જાય; અર્થાત્ એ આપના શાપથી મુક્ત થઈ જાય. ૧૬૪

चौ०—इहिकर होइ परम कल्याना, सोइ करहु अब कृपानिधाना ।
विप्रगिरा सुनि परहित सानी, एवमस्तु इति भइ नभबानी ॥
यदपि कीन्ह यह दारुणपापा, मैं पुनि दीन्ह क्रोधकरि शापा ।
तदपि तुम्हारि साधुता देखी, करिहौं इहिपर कृपा विशेषी ॥
क्षमाशील जे परउपकारी, ते द्विज प्रिय मोहि यथा खरारी ।
मोर शाप द्विज मृषा न होई, जन्म सहस्र पाव यह सोई ॥
जन्मत मरत दुसह दुख होई, इहिकहँ स्वल्प न व्यापिहि सोई ।
कौनिहु जन्म मिटिहि नहिं ज्ञाना, सुनहु शूद्र मम वचन प्रमाना ॥
रघुपतिपुरी जन्म तव भयऊ, पुनि तैं ममसेवा मन दयऊ ।
पुरीप्रभाव अनुग्रह मोरे, रामभक्ति उपजहि उर तोरे ॥
सुन ममवचन सत्य अब भाई, हरितोषकव्रत द्विजसेवकाई ।

अब जनि करसि विप्र अपमाना, जानसि ब्रह्म अनन्तसमाना ॥
इन्द्रकुलिश ममशूल विशाला, कालदण्ड हरिचक्र कराला ।
जो इनकर मारा नहिं मरई, विप्ररोषपावक सो जरई ॥
अस विवेक राखेहु मनमाहीं, तुमकहँ जग दुर्लभ कछु नाहीं ।
औरौ एक आशिषा मोरी, अप्रतिहत गति होइहि तोरी ॥

હે શંકર ! એવી કૃપા કરો કે જેથી આ મારા શિષ્યનું કલ્યાણ થાય. બ્રાહ્મણની પરોપકાર યુક્ત વાણી સાંભળીને 'एवमस्तु' એમજ થશે. એ પ્રમાણે આકાશ વાણી થઇ. ૧ જોકે એણે આ દારૂણ પાપ કર્યું છે, અને મેં ક્રોધ કરી શાપ આપ્યો છે, છતાં પણ તમારી સજ્જનતા નિરખીને આના ઉપર વિશેષ કૃપા કરતો રહીશ. ૨ જે પુરૂષ ક્ષમાશીલ છે; અર્થાત્ ક્ષમા કરયા કરે છે. જો કોઇ કઠોર વચન કહે તો તેને સહન કરી લીએ છે, મને જે કોઈ પાત્રકાનો ઉપકાર કરે છે, તે બ્રાહ્મણ મને શ્રીરઘુનાથજીના સમાન પ્રિય છે. હે બ્રાહ્મણ ! મારો શાપ તો અસત્ય નહિજ થાય, આ જન્મ તો અવશ્ય હજાર પામશેજ. ૩ પરન્તુ કોઈ પણ જન્મમાં એના જ્ઞાનનો નાશ થશેજ નહિ. આ મારૂં વચન પ્રમાણરૂપ છે. જન્મ-મરણમાં જે મહા દુઃખ થાય છે, તે દુઃખ આ તારા શિષ્યને જરા પણ વ્યાપશેજ નહિ. ૪ હે શૂદ્ર! તારો જન્મ શ્રીરામચન્દ્રજીની પુરીમાં થયો છે, અને વળી મારી સેવામાં તે મન લગાવ્યું છે, તો પુરીની કૃપા અને મારા અનુગ્રહથી તારા હૃદયમાં રામચન્દ્રજીની અવિચલ ભક્તિનો પ્રકાશ થશે. ૫ હે ભાઇ ! હવે મારાં વચન જે સત્ય અને સાર રૂપ છે તેને શ્રવણ કરય. ઇશ્વરને સંતોષ આપનારૂં વ્રત તો બ્રાહ્મણની સેવા કરવાના સમાન બીજું એકપણ નથી. આજ પછી કોઇ દિવસે હવે બ્રાહ્મણનો નિરાદર કરીશ નહિ. બ્રાહ્મણને તો સદા સ્વતંત્ર અને ઇશ્વર સમાન જાણવા. ૬ ઇન્દ્રના વજ્ર; મારા ત્રિશૂળ, યમરાજના દંડ અને નારાયણના ચક્રથી કદાચ માર્યો ન જાય તે પણ બ્રાહ્મણના ક્રોધરૂપી અગ્નિથી ભસ્મ થઈ જાય છે. અવધ્ય પણ બ્રાહ્મણના કોપથી નાશ પામે છે. ૭ આવું જ્ઞાન મનમાં રાખવું. તને જગત્માં કાંઇપણ દુર્લભ.રહેશેજ નહિ. અને એક બીજો પણ મારો આશીર્વાદ છે કે. તારી સ્વચ્છન્દ ગતિ થશે. તું કયાંય પણ એટલે કે કોઈ પણ લોકમાં કે કોઈપણ પ્રદેશમાં જતાં અટકીશજ નહિ. ૮

दोहा—सुनि शिववचन सप्रेम गुरु, एवमस्तु इति भाषि ।
मोहिं प्रबोधि गयउ गृह, शंभुचरण उर राखि ॥ १६९ ॥

શ્રીસદાશિવજીનાં આવાં પ્રેમ ભરેલાં વચન શ્રવણ કરી મારા ગુરૂ 'एव-

મસ્તુ' એમજ થાઓ એમ કહીને મને બહુજ સમજાવીને, શ્રીશિવજીનાં ચરણોને હૃદયમાં ધારણ કરીને પોતાને ઘેર ચાલ્યા ગયા. ૧૬૫

प्रेरित काल विंध्यगिरि, जाइ भयउँ मैं व्याल।
बिनु प्रयास सो तनु तजेउँ, नाथ थोरही काल॥ १६६॥

ત્યાર પછી હું મરવા ઉપરાંત વિંધ્યાચલ પર્વતના ઉપર જઈને સર્પ થયો. હે ગરૂડજી! થોડાજ સમયમાં વિના પ્રયાસે તે શરીરનો ત્યાગ કર્યો. ૧૬૬

जो तनु धरौं सो तजौं पुनि, अनायास हरियान।
जिमि नूतनपट पहिरिकै, नर परिहरै पुरान॥ १६७॥

હે ગરૂડજી! હું જે જે શરીર ધારણ કરૂં તે તે શરીર અનાયાસે ત્યાગી દઊં, જરાપણ કલેશ શરીર ધારણ કરવામાં મને થતો ન હતો. જેમ જુનું કપડું ઉતારીને મનુષ્ય નવું કપડું પેહેરે છે: તેવી મારી દશા હતી. ૧૬૭

शिव राखेउ श्रुति नीति विधि, मैं नहिं पाव कलेश।
इहिविधि धरेउँ विविध तनु, ज्ञान न गयउ खगेश॥ १६८॥

શ્રી સદાશિવજીએ વેદની નીતિ રાખી, મને જરા પણ કલેશ થયોજ નહિ, આ પ્રકારે અનેક શરીર ધારણ કર્યાં. પરંતુ હે ગરૂડજી! જ્ઞાન ગયું નહિ. જ્ઞાન તો સમ્પૂર્ણ રીતે હતુંજ. ૧૬૯

चौ०—त्रियग योनि जो जो तनु धरेऊं, तहँ तहँ रामभक्ति अनुसरेऊं।
एक शूल मोहिं बिसरु न काऊ, गुरुके कोमल शील स्वभाऊ॥
चर्मदेह द्विजकर मैं पाई, सुरदुर्लभ पुराण श्रुति गाई।
खेलौं तहां बालकन मीला, करौं सकल रघुनायकलीला॥
प्रौढभये मोहिं पिता पढावा, समुझौं सुनौं गुणौं नहिं भावा।
मनते सकल वासना भागी, केवल रामचरणलयलागी॥
कहु खगेश अस कवन अभागी, खरीसेव सुरधेनुहि त्यागी।
प्रेम मगन मोहिं कछु न सुहाई, हारेउ पिता पढाय पढाई॥
भयउ कालवश जब पितु माता, मैं वन गयउँ भजन जनत्राता।
जहँ जहँ विपिन मुनीश्वर पावों, आश्रम जाइ जाइ शिरनावों॥
पूँछौं तिनहिं रामगुणगाहा, कहौं सुनौं हर्षित खगनाहा।
सुनत फिरौं हरिगुण अनुवादा, अव्याहतगति शंभुप्रसादा॥
छूटी त्रिविध ईर्षणा गाढी, एक लालसा उर अति बाढी।

**रामचरणपंकज जब देखौं, तब निज जन्म सफल करि लेखौं ॥**
**जेहि पूँछौं सो मुनि असकहई, ईश्वर सर्वभूतमय अहई ।**
**निर्गुण मत नहिं मोहिं सुहाई, सगुण ब्रह्मरति उर अधिकाई ॥**

સર્પાદિક્ યોનિમાં જે જે શરીર મેં ધારણ કર્યાં ત્યાં ત્યાં શ્રી રઘુથાનજીની ભક્તિનું અનુસરણ કર્યા કરતો હતો. મને એક દુઃખ હતું તે હું કદિપણ ભૂલ્યો ન હતો. મારા ગુરૂનો જો કે શીલ સ્વભાવ હતો. પણ તેનું જે મેં અપમાન કરેલું તે દુઃખ મને અસહ્ય હતું. ૧ મને છેલ્લો બ્રાહ્મણનો દેહ પ્રાપ્ત થયો. કે જે દેહ દેવતાઓને પણ દુર્લભ છે. એમ વેદ તથા પુરાણ કહે છે. ત્યાં બાળકોની સાથે મળીને રમતો હતો. અને શ્રી રઘુનાથજીનીજ સકલ લીલા કરતો હતો. ૨ મોટો થતાં મારા પિતાએ ભણવા માટે મને ગુરૂને ત્યાં મોકલ્યો. ગુરૂને ત્યાં સર્વ સાંભળું. સમજું. ગણું. શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરૂં, પણ તે વાત મારા મનમાં રૂચેજ નહિ. મારા મનની સર્વ વાસના નિર્મૂળ થઇ ગઇ. કેવળ રામના ચરણોમાં તદાકાર પ્રીતિ લાગી ગઇ.× ૩ હે ગરૂડજી ! એવો કોણ નિર્ભાગી છે કે જે કામધેનુનો ત્યાગ કરીને ગધેડીનું સેવન કરે. અર્થાત્ ભક્તિનો ત્યાગ કરીને કોણ ભણે ? હું તો પ્રેમમાં મગ્ન રહેતો હતો. મને તો કાંઇ પણ સારૂં લાગતું જ ન હતું. અંતે મારા પિતાજી ભણાવી ભણાવીને હારી ગયા. ૪ જ્યારે માતાપિતા કાળવશ થઇ ગયાં ત્યારે હું જનોનું રક્ષા કરવાવાળાનું ભજન કરવાને માટે વનમાં ગયો. અને વનમાં જ્યાં જ્યાં મુનિશ્વરોનાં આશ્રમો જોઊં ત્યાં ત્યાં તેની પાસે જઇને મસ્તક નમાવું. ૫ અને તેઓને શ્રી રઘુનાથજીના ગુણોની કથા પુછું. અને તેઓ જે કહે તે હું શ્રવણ કરૂં અને બહુજ પ્રસન્ન થાઊં. આ પ્રમાણે નારાયણના ગુણાનુવાદ સાંભળતો ફરૂં. શ્રી શિવજીની કૃપાથી મારી સ્વચ્છન્દ ગતિ તો હતીજ. ૬ હે તાત ! ત્રણ પ્રકારની લોકેષણા વિત્તેષણા અને પુત્રેષણા એ બહુજ પ્રબળ ઇચ્છાઓ છે. એ ત્રણે ઇચ્છાઓ છૂટી ગઇ. અને હૃદયમાં દિવસો દિવસ વિશેષ પ્રીતિ વૃદ્ધિ પામતી ગઈ. અને એક ઇચ્છા વિશેષ પ્રબળ થઈ. એ પ્રબળ ઇચ્છા એ હતી કે,–જ્યારે શ્રી રામનાં કોમળ ચરણકમળ દેખું ત્યારે મારા જન્મને સફળ માનું. ૭ હું જે જે મુનિને પુછું તો તે સર્વ એજ વાત કહે કે–ઇશ્વરનાં દર્શન કેવાં; તે તો સર્વમાં વર્તમાન છે; પરન્તુ આ નિર્ગુણનો મત મને પ્રિય લાગેજ નહિ. મારા હૃદયમાં તો સગુણ બ્રહ્મની વિશેષ પ્રીતિ હતી. ૮

**दोहा–गुरुके वचन सुरति करि, रामचरण मन लाग ।**

---

× पूजा कोटि समंस्तोत्र स्तोत्रकोटि समंजपः । जपकोटि समं ध्यानं ध्यान कोटि समोलयः ॥

**रघुपति यश गावत फिरौ, क्षण क्षण नव अनुराग ॥ १६९ ॥**

ગુરૂનાં વચનનું સ્મરણ કરીને મારૂં મન શ્રી રઘુનાથજીનાં ચરણોમાં લવલીન થઇ ગયું. શ્રી રામના જ યશ ગાતો ફરૂં. મને ક્ષણે ક્ષણે નવીન અનુરાગ–પ્રેમ થયા કરતો હતો. ૧૬૯

**मेरुशिखर वटछाया, मुनिलोमश आसीन ।**
**देखि चरण शिर नायउँ, वचन कहेउँ अतिदीन ॥ १७० ॥**

સુમેરૂ પર્વતના ઉપર વડનું ઝાડ છે. તેની છાયામાં લોમશ ઋષિ બેઠા હતા. તેને જોતાંની સાથેજ મેં તેને મસ્તક નમાવ્યું. એ ઋષિનું એક પ્રલયમાં એક રૂંવાડું ખરતું હતું. તેની પાસે દીન વચન બોલ્યો. ૧૭૦

**सुनि मम वचन विनीत मृदु, मुनिकृपालु खगराज ।**
**मोहिं सादर बूझत भयउ, द्विजआयउ केहिकाज ॥ १७१ ॥**

હે ગરૂડજી ! મારા કોમળ અને નીતિયુક્ત વચન શ્રવણ કરીને તે કૃપાળુ મુનિ આદર પૂર્વક મને પૂછવા લાગ્યા કે હે બ્રાહ્મણ ! શામાટે અહિં આવ્યાછો. ૧૭૧

**तब मैं कहेउँ कृपानिधि, तुम सर्वज्ञ सुजान ।**
**सगुणब्रह्म अवराधना, मोहिं कहहु भगवान ॥ १७२ ॥**

આવું લોમશ ઋષિનું પુછવું થતાં મેં કહ્યું કે–હે કૃપાસાગર ! આપ સર્વજ્ઞ અર્થાત્ સર્વ કાંઇ જાણો છો. અને ચતુર છો. હે ભગવાન્ ! આપ મને સગુણ બ્રહ્મની આરાધના બતાવો. ૧૭૨

**चौ०–तब मुनीश रघुपति गुणगाथा, कहेउ कछुक सादर खगनाथा ।**
**ब्रह्मज्ञानरत मुनि विज्ञानी, मोहिं परम अधिकारी जानी ॥**
**लागे करन ब्रह्म उपदेशा, अज अद्वैत अगुण हृदयेशा ।**
**अकल अनीह अनाम अरूपा, अनुभवगम्य अखंड अनूपा ॥**
**मनगोतीत अमल अविनाशी, निर्विकार निरवधि सुखराशी ।**
**सो तैं ताहि तोहिं नहिं भेदा, वारि वीचि इव गावहिं वेदा ॥**
**विविधभांति मोहिं मुनि समुझावा, निर्गुणमत मम हृदय न आवा ।**
**पुनि मैं कहेउँ नाइ पदशीशा, सगुण उपासन कहहु मुनीशा ॥**
**रामभक्ति जल मम मन मीना, किमि बिलगाइ मुनीश प्रवीना ।**

सोइ उपदेश कहहु करि दाया, निजनयनन देखौं रघुराया ॥
भरिलोचन बिलोकि अवधेशा, तब सुनिहौं निर्गुण उपदेशा ।
पुनि मुनि कह हरिकथा अनूपा, खंडि सगुणमत अगुणनिरूपा ॥
तब मैं निर्गुण मत करि दूरी, सगुण निरूपौं करि हठ भूरी ।
उत्तर प्रत्युत्तर मैं कीन्हा, मुनि उर भयउ क्रोधकर चीन्हा ॥
सुन प्रभु बहुत अवज्ञा किये, उपजा क्रोध ज्ञानिहुके हिये ।
अति संघर्षण करे जो कोई, अनल प्रगट चन्दनते होई ॥

હે ગરૂડજી ! મારાં વચન શ્રવણ કરી, મુનિરાજે તો આદરથી થોડા એક શ્રી રામચન્દ્રજીના ગુણો સંભળાવ્યા; પરન્તુ તે મુનિ તો બ્રહ્મજ્ઞાનમાં પ્રીતિ રાખવાવાળા હતા, અને તે પરમ અધિકારી જાણીને આ સમજી શકશે એવું ધારીને, ૧ મને બ્રહ્મનો ઉપદેશ કરવા લાગ્યા. કે બ્રહ્મ અજ છે, અદ્વૈત છે, સર્વના હૃદયમાં બિરાજે છે. કળા રહિત, ઇચ્છા રહિત અને રૂપ રહિત છે, અખંડ છે, અનૂપ છે અને અનુભવથી જાણવામાં આવે છે. ૨ મન અને ઇન્દ્રિયોથીપર, પાપ રહિત, અવિનાશી–નાશ રહિત, નિર્વિકાર–વિકાર રહિત. (જન્મ, વૃદ્ધિ, વિવર્ણ, ક્ષીણ, જરા, મરણ એ છ વિકાર.) આદિઅંત રહિત. સુખરાશી આનન્દ સ્વરૂપ છે. તું જે સગુણ બ્રહ્મનું પૂછે છે અને જેનો ભય રાખે છે, તેમાં અને તારામાં ભેદ નથી. જેમ જળ અને લહેર એક છે, તેમ જીવ અને બ્રહ્મ એક છે. ‘ अयमात्माब्रह्म ’ અને સગુણ નિર્ગુણ એક છે. ૩ મુનિએ મને અનેક પ્રકારે સમજાવ્યો; પરન્તુ નિર્ગુણ મત મારા મનમાં ઉતર્યોજ નહિ. મેં તો પુનઃ ઋષિનાં ચરણોમાં શિર નમાવી કહ્યું કે–હે મુનિરાજ ! આપ મને તો સગુણ ઉપાસના બતાવો. ૪ રામની ભક્તિરૂપી જળમાં મારૂં મન મીન–માછલું થઇ રહેલું છે. માટે હે ચતુર મુનિરાજ ! તે શી રીતે નિરાળું થઇ શકે. આપ દયા કરીને એ ઉપદેશ બતાવો કે જેથી હું મારાં નેત્રોદ્વારા શ્રી રઘુનાથજીનાં દર્શન કરૂં. ૫ હું પ્રથમ નેત્રોદ્વારા સારી રીતે શ્રી રઘુનાથજીનાં દર્શન ધરાઇને કરી લેઉં તે પછી નિર્ગુણ ઉપદેશ શ્રવણ કરીશ. હે ગરૂડજી ! મુનિરાજે પુનઃ હરિની શ્રેષ્ઠ કથા સંભળાવી; પરન્તુ સગુણ મતનું ખંડન કરીને નિર્ગુણ મતનું નિરૂપણ કર્યું. ૬ એટલે હું નિર્ગુણ મતને દૂર કરીને હઠ પૂર્વક સગુણનુંજ નિરૂપણ કરવા લાગ્યો. મુનિરાજનાં વચનો ઉપર મેં ઉત્તર આપ્યા એટલે તો લોમશ ઋષિના હૃદયમાં ક્રોધનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. ૭ હે પ્રભુ ગરૂડજી ! બહુજ અવજ્ઞા કરવાથી જ્ઞાનીના હૃદયમાં પણ ક્રોધ ઉત્પન્ન થાય છે, કારણ કે બહુજ જોરથી કોઇ ચન્દનને ઘસે તો તેમાંથી પણ અંતે અગ્નિ પ્રકટ થાય છે. તેમ જ્ઞાનીઓની બહુજ અવજ્ઞા કરવાથી ક્રોધ ઉત્પન્ન થાય એમાં નવાઇ નથી. ૮

दोहा—बारहि बार सकोपि मुनि, करहिं निरूपण ज्ञान ॥
मैं अपने मन बैठि तब, करौं विविध अनुमान ॥ १७३ ॥

વારમ્વાર ક્રોધ કરીને મુનિ તો જ્ઞાનનુંજ નિરૂપણ કરવા લાગ્યા. એટલે હું બેઠો બેઠો મારા મનમાં અનેક પ્રકારે અનુમાન કરવા લાગ્યો. ૧૭૩

क्रोध कि द्वैतकबुद्धि विनु, द्वैत कि विनु अज्ञान ॥
मायावश परिछिन्न जड, जीव कि ईश समान ॥ १७४ ॥

હે ગરૂડજી! મેં મારા મનમાં વિચાર કર્યો કે–આ મુનિ ક્રોધ કરે છે, દ્વૈતબુદ્ધિ વગર થવો સંભવતો જ નથી, અને અજ્ઞાન વગર દ્વૈતનો સંભવ નથી. જો કે જીવ છે તે ઇશ્વરનો અંશ છે. સજાતીય છે; પરન્તુ માયામાં પડવાથી અતિ દુર્લભ પરિછિન્ન થઇ ગયો છે. તેથી જીવ ઇશ્વરના સમાન શી રીતે થઇ શકે. લોમશ ઋષિ સદૃશ જ્ઞાનીઓને પણ જ્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે તો જીવ ઇશ્વર શીરીતે થઇ શકે. ૧૭૪

चौ०—कबहुँक दुख सबकर हित ताके, सहि कि दरिद्र परसमणि जाके ।
कामी पुनि कि रहै निकलंका, परद्रोही कि होइ निःशंका ॥
वंश कि रह द्विजअनहित कीन्हे, कर्म कि होहिं स्वरूपहि चीन्हे ।
काहुहि सुमति कि खल सँग जामी, शुभगति पाव कि परतियगामी ॥
राज कि रहै नीतिबिनु जाने, अघ कि रहै हरिचरित बखाने ।
भव कि परहिं परमारथविंदक, सुखी कि होहिं कबहुँ परनिंदक ॥
पावनयश कि पुण्य विनु होई, विनु अघ अयश कि पावै कोई ।
लाभ कि कछु हरिभक्तिसमाना, जेहि गावहिं श्रुति संत पुराना ॥
हानि कि जग इहिसम कछु भाई, भजिय न रामहिं नरतनु पाई ।
अघ कि विना तामस कछु आना, धर्म कि दयासरिस हरियाना ॥
इहि विधि अमितयुक्ति मनगुणेऊं, मुनिउपदेश न सादर सुनेऊं ।
पुनि पुनि सगुण पक्ष मैं रोपा, तब मुनि बोले वचन सकोपा ॥
मूढ परम सिख देउँ न मानसि, उत्तर प्रत्युत्तर बहु आनसि ।
सत्य वचन विश्वास न करही, बायस इव सबहीसन डरही ॥
शठ सपक्ष तव हृदय विशाला, सपदि होहु पक्षीचण्डाला ।
लीन्ह शाप मैं शीश चढाई, नहिं कछु भय न दीनता आई ॥

જે સર્વ જીવોનું હિત કરનાર છે, તેને તો કદિ પણ દુઃખ થતુંજ નથી. જેની પાસે પારસમણિ છે, તે શી રીતે દારિદ્રી થઇ શકે. જ્યારે ઇશ્વરમાં લય

થાય તો સર્વ ગુણ તેના સદૃશ છે; તો પછી ક્રોધ સંભવતોજ નથી. કામી નિષ્કલંક રહી શકે કે? પારકાનો દ્રોહ કરનારો નિઃશંક રહી શકે કે? કદિ નહિ. ૧ બ્રાહ્મણનું અશ્રેય કરવાથી વંશ રહી શકે કે? જે પોતાના સ્વરૂપને વાસ્તવિક્ રીતે જાણે છે તો તેને શુભાશુભ કર્મ રહી શકે કે? દુષ્ટની સોબત કરવાથી કદિપણ સુમતિ પ્રાપ્ત થાય કે? પર સ્ત્રી સાથે ગમન કરનારને શુભ ગતિ પ્રાપ્ત થાય કે? કદિ પણ પર સ્ત્રી ગમન કરનારને શુભ ગતિની પ્રાપ્તિ થાયજ નહિ. ૨ નીતિ વગર રાજ્ય રહી શકે કે ×? નારાયણના ગુણાનુવાદ ગાવાથી પાપ રહી શકે કે? પરમાર્થને જાણવાવાળા તે કદિ સંસારમાં પડતા હશે કે? પારકી નિંદા કરવાવાળા કદિ સુખી થતા હશે કે? ૩ પુણ્ય વગર પવિત્ર યશ થાય કે? પાપ વગર અપયશ થાય કે? પરમેશ્વરની ભક્તિના સમાન બીજો કોઇ પણ ઉત્તમ લાભ છે કે? જે ભક્તિના મહિમાને વેદ, સંત અને પુરાણ ગાય છે. ૪ હે ભાઇ! મનુષ્ય શરીર પામીને જે કોઇ નારાયણનું ભજન કરતો નથી, તેના સમાન આ જગત્માં બીજી કોઇ પણ હાનિ છે કે? ક્રોધના સમાન બીજું એકે પાપ છે કે? હે ગરૂડજી! દયાના સમાન બીજો કોઇ પણ ધર્મ છે કે? 'अहिंसापरमो धर्मः' ૫, આ પ્રકારે અનેક યુક્તિ મનમાં વિચાર્યા કરતો હતો. અને મારા મનમાં એવો નિશ્ચય થયો કે,–'જીવ બ્રહ્મ' થઇ શકતોજ નથી. આવા વિચારથી મેં મુનિનું શિક્ષણ આદર પૂર્વક શ્રવણ કર્યું જ નહિ. મેં તો વારંવાર સગુણ પક્ષનુંજ નિરૂપણ કર્યું. એટલે તો મુનિરાજ ક્રોધ કરીને કહેવા લાગ્યા કે–૬ હે મૂર્ખ! અત્યંત ઉત્તમ શિખામણ તને આપું છું છતાં તું માનતો નથી, અને વારંવાર ઉત્તર પ્રત્યુત્તર આપે છે. અને સત્ય વચનનો વિશ્વાસ કરતો નથી. અને કાગડાના સમાન સર્વથી ડરે છે. ૭ હે મૂર્ખ! તારા હૃદયમાં ઘણા પક્ષ છે. એ માટે પક્ષીમાં ચંડાલરૂપ કાગડો જલદીથી તું થઇજા. મુનિનો આ શાપ મેં મસ્તક ઉપર ચડાવ્યો. અને મનમાં જરા પણ ભય કે દીનતાનો પ્રવેશ થયોજ નહિ. ૮

**दोहा–तुरत भयउँ मैं काग तब, पुनि मुनिपद शिरनाइ ॥**

**सुमिरि राम रघुवंश मणि, हर्षित चलेउँ उडाइ ॥ १७५ ॥**

હું તો તુરત કાગડો થઇ ગયો. અને પુનઃ મુનિનાં ચરણોમાં મસ્તક નમાવી રામ–રઘુવંશમણિનું સ્મરણ કરતો કરતો પ્રસન્ન થઇ ત્યાંથી ઉડી નિકળ્યો. ૧૭૫

**उमा जो रामचरणरत, विगत काम मद क्रोध ॥**

---

× यत्कीर्त्तनं यत्स्मरणं यदीक्षणं यद्वंदनंयच्छ्रवणं यदर्हणं। लोकस्यसद्यो विधुनोतिकल्मषं तस्मै सुभद्रश्रवसे नमोनमः ॥

निज प्रभुमय देखहिं जगत, कासन करहिं विरोध ॥ १७६ ॥

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! જેની શ્રી રઘુનાથજીના ચરણોમાં પ્રીતિ થાય છે, તો કામ મદ–અહંકાર, મોહ અજ્ઞાનથી પૃથક્ રહે છે. તે અખિલ જગતને પોતાના પ્રભુમાં નિરખે છે, તેથી તે કોની સાથે વૈર કરે. × ૧૭૬

चौ०–सुनु खगेश नहिं कछु ऋषिदूषण, उरप्रेरक रघुवंशविभूषण ।
कृपासिंधु मुनिमति करि भोरी, लीन्ही प्रेमपरीक्षा मोरी ॥
मन क्रम वचन मोहिं जन जाना, मुनिमति पुनि फेरी भगवाना ।
ऋषि मम सहज शीलता देखी, रामचरण विश्वास विशेषी ॥
अतिविस्मय पुनि पुनि पछिताई, सादर मुनि मुहिं लीन्ह बुलाई ।
मम परितोष विविध विधि कीन्हा, हर्षित राममंत्र मोहिं दीन्हा ॥
बालकरूप रामकर ध्याना, कहेउ मोहिं मुनि कृपानिधाना ।
सुन्दर सुखद मोहिं अति भावा, जो प्रथमहिं मैं तुमहिं सुनावा ॥
मुनि मोहिं कछुक काल तहँ राखा, रामचरितमानस सब भाषा ।
सादर मोहिं यह कथा सुनाई, पुनि बोले मुनि गिरा सुहाई ॥
रामचरितसर गुप्त सुहावा, शम्भुप्रसाद तात मैं पावा ।
तोहिं निजभक्त रामकर जानी, ताते मैं सब कहेउँ बखानी ॥
रामभक्ति जिनके उरनाहीं, कबहुँ न तात कहिय तेहि पाहीं ।
मुनि मोहिं विविधभांति समुझावा, मैं सप्रेम मुनिपद शिरनावा ॥
निज करकमल परशि मम शीशा, हर्षित आशिष दीन्ह मुनीशा ।
रामभक्ति अविरल उर तोरे, बसिहि सदा प्रसाद अब मोरे ॥

હે ગરૂડજી ! ઋષિનો એમાં જરા પણ દોષ નથી. એ રઘુનાથજીનીજ પ્રેરણા છે; કેમકે તે સર્વના અન્તર પ્રેરક છે. કૃપાસાગર રઘુનાથજીએ મુનિની ભોળી મતિ કરીને મારા પ્રેમની પરિક્ષા લીધી. ૧ પરન્તુ મન, વચન અને કર્મથી મને પોતાનો દાસ જાણીને ભગવાને પુનઃ મુનિની મતિ ફેરવી નાખી. ઋષિએ મારી સ્વાભાવિક્ શીલતા અને શ્રી રઘુનાથજીના ચરણોમાં વિશેષ વિશ્વાસ–પ્રતીતિ જોઇને. ૨ અતિ આશ્ચર્ય યુક્ત થઇને વારંવાર પરસ્તાવો કરી

× રામમહિમ્નમાં લેખ છે કે–त्वमिन्द्र स्त्वं सोम स्त्वमसितरणिस्त्वंहुतवह स्त्वमाप स्त्वं भूमि स्त्वमसिपवन स्त्वंचगगनं । विरंचि स्त्वं रुद्र स्त्वमसिसकलंदृश्यसियतस्त्वदन्यं वस्त्वेकं नहि जगति भूमन् रघुपते ॥ १ ॥

આદર પૂર્વક મને બોલાવ્યો. અને અનેક પ્રકારે મને સમજાવીને સંતોષ કરયો. અને પ્રસન્ન થઈને મને રામના ધ્યાનનો મંત્ર આપ્યો કે જે ષડાક્ષર મંત્ર છે. ૩ અને કૃપાનિધાન મુનિરાજે અને બલકરૂપ રામનું ધ્યાન કરવાનું બતાવ્યું. તે સુંદર સુખને આપવાવાળું રૂપ મારા મનને બહુજ સારૂં લાગ્યું. તે તો મે પ્રથમથીજ તમને સંભળાવી દીધું છે. ૪ મુનિએ મને કેટલાક સમય સુધી ત્યાં રાખ્યો. અને રામચરિત્રમાનસ સમ્પૂર્ણ મારી પાસે વર્ણવ્યું. આદર પૂર્વક સાતે કાંડની કથા મને સંભળાવી. અને ત્યાર પછી મુનિ શોભાયમાન વચનો બોલ્યા કે–૫ હે તાત ! આ રામચરિત્રસર અતિ ગુપ્ત અને શોભાયમાન છે. હે તાત ! શ્રી સદાશિવજીની કૃપાથી મને પ્રાપ્ત થએલ છે. તમને રામના નિજભક્ત જાણીને મેં સર્વ વખાણ કરીને કહેલ છે. તેને સારી રીતે સમજો. ૬ હે તાત ! જેના હૃદયમાં રામની ભક્તિ નથી તેને આ કદિ પણ કહેવું નહિ. મુનિએ મને અનેક પ્રકારે સમજાવ્યો અને મેં પ્રેમ પૂર્વક મુનિના ચરણોમાં મસ્તક નમાવ્યું. ૭ પોતાનો કમળ સમાન કોમલ હાથ મારા મસ્તક ઉપર રાખી પ્રસન્ન થઈ મુનિરાજે મને આશિર્વાદ આપ્યો કે, મારી કૃપાથી તારા હૃદયમાં નિશ્ચય રામની ભક્તિ વાસ કરશેજ. ૮

दोहा–सदा रामप्रिय होहु तुम, शुभगुणभवन अमान ॥
कामरूप इच्छा मरण, ज्ञान विराग निधान ॥ १७७ ॥

તમે સદા રઘુનાથજીના પ્યારા, શ્રેષ્ઠ ગુણોના મંદિરરૂપ છો. માન રહિત છો, કામરૂપ અર્થાત્ જેવી ઇચ્છા કરશો તેવું રૂપ ધારણ કરી શકશો. તમને મરણ સ્વાધીન રહેશે. જ્યારે ઇચ્છા થશે ત્યારે શરીરનો ત્યાગ કરી શકશો. અને જ્ઞાન વિજ્ઞાનના નિધાન થશો. ૧૭૭

ज्यहि आश्रम तुम वसव पुनि, सुमिरहु श्रीभगवन्त ॥
व्यापिहि तहँ न अविद्या, योजन एक प्रयन्त ॥ १७८ ॥

અને જે આશ્રમમાં તમે ભગવાનનું સ્મરણ કરતા વાસ કરશો, ત્યાં તમારા આશ્રમથી એક યોજન સુધી અવિદ્યા વ્યાપશે નહિ. ૧૭૮

चौ०–काल कर्म्म गुण दोष स्वभाऊ, कछु दुख तुमहिं न व्यापिहि काऊ ।
रामरहस्य ललितविधि नाना, गुप्त प्रगट इतिहास पुराना ॥
विनु श्रम तुम सब जानव सोऊ, नित नवप्रेम रामपद होऊ ।
जो इच्छा करिहौ मन माहीं, हरि प्रसाद कछु दुर्लभ नाहीं ॥
सुनि मुनि आशिष सुनु मतिधीरा, ब्रह्मगिरा भइ गगनगँभीरा ।
एवमस्तु तववच्च मुनि ज्ञानी, यह ममभक्त कर्म मन वानी ॥

मुनि नभगिरा हर्ष मम भयऊ, प्रेम मगन मन संशय गयऊ ।
करि विनती मुनि आशिष पाई, पदसरोज पुनि पुनि शिरनाई ॥
हर्ष सहित यहि आश्रम आयउँ, प्रभु प्रसाद दुर्लभ वर पायउँ ।
इहां बसत मोंहि सुनु खगईशा, बीते कल्प सात अरु बीसा ॥
करौं सदा रघुपतिगुणगाना, सादर सुनहिं विहंग सुजाना ।
जब जब अवधपुरी रघुवीरा, धरहिं भक्त हित मनुज शरीरा ॥
तब तब जाइ अवधपुर रहऊं, शिशुलीला विलोकि सुख लहऊं ।
पुनि उर राखि रामशिशुरूपा, इहि आश्रम आवो खगभूपा ॥
कथा सकल मैं तुमहिं सुनाई, कागदेह जेंहि कारण पाई ।
कहेउँ तात सब प्रश्न तुम्हारी, रामभक्ति महिमा अति भारी ॥

કાલનાં કર્મ, ગુણ, દોષ અને સ્વભાવ–આદિ કદિ પણ તમને જરાપણ દુઃખ વ્યાપશે જ નહિ. શ્રી રઘુનાથજીનાં અનેક સુન્દર ચરિત્ર જે કાંઈ ગુપ્ત અને પ્રકટ છે, તે તથા સકળ ઇતિહાસ અને પુરાણ એ સર્વના ભેદ, ૧ તમે વિના પરિશ્રમે એ સર્વને જાણી શકશો. અને નિત્ય નવો નવો પ્રેમ રઘુનાથજીના ચરણોમાં તમને થશે. તમે મનમાં જે કાંઇ ઇચ્છા કરશો તે સફળ થશે ઇશ્વિરની કૃપાથી તમને કાંઇ પણ દુર્લભ થશે નહિ. ૨ હે ગરૂડ મતિધીર ! શ્રવણ કરો. મુનિના આશીર્વાદને શ્રવણ કરીને, આકાશમાંથી ગંભીર વાણી થઇ કે,– હે મુનિજ્ઞાની ! આ તમારાં વચન સફળ થશે. આ મન, વચન અને કર્મથી મારો ભક્ત છે. તેના ઉપર મારો અત્યંત સ્નેહ છે. ૩ આવી આકાશ વાણી શ્રવણ કરી મારા મનમાં અત્યંત પ્રસન્નતા થઈ. પ્રેમમાં હું તો નિમગ્ન થઇ ગયો. સર્વ સંદેહ જતા રહ્યા. પછી મુનિની વિનતિ કરી આજ્ઞા પામી તેનાં ચરણકમલોમાં વારંવાર મસ્તક નમાવી. ૪ પ્રસન્ન થઇને આ આશ્રમમાં આવ્યોછું. સ્વામીની કૃપાથી દુર્લભ વરદાન પામ્યોછું. હે ગરૂડજી ! અહિ રહેતે રહેતે મને સત્યાવીશ કલ્પ વીતિ ગયા છે. (એકોતેર ચોકડી યુગનો એક મન્વન્તર અને ચૌદ મન્વન્તરનો એક કલ્પ અર્થાત્ બ્રહ્માનો એક દિવસ થાય છે.) ૫, અહિ સદા શ્રી રઘુનાથજીના ગુણોને ગાયા કરૂંછું. ચતુરપક્ષી હંસાદિક પ્રેમથી શ્રવણ કરે છે. જ્યારે જ્યારે ભકતોનું કલ્યાણ કરવા માટે શ્રી રઘુનાથજી મનુષ્ય શરીર અયોધ્યામાં ધારણ કરે છે. ૬ ત્યારે ત્યારે હુ અયોધ્યામાં જઇને રહુછું. અને પ્રભુની બાળલીલા જોઇને પ્રસન્ન થાઊંછું. અને પછી શ્રી રઘુનાથજીના બાળક રૂપને હૃદયમાં ધારણ કરીને હે ગરૂડજી ! હું અહિ પાછો ચાલ્યો આવુંછું. ૭ આ સર્વ કથા મેં તમને સંભળાવી. કે જે કારણથી મને કા

ગડાનો દેહ પ્રાપ્ત થયો છે. હે તાત! તમારાં સર્વ પ્રશ્નોનું વર્ણન કર્યું. શ્રી રામચન્દ્રજીની ભક્તિનો મહિમા બહુજ ભારી છે. એ સિદ્ધાન્ત જાણો. ૮

दोहा—ताते यह तनु मोहिं प्रिय, भयउ रामपद नेह ॥
निज प्रभु दरशन पायउँ, गयउ सकल संदेह ॥१७९॥

આ કારણથી આ શરીર મને બહુજ પ્રિય છે; કારણ કે આ શરીરથી રામના ચરણોમાં અધિક પ્રેમ થયો છે. અને મારા પ્રભુનાં દર્શન પણ આ શરીરથી થયાં છે. અને સર્વ સન્દેહ જતા રહ્યા છે. ૧૭૯

भक्ति पक्ष हठ करि रहेउँ, दीन्ह महाऋषि शाप ॥
मुनिदुर्लभ वर पायऊं, देखहु भजन प्रताप ॥ १८० ॥

ભક્તિ પક્ષનો મારો દુરાગ્રહ જોઇને ઋષિએ મને શાપ આપ્યો, છતાં પણ તમે જુઓ કે હું કેવાં ઉત્તમ. વરદાનને પામ્યો, એ બધો ભજનનોજ પ્રતાપ છે, અને ભજનનજ સાર છે. ૧૮૦

चौ—जे अस भक्तिजानि परिहरहीं, केवल ज्ञान हेतु श्रम करहीं ।
ते जड कामधेनु गृह त्यागी, खोजत आक फिरहिं पयलागी ॥
सुनु खगेश हरिभक्ति बिहाई, जो सुख चाहहिं आन उपाई ।
ते शठ महासिन्धु बिनुतरणी, पैरि पार चाहत जडकरणी ॥
सुनि भुशुण्डके वचन भवानी, बोलेउ गरुड हर्षि मृदुबानी ।
तवप्रसाद प्रभु मम उर माहीं, संशय शोक मोह भ्रम नाहीं ॥
सुनउ पुनीत रामगुणग्रामा, तुम्हरी कृपा लहेउँ विश्रामा ।
एक बात प्रभु पूछौं तोहीं, कहहु बुझाइ कृपानिधि मोहीं ॥
कहहिं सन्त मुनि वेद पुराना, नहिं कछु दुर्लभ ज्ञान समाना ।
सो मुनि तुमसन कहेउ गोसांई, नहिं आदरेउ भक्तिकी नांई ॥
ज्ञानहि भक्तिहि अन्तर केता, सकल कहहु प्रभु कृपानिकेता ।
सुनि उरगारि वचन सुख माना, सादर बोलेउ काग सुजाना ॥
ज्ञानहि भक्तिहि नहिं कछु अन्तर, सावधान होइ सुनहु बिहँगवर ।
नाथ मुनीश कहहिं कछु अन्तर, सावधान होइ सुनहु बिहँगवर ॥
ज्ञान विराग योग विज्ञाना, ये सब पुरुष सुनहु हरियाना ।
पुरुष प्रताप प्रबल सब भांती, अबलाअबल सहज जड जाती ॥

હે ગરૂડજી! જેઓ આવી સર્વોત્તમ ભક્તિને છોડી દીએ છે, અને કે-

વળ જ્ઞાનને માટેજ પરિશ્રમ કરે છે. તે મૂર્ખ ઘરમાં કામધેનુ ગાય છે તેનો ત્યાગ કરીને દુધને માટે આકડાના ઝાડની શોધ માટે ફરે છે.× એમ સમજવું. ૧ હે ગરૂડજી! શ્રવણુ કરો. જે મનુષ્ય નારાયણની ભક્તિનો ત્યાગ કરી. અન્ય ઉપાયદ્વારા સુખની આકાંક્ષા રાખે છે, તે મૂર્ખ મહાસાગરને વિના વાહાણે પાર થવા ઇચ્છા રાખે છે. અને તેવા પુરૂષો મહા નીચ કરણીના છે. ૨ આવાં કાકભુશુંડજીનાં સર્વોત્તમ વચન શ્રવણુ કરીને ગરૂડજી પ્રસન્ન થઇને કોમલ વાણી બોલ્યા કે–હે પ્રભુ ! હવે તમારી કૃપાથી મારા હૃદયમાં સન્દેહ, મોહ, શોક અને ભ્રમ કાંઇ પણુ નથી. ૩ આપની કૃપાથી શ્રી રઘુનાથજીના પવિત્ર ગુણાનુવાદ શ્રવણુ કરવાથી વિશ્રાન્તિ પ્રાપ્ત થયેલ છે. હે પ્રભુ ! હું તમને એક વાત પૂછુંછું. તે હે કૃપાસાગર ! આપ મને સમજાવીને કહો. ૪ સંત, મુનિ, વેદ અને પુરાણુ એમ કહે છે કે, જ્ઞાનના સમાન દુર્લભ અને કઠિણતાથી પ્રાપ્ત થવા યોગ્ય બીજી કોઈ પણ વસ્તુ નથી. × હે ગુસાંઇ ! લોમશ ઋષિએ તો સમ્પૂર્ણ જ્ઞાન તમને સમજાવીને કહ્યું, છતાં તમે તો ભક્તિના સમાન તેનો આદર કર્યો નહિ. ૫ માટે હે પ્રભુ ! જ્ઞાનમાં અને ભક્તિમાં કેટલો અંતર છે, હે કૃપાના સ્થાન ! આપ મને તે સમજાવીને કહો, આવાં ગરૂડનાં વચનો શ્રવણ કરીને મહા સુખ પામી આદર પૂર્વક ચતુર કાકભુશુંડજી આ પ્રમાણે વચનો બોલ્યા કે–૬ હે તાત ! જ્ઞાનમાં અને ભક્તિમાં કાંઈ પણુ ભેદ નથી. બન્ને સંસારનાં દુઃખને હરનાર છે. પરન્તુ જેટલો અંતર મુનિલોકો વર્ણુન કરેછે, તેટલો અંતર હું તમારી પાસે વર્ણવી દેખાડુંછું તે હે પક્ષીરાજ ગરૂડજી ! તમે સાવધાન થઇને શ્રવણ કરો. ૭ હે ગરૂડજી ! જ્ઞાન, વૈરાગ્ય, યોગ અને વિજ્ઞાન એ સર્વ તો પુરૂષ છે. પુરૂષો તો પ્રતાપવડેજ સર્વ રીતે પ્રબળ હોય છે, અને સ્ત્રી તો નિર્બળ સ્વાભાવિક્ જડ જાતી કહેવાય છે. ૮

दोहा–पुरुष त्यागि सक नारि कहँ, जो विरक्त मतिधीर ॥
नतु कामी विषया विवश, विमुख जो पद रघुवीर ॥ १८१॥

જો કે જેની વૈરાગ્યમાં મતિધીર થઈ ગઈ છે, એવા પુરૂષોની તો સ્ત્રીનો ત્યાગ કરી દેવાની શક્તિ છે; કેમકે તેઓ કામી નથી. અને વિષયમાં વિશેષ વશ્ય નથી. અથવા જે કામી અને વિષયોને વશ્ય છે, તે શ્રી રઘુનાથજીના ચરણકમળથી વિમુખ છે. તેઓ સ્ત્રીનો ત્યાગ કરી શકતા નથી; કેમકે તે રઘુ-

× श्रेयश्श्रुतिंभक्तिमुदस्यतेविभो क्लिश्यन्तिये केवल बोधलब्धये । तेषामसौ क्लेशलएवशिष्यते नान्यद्यथास्थूल तुषावघातिनां ॥

× ગીતાજીમાં લેખ છે કે-नहिज्ञानेन सदृशं पवित्रमिहविद्यते । ज्ञानंलब्ध्वापरा-शान्ति मचिरेणाधिगच्छति ॥ १ ॥

વીરપદથી વિમુખ છે. ૧૮૧

सो०–सो मुनि ज्ञाननिधान, मृगनयनी विधुमुख निरखि ॥
विकल होहिं हरियान, नारि विरचि माया प्रगट ॥ १६ ॥

જે મુનિઓ જ્ઞાનના નિધાન છે, તેવાઓ પણ મૃગનયની ચન્દ્રવદનીને નિરખીને વિહ્વળ થઈ જાય છે, હે ગરૂડજી! તે નારીની માયા વિશ્વમાં પ્રકટ છે- ૧૬

चौ०–यहां न पक्षपात कछु राखों, वेद पुराण सन्तमत भाषों ।
मोह न नारि नारिके रूपा, पन्नगारि यह नीति अनूपा ॥
माया भक्ति सुनहु प्रभु दोऊ, नारि वर्ग जानै सब कोऊ ।
पुनि रघुवीरहिं भक्ति पियारी, माया खल नर्तकी विचारी ॥
भक्तिहि सानुकूल रघुराया, ताते तेहि डरपति अतिमाया ।
रामभक्ति निरुपम निरुपाधी, बसै जासु उर सदा अबाधी ॥
तेहि बिलोकि माया सकुचाई, करि न सकै कछु निज प्रभुताई ।
अस विचारी जो मुनि विज्ञानी, यांचहिं भक्ति सकल गुणखानी ॥

હે તાત! અહિં જરા પણ પક્ષપાત રાખતોજ નથી. જે યથાર્થ વેદ, પુરાણ અને સંતોનો મત છે. તેજ કહું છું. નારી નારીના રૂપથી મોહિત થતી નથી. હે પન્નગારી! એ સુન્દર નીતિ છે. માટે માયાને ભક્તિમાં મોહ થતો નથી. ૧ હે પ્રભુ! માયા અને ભક્તિ એ બે સ્ત્રી છે એમ સર્વ કોઈ જાણે છે. એ બેમાં શ્રી રઘુનાથજીને ભક્તિ બહુજ પ્યારી છે. અને માયા તો ઠગનારી છે. જેમ કોઇ નાચવાવાળી સ્ત્રી આજ્ઞાથી નાચ કરે છે તેમ માયા પણ તેવીજ છે. ૨ ભક્તિ રઘુનાથજીને પ્રિય હોવાથી તેના ઉપર તે કૃપા કરે છે. એ કારણથી માયા તેનાથી એટલે કે ભક્તિથી બહુજ ડર્યા કરે છે. શ્રી રામચંન્દ્રજીની ભક્તિ ઉપાધિ રહિત, ઉપમા રહિત, અને બાધા રહિત છે, તે જેના હ્રદયમાં સદા વાસ કરે છે. ૩ તેને જોઇને માયા ક્ષોભ પામે છે. અને તેની પાસે પોતાની જરા પણ પ્રભુતા કહી શકતીજ નથી. આવો વિચાર કરીને જે વિજ્ઞાની મુનિ છે, તે સકળ ગુણોની ખાણરૂપી ભક્તિની આકાંક્ષા રાખે છે. અને પ્રાર્થના કર્યા કરે છે કે અમને ભક્તિ પ્રાપ્ત થાઓ. ૪

दोहा–यह रहस्य रघुनाथकर, वेगि न जानै कोइ ॥
जानै ते रघुपति कृपा, स्वप्नेहु मोह न होइ ॥ १८२ ॥

શ્રી રઘુનાથજીના આ રહસ્યને કોઇ ત્વરાથી જાણી શકતું નથી. જેના ઉપર શ્રી રઘુનાથજીની કૃપા હોય છે, તેજ તેને જાણી શકે છે. અને જ્યારે

જાણે છે ત્યારે પછી તેને સ્વપ્નમાં પણ મોહ થતોજ નથી. ૧૮૨

**औरौ ज्ञान भक्तिकर, भेद सुनहु परवीण ॥**

**जो सुनि होइ रामपद, प्रीति सदा अवक्षीण ॥ १८३ ॥**

હે ચતુર ગરૂડજી ! આ સિવાય પણ તમે જ્ઞાન અને ભક્તિના ભેદને શ્રવણ કરો. જે સાંભળવાથી શ્રી રામચન્દ્રજીનાં ચરણોમાં સદા અવિચ્છિન્ન અને અખન્ડ પ્રીતિ થાય છે. ૧૮૩

**चौ०–सुनहु यह तात अकथ कहानी, समुझत बनै न जात बखानी ।**
**ईश्वर अंश जीव अविनाशी, चेतन अमल सहज सुखराशी ॥**
**सो मायावश भयउ गुसांई, बँध्यो कीर मर्कटकी नांई ।**
**जड चेतनहिं ग्रंथि परिगाई, यदपि मृषा छूटत कठिनाई ॥**
**तबते जीव भयो संसारी, ग्रन्थि न छूट न होइ सुखारी ।**
**श्रुति पुराण बहु कहैं उपाई, छूट न अधिक अधिक अरुझाई ॥**
**जीव हृदय तम मोह विशेषी, ग्रन्थि न छूटै परै न देखी ।**
**अस संयोग ईश जब करई, तबहुं कदाचित सो निरुअरई ॥**
**सात्विक श्रद्धा धेनु सुहाई, जो हरि कृपा हृदय सब आई ।**
**जप तप व्रत यम नियम अपारा, जो श्रुति कह सुधर्म्म अचारा ॥**
**सोइ तृण हरित चरै जब गाई, भाव वत्स शिशु पाइ पन्हाई ।**
**नोइनि वृत्ति पात्र विश्वासा, निर्मल मन अहीर निजदासा ॥**
**परम धर्म्ममय पय दुहि भाई, अवटै अनल अकाम बनाई ।**
**तोष मरुत तब क्षमा जुडावै, धृतिसम जावन देइ जमावै ॥**
**मुदिता मथै विचार मथानी, दम अधार रज सत्य सुबानी ।**
**तब मथि काढि लेइ नवनीता, विमल विराग सुभग सुपुनीता ॥**

હે તાત ! આ કથનીય વાત શ્રવણ કરો. જે સમજવાથીજ સમજાય છે. તેનું વર્ણન થઇ શકતુંજ નથી. આ જીવ અવિનાશી ઇશ્વરનોજ અંશ છે. જે ચેતન પાપરહિત સ્વાભાવિકજ સુખનિધાન છે.× અને એ માટેજ અહિં જીવને ઇશ્વરાંશ વર્ણન કર્યો છે. ૧ હે ગુસાંઇ ! માયાને વશ્ય થઇને તે જીવ પોપટ ને વાનરાના સમાન એવો તો બંધાઇ ગયો છે. કે [1]જીવ માયામાં ગ્રસિત થઇને

× ગીતાજીમાં લેખ છે કે-**ममैवांशोजीवलोके जीवभूतः सनातनः ॥**

૧ વાનરો સાંકડા મોઢાના વાસણમાં હાથ નાખી મુઠી વાળવાથી પોતેજ ફસાઇ જાય છે અને પોપટ પણ પોતાનીજ ભુલથી નળીમાં બંધાઇ જાય છે. તે પ્રમાણે જીવ માયાથી પોતેજ ફસાઇ જાય છે. પોપટ અને વાનર ચૈતન્યરૂપ છતાં પણ જડ વસ્તુ પાંજરામાં અને દોરડામાં બંધાઇ જવાથી છૂટી શકતા નથી, તેમજ જીવ પણ માયાથી ગ્રસિત થઇ છૂટી શકતો નથી.

છૂટી શકતીજ નથી. જડ માયા અને ચેતન જીવમાં ગાંઠ પડી ગઇ છે. વાસ્તવિક્ રીતે જોતાં તો જીવમાં માયાની ગાંઠ મિથ્યા છે. છતાં પણ છૂટવી અશક્ય છે. ૨ અને ત્યારથીજ જીવ સંસારી થઇ જાય છે. ગાંઠ છૂટતી નથી અને સુખ પણ પ્રાપ્ત થતું નથી. જો કે વેદ અને પુરાણોમાં તેના ઘણા ઉપાયો કહેલા છે. છતાં પણ છૂટાતું નથી અને ઉત્તરોત્તર વિશેષ મજબૂતી થતી જાય છે. કેમકે સાધન સાવધાનપણાથી કરતા નથી. અને પોતાની કરણીથીજ વિશેષ લપટાઇ જાય છે. ૩ જીવના હૃદયમાં જે અજ્ઞાન અને મોહનું જે વિશેષ અંધારૂં છે, તેથી ગાંઠ છૂટતી નથી, અને મજબૂત થઇ જાય છે, કેમકે તેને દેખાતુંજ નથી. અને તે ગાંઠ એવી પડી ગઈ છે કે, કદાચિત્ આવા સંજોગો થતાં ઇશ્વર છોડવવા.સાનુકૂળ હોય તો તે છૂટે, નહિ તો છૂટેજ નહિ. હવે તે છૂટવાનો ઉપાય દર્શાવે છે. ૪ જો નારાયણની કૃપાથી સત્વગુણી શ્રદ્ધા હૃદયમાં ગાય બનીને આવે, અને જપ, તપ, સંયમ તથા નિયમ જે નાના પ્રકારનાં છે. અને તે સિવાય વેદમાં જે શુભ ધર્મ અને આચાર વર્ણન કરેલ છે. ૫, તે શુભ કર્માદિરૂપ લીલું ઘાસ છે. આ ઘાસ જ્યારે સત્વગુણરૂપી ગાય ખાય, અને ભાવ અર્થાત્ પ્રેમરૂપી વાછડાના યોગથી પ્રાસવો મૂકે, અને તાબેદાર કરી રાખેલો નિર્મળ મનરૂપી ગોવાળ નિવૃત્તિરૂપી નોઝણાથી તે ગાયના પગ બાંધી વિશ્વાસરૂપી પાત્રમાં દુવે. ૬ આ પ્રમાણે પરમ ધર્મરૂપી દૂધને દોઇને અકામરૂપી અગ્નિથી તે દૂધને ઊનું કરે. અને તે ઉનું કર્યા પછી સંતોષ અને ક્ષમાના પવનથી તે દૂધને ઠંડું કરે. અને પછી સમદૃષ્ટિનું મેળવણ નાખી તેને જમાવે, તાત્પર્ય એ છે કે આ પ્રમાણે આચરણો કરી અનુસરે. ૭ અને પછી પ્રસન્નતા નામની દાસી દમ–ઇન્દ્રિય નિગ્રહરૂપી થાંભલામાં સત્ય વાણીરૂપી દોરીથી વિચારરૂપી રવાઇ બાંધી, તે રવાઇથી મથન કરે,–વલોવે, અને મથન કરી નિર્મળ વૈરાગ્યરૂપી ઉત્તમ પવિત્ર માંખણને કહાડી લીએ. ૮

दोहा–योग अग्नि कर प्रगट तब, कर्म शुभाशुभ लाइ ॥
बुद्धि सिरावै ज्ञान घृत, ममता मल्ल जरि जाइ ॥ १८४ ॥

પછી યોગરૂપી અગ્નિ પ્રકટ કરીને શુભાશુભ કર્મોરૂપી કાષ્ટોને સળગાવીને પછી બુદ્ધિરૂપી મુખ્ય સ્ત્રી તે માંખણને તાવીને જુવે કે તેમાંથી મમતારૂપી છાશ બળી ગઇ છે. જ્યારે મમતારૂપી છાશ બળી જાય અને ચોખું શુદ્ધ ઘી થઇ જાય, ત્યારે તે ઘીને ઠંડું કરવું. ૧૮૪

तब विज्ञान निरूपिणी, बुद्धि विशद घृतपाइ ॥
चित्त दया भरि धरै दृढ, समता दिअटि बनाई ॥ १८५ ॥

અને પછી વિજ્ઞાનરૂપી બુદ્ધિ તે ઉજ્જવળ ઘીને ચિત્તરૂપી કોડિયામાં

દ્દઢતાથી ભરે અને સમતારૂપી મજબૂત દીવટ બનાવીને તે કોડિયામાં મૂકે. ૧૮૫

तीनि अवस्था तीनि गुण, तेहि कपासते काढि ॥
तूल तुरीय सवाँरि पुनि, बाती करै सुगाढि ॥ १८६ ॥

તે દીવટ ત્રણ્ય અવસ્થા–જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ તેનાં ફળમાંથી કપાસને કાઢીને સત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપી કપાસીયાને તે કપાસમાં થી કાઢી નાખે, અને તુરીયાવસ્થા–મુક્ત અવસ્થારૂપી સ્વચ્છ રૂની મજબૂત દીવટ કરે. ૧૮૬

सो०–यहिविधि लै सो दीप, तेजराशि विज्ञानमय ॥
जातहिं तासु समीप, जरहिं मदादिक शलभ सब ॥ १७ ॥

આ પ્રકારે તે તેજપુંજ વિજ્ઞાનમય દીવાને સળગાવે. કે જેની પાસે જતાંની સાથેજ મદાદિક પતંગીયાઓ ભસ્મ થઈ જાય છે. ૧૭

चौ०–सोहमस्मि इति वृत्ति अखंडा, दीपशिखा सोइ परम प्रचंडा ।
आतम अनुभव सुख सुप्रकाशा, तब भवमूल भेद भ्रम नाशा ॥
प्रबल अविद्याकर परिवारा, मोह आदि तम मिटै अपारा ।
तब सोइ बुद्धि पाय उजियारा, उरगृह बैठि ग्रन्थि निरवारा ॥
छोरन ग्रन्थि पाव जो सोई, तब यह जव कृतारथ होई ।
छोरत ग्रन्थि जानि खगराया, विघ्न अनेक करै तब माया ॥
ऋद्धि सिद्धि प्रेरै बहु भाई, बुद्धिहिं लोभ देखावैं जाई ।
कलबल छल करि जाइ समीपा, अंचल वात बुझावै दीपा ॥
होइ बुद्धि जो परम सयानी, तिन्हतन चितवन अनहित जानी ।
जो तेहि विघ्न बुद्धि नहिं बाधी, तो बहोरि सुर करहिं उपाधी ॥
इन्द्रिय द्वार झरोखा नाना, तहँ तहँ सुर बैठे करि थाना ।
आवत देखहिं विषय बयारी, ते हठि देहिं कपाट उघारी ॥
जब सु प्रभंजन उरगृह जाई, तबहिं दीप विज्ञान बुझाई ।
ग्रन्थि न छूटि मिटा स्वप्रकाशा, बुद्धि विकल भइ विषय बतासा ॥
इन्द्रिय सुरन्ह न ज्ञान सुहाई, विषय भोग पर प्रीति सदाई ।
विषयसमीर बुद्धिकृत भोरी, तेहि विधि दीप को बार बहोरी ॥

'सोहमस्मि' × અર્થાત્ તે હુંજ છું એવી અખન્ડ વૃત્તિ એ દીપકની

× योसावादित्येपुरुषः सोसावहमिति श्रुतः ।

પ્રચન્ડ શીખા છે. તે સમય આત્માનો અનુભવસુખજ તેનો પ્રકાશ છે. ત્યારે જે ભ્રમથી ભેદ બુદ્ધિ થઇ રહી છે; અર્થાત્ પોતાને અને ઇશ્વરને ભિન્ન જાણવા કે જે સંસારનું મૂળ છે. તેનો નાશ થઇ જાય છે. ૧ તે સમય અવિદ્યાનો અપાર અને પ્રબળ પરિવાર મોહાદિક અંધકાર એ સર્વ નષ્ટ થઇ જાય છે. ત્યારે તેજ બુદ્ધિ અજવાળું પામીને હૃદયમાં બેસી તે ગાંઠને છોડવા માંડે છે. ૨ જો તે ગાંઠ છૂટી જાય તો તો જીવ કૃતાર્થ થઈ જાય. હે ગરૂડજી ! ગાંઠને છોડતી જાણીને તે સમય માયા નાના પ્રકારનાં વિઘ્ન કરે છે. એ માટે તેથી સાવધાન રહેવાની અત્યાવશ્યકતા છે. ૩ તે સમય માયા ઋદ્ધિ-રાજ્ય, ધન આદિ, સિદ્ધિ-યોગ-બળ-આદિને ઉપાડીને બુદ્ધિને નાના પ્રકારના લોભ દર્શાવે છે. અને કોઇ પણ પ્રકારે છલ બળ કરીને છેડાથી દીવાને ઓલવી નાખે છે. ૪ એ જીવની બુદ્ધિરૂપી મુખ્ય સ્ત્રી પરમ ચતુર હોય તો ઋદ્ધિ સિદ્ધિઓને અત્યંત અહિતરૂપ જાણીને તેઓ સામે દૃષ્ટિ પણ કરે નહિ. અને માયાનાં વિઘ્નોનિ માયાંથી જેમ તેમ કરીને પણ બચવા પામે, તો વળી દેવતાઓ લોભ દર્શાવે છે કે અમારા દેવલોકમાં સઘળા ઉત્તમ પદાર્થો છે, માટે ત્યાં આવી તેનો ભોગ કરો. તે દેવતાઓ કયાં છે તે કહે છે. ૫, ઇન્દ્રિયોનાં દ્વાર અને રોમાદિક્ અનેક ઝરોખાઓ છે, તેમાં દેવતાઓ પોતપોતાનાં સ્થાન કરીને બેઠેલા છે.* જયારે તે વિષયના પવનને આવતો નિરખે છે તો બળાત્કારે કમાડ ઉઘાડાં કરી નાખે છે. ૬ એટલે વિષયરૂપી પવન તુરત હૃદયરૂપી ઘરમાં જાય છે. અને જતાંની સાથેજ વિજ્ઞાનરૂપી દીપકને ઓલવી નાખે છે. વિજ્ઞાનરૂપી દીવો બુઝાઈ જતાં ગાંઠ છૂટતી નથી. અને જે પ્રકાશ હતો તે મટી જતાં અન્ધકાર થઇ ગયો. અને વિષયરૂપી વાયુના જોસથી બુદ્ધિ વિકલ થઈ જાય છે. ૭ ઇન્દ્રિયોના દેવતાઓને જ્ઞાન પસંદ પડતું નથી. તેઓનો વિષય ભોગ ઉપર બહુજ પ્રીતિ રાખે છે. વિષયરૂપી પવન બુદ્ધિને વ્યાકુલ કરી નાખે તો પછી ફરીથી તે દીવાને કોણ બાળે ? ૮

**दोहा—तब फिरि जीव बिबिध बिधि, पावैं संसृति क्लेश ॥**
**हरिमाया अति दुस्तर, तरि न जाइ बिहँगेश ॥ ११७ ॥**

હે ગરૂડજી ! જ્ઞાનરૂપી દીવો બુઝાઈ જતાં જીવ પુનઃ જન્મ-મરણના અનેક,

---

* કર્ણના-દિશા, ત્વચાના પવન, નેત્રોના સૂર્ય, જીહ્વાના વરૂણ. અને ઘ્રાણના અશ્વિનીકુમાર. એ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ વિષયનો અનુક્રમે અનુભવ કરે છે. એજ પ્રકારે વાણીના અગ્નિ, હાથના ઇન્દ્ર, ચરણોના વિષ્ણુ, પાયુ-ગુદાના યમ, અને ઉપસ્થના બ્રહ્મા એ વાક્ય ગ્રહણ, ચલન, ત્યાગ, અને આનન્દનો અનુભવ કરે છે. ચન્દ્રમા, બ્રહ્મા, શિવ અને વિષ્ણુ એ ચાર મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ ચાર ઇન્દ્રિયોથી સંશય, નિશ્ચય, અહંકાર અને ચૈતન્યનો અનુભવ કરે છે.

ક્લેશોને પામે છે. પરમાત્માની માયા બહુજ દુસ્તર છે. માયા તરી શકાતી નથી, તેથી માયા પાર થવું બહુજ અશક્ય છે.[૧] ૧૮૭

कहत कठिन समुझत कठिन, साधन कठिन विवेक ॥

होइ घुणाक्षर न्याय जो, पुनि प्रत्यूह अनेक ॥ १८८ ॥

જ્ઞાન કહેવામાં કઠિણ છે. સમજવામાં પણ કઠિણ છે. સાધનમાં પણ કઠિણ છે. તેથી વાસ્તવિક્ રીતે જ્ઞાન થવાનો સંભવજ નથી; પરંતુ જો ઘુણાક્ષર[૨]ન્યાયથી ઉત્પન્ન થાય, તો પણ પાછા ઉપર કહ્યા પ્રમાણે અનેક વિઘ્નો આવીને નડે છે. ૧૮૮

चौ०—ज्ञान कि पन्थ कृपाणकै धारा, परत खगेश न लागै वारा ।

जो निर्विघ्न पंथ निर्वहई, सो कैवल्य परमपद लहई ॥

अति दुर्लभ कैवल्य परमपद, सन्त पुराण निगम आगम वद ।

रामभक्ति सों मुक्ति गुसांई, अनइच्छित आवै बरिआई ॥

जिमि थल बिनुजल रहि न सकाई, कोटि भांति कोउ करे उपाई ।

तथा मोक्ष सुख सुनु खगराई, रहि न सकै हरिभक्ति बिहाई ॥

अस विचारि हरिभक्त सयाने, मुक्ति निरादर भक्ति लुभाने ।

भक्ति करत बिनु यतन प्रयासा, संसृति मूल अविद्या नाशा ॥

भोजन करिय तृप्ति हित लागी, जिमि सो अशन पचव जठरागी ।

अस हरिभक्ति सुगम सुखदाई, को अस मूढ न जाहि सुहाई ॥

હે ગરૂડજી ! જ્ઞાનનો માર્ગ તલવારની ધારના જેવો છે.× કે જેમાં ચાલનારને પડીજઈ કપાઇ મરતાં વાર લાગે તેમ નથી. અને તેમ છતાં પણ જો કોઇ નિર્વિઘ્ને તે માર્ગથી પાર થઈ જાય, તો તે કૈવલ્ય અર્થાત્ મુક્તિને પ્રાપ્ત થઇ જાય છે. અને તેને પરમપદ કહે છે. ૧ ( જ્ઞાન અને ભક્તીના બીજા પણ ભેદને તમે શ્રવણ કરો; કેમકે તમે પ્રવીણ છો હવે મારાંવચન શ્રવણ કરો, કે જે સાંભળવાથી શ્રી રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રીતિ થશે. કે જે પ્રીતિ કદિપણ ક્ષીણ થશેજ નહિ.) કૈવલ્ય–પરમપદ અર્થાત્ મુક્તિનો માર્ગ અતિ દુર્લભ છે. સંતો, વેદ, પુરાણો અને શાસ્ત્રો કહે છે. હે ગુસાંઇ ! શ્રી રામચન્દ્રજીનું ભજન કરવાથી તેજ ભક્તિ ઇચ્છા કરયા વગર પોતાની મેળેજ ચાલી આવે છે. ૨ જે-

૧ ઘણ નામનો કીડો લાકડાંને કોરે છે. તે કોરતાં કોરતાં કોઈજ સમયે અકસ્માત્ એકાદ અક્ષર બની જાય છે, એ પ્રમાણે કોઈવાર અકસ્માત્ બની જવાને ઘુણાક્ષર ન્યાય કહેવાય છે.

२ दैवी ह्येषा गुणमयी मममाया दुरत्यया । मामेवयेप्रपद्यंते माया मेतां तरन्तिते ॥

મકે પૃથિવીના આધાર વગર જળ કરોડો યત્ન કર્યા છતાં પણ રહી શકતુંજ નથી. એ પ્રકારે હે ગરૂડજી ! મુક્તિનું સુખ હરિની ભક્તિનો ત્યાગ કરીને ક્યાંય રહી શકતું નથી; અર્થાત્ જે ભક્તિમાન્ છે. તેજ મુક્તિનાં સુખનો અનુભવ કરે છે. ૩ આવો વિચાર કરીને નારાયણના જે ચતુર હરિભક્ત છે. તે મુક્તિને છોડી ભક્તિ કરવામાંજ તત્પર રહે છે. ભક્તિ કરવાવાળાઓને વગર યત્ને શ્રમ કર્યા વગર જન્મ–મરણની મૂળ જે અવિદ્યા છે, તેનો નાશ થઇ જાય છે. ૪ જેમકે ભોજન આપણે તૃપ્તિને માટે કરીએ છીએ, પરન્તુ પેટનો જઠરાગ્નિ તેને પચાવી દીએ છે. એ પ્રકારેજ રામના ભક્તો આરાધનને માટેજ ભક્તિ કરે છે. અને તેથી કૈવલ્યપદ પોતાની મેળેજ પ્રાપ્ત થઇ જાય છે. અથવા જેમ તૃપ્તિને માટે ભોજન કરતાં જઠરાગ્નિ તે અન્નને પકાવી નાખે છે તેમ શ્રીરામચન્દ્રજીનાં આરાધન માટે ભક્તિ કરતાં પોતાની મેળે પ્રાપ્ત થતો જ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધ કર્મ વગરનાં સઘળાં કર્મોને ભસ્મ કરી નાખે છે. 'क्षीयंते चास्य कर्माणि तस्मिन्दृष्टेपरावरे' આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન કરતાં હરિની ભક્તિ સુગમ અને સુખદાયી છે. એવો મૂર્ખ કોણ છે કે જેને ભક્તિ પ્રિય ન લાગે. ૫

दोहा–सेवक सेव्यभाव बिनु, भव न तरिय उरगारि ॥
भजहु रामपदपंकज, अस सिद्धान्त विचारि ॥ १८९ ॥

હે ગરૂડજી ! સેવક સેવ્યભાવ વગર અર્થાત્ પોતાને સેવક અને શ્રી રઘુનાથજીને સેવ્ય. સ્વામી સેવા કરવા યોગ્ય છે. એવું જ્યાં સુધી જાણવામાં આવતું નથી. ત્યાં સુધી સંસારનો પાર આવતોજ નથી. આવો સિદ્ધાન્ત વિચારીને શ્રીરામચન્દ્રજીનાં ચરણકમળોમાં ભક્તિ કરીને ભજન કરો. ૧૮૯

जो चेतन कहँ जड करै, जडहि करै चैतन्य ॥
अस समर्थ रघुनाथ कहँ, भजहिं जीव ते धन्य ॥ १८० ॥

હે ગરૂડજી ! જે જડને ચૈતન્ય અને ચૈતન્યને જડ કરી શકે છે, એવું સામર્થ્ય શ્રી રઘુનાથજીમાં છે. તેથી જે તેનું ભજન કરે છે તે જીવને ધન્ય છે. જુવો કે આપ કે જે ચૈતન્ય હતા તે જડ થઇ ગયા અને હું કે જે જડ હતો તેને ભક્તિરૂપી ગુણે ચૈતન્ય કરી દીધો. ૧૯૦

चौ०–कहेउँ ज्ञान सिद्धांत बुझाई, सुनहु भक्तिमणिकी प्रभुताई ।
रामभक्ति चिन्तामणि सुन्दर, बसै गरुड जाके उर अन्तर ॥
परमप्रकाश रूप दिन राती, नहिं कछु चहिय दिया घृत बाती ।
मोह दरिद्र निकट नहिं आवहिं, लोभ वात नहिं ताहिं बुझावहिं ॥

×"क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम पदेस्तत्कवयो वदन्ति हि"

प्रबल अविद्या तम मिटि जाई, हारत सकल शलभ समुदाई ।
खलकामादि निकट नहिं जाहीं, बसै भक्तिमणि जेहि उरमाहीं ॥
गरल सुधासम अरिहित होई, तेहि मणि बिनु सुख पाव न कोई ।
व्यापहिं मानस रोग न भारी, जेहिके वश सब जीव दुखारी ॥
रामभक्तिमणि उर बस जाके, दुख लवलेश न स्वप्नेहुं ताके ।
चतुर शिरोमणि ते जगमाहीं, जे मणि लागि सुयतन कराहीं ॥
सो मणि यदपि प्रगट जग अहई, रामकृपा विनु कोउ न लहई ।
सुगम उपाइ पाइबे केरे, नर हतभाग्य देत भट भेरे ॥
पावन पर्वत वेद पुराना, रामकथा रुचिराकर नाना ।
मर्म्मी सज्जन सुमति कुदारी, ज्ञान विराग नयन उरगारी ॥
भाव सहित जो खोजै प्रानी, पावभक्ति मणि सब सुखखानी ।
मोरे मन प्रभु अस विश्वासा, रामते अधिक रामकर दासा ॥
रामसिन्धु घन सज्जन धीरा, चन्दनतरु हरिसन्तसमीरा ।
सबकर फल हरिभक्ति सुहाई, सो विनु सन्त न काहू पाई ॥
अस विचारि जो करु सतसंगा, रामभक्ति तेहि सुलभ विहंगा ।

આ જ્ઞાનનો સિદ્ધાંત એ આપને સમજાવી કહ્યો. હવે ભક્તિરૂપી મણિની મહત્તા શ્રવણ કરો. રામચન્દ્રજીની ભક્તિરૂપી મણિ કે જે સુન્દર ચિન્તામણિરૂપ છે. તે હે ગરૂડજી ! જેના હૃદયમાં વાસ કરે છે તેને ઇચ્છિત આપનારી છે. ૧ એ મણિ રાત અને દિવસ પરમ પ્રકાશરૂપ છે. તેને માટે દીવાની, કોડીયાંની, ઘીની કે દીવટની કોઇની પણ આવશ્યક્તાજ નથી. એ ભક્તિ થતાં મોહરૂપી દારિદ્રય તેના સમીપમાં જઇ શકતુંજ નથી. અને લોભરૂપી પવન તેને બૂઝાવી શકતોજ નથી. ૨ જેની પાસે ભક્તિરૂપ મણિ હોય છે. તેનો અવિદ્યારૂપી કઠિણ અન્ધકાર મટી જાય છે. અને તેની પાસે પતંગીઆં આવી શકતાં નથી. અને જો તે પાસે પતંગીઆ કદાચ આવે છે તો હારિ જાય છે. જેના હૃદયમાં ભક્તિરૂપ મણિ વાસ કરે છે, તેના સમીપમાં દુષ્ટ કામ ક્રોધ–આદિ જઇ શકતાજ નથી. ૩ જે ભક્તિરૂપ મણિના પ્રભાવથી વિષ અમૃત થઇ જાય છે. શત્રુ મિત્ર બની જાય છે. અને તે ભક્તિરૂપ મણિ વગર કોઇને સુખની પ્રાપ્તિ થતીજ નથી. આ દૃષ્ટાન્ત કાકભુશુંડજી પોતાના ઉપર કહે છે. કે, (જુવો લોમશ ઋષિના શાપરૂપ વિષ અમૃત થઇ ગયું. અને શાપ આપનારા મુનિયે શત્રુમાંથી મિત્ર બની ઉપદેશ કર્યો.) જેના હૃદયમાં ભક્તિરૂપ મણિ હોય છે, તેને મનના જે મોટા મોટા રોગો છે તે વ્યાપતા નથી. જે રોગોના વશીભૂત થઇને જગતના સર્વ જીવ

દુઃખી થઇ રહ્યા છે. ૪. જેના હૃદયમાં રામભક્તિરૂપી મણિ વાસ કરે છે, તેને સ્વપ્નમાં પણ લેશમાત્ર દુઃખ રહેતું નથી. જે મનુષ્ય રામભક્તિરૂપ મણિને સંપાદન કરવાને માટે યત્ન કરે છે તેજ જગતમાં ચતુરશિરોમણિ છે. ૫, જો કે તે મણિ જગતમાં પ્રસિદ્ધ છે. છતાં પણ શ્રી રામની કૃપા વગર કોઇને પણ તેની પ્રાપ્તિ થતી નથી. જો કે તે મણિ સંપાદન કરવાના ઉપાય ઘણા છે. પરન્તુ મંદભાગ્ય વાળાં મનુષ્યોને કામ, ક્રોધ–આદિ પ્રબળ યોદ્ધાઓ ધક્કા મારીને દૂર કરે છે. અથવા નાના પ્રકારનાં વિઘ્નો આવીને નડે છે. ૬ વેદ અને પુરાણ આદિ સર્વ પવિત્ર પર્વત છે. તે પર્વતોમાં રામકથારૂપી સુન્દર ખાણ્ય છે. તેના ભેદને જાણવાવાળા સજ્જન સુન્દર બુદ્ધિરૂપી કુહાડી લઇ, જ્ઞાન અને વૈરાગ્યરૂપી નેત્રોથી જોઇને. × મનુષ્ય પ્રેમપૂર્વક તે ખાણ્યોમાં રામની ભક્તિરૂપી મણિને ખોદેછે. એટલે તે સુખની ખાણ્ય ભક્તિરૂપ મણિને આપે છે. હે પ્રભુ! મારા મનમાં એવો વિશ્વાસ છે કે રામ કરતાં પણ રામનોદાસ અધિક છે. તે માટે એ દૃષ્ટાન્ત છે કે–સમુદ્રથી જળ કયાંય પોહોચાડાતું નથી. પરંતુ વાદળ સમુદ્રમાંથી જળ લઇને સર્વત્ર વરસાવે છે. જેમ ચન્દનનાં વૃક્ષની સુગંધ વૃક્ષમાંજ રહે છે. પરંતુ પવન તેને લઇને ચારે તરફનાં વૃક્ષોને સુગંધથી ચંદન કરી દે છે. ૮ તે પ્રમાણે રામ તો સાગર છે. અને સજ્જનધીરપુરૂષો વાદળ છે. કે જે સાગરથી જળ લઇને ચારે તરફ વૃષ્ટિ કરે છે. પ્રભુ ચન્દનનાં વૃક્ષ સદૃશ છે. સન્તલોકો પવન છે, કે જે સુગંધ લઈ જઇને અન્યવૃક્ષોને પણ ચંદન કરી દીએ છે; અર્થાત્ રામચન્દ્રજીના ભકતો રામચન્દ્રજીના કરતાં શ્રેષ્ઠ છે. કેમકે જેમ વાદળાંઓ સમુદ્રના જળને સર્વત્ર વરસાવે છે તેમ શ્રીરામના ભકતો રામચન્દ્રજીના યશને સર્વત્ર ફેલાવે છે. અને જેમ પવનો ચંદનના સુગંધને સર્વત્ર ફેલાવે છે તેમ રામના ભકતો શ્રીરામના યશને સર્વત્ર ફેલાવે છે; અર્થાત્ જે કામ સમુદ્રથી થતું નથી તે કામ વાદળાંઓ કરે છે અને જે કામ ચંદનથી થતું નથી તે કામ પવનો કરી આપે છે, તો જેમ સમુદ્ર કરતાં વાદળાંઓ અને ચન્દન કરતાં પવનને અધિક ગણવો જોઇએ તેમ શ્રી રામ કરતાં રામના ભકતોને અધિક ગણવા જોઈએ. આ સર્વનું ફળ એ છે કે નારાયણની ભક્તિ કરવી. તે ભક્તિ સંતોના સમાગમ વગર કોઇને પણ પ્રાપ્ત થતી નથી. ૯ આ પ્રમાણે વિચાર કરીને હે ગરૂડજી! જે સત્સંગ કરે છે, તેને રામની ભક્તિ અવશ્ય પ્રાપ્ત થાયછે. ૦

**दोहा–ब्रह्म पयोनिधि मन्दर, ज्ञान सन्त सुर आहि ॥**

× नारायण परा विप्रा धर्मं गुह्यं परं विदुः । करुणा साधवः शांता स्त्वद्विधान तथापरे ॥

कथासुधा मथि काढहीं, भक्ति मधुरता जाहि ॥ १९१ ॥

બ્રહ્મ અર્થાત્ વેદરૂપી જે ક્ષીરસાગર છે, તેને સંતરૂપી દેવતાઓ જ્ઞાનરૂપી મંદરાચલથી મથીને તેમાંથી ભક્તિરૂપી મધુરતાથી ભરેલું કથારૂપી અમૃત કાઢી લીએ છે. ૧૯૧

विरतिचर्म असिज्ञान मद, लोभ मोह रिपु मारि ॥
जय पाई सोइ हरिभगति, देख खगेश विचारि ॥ १९२ ॥

હે ગરૂડજી ! સંતરૂપી દેવતાઓએ વૈરાગ્યની ઢાળ અને જ્ઞાનની તલવારથી મદ, લોભ અને મોહરૂપી શત્રુઓને મારીને હરિભક્તિ રૂપી જયને પ્રાપ્ત કરેલ છે. તમે વિચાર કરીને જુવો કે હરિની ભક્તિથી જ સર્વ સાધન સિદ્ધ થઇ જાય છે. ૧૯૨

चौ०—पुनि सप्रेम बोलेउ खगराऊ, जो कृपालु मोहिं ऊपर भाऊ ।
नाथ मोहिं निज सेवक जानी, सप्तप्रश्न मम कहहु बखानी ॥
प्रथमाहि कहहु नाथ मतिधीरा, सबते दुर्लभ कवन शरीरा ।
बडदुख कवन कवन सुख भारी, सो संक्षेपहि कहहु विचारी ॥
सन्त असन्त मर्म तुम जानहु, तिन्हकर सहज स्वभाव बखानहु ।
कवन पुण्य श्रुतिविदित विशाला, कहहु कवन अघ परमकराला ॥
मानसरोग कहहु सब गाई, तुम सर्वज्ञ कृपा अधिकाई ।
तात सुनहु सादर अति प्रीती, मैं संक्षेप कहौं यह नीती ॥
नरसमान नहिं कवनिहु देही, जीव चराचर याचत जेही ।
नरकस्वर्गअपवर्ग निसेनी, ज्ञान विराग भक्ति सुख देनी ॥
सो तनु धरि हरि भजहिं न जे नर, होय विषयरत मन्द मन्दतर ।
कंचन कांच बदलि शठ लेहीं, करते डारि परसमणि देहीं ॥
नहिं दरिद्रसम दुख जग माहीं, सन्तमिलनसम सुख कछु नाहीं ।
परउपकार वचन मन काया, सन्त सहज स्वभाव खगराया ॥
सन्त सहहिं दुःख परहित लागी, परदुखहेतु असन्त अभागी ।
भूर्जतरूसम सन्त कृपाला, परहित सह नित विपति विशाला ॥
शणइव खल परबंधन करहीं, खाल कढाइ विपतिसहि मरहीं ।
खल बिनु स्वारथ पर अपकारी, अहि मूषकइव सुनु उरगारी ॥
परसम्पदा विनाशि नशाहीं, जिमिकृषिहति हिमउपल बिलाहीं ।
दुष्ट हृदय जग आरति हेतु, यथा प्रसिद्ध अधम ग्रहकेतु ॥

सन्त हृदय सन्तत सुखकारी, विश्वसुखद जिमि इंदुतमारी ।
परमधर्म श्रुति विदित अहिंसा, परनिंदासम अघ न गरिशा ॥
हरिगुरुनिन्दक दादुर होई, जन्म सहस्र पाव तनु सोई ।
द्विजनिंदक बहु नरक भोग करि, जग जन्मैं वायस शरीर धरि ॥
सुरश्रुतिनिंदक जो अभिमानी, रौरवनरक परहिं ते प्रानी ।
होहिं उलूक सन्त निन्दारत, मोह निशाप्रिय ज्ञान भानुगत ॥
सबकी निन्दा जे जड करहीं, ते चमगादुर होइ अवतरहीं ।
सुनहु तात अब मानसरोगा, जोहि ते दुखपावहिं सब लोगा ॥
मोह सकल व्याधिन कर मूला, तेहिते पुनि उपजाहिं बहु शूला ।
काम बात कफ लोभ अपारा, क्रोध पित्त नित छाती जारा ॥
प्रीति करहिं जो तीनो भाई, उपजै सन्निपात दुखदाई ।
विषय मनोरथ दुर्गम नाना, ते सब शूल नाम को जाना ॥
ममता दद्रु कण्डु इर्षाई, हर्ष विषाद गहर बहुताई ।
परसुख देख जरइ सो छाई, कुष्ठ दुष्टता मन कुटिलाई ॥
अहंकार जो दुखद डहरुआ, दम्भ कपट मद मान नहरुआ ।
तृष्णा उदरवृद्धि अति भारी, त्रिविध ईर्षणा तरुण तिजारी ॥
युगविधिज्वर मत्सर अविवेका, कहँलगि कहौं कुरोग अनेका ।

આવાં કાકભુશુંડજીનાં વચનો શ્રવણ કરીને વળી પણ ગરૂડજી પ્રેમપૂર્વક બોલ્યા કે-હે કૃપાળુ ! જો આપ મારા ઉપર પ્રેમ કરો છો, તો હેનાથ ! મને આપનો સેવક જાણી મારાં સાત પ્રશ્નોનાં ઉત્તર આપો. ૧ હે ધીર બુદ્ધિવાળા સ્વામી ! પ્રથમ તો એ બતાવો કે સર્વથી દુર્લભ કયું શરીર છે? અને આ સંસારમાં સર્વથી અધિક સુખ શું છે ? અને સર્વથી વિશેષ દુઃખ શું છે ? તે વિચાર પૂર્વક સંક્ષેપથી મને કહો. અહિં સુધી ત્રણ પ્રશ્ન થયાં. ૨ આપ સંત-સત્પુરૂષોના અને અસંત-દુષ્ટોના ધર્મને પણ જાણો છો. તેના સ્વાભાવિક્ સ્વભાવનું પણ મારી પાસે વર્ણન કરો. વેદોમાં સર્વથી અધિક શું પુણ્ય કહેલું છે ? અને સર્વથી વિશેષ પાપ શું કથેલું છે ? તેપણ કહો. ૩ અને સઘળા માનસિક્ રોગોનું વર્ણન કરો. આપ સર્વજ્ઞ છો. સર્વ વાતોના જ્ઞાતા છો. અને મારા ઉપર આપની પૂર્ણ કૃપા છે. આવાં ગરૂડજીનાં વિનય પૂર્વક પ્રશ્નને શ્રવણ કરી કાકભુશુંડજી કહેવા લાગ્યા કે-હે તાત ! આ નીતિ હું તમારી પાસે વર્ણન કરૂં છું, તે આ ભેદને તમે આદર પૂર્વક શ્રવણ કરો. ૪ જગતમાં મનુષ્યના સમાન તો કોઈ પણ દેહ નથી; કારણ કે ચરાચરના સર્વ જીવો મનુષ્ય દેહ પ્રાપ્ત થવાની

જીજ્ઞાસા ધરાવે છે. એ આ મનુષ્ય દેહજ નરક સ્વર્ગ અને અપવર્ગ—મુક્તિની નિસરણી રૂપ છે. અને મનુષ્ય દેહજ જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિનાં અપૂર્વ સુખને આપનાર છે. આ સર્વ મનુષ્ય દેહથીજ બને છે. '**धर्मार्थकाममोक्षाणां शरीरंसाधनंस्मृतं**' આવા ઉત્તમ મનુષ્ય દેહને ધારણ કરીને જે મનુષ્ય વિષયોમાં મન યોજે છે, તે નિર્ભાગીઓમાં પણ નિર્ભાગી છે. જે મનુષ્યો, મનુષ્ય દેહને ધારણ કરી દેહનાં કલ્યાણને રસ્તે વિચરતા નથી તેઓ પારસમણિ પ્રાપ્ત થયા છતાં તેનો સદુપયોગ ન કરતાં પારસમણિને ફેંકી દે છે. અને તેવા મૂર્ખ લોકો પારસને ફેંકીને કાચના કટકાને ગ્રહણ કરી લે છે, અર્થાત્ મનુષ્ય દેહ પામી સુકૃત કરી સ્વર્ગે ન જતાં નિંદ્ય નીચ કર્મો કરી નરકના ભોગી થાય છે. × દરિદ્રતાના સમાન એકપણ દુઃખ જગત્માં નથી. અને સત્પુરૂષોના સમાગમ સમાન એકપણ સુખ જગત્માં નથી. મન, વચન અને કર્મથી પરોપકારજ કરવો, એ સંતોનો સહજ સ્વભાવ છે. '**परोपकाराय सतां विभूतयः**' ૭ સત્પુરૂષો અન્યના શ્રેયાર્થે પોતે દુઃખને સહન કરે છે. અને નિર્ભાગી દુષ્ટ લોકો અન્યને દુઃખ આપવામાંજ તત્પર રહે છે. દયામય સન્ત—સજ્જન પુરૂષ ભોજપત્રના વૃક્ષના સમાન છે; કારણ કે તેઓ અન્યનાં કલ્યાણાર્થ અનેક પ્રકારની વિપત્તિઓને સહન કરે છે. ભોજપત્રનું વૃક્ષ અન્યને સુખ આપવા માટેજ પોતાની છાલને ખેંચાવાનું સહન કરે છે. ૮ અને દુષ્ટ પુરૂષો શણના સમાન અન્યને બન્ધન કરવા માટેજ કારણ ભૂત થાય છે. શણનાં વૃક્ષો પોતાની ખાલ કહડાવીને પણ બીજાને બંધન કરવામાં કારણભૂત થાય છે. હે ગરૂડજી ! શ્રવણ કરો. દુષ્ટ પુરૂષો વગર પ્રયોજને પણ અન્યનો અપકાર કરે છે. જેમ કે સર્પને કાંઈપણ લાભ ન છતાં અન્યને કરડે છે. અને તેથી તેનું મરણ થાય છે. ઊંદરને વસ્ત્ર કાપવાથી કાંઈપણ લાભ થતો નથી છતાં તે જેમ વસ્ત્રને કાપે છે તેમ ખલ પુરૂષો પણ ઊંદર અને સર્પના સમાન પોતાને લાભ ન છતાં અન્યને દુઃખજ આપે છે. ૯ દુષ્ટજનો પારકી સમ્પત્તિનો નાશ કરીને પોતે પણ નષ્ટ પામે છે. જેમ બરફ ખેતીનો નાશ કરી પોતે નાશ પામે છે તેવોજ દુષ્ટનો પણ સ્વભાવ છે. જેમ ગ્રહોમાં અધમ કેતુનો જ્યારે ઉદય થાય છે ત્યારે દુષ્કાળ—આદિ પડે છે તેમજ દુષ્ટોનો ઉદય જગતને દુઃખ આપવા માટેજ થાય છે. ૧૦ જે પ્રકારે ચન્દ્ર અને સૂર્ય જગત્ને સુખ આપવા માટેજ ઉદય પામે છે તેમજ સન્તોનો ઉદય સદા જગતના સુખને માટેજ થાય છે. ધર્મ શાસ્ત્રોમાં સર્વથી અધિક ધર્મ * અહિંસાને કહેલ છે. કોઇ પણ પ્રાણીનું ચિત્ત ન દુખાવવું એના સમાન એક પણ

× **वासुदेव जराकष्टं कष्टं निर्धनं जीवनं । पुत्रशोक महाकष्टं कष्टात्कष्टतरं क्षुधा ॥ १ ॥**

* **नास्त्यहिंसा परोधर्मः**

ધર્મ નથી. અને પારકી નિંદાના સમાન એક પણ પાપ નથી. ૧૧ જે ભગવાનની અને ગુરૂની નિન્દા કરે છે, તે મનુષ્ય હજાર જન્મ પર્યંત દેડકાનાજ જન્મને પામે છે. બ્રાહ્મણોની નિન્દા કરવાવાળા મનુષ્યો નરકનાં અસહ્ય દુઃખો ભોગવીને પુનઃ જગત્‌માં કાગડાનું શરીર ધારણ કરીને જન્મ લીયે છે. ૧૨ અહંકારી પુરૂષ દેવતાની અને વેદોની નિન્દા કરવા વાળા છે, તે પ્રાણી રૈરવ નરકમાં જઇને પડે છે. અને સન્તોની નિન્દા કરવા વાળાઓ ઘુવડના જન્મને પામે છે, કે જેને મોહરૂપી રાત્રી પ્યારી છે અને જ્ઞાન રૂપી સૂર્ય જેને પ્રિય લાગતો નથી. ૧૩ અને જે મૂર્ખ સર્વની નિન્દા કરવાવાળા છે, તે બીજા જન્મમાં ચામાચીડીયાના જન્મને ધારણ કરે છે. હે તાત! હવે મનના રોગો શ્રવણ કરો. કે જેથી સર્વ લોકો નાના પ્રકારનાં દુઃખો પામે છે. ૧૪ મોહ છે તેજ સઘળાં દુઃખોનું મૂળ છે. અને તે થકી અનેક પ્રકારનાં શૂળ ઉત્પન્ન થાય છે. કામરૂપી વાયુ છે, લોભરૂપી કફ છે અને ક્રોધરૂપી પિત્ત છે. તે નિરંતર મનુષ્યની છાતીને બાળ્યા કરે છે. ૧૫ આ ત્રણ્યે કામ, ક્રોધ અને લોભ—વાત, પિત્ત અને કફ જો પરસ્પર પ્રીતિ કરે તો તો મહા દુઃખને આપવાવાળો સન્નિપાત ઉત્પન્ન થાય છે. અને સન્નિપાત થતાં મરણ થાય છે. બિષયના મનોરથ દુર્ગમ છે; અર્થાત્ દુઃખથી પણ મળતા નથી. તે સર્વ પ્રકારનાં શૂળ છે. તેના નામોનું કોણ વર્ણન કરી શકે. ૧૬ મમતારૂપી દાદરનો રોગ છે. ઇર્ષ્યારૂપી ખસનો રોગ છે. દુષ્ટતા અને મનની કુટિલતારૂપી કોઢનો રોગ છે. અહંકાર છે તે અત્યંત દુઃખ દેનાર જળોદર રૂપી રોગ છે. જેથી પેટ ફૂલી જાય છે. અને દંભ, કપટ, મદ અને માન તે વાળાઓ રૂપી રોગ છે. ૧૭ કોઇપણ પ્રકારની તૃષ્ણા કરવી એ અત્યંત ભારી ઉદરવૃદ્ધિ નામના રોગરૂપ છે. પુત્રની, ધનની તથા પ્રતિષ્ઠાની એ પ્રમાણે જે ત્રણ પ્રકારની ઇચ્છા છે તે તીક્ષણ એકાંતરા તાવરૂપ છે. મત્સર. પારકાનું શ્રેય ન જોઇ શકવું અને અવિવેક એ દ્વંદ્વજ—એટલે કે બન્ને દોષથી થયેલા જ્વરરૂપ રોગ છે. હે ગરૂડજી! કુરોગો—માનસિક રોગો અનેક છે, માટે તેનાં કયાં સુધી નામો આપી વર્ણન કરૂં. ૧૮

**दोहा—एक व्याधि ते नर मरहिं, ये असाध्य बहु व्याधि ॥**
**सन्तत पीडहिं जीव कहँ, सो किमि लहहिं समाधि ॥ १९३ ॥**

મનુષ્ય તો એકજ વ્યાધિથી મરણ પામે છે; પરન્તુ આ રોગો તો ઘણાજ છે. અને વળી અસાધ્ય છે. નિરંતર જીવને કષ્ટ આપ્યાજ કરે છે. તેથી તે જીવ શી રીતે ઇશ્વરનું સ્મરણ કરે? અને શી રીતે સુખ પામે? ૧૯૩

**नेम धर्म आचार तप, ज्ञान यज्ञ जप दान ॥**
**भेषज पुनि कोटिन्ह करहिं, रुज न जाहिं हरियान ॥ १९४ ॥**

હે ગુરૂડજી ! નિયમો, ધર્મો, આચારો, તપો, જ્ઞાનો, યજ્ઞો, જપો તથા દાનો એઓ રૂપી કરોડો ઔષધો કરતાં છતાં પણ આ રોગો નિર્મૂળ થાય તેવા નથી. ૧૯૪

चौ०—एहिविधि सकल जीव जग रोगी, शोक हर्ष भय प्रीति वियोगी ।
मानसरोग कछुक मैं गाये, हैं सबके लखि विरलन्हि पाये ॥
जाने ते छीजहिं कछु पापी, नाश न पावहिं जन परितापी ।
विषय कुपन्थ पाइ अंकुरे, मुनिन्ह हृदय का नर बापुरे ॥
रामकृपा नाशहिं सब रोगा, जो इहि भांति बनै संयोगा ।
सदगुरु वैद्य वचन विश्वासा, संयम यह न विषयकी आशा ॥
रघुपतिभक्ति सजीवनमूरी, अनूपान श्रद्धा मति रूरी ।
इहिविधि भले कुरोग नशाहीं, नाहिं तो यतन कोटि नहिं जाहीं ॥
जानिय तब मन विरुज गोसांई, जब उरबल विराग अधिकाई ।
सुमति क्षुधाबाढै नित नई, विषय आश दुर्बलता गई ॥
विमलज्ञानजल पाइ अन्हाई, तब रहु रामभक्ति उरछाई ।
शिव अज शुक सनकादिक नारद, जो मुनि ब्रह्मविचार विशारद ॥
सबकर मत खगनायक एहा, करिय रामपदपंकज नेहा ।
श्रुति पुराण सदग्रंथ कहाहीं, रघुपतिभक्ति विना सुखनाहीं ॥
कमठपीठ जामहिं बरु बारा, बंध्यासुत बरु काहुहि मारा ।
फूलहिं नभ बरु बहुविधि फूला, जीव न लह सुख प्रभुप्रतिकूला ॥
तृषा जाइ बरु मृगजल पाना, बरु जामहिं शश शीश तृषाना ।
अन्धकार बरु रविहि नशावै, रामविमुख सुख जीव न पावै ॥
हिमते प्रकट अनल बरु होई, विमुखराम सुख पाव न कोई ॥

આ પ્રમાણે જગતના સઘળા જીવો રોગી છે. શોક, હર્ષ, ભય, પ્રીતિ અને વિયોગ એ સર્વની પાછળ લાગી રહેલ છે. મેં આ થોડાક મનના રોગ વર્ણન કર્યા છે. આ રોગ સર્વને થાય છે; પરન્તુ તેને કોઈ વિરલાજ ઓળખી શકે છે. ૧ લોકોને પરિતાપ આપનારા એ દુષ્ટ રોગો ઓળખાયાથી કાંઇક ઓછા થાય છે; પરન્તુ નિર્મૂલ તો થતાજ નથી. એ રોગો વિષયરૂપી કુપથ્યના સેવનથી વૃદ્ધિ પામે છે. મુનિ લોકો સદા, જ્ઞાન, ધ્યાન અને જપરૂપી ઔષધી કરે છે. છતાં પણ તેને તે રોગો લાગુ પડે છે, તો પછી બિચારાં મનુષ્યો તે શી ગણુતરીમાં છે. જો નિચે લખી દર્શાવેલા સંયોગો પ્રાપ્ત થાય, તો શ્રી રામચન્દ્રજીની

કૃપાથી એ સઘળા રોગોનો નાશ થઈ જાય છે. સદ્ગુરૂ રૂપી વૈદ્યનાં વચનો ઉ-પર સમ્પૂર્ણ વિશ્વાસ રાખવામાં આવે, અને વિષયોની આશા ન રાખવા રૂપી સમ પથ્ય પાળવામાં આવે ૩ અને શ્રી રામચંદ્રજીની ભક્તિરૂપી અમૃતૌષધિ અતિ સુન્દર શ્રદ્ધા રૂપી અનુપાનની સાથે પીવામાં આવે તોજ એ દુષ્ટ રોગો નિર્મૂળ થઈ જાય છે, અને એ વગર તો બીજાં અનેક-કરોડો યત્ન કરવામાં આવે તોપણ મટતા નથી: ૪ જ્યારે મનમાં વૈરાગ્યરૂપી બળ પરિપૂર્ણ થયેલું જોવામાં આવે, સુમતિરૂપી ક્ષુધા નિરન્તર નવી નવી વૃદ્ધિ પામે, અને વિષયોની આશારૂપી દુર્બળતા છેક નિર્મૂળ થઇ જાય ત્યારે જાણી લેવું કે હવે મન રોગથી મુકત થયું છે. આ પ્રમાણે જ્યારે મન રોગથી મુક્ત થઇ, નિર્મળ જ્ઞાનરૂપી જળને સંપાદન કરી તેથી સ્નાન કરે ત્યારે તેમાં શ્રી રામચન્દ્રજીની ભક્તિ છાઈ રહે છે. હે ગરૂડજી ! શ્રી સદાશિવજી બ્રહ્માજી, શુકદેવજી, નારદજી અને સનકાદિક મુનિઓ કે જેઓ બ્રહ્મ વિચારમાં કુશલ છે. ૬ તે સર્વનો સિદ્ધાંત એછે કે, શ્રી રઘુનાથજીનાં ચરણકમળોમાં સ્વાભાવિક્ સ્નેહ કરવો. શ્રુતિઓ, પુરાણો અને સદ્ગ્રન્થો પણ એમજ કહે છે કે, શ્રી રઘુનાથજીની ભક્તિ વગર સુખ પ્રાપ્ત થતુંજ નથી. ૭ કદાચ કાચબાની પીઠ ઉપર રોમાવલી જામે, વાંઝણીનો પુત્ર કોઇને મારી આવે, અને આકાશમાં આધાર વગર અનેક પ્રકારનાં પુષ્પો ઉગીને પ્રફુલ્લીત થાય; અર્થાત્ આ સઘળી ન બનવા જોગ વાતો કદાચ બને તોપણ શ્રી રામચન્દ્રજીથી વિમુખ રહેનારને કદિપણ સુખ પ્રાપ્ત થતુંજ નથી. ૮ કદાચ ઝાંઝવાંના પાણીથી તરશ મટે, સસલાના મસ્તક ઉપર શીંગડું જામે, અને અંધકાર સૂર્યનો નાશ કરે, આ પ્રમાણે સઘળી વિપરીતતા થાય તોપણ શ્રી રામચન્દ્રજીથી વિમુખ રહેનારો જીવ કદિપણ સુખ પામતો નથી. ૯ કદાચ હિમમાંથી અગ્નિ પ્રકટ થાય, તોપણ શ્રીરામચન્દ્રજીથી વિમુખ થઇને રહેનારો જીવ કદિપણ સુખ પામેજ નહિ.×

दोहा—बारि मथे वरु होइ घृत, सिकताते वरु तेल ॥
विनु हरि भजन न भव तरिय, यह सिद्धांत अपेल ॥ १९९ ॥

કદાચ પાણીને વલોવવાથી ઘી મળે, અને રેતીને પીલવાથી તેલ મળે, આવા આશ્ચર્યજનક બનાવ બને તોપણ પરમેશ્વરના ભજન વગર કોઈ સંસાર

× जपयोग विराग महामख साधन, दानदयादम कोटि करै;
मुनिसिद्ध सुरेशगणेश महेशते, सेवत जन्म अनेक मरै;
निगमागम जानिपुराण पढै, तपसाधनमें युगपुंज भरै;
मनसो प्रण रोपि कहै तुलसी रघुनाथ बिना दुख कौन हरै.

સાગરને તરી શકતોજ નથી. આ સિદ્ધાન્ત નિર્વિવાદ છે.* ૧૯૫

मशकहि करहिं बिरंचि प्रभु, अजहिं मशकते हीन ॥
अस विचारि तजि संशय. रामहिं भजहिं प्रवीन ॥ १९६ ॥

શ્રી રઘુનાથજી મચ્છરને બ્રહ્મા અને બ્રહ્માને મચ્છરથી પણ હીન કરીશકે તેમ છે. એમ વિચારી સર્વ સન્દેહનો ત્યાગ કરી ચતુર પુરૂષો શ્રી રઘુનાથજીનું ભજનં કરે છે. ૧૯૬

चौ०–कहेउँ नाथ हरिचरित अनूपा, व्यास समास स्वमति अनुरूपा ।
श्रुतिसिद्धांत इहै उरगारी, राम भजिय सबकाम बिसारी ॥
प्रभु रघुपति तजि सेइय काही, मोसे शठपर ममता जाही ।
तुम विज्ञान रूप नहिं मोहा, कीन्ह नाथ मोपर अति छोहा ॥
पूंछेउ रामकथा अति पावनि, शुक सनकादि शम्भुमनभावनि ।
सतसंगति दुर्लभ संसारा, निमिष दण्ड भरि एकौ बारा ॥
देखु गरुड निज हृदय विचारी, मैं रघुवीरचरण अधिकारी ।
शकुनाधम सब भांति अपावन, प्रभु मोहिं कीन्ह विदित जगपावन ॥

હે સ્વામી! આ શ્રીરામચન્દ્રજીનાં ચરિત્ર કે જે ઉપમા રહિત છે, વ્યાસ અર્થાત્ વિસ્તારથી અને સમાસ–સંક્ષેપથી મારી બુદ્ધિ અનુસાર વર્ણન કરેલ છે. અયોધ્યા કાન્ડ સુધી વિસ્તાર છે. અને બાકીના પાંચ કાંડોમાં સંક્ષેપથી છે. હે ગરૂડજી! સકલ વેદોનો એ સિદ્ધાન્ત છે કે સર્વ કામનાઓને વિસારીને શ્રીરામનુંજ ભજન કરવું. ૧ હે સ્વામિન્! જેણે મારાં સમાન શઠ–મૂર્ખ ઉપર પણ કૃપા કરી છે.[1] એવા શ્રી રઘુનાથજીનો ત્યાગ કરી કોનું સેવન કરવું જોઇએ? હે ગરૂડજી! આપતો સાક્ષાત્ વિજ્ઞાન, આત્મજ્ઞાનના રૂપ છો, અર્થાત્ પરમાત્માજ છો. આપને મોહ નથી. આપે તો મારા ઉપર અત્યન્ત કૃપા કરી છે. ૨ આપે અતિ પવિત્ર શ્રી રામની કથા મને પૂછી છે. કે જે કથા શ્રી શુકદેવજી, સન-

* अश्वमेधशतैरिष्ट्वा वाजपेयशतानिच । न यान्ति परमंस्थानं नारायण पराङ्मुखाः यो वासुदेवादन्यत्र मोक्षंप्रार्थयतेऽल्पधीः । अग्निं भ्रान्ति खद्योतंशीतत्राणावकल्पते ॥ विनिश्चितं वदामिते न अन्यथा वचांसि मे । हरिं नराभजन्ति ये सुदुस्तरं तरंतिते ॥ નિશ્ચય પૂર્વક હે ગરૂડજી! તમને કહું છું કે, મારાં વચન અન્યથા થનારજ નથી. જે મનુષ્યો હરિનું ભજન કરે છે, તે દુસ્તર ભગવન્માયાને તરેજ છે. येनृशंसादुरात्मानः पापाचाररतास्सदा । तेयान्ति परमं स्थानंनरानारायणाश्रयाः ॥ अपिचेत्सुदुराचारो भजतेमामनन्यभाक् । साधुरेव समन्तव्य स्सम्यक् व्यवसितो हिसः ॥ क्षिप्रंभवतिधर्मात्मा शश्वच्छांतिं निगच्छति । कौंतेय प्रतिजानीहि नमेभक्तः प्रणश्यति ॥

કાદિક અને શ્રી સદાશિવજીના મનને પણ અત્યંત પ્યારી છે. સંસારમાં સત્સંગતિજ દુર્લભ છે. એક દિવસ, એક ઘડી કે એકજ પળ જો મનુષ્ય સત્સંગ કરે તો તે સત્સંગતિના પ્રભાવે મનુષ્ય પરમપદનો અધિકારી થઈ જાય છે. ૩ હે ગરૂડજી ! તમારા મનમાં જરા વિચાર તો કરી જૂઓ કે, શું હું શ્રી રઘુનાથજીના ભજનનો અધિકારી છું.? પક્ષીઓમાં પણ નીચ, સર્વ પ્રકારે હું અપવિત્ર છું તેને પણ પ્રભુએ પ્રસિદ્ધ રીતે જગપવિત્ર બનાવી દીધો છે. ૪

दोहा—आजु धन्य मैं धन्य अति, यद्यपि सबविधि हीन ॥
निजजन जानि राम मोहि, संत समागम दीन ॥ १९७ ॥

યદ્યપિ હું સર્વ પ્રકારે નીચ છું તદપિ આજે હું ધન્ય છું, અતિ ધન્ય છું કેમકે પ્રભુએ મને પોતાનો જન જાણીને સત્સંગતી આપી છે. ૧૯૭

नाथ यथामति भाषेउँ, राखेउँ कछु नहिं गोय ॥
चरितसिन्धु रघुनाथकर, थाह कि पावै कोय ॥ १९८ ॥

હે નાથ ! મેં આ સર્વ કથા મારી મતિ અનુસાર વર્ણન કરી છે. કાંઇપણ ગુપ્ત રાખ્યું નથી શ્રી રઘુનાથજીનાં ચરિત્ર સમુદ્ર રૂપ છે, તેથી કોનું સામર્થ્ય છે કે, તેના પારને પામે. ૧૯૮

चौ०—सुमिरि रामके गुणगण नाना, पुनि पुनि हर्ष भुशुण्ड सुजाना ।
महिमा निगम नेति करि गाई, अतुलितबलप्रतापप्रभुताई ॥
शिवअजपूज्यचरण रघुराई, मोपर कृपा परम मृदुलाई ।
अस स्वभाव कहुँ सुनौं न देखौं, केहि खगेश रघुपतिसम लेखो ॥
साधक सिद्ध विमुक्त उदासी, कवि कोविद कृतज्ञ संन्यासी ।
योगी शूर सुतापस ज्ञानी, धर्मनिरत पण्डित विज्ञानी ॥
तरहिं न बिनु सेये मम स्वामी, राम नमामि नमामि नमामी ।
शरण गये मोसेउ अघराशी, होहिं शुद्ध नमामि अविनाशी ॥

શ્રી રઘુનાથજીના અનેક પ્રકારે ગુણાનુવાદ સ્મરણ કરીને કાકભુશુંડજી વારંવાર પ્રસન્ન થયા. જે શ્રી રામચન્દ્રજીના મહિમાને વેદો 'नेति नेति' કરીને ગાય છે, તેનું અપરિમિત બળ છે. અને મોટો પ્રતાપ તથા મહિમા છે. ૧ શ્રી રઘુ-

१ भूमिपाल व्यालपाल नाकपाल लोकपाल कारण कृपाल मैं सबैकी जीकी-थाहली। कादरको आदर काहूके नाहिं देखियत सबहि सुहातहै सुजान सेवाटाहली। तुलसी प्रतीति कहै नाहिंकछुपक्षपातकौनेईश कियेभालुकीशभालुखासमाहली। रामहीके द्वारपै बुलाइ सनमानियत मोसेदीन दूबरे कपूत कूर काहली ॥१॥

નાથજીનાં ચરણોનું શ્રી સદાશિવજી તથા બ્રહ્માજી પણ પૂજન કરે છે, તેમણે મારા ઉપર કૃપા કરી તેની કોમળતા તો જુઓ. આવો કોમળ સ્વભાવ તો મેં કયાંય પણ કોઇનો જોયો નથી કે સાંભળ્યો પણ નથી. હે ગરૂડજી ! શ્રીરામના સમાન કોને કહું, વેદ પણ કહે છે કે–'**नतस्य प्रतिमा अस्ति यस्यनाम महद्यशः**' તેના સમાન કોઈપણ નથી જેના નામનો મહાયશ છે. ૨ સાધક, સિદ્ધ, મુક્ત, ઉદાશી, કવિ–કવિતા કરનારા, પંડિત, વૈરાગી, સંન્યાસી, યોગી, શૂર, તપસ્વી, ધર્માત્મા, પંડિત અને વિજ્ઞાની, ૩ આદિ સર્વ કોઈ મારા સ્વામી શ્રી રઘુનાથજીની સેવા કરયા વગર કોઇ પણ તરી શકતોજ નથી. એવા મારા સ્વામીને નમસ્કાર કરૂં છું. નમસ્કાર કરૂં છું. નમસ્કાર કરૂં છું.× જેના શરણ જવાથી મારા સરખા પાપીઓ પણ શુદ્ધ થઈ જાય છે. એવા પવિત્ર અવિનાશી શ્રી રામચન્દ્રજીને દંડવત્ કરૂં છું.[1] ૪

**दोहा–जासु नाम भव भेषज, हरण घोर त्रयशूल ॥**
**सो कृपालु मोहिं तोहिं पर, सदा रहहिं अनुकूल ॥ १९९ ॥**

જેનું નામ સંસારરૂપી રોગથી મુક્ત કરવાને માટે ઔષધીરૂપ છે. અનેક પ્રકારના ભય અને શૂળને જે હરવાવાળા છે, તે કૃપાસાગર મારા અને તમારા ઉપર સદા પ્રસન્ન રહો. ૧૯૯

**सुनि भुशुण्डके वचनवर, देखि रामपद नेह ॥**
**बोले गरुड सप्रेम अति, विगत मोह सन्देह ॥ २०० ॥**

કાકભુશુંડજીનાં આવાં શ્રેષ્ઠ વચનો શ્રવણ કરી અને શ્રી રઘુનાથજીનાં ચરણોમાં પ્રીતિ નિરખી ગરૂડજી સન્દેહ રહિત થઈને પ્રેમ સહિત આ પ્રમાણે કોમળ વાણી બોલ્યા કે ૨૦૦

**चौ०–मैं कृतकृत्य भयउँ तव वानी, सुनि रघुबीरभक्ति रससानी ।**
**रामचरण नूतन रति भई, माया जनित विपति सबगई ॥**
**मोहजलधि बोहित तुम भयऊ, मोकहँ नाथ विविध सुख दयऊ ।**
**मोसन होइ न प्रत्युपकारा, वन्दौं तव पद बारहिं बारा ॥**
**पूरणकाम रामअनुरागी, तुम सम तात न कोउ बडभागी ।**
**संत विटप सरिता गिरि धरणी, परहित हेतु इन्हनकी करणी ॥**

---

× શ્રીમદ્ ભાગવતમાં લેખ છે કે–**तपस्विनो दानपरायशस्विनो, मनस्विनोमंत्र विदः सुमंगलाः । क्षेमं न विन्दन्ति विनाय दर्प्पणं, तस्मै सुभद्र श्रवसे नमोनमः**

१ **किरातहुणांध्रपुलिन्दपुष्कशा आभीरकंकायवना खसादयः मन्येचपापाय-दुपाश्रयाश्रयाः शुद्धयन्तितस्मै प्रभविष्णवे नमः**

सन्त हृदय नवनीत समाना, कहा कविन पै कहै न जाना ।
निज परिताप द्रवै नवनीता, परदुख द्रवहिं सुसन्त पुनीता ॥
जीवन जन्म सफल मम भयऊ, तवप्रसाद सब संशय गयऊ ।
जानेहु मोहिं सदा निज किंकर, पुनि पुनि उमा कहैं सुविहंगवर ॥

હું આપની વાણીથી કૃતકૃત્ય થઈ ગયોછું; અર્થાત્ હું મને પોતાને કૃતકાર્ય માનું છું આપ દ્વારા શ્રી રઘુવીરની રસથી ભરેલી ભક્તિ શ્રવણ કરી મારૂં મન પ્રસન્ન થઈ ગયું છે. અને શ્રી રામના ચરણોમાં નવીન પ્રીતિ ઉત્પન્ન થઇ છે. અને માયાથી ઉત્પન્ન થયેલી સર્વ વિપત્તિ દૂર થઈ ગઈ. ૧ મોહરૂપી સાગરથી પાર થવાને તમે વહાણરૂપ થઈ ગયા. હે નાથ! તમે મને વિવિધ પ્રકારનાં સુખ આપ્યાં છે. મારાથી તમારો પ્રત્યુપકાર થઇ શકે તેમ નથી. હું તમારાં ચરણોને વારમ્વાર દંડવત્ કરૂંછું. ૨ આપ પૂર્ણકામ છો. શ્રી રઘુનાથજી સાથે પ્રેમ કરવાવાળા છો. તમારા સમાન કોઇ પણ મહા ભાગ્યશાળી નથી. સંત, મહાત્મા, વૃક્ષ, નદી, પર્વત અને પૃથિવી એની કરણી પારકાઓને માટેજ છે; અર્થાત્ એ સર્વ પોતાની વિભૂતિથી પારકાનો ઉપકાર કરયા કરે છે. ૩ સંતોનાં હૃદય માંખણના સમાન હોય છે. એમ કવિઓએ કહ્યું છે, પણ એ કવિઓએ કહી જાણ્યું નથી; કેમકે માંખણ પોતાના તાપથી તપે છે અને સંત જનોનું પવિત્ર ચિત્ત તો પરાયા તાપથી તપે છે, માટે સંત જનનું ચિત્ત માંખણના કરતાં પણ વિશેષ કોમળ છે. ૪ આપની કૃપાથી મારૂં જીવન અને જન્મ સફળ થઇ ગયો, અને મારા સઘળા સન્દેહ દૂર થઇ ગયા. અને સદા આપનો દાસ જાણશો. આ પ્રમાણે વારંવાર ગરૂડજીએ કાકભુશુંડજીને વચનો કહ્યાં. ૫

दोहा–तासु चरण शिर नाइ करि, प्रेम सहित मतिधीर ॥
गरुड गयो वैकुंठ तब, हृदय राखि रघुबीर ॥ २०१ ॥

પછી કાકભુશુંડજીના ચરણોમાં મતિધીર—ધૈર્યવાન્ ગરૂડજી પ્રેમ પૂર્વક શિર નમાવી અને શ્રી રઘુવીર રણધીર, સુખસાગર, જગત્ ઉજાગર, તારણતરણ, સંકટ હરણ અને સુખકરણને હૃદયમાં ધારણ કરીને વૈકુંઠમાં ચાલ્યા ગયા. ૨૦૧

गिरिजा संत समागम, सम न लाभ कछु आन ॥
बिनु हरि कृपा होइ नहिं, गावहिं वेद पुरान ॥ २०२ ॥

શ્રી શિવજી કહે છે કે–હે પાર્વતી! સંત મહાત્માઓની પ્રાપ્તિના સમાન અન્ય એક પણ લાભ નથી. પણ તે સતસંગતિ શ્રી રામની કૃપા વગર

પ્રાપ્ત થતી નથી. એમ વેદો તથા પુરાણો કહે છે. ૨૦૨

चौ०—कहेउँ परम पुनीत इतिहासा, सुनत श्रवण छूटहिं भवपासा ।
प्रणत कल्पतरु करुणापुंजा, उपजै प्रीति रामपदकंजा ॥
मनबचकर्मजनित अघ जाई, सुनै जो कथा श्रवण मनलाई ।
तीर्थाटन साधनसमुदाई, योगविरागज्ञाननिपुणाई ॥
नाना कर्म धर्म व्रत दाना, संयम नियम यज्ञ जपनाना ।
भूतदया द्विजगुरुसेवकाई, विद्याविनय विवेकबडाई ॥
जहँ लगि साधन वेद बखानी, सबकर फल हरिभक्ति भवानी ।
सोइ रघुनाथभक्ति श्रुति गाई, रामकृपा काहु यक पाई ॥

શ્રી સદા શિવજી કહે છે કે—હે પાર્વતી ! આ પરમ પવિત્ર ઇતિહાસ શ્રી રામચન્દ્રજીની કથા તમને સંભળાવી. આ કથા શ્રવણ કરવાથીજ મનુષ્ય સંસારસાગરના પાશથી છૂટી જાય છે. જે શ્રી રામચન્દ્રજી દીનોને કલ્પવૃક્ષ અર્થાત્ ઇચ્છિત પદાર્થના દેવાવાળા છે. અને કરૂણાના સાગર છે તેના ચરણોમાં આ કથા શ્રવણ કરવાથી પ્રીતિ ઉપજે છે. ૧ આ કથા એકાગ્ર ચિત્તે મન લગાવીને શ્રવણ કરવાથી મન, વચન અને કર્મથી કરેલાં પાપનો નાશ થઇ જાય છે. તીર્થોની યાત્રા, અને નાના પ્રકારનાં સાધનો, યોગ, વૈરાગ્ય અને જ્ઞાનની નિપુણતા. ૨ અનેક પ્રકારનાં કર્મો, ધર્મ, વ્રત, દાન, સંયમ, નિયમ, યજ્ઞ અને જપ—આદિ અનેક પ્રકારનાં વિધેય કર્મ, પ્રાણી માત્રના ઉપર દયા, બ્રાહ્મણ અને ગુરૂની સેવા, વિદ્યા, વિનય—નમ્રતા, જ્ઞાન—અને મોટાઈ. ૩ આદિ જે જે સાધનો વેદે વખાણીને કહેલાં છે. હે પાર્વતી ! એ સર્વનું ફળ શ્રી નારાયણની ભક્તિજ છે. તેજ શ્રી રઘુનાથજીની વેદ વિહિત ભક્તિ શ્રી રામની કૃપાથી કોઈ એકનેજ મળી છે; અર્થાત્ એ ભક્તિ કોઇ એકનેજ પ્રાપ્ત થએલી છે. ૪

दोहा—मुनिदुर्लभ हरिभक्ति नर, पावहिं बिनहिं प्रयास ॥
जे यह कथा निरंतर, सुनहिं मानि विश्वास ॥ २०३ ॥

જે મનુષ્યો આ કથાને સદા વિશ્વાસ પૂર્વક શ્રવણ કરશે, તે મનુષ્યો મુનિયોને પણ કઠિણતાથી પ્રાપ્ત થવા યોગ્ય નારાયણની ભક્તિ વિના પરિશ્રમે પામે છે. ૨૦૩

चौ०—सोइ सर्वज्ञ गुणी सोइ ज्ञाता, सोइ महिमंडन पण्डित दाता ।
धर्मपरायण सोइ कुलत्राता, रामचरण जाकर मनराता ॥

नीतिनिपुण सोइ परम सयाना, श्रुति सिद्धांत नीक तेइ जाना ।
सोइ कवि कोविद सोइ रणधीरा, जो छल छांडि भजै रघुवीरा ॥
धन्य नारि पतिव्रत अनुसरी, धन्य सो देश जहां सुरसरी ।
धन्य सो भूप नीति जो करई, धन्य सो द्विज निजधर्म न टरई ॥
सो धनधन्य प्रथम गति जाकी, धन्य पुण्य रतमति सोइ पाकी ।
धन्य घरी सोइ जब सतसंगा, धन्य जन्म द्विजभक्ति अभंगा ॥

જેનું મન રામના ચરણોમાં રંગાઇ રહેલું છે, તેજ સર્વજ્ઞ ગુણી જ્ઞાની, પૃથિવીનું ભૂષણ, પંડિત, દાતા, ધર્મપરાયણ અને તેજ કુળની રક્ષા કરવાવાળો છે. ૧ જે મનુષ્ય સર્વ છળનો ત્યાગ કરીને શ્રી રઘુનાથજીનું ભજન કરે છે, તેજ પુરૂષ નીતિનિપુણ–નીતિમાં ચતુર, પરમ પ્રવીણ, વેદના સિદ્ધાન્તને ઉત્તમ રીતે જાણનારો છે અને તેજ છન્દ રચવાવાળો, પંડિત અને તેજ મનુષ્ય ધીરજ ધારણ કરેવા વાળો છે. ૨ જે પોતાના પતિવ્રત ધર્મને પાળે છે તેજ સ્રીને ધન્ય છે. જ્યાં ગંગાજી વહે છે તે દેશને ધન્ય છે. જે રાજનીતિ અનુસાર રાજ્ય કરે છે તે રાજાને ધન્ય છે. અને જે પોતાનો ધર્મ કર્મ છોડતો નથી તે બ્રાહ્મણને પણ ધન્ય છે. ભણવું, ભણાવવું, દાન લેવું અને દાન દેવું, યજ્ઞ કરવો અને કરાવવો આ છ બ્રાહ્મણનાં કર્મ છે. ૩ તે ધનને ધન્ય છે કે જેની દાન, ભોગ અને નાશ એ ત્રણ ગતિઓમાંથી પેહેલી ગતિ થાય. તે બુદ્ધિ ધન્ય છે કે જેને પુણ્યમાંજ દૃઢ અભિરૂચિ હોય, તે ઘડી ધન્ય છે કે જેમાં સત્સંગ થાય. અને તે જન્મ ધન્ય છે કે, જેમાં બ્રાહ્મણોની અભંગ સેવા થઇ શકે. ૪

दोहा–सो कुल धन्य उमा सुनु, जगत्पूज्य सु पुनीत ॥
श्रीरघुवीर परायण, जेहि नर उपज विनीत ॥ २०४ ॥

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! જે કુળમાં શીલવાન્ શ્રી રામચન્દ્રજીનો ઉપાસક જન્મ લીએ છે તે કુળ ધન્ય, જગત્પૂજ્ય અને પવિત્ર છે. × ૨૦૪

चौ०–मतिअनुरूप कथा मैं भाषी, यद्यपि प्रथम गुप्त करि राषी ।
तव मन प्रीति देखि अधिकाई, तब मैं रघुपति कथा सुनाई ॥
यह नहिं कहिय शठहिं हठशीलहिं, जो मनलाइ न सुन हरिलीलहिं ।

× कुलं पवित्रं जननी कृतार्था वसुन्धरा भागवतीच धन्या । स्वर्ग स्थिताये पितरोऽपिधन्या मेषां कुले वैष्णवनाम धेयम् १ आस्फोटयान्ति पितरःप्रनृत्यंति पितामहः वैष्णवोनः कुलेजातस्सनः सन्तारविष्यति २

कहिय न लोभिहि क्रोधिहिं कामिहि, जो न भजै सचराचरस्वामिहि ॥
द्विजद्रोहिहिं न सुनाइय कबहूं, सुरपतिसरिस होइ नृप जबहूं ।
रामकथाके ते अधिकारी, जिनके सतसंगति अतिप्यारी ॥
गुरुपदप्रीति नीतिरत जोई, द्विजसेवक अधिकारी सोई ।
ताकहँ यह विशेष सुखदाई, जाहि परमप्रिय श्रीरघुराई ॥

શ્રી શિવજી કહે છે કે,–હે પાર્વતી ! જો કે આ કથા મેં પ્રથમ ગુપ્ત રાખી હતી; પરન્તુ તમારી દૃઢ પ્રીતિ નીરખીને મેં મારી મતિ અનુસાર કથા વર્ણન કરી છે. તમારા મનમાં અધિક પ્રીતિ જોઇનેજ મેં શ્રી રઘુનાથજીની કથા સંભળાવી છે. ૧ આ કથા મૂર્ખ હોય, હઠવાળો હોય, મન લગાવીને હરિકથાનું જે શ્રવણ કરતો ન હોય, લોભી હોય, કામી હોય, ક્રોધી હોય કે સ્થાવર જંગમના સ્વામી શ્રી રામચન્દ્રજીનો અભક્ત હોય તેને આ કથા કહેવીજ નહિ. ૨ જે માણસ બ્રાહ્મણનો દ્રોહ કરનારો હોય તે માણસ જો કે ઇન્દ્રના સમાન મોટો રાજા હોય તો તેને આ કથા કદિ પણ સંભળાવવી નહિ. જેઓને સત્સંગ અતિપ્રિય હોય. તેજ રામકથા શ્રવણ કરવાના અધિકારી છે ૩ જે ગુરૂના ચરણારવિન્દમાં પ્રીતિ કરવાવાળો નીતિમાન્ બ્રાહ્મણનો સેવક હોય, તેજ આ કથા શ્રવણ કરવાનો અધિકારી છે. જેને શ્રી રઘુનાથજી અત્યંત પ્યારા છે તેને તો આ કથા અત્યંતજ સુખદાયક છે. ૪

दोहा–रामचरणरति जो चहै, अथवा पदनिर्वान ॥
भाव सहित सो यह कथा, करै श्रवणपुट पान ॥ २०५ ॥

જે શ્રી રઘુનાથજીના ચરણોમાં પ્રીતિ ઇચ્છતો હોય. અથવા નિર્વાણપદ-મુક્તિની જેને ઇચ્છા હોય, તેણે તો આ કથાનું પ્રેમ પૂર્વક કાનરૂપી પડીઆ દ્વારા પાન કરવું ઘટે છે. ૨૦૫

चौ०–राम कथा गिरिजा मैं वरणी, कलिमलशमन मनोमलहरणी ।
संश्रृत रोग सजीवनमूरी, रामकथा गावहिं श्रुति भूरी ॥
इहि महँ रुचिर सप्त सोपाना, रघुपतिभक्तिकेर पथ नाना ।
अति हरिकृपा जाहि पर होई, पांव देइ यहि मारग सोई ॥
मनकामना सिद्धि नर पावै, जो यह कथा कपट तजि गावै ।
कहहिं सुनहिं अनुमोदन करहीं, ते गोपद इव भवनिधि तरहीं ॥
सुनि सबकथा हृदय अति भाई, गिरिजा बोली गिरा सुहाई ।
नाथ कृपा मम गत संदेहा, रामचरण उपजा नव नेहा ॥

શ્રી સદાશિવજી કહે છે કે–હે પાર્વતી ! કલિયુગનાં પાપોને શાન્ત કરનારી અને મનના મેલને હરનારી શ્રી રામની કથા મેં વર્ણન કરી. જીવન–મરણ દૂર કરવાને માટે તો શ્રી રામની કથા સંજીવનમૂળીના સમાન છે. વેદના જ્ઞાતાઓ આ પ્રમાણે કહીને શ્રી રામની કથા વર્ણવે છે. ૧ આ કથામાં સપ્ત કાંડ છે તે શ્રી રઘુનાથજીની ભક્તિ પ્રાપ્ત થવાની નિસરણીરૂપ છે. જેના ઉપર શ્રી નારાયણની બહુજ કૃપા હોય છે તેઓજ આ માર્ગમાં ચરણ મૂકે છે. ૨ જે મનુષ્ય કપટનો ત્યાગ કરીને આ કથાને ગાય છે, તેની સઘળી મનોકામના સિદ્ધ થઇ જાય છે. જે કોઇ આ કથાને કહે છે, વા શ્રવણ કરે છે તથા અનુમોદન કરી શ્રોતા તથા વક્તાની પ્રશંસા કરે છે તે ગાયની ખરીના સમાન સંસારસાગરને તરી પાર થઇ જાય છે. ૩ (યાજ્ઞવલ્કય ભારદ્વાજ મુનિને કહે છે કે.) હે ભરદ્વાજ મુનિ ! હૃદયને પ્રિય લાગે એવી આ શ્રેષ્ટ કથાનું શ્રવણ કરીને પાર્વતીજી સુંદર વાણીથી બોલ્યાં કે,–હે નાથ ! આપની કૃપાથી મારા સર્વ સન્દેહ જતા રહ્યા. અને શ્રી રઘુનાથજીનાં ચરણોમાં નવીન પ્રેમ ઉત્પન્ન થયો. ૪

दोहा–मैं कृतकृत्य भयउँ अब, तव प्रसाद विश्वेश ॥
उपजी रामभक्ति दृढ, बीते सकल कलेश ॥ २०६ ॥

હે સંસારના ઇશ્વર ! હું હવે આપની કૃપાથી કૃતકૃત્ય થઈ ગઈ હવે મને કાંઇ પણ કરવાનું રહ્યું નથી. કેમકે શ્રી રામચન્દ્રજીની દૃઢ ભક્તિ ઉત્પન્ન થઇ છે. અને સઘળા કલેશો જતા રહ્યા છે. ( અહિં સુધી શિવ પાર્વતીનો સમ્વાદ છે. ) ૨૦૬

चौ०–यह शुभ शंभुउमासम्बादा, सुखद सदा अरु शमनविपादा ।
भवभंजन गंजनसन्देहा, जनरंजन सज्जनप्रिय येहा ॥
रामउपासक जे जगमाहीं, इहसम प्रिय तिनकहँ कछु नाहीं ।
रघुपतिकृपा यथामति गावा, मैं यह पावन चरित सुहावा ॥
इहि कलिकाल न साधन दूजा, योग्य यज्ञ जप तप व्रत पूजा ।
रामहिं सुमिरिय गाइय रामहिं, सन्तत सुनिय रामगुणग्रामहिं ॥
जासु पतित भगवन बलवाना, गावहिं कवि श्रुति सन्त पुराना ।
ताहि भजिय तजि मनकुटिलाई, राम भजे केहिं गति नहिं पाई ॥

યાજ્ઞવલ્કયજી કહે છે કે– હે ભરદ્વાજ મુનિ ! આ સદાશિવજીનો તથા શ્રી પાર્વતીજીનો શુભ સંવાદ સુખદાઇ છે. વિષાદને શાન્ત કરનારો છે. સંસારના જન્મ–મરણાદિક ભયને નષ્ટ કરનારો છે. સંદેહોને દૂર કરનારો છે.

લોકોને રાજી કરનારો છે અને સજ્જનોને તો અત્યંત પ્યારો છે. ૧ જગતમાં જેટલા શ્રી રામચન્દ્રજીના ઉપાસક છે, તેઓને તો આ સમ્વાદના જેવું બીજું કશું પણ પ્રિય નથી. આ સુંદર અને પરમ પવિત્ર શ્રી રામચરિત્ર મેં મારી મતિના અનુસાર શ્રી રામચન્દ્રજીની કૃપાથી વર્ણન કરયુ છે. આ પ્રમાણે કહી યોગ્ય પૂજાનો સ્વીકાર કરી યાજ્ઞવલ્ક્ય મુનિ ભરદ્વાજ મુનિની પાસેથી વિદાય થયા. ) ૨ ગોસ્વામી શ્રી તુલસીદાસજી કહે છે કે, આ કલિકાળમાં યોગ, યજ્ઞ જપ, તપ, વ્રત, અને પૂજા–આદિ અન્ય સાધન નથી. માટે સદા શ્રી રામચન્દ્રજીનુંજ સ્મરણ કરવું. શ્રી રામનાજ ગુણ ગાવા અને શ્રી રામનાજ સદા ગુણો શ્રવણ કરવા. ૩ જેની પતીત લોકોને પણ પવિત્ર કરવાની પ્રતિજ્ઞાને કવિઓ, શ્રુતિઓ તથા પુરાણો ગાય છે, તેનુંજ મનની કુટિલતાનો ત્યાગ કરીને ભજન કરવું યોગ્ય છે. શ્રી રામચન્દ્રજીનું ભજન કરવાથી કોને સદ્‌ગતિ મળી નથી ? સર્વને મળી છે. ૪

છં०—पाई न गति केहि पतितपावन रामभज सुनु शठमना।
गणिका अजामिल गृध्र व्याध गजादि खल तारेउघना ॥
आभीर यवन किरात खस श्वपचादि अति अघरूप जे ।
कहि नाम बारेक तेपि पावन होत राम नमामिं ते ॥ ३१ ॥

હે મુર્ખ મન ! શ્રવણ કરય. શ્રી રામચન્દ્રજીનું ભજન કરવાથી કોને સદ્‌ગતિ મળી નથી ? તું પતિત પાવન શ્રી રામચન્દ્રજીનું શા માટે ભજન કરતું નથી ! પિંગળા નામની વેશ્યાને કેવળ એક રાતમાંજ ભજન કરવાથી પ્રભુએ તારી છે. [૨]અજામિલ નામના દુષ્ટ બ્રાહ્મણને ‘નારાયણ’ એવું પોતાના પુત્રનું નામ લેવા માત્રથી પ્રભુએ તાર્યો છે. [૩]જટાયૂ કે જે ગૃધ્ર પક્ષી હતો તેને તો સમાગમ માત્રથીજ પ્રભુએ તાર્યો છે. ધર્મવ્યાધ[૪] નામના કસાઇને સ્મરણ માત્રથીજ તારયો છે. પગમાં બાણ મારનારા પારાધીને[૫] દર્શન માત્રથીજ તારયો છે અને ગજેન્દ્રને[૬] કેવળ એક કમળ પુષ્પની ભેટ કરવાથીજ તારયો છે. આ પ્રમાણે ઘણા ઘણાઓને તાર્યા છે. આહેરો, યવનો, ભિલ્લો, ખુરાસાનીઓ તથા ચાંડાલો વગેરે કે જે અત્યંત પાપરૂપ હોય છે તેવાઓ પણ એકજવાર માત્ર નામનું ઉચ્ચારણ કરવાથી પાવન થઇ જાય છે. હે શ્રી રામચન્દ્રજી ! આપ કે જે એવા અધમોદ્ધારણ છો, તેને હું પ્રણામ કરૂંછું ૨૮

---

૧ પિંગલાની કથા શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધમાં છે.
૨ અજામિલની કથા ભાગવતના ષષ્ટ સ્કંધમાં છે.
૩ જટાયૂની કથા આ પુસ્તકના આરણ્ય કાંડમાં છે.
૪ ધર્મવ્યાધની કથા મહાભારતના વનં પર્વમાં છે.
૫ પારાધીની કથા ભાગવતના એકાદશ સ્કંધમાં છે.
૬. ગજેન્દ્રની કથા ભાગવતના અષ્ટમ સ્કંધમાં છે,

छं०—रघुवंश भूषण चरित यह नर कहहिं सुनहिं जे गावहीं ॥
कलिमल मनोमल धोइ बिनु श्रम राम धाम सिधावहीं ॥
शतपंच चौपाई मनोहर जानी जे नर उर धरैं ॥
दारुण अविद्यापंच जनित विकार श्री रघुपति हरैं ॥ ३२ ॥

રઘુવંશના ભુષણ રૂપ રામચંદ્રજીનાં આ ચરિત્ર જે આ પુરૂષો સાંભળશે તથા ગાશે તેઓ કળિયુગનાં પાપોને તથા મનના મેલોને ધોઈને વિના પયાસે રામચંદ્રજીના ધામમાં સીધાવશે. આ રામાયણુની પાંચ સાત ચોપાઇઓને પણુ ( અથવા પાંચસે ચોપાઇઓને ) મનોહર જાણીને જે માણુસ હૃદયમાં રાખશે તે માણુસની દુઃખદાયી અવિદ્યાનું અને પાંચ ઇંદ્રિયોથી ઉત્પન્ન થતા વિકારોનું રઘુનાથજી હરણુ કરશે. ૩૨

छं०—सुंदर सुजान कृपानिधान अनाथ परकर प्रीति जो ॥
सो एक राम अकाम हित निर्वाण पद सम आन को ॥
जाकी कृपा लवलेशतें मतिमंद तुलसीदास हूँ ॥
पायो परम विश्राम राम समान प्रभु नाहीं कहूँ ॥ ३३ ॥

સુંદર, સુજાણું, કૃપાનિધાન અને અનાથ જનોપર પ્રીતિ કરનારા તો એક રામચંદ્રજીજ છે. તેમના સમાન વિના સ્વાર્થે હિત કરનાર અને મુક્તિ આપનાર બીજો કોણુ છે ? જેમની લેશ માત્ર કૃપાથી મંદ બુદ્ધિવાળો હું તુલસીદાસ પરમ વિશ્રામ પામ્યો છું. એવા પ્રભુ રામચંદ્રજી સમાન બીજો કોઇ પણુ ક્યાંય પણુ છે નહીં. ૩૩

दो०—मोसम दीन न दीनहित, तुमसमान रघुवीर ॥
अस विचारि रघुवंशमणि, हरहु विषम भवपीर ॥ २०७ ॥

હે રઘુવીર ! હે રઘુવંશમણિ ! 'મારા જેવો કોઇ દીન નથી અને તમારા સમાન કોઇ દીનજનોનું હિત કરનાર નથી.' એમ વિચારીને મારી ભવસાગરની વિષમ પીડા હરો. ૨૦૭.

दो०—कामिहिं नारि पियारि जिमि, लोभिहिं प्रिय जिमि दाम ॥
तिमि रघुनाथ निरंतर, प्रिय लागहु मोहि राम ॥ २०८ ॥

કામીજનોને જેવી સ્ત્રી પ્રિય છે અને લોભી જનોને જેવું દ્રવ્ય પ્રિય છે, તેમ મને નિરંતર રામચંદ્રજી પ્રિય લાગજો. ૨૦૮.

इति श्री रामचरितमानसे सकल कलिकलुष वि-
ध्वंसने विमल वैराग्यसंपादनो नाम सप्तमः
सोपानः समाप्तः ॥ ७ ॥
समाप्तोऽयं ग्रंथः ॥

શ્રીમદ્-

# તુલસીકૃત રામાયણ.

## લવકુશકાન્ડ.

શુદ્ધ ગુજરાતી ભાષાન્તર.

श्रीगणेशाय नमः

# ॥ श्रीतुलसीकृत रामायण ॥

## लवकुशकांड.

---

## ગુજરાતી ભાષાંતર.

---

श्लोकः ।

जयति रघुवंशतिलकः कौशल्या हृदयनंदनोरामः ।
दशवदन निधनकारी दाशरथिः पुंडरीकाक्षः ॥ १ ॥

રઘુવંશના તિલક, કૌશલ્યાજીના હૃદયને પ્રસન્ન કરવાવાળા, રાવણને મારનારા, દશરથના પુત્ર, (અને) કમળોસમાન નેત્રોવાળા શ્રી રામચન્દ્રજીનો જય થાઓ. ૧.

दोहा—सुनि भुशुंडके वचन मृदु । देख राम पद नेह ॥
बोले प्रेम सहित गिरा । गरुड विगत सन्देह ॥ १ ॥

કાકભુશુન્ડજીનાં મૃદુ વચન શ્રવણ કરી, અને શ્રી રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રીતિ જોઇ, જેનો સંદેહ ગયેલો છે એવા ગરૂડજી પ્રેમ ભરેલી વાણી બોલ્યા કે—૧

श्लोक—नमामीश घनज्ञान रघुवंशदासं । सदानन्ददाता सुविद्या प्रकाशं ॥
विशद शैलनीलं कृपालुं निवासं । चरणाम्बुजं सेवितं पापनाशं ॥ १ ॥
गतंमोहमारादिशूलं विशालं । हरंतापसंतापभवशोकजालं ॥
नमोकाक पादंसुबुद्धिसुशीलं । सदाभक्तवात्सल्यत्रासाद्रिनीलं ॥ २ ॥
प्रसन्नाननं नीलवदनं सुश्यामं । नमोपाहिशरणंसुरामाभिरामं ॥
भाष्योउमानाथयशनाथनामं । देख्योकृपासिंधुकोरामधामं ॥ ३ ॥

હે જ્ઞાનસાગર ! હે રઘુનાથજીના દાસ !! હે ગુરૂ !!! આપને હું

નમસ્કાર કરૂંછું. આપ સદા આનંદને આપવાવાળા, અને વિદ્યાથી પ્રકાશીત છો. હે કૃપાળુ ! આપનો આ સુંદર નીલ પર્વતના ઉપર નિવાસ છે. આપનાં ચરણકમળ કે જે પાપોને દૂર કરવાવાળાં છે, તે સેવન કરવા યોગ્ય છે. ૧ આપનાં દર્શનથી મોહ અને કામ–આદિ ષડ્રીપુરૂપ શૂળ નષ્ટ પામેલ છે. આપ, તાપ, સંતાપ અને સંસારસાગરના શોકને દૂર કરવાવાળા છો. આપ સુબુદ્ધિ અને સુશીલતાના ઘર છો. આપનાં ચરણોને નમસ્કાર છે. આપ સદા ભક્તોના ઉપર કૃપા કરીને આ નીલ પર્વતના ઉપર વાસ કરોછો. ૨. સુપ્રસન્ન નીલ મુખવાળા આપ છો. શ્યામ કાન્તીવાળા છો, અને શ્રી રામચન્દ્રજી પ્રત્યે આપનો અકથનીય પ્રેમ છે; તેમજ આપ ભક્ત લોકોને શ્રી રામચન્દ્રજીના સમાન પ્યારા છો, એવા જે આપ તેને શરણ હું છું. મારૂં સંરક્ષણ કરો. હું આપને નમસ્કાર કરૂંછું. શ્રી સદાશિવજીએ કહેલો શ્રી રામનામનો મહિમા આપે મને શ્રવણ કરાવ્યો, કે જે શ્રવણ કરવાથી, કૃપાસિંધુ શ્રી રામચન્દ્રજીનાં પરમધામને હું મારાં જ્ઞાન નેત્રોથી જોઉં છું. ૩

चौ०–इच्छावपुषकाककल्याणकारी। जिन्हैं एक आशाअयोध्याविहारी ॥
भागीसकल वासना त्रासमारं। दयानाथकीन्हो अविद्या प्रहारं ॥ १ ॥
सगुणब्रह्मलीलाधराभारनाशं। सुनोराम अवतार मोहंबिनाशं ॥
जान्योदनुजनाशनांरेश्ववासं। चिदामोहसंदोहभक्तिविलासं ॥ २ ॥
अचलज्ञानगोतीतमत्रंविशालं। पायोकृपानाथानिजभाग्यमालं ॥
विगतषट्ररोगं अयोग्यं दयालुं। नमोपाहिशरणंनआमीकृपालुं ॥ ३ ॥

હે દયાનાથ ! આપે આપની ઈચ્છાથીજ કાગડાનું શરીર ધારણ કરી રાખ્યું છે, અને હે કલ્યાણ કરવાવાળા ! જેને અયોધ્યાવિહારી શ્રી રામચન્દ્રજીનીજ સદા આશા છે, એવા આપે મારી અવિદ્યાનો નાશ કરીને, મારી સકળ વાસનાઓનો મહા ભયંકર ત્રાસ મટાડયો છે. ૧ ભગવાનના સગુણ અવતારની લીલા પૃથિવીનો ભાર દૂર કરવાના નિમિત્તને માટે થાય છે. મેં મોહનો નાશ કરનાર શ્રી રામચન્દ્રજીનો અવતાર સાંભળ્યો. જેનો સકળ વિશ્વમાં નિવાસ છે, તે દૈત્યોનો નાશ કરવાવાળા શ્રી રામનાં ચરિત્રોને મેં જાણ્યાં કે, તે ચિદાનંદસ્વરૂપ ભક્તિને માટે નાનાપ્રકારની લીલા કરે છે. ૨ હે અચળ જ્ઞાનવાળા ! મેં મારાં ઉત્તમ ભાગ્યને લીધે, આપનો સમાગમ પામી, ઇન્દ્રિયોથી અગોચર એવો જે શ્રી રામચન્દ્રજીનો જ્ઞાનને અવિચળ કરનારો મંત્ર છે, તે મેળવ્યો. આપ કે જે રાગદ્વેષ–આદિ ષડ્રીપુરૂપ રોગોથી તથા કુયોગોથી રહિત અને દયાળુ છો, તેને હું નમસ્કાર કરૂંછું, અને હું કે જે શરણે આવેલોછું, તેનું આપ સંરક્ષણ કરો. ૩

दोहा–सुरसरि सम पावन भयो। नाथ हृदय अबमोर॥
जन्म जन्म छूटे नहीं। नाथ पदांबुज तोर॥ २॥

હે નાથ! હવે મારૂં હૃદય ગંગાજીના સમાન પવિત્ર થઇ ગયું છે. અને હે નાથ! આપનાં ચરણકમળ જન્મજન્માંતરમાં પણ મારા હૃદયમાંથી છુટશે નહિ. ૨

चौ०–सुने सकल गुण गण प्रभुकेरे। पूजे नाथ मनोरथ मेरे॥
तव प्रसाद वायस कुलनाथा। हृदय वसो अब प्रभुगुणगाथा॥ १॥
मन संतोष न हृदय समाहीं। यथा उदधि सरिता सब जाहीं॥
पशु पक्षी जड जंगम जाती। चरअरु अचर वरणकिहि भांती॥ २॥
सकल अवधवसि प्रभु सुखधामा। लिये संग सादर श्रीरामा॥
तजि तब अवधगये सहदेहा। यह मोहि नाथ परम संदेहा॥ ३॥
अब प्रभु मोहि कहौ समुझाई। जानि पिता मैं करौं ढिटाई॥
यह इतिहास पुनीत कृपाला। जिमिमख कीन्ह राम महिपाला॥ ४॥

હે નાથ! મેં પ્રભુ શ્રી રામચન્દ્રજીના સર્વ ગુણાનુવાદ સાંભળ્યા, અને મારા મનોરથ પૂર્ણ થયા. હે કાકકુળતિલક! આપની કૃપાથી મારા હૃદયમાં શ્રી રામના ગુણાનુવાદ વસેલ છે. ૧ મારૂં મન પ્રસન્ન થયું છે, પણ જેમ સમુદ્રમાં સર્વ નદીઓ જાય છે, છતાં પણ તે તૃપ્ત થતો નથી, તેમ મારૂં હૃદય શ્રી રામચન્દ્રજીની કથાઓથી તૃપ્ત થતું નથી. પશુ, પક્ષી–આદિ જેટલાં અચર અને ચર છે, કે જે જડ અને જંગમ જાતિનાં છે તેનું વર્ણન થઇ શકતું નથી. ૨ કારણ કે જે અયોધ્યાપુરીમાં વાસ કરતાં હતાં, તે સર્વને સુખના ધામ શ્રી રામચન્દ્રજી પોતાની સાથે લઇ ગયા, અને તે સર્વ પણ ઘરનો ત્યાગ કરી, અયોધ્યાથી સદેહ વૈકુંઠમાં ગયેલ છે. હે નાથ! એ મને પરમ સંદેહ છે. ૩ હે મુનિ! હું આપને પિતા જાણી ધૃષ્ટતા કરીને કહુંછું કે, આપ મને એ ભેદ સમજાવીને કહો. હે કૃપાળુ! એ પવિત્ર ઇતિહાસ મને સમજાવીને કહો કે, શ્રી રામચન્દ્રજીએ કેવી રીતે અશ્વમેધ યજ્ઞ કર્યો. ૪

दोहा–अस कहि गद्गदकंठ मृदु। पुलकावली शरीर॥
सुनि सप्रेम हरि विशद यश। वायस कुल मतिधीर॥ ३॥

આ પ્રમાણે બોલતાં બોલતાં તો ગરૂડજી ગદ્‌ગદ્ કંઠ થઇ ગયા. શરીર રોમાંચિત થઇ ગયું. ત્યારે કાકકુળતિલક, મહા બુદ્ધિમાન્ કાકભુશુન્ડજી, ગરૂડજીના પ્રભુના યશ સંબંધી પ્રશ્નને શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીના

નિર્મળ યશનું વર્ણન કરવા લાગ્યા. ૩

चौ०–राम कृपा तुमरे मनमांही । संशय शोक मोह भ्रमनाही ॥
धन्य धन्य धनि तुम खगराया । कीन्ही अमित मोहिपर दाया ॥ १ ॥
अति प्रिय वचन रहस्य तुम्हारे । लागत नाथ मोहिं अति प्यारे ॥
तव तन प्रीति देखि खगराया । मिटहिं अमंगल कोटि अमाया ॥२॥
सुन अब राम रहस्य अनूपा । चरित अनूप अवध पुर भूपा ॥
अज अद्वैत विगत अविनाशी । रहित सकल कलिमल भवफांसी ॥३॥
रुद्र सहस्र वर्ष खगईशा । कीन्ह चरित रहिपुर जगदीशा ॥
सो सब विशद कथा विस्तारी । कहौं सुनो जगहित उरगारी ॥ ४ ॥

હે ગરૂડજી ! શ્રી રામ કૃપાથી તમારા મનમાં સંશય, શોક, મોહ અને ભ્રમ કાંઇ પણ નથી. તમને ધન્ય છે, ધન્ય છે, વારંવાર ધન્ય છે. આપે મારા ઉપર અમિત દયા કરી છે. ૧ તમારાં આ રસ ભરેલાં પ્યારાં વચન મને અત્યંત પ્રિય લાગે છે. હે ગરૂડજી ! શ્રી રામચન્દ્રજીના ચરિત્રમાં તમારી આવી નિર્મળ પ્રીતિ જોઇને હું બહુ પ્રસન્ન થયો છું. આવી પ્રીતિથી નાના-પ્રકારનાં અમંગળોનો નાશ થઇ જાય છે. ૨ હવે તમે શ્રી રામ અયોધ્યા-પતિએ જે ચરિત્ર કરેલ છે, તે શુભ અને ઉપમા રહિત ચરિત્ર શ્રવણ કરો. કે જે શ્રી રામચન્દ્રજી અજન્મા છે, દ્વૈતરહિત, અવિનાશી અર્થાત્ નાશ રહિત છે. જે સકળ પાપ અને સાંસારિક્ કર્મ બન્ધનથી રહિત છે. ૩ હે ગરૂડજી ! અગ્યાર હજાર વર્ષ પર્યન્ત શ્રી રામચન્દ્રજીએ અયોધ્યામાં રહીને અનેક ચરિત્રો કરેલ છે. હે ગરૂડજી ! જગતનું કલ્યાણ કરવાના નિમિત્તથી, હું એ સર્વ કથા વિસ્તારપૂર્વક તમને કહું છું. તે સાંભળો. ૪

दोहा–विधिवर वचन सम्हारि उर । राजत करुणाऐन ॥
युग जोरीशोभा निरखि । लजित कोटि शत मैन ॥ ४ ॥

બ્રહ્માજીનાં વચનને હૃદયમાં ધારણ કરી, કરૂણાના સાગર શ્રી રામચન્દ્રજી, જાનકીજી સહ અયોધ્યામાં બિરાજતા હતા, એ સીતારામની જોડીની શોભા જોઇને સો કરોડ કામદેવ પણ લજ્જાયમાન્ થઇ જાય. ૪

चौ०–अनुज सचिव प्रभु प्रजा बुलाये । गुरुगृह सादर मुनि सँग आये ॥
मकर मास रवि पर्व सुहावा । विदा माँगि प्रभु पद शिरनावा ॥ १ ॥
काशी क्षेत्र धर्म जग जाना । चले सकुल सब साजे सजि याना ॥
चतुरंगिनी अनी सब साथा । यहिविधि गवन कीन्ह रघुनाथा ॥२॥
बीच वास करि शिवपुर आये । सादर पुरिहिशीश तिन्ह नाये ॥
आये सुरसरि कीन्ह प्रणामा । अमित अमित सुख पायो रामा ॥३ ॥

महिसुर दंडि यती संन्यासी। पूजे कृपासिंधु सुखरासी॥
दीन दान कछु वरणि नजाई। धनद कुबेर सुरेश लजाई॥

પ્રભુ શ્રી રામચન્દ્રજી, એક સમય પોતાના સર્વ નાના ભાઇ, મંત્રી અને પ્રજાને બોલાવી આદરપૂર્વક સર્વ સહ પ્રભુ, ગુરૂને ઘેર પધારયા. અને મકરની સંક્રાંતિમાં સૂર્યપર્વ હોવાથી, સર્વે શ્રી રામચન્દ્રજીના સહ ગુરૂના ચરણમાં મસ્તક નમાવી કાશીની જાત્રા જવા માટે રજા માગી. ૧ કાશી ધર્મક્ષેત્ર છે, એ વાત જગ જાહેર છે, તેથી ત્યાં જવા માટે સર્વ કોઇ પોતપોતાનાં વાહન તૈયાર કરીને ચાલવા લાગ્યા. આ પ્રમાણે સર્વ ચતુરંગિણી સેનાને સાથે લઇને શ્રી રામચન્દ્રજીએ કાશી તરફ પ્રયાણ કર્યું. ૨ વચમાં રસ્તામાં વાસ કરતા કરતા પ્રભુ કાશીમાં પધારયા, અને પ્રેમપૂર્વક કાશીને મસ્તક નમાવ્યું. અને ગંગાતટે જઇને શ્રી ગંગાજીને પ્રણામ કરયા, અને શ્રી રામચન્દ્રજી મહા સુખ પામ્યાં. ૩ ત્યાં શ્રી રામચન્દ્રજીએ બ્રાહ્મણ, દંડી, યતી અને સંન્યાસીઓનું પૂજન કર્યું. અને તે કૃપાસાગર સુખનિધાને એટલું તો દાન આપ્યું કે, તેનું વર્ણન કરવું અશકય છે, કે જે દાનને જોઇને ધનપતિ કુબેર અને ઇન્દ્ર પણ લજ્જીત થઇ ગયા. ૪

दोहा—यहिविधिरहि प्रभु विपुलदिन। सुखी किये मुनिवृंद॥
आये पुनि निज नगर महँ, हर्षित करुणाकंद॥ ५॥

આ પ્રકારે શ્રી રામચન્દ્રજી ત્યાં ઘણા દિવસો સુધી રહ્યા. અને મુનિયોને પ્રસન્ન અને સુખી કર્યા. ત્યારપછી પ્રસન્ન થઇને કરૂણાનાનિધાન શ્રી રામચન્દ્રજી અયોધ્યાપુરીમાં પધાર્યા. ૫

चौ०—प्रतिदिन अवध अनंद उछाहू, दान दोहिं प्रतिदिन नरनाहू॥
हठ परपंच न दुख दिन काहू। कुवचन कबहुँ नसुन खगनाहू॥ १॥
सुनहिं जहा तहँ वेद पुराना। दूसर धर्म नकाहू जाना॥
दिन दिन प्रीति देखि भगवाना। अति आनंद सकल पुर जाना॥२॥
शिव संवत परमानु हमारी। भये शोच वश राम खरारी॥
अश्वमेध मष करौं सुहाई। गाय तरहिं नर भव सुमुदाई॥ ३॥
पुनि निज धामहि तुरत सिधावौं। विधि वर वचन न चूक लगावौं॥
मात जाइ गुरु भवन सप्रीती। कहौं करौं सब सुंदर नीती॥ ४॥

અયોધ્યામાં પ્રતિદિન આનંદ અને ઉત્સાહ થઇ રહેલો છે. શ્રી રઘુનાથજી પ્રતિદીન દાન આપે છે. હઠ, પ્રપંચ કે દુઃખ કોઇને પણ ન હતું. તેમજ હે ગરૂડજી! કોઇ કોઇને પણ કઠોર વચન કહેતુંજ નહિ. ૧ સર્વ

કોઇ પોતપોતાને ઘેર વેદ અને પુરાણ સાંભળતા હતા, અને બીજો ધર્મ કોઇ જાણતા જ ન હતા. ઉત્તરોત્તર શ્રી રઘુનાથજીની પોતાના ઉપર પ્રીતિ જોઇ પ્રજાવર્ગ આનંદ પામતો હતો. ૨ એક દિવસ શ્રી રઘુનાથજી વિચાર કરવા લાગ્યા કે, મારે અહિં અગ્યાર હજાર વર્ષ રહેવું છે; માટે અશ્વમેધ યજ્ઞ કરૂં કે જે અશ્વમેધને ગાઇને મનુષ્ય સંસારસાગરથી પાર થઇ જશે. ૩ પછી હું મારા ધામમાં ચાલ્યો જઇશ. બ્રહ્માજીનાં વચનમાં ભૂલ કરવી એ યોગ્ય નથી; માટે પ્રભાતે ગુરૂજીને ઘેર જઇ સમ્પૂર્ણ વિધાન કરીશ, અને નીતિથી અશ્વમેધ યજ્ઞ કરીશ. ૪

दोहा—अस विचार उर राखिकर, कृपासिंधु मतिधीर ॥
करत चरित नाना अमित, हरन सोक भवभीर ॥ ६ ॥

કૃપાના સાગર, ધૈર્યવાન્ શ્રી રામચન્દ્રજી આ પ્રમાણે વિચાર કરી, ભક્તોના શોકને દૂર કરવા માટે સંસારસાગરના ભયને દૂર કરવાવાળા પ્રભુ નાના પ્રકારનાં ચરિત્ર કરે છે. ૬

चौ०—कहौं सुनहु रघुपति प्रभुताई, जो पुराण ऋषि नारद गाई ॥
राम राज जस निर्मल भयऊ, सो सब बाल्मीकि मुनि कहऊ ॥ १ ॥
मैं मति लघु बरनौंकिहि भाँती, सोहै हंसकि बगुला पाँती ॥
सुनिय न पुहुमि कतहुँ अघ काना, पढहिं चतुर नर वेद पुराना ॥२॥
गावहिं प्रभु गुण भव भयहारी, निंदहिं अमर लोक नर नारी ॥
आज्ञा मात पिता गुरु करहीं, जप तप दान सदा अनुसरहीं ॥ ३ ॥
प्रजा अनंद राज प्रभु केरे, मानहु इंद्र कुबेर घनेरे ॥
राजहिं सब रनिवास अनंदा, सुखी चकोर शरदलखिचंदा ॥ ४ ॥

પુરાણોએ રૂષિયોએ તથા નારદજીએ શ્રી રામચન્દ્રજીની જે પ્રભુતા ગાઇ છે, તેહું કહું છું, તે આપ શ્રવણ કરો. જેવું શ્રી રામચન્દ્રજીનું રાજ્ય થયું, અને જે નિર્મળતા થઇ, અર્થાત્ કીર્ત્તિ પ્રસરી, તે વિસ્તાર પૂર્વક આદ કવિ, મહર્ષિ વાલ્મીકિજીએ કથેલ છે. ૧ તેનું મતિહીન હું શું વર્ણન કરી શકુ? હંસની પંક્તિમાં કાંઇ બગલો શોભા પામે? અર્થાત્ હંસની પંક્તિમાં બગલો શોભેજ નહિ. શ્રી રામરાજ્યમાં પાપનું નામ કાને સંભળાતું પણ નહિ. ચતુર પુરૂષો વેદ અને પુરાણ વાંચતા હતા. ૨ સંસારસાગરના ભયને દૂર કરવાવાળા પ્રભુના ગુણ સર્વ પ્રજા ગાતી અને દેવલોકના પુરૂષ તથા સ્ત્રીનો પોતાની ભક્તિથી તિરસ્કાર કરતી હતી. માતા પિતા અને ગુરૂની આજ્ઞા પાળતી. અને જપ, તપ તથા દાનનું સદા અનુકરણ કરતી હતી. ૩ જાણે

અનેક કુબેર અને ઇન્દ્ર હોય નહિ, તેમ શ્રી રામચન્દ્રજીના રાજ્યમાં સર્વ કોઇ આનંદ પૂર્વક રહેતા હતા. શરદના ચન્દ્રથી જેમ ચકોર પ્રસન્ન થાય છે, તેમ શ્રી રામના મુખના દર્શનથી સઘળો રણુવાસ આનંદથી પ્રફુલ્લિત થઇ રહેલો હતો.

छंदगीतिका ॥

जिमि शरद चंद्र चकोर देखति मातु प्रभु मुख जोहही ॥
तिमि भरत लछमन शत्रुसूदन वेषलखि मनमोहही ॥
नित जात प्रभु चौगान खेलन साथलै चतुरंगिनी ॥
जब गये भूतल भार टारन संगलै मर्कट अनी ॥

જેમ શરદ ઋતુના ચન્દ્રને ચકોર જુએછે, તે પ્રકારે માતા પ્રભુના મુખને જોતી હતી. અને તેજ પ્રકારે ભરત, લક્ષ્મણ અને શત્રુઘન તેનો વેષ જોઇને પણ પ્રસન્ન થતી હતી. હમેશાં ચતુરંગિણીસેના લઇને પ્રભુ શ્રીરામચન્દ્રજી, મૃગયા કરવા પધારતા હતા; પરન્તુ જ્યારે પૃથિવીનો ભાર ઉતારવા ગયા હતા, ત્યારે તો વાનરોની સેનાને સાથે લેઈ ગયા હતા. ૧

चढिवाजिगज रथनगर देखहिं श्रमितपुनि गृह आवहीं ॥
सारंग हेमविलोकि सादर त्रान विन प्रभु धावहीं ॥
कुसुम कंटक अंगलागत मोरमुख मुसकावनी ॥
सोलंकतरन्मुख सही तीक्षन शक्ति असिरिपुदावनी ॥

હાથી, ઘોડા અને રથના ઉપર ચડીને નગર જોતા જોતા જતા હતા, અને શ્રમિત થઇને પાછા સાયંકાળે ઘેર પધારતા હતા. અને જ્યાં પીળા રંગનાં મૃગ જોતા હતા, ત્યાં તુરતજ વાહનનો ત્યાગ કરીને તેના પાછળ ઉઘાડે પગે દોડતા હતા. અને તે સમય વનમાં ફરતી વખતે ફુલોના કાંટા પગમાં લાગતાં મુખ જરા મરડીને હસતા હતા, હસવાનો હેતુ એ હતો કે, અહિં આવા પ્રકારની કોમળતા અને યુદ્ધ વખતે લંકામાં મહાભયંકર શત્રુનો નાશ કરનારી શક્તિને પણ (સાંગને પણ) સહન કરી હતી. ૨.

निशि नींद वासर भूख साधत वर्ष चौदह सारही ॥
पुरसाथ संगलै करत क्रीडा खेलते ठल वारही ॥
व्यंजन बनत षटरस अमित घृत मधुर विन जेवत नहीं ॥
निज भक्त हेत समेत लछमन वैठि रिपु मारयो सही ॥ २ ॥

જે પ્રભુએ પોતાના ભક્તોનાં દુઃખ દૂર કરવાને માટે ચૌદ વર્ષ સુધી ભુખ અને નિદ્રાનો ત્યાગ કરયો હતો. તેજ પ્રભુ આ સમય શહેરના લોકોને સાથે

લઈને અનેક ક્રીડા કરવા પધારતા હતા. અને જે પ્રભુ નાના પ્રકારના ષટ્રસ ભોજન બન્યાં હોય તો પણ ઘી વગરનાં અને મીઠાઈ વગરનાં ભોજનને જમતા નહિ. અને જેમણે પોતાના ભક્તોને માટેજ એકલા લક્ષ્મણજીના હાથદ્વારા સંગ્રામ ભૂમિમાં મહાશત્રુ મેઘનાદને મરાવ્યો હતો. ૩

दोहा—रघुवर राजविराज अति, सकल अवनि अघ भाग ॥
विचरहिं मुनिकानन विपुल, प्रीति सहित अनुराग ॥ ७ ॥

શ્રી રામચન્દ્રજીનું રાજ્ય એવું તો શોભાયમાન હતું કે, જે રામરાજ્યના પ્રભાવે સર્વ પૃથિવીમાંથી પાપ નાશી ગયું, અને મુનિઓ કે જે રાક્ષસોના ભયથી વનમાં પોતાના આશ્રમમાં પણ રહી શકતા નહુતા, તેઓ રામરાજ્યના સમયમાં નિશંક થઈને મોટાં વનોમાં પ્રીતિપૂર્વક વિચરવા લાગ્યાં.૭

चौ०—आवनि सुहावनि कानन चारू, खग मृग इक संग करहिं विहारू ॥
वैर न सुनिय रामकेराजा, रहैं वैर विन सुन खगराजा ॥ १ ॥
सुख संपति गृह गृह प्रगटाई, गाइ न सकहिं राम प्रभुताई ॥
शारद चतुरानन गौरीशा, कोटि कोटि अनगनित अहीशा ॥ २ ॥
कवि कोविद जहँ लगि जगमाहीं, राम राज गुण वरणि न जाहीं ॥
असित आदि कज्जल गिरिभूरी, पात्रपयोनिधि सरितारूरी ॥ ३ ॥
करहिं लेखनी सुरतरु भारी, सप्त द्वीप माहि पत्र विचारी ॥
वाणी हरि हर विधि समुदाई, सहस कल्प शत लिखहिंवनाई ॥ ४ ॥

શ્રી રામચન્દ્રજીના રાજ્યમાં પૃથિવી શોભવા લાગી. વનો સુંદર થઈ ગયાં. પશુ, પક્ષી વગેરે સાથે વિહાર કરવા લાગ્યાં, અર્થાત્ કોઇનામાં પણ વેરભાવ નહતો. શ્રી રામરાજ્યમાં, કોઇનું કોઈની સાથે વૈર તો કાને સાંભળવામાં પણ આવતું ન હતું. હે ગરૂડજી! સર્વ વૈર વગર રહેતાં હતાં. ૧ ઘરેઘર સુખ અને સંપત્તિ પ્રકટ થઈ રહી હતી. અને સરસ્વતી, બ્રહ્માજી, શ્રીસદાશિવજી અને કરોડો અગણીત શેષજી એકત્ર થાય; તો પણ શ્રી રામચન્દ્રજીની પ્રભુતાનું વર્ણન થઇ શકે તેમ નહતું. ૨ કવિ અને પંડિત જે કોઈ જગત્માં છે, તે કોઇથી પણ રામરાજ્યના ગુણનું વર્ણન થઇ શકે તેમ નથી. શ્યામ પર્વતના જેપડો મોટો કાજળનો ઢગલો એકઠો કરવામાં આવે, અને તે કાજળના ઢગલાની શ્યાહી કરવા માટે સમુદ્રને ખડીયો કરવામાં આવે, ૩ અને કલ્પવૃક્ષની જો કલમ કરવામાં આવે તથા સાતદ્વીપ વાળી પૃથિવીને કાગળરૂપ બનાવવામાં આવે, અને સરસ્વતી, વિષ્ણુ, શ્રી સદાશિવજી તથા બ્રહ્મા એ સર્વ મળીને જો હજાર કલ્પ સુધી શ્રી રામચન્દ્રજીના ગુણોને લખ્યા કરે તો પણ- ૪.

सो०—तदपिन पावहिंपार, रामराजकौतुक अमित ॥
सुनु अब चरित अपार, जसखगपति आगेभयो ॥ १ ॥

શ્રી રામચન્દ્રજીના રાજ્યની અપાર લીલાઓના પારને ન પામી શકે; અર્થાત્ લખી શકે નહિ. હે ગરૂડજી ! પ્રભુએ જે બીજાં ચરિત્ર કરેલાં છે, તે અનેક ચરિત્ર હું તમને કહુંછું, તે શ્રવણ કરો. ૧

चो०—राजत राजसभा सब भ्राता, तहँ आयो यकद्विज बिलखाता ॥
कटुक कहत मुख करत पुकारा, हंस वंश बूडो संसारा ॥ १ ॥
रघु दिलीप शिवि सगर भुवारा, अमित प्रभाव को जाननहारा ॥
पितु जीवित सुत त्यागे प्राणा, प्रभु अंतरयामी सब जाना ॥ २ ॥
नरलीलाकरि रामकृपाला, लगे विचार करनातेहिकाला ॥
कारन कवन मृतक सुत भयऊ, द्विजको देखि विकल प्रभु भयऊ ॥३॥
प्रभु चित देखि गगनभईबानी, शूद्र तपो सुनि सारंग पानी ॥
विंध्याचल गंभीर वनमाहा, द्विजसुत हेत मरन नरनाहा ॥ ४ ॥

રાજસભામાં સર્વ ભાઈ બિરાજમાન્ થઈ રહેલા છે. ત્યાં એક બ્રાહ્મણ આકુળ થઈ આવ્યો, અને મુખથી દુર્વચન બોલતો બોલતો પોકારવા લાગ્યો કે-સંસારમાં સૂર્યવંશ ડૂબી ગયો. ૧ રઘુ, દિલીપ, શિબિ અને સગર-આદિ રાજા કે જે મહા પ્રભાવવાળા હતા, તેને કોઈ જાણતું નથી, પરંતુ એવું કદિ થયું નથી કે; પિતાની હૈયાતિમાં પુત્ર મરણ પામ્યો હોય. બ્રાહ્મણનાં આવાં વચન શ્રવણ કરી અંતરયામી પ્રભુએ સર્વ મનમાં જાણ્યું, અને તે સમય કૃપાના સાગર શ્રી રામચન્દ્રજી મનુષ્યલીલા કરીને વિચાર કરવા લાગ્યા કે, આનો પુત્ર મરણ પામ્યો તેનું શું કારણ હશે ? એમ વિચાર કરતા કરતા પ્રભુ બ્રાહ્મણને જોઇ વ્યાકુળ થઇ ગયા. ૩ પ્રભુ શ્રી રામચન્દ્રજીનું ચિત્ત આ પ્રમાણે વિચારમાં નિમગ્ન થયેલું જોઇ આકાશવાણી થઇ કે, હે પ્રભુ ! આપના રાજ્યમાં શૂદ્ર તપ કરે છે. વિંધ્યાચળના ગંભીર વનમાં તે તપ કરે છે. તે કારણથી બ્રાહ્મણનો પુત્ર મરણ પામ્યો છે. ૪

छंदगीतिका ॥

यहि हेत द्विज सुत मृतक सुनि रथ साजि प्रभु आतुर चले
द्वैपरम शैल विलोकि पावन मुदितहो सन्मुख भले ॥
शुचि रुचिर आश्रम वेदिका तहँ देखि मुनिमन भावनी
बहु बाग सुभग तडाग गुंजत मंजु मधुकरसावनी ॥

पिक मोर हंस चकोर किलकहिं कीर शोभापावहीं ।
वनवृद्धकोल किरात सादर सर्वदा तहँ आवहीं ॥
तकि क्रोध शर्की विशिख छांडे माथलै सुरपुर गयो ।
वरभक्ति आरति जानितिहितहं आपु तीरथ वत कियो ॥ ३ ॥

એ કારણથી બ્રાહ્મણનો પુત્ર મરણ પામ્યો છે. એવાં વચન શ્રવણ કરતાંની સાથેજ શ્રી રામચન્દ્રજી રથારૂઢ થઇ, તુરત ચાલ્યા, અને વિંધ્યાચળના ગંભીર વનમાં જઇને એ સુંદર પર્વતને સન્મુખ જોઇને મનમાં પ્રસન્ન થઇ ગયા. અને મુનિયોના મનને મોહ કરનારી ત્યાં સુન્દર વેદી અને આશ્રમને જોઇને પ્રસન્ન થયા. ત્યાં સુંદર બાગ અને સરોવર હતું. અને વૃક્ષોના ઉપર ભમરા સુંદર ગુંજારવ કરી રહેલા હતા. ૧ કોયલ, મોર, હંસ અને ચકોર વગેરે પક્ષીઓ કોલાહલ કરી રહેલાં હતાં. પોપટ શોભી રહેલા હતા. વનમાં વૃદ્ધ કોળીઓ તથા ભિલ્લો આદરથી ત્યાં આવતા જતા હતા. શ્રી રામચન્દ્રજીએ ક્રોધ કરીને એકજ તીક્ષ્ણ બાણ છોડયું, તે રામબાણ તપ કરનાર શૂદ્રનું માથું લઇને સુરપુરમાં ચાલ્યું ગયું. અને તેને પોતાનો ભક્ત જાણીને અને દુઃખી જોઇને, તીર્થ જેવો પવિત્ર કરી દીધો, અને પોતાના લોકમાં મોકલ્યો.

दोहा—द्विजवर बालक मृतक जो, उठि बैठो हरषाय ॥
आये पुर रघुपति भगत, भय भंजन सुखदाय ॥ ८ ॥

તેજ સમય તે બ્રાહ્મણનો મરણ પામેલો છોકરો પ્રસન્ન થઇને ઉઠીને બેઠો થયો. અને સુખને દેવાવાળા, તથા ભક્તોના ભયને દૂર કરવાવાળા શ્રી રામચન્દ્રજી પોતાના નગર અયોધ્યામાં પધારયા. ૮

चौ०—ताहि समय एक श्वान पुकारी, पाहि पाहि प्रणतारतहारी ॥
विनअघनाथ कृपालु खरारी, हत्यो मोहिं द्विज अतिबलभारी ॥ १ ॥
सुनि प्रभुवचन दीन निजकाना, सपदिदूत पठयो भगवाना ॥
आन्योविप्रतुरत तेहि काला, कहे वचन तब दीनदयाला ॥ २ ॥
हन्यो श्वान कहु किहि अपराधा, सुन सर्वज्ञ न कछु व्रत बाधा ॥
क्रोध विवस प्रभु विनहि विचारा, नाथ प्रबल मैं या कहँ मारा ॥३॥
कहहु दण्ड द्विज सकल समाजा, विप्र अदंड देव रघुराजा ॥
उचित दण्ड तस देउ बनाई, कहौ श्वान जस तुमहिं सुहाई ॥ ४ ॥

એ સમયેજ એક કુતરાએ ત્યાં આવીને પોકાર કરયો. કે—હે દીનોનાં દુઃખ દૂર કરવાવાળા ! રક્ષા કરો રક્ષા કરો. હે કૃપાસાગર રામચન્દ્રજી !

વિના અપરાધે એક બળવાન્ બ્રાહ્મણે મને મારયો છે. ૧ કુતરાનાં આવાં વચન સાંભળતાંની સાથેજ ભગવાન્ રામચન્દ્રજીએ બ્રાહ્મણને બોલાવવા માટે તુરત દૂત મોકલ્યો. એટલે તે સમય દૂત બ્રાહ્મણને બોલાવી લાવ્યો. એટલે દીનદયાલુ રામચન્દ્રજીએ તે બ્રાહ્મણને પુછયું કે,-૨ 'તમે શા અપરાથી કુતરાને મારયો તે કહો ?' આવાં પ્રભુ શ્રી રામચન્દ્રજીના પ્રશ્નને શ્રવણ કરી, બ્રાહ્મણે કહ્યું કે 'હે પ્રભુ! તેણે મારો કાંઈ પણ અપરાધ કરયો નથી; છતાં ક્રોધ વશ થઇ વિચાર કર્યા વગર એને પ્રબળ માર મેં મારયો છે.' ૩ બ્રાહ્મણનાં આવાં વચન શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીએ, સકળ બ્રાહ્મણની સભાને પુછયું કે,-આ બ્રાહ્મણને શી શિક્ષા કરવી ? આવાં પ્રભુ શ્રી રામચન્દ્રજીના પ્રશ્નથી, સર્વ સભાસદો બોલ્યા કે,-હે દેવ રામચન્દ્ર! બ્રાહ્મણ તો શારીર દન્ડ યોગ્ય નથી, માટે શારીર દંડ વગરની બીજી ઉચિત્ શિક્ષા જણાય તે કરો. બ્રહ્મ સમાજનાં આવાં વચન શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીએ કુતરાને પુછયુ કે,-તું જે કહે તે શિક્ષા હું આ બ્રાહ્મણને કરૂં. ૪

दोहा–कीजिययाकोमठपती, मन भावत सुखऐन ॥
तुरत मँगावा पीतपट, गज कुंडल सुखदैन ॥ ९ ॥

કૂતરાએ કહ્યું કે,-હે મન ભાવતા સુખના સ્થાનરૂપ શ્રી રામચન્દ્રજી! આ બ્રાહ્મણને મઠપતિ કરો. કૂતરાનાં આવાં વચન શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીએ તુરતજ પીળાં વસ્ત્ર, હાથી અને કુંડળો મંગાવ્યાં. ૯

चौ०–पूजि चरण गज विप्र चढायो, दुंदुभि बाजत मठ कहँ आयो ॥
कहहिं परस्पर सब नरनारी, देखहु श्वान दंड अतिभारी ॥ १ ॥
कीन्हरंक ते राउ कृपाला, कीन्ह चरित यह कौन दयाला ॥
विनती अधिक श्वान जब कीन्हा, उचित सुफल प्रभु वैसाहि दीन्हा ॥२॥
तासु अनंद देखि नरनारी, कहौ दण्ड फल कृपा खरारी ॥
पूछो ताहि कही सो बाता, पूरब सब प्रसंग सुखदाता ॥ ३ ॥
काशीवास विप्र मैं भयऊ, शिव सेवा सादर चित दयऊ ॥
हिमऋतु होम सो कीन्ह सप्रीती, घृतनख रहेउ नाथ जिमिरीती ॥४॥

બ્રાહ્મણના ચરણ કમળનું પૂજન કરીને તેને હાથી ઉપર ચડાવ્યો, અને નગારાં વગાડતે વગાડતે એટલે કે ગાજતે વાજતે મઠમાં મોકલ્યો. આ જોઇ સકળ નરનારી પરસ્પર વાતો કરવા લાગ્યાં કે, જુઓ તો ખરાં, કે કૂતરાએ બ્રાહ્મણને કેવી ભારી શિક્ષા કરાવી. ૧ કે કૃપાળુ રામચન્દ્રજીએ આ બ્રાહ્મ-

ણને રાંકમાંથી રાજા બનાવી દીધો. દયાળુ શ્રી રામચન્દ્રજીએ આતે કેવા પ્રકારનું ચરિત્ર કર્યું. જ્યારે કૂતરાએ વિશેષ વિનતિ કરી ત્યારે પ્રભુ શ્રી રામચન્દ્રજીએ બ્રાહ્મણને યોગ્ય ફળ આપ્યું. ૨ બ્રાહ્મણને મઠાધિપતિપણું પ્રાપ્ત થવાથી વિશેષ આનંદ પામેલો નિરખી, સર્વ નરનારીઓએ શ્રી રામચન્દ્રજીને પુછ્યું કે,– મઠાધિપતિપણું આપવામાં આ બ્રાહ્મણને શી શિક્ષા થઈ? તે કૃપા કરીને કહો. પ્રજાવર્ગના આવા પ્રશ્નને શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે,–એ વાર્ત્તા આ કૂતરાનેજ પુછો. શ્રીરામચન્દ્રજીની આજ્ઞા થતાં લોકોએ કૂતરાને પૂછતાં, કૂતરાએ સર્વના મનનું બરાબર સમાધાન થાય તેવો પોતાનો પૂર્વ જન્મનો પ્રસંગ કહી સંભળાવ્યો કે–૩ હું પૂર્વજન્મમાં કાશીવાશી બ્રાહ્મણ હતો. અને શ્રી સદાશિવજીનું પૂજન મન લગાડીને પ્રેમથી કરતો હતો. એક દિસ શિયાળાના દિવસોમાં હું અગ્નિમાં ઘીનો હોમ કરી, હાથ ધોયા વગર જમવા ગયો, પણ તે વખતે મારા નખોમાં શ્રી સદાશિવજીના નિર્માલ્યરૂપ ઘી તો વળગીજ રહેલું હતું. ૪

दोहा–तातोदन भोजन करत, खाय गयो सो भाग ॥
भ्रमत फिरोयोनिन विविध, मिटत न सो अनुराग ॥ १० ॥

છતાં મેં તો જઇને ગરમા ગરમ ભાત જમવા માંડયો, તે વખતે મારા નખોમાં જે ઘી વળગી રહેલું હતું, તે ભાત ઉનો હોવાથી, ભાતમાં મળી ગયું. અને હું તો શિવ નિર્માલ્યના સંયોગનો કશો પણ વિચાર ન કરતાં તે ભાત જમી ગયો. તે પાપને લીધે નાનાપ્રકારની અનેક યોનિયોમાં હું ભટકયોછું, અને હાલ આ શ્વાન યોનિને પ્રાપ્ત થયો છું; છતાં પણ મારૂં એ પાપ મટતું નથી. ૧૦

चो०–राजसभाहि शिरनाइ बहोरी, चला श्वान मन त्रास न थोरी ॥
उठि मध्याह्न कीन्ह रघुनंदन, पूजि पुरारि भक्ति उर चंदन ॥ १ ॥
भोजन शयन जगतपति कीन्हा, निजनिज धाम सबन पगदीन्हा ॥
रहादिवस जब घटिका चारी, जुरी सभा तब आय खरारी ॥ २ ॥
मुनि पुराण सब अनुज समेता, संध्याभयो दान सब देता ॥
सबही संध्या वंदन कीन्हा, भवन चले प्रभु आयसु लीन्हा ॥ ३ ॥
नित्य कोटिचर अवधिसिधावहि, सायंकाल सब खबर सुनावहि ॥
पृथक पृथक मुनि चरवरवानी, बोल न एक सो सुनहु भवानी ॥ ४ ॥

શિવ નિર્માલ્યથી ભય પામતો અને તેથીજ જેણે પોતાને માર માર-

નાર બ્રાહ્મણને જેમાં શિવનિર્માલ્યનું ભક્ષણ થયા વગર રહે નહિ, એવી મઠાધિપતિપણારૂપ ઘોર શિક્ષા કરાવી. ઉપર પ્રમાણે વાર્ત્તા પ્રજાવર્ગ આગળ કહીને, રાજસભાને મસ્તક નમાવીને, મનમાં દુઃખ પામતો કૂતરો ત્યાંથી ચાલ્યો ગયો. પછી ભક્તોના હૃદય મંદિરમાં ચન્દન સમાન શીતળતા આપનારા શ્રી રામચન્દ્રજીએ સભામાંથી ઉઠીને મધ્યાહ્ન સંધ્યા કરી, શ્રી સદાશિવજીનું પૂજન કર્યું. ૧ ત્યારપછી જગત્પતિ શ્રી રામચન્દ્રજીએ ભોજન કરી, શયન કર્યું; એટલે સર્વ સભાસદો પણ પોતપોતાને ઘેર ગયા. જ્યારે પાછલો ચાર ઘડી દીવસ રહ્યો, ત્યારે સભા એકત્ર થતાં શ્રી રામચન્દ્રજી સભામાં પધાર્યા. ૨ અને શ્રી રામચન્દ્રજીએ નાના ભાઈઓ સહ પુરાણની કથા સાંભળી. અને સાયંકાળ થતાં સર્વે લોકોએ બ્રાહ્મણોને દાન આપ્યાં, અને સંધ્યાવંદન કરી, પ્રભુ શ્રી રામચન્દ્રજીની આજ્ઞા લઇ સર્વ કોઇ પોત પોતાને ઘેર ગયા. ૩ શ્રી રામચન્દ્રજીની આજ્ઞાથી અનેક દુતો અયોધ્યા નગરીમાં તથા દેશાવરમાં લોક ચર્ચા જોવા ગુપ્ત ફરતા હતા. તેઓ આખો દિવસ લોક ચર્ચાની વાત સાંભળીને સાયંકાળે આવીને સમાચાર સંભળાવતા હતા આ પ્રમાણે સાયંકાળ થતાં અનેક જાસૂસો શ્રી રામચન્દ્રજી પાસે આવ્યા. એટલે સર્વની વાર્ત્તા જુદી જુદી શ્રી રામચન્દ્રજીએ સાંભળી. શ્રી સદાશિવજી, પાર્વતીજીને કહે છે કે,–હે પાર્વતી! સર્વ જાસૂસોએ પ્રભુને લોકચર્ચાની વાત કહી સંભળાવી, પણ એક જાસૂસ કાંઇ પણ બોલ્યો નહિ. ૪

छंद गीतिका ॥

कछु कही नहिं सो पूछि सादर वचन वेग न आवई ।
येकरजक पत्निहि कहत डालत व्यंग्यकहि समुझावई ॥
सुनि वचन कृपानिधान चरके मध्य उर राखेहरी ।
निशिस्वप्नदेखत जगतपति पुनि जागि दारुण दुख करी ॥

જ્યારે એક જાસૂસ કશું પણ બોલ્યો નહિ, ત્યારે શ્રી રામચન્દ્રજીએ તેને વિશેષ આગ્રહ કરી પૂછતાં, તે જાસૂસ મુખમાંથી એક પણ શબ્દોચ્ચાર ન કરી શકતાં, છેવટે નિરૂપાય થઇ ખેદથી ગદ્‌ગદ્ કંઠવડે કહેવા લાગ્યો કે,–આજે એક ધોબી પોતાની સ્ત્રીને કઠોર વચન પ્રહાર કરતો હતો કે, તું પારકા ઘરમાં રહીને આવેલી છે, માટે હું મારા ઘરમાં તને રાખનાર નથી. પારકા ઘરમાં રહીને આવનાર સ્ત્રીને તો શ્રી રામજ રાખે, પણ હું કાંઇ રામના સમાન સ્ત્રીનો લોભી નથી, કે તને રાખું. આવાં જાસૂસનાં વચન શ્રવણ કરી, તે વચનોને હૃદયમંદિરમાં ધારણ કરી, શ્રી રામચન્દ્રજી શયન

ગૃહમાં પધાર્યા. ત્યાં નિદ્રાવશ થતાં પણ રાત્રિએ તેવાજ પ્રકારનું દારૂણ સ્વપ્ન જોતાં, જગતના પતિ શ્રી રામચન્દ્રજી નિદ્રાથી જાગૃત થઇ, મહા દુઃખ પામવા લાગ્યા. ૧

दोहा—बीती अवधि प्रमाण युग, कीन्ह विचार कृपाल ॥
ग्यार सहस्र पितुराज श्रुचि, करौं सत्यपहि काल ॥ ११ ॥

કૃપાસાગર શ્રી રઘુનાથજીએ મનમાં વિચાર કર્યો છે,–પિતાનું પવિત્ર રાજ્ય કરતાં કરતાં અગ્યાર હજાર વર્ષ પૂર્ણ થવા આવ્યાં છે, માટે હવે મારે બ્રહ્માજીનાં વચનને સફળ કરવું જોઇએ. ૧૧

चो०—त्यागों जनकसुता मनमाहीं, राखौं श्रुति पथ धर्म न जाहीं ॥
दैमन ठीक सिया पहँआये, सादर बोले वचन सुहाये ॥ १ ॥
सुमुखि न कछु मांगो केहुकाला, हँसिकह कृपानिकेत दयाला ॥
निज छाया महिराखि विनीता, रहौ जाय निज धाम पुनीता ॥ २ ॥
प्रभुपद वंदि गई नभसोई, जीव चराचर लख्यो न कोई ॥
ता सन प्रभु अस कह्यो बुझाई, मन भावत माँगो सुखदाई ॥ ३ ॥
नाथ साथ मुनि धाम सुहाई, आई तजि गृह मन सकुचाई ॥
मुनि त्रियभूषण सकल सुहाये, पहिराऊँ प्रभु जो मनभाये ॥ ४ ॥
हँसि कह कृपानिकेत सकारे, पूजहिं मन अभिलाष तुम्हारे ॥

શ્રી રામચન્દ્રજીએ મનમાં વિચાર કર્યો કે,–હું હવે સીતાનો ત્યાગ કરૂં, અને મનમાં વેદમાર્ગ ધારણ કરૂં, કે જેથી ધર્મહાનિ થાય નહિ. આ વાતનો બરાબર મનમાં દૃઢ નિશ્ચય કરીને, તુરતજ સીતાજી પાસે આવ્યા અને પ્રેમસહ સુંદર વચન બોલ્યા–૧ કૃપાના સાગર શ્રી રામચન્દ્રજીએ હસીને એ વાત કહી કે,–હે સુન્દરી ! આજપર્યન્ત તમે કાંઇ પણ મારી પાસે માગ્યું નથી, માટે હવે જે કાંઇ જોઇએ તે માગી લિયો. અને પછી પોતાની છાયાને પૃથિવીના ઉપર રાખી આપણા પવિત્ર ધામમાં જઇને રહો. ૨ આવાં પ્રભુ શ્રી રામચન્દ્રજીનાં વચન સાંભળતાની સાથેજ સીતાજીએ શ્રી રામચન્દ્રજીના ચરણ કમળમાં નમસ્કાર કરી પોતાની છાયાને શ્રી રામચન્દ્રજી પાસે રાખી તુરત સીતાજી આકાશ માર્ગે પોતાના ધામમાં ચાલ્યાં ગયાં. આ વાર્ત્તા કોઇ પણ સ્થાવર–જંગમ જીવના જાણવામાં આવી નહિ. ત્યાર પછી શ્રી રામચન્દ્રજીએ છાયારૂપ સીતાજીને કહ્યું કે–જે વડે તમને સુખ થાય, એવું મનભાવતું વરદાન મારી પાસેથી તમે માગી લિયો. ૩ આવાં પ્રભુ શ્રી

રામચન્દ્રજીનાં વચન શ્રવણુ કરી, છાયારૂપ સીતાજીએ કહ્યું કે-' હે નાથ! મુનિઓના સુંદર આશ્રમોનો ત્યાગ કરીને હું આપની સાથે અહિં આવીછું. ત્યારથી મારા મનમાં સંકોચ રહ્યા કરે છે. જેથી પુનઃ મને એવી જીજ્ઞાસા થાય છે કે,-હું પાછી વનમાં જઈને મુનિપત્નિઓને નાનાપ્રકારનાં સુંદર ભૂષણાદિક્ પેહેરાવું, એવી ઇચ્છા થાય છે. માટે આપ જેવી આજ્ઞા કરો તે પ્રમાણે અનુસરૂં. ૪ આવાં સીતાજીનાં વચનન શ્રવણુ કરીને, શ્રી રામચન્દ્રજીએ હસીને કહ્યું કે,-તમારો મનોરથ પ્રાતઃકાળે પૂર્ણ થશે.

दोहा—होत प्रात जब जगतपति, जागे रमा निवास ॥
याचक जन गावत मुदित, शोभित कंज प्रकाश ॥ १२ ॥

આ પ્રમાણે કહીને શ્રી રામચન્દ્રજી નિદ્રાવશ થયા. અને પ્રાતઃકાળ થતાં જ્યારે યાચકવર્ગ આનંદિત થઇને પ્રભુના ગુણ ગાવા લાગ્યો, તથા કમળો પ્રફુલ્લિત થયાં, તે સમય જગત્પતિ લક્ષ્મીનિવાસ શ્રી રામચન્દ્રજી જાગ્યા. ૧૨

चो०—भरत शेष रिपुदमन समेता, आये प्रभु जहँ कृपानिकेता ॥
कीन्ह प्रणाम माथ महि लाई, बोले कछु नहिं श्रीरघुराई ॥ १ ॥
वदन विलोकि सशंकित अंगा, श्रीहत देखि वपुषकर रंगा ॥
थर थर काँपत तीनों भाई, जानि न जाइ चरित रघुराई ॥ २ ॥
लेइँ श्वास तकि समो सुजानी, बोले गूढ मनोहर बानी ॥
वचन मोर उर राखेहु भ्राता, लै वन जाहु जानकी ताता ॥ ३ ॥
सुखि सहमि सुनि वचन कराला, जरै गात उपजी उर ज्वाला ॥
हँसत कि सत्य कहत रघुराया, असमंजस उर सुनि खगराया ॥ ४ ॥

પ્રભાતમાં ભરતજી, લક્ષ્મણજીને તથા શત્રુઘ્નને સાથે લઈ શ્રી રામચન્દ્રજી પાસે આવ્યા. અને તે ત્રણે ભાઇઓએ પૃથિવીના ઉપર મસ્તક મુકીને શ્રી રામચન્દ્રજીને પ્રણામ કર્યા, પણ શ્રી રામચન્દ્રજી કશું પણ બોલ્યા નહિ. ૧ પ્રભુ શ્રી રામચન્દ્રજીના મુખને વ્યાકુળ જોઇ તથા શરીરનો રંગ વિવર્ણ, કાંતિહીન જોઇ તથા સર્વ અંગને શંકિત જોઇને ત્રણે ભાઇઓ થરથર કાંપવા લાગ્યા, અને શ્રી રામચન્દ્રજીનું ચરિત્ર કોઇના પણ જાણવામાં આવ્યું નહિ. ૨ મહાસુજાન શ્રી રામચન્દ્રજી સમય વિચારી નિઃશ્વાસ મુકીને કોમળ ગૂઢ અર્થવાળી, વાણી બોલ્યા કે,-હે ભાઇઓ! મારાં વચનને હૃદયમાં ધારણ કરી લિયો. એ વચન મારૂં એ છે કે, સીતાને વનમાં મુકી આવો. ૩ શ્રી રામચન્દ્રજીનાં આવાં તિક્ષણ વચન શ્રવણુ કરીને ત્રણે ભાઇ

ભયયુક્ત થઇ સૂકાઇ ગયા. ત્રણ ભાઇઓનાં ગાત્રો બળવા લાગ્યાં, અને ઉરમાં જ્વાળા ઉત્પન્ન થઈ. કાકભુશુંડજી ગરૂડજીને કહે છે કે-હે ગરૂડજી ! ત્રણે ભાઇઓના મનમાં એ વિચાર થવા લાગ્યો કે, શ્રી રામચન્દ્રજી આ સત્ય વાર્ત્તા કહે છે કે, હસે છે. ૪

दोहा–भरत आदि व्याकुल अनुज, नहिं आवत कहि बैन ॥
जोर युगल कर शत्रुहन, कहत नीर भरि नैन ॥ १३ ॥

ભરત–આદિ ત્રણે ભાઇઓ મહા વ્યાકુળ થઇ ગયા અને મુખથી કાંઈ પણ વચન બોલી શકયા નહિ. ત્યારે શત્રુઘનજી બન્ને નેત્રોમાં અશ્રુ લાવી હાથ જોડીને કહેવા લાગ્યા કે-૧૩

चौ०–मुनि प्रभु वचन हृदय विलखाना, जगतजननि सिय सब जग जाना ॥
जगतपिता प्रभु सब उरवासी, सत चैतन घन आनँद रासी ॥१॥
कारण कौन जानकी त्यागी, मन वच क्रम तव पद अनुरागी ॥
सुनु सर्वज्ञ सगर्भनि जानी, रिस परिहास कि सत्य सुबानी ॥ २ ॥
पंकज नयन नीर भरि आये, कहे वचन मृदु दनुज सताये ॥
आयसु मोर जु टारहि ताता, रहहिं न प्राण तात मम गाता ॥ ३ ॥
हरि इच्छा भावी बलवाना, तुम कहँ तात सदा कल्याना ॥
यह मम वचन पालि लघु भाई, प्रात जानकिहि जाउ लिवाई ॥ ४ ॥

‘પ્રભુ આપનું વચન શ્રવણ કરી, અમારાં હૃદયો ખેદ પામેછે. સકળ જગત્ જાણેછે કે, શ્રી સીતાજીજગત્‌ની માતા છે. અને આપ જગત્‌ના પિતા, સર્વના અંતર્યામી, તથા સચ્ચિદાનંદઘન છો ૧ સીતાજી કે જે મન, વચન અને કર્મથી આપનાંજ ચરણોમાં પ્રીતિ ધરાવનારાં છે, છતાં શા કારણથી આપ તેનો ત્યાગ કરો છો ? હે સર્વજ્ઞ ! સીતાજી હમણાં સગર્ભા છે, તેનો પણ આપે જરા વિચાર કરવો જોઇએ. આપનું આ વચન ક્રોધયુક્ત છે ? હાંસી રૂપ-છે ? કે સત્ય છે ? ૨ આવાં શત્રુઘનજીનાં વચન શ્રવણ કરતાંની સાથે તે સમય શ્રી રામચન્દ્રજીનાં કમળ સદૃશ નેત્રોમાં પાણી ભરાઇ આવ્યાં, અને રાક્ષસોને મારનારા શ્રી રામચન્દ્રજીએ શત્રુઘનજીને કોમળ વચનોથી કહ્યું કે,–‘ હે ભાઇ ! જો મારી આજ્ઞા ઉલ્લંઘન કરશો તો, મારા શરીરમાં પ્રાણ રહેશે નહિ. ૩ હરિની ઇચ્છા પ્રમાણે થયા કરેછે. ભાવી બળવાન્ છે. મારી આજ્ઞા પાળવાથી હે ભાઇઓ ! તમારૂં સર્વદા કલ્યાણ થશે. માટે હે ભાઇ ! મારી આ આજ્ઞા માની પ્રભાતે તુરતજ સીતાજીને વનમાં મૂકી આવો. ૪

सो०—मुनि प्रभु वचन कठोर, भरत जोरि कर कहन लिय ॥
नाथ हमाहिं मति भोर, सुनु विनती सर्वज्ञ प्रभु ॥ २ ॥

શ્રી રામચન્દ્રજીનાં આવાં કઠોર વચન શ્રવણ કરી ભરતજી હાથ જોડીને બોલ્યા કે,–હે નાથ! હે સર્વજ્ઞ પ્રભુ!! અમારી બુદ્ધિ વ્યાકુળ થાય છે; માટે અમારી વિનતિ શ્રવણ કરો. ૨

चो०—हंस वंश जगमें विख्याता, दशरथ पितु कौशल्या माता ॥
त्रिभुवन पति प्रभु सब जग जाना, गावहिं जाहि शेष श्रुति नाना ॥१॥
सत्य शक्ति तव प्रगट गुसांई, वरणि न सकहिं वेद अहिराई ॥
शोभाखानि जनककी जाता, रहित अमंगल मंगलदाता ॥ २ ॥
छाया जासु पतिव्रत धरहीं, ते नारी भव कूप न परहीं ॥
सीता विपिन अकेल न रहिहीं, तुम्हैं विहाय छिनक किमि जियहीं ॥३॥
जल विनु मीन कि जियै कृपाला, होइ कृषी विनु वारिदमाला ॥
अस तुम बिन छिन जियेकि सीता, ज्ञानवंत अति निपुण विनीता ॥४॥
सुनि करुणामय वचन सप्रीती, कही भरत तुम सुंदर नीती ॥

આપણો આ સૂર્યવંશ જગતમાં વિખ્યાત છે. મહારાજા દશરથ આપના પિતા છે. અને કૌશલ્યાજી માતા છે. આપ ત્રણે લોકના સ્વામી છો. એ વાત સર્વ જગત્ જાણે છે. આપના યશ શેષનાગ તથા શ્રુતિયો ગાય છે. ૧. હે સ્વામી! આપની સત્ય શક્તિ જે પ્રકટ છે, તેનું વેદ અને શેષજી પણ વર્ણન કરી શકે તેમ નથી. સીતાજી કે જે શોભાની ખાણ્ય છે, અને અમંગળ રહિત છે તથા મંગળને આપનારાં છે. ૨ અને જેમના પાતિવ્રત્ય ધર્મની છાયા ધારણ કરવાથી સ્ત્રીઓ કદિપણ સંસારરૂપ કુવામાં પડતી નથી. સીતાજી વનમાં એકલાં રહી શકે તેમ નથી, એટલુંજ નહી. પણ આપ વગર ક્ષણ એક પણ જીવી શકશે નહિ. ૩ હે કૃપાળુ! જળ વિના માછલી શી રીતે જીવી શકે? અને મેઘ વગર ખેતી શી રીતે થઇ શકે? એ પ્રકારે સીતાજી કે જે જ્ઞાનયુક્ત છે, પરમ ચતુર છે, અને વિનયયુક્ત છે, તે આપ વગર ક્ષણમાત્ર પણ જીવશે કે? ૪ ભરતજીનાં આવાં કરૂણામય વચનો શ્રવણ કરી, શ્રી રામચન્દ્રજી પ્રેમ પૂર્વક બોલ્યા કે,–' હે ભરતજી! તમે નીતિયુક્ત સુંદર વચનો કહ્યાં. ૦

दोहा—तदपि नृपहि चाहिय सदा, राजनीत धन धर्म ॥
प्रजापालने सोच नहिं, वचन नीति शुचि कर्म ॥ १४ ॥

તોપણ રાજાએ સદા રાજનીતિ, ધન અને ધર્મની રક્ષા કરવી જોઇએ.

પ્રજાના પાલનમાં શોચ ન કરવો જોઇએ. મન, વચનથી પ્રીતિપૂર્વક પ્રજાનું સંરક્ષણ કરવું જોઇએ. ૧૪.

चो०—दूत चरित जस सुन्यो सु कहेऊ, कुल कलंक यह दारुण भयऊ ॥
तरिणि वंश नृप अमित अपारा, एकते येक जान संसारा ॥ १ ॥
रघु दिलीप वैवस्वत जाना, सगर भगीरथ वेद वखाना ॥
दशरथ विदित जान जग नीके, वचन न दीन्हो लालच जीके ॥ २ ॥
तिहि कुल रंचक सुनिय कलंकू, रहै जीव जग अधम अशंकू ॥
सुन सर्वज्ञ सकल भयहारी, रहित कलंक विदेहकुमारी ॥ ३ ॥
विधि हरि हर दिव देखि सुहाई, पावक अवटि कनक सम भाई ॥
जे सुर नर मुनि स्वपनेहु नाहीं, यह चरित्र जग काहि हरपाहीं ॥४॥

આ પ્રમાણે કહીને શ્રી રામચન્દ્રજીએ દૂતદ્વારા શ્રવણ કરેલી સર્વ વાર્ત્તા સંભળાવીને કહ્યું કે,–આપણા કુળને આ ભારી કલંક લાગ્યું. સૂર્યવંશમાં અનેક રાજાઓ એક એકથી અધિક થઇ ગયા છે, તે વાર્ત્તાને સંસાર જાણેછે. ૧ રઘુદિલીપ, વૈવસ્વત સ્વાયંભુવ, મનુ અને ભગીરથ–આદિ રાજાઓની વેદે પણ પ્રશંસા કરેલ છે. એઓમાં પણ આપણા પિતા મહારાજ દશરથ તો જગપ્રસિદ્ધ હતા કે જેમણે પોતાના પ્રાણનો ત્યાગ કર્યો, પણ જીવનની લાલચથી વચન જવા દીધું નહતું. ૨ તેમના કુળમાં થોડું પણ કલંક સાંભળવામાં આવે, અને તે કલંકનું નિવારણ કર્યા વગર આપણે જીવન ગાળીએ, તો આપણે અવશ્ય જગત્‌માં અધમ જીવ કહેવાઇએ. શ્રી રામચન્દ્રજીનાં વચન શ્રવણ કરી, ભરતજીએ કહ્યું કે,–હે સર્વજ્ઞ ! હે સર્વના ભયને દૂર કરવાવાળા ! ! સીતાજી તો કલંકરહિત છે. ૩ શ્રી સીતાજી અગ્નિમાં પણ સુવર્ણના સમાન અત્યંત શુદ્ધ થઇને, બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ અને બીજા દેવતાઓની સમક્ષમાં નિકળ્યાં છે. એ વાર્ત્તા જગત્ વિખ્યાત છે. કોઇને સ્વપ્નમાં પણ આવે નહિ, એવું શ્રી સીતાજીનું ચરિત્ર દેવતાઓ, મુનિયો તથા અન્ય પણ કેટલાક લોકોની સમક્ષમાં થયું છે. જે માણસ સ્વપ્નમાં પણ શ્રી સીતાજીનાં ચરિત્રનો કલંકયુક્ત કહી પ્રસન્ન થાય. ૪

दोहा—ते हठि रौरवनरक महँ, कोटि, कल्प भरि वास ॥
रहहिं कोटि शत रोग वश, भोगहिं नरक निवास ॥ १५ ॥

તે માણસ કરોડ કલ્પો સુધી રૈરવ નરકમાં વાસ કરેછે. કરોડો કલ્પો સુધી રોગોને વશ્ય રહેછે અને કરોડો કલ્પો સુધી અન્ય નરકવાસના જેવાંજ દુઃખો ભોગવે છે; અર્થાત્ જાનકીજીને કલંકી કહેવામાં પાપ છે. ૧૫

चो०-रिस रुख देखि नयन वर तीछे, आये भरत लपणके पीछे ॥
सुनु सौमित्र छाँडि हठ शोचू, जग भल कहै कहै कि न पोचू ॥ १ ॥
ताजे आज्ञा प्रति उत्तर करिहौ, मोहिं विन सोच जन्मभर भरिहौ ॥
जनकसुतहि रथ तुरत चढाई, गंग समीप फिरव पहुँचाई ॥ २ ॥
अति गहवर वन जहाँ न कोई, छांडिहुतात जानि जब सोई ॥
फेरी सृति कहि वचन उदासा, मरन ठानि कर चले निरासा ॥ ३ ॥
सुभग विमान सीय बैठाई, पट भोजन भरि धरे बनाई ॥
अतिअनंद मन चली जानकी, अतिशय प्रिय करुणानिधानकी ।४।

આ સમય શ્રી રામચન્દ્રજીનો ક્રોધ તથા ઇચ્છા તીક્ષણ જોવામાં આવતાં તથા નેત્રો પણ તિરછાં જોવામાં આવતાં ભરતજી તે સ્થાનથી ખસીને લક્ષ્મણજીની પાછળ આવીને ઉભા રહ્યા. તે સમય શ્રી રામચન્દ્રજીએ કહ્યું કે-હે લક્ષ્મણ! શોક તથા હઠનો ત્યાંગ કરીને મારી આજ્ઞા સાંભળો. જગત્ ભલે સારૂં કહે વા ખરાબ કહે ૧ જો મારી આજ્ઞા સામે પ્રત્યુત્તર આપશો, તો મારા વગર જન્મ પર્યંત શોક કરયા કરશો; માટે કશો પણ વિચાર ન કરતાં સીતાજીને રથમાં ચડાવી ગંગાજીના સમીપ મુકી દઇને પાછા ચાલ્યા આવો. ૨ જ્યાં કોઇપણ મનુષ્ય ન હોય એવું મહાવિકટ વન જોવામાં આવે, ત્યાં સીતાને હે તાત! મુકી આવો. ત્યાંથી સીતાજીને પાછાં લાવશો નહિ. આવી રામચન્દ્રજીની ઉલટા વિચારવાળી આજ્ઞા સાંભળીને લક્ષ્મણજી નિરાશ થઇ મરવાનો નિશ્ચય મનમાં કરી ત્યાંથી ચાલ્યા. ૩ અને સીતાજી પાસે જઇ સીતાજીને સુંદર રથમાં બેસાડી અન્ન, વસ્ત્ર તથા અલંકાર-આદિ રથમાં ભરીને સીતાજી સાથે ત્યાંથી ચાલ્યા. કૃપાળુ શ્રી રામચન્દ્રજીની અત્યન્ત પ્યારી સીતાજી મનમાં અત્યંત પ્રસન્ન થઇને ત્યાંથી ચાલ્યાં. ૪.

दोहा-विवरन शेप निहारि सिय, चकित विकल भइ बाल ॥
झकत हृदय नहिं कह सकत, माणि विन व्याकुल व्याल ॥ १६ ॥

લક્ષ્મણજીને ઉદાસ જોઇને સીતાજી મનમાં મહા વ્યાકુળ થઇ ગયાં, અને હૃદયમાં દુઃખ માનવા લાગ્યાં. પુછવાને આતુર થયાં, પણ કાંઇ પુછી શકયાં નહિ. અને મણિવગર જેમ નાગ વ્યાકુળ થઇજાય, તેમ સીતાજી વ્યાકુળ થઇ ગયાં. ૧૬

चो०-उतरि देवसरि यान सुहावा, अति उद्यान देखि भय पावा ॥
कारन अपर जानि भयभीता, बोली वचन मनोहर सीता ॥ १ ॥
दिखियत नहीं मुनिनके धामा, जात कहां प्रभु अनुज सकामा ॥
खग मृग जीव विविध हरि व्याला, करि केहरि वृक बाघ श्रृगाला ।२।

कोउ मुनि मिलत न आवत जाता, निकसत प्राण तात मम गाता ॥
सीय विकल लखि मनहिं अहीशा, कीन्ह कहा विधि हरि गौरीशा ॥३॥
मूर्छित रथते भयविकरारा, भूमि गिरत तब आप सँभारा ॥
सिय विलोकि मन धीरज आना, सलिल विना अब निकसत प्राना ॥४

રથ જ્યારે ગંગાજી ઉતરી સામેપાર ગયો, ત્યારે સીતાજી ભયંકર વનને જોઈ ભય પામ્યાં, અને આમાં કાંઈપણ બીજું કારણ છે, એવું જાણીને અત્યંત વ્યાકુળ થઈ ગયાં. અને ભયભીત થએલાં સીતાજીએ સુંદર વચનથી લક્ષ્મણજીને કહ્યું કે,– ૧ હે લક્ષ્મણજી ! અહિં મુનિઓના આશ્રમ તો જોવામાં આવતા નથી. છતાં તમે ક્યાં જાઓછો ? અહિં તો અનેક જાતનાં પશુ, પક્ષી, હરિણ અને બીજાં પણ ક્રૂર જીવ સિંહ, સર્પ, હાથી, વાંદર, નાહારો, વાઘો, અને શીયાળીઆંઓ નજરે પડેછે. ૨. પણ કોઈ મુનિ જતો કે આવતો નજરે પડતો નથી. હે તાત લક્ષ્મણજી ! મારા શરીરમાંથી હવે પ્રાણ નીકળી જાયછે.' આ પ્રમાણે સીતાજીને વ્યાકુળ જોઇને, લક્ષ્મણજી મનમાં કહેવા લાગ્યા કે,–હે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આપે આ શું કર્યું ? ૩. આ પ્રમાણે બોલતાં બોલતાં લક્ષ્મણજી રથમાંજ મૂર્છિત થઇ ગયા. અને મુર્ચ્છાથી વિકરાળ જેવા થઇને રથમાંથી પૃથ્વી ઉપર પડવા લાગ્યા, પણ પાછા પોતાની મેળેજ જાગૃત થયા એટલે પડ્યા નહિ. અને સીતાજીને નિરખીને, મનમાં ધીરજ ધારણ કરી પ્રકારાંતરથી લક્ષ્મણજી કહેવા લાગ્યા કે, મને તૃષા બહુ લાગી છે, અને પાણી વગર મારાં પ્રાણ નિકળી જાય છે. ૪.

दोहा–धरणिसुता व्याकुल निरखि, प्राण कंठ गतिजानि ॥
तजन चहत तनु शेष तब, धृग धृग जीवन मानि ॥ १७ ॥

લક્ષ્મણજીનાં પ્રાણસંકટને નિરખીને શ્રીસીતાજી બહુજ વ્યાકુળ થઈ ગયાં, અને લક્ષ્મણજી શરીરનો ત્યાગ કરવા માગેછે, તો હવે મારાં જીવનને ધિક્કાર છે, એમ માનવા લાગ્યાં. ૧૭.

चौ०–प्राण विना लछमन कहँ देपी, गगन गिरा तब भई विशेषी ॥
जन सौमित्र जाहु सिय त्यागी, जनकपुत्रिका जिइहि सभागी ।१।
गगन गिरा सुनि धीरज कीन्हा, हाथ जोर परदक्षिण दीन्हा ॥
लै रथ चरणवंदि सिय केरे, चले अवध उर त्रास घनेरे ॥ २ ॥
जागी सिया सकल दिशि देखा, नहिं रथ अश्व नहिं न तहँ शेषा ॥
सहि दुख प्रथम रहे हैं प्राना, पुनि सोइ चहत न करत पयाना ।३।

करुणा करत विपिन अति भारी, वाल्मीकि आये वनचारी ॥
पुत्री वाल्मीकि मुनि जाना, वन आवन निज चरित बखाना ॥४॥

લક્ષ્મણજીને પ્રાણ સંકટમાં જોઇ તે સમય આકાશવાણી થઇ કે–' હે લક્ષ્મણ! અહિ સીતાજીનો ત્યાગ કરીને તમે ચાલ્યા જાઓ. આ ભાગ્યશાળી, જનકકુમારી, સીતાજી જીવતાં રહેશે. ૧ આ પ્રમાણેની આકાશવાણી સાંભળી લક્ષ્મણજીએ મનમાં ધીરજ ધારણ કરી. આકાશવાણી સાંભળવાથી મૂર્છા પામેલાં સીતાજીને હાથ જોડી પ્રદક્ષિણા કરી, તેમનાં ચરણોમાં વંદન કરી, હૃદયમાં મહા દુઃખ પામતા પામતા લક્ષ્મણજી, સીતાજીને ત્યાંજ મુકી દઈ રથ લઇને અયોધ્યા તરફ ચાલ્યા. ૨. જ્યારે જાનકીજી મૂર્છાથી જાગૃત થયાં અને ચારેકોર જોવા લાગ્યાં તો ત્યાં રથ, ઘોડા કે લક્ષ્મણજી કાંઈપણ દેખાતું નહતું. તેથી સીતાજી વિલાપ કરવા લાગ્યાં કે–' આ મારાં કઠોર પ્રાણોએ પ્રથમ પણ નાનાપ્રકારનાં દુઃખો સહન કરેલાંછે, અને ફરી પણ અનેક દુઃખો સહન કરવા ઇચ્છેછે, જો તેમ ન હોય તો આવા વિષમ વખતમાં નીકળી કેમ ન જાય? ૩ સીતાજી વનમાં નાના પ્રકારથી વિલાપ કરતાં હતાં. તે સમય વનમાં ફરતા ફરતા મહામુનિ વાલ્મીકિજી ત્યાં આવ્યા. સીતાજીએ વાલ્મીકિજીને ઓળખીને, પોતાનું વનમાં આવવાનું સઘળું વૃત્તાંત તેમને કહી સંભળાવ્યું. ૪

दोहा–पुत्री हौं मुनि जनककी, रामप्रिया जगजान ॥
त्याग न जानौं हेत कछु, विधि गति अति बलवान ॥ १८ ॥

હે મહર્ષિ ! હું મહારાજા જનકની દીકરીછું. અને શ્રીરામચન્દ્રજીની સ્ત્રી છું. એ વાતને જગત્ જાણેછે, પરન્તુ મારો ત્યાગ શ્રીરામચન્દ્રજીએ શા કારણથી કર્યો ? તે હું જાણતી નથી. વિધાતાની ગતિ અતિ બળવાન્ છે. ૧૮

चौ०–देवर लषण इहाँ लै आये, हेतु न कछु जानौं मुनिराये ॥
सुन कन्या मिथिलापति मोरा, परमशिष्य सब विधि पितु तोरा ।१।
चिंता अब जनि कर सुकुमारी, मिलिहैं तोहिं शेष हितकारी ॥
सादर परनकुटी सिय आनी, पुत्री करु मज्जन अस जानी ॥ २ ॥
विविध भाँति मुनि धीरज दीन्हा, सिय सुरसरि तब मज्जन कीन्हा ॥
सुमिर राम मूरति उर राखी, दीन्हे फल सुंदर मुनि भाषी ॥ ३ ॥
मुनि वर कथा अनेक प्रसंगा, कहहिं सुनहिं सिय संग विहंगा ॥
ज्ञान अनेक प्रकार दृढाये, लछमन अवधपुरी तब आये ॥ ४ ॥

હે મુનિરાય ! મારો દેર લક્ષ્મણજી અહિ મને લાવ્યા હતા. મારો ત્યાગ શા કારણ માટે કર્યો ? તે કારણ હું જાણતી નથી. આવાં સીતાજીનાં વચન

શ્રવણ કરી, મહર્ષિ વાલ્મીકિજીએ કહ્યું કે,–હે પુત્રિ! સાંભળો. મિથિલાનો પતિ તમારો પિતા જનકરાજા મારો મહાભક્ત શિષ્ય છે. ૧ હે સુકુમારિ! મનમાં ચિન્તા ન કરો, અંતે તમારૂં મંગળ થશે તમને શ્રીરામચન્દ્રજી મળશે. આ પ્રમાણે કહીને વાલ્મીકિજીએ, સીતાજીને પોતાની પુત્રી જાણી, આદરપૂર્વક પોતાની પર્ણશાળામાં લાવીને સ્નાન કરવાની આજ્ઞા કરી, અને પછી સીતાજીને અનેક પ્રકારથી ધીરજ આપી. અને જાનકીજીએ ત્યારપછી ગંગાજીમાં સ્નાન કરી, હૃદમંદિમાં શ્રીરામચન્દ્રજીની મૂર્ત્તિનું સ્મરણ કરીને તે મૂર્ત્તિને હૃદયમાં ધરી લીધી. વાલ્મીકિજીએ સીતાજીને સુંદર ફળો આપી અહાર કરાવ્યો. ૩ પછી મુનીશ્વર વાલ્મીકિજીએ અનેક કથાઓના પ્રસંગ સીતાજીને સંભળાવ્યા. કાકભુશુંડજી ગરૂડજીને કહેછે કે, હે ગરૂડજી! જાનકીજીના સહ મુનિ લોક કથાના પ્રસંગને સાંભળતા હતા. એ કથાના પ્રસંગથી શ્રી સીતાજીના હૃદયમાં જ્ઞાન અનેક પ્રકારથી દૃઢ કર્યું. આ સમયે લક્ષ્મણજી અયોધ્યામાં પોહોચ્યા. ૪

છંદ૦–आये सु लछमन त्याग सीतहिं विकल निज आश्रम गये
बहु भांति रोदन मातु सन कहि सीय दुख दारुण भये ॥
सुनि सहमि मूर्च्छित मातु बानी विकल जिमि फणि मणि गये
तिमि मातु बिलपति जान व्याकुल कौशलहि सबदुखभये
रोदंति बदंतिकेहि भांति को कह विपति यह दारुण भये
सुनि सोर राउर सहित लछमन राम निज मंदिर गये ॥
निज ज्ञान दैंसमुझाइ मातनु खुले पट अंतर नये ॥
हम जानि तुम सुत मान प्रभु जग भूलि भ्रम फंदन भये
अब करि कृपा जगदीश स्वामी देहु भक्ति सुहावनी ॥
जेहि खोज मुनि योगीश तापस देहु अविचल पावनी ॥
वरु चहेउ सोइ सोइ लयो मातन दीन्न करुणाकर तबै ॥
तन सोधिकरि शुभ योग अग्निजात भई सादरसबै

સીતાજીને વનમાં મૂકીને આવેલા લક્ષ્મણજી, વિહ્વળ હોવાને લીધે, શ્રી રામચન્દ્રજી પાસે ન જતાં પોતાના મંદિરમાં પધારયા. અને પોતાની માતા સુમિત્રાજી પાસે નાના પ્રકારથી રૂદન કરી સર્વ વાર્તા કહી સંભળાવી. સીતાજીના ઉપર મહા દારૂણ દુઃખ પડેલું સાંભળીને સુમિત્રાજી મૂર્ચ્છીત જેવાં થઇ ગયાં, અને જેમ સાપનો મણી જવાથી સાપ વ્યાકુળ થઇ જાયછે, તેમ સીતાજીના જવાથી સુમિત્રાજી વ્યાકુળ થઇ ગયાં. આ પ્રમાણે સીતાજીના વિયોગથી સુમિત્રાજીને રૂદન કરતાં જાણી આખી અયોધ્યાપુરી વ્યાકુળ થઇને અતિ દુઃખથી વિલાપ કરવા લાગી. ૧.

કોઇ મનુષ્યો રૂદન કરવા લાગ્યાં, અને કેટલાક પરસ્પર પૂછવા લાગ્યા કે,– આ દારૂણ વિપત્તિ શા કારણથી પ્રાપ્ત થઇ ? આ પ્રમાણે અયોધ્યા નગરીમાં સર્વત્ર કોલાહલ થતો શ્રવણ કરીને શ્રીરામચન્દ્રજી, લક્ષ્મણજીને બોલાવીને લક્ષ્મણજી સહ પોતાના આવાસમાં પધારયા. અને ત્યાં જઇ તેમણે સર્વ માતાઓને પોતાની પાસે બોલાવીને, તેઓને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપીને સમજાવી. શ્રીરામચન્દ્રજી દ્વારા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થતાં, તેઓના હૃદયનો અજ્ઞાનરૂપી અંતરપટ ઉઘડી જતાં માતાઓ કહેવા લાગી કે,– આજ પર્યન્ત અમે તમને પરબ્રહ્મ નહિ પણ પુત્રજ જાણતી હતી, અને ભ્રાન્તિરૂપ અંધકારથી ભૂલાવો ખાઇ આ સંસારરૂપી ફંદમાં પડી હતી. ૨

હે જગદીશ ! હે સ્વામીન્ ! ! હવે કૃપાકરીને અમોને આપની સુન્દર ભક્તિ આપો, કે જે આપની ભક્તિને મુનિઓ, યોગેશ્વરો તથા તપસ્વીઓ શોધ્યા કરેછે. માતાઓનાં આવાં વચન શ્રવણ કરીને, તે સમય કરૂણાસાગર શ્રી રામચન્દ્રજીએ સર્વ માતાઓને ભક્તિ જ્ઞાન તથા યોગરૂપી જે જે વરદાનો ઉચિત હતાં તે તે આપ્યાં, એટલે સર્વ માતાઓએ પ્રાણાયામાદિક્ વડે શરીરોને શુદ્ધ કરી, જ્ઞાન તથા ભક્તિસહ પ્રેમવડે યોગરૂપી અગ્નિનું સેવન કરવા માંડયું. ૩

दोहा–योग अग्नि तन भस्म करि, सकल गई पतिधाम
भरत शत्रुसूदन लषण, शोक भयन श्रीराम ॥ १९ ॥

સર્વ માતાઓ યોગાગ્નિમાં શરીર ભસ્મ કરીને, પતિના લોકમાં ચાલી ગઇ. આ પ્રમાણે માતાઓનું મરણ થતાં શ્રી રામચન્દ્રજીએ, ભરતજીએ, લક્ષ્મણજીએ તથા શત્રુઘ્નજીએ શોક કરયો. ૧૯.

चौ०–विधिवत कर्म सकल श्रुति गाये, प्रभु शत गुण सादर करवाये ॥
दीन्ह दान तहँ कोटि प्रकारा, को अस जग जो बरणै पारा ॥ १ ॥
धेनु वसन मणि हाटक हीरा, जटि गज मोतिन कोटिक चीरा ॥
रथ गज वाजि भूमि धन धामा, दीन्ह कीन्ह परिपूरण कामा ॥ २ ॥
रही न साध याचकन केरी, रंकन धनद बडाई घेरी ॥
वेद पढहिं द्विज देहिं अशीशा, चिरंजीव दशरथ सुत ईशा ॥ ३ ॥
गृह द्विज याचक सकल सिधाये, अमित प्रकार राम सुख पाये ॥
विप्रदंड तापसवध कीन्हा, सुरपुरवास मात कहँ दीन्हा ॥ ४ ॥

વેદમાં જે જે પ્રકારે ઉત્તરક્રિયા કરવાનું લખ્યું છે, તે તે પ્રકારે શ્રીરામચન્દ્રજીએ સર્વ માતાઓની ઉત્તરક્રિયાઓ પ્રેમથી વિધિસહ સોગણી કરી અને કરોડો પ્રકારનાં એવાં તો મહાદાનો આપ્યાકે,–જેનું જગતમાં કોઇથી પણ સમ્પૂ-

ર્ણું વર્ણન થઇ શકે નહિ. ૧ શ્રીરામચન્દ્રજીએ, ગાય, વસ્ત્ર, મણિ સુવર્ણ, હીરા અને ગજમોતીથી જડેલાં ભૂષણ અને નાનાપ્રકારનાં વસ્ત્રો, રથ, હાથી, ઘોડા, પૃથિવી અને ધનસ્થાન, આપીને યાચકોને અયાચક કરી દીધા. ૨ માગનારાઓને પછી કાંઇપણ લેવાની ઇચ્છાજ ન રહિ. કંગાળ લોકો કુબેર સદૃશ થઇ ગયાં. બ્રાહ્મણો વેદ ભણીને શુભાશીર્વાદ દેવા લાગ્યા કે મહારાજા દશરથના પુત્ર ચિરંજીવ રહો. ૩. આ પ્રમાણે આશીરવાદ આપીને યાચકો સર્વ પોતપોતાને ઘેર ગયા, અને શ્રીરાચન્દ્રજી પણ અનેક પ્રકારે સુખ પામ્યા. આ પ્રકારે શુદ્ર તપસ્વીને દંડઆપી, બ્રાહ્મણના પુત્રને જીવતો કરી, તથા બ્રાહ્મણને મઠાધ્યક્ષપણારૂપ શિક્ષા આપી અને માતાઓને સ્વર્ગવાસ આપ્યો. ૪

**दोहा—करौं अक्षय मख एक पुनि, अश्वमेध जगजान ॥**
**कलुष सकल संताप दह, अंगदादि सुखदान ॥ २० ॥**

આ પ્રમાણે સર્વ કાર્ય કરીને શ્રીરામચન્દ્રજીએ દૃઢ વિચાર કરયો કે—સર્વ પાપોને તથા સંતાપોને ટાળનારો જગપ્રસિદ્ધ એક અશ્વમેધ યજ્ઞ કરૂં. અને તેમાં અંગદ—આદિ વાનરાઓ તથા મારા અન્ય મિત્રોને બોલાવી સુખ આપું. ૨૦

**चौ०—एक वार गुरु गृह सुखदाई, गे संग अनुज सचिव रघुराई ॥**
**कीन्ह दंडवत महि शिर नाई, सादर हर्षि मिले मुनिराई ॥ १ ॥**
**पूछी कुशल देखि मृदु गाता, कुशल देखि तव पद जलजाता ॥**
**गुरु पद वंदि जोरि शिर नाई, बैठे प्रभु वर आशिष पाई ॥ २ ॥**
**कहत पुराण नवल इतिहासा, सुनत कृपानिधि परम हुलासा ॥**
**भाइन अमित परमसुख दीन्हा, मुनि तन चितै प्रेमकै चीन्हा ॥ ३ ॥**
**द्रोउकर जोरि सच्चिदानन्दा, बोले वचन भानुकुल चंदा ॥**
**नाथ सकल तव चरण प्रसादा, भई जग विपुल मोरि मरजादा ॥ ४ ॥**

એક વખતે શ્રીરામચદ્રન્જી પોતાના ભાઈઓ અને મંત્રીઓને સાથે લેઇ વસિષ્ઠ ગુરૂને ઘેર પધારયા, અને ગુરૂને ઘેર આવી પૃથિવી ઉપર મસ્તક નમાવી દંડવત્ પ્રણામ કરતા હતા; તેટલામાં તો ગુરૂ વસિષ્ઠજી પ્રેમપૂર્વક રાજી થઇને શ્રીરામચન્દ્રજીને મળ્યા. ૧. શ્રીરામચન્દ્રજીનાં કોમળ ગાત્રો જોઇને પ્રસન્ન થયેલા ગુરૂજીએ કુશળ પુછતાં, શ્રીરામચન્દ્રજી બોલ્યા કે,—આપનાં ચરણકમળનાં દર્શનથી સર્વ કુશળછે. આ પ્રમાણે ગુરૂનાં ચરણકમળોમાં નમસ્કાર કરી મસ્તક નમાવી, ગુરૂનો આશીર્વાદ મેળવી પ્રભુ રામચન્દ્રજી બેઠા. ૨. વસિષ્ઠગુરૂ નાનાપ્રકારની પુરાણની કથા અને ઇતિહાસ કહેવા લાગ્યા, અને શ્રીરામચન્દ્રજી મહાપ્રસન્ન થઇને શ્રવણ કરવા લાગ્યા. ભાઇઓને અત્યંત સુખ આપનારા, શ્રીરામ-

ચન્દ્રજી મુનિ વસિષ્ટના શરીરમાં પ્રેમનાં ચિહ્નો જોઈ, ૩. સૂર્યવંશના ચન્દ્રરૂપ, સચ્ચિદાનંદ શ્રીરામચન્દ્રજી ગુરૂના સામે બે હાથ જોડીને બોલ્યા કે,–હે નાથ! આપના ચરણારવિન્દની કૃપાથી સકળ જગત્‌માં મારી મર્યાદા સારી રીતે થઇ ગઇ છે. ૪.

दोहा–समो समुझि करुणायतन, सादर वचन बहोरि ॥
प्रभु अंतर्यामी करहु, सकल मनोरथ मोरि ॥ २१ ॥

હે કરૂણાનાસાગર અન્તર્યામી ગુરૂ! હવે સમય પ્રાપ્ત થયેલો જાણીને પ્રેમપૂર્વક એક વિનતિ કરૂંછું, કે હવે મારો એક મનોરથ છે, તે મનોરથને આપ પૂર્ણ કરો. ૨૧.

चौ०–तव प्रसाद जग यज्ञ अनेका, कीन्हे अमित एकते एका ॥
नाथ सकल पुरजन मनमाही, देखा अश्वमेध प्रभु चाही ॥ १ ॥
प्रगट भरत नहिं तुम्हैं सुनावहिं, नित राउर महिं मोहिं जनावहिं ॥
जस कछु आयसु दीजै नाथा, सो सब करौं नाय महि माथा ॥ २ ॥
सुनि पुलके मुनि वचन सप्रीती, कस न कहौ तुम सुन्दर नीती ॥
पूजहि विधि अभिलाष तुम्हारा, उठहु भरत अब करहु विचारा । ३ ।
सुनि मुनिवचन भरत रिपुदवनू, हरषि सचिव लछमन मन चयनू
विविध प्रकार चरण करि सेवा, चले भरत संग,बहु महि देवा ॥ ४ ॥

આપની કૃપાથી મેં જગત્‌માં અનેક યજ્ઞો કરયા છે, અને તે યજ્ઞો એક એકથી અધિક કરેલ છે. હે નાથ! હવે સર્વ અયોધ્યાવાસી અશ્વમેધ યજ્ઞને જોવા માગે છે. ૧. ભરતજી તો ડરનેલીધે આપને કશું પણ કહી શકતા નથી, પણ સમય વિચારીને પોતાના મનની વાત મને કહ્યા કરેછે, માટે હવે આપ જે કાંઈ આજ્ઞા આપો તે પૃથિવી ઉપર મસ્તક નમાવીને કરૂં. ૨ આવાં શ્રીરામચન્દ્રજીનાં સપ્રેમ વચન શ્રવણ કરીને મુનીશ્વર વસિષ્ટજી બહુજ પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા કે,–હે રામ! તમે આવાં નીતિયુક્ત વચનો બોલો તે તમને ઘટેંછે. પરમાત્મા તમારી મનોકામના પૂર્ણ કરશે. હે ભરતજી! ઉઠો. હવે તૈયારી કરો. ૩. ગુરૂવસિષ્ટજીના આવાં વચન શ્રવણ કરીને, ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન મંત્રીઓસહ પ્રસન્ન થયા, અને અનેક પ્રકારથી ગુરૂનાં ચરણકમળની સેવા કરીને, ઘણાં બ્રાહ્મણોને સાથે લઇને ભરતજી ત્યાંથી ઉઠીને દરબારમાં પધારયા. ૪.

दोहा–सेवक पुरजन सचिव सब, सादर तुरत बुलाय ॥
हाट वाट पुर द्वार गृह, रचहु वितान बनाय ॥ २२ ॥

સેવક, પુરવાસી અને મંત્રીઓને આદર પૂર્વક બોલાવીને ભરતજીએ આ

પ્રમાણે આજ્ઞા આપી કે, નગરને, રાજમાર્ગને, બજારને, દ્વારોને તથા ઘરોને શણગારો, અને સ્થળે સ્થળે મંડપ બનાવો. ૨૨.

चौ०–चले सकल सेवक सुनि बानी, सुनि राउर हरषीं सब रानी ॥
रचहिं वितान अनेक प्रकारा, देखि अवध निज मति विधि हारा ॥१॥
लगे सँवारन रथ गज बाजी, सुनि मख गगन दुंदुभी बाजी ॥
सुनत सचिव चर चतुर बुलाये, कहि जय जीव माथ तिन नाये ॥२॥
जाहु मुनिनके थल वन माहीं, सादर निवत देहु सब पाहीं ॥
यहा राम पूछो गुरु देवा, आज्ञा होइ करौं सोइ सेवा ॥ ३ ॥
प्रभु मनकी गति मुनिवर जानी, बोले अति सनेहमय बानी ॥
पठवहु दूत जनकपुर आजू, आवहिं जनक समेत समाजू ॥ ४ ॥

: ભરતજીની આ પ્રમાણે આજ્ઞા શ્રવણ કરી, સર્વ સેવકો ત્યાંથી ચાલ્યા, અને સર્વ રાણીઓ પણ આ વાર્ત્તા શ્રવણ કરીને પ્રસન્ન થઇ. અનેક પ્રકારના મંડપ બનાવ્યા. તે વખતની અયોધ્યાનગરીની શોભા નિરખીને બ્રહ્માજી પણ ચકિત થઇ ગયા. ૧. અયોધ્યાવાસી લોકો રથ, ઘોડા, અને હાથીઓને સુશોભિત કરવા લાગ્યા. યજ્ઞના વિધાનની ખબર સાંભળતાં આકાશમાં નગારાં વાગવા માંડ્યાં. ત્યારપછી વળી ભરતજીએ મંત્રીઓને તથા દૂતોને બોલાવતાં તેઓએ આવી ! જય જય ચિરંજીવ ! એમ કહીને માથાં નમાવ્યાં. ૨. એટલે ભરતજીએ તેઓને આજ્ઞા આપી કે, વનમાં મુનિશ્વરોના આશ્રમમાં જાઓ, અને સર્વને યજ્ઞનું નિમંત્રણ કરી આવો. મહર્ષિ વસિષ્ઠજીની પાસે બેઠેલા શ્રીરામચન્દ્રજીએ વસિષ્ઠમુનિને વિનંતિ કરીકે, હે ગુરૂદેવ ! આપની જે પ્રમાણે હવે આજ્ઞા હોય તે હું કરૂં. ૩. ગુરૂવસિષ્ઠજી શ્રીરામચન્દ્રજીના મનની ગતિને જાણીને અતિ સ્નેહથી કોમળ વાણી બોલ્યા કે,–મહારાજા જનકને બોલાવવા માટે જનકપુર દૂત મોકલો, કે જેથી જનકરાજા પણ પોતાના સમાજસહ અહિં આવે. ૪.

दोहा–सुनहु राम रघुवंश मणि, न्योत सकल सुरजाति ॥
वरुण कुबेर सु इंद्र यम, मुनि महिसुर गुरु ज्ञाति ॥ २३ ॥

હે રઘુવંશમણિ શ્રીરામચંન્દ્રજી ! શ્રવણ કરો. ઇન્દ્ર, કુબેર, વરૂણ, યમ અને બીજી પણ સઘળી દેવ જાતિઓને, બ્રાહ્મણોને, ગુરૂઓને તથા જ્ઞાતિઓને પણ નિમંત્રણ મોકલો. ૨૩.

चौ०–गुरु समेत प्रभु अवधहि आये, देखि बनाव बहुत सुख पाये ॥
मिथिलापुर चर चतुर सिधाये, देश देशके नृपति बुलाये ॥ १ ॥
जाम्बवन्त सुग्रीव विभीषण, अरु नल नील द्विविद कुलभूषण ॥

आये सब जहँ राम कृपाला, वरुण कुबेर इन्द्र यम काला ॥ २ ॥
चढि विमान सुरत्रिया सुहाई, करत गान कलकण्ठ लजाई ॥
आवहिं मुनिं गण यूथ घनेरे, देहिं कृपाकरि सुन्दर डेरे ॥ ३ ॥
शशि रवि हरि हर विधि सनकादी, आये सुर जे परम अनादी ॥
विश्वामित्र संग मुनि झारी, सहस सात सब इच्छाचारी ॥ ४ ॥

પછી ગુરૂવસિષ્ઠજીના સહ શ્રીરામચન્દ્રજી અયોધ્યાજીમાં પધારયા. અને અયોધ્યાજીમાં ભરતજીએ કરેલી સર્વ તૈયારી જોઇને બહુ પ્રસન્ન થયા. ત્યારપછી શ્રીરામચન્દ્રજીની આજ્ઞાથી કેટલાક દૂતો જનકપુર તરફ ગયા. અને બીજા પણ દેશો દેશના રાજાઓને પણ બોલાવવામાં આવ્યા. ૧. જામ્બવંત, સુગ્રીવ, વિભિષણ, નળ, નીલ, અને કુલનાભૂષણરૂપ દ્વિવિદ–આદિ સર્વ જ્યાં શ્રીરામચન્દ્રજી હતા ત્યાં આવ્યા, અને વરૂણ, કુબેર, ઇન્દ્ર, યમ, તથા કાળએ દેવતાઓ પણ આવ્યા. ૨. દેવતાઓની સ્ત્રિઓ વિમાનમાં બેસીને કોકિલાને લજ્જાયમાન કરનારા મધુર સ્વરથી ગાતી ગાતી ત્યાં આવી. મુનિશ્વરોનાં ટોળેટોળાં ત્યાં આવવા લાગ્યાં, અને તે સર્વને શ્રીરામચન્દ્રજી સુંદર ઉતારા આપવા લાગ્યા. ૩. ચન્દ્રમા, સૂર્ય, વિષ્ણુ, મહાદેવ, બ્રહ્મા, સનક, સનંદન, સનાતન, સનત્કુમાર અને અનાદિકાળના સર્વ દેવતા આવ્યા. અને રાજર્ષિ વિશ્વામિત્રમુનિ પોતાની-સાથે ઇચ્છાનુસાર વિચરનારા સાત હજાર મુનિઓને લઇને ત્યાં આવ્યા. ૪.

दोहा—पाराशर भृगु अंगिरा, नारद व्यास अगस्त्य ॥
आये यूथप सकल मुनि, देवल सहित पुलस्त्य ॥ २४ ॥

પારાશર, ભૃગુ, અંગિરા, નારદ, વ્યાસ, અને અગસ્ત્ય તથા દેવળ પુલસ્ત્ય–આદિ સઘળા મુનિશ્વરો પોતપોતાનાં યૂથોને લઇને ત્યાં આવ્યા. ૨૪.

चौ०—मख सुस्थल अति देखि सुहावा, नाना भांति देखि सुख पावा ॥
मिथिलापुर जो दूत सिधाये, देखि नगरवासिन सुख पाये ॥ १ ॥
द्वारपाल सन खबर जनाई, अवधनगरते पत्री आई ॥
सुनि विदेह सहसा उठि धाये, तन मन पुलकि नैन जल छाये । २ ।
भयो भूप मन आनँद जेता, कहि न सकै शारद अहि तेता ॥
शिथिल अंग नृप द्वारे आये, देखि दूत अतिशय सुख पाये ॥ ३ ॥
कहहु कुशल रघुपति सब भाई, पत्रि देय सब प्रश्न सुनाई ॥
हृदय राखि पुनि नयन लगाई, गदगद कंठ न कछु कहि जाई ॥४॥

સર્વ લોકો યજ્ઞના અતિ સુંદર સ્થાનને નિરખીને અનેક પ્રકારોથી સુખ

પામ્યા. શ્રીરામચન્દ્રજીની આજ્ઞાથી મિથિલાપુરીમાં મહારાજા જનકને તેડવા જે દૂતો ગયા હતા, તેઓને જોઇને મિથિલાપુરીના લોકો બહુજ સુખ પામ્યા. ૧ દૂતોના કહેવાથી દ્વારપાલોએ અયોધ્યાથી યજ્ઞની કંકોત્રી આવવાની મહારાજા જનકને ખબર આપતાં, જનક મહારાજા તુરત ઉઠીને દૂતોને મળવા ચાલ્યા, અને તે સમય જનક રાજાનું શરીરરોમાંચિત થઇગયું, નેત્રમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. ૨ જનકરાજાના મનમાં તે સમય જે આનંદ થયો, તે આનંદને સરસ્વતી અને શેષજી પણ વર્ણવી શકે તેમ નથી. જનકરાજા પ્રેમથી શિથિલ અંગ થઇને દૂતપાસે દરવાજા ઉપર પધારયા, અને દૂતોને જોઇને મહાસુખ પામ્યા. ૩. અને પુછવા લાગ્યા કે, ભાઇઓ સહ શ્રી રામચન્દ્રજી કુશળ છે ! તો આવા જનકરાજાના પ્રશ્નને શ્રવણ કરીને દૂતોએ કહ્યુ કે, આ પત્રિકાજ આપને સર્વ કુશળતાના સમાચાર સંભળાવશે. એ પ્રમાણે કહી દૂતોએ જનકરાજાના હાથમાં પત્રિકા આપતાં, જનકરાજાએ તે પત્રિકા પોતાંનીછાતીમાં લગાવીને પાછી આંખ્યો ઉપર પણ લગાવી. તે સમય જનકરાજા એવા તો ગદ્ગદ્ કંઠ થઇ ગયા કે, કાંઇપણ બોલી શકયા જ નહિ. ૪.

दोहा—भूप समय तिहि अवसरहि, को वरणै मतिधीर ॥
तुलसी भवन उछाह बड़, जय जय जनक गंभीर ॥ २५ ॥

જનકરાજાની તે સમયની દશાનું કયો ધીરબુદ્ધિવાળો કવિ વર્ણન કરી શકે તેમ છે. તુલસીદાસજી કહેછે કે, મહારાજા જનકના ઘરમાં મહા જયજયકાર શબ્દ થવા લાગ્યો, અને મહા પ્રસન્નતા થઇ રહી. ૨૫

चौ०—बांचत प्रेम न हृदय समाता, चरवर बोलि कह्यो हँसि बाता ॥
नगरु गाउँ पुर मंगल साजू, अमित अपार बाजने बाजे ॥ १ ॥
सचिव बोलि निज पत्री दीन्ही, उठि कर जोरि विनय करि लीन्ही ।
पढी सचिव अति प्रेम अनंदा, सुमिरि राम कौशलपुरचंदा ॥ २ ॥
घर घर खबर व्याप छिनमाहीं, मंगल कलस धरे सब काहीं ॥
भयो अनंद न जाय बखाना, कीन्हे विविध दान नृप दाना ॥ ३ ॥
धरि तनु अमित देव नभवासी, आये भूप नगर सुखराशी ॥
कहहिं वचन नृपके हितकारी, चलहु अवध सब काज बिसारी ।४।

પત્રિકા વાંચતાં જનકરાજાના હૃદયમાં પ્રેમ સમાયો નહિ. તેથી આખી પત્રિકા પોતે વાંચી શકયા નહિ, પણ પત્રિકાના અભિપ્રાયને જાણી લઇને પોતાના એક સેવકને બોલાવીને હસીને જનકરાજાએ આ પ્રમાણે કહ્યું કે, નગરમાં, ગામોમાં તથા પુરોમાં સર્વ સ્થળે મંગળ સજાવો, અને નાનાપ્રકારનાં અમિત વાજાં

વગડાવો. ૧ આ પ્રમાણે દૂતને આજ્ઞા કરયા પછી મંત્રીને બોલાવી, પત્રિકા મંત્રીને આપતાં, મંત્રીએ ઉઠી, હાથજોડીને વિનયપૂર્વક પત્રિકા હાથમાં લીધી. અને અયોધ્યાના ચન્દ્રરૂપ શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરીને મહા પ્રેમથી અને આનંદથી પત્રિકા મંત્રિએ વાંચી સંભળાવી. ૨ ક્ષણમાત્રમાં ઘેરઘેર આ ખબર પોહોચી ગઇ, અને સર્વ કોઇએ પોતપોતાને ઘેર મંગળ કળશો ધરી દીધા, અને તે સમય એવો તો આનંદ થયો કે, જેનું વર્ણન થઇ શકે તેમ નથી. જનકરાજાએ નાના પ્રકારનાં દાનો આપ્યાં. ૩ સ્વર્ગમાં રહેવાવાળા દેવતાઓએ મનુષ્ય લોકોમાં જવા યોગ્ય શરીર ધારણ કરીને, જનકરાજાનું નગર કે જે સુખના ધામરૂપ છે, ત્યાં આવીને જનકરાજાને હિતકારી વચનો કહ્યાં કે,–' હે રાજા! સર્વ કામનો ત્યાગ કરીને અયોધ્યા નગરીમાં પધારો. ૪.

दोहा–कहि कहि सुर सादर चले, वाहन रुचिर बनाइ ॥
जोरि युगलकर मुकुट मणि, अस्तुति करत सुहाइ ॥ २६ ॥

આ પ્રમાણે દેવતાઓ મહારાજા જનકને કહી કહીને સુંદર વાહનો ઉપર ચડીને પ્રેમપૂર્વક અયોધ્યાનગરી તરફ ચાલતા થયા. દેવતાઓના ગયાપછી રાજાઓના મસ્તકના મુકુટરૂપ જનકરાજાએ બે હાથ જોડીને અંતઃકરણમાં શ્રીરામચન્દ્રજીની સ્તુતિ કરી કે– ૨૬.

छंद–पद सुमिरि करुणा कंद श्री रघुचंद दशरथ नायकं ।
सिय सहित अनुज वशिष्ठ पद रति वसौं मम उर जायकं ॥
अंभोज नयन बिशाल लाल कृपाल दशरथ नंदनं ।
शतकोटि मार उदार शोभा अतुल बल महि मंडनं ॥ १ ॥
सजितूण कटि कर शर शरासन कपट मृग मद गंजनं ।
वैदेहि अनुज समेत कृपानिकेत जन मन रंजनं ॥
मम हृदय वास निवास करु करुणायतन करुणामयं ॥
महिमा न कोउ जन जान मुन हरियान ज्ञान विशालयं ॥ २ ॥
सो हेतु करु वृषकेतु प्रभु खर दूषणादि निकंदनं ।
नर अधम पामर कामवश मति भजत नहिं रघुनंदनं ॥
तव ललित लीला वसहि जेहि उर सगुण प्रभु धरणीधरं ॥
कहि सक न शारद शेष नारद जानि किमि जन वापुरं ॥ ३ ॥
सोइ आनि तुलसीदास निज उर शरन अब काकी गहौं ।
सुख पाय मन बच काय नहिं गति दूसरी सपने लहौं ॥

सब कुशल पूछि सादर विहँसि आनँद उरमहीपछयो ।
मन भाय पाय सुनाय विधि पद दान बहु विमन दयो ॥ ४ ॥
गज वाजि भूषण भूमि सुरभी वस्तु नाना को गनै ।
यकबार लै नृपद्वार दीन्ही कहहु कवि कैसे भनै ॥
सनमानिकै परतोष कीन्हो सबै आदर भावसों ।
मन हर्ष पुलकित कहहिं जय जय सुनहु खगपति रावसों ॥

"કરૂણાસાગર, દશરથના પુત્ર, રઘુવંશમાં ચન્દ્રરૂપ, શ્રી રામચન્દ્રજીના ચરણોનું ધ્યાન કરીને, જનકરાજા આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યા કે,–હે દેવતાઓ ! સીતાસહ શ્રીરામચન્દ્ર અને તેના ભાઇઓ, તથા ગુરૂ વસિષ્ઠજીના ચરણોમાં મારી પ્રીતિ સદા અવિચ્છિન્ન રહે. જેનાં કમળ સદૃશ વિશાળનેત્ર છે, જે દશરથ કુમાર કૃપાના તો સાગર છે, જેની સો કરોડ કામદેવના સદૃશ અપાર શોભાછે, અને જે મહાબળવાન્ અને આ પૃથિવીના ભૂષણ રૂપછે. ૧. જે તરકસ બાંધી, ધનુષ્ બાણ ચડાવીને, કપટના મૃગના અહંકારને તોડવાવાળા છે. તે કૃપાનાસાગર, ભકતોને આનંદ દેવાવાળા, જાનકીજી અને લક્ષ્મણાદિક્ સહ કરૂણાનાઘર, કરૂણામય મારા હૃદયમાં વાસ કરો. કાકભુશુંડજી ગરૂડજીને કહે છે કે, હે–ગરૂડજી ! તમે મહાજ્ઞાનીછો; શ્રવણ કરો. ભગવાનની માયાને કોઇ પણ જાણી શકતું નથી. ૨. શ્રીસદાશિવજીના હિતકારી અને ખર, દૂષણ આદિને મારવાવાળા શ્રીરામચન્દ્રજીને, જે મહાઅધમ અને કામને વશ્ય છે એવા મનુષ્યો કેમ ભજતા નથી ? હે પૃથિવીને ધારણ કરવાવાળા પ્રભુ શ્રીરામચન્દ્રજી ! આપની સગુણલીલા જેના હૃદય મંદિરમાં વસેછે, તેના મહિમાને, નારદ, શેષ અને શારદ પણ વર્ણવી શકે તેમ નથી. તો પછી અન્ય મનુષ્યની તો વાતજ શી કરવી ? ૩. તે મહિમાને તુળસીદાસજી પોતાના હૃદયમાં ધારણ કરીને હવે કોને શરણ જાય ? ગુણપામીને, મન, કર્મ અને વચનથી સ્વપ્નમાં પણ અન્ય ગતિ ઇચ્છતા નથી. સર્વ પ્રકારે શ્રીરામચન્દ્રજીની સ્તુતિ કરીને તથા કુશળ પુછીને મહારાજા જનકનું ચિત્ત પ્રસન્ન થયું અને મનમાં આનંદ છાઇ રહ્યો, અને મનવાંછિત મનોરથ પામીને વિધાતાના ચરણકમલમાં મસ્તક નમાવીને બ્રાહ્મણોને નાના પ્રકારનું દ્રવ્ય આપીને, ૪. હાથી, ઘોડા, ઘરેણાં, પૃથિવી અને નાના પ્રકારની વસ્તુઓ બ્રાહ્મણોને આપી, કે જેની કોણ ગણના કરી શકે; એટલું અસંખ્ય દાન, તો એકવારમાં રાજદ્વાર ઉપર આપ્યું તેની પણ ગણના કોણ કરી શકે તેમછે. મહા આદર સન્માનથી સર્વને સન્તુષ્ટ કર્યા. કાકભુશુંડજી કહેછે કે, હે ગરૂડજી ! શ્રવણ કરો. મહારાજા જનકથી સર્વ કોઇ મનમાં પ્રસન્ન થઇને જયજયકાર કહેવા લાગ્યા. ૫.

दोहा—पूजे विविध प्रकार नृप, सादर दूत हँकारि ॥
गुरु गृह गवने मुकुट मणि, पाय पदारथ चारि ॥ २७ ॥

ત્યારપછી જનકરાજાએ અયોધ્યાથી આવેલા શ્રીરામચન્દ્રજીના દૂતોને પ્રેમથી બોલાવીને, અનેક પ્રકારે તેઓનું સન્માન કર્યું. અને પછી ધર્મ-આદિ-ચાર પદાર્થોને પામીને જનકરાજા પોતાના ગુરૂ શતાનંદજીને ઘેર ગયા. ૨૭.

चौ०—सकल कथा महिपाल सुनाई, सतानंद आनंद अधिकाई ॥
चलहु नृपति मख देखिये जाई, साजहु जाय सकल कटकाई । १ ।
करि विनती नृप मंदिर आये, सादर सेवक सकल बुलाये ॥
सजहु सैन चतुरंग सुहाई, भवन गये सबही समुझाई ॥ २ ॥
पत्री सहित रानि गृह आये, बांच नृपति पुनि सकल सुनाये ॥
आनंद सब रनवास बुलाई, दिये दान महिदेवन आई ॥ ३ ॥
बहु बकसीस याचकन दीन्हे, सादर बोलि सुगल चर लीन्हे ॥
विलगि विलगि सब पूछत वामा, सुनहिं रामके पूरन कामा ॥ ४ ॥

સર્વે વાર્ત્તા જનકરાજાએ પોતાના ગુરૂને કહી સંભળાવતાં, ગુરૂ શતાનંદજી મનમાં મહાઆનંદ પામ્યા, અને બોલ્યા કે, 'હેરાજા ! ચાલો, જઇને શ્રીરામચન્દ્રજીનો અશ્વમેધ યજ્ઞ જોઇએ, માટે અહિંથી જઇને સત્વર સેના સજ્જ કરો. ૧. આ પ્રમાણે ગુરૂ શતાનંદના વચનો શ્રવણ કરીને, જનકરાજાએ વિનતિ કરી, રાજમંદિરમાં આવી, આદરપૂર્વક સર્વ નોકરોને બોલાવ્યા, અને આજ્ઞા આપી કે, ચતુરંગિણીસેના તુરત તૈયાર કરો. આ પ્રમાણે આજ્ઞા કરી, જનકરાજા રણવાસમાં પધારયા. ૨. અયોધ્યાથી આવેલી પત્રિકા હાથમાં લઇને જનકરાજા રણવાસમાં ગયા, અને સર્વને તે પત્રિકા વાંચી સંભળાવી. તે સાંભળીને સર્વ રાણીઓએ પ્રસન્ન થઇને બ્રાહ્મણોને બોલાવીને પુષ્કળ દાન આપ્યું. ૩. તથા યાચકોને પુષ્કળ વસ્ત્રાદિક તથા ધન આપ્યું. અને ત્યારપછી રાણીઓએ પણ આદર પૂર્વક અયોધ્યાથી આવેલા દૂતોને બોલાવ્યા. તેઓને બોલાવીને રાણીઓ પૃથક્ પૃથક્ સર્વ વાર્ત્તા પુછવા લાગી, અને શ્રીરામચન્દ્રજીના સુંદર ગુણાનુવાદ સાંભળીને કૃતાર્થ થવા લાગી. ૪.

॥ छंदगीतिका ॥

शुभ काम पूरन रामके सुनि विपुल बाजन बाजहीं ।
पुर द्वार घर रखवार राखे सैन भट सब साजहीं ॥
दश सहस रथ सिंधूर पट सत वाजि पदचर को गनै ।

जगमगाति पाखर जटित जीन विलोकि कवि कैसे भनै ॥
चढि शूर नवल प्रवीन जे असि सब चलत सादर भये ।
सुखपाल परम विशाल युग चढि गुरुहि लै सादर नये ॥
महि डोल धसकत कमठ अहि दल देखि अमित विदेहको ।
भट यूथ पदचर अमित कहि को मूढ लेखा करत सो ॥ ७ ॥

શ્રીરામચન્દ્રજીના અશ્વમેધ યજ્ઞના સમાચાર શ્રવણ કરીને, આખી મિથિલા નગરીમાં આનંદના વાજાં વાગવા લાગ્યાં. પુર અને દ્વારમાં જનકરાજાએ જોઇતા રખવાળો રાખીને, બાકી સકળ સેનાને તથા યોદ્ધાઓને પોતાની સાથે આવવા તૈયાર કરયા. દશ હજાર રથ, છસોહાથી, અને ઘોડા તથા પ્યાદલની તો ગણનાજ કોણ કરે ? જેના ઉપર જડાઉ જીનોનો તથા પાખરોનો એવો ચળકાટ જોવામાં આવતો હતો કે, જેનું વર્ણન કવિથી તો થઇ શકેજ નહિ. ૧. ખડ્ગ વિદ્યામાં કુશળતા ધરાવનારા સર્વ નવા શૂરવીરો શૌર્યપૂર્વક પ્રેમથી ચાલવા લાગ્યા. અને એક પરમ વિશાળ સુખપાળમાં રાજગુરૂ શતાનંદજી પ્રેમથી બેઠા, અને બીજા વિશાળ સુખપાળમાં જનકરાજા બેઠા. જે સમય જનકરાજાનું અપાર સૈન્ય ચાલવા માંડયું, ત્યારે પૃથિવી કંપવા લાગી. કચ્છપાવતાર ભગવાન્ અને શેષનાગ ભારથી નમી જવા લાગ્યા. જનકરાજાના સૈન્યમાં યોદ્ધાઓનો તથા અન્ય પણ કેટલાંક પ્યાદલ મનુષ્યોનાં એટલાં બધાં ટોળાં હતાં કે, જે મનુષ્ય તેની ગણના કરવા માટે, તે મૂર્ખજ ગણાય. ૨.

दोहा—चल्यो राउ मुनि गण सहित, विपुल बजाइ निशान ॥
प्रात तीसरे परहको, अवध नगर नियरान ॥ २८ ॥

આ પ્રમાણે મહારાજા જનક મુનિઓના સહ નિશાન વગડાવીને ચાલ્યા, તે બીજે દિવસે ત્રીજે પહોરે અયોધ્યાના સમીપમાં આવ્યા. ૨૮.

नृप अगवान विचार प्रभु, सादर आये लेन ॥
मिले परस्पर प्रीति अति, चले सुथल थल देन ॥ २९ ॥

મહારાજા જનકના આવવાની ખબર સાંભળી, શ્રીરામચન્દ્રજી પ્રેમપૂર્વક તેને લેવાને માટે સામા પધારયા. અને મહાપ્રેમથી પરસ્પર મળ્યા. પછી શ્રીરામચન્દ્રજી જનકરાજાને સારો ઉતારો દેવા માટે લઇ ચાલ્યા. ૨૯.

चौ०—पुर बाहर सरयू शुचि तीरा, बास दीन्ह हर्षित रघुबीरा ॥
सौंपि अनुज कहँ राजसमाजू , आये प्रभु जहँ नृप मन राजू ॥ १ ॥
मिलि पुनि नृपति निकट बैठारे, गदगद ह्वै मृदु वचन उचारे ॥
वदन चूमि निरखे सब गाता, आनंद उमगि न हृदय समाता ॥ २ ॥

प्रभु विनती करि सब सेवकाई, सचिव भरत पुनि लीन्ह बुलाई ॥
नृप सेवा सब भरत सँभारी, सुन खगपति अनंद उर भारी ॥ ३ ॥
आइ गुरुहि सादर शिर नाई, मन भावत बर आशिष पाई ॥
फिर प्रभु सकल देव गुरु वंदे, अमित आशिषा पाइ अनंदे ॥ ४ ॥

મહારાજા જનકને અયોધ્યા નગરીથી બાહાર સરયૂ નદીના પવિત્ર કીનારા ઉપર પ્રસન્ન થઇને શ્રીરામચન્દ્રજીએ ઉતારો આપ્યો. અને અયોધ્યામાં આવી સકળ રાજમંડળની સરભરા કરવાનું કામ ભાઇને સોંપીને શ્રીરામચન્દ્રજી, જનકરાજાની પાસે આવ્યા. ૧ જનકરાજાએ શ્રીરામચન્દ્રજીને મળીને પોતાની પાસે બેસાડયા, અને ગદ્‌ગદ્‌ કંઠ થઇને કોમળ વચન કહ્યાં. મુખનું ચુંબન કરયું અને સર્વ શરીરના સામું જોયું. તે સમય જનકરાજાના હૃદયમાં પ્રેમ તો સમાતો નહુતો. ૨. પ્રભુ શ્રીરામચન્દ્રજીએ વિનતિ અને સરભરા કરીને પછી મંત્રી અને ભરતજીને ત્યાં બોલાવ્યા, અને જનકરાજાની સરભરા કરવા ત્યાં રાખ્યા. જનકરાજાની સેવાનું સર્વ કામ ભરતજીએ સંભાળી લીધું. કાકભુશુંડજી કહેછે કે–હે ગરૂડજી ! ભરતજીના મનમાં તે સમય મહાભારી આનંદ થઇ રહ્યો. ૩. ત્યારપછી શ્રીરામચન્દ્રજી જનકરાજા પાસેથી ઉઠીને રાજગુરૂ વસિષ્ઠજીની પાસે જઇને ગુરૂને મસ્તક નમાવી મનભાવતું વર અને આશીર્વાદ પામ્યા. પછી શ્રીરામચન્દ્રજીએ સર્વ દેવતાઓ અને ગુરૂઓને નમસ્કાર કરી મનવાંછિત આશીર્વાદને પામીને આનંદ મેળવ્યો. ૪.

दोहा–दश सहस्त्र मुनिवर सहित, आये प्रभु मष धाम ॥
बोले वचन विचित्र गुरु, मंत्र सुनहु मम राम ॥ ३० ॥

પછી વસિષ્ઠમુનિ તથા બીજા દશહજાર મુનિઓની સાથે પ્રભુ શ્રીરામચન્દ્રજી યજ્ઞ મંડપમાં પધારયા. તે સમયે ગુરૂવસિષ્ઠજી મહાવિચિત્ર વચન બોલ્યા કે, હે શ્રીરામચન્દ્રજી ! મારી સંમતિ શ્રવણ કરો. ૩૦.

चौ०–धर्म सकल जे वेद बखाने, संत पुरान लोक सब जाने ॥
बिन त्रिय सफल न होइ खरारी, अब चाहिय मिथिलेश कुमारी ॥१॥
सुनि मुनि वचन मष्ट ह्वै रहेऊ, सत्य असत्य न एको कहेऊ ॥
मम प्रण विरद जानि मुनिराया, रहै सुकृत जिहि करु सो दाया ॥२॥
दोउ गुरु मिलि नारद सनकादी, वचन कहेउ सुन पुरुष अनादी ॥
कनक जटित मणि सुंदर बाला, रचि सिय रूप सुशील विशाला ॥३॥
अंग अंग सब भूषण साजे, तासु रूपलखि रतिपति लाजे
सहसा लखि न सकहिं नर नारी, सिय देखेउ सब अचरज भारी ॥ ४ ॥

સંતજનોમાં, પુરાણોમાં તથા સર્વલોકોમાં જે જે પ્રસિદ્ધ વેદોક્ત ધર્મો છે, તે તે ધર્મો પત્ની સાથે રહેવા વગર સફળ થતા નથી; માટે આ યજ્ઞ કર્મમાં સીતાજી અવશ્ય જોઇએ. ૧. ગુરૂવસિષ્ઠજીનાં વચન શ્રવણ કરી શ્રીરામચન્દ્રજી થોડીવાર તો ચુપજ થઇ રહ્યા. સત્ય કે અસત્ય કાંઇપણ બોલ્યા નહિ, પણ થોડીવાર રહીને બોલ્યા કે,–હે મુનિરાજ ! મારૂ પણ અને કુળની પ્રતિષ્ઠા જે પ્રકારે રહે, તે કૃપા કરીને કહો. મારૂં પણ એછે કે, બીજી સ્ત્રી નહિ કરૂં અને સીતાજીને બોલાવવાથી પ્રતિષ્ઠા જાય તેમ છેઃ માટે મારો ધર્મ તથા કુળની લાજ જળવાય એવા પ્રકારની કાંઇક દયા કરો. ૨. આ સમય ગુરૂવસિષ્ઠજી, શતાનંદ, દેવતા નારદજી તથા સનકાદિક એ સર્વએ મળી વિચાર કરીને શ્રીરામચન્દ્રજીને કહ્યું કે,–હે અનાદિ પુરૂષ ! શ્રવણ કરો. મણિયોની જડતરવાળી સુવર્ણની સીતા બનવરાવો. ૩. આ પ્રમાણે ગુરૂની આજ્ઞા થતાં શ્રીરામચન્દ્રજીએ તુરત કારીગરોને આજ્ઞા આપી, સીતાજીની આબેહુબ મૂર્ત્તિ બનાવી. પ્રત્યેક અંગોમાં સર્વ ભૂષણોથી શોભી રહેલા, અતિ ઉત્તમ શીળ યુક્ત અને જેના રૂપનં નિરખીને કામદેવ પણ લજાઇ જાય, એવી સીતાજીની મૂર્ત્તિ તૈયાર થતાં તેના મહા તેજથી અંજાઇ જવાને લીધે નરનારીઓ સહસા તેના સન્મુખ જોવાને પણ અશક્ત થઇ ગયાં, અને સીતાજીને જોઇને સર્વ બહુજ વિસ્મય પામ્યાં. ૪.

दोहा–तेहि अवसर शोभा अमित, को कवि वरणे पार ॥
जगदाधार कृपालु प्रभु, कीन्हे चरित अपार ॥ ३१ ॥

તે અવસરની શોભાનું વર્ણન સમ્પૂર્ણ રીતે કયો કવિ કરી શકે તેમછે. જગતના આધારભૂત, કૃપાના સમુદ્ર શ્રીરામચન્દ્રજીએ શ્રીસીતાજીનો ત્યાગ કરેલો છતાં નાયકેજ્વ યજ્ઞના મંડપમાં શ્રીસીતાજી સહ બીરાજવાનું અપાર ચરિત્ર કરયું. ૩૧.

चौ०–जटित कनक सुंदर मृगछाला, तिहि आसन आसीन कृपाला ॥
सिया सहित लखि सुर मुसकाहीं, कीन्ह प्रणाम सदन हरषाहीं ॥ १ ॥
धीर अमित लखि गुरु विज्ञानी, सिद्धि न बोलि सकल सनमानी ॥
कहाकि जाहु उचित सब करहू, जस चाहिय कछु सो अनुसरहू ॥२॥
सुनि रजाइ रघुपति रुख पाई, रचे कोट गृह विधिहि लजाई ॥
सुर सुरभी सुरतरु सुख खानी, शारद शेष न सकहिं वखानी ॥ ३ ॥
पुर गृह बाहर गली अगारी, भरि सुगंधि सब सुकृत सँवारी ॥
रहे तहां दिकपाल अनेका, जो परमारथ निपुण विवेका ॥ ४ ॥

મણિ જડેલા સુવર્ણના આસન ઉપર સુંદર મૃગચર્મ પાથરીને તે ઉપર

શ્રીસીતાજી સહ શ્રીરામચન્દ્રજી બીરાજ્યા. શ્રીસીતાજી સહ શ્રીરામચન્દ્રજીને બેઠેલા જોઇને દેવતાઓ હસવા લાગ્યા. અને હર્ષ પામીને સર્વેએ પ્રણામ કરયા. ૧. મહાજ્ઞાની વસિષ્ઠમુનિએ લોકોની બહુ ભીડ જોઇને સિદ્ધિઓને બોલાવીને કહ્યું કે-તમો આ યજ્ઞ-સમારંભમાં યથાયોગ્ય કામ કરો, અને જેને જે જોઇએ તે તેને આપો. ૨. આ પ્રમાણે સિદ્ધિયોએ વસિષ્ઠ ગુરૂની આજ્ઞા સાંભળી અને શ્રીરામચન્દ્રજીની મરજી જોઇ એવાં તો કરોડો ઘરો બનાવી દીધાં કે જેને નિરખીને બ્રહ્માજી પણ લજાઇ જાય. પ્રત્યેક ઘરમાં કામધેનું અને કલ્પવૃક્ષની સુખદાયક ગોઠવણ થઇ ગઇ, કે જેનું વર્ણન સરસ્વતી કે શેષનાગથી પણ કરી શકાય તેમ નથી. ૩. નગર, ઘર, બાહાર, ગલીઓમાં તથા અટારીઓમાં સર્વ સ્થળે સુગંધ, પુણ્ય અને શોભા પ્રસરી રહી. પારમાર્થિક કૃત્યમાં નિપુણતા ધરાવનારા અનેક દિક્પાળ-આદિ દેવતાઓ પણ ત્યાંના ઘરોમાં રહ્યા. ૪.

छं०—जे निपुण परम विवेक पावन भरत लेराखे तहीं ।
निज भाग्य प्रबल सराहिं निदहिं धनदकी पदवी कही ॥
आये त्रिलोकिक नाग खग सुर असुर जे विधिने रचे ।
सनमानि सकल सनेह सादर राम सनको नहिं बचे ॥ ८ ॥

જે જે માણસો જે જે કામમાં નિપુણ હતા, તે તે માણસોને ભરતજીએ તે તે કામોમાં રાખ્યા હતા. તે સર્વ માણસો પોતાના ભાગ્યની પ્રશંસા કરતા હતા, અને ધનપતિ કુબેરજીની પદ્વીને પણ પોતાની પદ્વીથી હલકી ગણતા હતા. ત્રૈલોકયમાંથી બ્રહ્માની સૃષ્ટિમાંના જે જે નાગો પક્ષીઓ, દેવતાઓ અને અસુરો આવ્યા હતા, તે સર્વનું શ્રીરામચન્દ્રજીએ સ્નેહથી તથા આદરથી સન્માન કરયું. શ્રીરામચન્દ્રજી તરફનું સન્માન પામ્યા વગર કોઈ પણ રહેલું નહતું. ૯.

दोहा—वाण सहस वर विप्र पुग, सुंदर परम प्रवीन ॥
जानहिं श्रुति कर मत सकल, रहिं मरत संग अधीन ॥ ३२ ॥

સુંદર, પરમ પ્રવીણ અને વેદના સર્વ સિદ્ધાંતોને જાણવાવાળા દશહજાર બ્રાહ્મણોનું શ્રીરામચન્દ્રજીએ યજ્ઞમાં વરણ કરયું. ૩૨.

चौ०—मकर मास द्युति धौल सुहाई, मख मंडल बैठे रघुराई ॥
तब बोले गुरु वचन सुहाये, आनहु बाजि जे वेद बताये ॥ १ ॥
लछमन सुनि गुरु बचन अनंदे, बार बार पद वारिज बंदे ॥
हयसाला सादर चलि आये, विविध विभूषण तेहि पहिराये ॥ २ ॥
श्वेतवरण सुंदर श्रुति कारे, रवि हय लाजित मनोज सवारे ॥
जीन जराव नजाइ बखाना, रवि चढ रथ आवत जगजाना ॥ ३ ॥

माथे मोर पंख मणि लागे, सौ नभ नखत देखि अनुरागे ॥
सेवक चतुर पाट मय डोरी, दामिनि दमक निपटि अति थोरी ॥ ४ ॥

મકરસંક્રાંતિના માસના શુકલ પક્ષની દ્વિતીયાને દિવસે શ્રીરામચન્દ્રજી યજ્ઞ મંડપમાં બીરાજ્યા હતા. તે સમય ગુરૂવસિષ્ઠજી બોલ્યા કે,–વેદમાં કહેલાં લક્ષણવાળો ઘોડો અહિં લાવો. ૧. ગુરૂનું વચન શ્રવણ કરી મહાઆનંદ પામેલા લક્ષ્મણજી પુનઃ પુનઃ ગુરૂના ચરણ કમલમાં નમસ્કાર કરી, પરમ આદરથી ઘોડારમાં પધારયા. અને ત્યાંજઇ તેમણે વેદમાં કહેલા લક્ષણવાળા ઘોડાને અનેક આભૂષણોથી શણગારયો. ૨. જેનો સફેદ વર્ણછે, અને સુંદર શ્યામ કાન છે. જેને જોઇને સૂર્યના ઘોડા પણ લજ્જીત થઇ જાયછે. જાણે કામદેવેજ બનાવેલ હોય એવો, વર્ણન ન થઇ શકે એવી ચળકતી જડેલ જીનથી જાણે ઉપર બેઠેલા સૂર્ય નારાયણ સહ જાણે સૂર્યનો ઘોડો હોય એમ જણાતો. ૩. મસ્તકના ઉપર મયુરપિચ્છવાળો, મણિયોથી શણગારેલો, આકાશમાં જોવા ઉભેલા દેવતાઓને પણ દર્શનથી અનુરકત કરનારો, ચતુર સેવકોવાળો જેનીપાસે વિધુતની ચમક પણ તુચ્છ જણાય એવી રેશમી રેનવાળો. ૪.

दोहा–षष्ट सहस अतिवीर वर, रामानुज रणधीर ॥
मध्य ताहि राख्यो तहाँ, जहाँ राम रघुवीर ॥ ३३ ॥

અને આઠહજાર પ્રબળ વીરો સહ રણધીર લક્ષ્મણજી જેનું સંરક્ષણ કરતા હતા, એવો એ ઘોડો યજ્ઞભૂમિમાં આવતાં તેને શ્રીરામચન્દ્રજીના સમીપમાં રાખવામાં આવ્યો. ૩૩.

चौ०–पूजि कृपा प्रभु जय जग हेतू, जस कछु कह्यो गाधिकुलकेतू ॥
दीन्ह विविध विधि दान अनेका, लिख्यो पत्र सौ करि अभिषेका॥१॥
एक वीर कौशल पुर माहीं, अरि दल दलन सुरेश सकाहीं ॥
जेहि बल होइ गहैं सो वाजी, दंड देहु बन जाहु कि भाजी ॥ २ ॥
लिखि बाँध्यो हयशीश सवाँरी, तहँ मुनि चरित आव मुनिचारी ॥
भार्गव आदि सकल मुनि संगा, आये जहँ कुल कमल पतंगा ॥ ३ ॥
कथा सकल लवणासुर केरी, मुनिन त्रास जिन दीन घनेरी ॥
सुनि ऋषि वचन नैन जल छाये, बहुरि राम निज त्रोन मँगाये ॥ ४ ॥

જગતના કલ્યાણને અર્થે શ્રીરામચન્દ્રજીએ, વિશ્વામિત્રજીના કહેવા પ્રમાણે તે ઘોડાનું પૂજન કરયું. અને પછી અનેક દાનો કરી, અભિષેક કરીને તે ઘોડાના લલાટમાં સુવર્ણનું પત્ર બંધાવ્યું. ૧. ઘોડાના લલાટમાં બાંધેલા સુવ-

ર્ણના પત્રમાં એવા અક્ષરો લખવામાં આવ્યા હતા કે,–એકવીર અયોધ્યા પુરીમાં છે, કે જે શત્રુઓને મારવાવાળાછે, જેનાથી ઇન્દ્ર પણ ડરેછે. તેના યજ્ઞનો આ ઘોડોછે; માટે જેનામાં બળ હોય તે આ ઘોડાને પકડો, અથવા દંડ આપો અથવા તો વનમાં ભાગી જાઓ. ૨. આ પ્રમાણે પત્ર લખી ઘોડાના લલાટમાં બાંધી આપ્યાની વાર્ત્તા શ્રવણ કરી, ચારે દિશામાંથી મુનિયો ત્યાં આવવા લાગ્યા. સૂર્યવંશ રૂપી કમળને ખીલાવનારા શ્રીરામચન્દ્રજી જ્યાં બીરાજયા હતા, ત્યાં અનેક મુનિજનોની સાથે ભાર્ગવ–આદિમુનિઓ આવ્યા. ૩. એ મુનિઓએ શ્રીરામચન્દ્રજીને લવણાસુર, કે જે મુનિયોને મહાત્રાસ આપતો હતો, તેની સર્વ હકીકત કહી સંભળાવી. મુનિયોનાં વચણ શ્રવણ કરી શ્રીરામચન્દ્રજીનાં નેત્રોમાં અશ્રુ ભરાંઈ આવ્યાં અને પછી તુરત શ્રીરામચન્દ્રજીએ પોતાનો ભાથો મંગાવી. ૪

दोहा–दीन्हो रिपुसूदनहि सो, बाण अमोघ कराल ॥
मंत्र मोर पढि ताहि हांति, जीतेहु सकल भुवाल ॥ ३४ ॥

તેમાંથી એક અમોઘ તીક્ષણ બાણ કાઢીને શત્રુઘ્નના હાથમાં આપીને, કહ્યું કે,–હે શત્રુઘ્ન. ! તમે મારો નામ મંત્ર બોલીને આ બાણથી લવણાસુરને મારજો. અને આ અશ્વમેધ યજ્ઞના ઘોડાના સંરક્ષણ સંબંધમાં જો કદાચ બીજા રાજાઓ તમારી સામા થાય, તો તેઓનો પણ તમે આ બાણથી પરાજય કરી શકશો. ૩૪.

चौ०–बहुरि विभीषण राम बुलाये, सादर आइ माथ तिन्ह नाये ॥
लवणासुरके चरित अपारा, पूछे दिनमणि वंश उदारा ॥ १ ॥
करबर जोरि निशाचर नाहा, सत्य कहौं अब सुनु अवगाहा ॥
बहिनि विमात्र नाथ सौ मोरी, कुंभनिसी तेहि नाम बहोरी ॥ २ ॥
मधुदानवको रावण दीन्ही, बहु विनती कर तिहि तब लीन्ही ॥
तनय तासु लवणासुर भयेऊ, शिव सेवा सादर जिन्ह कियेऊ ॥ ३ ॥
अगम तासु तप शंकर जाना, दीन्ह शूल सुनु कृपानिधाना ॥
तेहि कर रहै अस्त्र सौ भारी, चौदह भुवन जीति सब झारी ॥ ४ ॥

પછી શ્રીરામચન્દ્રજીએ વિભીષણને બોલાવતાં, વિભિષણ આવીને પ્રેમથી મસ્તક નમાવીને ઉભા રહ્યા. એટલે શ્રીરામચન્દ્રજીએ લવણાસુરનું સકળ વૃતાંત વિભીષણને પુછ્યું. ૧. એટલે વિભીષણ હાથ જોડીને બોલ્યો કે, હું સત્ય કહુંછું તે સાંભળો. મારી કુંભીનસી નામની એક સાવકી બેહેન હતી. ૨. તેને રાવણે મધુનામના દૈત્યને આપી હતી, અને તે મધુદૈત્યે વિનય પૂર્વક તેનો સ્વીકાર કર્યો હતો. એ કુંભીનસીમાં મધુદૈત્યથી લવણાસુર ઉત્પન્ન થયો છે. એ લવણાસુરે

પરમ આદરથી શ્રીસદાશિવજીની સેવા કરીછે. ૩. શ્રીસદાશિવજીએ તેની ભારી તપશ્ચર્યા જાણીને, હે કૃપાનિધાન ! એક શૂળ તેને આપેલ છે, અને કહ્યુંછેકે,–આ અસ્ત્ર જેના હાથમાં હશે, તે પુરૂષ ચૌદે બ્રહ્માંડોને જીતી શકશે. ૪.

दोहा–तेहि बल प्रभु सो नहिं गनै, अमर दनुज नरनाग ॥
जीति सकल निज वश किये, पथ सबहिके लाग ॥ ३५ ॥

હે પ્રભુ ! એ ત્રિશૂળના બળને લીધે લવણાસુર દૈત્યોને, દેવતાઓને, કે માણસોને કે નાગોને પણ ગણકારતો નથી. અને એ સર્વને જીતીને પોતાને તાબેકરી લીધા છે, અને સર્વની પાછળ પડયો છે. ૩૫.

चौ०–तासु चरित सुनि मन मुसिकाने, रिपुहंतहिबल दै सनमाने ॥
सैन संग चतुरंग बनाई, रहे साथ दोऊ तनय सुहाई ॥ १ ॥
मुनि प्रभु वचन निशान अपारा, तीन सहस्र हने इक बारा ॥
धसकै वसुधा कुंजर गाजे, दश सहस्र रथ रवि रथ लाजे ॥ २ ॥
पूरयो शंख चले दल साजी, अमित अकाश दुंदुभी बाजी ॥
पुरबाहर सब अनी सँभारी, तनय युगल लखि परम सुखारी ॥ ३ ॥
द्वादस दिने बास मग माही, पहुँचे जाय यमुन तट पाही ॥
दिन प्रतिदान देहिं बहु भांती, पूजहिं हरिपद अति दिनराती ॥ ४ ॥

વિભીષણનાં લવણાસુર સંબંધમાં આવાં વચનો શ્રવણ કરીને, શ્રીરામચન્દ્રજીએ, મનમાં હસીને, શત્રુઘ્નને પોતાનું સામર્થ્ય આપી સન્માનિત કરયા. અને તેમની સાથે ચતુરંગિણી સેના મોકલી, તથા તેમના એટલે શત્રુઘ્નના બે કુમારોને તેની સાથે જવાની આજ્ઞા આપી. ૧. શ્રીરામચન્દ્રજીના મુખથી જેવી જવાની આજ્ઞા સાંભળવામાં આવી, ને સમય એકી વખતે ત્રણહજાર નગારાં વાગ્યાં. પૃથ્વી કંપવા લાગી. હાથી ગર્જના કરવા લાગ્યા, અને તે સૈન્યમાં સૂર્યના રથને લજાયમાન કરે એવા દશહજાર રથો શોભવા લાગ્યા. ૨. શત્રુઘ્ન સેનાને સજ્જ કરી, શંખનાદ કરીને ચાલ્યા, તે સમય આકાશમાં દુદુભીઓ વાગવા લાગ્યાં. પુર બાહાર સર્વ સેના સજ્જ થઇને ઉભી રહી. અને શત્રુઘ્ન પોતાની સાથે પોતાના બે પુત્રોને આવેલા જોઇને પરમ આનંદ પામ્યા. ૩. શત્રુઘ્ન એ સેનાને સાથે લઈ માર્ગમાં ઉતારો કરતા કરતા ચાલ્યા, તે બાર દિવસે યમુનાને કિનારે પોહોચ્યા. પ્રત્યેક્ દિવસે વિવિધ પ્રકારોનાં દાનો દેતા હતા, અને રાતદિવસ પ્રભુના ચરણકમળોના પૂજનમાંજ શત્રુઘ્ન ચિત્ત રાખતા હતા. ૪.

दोहा–रवितनया मज्जन कियो, सादर पूजि पुरारि ॥
चल्योशत्रुसूदन सुमिरि, साहिब राम खरारि ॥ ३६ ॥

યમુનાજીમાં સ્નાન કરી, પરમ ભક્તિથી શ્રીસદાશિવજીનું પૂજન કરી, તથા પોતાના સ્વામી શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરી, શત્રુઘ્ન ત્યાંથી ચાલ્યા. ૩૬.

चौ०—चमू चपल अति सुभट जुझारा, घेरयो नगर बीर बरियारा ॥
विपुल निशान हने तेहि काला, सुनि निश्चरपति गर्व विशाला ॥ १ ॥
षष्ट सहस्र अति शूर जुझारा, लवणासुर सँग अनी अपारा ॥
सुभट प्रचारत गर्जत आवा, देखि कटक निज अति सुख पावा॥ २ ॥
मारहु धाइ धरहु नृप बाँधहु, जेहि जय होत यतन सो साधहु ॥
अस कहि सन्मुख फौज चलाई, कज्जल गिरि जनु आँधी आई ॥३॥
मारू शब्द सुनहिं भट गाजहिं, विपुल बाजने दुहुँ दिशि बाजहिं ॥
निज प्रभु कहि जय जोरी जानी, हरषि भिरे भट हठ मन ठानी ।४।

ચપળ અને પ્રબળ યોદ્ધાઓવાળી તે સેનાની સાથે બળવત્તરપણાથી લવણાસુરના નગરને ઘેરો ઘાલ્યો. અને તે સમય શત્રુઘ્ને મોટું નિશાન વગડાવતાં, તેનો શબ્દ શ્રવણ થતાં લવણાસુર મહા અભિમાન પામ્યો. ૧. અને સાઠ હજાર પ્રબળ લડવૈયાવાળી અપાર સેનાને સાથે લઇને યોદ્ધાઓને પડકારતો, અને ગર્જના કરતો કરતો આવ્યો, અને પોતાના કટકને સુશોભિત જોઇને બહુજ પ્રસન્ન થયો. ૨. અને લવણાસુર કહેવા લાગ્યો કે,—મારો, દોડો, આ રાજાને પકડીને બાંધી લિયો, જે પ્રકારે મારો જય થાય, તે યત્ન કરો. એમ કહીને સન્મુખ સેના ચલાવી, તે જેમ કાજળના પર્વતમાંથી આંધી આવતી હોય તેમ શત્રુઘ્નની સામે આવી. ૩. બન્ને પક્ષના યોદ્ધાઓ સિંધુરાગ સાંભળીને ગાજવા લાગ્યા. મોટાં મોટાં લડાઇનાં વાજાંઓ વાગવા માંડચાં. ઉભયપક્ષના વીરો પોતપોતાના સ્વામીઓનો જય જયકાર પોકારવા લાગ્યા, અને પોતપોતાની જોડીને જોઇને બન્ને તરફના વીરો પ્રસન્ન થઇ મનમાં હઠ ધરીને યુદ્ધ કરવા લાગ્યા. ૪.

छं०—हठ ठानि शूर प्रवीन जे असि भिरे अति रिपु प्रबलयो ।
यक मल्ल युद्ध सराहि सकहि न एक यकहि कर्षयो ॥
शर शक्ति तोमर परशु परहिं कृपाण शूल चलावहीं ।
कर चरण शिर हति तीव्र धारन भूमि जान न पावहीं ॥

ખડ્ગ યુદ્ધમાં પ્રવિણતા ધરાવનારા યોદ્ધાઓ હઠ ધરીધરીને પ્રબળ શત્રુઓની સામે લડવા લાગ્યા. કેટલાક યોદ્ધાઓ તો કવિઓથી પણ વર્ણવી ન શકાય એવું પરસ્પર મલ્લયુદ્ધ કરવા લાગ્યા. કેટલાક એકએકને ખેંચવા લાગ્યા. અને બાણો, સાંગો, ભાલાઓ, ફરશીયો તથા ત્રિશૂળો પરસ્પર ચલાવવા લાગ્યા. અને જે હાથો, પગો અને માથાઓ શસ્ત્રના પ્રહારોથી પડવા લાગ્યાં, તેને

ગીદ્ધ–આદિ આકાશમાં લઇને ઉડવા લાગ્યાં, પણ તે તેઓને પૃથિવી ઉપર પડ-
વા દેતાં નહતાં. ૧.

भट गिराहिं पुनि उठि लरहिं मरहिं न करहिं माया अतिघनी ।
प्रभु तनय सुंदर वीर बाँके हनहिं रिपु निश्चर अनी ॥
देखहिं परस्पर युद्ध कौतुक सुभट इक एकहि हनै ॥
साजि कोटि रथ सुर आय नभ पथ सुमन झरि जय जय भनै ९

લવણાસુરના યોદ્ધાઓ શસ્ત્ર લાગવાથી પડવા લાગ્યા. વળી ઉઠી ઉઠીને
લડવા લાગ્યા, અને મહામાયા કરવા લાગ્યા. આ તરફ બંકોવીર શત્રુઘ્નનો પુત્ર
સુબાહુ રાક્ષસોની સેનાને મારવા લાગ્યો. એક એકને મારવા લાગેલા યોદ્ધાઓનાં
દ્વંદ્વ યુદ્ધો જોવાને માટે કરોડો વિમાનોથી આકાશ માર્ગમાં આવી ઉભેલા દેવતાઓ
જયજયકાર બોલીને શત્રુઘ્નના પુત્ર સુબાહુના ઉપર પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ૨.

दोहा–विचलत अनी विलोकि निज, लवणासुर बलचंड ॥
संग तनय मयमंत भट, दूसर केतु अखंड ॥ ३७ ॥

મહા બળવાન્ લવણાસુર પોતાની સેનાને સુબાહુના બળથી ચલાયમાન
થતી જોઇ પોતાના મહા બળવાન્ માતંગ અને કેતુ નામના બે પુત્રોને સાથે
લેઇને આગળ વધ્યો. ૩૭.

चौ०–प्रभु सुत ज्येठ सुबाहु विशाला, भिरयो मतंगहि जनु दुइ काला ॥
यूपकेतु अरु केतु प्रचारी, लरहिं सुखेन न मानहिं हारी ॥ १ ॥
लवणासुर रिपुअति बलभारी, कौतुक करहिं प्रचार प्रचारी ॥
अनी समूह जानि निज जोरी, अस्त्र शस्त्र गहि भिरे बहोरी ॥ २ ॥
विषम युद्ध लखि देव सकाने, पूछो सुरगुरु काहि सनमाने ॥
जानि जिय हानि अमरपति करहू, राम प्रताप छिनक उर धरहू ॥ ३ ॥
यूपकेतु करि कोप अपारा, हति रिपु केतु खंड महि डारा ॥
उहां सुबाहु मतंगहि मारी, कर पद काटि अवनि मँह डारी ॥ ४ ॥

શત્રુઘ્નનો મોટો પુત્ર સુબાહુ માતંગની સામે લડવા લાગ્યો. અને નાનો
પુત્ર યૂપકેતુ, કેતુની સામે લડવા લાગ્યો. જેમ કાળોને કાળોની સામે યુદ્ધ થાય તેમ
તેઓને પરસ્પર યુદ્ધ થવા લાગ્યું. એ ચારે યોદ્ધાઓ પોતાના વિજયની આ
કાંક્ષાથી આનંદથી યુદ્ધ કરતા હતા. ૧. મહા બળવાન્ લવણાસુર અને મહા
બળવાન્ શત્રુઘ્ન એ બે પણ પડકારી પડકારીને યુદ્ધ કરવા લાગ્યા. અને બેય
સેનાના યોદ્ધાઓ પણ અસ્ત્ર શસ્ત્રો લઇને પોતપોતાના બરોબરીઆ સાથે ઘોર

સંગ્રામ કરવા લાગ્યા. ૨. મહા ભયંકર યુદ્ધ જોઇને દેવતાઓ ડરવા લાગ્યા, અને ગુરૂ બૃહસ્પતિજીને પુછવા લાગ્યા કે,- આ યુદ્ધમાં કોનો જય થશે ? દેવતાઓના આવા પ્રશ્નથી બૃહસ્પતિજીએ કહ્યું કે,-હે ઇંદ્ર ! તમે તમારા મનમાં જરા પણ શંકા ન કરો. ક્ષણ માત્ર શ્રીરામચન્દ્રજીનો પ્રતાપ આપના હૃદયમાં ધરો. ૩. એ અવસરમાં શત્રુઘ્નના નાના પુત્ર યૂપકેતુએ મહા ક્રોધ કરી, લવણાસુરના નાના પુત્ર કેતુના ટુકડેટુકડા કરી નાંખી તે ટુકડા ધરતી ઉપર નાખ્યાં, તેમજ શત્રુઘ્નના મોટા પુત્ર સુબાહુએ પણ લવણાસુરના મોટા પુત્ર માતંગને મારી તેના હાથ પગ કાપી નાખીને પૃથિવી ઉપર નાખ્યા. ૪.

छंद गीतिका ॥

महि डारि कर पद शीश आतुर त्रोण शर प्रविशत भये ।
रवि वंशके अवतंस दोनों समर महँ शोभित हये ॥
पुनि जानि शूल संभारि प्रभुके समर सन्मुख सो भिरो ।
सुनि मरन जुग सुत विकल निश्चर भूमि विन मारे गिरो ॥

આ પ્રકારે સુબાહુ તથા યૂપકેતુનાં બાણ શત્રુ લવણાસુરના બે પુત્રોના હાથપગ અને મસ્તક કાપી પાછાં તુરત આવી ભાથામાં પ્રવેશ કરી ગયાં. એ સમય સૂર્યકુળના શિરોમણિ એ બે ભાઇઓ રણસંગ્રામમાં શોભવા લાગ્યા. પોતાના બન્ને પુત્રોનું મરણ થયું જોઇ, પ્રહારો વાગ્યા વગર પણ લવણાસુર મૂર્છિત થઇને પૃથિવી ઉપર પડી ગયો. પછી જ્યારે થોડીવારે સંજ્ઞા પ્રાપ્ત થતાં શ્રીસદાશિવજીએ આપેલાં પોતાનાં ત્રિશૂળનું સ્મરણ કરીને પાછો યુદ્ધમાં શત્રુઘ્નની સામે ગયો. ૧.

दोउ प्रबल वीर प्रताप अगणित सैन दुहुँ दिशि मुरि चली ।
शिर बाहु चरण उडात नभ पथ योगिनी आनँद भली ॥
कारि रुधिर मज्जन करहिं सादर गुहहिं नर शिरमालिका ।
आनंदमें मन मुदित गावहिं गीत खेचर कालिका ॥

મહા પ્રબળ પ્રતાપવાળા શત્રુઘ્ન અને લવણાસુર એ બે વીરો યુદ્ધ કરવા લાગતાં તેઓનાં તેજને સહન ન કરી શકવાથી બન્ને સેનાઓ પાછી હઠી ગઇ. યોદ્ધાઓનાં માથાંઓ, હાથો તથા પગો આકાશમાં ઉડવા લાગ્યાં. જોગણીઓ પ્રસન્ન થવા લાગી, અને રૂધિરમાં સ્નાન કરી, મનુષ્યોનાં મસ્તકની માળા ગુંથવા લાગી. તથા મનમાં આનંદથી ભરપૂર થયેલી કાલિકાદેવી રૂધિરથી તૃપ્ત થઇ આકાશમાં ઉભીને ગીતો ગાવા લાગી. ૨.

धुनि बढहिं शंख मृदंगकी सुनि शूर हर्ष बढावहीं ।
गति लेत नृत्यत प्रेत तिय शिर माल हरहि चढावहीं ॥
कहुँ करति पान प्रमान रन महँ भरे शोणित शाकिनी ।
सब मेद माँस अहार करि नभ मुदित डौलहिं डाकिनी ॥ १० ॥

શંખો તથા મૃદંગોના શબ્દો સેનામાં વૃદ્ધિ પામતાં, તેને સાંભળીને શૂરવીર પ્રસન્ન થવા લાગ્યા. પ્રેતોની સ્ત્રીઓ પ્રસન્નતાથી નાચવા લાગી, અને યોદ્ધાઓનાં મસ્તકની માળા શ્રીસદાશિવજીને પેહેરાવવા લાગી. એ યુદ્ધમાં શાકિનીયો લોહીના મોટા મોટા ઘડા ભરીને પીવા લાગી. ડાકિનીઓ મેદ અને માંસનો આહાર કરી, પ્રસન્ન થઇ આકાશમાં વિચરવા લાગી. ૩.

दोहा—मारे रघुवर वीर बहु, परे समर रणधीर ॥
छिन महँ निश्चर बध निरखि, अंतर ह्वै बलवीर ॥ ३८ ॥

શત્રુઘ્ને અનેક રણધીર વીરોને યુદ્ધમાં મારી નાખ્યા. એ જોઇને મહા બળવાન્ રાક્ષસ લવણાસુર ક્ષણમાત્રમાં અંતર્ધ્યાન થઇ ગયો. ૩૮.

चो०—करि छल प्रगटेसि विबुध बरूथा, अस्त्र शस्त्र गह सब सुरयूथा ॥
धाये अज हरि शिव सनकादी, जे मुनि अपर कहे श्रुतिवादी ॥१॥
शक्ती शूल सुचर्म सुहाये, गदा परशु धनु बाण बनाये ॥
धरु धरु मारु मारु सुर करहीं, लरहिं सुभट विस्मित ह्वै रहहीं ॥ २ ॥
निशिचर प्रबल पाइ बल नाथा, कितिकौ बीर मलहिं निज हाथा ॥
सैन विकल लखि नारद आये, समाचार सब कहि समुझाये ॥ ३ ॥
रिपुसूदन प्रभु विशिख सँभारी, डारेउ सुमिरि समर त्रिपुरारी ॥
जिमि तम पचवै तरनि गुसाई, समर अमर नहिं देखिय काई ॥ ४ ॥

અંતર્હિત થયેલા લવણાસુરે માયાથી અનેક દેવતાઓનાં સમૂહો ઉત્પન્ન કરયા. અને તે સર્વ દેવ સમૂહો નાના પ્રકારનાં અસ્ત્ર તથા શસ્ત્ર લઇને દોડયા. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સનકાદિક્ અને બીજા પણ અનેક વેદવાદિ મુનિગણો, ૧. શક્તિ, શૂલ સુન્દરઢાલ, ગદા, ફરસી, ધનુષ્ અને બાણ લઇને લડવા આવ્યા. પકડો, મારો, એ પ્રમાણે દેવતાઓ બોલવા લાગ્યા. આ બનાવ જોઇને શત્રુઘ્નની સેનાના સર્વ યોદ્ધાઓને અચંબો લાગતાં તેઓએ કોઇએ યુદ્ધ કરયું નહિ. ૨. આ પ્રકારે રાક્ષસોનું બળ વધતું જોઇને શત્રુઘ્નની તરફના અનેક યોદ્ધાઓ પોતાના હાથ ભીંસવા લાગ્યા. આ પ્રકારે શત્રુઘ્નની સેનાને વ્યાકુળ જોઇને દેવર્ષિ નારદજી ત્યાં આવ્યા. અને તેમણે સર્વ વાર્ત્તા કહી સમજાવી કે આતો રાક્ષસની

માયા છે. ૩. આ પ્રમાણે નારદજીનાં વચન શ્રવણ કરીને શત્રુઘ્ને, શ્રીરામચંન્દ્રજીનું આપેલું બાણ લઇ, શ્રીસદાશિવજીનું સ્મરણ કરી તે બાણ ફેંક્યું. કાકભુશુંડજી કહેછે કે, હે ગરૂડજી! જે પ્રકારે સૂર્યનારાયણ અંધકારનો નાશ કરેછે, તે પ્રમાણે તે બાણ ચાલતાંની સાથે લવણાસુરની માયાનો એક પણ દેખતા રહ્યો નહિ. ૪.

दोहा—मंत्र प्रेरि चल कोटि शर, रहे नभ जहँ तहँ छाय ॥
मनहु बलाहक प्रबल बहु, मारुत देखि विलाय ॥ ३९ ॥

જ્યારે મંત્ર ભણીને શત્રુઘ્ને બાણ ચલાવ્યું, એટલે તુરત તેમાંથી કરોડો બાણ જ્યાં ત્યાં નિકળી પડયાં, અને તેથી સઘળું આકાશ વ્યાપ્ત થઇ ગયું અને જેમ પ્રચંડ વાયુ વાદળાંને વિખેરી નાખે છે, તેમ એ બાણોએ લવણાસુરની માયાને નષ્ટ કરી નાખી. ૩૯.

चो०—सुर समाज कतहूँ नहि देखा, चल्यो सुबाहु काल जनु वेखा ॥
खल सँभारुं गहु शूल विचारी, अस कहि गदा क्रोध उर मारी ॥ १ ॥
सहि न सक्यो सो तेज अपारा, मूर्छित अवनि परयो विकराला ॥
निज पति विकल देखि भट भारी, धाये भट अतिशय उरगारी ॥ २ ॥
कैटभ नाम वीर बलवाना, मूर्छित लवणासुर मन जाना ॥
तीन सहस्र वीर रण गाढे, आइ सुबाहु सामुहे ठाढे ॥ ३ ॥
कटुक वचन कहि छांडसिबाना, काटे प्रभु सुत तीव्र कृपाना ॥
तब खिसियान शूल लै धावा, यूपकेतुके सन्मुख आवा ॥ ४ ॥

યુદ્ધ ભૂમિમાં જ્યારે દેવતાઓનો સમાજ જોવામાં ન આવ્યો, ત્યારે સુબાહુ કાળના સમાન ક્રોધ કરીને ચાલ્યો. અને જઇને તેણે લવણાસુરને કહ્યું કે,—અરે દુષ્ટ! તારાં ત્રિશૂળનું સ્મરણ કરી તેને ધારણ કર્ય. આ પ્રમાણે કહીને મહા ક્રોધથી લવણાસુરની છાતીમાં ગદા મારી. ૧. તે ગદાના પ્રહારને લવણાસુર સહન નં કરી શકતાં મૂર્ચ્છા પામીને પૃથિવી ઉપર પડી ગયો. કાકભુશુંડજી કહેછે કે, હે ગરૂડજી! લવણાસુરને ગદાના પ્રહારથી વ્યાકુળ થઇ પૃથિવી ઉપર પડેલો જોઇને તે સમય ઘણા રાક્ષસો યુદ્ધ કરવાને શત્રુ સામે ચાલ્યા. ૨. કૈટભ નામનો એક મહા બળવાન્ દૈત્ય લવણાસુરને મુર્ચ્છા પામેલો જોઇને, ત્રણ હજાર પરાક્રમી રાક્ષસોને લઇને સુબાહુના સન્મુખ યુદ્ધકરવાને માટે આવ્યો. ૩. અને કઠોર વચન પ્રહાર કરીને બાણ છોડવા લાગ્યો. તે સર્વ બાણ મહા પરાક્રમી કુમાર સુબાહુએ તીક્ષ્ણ તલવારથી કાપી નાંખ્યાં, એટલે ક્રોધ કરીને તે કૈટભ રાક્ષસ શૂળ લઇને સુબાહુને ભૂલાવો ખવરાવવા માટે, સુબાહુને પડતો મુકીને યૂપકેતુના સન્મુખ દોડયો. ૪.

सो०—मारिसि हृदय सँभार, गिरे जपत करुणाअयन ॥
मूर्छित वेर पुकार, रामचंद्र दिनमणि तिलक ॥ ३ ॥

આ પ્રમાણે કૈટભ દૈત્યે પ્રપંચ કરી, સુબાહુને ભૂલાવામાં નાખી તે ત્રિશૂળ સુબાહુની છાતીમાં મારયું, તે ત્રિશૂળ લાગતાંની સાથે સુબાહુ સૂર્યવંશના તિલકરૂપ શ્રીરામચન્દ્રજીનું સ્મરણ કરતો કરતો અને ઉંચા સ્વરથી શ્રીરામના- મનુંજ ઉચ્ચારણ કરતો કરતો મૂર્છિત થઇને પૃથિવી ઉપર પડી ગયો. ૩.

चौ०—मूर्छित बंधु सुबाहु विलोकि, भइ रिस अमित रहत नहिं रोकी ॥
कठिन बाण कारि क्रोध अपारा, छांडेउ तीनि कोटि एक वारा ॥ १ ॥
ताहि विकल कारि अनुज समीपा, आतुर आये निज कुलदीपा ॥
लागे बाण तासु तनमाहीं, पर्‍यो अवनि मानौं पशु आही ॥ २ ॥
ऐंचि साँगि तन बाहिर कीन्ही, राम नाम वर औषध दीन्ही ॥
उठि शुचि अंगु अनुजके संगा, लीन्ह विहँसि धनु बान निषंगा । ३ ।
आइ समर महँ सुभट प्रचारे, बाणन विपुल देव अरि मारे ॥
मूर्छागत कैटभ बलवाना, ताहि चढाइ उपाइ विधाना ॥ ४ ॥

પોતાના ભાઇ સુબાહુને મૂર્છા પામેલો જોઇને, અત્યંત અને રોકાયા પણ રોકાય નહિ એવા ક્રોધથી યૂપકેતુએ એકી વખતે ત્રણ કરોડ બાણો ફેંકીને કૈટભ દૈત્યને વ્યાકુળ કરી નાખ્યો ૧. કૈટભને વ્યાકુળ કરીને કુળદીપક યૂપકેતુ તુરતજ પોતાના ભાઇ સુબાહુની સંભાળ લેવાને માટે આવ્યો. સુબાહુના શરીરમાં બાણનો એવો તો પ્રહાર થયો હતો કે, તેથી તેને જરા પણ શુદ્ધિ ન હતી. અને તે પશુની પેઠે પૃથિવી ઉપર પડયો હતો. ૨. તે વખતે યૂપકેતુએ, સુબાહુના હૃદયમાંથી સાંગને ખેંચી કાઢી, અને રામનામની સુંદર ઔષધી કાનમાં આપી પોતાના ભાઈ યૂપકેતુના મુખથી શ્રીરામનામના મંત્રને સાંભળતાંજ સુબાહુનું સુંદર શરીર થઇ ગયું, અને યૂપકેતુને મળીને સુબાહુ ધનુષ બાણ તથા ભાથાં લઇને હસીને યુદ્ધ ભૂમિમાં આવ્યો. ૩. સુબાહુએ સંગ્રામમાં આવીને અનેક દૈત્ય યોદ્ધાઓને પડકારી પડકારીને બાણોથી મારીનાખ્યા. મહા બળવાનને મૂર્છા પામેલો જોઇને લવણાસુરે ત્યાં આવી, કૈટભને યત્ન પૂર્વક રથમાં લઇ લીધો. ૪.

दोहा—करि उपाइ रथ राखि तेहि, भवन पठै रणधीर ॥
आपु समर गाजत भयो, संग महा बलवीर ॥ ४० ॥

મહાબળવાન્ લવણસુરે કૈટભને રથમાંનાખી ઘેર મોકલી દીધો, અને પછી પોતે મહાગર્જના કરી, મોટા વીરોને સાથેલઇને પુનઃ રણભૂમિમાં આવ્યો. ૪.

चौ०—जाग्यो निश्चर देख लडाई, पठइ सुलाई सँग निज भाई ॥
सुर वैरी तेहि काल सकाई, हार समर महँ सुन खगराई ॥ १ ॥
जान्यो कैटभ जाम्यक आवा, समर धीर नाहिं चलै चलावा ॥
नायो माथ आनिकर जोरि, तात समर रुचि पूजी मोरी ॥ २ ॥
रावण रिपु लघु भ्राता जानू, तनय तासु बल शील निधानू ॥
कोटिन समर शूर हम मारे, बालक नृपति निरखि हिय हारे ॥ ३ ॥
रिपुबल सुनि कर हृदय कलापू, पठयसि मोहिं जानि जिय आपु ॥
रवितनया गहि सैना डारौं, तनय समेत अनुज रिपु मारौं ॥ ४ ॥

એ અવસરમાં કૈટભ મૂર્છાથી જાગૃત થયો, અને યુદ્ધ જોઇને પોતાના ભાઇને સાથે લઇને આવ્યો. કાકભુશુંડજી કહેછે કે, હે ગરૂડજી ! એ દૈત્યોને જોઇને કાળ પણ ડરતો હતો, તે દૈત્યો સામે યુદ્ધમાં કાળનું પરાક્રમ પણ ક્ષીણ થઇ ગયું હતું. ૧. કૈટભ રાક્ષસ મૂર્છાથી ઉઠીને કાળના સમાન પોતાના ભાઇ જામ્યક નામના રાક્ષસને સાથે લઇને આવ્યો. જામ્યક યુદ્ધમાં એવો તો ધીર હતો કે, ચલાયમાન્ કરી શકાય તેવો નહુતો. તેણે આવીને યુદ્ધભૂમિમાં લવણાસુરને પ્રણામ કરી હાથ જોડીને કહ્યું કે, આજ મારી યુદ્ધમાં પુરેપુરી રૂચિ છે. ૨. આ પ્રમાણે કહીને તેણે શત્રુઘ્નના બળવાન્ પુત્રો સામે આવીને કહ્યું કે,—અમે રાવણને મારનારા રામના નાનાભાઈ શત્રુઘ્નને જાણીએ છીએ. તેના પુત્રો બળ તથા શીળના નિધાન હોય એમાં નવાઈ નથી અમે યુદ્ધમાં અનેક શૂરવીરોને માર્યા છે; પરંતુ તમે બાળક છો એમ જાણીને અમે તમને છોડી દીધા હતા. ૩. હવે અમારા સ્વામી લવણાસુરે તમને પોતાના શત્રુ જાણી, હૃદયમાં ક્રોધ ધરી, તમારો વધ કરવાને માટે અમને મોકલ્યા છે. એ તમે નિશ્ચય સમજો. અમે તમારી આ સકળ સેનાને યમુનામાં નાખી દઈ તમોને તથા તમારા પિતા શત્રુઘ્નને મારી નાખીશું. ૪.

॥ छंदगीतिका ॥

रिपु अनुज मारहुँसैन यमुनहि, डारि नृप रण रज करौं ॥
तजि सोच सैन सँभारि चलुभट वेगि जेहि प्रभु पा परौं ॥
दोउ मत्त गर्व विशाल, निश्चर आइ रण गर्जत भयो ॥
इत यूपकेतु सुबाहु धनु शर हाथले आतुर गयो ॥

શત્રુઘ્નને મારી, સેનાને યમુનાજીમાં નાખી શત્રુઓની યુદ્ધમાં રજ કરી નાખીશ, માટે હવે તું વિચાર કરીને તારી સેનાને સંભાળી લે, પછી અમે તુરત તમારો સંહાર કરીને તુરત અમારા સ્વામીને પ્રણામ કરીશું. આ પ્રમાણે બે બે

મહા ગર્વવાળા રાક્ષસો કહિને રણભૂમિમાં ગર્જના કરવા લાગ્યા, એટલે એકની સામે યૂપકેતુ અને બીજાની સામે સુબાહુ હાથમાં ધનુષ્ બાણ લઇને તુરત આવ્યા. ૧.

भट भिरै निज निज जयति कहि निज.जानि जोरी समरकी ॥
शिर कटत खंडन चरण योगिनि खात बालक बालकी ॥
उडहि गीध जंबुक काक शोणित पियहि अतिसुख पावहीं ॥
वहु दान देहिं अनेक विधि मन विहँसि मंगल गावहीं ॥ ११ ॥

યુદ્ધભૂમિમાં સર્વ કોઈ પોતપોતાની જોડી સાથે જયજયકાર કરીને યુદ્ધ કરવા લાગ્યા. મસ્તકો, પગો કપાઈ કપાઈને પડવા લાગ્યાં; એટલે જોગણીઓ તથા તેના બાળક, બાળકીઓ તે ખાવા લાગ્યાં. ગીધો તથા કાગડાઓ ઉડીઉડીને માંસોના ઉપર ઝડપો દેવા લાગ્યાં. શીયાળીયાંઓ રૂધિર પાન કરીકરીને અધિક સુખ પામવા લાગ્યાં, અને પ્રેતોની સ્ત્રીઓ પોતાના ભક્ષ્યોમાંથી અનેક દાનો દઇ નાનાપ્રકારથી હસીને મંગળ ગીતો ગાવા લાગી. ૨.

दोहा–भिरे समर सारोष अति, फिरे सकाने कूर ॥
लागे लोहे हठि रहे, समर वीर बलपूर ॥ ४१ ॥

યુદ્ધભૂમિમાં બન્ને પક્ષના વીરો મહા ક્રોધથી લડવા લાગ્યા. કાયર ભાગવા લાગ્યા. અને વીર લોકો તો પોતાને અનેક શસ્ત્રો લાગ્યા છતાં પણ હઠથી બળપૂર્વક યુદ્ધ કરવા લાગ્યા. ૪૧.

चौ०–कहहिं सुशूर होत किन ठाढे, फिरे लजाइ क्रोध अति वाढे ॥
भिरे प्रचार सुभट समुदाई, भयो युद्ध अति वरणि न जाई ॥ १ ॥
वरषहिं समर शूर शर कैसे, प्रगटत जलद पावसही जैसे ॥
हय पग उठी धूर नभ छाई, भयो प्रदोष मनहु निशि आई ॥ २ ॥
समर खेत रिपु प्रबल चलाये, प्रभु समीप सुत सादर आये ॥
देख तनय बल विपुल विशाला, रिपुहन हर्ष मनहु सुरपाला ॥ ३ ॥
यातुधान बल बुद्धि गवाई, निशिपुर गयो पराजय पाई ॥
निशि निशिचर सब समय विचारी, होत प्रात सब लाग गुहारी ॥४॥

ભાગવા લાગેલા કાયરોને જોઇને શૂર લોકો કહેવા લાગ્યા કે,–તમે કેમ ઉભા રહેતા નથી? આવાં શૂરવીરોના વચનથી લજાઇને કાયરો પણ પાછા ફરવા-લાગ્યા. સર્વ યોદ્ધાઓ પડકારી પડકારીને યુદ્ધ કરવા લાગતાં એવું તો યુદ્ધ થયું કે, જેનું વર્ણન પણ થઇ શકે નહિ. ૧. જેમ ચોમાસામાં વાદળાં જળની અવિચ્છિન્ન

વૃષ્ટિ કરેછે, તેમ યોદ્ધાઓ રણમાં બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. ઘોડાઓ વિગેરે વાહનોના પગથી ધૂળ ઉડવા લાગતાં તે ધૂળથી આકાશ આચ્છાદિત થઇ જતાં અંધારૂં થઇ ગયું, અને જાણે રાત્રિ પડવા આવી હોય તેમ દેખાવા લાગ્યું. ૩. એટલે દૈત્યો મનમાં હારીને સંધ્યા થયેલી જાણીને યુદ્ધભૂમીમાંથી પાછા હઠયા, એટલે સુબાહુ અને યૂપકેતુ બંને કુમારો પોતાના પિતાજી શત્રુઘ્નની પાસેં આવ્યા. પોતાના પુત્રોનું અપાર બળ જોઇને શત્રુઘ્ન હર્ષ પામ્યા, અને પોતાને ઇન્દ્રસમાન ગણવા લાગ્યા. ૩. લવણાસુર પોતાના બળને તથા બુદ્ધિને ગુમાંવી પરાજય પામી રાતે પોતાના નગરમાં ગયો, અને રાત્રે સર્વ રાક્ષસોએ વિચાર કરયો કે, કાલે પ્રાતઃકાળ થતાં પુનઃ યુદ્ધનો આરંભ કરી લાગ જોઈ શત્રુઓને મારીશું. ૪.

दोहा–साजि बाजि गज वाहिनी, गहिगहि हने निशान ॥
आयो समर सकोप अति, लवणासुर बलवान ॥ ४२ ॥

પ્રાતઃકાળ થતાં તો બળવાન્ લવણાસુર હાથીઓની તથા ઘોડાઓની સેનાને તૈયાર કરી નિશાનો ઉપર ડંકા દેવરાવી, કોપ કરીને રણભૂમીમાં આવ્યો. ૪૨

चौ०–सुमिरि शिवहि गहि शूल विशाला, रिपु दल परो मनहुं यम काला ॥
छिनक माहिं मारेसि बहु योधा, चल्यो सकोप अनुज करि क्रोधा ।१।
आवत शूल हनेसि प्रभु छाती, घुर्मित धरणिपरो रिपुघाती ॥
मूर्छित देखि गदा लै धावा, निरखि सुबाहु क्रोध उर छावा ॥ २ ॥
प्रबल गदा रथ सारथि भंज्यो, बिहँसि महाबल करि दल गंज्यो ॥
रथ विहीन व्याकुल महि माही, मूर्छित अत्रनिपरो सुधिनाही ॥ ३ ॥
पुनि उठि गर्जि सकोप सुरारी, अस्त्र सँभारि क्रोध अति भारी ॥
विस्मित विकल देव जब जान्यो, राम बाण अति सादर तान्यो । ४ ।

લવણાસુર શ્રીસદાશિવજીનું સ્મરણ કરી, હાથમાં શ્રી શિવજીનું આપેલું મોટું ત્રિશૂળ લઇને યમ તથા કાળના સમાન શત્રુના સૈન્યનો સંહાર કરવા લાગ્યો, અને ક્ષણમાત્રમાં ઘણા યોદ્ધાઓને તેણે મારી નાંખ્યા, એટલે શત્રુઘ્ન ક્રોધકરીને તેની સામે ચાલ્યા. ૧ શત્રુઘ્નને સામે આવતા જોઇ, લવણાસુરે ત્રિશૂળ તેમની છાતીમાં મારયું. ત્રિશૂળ વાગતાંની સાથેજ શત્રુઘ્ન ચકરી ખાઇ પૃથિવી ઉપર પડી ગયા. શત્રુઘ્નને મૂર્ચ્છિત જોઇને, લવણાસુર ક્રોધ કરી હાથમાં ખડ્ગ લઇને દોડયો, તેને આવતો જોઇને સુબાહુના હૃદયમાં મહાક્રોધ ઉત્પન્ન થયો. ૨. સુબાહુએ પ્રબળ ગદા લઇને લવણાસુરના રથના, તથા સારથીના ચુરા કરી નાખ્યા, અને હસતાં હસતાં લવણાસુરની પુષ્કળ સેનાને મારી નાખી.

લવણાસુરને ગભરાવી નાખ્યો. રથ વગરનો અને વ્યાકુળ થયેલો લવણાસુર મૂર્છા પામી પૃથિવી ઉપર પડી ગયો તેને કાંઇ પણ શુધ રહી નહિ. ૩ પણ પાછો તુરતજ મૂર્છાથી જાગૃત થઇ મહાક્રોધ કરી અસ્ત્ર સંભારીને ચાલ્યો, અને અહિં શત્રુઘ્ને મૂર્છામાંથી ઉઠીને દેવતાઓને વ્યાકુળ જોઇ આદરપૂર્વક શ્રીરામચન્દ્રજીનું આપેલું બાણ ચડાવ્યું. ૪.

दोहा–सुमिरि अवधपति चरण युग, छांडेउ तीव्र नराच ॥
परयो अवनि तल भिन्न है, व्याकुल निपट पिशाच ॥ ४३ ॥

અને શ્રીરામચન્દ્રજીનાં બે ચરણ કમળનું સ્મરણ કરી તે તીવ્રબાણ છોડયું, જે લાગવાથી લવણાસુર મહા વ્યાકુળ થઇ ગયો, અને હૃદય ફાટી જવાથી પૃથિવી ઉપર પડી ગયો. ૪૩.

चौ०–तासु मरन सुनि सब सुर यूथा, चढि विमान नभ देव वरूथा ॥
बाजहिं दुंदुभि वरषहिं फूला, आज नाथ बीते सव शूला ॥ १ ॥
देहिं अशीश देव धुनि करहीं, जयति मंत्र वर आशिष पढहीं ॥
यातुधान पति दीन विलोकी, कैटभ जातक नहिं रिस रोकी ॥ २ ॥
करि किलकार गर्जि अति घोरा, शिला येक मेली वहु जोरा ॥
शर हति शैल सुबाहु प्रचारी, काटी दुष्ट भुजा महि डारी ॥ ३ ॥
बदन पसारि ताहि तकि धावा, बाण वेध महि माथ गिरावा ॥
परत धरणि करि घोर चिकारा, कठिन कृपाण खंड करडारा ॥ ४ ॥

લવણાસુરનું મરણ થયેલું જોઇ સર્વ દેવતાઓનાં યૂથો વિમાનોમાં ચડીને આકાશમાં દુંદુભીઓ વગડાવવા લાગ્યાં, અને પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યાં. અને હે નાથ ! આજ અમારૂં સર્વ દુઃખ મટી ગયું. ૧ આશીર્વાદ દેતા દેવતા જયધ્વની કરી, મંત્ર ભણી ભણીને પુનઃ આશીર્વાદ દેવા લાગ્યા. લવણાસુરની મરણ દશા જોઇને કૈટભનો તથા જામ્યકનો ક્રોધ રોકયો પણ રોકાતો નહુતો. ૨ એવા બે દૈત્ય કૈટભ તથા જામ્યક કીકીયારી કરી ઘોર ગર્જના કરવા લાગ્યા. જામ્યકે મહાવેગથી એક પર્વત ફેકતાં, સુબાહુએ બાણ મારી તે પર્વતના ટુકડેટુકડા કરી નાખ્યા અને પછી પડકારીને તે દુષ્ટ જામ્યકની ભુજા કાપી નાખી. ૩ એટલે તે દૈત્ય મોઢું ફાડીને સુબાહુને ખાઇ જવામાટે દોડયો, એટલે તો સુબાહુએ તેના માથામાં બાણમારી તેને પાડી નાખ્યો; એટલે તે ઘોર દૈત્ય ગર્જના કરી પૃથિવી ઉપર પડી જતાં સુબાહુએ કઠિણ ખડ્ગથી તેનું માથું કાપી નાખ્યું. ૪

दोहा–यूपकेतु तब क्रोध करि, कैटभ हन्यो प्रचारि ॥
वरषि देव झरि सुमन अज, अति प्रसन्न त्रिपुरारि ॥ ४४ ॥

આ સમય યૂપકેતુએ પણ મહા ક્રોધ કરી કેટભને મારી નાખ્યો. તે સમય દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ કરી જયજયકાર કરયો, અને બ્રહ્મા તથા શ્રી સદાશિવજી બહુ પ્રસન્ન થયા. ૪૪

चौ०–बाजहिं निकर निशानं सुहाये, जय जय जय कहि सुर सब गाये ॥
पढहिं वेद मुनि आशिष देहीं, बंदीजन निवछावर लेहीं ॥ १ ॥
देहिं दान जो जिहि मन भायो, सुनासीर आतुर चलि आयो ॥
जोरि युगल कर अति अनुरागे, बोले वचन प्रेम रस पागे ॥ २ ॥
स्तुती योग्य जीभ नहिं नाथा, अ दिति तनय सब कीन्ह सनाथा ॥
सुर सुरपाति लखि प्रभु लघु भाई, कीन्ह प्रणाम माथ महि लाई ॥३॥
तव प्रताप हति खल समुदाई, राम कृपा हम जय जग पाई ॥
स्तुती विनय शक्र बहु कीन्ही, बार बार अति आशिष दीन्ही ॥ ४॥

અનેક પ્રકારનાં નગારાં વાગવા લાગ્યાં. દેવતા જયજયકાર કરી ગુણગાવા લાગ્યા. મુનિજનો વેદ ભણીને આશીષ દેવા લાગ્યા. બંદીજનો નોછાવરો મેળવવા લાગ્યા. ૧ જે જેને મન રૂચ્યું તે દાન તેઓને શત્રુઘ્ને આપ્યું. તે સમય ઇન્દ્ર પણ ત્યાં આવી બે હાથ જોડી મસ્તકનમાવી પ્રેમરસથી ભીંજાયલી વાણી કહેવા લાગ્યા. ૨ કે હે નાથ! આપની સ્તુતિ કરવા યોગ્ય મારી જીહ્વા નથી. આપે અમને સર્વ અદિતિના પુત્રોને સનાથ કરયા. શત્રુઘ્ને દેવતા અને ઇંદ્રને જોઇને પૃથિવીમાં મસ્તક નમાવી સર્વને પ્રણામ કરયા. ૩ અને કહેવા લાગ્યા કે, આપનાજ પ્રતાપથી મેં દુષ્ટોને મારીને શ્રીરામચન્દ્રજીની કૃપાથી જય મેળવેલ છે. આવાં શત્રુઘ્નનાં વચન શ્રવણ કરીને ઇન્દ્રે પણ બહુજ વિનતિ અને સ્તુતિ કરી વારંવાર આશીર્વાદો આપ્યા. ૪

दोहा–देवन सहित सुदेव गुरु, आये जहँ सुखधाम ॥
समाचार सादर कहे, सकल सबनके नाम ॥ ४५ ॥

પછી ઇન્દ્રે દેવતા અને બૃહસ્પતિજીને સાથે લઇ અશ્વમેધ યજ્ઞના સ્થાનમાં મહારાજ શ્રીરામચન્દ્રજીની પાસે આવીને સર્વ સમાચાર કહી, સર્વની પ્રશંસા કરી તેઓના કર્ત્તવ્યસહ નામ ઉચ્ચારણ કરયાં. ૪૫.

चौ०–तहँ युग नगर रचे अतिरूरे, राखे तनय युगल बल पूरे ॥
मथुरा नाम जगत यश जाना, देश विदेश जु वेद बखाना ॥ १ ॥
ज्येष्ठ तनय बल बुद्धि बिशाला, नाम सुबाहु विदित महिपाला ॥
राख्यो यमुना तट बल भूरी, विदित नगर पश्चिम बहु दूरी ॥ २ ॥

यूपकेतु पुनि सो थलपावा, राजनीति दोउ सुत समुझावा ॥
सौंपि नगर बहु आशिष दीन्ही, नृप मणि गवन विजय कहँ कीन्ही ।३।
चिरंजीव कहि हने निशाना, दक्षिण अश्व चला जब जाना ॥
सचिव तनय राखे सुत संगा, उतरो सबदल यमुन तरंगा ॥ ४ ॥

શત્રુઘ્ને ત્યાં બે સુંદર શેહેરો વસાવીને ત્યાંનું રાજ્ય પોતાના બે કુમારોને સોંપ્યું. એક નગરનું નામ 'મથુરા' રાખ્યું કે જેને જગત્ જાણેછે. અને બીજા શેહેરનું નામ 'વૈદિશ' રાખ્યું કે જેના મહિમાનું વેદે વર્ણન કરેલ છે: ૧ સુબાહુ નામવાળો મોટો કુમાર કે જેમાં નીતિ અને બળ અધિક છે તેને 'મથુરા' નગરીનું રાજ્ય આપ્યું. અને મહા બળવાન્ યૂપકેતુને 'વૈદિશ' નગરનું રાજ્ય આપ્યું એ નગર યમુનાના પશ્ચિમકિનારા ઉપર છે. ૨ યૂપકેતુએ સુંદર શેહેરને પામીને પ્રસન્ન થયો એટલે શત્રુઘ્ને બે કુમારને રાજનીતિ સમજાવી. અને પછી નગર સોંપી અનેક આશીર્વાદ દઇ રાજાઓના મુકુટમણિ શત્રુઘ્ન ત્યાંથી વિજય કરવાને આગળ ચાલ્યા. ૩. બ્રાહ્મણાદિકના મુખોથી 'ચિરંજીવ' શબ્દોનું શ્રવણ કરતા શત્રુઘ્ન સેના સાથે લઇ નિશાનો ઉપર ડંકા દેવરાવી ચાલતાં ખબર મળ્યા કે, શ્રીરામચન્દ્રજીના અશ્વમેધ યજ્ઞનો ઘોડો દક્ષિણ દિશામાં ચાલ્યો છે. શત્રુઘ્ને પોતાના કુંવરોપાસે મંત્રીના પુત્રોને રાખી સકળ સેના સહ પોતે યમુનાજી ઉતરયા.

दोहा—रवितनयापद वंदिकारि, चली सैन हय संग ॥
हरषहिं सुर वरषहिं सुमन, निरखि सैन चतुरंग ॥ ४६ ॥

યમુનાને પ્રણામ કરી ઘોડાની સાથે સેના ચાલવા લાગી. દેવતાઓ પ્રસન્ન થઇને પુષ્પ વૃષ્ટિ કરવા લાગ્યા, અને ચતુરંગીણી સેનાને જોઇને પ્રસન્ન થવા લાગ્યા. ૪૬.

चौ०—वाल्मीकि थल वाजि समेता, कानन सघन मुनीश निकेता ॥
सिय सुत युगल वीरवर वंडा, भुज बल विपुल दिनेश प्रचंडा ॥ १ ॥
वीर बली हय देखेउ आई, बाँध्यो बाँच सुपत्र बनाई ॥
कसि काटि तूण हाथ धनुतीरा, समर हेत बैठे बल वीरा ॥ २ ॥
शूर सहस्र सहायक साथा, आय गये जहँ रघुकुलनाथा ॥
तरु तर बाँध्यो वाजि विलोकी, बालक जानि सकल रिस रोकी ॥३॥
दै तुरंग गृह जाहु सुहाये, धन्य मातु पितु जिन्ह तुम जाये ॥
मांगहु भीख समर चढि भाई, क्षत्रिय कुलहि कलंक लगाई ॥ ४ ॥

અશ્વમેધનો ઘોડો ચાલતો ચાલતો મહર્ષિ, આદિ કવિ વાલ્મીકિજીના આશ્રમવાળાં સઘન વનમાં ગયો. ત્યાં સીતાના મહા બળવાન્ બે પુત્ર હતા. જેની ભુજાઓનું બળ સૂર્યના સમાન પ્રચંડ હતું. ૧. તે બળવાન્ બે વીરોએ તે ઘોડાને આવતો જોઇ, અને તેના લલાટમાં બાંધેલું પત્રુ વાંચી તે ઘોડાને બાંધી લીધો. અને કમરોમાં ભાથાં કસી હાથમાં ધનુષ્ બાણ લઇ યુદ્ધ કરવા માટે બેય ઉભા રહ્યા. ૨ એટલામાં તો તે ઘોડાનું રક્ષણ કરનારા હજારો વીરો સાથે શત્રુઘ્ન ત્યાં આવી પોહોંચ્યા. તેમણે ઘોડાને ઝાડ નીચે બાંધેલો જોઇને તે ઘોડાને બાંધનાર બે બાળકોને બાળક જાણી શત્રુઘ્ને પોતાનો ક્રોધ રોકયો. ૩ અને સેનાવાળાઓ દ્વારા તે બાળકોને કહેવરાવ્યું કે, તમે ઘોડાને છોડી મુકી ઘેર ચાલ્યા જાઓ, જેણે તમને ઉત્પન્ન કરેલ છે, તે તમારાં માતા પિતાને ધન્ય છે. સેનાવાળાઓનાં આવાં વચન સાંભળી તે બે કુમારો બોલ્યા કે,–હે ભાઇ! તમે યુદ્ધમાં ચઢીને આ પ્રકારે ભીક્ષા માગોછો, તેથી ક્ષત્રિય કુળને તો કલંક લાગે છે. ૪

॥ छंद गीतिका ॥

जानि क्षत्रियकुलहिं कलंक लावहु समर शूर सुहावने ॥
बल हीन तुरंग प्रवीन छांडो जाहु ननु गृह आपने ॥
सुनि वचन कठिन कठोर बालक जानि भट धावत भये ॥
शरतान एकहि बाण लव हँसि हने तनु जरजर कये ॥ १३ ॥

હે સુંદર શોહામણા શૂરવીરો! ક્ષત્રિય કુળને કલંક ન લગાડો, જો તમે બળ વગરના છો, તો તમને ઘોડાના રક્ષક જેમણે નિમેલા છે, તે કેવા પ્રવીણ છે! જો બળ ન હોય તો તમારે ઘેર પાછા ચાલ્યા જાઓ. આવાં તે બાળકોનાં કઠણ કઠોર વચન શ્રવણ કરીને તેઓને બાળક જાણીને પણ તેના ઉપર યોદ્ધાઓ ક્રોધ કરીને દોડયા; એટલે લવે એકજ ધનુષ્ તાણીને હસતાં હસતાં તે વીરોનાં શરીરને ખોખરાં કરી નાંખ્યાં. ૧૩

महि गिरेपुनि उठि फिरे योधा जाइ रिपुहनसों कह्यो ॥
मुनि बालहति संग्राम सैनहि, वाजि लै रणमें रह्यो ॥
मन कोप कीर रिपु शत्रुहंता सैनलै धावत भयो ॥
रण माँझ गाजत वीर वाँके, वेपलखि लाजत नयो ॥ १४ ॥

પૃથિવી ઉપર પડયા પછી પરાણે પરાણે ઉઠેલા એ યોદ્ધાઓએ જઇને આ સર્વ વાર્ત્તા શત્રુઘ્નને કહી કે,–હે મહારાજા! મુનિ કુમારોએ ઘોડાને પકડી બાંધીને, આપણી ઘણી સેનાને મારી નાખી. આવાં યોદ્ધાઓનાં વચન શ્રવણ કરી, શત્રુઘ્ને મનમાં ક્રોધ કરી સેના લઈ તે બે કુમારો ઉપર ચડાઇ કરી, પણ તે

બે અંદ્ધ વેષવાળા અને યુદ્ધ માટે ગર્જના કરતા હતા, તેઓના વેષને જોઈને શત્રુઘ્ન લજાયા કે આતો બાળક છે, હું એમની સાથે શી રીતે યુદ્ધ કરૂં. ૧૪

सो–सुनु मुनिबाल मराल, देहु अश्व निज कोप तजि ॥

पूजि तुम्हैं ततकाल, करिय सफल निज जन्म प्रभु ॥ ४ ॥

શત્રુઘ્ને એ બાળકોને કહ્યું કે,–'હે મુનિઓના ઉત્તમ બાળકો! સાંભળો. તમે ક્રોધનો ત્યાગ કરી દઇને અમારો ઘોડો પાછો આપો. તમારૂં પૂજન કરીને અમારે તો અમારો જન્મ સફળ કરવો યોગ્ય છે. ૪

चौ०–कौन नाम नृप केहि पुरवासू, फिरहु विपिन निज सैन प्रकासू ॥
छाँडेहु बाजि हेतुकिहि ताता, लिखो पत्र बाँधो यह गाता ॥ १ ॥
नाहिं तव तन बल पौरुष भाई, छांडेहु पत्र बाजि गृह जाई ॥
सुनि रिपुहन कटु गिरा लजाने, गहहु अस्त्र अस कहि मुसिकाने ॥२॥
हमहिं मचारत नृप बलभारी, डरपहिं सिंह बजाये तारी ॥
अस कहि धनुष बाण कर लीन्हे, मुनिवर चरण विनय चित दीन्हे ।३।
मारयो रथ सारथी तुरंगा, कोटिन बाण हने सब अंगा ॥
करि मूर्छित सब कटक सँहारा, खाहिँ अमिष खग गिद्ध करारा ।४।

આવાં શત્રુઘ્નનાં વચન શ્રવણ કરી, તે બે કુમારો બોલ્યા કે,–'હે રાજા! તમારૂં નામ શું છે? તમે કયા નગરમાં વાસ કરોછો? આપ આપની સેના લઇને વનમાં શા માટે ફરોછો? અને શા કારણથી તમે આ ઘોડાને છોડયો છે? અને પત્ર લખીને આના લલાટમાં શા માટે બાંધેલ છે? હે ભાઇઓ! જો તમારા શરીરમાં બળ કે પુરૂષાર્થ ન હોય તો આ પતરૂં બાંધેલા ઘોડાને મુકીને ઘેર પાછા ચાલ્યા જાઓ. બાળકોની આવી કઠોર વાણી સાંભળીને શત્રુઘ્ન લજાઇ ગયા, અને વીરોને અસ્ત્ર ધારણ કરવાની આજ્ઞા આપી મંદ-મંદ હસવા લાગ્યા. ૨ શત્રુઘ્નનાં વચન શ્રવણ કરીને લવ, કુશ કહેવા લાગ્યા કે,–આ એવા બળવાન્ રાજા છે કે, જે અમને પણ ડરાવે છે, પણ તાલી વગાડવાથી સિંહ કાંઈ ડરતો હશે કે! આ પ્રમાણે કહીને ધનુષ્ બાણ હાથમાં લીધાં, અને મુનિરાજ વાલ્મીકિજીના ચરણોમાં વિનય પૂર્વક મન લગાડયું. ૩ અને શત્રુઘ્નના રથ, સારથી તથા ઘોડાઓ ઉપર બાણોનો પ્રહાર કરી સઘળા યોદ્ધાઓને જખમી કરી, શત્રુઘ્ન સહ સકળ સેનાને મૂર્છિત કરી સંહાર કરવા લાગ્યા. ગરંજ વિગેરે પક્ષીઓ તથા શીયાળીઆંઓ માંસોનું ભક્ષણ કરવા લાગ્યાં. ૪

दोहा–एकहि एकु प्रचारि करि, हने सकल रणशूर ॥
आये सब रघुवीर पहँ, कायर करनी कूर ॥ ४७ ॥

એ બે બાળકોએ એકેક્ યોદ્ધાને પડકારી પડકારીને પાડી નાખ્યા, એટલે કેટલાક તો કાયર થઇ રણભૂમિનો ત્યાગ કરી, યજ્ઞ મંડપમાં જ્યાં શ્રી રામચન્દ્રજી હતા ત્યાં આવ્યા. ૪૭

चो०–पूछेउ सबहि भानुकुल नाथा, रिपुके सकल कही गुणगाथा ॥
मुनि बालक सुनि विकल खरारी, पुनि सहसा करि कह्यो हँकारी ॥१॥
लछमण संग जाहु सब भाई, मुनि बालक बाँधहु बरियाई ॥
मारहु जनि आनेहु पुरमाहीं, ऋषिसुत बधब उचित भल नाहीं ॥ २ ॥
चली शेष सँग सैन अपारा, आये तुरत समर जहँ भारा ॥
समरभूमि देखेउ भट जाई, परे अवनि जनु मूर्छा आई ॥ ॥ ३ ॥
लै घर जीव जाहु मुनि बालक, दिनकरवंश देव द्विज पालक ॥
आंखिन ओट होहु अब ताता, आवत क्रोध चढत मम गाता ॥ ४ ॥

શ્રી રામચન્દ્રજીએ તેઓને સર્વ સમાચાર પુછતાં તેઓએ શત્રુના સર્વે ગુણોની વાર્ત્તા કહી સંભળાવીને કહ્યું કે,–' હે મહારાજ ! યુદ્ધ કરવાવાળા મુનિકુમાર છે. એ સાંભળી રઘુનાથજી વ્યાકુળ થઇ ગયા, પણ પાછળથી ધીરજ ધરી હુંકારીને કહ્યું કે,–૧ હે ભાઇઓ ! તમે સર્વ લક્ષ્મણની સાથે જાઓ. અને બળપૂર્વક મુનિના બાળકોને બાંધી લાવો. તેઓને કોઇ પણ પ્રકારે મારશો નહિ, અયોધ્યામાં લઇ આવજો. ઋષિકુમારોને મારવા એ ઉચિત નથી. ૨ આ પ્રમાણે શ્રી રામચન્દ્રની આજ્ઞા થતાં લક્ષ્મણજીની સાથે અપાર સેના ચાલી. અને ત્વરાથી જ્યાં યુદ્ધ થઇ રહ્યું હતું ત્યાં સેના આવી પોહોંચી. યુદ્ધ ભૂમિમાં જઇને જુએ છે તો, સઘળા યોદ્ધાઓ મૂર્છા ખાઇને પડેલા છે. ૩ લક્ષ્મણજીએ તે કુમારોને કહ્યું કે,–' હે બાળકો ! તમે પ્રાણ લઇને તમારે ઘેર ચાલ્યાં જાઓ. સૂર્યવંશ દેવતાઓનું તથા બ્રાહ્મણોનું પાલન કરે છે તમે મારી નજરથી દૂર ચાલ્યા જાઓ તમને જોઇને મારા શરીરમાં ક્રોધ ચડી આવે છે. ૪

दोहा–सुनि लछमनके वचन बर, विहँसे बालक वीर ॥
अनुज विलोकत लजाइ घर, जाहु महा रणधीर ॥ ४८ ॥

લક્ષ્મણજીનાં આવાં વચન શ્રવણ કરીને તે બેય વીર બાળક હસવા લાગ્યા. અને કહેવા લાગ્યા કે,–હે મહારણધીર ! તમે તમારા નાના ભાઇના તરફ જોઇને ઘેરજ ચાલ્યા જાઓ. ૪૮

चो०—अनुज विलोकि वचन मुनि काना, धनुष चढाइ गहे कर बाना ॥
वेष विलोकि बाल मुनि जानी, निज कुल समुझि करहु मनकानी ॥ १ ।
निज सहाय शठ आनि बुलाई, केवल तोहिं न हते भलाई ॥
मुनि कुश कठिन बाण संधाना, कौंपी पुहुमि शेष अकुलाना ॥ २ ॥
छूटे विशिख रहे नभ छाई, भानु बाण प्रतिबिंब छिपाई ॥
रिपुहि प्रबल लखि चले सकोपी, मुरो न मनहि रहा रथ तोपी ॥ ३॥
काटहिं विशिख विशिख सन भाई, कौतुक करहिं विविध विधि धाई
फटकि गदा लछमन तब मारी, मूर्छित कुशहि विलोकेउ भारी ॥ ४ ॥

એ બે કુમારોનાં આવાં વચન સાંભળી લક્ષ્મણજીએ શત્રુઘ્નના તરફ જોઇ ધનુષ ચડાવી હાથમાં બાણો લીધાં; પરંતુ બાળકોનો વેષ જોઇ, તેઓને મુનિપુત્ર જાણી, પોતાના કુળનિ મર્યાદાનો વિચાર આવવાથી પુનઃ લક્ષ્મણજીના મનમાં સંકોચ ઉત્પન્ન થયો. ૧ અને કહ્યું કે–' અજ્ઞાની બાળકો ! તમે તમારા સહાયકોને બોલાવી લાવો. કારણ કે કેવળ તમનેજ મારવા એ ઠીક નહિ ! આવાં લક્ષ્મણજીનાં વચન સાંભળતાંની સાથે કુશે પોતાના ધનુષમાં એક તીક્ષણ બાણ ચડાવ્યું, જેથી પૃથિવી કંપવા લાગી. શેષજી પણ વ્યાકુળ થઇ ગયા. ૨ એ બાણ છૂટતાં તેમાંથી કરોડો બાણો પ્રકટ થતાં, બાણોથી આકાશ છવાઇ ગયું, અને સૂર્યનું બિમ્બ પણ ઢંકાઇ ગયું. આ પ્રમાણે શત્રુને પ્રબળ નિરખી લક્ષ્મણજી કોપ કરીને ચાલ્યા. અને મનમાં વ્યાકુળ ન થતાં સંગ્રામમાં શત્રુના સન્મુખ રથને સ્થિર કર્યો. ૩ એક બીજાના બાણોને પરસ્પર, કુશ અને લક્ષ્મણજી કાપવા લાગ્યા. અને યુદ્ધ ભૂમિમાં દોડી દોડીને અનેક કૌતુકો કરવા લાગ્યા. એટલે લક્ષ્મણજીએ ઝડપ કરીને એક ભારે ગદા કુશ ઉપર ફેંકતાં, તે ગદાના પ્રહારથી કુશને મૂર્ચ્છા પ્રાપ્ત થઇ. ૪

दोहा—मूर्च्छित कुशहि निहारिकै, धाये सब करि शोर ॥
आवतही शर उर हन्यो, धल्यो न महि बलजोर ॥ ४९ ॥

કુશને મૂર્ચ્છિત જોઇને લવ મહા ગર્જના કરી લક્ષ્મણજી સામે દોડયો. અને આવતાંની સાથેજ એક બાણ લક્ષ્મણજીની છાતીમાં માર્યું, પણ લક્ષ્મણજી પોતાના બળને લીધે એ બાણના પ્રહારથી પૃથિવી ઉપર પડયા નહિ. ૪૯

चो०—मल्लयुद्ध दोउ भिरे सुखारी, लरहिं सुखेन न मानहिं हारी ॥
लरहिं उपाय विपुल बल करहीं, मारहिं भिरहिं विपुल सोइ लरहीं ॥ १॥
मुष्टिक एक वज्रसमभारी, विकल लषण मन मानेउ भारी ॥
सुमिर कौशलाधीश खरारी, मारयो बाण विकल लव हारी ॥ २ ॥

सुमिरि सिया मुनिचरण सुहाये, गत मूर्च्छा कुश आतुर आये ॥
धनुष बाण लै आगे धाये, देखि क्रोध लछमन उर छाये ॥ ॥ ३ ॥
अतिशय कठिन बाण सन्धाने, करि रिस लषण श्रवण लगि ताने ॥
शक्रजीत अरि जे शर मारे, ते सब बाल काटि महि डारे ॥

ત્યારપછી લક્ષ્મણજી અને લવ બન્ને હર્ષથી મલ્લયુદ્ધ કરવા લાગ્યા. બન્ને મલ્લયુદ્ધમાં પ્રવીણ હોવાને લીધે કોઈ કોઈથી હાર્યા નહિ. બન્ને યોદ્ધાઓ ભારે બળનો ઉપયોગ કરવા લાગ્યા. પરસ્પર મારવા લાગ્યા, અને ઘણાજ બળથી ભીંસવા લાગ્યા. આ પ્રમાણે ઘણા બળથી બન્ને યુદ્ધ કરવા લાગ્યા. ૧ પછી લવે લક્ષ્મણજીને એક વજ્રના સમાન મુડી મારી, જેથી લક્ષ્મણજી વ્યાકુળ થઈ ગયા, અને એ લવના પ્રહારને અધિક માનવા લાગ્યા. મલ્લયુદ્ધથી ન પોહોચી શકતાં લક્ષ્મણજીએ હૃદયમાં શ્રી રામચન્દ્રજીનું સ્મરણ કરી, એકજ બાણથી લવને વ્યાકુળ કરી મૂર્ચ્છિત કર્યો. ૨ આ સમય કુશ મૂર્છાથી જાગૃત થતાં કુશ સીતાજીનાં તથા વાલ્મીકિજીનાં ચરણોનું સ્મરણ કરી, ધનુષ્ બાણ લઈ લક્ષ્મણજીની સામે આવતાં તેને જોઇને લક્ષ્મણજીનું હૃદય ક્રોધથી વ્યાપ્ત થઇ ગયું. ૩ લક્ષ્મણજીએ ક્રોધથી, જે બાણોવડે ઇન્દ્રજીતને માર્યો હતો, તે બાણો ધનુષ્‌માં ચડાવી ધનુષ્‌ને કાન સુધી ખેંચીને તે બાણો કુશના ઉપર ફેંકતાં, તે સઘળાં બાણોને કુશે કાપી નાખીને પૃથ્વી ઉપર નાખી દીધાં. ૪

दोहा—राम अनुज विस्मय विकल, देखि सबल आराति ॥
सिय त्यागे उर सोच बड, प्राण देहु केहि भाँति ॥ ५० ॥

આ પ્રકારે બાળકોની પ્રબળતા જોઇને લક્ષ્મણજી વિસ્મિત તથા વ્યાકુળ થઈ ગયા, અને આ સંકટને સીતાજીના ત્યાગના ફળરૂપ સમજી હૃદયમાં શોક કરવા લાગ્યા કે,—'હવે કયા પ્રકારે પ્રાણનો ત્યાગ કરવો?' એ વિચારવા લાગ્યા. ૫૦

चौ०—कुश करि क्रोध विशिख सो लीन्हा, ब्रह्ममेरि मुनिवर जो दीन्हा ॥
नाक रसातल भूतल माहीं, यह शर छुटे बचै जग नाहीं ॥ १ ॥
मोहन बाण जगत सब जानै, विष्णु विरंचि शंभु तेहि मानै ॥
मार्यो ताक शेष उर माहीं, पर्यो धरणितल सुधि कछु नाहीं ॥ २ ॥
चली भाजि सब अनी अपारा, कौशलपुर महँ परी पुकारा ॥
बरणी सकल युद्धकी करनी, लछमन वीर परे जिमि धरणी ॥ ३ ॥
जेहि विधि सकल कटक संहारा, निज लोचन हम नाथ निहारा ॥
वय किशोर द्वौ बल अधिकाई, बालक वीर बरणि नहिं जाई ॥ ४ ॥

काक पक्ष शिरधरे बनाई, बालक वीर बरणि नहिं जाई ॥

આ સમય કુશે ક્રોધ કરીને તે બાણ લીધું કે, જે બાણ શ્રી બ્રહ્માજીની પ્રેરણાથી વાલ્મીકિજીએ આપ્યું હતું. એ બ્રહ્માસ્ત્ર જો જગતનો સંહાર કરવાના ઉદ્દેશથી મુકવામાં આવે, તો તેથી સ્વર્ગમાં, પાતાલમાં કે પૃથિવીમાં કોઇ પણ બચે એમ નહતું. ૧ એ મોહ કરવાવાળા બાણને સર્વ જગત્ જાણે છે. બ્રહ્મા, વિષ્ણુ અને શ્રી સદાશિવજી પણ તે બાણનું સન્માન કરે છે. તે બાણ કુશે બરાબર તાકીને લક્ષ્મણજીના હૃદયમાં મારયું, કે જે લાગવાથી લક્ષ્મણજી પૃથિવીના ઉપર પડી ગયા, શુધ રહી નહિ. ૨ આ પ્રમાણે થતાં સર્વ સેના ભાગી ગઇ, અને અયોધ્યા નગરીમાં પોકાર થઇ રહ્યો. દૂતે યુદ્ધની સર્વ વાર્તા વર્ણન કરી, તથા જે પ્રકારે લક્ષ્મણજી પૃથિવી ઉપર પડીને મૂર્છા પામ્યા, તે વાત પણ કહી સંભળાવી. ૩ અને વળી કહ્યું કે-'હે નાથ! એ બાળકોએ જે પ્રકારથી સઘળા સૈન્યનો સંહાર કરેલો છે, તે અમે નજરો નજર જોયો છે. એ બે બાળકો કિશોર અવસ્થાવાળા છે. વિશેષ બળવાળા છે, અને જેની વીરતાનું વર્ણન કરી શકાય તેમ નથી. ૪ મસ્તકો વાળોના જલફાંઓથી શોભી રહેલ છે. એવા એ બે વીર બાળકોનું વર્ણન થઇ શકતું નથી.

दोहा—भरत जोरि कर कहेउ तब, वचन अमित बिलखाइ ॥
सिय त्यागी फल दीन्ह विधि, बोले श्रीरघुराइ ॥ ५१ ॥

આ સમય ભરતજી બહુજ સંકોચ પામી બન્ને હાથ જોડીને બોલ્યા કે,-'વિધાતાએ જાનકીજીના ત્યાગનું ફળ આ આપણને આપેલ છે.' આવાં ભરતજીનાં વચન શ્રવણ કરીને શ્રી રામચન્દ્રજી બોલ્યા કે-૫૧

चौ०—अनुज समर महँ तुम हिय हारे, साजहु हय गज रथ मतवारे ॥
रहौ यज्ञ रिपु देखौं जाई, बालक रावणते दुखदाई ॥ १ ॥
तीव्र वचन सुनि भरत लजाने, बहुत भाँति रघुपति सनमाने ॥
प्रथम सखा सब लेहु बुलाई, हनुमदादि अंगद समुदाई ॥ २ ॥
जाम्बवन्त कपिराज विभीषन, द्विविद मयंद नील कुलभूषन ॥
रिपुहि मारि की समर भगाई, तात अनुज दोउ आनहु जाई ॥ ३ ॥
माथ नाइ संग कटक विशाला, चले भरत उपजी उर ज्वाला ॥
शोणित सरिता समर विलोकी, डरपे वीर आश रण रोकी ॥ ४ ॥

હે ભાઇ! તમારૂં મન યુદ્ધમાં હારી ગયું છે; માટે હવે હુંજ યુદ્ધમાં જાઉંછું, માટે મોટા મોટા હાથીઓ, ઘોડાઓ, તથા રથો સજ્જ કરો.

ભલે યજ્ઞ અપૂર્ણ રહ્યો. હું એકવાર તો આપણને રાવણના કરતાં પણ વિશેષ દુઃખ દેનારા એ બાળકોને હું જોઇશ. ૧ શ્રી રામચન્દ્રજીનાં આવાં તીવ્ર વચન શ્રવણ કરી ભરતજી તો લજ્જીતજ થઇ ગયા, ત્યારે શ્રી રઘુનાથજીએ અનેક પ્રકારે ભરતજીનું સન્માન કર્યું. અને કહ્યું કે,-હે ભાઇ ! પ્રથમ મારા સખા હનુમાન્ અને અંગદઆદિ સમુદાયને બોલાવો. ૨ જામ્બવન્ત, સુગ્રીવ, વિભીષણ, દ્વિવિદ, મયંદ અને કુળના ભૂષણરૂપ જે નીલ છે, તેઓને સાથે લઇ શત્રુને મારીને તે બાળકોને નસાડીને હે તાત ! તમે લક્ષ્મણ તથા શત્રુઘ્ન એ બન્ને ભાઈ બાળકોને સાથે લઇને આવજો. ૩ જેના હૃદયમાં શ્રી સીતાજીના ત્યાગની જ્વાળા બળતી હતી, એવા ભરતજી, શ્રી રામચન્દ્રજીને પ્રણામ કરી મોટું સૈન્ય સાથે લઇ ત્યાંથી ચાલીને રણભૂમિમાં આવ્યા. યુદ્ધભૂમિમાં જઇને કેટલાક યોદ્ધાઓએ રૂધિરની વહેતી નદી જોઇ ભય પામીને જીતવાની આશાજ મુકી દીધી. ૪

दोहा–समर सीय सुत वीर दोउ, आइ गये बलवान ॥
देखि डरे सब भालु कपि, तब पूछो हनुमान ॥ ५२ ॥

આ અવસરમાં મહા બળવાન્ અને મહા પરાક્રમી સીતાજીના બે પુત્રો ત્યાં આવી લાગતાં તેને જોઇને સઘળા રીંછો અને વાનરો ડરવા લાગ્યા, એટલે હનુમાન્જીએ તે બે બાળકોને પુછયું કે,–૫૨

चौ०–धन्य मातु पितु जिन्ह तुम जाये, पुरुष युगल गृह जाहु सुहाये ॥
समर विमुख सुनि भट बिलखाना, कीन्ह क्रोध कह सुनुहनुमाना ॥ १ ॥
बल न होई जाहू घर भाई, हतौं न खेत जो रेण कदराई ॥
भाखे भरत वचन सुनि काना, लेहु सँभारि बालि धनु धाना ॥ २ ॥
कटकटाइ कपि भालु समूहा, लीन्ह उपारि शैल तरु जूहा ॥
एकहि बार सकल मिलि मारा, सकल काटि लव रज करिडारा ॥ ३ ॥
रिपुशर काटि निमिष इक माहीं, यथा मनोरथ खल मिटि जाहिं ॥
करि लव क्रोध बाण फटकारे, मारे वीर निमिष महि डारे ॥ ४ ॥

'હે બાળકો ! તમારાં માતા પિતા કે જેમણે તમને જન્મ આપ્યો છે, તેમને ધન્ય છે. તમો બન્ને ઘેર જતા રહો, તેમાં તમારૂં શ્રેય છે.' યુદ્ધથી વિમુખ થવાની વાર્ત્તા સાંભળી અધીર થયેલા તે બે ભાઇ લવ–કુશે ક્રોધ કરી હનુમાન્જીને કહ્યું કે,–૧ 'હે ભાઇ જો તમારામાં સામર્થ્ય ન હોય તો તમે ઘેર ચાલ્યા જાઓ. જે યુદ્ધથી ડરનારા કાયર પુરૂષો છે; તેને અમે યુદ્ધમાં કદિપણ મારતા નથી. આવાં તે બાળકોનાં વચન કાને પડતાં ભરતજીએ સઘળા યો-

દ્ધાઓને ધનુષ્ બાણ લેવાની આજ્ઞા કરી. ભરતજીની આજ્ઞા સાંભળતાંની સાથે રીંછ અને વાનરાઓના સમૂહોએ દાંતોની કટકટાટી બોલાવી, પર્વતોને તથા વૃક્ષાદિકના સમૂહને ઉખેડી લઇ, સર્વેએ મળીને એકી વખતે લવ અને કુશના ઉપર પ્રહાર કરયો; પરંતુ લવે સર્વ પર્વત અને વૃક્ષોના સમૂહોને બાણથી કાપીને રજ સમાન કરી નાંખ્યા. ૩ જેમ દૈવબળ લોકોના મનોરથોને નિમિષ માત્રમાં નષ્ટ કરી નાખે છે, તેમ લવે શત્રુઓનાં આયુધોને નિમેષ માત્રમાં નષ્ટ કરી, ક્રોધ કરી, વેગથી એવાં તો બાણ ચલાવ્યાં, કે તે બાણોથી અનેક વીરો મરણ પામીને પૃથિવીના ઉપર પડી ગયા. ૪

॥ छंद तोटक ॥

गज वाजि घने रथ भूमि परे, तहँ शोणित वीरवरूथ भरे
लव तानि शरासन बाण भले, रिपु संगर वीर मचारि दले
कहुं झूमहिं कुंजर पुंज खरे, महि लोटहिं शोणित भारभरे
शर लागत घायल वीर गिरे, तहँ हाँक उठे रणधीर धरे
शर लागत घायल वीर गरे, झझकारहिं उठीतहं धीर धरे ॥
रणवीर वरूथनभालु कटै, गिरिसे जनु मेदिनि खंड पटै
रण शोणितकी सरिता उमडी, अति तीक्षण धार अपार बडी
तहँ योगिनि भूत पिशाच घने, भखपालक कंक कराल बने

પૃથિવીના ઉપર અનેક હાથી, ઘોડા અને રથો પડવા લાગ્યા. શુરવીરોના સમૂહ લોહીથી ભરાઇ ગયા. લવે ધનુષ્ ખેંચીને એવો તો બાણનો મારો ચલાવ્યો કે, જેથી ઘણા વીરો વ્યાકુળ થઇને રણભૂમિમાં પડયા. ૧ કોઇ સ્થળે હાથીઓ ઉભા ઉભા ઝુમી રહેલાછે. રૂધિરથી ખરડાયલા પૃથિવીમાં આળોટી રહેલાછે. કોઇ સ્થળે બાણોના પ્રહારથી વીર ઘાયલ થઇને પડેલાછે, અને કોઇ કોઇ વીર પડીને પાછા હાક મારીમારીને ઉઠેછે. ૨ બાણ લાગતાની સાથે વીર ઘાયલ થઇને પડી જાયછે. કેટલાક ધીરજ ધારણકરી પાછાં ઉઠીને લડવા લાગે છે. યુદ્ધના વીર અનેક વાનર અને રીંછોનો સંહાર થવાથી તેઓ પૃથિવીના ઉપર જાણે મોહોટા મોહોટા પાહાડોના ખડો પડયા હોય એમ દેખાવા લાગ્યા. ૩ અતિ તીવ્ર પ્રવાહવાળી અને પાર વગરની લોહીની મોટી નદી રણભૂમિમાં ચાલવા લાગી. અનેક વિકરાળ જોગણીઓ, ભૂતો, પિશાચો અને કંક—આદિ પક્ષિયો માંસ ભક્ષણ કરવા લાગ્યાં. ૪

॥ छंद गीतिका ॥

पल भषहिं कंक कराल जहँ तहँ गिद्धगण प्रफुलित भये
तहँ प्रेत सिद्ध समाज सोहत न्याह प्रति मंगल ठये ॥

तहँ डाकिनी मन मुदित डोलहिं शाकिनी शोणित भरी
दोउ करानि खैंचहिं कालिका शिव प्रेत प्रति कीरति.करी

રણભૂમિમાં જ્યાં ત્યાં વિકરાળ કંક–આદિ પક્ષીઓ પ્રસન્ન થઇને માંસ ભક્ષણ કરવા લાગ્યાં અને ગીધ–આદિ પક્ષીઓ સંપૂર્ણ ખોરાક મળવાથી પ્રફુલ્લિત થવા લાગ્યાં, જેમ વિવાહ પ્રસંગે જાનૈયા તથા માનૈયા એકત્ર થયા હોય તેમ એકત્ર થયેલા ભૂતો તથા પિશાચો આનંદના શબ્દો કરવા લાગ્યા. તે સ્થાનમાં ડાકિનીઓ અતિ પ્રસન્નતાથી ડોલવા લાગી. શાકિનીઓ લોહીના ઘડા ભરીભરીને તેનું પાન કરવા લાગી. અને કાલિકા તથા શ્રીસદાશિવજીના પ્રેતગણો લવકુશની કીર્ત્તિના ગુણાનુવાદ ગાઇને એકબીજાના હાથમાંથી શબોને ખેંચવા લાગ્યા. ૧

अंतावरी गहि ख्याल खेलहिं पियहिं शोणित आतुरे ॥
गज खाल खैंचहिं भूत शंकर प्रेतसंगर चातुरे ॥
वैताल वीरकराल करवर करी कर यक करधरे ॥
व्हैभार रुधिर प्रवाह पूरन पान करत हरे हरे ॥

પિશાચ વિગેરે પ્રાણીઓ આંતરડાંઓની પંક્તિઓને ખેંચીખેંચી જાણે રમત કરતાં હોય તેમ કરવા લાગ્યાં, તથા અત્યંત ઉત્સુક થઇને લોહીપાન કરવા લાગ્યાં. શ્રીસદાશિવજીના ભૂતગણો તથા પ્રેત ગણો ચાતુર્યતાથી હાથીઓનાં ચામડાંઓને ખેંચવા લાગ્યા. અને વૈતાળ વીરો એકેક હાથમાં હાથીઓની મોટી મોટી શુંઢો લઇ, બીજા હાથથી તેને મોઢામાં મુકીને લોહીના પ્રવાહનું પૂર્ણ પાન કરતા 'હરહર' શબ્દ ઉચ્ચારવા લાગ્યા. ૨

रघुवंश समर सराहि दुहुँ दिशि करहिं निज मन भावने ॥
गज वाजि नर कपि भालु जहँ तहँ गिरे महि शुभ पावने
दोउ राम तनय प्रचारि बहु विधि निकट कोउ न आवहीं
जे त्रसित व्याकुल त्राहि त्राहि सु वीर निज गुहरावहीं. १४

શ્રીરામચન્દ્રજીના કુમાર લવ અને કુશ પોતાના ધારવા પ્રમાણે, દશે દિશાઓમાં વખાણવા યોગ્ય ચરિત્રો કરવા લાગ્યા. હાથીઓ, ઘોડાઓ, માણસો, રીંછો તથા વાનરાઓ યુદ્ધની પવિત્રભૂમિમાં જ્યાં ત્યાં પડવાં લાગ્યા. શ્રીરામચન્દ્રજીના બન્ને કુમાર લવ અને કુશ ઘણા પ્રકારોથી પડકારી પડકારીને યોદ્ધાઓને પોતાના સન્મુખ આવવા બોલાવવા લાગ્યા; પરન્તુ એક પણ વીર તેની સામે જતો નહિ. ત્રાસથી વ્યાકુળ થઇ ગયેલા વીર લોકો એક બીજાના સંરક્ષણ માટે એક બીજાને ત્રાહિત્રાહિ બચાવો બચાવો એમ પોકારવા લાગ્યા. ૩

दोहा–विषम युद्ध दोउ बंधु किय, जीते कपि संग्राम ॥
आये पुनि जहँ नृप भरत, समर बिधाता वाम ॥ ५३ ॥

શ્રીરામચન્દ્રજીના બન્ને કુમારોએ મહાભયંકર યુદ્ધ કરીને કપિયોને યુદ્ધ ભૂમિમાં જીતી લીધા; એટલે વાનરો દૈવની" પ્રતિકૂળતા સમજીને જ્યાં ભરતજી હતા ત્યાં આવ્યા. ૫૩.

चौ०–कपिभालुहि घायल सब आवहिं, बाण त्रास मन अतिदुख पावहिं ॥
जाम्बवंत कपिराज बुलाई, अंगद हनूमान सुखदाई ॥ १ ॥
सब मिलि सहित निशाचर राजा, धरिआनहु दोउ बाल समाजा ॥
आइ जुरे कपि भालु भवानी, निज प्रभु महिमा कछु नहिं जानी ॥ २ ॥
बोले कुश सुनि बालिकुमारा, तव बल विदित जान संसारा ॥
पितुहि मराइ मातु पर हेली, सकल लाज आये तुम टेली ॥ ३ ॥
सो फल लेहु समर महि आजू, त्यागहु सकल कलंक समाजू ॥
सुनत क्रोध अंगद उरछावा, गहि गिरि येक ताहिपर धावा ॥ ४ ॥

ભરતજી જુવેછે તો સર્વ રીંછો તથા વાનરો વ્યાકુળ થઈને આવે છે. અને બાણોના ત્રાસથી મનમાં મહા દુઃખ પામેછે. વાનરાઓની આવી દુર્દશા જોઈ ભરતજીએ જામ્બવન્ત, સુગ્રીવ અને સુખને દેવાવાળા અંગદ તથા હનુમાન્‌ને બોલાવ્યા અને કહ્યું કે,–તમે અને વિભીષણ સર્વ મળીને તે બન્ને બાળકોને પકડી લાવો. શ્રીસદાશિવજી પાર્વતીજીને કહે છે કે,–હે પાર્વતી! ભરતજીની આ પ્રમાણે આજ્ઞા થતાં સર્વ રીંછ તથા વાનર એકત્ર થયા. જેઓએ તે સમય પ્રભુના મહિમાને વિશેષ જાણ્યો નહતો. ૨ કુશે અંગદને કહ્યું કે,–'બાલિકુમાર અંગદ! તારૂં બળ આખા જગત્‌માં વિખ્યાતછે. તેં તારા પિતાનો વધ કરાવી, માતા બીજાને આપી અને તે ઉપર વળી સઘળી લાજને તિલાંજલી આપીને તું અહિં યુદ્ધ કરવા આવ્યો. ૩ માટે આજના યુદ્ધમાં તું તેનું ફળ લઇ લે, કે જેથી તારે સભાઓમાં કલંક સાંભળવું મટીજાય.' આવાં કુશના વચન સાંભળતાંની સાથેજ અંગદ ક્રોધથી વ્યાપ્ત થઇ એક પર્વત ઉપાડીને કુશના સન્મુખ દોડયા. ૪

दोहा–आवत शैल विशाल लखि, तिल सम शर हति कीन्ह ॥
अंगद गर्व अपार अति, तस प्रभु उत्तर दीन्ह ॥ ५४ ॥

તે વિશાળ પર્વતને આવતો જોઇને કુશે એકજ બાણથી તલ જેવડા તેના કટકા કરી નાખીને પૃથિવીમાં નાખી દીધો, જેવો અંગદે ગર્વ કર્યો હતો તેવોજ યોગ્ય તેને પ્રભુએ ઉત્તર આપ્યો. ૫૪

चौ०–तमकि ताहि कुश बाण चलावा, अंगद नील अकाश उडावा ॥
आवत जानि पुहुमिँ कपिभारी, मारा बाण प्रचारि प्रचारी ॥ १ ॥
इत उत जान कतहुँ नहिं पावै, पवन वहै जिमि महि नहिं आवै ॥
छिन अकाश छिन भूतल माहीं, बोले शरन शरन प्रभु पाहीं ॥ २ ॥
रह्यो गर्व मुहि कृपानिधाना, अग जग नाथ न मैं पहिचाना ॥
पाँच बाण बेधे कपि दोऊ, दीन जानि त्यागे हँसि सोऊ ॥ ३ ॥
भिरे भरतके सन्मुख जाई, दशा देखि कपि दशा भुलाई ॥
जाम्बवन्त हनुमान कपीशा, धावत गिरि तरु लै बहु कीशा ॥ ४ ॥

વળી કુશે એક બાણ તાકીને એવું ચલાવ્યું કે, તે બાણ લાગવાથી અંગદ અને નિલ બન્ને આકાશમાં ઉડયા. આકાશમાંથી જ્યારે તેઓ પાછા પૃથિવી ઉપર આવતા હતા, ત્યારે કુશે પડકારી પડકારીને બીજું ભારે બાણ માર્યું. ૧ તે બાણોના પ્રહારોથી તે બન્ને ક્યાંય પણ જઈ શક્તા નહતા, પણ જે પ્રકારે પવનથી વાદળ આકાશમાં રહેછે, તેમ તે બન્ને બાણથી આકાશમાં રહ્યા. ઘડીમાં આકાશમાં અને ઘડીમાં પૃથિવી ઉપર આવવાથી તેઓ આતુર થઈ પોતાના સંરક્ષણ માટે શ્રીરામચન્દ્રજીને પોકારવા લાગ્યા કે–૨ હે કૃપાનિધાન! અમને બળનું મહા અભિમાન હતું. હે સર્વ જગતના સ્વામિન્! આપના મહિમાને અમે ન જાણ્યો. વળી કુશે પાંચ બાણ મારી એ બે વાનરાઓને વીંધી નાખ્યા, પણ પછી તેઓને દીન જાણી હસીને છોડી દીધા. ૩ એટલે તે બન્ને અંગદ અને નીલ ભરતજીનાં સન્મુખ આવ્યા. તેઓની આવી દુર્દશા જોઇને બીજા વાનરાઓ પણ શુધ ભૂલી ગયા. એ સમય જામ્બવન્ત, હનુમાન્ અને સુગ્રીવ તથા બીજાપણ ઘણા વાનરાઓ પર્વતો તથા ઝાડોને ઉપાડીને લડાઈ કરવા દોડ્યા. ૪

दोहा–कुश वर देखि हँसे तबहि, अनुजहि कह्यो बुझाइ ॥
आजु भरत जीतेहु समर, भालु कपिन बिलगाइ ॥ ५५ ॥

તેઓને આવતા જોઈને કુશે હસીને લવને કહ્યું કે, ' આજ રીંછો તથા વાનરાઓને યુદ્ધમાં વ્યાકુળ કરી દઇને હું યુદ્ધમાં ભરતને જીતી લઇશ. ' ૫૫

चौ०–प्रभु सुत समर कीन्ह जो करनी, निगम शेष शारद नहिं बरनी ॥
चरित तासु सुनु शैलकुमारी, मारे समर शूर कपि भारी ॥ १ ॥
समर धीर दोउ बाल बिराजे, निरखि भालु कपि मन अति लाजे ॥
खैंचि धनुष गुन छांडेउ सायक, कपिपति आदि हने कपिनायक ॥ २ ॥
मूर्छित सैन परी महि माहीं, बचो न कपि घाइल जो नाहीं ॥
देखि भरत सब सैन निपाती, कोपि बाण मारेउ लव छाती ॥ ३ ॥

परयो मूर्छि कुश देखि रिसाना, चाप चढाइ शरासन ताना ॥
मूर्छित देखि साँगि लै धावा, भरत हृदय शत शूल चलावा ॥ ४ ॥

શ્રી રામચન્દ્રજીના પુત્ર, લવ અને કુશે જે કરણી યુદ્ધમાં કરી, તેનું વર્ણન વેદોથી, શેષનાગથી કે સરસ્વતીથી પણ થઇ શકે તેમ નથી. શ્રી સદાશિવજી પાર્વતીજીને કહે છે કે,-હે પાર્વતી! તેનાં વિશેષ ચરિત્રોનું શ્રવણ કરો. તેઓએ અનેક વીર વાનરાઓને પણ રણક્ષેત્રમાં પાડી દીધા. ૧ યુદ્ધમાં ધીરતાથી બન્ને બાળકો શોભવા લાગ્યા. તેઓની ધીરતા જોઇને રીંછો તથા વાનરાઓ મનમાં બહુજ લજાયા. કુશે વળી પાછું ધનુષ્ ખેંચીને જે બાણ છોડયાં, તેથી સુગ્રીવ આદિ અનેક મુખ્ય વાનરાઓને મૂર્છિત કરી દીધા. ૨ સકળ સેના મૂર્છા પામીને પૃથિવીના ઉપર પડી ગઇ. કોઇ પણ વાનર ઘાયલ થયા વગર રહ્યો નહુતો. સકળ સેનાને મૂર્છા પામી રણભૂમિમાં પડેલી જોઇને ભરતજીએ કોપ કરી લવની છાતીમાં બાણ માર્યું. ૩ તે બાણ લાગતાંની સાથેજ લવ મૂર્છા પામી પૃથિવીના ઉપર પડી ગયા. લવની આવી દશા જોઇને કુશે ધનુષ્ ચડાવી બાણ સંધાન કરી તે બાણ ભરતજીના ઉપર ફેંકતાં ભરતજી મૂર્છિત જેવા થતા જોવામાં આવતાં કુશે સાંગ લઇને ભરતજીની છાતીમાં મારી, જેથી ભરતજીના હૃદયમાં સેંકડો વ્યથાઓ ઉત્પન્ન થઇ. ૪

दोहा—समर भूमि सोये भरत, लवहि लीन्ह उर लाय ॥
सुमिर मात गुरुचरण युग, रहे समर जय पाय ॥ ५६ ॥

ભરતજી મૂર્છિત થઇને યુદ્ધભૂમિમાં પડતાં તુરત કુશે લવની પાસે આવી તેને છાતી સાથે દાબીને જાગૃત કરયો, અને પછી બન્ને ભાઇઓ માતાના તથા ગુરૂનાં ચરણોનું સ્મરણ કરી વિજય સંપાદન કરી યુદ્ધભૂમિમાંજ ઉભા રહ્યા. ૫૬

चौ०—आये खबर लेन चर चारी, भरत सैन तिन सकल निहारी ॥
शोणित सरिता देखि डराने, हय गज बहे जात रथ जाने ॥ १ ॥
ग्राह नाक झख जंतु घनेरे, देखि दूरिते तिन मुँह फेरे ॥
लहर तरंग बीर सबजाही, घायल पैर तीर लपिटाही ॥ २ ॥
फिरेउ दूत कौशल पुर आये, समाचार सब बरणि सुनाये ॥
चरबर वचन सुनत दुखपावा, त्याग्यो मख निज कटक बनावा ॥ ३ ॥
चले सकोप कृपालु उदारा, आये जहां कटक संहारा ॥
मुनि बालक वर देखि सहाये, शर निवारि प्रभु निकट बुलाये ॥ ४ ॥

ચાર દૂતો કે જે, યુદ્ધના સમાચાર જાણવાને માટે અયોધ્યાથી આવેલા હતા, તેઓએ ભરતજીની સેનાની આવી દુર્દશા જોઈ, તથા રૂધિરની નદી કે જેમાં તણાતા જતા હાથીઓ, ઘોડાઓ અને રથોને જોઇને તેઓ મહાભય પામ્યા. ૧ તે હાથીઓ વિગેરે તે રૂધિરની નદીમાં, જાણે મઘર, ઝુડ તથા નક્ર હોય એમ જણાતા હતા. વીર લોકો લહરીઓમાં વહેતા હતા. અને ઘાયલ થયેલાઓ કીનારાઓમાં અથડાતા હતા, તેઓને જોઇને દૂતોએ ભય પામી પોતાનાં મુખો ફેરવી દીધાં. ૨ દૂતો આવી સેનાની દશા નિરખીને અયોધ્યામાં પાછા આવ્યા, અને એઓએ યુદ્ધના સર્વ સમાચાર સંભળાવ્યા. શ્રી રામચન્દ્રજી દૂતોનાં વચન સાંભળતાંજ બહુ ખેદ પામ્યા. અને યજ્ઞ છોડી દઇને પોતાની સેના સજ્જ કરી. ૩ કૃપાસાગર શ્રી રઘુનાથજી ક્રોધ કરીને જ્યાં ભરતજીનું સકળ સૈન્ય પડ્યું હતું ત્યાં પધારયા. ત્યાં ઉત્તમ સ્વરૂપવાળા એ મુનિબાળક જેવા જણાતા બાળકોને જોઈ પોતાનાં બાણોને ચઢાવવાનું બંધ કરી, તે બન્ને બાળકોને પોતાના સમીપમાં બોલાવ્યા. ૪

दोहा—पूछेउ बाल बुलाय दोउ, कहौ मात पितु नाम ॥
देश नाम निज कहहु सब, बड जीतेउ संग्राम ॥ ८७ ॥

પોતાની પાસે બોલાવીને શ્રી રામચન્દ્રજીએ પુછયું કે,—તમે તમારાં માતાપિતાનું નામ કહો. અને જ્યાં તમે રહો છો તે દેશનું નામ કહો, તથા તમારાં નામ કહો. તમે મોટા મોટા વીરોને યુદ્ધમાં જીત્યા છે. ૫૭

चौ०—गहहु अस्त्र जाने कहहु कहानी, पूछेउ स्वर्ग लोक अस जानी ॥
समर बात बहु अति कदराई, छांडि शोच अब करहु लराई ॥ १ ॥
वंश नाम बिनु पूछे ताता, हतौं न बाल मनोहर गाता ॥
माता सीय जनककी जाता, वाल्मीकि मुनि पालेउ ताता ॥ २ ॥
पिता वंश नहिं जानहिं आजू, लव कुश नाम बिपिन कर काजू ॥
सुनि सब कथा राखि मन मांहीं, बाल बिलोकि वधब भल नाहीं ॥३॥
आवत सुभट समूह हमारे, लरिहहिं तुम सन समर सुम्हारे ॥
अस कहि अंगद नील उठावा, जाम्बवंत कपिपतिहि बुलावा ॥४॥

આ સાંભળી લવ–કુશ બોલ્યા કે,—એ વાતથી તમારે શું પ્રયોજન છે ? તમે શસ્ત્ર ધારણ કરો. અમારા સંબંધમાં તમારે જે કાંઇ પુછવાનું હોય, તે સ્વર્ગમાં જઇને દેવતાઓને પૂછજો. યુદ્ધ સમય ઘણી વાતો કરવી એ એક જાતનું કાયમાટે તમે હવે શોકનો ત્યાગ કરીને યુદ્ધ કરો. ૧ તેઓનાં આવાં કરીને શ્રી રામચન્દ્રજી બોલ્યા કે,—' હે મનોહર અંગોવાળા બા-

ળકો ! તમારા વંશનું નામ જાણ્યા વગર તમને મારવા ઉચિત્ નથી ! શ્રી રામચન્દ્રજીનાં આ વચનો શ્રવણ કરી લવ-કુશ બોલ્યા, કે,-જનકરાજાની પુત્રી સીતાજી અમારી માતા છે, અને વાલ્મીકિ મુનિએ પિતાના સમાન અમને પાળેલા છે. ૨ અમો અમારા પિતાનું કે વંશનું નામ આજ સુધી જાણતા નથી. અમારાં પોતાનાં નામ લવ કુશ છે. અને અમો વનમાંજ રહીએ છીએ. આ સર્વ વાર્તા સાંભળીને તે વાતને મનમાંજ રાખી લઇને, તેઓને પોતાનાંજ બાળક જાણીને, તેઓના સામું જોઇ શ્રી રામચન્દ્રજી બોલ્યા કે,-મારે બાળકોનો વધ કરવો યોગ્ય નથી. ૩ અમારા અનેક પ્રબળ યોદ્ધાઓ આવે છે, તેઓ તમારી સાથે યુદ્ધ કરશે. આ પ્રમાણે કહીને અંગદ અને નીલને શ્રી રામચન્દ્રજીએ ઉઠાડી, અને જામ્બવન્ત તથા સુગ્રીવને બોલાવ્યા. ૪

छं०—कपिराज अंगद जाम्बवंतहि बोलि निशिचर नायकं
हनुमंत द्विविद मयंद नीलहि सुभट जे अस लायकं ॥
तव हरण शूलहि पाप नाशन कह्यो हँसि रघुनंदनं ॥
भरतादि रिपुहन सहित लक्ष्मण परे खल मद गंजनं ॥
लंकेश आदिक सुभट मारे वीर जे महिमंडनं ॥
ते आज बालक विप्रसों रण परे रिपु मद गंजनं ॥
कुल कानि अब निज जानि सुभटन शैल तरु बहु लै भले ॥
दै हूह वानर व्यूह पर्वत डारि पुनि रण मुरि चले १५ ॥

સુગ્રીવ, અંગદ અને જામ્બવન્તને બોલાવી તથા વિભીષણને પણ બોલાવી અને હનુમાન, દ્વિવિદ, મયંદ તથા નીલ જે મોટા યોગ્ય સુભટો હતા, તેઓને, પાપ તથા દુઃખને હરવાવાળા શ્રી રામચન્દ્રજીએ હસીને કહ્યું કે,-'ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણ યુદ્ધમાં મૂર્છા પામેલા છે, કે જે પરાયાદળનું મર્દન કરવાવાળા છે. ૧ જેઓએ લડાઇના મહાવાંકા રાવણાદિ વીરોનો સંહાર કર્યો હતો, તે આજ મુનિઓના મારથી પૃથિવીમાં પડેલા છે. જે શત્રુઓના દળનો નાશ કરવાવાળા છે; માટે હવે તમે કુળની લાજ રાખી તમારા મનમાં ધીરજ ધરીને લડો. શ્રી રામચન્દ્રજીનાં આવાં વચન સાંભળતાંની સાથેજ વીરગણ અનેક પ્રકારના પર્વત લઇને ચાલ્યા. અને તે વાનરોના સમૂહ કોલાહલ કરીને એ બે બાળકો ઉપર પર્વતાદિની વૃષ્ટિ કરવા લાગ્યા. ૨

दोहा—सावधान धनु बान लै, धाये लव बलवान ॥
सन्मुख आइ विभीषनहि, बोले बहुत रिसान ॥ ५८ ॥

બળવાન્ લવ સાવધાન થઇ, ધનુષ્ બાણ લઇને આવ્યો, અને ના સન્મુખ આવી અત્યંત ક્રોધથી બોલ્યો કે,-૫૮

चौ०—सुन शठ समरहि बंधु जुझाई, शत्रुहि मिल्यो परम कदराई ॥
पिता समान बंधु बड तोरा, त्रिय तासु लै धरि बर जोरा ॥ १ ॥
पापी मातु कहेउ कै बारा, सो पतनी यह धर्म तुम्हारा ॥
बूडि मरहु सागर महँ जाई, मरु गरु काटि अधर्म अन्याई ॥ २ ॥
समर भूमि मम सन्मुख आवा, लाज होत नहि गाल बजावा ॥
आँखिन आगे टरि जो जाई, नाहित मृत्यु निकट खल आई ॥ ३ ॥
सुन खिसियान गदा कर लीन्ही, शर हत खंडसो कीन्ही ॥
सप्त बाण मारे करि क्रोधा, उछरत शर लागत भट योधा ॥ ४ ॥
गिरत कोप करि शूल चलावा, लव तनु तडित समान समावा ॥

હે મૂર્ખ વિભીષણ ! સાંભળ. તેં તો યુદ્ધમાં પોતાના ભાઇનો વધ કરાવી, શત્રુ સાથે મળી જઈ પોતાનું કાયરપણુંજ પ્રકટ કરેલું છે. અને તારો મોટો ભાઇ કે જે પિતા સમાન કહેવાય, તેની સ્ત્રીને તું બલાત્કારથી લઇ બેઠો છે. ૧ હે પાપી ! તેં એ મંદોદરીને તારા મોટા ભાઈ રાવણના સમક્ષ ઘણીવાર માતા કહેલ છે, તેને હવે તેં સ્ત્રી બનાવી. ધન્ય છે તારા ધર્મને. તું સમુદ્રમાં જઇને ડુબી મર. અરે અધમ અન્યાયી ! ગળું કાપીને મરી જા. ૨ હવે તું યુદ્ધ ભૂમિમાં મારા સન્મુખ આવ્યો છે. ગાલ બજાવતાં તને શરમ આવતી નથી ? તુરત મારી આંખ્યો આગળથી દૂર જા. નહિતો હે ખળ ! તારૂં મરણ સમીપમાં આવ્યું છે એમ જાણજે. ૩ લવનાં આવાં કઠોર વચન શ્રવણ કરી ક્રોધયુક્ત થયેલા વિભીષણે હાથમાં ગદા લેતાંની સાથેજ લવે તે ગદાના પોતાના બાણથી કટકેકટકા કરી નાંખ્યા, અને ક્રોધ કરી સાત બાણો પુનઃ ફેંક્યાં, કે જે બાણો લાગવાથી વિભીષણ આકાશમાં ઉછળીને નિચે પડયો. ૪ વિભીષણે પડતાં પડતાં પણ ત્રિશૂળ ફેંકયું, કે જે ત્રિશૂળ વિજળીના સમાન લવના શરીરમાં સમાઈ ગયું.

दोहा—दूरि शूल करि बंधु युग, देख दैत्यकर घात ॥
जाम्बवंत कपिराज नल, अंगदउ बिलखात ॥ ५९ ॥

લવ તથા કુશે તુરત શૂળને શરીરમાંથી કાઢી નાખ્યું. જામ્બવન્ત, સુગ્રીવ, નળ અને અંગદ એઓ વિભીષણને વ્યાકુળ જોઇ ખેદ પામ્યા, અને લવ કુશ સાથે યુદ્ધ કરવા લાગ્યા. ૫૯

चौ०—जो गिरि तरु कपि डारहि जाई, रज सम करि तेहि देहि उडाई ॥
निज बाणन कपि घायल कीन्हे, जेहि जस उचित सो तस फल दीन्हे ॥ १ ॥

रघुकुल तिलक प्रचारत पाछे, वीर धुरीन बने अति काछे ॥
अंगद हनूमान भट भारी, ते धाये तरु शैल उपारी ॥ २ ॥
डार शैल दुइ भिरे रिसाई, खड्गन हने वीर बरिआई ॥
कपिन कोप करि उर हत तेही, जिमि खर्ग मसक चाटि गज देही ॥ ३ ॥
हति दूनौ कपि भूमि गिराये, जाम्बवंत कपिपति पहँ आये ॥
यहि तनु कोटिक समर लराई, जीते लरे बहुत हम भाई ॥ ४ ॥

વાનરાઓ જે જે પર્વતો તથા વૃક્ષો તેઓના ઉપર નાખે છે, તેઓને તે બન્ને ભાઈઓ ધૂળના સમાન કરીને ઉડાવી દે છે. આ પ્રકારે લવ કુશે પોતાનાં બાણોથી સર્વને ઘાયલ કરી દીધા. અને જેવું જેને ઉચિત હતું તેવું તેને ફળ આપ્યું. ૧ રઘુકુળમાં તિલકરૂપ અને વીર લોકોમાં અગ્રેસર એ બે ભાઈ લવ કુશે યુદ્ધમાં મજબુત સજ્જતા કરી, યોદ્ધાઓને પડકારવા માંડતાં અંગદ અને હનુમાનજી એ બે મોટા યોદ્ધાઓ વૃક્ષોને તથા પર્વતોને ઉપાડીને તેઓના સન્મુખ ગયા. ૨ એ બે અંગદ અને હનુમાન પર્વતોને તથા વૃક્ષોને ફેંકી પછી બળાત્કારે તેઓ સાથે ખડ્ગ યુદ્ધ કરવા લાગ્યા. અંગદે તથા હનુમાનજીએ લવ કુશનાં શરીરો ઉપર ઘણા ઘણા ખડ્ગના પ્રહારો કરયા, પણ તે સર્વ પ્રહારો જેમ હાથીઓના શરીરો ઉપર મચ્છરોના પ્રહારો નિષ્ફળ જાય તેમ નિષ્ફળ થયા. ૩ લવ તથા કુશે પોતાના પ્રહારથી અંગદ તથા હનુમાનને પૃથિવી ઉપર પાડી દીધા. આ જોઈને જામ્બવન્ત, સુગ્રીવની પાસે આવીને કહેવા લાગ્યા કે, મેં આ શરીરથી અનેક યુદ્ધો કર્યાં છે, અને તે યુદ્ધોમાં અસંખ્ય યોદ્ધાઓને મારયા છે, તથા જીતેલા પણ છે. ૪

दोहा–यह बालक त्रिभुवन बली, जीतिसकैं नहिं कोय ॥
चलहु प्राण दीजिय समर, अजय जगत नहिं होय ॥ ६० ॥

આ બે મુનિના બાળકો તો ત્રણે લોકમાં સર્વના કરતાં વિશેષ બળવાન જણાય છે, તેને કોઈ પણ જીતી શકતો નથી. ચાલો હવે યુદ્ધમાં પ્રાણ આપીએ; કારણકે સંસારમાં અમર તો કોઈપણ નથી. ૬૦

चौ०–आवत भालु बली भट जाना, तानि शरासन शर संधाना ॥
हृदय ताकि लव मार्यो सायक, योजन सात गयउ कपिनायक ॥ १ ॥
धाय भालु पति कोप बढाई, मल्ल युद्ध कुश कीन्ह बनाई ॥
निजबल भालुहि अवनि पछारा, दोउ कर चरण बाँधि विकरारा ॥ २ ॥
हनुमंतहि बाँध्यो लव जाई, राख्यो निकट अश्व थल आई ॥
रखवारी लव कुश छाँडेउ बीरा, आपु चले रघुनायक तीरा ॥ ३ ॥

दखे रथपर श्रीपति सोये, फिरे बीर निज लाज विगोये ॥
सुभग अस्त्र पट भूषण नाना, लव धरि अश्व चले हनुमाना ॥ ४ ॥

• પછી જામ્બવાન્ તથા સુગ્રીવ એ બે લવ કુશ સામે યુદ્ધ કરવા જતાં, લવે ધનુષ્ ખેંચી બાણ સાંધીને સુગ્રીવની છાતીમાં એવો તો પ્રહાર કરયો કે, જે પ્રહારથી સુગ્રીવ સાત યોજન દૂર જઇને પડયો. ૧ જામ્બવન્તે ક્રોધ કરી દોડીને કુશ સાથે મલ્લયુદ્ધ કરવા માંડયું, પણ કુશે પોતાના બળવડે જામ્બવાન્‌ને પૃથિવીના ઉપર પછાડી, ભયંકર રીતે તેના બે હાથ અને પગ બાંધી લીધા. ૨ એ પ્રમાણે હનુમાનજીને પણ બાંધી લીધા. અને પછી તે બન્ને યોદ્ધાઓ જામ્બવાન્ અને હનુમાનને ઘોડાની પાસે લાવીને રાખ્યા. લવને ઘોડાની ચોકીનું કામ સોંપીને કુશ શ્રી રામચન્દ્રજી પાસે ગયો. ૩ પણ ત્યાંથી શ્રી રામચન્દ્રજીને રથમાં પોઢેલા જોઇ કુશ લજાઇને પાછો લવ પાસે આવ્યો. પછી એ બે ભાઇઓ સુંદર ઘોડાને તથા યોદ્ધાઓનાં અનેક પ્રકારનાં આભૂષણોને અને વસ્ત્રોને લઈ હનુમાનજીને તથા જામ્બવાનને પણ સીતાજી પાસે લઇ ગયા. ૪૦

॥ छंद गीतिका ॥

शुभ अस्त्र भूपण भालु कपि सँग अश्व लै सादर चले ॥
सिय निकट नायो माथ दोउ सुत भेंटि भूषण जे भले ॥
पहिचानि कपि सब निरखि भूषण सहमि सुनि सिय अति डरी ॥
यहि बीच मुनिवर सदन आये सिया उठि विनती करी ॥
हनुमंत नीलहि छोरि बंधन त्यागि बहु समझाइयो ॥
रिपुदवन लछिमण सहित भरतहि राम रण गोंटाइयो ॥
सुत कीन्ह कर्म कलंक कुल महँ मोहि विधि विधवा करी ॥
तजि सोच चंदन अगर आनहु जाँउ पिय संग अब जरी ॥
मुनि धीर दीन्हों तनय लीन्हो संग लै सादरचले ॥
रण देखि बालक चिह्न आनँद विहँसि मुनिवर अति भले ॥
रथ देखि हय पहिचानि प्रभुके जाइ मुनि चरणन परे ॥
उठि बैठ कौशलनाथ आरत तनय तब आगे खरे १९ ॥

સુન્દર વસ્ત્ર, ઘરેણાં, રીંછ અને વાનરના સહિત લઇ તથા અશ્વને પણ લઇ પ્રેમથી ચાલતા ચાલતા તે બન્ને ભાઈ લવ તથા કુશ સીતાજીના સમીપ આવીને મસ્તક નમાવી તે બન્ને ભાઇઓએ ઘોડા સહ ભેટ દેખાડી. વાનરોને ઓળખી તથા તે ભૂષણાદિક્‌ને જોઇને સીતાજી બહુજ ડરયાં. તે સમય મુનિ-

રાજ વાલ્મીકિજી પણ વ્યાકુળ થઇને ત્યાં આવ્યા. એટલે સીતાજીએ ઉઠીને વિનતિ કરી, ૧ 'તુરતજ હનુમાન્ તથા જામ્બવન્તને બન્ધનથી મુક્ત કરી બહુ સમજાવ્યા. અને લવ તથા કુશને કહ્યું કે, હે તાત! 'તમે લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને શ્રી રામને યુદ્ધ ક્ષેત્રમાં પોઢાડયા એ શું કરયું? હે પુત્ર! તમે કુળને મહા કલંક લગાડયું, અને મને તો વિધાતાએ વિધવા કરી; માટે હવે તો સર્વ શોચનો ત્યાગ કરી ચંદન અને અગર લાવો. હું મારા પતિની સાથે બળી જઇશ. ૨ મુનિરાજ વાલ્મીકિજી સીતાજીને ધીરજ આપી, બન્ને કુમાર લવ તથા કુશને સાથે લઇને ચાલ્યા. યુદ્ધને જોતા તથા બાળકોના કર્મને નિહાળતા હસીને મુનિ ચકિત થયા. અને શ્રી રામચન્દ્રજીનો રથ જોઇ તથા ઘોડાઓને ઓળખીને પ્રભુ શ્રી રામચન્દ્રજીની પાસે જઇને મુનિ ચરણોમાં પડયા. મુનિને ચરણમાં પડેલા જોઇને શ્રી રામચન્દ્રજી આતુર થઇને ઉઠી બેઠા થયા, કે પાસે એ કુમારોને ઉભેલા જોયા. ૩

सोरठा—सुनि मुनि वर वर बैन, जागे रघुपति भय हरन ॥
बिहँसि उघारे नैन, लीन्हे हृदय लगाय मुनि ॥ ५ ॥

મુનિ વાલ્મીકિજીની કોમળ વાણી શ્રવણ કરીને, શ્રી રામચન્દ્રજી કે જે ભયને હરવાવાળા છે તે જાગ્યા. અને હસી આંખ્યો ઉઘાડીને વાલ્મીકિજીને પોતાની છાતી સાથે લગાડયા. ૫

चौ०—प्रभुहि देखि मुनि अति हरषाने, वार वार निज भाग्य बखाने ॥
जेहि विधि शेष सीय वन आनी, मुनिवर सो सब कथा बखानी ॥१॥
लवकुश कथा सकल मुनि भाखी, शिव विरंचि सुरज करि साखी ॥
मिले तनय दोउ हृदय लगाये, सुधा बरषि सिय सैन जियाये ॥२॥
भरत आदि जागे सब भ्राता, लछिमन चले जहां सिय माता ॥
तात वचन मम मानहु भाई, सियसन दिव्य लेहु तुम जाई ॥ ३ ॥
लछिमन जाय शीश तब नावा, लवकुश कहँ बहुविधि समुझावा ॥
हरिइच्छा सियमन अस आवा, शेष सहस फणिआनि दिखावा ॥ ४ ॥
बहुरि राम लछनहि बुलाई, सुनहु तात अस बचन सुहाई ॥
जाय सभामे जनक दुलारी, सत्य रूप अस गिरा उचारी ॥ ५ ॥
मन वच कर्म बिना भगवाना सपनेहु पुरुष न जानौं आना ॥
तौ धरणी माता सुन लीजै, निजमें ठौर मोहिं अबदीजे ॥ ६ ॥
अब सीता अस गिरा उचारी, बिदरी भूमि शब्द भयो भारी ॥

तेहिमेंते अति शुभ्र सुहायो, निर्मल सिंहासन प्रगटायो ॥ ७ ॥
ताको सर्प रहे करि धारण, बैठी वसुधा सब जगतारण ॥
तुरत गोद सीता तेहि लीन्ही, सावधान कर आशिष दीन्ही ॥ ८ ॥
पुत्री सहे दुख तुम भारी चलो लोक ममहोहु सुखारी ॥

પ્રભુ શ્રી રામચન્દ્રજીને જોઇ વાલ્મીકિ મુનિ બહુજ પ્રસન્ન થયા. અને વારંવાર પોતાના ભાગ્યની પ્રશંસા કરવા લાગ્યા. અને જે પ્રકારે લક્ષ્મણજી, શ્રી સીતાજીને વનમાં મૂકી ગયા, તે સર્વ કથા મુનિરાજે વર્ણન કરી. ૧ લવ તથા કુશની સર્વ વાર્તા વાલ્મીકિજીએ કહી દેખાડી. અને ત્યારપછી શ્રી સદાશિવજી, બ્રહ્મા અને સૂર્યનારાયણની સાક્ષી આપી કે, આ આપના પુત્ર છે. શ્રી રામચન્દ્રજીએ પોતાના બે પુત્રોને છાતી સાથે લગાડયા. અને અમૃતવૃષ્ટિ કરીને દેવતાઓએ સર્વ સેનાને જીવતી કરી દીધી. ૨ ભરત–આદિ સર્વ ભાઇઓ જાગૃત થયા, અને જ્યાં શ્રી સીતાજી હતાં ત્યાં લક્ષ્મણજી જવા લાગતા શ્રી રામચન્દ્રજીએ લક્ષ્મણજીને બોલાવીને કહ્યું કે, હે તાત! મારાં આ સુંદર વચન શ્રવણ કરો. ૩ શ્રી રામચન્દ્રજીએ લક્ષ્મણજીને આ પ્રમાણે કહ્યું કે,–' હે તાત! તમે સીતા પાસે જઇને તેને સભા વચ્ચે શપથ લેવરાવવાની યોજના કરો! લક્ષ્મણજીએ શ્રી સીતાજીની પાસે જઇને ચરણોમાં માથું નમાવીને તેમને તથા તેમના બે પુત્રોને ઘણી રીતે સમજાવ્યા. ૪ નારાયણની ઇચ્છાથી શ્રી સીતાજીના મનમાં પણ શપથ કરવાની વાત ઉતરી, અને લક્ષ્મણજીની સાથે સભામાં આવી આ પ્રકારે કહ્યું,–શ્રી સીતાજીએ સભામાં જઈ આ પ્રમાણે સત્યરૂપ વાણી કહી કે, મેં મન, વચન અને કર્મથી રામના વગર, બીજા પુરૂષોનું સ્વપ્નમાં પણ ધ્યાન કરયું નથી. ૧ માટે હે ધરણી માતા! શ્રવણ કરો, મને તમારામાં રહેવાનું સ્થાન આપો. જ્યારે જાનકીજીએ આ પ્રમાણે વચનો કહ્યાં ત્યારે મહાશબ્દ થયો. પૃથિવી ફાટી ગઇ. ૨ અને તેમાંથી એક મોટું મનોહર સિંહાસન નિકળ્યું, જેને સર્પ ધારણ કરી રહેલા હતા, તેના ઉપર શરીર ધારણ કરીને શ્રી પૃથિવી દેવી બેઠાં હતાં. ૩ તેમણે જાનકીજીને તુરત ખોળામાં લીધાં અને સાવધાન કરી આશીશ દીધી કે,–' હે પુત્રી! તેં બહુ દુઃખ સહન કરેલ છે. માટે હવે ચાલો મારા લોકમાં આવી સુખ પામો. ૪

दोहा–जटित मणिन सिंहासन, सादर सीय चढाइ ॥
भयो अलोप पताल कहँ, महिमा किमि कहि जाइ ॥ ६१ ॥

સીતાજીને પોતાના ખોળામાં બેસાડી પૃથિવી દેવીએ એ પ્રમાણે ભાષણ કરયું કે, તુરતજ મણિથી જડેલું સિંહાસન પૃથિવી દેવી સહ તથા શ્રી

સીતાજી સહ અદૃશ્ય થઇ ગયું. શ્રી સીતાજીના આ મહિમાનું વર્ણન શી રીતે કરી શકાય ?। ૬૧

चौ०—लछमन चरित देखि सब ठाढे, नयब प्रवाह चलत अति गाढे ॥
सकल चरित मुनि कृपानिधाना चलन हमारे सीय मन जाना ॥ १ ॥
तनय सहित प्रभु निज पुर आये, दान दीन्ह शुभ यज्ञ कराये ॥
जेहि जेहि विधि सुर आयसु दीन्हा, कोटि कोटि विधि प्रभु सोइ कीन्हा॥२॥
कोटिन धेनु धाम धन धरणी, दीन्ह कृपानिधि सकको बरनी ॥
भोजन विविध भांति करवाई, बिदा किये मुनि वृंद बुलाई ॥ ३ ॥
जनकहि पूजि बिदा प्रभु कीन्हा, दोउ गुरु पूजि पदोदक लीन्हा ॥
आये जनकहि गुरु पहुँचाई, बैठे प्रभु महिसुरन बुलाई ॥ ४ ॥

લક્ષ્મણજી આદિ સર્વ લોકો એ ચરિત્ર જોઇને ઉભાજ રહ્યા. અને સર્વેના નેત્રોમાં આંસુઓના પ્રવાહો અત્યંત ચાલવા લાગ્યા. કૃપાનિધિ શ્રી રામચન્દ્રજીએ એ ચરિત્ર જોઇ વિચારી લીધું કે,–'મારી સ્વધામમાં જવાની જે ઇચ્છા છે, તે સીતાજીએ જાણી લીધી એમાં કશો સંદેહ નથી. ૧ આ પ્રમાણે વિચાર કરી, શ્રી રામચન્દ્રજીએ પુત્રો સહ અયોધ્યામાં આવી યજ્ઞ પૂર્ણ કરી અનેક શુભ દાનો આપ્યાં. જે જે પ્રકારે દેવતાઓએ આજ્ઞા આપી તે તે પ્રમાણે શ્રી રામચન્દ્રજીએ કરોડગણું કર્યું. ૨ ગાયો, ઘરો, ધનો અને પૃથ્વી એઓનાં કરોડો દાન આપ્યાં. તેનું વર્ણન પણ કોણ કરી શકે. મુનિજનોને ઘણા પ્રકારનાં ભોજનો કરાવી પોતાની પાસે બોલાવી દક્ષિણાઓ આપીને વિદાય કર્યા. ૩ મહારાજા જનકનું પણ પૂજન કરી, શ્રી રામચન્દ્રજીએ તેમને પણ વિદાય કર્યા. અને બન્ને ગુરૂ વસિષ્ઠ તથા શતાનંદનું પૂજન કરી ચરણોદક લીધું. જનકરાજાને તથા ગુરૂ શતાનંદને જ્યારે શ્રી રામચન્દ્રજી વળાવીને પાછા પધાર્યા ત્યારપછી શ્રી રામચન્દ્રજીએ બ્રાહ્મણોને બોલાવ્યા. ૪

दोहा—लक्ष लक्ष वर धेनु धन, पूजि पूजि द्विज पाय ॥
एक एक विप्रनदये, हर्षित कौशलराय ॥ ६२ ॥

એ સર્વ બ્રાહ્મણોનું પૂજન કરી પ્રભુ શ્રી રામચન્દ્રજીએ લાખ લાખ ગાય પ્રસન્ન થઇને એકેક બ્રાહ્મણને આપી.

चौ०—गये सब मुनि सज्जन निज धामा, पाये अमित अमित सुखरामा ॥
पुरवासी आवहिं सब झारी, सुनि पुराण सो होंहि सुखारी ॥ १ ॥
जे जड चेतन जीव घनेरे, सचर अचर कौशलपुर केरे ॥

દૃષ્ટિ આવતો હતો, તે સમય જે અયોધ્યાવાસી સરયુના જળનો સ્પર્શ કરતાં હતાં, તેઓ તુરત ચતુર્ભુજ સ્વરૂપ થઈ જતાં હતાં, અને તેઓ વિમાનમાં બેસીને શોભતાં હતાં. ૩ તે સર્વ વિમાનમાં બેસી બેસીને પ્રભુ શ્રી રામચન્દ્રજીના ધામમાં જવા લાગ્યાં, અને પોતાનાં ઐશ્વર્યથી તેઓએ ઇન્દ્રને પણ લજ્જીત કર્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ અપાર થવા લાગી, અને ચોમેર વેદધ્વની વ્યાપી રહ્યો. ૪

॥ छंद गीतिका. ॥

उच्चरत वेद भे चरित भरत कृपालु हँसि सादर लयो ॥
जल परसि कर रिपुदवन सादर पद्म सम राजत भयो ॥
कपि आदि यूथप सखा प्रभुके सकल निज लोकन गये ॥
सुग्रीव प्रभु पद वंदि वारहिवार रवि मंडल भये ॥ १ ॥

વેદધ્વનીથી સર્વ લોકો ચકિત થઇ ગયા. કૃપાનિધિ શ્રી રામચન્દ્રજીએ હસીને ભરતજીને પોતાના સ્વરૂપમાં લીન કરી દીધા. શત્રુઘ્ન પણ સરયૂના જળનો સ્પર્શ કરી કમળ સદૃશ કાંતિવાળા થઇને શ્રી રામચન્દ્રજીના સ્વરૂપમાં મળી ગયા. વાનર–આદિ સર્વ યૂથપતિઓ કે જેઓ શ્રી રામચન્દ્રજીના મિત્ર હતા, તે સર્વ પોતપોતાના લોકોમાં ગયા. સુગ્રીવ પુનઃ પુનઃ શ્રી રામચન્દ્રજીનાં ચરણોમાં પ્રણામ કરીને સૂર્યમંડળમાં મળી ગયા. ૧

सुर सहित दिनकर वंश भूषण आनि जल आश्रित रहे ॥
तेहि समय बोलि अनादि प्रभु जू वचन पावन मय कहे ॥
इक मास रहि यहि तीर तुम मम पुरी जीव जे आवहीं ॥
तेहि सुभग देहु विमान पद निर्वान जो मम पावहीं ॥ २ ॥

સૂર્યવંશના ભૂષણરૂપ અનાદિ પ્રભુ શ્રી રામચન્દ્રજીએ સરયૂના જળમાં આવી, બ્રહ્માજીને તથા 'સર્વ દેવતાઓને પવિત્ર વચનો કહ્યાં કે,–' આદર પૂર્વક તમે મારી વાણી સાંભળો. તમે સરયૂના કિનારા ઉપર એક માસ પર્યન્ત રહેજો. અને જે કોઈ અયોધ્યાવાસી કે બીજો કોઇ જીવ અહિં આવે, તો તેને વિમાનમાં બેસાડીને મારા સાકેતલોકમાં મોકલી દેજો. એક મહિનામાં જે કોઇ અહિં આવશે, તેને આરૂં નિર્વાણ પદ મળશે. ૨

यह परम पावन भूमि सरयू एक पल जे आवहीं ॥
तरि जात सुरपुर सकल सादर सर्वदा तेहि पावहीं ॥
ये जन्म भरि मम संग वासी रहे निशि वासर सदा ॥

ते तुरत आनहु सहित आदर सुनहु मम वाणी मुदा ॥ ३ ॥

આ પરમ પવિત્ર સરયૂ ભૂમિમાં જે કોઈ એક પળના નિમિત્ત પણ જો આવશે, તો તે સ્નાન માત્રથી પણ તરી જશે. અને અંતે અવશ્ય તેને વૈકુંઠની પ્રાપ્તિ થશે. અને જેટલાં અયોધ્યાવાસી મારી સાથે રાત અને દિવસ આ જન્મમાં રહેલ છે, તે સર્વને હમણાંજ આદર પૂર્વક વૈકુંઠમાં લઇ આવો. આ મારી વાણી પ્રસન્નતા યુક્ત થઇને માન્ય કરો. ૩

कहि वचन अंतर ध्यान प्रभु ज्यों दामिनी घनसो लयो ॥
नभ जयति जय जय कार जय मय जयति जयसा नम हयो ॥
यहि भांति रघुपति चर चराचर सकल लै निज धामको ॥
सो कह्यो उमहि कृपायतन उर राखि सादर रामको ॥ ४ ॥

આ પ્રમાણે વચનો કહીને પ્રભુ શ્રી રામચન્દ્રજી જેમ વાદળમાં વિજળી લય થઇ જાય છે, તેમ અંતર્ધ્યાન થઇ ગયા. આકાશમાં જયજયકાર જયતિ ઇત્યાદિ શબ્દ જગત્પતિની મોટાઇના ઉચ્ચારણ કરવા લાગ્યા. કેટલાક નમસ્કાર શબ્દ ઉચ્ચારવા લાગ્યા. આ પ્રકારે શ્રી રામચન્દ્રજીની આજ્ઞાથી સર્વ ચરાચર, સ્થાવર અને જંગમ પ્રાણી માત્ર શ્રીરામ ધામમાં ગયાં. આ કથા શ્રીસદાશિવજીએ શ્રી રામચન્દ્રજીને હૃદયમાં ધારણ કરી શ્રી પાર્વતીજીને સંભળાવી. ૪

दोहा—गिरिजा संत समागम, सम न लाभ कछु आन ॥
बिन हरि कृपा न होइसो, गावहिं, वेद पुरान ॥ ७१ ॥

આટલી કથા સંભળાવી શ્રી સદાશિવજી બોલ્યા કે,—હે પાર્વતી! સંતોના સમાગમના સમાન જગતમાં બીજો એક પણ લાભ નથી, અને વેદપુરાણ કહે છે કે, નારાયણની કૃપા વગર સન્તજનો મળતા નથી. ૭૧

यहि विधि सब संवाद सुनि, प्रफुलित गरुड शरीर ॥
बार बार तेहि चरण गहि, जानि दास रघुवीर ॥ ७२ ॥

આ પ્રકારે કાકભુશુંડજીથી સર્વ સંવાદ સાંભળીને ગરૂડજીનું શરીર પ્રફુલ્લિત થઈ ગયું હતું, અને વારંવાર કાકભુશુંડજીને શ્રીરામચન્દ્રજીના પ્રેમી ભક્ત જાણીને વંદન કરયું. ૭૨

चो०—कहेउँ परम पुनीत इतिहासा, सुनत श्रवण छूटे सब त्रासा ।
प्रणत कल्पतरु करुणा पुंजा, उपजै प्रीति राम पद कंजा ॥ १ ॥
मन क्रम वचन जनित अघ जाई, सुनहिं जे कथा श्रवण मन लाई ॥
तीर्थ अवर साधन समुदाई, योग विराग दान निपुणाई ॥ २ ॥

नाना कर्म धर्म व्रत दाना, संयम दम जप तप मख नाना ॥
भूत दया द्विज गुरु सेवकाई, विद्या विनय विवेक बुडाई ॥ ३ ॥
जहँ लगि साधन वेंद बखानी, सबकर फल हरिभक्ति भवानी ॥
सो रघुनाथ भक्ति श्रुति गाई । रामकृपा काहूयक पाई ॥ ४ ॥

શ્રી શિવજી કહે છે કે–હે પાર્વતી ! મેં આ પવિત્ર ઇતિહાસ સંભળાવ્યો, કે જે સાંભળતાંની સાથેજ સર્વ દુઃખ મટી જાય છે. અને જે દીનોનાં દુઃખ હરવાવાળા કરૂણાસાગર ભગવાન્ છે, તેનાં ચરણોમાં આ કથા સાંભળવાથી પ્રીતિ ઉપજે છે. ૧ જે કોઇ આ કથાને મન લગાડીને સાંભળે છે, તેનાં મન, વચન અને કર્મનાં કરેલાં પાપ નષ્ટ થઇ જાય છે. જેટલાં તીર્થ તથા બીજાં સાધન યોગ, વૈરાગ, દાન અને ચતુરતા છે. ૨ અનેક કર્મ, વ્રત, દાન, સંયમ, નિયમ, દમ, જપ, તપ, અનેક યજ્ઞ, પ્રાણીઓના ઉપર દયા, ગુરૂ, બ્રાહ્મણની સેવા, વિદ્યા, વિનય, જ્ઞાન અને મોટાઈ. ૩ આદિ જે જે સાધનો વેદે વખાણેલ છે. હે પાર્વતી ! એ સર્વનું સાધન શ્રી રામચન્દ્રજીની ભક્તિ છે. તે શ્રી રામચન્દ્રજીની ભક્તિ કે જે વેદોએ ગાયેલી છે, તે ભક્તિ શ્રી રામની કૃપાથી કેટલાકનેજ પ્રાપ્ત થઈ છે. ૪

दोहा–मुनि दुर्लभ हरि भक्ति नर, पावहिं विनहिं प्रयास ॥
जो यह कथा निरंतर, सुनैं मान विश्वास ॥ ७३ ॥

॥ इति रामाश्वमेध लवकुशकाण्डम् समाप्तम् ॥

જે મનુષ્ય વિશ્વાસપૂર્વક નિરંતર આ કથાનું શ્રવણ કરશે, તેને પ્રયાસ વગરજ શ્રી રામચન્દ્રજીની ભક્તિ કે જે મુનિઓને પણ દુર્લભ છે, તે પ્રાપ્ત થશે. ૭૩

इति श्रीरामचरित्र मानसे सकल कलिकलुष विध्वंसने भारद्वाज
गोत्रोद्भव व्यास रणछोडजी सुनु कल्याणजी कृत गुर्ज्जर
भाषांतरे लवकुशकांडः अष्टमः सोपानः समाप्तः ॥

(લવકુશ કાંડનું ગુજરાતી ભાષાંતર સમાપ્ત.)

श्रीगणेशायनमः।

# अथ आरती श्रीरामायणजीकी।

टेक–आरति श्री रामायणजीकी, कीरति कलित ललित सियपीकी।
गावत ब्रह्मादिक मुनि नारद, वाल्मीकि विज्ञान विशारद॥
शुक सनकादि शेष अरु शारद, वरणि पवनसुत कीरति नीकी॥१॥
संतत गावत शंभु भवानी, औ घट संभव मुनि विज्ञानी॥
व्यास आदि कविपुंग बखानी, कागभुशुण्डि गरुडके हियकी॥२॥
चारउ वेद पुराण अष्टदश, छहौं शास्त्र सब ग्रंथनको रस॥
तन मन धन संतनकी सर्वस, सार अंश सम्मत सबहीकी॥३॥
कलि मल हरणि विषय रस फीकी, सुभग शृंगार मुक्ति युवतीकी॥
हरणि रोग भव भूरि अमीकी, तात मात सबविधि तुलसीकी॥४॥

## શ્રી રામાયણની આરતી.

શ્રી રામાયણની આરતી કરે છે. શ્રી રામાયણ કેવી છે કે, જેમાં સીતાજીના પતિ શ્રી રામચન્દ્રજીની સુંદર કીર્ત્તિ વર્ણવેલી છે. જેનું બ્રહ્મા તથા નારદ–આદિ મોટા વિજ્ઞાની બુદ્ધિમાન્ વાલ્મીકિ, શુકદેવજી, સનકાદિક, શેષજી અને સરસ્વતી વર્ણન કરે છે. જેમાં મહાવીરજીની કીર્ત્તિ પણ વર્ણવેલી છે. ૧ આ ચરિત્રને શ્રી સદાશિવજી, પાર્વતી અને વિજ્ઞાની મુની અગસ્ત્યજી સદા ગાયા કરે છે. મોટા મોટા વ્યાસઆદિ મુનિશ્વરોએ આની પ્રશંસા કરેલી છે. તથા કાકભુશુંડજી તથા ગરૂડજીના હૃદયમાં તો આ સદૈવ બિરાજેલી છે. ૨ ચારવેદ, અઢાર પુરાણ, છ શાસ્ત્ર અને સર્વ ગ્રંથોનો રસ આમાં વિદ્યમાન્ છે. આ સંત મહાત્માઓનું તો તન, મન, અને ધન સર્વસ્વ છે. તથા સર્વની સારભૂત અને સમ્મત છે. ૩ કલિના પાપોને હરનાર આ કથા છે. સંસારની વિષયવાસનાથી રહિત છે. સંસારના અનેક રોગ હરવાને આ અમૃત સદૃશ છે. અને તુલસીદાસજીની તો સર્વ પ્રકારે તાત અને માત છેજ.

श्लोक–यत्पूर्वं प्रभुणा कृतं सुकविना श्री शंभुना दुर्गमं
श्रीमद्रामपदाब्ज भक्ति मनिशं प्राप्त्यैवरामायणम् ॥
मत्वातद्रघुनाथनाम निरतस्वान्तस्तमश्शान्तये
भाषाबद्धमिदंचकार तुलसी दासस्तथामानसम् ॥ १ ॥

જે અતિ દુર્ગમ રામાયણ પૂર્વ કાળમાં શ્રેષ્ઠ કવિ સ્વામી શ્રી સદાશિવજીએ નિર્માણ કરેલ છે, અથવા તો સુકવિ વાલ્મીકિજીએ જે કથન કરેલ છે, નિરંતર શ્રી રામચન્દ્રજીનાં ચરણારવિંદોની ભક્તિની પ્રાપ્તિ થવા માટે રામાયણ શ્રી શંકરની કૃપાથી પ્રાદુર્ભૂત થઇ છે, અર્થાત્ આ રામાયણ રામની ભક્તિ આપે છે. હું શ્રી રામનામને હૃદયના અંધકારને દૂર કરવાવાળું જાણીને આમાં નિરંતર થયો છું. એ માટે આ માનસ રામાયણને મેં તુલસીદાસે ભાષામાં છન્દ પ્રબન્ધદ્વારા વર્ણન કરેલ છે. ૧

पुण्यम्पापहरं सदाशिवकरं विज्ञानभक्तिप्रदं ।
मायामोहभयापहं सुविमलं प्रेमाम्बुपूरंशुभम् ।
श्रीमद्रामचरित्रमानसमिदं भक्त्यावगाहंतिये
तेसंसारपतंग घोरकिरणै र्दह्यन्तिनोमानवाः ॥ २ ॥

આ રામચરિત્ર માનસ કે જે પુણ્યસ્વરૂપ છે, પાપહારક છે, સદા કલ્યાણ કરવાળો, વિજ્ઞાન ભક્તિ દેવાવાળો માયા મોહના ભયને હરવાવાળો, ઉજ્જવળ પ્રેમરૂપી જળનો પ્રવાહ જાણીને જે ભક્તિપૂર્વક અવગાહન કરે છે; તે સંસારરૂપી સૂર્યની ઘોર વાસનારૂપી કિરણોથી બળશે નહિં. ૨.

यः पृथ्वीभरवारणायदिविजैः संप्रार्थितश्चिन्मयः
संजातः पृथिवीतलेरविकुले मायामनुष्योऽव्ययः ॥
निश्चक्रंहतराक्षसः पुनरगाद् ब्रह्मत्वमाद्यंस्थिरां
कीर्त्तिम्पापहरां विधाय जगतां तंजानकीशं भजे ॥ ३ ॥

જે અવ્યય સ્વરૂપ, પરમાત્મા પૃથિવીનો ભાર દૂર કરવા માટે, દેવતાઓની પ્રાર્થના ઉપરથી માયાથી પૃથિવીમાં સૂર્યકુળમાં મનુષ્યરૂપથી પ્રકટ થયા, અને સકળ રાક્ષસોને માર્યા તથા પાપને હરવાવાળી કીર્ત્તિને જગતમાં સ્થાપીને પાછા પોતાના બ્રહ્મત્વને પ્રાપ્ત થયાં, એવા શ્રી સીતાજીના પતિ શ્રી રામચન્દ્રજીનું હું ભજન કરૂં છું. ૩

श्रीमते रामानुजाय नमः

॥ श्रीगणेशायनमः ॥

# श्रीतुलसीकृत रामायण ॥

## अथ श्रीरामचंद्रके चतुर्दश वर्ष वनवासका तिथि पत्रम् ॥

---

## શ્રી રામચન્દ્રજીના ચૌદ વર્ષના વનવાસનાં તિથિ-પત્રનું ગુજરાતી ભાષાંતર.

---

दोहा—सुमिरि राम सिय चरण शुभ, सकल सुमंगल दानि ॥
अग्निवेश मत कहौं कछु, तिथि वनवास बखानि ॥ १ ॥

સકળ સુમંગળોને દેનારાં શ્રી સીતારામનાં સુંદર ચરણ કમળોનું સ્મરણ કરીને, અગ્નિવેશના મત અનુસાર શ્રી રામચન્દ્રજીની લીલાના સમયોનું તિથિપત્ર ટુંકામાં વર્ણવું છું. ૧

चौ०—चैत शुक्र नवमी जगजानी, तेहि दिन जन्म लियो सुखदानी ॥
वर्ष चतुर्दश चारहु भाई, बालचरित्र किये सुखदाई ॥ १ ॥
वर्ष पंच दश माहिं सुहाये, विश्वामित्र बुलावन आये ॥
पंद्रह दिवस संग मुनिनाथा, काज सँभारे श्रीरघुनाथा ॥ २ ॥
पुनि प्रभु मिथिलापुर जब आये, जनकरायने दर्शन पाये ॥
धनुष भंगकर जय जिमि पाई, पन्द्रह दिवस रहे रघुराई ॥ ३ ॥
हिम ऋतु अघहन मास सुहावन, शुक्र पक्ष पांचैं तिथि पावन ॥
मीन लग्न वृश्चिकके भानू, भयो व्याह आनंद निधानू ॥ ४ ॥
वर्ष पंच दशके भगवाना, सीय वर्षछःकी जग जाना ॥

શ્રી રામચન્દ્રજીએ ચૈત્ર શુદિ નવમીને દિવસે જન્મ લીધો. ચૌદ વર્ષ-

પર્યંત ચારે ભાઇઓએ અનેક પ્રકારનાં બાળચરિત્ર કરયાં. ૧ જ્યારે શ્રી રામચન્દ્રજીની પંદર વર્ષની અવસ્થા થઇ, ત્યારે વિશ્વામિત્રજી બોલાવવા આવ્યા. શ્રીરામચન્દ્રજીએ પંદર દિવસ વિશ્વામિત્રજી સાથે રહીને તેમનું કારય સુધાર્યું. ૨ પછી પ્રભુ શ્રી રામચન્દ્રજી મિથિલાપુર પધારયા. ત્યાં જનકરાજાને દર્શનનું સુખ મળ્યું. પ્રભુ શ્રી રામચન્દ્રજી ધનુષ્નો ભંગ કરી પંદર દિવસ સુધી મિથિલા નગરીમાંજ રહ્યા. ૩ હેમંત ઋતુના વૃશ્ચિક સંક્રાંતિવાળા માગશર માસના શુકલ પક્ષની પાંચમના પવિત્ર દિવસે મીન લગ્નમાં શ્રી રામચન્દ્રજીનો વિવાહ થયો. ૪ એ સમય શ્રી રામચન્દ્રજી પંદર વર્ષના હતા, અને શ્રી સીતાજી છ વર્ષનાં હતાં. ૦

दोहा—करि विवाह आये घरहि, मंगल मोद अपार ॥
द्वादश वर्ष विलास युत, रहे कृपा आगार ॥ २ ॥

શ્રી રામચન્દ્રજી વિવાહ કરી ઘેર આવી બાર વર્ષ પર્યંત મંગળથી, આનંદથી તથા વિલાસોથી સંયુક્ત થઇને અયોધ્યામાં રહ્યા. ૨

चौ०—वर्ष सताइसमे रघुनाथा, कीन गमन वन लक्ष्मण साथा ॥
तीन दिवस वीते जलपाना, कियो राम सीता जग जाना ॥ १ ॥
चौथे दिवस लषण रघुराई, श्रृंगवेर पुर फल कछु खाई ॥
पँचयें दिन श्रीकृपानिधाना, सुरसरि उतरि चले भगवाना ॥ २ ॥
भरद्वाज आश्रम सुखदाई, रहे तहां इक दिन रघुराई ॥
वाल्मीकिसे मिल सुखपाई, चित्रकूटमें कुटी बनाई ॥ ३ ॥
तहँ जयन्त सिख दीन्ह रमेशा, वास कीन्ह कछु दिन अवशेषा ॥

શ્રી રામચન્દ્રજી સત્યાવીશમે વર્ષે લક્ષ્મણજી તથા સીતાજી સહિત વનમાં પધારયા. પેહેલા ત્રણ દિવસ તો જળપાનજ કર્યું, એ જગત્ જાણે છે. ૧ ચોથે દિવસ શૃંગવેરપુરમાં આવીને કાંઇક ફૂલાહાર કરયો. પાંચમે દિવસે શ્રી કૃપાનિધાન ભગવાન શ્રી રામચન્દ્રજી ગંગાજી ઉતરીને સામેપાર પધારયા. ૨ એક દિવસ ભરદ્વાજ મુનિના સુખદાઇ આશ્રમમાં શ્રી રામચન્દ્રજી રહ્યા, પછી વાલ્મીકિજીને મળી સુખપામી ચિત્રકૂટમાં પર્ણકુટી બનાવીને રહ્યા. ૩ ત્યાં ઇન્દ્ર પુત્ર જયંતને શિક્ષા આપીને કેટલાક દિવસો સુધી રહ્યા. ૦

दोहा—चित्रकूटसे चल बहुरि, वध विराध कर कीन्ह ॥
मिल सुतीक्ष्ण शरभंगसे, ऋषि अगस्त्य सुख दीन्ह ॥ ३ ॥

ચિત્રકૂટથી ચાલી, વિરાધ રાક્ષસને મારી, સુતીક્ષ્ણ મુનિને તથા શરભંગ મુનિને મળી અગસ્ત્ય ઋષિને સુખ દીધું. ૩

चौ०—इहिविधि द्वादश वर्ष बिताये, पुनि प्रभु पंचवटीमें आये ॥
वर्ष त्रयोदश भयो प्रवेशा, खर दूषण वध कीन्ह रमेशा ॥ १ ॥
माघ शुक्ल आठैं जब आई, दिन मध्याह्न दशानन जाई ॥
छल करि हरी सीय महारानी, लेगयो निज लंका रजधानी ॥ २ ॥
पुनि जटायुको कर उद्धारा, दुष्ट कबन्ध निशाचर मारा ॥
शबरिहि गति दे पंचम मासा, मिलि अषाढ सुग्रीव हुलासा ॥ ३ ॥
बालिहि मार मास तहँ चारी, रहे प्रवर्षण पर असुरारी ॥
पुनि सीतहि खोजन कहँ वानर, जेहि विधि चले बुद्धि बल आगर ॥४॥

આ પ્રમાણે બાર વર્ષ વ્યતીત કરી, પછી શ્રી રામચન્દ્રજી પંચવટીમાં પધાર્યા. અને જ્યારે વનવાસનાં તેરમા વર્ષનો આરંભ થયો, ત્યારે રાવણની બેન શૂર્પણખાનું નાક કાપી, ખર, દુષણનો વધ શ્રી રામચન્દ્રજીએ કર્યો, ૧ માહ માસની શુકલપક્ષની આઠમને દિવસે મધ્યાહ્ન સમયે રાવણ મારીચના છળકપટથી, મહારાણી સીતાજીનું હરણ કરી, પોતાની લંકાપુરીમાં લઇ ગયો. ૨ પછી શ્રી રામચન્દ્રજીએ જટાયુની ક્રિયા કરી, દુષ્ટ કબન્ધને માર્યો. શવરીને ગતિ આપી. પછી પાંચમે મહિને એટલે આષાડ માસમાં સુગ્રીવ સાથે મિત્રતા થઇ. ૩ પછી વાલિને મારી ચાર માસ સુધી શ્રી રામચન્દ્રજી પ્રવર્ષણ પર્વતના ઉપર રહ્યા. પછી સીતાજીનો શોધ માટે મહાબુદ્ધિશાળી વાનરો ગયા. ૪

दोहा—मार्गशीर्ष कृष्णा शुभग, हरिवासर हनुमान ॥
सिंधु लंघि लंकहि चले, महाधीर बलवान ॥ ४ ॥

માગશર મહિનાની કૃષ્ણપક્ષની એકાદશીને દિવસે મહા ધૈર્યવાન અને બળવાન હનુમાનજી સાગર ઉલંઘીને લંકામાં ગયા. ૪.

चौ०—त्रयोदशी ढूंढ हनुमाना, पुनि अशोकवन माहिं समाना ॥
जनकसुताके दर्शन पाई, मुद्रीं प्रभुकी दीन्ह गहाई ॥ ॥ १ ॥
पुनि अशोकवन सकल उजारा, चौदशको अक्षय कहँ मारा ॥
लंक दाह कर सिय तट आई, चूडामणि ले चले सुहाई ॥ २ ॥
वारिधि लांघ सेन निज आये, समाचार सुन सब हर्षाये ॥
चले तहांते सब सुख पाई, पांच दिवस मग माहिं बिताई ॥ ३ ॥
अघहन शुक्ला छठ सुखदाई, किष्किंधा सत्र पहुँचे आई ॥
शुक्रवार सप्तमी सुहाई, जनकसुताकी सुधि प्रभु पाई ॥ ४ ॥

તેરસને દિવસે હનુમાનજીએ આખી લંકા નગરી શોધીને અશોકવાડીમાં

પોહોચ્યા. ત્યાં જઇ જનક સુતા સીતાજીનાં દર્શન કરીને, શ્રી રામચન્દ્રજીની મુદ્રિકા (વિંટી) સીતાજીને આપી. ૧ પછી આખી અશોકવાડીને ઉજડ કરી, ચૌદશને દિવસે રાવણના અક્ષયકુમાર નામના પુત્રને મારયો. લંકા બાળી સીતાજી પાસે આવી, સીતાજી પાસેથી ચુડામણિ લઇને ચાલ્યા. ૨ પછી પાછા સાગરને ઉલંઘી પોતાની સેનામાં આવ્યા, અને સર્વ વાનરાઓ સમાચાર સાંભળી પ્રસન્ન થયા. ત્યાંથી બધા સુખ પામીને ચાલ્યા. તેઓને પાંચ દિવસ માર્ગમાં લાગ્યા ૩ માગશર શુદ્ધિ છઠને દિવસે સર્વ કિષ્કિંધામાં જઇને પોહોચ્યા. ( પુનેમીઆ મહીનાના હિસાબથી પ્રથમ કૃષ્ણપક્ષ આવે અને પછી શુકલપક્ષ આવે) માગશર શુદિ સાતમને શુક્રવારે સીતાજીની ખબર શ્રી રામચન્દ્રજીને થઇ. ૪

दोहा—अघहन शुक्ला अष्टमी, सेन सहित भगवान ॥
उत्तराफाल्गुनि नखतमें, लंकहि कीन पयान ॥ ५ ॥

માગશર શુદિ આઠમને દિવસે સેનાસહ શ્રી રામચન્દ્ર ભગવાને ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં લંકા તરફ પ્રયાણ કરયું. ૫

चो०—सात दिवस मग माहिं बिताये, पूनोको वारिधि तट आये ॥
पौष तृतीया तक सुखरासा, तीन दिवस तहँ कीन निवासा ॥ १ ॥
पौष चतुर्थी कृष्ण सुहाई, आये शरण विभीषण धाई ॥
पौष अष्टमी तक रघुराई, विनय कीन सागर तट आई ॥ २ ॥
नवमी विप्ररूप धरि सागर, आये शरण राम नय नागर ॥
दशमी पौष सेतु दृढ भारी, दश योजन कपि रच्यों विचारी ॥ ३ ॥
एकादशि कहँ योजन बीसा, बारस तीस बंध्यों वारीसा ॥
चालिस योजन तेरस वीसर, रच्यो सेतु नल नील उजागर ॥ ४ ॥
दश योजन आयत रच दीन्हा, शत योजन विशाल कपि कीन्हा ॥

માર્ગમાં સાત દિવસ લાગ્યા અને પુર્ણીમાને દિવસે સમુદ્રને કીનારે આવ્યા. પછી પોષ કૃષ્ણપક્ષની ત્રીજ સુધી ત્રણ દિવસ શ્રી રામચન્દ્રજીએ ત્યાં નિવાસ કરયો. ૧ ચોથને દિવસે વિભીષણ શ્રી રામચન્દ્રજીને શરણ આવ્યા. પોષ વદ આઠમ સુધી શ્રી રામચન્દ્રજીએ સાગરને વિજ્ઞપ્તિ કરી. ૨ નોમને દિવસે સમુદ્ર બ્રાહ્મણનું રૂપ ધારણ કરી નીતિને જાણનારા શ્રી રામચન્દ્રજીને શરણ આવ્યો. દશમને દિવસે વાનરોએ સમુદ્ર ઉપર દશ યોજનનો પુલ બાંધ્યો. ૩ અગ્યારસને દિવસે વીશ યોજન બાંધ્યો. બારસને દિવસે ત્રીશ યોજન પુલ બાંધ્યો. તેરસને દિવસે નલ, નીલે ચાલીસ યોજનનો પુલ બાંધ્યો. ( આ વિધિ અગ્નિવેશના મત પ્રમાણે છે. કેટલાકનું એમ કહેવું છે કે, પેહેલે દિવસ ચૌદ, બીજે

દિવસે વીશ, ત્રીજે દિવસે એકવીશ, ચોથે દિવસે બાવીશ અને પાંચમે દિવસે ત્રેવીશ યોજનનો પુલ બાંધ્યો. આ પ્રમાણે પાંચ દિવસે પુલ બાંધ્યો. ) ૪ એ સેતુ દશ યોજન પોહોળો અને સો યોજન લાંબો બાંધ્યો. ૦

दोहा–चौदश से द्वितिया तक, उतरे सागर पार ॥
दशमी तक गढ लंक कहँ, घेरयो सहित विचार ॥ ६ ॥

શ્રી રામચન્દ્રજીએ પોષ વદી ચોદશથી તે પોશ શુદિ બીજ સુધીમાં સેનાસહ સેતુ ઉતરીને પછી પોષ શુદિ દશમી સુધીમાં વિચાર પૂર્વક લંકાને ઘેરો ઘાલ્યો. ૬

चौ०–पौष शुक्ल हरि वासर आई, शुक सारन कपि सेन दिखाई ॥
द्वादशिमें प्रभु यह मत भावा, चारि भाग निज कटक बनावा ॥१॥
छत्र मुकुट रावणके जोई, काटे प्रभु ताही दिन सोई ॥
सैन दशाननकी दिन तीनी, भइ सन्नद्ध युद्ध रंग भीनी ॥ २ ॥
माघ कृष्ण प्रतिपद जब आई, अंगद फिरि आये समझाई ॥
द्वितियासे नवमी तक आई, दोउ दल कीन्ह युद्ध हरषाई ॥ ३ ॥
नाग फाँस घननाद चलाई, दशमी गरुड काट गये आई ॥
द्वादशि तक कर युद्ध अपारा, मरयो धूम्रलोचन बल भारा ॥ ४ ॥

પોશ શુદિ અગ્યારસને દિવસે શુક અને સારણે વાનરોની સેના રાવણને દેખાડી. પોષ શુદિ બારસને દિવસે પ્રભુશ્રી રામચન્દ્રજીએ વિચાર કરીને વાનરની સેનાના ચાર ભાગ કરયા. ૧ અને તેજ દિવસે શ્રી રામચન્દ્રજીએ રાવણના છત્ર મુકુટને કાપીને પાડી નાખ્યા. પછી ત્રણ દિવસમાં રાવણની સર્વ સેના યુદ્ધ કરવાને તૈયાર થઈ. ૨ માહ વદિ એકમને દિવસે અંગદજી રાવણને સમજાવીને પાછા આવ્યા. પછી માહ વદિ બીજથી નોમ સુધી બન્ને સેનાને પરસ્પર ઘોર યુદ્ધ થયું. ૩ રાવણના પુત્ર મેઘનાદે નાગપાસ ચલાવેલ તેને દશમને દિવસે ગરૂડજી આવીને કાપી ગયા. બારસ સુધી મહા યુદ્ધ કરીને ધૂમ્રલોચન નામનો રાક્ષસ મારયો ગયો. ૪

दोहा–मावस तक कपि सैन ने, मारे दैत्य सुधीर ॥
माघ शुक्लकी चौथ तक, लरयो दशानन वीर ॥ ७ ॥

અમાવાસ્યા સુધી વાનરોની સેનાએ અનેક દૈત્યોને મારયા. પછી માહ શુદિ ચોથ સુધી રાવણે યુદ્ધ કરયું. ૭

चौ०–पंचमीसे आठैं तक जाई, कुम्भकर्ण कहँ दियो जगाई ॥

...તા રામ.

# ભૂમિકા.

...ते रामेति रमे रामे मनोरमे ।
नाम तत्तुल्यं राम नाम वरानने ॥

( દોહરા. )

...ણુ આ, રામ નામ નિર્વાણુ;
...ન અમર પદ-આપે સહજ સુજાણુ. ૧

...રાણ ને, શાસ્ત્ર સર્વેનો સાર;
સુખકાર છે, તારે ભવજલ પાર. ૨

...રસ પાનથી, નષ્ટ થાય ભવ રોગ;
આપે આ લોકનાં, અંતે ઈશ્વર ભોગ. ૩

મન ધાર્યું ફળ પામવા, પૂર્ણ થવા મન કામ;
રામ રસાયન સેવજો, સજ્જન આ શુભ નામ. ૪

જે રણધીર, ક્ષત્રીવીર, હસ્તતીર, રઘુકુલમણિ રામચંદ્રજીના પૂર્ણ કૃપા પ્રસાદથી, ભક્ત શિરોમણિ, શ્રેષ્ઠ કવિવર શ્રી તુલસીદાસજી પ્રણીત આ રામ ગુણગાનખાનિ, **શ્રી રામ રસાયન—રામાયણુ**ની ભૂમિકા લખવા આજે સુદિન–સૌભાગ્ય પ્રાપ્ત થાય છે; તે દશરથ નન્દન, દશ વદન નિકંદન, ભક્ત ઉરચંદન, જાનકી નાથ, ભવભંડ ભંજન, આનંદ કંદ, ઘટ ઘટ વ્યાપી, રઘુવર શ્રી રામચંદ્ર પરમાત્માનાં વિમળ ચરણસરોજને કોટિશઃ ધન્યવાદ સમર્પીને, અમારા આ યત્નની સાર્થકતા ઇચ્છીએ છીએ, તે શુભ કૃપા અકામ બળે સફળ થાઓ. અસ્તુ.

પ્રિય પાઠક ગણુ !

સમય બળની વિચિત્રતા કેવા કેવા રંગ બનાવે છે, તેનું વર્ણન કરવાનો અત્ર અવકાશ નથી રહ્યો. ભાવીની પ્રબળતાથી જળને ઠેકાણે સ્થળ અને સ્થળ ત્યાં જળ, ક્ષણુ માત્રમાં થઈ જાય છે. "અણુધારી, અણુચિંતવી, વિચાર, તર્ક અથવા સ્વપ્નમાં પણુ ન આવે—કલ્પના પણુ ન થાય એવી ઘટના અને લીલાઓનાં પરિક્રમણમાં પ્રવર્તાવનાર ભાવીની શક્તિને ધન્ય છે" એ તારતમ્ય સ્વરૂપ વાક્યથીજ—એ શબ્દોના ઉચ્ચાર માત્રથીજ અમારૂં વક્તવ્ય ઘણે અંશે સ્પષ્ટ થઈ જાય છે. એ કાળબળનાં પરિભ્રમિત દશાચક્રમાં આગળનું શ્રેષ્ઠપદ ભોગવનાર **ભવ્ય ભારત** આજે કાળબળથી કનિષ્ઠ પદને પ્રાપ્ત થયું છે, એ નિર્વિવાદજ છે. આ સર્વ છતાં કાળબળમાં પણુ આપણું પ્રાચીન નિષ્કલંક ગૌરવ કંઈક અંશે, ટકાવી—જાળવી રાખવાનું માન, આપણાં અમુલ્ય જ્ઞાન રત્નનિધિ સ્વરૂપ—અપૂર્વ રસભરિત **રામાયણુ** અને **મહાભારત** એ બે મહાકાવ્ય ગ્રંથોનેજ પ્રાપ્ત થાય છે;

થાસ નિશ્ચય થશે કે સર્વ સદાચાર, સદ્વિચાર, નીતિ, અને અમૂલ્ય જ્ઞાનનું તેમાં અપ્રતિમ ઉ[illegible] તેનું લાલિત્ય–માધુર્ય–તેની ઉત્તમતા–તેનાં કાવ્યની તત્ત્વ વિચારતાં,–તેનાં ગુણ કથનનું ગાન કરતાં પણ તેનાં અવલોકનપરથી 'શ્રુતિ–સ્મૃતિ અને સર્વ સત્વ કાઢેલું નવનીતમાંથી પણ [illegible] સારરૂપ આ બે ગ્રન્થો વાચકને નિશ્ચય થયા વગર નહિં રહે.

અરે! સ્વદેશી સાક્ષરની વાત તો દૂર રહી પરંતુ તેના તરંગોમાં ઝીલતાં, વહેતાં, વિદેશી વિદ્વાનો પણ દિવ્ય રસાર હૃદયાલ્હાદક ગાનની મુરલીપર નૃત્ય કરી રહ્યા છે. આથી તેમને [illegible]? વળી વિશેષમાં આજે કરાલ કલિકાલમાં જ્યારે, ભારત શ્રદ્ધા ઢીલી થઇ ગઇ છે અને શાસ્ત્રો [illegible]તિ સર્વત્ર અભાવદૃષ્ટિ, પણ રામાયણ–મહાભારત યુગ્મનો મહિમા જોઇને તેવા પામ્યા છે, એ કંઇ ઓછી આનંદની વાત નથી. અને [illegible] [illegible]ક ગ્રન્થોનું જાળવી રહેલું [illegible]રૂપ સુભાગ્ય [illegible]–એ સ[illegible] આજે અસ્તગત થયેલા આર્ય ધર્મના સ્મરણાવશેષ [illegible]શને અવનિતલમા [illegible]યાવત્ શક્તિમાન થયું છે; નહિં તો આજે સ્મરણાવશેષ સનાતન ધર્મનું ન[illegible] પણ પ્રલયકાળના પ્રવાહમાં ક્યાં લુપ્ત થયું હોત તે કંઇ આજે કલ્પી કે જાણી શકાય નથી. આમ છે ત્યારે સહજે પ્રશ્ન ઉદ્ભવે છે કે જ્યારે ઇતર અનેક સત્વગુણ પ્રધાન પ્રવૃત્તિયો વિલીન થઇ છે ત્યારે આ એક સાત્વિક ભાવ ટકી રહેવા પામ્યો તેનું કારણ શું? સર્વને લાગુ પડતા સ્વભાવિક નિયમમાંથી તે કેમ બચવા પામ્યાં? આ પ્રશ્નનો ઉત્તર પણ સહજજ છે કે, તેમનો અપૂર્વ રસ પ્રવાહ અને તેમનું સરલ માધુર્ય, ગમે તેવા નિરસ મનુષ્યના હૃદયને પણ દ્રવીભૂત કરી, તન્મય બનાવ્યા શિવાય રહેતું નથી; અને તેથી તેઓ નાસ્તિક આસ્તિક પ્રત્યેક સમજુ માણસને પોતાનાં રસબળથી આકર્ષી પાષાણ તેમજ કોમળ, સાક્ષર તેમજ નિરક્ષર, રંક તેમજ રાય, પરાશ્રે પરાજય તેમજ સ્વાશ્રબદ્ધ પ્રત્યેક હૃદયમાં પોતાનો અધિકાર સ્થાપી ન્યૂનાધિક અંશે સ્થાન મેળવવામાં પાછળ પડ્યાં [illegible]

રામાયણના પ્રસંગમાં લખતાં:—મૂળમાં મહા કવિ વાલ્મિકિનાં કાવ્યની સરલતા તેમજ મધુરતા અનિર્વાચ્ય છે; તેમાં વળી દેશકાળ બળે જ્યારે ભારત વર્ષમાંથી ગિર્વાણગીરાના અભ્યાસક્રમની શીથિલતા થઇ અને વ્યવહારમાંથી જ્યારે સંસ્કૃત ભાષાનો ઉપયોગ બંધ પડ્યો ત્યારે પુનઃ મહા સમર્થ કવિવર તુલસીદાસજી સમાન ભક્તરાજે, શ્રુતિ, સ્મૃતિનું સત્વ ઉદ્ધૃત કરી, ઉમેરી, તેવીજ મધુરતા–સરલતા અને રસિકતાપૂર્ણ અદ્ભૂત પૂર્વ યત્નથી રામ રસાયનનું ગૌરવ જાળવી રાખવા–તાજું કરવા ભાષામાં પણ તે અલૌકિક રસ પ્રસાદીનો પાછો પ્રસાર કર્યો, આથી રામયણનું સ્વાભાવિક સૌંદર્ય–તેજ, સદોદિત સ્વચ્છ અને સુરેખ રહેવા પામ્યું છે. ધન્ય છે! મહાત્મા તુલસીદાસજીની કૃતિને, કે જેના રસ પ્રભાવે **રામ રસાયન—રામાયણ** આજે ધર્મના ઔદાસિન્યપ્રધાનકાળમાં પણ, મનુષ્ય માત્રના હાથનું આભૂષણ થઇ રહ્યું છે; તેની અવિચળ વેદવાણી સમાન અજસ્ર વાગ્ધારાથી રામાયણની

हम भरि जन्म चरण अनुरागी, अंतकाल अब होत अभागी ॥
जो जनजानिलेहु प्रभु साथा, करहु कृपानिधि सबहि सनाथा ॥ २ ॥
सुनि सनेहमय वचन सुहाये, चलहु कह्यो प्रभु अति सुख पाये ॥
समय जानि कपिपति तब आवा, अंगद राज दीन्ह सुख पावा ॥३॥
जाम्बवंत लंकापति वीरा, नल अरु नील द्विविद रणधीरा ॥
कोटि कीश जे सुर अवतारी, आये जहाँ कृपालु खरारी ॥ ४ ॥

ગાય, વસ્ત્ર, પૃથિવી, ધન અને ઘરો સર્વને આપી તેઓના મનોરથ પૂર્ણ કર્યા. અને અયોધ્યામાં જેટલા યાચક હતા, તે સર્વ બોલ્યા કે,–હે પ્રભુ! અજન્મા, અવિનાશી, સાંભળો. ૧ અમે કે જે જન્મપર્યંત આપના ચરણોના અનુરાગી છીએ, તે હવે અન્તકાળમાં અભાગી છીએ. જો આપ અમને આપના દાસ જાણીને સાથે લેશો, તો હે કૃપાસાગર! અમે સનાથ થઈ જઈશું. ૨ પુરવાસીઓનાં આવાં સ્નેહમય વચન શ્રવણ કરીને પ્રભુ શ્રી રામચન્દ્રજીએ સુખ પામીને કહ્યું કે,–'ચાલો. તે સમય વિચારીને સુગ્રીવ પણ કિષ્કિંધાનું રાજ્ય અંગદને સોંપી પોતે ત્યાં આવ્યા. ૩ જામ્બવન્ત, લંકાપતિ વીર વિભીષણ, નળ, નીલ, દ્વિવિદ–આદિ રણધીર કરોડો વાનરાઓ પણ દેવાંશથી અવતાર ધારણ કરીને શ્રી રામચન્દ્રજીની પાસે આવ્યા. ૪

सोरठा–कह प्रभु सुनु लंकेश, राज करहु इक कल्प तुम ॥
वचन अचल मन शेष, अंत अमरपुर तात तोहि ॥ ६ ॥

શ્રી રામચન્દ્રજીએ તે સર્વમાંથી તે સમય વિભીષણને કહ્યું કે,–'તમે તો કલ્પ સુધી લંકાનું રાજ્ય કરો. આ મારૂં વચન સત્ય માનજો. અંતે તમે દેવલોકને પામશો. ૬

चौ०–जाम्बवंत सुनु मम मृदुवानी, रहु द्वापर भर अस जिय जानी ॥
कृष्ण रूप धरि मिलिहों तोही, समर भूमि तब जानिसि मोही ॥ १ ॥
सब कहँ सब विधि धीरज दीन्हा, आप गवन सरयू तट कीन्हा ॥
दक्षिण भरत वाम रिपुदमनू, पुरवासी सब निजकुल तरनू ॥ २ ॥
अग्नि वेद गायत्री छंदा, धरि निज रूप चले सुर वृंदा ॥
पीतांबर पट सुंदर धारी, जड चेतन चर अचर सुखारी ॥ ३ ॥
प्रथम रूप धरि सुंदर आई, जस प्रभु कीन्ह सो सुनु खगराई ॥
समय जानि तब पवनकुमारा, बोले वचन कृपालु उदारा ॥ ४ ॥

જામ્બવન્તને કોમલ વચનથી કહ્યું કે,–તમે દ્વાપર યુગપર્યન્ત ભૂલોકમાં

જ્યારે હું શ્રી કૃષ્ણરૂપ ધારણ કરીને તમારી સાથે સંગ્રામ કરૂં, ત્યારે તમે મને ઓળખી લેજો. ૧ આ પ્રકારે સર્વને ધીરજ આપીને શ્રી રઘુનાથજી પોતે સરયૂના કિનારા ઉપર ચાલ્યા, જેની જમણી તરફ ભરતજી અને ડાબી તરફ શત્રુઘ્ન અને અયોધ્યાવાસી તથા મંત્રી-આદિ સર્વ પાછળ પાછળ ચાલવા લાગ્યા. ૨ તે સમય વેદ, અગ્નિ, ગાયત્રી, અને છન્દ-આદિ સર્વ બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ચાલતા હતા. સુન્દર પીતામ્બર પેહેરીને જડ, ચેતન ચર, અચર વિગેરે સર્વ સુખપૂર્વક ચાલવા લાગ્યા. ૩ સર્વ દેવતાઓ તો પ્રથમથીજ રૂપ ધરીને ત્યાં આવ્યા હતા, કાકભુશુંડજી કહે છે કે-હે ગરૂડજી ! હવે જે કાંઇ પ્રભુએ કહ્યું તે તમે સર્વ શ્રવણ કરો. સમય વિચારીને કૃપાસાગર રઘુનાથજીએ હનુમાન્જીને કહ્યું કે,-૪

**દોહા—चिरंजीव सुत रहहु तुम, जब लगि रवि शशि शेष ॥**
**तुहि सेवत मिटिहहिं सकल, दुस्तर कठिन कलेश ॥ ७० ॥**

હે પુત્ર ! તમે જ્યાં સુધી સૂર્ય, ચન્દ્રમા અને શેષજી છે, ત્યાં સુધી તમે ચિરંજીવ રહો. જે મનુષ્ય તમારૂં સેવન કરશે, તેના કઠણ કલેશ મટી જશે. ૭૦

**चौ०—चतुरानन पहँ धर्म सिधाये, सरयू तीर जगत पति आये ॥**
**चले देव अज भव सनकादी, जे मुनि अपर अलोक अनादी ॥१॥**
**कोटिन रथ वाहन विधि नाना, अरुण अकास न जाइ बखाना ॥**
**नाना सुर जय जय ध्वनि होई, पावहिं सुर जेहि चहिये जोई ॥ २ ॥**
**देखि नाक रथ मग परछाही, जिमि गिरि कृमि नभ पंथ उडाहि ॥**
**करहिं परस जग देव तनुधारी, पाइ चतुरभुज रूप सुखारी ॥ ३ ॥**
**चढि विमान प्रभु धाम सिधाये, सकल अमर पति कहँ सकुचाये ॥**
**सुमन वृष्टि नभ होइ अपारा, होइ नाद विधि वेद उचारा ॥ ४ ॥**

ધર્મરાજે બ્રહ્માજી પાસે આવીને કહ્યું કે,-શ્રી રામચન્દ્રજી મહાયાત્રાના નિમિત્તે સરયૂના કિનારે પધારયા છે. તે સાંભળતાંની સાથેજ બ્રહ્માજી, મહાદેવજી, સનકાદિક અને બીજા પણ અનાદિ બ્રહ્મલોક નિવાસી મુનિ ૧ અનેક રથો અને વિમાનોમાં બેસીને આકાશમાં આવ્યા. તેઓના વિમાનોના રંગથી આકાશ લાલ રંગનું થઈ ગયું, જેનું વર્ણન થઇ શકે તેમ નહતું. અનેક પ્રકારથી દેવતાઓ જયજયકારનો ધ્વનિ કરવા લાગ્યા. અને ઇચ્છાનુસાર દેવતાઓ નાચવા લાગ્યા. ૨ આકાશના રથો અને વિમાનોનો પરછાયો ટીડોના સમાન